ॐ तत्सत्

# आत्मपुराण

( भाषांतर )

અનુવાદક

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી

ઉપનિષદ્ શાંકરભાષ્ય આદિના અનુવાદક.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥



સંવત ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧

મૂલ્ય રૂ૦ ૮-૦-૦

# ગ્રંથાર્પણ.

## શ્રીમાન શેઠ શ્રી નરસીભાઈ મોનજી.

આપે

વ્યાપાર ક્ષેત્રમાં બતાવેલ દક્ષતા, કંતાત અને કપુર બજારના બારીક પ્રસંગોમાં લવાદ તરીકે દર્શાવેલ ન્યાયનિપુણતા, અર્થાર્થી પ્રત્યે ઉદારતા, ધર્મપ્રત્યે આસ્થા, વેદાંતપ્રતિ અનુરાગ, ઇત્યાદિ ગુણોથી આકર્ષાઈ આ ગ્રંથ આપને સમર્પણ કરવા હું ઉચિત જાણું છું.

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

# ભૂમિકા.

આત્મપુરાણ આ નામ સાંભળી ઘણાઓ એમ માને છે કે, બીજાં પુરાણોની માફક આ પણ એક પુરાણ હશે. પણ તેમ નથી. શ્રી શંકરાનંદસ્વામી, કે જેમણે ઘણાં ઉપનિષદોપર પોતાની ટીકા લખી છે, તેમણે બ્રહ્મજ્ઞાન સંબંધીનાં લગભગ ત્રીશેક ઉપનિષદોનું આખ્યાયિકાના રૂપમાં શ્લોકો કરેલા છે. આના ૧૮ અધ્યાય છે. પ્રથમ અધ્યાયમાં ઐતરેય ઉપનિષદનું નિરૂપણ છે. આ ઉપનિષદના ત્રણ અધ્યાય છે તથા પ્રથમ અધ્યાયના ત્રણ ખંડ છે તથા બીજા અને ત્રીજા અધ્યાયનો એકેક ખંડ છે. પ્રથમ અધ્યાયમાં પરમાત્માથી જગતની ઉત્પત્તિ થઇ છે, તેનું વર્ણન કર્યું છે. દ્વિતીય અધ્યાયમાં મનુષ્યના ત્રણ જન્મોનું વર્ણન કર્યું છે તથા તૃતીય અધ્યાયમાં બ્રહ્મવિદ્યાનું તથા આત્માનું સ્વરૂપ વર્ણવ્યું છે. આત્માપુરાણના બીજા અધ્યાયમાં કૌષીતકિ ઉપનિષદનું વર્ણન કર્યું છે. આ ઉપનિષદના ચાર અધ્યાય છે. પ્રથમ અધ્યાયમાં દેવયાન તથા પિતૃયાન માર્ગનું વર્ણન આપ્યું છે. બીજા અધ્યાયમાં પ્રાણ જે બ્રહ્મરૂપે છે તેના દૂતરૂપે મન છે. આ પ્રાણરૂપ બ્રહ્મને સર્વ ઇન્દ્રિયો બલિ આપે છે. ત્રીજા અધ્યાયમાં ઇન્દ્ર તથા પ્રતર્દનનો સંવાદ છે. વળી પ્રજ્ઞા સર્વેશ્વરરૂપ છે તે સંબંધી વિવેચન કર્યું છે તથા ચોથા અધ્યાય ગાર્ગ્ય તથા બાલાકિનો સંવાદ છે, જેનું નિરૂપણ આત્મપુરાણના ૩ જા અધ્યાયમાં કર્યું છે. આત્મપુરાણના ચોથા અધ્યાયમાં દધ્યઙે ઇન્દ્રાદિને જે ઉપદેશ આપ્યો છે, તેનું વર્ણન છે. આ ઉપદેશ બૃહદારણ્યકમાં બીજા અધ્યાયના પાંચમા બ્રાહ્મણમાં છે, જ્યાં પરમાત્માનું પક્ષીરૂપે વર્ણન કર્યું છે તથા સ્ત્રી વંશવર્ણન આપ્યો છે, જે બૃહદારણ્યકના છઠ્ઠા અધ્યાયના પંચમ બ્રાહ્મણમાં કહ્યો છે. આત્મપુરાણના પાંચમા અધ્યાયમાં યાજ્ઞવલ્ક્ય તથા આશ્વલાદિનો સંવાદ આપ્યો છે. આ વર્ણન બૃહદારણ્યકના ત્રીજા અધ્યાયના પહેલા બ્રાહ્મણથી નવમા બ્રાહ્મણ સુધીમાં આપ્યું છે. આત્મપુરાણના છઠ્ઠા અધ્યાયમાં જનક રાજા તથા યાજ્ઞવલ્કયનો સંવાદ આપ્યો છે. ચારે વાદ બૃહદારણ્યકના ચોથા અધ્યાયના પહેલાથી ચોથા બ્રાહ્મણ સુધીમાં આવે છે. બૃહદારણ્યક ઉપનિષદના બીજા અધ્યાયના ચોથા બ્રાહ્મણમાં યાજ્ઞવલ્કય તથા મૈત્રેયીનો સંવાદ છે, જે આત્મપુરાણના ૭ મા અધ્યાયમાં આવે છે. આત્મપુરાણના આઠમા અધ્યાયમાં શ્વેતાશ્વતર ઉપનિષદનું નિરૂપણ છે. નવમા અધ્યાયમાં કઠોપનિષદનું નિરૂપણ છે. દશમામાં તૈત્તિરીય ઉપનિષદનું વર્ણન છે, જેમાં વરૂણ તથા ભૃગુનો સંવાદ છે. આ બાબત ઉપનિષદની ભૃગુવલ્લીમાં લીધેલી છે. આજ અધ્યાયમાં નારાયણઉપનિષદ છે, જેમાં પ્રજોત્પત્તિ વિશે વર્ણન છે. અગીઆરમા અધ્યાયમાં જાબાલોપનિષદ્, કે જેમાં બૃહસ્પતિ તથા યાજ્ઞવલ્કયનો સંવાદ છે તે, ગર્ભોપનિષદ અર્થાત્ શરીર સંબંધી વર્ણન, હંસોપનિષદ કે જેમાં ગૌતમ તથા સનત્કુમારનો સંવાદ છે તેનું વર્ણન, ક્ષુરિકોપનિષદ અર્થાત્ યોગનું વર્ણન, બ્રહ્મબિંદુ ઉપનિષદ્ અર્થાત્ આત્માનું સ્વરૂપ, નારાયણી ઉપનિષદ તથા કૈવલ્ય ઉપનિષદ કે જેમાં આશ્વલાયન તથા બ્રહ્માનો સંવાદ છે, તે સર્વેનું વિવેચન છે. બારમા અધ્યાયમાં છાંદોગ્ય ઉપનિષદમાં આવેલ શ્વેતકેતુ તથા ઉદ્દાલકનો સંવાદ છે, જે છાંદોગ્યના ૬ ઠ્ઠા પ્રપાઠકમાં નિરૂપણ કરેલ છે. તેરમામાં સનત્કુમાર તથા નારદનો સંવાદ છે, જે છાંદોગ્યના સાતમા પ્રપાઠકમાં છે. ચૌદમામાં બ્રહ્મા તથા ઇન્દ્ર વિરોચનનો સંવાદ છે, જે છાંદોગ્યના આઠમા પ્રપાઠકમાં છે. પંદરમામાં ઉમા અર્થાત્ બ્રહ્મવિદ્યા તથા ઇન્દ્રાદિ દેવોનો સંવાદ છે, જે કેનઉપનિષદના તૃતીય ખંડમાં છે સોળમામાં અંગિરસ તથા શૌનકનો સંવાદ છે, જે મુંડકના પ્રથમ મુંડકમાં વિસ્તારથી નિરૂપણ કરેલ છે.સત્તરમામાં પિપ્પલાદ તથા સુકેશાદિ ૬ ઋષિઓનો સંવાદ છે, જે નિરૂપણ પ્રશ્નઉપનિષદમાં છે. અઢારમામાં નૃસિંહ ઉપનિષદનું નિરૂપણ કર્યું છે. આ રીતે જેટલાં ઉપનિષદોમાં બ્રહ્મ સંબંધી વર્ણન છે, તે સર્વ આ આત્મપુરાણમાં લીધેલાં છે.

મન આદિ સર્વે ઇન્દ્રિયોનો લય કેવી રીતે થાય છે, તેનું શોધન કરીએ શ્રી વ્યાસ ભગવાને ચોથા અધ્યાયના દ્વિતીયપાદમાં આ સંબંધી કહ્યું છે કે, वाङ्मनसि दर्शनाच्छब्दाच्च અર્થાત્ વાણીવૃત્તિનો લય

મનવિશે થાય છે, આમ શ્રુતિમાં કહ્યું છે તથા પ્રત્યક્ષ રીતે પણ તેજ પ્રમાણે જણાય છે. આ જ કારણથી એમ કહેવાય છે કે, સર્વ ઇન્દ્રિયો મનની પાછળ જાય છે. આ મનનો પ્રાણને વિશે લય કરવો જોઇએ. તેજ રીતે પ્રાણનો જીવ વિશે લય થાય છે. આ સર્વનો ઉપસંહાર એ જ કે, સઘળાનો લય પંચમહાભૂતોમાં જ થાય છે. વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "अण्यो मात्रविनाशिन्यो दशार्धानां तु याः स्मृताः ताभिः सार्धमिदं सर्वं संभवत्येव पूर्वशः અર્થ:-વિનાશથી રહિત જે પાંચ સૂક્ષ્મ માત્રાઓ છે, તેની સાથે આ સર્વ દેહાદિની ક્રમે કરી ઉત્પત્તિ થાય છે." આજ હેતુને લઇ શ્રાદ્ધમાં પાંચ સૂક્ષ્મ માત્રાઓનું તથા જીવનું પૂજન કરવામાં આવે છે. આમાં વિષ્ણુરૂપે જીવનું, વિશ્વદેવોરૂપે વાયુ તથા આકાશનું તથા પિતાગ્નિનું વસુ, રૂદ્ર તથા આદિત્યરૂપે અર્થાત્ પૃથ્વી, અપ તથા તેજરૂપે કરી પૂજન થાય છે.આથી જ જીવને ઇન્દ્રિયોનો અર્થાત્ ગણોનો સ્વામી અર્થાત્ ગણપતિ કહે છે.આનું વાહન અહંકાર છે. આ અહંકાર સાત્વિક વૃત્તિનું હરણ કરે છે. આથી તેને મૂષક કહે છે. કારણ કે सात्त्विकीं वृत्तिं मुष्णातीति मूषकः આ ગણપતિનું અજ્ઞાનરૂપ આવરણ જ્યારે ટળી જાય છે ત્યારે તે શિવરૂપે કહેવાય છે તથા તે સમયે તેના વાહનમાં પણ ફેરફાર થાય છે. અર્થાત્ મૂષક વાહન ટળી જઇ વૃષભ અર્થાત્ સાત્વિકરૂપ શ્રેષ્ઠ ગુણવાળું વાહન થાય છે.આજ હેતુને લઈ કોઇ પણ માંગલીક-કર્મ કરતી વખતે કહેવાય છે કે, शिखाबंधनं गणपतिस्मरणम् તથા અશુભમાં विष्णुस्मरणम्. કારણ કે શરીરમાં રહેલ જ્યોતિની શિખા બ્રહ્મરંધ્રમાં રહે છે,જેથી બાહ્ય શિખારૂપે ચોટલીબાંધવામાં આવે છે,તથા ધ્યાન કેવળ વ્યાવહારિક વસ્તુમાંથી ખેંચી લઇ ગણપતિ તથા વિષ્ણુરૂપ આંતરજ્યોતિને વિશે લગાડવું.વળી યજ્ઞોપવીત પણ ત્રણ રેષાત્મક છે. આ ત્રણ રેષાત્મક ઉપવીત હૃદયમાં અર્થાત્ ચૈતન્યમાં રહેલ છે. સર્વ દેવો છે, પ્રાણ તેમજ જ્યોતિ હૃદયમાં રહેલાં છે. સર્વ દેવ, પ્રાણ તથા જ્યોતિ આ ત્રણ ઉપવીતની રેષા છે. આ રીતે બાહ્યરૂપ ઉપવીત હૃદયપર રાખવામાં આવે છે.શ્રુતિમાં જીવ ક્રિયા તથા ગતિ આદિ ગુણોથી રહિત કહેવાય છે.જ્યારે આમ છે તો તેની ગતિ અન્ય દેહમાં કેવી રીતે સંભવે ? આમ શંકા ઉઠતાં તેનું સમાધાન શારીરક મહાભાષ્યના ૩ જા અધ્યાયના ૧ લા પાદના ૨ જાથી ૪ થા સૂત્રવડે થાય છે. પ્રથમ નિરાકરણમાં કહ્યું છે કે, સૂક્ષ્મ ભૂત સાથે જોડાવાથી જીવને અન્યદેહ પ્રાપ્ત થાય છે. વળી સૂક્ષ્મ ભૂતમાં મુખ્ય જળને લેવું. આ જળ ત્રણ પ્રકારના કાર્યરૂપે છે અર્થાત્ અન્ન,જળ તથા તેજ આ ત્રણ વસ્તુ જળરૂપે લેવી. વળી શ્રદ્ધ પણ જળવાચક છે. આથી જ શ્રાદ્ધમાં મુખ્ય જળની આવશ્યકતા છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, पंचम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति (છા. ૫,૩,૩) પાંચમી આહુતિમાં જળ પુરૂષવાચક છે. આમ કહ્યા પછી કહ્યું છે કે, असौ वाव लोको गौतमाग्निः (છા ૫,૪,૧) હે ગૌતમ ! આ લોક અગ્નિરૂપે છે. વળી તેજ શ્રુતિના છેવટમાં કહ્યું છે કે, तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति (છા. ૫,૪,૨) અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે. આ પ્રમાણે પાંચમી આહુતિમાં જળ પુરૂષવાચક છે. આથી શ્રદ્ધા જળવાચક છે. વળી શ્રદ્ધાના કાર્યરૂપ સોમ તથા વૃષ્ટિ આદિ છે. આથી શ્રદ્ધાને જળવાચક ગણવું. કેમકે કારણસ્વરૂપે જ કાર્યનું સ્વરૂપ હોય છે. જેવી રીતે માંચડાપર બેઠેલો પુરૂષ માંચડારૂપ કહેવાય છે, તેમ શ્રદ્ધા જળરૂપે કહેવાય છે. શ્રદ્ધા નિમિત્તરૂપ હોવાથી શ્રદ્ધા શબ્દની પ્રાપ્તિ જળરૂપે છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, आपो हास्मै श्रद्धां संनयन्ते पुण्याय कर्मणे ખરેખર જળ પુણ્ય કર્મ કરવા માટે યજમાનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. વળી જીવની તુલ્યતા આકાશસાથે છે. પણ આ સ્થિતિ લાંબો સમય રહેતી નથી. કારણકે તેની વ્રીહિઆદિ વિશેષ ભાવરૂપે પ્રાપ્તિ કહેલી છે. વૃષ્ટિરૂપે જળ નીચે પડવા પછી તેની અન્નરૂપે પ્રાપ્તિ થાય છે. આ અન્નના ભક્ષણવડે વીર્યોત્પત્તિ થાય છે. વળી પ્રારબ્ધ શેષવાળાનો સંબંધ વીર્યના સિંચન કરનાર સાથે થાય છે. આ રેતનું યોનિમાં સિંચન થવા પછી પ્રારબ્ધના ફળને ભોગવવા શરીરની ઉત્પત્તિ થાય છે. આથી વ્રીહિઆદિ યોનિ જ્યારે હોય છે ત્યારે તે સુખ તથા દુઃખથી જોડાયલું હોતું નથી. આથી પ્રારબ્ધ શેષવાળાનો જન્મ વ્રીહિઆદિરૂપે કેવળ સંયોગરૂપે છે. વળી જીવનો દેહ સાથે સંબંધ થવાથી જીવના જ્ઞાન તથા ઐશ્વર્યનો તિરોભાવ થાય છે. આથી જીવને અંધ કહે છે.

જેમકે ભગવદ્ગીતાના પ્રથમ શ્લોકમાં કહ્યું છે કે, धृतराष्ट्रउवाचः—धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः। मामकाः पांडवाश्चैव किमकुर्वत. संजय ॥ અર્થાત્ ધૃત કહેતાં ધારણ કરેલ છે રાષ્ટ્ર કહેતાં દેહ તે જેણે અર્થાત્ જીવ. આ જીવ શરીરસંબંધને લીધે અંધ છે. જેમકે ધૃતરાષ્ટ્ર પણ અંધ છે. હવે શરીરરૂપ નિમિત્તથી કેવાં કર્મ થયાં, તે માટે સંજયને પૂછે છે. તેમાં संजयतीति संजयः અર્થાત્ ઇન્દ્રિયોનાપર જય મેળવનાર જે બુદ્ધિ, તેને પૂછે છે. धार्यते अनेन इति धर्मः। धर्मः क्षेत्रं यस्मिन् सः धर्मक्षेत्रः ॥ અર્થાત્ પુણ્ય પાપના આશ્રયવાળા આ દેહમાં. कुरुक्षेत्रे અહીં कर्म कुरु इति क्षेत्रं यस्मिन्सः कुरुक्षेत्रः तस्मिन् कुरुक्षेत्रेः અર્થાત્ કર્મ કરવારૂપ આશ્રયવાળા શરીરમાં. આવા શરીરમાં એકઠા મળેલ તથા પ્રવૃત્તિ માર્ગમાં રચ્યા રહેલા મામકાઃ કહેતાં ૧૦૧ મુખ્ય નાડીઓ તથા પાંડવાઃ કહેતાં પાંચ જ્ઞાનેન્દ્રિઓએ દેહને પામી કેવાં કર્મ કર્યા તે, હે બુદ્ધિ ! તું કહે. આ રીતે આખી ભગવદ્ગીતા અધ્યાત્મજ્ઞાન યુક્ત છે. જે જે મુમુક્ષુને અધ્યાત્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા હોય તથા જેને ઉપનિષદ્ ભાગનું સારી રીતે મનન કરવાની ઇચ્છા હોય, તેણે પ્રથમ આત્મપુરાણ વાંચી પછી ઉપનિષદ્ ભાગ વાંચે તો ઉપનિષદ્ ભાગ તેના મનમાં ઘણો જ સચોટ રીતે બેસી જાય. મારા ભાવિક સઘળા શિષ્યોને હું જણાવું છું કે, તમો ઉપનિષદ્નું મારી પાસે શ્રવણ કરતાં પહેલાં આવા આત્મપુરાણ જેવા ગ્રંથની સમીક્ષા કરી, પછી ઉપનિષદ્ સમજવા ઇચ્છા કરશો તો તમોને ઘણા જ ટુંક સમયમાં ઉપનિષદ્નું રહસ્ય સમજાશે.

ચૈત્ર શુક્લ પૂર્ણિમા
સંવત ૧૯૭૭

શ્રીમત્પરંહંસ પરિવ્રાજકાચાર્ય
કાશીનિવાસી સ્વામી શ્રી
અચ્યુતાશ્રમજી.

**બે બોલ:**—આ ગ્રંથ છાપવામાં પ્રથમ શ્રીમાન્ શેઠ શ્રી ત્રિભુવનદાસ માળવીનો ઉપકાર માનવો જોઇએ. કારણ કે કેટલાક સાહસિક કર્મને લઇ આર્થિક સંપત્તિની સંકડામણમાં આવી પડવાથી આ ગ્રંથ પૂર્ણ થઇ શકે એમ નહતું, પણ મને તેમાંથી બચાવી જીવિતદાન આપનાર શ્રીમાન્ માળવી સાહેબ જ છે. તેમને દીર્ઘાયુષ્ય આપો તથા તેઓ મારા પ્રત્યે જેવી લાગણી ધરાવે છે તેવી હમેશ રહો, એટલું હું ઇશ્વર પ્રત્યે માગું છું. બીજું કેટલીક બાબતમાં મહાન્ પુરૂષો સાથે પ્રસંગમાં લાવનાર રા. રા. દશરથલાલ રણછોડલાલ જોશી, જેઓ લુણાવાડાના રહીશ છે તથા વીશનગરા નાગર બ્રાહ્મણ છે, તેમનો આ સ્થળે મારે પૂર્ણ રીતે ઉપકાર માનવો જોઇએ.

લી૦ છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.



# અનુક્રમણિકા.

## અધ્યાય ૫ મો.



## અધ્યાય ૬ ઠ્ઠો.

ॐ तत्सत्

# आत्मपुराण

( भाषान्तर )



## અધ્યાય ૧ લો.

### ऋग्वेदीय ऐतरेयोपनिषत्.

### સનકાદિકે કીધેલો બ્રહ્મોપદેશ.

ईशानीशादिभेदेन व्याकुलं सकलं जगत् ।
निरीक्ष्य श्रोत्रियः कश्चिच्छ्रुतार्थग्रहणक्षमम् ॥

જેણે વેદનું અધ્યયન કરેલું છે તથા જેની બુદ્ધિ ગુરૂએ કહેલા અર્થનું ગ્રહણ કરવામાં સમર્થ છે, જેનું મન કૃપાવડે યુક્ત છે, એવો કોઇ મુમુક્ષુ પાંચ પ્રકારના ભેદવડે ભયને પ્રાપ્ત થયેલા જગતને જોઇને એક સમયે વિચાર કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે, જીવ તથા ઇશ્વરનો ભેદ, જીવે જીવનો પરસ્પર ભેદ, જીવ તથા જડનો ભેદ, ઇશ તથા જડનો ભેદ, તેમજ જડ અને જડનો ભેદ, આ પાંચ પ્રકારના ભેદથી મારૂં મન અત્યંત કષ્ટને પામ્યું છે. તેણે વિચાર્યું કે, સર્વ દેહધારી જીવો સંસારરૂપી ળવડે કરીને જન્મમરણરૂપ દુઃખને પામે છે. આ સંસારરૂપી શૂળમાં કામક્રોધાદિક કાગડાઓનો વાસ છે. વળી તે સ્ત્રીરૂપી વરૂવડે કરીને ભરપૂર

છે. જો કે આ સ્ત્રીરૂપી વરૂ થોડા સમયને માટે સુખને પમાડે છે, છતાં તે સુખના કારણરૂપ નથી, પણ તે દુઃખના કારણરૂપ છે. જેમ માર્ગમાં ચાલવાથી પરિશ્રમને પ્રાપ્ત થયેલા પુરૂષને લતાનો પ્રહાર પણ દુઃખના કારણરૂપ હોવાં છતાં સુખના કારણરૂપે લાગે છે, તેમજ વિષયોમાં પ્રીતિવાળા પુરૂષને દુઃખના કારણરૂપ સ્ત્રી સુખના કારણરૂપે પ્રતીત થાય છે. આવા સંસારરૂપી શળમાંથી ઉગરવા માટે કોઇ પણ પ્રાણીને વિચાર શામાટે નહિ આવતો હોય, એ રીતનો વિચાર કરી બુદ્ધિમાન્ મુમુક્ષુ એવો શિષ્ય પોતાના ગુરૂ શ્રી શંકરાનંદ સ્વામીને પૂછવા લાગ્યો.

શિષ્યઃ-હે ભગવન્! આ સંસારરૂપી શળનો ત્યાગ કરી કયો ઉપાય કરવાવડે પુરૂષ મોક્ષને પામે છે? વળી આ સંસારરૂપી શળ અત્યંત તીક્ષ્ણ છે. તે અજ્ઞાનરૂપી લોહનું બનેલું છે તથા સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણરૂપી ધારવડે યુક્ત છે. આ પ્રમાણે મારી શંકા છે તે દૂર કરો. ત્યારે કૃપાના સમુદ્રરૂપ ગુરૂ પોતાના શિષ્યપ્રતિ કહેવા લાગ્યા.

ગુરૂઃ—હે શિષ્ય! અજ્ઞાનની નિવૃત્તિનો ઉપાય કેવળ જ્ઞાન જ છે. કર્મ તથા ઉપાસનાદિ અજ્ઞાનની નિવૃત્તિના કારણરૂપ નથી.

શિષ્યઃ—હે ભગવન્! મેં આપને સંસારરૂપી શળની નિવૃત્તિનો ઉપાય પૂછયો. પણ આપ તો તે નહિ કહેતાં અજ્ઞાનની નિવૃત્તિનો ઉપાય કહો છો. માટે મારો જે પ્રશ્ન છે, તેને યોગ્ય આ ઉત્તર નથી.

ગુરૂઃ—હે શિષ્ય! કામ ક્રોધાદિરૂપ કાગડાવાળું તથા સ્ત્રીરૂપી વરૂના નિવાસવાળું આ સંસારરૂપી શળ છે. તે પરમેશ્વરની માયાથી ઉત્પન્ન થયેલું છે. જ્યારે જ્ઞાનવડે માયાની નિવૃત્તિ થાય છે ત્યારે તેના કાર્યરૂપ સંસારશળની પણ નિવૃત્તિ થાય છે. જેમ તુંતુનો નાશ થવાથી વસ્ત્રનો નાશ થાય છે, તેમ માયાની નિવૃત્તિથી સંસારની નિવૃત્તિ થાય છે.

શિષ્યઃ—હે ભગવન્! પૂર્વે આપે જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ કહી તથા હાલમાં જ્ઞાનવડે માયાની નિવૃત્તિ કહો છો; માટે આપના કહેવામાં પૂર્વાપર વિરોધ આવે છે.

ગુરૂઃ—હે શિષ્ય! માયા તથા અજ્ઞાન આ બન્ને શબ્દ એકજ અર્થના વાચક છે. જેવી રીતે ઘટ તથા કલશ આ બેઉ શબ્દો એકજ અર્થના વાચક છે; માટે માયાને અજ્ઞાન કહેવામાં કોઇ રીતનો બાધ આવતો નથી.

શિષ્યઃ—પૂર્વે આપે એમ કહ્યું કે, જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, પણ તે કેવી રીતે બની શકે? કારણ કે ઘટપટ આદિ પદાર્થનું જ્ઞાન લોકોને થાય છે, પણ તેથી કોઇને અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી.

ગુરૂઃ—હે શિષ્ય! વેદાન્ત શાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થયેલું જ્ઞાન અજ્ઞાનને ટાળવાવાળું છે. આથી ભિન્ન જે કંઇ જ્ઞાન, તે સર્વ અજ્ઞાનરૂપ છે; માટે તેથી અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. જેમ સંનિપાતને લીધે ભ્રમિત થયેલો

પુરુષ એમ કહે કે, મને ભેરીનો શબ્દ સંભળાય છે, તો તેનું કહેવું લોક ખરૂં માનતા નથી. માટે હે શિષ્ય! સંસારરૂપી શળનો ત્યાગ કરી બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ જે મુક્તિમંડળ છે, તેને પ્રાપ્ત થવું જોઇએ. વળી પોતાના સ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિ માટે "હું બ્રહ્મરૂપે છું" એવા જ્ઞાનને વેદાંતના શ્રવણાદિવડે અવશ્ય મેળવવું જોઇએ. આત્મજ્ઞાનથી ભિન્ન દેહરૂપ બંધન આપવાવાળા યજ્ઞાદિ કામ્ય કર્મનો ત્યાગ કરો. આત્મજ્ઞાન સંસારરૂપ શળના કારણરૂપ અજ્ઞાનને નાશ કરવાવાળું છે. આ જ્ઞાન ભેદરહિત આત્મસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરવાવાળું છે. માટે આત્મજ્ઞાન જ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. આ આત્મસ્વરૂપ બ્રહ્મમાં દેશ, કાળ તથા વસ્તુ, આ ત્રણે પરિછેદોનો અભાવ છે. આનું સ્પષ્ટીકરણ કરવા પ્રથમ ઘટાદિ જડ પદાર્થમાં આ ત્રણે પરિચ્છેદો દર્શાવીએ. અત્યંત અભાવના પ્રતિયોગીપણાનું નામ દેશપરિચ્છેદ છે. અર્થાત્ જે વસ્તુનું અસ્તિત્વ હમેશ છે, તે વસ્તુ દેશપરિચ્છેદવાળી છે. જેમ પૃથ્વીપર પડેલા ઘડાનો અન્ય દેશમાં અત્યંત અભાવ છે. પણ અત્યંત અભાવનું પ્રતિયોગીપણું (ઉલટાપણું) ઘડામાં છે. આનું નામ દેશપરિચ્છેદ છે. પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવના પ્રતિયોગીપણાનું નામ કાળપરિચ્છેદ છે. જેમકે ઘડાની ઉત્પત્તિ પૂર્વે કપાલ(ઠીબ)માં ઘડાનો પ્રાગભાવ રહેલો છે, તેમ જ ઘટનો નાશ છતાં કપાલમાં ઘટનો પ્રધ્વંસાભાવ રહેલ છે. આ બેઉ અભાવોનું પ્રતિયોગીપણું ઘટમાં છે. આનું નામ કાલપરિચ્છેદ છે. અન્યોન્યાભાવના પ્રતિયોગીપણાનું નામ વસ્તુપરિચ્છેદ છે. જેમ ઘટ પટરૂપે નથી. આ પ્રતીતિથી ઘટનો અન્યોન્યાભાવ પટમાં ભાસે છે. અન્યોન્યાભાવનું પ્રતિયોગીપણું ઘટમાં છે. આનું નામ વસ્તુપરિચ્છેદ છે. આ પ્રમાણે સર્વ અનાત્મ પદાર્થો ત્રણ પરિચ્છેદથી યુક્ત છે. વળી આત્મસ્વરૂપ બ્રહ્મમાં ત્રણે પરિચ્છેદનો અભાવ છે. કારણ બ્રહ્મ વ્યાપક હોવાથી તેમાં દેશપરિચ્છેદ નથી. બ્રહ્મ ઉત્પત્તિ નાશથી રહિત હોવાથી તેમાં કાળપરિચ્છેદ નથી. બ્રહ્મ સર્વના આત્મારૂપ હોવાથી તેમાં વસ્તુપરિચ્છેદ નથી. આ પ્રમાણે શ્રુતિએ જીવબ્રહ્મને અભેદ માન્યો છે. આત્મસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિનું સાધન જ્ઞાન છે. માટે શ્રુતિ જ્ઞાનને બ્રહ્મરૂપે કહે છે. જેમ શ્રુતિમાં જ્ઞાનને બ્રહ્મરૂપે કહ્યું છે, તેમ જ્ઞાનને સત્યરૂપે પણ શ્રુતિમાં કહ્યું છે. કારણકે સત્ય બ્રહ્મની પ્રાપ્તિ કરાવવાવાળું જ્ઞાન છે. જો કે અજ્ઞાનના નાશક વૃત્તિજ્ઞાનને બ્રહ્મરૂપે તથા સત્યરૂપે કહેવું બને નહિ. કારણ કે શ્રવણાદિવડે જ્ઞાનની ઉત્પત્તિ શાસ્ત્રમાં કહી છે. છતાં સત્ય બ્રહ્મની પ્રાપ્તિનું સાધન જ્ઞાન છે. માટે જ્ઞાનને બ્રહ્મરૂપ તથા સત્યરૂપ કહ્યું છે. જેમ આયુષ્યની વૃદ્ધિ કરાવવાવાળા ઘૃતને શાસ્ત્રમાં આયુષ્ય કહે છે. માટે બ્રહ્મશબ્દ તથા સત્ય શબ્દનો મુખ્ય અર્થ જ્ઞાન નથી, પણ ગૌણ અર્થ જ્ઞાન છે. આત્મા જ બ્રહ્મ તથા સત્ય શબ્દનો મુખ્ય અર્થ છે.



## સત્યનું લક્ષણ.

આદિ, અંત તથા મધ્યમાં જે પોતાના સ્વરૂપનો ત્યાગ નહિ કરે, પણ ત્રણે કાળમાં એક રસરૂપે હોય, તેને સત્ય કહે છે. આવા સત્યસ્વરૂપે હું છું. મારાથી અન્ય અનાત્મ વસ્તુ સત્યરૂપે નથી. આ રીતે શાસ્ત્રવડે સત્ય શબ્દનો અર્થ કહ્યો. લોક પ્રસિદ્ધ રીતિવડે સત્ય શબ્દનો અર્થ નીચે પ્રમાણે છેઃ–જે વસ્તુ 'અસ્તિ' એવા જ્ઞાનનો તથા 'અસ્તિ' એવા શબ્દનો વિષય હોય, તે સત્ય શબ્દનો અર્થ છે. કારણ કે વંધ્યાપુત્રમાં વંધ્યાપુત્ર છે, એવા જ્ઞાનની વિષયતા હોતી નથી. માટે વંધ્યાપુત્રને લોકમાં તથા શાસ્ત્રમાં કોઇ સત્ય કહેતું નથી.

શિષ્યઃ–હે ભગવન્! 'घटः अस्ति ઘડો છે', 'पटः अस्ति–વસ્ત્ર છે', આ રીતે અસ્તિ શબ્દ અસ્તિ બુદ્ધિનો વિષય ઘટપટાદિ પણ સત્ય થવાં જોઇએ. પણ સિદ્ધાંત પ્રમાણે તો બ્રહ્મથી ભિન્ન કોઇ પદાર્થ સત્ય નથી, માટે તેનું કેમ ?

ગુરૂઃ–હે શિષ્ય! સત્, ચિત્ તથા આનંદરૂપ બ્રહ્મ હું છું. માટે મારીજ સત્યતા સર્વ અનાત્મ પદાર્થમાં પ્રતીત થાય છે. માટે આત્માથી ભિન્ન કોઇ સત્ય નથી. સત્ય સ્વરૂપ આત્માનો વિષય કરવાવાળું જ્ઞાન છે. માટે તેને શ્રુતિએ સત્ય કહ્યું છે. જેમ સત્ય અર્થનો બોધ કરવાવાળા વિચારવાન્ પુરૂષના વચનને સત્ય કહે છે. માટે સત્ય શબ્દનો પરમાત્મા એજ મુખ્ય અર્થ છે તથા જ્ઞાન એ સત્ય શબ્દનો ગૌણ અર્થ છે. શત્રુથી રહિત હિરણ્યગર્ભને શ્રુતિમાં સત્ય કહ્યા છે. તેમ અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્ય પ્રપંચરૂપ શત્રુનો નાશ કરવાવાળા આત્મજ્ઞાનને શ્રુતિએ સત્ય કહ્યું છે. જ્ઞાનમાં તેમજ હિરણ્યગર્ભમાં શત્રુથી રહિતપણું સમાન છે.

શિષ્યઃ–હે ભગવન્! જ્ઞાનના શત્રુરૂપ અજ્ઞાન તથા તેના કાર્ય પ્રપંચને આપ અસત્ય કહો, તે બની શકે નહિ. કારણ ત્રણે કાળમાં જેનો અભાવ હોય, તેજ અસત્ય કહેવાય છે. અજ્ઞાન તથા તેના કાર્ય પ્રપંચનો ત્રણે કાળમાં અભાવ નથી. જો કે જ્ઞાનકાળમાં અજ્ઞાનનો નાશ થશે, પણ વર્તમાન કાળમાં તથા અતીત કાળમાં અજ્ઞાન વિદ્યમાન છે. કારણ કે અજ્ઞાન અનાદિ છે તથા તેનો કાર્ય પ્રપંચ પણ વર્તમાનકાળમાં હોવાથી અજ્ઞાન તથા પ્રપંચ અસત્ય નથી.

ગુરૂઃ–હે શિષ્ય! જે વસ્તુ કોઇ કાળે હોય તથા કોઈ કાળે ન હોય, તે વસ્તુ અસત્ય કહેવાય છે. જે ત્રણે કાળમાં ન હોય, તેજ વસ્તુ અસત્ય કહેવાય, એવો નિયમ હોતો નથી. અજ્ઞાનનો ભવિષ્ય કાળમાં અભાવ છે તથા પ્રપંચનો ભૂત તેમજ ભવિષ્યકાળમાં અભાવ છે, માટે અજ્ઞાન તેમજ પ્રપંચ બેઉ અસત્ય છે. જેમ વંધ્યાપુત્ર ભૂત ભવિષ્યકાળમાં નથી, માટે વર્તમાન કાળમાં પણ તેને સત્ય કહી શકાય નહિ. તેજ પ્રમાણે આત્માથી ભિન્ન સર્વ વંધ્યાપુત્ર સમાન અસત્ય છે. કારણ કે જેમ વંધ્યાપુત્રનું અપરોક્ષ જ્ઞાન થતું નથી, તેમ કાર્ય સહિત અજ્ઞાનનું પણ અપરોક્ષ જ્ઞાન હોય નહિ; માટે બેઉ સમાન છે.

શિષ્યઃ-હે ભગવન્! આત્માના પ્રકાશને પામી કાર્ય સહિત અજ્ઞાન ભાસે છે, પણ વંધ્યાપુત્ર ભાસતો નથી. માટે વંધ્યાપુત્ર તથા કાર્ય સહિત અજ્ઞાનમાં વિલક્ષણતા છે.

ગુરૂઃ-હે શિષ્ય! મુમુક્ષુને જો કે વંધ્યાપુત્ર તથા અજ્ઞાનમાં વિલક્ષણતા પ્રતીત થાય છે. છતાં જ્ઞાનીને બેઉ સમાન છે. માટે આત્મસત્તાના પ્રકાશને પામી અજ્ઞાન ભાસે છે તથા વંધ્યાપુત્ર ભાસતો નથી, એમ કહેવું બની શકે નહિ. કારણ જો આત્મસત્તાના પ્રકાશને પામી, અજ્ઞાનને સત્ય માનશો તો વંધ્યાપુત્રને પણ સત્ય માનવો જોઇએ. જેમ પારકાના ધનથી કોઇ ધનવાન્ કહેવાતો નથી, તેમ આત્મસત્તાના પ્રકાશવડે અજ્ઞાનને સત્ય કહેવું બને નહિ. માટે કાર્ય સહિત અજ્ઞાન તથા વંધ્યાપુત્ર બેઉ જ્ઞાનીને સમાન છે. મુમુક્ષુની દૃષ્ટિને અંગીકાર કરી આનંદરૂપ આત્મામાં અજ્ઞાનને, રજ્જુમાં સર્પની માફક કલ્પિત માનવું. તેમ થતાં ભેદબુદ્ધિ મિથ્યારૂપે સિદ્ધ થાય છે. કારણ કલ્પિત વસ્તુનો અધિષ્ઠાનથી ભેદ હોય નહિ. અનેક જન્મના પુણ્યવડે 'હું બ્રહ્મ છું' એવો જેને બોધ ઉત્પન્ન થયો છે, તેને અન્ય કોઇ અનાત્મવસ્તુ જાણવા યોગ્ય નથી. કારણ જીવ બ્રહ્મનું અભેદ જ્ઞાનજ પરમાનંદની પ્રાપ્તિને કરાવવાવાળું છે. માટે પરમાનંદની પ્રાપ્તિને કરાવવાવાળા વેદાંતથી ઉત્પન્ન થયેલા જ્ઞાનનો ત્યાગ કરી, જન્મ મરણરૂપ બંધનના કારણરૂપ કર્મને મુમુક્ષુએ કરવાં જોઇએ નહિ. સત્, ચિત્ તથા આનંદરૂપ તથા સર્વના અંતર્યામીરૂપ અદ્વિતીય આત્માનો જે જે જીવ પરિત્યાગ કરે છે, તે સર્વ તામસી પશ્વાદિ શરીરને પામે છે. પરમેશ્વરથી ઉત્પન્ન કરાયલા વેદને ન માનવો, એ જ પરમેશ્વરનો પરિત્યાગ છે. હે શિષ્ય ! આના સંબંધમાં એક પુરાતન ઇતિહાસ કહું છું.

## સનકાદિ ઋષિઓ તથા પ્રજાપતિનો સંવાદ.

સૃષ્ટિના આદિ કાળમાં બ્રહ્માએ સનકાદિઓને ઉત્પન્ન કર્યા. આ સનકાદિઓ, પુરૂષને અતર્ક્ય એવા વેદના અર્થને જાણવાવાળા છે. ચક્ષુ આદિ બાહ્ય ઇન્દ્રિયોને તથા મનરૂપ આંતર ઇન્દ્રિયોને તેઓએ વશ કરી છે. તેઓ યથાલાભવડે સંતોષને પામેલા છે. તેમણે શીત ઉષ્ણાદિને સારી રીતે સહન કર્યાં છે તથા આત્મજ્ઞાને કરી યુક્ત છે. વળી કેવળ લોકના કલ્યાણને માટે જ તેઓએ પોતાના દેહને કર્યો છે. આ રીતના સનકાદિકોએ પ્રજાને મોક્ષના સાધનરૂપ આત્મજ્ઞાનથી રહિત જોઈ તથા તેને વિષયમાં આસકત જોઈ. આથી તેમનાપર કૃપા કરી કહેવા લાગ્યા કે, હે પ્રજાઓ! આત્મજ્ઞાન જ તમારા સુખનું સાધન છે. તેથી ભિન્ન સર્વ દુઃખના સાધનરૂપ છે. આ રીતના સનકાદિ ઋષિઓનાં વચન શ્રવણ કરવા છતાં પૂર્વના સંસ્કારને લીધે મોહને પ્રાપ્ત થયેલ તે પ્રજા સનકાદિના વચનનો અનાદર કરી, વિષયસુખને માટે કર્મો કરવા લાગી. આ તામસી પ્રજા ઉત્તમ, મધ્યમ તથા અધમ,

એમ ત્રણ પ્રકારની થઈ. પાપવડે યુક્ત હોવાથી આ પ્રજા વેદને માનવા લાગી નહિ. પણ પૂર્વનાં મલિન સંસ્કારને લીધે ઉત્પન્ન થયેલ બુદ્ધિવડે શબ્દ સ્પર્શાદિ વિષયને સુખના સાધનરૂપ માનવા લાગી. શબ્દાદિ વિષયમાં સુખના સાધનરૂપ બુદ્ધિ થવાથી તેમનાં મન, વાણી તથા શરીરમાં દોષ ઉત્પન્ન થયો. પારકાના ધનાદિની ઈચ્છા કરવી, તે મનનો દોષ છે. કઠોર વચન તથા મિથ્યા બોલવું, તે વાક્ ઇન્દ્રિયનો દોષ છે તથા ચોરી આદિ શરીરના દોષ છે. આ દોષને લીધે તેઓ ત્રણ પ્રકારના શરીરને પામ્યા. કેટલાક આકાશમાં ફરવાવાળાં પક્ષી આદિ રૂપે થયાં. કેટલાક ભૂમિનાં વૃક્ષાદિરૂપે થયાં. કેટલાક સર્પાદિ થયા. આમાં પક્ષી આદિનાં શરીરો મનુષ્યોવડે ભોગ્ય, નાશ કરવા યોગ્ય તથા છેદન કરવા યોગ્ય હસ્ત, પાદ, વાક્, આદિ ઇન્દ્રિયોથી રહિત, સુખથી રહિત તથા અત્યંત દુઃખી છે. પક્ષી હસ્તોથી રહિત છે તથા વૃક્ષ જ્ઞાન અને કર્મેન્દ્રિયથી રહિત છે. જો કે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ, આ સત્તર તત્ત્વરૂપ લિંગ શરીર વૃક્ષમાં પણ છે, માટે ઇન્દ્રિયોનો વૃક્ષમાં અભાવ કહેવો બને નહિ. છતાં જેમ મનુષ્યાદિની ઇન્દ્રિયો પ્રત્યક્ષ છે, તેમ વૃક્ષાદિની નથી, પણ સૂક્ષ્મ છે. માટે તે નહિ જેવી છે. વળી ગામ તથા વનમાં રહેવાવાળાં પશુઓ સ્પષ્ટ વાણીથી રહિત છે. કારણ કે તેઓની વાણીથી અર્થનો બોધ થતો નથી. સર્પાદિ પ્રાણી પાદાદિથી રહિત છે, એ તો લોકમાં પ્રસિદ્ધ છે. આ રીતે તામસી પુરૂષોની ગતિ કહી.

## રાજસ સાત્વિક પુરૂષની પ્રકૃતિ.

બીજી પ્રજા આત્મજ્ઞાનનો પરિત્યાગ કરી વેદે જણાવેલ યજ્ઞાદિ કર્મને તથા અગ્નિ, સૂર્ય, વાયુ આદિ દેવોની ઉપાસનાને સુખના સાધનરૂપ માનવા લાગી. ભિન્ન ભિન્ન ફળને બોધ કરવાવાળાં વેદવાકયોને લીધે કર્મ તથા ઉપાસના કરનારી પ્રજા બે પ્રકારની થઈ. તેમાં રાજસી પ્રજા સ્વર્ગાદિ સુખ માટે કર્મોપાસના કરવા લાગી તથા સાત્વિક પ્રજા નીચે પ્રમાણે માંહોમાંહે વિચાર કરીને કર્મ તથા ઉપાસના કરવા લાગી. તેણે વિચાર્યું કે, વેદને જાણવાવાળા સનકાદિકોએ અમને પૂર્વે મોક્ષનું સાધન આત્મજ્ઞાન કહ્યું હતું. પણ જ્ઞાનમાં તો અમારો અધિકાર નથી કારણ કે જેનું જ્ઞાન સુખના સાધનરૂપે છે, એવા ત્વંપદના લક્ષ્ય સાક્ષી કૂટસ્થને તથા તત્પદના લક્ષ્ય પરબ્રહ્મને અમે દેહાદિકથી ભિન્ન કર્યો નથી. વળી વેદાદિના જાણવાવાળા અમારા પિતાદિના વચનવડે પણ અમોએ પરમાત્માને જાણ્યો નહિ. તેમ અમારી પોતાની બુદ્ધિવડે પણ અમે પરમાત્માને ઓળખ્યો નહિ. મનની પ્રવૃત્તિમાં કુશળ એવા અમોએ મનવડે પણ પરમાત્માની કલ્પના કરી નહિ, તેમ દેહરૂપ મંદિરમાં આ પરમાત્માને ઘ્રાણેન્દ્રિયવડે પણ ઓળખ્યા નહિ. વળી ચક્ષુઆદિ ઇન્દ્રિયવડે સ્વપ્નમાં પણ આ પરમાત્માને અમે નિરખ્યા નહિ. તેમ શ્રુતિવાકયવડે આ નિર્ગુણ પરમાત્માને અમે જાણ્યા નહિ.

અમે અમારા શ્રદ્ધાવાન્ શિષ્યને પણ કદી નિર્ગુણ પરમાત્માનો ઉપદેશ કર્યો નહિ. આત્મા સ્થૂલ શરીરથી ભિન્ન, કર્તારૂપ તથા પુણ્ય પાપના ફળના ભોકતારૂપ છે. આ રીતના આત્માનું સ્વરૂપ અમે જાણ્યું છે. પણ શ્રુતિમાં તો આત્માને શ્રોતા, દ્રષ્ટા તથા વિજ્ઞાતા કહ્યો છે. વળી વાક્ પ્રાણના વ્યાપારમાં પરસ્પર લય ચિંતનરૂપ આંતર અગ્નિહોત્રને જાણવાવાળા કવષ મુનિના પુત્ર જેમ બાહ્ય અગ્નિહોત્રથી વૈરાગ્યને પામ્યા, તેમ યજ્ઞાદિ કર્મમાં અમે વૈરાગ્યને પ્રાપ્ત થયા નહિ. માટે ગુરૂની સમીપ જઈ પોતાના સ્વરૂપનો નિર્ણય કરવામાં અમારો અધિકાર નથી. જો અમે પરમાત્માને નહિ જાણવાથી સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે કર્મો કરીશું તો અમારો જન્મ નિષ્ફળ જશે. કારણ કે, સર્વ જીવનું શરીર પરમાત્માએ નિર્ગુણ બ્રહ્મને જાણવા માટે રચ્યું છે, પણ વિષયભોગ માટે નહિ. આ કારણથીજ શ્રુતિએ પાદના નખાગ્રથી લઈ મસ્તકપર્યંત ઉરૂ, ઉદર તથા હૃદય આદિ સ્થાનોમાં બ્રહ્મનો પ્રવેશ કહ્યો છે. પૂર્વે સનકાદિકોએ અમોને શ્રુતિવડે સિદ્ધ તથા મોક્ષના સાધનરૂપે આત્મજ્ઞાન જ તમારે ગ્રહણ કરવા યોગ્ય છે, એમ કહ્યું હતું. સનકાદિએ કહેલ આત્મજ્ઞાનને સંપાદન કરવામાં અમારૂં સામર્થ્ય નથી, એમ જોઇ તથા જ્ઞાનમાં અમોને કોઈ પ્રકારનો અધિકાર થશે, એમ વિચારી મૌન ધારણ કરી અમે અહીં આવ્યા છીએ. માટે વિવેકાદિ સાધન ચતુષ્ટયરૂપ અધિકારની પ્રાપ્તિમાટે કર્મ તેમજ ઉપાસનાને અમારે કરવાં. આ રીતનો વિચાર કરી પ્રજા ઉપાસનાને તથા કર્મને ફળની ઇચ્છાથી રહિત થઇ કરવા લાગી. આ રીતે કર્મોપાસનાવડે શુદ્ધ થયેલ મનવાળા, શમાદિ સાધનવડે તથા આત્મજ્ઞાનથી રહિત મુમુક્ષુઓ સનકાદિ ઋષિઓની પાસે આવી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે તેઓને પોતાનો સંપૂર્ણ અભિપ્રાય કહેવા લાગ્યા. તેમનાં વચનને સાંભળી કૃપા કરી સર્વજ્ઞ એવા સનકાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે તેઓને કહેવા લાગ્યા.

સનકાદિ કહે છેઃ– હે પ્રજાઓ ! વાણી તથા મનનો વિષય આત્મા નથી. કારણ જાતિ, ગુણ તથા ક્રિયાયુક્ત વસ્તુનુંજ શબ્દ બોધન કરે છે. જેમ 'ઘટ' આ શબ્દ ઘટત્વ જાતિવાળા ઘટનું બોધન કરે છે તથા નીલપટમાં 'નીલ શબ્દ' નીલગુણનું બોધન કરે છે તથા 'પાચક શબ્દ' પાચક ક્રિયાવાળા પુરૂષનું બોધન કરે છે, તે રીતે કોઇ ધર્મને ગ્રહણ કરી શબ્દ પોતાના અર્થનું બોધન કરે છે. આત્મા જાતિઆદિ ધર્મથી રહિત છે. માટે શબ્દની આત્મામાં પ્રવૃત્તિ નથી. આ રીતે મન વાણીના અવિષયરૂપ તથા સત્, ચિત્ અને આનંદરૂપ આત્માનું વર્ણન કરવાને જોકે અમે સમર્થ નથી, તેમ તમે પણ જાણવા સમર્થ નથી, છતાં નિર્ગુણ પરમાત્મામાં જગતનું આરોપણ કરી, જગતનાં નિષેધરૂપ અધ્યારોપાપવાદવડે સિદ્ધ ભાગત્યાગ લક્ષણાથી પરમાત્માનું અમે તમને નિવેદન કરીએ છીએ. જેમ સૂતેલા રાજાને ભાટ

ચારણો જગાડે છે, તેમ વાસ્તવથી શુદ્ધ તથા અજ્ઞાનરૂપ નિદ્રાવડે સુતેલ પરમાત્માને વેદાંત શાસ્ત્રરૂપ ભાગત્યાગ લક્ષણાવડે અમે બોધ કરીએ છીએ.

પ્રજાઃ—હે ભગવન્! પૂર્વે આપે કહ્યું કે, શુદ્ધ આત્માનું વેદાંત બોધન કરેછે, એ કેમ બને? કારણ આત્મા અહંકારાદિ વિશિષ્ટ છે, જેથી તે પ્રત્યક્ષાદિ પ્રમાણુવડે સિદ્ધ છે.

સનકાદિઃ—હે પ્રજા! આત્મામાં રહેલ સાક્ષારપણું માયાથી કલ્પિત છે, માટે મિથ્યા છે. વળી સર્વ કલ્પનાના અધિષ્ઠાન વસ્તુરૂપજ આત્મશબ્દનો અર્થ છે. હે બુદ્ધિમાન્ પ્રજાઓ! શાસ્ત્રના સંસ્કારથી રહિત લૌકિક પુરૂષ તથા શાસ્ત્ર જાણવાવાળા વાદી પુરૂષોએ બે પ્રકારના શબ્દ તથા બે પ્રકારનુ જ્ઞાન કહ્યું છે. શબ્દ તથા જ્ઞાનના વિષયરૂપ અથ પણ બે પ્રકારનો છે. अहं એ શબ્દનો તથા अहं એ જ્ઞાનનો અંતરાત્મા અથ છે. તેમજ न अहं એ શબ્દનો તથા न अहं એ જ્ઞાનનો બાહ્ય અનાત્મ વસ્તુ અર્થ છે. તેમાં अहं એ શબ્દથી તથા अहं એ જ્ઞાનથી આત્મારૂપ અર્થ ભિન્ન છે વળી न अहं એ શબ્દથી તથા न अहं એ જ્ઞાનથી અનાત્મરૂપ અર્થ ભિન્ન છે. એ રીતે પરસ્પર ભિન્ન શબ્દ, જ્ઞાન તથા અર્થને એકરૂપે જાણી ભ્રાંત પુરૂષ આત્માનો अहं એ શબ્દનો તથા અહં એ જ્ઞાનનો વિષય માને છે. તેમજ અનાત્મ પદાર્થને न अहं એ શબ્દનો તથા न अहं એ જ્ઞાનનો વિષય માને છે, માટે अहं તથા नाहं આ સર્વ વ્યવહાર ભ્રમરૂપ છે. તેજ રીતે ઘટ એ શબ્દથી તથા ઘટ એવા જ્ઞાનથી ઘટરૂપ અર્થ ભિન્ન છે. તેમાં ઘટ એવો જે લૌકિક વ્યવહાર છે, તે પણ શબ્દ, જ્ઞાન તથા અર્થરૂપ છે, માટે તે ભ્રમરૂપ છે. કારણ કે, કોઈએ કોઈને પૂછ્યું કે, આ શી વસ્તુ છે? ત્યારે તે ઘટ છે, એમ ઉત્તર આપે છે. આવું જ્ઞાન તમને કેવી રીતે થયું, તેનો ઉત્તર પણ ઘટ એજ કહે છે. કોણે આવો શબ્દ તમને કહ્યો ત્યારે તેનો ઉત્તર પણ તે ઘટ, એટલોજ આપે છે. આ રીતે પરસ્પર ભેદવાળા શબ્દ, અર્થ તથા જ્ઞાનને એકરૂપે જાણવું, તે ભ્રાંતિ વિના બને નહિ. માટે સર્વ લૌકિક વ્યવહાર ભ્રમરૂપ છે. આ લૌકિક વ્યવહાર યુક્તિવડે પણ ઓછો થતો નથી. માટે તે યુક્તિ પણ ભ્રમરૂપ છે. કારણ કે વાક્ ઇન્દ્રિયમાં શબ્દ રહે છે, હૃદયમાં જ્ઞાન રહે છે તથા ઘટાદિ અર્થ ભૂમિપર રહે છે. આ અર્થને શબ્દ તથા જ્ઞાનરૂપે માનવું, તે પુરૂષની ભ્રાંતિ વિના બને નહિ. વળી શબ્દ, જ્ઞાન તથા અર્થ આ ત્રણને એક માનવામાં વ્યાઘાતદોષ પણ આવે છે. કારણ કે જ્યારે શબ્દ તથા જ્ઞાન પ્રકાશક થાય તથા શબ્દ જ્ઞાનનો અર્થ પ્રકાશ્ય થાય ત્યારે શબ્દજ્ઞાન તથા અર્થ આ બેઉનો પરસ્પર ભેદ સિદ્ધ થાય છે. કારણ કે સર્વદા પ્રકાશક તથા પ્રકાશ્ય બેઉ પરસ્પર ભિન્ન હોય છે. જેમ કોઇ પુરૂષે પિતા તથા પુત્રને એક સ્થાનમાં જોયા હોય તથા બીજા સ્થાનમાં

કેટલોક સમય પછી પુત્ર તેના જોવામાં આવ્યો, તેને જોતાં તેનો પિતા તે માણસને યાદ આવ્યો. અહીં આગળ પુત્ર પ્રકાશક તથા પિતા પ્રકાશ્ય બન્યો. આ પ્રમાણે શબ્દ, જ્ઞાન અને અર્થના સંબંધમાં પણ થાય છે. વ્યવહારમાં આત્માને લોકોએ अहं શબ્દ અને अहं જ્ઞાનનો વિષય માન્યો છે અને અનાત્મ વસ્તુઓને नाहं શબ્દ અને नाहं જ્ઞાનના વિષયરૂપ માન્યાં છે. अहं શબ્દ અને જ્ઞાનનો પરિત્યાગ જે અર્થભેદથી રહિત અવશેષ રહે છે, તે જ સર્વ ભેદથી રહિત સર્વ શક્તિસંપન્ન એક પરમાત્મા જ જગતની ઉત્પત્તિ પહેલાં વિદ્યમાન હતા. અંધકારનો નાશ કરી, અંધકાર અને તેમાં વિચરનારાં પિશાચાદિક નિવૃત્ત કરી, સૂર્યનારાયણ જેમ સ્વસત્તાથી પ્રકાશે છે, તેમ પરમાત્મા પણ પોતે પોતામાં જ સર્વ પ્રપંચનો લય કરી, પૂર્ણ સત્તાથી આદિ કાળમાં પ્રકાશતા હતા. દિનપ્રતિદિન અંધકાર જેમ સૂર્યનારાયણમાં લય થાયછે, તેમ સત્ય આનંદરૂપ આત્મામાં સંપૂર્ણ જગત્ લયને પામે છે. જેમ સર્વ રાત્રીઓમાં સૂર્યના આચ્છાદનને લીધે અંધકાર ઉત્પન્ન થાય છે, તેમ સત્ચિત્ આનંદ સ્વરૂપ આત્માને આચ્છાદન કરી, આત્માથી વિરૂદ્ધ સ્વભાવવાળા અસત્, જડ તથા અનાત્મ સ્વરૂપ જગત્ ઉત્પન્ન થાય છે. જેમ સર્પની ઉત્પત્તિ પૂર્વે રજ્જુ જ સ્થિત છે તથા સર્પ પોતાની ઉત્પત્તિ પૂર્વે નથી, તેમ અનાત્મ જગતની પૂર્વે આનંદસ્વરૂપ આત્મા જ રહેલ હોય છે. પણ અનાત્મ જગત્ પોતાની ઉત્પત્તિ પૂર્વે રહેલ હોતું નથી.

પ્રજાઃ-હે ભગવન્! સૃષ્ટિની પૂર્વે આપે અદ્વિતીય પરમાત્મા કહ્યા, પણ તે બની શકે નહિ. કારણ કે સૃષ્ટિની પૂર્વે જો કે કાર્યરૂપ પ્રપંચનો અભાવ છે, છતાં સર્વ જગતના કારણરૂપ માયાની વિદ્યમાનતા હોય છે.

સનકાદિઃ-હે પ્રજાઓ! આત્માથી ભિન્ન થઈ માયા પ્રતીત થાય છે, માટે તમે માયાને સત્ય માનો છો કે પ્રમાણે કરી માયા સિદ્ધ છે, માટે માયાને સત્ય માનો છો? તેમાંનો પ્રથમ પક્ષ બને એમ નથી. કારણ કે જે સુષુપ્તિને પામેલ પુરૂષ, જાગ્રત્સ્વપ્નના અનંત સંસ્કારરૂપ ગર્ભયુક્ત અવિદ્યાને જોતો છતાં પોતાથી અવિદ્યાને ભિન્ન જોતો નથી, તે જ રીતે માયાવાળા, મહેશ્વરરૂપ તથા આનંદરૂપ આત્મા પણ, સંપૂર્ણ જગત્રૂપ ગર્ભવિશિષ્ટ માયાને જોતો છતાં, પોતાથી ભિન્ન તેને જોતો નથી. સુષુપ્તિમાં તેમજ પ્રલયમાં સંસ્કારરૂપે થઇ જગત્ અજ્ઞાનમાં રહે છે. દૃષ્ટાંત તરીકે વૃષ્ટિની નિવૃત્તિ થાય છે ત્યારે દેડકાના સૂક્ષ્મ અવસ્થારૂપ સંસ્કારો ભૂમિમાં રહે છે તથા વૃષ્ટિ થાય છે કે ફરીને તેઓનો પ્રાદુર્ભાવ થાય છે, તેમ સંસ્કારરૂપથી અજ્ઞાનમાં રહેલ જગતનો સૃષ્ટિકાળે પ્રાદુર્ભાવ થાય છે. બીજું માયા પ્રમાણવડે સિદ્ધ છે, માટે સત્ય છે, એમ બીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે જે માયાની સિદ્ધિ માયા છે, તે પણ માયાથી માયાની સિદ્ધિરૂપે છે. પણ પ્રમાણવડે માયાની સિદ્ધિ વિવેકી પુરૂષોએ અંગીકાર કરી નથી. દૃષ્ટાંત તરીકે જેમ

સુષુપ્ત પુરૂષની સુષુપ્તિ સુષુપ્તિવડે સિદ્ધ છે, પણ કોઈ પ્રમાણવડે સિદ્ધ નથી. જો કોઈ પ્રમાણ અંગીકાર કરે તો તેને પૂછવું કે, સુષુપ્તિરૂપ અવિદ્યામાં પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ, શબ્દ પ્રમાણ અથવા એથી કોઇ ભિન્ન પ્રમાણ છે ? તેમાં પ્રથમ પક્ષવડે અવિદ્યા સુષુપ્ત પુરૂષના પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે કે અન્ય પુરૂષના પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે ? આ બેઉ પક્ષ બને નહિ. કારણ કે ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમાણરૂપે નૈયાયિકો માને છે. સુષુપ્તિમાં ઇન્દ્રિયોનો લય થતો હોવાથી સુષુપ્ત પુરૂષ પ્રત્યક્ષ પ્રમાણવડે સુષુપ્તિને જાણતો નથી. તેમ જાગતો અન્ય પુરૂષ પણ અન્યની સુષુપ્તિને પ્રત્યક્ષ પ્રમાણથી જાણતો નથી. માટે પ્રત્યક્ષ પ્રમાણવડે સુષુપ્તિની સિદ્ધિ બને નહિ.

શિષ્યઃ—હે ભગવન્ ! જો કે પ્રત્યક્ષ પ્રમાણથી સુષુપ્તિની સિદ્ધિ બનતી નથી, છતાં આ પુરૂષ ઇન્દ્રિયોની ક્રિયાથી રહિત હોવાથી સુષુપ્તિવાળો છે, આ અનુમાને કરી સુષુપ્તિરૂપ અજ્ઞાનની સિદ્ધિ બને છે.

ગુરૂઃ—ઇન્દ્રિયોની ક્રિયાના અભાવરૂપ હેતુ, સુષુપ્તિનું સાધન બને નહિ. કારણ કે સુષુપ્તિરૂપ સાધ્યના અભાવવાળાં સ્વપ્ન તથા સમાધિમાં ઇંદ્રિયોની ક્રિયાના અભાવરૂપ હેતુ રહે છે. માટે તે વ્યભિચારી છે. સાધ્યને છોડી જે હેતુ કદી બને નહિ, તે હેતુ સાધ્યની સિદ્ધિ કરે છે. માટે અનુમાન પ્રમાણ પણ સુષુપ્તિના સાધનરૂપ નથી. શાસ્ત્રરૂપ શબ્દ પ્રમાણ સુષુપ્તિરૂપ અજ્ઞાનનું સાધક છે, એ ત્રીજો પક્ષ પણ બને નહિ. કારણ કે પુરૂષવડે રચાયેલ શાસ્ત્ર અવિદ્યારૂપ સુષુપ્તિમાં પ્રમાણ છે કે અપૌરૂષેય વેદ તેમાં પ્રમાણ છે ? તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સિદ્ધ પદાર્થને જ પુરૂષવડે રચાયેલ શાસ્ત્ર પ્રતિપાદન કરે છે. પણ પ્રત્યક્ષાદિ પ્રમાણ અવિદ્યાનું સાધક નથી. માટે લૌકિક શાસ્ત્ર પણ તેમાં પ્રમાણ નથી. વળી વેદ પ્રમાણરૂપે છે, એ બીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે ફળવાળા અર્થમાં જ વેદ પ્રમાણરૂપ હોય છે. અહીં સુખની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિનું નામ ફળ છે. આ બેઉ જીવ બ્રહ્મના ઐક્ય જ્ઞાનથી થાય છે, પણ અવિદ્યાના જ્ઞાનથી થાય નહિ. માટે અવિદ્યામાં શાસ્ત્ર પ્રમાણ નથી.

શિષ્યઃ—વેદમાં માયા તથા અવિદ્યાનાં જણાવવાવાળાં વચનો તથા અવિદ્યાથી જગતની ઉત્પત્તિનાં બોધ કરવાવાળાં વાક્યો ઘણાં જોવામાં આવે છે, તેનું શું કારણ ?

ગુરૂઃ—ફળનો અભાવ થવાથી અવિદ્યાના બોધનમાં શાસ્ત્રનું તાત્પર્ય નથી, પણ અદ્વિતીય આનંદરૂપ આત્માને જણાવવા માટે જ અવિદ્યા તથા તેથી જગતની ઉત્પત્તિવિશે વેદમાં કહ્યું છે. જેમ દીવાવડે અંધકારનું જ્ઞાન થતું નથી, તેમ પ્રમાણવડે અવિદ્યાનું જ્ઞાન થતું નથી. પણ અવિદ્યાથી જ અવિદ્યા સિદ્ધ છે,

આ રીતે પ્રલય કાળે પરમાત્મા કાર્યના પરિણામને નહિ પ્રાપ્ત થયેલ માયાવડે વિશિષ્ટ હોય છે, છતાં પરમાત્મા માયાથી રહિત કહેવાય છે. દષ્ટાંત તરીકે જેમ સૂર્ય ભગવાન્ અંધકારના કારણરૂપ અજ્ઞાન-વિશિષ્ટ છે, છતાં દરરોજ કાર્યરૂપ અંધકારથી રહિત છે, માટે સૂર્ય અંધકારથી રહિત કહેવાય છે. તે રીતે પરમાત્માએ પણ સૃષ્ટિના આદિ-કાળમાં હું માયાયુક્ત થાઉં, એમ વિચાર કર્યો.

## પરમાત્માનું સ્વરૂપ.

પૂર્વે પૂર્વના કલ્પોમાં સૃષ્ટિને વિષય કરવાવાળી માયાની વૃત્તિરૂપ જ્ઞાનથી ઉત્પન્ન થયેલ સંસ્કારથી આ સ્વરૂપ યુક્ત છે. વળી જીવના પુણ્ય પાપરૂપ અદષ્ટવડે પ્રકટ થયેલા જે પરમાત્માના સંસ્કારો છે, તે પરમાત્મા નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યા. માયા ઉપહિત હું પરમાત્મામાં તેના કાર્યરૂપ સંપૂર્ણ બ્રહ્માંડ સૂક્ષ્મરૂપે કરી રહ્યું છે. માટે વ્યક્તરૂપે સ્વર્ગ, આકાશ તથા ભૂમિ, આ ત્રણ લોકને હું રચું. અહીં સ્વર્ગ લોકવડે ઉપરના સર્વ લોકનું ગ્રહણ કરવું તથા ભૂમિલોકવડે નીચલા સર્વ લોકનું ગ્રહણ કરવું. આ રીતનો વિચાર કરી સત્ય સંકલ્પરૂપ પરમાત્માએ બ્રહ્માંડને રચવા માંડયું. આ બ્રહ્માંડને વિરાટ્ ભગવાનનું શરીર છે. હિરણ્યગર્ભના શરીર-રૂપ પંચ સૂક્ષ્મ ભૂતો તેમાં રહેલા છે. તે ભૂરાદિ ચૌદ લોકવડે યુક્ત છે. તેની સત્તા ચેતનની સત્તાથી ભિન્ન નથી. નામ, રૂપ તથા ક્રિયારૂપ તેનું શરીર છે. અહીં નામ શબ્દવડે શબ્દરૂપ પ્રપંચનું ગ્રહણ કરવું, રૂપવડે અર્થરૂપ પ્રપંચનું ગ્રહણ કરવું તથા ક્રિયાવડે નામરૂપનું કારણ જે કર્મ, તેને ગ્રહણ કરવું. આ રીતે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ પરમેશ્વર સર્વ જગતને રચી, પછી પ્રાણ સંબંધી વિચાર કરવા લાગ્યા. જેમ અસુરનું બાળક રાગદ્વેષથી રહિત થઇ, પોતાની માયાના બળથી પદાર્થને રચે છે, તેમ પરમેશ્વરે જગતને રચ્યું. જળપ્રધાનવાળા પંચભૂત-માં આ બ્રહ્માંડ રહેલ છે. આ બ્રહ્માંડમાં રહેલ સર્વ ચૌદલોક અચેતનરૂપ છે. માટે તેઓ ક્ષણમાત્રમાં નાશને પામશે. જેમ સ્વામીથી રહિત ગૃહ થોડા વખ-તમાં નાશ પામે છે, તેમ પ્રાણથી રહિત આ ગૃહ નાશને પામશે. આ રીતનો વિચાર કરી પિતાની માફક પાલન કરવાવાળા પરમેશ્વર પોતપોતાના સત્વ-ગુણાદિ કારણથી ઉત્પન્ન થયેલ સર્વ ઇન્દ્રિયો તથા દેવતાદિ જગતને પ્રકટ કરવા માટે અંડવિશે નાના પ્રકારનાં છિદ્રો કરવા લાગ્યા. તેમાં મુખ છિદ્રરૂપ ગોલકને પામી, શબ્દનો વ્યવહાર કરવાવાળી વાક્-ઇન્દ્રિય પ્રાપ્ત થઈ. વાક્ઇન્દ્રિયથી વૈદિક યજ્ઞાદિ કર્મની સિદ્ધિ કરવાવાળા અગ્નિ દેવતા પ્રકટ થયા. નાસિકા છિદ્રરૂપ ગોલકને પામી ઘ્રાણ ઇન્દ્રિય પ્રકટ થઈ તથા ઘ્રાણેન્દ્રિયથી ગંધ ઉપાધિવાળા વાયુદેવતા પ્રકટ થયા. ચક્ષુ છિદ્રરૂપ ગોલકને પામી ચક્ષુ ઇન્દ્રિયથી ભગવાન્ સૂર્યદેવતા પ્રકટ થયા. કર્ણ છિદ્રરૂપ ગો-લકને પામી શ્રોત્ર ઇન્દ્રિય પ્રકટ થઈ તથા

શ્રોત્ર ઇન્દ્રિયથી સર્વ દિશા પ્રકટ થઈ. સંપૂર્ણ દેહમાં અતિ સૂક્ષ્મ અનંત છિદ્ર-વડે સર્વ શરીરમાં વ્યાપક ચર્મરૂપ ત્વચા પ્રકટ થઈ. ત્વચારૂપ ગોલકને પામી લોમ તથા કેશ સહિત સ્પર્શ ઇન્દ્રિય પ્રકટ થઈ. સ્પર્શ ઇન્દ્રિય સહિત લોમ તથા કેશથી સર્વ ઔષધિ આદિ સ્થાવર પ્રકટ થયાં તથા સ્થાવરરૂપ ઉપાધિવાળા વાયુ દેવતા પ્રકટ થયા. આ સ્થાવર સર્વ જીવ-નાપર ઉપકાર કરવા દિવસ તથા રાત્રિ સર્વ કલેશને પોતામાં ધારણ કરે છે. પછી માંસનું કમળરૂપ હૃદયગોલક ઉત્પન્ન થયું. આ હૃદય પંચ છિદ્રવડે યુક્ત તથા અંતરાકાશમાં સ્થિત છે. હૃદયરૂપ ગોલ-કને પામી મન પ્રકટ થયું. મનથી જ-ગતને આનંદ આપવાવાળા ચંદ્રમા દેવતા પ્રકટ થયા. નાભિ છિદ્રરૂપ ગોલકને પામી અપાનવાયુ પ્રકટ થયો. અપાન દુઃખવડે સહન કરી શકાય છે. આ કારણથી અપાન વાયુને શાસ્ત્રમાં અતિશય જીર્ણ કહ્યો છે. મુખદ્વારથી પ્રાપ્ત થયેલ અન્ન તથા જળને નીચલા સ્થાનમાં લઇ જતો હોવાથી, આ વાયુને અપાન કહે છે. અપાનમાંથી મહાન્ મૃત્યુ પ્રકટ થયું છે. આ મૃત્યુ સર્વ પ્રાણીને ભય આપવા-વાળું છે. અપાન એ મૃત્યુના કારણરૂપ છે, એ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે. કારણકે અન્નના દોષ વિના કોઈ પણ પ્રાણી મરતો નથી. પણ અન્નના દોષથી સર્વ પ્રાણી મરે છે. અન્નાદિને અપાનવાયુ ગ્રહણ કરતો હોવાથી અપાનથી મૃત્યુનું પ્રકટ થવું કહ્યું છે. ઉપસ્થ છિદ્રરૂપ ગો લોકને પામી, વીર્ય સહિત ઉપસ્થ ઇન્દ્રિય પ્રકટ થઈ. આ વીર્યજરાયુજ તથા અંડજ દેહનો આ લોકમાં વિસ્તાર કરે છે તથા તે પંચમ આહુતિના સાધનરૂપ છે, એમ આગળ જણાવવામાં આવશે. છ કોશવાળા શરીરના કારણરૂપે વીર્ય છે. તેમાં ત્વચા, રૂધિર તથા માંસ, આ ત્રણ કોશ માતાના અંશથી થાય છે તથા નાડી, અસ્થિ અને મજ્જા આ ત્રણ કોશ પિતાના અંશથી થાય છે. વીર્ય સહિત ઉપસ્થ ઇન્દ્રિયથી જળ પ્રધાનવાળા તથા પંચ મહાભૂત શરીરવાળા પ્રજાપતિ પ્રકટ થયા. આ પ્રમાણે ઐતરેય ઉપનિષદમાં ઇન્દ્રિય તથા તેના દેવતાનું પ્રકટ થવું કહ્યું છે. બાકી રહેલ દેવતા તથા ઇન્દ્રિયોનો પણ ગ્રહણનો પ્રકાર શ્રુતિમાં રહેલ વાક્ અગ્નિ આદિ શબ્દની લક્ષણાથી દર્શાવ્યો છે. મૃત્યુના કારણરૂપ અપાનવાયુ ગુદાના છિદ્રથી સ્પષ્ટ થાય છે. આ કારણથી અપાનવાયુ દેવતા સહિત, પાયુ ઇન્દ્રિયરૂપે થાય છે. અર્થાત્ અપાનવડે દેવતા સહિત પાયુ ઇન્દ્રિયનું પ્રકટ થવું ગ્રહણ કરવું. ઘ્રાણ ઇન્દ્રિયને પામી ગંધથી રહિત વાયુ ગંધ-વાળો થાય છે. આ કારણથી ઘ્રાણેન્દ્રિય પૃથિવીરૂપે છે. આ સ્થળે ગંધ સહિત વાયુવડે પૃથિવી દેવતાને ગ્રહણ કરવી. ત્વચાથી લોમનું પ્રકટ થવું કહ્યું. આ લોમ કંપવડે યુક્ત છે તથા લોમમાં કંપવાયુ જન્મે છે. આથી એમ નિર્ણય થાય છે કે, લોમ તથા સ્પર્શ ઇન્દ્રિયવડે ત્વચારૂપ ગોલકથી વાયુદેવતા પ્રકટ થયા. આવરણનો વિરોધી અવકાશરૂપ લક્ષણ, આકાશ તથા દિશાના સમાન છે. માટે દિશા આકાશરૂપે છે. પૂર્વે હૃદયમાં

મનનું પ્રકટ થવું કહ્યું. તેમાં મનથી પ્રકટ થયેલ બુદ્ધિ, અહંકાર તથા ચિત્તનું પ્રકટ થવું જાણી લેવું. કારણ કે શ્રુતિમાં મનવડે સર્વ જગતની ઉત્પત્તિ કહી છે. પૂર્વે મનના દેવતા ચંદ્રમાનું પ્રકટ થવું કહ્યું છે. ચંદ્રમાવડે બુદ્ધિ, અહંકાર તથા ચિત્તના દેવતા બ્રહ્મા, રૂદ્ર તથા મહેશનું પ્રકટ થવું ગ્રહણ કરવું. વળી પૂર્વે અપાનનું પ્રકટ થવું કહ્યું. અપાનવડે ક્રિયાશક્તિવાળા સર્વ પ્રાણનું ગ્રહણ કરવું. વળી પૂર્વે મુખરૂપ ગોલકમાં વાક્ ઇન્દ્રિયનું પ્રકટ થવું કહ્યું તથા તેના દેવતા અગ્નિનું પ્રકટ થવું કહ્યું હતું. ત્યાં વાક્ ઇન્દ્રિયવડે મુખરૂપ એક સ્થાનમાં રહેવાવાળા રસના ઇન્દ્રિયનું પ્રકટ થવું જાણવું તથા અગ્નિદેવતાવડે વરૂણદેવતાનું પ્રકટ થવું ગ્રહણ કરવું. આ રીતે અનંત પ્રકારનાં છિદ્રો અંડમાં રચી, બે હાથ તથા પાદને પરમેશ્વર પ્રકટ કરવા લાગ્યા. હસ્તોથી ઇન્દ્રિય દેવતા પ્રકટ થયા તથા પાદથી ઉપેન્દ્ર દેવતા પ્રકટ થયા. આ રીતે વિરાટ્ ભગવાનના દેહમાં જે મુખાદિ છિદ્ર છે, તે છિદ્રમાં જેમ શ્રુતિમાં કહ્યું છે, તે રીતે સર્વ દેવને તથા વાકથી લઇ સર્વ ઇન્દ્રિયોને પરમેશ્વર પ્રકટ કરવા લાગ્યા. જો કર્મ તથા ઉપાસનાવડે પ્રાપ્ત થયેલ દેવશરીર પણ દુઃખવડે યુક્ત છે તો તે પછી અન્ય શરીરનું તો શું જ કહેવું. આ અભિપ્રાયથી વિરાટ્ શરીરને સમુદ્રરૂપે વર્ણન કર્યું છે. અનંત કોટિને અનંત કોટિવાર ગણવાવડે જે સંખ્યા થાય, તેટલા યોજનના વિસ્તારવાળો વિરાટનો દેહરૂપ સમુદ્ર છે. જો કે સમુદ્રની સંખ્યાનો શાસ્ત્રમાં નિયમ લખ્યો છે, છતાં પ્રથમ કાળમાં નિયમ નથી. કારણ કે પ્રલય કાળે યોજનની ગણત્રી કરવાવાળું કોઈ નથી. જો કે ઇશ્વર પ્રલય કાળમાં પણ છે, છતાં ઈશ્વરની ગણત્રી સાથે કાંઇ પ્રયોજન નથી. માટે યોજનની ગણત્રી કરવી નહિ. જેમ સમુદ્રને જોવાથી સર્વ પ્રાણીને ભયની ઉત્પત્તિ થાય છે, તેમ સર્વાત્મા વિરાટ્ હું છું, એ વિરાટના જ્ઞાનથી પરિછિન્ન દૃષ્ટિવાળો અજ્ઞાની પુરૂષ ભયને પામે છે. પંચ મહાભૂતરૂપ જળવાળો તથા ચૌદ લોકરૂપ તરંગ માળાવાળો વિરાટ ભગવાનનો દેહ પણ જેમ સમુદ્ર શુક્તિ તથા શંખવડે શોભાયમાન રહે છે, તેમ જરાયુજ, અંડજ, સ્વદેજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારના શરીરરૂપ શુક્તિ તથા શંખવડે શોભાયમાન રહ્યો છે. આ દેહ કામ ક્રોધાદિરૂપ મગરના આશ્રયરૂપ છે. કારણ કે જેમ સમુદ્રનો મગર પોતાનાં તંતુઓવડે પુરૂષને બાધ કરી સમુદ્રમાં નાંખી દે છે, તેમ કામક્રોધાદિ પણ વાસનારૂપ તંતુવડે બાંધી, પુરૂષને સંસારરૂપ સમુદ્રમાં નાંખી દે છે. માટે કામ ક્રોધાદિ મગર સમાન છે. સમુદ્રમાં અનેક પ્રકારનાં બંધનો હોય છે. તેમાં કેટલાક પ્રતિબંધો તો સમુદ્રને પાર જવામાં હોય છે. જેવી રીતે હનૂમાનની છાયા રાક્ષસે ગ્રહણ કરી. વળી સમુદ્રમાં તરવાના પ્રસંગમાં પણ કેટલાક પ્રતિબંધો છે. જેવા કે જળની ભમરી કેટલેક સ્થળે હોય છે.

કેટલીકવાર સમુદ્રમાંથી બહાર નિકળવામાં અટકાવ હોય છે. જેવા કે ગ્રાહો મુખ ખુલ્લાં મૂકી પડેલા હોય છે. આ જ પ્રમાણે સંસારસમુદ્રમાં સંચિત, ક્રિયમાણ તથા પ્રારબ્ધ કર્મ બંધનને કરવાવાળાં છે. આ વિરાટ્ ભગવાનનું શરીર ત્વચા આદિ ધાતુવડે દુર્ગંધવાળું છે તથા વિષ્ઠા, મલ મૂત્રના આશ્રયરૂપ છે. જો કે દુર્ગંધાદિ અન્નના દોષ વિરાટશરીરમાં કહેવા, તે શ્રુતિથી વિરૂદ્ધ છે. પણ વ્યષ્ટિ શરીરદ્વારા તેમાં આ દોષ જાણી લેવા. સ્વાભાવિક રીતે તેમાં દુર્ગંધાદિ નથી. આવા વિરાટ્ શરીરમાં પ્રાપ્ત થયેલા વાગાદિ દેવતા ક્ષુધા તથા તૃષાથી વ્યાકુળ થયા તથા વિરાટ્ શરીરને તૃપ્ત કરવા યોગ્ય અન્ન તથા જળને જોવા લાગ્યા નહિ. પછી પોતાના પરમેશ્વરને કહેવા લાગ્યાઃ—હે ભગવન્ ! સર્વ જગતના શરીરરૂપ વિરાટ્ ભગવાનનું શરીર આપે ઉત્પન્ન કર્યું છે. આ શરીરથી ભિન્ન કાંઇ અન્ન તથા જળ જોવામાં આવતું નથી. આ વિરાટ શરીરથી મારે ભોજન કરવા યોગ્ય અન્નાદિ જોવામાં આવતાં નથી તથા પીવા યોગ્ય જળ જોવામાં આવતું નથી. માટે હે ભગવન્ ! મારા સુખને માટે થોડા અન્નતથા જળવડે જે શરીરની તૃપ્તિ થાય, એવું શરીર ઉત્પન્ન કરો. જે શરીરમાં રહી અમે અન્ન તથા જળને પામીએ. આ રીતે વાગાદિ દેવતાવડે કહેલા પરમાત્મા ગાયના દેહને રચવા લાગ્યા. આ ગાયના દેહમાં વાગાદિ દેવની પ્રીતિ થઈ નહિ. કારણ ગવાદિના શરીરમાં પૂર્વે કરાયેલ કર્મ જ ભોગવાય છે. પણ નવીન બુદ્ધિ તથા કર્મનું સંપાદન હોતું નથી. આ રીતે ગાયના શરીરમાં તેની પ્રીતિ નહિ જોઇ, પરમાત્માએ પુત્રોની પ્રીતિ માટે અશ્વને ઉત્પન્ન કર્યો. અશ્વમાં પણ તેની પ્રીતિ થઈ નહિ. કારણ કે અશ્વમાં હસ્તનો તથા જ્ઞાન કર્મોના સાધનનો અભાવ છે. આ રીતે પુત્રોની પ્રીતિ માટે પરમેશ્વરે ચોરાસી લાખ દેહને રચ્યા. પણ કોઈ શરીરમાં તેની પ્રીતિ થઈ નહિ. પછી પરમેશ્વરે મનુષ્યના શરીરને રચ્યું. આ મનુષ્યશરીરને ઉત્પન્ન થયેલ જોઈ દેવતા તે શરીરમાં પ્રીતિ કરવા લાગ્યા તથા હર્ષ યુક્ત થઈ પરમેશ્વરને કહેવા લાગ્યા; હે પિતા ! આ મનુષ્ય શરીર આપે જ સાક્ષાત્ રચ્યું છે. તે કોઈ દ્વારા રચાયેલ નથી. માટે તે હર્ષને કરવાવાળું છે. દૃષ્ટાંત તરીકે બુદ્ધિમાન્ કારીગર પોતાના હાથથીજ જે વસ્તુ રચે છે તે રમણીય હોય છે. પણ જે વસ્તુ પોતાના ચાકરો પાસે કરાવે, તે રમણીય હોતી નથી. આ તો દેખીતી જ વાત છે. મનુષ્ય શરીરમાં સાક્ષાત્ ઇશ્વરનું કાર્યપણું યુક્ત છે. કારણ કે મનુષ્ય વસ્તુને જાણી તેનું કથન કરે છે. અર્થાત્ તે જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયવડે યુક્ત છે. જો કે વાનરાદિ શરીરમાં પણ ચક્ષુઆદિ ઇન્દ્રિયનું જ્ઞાન હોય છે. માટે મનુષ્ય શરીરમાં તેથી વિશેષતા બને નહિ. છતાં મનુષ્યથી ભિન્ન વાનરાદિકોની ઇન્દ્રિયોનો વસ્તુ સાથે સંબંધ છતાં, સર્વ પ્રકારની અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. ઘટાદિ અર્થ સાથે ઇન્દ્રિયોનો સંબંધ છતાં ઘણી બાબતમાં મનુષ્ય અજ્ઞાનથી

રહિત હોય છે. માટે વાનરાદિથી મનુષ્ય શ્રેષ્ઠ છે. આ મનુષ્યશરીર સુખ તથા સુખના સાધનને જાણવાવાળું છે. વળી સ્વર્ગાદિ સુખ તથા તેનાં સાધન યજ્ઞાદિ કર્મને પણ શાસ્ત્રવડે જાણે છે. તેમજ અતીત કાળમાં થયેલ કાય તથા થવાના કાર્યને પણ જાણે છે. વળીસુખની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિના સાધનને જાણવા માટે સાધનના જાણવાવાળા મહાત્માનો સમાગમ કેમ કરવો, તે મનુષ્ય જાણે છે. મહાત્માઓનો સમાગમ થવાથી મારે કરવા યોગ્ય શું છેતથા નહિ કરવા યોગ્ય શું છે, તે સર્વ પ્રમાણે કરી મનુષ્ય જાણે છે. વળી મનુષ્યશરીરમાં વેદવાકયથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ રીતે મનુષ્યશરીરમાંજ સર્વ દેવતા સંતોષને માનવા લાગ્યા. આ રીતે હર્ષયુકત પુત્રોને પિતા આજ્ઞા કરવા લાગ્યા:–હે દેવતાઓ ! આ વ્યષ્ટિ શરીરમાં પોતપોતાના ગોલકરૂપ સ્થાનમાં તમે પ્રવેશ કરો.

ઇન્દ્રિયો કહે છેઃ–હે ભગવન્ ! ઇન્દ્રિયોને રહેવા યોગ્ય સ્થાનમાં અમારો પ્રવેશ થઈ શકે નહિ. કારણ કે અમે વ્યાપક છીએ તથા આ સ્થાન અલ્પ છે. વળી ઇન્દ્રિયોવડે અર્થની સિદ્ધિ થશે, તો પછી અમારે તેમાં દાખલ થવાનું શું કામ છે ?

પરમાત્માઃ–હે દેવતાઓ ! તમારા સંબંધી જે ઇન્દ્રિયો છે, તેમાં ભેદ ભાવને છોડી જેમ સંચાવડે મહાયલી તામ્રાદિ ધાતુ એક ભાવને પામે છે, તેમ એકતાના અભિમાનવડે તમે પ્રવેશ કરો. એક બીજાની અપેક્ષાને નહિ જાણી પોતપોતાના કાર્યને કરવું, તેનું એક અધિકરણમાં રહેવું બને નહિ. ઇન્દ્રિયો તથા દેવતાઓને પરસ્પરઅપેક્ષા છે. કારણ કે ચક્ષુ વિના પ્રકાશરૂપ સૂર્ય સિદ્ધ થાય નહિ તથા સૂર્ય વિના ચક્ષુ ઇન્દ્રિય સિદ્ધ થાય નહિ. કારણ સૂર્ય વિના ચક્ષુ ઇન્દ્રિય રૂપાદિ વસ્તુના જ્ઞાનને ઉત્પન્ન કરતું નથી. આ કારણથી જ અંધકારમાં રૂપનું ચક્ષુજન્ય જ્ઞાન હોય નહિ. રૂપાદિ વસ્તુના જ્ઞાનરૂપ કાર્યથી જ ચક્ષુ ઇન્દ્રિયનું અનુમાનજ્ઞાન થાય છે. કારણકે ઇન્દ્રિયોનું પ્રત્યક્ષ થવું ઇન્દ્રિયોવડે થતું નથી. માટે એ સાબીત થાય છે કે, સૂર્ય હોય ત્યારેજ રૂપાદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય. જ્ઞાનરૂપ કાર્યથી કરણરૂપ ચક્ષુનું અનુમિતિરૂપ જ્ઞાન થાય. આ રીતે પરંપરાવડે સૂર્ય ચક્ષુ ઇન્દ્રિયનું સાધક છે. આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો તથા તેના દેવતા પરસ્પર અપેક્ષા કરે છે. આથી ઇન્દ્રિયોનો વ્યષ્ટિ શરીરમાં પ્રવેશ બને છે. પછી પરમેશ્વરે જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે સર્વ દેવતાઓ કરવા લાગ્યા. તેમાં અગ્નિદેવતા પૂર્વે ઉત્પન્ન થયેલ વાક્ ઇન્દ્રિય સાથે એકતાને પામી, મુખરૂપ ગોલકમાં સ્થિતિને પામ્યા. જળના પતિ વરુણ રસના ઇન્દ્રિય સાથે એકતાના અભિમાને કરી જિહ્વાના અગ્રભાગરૂપ ગોલકમાં સ્થિત થયા. ગંધવિશિષ્ટ વાયુદેવતાએ ઘ્રાણ ઇન્દ્રિય સાથે એકતાના અભિમાને કરી નાસિકા છિદ્રરૂપ ગોલકમાં પ્રવેશ કર્યો. સૂર્યદેવતા ચક્ષુ ઇન્દ્રિયમાં એકતાના

અભિમાને કરી અક્ષિરૂપ ગોલકમાં પ્રવેશ કર્યો. સ્થાવરરૂપ ઉપાધિવાળા વાયુદેવતા લોમસહિત સ્પર્શેન્દ્રિયમાં એકતાના અભિમાને કરી ત્વચારૂપ ગોલકમાં સ્થિત થયા. ચંદ્રમા દેવતાએ મનની સાથે એકતાના અભિમાને કરી હૃદયરૂપ ગોલકમાં પ્રવેશ કર્યો. મૃત્યુદેવતા વાયુ ઇન્દ્રિયની સાથે એકતાના અભિમાને કરી ગુદા છિદ્રરૂપ ગોલકમાં સ્થિત થયા. પ્રજાપતિ દેવતાએ ઉપસ્થ ઇન્દ્રિયની સાથે એકતાના અભિમાને કરી શિશ્ન છિદ્રમાં પ્રવેશ કર્યો. આટલા દેવોનો પ્રવેશ શ્રુતિમાં કહ્યો છે. આ જ પ્રમાણે બીજા દેવતાઓ પણ અધ્યાત્મ ઇન્દ્રિયોમાં તથા અધિદૈવમાં વર્તમાન ભેદથી રહિત થઈ તથા ઇન્દ્રિયની સાથે એકતાના અભિમાનને પામી, પોતપોતાના સ્થાનમાં પ્રવેશ કરવા લાગ્યા. આ રીતે વ્યષ્ટિ શરીરમાં પ્રવેશ કરી અધિદૈવ, અધ્યાત્મ તથા અધિભૂત, આ ત્રણ ત્રિપુટિ સિદ્ધ થાય છે. તેમાં સૂર્યાદિ અધિદૈવ છે. આ રીતે સર્વ ઇન્દ્રિયોમાં જાણવું. આ પ્રમાણે પરમેશ્વરરૂપ પિતાએ સર્વ દેવોને યથા યોગ્ય સ્થાન આપ્યું. ત્યાર પછી અશના તથા પિપાસા દેવતાએ પોતાથી વૃદ્ધિ થયેલી જોઈ,તેમજ સર્વ દેવોને સ્થાનની પ્રાપ્તિ થયેલ જોઈ, પરમેશ્વર પાસે પોતામાટે સ્થાનની યાચના કરી. અશના તથા પિપાસા દેવતાઓને પૂર્વ પૂર્વના દેવોના સ્થાનથી ભિન્ન સ્થાનને નહિ જોઈ, પરમેશ્વર અધ્યાત્મ તથા અધિદૈવરૂપ દેવતામાં તેને સ્થાન આપવા લાગ્યા.

પરમેશ્વર કહેવા લાગ્યાઃ–હે અશના પિપાસા ! આ દેવોની તૃપ્તિ કરશો, એટલે તમને તૃપ્તિ થશે. આ રીતનું પરમેશ્વરે તેઓનું સ્થાન કર્યું. હાલમાં પણ આ બાબત પ્રત્યક્ષ છે કે, સૂર્યાદિ દેવતાઓને ઘૃતાદિરૂપ હવિ આપવાથી તે દેવોના અશના પિપાસા શાંત થાય છે. તેમજ અધ્યાત્મ ઇન્દ્રિયોને રૂપાદિ વિષયરૂપ હવિ આપવાથી કેટલોક સમય તેની અશના તથા પિપાસાની શાંતિ થાય છે. આ જ તેની તૃપ્તિ છે. આ રીતે તે દેવોને સ્થાન આપી અન્નની પ્રાપ્તિની ઇચ્છાવાળા દેવોના ઉપકાર માટે તે દેવોએ કહેલું ન હતું, છતાં જેમ પિતા પુત્રને નહિ કહેવા છતાં અન્ન વસ્ત્રાદિવડે પાલન કરે છે, તેમ પિતારૂપ પરમેશ્વરે વિચાર કર્યો કે, આ ઇન્દ્રિયો તથા દેવતાઓ મારા પુત્ર છે તથા તે ક્ષુધાવડે વ્યાકુલ છે. માટે એઓને વાસ્તે હું અન્ન રચું. આવો વિચાર કરી પરમાત્માએ અનેક પ્રકારના ઉપાયવડે પંચભૂતમાંથી અનેક પ્રકારનું અન્ન રચ્યું. કારણ કે એક પ્રકારના અન્નથી સર્વ પ્રાણીની તૃપ્તિ થતી નથી. જેમ મનુષ્યાદિનું વ્રીહિ તથા તૃણાદિ સ્થાવરરૂપ અન્ન છે, સિંહાદિનું મૃગાદિરૂપ જંગમ અન્ન છે તથા સર્પાદિનું વાયુ તથા મૂષકાદિ અન્ન છે, તે રીતે ઉત્પન્ન કરેલા અન્નને તમે ગ્રહણ કરો, એમ કહ્યું. આમ પરમેશ્વરે કહ્યું, છતાં સર્વ દેવતા અપાન વાયુવિના અન્નના ગ્રહણમાં સમર્થ થયા નહિ. આ કારણથી શ્રુતિમાં સર્વ દેવતાઓના ઇશ્વરરૂપ

તથા અન્નાદરૂપ અપાનવાયુ અમને અન્નો આપનાર છે, એમ માની સર્વ દેવતાઓએ તે અપાનવાયુનો આશ્રય કર્યો, છતાં તે અપાનવાયુ સર્વ વ્યવહારના સાધક અંતર્યામી આત્મા વિના અન્ન ગ્રહણ કરવા સમર્થ થયો નહિ. જેમ ચેતન પુરૂષ વિના કુવાડો છેદનરૂપ કાર્ય કરવામાં સમર્થ થતો નથી. આમ જોઈ દેવતાઓના નહિ કહેવા છતાં પરમેશ્વરે વિચાર કર્યો કે, આ અધિદેવાદિરૂપ જગત્ પ્રાણવાયુવડે પ્રગટ છતાં પણ પ્રકાશરૂપ પરમાત્મા વિના આ જડ જગત્ કોઇપણ પ્રકારે સિદ્ધ થાય નહિ. જે જે જડ વસ્તુ છે, તે કોઈપણ પ્રકાશની અપેક્ષા કરે છે. જેમકે આ અન્ન ભોજન કરવા યોગ્ય છે, આ શબ્દ કહેવા યોગ્ય છે. આ રૂપાદિ જોવા યોગ્ય છે, આ રીતનું જ્ઞાન ભોકતા, વકતા તથા દ્રષ્ટારૂપ પ્રકાશક વિના સિદ્ધ થાય નહિ. એકજ આત્મા પ્રાણવિશિષ્ટ થઈ ભોકતા કહેવાય છે, વાક્ ઇન્દ્રિયવિશિષ્ટ થઈ વકતા કહેવાય છે તથા ચક્ષુવિશિષ્ટ થઈ દ્રષ્ટા કહેવાય છે. આ રીતે શ્રોત્રાદિ પણ જાણવાં. જેમ પ્રકાશ વિના અંધકારમાં રૂપવાન્ ઘટાદિ પદાર્થને લોકો જાણી શકતા નથી, તેમ સર્વ ઈન્દ્રિયો જડરૂપ છે.

શિષ્યઃ—હે ભગવન્ પૂર્વે આપે આ રીતનો નિયમ કહ્યો કે, જે જે જડ વસ્તુ છે, તે પોતાની સિદ્ધિમાં પ્રકાશની અપેક્ષા કરે છે. આ નિયમ જો કે ઘટાદિમાં બને છે, પણ અંધકારમાં આ નિયમનો વ્યભિચાર છે. કારણ જો કે અંધકાર જડ છે, છતાં પોતાની સિદ્ધિમાં પ્રકાશની અપેક્ષા કરે છે. આ નિયમ જો કે ઘટના સંબંધમાં છે, પણ અંધકારમાં આ નિયમનો વ્યભિચાર છે. કારણ કે અંધકાર જડ તો છે, પણ પોતાની સિદ્ધિમાં પ્રકાશની અપેક્ષા કરતું નથી; પણ પ્રકાશથી નિવૃત્ત થાય છે.

ગુરૂઃ—અંધકાર જો કે સૂર્યાદિ પ્રકાશની અપેક્ષા નથી કરતું, છતાં ચક્ષુરૂપ પ્રકાશની અપેક્ષા કરે છે. આ કારણથી જ ચક્ષુથી રહિત પુરૂષ અંધકારને જોતો નથી.

## અંધકારને પ્રકાશની અપેક્ષા.

જેમ ઘટાદિ પદાર્થોના જ્ઞાનમાં ઘટાદિથી ભિન્ન સૂર્યાદિ પ્રકાશ કારણ છે, તેમ અંધકારથી ભિન્ન ચક્ષુનો પ્રકાશ અંધકારના જ્ઞાનમાં કારણ છે. અનુમાનનો પ્રકાર નીચે પ્રમાણે છેઃ-અંધકાર પ્રકાશની અપેક્ષા કરે છે. કારણ કે જેમ અંધકાર જડ છે, માટે ચક્ષુના પ્રકાશની અપેક્ષા કરે છે, તેમ ચક્ષુ આદિ પણ જડ છે, માટે તેનો પણ બીજા પ્રકાશવડે પ્રકાશ થાય છે. આ ચક્ષુઆદિનો પ્રકાશ કરવાવાળો આત્મા છે.

શિષ્યઃ—ચક્ષુનો પ્રકાશક આત્મા તમે કહ્યો, તે બને નહિ. કારણ ચક્ષુના પ્રકાશરૂપ સૂર્ય છે.

ગુરૂઃ—જેમ વિષયરૂપ ઘટ સૂર્યનો પ્રકાશ કરતું નથી, તેમ વિષયરૂપ સૂર્ય પણ ચક્ષુનો પ્રકાશ કરતું નથી. આ અનુમાનથી એમ સિદ્ધ થાય છે કે, ચક્ષુઆદિ પ્રકાશ પોતાની સિદ્ધિમાં બીજા પ્રકાશની અપેક્ષા કરે છે. કારણ કે તે જડ છે. જે પોતાની સિદ્ધિમાં બીજા પ્રકાશની અપેક્ષા

નથી કરતું, તે જડ હોતું નથી. જેમ સ્વયં-પ્રકાશ આત્મા કોઈ પ્રકારની અપેક્ષા કરતો નથી. માટે તે જડનથી, પણ ચેતનરૂપ છે.

શિષ્યઃ–હે ભગવન્ ! પૂર્વે આપે કહ્યું કે, ચક્ષુ આદિ પ્રકાશ જડ છે, માટે બીજા પ્રકાશની અપેક્ષા કરે છે. તે બને નહિ. કારણ કે ચક્ષુ આદિ પ્રકાશ પોતાની સિદ્ધિમાં બીજા પ્રકાશની અપેક્ષા કરતું નથી. કેમકે તે પોતેજ પ્રકાશરૂપ છે. જેમ દીપક પ્રકાશરૂપ હોવાથી બીજા પ્રકાશની અપેક્ષા કરતો નથી.

ગુરૂઃ–જેમ દીપક સજાતીય બીજાપ્રકારની અપેક્ષા કરતો નથી, તેમ સર્વ પ્રકાશ સજાતીય બીજા પ્રકારની અપેક્ષા કરતા નથી. આ રીતનો નિયમ હમેશ હોતો નથી. કારણ કે મણિઆદિ પ્રકાશમાં જો કે પ્રકાશરૂપતા છે, પણ સજાતીય બીજા પ્રકાશની અપેક્ષાનો અભાવ નથી, પણ અપેક્ષારૂપજ છે, એમ સર્વ વાદીઓને સંમત છે.

શિષ્યઃ–હે ભગવન્ ! પ્રકાશપણું મણિ તથા ચક્ષુ આદિ સર્વમાં સમાન છે. પણ કોઇ પ્રકાશ બીજા પ્રકાશની અપેક્ષા કરે છે તથા કોઇ પ્રકાશ બીજા પ્રકાશની અપેક્ષા કરતો નથી. આમાં શું કારણ છે ?

ગુરૂઃ–હે શિષ્ય ! પ્રકાશપણામાં પરિછિન્નપણું તથા વ્યાપકપણું કારણ છે. જે જે પ્રકાશક પરિછિન્ન છે, તે તે પ્રકાશ્ય છે. જેમ દીપકની અપેક્ષાએ મણિ આદિ પરિચ્છિન્ન છે, માટે પ્રકાશ્ય છે. જે જે વ્યાપક પ્રકાશરૂપે છે, તે તે પ્રકાશકરૂપે કહેવાય. જેમ મણિ આદિની અપેક્ષાવડે દીપાદિ પ્રકાશ વ્યાપક છે, માટે તે મણિ આદિનો પ્રકાશક છે. આથી એ સિદ્ધ થાય છે કે, જે વ્યાપક તથા પ્રકાશ સ્વરૂપ હોય, તે જ બીજા પરિચ્છિન્ન પ્રકાશને પ્રકાશે છે. આવું પ્રકાશપણું તથા વ્યાપકપણું હું કૂટસ્થમાં છે. માટે હુંજ સર્વ પ્રકાશનો પ્રકાશક છું. આમ કહેવાથી એ અનુમાન સિદ્ધ થયું કે, આપણાથી ભિન્ન સર્વને પ્રકાશ કરવાવાળી જે બુદ્ધિ છે, તેજ હું કૂટસ્થવડે પ્રકાશ્ય છે. કારણ કે બુદ્ધિ પરિચ્છિન્ન છે. જેમ વ્યાપક તથા પ્રકાશ સ્વરૂપ બુદ્ધિવડે સૂર્ય તથા ઘટાદિરૂપ જગત્ પ્રકાશ્ય છે. જેનો પ્રકાશ કરીએ તે પ્રકાશ્ય થાય છે તથા તે પંચભૂતના સત્વગુણનું કાર્ય છે. આથી બુદ્ધિ પ્રકાશરૂપ છે તથા હિરણ્ગર્ભથી ઉપાધિરૂપ છે, માટે વ્યાપકરૂપ છે. આ રીતે શ્રુતિએ કહેલ આત્માની વ્યાપકતા અસંભાવના આદિ દોષવડે બુદ્ધિમાં આરૂઢ થતી નથી. માટે તે દોષની નિવૃત્તિ અર્થે પરિચ્છેદનો અભાવ આત્મામાં જોવાય છે. જેમ ગો વ્યક્તિરૂપ એક દેશમાં ગોત્વ જાતિ રહે છે, પણ અશ્વાદિમાં રહેતી નથી. તેમ હું પરમાત્મા કોઈ એક દેશમાં સ્થિત નથી. કારણ કે કોઇ એક દેશમાં હું ન હોઉં તો તે દેશના પદાર્થની સત્તા તથા પ્રકાશ થશે નહિ. આથી હું આત્મા સર્વત્ર વ્યાપક છું, એમ કહેવાથી દેશપરિચ્છેદનો અભાવ મારામાં જણાયો. વળી જેમ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન પદાર્થ કોઈ એક કાળમાં છે તથા કોઈ એક કાળમાં નથી, માટે તે કાળપરિચ્છેદવાળા છે,

તેમ હું પરમાત્મા ત્રણે કાળમાં છું, આમ કહેવાથી કાળપરિચ્છેદનો અભાવ આત્મામાં જણાયો. વળી જેમ અસ્તિ આ શબ્દ તથા જ્ઞાનના વિષયરૂપ ભૂમિ ઘટથી ભિન્ન પ્રતીત થાય છે તથા નાસ્તિ આ શબ્દ તથા તે જ્ઞાનના વિષયરૂપ વંધ્યાપુત્ર ઘટથી ભિન્ન પ્રતીત થાય છે. માટે ઘટાદિક વસ્તુ પરિચ્છેદવાળી છે. તેમ હું પરમાત્માથી ભિન્ન અસ્તિ તથા નાસ્તિ આ શબ્દ તથા જ્ઞાનનો વિષય કોઈ નથી. કારણ કે હુંજ સર્વના આત્મારૂપ છું, આમ કહેવાથી વસ્તુપરિચ્છેદનો અભાવ આત્મામાં જણાયો.

હું પરમાત્મામાં દેશકાળાદિ સ્વરૂપવાળું તથા નામ રૂપવડે યુકત આ સર્વ જગત્ કલ્પિત છે. જેમ રજ્જુમાં સર્પ કલ્પિત છે, તેમ જગત્ કલ્પિત છે. હું પરમાત્માજ સર્વત્ર વ્યાપક છું. મારાથી ભિન્ન કોઈ વસ્તુ નથી.

શિષ્યઃ—હે ભગવન્! જો કે જગતનો ભેદ આત્મામાં ન હોય, પણ જેમ ઘટમાં રહેલ જે રૂપગુણાદિ, તેથી ઘટ ભિન્ન હોય છે, તેમ સત્, ચિત્ તથા આનંદ ધર્મથી આત્મા ભિન્ન કેમ ન હોય? માટે વસ્તુપરિચ્છેદ આત્મામાં છે.

ગુરૂઃ—સત્, ચિત્ તથા આનંદરૂપ જે ધર્મ છે, તે હું અંતર્યામી પરમાત્માથી જો ભિન્ન હોય, તો પછી આપણે સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપથી રહિત થઈશું. કારણકે વ્યાપક એવા મારાથી જો આનંદ ભિન્ન હોય તો હું વસ્તુપરિચ્છેદવાળો થઈશ. જે પરિચ્છિન્ન છે, તે આનંદરૂપ હોય નહિ. શ્રુતિએ વ્યાપકને સુખરૂપ કહ્યો છે. આ રીતે સત્ એવો હું, પ્રકાશસ્વરૂપ આત્માથી ભિન્ન હોઉં તો હું અસત્ થઈશ. વળી ચિત્રૂપ જે મારૂં સત્સ્વરૂપ, તે આત્માથી ભિન્ન થાય તો અસત્ થશે. કારણ મારાથી ભિન્ન તેઓની સિદ્ધિ કરનાર નથી. માટે સત્, ચિત્ તથા આનંદ આત્મા સ્વરૂપ છે. પણ આત્માથી ભિન્ન નથી.

શિષ્યઃ—હે ભગવન્! સત્, ચિત્ તથા આનંદના ધર્મ આત્માથી અભિન્ન માનશો, તો પછી આત્મા ધર્મી ઠરશે તથા સત્, ચિત્ અને આનંદ ધર્મ થશે. પણ આ ધર્મ ધર્મીભાવ થવો જોઇએ નહિ. કારણકે ભિન્ન વસ્તુનોજ ધર્મ ધર્મીભાવ હોય છે.

ગુરૂઃ—હે શિષ્ય! અત્યંત ભિન્નનો તથા અત્યંત અભિન્નનો ધર્મ ધર્મીભાવ હોય નહિ. કારણ કે અત્યંત ભિન્નનો જો ધર્મ ધર્મીભાવ હોય તો ગાયથી અશ્વ અત્યંત ભિન્ન છે. માટે અશ્વ ગાયના ધર્મરૂપે થવો જોઇએ. પણ તેમ છે નહિ. તેમ જો અત્યંત અભિન્નનો ધર્મ ધર્મીભાવ હોય તો ઘટ તથા કળશનો અત્યંત અભેદ છે. માટે કળશ ઘટના ધર્મરૂપ થવો જોઇએ. પણ તેમ નથી. માટે પરસ્પર ભિન્ન તથા અભિન્ન સ્થળમાંજ ધર્મ ધર્મી વ્યવહાર હોય છે.

શિષ્યઃ—હે ભગવન્! એક અધિકરણમાં એક વસ્તુનો ભેદ તથા અભેદ વિરૂદ્ધ છે.

ગુરૂઃ—એક સત્તાવાળા ભેદ તથા અભેદનો પરસ્પર વિરોધ હોય છે. પણ ભિન્ન સત્તાવાળા ભેદ તથા અભેદનો પરસ્પર વિરોધ હોય નહિ. તેમ અહીં સતચિત

આનંદ ધર્મનો આત્માથી અભેદ પારમાર્થિક સત્તાવાળો છે તથા ભેદ કલ્પિત સત્તાવાળો છે. માટે તેનો પરસ્પર વિરોધ નથી. આ કલ્પિત ભેદને અંગીકાર કરી ધર્મ ધર્મીભાવ સિદ્ધ થાય છે. જેમ કોઈ રાજાએ બીજા રાજાને પ્રથમ બંધીખાનામાં નાંખી પછી તેને છોડી દીધો તથા તેને એક ગામ આપ્યું. પેલો રાજા તે ગામને મેળવી સંતોષને પામે છે, તેમ કલ્પિત ભેદને અંગીકાર કરી ધર્મ ધર્મીભાવ વ્યવહાર સિદ્ધ થાય છે. સત્યભેદની અપેક્ષાવડે નહિ. વળી કલ્પિત ભેદવડે દ્વૈત પણ હોય નહિ. માટે હું પરમાત્માથી કલ્પિત ભેદવાળો જે સત્, ચિત્ તથા આનંદધર્મ, તે રજ્જુસર્પની માફક ભેદને ઉત્પન્ન કરતો નથી. પણ પરમાર્થવડે સત્ચિત્ આનંદ મારૂં સ્વરૂપ છે, માટે વ્યાપક તથા પ્રકાશ સ્વરૂપ હું પરમાત્માથી જ સૂર્યાદિ તથા ઘટાદિ સર્વ જડ પ્રપંચ પ્રકાશ યુક્ત થાય છે. જેમ ઘટવડે સૂર્યનો પ્રકાશ હોય નહિ, તેમ સર્વના પ્રકાશક હું પરમાત્માનો કોઇ બીજી વસ્તુથી પ્રકાશ યુક્ત નથી સર્વ જડ સંઘાતની સિદ્ધિ મારે આધીન છે. આ કારણથી અસત જડ દુઃખરૂપ દેહાદિને પોતાના તાદાત્મ્યાધ્યાસથી સત્ચિત્ આનંદરૂપ કરવા માટે આ કલેવરમાં હું પરમાત્મા પ્રવેશ કરૂં છું. સંઘાતમાં જે પરમેશ્વરનો પ્રવેશ છે, તેનાં બે પ્રયોજનો છે. એક તો ભોગની સિદ્ધિ છે તથા બીજું પોતાના સ્વરૂપનું જ્ઞાન છે. તેમાં પ્રથમના પ્રયોજનનો વિચાર પૂર્વે કહ્યો. હવે બીજા પ્રયોજનનો વિચાર નીચે પ્રમાણે છેઃ—પરમેશ્વરે વિચાર કર્યો કે, આ સંઘાતમાં જ્ઞાન શક્તિરૂપ બુદ્ધિવાળા હું પરમાત્માના પ્રવેશનું કયું દ્વાર છે?

શિષ્યઃ—હે ભગવન્! કોઈપણ માર્ગવડે પ્રવેશ કરે, એમાં તેમને વિચારનું શું કામ છે?

ગુરૂઃ—આ સંઘાતમાં પગના જે નખ છે તેના અગ્ર ભાગરૂપ માર્ગવડે પૂર્વે પ્રાણે પ્રવેશ કર્યો છે. કારણ કે પ્રાણ ક્રિયા શક્તિવાળો છે તથા જ્ઞાનશક્તિથી રહિત છે. માટે સર્વથી નીચા માર્ગવડે પ્રાણનો પ્રવેશ યુક્ત છે. વળી હું જ્ઞાનશકિત પરમાત્મા સર્વથી ઉત્કૃષ્ટ છું. માટે પ્રાણ ઇન્દ્રિયાદિક ભૃત્યોના પ્રવેશનો જે માર્ગ છે, તે માર્ગવડે મારો પ્રવેશ બને નહિ. વળી હું ચેતન વિના આ સર્વ જડની ચેષ્ટા, જેમ ચેતન વિના રથમાં ચેષ્ટા થાય નહિ, તેમ થાય નહિ. માટે હું તેઓથી શ્રેષ્ઠ છું. આ રીતનો પ્રવેશના માર્ગનો વિચાર કરી પરમેશ્વરે બીજો વિચાર કર્યો કે, હું જ્ઞાન શકિતવાળો છું, માટે ઈશ્વર સ્વરૂપને નહિ વિચારી કેવી રીતે પ્રવેશ કરી શકું? મારે મારા સ્વરૂપનો વિચાર કરી પછી પ્રવેશ કરવો યુક્ત છે આ રીતે પોતાના સ્વરૂપના બોધની ઈચ્છાથી પરમાત્માએ ઉપર પ્રમાણે વિચાર કર્યો.

શિષ્યઃ—હે ભગવન્! અનાત્મ રૂપે કરી દેહ પ્રસિદ્ધ છે. માટે વિચારનું કશું પ્રયોજન નથી. કારણ કે અપ્રસિદ્ધ વસ્તુનો જ વિચાર હોય છે.

ગુરૂઃ—જો કે શાસ્ત્રના તાત્પર્યને જાણવાવાળા વિદ્વાનની દૃષ્ટિમાં દેહ અનાત્મ છે, પણ મંદ પુરૂષના ઉપકાર માટે દેહની

અનાત્મતા દૃશ્યત્વાદિ હેતુવડે આત્મજ્ઞાની પુરૂષે જણાવવા યોગ્ય છે. માટે તે વિચાર સફળ છે. આ અનુમાનથી એમ સિદ્ધ થાય છે કે, આ દેહ અનાત્મરૂપે છે. કારણ કે તે દૃશ્ય, પરિચ્છિન્ન તથા જડછે. જે અનાત્મ નથી, તે દૃશ્ય, પરિચ્છિન્ન તથા જડ પણ નથી. જેમ કે આત્મા પરિચ્છેદથી રહિત હોવાથી ચેતનરૂપ છે. વળી દેહ અનિર્વચનીય છે, માટે પણ અનાત્મરૂપે છે. જે વસ્તુ અનુભવનો વિષય છે, તેમાં કોણ દેહરૂપ છે, તે જાણવું જોઇએ.

શિષ્ય:–હે ભગવન્! સંઘાતનું નામ દેહ છે, એમ લોકમાં પ્રસિદ્ધ છે.

ગુરૂ:–હે શિષ્ય! કેવળ લોકપ્રસિદ્ધિથી અર્થની સિદ્ધિ થતી હોય તો દેહ પણ આત્મા થવો જોઇએ. કારણ કે વિચારહીન ઘણા પુરૂષો દેહને આત્મા માને છે. માટે પ્રમાણ તથા યુક્તિથી અવિરૂદ્ધ લોકપ્રસિદ્ધિથી અર્થની સિદ્ધિ થાય છે. વિચાર કરી સંઘાતને જોવાથી દેહની સિદ્ધિ થતી નથી. કારણકે સમાનધર્મવાળાનો જે પરસ્પર સંબંધ છે, તે સંઘાત છે. આ સંઘાત અનેક છે. માટે તેમાં કયા સંઘાતનું નામ દેહ છે? શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, ઘ્રાણ તથા રસન આ પાંચ જ્ઞાનેન્દ્રિયોનો સંઘાત છે. વળી વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ આ પંચ કર્મેન્દ્રિયોનો સંઘાત છે. પ્રાણ અપાન, વ્યાન, ઉદાન તથા સમાન આ પાંચ પ્રાણોનો સંઘાત છે. ત્વચા, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા રેત આ સાત ધાતુઓનો સંઘાત છે. વાત, પિત્ત તથા કફ આ ત્રણ દોષનો સંઘાત છે. વિષ્ઠા તથા મૂત્ર આ બેનો સંઘાત છે. ઉત્પત્તિવાળા સ્વેદ તથા પૂય આ બેનો સંઘાત છે. કેશ લોમાદિનો અસંખ્યાત સંઘાત છે. આ ભિન્ન ભિન્ન આઠ સંઘાતનો જે સમુદાય છે, તેમા કયા સંઘાતનું નામ દેહ છે? વળી સંઘાતને દેહ માનનારાને પૂછવું કે, પૂર્વે કહેલ આઠ સંઘાતનું નામ દેહ છે કે એક એક સંઘાતનું નામ દેહ છે? આ બેઉ પક્ષ બની શકે નહિ. કારણ કે જે સમુદાયને તમે દેહ માનો છો, તે સમુદાય જ નિર્વચન કરવા યોગ્ય નથી. પૂર્વે કહેલ અષ્ટ સંઘાતનો સમુદાય મહા સમુદાય કહેવાય છે તથા પાંચ જ્ઞાનેન્દ્રિયાદિકોના ભિન્ન ભિન્ન સમુદાય અવાંતર સમુદાય કહેવાય છે. આ બેઉ પ્રકારના સમુદાયનું નિર્વચન કરવા યોગ્ય નથી. કારણ કે આ બેઉ પ્રકારનો સમુદાય સમુદાયીથી શું ભિન્ન છે કે અભિન્ન છે? તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે સમુદાયીથી ભિન્ન સમુદાયનું સ્વરૂપ યુક્તિવડે પણ સિદ્ધ થતું નથી. બીજો અભિન્ન પક્ષ પણ બની શકે નહિ. કારણ કે મહાસમુદાયનું નામ દેહ છે. આ પક્ષવડે મહા સમુદાયનો સમુદાયી જે અષ્ટ અવાંતર સમુદાય, તેથી જો મહા સમુદાય અભિન્ન થાય તો એક એક અવાંતર સમુદાયમાં પણ મહા સમુદાયવ્યવહાર તથા દેહવ્યવહાર થવો જોઇએ અથવા ન થવો જોઇએ. વળી અવાંતર જે અષ્ટ સમુદાય છે, તેમાં એક એક સમુદાયનું નામ દેહ છે. આ પક્ષમાં અવાંતર સમાદાયી જે એક એક ઇન્દ્રિય આદિક, તેથી જ્યારે અવાંતર

સમુદાય અભિન્ન થાય ત્યારે એક એક ઇન્દ્રિય આદિકમાં સમુદાય વ્યવહાર થાય કે ન પણ થાય. માટે અભિન્ન પક્ષ બને નહિ. અહીં સમુદાય જેવડે બને, તે સમુદાયી છે. મહા સમુદાય જેવડે થાય, તે અવાંતર સમુદાય છે. આથી મહા સમુદાયનો તે સમુદાયી છે. તેમ અવાંતર સમુદાયનો ઘડનારૂ એક એક ઇન્દ્રિય આદિ છે, માટે તેનો સમુદાયી છે.

શિષ્યઃ—હે ભગવન્ ! પૂર્વે આપે સમુદાય સમુદાયીથી ભિન્ન તથા અભિન્ન આબેઉ પક્ષમાં દોષ કહ્યા. માટે બેઉ પક્ષને અમે અંગીકાર કરતા નથી. પણ પૂર્વે કહેલ જે ઇન્દ્રિય આદિ, તે સંપૂર્ણ મળી સમુદાય છે. માટે તે પક્ષમાં દૂષણ નહિ આવે.

ગુરૂઃ—હે શિષ્યઃ—આ બાબતમાં પણ પુનરૂક્તિ દોષ થાય છે. કારણ કે સર્વ સમુદાયીનું એક બુદ્ધિવડે વિષય કરવારૂપ જે મળવું, તે સમુદાય છે, એમ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે. સંપૂર્ણ મળવાવડે સમુદાય થાય છે, એમ કહેવાથી એમ અર્થ સિદ્ધ થયો કે, મળવારૂપ સમુદાયવડે જે વિશિષ્ટ છે તે સમુદાય છે. જેમ દેવદત્ત ધનવાન્ ઉત્પન્ન થયો છે. આ સ્થળે વિશેષ્ય જે દેવદત્ત, તેની ઉત્પત્તિનો અન્વય હોય નહિ. પણ વિશેષણ જે ધન, તેની ઉત્પત્તિનો અન્વય હોય છે. તેમ મળવારૂપ જે સમુદાય વિશિષ્ટ છે, તે સમુદાયું છે. આ સ્થળે પણ મળવારૂપ જે સમુદાય, તે વિશેષણ છે. તેમાં જે સમુદાયનો અન્વય કરીએ, તે સમુદાય સમુદાય છે, એમ પ્રતીત થાય છે. જેમ ઘટ એ ઘટ છે, એમાં પુનરૂક્તિ થાય છે. તેમ સમુદાય એ સમુદાય છે, એમાં પણ પુનરૂક્તિ સ્પષ્ટ છે. અહીં સંબંધનું નામ અન્વય છે.

શિષ્યઃ—હે ભગવન્! મળવાના વિશિષ્ટનું નામ સમુદાય છે. આ પક્ષમાં આપે દોષ કહ્યો. માટે તે પક્ષ અંગીકાર કરવા યોગ્ય નથી. પણ ઇન્દ્રિયાદિકનું જે પરસ્પર મળવું, તે મળવાનું નામ સમુદાય છે.

ગુરૂઃ—હે શિષ્ય ! મળવાનો અર્થ સંબંધ છે. આ સંબંધ ત્રણ પ્રકારનો છે; તાદાત્મ્ય સંયોગ તથા સમવાય. આમાં પ્રથમનો તાદાત્મ્ય પક્ષ બને નહિ. કારણકે ભેદને ટાળવાવાળો જે અભેદ, તે તાદાત્મ્ય સંબંધ કહેવાય છે. તેમાં નિરપેક્ષ જે અભેદ છે તે વાસ્તવ છે તથા ધર્મી પ્રતિયોગીની અપેક્ષા કરવાવાળો જે ભેદ છે, તે કલ્પિત છે. માટે વાસ્તવથી અભિન્ન વસ્તુઓનું જે મળવાનું કહેવું, તે મારા મુખમાં જીભ નથી, એ વાકયની સમાન છે. આ રીતવડે પ્રથમનો તાદાત્મ્ય પક્ષ બને નહિ. હવે સંયોગ સંબંધનું નામ મળવું છે, એ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે બે દ્રવ્યનો સંયોગ સંબંધ થાય છે. તે સંબંધ સંયુક્ત બે દ્રવ્યોથી ભિન્ન પ્રતીત થતો નથી. આ કારણથીજ પ્રભાકર મતવાળાઓએ સંયોગને વિકલ્પ માત્ર કહ્યો છે. વળી સમવાય સંબંધનું નામ મળવું છે, એ ત્રીજો પક્ષ પણ બને નહિ. કારણ કે ગુણ ગુણી આદિનો નૈયાયિકો સમવાય સંબંધ માને છે. આ સમવાય પોતાના સંબંધી જે દ્રવ્યગુણાદિ, તેમાં

સંયોગ સંબંધવડે રહે છે અથવા સમવાયવડે રહે છે. આમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ જ્યાં બે દ્રવ્યનો સંયોગ થાયછે ત્યાં સમવાય દ્રવ્ય નથી. માટે તેનો સંયોગ બને નહિ. વળી સમવાય સંબંધવડે પોતાના સંબંધીમાં સમવાય રહે છે, એ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે જે સમવાય સંબંધવડે સમવાય રહે છે, તે સમવાય પ્રથમ સમવાયથી અભિન્ન હોય અથવા ભિન્ન હોય. તેમાં પ્રથમનો અભિન્ન પક્ષ બને નહિ. કારણ કે પોતાની સ્થિતિમાં પોતાની અપેક્ષારૂપ આત્માશ્રય દોષ પ્રાપ્ત થાય છે. વળી ભિન્ન છે, એ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે બીજો સમવાય પોતાના સંબંધીઓમાં કયા સમવાયવડે રહે છે? જો પ્રથમ સમવાયવડે બીજો સમવાય પોતાના સંબંધીમાં રહે છે, એમ કહો તો અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થશે. કારણ કે પ્રથમ સમવાય બીજા સમવાયવડે પોતાના સંબંધીમાં રહે, વળી બીજો સમવાય પ્રથમ સમવાયવડે પોતાના સંબંધીમાં રહે, આ બેઉ દોષની નિવૃત્તિ માટે બીજો સમવાય ત્રીજા સમવાયવડે પોતાના સંબંધીમાં રહે છે, એમ અંગીકાર કરશો તો તે ત્રીજો સમવાય કયા સમવાયવડે પોતાના સંબંધીમાં રહે છે? જો પ્રથમ સમવાયવડે સંબંધીમાં રહે છે, એમ કહેશો તો ચક્રનો દોષ પ્રાપ્ત થશે. કારણ પ્રથમ સમવાય બીજાવડે રહ્યો, બીજો ત્રીજાવડે રહ્યો તથા ત્રીજો પાછો પ્રથમવડે રહ્યો. એમ ચક્રની માફક ભ્રમણ થાય છે. જો ત્રીજા સમવાયની સ્થિતિ માટે ચતુર્થ સમવાય તથા ચોથા માટે પંચમ, આ રીતે સમવાયની ધારા માનશો તો અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. માટે સમવાય સંબંધરૂપ મળવાનું નામ સમુદાય નથી. જો સંયોગ તથા સમવાય સંબંધરૂપ મળવાનું નામ સમુદાય હોય તો વૃક્ષનો જે સમુદાય, તે વન કહેવાય છે. આ સ્થળે વૃક્ષનો પરસ્પર સંયોગ તથા સમવાય સંબંધ નથી. માટે સમુદાય વ્યવહાર ન થવો જોઇએ. પણ સમુદાય વ્યવહાર થાય છે. માટે સંયોગ સમવાય સંબંધરૂપ મળવાનું નામ સમુદાય નથી. વળી સંબંધને જે વાદી સમુદાયરૂપે માને છે તેને પૂછવું કે, સંબંધ એમાં બે પદો છેઃ- સં તથા બીજો બંધ. તેમાં સં એ પદનો શું અર્થ છે તથા બંધ એ પદનો શું અર્થ છે? તે પ્રથમ કહો.

શિષ્યઃ–હે ભગવન્! સં એ શબ્દનો સમ્યક્પણાનો અર્થ છે તથા બંધ એ શબ્દનો બંધન અર્થ છે.

ગુરૂઃ–હે શિષ્યઃ–! આ અર્થ તારા વચન વિના કોઇપણ સંસાર સંબંધી વસ્તુમાં અમે જોયો નથી. પણ તારાજ વચનમાં છે. જે વસ્તુ ત્રણે કાળે પરિણામને ન પામે, તે સમ્યક્ કહેવાય છે. વળી આ સંપૂર્ણ જગત્ જડ છે, માટે રજ્જુસર્પની માફક પરિણામને પામે છે. વળી શ્રુતિમાં પણ આત્માથી ભિન્ન સર્વ જગતને મિથ્યા કહ્યું છે. માટે આત્માથી ભિન્ન કોઇ વસ્તુમાં સમ્યકપણું બને નહિ. કારણ કે લોકમાં બંધાયમાન જે વસ્તુ છે, તેથી બંધન ભિન્ન દેખાય છે. જેમ કે બંધાયલી બે ગાયો છે, તેના કરતાં રજ્જુરૂપ બંધન ભિન્ન છે. વળી મૂર્ત વસ્તુજ લોકમાં

બંધનરૂપે હોય છે, પણ અમૂર્ત વસ્તુ બંધનરૂપે હોતી નથી. માટે અમૂર્ત આકાશે કરી ઘટપટાદિ પદાર્થ બંધાતા નથી. તેમ આ દેહમાં ઇન્દ્રિયઆદિનો પરસ્પર સંબંધ કરવાવાળો તથા ઇન્દ્રિયઆદિ સર્વ સંઘાતથી ભિન્ન રજ્જુઆદિની માફક કોઇ મૂર્ત પદાર્થ દેખાતો નથી. માટે સંબંધ પદનો અર્થ કાંઈ પ્રસિદ્ધ નથી. આ રીતે સંઘાત દેહરૂપ છે, એ પક્ષનું ખંડન કર્યું.

## ઇન્દ્રિયોની અનાત્મતા.

મુમુક્ષુના આત્મબોધ માટે એક એક ઇન્દ્રિયઆદિનું અનાત્મપણું વિચારવા યોગ્ય છે. વિદ્વાન્ પુરૂષોએ ઇન્દ્રિયઆદિની આત્મતા કદી પણ અનુભવ કરી નથી. કારણ કે જે સર્વની અંદર છે તે આત્મા કહેવાય છે તથા ઇન્દ્રિયો બાહ્ય છે, માટે તેઓ ઘટાદિની માફક અનાત્મરૂપે છે. આ રીતે વિદ્વાનના અનુભવ પ્રમાણવડે ઇન્દ્રિયોની અનાત્મતા કહી. હવે અનુમાન પ્રમાણથી પણ ઇન્દ્રિયોની અનાત્મતા સિદ્ધ કરીએ. વાગાદિ ઇન્દ્રિયો અનાત્મરૂપે હોવાને યોગ્ય છે. કારણ કે તે દૃશ્ય તથા પરિચ્છિન્ન છે. જે જે વસ્તુ દૃશ્ય તથા પરિચ્છિન્ન હોય, તે તે વસ્તુ અનાત્મરૂપે હોય છે.

શિષ્યઃ—હે ભગવન્! કર્તાનો અર્થ આત્મા થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. વળી સ્વતંત્ર એવો અર્થ કર્તાનો છે. આ રીતનું સ્વતંત્રપણું પોતપોતાના વ્યાપારમાં ઇન્દ્રિયને પણ છે, માટે ઇન્દ્રિયો જ આત્મા છે.

ગુરૂઃ—જે જે સ્વતંત્ર હોય છે, તે ચેતનરૂપ હોય છે. ચેતનતા વિના સ્વતંત્રપણું રહેતું નથી. જેવી રીતે અગ્નિ વિના ધુમાડો રહેતો નથી. માટે હું પરમાત્મા વિના સર્વ ઇન્દ્રિયોમાં અભાવ છે. આ કારણથી અચેતન ઇન્દ્રિયોની કોઇ પણ વ્યાપારમાં સ્વતંત્રતા નથી. જેમ અચેતન રથાદિ ચેતન અશ્વાદિ વિના સ્વતંત્ર ગમન કરી શકતા નથી, તેમ જ્ઞાન ઇન્દ્રિય તથા અંતઃકરણના જે જ્ઞાનરૂપ વ્યાપાર છે, તેમ કર્મેન્દ્રિયો તથા પ્રાણોના જે ક્રિયારૂપ વ્યાપાર છે, તે સર્વ વ્યાપાર હું પરમાત્માની સમીપતાવડે સિદ્ધ થાય છે, માટે ચેતનપણું સ્વતંત્ર આત્મામાં જ છે. જડ ઇન્દ્રિયોમાં સ્વતંત્રતા નથી. જો કે વાગાદિ ઇન્દ્રિયોનો શબ્દ ઉચ્ચારણાદિ જે પોત પોતાનો વ્યાપાર છે તેમાં તેઓ સ્વતંત્ર છે, છતાં અન્ય વ્યાપારમાં ઇન્દ્રિય આદિ સમર્થ નથી. માટે તેમાં આત્મતા બને નહિ. શબ્દનું ઉચ્ચારણ એ વાક્ ઇન્દ્રિયનો વ્યાપાર છે તથા ગ્રહણ હસ્ત ઇન્દ્રિયનો વ્યાપાર છે. ગમન પાદ ઇન્દ્રિયનો વ્યાપાર છે. મળનો પરિત્યાગ પાયુ ઇન્દ્રિયનો વ્યાપાર છે તથા આનંદ ઉપસ્થ ઇન્દ્રિયનો વ્યાપાર છે. જેમ રાજા પોત પોતાના કાર્યમાં ભૃત્યને જોડે છે, તેમ મેં પરમાત્માએ પોત પોતાના વ્યાપારમાં ઇન્દ્રિયાદિકો સ્થાપન કરી છે અર્થાત્ જડ ઇન્દ્રિયોના વ્યાપારનો જે નિયમ છે, તે હું અંતર્યામી આત્માનું બોધન કરે છે. કારણ કે ચેતન વિના જડની નિયમે કરી પ્રવૃત્તિ હોય નહિ; જેમ વાયુવડે હલાવેલ સૂકા પાંદડાની

પ્રવૃત્તિ નિયમથી રહિત છે, તેમ જ્ઞાન-ઇન્દ્રિય તથા પ્રાણાદિમાં પણ જાણવું. વળી રૂપાદિનું જ્ઞાન, શબ્દજ્ઞાન, ગંધ-જ્ઞાન, રસજ્ઞાન તથા સ્પર્શાદિનું જ્ઞાન-એમ ક્રમે કરી ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, રસન, ત્વક્નો વ્યાપાર પાંચ જ્ઞાનેન્દ્રિયોના નિ-યમવડે છે. આ વ્યાપારનો નિયમ પણ સર્વાન્તર્યામી આત્માનું બોધન કરે છે. વળી પ્રાણનો પણ ઇન્દ્રિયાદિની માફક નિયમવડે વ્યાપાર છે. કારણકે અન્ન તથા જળને સૂક્ષ્મ નાડી છિદ્રમાં પ્રાણ સ્થાપન કરે છે. માટે પ્રાણની એક તો આ આશ્ચર્યરૂપ ક્રિયા છે તથા બીજું વાગાદિ ઇન્દ્રિયોની સ્થિતિની કારણતા-રૂપ જીવન પણ પ્રાણોનું કાર્ય છે. આ બે વ્યાપારાદિવિના અન્ય કોઇ વ્યાપારનું પ્રાણ કારણ નથી. વળી સંકલ્પ, નિશ્ચય, અભિમાન તથા સ્મરણ. આ ચાર ક્રમે કરી મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત-ના નિયમવડે વ્યાપાર છે.

## પંચભૂત તથા વિષયોનો વ્યાપાર.

જેમ પાત્ર ઘૃતને ધારણ કરે છે, તેમ જગતને ધારણ કરવું, તે પૃથ્વીનો વ્યાપારછે. ભીજવવું જળનો વ્યાપારછે, તંડુલાદિને પકવવું, એ તેજનો વ્યાપાર છે. સંકોચ વિકાસરૂપ ક્રિયા વાયુનો વ્યાપાર છે તથા સ્થિતિમાં ચાલવામાં અનુકૂળ જે અવકાશપણું, તે આકાશનો વ્યાપાર છે. આ વ્યાપારથી ભિન્ન પૃથ્વી આદિનો કોઇ વ્યાપાર નથી. વળી શ્રોત્રાદિ ઇન્દ્રિયનો જીવને બંધન કર-વાનો જે સ્વભાવ છે, તે સ્વભાવને પ્રકટ કરવો, એ જ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ વિષયનો વ્યાપાર છે. કારણ કે વિષયસંબંધવિના કેવળ ઇન્દ્રિયોમાં બંધનની કારણતા નથી. આ કારણથી શ્રુતિમાં વિષયને અતિગ્રહરૂપે કહ્યો છે.

શિષ્યઃ–હે ભગવન્! ઇન્દ્રિયાદિમાં સ્વતંત્રતાનો અભાવ છે. માટે તે આત્મા-રૂપ નથી, તો પણ જ્ઞાનશકિત હોવાથી સર્વજ્ઞ પરમાત્માની ઉપાધિરૂપ જે બુદ્ધિ, તે સ્વતંત્ર છે. માટે બુદ્ધિ શું કદી પણ આત્મારૂપે હોય નહિ?

ગુરુઃ–બુદ્ધિમાં સર્વજ્ઞ પરમેશ્વરનું ઉપાધિપણું જો કે પ્રસિદ્ધ છે, તથાપિ તે બુદ્ધિ આત્મારૂપે નથી. કારણ કે બુદ્ધિમાં સર્વ વસ્તુને વિષય કરવાનું જે સામર્થ્ય છે, તે હું પરમાત્માની સમીપતાને આ-ધીન છે. પણ સ્વતંત્ર બુદ્ધિમાં નથી, અર્થાત્ સર્વ જગતને પ્રકાશ કરવું, એ જ એક ચેતન જ્ઞાન શબ્દનો મુખ્ય અર્થ છે. જેમ જળ પોતાના સંબંધે કરી અસ્વચ્છ ઘટાદિ પદાર્થમાં સૂર્યાદિનું પ્રતિબિંબ ગ્રહણ કરવાની યોગ્યતા પ્રકટ કરે છે, તેમ બુદ્ધિ પણ પોતાના સંબંધ-વડે ઘટાદિ પદાર્થમાં ચેતનના પ્રતિ-બિંબને ગ્રહણ કરવાની યોગ્યતા પ્રકટ કરે છે. બુદ્ધિ આવરણની નિવૃત્તિ કરે છે તથા પોતે પણ ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરે છે. માટે બુદ્ધિ એ જ્ઞાન શબ્દનો ગૌણ અર્થ છે, એમ કહેવાથી એ સિદ્ધ થાય છે કે, જેમ સૂર્યના પ્રતિબિંબવડે દર્પણ ભીત આદિ પદાર્થને પ્રકાશે છે, પણ દર્પણ પોતે

પ્રકાશરૂપે નથી; તેમ ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરી બુદ્ધિ સર્વ અર્થને પ્રકાશે છે. પણ બુદ્ધિ પોતે પ્રકાશરૂપે નથી. માટે હું પરમાત્માની સમીપતાવડે, જેમ શ્રી કૃષ્ણ ભગવાનની સમીપતાથી અર્જુનમાં સામર્થ્ય છે, તેમ બુદ્ધિમાં સામર્થ્ય છે. પણ હું પરમાત્મા વિના બુદ્ધિમાં સામર્થ્ય નથી. માટે બુદ્ધિ આત્મારૂપે નથી. વળી હું વ્યાપક પરમાત્માએ બુદ્ધિની જડતા નિશ્ચય કરી છે. કારણ કે બુદ્ધિ વિષયાકાર પરિણામને પામે છે. જેમ મૃત્તિકાદિ જડ છે તથા ચેતન પરિણામને પામતાં નથી, તેમ જે વસ્તુ પરિણામને પામે છે તે જડ હોય છે. માટે બુદ્ધિ આત્મારૂપ નથી.

## શ્રુતિવડે પ્રાણની અનાત્મતા.

જો કે પ્રાણ જીવનના હેતુરૂપ છે તથા ઇન્દ્રિયોની અપેક્ષાએ કરી આંતરરૂપે છે, છતાં હું પરમાત્માના સામર્થ્યથી જીવનમાં પ્રાણ હેતુરૂપ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, પ્રાણ તથા અપાનવડે કોઈ પણ પ્રાણી જીવતું નથી. પણ પ્રાણ તથા અપાનના અધિષ્ઠાનરૂપ આત્માવડે પ્રાણ જીવેછે. માટે પ્રાણ આત્મારૂપ નથી. આથી એમ સાબીત થાય છે કે, પૂર્વે કહેલ વાગાદિ ઇન્દ્રિયોથી લઈ કોઇ પણ ઇન્દ્રિયમાં આત્મતા નથી. કારણ કે જે સંપૂર્ણ વાગાદિનો પ્રયોજક હોય, તે આત્મા કહેવાય છે. અર્થાત જે પોતાની સમીપતાવડે વાગાદિને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરાવે તથા જેને માટે આ વાગાદિ પ્રવૃત્ત થાય, તે આત્મા કહેવાય. આત્માનું આ લક્ષણ વાક્ ઇન્દ્રિય આદિમાં નથી. કારણ કે વાગાદિ સર્વ અર્થનાં સાધક નથી. પણ પોતપોતાના વ્યાપારની સિદ્ધિ કરે છે. માટે તે આત્મારૂપ નથી. વળી વાગાદિ સંપૂર્ણ મળી સંઘાતરૂપે છે. માટે જેમ ગૃહાદિ પદાર્થ મૃત્તિકા કાષ્ઠાદિ પદાર્થના સમુદાયરૂપે છે, માટે ગૃહી પુરૂષના અર્થરૂપે છે, તેમ તે પરમાત્માના અર્થરૂપે છે. જે જે પદાર્થ પારકાને માટે હોય, તે તે અનાત્મારૂપે હોય છે. જેવા કે ગૃહાદિ અનાત્મારૂપે છે, માટે મારા સુખના સાધનરૂપ જે વાગાદિ, તેમાં હું પરમાત્માની આત્મતા કેવી રીતે હોય ? અર્થાત્ તે વાગાદિ આત્મારૂપે નથી. વળી આ સંપૂર્ણ વાગાદિ પોતાને માટે નથી, તેમ એક એક પણ પોતાને માટે નથી, પણ તે સર્વ હું પરમાત્માને માટે છે. આ સંપૂર્ણ વાગાદિ મારૂં સ્વરૂપ નથી. જ્યારે સંપૂર્ણ વાગાદિ મળી મારૂં સ્વરૂપ નથી થતું, ત્યારે એક એક વાગાદિ મારૂં સ્વરૂપ કેવી રીતે હોય? કદાપિ હોય નહિ.

શિષ્યઃ—હે ભગવન્ ! આ સંપૂર્ણ વાગાદિ આપ ઈશ્વરના ચાકરરૂપે છે, માટે પોતાની પ્રેરણા વિનાજ તમારા ભયને લીધે શબ્દના ઉચ્ચારણાદિરૂપ પોતપોતાના વ્યાપારને કરશે. દૃષ્ટાંત તરીકે જેમ રાજાના ભયવડે ચાકર પોતપોતાના કાર્યને કરે છે, માટે સંઘાતમાં આપના પ્રવેશનું કાંઈ પ્રયોજન નથી.

ગુરૂઃ—જો કે આ વાગાદિ મારા ભયને લીધે પોતપોતાના વ્યાપારને કરશે, છતાં હું પરમાત્માને ત્વં પદના અર્થરૂપે આ વાગાદિ જાણતી નથી. વળી સર્વ જગતના

કારણરૂપ જે હું તત્પદનો અર્થ, તેને પણ આ વાગાદિ જાણતી નથી. જ્યારે ત્વં પદાર્થને તથા તત્ પદાર્થને આ વાગાદિ જાણતી નથી, ત્યારે તેની એકતાને તો કેવી જ રીતે જાણે? કદી જાણશે નહિ. માટે હું પરમાત્મા જ આ સંઘાતમાં પ્રવેશ કરી, હું કોણ છું, તેનો વિચાર કરૂં. અહીં વાગાદિ ઇન્દ્રિયની સાથે તાદાત્મ્ય અધ્યાસવડે હું શબ્દનું ઉચ્ચારણ કરૂં છું તથા હું દેખું છું, આ રીતનું અભિમાન જ પરમેશ્વરનો પ્રવેશ છે. આને શાસ્ત્રમાં પ્રતિબિંબવાદ તથા અવચ્છેદવાદ કહ્યો છે.

શિષ્યઃ—હે ભગવન્! આપે પોતાના સ્વરૂપનો જે વિચારકરવાનો છે, તે વિચાર આ શરીરમાં પ્રવેશ કર્યા વિનાજ કર્યો. કારણ આપ દુઃખરૂપ શરીરમાં પ્રવેશ કરો છો.

ગુરૂઃ—જેવું મારૂં સ્વરૂપ છે, તેજ રીતનો હું હોઉં ત્યારે મારા સ્વરૂપના ચિંતનવડે કંઇ પણ પ્રયોજન સિદ્ધ થતું નથી. માટે સંઘાતમાં પ્રવેશ કરી આ વાગાદિને સુખની પ્રાપ્તિવડે પોતાના સ્વરૂપનો નિર્ણય કરીશ. અહીં વાગાદિને સુખની પ્રાપ્તિ તથા પોતાનાં સ્વરૂપનો નિર્ણય, આ બે પ્રવેશનાં પ્રયોજનો છે. આ રીતે પરમાત્મા ચિંતનવડે પોતાના સ્વરૂપના ચિંતનનો પરિત્યાગ કરી, શરીરમાં પ્રવેશ માટે દ્વારનો વિચાર કરવા લાગ્યા. સર્વ દેવતાના પિતા પરમેશ્વર પોતાનાં ચાકરોનાં પ્રવેશનાં જે મુખાદિ દ્વાર છે, તેમાં પોતાની યોગ્યતાને ન જોઇ, પોતાની સમીપતાવડે મૂર્ધસીમાનું ભેદન કરી આ શરીરમાં પ્રવેશ કરવા લાગ્યા. મસ્તકમાં જે વામ, દક્ષિણ તથા મધ્ય આ ત્રણ કપાળ છે, તેના મધ્ય ભાગનું નામ મૂર્ધસીમા છે. કેશથી રહિત કૃશ પુરૂષના મસ્તકમાં આ જોવામાં આવે છે. અથવા તો સ્ત્રીઓના કેશ વિભાગની જે રેખા, તે જ્યાં સમાપ્ત થાય છે તે સ્થાનનું નામ મૂર્ધસીમા છે. આ સર્વ પુરૂષોમાં પ્રસિદ્ધ છે. જેમ પ્રસિદ્ધ દ્વારિકાપુરીમાં પ્રવર્ષણ નામના પર્વતને કૂદી આકાશરૂપ ઉર્ધ્વ માર્ગથી શ્રી કૃષ્ણે પ્રથમ પ્રવેશ કર્યો, તેમ આ મનુષ્યશરીરરૂપ પુરીમાં કૃષ્ણ સ્વરૂપ પરમાત્માએ ઉર્ધ્વમાર્ગથી પ્રવેશ કર્યો. માટે સર્વ મનુષ્યનું શરીરદ્વારકાપુરીરૂપે છે. મનુષ્ય શરીરમાંજ આત્મસાક્ષાત્કારની યોગ્યતા છે. માટે મનુષ્ય શરીરમાં પ્રવેશ કહ્યો. આ આ મનુષ્યશરીરવડે સર્વ શરીરનું ગ્રહણ કરવું.

શિષ્યઃ—હે ભગવન્! શ્રુતિ તથા સ્મૃતિમાં નવ દ્વાર પ્રસિદ્ધ છે, પણ આ મૂર્ધદ્વાર પ્રસિદ્ધ નથી. માટે આ દ્વારવડે દ્વારિકાપુરી કેવી રીતે કહી?

ગુરૂઃ—પરમેશ્વરે મસ્તકને ભેદી આ શરીરરૂપી પુરીમાં પ્રવેશ કર્યો. માટે મસ્તકના ઉર્ધ્વ ભાગમાં જે દ્વાર છે, તે દ્વારને ઉપાસક પુરૂષોએ વિદૃતિ એ નામ આપ્યું છે. મસ્તકપર તીક્ષ્ણ તેલ લગાડવાથી બુદ્ધિમાનોએ તીક્ષ્ણતાની બુદ્ધિ અનુભવ કરી છે. મૂઢ પુરૂષોને શ્રી કૃષ્ણ તથા તેનું દ્વાર, એ બેઉ જાણવા અશક્ય છે. પરમેશ્વરના પ્રવેશનું દ્વાર અપ્રસિદ્ધ નથી. વાગાદિ ભૃત્યોનાં પ્રવેશનાં જે નવ

દ્વાર, તેની સમાન 'પરમેશ્વરના પ્રવેશનું' દ્વાર નથી. માટે નવદ્વારની સાથે આ દ્વારની શ્રુતિ તથા સ્મૃતિમાં ગણત્રી કરી નથી. યોગી પુરૂષ આ ઉર્ધ્વદ્વારથી નીકળી બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા મુક્તિના કારણરૂપ દેવમાર્ગને પામે છે. આથી ઉર્ધ્વદ્વાર નંદનરૂપે છે. જેવડે આનંદની પ્રાપ્તિ થાય તે નંદનરૂપે છે. જો કે ઇન્દ્રના વનનું નામ નંદન છે, પણ ઇન્દ્રનું વન નીચે પડવાના ભયજન્ય દુઃખવડે યુક્ત છે, માટે તેમાં સુખની કારણતાનો સંશય છે. જેમ સ્વર્ગમાં પ્રાપ્ત થયેલ કર્મી પુરૂષના સુખનું કારણ નંદન વન છે, તેમ આ ઉર્ધ્વદ્વાર પણ બ્રહ્મલોકદ્વારા મુક્તિરૂપ સુખનું કારણ છે. આ રીતે જીવરૂપે પરમાત્માનો પ્રવેશ છે.

## અભિમાનવડે પરમાત્માને સંસારપ્રાપ્તિ.

પ્રસિદ્ધ નવદ્વાર તથા નાભિ અને ઉર્ધ્વદ્વાર, એમ એકાદશ દ્વારમાં શરીરરૂપ પુરીને પામી, અગ્નિ આદિ દેવતાઓના પ્રભુ જે પરમાત્મા ઇન્દ્ર, તે પોતાના નિવાસ માટે ત્રણ ગ્રહને કરવાને લાગ્યા. ચક્ષુ ઇન્દ્રિય રહેવાના ગોલકમાં પ્રથમ નિવાસ, ચિત્તના સ્થાન હૃદય કમળદળમાં બીજો નિવાસ તથા હૃદય કમળના આંતર આકાશમાં ત્રીજો નિવાસ, એમ ત્રણ ગ્રહોમાં અહંકારરૂપી શય્યાના ઉપર ચૈતન્યરૂપ પરમાત્માના પ્રતિબિંબ ગર્ભને ધારણ કરનારી જ્ઞાન શક્તિરૂપી સ્ત્રીની સાથે શયનને પામી, ઇન્દ્રરૂપી આત્મા, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ ત્રણ સ્વપ્નને જૂવે છે.

શિષ્યઃ—હે ભગવન્! સ્વપ્નને સ્વપ્ન કહેવું, તે ઠીક છે, પણ જાગ્રત તથા સુષુપ્તિને સ્વપ્નરૂપતા કહેવી બને નહિ.

ગુરૂઃ—આ ઇન્દ્રરૂપ જીવાત્મા પોતાના સ્વરૂપ જ્ઞાનથી રહિત છે. માટે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણે જીવાત્માને સ્વપ્નસ્વરૂપે છે. કારણ કે જે જેવી વસ્તુનું સ્વરૂપ હોય, તેવુંજ તેને જોવું તેનું નામ જાગ્રત છે. વળી આ જીવાત્મા અદ્વિતીય આનંદરૂપ પોતાના સ્વરૂપને ભૂલી જઈ, પોતાને દુઃખી, કર્તા તથા ભોકતા માને છે, માટે અજ્ઞાનરૂપ નિદ્રાવડે જે જે વસ્તુ જુવે છે, તે સર્વ સ્વપ્ન છે. જાગ્રતરૂપ સ્વપ્ન નીચે પ્રમાણે છેઃ—વાસ્તવિક રીતે શુદ્ધ પરમાત્મા શબ્દ સ્પર્શાદિ બાહ્ય સ્થૂલ ભોગની પ્રાપ્તિ માટે અનાદિ અજ્ઞાનવડે ભોગના કારણરૂપ ધર્મ અધર્મને જે સમયે અંગીકાર કરે છે, તેનું નામ જાગ્રત છે. આ જાગ્રતકાળે વામ તથા દક્ષિણ એમ બેઉ નેત્રમાં ભગવાન્,સ્ત્રી તથા પુરૂષ આ બે રૂપવડે પ્રકટ થાય છે. તેમાં દક્ષિણનેત્રમાં રહેલ રૂપ અધિક પ્રકાશરૂપ બળવાળું છે, માટે ભોકતા પુરૂષરૂપ છે. વળી વામ નેત્રમાં રહેલ રૂપ અધિક પ્રકાશરૂપ બળવાળું નથી. માટે ભોગ્ય સ્ત્રીરૂપે છે. આ રીતે ભોકતા તથા ભોગ્યરૂપવડે પરમેશ્વરની ઉપાસના શ્રુતિમાં કહી છે. આ રીતે વ્યષ્ટિ શરીરના અભિમાનવડે પોતાને પરિચ્છિન્ન માનતા ભગવાન્ વાગાદિ સર્વ ઇન્દ્રિયોને અંગીકાર કરી, કર્મના ફળના

સ્વીકારરૂપ ભોગને પામ્યા. બાહ્ય અનેક પ્રકારના ભોગો નીચે પ્રમાણે છે:–જેથી હું ઉત્પન્ન થયો છું તે મારો પિતા છે, આ મારો પુત્ર છે, આ મારી પુત્રીઓ છે, આ મારો મિત્ર છે, આ મારો શત્રુ છે, આ મારો ઉદાસીન* છે, આ મારો નિયામક÷ છે, આ મારો ઋત્વિક× છે, આ મારો ગુરૂ છે, આ સ્ત્રી છે, આ પુરૂષ છે તથા આ નપુંસક છે આ સર્વ ચેતન શરીરના ભોગ છે. હવે જડવિયના ભોગો નીચે પ્રમાણે છે:–આ મારૂં ઘર છે, આ ભૂમિ મારી છે, આ અન્ન મારૂં છે, આ સુવર્ણ મારૂં છે, આ પશુ મારૂં છે, આ વસ્ત્ર મારૂં છે, આ ભૂષણ મારૂં છે, આ શય્યા મારી છે, આ સુંદર છે, આ અસુંદર છે, આ અધિક છે, આ થોડું છે, આ સમીપ છે તથા આ દૂર છે. જ્ઞાન તથા કર્મ ઇન્દ્રિયોના વિષય-રૂપ ભોગો નીચે પ્રમાણે છે:– આ શબ્દ છે, આ સ્પર્શ છે, આ ગંધ છે, આ રસ છે, આ રૂપ છે, આ શબ્દ કહેવા યોગ્ય છે, આ હાથવડે ગ્રહણ કરવા યોગ્ય છે, આ પાદવડે ચાલવા યોગ્ય છે, આ આનંદરૂપે છે, આ મલાદિના પરિત્યાગરૂપે છે, આ તો મારા સુખનું કારણ છે, આ તો મારા દુ:ખનું કારણ છે, એવા વિષયવડે પુરૂષ બંધનને પામે છે. આ સુખરૂપે છે, આ દુ:ખરૂપે છે, આ વિષયના ફળરૂપ ભોગ કહેવાય છે. આ પૂર્વે હતો, આ હાલમાં છે તથા આ હવે પછી થશે, આ સર્વ કાળના ભોગ કહેવાય છે. આ સર્વ સ્વામીપણાના અધ્યાસરૂપ બાહ્ય ભોગો છે. તાદાત્મ્ય અધ્યાસરૂપ શરીરના ભોગો:– હું પુરૂષ છું, હું સ્ત્રી છું, હું નપુંસક છું, હું મનુષ્ય છું, હું પશુ છું, હું જરાયુજ છું, હું સ્વેદજ છું, હું ઉદ્ભિજ્જ છું તથા હું અંડજ છું, આ રીતે શરીરમાં રહેલ અન્નના પરિણામરૂપ સંપૂર્ણ વિકારને અજ્ઞાનરૂપ નિદ્રાવડે સુતેલો આત્મા માયાવડે પોતાનું સ્વરૂપ માને છે. વાસ્તવિક રીતે આત્મા દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે. શરીરના ધર્મનું અધ્યાસનિરૂપણ:–હું બાળક છું, હું યુવાન્ છું, હું વૃદ્ધ છું, હું રોગી છું, હું રોગરહિત છું, હું રૂપવાન્ છું, હું કુરૂપ છું, હું શાસ્ત્ર-વિહિત આચરણવાળો છું, હું શાસ્ત્ર-નિષિદ્ધ આચરણવાળો છું, આ રીતે દેહના ધર્મને આત્મામાં અજ્ઞાનવડે માને છે. ચાર વર્ણનું તથા ચાર આશ્રમનું આત્મામાં અધ્યાસનિરૂપણ:- હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું વૈશ્ય છું, હું શૂદ્ર છું, હું બ્રહ્મચારી છું, હું ગ્રહસ્થ છું, હું વાનપ્રસ્થ છું તથા હું સંન્યાસી છું. આ રીતે વર્ણ તથા આશ્રમની સાથે અધ્યાસ થવા પછી તેને વર્ણ તથા આશ્રમનાં અવાંતર જાતિઓ, ધર્મ તથા તે તે દેશના આચાર, એ સર્વ દેહ-ધર્મને અજ્ઞાનવડે પોતામાં માને છે. જેમકે બ્રાહ્મણત્વાદિ જાતિ તો દશ પ્રકારના બ્રાહ્મણમાં રહે છે. દરેક બ્રાહ્મણમાં રહેલ

*મિત્ર તથા શત્રુ ભાવથી રહિત તે ઉદાસીન.

÷જે ધર્મમર્યાદામાં સ્થાપન કરે, તેને નિયામક કહે છે.

×યજ્ઞ કરાવનારા બ્રાહ્મણને ઋત્વિક કહે છે.

ગૌડ તથા દ્રાવિડ જાતિઓ અવાંતર જાતિઓ છે. દક્ષિણમાં મામાની કન્યા સાથે વિવાહ, ગુજરાતમાં મરણ પછી જ્ઞાતિભોજન, મારવાડમાં ચામડાના પાત્રમાં જળ લાવવું, આ સર્વ દેશાચાર છે. ઇન્દ્રિયના ધર્મનું આત્મામાં અધ્યાસનિરૂપણઃ–હું અધિક દૃષ્ટિવાળો છું, હું મંદ દૃષ્ટિવાળો છું. ઈત્યાદિ ઇન્દ્રિયના ધર્મ પોતામાં માને છે. કારણ કે હું અંધ છું, હું કાણો છું, હું બહેરો છું, ઇત્યાદિ વચનવડે અંતર અધ્યાસને પ્રકટ કરે છે. તાત્પર્ય કે, જે વસ્તુને મનવડે ધ્યાન કરે છે, તે વસ્તુને વાક્ ઇન્દ્રિયવડે કથન કરે છે, એવો નિયમ શાસ્ત્રમાં કહ્યો છે. મનુષ્ય એમ કહે છે કે, હું આંધળો છું, હું કાણો છું, આમ કહેવું ચક્ષુ ઇન્દ્રિયની સાથે આત્માના અધ્યાસ વિના સિદ્ધ થાય નહિ. માટે હું આંધળો છું, ઈત્યાદિ કહેવું, તે પુરૂષની અંદર અધ્યાસનું અનુમાન કરાવે છે. આ રીતિ સર્વ અધ્યાસમાં જાણવી. વ્યાપક આત્માને પરિચ્છિન્ન માનવો, એ દેહાદિ અધ્યાસ વિના બને નહિ. કારણ કે પુરૂષ એક દેહના અભિમાનથી બીજા દેહનું અભિમાન કરતો નથી. જેમકે હું બ્રાહ્મણત્વ જાતિવાળો છું, પણ હું ક્ષત્રિય જાતિનો નથી. વળી બ્રાહ્મણત્વ જાતિવાળા જે બીજા બ્રાહ્મણો છે, તે પણ હું નથી. પણ તે મારાથી ભિન્ન છે. આ પરિચ્છિન્નપણું પણ દેહાદિકના અધ્યાસનો બોધ કરે છે. અહં એ શબ્દનો લક્ષ્ય અર્થ શુદ્ધ આત્મા છે. વળી અહં એ વૃત્તિ જ્ઞાનનો વિષય પણ શુદ્ધ આત્મા છે. આ આત્મા અહં એ શબ્દ તથા જ્ઞાનથી વાસ્તવિક રીતે ભિન્ન છે. કારણ કે શબ્દ તથા જ્ઞાનથી અર્થ ભિન્ન હોય છે. આ રીતે આત્માનો બોધ કરનાર અહમ્ શબ્દનો દેહાદિ અર્થ આત્મસાક્ષાત્કારથી રહિત પુરૂષ માને છે. આત્મવિષયક અહં એ જ્ઞાનનો પણ દેહાદિ વિષય માને છે. આથી એમ સિદ્ધ થાય છે કે, અન્ય વસ્તુના વાચક શબ્દને અન્ય વસ્તુ વિશે કહેવું, એ અધ્યાસ વિના બને નહિ. જેમ રજતરૂપ અર્થના વાચક રજત શબ્દોની સન્મુખ શુક્તિમાં આ રજત છે, એમ કહેવું, રજત અધ્યાસવિના બને નહિ તેમ આ પુરૂષ પણ આત્માના વાચક અહં શબ્દનો દેહાદિમાં હું ગોરો છું, એમ કથન કરે છે. આથી શરીરાદિમાં અહં શબ્દનું, હું ગોરો છું, એમ કહેવું તે કેવળ ભ્રમરૂપતા સિદ્ધ કરે છે. આ રીતે દેહાદિ સાથે તાદાત્મ્યના અધ્યાસવડે આત્મામાં ભેદજ્ઞાનનું નિરૂપણ કર્યું. અધ્યાસવડે બાહ્ય વસ્તુને વિષય કરનાર ભેદજ્ઞાનનું નિરૂપણઃ–આ પિતા મારો છે, તથા આ માતા મારી છે, આથી ભિન્ન કોઇ મારાં માત પિતા નથી. વળી દેવોનું મંદિર તથા તીર આદિથી માંડી સર્વ વસ્તુ સર્વ લોકોને માટે છે. આ સર્વ ભેદોને અજ્ઞાનરૂપ નિદ્રાવડે સૂતેલો આત્મા સ્વપ્નની માફક જુવે છે. વળી કોઇ સ્થાનમાં કારણવિના શોકને પામે છે તથા કોઇ સ્થાને હર્ષને પામે છે. પ્રાણના ધર્મનો આત્મામાં અધ્યાસઃ–હું

ક્ષુધાવાળો છું, હું તૃષાવાળો છું, આ રીતે પ્રાણના ધર્મ ક્ષુધા તથા પિપાસાને આત્મામાં માને છે. મનના ધર્મનો આત્મામા અધ્યાસઃ-કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, વૃત્તિજ્ઞાન, શ્રુતિમાં કહેલ આ મનના-ધર્મને આત્મામાં માની પુરૂષ તપાયમાન થાય છે. ખરૂં જોતાં આત્મા અસંગ તથા નિર્ગુણ છે. તે દેશ, કાળ તથા વસ્તુ-પરિચ્છેદથી રહિત છે. તે આનંદ ચેતન-રૂપે છે. આ રીતનો આત્મા પોતાના સ્વરૂપના અજ્ઞાનવડે આકાશાદિ પંચ ભૂતો તથા તેના કાર્ય પ્રપંચમાં, આ વસ્તુ ઠીક છે, આ વસ્તુ ઠીક નથી, આ રીતે નાના પ્રકારની ભેદબુદ્ધિને કરતો છતો અનેક પ્રકારનાં સુખ દુઃખને આ લોકમાં પામે છે. ભેદનું આ ફળ અવાંતર છે, પણ મુખ્ય ફળ તો શ્રુતિમાં કહેલ જન્મ મરણનો પ્રવાહ છે. પૂર્વ કહેલ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયોના વ્યાપાર, તેમજ આકાશાદિ પંચ ભૂતોનો તથા ભૂતોના કાર્યરૂપ પ્રપંચનો વ્યાપાર અજ્ઞાનવડે આત્મા પોતામાં માને છે. જાગ્રતાવસ્થાનું સર્વજ્ઞાન આ રીતે અધ્યાસવડે વ્યાપ્ત છે. માટે સતૂચિત્‌ તથા આનંદરૂપ આત્માની આ જાગ્રત અવસ્થા સ્વપ્નરૂપે છે. કારણ કે પ્રબોધનો જ્યાં અભાવ હોય તથા મિથ્યા વસ્તુનું જ્યાં દર્શન હોય, તેનું નામ સ્વપ્ન છે. આ સ્વપ્નનું લક્ષણ જાગ્રતમાં ઘટે છે. કારણ કે અજ્ઞાન અવસ્થામાં આત્મજ્ઞાનરૂપ પ્રબોધનો અભાવ પણ છે. વળી હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું તથા હું અંધ છું, આ રીતે અનાત્મ દેહાદિના ધર્મનું આત્મામાં આરોપણરૂપ મિથ્યા દર્શન છે. માટે જાગ્રત સ્વપ્નરૂપે છે. જે પુરૂષ ચક્ષુઆદિ ઇન્દ્રિયવડે પ્રત્યક્ષ જ્ઞાનની સામગ્રીરૂપ જ્યારે ઘટાદિ વસ્તુને ઘટાદિરૂપે ન જાણતાં પટાદિરૂપે કરી જાણે, તે ભ્રાંત પુરૂષને જાગ્રત અવસ્થામાં પણ લોક સૂતેલો કહે છે. માટે લોકવ્યવહારમાં પણ વિપરીત દર્શનનું નામ સ્વપ્ન સિદ્ધ થાય છે. આ લક્ષણ જાગ્રતમાં પણ પૂર્વે કહેલી રીતિવડે ઘટે છે. તેજ રીતે આનંદરૂપ આત્મા પણ વિપરીત દર્શનવડે વિશિષ્ટ છે. માટે તેનું જાગ્રત પણ સ્વપ્નરૂપે છે. જો કે સ્વપ્નમાં ઇન્દ્રિયોની જે ઉપરામતા થાય છે, તે જાગ્રતમાં હોતી નથી. છતાં મિથ્યા દર્શનરૂપ ધર્મ, જાગ્રત તથા સ્વપ્નમાં સમાન છે. માટે જાગ્રત પણ સ્વપ્નરૂપે છે. આ રીતે મિથ્યા જાગ્રત અવસ્થાનું નિરૂપણ કર્યું. હવે સ્વપ્ન અવસ્થાનું નિરૂપણ કરૂં છુંઃ-આ પ્રમાણે જાગ્રત અવસ્થામાં અનેક પ્રકારનાં સ્વપ્નને જોઈ ઈન્દ્રાણી સહિત પરમાત્મારૂપ ઈન્દ્ર, બીજું સ્થાન જે હૃદય કમળનું દળ છે, તેમાં પ્રવેશ કરવા લાગ્યા. અહીં આત્મામાં કર્તા ભોક્તાપણાની બુદ્ધિની ઉપાધિનું નામ ઇન્દ્રાણી છે. આ સ્થાનમાં ઈન્દ્ર તથા ઈન્દ્રાણીની સમીપ પૂર્વ પૂર્વ કર્મના અનુસારે નટની માફક અનંત પ્રકારનાં પોતાનાં રૂપોને મન દેખાડે છે. તાત્પર્ય કે મન જ્ઞાનાકાર તથા વિષયાકાર પરિણામને પામે છે. અનંત જન્મમાં ઉત્પન્ન થયેલ પદાર્થના

સંસ્કારથી મન યુક્ત છે. આ કારણને લીધે મનમાં એવું સામર્થ્ય છે.

પ્રસિદ્ધ જાગ્રતથી સ્વપ્નમાં ઇન્દ્રિયની ઉપરામતારૂપ વિલક્ષણતાઃ–સ્વપ્ન અવસ્થામાં મનવડે ઉત્પન્ન કરેલ અનેક પ્રકારનાં કાર્યરૂપ સ્વાંગને પરમાત્મારૂપ ઇન્દ્ર જૂવે છે. આ પરમાત્મા જ્ઞાન તથા કર્મેન્દ્રિયોથી રહિત છે, જાગ્રતના સંસ્કારવડે વિશિષ્ટ છે, તેમજ સ્વપ્નભોગને આપવાવાળાં કર્મોવડે વિશિષ્ટ છે. આ સ્થળે એ પ્રક્રિયા શાસ્ત્રમાં કહી છે. સ્વપ્નમાં મનજ રથાદિ વિષયાકાર તથા જ્ઞાનાકાર પરિણામને પામે છે, એમ કેટલાક ગ્રંથકાર માને છે તથા કેટલાક ગ્રંથકાર તો મનમાં રહેલ વાસનાવડે વિશિષ્ટ અજ્ઞાનજ સ્વપ્નમાં રથાદિ વિષયાકાર તથા જ્ઞાનાકાર પરિણામને પામે છે, એમ માને છે. જાગ્રતથી બીજી પણ વિલક્ષતા સ્વપ્નમાં હોય છે. સ્વપ્ન અવસ્થામાં દ્રષ્ટા પોતાના સ્વરૂપમાં તથા દૃશ્ય પદાર્થમાં સ્વરૂપનિયમ, દેશનિયમ, કાળનિયમ, તથા કારણનિયમ, આ ચાર પ્રકારના નિયમના અભાવને જૂવે છે. દૃશ્ય પદાર્થમાં સ્વરૂપ નિયમના અભાવનું નિરૂપણઃ–સ્વપ્નમાં પ્રતીત થયેલ હસ્તી, ક્ષણમાં વૃક્ષ થઈ પ્રતીત થાય છે, વૃક્ષ ક્ષણ પછી પર્વત થઈ પ્રતીત થાય છે તથા પર્વત ક્ષણ પછી તૃણ થઈ પ્રતીત થાય છે. આ રીતે સ્વપ્નમાં દૃશ્ય પદાર્થના સ્વરૂપનો નિયમ હોતો નથી. દ્રષ્ટામાં સ્વરૂપ નિયમના અભાવનું નિરૂપણઃ–સ્વપ્નમાં બ્રાહ્મણ દ્રષ્ટા ક્ષણ પછી પોતાને શૂદ્ર થયેલો જૂવે છે તથા ક્ષણ પછી પોતાને પશુ થયેલો જૂવે છે. કેટલીક ક્ષણ પછી પોતાને દેવરૂપે થયેલ જૂવે છે. વળી કેટલીક ક્ષણ પછી પોતાને મહારાજા રૂપે થયેલ જૂવે છે. આ રીતે દ્રષ્ટાના સ્વરૂપમાં પણ નિયમનો અભાવ છે. સ્વપ્નમાં દેશ નિયમના અભાવનું નિરૂપણઃ–સ્વપ્નવહ નામની જે સૂક્ષ્મ નાડીઓ છે, તેમાં રહી દ્રષ્ટા સૂક્ષ્મ સ્થાનમાં સમુદ્રને, સુમેરુ પર્વતને તથા સાત દ્વીપથી યુક્ત પૃથ્વીને જૂવે છે, માટે દેશનિયમનો પણ સ્વપ્નમાં અભાવ છે. વળી શય્યા ઉપર રહેલ છતાં પુરૂષ રાત્રિમાં સૂર્ય સહિત દિવસને જૂવે છે, માટે કાળનિયમનો પણ સ્વપ્નમાં અભાવ છે. તેમજ ભરતખંડમાં રહેલ પુરૂષ, પુરૂષશરીરવડે જ સૂર્ય તથા ચંદ્રમાને સ્વપ્નમાં ભક્ષણ કરે છે તથા ભક્ષનું કાંઇ કારણ હોતું નથી કારણ વસ્તુના ભક્ષણમાં ત્રણ પ્રકાર હોય છેઃ–એક ભક્ષણ કરવા યોગ્ય વસ્તુનો મુખની સાથે સંબંધ, બીજો મુખની અપેક્ષાએ વસ્તુમાં સ્વલ્પતા તથા ત્રીજો ભોક્તા પુરૂષનું સામર્થ્ય. જો કે આ ત્રણે કારણનો અભાવ છે, છતાં સ્વપ્નમાં પુરૂષ સૂર્ય તથા ચંદ્રમાનું ભક્ષણ કરે છે. વળી સ્વપ્નમાં રથના કારણરૂપ કાષ્ઠ, ધૂરી વગેરેનો અભાવ હોય છે, છતાં સંકલ્પ માત્રથી રથને ઉત્પન્ન કરે છે. માટે કારણનો પણ સ્વપ્નમાં નિયમ નથી. માટે માયા વિના સ્વપ્નનું કોઈ કારણ નથી. પણ માયા જ તેનું કારણ છે. માટે શ્રુતિના તાત્પર્યને

જાણવાવાળા વ્યાસ ભગવાન્ આદિકોએ સ્વપ્નને માયા માત્ર કહી છે. સુષુપ્તિ અવસ્થારૂપ ત્રીજા સ્વપ્નનું નિરૂપણઃ–આ ઇન્દ્રરૂપ આત્મા સ્વપ્નને જોઈ અથવા જાગ્રતને જોઈ, ઇન્દ્રાણી સહિત હૃદયકમળના અંતર આકાશરૂપ સ્થાનમાં પ્રવેશ કરે છે. અર્થાત્ જાગ્રતથી ઉત્તર કાળમાં સ્વપ્ન હોય છે તથા સ્વપ્નથી ઉત્તર કાળમાં સુષુપ્તિ હોય છે, એવો નિયમ હોતો નથી. કારણ કે કેટલીકવાર જાગ્રત પછી સુષુપ્તિ હોય છે તથા કેટલીકવાર સ્વપ્ન પછી સુષુપ્તિ હોય છે. આ હૃદયાકાશમાં ભોગ્યરૂપ ઇન્દ્રાણીને આલિંગન કરી ઇન્દ્રાણી સાથે ઇન્દ્ર અભેદને પામે છે. અર્થાત્ ભોક્તા તથા ભોગ્ય, એમ ભિન્ન થઈ પ્રતીત થતાં નથી.

શિષ્યઃ–હે ભગવન્ ! સુષુપ્તિમાં જો કે અજ્ઞાનના કાર્યરૂપ ભોગ્ય નથી, છતાં તેમાં અજ્ઞાનરૂપ ભોગ્ય છે. માટે ભોક્તા ભોગ્યનો અભેદ બને નહિ.

ગુરૂઃ–સુષુપ્તિમાં આવરણરૂપ માયાને દ્રષ્ટા જોવા છતાં પણ જોતો નથી. અર્થાત્ જેમ દીપકવડે અંધકારનું જ્ઞાન થતું નથી, તેમ કોઇ પ્રમાણથી અજ્ઞાનની સિદ્ધિ થતી નથી. પણ કેવળ સાક્ષી ચેતનવડે અજ્ઞાનની સિદ્ધિ થાય છે. આ સાક્ષી સુષુપ્તિ અવસ્થામાં પણ છે. માટે દ્રષ્ટા ચેતન સુષુપ્તિમાં અજ્ઞાનને જુવે છે. સુષુપ્તિમાંથી જાગ્રત થયલો પુરૂષ, હું કશું જાણતો નથી, એવા અજ્ઞાનનું સ્મરણ કરે છે તથા જે જે સ્મૃતિજ્ઞાન હોય છે, તે તે પૂર્વ અનુભવવડે જન્ય થાય છે, એવો નિયમ હોય છે. માટે હું કાંઇ જાણતો નથી, એવું જાગ્રતમાં રહેલ અજ્ઞાનનું સ્મરણ સુષુપ્તિમાં અજ્ઞાનના અનુભવને સિદ્ધ કરે છે. આ રીતે સુષુપ્તિમાં સામાન્યરીતે અજ્ઞાનને જોતો છતાં પણ સ્પષ્ટરીતે અજ્ઞાનને જોતો નથી. માટે સુષુપ્તિમાં ભોક્તા તથા ભોગ્યનો અભેદ કહ્યો છે.

શિષ્યઃ–હે ભગવન્ ! જ્યારે અજ્ઞાનરૂપ આવરણ સુષુપ્તિમાં સ્પષ્ટ નથી, ત્યારે પ્રતિબંધનનો અભાવ થવાથી આ પુરૂષ પોતાના સ્વરૂપને સુષુપ્તિમાં જાણતો હોવો જોઇએ. તેથી સુષુપ્તિમાં સર્વ પ્રાણી માત્રનો મોક્ષ થવો જોઇએ.

ગુરૂઃ–સુષુપ્તિ અવસ્થામાં આ દ્રષ્ટા અદ્વિતીય આનંદરૂપ પોતાના સ્વરૂપને જાણતો નથી. કારણ કે સુષુપ્તિમાં વિશેષ જ્ઞાનનો અભાવ છે. અર્થાત્ જો કે સુષુપ્તિમાં પ્રતિબંધનો અભાવ છે, છતાં શાસ્ત્ર તથા ગુરૂથી લઈ જ્ઞાનની સામગ્રી તેમાં નથી. માટે સુષુપ્તિમાં મોક્ષનું સાધન આત્મજ્ઞાન હોય નહિ. વળી સુષુપ્તિમાં પોતાના સ્વરૂપનું અજ્ઞાન વિદ્યમાન છે. આ કારણથી આત્મસાક્ષાત્કારનો અભાવ થવાથી તથા સાક્ષીભાસ્ય મિથ્યા અવિદ્યાની વિદ્યમાનતા હોવાથી, સુષુપ્તિ સ્વપ્નરૂપે છે. આ રીતે સ્વપ્નનું લક્ષણ સુષુપ્તિમાં પણ ઘટે છે. આ રીતે જેને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણ સ્વપ્નો છે, જેનાં ચક્ષુ, હૃદયકમળ તથા હૃદય કમળની અંદરની રહેલ આકાશ, આ ત્રણ ગૃહો છે, પિતાનું શરીર, માતાનું શરીર તથા ફરી પિતાનું શરીર આ ત્રણ

જેનાં ગૃહો છે, જેની સ્થિતિ શરીરરૂપી ઈશ્વરવતી પુરીમાં છે, જેને દેહમાં અહં મમનું અભિમાન છે તથા જે અહંમમાભિમાનરૂપ જન્મને પામ્યો છે, એવા પરમાત્મા દેવ, ગુરૂની કૃપાથી અજ્ઞાનરૂપ નિદ્રામાંથી જાગી વિચાર કરવા લાગ્યા કે, હું પરમાત્મા ઉત્પત્તિથી રહિત છું તથા જે પંચભૂતોથી વિશેષરૂપે પ્રકટ થયો છું, તે આકાશાદિ પંચભૂત હું પરમાત્માના ઉપાધિરૂપે કરી ઉત્પન્ન થયાં છે. આ પંચભૂતો શરીરાદિના ભેદવડે અનંત પ્રકારનાં છે તથા સંક્ષેપેકરી બે પ્રકારનાં છે. કેટલાંક જડરૂપ છે તથા કેટલાંક અજડરૂપ છે. તેમાં ભોગ્યરૂપે કરી જડ છે તથા ભોકતારૂપે કરી અજડ છે. તે શરીરાદિના ભેદે કરી અનંત પ્રકારના છે. પણ સંક્ષેપથી બે પ્રકારના છે. કોઇ જડરૂપ છે તો કોઈ અજડરૂપ છે. તેમાં ભોગ્યરૂપે જડ છે તથા ભોકતારૂપે અજડ છે.

ભૂતોમાં ભોગ્યપણું તથા ભોકતાપણાનું નિરૂપણઃ—બાહ્ય આકાશાદિ પંચભૂત સ્થાવર જંગમવડે કેવળ ભોગ્ય છે. પણ વૃક્ષાદિ સ્થાવરોનું તથા મનુષ્યાદિ જંગમોનું પરસ્પર ભોકતા ભોગ્યપણું નિયમવડે નથી. કોઇ વખત સ્થાવર ભોકતારૂપે હોય છે તથા કોઇ વખત જંગમ ભોગ્યરૂપે હોય છે. કોઈવાર સ્થાવર ભોગ્ય હોય છે તથા જંગમ ભોકતા હોય છે. જે ઉપકાર કરે તે ભોગ્ય કહેવાય છે તથા જેના પર ઉપકાર કરવામાં આવે, તે ભોકતા કહેવાય છે. જેમ મનુષ્યાદિ જળના સિંચનરૂપ ઉપકાર વૃક્ષ ઉપર કરે છે, માટે મનુષ્યાદિ જંગમ ભોગ્ય છે તથા વૃક્ષાદિ સ્થાવર ભોકતા છે. વળી વૃક્ષાદિ છાયા, કાષ્ઠ ફળાદિની પ્રાપ્તિરૂપ ઉપકાર મનુષ્યાદિ પર કરે છે. માટે મનુષ્યાદિ જંગમ ભોકતા છે તથા વૃક્ષાદિ સ્થાવર ભોગ્ય છે. આમ સર્વ સ્થળે પ્રસિદ્ધ છે. આ રીતે ભોકતારૂપ તથા ભોગ્યરૂપવડે પ્રપંચ બે પ્રકારના છે. વિચાર કરી જોતાં મારા ચેતનમાં જ ભોકતા તથા ભોગ્યપણું ઘટતું હોવાથી મારી અદ્વિતીયતાનું જ બોધન કરે છે. જડ વસ્તુને ભોકતાપણું ત્રણે કાળમાં નથી. કારણ કે જે કર્તા હોય, તેજ ભોકતા થાય છે. જડ વસ્તુને ભોગરૂપ ક્રિયાનું કર્તાપણું નથી. માટે ભોકતાપણું પણ જડ વસ્તુને બને નહિ. અર્થાત્ આ વસ્તુ મારા સુખના સાધનરૂપે છે, આ વસ્તુ મારા દુઃખના સાધનરૂપે છે, આ પ્રકારના જ્ઞાનનું નામ ભોગ છે. તે ચેતન આત્મામાં ઘટે છે. કારણ કે સર્વ જડવસ્તુ ચેતન આત્માના સુખના સાધનરૂપે છે. જડવસ્તુ જડના સુખના સાધનરૂપે હોય નહિ. માટે ભોગના આશ્રયરૂપ ભોકતા આત્મા છે. વળી ભોગરૂપ ક્રિયાનો કર્તા પણ જડ વસ્તુ હોય નહિ. કારણ કે સ્વતંત્રનું નામ કર્તા છે. આ સ્વતંત્રતા આત્માથી ભિન્ન જડ વસ્તુમાં બને નહિ. માટે કર્તા પણ આત્મારૂપ છે. વળી જડ વસ્તુ ભોગ્ય પણ નથી. કારણ કે આ વસ્તુ મારા સુખના સાધનરૂપે છે, એમ અંતઃકરણની વૃત્તિમાં આરૂઢ ફળ ચેતનની આશ્રયતારૂપ ભોગ્યપણું પણ જડ વસ્તુમાં બને નહિ. અર્થાત્ જડચેતનના

સંબંધને કરવાવાળું જે અજ્ઞાન છે, તે વિચારકાળે નિવૃત્ત થાય છે. માટે આ વસ્તુ મારા સુખના સાધનરૂપે છે, એમ અંતઃકરણની વૃત્તિમાં આરૂઢ, જે ફળ ચેતનરૂપ પ્રકાશ, તે હું આત્મા છું. મારાથી ભિન્ન કોઇ પ્રકાશરૂપે નથી. વળી અંતઃકરણની વૃત્તિમાં જે પ્રકાશ છે, તે પણ મારા પરમાત્માના સંબંધવડે છે. પણ સ્વતંત્ર અંતઃકરણની વૃત્તિમાં પ્રકાશ નથી. જેમ સૂર્યના પ્રતિબિંબને ગ્રહણ કરી દર્પણ ભીંત આદિને પ્રકાશે છે, પણ દર્પણ પોતે પ્રકાશરૂપે નથી. તેમ બુદ્ધિ પણ પરમાત્માના પ્રકાશને પામી પ્રકાશે છે. માટે સમષ્ટિ વ્યષ્ટિ દેહનો પ્રકાશક હું પરમાત્મા છું. વળી સંપૂર્ણ દશ્ય મારે આધીન છે. જેમ મહારાજાની સભામાં આજ્ઞા વિના કોઈ પુરૂષ સ્વતંત્ર વચન ઉચ્ચારણ કરતો નથી, તેમ હું પરમાત્માથી રહિત કોઈ દશ્ય વસ્તુ સ્વતંત્ર વચનને કહેતું નથી.

## આત્માથી ભિન્ન સર્વ અનિર્વચનીય.

ત્રણ પરિચ્છેદથી રહિત હું કૂટસ્થમાં ભોક્તા ભોગ્ય સ્વરૂપ પ્રપંચ કલ્પિત છે. કારણ કે હું પરમાત્માના અજ્ઞાનવડે સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થયું છે. જેમકે રજ્જુના અજ્ઞાનથી પ્રતીત થયલો જે સર્પ, તે કલ્પિત છે. અર્થાત્ મારાથી ભિન્ન કોઇ વસ્તુની સિદ્ધિ થતી નથી. જો કે શ્રુતિવચનથી જ પ્રપંચમાં મિથ્યાપણું સિદ્ધ છે, છતાં અસંભાવનાની નિવૃત્તિ માટે પ્રપંચનું શું સ્વરૂપ છે, તે યુક્તિવડે વિચાર કરવો જોઈએ. અર્થાત્ શ્રુતિ તથા ગુરૂએ બળાત્કારે કરી મને પ્રપંચમાં મિથ્યાપણું અંગીકાર કરાવ્યું છે, એવો જો વાદીના મનમાં પશ્ચાત્તાપ થાય તો તેની નિવૃત્તિ માટે યુક્તિવડે અવશ્ય પ્રપંચમાં મિથ્યાપણું સિદ્ધ કરવું. પ્રથમ પ્રપંચનું સ્વરૂપ કેવું છે તે જાણવું. નામ, રૂપ તથા ક્રિયા આ ત્રણના સમુદાયનું નામ પ્રપંચ છે અથવા તો શું એક એક નામાદિનું નામ પ્રપંચ છે? તેમાં પ્રથમ પક્ષ બને નહિં. કારણ તે સમુદાય નામ, રૂપ તથા ક્રિયાથી ભિન્ન છે કે અભિન્ન છે? તેમાં ભિન્ન પક્ષતા બને નહિ. કારણ નામ, રૂપ તથા ક્રિયાથી ભિન્ન સમુદાયનું સ્વરૂપ જોવામાં આવ્યું નથી. વળી અભિન્ન પક્ષ પણ બની શકે એમ નથી. કારણ કે એક એક નામાદિમાં સમુદાયવ્યવહાર તથા પ્રપંચવ્યવહાર થવો જોઈએ. પણ તેમ થતું નથી. અહીં નામ એ પદવડે શબ્દનું ગ્રહણ કરવું, રૂપએ પદવડે ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વિષયભૂત અર્થનું ગ્રહણ કરવું તથા ક્રિયા એ પદવડે કર્મનું ગ્રહણ કરવું. હવે નામ, રૂપ તથા ક્રિયાના સમુદાયનું નામ પ્રપંચ છે, એ પ્રથમ પક્ષમાં બીજાં દૂષણો છે. આ નામ, રૂપ તથા ક્રિયા પણ નામરૂપ ક્રિયા સ્વરૂપ છે અથવા નથી? તેમાં નથી, એમ બની શકે નહિ. કારણ કે નામ, રૂપ તથા ક્રિયાને જો નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ નહિ માનશો તો નામ, રૂપ તથા ક્રિયાને અપ્રપંચરૂપતા

પ્રાપ્ત થશે. અર્થાત્ પ્રપંચ સ્વરૂપ નામ, રૂપ તથા ક્રિયાને પ્રપંચથી બાહ્ય માનવામાં એક તો વ્યાઘાત દોષ પ્રાપ્ત થાય છે તથા બીજો દોષ એ કે, શ્રુતિની સાથે વિરોધતા આવે છે. વળી નામ, રૂપ તથા ક્રિયા નામરૂપ ક્રિયા સ્વરૂપ છે, એ પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે નામ, રૂપ તથા ક્રિયાને દરેક નામરૂપ ક્રિયા સ્વરૂપતા છે, અથવા એકેકને એકેક-રૂપતા છે. આ બેઉ વિકલ્પનું તાત્પર્ય એમ છે કે, એક નામ, નામરૂપ ક્રિયાસ્વરૂપ છે, એક રૂપ, નામરૂપ ક્રિયા સ્વરૂપ છે તથા એક ક્રિયા, નામરૂપ ક્રિયા સ્વરૂપ છે. અથવા તો નામ નામ સ્વરૂપ છે, રૂપ રૂપ સ્વરૂપ છે તથા ક્રિયા ક્રિયા સ્વરૂપ છે. તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે એકેક નામાદિકને નામ, રૂપ તથા ક્રિયા આ ત્રણ રૂપતામાં અનુભવના અભાવરૂપ પ્રથમ દૂષણ છે. અર્થાત્ એક નામ નામ, રૂપ તથા ક્રિયારૂપથી પ્રતીત થતું નથી. તેમ રૂપ તથા ક્રિયા પણ નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપથી પ્રતીત થાય નહિ. વળી એક એક નામાદિક નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ છે, આ પ્રથમ પક્ષમાં અનવસ્થા દૂષણના કારણરૂપ પ્રાગ્-લોપ, વિનગમના વિરહ તથા પ્રમાણા-પગમ આ ત્રણ દૂષણ છે. આ સર્વ દૂષણના સમુદાયરૂપ બીજું દૂષણ પણ પ્રાપ્ત થાય છે. જેમકે ભેદને સંહારનાર અભેદ તાદાત્મ્ય સંબંધ કહેવાય છે. આ તાદાત્મ્ય સંબંધ બે પ્રકારનો હોય છે. દ્રવ્ય તથા ગુણની ક્રિયા, ક્રિયા-વાનની જાતિ તથા વ્યક્તિનો અવયવ તથા અવયવીનો વિશેષ તથા નિત્ય દ્રવ્ય સાથે સમવાય સંબંધ નૈયાયિકો માને છે. આ સમવાય સંબંધને સ્થાને વેદાંત શાસ્ત્રમાં તાદાત્મ્ય સંબંધ માન્યો છે. આ સ્થળે દ્રવ્ય ગુણાદિનો અભેદ વાસ્તવ હોય છે તથા ભેદ કલ્પિત હોય છે, એમ પૂર્વે કહ્યું છે. વળી પૂર્વે કહેલ દ્રવ્ય તથા ગુણાદિકથી ભિન્ન સ્થળે બીજું તાદાત્મ્ય હોય છે. જેમકે દૂર દેશમાં રહેલ ભિન્ન ભિન્ન વૃક્ષના પુરૂષને તાદાત્મ્ય પ્રતીત થાય છે. આ સ્થળે વૃક્ષનો પરસ્પર ભેદ વાસ્તવ છે તથા અભેદ કલ્પિત છે. આ બે પ્રકારના તાદાત્મ્ય કહેવાથી એમ અર્થ સિદ્ધ થાય છે કે, નામ, રૂપ તથા ક્રિયા માંહેલા દરેકને પ્રથમ તાદાત્મ્ય સંબંધવડે નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપતા નથી. પણ બીજા તાદાત્મ્ય સંબંધવડે નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપતા છે. માટે જેમ વાક્ ઇન્દ્રિયમાં રહેલ નામનો બાહ્ય ઘટાદિની સાથે તાદાત્મ્યમાં નામ તથા ઘટાદિનો પરસ્પર ભેદ વાસ્તવિક છે તથા અભેદ કલ્પિત છે, તેમ નામમાં નામનું તાદાત્મ્ય અંગીકાર કરવા છતાં પ્રથમ નામવડે બીજા નામનો વાસ્તવભેદ અંગીકાર કરવો પડશે. વળી બીજા નામમાં ત્રીજા નામનો તાદાત્મ્ય સંબંધ તથા ત્રીજામાં ચતુર્થનો તાદાત્મ્ય સંબંધ માનવો પડશે. આ રીતે અનંત નામની ધારા માનવામાં અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. આ રીતે રૂપ ક્રિયામાં પણ અનવસ્થા દોષ જાણવો. જો અનવસ્થા દોષને વાદી અંગીકાર કરે તો ઉત્તર ઉત્તર નામવડે અર્થના જ્ઞાનરૂપ વ્યવહારની

સિદ્ધિ થશે. પૂર્વ પૂર્વ નામની વ્યર્થતારૂપ પ્રાગ્લોપ દોષ પ્રાપ્ત થશે. વળી અનંત નામવડે વિશિષ્ટ ઘટમાં કયા નામે ઘટ વ્યવહાર ઉત્પન કર્યો છે, એમ વિનગમના વિરહરૂપ બીજું દૂષણ પ્રાપ્ત થશે. અનંત અર્થમાં એક અર્થની સાધવાવાળી યુક્તિનું નામ વિનગમના છે. વિરહ એ નામ અભાવનું છે. એક વસ્તુમાં અનંત નામને વિષય કરવાવાળું કોઇ પ્રમાણ નથી. માટે પ્રમાણાપગમરૂપ ત્રીજું દૂષણ પ્રાપ્ત થશે. અપગમનો અર્થ અભાવ છે. માટે એકેક નામાદિ, નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ છે, એવી વાદીની કલ્પના પ્રત્યક્ષાદિ પ્રમાણથી તથા શ્રુતિપ્રમાણથી રહિત છે. કારણકે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે એકેક નામાદિમાં નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપતા જોવામાં આવતી નથી. વળી શ્રુતિ સર્વ જગતને નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ કહે છે. પણ એકેક વસ્તુને નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ શ્રુતિ કહેતી નથી. માટે એકેક નામાદિ નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ નથી, એમ સિદ્ધ થાય છે. વળી નામ નામસ્વરૂપ છે, રૂપ રૂપસ્વરૂપ છે તથા ક્રિયા ક્રિયા સ્વરૂપ છે, આ બીજા પક્ષમાં પણ પૂર્વે કહેલ અનવસ્થાદિ દૂષણની પ્રાપ્તિ થાય છે, માટે અસંગત છે. વળી નામ નામસ્વરૂપ છે, એ નિયમ બને નહિ. કારણકે શ્રોત્ર ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોવાથી નામને રૂપસ્વરૂપતા બને છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વિષય અર્થને રૂપ કહે છે, એમ પૂર્વે કહેલ છે. વળી નામ કેટલીકવાર નામસ્વરૂપ છે, કેટલીકવાર રૂપ સ્વરૂપ છે, એ રીતનો નિયમ બને નહિ. કારણકે નામની નામસ્વરૂપથી પ્રતીતિ થાય છે, પણ રૂપસ્વરૂપથી નામની કદી પ્રતીતિ થતી નથી. એમ કહેવાથી નામ, રૂપ તથા ક્રિયાનો સમુદાય પ્રપંચ નથી, એમ પૂર્વ પક્ષનું સમાધાન પણ જાણી લેવું. વળી બીજી રીતે પણ પ્રપંચની અનિર્વચનીયતા નિરૂપણ કરાય છે. નામ, રૂપતથા ક્રિયાના સમુદાયને પ્રપંચ કહે છે. તેમાં નામ, રૂપ તથા ક્રિયાના સ્વરૂપની જ્યારે સિદ્ધિ થાય, ત્યારે તેનો સમુદાયરૂપ પ્રપંચ સિદ્ધ થાય. આ નામ, રૂપ તથા ક્રિયાના સ્વરૂપનું નિર્વચન હોતું નથી. માટે તેના સમુદાયરૂપ પ્રપંચનું પણ નિર્વચન થાય નહિ. આ અર્થની સિદ્ધિ માટે પ્રથમ વિકલ્પને કરે છે. નામ, રૂપ તથા ક્રિયાના સમુદાયને પ્રપંચ કહે છે. હવે પ્રથમ નામ, રૂપ તથા ક્રિયાનું સ્વરૂપ જાણવું જોઇએ. જો વાદી એમ કહે કે, શબ્દ નામરૂપે છે, તો તેને પૂછવું કે શબ્દનું શું સ્વરૂપ છે. આ શબ્દના સ્વરૂપનું તમે નિરૂપણ કરો. તાત્પર્ય કે લક્ષણ તથા પ્રમાણવડે વસ્તુની સિદ્ધિ થાય છે. શબ્દ નામરૂપે કહેવાય છે, એમ કહેવાથી વસ્તુની સિદ્ધિ થતી નથી. માટે શબ્દની સિદ્ધિ માટે શબ્દના લક્ષણને કહો. વાદીઃ—વસ્તુને વિષય કરવાવાળા શબ્દ તથા જ્ઞાનનું જે કારણ હોય, તે શબ્દ કહેવાય છે. જેમ ઘટને વિષય કરનાર આ ઘટ છે, એવા શબ્દ તથા જ્ઞાનનું કારણ ઘટ છે, તેમ શબ્દને વિષય કરનાર આ શબ્દ છે, એવા શબ્દ તથા જ્ઞાનનું કારણ શબ્દ છે. આ શબ્દના લક્ષણને અતિવ્યાપ્તિ દોષવડે સિદ્ધાંતી ખંડન કરે છે. ગુરૂ—જે લક્ષણ

પોતાના લક્ષ્યમાં રહે તેમજ લક્ષ્યથી ભિન્ન અલક્ષ્ય વસ્તુમાં પણ રહે, તે લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું હોય છે. જેમ શીંઘડાંવાળી ગાય છે, આ સ્થળે શીંઘડું લક્ષણ છે તથા ગાય લક્ષ્ય છે. વળી શીંઘડાંરૂપી લક્ષણ પોતાના લક્ષ્ય ગાયમાં રહે છે. તેમજ લક્ષ્યથી ભિન્ન મહિષાદિ અલક્ષ્યમાં પણ રહે છે. માટે શીંઘડાંરૂપી લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. આ દુષ્ટ લક્ષણથી વસ્તુની સિદ્ધિ થાય નહિ. તેમ શબ્દનું લક્ષણ પણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. કારણ કે જેમ આ શબ્દ છે, આ રીતના શબ્દ તથા જ્ઞાનનું શબ્દ કારણ છે. તેમ વંધ્યાપુત્ર છે, આ રીતના શબ્દ તથા જ્ઞાનનું વંધ્યાપુત્ર પણ કારણ છે. માટે દુષ્ટ લક્ષણથી શબ્દની સિદ્ધિ થતી નથી.

શિષ્યઃ—સત્ય અર્થને વિષય કરનારા જ્ઞાનનું કારણ શબ્દ કહેવાય છે. વંધ્યાપુત્ર છે, આ જ્ઞાનનું જો કે વંધ્યાપુત્ર કારણ છે; છતાં વંધ્યાપુત્ર છે, એ જ્ઞાન અન્ય અર્થને વિષય કરતું નથી, પણ અસત્ય વંધ્યાપુત્રને વિષય કરે છે. માટે વંધ્યાપુત્રમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ નથી. વળી સત્ય અર્થને વિષય કરનાર ઘટ છે, એવા જ્ઞાનનું કારણ ઘટ શબ્દ છે. માટે દોષરહિત લક્ષણથી શબ્દની સિદ્ધિ બને છે. માટે આવી રીતના વાદીના લક્ષણને અવ્યાપ્તિ દોષવડે સિદ્ધાંતી ખંડન કરે છે.

ગુરૂઃ—જે લક્ષણ પોતાના લક્ષ્યના એક દેશમાં રહે તથા એક દેશમાં ન રહે, તે અવ્યાપ્તિ દોષવાળું હોય છે. જેમ શુક્લરૂપવાળી ગાય છે, આ સ્થળે શુક્લરૂપ એ ગાયનું લક્ષણ છે, પણ તે નીલરૂપવાળી ગાયમાં રહેતું નથી. માટે તે અવ્યાપ્તિ દોષવાળું છે. તેમ સત્ય અર્થને વિષય કરનારા જ્ઞાનની કારણતારૂપ લક્ષણ પણ ભેરી વગેરેના ધ્વનિરૂપ શબ્દમાં હોય નહિ. કારણકે ભેરી શબ્દથી કોઈ પુરૂષને અર્થનો બોધ થતો નથી. માટે અવ્યાપ્તિ દોષવાળા આ લક્ષણથી શબ્દની સિદ્ધિ થઈ શકે નહિ.

શિષ્યઃ—વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધવડે અર્થજ્ઞાનની જે કારણતા છે, તે શબ્દનું લક્ષણ છે. આ લક્ષણના ધ્વનિરૂપ શબ્દમાં અવ્યાપ્તિ નથી. કારણકે ધ્વનિને મીમાંસકો વર્ણના અભિવ્યંજકરૂપે માને છે. માટે ધ્વનિનો વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધ છે. જે વસ્તુ જેની પ્રતીતિ કરાવે, તે વસ્તુ તેનું અભિવ્યંજક કહેવાય છે. તાત્પર્ય એ કે, નૈયાયિક મત પ્રમાણે જો કે ઘટત્વાદિ જાતિ સર્વત્ર રહેછે, તોપણ તે જાતિની સર્વત્ર પ્રતીતિ થતી નથી. પણ ઘટાદિક વ્યક્તિમાંજ ઘટત્વાદિ જાતિની પ્રતીતિ થાય છે. માટે ઘટાદિક વ્યકિત ઘટત્વાદિ જાતિનો અભિવ્યજક છે. ઘટાદિ વ્યકતિનું ઘટત્વાદિ જાતિ સાથે તાદાત્મ્ય સંબંધ છે. તેમ મીમાંસક વર્ણને મિથ્યા માને છે. નિત્ય વર્ણની સર્વદા પ્રતીતિ થવી જોઇએ. આ શંકાની નિવૃત્તિ માટે મીમાંસકો ધ્વનિને અભિવ્યંજક માને છે તથા ધ્વનિનો વર્ણ સાથે તાદાત્મ્ય સંબંધ છે. વળી વર્ણનો પણ વર્ણમાં તાદાત્મ્ય સંબંધ છે, માટે જેમ વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધવડે વર્ણને અર્થ જ્ઞાનની કારણતા છે, તેમ વર્ણની સાથે તાદાત્મ્ય

સંબંધવડે ધ્વનિરૂપ શબ્દને પણ અર્થ જ્ઞાનની કારણતા છે, માટે દોષ રહિત લક્ષણથી શબ્દની સિદ્ધિ બને છે.

ગુરૂઃ—વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધવડે સર્વ મનુષ્યના જ્ઞાનની કારણતા શબ્દનું લક્ષણ છે. અથવા જે મનુષ્યનો ઇન્દ્રિયવડે શબ્દનો સંબંધ થાય, તે મનુષ્યના જ્ઞાનની કારણતા શબ્દનું લક્ષણ છે. તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે વર્ણતાદાત્મ્યવાળો શબ્દ પણ નિયમવડે સર્વ મનુષ્યના જ્ઞાનનું કારણ થાય નહિ. આ કારણથી બહેરા મનુષ્યમાં, સુષુપ્તિવાળામાં, મૂર્છાવાળામાં, પ્રમત્ત મનુષ્યમાં તથા રોગીમાં અર્થજ્ઞાનને શબ્દ ઉત્પન્ન કરતો નથી. માટે આ લક્ષણ અસંભવ દોષવાળું છે. જે લક્ષણ પોતાના લક્ષ્યમાં રહે નહિ, તે અસંભવદોષવાળું છે. જેમ એક શફવાળી આ ગાય છે. આ સ્થળે એક શફરૂપ લક્ષણ કોઈ ગાયમાં રહેતું નથી, પણ અશ્વાદિકમાં રહે છે. તેમ સર્વ મનુષ્યના જ્ઞાનની કારણતા કોઈ શબ્દમાં નથી. વર્ણની સાથે લક્ષણ તાદાત્મ્ય સંબંધવાળું હોય તથા જે મનુષ્યના ઇન્દ્રિયના સંબંધવાળું હોય, તે મનુષ્યના જ્ઞાનની કારણતા શબ્દનું લક્ષણ છે. આ રીતનો બીજો પક્ષ અંગીકાર કરીએ તો, જો કે પૂર્વ કહેલો અસંભવ દોષ નથી, છતાં પર્વતમાં વહ્નિ જ્ઞાનના કારણરૂપ ધૂમાડાદિમાં અતિવ્યાપ્તિરૂપ દૂષણથી આ લક્ષણની સિદ્ધિ થતી નથી. અર્થાત્ શબ્દનું તથા અર્થનું પરસ્પર તાદાત્મ્ય સંબંધ હોય છે. ધૂમ વર્ણવડે ધૂમરૂપ અર્થનું તાદાત્મ્ય સંબંધ છે તથા ચક્ષુ ઇન્દ્રિયના સંબંધથી પુરૂષના વહ્નિ જ્ઞાનની કારણતાવાળો ધૂમ છે. કારણ કે ધૂમને નેત્રવડે જોવાથી પર્વતાદિમાં વહ્નિનું જ્ઞાન પુરૂષને થાય છે. માટે આ શબ્દના લક્ષણની ધૂમમાં અતિવ્યાપ્તિ થવાથી આ લક્ષણથી પણ શબ્દની સિદ્ધિ થાય નહિ.

શિષ્યઃ—વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધવાળું લક્ષણ હોય; પણ જે મનુષ્યની શ્રોત્ર ઇન્દ્રિયના સંબંધવાળું લક્ષણ હોય, તે મનુષ્યના અર્થ જ્ઞાનની કારણતા શબ્દનું લક્ષણ છે. આ લક્ષણની ધૂમમાં અતિવ્યાપ્તિ નથી. કારણ કે ધૂમનો પૂર્વે કહેલી રીતિવડે વર્ણની સાથે જો કે તાદાત્મ્ય સંબંધ છે તથા નેત્ર ઇન્દ્રિયના સંબંધવાળો થઇ ધૂમ મનુષ્યના વહ્નિ જ્ઞાનનું કારણ છે. છતાં શ્રોત્ર ઇન્દ્રિયના સંબંધવાળો થયેલો ધૂમ જ્ઞાનનું કારણ નથી. પણ શબ્દથી શ્રોત્ર ઇન્દ્રિયના સંબંધવાળો થયેલો ધૂમ જ્ઞાનનું કારણ થાય છે. અહીં શ્રોત્રનો સંબંધ શ્રોત્ર ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતારૂપ જાણવો.

ગુરૂઃ—પૂર્વ ધૂમમાં અતિવ્યાપ્તિ દોષના નિવારણ માટે લક્ષણમાં શ્રોત્ર ઇન્દ્રિયનો જે સંબંધ કહ્યો, તે સંબંધ પણ શબ્દની સિદ્ધિના કારણરૂપ નથી. કારણ કે શબ્દમાં રહેલ શબ્દત્વ જાતિનો વર્ણની સાથે તાદાત્મ્ય સંબંધ છે તથા શ્રોત્ર ઇન્દ્રિયના સંબંધથી જ્ઞાનની કારણતા શબ્દમાં છે. માટે શબ્દત્વ જાતિમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે. જો કે ગુણ હોય તથા વર્ણની સાથે તાદાત્મ્ય

સંબંધવાળો હોય તથા શ્રોત્ર ઇન્દ્રિયના સંબંધથી જ્ઞાનના કારણરૂપ હોય, તે શબ્દ કહેવાય છે. આ રીતે ગુણ પદના નિવેશથી શબ્દત્વ જાતિમાં અતિવ્યાપ્તિ થતી નથી. કારણ કે શબ્દત્વ જાતિમાં ગુણત્વ ધર્મ નથી, છતાં ગુણનું આગળ આકાશનિરૂપણમાં ખંડન કરવામાં આવશે. માટે લક્ષણથી પણ શબ્દની સિદ્ધિ થતી નથી.

શિષ્યઃ—લક્ષ્યથી ભિન્ન વસ્તુમાં જે લક્ષણ રહે, તે અતિવ્યાપ્તિ દોષવાળું હોય છે. વળી પૂર્વે કહેલું લક્ષણ જો કે શબ્દત્વ જાતિમાં રહે છે, છતાં તે શબ્દત્વ જાતિ લક્ષ્ય શબ્દથી ભિન્ન નથી. કારણ કે જાતિ તથા વ્યક્તિનું તાદાત્મ્ય હોય છે. માટે શબ્દત્વ જાતિ પણ શબ્દના લક્ષણના લક્ષ્યરૂપે છે.

ગુરૂઃ—શબ્દત્વ જાતિને જો શબ્દ સ્વરૂપે માનશો તો શબ્દનું સ્વરૂપ સ્વરૂપ ભાવને પામશે અર્થાત્ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય જે અર્થ, તે રૂપ કહેવાય છે. આ રૂપનું લક્ષણ શબ્દત્વ જાતિમાં પણ રહે, માટે સંપૂર્ણ જગતને નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ કહેવાવાળી શ્રુતિમાં જાતિ આદિક રૂપનું અંતર કહેવાય છે. વળી શબ્દત્વ જાતિને જો શબ્દરૂપે માનશો તો નામ તથા રૂપનો ભેદ સિદ્ધ થશે નહિ.

શિષ્યઃ—શબ્દત્વ જાતિ સંપૂર્ણ શબ્દમાં રહે છે, પણ શબ્દ સર્વત્ર રહેતો નથી. માટે શબ્દત્વ જાતિનો તથા શબ્દનો ભેદ પ્રસિદ્ધ છે.

ગુરૂઃ—જેમ સંપૂર્ણ કકારમાં કત્વ જાતિ રહે છે તથા સંપૂર્ણ શબ્દમાં શબ્દત્વ જાતિ રહે છે, તેમ સંપૂર્ણ ઘટાદિક અર્થમાં શબ્દનો સંબંધ પણ પ્રતીત થાય છે. માટે સર્વત્ર અનુગતપણું શબ્દત્વ જાતિમાં તથા શબ્દમાં સમાન છે અર્થાત્ કોઇ પ્રકારે કરી રૂપથી નામનો ભેદ સિદ્ધ થતો નથી.

## રૂપ તથા ક્રિયામાં અનિર્વચનીયતા.

જેમ નામ કોઇ પ્રકારે કરી સિદ્ધ થાય નહિ, તેમ રૂપ તથા ક્રિયા પણ કોઇ પ્રકારે સિદ્ધ થાય નહિ. કારણકે નાનું મોઢું તથા મોટો ઉદર ભાગ, એવું ઘટનું સ્વરૂપ છે. આવું રૂપ ઘટથી ભિન્ન થઈ જેમ પ્રતીત થતું નથી, તેમ ક્રિયા પણ રૂપથી ભિન્ન થઇ પ્રતીત થાય નહિ, માટે જેમ રૂપ રૂપથી ભિન્ન નથી, તેમ ક્રિયા પણ રૂપથી ભિન્ન નથી. આ કારણથી સંપૂર્ણ રૂપ નામને અનુકૂળ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. માટે રૂપ વાસ્તવ નથી, પણ વિકલ્પ માત્ર છે. વળી શ્રુતિમાં પણ સર્વ વિકાર નામ માત્રરૂપે કહ્યો છે. દૃષ્ટાંત તરીકે જેમ મનુષ્યમાં તીક્ષ્ણ અગ્ર ભાગવાળું શૃંગ અસત્યરૂપે છે, તેમ રૂપપણ અસત્ય છે.

શિષ્યઃ—અસત્ય વંધ્યાપુત્ર તથા નરશૃંગમાં આ વંધ્યાપુત્ર છે તથા આ નરનું શૃંગ છે, એવું જ્ઞાન થતું નથી; પણ ઘટાદિ પદાર્થમાં તો આ ઘટ છે એવું જ્ઞાન થાય છે, માટે વંધ્યાપુત્ર તથા ઘટ પટાદિરૂપની તુલ્યતા થતી નથી.

ગુરૂઃ—નરશૃંગમાં તથા વંધ્યાપુત્રમાં નરશૃંગ છે તથા વંધ્યાપુત્ર છે, એવું ઉત્પન્ન થયેલું જે જ્ઞાન, તે નિવારણ થતું નથી. કારણકે સાંખ્ય શાસ્ત્રવાળાઓ વિકલ્પ જ્ઞાનનો વિષય વંધ્યાપુત્રાદિ અસત્ય પદાર્થરૂપે માને છે તથા નૈયાયિકો આહાર્ય જ્ઞાનના વિષયરૂપે માને છે. જે સ્થાને જે વસ્તુનો અત્યંતાભાવ હોય, તે સ્થાને તે વસ્તુનું જ્ઞાન જો પુરૂષની ઇચ્છાથી ઉત્પન્ન થાય તો તે જ્ઞાન આહાર્ય કહેવાય છે. જેમકે જળમાં અગ્નિનો અત્યંતાભાવ છે તથા જળમાં અગ્નિનું જ્ઞાન મને થાય, એ ઇચ્છા જ્યારે પુરૂષને થાય ત્યારે તે ઇચ્છાવડે જળ અગ્નિવાળું છે, એવું જ્ઞાન તે પુરૂષને ઉત્પન્ન થાય છે. આ જ્ઞાનને નૈયાયિકો આહાર્ય જ્ઞાન કહે છે. આમ કહેવાથી એમ સિદ્ધ થાય છે કે, જેમ ઘટ છે, પટ છે, આ જ્ઞાનનો વિષય ઘટપટાદિ છે તેમ વંધ્યાપુત્ર છે તથા નરશૃંગ છે. આ આહાર્ય જ્ઞાનનો વિષય વંધ્યાપુત્ર તથા નર શૃંગાદિ છે, માટે બેઉ સમાન છે.

શિષ્યઃ—ઘટ છે તથા વંધ્યાપુત્ર છે, આ જ્ઞાનની સમાનતા નથી. કારણ કે ઘટાદિકનું જ્ઞાન ઇન્દ્રિયજન્ય છે તથા વંધ્યાપુત્રથી જ્ઞાન ઇન્દ્રિયજન્ય નથી.

ગુરૂઃ—સંપૂર્ણ ઇન્દ્રિયવડે ઘટાદિકનું જ્ઞાન જન્ય છે, માટે તે વંધ્યાપુત્રના જ્ઞાનથી વિલક્ષણ છે અથવા તો એકએક ઇન્દ્રિયવડે જન્ય છે. માટે વંધ્યાપુત્રના જ્ઞાનથી વિલક્ષણ છે. તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે ગંધ જ્ઞાનની એક ઘ્રાણ ઇન્દ્રિય કારણ છે, પણ ચક્ષુ આદિક ઇન્દ્રિય કારણરૂપે નથી. તેમ રૂપ જ્ઞાનની ચક્ષુ ઇન્દ્રિય કારણરૂપે છે, પણ અન્ય ઇન્દ્રિય કારણરૂપે નથી. અર્થાત્ જેમ ધનની વૃદ્ધિની ઇચ્છાવડે વ્યાપારમાં પ્રવૃત થયેલા પુરૂષના મૂળ ધનની પણ હાનિ થઈ જાય, તેમ વંધ્યાપુત્રથી ઘટાદિકમાં વિલક્ષણતાની સિદ્ધિ માટે સર્વ ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા માનવામાં ગંધાદિકને વંધ્યાપુત્રની તુલ્યતાજ પ્રાપ્ત થાય છે. કારણ કે ગંધાદિકમાં સર્વ ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા નથી. પણ એકએક ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા ગંધાદિકમાં છે. વળી અસત્ય નરશૃંગ વંધ્યાપુત્રમાં નથી માટે વિલક્ષણ છે, એમ બીજો પક્ષ પણ સંભવે નહિ. કારણ કે ગંધાદિકમાં એકએક ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતારૂપ વિશેષતાને જો અંગીકાર કરશો તો તમારા મત પ્રમાણે નર શૃંગાદિનું જ્ઞાન મનરૂપ ઇન્દ્રિયવડે થાય. આને વિષે કોઈ પ્રતિબંધક નથી. તાત્પર્ય આ વિષેષતાથી પણ વંધ્યાપુત્રવડે ગંધાદિકની વિલક્ષણતા સિદ્ધ થતી નથી.

શિષ્યઃ—મનવડે વંધ્યાપુત્રનું જ્ઞાન થાય નહિ. કારણ કે નેત્રાદિક ઇન્દ્રિયો વિના મન કોઇ જ્ઞાનને ઉત્પન્ન કરતું નથી. વળી નેત્રાદિક ઇન્દ્રિયનો વંધ્યાપુત્ર સાથે સંબંધ નથી. માટે મનને ઇન્દ્રિયોની અપેક્ષા જ છે તથા વંધ્યાપુત્રના જ્ઞાનમાં પ્રતિબંધકરૂપે છે.

ગુરૂઃ—સંપૂર્ણ જ્ઞાનની ઉત્પત્તિમાં ઇન્દ્રિયની અપેક્ષા મન કરે છે, એવો નિયમ નથી. કારણ કે નેત્રાદિના અવિષયરૂપ સુખ દુઃખાદિનું જ્ઞાન જેમ મનવડે થાય છે, તેમ

મનવડે વંધ્યાપુત્ર તથા નરશૃંગના જ્ઞાનમાં પણ કંઇ બાધ આવતો નથી. અર્થાત્ નેત્રાદિ ઇન્દ્રિયવિના પણ સુખ દુઃખાદિના અનંત જ્ઞાનને મન ઉત્પન્ન કરે છે. મનને ઇન્દ્રિયોવિના વંધ્યાપુત્રનું જ્ઞાન ઉત્પન્ન કરવા જરા પણ શકિત નથી.

શિષ્યઃ–મનવડે અસત્ય વસ્તુનું જ્ઞાન લોકમાં પ્રસિદ્ધ નથી.

ગુરૂઃ–જેમ વૈરીમાં રહેલું દુઃખ સુખરૂપે કરી વંધ્યાપુત્રની માફક અસત્ય છે, તોપણ વૈરીના દુઃખને સુખરૂપે કરી પુરૂષ જાણે છે, આ વાત લોક પ્રસિદ્ધ છે. તેમ અસત્ય વંધ્યાપુત્ર તથા નરશૃંગનું જ્ઞાન મનવડે બને છે. ઘટાદિ પદાર્થમાં પુરૂષની વૃત્તિ ઇચ્છાજન્ય છે. કારણ કે ઇચ્છા વિના કોઈ વસ્તુમાં પ્રવૃત્તિ થાય નહિ. વળી ઇચ્છા જ્ઞાનજન્ય છે. કારણ કે અન્ય દેશમાં રહેલ પદાર્થના જ્ઞાનનો અભાવ હોવાથી તે પદાર્થની ઇચ્છા થતી નથી. આ રીતે પ્રવૃત્તિની પૂર્વકાળે ઇચ્છાદ્વારા પ્રવૃત્તિનું જ્ઞાન શબ્દવિના વિચારવાન્ પુરૂષને થાય નહિ. પણ શબ્દનો વિષય કરનારૂં આ જ્ઞાન અર્થનો વિષય કરે છે. માટે એક જ્ઞાનના વિષયરૂપ નામ તથા રૂપનો અભેદ સિદ્ધ થાય છે. આ રીતે નામ, રૂપ તથા ક્રિયા સિદ્ધ થતી નથી.

## પંચભૂતમાં અનિર્વચનીયતા.

પંચભૂત નામ, રૂપ તથા ક્રિયાથી ભિન્ન થઇ કોઇ સ્થળે રહેતું નથી. માટે તે અનિર્વચનીય છે. આ પંચભૂતમાં પણ આકાશનું સ્વરૂપ તમે કેવું માનો છો ?

શિષ્ય–આકાશ અવકાશસ્વરૂપે છે, આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે.

ગુરૂઃ–અવકાશ સ્વરૂપ આકાશ છે, એમ તમે કહેશો તો આવરણના અભાવનું જે અધિકરણ તે આકાશ છે, એમ આકાશનું લક્ષણ સિદ્ધ થયું. આ લક્ષણ વંધ્યાપુત્રમાં પણ રહે છે. જેમ આકાશમાં આવરણનો અભાવ છે, તેમ વંધ્યાપુત્રમાં પણ આવરણનો અભાવ છે. અસત્ય વસ્તુમાં અભાવની અધિકરણતા શાસ્ત્રમાં કહી છે, માટે જેમ આકાશને અવકાશ સ્વરૂપે તેં માન્યો, તેમ વંધ્યાપુત્ર અવકાશ સ્વરૂપે કેમ નહિ ? વંધ્યાપુત્રને પણ અવકાશ સ્વરૂપતા બને છે. અર્થાત્ આકાશના લક્ષણની વંધ્યાપુત્રમાં અતિવ્યાપ્તિ હોય છે, માટે આ દુષ્ટ લક્ષણથી આકાશની સિદ્ધિ થતી નથી.

શિષ્યઃ–જે શબ્દ ગુણવાળો હોય તથા આકાશ સ્વરૂપે હોય, તે આકાશ કહેવાય છે. જો કે વંધ્યાપુત્રમાં પૂર્વે કહેલ રીત પ્રમાણે અવકાશરૂપતા છે, પણ તેમાં શબ્દ ગુણ નથી. વળી આકાશમાં શબ્દ ગુણ છે, માટે વંધ્યાપુત્રથી આકાશનો ભેદ છે. આકાશના લક્ષણની આ રીતે વંધ્યાપુત્રમાં અતિવ્યાપ્તિ નથી.

ગુરૂઃ–શબ્દ ગુણવડે વંધ્યાપુત્રથી આકાશનો ભેદ સિદ્ધ થાય નહિ. કારણ કે તે શબ્દગુણ આકાશરૂપ ગુણીથી ભિન્ન હોય અથવા અભિન્ન હોય. તેમાં પ્રથમ ભિન્ન પક્ષ બને એમ નથી. કારણ કે ઘટથી પટ ભિન્ન છે. માટે ઘટનો પટ ગુણ હોય નહિ, તેમ આકાશરૂપ

ગુણથી શબ્દ ગુણને જો ભિન્ન માનશો તો આકાશનો શબ્દ ગુણ થશે નહિ. વળી શબ્દ ગુણ આકાશથી અભિન્ન છે, એ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે જેમ ગંધગુણનો ગંધથી અભેદ છે, તેમાં ગંધનો ગંધ ગુણ છે, એમ કોઇ કહેતું નથી, તેમ આકાશથી શબ્દ ગુણનો અભેદ માનશો તો આકાશનો શબ્દ ગુણ છે, આ અર્થની સિદ્ધિ થશે નહિ. જો કે શબ્દનો તથા આકાશનો કલ્પિત ભેદ માનવાથી ગુણ ગુણીભાવ બને છે, છતાં જેવો પક્ષ હોય છે તેવું જ તેનું બળ હોય છે. આ રીતે કલ્પિત ભેદ કલ્પિત આકાશની જ સિદ્ધિ કરશે. પણ કલ્પિત ભેદથી વાસ્તવ આકાશની સિદ્ધિ થાય નહિ.

શિષ્યઃ–ગુણ તથા ગુણીનો તાદાત્મ્ય સંબંધ હોય છે. ભેદને ટાળનારો જે અભેદ, તે તાદાત્મ્ય કહેવાય છે. આ ભેદ તથા અભેદ બેઉ વાસ્તવ છે, માટે વાસ્તવ ભેદથી વાસ્તવ આકાશની સિદ્ધિ બને છે.

ગુરૂઃ–વિરૂદ્ધ સ્વભાવવાળા પદાર્થ એક સ્થાનમા રહે નહિ. જેમ ઉષ્ણસ્પર્શ તથા શીતસ્પર્શ એક વસ્તુમાં રહેતો નથી. આ પ્રકારની યુક્તિસહિત બુદ્ધિરૂપી નેત્રવડે સમાન સત્તાવાળો ભેદ તથા અભેદ કયાં જોવામાં નથી આવતો? ખોટા આગ્રહથી વાસ્તવ ભેદ તથા અભેદનો અંગીકાર કરાયલો જે દોષ ભેદ પક્ષમાં તથા અભેદ પક્ષમાં હોય છે, તે બળાત્કારે પ્રાપ્ત થશે. માટે વાસ્તવ ભેદ તથા અભેદ એક વસ્તુમાં બને નહિ. વળી જે ભેદ તથા અભેદવડે તું ગુણગુણી ભાવ સિદ્ધ કરે છે, તે ભેદ તથા અભેદનું સ્વરૂપ વિચાર કરી જોતાં સિદ્ધ થતું નથી. કારણ કે શબ્દાદિ ગુણ તથા આકાશાદિ ગુણીનો ભેદ તેમજ અભેદ જો તું માને છે તો હું તને પુછુ છું કે, તે ભેદ તથા અભેદ, શબ્દ તથા આકાશાદિક વસ્તુથી અભિન્ન છે અથવા ભિન્ન છે. તેમાં પ્રથમ અભિન્ન પક્ષ બને એમ નથી. કારણ કે જો ભેદ તથા અભેદ વસ્તુનું સ્વરૂપ અંગીકાર કરશો તો આ ભિન્ન તથા અભિન્ન છે તથા આ ભિન્ન અભિન્ન બન્ને છે. આ રીતનું કહેવું અસંગત થશે. કારણ કે ઘટ ઘટને લઈ આવ, પટ પટને લઇ આવ. આ રીતનો શબ્દ કોઇ સ્થળે વિદ્વાન્ ઉચ્ચાર કરતો નથી. કારણ કે આ શબ્દ પુનરૂક્તિ દોષયુક્ત છે. એકવાર ઉચ્ચારેલા શબ્દનું ફરી ઉચ્ચારણ કરવું, એ પુનરૂક્તિ છે. તેમ ભેદ તથા અભેદને વસ્તુના સ્વરૂપે માનવામાં, આ ફળ વૃક્ષથી ભિન્ન છે, આ ઘટ મૃત્તિકાથી અભિન્ન છે, તથા આ બેઉ વસ્તુરૂપે છે, એમ કહેવામાં પુનરૂક્તિ દોષ થાય છે. માટે ભેદ તથા અભેદ વસ્તુનું સ્વરૂપ નથી. વળી ભેદ તથા અભેદ વસ્તુથી ભિન્ન છે, એમ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે ભેદવાળાને ભિન્ન કહે છે. ભેદ તથા અભેદ વસ્તુથી ભિન્ન છે, એમ કહેવાથી વસ્તુનો ભેદવાળો ભેદ તથા અભેદ છે, એમ સિદ્ધ થાય છે. તેમાં બીજા ભેદમાં ત્રીજી વસ્તુનો ભેદ માનશો, ત્રીજામાં ચોથો ભેદ, આ રીતે ભેદની ધારા માનવામાં અનવસ્થા દોષ પ્રાપ્ત

થાય છે. આ દોષની નિવૃત્તિ માટે તથા પ્રથમ ભેદ તથા અભેદની સિદ્ધિ માટે બીજો ભેદવસ્તુના સ્વરૂપે કહેશો તો તમારૂં તે વચન બગલાના બંધનની માફક થશે. જેમકે બગલાને બાંધવાની ઇચ્છાવાળો કોઇ પુરૂષ નીચે પ્રમાણેનો ઉપાય ચિત્ત-વિષે કરે કે, માછલીમાં જ એકાગ્રચિત્ત-વાળો આ બક પક્ષી તડકામાં રહેલું છે, માટે તેના મસ્તક ઉપર હું માખણુ મૂકી આવું. આ માખણ સૂર્યના તડકાથી પીગળી જશે, જેથી તેના નેત્રમાં પડશે. માખણના પડવાથી બક અંધ થશે. આવી ચિત્તમાં કલ્પના કરી તે પ્રમાણે ઉપાય કરે તો તે પુરૂષનો ઉપાય વ્યર્થ છે. કારણ કે બગલાની પાસે ગયા વિના મસ્તક પર માખણ મૂકી શકાય નહિ તથા જ્યારે પાસે જવામાં આવે, તે જ સમયે તેનું બંધન બની શકે એમ છે. તેમ પ્રથમ ભેદ તથા અભેદને વસ્તુથી ભિન્ન માની તેની સિદ્ધિ માટે કલ્પના કરાયેલો જે બીજો ભેદ, તેને વસ્તુના સ્વરૂપરૂપે માનવામાં કેવળ વ્યર્થ પ્રયાસ છે. માટે શબ્દ ગુણની કોઇ પ્રકારે સિદ્ધિ થતી નથી. શબ્દની અસિદ્ધિ થવાથી આકાશની વંધ્યાપુત્રથી વિલક્ષણતા સિદ્ધ થતી નથી. જેમ આકાશનો શબ્દ ગુણ યુક્તિ-વડે સિદ્ધ થતો નથી, તેમ વાયુનો સ્પર્શ ગુણ, અગ્નિનો રૂપગુણ, જળનો રસ ગુણ, પૂર્વે કહેલી રીતિવડે સિદ્ધ થતો નથી. આ સ્પર્શાદિ ગુણોનો અ-ભાવ થવાથી વાયુઆદિ ભૂતો તે પણ વંધ્યાપુત્રની સમાનતાને પ્રાપ્ત થાય છે. વળી અવકાશને જે આપે તે આકાશ, જે સ્પર્શ કરે તે વાયુ, અન્નાદિને પચાવે તે અગ્નિ, તૃષાને ટાળે તે જળ તથા લોકને ધારણ કરે તે ધરા. આ રીતનું આકાશાદિનું લક્ષણ લોકસિદ્ધ છે. તેથી પણ આકાશાદિની સિદ્ધિ થતી નથી. કારણ કે આકાશાદિ પંચ ભૂતો સર્વ લોકને અવકાશાદિક આપે છે, અથવા ગમે તે પ્રાણીને આપે છે. તેમાં પ્રથમ પક્ષ અસંભવ દોષથી યુક્ત છે. કારણ કે વાતપિત્તઆદિ ધાતુની ન્યૂનાધિકતાવડે જડભાવને પ્રાપ્ત થયેલ પ્રાણીને આકાશ અવકાશ કરતું નથી, વાયુ સ્પર્શ કરતો નથી, અગ્નિ પાકાદિના કારણરૂપે નથી, જળ તેની તૃષાની નિવૃત્તિ કરતું નથી, તથા પૃથ્વી ધારણ કરતી નથી. આ રીતે અન્ય ધર્મમાં સર્વત્ર અનુગમનો અભાવ છે. વળી આકાશાદિ ભૂતનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. કારણ કે જેમ સ્વપ્ન પદાર્થ જે કાળે પ્રતીત થાય છે તે કાળમાં હોય છે, પણ પ્રતીતિથી પૂર્વ ઉત્તર કાળમાં હોતો નથી, માટે મિથ્યા છે. તેમ આકાશાદિભૂત પણ જે જે પુરૂષ-વડે પ્રતીત થાય છે, તે તે પ્રતીતિ કાળમાં છે, પણ પ્રતીતિથી પૂર્વોત્તર કાળ-માં નથી, માટે મિથ્યા છે. જ્યારે આકા-શાદિ પંચ ભૂત અસત્ય ઠર્યાં, તો પછી તે ભૂતના કાર્યરૂપ પ્રપંચ પણ કેવી રીતે સત્ય થાય? આ પ્રપંચ પણ અસત્ય થશે. જેમ અસત્ય વંધ્યાપુત્રનો પુત્ર પણ અસત્ય જ હોય છે. પણ સત્ય હોય નહિ. તેમ અસત્ય પંચભૂતનું કાર્યપ્રપંચ પણ સત્ય હોય નહિ. માટે આત્માથી ભિન્ન પંચભૂત તથા તેનું

કાર્યપ્રપંચ વંધ્યાપુત્રની માફક જ અસત્ય છે.

## આકાશાદિક પ્રપંચના કારણરૂપ માયાની અસત્યરૂપતા.

કાર્યપ્રપંચની માયા વિના અનુપપત્તિરૂપ અર્થાપત્તિ પ્રમાણથી શું માયાની સિદ્ધિ છે, શ્રુતિપ્રમાણથી માયાની સિદ્ધિ છે અથવા અનુભવ પ્રમાણથી માયાની શું સિદ્ધિ છે? પ્રથમ પક્ષ બને એમ નથી. કારણ કે જેમ અસત્ય વંધ્યાપુત્રની માયાવડે ઉત્પત્તિ થતી નથી, તેમ પૂર્વે કહેલી રીત પ્રમાણે પ્રપંચ અસત્ય હોવાથી પ્રપંચની માયાવડે ઉત્પત્તિ પણ સંભવતી નથી.

શિષ્યઃ—લોકવિષે અસત્યની પણ માયાથી ઉત્પત્તિ જોવામાં આવે છે. જેમકે ભૂમિપર રહેલ મયાવી નટ પોતાની માયાવડે આકાશમાં રહેલા અસત્યરૂપે પોતાનું બીજું સ્વરૂપ દર્શાવે છે, તેમ અસત્ય પ્રપંચની પણ માયાવડે ઉત્પત્તિ કેમ ન બની શકે ?

ગુરૂઃ—આ સ્થળે નિમિત્ત કારણરૂપ માયાવડે સત્ય માયાવી પુરૂષનો જ અનેકરૂપે કરી પ્રાદુર્ભાવ જોવામાં આવે છે. અર્થાત્ આકાશમાં રહેલ સ્વરૂપનું પરિણામ ઉપાદાન કારણ માયા નથી, પણ માયાના વિષયરૂપ નટનો આત્માજ તે તે સ્વરૂપે કરી પ્રતીત થાય છે. માટે અસત્ય વસ્તુની ઉત્પત્તિમાં માયા કોઈ પણ સ્થળે સમર્થ જોવામાં આવતી નથી. આ કારણથી માયા પરતંત્ર છે, પણ તે સ્વતંત્ર નથી. વળી માયા શ્રુતિ પ્રમાણવડે સિદ્ધ છે, એવો બીજો પક્ષ પણ બને એમ નથી. કારણ, કે જો કે માયાને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશની કારણતા શ્રુતિવાક્યવડે કહેલી છે, પણ તે જગતની કારણતા માયાની પોતાની નથી. માયા પોતે તો અસત્ય છે. વળી અસત્ય કોઇના કારણરૂપે તથા કાર્યરૂપે કદી થઈ શકે નહિ. પણ માયાવડે જગતની ઉત્પત્તિનો બોધ કરનારી શ્રુતિનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મને જણાવવામાં આવેછે. પણ માયાના બોધનવિષે તે તાત્પર્ય નથી. કારણ કે ફળવાળા અર્થનુંજ શ્રુતિ બોધન કરે છે. વળી આ ફળની પ્રાપ્તિ અદ્વિતીય આત્માના જ્ઞાનથી થાય છે, પણ માયાના જ્ઞાનવડે થતી નથી. તેમજ માયા અનુભવવડે જ સિદ્ધ છે, એમ ત્રીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે જે સમયે અવિવેકી પુરૂષ પોતાના સત્ચિત્ તથા આનંદ સ્વરૂપનો અનુભવ કરતો નથી, તે સમયે તે પુરૂષ હું અજ્ઞાની છું, એ રીતે માયાને અપરોક્ષ જ્ઞાનના વિષયરૂપે માને છે. દૃષ્ટાંત તરીકે જેમ સૂતેલું બાળક પોતાના દેહને રાક્ષસરૂપ માની ભયને પામે છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા પણ સત્ ચિત્ સ્વરૂપ પોતાના સ્વરૂપનું વિસ્મરણ થવાથી આત્મસ્વરૂપના આવરણને કરનારી માયાને પોતેજ કલ્પના કરે છે. અર્થાત્ વિચાર રહિત ભ્રાન્તિ પામેલા પુરૂષના અનુભવવડે માયાની સિદ્ધિ થતી નથી. કારણ કે ભ્રાન્તિજ્ઞાન જે વસ્તુની સિદ્ધિ કરે

તો છીપમાં રૂપાની તથા રજ્જુમાં સર્પની પણ સિદ્ધિ થવી જોઇએ. વિચાર સહિત અનુભવની ઉત્પત્તિ થવાથી માયા સ્થિતિ કરી શકતી નથી. જેમકે સૂર્યનો ઉદય થવાથી અંધકાર જરાપણ ટકી શકતું નથી. માટે માયા અનુભવવડે સિદ્ધ નથી. આ રીતે કોઈપણ પ્રમાણવડે માયા સિદ્ધ નથી. હું અદ્વિતીય આત્મામાં માયાનો લેશ માત્ર પણ સંભવ નથી.

શિષ્યઃ—જો માયા ચૈતન્ય આત્મામાં નથી, તો પછી હું અજ્ઞાની છું, એવો અનુભવ શેનો વિષય કરે છે ?

ગુરૂઃ—આ માયા હું પરમાત્માથી ભિન્ન નથી, પણ તે તો મારા સ્વરૂપેજ છે. જેવી રીતે બાળકના શરીરથી રાક્ષસ ભિન્ન નથી, પણ પોતાના શરીરને જ રાક્ષસ માની બાળક ભયને પામે છે. અર્થાત્ યથાર્થ જ્ઞાનના અવિષયરૂપ આત્માનું સ્વરૂપ જ માયા, અજ્ઞાન કે અવિદ્યા, આ રીતના શબ્દોવડે કહેવામાં આવે છે. માટે માયા સ્વતંત્ર નથી.

શિષ્યઃ—માયા, અવિદ્યા કે અજ્ઞાન આ રીતના શબ્દ તથા જ્ઞાનના બળથી ચૈતન્ય આત્માથી ભિન્ન સ્વતંત્રરૂપે માયાની સિદ્ધિ કેમ થતી નથી ?

ગુરૂઃ—જો શબ્દ તથા જ્ઞાનની પ્રમાણતા હોય તો તેના બળથી માયાની સિદ્ધિ થાય. પણ શબ્દ તથા પ્રજ્ઞાન પ્રમાણરૂપે નથી. કારણ કે વસ્તુ અસત્ય હોય, છતાં શબ્દ તથા જ્ઞાન થાય છે. આ કારણથી જ અસત્ય વંધ્યાપુત્રમાં આ વંધ્યાપુત્ર છે, એ રીતનો શબ્દ તથા જ્ઞાન જાણવામાં આવે છે. માટે શબ્દ તથા જ્ઞાનને પોતાના વિષયને સિદ્ધ કરવાનું સામર્થ્ય નથી. શબ્દનું તો પૂર્વે નામના વિચારવિષે ખંડન કરી આવ્યા છીએ, પણ જ્ઞાન સ્વરૂપ બુદ્ધિનું ખંડન નીચે પ્રમાણે છેઃ— બુદ્ધિનું કેવું સ્વરૂપ છે. તેનો પ્રથમ વિચાર કરવો જોઈએ, અર્થાત્ બુદ્ધિ બોધરૂપે છે કે અબોધરૂપે છે ? અબોધરૂપે છે, એવો બીજો પક્ષ બની શકે નહિ. કારણ કે જેમ ઘટાદિક અબોધ સ્વરૂપ હોવાથી સ્વતંત્ર નથી, પણ પરતંત્ર છે. તેમ અબોધ સ્વરૂપ હોવાથી બુદ્ધિની સ્વતંત્રતા પણ સિદ્ધ થતી નથી. બુદ્ધિ બોધ સ્વરૂપે છે, એ પ્રથમ પક્ષમાં તે બોધ ધર્મ રૂપે છે કે સર્વના અધિષ્ઠાન ધર્મી સ્વરૂપે છે? તેમાં ધર્મસ્વરૂપે બોધ છે, એવા પ્રથમ પક્ષમાં બોધની ધર્મરૂપતા જો સિદ્ધ થાય તો બોધ સ્વરૂપ બુદ્ધિ સિદ્ધ થાય. પણ વિચાર કરી જોતાં બોધની ધર્મરૂપતા સિદ્ધ થતી નથી. વળી ધર્મી સ્વરૂપે બોધ છે, એવા બીજા પક્ષમાં બોધ-અધિષ્ઠાનરૂપ હું પરમાત્માથી અભિન્ન હોવાથી બોધરૂપ બુદ્ધિ સ્વતંત્રરૂપે સિદ્ધ થતી નથી. આ રીતનો નિર્ણય કરવા માટે પ્રથમ બોધના સ્વરૂપનો વિચાર કરવો જોઇએ. બોધના સ્વરૂપનો નિર્ણય કરી પછી બોધ સ્વરૂપ બુદ્ધિનો પણ નિશ્ચય થશે. પ્રથમ ધર્મ બોધ-રૂપે છે, આના સંબંધમાં વિચાર કરીએ તો તે બોધ શું ઘટપટાદિક વિષયનો ધર્મ છે, જ્ઞાનના કારણ ચક્ષુ આદિક

ઇન્દ્રિયનો ધર્મ છે, આત્માનો ધર્મ છે, કે બુદ્ધિનો ધર્મ છે? તેમાં વિષયનો ધર્મ બોધ છે, એ પ્રથમ પક્ષ બને એમ નથી. કારણ કે જો બોધ ઘટાદિ વિષય-નો ધર્મ હોય તો ઘટાદિ વિષય ચેતન રૂપ થવો જોઈએ. જે જે બોધવાળાં હોય છે, તે તે ચેતનરૂપે છે, એ રીતનો નિયમ છે.

શિષ્યઃ–ઘટાદિક વિષય ચેતનરૂપે છે, એમ અંગીકાર કરીએ તો શું બાધ આવે?

ગુરૂઃ–જો ઘટાદિકને ચેતન સ્વરૂપ માનશો તો ઘટાદિને પોતાના જ્ઞાનમાં અન્યની અપેક્ષા થશે નહિ. કારણ કે ચેતન સ્વપ્રકારરૂપે હોય છે. જે પોતાની સિદ્ધિમાં અન્ય પ્રકાશની અપેક્ષા ન કરે, તે સ્વપ્રકાશરૂપે કહેવાય છે. ઘટાદિક પોતાની સિદ્ધિમાં અન્ય પ્રકાશની અપેક્ષા કરે છે, માટે ઘટાદિ વિષયનો ધર્મ બોધરૂપે નથી. જો ઘટાદિક વિષયનો ધર્મ તમે બોધરૂપે માનશો તો ભોક્તા તથા ભોગ્યનો વિપરીત ભાવ પ્રાપ્ત થશે. અર્થાત્ ભોગ્યરૂપે પ્રસિદ્ધ ઘટાદિ વિષય ભોક્તા સ્વરૂપે થશે. વળી ઘટાદિક વિષયથી ભિન્ન ભોક્તા પણ ભોગ્ય સ્વરૂપે થશે. કારણ કે ભોકતા બોધવાળો હોય એમ ભોકતાનું લક્ષણ છે. વળી ઘટાદિ વિષયને ભોકતારૂપે કહેવું, તે અનુભવથી વિરૂદ્ધ છે. માટે ઘટાદિક વિષયનો ધર્મ બોધરૂપે નથી. વળી ઇન્દ્રિયનો ધર્મ બોધરૂપે છે, એમ બીજો પક્ષ પણ સંભવે નહી. કારણ કે જે જેના ધર્મરૂપે હોય છે, તે સદા તેમાંજ પ્રતીત થાય છે. જેમ અગ્નિનો ઉષ્ણ સ્પર્શ ધર્મ છે તથા કોઈ સમયે પણ અગ્નિ ઉષ્ણ સ્પર્શ રહિત પ્રતીત થતો નથી. તેમ જો બોધ ઇન્દ્રિયનો ધર્મ હોય તો જ્યાં જ્યાં ઇન્દ્રિય હોય ત્યાં ત્યાં નિયમવડે બોધ પ્રતીત થવો જોઈએ. પણ નિયમે કરી બોધ પ્રતીત થતો નથી. પણ કેટલીકવાર ઇન્દ્રિયની સહાયતાથી બોધ પ્રતીત થાય છે તથા કેટલીક વાર નથી પણ થતો. માટે ઇન્દ્રિયનો ધર્મ બોધરૂપે નથી.

## નિયમના અભાવનું નિરૂપણ.

શબ્દની વિદ્યમાનતા છતાં બહેરા પુરૂષની ચક્ષુ ઇન્દ્રિય શબ્દને જાણતી નથી, તેમ રૂપ વિદ્યમાન છતાં અંધ પુરૂષની શ્રોત્રેન્દ્રિયરૂપને જાણતી નથી. જે સમયે મન સાવધાન નથી, તે સમયે સન્મુખ પ્રત્યક્ષ રહેલી અથવા તો પાછળના ભાગમાં રહેલ વસ્તુને પુરૂષની ચક્ષુ ઇન્દ્રિય જાણતી નથી. તેમ શ્રોત્રાદિ ઈન્દ્રિય પણ શબ્દાદિ વિષયને જાણતી નથી. જો ઇન્દ્રિયનો ધર્મ બોધ હોય તો જ્યાં ઇન્દ્રિય હોય ત્યાં અવશ્ય બોધ પ્રતીત થવો જોઈએ. પણ બોધનું ઉપ-કરણ ઇન્દ્રિયો છે. અથાત્ અંતઃકરણની વૃત્તિમાં રહેલ ચેતનનું નામ બોધ છે. આ વૃત્તિ ઈન્દ્રિયાદિકથી ઉત્પન્ન થાય છે, માટે ઇન્દ્રિયો બોધના ઉપકરણરૂપ છે. ઉપકરણ માનવામાં પૂર્વે કહેલ દોષની પ્રાપ્તિ થતી નથી.*ઇન્દ્રિયમાં રહેલો જો બોધ હોય તો તે ઇન્દ્રિયનો ધર્મ થાય, પણ બોધ કોઈ ઇન્દ્રિયમાં

પ્રતીત થતો નથી. ઘટપટાદિક અર્થમાં રહેલ બોધ પ્રતીત થાય છે અર્થાત્ સ્ફુરણનું નામ બોધ છે. આ બોધથી સ્ફુરણ થાય છે તથા પટનું સ્ફુરણ થાય છે. આ રીતના અનુભવવડે વિષયમાં સ્થિત થઈ પ્રતીત થાય છે. વળી પરોક્ષ જ્ઞાનના વિષય ભૂત ઇન્દ્રિયમાં બોધ છે, આમાં કોઈ પ્રમાણ નથી.

શિષ્યઃ—જેમ નૈયાયીકના મત પ્રમાણે આત્મામાં રહેલ બોધ ઘટાદિ પદાર્થનો વિષય કરે છે, તેમ ઇન્દ્રિયમાં રહેલ બોધ પણ ઘટાદિકનો વિષય કરશે. બોધનો ઘટાદિક વિષય સાથે વિષયતારૂપ સંબંધ નૈયાયીકની માફક અહીં બધે છે.

ગુરૂઃ—જો અન્ય વસ્તુમાં રહેલ બોધ અન્ય વસ્તુને પ્રકાશતો હોય તો તાદાત્મ્ય સંબંધથી ઘટમાં રહેલ બોધ પટને કેમ પ્રકાશ કરતો નથી? જેમ ઇન્દ્રિયમાં રહેલ બોધની ઘટાદિક વિષય સાથે વિષયતા સંબંધ તમે અંગીકાર કર્યો છે તેમ ઘટમાં રહેલ બોધની પટાદિની સાથે વિષયતા સંબંધ પણ કશાથી નિવારણ થતો નથી. માટે ઇન્દ્રિયનો ધર્મ બોધરૂપે નથી. વળી જો ચક્ષુ ઇન્દ્રિયમાં રહેલ બોધવડે ઘટાદિકનું ભાન અંગીકાર કરશો તો તમારા મત પ્રમાણે જેમ ચક્ષુ ઇન્દ્રિયનો ઘટ સાથે સંયોગ સંબંધ છે તથા ઘટમાં રહેલ રૂપની સાથે સંયુક્ત સમવાય સંબંધ છે, તેમ ઘટમાં રહેલ રસાદિકની સાથે પણ ચક્ષુનો સંયુક્ત સમવાય સંબંધ સંભવે છે. માટે જેમ ઘટનું રૂપ ચક્ષુ ઇન્દ્રિયમાં રહેલ બોધ વિશે પ્રતીત થાય છે, તેમ ઘટ વિશે રહેલ રસાદિક ચક્ષુ ઇન્દ્રિય વિશે રહેલ બોધમાં કેમ પ્રતીત થતો નથી? તે પણ પ્રતીત થવો જોઇએ. પણ અમારા મત પ્રમાણે આ દોષની પ્રાપ્તિ નથી. કારણ કે રૂપાકાર વૃત્તિમાં આરૂઢ ચેતનરૂપ બોધનો તાદાત્મ્યરૂપ વિષયતા સંબંધ રૂપવિશે છે, પણ રસ વિશે નથી. માટે ચક્ષુ ઇન્દ્રિયવડે રસાદિની પ્રતીતિ થતી નથી. આ કહેવાથી એમ સિદ્ધ થાય છે કે, અન્ય પદાર્થમાં રહેલો બોધ અન્ય પ્રકાશને પ્રકાશતો નથી. જો એમ અંગીકાર કરશો તો ઘટમાં રહેલ બોધ ઘટનો પણ પ્રકાશ કરશે. આ રીતે અતિ પ્રસંગરૂપ દોષની પ્રાપ્તિ થશે. જો ઘટાદિકમાં ધર્મ રૂપવડે બોધ રહે તો ઘટાદિકના બોધવડે પ્રકાશ બને. પણ ઘટાદિકમાં ધર્મરૂપે કરી બોધ રહેતો નથી. જો ઘટાદિકનો ધર્મ બોધરૂપે હોય તો ઘટાદિક ભોકતા થવો જોઇએ, એમ પૂર્વે કહી આવ્યા છીએ. માટે ઇન્દ્રિયનો ધર્મ બોધરૂપે નથી. પણ આત્માનો ધર્મ બોધરૂપે છે. ત્રીજો પક્ષ પણ બની શકે એમ નથી. કારણ કે અન્યમાં રહેલ બોધ અન્યને પ્રકાશતો નથી. આ દોષની અહીં પણ પ્રાપ્તિ થાય છે. માટે હું આત્મામાં ધર્મરૂપથી બોધ રહેતો નથી.

શિષ્યઃ—આત્મામાં રહેલ બોધ જો કે ઘટાદિકને પ્રકાશ નહી કરે, પણ આત્માના પ્રકાશ માટે આત્માના ધર્મરૂપ બોધને હું અંગીકાર કરૂં છું.

ગુરૂઃ—જો આત્માનો ધર્મ બોધરૂપે હોય તો ધર્મથી ધર્મી ભિન્ન થવાથી બોધથી ભિન્ન હું આત્માને જડતા પ્રાપ્ત

થશે. જેમ ઘટાદિકને બોધ પ્રકાશે છે, તેમ હું આત્માને બોધ પ્રકાશતો નથી. કારણ કે ઘટાદિક પદાર્થ બોધમાં કલ્પિત છે. માટે અધિષ્ઠાન સ્વરૂપ બોધ તેને પ્રકાશે છે. અર્થાત્ ઘટ ઉપહિત ચેતનમાં ઘટ કલ્પિત છે. જે સમયે અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી ઘટાકાર થાય છે, તે સમયે ઘટ ઉપહિત ચેતન સાથે વૃત્તિ ઉપહિત ચેતનરૂપ બોધનો અભેદ થાયછે. કારણ કે ચેતનમાં પરમાર્થવડે ભેદ નથી. પણ ઉપાધિવડે ભેદ છે. આ ઉપાધિઓ જ્યાં સૂધી ભિન્ન ભિન્ન દેશમાં રહે છે, ત્યાં સૂધી ચેતનનો ભેદ કરે છે. પણ જ્યારે ઉપાધિઓ એક દેશમાં સ્થિત થાય છે ત્યારે ઉપાધિવાળા ચેતનનો ભેદ કરતી નથી. પણ તે વખતે ચેતનનો અભેદ થાય છે. મઠથી ભિન્ન દેશમાં જ્યારે ઘટ રહે ત્યારે ઘટાકાશ તથા મઠાકાશનો ભેદ થાય છે. જ્યારે મઠની અંદર ઘટને લાવવામાં આવે ત્યારે મઠાકાશની સાથે ઘટાકાશનો અભેદ થાય છે. આ રીતે ઘટ ઉપહિત ચેતન સાથે અભેદ ભાવને પ્રાપ્ત થયેલ ઘટાકાર વૃત્તિ ઉપહિત ચેતનરૂપ બોધમાં ઘટાદિ કલ્પિત છે.

વિચાર કરીએ તો અદ્વિતીય બોધ સ્વયંપ્રકાશ છે. આ રીતનો અર્થ જો તારી બુદ્ધિમાં આરૂઢ થાય તો તે અર્થ મને પણ ઇષ્ટ છે. બોધની સ્વયંપ્રકાશતા હું પણ અંગીકાર કરૂં છું.

શિષ્યઃ—બોધને સ્વયંપ્રકાશતા માનવામાં તમને કાંઇ લાભની પ્રાપ્તિ થાય છે?

ગુરૂઃ—સ્વયંપ્રકાશ બોધ સ્વરૂપ હું આત્મા છું. મારાથી ભિન્ન બોધ નથી. અર્થાત્ જો બોધ હું આત્માથી ભિન્ન હોય તો ઘટાદિની માફક હું આત્માના દૃશ્યરૂપે થઇશ. વળી દૃશ્ય વસ્તુ સ્વયં પ્રકાશ હોય નહિ, પણ અન્યવડે પ્રકાશ્ય થાય છે. બોધનો અન્યવડે પ્રકાશ માનવામાં પૂર્વે કહેલ અનવસ્થાદિ દૂષણ પ્રાપ્ત થાય છે. માટે બોધ હું આત્માથી અભિન્નરૂપે છે. બોધને આત્મસ્વરૂપતા થવાથી ભૂમા આનંદની પ્રાપ્તિરૂપ લાભ થાય છે.

શિષ્ય—ભૂમાઆનંદની પ્રાપ્તિ થવાથી તેની રક્ષાની ચિંતા શું નહિ પ્રાપ્ત થાય?

ગુરૂ:—અનિત્ય વસ્તુની રક્ષા હોય છે, પણ નિત્ય વસ્તુની રક્ષા હોતી નથી. સત્ય સ્વરૂપમાં આત્માને અનિત્યતા નથી. માટે હું આત્માથી અભિન્ન ભૂમા આનંદને પણ અનિત્યતા સંભવે નહિ. ભૂમાનો અર્થ વ્યાપક થાય છે.

## આત્મામાં ત્રણ પરિચ્છેદના અભાવનું નિરૂપણ.

જે વસ્તુ આદિ કાળમાં તથા અંતકાળમાં ન હોય, તે વસ્તુ અનિત્ય કહેવાય છે. હું આનંદ સ્વરૂપ આત્મા ત્રણે કાળમાં વિદ્યમાન છું. માટે આનંદસ્વરૂપ આત્મારૂપ હું અનિત્ય નથી, પણ નિત્ય છું. વળી મારાથી ભિન્ન કોઇ વસ્તુ નથી. પણ હું જ સર્વત્ર છું, એમ કહેવાથી વસ્તુ પરિચ્છેદનો અભાવ આત્મામાં દર્શાવ્યો. વળી જે વસ્તુ કોઈ એક કારણમાં, કોઇ એક દેશમાં અથવા કોઇ એક કાળમાં રહે છે, તે વસ્તુ પોતાના આધાર તથા જગતથી ભિન્ન હોય છે. આ

ભેદથી તે વસ્તુને અનિત્યતા પ્રાપ્ત થાય છે. કારણ કે જે જે ભેદવાળી વસ્તુ હોય છે, તે તે અનિત્ય હોય છે. આ રીતનો નિયમ વ્યાસ ભગવાને પોતાના સૂત્રમાં કહ્યો છે. જેમકે ઘટપટાદિ પદાર્થ ભેદવાળા હોવાથી અનિત્ય છે. ઘટ પટાદિની માફક હું આનંદ સ્વરૂપ આત્મા કોઇ કારણમાં અથવા કોઇ દેશ કાળમાં રહેતો નથી. અર્થાત્ સંપૂર્ણ દેશ કાળાદિ કલ્પિત વસ્તુના આધારરૂપ હું આનંદ સ્વરૂપ આત્મા છું. હું આત્માના આધારરૂપ કોઇ કલ્પિત વસ્તુ હોય નહિ. માટે હું આનંદ સ્વરૂપ આત્માને કોઇ રીતે પણ અનિત્યતા નથી. એમ કહેવાથી આત્મામાં દેશ-પરિચ્છેદ તથા કાળપરિચ્છેદનો અભાવ દર્શાવ્યો. દેશ, કાળ, દેશકાળવડે ઉત્પન્ન થયેલ વસ્તુ તથા તે દેશકાળમાં રહેલ સત્ય તથા અસત્યરૂપ જડ વસ્તુ, આ સર્વ હું અધિષ્ઠાન સ્વરૂપ આત્મામાં રહે છે. સર્વના અધિષ્ઠાનરૂપ હું આત્મા કોઇ અનાત્મ વસ્તુમાં રહેતો નથી. પણ હું મારા પોતાના મહિમામાં જ રહું છું.

## પ્રપંચનો આધાર આત્મા.

જેમ માળાના મણકા સૂત્રમાં રહે છે, તેમ આ સ્થૂલ પ્રપંચ હું સૂત્રાત્મામાં રહે છે. જેમ પૃથ્વીનાં સૂક્ષ્મ કણો પૃથ્વીમાં રહે છે, તેમ આ સૂક્ષ્મ પ્રપંચ કારણ સ્વરૂપ હું ઈશ્વરમાં રહે છે. જેમ ગંગાદિ નદીઓનું જળ પોતાનાં નામ તથા રૂપનો પરિત્યાગ કરી સમુદ્રમાં સ્થિત થાય છે, તેમ આ અવ્યાકૃતરૂપ કારણ, હું બ્રહ્મમાં સ્થિત થાય છે. જેમ અગ્નિમાં ધૂમરૂપ અંધકાર રહે છે, તેમ સૃષ્ટિકાળમાં અનિત્ય જડ દુઃખરૂપ આ પ્રપંચ સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ હું આત્મામાં રહેછે. જેમ વાયુના આધારરૂપે ગંધ તથા તૃણ રહે છે, તેમ આ પ્રપંચ સ્થિતિકાળમાં હું આત્મામાં રહે છે. અહીં ગંધવડે ગંધના આધારરૂપ પૃથ્વીનો સૂક્ષ્મ ભાગ લેવો. જેમ શરદઋતુમાં આકાશની અંદર લય ભાવને પ્રાપ્ત થયેલ મેઘ રહે છે, તેમ પ્રલય કાળમાં આ પ્રપંચ હું પરમાત્મામાં રહે છે. આ રીતે આત્મામાં તત્પદાર્થ ઈશ્વર સ્વરૂપતાવડે જગતનું આધારપણું કહ્યું. હવે ત્વંપદાર્થ જીવરૂપતાવડે કર્તૃત્વ ભોકતૃત્વાદિ પ્રપંચની આધારતા આત્મામાં ત્રણ દૃષ્ટાંતવડે દર્શાવે છે. જેમ સુકૃત પુરૂષમાં દુષ્ટતા કલ્પિત છે તથા જેમ દુષ્ટ પુરૂષમાં સાધુતા કલ્પિત છે, તેમજ જેમ બાળકના શરીરમાં રાક્ષસભાન કલ્પિત છે, તેજ રીતે હું આત્મામાં સંપૂર્ણ જગત્ કલ્પિત છે. આત્મા સ્વયંપ્રકાશ તથા સુખસ્વરૂપે છે. વળી આત્મામાં લેશ માત્ર પણ દુઃખ નથી.

શિષ્યઃ—હે ભગવન્ ! જ્યારે સંપૂર્ણ જગતના આત્મારૂપે આપ છો, ત્યારે જગતમાં રહેલ દુઃખની સાથે આપનો સંબંધ કેમ નથી?

ગુરૂઃ-અદ્વિતીય આત્મ સ્વરૂપ સંબંધી વિચાર કરતાં જગતમાં કદાપિ દુઃખ નથી. કારણ કે ઉત્પન્ન થનારી દરેક વસ્તુ જડ હોય છે. વળી દુઃખની પણ ઉત્પત્તિ છે, માટે દુઃખ પણ જડરૂપે છે. હું

ચેતનરૂપ આત્મામાં જડ વસ્તુ પરમાર્થ-રૂપે હોતી નથી. માટે જડ દુઃખસ્વરૂપે હું નથી.

શિષ્ય:—જેમ દુઃખ ઉત્પન્ન થાય છે, માટે જડ છે, તેમ સુખ પણ ઉત્પન્ન થાય છે, માટે તે પણ જડ છે. વળી જડ વસ્તુ પરમાર્થરૂપે હોય નહિ, એમ પૂર્વે આપે કહ્યું છે. માટે સુખસ્વરૂપતા પણ આત્માને થશે નહિ.

ગુરૂ:—જેમ દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ સુખ આત્મ સ્વરૂપે હોવાથી તેની ઉત્પત્તિ વિવેકી પુરૂષોએ અંગીકાર કરી નથી, પણ સુખને નિત્ય માન્યું છે. પણ મૂઢ પુરૂષ તો આનંદ સ્વરૂપ આત્માના પ્રતિબિંબ યુકત અંતઃકરણની વૃત્તિને સુખરૂપ માની, તેની ઉત્પત્તિ તથા નાશ અંગીકાર કરે છે.

શિષ્ય:—આ અંતઃકરણની વૃત્તિ જ મુખ્ય સુખરૂપે કેમ ન હોઈ શકે?

ગુરૂ:—અંતઃકરણની વૃત્તિને સુખસ્વ-રૂપે માનવી, તે શ્રુતિ તથા યુકિતથી વિરૂદ્ધ છે. કારણ કે શ્રુતિ તો વ્યાપક આત્માનેજ સુખરૂપે કહે છે. પણ પરિ-ચ્છિન્ન વસ્તુની સુખરૂપતાનું ખંડન કરે છે. વળી અનુમાનરૂપ યુકિતવડે પણ વૃત્તિની સુખરૂપતા સિદ્ધ થતી નથી. કારણ જે જે ઉત્પત્તિવાળું હોય, તે સુખ-સ્વરૂપે હોય નહિ. જેમ દુઃખ ઉત્પત્તિ-વાળું હોવાથી સુખરૂપે નથી, તેમ અં-તઃકરણની વૃત્તિ પણ ઉત્પન્ન થતી હોવાથી સુખસ્વરૂપે નથી.

## વિષયજન્ય સુખમાં દુઃખરૂપતાનું નિરૂપણ.

વિષયથી ઉત્પન્ન થયેલ ફળ સુખ રૂપે છે કે ફળના સાધનરૂપ વિષય જ સુખરૂપે છે? તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે વિષયથી ઉત્પન્ન થયેલ ફળ ત્રણેકાળે સુખરૂપે નથી, પણ દુઃખરૂપે છે.

શિષ્ય:—જો વિષયજન્ય ફળ સુખરૂપે નથી, તો પછી વિષયથી મને સુખ ઉત્પન્ન થયું છે, એમ કહેવું અસંગત થશે. પણ સર્વ લોક એમ કહે છે, કે વિષયજન્ય ફળ સુખરૂપે છે.

ગુરૂ:—વિષયથી સુખરૂપ ફળ ઉત્પન્ન થતું નથી, પણ દુઃખરૂપ ફળ ઉત્પન્ન થાય છે. દુઃખમાં પૂર્વ પૂર્વના ભ્રમ-જન્ય સંસ્કારથી પુરૂષને સુખબુદ્ધિ થાય છે. દુઃખમાં સુખબુદ્ધિ ભ્રમરૂપે છે. કારણ કે અન્ય વસ્તુમાં અન્ય બુદ્ધિનું નામ ભ્રાન્તિ છે. માટે વિષયજન્ય ફળ સુખરૂપે નથી. વળી વિષય જ સુખરૂપે છે, એ બીજા પક્ષના ખંડન માટે પ્રથમ સ્ત્રીરૂપ વિષયમાં સુખરૂપતાનું ખંડન હું કરૂં છું. આનું ખંડન થવાથી સર્વ વિષયમાં સુખ-રૂપતાનું ખંડન થાય છે. જેમ સર્વ મલ્લોમાં જે પ્રધાન મલ્લ હોય, તેને જિતવાથી સર્વ મલ્લોનો જય થાય છે, તેમ સર્વ લોકોએ સર્વ વિષય કરતાં અધિક માનેલ સ્ત્રીરૂપ વિષયમાં જ્યારે સુખ રૂપતાનું ખંડન થયું ત્યારે સર્વ વિષયમાં સુખરૂપતાનું ખંડન સિદ્ધ થાય છે. માટે પ્રથમ સ્ત્રીરૂપ વિષયમાં જ સુખ-રૂપતાનો અભાવ કહેવો જોઇએ. મરેલ

દેડકાનું ઉદર ફૂલી જવાથી ફાટી જાય ત્યારે તે અધિક દુર્ગંધીવાળો, અધિક માંસવાળો, રૂધિર,વિષ્ઠા તથા મૂત્રવડે યુક્ત, કોમળ સ્પર્શવાળો તથા સ્નિગ્ધ હોય છે, તે સરખી જ સ્ત્રીની યોનિ વિચાર કરી જોતાં જાણવી. જો કે બેઉ સમાન છે, છતાં કામી પુરૂષને દુર્ગંધવાળા દેડકાના ચામડા કરતાં સ્ત્રીની યોનિમાં સુંદરતા પ્રતીત થાય છે. પણ તે કેવળ ભ્રાંતિને લીધે પ્રતીત થાય છે. રોમથી રહિત સ્ત્રીના બે સ્તનમાં તથા પુરૂષના કેડની નીચે રહેલ માંસ ભાગમાં વિચાર કરીએ તો જરા પણ ભેદ નથી. છતાં અવિવેકી કામી પુરૂષને જે ભેદ પ્રતીત થાય છે, તે કેવળ ભ્રાંતિવડે પ્રતીત થાય છે. રોમથી રહિત પુરૂષના મુખમાં તેમ જ સ્ત્રીના મુખમાં વિચાર કરી જોતાં જરા પણ ભેદ નથી. છતાં અવિવેકી કામી પુરૂષને જે ભેદ પ્રતીત થાય છે, તે કેવળ ભ્રાંતિવડે પ્રતીત થાય છે. નપુંસકમાં તેમજ સ્ત્રીમાં જરા પણ ભેદ નથી. પણ ભ્રાંતિવડે અવિવેકી પુરૂષને ભેદ પ્રતીત થાય છે. તે જ રીતે પુરૂષના શરીરમાં તથા સ્ત્રીના શરીરમાં વિચાર કરી જોતાં જરા પણ ભેદ નથી.

શિષ્યઃ—પુરૂષના શરીરમાં તથા સ્ત્રીના શરીરમાં ભેદ લોકને પ્રતીત થાય છે. માટે બેઉ શરીરમાં અભેદ કહેવો અત્યંત વિરૂદ્ધ છે.

ગુરૂઃ—પુરૂષશરીરમાં તથા સ્ત્રીશરીરમાં તત્વના ભેદથી ભેદ છે અથવા શું આત્માના ભેદથી ભેદ છે ? તત્વના ભેદથી ભેદ છે, એ પ્રથમ પક્ષ બની શકે નહિ. કારણકે પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ ભૂત, પાંચ પ્રાણ તથા ચાર અંતઃકરણ આ ચોવીશ તત્વનો સમુદાય જ સ્ત્રી પુરૂષાદિ પ્રાણી માત્રનું શરીર છે. આ બાબત પૂર્વે દેહના ખંડનમાં કહી આવ્યા છીએ. માટે તત્વના ભેદથી સ્ત્રી પુરૂષાદિ શરીરમાં ભેદ સિદ્ધ થતો નથી. તેમજ આત્માના ભેદથી ભેદ છે, એ બીજો પણ બની શકે નહિ. કારણ કે સ્ત્રી પુરૂષાદિ સર્વ પ્રાણી માત્રના હૃદયમાં સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપે આત્મા રહેલો છે. આ આત્મા અહં જ્ઞાનનો વિષય, અહં શબ્દના લક્ષ્યરૂપે, સર્વત્ર વ્યાપકરૂપે તથા આધારથી રહિત છે. આ રીતે સ્ત્રીશરીરમાં તથા પુરૂષશરીરમાં ચોવીસ તત્વની તથા આત્માની સમાનતા છતાં કામરૂપ પિશાચને વશ થઇ, પુરૂષ તથા સ્ત્રીઓ, આ તો સ્ત્રી છે, આ તો પુરૂષ છે, આ રીતના ભેદની કલ્પના કરી,મુખથી ઉત્પન્ન થયેલ લાળનું પરસ્પર પાન કરે છે તથા સ્વેદાદિ મળનું ગ્રહણ કરે છે. જેમ ઘેટો એક બીજાના શરીરને તાડન કરે છે તથા જેમ મહાદેવની પ્રસન્નતા મેળવવા પિશાચો એક બીજાના શરીરોનું તાડન કરે છે, તેમ સ્ત્રી તથા પુરૂષો કામવડે ઉન્મત્ત થઇ એક બીજાના શરીરનું તાડન કરે છે. આ રીતનો વ્યાપાર કરવાથી તેના અંગમાંથી વીર્યરૂપ અતિહાસ યુક્ત પુરૂષની માફક કામ નિકળે છે તથા કેટલીકવાર નથી પણ નિકળતો. અર્થાત્ જેમ મહારાજાની સભામાં રહેલ પુરૂષને કોઇ નિમિત્તને લીધે અતિહાસ્ય યુક્ત વેગ ઉત્પન્ન થાય છે. જ્યારે હાસ્યના વેગને મહારાજા સહન કરી શકતો નથી ત્યારે પુરૂષ સભામાંથી

બહાર નિકળી જાય છે તથા જ્યારે સહન કરી શકે છે ત્યારે સભામાં જ સ્થિત થાય છે, પણ બહાર નિકળતો નથી. તેમજ શરીરની અંદર રહેલ દેવતાઓની સભામાં રહેલ કામ, જેમ મહાદેવના વિનોદ માટે પિશાચો નાટક રચે છે તેમ નાટક રચે છે. આ નાટકથી વિપરીત આચરણને પામેલ સ્ત્રી તથા પુરૂષને જોઇ હાસ્યના વેગને નહિ સહન કરતો કામ વીર્યરૂપે થઇ બહાર નીકળે છે. અર્થાત્ મુખના લાળ આદિને અધરામૃતરૂપે કહેવામાં આવતાં કામશાસ્ત્રનું પણ પુરૂષના વૈરાગ્યની ઉત્પત્તિમાં જ તાત્પર્ય છે. જેમ પુરૂષ પોતાના વિપરીત આચરણને સાંભળી તેમાંથી નિવૃત્ત થાય છે, તેમ કામી પુરૂષના વિપરીત આચરણના કથનરૂપ ઉપહાસ્યને કરતા કામશાસ્ત્રનું પણ વિપરીત આચરણમાંથી નિવૃત્તિવિશે જ તાત્પર્ય છે. પણ વિપરીત આચરણમાં તાત્પર્ય નથી.

શિષ્યઃ—મૈથુનધર્મથી જો કે સુખની પ્રાપ્તિરૂપ પુરૂષાર્થ થતો નથી, છતાં કામની શાંતિરૂપ દુઃખની નિવૃત્તિ સ્વરૂપ પુરૂષાર્થતાવડે તે પ્રાપ્ત થાય છે.

ગુરૂઃ—મૈથુન ધર્મથી દુઃખની નિવૃત્તિ પણ થતી નથી, પણ ઉલટી ક્લેશની પ્રાપ્તિ થાય છે. જેમ પિશાચાદિરૂપ ગ્રહવડે યુક્ત પુરૂષ ગ્રહના બળને લીધે વિપરીત ચિત્તવાળો થઈ સન્મુખ અથવા વિમુખ થઇ, પોતાના કટિભાગનું તાડન કરે છે, પણ તેથી અતિ ક્લેશને પામી પિશાચરૂપ ગ્રહથી નહિ છુટવા છતાં તે પુરૂષ સુખી પુરૂષની માફક પૂર્વ વ્યાપારથી રહિત થઈ રહે છે. તેમ કામરૂપ ગ્રહથી નહિ છુટવા છતાં કામી સ્ત્રી પુરૂષ પૂર્વ વ્યાપારથી નિવૃત્ત થઈ સુખી હોય તેમ પ્રતીત થાય છે. માટે કામની નિવૃત્તિરૂપ દુઃખની નિવૃત્તિ પણ મૈથુન ધર્મથી થતી નથી. જેમ ઘી કાષ્ઠાદિવડે અગ્નિની શાંતિ થતી નથી, પણ ઉલટી વૃદ્ધિ થાય છે, તેમ મૈથુન ધર્મવડે પણ કામની નિવૃત્તિ થતી નથી, પણ ઉલટી તેવડે કામની વૃદ્ધિ થાય છે. પ્રથમ જે વસ્તુમાં પુરૂષની ઇચ્છા થાય છે, તે વસ્તુમાં પછીથી તે પુરૂષની પ્રવૃત્તિ થાય છે, એવો નિયમ છે. માટે ઇચ્છા એ જ કારણરૂપે છે. પ્રવૃત્તિ તેના કાર્યરૂપ છે. વળી કારણવિના કાર્ય હોય નહિ. માટે કાર્યથી કારણનું અનુમાન થાય છે. જેમ નદીના જળની વૃદ્ધિથી વર્ષાનું અનુમાન થાય છે, તેમ સ્ત્રી તથા પુરૂષના કામની જો નિવૃત્તિ થઇ જાય તો ફરી તેની મૈથુનધર્મમાં પ્રવૃત્તિ થવી જોઈએ નહિ. પણ દરરોજ તેઓની પ્રવૃત્તિ થાય છે, એમ જાણવામાં આવે છે. તેથી એમ જણાય છે કે, કામની નિવૃત્તિ થતી નથી.

શિષ્યઃ—જેમ મૈથુનધર્મમાં પ્રવૃત્તિરૂપ હેતુથી સ્ત્રીના તથા પુરૂષના કામનું અનુમાન થાય છે, તેમ મૈથુનધર્મથી નિવૃત્તિરૂપ હેતુથી કામના અભાવનું પણ અનુમાન થઇ શકે છે.

ગુરૂઃ—નિવૃત્તિરૂપ હેતુથી કામનો અભાવ સિદ્ધ થતો નથી. કારણ કે જો કામના અભાવ વિના નિવૃત્તિ ન હોય તો નિવૃત્તિરૂપ હેતુથી કામના અભાવનું અનુ-

માન થાય. આ નિવૃત્તિ કામના અભાવ વિના થતી નથી. માટે નિવૃત્તિરૂપ વ્યભિચાર હેતુથી કામના અભાવની સિદ્ધિ થતી નથી. અર્થાત્ મૈથુન ધર્મથી સ્ત્રીઓની તથા પુરૂષની જે નિવૃત્તિ થાય છે, તે નિવૃત્તિ સુખરૂપ ફળની પ્રાપ્તિથી નહિ. કારણ કે ફળની પ્રાપ્તિ થવા છતાં ફરી સાધનની ઇચ્છા થતી નથી. વળી પુનઃ સાધનની ઇચ્છા દેખીતી રીતે છે. માટે સુખરૂપ ફળની પ્રાપ્તિથી નિવૃત્તિ થતી નથી. તેમ કામના અભાવથી પણ નિવૃત્તિ થતી નથી. જ્યાં સુધી સ્ત્રી તથા પુરૂષને શરીરમાં શ્રમ ઉત્પન્ન નથી થતો, ત્યાં સુધી મૈથુનધર્મમાં પરસ્પર પ્રવૃત્ત થાય છે. પણ જ્યારે શ્રમયુક્ત થાય છે ત્યારે તેથી નિવૃત્ત થાય છે. માટે કેવળ શ્રમવડે નિવૃત્ત થાય છે, પણ સુખની પ્રાપ્તિવડે કે કામના અભાવવડે તે નિવૃત્તિ થતી નથી. પરસ્પર યુદ્ધ કરતા બે મલ્લની દ્વંદ્વયુદ્ધમાંથી નિવૃત્તિ સુખરૂપ ફળની પ્રાપ્તિવડે અથવા કામના અભાવવડે થતી નથી. પણ કેવળ શ્રમવડે તે નિવૃત્તિ થાય છે. માટે નિવૃત્તિરૂપ હેતુથી કામનો અભાવ સિદ્ધ થતો નથી. વળી વીર્યનું બહાર નિકળવું, તે જરાપણ સુખરૂપે નથી, પણ ઉલટું દુઃખરૂપે છે. છતાં તે દુઃખને ભ્રાંતિવડે સુખરૂપે માને છે. આ ભ્રાંતિવડે સિદ્ધ થયેલ સુખથી અધિક સુખ વિષ્ઠા મૂત્રના પરિત્યાગમાં થાય છે. કારણ કે વીર્યનો પરિત્યાગ થવા પછી પુરૂષને પશ્ચાત્તાપ તથા બળની હાનિ થાય છે. પણ વિષ્ઠામૂત્રનો પરિત્યાગ થવા પછી પશ્ચાત્તાપાદિ થતા નથી, પણ ઉલટી પ્રસન્નતા થાય છે. અર્થાત્ સમીપમાં જ કોઇ વૃક્ષ વિશે જો મધની પ્રાપ્તિ થાય તો મધ માટે પર્વતપર ચઢવું વ્યર્થ છે. તેમ વીર્યના પરિત્યાગ સુખ કરતાં વિષ્ઠા મૂત્રનું પરિત્યાગજન્ય અધિક સુખ નિત્ય પ્રાપ્ત થવા છતાં વીર્ય પરિત્યાગ જન્ય સુખની પ્રાપ્તિ માટે પુરુષનો યત્ન વ્યર્થ છે.

શિષ્યઃ—જેમ સમાગમથી સુખ ઉત્પન્ન થાય છે, તેમ વિષ્ઠા મૂત્રના પરિત્યાગથી સુખ થતું નથી.

ગુરૂઃ—વીર્યના પરિત્યાગમાં જેમ તેં રત શબ્દની અર્થતા માની છે, તેમ વિષ્ઠા મૂત્રના પરિત્યાગમાં રત શબ્દની અર્થતા કયા દૂષણના ભયથી તેં નહિ માની ? તે પણ તારે માનવી જોઇએ. કારણ કે સુખના અનુકૂલ વ્યાપારત્વરૂપ રત શબ્દની પ્રવૃત્તિ નિમિત્ત વીર્યના પરિત્યાગમાં તથા વિષ્ઠામૂત્રના પરિત્યાગમાં સમાન છે. શબ્દ સહિત અપાનવાયુના પરિત્યાગમાં જે સુખ થાય છે, તે સુખ સંપૂર્ણ દેવાંગતાના સંયોગમાં પણ થતું નથી. માટે જેમ ભ્રાંત પુરૂષ દેવાંગનાજન્ય સુખની પ્રાપ્તિ માટે યજ્ઞાદિ કર્મ કરે છે, તેમ અપાનવાયુજન્ય સુખની પ્રાપ્તિ માટે યજ્ઞાદિ કર્મ કેમ કરતા નથી ? અર્થાત્ તૃણાદિ તુચ્છ વસ્તુની પ્રાપ્તિ માટે જે પુરૂષ ચિંતામણિનો પરિત્યાગ કરે છે, તે બુદ્ધિહીન પુરૂષને ચિંતામણિ શાપ દે છે. તેમ અપાનવાયુના નિર્ગમનજન્ય સુખથી પણ અતિ નિકૃષ્ટ જે દેવાંગનાજન્ય સુખ, તે તુચ્છ સુખની પ્રાપ્તિ માટે ચિત્ત શુદ્ધિદ્વારા મોક્ષના સાધનરૂપ યજ્ઞાદિ

કર્મને જે પુરૂષ કરે છે, તે અલ્પબુદ્ધિ પુરૂષને યજ્ઞાદિ કર્મ પણ શાપ આપે છે. જે મનુષ્ય વિષયજન્ય સુખને સુખ માને છે તેને પૂછવું કે, સુખનું કારણ સ્ત્રીનું શરીર, પુરૂષનું શરીર, બેઉના શરીરનો સંબંધ, પ્રજાની ઉત્પત્તિ અથવા સમાન જાતિવાળી પ્રજાની ઉત્પત્તિ કારણરૂપે છે? તેમાં સ્ત્રીનું શરીર તથા પુરૂષનું શરીર સુખના કારણરૂપે છે, એ પ્રથમ પક્ષ બની શકે નહિ. કારણ કે જો શરીરમાં સુખ ઉત્પન્ન થતું હોય તો સુખની પ્રાપ્તિ માટે સ્ત્રી પુરૂષની સમીપ ગમન કરે છે, તે ન થવું જોઇએ. તેમ જ પુરૂષ સુખની પ્રાપ્તિ માટે સ્ત્રીની સમીપ ગમન કરે છે, તે ન થવું જોઇએ. કારણ કે સુખના સાધનરૂપ શરીર બેઉને વિદ્યમાન છે. માટે દેહમાં કોઇ સ્ત્રીને તથા પુરૂષને સુખ નથી. સ્ત્રીપુરૂષનો સંયોગ સુખના કારણરૂપે છે, એ બીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે જો સ્ત્રીપુરૂષનો સંયોગ જ સુખના કારણરૂપ હોય તો મૈથુન ધર્મ થવા પછી પણ સંયોગથી સુખ થવું જોઇએ. પણ સુખ થતું નથી, પણ ઉલટો પશ્ચાત્તાપ થાય છે. આ જ કારણથી મહાત્મા પુરૂષોએ કહ્યું છે કે,

"भोजनांते स्मशानांते मैथुनांते च या मतिः। सा मतिः सर्वदा चेत्स्यात् नरो नारायणो भवेत्

અર્થઃ—ભોજનને અંતે, સ્મશાન ભૂમિમાં તથા મૈથુનને અંતે જેવી પુરૂષને દોષદૃષ્ટિ થાય છે, તેવી દોષદૃષ્ટિ જો પુરૂષને સર્વ કાળમાં રહે તો તે પુરૂષ સાક્ષાત્ પરમેશ્વરસ્વરૂપ થાય. પરંતુ તેવી દૃષ્ટિ સર્વદા રહેતી નથી. માટે સ્ત્રીપુરૂષનો સંયોગ પણ સુખના કારણરૂપે નથી. વળી પ્રજાની ઉત્પત્તિ સુખના કારણરૂપે છે, એવો ત્રીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે જો પ્રજાની ઉત્પત્તિ સુખના કારણરૂપે હોય તો માંકડ, કીટ તથા જૂ આદિ પ્રજાની ઉત્પત્તિથી પણ મને સુખ થવું જોઇએ. પણ તે થતું નથી, ઉલટું દુઃખ થાય છે. માટે પ્રજાની ઉત્પત્તિ પણ સુખના કારણરૂપે નથી. વળી સજાતીય પ્રજાની ઉત્પત્તિ સુખના કારણરૂપે છે, એવો ચોથો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે લોકમાં પુત્રાદિરૂપ પ્રજાવાળો પુરૂષ પણ પુત્રાદિવડે દુઃખી જોવામાં આવે છે. અર્થાત્ પ્રતિકૂલ પુત્રાદિ માતાપિતાના દુઃખના કારણરૂપે થાય છે.

## વિષયરસાદિમાં સુખનો અભાવ.

જેમ સ્ત્રીરૂપ વિષય પુરૂષના સુખના કારણરૂપે નથી, તેમ અન્ન તથા જળ પણ સુખના કારણરૂપે નથી. કારણ કે ભોજન કરેલું અન્ન તથા પાન કરેલું જળ ઉત્તરકાળે પુરૂષને દુઃખના કારણરૂપે પ્રતીત થાય છે. અર્થાત્ ભોજનથી તૃપ્ત થયેલા પુરૂષને જો કોઇ અન્ન આપે છે ત્યારે તે મોટો ઘાંટો પાડીને ના કહે છે. આથી એમ જણાય છે કે, તે પુરૂષને અન્નવિશે દ્વેષ છે. વળી જે દ્વેષનો વિષય હોય છે, તે દુઃખના સાધનરૂપે હોય છે. જેવા કે સિંહ સર્પાદિ છે. માટે અન્નાદિ સુખના કારણરૂપે નથી.

શિષ્યઃ—જો અન્ન તથા જળ સુખના કારણરૂપે ન હોય તો સુખની પ્રાપ્તિ માટે અન્ન જળમાં લોકની પ્રવૃત્તિ થવી જોઇએ

નહિ. પણ સર્વ લોકની અન્ન જળમાં પ્રવૃત્તિ દેખાય છે. માટે અન્ન તથા જળ સુખના કારણરૂપે છે.

ગુરુઃ—અન્ન તથા જળ સુખના કારણરૂપે નથી. પણ અન્નજળથી કોઇ કાળે ક્ષુધા તૃષાની શાંતિ થાય છે. જેમ પ્રજ્વલિત્ અગ્નિને પામેલો કાષ્ઠસમૂહ ક્ષણ માત્ર અગ્નિની ઉંચી જ્વાળાઓનું નિવારણ કરે છે તથા જળથી તરબોળ જમીનને વાયુ સૂકવી નાંખે છે, પણ વાયુના અનાદરવડે જળનું સિંચન ક્ષણ માત્ર પૃથ્વીની રૂક્ષતાનું નિવારણ કરે છે. આ રીતે શરીરની અંદર રહેલા અગ્નિ તથા પ્રાણ પણ અપ્રતિબદ્ધ થઇ,પ્રાણીની ક્ષુધા તથા તૃષાને ઉત્પન્ન કરેછે. તેમાં પ્રાણ ક્ષુધાને ઉત્પન્ન કરે છે તથા અગ્નિ તૃષાને ઉત્પન્ન કરે છે. વળી પુરૂષે શરીરની અંદર મેળવેલ અન્ન તથા જળવડે થોડોક સમય ક્ષુધા તથા તૃષાની શાંતિ થાય છે. અર્થાત્ અન્ન તથા જળના મળવાથી પ્રાણાગ્નિનો નિરોધ થાય છે. આ નિરોધથી ક્ષણ માત્ર ક્ષુધા તથા તૃષાની શાંતિ થાય છે. ક્ષુધા તથા તૃષાના સહનરૂપ શાંતિમાં જ અલ્પ બુદ્ધિ ભ્રાંત પુરૂષ જ સુખને માને છે. માટે રસનેન્દ્રિયના વિષયરૂપ અન્નાદિમાં સુખની કારણતા નથી. આ રીતે શબ્દાદિ વિષયની પ્રાપ્તિ થવા છતાં પુરૂષને સુખ ઉત્પન્ન થતું નથી, પણ ક્ષણ માત્ર ઈચ્છાની નિવૃત્તિ થાય છે. અર્થાત્ શબ્દાદિ વિષયની ઈચ્છાવડે પ્રથમ ચિત્ત ચંચળ રહે છે. જ્યારે શબ્દાદિ વિષય પ્રાપ્ત થાય છે ત્યારે ક્ષણ માત્ર ચિત્તની ચંચળતાની નિવૃત્તિ થાય છે. આ ચંચળતાની નિવૃત્તિરૂપ ચિત્તની અવસ્થાને જ મૂઢ પુરૂષ સુખરૂપ માને છે. પણ જ્ઞાની પુરૂષ તો એમ જાણે છે કે, ચિત્ત ભૂતના સત્વગુણનું કાર્ય છે, માટે નિર્મળ છે. છતાં શબ્દાદિ વિષયની ઇચ્છાવડે ચલાયમાન થયેલ ચિત્ત આનંદરૂપ આત્માના પ્રતિબિંબને ગ્રહણ કરતું નથી. વળી જ્યારે શબ્દાદિ વિષયની પ્રાપ્તિ થાય છે, ત્યારે કેટલોક સમય ઇચ્છાની નિવૃત્તિ થવાથી ચિત્ત સ્થિર થાય છે. સ્થિર ચિત્તમાં આનંદરૂપ આત્માનું પ્રતિબિંબ થાય છે. જે આનંદરૂપ આત્માના પ્રતિબિંબવડે દુઃખરૂપ ચિત્ત પણ સુખની માફક પ્રતીત થાય છે, તે બિંબભૂત આત્મા જ મુખ્ય સુખસ્વરૂપે છે. આ અભિપ્રાયથી જ શાસ્ત્રમાં વિષયપ્રાપ્તિ કાળે જ્ઞાનીને નિત્ય સુખનો અનુભવ કહ્યો છે. પણ અજ્ઞાનીને ક્ષણિક સુખનો અનુભવ થાય છે. માટે શબ્દાદિ વિષયથી જરા પણ પુરૂષને સુખ ઉત્પન્ન થતું નથી. પણ દુઃખરૂપ અંતઃકરણના પરિણામમાં જ ભ્રાંત પુરૂષે સુખબુદ્ધિ કરી છે. વળી વિષયજન્ય અંતઃકરણના પરિણામરૂપ ફળમાં ઉત્પત્તિ, નાશ તથા પરિચ્છિન્નતારૂપ દોષ રહે છે. માટે તેમાં બુદ્ધિમાન્ પુરૂષને સુખ બુદ્ધિ કેવી રીતે થાય ? જરા પણ થશે નહિ. કારણ કે શ્રુતિમાં વ્યાપક આત્માનેજ સુખસ્વરૂપે કહ્યો છે. વળી વ્યાકરણની રીતે સુખ શબ્દનો અર્થ કરીએ,તો પણ અંતઃકરણના પરિણામની સુખસ્વરૂપતા સિદ્ધ થતી નથી. કારણ કે જેવડે ઇન્દ્રિયનાં ગોલક પ્રસન્ન થાય છે, તે સુખ કહેવાય છે. વળી વિષયજન્ય સુખનો વિચાર કરવાથી દોષ ચિંતાવડે હૃદયપર

ગોલક તપાયમાન થાય છે. માટે જેટલાં વિષયજન્ય સુખો છે, તે સર્વ દુઃખરૂપ છે. વળી પૂર્વે કહેલ યુક્તિથી કોઈ કારણવડે સુખ ઉત્પન્ન થતું નથી, પણ સુખ નિત્યરૂપે છે. જે ઉત્પન્ન થાય છે, તે સુખરૂપ નથી. નિત્ય સુખસ્વરૂપ આત્મારૂપે હું છું. વળી હું સત્, ચિત્ તથા અદ્વિતીય સ્વરૂપે છું.

શિષ્યઃ—સત્, ચિત્ તથા આનંદ શબ્દના ભેદથી આત્માના સ્વરૂપનો ભેદ કેમ ન થાય?

ગુરૂઃ—બુદ્ધિમાન્ પુરૂષને સત્યાદિ શબ્દના ભેદથી સત્, ચિત્ તથા આનંદરૂપ અર્થની ભેદબુદ્ધિ કદી ઉત્પન્ન થતી નથી. કારણ કે શબ્દનો ભેદ થવા છતાં અર્થની એકતા લોકમાં જોવામાં આવે છે. જેમ એક જ પુરૂષવ્યક્તિમાં પિતા, પુત્ર, પતિ, ભ્રાતા આ રીતના ભિન્ન ભિન્ન શબ્દ પુત્ર, પિતા, સ્ત્રી તથા ભ્રાતાદિકે ક્રમે કરી કહ્યા છે, છતાં તે શબ્દના ભેદથી પુરૂષ વ્યક્તિનો ભેદ થતો નથી. તેમ આત્મામાં સત્, ચિત્ તથા આનંદ આ રીતના ભિન્ન ભિન્ન શબ્દો શાસ્ત્રે કહ્યા છે, પણ સત્યાદિ શબ્દના ભેદથી આત્માનો ભેદ થતો નથી. જેમ વંધ્યાપુત્ર અસત્ય છે, તેમ આત્મા અસત્ય નથી. પણ તે અસત્યથી વિલક્ષણ છે. આ વિલક્ષણતારૂપ નિમિત્તને ગ્રહણ કરી, સત્ય શબ્દ આત્મામાં પ્રવર્તે છે. જેમ ઘટાદિ જડ પદાર્થ અન્યવડે પ્રકાશ્ય છે, તેમ આત્મા અન્ય કોઇવડે પ્રકાશ્ય નથી. માટે આત્મા જડરૂપે નથી. ઘટાદિ જડ પદાર્થથી વિલક્ષણતારૂપ નિમિત્તને ગ્રહણ કરી ચેતન શબ્દ આત્મામાં પ્રવર્તે છે. જે વસ્તુ પ્રતિકૂલ હોય છે, તે સુખ શબ્દના અર્થરૂપ હોય નહિ. પણ દુઃખ શબ્દના અર્થરૂપે હોય છે. જેવા કે સિંહ સર્પાદિ છે. જે વસ્તુ અન્યનો શેષ હોય છે, તે પણ સુખ શબ્દના અર્થરૂપે હોય નહિ, પણ દુઃખ શબ્દના અર્થરૂપે થાય છે. જેવાં કે સ્ત્રી ધનાદિ. આવો દુઃખરૂપ આત્મા હું નથી. પણ દુઃખથી વિલક્ષણ છું. માટે વિલક્ષણતારૂપ નિમિત્તને ગ્રહણ કરી, આનંદ શબ્દ હું આત્મામાં પ્રવર્તે છે. આ રીતે આત્મા શબ્દ, એક શબ્દ, અદ્વિતીય શબ્દ, અસ્થૂલ શબ્દ તથા અનણુ શબ્દ, ભેદ રહિત સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાં પ્રવર્તે છે. આત્માના પ્રતિપાદક શબ્દ બે પ્રકારના હોય છે. એક વિધિમુખ તથા બીજો નિષેધમુખ. વિધિમુખ સત્યાદિ શબ્દ પ્રથમ આત્માનો બોધ કરી પછી અસત્યાદિથી વ્યાવૃત્તિનું બોધન કરે છે. નિષેધમુખ અદ્વિતીયાદિ શબ્દ પ્રથમ સાક્ષાત્ વ્યાવૃત્તિનો બોધ કરી અર્થવડે આત્માનો બોધ કરે છે. વ્યાવૃત્તિનો અર્થભેદ છે. માટે સત્યાદિ શબ્દનો ભેદ છતાં તેના અર્થમાં ભેદ નથી. પણ એક જ આત્માને સર્વ સત્યાદિ શબ્દ બોધન કરે છે.

## સત્યાદિ શબ્દના અર્થનો અભેદ.

સુખથી પ્રકાશ ભિન્ન નથી. કારણ કે જો સુખથી પ્રકાશ ભિન્ન હોય તો દુઃખ તથા દુઃખના સાધન સર્પાદિની માફક પ્રકાશ પણ પ્રતિકૂલ થશે અથવા તો સુખના સાધનરૂપ સ્ત્રી તથા ધનાદિની માફક અન્ય ભોક્તાના શેષભૂત થશે. વળી

અનુકૂલતમ હોવાથી પ્રતિકૂલ તથા અન્યના શેષભૂત પ્રકાશરૂપે નથી. માટે પ્રકાશ સુખથી ભિન્ન નથી. અર્થાત્ સુખના સાધનરૂપ સ્રક્ ચંદનાદિ વિષય અનુકૂલ કહેવાય છે તથા તે વિષયના સંબંધથી ઉત્પન્ન થયેલી અંતઃકરણની વૃત્તિ અનુકૂલતર કહેવાય છે. આ ત્રણેનો પ્રકાશક આનંદસ્વરૂપ આત્મા અનુકૂલતમ કહેવાય છે. માટે પ્રતિકૂલતા તથા અન્ય શેષતા બેઉ પ્રકાશવિશે બની શકે નહિ. તર તથા તમ શબ્દ અધિકતાના વાચક છે.

શિષ્યઃ—પ્રકાશ તથા સુખનો પરસ્પર ભેદ ન હોય, છતાં તે બેઉ ધર્મથી આત્મારૂપ ધર્મી ભિન્ન કેમ ન હોય ?

ગુરૂઃ—આ આત્મા પ્રકાશ સ્વરૂપથી ભિન્ન નથી. કારણ કે આત્મા સર્વ અંતઃકરણની વૃત્તિનો પ્રકાશક છે. જે પ્રકાશથી ભિન્ન હોય છે, તે સર્વ વૃત્તિને પ્રકાશ કરતી નથી. જેવાં કે બુદ્ધિ આદિ. જો આત્મા પ્રકાશથી ભિન્ન હોય તો અપ્રકાશસ્વરૂપ થવાથી ઘટાદિની માફક અનાત્મસ્વરૂપે થશે. વળી ઘટાદિની માફક આત્માની અનાત્મસ્વરૂપતા કોઇ પણ અંગીકાર કરતું નથી. માટે પ્રકાશથી આત્મા ભિન્ન નથી, પણ પ્રકાશસ્વરૂપ છે. જેમ સુખથી પ્રકાશ ભિન્ન નથી, તેમ પ્રકાશથી સુખ પણ ભિન્ન નથી. કારણ કે જે પ્રકાશથી ભિન્ન હોય છે, તે અપ્રકાશસ્વરૂપ હોય છે. વળી અપ્રકાશમાન સુખને સુખરૂપતા બની શકે નહિ.

શિષ્યઃ—જેમ દીપવડે ઘટાદિની પ્રકાશમાનતા થાય છે, પણ તેમાં ઘટાદિથી દીપક ભિન્ન છે, તેમ સુખથી ભિન્ન પ્રકાશવડે પણ સુખની પ્રકાશમાનતા બને છે. માટે સુખ પ્રકાશનો અભેદ માનવો નિષ્ફળ છે.

ગુરૂઃ—જેમ રજ્જુ આદિ વ્યાવહારિક પદાર્થ તથા સર્પાદિ કલ્પિત પદાર્થ પોતાથી ભિન્ન પ્રકાશવડે પ્રકાશમાન થાય છે, તેમ પોતાથી ભિન્ન પ્રકાશવડે સુખ પ્રકાશમાન થતું નથી. પોતાથી અભિન્ન પ્રકાશવડે સુખ પ્રકાશમાન થાય છે, માટે સુખથી પ્રકાશનો અભેદ છે. તાત્પર્ય કે રજ્જુ આદિ ચેતન પદાર્થ ચેતનમાં કલ્પિત છે, માટે તેની ભિન્ન પ્રકાશવડે પ્રકાશમાનતા સંભવે છે. વળી આત્મા સ્વરૂપકલ્પિત નથી, પણ સર્વના અધિષ્ઠાનરૂપ છે. માટે ભિન્ન પ્રકાશવડે તેની પ્રકાશમાનતા બને નહિ. જેમ પ્રકાશથી આત્મા ભિન્ન નથી, તેમ સુખથી પણ આત્મા ભિન્ન નથી. પણ અભિન્નરૂપે છે. પ્રકાશ સ્વરૂપ સુખથી જો આત્મા ભિન્ન હોય તો ઘટાદિની માફક અનાત્મરૂપે થશે. પણ આત્માની અનાત્મતા કોઇ અંગીકાર કરતું નથી. માટે પ્રકાશ, સુખ તથા આત્મા આ ત્રણેનો અભેદ છે. અહીં પ્રકાશ શબ્દવડે ચૈતન્યનું ગ્રહણ કરવું, સુખ શબ્દવડે આનંદને ગ્રહણ કરવો. વળી આત્મા, આનંદ તથા પ્રકાશ આ ત્રણે, સત્તાથી ભિન્ન નથી. કારણ કે જેમ સત્તાથી ભિન્ન હોવાથી વંધ્યાપુત્ર અસત્ય છે, તેમ સત્તાથી ભિન્ન થવાને લીધે આત્મા, આનંદ તથા પ્રકાશને પણ વંધ્યાપુત્રની માફક અસત્યતા પ્રાપ્ત થાય છે. વળી આત્માની અસત્યતા કોઇ અંગીકાર કરતું નથી,

જેમ આત્મા, આનંદ તથા પ્રકાશ આ ત્રણે સત્તાથી ભિન્ન નથી, તેમ સત્તા પણ આ ત્રણેથી ભિન્ન નથી. કારણ કે જો આત્મા, આનંદ તથા પ્રકાશથી સત્તા ભિન્ન હોય તો ઘટાદિની માફક અનાત્મરૂપ, દુઃખરૂપ તથા જડરૂપ થશે તથા અનાત્માસ્વરૂપે થયેલી સત્તા વંધ્યાપુત્રની માફક અસત્ય થશે. અર્થાત્ પોતાના સ્વરૂપનું નામ આત્મા છે. પોતાના સ્વરૂપથી જો સત્તા ભિન્ન થાય તો વંધ્યાપુત્રની માફક અસત્ય થશે. માટે સત્તા આત્માથી ભિન્ન નથી. આ સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ હું પરમાત્મા છું. વળી હું દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છું. માટે હું પરમાત્મા અનંત છું. જેમ રજ્જુમાં સર્પ કલ્પિત છે તેમ હું અનંત આત્મામાં સર્વ પ્રપંચ કલ્પિત છે. વળી કાર્ય, કારણ, દેશ તથા કાળાદિના વાચકરૂપ તથા સર્વ શબ્દના તથા સર્વ જ્ઞાનના વિષયરૂપ હું પરમાત્મા જ છું. આ કારણથી જ વેદાંત વાક્યવડે તથા વેદાંત વાક્યજન્ય જ્ઞાનથી પરિપૂર્ણ આત્માને હું જોઉં છું. આથી હું કૃતકૃત્ય છું. અર્થાત્ જે આત્મસ્વરૂપનો નિશ્ચય કરવા માટે દુઃખરૂપ શરીરમાં મેં પ્રવેશ કર્યો, તે આત્મસાક્ષાત્કાર હાલ મને પ્રાપ્ત થયો છે. માટે હવે મને જરાપણ કર્તવ્ય રહ્યું નથી. આ પરમાત્મા ગુરૂ, તથા વેદાંત વાક્ય જન્ય જ્ઞાનથી અપરોક્ષ પોતાના સ્વરૂપને જોવા લાગ્યા. આ કારણથી જ अयमिंद्र આ નામને પ્રાપ્ત થયેલ આનંદરૂપ આત્મા બ્રહ્મરૂપે થયો. કારણ કે બ્રહ્મના જાણનારને બ્રહ્મરૂપતા શ્રુતિમાં પ્રસિદ્ધ છે. આ ઇન્દ્ર નામના પરમાત્માને અગ્નિ આદિ દેવતા તથા દેવભાવવાળા મનુષ્ય, ઇન્દ્ર એવા પરોક્ષ નામથી કહેવા લાગ્યા. કારણ કે આ દેવતા પ્રત્યક્ષ નામના ગ્રહણથી દ્વેષ માને છે. જેમ મહાન્ પુરૂષને આચાર્યાદિ પરોક્ષ નામવડે જે બોલાવે છે, તે ઉપર મહાન્ પુરૂષ પ્રસન્ન થાય છે તથા દેવદત્ત કે યજ્ઞદત્ત એવા સાક્ષાત્ નામવડે મહાન પુરૂષને જે બોલાવે છે, તે ઉપર તે દ્વેષ કરે છે. અર્થાત્ દેવતા તથા શિષ્ટ પુરૂષ પણ પ્રત્યક્ષ નામગ્રહણથી દ્વેષ કરે છે તો પરમેશ્વર પ્રત્યક્ષ નામના ગ્રહણવડે દ્વેષ કરે, એમાં તો શું જ કહેવું? ઇન્દ્ર નામના પરમેશ્વરને ઇન્દ્ર એવા નામવડે દેવો બોલાવે છે. પોતે પણ પ્રત્યક્ષ નામના ગ્રહણથી દ્વેષ કરે છે. આથી વિવેકી પુરૂષો દેવોને પરોક્ષપ્રિય કહે છે. આ લોકમાં પણ સન્માર્ગવિશે વિચારવાવાળા જે પુરૂષ છે, તે દેવોના સમાન છે. તેઓમાં દેવોની માફક નિયમે કરી પરોક્ષ નામના ગ્રહણવડે પ્રસન્નતા જોવામાં આવે છે. આ કારણથી પિતા તથા આચાર્યાદિકોને સાક્ષાત્ દેવદત્તાદિ નામોવડે બુદ્ધિમાન્ પુરૂષો બોલાવતા નથી. તે જ રીતે સ્ત્રીઓ પણ પોતાના પતિઆદિને સાક્ષાત્ દેવદત્તાદિ નામવડે બોલાવતાં નથી. પણ સ્વામીથી લઇ જે પરોક્ષ નામ છે, તેવડે વ્યવહારને સિદ્ધ કરે છે. આ રીતે સનકાદિ ઋષિ સાત્વિકી પ્રજાને આત્માનો ઉપદેશ કરી કહેવા

લાગ્યા કે, હે આત્મજ્ઞાનીમાં અધિકારી પ્રજાઓ! તમોને અધ્યારોપાપવાદવડે આત્માનું સ્વરૂપ અત્યારસૂધી અમોએ કહ્યું. આત્મા મહાવાક્યના તથા મહાવાકય જન્યવૃત્તિ જ્ઞાનના વિષયરૂપ છે, છતાં તમારે ઘટાદિની માફક સ્વરૂપથી આત્મા વિષયરૂપે જાણુવો નહિ. પણ વેદાંતના તાત્પર્ય જ્ઞાનદ્વારા અવિષયરૂપે કરી આત્મા જાણુવા યોગ્ય છે. અર્થાત્ જેમકે શિંગડું પકડી ગાયને દેખાડવામાં કોઇ સમર્થ નથી.

શિષ્યઃ–હે ભગવન્! આપ સર્વ શક્તિસંપન્ન છો, માટે ગાયની માફક સાક્ષાત્ આત્માનો અમને ઉપદેશ કરો.

ગુરૂઃ–હે અધિકારી પ્રજા! અધ્યારોપાપવાદરૂપ માયા વિના કોણ પુરૂષ એવો સમર્થ છે, કે જે અદ્વિતીય આત્માનું કથન કરી શકે તથા શ્રવણ કરી શકે? અધ્યારોપાપવાદવડે આત્માનું ગુરૂ તથા શાસ્ત્ર કથન કરે છે. આ કારણથી જ તૈત્તિરીય શ્રુતિમાં આત્મા મન તથા વાણીનો અવિષય કહ્યો છે. વળી કેન ઉપનિષદમાં એમ કહ્યું છે કે, તત્ત્વવેત્તા પુરૂષના મત પ્રમાણે આત્મા અવિષયરૂપે છે. જેમ અવિવેકી પુરૂષ બુદ્ધિઆદિને આત્મા માને છે. તેના મત પ્રમાણે ઘટાદિની માફક આત્મા વિષયરૂપે છે. કઠોપનિષદમાં એમ કહ્યું છે કે, જે વાણીના અવિષયરૂપ આત્માને કહે છે, તે આત્માનો વકતા પણ આશ્ચર્યરૂપ છે. ઇન્દ્રિયના અવિષયરૂપ આત્માનું જે શ્રવણ કરે છે, તે શ્રોતા પણ આશ્ચર્યરૂપ છે. મનના અવિષયરૂપ આત્માનો સાક્ષાત્કાર જે આચાર્યના ઉપદેશવડે કરે છે, તે લબ્ધા પણ આશ્ચર્ય સ્વરૂપ છે. હે સાત્વિકી પ્રજાઓ! આથી વધારે આત્માનું સ્વરૂપ કહેવા અમે સમર્થ નથી. પણ દિશા માત્રવડે આત્માનો ઉપદેશ અમે તમોને કર્યો છે. તમે સર્વ યુક્તિઓને જાણુવાવાળા છો, તેમ વેદાંતશાસ્ત્રને પણ સારી રીતે જાણુવાવાળા છો. માટે બુદ્ધિવડે વિચાર કરી આત્માને તમે પ્રાપ્ત થાઓ. જેમ રામેશ્વરની પ્રાપ્તિની ઇચ્છાવળા કોઈ પુરૂષે કોઇને પૂછયું કે, કયા માર્ગે જવાથી મને રામેશ્વરની પ્રાપ્તિ થશે? ત્યારે તે પુરૂષે તેને દક્ષિણ દિશા બતાવી. પછી તે દિશા જાણુવાવાળો પુરૂષ પોતાની બુદ્ધિવડે રામેશ્વરને પામે છે. તેમ હે પ્રજા! આત્માને દિશા માત્રવડે અમે તમને કહ્યો છે. હવે તમારી બુદ્ધિવડે તમે આત્માને જાણો. વશિષ્ઠ ભગવાને પણ રામચંદ્રને એજ પ્રકાર કહ્યો છે. જેમકે उपदेशक्रमो राम व्यवस्थामात्रपालनम्। ज्ञप्तेस्तु कारणं शुद्धा शिष्यप्रज्ञैव केवलाम्॥ અર્થઃ–ચતુષ્ટય સાધન સંપન્ન મુમુક્ષુએ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જઈ વેદાંતનું શ્રવણ કરવું, એમ શ્રુતિએ આજ્ઞા કરી છે. આ આજ્ઞાના પાલન માટે જ ગુરૂનો શિષ્યપ્રતિ ઉપદેશ છે. આત્મસાક્ષાત્કારનું કારણ કેવળ શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ છે. અશુદ્ધ બુદ્ધિવાળા પુરૂષને બ્રહ્માના ઉપદેશથી પણ આત્મસાક્ષાત્કાર થતો નથી. આ કારણથી જ બ્રહ્માના ઉપદેશથી વિરોચનને આત્મજ્ઞાન થયું નહિ. હે સાત્વિકી પ્રજા! વૈરાગ્ય રહિત પુરૂષવડે આ પરમાત્માં

જાણવા યોગ્ય નથી. પણ વૈરાગ્યવાન્ પુરૂષવડે જ આ પરમાત્મા જાણવા યોગ્ય છે. માટે હે પ્રજા ! આત્માના સાક્ષાત્કાર-માટે તમે વૈરાગ્યને સંપાદન કરો.

શિષ્યઃ—હે ભગવન્ ! વૈરાગ્યનો શું ઉપાય છે, કે જેવડે અમે વૈરાગ્યને સંપાદન કરીએ ?

ગુરૂઃ—હે અધિકારી પ્રજા ! વૈરાગ્યની પ્રાપ્તિનો ઉપાય તમોને મેં પૂર્વે કહ્યો છે. સુખના સાધનરૂપ સ્ત્રી પુત્રાદિમાં સર્વદા દોષને જોવા, એજ વૈરાગ્યની ઉત્પત્તિનું કારણ છે. આ રીતે અધિકારી પ્રજાને ઉપદેશ કરી, તેમના શોકને હરનારા જે સનકાદિ મહાત્મા છે, તે ફરી પ્રશ્ન કરવાની ઈચ્છાવાળા અધિકારીઓનો અનાદર કરી ત્યાં અંતર્ધ્યાન થઈ ગયા. સનકાદિ ઋષિઓના ગયા પછી દુર્લભ ગુરૂના લાભથી પ્રસન્ન મનવાળી સર્વ અધિકારી પ્રજા પરસ્પર નીચે પ્રકારનાં વચન કહેવા લાગીઃ—અધિકારી એવા અમારાં અહોભાગ્ય છે કે, સનકાદિ ઋષિ અમારા ગુરૂ થયા. આ સનકાદિ ઋષિની સર્વ પ્રાણી માત્રમાં સમાન દૃષ્ટિ છે. તેઓ કામ ક્રોધાદિથી રહિત છે. જેમ વાયુ બહાર તથા અંદર સંચાર કરે છે, તેમ સર્વ પુરૂષની અંદર તથા બહાર તેઓ વિચરવાવાળા છે. તેઓની પારકાના ઉપકારવિશે નિત્ય પ્રીતિ છે. તેઓ શીત તથા ઉષ્ણાદિને સહન કરવાવાળા છે. તેમણે પારકાનો દોષ કહેવામાં મૌન ધારણ કર્યું છે. વળી સર્વ દોષથી રહિત તથા આત્મજ્ઞાન યુક્ત તેઓ છે. જેમ શરદ ઋતુનો સમુદ્ર ક્ષોભથી રહિત હોય છે, તેમ તેઓ ક્ષોભથી રહિત તથા નિશ્ચળ છે. તેઓ નિર્મળ મનવાળા તથા પૂર્ણિમાના ચંદ્રમાની કાંતિ સમાન કાંતિવાળા છે. આ રીતના સનકાદિ ઋષિઓએ અમારા હિતને માટે અમને આત્માનો ઉપદેશ કર્યો, છતાં વૈરાગ્યના અભાવથી તેઓના સર્વ ઉપદેશ વ્યર્થતાને પામે છે. તેમ અમને ઉપદેશ કરવા છતાં સનકાદિના વચનથી અમને આત્માનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થયું નહિ, પણ કેવળ પરોક્ષ જ્ઞાન માત્ર ઉત્પન્ન થયું છે. જેમ વિદ્યાધ્યયન સમયે સામાન્ય રીતે અર્થજ્ઞાન થાય છે, તેમ આત્માનું પરોક્ષ જ્ઞાન મને થયું છે. સનકાદિના વચનથી યજ્ઞાદિ કર્મના કર્તા તથા ભોક્તા એવા અમે અદ્વિતીય આત્મસ્વરૂપે નથી. આ રીતનો મહાન્ સંશય અમને ઉત્પન્ન થયો છે. અર્થાત્ ગોળ જેમ મધુર રસના કારણરૂપે જો કે છે, છતાં તે ગોળ પિત્ત રોગવાળા પુરૂષને કટુતાના અનુભવના કારણરૂપે થાય છે. તે જ રીતે સનકાદિ ઋષિનું વાક્ય જો કે યથાર્થ આત્મજ્ઞાનના કારણરૂપે છે, છતાં અમારા દોષને લીધે તે વાક્યે અમને સંશય ઉત્પન્ન કર્યો. વળી સનકાદિના વચનમાં અમારૂં મન સ્થિર થતું નથી. કારણ કે સનકાદિએ અમોને અદ્વિતીય આત્મસ્વરૂપે કહ્યા. પણ તે બની શકે નહિ. કારણ કે અમે કર્મના કર્તારૂપે તથા ભોક્તારૂપે છીએ. માટે અદ્વિતીય આત્મસ્વરૂપે અમે કેવી રીતે હોઇ શકીએ. અમે અદ્વિતીય આત્મસ્વરૂપે નથી. વળી સનકાદિકે પૂર્વે અહં એવા જ્ઞાનનો વિષય તથા અહં

એવા શબ્દનો લક્ષ્ય આત્મા કહ્યો. તે પણ બની શકે નહિ. કારણ કે અહં એ જ્ઞાનની વિષયતા અમારામાં નથી. તેમ અહં એ શબ્દની લક્ષ્યતા પણ અમારામાં નથી. માટે હે અધિકારીઓ ! અમને આત્મામાં દૃઢ અસંભાવના ઉત્પન્ન થઈ છે. આ કારણથી અમારી અસંભાવનાને જોઇ, અમારા નહિ પૂછવા છતાં સનકાદિ ઋષિ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અમને વૈરાગ્યરૂપ ઉપાય કહેવા લાગ્યા. વળી પદાર્થમાં દોષદષ્ટિરૂપ વૈરાગ્યનો ઉપાય પણ અમને કહેવા લાગ્યા. માટે હે અધિકારીઓ ! અમે સર્વે મળી પદાર્થમાં દોષનો વિચાર કર્યો. પ્રથમ આ શરીરમાં કોણ દોષ છે, તેનો વિચાર કરવો જોઇએ. આવો વિચાર કરી અગ્નિહોત્રને કરનારા અધિકારી પરસ્પર મળી દોષનો નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ–સાયંકાળે તથા પ્રાતઃકાળે હવન કરી, અગ્નિહોત્રમાં હવન કરી એ આહુતિઓ આપવામાં આવે છે. તેઓ જળપ્રધાન દૂધ આદિનું પરિણામ હોવાથી જળમાં પ્રધાનરૂપે છે. હોમ પછી તે આહુતિ અગ્નિમાંથી સૂક્ષ્મરૂપે કરી આકાશને પામે છે. તેઓ કર્મ કરવાવાળા એવા અમારા વ્યાપક જીવાત્માવડે યુક્ત છે. આ રીતે અંતરિક્ષ લોકને પામેલી સાયંકાળની તથા પ્રાતઃકાળની આહુતિ તથા શરીરના દાહકાળે સ્વર્ગની પ્રાપ્તિ માટે આપવામાં આવેલ ત્રીજી આહુતિ અમે કર્મી પુરૂષને ગ્રહણ કરી, પ્રથમ સ્વર્ગલોકરૂપ અગ્નિને પ્રાપ્ત કરે છે. ત્યાં પુણ્ય કર્મને ભોગવી પછી મેઘરૂપ બીજા અગ્નિને પામે છે. પછી વૃષ્ટિદ્વારા પૃથ્વીરૂપી ત્રીજા અગ્નિને પામે છે. પછી અન્નદ્વારા પુરૂષરૂપ ચોથા અગ્નિને પામે છે. તેમાં જીવનો સ્વર્ગલોકથી મેઘદ્વારા ભૂમિલોકમાં આવવામાં નીચે પ્રમાણે ભેદ છે. પુણ્યપાપયુક્ત કોઈ પણ જીવ પુણ્ય કર્મના ઉદયથી પ્રથમ સ્વર્ગ સુખને ભોગવી પુણ્ય કર્મનો ક્ષય થવા પછી સ્વર્ગમાંથી નીચે પડે છે. ફરી પાપકર્મના ઉદયથી નરકના દુઃખને ભોગવી નરકમાંથી ભૂમિલોકમાં પડે છે. પડતી વખતે જીવનું કર્મ જેવી જેવી રીતે ઉદય થાય છે, તે કર્માનુસાર પરાધીનતાવાળો જીવ અનેક પ્રકારનાં જંતુઓની યોનિને પામે છે. કેવળ પુણ્યકર્મના ઉદયથી પુણ્યવાન્ જીવ સ્વર્ગલોકમાં સંપૂર્ણ પુણ્યકર્મના ફળને ભોગવી નરકની પ્રાપ્તિ વિના વૃષ્ટિદ્વારા ભૂમિલોકને પામે છે. આ ભૂમિલોક ઔષધિઓવડે પૂર્ણ છે. મનુષ્યશરીરના કારણરૂપ પુણ્યપાપવડે યુક્ત થયેલો તથા મૂઢ અવસ્થાને પામેલ પરાધીન જીવ અન્નની સાથે એકરૂપે થઇ ફરી પુરૂષના શરીરમાં પ્રવેશ કરે છે. જેમ રજ્જુવડે બંધાયલો ઘડો કુવામાં પ્રવેશ કરે છે, તેમ કર્મરૂપ રજ્જુવડે બંધાયલો જીવ પિતાના શરીરમાં પ્રવેશ કરે છે. જેમ સાંકળથી બંધાયલા શરીરવાળો તથા ધન અને બાંધવ જેના હરણ કરવામાં આવેલ છે એવા દોષવાન્ પુરૂષને રાજાનાં માણસો બધનમાં નાંખે છે, તેમ કર્મરૂપી સાંકળથી બંધાયલો તથા બાંધવોથી રહિત એવો એકાકી જીવ ઇન્દ્રિયાદિ અભિમાની દેવતાઓવડે પિતાના શરીરને પામે છે. પિતાનું શરીર અંધકૂપની માફક ભયના કારણરૂપ આ જીવને પ્રતીત થાય છે.

આ પિતાનું શરીર સર્પની સમાન ભય કરવાવાળા કૃમિગણવડે યુક્ત છે. જેમ ધનના હરણમાટે રાજાના પુરૂષ લોકને સંતાપ કરે છે, તેમ અન્નદ્વારા પિતાના ઉદરમાં પ્રાપ્ત થયેલા જીવને પિતાની જઠરાગ્નિ સંતાપ કરે છે. જેમ હિમ-પર્વત પર વ્યાધિગ્રસ્ત બળહીન પુરૂષને મહાન્ વાયુ શોષણ કરે છે, તેમ પિતાના ઉદરમાં રહેલા જીવને પિતાનો પ્રાણવાયુ શોષણ કરે છે. જો કે પિતાના શરીરમાં આ જીવ મૂર્છાવાળો હોય છે, માટે દુઃખનો અનુભવ સંભવતો નથી. છતાં વૈરાગ્યની ઉત્પત્તિ માટે દુઃખનો અનુભવ કહ્યો છે. જેમ યોનિદ્વારા માતાના ગર્ભમાં આ જીવ પ્રવેશ કરે છે, તેમ મુખરૂપ યોનિ છિદ્રવડે પિતાના ગર્ભમાં આ જીવ પ્રવેશ કરે છે. જેમ કામવડે પીડા પામેલી સ્ત્રી ગર્ભના ધારણની ઇચ્છા કરે છે, તેમ ક્ષુધા તૃષાવડે પીડાને પામેલ આ પુરૂષ પણ જીવયુક્ત અન્નરૂપ ગર્ભના ધારણની ઇચ્છા કરે છે. માટે જેમ માતાના શરીરમાં આ જીવ ગર્ભભાવને પામે છે, તેમ પિતાના શરીરમાં પણ ગર્ભભાવને પામે છે.

શિષ્યઃ—જો સ્ત્રીસમાન જીવરૂપ ગર્ભને પિતા ધારણ કરતો હોય તો જેમ સ્ત્રીના ગર્ભાધાનમાં પુરૂષરૂપ પિતા તથા તેનો મૈથુનરૂપ વ્યાપાર કારણરૂપે હોય છે, તેમ પુરૂષના ગર્ભાધાનમાં પણ પુરૂષરૂપ પિતા તથા તેનો વ્યાપાર કહેવો જોઇએ.

ગુરૂઃ—અન્નદ્વારા પુરૂષશરીરમાં પ્રાપ્ત થયેલ જીવરૂપ ગર્ભનો જે પિતા છે, તે માતારૂપ છે. કારણ કે જે ગર્ભને ધારણ કરે છે, તે માતા કહેવાય છે તથા માયા વિશિષ્ટ ઇશ્વરરૂપ પુરૂષ તેનો પિતા છે. ઇશ્વરનો તથા પિતાનો સંયોગ મૈથુન, ધર્મની માફક ગર્ભના કારણરૂપે છે. આથી પિતાના તથા માતાના શરીરમાં સમાન ગર્ભ ભાવને આ જીવ પામે છે. આ જીવ માતાના ગર્ભમાં જેવા દુઃખનો અનુભવ કરે છે, તેવા જ દુઃખને પિતાના ઉદરમાં રહેલ આ જીવ પામે છે. ત્યાં અન્નની સાથે એકરૂપ થયેલો જીવ પ્રથમ પુરૂષના મુખને પામે છે. ત્યાં દાંતવડે તેનું શરીર ભેદન થાય છે. મુખના દુર્ગંધવડે તેની ઘ્રાણેન્દ્રિય વ્યાપ્ત થાય છે. આ રીતે પિતાના મુખમાં અનંત દુઃખનો અનુભવ કરી ફરી દુઃખવડે કંઠના છિદ્રને પામે છે. ત્યાં અલ્પ માર્ગવાળા કંઠ-છિદ્રમાં આ જીવ કૃમિની માફક ચેષ્ટા કરે છે, કફવડે વ્યાપ્ત થાય છે, વ્યાકુળ ઇન્દ્રિયોવાળો તથા શકિત રહિત થાય છે તથા અતિશય દુઃખી થાય છે. આ રીતે કંઠમાં રહેલો આ જીવ દુઃખને પામે છે. જેમ ગરૂડના મુખમાં ગયલી માછલી સર્વ બાજુથી ચલાયમાન થાય છે તથા તે માછલી ગરૂડના મુખથી છૂટવાની ઇચ્છા પણ કરે છે, છતાં છૂટી શકતી નથી, તેમ આ આ જીવ કંઠછિદ્રમાં રોકાવાથી અનંત દુઃખનો અનુભવ કરે છે. આ રીતે કફના સ્થાન કંઠદેશમાં અનંત દુઃખને આ જીવ પામે છે. જેવું યોનિ-દ્વારમાંથી નિકળવામાં દુઃખ થાય છે, તેટલા જ દુઃખથી કંઠ સ્થાનમાંથી નિર્મુક્ત થાય છે. આ જીવ હૃદયદેશમાં રહેલ પિત્તને પામે છે. તે પિત્ત વિષના

સમાન આકારવાળું છે. જેમ કોઇ પુરૂષની ચામડી ઉતરડી લઈ તેને તપેલા તેલમાં નાંખીએ તથા તે તેલમાં પડવાથી જેવું પુરૂષને દુઃખ થાય છે તેવા દુઃખનો અનુભવ કરતો આ જીવ કફ સ્થાન કંઠમાંથી પિત્તને પામે છે. ત્યાં હૃદય દેશમાં પિત્તને પ્રાપ્ત થયેલ આ જીવ અનંત દુઃખને પામે છે. આ પિત્ત પ્રાણવાયુવડે મર્કટની માફક ચલાયમાન છે તથા જઠરાગ્નિવડે તપાયમાન છે. આવા પિત્તને પ્રાપ્ત થયલો જીવ કેટલીકવાર નીચે જાય છે, કેટલીકવાર ઉપર જાય છે, તથા કેટલીકવાર પિત્તમાં જ ચારે બાજુએ ભ્રમણ કરે છે. જેમ તપેલા તેલમાં ગયલું જળ નીચે ઉંચે ભમે છે, તેમ આ જીવ પિત્તવિશે ભમે છે. આ રીતે પિત્તાશયમાં અનંત દુઃખનો અનુભવ કરી ફરી વાતના આશ્રયરૂપ વાયુને આ જીવ પામે છે. આ વાયુ પુરીતતિરૂપ કોટની મધ્યમાં રહેલ છે. તેનું નિર્ગમન નાભિરૂપ પર્વતમાંથી થાય છે. પુરીતતિનો અર્થ ચાંદ્ર છે. જેમ તૃણ વાયુમાં પામે છે, તેમ આ જીવ વાતાશય વાયુમાં જાય છે. જેમ સુથાર વાસલાવડે કાષ્ઠનું છેદન કરે છે, તેમ પ્રાણવાયુ અન્નમિલિત જીવના સર્વ અંગનું છેદન કરે છે. આ છેદનથી જીવની સર્વ ઇન્દ્રિયો વ્યાકુળ થાય છે. આ વાયુ અગ્નિસમાન ઉષ્ણ સ્પર્શવાળો છે, રૂક્ષ છે તથા દુઃખે કરી સહન કરી શકાય છે. આ રીતના વાયુમાં રહી કેટલોક સમય ત્યાં દુઃખનો અનુભવ કરી જઠરાગ્નિને આ જીવ પામે છે. જઠરાગ્નિમાં આ જીવમિલિત અન્નનો પાક થાય છે. આ પાકવડે જીવ પ્રારબ્ધ કર્મના વશથી મૃત્યુને પ્રાપ્ત થતો નથી. આ પાકથી અન્ન ઉત્તમ, મધ્યમ તથા અધમ ભાવને પામે છે. અન્નનો ઉત્તમ ભાગ મન ભાવને પામે છે, અધમ ભાગ વિષ્ઠા ભાવને પામે છે તથા અન્નના મધ્ય ભાગ સાથે એકરૂપ થયલો જીવ ત્વચા, રૂધિર, માંસ, મેદ, અસ્થિ તથા મનના આ છ ધાતુઓને ક્રમે કરી પામે છે. તેમાં સમાન નામના વાયુના બળથી પૂર્વ પૂર્વ ધાતુને પામી ફરી ઉત્તર ઉત્તર ધાતુને પામે છે. તેમાં એક એક ધાતુના પ્રવેશમાં આ જીવને અનંત દુઃસહ દુઃખ પ્રાપ્ત થાય છે. જ્યારે એક ધાતુના પ્રવેશમાં પણ જીવને દુઃસહ દુઃખની પ્રાપ્તિ થાય છે ત્યારે છ ધાતુના પ્રવેશમાં દુઃસહ અનંત દુઃખ જીવને પ્રાપ્ત થાય, એમાં તો શું જ કહેવું. તેમાં પ્રથમ ત્વચાના પ્રવેશમાં જીવને નીચે પ્રમાણે દુઃખ થાય છેઃ—

આ જીવ અન્નના મધ્ય ભાગ સાથે એકરૂપે થઈ નાડીદ્વારા પ્રથમ ત્વચાને પામે છે. આ નાડીઓ કેશના અગ્રભાગનો સોમો ભાગ કરીએ, તેના એક ભાગની સમાન સૂક્ષ્મ છે. આ સૂક્ષ્મ નાડીઓની સંખ્યા ૭૨ હજારની છે. તેઓ હૃદયદેશમાંથી નીકળે છે. આ સૂક્ષ્મ નાડીમાર્ગથી આ જીવ ત્વચાને પામે છે. આ ત્વચા સર્વ શરીરમાં વ્યાપક છે. કેશ તથા લોમવડે યુકત છે. આ સૂક્ષ્મ નાડીના પ્રવેશમાં, નાડીના

માર્ગના ગમનમાં, નાડીમાંથી નીકળવામાં તથા નાડીદ્વારા ત્વચાની પ્રાપ્તિમાં જીવને જે જે દુઃખ થાય છે, તે સ્મૃતિમાં પ્રસિદ્ધ છે. આ દુઃખના કહેવાથી પણ અમને મોહ થાય છે. આ રીતે ત્વચામાં અનંત દુઃખનો અનુભવ કરી ત્વચામાંથી ફરી રૂધિરરૂપ બીજી ધાતુને જીવ પામે છે. આ રૂધિર લાલ સમાન રક્ત વર્ણવાળું છે. તે જોવાથી ભયવાવાળા પુરૂષને મોહ થાય છે. આવા રૂધિરમાં અનંત દુઃખનો અનુભવ કરી ફરી તે રૂધિરમાંથી માંસરૂપ તૃતીય ધાતુને જીવ પામે છે. આ માંસ અતિસઘન તથા શાલ્મલી વૃક્ષ સમાન વર્ણવાળું છે. આવા માંસમાં પ્રાપ્ત થયેલો જીવ કોઇ વખત મૂર્છાને પામે છે. માંસમાંથી પતન થયલો આ જીવ અગ્નિ તથા પ્રાણવાયુવડે ચલાયમાન થઇ મેદરૂપી ચોથી ધાતુને પામે છે. જેમ અગ્નિવડે તપાવેલ ઘી ચૂર્ણમાં પ્રવેશ કરે છે, તેમ આ જીવ મેદમાં પ્રવેશ કરે છે. આ મેદ ઘઉંના લોટની માફક શુકલ વર્ણવાળો છે. આવા મેદમાં અનંત દુઃખનો અનુભવ કરી ફરી મેદમાંથી અસ્થિરૂપ પાંચમી ધાતુને જીવ પામે છે. જેમ મૃત્તિકા કાષ્ઠસમુદાયને પામે છે, તેમ પુરૂષના ગર્ભમાં રહેલો આ જીવ અસ્થિને પામે છે. આ અસ્થિ શરીરરૂપ ગૃહની સ્થૂણારૂપે છે. તેની સંખ્યા ૩૬૦ની શાસ્ત્રમાં કહી છે. આ અસ્થિમાં અનંત દુઃખનો અનુભવ કરી અસ્થિમાંથી મજ્જારૂપી છઠ્ઠી ધાતુને ધીરે ધીરે આ જીવ પામે છે. જેમ કાષ્ઠમાં રહેલ જળ ફરી ફરી કાષ્ઠમાં પ્રવેશ કરે છે, તેમ આ જીવ મજ્જામાં પ્રવેશ કરે છે. આ મજ્જા અસ્થિની અંદર રહેલ છે. તે સારરૂપી વીર્યવડે યુક્ત છે. આ રીતે મજ્જાના સારરૂપ થયેલ આ જીવ કેટલોક સમય રહે છે. ફરી સ્ત્રી સંબંધરૂપ નિમિત્તથી પિતાને જ્યારે કામરૂપ અગ્નિ મનમાં ઉત્પન્ન થાય છે, ત્યારે સર્વબાજુએથી મજ્જા વીર્યરૂપ સારનો પરિત્યાગ કરે છે. જેમ અગ્નિના સંબંધથી ઘૃત દ્રવીભાવને પામે છે, તેમ કામાગ્નિવડે મસ્તકથી લઇ પગ પર્યંત સર્વ અંગમાંથી મજ્જાનો સાર નીકળે છે. આ મજ્જાના સારરૂપ વીર્ય પિતાથી સહન કરી શકાતું નથી. આ અર્થને ચાર દૃષ્ટાંતવડે દર્શાવે છે. જેમ દશ માસમાં પ્રસવકાળે સ્ત્રીવડે આ ગર્ભ દુઃખવડે સહન કરાય છે, તેમ કામાગ્નિ ઉત્પન્ન થવાથી પિતાવડે આ વીર્યરૂપ ગર્ભ દુઃખે કરી સહન કરાય છે. જેમ આર્દ્ર વૃક્ષ પોતાની ગુફામાં અગ્નિને સહન કરી શકતું નથી, તેમ પિતા પણ વીર્યરૂપ ગર્ભને આ કાળે સહન કરી શકતો નથી. જેમ કોઇ પુરૂષે શત્રુના નાશ માટે શ્યેન યજ્ઞાદિરૂપ કર્મ કર્યું, પણ તે કર્મવડે તે શત્રુનું મન કદી સ્થિર થતું નથી, તેમ કામાગ્નિના તાપવડે પિતાનું વીર્ય સ્થિત થતું નથી. જેમ પારો દેહમાં સ્થિત થતો નથી, તેમ કામાગ્નિવડે દ્રવીભાવને પામેલ મજ્જાના સારરૂપ વીર્ય કદીપણ દેહમાં રહેતું નથી. જો કે માતાના ઉદરમાંથી ગર્ભને પ્રસૂતિના

કારણરૂપ વાયુ બહાર ચલાવે છે તથા પિતાના શરીરમાંથી ગર્ભને કામાગ્નિ ચલાવે છે. માટે બેઉની સમાનતા સંભવતી નથી. છતાં માતાના શરીરમાં જેમ આ જીવ ગર્ભરૂપે થઈ સ્થિત થાય છે, તેમ પિતાના શરીરમાં પણ ગર્ભરૂપે થઈ સ્થિત થાય છે. જેમ પ્રસવકાળે માતાને આ ગર્ભ વ્યામોહ કરે છે, તેમ પિતાને પણ આ વીર્યરૂપ ગર્ભ વ્યામોહ કરે છે. માટે બેઉમાં જીવની ગર્ભરૂપતા સમાન છે. અન્ય વસ્તુમાં અન્ય બુદ્ધિ થવી, તેનું નામ વ્યામોહ છે. વીર્યરૂપ ગર્ભના નીકળવાને સમયે પિતાને વ્યામોહ થાય છે. જેમ કફ દોષથી નિંબાદિ કટુ વસ્તુ મધુર ભાવને પામે છે, તેમ કામાગ્નિરૂપ દોષ ઉત્પન્ન થવાથી કામી પુરૂષને દુઃખના સાધનરૂપ સ્ત્રીશરીર પણ સુખના સાધનરૂપે પ્રતીત થાય છે. દુર્ગંધ જળવડે યુકત સ્ત્રીનું મુખ જો કે વિચાર કરવાથી ગ્લાનિના કારણરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને ચંદ્રમાની માફક સુખના સાધનરૂપે પ્રતીત થાય છે. મળવડે યુક્ત સ્ત્રીનાં નેત્ર જો કે વિચાર કરવાથી ગ્લાનિના સાધનરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને કમળની માફક રમણીય પ્રતીત થાય છે. સ્ત્રીનાં નેત્રમાં કટાક્ષ વિષયુક્ત બાણની માફક સંપૂર્ણ નરકના કારણરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને સર્વદા પુષ્પની સમાન પ્રતીત થાય છે. શ્લેષ્મના નીકળવાના માર્ગરૂપ સ્ત્રીની નાસિકા જો કે વિચાર કરવાથી ગ્લાનિના કારણરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને દૂધની માફક મધુર પ્રતીત થાય છે. પાયુ ઇન્દ્રિયની સમાન સ્ત્રીના અધર જો કે વિચાર કરવાથી ગ્લાનિના સાધનરૂપે છે, છતાં કામીપુરૂષને કામના દોષથી અમૃતની માફક પ્રતીત થાય છે. અંધકારની સમાન સ્ત્રીના શ્યામ કેશ જો કે નેત્રની શકિતને હરવાવાળા છે, છતાં કામદોષથી કામી પુરૂષનાં નેત્રને હર્ષ ઉત્પન્ન કરે છે. વળી માંસની ગ્રંથિરૂપ સ્ત્રીનાં સ્તન જો કે વિચાર કરવાથી ગ્લાનિના કારણરૂપે છે, છતાં કામદોષથી કામીપુરૂષને અમૃતવડે પૂરાયેલ સુવર્ણના કલશ સમાન પ્રતીત થાય છે. અધિકમાંસવડે યુકત સ્ત્રીનું ઉદર અથવા તો માંસરહિત ઉદર શૂકર તથા શ્વાનના ઉદર સમાન છે. વિષ્ઠા-મૂત્રનું સ્થાન જો કે વિચાર કરવાથી ગ્લાનિજનક છે, છતાં કામગ્રહવડે પીડિત કામીપુરૂષને આનંદના કારણરૂપે પ્રતીત થાય છે. વાયુરૂપ નદીના તીરરૂપ સ્ત્રીનાં નિતંબ વિષ્ઠામૂત્રવડે લેપાયલાં છે. માટે વિચાર કરવાથી જો કે ગ્લાનિના કારણરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને રમણીય પ્રતીત થાય છે. કેડની નીચે માંસના ગોળા, તે નિતંબ છે. આને જાંગ પણ કહે છે. ભગંદર રોગની સમાન તથા મૂત્ર ગંધવડે દૂષિત સ્ત્રીની યોનિ જો કે વિચાર કરવાથી ગ્લાનિના કારણરૂપે છે, છતાં કામદોષથી કામી પુરૂષને સ્વર્ગના સમાન પ્રતીત થાય છે. ઉરૂથી લઈ પગ પર્યંત માંસયુક્ત અસ્થિરૂપ સ્ત્રીની જાંગ જો કે વિચાર કરવાથી ગ્લાનિના કારણરૂપે છે, છતાં

કામદોષથી કામી પુરૂષને સ્વર્ગની સમાન તથા કેળના સ્તંભ સમાન રમણીય પ્રતીત થાય છે. આ રીતે કામદોષના બળથી કામી પુરૂષને જેમ સ્ત્રી અમૃત સમાન પ્રતીત થાય છે, તેમ કામદોષના બળથી સ્ત્રીને પણ પુરૂષ અમૃત સમાન પ્રતીત થાય છે. અહીં સાર એ કે, કેટલાક દર્શાવેલ દોષો કાર્યને અટકાવવા માટે છે. જેમ કે નેત્રમાં રહેલ પિત્તદોષ શંખમાં શ્વેતજ્ઞાનરૂપ કાર્યનું પ્રતિબંધક છે તથા કેટલાક દોષ વિપરીત કાર્યને ઉત્પન્ન કરે છે. જેમ અગ્નિવડે બળેલ વેત્રબીજ કદલીનો આરંભ કરે છે અથવા જેમ ભસ્મક રોગવડે દૂષિત જઠરાગ્નિ ઘણા અન્નને પચાવે છે, તે રીતે કામરૂપ દોષ પણ વિપરીત કાર્યના આરંભકરૂપે છે તથા કાર્યના પ્રતિબંધકરૂપે છે.

## જ્ઞાનેન્દ્રિય શક્તિની કામદોષમાં પ્રતિબંધકતા.

આ રીતે કામી પુરૂષના કામાગ્નિજન્ય વીર્યરૂપ ગર્ભનો ક્ષોભ થાય છે ત્યારે કામી પુરૂષ શાસ્ત્રપ્રમાણથી ધર્મને જાણતો નથી, તેમ અધર્મને પણ જાણતો નથી. રાત્રિ તથા દિવસને પણ તે જાણતો નથી, પોતાને કે પરને પણ તે જાણતો નથી, તેમ સુહૃદને તથા મિત્રને પણ જાણતો નથી. સ્ત્રીના અવયવમાં નેત્રવડે દોષને જોતો કામી પુરૂષ કામદોષના બળથી અંધ પુરૂષની માફક જોતો નથી. તેમ દોષને શ્રવણ કરતો છતો કામી પુરૂષ બહેરાની માફક શ્રવણ કરતો નથી. ઘ્રાણ ઇન્દ્રિયવડે દુર્ગંધને સુંઘતો છતાં કામી પુરૂષ ઘ્રાણદોષી પુરૂષની માફક સુંઘતો નથી. રસન ઇન્દ્રિયવડે રસનો અનુભવ કરતો છતો રસનરહિત પુરૂષની માફક અનુભવ કરતો નથી. ત્વક્ ઇન્દ્રિયવડે સ્પર્શ કરતો છતો આ કામી પુરૂષ ત્વક્ ઇન્દ્રિયરહિત પુરૂષની માફક સ્પર્શ કરતો નથી.

**કામદોષમાં કર્મેન્દ્રિય શક્તિની પ્રતિબંધકતાઃ**–કામદોષના બળથી પંડિત પુરૂષ પણ જડની માફક ભાષણ કરે છે. કામી પુરૂષ હસ્તઇન્દ્રિયવાળો છતાં હસ્તઇન્દ્રિયથી રહિત પુરૂષની માફક વસ્તુનું ગ્રહણ કરે છે. કામી પુરૂષ પાદઇન્દ્રિયવાળો છતાં પાદરહિત પાંગળા પુરૂષની માફક ગમન કરે છે. મળના પરિત્યાગની ઇચ્છાને ઉત્પન્ન કરનાર ઉદરનું ફૂલવું આદિ થવા છતાં રોગરહિત કામી પુરૂષ મળનો પરિત્યાગ કરતો નથી. અથવા મળનો પરિત્યાગ કરવા છતાં પરિત્યાગ કરતો નથી. અર્થાત્ શરીરના મળદર્શનનું ફળ શરીરમાં વૈરાગ્યની ઉત્પત્તિરૂપે છે. આ મળદર્શનથી જ્યારે શરીરમાંવૈરાગ્ય ઉત્પન્ન થતો નથી, ત્યારે મળનો પરિત્યાગ કરતો છતાં તે કરતો નથી.

**કામદોષમાં બળઐશ્વર્ય પ્રભુતાની પ્રતિબંધકતાઃ**–કામી પુરૂષ બળવાળો છતાં બળરહિત પ્રતીત થાય છે. ઐશ્વર્યવાળો છતાં દરિદ્રની માફક પ્રતીત થાય છે. પ્રભુતાવાળો કામી રાજા પણ ચાકરની માફક પ્રતીત થાય છે.

**કામદોષમાં ચતુષ્ટય અંતઃકરણની પ્રતિબંધકતાઃ**–કામી પુરૂષ બુદ્ધિમાન્ છતાં બુદ્ધિરહિત પ્રતીત થાય છે. તે

મનસહિત છતાં મનથી રહિત પ્રતીત થાય છે. આ કામી અહંકારવાળો છતાં અહંકારથી રહિત પ્રતીત થાય છે. ચિત્તની વિદ્યમાનતા છતાં આ કામી ચિત્તરહિત પ્રતીત થાય છે. આ રીતે કામરૂપ જ્વરને વશ થયેલ વીર્યરૂપ ગર્ભને ધારણ કરનારો કામી પુરૂષ વિવેકી પુરૂષવડે નિંદિત તથા પશ્ચાત્તાપના વિષયરૂપ અવસ્થાને પામે છે.

શિષ્યઃ—કામદોષ સ્ત્રીથી ભિન્ન પદાર્થમાં સર્વ ઇન્દ્રિયના વ્યાપારની પ્રતિબંધકતા શા માટે કરે છે?

ગુરુઃ—કૂટસ્થ આત્માને મોહરૂપ ફાંસીવડે બાંધી, મહામોહ સ્વતંત્ર રાજ કરવાની ઇચ્છા કરે છે. આ મહામોહ વિવેકથી ભયને પામેલ કામને પોતાના પ્રધાન મંત્રી કરે છે. કામ પોતાના પ્રભુ મહામોહને એમ કહે છે કે, હે મહામોહ ! આપ વિવેકથી જરા પણ ભય કરો નહિ. કારણ કે જે પુરૂષમાં વિવેકની ઉત્પત્તિની આશા છે, તે પુરૂષશરીરને સર્વ ઇન્દ્રિય સહિત નિંદિત સ્ત્રીશરીરમાં હું પ્રવૃત્ત કરીશ. આ રીતની પ્રતિજ્ઞા કામે મહામોહની આગળ કરી. આ પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે બીજે સ્થળે ઇન્દ્રિયના વ્યાપારના પ્રતિબંધ કરવાવડે સ્ત્રીમાં જ સર્વ ઇન્દ્રિયના વ્યાપારને કામ પ્રવૃત્ત કરવા લાગ્યો. આ અભિપ્રાયથી કામી પુરૂષની સર્વ ઇન્દ્રિયનો વ્યાપાર સ્ત્રીમાં દર્શાવ્યો છે. કામી પુરૂષ કામની ઉત્પત્તિકાળે નેત્રવડે સ્ત્રીને જ જૂવે છે. એકાગ્ર મનવાળો કામી પુરૂષ શ્રોત્રઇન્દ્રિયવડે સ્ત્રીનું જ શ્રવણ કરે છે, ઘ્રાણેન્દ્રિયવડે તે સ્ત્રીને જ સુંઘે છે તથા રસનેન્દ્રિયવડે વારંવાર સ્ત્રીના રસનું જ આસ્વાદન કરે છે. ત્વક્ઇન્દ્રિયવડે આદરપૂર્વક સર્વ અંગવડે તે સ્ત્રીનો જ સ્પર્શ કરે છે.

## સ્ત્રીવિષયક કર્મેન્દ્રિયનો વ્યાપાર.

કામી પુરૂષ વાક્ ઇન્દ્રિયવડે સ્ત્રીને જ સુખના કારણરૂપે કહે છે. તે હસ્ત ઇન્દ્રિયવડે આદરપૂર્વક વારંવાર સ્ત્રીનું જ ગ્રહણ કરે છે. કામી પુરૂષ પાદ ઇન્દ્રિયવડે દેવ તથા ગુરુની સમાન સ્ત્રીની સમીપ જ ગમન કરે છે તથા પાયુ ઇન્દ્રિયવડે મળના પરિત્યાગરૂપ વ્યાપાર કરવાને કામી પુરૂષ પ્રવૃત્ત થાય છે. પાયુ ઇન્દ્રિયનો વ્યાપાર સ્ત્રીમાં અશક્ય છે, માટે તેથી નિવૃત્ત થાય છે, એમ કહેવાથી કામી પુરૂષનો ઉપહાસ દર્શાવ્યો.

## સ્ત્રીમાં ચતુષ્ટય અંતઃકરણનો વ્યાપાર.

જેમ વિવેકી પુરૂષ મનવડે દેવનું સ્મરણ કરે છે, તેમ કામી પુરૂષ મનવડે સ્ત્રીનું જ સ્મરણ કરે છે. જેમ યોગી પુરૂષ બુદ્ધિવડે આત્માનો નિશ્ચય કરે છે, તેમ કામી પુરૂષ બુદ્ધિવડે સ્ત્રીનો જ નિશ્ચય કરે છે. જેમ શુદ્ધ બુદ્ધિવાળો વિવેકી પુરૂષ રાત્રિદિવસ ચિત્તવડે વિષ્ણુનું જ ચિંતન કરે છે, તેમ કામી પુરૂષ રાત્રિદિવસ સ્ત્રીનું જ ચિત્તવડે ચિંતન કરે છે. કામી પુરૂષ કામદોષના બળથી સ્ત્રીને જ આત્મારૂપે માને છે. આ

રીતે સ્ત્રીથી તાડન કરાયલો છતાં તે સ્ત્રીને જ અધિક માને છે.

સ્ત્રીના દોષો:—સ્ત્રી પણ સ્વાધીન થયેલા કામી પુરૂષને જેમ મર્કટને મદારી નચાવે છે તેમ નચાવે છે અર્થાત્ પોતાના અભિપ્રાયાનુસાર જ સર્વ કાર્ય કરાવે છે. સ્ત્રીનો અવ્યવસ્થિત સ્વભાવરૂપ દોષ:— કેટલીકવાર સ્ત્રી અનેક પ્રકારની સેવાવડે પુરૂષનું સન્માન કરે છે તથા કેટલીકવાર તીક્ષ્ણ બાણ સમાન વચનવડે પુરૂષનો નિરાદર કરે છે. કેટલીકવાર સ્ત્રી પોતાના પતિને કહે છે કે, હે નાથ! તમે મને દેહથી તથા પ્રાણથી પણ અધિક પ્યારા છો. કેટલીકવાર કહે છે કે, તમે કોઈના પતિ છો, હું આપને ઓળખી શકતી નથી. કેટલીકવાર સ્ત્રી પતિની સાથે ભાષણ કરે છે તથા કેટલીકવાર બોલતી પણ નથી. કેટલીકવાર સ્ત્રી પતિ પાસેથી ધનની યાચના કરે છે તથા કેટલીકવાર સ્ત્રી પોતે પતિને ધન આપે છે.

સ્ત્રીની નિર્દયતારૂપ દોષ:—કેટલીકવાર સ્ત્રી પરપુરૂષમાં આસક્ત થઇ પોતાના પતિનો નાશ કરે છે. કેટલીકવાર અન્ય પુરૂષ પાસે પોતાના પતિનો નાશ કરાવે છે. આ રીતે સાધુસ્વભાવવાળી સ્ત્રી પણ પોતાનું અનિષ્ટ કરનારા અન્ય પુરૂષનો પોતાના પતિ પાસે તથા ભાઈ આદિ પાસે નાશ કરાવે છે. વ્યભિચારિણી સ્ત્રી સ્નેહથી રહિત થઈ પોતાના પતિ, પુત્ર તથા પિતા આદિનો અન્ય બળવાન્ પુરૂષ પાસે નાશ કરાવે છે. કેટલીકવાર સ્ત્રી શિષ્ટ પુરૂષની સભામાં સાધુ પુરૂષને પણ મિથ્યા વચનવડે ઉપહાસને યોગ્ય કરે છે. કેટલીકવાર સ્ત્રી પોતાના સ્વલ્પ કાર્યમાં પિતાનો, ભ્રાતાનો, પુત્રનો તથા વિદ્યાસંપન્ન બ્રાહ્મણનો નાશ કરે છે. આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. આ રીતની સ્ત્રીમાં આસક્ત થયેલા પુરૂષને આ જન્મમાં નિશ્ચય કરી દુઃખ પ્રાપ્ત થયિ છે તથા પરલોકમાં નરક મળે છે. માટે કોણ એવો વિવેકી પુરૂષ છે કે, જે સ્ત્રીમાં આસક્તિ કરે છે? અર્થાત્ મૂઢ પુરૂષની જ સ્ત્રીમાં આસક્તિ છે. તાત્પર્ય એ કે, રાજાદિ તો સ્નેહથી રહિત થયેલ પુરૂષનો નાશ કરે છે તથા ડાકિની સ્નેહયુક્ત થઇ નાશ કરે છે. પણ સ્ત્રી તો સ્નેહયુક્ત થઈ તથા સ્નેહથી રહિત થઇ બેઉ પ્રકારે પુરૂષનો નાશ કરે છે. સ્ત્રી પણ બે પ્રકારની હોય છે;—એક પોતાની સ્ત્રી તથા બીજી પારકી સ્ત્રી. તેમાં સ્નેહયુક્ત પોતાની સ્ત્રી પતિને અન્ય સ્ત્રીના સમીપ જતા જોઈ ક્રોધને પામી, વિષ આપી અથવા અન્ય કોઇ મંત્રાદિવડે પોતાના પતિનો નાશ કરે છે. જ્યારે પરસ્ત્રી અન્ય પુરૂષમાં સ્નેહયુક્ત થાય છે, ત્યારે પરસ્ત્રી કોઈ નિમિત્તવડે ક્રોધયુક્ત થઇ તે પર પુરૂષનો પોતાના પિતાદ્વારા તથા ભાઈદ્વારા નાશ કરાવે છે. આ રીતે પોતાની સ્ત્રી તથા પરસ્ત્રી પુરૂષમાં સ્નેહયુક્ત છતાં બેઉ લોકમાં ભયના કારણરૂપે છે. જ્યારે પોતાની સ્ત્રી પતિમાં સ્નેહરહિત થાય છે ત્યારે તે સ્ત્રી એકાંતસ્થળે કામજ્વરવડે પીડિત પુરૂષને કઠોર વચનવડે તાડન કરે છે તથા તેની પાસે પણ જતી નથી અથવા તો કોઇ

કાર્યને નિમિત્તે તે કામાતુર પુરૂષનો પરિત્યાગ કરી અન્ય પુરૂષની સમીપ ગમન કરે છે. જ્યારે પતિ સ્ત્રીના પર પુરૂષના સમીપ ગમનને જાણે છે ત્યારે તે સ્ત્રી જો બળવાન્ હોય તો રાત્રિમાં પુરૂષનો પોતે જ નાશ કરે છે. જો તે સ્ત્રી બળહીન હોય છે તો અન્ય પુરૂષવડે પતિનો નાશ કરાવે છે. જો પરસ્ત્રી અન્ય પુરૂષમાં સ્નેહરહિત થાય છે તો તે સ્ત્રી તત્કાળ તે પુરૂષના મરણના કારણરૂપે છે. એકાંત સ્થળે આ પુરૂષ મારી યાચના કરતો હતો, એમ પોતાના સંબંધીઓને કહી તે પુરૂષનો નાશ કરાવે છે. આ રીતે પોતાની સ્ત્રીમાં તથા પરસ્ત્રીમાં અનંત પ્રકારના દોષ છે. આ દોષ કામી પુરૂષે રાતદિવસ સર્વદા અનુભવ કર્યો છે. જેમ કામી પુરૂષના દુઃખનું કારણ સ્ત્રી છે, તેમ કામયુક્ત સ્ત્રીને દુઃખના કારણરૂપ પુરૂષ છે. માટે એ સિદ્ધ થાય છે કે, કામ જ સર્વ દુઃખના કારણરૂપ છે. સ્ત્રી તથા પુરૂષ દુઃખના કારણરૂપે નથી. જો સ્ત્રી જ પુરૂષના દુઃખનું કારણ હોય તો કામરહિત સ્ત્રી પણ પુરૂષના દુઃખનું કારણરૂપ થવી જોઇએ. કામરહિત સ્ત્રી પુરૂષના દુઃખનું કારણ હોય નહિ. જો પુરૂષ જ સ્ત્રીના દુઃખનું કારણ હોય તો કામરહિત પુરૂષ પણ દુઃખના કારણરૂપ થવો જોઇએ. વળી કામરહિત પુરૂષ સ્ત્રીના દુઃખનું કારણ હોય નહિ. માટે કામની ઉત્પત્તિ થવાથી દુઃખની ઉત્પત્તિ તથા કામના અભાવથી દુઃખનો અભાવ, આ રીતે અન્વય વ્યતિરેકે કરી, કામમાં જ સર્વ દુઃખની કારણતા છે. આ રીતે દુઃખના કારણરૂપ કામરૂપ શત્રુને જાણી, બુદ્ધિમાન્ પુરૂષે કામનો પરિત્યાગ કરવો. આના સંબંધમાં વિદ્વાન્ પોતાનો અનુભવ નીચે પ્રમાણે કહે છેઃ—

**काम किंकरतां प्राप्य जनो नो कस्य किंकरः।**
**एकं कामं परित्यज्य जनोऽसौ कस्य किंकरः॥**

અર્થઃ—એકલા કામને અધીન થયેલો પુરૂષ સર્વનો દાસ થાય છે. જો કેવળ કામનો પરિત્યાગ કરે છે તો તે કોઇનો દાસ થતો નથી.

## કામનું મૂળ તથા તેની નિવૃત્તિનો ઉપાય.

આ નારી રમણીય છે, એવી બુદ્ધિથી કામ ઉત્પન્ન થાય છે. રમણીય બુદ્ધિ સૌંદર્યાદિ ગુણ બુદ્ધિથી ઉત્પન્ન થાય છે. માટે ગુણબુદ્ધિ રમણીય બુદ્ધિદ્વારા કામના કારણરૂપે છે. તેના નાશ વિના કામનો નાશ થતો નથી. આ ગુણબુદ્ધિનો નાશ પૂર્વે કહેલા સ્ત્રીમાં દોષના જ્ઞાનથી થાય છે. દોષના દર્શનથી ગુણબુદ્ધિના કારણરૂપ મોહનો પણ નાશ થાય છે. આ મોહ જગતને અંધ કરવાવાળો છે. સુંદરતા ગુણ રહિત નારી આદિમાં સુંદરતા બુદ્ધિનું કારણ છે. અર્થાત્ મોહ આવરણશક્તિ તથા વિશેષ શક્તિ યુક્ત છે. તે અતિ વિસ્તારવાળા કામરૂપ વૃક્ષનું બીજ છે. માટે મોહનો નાશ થવાથી કામ પોતે જ નાશ પામે છે. જેમ મૂળનો નાશ થવાથી

વૃક્ષનો નાશ થાય છે તથા ઇચ્છા સ્વરૂપ કામનો નાશ થવાથી ક્રોધ પણ તે જ સમયે નાશ પામે છે. કારણ કે ઇચ્છા-રૂપ કામનો જ્યારે કોઈ પુરૂષ નિરોધ કરે છે ત્યારે તે ઇચ્છારૂપ કામ જ દ્વેષરૂપ ક્રોધાકાર પરિણામને પામે છે. જે પુરૂષ ઇચ્છાથી રહિત છે, તેને કોઈ કારણથી ક્રોધ ઉત્પન્ન થતો નથી.

## કામ તથા ક્રોધની નિવૃત્તિનું ફળ.

**विवेकवह्निना दग्धे कामक्रोधे समूलके।**
**संसारे भगवानेव आनंदात्मा प्रसीदति॥**

અર્થઃ–મહા વાક્યજન્ય આત્મજ્ઞાન-રૂપ અગ્નિવડે મૂલ અજ્ઞાન સહિત કામ ક્રોધનો નાશ થવાથી આ શરીરમાં મહા વાક્યના અર્થરૂપ આનંદાત્માનો પ્રાદુર્ભાવ થાય છે. સ્મૃતિનું પણ વચન છે કે, "काम जानामि ते मूलं संकल्पात् किल जायसे। संकल्पे तु मया त्यक्ते कथं त्वं मयि जायसे" અર્થઃ–હે કામ ! તારૂં મૂળ હું જાણું છું. સંકલ્પથી તું ઉત્પન્ન થયો છે. આ સંકલ્પનો મેં ત્યાગ કર્યો છે, માટે કોઈ પ્રકારે પણ મારામાં તારી ઉત્પત્તિ સંભવતી નથી. આ રીતે કામમાં સર્વ અનર્થની મૂળતાને તથા કામની નિવૃત્તિના ઉપાયને કામી પુરૂષ જાણતો નથી વીર્ય-રૂપ ગર્ભવડે યુક્ત થયલો, કામરૂપ ગૃહથી વ્યાકુળ તથા સર્પની માફક ઉપસ્થરૂપ સર્પવડે ડંસ પામેલો કામી પુરૂષ છે. તે સમયે તે જરા પણ જાણતો નથી. કામરૂપ ગ્રહના પ્રવેશથી તથા ઉપસ્થરૂપી સર્પથી કરાયેલ ભક્ષણથી કામીપુરૂષ વીર્યરૂપી ગર્ભવડે ક્ષીણ થઈ વીર્યરૂપી ગર્ભના ત્યાગની ઇચ્છા કરે છે. આ વીર્યરૂપ ગર્ભ શરીરના સારભૂત છે. તે સર્વ અંગમાંથી પૃથક્ કરાયેલ છે. આ વીર્યરૂપ ગર્ભને જ્યારે કામી પુરૂષ સહન કરી શકતો નથી, ત્યારે નારીમાં તેનો પરિત્યાગ કરે છે. આ રીતે મૈથુન ધર્મ-થી પિતાના સ્વલ્પ સ્વરૂપે જે વીર્યરૂપ ગર્ભ છે, તે સ્ત્રીની યોનિને પામે છે. જેમ ભારથી દુઃખી થયેલ પુરૂષ ભારનો ત્યાગ કરવાથી સુખી થાય છે, તેમ વીર્યરૂપે ગર્ભના ત્યાગથી ગર્ભી પુરૂષ સુખને પામે છે. જેમ પિશાચાદિ ગ્રહવડે આ-વિષ્ટ પુરૂષ દુઃખને પામે છે તથા ગ્રહના નિવૃત્ત થવાથી સુખને પામે છે, તેમ ગર્ભી પુરૂષ વીર્યરૂપ ગર્ભના નીકળવાથી સુખને પામે છે. વીર્યના નીકળવાથી આ સુખપ્રાપ્તિ લૌકિક દૃષ્ટિવડે કહી છે. વિચારદૃષ્ટિવડે વીર્યના નિર્ગમનમાં પુરૂષની મહાન્ હાનિ થાય છે. જેમ જીર્ણભાવને પ્રાપ્ત થયેલ અન્ન પ્રાણાંત દુઃખને ઉત્પન્ન કરી નીકળે છે, તેમ વીર્ય પણ પ્રાણાંત દુઃખને ઉત્પન્ન કરી નીકળે છે. જેમ પુરૂષના બળનો નાશ કરનાર અજીર્ણ અન્નનું નિર્ગમન છે, તેમ વીર્યનું નિર્ગમન પણ પુરૂષના બ-ળનો નાશ કરે છે. જેમ અતિસાર રોગ પુરૂષના સર્વ તેજોનું હરણ કરે છે, તેમ વીર્યનું બહાર નીકળવું પણ પુરૂષના સર્વ બળનો નાશ કરે છે. આ રીતે વીર્યના બહાર નિર્ગમનથી પુરૂષની મહાન્ હાનિ થાય છે. વીર્યના નિરોધથી પુરૂષને મહાન્ ફળની પ્રાપ્તિઃ–પુરૂષવડે નિરૂદ્ધ

કરાયેલ વીર્યરૂપી સાતમી ધાતુ ઓજ નામની આઠમી દશારૂપે થાય છે. યોગવાશિષ્ટમાં હૃદયમાં રહેલ પીતવર્ણવાળા જીવના નિવાસસ્થાનને ઓજ એવા નામે કહે છે. ઓજ નામની દશાવડે આ જીવ તેજ યુક્ત થઈ જીવે છે. વીર્યનો નિરોધ કરવાથી પુરૂષને વિરૂપ કરનારી જરા અવસ્થા પણ જલદી પ્રાપ્ત થતી નથી તથા મૃત્યુ પણ જલદી આવતું નથી. તે પુરૂષના બળનો નાશ થતો નથી. વીર્યનો નિરોધ કરનારા બ્રહ્મચારી પુરૂષને પરલોકમાં બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. આ લોકમાં તેની મહાન્ કીર્તિ થાય છે. માટે વીર્યના નિરોધથી જ બ્રહ્મચારી પુરૂષના બેઉલોક સિદ્ધ થાય છે. વીર્યના પરિત્યાગથી કામી પુરૂષ બેઉલોકથી ભ્રષ્ટ થાય છે. વીર્યના નિરોધથી યોગી પુરૂષ આકાશમાં ગમન કરવા સમર્થ થાય છે. તે અણિમાદિ અષ્ટ સિદ્ધિઓને પામે છે. આ રીતે વીર્યનો નિરોધ મહા ફળના હેતુરૂપે છે. વીર્યના પરિત્યાગથી કામી પુરૂષ મહાન્ હાનિને પામે છે. જેમ શેરડીને પીલવાથી તેના કુચા નિઃસાર થાય છે, તેમ કામી પુરૂષ પણ સ્ત્રીની ભુજાના પીડનથી સારરૂપ વીર્યથી રહિત થાય છે. જે વીર્ય આયુષ તથા બળની વૃદ્ધિ કરનારૂં છે, તે કામરૂપ અગ્નિવડે સર્વ અંગમાંથી નિર્ગમન થવાથી પુરૂષ બળહીન થાય છે. મૂઢ કામી પુરૂષ આ વીર્યનો, અજ્ઞાનથી આવૃત થયેલો હોવાથી સ્ત્રીમાં પરિત્યાગ કરે છે. આ રીતે સ્ત્રીના યોનિસ્થાનમાં પ્રાપ્ત થયેલ જીવમિલિત વીર્યનો પુરૂષશરીરમાંથી નિર્ગમનરૂપ પૂર્વજન્મ કહ્યો. યોનિમાં પ્રાપ્ત થયેલ આ જીવ અનેક પ્રકારની હજાર અવસ્થાને પામે છે. આ એક એક અવસ્થા હજારો દુઃખ તથા શોકવડે વ્યાપ્ત છે. ગર્ભોપનિષદમાં આ અવસ્થા વિસ્તારથી નિરૂપણ કરી છે. વીર્યરૂપે ગર્ભને ધારણ કરવાવાળો પુરૂષ સ્ત્રીના ઉદરમાં ગર્ભરૂપે પ્રવેશ કરે છે. આ કારણથી પુરૂષના વીર્યરૂપ ગર્ભને ધારણ કરનારી સ્ત્રીની પુરૂષે સર્વ પ્રકારે કરી રક્ષા કરવા યોગ્ય છે. રક્ષાનો પ્રકારઃ—વસ્ત્રવડે તથા અન્નવડે ગર્ભિણી સ્ત્રીનું રક્ષણ પુરૂષે કરવું, ધનવડે રક્ષણ કરવું, ચોથે માસે હૃદયમાં ગર્ભ સ્થિત થાય છે. તે કાળે જે જે પદાર્થમાં સ્ત્રીની અભિલાષા થાય, તે તે પદાર્થની પ્રાપ્તિ કરી સ્ત્રીની રક્ષા કરવી. તે પદાર્થ ન આપવાથી બાળકને દુઃખની પ્રાપ્તિ સુશ્રુત ગ્રંથમાં કહી છે. જો ચોથે માસે ચક્ષુ ઇન્દ્રિયના વિષયરૂપાદિ પદાર્થની અભિલાષા થાય અને તે પદાર્થની પ્રાપ્તિ ન થાય તો બાળકના ચક્ષુઇન્દ્રિયમાં પીડા ઉત્પન્ન થાય છે. તેમ રસના ઇન્દ્રિયના વિષયરૂપ રસાદિની જ્યારે સ્ત્રીને અભિલાષા થાય તથા તે રસની પ્રાપ્તિ જો ન થાય તો બાળકને રસના ઇન્દ્રિયમાં પીડા ઉત્પન્ન થાય છે. આ રીતે જે જે ઇન્દ્રિયનો વિષય ગર્ભિણી સ્ત્રીને પ્રાપ્ત થતો નથી, તે તે ઇન્દ્રિયમાં બાળકને પીડા થાય છે. માટે સર્વ ઇન્દ્રિયના વિષયની પ્રાપ્તિવડે પુરૂષે સ્ત્રીનુ રક્ષણ કરવું. વળી અનેક પ્રકારના રથાદિવડે સ્ત્રીનું રક્ષણ કરવું. સ્નાન આસનાદિવડે પુરૂષે સ્ત્રીનું રક્ષણ કરવું. ગૃહના વ્યાપારની નિવૃત્તિ કરીને

પણ સ્ત્રીનું રક્ષણ કરવું. તેમ ઓષધાદિના સેવનવડે સ્ત્રીની રક્ષા કરવી, તેમ જ અપથ્ય વસ્તુની નિવૃત્તિથી સ્ત્રીની રક્ષા કરવી. આ રીતે ગર્ભિણી સ્ત્રીનું પાલન કરવું પુરૂષને ઉચિત છે. કારણ કે લોકમાં આ મર્યાદા પ્રસિદ્ધ છે. જે પુરૂષ ઉપકાર કરે છે, તેનાપર દુર્જન પુરૂષ પણ ઉપકાર કરે છે. અર્થાત્ પુરૂષના દુઃખનું કારણ વીર્યરૂપ ગર્ભ સ્ત્રીએ પોતાનામાં ધારણ કર્યો છે. માટે કૃતઘ્નતાના દોષની નિવૃત્તિ માટે પુરૂષે સર્વ પ્રકારે ગર્ભિણી સ્ત્રીનું રક્ષણ કરવું. વીર્યરૂપ ગર્ભવિશિષ્ટ પુરૂષ ગર્ભરૂપે કરી સ્ત્રીમાં પ્રવેશ કરે છે તથા ફરી નવીન થઈ સ્ત્રીમાં ઉત્પન્ન થાય છે. આ કારણથી પુરૂષની સ્ત્રી જનનીરૂપે છે; માટે પણ તેની રક્ષા કરવા યોગ્ય છે. ગર્ભાધાનકાળથી લઈ જ્યાં સૂધી યોનિમાંથી જીવનું નિર્ગમન થાય છે ત્યાંસૂધી સ્ત્રીના રજની સાથે તાદાત્મ્યભાવને પ્રાપ્ત થયેલ પુરૂષના અંશને સ્ત્રી પોતાના શરીરની માફક ધારણ કરે છે. માટે પણ પુરૂષે સ્ત્રીની રક્ષા કરવા યોગ્ય છે. આ રીતે પુરૂષના શરીરમાં પ્રવેશરૂપ પ્રથમ ગર્ભરૂપે કરી જીવને દુઃખની પ્રાપ્તિ કહી.

સ્ત્રીના શરીરમાં પ્રવેશરૂપ દ્વિતીય ગર્ભવડે જીવને દુઃખની પ્રાપ્તિનું નિરૂપણઃ— યોનિદ્વારા ગર્ભ જેમાં પ્રવેશ થાય છે, એવું સ્ત્રીનું ઉદર કૃમિ તથા વિષ્ઠાદિવડે દૂષિત છે. આ ઉદરમાં અનંત દુઃખનો અનુભવ કરી જીવ ફરી યોનિદ્વારા બહાર આવે છે. ગર્ભદુઃખના ભયથી જ સર્વ મુમુક્ષુ બ્રહ્મજ્ઞાનની ઈચ્છા કરે છે. વળી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે જ આળસથી રહિત થઈ શાસ્ત્રોક્ત નિષ્કામ કર્મને કરે છે. જેમ મરણકાળે પુરૂષને દુઃખ થાય છે તથા જેવું નરકમાં દુઃખ થાય છે, તે દુઃખથી પણ અધિક કરોડગણું દુઃખ યોનિયંત્રમાં જીવને થાય છે. જેમ મરણકાળે જીવને પીડા થાય છે, તેથી સોગણી અધિક પીડા યોનિયંત્રના પ્રવેશમાં તથા નિર્ગમનમાં જીવને થાય છે. માતાના ઉદરમાં જીવનો નિવાસ, નરકના નિવાસથી પણ અધિક છે. માતાના ઉદરમાં દેહધારી જીવે અનંત દુઃખનો અનુભવ કર્યો છે. આ દુઃખનું કથન કરવાથી અમને વિહ્વળતા ઉત્પન્ન કરે છે. વિષ્ઠામૂત્રના ગૃહરૂપ જનનીના ઉદરમાં રહેવાથી આ જીવ દુઃસહ દુઃખને પામે છે. માતાનું ઉદરરૂપ ગૃહ પરાં તથા લોહીથી લિપ્ત છે. વળી અનેક વર્ણવાળી વાત, પિત્ત તથા કફની ધાતુઓ માંસમય ભીંતવડે યુક્ત છે. આ કારણથી તે ઉદર દુઃસહ છે. આ ઉદર કૃમિરૂપ સેંકડો સર્પોથી યુકત છે તથા તે વ્યાધિરૂપી વૃશ્ચિકવડે પૂરાયલું છે. માતાના મહાન્ પ્રાણવાયુવડે તેમાં નારીરૂપી રજ્જુ ચલાયમાન થાય છે તથા તે ઉદરમાં સર્વદા અગ્નિ રહેલ છે. આ કારણથી તે અર્ધદગ્ધ છે. સંકુચિત ગર્ભના અવકાશવાળા માતાના ઉદરમાં જીવને દુઃસહ દુઃખ પ્રાપ્ત થાય છે. આ ગર્ભનું દુઃખ વિવેકી પુરૂષને પ્રસિદ્ધ છે. વિશેષ કરી યોગી પુરૂષ ગર્ભનું દુઃખ સ્મરણ કરે છે. આ રીતે ગર્ભમાં અનંત દુઃખને જીવ પ્રાપ્ત થાય છે. સહસ્ર જન્મને

ધરવામાં ગર્ભના દુઃખની જે ગણત્રી કરીએ તો તે થઇ શકે એમ નથી. માટે કંઇએક ગર્ભનું દુઃખ હું તમને કહું છું. ગર્ભોપનિષદમાં પણ કંઇએક દુઃખ કહેલ છે. ગર્ભનું સર્વ દુઃખ કહેવા કોઈ પણ સમર્થ નથી. માટે મુખ્ય મુખ્ય ગર્ભના દુઃખને હું કહું છું. ગર્ભમાં આઠ માસપર્યંત જીવને મૂર્છારૂપ અજ્ઞાન રહે છે. આ અજ્ઞાન સર્વ દુઃખના કારણરૂપે છે. ગર્ભમાં જીવને પોતાની ક્ષુધાપિપાસાવડે અથવા માતાની ક્ષુધા-પિપાસાવડે અતિ સંતાપ થાય છે. તેના શરીરમાં અસમર્થતા થાય છે. નવમે માસે જીવને અનંત જન્મના દુઃખની સ્મૃતિ થાય છે. આ દુઃખના સંબંધમાં નીચે પ્રમાણે એક શ્લોક કહ્યો છેઃ– आहारा विविधा भुक्ताः पीताश्च विविधास्तनाः । मातरो विविधा दृष्टाः पितरः सुहृदस्तथा ॥ यदि योन्याः प्रमुच्येयं तत्प्रपद्ये महेश्वरम् અર્થઃ–નવ માસમાં પૂર્વ દુઃખનું સ્મરણ કરી આ જીવ કહે છે કે, ચોરાસીલાખ શરીરમાં મેં અનેક પ્રકારના આહારો ભોજન કર્યા છે, અનેક પ્રકારનાં મેં સ્તનપાન કર્યા છે, અનંત પ્રકારની માતાઓને મેં જોઈ છે, અનંત પ્રકારના પિતાઓને મેં જોયા છે તથા અનેક પ્રકારના સુહૃદોને મેં જોયા છે. હવે આ યોનિમાંથી જો હું નીકળીશ, તો પછી પરમેશ્વરને પ્રાપ્ત થઇશ. આ રીતે પૂર્વનાં દુઃખને સ્મરણ કરી ગર્ભમાં આ રીતે જીવ કથન કરે છે તથા માતાને પણ પીડા ઉત્પન્ન કરે છે. આ રીતે ઉદરમાં અનેક દુઃખને સહન કરી પરિપૂર્ણ થયેલ બાળકને પ્રસૂતિ-કાળનો વાયુ માતાના ઉદરમાંથી બહાર કાઢે છે. કલિલાદિ અવસ્થાના ક્રમે કરી આના હસ્તપાદાદિ સર્વ અવયવ પૂર્ણ થાય છે. અર્થાત્ પ્રથમ રાત્રિમાં કલિલ અવસ્થા હોય છે, સાત રાત્રિવડે બુદ્ બુદ્ હોય છે, અર્ધ માસવડે પિંડ હોય છે, એક માસવડે કાઠિન્ય થાય છે, બીજા માસવડે શિર થાય છે, ત્રીજે માસે પાદ થાય છે, ચોથે માસે આંગળી, ઉદર તથા કટીદેશ થાય છે, પાંચમે માસે પૃષ્ઠદેશ થાય છે, છઠ્ઠે માસે મુખ, નાસિકા, નેત્ર તથા શ્રોત્ર થાય છે, સાતમે માસે જીવનો સંયોગ થાય છે, આઠમે માસે સર્વ અંગની પૂર્ણતા થાય છે તથા નવમે માસે જ્ઞાનની પૂર્ણતાથી પૂર્વ જન્મની સ્મૃતિ થાય છે. આ રીતે ગર્ભ ઉપનિષદ-માં બાળકના અવયવની પૂર્ણતા માતાના ઉદરમાં કહી છે. ગર્ભમાં અનેક પ્રકારનાં આસન હોય છે. પૃષ્ઠ તથા ગ્રીવા કુંડલીકૃત હોય છે, હસ્તપાદ સંકુચિત હોય છે, કુખમાં તેનું મસ્તક હોય છે. પ્રસવસમયે જરાયુરૂપ પટવડે રહિત છે. તે માતાના ઉદરમાં દેડકાની માફક જ્યાં ત્યાં દોડે છે. હસ્તવડે, પાદવડે તથા શરીરની ક્રિયાવડે માતાના ઉદરને ભેદવા ઉદ્યમ કરે છે. આ રીતે તે બાળક માતાની કુખમાં દોડે છે. કોઇ વખત હૃદયદેશમાં દોડે છે, કોઈ સમય યોનિયંત્રમાં દોડે છે. જેમ વાંદરૂં એક સ્થળે સ્થિર થઇ રહેતું નથી, તેમ આ બાળક પણ માતાના ઉદરમાં જરા પણ સ્થિતિને પ્રાપ્ત થતું નથી. પોતાના શરીરના મધ્યદેશમાં મસ્તકને ધરી નીચું મસ્તક કરી અનેક

પ્રકારના ક્લેશવડે જનનીને ક્લેશ કરે છે. માટે અતિનિંદિત છે. જેમ સર્પના ગળવાથી દેડકું પોકાર કરે છે, તેમ આ બાળક પણ પોકાર કરે છે. આ રીતના બાળકને પ્રસૂતિકાળનો પ્રાણવાયુ માતાના ઉદરમાંથી, જેમ સર્પ ઉંદરને બહાર કાઢે છે, તેમ બહાર કાઢે છે. કાષ્ઠનું છેદન કરનારા ક્રકચના અગ્ર ભાગ કરતાં પણ અતિ તીક્ષ્ણ યોનિયંત્ર છે. આમાંથી નીકળી કીટની માફક આ બાળક ભૂમિમાં પ્રાપ્ત થાય છે. બાળકના નીકળવાથી સ્ત્રીને પણ મહા પીડા થાય છે. જેમ કૃમિયુક્ત વ્રણનો કોપ થવાથી પુરૂષને પીડા થાય છે, તે પીડાથી પણ અધિક પીડા યોનિયંત્રમાં બાળકના પ્રાપ્ત થવાથી સ્ત્રીને થાય છે. જેમ ઉદરમાં વ્રણ થવાથી અથવા સર્પ હોવાથી આપણુ સરખા પુરૂષને પીડા થાય છે, તેમ ગર્ભના ધારણથી ગર્ભિણી સ્ત્રીને પીડા થાય છે. પરાંથી ભરાયેલ વ્રણના છેદનથી તથા તેમાંથી કીટના નીકળી જવાથી જેમ અન્ય મનુષ્યને સુખ થાય છે, તેવું સુખ ગર્ભનો ત્યાગ કરવાથી સ્ત્રીને થાય છે. વિષ્ઠા મૂત્રના નિરોધથી જેમ આપણને દુઃખ થાય છે, તેથી પણ અધિક દુઃખ ગર્ભના ધારણમાં સ્ત્રીને થાય છે. ચિરકાળના રોકાયલા મલમૂત્રાદિના પરિત્યાગથી જેમ આપણને સુખ થાય છે, તેવું જ સુખ ગર્ભિણી સ્ત્રીને ગર્ભના ત્યાગથી થાય છે. વીસ આંગળ દીર્ઘ તેમ જ વિસ્તાર તથા વિશાળતામાં અલ્પ પરિમાણવાળો, હાડકાં તથા શ્વાસવડે યુક્ત જો કોઇ જંતુવિશેષ આપણા ઉદરમાં પ્રવેશ કરે તથા તેથી જેમ આપણને દુઃખ પ્રાપ્ત થાય છે, તેવું જ દુઃખ સ્ત્રીને ગર્ભ ધારણથી થાય છે. પાયુદ્વારમાંથી જંતુના નીકળવાથી જેમ આપણને દુઃખ પ્રાપ્ત થાય, તેવું જ દુઃખ ગર્ભિણી સ્ત્રીને ગર્ભના ત્યાગથી થાય છે. સોળ આંગળ પહોળા વર્તુલાકાર છિદ્રમાંથી નીકળવામાં જેમ આપણને દુઃખ થાય, તેવું જ દુઃખ બાળકને માતાના ઉદરમાંથી નીકળવામાં થાય છે. આ રીતે માતાના ઉદરમાં પ્રવેશ તથા ઉદરમાંથી નિર્ગમનમાં માતા સહિત આ જીવને અનંત દુઃખ પ્રાપ્ત થાય છે. આ દુઃખ લોકપ્રસિદ્ધ દુઃખની ઉપમાથી રહિત છે. આ પ્રમાણે પિતાના આત્માસ્વરૂપ પુત્ર લોકપ્રવાહના અવિચ્છેદ માટે માતાના ઉદરમાંથી બહાર નીકળે છે. આ પુત્ર પોતાનાં દર્શનવડે પિતાને આનંદ ઉત્પન્ન કરે છે. ઉત્પન્ન થયેલા પુત્રને પોતાના ખોળામાં લઈ અથવા ભૂમિપર મૂકી પ્રસન્ન મનવાળો પિતા જન્મકાળના સંસ્કારને કરે છે. ગર્ભાધાનથી લઈ જન્મપર્યંત જે જે સંસ્કાર પિતા પુત્રમાં કરે છે તથા જન્મથી ઉત્તરકાળે જે જે સંસ્કાર પિતા કરે છે, તે સર્વ સંસ્કાર પોતાને જ માટે પિતા કરે છે. કારણ કે પિતા પુત્રરૂપે નવીન થઇ સ્ત્રીમાં ઉત્પન્ન થાય છે. પિતાના કાર્યરૂપ સંતતિપ્રવાહને પૌત્રાદિરૂપે પુત્ર વિસ્તાર કરે છે. સન્માર્ગવર્તી પુત્ર પિતાના સ્વર્ગના કારણરૂપે હોય છે. આ મનુષ્ય લોકનો સાધક પુત્ર છે. કારણ કે પુત્રાદિવડે મનુષ્ય લોક વશવર્તી થાય છે. આમ કહેવાથી આ લોકની તથા સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ પુત્રવડે થાય છે.

પરંતુ મોક્ષની પ્રાપ્તિ પુત્રવડે થતી નથી. કારણ કે શ્રુતિએ પુત્ર ધનાદિમાં મોક્ષની સાધનતાનો નિષેધ કરી, કેવળ ત્યાગવડે જ મોક્ષની પ્રાપ્તિ કહી છે. પૂર્વે અન્નદ્વારા પિતાના શરીરમાં પ્રવેશ પછી પિતાના શરીરમાંથી નિર્ગમનરૂપ પ્રથમ જન્મ જીવનો કહ્યો. તેની અપેક્ષાએ માતાના ઉદરમાંથી નિર્ગમનરૂપ દ્વિતીય જન્મ જીવનો થાય છે. ફરી અન્નદ્વારા પિતાના શરીરમાં પ્રાપ્ત થઈ વીર્યદ્વારા નિર્ગમનરૂપ ત્રીજા જન્મ સંબંધી હવે પછી કહેવામાં આવશે. સત્કર્મવર્તી પુત્રના જન્મવડે પિતાને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. માટે ચોરાસી લાખ શરીરમાં મનુષ્યશરીર જ અતિશય દુર્લભ છે. મનુષ્યશરીરને પામી પુરૂષે પુણ્ય કર્મને સંપાદન કરવું. આ મનુષ્ય શરીરની પ્રાપ્તિને દેવો પણ ઇચ્છા કરે છે. અર્થાત્ દેવાદિશરીરમાં તથા પશ્વાદિ શરીરમાં નવીન પુણ્ય તથા પાપ સંપાદન થતું નથી. પણ પૂર્વના મનુષ્યશરીરવડે કરાયેલ જે પુણ્ય તથા પાપ, તેનું ફળ સુખ તથા દુઃખ ભોગવવામાં આવે છે. આ મનુષ્યશરીરમાં પણ વિવેકાદિ સાધન ચતુષ્ટયરૂપ અધિકારને સંપાદન યોગ્ય જ્યારે જીવનું શરીર થાય છે, ત્યારે જ આઠ દોષની નિવૃત્તિના ઉપાયરૂપ બ્રહ્મવિદ્યા સંપાદન થાય છે. બ્રહ્મવિદ્યાથી અન્ય ઉપાયવડે આઠ દોષની નિવૃત્તિ થતી નથી. અર્થાત્ અધિકારી મનુષ્યશરીરને પામી, બ્રહ્માત્મજ્ઞાન જ પુરૂષને સંપાદન કરવા યોગ્ય છે. કારણ કે આત્મજ્ઞાન જ સર્વ અનર્થની નિવૃત્તિનું સાધન છે. સર્વ યજ્ઞાદિ કર્મના ફળનો પણ આત્મજ્ઞાનમાં અંતર્ભાવ થાય છે. અષ્ટ દોષનું નિરૂપણઃ—ઇચ્છા, દ્વેષ, ભય, મોહ, ક્ષુધા, તૃષા, નિદ્રા તથા વિષ્ઠા-મૂત્રજન્ય પીડા, આ આઠ દોષ સર્વ દેહધારી જીવને હોય છે. આત્મજ્ઞાન વિના અન્ય કોઈ પણ ઉપાયવડે તેનો નાશ થતો નથી. પણ આત્મજ્ઞાનવડે જ તેનો નાશ થાય છે. ઇચ્છાનુગમ નિરૂપણઃ—સાત્વિક પુરૂષ મોક્ષની ઇચ્છા કરે છે, રાજસ પુરૂષ મોક્ષ તથા વિષય બેઉની ઇચ્છા કરે છે તથા તામસ પુરૂષ કેવળ વિષયની જ ઇચ્છા કરે છે. આથી ઇચ્છારહિત કોઇપણ દેહધારી જીવ નથી. દ્વેષાનુગમ નિરૂપણઃ—સાત્વિક પુરૂષ વિષયમાં દ્વેષ કરે છે, રાજસ પુરૂષ વૈરીમાં દ્વેષ કરે છે તથા તામસ પુરૂષ વૈરીમાં તેમ જ મિત્રમાં દ્વેષ કરે છે. માટે દ્વેષથી રહિત કોઇ પણ દેહધારી જીવ નથી. ભયાનુગમ નિરૂપણઃ—સાત્વિક પુરૂષને પ્રમાદથી ભય હોય છે, રાજસ પુરૂષને યમથી હોય છે તથા તામસ પુરૂષને કેવળ રાજાદિથી જ ભય હોય છે. માટે ભયથી રહિત કોઇ પણ દેહધારી જીવ નથી. અજ્ઞાનરૂપ મોહાનુગમ નિરૂપણઃ—સાત્વિક પુરૂષને આત્માનું અજ્ઞાન હોય છે, રાજસ પુરૂષને શાસ્ત્રવિદ્યાનું અજ્ઞાન હોય છે તથા તામસ પુરૂષને સર્વ વસ્તુમાં અજ્ઞાન હોય છે. માટે મોહથી રહિત કોઇ પણ દેહધારી જીવ નથી. ક્ષુધા, તૃષા તથા નિદ્રાનુગમ નિરૂપણઃ—ક્ષુધા, તૃષા તથા નિદ્રા આ ત્રણ સર્વ દેહધારી જીવને સમાન છે. વળી વિષ્ઠામૂત્રજન્ય પીડા તો વૃક્ષાદિ સ્થાવરને છોડી અન્ય

સર્વ દેહધારી જીવને હોય છે. અથવા વિષ્ઠા મૂત્રજન્ય પીડા સ્થાવર જંગમ સર્વ દેહધારી જીવને હોય છે. આ કારણથી જ વૃક્ષાદિ પણ પોતાના ચીકણા રસનો પરિત્યાગ કરે છે. આ રસને લોકમાં ગુંદર કહે છે. આ રીતે આઠ દોષ સર્વ દેહધારી જીવમાં રહેલ છે. સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણના અભિમાનનો નાશ કરવાવાળા આત્મજ્ઞાન વિના કોઇ ઉપાયથી પણ આઠ દોષનો નાશ થતો નથી. એક આત્મજ્ઞાનવડે જ નાશ થાય છે. વળી જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ આ ચાર પ્રકારના દેહધારી જીવો આઠ દોષના પરિત્યાગ વિના કદી હોતા નથી. આ મનુષ્યશરીર બ્રહ્મવિદ્યાવડે આઠ દોષના જય માટે પરમેશ્વરે પ્રાપ્ત કર્યું છે. મનુષ્યશરીરને પામી બ્રહ્મવિદ્યાથી શૂન્ય મૂઢ પુરૂષ આઠ દોષવાળો હોય છે. પ્રથમ બાલ્યાવસ્થામાં દોષાનુગમ નિરૂપણઃ--માતાના ઉદરમાંથી જન્મેલ બાળક અનેક પ્રકારના શબ્દને કરતું છતું, ભૂમિપર શયન કરી માતાના દૂધની ઇચ્છા કરે છે. આ દૂધપાનની ઇચ્છાજન્ય દુઃખથી લઇ જેટલા દુઃખને આ અજ્ઞાની જીવ પામે છે, તે સર્વ દુઃખ આઠ દોષવડે ઉત્પન્ન થયેલ છે. પૂર્વ પૂર્વ ઇચ્છાદિ આઠ દોષાનુભવજન્ય સંસ્કારવડે ઉત્તરોત્તર આઠ દોષને આ જીવ પામે છે. વળી જેમ માતાના ઉદરમાં આ બાળક અસમર્થ હોય છે, તેમ જન્મ થવા પછી પણ પોતાની ઇચ્છાપૂર્વક હસ્તપાદાદિની પ્રવૃત્તિમાં સમર્થ થતું નથી. માંકડ આદિ જંતુના નિવારણમાં તથા પોતાના અંગને ખજવાળવામાં આ બાળક સમર્થ થતું નથી. માટે અતિ દુઃખને પામે છે. પોતાની ઇચ્છાપૂર્વક અન્નને તથા જળને આ બાળક પ્રાપ્ત થતું નથી, પણ ક્ષુધાકાળે માતા તેને જળ આપે છે તથા તૃષાકાળે અન્ન આપે છે. આથી પણ અતિ દુઃખને બાળક પામે છે. કંઠની અસ્પષ્ટતાને લીધે કિંચિત્ શબ્દનું ઉચ્ચારણ કરતું આ બાળક ઉચ્ચારણ કરતું નથી. કદાપિ આ બાળક અતિશય દુઃખી થવાથી ઉંચે સ્વરે માતાને બોલાવે છે. તે શ્રવણ કરી મા કેટલીકવાર તેની સમીપ આવે છે તથા કેટલીકવાર આવતી નથી. માટે તે અતિ દુઃખને પામે છે. વિષ્ઠા મૂત્રવડે તથા મુખની લાળવડે લિપ્ત થયેલા બાળકના હસ્તપાદાદિ અંગને આ માતા જળવડે ધોઈ નાંખે છે તથા કેટલીકવાર નથી પણ ધોઈ નાંખતી. માટે બાળક અતિદુઃખને પામે છે. આ બાળક વ્યર્થ હસે છે, વ્યર્થ રૂદન કરે છે, વ્યર્થ ભયને પામે છે, કદાપિ વિષ્ઠાદિનું ભક્ષણ કરે છે. વળી આ બાળક વારંવાર શબ્દોચ્ચારણની ઇચ્છા કરે છે, પણ શબ્દનું ઉચ્ચારણ કરવાને સામર્થ્ય હોતું નથી, માટે અતિ દુઃખને પામે છે. ગમન કરવાની તથા વસ્તુ ગ્રહણ કરવાની આ બાળક ઇચ્છા કરે છે, પણ ગમન કરવાનું તથા વસ્તુ ગ્રહણ કરવાનું સામર્થ્ય હોતું નથી. આથી પણ બાળક અતિ દુઃખને પામે છે. મોહને પામેલ આ બાળક પોતાની માતાને તથા પિશાચીને અભેદ બુદ્ધિવડે જાણે છે, તેમ જ પોતાના પિતાને, ભ્રાતાને તથા રાક્ષસને

પણ અભેદ બુદ્ધિવડે જાણે છે. આ રીતે બાલ્યાવસ્થામાં ઇચ્છાદિ આઠ દોષજન્ય કોટિ દુઃખનો અનુભવ કરી બાલ્યાવસ્થાના અંતર્ભૂત કુમારાવસ્થાને બાળક પામે છે. આ કુમારાવસ્થામાં બાળક જાનુવડે તથા હસ્તવડે ધીરેધીરે ગમન કરે છે અર્થાત્ કુમારાવસ્થામાં શીઘ્ર ગમન કરવાની બાળક ઇચ્છા કરે છે, પણ શીઘ્ર ગમન કરવાનું સામર્થ્ય હોતું નથી, માટે અતિ દુઃખને પામે છે. વળી શબ્દોચ્ચારણમાં અસામર્થ્ય હોવાથી એક વસ્તુની પ્રાપ્તિની ઇચ્છાવડે અન્ય વસ્તુના વાચક શબ્દનો ઉચ્ચાર બાળક કરે છે. આ બાળક વાંછિત વસ્તુની અપ્રાપ્તિથી પણ અતિ દુઃખને પામે છે. જેમ શ્વાન શંકાયુક્ત થઇ ગૃહમાં પ્રવેશ કરે છે, તેમ બાળક પણ શંકાયુક્ત થઈ પોતાના ગૃહમાં પ્રવેશ કરે છે. મોહને પામેલ બાળક હિતકારી માતાપિતાદિથી પણ ભયને પામે છે. પુરૂષના અભિપ્રાયને બોધન કરનારી હસ્તાદિની ચેષ્ટાથી પુરૂષના અભિપ્રાયને જાણી શ્વાનાદિ પશુની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ થાય છે, પણ આ બાળક હસ્તાદિની ચેષ્ટાને પણ જાણતો નથી. માટે પશુથી પણ અતિ અધમ છે. કેટલોક કાળ ગયા પછી આ બાળક પાદાદિવડે ગમન કરે છે, અતિશય ચંચળ થાય છે, સ્પષ્ટ વાણીવડે શબ્દનો ઉચ્ચાર કરે છે તથા પોતાના હિતાહિતને પણ જાણતું નથી. માતાપિતાવડે, અન્ય બાંધવવડે તથા બળવાન્ બાળકવડે આ બાળક માર ખાય છે તથા દુર્વચનવડે નિરાદરને પામે છે. જેમ શ્વાન ઘેરેઘેર ભ્રમણ કરે છે, તેમ આ બાળક પણ વ્યર્થ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં ગમન કરે છે. જેમ ઉન્મત્ત પુરૂષ વ્યર્થ વસ્તુનું ગ્રહણ કરે છે તથા વ્યર્થ શબ્દનો ઉચ્ચાર કરે છે, તેમ આ બાળક પણ વ્યર્થ વસ્તુને ગ્રહણ કરે છે તથા વ્યર્થ શબ્દનો ઉચ્ચાર કરે છે. ધૂળવડે તેનાં સર્વ અંગો ધૂસરાં થઈ રહેલ હોય છે. તે અત્યંત શ્રમ કરે છે તથા અન્ય બાળકની સાથે આ બાળક વ્યર્થ સ્નેહ કરે છે તેમ જ વ્યર્થ દ્વેષ કરે છે. આ બાળક પોતાને ઘેર અવિદ્યમાન વસ્તુની રાજાની માફક યાચના કરે છે. તે વસ્તુ નહિ મળવાથી આ બાળક ભોજન કરતો નથી. તે કોઇવાર રૂદન કરે છે. આ રીતે કુમારાવસ્થામાં ઇચ્છાદિ આઠ દોષથી ઉત્પન્ન થયેલ અનંત દુઃખનો અનુભવ કરી, જીવ કોટિ દુઃખના ઉત્પત્તિસ્થાનરૂપ યૌવનાવસ્થાને પામે છે. આ યૌવનાવસ્થામાં સ્ત્રીભાવવડે તથા પુરૂષભાવવડે અનેક પ્રકારનાં દુઃખને જીવ પામે છે. તે પોતાના સામર્થ્યથી રહિત તથા કર્મરૂપ પાશને અધીન છે. જ્યારે તે જીવ કર્મના વશથી નારી ભાવને પામે છે ત્યારે પતિથી લઇ જેટલા પોતાના સંબંધી છે, તેથી ભયને પામે છે. સ્ત્રી સર્વદા અસ્વતંત્ર છે. તેને ઘરમાં મહાન્ કામ હોય છે. જેમ કામી પુરૂષને સર્વદા સ્ત્રીની ઇચ્છા રહે છે, તેમ સ્ત્રીને પણ સર્વદા કામી પુરૂષની ઇચ્છા રહે છે. જેમ સાંકળથી બંધાયેલ ચોર આદિ દુઃખપૂર્વક કાળને વીતાડે છે, તેમ સ્ત્રીજન પણ પતિ આદિથી નિરો-

ધને પામેલ, પોતાના સંબંધીથી નિરોધને પામેલ અથવા ધર્મલોપના ભયવડે નિરોધને પામેલ દુઃખથી કાળને વ્યતીત કરે છે. પુરૂષની અપ્રાપ્તિવડે તથા પ્રાપ્ત થયેલ પુરૂષમાં રૂચિના અભાવથી નારી દુઃખરૂપ સમુદ્રમાં પ્રાપ્ત થાય છે. પુત્રની ઇચ્છાવડે તથા ગર્ભ ધારણવડે સ્ત્રી અનંત દુઃખને પામે છે. જ્યારે આ જીવ કર્મના વશથી પુરૂષશરીરને પામે છે, ત્યાં પણ યૌવન અવસ્થામાં ઇચ્છાદિ અષ્ટ દોષજન્ય અનંત દુઃખને પામે છે. યૌવનાવસ્થામાં શાસ્ત્રને જાણવાવાળા પુરૂષને યમથી તથા ઈશ્વરાદિથી ભય હોય છે. વ્યવહારમાં કુશળ જે પુરૂષ છે, તેને રાજાદિથી ભય હોય છે. મૂઢ પુરૂષને કેવળ પોતાના પિતાદિથી ભય હોય છે. ધનથી રહિત પુરૂષને સર્વદા પરાધીનતા હોય છે. યૌવનમાં સ્ત્રી ન મળવાથી પુરૂષને દુઃખ થાય છે. સ્ત્રી મળવા છતાં તેમાં ઇચ્છા ન હોવાથી પુરૂષને અતિ દુઃખ થાય છે. કર્મને અધીન પુરૂષને યૌવન જ જ્વરના સમાન પ્રધાન દોષરૂપે છે. આ યૌવનરૂપી જ્વરમાં અભિમાનજનક બ્રાહ્મણાદિ ઉત્તમ કુળની પ્રાપ્તિ, વિદ્યાની પ્રાપ્તિ તથા ધનની પ્રાપ્તિ, આ ત્રણ દોષ મહાન્ અનર્થના કારણરૂપે છે. જેમ જ્વરમાં વાત, પિત્ત તથા કફ આ ત્રણ ધાતુરૂપ દોષનો કોપ થાય છે ત્યારે તે પુરૂષને મરણ વિના અન્ય કોઇ ઉપાય નથી, પણ મરણ જ ઉપાય છે. યૌવનરૂપી જ્વર કુળ, વિદ્યા તથા ધન, આ ત્રણ દોષથી યુક્ત થઇ, અનંત અનર્થનો આરંભ કરે છે. માટે યૌવનરૂપ જ્વરના નિવૃત્ત કરવાનો ઉપાય મરણ વિના અન્ય કોઈ નથી. યૌવનરૂપી જ્વરવડે મોહને પામેલ જીવ કેટલીકવાર ગાયન કરે છે, કેટલીકવાર અનેક પ્રકારની પોતાની ગતિને દર્શાવે છે, કેટલીક વાર હસે છે તથા કેટલીકવાર મત્ત હસ્તીની માફક તે પોતાના પિતાદિ સમાન વૃદ્ધને પણ ભૂમિપર નાંખે છે. કેટલીકવાર યુદ્ધ કરે છે. યુદ્ધ કરનારા અન્ય પુરૂષનું વિદારણ કરે છે. કોઈવાર નૃત્ય કરે છે. વળી ચારે બાજુએથી દોડે છે, કેટલીકવાર મારા સમાન કોઇ નથી એવો અહંકાર કરે છે તથા કેટલીકવાર શયન કરે છે. આ રીતે યૌવનમાં નિરંકુશ થયેલ પુરૂષ અનેક પ્રકારની દુષ્ટ ચેષ્ટાઓને વારંવાર કરે છે. આ યૌવન અવસ્થામાં પુરૂષ વિષયભોગથી તૃપ્તિને પામતો નથી. વિહિત કર્મને તેમજ નિષિદ્ધ કર્મને પણ જાણતો નથી. તે સર્વદા મનવડે સ્ત્રીનું જ ચિંતન કર્યા કરે છે. તેને પરધન હરણ કરવાની નિત્ય ઉત્કંઠા હોય છે. તે સ્ત્રીની આજ્ઞાનો ત્યાગ કરી વર્તે છે. આવી યૌવનાવસ્થાવાળા પુરૂષને જલદી કાળ ભગવાન્ આવી પ્રાપ્ત થાય છે. જેમ યુવાન્ દેડકાને સર્પ ગળે છે, તેમ ગૃહમાં, ક્ષત્રમાં તથા બાંધવમાં આસક્ત દુર્બુદ્ધિવાળા જીવને અતિ દારૂણ કાળ ભગવાન્ ગ્રસે છે. આ રીતે યૌવનમાં ઇચ્છાદિ આઠ દોષવાળા અનંત દુઃખને આ જીવ પામે છે.

વૃદ્ધાવસ્થામાં ઇચ્છાદિ અષ્ટ દોષજન્ય દુઃખ નિરૂપણઃ-રાતદિવસ દુઃખ તથા ચિંતાવડે યુક્તયુવાન્ પુરૂષને જરારૂપ પિશાચણી

થસે છે. આ જરા શ્વેત કુવાડાવડે યુક્ત છે. આ કુવાડીરૂપ જરાના સંગથી આ પુરૂષ સર્વ તરફથી શ્વેત થાય છે, કુરૂપ થાય છે, શકિતથી રહિત થાય છે તથા દુઃખશોકવડે યુકત થાય છે. અનુભવ કરેલ વસ્તુનું પણ જરાવસ્થાવાન્ પુરૂષને સ્મરણ થતું નથી. માટે તે અનાદરને પાત્ર થાય છે. જરાવસ્થામાં મંદ પુરૂષ કાસશ્વાસ રોગવડે વ્યાકુળ થાય છે. યૌવન અવસ્થામાં કરેલ પાપકર્મનું જરાવસ્થામાં સ્મરણ કરી વૃદ્ધ પુરૂષ પોતાને ધિક્કારે છે. મેં કેવાં કેવાં પાપકર્મ કર્યાં છે, હવે તેનો તે પશ્ચાત્તાપ કરે છે. વિદ્યા તથા ધનયુકત જરાવસ્થાવાળા પુરૂષનો પુત્રાદિ આદર કરતા નથી. તો પછી મૂર્ખ તથા નિર્ધન વૃદ્ધની તો શું જ કથા ? જેવી પરાધીનતારૂપ અવસ્થાને બાલ્યાવસ્થામાં પ્રાપ્ત થયો હતો, તે પરાધીનતારૂપ અવસ્થાને જરાવસ્થામાં પુરૂષ પામે છે. વાસ્તવિક રીતે વિચાર કરીએ તો બાલ્યાવસ્થા કરતાં જરાવસ્થા વધારે નિંદિત છે. કારણ કે શક્તિથી રહિત તથા વિષ્ઠા મૂત્રાદિવડે લિપ્ત બાળકની અવિવેકી લૌકિક પુરૂષ પણ નિંદા કરતા નથી. પણ મળાદિથી લિપ્ત તામસ વૃદ્ધ પુરૂષને જોઈ અવિવેકી પુરૂષ પણ નિંદા કરે છે. માટે બાલ્યાવસ્થાથી જરાવસ્થા અતિનિકૃષ્ટ છે. આ રીતે વૃદ્ધાવસ્થામાં કાળપાશને વશ થયેલ સર્વ જીવ અનેક પ્રકારનાં દુઃખને પામે છે. વૃદ્ધાવસ્થામાં પુરૂષને વિષયની પ્રાપ્તિમાં મહાન્ ઇચ્છા થાય છે, પણ શક્તિના અભાવથી તથા ઇન્દ્રિયના ક્ષયથી જરા વિષયને પણ વૃદ્ધ પુરૂષ પામતો નથી. વૃદ્ધ પુરૂષનો બાંધવમાં સ્નેહ વધતો જાય છે તથા શત્રુમાં દ્વેષ વધતો જાય છે. પરંતુ સ્નેહથી તે પોતાના કોઈપણ મિત્રનો ઉપકાર કરી શકતો નથી. માટે તેનો સ્નેહ વ્યર્થ છે. તેના દ્વેષથી કોઇ શત્રુને હાનિ થતી નથી, માટે તેનો દ્વેષ પણ વ્યર્થ છે. આ રીતે અનંત દુઃખને વૃદ્ધાવસ્થામાં જીવ પામે છે. ત્યાર પછી યૌવન અવસ્થામાં ઉત્પન્ન કરેલ પુત્રને આ મનુષ્ય લોકમાં સ્થાપન કરે છે. આ પુત્ર પિતાના દ્વિતીય શરીરરૂપે છે તથા તે અનંત પુણ્યવડે પ્રાપ્ત થયેલ છે. પિતાથી કર્તવ્ય વેદાધ્યયન તથા યજ્ઞાદિ કર્મનો તે કરવાવાળો છે. યજ્ઞાદિવડે સર્વ ભૂતના સુખનો તે કર્તા છે. તે પિતાથી આરંભાયેલ કુપ તડાગાદિ કાર્યને પરિપૂર્ણ કરે છે. જે કાર્ય પિતાએ ન કર્યું હોય, તે શુભ કાર્યનો પણ તે કરવાવાળો છે. આ રીતે પિતાના સર્વ કાર્યને કરનારા સન્માર્ગવર્તી પુત્રને આ લોકમાં સ્થાપન કરી જરાવસ્થાથી યુકત થયેલ પિતા મરણ અવસ્થાને પામે છે. ત્યાર પછી કાળ ભગવાનૃરૂપ રથવાહી સૂક્ષ્મ શરીરરૂપ રથને સામગ્રીવડે સંપન્ન કરે છે. આ સૂક્ષ્મ શરીરરૂપ રથ પુણ્ય પાપરૂપ ચક્રવડે યુકત છે. તે દુઃખરૂપ પાથેયવડે પૂરાયેલ છે. અહીં માર્ગમાં ભોગવવા યોગ્ય વસ્તુનું નામ પાથેય છે. આ શરીર ઇન્દ્રિયરૂપ દુષ્ટ અશ્વવડે યુકત છે, બુદ્ધિરૂપી કાષ્ઠવડે રચાયેલ છે તથા કાસ, શ્વાસ તથા હેડકીરૂપી શબ્દવડે યુકત છે. આવા સૂક્ષ્મ શરીરરૂપ રથનો

કાળ ભગવાન્ ત્યાગ કરે છે. આ જીવ જો કે શરીરના સંબંધથી બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં અનંત દુઃખનો અનુભવ કરી આવેલ હોય છે, છતાં અધ્યાસના બળથી આ સ્થૂલ શરીરના પરિત્યાગની ઇચ્છા કરતો નથી. મરણસમયે અતિદુઃખને પ્રાપ્ત થયેલ આ જીવ પોતાના પુત્રનું તથા બાંધવનું સ્મરણ કરે છે. મરણના ક્ષોભથી તે મહાન્ ત્રાસને પામે છે, તેનું શરીર કંપે છે તથા સ્ત્રીપુત્રાદિ બાંધવ પણ આ પ્રાણીને ચારે તરફ ઘેરી ઉભા રહે છે, છતાં મૃત્યુદુઃખથી રક્ષા કરવાને કોઇપણ સમર્થ નથી. જેમ હિંસાસ્થાનમાં રહેલ પશુ અર્દ્ધ હિંસાને પ્રાપ્ત થયેલ પશુની રક્ષા કરી શકતું નથી, તેમ બાંધવ તેની રક્ષા કરી શકતા નથી. જેમ બોતેર હજાર વીંછી એકે સમયે સોયના અગ્ર ભાગ સરખા મુખવડે કોઇ પુરૂષના શરીરને દંશ કરે તથા તેથી તે પુરૂષને દુઃખ થાય, તેથી પણ અધિક દુઃખ મરણાવસ્થાને પામેલ પુરૂષને શરીરના ત્યાગમાં ઉત્પન્ન થાય છે. જેમ હિંસાને પામેલ પશુ પગ અફાળે છે, તેમ દુઃખવડે તે પુરૂષ હાથ પગને ચલાવે છે તથા દુઃખવડે તે પુરૂષ ચેતનાથી રહિત થાય છે. આવા દુઃખને પામેલ પુરૂષને જોઇ સર્વ બાંધવ શોકને પામે છે તથા રૂદન કરે છે. જેમ બંધનવડે દુઃખને પ્રાપ્ત થયેલ કાગડાને જોઇ સર્વ કાગડાઓ શોકયુક્ત થઇ પોકાર કરે છે, પણ તેને છોડવામાં તેઓનું સામર્થ્ય હોતું નથી, જેમ શિકારીવડે બંધનને પ્રાપ્ત થયેલ સૂકર અનંત શબ્દ કરે છે, તેમ અનંત શબ્દને કરતા આ પુરૂષને કાળરૂપ શિકારી બાંધીને જ્યાં સંબંધીઓનાં દર્શન ન થાય, એવા દૂર દેશમાં લઇ જાય છે. જેમ પાશથી બંધાયેલ કબૂતર દીનતાને પામે છે, તેમ કાળપાશવડે બંધાયેલ આ જીવ પણ દીનતાને પામે છે. જેમ માછી જળમાં ગરવાળી આંકડી લે છે તથા ગરના ભક્ષણ માટે પ્રાપ્ત થયેલ માછલીને માછી પોતાને ઘેર લઇ જાય છે, તેમ મર્ત્યલોકરૂપ મહાહ્રદમાં સ્ત્રી પુત્ર ધનાદિરૂપ ગરનું ભક્ષણ કરવા માટે પ્રાપ્ત થયેલ માછલીને મૃત્યુરૂપ માછી બાંધીને પરલોકમાં લઇ જાય છે. જેમ વનમાં રહેલા મૃગને બાણવડે શિકારી મારે છે, તેમ સંસારરૂપ વનમાં રહેલ જીવરૂપ મૃગને જ્વરાદિ વ્યાધિરૂપ બાણવડે કાળરૂપ શિકારી મારે છે. મરણાવસ્થામાં ગ્લાનિને પામેલ મુખવાળા તથા અનંત હેડકીવાળા દીન પુરૂષને જોઇ, કાળ ભગવાનને જરા પણ દયા આવતી નથી. કારણ કે પ્રજાપતિની આજ્ઞાથી મૃત્યુએ પ્રજાની હનનરૂપ વૃત્તિને ધારણ કરી છે. આ વાત મોક્ષધર્મમાં પ્રસિદ્ધ છે. જીવહિંસારૂપ અધિકારીની નિવૃત્તિ માટે અનંતકાળ સૂધી મૃત્યુ તપ કરવા લાગ્યા; તોપણ મૃત્યને પ્રજાપતિ હિંસારૂપ અધિકાર જ આપવા લાગ્યા. જેમ વાટમાર્ગુને ચોર લોકો મારે છે, તેમ હા પુત્ર! હા સ્ત્રી! હા કલત્ર! આ રીતે હજાર શબ્દો કરી જીવરૂપ વટેમાર્ગુને કાળરૂપ ચોર હનન કરે છે. જેમ હિંસાસ્થાનનો સ્વામી પોતાના કાર્ય માટે મેંઢાને મારે

છે, તેમ કાળ ભગવાન્ પણ પોતાના કાર્ય માટે આ જીવને મારે છે. આ જીવ કફથી રોકાયલા કંઠને લીધે ઘુરઘુર એવા અનંત શબ્દને કરે છે. જન્મમરણની સમાન અધિકરણતાનું રક્ષણ જ કાળ ભગવાનનું કાર્ય જાણવું. જેમ અપરાધી પુરૂષને રાજાનાં માણસ લઈ જાય છે, તેમ પોકાર કરતા સર્વ બાંધવનો અનાદર કરી યમકિંકર આ જીવને લઇ જાય છે. જીવના શરીરમાં પ્રાણને ધારણ કરવા બોતેરહજાર નાડી રહેલ છે. આ નાડીમાંથી પ્રાણને નીકળવા માટે મૃત્યુ ભગવાન્ તે નાડીના બંધનનું છેદન કરે છે. જેમ ખેતી કરવાવાળો પુરૂષ અનાયાસે કેળના વનને કુવાડાવડે છેદે છે, તેમ મૃત્યુ ભગવાન્ પણ અંદર કાળરૂપ કુવાડાવડે જીવના અંગ સાથે પ્રાણના સંબંધરૂપ બંધનનું છેદન કરે છે. મરણકાળે મૃત્ય ભગવાન્ કાળરૂપ કુવાડાવડે પુરૂષના શરીરમાં પગના અગ્ર ભાગથી લઇ કેશ પર્યંત અનંત પીડાને ઉત્પન્ન કરે છે. જેમ સાડાત્રણ કરોડ તીક્ષ્ણ સોય એકે સમયે કોઇ પુરૂષના શરીરમાં લાગે તથા જેમ દુઃખ ઉત્પન્ન કરે, તેવું જ દુઃખ મરણકાળે પુરૂષને થાય છે. જેવું દુઃખ તીક્ષ્ણ કકચવડે કોઇ પુરૂષના અંગનું છેદન કરવાથી તેને થાય છે, તેવું જ દુઃખ સર્વ દેહધારી જીવને મરણકાળે થાય છે. પગથી લઈ મસ્તક પયત ત્વચાના ઉતરડવામાં જેવું દુઃખ જીવતા પુરૂષને થાય છે, તેવું જ દુઃખ મરણકાળે જીવને થાય છે. તપેલા તેલમાં પ્રવેશ કરવાથી જેવું દુઃખ જીવતા પુરૂષને થાય છે, તેવું જ દુઃખ મરણકાળે પુરૂષને થાય છે, અથવા તેથી પણ અધિક દુઃખ થાય છે. દુર્માર્ગવર્તી પુરૂષને જેવું નરકજન્ય દુઃખ થાય છે, તેવું જ દુઃખ મરણકાળે જીવને થાય છે અથવા તે નરકથી પણ અધિક દુઃખ મરણકાળે થાય છે. મરણકાળે પુરૂષ કોઇ ક્ષણે મૂર્ચ્છા પામે છે, કોઇ ક્ષણે મૂર્ચ્છાથી જાગ્રત થાય છે તથા કોઈ ક્ષણે ભયાનક યમના કિંકરોને જોઇ ભયને પામે છે. આ ભયથી કેટલીક વાર વિષ્ઠા મૂત્રાદિનો ત્યાગ કરે છે. તે નેત્રથી અશ્રુનો પરિત્યાગ કરે છે. કોઇ વાર યમના કિંકરને જોઈ ભયાનક શબ્દને કરે છે. આ યમ કિંકર અતિશય દીર્ઘ, વિક્રાળ મુખવાળા, શ્યામ સ્વરૂપવાળા, ખુલ્લા કેશવાળા, હસ્તમાં ચાબુક તથા પાશવાળા હોય છે. આવા યમકિંકરને જોઇ ભયને પામેલ જીવ મુખમાંથી ફીણનું વમન કરે છે. તે સર્વ દ્વારમાંથી મળનો પરિત્યાગ કરે છે. આ યમકિંકરો સન્મુખ આવી પ્રથમ આ પાપી જીવને દુર્વચનવડે તાડન કરે છે. પછી તેને બાંધી પરલોકમાં લઇ જાય છે. યમકિંકરો કહે છે કે, હે પાપી જીવ! તને ધિક્કાર છે. કારણ કે, આ મનુષ્ય શરીરને પામી તેં નરકના કારણરૂપ પાપકર્મ જ સંપાદન કર્યું. પોતાના હિતરૂપ મોક્ષને તેં આત્મજ્ઞાનવડે સંપાદન કર્યો નહિ. ગૌણ હિત કરનારા સ્વર્ગાદિને પણ યજ્ઞાદિ કર્મવડે તેં સંપાદન કર્યા નહિ. પણ આ મારો શત્રુ છે, આ મારો મિત્ર છે તથા આ ઉદાસીન છે, આ રીતની ભેદબુદ્ધિવડે

પોતાનો અનર્થ તેં પોતે જ સંપાદન કર્યો. માટે તારો શત્રુ તું પોતે જ થયો, પણ બીજો કોઈ તારો શત્રુ નથી. કારણ કે ગુરૂ શાસ્ત્રાદિ આત્મજ્ઞાનની સામગ્રીને પામી, જન્મમરણરૂપ બંધનની તેં નિવૃત્તિ કરી નહિ. જે અપમાનાદિ પોતાને પ્રતિકૂલ હોય, તે અપમાનાદિ જો અન્ય પુરૂષને કરે છે, તો તે પુરૂષ પોતે જ પોતાનો શત્રુ છે. માટે ભેદબુદ્ધિ જ અનર્થનું કારણ છે. જે પુરૂષ ભેદબુદ્ધિવડે અન્ય જીવને પીડા કરે છે, તેને જીવતાં અન્ય રાજાદિ બળવાન્ પુરૂષથી ભય હોય છે, તથા મરણકાળે યમ કિંકરથી ભય હોય છે. માટે બેઉ લોકમાં ભયના હેતુરૂપ ભેદબુદ્ધિજન્ય પરપીડાને કયો બુદ્ધિમાન્ પુરૂષ કરશે, અર્થાત્ કોઇપણ કરશે નહિ. આ રીતનાં દુર્વચનવડે યમ કિંકરો પાપી જીવને મારે છે. જેમ રાજાના ચાકરો અપરાધી પુરૂષના ચોરી આદિ અપરાધનું સ્મરણ કરાવી તેને બાંધીને લઇ જાય છે, તેમ યમકિંકર પણ ભેદબુદ્ધિરૂપ અપરાધનું તથા અનાત્મ દેહાદિમાં આત્મબુદ્ધિરૂપ અપરાધનું સ્મરણ કરાવી, આ જીવને પરલોકમાં લઇ જાય છે. તેઓ કહે છે કે, હે પાપિષ્ઠ! જે દેહવિશે તેં આત્મબુદ્ધિ કરી છે, તે દેહ પિતાના વીર્યરૂપ મળથી તથા માતાના વીર્યરૂપ મળથી ઉત્પન્ન થયો છે. તે વિષ્ઠા તથા મૂત્રાદિ મળવડે પૂરાયલો છે, એમ સર્વલોકમાં અનુભવ સિદ્ધ છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, "यदंतरस्य देहस्य बहिःस्याच्य तदेव चेत् । दंडमहा वारयेयुः शुनः कामांश्च मानवाः ॥ અર્થઃ—આ શરીરની અંદર જે વિષ્ઠા, મૂત્ર, માંસ, રૂધિરાદિ મળ છે, તે જો બહાર હોય તો સઘળા પુરૂષ દંડને લઇ પોતાના શરીરની રક્ષા માટે સદા કાગડા તથા શ્વાનનું નિવારણ કરે. માટે આ શરીર અતિશય નિંદિત તથા વિનાશી છે. સો વર્ષ પર્યંત તેનું સેવન કરવા છતાં આ શરીર છોડી દે છે, માટે તે કૃતઘ્ન છે. તે હજાર પરિણામવડે યુક્ત તથા પુરૂષને અધીન નથી. શરીર આત્મબુદ્ધિદ્વારા પુરૂષાર્થનું નાશ કરનારૂં છે. માટે સર્વદા દુઃખનું કારણ આ શરીર છે. આવા નિંદિત શરીરમાં આત્માભિમાનવડે તેં અનંત પાપ કર્મ કર્યાં છે. આ પાપને લીધે તને અનંત દુઃખ પ્રાપ્ત થશે. વ્યાસ ભગવાને પણ કહ્યું છે કે, सर्वाशुचिनिधानस्य कृतघ्नस्य विनाशिनः । शरीरकस्यापिकृते मूढाः पापानि कुर्वत इति અર્થઃ—વિષ્ઠા મૂત્રાદિ સર્વ અશુચિ પદાર્થના ગૃહરૂપ, કૃતઘ્ન તથા વિનાશી એવા શરીરના પાલણ પોષણ માટે મૂઢ પુરૂષ પાપ કરે છે. યમ કિંકરો કહે છે કે, હે પાપી જીવ! આ અનિત્ય દેહના ભોગની સિદ્ધિ માટે પુત્ર, સ્ત્રી તથા ધનાદિમાં મમતા તથા અભિમાનવડે તેં કંઈ પણ સુકૃત કર્યું નહિ. પણ પાપકર્મને તેં સંપાદન કર્યું. માટે અમને ઘણો ખેદ થાય છે. જો કે યજ્ઞાદિવડે પુણ્યના સંપાદનમાં શરીરનો આયાસ તથા ધનાદિનો ખર્ચ થાય છે, માટે તેં તે સંપાદન કર્યું નહિ. તેમજ હું બ્રહ્મ છું, આવા અભેદ જ્ઞાનના સંપાદનમાં શરીરનો આયાસ તથા ધનાદિ પદાર્થનો ખર્ચ થતો નથી, છતાં અતિ સુલભ

આત્મજ્ઞાનને તેં સંપાદન કર્યું નહિ. માટે હે પાપિષ્ઠ! તને ધિક્કાર છે. મનવાણીના અતિષયરૂપ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા હું સમર્થ નથી, એમ જો તું કહે, પણ સર્વ સુખને કરવાવાળી નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાને તેં શા માટે કરી નહિ'? મન અતિશય ચંચળ છે, માટે તે નિર્ગુણ બ્રહ્મના ધ્યાનમાં લાગતું નથી, એમ જો તું કહે, પણ પરસ્રીગમનાદિ પાપ કર્મમાં તને જેટલો આયાસ તથા ધનાદિની હાનિરૂપ કલેશ પ્રાપ્ત થાય છે, તે કલેશનો લેશ પણ પરમેશ્વરના નામકીર્તનમાં નથી. આ નામકીર્તન સ્વર્ગાદિની પ્રાપ્તિ કરવાવાળું છે. આવા પરમેશ્વરના નામકીર્તનરૂપ સુકૃતને તેં કેમ સંપાદન કર્યું નહિ ? જેમ તેં મનને સાવધાન કરી પરપુરૂષના દોષનો વિચાર કર્યો, તેમ મહત્ ફળની પ્રાપ્તિ કરવાવાળા આત્મવિચારને તેં સંપાદન કેમ કર્યું નહિ ? આ બ્રહ્મવિચારનું ફળ અન્ય શાસ્રમાં પણ કહ્યું છે; स्नातं तेन समस्ततीर्थसलिले दत्ता च सर्वावनिः । यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ॥ संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ । यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् અર્થઃ—જે પુરૂષનું મન ક્ષણ માત્ર પણ બ્રહ્મવિચારમાં સ્થિતિને પામે છે, તે પુરૂષે સર્વ તીર્થના જળમાં સ્નાન કર્યું તથા સર્વ પૃથ્વી પણ તેણે દાન કરી. તેણે સહસ્ર યજ્ઞ પણ કર્યા તથા સર્વ દેવનું તેણે પૂજન કર્યું. વળી સંસારસમુદ્રમાંથી પોતાના પિતરોનો તેણે ઉદ્ધાર કર્યો, એવો ત્રણે લોકમાં પૂજ્ય આ પુરૂષ છે." આ રીતના આત્મવિચારને પણ તેં કર્યો નહિ. જેમ તેં પર પ્રાણીઓના નાશ માટે મહાન્ ઉદ્યમ કર્યો છે, તેમ જરા પણ ઉદ્યમ સ્વર્ગની પ્રાપ્તિ માટે તથા મોક્ષની પ્રાપ્તિ માટે કદી કર્યો નહિ. અર્થાત્ જો તું વૃક્ષાદિની માફક ઉદ્યમથી રહિત હોત તો તને હું ઠપકો આપત નહિ. પણ તેં સર્વ શકિતસંપન્ન મનુષ્યશરીરને મેળવી શાસ્ર વિહિત પુણ્ય કર્મને સંપાદન કર્યાં નહિ. પણ ઉલટાં પાપ કર્મને સંપાદન કર્યાં. માટે તું શિક્ષાને યોગ્ય છે. તમે મારાં પાપોને કેવી રીતે જાણો છો, એમ જો તું કહેતો હોય તો તે બને નહિ. કારણ કે આ લોકમાં જે જે પાપ તેં રાજાદિથી ગુહ્ય કર્યાં છે અથવા પોતાના બળથી જે જે પાપ તેં કર્યાં છે, તે સર્વ તારાં પાપને સૂર્ય ચંદ્રમાદિ કથન કરે છે. તેથી હું તારાં પાપને જાણું છું. આ પાપ મારા સરખાં છે. અર્થાત્ જેમ મર્મસ્થાનનું છેદન થવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ પાપ કર્મ પણ દુઃખને ઉત્પન્ન કરે છે. યમકિંકરને વશ થયેલ પાપી જીવને યમકિંકરો કહે છે કે, હે પાપિષ્ઠ! તું અહંકાર કરતો હતો કે, હું સર્વથી બળવાન્ છું, મારાથી અધિક બળવાન્ કોઇ પણ નથી, આ કર્મ જો હું કરીશ તો મને કોણ શિક્ષા કરનાર છે? આવી દુર્બુદ્ધિવડે અનેક પ્રકારના દુર્વિચાર કરી અહંકારથી પાપકર્મમાં તું પ્રવૃત્ત થયો. શાસ્રોક્ત મર્યાદાનો પણ તેં પરિત્યાગ કર્યો. માટે સર્વ લોકમાં તું શોક કરવા યોગ્ય છે.

સર્વ લોકમાં પીડા કરનારા દુર્બુદ્ધિને શિક્ષા કરવા અમે યમકિંકરો આવ્યા છીએ. અમે તારાથી પણ અધિક બળવાન્ છીએ. તેં જે જે પાપ કર્યાં છે, તે સર્વ અમે જાણીએ છીએ. યમરાજાની સભામાં વાસરાદિકે તારાં સર્વ પાપકર્મ અમને શ્રવણ કરાવ્યાં છે. દિવસે તેં જે જે પાપ કર્મ કર્યાં છે, તે સર્વ પાપ કર્મ દિવસે તથા સૂર્ય ભગવાને મને કહ્યાં છે. રાત્રિમાં જે જે પાપકર્મ તેં કર્યાં છે, તે સર્વ પાપકર્મ રાત્રિએ તથા ચંદ્રમાએ અમને કહ્યાં છે. બેઉ સંધ્યામાં જે જે પાપકર્મ તેં કર્યાં છે, તે સર્વ પાપકર્મ બેઉ સંધ્યાએ અમને કહ્યાં છે. સર્વ કાળમાં જે જે પાપકર્મ તેં કર્યાં છે, તે સર્વ પાપકર્મ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, આ પાંચ ભૂતોએ અમને કહ્યાં છે. જો તું એમ કહે કે, ગુહ્ય સ્થળમાં જે જે પાપ કર્મ મેં કર્યાં, તેને સૂર્યાદિ કેવી રીતે જાણે છે? આ તારૂં કહેવું બની શકે નહિ. કારણ કે સૂર્યાદિ સર્વજ્ઞ છે. સર્વ પ્રાણીઓની સાથે યમરાજાના ગુહ્ય પુરૂષો સર્વદા વિચરે છે. પરમેશ્વરની માયાથી મોહિત થયેલ તું યમના પુરૂષોને જાણતો નથી. આ રીતનાં દુર્વચન કહી દારૂણ પાશવડે તે પાપી જીવને બાંધી તથા ચાબુકવડે તાડન કરી, તેને પરલોકમાં યમના કિંકરો લઈ જાય છે. જેમ દ્વારાવતીપુરીમાંથી કૃષ્ણ ભગવાનના સ્વધામ જવા પછી, તેને સમુદ્રે લય કરી નાંખી, તેમ શરીરરૂપ દ્વારાવતીપુરીના સ્વામી જીવનું, શરીરરૂપી દ્વારાવતીપુરીમાંથી કાળરૂપ સારથિ યુક્ત સૂક્ષ્મ શરીરરૂપ રથવડે પરલોકમાં ગમન થયા પછી અગ્નિરૂપ સમુદ્ર, શરીરરૂપ દ્વારાવતીનો લય કરે છે. જેમ પતિનું મૃત્યુ થવા પછી વિધવા સ્ત્રી શોભાથી રહિત થાય છે, તેમ જીવરૂપ કૃષ્ણ ભગવાનના નિર્ગમન થવા પછી શરીરરૂપ પુરી શોભાથી રહિત થાય છે. જેમ દ્વારાવતીમાંથી ભગવાનના જવા પછી અર્જુન સહિત સર્વ બંધુજનો દુર્જન કાબાઓથી હરણ કરાયેલ સ્ત્રી આદિ સર્વ પદાર્થનું રક્ષણ કરવા સમર્થ થયા નહિ, તેમ શરીરરૂપ પુરીમાંથી જીવના નિર્ગમન થવા પછી સ્ત્રીધનાદિ પદાર્થની રક્ષા કરવા કોઈ પણ બાંધવ સમર્થ થતો નથી. પૂર્વે જે શરીરરૂપ પુરીમાં મૂર્દ્ધ દ્વારવડે પરમાત્માનો જીવરૂપે કરી પ્રવેશ થયો હતો, તે મૂર્દ્ધદ્વારમાંથી જ્યારે જીવનું નિર્ગમન થાય છે ત્યારે બ્રહ્મને પામે છે. જ્યારે ચક્ષુઆદિ દ્વારવડે જીવનું નિર્ગમન થાય છે ત્યારે પુણ્યવાન્ જીવ સ્વર્ગાદિને પામે છે. જો પાપ કર્મવાળો જીવ હોય છે તો ચક્ષુઆદિ દ્વારમાંથી નિર્ગમન થવા છતાં નરકને પામે છે. આ રીતે પરલોકમાં જીવનું નિર્ગમન થવા પછી, પુરૂષના જીવતાં છતાં જે સ્ત્રી પુત્રાદિ બાંધવો તે પુરૂષ વિના એક કોળીઓ પણ લેતાં ન હતાં, તેજ સ્ત્રી પુત્રાદિ બાંધવો તે પુરૂષના મરણ પછી સ્વાદિષ્ઠ અન્નનું ગળાપર્યંત ભોજન કરે છે. જેના જીવતાં છતાં સ્ત્રી પુત્ર બાંધવો કોમળ શય્યાપર શયન કરાવતાં હતાં, તેજ સ્ત્રી પુત્રાદિ બાંધવો મરણ પછી પુરૂષને પ્રજ્વલિત અગ્નિમાં નાંખે છે. જે સ્ત્રી પુત્રાદિ બાંધવો, જીવતા પુરૂષનો

કોમળ સ્પર્શવાળા ગંધ પુષ્પવડે તથા હસ્તવડે સ્પર્શ કરવાને પણ બીતા હતા, તે જ સ્ત્રી પુત્ર બાંધવો ચિતામાં રહેલ પુરૂષનો તીક્ષ્ણ લાકડાવડે સ્પર્શ કરે છે. જીવતા પુરૂષને તે સ્ત્રી પુત્રાદિ બાંધવો અશ્વવડે, પાલખીવડે, હાથવડે તથા રથવડે લઈ જતા હતા, તેજ સ્ત્રી પુત્રાદિ બાંધવો મરણ પછી પુરૂષને કાષ્ઠની સાથે બાંધી, કાષ્ઠની માફક સ્મશાન ભૂમિમાં લઇ જાય છે. જે પુરૂષ જીવતાં માંગલિક વાદિત્ર સાથે ગામમાંથી બહાર જતો હતો, તેજ પુરૂષ મરણ પછી શોક યુક્ત સ્ત્રીના રૂદન સાથે જાય છે. જે બાંધવ આદિ જીવતા પુરૂષની આગળ દહી આદિક માંગલિક વસ્તુ લઇ જતા હતા, તેજ પુત્રાદિ બાંધવ મરણ પછી પુરૂષની આગળ ધૂમવાળા અગ્નિને લઇ જાય છે. જીવતા છતાં પુરૂષ જે સ્ત્રી પુત્રાદિનો ક્ષણ માત્ર પણ ત્યાગ કરતા ન હતા, તેજ પુરૂષ મરણ કાળે વિરકત પુરૂષની માફક સર્વ બાંધવનો ત્યાગ કરી જાય છે. જીવતાં જે પુરૂષવિના સ્ત્રી પુત્રાદિ બાંધવ ક્ષણ માત્ર પણ રહેતાં ન હતાં, તેજ સ્ત્રી પુત્રાદિ બાંધવો મરણ પછી તે પુરૂષવિના સુખપૂર્વક રહે છે. જેમ સૂર્યને જોઇ કમળ વિકાશમાન થાય છે, તેમ જીવતા સમયે જે પુરૂષરૂપ સૂર્યને જોઇ સ્ત્રી પુત્રાદિ બાંધવોના મુખરૂપ કમળ વિકાશમાન થતાં હતાં, તે જ પુરૂષના મરણ પછી દર્શન તથા સ્પર્શ થવાથી સ્ત્રીપુત્રાદિ બાંધવો સ્નાનને કરે છે. પૂર્વે જીવિત સમયે જે પુરૂષના પગમાંથી નીકળતા જળને સ્ત્રી પુત્રાદિ બાંધવ પોતાના મસ્તકપર ધારણ કરતાં હતાં, મરણ પછી તે જ પુરૂષના સ્પર્શથી સ્ત્રી પુત્રાદિ બાંધવ સ્નાન કરે છે, અથવા તો સ્પર્શ પણ કરતાં નથી. આ રીતે પ્રત્યક્ષ દોષયુક્ત સંસારશૂળમાં પ્રાપ્ત થયલો આ જીવ પરમેશ્વરની માયાવડે મોહિત થયેલો પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ સંસારદુ:ખને પણ જાણતો નથી. પરલોકમાં જીવની અવસ્થા:-સ્થૂલ શરીરનો પરિત્યાગ કરી અતિ દુ:ખી થયેલ જીવ પરલોકમાં ગમન કરે છે. ત્યાં સ્વલ્પકાળમાં જીવને યમના કિંકરો લઇ જાય છે. જેમ પાશવડે બંધાયેલ તથા ચાબુકવડે તાડન કરાયેલ અજાને બળાત્કારે રાજાનાં માણુસો લઈ જાય છે, તેમ આ જીવને યમના કિંકરો પરલોકમાં લઈ જાય છે. યમસ્થાનમાં પાપી જીવને યમના શાસનથી અનંત દુ:ખ પ્રાપ્ત થાય છે. આ સમગ્ર દુ:ખને કહેવા તથા શ્રવણ કરવા કોઈ પણ સમર્થ નથી. વૈરાગ્ય માટે કંઈ એક દુ:ખ શાસ્ત્રમાં કહ્યું છે. યમપુરીના માર્ગમાં માંસાહારી સૂકર આદિનો તથા કાકગૃધ્રાદિ પક્ષીનો મહા ઉપદ્રવ તે જીવને થાય છે. માર્ગમાં પાપી જીવને અનેક પ્રકારનાં શસ્ત્રવડે રાક્ષસની સમાન ચોરો હનન કરે છે. આ શસ્ત્રવડે પણ પાપના વશથી જીવનું મૃત્યુ થતું નથી. માર્ગમાં આ પાપી જીવ કેટલેક સ્થળે વિષ્ઠા તથા પરૂવાળી નદીઓનું ઉલ્લંઘન કરે છે. તે નદીમાં સ્નાન કરે છે તથા તે નદીમાં મગરને જોઈ ભયને પામે છે. યમરાજાના સ્થાનમાં અગ્નિના પરિણામરૂપ નરક છે, જળ,

પૃથ્વી, વાયુ તથા આકાશના પરિણામરૂપ નરક છે, શસ્ત્રના પરિણામરૂપ નરક છે, તથા અંધકારના પરિણામરૂપ નરક છે. ઈત્યાદિ અનંત પ્રકારનાં નરકો પાપી જીવને દુઃખની પ્રાપ્તિ કરે છે. ખડ્ગની ધાર સમાન તીક્ષ્ણ પત્રવાળા વૃક્ષના વનરૂપ નરકથી લઈ બીજાં મહાન્ ભયાનક નરકમાં પાપી જીવ અનંત કલ્પપર્યંત દુઃખને પામે છે. પરલોકમાં પાપી જીવને દુઃખ કરવાવાળું નરક છે. આ બાબત ગરૂડપુરાણાદિમાં પ્રસિદ્ધ હોવાથી અહીં કહી નથી. આ રીતે પાપી જીવ નરક દુઃખનો અનુભવ કરી કાળના વશથી ફરી વૃષ્ટિદ્વારા અન્નભાવને પામી, મનુષ્ય લોકને પામે છે. જે પુણ્યવાન્ જીવ હોય છે, તે સ્વર્ગમાં મહાન સુખનો અનુભવ કરી પુણ્યકર્મની સમાપ્તિ પછી પૂર્વે કહેલ રીતિવડે વૃષ્ટિદ્વારા અન્નભાવને પામી, આ લોકમાં આવે છે. આ રીતે આ લોકને પ્રાપ્ત થઇ પૂર્વની માફક પુણ્ય પાપના વશથી પુનઃ પિતાદ્વારા તથા માતાદ્વારા અનેક પ્રકારના જન્મને આ જીવ પામે છે. પૂર્વે જીવનો પિતાશરીરમાંથી જન્મ તથા માતાના શરીમાંથી જન્મ આપણે કહી ગયા, તે બેઉ જન્મની અપેક્ષાએ પુનઃ પિતાના શરીરમાંથી ત્રીજો જન્મ જીવને પ્રાપ્ત થાય છે. આ રીતે પિતાથી જન્મ, ફરી માતાથી જન્મ તથા ફરી પિતાથી જન્મ, આ ત્રણે જન્મ ઘંટીયંત્રની માફક પુણ્યપાપના વશથી જીવને પ્રાપ્ત થાય છે. જ્યાં સૂધી જીવને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, ત્યાં સૂધી મૃત્યુને પ્રાપ્ત થાય છે, જન્મને પ્રાપ્ત થાય છે, બાલ્યાવસ્થાને પામે છે, યુવાવસ્થાને પામે છે, વૃદ્ધાવસ્થાને પામે છે તથા ફરી મૃત્યુને પામે છે. આ રીતે આ જીવ સંસારમાં ભ્રમણ કરે છે. જેમ સૂર્યાદિનો રવિવાર, સોમવાર આદિ સાતે વારોની ધારા વિચ્છેદથી રહિત થઈ વર્તે છે, તેમ જીવના જન્મમરણ આદિ છ વિકાર પણ વિચ્છેદથી રહિત થઇ વર્તે છે. જેમ જીર્ણ વસ્ત્રનો પરિત્યાગ કરી પુરૂષ નવીન વસ્ત્રનું ગ્રહણ કરે છે, તેમ આત્મજ્ઞાનથી રહિત જીવ પણ એક શરીરનો પરિત્યાગ કરી બીજા શરીરનું ગ્રહણ કરે છે. જેમ સૂર્યાદિ રૂપ તેજને પામી અંધકાર લયને પામે છે, તેમ જન્માવસ્થાને પામી મરણાવસ્થારૂપ લયને પામે છે. જેમ પ્રકાશ તથા અંધકાર મનુષ્યલોકનો ત્યાગ કરતું નથી, પણ કેટલીકવાર અંધકાર તથા કેટલીકવાર જેમ પ્રકાશ હોય છે, તેમ અવિવેકી જીવને પણ જન્મ તથા મરણ પરિત્યાગ કરતાં નથી. બેમાંથી એક થયા જ કરે છે. માટે સર્વ દુઃખનું કારણ અજ્ઞાન છે. આનો નાશ કરનારૂં આનંદરૂપ આત્મજ્ઞાન જ્યાં સૂધી પુરૂષને ઉત્પન્ન થતું નથી, ત્યાં સૂધી જન્મમરણ આદિ અનંત દુઃખ જીવને પ્રાપ્ત થાય છે. માટે આનંદરૂપ આત્મજ્ઞાન જ સર્વ અનર્થની નિવૃત્તિનું કારણ છે. આથી ભિન્ન સર્વ ઉપાય જન્મમરણના હેતુરૂપ છે. પૂર્વે સનકાદિ ઋષિઓએ પણ અમને આત્મજ્ઞાનનો જ ઉપદેશ કર્યો હતો. આ રીતે સર્વ અધિકારીજન વૈરાગ્યની ઉત્પત્તિ માટે દેહથી લઈ સર્વ અનાત્મ વસ્તુમાં દોષોનો વિચાર કરવા લાગ્યા. આ

દોષના વિચારથી અધિકારીઓને દેહાદિમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો તથા તે સર્વ અધિકારીઓમાં એક વામદેવ નામનો અધિકારી મૃત્યુને પ્રાપ્ત થયો. અદૃષ્ટરૂપી ભાવી પ્રતિબંધના વશથી તથા સનકાદિ ઋષિઓના ઉપદેશથી આ વામદેવને આ જન્મમાં આત્મજ્ઞાન થયું નહિ. માટે પુનઃ પિતાના ગર્ભદ્વારા માતાના ગર્ભમાં પ્રવેશ કર્યો. ત્યાં પૂર્વના સંસ્કારવડે નવ માસ પર્યંત રહ્યો. નવમે માસે નિયમવડે સર્વ જીવને ગર્ભમાં બોધ ઉત્પન્ન થાય છે. આ બોધથી સર્વ જીવ પૂર્વના પોતાના જન્મનું સ્મરણ કરે છે. વામદેવ તો નવમે માસે આત્મસાક્ષાત્કારને પામ્યો. કારણ કે ભાવી પ્રતિબંધના વશથી વામદેવને પૂર્વ જન્મમાં આત્મજ્ઞાન ઉત્પન્ન થયું ન હતું. નવમે માસે પાપરૂપ પ્રતિબંધનીનિવૃત્તિ થવાથી સર્વની સનકાદિના ઉપદેશની વામદેવને સ્મૃતિ થઇ. આથી મનન નિદિધ્યાસનવડે સંપન્ન વામદેવ ગર્ભમાં આત્મસાક્ષાત્કારને પામ્યો. પૂર્વે જે અધિકારીઓની સાથે મળી વામદેવે સનકાદિ ઋષિઓ પાસેથી બ્રહ્મવિદ્યા શ્રવણ કરી હતી તથા સર્વ વિષયમાં દોષનો વિચાર કર્યો હતો, તે સર્વ પોતાના મિત્રોને ગર્ભમાં રહેલ વામદેવ નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

વામદેવ કહે છેઃ–હે મિત્રો ! પૂર્વ જન્મમાં હું પણ તમારા મધ્યમાં હતો, પરંતુ પૂર્વ જન્મમાં પરિચ્છિન્ન દેહાદિમાં આત્મબુદ્ધિ કરી પરિચ્છિન્ન ભાવને હું પામ્યો. હાલમાં મને ગર્ભમાં સનકાદિના ઉપદેશના સ્મરણથી આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે. માટે અદ્વિતીય સ્વરૂપથી ભિન્ન હું કાંઇપણ જોતો નથી. હું સર્વને આત્મારૂપ જાણું છું. પૂર્વ દક્ષિણાદિ આઠે દિશા પણ મારાથી પૂર્ણ છે. આકાશ પણ મારાથી પૂર્ણ છે. સૃષ્ટિના આદિકાળમાં સ્વયંભુવાદિ મનુ પણ હું પૂર્વે હતો. સૂર્ય ભગવાન્ પણ હું છું. શક્તિસંપન્ન ઈન્દ્રાદિ લોકપાળ પણ મારૂં સ્વરૂપ છે. મારાથી ભિન્ન કોઈની સત્તા નથી. અંડજ, જરાયુજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારનાં પ્રાણી પણ મારાથી ભિન્ન નથી, પણ મારૂં જ સ્વરૂપ છે. અર્થાત્ હિરણ્યગર્ભથી લઈ સ્થાવરપર્યંત જે જે પુણ્ય પાપયુક્ત જીવ છે, તે સર્વ મારૂં સ્વરૂપ છે. મારાથી કોઇ પણ વસ્તુ ભિન્ન નથી.

મિત્રોઃ–જ્યારે સર્વ વસ્તુ તમારાથી ભિન્ન ન હોય તો જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય તથા નાશ, આ છ વિકાર પણ તમારા આત્મામાં પ્રાપ્ત થશે.

વામદેવઃ–ઇન્દ્રિય સહિત દેહના ધર્મ-જન્માદિ છ વિકારયુક્ત દેહરૂપ મારામાં કલ્પિત છે. માટે કલ્પિત દેહના ધર્મ હું અધિષ્ઠાનને સ્પર્શ કરી શકતા નથી. દૃષ્ટાંત તરીકે શીતની નિવૃત્તિ માટે ચણોઠીમાં વાનરોએ કલ્પના કરેલ અગ્નિ પોતાના ઉષ્ણ સ્પર્શથી જેમ ચણોઠીના ઢગલાનો દાહ કરી શકતો નથી, તેમ કલ્પિત દેહાદિના ધર્મ જન્માદિ પણ હું અધિષ્ઠાનને સ્પર્શ કરી શકતા નથી. હું આનંદરૂપ આત્મા વાક્ આદિ ઇન્દ્રિયોના

તથા તેના દેવતાઓના જન્માદિને જાણું છું. પણ તેના જન્માદિ વિકારો અધિષ્ઠાનરૂપ આત્માને સુખ તથા દુઃખ કરતા નથી કારણ કે તે સર્વે મારામાં કલ્પિત છે. જેમ પૂર્વે અજ્ઞાનાવસ્થામાં શરીર ઇન્દ્રિયાદિના અધ્યાસથી હું બ્રાહ્મણ છું, હું સ્થૂલ છું, હું બહેરો છું, હું મૂગો છું, ઇત્યાદિ શરીરેન્દ્રિયાદિના ધર્મ મારામાં પ્રતીત થતા હતા, તે સર્વ ધર્મ, શરીરસહિત ઇન્દ્રિયો તથા તે ઇન્દ્રિયોના દેવતાઓ હવે મને સ્પર્શ કરી શકતા નથી. કારણ કે અદ્વિતીય આત્માના જ્ઞાનવડે શરીરાદિનો અધ્યાસ નિવૃત્ત થઇ ગયો છે. હે મિત્રો ! જેમ લોહથી રચાયેલ ગૃહ પુરૂષના બંધનના હેતુરૂપ થાય છે, તેમ અજ્ઞાનરૂપી લોહથી રચાયેલ ચોરાસી લાખ શરીરરૂપ પુરીઓ પણ મારા બંધનના કારણોરૂપે હતી. જેમ મહાન્ શરીરવાળું શ્યેન પક્ષી અત્યંત બળવાન્ હોવાથી સામાન્ય પાશવડે પકડી શકાતું નથી, પણ મજબૂત પાશવડે તેને બાંધી લોહના પાંજરામાં તેનો નિરોધ કરવામાં આવે છે, તેમ અજ્ઞાનરૂપ લોહવડે રચાયેલ ચોરાસી લાખ શરીરરૂપી પુરીઓ પણ બંધન રહિત હું અદ્વિતીય આત્માને દેહાદિમાં આત્મબુદ્ધિરૂપી પાશવડે નિરોધ કરતી હતી. જેમ પાંજરામાં બંધ કરેલ શ્યેન પક્ષી વજ્રસમાન પોતાની ચાંચવડે પાંજરાના નીચલા પ્રદેશનું ભેદન કરી બહાર નીકળી જાય છે, તેમ હું પણ બ્રહ્મજ્ઞાનરૂપી ચાંચવડે ચોરાસી લાખ શરીરરૂપ પુરીઓનો તથા કામક્રોધાદિ શિયાળવાં યુક્ત દેહાદિમાં આત્મબુદ્ધિરૂપી પાશને છેદન કરૂં છું. હે મિત્રો ! પૂર્વે સનકાદિ ઋષિઓએ દેહ સ્રીપુત્રાદિમાં વૈરાગ્યરૂપ જે આત્મજ્ઞાનનું કારણ તમને કહ્યું, તે મેં પણ આ-મજ્ઞાનરૂપ ફળની ઉત્પત્તિથી નિશ્ચય કર્યો છે. પૂર્વ જન્મમાં તમારી સાથે મળી મેં વિષયમાં દોષનો વિચાર કર્યો હતો, પણ ભાવી અદૃષ્ટરૂપ પ્રતિબંધને લીધે મને તે જન્મમાં આત્મજ્ઞાન થયું નહિ. મરણ પછી પ્રતિબંધનો ક્ષય થવે સનકાદિ ઋષિઓની કૃપાથી તથા વિષયમાં વૈરાગ્યથી મને હવે આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે. માટે વિષયમાં વૈરાગ્ય તથા ગુરૂની કૃપા આ બેઉ આત્મજ્ઞાનના મુખ્ય કારણરૂપે છે. તમને કોઈ પ્રતિબંધને લીધે આત્મજ્ઞાન ઉત્પન્ન થયું નહિ. માટે વૈરાગ્યમાં તથા ગુરૂના ઉપદેશમાં આત્મજ્ઞાનની કારણતા નથી, એવી અસંભાવના કદી પણ કરવી નહિ. હે મિત્રો ! મને ગુરૂની કૃપાથી આત્મજ્ઞાન થયું છે. અજ્ઞાનના બળથી સંસારથી પણ હું ભયને પ્રાપ્ત થતો નથી. તેમ જ કાળથી તથા મૃત્યુથી પણ હું ભયને પ્રાપ્ત થતો નથી. કારણ કે દ્વિતીય વસ્તુથી ભયની પ્રાપ્તિ શ્રુતિએ કહી છે. હું અદ્વિતીયરૂપે છું. જેમ રજ્જુમાં સર્પ કલ્પિત છે, તેમ સર્વ પ્રપંચ મારામાં કલ્પિત છે. કલ્પિત પ્રપંચથી થતો દ્વૈતભાવ મારામાં નથી. માટે હું અદ્વિતીય છું. હું મૃત્યુથી રહિત છું. કારણ કે મારામાં કલ્પિત મૃત્યુ હું અધિષ્ઠાનની જરાપણ હાનિ કરતું નથી. જેમ કોઇ પોતાનો પોતે નાશ કરતું નથી, તેમ

મૃત્યુના પણ આત્મસ્વરૂપરૂપ મારો મૃત્યુ નાશ કરતું નથી. જન્મ, મરણ, બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા જરા અવસ્થા, આ સર્વ દેહમાં જોવામાં આવે છે. પણ હું અદ્વિતીય આત્મામાં નથી. દૃષ્ટાંત તરીકે જેમ એક પુરૂષના સુખવડે તથા દુઃખવડે અન્ય પુરૂષ સુખી તથા દુઃખી થતો નથી, તેમ દેહાદિથી ભિન્ન હું આનંદરૂપ આત્માને દેહાદિના ધર્મ જન્મ મરણાદિ પ્રાપ્ત થતા નથી. ઇચ્છા, દ્વેષ, ભય, મોહ, ક્ષુધા, તૃષા, નિદ્રા તથા વિષ્ઠા મૂત્રની બાધા, આ આઠે દોષ આનંદ સ્વરૂપ હું આત્માને સ્પર્શ કરી શકતા નથી. કારણ કે ઇચ્છા, દ્વેષ, ભય, મોહ, આ ચાર મનના ધર્મ છે, ક્ષુધા તથા તૃષા પ્રાણના ધર્મ છે, નિદ્રા મન તથા ઇન્દ્રિયનો ધર્મ છે અને વિષ્ઠા મૂત્રથી બાધા શરીરનો ધર્મ છે હું સાક્ષી આત્મા મન ઇન્દ્રિયાદિ સર્વ દૃશ્યનો પ્રકાશક છું. માટે પ્રકાસ્ય દૃશ્યના ધર્મ હું પ્રકાશકને સ્પર્શ કરી શકતા નથી. દૃષ્ટાંત તરીકે જેમ પ્રકાશ્ય ઘટાદિ પદાર્થના ધર્મ પ્રકાશક સૂર્યનો સ્પર્શ કરતા નથી. મોક્ષની, સ્વર્ગની તથા આ લોકમાં વિષયજન્ય સુખની મન ઇચ્છા કરે છે. આનંદરૂપ હું આત્મા તેની ઇચ્છા કરતો નથી. અજ્ઞાનમાં તથા નરકમાં મન જ દ્વેષ કરે છે. આ લોકના દુઃખમાં તથા દુઃખના સાધન સિંહ સર્પાદિમાં પણ મનજ દ્વેષ કરે છે. આનંદરૂપ તથા સર્વના આત્મારૂપ હું કોઈમાં દ્વેષ કરતો નથી. જે વિષયની કામનાવાળા તથા ભેદદૃષ્ટિવાળા પુરૂષ હોય છે, તે કામનાના પ્રતિબંધક અન્ય પુરૂષમાં દ્વેષ કરે છે, આ વાત લોકમાં પ્રસિદ્ધ છે. હું આપ્તકામ છું તથા અભેદદર્શી છું. માટે મારો કોઇની સાથે દ્વેષ સંભવતો નથી. ભય તથા મોહ બેઉ મનના ધર્મ છે. હું અદ્વિતીય આત્મા છું. માટે ભય મારો ધર્મ નથી. હું બોધસ્વરૂપ છું, માટે મોહ પણ મારો ધર્મ નથી. જે પુરૂષ પોતાથી શત્રુને ભિન્ન જાણે છે તથા પ્રતિકૂલ જાણે છે, તે જ પુરૂષ મોહને તથા ભયને પામે છે. હું મારા સ્વરૂપથી ભિન્ન કોઈ મિત્રને, શત્રુને તથા ઉદાસીનને જાણતો નથી. હું કોઇને પ્રતિકૂલ પણ જાણતો નથી. માટે મને ભય તથા મોહનું કારણ સંભવતું નથી. અર્થાત્ ભય તથા મોહનું કારણ ભેદબુદ્ધિ તથા પ્રતિકૂલ જ્ઞાન મારામાં નથી. પ્રતિકૂલતાના અભાવથી ભય તથા મોહ મને સ્પર્શ કરી શકતા નથી. પ્રાણના ધર્મ ક્ષુધા તથા તૃષા પ્રાણથી રહિત હું આત્માનો ધર્મ હોય નહિ. કારણમાં લયરૂપ નિદ્રા પણ જે સમયે સ્વપ્ન હોતું નથી, તે સમયે મનના ધર્મરૂપે છે તથા વાક્ આદિ ઇન્દ્રિયનો સ્વપ્ન દર્શનકાળે તથા અદર્શનકાળે નિત્ય ધર્મ છે. માટે મન તથા ઇન્દ્રિયના ધર્મરૂપ નિદ્રા, મન તથા ઇન્દ્રિયથી રહિત હું આત્માને પ્રાપ્ત થતા નથી. વિષ્ઠા મૂત્રની બાધા શરીરનો ધર્મ છે. શરીરથી રહિત હું આત્માને આ બાધા થતી નથી.

અધિકારી પ્રજા કહે છે:—હે વામદેવ ! અમને મિત્રોને અદ્વિતીય, અમૃતરૂપ તથા અજરરૂપ આત્મા છે, એ રીતે

નિષેધમુખવડે આત્માનો ઉપદેશ કેમ કરો છો? જેમ કોઇ પુરૂષ શિંગડાથી પકડી ગાયને દેખાડે, તેમ વિધિમુખવડે આત્માને કેમ દેખાડતા નથી? વામદેવ કહે છેઃ–હે મિત્રો! તમારા હિતમાટે અનેક પ્રકારનાં વચનવડે મેં જે આત્માનું સ્વરૂપ કહ્યું છે, તે આત્માનું સ્વરૂપ વાસ્તવિક રીતે ગાય આદિની માફક ઇદં એવા જ્ઞાનનો વિષય નથી. અદ્વિતીય, અમૃત તથા અજર આદિ નિષેધમુખ વાક્ય, લક્ષણાવૃત્તિવડે આત્માનો બોધ કરે છે. હે મિત્રો! આ અદ્વિતીય આત્મા ચક્ષુ આદિ બાહ્ય ઇન્દ્રિયવડે જાણી શકાતો નથી. તે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચતુષ્ટય અંતઃકરણવડે પણ જાણી શકાતો નથી. અધિકારી કહે છેઃ–હે ભગવન્! આત્મા જો કે ઇન્દ્રિયનો વિષય નથી, છતાં વેદાંત વાક્યથી ઉત્પન્ન થયેલ બુદ્ધિવૃત્તિનો તથા અજ્ઞાનનો આત્મા વિષય થશે. વામદેવ કહે છેઃ–હે મિત્રો! બુદ્ધિની વૃત્તિનો તથા અજ્ઞાનનો પ્રકાશ કરનાર સાક્ષી આત્મા તેનો વિષય થાય નહિ. ઉલટી બુદ્ધિની વૃત્તિ તથા અજ્ઞાન આત્માવડે ભાસ્યમાન છે. માટે આત્માનો વિષય છે. આથી હે મિત્રો! પૂર્વે સનકાદિ ઋષિઓએ ઉપદેશ કર્યો હતો કે દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત સર્વના પ્રકાશક આનંદ સ્વરૂપ આત્માને સારી રીતે વિચાર કરી, તમે સાક્ષાત્કાર કરો. અર્થાત્ ભાવી પ્રતિબંધની શંકાવડે તમારે આત્મવિચારથી નિવૃત્ત થવું નહિ. કારણ કે પુણ્યપાપરૂપ અદૃષ્ટનું નામ ભાવી પ્રતિબંધ છે. આ વર્તમાન પ્રતિબંધની સહાયતા વિના વિચારનો પ્રતિબંધક થતો નથી. પણ વર્તમાન પ્રતિબંધની સહાયતાને પામી પ્રતિબંધક થાય છે. જ્યારે વર્તમાન પ્રતિબંધનો અભાવ થાય ત્યારે અદૃષ્ટરૂપ ભાવી પ્રતિબંધના અભાવનો પણ નિશ્ચય કરવો. વિષયમાં આસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક તથા વિપર્યયમાં દુરાગ્રહ, આ ચાર પ્રકારના વર્તમાન પ્રતિબંધનો ત્યાગ કરી, તમે જલદી આત્મવિચારમાં પ્રવૃત્ત થાઓ, જેથી અમારી માફક તમને પુનર્જન્મની પ્રાપ્તિ નહિ થાય. અધિકારી જન કહે છેઃ–હે ભગવન્! આત્મવિચારમાં તો અમે પ્રવૃત્ત થઇ શકીએ, પણ તત્ત્વવેત્તા તમને પણ ગર્ભદુઃખની પ્રાપ્તિ જોઈ, દુઃખની નિવૃત્તિરૂપ આત્મવિચારના ફળમાં અમને સંશય થાય છે. આત્મવિચારવડે દુઃખની નિવૃત્તિ થાય છે કે નથી થતી, એ સંશય આત્મવિચારની પ્રવૃત્તિના પ્રતિબંધકરૂપે છે. વામદેવ કહે છેઃ– હે મિત્રો! તમારી દૃષ્ટિવડે હું ગર્ભમાં રહેલ છું તથા ગર્ભના દુઃખને અનુભવું છું, પણ મારી દૃષ્ટિવડે તો હું સર્વ દેહેન્દ્રિયાદિથી રહિત છું. હે મિત્રો! પૂર્વ જન્મમાં મેં તથા તમે મળી ગર્ભના દુઃખનો જે વિચાર કર્યો હતો, તે જ દુઃખ હાલમાં હું ગર્ભમાં અનુભવ કરૂં છું અથવા તો તેથી પણ અધિક દુઃખનો અનુભવ કરૂં છું. પણ સર્વમાં આત્મબુદ્ધિરૂપ પૂર્ણિમાના ચંદ્રની શીતળતાવડે ગર્ભદુઃખરૂપી ગ્રીષ્મ ઋતુનો સૂર્ય મને સંતાપ કરતો નથી. માટે હે મિત્રો!

આત્મજ્ઞાનને જ તમે સંપાદન કરો. આ રીતે આત્મજ્ઞાનમાં શ્રદ્ધા કરાવવા માટે અનંત પ્રકારનાં વચનો કહી, વામદેવમુનિ માતાના ગર્ભમાંથી નીકળી ભૂમિ લોકથી માંડી બ્રહ્મલોક પર્યંત જીવન્મુક્ત થઈ વિચરવા લાગ્યા. આ વામદેવ સનકાદિ ઋષિઓની સમાન છે. આ લોકના સુખથી તેની ઇચ્છા નિવૃત્ત થઇ છે. તે ઉદ્યમથી રહિત તથા નિર્મળ ચિત્તવાળા છે. આ રીતના વામદેવ પ્રારબ્ધ કર્મની સમાપ્તિ માટે મનુષ્યલોકમાં તથા સ્વર્ગાદિ લોકમાં પ્રાપ્ત થયેલ ભોગને ભોગવવા લાગ્યા. આ ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવા પછી વામદેવ વિદેહ મોક્ષને પામ્યા. આ રીતે ગર્ભમાં રહેલા વામદેવનાં વચનને સાંભળી સર્વ અધિકારી જનો આશ્ચર્ય પામ્યા તથા માંહોમાંહે કહેવા લાગ્યા કે, આ ઘણા આશ્ચર્યની વાત છે. આ વામદેવ અમે સર્વ અધિકારીઓના સમૂહમાંથી કોઈ પુણ્યના પ્રભાવને લીધે નિકળી ગયા. દૃષ્ટાંત તરીકે જેમ કાદવમાં નિમગ્ન થયેલ ગાયોના સમૂહમાંથી કોઇ એક ગાય પુણ્યના પ્રભાવથી નીકળી જાય છે, તેમ આ વામદેવ અમારી પાસેથી નીકળી ગયા. જેમ પાશવડે બંધાયલા પક્ષીઓના સમૂહમાંથી કોઇ એક પક્ષી પુણ્યના બળથી સર્વ પક્ષીઓનો પરિત્યાગ કરી નીકળી જાય છે, તેમ કામ ક્રોધાદિરૂપ પાશવડે બંધાયેલ અમો સર્વજનનો પરિત્યાગ કરી, આ વામદેવ જતા રહ્યા. જેમ દુર્ભિક્ષ આદિ ઉપદ્રવ પ્રાપ્ત થતાં લોકો મોહના વશને લીધે દેશનો ત્યાગ કરી શકતા નથી, પણ તેમાંથી કોઈ એક પુરૂષ સ્નેહથી રહિત થઇ સર્વ બાંધવનો પરિત્યાગ કરી તે દેશમાંથી નીકળી જાય છે, તેમ આ વામદેવ અમે સર્વ જનનો પરિત્યાગ કરી જતા રહ્યા. જેમ માર્ગમાં ચાલ્યા જતા અનેક પુરૂષમાં કોઇ એક પુરૂષને પુણ્યના પ્રભાવથી ભૂમિમાં રહેલ ધનની પ્રાપ્તિ થઈ જાય, તેમ અમે સર્વ અધિકારી જનમાં આ વામદેવ આત્મસાક્ષાત્કારરૂપ ધનને પ્રાપ્ત થયા. જેમ ગુરૂની સેવામાં પ્રવૃત્ત થયેલ અનેક શિષ્યોમાંથી કોઈ એક શિષ્ય જ મહાન્ વિદ્યાને પામે છે, તેમ અમે સર્વ અધિકારીઓમાંથી આ વામદેવ જ બ્રહ્મવિદ્યારૂપ ફળને પ્રાપ્ત થયા. માટે વામદેવ જ પુરૂષ છે તથા અમે સર્વે નપુંસક સરખા છીએ. જેમ ઘણા પુરૂષો મંત્રના જપમાં પ્રવૃત્ત થાય છે, તેમાંથી કોઇ એક પુરૂષને જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેમ વિચારમાં પ્રવૃત્ત થયેલા અમે સર્વમાંથી એકલા વામદેવને જ વિચારજન્ય આત્મજ્ઞાનરૂપ ફળ પ્રાપ્ત થયું. જેમ અનેક શિકારીઓથી નિરોધ કરાયેલ મૃગોના સમૂહમાંથી કોઇએક મૃગ જ બહાર નીકળી જાય છે, તેમ અમે દુઃખી જનોના મધ્યમાંથી એક વામદેવ જ જતા રહ્યા. બુદ્ધિમાન્ વામદેવનું કાંઇ અદ્ભુત પુણ્ય કર્મ છે. આ પુણ્યકર્મના પ્રભાવથી ગર્ભમાં રહેલા વામદેવને આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે. અમને ગુરૂ શાસ્ત્રાદિ સાધનવડે સંપન્ન ભૂમિલોકમાં પણ આત્મજ્ઞાન ઉત્પન્ન થયું નહિ. આ વામદેવ ગર્ભમાં રહી અમને કહેતા હતા. માટે અમે જેમ જાણીએ

છીએ કે, આ વામદેવનો અમારામાં સ્નેહ નથી. કેવળ અમારા ઉપર તેની કૃપા છે. જો સ્નેહ હતે તો બહાર નીકળી પોતાના માતાપિતાદિને ઉપદેશ કરત. આ વામદેવ જન્મતાંનીવાર માતાપિતાદિ સર્વ બાંધવોની ઉપેક્ષા કરી, જડ ઉન્મત્ત પુરૂષની માફક અથવા પિશાચની માફક સંબંધીઓ જાણે નહિ, એવા દેશમાં જતા રહ્યા. કેવળ કૃપાવડે વામદેવે અમને ઉપદેશ કર્યો છે, પણ સ્નેહવડે ઉપદેશ કર્યો નથી. ગર્ભમાં રહી વામદેવે અમને જે ઉપદેશ કર્યો છે, તેનાં બે પ્રયોજનો છે. એક તો પૂર્વે અમોએ ગર્ભના દુઃખનો જે વિચાર કર્યો હતો, તે યથાર્થ છે. બીજું આત્મજ્ઞાનના બળથી ગર્ભદુઃખ સંતાપ કરતું નથી. અમે સર્વે નપુંસકની માફક નિરાદરને પાત્ર છૈએ. કારણ કે મનુષ્યશરીરને મેળવી અમે આત્મજ્ઞાન સંપાદન કર્યું નહિ. અમે અજ્ઞાનવડે વ્યર્થ કાળ વ્યતીત કર્યો. આ મનુષ્ય-લોકમાં અનંત પ્રકારનાં દુઃખો અમે ભોગવ્યાં તથા સ્વર્ગાદિ લોકમાં પણ જરા સરખું સુખ અમને મળ્યું નહિ કારણકે સ્વર્ગાદિ લોકમાં ત્રણ પ્રકારના દોષ રહેલ છે. એક સાતિશય દોષ છે. અર્થાત્ જેનું અધિક પુણ્ય હોય છે, તેનેઅધિક ભોગની પ્રાપ્તિ સ્વર્ગમાં થાય છે. જેનું ઓછું પુણ્ય હોય છે તેને ઓછા ભોગની પ્રાપ્તિ થાય છે. તેમજ પોતાથી અધિક ભોગવાળા દેવોને જોઈ ન્યૂન ભોગવાળા દેવોને ઈર્ષા થાય છે. બીજો દોષ ઈન્દ્રાદિ દેવોની અધીનતા છે. આ પરાધીનતાથી સર્વદા જીવને ભય હોય છે. ત્રીજો દોષ નીચે પતનરૂપ છે. અર્થાત્ સ્વર્ગમાં કર્મ દેવોને પોતાના પુણ્ય કર્મનું જ્ઞાન રહે છે કે, અમે આટલો સમય સ્વર્ગમાં રહ્યા છૈએ. નીચે પડવાનો જ્યારે સમય આવે છે ત્યારે મહાશોકને પ્રાપ્ત થાય છે. આ ત્રણે દોષની સ્વર્ગમાં નિવૃત્તિ થતી નથી. માટે સ્વર્ગ પણ દુઃખરૂપ છે. કેટલીકવાર અમે પુણ્યને લીધે ભૂમિ લોકમાંથી સ્વર્ગને પામ્યા, ફરી સ્વર્ગ લોકમાંથી પુણ્યનો ક્ષય થવાને લીધે ભૂમિ લોકને પામ્યા, પુણ્યના વશથી ભૂમિ લોકમાંથી સ્વર્ગ લોકને પામ્યા, તથા કેટલીકવાર પાપના વશથી ભૂમિ લોકમાંથી નરકને પામ્યા. વળી નરકમાંથી ભૂમિલોકને પામ્યા તથા ફરી પાપને લીધે નરકને પ્રાપ્ત થયા. દૃષ્ટાંત તરીકે જેમ આકાશમાં રહેલ કપોત પક્ષી ભૂમિપર રહેલ કપોતીને જોઇ ભૂમિદેશને પ્રાપ્ત થાય છે તથા ભૂમિદેશમાં રહેલ કપોત આકાશમાં કપોતીને જોઇ આકાશમાં ગમન કરે છે તથા પૂર્વ દિશામાં રહેલ કપોત પશ્ચિમ દિશામાં રહેલ કપોતીને જોઈ પશ્ચિમ દિશામાં ગમન કરે છે. આ રીતે વિષયસુખની તૃષ્ણાવડે જેમ કપોત નીચે ઉપર ભ્રમણ કરે છે, તેમ અમે પણ વિષયસુખની તૃષ્ણાવડે કેટ-લીકવાર દેવતાના શરીરને, કેટલીકવાર મનુષ્યશરીરને તથા કેટલીકવાર સ્થાવરાદિ શરીરને પ્રાપ્ત થયા છૈએ. આ શરીર કેવળ દુઃખ તથા શોકને આપવાવાળું છે. આ પ્રમાણે સર્વ અધિકારીજનો પરસ્પર વિચાર કરતા

લાગ્યા. વિચારવડે ઉત્પન્ન થયેલ વૈરાગ્યવાળા તથા સનકાદિના ઉપદેશમાં ઉત્પન્ન થયેલ શ્રદ્ધાવાળા સર્વ અધિકારીજનો ફરી પરસ્પર આત્મવિચાર કરવા લાગ્યા તથા કહેવા લાગ્યા કે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! પૂર્વે સનકાદિના ઉપદેશથી તથા હાલ વામદેવના ઉપદેશથી જે આત્માને જાણવાનો અમે ઉદ્યમ કર્યો છે, તે આત્મા શું ચક્ષુ આદિ ઇન્દ્રિયોના સમુદાય સહિત પ્રત્યક્ષ આ દેહરૂપે પ્રતીત થાય છે તે છે અથવા શાસ્ત્રવડે પ્રતીત થતો સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ આત્મા છે ? તેમાં દેહ આત્મા છે, એ સંભવતું નથી. કારણ કે દેહ ઉત્પત્તિ તથા નાશવાળો છે. જે વસ્તુ ઉત્પત્તિ તથા નાશવાળી હોય, તે આત્મારૂપે હોય નહિ. જેમ ઘટપટાદિ પદાર્થ ઉત્પત્તિ તથા નાશવાળા છે, માટે આત્મારૂપ નથી. જો આત્મા દેહસ્વરૂપે હોય તો સ્વર્ગની પ્રાપ્તિમાટે વેદે બોધ કરેલ યજ્ઞાદિ કર્મને કોઈપણ પુરૂપ કરશે નહિ. કારણ કે દેહની ઉત્પત્તિ હોય છે. માટે તેનો નાશ પણ અવશ્ય અંગીકાર કરવો પડશે. જે જે વસ્તુ ઉત્પત્તિવાળી હોય છે, તે તે વસ્તુ નાશવાન્ હોય છે, આવો નિયમ છે. નષ્ટ થયેલા દેહનું સ્વર્ગ નરકમાં ગમન સંભવતું નથી. માટે વેદે બોધ કરેલ પુણ્યકર્મ તથા પાપકર્મ સર્વ વ્યર્થ થશે. દેહને આત્મા માનવામાં શાસ્ત્રોક્ત કર્મની જ કેવળ વ્યર્થતા નથી, પણ લૌકિક કર્મની વ્યર્થતા થાય છે. કારણ કે બાલ્યાવસ્થામાં અધ્યયન કરાવેલ વિદ્યાનું ફળ યુવાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં થાય છે, તે થવું જોઇએ નહિ. કારણ કે બાલ્યાવસ્થાનો દેહ યુવાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં રહેતો નથી. અવયવોની વૃદ્ધિ તથા ક્ષયથી દેહનો નાશ સર્વ મતવાળા અંગીકાર કરે છે. જેમ ચૈત્ર પુરૂષે કરેલ કર્મનું ફળ મૈત્ર પુરૂષને પ્રાપ્ત થતું નથી, પણ ચૈત્ર પુરૂષનેજ પ્રાપ્ત થાય છે. કારણ કે જે કર્મનો કર્તા હોય છે, તેજ તે કર્મના ફળનો ભોક્તા હોય છે. પણ અન્ય કોઈ ભોક્તા થતો નથી. તેમ બાલ્યદેહરૂપ આત્માએ કરેલ વિદ્યાધ્યયનરૂપ કર્મનું ફળ યુવા દેહરૂપ આત્માને તથા વૃદ્ધ દેહરૂપ આત્માને પ્રાપ્ત થવું જોઇએ નહિ. પણ પ્રાપ્ત થાય છે. માટે દેહ એ આત્મા નથી.

શિષ્યઃ જે કર્તા હોય, તેજ ભોક્તા થાય, એવો નિયમ સંભવતો નથી. કારણ કે લોકમાં કર્તાથી ભિન્નજ ફળનો ભોક્તા જોવામાં આવે છે. જેમકે સેવકવડે કરાયેલ યુદ્ધના ફળને રાજા ભોગવે છે, તથા શાસ્ત્રમાં પણ કર્તાથી ભિન્ન ભોકતા જોવામાં આવે છે. જેમ પિતાવડે કરાયલા વૈશ્વાનર યજ્ઞના ફળને પુત્ર ભોગવે છે, તથા પુત્રવડે કરાયેલ ગયા શ્રાદ્ધના ફળને પિતા ભોગવે છે, તેમ બાલ્યદેહરૂપ આત્માવડે કરાયલા વિદ્યાધ્યયનરૂપ કર્મના ફળને યુવાદેહરૂપ આત્મા તથા વૃદ્ધદેહરૂપ આત્મા ભોગવે છે, એ વાત સંભવે છે. માટે દેહને આત્મા માનવામાં કર્મની વ્યર્થતારૂપ દોષ નથી.

ગુરૂઃ—સેવકનો રાજા સાથે સ્વામિત્વ ધર્મ છે, માટે સેવકકૃત યુદ્ધના ફળને

રાજા ભોગવે છે તથા પિતાનો પુત્ર સાથે પુત્રત્વ સંબંધ છે, માટે પિતાકૃત વૈશ્વાનર યજ્ઞના ફળને પુત્ર ભોગવે છે. પુત્રનો પિતા સાથે પિતૃત્વ સંબંધ છે, માટે પુત્રકૃત ગયા શ્રાદ્ધના ફળને પિતા ભોગવે છે. આ રીતે બાલ્ય દેહનો યુવાદેહ સાથે તથા વૃદ્ધ દેહ સાથે સ્વામિત્વાદિ સંબંધ નથી. માટે દેહને આત્મા માનવામાં કર્મની વ્યર્થતારૂપ દોષ વજ્રલેપરૂપે છે. જો દેહી આત્મા હોય તો જે હું પૂર્વે બાળક હતો, તે જ હું હાલમાં વૃદ્ધ છું, આવી બાળક તથા વૃદ્ધ આત્માના અભેદને વિષય કરવાવાળી પ્રત્યભિજ્ઞા થવી જોઇએ નહિ. કારણ કે બાલ્ય દેહનો તથા વૃદ્ધ દેહનો ભેદ પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે. પરસ્પર ભિન્ન પદાર્થનું અભેદ જ્ઞાન થતું નથી. જેમ પિતા તથા પુત્ર પરસ્પર ભિન્ન છે, માટે તેઓનું અભેદ જ્ઞાન થતું નથી. માટે દેહ આત્મા નથી. વળી અનુમાન પ્રમાણથી પણ દેહની અનાત્મતા સિદ્ધ થાય છે. આ દેહ અનાત્મારૂપ થવા યોગ્ય છે. કારણ કે તે જડ છે. જે જે વસ્તુ જડ હોય, તે અનાત્મારૂપે જ છે. જેમકે ઘટાદિ જડ હોવાથી અનાત્મારૂપ છે જડત્વ ધર્મવડે ઘટ તથા દેહની સમાનતા છતાં જો દેહને આત્મા માનશો તો ઘટ પણ આત્મા થવો જોઇએ. પણ ઘટ આત્મા છે નહિ.

શિષ્ય:–નેત્રાદિ ઇન્દ્રિયોની આધારતા દેહમાં છે, પણ ઘટમાં નથી, માટે દેહ જ ચેતન છે, પણ ઘટ ચેતનરૂપ નથી.

ગુરૂ:-ઇન્દ્રિયોની આધારતારૂપ હેતુથી દેહમાં ઘટથી વિલક્ષણતા કહેવી સંભવી શકે નહિ. કારણ કે જેમ દેહમાં ઇન્દ્રિયોની આધારતા છે, તેમ ઘટમાં પણ પરંપરાના સંબંધવડે ઇન્દ્રિયોની આધારતા છે. તેમાં વિષયતાના સંબંધવડે ઇન્દ્રિયોના આધારરૂપ રસાદિની આધારતા ઘટમાં છે. આ પરંપરાના સંબંધવડે ઇન્દ્રિયોની આધારતા ઘટમાં પણ છે. સાક્ષાત્સંબંધની માફક પરંપરા સંબંધ પણ આધારતાનો નિયામક હોય છે. જેમકે પર્યંકપર સૂતેલા પુરૂષવિશે ગૃહમાં સૂતેલ છે. એવો લોકવ્યવહાર થાય છે. આ સ્થળે પુરૂષનો સાક્ષાત્ સંબંધ પર્યંકસાથે છે. પર્યંકદ્વારા ગૃહ સાથે પરંપરા સંબંધ છે. પરંપરા સંબંધને લીધે ગૃહમાં પુરૂષની આધારતા પ્રતીત થાય છે. તે જ પ્રમાણે ઘટમાં પણ પરંપરા સંબંધવડે ઇન્દ્રિયોની આધારતા સંભવે છે. માટે દેહની માફક ઘટ પણ ચેતનરૂપે થવો જોઇએ. જ્યારે ઇન્દ્રિયોમાં ચેતનતા સિદ્ધ થાય ત્યારે ઇન્દ્રિયોની આધારતાવડે દેહને ચેતનતા થાય. પણ ઇન્દ્રિયમાં ચેતનતા સંભવતી નથી. કારણ કે ચક્ષુથી માંડી, સર્વ ઇન્દ્રિયમાં એક એક ઇન્દ્રિય શું ચેતનરૂપે છે કે સર્વ ઇન્દ્રિયોનો સમુદાય ચેતનરૂપે છે? તેમાં પ્રથમ પક્ષ બની શકે એમ નથી. કારણ કે જો સર્વ ઇન્દ્રિયોમાં એક ચક્ષુ ઇન્દ્રિયની જ ચેતનતા માનીએ તો અંધ પુરૂષને ચક્ષુ ઇન્દ્રિય નથી, માટે તેને કંઈપણ જ્ઞાન થવું જોઈએ નહિ. પણ અંધ પુરૂષને પણ શબ્દાદિનું જ્ઞાન થાય છે. જો શ્રોત્રેન્દ્રિ-

યનેજ ચેતનરૂપે માનીએ તો બહેરા પુરૂષને શ્રોત્રેન્દ્રિય નથી, માટે તેને રૂપાદિનું પણ જ્ઞાન ન થવું જોઈએ. પણ બહેરા પુરૂષને પણ રૂપાદિનું જ્ઞાન તો થાય છે. આ રીતે સર્વ ઇન્દ્રિયોમાં પણ જાણી લેવું. જો કોઈ એમ કહે કે, અંધ પુરૂષને રૂપનું જ્ઞાન થતું નથી, તો તે કહેવું બની શકે નહિ. કારણકે રસાદિનું જ્ઞાન અંધ પુરૂષને થાય છે. આ રસાદિ રૂપસ્વરૂપે છે. કારણ કે ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો જે વિષય હોય, તે રૂપ કહેવાય છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય રસાદિ પણ છે, માટે રસાદિ રૂપસ્વરૂપે છે, એ વાત પૂર્વે નામ, રૂપ તથા ક્રિયાસ્વરૂપ જગત્ છે, આ અર્થના નિરૂપણમાં કહી આવ્યા છૈએ. માટે રૂપનું જ્ઞાન અંધ પુરૂષને પણ સંભવે . આ રીતે બહેરા પુરૂષને પણ ઓષ્ઠના ચલનથી શબ્દનું જ્ઞાન થાય છે તથા પૃષ્ઠ દેશમાં હસ્તવડે અક્ષરોના લખવાથી પણ શબ્દનું જ્ઞાન બહેરાને થાય છે, તે ન થવું જોઇએ. માટે એક એક ઇન્દ્રિયમાં ચેતનતા સંભવતી નથી. વળી સર્વ ઇન્દ્રિયમાં એક એક ઇન્દ્રિય આત્મારૂપે છે, એમ કહેવું પણ સંભવે નહિ. કારણ કે જો સર્વ ઇન્દ્રિયમાં એક ચક્ષુ ઇન્દ્રિયને આત્મા કહેશો તો ચક્ષુ ઇન્દ્રિયરૂપ આત્માં જ પ્રધાનરૂપે થશે તથા અન્ય શ્રોતાદિ ઇન્દ્રિયો ગૌણ થશે. પણ તે માનવું સંભવતું નથી. કારણ કે સર્વ ઇન્દ્રિયો સમાન છે. તેમાં એકને પ્રધાન માનવું તથા અન્યને ગૌણ માનવું, એમાં કાંઈ યુક્તિ નથી. કેવળ કથન માત્ર છે, માટે એક એક ઇન્દ્રિયને આત્મતા નથી, એમ સિદ્ધ થયું. વળી સર્વ ઇન્દ્રિયોનો સમુદાય, આત્મારૂપ છે, એવો બીજો પક્ષ પણ સંભવતો નથી કારણ કે જો સર્વ ઇન્દ્રિયોનો સમૂહ આત્મારૂપ હોય તો એક ચક્ષુ ઇન્દ્રિયના નાશ થવાથી સર્વ ઇન્દ્રિયોના સમૂહરૂપ આત્મા રહે નહિ. માટે અંધ પુરૂષનું શરીર આત્માથી રહિત થવું જોઇએ. જેમ નૈયાયિકના મત પ્રમાણે સહસ્ર તંતુથી ઉત્પન્ન થયેલ પટ એક તંતુના નાશ થવાથી નાશ થઈ જાય છે, તેમ એક ચક્ષુ ઇન્દ્રિયના નાશ થવાથી આત્માથી રહિત અંધનું શરીર નાશ થવું જોઇએ. પણ તેમ થતું નથી. માટે ઇન્દ્રિયોનો સમુદાય આત્મા નથી.

શિષ્યઃ—જ્યારે ગામનો પટેલ મરી જાય છે ત્યારે તેની પટલાઇ બીજા જીવતા પુરૂષને સોંપવામાં આવે છે, તેમ ચક્ષુ ઇન્દ્રિયનો નાશ થવાથી બાકી રહેલ શ્રોત્રાદિ ઇન્દ્રિયમાં આત્મતા રહે છે. માટે ઈન્દ્રિયો જ આત્મા છે.

ગુરૂઃ—જેમ એક પટેલના મરણથી તેના નિર્ણયરૂપ વ્યવહારનો લોપ થતો નથી, પણ બીજો જીવતો પટેલ તેના નિર્ણયરૂપ વ્યવહારને કરે છે. વળી કેટલેક સ્થળે તો એમ જોવામાં આવે છે કે, પ્રથમનો પટેલ તો કેવળ એક જ ગામનો નિર્ણય કરતો હતો, પણ તેના મરણ પછી બીજો નીમાયલો પટેલ તે ગામ સિવાય અન્ય ગામનો પણ નિર્ણય કરે છે. તેમ અહીં પણ ચક્ષુ ઇન્દ્રિયનો નાશ થવાથી તેના કાર્યરૂપ નીલપીતાદિ રૂપનું જ્ઞાન અન્ય શ્રોત્રાદિ ઇન્દ્રિયોથી

પણ થવું જોઇએ. પણ ચક્ષુ ઇન્દ્રિયનું કાર્ય શ્રોત્રાદિ ઇન્દ્રિયથી થતું નથી. જો કદાપિ થાય તો અંધ પુરૂષને પણ શ્રોત્રાદિ ઇન્દ્રિયથી નીલ પીતાદિ રૂપનું જ્ઞાન થવું જોઇએ. પણ તેમ થતું નથી. માટે તમારૂં દૃષ્ટાંત વિષમ છે.

શિષ્યઃ–મારૂં દૃષ્ટાંત વિષમ નથી. કારણ કે કોઈ સ્થળે પ્રધાન પુરૂષના મરણ પછી તેના નિર્ણયરૂપ વ્યવહારનો લોપ પણ જોવામાં આવે છે.

ગુરૂઃ–તમારા એમ કહેવાથી એ સિદ્ધ થયું કે, કોઈ ગામમાં પટેલના મરણ પછી તેના વ્યવહારને અન્ય પુરૂષ કરે છે તથા કોઇ પટેલના મરણ પછી તેના વ્યવહારને અન્ય કોઇ પુરૂષ કરતું નથી, પણ તેના વ્યવહારનો લોપ થઈ જાય છે. તેમ અહીં પણ અંધ પુરૂષને શ્રોત્રાદિ ઇન્દ્રિયવડે નીલ પીતાદિ રૂપનું જ્ઞાન એકને થાય તથા બીજા અંધ પુરૂષને તે ન થવું જોઇએ. પણ કોઈ આંધળાને રૂપનું જ્ઞાન થતું નથી, માટે પ્રધાન પુરૂષના દૃષ્ટાંતથી ઇન્દ્રિયમાં આત્મતા સંભવતી નથી.

શિષ્યઃ–ઇન્દ્રિયથી આત્માને ભિન્ન માનવામાંપણ આંધળાને નીલપીતાદિ રૂપના જ્ઞાનની પ્રાપ્તિરૂપ દોષ કેમ થતો નથી?

ગુરૂઃ–ઇન્દ્રિયોથી ભિન્ન આત્મા છે, આ પક્ષમાં અંધ પુરૂષને નીલાદિ રૂપના જ્ઞાનની પ્રાપ્તિરૂપ દોષ થતો નથી. કારણ કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધના જ્ઞાનમાં ક્રમે કરી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, ઘ્રાણ આ પાંચ ઇન્દ્રિયો સાધનરૂપે છે. અંધ પુરૂષમાં ચક્ષુ ઇન્દ્રિયનો અભાવ છે, માટે તેને નીલાદિ રૂપનું જ્ઞાન થતું નથી. જેમ મણિ આદિ પદાર્થના ચાક્ષુષ જ્ઞાનમાં ઉપકરણરૂપ દીપાદિ પ્રકાશનો અભાવ થવાથી ચક્ષુવાળો પુરૂષ પણ મણિ આદિ પદાર્થને જોતો નથી, તેમ ચક્ષુ ઇન્દ્રિયનો નાશ થવાથી અંધ પુરૂષ રૂપને જોતો નથી. વળી જેમ એક દીપકનો નાશ થવાથી તે સ્થળે બીજા દીવાની ઉત્પત્તિ થાય છે, તેમ એક ઇન્દ્રિયનો નાશ થવાથી બીજી ઇન્દ્રિયની ઉત્પત્તિ કોઈ આસ્તિક પુરૂષે અંગીકાર કરી નથી. કારણ કે આસ્તિકના મત પ્રમાણે ધર્મ અધર્મરૂપ અદૃષ્ટ વિના કોઇ કાર્યની ઉત્પત્તિ થતી નથી. જેમ ચાર્વાકના નાસ્તિકમત પ્રમાણે દેહથી ભિન્ન કોઈ આત્મા નથી, તેમ તેના મત પ્રમાણે એક ઇન્દ્રિયનો નાશ થવાથી તે સ્થળે બીજી ઇન્દ્રિયની ઉત્પત્તિ થવી જોઇએ. દેહાત્મવાદી કહે છેઃ–મારા મત પ્રમાણે અદૃષ્ટરૂપ કારણનો અભાવ છે. માટે એક ઇન્દ્રિયનો નાશ થવાથી તે સ્થળે બીજી ઇન્દ્રિયની ઉત્પત્તિ થતી નથી, એમ કહેવું બની શકે નહિ. કારણ કે પૂર્વજન્મમાં સંપાદન કરેલ પુણ્યપાપરૂપ અદૃષ્ટ ઉત્તરોત્તર જન્મમાં કાર્યની ઉત્પત્તિ કરે છે, આ નિયમ છે. દેહાત્મવાદીના મત પ્રમાણે પૂર્વજન્મ સંભવતો નથી, કે જેથી અદૃષ્ટની ઉત્પત્તિ થાય. માટે એક ઇન્દ્રિયનો નાશ થવાથી બીજી ઇન્દ્રિયની ઉત્પત્તિ દેહાત્મ વાદીના મત પ્રમાણે અવશ્ય થવીજોઇએ. વળી જેમ દેહાત્મવાદીના મત પ્રમાણે એક ઇન્દ્રિયનો નાશ થવાથી બીજી ઇન્દ્રિયની ઉત્પત્તિરૂપ દોષ થાય છે,

તેમ જ ઈન્દ્રિય આત્મવાદીના મત પ્રમાણે આ દોષ પ્રાપ્ત થાય છે. કારણ કે પૂર્વ જન્મનો અભાવ થવાથી પુણ્ય પાપરૂપ અદૃષ્ટની ઉત્પત્તિ ઇન્દ્રિયાત્મવાદીને પણ સંભવતી નથી. માટે એક ચક્ષુઇન્દ્રિયનો નાશ થવાથી બાકી રહેલ શ્રોત્રાદિ ઇન્દ્રિયવડે દ્વિતીય ચક્ષુઇન્દ્રિયની ઉત્પત્તિ થવી જોઇએ. દૃષ્ટાંત તરીકે જેમ ગામમાં એક પટેલના મરણ પછી તેના કાર્યમાં બીજા પટેલને મહાજન સ્થાપન કરે છે તથા જેમ એક રાજાના મૃત્યુ પછી તે સ્થળે બીજા રાજાને પ્રજા અંગીકાર કરે છે.

શિષ્યઃ—એક ચક્ષુઇન્દ્રિયનો નાશ થવાથી તે સ્થળે બીજી ચક્ષુને શ્રોત્રાદિ ઇન્દ્રિયરૂપે, જ્યારે સર્વ ઇન્દ્રિયો પરસ્પર એક મત થાય ત્યારે જ સ્થાપન કરવી. પણ એક મત તેઓનો થતો નથી, માટે એક ચક્ષુના નાશ થવાથી બીજી ચક્ષુની ઉત્પત્તિ શ્રોત્રાદિ ઇન્દ્રિયથી થતી નથી.

ગુરૂઃ—જો ઇન્દ્રિયોનો પરસ્પર એકમત ન થાય તો કોઈપણ ઇન્દ્રિયવડે કોઈ પણ ક્રિયા થતી નથી. જે પ્રમાણે ગામમાં મુખીઓની જ્યારે એકમતતા ન થાય ત્યારે કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. માટે કોઈ પ્રકારે પણ ઇન્દ્રિયમાં ચેતનતાની સંભવના હોતી નથી. પણ રૂપરસાદિ વિષય સાથે ચક્ષુઆદિ ઇન્દ્રિયનો કેવળ સંબંધમાત્ર હોય છે. ઇન્દ્રિયથી કોઈપણ અર્થપ્રકાશ થતો નથી. માટે રૂપાદિ વિષયને પ્રકાશ કરનારી ઇન્દ્રિયોથી ભિન્ન કોઈ ચેતન છે. આ રીતે ઇન્દ્રિયો અચેતનરૂપે હોવાથી દેહમાં ચેતનની આધારતા સંભવતી નથી. માટે ઘટની તથા દેહની વિલક્ષણતા બને નહિ. પણ બેઉ સમાન છે.

શિષ્યઃ—જેમ કાથો તથા ચુનો બેઉ વસ્તુઓ પાનમાં રતાશ ઉત્પન્ન કરે છે, તેમ આકાશાદિ પંચભૂતોના સમુદાયરૂપ શરીરમાં ચેતનતા ઉત્પન્ન થાય છે. તે જ ચેતનતા શરીરમાં ઘટની વિલક્ષણતારૂપે છે.

ગુરૂઃ—પંચભૂતના મળવાથી શરીરમાં ચેતનતા ઉત્પન્ન થાય છે, એ તમારૂં કહેવું બને નહિ. કારણ કે પંચભૂત તો ઘટાદિમાં મળેલ છે, માટે ઘટમાં ચેતનતા કેમ ઉત્પન્ન થતી નથી? તે ઉત્પન્ન થવી જોઇએ.

શિષ્યઃ—ઘટમાં પૃથ્વીઆદિ ભૂત તો છે, પણ વાયુ ઘટમાં નથી, માટે તેમાં ચેતનતા ઉત્પન્ન થતી નથી.

ગુરૂઃ—ઘટમાં વાયુનો અભાવ કહેવો સંભવે નહિ. કારણ કે સર્વત્ર આકાશમાં વાયુના અવયવ પરસ્પર મળી રહેલા છે. આ કારણથી જ વીજણો હલાવવાથી વાયુના અવયવોનો પરસ્પર વિભાગ થાય છે. આ આકાશ ઘટમાં પણ છે. માટે ઘટમાં પણ વાયુ છે. માટે શરીરની માફક ઘટમાં પણ ચેતનતા થવી જોઇએ. વાયુના સંબંધથી દેહમાં ચેતનતા સંભવતી નથી. કારણ કે મરેલ શરીરમાં તથા ઘટમાં વાયુનો સંયોગ થવા છતાં ચેતનતા દેખાતી નથી. માટે પંચભૂતના મળવાથી શરીરમાં ચેતનતા ઉત્પન્ન થાય છે. આ તારૂં વચન મિથ્યા

છે. વળી જો ઇન્દ્રિયમાં ચેતનતા હોય તો ઇન્દ્રિયમાં મુખ્ય આત્મતા થાય. ઇન્દ્રિયના આધારરૂપ શરીરમાં ગૌણ આત્મતા હોય, પણ ઇન્દ્રિયમાં ચેતનતા નથી. માટે ઇન્દ્રિયમાં મુખ્ય આત્મતા તથા દેહમાં ગૌણ આત્મતા, આ બેઉ સંભવે નહિ. અર્થાત્ વેદના વિરોધી નાસ્તિકના અનંત મત છે. તેમાં એક ચાર્વાક છે. આ ચાર્વાક ચાર પ્રકારના હોય છે. એક દેહનેજ આત્મા માને છે, બીજા ઇન્દ્રિયોને જ આત્મા માને છે, ત્રીજા હૃદયને આત્મા માને છે તથા ચોથા પ્રાણને જ આત્મા માને છે. તેમાં દેહાત્મ વાદીનું તથા ઇન્દ્રિયાત્મવાદીનું પૂર્વે ખંડન કીધું.

## હૃદયાત્મવાદીનું તથા પ્રાણાત્મવાદીનું ખંડન.

જો કે હૃદયદેશમાં સર્વ દેહધારી જીવોને જ્ઞાન હોય છે, છતાં હૃદયદેશ આત્મા નથી. કારણ કે જેમ દેહ માંસરૂપે છે, માટે આત્મા નથી તેમ હૃદયદેશ પણ માંસરૂપે છે, માટે આત્મા નથી. જેમ બાહ્ય વાયુ આત્મા નથી, તેમ પ્રાણ પણ વાયુરૂપ છે, માટે આત્મા નથી.

શિષ્યઃ—જેના અદર્શનથી મૃત્યુ થાય, તે આત્મા કહેવાય છે. આ આત્માનું લક્ષણ પ્રાણમાં સંભવે છે. કારણ કે પ્રાણના અદર્શનથી જ મૃત્યુ થાય છે. જ્યાં સુધી શરીરમાં પ્રાણનું દર્શન થાય છે ત્યાં સુધી શરીરમાં મૃત્યુવ્યવહાર થતો નથી. માટે પ્રાણ જ આત્મા છે.

ગુરુઃ—શરીરમાં પ્રાણના અદર્શનથી મૃત્યુ થાય છે, આ તમારા કહેવાથી પ્રાણના અપ્રત્યક્ષથી મૃત્યુ થાય છે, એમ સિદ્ધ થાય છે. કારણ કે ચાર્વાક એક પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે. પ્રાણના અપ્રત્યક્ષથી મૃત્યુ થતું નથી. કારણ કે સ્થાવર વૃક્ષાદિમાં પ્રાણનું પ્રત્યક્ષ જ્ઞાન કોઈ પણ પુરૂષને નથી. તોપણ વૃક્ષાદિનું મૃત્યું થતું નથી. જો પ્રાણાત્મવાદી એમ કહે કે, જંગમ મનુષ્યાદિ શરીરમાં પ્રાણના અપ્રત્યક્ષથી મૃત્યુ થાય છે, એ કહેવું બની શકે નહિ. કારણ કે જંગમ મનુષ્યાદિ શરીરમાં પણ મૂર્છાદિ અવસ્થામાં પ્રાણની પ્રત્યક્ષતા હોતી નથી. માટે મૂર્છાદિ અવસ્થામાં મૃત્યુ થવું જોઇએ. પણ મૃત્યુ થતું નથી. માટે પ્રાણ આત્મા નથી.

શિષ્યઃ—જેના નિર્ગમનથી મૃત્યુ થાય છે, તે આત્મા કહેવાય છે. આ આત્માનું લક્ષણ પ્રાણમાં સંભવે છે. કારણ કે પ્રાણના નિર્ગમનથી જ મૃત્યુ થાય છે. વળી મૂર્છાવસ્થામાં પ્રાણનું નિર્ગમન થતું નથી, પણ શરીરની અંદર જ પ્રાણની ગતિનો નિરોધ થાય છે. માટે મૂર્છાદિ અવસ્થામાં મૃત્યુ થતું નથી. માટે પ્રાણ જ આત્મા છે.

ગુરુઃ—જેના નિર્ગમનથી મૃત્યુ થાય, તે આત્મા કહેવાય છે. આવો પ્રાણ છે, એમ તમારૂં કહેવું કેવળ વ્યર્થ છે. કારણ કે જઠરાગ્નિના નિર્ગમનથી પણ પ્રાણીનું મૃત્યુ જોવામાં આવે છે. માટે જઠરાગ્નિ પણ તમારા મત પ્રમાણે આત્મા થવો

જોઇએ. પણ જઠરાગ્નિની આત્મતા પ્રાણાત્મવાદી અંગીકાર કરતા નથી.

શિષ્યઃ—જ્યારે અગ્નિનું નિર્ગમન કોઇને પ્રત્યક્ષ થાય ત્યારે અગ્નિનું નિર્ગમન મૃત્યુના હેતુરૂપ થાય. પણ અગ્નિનું નિર્ગમન પ્રત્યક્ષરૂપે હોતું નથી.

ગુરૂઃ—જઠરાગ્નિના નિર્ગમનનું જો કે પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, પણ જેમ નાસિકાછિદ્રના અગ્ર ભાગમાં હાથ રાખવાથી પ્રાણવાયુના સ્પર્શના અભાવનું જ્ઞાન થાય છે તથા સ્પર્શના અભાવરૂપ હેતુથી પ્રાણના નિર્ગમનનું અનુમાન થાય છે, તેમ જઠરાગ્નિના નિર્ગમનનું પણ શીતલ સ્પર્શરૂપ હેતુથી અનુમાન થાય છે.

શિષ્યઃ—પ્રાણના નિર્ગમનથી તથા જઠરાગ્નિના નિર્ગમનથી પ્રાણીઓનું મૃત્યુ થાય છે, માટે બેઉ આત્મારૂપે છે.

ગુરૂઃ—અગ્નિ તથા પ્રાણ બેઉ આત્મારૂપે હોય નહિ. કારણ કે જો બેઉને આત્મા માનશો તો એક શરીરમાં બે આત્મા સિદ્ધ થશે. એક શરીરમાં બે આત્મા માનવા, તે વિરૂદ્ધ છે. કારણ કે પૂર્વે મેં મારા માતપિતાદિને જોયાં તથા હાલ પણ હું જ તેઓનું સ્મરણ કરૂં છું, આ રીતનું પ્રત્યભિજ્ઞાન આત્માની એકતાને વિષય કરવાવાળું થવું જોઇએ નહિ. કારણ કે એકથી જોવાયલી વસ્તુનું બીજાને સ્મરણ થતું નથી. માટે અગ્નિ તથા પ્રાણ બેઉ આત્મારૂપે નથી. વળી જેના નિર્ગમનથી મૃત્યુ થાય, તે આત્મા કહેવાય છે, એમ જો આત્માનું લક્ષણ કહીએ તો રૂધિર પણ આત્મારૂપે થવું જોઈ એ. કારણ કે રૂધિરના નિર્ગમનથી પણ પ્રાણીનું મૃત્યુ લોકમાં દેખીતું છે. વળી અગ્નિ તથા પ્રાણને આત્મારૂપ માનનારા રૂધિરની આત્મતા અંગીકાર કરતા નથી. વળી રૂધિરને આત્મા માનવું, તે સંભવતું નથી. કારણ કે રૂધિરને સુકવવાવાળા કોઈ રોગ વિશેષયુક્ત પ્રાણી રૂધિરવિના પણ કોઈ સ્થળે જીવતો જોવામાં આવે છે. શાસ્ત્રમાં પણ હિરણ્યકશિપુ આદિનું શરીર તપવડે રૂધિરથી રહિત કેવળ અસ્થિમાત્ર કહ્યું છે. માટે રૂધિરની આત્મતા સંભવતી નથી. તેમજ પ્રાણ, અગ્નિ તથા રૂધિર આ ત્રણની આત્મતા પણ સંભવતી નથી. કારણ કે જે જે વસ્તુ જડ હોય છે, તે અનાત્મારૂપે હોય છે. જેવા કે ઘટાદિ. આ રીતે શરીરથી બહાર રહેલ પ્રાણ, અગ્નિ તથા રૂધિર આ ત્રણેમાં જડતા પ્રત્યક્ષસિદ્ધ છે. માટે શરીરની અંદર રહેલ પ્રાણ, અગ્નિ તથા રૂધિર પણ જડ છે. વળી જડ વસ્તુ આત્મારૂપે હોય નહિ. પણ ચેતન જ આત્મારૂપે હોય છે. માટે પ્રાણ, અગ્નિ તથા રૂધિર આ ત્રણે આત્મા નથી. તેમ જ મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર પ્રકારનું અંતઃકરણ પણ આત્મા નથી. કારણ કે એક શરીરમાં અનંત આત્મા માનવાથી પૂર્વે મેં મારાં પિતાદિને જોયાં હતાં તથા હાલ પણ હું જ તે પિતાદિનું સ્મરણ કરૂં છે, એવું પ્રત્યભિજ્ઞાન થવું જોઇએ નહિ.

શિષ્યઃ—ચાર અંતઃકરણનો સમુદાય આત્મારૂપે ન હોય, પણ એક એક અંતઃકરણ આત્મારૂપે કેમ ન હોય?

ગુરૂઃ—એક એક અંતઃકરણની પણ આત્મતા સંભવતી નથી. કારણ કે અંતઃકરણ વૃત્તિરૂપથી ચક્ષુઆદિ ઇન્દ્રિય-દ્વારા બહાર નીકળી ઘટાદિ વિષયાવચ્છિન્ન ચેતનના આશ્રિત આવરણની નિવૃત્તિ કરે છે. આ વૃત્તિ ઉપહિત સાક્ષી ચેતન ઘટનો પ્રકાશ કરે છે. માટે સાક્ષી ચેતનવડે ઘટાદિના પ્રકાશમાં અતઃકરણ ઉપકરણ છે. જે ઉપકરણ હોય, તે આત્મારૂપ હોય નહિ. જો ઉપકરણ આત્મારૂપ હોય તો દીપાદિ પ્રકાશ તથા ચક્ષુઆદિ ઇન્દ્રિયો પણ વિષયના પ્રકાશમાં ઉપકરણ છે, માટે આત્મા થવાં જોઇએ. કારણ કે પ્રકાશ વિના અંધકારમાં રહેલ ઘટાદિનું ચક્ષુવડે જ્ઞાન થતું નથી. તેમ ચક્ષુ આદિ ઇન્દ્રિયથી રહિત પુરૂષને રૂપાદિ વિષયનું જ્ઞાન થતું નથી. માટે અંતઃકરણની માફક દીપાદિ પ્રકાશ તથા ચક્ષુ આદિ ઇન્દ્રિયો સર્વ વિષયના પ્રકાશમાં ઉપકરણરૂપે છે. વળી ઉપકરણ આત્મારૂપે હોય નહિ, માટે અંતઃકરણ આત્મા નથી.

શિષ્યઃ—ઇન્દ્રિયોની માફક મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર જ્ઞાનમાં ઉપકરણરૂપે નથી, પણ કર્તારૂપે છે તથા કર્તા આત્મારૂપે છે.

ગુરૂઃ—મન આદિમાં કર્તાપણું અંગીકાર કરવા છતાં તેમાં આત્મતા સિદ્ધ થતી નથી. કારણ કે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર, આ ચારની મધ્યમાં કોઈ એક શું કર્તા છે કે ચારે કર્તારૂપ છે? તેમાં એક કર્તારૂપે છે, એવો પ્રથમ પક્ષ બની શકે નહિ. કારણ કે જડત્વ ધર્મ ચારેમાં સમાન છે. તેમાં એકને કર્તા માનવો તથા બીજાને કર્તા નહિ માનવો, એમાં કોઈ યુક્તિ નથી. વળી ચારે કર્તા છે, એવો બીજો પક્ષ પણ બની શકે નહિ. કારણ કે એક શરીરમાં અનેક કર્તારૂપ આત્મા માનવામાં પૂર્વે દોષ કહી આવ્યા છીએ, માટે અંતઃકરણ આત્મા નથી. વળી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચારેને જો વાદી આત્મા માને તો તેને પૂછવું કે, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર શબ્દ આત્મારૂપ છે, તો મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર શબ્દથી ઉત્પન્ન થયેલ અર્થવિષયક અંતઃકરણની ચાર વૃત્તિઓ આત્મારૂપે છે, અથવા તો મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર શબ્દના ચાર અર્થો આત્મારૂપે છે. તેમાં પ્રથમ તથા બીજો પક્ષ સંભવતો નથી. કારણ કે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એ ચાર શબ્દ તથા તેથી ઉત્પન્ન થયેલ અંતઃકરણની ચાર વૃત્તિઓ, આ સર્વ અર્થ પ્રકારના ઉપકરણરૂપે છે, માટે આત્મા હોય નહિ. વળી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચાર શબ્દના ચાર અર્થ આત્મા છે, એવો ત્રીજો પક્ષ પણ બને નહિ. કારણ કે તે ચારે અર્થ જડ છે કે ચેતનરૂપે છે? તેમાં પ્રથમ જડ પક્ષ બને નહિ. કારણ કે જે જે વસ્તુ જડ હોય છે, તે પરિછિન્ન હોય છે. જે જે વસ્તુ પરિછિન્ન હોય છે તે અનિત્ય હોય છે. જે વસ્તુ અનિત્ય હોય છે, તે અનાત્મા હોય છે. જેમ ઘટાદિ પદાર્થ છે, તેમ મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારરૂપ

અર્થને જડ માનવાથી અનાત્મતા જ સિદ્ધ થાય છે. અનેક જડને આત્મા માનવામાં પૂર્વે કહેલ પ્રત્યભિજ્ઞા જ્ઞાનનો વિરોધ પણ પ્રાપ્ત થાય છે. માટે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારરૂપ અર્થ આત્મા નથી.

શિષ્યઃ—જે જે વસ્તુ જડ હોય, તે તે પરિચ્છિન્ન હોય છે. અહીં પૂર્વે આપે જે નિર્ણય કહ્યો, તે સંભવતો નથી. કારણ કે આકાશ, કાળ તથા દિશા આ ત્રણ જડ છે, પણ પરિચ્છિન્ન નથી. પણ વ્યાપક છે. આ કારણથી જ આકાશાદિ નિત્ય છે.

ગુરૂઃ—આકાશાદિમાં પરિચ્છિન્નતાનો અભાવ સંભવતો નથી. કારણ કે શ્રુતિમાં આકાશાદિની ઉત્પત્તિ કહી છે. જે જે ઉત્પત્તિવાળું કાર્ય હોય, તે પોતાના ઉપાદાન કારણના એક દેશમાં રહે છે. માટે આકાશાદિ પણ પોતાના કારણની અપેક્ષાવડે પરિચ્છિન્ન છે.

શિષ્યઃ—જો આકાશ પરિચ્છિન્ન હોય તો શાસ્ત્રમાં આકાશનું દૃષ્ટાંત આપી આત્મામાં વ્યાપકતા સિદ્ધ કરી છે, તે અસંગત થશે.

ગુરૂઃ—વ્યાપકતા બે પ્રકારની હોય છે; એક નિરપેક્ષ વ્યાપકતા તથા બીજી સાપેક્ષ વ્યાપકતા. તેમાં નિરપેક્ષ વ્યાપકતા એક આત્મામાં જ છે. આકાશાદિમાં પોતાના કાર્યરૂપ વાયુ આદિની અપેક્ષા, એ સાપેક્ષ વ્યાપકતા છે. આ સાપેક્ષ વ્યાપકતાને અંગીકાર કરી આત્મામાં આકાશનું દૃષ્ટાંત આપ્યું છે. આત્માની અપેક્ષાએ આકાશાદિ પરિચ્છિન્ન છે. માટે નિત્ય નથી. જે નૈયાયિક પ્રકાશાદિને વિભુ માને છે, તેની રીતિવડે આકાશાદિને નિત્યતા સિદ્ધ થતી નથી. કારણ કે નૈયાયિકોએ આકાશાદિ વિભુ પદાર્થમાંપણ અન્યોન્યાભાવની પ્રતિયોગિતારૂપ વસ્તુપરિચ્છેદ અંગીકાર કર્યો છે. પરિચ્છિન્ન વસ્તુ નિત્ય હોય નહિ. માટે આકાશાદિ અનિત્ય છે, આ કહેવાથી એમ સિદ્ધ થયું કે, સર્વ અનાત્મ પદાર્થમાં વસ્તુપરિચ્છેદ, દેશપરિચ્છેદ તથા કાળપરિચ્છેદ વિદ્યમાન છે. માટે સર્વ અનાત્મ પદાર્થ અનિત્ય છે. તેમાં આકાશાદિ નિત્ય છે તથા ઘટાદિ અનિત્ય છે. પ્રપંચમાં આ જે ભેદ પ્રતીત થાય છે, તે કેવળ અવિવેકથી પ્રતીત થાય છે. માટે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારને જડ માની તેને નિત્ય માનવાં, એ અત્યંત વિરૂદ્ધ છે. વળી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારરૂપ અર્થ ચેતનરૂપે છે, એ બીજો પક્ષ અંગીકાર કરીએ તો સત્ય આનંદ સ્વરૂપ આત્માથી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર અભિન્ન સિદ્ધ થશે. સત્, ચિત્, આનંદ તથા આત્મા આ ચારેનો પરસ્પર ભેદ વિચાર કરવાથી સિદ્ધ થતો નથી. જે વાદી સત્, ચિત્, આનંદ તથા આત્મા આ ચારનો પરસ્પર ભેદ માને છે, તેને પૂછવું કે, સતથી સત્ ભિન્ન છે, ચિત્થી ચિત્ ભિન્ન છે, આનંદથી આનંદ ભિન્ન છે તથા આત્માથી આત્મા ભિન્ન છે. આ રીતે પરસ્પર ભિન્ન છે કે સત્થી ચિત્ ભિન્ન છે, ચિત્થી આનંદ

ભિન્ન છે તથા આનંદથી આત્મા ભિન્ન છે, આ રીતે શું ચારેનો પરસ્પર ભેદ છે ? તેમાં પ્રથમ પક્ષ સંભવે નહિ. કારણ કે જેમ લોકમાં ઘટપટાદિ વસ્તુ પોતે પોતાના સ્વરૂપથી ભિન્ન હોય નહિ, તેમ સત્‌થી સત્‌નો ભેદ, તથા ચેતનનો ચેતનથી ભેદ છે, એમ કહેવું સંભવે નહિ. તેમ સત્, ચિત્, આનંદ તથા આત્મા આ ચારેનો પરસ્પર ભેદ છે, એ બીજો પક્ષ પણ બને નહિ. કારણ કે પ્રકાશસ્વરૂપ ચૈતન્ય આનંદથી ભિન્ન નથી. જો આનંદથી ચૈતન્ય ભિન્ન હોય તો પ્રતિકૂલ થશે. જે પ્રતિકૂલ હોય, તે જડ હોય છે. માટે આનંદથી ચૈતન્ય ભિન્ન નથી. તેમ આનંદ પણ ચૈતન્યથી ભિન્ન નથી. કારણ કે જો પ્રકાશરૂપ ચૈતન્યથી આનંદ ભિન્ન હોય તો દુઃખરૂપ થશે. આ રીતે સત્ય પણ આનંદથી તથા ચૈતન્યથી ભિન્ન નથી. જો સત્ય આનંદથી તથા ચૈતન્યથી ભિન્ન હોય તો અસત્‌રૂપે થશે. જ્યારે સત્ય પણ અસત્ય થાય, ત્યારે આ વસ્તુ સત્ય છે, આ વસ્તુ અસત્ય છે, આ રીતનો ભેદવ્યવહાર લોકમાં નહિ થશે. માટે આનંદથી તથા ચૈતન્યથી સત્ય ભિન્ન નથી. તેમ આનંદ તથા ચૈતન્ય પણ સત્યથી ભિન્ન નથી. કારણ કે જો આનંદ તથા ચૈતન્ય સત્યથી ભિન્ન હોય તો વંધ્યાપુત્રની સમાન અસત્ય થશે. આ રીતે સત્, ચિત્ તથા આનંદથી આત્મા પણ ભિન્ન નથી. કારણ કે જો આત્મા સત્ ચિત્ તથા આનંદથી ભિન્ન હોય તો અસત્, જડ તથા દુઃખ સ્વરૂપે થશે. પણ તે સંભવે નહિ. કારણ કે સર્વ પ્રાણીઓને હું છું, આ પ્રતીતિમાં આત્માની સત્યરૂપતા પ્રતીત થાય છે. હું કદાપિ અપ્રિય નથી, આ પ્રતીતિમાં આત્માની આનંદરૂપતા પ્રતીત થાય છે તથા હું જાણું છું, આ પ્રતીતિમાં આત્માની ચૈતન્યતા પ્રતીત થાય છે. માટે સત્ ચિત્ તથા આનંદથી આત્મા ભિન્ન નથી. વળી સર્વ પ્રાણી માત્રને અનંત આત્માનું અહંરૂપે તથા આત્મારૂપે સંશયથી રહિત જ્ઞાન જોવામાં આવે છે. હું છું અથવા નથી, આ રીતનો સંશય કોઇને થતો નથી. પણ હું સર્વદા છું, આવો નિશ્ચય સર્વ પ્રાણીને થાય છે. માટે સત્, ચિત્ તથા આનંદ આ ત્રણે આત્માથી ભિન્ન નથી. જો આત્માથી સત્ ચિત્ તથા આનંદ ભિન્ન થાય તો સત્યનું સત્યરૂપથી જ્ઞાન, ચિત્‌નું ચિત્‌રૂપથી જ્ઞાન તથા આનંદનું આનંદરૂપથી જ્ઞાન કોઇને પણ થશે નહિ. કારણ કે આત્માથી ભિન્ન નરશૃંગમાં સત્ય બુદ્ધિ કોઇને થતી નથી. આત્માથી ભિન્ન ઘટાદિમાં ચૈતન્ય બુદ્ધિ થતી નથી તથા આત્માથી ભિન્ન સિંહ સર્પાદિમાં આનંદબુદ્ધિ થતી નથી. માટે આત્માથી સત્, ચિત્ તથા આનંદ ભિન્ન નથી.

શિષ્ય:–સત્, ચિત્, આનંદ તથા આત્મા આ ચારનો જો કે પરસ્પર ભેદ નથી, છતાં ઘટપટાદિ જડ વસ્તુવડે આત્મામાં વસ્તુપરિચ્છેદ કેમ ન હોય ?

ગુરૂ:–આત્માથી ભિન્ન કોઈપણ વસ્તુ જગતના કારણરૂપે નથી. કારણ કે આત્માનો અર્થ પોતાનું સ્વરૂપ છે. પોતાના સ્વરૂપથી જે ભિન્ન હોય છે, તે નર-

શૃંગની માફક નિઃસ્વરૂપે થાય છે, માટે આત્મા જ સર્વ જગતનું કારણ છે. કારણથી કાર્ય ભિન્ન થઇ પ્રતીત થતું નથી. જેમ મૃત્તિકાથી ઘટ ભિન્ન થઈ પ્રતીત થતો નથી, તેમ કાર્યરૂપ જગત્ પણ કારણરૂપ આત્માથી ભિન્ન થઈ પ્રતીત થતું નથી.

શિષ્યઃ—જડ જગતનું કારણ આત્મા નથી. પણ જગત્ પોતે પોતાના કારણરૂપે છે.

ગુરૂઃ—કોઇ સ્થળે કોઈપણ વસ્તુ પોતે પોતાનું કારણ હોય નહિ. કારણ કે કાર્યની ઉત્પત્તિથી પૂર્વ ક્ષણે જે વસ્તુ રહે, તે કારણરૂપે હોય છે. કારણથી પછી થનારી જે વસ્તુ હોય, તે કાર્યરૂપે હોય છે. જેમ મૃત્તિકા ઘટની ઉત્પત્તિ પૂર્વે વિદ્યમાન છે, માટે ઘટનું મૃત્તિકા કારણ છે. ઘટ મૃત્તિકાથી પછી થનારો છે, માટે મૃત્તિકાનું ઘટ કાર્ય છે. જો જડ જગત્ પોતે જ પોતાનું કારણ હોય તો જગત્ પોતે જ પોતાથી પૂર્વવૃત્તિરૂપે તથા પોતે જ પોતાથી પછી થનારરૂપે કહેવું, એ અત્યંત વિરૂદ્ધ છે.

શિષ્યઃ—અજ્ઞાનના બળથી જડ જગત્ પોતે જ પોતાનું કારણ કેમ ન હોય ?

ગુરૂઃ—અજ્ઞાનના બળથી પણ જગત્ પોતે પોતાનું કારણ થાય નહિ. કારણ કે અજ્ઞાનના બળથી રજ્જુ આદિમાં કલ્પિત સર્પાદિની કારણતા જોવામાં આવે છે. રજ્જુમાં રજ્જુની પ્રતિકારણતા અજ્ઞાનના બળથી પણ સંભવતી નથી. માટે આત્માથી ભિન્ન કોઇ જડ વસ્તુની સત્તા નથી, આમ કહેવાથી આત્મામાં વસ્તુપરિચ્છેદનો અભાવ દર્શાવ્યો છે.

## આત્મામાં દેશ, કાળ તથા પરિચ્છેદનો અભાવ.

જેમ ગાય જાતિ ગાયની વ્યક્તિમાં રહે છે, તેમ આત્મા કોઈ દેશમાં રહેતો નથી. પણ સર્વ દેશમાં રહે છે. જેમ વર્ષાદિક સર્વ કાળમાં રહેતું નથી, પણ કોઈ કાળમાં રહે છે, તેમ આત્મા કોઇ કાળમાં નથી એમ નથી. પણ સર્વ કાળમાં વિદ્યમાન છે. કારણ કે દેશકાળ આદિ જેટલા લૌકિક આધાર છે, તે સર્વની, પ્રકાશસ્વરૂપ આત્મા વિના સિદ્ધિ થતી નથી. માટે આત્મા દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે.

શિષ્યઃ—જ્યારે આત્માનું સ્વરૂપ દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે, ત્યારે પ્રપંચનું ભાન કોને થાય છે ?

ગુરૂઃ—દેશકાળથી લઈ જેટલું અનિર્વચનીય જગત્ છે, તે સર્વ આત્મામાં અજ્ઞાની પુરૂષે કલ્પના કર્યું છે. જેમ મધ્યાહ્નના સૂર્યમાં ઘુવડ આદિ પક્ષી રાત્રીની કલ્પના કરે છે તથા જેમ સૂતેલા પુરૂષને સ્વપ્નમાં નિદ્રાના દોષથી અનેક પ્રકારનું જગત્ પ્રતીત થાય છે, તેમ આત્માના અજ્ઞાનવડે સંપૂર્ણ જગત્ અમને પ્રતીત થાય છે. સત્ ચિત્ આનંદસ્વરૂપ આત્મામાં દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદનો અભાવ છે. આ કારણથી આત્મા અનંત છે. સૃષ્ટિના આદિ કાળમાં સનકાદિ ઋષિઓએ આ આત્માનો અમને ઉપદેશ કર્યો હતો. હાલમાં વામદેવે પણ આ આત્માનો અમને ઉપદેશ કર્યો છે. આ અદ્વિતીય આત્માના જાણવાની ઇચ્છા-

વડે અમે સર્વ અધિકારીઓનો સમાજ અહીં રહેલ છે. આ અદ્વિતીય આત્માને ઓળખવા માટે વિચારના આરંભકાળમાં અમે, આ સંઘાતમાં આત્મા કોણ છે, એ પ્રમાણેનું કહ્યું હતું. તે જ અદ્વિતીય આત્માનો અમે અંતઃકરણાદિના વિચારવડે નિશ્ચય કર્યો છે. આ કારણથી અમે સર્વ અધિકારી કૃતકૃત્ય છૈએ. અમે આનંદસ્વરૂપ આત્માનો અંતઃકરણના વિવેકથી નિશ્ચય કર્યો છે. માટે જેટલાં હૃદયાદિ નામો અંતઃકરણનાં વાચક છે, તે સર્વ નામોને શુદ્ધ આત્મામાં અમે સમર્પણ કરીએ છીએ. અર્થાત્ જેટલાં હૃદયાદિ નામો છે, તે સર્વ અંતઃકરણ-વિશિષ્ટ ચેતનના તથા અંતઃકરણની વૃત્તિવિશિષ્ટ ચેતનનાં વાચક છે. ભાગ-ત્યાગ લક્ષણાવડે અંતઃકરણ તથા વૃત્તિરૂપ જડ ભાગનો ત્યાગ કરવાથી સર્વ હૃદયાદિ પદો શુદ્ધ આત્માનાં બોધક છે.

શિષ્યઃ-મન વાણીના અવિષયરૂપ શુદ્ધ આત્મામાં વિશિષ્ટ ચેતનના વાચક હૃદયાદિ પદનો પ્રયોગ કરવો વ્યર્થ છે.

ગુરૂઃ—શુદ્ધ આત્મામાં હૃદયાદિ પદનો પ્રયોગ કરવો વ્યર્થ નથી, પણ અર્થવાન્ છે. કારણ કે જેમ અમે અધિકારીઓએ હૃદયાદિ પદવડે શુદ્ધ આત્માનો નિશ્ચય કર્યો છે, તેમ સર્વ અધિકારીઓએ હૃદ-યાદિ પદવડે શુદ્ધ આત્માનો નિશ્ચય કરવો. આ રીતે અધિકારીઓને બોધ કરવા માટે હૃદયાદિ પદનો શુદ્ધ આત્મામાં અમે પ્રયોગ કર્યો છે. તેમાં ઉપાસનાથી તથા પંચકોશના વિચારથી હૃદયમાં આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે. આ કારણથી આત્માને હૃદય કહે છે. આ આ-નંદસ્વરૂપ આત્મા સર્વ વિશ્વનો પ્રકાશ કરે છે. આ કારણથી આત્માને મન કહે છે. સર્વ મુમુક્ષુઓ મનવડે આત્માનો નિશ્ચય કરે છે, આ કારણથી આત્માને મન કહે છે. વળી આત્મામાં કલ્પિત સર્વ પ્રપંચને આત્મા સારી રીતે જાણે છે, આ કારણથી આત્માને સંજ્ઞાન કહે છે. આત્માની આજ્ઞામાં સર્વ વાક્ આદિ ઇન્દ્રિયો તથા અગ્નિ આદિ સર્વ દેવો વર્તે છે, આ કારણથી આનંદસ્વરૂપ આ-ત્માને અજ્ઞાન કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા જડ ચેતનરૂપ પ્રપંચના ભેદના વિચારપૂર્વક પોતાના સ્વરૂપને તથા પરમાત્માને વિશેષે કરી જાણે છે. આ કારણથી આત્માને વિજ્ઞાન કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા, સર્વ પ્રપંચના પ્રકાશકરૂપે જે પોતાનું સ્વરૂપ છે તેને, હું છું, આ રીતે સર્વદા જાણે છે. આ કારણથી આત્માને પ્રજ્ઞાન કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા એકવાર જાણવામાં આવેલ પોતાના સ્વરૂપનું તથા અન્ય કોઈ અનાત્મ વસ્તુનું વિસ્મરણ કરતો નથી. આ કારણથી આત્માને મેધા કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે સર્વ વસ્તુને જુવે છે. આ કારણથી આત્માને દૃષ્ટિ કહે છે. જેમ સ્તંભ આદિ ઘરની અંદર પ્રવેશ કરી ગૃહને ધારણ કરે છે, તેમ આ આનંદ-સ્વરૂપ આત્મા પણ સર્વ શરીરમાં પ્રવેશ કરી દેહેન્દ્રિયાદિને ધારણ કરે છે. આ કારણથી આત્માને ધૃતિ કહે છે. જેમ કાષ્ઠ મૃત્તિકાથી રચાયલી વાડ ક્ષેત્રાદિની મર્યાદાને ધારણ કરે છે, તેમ આ આ-

નંદસ્વરૂપ આત્મા પણ વર્ણાશ્રમની મર્યાદાને તથા તેના ધર્મની મર્યાદાને ધારણ કરે છે. આ કારણથી આત્માને ધૃતિ કહે છે. જેમ કાષ્ઠાદિનું પાત્રવિશેષ પ્રસ્થ યવાદિ અન્નના પરિમાણનો નિશ્ચય કરાવે છે, તથા જેમ રજ્જુ અવિચ્છિન્ન ચેતન પોતામાં કલ્પિત સર્પદંડાદિના પરિમાણને જણાવે છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા પણ સર્વ વિશ્વના પરિમાણનો નિશ્ચય કરે છે. આ કારણથી આત્માને મતિ કહે છે. સર્વ પ્રાણીમાં રહેલ આત્મા સર્વ પ્રાણીઓના હિતનો તથા અહિતનો સારી રીતે નિશ્ચય કરે છે. આ કારણથી આત્માને મતિ કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા, આ વસ્તુ મને પ્રાપ્ત થાય તથા આ વસ્તુ મને પ્રાપ્ત ન થાય, આ રીતના મનને રોકવામાં સમર્થ છે. આ કારણથી આત્માને મનીષા કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ તથા અજ્ઞાદિનો પ્રકાશ કરે છે. આ કારણથી આત્માને જૂતિ કહે છે. અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત આ ત્રણ પ્રકારનાં દુઃખનો વિષય કરવાવાળી અંતઃકરણની વૃત્તિઓનો આત્મા પ્રકાશ કરે છે. આ કારણથી આત્માને જૂતિ કહે છે. આત્માના પ્રકાશથી સર્વ જગત્ પોતપોતાના કાર્યની સિદ્ધિ કરે છે. આ કારણથી આત્માને જૂતિ કહે છે. જેમ માતા પોતાના પુત્રનું સ્મરણ કરે છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા પણ મારા વિના આ સંપૂર્ણ જગત્ કેવી રીતે સિદ્ધ થાય, આ પ્રકારનું સ્મરણ કરે છે. આ કારણથી આત્માને સ્મૃતિ કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થાની સારી રીતે કલ્પના કરે છે. આ કારણથી આત્માને સંકલ્પ કહે છે. આ આનંદસ્વરૂપ આત્માની ઇચ્છાવડે આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે. આ કારણથી આત્માને ક્રતુ કહે છે અથવા આનંદસ્વરૂપ આત્માના પ્રપંચને વિષય કરનારી માયાની વૃત્તિરૂપ જ્ઞાનથી આ સર્વ પ્રપંચ ઉત્પન્ન થયું છે. આ કારણથી આત્માને ક્રતુ કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા પોતાની સમીપતાવડે પ્રાણને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે. આ કારણથી આત્માને અસુ કહે છે. આ આનંદસ્વરૂપ આત્મા સુખની પ્રાપ્તિની ઇચ્છાને તથા દુઃખની નિવૃત્તિની ઇચ્છાને પ્રકાશ કરે છે. આ કારણથી આત્માને કામ કહે છે. પ્રજાની ઉત્પત્તિના કારણરૂપ સ્વસ્રીસંગમની અભિલાષાનો આ આનંદસ્વરૂપ આત્મા પ્રકાશ કરે છે. આ કારણથી આત્માને વશરૂપે કહે છે. આ રીતે હૃદયદેશમાં રહેલ અંતઃકરણની વૃત્તિઓના સર્વ હૃદયાદિ શબ્દો વાચક છે. આ અંતઃકરણમાં અમે અધિકારીઓએ આનંદસ્વરૂપ આત્મા જાણ્યો છે. આ કારણથી વૃત્તિસહિત અંતઃકરણના જેટલાં હૃદયાદિ નામો છે, તે સર્વ નામો આનંદસ્વરૂપ આત્માનાં અમે કહ્યાં છે. અંતઃકરણના હૃદયાદિ નામો પરમાત્મામાં સંભવે છે. કારણ કે પરમાત્માથી ભિન્ન કોઈ પદાર્થ નથી. વાસ્તવિક રીતે વિચારીએ તો જેટલાં ઘટપટાદિ નામો છે, તે સર્વ પરમાત્માનું બોધન કરે છે. કારણ કે પરમાત્માથી ભિન્ન કોઈ વસ્તુ નથી, કે

જે વસ્તુને ઘટપટાદિ નામો બોધન કરે. આ વાત સુરેશ્વરાચાર્યે પણ કહી છે:—
"अतोऽनुभवो एवैको विषयो ज्ञातलक्षणः
अक्षादीनां स्वतः सिद्धो यत्र तेषां प्रमाणता ॥
અર્થ:—સ્વપ્રકાશ તથા અજ્ઞાન ચેતન જ પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિષય છે. આ ચેતનમાં જ પ્રમાણતા છે. અર્થાત્ અજ્ઞાત અર્થનાં જે બોધક હોય, તે પ્રમાણ કહેવાય છે. અજ્ઞાનનો જે આશ્રય હોય તથા અજ્ઞાનનો જે વિષય હોય, તે અજ્ઞાન કહેવાય છે. અજ્ઞાનનો વિષય તથા આશ્રય ચેતન છે. ચેતનથી ભિન્ન જડવસ્તુ અજ્ઞાનનો આશ્રય તથા વિષય થાય નહિ. માટે આત્માના બોધવડે સર્વ પ્રમાણમાં પ્રમાણતા સિદ્ધ થાય છે." આ આનંદસ્વરૂપ આત્મા જ શુદ્ધ બ્રહ્મ છે. જગતનું કારણ માયાવિશિષ્ટ ઈશ્વર પણ આ આનંદસ્વરૂપ આત્મા છે. સમષ્ટિ સૂક્ષ્મ શરીરનો અભિમાની હિરણ્યગર્ભ પણ આ આનંદસ્વરૂપ આત્મા છે. વળી સમષ્ટિ સ્થૂલ શરીરના અભિમાની વિરાટ્ ભગવાન્ પણ આનંદસ્વરૂપ આત્મા જ છે. વિરાટ્ ભગવાનના શરીરમાં તથા આપણ સર્વ પ્રાણીઓના શરીરમાં ભોક્તા, ત્રણ લોકને ધારણ કરનાર તથા સર્વનો પ્રકાશ કરનાર જે પરમાત્મા ઇન્દ્ર છે, તે પણ આનંદસ્વરૂપ આત્મા છે. દેવોના રાજા ઇન્દ્ર પણ આનંદસ્વરૂપ આત્મા છે. મરીચિથી લઈ પ્રજાપતિ પણ આનંદસ્વરૂપ આત્મા છે. શરીરના આશ્રિત વાક્આદિ ઇન્દ્રિયો તથા તેના અગ્નિઆદિ દેવો સર્વ આનંદસ્વરૂપ આત્મા છે. આત્માથી ભિન્ન કંઇ પણ નથી. સ્વપ્નમાં ભિન્ન ભિન્ન કલ્પના કરનાર પ્રમાતા હું જ છું. મારાથી કોઈ સ્વપ્નમાં પ્રમાતા નથી.

## વિજાતીય ભેદનું ખંડન.

પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ, આ પાંચ ભૂત આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. અંડજ, જરાયુજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારના ભૂતો સ્થાવર જંગમરૂપે કરી તથા કાર્ય કારણરૂપે કરી બે પ્રકારનાં છે. આ સર્વ કારણરૂપે કરી બે પ્રકારનાં છે. આ સર્વ આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. તેમ આનંદસ્વરૂપ આત્માથી સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચ ભિન્ન નથી. જેમ જળથી શીતળતા તથા દ્રવત્વ ભિન્ન નથી, તેમ આનંદસ્વરૂપ આત્માથી પ્રપંચ ભિન્ન નથી. જેમ પૃથ્વીથી કઠિનતા તથા ગંધ ભિન્ન નથી, તેમ આનંદસ્વરૂપ આત્માથી સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ ભિન્ન નથી. જેમ વાયુથી ક્રિયા તથા સ્પર્શ ભિન્ન નથી, તેમ આનંદ સ્વરૂપ આત્માથી પ્રપંચ ભિન્ન નથી. જેમ આકાશથી અવકાશ તથા શબ્દ ભિન્ન નથી, તેમ આનંદસ્વરૂપ આત્માથી જગત્ ભિન્ન નથી. જેમ દોષથી રહિત સૂર્યના પ્રકાશમાં અંધકારનો જો કે અભાવ છે, છતાં ઘુવડઆદિ સૂર્યના અંધકારની કલ્પના કરે છે, તેમ જગતથી રહિત આનંદસ્વરૂપ આત્મામાં અજ્ઞાની જન જગતની કલ્પના કરે છે. જેમ અમૂર્ત આકાશમાં મેઘાદિ મૂર્ત પદાર્થ રહે છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં આ સર્વ જડ જગત્ રહે છે. જેમ અનેક પ્રકારના મેઘાદિ, આકાશમાં

કોઈ કાળે પ્રતીત થાય છે, પણ સર્વદા પ્રતીત થતા નથી, તેમ આનંદસ્વરૂપ આત્મામાં આ સર્વ જગત્ કોઈ વખત પ્રતીત થાય છે, પણ સર્વદા પ્રતીત થતું નથી. જેમ માયાવી રાક્ષસનું બાળક પ્રયોજન વિના માયાવડે પદાર્થને રચે છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા પ્રયોજન વિના જગતને રચે છે. જેમ મદિરાપાનથી અંધ થયલો પુરૂષ આવરણથી રહિત દેશમાં ભીંત આદિ આવરણને જૂવે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા અસત્ જગતને જૂવે છે. જેમ કોઈ પુરૂષ પોતાના ચિત્તના દોષવડે દોષથી રહિત પોતાના પિતા તથા ગુરૂ આદિમાં દોષને જૂવે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા પ્રપંચરૂપ દોષથી રહિત પોતાના સ્વરૂપમાં પ્રપંચને જૂવે છે. જેમ સૂતેલો પુરૂષ સ્વપ્નમાં પોતાની એકતાને જાણતો નથી, પણ અનેકરૂપે પોતાને જાણે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપી ત્રણ સ્વપ્નને જોતો છતો પોતાની એકતાને જોતો નથી. જેમ નળીનું ભ્રમણ થવાથી તે નળીપર રહેલ પોપટ નળીની સાથે નહિ બંધાયલો છતાં પોતાને બંધાયલો માની ભ્રમણ કરે છે, તેમ આ જીવાત્મા નિત્યમુક્ત આનંદસ્વરૂપ આત્માના અજ્ઞાનથી સંસારરૂપ શૂલમાં ભ્રમણ કરે છે તથા જેમ ગંધના લોભથી ભ્રમર કમળનો ત્યાગ કરતો નથી તથા ત્યાં રાત્રિ પ્રાપ્ત થવાથી કમળ સંકોચને પામે છે અને તેમાં ભરાયલો ભમરો અત્યંત દુઃખને પામે છે તથા એમ વિચાર કરે છે કે, જ્યારે રાત્રિ વીતી જશે તથા પ્રાતઃકાળ થશે ત્યારે હું નીકળી જઇશ. એવો વિચાર કરતાં હાથી તે કમળનું ભક્ષણ કરી જાય છે. તેમ આ જીવાત્મા સ્ત્રી આદિ વિષયમાં આસક્ત થયેલો છતો અનંત પ્રકારનાં દુઃખને પ્રાપ્ત થાય છે. જેમ કોઇ ધનવાન્ પુરૂષ ભ્રાંતિથી પોતાના ધનપણાનું વિસ્મરણ થવાથી લોકમાં દુઃખના હેતુરૂપ દરિદ્રતાને પામે છે, તેમ આ આત્મા આનંદના સમુદ્રરૂપ પોતાના સ્વરૂપનું વિસ્મરણ કરી, તુચ્છ વિષયસુખની પ્રાપ્તિ માટે અત્યંત દીન દશાને પ્રાપ્ત થાય છે. જેમ સર્વગુણસંપન્ન કોઇ જન વ્યભિચારિણી સ્ત્રીથી મોહિત થઈ દીનતાને પામે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા માયાથી મોહિત થઇ અનેક પ્રકારની દીનતાને પામે છે. જેમ ત્રૈલોક્યનો નાથ ઇન્દ્ર સર્વ દેવોનો અધિપતિ હોવાથી કામદેવને વશ કરવાનું પણ તેનામાં સામર્થ્ય છે, તેમ છતાં કામને વશ કરવા સમર્થ થતો નથી, પણ કામવડે કામિનીને આધીન થાય છે, તેમ માયાથી લઇ સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા માયાને વશ કરવા સમર્થ થતો નથી. જેમ પ્રિય પુત્રાદિકોએ કરાયલા નિરાદરમાં પિતા દોષને જોતો નથી, તેમ આનંદસ્વરૂપ આત્મા માયાના દોષને જોતો નથી. જેમ ભારશૃંગ નામનો કોઇ સાબર પોતાના શીંગડાના ભારને પ્રસન્ન થઇ ધારણ કરે છે, તેમ આત્મા પોતાના સ્વરૂપના અજ્ઞાનથી માયાના ભારને ધારણ કરે છે. જેમ દુર્જન પુરૂષના સંગથી સાધુ પુરૂષ દોષને પામે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા માયાના સંગથી દોષને પામે છે. જેમ દુર્જન પુરૂષની દૃષ્ટિથી નિર્દોષમાં દોષ હોય છે,

તેમ અજ્ઞાની પુરૂષની દૃષ્ટિથી આત્મામાં અનંત દોષયુક્ત સંસાર છે. જેમ પોતાની પ્રજામાં રહેલ દુઃખને રાજા પોતામાં માને છે, તેમ જડ અંતઃકરણમાં રહેલ દુઃખને તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા પોતામાં માને છે. જેમ કારણ સામગ્રીથી રહિત એક સ્વપ્ન પુરૂષમાં અકસ્માત્ સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં અકસ્માતથી સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચ ઉત્પન્ન થાય છે. જેમ સ્વપ્નમાં પુરૂષપ્રયોજન વિના પોતે પોતાને દુઃખની પ્રાપ્તિ કરે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા જાગ્રતમાં વ્યર્થ પોતાને દુઃખની પ્રાપ્તિ કરે છે. જેમ સ્વપ્નમાંથી જાગ્રત થયેલા પુરૂષને સ્વપ્નના દુઃખનો નાશ થાય છે તથા તે પુરૂષ જાણે છે કે, પૂર્વે મને કંઈ પણ દુઃખ હતું નહિ, તેમ હાલ વર્તમાન કાળમાં પણ મને દુઃખ નથી, તેમ ભવિષ્યમાં પણ મને દુઃખ થશે નહિ. આ રીતે ત્રણે કાળમાં સ્વપ્નના દુઃખના અભાવનો નિશ્ચય કરે છે. તેમ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ સંસારસ્વપ્નથી આત્મસાક્ષાત્કારરૂપ જાગ્રતને પ્રાપ્ત થવાથી આનંદસ્વરૂપ આત્માના સર્વ દુઃખનો નાશ થાય છે. જ્ઞાનાવસ્થામાં આત્મા જાણે છે કે, મને પૂર્વે દુઃખ હતું નહિ, હાલ વર્તમાનકાળમાં મને દુઃખ નથી, તેમ હવે પછી મને દુઃખ થશે નહિ. આ રીતે ત્રણે કાળમાં પોતાના સ્વરૂપમાં વિદ્વાન્ દુઃખને માનતો નથી. પણ અંતઃકરણાદિના ધર્મ દુઃખાદિને જાણે છે. જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિરૂપ સંસારસ્વપ્નથી બ્રહ્મસાક્ષાત્કારરૂપ જાગ્રત અમે સર્વ અધિકારીને પ્રાપ્ત થયો છે. આ કારણથી અમે મહા પુણ્યવાન્ છીએ. પૂર્વે અમે અંતઃકરણનાં વાચક હૃદયવાદી, નામો અદ્વિતીય આત્મામાં કહ્યાં હતાં, તે સર્વ નામોમાં પ્રજ્ઞા નામ જ અત્યંત શોભાયમાન છે. કારણ કે પ્રજ્ઞા નામમાં પ્ર તથા જ્ઞા એવા બે શબ્દો છે. તેમાં સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત પ્ર શબ્દનો અર્થ છે. જ્ઞા શબ્દનો અર્થ પ્રકાશ છે. આ બેઉ શબ્દનો અર્થ આનંદસ્વરૂપ આત્મામાં ઘટે છે. પણ આત્માથી ભિન્ન અનાત્મામાં ઘટતો નથી. અહીં સમાન જાતિવાળા પદાર્થના પરસ્પર ભેદને સજાતીય ભેદ કહે છે. જેમકે એક બ્રાહ્મણનો બીજા બ્રાહ્મણથી ભેદ છે. તેમાં બ્રાહ્મણત્વ જાતિ બેઉમાં સમાન છે. આ સજાતીય ભેદ પણ આત્મામાં નથી. કારણ કે આત્માની સમાન જાતિવાળો બીજો કોઈ આત્મા નથી. વિરૂદ્ધ જાતિવાળા પદાર્થના પરસ્પર ભેદને વિજાતીય ભેદ કહે છે. જેમકે બ્રાહ્મણનો ક્ષત્રિયથી ભેદ છે. તેમાં બ્રાહ્મણત્વ તથા ક્ષત્રિયત્વ બેઉ જાતિ એક અધિકરણમાં રહે નહિ. માટે પરસ્પર વિરૂદ્ધ છે. આ વિજાતીય ભેદ પણ આત્મામાં નથી. કારણ કે આત્માથી ભિન્ન કોઈ વસ્તુ નથી. જો કે અનાત્મારૂપ જગત્ આત્માથી વિજાતીય છે, છતાં કલ્પિત પ્રપંચથી આત્મામાં વિજાતીયભેદ સિદ્ધ થતો નથી. સમાન સત્તાવાળા પદાર્થ જ ભેદના સંપાદક હોય છે. પોતાના રહેલ ભેદને સ્વગત-ભેદ કહે છે. જેમકે એક જ શરીરમાં હસ્તપાદાદિનો પરસ્પર ભેદ છે. આ સ્વગતભેદ પણ આનંદસ્વરૂપ આત્મામાં

નથી. કારણ કે સ્વગતભેદ સાવયવ પદાર્થમાં હોય છે. પણ આત્મા તો નિરવયવ છે. આ રીતે ત્રણ ભેદથી રહિત તથા પ્રકાશ સ્વરૂપ આત્મા પ્રજ્ઞા એવા નામવડે પૂર્વે અમે કહ્યો છે. પ્રજ્ઞા તથા પ્રજ્ઞાન આ બેઉ શબ્દવડે એક જ અર્થ છે. પ્રજ્ઞાન શબ્દનો અર્થ આનંદસ્વરૂપ આત્મા બ્રહ્માથી લઈ સ્થાવર પર્યંત સર્વના શરીરમાં વ્યાપક છે. જેમકે સર્વ કાષ્ઠમાં અગ્નિ રહેલ છે. વળી આકાશાદિ પાંચ ભૂત તથા તેના કાર્ય સ્થાવર જંગમ સર્વનું પ્રજ્ઞારૂપ નેત્ર જ નિર્વાહક છે. જેમકે પુરૂષનાં માંસમય નેત્ર નિર્વાહક છે. અહીં ભેદ એ છે કે, નેત્ર કેવળ નિમિત્ત કારણ થઈ નિર્વાહકરૂપે છે તથા પ્રજ્ઞારૂપ નેત્ર ઉપાદાન કારણ થઈ પ્રંપચનો નિર્વાહક છે. કારણ કે સર્વ જગતની આત્માથી ઉત્પત્તિ, આત્મામાં સ્થિતિ તથા આત્મામાં લય શ્રુતિએ કહ્યો છે. આ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતા ઉપાદાન કારણમાં જ થાય છે. જેમ કે ઘટની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય મૃત્તિકામાં છે, માટે મૃત્તિકા ઘટનું ઉપાદાન કારણ છે. વળી ત્રણે લોકની અંદર રહેલ સૂર્ય, ચંદ્રમા તથા અગ્નિઆદિનો પ્રકાશ પણ પ્રજ્ઞારૂપ નેત્રથી ભિન્ન નથી, પણ પ્રજ્ઞાસ્વરૂપ છે. પ્રજ્ઞાસ્વરૂપ ચૈતન્યવિના સૂર્યાદિની સિદ્ધિ થતી નથી. આ વાત સર્વ પ્રાણીને અનુભવસિદ્ધ છે. કારણ કે સર્વ પ્રાણી કોઈ કાળે કોઈ દેશમાં કંઈ કંઇ વસ્તુને જાણે છે. તે સર્વ પ્રજ્ઞારૂપ નેત્રવડે જાણે છે. પ્રજ્ઞારૂપ નેત્રવિના કોઇપણ વસ્તુનું જ્ઞાન થતું નથી.

## વૃક્ષાદિ સ્થાવર પદાર્થમાં પ્રજ્ઞાનો સદ્ભાવ.

જેમ મનુષ્યને અન્નાદિ પદાર્થની પ્રાપ્તિવડે સુખનું જ્ઞાન થાય છે. આ સુખના જ્ઞાનથી શરીરની વૃદ્ધિ થાય છે. શસ્ત્રાદિના પ્રહારથી દુઃખનું જ્ઞાન થાય છે. તે દુઃખના જ્ઞાનથી શરીરનો ક્ષય થાય છે. તેમ વૃક્ષાદિની પણ વૃદ્ધિ જળસિંચનવડે જોવામાં આવે છે. તેમ મૂલાદિના છેદનથી, અત્યંત ઉષ્ણતાથી તથા અત્યંત શીતથી વૃક્ષાદિનો ક્ષય જોવામાં આવે છે. આ વૃદ્ધિ તથા ક્ષય સુખદુઃખના જ્ઞાન વિના થાય નહિ. માટે વૃદ્ધિરૂપ હેતુથી વૃક્ષાદિના સુખના જ્ઞાનનું અનુમાન થાય છે તથા ક્ષયરૂપ હેતુથી તેના દુઃખના જ્ઞાનનું અનુમાન થાય છે. આ રીતે સ્થાવરમાં ચૈતન્યરૂપ પ્રજ્ઞા અનુગત છે. ગામના તથા વનના પશુની, હાથમાં લીલું ઘાસ જોઇ, પ્રવૃત્તિ થાય છે, પણ હાથમાં દંડાદિ જોઇ નિવૃત્તિ થાય છે. આ પ્રવૃત્તિ સુખસાધનના જ્ઞાનવિના થાય નહિ. આ વસ્તુ મારા સુખના સાધનરૂપે છે, આ રીતના જ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે તથા નિવૃત્તિ દુઃખસાધનના જ્ઞાનવિના થાય નહિ. પણ આ વસ્તુ મારા દુઃખના સાધનરૂપ છે, આ રીતના જ્ઞાનથી નિવૃત્તિ થાય છે. આ રીતિ મનુષ્યની પ્રવૃત્તિ તથા નિવૃત્તિમાં પ્રસિદ્ધ છે. માટે પ્રવૃત્તિરૂપ હેતુથી પશુઆદિમાં સુખ સાધનતાના જ્ઞાનનું અનુમાન થાય છે તથા નિવૃત્તિરૂપ હેતુથી તેમાં દુઃખ સાધનતાના જ્ઞાનનું અનુમાન થાય છે. આ રીતે કીડીથી લઇ મનુષ્ય

પર્યંત જેટલાં જંગમ પ્રાણી છે, તે સર્વની અનુકૂળ વસ્તુમાં પ્રવૃત્તિ તથા પ્રતિકૂળ વસ્તુમાં નિવૃત્તિરૂપ વ્યવહાર સમાન છે. માટે સર્વ જગત્ સુખ દુઃખના જ્ઞાનવાળું છે. વશિષ્ઠ આદિ મુનિઓના તથા બ્રહ્મા આદિ દેવોના સુખ દુઃખનું જ્ઞાનશાસ્ત્ર પ્રમાણથી જાણવામાં આવે છે. અથવા તો ચેતનારૂપ હેતુથી વશિષ્ઠાદિના સુખ દુઃખના જ્ઞાનનું અનુમાન થાય છે. જે જે ચેતનરૂપે હોય છે, તે સુખ દુઃખના જ્ઞાનવાળું હોય છે. જેમકે મનુષ્યો છે. આ ચેતના વસિષ્ઠાદિ મુનિઓમાં તથા દેવોમાં પણ છે. માટે તે પણ સુખ દુઃખના જ્ઞાનવાળા છે. આ રીતે સર્વ પ્રાણી માત્રમાં જે સુખ દુઃખનો અનુભવ છે, તે અનુભવ પ્રજ્ઞા શબ્દવડે કહ્યો છે. સુખમાં તથા દુઃખમાં કોઇ પણ ક્રિયા નથી. પણ જ્યાં સૂધી સુખ દુઃખરૂપ ફળની ઉત્પત્તિ નથી થઇ, ત્યાં સૂધી જ સર્વ કારક ક્રિયાને કરે છે. પણ તે સુખ દુઃખરૂપ ફળની ઉત્પત્તિ પછી ક્રિયાને કરતો નથી. જ્યાં સૂધી તૃપ્તિરૂપ ફળની ઉત્પત્તિ નથી થઇ ત્યાં સૂધી કર્તા આદિ કારકો ભોજનરૂપ ક્રિયા કરે છે. પણ તૃપ્તિરૂપ ફળના ઉત્પન્ન થયા પછી કારકો ભોજનરૂપ ક્રિયાને કરતા નથી. વળી સુખ દુઃખરૂપ ફળના ભોક્તા અમોને પ્રજ્ઞારૂપ નેત્રવિના સુખ દુઃખ ઉત્પન્ન થતું નથી. તેમજ પ્રજ્ઞારૂપ નેત્રવિના સુખ દુઃખની સ્થિતિ પણ સંભવે નહિ. કારણકે જો પ્રજ્ઞારૂપ નેત્રથી સુખ દુઃખ ભિન્ન હોય તો શશશૃંગની માફક અસત્ રૂપે થશે. માટે પ્રજ્ઞાસ્વરૂપ નેત્રથી સુખ-દુઃખ ભિન્ન નથી, પણ અભિન્નરૂપે છે. જેમ મનુષ્યનું સુખ દુઃખ પ્રજ્ઞાસ્વરૂપ છે, તેમ સર્વ દેહધારી જીવોનું સુખ દુઃખ પ્રજ્ઞાસ્વરૂપ છે, પણ પ્રજ્ઞાથી અતિરિક્ત નથી. જેમ સર્વ દેહધારી જીવોનું સુખ દુઃખ પ્રજ્ઞાસ્વરૂપ છે તથા પ્રજ્ઞાથી ભિન્ન કરવાથી શશશૃંગની માફક અસત્ થાય છે, તેમ જેટલા કાર્ય કારણ પ્રપંચ છે, તે સર્વ પ્રજ્ઞાસ્વરૂપ છે. કારણ કે પ્રજ્ઞારૂપ નેત્રની વિદ્યમાનતાને લીધે પ્રપંચનું સ્ફુરણ થાય છે. જેમ રજ્જુની વિદ્યમામાનતાથી સર્પ પ્રતીત થાય છે તથા રજ્જુથી ભિન્ન કરાયેલ સર્પ શશશૃંગની માફક અસત્ થાય છે, તેમ પ્રજ્ઞાથી ભિન્ન કરાયેલ સુખદુઃખાદિ પ્રપંચ અસત્ થાય છે.

શિષ્યઃ—સર્વ અર્થનો પ્રકાશક બુદ્ધિ છે. માટે બુદ્ધિ જ પ્રજ્ઞા છે.

ગુરૂઃ—જેમ સુખદુઃખાદિ પ્રપંચ જડ છે, માટે પોતાની સિદ્ધિમાં પ્રજ્ઞારૂપ પ્રકાશની અપેક્ષા કરે છે, તેમ બુદ્ધિ પણ જડ છે. માટે પોતાની સિદ્ધિમાં ચૈતન્યરૂપ પ્રજ્ઞાની અપેક્ષા કરે છે. વળી પંચભૂતના સત્વગુણની કર્મરૂપ બુદ્ધિમાં ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરવાની યોગ્યતા છે, માટે બુદ્ધિમાં પ્રજ્ઞા શબ્દ ગૌણ છે. જેમકે સૂર્યના પ્રકાશમાં પ્રકાશ શબ્દ ગૌણ છે. સર્વ પ્રકાશોનો પ્રકાશક ભેદથી રહિત આનંદસ્વરૂપ આત્મામાં પ્રજ્ઞા શબ્દ મુખ્ય છે. વળી માયાસહિત ભૂત ભૌતિક સર્વ પ્રપંચનો સ્વપ્રકાશરૂપ ચેતનવડે પ્રકાશ થાય છે. આ કારણથી જ શ્રુતિએ સર્વ પ્રપંચના નિર્વાહકરૂપે પ્રજ્ઞાનેત્ર કહ્યું છે. આ પ્રજ્ઞા જ સર્વ

પ્રપંચની સ્થિતિના આધારરૂપે છે. કારણ કે પ્રજ્ઞા પ્રપંચના ઉપાદાન કારણરૂપે છે. ઉપાદાન કારણમાં જ કાર્યની સ્થિતિ જોવામાં આવે છે. જેમકે મૃત્તિકારૂપ ઉપાદાન કારણમાં ઘટની સ્થિતિ હોય છે. વળી આ સર્વ જગત્ પોતાની ઉત્પત્તિ પૂર્વે તથા નાશની પછી અસ્પષ્ટ નામ તથા રૂપે કરી પ્રજ્ઞામાં રહે છે. માટે સર્વ જગત્ પ્રજ્ઞારૂપ ઉપાદાન કારણમાં રહે છે. સાર એ કે, ઉપાદાન કારણ ત્રણ પ્રકારનાં હોય છે. એક પરિણામી ઉપાદાન કારણ, બીજું આરંભ ઉપાદાન કારણ તથા ત્રીજું વિવર્ત ઉપાદાન કારણ. તેમાં ચૈતન્યરૂપ પ્રજ્ઞાને પ્રપંચપ્રતિ પરિણામી ઉપાદાન કારણતા સંભવતી નથી. કારણ કે પ્રજ્ઞા નિરવયવ છે. સાવયવ દૂધ આદિક જ દહીં આદિ પરિણામને પામે છે. વળી પરિણામી ઉપાદાન કારણ કાર્યની સમાન સત્તાવાળો હોય છે. જેમ દૂધ તથા દહીંમાં વ્યાવહારિક સત્તા અથવા પ્રાતિભાસિક સત્તા સમાન છે, તેમ ચૈતન્યરૂપ પ્રજ્ઞાની તથા પ્રપંચની સમાન સત્તા નથી, પણ વિષમ સત્તા છે. ચૈતન્યમાં પારમાર્થિક સત્તા છે તથા પ્રપંચમાં વ્યાવહારિક સત્તા છે અથવા પ્રાતિભાસિક સત્તા છે. માટે પ્રપંચનું પરિણામી ઉપાદાન કારણ પ્રજ્ઞા નથી તથા ચૈતન્યરૂપ પ્રજ્ઞા પ્રપંચનું આરંભક ઉપાદાન કારણ પણ નથી. કારણ કે આરંભ અનેક પદાર્થથી થાય છે, એકથી આરંભ થતો નથી. જેવી રીતે નૈયાયિકના મત પ્રમાણે અનંત પરમાણુ મળી જગતનો આરંભ કરે છે. વળી પ્રજ્ઞા એક છે. માટે જગતનું આરંભક ઉપાદાન કારણ હોય નહિ. વળી પ્રપંચનું વિવર્ત ઉપાદાન કારણ પ્રજ્ઞા છે. પોતાના વાસ્તવ સ્વરૂપને ત્યાગી જે અન્યથા પ્રતીત થાય, તે વિવર્ત ઉપાદાન કારણ કહેવાય છે. આ અર્થને દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છે. જેમ વિશુદ્ધ આકાશમાં ગંધર્વ નગર તથા નીલતા પ્રતીત થાય છે તથા જેમ બાળકને પોતાના મનમાં દુઃખ દેનારા રાક્ષસાદિ પ્રતીત થાય છે, તેમ ચૈતન્યરૂપ પ્રજ્ઞામાં સર્વ જગત્ પ્રતીત થાય છે. આ કારણથી જ વેદાંતશાસ્ત્રના જાણવાવાળા મહાત્મા પ્રજ્ઞાને બ્રહ્મરૂપ કહે છે. કારણ કે प्रज्ञानमानंदं ब्रह्म આ મહાવાક્યમાં પ્રજ્ઞાનને બ્રહ્મસ્વરૂપ કહ્યું છે.પ્રજ્ઞાન તથા પ્રજ્ઞા શબ્દનો એક જ અર્થ છે. પ્રજ્ઞાથી પૃથક સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચ નથી. માટે પ્રજ્ઞાને બ્રહ્મસ્વરૂપતા સંભવે છે. જેમ શંકુવડે સંપૂર્ણ પત્ર વ્યાપ્ત હોય છે, તેમ ચૈતન્યસ્વરૂપ પ્રજ્ઞાવડે દેશ કાળથી લઇ સર્વ ભાવઅભાવરૂપ પ્રપંચ વ્યાપ્ત છે. જેમ એક જ આકાશ પાતાળ, ભૂમિ તથા સ્વર્ગ આ ત્રણ લોકને તથા ત્રણ લોકથી બાહ્ય દેશને વ્યાપી રહેલ હોય છે, તેમ ચૈતન્યરૂપ પ્રજ્ઞા સર્વ જગતને વ્યાપી રહેલી છે. જેમ આકાશમાં કલ્પિત ગંધર્વનગર, મેઘ તથા કાળાશ આદિ સર્વ આકાશસ્વરૂપ છે, પણ આકાશથી પૃથક્ નથી, તેમ ચૈતન્યસ્વરૂપ પ્રજ્ઞામાં કલ્પિત જડ ચેતનરૂપ પ્રપંચ પ્રજ્ઞાસ્વરૂપ જ છે, પણ પ્રજ્ઞાથી પૃથક્ નથી. આ રીતે વિચાર કરી સર્વ અધિકારી જને વિવેક વૈરાગ્ય આદિ સાધનસંપન્ન થઇ જીવબ્રહ્મના અભેદનો નિશ્ચય કરવા લાગ્યા. આ નિશ્ચયથી શરીર આદિમાં અહં એવા અભિમાનનો ત્યાગ કરવા

લાગ્યા. તેમ જ ગૃહપુત્રાદિમાં મમાભિમાનનો ત્યાગ કરવા લાગ્યા. પ્રારબ્ધ કર્મની ભોગ વિના નિવૃત્તિ થતી નથી. માટે પ્રારબ્ધ કર્મની સમાપ્તિ માટે ઇચ્છા, અનિચ્છા, પરઇચ્છાપૂર્વક ભોગને ભોગવવા લાગ્યા. અર્થાત્ સર્વ અધિકારીજનો જીવન્મુક્ત થઇ ફરવા લાગ્યા. જેમ વામદેવ મુનિ પ્રારબ્ધકર્મના ભોગની સમાપ્તિવડે વિદેહમોક્ષને પ્રાપ્ત થયા, તેમ સર્વ અધિકારીજન ભોગથી પ્રારબ્ધકર્મની સમાપ્તિવડે 'અમે આનંદસ્વરૂપ આત્મા છૈએ' આ રીતે અદ્વિતીય આત્માનો અનુભવ કરી સુખસ્વરૂપ બ્રહ્મમાં અભેદરૂપ વિદેહમોક્ષને પ્રાપ્ત થયા.

ગુરૂઃ–હે શિષ્ય! સનકાદિ ઋષિઓનો તથા વામદેવ આદિ અધિકારી પ્રજાઓનો પરસ્પર સંવાદરૂપ ઇતિહાસ ઇતરાના પુત્ર, જે ઋષિ હતા, તેણે પોતાના શિષ્યોને વેદના વચનયુક્ત કહ્યો છે. આ કારણથી તે ઉપનિષદનું નામ ઐતરેય પડયું છે. આ ઇતિહાસ કહેવાનું પ્રયોજન એ છે કે, અદ્વિતીય આત્માનું જ્ઞાન મોક્ષના માર્ગરૂપે છે તથા આત્મજ્ઞાન જ પુરૂષે સંપાદન કરવા યોગ્ય છે. આત્મજ્ઞાનમાં પુરૂષે પ્રમાદ કરવો નહિ, પણ તેને અવસ્ય સંપાદન કરવું. આત્મજ્ઞાનની ઉપેક્ષા કરી મોક્ષની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ અન્ય સાધન સંપાદન કરવું નહિ. જે કોઈ પુરૂષ આત્મજ્ઞાનની ઉપેક્ષા કરે છે, તે દુર્બુદ્ધિ પુરૂષ પરાભવને પામે છે.

શિષ્યઃ–હે ભગવન્! જેમ લોકમાં એક મલ્લનો બીજા મલ્લવડે પરાભવ થાય છે, તેમ અહીં આત્મજ્ઞાન રહિત પુરૂષનો કોનાવડે પરાભવ થાય છે?

ગુરૂઃ–હે શિષ્ય! દ્વૈતના જ્ઞાનથી શ્રુતિએ ભયની પ્રાપ્તિ કહી છે, માટે અંતર્યામી ઇશ્વર જ યમરાજની માફક, આત્મજ્ઞાનરહિત પુરૂષનો પરાભવ કરે છે. માયાના કાર્યરૂપ અહંમમ અભિમાનરૂપ સંસાર યમકિંકરની માફક આત્મજ્ઞાન રહિત પુરૂષનો પરાભવ કરે છે. માટે આત્મજ્ઞાનને જ મુમુક્ષુએ અવસ્ય સંપાદન કરવું. આ બાબતમાં પુરૂષની શ્રદ્ધાની ઉત્પત્તિ માટે ઐતરેય મુનિ આ ઇતિહાસ કહેવા લાગ્યા. અર્થાત્ વામદેવથી લઇ સર્વ અધિકારી આત્મજ્ઞાનવડે મોક્ષને પ્રાપ્ત થયા છે. આ કારણથી હાલના મુમુક્ષુએ પણ મોક્ષની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાનને સંપાદન કરવું. આ ઇતિહાસ કહેવાનું પ્રયોજન એટલું જ છે કે, જે પુરૂષ મનુષ્યશરીરને પામી આ ઇતિહાસના અર્થને જાણતો નથી, તે પુરૂષનો, સંસારરૂપ યોધો, જેમ શિકારી હરણનો નાશ કરે છે, તેમ નાશ કરશે.

શિષ્યઃ–હે ભગવન્! બાણવડે મૃગનો શિકારી નાશ કરે છે. અહીં સંસારરૂપી યોધો કયા શસ્ત્રવડે અજ્ઞાની જીવનો નાશ કરે છે?

ગુરૂઃ–હે શિષ્ય! જે શસ્ત્રવડે સંસારી યોધો અજ્ઞાની જીવનો નાશ કરે છે, તે જો કે પૂર્વે વિસ્તારથી કહેવામાં આવ્યો છે, છતાં સંક્ષેપે કરી અમે કહીએ છીએ, તે તમે શ્રવણ કરો. પ્રથમ માતા પિતાના ઉદરમાં ત્વચા, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય આ સાત ધાતુરૂપી ખાડીમાં અજ્ઞાની જીવના પતનરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો

હનન કરે છે. ગર્ભમાં વિષ્ઠા મૂત્રાદિના લેપનરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો હનન કરે છે. ગર્ભમાં બંધન કરનારા જરાયુજ તથા અસ્થિ આદિ બંધનરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો હનન કરે છે, સર્પ સમાન ઉદરના કૃમિરૂપી પાશરૂપ શસ્ત્રવડે હનન કરે છે, સૂક્ષ્મ ઉપસ્થ છિદ્રમાંથી નિર્ગમનરૂપી શસ્ત્રવડે અજ્ઞાની જીવનું સંસારરૂપી યોધો હનન કરે છે. ગર્ભમાં અનેક જન્મની સ્મૃતિરૂપ શસ્ત્રવડે તથા મૂર્છાવડે સર્વ પદાર્થની વિસ્મૃતિરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો અજ્ઞાની જીવનું હનન કરે છે. આ રીતે ગર્ભમાં અજ્ઞાની જીવને નરક સમાન અનંત દુઃખની પ્રાપ્તિવડે બાલ્યાવસ્થામાં અસામર્થ્ય તથા પરાધીનતારૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો હનન કરે છે. વળી માતા, પિતા તથા અધ્યાપક આદિથી ભીતિરૂપી શસ્ત્રવડે અજ્ઞાની જીવનું અર્થાત્ સંસારી જીવનું હનન કરે છે. આ રીતે બાલ્યાવસ્થામાં નરકસમાન અનંત દુઃખની પ્રાપ્તિવડે જીવનું હનન થાય છે. યુવાવસ્થામાં કામદેવે કરેલ ચિત્તરૂપી ભૂમિમાં સ્ત્રીની મૂર્તિનું લેખન, જીવનું હનન કરે છે. અર્થાત્ વારંવાર ચિત્તવડે સ્ત્રીના સ્મરણરૂપી શસ્ત્રવડે તથા અનેક પ્રકારના ભ્રમણરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો અજ્ઞાની જીવનું હનન કરે છે. આ રીતે યુવાવસ્થામાં અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે. વળી વૃદ્ધાવસ્થામાં જરા અવસ્થાની પ્રાપ્તિથી ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના કાસશ્વાસ આદિ રોગો હોય છે. આ રોગરૂપી શસ્ત્રવડે અજ્ઞાની જીવનું સંસારરૂપી યોધો હનન કરે છે. આ રીતે વૃદ્ધાવસ્થામાં અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે. મરણ અવસ્થામાં કાળ સર્પવડે ગ્રસનરૂપી શસ્ત્રવડે તથા યમ કિંકરરૂપી શસ્ત્રવડે અજ્ઞાની જીવનું સંસારરૂપી યોધો હનન કરે છે. આ રીતે મરણ અવસ્થામાં અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે. વળી નરકમાં અનેક પ્રકારના આયુધના પરિહારરૂપી શસ્ત્રવડે તથા પૃથ્વી જળ આદિના વિકારરૂપ અનંત નરકની પ્રાપ્તિરૂપી શસ્ત્રવડે આત્મજ્ઞાન રહિત પુરૂષનું સંસારરૂપી યોધો હનન કરે છે. સ્વર્ગમાંથી નીચે પતનરૂપી શસ્ત્રવડે સંસારરૂપી યોધો હનન કરે છે. આ રીતે પરલોકમાં અનંત પ્રકારના દુઃખોની પ્રાપ્તિવડે તથા મનુષ્ય લોકમાં દેહાદિની પ્રાપ્તિ માટે માતા પિતાના ગર્ભમાં પ્રવેશરૂપ શસ્ત્રવડે આત્મજ્ઞાન રહિત જીવને સંસારરૂપી યોધો હનન કરે છે. જેમ એક મલ્લ બીજા નિર્બળ મલ્લને કેટલીકવાર નીચે નાંખે છે, કેટલીકવાર ઉંચે ઉછાળે છે, કેટલીકવાર પૂર્વ પશ્ચિમ આદિ આઠે દિશાઓમાં ફેરવે છે તથા પોતાની ભુજારૂપી શસ્ત્રવડે તેનું મર્દન કરે છે તથા આ રીતે તેનો પરાભવ કરે છે, તેમ આ સંસારરૂપી યોધો પણ આત્મજ્ઞાનથી રહિત દીન જીવને ચોરાસી લાખ શરીરરૂપી દશે દિશાઓમાં ફેરવતો ફેરવતો તથા પૂર્વોક્ત માતાપિતાના શરીરમાં પ્રવેશ આદિ શસ્ત્રવડે મર્દન કરી અજ્ઞાની જીવનો પરાભવ કરે છે. જેમ યૂકાદિ ક્ષુદ્ર જંતુના પરાભવ કરવામાં મનુષ્યને ઝાઝી મહેનત પડતી

નથી, તેમ આત્મ જ્ઞાનરહિત પુરૂષનો પરાભવ કરવામાં સંસારરૂપી યોધાને જરા જેટલી પણ મહેનત પડતી નથી. હે શિષ્ય ! સંસારરૂપી યોધાએ પ્રાપ્ત કરેલ જન્મ મરણ આદિ પરાભવને જે જે પુરૂષ જાણે છે તથા તે પરાભવના જ્ઞાનના ફળ વૈરાગ્યને જે પુરૂષ સંપાદન કરે છે, તે સુભટ પુરૂષ જ વેદાંત શાસ્ત્રના અર્થને જાણે છે. અર્થાત્ જ્યાં સૂધી આત્મસાક્ષાત્કાર નથી થયો ત્યાં સૂધી જ સંસારરૂપી સુભટ યૂકાદિ ક્ષુદ્ર જંતુની માફક જીવનો પરાભવ કરે છે. જ્યારે આ જીવને ગુરૂ મુખથી વેદાંતના શ્રવણ આદિવડે આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે ક્ષુદ્ર જંતુની માફક સંસાર જ પરાભવને પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ—હે ભગવન્ ! જીવ બ્રહ્મના અભેદરૂપ ઐતરેય ઉપનિષદનો અર્થ આપે અમને કહ્યો. પણ હજી અમારી બુદ્ધિમાં પૂરેપૂરો ઉપદેશ ઠસ્યો નથી. બીજાં ઉપનિષદો પણ જીવ બ્રહ્મના અભેદરૂપ અર્થનું બોધન કરે છે કે નથી કરતાં, એ સંબંધી અમને સંશય છે, માટે અમારો તે શંશય દૂર કરો.

ગુરૂઃ—હે શિષ્ય ! સર્વ ઉપનિષદ્ જીવ બ્રહ્મના અભેદનું જ બોધન કરે છે. જીવ બ્રહ્મના ભેદમાં કોઇ ઉપનિષદનું તાત્પર્ય નથી. મેં તમને પ્રથમ ઋગ્વેદ ઐતરેય ઉપનિષદના અર્થરૂપ જીવ બ્રહ્મનો અભેદ કહી સંભળાવ્યો. હવે ઋગ્વેદનાં કૌષીતકિ ઉપનિષદમાં શું રહસ્ય રહેલ છે, તે પણ શ્રવણ કરવા યોગ્ય છે. માટે તે હું તમને શ્રવણ કરાવું તે સાંભળો.

**इति ते ज्ञानमाख्यातमैतरेयसमीरितम् ।**
**कौषीतक्युक्तमखिलमिदानीं श्रोतुमर्हसि॥**

**इति श्री चंद्रशंकरात्मज छोटालाल शर्मणा विरचिते गुर्जरात्मपुराणे ऐतरेयार्थप्रकाशो नाम प्रथमोऽध्यायः**

# અધ્યાય ૨ જો

## કૌષીતકિ ઉપનિષદ્

### કાશીરાજ પ્રતર્દન તથા ઇન્દ્રનો સંવાદ.

**इदं सुदुर्लभं ज्ञानं जन्मकोटिशतायुतैः ।**
**प्राप्यते पुरुषव्याघ्रैर्गुरुशुश्रूषणादिना ॥१॥**

પ્રથમ અધ્યાયમાં ઋગ્વેદના ઐતરેય ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. બીજા અધ્યાયમાં ઋગ્વેદના કૌષીતકી ઉપનિષદના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે.

ગુરૂઃ—હે શિષ્ય ! હું બ્રહ્મ છું, આ રીતના જીવબ્રહ્મના અભેદનું જ્ઞાન જો કે અનંતકોટી જન્મવડે દુર્લભ છે, છતાં વિવેકી પુરૂષને ગુરૂની સેવા તથા શ્રદ્ધા આદિ સાધનવડે મળે છે. આત્મજ્ઞાન

વિના કોઈપણ પદાર્થ મનુષ્યને હિતતમ નથી. આત્મજ્ઞાન જ અત્યંત હિતતમ છે. કારણ કે નિરતિશય સુખની પ્રાપ્તિનું તથા મૂળ સહિત સર્વ દુઃખની નિવૃત્તિનું સાધન આત્મજ્ઞાન જ છે. આત્મજ્ઞાનથી ભિન્ન સર્વ પદાર્થ બંધનના કારણરૂપે છે. હે શિષ્ય ! આના સંબંધમાં પૂર્વે પ્રતર્દન રાજાનો ઇન્દ્રની સાથે સંવાદરૂપ ઇતિહાસ કથન કર્યો છે. આ ઇતિહાસ તમે સાંભળો. કાશીમાં દિવોદાસ નામે પૂર્વે રાજા હતો. આ દિવોદાસ રાજાનો પુત્ર પ્રતર્દન નામે રાજા હતો. આ પ્રતર્દન રાજાએ બહારના રાજા આદિ શત્રુઓ તથા અંદરના કામ ક્રોધાદિ શત્રુઓને જિત્યા હતા. તેની ક્ષત્રિય ધર્મમાં સંપૂર્ણ પ્રીતિ હતી. તેણે ધર્મયુદ્ધવડે પૃથ્વીના સર્વ રાજાઓને જિત્યા. ત્યાર પછી દેવોને જિતવા માટે તે એકલો જ ધનુષ લઇ સ્વર્ગ જિતવા ગયો. તે સ્વર્ગના દ્વાર ઉપર જઇ ઉભો રહ્યો. પછી ઇન્દ્રની પાસે તેણે દૂતને મોકલ્યો. પ્રતર્દન કહે છેઃ—હે દૂત ! દેવરાજ ઇન્દ્રને મારો આ સંદેશો કહો; "હે દેવરાજ ! જો કે સર્વ લોક તમને દેવોનો ઇન્દ્ર કહે છે તથા મને મનુષ્યનો ઇન્દ્ર કહે છે, છતાં આપણ બેઉમાં ઇન્દ્રતા સંભવતી નથી. કારણ કે જે પરમ ઐશ્વર્યવાન્ હોય, તે ઇન્દ્ર કહેવાય છે. જે ઐશ્વર્ય સમાન હોય તથા તેના સરખો બીજો ઐશ્વર્યવાન્ ન હોય, તે પરમ ઐશ્વર્યવાન્ કહેવાય છે. આવું પરમ ઇશ્વરપણું એકમાં જ સંભવે છે, પણ બેમાં સંભવે નહિ. માટે તમારા તથા મારામાં ઇન્દ્ર શબ્દ મુખ્ય નથી, પણ ગૌણ છે. જેમ દેવદત્ત પુરૂષ સિંહરૂપ છે. આ સ્થળે સિંહ શબ્દ મૃગરાજ પશુમાં મુખ્ય છે તથા દેવદત્ત પુરૂષમાં ગૌણ છે. વળી હે દેવરાજ ! તમારાથી ભિન્ન જેટલા રાજા પૃથ્વીવિશે રહેલ છે, તે સર્વને હું જિતી આવ્યો છું. તમારા ઇન્દ્રભાવની ગૌણતાની નિવૃત્તિ માટે હું તમને જિતવાની ઇચ્છા કરી સ્વર્ગમાં આવ્યો છું. માટે હે દેવરાજ ! મારી સાથે યુદ્ધ કરવા માટે સેના લઇ જલદી તમે આવો અથવા એકલા આવો. જો યુદ્ધ કરવાનું તમારામાં સામર્થ્ય ન હોય તો મારી સમીપ આવી એમ કહો કે, હું પરાજય પામ્યો. આ બે બાબતમાં તમારી જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે કરો. ધનુષના સહાયવાળો હું પ્રતર્દન રાજા તમારૂં પ્રિયધામ સ્વર્ગને પ્રાપ્ત થયો છું. મારા પ્રભાવનો વિચાર કરી તમને જેમ ઉચિત લાગે તેમ કરો." આ રીતનો પ્રતર્દન રાજાનો સંદેશો કહેવા તેનો દૂત દેવસભામાં ગયો. પછી દેવરાજ ઇન્દ્રને નમસ્કાર કરી પ્રતર્દન રાજાના સંદેશવાક્યને દૂત કહેવા લાગ્યો. ઇન્દ્ર તે સમયે સધર્મા નામની દેવસભામાં બેઠો હતો. તેનું તેજ સૂર્યની માફક હતું તથા તે સર્વ દેવોથી વિંટાયલો હતો. દૂત કહે છેઃ—હે ભગવન્ ! સર્વ લોકના તથા સર્વ લોકપાળોના આપ જ એક સ્વામી છો. પણ એક વાત હું તમને કહેવા આવ્યો છું. પૃથ્વીપર કાશી નામનો એક મહાન્ દેશ છે. તે તમારા સ્વર્ગ કરતાં પણ અત્યંત રમણીય છે. કારણ કે દેવોની નદી ગંગા સ્વર્ગની ઉપેક્ષા કરી કાશી નામના દેશને ગમન કરે છે. માટે કાશી દેશ સ્વર્ગ કરતાં

પણ અત્યંત રમણીય છે. ત્યાં ગંગાજીના કીનારાપર કાશી નામની પુરી રહેલ છે. આ પુરી મહાદેવના ત્રિશૂલપર રહેલ છે તથા પોતાની શોભાવડે સ્વર્ગનો પણ તિરસ્કાર કરવાવાળી છે. તેમાં મૃત્યુને પામેલ અંડજ, સ્વેદજ, જરાયુજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારના જીવો મહાદેવના તારક મંત્રના ઉપદેશથી આત્મજ્ઞાનદ્વારા મોક્ષને પામે છે. તેમ કાશીના મરણથી કૃમિ, પતંગ આદિ ક્ષુદ્ર જંતુ પણ મોક્ષને પામે છે. કાશીમાં ભગવાન્ મહાદેવ વિરાજમાન છે. આ મહાદેવ સર્વ પ્રાણીમાત્રના આત્મસ્વરૂપ છે. તે સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપે છે. તેઓ ભવાનીના હૃદયરૂપી કમળને પ્રફુલ્લિત કરનારા સૂર્યરૂપે છે. તેમનો વર્ણ કપૂરની સમાન ગૌર છે. ભગવાન્ મહાદેવને નમસ્કાર કરવાવાળા સર્વ દેવો પોતાના મસ્તકમાં રહેલ રત્નયુકત ભૂષણના કિરણવડે મહાદેવનાં ચરણકમળને પ્રકાશમાન કરે છે. મહાદેવના ઉપકારને માનવાવાળા સર્વ મુનિ તથા ચારો વેદ વારંવાર તેનું વર્ણન કરે છે. જેમ બંદી તથા ચારણ મહારાજાનું વર્ણન કરે છે, તેમ તેઓ વર્ણન કરે છે. જેમ રાજા બંદી ચારણપર ધનની પ્રાપ્તિરૂપ ઉપકાર કરે છે તેથી બંદી તથા ચારણ રાજાનું વર્ણન કરે છે, તેમ મહાદેવ પણ મુનિઓ ઉપર બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિરૂપ ઉપકાર કરે છે, જેથી મુનિ ભગવાન્ મહાદેવનું વર્ણન કરે છે. વેદપર પ્રમાણુતાની પ્રાપ્તિરૂપ ઉપકાર જેમ મહાદેવ કરે છે, તેમ વેદ મહાદેવનું વર્ણન કરે છે. કારણ કે ફળવાન્ અર્થના બોધ માટે વેદની પ્રમાણુતા શાસ્ત્રમાં કહી છે. અનાત્મ વસ્તુના જ્ઞાનથી સુખની પ્રાપ્તિરૂપ ફળ અથવા દુઃખની નિવૃત્તિરૂપ ફળ પ્રાપ્ત થતું નથી. માટે અનાત્મ વસ્તુના બોધનવડે વેદમાં પ્રમાણુતા સિદ્ધ થતી નથી. પણ સર્વાંતર્યામી મહાદેવના જ્ઞાનથી સુખની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિરૂપ ફળ થાય છે. માટે ભગવાન્ મહાદેવના બોધવડે વેદ પ્રમાણુતાને પામે છે. મહાદેવની પ્રાપ્તિની ઇચ્છામાત્રવડે બ્રહ્માથી લઇ સર્વ દેવો આ જગતમાં અનેકવાર પ્રાદુર્ભાવને તથા તિરોભાવને પામે છે. મહાદેવની પ્રાપ્તિની ઇચ્છાવડે હિમાચળની પુત્રી પાર્વતી દેવીએ ઉગ્ર તપ કર્યું હતું. આ પાર્વતી દેવી સર્વ સ્ત્રીમાં પ્રધાન છે. પૂર્વજન્મમાં પણ સતીરૂપે કરી ભગવાન્ મહાદેવની સ્ત્રી હતાં. આ ભગવાન મહાદેવના ગણેશ તથા સેનાની એવા બે મહા બળવાન્ પુત્ર છે. જયથી શોભાયમાન પ્રથમ નામનો ગણ મહાદેવનો સેનાપતિ છે. આ મહાદેવના નામગ્રહણથી જીવ સંસારરૂપી દુઃખને પામતો નથી. તેમનાં ચરણકમળનાં પૂજનથી પુરૂષોને મનવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે. શિવપુરાણમાં ભગવાન વ્યાસે કહ્યું છે કે, महादेव महादेव महादेवेति यो वदेत्। एकेनैव भवेन्मुक्तिर्द्वाभ्यां शंभुर्ऋणी भवेत् અર્થઃ— જે પુરૂષ શ્રદ્ધાવડે મહાદેવ, મહાદેવ, મહાદેવ એમ ત્રણવાર મહાદેવના નામનો ઉચ્ચાર કરે છે, તે પુરૂષને એક નામવડે મુકિતરૂપી ફળની પ્રાપ્તિ મહાદેવ કરે છે. બેવાર નામ લેવાથી મહાદેવ ભકતના ઋણી થાય છે. કારણ કે મુકિતથી અધિક

કોઇપણ પદાર્થ જગતમાં નથી કે જેની પ્રાપ્તિવડે મહાદેવ ઋણથી રહિત થાય. મહાદેવ બ્રહ્માંડમાં રહેલ વિષયભોગની ઇચ્છાથી રહિત છે. તે બ્રહ્મવિદ્યાના સમુદ્ર તથા સર્વદા શુદ્ધ છે. તે ચિત્તના નિરોધ કરવાવાળા સર્વ યોગીજનના ગુરૂ છે. આ મહાદેવથી સર્વ જગત્ ઉત્પન્ન થાય છે: ભગવાન્ મહાદેવમાં સર્વ જગત્ સ્થિત છે તથા તેમાં જ સર્વ જગત્ લયને પામે છે. ભગવાન્ મહાદેવના ગુણોનું વર્ણન કરવા કોણ પ્રાણી સમર્થ છે? કોઇપણ નથી. મહાદેવ કાશીપુરીમાં રહે છે. મુકિતની આપવાવાળી અયોધ્યા, મથુરા, કાશી, કાંચી, અવંતિકા, દ્વારિકા આ પુરીમાં કાશીપુરીનો જ અધિક સૌભાગ્ય સર્વ જીવે અનુભવ કર્યો છે. કારણ કે કાશીમાં ભોગ તથા મોક્ષ બેઉની સુલભતા છે. હે દેવો! તમારી અમરાવતી પુરી પણ કાશીસમાન નથી. કારણ કે તમારી પુરીમાં રહેલ જીવને ભૂમિલોકમાં પડવાનો સર્વદા ભય રહે છે. નાગોની ભોગવતી પુરી પણ કાશીપુરી સમાન નથી. જ્યારે અમરાવતી તથા ભોગવતી કાશી સમાન નથી, તો પછી બીજી પુરીઓની તો શી જ વાત? કાશીનું ગંગા સર્વદા સેવન કરે છે. મહાદેવ સર્વદા તે પુરીમાં રહે છે. સર્વ પુરીઓ કરતાં તેમાં સૌભાગ્યની અધિકતા છે. આથી તેને કાશીપુરી કહે છે. પ્રકાશમાન જે હોય, તે કાશી કહેવાય. આ કાશીપુરીનો રાજા દ્વિવોદાસ સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. તેણે સર્વ શત્રુને જિત્યા હતા તથા તે પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાવાળો હતો. ક્ષત્રિય ધર્મમાં તેની પ્રીતિ હતી. તે હાથી, રથ, અશ્વ તથા પાયદળ આ ચાર પ્રકારની સેનાવડે યુક્ત હતો. તે રાજા પોતે પણ અત્યંત બળવાન હતો તથા યજ્ઞાદિ કર્મમાં તત્પર રહેતો હતો. આ રીતનો દિવોદાસ નામનો રાજા કાશીપુરીમાં રહેતો હતો. તે રાજાનો પ્રતર્દન નામનો પુત્ર હાલમાં કાશીમાં રાજા છે. તે સર્વ શુભ ગુણવડે પોતાના પિતા તથા પિતામહની સમાન છે. સર્વ પ્રાણી માત્રપર તેની કૃપાદૃષ્ટિ છે. પ્રતર્દન રાજા પાસે પર્વત સમાન અનેક કોટી હાથી છે. તેની પાસે સૂર્યના અશ્વસમાન અનંત ગુણવાળા અનંતકોટી અશ્વો છે. વળી પુરારિના રથસમાન મહાન્ શબ્દ કરવાવાળા અનેક કોટી રથ પણ તેમની પાસે છે. પોતાના સરખા બળવાળા પદાતિ પણ અસંખ્યાત છે. આ પ્રતર્દન રાજા શસ્ત્રવિદ્યામાં અતિકુશળ છે. તે યુદ્ધમાં છળ રહિત છે. જો કે આ રાજા મહાદેવના પ્રસાદથી સર્વ અસ્ત્રના પ્રયોગરૂપ સંધાનને જાણે છે, નિર્મોક્ષરૂપ વિસર્ગને જાણે છે, અસ્ત્રોની મર્યાદારૂપ સ્થિતિને જાણે છે તથા ઉપસંહારરૂપ સ્થિતિને જાણે છે, છતાં તે કોઈપર અસ્ત્ર ચલાવતા નથી. કારણ કે અસ્ત્રવડે જે પુરૂષ મરાય છે, તે મારાથી મરાયો નથી. જેમ કોઈ અસમર્થ પુરૂષ શ્યેન યજ્ઞરૂપ અભિચારવડે શત્રુનો નાશ કરે છે, તેની સમાન જ તે અસ્ત્રવડે શત્રુનો નાશ કરે છે. માટે અભિચાર તથા અસ્ત્રમાં કાંઇ વિશેષતા નથી. આવો વિચાર કરી પ્રતર્દન રાજા અસ્ત્રવડે શત્રુનો નાશ કરતો નથી, પણ શત્રુને જેવા યુદ્ધની ઇચ્છા હોય છે, તેવા જ યુદ્ધની પ્રાપ્તિ

કરે છે. આ રાજા શત્રુવડે તાડન થવા પહેલાં શત્રુનો નાશ કરતો નથી, પણ શત્રુના તાડન થવા પછી તે શત્રુનો નાશ કરે છે. શત્રુવડે પ્રથમ તાડન થવા પછી તે રાજા પચાસ વર્ષથી ઉપરની ઉમરવાળા શત્રુનું હનન કરતો નથી તથા સોળની અંદરની ઉમરવાળા શત્રુને મારતો નથી. કારણ કે શૂરવીરોનો આ પ્રમાણેનો ધર્મ છે. કહ્યું છે કે,

मूर्छितं नैव विकलं नाशस्त्रं नान्ययोधिनम् ।
पलायमानं शरणं गतं नैव च हिंसयेत् ॥

અર્થઃ–મૂર્છા પામેલા શત્રુને, વ્યાકુળને, શસ્ત્ર રહિતને, અન્ય સાથે યુદ્ધ કરનારાને, નાશી જનારાને તથા શરણે આવેલા પુરૂષને શૂરવીર પુરૂષો મારતા નથી. તે રાજા બ્રાહ્મણનું, દેવનું, ગાયનું તથા વૃષભનું જરા પણ અપમાન કરતો નથી. હે દેવરાજ ! અહંકાર યુક્ત તથા ક્ષત્ર ધર્મમાં રહેલ દેવ હોય, બ્રાહ્મણ હોય અથવા તો પોતાના પિતા પિતામહ હોય, તે સર્વને હું મારા બળવડે જિતીશ, આ રીતના વ્રતવાળા પ્રતર્દન રાજાની સમીપ એક સમયપર નારદમુનિ આવ્યા. તેમની પાસે મુનિ કહેવા લાગ્યા કે, હે પ્રતર્દન રાજા ! તેં સંપૂર્ણ પૃથ્વીને જિતી છે, પણ ઇન્દ્રાદિ દેવો ક્ષત્રધર્મવડે સર્વ પૃથ્વીના રાજાઓથી બળવાન છે. કારણ કે તે દેવોની સાથે યુદ્ધ કરવા અસુર, દાનવ તથા દૈત્ય કોઇપણ સમર્થ નથી. જ્યારે અસુર, દાનવ તથા દૈત્ય પણ દેવોની સાથે યુદ્ધ કરવા સમર્થ નથી, તો પછી મનુષ્યની તો શીજ વાત ? આ લોકમાં એક ઇન્દ્રને પણ જિતવા કોઇ સમર્થ નથી, તો સંપૂર્ણ સેનાયુક્ત તથા લોકપાળયુક્ત ઇન્દ્રને જિતવા કોણ સમર્થ હોય ? કોઇપણ ઇન્દ્રને જિતવા સમર્થ નથી. આ રીતનાં નારદ મુનિનાં વચનને સાંભળી તથા પોતાની પ્રતિજ્ઞારૂપ વ્રતનું સ્મરણ કરી તે રાજા દેવોની સાથે યુદ્ધ કરવા માટે ઉત્સાહયુક્ત થઇ એકલો સ્વર્ગ પ્રતિ ગયો. હે દેવરાજ ! તે તમારી પુરીના દ્વાર આગળ આવીને ઉભો છે તથા મને દૂતને બોલાવી તેને તમારી તરફ સંદેશો કહેવા મોકલ્યો છે. તેમણે જે સંદેશો કહાવ્યો છે, તે સર્વ મેં તમને કહ્યો. હવે આપની જે રીતની ઇચ્છા હોય તે કરો. આ રીતે સર્વ સંદેશો દેવરાજ ઇન્દ્રની સમીપ તે દૂત કહેવા લાગ્યો. દૂતનાં વચન સાંભળી તથા પ્રતર્દન રાજાના અભયરૂપ પુરૂષાર્થનો વિચાર કરી ઇન્દ્ર પણ અતિ વિસ્મય પામ્યો. પોતાના ક્ષાત્ર ધર્મનું સ્મરણ કરી તે અત્યંત ક્રોધવાન્ થયો. સર્વ દેવોને સાથે લઇ તે જલદી પોતાની પુરીમાંથી બહાર નિકળ્યો. યુદ્ધ કરવા માટે આવેલા સર્વ ઇન્દ્રાદિ દેવોને જોવા છતાં તે જરાપણ પોતાના સ્થાનથી ચલાયમાન થયો નહિ. ત્યારપછી તે ઇન્દ્રને કહેવા લાગ્યો કે, હે દેવરાજ ઇન્દ્ર! હે સર્વ દેવતાઓ! તમે તીક્ષ્ણ બાણ પ્રથમ મને મારો, પછી તીક્ષ્ણ બાણવડે હું તમને મારીશ. આ રીતની મારી પ્રતિજ્ઞા છે. આ રીતનું પ્રતર્દન રાજાનું વચન સાંભળી ઇન્દ્ર સહિત સર્વ દેવો ક્રોધવડે અત્યંત મૂર્છિત થયા તથા કુંડલાકાર સેનાની રચનાવડે પ્રતર્દન રાજાને ચારે બાજુએથી વિંટી વળ્યા. "પ્રતર્દન રાજાને મારો બાંધો" આ રીતનાં

વચનો પરસ્પર દેવતાઓ બોલવા લાગ્યા તથા યુદ્ધમાં અનેક પ્રકારના વાદિત્રના શબ્દ થવા લાગ્યા. ક્રોધ યુક્ત સર્વ ઈન્દ્રાદિ દેવો પ્રતર્દન ઉપર બાણુની વૃષ્ટિ કરવા લાગ્યા. જેમ વાદળ પર્વતપર જળની વૃષ્ટિ કરે છે, તેમ દેવો તેનાપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. આથી તે રાજાનું શરીર ભેદાઈ ગયું. પછી રાજા પણ બાણવડે સર્વ દેવોને મારવા લાગ્યો. તેના બાણુથી કેટલાએક દેવોની ભુજાઓ છેદાઇ ગઇ, કેટલાએકની છાતી ચીરાઇ ગઇ. આ રીતે દેવોની સેનામાં કોઇપણ દેવ પ્રતર્દનના બાણુથી અવિદ્ધ રહ્યો નહિ, પણ સર્વ દેવો બાણુવડે વિદ્ધ થયા. ભુજાપર બાણોના પ્રહારથી ઉત્પન્ન થયલી પીડાવડે દુઃખી થયા. સર્વ દેવોની ભુજામાંથી અનેક પ્રકારનાં આયુધો ભૂમિ પર પડવા લાગ્યાં. યુદ્ધમાં પ્રતર્દન કોઇ દેવને સો બાણુવડે મારવા લાગ્યો, કોઇને પચાસ બાણુવડે મારવા લાગ્યો તથા દેવરાજ ઈન્દ્રને તો હજાર બાણુવડે મારવા લાગ્યો. જેમનાં આયુધો નીચે પડી ગયાં છે, એવા દેવોને જોઇ પ્રતર્દન પોતાના ધનુષની દોરડીને ઢીલી કરવા લાગ્યો. પ્રતર્દન રાજાના મહાન્ આયુધને જોઇ તથા તેનું પુરૂષાર્થ જોઈ ઇન્દ્ર વિસ્મય પામ્યો તથા કહેવા લાગ્યો; “હે પૃથ્વીના પતિ પ્રતર્દન રાજા! તમારા યુદ્ધ તથા પુરૂષાર્થવડે હું અત્યંત સંતુષ્ટ થયો છું. માટે તમારે જે વરદાન માંગવું હોય તે માંગો. તે વરદાન હું તમને આપીશ. તમારા યુદ્ધ તથા પુરૂષાર્થ સમાન કોઇનું યુદ્ધ તથા પુરૂષાર્થ મેં જોયું નહિ. તમારા સિવાય બીજો એવો કોણ સમર્થ છે કે, જે દેવો સહિત મારો સ્વર્ગમાં આવી પરાજય કરે તથા એક ક્ષણમાં તીક્ષ્ણ બાણ મારી સર્વ દેવોને ભેદી નાંખે. તમે જ એક સમર્થ છો.” આ રીતે જ્યારે ઇન્દ્ર કહ્યું ત્યારે પ્રતર્દન રાજા ઇન્દ્રને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો તથા ઇન્દ્રને કહેવા લાગ્યો કે, “હે દેવરાજ! તમે કહ્યું કે “દેવો સહિત મારો તમે પરાજય કર્યો.” આ કહેવાથી તમે મારી પ્રતિજ્ઞારૂપ વચનને પૂર્ણ કર્યું. હે દેવરાજ! હું દુર્બુદ્ધિ બાળકના અપરાધને ક્ષમા કરો. કારણ કે જે દેવો પુષ્પવડે તાડન કરવા યોગ્ય નથી, તે દેવોને તીક્ષ્ણ બાણવડે મેં તાડન કર્યા છે. માટે આ મારો મોટો અપરાધ છે. હે દેવરાજ! મારે પૂજવા યોગ્ય પિતા તથા પિતામહ આદિ છે. આ પિતાદિવડે પણ તમે દેવો પૂજવા યોગ્ય છો. તો પછી મારે પોતાને તમે પૂજવા યોગ્ય હો, તેમાં તો શું જ કહેવું? તમે સત્વગુણથી યુકત છો. આ કારણથી જ મારા અપરાધને નહિ ગણકારી તમે મને વરદાન આપવાનો ઉદ્યમ કર્યો છે. અમે મનુષ્યો રજોગુણ યુકત છીએ. માટે દેવોને મારવારૂપી પાપમાં અમે પ્રવૃત્ત થયા છીએ. સર્વમાં આત્મદર્શી સાધુજનને, આ વસ્તુ મારી છે તથા આ પારકી છે, એવી વિષમ બુદ્ધિ કદી હોતી નથી. હું અપરાધીને તમે વરદાન આપો છો, જેથી આ લોકમાં આપ સરખા મહાત્મા જ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ છે. કારણ કે અમે કે જેઓ અપકાર કરનારા છીએ, તેના પર પણ તમે ઉપકાર કરો છો. અપકાર કરનારાપર ઉપકાર કરવો, એ જ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે. જેમ

સ્તંભ ગૃહને ધારણ કરે છે, તેમ અપકારી પુરૂષમાં જે ઉપકારી પુરૂષ છે, તેણે સ્તંભની માફક ત્રણે લોકને ધારણ કર્યા છે. ઉપકારી પુરૂષનો સર્વ પુરૂષ ઉપકાર કરે છે, એ વાત લૌકિક પુરૂષમાં પ્રસિદ્ધ છે. પણ અમારા સરખા અપકારી પુરૂષના પર આપ સરખા મહાત્મા જ ઉપકાર કરો છો. અમે મનુષ્ય રજોગુણ યુક્ત હોવાથી પોતાના હિત કે અહિતને જાણતા નથી. કારણ કે મને મારા હિતનું તથા અહિતનું જ્ઞાન હોત તો તમે દેવોની સાથે યુદ્ધ કરવા હું કદી આવત નહિ. તેથી યુદ્ધ કરવા માટે મારૂં જે અહીં આવવું થયું છે, તે મારા હિત તથા અહિતના અજ્ઞાનનો બોધ કરે છે. જેમ કોઇ ક્ષુદ્ર જંતુ મશકાદિ અજ્ઞાનને લીધે મોટા હાથી સાથે યુદ્ધ કરવા આવે, તેમ મારા હિત તથા અહિતના જ્ઞાનથી રહિત હું પણ તમે દેવોની સાથે યુદ્ધ કરવા આવ્યો છું. અમે મનુષ્ય પોતાના હિત તથા અહિતના જ્ઞાનથી રહિત છૈએ. આથી કઇ વસ્તુ મારા હિતકારી છે, તે અમો સમજી શકતા નથી. માટે હે ત્રૈલોકયના નાથ! સર્વ દુઃખનો નાશ કરનારી જે હિતતમ વસ્તુ હોય, તે આપ જ વિચાર કરી મને આપો." આ રીતનાં પ્રતર્દન રાજાનાં વચન સાંભળી દેવરાજ ઇન્દ્ર તેને કહેવા લાગ્યો કે, હે પ્રતર્દન! યાચના વિના પોતાની બુદ્ધિથી કોઈપણ પુરૂષ કોઇને વરદાન આપતો નથી. પણ યાચના કર્યા પછી જ તેને વરદાન આપે છે. માટે તું પણ જે વરદાન માંગવું હોય તે માંગ. આ રીતનાં ઇન્દ્ર રાજાનાં વચન સાંભળી પ્રતર્દન સત્યવાદી ઇન્દ્રપ્રતિ યુક્તિ સહિત કહેવા લાગ્યો કે, હે દેવરાજ! તમે કહ્યું કે, પ્રાર્થના વિના, કોઇપણ પુરૂષ કોઇને વરદાન આપતો નથી, આ આપનું વચન સત્ય છે. પણ આપનું તે વચન ભેદદર્શીવાળા પુરૂષમાં ઘટે છે, પણ આપ સરખા સમ દ્રષ્ટિવાળા પુરૂષમાં તે વચન ઘટતું નથી. હે દેવરાજ! એવો કોણ પુરૂષ છે કે, જે અપકારી શત્રુને વરદાન આપે? એવા તો તમે જ છો. તમને દેવોને કોઇમાં વિષમદ્રષ્ટિ હોતી નથી. પણ સર્વમાં સમદ્રષ્ટિ હોય છે. આપે જો મને વરદાન આપવાની પ્રતિજ્ઞા કરી છે, તો આપની બુદ્ધિવડે મારા હિતતમનો વિચાર કરી મને વરદાન આપો. જો હું મારી ઇચ્છાથી વરદાન માગીશ તો આપની વરદેવાની જે પ્રતિજ્ઞા છે, તેને હાનિ પહોંચશે. કારણ કે વરનો અર્થ શ્રેષ્ઠ છે તથા શ્રેષ્ઠનો અર્થ હિતતમ છે. આ હિતતમ હું જાણતો નથી. માટે અજ્ઞાનવડે જે જે વર હું માગીશ, તે અશ્રેષ્ઠ થશે. અશ્રેષ્ઠનો અર્થ વર નથી. વળી આપે તો વર દેવાની પ્રતિજ્ઞા કરી છે. માટે આપની પ્રતિજ્ઞાની રક્ષા કરવા માટે આપ જ વિચાર કરી મને વરદાન આપો. આ રીતનું પ્રતર્દન રાજાનું વચન સાંભળી તથા તેની બુદ્ધિનું ચાતુર્ય જોઇ દેવરાજ ઇન્દ્ર અત્યંત સંતોષ પામ્યો.

શિષ્યઃ—હે ભગવન્! જો દેવરાજ અત્યંત સંતુષ્ટ થયા તો ઇન્દ્રની પ્રસન્નતા જ વિદ્યાની પ્રાપ્તિમાં કારણ છે. કારણ કે ગુરૂની પ્રસન્નતા વિના વિદ્યાની પ્રાપ્તિ થતી નથી, એમ શ્રુતિમાં કહ્યું છે. ઇન્દ્ર

પોતાની સત્ય પ્રતિજ્ઞાથી ચલાયમાન ન થયો, એમ કહેવાથી સિદ્ધ થાય છે કે, પ્રતર્દનને વિદ્યા આપવામાં ઇન્દ્રને કોઈ અટકાવનાર હોવું જોઈએ. છતાં પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા ઇન્દ્ર પ્રતર્દનને બ્રહ્મવિદ્યા આપવા લાગ્યા. આ અટકાવનાર કોણ છે, તે મારે જાણવું જોઈએ ?

ગુરૂઃ–હે શિષ્ય ! બ્રહ્મવેત્તા બ્રાહ્મણને બ્રહ્મવિદ્યા સંબંધી જે વચન આપ્યું, તેની સ્મૃતિ જ પ્રતિબંધ કરનારી છે. આ વચન નીચે પ્રમાણે હતું. એક સમયે અનધિકારી પુરૂષમાં પ્રાપ્ત થયલી બ્રહ્મવિદ્યા અત્યંત ખેદને પામી. તે બ્રહ્મવિદ્યા બ્રાહ્મણની પાસે જઈ કહેવા લાગી; “હે બ્રાહ્મણ ! જેમ વેશ્યા સર્વ પુરૂષવડે સેવાય છે, તેમ ધનના લોભવડે તમે બ્રહ્મવિદ્યાને વેશ્યા સમાન કરો નહિ. પણ કુલીન સ્ત્રીની માફક તમે મને ગુહ્ય રાખો તથા શ્રદ્ધાથી મારૂં સેવન કરો. આ કારણથી જ હું બ્રહ્મવિદ્યા તમને આ લોકમાં તથા પરલોકમાં અક્ષયનિધિની માફક છું. વળી હે બ્રાહ્મણો ! જો તમે એમ કહો કે, સર્વ જનના પર ઉપકાર કરવામાં મારી પ્રીતિ છે તથા અમે ઉદારતાથી યુક્ત છૈએ તથા દીનના પરઅમારી અત્યંત કૃપા છે. માટે બ્રહ્મવિદ્યાને અમે ગુહ્ય રાખી શકતા નથી. પણ હે બ્રાહ્મણ! ગુણહીન પુરૂષોને તમારે મને કદી આપવી નહિ. જેમ અત્યંત રૂપવાન્ પોતાની પુત્રી કોઇ નપુંસકને આપતું નથી, તેજ પ્રમાણે બ્રહ્મવિદ્યા અનધિકારીને આપવી નહિ. હે બ્રાહ્મણ ! ઉપર પ્રમાણેના દોષો મને નીચે પ્રમાણે દોષ આપવાવાળા છેઃ– ગુણવાન્ પુરૂષમાં દોષના આરોપણરૂપ નિંદા, કુટિલતા, ઇન્દ્રિયોની અધીનતા, નિત્ય સ્ત્રીઓનો સંગ, અનમ્રતા, શરીર, મન તથા વચનવડે ગુરૂની ભકિતથી રહિત થવું, ઈત્યાદિ દોષ જે પુરૂષમાં હોય, તેવા પુરૂષને બ્રહ્મવિદ્યા તમારે કદી આપવી નહિ. આટલા દોષથી જે પુરૂષ રહિત હોય તથા શમદમાદિ ગુણવડે જે યુકત હોય, તેને બ્રહ્મવિદ્યા આપવી. નહિ તો મને ગુહ્ય રાખવી. આ બેપક્ષમાં કોઇ પણ પક્ષને જો તમે અંગીકાર કરશો તો તમને કામધેનુની માફક મનવાંછિત પદાર્થની હું પ્રાપ્તિ કરીશ. જો તમે ધનના લોભવડે ગુણહીન પુરૂષને બ્રહ્મવિદ્યા આપશો તો ફળથી રહિત લતાની માફક હું બંધાઈશ. હે બ્રાહ્મણ ! પૂર્વોક્ત દોષવાન્ પુરૂષને વિદ્યા આપવી નહિ. સર્વ જનના ઉપકાર અર્થે યુકિત સહિત વચન હું જે કહું છું, તે તમે સાંભળો. શિષ્યના હૃદયમાં રહેલ અજ્ઞાનરૂપ અંધકારને સૂર્યાદિ દેવતા પણ નાશ કરી શકતા નથી. આવા શિષ્યના અજ્ઞાનરૂપ અંધકારને જે ગુરૂ આત્મસાક્ષાત્કારવડે નાશ કરે છે તથા તું બ્રહ્મસ્વરૂપે છે, આવા મહાવાકયરૂપ અમૃતને જે ગુરૂ પાવન કરાવે છે, તે ગુરૂ મહાવાકયરૂપી અમૃતવડે શિષ્યના કર્ણને દુઃખથી રહિત કરે છે. ગુરૂ અનંત યુકિતવડે શિષ્યને સર્વદા આત્માનો ભોગ કરે છે. આથી ગુરૂ જ મુમુક્ષુ પુરૂષના પિતા તથા માતારૂપ છે. ગુરૂથી ભિન્ન બીજો કોઇ પિતા માતારૂપે નથી. કારણ કે ગુરૂની બ્રહ્મવિદ્યારૂપ સંપ્રદાયમાં પ્રવેશ કરાવવાથી જ સર્વ જન્મમર-

ણાદિ દુઃખનો નાશ થાય છે. લૌકિક માતા પિતાની સંતતિવિશે પ્રવેશ થવાથી પુત્રને જન્મમરણાદિ દુઃખની નિવૃત્તિ થતી નથી. પણ ઉલટી જન્મમરણાદિ દુઃખની પ્રાપ્તિ થાય છે. માટે જન્મમરણરૂપ દુઃખની નિવૃત્તિનો ઉપાય બ્રહ્મવિદ્યારૂપ ગુરૂસંપ્રદાય વિના બીજો કોઇ નથી. પણ બ્રહ્મવિદ્યારૂપ ગુરૂસંપ્રદાય જ જન્મ-મરણરૂપ દુઃખની નિવૃત્તિનો ઉપાય છે. માટે ગુરૂ જ મુમુક્ષુ જનના પિતા માતા-રૂપ છે. પિતા માતા શબ્દનો અર્થ પણ ગુરૂમાં જ ઘટે છે. પણ લૌકિક માતા પિતામાં ઘટતો નથી. કારણ કે જે રક્ષણ કરનાર છે, તે પિતા કહેવાય છે તથા પૂજા કરનારનું નામ માતા છે. તેમાં આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિવડે જન્મમરણ-રૂપ સંસારના ભયથી મુમુક્ષુ જનની ગુરૂ પરીક્ષા કરે છે. માટે ગુરૂ જ પિતા છે. વળી આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ-રૂપ સ્વરાજ્યમાં શિષ્યને ગુરૂ જ સ્થાપન કરે છે, માટે ગુરૂ જ માતા છે. આવા ગુરૂ સાથે શરીર, વાણી તથા મનવડે કદાપિ મુમુક્ષુજને દ્રોહ કરવો નહિ. તેમાં તાડનાદિ શરીરકૃત દ્રોહ છે, અનુ-ચિત વચનનો ઉચ્ચાર વાણીકૃત દ્રોહ છે તથા અનિષ્ટનું ચિંતન મનકૃત દ્રોહ છે. વાણીકૃત દ્રોહનું ફળ શાસ્ત્રમાં કહ્યું છે કે,

"गुरुं हुंकृत्य तुं कृत्य विप्रान्निर्जित्य वादतः॥
स्मशाने जायते वृक्षः कंकगृध्रोपसेवितः॥

જે પુરૂષ પોતાના ગુરૂને હું કરી બોલાવે છે અથવા તું કરી બોલાવે છે, જે પુરૂષ બ્રાહ્મણને વાદવડે જિતે છે, તે પુરૂષ સ્મશાન ભૂમિમાં વૃક્ષ શરીરને પામે છે તથા માંસના ભક્ષણ કરનારા કંક ગૃધ્ર આદિ પક્ષીવડે તે વૃક્ષ સેવાય છે. અર્થાત્ જો કે સંપૂર્ણ વૃક્ષશરીર પાપનું ફળ છે, છતાં સ્મશાન ભૂમિમાં વૃક્ષશરીરની પ્રાપ્તિ અત્યંત ઉગ્ર પાપનું ફળ છે. કારણ કે સ્મશાન ભૂમિનું વૃક્ષ સર્વદા સ્મશાનના અગ્નિવડે દાહને પામે છે. માટે કોઇ પ્રકારે પુરૂષે પણ ગુરૂનો દ્રોહ કરવો નહિ. હે બ્રાહ્મણ! ગુરૂની સાથે દ્રોહ ન કરવો, પણ ગુરૂની સેવા કરવી, એમ જે મેં વચન કહ્યું, તે બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂના સંબંધમાં કહ્યું. પણ વેદનું તો રહસ્ય એમ છે કે, લૌકિક વિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂ સાથે પણ પુરૂષે કદાપિ દ્રોહ કરવો નહિ. આ કારણથી જ લોકમાં જે અધ્યાપક પુરૂષે જે શિષ્યને લૌકિક વિદ્યા અધ્યયન કરાવી છે, તે અધ્યાપકને તે શિષ્ય ગુરૂ કરી માને છે. અર્થાત્ બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂમાં તથા લૌકિકવિદ્યા આપનારા ગુરૂમાં જે શિષ્ય શ્રદ્ધા તથા ભક્તિ રાખે છે, તેને વિદ્યા સફળ થાય છે. જે શિષ્ય શ્રદ્ધા ભકિતથી રહિત હોય છે, તેની વિદ્યા નિષ્ફળ થાય છે. માટે હે બ્રાહ્મણ! જો તને બ્રહ્મવિદ્યા કહેવાની ઇચ્છા હોય તથા મારી રક્ષા કરવામાં તારો અભિપ્રાય હોય તો ગુણવાન્ શિષ્યને જ બ્રહ્મવિદ્યા કહેવી. જે શિષ્ય ગુરૂનો ભકત હોય, બ્રહ્મવિદ્યાના શ્રવણમાં જેની શ્રદ્ધા હોય, પ્રમાદથી રહિત હોય, અર્થના ધારણમાં જેની બુદ્ધિ કુશળ હોય તથા બ્રહ્મચર્યવડે યુકત હોય, એવા અધિકારી શિષ્ય વિના કોઇને પણ તારે બ્રહ્મવિદ્યા કહેવી નહિ."

આ રીતના બ્રહ્મવેત્તાપ્રતિ બ્રહ્મવિદ્યાના વચનનું સ્મરણ કરી સત્યપાશવડે બંધાયલો ઇન્દ્ર પરમ સંશયને પામ્યો. અર્થાત્ પ્રતર્દન રાજાને બ્રહ્મવિદ્યા શું આપવા યોગ્ય છે અથવા આપવા યોગ્ય નથી, આ રીતના સંશયને પ્રાપ્ત થયલો ઇન્દ્ર ફરી વિચાર કરવા લાગ્યો. બ્રહ્મવિદ્યાએ અધિકારી શિષ્યના જે ગુણ કહ્યા છે, તે સર્વ ગુણ યુક્ત પ્રતર્દન રાજા નથી. જો કે કંઈ એક ગુણ પ્રતર્દન રાજામાં છે, છતાં આ મારો શત્રુ છે, માટે એને બ્રહ્મવિદ્યા આપવા યોગ્ય નથી, અથવા પ્રતર્દન રાજાએ, હું વરદાન આપવાનો છું, જેથી શત્રુતાનો ત્યાગ કર્યો છે. માટે અધિકારી શિષ્યના ગુણવડે પ્રતર્દન રાજા યુક્ત છે. આ કારણથી એને બ્રહ્મવિદ્યા આપવા યોગ્ય છે. અહીં અત્યંત વિચાર કરવાનું કાંઇ પ્રયોજન નથી, કે પ્રતર્દન રાજા અધિકારી શિષ્યના ગુણવાળો છે કે નથી. સર્વથા આ રાજાને અત્યંત હિતવાળી વિદ્યા હું કહીશ, એવી મેં પૂર્વે પ્રતિજ્ઞા કરી છે. આ પ્રતિજ્ઞાને બ્રહ્મવિદ્યાના દાનથી હું સત્ય કરીશ. અર્થાત્ જ્યાં પરસ્પર બે વાકયનો વિરોધ હોય છે, તેમાં એક વાકય પ્રબળ હોય છે તથા એક વાકય દુર્બળ હોય છે. જે વાકયની કોઇ પ્રકારે ગતિ ન હોઇ શકે, તે વાકય પ્રબળ છે તથા જે વાકયની કોઇ પ્રકારે ગતિ હોઇ શકે, તે વાકય દુર્બળ હોય છે. આ પ્રસંગે બ્રહ્મવિદ્યાનું જે વચન છે, તેની ગતિ થઇ શકે છે, માટે દુર્બળ છે. કારણ કે બ્રહ્મવિદ્યાના અધિકારી બે રીતના હોઇ શકે છેઃ—એક ઉત્તમ અધિકારી તથા બીજો મધ્યમ અધિકારી છે. તેમાં સ્ત્રીસંગથી રહિત વિરકત સંન્યાસી ઉત્તમ અધિકારી છે તથા ગૃહસ્થ મધ્યમ અધિકારી છે. આ રાજા ગૃહસ્થ છે, માટે મધ્યમ અધિકારી છે. આ રીતે બ્રહ્મવિદ્યાના વચનની ગતિ થઈ શકે છે. नानृतं वदेत् અર્થઃ—પુરૂષે મિથ્યા વચન કહેવું નહિ, આ વચનથી વિદ્યા આપ્યા વિના અન્ય ગતિ નથી. માટે આ વચન વિદ્યાવાકયથી પ્રબળ છે. આ રીતનો વિચાર કરી દેવરાજ ઇન્દ્ર પ્રતર્દન રાજાને કહેવા લાગ્યો; હે પ્રતર્દન રાજા! મને તું ઇન્દ્ર જાણ. હું સર્વ જગતના આત્મારૂપ છું, બુદ્ધિ આદિના સાક્ષીરૂપે છું તથા જેમ આકાશ સર્વને વ્યાપી રહે છે, તેમ સર્વ જગતને બહાર તથા અંદર વ્યાપીને હું રહેલ છું. સ્વપ્ન તુલ્ય સર્વ સ્થૂલ સૂક્ષ્મ જગતથી હું રહિત છું. આથી હું તુરીય શિવરૂપે છું. દેશ કાળ તથા વસ્તુ પરિચ્છેદથી હું રહિત છું. સજાતીય, વિજાતીય તથા સ્વગત, આ ત્રણ પ્રકારના ભેદરૂપ બીજને દાહ કરનાર અગ્નિરૂપે હું છું. વળી જેમ કલ્પિત સર્પ દંડાદિનું અધિષ્ઠાન રજ્જુ છે, તેમ સ્થૂળ સૂક્ષ્મ સર્વ પ્રપંચનું અધિષ્ઠાન હું છુ. આ કારણથીજ હું એકરૂપે છું. અર્થાત્ જેમ રજ્જુરૂપ અધિષ્ઠાન સ્વવિષયક જ્ઞાનદ્વારા કલ્પિત સર્પ દંડાદિનો નાશ કરે છે, તેમ હું અધિષ્ઠાન આત્મા પણ સ્વવિષયક જ્ઞાનદ્વારા સર્વ કલ્પિત પ્રપંચનો નાશ કરનાર છું. માયાવિશિષ્ઠ હું જ ઇશ્વર છું. હે પ્રતર્દન!

આવું જે મારૂં સ્વરૂપ છે, તેને વિશેષે કરી તું જાણ. મારા સ્વરૂપનું જ્ઞાન જ તમે મનુષ્યને માટે હિતતમ છે. યજ્ઞાદિ કર્મનું ફળ જે સ્વર્ગનું સુખ છે તથા તેના સાધનરૂપે જે અપ્સરાદિક છે, તે સર્વ બંધનના કારણરૂપે છે. માટે તે મનુષ્યને હિતકર્તા નથી. વળી ઉપાસનાનું ફળ જે બ્રહ્મલોકનું સુખ છે તથા તે સુખનાં જે સાધન છે, તે સર્વ બંધનના હેતુરૂપ છે. માટે મનુષ્યને માટે હિતકર્તા નથી. તો મનુષ્યલોકમાં રહેલ જે વનિતાદિ વિષયજન્ય સુખ છે, તે અત્યંત અલ્પ છે તથા શીઘ્ર નાશવાન્ છે. આવું મનુષ્યલોકનું સુખ મનુષ્યને માટે કેવી રીતે હિતવાળું હોય? ન જ હોય. હે પ્રતર્દન! જેમ કદલીનો સ્તંભ સારથી રહિત હોય છે, તેમ સર્વ શરીર સારથી રહિત છે. જેમ જળમાં ઉત્પન્ન થયેલ બુદ્બુદ્ ક્ષણમાં નાશ પામે છે, તેમ સંપૂર્ણ શરીર નાશવાન્ છે. આવા અનિત્ય શરીરમાં વનિતાદિ સાધનવડે ઉત્પન્ન થયેલ જે સુખ છે, તે કેવળ દુઃખરૂપજ છે. આત્મારૂપ હું ઈન્દ્ર જ એક સુખરૂપે છું. માટે હે પ્રતર્દન! આ પ્રપંચમાં કોઇ કાળે કોઈ પણ વસ્તુ હિતવાળી નથી.

## આત્મજ્ઞાન હિતતમ,

**જ્યારે પ્રપંચમાં કોઈ વસ્તુ હિતવાળી નથી, તો પછી હિતતર તથા હિતતમની તો આશા કયાંથીજ હોય? અર્થાત્ હિતથી જે અધિક હોય, તેનું નામ હિતતર છે તથા હિતતરથી જે અધિક હોય તે હિતતમ છે. આનંદ સ્વરૂપ હું ઇન્દ્રથી ભિન્ન કોઇ પણ** અનાત્મ પદાર્થ હિત, હિતતર કે હિતતમરૂપે નથી.

શિષ્યઃ–હે દેવરાજ ઇન્દ્ર! લોકમાં જો કોઇપણ પદાર્થ હિત કે હિતતર ન હોય તો પૂર્વ આપે આત્મજ્ઞાનને હિતતમ કહ્યું, તે કેવી રીતે બની શકે? કારણ કે હિત તથા હિતતરની અપેક્ષાવડે હિતતમ કહેવાય છે.

ગુરૂઃ–હે પ્રતર્દન! જેમ કલ્પિત ત્રણ શરીરની અપેક્ષાવડે શુદ્ધ આત્માને તુરીય કહે છે, તેમ ભ્રાંતિજ્ઞાનવડે સિદ્ધ જે હિત તથા હિતતર છે, તેની અપેક્ષાવડે આત્મજ્ઞાનને હિતતમ કહ્યું છે. મનુષ્યનું તથા દેવતાનું જે વિષયજન્ય સુખ છે, તે પુરૂષના હિતરૂપે છે તથા તે વિષયજન્ય સુખથી વૈરાગ્ય હિતતર છે અને વૈરાગ્યથી આત્મજ્ઞાન હિતતમ છે.

શિષ્યઃ–હે ભગવન્! મનુષ્ય લોકનું વિષયજન્ય સુખ તથા સ્વર્ગાદિ લોકનું વિષયજન્ય સુખ હિતરૂપે છે તથા વૈરાગ્ય હિતતર રૂપે છે, એમ પૂર્વ આપે કહ્યું તે સંભવી શકે નહિ. કારણ કે મનુષ્ય લોકના સુખથી સ્વર્ગાદિ લોકનું સુખ ઉત્કૃષ્ટ છે. માટે મનુષ્ય લોકનું સુખ હિતરૂપે છે. સ્વર્ગાદિ લોકનું સુખ હિતતરરૂપે છે, પણ વૈરાગ્યને હિતતરપણું બને નહિ.

ગુરૂઃ–મનુષ્ય લોકના સુખથી સ્વર્ગાદિ લોકના સુખમાં જે વિશેષતા તમે કહી, તે વિશેષતા સ્વરૂપથી છે અથવા શું સાધનથી છે? તેમાં સ્વરૂપથી

વિશેષતા છે, આ પ્રથમ પક્ષ સંભવી શકે નહિ. કારણ કે મનુષ્યલોકનું જે વિષયજન્ય સુખ છે, સ્વર્ગ લોકનું જે વિષયજન્ય સુખ છે તથા બ્રહ્મલોકનું જે વિષયજન્ય સુખ છે, તે સર્વ સુખમાં અનુકૂલતાનો ધર્મ સમાન છે. માટે સ્વરૂપથી સ્વર્ગાદિ સુખમાં વિશેષતા સંભવતી નથી. વળી સાધનની વિશેષતાથી સ્વર્ગાદિ સુખની વિશેષતા છે, એ બીજો પક્ષ પણ સંભવી શકે નહિ. કારણ કે જેમ સ્વર્ગાદિ લોકમાં રહેલ દેહધારી જીવોને અનેક પ્રકારનો આહાર છે, ચક્ષુ આદિ ઈન્દ્રિયયુકત શરીર છે તથા મનોરમ સ્ત્રીઓ છે, તેમ મનુષ્ય લોકમાં રહેલ દેહધારી જીવને પણ અનેક પ્રકારનો આહાર છે, નેત્રાદિ ઇન્દ્રિયયુકત શરીર છે તથા મનોરમ સ્ત્રીઓ છે. અર્થાત્ જેમ અમૃતના પાનથી દેવોની તૃપ્તિ થાય છે, તેમ વ્રીહિયવાદિ અન્નના ભક્ષણથી મનુષ્યની તૃપ્તિ થાય છે. તેવીજ રીતે તૃણાદિના ભક્ષણથી પશુ આદિની તૃપ્તિ થાય છે. જેમ સ્વર્ગાદિ લોકમાં રહેલ સ્ત્રીઓ હોય છે તેમ મનુષ્યલોકમાં રહેલ સ્ત્રી પણ પુરૂષના સુખના સાધનરૂપે છે. આ પ્રમાણે સર્વ સાધનની સમાનતા છે.

શિષ્યઃ—હે ભગવન્! મનુષ્ય લોકનું સુખ પરાધીન છે માટે નિકૃષ્ટ છે તથા સ્વર્ગાદિ લોકનું સુખ પરાધીન નહિ હોવાથી ઉત્કૃષ્ટ છે.

ગુરૂઃ—હે પ્રતર્દન! જેમ રાજાની સેવાથી પ્રાપ્ત થયેલ લૌકિક સુખ પરાધીન છે, તેમ દેવોના આરાધનથી પ્રાપ્ત થયેલ બ્રહ્મલોકનું સુખ તથા સ્વર્ગ લોકનું સુખ પણ પરાધીન છે. માટે સર્વલોકમાં જીવને પરાધીનતા સમાન છે. સ્વતંત્રતા કોઈપણ લોકમાં નથી. કારણ કે આપણુ સર્વથી અધિક હિરણ્યગર્ભ પણ અંતર્યામી ઇશ્વરને અધીન છે. વળી હું ઈન્દ્ર હિરણ્યગર્ભને અધીન છું. જ્યારે હિરણ્યગર્ભ તથા હું ઇન્દ્ર પણ પરાધીન છીએ તો અન્ય લોકમાં સ્વતંત્રતા કયાથી જ હોય? મનુષ્ય લોકથી માંડી હિરણ્યગર્ભના લોકપર્યંત જેટલું વિષયજન્ય સુખ છે, તે સર્વ સાતિશય દોષવડે યુકત છે. માટે સમાન છે. કારણકે અંતર્યામી ઇશ્વરના આનંદથી સો ગણો ઓછો હિરણ્યગર્ભનો આનંદ છે. હિરણ્યગર્ભના આનંદથી સોગણો ઓછો પ્રજાપતિનો આનંદ છે. પ્રજાપતિના આનંદથી સોગણો ઓછો ઇન્દ્રનો આનંદ છે. જ્યારે હિરણ્યગર્ભનો વિષયજન્ય આનંદ તથા ઇન્દ્રનો આનંદ પણ સાતિશય દોષયુકત હોય તો પછી બીજા આનંદની તો શી જ વાત! હે પ્રતર્દન! જેમ મનુષ્યને મનુષ્ય લોકની સ્ત્રીના આલિંગનથી સુખ ઉત્પન્ન થાય છે, તેમજ હિરણ્યગર્ભને સ્ત્રીના આલિંગનથી સુખ થાય છે. વિષયજન્ય સુખમાં જરા પણ વિશેષતા નથી. માટે સ્વર્ગાદિ સુખને હિતતરતા સંભવતી નથી. પણ વિષયજન્ય સુખ મને નહિ થાઓ, એવો જે વૈરાગ્ય છે, તે જ હિતતર છે. કારણ કે વિષયજન્ય જેટલાં સુખો છે, તે સર્વ ઘટાદિની માફક નાશને પામે છે. પણ વૈરાગ્યરૂપ સુખ ઉત્તમ પુરૂષને એકવાર ઉત્પન્ન થયા પછી

નાશને પામતું નથી. પણ દિવસે દિવસે વૃદ્ધિને પામે છે. માટે વિષયજન્ય સુખથી વૈરાગ્ય હિતતર છે. જેમ વમન કરેલ અન્નમાં તથા વિષ્ઠાદિમાં મનુષ્યના વૈરાગ્યમાં કેવળ દોષદૃષ્ટિ કારણ છે, તેમ વિષયજન્ય સુખમાં દોષદૃષ્ટિ જ વૈરાગ્યનું કારણ છે. દોષદૃષ્ટિથી ભિન્ન કોઇ વૈરાગ્યનું કારણ નથી. વિષયજન્ય સુખમાં બાહ્ય ધનાદિ અનેક કારણ છે. માટે વિષયસુખથી વૈરાગ્યરૂપ સુખ હિતતર છે. જે પુરૂષને વિષયમાં દોષદર્શનથી વૈરાગ્ય ઉત્પન્ન નથી થતો, પણ વિષયસુખમાં ઇચ્છા અધિક થતી જાય છે, એવા વૈરાગ્ય રહિત પુરૂષને, આ મારાથી અધિક સુખી છે તથા એને જે સુખનું સાધન છે તે મને નથી, આ રીતની વિષમતા જ્ઞાનરૂપ અગ્નિ સર્વદા દાહ કરે છે. અર્થાત્ બ્રહ્મલોકપર્યંત વિષયજન્ય સર્વ સુખની પ્રાપ્તિ થવા છતાં દીનતાની નિવૃત્તિ થતી નથી. પણ વૈરાગ્યની પ્રાપ્તિ થવાથી દીનતાની નિવૃત્તિ થાય છે. આથી જ વૈરાગ્ય હિતતર છે. વૈરાગ્યથી હું આનંદસ્વરૂપ આત્મા છું, એવું જે અદ્વિતીય આત્માનું જ્ઞાન છે, તે હિતતમ છે. કારણ કે વૈરાગ્યથી મૂલ અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. માટે મિથ્યા જ્ઞાનજન્ય સંસ્કારથી વૈરાગ્યવાન્ પુરૂષને ભય હોય છે. અદ્વિતીય આત્માના જ્ઞાનથી મૂલ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. માટે જ્ઞાનવાન્ પુરૂષને મિથ્યાજ્ઞાનજન્ય સંસ્કારથી ભય થતો નથી. આ કારણથી વૈરાગ્ય કરતાં અદ્વિતીય આત્માનું જ્ઞાન હિતતમ છે. આત્મસ્વરૂપ આનંદના ભાનમાં પ્રતિબંધ કરનાર દુઃખની નિવૃત્તિમાં વૈરાગ્ય કારણરૂપે છે. આત્મસ્વરૂપ આનંદના ભાનમાં વૈરાગ્ય, સાક્ષાત્કારણ નથી, પણ પરંપરા કારણ છે તથા અદ્વિતીય આત્માનું જ્ઞાન, આત્મસ્વરૂપ આનંદના જ્ઞાનમાં સાક્ષાત્કારણ છે. માટે આત્મજ્ઞાન વૈરાગ્યથી હિતતમ છે. વળી હે પ્રતર્દન! ઇન્દ્રસ્વરૂપ આત્માના જ્ઞાનથી ભિન્ન કોઇપણ વસ્તુ લોકમાં હિતતમ નથી, પણ આત્મજ્ઞાન જ હિતતમ છે. વળી હે પ્રતર્દન! બ્રહ્મહત્યાથી લઇ જે પાપ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, જે પાપવડે અનંત કોટી કલ્પમાં જીવને અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે, એવું બ્રહ્મહત્યાદિ પાપ બ્રહ્મવેત્તાને સ્પર્શ કરી શકતું નથી. આ રીતના મારા વચનને આત્મજ્ઞાનની સ્તુતિરૂપ અર્થવાદરૂપે તારે જાણવી નહિ, પણ યથાર્થરૂપે જાણવી. કારણ કે આત્મજ્ઞાનના પ્રભાવથી કોઇપણ પાપ મને સ્પર્શ કરતું નથી. આ અર્થનો વિસ્તાર કરી હું તમને કહું છું, તે તમે સાંભળો. ત્રણ લોકનો રાજા હું ઇન્દ્ર પણ મારી રક્ષા કરવા માટે તથા પ્રજાની રક્ષા કરવા માટે અનંત પાપને કરૂં છું. છતાં આત્મસાક્ષાત્કારના પ્રભાવથી તે પાપવડે મારૂં રોમ પણ છેદન થતું નથી.

## આત્મજ્ઞાનથી પાપનો નાશ.

હે પ્રતર્દન! એક સમય પર તુષ્ટ નામના દેવનો પુત્ર, વિશ્વરૂપ દેવોનો પુરોહિત થયો. આ વિશ્વરૂપ કોઇ સ્થળે દૈત્યોની ભગિનીથી ઉત્પન્ન

થયો હતો. આ વિશ્વરૂપને ત્રણ મસ્તક હતાં. એક સાત્વિક સ્વભાવવાળું, બીજું રાજસ સ્વભાવવાળું તથા ત્રીજું તામસ સ્વભાવવાળું હતું. દેવોને અનુસરી વિશ્વરૂપ સાત્વિકભાવવડે અમૃતનું પાન કરવા લાગ્યો. અસુરોને અનુસરી વિશ્વરૂપ તામસ મુખવડે સુરાનું પાન કરતો હતો તથા રાજસ મુખવડે વિશ્વરૂપ મનુષ્યોની માફક અન્નાદિનું ભક્ષણ કરતો હતો. આ વિશ્વરૂપ કોઇ સમયપર કોઇ યજ્ઞમાં ઋત્વિક્ થઇ દેવોને ઉંચે સ્વરે યજ્ઞના ભાગ આપતો હતો તથા પોતાના પક્ષપાતી અસુરને પણ મંદસ્વરવડે યજ્ઞના ભાગ આપતો હતો.

શિષ્યઃ–હે ભગવન્! વિશ્વરૂપ જેમ દેવોને યજ્ઞનો ભાગ પ્રત્યક્ષ આપતો હતો, તેમ અસુરોને પ્રત્યક્ષ ભાગ કેમ નહોતો આપતો?

ગુરૂઃ–યજ્ઞના ભાગી અસુર નથી, માટે તેને પ્રત્યક્ષ યજ્ઞનો ભાગ આપવો સંભવતો નથી. આ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે. જેમ કોઇ ચાર પુરૂષને રાજાએ એક ગામ આપવાથી તે ચારે પુરૂષો ગામના ભાગી હોય છે. તે ગામમાં પિશુન વૃત્તિથી જીવવાવાળા કેટલાક દુષ્ટ પુરૂષ પણ રહે છે. જો કે ગામના ભાગી નથી. છતાં તે દુષ્ટ પુરૂષને ગામનો ભાગ મળે છે. આ રીતે દુષ્ટ પુરૂષને ગામનો ભાગ જો કે મળે છે, પણ પ્રસિદ્ધ રીતે મળતો નથી; તથા ચાર ભાગી પુરૂષને ગામનો ભાગ પ્રસિદ્ધ રીતે મળે છે. ભાગથી રહિત પુરૂષને જે ભાગ આપવાનો હોય છે, તે ગામના સ્વામીને અનર્થ કરનારો છે. કારણ કે અપ્રસિદ્ધ ભાગની પ્રાપ્તિવડે ધીમે ધીમે સામર્થ્યને પ્રાપ્ત થયલો દુષ્ટ પુરૂષ એક સમયે ગામના સ્વામીને મારે છે તથા ગામ આદિ સંપતનું હરણ કરે છે. માટે ભાગથી રહિત પુરૂષને ભાગની પ્રાપ્તિ સ્વામીના અનર્થના કારણરૂપે છે, આ વાત લોકપ્રસિદ્ધ છે. આ રીતનો વિચાર કરી તથા દેવોને અનિષ્ટ કરનારી અસુરોને યજ્ઞભાગની પ્રાપ્તિરૂપ વિશ્વરૂપની ક્રિયા છે, તે જોઇ વિશ્વરૂપ પુરોહિતના સંબંધમાં હું ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો. મેં જોયું કે, આ વિશ્વરૂપ પુરોહિત મારા શત્રુ અસુરોના હિતની ઇચ્છા કરે છે. માટે મારો તથા દેશનો આ નાશ કરશે. માટે આ દુરાત્મા વિશ્વરૂપ મારવા યોગ્ય છે.

## વિશ્વરૂપનો દુરાત્મભાવ.

વિશ્વાસયુકત દેવોનો નાશ કરવા માટે આ વિશ્વરૂપ મારા શત્રુઓને યજ્ઞ ભાગ આપેછે. માટે આ વિશ્વરૂપ દુરાત્મા છે. વિશ્વઘાતી પુરૂષને લોકમાં પણ દુરાત્મા કહે છે. જે પુરૂષ જેના અન્નને સર્વદા ભોજન કરે છે, તે અન્નનો ભોકતાપુરૂષ તે અન્નદાતા પુરૂષના આત્મારૂપ થાય છે. વળી આત્મદ્રોહી પુરૂષ અત્યંત પાપવાન્ હોય છે. આ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે. આ વિશ્વરૂપ સર્વદા દેવોના અન્નનું ભોજન કરે છે. માટે દેવો વિશ્વરૂપના આત્મારૂપ છે. અમારી સાથે દ્રોહને કરતો આ વિશ્વરૂપ પોતાના આત્માની સાથે દ્રોહને કરે છે. આત્મદ્રોહી પુરૂષ સમાન કોઇ પાપી નથી,

જો કે આ વિશ્વરૂપ વેદવેત્તા છે, બ્રાહ્મણ છે તથા અમો દેવોનો પુરોહિત છે, માટે મારવા યોગ્ય નથી. છતાં યજમાનના નાશ માટે એણે ઉદ્યમ કર્યો છે. માટે આ દુરાત્મા વિશ્વરૂપ અવશ્ય મારવા યોગ્ય છે. હે પ્રતર્દન! આ રીતનો વિચાર કરી મેં ઇન્દ્રે દેવોની સભામાં વિશ્વરૂપનાં ત્રણ મસ્તકને વજ્રવડે છેદન કર્યાં. આવું પાપકર્મ કરવા છતાં આત્મજ્ઞાનના પ્રભાવથી મારૂં રોમ માત્ર પણ છેદન થયું નહિ. હે પ્રતર્દન! આત્મજ્ઞાનના પ્રભાવને લીધે વેદાન્તવિચારથી રહિત કરોડ સંન્યાસીને મારવા છતાં મને પાપનો સ્પર્શ થયો નહિ. એક વખત એક દેશમાં કરોડ સંન્યાસી એકઠા થયા હતા. તે સંન્યાસીની વર્ણાશ્રમના આચારમાં પ્રીતિ હતી. ગૃહસ્થ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત, આ ચાર આશ્રમમાં ઉત્તમ જે સંન્યસ્ત આશ્રમ, તેવડે તેઓ યુક્ત હતા. પણ આ ઇન્દ્ર મારા આત્મારૂપ છે, એવા સર્વાત્મજ્ઞાનથી તેઓ રહિત હતા. આવા બહિર્મુખ સંન્યાસીને મેં પૂછયું કે, તમે સર્વે કોણ છો? જ્યારે મેં આ પ્રમાણે પૂછયું ત્યારે તે સંન્યાસી મને કહેવા લાગ્યા કે, વર્ણાશ્રમના કર્મને કરનારા અમે સંન્યાસી છીએ, એમ કહી તે સંન્યાસી દેવથી મોહિત થયલા મને કહેવા લાગ્યા કે, તમે કોણ છો? અમે સંન્યાસીને પૂછવા માટે તમે શા માટે આવ્યા છો? આ રીતે નિરાદરયુક્ત સંન્યાસીઓનાં વચન સાંભળી કૃપાયુક્ત હું ઇન્દ્ર તે સંન્યાસીઓને કહેવા લાગ્યો; હે સંન્યાસીઓ! તમો સર્વના આત્મારૂપ હું ઇંદ્ર છું. આવાં મારાં વચન સાંભળી તે સર્વ સંન્યાસી ક્રોધયુક્ત થયા. આ સંન્યાસીઓ જો કે મૂર્ખ હતા, છતાં તેઓ પોતાને પંડિત માનતા હતા. આ સંન્યાસી દેવથી મોહિત થયલા ફરી નિરાદરવાળાં વચન મને નીચે પ્રમાણે કહેવા લાગ્યા; શરીરરૂપી વિગ્રહવાળા તમે કેવી રીતે ઇન્દ્ર થશો? અર્થાત્ ઇન્દ્ર એવો શબ્દ તથા ઇન્દ્ર શબ્દનો અર્થ આ બેઉથી ભિન્ન કોઇ ઇન્દ્ર સંભવતો નથી. તેમાં ઇન્દ્ર શબ્દને ઇન્દ્ર કહે છે, આ પ્રથમ પક્ષમાં વિગ્રહવાન્ તમને ઇન્દ્રરૂપતા સંભવતી નથી. વળી ઇન્દ્ર શબ્દના અર્થને ઇન્દ્ર કહે છે, આ બીજા પક્ષમાં પણ વિગ્રહ, હવિષનો ભોગ, ઐશ્વર્ય, પ્રસન્નતા, ફળનું પ્રદાન, આમ વિગ્રહ આદિ પાંચ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, અથવા શું તમે કહેલ હું સર્વ સંન્યાસીના આત્મારૂપ છું, તે ઇન્દ્ર શબ્દનો અર્થ છે? તેમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે શરીરરૂપ વિગ્રહવિશિષ્ટ દેવતાવિશેષ જો ઇન્દ્ર શબ્દનો અર્થ હોય તો જેમ યજ્ઞમાં અતિથિને પ્રત્યક્ષ જ્ઞાન હોય છે તેમ ઇન્દ્રને પણ પ્રત્યક્ષ જ્ઞાન થવું જોઇએ. પણ ઇન્દ્રનું યજ્ઞમાં પ્રત્યક્ષ જ્ઞાન હોતું નથી, માટે શરીરરૂપ વિગ્રહવાન્ દેવતાવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ સંભવતો નથી. વળી હવિષ અન્નના ભોગરૂપ વિશેષણ વિશિષ્ટ દેવવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે જેમ અતિથિને યજ્ઞમાં આપેલ અન્નને અતિથિ ભોજન કરે છે, આ સર્વ લોક પ્રત્યક્ષ જુવે છે, તેમ યજ્ઞમાં

ઇન્દ્રાદિ દેવતાઓને દીધેલ હવિષરૂપ અન્નને દેવતા ભોજન કરતા નથી. જો દેવતા હવિષરૂપ અન્નને યજ્ઞમાં ભોજન કરતા હોય તો અમને અતિથિની માફક દેખાવા જોઇએ, પણ તેઓ દેખાતા નથી.

શિષ્યઃ—દેવતા જો કે હવિષરૂપ અન્નનું ભક્ષણ કરતા નથી, છતાં જેમ ભ્રમર પુષ્પના ગંધને ગ્રહણ કરે છે, તેમ દેવતા પણ અન્નના સાર અંશને ગ્રહણ કરે છે.

ગુરૂઃ—દેવતા અન્નના સાર અંશને પણ ગ્રહણ કરતા નથી. કારણ કે જો દેવતા અન્નના સાર અંશને ગ્રહણ કરતા હોય તો ગણપતિને ધરાવેલ લાડુ સાર અંશથી રહિત થવો જોઇએ. પણ સાર અંશથી રહિત લાડુ થતો નથી. માટે હવિષના ભોગરૂપ વિશેષણયુક્ત દેવતાવિશેષ પણ ઇન્દ્ર શબ્દનો અર્થ સંભવતો નથી. વળી ઐશ્વર્યરૂપ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ પોતામાં સ્વામિત્વનું અભિમાન તથા અન્યમાં મમત્વના અભિમાનનું નામ ઐશ્વર્ય છે, અથવા શું અનેક યજ્ઞમાં એક કાળે પ્રાપ્તિ માટે અનંત સ્વરૂપ ધારણ કરવાની શક્તિનું નામ ઐશ્વર્ય છે? આ બેઉ પક્ષમાં રાગવાન્ દેવ સિદ્ધ થાય છે. માટે જેમ રાગવાન્ તથા અનેક સ્વરૂપને ધારણ કરનારી વેશ્યાનું કોઇ બુદ્ધિમાન્ પુરૂષ પૂજન કરતું નથી, તેમ રાગવાન્ તથા અનેક સ્વરૂપને ધારણ કરનારા દેવને કોણ બુદ્ધિમાન્ પુરૂષ પૂજન કરશે? કોઇ પણ પૂજન કરશે નહિ. માટે ઐશ્વર્યવિશિષ્ટ દેવતાવિશેષ પણ ઇન્દ્ર શબ્દનો અર્થ સંભવતો નથી. વળી પ્રસન્નતારૂપ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ યજ્ઞાદિ કર્મના કરવાથી શું દેવતા પ્રસન્ન થાય છે અથવા યજ્ઞાદિ કર્મ કર્યા વિના પણ દેવતા પ્રસન્ન થાય છે? તેમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે જો કર્મ કરવાથી દેવતા પ્રસન્ન થાય તો મનુષ્યો કરતાં દેવતામાં શી વિશેષતા સિદ્ધ થઇ? સેવારૂપ કર્મ કરનારાં પ્રાણીપર મનુષ્ય પણ પ્રસન્ન થાય છે. તેમ યજ્ઞરૂપ કર્મ કરનારા પુરૂષપર દેવતા પણ પ્રસન્ન થાય છે. માટે મનુષ્યોના કરતાં દેવતામાં વિશેષતા સિદ્ધ થશે નહિ. વળી કર્મ કર્યા વિના દેવતા પ્રસન્ન થાય છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે કર્મ કર્યા વિના કદી પણ દેવની પ્રસન્નતા હોય નહિ. માટે પ્રસન્નતારૂપ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ પણ ઇન્દ્ર શબ્દનો અર્થ નથી. આ કારણથી ફળ પ્રદાનરૂપ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ પણ ઇન્દ્ર શબ્દનો અર્થ સંભવે નહિ. કારણ કે પ્રસન્નતા પછી ફળનું આપવું સંભવે છે. પ્રસન્નતાનો અભાવ થવે ફળના પ્રદાનરૂપ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ પણ ઇન્દ્ર શબ્દનો અર્થ નથી. વિગ્રહાદિ પાંચ વિશેષણવડે વિશિષ્ટ દેવતાવિશેષ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, આ પ્રથમ પક્ષનું સંન્યાસીઓએ ખંડન કર્યું.

## સર્વના આત્મારૂપ ઇન્દ્ર શબ્દનો અર્થ.

સર્વના આત્મારૂપ ઇન્દ્ર શબ્દનો અર્થ છે, આ બીજા પક્ષનું સંન્યાસીઓએ નીચે પ્રમાણે ખંડન કર્યું. સર્વના આત્મારૂપ, એ ઇન્દ્ર શબ્દનો અર્થ સંભવે નહિ. કારણ કે સર્વ પ્રાણીઓનો આત્મા એક એક શરીરમાં ભિન્ન ભિન્ન હોય છે. જો સર્વ શરીરમાં એક જ આત્મા હોય તો એક શરીરમાં સુખ તથા દુઃખ થવાથી સર્વ શરીરમાં સુખ દુઃખનો અનુભવ થવો જોઇએ. પણ અનુભવ થતો નથી. માટે સર્વ શરીરમાં આત્મા એક નથી. પણ અનેક આત્મા છે. વળી પુણ્ય પાપના કર્તારૂપ આત્મા છે તથા આત્મા જ તેના ફળરૂપ સુખ દુઃખનો ભોકતા છે. વળી આત્મા અમૂર્ત છે તથા વિભુરૂપ છે. બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સંસ્કાર, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ આ ચૌદ ગુણ યુક્ત આત્મા છે. હું સુખી તથા હું દુઃખી, આ પ્રતીતિનો વિષય આત્મા છે. તમે તથા અમે સંન્યાસીઓ ભિન્ન પ્રતીત થઇએ છેએ. માટે સર્વ સંન્યાસીઓના આત્મારૂપે તમે કેવી રીતે હોઇ શકો? અમારા આત્મારૂપ તમે નથી. માટે ઇન્દ્ર શબ્દનો અર્થ ઇન્દ્ર નથી. પણ ઇન્દ્ર, આ રીતનો શબ્દ જ ઇન્દ્ર છે. ઇન્દ્ર શબ્દથી ભિન્ન કોઇ ઇન્દ્ર દેવતાનું સ્વરૂપ નથી. આ રીતે સર્વ દેવ શબ્દ સ્વરૂપે છે. શબ્દથી ભિન્ન કોઇપણ દેવ નથી. હે પ્રતર્દન! બહિર્મુખ સંન્યાસીઓ આ રીતના કુતર્કથી યુક્ત તથા નિરાદરવાળાં વચન કહી તેઓ મારાપર ક્રોધ કરવા લાગ્યા. તે સંન્યાસીઓની મુર્ખતાને, વચનની ક્રૂરતાને તથા વિના કારણ ક્રોધને જોઇ ફરી કૃપાયુક્ત થઇ હું ઇન્દ્ર તે સંન્યાસીઓને કહેવા લાગ્યો; હે સંન્યાસીઓ! દેવોને વિગ્રહ આદિ હોતાં નથી તથા દરેક શરીરમાં આત્માનો વાસ્તવ ભેદ હોય છે તથા તમે ઇન્દ્ર અમારા આત્મારૂપ નથી, એમ તમે જે પૂર્વે કહ્યું, તેમાં જો કોઇ વેદનું વચન પ્રમાણ હોય તો તે મને કહો. હે પ્રતર્દન! આ રીતે તે સંન્યાસીઓને મેં પૂછયું ત્યારે તે સંન્યાસીઓ ક્રોધયુક્ત થયા. તેઓથી એક પણ વેદનું વચન આપી શકાયું નહિ. કુટિલ ભ્રુકુટિ તથા મુખ કરી તે સંન્યાસીઓ મારી નિંદા કરી કહેવા લાગ્યા કે, જાઓ, જાઓ, આમ કેવળ મુખથી જ કહ્યું નહિ, પણ અત્યંત નિરાદરસૂચક મારી તરફ હાથની ચેષ્ટા કરવા લાગ્યા. હે પ્રતર્દન! આ રીતે જ્યારે સંન્યાસીઓએ મારો નિરાદર કર્યો ત્યારે ત્રૈલોકયના રક્ષણ માટે ઉદ્યમવાળો હું ઇન્દ્ર પોતાના મનથી આ રીતનો વિચાર કરવા લાગ્યો. આ સંન્યાસીઓ કેવી રીતે યોગ્ય કહેવાય? અર્થાત્ આ સંન્યાઓ શું ઉપેક્ષા કરવા યોગ્ય છે અથવા તેનો દંડ કરવો યોગ્ય છે? તેમાં ઉપેક્ષા કરવી, એ પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે ત્રૈલોકયનું અધર્મથી રક્ષણ કરવા માટે મારો અવતાર છે. વળી દંડ કરવો, એ બીજો પક્ષ અપરાધના નિર્ણય વિના હોય નહિ. માટે આ સંન્યાસીઓના અપરાધનો નિર્ણય કરવો જોઇએ.

અપરાધનો નિર્ણય થયા પછી તેઓને દંડ કરવો ઉચિત છે.

## સંન્યાસના ધર્મ તથા ફળ.

વિવેકાદિ સાધન ચતુષ્ટયયુક્ત પુરૂષે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસ કરવો. સર્વ કર્મના ત્યાગવડે સંન્યાસીએ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે એક વેદાંતના અર્થનો વિચાર સર્વદા કરવો યોગ્ય છે. આ રીતે સંન્યાસ તથા વેદાંતનો વિચાર કરી, જે પુરૂષને અદ્વિતીય આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થયો છે, તે પુરૂષ જન્મમરણરૂપ સંસારના દુઃખને પ્રાપ્ત થતો નથી. આ રીતે શ્રુતિમાં કહ્યું છે. અહીં વિવેકાદિ સાધન સંપત્તિપૂર્વક સર્વ કર્મના ત્યાગનું નામ સંન્યાસ છે. સર્વદા વેદાંત શાસ્ત્રનો વિચાર, એ સંન્યાસીનો ધર્મ છે. જન્મ મરણાદિ અનર્થની નિવૃત્તિ તથા બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ, એ સંન્યાસનું ફળ છે. આ રીતનો સંન્યાસ એઓમાં નથી. બે પ્રકારનો સંન્યાસ શ્રુતિમાં કહ્યો છે. એક ક્રમથી સંન્યાસ તથા બીજો ક્રમ વિના સંન્યાસ. પ્રથમ બ્રહ્મચારી થવું, પછી ગૃહસ્થ થવું, પછી વાનપ્રસ્થ થવું તથા પછી સંન્યાસી થવું. આ ક્રમે કરી સંન્યાસ ઉત્કટ વૈરાગ્યથી રહિત પુરૂષને ૭૦ વર્ષ પછી શ્રુતિએ કહ્યો છે. જે પુરૂષને વિષયમાં ઉત્કટ વૈરાગ્ય છે, તે પુરૂષને ક્રમ વિના પણ શ્રુતિએ સંન્યાસનું વિધાન કહ્યું છે. જે દિવસે પુરૂષને વિષયમાં ઉત્કટ વૈરાગ્ય હોય, તે દિવસે સંન્યાસ કરવો. પછી તે બ્રહ્મચારી, ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ ગમે તેમ હોય. આ બે પ્રકારના સંન્યાસમાં ક્રમે કરી સંન્યાસ આ લોકમાં નથી. કારણ કે તેઓ પૂર્ણ યુવાવસ્થાવાળા છે. વળી બીજા ક્રમ વિના સંન્યાસ પણ એઓમાં નથી. કારણ કે તેઓ સંપૂર્ણ આત્મજ્ઞાનથી રહિત તથા નીતિથી રહિત છે. તેઓ ક્રોધરૂપ શત્રુને વશ છે. આથી દુર્બુદ્ધિ તથા મૂર્ખ એવા તેઓ પોતાના હિતનું શ્રવણ કરતા નથી. હિતનો ઉપદેશ કરનારા મારી સાથે તેઓ દ્વેષ કરે છે. જેમ મરણની નીકટ પ્રાપ્ત થયેલ રોગી પુરૂષ હિતકારી વૈદ્યની સાથે દ્વેષ કરે છે, તેમ આ સંન્યાસી મૃત્યુની સમીપ હોવાથી મારી સાથે દ્વેષ કરે છે.

શિષ્યઃ—હે ભગવન્! જો કે આ સંન્યાસી અપરાધી છે, છતાં તમારે તેનાપર ક્ષમા કરવી જોઇએ. કારણ કે કોઇ બીજાના ઉપદેશથી તેઓને આત્મસાક્ષાત્કાર થશે.

ગુરૂઃ—જ્યારે ઈન્દ્રનાં વચનને તેઓએ અંગીકાર કર્યું નહિ, ત્યારે આ સંન્યાસી બીજા કોઇના ઉપદેશને અંગીકાર કરશે નહિ. કારણ કે આ સંન્યાસીઓના બોધ માટે એમનાં નિરાદરવાળાં વચનને સહન કરી કૃપાયુક્ત હું ઈન્દ્ર તેઓને શ્રુતિનું પ્રમાણ પૂછવા લાગ્યો. અર્થાત્ નિરાદરને સહન કરી ઉપદેશ કરનાર મારા વિના બીજો કોઇ નથી.

પ્રતર્દનઃ—હે ભગવન્! આવા બહિર્મુખ સંન્યાસીઓને તમે શા માટે શ્રુતિનું પ્રમાણ પૂછયું ?

ઈન્દ્રઃ—પ્રતર્દન ! મારા પૂછવાનો અભિપ્રાય એ હતો કે, જ્યારે આ સંન્યાસી આત્માના વાસ્તવ ભેદમાં કોઇ વેદનું વચન કહેશે ત્યારે તે વેદવચનવડે હું તેમને આત્માનો ઉપદેશ કરીશ. આ મારા અભિપ્રાયને નહિ ગણી, આ મૂઢ સંન્યાસી વિનાકારણ મારાપર ક્રોધ કરવા લાગ્યા. વેદનાં વચનરૂપ પ્રમાણને આ સંન્યાસીઓ જાણતા નથી તથા કુતર્ક કરવાવાળા છે. માટે આ સંન્યાસી દંડ કરવાને લાયક છે. વળી શાસ્ત્રનો નિયમ છે કે, ચાંડાલ, શત્રુ, પતિત તથા દુરાચારી, આ ચારમાં, કોઇ પણ જો યથાર્થ પ્રશ્ન પૂછે તો બુદ્ધિમાન્ પુરૂષે તેના પ્રશ્નનો ઉત્તર કહેવો જોઇએ. આ નિયમનો પણ આ સંન્યાસીઓએ ત્યાગ કર્યો છે. કારણ કે સાક્ષાત્ ઇન્દ્રે પૂછયું, છતાં આ સંન્યાસી કંઈ ઉત્તર આપતા નથી. આ દુર્બુદ્ધિ સંન્યાસીનો જન્મ પણ નિષ્ફળ છે. કારણ કે સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસને એમણે ધારણ કર્યો છે. માટે તેઓ કર્મના અધિકારી પણ નથી. વળી તેઓ વૈરાગ્યાદિ સાધનથી રહિત છે. માટે તેઓ જ્ઞાનના અધિકારી પણ નથી. વૈરાગ્ય, વિવેક, શમાદિ છ સંપત્તિ તથા મુમુક્ષુતા, આ ચાર સાધનવડે યુકત પુરૂષ વેદાંતશ્રવણમાં અધિકારી હોય છે.

શિષ્યઃ—આ સંન્યાસીઓમાં વૈરાગ્યનો અભાવ છે, એમ તમે કેવી રીતે જાણ્યું ?

ગુરૂઃ—ક્રોધરૂપ હેતુથી એમના વૈરાગ્યનો અભાવ જણાઇ જાય છે. જ્યાં ક્રોધ રહે છે ત્યાં વૈરાગ્ય રહેતો નથી. કારણ કે પ્રથમ તો જીવને જન્મ જ કષ્ટરૂપે છે. જન્મથી જન્મના કારણરૂપ કામ કષ્ટતર છે. આ કામથી પણ ક્રોધ કષ્ટતમ છે. આ ક્રોધ સંન્યાસીમાં રહેલ છે. માટે તેમાં વૈરાગ્યનો અભાવ છે. તેઓમાં કામ કરતાં ક્રોધની અધિકતા છે. કામજન્ય દુઃખ પરિણામે પ્રાણીઓને હોય છે. કામનું વર્તમાનસમયમાં દુઃખ હોતું નથી. વળી ક્રોધ તો પરિણામે તથા વર્તમાનકાળે સર્વદા જીવને દુઃખ આપનાર છે. માટે કામથી ક્રોધ અધિક દુઃખરૂપ છે. વળી કામ જે શરીરમાં ઉત્પન્ન થાય છે, તે શરીરરૂપ આશ્રયને સંતાપ કરે છે, પણ અન્યને સંતાપ કરતો નથી. પારકાના તાડનરૂપ ફળવાળો ક્રોધ જે શરીરમાં ઉત્પન્ન થાય છે, તે શરીરરૂપ આશ્રયને તથા જે શરીર ઉપર ક્રોધ થાય છે તે શરીરરૂપ વિષયને સંતાપ કરે છે. આ કારણથી જ ક્રોધવાળો કોઈ પ્રાણી પોતાના મસ્તકનું તાડન કરે છે, તથા કોઇ કુવામાં પડે છે. માટે કામથી ક્રોધ કષ્ટતમ છે. વળી બીજી રીતે પણ કામ કરતાં ક્રોધની અધિકતા છે. ઉત્પત્તિનું કારણ કામ છે, માટે કામ રજોગુણનું પરિણામ છે. વળી ક્રોધ નાશનું કારણ છે. માટે તે તમોગુણનું પરિણામ છે. કારણ કે અંડજ, જરાયુજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારનાં પ્રાણીઓની શરીર, મન તથા વાણીવડે હિંસા થાય છે. આ હિંસા ક્રોધથી થાય છે, પણ ક્રોધ વિના હિંસા થતી નથી. માટે કામથી ક્રોધ અધિક છે. જેમ કુષ્ઠાદિ રોગ ત્વચાનો નાશ કરે

છે, તેમ વિશ્વવ્યાપી પુરૂષની કીર્તિનો ક્રોધ નાશ કરે છે. પારકાને મારવારૂપ ફળવાળો ક્રોધ જીવને સ્વર્ગથી પણ વિમુખ કરે છે. અર્થાત્ સ્વર્ગના કારણરૂપ જે યજ્ઞાદિ કર્મ છે, તે પણ ક્રોધ કરવાથી સ્વર્ગરૂપ ફળનાં હેતુ થતાં નથી. જેમ દુર્જન પુરૂષ રાજદ્વારમાં પ્રવેશરૂપ ફળયુક્ત થઇ પ્રવેશ કરાવનારા પુરૂષને રાજદ્વારથી બહાર કાઢે છે, તેમ ક્રોધ પણ પુરૂષને સ્વર્ગથી વિમુખ કરે છે. જેમ દુષ્ટ અશ્વ અસ્વારને ખાડીમાં નાંખી દે છે, તેમ ક્રોધ પણ પુરૂષને નરકમાં નાંખી દે છે. માટે સુખની પ્રાપ્તિની ઈચ્છાવાળા પુરૂષને ક્રોધના સમાન કોઇ શત્રુ નથી, પણ ક્રોધ જ પરમ શત્રુ છે. માટે સુખપ્રાપ્તિની ઇચ્છાવાળા પુરૂષે અવશ્ય ક્રોધનો નિરોધ કરવો. આ ક્રોધ કામથી પણ અધિક દુઃખ આપનારો છે. જેમ પ્રજ્વલિત મહાન્ અગ્નિ શુષ્ક કાષ્ઠનો તથા ભીના કાષ્ઠનો દાહ કરે છે, તેમ પુરૂષમાં ઉત્પન્ન થયલો ક્રોધ પણ સ્વર્ગના સાધનનો તથા મોક્ષના સાધનનો નાશ કરે છે અર્થાત્ સાધનમાં ફળની ઉત્પત્તિનું જે સામર્થ્ય છે, તે ક્રોધથી નાશ પામે છે. જેમકે વૃક્ષમાં અગ્નિરૂપ હેતુના જ્ઞાનથી દ્રવતાના અભાવનું અનુમાનરૂપી જ્ઞાન દૂર સ્થળે રહેલા પુરૂષને થાય છે. જેમ આ વૃક્ષ લીલું હોવું નહિ જોઇએ, કારણ કે તેમાં અગ્નિ વીંટળાયલો છે. આ પ્રમાણે વૃક્ષની માફક અનુમાનથી જેમ વૃક્ષમાં લીલાપણાના અભાવનો નિશ્ચય થાય છે, તેમ ક્રોધરૂપ હેતુના જ્ઞાનથી આ સંન્યાસીઓમાં વૈરાગ્યના અભાવનું અનુમાનજ્ઞાન થાય છે. આ અનુમાનનો પ્રકાર એ છે કે, તેઓ સર્વે વૈરાગ્યથી રહિત છે. કારણ કે તેઓમાં અજ્ઞાની પુરૂષની માફક ક્રોધ છે. આ અનુમાનથી આ સંન્યાસીઓમાં વૈરાગ્યના અભાવનું જ્ઞાન થાય છે. વળી જ્યાં ક્રોધ રહે છે, ત્યાં ઇચ્છા પણ અવશ્ય રહે છે. ઇચ્છા વિના ક્રોધ હોય નહિ. કારણ કે ઈચ્છાના વિષયનો જે કોઇ પ્રતિબંધ કરે છે, તે ઈચ્છા જ ક્રોધાકાર પરિણામને પામે છે. આ વાત ગીતામાં ભગવાને "काम एष क्रोध एप" આ શ્લોકમાં પ્રતિપાદન કરી છે. લોકમાં પણ આ વાત પ્રસિદ્ધ છે. જે કોઇ પુરૂષ કોઇ વસ્તુની ઈચ્છાવડે કોઈ પુરૂષની પાસે જાય તથા તે વસ્તુની પ્રાપ્તિમાં જો કોઇ પ્રતિબંધ કરે છે, તો તે પુરૂષપર તે પુરૂષનો અત્યંત ક્રોધ થાય છે. જો ઈચ્છા ન ઉત્પન્ન થાય તો તેના ફળનો પણ કોઈ પ્રતિબંધ કરે નહિ. જેમ અસત્ વંધ્યાપુત્રના રાજનો કોઈપણ પ્રતિબંધ કરતું નથી. માટે પ્રતિબંધવડે ફળાર્થી હીન થયલી ઇચ્છા જ ક્રોધાકાર પરિણામને પામે છે. આ સંન્યાસીમાં ક્રોધ દેખાય છે. માટે ક્રોધના કારણરૂપ ઇચ્છા પણ અવશ્ય એમાં હોવી જોઇએ. જ્યાં ઇચ્છા હોય ત્યાં વૈરાગ્ય હોય નહિ. માટે આ સંન્યાસીઓ વૈરાગ્યથી રહિત છે. વળી આ સંન્યાસીઓમાં કામ તથા ક્રોધ રહેલા છે. કામ તથા ક્રોધની નિવૃત્તિના ઉપાયથી રહિતછે. આથી જય કરવા અશક્ય છે. આવા કામ ક્રોધવાળા સંન્યાસીમાં વૈરાગ્ય કેવી રીતે સંભવે ? એઓમાં વૈરાગ્ય નથી. જો કે

સ્ત્રીના સંસર્ગની ઇચ્છાનું નામ કામ છે. છતાં કામ શબ્દવડે ઇચ્છા માત્રનું ગ્રહણ કરવું.

શિષ્યઃ—હે ભગવન્! આપે નિવૃત્તિના ઉપાયથી રહિત કામ તથા ક્રોધને કહ્યા, તે બની શકે નહિ. કારણ કે મુમુક્ષુ જન ઉપાયવડે કામ ક્રોધની નિવૃત્તિ કરેછે.

ગુરૂઃ—જે ઉપાયવડે મુમુક્ષુ જન કામ ક્રોધની નિવૃત્તિ કરે છે, તે ઉપાય આ સંન્યાસીમાં નથી. કારણ કે બ્રહ્મવેત્તા મહાત્મા પુરૂષની સેવા તથા પ્રશ્નરૂપ સત્સંગ જ કામ ક્રોધની નિવૃત્તિનો ઉપાય છે. આ ઉપાય એઓમાં નથી. સર્વ બ્રહ્મવેત્તામાં મુખ્ય ઇન્દ્ર સાથે આ સંન્યાસી મુખથી પણ જ્યારે ભાષણ કરતા નથી, ત્યારે એમને સેવા તથા પ્રશ્ન તો શું જ કરવો છે? માટે એમના કામક્રોધની નિવૃત્તિનો કોઈ ઉપાય નથી. વૈરાગ્યથી રહિત આ સંન્યાસીને સંન્યાસ આશ્રમના ધારણથી કોઇ ફળની પ્રાપ્તિ નહિ થશે. પણ આ દેહાભિમાનીઓનું સંન્યાસવડે પતન થશે. વૈરાગ્ય વિના એમનો સંન્યાસ નિષ્ફળ છે. કારણ કે સંન્યાસ તથા સંન્યાસનું ફળ બે પ્રકારનું હોય છે. એક વિવિદિષા સંન્યાસ તથા બીજો વિદ્વત્સંન્યાસ. તેમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સર્વ કર્મના ત્યાગને વિવિદિષા સંન્યાસ કહે છે. આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ પછી જીવન્મુકિતના સુખ માટે સર્વ કર્મના ત્યાગને વિદ્વત્સંન્યાસ કહે છે. તેમાં ગુરૂમુખથી વેદાંતના શ્રવણવડે આત્માનો નિશ્ચય કરવો, તે વિવિદિષા સંન્યાસનું ફળ છે. જીવન્મુક્તિના સુખની પ્રાપ્તિ વિદ્વત્સંન્યાસનું ફળ છે. તેમાં વિવિદિષા સંન્યાસના આત્મસાક્ષાત્કારરૂપ ફળની આ સંન્યાસીઓમાં સંભાવના નથી. કારણ કે એઓમાં આત્મસાક્ષાત્કારની ઇચ્છા નથી. ઇચ્છાના અભાવથી આ મૂર્ખ સંન્યાસી આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે ગુરૂની સમીપ પણ જશે નહિ. ગુરૂની સમીપ ગયા વિના આત્મસાક્ષાત્કાર થવો દુર્લભ છે. માટે વિવિદિષા સંન્યાસનું ફળ આત્મસાક્ષાત્કાર પણ એઓમાં સંભવતું નથી. જ્યારે વિવિદિષા સંન્યાસનું ફળ આત્મસાક્ષાત્કાર એઓમાં નથી ત્યારે આત્મસાક્ષાત્કાર પછી થવાવાળું જીવન્મુક્તિના આનંદરૂપ વિદ્વત્સંન્યાસનું ફળ એઓમાં કેવી રીતે થશે? માટે બેઉ ફળના અભાવથી એમનો સંન્યાસ નિષ્ફળ છે. સંન્યાસ શબ્દનો અર્થ અમારામાં ઘટે છે કે નહિ, તે પણ તેઓ જાણતા નથી. જ્યારે સંન્યાસ શબ્દના અર્થને પણ તેઓ જાણતા નથી તો અન્ય અર્થને તો તેઓ કેવી રીતે જાણી શકે?

## સંન્યાસ શબ્દનો અર્થ.

સંન્યાસ શબ્દમાં બે પદ છે. એક સં પદ છે તથા બીજું ન્યાસ પદ છે. તેમાં હું બ્રહ્મરૂપે છું, આ રીતે આત્મજ્ઞાનરૂપ શસ્ત્રવડે મૂળ અજ્ઞાન સહિત કામક્રોધાદિ શત્રુનું છેદન સંપદનો અર્થ છે તથા પુનરાવૃત્તિથી રહિત બ્રહ્મભાવવાળી સ્થિતિ ન્યાસ પદનો અર્થ છે. બેઉ પદ મળી આ અર્થ થાય છે. આત્મજ્ઞાનરૂપ શસ્ત્ર-

વડે મૂળ અજ્ઞાન સહિત કામ ક્રોધાદિની નિવૃત્તિવડે પુનરાવૃત્તિથી રહિત બ્રહ્મભાવવાળી સ્થિતિ, એવો સંન્યાસ શબ્દનો અર્થ આ વૈરાગ્યહીનોમાં નથી. માટે એઓનો સંન્યાસ નિષ્ફળ છે. વળી સંન્યાસ શબ્દનો અર્થ જો કે વિદ્વત્સંન્યાસમાં ઘટે છે, છતાં વિવિદિષા સંન્યાસમાં ઘટતો નથી. માટે વિવિદિષા સંન્યાસના સંગ્રહ માટે અન્ય પ્રકારે કરી સંન્યાસ શબ્દનો અર્થ થાય છે. જેમકે સાધન સહિત આ લોકના સુખનો તથા સાધન સહિત પરલોકના સુખનો ત્યાગ સંપદનો અર્થ છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરૂની સમીપ સ્થિતિ, ન્યાસપદનો અર્થ છે. બેઉ પદ મળી આ અર્થ થાય છે. સાધન સહિત સંપૂર્ણ સુખના પરિત્યાગવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરૂની સમીપ સ્થિતિ, એવો વિવિદિષા સંન્યાસ શબ્દનો અર્થ પણ આ સંન્યાસીમાં નથી. માટે એઓનો સંન્યાસ નિષ્ફળ છે. વળી વિવિદિષા સંન્યાસ તથા વિદ્વત્સંન્યાસ આ બેઉ સંન્યાસ મોક્ષના કારણરૂપે છે. આ બેઉ એઓમાં નથી. કેવળ સંન્યાસ માત્ર જ એઓએ ધારણ કર્યો છે. કેવળ સંન્યાસ માત્રથી મોક્ષ થતો નથી. જો કેવળ સંન્યાસ માત્રથી મોક્ષ થતો હોય તો સંન્યાસના સ્વાંગને ધારણ કરનારા નટનો પણ મોક્ષ થવો જોઈએ, પણ તે થતો નથી. માટે સંન્યાસ માત્ર મોક્ષનું કારણ નથી. પણ વિષયજન્ય સુખની ઇચ્છાના પરિત્યાગથી તથા કામક્રોધના પરિત્યાગથી મોક્ષ થાય છે.

શિષ્યઃ—જે પુરૂષ કામક્રોધાદિને વશ કરવા સમર્થ નથી, તે પુરૂષે શું ઉપાય કરવો ?

ગુરૂઃ—જે પુરૂષ સર્વ પ્રકારે કરી કામ ક્રોધાદિને વશ કરવા સમર્થ નથી, તે પુરૂષે વારંવાર સત્સંગનો તથા વેદાંતશાસ્ત્રનો વિચાર કરવો. જેમ શરદ જળની મલિનતાને નષ્ટ કરે છે, તેમ સત્સંગ તથા વેદાંતશાસ્ત્રનો વિચાર ધીમે ધીમે કામ ક્રોધાદિનો નાશ કરે છે. જેમ દુષ્ટ અશ્વ અશ્વવિદ્યાના જાણવાવાળા પુરૂષવડે અનેકવાર શીખવવાથી લાંબે સમયે પોતાના દોષથી રહિત થાય છે, તેમ કામ ક્રોધાદિથી વશ થયેલું મન ગુરૂશાસ્ત્રના ઉપદેશથી લાંબે સમયે દોષથી રહિત થાય છે. માટે શ્રદ્ધાવડે વ્યવધાનથી રહિત ચિરકાળપર્યંત કરાયલો સત્સંગ તથા વેદાંત શાસ્ત્રનો વિચાર જ કામક્રોધાદિની નિવૃત્તિદ્વારા પુરૂષના મોક્ષનું સાધન છે. આ સાધનની પણ આ સંન્યાસીઓમાં આશા નથી. કારણ કે તેઓ મૂઢ છે. તેઓને પોતામાં પંડિતતાનું અભિમાન છે. અભિમાની પુરૂષને સત્સંગ થતો નથી. વળી આ સંન્યાસીઓએ ગુરૂનાં વેદાંતના વચનનો પણ અનાદર કર્યો છે. તેઓ આત્મજ્ઞાનથી રહિત છે. તેઓ કર્મ તથા ક્રિયામાં તત્પર છે. કર્મી પુરૂષને ૭૦ વર્ષ પછી જ સંન્યાસનો અધિકાર છે. ૭૦ વર્ષ પૂર્વે કર્મી પુરૂષને સંન્યાસનો અધિકાર નથી. જે પુરૂષને વિષયમાં ઉત્કટ વૈરાગ્ય થાય તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઈચ્છા થાય, તે પુરૂષને સંન્યાસ ગ્રહણ કરવામાં કાળનો

નિયમ નથી. જ્યારે તેની ઇચ્છા થાય ત્યારે તેણે સંન્યાસ ગ્રહણ કરવો. કારણ કે શ્રુતિમાં આત્મા તથા અનાત્માના વિવેક માટે સંન્યાસનું વિધાન કર્યું છે. આત્મા તથા અનાત્માનો વિવેક આ મૂઢ સંન્યાસી કરતા નથી. માટે તેઓ પતિત છે. સુરેશ્વરાચાર્યે વાર્તિક ગ્રંથમાં કહ્યું છે કે, प्रत्यक्तत्त्वविवेकाय संन्यासः सर्वकर्मणाम्। श्रुत्या विधीयते यस्मात् तत्त्यागी पतितो भवेत् અર્થ:- દેહાદિથી આત્માના વિવેક માટે સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસ શ્રુતિએ વિધાન કર્યો છે. જે પુરૂષ સંન્યાસને ધારણ કરી આત્મવિચારનો પરિત્યાગ કરે છે, તે પુરૂષ પતિત થાય છે." વળી જે પુરૂષ ઉત્કટ વૈરાગ્યથી રહિત છે તથા બ્રહ્મલોકની પ્રાપ્તિની કામનાવાળો છે, તે પુરૂષને ૭૦ વર્ષ પછી ક્રમસંન્યાસમાં અધિકારછે. આ સંન્યાસવડે તે બ્રહ્મલોકમાં જાય છે. આ રીતના ક્રમસંન્યાસવડે તથા પૂર્વોક્ત અક્રમ સંન્યાસવડે જે રહિત છે, તથા જેમણે કેવળ વેશમાત્ર ધારણ કર્યો છે, તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ તથા મોક્ષની પ્રાપ્તિ થતી નથી. પણ તેઓ બેઉથી ભ્રષ્ટ થાય છે. આ સંન્યાસી જો કે સદાચારયુક્ત છે તથા બ્રાહ્મણ છે માટે ઉત્કૃષ્ટ છે, છતાં જેમ દુષ્ટ અશ્વ માર્ગનો ત્યાગ કરી કુમાર્ગે ચાલે છે, તેમ આ સંન્યાસીઓ પણ આત્મવિચારરૂપ માર્ગનો પરિત્યાગ કરી કુમાર્ગે વર્તે છે. એઓને શિક્ષા કરનાર કોઈ નથી. કારણ કે શિક્ષા કરનાર ગુરૂ હોય છે તથા બીજો રાજા હોય છે. તેમાં આ સંન્યાસીઓનો ગુરૂ તો કોઈ નથી કે, જે એઓને બળાત્કારે આત્મવિચારરૂપ માર્ગમાં ચલાવે. આ સંન્યાસી પોતાના બળવડે પોતે વેદાંતવિચારમાં પ્રવૃત્ત થવા સમર્થ થશે નહિ. કારણ કે તેઓને મેં ઇન્દ્રે ઉપદેશ આપ્યો, છતાં તેઓ વેદના અર્થમાં બુદ્ધિને એકાગ્ર કરતા નથી. માટે એમ જણાય છે કે, એમનું મન કોઇ પણ પ્રકારે વશ થવા યોગ્ય નથી. આથી આ સંન્યાસીઓ રાજાવડે શાસન કરવા યોગ્ય છે. વળી હું ત્રણે લોકનો રાજા છું. માટે હું જ એઓને શાસન કરૂં. આ રીતે સંન્યાસીઓના અપરાધનો વિચાર કરી તેઓને દંડ દેવાનો નિશ્ચય કર્યો. આ સંન્યાસીઓને શું દંડ કરવો, એમ ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો. ધનના હરણરૂપ દંડ એઓમાં સંભવતો નથી. કારણ કે સંન્યાસીઓની પાસે ધનનો સંગ્રહ હોય નહિ. બીજું મસ્તકના મુંડનરૂપ દંડ પણ આ સંન્યાસીમાં સંભવે નહિ. કારણ કે સંન્યાસી પ્રથમ જ મુંડિત છે. ત્રીજું દેશનિકાલ કરવારૂપ દંડ પણ આ સંન્યાસીમાં સંભવે નહિ. કારણ કે સર્વદેશ મારો છે. આ સંન્યાસીઓને સ્થૂલ શરીરવડે ત્રણ લોકથી બહાર કાઢવા યોગ્ય નથી. કારણ કે ત્રણે લોક મારા છે. માટે દેશમાંથી કાઢી મૂકવારૂપ દંડ પણ આ સંન્યાસીમાં સંભવે નહિ. પરિશેષથી આ સંન્યાસીઓમાં શરીરના નાશરૂપ દંડ કરવો જોઇએ. આ રીતનો વિચાર કરી સર્વ લોકનું રક્ષણ કરનારો હું ઇન્દ્ર વેદાંત વિચારથી રહિત સર્વ સંન્યાસીઓને વનમાં મારી નાંખી, તેઓનું માંસ કુતરાઓને આપવા લાગ્યો. આ સંન્યાસીઓનાં

મસ્તક માંસથી રહિત અસ્થિરૂપ છે. માટે તે મસ્તક ભૂમિપર પડવા લાગ્યાં. અંતર્યામી ઇન્દ્રની પ્રેરણાથી આ શ્વાનો કર્મીલોકને દેખાડવા આ સંન્યાસીઓનું માંસ લઇ યજ્ઞભૂમિની દક્ષિણ દિશામાં ભક્ષણ કરવા લાગ્યા. આમ કરી કર્મી લોકને અર્થનો હું બોધ કરવા લાગ્યો. હે કર્મી લોકો! વૈરાગ્ય વિના તમોએ કર્મનો ત્યાગ કરવો નહિ. જો વૈરાગ્ય વિના તમે કર્મનો પરિત્યાગ કરશો તો જેમ સંન્યાસીઓની દુર્ગતિ થઇ, તેમ તમારી પણ દુર્ગતિ થશે. આ અર્થનો બોધ કરવા ઇન્દ્રથી પ્રેરાયલા શ્વાનો યજ્ઞભૂમિમાં સંન્યાસીઓના માંસનું ભક્ષણ કરવા લાગ્યા. વનમાં સંન્યાસીઓનાં જે મસ્તક પડયાં, તે ખજુરીના વૃક્ષાકારને પરિણામ પામ્યાં. આથી ખજુર વૃક્ષનો સારરૂપ રસ ઉર્ધ્વ ભાગને પામ્યો. વળી તે રસ ભૂમિપર પડવા લાગ્યો. આ રસમાંથી કરીરનું વૃક્ષ ઉત્પન્ન થયું. આ કરીર વૃક્ષ સૌમ્ય સ્વભાવવાળું છે, માટે દેવોને પ્રસન્ન કરવા કરીર, યજ્ઞની આહુતિના સાધનરૂપે છે.

શિષ્યઃ—કરીર વૃક્ષમાં સૌમ્યતા કેવી રીતે પ્રાપ્ત થઇ?

ગુરૂઃ—પરંપરાથી કરીરની સંન્યાસીમાંથી ઉત્પત્તિ થઇ છે. આ સંન્યાસીઓ સ્વભાવથી ક્રોધરહિત તથા સૌમ્યસ્વભાવવાળા હતા. આથી કારણની સૌમ્યતાવડે કરીરમાં સૌમ્યતા છે.

શિષ્યઃ—પૂર્વે આપે સંન્યાસીઓમાં ક્રોધાદિનું કથન કર્યું તથા હાલ ક્રોધાદિથી રહિત સંન્યાસીઓનો સૌમ્ય સ્વભાવ કહ્યો. માટે પૂર્વોત્તર કથનનો વિરોધ થાય છે.

ગુરૂઃ—દેહત્યાગ પૂર્વે જો કે સંન્યાસીઓમાં ક્રોધાદિક હતા, છતાં દેહના પરિત્યાગરૂપ દંડથી પાપરૂપ ક્રોધાદિ આ સંન્યાસીઓના નિવૃત્ત થયા. સંન્યાસીઓનો સ્વભાવ જે સૌમ્યતા છે, તેમાં તેઓ સ્થિત થયા.

શિષ્યઃ—સંન્યાસીઓની સૌમ્યતા કરીરોમાં કેવી રીતે આવી?

ગુરૂઃ—સંન્યાસીઓનું વીર્ય ઉર્ધ્વ ગતિવાળું છે. આ વીર્યયુક્ત સંન્યાસીઓનાં મસ્તક છે. તેમાંથી ખજુરા ઉત્પન્ન થયા. વળી મસ્તકમાં ચિરકાળપર્યંત કામરૂપ અગ્નિના ક્ષોભથી રહિત વીર્યને આ સંન્યાસીઓએ ધારણ કર્યો હતો. આ સૌમ્ય સ્વભાવવાળું વીર્ય જ ખજુરીના રસભાવના ક્રમે કરી કરીરના ભાવને પામ્યું. આ સૌમ્ય કરીરની આહુતિવડે સર્વના આત્મારૂપ હું ઇન્દ્ર પ્રસન્ન થાઉં છું તથા સર્વ જીવને ઉપકાર કરનારી સૌમ્યતમ વૃષ્ટિને હું કરૂં છું. અર્થાત્ સંન્યાસીઓ સૌમ્ય છે તથા તેઓના વીર્યના પરિણામરૂપ કરીર સૌમ્યતર છે તથા કરીરના પરિણામરૂપ વૃષ્ટિ સૌમ્યતમ છે. અહીં તર તથા તમ શબ્દ અધિકતાના વાચક છે તથા કરીર શબ્દનો અર્થ વાંસ થાય છે.

શિષ્યઃ—શરીરના ત્યાગ પછી આ સંન્યાસીઓની શી ગતિ થઈ?

ગુરૂઃ—પૂર્વે આ સંન્યાસીઓનું કોઇ પાપકર્મ આત્મવિચારમાં પ્રતિબંધક હતું. પાપકર્મની આ નિવૃત્તિ ઇન્દ્રના દંડવડે

થઇ. પછી તે સંન્યાસીઓ ક્રોધાદિથી રહિત થયા. વળી શરીરના પરિત્યાગવડે તેઓ જન્માંતરને પામ્યા. જન્માંતરમાં બ્રહ્મવિદ્યાના પ્રવર્તક વ્યાસ ભગવાનની તથા નારદાદિ ઋષિની બ્રહ્મવિદ્યારૂપ સંતતિમાં તેઓ પ્રાપ્ત થયા. હું બ્રહ્મ છું, આ રીતના આત્મજ્ઞાનવડે તેઓનો સંપૂર્ણ વિકાર નાશ પામ્યો. વળી ઇંદ્રિની સાથે આ સંન્યાસી અભેદ ભાવને પામ્યા. હે પ્રતર્દન! આ રીતે વિશ્વરૂપ પુરોહિતનો તથા વર અને શાપ આપવામાં સમર્થ, તેમ જ કર્મકાંડમાં તત્પર એવા બ્રાહ્મણ સંન્યાસીઓનો મેં નાશ કર્યો. તેમ છતાં આત્મજ્ઞાનના પ્રભાવથી મને જરા પણ પાપનો સ્પર્શ થયો નહિ. હે પ્રતર્દન! કેવળ વિશ્વરૂપ પુરોહિતનો તથા સંન્યાસીઓનો જ મેં નાશ કર્યો નહિ, પણ બીજા કરોડ દૈત્યનો મેં નાશ કર્યો. આ દૈત્યો વેદને જાણવાવાળા હતા. તેઓ માયાના આચાર્યમય દૈત્યને પણ મોહ કરનારી માયાવડે યુકત હતા. તેઓનું બળ મારા સમાન હતું. કેટલાક તો મારા કરતાં પણ અધિક બળવાળા હતા. તેઓનું તેજ સૂર્યના જેવું હતું. આવા દૈત્યના અનંત પ્રકારની માયાનો તથા વિચિત્ર બળનો તિરસ્કાર કરી, આત્મજ્ઞાનના પ્રભાવથી તે દૈત્યનો મેં ઇન્દ્રે નાશ કર્યો. સ્વર્ગલોકમાં પ્રહ્લાદના સંબંધી દૈત્યનો મેં નાશ કર્યો. તેમ જ અંતરિક્ષ લોકમાં પુલોમાના પુત્રનો પણ મેં નાશ કર્યો. તેજ રીતે ભૂમિલોકમાં કાલખંજ નામના દૈત્યનો મેં નાશ કર્યો. હે પ્રતર્દન! વિશ્વરૂપ પુરોહિતનો, કોટી સંન્યાસીઓનો તથા કોટી દૈત્યોનો મેં ઇન્દ્રે નાશ કર્યો. પણ બ્રાહ્મણોના શાપથી તથા દૈત્યના શસ્ત્રથી આત્મજ્ઞાનના પ્રભાવને લીધે મારું રોમ માત્ર પણ છેદન થયું નહિ. તેમ જ લોકમાં મારી અપકીર્તિ પણ થઇ નહિ. ઉલટી લોકમાં મારી કીર્તિ વધારે પ્રસરી. જો કે લોક તથા વેદનિંદિત અનંત કર્મને ઇન્દ્ર કરતો હતો, છતાં આત્મજ્ઞાનના પ્રભાવથી મને જરાપણ પાપનો સ્પર્શ થયો નહિ. હે પ્રતર્દન! નિવૃત્તિના ઉપાયથી રહિત બ્રાહ્મણ સંન્યાસીઓનો શાપ, નિવૃત્તિના ઉપાયથી રહિત દૈત્યોનાં બ્રહ્માસ્ત્રથી માંડી સર્વ અસ્ત્રો, મય દૈત્યને પણ મોહ કરનારી માયા, મારાથી અધિક બળવાળા દૈત્યોવડે ચલાવેલ મૃત્યુના મુખ સમાન તથા મેરૂ પર્વતનું પણ છેદન કરે એવાં શસ્ત્રો, આ સર્વ આત્મજ્ઞાનના પ્રભાવથી મારાં રોમને પણ છેદી શકવા સમર્થ થયાં નહિ. હે પ્રતર્દન! જેમ ઇન્દ્રને આત્મજ્ઞાનના પ્રભાવથી નિષિદ્ધ કર્મવડે પણ પાપનો સ્પર્શ થયો નહિ, તેમ બીજા પણ જે કોઇ દેવ અથવા મનુષ્ય આત્મજ્ઞાનને સંપાદન કરશે, તેને પણ આત્મજ્ઞાનના પ્રભાવથી નિષિદ્ધ કર્મ કરવાથી થનાર પાપનો સ્પર્શ થશે નહિ.

## પાપોત્પત્તિ કરનારાં નિષિદ્ધ કર્મો.

પોતાની માતાના તથા પિતાના નાશ કરવાથી જીવને પાપની ઉત્પત્તિ થાય છે, સુવર્ણની ચોરી કરવાથી પાપોત્પત્તિ થાય છે, વેદપાઠી બ્રાહ્મણને મારવાથી, ગર્ભનો નાશ કરવાથી, બ્રહ્મવેત્તાનો નાશ કરવાથી,

પોતાના મિત્રનો નાશ કરવાથી, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણને મદિરાપાન કરવાથી તથા પોતાની માતા સાથે મૈથુન કરવાથી પાપની ઉત્પત્તિ થાય છે. તેમાં પણ સુવર્ણની ચોરી કરનારો પુરૂષ, બ્રહ્મહત્યા કરનારો પુરૂષ, મદિરાપાન કરનારો પુરૂષ તથા ગુરૂની સ્ત્રી સાથે મૈથુન કરનારો પુરૂષ, આ ચાર કર્મવડે ચાંડાલ છે. આથી તેઓ પતિત છે. આ ચારેની સાથે એક વર્ષ પર્યંત જે કોઇ પુરૂષ ખાનપાનાદિ સંબંધ કરે છે, તે પણ તેના સમાન જ પાપને પામે છે. આ પાંચ મહા પાતકવાળા છે. આ વગેરે જેટલાં પાપકર્મ શાસ્ત્રમાં કહ્યાં છે, તે સર્વ પાપકર્મવડે તત્ત્વવેત્તાના રોમનું પણ છેદન થતું નથી. હે પ્રતર્દન ! જે પુરૂષને અદ્વિતીય આત્માનું જ્ઞાન થયું છે, તે પુરૂષ જો કદાપિ પાપકર્મ કરવાની ઇચ્છા કરે છે, છતાં પાપકર્મવડે તેના મુખની કાંતિ નિવૃત્ત થતી નથી. જે આત્મજ્ઞાનથી રહિત છે, તે પુરૂષની પાપકર્મવડે મુખની કાંતિ નિવૃત્ત થઇ જાય છે. માટે આ લોકમાં બ્રહ્મવિદ્યા સમાન કોઈપણ વસ્તુ નથી. બ્રહ્મવિદ્યા જ સર્વથી ઉત્કૃષ્ટ છે. હે પ્રતર્દન ! બ્રહ્મવિદ્યાનો પ્રભાવ એવો છે કે, તત્ત્વવેત્તા પુરૂષ પાપકર્મની જો ઇચ્છા કરે છે અથવા અનંત પાપકર્મ કરે છે, છતાં તે તત્ત્વવેત્તા પુરૂષની સર્વોત્તમ દૃષ્ટિને જોઇ, બાંધવ તથા રાજા આ તત્ત્વવેત્તા પુરૂષને પંક્તિથી બહાર કાઢતા નથી, શરીરનો દંડ કરતા નથી તથા તે તત્ત્વવેત્તાને શિક્ષા પણ કરતા નથી. પણ તેના આત્મજ્ઞાનના પ્રભાવને જોઇ વિસ્મયને પામી, બાંધવ તથા રાજા આદિ તે તત્ત્વવેત્તાનો અધિકથી અધિક આદર કરે છે. કારણ કે સર્વ વિશ્વને આત્મસ્વરૂપે કરી જાણનારો તત્ત્વવેત્તા પુરૂષ છે. તેથી ભિન્ન કોઇ રાજા આદિ નથી. પણ સર્વ રાજાદિનો તત્ત્વવેત્તા પુરૂષ આત્મા છે. પોતાના આત્માના અનિષ્ટને કોઇપણ પ્રાણી કરતો નથી. માટે તત્ત્વવેત્તા પુરૂષનો બાંધવ તથા રાજાદિ કોઇપણ નિરાદર કરતા નથી, પણ સર્વ તેનો આદર કરે છે. માટે અદ્વિતીય આત્માનું જ્ઞાન જ પુરૂષને હિતતમ છે. આ રીતે ઇન્દ્રના મુખથી હિતતમ આત્મજ્ઞાનને શ્રવણ કરી તે પ્રતર્દન રાજા પોતાના અભિપ્રાયને બોધ કરનારી શરીરની ચેષ્ટાવડે ઇન્દ્રને પૂછવા લાગ્યો. ઇન્દ્રનાં વચનને સાંભળી પ્રતર્દન રાજાનું મુખ વિકાસમાન થયું, તેનાં નેત્ર પણ કમળની માફક પ્રફુલ્લિત થઇ ગયાં, તમારાં વચનથી હું કૃતાર્થ થયો છું, આ રીતનાં વચનને તથા વિરોધવાળાં તમારાં વચનથી મને સંશય થયો છે, આ રીતના વચનને પ્રતર્દન રાજા ઇન્દ્ર પ્રતિ બોલી શકયો નહિ, પણ તે મૌન રહ્યો. આ રીતે પ્રતર્દન રાજાએ ચેષ્ટાવડે પોતાની જડતાને સૂચન કરી. અહીં ઇષ્ટ અર્થ તથા અનિષ્ટ અર્થના દર્શનવડે ઉત્પન્ન થયેલ કર્તવ્ય અર્થનો અનિશ્ચય, તેનું નામ જડતા છે. તેમાં ઇન્દ્રને મેં વરદાનવડે વશ કર્યો છે, માટે હિતતમ આત્મજ્ઞાન અવશ્ય મને આપશે, આ રીતના ઇષ્ટ અર્થનું દર્શન પ્રતર્દન રાજાને થયું. વળી મને તમે બ્રહ્મરૂપે જાણો, આ

વચન જે મેં ઇન્દ્રે કહ્યું, તેમાં હું શબ્દના પ્રયોગવડે અનેક અર્થ સંભવી શકે છે. માટે તેને લાગ્યું કે, જો હું કંઈપણ કહીશ તો મારી બુદ્ધિની મંદતા સિદ્ધ થશે. આ રીતના અનિષ્ટ અર્થનું દર્શન પ્રતર્દન રાજાને થયું. આ રીતે જડભાવને પામેલ પ્રતર્દન રાજાને જોઈ સર્વજ્ઞ ઇન્દ્ર પોતાના મનવડે આ રીતનો વિચાર કરવા લાગ્યો. આ પ્રતર્દન રાજા પોતાના મનમાં એમ વિચારકરે છે કે, આત્મજ્ઞાનની સ્તુતિ કરનારા ઇન્દ્રે આત્મજ્ઞાનમાં મારો વિશ્વાસ કરાવવા માટે મને પાપકર્મનો સ્પર્શ ન થાય, તે માર્ગ દર્શાવ્યો. છતાં ઇન્દ્રવડે ઉપદેશ કરાયલા હિતમય જ્ઞાનના વિષયમાં મને સંશય થાય છે. કારણ કે મને તું જાણ, એમ જે ઇન્દ્રે પૂર્વે મને ઉપદેશ કર્યો, તેમાં મને શબ્દ કહી હું શબ્દવડે તથા જ્ઞાનવડે કયા અર્થનો ઇન્દ્રે બોધ કર્યો હશે? સહસ્ર નેત્રવાળો, હાથમાં વજ્રવાળો તથા જેના પાદની સર્વ દેવો સેવા કરે છે, એવો શચીપતિ ઇન્દ્ર સ્થૂલ શરીરવડે મારી સન્મુખ ઉભો છે, તે હું શબ્દનો અર્થ છે અથવા આ શરીરથી ભિન્ન અથવા શરીરની અંદર અન્ય કોઇ આત્મા અર્થ છે? વળી શરીરની અંદર રહેલ વર્તમાન આત્મા પણ કોણ છે? મને તમે જાણો, આ શબ્દનો વકતા જીવાત્મા છે, અથવા સાક્ષી આત્મા છે? અર્થાત્ મને તમે બ્રહ્મરૂપે જાણો, એમ જે વચન ઇન્દ્રે કહ્યું ત્યાં 'મને' એમ હું શબ્દનો કયો અર્થ છે? સ્થૂલ શરીર અર્થ છે, જીવાત્મા અર્થ છે અથવા શું સાક્ષી ચેતન અર્થ છે? તેમાં સ્થૂલ શરીરમાં તથા જીવમાં 'મને તમે જાણો' એ ઇન્દ્રના વાકયની વિષયતા સંભવે નહિ. કારણ કે સ્થૂલ શરીર તથા જીવ બેઉ પરિછિન્ન છે. પરિછિન્નના જ્ઞાનથી અપરિછિન્ન ફળની પ્રાપ્તિ હોય નહિ. વળી ત્રીજો જે સાક્ષી કૂટસ્થ છે, તેમાં પણ મને તમે જાણો, એમ ઇન્દ્રના વચનની તથા જ્ઞાનની વિષયતા સંભવતી નથી. કારણ કે સાક્ષી ચેતન મન તથા વાણીનો અગોચર છે. જો હું આ રીતના સંશયને પ્રકટ કરીશ તો મારી બુદ્ધિની મંદતા સિદ્ધ થશે. જો આ સંશયને હું નહિ પ્રકટ કરીશ તો મને સંશયવિપર્યયથી રહિત આત્મજ્ઞાન થશે નહિ. આ રીતે ચિંતાવડે વ્યાકુળ થયેલા મનવાળો પ્રતર્દન રાજા ઇન્દ્રને કંઇ પણ કહી શકયો નહિ. કારણ કે પોતાની બુદ્ધિની ન્યૂનતા દર્શાવનારી ક્રિયામાં બુદ્ધિમાન્ પુરૂષની રૂચિ થતી નથી. વળી પ્રતર્દન રાજાએ એવા અભિપ્રાયથી મૌન ધારણ કર્યું હશે કે, અમે મનુષ્ય જાતિ પોતાના હિતતમને જાણતા નથી. માટે તમે પોતે જ વિચાર કરી હિતતમ વરદાન આપો. આમ જાણી ઇન્દ્ર પોતે જ મારે માટે હિતતમ વરને કહેશે. ઇન્દ્રને વરપ્રદાનથી મેં વશ કર્યો છે. જો હું નહિ પૂછીશ, તો પણ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પોતે જ ઇન્દ્ર મારા સંશયની નિવૃત્તિ કરશે. આ રીતનો મનમાં વિચાર કરી પ્રતર્દન રાજા મને કાંઇ પણ પૂછતો નથી. વળી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી, માટે કૃતાર્થ થયો છું, એવું વચન પણ પ્રતર્દન રાજા કહેતો નથી. માટે પોતાની

પ્રતિજ્ઞા સત્ય કરવા માટે હિતમય આત્મજ્ઞાનમાં પ્રતર્દન રાજાને જ્યાંસૂધી સંશયનો અભાવ થાય ત્યાંસૂધી વિના પૂછે એને ઉપદેશ આપવો યોગ્ય છે. આ રીતનો વિચાર કરી ફરી ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો કે, આ આનંદ સ્વરૂપ આત્મા અલૌકિક પદાર્થ છે તથા મન વાણીનો અગોચર છે. માટે આત્માનો સાક્ષાત્કાર કહેવામાં હું સમર્થ નથી. આ પ્રતર્દન રાજા પણ સાક્ષાત્ આત્માને જાણવામાં સમર્થ નથી. પણ ઉપાધિદ્વારા આત્માનું કથન કરવામાં હું સમર્થ છું. વળી આ પ્રતર્દન રાજા પણ ઉપાધિદ્વારા આત્માને જાણવામાં સમર્થ છે. માટે કોઇ ઉપાધિને નિમિત્ત પ્રતર્દન રાજાને હું આત્માનો ઉપદેશ કરૂં. આ ઉપાધિમાં પણ સ્થૂલ શરીર તથા ઇન્દ્રિયાદિ ઉપાધિની અપેક્ષાવડે ક્રિયાશક્તિવાળો પ્રાણ તથા જ્ઞાનશકિતવાળી બુદ્ધિ,આ બેઉ ઉપાધિઓ આત્માની સમીપ છે. માટે લોકપ્રસિદ્ધ પ્રાણને તથા પ્રજ્ઞારૂપ ઉપાધિને અંગીકાર કરી, પ્રતર્દન રાજાને અલૌકિક આત્માનું કથન હું કરૂં. પ્રાણ તથા પ્રજ્ઞા વિદ્યમાન છતાં દેહેન્દ્રિયાદિની સ્થિતિ હોય છે. પ્રાણ પ્રજ્ઞાનો અભાવ થવે દેહેન્દ્રિયાદિની સ્થિતિ હોય નહિ. આ અન્વય વ્યતિરેકવડે સર્વ શરીરાદિ ઉપાધિઓની સાધકતા પ્રાણ પ્રજ્ઞામાં સિદ્ધ થાય છે. માટે પ્રાણપ્રજ્ઞા જ સર્વ ઉપાધિથી ઉત્કૃષ્ટ છે. અર્થાત્ જે ઉપાધિના કથનવડે મુમુક્ષુને સુખ નથી, આત્માનો બોધ થાય તથા લઘુભાવ પ્રાપ્ત થાય, તે ઉપાધિને અંગીકાર કરી તત્ત્વવેત્તા પુરૂષે આત્માનો ઉપદેશ કરવો. આ પ્રકારનો નિયમ પણ પ્રાણ પ્રજ્ઞામાં ઘટે છે. કારણ કે જેના વિદ્યમાનને લીધે દેહાદિની સ્થિતિ તથા જેની અવિદ્યમાનતાથી દેહાદિનો અભાવ, આ અન્વય વ્યતિરેકવડે દેહાદિ સંઘાતની સાધકતા આત્માનું લક્ષણ છે. આ લક્ષણ પ્રાણપ્રજ્ઞામાં પણ સંભવે છે. માટે પ્રાણપ્રજ્ઞા આત્મા છે. આ રીતે પ્રાણપ્રજ્ઞામાં જ્યારે મુમુક્ષુની આત્મબુદ્ધિ થાય ત્યારે પ્રાણપ્રજ્ઞાના સાક્ષાત્પ્રવર્તક શુદ્ધ આત્મામાં પણ સુખે કરી મુમુક્ષુની બુદ્ધિ થાય છે. અર્થાત્ જેમ અત્યંત સૂક્ષ્મ અરૂંધતીના તારાને જાણવાવાળો પુરૂષ અન્ય કોઇ પુરૂષને જ્યારે અરૂંધતીનો તારો દેખાડે છે ત્યારે અરૂંધતીની સમીપવર્તી જે સ્થૂલતા રહે, તેને પ્રથમ અરૂંધતીરૂપે કરી દર્શાવે છે. જ્યારે દેખાડનારા પુરૂષની દૃષ્ટિ તે સ્થૂલ તારામાં ઠરે છે ત્યારે ક્રમે કરી સાક્ષાત્ અરૂંધતીમાં પણ તેની દૃષ્ટિ પહોંચે છે. તેમ શુદ્ધ આત્માને જણાવવા માટે પ્રાણપ્રજ્ઞાનો જ આત્મરૂપે કરી પ્રથમ ઉપદેશ કરવો જોઇએ. વળી પ્રાણપ્રજ્ઞા શબ્દની લક્ષણાવૃત્તિવડે આત્માનો બોધ માનવામાં પ્રાણપ્રજ્ઞાનો આત્માની સાથે સાક્ષાત્ સંબંધ સંભવે છે. માટે લઘુપણું પણ છે. વળી શરીરાદિ ઉપાધિને અંગીકાર કરી જો આત્માનો બોધ કરીએ તો પ્રાણપ્રજ્ઞાદ્વારા આત્માનો બોધ થાય છે, પણ સાક્ષાત્ બોધ થતો નથી. વળી શરીરાદિ પદની લક્ષણાવૃત્તિવડે આત્માનો બોધ માનવામાં શરીરાદિનો આત્મા સાથે પ્રાણપ્રજ્ઞાદ્વારા પરંપરા

સંબંધ સંભવે છે. પણ સાક્ષાત્ સંબંધ સંભવતો નથી. આ પરંપરા સંબંધ ગૌરવરૂપ દૂષણથી યુકત છે. માટે પ્રાણુ-પ્રજ્ઞારૂપ ઉપાધિને અંગીકાર કરી, આત્માના બોધનમાં જ સુગમતા તથા લાઘવતા છે.

શિષ્યઃ–પૂર્વોકત અન્વય વ્યતિરેકે કરી દેહેન્દ્રિયાદિની સાધકતારૂપ આત્માનું લક્ષણ પ્રાણપ્રજ્ઞામાં સંભવે નહિ. કારણ કે પ્રાણપ્રજ્ઞાનો પરસ્પર વ્યતિરેક છે. અર્થાત્ પ્રાણને છોડી પ્રજ્ઞા રહે છે તથા પ્રજ્ઞાને છોડી પ્રાણ રહે છે.

ગુરૂઃ-ક્રિયા શકિતવાળો પ્રાણ પ્રજ્ઞા-વિના રહે નહિ તથા જ્ઞાન શક્તિવાળી પ્રજ્ઞા પણ પ્રાણુવિના રહે નહિ. જ્યાં પ્રજ્ઞાનો અભાવ હોય છે ત્યાં પ્રાણનો પણ અભાવ હોય છે. જેમ સ્થાવર વૃક્ષમાં પ્રજ્ઞાસ્વરૂપ બુદ્ધિ પ્રત્યક્ષ દેખાતી નથી,માટે પ્રાણ પણ તે વૃક્ષમાં દેખાતો નથી.

શિષ્યઃ–જેમ શરીરપર શસ્ત્રવડે ઘા થાય છે તથા તે ઘા લાંબા સમય પછી રૂઝાઇ જાય છે, તેમ વૃક્ષમાં કુઠારાદિવડે કરેલ ઘા લાંબા સમય પછી મળી જાય છે. જેમ શરીરની વૃદ્ધિ થાય છે, તેમ વૃક્ષની પણ વૃદ્ધિ થાય છે. માટે ઘાના રૂઝવારૂપ હેતુથી તથા વૃદ્ધિરૂપ હેતુથી વૃક્ષમાં પ્રાણનું અનુમાન સંભવે છે. માટે પ્રજ્ઞારૂપ બુદ્ધિને છોડી પ્રાણ વૃક્ષમાં રહે છે.

ગુરૂઃ–જેમ ઘાના રૂઝવારૂપ હેતુથી તથા વૃદ્ધિરૂપ હેતુથી વૃક્ષમાં પ્રાણનું અનુમાન સંભવે છે, તેમ લતાનું ઉચ્ચ સ્થળે ગમનરૂપ હેતુથી તેની પ્રજ્ઞા-રૂપ બુદ્ધિનું અનુમાન હોઈ શકે છે. વૃક્ષમાં સૂક્ષ્મરૂપે કરી જો કે પ્રાણપ્રજ્ઞા છે, છતાં સ્પષ્ટરૂપે કરી નથી.

શિષ્યઃ–જ્યાં પ્રજ્ઞાનો અભાવ હોયછે, ત્યાં પ્રાણનો પણ અભાવ હોય છે, એમ પૂર્વે આપે કહ્યું, તે સંભવે નહિ. કારણ કે સુષુપ્તિમાં પ્રજ્ઞારૂપ બુદ્ધિનો અભાવ થવા છતાં પ્રાણની વિદ્યમાનતા દેખાય છે.

ગુરૂઃ–સુષુપ્તિ અવસ્થામાં પ્રજ્ઞાનો અત્યંતાભાવ નથી. પણ કારણસ્વરૂપે થઇ બુદ્ધિ સુષુપ્તિ અવસ્થામાં રહે છે. માટે જ્યાં પ્રજ્ઞાનો અભાવ હોય છે ત્યાં પ્રાણનો અભાવ પણ અવશ્ય હોય છે, એમ સિદ્ધ થયું. જ્યાં પ્રાણનો અભાવ હોય છે ત્યાં પ્રજ્ઞાનો અભાવ પણ અવશ્ય હોય છે. જેમ ઘટાદિમાં પ્રાણનો અભાવ છે, માટે તેમાં પ્રજ્ઞાનો પણ અભાવ છે. માટે પ્રાણ તથા પ્રજ્ઞા એકબીજાને છોડી રહેતા નથી, એમ સિદ્ધ થયું. પ્રાણ તથા પ્રજ્ઞા બેઉ આત્મજ્ઞાનના હેતુરૂપ છે. કારણ કે જેમ સ્તંભાદિ જડ હોવાથી પોતાની પ્રતીતિમાં દીપાદિ પ્રકાશની અપેક્ષા કરે છે, તેમ પ્રાણ તથા પ્રજ્ઞા પણ જડ હોવાથી પોતાની પ્રતીતિમાં કોઇ બીજા પ્રકાશની અપેક્ષા કરે છે. આ પ્રાણપ્રજ્ઞાને પ્રકાશ કરનાર કૂટસ્થ આત્મા છે. આ રીતની યુક્તિવડે પ્રાણપ્રજ્ઞાને આત્મજ્ઞાનની કારણતા છે. અહીં અભિપ્રાય એ છે કે, પ્રાણ શબ્દ તથા પ્રજ્ઞા શબ્દ શક્તિ-વૃત્તિવડે આત્માના બોધક નથી. કારણ કે શક્તિવૃત્તિવડે સત્યાદિ પદ પણ આત્માનું બોધન કરતા નથી. પણ લક્ષ-ણાવૃત્તિવડે પ્રાણ શબ્દ તથા પ્રજ્ઞા શબ્દ આત્માના બોધક છે. આ લક્ષણા શક્ય

અર્થની અનુપપત્તિ વિના હોય નહિ. જેમ ગંગામાં ગામ છે. આ વાક્યમાં ગંગા પદનો શકય અર્થ જળનો પ્રવાહ છે. આ પ્રવાહમાં ગામની અધિકરણતા હોય નહિ, માટે ગંગાપદની તીરમાં લક્ષણા હોય છે, તેમ આ પ્રસંગે પણ પ્રાણ હું છું તથા પ્રજ્ઞા હું છું, આ વચન ઈન્દ્રે કહ્યું. તેમાં શરીરની અંદર રહેલ વાયુ પ્રાણ શબ્દનો શકય અર્થ છે તથા અંતઃકરણની વૃત્તિવિશેષ બુદ્ધિ, પ્રજ્ઞા શબ્દનો શકય અર્થ છે. આ બે શકય અર્થમાં આત્મતા સંભવતી નથી. માટે પ્રાણ શબ્દની તથા પ્રજ્ઞા શબ્દની પ્રાણપ્રજ્ઞાના પ્રવર્તક ચેતન આત્મામાં લક્ષણા સંભવે છે. આ અર્થનું નિરૂપણ કરવા માટે પ્રથમ પ્રાણપ્રજ્ઞા શબ્દના શકય અર્થને તથા શકય અર્થની અનુપપત્તિને દર્શાવે છે. અહીં પ્રાણ એ શબ્દમાં બે પદ છે. એક 'પ્ર' પદ છે તથા બીજો 'અન' પદ છે. તેમાં 'પ્ર' પદનો અતિશય અર્થ થાય છે તથા 'અન' પદનો ચલનરૂપ ક્રિયા અર્થ છે. તેમ પ્રજ્ઞા આ શબ્દમાં પણ બે પદ છે. એક પ્ર પદ છે તથા બીજું જ્ઞા પદ છે. તેમાં પ્ર પદનો અર્થ અતિશય છે તથા જ્ઞા પદનો જ્ઞાન અર્થ છે. આ બેઉ પદ મળી એ અર્થ સિદ્ધ થાય છે કે, જે અતિશય કરી ચલાયમાન હોય, તે પ્રાણ કહેવાય છે તથા અતિશય કરી જે જાણે, તે બુદ્ધિ કહેવાય છે. શરીરની અંદર રહેલ વાયુ અતિશય કરી ચલાયમાન થાય છે, માટે તેને પ્રાણ કહે છે. અંતઃકરણની વૃત્તિવિશેષ બુદ્ધિ ઘટપટાદિ પદાર્થને અતિશય કરી જાણે છે, માટે તેને પ્રજ્ઞા કહે છે. વળી વાસ્તવિક રીતે વિચારીએ તો પ્રાણમાં ચલન બને નહિ. કારણ કે પ્રાણ જડ છે. જડમાં સ્વતંત્ર ક્રિયા હોય નહિ. જેમ રથાદિ જડ પદાર્થમાં ચેતન અશ્વાદિ વિના કોઈ કાળે તથા કોઇ સ્થળે સ્વતંત્ર ચલનરૂપ ક્રિયા હોય નહિ, તેમ જડ પ્રાણમાં પણ ચેતન વિના સ્વતંત્ર ચલનરૂપ ક્રિયા સંભવતી નથી. આ રીતે બુદ્ધિમાં પણ ઘટપટાદિ પદાર્થને જાણવાનું સામર્થ્ય સંભવતું નથી. કારણ કે પ્રાણની માફક બુદ્ધિ પણ જડ છે. જડ વસ્તુ પોતાને તથા અન્ય કોઇ પદાર્થને જાણતી નથી, અર્થાત્ જેમ પ્રથમ મૂળ ધન કોઈની પાસે જ્યારે હોય છે ત્યારે તે ધનની વૃદ્ધિની પણ સંભાવના હોય છે. મૂળ ધન વિના ધનની વૃદ્ધિ સંભવતી નથી. તેમ સામાન્ય રીતે જ્યારે પ્રાણમાં ચલનરૂપ ક્રિયા હોય તથા બુદ્ધિમાં જ્ઞાન હોય ત્યારે તે ક્રિયામાં તથા જ્ઞાનમાં અતિશયતારૂપ વિશેષતા સંભવે. આ જડ પ્રાણમાં ચલનરૂપ ક્રિયા સંભવે નહિ. માટે જે ચેતન આત્માની સમીપતાવડે શરીર ઇન્દ્રિયાદિમાં તથા આંતર વાયુમાં ચલનરૂપ ક્રિયા થાય છે, તે ચેતન આત્મા જ પ્રાણ શબ્દનો લક્ષ્ય અર્થ છે. આ રીતે પ્રજ્ઞા શબ્દનો લક્ષ્ય અર્થ પણ ચેતન આત્મા છે. કારણ કે ચેતન આત્મા જ સર્વ જડ પદાર્થને પ્રકાશે છે. વળી સ્વપ્રકાશતારૂપે કરી ભેદ રહિત પોતાના સ્વરૂપનો ચેતન આત્મા પ્રકાશ કરે છે. પણ અન્ય કોઈ પદાર્થ આત્માને પ્રકાશ કરતો નથી. એવો સ્વપ્રકાશ

આનંદસ્વરૂપમાં હું આત્મા જ પ્રાણપ્રજ્ઞા શબ્દનો અર્થ છું. મારાથી ભિન્ન કોઈ વસ્તુ પ્રાણ તથા પ્રજ્ઞા શબ્દનો અર્થ સંભવતો નથી. આ રીતનો પોતાના મનમાં વિચાર કરી દેવરાજ ઈન્દ્ર પ્રતર્દન રાજાને કહેવા લાગ્યો કે, હે પ્રતર્દન રાજા! અનેક પ્રકારની ક્રિયાનું કારણ હું છું, માટે હું પ્રાણસ્વરૂપે છું. વળી ભેદરહિત સ્વયં-પ્રકાશ હું છું, માટે હું જ પ્રજ્ઞા સ્વરૂપ છું. સર્વ પ્રાણીઓના જીવનના કારણરૂપ હું છું, માટે હું જ આયુષ્ છું. હું પોતે જન્મ મરણથી રહિત છું, માટે હું જ અમૃતસ્વરૂપ છું. હે પ્રતર્દન! પ્રાણ, પ્રજ્ઞા, આયુષ્ તથા અમૃત એવું જે પોતાનું સ્વરૂપ મેં તમને કહ્યું છે, તે સ્વરૂપનું તમે વારંવાર વિચાર કરો. અનાત્માકાર વિજાતીય વૃત્તિઓનો પરિ-ત્યાગ કરી સ્વરૂપાકાર સજાતીય વૃત્તિવડે મારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરો. જેમકે આ ઘટ છે, આ રીતના અનંત જ્ઞાનવડે એક ઘટ પદાર્થ વિષય કરે છે. હે પ્રત-ર્દન! જેમ પુરૂષથી દંડ ભિન્ન હોય છે, તેમ આયુષ્ તથા અમૃત આ બે વિશેષણ પ્રાણથી ભિન્ન નથી, એમ તમારે જાણવું. આયુષ્ તથા અમૃત આ બે વિશેષણને પ્રાણથી અભિન્ન જાણવા. જેમ આકાશને નભ કહે છે તથા નભને આકાશ કહે છે, તેમાં જેમ આકાશ પદ તથા નભ પદના અર્થનો ભેદ નથી, તેમ આયુષ્ અમૃત પદના અર્થનો તથા પ્રાણ પદના અર્થનો ભેદ નથી. આયુષ્ તથા અમૃત પ્રાણ સ્વરૂપે છે તથા પ્રાણ અને આયુષ્ અમૃત સ્વરૂપે છે.

શિષ્યઃ—જો આયુષ્, અમૃત તથા પ્રાણ આ ત્રણનો એક જ અર્થ માનશો તો પુનરૂક્તિ દોષની પ્રાપ્તિ થશે. એક અર્થનાં બોધક અનેક પદના ઉચ્ચારણનું નામ પુનરૂક્તિ છે. જ્યાં પુનરૂક્તિ દોષ હોય છે ત્યાં એક પદને જ સાર્થકતા હોય છે તથા બીજાં પદો વ્યર્થ હોયછે.

ગુરૂઃ—જેમ સત્ય, જ્ઞાન તથા આનંદ આ ત્રણ પદ એક જ આત્માનાં બોધક છે, પરંતુ તે શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત ભિન્નભિન્ન છે, માટે પુનરૂક્તિ દોષ થાય નહિ. તેમ અહીં પણ આયુષ, અમૃત તથા પ્રાણ, આ ત્રણ પદ એક જ અર્થનાં બોધક છે, પરંતુ ત્રણેની પ્રવૃત્તિનું નિ-મિત્ત ભિન્નભિન્ન છે, માટે પુનરૂક્તિ દોષ થાય નહિ. જેમકે લોકના જીવનનું કારણ જે હોય, તે આયુષ્ કહેવાય છે. આ જીવનનું કારણ પ્રાણ છે. કારણ કે શરીરમાં જ્યાંસૂધી પ્રાણ રહે છે ત્યાંસૂધી તેમાં જીવનવ્યવહાર હોય છે પ્રાણ વિના જીવનવ્યવહાર હોય નહિ. આ કારણથી પ્રાણને આયુષ કહ્યો છે. વળી શરીરના ત્યાગ પછી સ્વર્ગરૂપ અમૃતને તથા શરીર હોય ત્યારે મોક્ષરૂપ અમૃતને પ્રાણવડે જીવ પ્રાપ્ત થાય છે. આ કાર-ણથી પ્રાણને અમૃત કહ્યો છે. આ આયુષ્ તથા અમૃતસ્વરૂપ પ્રાણ હું આત્મા છું. વળી જેમ પ્રાણસ્વરૂપ હું આત્મા છું, તેમ પ્રજ્ઞાસ્વરૂપ પણ હું આત્મા છું. કારણ કે જ્ઞાનશક્તિરૂપ પ્રજ્ઞાવડે આકા-શાદિ વ્યાવહારિક પ્રપંચને તથા સ્વપ્નાદિ પ્રાતિભાસિક પદાર્થને હું આત્મા જાણું છું. હે પ્રતર્દન! જે પુરૂષ પ્રાણસ્વરૂપ

હું આત્માની આયુષરૂપે કરી ઉપાસના કરે છે, તે પુરૂષ સો વર્ષપર્યંત જીવે છે. જે પુરૂષ પ્રાણસ્વરૂપ હું આત્માની અમૃતસ્વરૂપે કરી ઉપાસના કરે છે, તે પુરૂષ અક્ષય સ્વર્ગને પામે છે. જે પુરૂષ હું આત્માની આયુષ્ તથા અમૃત બેઉરૂપે કરી ઉપાસના કરે છે, તે પુરૂષ સો વર્ષ પર્યંત જીવન તથા અક્ષય સ્વર્ગની પ્રાપ્તિ આ બેઉ ફળને પામે છે. હે પ્રતર્દન! જ્યારે પ્રાણરૂપ ઉપાધિયુકત હું આત્માની ઉપાસનાનું જ એવું ફળ પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાણરૂપ ઉપાધિથી રહિત શુદ્ધ આત્માના જ્ઞાનથી પુરૂષને મહાફળની પ્રાપ્તિ થાય છે, તેના સંબંધમાં તો શું જ આશ્ચર્ય. આ રીતે જ્યારે ઇન્દ્રે પ્રાણસ્વરૂપ આત્માને કહ્યો ત્યારે પ્રતર્દન રાજા તેના વિશે કારણ પૂછવા લાગ્યો. પ્રતર્દનઃ–હે ભગવન્! પ્રાણસ્વરૂપ હું છું, આ આપનાં વચનને શ્રવણ કરી તથા પૂર્વોકત મુનિઓનાં વચનને સ્મરણ કરી મારા ચિત્તમાં આ રીતનો સંશય થાય છે કે, આપે પ્રાણને જ પ્રધાન કહ્યો. પણ મુનિઓએ પ્રાણને પ્રધાન કહ્યો નથી. માટે કયા અર્થમાં મારે આત્મબુદ્ધિ કરવી. હે દેવરાજ ઇન્દ્ર! એક સમયે અમારી સભામાં એક મુનિ આવ્યા. તે વેદવેત્તા મુનિ કોઇ પ્રસંગને મેળવી મને કહેવા લાગ્યા કે, અંતરવાયુ સહિત સર્વ ઇન્દ્રિયોનો પ્રાણ શબ્દ વાચક છે. કેવળ અંતર વાયુનો વાચક પ્રાણ શબ્દ નથી. કારણ કે અતિશયવડે પોતાના વ્યાપારને જે કરે, તે પ્રાણ કહેવાય છે. આ પ્રાણ શબ્દનો અર્થ સર્વ ઇન્દ્રિયોમાં ઘટે છે, માટે સર્વ ઇન્દ્રિયોને પ્રાણ શબ્દની અર્થતા સંભવે છે. સર્વ પ્રાણોમાં એકને નિયમવડે પ્રધાનતા નથી, પણ પોતપોતાના વ્યાપારમાં સર્વને પ્રધાનતા છે. કારણ કે વાક્ ઇન્દ્રિયનું શબ્દ ઉચ્ચારણ કાર્ય છે તથા ચક્ષુ ઇન્દ્રિયનું કાર્ય રૂપાદિનું દર્શન છે. આ રીતે અન્ય ઇન્દ્રિયોનાં પણ પોતપોતાનાં કાર્ય ભિન્ન ભિન્ન છે. કાર્યના ભેદે કરી જો કે ઇન્દ્રિય ભિન્ન ભિન્ન છે, છતાં પોતપોતાના કાર્યમાં સર્વ ઇન્દ્રિયો એક ભાવને પ્રાપ્ત થાય છે. જેમ કે ગામમાં ભિન્ન ભિન્ન રહેલ મહાજન પુરૂષ વિવાહાદિ કાર્ય માટે સર્વ એકભાવને પ્રાપ્ત થાય છે, જે સમયે એક ઇન્દ્રિય પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત હોય છે, તે સમયે અન્ય ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પોતાના વ્યાપારમાં હોતી નથી. આ જ ઇન્દ્રિયોની એકતા છે કારણ કે જે સમયે વાક્ ઇન્દ્રિય શબ્દના ઉચ્ચારણરૂપ પોતાના વ્યાપારને કરે છે, તે સમયે નેત્રાદિ ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપારને કરતી નથી. જે સમયે ચક્ષુઇન્દ્રિય રૂપાદિના દર્શનરૂપ વ્યાપારને ઉત્પન્ન કરે છે, તે સમયે વાગાદિ ઇન્દ્રિયો પોતાના વ્યાપારને ઉત્પન્ન કરતી નથી. આ રીતે સર્વ ઇન્દ્રિયોમાં જાણી લેવું. અર્થાત્ જેમ વરને પોતાના વિવાહમાં પ્રધાનતા હોય છે તથા તે વરને બીજાના વિવાહમાં ગૌણતા હોય છે. માટે નિયમવડે વરમાં પ્રધાનતા તથા ગૌણતા નથી. તેમ વચનાદિ વ્યાપારમાં વાક્ઇન્દ્રિયને પ્રધાનતા છે તથા નેત્રાદિ ઇન્દ્રિયોને ગૌણતા છે, રૂપદર્શનમાં ચક્ષુઇન્દ્રિયને પ્રધાનતા

છે તથા વાગાદિ ઇન્દ્રિયોની ગૌણતા છે. આ રીતે સર્વ ઇન્દ્રિયોમાં પોતપોતાના વ્યાપારમાં પ્રધાનતા તથા અન્ય ઇન્દ્રિયોના વ્યાપારમાં ગૌણતા જાણી લેવી. નિયમવડે કોઈપણ ઇન્દ્રિયમાં પ્રધાનતા નથી. માટે સર્વ સમાન છે. શ્રુતિમાં પણ વાક્આદિ સર્વ પ્રાણોની સમાનતા તથા અનેકતા કહી છે. વળી યુક્તિથી વિચાર કરીએ તો વાક્આદિ સર્વ પ્રાણોની સમાનતા સિદ્ધ થાય છે. પણ વિષયતા સિદ્ધ થતી નથી. કારણ કે પુરૂષ જે સમયે વાક્ઇન્દ્રિયવડે શબ્દનો ઉચ્ચાર કરે છે, તે સમયે ચક્ષુઇન્દ્રિયવડે દેખતો નથી. જે સમયે નેત્રવડે દેખે છે તે સમયે વાક્ઇન્દ્રિયવડે વચનનું ઉચ્ચારણ કરતો નથી. આ રીતે સર્વ ઇન્દ્રિયોની પોતપોતાના વ્યાપારમાં પ્રધાનતા છે તથા અન્ય ઇન્દ્રિયોના વ્યાપારમાં પણ ગૌણતા છે. જો નિયમવડે વાક્આદિ ઇન્દ્રિયોને પ્રધાનતા જ હોય તો દર્શનરૂપ વ્યાપારમાં ચક્ષુની માફક વાક્ઇન્દ્રિયને પ્રધાનતા નથી. વળી જો નિયમે કરી ઇન્દ્રિઓમાં ગૌણતાજ માનીએ તો શબ્દ ઉચ્ચારણરૂપ વ્યાપારમાં પણ વાક્ ઇન્દ્રિયની પ્રધાનતા ન હોવી જોઇએ. વાક્આદિ સર્વ પ્રાણમાં એક જ કાળે ક્રિયા હોય નહિ. પણ એક ઇન્દ્રિયના વ્યાપારની જ્યારે ઉપરામતા થાય છે ત્યારે બીજી ઇન્દ્રિય પોતાના વ્યાપારને કરે છે.

શિષ્યઃ—જો સર્વ ઇન્દ્રિયો એક કાળે પોતપોતાના વ્યાપારને ન ઉત્પન્ન કરતી હોય તો આ લોકનો અનુભવ વ્યર્થ થશે. વાક્ ઇન્દ્રિયવડે વચનનું ઉચ્ચારણ કરતો છતો હું ચક્ષુ ઇન્દ્રિવડે રૂપને જોઉં છું, શ્રોત્ર ઇન્દ્રિયવડે શબ્દનું શ્રવણ કરૂં છું, ઘ્રાણ ઇન્દ્રિયવડે હું ગંધને ગ્રહણ કરૂં છું, ત્વક્ ઇન્દ્રિયવડે હું સ્પર્શને જાણું છું, રસન ઇન્દ્રિયવડે હું રસને જાણું છું, હસ્ત ઇન્દ્રિયવડે હું ગ્રહણ કરૂં છું, પાદ ઇન્દ્રિયવડે હું ચાલું છું, ઉપસ્થ ઇન્દ્રિયવડે હું આનંદને પ્રાપ્ત થાઉં છું, વાયુ ઇન્દ્રિયવડે હું મલાદિનો પરિત્યાગ કરૂં છું, પ્રાણવડે હું શ્વાસાદિ ક્રિયાને કરૂં છું, અહંકારવડે હું અહંભાવને કરૂં છું, મનવડે હું સંકલ્પ વિકલ્પ કરૂં છું, ચિત્તવડે સામાન્યરૂપથી પદાર્થને હું જાણું છું તથા બુદ્ધિવડે દેહમાં રહેલ સુખ દુઃખાદિ પદાર્થને સામાન્યરૂપથી તથા વિશેષરૂપથી હું જાણું છું. આ રીતના લોકના અનુભવપ્રમાણથી સર્વ ઇન્દ્રિયોમાં એક કાળે જ સર્વ વ્યાપાર પ્રતીત થાય છે. માટે નિયમ રહિત પ્રધાનતા લઇ સર્વ ઇન્દ્રિયોને સમાન કહેવી સંભવે નહિ.

ગુરૂઃ—એક સમયે સર્વ ઇન્દ્રિયોના વ્યાપારમાં જે લોકનો અનુભવ તમે કહ્યો, તે અનુભવ ભ્રમરૂપ છે. કારણ કે જે ક્ષણે એક ઇન્દ્રિયનો વ્યાપાર થાય છે, તે ક્ષણે બીજી ઇન્દ્રિયનો વ્યાપાર હોય નહિ. પણ બીજી ક્ષણે બીજી ઇન્દ્રિયનો વ્યાપાર હોય છે. વળી ત્રીજી ક્ષણે ત્રીજી ઇન્દ્રિયનો વ્યાપાર હોય છે

આ રીતે ક્ષણક્ષણ પછી ઇન્દ્રિયોનો વ્યાપાર હોય છે. પણ તે ક્ષણ અતિસૂક્ષ્મ છે. માટે અવિવેકી પુરૂષને આવી ભ્રાંતિ થાય છે કે એક સમયે મને સર્વ દર્શનાદિ વ્યાપાર ઉત્પન્ન થયા છે. જેમ નીચે ઉપર રહેલ અનેક પદ્મપત્રનો એક સમયે સોયવડે ભેદ થાય નહિ. પણ પ્રથમ ક્ષણે સોયમાં ક્રિયા થાય છે. બીજી ક્ષણે પૂર્વ ભાગથી સોયનો વિભાગ ઉત્પન્ન થાય છે, ત્રીજી ક્ષણે સોયના પૂર્વ સંયોગનો નાશ થાય છે, ચોથી ક્ષણે પદ્મ પત્રરૂપ ઉત્તર દેશની સાથે સોયનો સંયોગ ઉત્પન્ન થાય છે. આ રીતે એક એક પત્રના ભેદનમાં ચાર ચાર ક્ષણ હોય છે. પણ તે ક્ષણ અતિસૂક્ષ્મ છે. માટે અવિવેકી જનને એવી ભ્રાંતિ થાય છે કે એકજ સમયે મેં અનેક પદ્મપત્રને સોયવડે ભેદન કર્યાં. આ રીતે વાક્ આદિ પ્રાણનો વ્યાપાર પણ ભિન્ન ભિન્ન કાળે ઉત્પન્ન થાય છે. પણ તે કાળ અતિસૂક્ષ્મ છે. માટે એક કાળતાની ભ્રાંતિ અવિવેકી પુરૂષને હોય છે. માટે સર્વ પ્રાણ સમાન છે. હે દેવરાજ ઇન્દ્ર! આ રીતે સર્વ પ્રાણમાં સમાનતા મુનિએ મને પૂર્વે કહી હતી તથા આપે વાયુરૂપી પ્રાણમાં જ આત્મબુદ્ધિનું વિધાન કર્યું. આ સંશય મારા ચિત્તમાં થાય છે. આ રીતના પ્રતર્દન રાજાના વચનને સાંભળી પ્રાણની પ્રધાનતામાં કારણના કથનની ઇચ્છાવાળો થયેલ ઇન્દ્ર પ્રતર્દનનાં વચનને અંગીકાર કરવા લાગ્યો. પછી ફરી ઇન્દ્ર કહેવા લાગ્યો:— હે પ્રતર્દન રાજા! આ લોકના જીવનની કારણતા પ્રાણમાં છે. વળી પરલોકના જીવનની કારણતા પણ પ્રાણમાં છે. અન્ય કોઈ વાક્ આદિ ઇન્દ્રિયમાં નથી. આ જીવનની કારણતા જ પ્રાણમાં આત્મબુદ્ધિના હેતુરૂપ છે. જીવનની કારણતા જ વાક આદિ ઇન્દ્રિયો કરતાં પ્રાણમાં વિશેષતા છે, બીજી કોઇ વિશેષતા નથી. હે પ્રતર્દન! પૂર્વે તેં ઋષિઓના વચનવડે પ્રાણમાં પ્રધાનતાનો તથા ગૌણતાનો અનિયમ કહ્યો. આ અનિયમ પણ વાયુરૂપ મુખ્ય પ્રાણમાં સંભવે નહિ. પણ વાક્ આદિ ઇન્દ્રિયરૂપ ગૌણ પ્રાણમાં જ આ અનિયમ સંભવે છે. કારણ કે જ્યાં સૂધી પ્રાણનો વ્યાપાર શરીરમાં રહેલ હોય છે, ત્યાં સૂધી સર્વ વાક્ આદિ ઇન્દ્રિયોમાં વચનાદિરૂપ ક્રિયા હોય છે. પ્રાણનો વ્યાપાર જ્યારે ઉપરામ પામે છે ત્યારે કોઈ ઇન્દ્રિયમાં કોઈ પણ પણ ક્રિયા હોતી નથી. આ વાત સર્વ લોકને અનુભવસિદ્ધ છે. પ્રાણની વિદ્યમાનતાને લીધે વાક્, પાણિ, પાદ, વાયુ, ઉપસ્થ, ત્વક્, ચક્ષુ, શ્રોત્ર, રસન તથા ઘ્રાણ આ દશ ઇન્દ્રિયોમાં એક એક ઇન્દ્રિયના વ્યાપાર વિના અથવા સર્વ ઇન્દ્રિયના વ્યાપાર વિના પ્રાણીઓનું જીવન જોવામાં આવે છે. જેમ વાક્ ઇન્દ્રિયના વચનરૂપ વ્યાપાર વિના મુગું પ્રાણી જીવે છે, હસ્ત ઇન્દ્રિયના ગ્રહણરૂપ વ્યાપાર વિના બાંગો પુરૂષ જીવે છે, પાયુ ઇન્દ્રિયના મલ વિસર્ગરૂપ વ્યાપાર વિના કોઈ રોગી પ્રાણી જીવે છે, ઉપસ્થ ઇન્દ્રિયના આનંદરૂપ વ્યાપાર વિના બ્રહ્મચારી જીવે છે, ત્વક્ ઇન્દ્રિયના

સ્પર્શરૂપ વ્યાપાર વિના કુષ્ઠ રોગવાળો જીવે છે, ચક્ષુ ઇન્દ્રિયના દર્શનરૂપ વ્યાપાર વિના અંધ પુરૂષ જીવે છે, શ્રોત્ર ઇન્દ્રિયના શ્રવણરૂપ વ્યાપાર વિના બહેરો પુરૂષ જીવે છે, રસન ઇન્દ્રિયના રસ ગ્રહણરૂપ વ્યાપાર વિના રસ દોષવાળો પુરૂષ જીવે છે, પ્રાણ ઇન્દ્રિયના ગંધ ગ્રહણરૂપ વ્યાપાર વિના પ્રાણ દોષવાળો પુરૂષ જીવે છે તથા અંતઃકરણના નિશ્ચયરૂપ વ્યાપાર વિના જડ ઉન્મત્ત પુરૂષ જીવે છે. આ રીતે ઇન્દ્રિયના વ્યાપાર વિના પ્રાણી જીવે છે. પણ પ્રાણના વ્યાપાર વિના કોઈ પ્રાણી જીવતો જોવામાં આવતો નથી. માટે સર્વ ઇન્દ્રિયોથી પ્રાણ ઉત્કૃષ્ટ છે. આ કારણથી હે પ્રતર્દન ! પ્રાણરૂપ ઉપાધિને અંગીકાર કરી પ્રાણ સ્વરૂપ હું છું, આ રીતનો ઉપદેશ મેં તને કહ્યો. સર્વ વાગાદિ ઇન્દ્રિયો કરતાં પ્રાણની ઉત્કૃષ્ટતાને અંગીકાર કરી શ્રુતિમાં પ્રાણની ઉક્થરૂપે ઉપાસના કહી છે. ગોલકવડે, ઇન્દ્રિયોવડે તથા દેવતાઓવડે યુકત છતાં આ શરીર મૂર્છાદિ અવસ્થામાં મૃતક સમાન હોય છે. આ શરીરને આ સનકાદિથી આ પ્રાણ ઉઠાવે છે. આ કારણથી પ્રાણને ઉકથ નામવડે વિવેકી પુરૂષ ઉપાસના કરે છે. વળી વાગાદિથી પૂર્વે કારણરૂપ પ્રાણ જ ઉત્થાનને પામે છે. આ કારણથી પણ પ્રાણને ઉક્થ કહે છે. જે સવથી પહેલાં ઉત્થાન પામે, તે શ્રેષ્ઠ હોય છે. જેમ હિરણ્યગર્ભ સર્વ કરતાં પ્રથમ ઉત્થાનને પામતા હોવાથી શ્રેષ્ઠ છે, તેમ પ્રાણ પણ સર્વ કરતાં પ્રથમ ઉત્થાનને પામતા હોવાથી શ્રેષ્ઠ છે. શ્રેષ્ઠ હિતતમ હોય છે. માટે પ્રાણ સ્વરૂપ હું આત્મા જ હિતતમ છું. મારાથી ભિન્ન કોઇ હિતતમ નથી.

## પ્રાણની પ્રજ્ઞા સ્વરૂપતા.

હે પ્રતર્દન ! જેમ નેત્રાદિ જ્ઞાન ઇન્દ્રિયોને તથા વાક્આદિ કર્મ ઇન્દ્રિયોને મુખ્ય પ્રજ્ઞા સ્વરૂપતા નથી, પણ અંતઃકરણની વૃત્તિના સંબંધથી નેત્રાદિ ઇન્દ્રિયોને ગૌણ પ્રજ્ઞા સ્વરૂપતા છે. તેમ પ્રાણને ગૌણ પ્રજ્ઞા સ્વરૂપતા નથી, પણ પ્રાણને મુખ્ય પ્રજ્ઞા સ્વરૂપતા છે. અર્થાત્ જેમ આયુષ, અમૃત તથા પ્રાણનો પરસ્પર ભેદ નથી, પણ પ્રાણજ આયુષ તથા અમૃત સ્વરૂપે છે. એમ પૂર્વે કહી આવ્યા છીએ. તેમ પ્રાણ તથા પ્રજ્ઞાનો પણ પરસ્પર ભેદ નથી. પણ પ્રાણ જ પ્રજ્ઞા સ્વરૂપે છે. વળી લોકપ્રસિદ્ધ વાયુરૂપ પ્રમાણ છે તથા અંતઃકરણની વૃત્તિરૂપ જે પ્રજ્ઞા છે, તે બન્ને ખાટની ઇસો જેમ ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે, તેમ ભિન્ન ભિન્ન થઇ પ્રતીત થતી નથી, પણ જીવનકાળે સર્વ જીવના શરીરમાં એકઠાં જ પ્રાણ તથા પ્રજ્ઞા પ્રતીત થાય છે. તેમ મરણકાળે એકઠા જ પ્રાણપ્રજ્ઞા લોકાંતરમાં ગમન કરે છે. માટે પ્રાણ તથા પ્રજ્ઞા અભિન્ન છે. જ્યારે લોકપ્રસિદ્ધ પ્રાણ તથા પ્રજ્ઞામાં ભેદ સિદ્ધ થતો નથી ત્યારે પ્રાણપ્રજ્ઞા શબ્દના લક્ષ્ય અર્થ અલૌકિક અદ્વિતીય હું આત્મામાં કયા કારણથી ભેદ સિદ્ધ થાય ? કોઇ પણ પ્રકારે કરી ભેદ સિદ્ધ થતો નથી. માટે પ્રાણપ્રજ્ઞા

સ્વરૂપ હું આત્મા છું. વળી અન્વય વ્યતિરેકપણાથી પણ પ્રાણની જ આત્મતા સિદ્ધ થાય છે. કારણ તે સુષુપ્તિ અવસ્થામાં તથા મરણ અવસ્થામાં પ્રાણ વિદ્યમાન છે, માટે પ્રાણનો સુષુપ્તિ મરણમાં અન્વય છે. વાગાદિ ઇન્દ્રિયનો સુષુપ્તિ અવસ્થામાં તથા મરણાવસ્થામાં લય થાય છે, માટે તેમાં વાકાદિકનો વ્યતિરેક છે. આ રીતનો અન્વય વ્યતિરેક જ પ્રાણની આત્મરૂપતા સિદ્ધ કરે છે. આ સુષુપ્તિ અવસ્થામાં સ્થૂલ સૂક્ષ્મ શરીરનો અભિમાની આ જીવાત્મા શયનને પામી, કંઇપણ સ્વપ્ન પદાર્થને જોતો નથી. આ સુષુપ્તિ અવસ્થામાં જીવાત્મા પ્રાણઉપહિત પરમાત્મા સાથે અભેદભાવને પામે છે. જો કે જાગ્રત તથા સ્વપ્નઅવસ્થામાં પણ અભેદ છે, છતાં જાગ્રત તથા સ્વપ્નઅવસ્થામાં ઉપાધિવડે ભેદ તથા વાસ્તવિક રીતે અભેદ એમ બેઉ રહેલ છે. અહીં સુષુપ્તિ અવસ્થામાં કેવળ અભેદ હોય છે. અર્થાત્ વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિય, નેત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિય, અંતઃકરણ ચતુષ્ટય તથા વાગાદિ ઇન્દ્રિયોનો વિષય, આ સર્વ ઉપાધિઓ જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં આત્માનો ભેદ કરનારી છે. આ ઉપાધિવડે સુષુપ્તિ અવસ્થામાં આત્માના ભેદ સિદ્ધ થતા નથી. કારણ કે સર્વ વાગાદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષયો સહિત સુષુપ્તિ અવસ્થામાં પ્રાણ ઉપહિત પરમાત્મામાં લયને પામે છે. માટે સુષુપ્તિ અવસ્થામાં પરમાત્માની એકતા સંભવે છે. હે પ્રતર્દન ! હું આત્મા અદ્વિતીય છું, માટે સ્વરૂપથી મારામાં ભેદ સંભવતો નથી. પણ વાગાદિ ઉપાધિઓવડે હું આત્મામાં ભેદ પ્રતીત થાય છે. આ વાક્ આદિ ઉપાધિઓનો સુષુપ્તિ અવસ્થામાં લય થાય છે, માટે સર્વ ભેદથી રહિત પ્રાણસ્વરૂપ હું આત્મની એકતા જ સુષુપ્તિ અવસ્થામાં સિદ્ધ થાય છે.

શિષ્યઃ—હે ભગવન્ ! સુષુપ્તિ અવસ્થામાં વાક્ આદિ સર્વ ઇન્દ્રિયોનો પ્રાણમાં આપે લય કહ્યો. માટે એમ નિશ્ચય થાય છે કે, વાક્ આદિ ઇન્દ્રિયોનું ઉપાદાન કારણ પ્રાણ છે. કારણ કે કાર્યના લયનો આધાર ઉપાદાન કારણ જ હોય છે, પણ નિમિત્ત કારણ હોતું નથી. જેમ ઘટના લયનો આધાર મૃત્તિકા છે, પણ કુંભાર નથી. માટે કુંભારની માફક વાકાદિ ઇન્દ્રિયનું પ્રાણથી ભિન્ન કોઈ નિમિત્ત કારણ કહેવું જોઈએ.

ગુરૂઃ—હે પ્રતર્દન ! વાક્ આદિ ઇન્દ્રિયનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ પ્રાણ સ્વરૂપ હું આત્મા જ છું. જેમ એક જ કરોળીઓ તંતુનું ઉપાદાન તથા નિમિત્ત કારણ હોય છે. જેમકે નૈયાયિકના મત પ્રમાણે ઘટ ઇશ્વરના સંયોગનું એક ઈશ્વર જ, ઉપાદાન તથા નિમિત્ત કારણ હોય છે. હે પ્રતર્દન ! સુષુપ્તિ અવસ્થામાં પ્રાણ સ્વરૂપ હું આત્મામાં વાક્ આદિ ઇન્દ્રિયો લયને પામે છે. પ્રાણ સ્વરૂપ હું આત્માથી જાગ્રત અવસ્થામાં સર્વ વાક્ આદિ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે. જેમ મૃત્તિકાથી ઉત્પન્ન થયેલો ઘટ

મૃત્તિકાથી ભિન્ન નથી, તેમ પ્રાણસ્વરૂપ હું આત્માથી ઉત્પન્ન થયેલ વાક આદિ ઈન્દ્રિયો મારાથી ભિન્ન કોઈ રીતે હોતી નથી.

શિષ્યઃ–હે ભગવન્! જ્યારે વાક્ આદિ ઇન્દ્રિયો પ્રાણ સ્વરૂપ આત્માથી ભિન્ન નથી, ત્યારે ભિન્ન થઇ કેમ પ્રતીત થાય છે?

ગુરૂઃ–હે પ્રતર્દન! વાક આદિ પ્રાણ સ્વરૂપ હું પરમાત્માની વિભૂતિઓ છૈએ. માટે હું આત્માથી ભિન્ન થઇ પ્રતીત થતી નથી. પણ મારા સ્વરૂપે થઇ મારાથી ઉત્પન્ન થાય છે. અવિવેકથી તેનો ભેદ પ્રતીત થાય છે.

શિષ્યઃ–હે ભગવન્! વાક્ આદિ ઇન્દ્રિયરૂપ વિભૂતિઓની પ્રાણ સ્વરૂપ આત્માથી અભિન્નરૂપે કરી આપે ઉત્પત્તિ કહી, તે સંભવે નહિ. કારણ કે ભિન્ન વસ્તુનો જ કાર્ય કારણભાવ જોવામાં આવે છે.

ગુરૂઃ–ભિન્નનો જ કાર્ય કારણભાવ હોય, એવો નિયમ સંભવતો નથી. પણ અભિન્નનો પણ કાર્ય કારણભાવ હોય છે. જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી કણ ઉત્પન્ન થાય છે તથા આ કણ અગ્નિથી ભિન્ન નથી, પણ અભિન્ન છે, તેમ જાગૃત અવસ્થામાં પ્રાણ સ્વરૂપ હું આત્માથી વાક્ આદિ ઈન્દ્રિયો ઉત્પન્ન થાય છે. આ વાક આદિ ઇન્દ્રિયોથી અગ્નિ આદિ દેવતા ઉત્પન્ન થાય છે. અગ્નિ આદિ દેવતાથી શબ્દ ઉચ્ચારણાદિ વિષય ઉત્પન્ન થાય છે.

## દષ્ટિ સૃષ્ટિવાદ નિરૂપણ.

હે પ્રતર્દન! સુષુપ્તિ અવસ્થામાં સુષુપ્ત પુરૂષ વિષય સહિત વાક્ આદિ ઇન્દ્રિયને જોતો નથી તથા અન્ય કોઇ જાગૃત પુરૂષ પણ સુષુપ્ત પુરૂષની વાગાદિ ઇન્દ્રિયને જોતો નથી. વળી સુષુપ્ત પુરૂષના પ્રાણને તો અન્ય જાગૃત પુરૂષ જૂવે છે. આ કારણથી પણ પ્રાણને જ વાગાદિ ઇન્દ્રિયોની કારણતા સિદ્ધ થાય છે. કારણ કે જે વસ્તુના વિદ્યમાનપણાને લીધે જે વસ્તુ પ્રતીત થાય તથા જે વસ્તુની વિદ્યમાનતા છતાં જે વસ્તુ તેમાં ન પ્રતીત થાય, તે વસ્તુનું તે વસ્તુ કાર્ય હોય છે. જેમ મૃત્તિકાની વિદ્યમાનતાને લીધે ઘટાદિ પ્રતીત થાય છે તથા ઘટની ઉત્પત્તિ પૂર્વે મૃત્તિકા હોવા છતાં ઘટાદિ તેમાં પ્રતીત થતા નથી. માટે મૃત્તિકાનું ઘટાદિ કાર્ય છે.

શિષ્યઃ–હે ભગવન્! જે હોવાથી જે પ્રતીત થાય છે, તે તેનું કાર્ય હોય છે, એમ કાર્યનું લક્ષણ આપે કહ્યું, તે લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. કારણ કે સૂર્યાદિ પ્રકાશ વિદ્યમાનહોવાથી ઘટાદિની ચક્ષુ ઇન્દ્રિયોવડે પ્રતીતિ થાય છે. પ્રકાશ વિના અંધકારમાં રહેલ ઘટાદિની પ્રતીતિ થતી નથી. માટે ઘટાદિ પણ પ્રકાશનું કાર્ય હોવું જોઇએ. પણ પ્રકાશનું કાર્ય ઘટાદિ નથી.

ગુરૂઃ–જે વસ્તુ વિદ્યમાન હોવાથી જે વસ્તુ ઉત્પન્ન થાય તથા તે વસ્તુથી ભિન્ન કોઇ વસ્તુમાંથી તેની ઉત્પત્તિ થાય નહિ તથા તે વસ્તુની વિદ્યમાનતા છતાં

જે વસ્તુ કદાપિ ત્યાં ઉત્પન્ન થતી નથી, તે વસ્તુ તે વસ્તુના કાર્યરૂપે હોય છે. જેમ તંતુ વિદ્યમાન છતાં પટ ઉત્પન્ન થાય છે, પણ તંતુથી ભિન્ન મૃત્તિકા વિદ્યમાન હોવા છતાં પટની ઉત્પત્તિ હોતી નથી. પટની ઉત્પત્તિ પૂર્વે તંતુઓ વિદ્યમાન છતાં તુરી વેમાદિ સામગ્રી વિના પટ ઉત્પન્ન થતું નથી. માટે તંતુઓનું પટ કાર્ય છે. વળી મૃત્તિકાનું કાર્ય ઘટ છે, પણ સૂર્યાદિ પ્રકાશનું કાર્ય ઘટ નથી. માટે આ કાર્યનું લક્ષણ નિર્દોષ છે. માટે આ કાર્યનું લક્ષણ વાક્ આદિ ઇન્દ્રિયમાં ઘટે છે. કારણ કે સુષુપ્તિ અવસ્થામાં પ્રાણ વિદ્યમાન છતાં તેમાં વાક્ આદિ ઇન્દ્રિયો ઉત્પન્ન થતી નથી. તેમ જ જાગ્રત અવસ્થામાં પ્રાણ વિદ્યમાન છતાં વાગાદિ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે. પણ પ્રાણથી ભિન્ન કોઇ કારણથી વાક્ આદિ ઇન્દ્રિયો ઉત્પન્ન થતી નથી. માટે વાક્ આદિ ઇન્દ્રિયો પ્રાણના કાર્યરૂપે છે. અર્થાત્ જેમ અગ્નિને છોડી ધૂમાડો રહેતો નથી, પણ જ્યાં ધૂમાડો રહે છે ત્યાં અવશ્ય અગ્નિ રહે છે. અગ્નિ ધૂમાડાને છોડી તપ્ત લોહમાં પણ રહે છે. માટે અગ્નિ વ્યાપક છે તથા ધૂમ વ્યાપ્ય છે. તે પ્રાણને છોડી વાક્ આદિ ઇન્દ્રિયો રહેતી નથી, પણ પ્રાણ તો સુષુપ્તિ અવસ્થામાં વાક્ આદિ ઇન્દ્રિયનો લય થવા છતાં રહે છે. માટે પ્રાણ વ્યાપક છે તથા વાક્ આદિ ઇન્દ્રિયો વ્યાપ્ય છે. કારણ વ્યાપકરૂપે હોય છે તથા કાર્ય વ્યાપ્યરૂપે હોયછે. વળી સુષુપ્તિમાં વિષય સહિત વાક્ આદિ ઇન્દ્રિયના સમૂહનો જો પ્રાણમાં લય ન થતો હોય તો સુષુપ્તિમાં સુષુપ્ત પુરૂષવડે તથા અન્ય જાગ્રત પુરૂષવડે સવિષય વાગાદિ ઇન્દ્રિયો પ્રતીત થવી જોઇએ. પણ સુષુપ્તિમાં સવિષય વાગાદિ ઇન્દ્રિયો પ્રતીત થતી નથી. માટે એમ જણાવે છે કે, સુષુપ્તિ અવસ્થામાં વિષય સહિત વાક્ આદિ ઇન્દ્રિયનો પ્રાણમાં લય થાય છે. દૃષ્ટાંત તરીકે જેમ દંડાદિથી નાશ પામેલ ઘટ મૃત્તિકારૂપ પોતાના કારણમાં લયને પામે છે.

શિષ્યઃ—હે ભગવન્ ! વાક્ આદિ ઇન્દ્રિયનો તથા શબ્દ ઉચ્ચારણાદિનો પરસ્પર ભેદ છે. માટે સુષુપ્તિમાં વાક્ ઇન્દ્રિયનો લય થવા છતાં તેના વિષયનો લય સંભવતો નથી.

ગુરૂઃ—કારણનો અભાવ થવાથી કાર્ય ઉત્પન્ન થાય નહિ. જેમ દીવા વિના દીપના કાર્યરૂપ પ્રભા ઉત્પન્ન થતી નથી, તેમ વાક્ આદિ ઇન્દ્રિયનો લય થવાથી તેના કાર્યરૂપ શબ્દ ઉચ્ચારણાદિ વિષય પણ સુષુપ્તિ અવસ્થામાં ઉત્પન્ન થતા નથી. માટે તેના વિષયનો પણ લય સંભવે છે. વળી જે વસ્તુનો જે વસ્તુમાં લય હોય છે, તે વસ્તુ તે વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે, એવો નિયમ છે. જેમ પ્રજ્વલિત અગ્નિમાં કણોનો લય હોય છે તથા તે અગ્નિમાંથી કણની ઉત્પત્તિ થાય છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં વાક્ આદિ ઇન્દ્રિયનો પ્રાણમાં લય થાય છે તથા જાગ્રત અવસ્થામાં તે પ્રાણમાંથી વાક્ આદિની ઉત્પત્તિ થાય છે.

શિષ્યઃ—હે ભગવન્ ! જેમ અગ્નિમાં જે જે કણ લયને પામે છે, તે તે કણ

ફરી ઉત્પન્ન થતા નથી, પણ તેથી ભિન્ન કણુ ઉત્પન્ન થાય છે. તેમ સુષુપ્તિમાં પ્રાણમાં લય થયેલ વાક્ આદિ ઇન્દ્રિયોથી ભિન્ન વાક્ આદિ ઇન્દ્રિયોની જાગ્રતમાં ઉત્પત્તિ થવી જોઇએ.

ગુરૂઃ-જેમ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ કણુ પૂર્વના લીન કણુથી ભિન્ન પ્રતીત થાય છે, તેમ જાગ્રતમાં પ્રાણુથી ઉત્પન્ન થયેલ વાગાદિ પૂર્વ વિલીન વાગાદિથી ભિન્ન પ્રતીત થતી નથી. પણ સુષુપ્તિમાં જે વાક્ આદિ ઇન્દ્રિયો પ્રાણમાં લય થઈ હતી, તેજ વાક્ આદિ ઇન્દ્રિયો ફરી જાગ્રતમાં પ્રાણથી ઉત્પન્ન થયેલ પ્રતીત થાય છે. માટે તેના ભેદમાં પ્રત્યક્ષ પ્રમાણુ સંભવતું નથી.

શિષ્યઃ-વર્તમાન વાક્ આદિ ઇન્દ્રિયથી પૂર્વ વિલીન વાક્ આદિ ઇન્દ્રિયનો ભેદ અનુમાન પ્રમાણુથી સિદ્ધ થાય છે. એનું અનુમાન એ છે કે, પૂર્વ વાક્ આદિ ઇન્દ્રિયો જે છે, તે વર્તમાન વાક્ આદિ ઇન્દ્રિયોથી ભિન્ન છે. કારણુ કે વિલીન હોવાથી જે જે વસ્તુ પૂર્વ વિલીનતાને પામે છે, તે તે વર્તમાન વસ્તુથી ભિન્ન હોય છે. જેમકે પૂર્વ અગ્નિમાં વિલીન થયેલ કણુ વર્તમાન કણુથી ભિન્ન છે. આ અનુમાન પ્રમાણુથી પૂર્વોત્તર વાક્ આદિ ઇન્દ્રિયનો ભેદ સિદ્ધ થાય છે.

ગુરૂઃ-આ અનુમાનથી પણુ વાક્ આદિ ઇન્દ્રિયનો ભેદ સિદ્ધ થતો નથી. કારણુ કે જે હેતુ પોતાના સાધ્યને છોડી અન્યત્ર રહે નહિ, તે હેતુથી તે સાધ્યની સિદ્ધિ થાય છે. જેમકે ધૂમરૂપ હેતુ વહ્નિરૂપ સાધ્યને છોડી અન્યત્ર રહેતો નથી. માટે ધૂમરૂપ હેતુથી પર્વતમાં વહ્નિની સિદ્ધિ થાય છે. વળી જે હેતુ પોતાના સાધ્યને છોડી અન્યત્ર પણુ રહે છે, તે હેતુથી તે સાધ્યની સિદ્ધિ થતી નથી. જેમકે પ્રમેયત્વ હેતુ, વહ્નિના અભાવવાળા જળાદિમાં પણુ રહે છે. માટે પ્રમેયત્વરૂપ વ્યભિચારી હેતુથી પર્વતમાં વહ્નિરૂપ સાધ્યની સિદ્ધિ થતી નથી. તેમ આ વિલીનત્વરૂપ હેતુ ભેદરૂપ સાધ્યને છોડી અન્યત્ર વર્તે છે, માટે વ્યભિચારી છે. કારણુ કે ઘણી ધૂળવડે આચ્છાદિત ઘટમાં વિલીનત્વરૂપ હેતુ તો રહે છે, પરંતુ વર્તમાન ઘટ કરતાં તેમાં ભેદ હોય નહિ. પણુ જે પૂર્વે ધૂળથી ઢંકાયલો ઘટ હતો, તે જ ઘટ ધૂળથી રહિત થઇ પ્રતીત થાય છે. માટે વિલીનત્વરૂપ વ્યભિચારી હેતુથી વાક્ આદિ ઇન્દ્રિયોના ભેદની સિદ્ધિ સંભવતી નથી.

શિષ્યઃ-ધૂળથી આચ્છાદિત ઘટમાં જેમ વર્તમાન ઘટના ભેદરૂપ સાધ્ય નથી, તેમ વિલીનત્વરૂપ હેતુ પણ તેમાં નથી. માટે વિલીનત્વરૂપ હેતુ વ્યભિચારી નથી.

ગુરૂઃ-વસ્તુના અદર્શનનું નામ લય છે. અદર્શનથી ભિન્ન કોઈ લય શબ્દનો અર્થ નથી. જેમ સ્વપ્નના પદાર્થનું જાગ્રતમાં દર્શન થતું નથી, માટે સ્વપ્ન પદાર્થનો જાગ્રતમાં લય કહેવાય છે. તેમ ધૂળવડે આચ્છાદિત ઘટનું પણ તે સમયે દર્શન થતું નથી. માટે વિલીનત્વરૂપ હેતુ ઘટમાં સંભવે છે.

શિષ્યઃ-અદર્શનનું નામ લય છે, એમ આપે કહ્યું, તે જો કે પ્રાતિભાસિક

સ્વપ્ન પદાર્થમાં ઘટે છે, છતાં વ્યાવહારિક પદાર્થમાં ઘટતો નથી. કારણ કે જો સર્વત્ર અદર્શનનું નામ જ લય હોય તો દેશાંતરમાં રહેલ પુત્રાદિ બાંધવોનું દર્શન કોઈને થાય નહિ. માટે મારા પુત્રાદિ બાંધવ લય થયા છે, આ રીતનો વ્યવહાર લોકમાં થવો જોઇએ. પણ કોઇ એમ કહેતું નથી. માટે અદર્શનનું નામ લય નથી.

ગુરૂઃ–જે સમયે પુત્રાદિ બાંધવનું અદર્શન હોય છે, તે સમયે તેનો લય થાય છે. જે સમયે પુત્રાદિ બાંધવનું દર્શન હોય છે,તે સમયે તેની પુનઃ ઉત્પત્તિ થાય છે. આ અર્થ માનવામાં મને જરા પણ હાનિ નથી.

શિષ્યઃ–જો લય થયેલ પુત્રાદિની ફરી ઉત્પત્તિ માનશો તો મૃત્યુ પામેલ પુત્રાદિ બાંધવની પણ ફરી ઉત્પત્તિ થવી જોઇએ. પણ મૃત થયેલ પુત્રાદિ બાંધવને ફરી કોઇ જોતું નથી.

ગુરૂઃ–પુત્રાદિ બાંધવના દર્શનમાં મરણ તથા જીવન કારણ નથી. પણ તેથી ભિન્ન અદૃષ્ટાદિ કારણ છે. કારણ કે અત્યંત દૂર દેશમાં રહેલ જીવતા બાંધવનું પણ કદાચિત્ ફરી દર્શન થતું નથી. માટે જીવન તથા મરણ પુનઃ દર્શનના કારણરૂપે નથી.

શિષ્યઃ–દૂર દેશમાં રહેલ બાંધવનું દર્શન તે દેશમાં જવાથી સંભવે છે. પણ મૃત બાંધવનું દર્શન કોઈ પણ પ્રકારે સંભવતું નથી. માટે જીવન જ પુનઃ દર્શનનું કારણ છે, પણ મરણ નથી.

ગુરૂઃ–જેમ જીવનને પુનઃ દર્શનની કારણતા તમે દર્શાવી, તેમ મરણને પણ પુનઃ દર્શનની કારણતા સંભવે છે. કારણ કે સ્વપ્નમાં લાંબે સમયે મરેલા બાંધવનું પણ કદાચિત્ લોકને દર્શન થાય છે. માટે નિયમવડે જીવન તથા મરણ પુનઃ દર્શનના કારણરૂપે નથી. પણ અદૃષ્ટાદિક જ પુનઃ દર્શનના કારણરૂપ છે.

શિષ્યઃ–દર્શનકાળે પુત્રાદિ બાંધવની ઉત્પત્તિ હોય છે, એમ પૂર્વે આપે જે કહ્યું, તે સંભવે નહિ. કારણ કે લોકમાં જે જે પુત્રાદિ ઉત્પન્ન થાય છે, તેને આ રીતનું જ્ઞાન નિયમથી હોય છે. દેવદત્ત નામનો હું યજ્ઞદત્ત નામના પિતાથી ઉત્પન્ન થયો છું. આથી એમ જણાય છે કે, તે પિતાથી હું ઉત્પન્ન થયો છું, આ રીતનું જ્ઞાન વ્યાપક છે તથા પુત્રાદિની ઉત્પત્તિ વ્યાપ્ય છે. વ્યાપક વિના વ્યાપ્યની સ્થિતિ હોય નહિ. જેમકે અગ્નિ વિના ધૂમની સ્થિતિ હોય નહિ. જો દરેક દર્શને પુત્રાદિની ઉત્પત્તિ થતી હોય તો તેથી હું હાલ ઉત્પન્ન થયો છું, એવું જ્ઞાન પુત્રાદિને થવું જોઇએ. પણ તેવું જ્ઞાન કોઈને થતું નથી. માટે વ્યાપકરૂપ જ્ઞાનનો અભાવ થવાથી જ્ઞાનના વ્યાપ્યરૂપ પુત્રાદિની ઉત્પત્તિ પણ દર્શન કાળે હોય નહિ.

ગુરૂઃ–હું તેમાંથી ઉત્પન્ન થયો છું, એવા જ્ઞાનને ઉત્પત્તિની વ્યાપકતા જો સર્વત્ર હોય તો તમારો પૂર્વ પક્ષ સંભવે. પણ જ્ઞાનને ઉત્પત્તિની વ્યાપકતા સર્વત્ર નથી. કારણ કે ઘટાદિ જડ પદાર્થની ઉત્પત્તિ હોય છે, પણ ઘટાદિ જડ પદાર્થમાં હું તેમાંથી ઉત્પન્ન થયો છું, આ રીતનું જ્ઞાન હોતું નથી.

શિષ્યઃ-હું તેમાંથી ઉત્પન્ન થયો છું, આ રીતનું જ્ઞાન જો કે, ઘટાદિ જડ પદાર્થમાં નથી, છતાં ઘટાદિના દ્રષ્ટા પુરૂષને આ રીતનું જ્ઞાન હોય છે. મૃત્તિકાદિમાંથી આ ઘટ ઉત્પન્ન થયો છે, માટે જ્યાં ઉત્પત્તિ હોય છે, ત્યાં આ રીતનું જ્ઞાન અવશ્ય હોય છે.

ગુરૂઃ-દ્રષ્ટા પુરૂષના જ્ઞાનને ઘટની ઉત્પત્તિની વ્યાપકતા સંભવે નહિ. કારણ કે એક અધિકરણમાં રહેવાવાળા પદાર્થનો જ પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ હોય છે. જેમકે એક અધિકરણમાં રહેનારો ધૂમાડો તથા વહ્નિનો વ્યાપ્ય વ્યાપકભાવ હોય છે. પણ જે ભિન્નભિન્ન અધિકરણમાં રહે છે,તેનો પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ હોય નહિ. જેમ શીત સ્પર્શનો તથા ઉષ્ણ સ્પર્શનો પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ હોતો નથી, તેમ ઉત્પત્તિનું તથા પૂર્વોક્ત જ્ઞાનનું એક અધિકરણ નથી. પણ ઉત્પત્તિનું અધિકરણ ઘટ છે તથા જ્ઞાનનું અધિકરણ ઘટનો દ્રષ્ટા પુરૂષ છે. ભિન્નભિન્ન અધિકરણમાં રહેનારા ઉત્પત્તિ તથા જ્ઞાનનો પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ માનવો અત્યંત વિરૂદ્ધ છે. માટે ઉત્પત્તિનો તથા પૂર્વોક્ત જ્ઞાનનો પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ સંભવે નહિ.

શિષ્યઃ-ઘટાદિ જડ પદાર્થની ઉત્પત્તિનો તથા પૂર્વોક્ત જ્ઞાનનો પરસ્પર વ્યાપ્ય વ્યાપકભાવ સંભવે નહિ. છતાં ચૈતન્યરૂપ મનુષ્યાદિને હું તેમાંથી ઉત્પન્ન થયો છું, આ રીતનું જ્ઞાન હોય છે. માટે ચૈતન્યરૂપ મનુષ્યાદિકની ઉત્પત્તિનું જ પૂર્વોક્ત જ્ઞાન વ્યાપક છે. પણ જડની ઉત્પત્તિનો વ્યાપક નથી.

ગુરૂઃ-હું તેમાંથી ઉત્પન્ન થયો છું, આ રીતનું જ્ઞાન ચેતન મનુષ્યાદિકની ઉત્પત્તિનું વ્યાપક સંભવે નહિ. કારણ કે ચેતન મનુષ્યાદિક પણ ઉત્પત્તિ પછી એમ જાણતા નથી કે, હું આમાંથી ઉત્પન્ન થયો છું. પણ માતાપિતાના વચનથી તે બાળકને લાંબા સમય પછી તે જ્ઞાન થાય છે. માટે ચેતનની ઉત્પત્તિનું પૂર્વોક્ત જ્ઞાન વ્યાપક છે, એમ તમારૂં કહેવું વ્યર્થ છે. વળી ચેતનની ઉત્પત્તિનું પૂર્વોક્ત જ્ઞાન વ્યાપક છે, આ તારૂં વચન મારા મુખમાં જીભ નથી, આ રીતના વચનની માફક વ્યાઘાત દોષવાળું છે. કારણ કે ચૈતન્ય આત્મસ્વરૂપે છે, માટે નિત્ય છે. આ નિત્ય ચૈતન્યની ઉત્પત્તિ કહેવી અત્યંત વિરૂદ્ધ છે.

શિષ્યઃ-આ દેવદત્ત નામનો પુરૂષ ઉત્પન્ન થયો છે, આ રીતનો અનુભવ સર્વ પુરૂષને હોય છે. માટે ચૈતન્યની પણ ઉત્પત્તિ સંભવે છે.

ગુરૂઃ-લોકનો આ અનુભવ જો યથાર્થ હોય તો ચૈતન્યની ઉત્પત્તિને સિદ્ધ કરે, પણ લોકનેઃ આ અનુભવ ભ્રાંતિરૂપ છે. કારણ કે અન્ય વસ્તુના ધર્મનું અન્ય વસ્તુમાં આરોપણનું નામ ભ્રાંતિ છે. જેમ રજ્જુમાં સર્પ છે, આ રીતનું જ્ઞાન ભ્રમરૂપ છે, તેમ ઉત્પત્તિ તથા નાશ બેઉ દેહના ધર્મ છે, પણ ચૈતન્યના ધર્મ નથી. પરંતુ અજ્ઞાનરૂપ દોષવડે અવિવેકી પુરૂષ ચૈતન્ય આત્મામાં ઉત્પત્તિ તથા નાશ માને છે. માટે તે પુરૂષ ભ્રાંત છે. તેના અનુભવથી ચૈતન્યની ઉત્પત્તિની સિદ્ધિ થાય નહિ.

શિષ્યઃ—જો ચૈતન્યની ઉત્પત્તિ તથા નાશ થતો હોય તો દર્શનકાળે પુત્રાદિની ઉત્પત્તિ તથા અદર્શનકાળે તેનો લય, આ રીતનો તમારો દૃષ્ટિસૃષ્ટિવાદ કેવી રીતે સિદ્ધ થશે ?

ગુરૂઃ—દર્શનકાળે તથા અદર્શનકાળે ચૈતન્યની ઉત્પત્તિ તથા નાશ અમે પણ અંગીકાર કરતા નથી. પણ તેમાં શરીરાદિ અનાત્મ પદાર્થની ઉત્પત્તિ તથા નાશ હોય છે. જન્મ શબ્દના અર્થનો વિચાર કરીએ તો પણ દૃષ્ટિસૃષ્ટિવાદ જ સિદ્ધ થાય છે. કારણ કે પ્રાદુર્ભાવનું નામ જન્મ છે. આ પ્રાદુર્ભાવ દર્શનથી ભિન્ન નથી, પણ વસ્તુનું દર્શન જ પ્રાદુર્ભાવ છે. જેમ પ્રાતઃકાળે જ્યારે સૂર્યનું દર્શન થાય છે ત્યારે લોક એમ કહે છે કે, સૂર્યનો પ્રાદુર્ભાવ થયો છે. લોકના વ્યવહારથી દર્શનનું નામ જ પ્રાદુર્ભાવ સિદ્ધ થાય છે. માટે પુત્રાદિ પદાર્થનું દર્શન જ પુત્રાદિની ઉત્પત્તિ છે તથા પુત્રાદિનું અદર્શન જ તે પુત્રાદિનો લય છે. આ દૃષ્ટિસૃષ્ટિવાદ જ ઉત્તમ સિદ્ધાંત છે.

શિષ્યઃ—જેમ પ્રથમ માતાના ઉદરથી જ્યારે પુત્રની ઉત્પત્તિ થાય છે ત્યારે પિતા તે બાળકના જન્મ સંસ્કારને કરે છે તથા દેવદત્તાદિ નામને રાખે છે, તેમ પુત્રના દર્શનકાળે પણ જન્મનો સંસ્કાર થવો જોઇએ. કારણ કે તમારા મત પ્રમાણે જ્યારે જ્યારે પુત્રનું દર્શન થાય છે, ત્યારે ત્યારે પુત્રનો જન્મ થાય છે.

ગુરૂઃ—આ દોષ કેવળ મારા મત પ્રમાણે નથી, પણ તે વાદીના મત પ્રમાણે આ દોષ સમાન છે. કારણ કે તારા મત પ્રમાણે જેમ જ્યેષ્ઠ પુત્રના શરીરથી કનિષ્ઠ પુત્રનું શરીર ભિન્ન છે, માટે તેના સંસ્કાર પણ ભિન્ન ભિન્ન હોય છે, તેમ પુત્રના બાલ્યશરીરથી યુવાન્ શરીર પણ ભિન્ન છે. બાલ્ય શરીરનો તથા યુવાન્ શરીરનો અભેદ તને પણ અંગીકાર નથી. માટે બાલ્ય શરીરની માફક યુવાન્ શરીર ઉત્પન્ન થવા છતાં પુનર્જન્મનો સંસ્કાર થવો જોઇએ. પણ યુવાવસ્થા પ્રાપ્ત થવા છતાં જન્મના સંસ્કારને કોઇ કરતું નથી.

શિષ્યઃ—બાલ્ય શરીરનો તથા યુવાન્ શરીરનો પરસ્પર ભેદ નથી, પણ અભેદ છે. માટે જન્મના સંસ્કારની આપત્તિરૂપ દોષ મારા મત પ્રમાણે સંભવતો નથી.

ગુરૂઃ—બાલ્ય શરીરનો તથા યુવાન્ શરીરનો અભેદ સંભવતો નથી. કારણ કે બાલ્ય શરીરના પરિમાણથી યૌવન શરીરનું પરિમાણ ભિન્ન છે. આશ્રયના ભેદ વિના પરિમાણનો ભેદ સંભવે નહિ. જેમ પાંચ હાથના વસ્ત્રથી દશ હાથનું વસ્ત્ર ભિન્ન હોય છે, તેમ અલ્પ પરિમાણવાળા બાલ્ય શરીરથી દીર્ઘ પરિમાણવાળું યૌવન શરીર પણ ભિન્ન છે. શરીરનો ભેદ જ જન્મસંસ્કારમાં કારણ છે. માટે યૌવનશરીરની ઉત્પત્તિમાં જન્મસંસ્કારની પ્રાપ્તિરૂપ દૂષણ તમને અવશ્ય થશે.

શિષ્યઃ—જો બાલ્ય શરીરથી યૌવન શરીર ભિન્ન હોય તો દેવદત્ત નામના પુરૂષને પોતાના શરીરમાં આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય છે કે, જે હું બાળક હતો, તે જ હું યુવાન્ છું. તેમજ દેવદત્ત પુરૂષમાં અન્ય પુરૂષને પણ આ

રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય છે કે, તે જ આ દેવદત્ત છે. આ બેઉ પ્રકારનાં પ્રત્યભિજ્ઞા જ્ઞાન બાલ્ય યૌવન દેવદત્તના અભેદનો વિષય કરે છે, તે ન થવા જોઇએ. તેમ દૃષ્ટિસૃષ્ટિવાદીના મત પ્રમાણે તે જ હું દેવદત્ત છું અથવા તે જ આ દેવદત્ત છે, આ બેઉ પ્રત્યભિજ્ઞા જ્ઞાન ન થવાં જોઇએ. પણ સર્વ પુરૂષને આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય છે.

ગુરૂઃ–તે જ હું દેવદત્ત છું, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન પૂર્વોત્તર શરીરના અભેદનો વિષય કરતું નથી, પણ બેઉ શરીરમાં આરોપાયેલ આત્માની એકતાનો વિષય કરે છે. આ દેવદત્ત પુરૂષમાં બીજા યજ્ઞદત્ત નામના પુરૂષને, તે જ આ દેવદત્ત પુરૂષ છે, એવું જે પ્રત્યભિજ્ઞા જ્ઞાન થાય છે, તે પણ પોતાના સંબંધીઓના વચનમાં વિશ્વાસથી હોય છે. શરીરના અભેદથી કોઈ મત પ્રમાણે પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવતું નથી. માટે હે વાદી ! બાલ્ય યૌવનાદિ શરીરમાં આરોપાયેલ આત્માની એકતાને ગ્રહણ કરી, સર્વ મત પ્રમાણે પ્રત્યભિજ્ઞાનનો સંભવ હોઈ શકે છે. પણ શરીરની એકતા માનવી નિષ્ફળ છે.

શિષ્યઃ–મારા મત પ્રમાણે આત્માના અભેદને ગ્રહણ કરી, તે જ હું દેવદત્ત છું, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય નહિ. પણ શરીરનો આરંભ કરનારી અવયવની રચના બાલ્યયૌવન શરીરમાં એકજ છે. માટે અવયવની રચનાવિશેષને ગ્રહણ કરી પૂર્વોક્ત પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે. અથવા બાલ્યયૌવન શરીરના આરંભ કરનારાં માતાપિતાના શુક્ર શોણિતને ગ્રહણ કરી, પૂર્વોક્ત પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે.

ગુરૂઃ–આરંભક કારણના અભેદથી પૂર્વોક્ત પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવતું નથી. કારણ કે જો કારણના અભેદથી પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય તો એક કાષ્ઠવડે અથવા એક પાષાણવડે રચાયેલ બે સ્તંભનું કારણ એક જ છે, માટે તે બેઉ સ્તંભમાં તે જ આ સ્તંભ છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન થવું જોઇએ. પણ ભિન્ન ભિન્ન સ્તંભમાં આ રીતનું અભેદ જ્ઞાન કોઈ પુરૂષને થતું નથી. માટે આરંભક કારણના અભેદને ગ્રહણ કરી આ પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે નહિ.

શિષ્યઃ–ભિન્ન ભિન્ન શરીરમાં આરોપિત આત્માની એકતાને ગ્રહણ કરી તે જ હું દેવદત્ત છું, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન દેવદત્તને હોય છે, એમ પૂર્વે આપે જે કહ્યું, તે જો કે દેવદત્તના પ્રત્યભિજ્ઞા જ્ઞાનમાં સંભવે છે, છતાં સ્તંભના પ્રત્યભિજ્ઞા જ્ઞાનમાં સંભવતું નથી. કારણ કે સ્તંભ જડ છે, માટે તે જ હું સ્તંભ છું, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન તેને થતું નથી. પણ સ્તંભના દ્રષ્ટા પુરૂષને તે જ આ સ્તંભ છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન થાય છે, તે ન થવું જોઈએ. કારણ તેમાં આત્માનો અભેદ નથી.

ગુરૂઃ–આત્માના અભેદને ગ્રહણ કરી જો કે સ્તંભમાં અભેદ પ્રત્યભિજ્ઞા હોતી નથી, છતાં જેમ દેવદત્ત પુરૂષમાં યજ્ઞદત્ત નામના પુરૂષને પોતાના સંબંધીઓના

વચનના વિશ્વાસવડે, તે જ દેવદત્ત આ છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન થાય છે, તેમ સ્તંભના દ્રષ્ટા પુરૂષને પણ અન્ય પુરૂષના વચનના વિશ્વાસવડે તેજ સ્તંભ છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે. વળી બાલ્ય યૌવન શરીરમાં પિતામાતાના શુક્ર શોણિતની એકતાને ગ્રહણ કરી, પૂર્વે વાદીએ જે પ્રત્યભિજ્ઞા જ્ઞાન કહ્યું, તે પણ સંભવે નહિ. કારણ કે જેમ અંકુર ઉત્પન્ન થવાથી બીજ નાશ પામે છે, તેમ શરીર ઉત્પન્ન થવાથી શુક્ર શોણિત પણ નષ્ટ થઇ જાય છે. માટે શુક્ર શોણિતને ગ્રહણ કરી પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવતું નથી. વળી પૂર્વે વાદીએ એમ કહ્યું હતું કે, બાલ્ય યૌવન શરીરમાં એક જ અવયવની રચનાવિશેષ કારણ છે. માટે અવયવની રચનાવિશેષને ગ્રહણ કરી પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે. આમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે અવયવની રચનાવિશેષને જો શરીરની કારણતા કોઇ પ્રમાણવડે સિદ્ધ થાય તો તે રચનાને ગ્રહણ કરી પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે. પણ અવયવની રચનાવિશેષને શરીરની કારણતા કોઇ પ્રમાણવડે સિદ્ધ થતી નથી. કારણ કે જેમ પૃથિવી આદિનાં પરમાણુ અતિ સૂક્ષ્મ છે, માટે તેનું પ્રત્યક્ષ જ્ઞાન કોઇને થતું નથી, તેમ શરીરના આરંભ કરનારા અવયવ પણ અતિસૂક્ષ્મ છે, માટે પ્રત્યક્ષ પ્રમાણવડે તેનું જ્ઞાન સંભવે નહિ. પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ નહી થવાથી અનુમાનાદિવડે પણ તે અવયવનું જ્ઞાન સંભવે નહિ. પરમાણુવડે કોઇ કાર્યની ઉત્પત્તિ સંભવતી નથી. કારણ કે પરમાણુ જડ તથા અનેક છે. જડ વસ્તુમાં કાર્યના આરંભ કરવાનો વિચાર સંભવે નહિ. જો વાદી પરમાણુને ચેતનરૂપે માને, તોપણ ભિન્ન ભિન્ન અભિપ્રાયવાળા અનેક પરમાણુમાંથી એક કાર્યની ઉત્પત્તિ સંભવે નહિ. માટે પરમાણુરૂપ અવયવની રચનાવિશેષને ગ્રહણ કરી તે જ હું છું, એવું પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે નહિ.

શિષ્યઃ—પ્રત્યક્ષ જ્ઞાનના વિષયરૂપ જે સ્થૂલ અવયવ છે, તે અવયવની રચનાવિશેષ જ બાલ્ય યૌવન શરીરનું કારણ છે. માટે તેને ગ્રહણ કરી તેજ હું છું, એવું પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે.

ગુરૂઃ—બાલ્ય શરીરમાં જે સ્થૂલ અવયવની રચના છે, તેજ રચના યૌવન શરીરમાં સંભવતી નથી. કારણ કે જો બાલ્ય શરીરના અવયવની રચના યૌવન શરીરમાં હોય તો યૌવન શરીરનું બાલ્ય શરીર કરતાં અધિક પરિમાણ તથા અધિક પરાક્રમ ન થવાં જોઇએ. વળી બાલ્ય શરીર કરતાં યૌવન શરીરમાં અધિક પરિમાણ તથા અધિક પરાક્રમ સર્વ લોકને અનુભવસિદ્ધ છે. માટે બાલ્ય યૌવન શરીરમાં સ્થૂલ અવયવની રચના ભિન્નભિન્ન છે, પણ એક નથી. લોકમાં પણ પરિમાણની ન્યૂન અધિકતાથી અવયવની રચનાનો ભેદ જોવામાં આવે છે. જેમ દશ મણના પરિમાણવાળા માષના ઢગલામાંથી પાંચ મણ અડદ જો કોઇ કાઢી લે અથવા આ અડદના ઢગલામાં પાંચ મણ અડદ કોઈ વધારે મેળવે તો અડદના ઢગલાનો રક્ષક તે અડદના ઢગ-

લાના અવયવને ભિન્નભિન્ન માને છે તેમ મનુષ્યની અવયવની રચનાવિશેષ ભિન્નભિન્ન માને છે, પણ એક રચના માનતો નથી. માટે પરિમાણનો ભેદ થવાથી અવયવરચના પણ ભિન્નભિન્ન થાય છે, પણ એક થતી નથી. માટે હે વાદિન્! જેમ તમારા મત પ્રમાણે બાલ્યશરીરથી ભિન્ન યૌવન શરીરની ઉત્પત્તિ થવા છતાં પુનઃ જન્મના સંસ્કાર થતા નથી, તેમ અમારા દૃષ્ટિસૃષ્ટિવાદના મત પ્રમાણે પણ દર્શનથી પુત્રની ઉત્પત્તિ થવા છતાં પુનઃ જન્મના સંસ્કાર થતા નથી.

શિષ્યઃ—યૌવન શરીરમાં આ દેવદત્ત ઉત્પન્ન થયો છે, આ રીતનું જ્ઞાન કોઇ પુરૂષને થતું નથી. માટે યૌવન શરીરમાં પુનઃ જન્મના સંસ્કારની પ્રાપ્તિરૂપ દૂષણ મારા મત પ્રમાણે સંભવતું નથી.

ગુરૂઃ—મારા મત પ્રમાણે પણ દર્શનકાળે પુત્રાદિ ઉત્પન્ન થવા છતાં પુત્રાદિમાં આ રીતનું જ્ઞાન પિતામાતાદિ સંબંધીને થતું નથી. માટે અમારા દૃષ્ટિસૃષ્ટિવાદના મત પ્રમાણે પુનઃ જન્મના સંસ્કારની પ્રાપ્તિરૂપ દોષ નથી.

શિષ્યઃ—તમારા દૃષ્ટિસૃષ્ટિવાદીના મત પ્રમાણે પુત્રાદિનું અદર્શન જ તેનું મરણ છે, માટે જેમ મરણ પછી પુત્રાદિની દાહક્રિયા કરાય છે, તેમ તેના અદર્શનથી પુત્રાદિની અગ્નિદાહ ક્રિયા કરવી જોઇએ. પણ અદર્શન થવાથી પુત્રાદિ બાંધવની અગ્નિદાહાદિ ક્રિયા કોઈ કરતું નથી.

ગુરૂઃ—હે વાદી! જેમ તમારા મત પ્રમાણે યૌવન શરીર ઉત્પન્ન થવાથી બાલ્ય શરીરનો નાશ થઇ જાય છે. કારણ કે જો યૌવન શરીર પ્રાપ્ત થવા છતાં બાલ્ય શરીર નાશ ન થઈ જાય તો યૌવનકાળમાં પણ બાલ્ય શરીરની પ્રતીતિ થવી જોઇએ. પણ યૌવનકાળમાં બાલ્ય શરીરની પ્રતીતિ થતી નથી. માટે યૌવનકાળમાં બાલ્ય શરીરનો નાશ થાય છે. આ નષ્ટ થયલા બાલ્ય શરીરની જેમ તમે અગ્નિ દાહાદિ ક્રિયા કરતા નથી, તેમ અમારા દૃષ્ટિ સૃષ્ટિવાદીના મત પ્રમાણે પુત્રાદિ સંબંધી બહાર જવાને લીધે તે પુત્રાદિનું દર્શન થતું નથી. આ અદર્શન જ પુત્રાદિ બાંધવનું મરણ છે. આ અદર્શનરૂપ મરણ થવાથી તે પુત્રાદિ સંબંધીઓની દાહાદિ ક્રિયા અમે કરતા નથી. માટે અમારા તથા તમારા મત પ્રમાણે આ ઉત્તર સમાન છે.

શિષ્યઃ—હે દૃષ્ટિ સૃષ્ટિવાદી! તમારા મત પ્રમાણે કંઇ પણ વિશેષતા છે. કારણ કે પુત્રાદિ સંબંધી જ્યારે દેશાંતરમાંથી ઘેર આવે છે ત્યારે તેના માતા પિતાને આ રીતનું જ્ઞાન થાય છે કે, આ મારો પુત્ર છે. આ અભેદ જ્ઞાનના બળથી પૂર્વોત્તર શરીરનો અભેદ સિદ્ધ થાય છે.

ગુરૂઃ—બાલ્ય શરીરમાંથી યૌવન શરીરની ઉત્પત્તિ થવા છતાં, તે જ આ દેવદત્ત છે, આ રીતનું અભેદ જ્ઞાન તમારા મત પ્રમાણે થાય છે. માટે તમારા મત પ્રમાણે પણ બાલ્ય યૌવન શરીરનો અભેદ થવો જોઇએ. પણ બાલ્ય યૌવન શરીરનો અભેદ પૂર્વોકત રીત પ્રમાણે સંભવતો નથી. માટે આ ઉત્તર પણ તમારા તથા અમારા મત પ્રમાણે સમાન છે.

શિષ્યઃ—પુત્રાદિ સંબંધીઓનું અદર્શન જ જો પુત્રાદિનું મરણ હોય તો જેમ પુત્રાદિ બાંધવના મરણ પછી પિતા માતાદિ સંબંધી શોક તથા રૂદન કરે છે, તેમ પુત્રાદિ બાંધવના અદર્શનકાળે પણ શોક તથા રૂદનાદિ થવાં જોઇએ.

ગુરૂઃ—હે વાદી ! જેમ તમારા મત પ્રમાણે યૌવન શરીરની પ્રાપ્તિકાળે બાળક શરીરનો નાશ થવા છતાં પિતા માતાપિતા સંબંધી શોક તથા રૂદન કરતાં નથી, તેમ અમે દૃષ્ટિ સૃષ્ટિવાદીના મત પ્રમાણે પુત્રાદિ બાંધવના અદર્શનકાળે પણ પિતામાતાદિ સંબંધી શોક તથા રૂદન કરતાં નથી.

શિષ્યઃ—યૌવન શરીરની પ્રાપ્તિકાળે બાલ્ય શરીર નષ્ટ થવા છતાં તે જ આ મારો પુત્ર છે, આ રીતનું અભેદજ્ઞાન માતા પિતાદિ સંબંધીને થાય છે. માટે આ અભેદ જ્ઞાન જ અમારા મત પ્રમાણે અગ્નિ દાહાદિ ક્રિયાનો તથા શોકાદિનો પ્રતિબંધક છે.

ગુરૂઃ—પુત્રાદિ બાંધવના અદર્શન પછી જ્યારે તે પુત્રાદિ બાંધવનું પુનઃદર્શન થાય છે ત્યારે તે જ આ મારો પુત્ર છે, આ રીતનું અભેદ જ્ઞાન પિતામાતાદિ સંબંધીને થાય છે. માટે આ અભેદ જ્ઞાન જ અમારા મત પ્રમાણે અગ્નિ દાહાદિ ક્રિયાનો તથા શોકાદિનો પ્રતિબંધક છે. માટે આ ઉત્તર પણ તમારા તથા અમારા મત પ્રમાણે સમાન છે.

શિષ્યઃ—પુત્રાદિ સંબંધીઓનું અદર્શન જ તે પુત્રાદિનું મરણ હોય તો પુનઃદર્શનકાળે તે પુત્રાદિ બાંધવ આ રીતે કહે છે કે, અમે મરી ગયા ન હતા. આ તેનું વચન તમારા મત પ્રમાણે અસંગત થશે. માટે અદર્શનનું નામ મરણ નથી.

ગુરૂઃ—હે વાદી ! તમારા મત પ્રમાણે યૌવનદેહ પ્રાપ્ત થવાથી બાલ્યશરીર નાશ પામે છે, પરંતુ તે યુવાન્ પુરૂષ એમ કહે છે કે, હું મર્યો નહતો. માટે આ વચનના વિરોધથી તમારા મત પ્રમાણે બાલ્યશરીરનો નાશ નહિ થવો જોઇએ. આ વાત તને પણ અંગીકાર નથી.

શિષ્યઃ—બાલ્યશરીરનો તથા યૌવન શરીરનો પરસ્પર ભેદ છે. આ ભેદનું જ્ઞાન પુરૂષને થતું નથી. માટે પૂર્વોત્તર શરીરના ભેદના અજ્ઞાનરૂપ દોષવાળા યુવાન્ પુરૂષને હું મરી ગયો નહતો, આ રીતનું વચન પ્રમાણરૂપે નથી. પણ તે વચન અપ્રમાણરૂપે છે. માટે આ વચનવડે બાલ્યશરીરની નિત્યતા સંભવતી નથી.

ગુરૂઃ—પુનઃદર્શનકાળે પુત્રાદિ બાંધવનું આ વચન હોય છે કે, હું મરી ગયો ન હતો. પણ તે વચન પૂર્વોત્તર શરીરના ભેદના અજ્ઞાનરૂપ દોષવાળા પુરૂષજન્યરૂપે છે. માટે અપ્રમાણરૂપ છે. આ અપ્રમાણ વચનથી પૂર્વ શરીરની નિત્યતા અમારા મત પ્રમાણે સિદ્ધ થતી નથી. માટે આ ઉત્તર પણ અમારા તથા તમારા મત પ્રમાણે સમાન છે. વળી પૂર્વશરીરથી ઉત્તરમાં ભેદ હોવા છતાં આ ભેદનું જ્ઞાન લોકને થતું નથી. માટે આ ભેદ જ્ઞાનનું કોઇ પ્રતિબંધક માનવું જોઇએ. આ પ્રતિબંધક પૂર્વોત્તર શરીરના ભેદના અજ્ઞાનરૂપ દોષ છે. આ દોષના પ્રભા-

વથી જ પૂર્વોત્તર શરીરના ભેદનું જ્ઞાન પુરૂષને થતું નથી. આ કારણથી જ પિતામાતાદિ બાંધવ પુત્રના પૂર્વ શરીરનો નાશ થવા છતાં શોક તથા રૂદન કરતા નથી. વળી પૂર્વોત્તર શરીરના ભેદ જ્ઞાનનો પ્રતિબંધક પૂર્વોક્ત અજ્ઞાનરૂપ દોષને જો નહિ માનશો તો પુત્રાદિના પૂર્વ શરીરથી ઉત્તર શરીરમાં ભેદનું જ્ઞાન માતાપિતાદિ બાંધવને અવશ્ય થશે. આ ભેદજ્ઞાન-વડે પુત્રાદિના પૂર્વ શરીરમાં મરણવાળી બુદ્ધિ થશે. આ મરણવાળીબુદ્ધિથી પિતામા-તાદિને શોકાદિની પ્રાપ્તિ થશે. માટે આ દોષની નિવૃત્તિ માટે પૂર્વોત્તર શરીરના ભેદજ્ઞાનનો પ્રતિબંધક પૂર્વોક્ત અજ્ઞાનરૂપ દોષ અમારે તેમ જ તમારે અવશ્ય માનવો જોઇએ. માટે હે વાદી! જેમ તમારા મત પ્રમાણે બાલ્યશરીરનો તથા યૌવનશરીરનો અભેદ નથી, પણ ભેદ છે, તેમ અમે દૃષ્ટિસૃષ્ટિવાદીના મત પ્રમાણે પૂર્વ દર્શનનો વિષય પુત્રાદિ, તેમ જ ઉત્તર દર્શનનો વિષય પુત્રાદિ, આ બેઉનો અભેદ નથી, પણ ભેદ છે. વળી હે વાદી! જેમ તમારા મત પ્રમાણે યૌવનશરીરની પ્રાપ્તિકાળે બાલ્યશરીર નષ્ટ થવા છતાં પિતામાતાદિ તે પુત્રમાં મરણબુદ્ધિ કરતાં નથી, તેમ અમે દૃષ્ટિસૃષ્ટિવાદીના મત પ્રમાણે અદર્શનકાળે પુત્રાદિ નષ્ટ થવા છતાં પિતામાતાદિ સંબંધી તે પુત્રમાં મરણબુદ્ધિ કરતા નથી. માટે હે વાદી! તમે જે જે દોષ અમારા મત પ્રમાણે કહ્યા, તે તે દોષ તમારા મત પ્રમાણે પણ પ્રાપ્ત થાય છે. વળી તે દોષની નિવૃત્તિ માટે જે જે ઉત્તર તમે કહો, તે તે ઉત્તર અમારા મત પ્રમાણે પણ સંભવે છે, એમ સિદ્ધ થયું. વળી લોકમાં પ્રસિદ્ધ જે જીવનાં જન્મ તથા મરણ છે, તે જન્મમરણ જ અમારા દૃષ્ટિસૃષ્ટિ-વાદને સિદ્ધ કરે છે. કારણ કે જન્મ તથા મરણ જ્ઞાનવિના અન્ય કોઈ કારણથી સિદ્ધ થતું નથી. પણ જ્ઞાનથી જ જન્મની તથા મરણની સિદ્ધિ થાય છે. જ્યાંસૂધી પુત્રાદિ બાંધવના જન્મને તથા મરણને પિતાદિ સંબંધી જાણતા નથી, ત્યાંસૂધી હર્ષ તથા શોકને પ્રાપ્ત થતા નથી. પણ પુત્રાદિના જન્મ તથા મરણના જ્ઞાન પછી પિતાદિ સંબંધી હર્ષ તથા શોકને પામે છે. તેમ પુત્રાદિ પણ કોઈ અન્યના વચ-નથી પોતાના જન્મને જાણી હર્ષને પામે છે તથા પોતાના મરણને જાણી શોકને પામે છે. પોતાના જન્મના જ્ઞાન વિના તથા મરણના જ્ઞાન વિના કોઈ પુરૂષને હર્ષ તથા શોકની પ્રાપ્તિ થતી નથી. તેમાં પુત્રાદિના જન્મને તથા મરણને માતા-પિતાદિ સંબંધી પ્રત્યક્ષ પ્રમાણથી જાણે છે તથા પુત્રાદિ પોતાના જન્મને તથા મરણને પ્રત્યક્ષ પ્રમાણથી જાણતા નથી. પણ પિતામાતાદિ સંબંધીઓનાં વચન-રૂપ શબ્દપ્રમાણથી તથા અનુમાન પ્રમાણથી જન્મ મરણને જાણે છે. કારણ કે યોનિમાંથી નિર્ગમન સમયે આ જીવ દુઃખવડે મૂર્છાને પામે છે. મૂર્છાવસ્થામાં કોઇ વસ્તુનું જ્ઞાન હોય નહિ. માટે યોનિમાંથી નિર્ગમનરૂપ પોતાના જન્મને તે સમયે પ્રત્યક્ષ જાણવામાં આ જીવ સમર્થ થતો નથી. તેમ મરણ સમયે પણ આ જીવ દુઃખવડે મૂર્છાભાવને પામે છે.

માટે તે સમયે પણ આ જીવ પોતાના મરણને પ્રત્યક્ષ જાણી શકતો નથી. પણ શબ્દપ્રમાણથી તથા અનુમાન પ્રમાણથી પોતાના જન્મને તથા મરણને આ જીવ જાણે છે. માટે હે વાદી! લૌકિક પિતા માતાદિ સંબંધીઓનાં વચનવડે પોતાના જન્મ મરણનો જેમ તમે નિશ્ચય કર્યો છે, તેમ સર્વજ્ઞ ઇશ્વરવડે રચેલ વેદપ્રમાણથી પણ પુત્રાદિ પદાર્થનું દર્શન જ પુત્રાદિની ઉત્પત્તિ તથા પુત્રાદિ પદાર્થનું અદર્શન જ તે પુત્રાદિનું મરણ, આ અર્થની સિદ્ધિ સંભવે છે.

શિષ્યઃ—વાક્ આદિ ઇન્દ્રિયના તથા અગ્નિ આદિ દેવતાઓના પરિત્યાગવડે કેવળ પુત્રાદિ વિષયમાં દૃષ્ટિસૃષ્ટિવાદની સિદ્ધિ માટે યુક્તિઓનું કથન વિરૂદ્ધ છે. કારણ કે આત્માથી ભિન્ન સર્વ પદાર્થ તમારા મત પ્રમાણે દૃષ્ટિસૃષ્ટિવાદના વિષયરૂપ છે.

ગુરૂઃ—જેમ પુત્રાદિ વિષયમાં, તે જ આ દેવદત્ત છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન હોય છે, તેમ વાક્ આદિ ઇન્દ્રિયમાં તથા અગ્નિ આદિ દેવતામાં, આ જ વાક્ ઇન્દ્રિય છે તથા આ જ અગ્નિ દેવતા છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન કોઇ પુરૂષને હોતું નથી. કારણ કે જે વસ્તુમાં પ્રત્યક્ષ જ્ઞાનની વિષયતા હોય છે, તે વસ્તુમાં જ પ્રત્યભિજ્ઞા જ્ઞાનની વિષયતા હોય છે. આ પ્રત્યક્ષ જ્ઞાનની વિષયતા વાક્ આદિ ઇન્દ્રિયમાં નથી. માટે પ્રત્યભિજ્ઞા જ્ઞાનની વિષયતા પણ વાક્ આદિ ઇન્દ્રિયમાં સંભવે નહિ. અર્થાત્ કેવળ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનું નામ પ્રત્યક્ષ છે, જેમકે ચક્ષુ ઇન્દ્રિયવડે આ દેવદત્ત છે, આ રીતનું પ્રત્યક્ષ જ્ઞાન હોય છે. વળી પૂર્વસંસ્કાર સહકૃત ઇન્દ્રિયજન્ય જ્ઞાનનું નામ પ્રત્યભિજ્ઞા જ્ઞાન છે. જેમ દેશાંતરમાં તથા કાળાંતરમાં દેખાયલા દેવદત્તની સાથે જ્યારે ચક્ષુ ઇન્દ્રિયનો સંબંધ થાય છે ત્યારે તે જ આ દેવદત્ત છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન લોકને થાય છે. આ ઇન્દ્રિયોમાં પણ વાક્, પાણિ, પાદ, વાયુ, ઉપસ્થ, આ પાંચ કર્મેન્દ્રિયમાં જ્ઞાનની કારણતા હોતી નથી. પણ શબ્દના ઉચ્ચારણાદિ ક્રિયાની કારણતા હોય છે. વળી ચક્ષુ, ત્વક્, રસન, ઘ્રાણ, શ્રોત્ર, આ પાંચ જ્ઞાનેન્દ્રિયમાં જ્ઞાનની કારણતા હોય છે. તેમાં પણ રસનઇન્દ્રિય રસ ગુણને ગ્રહણ કરે છે, રસના આશ્રયરૂપ દ્રવ્યને ગ્રહણ કરતી નથી. તેમ ઘ્રાણ ઇન્દ્રિય ગંધ ગુણને ગ્રહણ કરે છે, પણ ગંધ ગુણના આશ્રયરૂપ દ્રવ્યને ગ્રહણ કરતી નથી. વળી શ્રોત્ર ઇન્દ્રિય શબ્દ ગુણને ગ્રહણ કરે છે, પણ શબ્દના આશ્રયરૂપ દ્રવ્યને ગ્રહણ કરતી નથી. માટે ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા વાક્ આદિ ઇન્દ્રિયમાં સંભવતી નથી. કારણ કે વાક્ આદિ ઇન્દ્રિય દ્રવ્યરૂપ છે, પણ ગુણરૂપે નથી. ચક્ષુ ઇન્દ્રિય રૂપાદિ ગુણને તથા રૂપાદિ ગુણના આશ્રયરૂપ દ્રવ્યને ગ્રહણ કરે છે, તેમ ત્વક્ ઇન્દ્રિય પણ સ્પર્શાદિ ગુણને તથા સ્પર્શાદિ ગુણના આશ્રયરૂપ દ્રવ્યને ગ્રહણ કરે છે. આ બેમાં ચક્ષુ ઇન્દ્રય ઉદ્ભૂત રૂપને તથા ઉદ્ભૂત રૂપવાળા દ્રવ્યને ગ્રહણ કરે છે, તેમ ત્વક્ ઇન્દ્રિય પણ ઉદ્ભૂત સ્પર્શને તથા

ઉદ્‌ભૂત સ્પર્શવાળા દ્રવ્યને ગ્રહણ કરે છે. આ ઉદ્‌ભૂતરૂપ તથા ઉદ્‌ભૂત સ્પર્શ વાક્ આદિ ઇન્દ્રિયમાં નથી. પણ અનુદ્‌ભૂત રૂપસ્પર્શાદિ ઇન્દ્રિયમાં રહે છે. માટે ચક્ષુ ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા તથા ત્વક્ ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા વાક્ આદિ ઇન્દ્રિયમાં સંભવતી નથી. પણ શાસ્ત્ર પ્રમાણથી તથા અનુમાન પ્રમાણથી વાક્ આદિ ઇન્દ્રિયનું પરોક્ષ જ્ઞાન હોય છે. તેમ વાક્ આદિ ઇન્દ્રિયોના અગ્નિ આદિ દેવોનું પણ પરોક્ષ જ્ઞાન હોય છે. માટે પરોક્ષ જ્ઞાનના વિષયરૂપ વાક્ આદિ ઇન્દ્રિયોમાં તથા અગ્નિ આદિ દેવતામાં તે જ આ વાક્ ઇન્દ્રિય છે તથા તે જ આ અગ્નિ દેવતા છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવતું નથી. માટે કેવળ શ્રુતિનાં વચનથી વાક્ આદિ ઇન્દ્રિયમાં તથા અગ્નિ આદિ દેવતામાં દૃષ્ટિ સૃષ્ટિવાદ સિદ્ધ થાય છે. પણ પુત્રાદિ વિષયમાં, તે જ આ દેવદત્ત છે, આ રીતનું પ્રત્યભિજ્ઞા જ્ઞાન સંભવે છે. માટે પ્રત્યભિજ્ઞારૂપ વિરોધની નિવૃત્તિ માટે પુત્રાદિ વિષયમાં દૃષ્ટિસૃષ્ટિવાદનું યુક્તિવડે નિરૂપણ કર્યું. પણ વાસ્તવિક રીતે આત્માથી ભિન્ન સર્વ જડ વસ્તુ દર્શનકાળે ઉત્પન્ન થાય છે તથા અદર્શનકાળે લય થાય છે. વાક્ આદિ ઇન્દ્રિયનું જો કે અસ્મદાદિ જીવને પ્રત્યક્ષ જ્ઞાન હોતું નથી, છતાં અગ્નિ આદિ અભિમાની દેવને વાક્ આદિ ઇન્દ્રિયનું પ્રત્યક્ષ જ્ઞાન હોય છે. માટે દેવતાનાં દર્શનથી વાગાદિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ તથા તેનાં અદર્શનથી તેનો નાશ સંભવે છે. જેમ આકાશાદિ ભૂતોનું કાર્ય વાગાદિ ઇન્દ્રિયોનો દર્શનકાળે જન્મ થાય છે તથા અદર્શનકાળે મરણ થાય છે, તેમ આકાશાદિ પંચભૂતનો પણ દર્શનકાળે જન્મ થાય છે તથા અદર્શનકાળે નાશ થાય છે. જેમ બાલ્ય યૌવનાદિ શરીરમાં પ્રત્યભિજ્ઞારૂપ વિરોધનું પૂર્વે સમાધાન કર્યું છે, તેમ આકાશાદિ પંચભૂતમાં પણ પ્રત્યભિજ્ઞા જ્ઞાનરૂપ વિરોધનું સમાધાન જાણી લેવું. પૂર્વે બાલ્યયૌવન શરીરાદિમાં જેમ અવયવના તથા અવયવની રચનાના પ્રત્યભિજ્ઞા જ્ઞાનની કારણતાનું ખંડન કર્યું છે, તેમ આકાશાદિ ભૂતોમાં પણ જાણી લેવું. માટે આત્માથી ભિન્ન સર્વ જડ વસ્તુનું દર્શન જ જન્મ છે તથા અદર્શન જ તેનો નાશ છે.

શિષ્યઃ—અદર્શન જ જો વસ્તુનો નાશ હોય તો જે સમયે પુરૂષને તડાગના જળનું જ્ઞાન નથી, તે સમયે તમારા મત પ્રમાણે તડાગનું જળ નાશ થઈ જાય છે. માટે જળના વિરોધી અગ્નિની ત્યાં ઉત્પત્તિ થવી જોઇએ, પણ એવું કદી હોતું નથી. માટે દૃષ્ટિસૃષ્ટિવાદ અસંગત છે.

ગુરૂઃ—હે વાદી ! આ દોષની તમારા મત પ્રમાણે પ્રાપ્તિ થાય છે. કારણ કે અન્ય કોઇ પુરૂષની બાલ્યાવસ્થાનો નાશ થવાથી તે બાલ્યાવસ્થાના વિરોધી યૌવન અવસ્થા તમોને પણ પ્રાપ્ત થવી જોઇએ. જેમ અન્ય પુરૂષની બાલ્યાવસ્થાની વિરોધી યૌવન અવસ્થા તમને પ્રાપ્ત થતી નથી, તેમ અદર્શન કાળે જળ નષ્ટ થવા છતાં ત્યાં અગ્નિની ઉત્પત્તિ થતી નથી.

શિષ્યઃ–યૌવન અવસ્થાની પ્રાપ્તિમાં ધર્મ અધર્મરૂપ કર્મ કારણ છે. માટે અન્ય પુરૂષની યૌવન અવસ્થા અમને પ્રાપ્ત થતી નથી.

ગુરૂઃ–હે વાદી ! જેમ તમે કર્મને અંગીકાર કરી દૂષણની નિવૃત્તિ કરી, તેમ અમે દૃષ્ટિ સૃષ્ટિ વાદી પણ કર્મને અંગીકાર કરી સર્વ દૂષણની નિવૃત્તિ કરીએ છીએ. અદર્શન કાળે તડાગના જળનો નાશ થતાં કર્મના વશથી ત્યાં જળ જ ઉત્પન્ન થાય છે, પણ અગ્નિની ઉત્પત્તિ થતી નથી.

શિષ્યઃ–આકાશાદિ પંચ ભૂતોનું કાર્ય શરીરાદિ સુખ દુઃખરૂપ ભોગના સાધનરૂપે છે. માટે તેની ઉત્પત્તિમાં જો કે ધર્માધર્મરૂપે ધર્મની કારણતા સંભવે છે, છતાં આકાશાદિ પંચ ભૂતની ઉત્પત્તિમાં કર્મની કારણતા સંભવતી નથી.

ગુરૂઃ–હે વાદી ! આકાશાદિ પંચ ભૂતોમાં કર્મની કારણતા નથી, એમ તમારે શંકા કરવી નહિ. એમ કહી તમે પોતાનું અજ્ઞાન પ્રકટ કર્યું છે. કારણ કે શ્રુતિમાં, સ્મૃતિમાં તથા વ્યાસ ભગવાનના સૂત્રમાં આ પ્રકાર કહ્યો છે. જીવના પુણ્ય પાપરૂપ કર્મયુકત માયા વિશિષ્ટ પરમાત્મા ભૂત ભૌતિકરૂપ પ્રપંચને ઉત્પન્ન કરે છે તથા તે પ્રપંચનું પાલન તથા સંહાર કરે છે. જો પરમાત્મા જીવના કર્મ વિના જગતની ઉત્પત્તિ કરશે તો પરમાત્મામાં વિષમતા તથા નિર્દયતારૂપ દોષની પ્રાપ્તિ થશે. કારણ કે કોઇ પુરૂષ ધનવાન્ તથા કોઈ પુરૂષ નિર્ધન હોય છે. કોઈ પુરૂષ સુખી હોય છે તથા કોઇ પુરૂષ દુઃખી હોય છે. કોઇ પંડિત હોય છે તથા કોઈ મૂર્ખ હોય છે. આ રીતના વિષમ પ્રપંચને કરનારો પરમાત્મા વિષમતા તથા નિર્દયતારૂપ દોષવાળો થશે. પણ સમદૃષ્ટિવાળા ઈશ્વરમાં વિષમતા તથા નિર્દયતારૂપ દોષ સંભવતો નથી. માટે તે દોષની નિવૃત્તિ માટે અવશ્ય કર્મને અંગીકાર કરવાં જોઇએ. જે વસ્તુ જે જીવના સુખના સાધનરૂપે હોય છે, તે વસ્તુ તે જીવના પુણ્યવડે ઉત્પન્ન થાય છે. જે વસ્તુ જે જીવના દુઃખના સાધનરૂપ હોય છે તે વસ્તુ તે જીવના પાપકર્મવડે ઉત્પન્ન થાય છે. આ સુખ દુઃખની કારણતા જેમ શરીરાદિ ભૌતિક પદાર્થમાં છે, તેમ આકાશાદિ પંચભૌતિકમાં પણ છે. માટે આકાશાદિ પંચભૂતોની ઉત્પત્તિમાં જીવના અદૃષ્ટની કારણતા છે.

શિષ્યઃ–પૂર્વ પૂર્વ સૃષ્ટિમાં રહેલાં જીવનાં કર્મને જો કે ઉત્તરોત્તર સૃષ્ટિ પ્રતિ કારણતા સંભવે છે, છતાં સર્વ સૃષ્ટિઓથી પ્રથમ જે સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, તેમાં કર્મની કારણતા સંભવતી નથી. માટે સર્વ કાર્ય પ્રતિ કર્મની કારણતા નથી.

ગુરૂઃ–સર્વ સૃષ્ટિથી પ્રથમ કોઇ સૃષ્ટિ નથી. પણ બીજ અંકુરની માફક સંસારનો પ્રવાહ અનાદિ છે. પૂર્વ પૂર્વ કર્માનુસાર ઉત્તરોત્તર સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આ સંસારનો આત્મજ્ઞાન વિના અન્ય ઉપાયવડે નાશ થતો નથી. પણ આત્મજ્ઞાનવડે જ આ સંસારનો નાશ થાય છે.

શિષ્યઃ–જો કર્મને સર્વ સંસારની કારણતા માનશો તો માયામાં જગતની કારણતા માનવી વ્યર્થ થશે.

ગુરૂઃ–કર્મમાં જગતની કારણતા માનવામાં માયાની વ્યર્થતા થતી નથી.

કારણ કે માયા વિના કર્મના ફળની વ્યવસ્થા સંભવતી નથી. અર્થાત્ કાર્તિક માસમાં કૃત્તિકા નક્ષત્રનો યોગ થાય છે ત્યારે જે પુરૂષ કાર્તિક સ્વામીનાં દર્શન કરે છે, તે પુરૂષ સાત જન્મમાં ધનયુક્ત વેદપાઠી બ્રાહ્મણ થાય છે. આ રીતનું ફળ કાર્તિકસ્વામીનાં દર્શનરૂપ કર્મવડે થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. આના સંબંધમાં શંકા એ છે કે, કાર્તિકસ્વામીનાં દર્શન કરનારા પુરૂષને જન્માંતરમાં બ્રાહ્મણ શરીરની પ્રાપ્તિ તથા ધનાદિની પ્રાપ્તિરૂપ ફળ થાય છે તથા તે બ્રાહ્મણથી ભિન્ન પુરૂપમાં દર્શનરૂપ કર્મવડે દુઃખની પ્રાપ્તિ થતી નથી. આ રીતના નિયમમાં કોણ કારણ છે? આ રીતની શંકા અમે જાણતા નથી, એમ ઉત્તર વિના બીજો કોઇ ઉત્તર નથી. પણ અમે નથી જાણતા, આ રીતનો ઉત્તર કહેવો પડશે તથા અમે નથી જાણતા, આ પ્રતીતિ માયાનો વિષય કરે છે. માટે સર્વ પુરૂષના અનુભવવડે સિદ્ધ તથા સર્વ કાર્યને સિદ્ધ કરનારી માયા વ્યર્થ નથી, પણ સાર્થક છે.

શિષ્યઃ-હું નથી જાણતો, આ રીતના શબ્દ ભાવરૂપ માયાનો વાચક નથી, પણ જ્ઞાનના અભાવનો વાચક છે. માટે આ શબ્દથી માયાની સિદ્ધિ સંભવતી નથી.

ગુરૂઃ-હું નથી જાણતો, આ શબ્દ કોઇ એક જ્ઞાનના અભાવનું શું બોધન કરે છે અથવા શું સર્વ જ્ઞાનના અભાવનું બોધન કરે છે? તેમાં પ્રથમ પક્ષ બને નહિ. કારણ કે જે સમયે ઘટનું જ્ઞાન પુરૂષને હોય છે, તે સમયે પટનું જ્ઞાન તે પુરૂષને હોતું નથી. માટે પટજ્ઞાનના અભાવને અંગીકાર કરી હું નથી જાણતો આ પ્રયોગ થવો જોઇએ. પણ ઘટજ્ઞાન કાળે આ પ્રયોગ થતો નથી. માટે કંઇ એક જ્ઞાનના અભાવને હું નથી જાણતો, આ શબ્દ બોધન કરતું નથી. પણ હું નથી જાણતો, આ શબ્દ સર્વ જ્ઞાનના અભાવનું બોધન કરે છે. આ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે અભાવના જ્ઞાનમાં પ્રતિયોગીનું જ્ઞાન તથા અનુયોગીનું જ્ઞાન કારણ હોય છે. પ્રતિયોગી તથા અનુયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થતું નથી. જે વસ્તુનો અભાવ હોય છે, તે વસ્તુ અભાવના પ્રતિયોગીરૂપે હોય છે. વળી જે વસ્તુમાં અભાવ રહે છે, તે વસ્તુ અભાવના અનુયોગીરૂપે હોય છે. જેમકે ઘટના અભાવવાળું ભૂતળ છે. આ સ્થળે અભાવનો ઘટ પ્રતિયોગી છે તથા ભૂતળ અનુયોગી છે. તેમ સંપૂર્ણ જ્ઞાનના અભાવનું સંપૂર્ણ જ્ઞાન પ્રતિયોગી છે તથા જીવાત્મા અનુયોગી છે. વળી ભૂતભવિષ્યકાળમાં થનારા સર્વ જ્ઞાનનું જ્ઞાન અલ્પજ્ઞ પુરૂષને સંભવતું નથી. માટે હું નથી જાણતો, આ શબ્દ સર્વ જ્ઞાનના અભાવનું બોધન કરતો નથી. પણ ભાવરૂપ માયાનું જ બોધન કરે છે. માટે માયા અવશ્ય અંગીકાર કરવી જોઇએ.

## માયાની આવશ્યકતાનું નિરૂપણ.

સ્વભાવ જ જગતનું કારણ છે, એમ સ્વભાવવાદી કેટલાક નાસ્તિકો માને છે. વળી કાળ જ જગતનું કારણ છે, એમ કાળવાદી કેટલાક નાસ્તિકો માને છે. આ પ્રમાણે જેટલા નાસ્તિકોના પક્ષ છે, તે પક્ષનું ખંડન તર્કરૂપી રાક્ષસ રાજા

માયારૂપી જનનીની સહાયતા વિના ભક્ષણ કરતો નથી. પણ માયારૂપી જનનીની સહાયતાથી જ તે પક્ષનું ભક્ષણ થાય છે. અર્થાત્ ખંડન કરવા યોગ્ય નાસ્તિકોનો મત છે. ખંડન તર્કરૂપ રાક્ષસ રાજા છે. આ સર્વની જનની માયારૂપે છે. આ માયા ખંડનતર્કરૂપ કનિષ્ઠ પુત્રમાં અતિ સ્નેહવાળી છે. માટે નાસ્તિકના ચિત્તમાં, હું નથી જાણુતો, આ રૂપવડે પ્રકટ થયલી માયા ખંડનતર્કરૂપ કનિષ્ઠ પુત્રને નાસ્તિકના મતરૂપ જ્યેષ્ઠ પુત્રનું ભક્ષણ કરવા માટે આપે છે. માટે ખંડન તર્કરૂપ કનિષ્ઠ પુત્રના જયના સંપાદનરૂપ દુર્ઘટ કર્મ કરનારી માયા અવશ્ય માનવી જોઇએ. જે સમયે ખંડન તર્કરૂપ રાક્ષસ રાજા સર્વ નાસ્તિકના મતનું ખંડન કરે છે તે સમયે માયા જનની પોતાની દુર્ઘટતારૂપ કર્મને પ્રકટ કરતી નથી, પણ ગુહ્ય રાખે છે. જો માયારૂપી જનની પોતાની દુર્ઘટતારૂપ કર્મને પ્રકટ કરે તો ખંડન તર્કરૂપી રાક્ષસ રાજા તે માયાના દુર્ઘટતારૂપ કર્મનું ખંડન કરી દે. જો કે પોતાની માતાનો નાશ કરવો અનુચિત છે, છતાં પોતાના કુળનો નાશ કરવો, એ રાક્ષસનો સ્વભાવ છે. આ કારણુથી માયારૂપી જનની ખંડન તર્કરૂપી કનિષ્ઠ પુત્રથી ગુહ્ય થઇ રહે છે. અર્થાત્ સર્વ નાસ્તિકના મતનું ખંડન કરાવી પોતે ગુહ્ય થઇ રહેવું, એ પણ માયાનું દુર્ઘટ કર્મ છે. માટે હું નથી જાણુતો, આ અનુભવવડે સિદ્ધ માયા અવશ્ય માનવી જોઇએ.

શિષ્યઃ–અર્થના બોધક વચનનું નામ ઉત્તર છે તથા હું નથી જાણુતો, આ વચન નિરર્થક છે. માટે આ વચનને ઉત્તરરૂપપણું સંભવતું નથી.

ગુરૂઃ–પ્રતિવાદીના મૌનનું જે વચન કારણુ હોય તે વચનનું નામ ઉત્તર છે. હું નથી જાણુતો, આ વચન પણ પ્રતિવાદીના મૌનનું કારણુ છે. માટે આ વચનને પણ ઉત્તરરૂપતા સંભવે છે. અર્થાત્ પ્રત્યક્ષાદિ પ્રમાણુને અંગીકાર કરી પરસ્પર વાદ હોય છે. જે પુરૂષ હું નથી જાણુતો, આ રીતનું કથન કરે છે, તે પુરૂષને કોઈપણુ પ્રતિવાદી પૂછતો નથી, પણ મૌન રહે છે. માટે પ્રતિવાદીના મૌનનું સંપાદન જ તે વચનનું ફળછે.

શિષ્યઃ–હું નથી જાણુતો, આ પ્રતીતિના વિષય અજ્ઞાનરૂપ દોષને અંગીકાર કરી પ્રતિવાદીનો જય કરવો, પરાજયના સમાન છે.

ગુરૂઃ–અજ્ઞાન બે પ્રકારનાં હોય છેઃ– એક આત્મવિષયક અજ્ઞાન તથા બીજું અનાત્મ વસ્તુવિષયક અજ્ઞાન, તેમાં આત્મવિષયક અજ્ઞાન જીવના મહાન્ હાનિના કારણુરૂપ છે તથા જન્માદિ અનાત્મ પદાર્થ વિષયક અજ્ઞાન. જીવને હાનિ કરતું નથી. અર્થાત્ જે પુરૂષને આત્મજ્ઞાન થયું છે, તે પુરૂષને સર્વ અનાત્મ વસ્તુનું મિથ્યારૂપે જ્ઞાન થાય છે. મિથ્યા પ્રપંચના વિશેષરૂપે કરી જાણુવાની ઇચ્છા આત્મજ્ઞાની પુરૂષને હોતી નથી. માટે આત્મજ્ઞાનીને અનાત્મ પદાર્થનું અજ્ઞાન દૂષણુરૂપે નથી. પણ ઉલટું ભૂષણુરૂપે છે. તેમ આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની

પુરૂષને પણ જન્માદિ અનાત્મ પદાર્થનું અજ્ઞાન દૂષણરૂપે નથી. જેમ નેત્રહીન અંધ પુરૂષને રૂપાદિ પદાર્થનું અજ્ઞાન દૂષણરૂપે નથી તથા જેમ કાદવથી ઢંકાયલા પુરૂષને ધૂળનો લેપ દૂષણરૂપે થતો નથી, તેમ આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાની પુરૂષને અનાત્મ પદાર્થનું અજ્ઞાન દૂષણરૂપે થતું નથી.

આનંદસ્વરૂપ આત્માથી જગતની ઉત્પત્તિ શાસ્ત્રમાં કહી છે, તે સંભવે નહિ. કારણ કે આત્મા પ્રકાશસ્વરૂપ, દ્વૈતથી રહિત, અસંગ, ગુણથી રહિત, અનંત, વિક્રિયાથી રહિત તથા મન વાણીનો અવિષય છે. આવો અદ્વિતીય આત્મા અનેક પ્રકારના વિચિત્ર જગતને કેવી રીતે ઉત્પન્ન કરે? આ રીતની શંકા થાય તો તે શંકાનું સમાધાન કરવા તથા જાણવા કોઈપણ સમર્થ નથી. માટે પ્રપંચની ઉત્પત્તિ તર્કના વિષયરૂપ નથી. આ પ્રપંચમાં એક એક વસ્તુ કરોડો પ્રમાણે જણાય છે. અર્થાત્ આ વસ્તુનું શું સ્વરૂપ છે, આમાં શું ધર્મ છે, આના શું અવયવ છે? આ પ્રમાણે કોઇ વસ્તુ ઓળખી શકાય નહિ. જેને એમ અભિમાન હોય કે હું સર્વ જગતને જાણું છું તેને હું પૂછું કે, તારી સમક્ષમાં રહેલ ઘટના સ્વરૂપનું પ્રથમ તું નિરૂપણ કર. જો ઘટનું નિરૂપણ તું કરશે તો સર્વ પ્રપંચનું પણ તારાથી નિરૂપણ થઇ શકશે. ઘટના સ્વરૂપનું, અન્ય પદાર્થથી ઘટની વ્યાવૃત્તિનું, વ્યાવૃત્તિના પ્રયોજક ધર્મનું નિરૂપણ, એ જ ઘટનું નિરૂપણ છે. સન્મુખ દેશમાં રહેલ ઘટનું સ્વરૂપ શું છે, તે સ્વરૂપપ્રશ્ન કહેવાય. આ ઘટ બીજા ઘટથી ભિન્ન કેમ ન હોય અર્થાત્ આ ઘટની અન્ય પદાર્થથી વ્યાવૃત્તિ કેવી રીતે છે, તે વ્યાવૃત્તિ પ્રશ્ન. વળી સન્મુખ દેશવર્તીરૂપ ઘટની વ્યાવૃત્તિનો પ્રયોજક નેત્ર ઇન્દ્રિયનો સંબંધ જ કહેવો પડશે. જો કે ઘટત્વાદિ જાતિ પણ વ્યાવૃત્તિના પ્રયોજકરૂપે સંભવે છે; છતાં ઘટત્વાદિ જાતિઓનું આગળ નિરાકરણ કરશું. માટે ઘટત્વાદિ જાતિઓને વ્યાવૃત્તિની પ્રયોજકતા સંભવતી નથી. પણ નેત્ર ઇન્દ્રિયનો સંબંધ સન્મુખ દેશવૃત્તિ ઘટમાં છે, પણ અન્ય પદાર્થની સાથે નથી તથા તેમાં કોણ નિયામક છે, તે ધર્મપ્રશ્ન કહેવાય. આ રીતે સિદ્ધાંતીના ત્રણ પ્રશ્નને સાંભળી વાદી પ્રથમ ઘટના સ્વરૂપનું નિરૂપણ કરે છે.

વાદી:—અમુક રીતના શબ્દના વાચ્યરૂપે જે વસ્તુ, તેનું નામ ઘટ છે.

પ્રતિવાદી:—આ રીતના શબ્દની વાચ્યતારૂપ લક્ષણથી ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે આ છે, આ શબ્દની વાચ્યતા જેમ ઘટમાં છે તેમ પટાદિમાં પણ છે. માટે આ લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. લક્ષ્યમાં તથા અલક્ષ્યમાં જે લક્ષણનું વર્તન છે, તેનું નામ અતિવ્યાપ્તિ.

શિષ્ય:—આ ઘટ છે, આ રીતના શબ્દની વાચ્યતા ઘટનું લક્ષણ છે. જો કે પટાદિમાં આ છે, આ રીતના શબ્દની વાચ્યતા છે, છતાં આ ઘટ છે, આ રીતના શબ્દની વાચ્યતા પટાદિમાં નથી, પણ કેવળ ઘટમાં છે. માટે પૂર્વોક્ત

અતિવ્યાપ્તિરૂપ દૂષણ આ લક્ષણમાં નથી.

ગુરૂઃ–આ ઘટ છે,આ રીતના શબ્દની વાચ્યતા જેમ સન્મુખદેશ વર્તીરૂપ ઘટમાં છે, તેમ અન્ય ઘટમાં પણ છે. માટે આ લક્ષણ પણ અતિવ્યાપ્તિ દૂષણવડે યુક્ત હોવાથી સન્મુખ દેશ વર્તીરૂપ ઘટની સિદ્ધિ કરતું નથી.

શિષ્યઃ–અઘટના ભેદવાળું જે હોય, તે ઘટ કહેવાય છે.

ગુરૂઃ–આ લક્ષણથી પણ ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે અઘટના ભેદવાળું જે હોય, તે ઘટ કહેવાય છે, આ લક્ષણમાં અઘટ શબ્દનો શું અર્થ છે ? ઘટના ભેદને જ અઘટ કહેશો. ઘટનો ભેદ અન્યોન્યાભાવરૂપે છે. માટે પ્રતિયોગીરૂપ ઘટના નિર્ણય વિના ઘટના ભેદનો નિર્ણય સંભવે નહિ. માટે જેમ સન્મુખદેશ વર્તી ઘટમાં ઘટના ભેદનો સંશય છે, તેમ પટાદિમાં પણ ઘટના ભેદનો સંશય છે. માટે સન્મુખ દેશ વર્તી ઘટ પટરૂપે થવો જોઈએ. વળી પટ ઘટરૂપે થવો જોઇએ. એમાં ઘટને પટ રૂપતા તથા પટને ઘટરૂપતા અત્યંત વિરૂદ્ધ છે. વળી અઘટના ભેદરૂપ લક્ષણવડે જો ઘટની સિદ્ધિ કરીએ તો ઘટની સિદ્ધિમાં ઘટની અપેક્ષારૂપ આત્માશ્રય દૂષણની પ્રાપ્તિ થાય છે. માટે આ લક્ષણથી પણ ઘટની સિદ્ધિ સંભવતી નથી.

શિષ્યઃ–ઇન્દ્રિયથી ભિન્ન હોય તથા સન્મુખદેશ વર્તી ઘટની સાથે ઇન્દ્રિયનો સંયોગ સંબંધતા સંબંધનો જે નિરૂપક હોય, તે ઘટ કહેવાય છે. આ લક્ષણમાં ઇન્દ્રિયોથી ભિન્ન હોય, એ પદનો જો નહિ નિવેશ કરીએ તો ઇન્દ્રિયોમાં જ ઘટના લક્ષણની અતિવ્યાપ્તિ થાત. કારણ કે ઘટની સાથે જે નેત્ર ઇન્દ્રિયનો સંયોગ સંબંધ છે, તે સંયોગ સંબંધ ઘટ તથા નેત્ર ઇન્દ્રિય બેઉમાં રહે છે, માટે જેમ ઘટ તે સંબંધના નિરૂપકરૂપે છે તેમ નેત્રાદિ ઇન્દ્રિય પણ સંબંધના નિરૂપકરૂપે છે.પરંતુ નેત્રાદિઇન્દ્રિય ઇન્દ્રિયોથી ભિન્ન નથી. પણ ઘટ તો નેત્રાદિ ઇન્દ્રિયોથી ભિન્ન છે. માટે ઇન્દ્રિયમાં લક્ષણની અતિવ્યાપ્તિના વારણ માટે ઇન્દ્રિયથી ભિન્ન હોય, એવું પદ અવશ્ય આપવું જોઇએ.

ગુરૂઃ–આ લક્ષણથી પણ સન્મુખદેશ વર્તી ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે જે ક્ષણે નેત્ર ઇન્દ્રિયનો સન્મુખદેશવર્તી ઘટની સાથે સંયોગ સંબંધ છે, તે ક્ષણે ઘટના સમીપવર્તી અન્ય પદાર્થની સાથે પણ નેત્રઇન્દ્રિયનો સંયોગસંબંધ છે. આ સંયોગસંબધને અન્ય પદાર્થ નિરૂપકરૂપે છે તથા ઇન્દ્રિયથી ભિન્ન પણ છે. માટે તે પદાર્થમાં ઘટના લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે.

શિષ્યઃ–જળને લાવવા જેનામાં શક્તિ હોય, તે ઘટ કહેવાય છે.

ગુરૂઃ–જળના લાવવાની શક્તિરૂપ લક્ષણથી પણ સન્મુખ દેશવર્તી ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે જેમ સન્મુખ દેશવર્તી ઘટમાં જળના લાવવાની શક્તિ છે, તેમ અન્ય ઘટમાં, પટમાં તથા અન્ય કોઇ પાત્રમાં પણ જળના લાવવાની શક્તિ

દેખાય છે. માટે સન્મુખ દેશવર્તી ઘટ પટાદિરૂપે થવો જોઇએ. અર્થાત્ ઘટના લક્ષણની પટાદિમાં અતિવ્યાપ્તિ થાય છે.

શિષ્યઃ—જળના આણવારૂપ ક્રિયા ઘટરૂપ કારકની જ અપેક્ષા કરે છે, પણ પટાદિની અપેક્ષા કરતું નથી, માટે પટાદિમાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ નથી.

ગુરૂઃ—જે જે ક્રિયા હોય છે, તે પૂર્વ કારકના સમાન કારકની અપેક્ષા કરે છે. જેમકે પાકરૂપ ક્રિયા પૂર્વના અગ્નિની સમાન અગ્નિની અપેક્ષા કરે છે. પણ કેવળ પ્રથમ અગ્નિ માત્રની અપેક્ષા કરતી નથી. તેમ જળના લાવવારૂપ ક્રિયા પણ કેવળ ઘટ માત્રની અપેક્ષા કરતી નથી, પણ પાર્થિવત્વરૂપે કરી ઘટના સમાન પટાદિની પણ અપેક્ષા કરે છે. માટે જળના આણવાની શક્તિ પટાદિમાં પણ છે. વળી જળના લાવવાની શકિતવાળું જે હોય, તે ઘટ કહેવાય છે. આ રીતનું જો ઘટનું લક્ષણ કરીએ તો સછિદ્ર ઘટમાં જળને લાવવાની શકિત નથી. માટે સછિદ્ર ઘટમાં ઘટબુદ્ધિ ન થવી જોઇએ. પણ સછિદ્ર ઘટમાં સર્વને ઘટબુદ્ધિ થાય છે. અર્થાત્ ઘટના લક્ષણની સછિદ્ર ઘટમાં અવ્યાપ્તિ હોય છે. વળી જળના લાવવાની શકિત જો ઘટના કાળ ક્ષણે હોય તો કાચા ઘટમાં જળના આણવાની શકિત નથી. માટે કાચા ઘટમાં ઘટબુદ્ધિ ન થવી જોઇએ. પણ સર્વ પુરૂષને તેમાં ઘટ બુદ્ધિ થાય છે. અર્થાત્ નેત્રાદિ ઇન્દ્રિયવડે શકિતનું પ્રત્યક્ષ જ્ઞાન કોઇને થતું નથી. પણ કાર્યરૂપ હેતુથી શકિતનું અનુમાન થાય છે. જેમકે સ્ફોટાદિ કાર્યથી અગ્નિમાં દાહશકિતનું અનુમાન થાય છે. કાચા ઘટથી જળના લાવવારૂપ કાર્ય થતું નથી. માટે અનુમાને કરી કાચા ઘટમાં શકિતની સિદ્ધિ થતી નથી. વળી જળને લાવવાની જેમાં શકિત હોય, તે ઘટ કહેવાય છે. એવું જો ઘટનું લક્ષણ કરીએ તો જળના આણવાની શકિત કેવળ ઘટમાં નથી, પણ અન્ય પાત્રમાં પણ જળને લાવવાની શકિત હોય છે. માટે તેમાં પણ ઘટબુદ્ધિ થવી જોઇએ. પણ ઘટથી ભિન્ન પાત્રમાં ઘટબુદ્ધિ કોઇને થતી નથી. અર્થાત્ ઘટના લક્ષણની અન્ય પાત્રમાં અતિવ્યાપ્તિ થાય છે. માટે આ દુષ્ટ લક્ષણથી પણ ઘટની સિદ્ધિ થતી નથી.

શિષ્યઃ—ઘટત્વ જાતિવાળું જે હોય, તે ઘટ કહેવાય છે.

ગુરૂઃ—ઘટત્વ જાતિરૂપ લક્ષણથી પણ ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે ઘટત્વ જાતિ સર્વત્ર વ્યાપક છે અથવા શું પરિચ્છિન્ન છે? જો ઘટત્વ જાતિ વ્યાપક કહીએ તો જેમ ઘટત્વ જાતિનો ઘટ સાથે સંબંધ છે તેમ પટાદિની સાથે પણ અવશ્ય સંબંધ માનવો જોઇએ. કારણ કે સર્વ મૂર્ત પદાર્થની સાથે જેનો સંબંધ હોય, તે વ્યાપક કહેવાય છે. જેમકે આકાશનો સર્વ ઘટપટાદિ મૂર્ત પદાર્થ સાથે સંબંધ છે. માટે આકાશ વ્યાપક છે. તેમજ જો ઘટત્વ જાતિને વ્યાપક માનશો તો પટાદિની સાથે પણ ઘટત્વ જાતિનો સંબંધ હોવાથી પટાદિમાં પણ ઘટત્વ જાતિરૂપ લક્ષણની અતિવ્યાપ્તિ થશે. આ અતિવ્યાપ્તિરૂપ

દૂષણની નિવૃત્તિમાટે ઘટત્વ જાતિ જો પરિચ્છિન્ન માનશો તો તે ઘટત્વ જાતિ ઘટવ્યક્તિમાં જ ચાલી આવે છે, પણ પટાદિમાં જતી નથી. આ નિયમમાં કોણ પ્રયોજક છે? એમ જો તમે કહો તો અનેક ગાયોનું અસ્તિત્વ છતાં જેમ વાછરડો પોતાની માતાને ઓળખી તેની સમીપ જાય છે, તેમ ઘટત્વ જાતિ પણ પોતાની ઘટ વ્યક્તિને ઓળખી તેમાં પ્રવેશ કરે છે, પણ પટાદિમાં પ્રવેશ કરતી નથી. આ રીતનું તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે વાછરડો ચેતનરૂપે છે, માટે તેમાં પોતાની માતાનું જ્ઞાન સંભવે છે. પણ ઘટત્વ જાતિ જડ છે, માટે તેમાં આ ઘટરૂપ વ્યક્તિ મારી છે, આ રીતનું જ્ઞાન સંભવતું નથી. વળી મૂર્ત દ્રવ્યમાં જ ગમનરૂપ ક્રિયા નૈયાયિકો માને છે. જેમકે પૃથિવી, અપ, તેજ, વાયુ તથા મન, આ પાંચ મૂર્ત દ્રવ્ય છે. માટે તેમાં ગમનરૂપ ક્રિયા હોય છે. વળી આકાશ, કાળ, દિશા તથા આત્મા આ ચાર અમૂર્ત દ્રવ્ય તથા વ્યાપકરૂપે છે. માટે તેમાં ક્રિયા હોતી નથી. વળી ઘટત્વ જાતિ દ્રવ્યરૂપ નથી તથા મૂર્તરૂપ નથી. માટે ઘટત્વ જાતિમાં ગમનરૂપ ક્રિયા સંભવતી નથી. વળી ક્રિયારહિત ઘટત્વ જાતિનું ઘટમાં પ્રવેશ થવું અત્યંત વિરૂદ્ધ છે.

શિષ્યઃ—ઘટત્વ જાતિમાં સ્વભાવથી ક્રિયા નથી. માટે ઘટત્વ જાતિ સ્વતંત્ર ઘટવ્યકિતમાં આવી શકે નહિ. પણ ઘટથી ભિન્ન કોઈ વ્યક્તિમાં આ ઘટત્વ જાતિ રહે છે. જે સમયે ઘટની ઉત્પત્તિ થાય છે, તે સમયે તે વ્યક્તિનું ઘટની સમીપ આગમન થાય છે. વ્યકિતની સાથે ઘટત્વ જાતિ પણ ઘટમાં આવે છે. જેમકે રૂપાદિ ગુણમાં સ્વતંત્ર ગમનરૂપ ક્રિયા સંભવતી નથી, પણ રૂપાદિ ગુણના આશ્રયરૂપે કસુંબાદિ દ્રવ્યનો જ્યારે વસ્ત્રની સાથે સંભવ થાય છે, ત્યારે કસુંબાદિ સાથે રૂપાદિનું પણ વસ્ત્રમાં જવાનું થાય છે.

ગુરૂઃ—વસ્ત્રના સંબંધથી પૂર્વે જેમ કસુંબાદિમાં રક્ત રૂપની પ્રતીતિ થાય છે, તેમ ઘટ વ્યક્તિ વિના કોઇ અન્ય વ્યક્તિમાં ઘટત્વ જાતિની પ્રતીતિ હોય નહિ. માટે વ્યકિતના આગમનથી ઘટત્વ જાતિનું ઘટમાં આગમન સંભવે નહિ.

શિષ્યઃ—અન્ય વ્યકિતના આગમનથી ઘટત્વ જાતિનું ઘટમાં આગમન થાય નહિ. પણ જે દેશમાં ઘટની ઉત્પત્તિ થાય છે તે દેશમાં પોતાના પ્રાદુર્ભાવ માટે ઘટત્વ જાતિ પૂર્વે જ રહેલ હોય છે.

ગુરૂઃ—ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટત્વ જાતિ તેમાં રહે છે, આ તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટત્વ જાતિનો કોઇ આશ્રય નથી. જો ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટત્વ જાતિનો ઘટથી ભિન્ન કોઇ આશ્રય માનશો તો ઉત્પન્ન થયલા ઘટમાં પણ ઘટત્વ જાતિનું સ્વતંત્ર ગમન તથા આશ્રયના ગમનથી ગમન, પૂર્વોકત યુકિતવડે સંભવે નહિ.

શિષ્યઃ—જે સમયે ઘટ ઉત્પન્ન થાય છે તે સમયે ઘટની સાથે ઘટત્વ જાતિ પણ ઉત્પન્ન થાય છે. માટે પૂર્વોકત દોષ આ પક્ષમાં સંભવતો નથી.

ગુરૂઃ—જેમ ઘટની સાથે નીલ પીત આદિ રૂપની ઉત્પત્તિ થાય છે તેમ ઘટત્વ

જાતિની ઉત્પત્તિ સંભવે નહિ. કારણ કે જાતિની ઉત્પત્તિ નૈયાયિકો માનતા નથી. જો ઉત્પત્તિવાળો પદાર્થ પણ જાતિરૂપે હોય તો નીલ પીતાદિ ગુણ પણ ઘટત્વ જાતિ સ્વરૂપે થવો જોઇએ. પણ નીલપીતાદિ રૂપને કોઇ ઘટત્વ જાતિ કહેતું નથી. માટે કોઇ પ્રકારે પણ ઘટત્વ જાતિની સિદ્ધિ થતી નથી. આ ઘટત્વ જાતિ શું અભાવરૂપે કે ભાવરૂપે છે? તેમાં અભાવરૂપે ઘટત્વ જાતિ છે, આ પ્રથમ પક્ષમાં પણ કોણ અભાવરૂપે છે? અર્થાત્ બે પ્રકારનો અભાવ નૈયાયિકો માને છે;—એક અનિત્ય અભાવ તથા બીજો નિત્ય અભાવ. આમાં પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવ, આ બે અભાવ અનિત્ય છે. અન્યોન્યાભાવ તથા અત્યંતાભાવ, આ બે અભાવ નિત્ય છે. તેમાં પ્રથમ પ્રાગભાવરૂપતા ઘટત્વ જાતિમાં સંભવતી નથી. કારણ કે ઘટત્વ જાતિ ઘટના પ્રાગભાવરૂપે છે અથવા શું પટાદિના પ્રાગભાવરૂપે છે? તેમાં ઘટના પ્રાગભાવરૂપ જો ઘટત્વ જાતિને માનશો તો ઘટમાં ઘટત્વ જાતિની પ્રતીતિ નહિ થવી જોઇએ. કારણ કે ઘટ ઉત્પન્ન થાય, એટલે ઘટનો પ્રાગભાવ નાશ થઈ જાય છે. માટે ઘટના પ્રાગભાવરૂપ ઘટત્વ જાતિ નથી. તેમ પટના પ્રાગભાવરૂપે પણ ઘટત્વ જાતિ નથી. કારણ કે પ્રાગભાવ પ્રતિયોગીની ઉત્પત્તિ પૂર્વે પ્રતિયોગીના સમવાયી કારણમાં રહે છે. પણ અન્ય કોઇમાં પ્રાગભાવ રહેતો નથી. પટનો પ્રાગભાવ પટની ઉત્પત્તિ પૂર્વે તંતુઓમાં રહે છે, પણ ઘટમાં રહેતો નથી. માટે પટાદિનું પ્રાગભાવરૂપ પણ ઘટત્વ જાતિ નથી. ઘટત્વ જાતિને જો પ્રાગભાવરૂપે માનશો તો પ્રતિયોગીના ઉત્પન્ન થવા પછી પ્રાગભાવનો નાશ થાય છે. માટે ઘટત્વ જાતિનો પણ નાશ માનવો પડશે. આ ઘટત્વ જાતિની ઉત્પત્તિ તથા નાશ તમે માનતા નથી. માટે પ્રાગભાવરૂપ ઘટત્વ જાતિ નથી. વળી પ્રધ્વંસાભાવરૂપ ઘટત્વ જાતિ છે, એ બીજા પક્ષમાં ઘટના ધ્વંસરૂપ ઘટત્વ જાતિ છે અથવા શું પટાદિના ધ્વંસરૂપે ઘટત્વ જાતિ છે? તેમાં ઘટના ધ્વંસરૂપે જો ઘટત્વ જાતિ હોય તો ઘટ વિદ્યમાન છતાં તે પ્રતીત થવો ન જોઇએ. કારણ કે ઘટના વિદ્યમાનકાળે ઘટનો ધ્વંસ નથી, માટે ઘટના ધ્વંસરૂપ ઘટત્વ જાતિ નથી. તેમ પટાદિના ધ્વંસરૂપે પણ ઘટત્વ જાતિ નથી. કારણ કે પટનો ધ્વંસ પટના સમવાયી કારણ તંતુમાં રહે છે. ઘટમાં પટનો ધ્વંસ કદી પણ રહે નહિ. માટે પટાદિના પ્રધ્વંસાભાવરૂપે પણ ઘટત્વ જાતિ નથી. વળી પ્રધ્વંસાભાવરૂપે ઘટત્વ જાતિ માનીએ તો પ્રધ્વંસાભાવની ઉત્પત્તિ થાય છે. માટે ઘટત્વ જાતિની પણ ઉત્પત્તિ માનવી પડશે. પણ જાતિની ઉત્પત્તિ તમે માનતા નથી. માટે પ્રધ્વંસાભાવરૂપ પણ ઘટત્વ જાતિ નથી. આ રીતે અન્યોન્યાભાવરૂપતા તથા અત્યંતાભાવરૂપતા ઘટત્વ જાતિને સંભવે નહિ. કારણ કે ઘટના અન્યોન્યાભાવરૂપ તથા ઘટના અત્યંતાભાવરૂપ જો ઘટત્વ જાતિ હોય તો ઘટમાં ઘટત્વ જાતિની જે પ્રતીતિ થાય છે, તે ન થવી જોઇએ. પણ પટાદિમાં ઘટત્વ જાતિની પ્રતીતિ થવી જોઇએ. કારણ

કે ઘટનો અન્યોન્યાભાવ તથા અત્યંતાભાવ ઘટમાં રહે નહિ, પણ પટાદિમાં રહે છે. માટે ઘટના અન્યોન્યાભાવરૂપ તથા અત્યંતાભાવરૂપ ઘટત્વ જાતિ નથી. જો વાદી એમ કહે કે, પટના અન્યોન્યાભાવરૂપ તથા અત્યંતાભાવરૂપ ઘટત્વ જાતિ છે, એમ કહેવું પણ સંભવે નહિ. કારણ કે પટનો અન્યોન્યાભાવ તથા અત્યંતાભાવ જેમ ઘટ વ્યક્તિમાં છે, તેમ સ્તંભાદિ પદાર્થમાં પણ છે. માટે સ્તંભાદિમાં પણ ઘટત્વ જાતિની પ્રતીતિ થવી જોઇએ. વળી જો વાદી એમ કહે કે, ઘટથી ભિન્ન સર્વ પદાર્થના અન્યોન્યાભાવરૂપ તથા અત્યંતાભાવરૂપ ઘટત્વજાતિ છે, એમ કહેવું પણ સંભવે નહિ. કારણ કે અભાવના જ્ઞાનમાં પ્રતિયોગીનું જ્ઞાન કારણ હોય છે. પ્રતિયોગી જ્ઞાનવિના અભાવનું જ્ઞાન થાય નહિ. ઘટથી ભિન્ન સર્વ પદાર્થનું જ્ઞાન ઇશ્વર વિના કોઈ અલ્પજ્ઞ જીવને સંભવતું નથી. માટે ઘટથી ભિન્ન સર્વ પદાર્થના અન્યોન્યાભાવરૂપ તથા અત્યંતાભાવરૂપ ઘટત્વ જાતિનું કોઇ પુરૂષને પણ પ્રત્યક્ષ જ્ઞાન થશે નહિ. વળી આ ઘટ છે, એવા પ્રત્યક્ષ જ્ઞાનની વિષયતા ઘટત્વ જાતિમાં વાદીએ અંગીકાર કરી છે. માટે ઘટત્વ જાતિ અભાવરૂપ નથી, એમ સિદ્ધ થયું. વળી ઘટત્વ જાતિ ભાવરૂપે છે, આ બીજા પક્ષમાં પણ ભાવરૂપ ઘટત્વ જાતિ શું નિત્ય છે કે અનિત્ય છે? તેમાં અનિત્યરૂપતા તો ઘટત્વ જાતિમાં સંભવે નહિ. કારણ કે જે અનિત્ય વસ્તુ હોય છે, તે અભાવવડે વ્યાપ્ત હોય છે. જેમકે ઘટાદિ અનિત્ય છે, માટે અભાવવડે વ્યાપ્ત છે. અર્થાત્ ઘટત્વ જાતિને અનિત્ય માનશો તો એક ઘટનો અભાવ થવે ઘટત્વ જાતિનો પણ અભાવ અંગીકાર કરવો પડશે. ઘટત્વ જાતિનો અભાવ થવે સર્વત્ર ઘટાભાવ બુદ્ધિ થવી જોઇએ. પણ એમ થતું નથી. માટે ઘટત્વ જાતિ અનિત્ય નથી, પણ નિત્ય છે. વળી ઘટત્વ જાતિ નિત્ય છે, આ પ્રથમ પક્ષમાં પણ કયા હેતુવડે ઘટત્વ જાતિ નિત્ય છે, એ તમારે કહેવું જોઇએ.

શિષ્યઃ—ઘટત્વ જાતિના નાશનું કોઇ કારણ નથી. માટે ઘટત્વ જાતિ નિત્ય છે.

ગુરૂઃ—હે વાદી! ઘટત્વ જાતિના નાશનું કોઇ કારણ નથી, એમ કેવળ તમને ભ્રાંતિ થઇ છે. કારણ કે શ્રુતિમાં આત્મજ્ઞાનવડે સર્વ અનાત્મ પદાર્થનો નાશ કહ્યો છે. વળી જો ઘટત્વ જાતિના નાશનું કોઇ કારણ ન હોય તો ઘટના નાશનું પણ કોઇ કારણ ન થવું જોઇએ. કારણ કે આશ્રયની નિત્યતા વિના આશ્રિત વસ્તુની નિત્યતા સંભવતી નથી. માટે ઘટત્વ જાતિની નિત્યતા માટે ઘટ વ્યક્તિને પણ નિત્ય માનવી જોઇએ. પણ ઘટની નિત્યતા તમને પણ અંગીકાર નથી. માટે ઘટત્વ જાતિ નિત્ય નથી. વળી અનિત્ય વસ્તુને આશ્રિત જે વસ્તુ રહે છે, તે અનિત્ય હોય છે. જેમ અનિત્ય તંતુને આશ્રિત પટ અનિત્ય હોય છે, પણ નિત્ય નથી, તેમ અનિત્ય ઘટ વ્યક્તિને આશ્રિત રહી ઘટત્વ જાતિ અનિત્ય થશે. પણ જાતિની અનિત્યતા તમે માનતા નથી. આ ઘટત્વ જાતિ ભાવરૂપે હોય અથવા અભાવરૂપે હોય, તેના સંબંધમાં અમે વિચાર

કરતા નથી. પણ ઘટત્વ જાતિના માનવાવડે શું ફળની પ્રાપ્તિ થાય છે, એ તમને કહેવું જોઇએ.

શિષ્યઃ—ઘટમાં રહેલ પટાદિના ભેદનું અનુમિતિ જ્ઞાન જ ઘટત્વ જાતિના માનવાનું ફળ છે. આ અનુમાનનો પ્રકાર એ છે કે, આ ઘટપટાદિથી ભિન્ન છે. કારણ કે ઘટત્વ જાતિવાળો હોવાથી જે પટાદિથી ભિન્ન નથી, તે ઘટત્વ જાતિવાળું પણ નથી. જેમકે પટાદિ છે.

ગુરૂઃ—ઘટત્વ જાતિરૂપ હેતુથી ઘટમાં પટાદિનો ભેદ, જ્યારે ઘટત્વ જાતિનો પટત્વ જાતિથી ભેદ સિદ્ધ થાય, ત્યારે સિદ્ધ થાય. ઘટત્વ તથા પટત્વ જાતિના ભેદની સિદ્ધિ વિના ઘટપટરૂપ વ્યક્તિનો ભેદસિદ્ધ થાય નહિ. માટે પ્રથમ ઘટત્વ જાતિમાં પટત્વ જાતિનો ભેદ સિદ્ધ કરવો જોઇએ.

શિષ્યઃ—ઘટત્વ જાતિમાં પટત્વ જાતિનો ભેદ અનુમાન પ્રમાણવડે સિદ્ધ છે. આ અનુમાન એ રીતે છે કે, ઘટત્વ જાતિ પટત્વાદિ જાતિઓથી ભિન્ન છે. કારણ કે તે ઘટને આશ્રિત છે. જે જે ઘટને આશ્રિત હોય, તે પટત્વાદિ જાતિઓથી ભિન્ન હોય છે. જેમકે ઘટમાં રહેલ રૂપાદિ ગુણ છે.

ગુરૂઃ—ઘટાશ્રિતત્વરૂપ હેતુથી ઘટત્વજાતિમાં પટત્વાદિ જાતિનો ભેદ સિદ્ધ થતો નથી. કારણ કે ઘટની સિદ્ધિ તમારાથી અત્યાર સુધીમાં થઇ નહિ. ઘટની સિદ્ધિ વિના ઘટાશ્રિતત્વરૂપ હેતુની પણ સિદ્ધિ સંભવે નહિ. વળી અસિદ્ધિના હેતુથી અસિદ્ધ સાધ્યની અનુમિતિ કદી પણ હોય નહિ. પણ સિદ્ધ હેતુથી અસિદ્ધ સાધ્યની અનુમિતિ થાય છે. જેમ સિદ્ધ ધૂમરૂપ હેતુથી પર્વતમાં અસિદ્ધ વહ્નિરૂપ સાધ્યની અનુમિતિ થાય છે. જો અસિદ્ધ હેતુથી પણ અનુમિતિ થતી હોય તો પર્વતમાં ધૂમજ્ઞાનથી રહિત પુરૂષને વહ્નિની અનુમિતિ થવી જોઇએ. પણ ધૂમજ્ઞાનવિના વહ્નિની અનુમિતિ કોઇને થતી નથી. તેમ જ ઘટાશ્રિતત્વરૂપ અસિદ્ધ હેતુવડે ઘટત્વ જાતિમાં પટત્વાદિ જાતિઓનો ભેદ સિદ્ધ કરવો અત્યંત વિરૂદ્ધ છે. માટે ઘટત્વ જાતિના સ્વરૂપનું તથા ફળનું અનિરૂપણ થવાથી ઘટત્વ જાતિરૂપ લક્ષણવડે ઘટની સિદ્ધિ સંભવે નહિ.

શિષ્યઃ—ઘટ છે, આ રીતના શબ્દની વાચ્યતા તથા ઘટ છે, આ રીતના જ્ઞાનની વિષયતા ઘટના લક્ષણરૂપે સંભવે છે.

ગુરૂઃ—સામાન્ય રીતે શબ્દની વાચ્યતા તથા જ્ઞાનની વિષયતા ઘટના લક્ષણરૂપે છે અથવા શું ઘટરૂપે છે? આ શબ્દની વાચ્યતા તથા ઘટ છે, આ જ્ઞાનની વિષયતા, ઘટના લક્ષણરૂપે શું છે? તેમાં પ્રથમ પક્ષ સંભવે નહિ. કારણ કે સામાન્ય રીતે શબ્દની વાચ્યતા તથા જ્ઞાનની વિષયતા પટાદિમાં પણ છે. માટે પટાદિમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે. તેમ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે આ ઘટ છે, આ શબ્દની વાચ્યતા તથા જ્ઞાનની વિષયતા જ્યારે ઘટની પ્રથમ સિદ્ધિ હોય ત્યારે સિદ્ધ થાય. પણ ઘટની સિદ્ધિ હજી સુધી થઇ નથી. માટે ઘટની વિષયતાની પણ સિદ્ધિ સંભવે નહિ. વળી ઘટ છે, આ રીતના જ્ઞાનની

વિષયતારૂપ લક્ષણથી ઘટની સિદ્ધિ જ્યારે પ્રથમ તે વિષયની સિદ્ધિ થાય ત્યારે થાય. પણ વિષયતાની સિદ્ધિ તમારાથી થવી કઠણ છે. કારણ કે જે ઘટવડે સર્વ લોક જળાદિને લાવે છે, તે ઘટનું સ્વરૂપ પણ જ્યારે તમારાથી નિરૂપણ ન થયું ત્યારે ઘટમાં રહેલ જ્ઞાનની વિષયતાનું સ્વરૂપ તમારાથી કેવી રીતે નિરૂપણ થશે? વિષયતાનું સ્વરૂપ તમારાથી કદી સિદ્ધ થઇ શકશે નહિ. જો અસિદ્ધ વિષયતાથી ઘટની સિદ્ધિ કરશો તો અસિદ્ધ વસ્તુવડે અસિદ્ધ વસ્તુની સિદ્ધિરૂપ પૂર્વોક્ત દૂષણ તમને પ્રાપ્ત થશે. માટે ઘટ છે, આ જ્ઞાનની વિષયતારૂપ લક્ષણથી પણ ઘટની સિદ્ધિ સંભવે નહિ.

શિષ્યઃ–મૂલ દેશ તથા ઉદર જેનો વિશાળ હોય તથા મુખ જેનું અલ્પ હોય, તેનું નામ ઘટ છે.

ગુરૂઃ–આ લક્ષણથી પણ સન્મુખ દેશવર્તીરૂપ ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે પૃથ્વીપર જેટલા ઘટ છે, તે સર્વ આ લક્ષણવાળા છે. માટે સન્મુખ દેશવર્તીરૂપ ઘટના લક્ષણની દેશાંતરમાં રહેનારા ઘટમાં અતિ વ્યાપ્તિ થશે.

શિષ્યઃ–સન્મુખ દેશમાં જે વર્તે છે તે ઘટ કહેવાય છે અથવા શું આ કાળમાં જે વર્તે છે, તે ઘટ કહેવાય છે?

ગુરૂઃ–સન્મુખ દેશમાં વર્તવું અથવા આ કાળમાં વર્તવું, આ બેઉ લક્ષણથી ઘટની સિદ્ધિ થતી નથી. કારણ કે જેમ સન્મુખ દેશમાં તથા આ કાળમાં ઘ રહેલ છે, તેમ અન્ય પટાદિ પદાર્થ પણ તે દેશકાળમાં રહે છે. માટે ઘટના લક્ષણની તે પટાદિમાં અતિવ્યાપ્તિ થાય છે. વળી હે વાદી ! આ ઘટ છે, આમ સર્વ લોક કહે છે તથા ઘટ છે, એમ તું પણ ઘટને જાણે છે. તેમાં કયા હેતુથી આ ઘટ છે, આ રીતની અમારી શંકાનો બીજો કોઇ ઉત્તર તમારાથી દેવાઇ શકાશે નહિ. હું નથી જાણતો, આ રીતનો ઉત્તર તું આપીશ અથવા મારાપર ક્રોધ કરશો, આ બે ઉત્તર સિવાય કોઈ પણ રીતે તમારાથી ઘટનું સ્વરૂપ નિરૂપણ થશે નહિ જ્યારે સર્વ લોકપ્રસિદ્ધ તથા સન્મુખ દેશવર્તી ઘટના સ્વરૂપનું નિરૂપણ કરવા તમે સમર્થ નથી, ત્યારે સર્વ પ્રપંચનું સ્વરૂપ કહેવા તમે કેવી રીતે સમર્થ થશો ? અર્થાત્ નહિ થશો. માટે હું નથી જાણતો, એવા તમારા અનુભવવડે સિદ્ધ અજ્ઞાનને જ ઘટનું તથા સર્વ પ્રપંચનું ઉપાદાન કારણ માનવું જોઇએ.

શિષ્યઃ–मायां तु प्रकृतिं विद्यात् અર્થઃ– માયાને જગતનું ઉપાદાન કારણ જાણવું, આ શ્રુતિપ્રમાણે માયામાં જગતની કારણતા સિદ્ધ છે. માટે યુક્તિવડે જગતની કારણતા માયામાં કહેવી નિષ્ફળ છે.

ગુરૂઃ–શ્રુતિપ્રમાણે જે પુરૂષની શ્રદ્ધા છે, તેને કેવળ શ્રુતિ પ્રમાણથી જ માયામાં જગતની કારણતા સિદ્ધ થાય છે. વળી જે પુરૂષને શ્રુતિના પ્રમાણમાં શ્રદ્ધા નથી, તેને અમારી યુક્તિવડે અજ્ઞાનની સિદ્ધિ થાય છે. માટે યુક્તિવડે માયામાં જગતની કારણતા કહેવી નિષ્ફળ નથી. વળી આ સર્વ પ્રપંચ સત્યરૂપે કરી તથા અસત્યરૂપે કરી નિરૂપણ થઇ શકે એમ નથી. માટે તે અનિર્વચનીય છે. આ અનિ-

ર્વચનીય પ્રપંચનું માયા વિના બીજું કોઈ કારણ સંભવતું નથી, પણ અનિર્વચનીય માયા જ અનિર્વચનીય જગતનું કારણ સંભવે છે. આ અનિર્વચનીય માયાનું તથા તેના કાર્ય પ્રપંચનું કોઇથી પણ નિરૂપણ થઇ શકતું નથી. કારણ કે લોકપ્રસિદ્ધ ઇન્દ્રજાળ કરનારો પુરૂષ માયાને તથા માયારચિત અનેક પદાર્થ સર્વ લોકને દેખાડે છે. પણ તેનું સ્વરૂપ નિરૂપણ કરવા કોઇપણ સમર્થ નથી. જ્યારે લૌકિક ઐન્દ્રજાલિક પુરૂષને તથા માયાના કાર્યને કોઇપણ પુરૂષ જાણવા સમર્થ નથી, ત્યારે સર્વ શક્તિસંપન્ન પરમેશ્વરની માયાને તથા તે માયાના કાર્ય પ્રપંચને કયો પુરૂષ નિરૂપણ કરી શકે? કોઇપણ નિરૂપણ કરવા સમર્થ નથી. માટે માયા તથા માયારહિત સર્વ પ્રપંચ અનિર્વચનીય છે. વળી જે પદાર્થની ઉત્પત્તિમાં યોગ્ય દેશ તથા યોગ્ય કાળ કારણરૂપે ન હોય, તે પદાર્થ માયાવડે રચિત થાય છે. જેમ મથુરાની સમીપ વનમાં રાત્રીમાં સૂતેલો પુરૂષ પોતાના હૃદયમાં સૂર્યગ્રહણયુક્ત સમુદ્રને જૂવે છે. અહીં અલ્પ હૃદયદેશમાં સમુદ્રની યોગ્યતા નથી તથા રાત્રિકાળે સૂર્યગ્રહણની યોગ્યતા નથી, છતાં સ્વપ્નમાં તે પદાર્થની પ્રતીતિ થાય છે. માટે સ્વપ્ન પદાર્થ માયાવડે રચિત છે. તેમ યોગ્ય દેશ તથા કાળ વિના ચરાચરરૂપ પ્રપંચને મૂઢ પુરૂષ જૂવે છે. માટે આ પ્રપંચ માયાવડે રચિત છે. વળી જે પુરૂષને શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર થયો છે, તે પુરૂષને માયા તથા માયાનું કાર્ય અસત્ય પ્રતીત થાય છે. દૃષ્ટાંત તરીકે જેમકે આકાશમાં રહેલ સર્પાદિનું ચિહ્ન અંધ પુરૂષને દેખાય છે, મૂક પુરૂષના વચનને બહેરો પુરૂષ શ્રવણ કરે છે, એ જેમ અસત્ય છે, તેમ તત્ત્વવેત્તા પુરૂષની દૃષ્ટિમાં જગત્ અત્યંત અસત્ય છે. વળી આત્મજ્ઞાનથી રહિત મૂઢ પુરૂષ હું જગતને જાણું છું, આ પ્રમાણે જે કહે છે, તે કેવળ અભિમાનને લીધે છે. તેઓથી જગતનું સ્વરૂપ જણાતું નથી. માટે માયાવી પરમેશ્વરવડે રચેલ પ્રપંચને કોઇપણ પુરૂષ જાણી શકતો નથી. વળી માયાવી પરમેશ્વરવડે રચેલ પ્રપંચનું અજ્ઞાન દેહધારી જીવને દૂષણરૂપે નથી. પણ આત્મજ્ઞાનથી રહિત જીવને પ્રપંચનું અજ્ઞાન ભૂષણરૂપે છે. વળી અજ્ઞાની પુરૂષ એમ કહે કે, મને કોઇ વસ્તુનું અજ્ઞાન નથી, એમ તેનું કહેવું કેવળ મિથ્યા છે. કારણ કે જે સ્થૂળ શરીરમાં સર્વદા અવિવેકી પુરૂષને આત્મબુદ્ધિ છે, તે શરીરના સ્વરૂપને પણ અવિવેકી પુરૂષ યોગ્ય રીતે જાણતો નથી, તો બાહ્ય પ્રપંચના સ્વરૂપને કેવી રીતે જાણી શકે? વળી મને સર્વદા સુખની પ્રાપ્તિ થાય તથા મને દુઃખની પ્રાપ્તિ કદી થાય નહિ, આ રીતની બુદ્ધિવડે આ જીવ કાર્યમાં પ્રવૃત્ત થાય છે. પણ 'મને' એવા શબ્દના અર્થને મૂઢ પુરૂષ જાણતો નથી. તો પછી બાહ્ય પ્રપંચને આ મૂઢ પુરૂષ કેવી રીતે જાણશે? વળી પૂર્વ જન્મમાં મારો કોણ સંબંધી હતો તથા આ જન્મમાં કોણ સંબંધી થશે, આ રીતનું જ્ઞાન પણ જે પુરૂષને નથી, તે મૂઢ પુરૂષ અન્ય બાહ્ય

પ્રપંચને કેવી રીતે જાણશે ? વળી બાલ્ય-અવસ્થામાં તથા યુવાવસ્થામાં જે જે પદાર્થનો પુરૂષ અનુભવ કરે છે, તે તે પદાર્થ પણ તેને યથાવત્ સ્મરણ હોતા નથી તથા આગામી પદાર્થને પણ આ જીવ યથાવત્ જાણતો નથી, તો સર્વ પ્રપંચને કેવી રીતે જાણશે ? માટે કોઇ પણ પુરૂષને પ્રપંચનું યથાવત્પ્રત્યક્ષ જ્ઞાન નથી. વળી લોકમાં પણ જે જે અર્થ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી, તે અર્થના જ્ઞાનમાં શબ્દની પ્રમાણતા દેખાય છે. જેમકે વ્યતીત થયેલ કોઈક વ્યવહાર તથા પોતાના કુલાચાર આદિ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી, પણ માતાપિતાદિ વૃદ્ધ પુરૂષના વચનરૂપ શબ્દપ્રમાણથી તે કુલાચારાદિનું પુત્રને જ્ઞાન થાય છે. તેમ પૂર્વોક્ત રીતવડે ઘટાદિ પ્રપંચના સ્વરૂપનો પણ કોઇ ઇન્દ્રિયવડે નિર્ણય થઇ શકતો નથી. માટે પ્રપંચ પણ અતિ ઇન્દ્રિય છે. અતિ ઇન્દ્રિય પ્રપંચની સિદ્ધિમાં દૃષ્ટિસૃષ્ટિવાદને બોધન કરનાર શબ્દ જ પ્રમાણરૂપે છે.

શિષ્યઃ—માતાપિતાદિ વૃદ્ધ પુરૂષ જેમ કુલાચારાદિ ધર્મનું કથન કરે છે, તેમ દર્શનકાળે પદાર્થની ઉત્પત્તિને તથા અદર્શનકાળે પદાર્થના લયને માતાપિતાદિ કથન કરતા નથી. માટે શબ્દપ્રમાણથી પણ દૃષ્ટિસૃષ્ટિવાદની સિદ્ધિ સંભવતી નથી.

ગુરૂઃ—માતાપિતાદિનાં વચનથી દૃષ્ટિસૃષ્ટિવાદની સિદ્ધ ન થાય, પરંતુ સર્વના ગુરૂ વેદ ભગવાન્ દૃષ્ટિસૃષ્ટિવાદનું કથન કરે છે. માટે શ્રુતિપ્રમાણથી જ દૃષ્ટિસૃષ્ટિવાદની સિદ્ધિ થાય છે. વળી મનુ આદિ વૃદ્ધ પુરૂષનાં વચનને સર્વ લોક પ્રમાણરૂપે માને છે, તે મનુ આદિ વૃદ્ધ પુરૂષ પણ આપણી માફક વેદના વચનથી જ આત્મજ્ઞાનને પામ્યા છે.

શિષ્યઃ—વેદ ભગવાન્ કોના વચનથી જ્ઞાનને પામે છે ?

ગુરૂઃ—વેદ ભગવાન્ પણ વેદના વચનવડે જ્ઞાનને પામે છે. કોઇ અન્યના વચનવડે વેદ પુરૂષને જ્ઞાન થતું નથી. કારણ કે વેદ પુરૂષનું શરીર, શબ્દરૂપી વેદ તથા ભારતાદિની માફક પૌરૂષેય નથી, પણ અપૌરૂષેય છે. પૂર્વ કલ્પમાં વર્ણની, શ્લોકની તથા કથાપ્રસંગની જે જે આનુપૂર્વી છે, તે આનુપૂર્વીથી કંઇક વિલક્ષણ તથા કંઇએક સરખી આનુપૂર્વી જેની ઉત્તર કલ્પમાં હોય, તેને પૌરૂષેય કહે છે. એવા મહાભારતાદિ છે. કારણ કે પૂર્વ કલ્પમાં જેમ મહાભારત વ્યાસ ભગવાને કહ્યું, તેવુંજ મહાભારત વ્યાસ ભગવાને ઉત્તર કલ્પમાં રચ્યું નહિ, પણ પૂર્વથી કંઇક વિલક્ષણ જ રચે છે. માટે મહાભારતાદિ પૌરૂષેય છે. વેદમાં નિયમ છે કે, પૂર્વ કલ્પમાં પરમેશ્વરથી જે રીતે વેદનો પ્રાદુર્ભાવ થયો હતો, તે જ પ્રકારના વેદનો પ્રાદુર્ભાવ ઉત્તર કલ્પમાં પણ થાય છે. જરા પણ પૂર્વોત્તર વેદમાં વિલક્ષણતા હોતી નથી, માટે વેદ અપૌરૂષેય છે. જેમ આપણા વચનમાં અન્ય પ્રમાણની અપેક્ષા રહે છે, પણ અન્ય પ્રમાણની સહાયતા વિના આપણું વચન કોઇ અર્થને સિદ્ધ કરી શકતું નથી. તેમ વેદ ભગવાનને પોતાના જ્ઞાન માટે તથા પ્રમાણતા માટે બીજા કોઇ પ્રમાણની

અપેક્ષા નથી. માટે વેદ ભગવાન્ આપણને જેવી આજ્ઞા કરે, તેવી આજ્ઞા શ્રદ્ધાપૂર્વક અવશ્ય આપણે અંગીકાર કરવી જોઇએ. જેમકે મહારાજાની આજ્ઞાને શ્રદ્ધાપૂર્વક પ્રજા અંગીકાર કરે છે. વેદ ભગવાન્ સુષુપ્તિ અવસ્થામાં તથા મરણ અવસ્થામાં પ્રાણમાં સર્વ વાગાદિ ઇન્દ્રિયના લયનું બોધન કરે છે તથા જાગ્રત અવસ્થામાં તથા જન્મકાળે તે જ પ્રમાણે વાગાદિ ઇન્દ્રિયની ઉત્પત્તિનું કથન કરે છે. આ રીતની વેદ ભગવાનની આજ્ઞા અવશ્ય આપણે અંગીકાર કરવી જોઇએ. વળી આ વેદ ભગવાન્ માતાપિતાદિથી પણ અતિ સુહૃત છે. માટે માયામય અનિર્વચનીય પ્રપંચમાં રહેલ અમો જીવને કૃપા કરી જે જે વચનનો ઉપદેશ આપ કરો છે તે સર્વ વચન જીવના મોક્ષનું સાધન છે. જેમ સૂર્યના સન્મુખ રહેલ ચક્ષુ સૂર્યના તેજથી પ્રતિઘાતને પામે છે, તેમ વેદભગવાનનું જ્ઞાન કોઇ વસ્તુથી પ્રતિઘાતને પામતું નથી. પણ સર્વ વસ્તુનો વિષય કરે છે. માટે વેદ ભગવાનને કોઇપણ વસ્તુનું અજ્ઞાન નથી. આ કારણથી જ ભ્રમ, પ્રમાદ તથા વિપ્રલિપ્સાદિ રોગ વેદ ભગવાનમાં નથી. વચન કરવાની ઇચ્છાને વિપ્રલિપ્સા કહે છે. વેદ આ શબ્દના અર્થનો વિચાર કરવાથી આવરણ રહિત જ્ઞાનસ્વરૂપતા જ વેદને સિદ્ધ થાય છે. વળી જે જ્ઞાન સ્વરૂપે હોય છે, તે જડ તથા પરિચ્છિન્નરૂપે હોય નહિ. એમ પ્રથમ અધ્યાયમાં કહી આવ્યા છીએ. માટે પરિપૂર્ણ તથા ચૈતન્યરૂપ જે પ્રાણ ઉપહિત પરમાત્મા છે, તે જ વેદસ્વરૂપે છે. આ કારણથી જ વેદને શબ્દબ્રહ્મ કહે છે. આવા બ્રહ્મરૂપ વેદ ભગવાન્ પ્રતિ, તમે આ વચન કેમ કહ્યું, આ રીતનો પ્રશ્ન કરવા કોઇપણ જીવ સમર્થ નથી. જેમકે નેત્રહીન અંધ પુરૂષ ચક્ષુવાળા પિતાને નીલાદિ રૂપના જ્ઞાનમાં પ્રશ્ન કરી શકતો નથી. માટે વેદ ભગવાને કથન કરેલ અર્થનો નિશ્ચય કરવામાં જે રીતે અમો જીવની બુદ્ધિ સમર્થ થાય, તે રીતનો પ્રયત્ન જીવને કરવો યોગ્ય છે. જેમ ધર્મવાળા રાજાના વચનને પ્રજા પરિત્યાગ કરતી નથી. તથા જેમ પિતામાતાનાં વચનને સુપુત્ર પરિત્યાગ કરતો નથી, પણ શ્રદ્ધાપૂર્વક તે વચનને ગ્રહણ કરે છે, તેમ વેદ ભગવાનનાં વચનને પણ શ્રોતા પુરૂષે અવશ્ય પરિત્યાગ કરવો નહિ. પણ શ્રદ્ધાપૂર્વક વેદનાં વચનને અવશ્ય અંગીકાર કરવું. વેદવચનથી એમ સિદ્ધ થાય છે કે, સુષુપ્તિ અવસ્થામાં વિષય સહિત સર્વ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણમાં લય પામે છે તથા જાગ્રત અવસ્થામાં તે જ પ્રાણથી વાગાદિ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે. જેમ સુષુપ્તિ અવસ્થામાં સર્વ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણમાં લય પામે છે, તેમ મરણ અવસ્થામાં પણ સર્વ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણમાં લય પામે છે. વળી જેમ જાગ્રત અવસ્થામાં સર્વ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણમાંથી ઉત્પન્ન થાય છે, તેમ જન્માવસ્થામાં પણ સર્વ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણથી ઉત્પન્ન થાય છે. વળી શરીરમાં પ્રાણના અસ્તિત્વને લીધે વાગાદિ ઇન્દ્રિયોની વિદ્યમાનતા છે. લોકાંતરમાં પ્રાણનું ગમન થવે વાગાદિ

ઇન્દ્રિયનું પણ ત્યાં ગમન થાય છે. આ રીતના અન્વય વ્યતિરેકનો નિશ્ચય જ પ્રાણસ્વરૂપ પરમાત્માની સિદ્ધિ છે. જો કે અન્વય વ્યતિરેકનો નિશ્ચય પ્રાણની સિદ્ધિના સાધનરૂપે છે, માટે સાધનને સિદ્ધિરૂપે કહેવું સંભવે નહિ. છતાં જેમ ભૂમિપર રહેલ ધનની સિદ્ધિ અંજનરૂપી સાધનવડે થાય છે. માટે અંજનરૂપ સાધનને લોકમાં સિદ્ધિ કહે છે. તેમ મરણ અવસ્થામાં અન્વય વ્યતિરેકના નિશ્ચયવડે પ્રાણસ્વરૂપ આત્માની સિદ્ધિ થાય છે. માટે અન્વય વ્યતિરેકરૂપ સાધનને સિદ્ધિરૂપે કહ્યું છે.

## મરણાવસ્થામાં ઇન્દ્રિયોનો લય.

મરણ અવસ્થામાં પુરૂષ અનેક પ્રકારની વ્યાધિવડે અત્યંત દુ:ખને પામે છે તથા તેવડે મૂર્ચ્છાને પામે છે તેમ જ સામર્થ્યથી રહિત થાય છે. માટે મરણ અવસ્થામાં પુરૂષ જરાપણ શબ્દ ઉચ્ચારવા સમર્થ નથી. આ રીતની દીન અવસ્થાને જોઈ સ્ત્રીપુત્રાદિ બાંધવ અતિ દુ:ખને પામે છે. તે પુરૂષની પાસે જઇ પૂછે છે કે, હે પિતા ! હું પ્રિય પુત્રને તમે જાણો છો ? સ્ત્રી પૂછે છે કે, હે પતિ ! તમે મને ઓળખો છો ? મિત્ર પૂછે છે કે, હે ભાઈ! તમે મને મિત્રને ઓળખો છો ? આ રીતે સ્ત્રીપુત્રાદિ બાંધવવડે પૂછાયલો પુરૂષ જ્યારે કાષ્ઠની માફક કોઇને પણ જાણતો નથી, ત્યારે સર્વ બાંધવો કહે છે કે, આને હવે કોઇ વસ્તુનું જ્ઞાન રહ્યું નથી. જો તેનું જ્ઞાન ન જતું રહ્યું હોય તો તે અમે પ્રિય મિત્રના વચનને શ્રવણ કરતે, પૂર્વની માફક અમારી તરફ જોતે તથા અમારી સાથે કંઇ બોલતે. આ પુરૂષ પૂર્વ જીવિત અવસ્થાની માફક હાલ અમારી તરફ જોતો નથી, તેમ બોલતો પણ નથી. માટે એમ જણાય છે કે, હવે એને કાંઈ જ્ઞાન રહ્યું નથી. આ રીતે સર્વ બંધુજનો કહે છે. આથી મરણ અવસ્થામાં વાગાદિ સર્વ ઇન્દ્રિયો પોતપોતાના વિષય સહિત પ્રાણમાં લય પામે છે. જેમ સુષુપ્તિ પછી પુરૂષ જાગ્રત અવસ્થાને પામે છે, તેમ મરણ પછી જ્યારે આ જીવ જન્મને પામે છે ત્યારે સર્વ વાગાદિ ઇન્દ્રિયો ફરી તે પ્રાણમાંથી ઉત્પન્ન થાય છે.

શિષ્ય:–જેમ જીવિત અવસ્થામાં જીવપ્રતિ વાગાદિ ઇન્દ્રિયો ભોગને મેળવે છે, તેમ મરણકાળે પણ વાગાદિ ઇન્દ્રિયો ભોગને કેમ પ્રાપ્ત કરતી નથી ?

ગુરૂ:–પૂર્વ જીવિત અવસ્થામાં જે વાગાદિ ઇન્દ્રિયો ચાકરની માફક જીવને ભોગની પ્રાપ્તિ કરતી હતી, તેજ વાક્ આદિ ઇન્દ્રિયો મરણાવસ્થામાં જીવને અસમર્થ જાણી તેનો પરિત્યાગ કરે છે. અર્થાત્ મરણ અવસ્થામાં વાગાદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષયથી ઉપરામ થઈ, આ જીવને ભોગની પ્રાપ્તિ કરતી નથી. એ જ વાગાદિ ઇન્દ્રિયોનો પરિત્યાગ છે. જેમકે અસમર્થ રાજાનો પ્રજા પરિત્યાગ કરે છે તથા જેમ ધનને નહિ પામેલ યોધો યુદ્ધના મધ્યમાં પોતાના સ્વામીનો પરિત્યાગ કરે છે, તેમ મરણ અવસ્થામાં વાગાદિ ઇન્દ્રિયો પણ જીવકૃત આત્માભિમાનરૂપ ધનને નહિ પામી, જીવનો પરિત્યાગ કરે છે.

શિષ્યઃ—મરણ અવસ્થામાં વાક્ આદિ ઇન્દ્રિય વિના જ કોઈ અન્ય કારણથી નામાદિ વ્યવહાર કેમ નથી થતો ?

ગુરૂઃ—એકવડે સાધ્યવ્યવહાર અન્યવડે સિદ્ધ થતો નથી. જેમકે જે ગામનો સર્વ વૈશ્ય પરિત્યાગ કરે છે, તે ગામમાં વૈશ્યવડે સાધ્ય-વાણિજ્યાદિ કાર્ય અન્ય કોઇ બ્રાહ્મણાદિથી થતું નથી. તેમ વાગાદિ ઇન્દ્રિયોનો પરિત્યાગ થવા પછી પુરૂષમાં વાગાદિ ઇન્દ્રિયવડે સાધ્ય, નામાદિ વ્યવહાર અન્ય કોઈ કારણથી ઉત્પન્ન થતો નથી.

શિષ્યઃ—મરણાવસ્થામાં પુરૂષનો પરિત્યાગ કરી વાગાદિ ઇન્દ્રિયો કયાં જાયછે ?

ગુરૂઃ—જેમ મહારાજાના જયરૂપ કાર્ય કરવા માટે યુદ્ધમાં પ્રાપ્ત થયેલ અલ્પ દેશનો અધિપતિ રાજાનો જ્યારે શત્રુવડે નાશ થાય છે, ત્યારે તેના સુભટો અન્ય રાજાનો આશ્રય કરવાની ઇચ્છા કરે છે. પણ તે સુભટો પોતાના સ્વામીના અત્યંત ભક્ત છે, માટે અન્ય કોઈ રાજાનો આશ્રય કરતા નથી. પણ પોતાના સ્વામીના સ્વામી મહારાજાનો જ આશ્રય કરે છે. તેમ જીવિત અવસ્થામાં વિષય તથા દેવતા સહિત વાગાદિ ઇન્દ્રિયો અહંમમાભિમાનરૂપ જીવને આશ્રિત થઇ રહે છે તથા મરણાવસ્થામાં જીવને મૂર્છિત જોઇ વાગાદિ ઇન્દ્રિયો સર્વના અધિપતિરૂપ પ્રાણનો આશ્રય કરે છે. માટે એમ સિદ્ધ થાય છે કે, પ્રાણની વિદ્યમાનતા હોય ત્યારે વાગાદિ ઇન્દ્રિયોની શરીરમાં વિદ્યમાનતા તથા પ્રાણનો અભાવ થવે વાગાદિ ઇન્દ્રિયોનો અભાવ, આ રીતના અન્વય વ્યતિરેકે કરી પ્રાણમાં જ સર્વ વાગાદિનો લય તથા પ્રાણથી જ તેની ઉત્પત્તિ સિદ્ધ થાય છે. માટે પ્રાણથી ભિન્ન કોઈપણ વસ્તુ નથી. જીવિત અવસ્થામાં પ્રાણ વિદ્યમાન હોય ત્યારે પ્રજ્ઞા પણ રહે છે. મરણકાળે પ્રાણના નિર્ગમન થવા પછી પ્રજ્ઞા પણ રહેતી નથી. માટે પ્રાણ તથા પ્રજ્ઞાનો અભેદ છે, એમ જે પૂર્વે કહ્યું તે દોષથી રહિત સિદ્ધ થાય છે. વળી પ્રાણસ્વરૂપ તથા પ્રજ્ઞાસ્વરૂપ તું મને જાણ, આ રીતના ઇન્દ્રના વચનમાં જેમ પ્રાણ શબ્દનો અર્થ શ્વાસમાત્ર નથી, પણ પરમાત્માજ પ્રાણ શબ્દનો અર્થ છે, તેમ પ્રજ્ઞા શબ્દનો અર્થ પણ કેવળ બુદ્ધિમાત્ર નથી, પણ સ્વયંપ્રકાશ ચૈતન્ય જ પ્રજ્ઞા શબ્દનો અર્થ છે.

## પ્રજ્ઞાની અદ્વિતીયરૂપતા.

ઇન્દ્ર કહે છેઃ—હે પ્રતર્દન ! પ્રજ્ઞા પદનો અર્થ સંવિત્ વાસ્તવિક રીતે એક છે, છતાં ઉપાધિના સંબંધથી જેમ એક સંવિત્ અનેકરૂપે થઈ પ્રતીત થાય છે, તે પ્રકાર હું તને કહું છું. અનેકરૂપે થઇ સંવિત જે રીતે એકભાવને પામે છે, તે પ્રકાર પણ હું તને કહું છું. તું એકાગ્ર મનવડે શ્રવણ કર. વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિય, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિય, શરીર તથા અંતઃકરણ, આ બાર કરણ પોતપોતાના વિષયવડે યુક્ત થઇ પ્રજ્ઞારૂપ સંવિતનો ભેદ કરે છે. તેમાં શબ્દનું ઉચ્ચારણ વાગાદિ ઇન્દ્રિયનો વિષય છે, વસ્તુનું ગ્રહણ હસ્તઇન્દ્રિયનો વિષય છે, ગમન પાદઇન્દ્રિયનો વિષય

છે, મલનો પરિત્યાગ વાયુઇન્દ્રિયનો વિષય છે તથા આનંદ ઉપસ્થઇન્દ્રિયનો વિષય છે. કર્મેન્દ્રિયના પાંચ વિષય તથા પાંચ કર્મેન્દ્રિયો પ્રજ્ઞાના ભેદને ઉત્પન્ન કરે છે. શબ્દ શ્રવણઇન્દ્રિયનો વિષય છે, સ્પર્શ ત્વક્ ઇન્દ્રિયનો વિષય છે, રૂપ ચક્ષુઇન્દ્રિયનો વિષય છે, રસ રસનઇન્દ્રિયનો વિષય છે, તથા ગંધ ઘ્રાણ ઇન્દ્રિયનો વિષય છે. આ શબ્દાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષય છે. સુખ તથા દુઃખ એઉ શરીરના વિષય છે. કામના તથા સંકલ્પાદિ અંતઃકરણના વિષય છે. આ રીતે પોતપોતાના વિષયવડે યુક્ત થઈ પૂર્વોક્ત વાગાદિ બાર કરણ પ્રજ્ઞાના વિભાગને કરે છે. જેમ દશ ગોવાળ પોતાના પ્રયોજનની સિદ્ધિ માટે એક જ ગાયને દૂવે છે, અર્થાત્ તે ગાયમાંથી દૂધને જૂદું કાઢે છે, તેમ વાગાદિ બાર કરણ પણ એક જ પ્રજ્ઞારૂપી ગાયને દૂવે છે. અર્થાત્ ચિદાભાસરૂપી પ્રજ્ઞાના ભાગોને પૃથક્ કરે છે. આ રીતે એક જ પ્રજ્ઞા, ઉપાધિને લીધે અનેક ભાવને પામે છે. જેમ એક જ અગ્નિની શિખાને બાર કાષ્ઠરૂપી ઉપાધિને લીધે તેને બાર પ્રકારે કહે છે, તેમ વાગાદિ ઇન્દ્રિયોના ભેદવડે એક જ પ્રજ્ઞાને અમે ભિન્ન ભિન્ન કહીએ છીએ. જેમ બાર દીવાવડે ગૃહાદિ દેશમાં બાર પ્રકારનો પ્રકાશ ઉત્પન્ન થાય છે, તેમ વાગાદિ બાર કરણવડે એક જ બોધરૂપ વિષયમાં બાર પ્રકાર ઉત્પન્ન થાય છે. અર્થાત્ એક જ પ્રજ્ઞાનો જે જે ભાગ જે જે ઇન્દ્રિયવડે ભિન્ન કરાય છે, તે તે પ્રજ્ઞાનો ભાગ તે તે ઇન્દ્રિયના વિષયનો પ્રકાશ કરે છે, પણ રસાદિને પ્રકાશ કરતા નથી. આ રીતે અન્ય ઇન્દ્રિયમાં પણ જાણી લેવું. પૂર્વોક્ત વાગાદિ બાર કરણ પ્રજ્ઞાની સાથે તાદાત્મ્ય ભાવને પ્રાપ્ત થવાથી જ પોતાના નામાદિ વિષયને પ્રાપ્ત થાય છે. પ્રજ્ઞાના તાદાત્મ્ય વિના કોઈપણ ઇંદ્રિય પોતાના વિષયને પ્રાપ્ત થતી નથી. અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયવિના નામાદિ વિષયની સિદ્ધિ થતી નથી. માટે નામાદિ વિષય વાગાદિ ઇન્દ્રિયસ્વરૂપે છે. તેમ પ્રજ્ઞા વિના વાગાદિ ઇન્દ્રિયો કદી સિદ્ધ થતી નથી. માટે વાગાદિ ઇન્દ્રિય પણ પ્રજ્ઞાસ્વરૂપે છે. પ્રજ્ઞાથી ભિન્ન વાગાદિ ઇન્દ્રિયો નથી.

શિષ્યઃ—વાગાદિ ઇન્દ્રિયો પ્રજ્ઞાની અપેક્ષા વિના જ પોતાના વિષયનો કેમ પ્રકાશ કરતી નથી?

ગુરૂઃ—વાગાદિ બાર કરણ પ્રજ્ઞાના બળથી જ પોતપોતાના વિષયને જાણે છે. પ્રજ્ઞાવિના પોતાના બળવડે કોઇ વસ્તુને વાગાદિ જાણી શકતી નથી. જે પુરૂષનું મન સાવધાન હોતું નથી, તે પુરૂષને કોઇ અન્ય કાંઇ કહે ત્યારે તે પુરૂષ એમ કહે કે, મારૂં મન તારા વચનપ્રતિ ન હતું. માટે હું તારા વચનને જાણતો નથી. આ રીતે નેત્રવડે રૂપને જોતો તથા શરીરવડે સુખ દુઃખનો અનુભવ કરતો પુરૂષ મનની અસાવધાનતાને લીધે કંઇપણ જાણતો નથી. અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયોનો પોતપોતાના વિષયસાથે સંબંધ થવા છતાં પ્રજ્ઞાવિના કોઈ પણ વિષયનો પ્રકાશ થતો નથી. વળી વાગાદિ ઇન્દ્રિયથી લઈ બાર કરણો તથા તેના નામાદિ બાર વિષયો પ્રજ્ઞા-

વિના કદાપિ પ્રતીત થતા નથી. જેમ કે મૃત્તિકાવિના ઘટશરાવાદિ વિકાર પ્રતીત થતા નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, જે વસ્તુના અસ્તિત્વને લીધે જે વસ્તુ પ્રતીત થાય તથા જે વસ્તુ અવિદ્યમાન હોવાથી જે વસ્તુ પ્રતીત થતી નથી, તે વસ્તુ તે વસ્તુથી ભિન્ન હોય છે. જેમ મૃત્તિકા વિદ્યમાન હોવાથી ઘટની પ્રતીતિ થાય છે તથા મૃત્તિકા અવિદ્યમાન હોવાથી ઘટની પ્રતીતિ થતી નથી માટે ઘટાદિ મૃત્તિકાથી ભિન્ન નથી, પણ મૃત્તિકાથી ઘટાદિ અભિન્ન છે. તેમ વાગાદિ બાર કરણ તથા નામાદિ બાર વિષય આ સર્વ પ્રજ્ઞાની વિદ્યમાનતાને લીધે પ્રતીત થાય છે તથા પ્રજ્ઞા ન હોવાથી પ્રતીત થતા નથી. માટે સર્વ વાક્ આદિ પ્રજ્ઞાસ્વરૂપ છે. પ્રજ્ઞાથી કિંચિત્ માત્ર પણ તેનો ભેદ નથી. આથી પ્રજ્ઞા એકરૂપે છે તથા તે પ્રાણથી અભિન્ન છે.

પ્રતર્દન કહે છેઃ—હે ભગવન્! ઉક્ત રીતિવડે પ્રજ્ઞાની જો સર્વરૂપતા હોય તો વાગાદિ ઇન્દ્રિય પણ પ્રજ્ઞાનું જ સ્વરૂપ છે. માટે જેમ પ્રજ્ઞામાં આત્મબુદ્ધિનો આપે ઉપદેશ કર્યો, તેમ વાગાદિ ઇન્દ્રિયમાં આત્મબુદ્ધિ કરવામાં કયો દોષ છે?

ઇન્દ્ર કહે છેઃ—હે પ્રતર્દન! વાગાદિ ઇન્દ્રિયને જો કે પ્રજ્ઞાસ્વરૂપતા છે, છતાં વાગાદિને સર્વરૂપતા નથી. માટે તેમાં આત્મબુદ્ધિ કરવી સંભવે નહિ. પણ પ્રજ્ઞામાં તથા પ્રાણમાં પૂર્વોક્ત રીતવડે સર્વરૂપતા છે. માટે પ્રાણમાં તથા પ્રજ્ઞામાં જ આત્મબુદ્ધિ કરવી યોગ્ય છે. માટે હે પ્રતર્દન! વાગાદિ ઇન્દ્રિયને પ્રજ્ઞાસ્વરૂપતા છે. માટે તેમાં આત્મબુદ્ધિ કરવા યોગ્ય છે, એ રીતના સંશયનો પરિત્યાગ કરી પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપમાં ઇન્દ્રનો તમે નિશ્ચય કરો. વાક્ આદિ ઇન્દ્રિયવડે તને ઉપદેશ કરતો છતો હું વાસ્તવિક રીતે વાક્ ઇન્દ્રિયથી રહિત છું. અર્થાત્ વાક્ આદિવડે વિશિષ્ટ થઈ આત્મા વક્તા, શ્રોતા, દ્રષ્ટા આદિ સંજ્ઞાને પામે છે. જેમ એક જ બ્રાહ્મણ પાકની ક્રિયાવડે પાચક સંજ્ઞાને પામે છે તથા પાઠરૂપ ક્રિયાવડે પાઠક સંજ્ઞાને પામે છે, તેમ એક જ અદ્વિતીય આત્મા વાક્ આદિવડે વિશિષ્ટ થઇ વક્તા આદિ સંજ્ઞાઓને પામે છે. વાક્ આદિ ઇન્દ્રિયોનો પરિત્યાગ કરી પરિશેષથી રહેલ પ્રાણપ્રજ્ઞા સ્વરૂપ આત્માનો તમારે નિશ્ચય કરવો. આ આત્મા પોતપોતાના વ્યાપારવડે વાગાદિ કરણનો પ્રકાશ કરનાર છે.

શિષ્યઃ—હે ભગવન્! પ્રાણને તથા પ્રજ્ઞાને આપે પૂર્વે અદ્વિતીયરૂપે કહ્યાં તથા વાગાદિ સર્વના પ્રકાશકરૂપે કહ્યો, તે સંભવે નહિ. કારણ કે લોકમાં પ્રકાશ્યરૂપ ઘટનો તથા પ્રકાશરૂપ દીપાદિનો પરસ્પર ભેદ જોવામાં આવે છે.

ગુરુઃ—વાક્ આદિ બાર કરણો તથા નામાદિ બાર વિષયો પરસ્પર આપેક્ષાવાળાં છે. માટે તે બેઉનો પરસ્પર ભેદ સિદ્ધ થતો નથી. જ્યારે તે બેઉનો પરસ્પર ભેદ નિરૂપણ નથી થતો ત્યારે અધિષ્ઠાનરૂપ પ્રાણ તથા પ્રજ્ઞા સાથે વાગાદિનો ભેદ કેવી રીતે નિરૂપણ કરી શકાય? અર્થાત્ રજ્જુથી કલ્પિત સર્પ જેમ ભિન્ન નથી, તેમ પ્રાણ તથા પ્રજ્ઞાસ્વરૂપ હું આત્માથી કલ્પિત વાગાદિ પણ ભિન્ન નથી.

## વાગાદિમાં સાપેક્ષતા.

ભૂત માત્ર નામવાળા નામાદિ બાર વિષય છે. તે વાક્ આદિ બાર કરણનો આશ્રય કરી સિદ્ધ થાય છે. વાગાદિ વિના નામાદિની સિદ્ધિ થતી નથી. આ રીતે પ્રજ્ઞા માત્ર નામવાળા વાગાદિ બાર કરણો નામાદિ વિષયનો આશ્રય કરીને જ સિદ્ધ થાય છે. નામાદિ વિષય વિના વાગાદિ કરણની સિદ્ધિ થતી નથી. કારણ કે જો કેવળ વાક્ આદિ કરણને અંગીકાર કરીએ તથા નામાદિ વિષયને નહિ અંગીકાર કરીએ તો વાગાદિમાં કરણતા રહેશે નહિ. કારણ કે વાક્ આદિમાં કરણતાનો ધર્મ, નામાદિ વિષયવડે નિરૂપિત છે. આ કારણથી જ કરણ શબ્દનું શ્રવણ થવા પછી, કયા વિષયનું કરણ, આ પ્રમાણેની જિજ્ઞાસા પુરૂષમાં જોવામાં આવે છે. માટે વાક્ આદિ કરણને નામાદિ વિષયની અપેક્ષા છે. તેમ જ જો કેવળ નામાદિ વિષય જ અંગીકાર કરીએ તથા વાક્ આદિ કરણને અંગીકાર ન કરીએ તો નામાદિ વિષયમાં વિષયતાનો ધર્મ રહેશે નહિ. કારણ કે નામાદિ વિષયમાં વિષયતાનો ધર્મ વાક્ આદિ કરણવડે નિરૂપતિ છે. આ કારણથી જ વિષય છે, આ રીતના શબ્દને સાંભળી કયા કરણનો વિષય છે, આ રીતની જિજ્ઞાસા પુરૂષમાં જોવામાં આવે છે. માટે નામાદિ વિષયને પણ વાક્ આદિ કરણની અપેક્ષા છે. જેમ પિતાસંજ્ઞા તથા પુત્રસંજ્ઞા પુત્ર તથા પિતાના અસ્તિત્વને લઈને થાય છે. પિતાનો અભાવ થવે પુત્ર એમ કોઇ કહેતું નથી. તેમ જ પુત્રનો અભાવ થવે પિતા કોઈ કહેતું નથી. તેમ જ વાગાદિમાં કરણસંજ્ઞા નામાદિ વિષયની વિદ્યમાનતાને લઇ થાય છે. તેમજ નામાદિમાં વિષયસંજ્ઞા વાક્ આદિ કરણની વિદ્યમાનતાને લઇ થાય છે. માટે વાક્ આદિ કરણને નામાદિ વિષયની અપેક્ષા છે તથા નામાદિ વિષયને વાક્ આદિ કરણની અપેક્ષા છે. એકનો અભાવ થવે બીજાની સિદ્ધિ થતી નથી.

શિષ્યઃ—શ્રુતિમાં ભૂતમાત્રરૂપ નામાદિ વિષય દશ કહે છે તથા વાગાદિ કરણ પણ દશ કહે છે. માટે બાર કરણ તથા બાર વિષય કહેવા, એ શ્રુતિથી વિરૂદ્ધ છે.

ગુરૂઃ—શ્રુતિમાં શરીર તથા અંતઃકરણ આ બે કરણને, સુખ દુઃખ તથા કામાદિ આ બે વિષયનો પરિત્યાગ કરી, કેવળ વાક્ આદિ બાહ્ય કરણને તથા નામાદિ બાહ્યવિષયને દશ પ્રકારે કહ્યો છે. માટે શ્રુતિ સાથે આ ગ્રંથનો વિરોધ નથી.

શિષ્યઃ—વાક્ આદિ કરણ તથા નામાદિ વિષય જો કે પરસ્પર અપેક્ષાવાળા છે, છતાં પોતાની સિદ્ધિમાં કોઇ બીજાની અપેક્ષા કરતા નથી. માટે વાક્ આદિની પ્રકાશતારૂપ હેતુવડે આત્માની સિદ્ધિ થશે નહિ.

ગુરૂઃ—જે જે સાપેક્ષ પદાર્થ હોય છે, તે પરસ્પર અપેક્ષાવડે સિદ્ધ થતા નથી, પણ પોતાથી ભિન્ન કોઇ નિરપેક્ષ વસ્તુની અપેક્ષાવડે સાપેક્ષ પદાર્થ સિદ્ધ થાય છે. જેમ રજ્જુમાં આ સર્પ, આ રીતનું

જ્ઞાન પુરૂષને થાય છે, આ જ્ઞાનમાં 'આ' શબ્દનો અર્થ રજ્જુ વિશેષ્યરૂપે કરી પ્રતીત થાય છે તથા સર્પ વિશેષણરૂપે પ્રતીત થાય છે. જ્યારે રજ્જુમાં સર્પ, 'આ' એ રીતનું જ્ઞાન થાય છે ત્યારે તે જ્ઞાનમાં સર્પ વિશેષ્યરૂપે પ્રતીત થાય છે તથા આ શબ્દનો અર્થ રજ્જુ વિશેષણરૂપે પ્રતીત થાય છે. વિશેષણ તથા વિશેષ્ય પરસ્પર સાપેક્ષ હોય છે, માટે તેને વિષય કરનારૂં જ્ઞાન પણ પરસ્પર સાપેક્ષ જ હોય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, જેમ આ સર્પ તથા સર્પ આ, એ બેઉ જ્ઞાન પરસ્પર અપેક્ષાવાળાં તો છે, પણ નિરપેક્ષ રજ્જુવિના પરસ્પર અપેક્ષામાત્રવડે તે જ્ઞાનની સિદ્ધિ થતી નથી. પણ નિરપેક્ષ રજ્જુની અપેક્ષાવડે તે જ્ઞાનની સિદ્ધિ થાય છે. તેમ વાગાદિ કરણ તથા નામાદિ વિષય જો કે પરસ્પર અપેક્ષાવાળા છે, છતાં તેની નિરપેક્ષ આત્મા વિના સિદ્ધિ થતી નથી, પણ નિરપેક્ષ આત્માવડે જ તેની સિદ્ધિ થાય છે. વાક્ આદિ કરણ તથા નામાદિ વિષય પરસ્પર ભિન્ન નથી, તેમ આત્મારૂપ આશ્રયથી પણ ભિન્ન નથી. આ અર્થને અનુમાન પ્રમાણવડે સિદ્ધ કરીએ છીએ. સવિષય વાક આદિ કરણ પરસ્પર તથા આશ્રયથી ભિન્ન નથી. કારણ કે તેઓ પરસ્પર સાપેક્ષ છે. જે જે પદાર્થ પરસ્પર સાપેક્ષ હોય, તે પરસ્પર તથા આશ્રયથી ભિન્ન નથી. જેમકે પૂર્વોક્ત રજ્જુ તથા સર્પવિષયક જ્ઞાન પરસ્પર સાપેક્ષ હોવાથી પરસ્પર તથા રજ્જુરૂપ આશ્રયથી ભિન્ન નથી. વળી વાગાદિ વિષય જેમ વાક્ આદિ કરણથી તથા આત્મારૂપ આશ્રયથી ભિન્ન નથી, તેમ પોતાના જ્ઞાનથી પણ ભિન્ન નથી, જેમકે રજ્જુમાં પ્રતીત થયલો સર્પ, આ સર્પ છે, આ રીતના જ્ઞાનથી ભિન્ન નથી. જો ભિન્ન હોય તો જ્ઞાનની નિવૃત્તિકાળે પણ તેની પ્રતીતિ થવી જોઇએ. પણ કલ્પિત સર્પ આ છે, આ જ્ઞાનની નિવૃત્તિકાળે પ્રતીતિ થતી નથી. માટે કલ્પિત સર્પ પોતાના જ્ઞાનથી ભિન્ન નથી. તેમ નામાદિ વિષય પણ પોતાના જ્ઞાનથી ભિન્ન નથી. વળી ચક્ષુ આદિ કરણવડે પુરૂષને અંતઃકરણની વૃત્તિરૂપ જડ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ વૃત્તિરૂપ જ્ઞાન રૂપાદિ વિષયના આશ્રયરૂપ છે. નિવૃત્તિરૂપ જ્ઞાનનો દ્રષ્ટા પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ હું ચૈતન્ય છું. માટે વૃત્તિરૂપ જડજ્ઞાન આત્માથી ભિન્ન નથી. જેમકે સ્વપ્નમાં જીવને રથાદિ પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ રથાદિ વિષય સહિત જ્ઞાન સ્વપ્નદ્રષ્ટા પુરૂષથી ભિન્ન નથી. તેમ વિષય સહિત વૃત્તિરૂપ જડજ્ઞાન હું દ્રષ્ટા આત્માથી ભિન્ન નથી. આથી સિદ્ધ થાય છે કે, પ્રાણ તથા પ્રજ્ઞા શબ્દનો લક્ષ્ય અર્થ અદ્વિતીય આત્મા જ છે. આ આત્માથી ભિન્ન કોઈપણ વસ્તુ નથી. જેમ રથના ચક્રમાં ત્રણ ભાગ હોય છે. એક નેમિ, બીજો અરા તથા ત્રીજો નાભિ. તેમાં ભૂમિ સાથે જેનો સ્પર્શ હોય એવું જે કંકણના આકારનું લાકડું, તે નેમિ કહેવાય છે. નેમિ જેને આશ્રિત છે એવા વચલા વાંકા કાષ્ઠને અરા કહે છે. અરાના આધારરૂપ

કાષ્ઠમાં જે શલાકા ફરે છે, તેને નાભિ કહે છે. જેમ નેમિ અરાના આધારરૂપે રહે છે તથા અરા નાભિના આધારરૂપે રહે છે. આ નાભિ કોઇને આશ્રિત રહેતી નથી. પણ સર્વના આધારરૂપે હોય છે. તેમ નામાદિ વિષય વાક્ આદિ કરણના આશ્રિતરૂપે રહે છે. વાક્ આદિ કરણ પ્રાણ તથા પ્રજ્ઞાસ્વરૂપ આત્માના આશ્રિતરૂપે રહે છે. પ્રાણ, પ્રજ્ઞાસ્વરૂપ આત્મા કોઇને આશ્રિત રહેતો નથી. પણ સકલ વિષયરૂપ તથા વાક્ આદિનો હું આત્મા અધિષ્ઠાનરૂપે છું. માટે હે પ્રતર્દન! નામાદિ વિષયરૂપ તથા વાગાદિ કરણરૂપ આ સર્વ સંસારરૂપ ચક્ર છે. આ સંસારચક્રનો પ્રાણ તથા પ્રજ્ઞાસ્વરૂપ હું આત્મા નાભિ છું. કારણ કે જેમ રથના ચક્રની નાભિ કોઇને આશ્રિત રહેતી નથી, તેમ આત્મા પણ કોઈ અન્યના આશ્રિત રહેતો નથી. પણ સર્વ જગત્ મારે આશ્રિત રહે છે. વિષય તથા વિષયી આ બેનું નામ જગત્ છે. તેમાં નામાદિ વિષય છે તથા વાગાદિ કરણ વિષયી છે. વિષય વિષયીરૂપ સર્વ પ્રપંચનો પ્રકાશ કરનાર પ્રાણ તથા પ્રજ્ઞાસ્વરૂપ હું આત્મા છું. પ્રાણ તથા પ્રજ્ઞાસ્વરૂપ હું આત્માથી આ સ્થૂલ સૂક્ષ્મ સર્વ પ્રપંચ ઉત્પન્ન થયું છે. હું આત્મામાં જ સર્વ જગત્ હાલ રહેલ છે. હું આત્મામાં જ સર્વ જગત્ લયને પામશે. જેમ મૂઢ બાળકે પોતાના શરીરમાં કલ્પના કરેલ રાક્ષસની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય તે બાળકથી થાય છે, તેમ પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ આત્માથી સર્વ પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. જેમ સર્વ ભેદથી રહિત આકાશમાં ઘટપટાદિને લીધે ભેદ પ્રતીત થાય છે, તેથી શરીરાદિ ઉપાધિવડે હું અદ્વિતીય આત્મામાં ઉપાધિ દૃષ્ટિવાળા બહિર્મુખ પુરૂષને જ ભેદ પ્રતીત થાય છે. ઉપાધિ દૃષ્ટિથી રહિત અંતર્મુખ પુરૂષને અદ્વિતીય આત્મામાં ભેદ પ્રતીત થતો નથી. જેમ રંગવડે રંગાયેલ વૃક્ષાદિરૂપ ચિત્રવાળા પટમાં જો કે નીચાપણું તથા ઉંચાપણું સંભવતું નથી, છતાં વૃક્ષાદિરૂપ ચિત્રની દૃષ્ટિવડે અવિવેકી પુરૂષને આ રીતની વિભ્રમ દૃષ્ટિ થાય છે. જેમકે આ વૃક્ષનો મૂળ દેશ નીચે છે તથા શાખા ઉપર છે. પણ જે પુરૂષને વૃક્ષાદિરૂપ ચિત્રની દૃષ્ટિ નથી, પણ કેવળ પટ દૃષ્ટિ છે, તેને તે વિષમ દૃષ્ટિ થતી નથી. તેમ પ્રપંચરૂપ ઉપાધિની દૃષ્ટિવડે અવિવેકી પુરૂષને અદ્વિતીય આત્મામાં ભેદ પ્રતીત થાય છે. ઉપાધિ દૃષ્ટિથી રહિત વિવેકી પુરૂષને પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ આત્મામાં ભેદબુદ્ધિ થતી નથી.

## પ્રાણ તથા પ્રજ્ઞા શબ્દનો અર્થ.

હે પ્રતર્દન! વાયુરૂપ પ્રાણથી જો કે હું આત્મા ભિન્ન છું, છતાં જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારના જીવના આત્માથી જીવન થાય છે. આ કારણથી હું અદ્વિતીય આત્મા પ્રાણ શબ્દનો અર્થ છું તથા પ્રાણ શબ્દજન્ય જ્ઞાનનો વિષય છું.

શિષ્યઃ—ચૈતન્ય આત્મામાં જ પ્રાણીઓના જીવનની કારણતા છે. વાયુરૂપી

પ્રાણમાં નથી. આના સંબંધમાં પ્રમાણ શું છે ?

ગુરુઃ—તૈત્તરીય ઉપનિષદમાં ચૈતન્ય આત્મામાં જીવનની કારણતા કહી છે. પ્રાણ તથા અપાનવડે કોઈપણ પ્રાણી જીવતું નથી. જે ચૈતન્ય આત્માની સમીપતાવડે આ પ્રાણ અપાનાદિ પ્રવૃત્તિવાળો થાય છે, તે ચૈતન્ય આત્માવડે આ સર્વ પ્રાણી જીવે છે. માટે સર્વ પ્રાણીના જીવનરૂપ અદ્વિતીય આત્મા જ પ્રાણ શબ્દનો અર્થ છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અંતઃકરણ તથા શરીર, આ બાર કરણને તથા તેના નામાદિ વિષયને પોતાના પ્રકાશસ્વરૂપે કરી હું અદ્વિતીય આત્મા જાણું છું. આ કારણથી અદ્વિતીય આત્મા પ્રજ્ઞા શબ્દનો અર્થ છે. મારા પ્રકાશવડે સર્વ પ્રપંચ પ્રતીત થાય છે, પણ પોતાના પ્રકાશથી જડ જગતને પોતાનું ભાન થતું નથી. આ કારણથી અદ્વિતીય આત્મા પ્રજ્ઞા શબ્દનો અર્થ છે. દેશ-પરિચ્છેદ, કાળપરિચ્છેદ તથા વસ્તુ-પરિચ્છેદ, આ ત્રણ પરિચ્છેદથી રહિત હું આત્મા છું તથા સ્વપ્રકાશરૂપે છું. આ કારણથી અદ્વિતીય આત્મા પ્રજ્ઞા શબ્દનો અર્થ છે. જ્ઞાનથી ભિન્ન, બાહ્ય રજ્જુ આદિ જડ પદાર્થ કલ્પિત સર્પાદિના અધિષ્ઠાનરૂપે જોવામાં આવે છે. હું આત્મા જ્ઞાનથી ભિન્ન નથી, પણ જ્ઞાન-સ્વરૂપે છું. બાહ્યાત્મારૂપે હું નથી, પણ સર્વથી અંતરરૂપે છું. આ રીતે રજ્જુ આદિ બાહ્ય અધિષ્ઠાનરૂપવાળો વિલક્ષણ હું આત્મા, સર્વ પ્રપંચના અધિષ્ઠાનરૂપે છું. આ કારણથી હું અદ્વિતીય આત્મા પ્રજ્ઞા શબ્દનો અર્થ છું. સજાતીય, વિજાતીય તથા સ્વગત આ ત્રણ ભેદથી રહિત આત્મસ્વરૂપ પ્રજ્ઞાવડે હું નિત્ય જોડાયલો છું. આ કારણથી હું અદ્વિતીય આત્મા પ્રજ્ઞા શબ્દનો અર્થ છું.

## આત્મપદનો અર્થ.

હે પ્રતર્દન ! મેં તને વારંવાર પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ આત્માનો ઉપદેશ કર્યો છે. આ જ આત્મા તારૂં વાસ્તવ સ્વરૂપ છે. તેમ જ સ્થાવર જંગમનું વાસ્તવ સ્વરૂપ તે જ આત્મા છે. આ આત્મા સર્વ પ્રાણીઓમાં અહં શબ્દના લક્ષણવડે જણાય છે, અહં એવા જ્ઞાનનો વિષય છે તથા વાસ્તવિક રીતે અહં એ શબ્દ તથા જ્ઞાનના સંબંધથી રહિત છે. આ જ આત્મા આકાશની માફક ભેદથી રહિત થઈ જગતમાં રહે છે. જેમકે ઘટ મઠાદિ અનેક ઉપાધિમાં રહેલ આકાશનું આકાશ જ એક નામ હોય છે. અર્થાત્ ઘટ ઉપાધિમાં રહેલ આકાશને ઘટાકાશ કહે છે, મઠ ઉપાધિમાં રહેલ આકાશને મઠાકાશ કહે છે. આ રીતે અનેક ઉપાધિમાં રહેલ છતાં આકાશ, આકાશ એવા નામથી રહિત થતું નથી. માટે એક આકાશ નામ, આકાશની એકતાનું બોધન કરે છે. તેમ અનેક શરીરરૂપી ઉપાધિઓમાં રહેલ અદ્વિતીય આત્માનું એક આત્મા જ નામ હોય છે. માટે સર્વત્ર અનુગત એક આત્મા, અદ્વિતીય આત્માની એકતાનું બોધન કરે છે.

શિષ્યઃ—આત્મા જો વાસ્તવિક રીતે એક હોય તો અનેકરૂપે કેમ પ્રતીત થાય છે?

ગુરૂઃ—અવિદ્યારૂપી દોષના બળથી એક જ અદ્વિતીય આત્મા જગત્‌રૂપે થઈ પ્રતીત થાય છે. જેમ એક જ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ સ્વપ્નમાં નિદ્રા દોષના બળથી અનંતરૂપે થઇ પ્રતીત થાય છે તથા જેમ સ્વપ્નમાં પ્રતીત થયેલ રથાદિ પદાર્થ કલ્પિત છે, માટે સ્વપ્નદ્રષ્ટા પુરૂષથી ભિન્ન નથી, તેમ અજ્ઞાનવડે કલ્પિત સંપૂર્ણ જગત્ પણ હું અદ્વિતીય આત્માથી ભિન્ન નથી.

## આનંદ શબ્દનો અર્થ.

હે પ્રતર્દન! સર્વ જીવને હું આત્મા અતિશય પ્રિય છું. માટે હું આત્મા આનંદસ્વરૂપે છું. અર્થાત્ આ લોકમાં તથા પરલોકમાં ભોગવવા યોગ્ય સ્ત્રી આદિ પદાર્થ પ્રિય છે તથા તે વિષયથી ઉત્પન્ન થયેલ અંતઃકરણના પરિણામરૂપ સુખ પ્રિયતર છે. આત્મા સર્વના શેષીરૂપ હોવાથી પ્રિયતમ છે. સ્ત્રીપુત્રાદિ પદાર્થ જેને માટે હોય, તે શેષી કહેવાય છે. આવો શેષીરૂપ આત્મા છે, અન્ય સર્વ પદાર્થ આત્માના શેષરૂપે છે. સર્વ પ્રાણી સુખની તથા સુખના સાધનરૂપ સ્ત્રીપુત્રાદિની જ્યારે ઇચ્છા કરે છે ત્યારે આત્મામાટે જ સુખાદિની ઇચ્છા કરે છે. મને સુખની પ્રાપ્તિ થાય, મને સ્ત્રીપુત્રાદિની પ્રાપ્તિ થાય, એવી ઇચ્છા સર્વ જીવ કરે છે. જો કેવળ સુખની ઇચ્છા હોય તો વેરીના સુખની પણ ઇચ્છા થવી જોઇએ. પણ કોઇ વેરીના સુખની ઇચ્છા કરતું નથી. આત્મસંબંધી સુખની સર્વ પ્રાણીઓ ઇચ્છા કરે છે, આથી આત્મામાટે જ સુખની તથા સુખના સાધનરૂપ સ્ત્રીપુત્રાદિની ઇચ્છા હોય છે. સુખ માટે તથા સુખના સાધનરૂપ સ્ત્રીપુત્રાદિમાટે કોઇપણ મનુષ્ય ઇચ્છા કોઇ કરતું નથી. માટે અદ્વિતીય આત્મા જ સર્વના શેષીરૂપે છે. અન્ય સર્વ પદાર્થ આનંદસ્વરૂપ આત્માના શેષરૂપે છે. ભોગના સાધનને શેષ કહે છે તથા ભોક્તાને શેષી કહે છે. વળી મનુષ્યલોકથી માંડી બ્રહ્મલોક પર્યંત જેટલી વિષયજન્ય સુખની ન્યૂનતાધિકતા છે, તથા તે જેમાં જઈ પર્યવસાનને પામે છે, તે આનંદસ્વરૂપ આત્મા હું છું. મનુષ્યલોકના આનંદથી સોગણો વધારે આનંદ પિતરોને હોય છે. પિતરોથી સોગણો અધિક આનંદ ગંધર્વને હોય છે. ગંધર્વથી સોગણો અધિક આનંદ કર્મદેવને હોય છે. કર્મદેવથી સોગણો અધિક આનંદ આજાનદેવને હોય છે. આજાનદેવથી સોગણો અધિક આનંદ પ્રજાપતિને હોય છે. પ્રજાપતિથી સોગણો અધિક આનંદ હિરણ્યગર્ભને હોય છે. વિષયજન્ય સુખમાં હિરણ્યગર્ભ લોકનું સુખ સર્વથી ઉત્કૃષ્ટ છે. આ હિરણ્યગર્ભનો આનંદ, આનંદસમુદ્રમાં આત્માના એક કણ સમાન છે, અર્થાત્ વિષયજન્ય સર્વ સુખ કરતાં ઉત્કૃષ્ટ હિરણ્યગર્ભનો આનંદ પણ આનંદસમુદ્રરૂપ આત્માના જ્યારે એક કણની સમાન થાય ત્યારે મનુષ્યાદિના આનંદની તો શી જ કથા? માટે સર્વ આનંદના અવધિરૂપે હું આત્મા છું. માટે હું આત્મા આનંદસ્વરૂપે છું. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા

ગંધ, આ પાંચ પ્રકારના વિષયો લોકોએ સુખના કારણરૂપે માન્યા છે. આ શબ્દાદિ વિષયો પણ પરમાત્માને જ સુખની પ્રાપ્તિ કરે છે. અર્થાત્ શબ્દાદિ વિષયથી પ્રકટ થયેલ સુખ હું આત્માનું જ સ્વરૂપ છે.

શિષ્યઃ–શબ્દાદિ વિષયથી ઉત્પન્ન થયેલા સુખને આત્મરૂપતા સંભવે નહિ. કારણ કે સત્, ચિત્ તથા આનંદરૂપ આત્માનું લક્ષણ આ સુખમાં નથી.

ગુરૂઃ–જે પુરૂષને વેદાંતવાક્યથી આત્માનું યથાર્થ જ્ઞાન થયું છે, તે પુરૂષ શબ્દાદિ વિષય જન્ય સુખમાં પણ વૃત્તિરૂપ ઉપાધિનો પરિત્યાગ કરી સુખમાત્રને સત્, ચિત્ તથા આનંદરૂપે માનેછે. આત્મજ્ઞાનથી રહિત મૂઢ પુરૂષ શબ્દાદિ વિષયને જ સુખરૂપ માને છે. આ કારણથી જ તત્વવેત્તાપુરૂષને વિષયની પ્રાપ્તિકાળે આત્મસ્વરૂપ નિત્ય સુખનું જ ભાન શાસ્ત્રમાં કહ્યું છે. વળી શબ્દાદિ વિષયમાં જે સુખ પ્રતીત થાય છે, તે પણ આનંદસ્વરૂપ આત્માના સંબંધથી જ પ્રતીત થાય છે. જેમ ગોળમાં મધુરતા કોઇ વસ્તુના સંબંધથી નથી, પણ સ્વતઃ ગોળમાં મધુરતા છે. આ ગોળનો જે વસ્તુની સાથે સંબંધ થાય છે, તે વસ્તુ પણ મધુરરૂપે પ્રતીત થાય છે. તેમ આત્મામાં જે આનંદસ્વરૂપતા છે, તે કોઇના સંબંધથી નથી, પણ આત્મા સ્વતઃ આનંદસ્વરૂપે છે. આ આનંદસ્વરૂપ આત્માના સંબંધથી શબ્દાદિ વિષયમાં આનંદરૂપતા પ્રતીત થાય છે. સ્વતઃ શબ્દાદિ વિષયમાં આનંદરૂપતા નથી. તોપણ આત્મજ્ઞાનથી રહિત મૂઢ પુરૂષ શબ્દાદિ વિષયને જ સુખરૂપે માને છે. જેમ વાયુનો સ્પર્શ શીતળ નથી તેમ ઉષ્ણ પણ નથી, પણ જળના શીતસ્પર્શ કરતાં તથા અગ્નિના ઉષ્ણ સ્પર્શ કરતાં વિલક્ષણ વાયુનો સ્પર્શ છે, છતાં શીત સ્પર્શવાળા જળની સાથે તથા ઉષ્ણ સ્પર્શવાળા તેજની સાથે જ્યારે વાયુનો સંબંધ થાય છે ત્યારે તે સમુદ્રની સાથેના સંબંધવાળા વાયુને શાસ્ત્રના સંસ્કારથી રહિત મૂઢ પુરૂષ શીત સ્પર્શવાળો કહે છે તથા તેજના સંબંધવાળા વાયુને ઉષ્ણ સ્પર્શવાળો કહે છે. પણ વિચારવાન્ પુરૂષ વાયુને ઉષ્ણ સ્પર્શવાળો અથવા શીત સ્પર્શવાળો માનતા નથી. કારણ કે જળના સૂક્ષ્મ અવયવને વાયુ ઉઠાવી લઇ જાય છે. આ જળના અવયવનો જ્યારે શરીર સાથે સંબંધ થાય છે ત્યારે શીતળતા પ્રતીત થાય છે. જળના અવયવ સૂક્ષ્મરૂપે છે, માટે તે ચક્ષુવડે પ્રત્યક્ષ દેખાઈ શકાતો નથી. આ રીતે ઉષ્ણ સ્પર્શમાં પણ જાણી લેવું. તેમ શબ્દાદિ વિષયમાં આનંદસ્વરૂપ આત્માના તાદાત્મ્ય સંબંધવડે આનંદરૂપતા છે. સ્વતઃ શબ્દાદિ વિષયમાં આનંદરૂપતા નથી. છતાં આત્મજ્ઞાનથી રહિત મૂઢ પુરૂષને આ રીતની ભ્રાંતિ થાય છે કે, વિષયથી જ મને સુખની પ્રાપ્તિ થાય છે. માટે હે પ્રતર્દન! હું અદ્વિતીય આત્મા જ આનંદસ્વરૂપે છું.

શિષ્યઃ–જો આત્મા જ આનંદરૂપે હોય તો આત્મા સર્વદા વિદ્યમાન છે તથા કોઇ કાળે પણ તેનો અભાવ નથી. માટે

સર્વદા આનંદની પ્રાપ્તિ થવી જોઇએ. પણ સર્વદા આનંદની પ્રાપ્તિ થતી નથી. વળી શબ્દાદિ વિષય જ મને સુખ આપનાર છે, આમ સર્વ લોક કહે છે, તેને વિશે શું કારણ છે?

ગુરૂઃ—હે પ્રતર્દનઃ સર્વ બુદ્ધિ જડ સંઘાતસાક્ષી પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ આત્મા એકરૂપે તથા સુખરૂપે છે. જ્યારે આ આત્માનું જીવને અજ્ઞાન હોય છે ત્યારે અજ્ઞાનાવૃત મૂઢ પુરૂષ શબ્દાદિ વિષયની પ્રાપ્તિની ઇચ્છા કરે છે. આ ઇચ્છાથી અનંત દુઃખને પામે છે. હે પ્રતર્દન! આ અજ્ઞાનજન્ય દુઃખનો તેં પણ પૂર્વે અનુભવ કર્યો છે. આનંદરૂપ આત્મા સર્વદા વિદ્યમાન હોવા છતાં અજ્ઞાનરૂપી આવરણને લીધે પુરૂષને આત્માનંદનું ભાન થતું નથી. સર્વ લોક એમ કહે છે કે, શબ્દાદિ વિષય મારા સુખનું કારણ છે. આનું કારણ એ છે કે, શબ્દાદિ વિષયની અપ્રાપ્તિકાળે શબ્દાદિની ઇચ્છાવડે પુરૂષની બુદ્ધિ ચંચળ થાય છે. જ્યારે પૂર્વના પુણ્યને લીધે શબ્દાદિ વિષયની પ્રાપ્તિ થાય છે, ત્યારે કેટલોક સમય ઇચ્છાની નિવૃત્તિ થાય છે. ઇચ્છા નિવૃત્ત થવે કેટલોક સમય બુદ્ધિ ચંચળતાથી રહિત એકાગ્ર થાય છે. જ્યાંસુધી બીજા પદાર્થની ઇચ્છા ઉત્પન્ન નથી થઇ ત્યાંસુધી આ એકાગ્ર બુદ્ધિ આનંદસ્વરૂપ આત્માવડે વ્યાપ્ત છે. આ કારણથી જ એકાગ્ર બુદ્ધિ સુખરૂપ આત્માની માફક સુખરૂપે થઇ પ્રતીત થાય છે. જેમ લોહપિંડમાં ઉષ્ણ સ્પર્શ તથા પ્રકાશમાનપણું જો કે નથી, છતાં અગ્નિના સંયોગથી તેમાં ઉષ્ણ સ્પર્શ તથા પ્રકાશમાનપણું પ્રતીત થાય છે, તેમ આનંદસ્વરૂપ આત્માવડે વ્યાપ્ત થઇ એકાગ્ર બુદ્ધિ સુખરૂપે થઇ પ્રતીત થાય છે. અર્થાત્ આનંદરૂપ આત્માના પ્રતિબિંબયુકત બુદ્ધિની એકાગ્ર અવસ્થાને જ મૂઢ પુરૂષ સુખરૂપે માને છે. આ બુદ્ધિની એકાગ્ર અવસ્થા શબ્દાદિ વિષયની પ્રાપ્તિવડે થાય છે, પણ શબ્દાદિ વિષયવિના બુદ્ધિની એકાગ્રતા થતી નથી. આમ મૂઢ પુરૂષ માની શબ્દાદિ વિષય મને સુખની પ્રાપ્તિ કરે છે, એ રીતે કહે છે.

શિષ્યઃ—હે ભગવન્! આનંદરૂપ આત્મા પ્રતિબિંબયુકત બુદ્ધિની એકાગ્ર અવસ્થા જો સુખરૂપે હોય તો સર્વ પ્રાણીમાત્રને વિષયજન્ય સુખ સમાન થવું જોઇએ. પણ વિષયજન્ય સુખ સમાન હોતું નથી.

ગુરૂઃ—હે પ્રતર્દન! જેમ છિદ્રવાળો સર્ષવનો દાણો મોટા સમુદ્રમાં જવા છતાં પોતાના છિદ્ર જેટલા પરિમાણે જ જળનું ગ્રહણ કરે છે, પણ પોતાના છિદ્ર કરતાં અધિક જળનું ગ્રહણ કરતો નથી, તેમ આનંદસ્વરૂપ આત્મામાં પ્રાપ્ત થયલી વિષયજન્ય બુદ્ધિ પોતાના પરિમાણેજ આત્માનંદને ગ્રહણ કરે છે, પણ પોતાના પરિમાણથી અધિક આનંદને બુદ્ધિ ગ્રહણ કરતી નથી. અર્થાત્ જેમ અતિ સ્વચ્છ દર્પણમાં સૂર્યના પ્રતિબિંબની અધિકતા હોય છે તથા મલિન દર્પણમાં સૂર્યના પ્રતિબિંબની ન્યૂનતા હોય છે, તેમ શુદ્ધ સત્વ ગુણયુક્ત એકાગ્ર બુદ્ધિમાં આનંદસ્વરૂપ આત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ થાય છે. માટે

તેમાં આનંદની અધિકતા પ્રતીત થાય છે. આ કારણથી જ લાંબા સમય પછી ઘેર આવેલા પુરૂષને પ્રથમ સ્ત્રીનાં દર્શનથી તથા પુત્રાદિનાં દર્શનથી આનંદ થાય છે, તેવો પુનઃ દર્શનથી આનંદ થતો નથી. પણ પ્રથમ દર્શનજન્ય આનંદથી ન્યૂન આનંદ થાય છે. કારણ કે પ્રથમ પુત્રાદિનાં દર્શનથી બુદ્ધિ અત્યંત એકાગ્ર હોય છે. માટે આનંદની અધિકતા પ્રતીત થાય છે. પછી અન્ય પદાર્થની ઇચ્છાવડે બુદ્ધિ ચંચળ થાય છે. માટે પુનઃ પુત્રાદિનાં દર્શન થવા છતાં પ્રથમ જેવો આનંદ થતો નથી. આથી સિદ્ધ થાય છે કે, આનંદસ્વરૂપ આત્માની પ્રતિબિંબયુક્ત એકાગ્ર બુદ્ધિને મૂઢ પુરૂષ સુખરૂપે માને છે. આ સુખ ઇચ્છાની નિવૃત્તિ વિના થાય નહિ, માટે ઇચ્છાની નિવૃત્તિ સુખમાં કારણ છે. ઇચ્છાની નિવૃત્તિ શબ્દાદિ વિષયની પ્રાપ્તિ વિના થાય નહિ. માટે શબ્દાદિ વિષયને સુખના કારણરૂપે માની, અવિવેકી પુરૂષ શબ્દાદિ વિષયની પ્રાપ્તિમાં યત્ન કરે છે. આ રીતે છીંક તથા ખજવાળવાથી જે સુખ ઉત્પન્ન થાય છે, તેમાં પણ પૂર્વોક્ત રીતિ જાણી લેવી. માટે હે પ્રતર્દન! સર્વ શરીરમાં આનંદસ્વરૂપ હું આત્મા જ સુખ આપનારો છું. મારાથી ભિન્ન કોઇ સુખ આપનાર નથી. આ જ આનંદસ્વરૂપ આત્મારૂપે તારૂં સ્વરૂપ છે. હે પ્રતર્દન! અદ્વિતીય આનંદસ્વરૂપ હું આત્મા છું, આ રીતના આત્મજ્ઞાનવડે હવે તારૂં અજ્ઞાન નિવૃત્ત થયું છે. માટે સ્થૂલ શરીર પણ તારૂં નથી. જ્યારે સ્થૂલ શરીરનો તારામાં અભાવ થયો ત્યારે સ્થૂલ શરીરના ધર્મ, જરા મરણાદિ તારામાં કેવી રીતે હોય? ન જ હોય. હે પ્રતર્દન! બુદ્ધિ આદિના સાક્ષીરૂપે જે તારૂં સ્વરૂપ છે, તેમાં બુદ્ધિ પણ નથી. બુદ્ધિનો અભાવ થવે બુદ્ધિના ધર્મ પુણ્ય પાપાદિ તારા સ્વરૂપમાં નથી. અર્થાત્ જેમ લોકમાં પ્રકાશ્ય ઘટાદિના ધર્મ, પ્રકાશક દીપાદિનો સ્પર્શ કરતા નથી, તેમ પ્રકાશ્ય બુદ્ધિના પુણ્ય પાપરૂપ ધર્મ, પ્રકાશક સાક્ષી આત્માને સ્પર્શ કરતા નથી. પુણ્ય પાપનો અભાવ થવે આ લોકમાં તથા પરલોકમાં સુખ દુઃખરૂપ ફળનો ભોક્તા આત્મા થતો નથી. હે પ્રતર્દન! જે પુણ્ય પાપરૂપ કર્મના ફળનો ભોક્તા થાય છે, તેની અધિક ભોગવડે વૃદ્ધિ થાય છે તથા અલ્પ ભોગવડે ન્યૂનતા થાય છે. વળી તું કર્મનો કર્તા તથા ભોક્તા નથી. માટે તારી બુદ્ધિમાં વૃદ્ધિ તથા ન્યૂનતા કેવી રીતે થાય? હે પ્રતર્દન! જે અદ્વિતીય આત્મા મારૂં સ્વરૂપ છે, તે જ અદ્વિતીય આત્મા તારૂં સ્વરૂપ છે. વળી તું જ સર્વના સાક્ષીરૂપે છે. આવા આત્મસ્વરૂપવાળો તું પુણ્ય પાપરૂપ કર્મના પરાધીનરૂપે કદી પણ નથી. પણ પોતાની સમીપતાવડે બુદ્ધિ આદિને પુણ્ય તથા પાપ કરાવે છે. હે પ્રતર્દન! તું પરમાત્માદેવ જે પુરૂષને સ્વર્ગમાં લઈ જવાની ઇચ્છા કરે છે, તે પુરૂષ પાસે પુણ્યકર્મ કરાવે છે. જે પુરૂષને નરકમાં લઇ જવાની ઇચ્છા કરે છે, તે પુરૂષ પાસે પાપકર્મ કરાવે છે. જે પુરૂષને મનુષ્ય લોકમાં લઇ જવાની ઇચ્છા કરે છે, તેની પાસે પુણ્ય તથા પાપ બેઉ કરાવે છે.

શિષ્યઃ—પુણ્યકર્મ તથા પાપકર્મનો કરાવનાર જો પરમાત્માને માનશો તો જીવની માફક વિષમતા તથા નિર્દયતારૂપ દોષની પ્રાપ્તિ પરમાત્મામાં થશે.

ગુરૂઃ—પુણ્યકર્મથી આ પુરૂષ પુણ્યકર્મવાળો થાય છે તથા પાપકર્મવડે પાપકર્મવાળો થાય છે, આ રીતે શ્રુતિમાં કહ્યું છે. આ પુણ્ય તથા પાપકર્મનું જ્ઞાન અલ્પજ્ઞ જીવને નથી. પણ સર્વજ્ઞ પરમાત્માને છે. માટે આ જીવના પૂર્વનાં પુણ્યકર્માનુસાર ઉત્તરોત્તર જન્મમાં પાપકર્મને પરમાત્મા કરાવે છે. માટે પરમાત્મામાં વિષમતા તથા નિર્દયતારૂપ દોષની પ્રાપ્તિ થતી નથી. માટે હે પ્રતર્દન ! સર્વ કર્મના પ્રેરક પરમાત્માનું સ્વરૂપ તું છે. આ પુણ્ય તથા પાપરૂપ કર્મના અધીન તું નથી. વળી હે પ્રતર્દન ! સંપૂર્ણ બુદ્ધિ આદિના સાક્ષી તથા સર્વના પ્રેરકરૂપ જે તારૂં સ્વરૂપ મેં કહ્યું, તે જ તારૂં સ્વરૂપ સર્વ લોકનું પાલન કરે છે. જેમકે માતા બાળકનું પાલન કરે છે. હે પ્રતર્દન ! જેમ ગૃહનો સ્વામી પોતાના પુત્રાદિ બાંધવને અનેક પ્રકારના ભોગની પ્રાપ્તિવડે તૃપ્ત કરે છે, તેમ તું પરમાત્મા દેવ પણ સર્વ જગતને પોતાનું માની, અનેક પ્રકારના ભોગની પ્રાપ્તિવડે સર્વદા તૃપ્ત કરે છે. હે પ્રતર્દન ! જેમ કાષ્ઠ તથા મૃત્તિકાવડે રચાયલો સેતુ જળની મર્યાદાને ધારણ કરે છે, તેમ પુણ્યવાન્ જીવ સ્વર્ગને પામે છે તથા પાપી જીવ નરકને પામે છે. આ રીતની મર્યાદાને ધારણ કરનારા વેદ તથા બ્રાહ્મણાદિની સાથે વિરોધ કરનારા રાક્ષસાદિને પોતાના બળવડે પરમાત્મા જ વશ કરે છે. જેવી રીતે રાજા પોતાના બળવડે દુષ્ટ પુરૂષને વશ કરે છે. હે પ્રતર્દન ! સ્થાવર તથા જંગમ સર્વ ભૂતમાં આકાશની માફક સમાન રીતે વ્યાપક પરમાત્મા દેવ મેં તને કહ્યા. આ અદ્વિતીયરૂપ હું પરમાત્માને તું તારા આત્મસ્વરૂપે જાણ. હે પ્રતર્દન ! આ અદ્વિતીય આત્મજ્ઞાન જ મનુષ્યને માટે હિતતમ છે. આત્મજ્ઞાન વિના કોઇ પણ વસ્તુ જીવને હિતતમ નથી. શંકરાનંદ મુનિ કહે છેઃ—હે શિષ્ય ! પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા દેવરાજ ઇન્દ્ર આ રીતે હિતતમ આત્મજ્ઞાન પ્રતર્દન રાજાને કહેવા લાગ્યો. ઇન્દ્રના ઉપદેશને શ્રવણ કરી પ્રતર્દન રાજા ઇન્દ્રની માફક આત્મજ્ઞાનવાળો થયો. પછી દેવરાજ ઇન્દ્રને દંડવત્ પ્રણામ કરી તથા ઇન્દ્રની આજ્ઞા મેળવી પ્રતર્દન રાજા પોતાની કાશીપુરી ગયો. ત્યાં કાશીપુરીમાં આવી પ્રારબ્ધ કર્મની સમાપ્તિ કરવા માટે અનેક પ્રકારના ભોગ ભોગવવા લાગ્યો. પછી ભોગવડે જ્યારે પ્રારબ્ધ કર્મની સમાપ્તિ થઇ ત્યારે શરીરનો પરિત્યાગ કરી પ્રતર્દન ઇન્દ્રના વાસ્તવ અદ્વિતીય સ્વરૂપને પ્રાપ્ત થયો; અર્થાત્ બ્રહ્મની સાથે અભેદરૂપ વિદેહ મોક્ષને પ્રાપ્ત થયો. હે શિષ્ય ! આ આત્મજ્ઞાન જે મેં તને કહ્યું, તે જ આત્મજ્ઞાન પ્રતર્દનાદિ મહાન્ અધિકારીઓએ ઇન્દ્રાદિ મહાન્ ગુરૂઓથી મેળવ્યું છે. માટે આ આત્મજ્ઞાન જ અત્યંત દુર્લભ છે. આ આત્મજ્ઞાનની અપ્રાપ્તિથી ગુરૂ પદવીને યોગ્ય બ્રાહ્મણ શિષ્ય ભાવને પામે છે.

આ આત્મજ્ઞાનની પ્રાપ્તિથી શિષ્ય પદવીને યોગ્ય ક્ષત્રિયાદિ પણ ગુરૂભાવને પ્રાપ્ત થયા છે. માટે આત્મજ્ઞાનજ ગુરૂપણાના સંપાદકરૂપે છે. આત્મજ્ઞાનમાં જેમ મહાનતા છે, તેવી બીજા કશામાં નથી. આ કારણથી છાંદોગ્ય ઉપનિષદમાં જ્ઞાનના સમાન દક્ષિણાનો અભાવ કહ્યો છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરનારા ગુરૂને જે શિષ્ય સમુદ્ર પર્યંત પૃથ્વી દક્ષિણારૂપે આપે, તોપણ આત્મજ્ઞાનના સમાન તે દક્ષિણા નથી. માટે આત્મજ્ઞાન જ સર્વ કરતાં અધિક છે. ગુરૂ શબ્દ અધિક અર્થનો વાચક છે. પણ તે સર્વથી અધિક અદ્વિતીય આત્મા છે. આ અદ્વિતીય આત્માને વિષય કરનારૂં આત્મજ્ઞાન અધિક છે. આથી સિદ્ધ થાય છે કે, જેને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થયો છે, તે જ ગુરૂ પદવીને યોગ્ય છે. પણ જેને આત્મસાક્ષાત્કાર થયો નથી, તે સર્વ રીતે શિષ્ય પદવીને યોગ્ય છે.

गुरुशब्दो हि लोके स्यादधिकार्थस्य वाचकः।
सर्वस्मादधिको ह्यात्मा तद्वीयं च ततो गुरुः ॥ ५३९ ॥

इति श्री चंद्रशंकरात्मज छोटालालशर्मणा विरचिते गुर्जरात्मपुराणे कौषीतक्यर्थप्रकाशे इन्द्रप्रतर्दनाख्यानं नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

## અધ્યાય ૩ જો.

### કૌષીતકિ ઉપનિષદ્.

### બાલાકિ બ્રાહ્મણ તથા કાશીરાજનો સંવાદ.

एवं हिततमं ज्ञानं श्रुत्वा शिष्योऽतिविस्मितः।
संशयाविष्टहृदयः पप्रच्छेदं गुरुं प्रति ॥१॥

બીજા અધ્યાયમાં ઋગ્વેદના કૌષીતકિ ઉપનિષદનો અર્થ નિરૂપણ કર્યો. તેમાં દેવરાજ ઇન્દ્રે પ્રતર્દન રાજાને પ્રાણ પ્રજ્ઞા ઉપહિત આત્માનો ઉપદેશ કર્યો. પ્રાણપ્રજ્ઞારૂપ ઉપાધિથી ભિન્ન કરી આત્માને જાણવા જે પુરૂષ સમર્થ નથી, તે મુમુક્ષુ પુરૂષના બોધ માટે પ્રાણાદિ ઉપાધિથી ભિન્ન કરી આત્માના વાસ્તવ સ્વરૂપને કહેનાર કૌષીતકિ ઉપનિષદના ચોથા અધ્યાયના અર્થને આ ત્રીજા અધ્યાયમાં નિરૂપણ કર્યો છે. પૂર્વના અધ્યાયમાં આત્મજ્ઞાનને હિતતમ કહ્યું આ શ્રવણ કરી શિષ્ય અત્યંત આશ્ચર્ય પામ્યો. પછી સંશયયુક્ત થયલો શિષ્ય પોતાના ગુરૂને પૂછવા લાગ્યો.

શિષ્યઃ—હે ભગવન્ ! પ્રથમ અધ્યાયમાં સનકાદિ ઋષિનો તથા વામદેવાદિ અધિકારીઓના પરસ્પર સંવાદરૂપ ઇતિહાસવડે ઋગ્વેદના ઐતરેય ઉપનિષદથી પ્રતિપાદિત આત્મજ્ઞાન આપે કહ્યું. આ આત્મજ્ઞાન સંસારરૂપી શૂળની નિવૃત્તિના સાધનરૂપે છે. બીજા અધ્યાયમાં ઇન્દ્ર

પ્રતર્દનના સંવાદવડે તે જ આત્મજ્ઞાનનો અમને આપે ઉપદેશ કર્યો. વળી પૂર્વે આપે એમ કહ્યું કે, આત્મજ્ઞાન જ મનુષ્યને હિતતમ છે. આત્મજ્ઞાનથી ભિન્ન કોઈપણ પદાર્થ હિતતમ નથી. આ રીતના આપનાં વચનને શ્રવણ કરી હું હવે કૃતકૃત થયો છું. પણ મારા હૃદયરૂપી કમળને આપનાં વચનરૂપી પવનથી ઉત્પાત પામેલ સંશયરૂપી ભ્રમર ચલાયમાન કરે છે. જેમ પવનના વેગથી ઉડી ભમરો કમળને ચલાયમાન કરે છે, તેમ પૂર્વનાં આપનાં વચનથી ઉત્પન્ન થયલો સંશય મારા હૃદયને ચલાયમાન કરે છે. હે ભગવન્! બીજા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, અદ્વિતીય આત્માના અજ્ઞાનથી ગુરૂપદવી યોગ્ય બ્રાહ્મણાદિ પણ શિષ્યભાવને પામે છે તથા શિષ્યપદવીને યોગ્ય ક્ષત્રિયાદિ પણ અદ્વિતીય આત્માના જ્ઞાનથી ગુરૂભાવને પામે છે. આ આપનું કહેવું મને દુર્ઘટ પ્રતીત થાય છે. અર્થાત્ આમ કહેવાથી આપે આત્મજ્ઞાનની સ્તુતિ કરી છે. હે ભગવન્! મને આ વાત ઘણી દુર્ઘટ લાગે છે. કારણ કે જેમ મુકૂટને ધારણ કરવા યોગ્ય મસ્તક હોય છે તથા પગને ધારણ કરવા યોગ્ય જોડા હોય છે પણ જોડા કદી મસ્તકપર મૂકાતા નથી, તેમ મુકૂટ પગે ધારણ કરાતો નથી. તેમ બ્રાહ્મણાદિમાં રહેલ ગુરૂપણું ક્ષત્રિયાદિ શિષ્યમાં વર્તે નહિ તથા ક્ષત્રિયાદિમાં રહેલું શિષ્યપણું બ્રાહ્મણમાં રહે નહિ. આ રીતની દુર્ઘટતા મને પ્રતીત થાય છે. માટે હે ભગવન્! આત્મજ્ઞાનની પ્રાપ્તિથી શિષ્યમાં ગુરૂપણું જો વેદમાં કોઇ સ્થળે કહ્યું હોય તો તે મને કહો. આપથી ભિન્ન બીજો કોઈ પુરૂષ મને બોધ કરી શકે એમ નથી. આ રીતે શિષ્યના વચનને સાંભળી અત્યંત હર્ષયુકત ગુરૂ શિષ્યને કહેવા લાગ્યા.

ગુરૂઃ–હે શિષ્ય! આત્મજ્ઞાનની પ્રાપ્તિથી શિષ્ય પણ ગુરૂભાવને પામે તથા આત્મજ્ઞાનની અપ્રાપ્તિથી ગુરૂ પણ શિષ્યભાવને પામે છે, એમ જે મેં તમને કહ્યું, તે આત્મજ્ઞાનની સ્તુતિ કરી નથી. પણ આ વાત પૂર્વે થઇ ગઈ છે. કૌષીતકિ નામના ઋષિ ઘણા સમય સુધી તપ કરતા હતા. આ તપના પ્રભાવથી વેદ મંત્રને જાણવાના સામર્થ્યને તેઓ પામ્યા. વળી કૌષીતકિ ઋષિ મુમુક્ષુ લોકના કલ્યાણ માટે પોતાના શિષ્યને કૌષીતકિ નામનું ઉપનિષદ્ કહેવા લાગ્યા. આ ઉપનિષદ્‌માં જે વાત કહી છે, તે જ વાત બૃહદારણ્યકમાં સૂર્ય ભગવાને યાજ્ઞવલ્ક્ય મુનિને કહી છે. તેમાં કહ્યું છે કે, જો કે ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આ ત્રણ વર્ણ શિષ્ય પદવીને યોગ્ય છે. પણ ગુરૂ પદવીને યોગ્ય નથી. વળી બ્રાહ્મણ ગુરૂ પદવીને યોગ્ય છે, શિષ્ય પદવીને યોગ્ય નથી. છતાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે બ્રાહ્મણ પણ ક્ષત્રિય રાજાનો શિષ્ય થાય છે. આ વાત બૃહદારણ્યકમાં તથા કૌષીતકિ ઉપનિષદના ચોથા અધ્યાયમાં પ્રસિદ્ધ છે. માટે હે શિષ્ય! આત્મજ્ઞાનના પ્રભાવથી શિષ્ય પણ ગુરૂભાવને પામે છે, એમ જે પૂર્વે મેં કહ્યું, તે આત્મજ્ઞાનની સ્તુતિરૂપે અર્થવાદ નથી, પણ ખરૂં છે. કૌષીતકિમાં બાલાકિ

બ્રાહ્મણનો રાજાની સાથે સંવાદરૂપ પુરાતન ઇતિહાસ કહ્યો છે. આ ઇતિહાસ તમે સાંભળો. તે સાંભળવાથી તમારો સંશય નિવૃત્ત થશે. ગર્ગ ગોત્રમાં ઉત્પન્ન થયેલ બલાક નામે એક બ્રાહ્મણ હતો. આ બલાક બ્રાહ્મણે છ અંગયુક્ત ચારે વેદનું અધ્યયન કર્યું હતું. તેની ધર્મમાં નિષ્ઠા હતી. આ બલાક બ્રાહ્મણને બાલાકિ નામનો પુત્ર હતો. તે બ્રાહ્મણ પણ પોતાના પિતા સમાન વેદવેદાંગ વિદ્યામાં કુશળ હતો. પણ હું સર્વ બ્રાહ્મણ કરતાં વિદ્યામાં અધિક છું, મારા સમાન લોકમાં કોઇ વિદ્વાન્ નથી. આ રીતના વિદ્યા, ધન તથા યૌવનના મદવડે આ બાલાકિ બ્રાહ્મણની ધર્મપર નિષ્ઠા ન હતી. આ બાલાકિ બ્રાહ્મણ સર્વ દિશાના પંડિતને જિતવા માટે હિમાલય પર્વતથી લઈ સેતુબંધ રામેશ્વર પર્યંત કુરૂ, પાંચાલ, કાશી, મિથિલા આદિ સર્વ દેશમાં ગયો. તેની કીર્તિ સર્વ દેશમાં પ્રસિદ્ધ હતી. બોલવામાં તે અત્યંત વાચાલ હતો. આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થને તે જાણતો હતો. પણ આત્મસાક્ષાત્કારથી તે રહિત હતો. તે પ્રાણને આત્મા માનતો હતો. તેણે પોતાની વિદ્યાના બળવડે પાંચાલાદિ દેશમાં રહેલ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય સર્વને જિત્યા. સર્વ દેશના બ્રાહ્મણાદિને જિતી અત્યંત અભિમાનવાળા આ બાલાકિ, કાશી દેશના બ્રાહ્મણાદિને જિતવા માટે કાશી દેશમાં આવ્યો. કાશી દેશમાં કાશી રાજાને છોડી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય સર્વને બાલાકિ બ્રાહ્મણે જિત્યા. પછી કાશીરાજ અજાતશત્રુને જિતવા માટે તે તેની પાસે આવ્યો. કાશીરાજ અત્યંત ધર્માત્મા, સર્વ ધર્માત્મા પુરૂષમાં મુખ્ય, વિનયવાળો, સત્યમાં સ્થિતિવાળો, મહાત્મા પુરૂષની સેવામાં પ્રીતિવાળો તથા પૃથ્વીપર રહેલ સર્વ રાજાના કરતાં અધિક બળવાળો હતો. આ જ કારણથી તે અજાતશત્રુ કહેવાતો હતો. અથવા અહંકારાદિ આંતર શત્રુ તેના નાશ પામ્યા હતા. આથી તે અજાતશત્રુને નામે ઓળખાતો હતો. પોતાના શત્રુમાં, મિત્રમાં તેમ જ શત્રુ મિત્રભાવથી રહિત ઉદાસીન પુરૂષમાં તેની સ્વપ્ને પણ વિષમ બુદ્ધિ નહતી. પણ સર્વમાં તેની સમાન બુદ્ધિ હતી. પોતાના શરીરમાં તથા કૃમિમાં પણ તેની વિષમ બુદ્ધિ નહતી. તેની બેઉમાં સમાનબુદ્ધિ હતી. અર્થાત્ આ મારો શત્રુ છે, આ મારો મિત્ર છે, આ રીતની વિષમબુદ્ધિથી જ રાગદ્વેષાદિ ઉત્પન્ન થાય છે. વિષમબુદ્ધિરૂપ કારણનો અભાવ થવાથી રાગદ્વેષાદિરૂપ કાર્ય ઉત્પન્ન થતું નથી. આ વિષમબુદ્ધિ અજાતશત્રુમાં નહતી. તેનામાં સર્વ રાગાદિનો અભાવ હતો. તે રાજા પોતાની સભામાં એક વેળા જ્યારે આવ્યો ત્યારે તેને જિતવા માટે બાલાકિ આવ્યો. કોઇપણ પ્રસંગ વિના આવતાંની વાર બાલાકિ કહેવા લાગ્યો; હે રાજન્! તું બ્રહ્મજ્ઞાનથી રહિત છે. જન્મમરણરૂપ સંસારસમુદ્રમાં ડૂબેલો છે. માટે હું તને બ્રહ્મના વાસ્તવ રૂપનો ઉપદેશ કરૂં છું. તું મનને સાવધ રાખી સાંભળ. બાલાકિનું આવું વચન સાંભળી રાજા અત્યંત હર્ષ પામ્યો તથા બાલાકિ

બ્રાહ્મણને રાજા નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—હે બાલાકિ! બ્રહ્મને હું તને ઉપદેશ કરૂં છું. આપે પ્રસંગ વિના જે વચન કહ્યું, તે વચનરૂપી વરસાદવડે મારાં કર્ણો શીતળ થયાં. આપનાં વચનને સાંભળી મારા હૃદયમાં અત્યંત આનંદ ઉત્પન્ન થયો છે. જેમ કોઇ પુરૂષનો એક જ પુત્ર હોય, તે પુત્ર ઘણા સમય સૂધી દૂર દેશમાં ગયો હોય તથા કોઇ પુરૂષ પાસેથી તે પુત્રનું મરણુ પિતાએ સાંભળ્યું હોય, તેનો પિતા ધનવાળો હોય તેમજ વૃદ્ધ થયલો હોય, તેની પાસે પુત્ર આવી કહે કે, હું આપની પાસે છું. પુત્રનું આ વચન સાંભળી જેમ વૃદ્ધ પિતાને આનંદ થાય છે, તેમ બ્રહ્મના ઉપદેશની પ્રતિજ્ઞારૂપી આપના વચનને સાંભળી મને અત્યંત આનંદ થયો છે. હે બાલાકિ! મારી સભામાં અનેક બુદ્ધિમાન્ બ્રાહ્મણો આવે છે. તેઓ વેદના પાઠનો ઉચ્ચાર કરી તથા વેદના અર્થનો પ્રકાશ કરી પોતપોતાનાં વિચિત્ર કર્મ દર્શાવે છે. તે બ્રાહ્મણો અનેક પ્રકારની વિદ્યાઓ કહે છે. બ્રહ્મવિદ્યાનો પ્રસંગ પ્રાપ્ત થવા છતાં તથા અમારાથી પૂછવા છતાં તે બ્રાહ્મણો બ્રહ્મવિદ્યા કહેતા નથી. આ બ્રાહ્મણો વિદ્યાવડે લોકમાં પ્રસિદ્ધ છે. તેઓ વૃદ્ધાવસ્થાવાળા તથા અનંત છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ નહિ કરવામાં પણ કારણુ છે. એક અપ્રસિદ્ધિ, બીજી અયોગ્યતા તથા ત્રીજી અસહાયતા. આ ત્રણુ કારણુનો આ બ્રાહ્મણોમાં અભાવ છે. કારણુ કે બ્રહ્મવિદ્યાવાળા રૂપવડે આ બ્રાહ્મણોની સર્વત્ર પ્રસિદ્ધિ છે. માટે એઓમાં અપ્રસિદ્ધિરૂપ કારણુ પણુ નથી. આ બ્રાહ્મણો વૃદ્ધાવસ્થાવાળા છે, શ્રદ્ધાપૂર્વક મેં એઓને બ્રહ્મવિદ્યા પૂછી છે. માટે અયોગ્યતારૂપ કારણુ પણુ એઓમાં નથી. આ હજાર બ્રાહ્મણો એકઠા થયા છે. માટે અસહાયતારૂપ કારણુ પણુ એઓમાં નથી. પણુ પ્રસિદ્ધિ, યોગ્યતા તથા સહાયતા, આ ત્રણુ કારણો બ્રહ્મવિદ્યાના ઉપદેશ માટે એઓમાં છે. છતાં આ બ્રાહ્મણોએ મને કદી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો નહિ. હે બાલાકિ! આપમાં ત્રણુ કારણુનો અભાવ છે. આપ બાલ્યાવસ્થાયુક્ત હોવાથી પ્રસિદ્ધિરૂપ કારણુ પણુ આપમાં નથી. મેં આપને બ્રહ્મવિદ્યા પૂછી નથી, માટે યોગ્યતારૂપ કારણુ પણુ તમારામાં નથી. આપ એકલા હોવાથી સહાયતારૂપ કારણુ પણુ આપમાં નથી. આ રીતે ઉપદેશનાં ત્રણુ કારણુનો અભાવ થવા છતાં, હું તમને બ્રહ્મનો ઉપદેશ કરૂં છું, એમ જે આપે વચન કહ્યું, તે આપનાં વચન સાંભળી હું ઘણો સંતોષ પામ્યો છું. માટે હે બાલાકિ! આપ મને બ્રહ્મનો ઉપદેશ કરશો કે નહિ? બ્રહ્મોપદેશની પ્રતિજ્ઞારૂપે દક્ષિણા તમારાં વચન માટે મેં મનમાં ધારણા કરી રાખી છે. આ પ્રતિજ્ઞા એ છે કે, બ્રહ્મવક્તાને ઘટના જેવા અવાડાવાળી, એક વર્ષમાં વત્સને આપવાવાળી તથા અત્યંત સૌમ્ય સ્વભાવવાળી એક હજાર ગાય હું આપુ છું. આ રીતનાં વચન કહી અજાતશત્રુ રાજા શાસ્ત્રમાં જેવી રીતે ગૌદાનનો વિધિ કહ્યો છે, તે રીતે સુવ-

ણાદિ સામગ્રીવાળી એક હજાર ગાય બાલાકિને આપવા લાગ્યો. બ્રહ્મોપદેશની પ્રતિજ્ઞા માત્રથી હજાર ગાય આપવામાં અજાતશત્રુ રાજાનો અભિપ્રાય એ હતો કે, બ્રહ્મવેત્તા તથા ઉદારતા આદિ સર્વ ગુણસંપન્ન મને અજાતશત્રુ રાજાને ન જાણી, આ બ્રાહ્મણો જનકરાજાની સમીપ જાય છે. વળી મોહને વશ થયેલા બ્રાહ્મણો કહે છે કે, જેમ પિતા પુત્રને ધનાદિ પદાર્થ આપે છે તથા પુત્રવડે અધ્યયન કરી વિદ્યાને પિતા શ્રવણ કરે છે, તેમ જનકરાજા પણ બ્રાહ્મણોને ધનનું દાન તથા બ્રહ્મવિદ્યાનું દાન કરે છે. જનકરાજા બ્રાહ્મણો પાસેથી બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરે છે. આ રીતે જે કહે છે, તે અજાતશત્રુ રાજાના પ્રભાવને ન જાણી કેવળી ભ્રાંતિથી કહે છે. કારણ કે જનક રાજાને જ્યારે કોઇ બ્રાહ્મણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે ત્યારે તે ઉપદેશ પછી જનકરાજા તે બ્રાહ્મણને હજાર ગાય દક્ષિણા આપે છે. વળી હું અજાતશત્રુ રાજા તો "હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરૂં છું" આ રીતના વચનમાત્રને કહેવાવાળા બ્રાહ્મણને હજાર ગાય આપું છું. માટે જનકરાજા કરતાં મારી ઉદારતા વધારે છે. આ રીતની મારી ઉદારતાને નહિ જાણવાથી જનક રાજાની સમીપ લોકો જાય છે. આ પ્રમાણે અજાતશત્રુ રાજાના અભિપ્રાયને અલ્પબુદ્ધિવાળો બાલાકિ જાણી શકયો નહિ. બાલાકિએ તો એમ જાણ્યું કે, આ અજાતશત્રુ રાજાને બ્રહ્મ જાણવાની અત્યંત ઉત્કટ જિજ્ઞાસા છે. આ કારણને લીધે જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા પહેલાં રાજાએ મને હજાર ગાય આપી. માટે મારે ગમે તે રીતે રાજાની જિજ્ઞાસા પૂર્ણ કરવી જોઇએ. આ રીતની ભ્રાંતિ બાલાકિને થઇ. પછી બાલાકિ પોતે બ્રહ્મના જે સ્વરૂપને જાણતો હતો, તે બ્રહ્મનો ઉપદેશ રાજાને કરવા લાગ્યો. વ્યષ્ટિરૂપને ધારણ કરવાવાળો જે આ અધ્યાત્મરૂપ પ્રાણ છે, તેમ જ સમષ્ટિરૂપને ધારણ કરવવાવાળો જે અધિદૈવરૂપ પ્રાણ છે, તે અધ્યાત્મ અધિદૈવરૂપ પ્રાણ જ બ્રહ્મરૂપે છે. આ રીતે અવ્યાકૃતપર્યંત સવિશેષ પ્રાણરૂપ બ્રહ્મનું બાલાકિને જ્ઞાન હતું. આ જ્ઞાન બાલાકિએ રાજાને કહી સંભળાવ્યું. પણ અવ્યાકૃતથી પર જે નિર્ગુણ બ્રહ્મ છે, તે બાલાકિ જાણતો ન હતો. આથી નિર્ગુણ બ્રહ્મનો તે ઉપદેશ કરી શકયો નહિ. આ રીતે જે જે બ્રહ્મસંબંધી ઉપદેશ રાજાને બાલાકિએ કર્યો, તે તે ઉપદેશ, હે બાલાકિ ! હું પ્રથમથી જ જાણું છું, એમ રાજા અજાતશત્રુએ કહ્યું. તેમ જ નિષેધસૂચક હાથની ચેષ્ટાવડે બાલાકિનું ખંડન કરવા લાગ્યો. ફરી બાલાકિએ કહ્યું;–હે રાજન્ ! આદિત્ય, ચંદ્રમા, વિદ્યુત, મેઘમંડળનો શબ્દ, આકાશ, વાયુ, અગ્નિ તથા યમ, આ આઠ અધિદૈવ બ્રહ્મપુરૂષ છે. તેમજ પ્રતિબિંબને ગ્રહણ કરવા યોગ્ય દર્પણાદિ ઉજ્વળ વસ્તુ, દશ દિશારૂપ શ્રોત્ર, વેગથી ચાલતા પુરૂષની પાછળ થનારો ધ્વનિરૂપ શબ્દ, પુરૂષની સમાન આકારવાળું છાયા સ્વરૂપ, સ્થૂલ શરીર, સૂક્ષ્મ

શરીર, દક્ષિણ નેત્રમાં રહેલ સૂક્ષ્મ શરીરનો આકાર, વામ નેત્રમાં રહેલ સૂક્ષ્મ શરીરનો આકાર, આ આઠ અધ્યાત્મ બ્રહ્મપુરૂષ છે. અર્થાત્ આદિત્યાદિ સોળ સ્થાનમાં રહેલ સોળ બ્રહ્મપુરૂષને બ્રહ્મબુદ્ધિથી હું ઉપાસું છું. માટે હે રાજા! તું પણ આ સોળ પુરૂષની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કર. આ ઉપાસનાવડે તને પણ મહા ફળની પ્રાપ્તિ થશે. આ રીતનાં બાલાકિનાં વચન સાંભળી અજાતશત્રુ રાજા બાલાકિને કહેવા લાગ્યો:—હે બાલાકિ ! આ સોળ બ્રહ્મ પુરૂષોને મેં પ્રથમથી જ સારી રીતે જાણ્યા છે. વળી મેં પ્રથમ આ બ્રહ્મપુરૂષોની ઉપાસના પણ કરી છે. માટે પ્રથમથી જાણેલ વસ્તુનો ફરી ઉપદેશ કરવો મિથ્યા છે. આ રીતે બાલાકિએ જે જે બ્રહ્મનું સ્વરૂપ જાણ્યું હતું, તે સર્વ મેં પ્રથમથી જ જાણેલ છે, આ રીતનો ઉત્તર આપી અજાતશત્રુ બાલાકિનું ખંડન કરવા લાગ્યો. આથી પર નિર્ગુણબ્રહ્મના સ્વરૂપને બાલાકિ બ્રાહ્મણ જાણતો નહતો. જો જાણતો હોત તો રાજાને ઉપદેશ કરત. બાલાકિએ પ્રથમ જે પ્રતિજ્ઞા કરી હતી કે, હે રાજન્ ! હું તમને બ્રહ્મનો ઉપદેશ કરીશ. તે તેની પ્રતિજ્ઞા મિથ્યા થઇ. આમ થવાથી બાલાકિનું મુખ અત્યંત ગ્લાનિવાળું થયું. તે ચોરની માફક નીચું મોઢું ઘાલી સભામાં મૂંગે મોઢે ઉભો રહ્યો. આ બાલાકિને, હું ઉંચા કુળનો છું, આ રીતનો મદ હતો. વળી હું વિદ્યાવાળો છું તથા હું ધનવાળો છું, આ રીતનો મદ હતો. આવી રીતના મદથી તે અત્યંત અહંકારી થયો હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણવડે તે તિરસ્કારને પામ્યો. આથી તેના મુખની કાંતિ નાશ પામી. જેમ શરદ્ ઋતુમાં મેઘની જે ગર્જના હોય છે તે વ્યર્થ હોય છે, તેમ બાલાકિની ગર્જના વ્યર્થતાને પામી. જ્યારે બાલાકિને અજાતશત્રુએ આ રીતનો જોયો ત્યારે તેના અભિમાનને ટાળવા માટે નિર્દય પુરૂષની માફક તેણે બાલાકિને કહ્યું કે, હે દુષ્ટબુદ્ધિ બાલાકિ બ્રાહ્મણ ! જે બ્રહ્મજ્ઞાનનો તેં મને ઉપદેશ કર્યો, તેટલું જ બ્રહ્મજ્ઞાન શું તને છે? અથવા તો આથી કંઈક અધિક જ્ઞાન છે ? જો અધિક જ્ઞાન તારામાં હોય તો તેનો ઉપદેશ મને કર. હે બાલાકિ! તારાથી અધિક વિદ્યાવાળા હજારો બ્રાહ્મણ મારી સભામાં રહેલા છે, પણ વિદ્યાના મદવડે મોહ પામેલ તારા સરખો કોઇપણ બ્રાહ્મણ નથી. એકલો તું જ વિદ્યાના મદવડે મોહને પામેલ છે. માટે હે બાલાકિ! જો તને પૂર્વોક્ત જ્ઞાન કરતાં વધારે જ્ઞાન હોય તો મને કહે. આ રીતનાં અજાતશત્રુ રાજાનાં વચન સાંભળી બાલાકિ બ્રાહ્મણ કહેવા લાગ્યો:–હે રાજન્ ! જે બ્રહ્મનો ઉપદેશ મેં તમને કર્યો છે, તે જ બ્રહ્મના રૂપનો ઉપદેશ ગુરૂએ મને કરેલો છે. પણ આથી અધિક બ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ ગુરૂએ મને કર્યો નથી. પૂર્વોક્ત કાર્ય બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન નિર્ગુણ બ્રહ્મસ્વરૂપને હું જાણતો નથી. આ રીતનાં બાલાકિ બ્રાહ્મણનાં વચનને સાંભળી અજાતશત્રુ બાલાકિને નીચે

પ્રમાણે કહેવા લાગ્યો; હે બાલાકિ બ્રાહ્મણ! પૂર્વે બ્રહ્મના જે સ્વરૂપનો તેં મને ઉપદેશ કર્યો, તે ઉપદેશવડે નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ જાણવામાં આવતું નથી, માટે હું તમને બ્રહ્મનો ઉપદેશ કરૂં છું, આ રીતનું તમારૂં વચન મિથ્યા થાય છે. આવા મિથ્યા વચનના સરખું બીજું કોઇ પાપ નથી. વળી બુદ્ધિમાન્ પુરૂષ પોતાના વચનને મિથ્યા કરતા નથી. અર્થાત્ પોતાના વચનને સત્ય કરવામાં જો કદાપિ પુત્ર, સ્ત્રી તથા ધન આદિ પદાર્થનો ત્યાગ થાય, તો તે પુત્રાદિનો ત્યાગ કરીને પણ બુદ્ધિમાન્ પુરૂષ પોતાના વચનને મિથ્યા કરતા નથી. કારણ કે મિથ્યાવાદી પુરૂષ આ જગતમાં કર્મચાંડાલ કહેવાય છે. ચાંડાલ બે પ્રકારના થાય છે. એક જાતિવડે ચાંડાલ છે. જેમકે શ્વાન આદિનું ભક્ષણ કરનારો ચાંડાલ છે. આનામાં ચાંડલપણાની જાતિ રહે છે. પણ બીજો કર્મવડે ચાંડાલ હોય છે. જેવા કે મિથ્યાવાદી પુરૂષ. તેઓ મિથ્યા વચનરૂપી કર્મવડે ચાંડાલ છે. તેમાં પણ જે પુરૂષ સ્વતંત્ર થઇ ગુરૂની પાસે તથા રાજાની પાસે મિથ્યા વચન કહે છે, તે પુરૂષ વિશેષે કરી કર્મચાંડાલ છે. માટે મિથ્યા વચનના જેવું બીજું કોઇપણ પાપકર્મ નથી. કહ્યું છે કે, "वर्णिनां हि वधो यत्र तत्र साक्ष्यनृतं वदेत् અર્થ:—જ્યાં બ્રાહ્મણાદિની હિંસા થતી હોય ત્યાં બ્રાહ્મણ આદિની રક્ષા માટે સાક્ષી પુરૂષે મિથ્યા વચન ઉચ્ચારવું." આ મિથ્યા વચનથી સાક્ષી પુરૂષને પાપ થતું નથી, પણ ઉલટી પુણ્યની ઉત્પત્તિ થાય છે. આમાં મિથ્યા વચન બોલવાનું કારણ શાસ્ત્રમાં કહ્યું છે. પણ આવા કારણ વિના જે પુરૂષ મિથ્યા વચન બોલે છે, તે પુરૂષની જિહ્વાને શસ્ત્રવડે યમના ચાકરો છેદે છે. વળી લોકમાં જેટલા અધમ પુરૂષ છે, તે સર્વમાં મિથ્યા વચન કહેવાવાળો પુરૂષ મુખ્ય અધમ છે. જે પુરૂષ અગ્નિ આદિ સમક્ષ, ગુરૂની સમીપ તથા રાજાની સમીપ મિથ્યા વચન બોલે છે, તે મિથ્યાવાદી પુરૂષને રાજાએ વિચાર કર્યા વિના હણવો જોઇએ. આ રીતે જો કે શાસ્ત્રમાં કહ્યું છે, છતાં હે પાપિષ્ઠ બાલાકિ! તું બ્રાહ્મણ છે, આથી તારા શરીરનો હું નાશ કરી શકતો નથી. હું સર્વ પ્રકારના ધર્મને જાણવાવાળો છું. તેમાં પણ રાજસભામાં વિશેષે કરી હું ધર્મ જાણું છું. હે બાલાકિ! તેં અનેક સારા બ્રાહ્મણોનો અનાદર કર્યો છે. પાપકર્મને લીધેજ, હું તમને બ્રહ્મનો ઉપદેશ કરૂં છું, આ રીતની તારી જે પ્રતિજ્ઞા, તે મિથ્યા થઇ છે. કારણ કે શાસ્ત્રનો આ સિદ્ધાંત છે કે, જે કોઇ અધમ પુરૂષ સમદર્શી સાધુ બ્રાહ્મણને શરીરવડે, વાણીવડે તથા મનવડે દુઃખની પ્રાપ્તિ કરે છે, તે અધમ પુરૂષના સર્વ મનોરથો સૂર્યાદિ દેવ નાશ કરે છે. આ પુરૂષનો કોઇપણ મનોરથ સિદ્ધ થતો નથી. વળી જે પુરૂષ સર્વ પ્રાણીઓને દુઃખની પ્રાપ્તિ કરે છે, તે પુરૂષ આ લોકમાં તથા પરલોકમાં પોતાને જ દુઃખની પ્રાપ્તિ કરે છે. જે પુરૂષ સર્વ પ્રાણીઓને સુખની પ્રાપ્તિ કરે છે, તે પુરૂષ આ લોકમાં તથા પર

લોકમાં પોતાને જ સુખની પ્રાપ્તિ કરે છે. જે પુરૂષ પોતાના મસ્તકને બીજાનું મસ્તક જાણી મારે છે, તેને પોતાને જ દુઃખની પ્રાપ્તિ થાય છે. તેમ પોતાના આત્મસ્વરૂપે જે સર્વ પ્રાણી છે, તેને પોતાથી ભિન્ન ગણી જે પુરૂષ કોઇપણ પ્રાણીને દુઃખની પ્રાપ્તિ કરે છે, તે અધમ પુરૂષ પોતાને જ દુઃખની પ્રાપ્તિ કરે છે. હે બાલાકિ! વિદ્યાના મદથી તને જે મોહ ઉત્પન્ન થયો, તેથી તેં અનેક સાધુ બ્રાહ્મણોનો નિરાદર કર્યો છે. આ નિરાદરરૂપ કર્મનું ફળ હાલમાં તને પ્રાપ્ત થયું છે. માટે હે બાલિકિ! હું તમને બ્રહ્મનો ઉપદેશ કરૂં છું, આ રીતનું જે મિથ્યા વચન તેં મને કહ્યું, તેવું મિથ્યા વચન આજથી કોઇપણ વખતે તારે કોઇની આગળ કહેવું નહિ. હે બાલાકિ! શમદમ આદિ સાધનવાળો મુમુક્ષુ બ્રાહ્મણને વિશેષે કરી ગુરૂ શિક્ષા કરે છે. ક્ષત્રિયાદિઓએ શમદમાદિ સાધનયુક્ત બ્રાહ્મણાદિને શિક્ષા કરવી યોગ્ય નથી, છતાં તું શમદમ આદિથી રહિત ઉન્મત્ત બ્રાહ્મણ છે, માટે મેં તને વાણીવડે શાસન કર્યું છે. એક ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, "नादंड्यो नाम राज्ञोऽस्ति धर्माद्विचलितः स्वकात् અર્થઃ–જે પુરૂષ પોતાના વર્ણાશ્રમ ધર્મથી રહિત થઇ વિપરીત આચરણ કરે છે, તે પુરૂષ રાજાને દંડ કરવા યોગ્ય છે." વળી ધર્મશાસ્ત્રમાં એમ કહ્યું છે કે, "अक्षतो ब्राह्मणो व्रजेत् અર્થઃ–શરીરનો દંડ બ્રાહ્મણને રાજાએ કરવો નહિ." આ રીતના બેઉ શાસ્ત્રની વ્યવસ્થાને લઇ મેં વાણીવડે તારો નિરાદર કર્યો છે. નીતિશાસ્ત્રમાં ચાર પ્રકારના દંડ કહ્યા છેઃ–ધિક્દંડ, વાક્દંડ, ધનદંડ તથા શરીરદંડ. આ ચાર પ્રકારના દંડમાં કાંઇપણ દંડ જો હું તને ન કરૂં તો પ્રથમ શાસ્ત્ર વ્યર્થ થશે. પ્રથમના શાસ્ત્રની પ્રમાણતાને માટે તને દંડ કરવો છે. કરવો જરૂરનો છે. પણ દંડવિશે શરીરનો દંડ બ્રાહ્મણને નહિ કરવો, એમ "अक्षतो ब्राह्मणो व्रजेत् ઇત્યાદિ વચનથી સિદ્ધ થાય છે. શરીરશિક્ષા બ્રાહ્મણને હોય નહિ. વળી ધનના હરણરૂપ શિક્ષા પણ બ્રાહ્મણને હોય નહિ. કારણ કે ભિક્ષુક બ્રાહ્મણમાં ધનની યોગ્યતા નથી. પણ ધિક્દંડ તથા વાક્દંડ દુરાત્મા બ્રાહ્મણમાં સંભવે છે. આથી હે બાલાકિ! કઠોર વાણીવડે મેં તને પ્રહાર કર્યો છે. હે બાલિકિ! ધર્મશાસ્ત્રમાં રાજાનો આ ધર્મ છે કે, ઉત્તમ પુરૂષોને તેમજ અધમ પુરૂષોને રાજાએ સર્વદા હિતનો ઉપદેશ કરવો. આ રીતના શાસ્ત્રને લઇ હું તને હિતનો ઉપદેશ કરૂં છું. હે બાલાકિ! તેં પૂર્વે જે સોળ બ્રહ્મપુરૂષો કહ્યા છે, તેના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. પણ આ સોળ પુરૂષના તથા સર્વ પ્રપંચના કારણરૂપ જે પરમાત્મા છે, તેના જ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે તે પરમાત્મા જ તારે જાણવા યોગ્ય છે. આ પરમાત્માનું જ્ઞાન ગુરૂના ઉપદેશ વિના થતું નથી. તેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે તારે ગુરૂની સમીપ જવું જોઇએ. ગુરૂનો ઉપદેશ લઇ જો તું આત્મજ્ઞાન નહિ સંપાદન કરશે તો વિદ્યા-

રૂપી મદ વારંવાર તને જન્મમરણરૂપ નરકની પ્રાપ્તિ કરશે. હે બાલાકિ! જે પરમાત્મા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપે છે, તે જ પરમાત્મા બ્રહ્મ શબ્દનો અર્થ છે, તથા બ્રહ્મ શબ્દ-જન્ય જ્ઞાનનો વિષય છે. આ રીતનાં રાજા અજાતશત્રુનાં વચનને સાંભળી બાલાકિ બ્રાહ્મણ અભિમાનથી રહિત થયો. આ બાલાકિ રાજા અજાતશત્રુને જ ગુરુરૂપે માનવા લાગ્યો.

## અજાતશત્રુ ગુરૂરૂપે.

બાલાકિઃ—હે રાજન્! જે આત્માના જ્ઞાનથી પુરૂષમાં ગુરૂપણું થાય છે, તે આત્મા અત્યંત ગુરૂ છે. આ આત્માનો ઉપદેશ કરવાવાળો જે કોઇ પુરૂષ છે, તે પણ ગુરૂપણાને યોગ્ય છે, જે પુરૂષમાં અહંકારાદિ રહે છે, તે લઘુપણાને પામે છે. માટે અહંકારાદિ અત્યંત લઘુ છે આ અહંકારની જે પુરૂષ નિવૃત્તિ કરે છે, તે પુરૂષ પણ ગુરૂ થવા યોગ્ય છે. આ બેઉ રીતનું લક્ષણ આપનામાં ઘટે છે. કારણ કે વિદ્યામદ, ધનમદ તથા કુળમદ, આ ત્રણ પ્રકારના મદ મને નરકની પ્રાપ્તિ કરવાવાળા છે. આ મદને લીધે મહાત્મા પુરૂષોની સભામાં નિરાદર-રૂપી લઘુતાને હું પામ્યો છું. માટે વિદ્યાદિનો મદ અત્યંત લઘુ છે. તે અનેક પ્રકારના દુઃખને આપવાવાળો છે. અનાદર-રૂપી ઉપાયવડે આપે રાજાએ મારા મદને નિવૃત્ત કર્યો છે. વળી આપ વિદ્યાને લીધે મદથી રહિત છો. માટે ગુરૂનું લક્ષણ આપ અજાતશત્રુમાં જ ઘટે છે. તેથી તમને જ મારે તો મારા ગુરૂ કરવા છે. વળી આપ અજાતશત્રુનો ત્યાગ કરી અન્ય કોઇ ગુરૂની સમીપ જો હું જઇશ તો મારામાં કૃતઘ્નતાના દોષની પ્રાપ્તિ થશે. કારણ કે જે પુરૂષ કોઇએ કરેલા ઉપકારને માનતો નથી, તે પુરૂષ કૃતઘ્ન હોય છે. આ રાજાએ મારા અહંકારાદિની નિવૃત્તિ કરી છે, માટે આ રાજાએ મારાપર મોટો ઉપકાર કર્યો છે. આ રાજાના ઉપકારને નહિ માની જો હું અન્ય ગુરૂની સમીપ જઇશ તો હું પણ કૃતઘ્ની થઇશ. માટે અજાતશત્રુ, રાજાને જ ગુરૂ માની હું તેને શરણે જાઉં. આ લોકમાં રાજા અજાતશત્રુ જેવો બ્રહ્મના વાસ્તવ સ્વ-રૂપને જાણે છે, તેવો બીજો કોઇ બ્રહ્મના વાસ્તવ સ્વરૂપને જાણતો નથી. આ લોકમાં દ્વિતીયાનો ચંદ્રમા જેણે નેત્રવડે પ્રત્યક્ષ જોયો છે, તેજ પુરૂષ બીજા પુરૂષને ચંદ્રમા દેખાડવામાં સમર્થ હોય છે. જેણે પોતે ચંદ્રમા જોયો નથી, તે પુરૂષ બીજાને ચંદ્રમા દેખાડવામાં સમર્થ થતો નથી. આ રાજા સિવાય અન્ય પુરૂષે બ્રહ્મના વાસ્તવ સ્વરૂપને જાણ્યું નથી તો તે મને બ્રહ્મના વાસ્તવ સ્વરૂપને કેવી રીતે કહી શકશે? પૂર્વે જે ગુરૂ પાસેથી મેં વિદ્યા અધ્યયન કરી છે, તેને પણ બ્રહ્મના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન ન હતું. કારણ કે જો તેને બ્રહ્મના વાસ્તવ સ્વરૂ-પનું જ્ઞાન હોત તો પ્રાણસમાન હું પ્રિય શિષ્યને તે ગુરૂ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરત. તે ગુરૂએ મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો નથી. પણ તે ગુરૂમાં જેટલી વિદ્યા હતી, તેટલી વિદ્યા તે ગુરૂએ મને ભણાવી

છે. બ્રહ્મવિદ્યા તે ગુરૂએ મારી પાસે કહી નથી. આથી એમ જણાય છે કે, તે ગુરૂને બ્રહ્મના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન નથી. વળી હિમાલયથી માંડી સેતુબંધ રામેશ્વર સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણે વર્ણમાં જે કોઇ વિદ્વાન્ છે, તે સર્વનો પરાજય કરી અજાતશત્રુનો પરાજય કરવા માટે હું આવ્યો છું. માટે આ રાજાથી તેમ પૂર્વના મારા ગુરૂથી ભિન્ન જેટલા બ્રાહ્મણાદિ વિદ્વાન્ છે, તે સર્વ મારા શિષ્ય ભાવને પામેલ છે. માટે તેઓથી પણ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઇ શકી નથી. જો તે બ્રાહ્મણાદિને બ્રહ્મવિદ્યા આવડતી હોત, તો મારાથી તેઓ પરાજિત થાત નહિ. વળી હું આ સર્વ બ્રાહ્મણનો પરાજય કરી આવ્યો છું. માટે તેઓમાં બ્રહ્મવિદ્યા હોઇ શકે નહિ. આ અજાતશત્રુ રાજા જો કે મનુષ્ય છે. છતાં ગુણવડે દેવોની સમાન છે. અથવા દેવોથી પણ તે અધિક ગુણવાન્ છે કારણ કે આ અજાતશત્રુ રાજા પ્રમાદથી રહિત થઇ બ્રહ્મવિદ્યાને ધારણ કરે છે, તે અધિકારી મુમુક્ષુજનને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. માટે આ રાજા દેવોથી પણ અધિક છે. વળી ઇન્દ્ર આદિ દેવો, દેવાંગનાઓના મુખનાં દર્શનરૂપ મદિરાનું પાન કરી અત્યંત મોહને પામેલા છે. માટે દેવો બ્રહ્મવિદ્યાને જાણવા છતાં નહિ જાણનારાના સમાન છે. જેમકે પૃથ્વીપર મદ્યપાન કરનારો પુરૂષ પોતે ગૃહાદિને જાણતો છતાં જાણતો નથી. આ રાજા પાસે આટલી લક્ષ્મી છે, છતાં તે મુનિની માફક અભિમાનથી રહિત છે, વળી પુત્ર આદિ પ્રિય વસ્તુ પ્રાપ્ત થવા છતાં તેને હર્ષ થતો નથી. અપ્રિય વસ્તુ પ્રાપ્ત થવાથી આ રાજાને શોક થતો નથી. અર્થાત્ જે વસ્તુમાં પુરૂષનો રાગ થાય છે, તે વસ્તુ પ્રાપ્ત થવાથી પુરૂષને હર્ષ ઉત્પન્ન થાય છે. માટે રાગ જ હર્ષના કારણરૂપે છે. વળી જે વસ્તુમાં પુરૂષને દ્વેષ લાગે છે તે વસ્તુ પ્રાપ્ત થવાથી મનુષ્યને શોક ઉત્પન્ન થાય છે. માટે દ્વેષ જ શોકના કારણરૂપે છે. આ રાગ તથા દ્વેષ અજાતશત્રુ રાજામાં નથી. માટે હર્ષ તથા શોક પણ આ રાજામાં સંભવતા નથી. કારણ કે આ રાજાને જેવા પોતાના પુત્ર છે, તેવા જ શત્રુ છે. પુત્રોમાં આ રાજાનો રાગ નથી તેમજ શત્રુમાં આ રાજાનો દ્વેષ નથી. વળી એ એકલો જ કામ ક્રોધથી રહિત છે. બીજો કોઇ કામ ક્રોધથી રહિત નથી. કારણ કે જો આ રાજા કામરૂપી દોષવાળો હોત તો મને હજાર ગાય આપત નહિ. આ રાજા, હું તમને બ્રહ્મનો ઉપદેશ કરૂં છું, આ રીતના મારા વચન માત્રવડે હજાર ગાય મને આપે છે. માટે આ રાજામાં કામરૂપી દોષ નથી. વળી જે પુરૂષ કામરૂપી દોષવાળો હોય છે, તે સુપાત્રને દાન કરતો નથી. વળી કુપાત્ર વેશ્યાદિ સ્ત્રીઓને, વેશ્યાદિની પાછળ સારંગી વગાડનારા પુરૂષને તેમજ અનેક પ્રકારનાં કૌતુક કરનારા નટાદિ કુપાત્રોને કામી પુરૂષ હજારો રૂપીઆ આપે છે, પણ બ્રહ્મવેત્તા સુપાત્ર પુરૂષને પાંચ કોડી પણ કામી પુરૂષ આપી શકતો નથી. માટે એમ સિદ્ધ થાય છે કે, જે જે પુરૂષનું દ્રવ્ય

સુપાત્રમાં ખરચાય છે, તે પુરૂષ કામદોષથી રહિત છે. વળી જે પુરૂષનું દ્રવ્ય કુપાત્રમાં ખરચાય છે, તે પુરૂષ કામદોષવાળો છે. આ રાજાનું દ્રવ્ય સુપાત્રમાં ખરચાય છે, માટે આ રાજા કામદોષથી રહિત છે. કામદોષથી થનાર જન્મ મરણ આદિ દોષને જે પુરૂષ જાણે છે, તે જ પુરૂષ કામદોષથી રહિત થાય છે. કામથી થનારા દોષના જ્ઞાનથી રહિત પુરૂષ કામથી રહિત થઇ શકતો નથી. આ રાજા કામથી થનારા જન્મમરણાદિ દોષને સારી રીતે જાણે છે, માટે આ રાજા કામદોષથી રહિત છે. આ રાજામાં ક્રોધ પણ નથી. કારણ કે જે ક્રોધવાળો હોય છે, તેનો જ્યારે કોઇ અપરાધ કરે છે ત્યારે તે ક્રોધી તે અપરાધીને મારે છે. જો અપરાધીને મારવામાં પોતે સમર્થ હોતો નથી તો પોતાનું માથું કૂટે છે. આ ક્રોધવાન્ પુરૂષનું લક્ષણ છે. આ રાજામાં તે લક્ષણ નથી. કારણ કે સભામાં આવી મેં અજ્ઞાનીએ આ રાજાની અવજ્ઞા કરી, છતાં આ રાજા મારાપર ક્રોધાયમાન થયો નહિ. પણ તે મારા હિતની ઇચ્છા કરે છે. માટે આ રાજામાં ક્રોધ નથી. જો આ રાજામાં ક્રોધ હોત તો હું અપરાધીના હિતની ઇચ્છા કરત નહિ. મેં પૂર્વે મારા ગુરૂના મુખથી તેમ જ શાસ્ત્રથી સાંભળ્યું છે કે, બ્રહ્મવેત્તાવિના સર્વ પ્રાણીના હૃદયમાં કામ તથા ક્રોધ રહે છે. પણ બ્રહ્મવેત્તા પુરૂષમાં કામ તથા ક્રોધ રહેતા નથી. આ રીતે ગુરૂ તથા શાસ્ત્રના વચનથી પણ આ રાજા બ્રહ્મવેત્તા છે, એમ સિદ્ધ થાય છે. કારણ કે આ રાજામાં કામનો તથા ક્રોધનો અભાવ છે. માટે આ બ્રહ્મવેત્તા રાજાનો ત્યાગ કરી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે અન્ય કોઈ દેવતા સમીપ મારે જવું યોગ્ય નથી. વળી દેવોથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં મને સંશય છે. કારણ કે આ લોકમાં જેમ મનુષ્ય આદિનું પ્રત્યક્ષ દર્શન થાય છે, તેમ દેવતાનું પ્રત્યક્ષ દર્શન કોઇને થતું નથી. દેવનાં દર્શન માટે હું લાંબો સમય સૂધી તપ કરીશ, તોપણ આ જન્મમાં મને દેવનું દર્શન થશે નહિ. વળી અન્ય જન્મમાં મને દેવનું દર્શન થશે, એમાં મને સંશય છે. મહાન્ તપવડે આ જન્મમાં દેવનું દર્શન જો કે મને થયું, છતાં સર્વ દેવમાં મુખ્ય બ્રહ્મવેત્તા કોઇક જ હોય છે. વળી તપના પ્રભાવથી કદાપિ મુખ્ય બ્રહ્મવેત્તારૂપ દેવનું દર્શન પણ થાય. પણ દેવ રજોગુણયુક્ત છે. માટે તે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે, નહિ કરે અથવા કોઇ દ્રવ્યાદિ પદાર્થની પ્રાપ્તિવડે મને મોહ ઉત્પન્ન કરશે. આ રીતનો મને સંશય થાય છે. માટે દેવના ઉપદેશથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં મને સંશય થાય છે. દેવથી ભિન્ન આ લોકમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણમાં જે કોઈ વિદ્વાન્ છે, તે સર્વ વિદ્વાનનો મેં પરાજય કર્યો છે. માટે તેઓવડે મને કદી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ હોઈ શકે નહિ. આ રીતનો વિચાર કરી બાલાકિ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે હાથમાં સમિધ લઇ અજાતશત્રુ પાસે ગયો. જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણમાંનું બાળક બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ

માટે હાથમાં સમિધ લઇ આચાર્યની પાસે જઇ એમ પ્રાર્થના કરે કે, હે ભગવન્! હું તમારો શિષ્ય છું, મને આપ ઉપદેશ કરો, તેમ બાલાકિ અજાતશત્રુની પાસે જઇ કહેવા લાગ્યો કે, હે ભગવન્! હું આપનો શિષ્ય છું, માટે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. આ વચનવડે બાલાકિ પોતે એમ માનવા લાગ્યો કે, આ લોકમાં જે કોઇ પુરૂષ બ્રહ્મવિદ્યાવડે અધિક છે, તે જ પુરૂષ ગુરૂ પદવીને યોગ્ય છે. આ બ્રહ્મવેત્તા બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય, વૈશ્ય હોય, શૂદ્ર હોય, સ્ત્રી હોય, નપુંસક હોય અથવા રાક્ષસ હોય, પણ સર્વથા બ્રહ્મવિદ્યાવાળો પુરૂષ ગુરૂ પદવીને યોગ્ય છે. જેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ નથી, તે બ્રાહ્મણ હોય તથા અન્ય વિદ્યામાં બૃહસ્પતિ સમાન હોય, છતાં તે પુરૂષ શિષ્યની પદવીને યોગ્ય છે. પણ ગુરૂ પદવીને યોગ્ય નથી. કેવળ બ્રહ્મવેત્તા જ ગુરૂ પદવીને યોગ્ય છે. આ રીતનો પોતાનો અભિપ્રાય બાલાકિ જણાવવા લાગ્યો. હે શિષ્ય ! આ રીતે બાલાકિને અભિમાનથી રહિત થયેલો રાજા અજાતશત્રુએ જોયો ત્યારે તે પોતાના આસનથી ઉભો થયો. પછી બે હાથ જોડી રાજા બાલાકિને પ્રણામ કરવા લાગ્યો. રાજા બાલાકિને નીચે પ્રમાણે કહેવા લાગ્યો; હે બાલાકિ ! આ લોકમાં બ્રહ્માએ બ્રાહ્મણત્વ જાતિવાળા સર્વ બ્રાહ્મણને ગુરૂરૂપે ઉત્પન્ન કર્યો છે. ક્ષત્રિયાદિ અન્ય વર્ણને સ્વભાવથી શિષ્યરૂપે બ્રહ્માએ ઉત્પન્ન કરી છે, માટે હે બાલાકિ ! તું બ્રાહ્મણ થઈ હું ક્ષત્રિયના શિષ્યભાવરૂપ વિપરીત કર્મની ઇચ્છા શા માટે કરે છે ? આવું વિપરીત કર્મ કરવું તારે યોગ્ય નથી. હે બાલાકિ ! વિપરીત કર્મમાં પ્રવૃત્તિ ત્રણ કારણથી થાય છેઃ—એક ક્રોધવડે વિપરીત કર્મમાં પ્રવૃત્તિ થાય છે, બીજું ભયવડે વિપરીત કર્મમાં પ્રવૃત્તિ થાય છે તથા ત્રીજું અજ્ઞાનવડે વિપરીત કર્મમાં પ્રવૃત્તિ થાય છે. જો ક્રોધને લીધે તારી વિપરીત કર્મમાં પ્રવૃત્તિ થતી હોય તો મારાપર ક્ષમા કરી તે ક્રોધની નિવૃત્તિ કર. અર્થાત્ મેં અલ્પબુદ્ધિ બાળકે રાજધર્મને અંગીકાર કરી, જે જે કટુ વચન તને કહ્યાં છે, તે મારા સર્વ મારા અપરાધને તું ક્ષમા કર. ક્ષમા કરવું, એ બ્રાહ્મણનો સ્વભાવ છે. હે બાલાકિ ! મેં જે તને કટુ વચન કહ્યાં છે, તે અપરાધ વિના કહ્યાં નથી. પણ મેં અનેકના મોઢાથી સાંભળ્યું છે કે, બાલાકિએ ધનના મદવડે તથા વિદ્યાના મદવડે અનેક સાધુ બ્રાહ્મણોનો નિરાદર કર્યો છે. હે બાલાકિ ! મેં પૂર્વે જે રીતે સાંભળ્યું હતું, તે જ પ્રમાણે મેં જોયું. આ કારણથી તારા મદની નિવૃત્તિ માટે મેં તને કટુ વચન કહ્યાં છે. મેં તને જે કટુ વચન કહ્યાં છે, તે મારા પ્રમાદથી કહ્યાં નથી. પણ ધર્મશાસ્ત્રને અનુસરી કહ્યાં છે. કારણ કે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, દુરાચારી બ્રાહ્મણના દુરાચરણનો સારી રીતે નિર્ણય કરી, રાજાએ તે બ્રાહ્મણનો સારી રીતે વાણીવડે નિરાદર કરવો. આ રીતે મેં ધર્મશાસ્ત્રમાં સાંભળ્યું છે, આથી મેં તને કટુ વચન

કહ્યાં છે. હે બાલાકિ ! તારા સરખા બ્રાહ્મણુ લોકાએજ મને રાજધર્મનો ઉપદેશ કર્યો છે. આ રાજધર્મના આચરણમાં કોઇપણુ પ્રમદ મારામાં જોતો હોય તો હું બાળકપર તું ક્ષમા કર. તારો ક્ષોભ જોઈ મને બહુ શોક થાય છે. મને મારા રાજ્યને તથા રાજસંબંધીના ધર્મને પણુ ધિક્કાર છે. આ રાજસંબંધી ધર્મને અંગીકાર કરી, મેં બ્રાહ્મણુરૂપ તારો નિરાદર કર્યો છે. મારા ભયથી જો તું વિપરીત કર્મમાં પ્રવૃત્ત થતો હોય તો થા નહિ કારણુ કે નીચ જાતિવાળા અપરાધી પ્રાણીને હું મારતો નથી તો પછી તારા સરખા ઉત્તમ બ્રાહ્મણુને કેવી રીતે મારૂં ? જે કોઇ ચોરીરૂપ પ્રથમ અપરાધ કરે છે, તે ચોરને ધનાદિ પરાર્થને જોઇ હું ચોરી કરવામાંથી નિવૃત્ત કરૂં છું. ધન લેવાવડે ફરી ચોરીરૂપી બીજો અપરાધ મનુષ્ય જો કરે છે, તો તે પુરૂષને પોતાના સ્થળપરથી કાઢી મૂકું છું. ત્યાર બાદ તે પુરૂષ જો ચોરીરૂપી ત્રીજો અપરાધ કરે છે ત્યારે શ્વાનના પગની સમાન આકારવાળા લોહ મુદ્રાને અગ્નિમાં તપાવી તે ચોરના મસ્તકમાં હું ડામ દઉં છું. જો તે પુરૂષ ચોથીવાર ચોરીઆદિ અપરાધ કરે છે તો તે પુરૂષના એક હાથનું હું છેદન કરૂં છું. પાંચમીવાર જો ચોરી આદિ અપરાધ કરે છે તો તે ચોરના બીજા હાથનું હું છેદન કરૂં છું. તે પુરૂષ જો છઠ્ઠીવાર ચોરી આદિ અપરાધ કરે છે તો તેના એક પાદનું હું છેદન કરૂં છું. જો સાતમીવાર ચોરી આદિ અપરાધ કરે છે તો તેના બીજા પગનું હું છેદન કરૂં છું. આ રીતે સાતવાર અપરાધ કરવાવાળા પુરૂષને હું પ્રાણુથી રહિત કરતો નથી. જો તે આઠમીવાર અપરાધ કરે છે ત્યારે જ તે પુરૂષને હું મારૂં છું. હે બાલાકિ ! યુદ્ધમાં પણુ શત્રુને ધર્મયુદ્ધથી હું મારૂં છું. અધર્મથી કોઇ શત્રુને હું મારતો નથી. કારણુ કે જે શૂરવીર યુદ્ધ કરવા માટે મારી સામે થાય છે, તે સોળ વર્ષથી લઇ પચાસ વર્ષ સૂધીની ઉમરનો જે હોય છે, જે સાવધાન હોય છે, તેમ જ જે મારાપર પ્રથમ શસ્ત્ર ચલાવે છે, તે શૂરવીરને હું પછીથી મારૂં છું. વૃદ્ધ અવસ્થાવાળાને, બાલ્ય અવસ્થાવાળાને તેમ જ અસાવધાન પુરૂષને યુદ્ધમાં હું મારતો નથી. શત્રુઓને તેમ જ અપરાધી પુરૂષોને પણુ જ્યારે હું મારતો નથી, તો પછી સર્વ મનુષ્યોને પૂજનીય એવા બ્રાહ્મણુને તો હું કેવી જ રીતે મારી શકું. બ્રાહ્મણુને હું કદાપિ મારતો નથી. મારો આ રીતનો સ્વભાવ જાણી, તું ભયથી રહિત થા. અર્થાત્ બ્રાહ્મણુ થઇ ક્ષત્રિયના શિષ્ય થવું, તે વિપરીત કર્મ બે લોકમાં નિંદિત છે. આ નિંદિત કર્મમાં મારા ભયને લીધે તું પ્રવૃત્ત થા નહિ. જો તું પોતાના અજ્ઞાનની નિવૃત્તિ માટે આ વિપરીત કર્મમાં પ્રવૃત્ત થતા હો તો તારા પૂર્વના ગુરૂ પાસે તું જા. તેના ઉપદેશથી તારા અજ્ઞાનની નિવૃત્તિ થશે. હું તને નમસ્કાર કરૂં છું. જ્યાંથી તું આવ્યો હો ત્યાં તું ફરી જા.

ગુરૂઃ—હે શિષ્ય ! આ રીતે જ્યારે

રાજા અજાતશત્રુએ બાલાકિ બ્રાહ્મણને કહ્યું, તે સમયે બાલાકિ તે સભામાંથી ચાલ્યો ગયો નહિ. પણ પોતાની લાજને તથા ચિંતાને દર્શાવવા માટે નીચું મોઢું ઘાલી પગના અગ્ર ભાગવડે તે ભૂમિ ખોતરવા લાગ્યો. તે ઉંચેથી શ્વાસ લેવા લાગ્યો. બાલાકિના શરીરની ચેષ્ટાને જોઈ અજાતશત્રુ તેના હૃદયના અભિપ્રાયને જાણી ગયો. બ્રાહ્મણ થઈ ક્ષત્રિયના શિષ્ય થવું, આ વિપરીત કર્મની ઇચ્છાથી ઉત્પન્ન થયેલ લજ્જાથી રાજા જાણી ગયો કે, તે લજ્જાથી નીચું મોઢું ઘાલે છે તથા પગવડે ભૂમિ ખોતરે છે. વળી રાજાના ત્યાગ કરવા પછી હું અન્ય કોઈથી બ્રહ્મવિદ્યાને પામીશ, આ રીતની બાલાકિની ચિંતાને ઉંચા શ્વાસરૂપ ચેષ્ટાથી રાજા જાણી ગયો. કારણ કે પગવડે ભૂમિનું ખોતરવું તથા નીચું મુખ લાજવિના થતું નથી. પણ લજ્જાવડે થાય છે. તેમ ઉંચો શ્વાસ લેવો, તે પણ ચિંતા વિના થતું નથી. પણ ચિંતાને લીધે થાય છે. અર્થાત્ જે વસ્તુ જે વસ્તુવિના થાય નહિ, તેમ જે વસ્તુ વિદ્યમાન હોવાથી જે વસ્તુ થાય, તે વસ્તુવડે તેનું અનુમાન થાય છે. જેમકે અગ્નિવિના ધુમાડો થતો નથી. પણ અગ્નિની વિદ્યમાનતાથી ધુમાડો થાય છે. માટે ધૂમરૂપ હેતુથી પર્વતાદિમાં અગ્નિનું અનુમાન થાય છે. તેમ જ લજ્જાવિના નીચું મુખ તથા પગવડે ભૂમિનું ખોતરવું થતું નથી. પણ લજ્જાવડે થાય છે. આથી નીચું મોઢું તથા ભૂમિના ખોતરવારૂપ બે હેતુથી બાલાકિને લજ્જા થઈ. આ રીતનું અનુમાન રાજા કરવા લાગ્યો. તેમ ચિંતાવિના ઉંચો શ્વાસ લેવાતો નથી, પણ ચિંતાવડે થાય છે. આથી ઉંચા શ્વાસરૂપ હેતુથી બાલાકિને ચિંતા થાય છે, એમ રાજા અનુમાન કરવા લાગ્યો. એક પુરૂષના અંતઃકરણના ધર્મરૂપ લજ્જા તથા ચિંતાનું પ્રત્યક્ષ જ્ઞાન બીજાને થતું નથી. પણ અનુમિતિ જ્ઞાન થાય છે. આ રીતે બાલાકિના અભિપ્રાયને જાણી રાજા બાલાકિને કહેવા લાગ્યો; હે બાલાકિ! ઉત્તમ વર્ણવાળા ધર્માત્મા બ્રાહ્મણ, આ ક્ષત્રિય મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે, આ રીતની ઇચ્છાથી ક્ષત્રિયાદિની પાસે જાય છે. આ રીતના વિપરીત કર્મને હું અત્યંત અનુચિત માનું છું. કારણ કે આપને યજ્ઞ કરવો, તથા યજમાનને કરાવવો, વિદ્યાનું અધ્યયન કરવું તથા શિષ્યને વિદ્યાનું અધ્યયન કરાવવું, પોતે દાન કરવું તથા શુદ્ધ યજમાન પાસેથી દાન લેવું, આ છ કર્મ બ્રાહ્મણનાં શાસ્ત્રમાં કહ્યાં છે. વળી યજ્ઞ કરવો, દાન આપવું તથા વિદ્યાનું અધ્યયન કરવું, આ ત્રણ કર્મ બ્રાહ્મણની માફક ક્ષત્રિયને કહ્યાં છે. પણ યજ્ઞ કરાવવો, વિદ્યાનું અધ્યયન કરાવવું તથા પ્રતિગ્રહ કરવો, આટલાં ત્રણ કર્મ ક્ષત્રિયને કરવાનાં કોઈ શાસ્ત્રમાં કહ્યાં નથી. માટે હે બાલાકિ! આચાર્ય થઈ બ્રાહ્મણને વિદ્યાના ઉપદેશ કરવામાં જો કે શાસ્ત્રની રીતિ પ્રમાણે મને અધિકાર નથી, છતાં મારો એવો નિયમ છે કે, જે ધર્માત્મા બ્રાહ્મણ ધનથી માંડી પ્રાણપર્યંત કોઈ પણ પદાર્થની યાચના કરે છે, તે બ્રાહ્મણને પ્રાણપર્યંત પદાર્થનું પણ હું દાન

કરૂં છું, આવો મારો નિયમ છે. માટે હે બાલાકિ ! તમે બ્રાહ્મણ મારા ગુરૂરૂપે છો, છતાં તમે મારી પાસે બ્રહ્મવિદ્યાની યાચના કરી છે. જો હું તમને પ્રાણથી પણ અતિપ્રિય બ્રહ્મવિદ્યા નહિ આપું તો મારા નિયમનો ભંગ થશે. માટે મારા નિયમનું રક્ષણ કરવા માટે તમે યાચકસ્વરૂપ ગુરૂને બ્રહ્મવિદ્યાનું હું દાન કરૂં છું. માટે હે બાલાકિ ! તમારો તથા મારો ગુરૂશિષ્યભાવ સંબંધ નથી, પણ દાતા તથા યાચકભાવરૂપ સંબંધ છે. તાત્પર્ય કે તમારામાં શિષ્ય બુદ્ધિવડે તથા મારામાં ગુરૂ બુદ્ધિવડે હું તમને બ્રહ્મવિદ્યા કહેતો નથી, પણ તમારામાં યાચક બુદ્ધિવડે તથા મારામાં દાતા બુદ્ધિવડે હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરૂં છું. માટે તમે બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરો. આ રીતનું વચન કહી અજાતશત્રુ બાલાકિને પ્રણામ કરવા લાગ્યો. તે બાલાકિને પોતાના સિંહાસનપર બેસાડવા લાગ્યો તથા પોતે ભૂમિપર ઉભો રહી બાલાકિને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા લાગ્યો.

અજાતશત્રુઃ—હે બાલાકિ ! પ્રાણાદિ જડ પદાર્થથી ભિન્ન તથા દેશકાળ વસ્તુ પરિચ્છેદથી રહિત જે સ્વયંપ્રકાશ આનંદસ્વરૂપ આત્મા છે, તેનેજ તું બ્રહ્મરૂપે કરી જાણ. આ રીતે રાજાના વચનને સાંભળી જેને વિશ્વાસ થયો છે, એવા બાલાકિને અન્વય વ્યતિરેકવડે જડ પ્રાણની અનાત્મતાનો ઉપદેશ કરવા અજાતશત્રુ પોતાના આસન પરથી ઉઠાડી બાલાકિના હાથમાં પોતાનો હાથ આપી, સિંહાસન પરથી તેને નીચે ઉતાર્યો. ગુહ્યાર્થનો ઉપદેશ સભામાં થઈ શકે નહિ. આ કારણથી સભાનો ત્યાગ કરી બાલાકિ સહિત અજાતશત્રુ અંતઃપુરમાં ગયો. આ અંતઃપુરના દ્વારમાં કોઇ એક પુરૂષ સૂતેલો હતો. સર્વ ઇન્દ્રિયોની ચેષ્ટાથી રહિત કેવળ પ્રાણ માત્ર આ મનુષ્યના ચાલતા હતા. આ સૂતેલા પુરૂષની પાસે બાલાકિ સહિત અજાતશત્રુ ઉભો રહ્યો. બાલાકિ પ્રાણને આત્મારૂપે માનતો હતો. આ પ્રાણની આત્મતા ટાળવા માટે રાજા બાલાકિએ જેટલાં પ્રાણોનાં નામો કહ્યાં હતાં, તે સર્વ નામોનો મોટેથી ઉચ્ચાર કરી તે સૂતેલા પુરૂષને જગાડવા લાગ્યો.

## પ્રાણોનાં નામો.

હે આદિત્યરૂપ ! હે ચંદ્રમારૂપ ! હે બૃહત્ ! હે પાંડુરનીરગ (શુકલ વર્ણવાળા જળનો આશ્રય કરવાવાળા) ! હે નીરસંવૃત (જેમ એકજ વસ્તુવડે મનુષ્ય નીચે તથા ઉપર ઢંકાય છે તેમ નીચે તથા ઉપર જળવડે ઢંકાયેલા) ! હે પ્રિયદર્શન ! હે સોમનામ ! હે બ્રાહ્મણોના રાજા ! હે દીપ્તિ સહસ્રભાક (અસંખ્યાત દેવોવડે યુક્ત) ! આ રીતે પ્રાણના સમષ્ટિરૂપને પ્રતિપાદન કરવાવાળાં સૂર્યાદિ દેવવાચક જેટલાં નામો છે, તે સર્વ નામોને ઉંચે સ્વરે બોલી રાજા પ્રાણને બોલાવવા લાગ્યો, તેમ છતાં પ્રાણ જાગતો થયો નહિ. કારણ કે પ્રાણ અચેતન છે. આ કારણથી જ સુખ તથા દુઃખરૂપી ફળના ભોક્તારૂપ પ્રાણ નથી. દાખલા તરીકે જડ એવા ઘટને કહીએ કે, હે ઘટ ! હે

કંબુગ્રીવાદિમાન્ ! હે જળને ધારણ કરવાવાળા ! ઇત્યાદિ નામવડે બોલાવીએ, છતાં કુંભ પોતાને તથા પોતાને બોલાવનારા પુરૂષને જાણતો નથી. આ કારણથી ઘટ અચેતનરૂપે છે. તે જ પ્રમાણે પ્રાણ પણ અચેતનરૂપે છે. આ રીતે રાજાએ આદિત્યાદિ નામવડે બોલાવવા છતાં જ્યારે સુતેલ પુરૂષ પોતાને તથા રાજાને જાણી શક્યો નહિ, ત્યારે બાલાકિએ ઘટની માફક પ્રાણમાં પણ અનાત્મતા છે, એમ નિશ્ચય કર્યો. ત્યાર બાદ મનવાણીના અવિષયરૂપ જે શુદ્ધ આત્મા છે, તેને ઘટાદિની માફક ઇદંતારૂપે કરી સાક્ષાત્ ઉપદેશ કરવા કોઇ સમર્થ નથી, તેમ જાણવા પણ કોઇ સમર્થ નથી, માટે સ્થૂલારૂંધતી ન્યાયવડે શુદ્ધ આત્માનો ઉપદેશ કરવા માટે પ્રથમ ભોક્તારૂપ વિશિષ્ટ આત્માને જણાવવાના ઉપાય આ રાજા રચવા લાગ્યો. અર્થાત્ અત્યંત સૂક્ષ્મ અરૂંધતી નક્ષત્રને જાણવાવાળો જે પુરૂષ છે, તે પણ અન્ય કોઇને જ્યારે અરૂંધતીનો તારો દેખડાવે છે ત્યારે પ્રથમ વાસ્તવિક અરૂંધતીનો તારો દેખડાવતો નથી. કારણ કે અરૂંધતી નક્ષત્ર અતિ સૂક્ષ્મ છે. માટે પ્રથમ જ તેને વિશે તેની દૃષ્ટિ પહોંચી શકતી નથી. પણ અરૂંધતીની પાસે જે સ્થૂલ તારાઓ છે, તેઓને અરૂંધતીરૂપે પ્રથમ દેખડાવે છે. જ્યારે આ સ્થૂલ તારાઓમાં તેની દૃષ્ટિ પહોંચે છે ત્યારે આસ્તે આસ્તે ખરા અરૂંધતીના તારાને દેખડાવે છે. તેમ પ્રાણમાં અનાત્મતા છે, તેનો ઉપદેશ કરી શુદ્ધ આત્માનો બોધ કરવા પ્રથમ ભોક્તારૂપ વિશિષ્ટ આત્માનો બોધ કરાવવાના ઉપાયને તે રાજા રચવા લાગ્યો. આ ઉપાય નીચે પ્રમાણે છે;—અંતઃપુરના દ્વાર આગળ સૂતેલા પુરૂષના હાથને પોતાના હાથવડે રાજા દબાવવા લાગ્યો. વળી બીજા પુરૂષને પ્રેરણા કરી તે સૂતેલા પુરૂષની પીઠપર લાકડીવડે મરાવવા લાગ્યો. આ રીતે હાથ દબાવવાથી તેમ જ લાકડાંના મારથી જેને પીડા થયેલી છે, એવો સુખ દુઃખનો અનુભવ કરવાવાળો ભોક્તા પુરૂષ પીડાને લીધે જાગતો થયો. જેમ ભસ્મવડે ઢંકાયલો અગ્નિ ભસ્મ નીકળી જવાથી પ્રજ્વલિત થાય છે, તેમ તે પુરૂષ ક્રોધવડે પ્રજ્વલિત થયો. આ રીતે તે મનુષ્યને દેખડાવી રાજા બાલાકિને નિશ્ચય કરાવવા લાગ્યો કે, નેત્રાદિ ઇન્દ્રિયોવાળો ભોક્તા આત્મા પ્રાણથી ભિન્ન છે. પણ ભોક્તાથી ભિન્ન બુદ્ધિ આદિના સાક્ષીરૂપ જે શુદ્ધ આત્મા છે, તેને બાલાકિ જાણતો નહતો.

## શું શુદ્ધ આત્મા ભોક્તારૂપે ?

ભોજનરૂપ ક્રિયા ભોક્તા શબ્દની પ્રવૃત્તિને લઇ સંભવતો નથી. કારણ કે ભોજનરૂપ ક્રિયા નિયમવડે સર્વ ભોક્તામાં રહેતી નથી. અર્થાત્ જો ભોજનરૂપ ક્રિયાવાળામાં ભોક્તા શબ્દની પ્રવૃત્તિ હોય તો જે જે ક્રિયા થાય, તે દુઃખરૂપે હોય. આથી દુઃખવાન્ પુરૂષમાં જ ભોક્તા શબ્દની પ્રવૃત્તિ થશે. પણ સુખવાન્ પુરૂષમાં ભોક્તા શબ્દની પ્રવૃત્તિ થશે નહિ. વળી જે પુરૂષ સુખી હોય છે, તેને લોકો ભોક્તા કહે છે. વળી

ભોજનરૂપ ક્રિયાને ભોકતા શબ્દની પ્રવૃત્તિના કારણરૂપે જો માનીએ તો ભોક્તાપણાથી રહિત મુખ, દાંત તથા જિહ્વા આદિમાં પણ ભોજનરૂપ ક્રિયા રહે છે, માટે તેને પણ ભોકતા કહેવાં જોઇએ પણ મુખાદિને કોઇ ભોકતા કહેતા નથી. વળી ભોજનરૂપ ક્રિયાના ફળની પ્રાપ્તિરૂપ કારણને ગ્રહણ કરી, ભોકતા શબ્દની જો પ્રવૃત્તિ થતી હોય તો તૃપ્તિ બે પ્રકારની છેઃ—એક પુષ્ટિરૂપી તૃપ્તિ તથા બીજી તુષ્ટિરૂપી તૃપ્તિ. તેમાં પુષ્ટિરૂપી તૃપ્તિવાળાનું નામ જો ભોકતા હોય તો ભીત આદિ જડ પદાર્થ પણ ભોકતા થવા જોઇએ. કારણ કે મૃત્તિકાદિના લેપનથી ભીત આદિને પણ પુષ્ટિ થાય છે. વળી લોકમાં ભીત આદિને કોઈ ભોકતા કહેતું નથી. માટે પુષ્ટિરૂપી તૃપ્તિ પણ ભોકતા શબ્દની પ્રવૃત્તિના કારણરૂપે નથી. પણ સુખદુઃખરૂપ તૃપ્તિ જ ભોકતા શબ્દની પ્રવૃત્તિના કારણરૂપે છે. સુખ તથા દુઃખ આ બેમાં પણ સુખ જ ભોગ શબ્દના મુખ્ય અર્થરૂપે છે. પણ દુઃખ ભોગ શબ્દના મુખ્ય અર્થરૂપે નથી. તે ગૌણ અર્થરૂપે છે. કારણકે લોકમાં વનિતા આદિના વિષયજન્ય સુખવાળો પુરૂષ જ ભોગવાન્ કહેવાય છે. પણ શૂલમાં રહેલા પુરૂષને કોઇ ભોગવાન્ કહેતું નથી. માટે ભોગ શબ્દનો મુખ્ય અર્થ દુઃખ નથી.

બાલાકિઃ—દુઃખમાં સુખરૂપતાવડે ભોગ શબ્દની અર્થતા જો કે નહિ થાય, પણ સુખને ઉત્પન્ન કરનારરૂપે કરી દુઃખને ભોગ શબ્દની અર્થતા કેમ ન સંભવે?

અજાત શત્રુઃ—આ લોકમાં કોઇપણ પુરૂષની પ્રીતિને દુઃખ ઉત્પન્ન કરતું નથી. માટે દુઃખવડે સુખરૂપ તૃપ્તિ સંભવતી નથી. અર્થાત જે પદાર્થમાં પ્રીતિ હોય છે, તે જ પદાર્થ સુખરૂપ તૃપ્તિને ઉત્પન્ન કરે છે. દુઃખમાં કોઈપણ પ્રાણીની પ્રીતિ હોતી નથી. માટે સુખરૂપ તૃપ્તિને દુઃખ ઉત્પન્ન કરી શકતું નથી. વળી અનુકૂળ વનિતાદિ વિષયના વારંવાર ભોગવડે પુરૂષને જે સુખ ઉત્પન્ન થાય છે, તેને લોકમાં તૃપ્તિ કહે છે. આ તૃપ્તિ અનુકૂળ પદાર્થથી ઉત્પન્ન થાય છે. પ્રતિકૂળ દુઃખ આદિથી આ તૃપ્તિ કદાપિ ઉત્પન્ન થતી નથી. માટે ભોગ શબ્દનો મુખ્ય અર્થ દુઃખ નથી, પણ ભોગ શબ્દનો ગૌણ અર્થ દુઃખ છે. દાખલા તરીકે જેમ દેવદત્ત મનુષ્યસિંહ છે. આ સ્થળે સિંહ શબ્દનો મુખ્ય અર્થ મૃગરાજ પશુવિશેષ છે. પણ દેવદત્ત નામનો મનુષ્ય, સિંહ શબ્દનો ગૌણ અર્થ છે. સિંહમાં રહેલ ક્રૂરતાદિ ગુણ દેવદત્ત નામના મનુષ્યમાં પણ છે. માટે તે સિંહ કહેવાય છે. તેમ ભોગ શબ્દનો મુખ્ય અર્થ સુખ છે તથા ગૌણ અર્થ દુઃખ છે. કારણ કે જેમ સુખની પ્રાપ્તિ પુરૂષના ચિત્તમાં, હું સુખી છું; આ રીતના અભિમાનરૂપ અતિશયતા ઉત્પન્ન કરે છે, તેમ દુઃખની પ્રાપ્તિ પણ પુરૂષના ચિત્તમાં હું દુઃખી છું, આ રીતની અભિમાનરૂપ અતિશયતા ઉત્પન્ન કરે છે. આ અતિશયતાની ઉત્પત્તિનું કારણપણું સુખમાં તથા દુઃખમાં સમાન છે. માટે ભોગ શબ્દનો ગૌણ અર્થ દુઃખ છે તથા સુખ જ ભોગ શબ્દનો

મુખ્ય અર્થ છે. આ રીતે સુખદુઃખરૂપ ભોગના આશ્રયરૂપ વિશિષ્ટ આત્મારૂપ ભોક્તાનો ઉપદેશ બાલાકિને રાજાએ કર્યો. પણ આ ભોક્તારૂપ આત્માના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ નથી, પણ શુદ્ધ આત્માના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ કારણથી શુદ્ધ આત્માનો બોધ કરવા માટે રાજા બાલાકિને કહેવા લાગ્યો;—હે બાલાકિ ! સુખદુઃખરૂપ ભોગની પ્રાપ્તિકાળે ભોક્તારૂપ વિશિષ્ટ આત્મામાં હું સુખી છું, હું દુઃખી છું, આ રીતના અનુભવવડે સિદ્ધ જે ભોક્તાપણું છે, તે ભોક્તાપણું શુદ્ધ અસંગ આત્મામાં વાસ્તવિકરીતે સંભવતું નથી. પણ કોઇ કારણના ભાવથી રહિત સ્વપ્રકાશ આનંદસ્વરૂપ આત્મામાં અધ્યાસથી જ ભોક્તાપણું પ્રતીત થાય છે. દાખલા તરીકે જેમ સર્પભાવથી રહિત રજ્જુમાં અધ્યાસવડે સર્પ પ્રતીત થાય છે, તેમ સુખદુઃખરૂપ ભોગથી રહિત અદ્વિતીય શુદ્ધ આત્મામાં અધ્યાસથી ભોક્તાપણું પ્રતીત થાય છે. વળી સજાતીય, વિજાતીય તથા સ્વગત, આ ત્રણ ભેદથી રહિત શુદ્ધ આત્મામાં અજ્ઞાનરૂપ માયાવિના ભોક્તાપણાનો અધ્યાસ સંભવતો નથી. આ કારણથી જ વેદનાતાત્પર્યને જાણવાવાળા મહાત્મા પુરૂષોએ અદ્વિતીય આત્મામાં માયાની કલ્પના કરી. અર્થાત્ જે પદાર્થ જે પદાર્થવિના સિદ્ધ થઇ શકે નહિ, તે પદાર્થ તે પદાર્થની કલ્પના કરાવે છે. જેમ દિવસે ભોજન નહિ કરનારા પુરૂષમાં સ્થૂલતા રાત્રિવિશે ભોજન વિના સંભવતી નથી. આથી સ્થૂલતા પુરૂષની રાત્રીના ભોજનની કલ્પના કરાવેછે.તેમ અકર્તા તથા અભોક્તારૂપ શુદ્ધ આત્મામાં, હું સુખી છું, તથા હું દુઃખી છું, આ રીતનો ભોક્તાપણાનો જે અધ્યાસ છે, તે અધ્યાસ માયાવિના સંભવતો નથી. માટે શુદ્ધ આત્મામાં આ અધ્યાસ માયાની કલ્પના કરાવે છે. આ રીતે અર્થાપત્તિરૂપ પ્રમાણવડે સિદ્ધ થયેલ માયાના બે સ્વભાવ છેઃ—એક આવરણ શક્તિરૂપ સ્વભાવ તથા બીજો વિક્ષેપ શક્તિરૂપ સ્વભાવ. તેમાં માયાનો આવરણ શક્તિરૂપ સ્વભાવ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થામાં હોય છે. જ્યાંસુધી આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર મનુષ્યને થતો નથી, ત્યાંસુધી માયાની આવરણ શક્તિ નિવૃત્ત થતી નથી. પણ અદ્વિતીય આત્માના જ્ઞાનથી જ માયાની આવરણ શક્તિનો નાશ થાય છે. માયાનો વિક્ષેપરૂપ સ્વભાવ બે પ્રકારનો છેઃ—એક જાગ્રતરૂપ છે તથા બીજો વિક્ષેપરૂપ છે. તેમાં નેત્રાદિ ઇન્દ્રિયોવડે બાહ્ય ઘટપટાદિ સ્થૂલ પદાર્થનું જ્ઞાન જે અવસ્થામાં થાય છે, તે અવસ્થાને જાગ્રત કહે છે. જે અવસ્થામાં પૂર્વ સંસ્કારોને ગ્રહણ કરી કેવળ મનથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે અવસ્થાને સ્વપ્ન કહે છે. આ જાગ્રત તથા સ્વપ્ન બેઉ વિક્ષેપરૂપે છે. માટે હે બાલાકિ ! જેમ જાગ્રતમાં સુખની પ્રાપ્તિવડે તથા દુઃખની પ્રાપ્તિવડે હું સુખીછું, તથા હું દુઃખી છું, એવી અતિશયતા પુરૂષમાં ઉત્પન્ન થાય છે, તેમ સ્વપ્નમાં પણ સુખદુઃખની પ્રાપ્તિવડે, હું સુખી છું, હું દુઃખી છું, આ રીતની ભોગરૂપ અતિશયતા પુરૂષમાં ઉત્પન્ન થાય છે.

વળી સ્વપ્નમાં ભોગરૂપ અતિશયતાનો આધાર જાગ્રતમાં ભોગરૂપ અતિશયતાના આધારરૂપે છે. તેમાં સ્વપ્નમાં સુખ તથા દુઃખજન્ય ભોગનો આધાર કેવળ મન જ છે. મનથી ભિન્ન કોઇપણ ભોગનો આધાર સ્વપ્નમાં નથી. કારણ કે નેત્રાદિ ઇન્દ્રિયોના સ્વપ્નમાં લય હોય છે. માટે ઇન્દ્રિયોમાં ભોગનું આધારપણું સંભવતું નથી. જો કે પ્રાણ તથા શુદ્ધ આત્મા સ્વપ્નમાં પણ છે, છતાં તેમાં ભોગનું આધારપણું સંભવતું નથી. કારણકે પ્રાણ જડ છે. તેથી ભોગનું આધારપણું પ્રાણમાં સંભવતું નથી. વળી શુદ્ધ આત્મા અસંગ છે. માટે તેમાં પણ ભોગનું આધારપણું સંભવતું નથી. આ રીતે સ્વપ્નમાં ઇન્દ્રિયાદિકોવિશે ભોગનું આધારપણું સંભવતું નથી. માટે મન જ સ્વપ્નમાં સુખ દુઃખથી થનારા ભોગના આશ્રયરૂપે છે. જ્યારે સ્વપ્નમાં ભોગના આધારરૂપે મનને અંગીકાર કરીએ ત્યારે જાગ્રતમાં પણ તે જ મનને સુખદુઃખના ભોગના આશ્રયરૂપે માનવું જોઇએ. જો સ્વપ્નના ભોગનો આધાર મન અંગીકાર કરીએ, પણ જાગ્રતના ભોગના આધારરૂપે મન સિવાય કોઇ બીજાને અંગીકાર કરીએ તો સ્વપ્ન પછી જાગ્રતમાં મનુષ્યને આ રીતનું પ્રત્યભિજ્ઞારૂપ જ્ઞાન થાય છે કે, હું સ્વપ્નમાં રાજાના સુખનો અનુભવ કરતો હતો, તે જ હું હાલમાં જાગ્રત વિશે એકાંતના સુખનો અનુભવ કરૂં છું. આ પ્રત્યભિજ્ઞારૂપ જ્ઞાન સ્વપ્નભોક્તાના તથા જાગ્રત ભોક્તાના અભેદનો વિષય કરે છે. જો ભેદ હોય તો પ્રત્યભિજ્ઞારૂપ જ્ઞાન અસંગત થશે. માટે સ્વપ્નનો તથા જાગ્રતનો એક જ મનરૂપ ભોક્તા માનવો જોઇએ.

બાલાકિઃ—હે ભગવન્! જેમ આકાશાદિ પંચ સૂક્ષ્મ ભૂતથી પ્રાણોની ઉત્પત્તિ થાય છે, માટે પ્રાણ જડ છે, તેમ આકાશાદિ પંચ સૂક્ષ્મ ભૂતથી મનની ઉત્પત્તિ થાય છે. માટે મન પણ જડ છે. જડ પ્રાણમાં ભોગના આધારપણાનું જેમ પૂર્વે આપે ખંડન કર્યું, તેમ જડ મનમાં પણ ભોગનું આધારપણું કેવી રીતે સંભવે ?

રાજાઃ—હે બાલાકિ! જો કે પ્રાણની માફક મન પણ અચેતનરૂપે છે, છતાં પ્રાણ કરતાં મનમાં વિશેષતા છે. કારણકે આકાશાદિ પંચભૂત મિશ્રિત સત્વગુણથી અંતઃકરણની ઉત્પત્તિ થાય છે. માટે મન પ્રકાશકરૂપે છે. વળી આકાશાદિ પંચભૂત મિશ્રિત રજોગુણથી પ્રાણની ઉત્પત્તિ થાય છે, માટે પ્રાણ પ્રકાશક નથી. દાખલા તરીકે જેમ દીપ તથા ઘટ આ બેમાં જડતા-ધર્મ સમાન છે, છતાં દીપવડેજ ઘટનો પ્રકાશ થાય છે. પણ ઘટવડે દીપનો પ્રકાશ થતો નથી.

બાલાકિઃ—હે ભગવન્! જડ મનને જો આપ પ્રકાશકરૂપે માનશો તો દીપાદિની માફક મનવિશે બાહ્યપણું સિદ્ધ થશે.

અજાતશત્રુઃ—હે બાલાકિ! મનનો જે વૃત્તિરૂપી પ્રકાશ છે, તે સ્વતંત્ર રીતે કોઇ પણ પ્રદાર્થને પ્રકાશતો નથી. પણ ચેતનરૂપ આત્માના આભાસની સહાયતાથી પદાર્થને પ્રકાશે છે. આ ચેતનરૂપ આત્માના આભાસને ગ્રહણ કરી, મનની

વૃત્તિરૂપી પ્રકાશ પોતાના જડભાવનો પરિત્યાગ કરે છે. અંતઃકરણ અનેક પ્રકારના જ્ઞાનવાળું છે, એમ જે શાસ્ત્રમાં કહ્યું છે, તે પણ ચેતનની સહાયતા લઈ અનેક પ્રકારના જ્ઞાનવાળું અંતઃકરણ સંભવે છે. અર્થાત્ જો અંતઃકરણ સ્વભાવથી જ ચેતનરૂપે હોય તો એક પ્રકારનું જ્ઞાન થતું નથી. વળી અંતઃકરણને જો ચેતનની અપેક્ષા માનીએ તો સર્વદા એક પ્રકારના જ્ઞાનથી આપત્તિરૂપ દોષ આવતો નથી. કારણ કે જે સમયે ઇચ્છાદિથી વિલક્ષણ ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરવા યોગ્ય અંતઃકરણની વૃત્તિ થાય છે, તે સમયે તે જ્ઞાન થાય છે. પણ અન્ય સમયે તે જ્ઞાન હોતું નથી. આ રીતે અનેક જ્ઞાન અંતઃકરણમાં સંભવે છે. આવા અંતઃકરણમાં અવિદ્યાજન્ય તાદાત્મ્ય અધ્યાસરૂપ સંબંધવડે રહેલો પરમાત્મા વિજ્ઞાનમય સંજ્ઞાને પામે છે. અંતઃકરણમાં સ્થિત થઇ આ આનંદ સ્વરૂપ આત્મા, સર્વ દેહાદિનો પ્રકાશ કરે છે. આ કારણથી આનંદસ્વરૂપ આત્મા પુરૂષ સંજ્ઞાને પામે છે. આવા આનંદસ્વરૂપ આત્મામાં અંતઃકરણના પરિણામરૂપ દુઃખ જેમ વાસ્તવિક નથી, તેમ અંતઃકરણના પરિણામરૂપ સુખ પણ વાસ્તવિક રીતે આત્મામાં નથી. આમ કહેવાથી એમ સિદ્ધ થાય છે કે, ઉત્પન્ન થનારૂં જે સુખ છે, તે આત્મામાં હોતું નથી. કારણ કે તે જડ, પરિચ્છિન્ન તથા દૃશ્ય છે. જે જે જડ, પરિચ્છિન્ન તથા દૃશ્ય વસ્તુ હોય છે, તે આત્મામાં વાસ્તવિક રીતે રહેતી નથી. જેમકે જડ, પરિચ્છિન્ન તથા દૃશ્યરૂપ દુઃખ આત્મામાં વાસ્તવિક રીતે રહેતું નથી. વળી સુખ દુઃખની માફક સુખ દુઃખની પ્રાપ્તિનું સાધન પણ જડ, પરિચ્છિન્ન તથા દૃશ્યરૂપે છે. માટે તે સાધન પણ આત્મામાં વાસ્તવિક રીતે રહેતું નથી. માટે કાર્ય કારણભાવથી રહિત સ્વયંપ્રકાશ આત્મા જ વિજ્ઞાનમય ભોક્તાના વાસ્તવિક સ્વરૂપે છે. આ રીતનો બાલાકિને બોધ કરવા માટે તે રાજા પોતાના મનથી વિચાર કરવા લાગ્યો કે; જો કે બાલાકિએ મારા ઉપદેશવડે પ્રાણથી ભિન્ન વિજ્ઞાનમય ભોક્તા આત્માને જાણ્યો છે, છતાં વિજ્ઞાનમય ભોક્તા મિથ્યા છે. માટે વિજ્ઞાનમય ભોક્તાના જ્ઞાનથી બાલાકિને મોક્ષની પ્રાપ્તિ થશે નહિ. પણ શુદ્ધ આત્માના જ્ઞાનથી મોક્ષ થાય છે. માટે પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે તે રાજા બાલાકિને વિજ્ઞાનમય ભોકતાના વાસ્તવિક સ્વરૂપનો ઉપદેશ કરવા લાગ્યો. આ રીતનો વિચાર કરી તે રાજાએ વિજ્ઞાનમય ભોક્તાના સંબંધમાં ત્રણ પ્રશ્નો કર્યા. હે બાલાકિ! આ સૂતેલા પુરૂષના ઉત્થાનરૂપ વ્યાપારથી તમે વિજ્ઞાનમયને પ્રાણથી ભિન્ન તથા ભોકતારૂપે જાણ્યો છે. પણ આ વિજ્ઞાનમય ભોકતાએ કયા દેશમાં રહી શયન કર્યું હતું? વળી વિજ્ઞાનમય ભોકતાના શયનનો આધાર કોણ છે? આ વિજ્ઞાનમય ભોકતા કયા દેશમાંથી ઉઠી જાગ્રત અવસ્થામાં આવે છે? આ રીતે વિજ્ઞાનમય ભોકતાવિશે ત્રણ પ્રશ્નો રાજા કરવા લાગ્યો. આ ત્રણ પ્રશ્નનો પરસ્પર ભેદ લૌકિક વ્યવહાર પ્રમાણે નીચે પ્રમાણે

છેઃ–શયન કરતો પુરૂષ કોઇ વખતે પોતાને વિશે રહી શયનને કરે છે. જેમકે ઉભો રહેલો પુરૂષ પોતાને આશ્રિત રહી શયન કરે છે. વળી કોઇ વખતે પોતાથી ભિન્ન શયાઆદિમાં રહી તે શયન કરે છે. માટે શયનકર્તા પુરૂષના આધારનો નિયમ નથી.

બાલાકિઃ–શયનકર્તા પુરૂષના આધારનો જે પ્રથમ પ્રશ્ન છે, તે જો કે સંભવે છે, છતાં શયનનો આધાર કોણ છે, એ બીજો પ્રશ્ન સંભવતો નથી. કારણ કે જે શયન કર્ત્તા પુરૂષનો આધાર હોય છે, તેજ શયનનો પણ આધાર હોય છે.

અજાતશત્રુઃ–શયનકર્ત્તા પુરૂષનો જે આધાર હોય છે, તેજ તેના શયનનો આધાર છે, એવો લોકમાં નિયમ નથી. કેટલીકવાર શયનકર્તા પુરૂષનો તથા શયનનો એકજ આધાર હોય છે. જેમકે એકજ ખાટલો આદિ શયનકર્તા પુરૂષનો તથા શયનના આધારરૂપે છે. વળી કેટલીકવાર શયનકર્તા પુરૂષનો તથા તેના શયનનો ભિન્ન ભિન્ન આધાર હોય છે. જેમકે શયનકર્તા પુરૂષનો આધાર ખાટલો છે તથા તે ખાટલાપર રહેલ તળાઇ તેના શયનના આધારરૂપે છે. આ રીતે શયનકર્તા પુરૂષના આધારને તથા શયનના આધારને લોકમાં ભિન્ન ભિન્ન માને છે. માટે પ્રથમ પ્રશ્ન તથા બીજો પ્રશ્ન એકરૂપે નથી, પણ બીજો પ્રશ્ન ભિન્ન સંભવે છે.

બાલાકિઃ–જો કે બીજો પ્રશ્ન પ્રથમ પ્રશ્નથી ભિન્ન હશે, પણ ત્રીજો પ્રશ્ન બીજા પ્રશ્નથી ભિન્ન સંભવતો નથી. કારણ કે શયનનો જે આધાર હોય છે, તે જ શયનકર્તા પુરૂષના આગમનની અવધિ હોય છે. જ્યારે શયનના આધારનો નિશ્ચય થશે ત્યારે શયનકર્તા પુરૂષના આગમનના અવધિનો પણ નિશ્ચય થઇ જશે. માટે ત્રીજો પ્રશ્ન વ્યર્થ છે.

અજાતશત્રુઃ–જે શયનનો આધાર હોય છે, તે જ શયનકર્તા પુરૂષના આગમનનો અવધિ હોય છે, એવો નિયમ હોતો નથી. કારણ કે લોકમાં શયનના આધાથી ભિન્ન આગમનનો અવધિ કેટલીકવાર જોવામાં આવે છે. જેમકે ખાટલાપર સૂતેલો પુરૂષ ખાટલાપરથી ઉઠી બહાર આવે છે. આ રીતે કોઈ લોક કહેતા નથી. પણ ખાટલાપરથી ઉઠી ઘરમાં રહી ઘરમાંથી બહાર આવે છે. આ પ્રમાણે લોક કહે છે. આ રીતે લોકવ્યવહારથી શયનના આધારરૂપ ખાટલાથી આગમનના અવધિરૂપ ગૃહ ભિન્ન પ્રતીત થાય છે. માટે બીજા પ્રશ્નનો સમાવેશ ત્રીજા પ્રશ્નમાં થતો નથી. પણ બીજા પ્રશ્નથી ભિન્ન ત્રીજો પ્રશ્ન સંભવે છે. આ રીતે અજાતશત્રુ રાજા બાલાકિને શયનકર્તા વિજ્ઞાનમય ભોક્તાના સ્વરૂપનો બોધ કરવા માટે, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ બે રીતના શયનના સ્વરૂપનો બોધ કરવા, બે પ્રકારના શયનના આધારનો બોધ કરવા તથા શયનકર્તા વિજ્ઞાનમય ભોક્તાના આગમનની અવધિનો બોધ કરવા, બાલાકિને રાજાએ ત્રણ પ્રશ્ન પૂછયા. આ પ્રમાણે શુદ્ધ અર્થનો બોધ કરવાવાળા રાજાના ત્રણ પ્રશ્નને સાંભળી બાલાકિ આ ત્રણ પ્રશ્નનો ઉત્તર આપવા માટે

પોતાના મનમાં અનેક રીતે વિચાર કરવા લાગ્યો. પણ રાજાના પ્રશ્નનો ઉત્તર બાલાકિ જરાપણ જાણતો નહતો. બાલાકિ આ જાણતો નથી, એમ જાણી અજાતશત્રુ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા ત્રણે પ્રશ્નનો ઉત્તર કહેવા લાગ્યો. આ ઉત્તરથી બાલાકિના સર્વ સંશયો નિવૃત્ત થઈ શકે એમ હતું.

## વિજ્ઞાનમય ભોક્તાનું સ્વરૂપ.

સ્વપ્ન અવસ્થામાં વિજ્ઞાનમય ભોક્તાના સ્વરૂપનો સ્પષ્ટ બોધ કરવા પ્રથમ સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ બે પ્રકારના સ્વપ્નનું તેણે નિરૂપણ કર્યું. હે બાલાકિ! આ ભોક્તા પુરૂષનું શયન બે પ્રકારનું હોય છેઃ—એક સ્વપ્નરૂપ શયન હોય છે તથા બીજું સુષુપ્તિરૂપ શયન હોય છે. તેમાં પ્રથમ સ્વપ્નરૂપ શયન હું કહું, તે તું સાંભળ. જાગ્રત અવસ્થામાં આત્મા અંતઃકરણમાં રહેલું ચેતનાભાસરૂપ વિજ્ઞાન, નેત્રાદિ ઇન્દ્રિયોને પોતપોતાના રૂપાદિ વિષયોને ગ્રહણ કરવાનું સામર્થ્ય આપે છે. આ કારણથી જાગ્રત અવસ્થામાં આત્મા ચક્ષુમય તથા શ્રોત્રમય ઈત્યાદિ સંજ્ઞાને પામે છે. માટે જાગ્રત અવસ્થામાં વિજ્ઞાનમય ભોક્તાનું સ્પષ્ટ ભાન થતું નથી. વળી સ્વપ્નરૂપ શયનને સન્મુખ થયેલ વિજ્ઞાનમય ભોક્તારૂપ આત્મા નેત્રાદિના સામર્થ્યનો ઉપસંહાર કરી શયનને પામે છે. આ સ્વપ્ન કાળ વખતે ભોક્તારૂપ આત્માં ચક્ષુમય, શ્રોત્રમય ઇત્યાદિ નામનો ત્યાગ કરી, કેવળ વિજ્ઞાનમય સંજ્ઞાને પામે છે. અર્થાત્ સ્વપ્ન અવસ્થામાં શયનકર્તા વિજ્ઞાનમય ભોક્તાનું સ્વરૂપ નેત્રાદિ ઇન્દ્રિયોથી ભિન્ન થઇ પ્રતીત થાય છે.

## વિજ્ઞાનમયના સ્વરૂપનો આધાર.

હે બાલાકિ! આ વિજ્ઞાનમય ભોક્તારૂપ આત્મા સ્વપ્નમાં હિતા નામની નાડીમાં રહી શયનને પામે છે. હૃદયમાં રહી વિજ્ઞાનમય ભોક્તારૂપ આત્મા શયનને પામે છે, અથવા તો શું પુરીતતમાં રહી આ ભોક્તા આત્મા શયનને પામે છે? આ રીતે ભિન્ન ભિન્ન શ્રુતિના વચનને અનુસાર શયનકર્તા પુરૂષનો આધાર હોય છે. હવે હૃદયના સ્વરૂપનું, પુરીતતના સ્વરૂપનું તથા હિતા નામની નાડીના સ્વરૂપનું સ્પષ્ટ રીતે હું નિરૂપણ કરૂં છું. સર્વ પ્રાણીનું ઉદર તથા અંતઃકરણ છિદ્રથી યુક્ત હોય છે. આ ઉદર તથા ઉરસ્થાનના મધ્યમાં નીચા મુખવાળું તથા ચિત્તના નિવાસના સ્થાનરૂપ જે માંસમય કમળ છે, તેને હૃદય કહે છે. આ હૃદયને ચારે બાજુએ વેષ્ટન કરનારા સર્પાકાર ચમને આંદ્રા કહે છે. આનું જ નામ પુરીતત્ છે. પોતાના હૃદયનું તથા પુરીતત્નું જ્ઞાન કોઇપણ પ્રાણીને નેત્રવડે થતું નથી. પણ ગમે તે પ્રાણીના ઉદરને ચીરવા પછી તેના હૃદયનું તથા પુરીતત્નું જ્ઞાન બીજા પુરૂષને નેત્રવડે થાયછે.

## નાડીનું વર્ણન.

હજાર વિભાગને પામેલ એક કેશના એક વિભાગનું જેટલું પરિમાણ હોય છે, તે પરિમાણ જેટલી અનંત નાડીઓ

હૃદયદેશમાં રહેલી છે. દાખલા તરીકે જેમ સુતરથી બનાવેલ જાળીમાંથી અનંત સૂતરોનું બહાર નીકળવું થાય છે. તે જ પ્રમાણે હૃદય દેશમાંથી અનંત નાડીઓ નીકળેલી હોય છે. પ્રશ્ન ઉપનિષદમાં જેટલી નાડીની સંખ્યા કહી છે, તે સંખ્યા હું કહું તે તું સાંભળ. જેમ એક વૃક્ષમાંથી પ્રથમ સ્થૂલ ડાળું નીકળે છે, આ ડાળામાંથી બીજી ડાળીઓ નીકળે છે. વળી તે ડાળીઓમાંથી અત્યંત સૂક્ષ્મ નાની શાખાઓ નીકળેલી હોય છે. તે જ રીતે હૃદયરૂપે એક વૃક્ષમાંથી સ્થૂલ ડાળીની સમાન ૧૦૧ નાડીઓ નીકળે છે. આ માંહેલી એક એક નાડીમાંથી સ્થૂલ ડાળીની માફક સો સો ડાળીઓ નીકળે છે. આ સો સો નાડીમાંહેલી એક એક નાડીમાંથી અત્યંત નાની બોતેર હજાર નાડીઓ નીકળે છે. આ સર્વ નાડી મળી બોતેર કરોડ બોતેર લાખ દશહજાર બસોને એક નાડી હૃદયરૂપી વૃક્ષમાંથી નીકળે છે. વળી અન્નના પરિણામરૂપ રસવડે આ સર્વ નાડીઓ પૂર્ણ થાય છે. આમાંની કેટલીક નાડીઓ પીળા રસવડે પૂર્ણ હોય છે, કેટલીક શુકલરસવડે પૂર્ણ હોય છે તથા કેટલીક કૃષ્ણરસવડે પૂર્ણ છે. વળી કેટલીક નાડી પીત રસ વડે તથા કેટલીક લોહિત રસવડે પૂર્ણ છે. આ રીતના રસની સૂક્ષ્મતાનો વિચાર કરી મારૂં મન મોહ પામે છે. અર્થાત્ જે વસ્તુ જેની અંદર પ્રવેશ કરે છે, તે વસ્તુ પેસવાના કરતાં સૂક્ષ્મ હોય છે. જેમકે પુરૂષ પોતાના ઘરમાં પ્રવેશ કરે છે, માટે ઘરના કરતાં પુરૂષ સૂક્ષ્મ છે. તેમ પ્રથમ તો નાડીઓ અત્યંત સૂક્ષ્મ છે. આ નાડીઓમાં અન્નના પરિણામરૂપ જે રસ પ્રવેશ કરે છે, તે રસની સૂક્ષ્મતાને માટે મને કોઇપણ દૃષ્ટાંત જડતું નથી. આ રીતે હૃદયદેશમાંથી નીકળેલી જે સૂક્ષ્મ નાડીઓ છે, તે પગથી લઇ મસ્તક પર્યંત સર્વ શરીરને વ્યાપીને રહી છે. જેમ વૃક્ષના પાંદડાંને સોય વ્યાપીને રહે છે, તેમ સૂક્ષ્મ નાડીઓમાં સર્વ ઇન્દ્રિયોનો ઉપસંહાર કરી મન વ્યાપીને રહે છે. આ મન ધર્મ અધર્મરૂપ પાશવડે બંધાયલું છે. તે અનેક પ્રકારના સંસ્કારવાળું છે. વળી સ્વપ્ન અવસ્થામાં દ્રષ્ટા, દર્શન તથા દશ્ય, આ ત્રિપુટીરૂપે રહેલ હોય છે. વળી તે સાક્ષી ચેતનવડે પ્રકાશ્યમાન છે. આવું મન જ્યારે નાડીઓમાં પ્રવેશ કરે છે, ત્યારે વિજ્ઞાનમય ભોકતા આત્મા પોતાની કેવળ માયાવડે, તેમ જ પૂર્વ પૂર્વ સંસ્કારની સહાયતાથી અનંત પ્રકારના પદાર્થને ત્યાં જૂવે છે. સ્વપ્નમાં કોઇ વખત ભિક્ષુક પુરૂષ મહારાજા થાય છે. વળી કોઇ વખત મહારાજા પણ સ્વપ્નમાં ભિક્ષુક થાય છે. સ્વપ્નમાં કોઇવાર નીચ જાતિવાળો ચાંડાલ પણ ઉત્તમ બ્રાહ્મણ થાય છે. તેમ જ ઉત્તમ બ્રાહ્મણ સ્વપ્નમાં ચાંડાલ થાય છે. સ્વપ્નમાં કોઇવાર હિરણ્યગર્ભ પણ સ્થાવર, ગ્રામશૂકર તથા કૃમિરૂપે થાય છે. વળી કોઈવાર સ્વપ્નમાં સ્થાવર ગ્રામશૂકર તથા કૃમી પણ પ્રજાપતિરૂપે થાય છે. આ રીતે માયાવડે મોહ પામેલો દેહધારી જીવ પુણ્ય તથા પાપ કર્મને અનુસાર સ્વપ્નમાં ઉચ્ચ શરીરને તથા નીચ શરીરને પામે છે.

## જાગ્રત તથા સ્વપ્નની સમાનતા.

હે બાલાકિ! જેમ માયાવડે સ્વપ્નમાં રથાદિ પદાર્થ પ્રતીત થાય છે, પણ વાસ્તવિક રીતે ત્યાં રથાદિ પદાર્થ હોતા નથી. જો સ્વપ્નના પદાર્થ વાસ્તવ હોય તો જાગ્રતમાં પણ તે પ્રતીત થવા જોઇએ. પણ જાગ્રતમાં તે પ્રતીત થતા નથી. માટે સ્વપ્નના પદાર્થ મિથ્યા છે. તેમ જાગ્રતના પદાર્થ પણ માયાવડે પ્રતીત થાય છે. પણ વાસ્તવિક નથી. જો જાગ્રતના પદાર્થ વાસ્તવ હોય તો સમાધિકાળમાં પણ તત્વવેત્તાને પ્રતીત થવા જોઇએ. પણ સમાધિકાળે તત્ત્વવેત્તાને પદાર્થ પ્રતીત થતા નથી. માટે સ્વપ્નની માફક જાગ્રતના પદાર્થ પણ મિથ્યા છે. વળી જેમ સ્વપ્નમાં પોતાના આત્માનું અજ્ઞાન જીવને થાય છે તેમ જાગ્રતમાં પણ જીવને આત્માનું અજ્ઞાન છે. આથી પણ જાગ્રત તથા સ્વપ્ન બેઉ સરખાં છે. વળી જેમ સ્વપ્નમાં પદાર્થનું વિપરીત ભાન થાય છે, તેમ જાગ્રતમાં પણ પદાર્થનું વિપરીત ભાન થાય છે. આથી પણ જાગ્રત તથા સ્વપ્ન બેઉ સમાન છે.

બાલાકિઃ—જાગ્રત તથા સ્વપ્ન આ બેઉની તુલ્યતા સંભવતી નથી. કારણ કે સ્વપ્નના પદાર્થ અલ્પ સમય રહે છે તથા જાગ્રતના પદાર્થ લાંબો સમય રહે છે.

રાજાઃ—જેમ જાગ્રતમાં ધન વસ્ત્ર તૃણાદિ સકલ જડ પદાર્થ પાર્થિવત્વરૂપે કરી પ્રતીત થાય છે, તેમ સ્વપ્નમાં પણ ધનાદિ પદાર્થ પાર્થિવત્વરૂપે કરી પ્રતીત થાય છે. વળી જેમ જાગ્રતમાં ધનાદિ જડ પદાર્થ અસ્તિરૂપે પ્રતીત થાય છે, તેમ સ્વપ્નમાં પણ ધનાદિ જડ પદાર્થ અસ્તિરૂપે પ્રતીત થાય છે. માટે જાગ્રત તથા સ્વપ્ન બેઉ સમાન છે. વળી જાગ્રત પદાર્થમાં ચિરકાળ સ્થાયિત્વ તથા સ્વપ્ન પદાર્થમાં અલ્પકાળ સ્થાયિત્વ, આ બેઉ વિશેષ ધર્મ અજ્ઞાનવડે કલ્પિત છે. આથી પણ કલ્પિત ધર્મથી જાગ્રત સ્વપ્નના પદાર્થની વિલક્ષણતા સિદ્ધ થતી નથી. વળી જેમ સ્વપ્ન અવસ્થામાં એક જ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ અજ્ઞાનરચિત અનેક પ્રકારના પદાર્થને જૂવે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ એક જ આનંદ સ્વરૂપ આત્મા અજ્ઞાન રચિત અનંત પદાર્થને જુવે છે. આથી પણ જાગ્રત સ્વપ્ન બેઉ સમાન છે. આ પ્રમાણે સ્વપ્ન અવસ્થાનું નિરૂપણ કરી વળી અજાત શત્રુ કહેવા લાગ્યો; હે બાલાકિ! આ સ્વપ્ન અવસ્થામાં શયન કર્તા વિજ્ઞાનમય ભોક્તાનું સ્વરૂપ સ્પષ્ટ કરી મેં તને દેખડાવ્યું. આ વિજ્ઞાનમય ભોક્તા પ્રાણથી ભિન્ન છે. કારણ કે જેમ રાજાની પુરીની રક્ષા કરનારો ભૃત્ય રાજાથી ભિન્ન હોય છે, તેમ આ પ્રાણ પણ ભૃત્યની માફક સ્થૂલ શરીરરૂપ પુરીની રક્ષા કરે છે. વળી વિજ્ઞાનમય ભોક્તા આત્મા, મહારાજાની માફક પ્રાણાદિ સર્વ જડ પદાર્થને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરે છે. આથી વિજ્ઞાનમય ભોક્તાથી પ્રાણ ભિન્ન છે. વળી જેમ મહારાજા પોતાની પુરીની રક્ષા માટે કોઇ પ્રધાન મંત્રીને પોતાની પુરીમાં સ્થાપન કરી, પોતાની સેનાને લઇ

કોઇ શિકાર આદિ નિમિત્તને લઇ પોતાના દેશમાં વિચરે છે, તેમ આ વિજ્ઞાનમય ભોક્તા પણ સ્થૂલ શરીરરૂપ પુરીની રક્ષા માટે પ્રાણરૂપ પ્રધાન મંત્રીને સ્થાપન કરી મન સહિત સર્વ ઇન્દ્રિયોને ગ્રહણ કરી, પોતાની ઇચ્છાપૂર્વક આ કલેવરમાં ભ્રમણ કરે છે. અર્થાત્ અજ્ઞાન રચિત અનેક પદાર્થને જુવે છે.

## સુષુપ્તિરૂપ દ્વિતીયશયન નિરૂપણ.

હે બાલાકિ ! આ રીતે નાડી આદિઓમાં વિચરતું મન જ્યારે પોતાના કારણરૂપ અજ્ઞાનમાં લય ભાવને પામે છે, ત્યારે આ આત્માદેવ પરિપૂર્ણતારૂપ બીજા સુષુપ્તિરૂપ શયનને પામે છે. અર્થાત્ ચેતનમાં પરિચ્છિન્નતા વાસ્તવ નથી. પણ પરિચ્છિન્નતારૂપ ઉપાધિના સંબંધથી ચેતનમાં પરિચ્છિન્નતા થાય છે. અહીં અંતઃકરણમાં વિશિષ્ટ ચૈતન્યનું નામ વિજ્ઞાનમય ભોક્તા છે. આ અંતઃકરણ જાગ્રતમાં તથા સ્વપ્નમાં રહે છે. માટે જાગ્રતમાં તથા સ્વપ્નમાં વિજ્ઞાનમય ભોક્તા આત્માની પરિચ્છિન્નતા નિવૃત્ત થતી નથી. વળી સુષુપ્તિમાં અંતઃકરણનો અજ્ઞાનમાં લય થાય છે. તેથી વિજ્ઞાનમય ભોક્તા આત્મા પરિચ્છિન્નભાવનો ત્યાગ કરી સત્ય પરમાત્માની સાથે અભેદરૂપ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે.

## દ્વિતીય શયનનો આધાર.

આ વિજ્ઞાનમય ભોક્તા નાડીરૂપ દ્વારવડે હૃદય કમળની અંદર રહેલા પરમાત્માારૂપ મહાન્ આકાશને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પરિચ્છિન્નતાનો પરિત્યાગ કરી માયાવિશિષ્ટ પરમાત્માની સાથે અભેદરૂપ પરિપૂર્ણતાને પામે છે. આમ કહેવાથી વિજ્ઞાનમય ભોક્તાના દ્વિતીય શયનના આધારરૂપ માયાવિશિષ્ટ પરમાત્માનું સૂચન થાય છે. આ માયાવિશિષ્ટ પરમાત્મામાં જ નેત્રાદિ સર્વ ઇન્દ્રિયોની સાથે મનનો લય થાય છે. અર્થાત્ કારણમાં કાર્યનો લય થાય છે, એવો નિયમ હોય છે. માયાવિશિષ્ટ પરમાત્મા જ ઇન્દ્રિયાદિ સર્વ પ્રપંચનું ઉપાદાન કારણ છે. માટે સુષુપ્તિમાં માયાવિશિષ્ટ પરમાત્મામાં ઇન્દ્રિયાદિનો લય સંભવે છે. દૃષ્ટાંત તરીકે જેવી રીતે સમુદ્રનું જ જળ ઘનીભાવને પામવાથી લવણભાવને પામે છે. માટે સમુદ્રનું જળ લવણના કારણરૂપે છે. આ કારણરૂપ સમુદ્રના જળમાં પ્રાપ્ત થયેલ લવણનો સમૂહ લયભાવને જેમ પામે છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં ઇન્દ્રિય સહિત મન પરમાત્મારૂપ કારણમાં લય ભાવને પામે છે. વળી જેમ પટમાં લખેલ ચિત્રપટ સંકુચિત થવાથી ચિત્ર લય ભાવને પામે છે, તેમ મનનો લય થવાથી મનવડે કલ્પાયલા સર્વ પદાર્થનો લય થાય છે. આ સમયે સર્વ કાર્ય પ્રપંચથી રહિત થયેલ એક અદ્વિતીય પરમાત્મા પરિશેષરૂપે રહે છે.

બાલાકિઃ–હે ભગવન્ ! સુષુપ્તિ અવસ્થામાં જો કે કાર્ય પ્રપંચનો લય થાય છે, છતાં તેમાં અજ્ઞાનરૂપ કારણ વિદ્યમાન રહે છે. માટે સુષુપ્તિમાં પરમાત્માને અદ્વિતીયરૂપતા સંભવતી નથી.

રાજાઃ—સુષુપ્તિ અવસ્થામાં જો કે અજ્ઞાન છે, છતાં તે અજ્ઞાનનું સ્પષ્ટરૂપે કરી ભાન હોતું નથી. માટે તે ન થયા બરાબર છે. જેમ કોઇ યુવાવસ્થાવાળો કામીપુરૂષ લાંબા સમય પછી પોતાને ઘેર આવે તથા અત્યંત રૂપવાળી સોળ વર્ષની પોતાની સ્ત્રીની સાથે આલિંગન કરી માઘ માસમાં મંદિરવિશે શયન કરે તથા તે વેળા તે કામી પુરૂષ આનંદવડે પૂર્ણ થયેલ બાહ્ય પદાર્થને તથા આંતર પદાર્થને જરા પણ જાણતો નથી. વળી તે સમયે પોતાને તથા પોતાની પ્રિય સ્ત્રીને જોતો છતાં જોતો નથી, તેમ આ વિજ્ઞાનમય ભોકતા પણ સુષુપ્તિમાં પરમાત્માની સાથે તાદાત્મ્ય-ભાવને પામી પોતાને વિશે રહેલ માયાને પણ જાણતો નથી. પણ અજ્ઞાનની વૃત્તિવડે કેવળ પોતાના સ્વરૂપાનંદનો જ અનુભવ કરે છે. આ કારણથી શ્રુતિમાં તેને આનંદભુક્ કહ્યો છે. વળી સુષુપ્તિ અવસ્થામાં જ્યારે આ વિજ્ઞાનમય ભોકતા વિદ્યમાન માયાને પણ જાણતો નથી, તો પછી લય ભાવને પ્રાપ્ત થયેલ માયાના કાર્ય સ્વપ્ન પદાર્થને તથા જાગ્રતના પદાર્થને કેવી રીતે જાણી શકે? કોઇ પણ પદાર્થને તે સમયે તે જાણતો નથી. પણ કેવળ આનંદવડે પરિપૂર્ણ હોય છે સુષુપ્તિમાં દુઃખની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ કેવી રીતે થાય છે, તેને માટે હું તને કુમાર, મહારાજા તથા મહા બ્રાહ્મણનું દૃષ્ટાંત કહું, તે સાંભળ: કુમારનું દૃષ્ટાંતઃ—અન્નાદિના ભક્ષણ કરવામાં અસમર્થ બાળકને માતા ગળા સુધી દૂધનું પાન કરાવી માંકડ તથા જુથી રહિત કોમળ આસનપર શયન કરાવે છે. આ આસનપર રહેલ બાળક પરમ આનંદને પામે છે. ત્યાં તે સુખથી હસે છે. વળી આનંદથી પરિ-પૂર્ણ થયેલ બાળક પોતાની પાસે રહેલ માતા પિતાદિને જુવે છે, છતાં જાણે જોતો નથી. પણ કેવળ આનંદવડે પરિપૂર્ણ હોય છે. તેમ સુષુપ્તિ અવ-સ્થામાં આ વિજ્ઞાનમય ભોકતા પરમ આનંદની પ્રાપ્તિવડે સર્વ દુઃખથી રહિત થાય છે. આ સમયે આનંદથી પરિપૂર્ણ થયેલ આ વિજ્ઞાનમય ભોકતા માયાને જોતો છતાં જોતો નથી. મહારાજાનું દૃષ્ટાંતઃ—જેમ અનેક પ્રકારના ધનવડે પૂર્ણ તથા શત્રુથી રહિત સર્વ પૃથ્વીનું રાજ્ય મળ્યું હોય, શરીર સ્થૂલ તથા બળવાન્ હોય, યુવા અવસ્થાવાળો હોય, સર્વ રોગથી રહિત શરીરવાળો હોય, રૂપવડે યુકત હોય, હાથ પગ આદિ અંગની ઉજ્વળતારૂપ લાવણ્યથી યુકત હોય, જગતમાં કીર્તિવાળો હોય, ધર્મવડે યુકત હોય, વેદને તથા વેદના અંગને જાણવા-વાળો હોય, મનનું હરણ કરવાવાળી અનેક સ્ત્રીઓવડે સેવિત હોય, વળી સ્ત્રીઓના મધુર ગાન તથા અનેક પ્રકારના વાદિત્રના શબ્દવડે જેની સેવા કરવામાં આવતી હોય, બ્રાહ્મણના તથા ચારણ બંદીજનના જય શબ્દથી તથા આશી-ર્વાદથી જે સેવિત હોય, વળી પિતાના સરખા ગુણવાળા માતાપિતાનો ભકત, અનેક પુત્રોથી જે સેવિત હોય, તેવો સર્વ ગુણ સંપન્ન મહારાજા સર્વ ભોગની

પ્રાપ્તિવડે જેમ પરમ આનંદને પામે છે, તેમ આ વિજ્ઞાનમય ભોકતા સુષુપ્તિમાં પરમ આનંદને પામે છે. જેમ આ મહારાજા કોઈ પણ દુઃખને જાણતો નથી, તેમ આ વિજ્ઞાનમય ભોકતા સુષુપ્તિમાં કોઇ પણ દુઃખને જાણતો નથી. અર્થાત્ ઇચ્છાના વિષયરૂપ સ્ત્રી ધન આદિ પદાર્થને જ્યારે પ્રાપ્તિ થતી નથી, ત્યારે તે ઇચ્છાને લીધે અનંત દુઃખની ઉત્પત્તિ થાય છે. આ દુઃખની નિવૃત્તિના બે ઉપાય છે. એક તો તે સ્ત્રી તથા ધન આદિની પ્રાપ્તિ, દુઃખની નિવૃત્તિના ઉપાયરૂપે છે તથા દુઃખની નિવૃત્તિનો બીજો ઉપાય એ છે કે, તે ઇચ્છાની નિવૃત્તિ થવી. તેમાં મહારાજારૂપ દૃષ્ટાંતમાં સર્વ પદાર્થની પ્રાપ્તિવડે દુઃખનો અભાવ થાય છે તથા સુષુપ્તિમાં વિજ્ઞાનમય ભોક્તાવિશે ઇચ્છાદિ સર્વ વિક્ષેપની નિવૃત્તિ થવાથી સર્વ દુઃખનો અભાવ થાય છે. મહા બ્રાહ્મણરૂપ દૃષ્ટાંતઃ—તેમાં પ્રથમ મહા બ્રાહ્મણનું સ્વરૂપ કેવું છે, તે હું કહું તે સાંભળ. નેત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોને તથા આંતરરૂપ મન આદિ જેણે વશ કર્યાં છે, સર્વ ઇચ્છાનો જેણે ત્યાગ કર્યો છે, યથાલાભમાં જે સંતોષવાળો છે, શરીરવડે, મનવડે તથા વાણીવડે દુષ્ટ માણસોએ કરેલ અપકારને જાણતો છતાં, જે મનુષ્ય તે દુષ્ટ પુરૂષ સાથે દ્વેશ કરતો નથી, પણ તેનાપર ઉપકાર કરે છે, જે દુઃખ તથા અપમાન આદિ પોતાને પ્રતિકૂલ હોય છે, તે દુઃખને તથા અપમાન આદિને જે પુરૂષ શરીર, મન તથા વાણીવડે અન્ય પ્રાણીને કરે છે, તે દુઃખ તથા અપમાન આદિ,કરવાવાળાને જ આ લોકમાં તથા પરલોકમાં મળે છે. તે જ રીતે પોતાને અનુકૂલ સુખની પ્રાપ્તિ જે મનુષ્ય અન્ય પ્રાણીપર કરે છે, તે સુખ કરવાવાળાને જ આ લોકમાં તથા પરલોકમાં સુખ મળે છે. માટે મનુષ્યે કોઈ પણ પ્રાણીને સુખની ઇચ્છા કરવી, આ પ્રમાણેનો વિચાર કરી જે બ્રાહ્મણ કોઇ પ્રાણીને દુઃખ આપતો નથી, પણ સર્વને સુખ આપે છે, જે સર્વ વેદના અર્થને જાણવાવાળો છે, જે પારકાની નિંદાથી રહિત છે, જેની દૃષ્ટિ સર્વદા પોતાના દોષમાં જ છે, જે દુષ્ટ પ્રાણીના સંગથી રહિત છે, આત્માથી ભિન્ન સર્વ જગત્ અનિત્ય છે, કેવળ આત્મા જ એક નિત્ય છે, આ રીતે નિત્યાનિત્યના વિવેકવડે જે મનુષ્ય યુકત છે, જે મનુષ્ય પૂર્વ પક્ષ કરવામાં તથા સિદ્ધાંતમાં અતિકુશળ છે, આ લોકમાં તથા પરલોકમાં રહેલા અનેક પ્રકારના અન્નપાનાદિ પદાર્થને, મનોહર સ્ત્રીઓને, તેમજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, આ પાંચ પ્રકારના વિષયને, વમન કરેલ અન્નની માફક જે મનુષ્ય જૂવે છે તથા તે વિષયની ઇચ્છા કરતો નથી, સ્થૂલ શરીરનું તથા સૂક્ષ્મ શરીરનું અભિમાન કરનારાં જે પ્રાણી છે, તેને પુણ્ય પાપને લીધે સુખની પ્રાપ્તિ તથા દુઃખની પ્રાપ્તિ અવશ્ય થાય છે, આ રીતની દોષદૃષ્ટિને લીધે જે મનુષ્ય સ્થૂલ સૂક્ષ્મ શરીરથી મુકત થવાની ઇચ્છા કરે છે, જે મનુષ્ય બ્રહ્મચર્યાશ્રમનો, ગૃહસ્થાશ્રમનો અથવા વાનપ્રસ્થાશ્રમનો ત્યાગ કરી તથા વિધિપૂર્વક શિખા-

સૂત્રનો ત્યાગ કરી દંડાદિ ગ્રહણ-પૂર્વક સંન્યાસઆશ્રમને ગ્રહણ કરી આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે, શ્રોત્રિય બ્રહ્મ-નિષ્ઠ ગુરૂની પાસે જાય છે, વળી ગુરૂના મુખમાંથી ઉચ્ચારેલાં વચનનો અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્યના નિશ્ચયરૂપ શ્રવણવડે, શ્રવણ કરેલ અર્થમાં અનેક પ્રકારની યુક્તિઓવડે વિરોધના પરિહાર-રૂપ મનનવડે તથા અર્થમાં ચિત્તની એકાગ્રતારૂપ નિદિધ્યાસનવડે જે મનુષ્ય, હું બ્રહ્મરૂપે છે, આ રીતના સાક્ષાત્કારને પામે છે, તેમ જ ઇન્દ્રિયના નિગ્રહથી લઈ તત્ત્વસાક્ષાત્કાર પર્યંત કહેવાયેલ શુભ ગુણથી જે યુક્ત છે, તેને મહાબ્રાહ્મણ કહે છે. આવો મહાબ્રાહ્મણ રાગદોષાદિથી રહિત થઈ પરમ આનંદને પામે છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં આ વિજ્ઞાનમય ભોક્તા પરમ આનંદને પામે છે. જેમ આવા મહાબ્રાહ્મણમાં અનર્થ કરવાવાળા રાગ-દોષાદિ રહેતા નથી, તેમ સુષુપ્તિ અવસ્થામાં વિજ્ઞાનમય ભોકતામાં અનર્થ કરવાવાળા રાગદ્વેષાદિ રહેતા નથી. અર્થાત્ રાગદ્વેષાદિ ધર્મ અંતઃકરણના છે. આ અંતઃકરણ સુષુપ્તિમાં લય ભાવને પામે છે. આથી રાગદ્વેષાદિ સુષુપ્તિમાં હોતા નથી. વળી જે પદાર્થમાં સુખની સાધનતાનું જ્ઞાન હોય છે, તે પદાર્થમાં રાગ હોય છે. સુખ સાધનતાના જ્ઞાનવિના રાગ થતો નથી. માટે સુખ સાધનતાનું જ્ઞાન રાગના કારણરૂપે છે. વળી જે પદા-ર્થમાં દુઃખ સાધનતાનું જ્ઞાન હોય છે, તે પદાર્થમાં દ્વેષ હોય છે. દુઃખ સાધન-તાના જ્ઞાન વિના દ્વેષ હોતો નથી. માટે દુઃખ સાધનતાનું જ્ઞાન દ્વેષના કારણરૂપે છે. આ સુખની સાધનતાનું જ્ઞાન તેમજ દુઃખની સાધનતાનું જ્ઞાન કોઇ પણ પદાર્થમાં તત્ત્વવેત્તા બ્રાહ્મણને હોતું નથી. કારણ કે અદ્વિતીય આત્માથી ભિન્ન સર્વ પ્રપંચને શશશૃંગની માફક જેણે અસત્ય જાણ્યો છે, તેને અસત્ય વસ્તુમાં સુખની સાધનતા તથા દુઃખની સાધનતા સંભવતી નથી. માટે ઉપર કહેલા મહા બ્રાહ્મણમાં રાગ દ્વેષ સંભવતા નથી. તેજ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં પણ અંતઃકરણનો લય થવાથી સુખની સાધનતાનું જ્ઞાન કોઇ પણ પદાર્થમાં સુષુપ્તિ પુરૂષને હોતું નથી. માટે તેમાં દ્વેષનો અભાવ સંભવે છે. હે બાલાકિ! પરમાત્મારૂપ આકાશ જ શયનકર્તા વિજ્ઞાનમય ભોકતાનો તથા સુષુપ્તિરૂપ શયનનો આધાર છે. આ પરમાત્માથી ભિન્ન તેનો કોઈ આધાર નથી. હે બાલાકિ! વિજ્ઞાનમય ભોકતાનો પરમાત્માની સાથે જે અભેદ છે તથા અંતઃકરણાદિનો જે લય છે, તેજ શયનનું સ્વરૂપ છે. જેમ ઘટાકાશ મહાકાશથી ભિન્ન નથી, પણ ઘટાકાશ મહાકાશ સ્વરૂપ છે, તેજ પ્રમાણે વિજ્ઞાનમય ભોકતા પરમાત્માથી ભિન્ન નથી. પણ પરમાત્મસ્વરૂપ જ છે. આ પરમાત્મા જ સર્વ પ્રાણીમાં વ્યાપ્ય-વડે પ્રકાશ કરે છે. આ કારણથી જ શ્રુતિમાં પરમાત્માને આકાશરૂપે કહ્યો છે. હે બાલાકિ! જેમ ઘટ-મઠાદિક અનેક ઉપાધિઓમાં રહેવા છતાં આકાશ સર્વત્ર આકાશરૂપે પ્રતીત થાય છે, તેથી આકાશ જેમ એકરૂપે છે, તેમ

તારો, મારો તથા અન્ય સર્વ પ્રાણી માત્રનો આત્મા, હું મારા સ્વરૂપને જાણુતો નથી, તેમ જ અન્યને હું જાણુતો નથી, આ રીતના અજ્ઞાનના આશ્રયરૂપે થઈ પ્રતીત થાય છે. વળી હું સુખપૂર્વક શયન કરતો હતો, આ રીતે સુષુપ્તિના સાક્ષીરૂપે આત્મા પ્રતીત થાય છે. માટે સર્વ પ્રાણીઓમાં એક આત્મા અનુગત છે. હે બાલાકિ! જો કે જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં પણુ આત્માની વાસ્તવિક રીતે એકરૂપતા છે, છતાં જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં અંતઃકરણુવિશિષ્ટ આત્મા વિજ્ઞાનમય ભાવને પામે છે. માટે વિજ્ઞાનમય ભાવ જ જાગ્રતસ્વપ્નમાં આત્માના ભેદના કારણુરૂપે છે. વળી સુષુપ્તિ અવસ્થામાં પોતાના કાર્ય સહિત અંતઃકરણુનો અજ્ઞાનમાં લય થાય છે. માટે સુષુપ્તિ અવસ્થામાં આત્માનો ભેદ હોતો નથી. જેમ ઘટમઠ આદિ ઉપાધિઓ હોવાથી આકાશનો ભેદ પ્રતીત થાય છે, પણુ ઘટમઠ આદિ ઉપાધિનો નાશ થવાથી આકાશમાં ભેદ પ્રતીત થતો નથી, તેમ અંતઃકરણુ તથા વાક્ આદિ ઇન્દ્રિયો જાગ્રત સ્વપ્નમાં આત્માના ભેદને કરે છે. પણુ મન સહિત સર્વ વાક્ આદિ ઇન્દ્રિયો સુષુપ્તિ અવસ્થામાં પરમાત્મામાં લય ભાવને પામે છે. માટે સુષુપ્તિ અવસ્થામાં એક અદ્વિતીય પરમાત્મા રહે છે.

શિષ્યઃ—હે ભગવન્! સુષુપ્તિમાં જો કે અંતઃકરણાદિ કાર્ય નથી, છતાં કારણુરૂપ અજ્ઞાન તેમાં રહેલું છે. માટે અજ્ઞાનરૂપ ઉપાધિને લીધે આત્માનો ભેદ સુષુપ્તિમાં પણુ સંભવે છે.

ગુરુઃ—અજ્ઞાનમાં બે સ્વરૂપો છેઃ—એક આવરણુ સ્વરૂપ તથા બીજું વિક્ષેપ સ્વરૂપ. આમાં આવરણુ સ્વરૂપ અજ્ઞાનમાં ભેદના ઉત્પત્તિપણારૂપે છે અથવા શું વિક્ષેપસ્વરૂપ અજ્ઞાનમાં ભેદનું ઉત્પત્તિપણારૂપે છે? તેમાં આવરણુરૂપથી અજ્ઞાનમાં ભેદની કારણુતા છે, એ પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણુ કે સુષુપ્તિમાં આત્માને આવરણુ કરનારૂં અજ્ઞાન વિદ્યમાન છે. પણુ તે અજ્ઞાન આત્માના ભેદને ઉત્પન્ન કરતું નથી. માટે આવરણુસ્વરૂપ અજ્ઞાનમાં આત્માના ભેદની કારણુતા સંભવતી નથી. વળી સુષુપ્તિમાં વિક્ષેપરૂપ અજ્ઞાન આત્માના ભેદના કારણુરૂપે છે, એમ બીજો પક્ષ પણુ સંભવશે નહિ. કારણુ કે વિક્ષેપ બે પ્રકારના હોય છે, એક જાગ્રતરૂપ વિક્ષેપ તથા બીજો સ્વપ્નરૂપ વિક્ષેપ. આ બેઉ પ્રકારના કાર્યરૂપ વિક્ષેપો સુષુપ્તિમાં લય ભાવને પામે છે. માટે વિક્ષેપરૂપ અજ્ઞાન પણુ આત્માના ભેદને ઉત્પન્ન કરતું નથી. જેમ વર્ષા સમયની અંધારી રાત્રીમાં સંપૂર્ણ મેઘ આદિ અંધકારમાં લય ભાવને પામે છે, તેમ સુષુપ્તિ અવસ્થાને પામેલ આત્માના અજ્ઞાનમાં સર્વ કાર્ય પ્રપંચ લય ભાવને પામે છે. જેમ સૂર્ય ભગવાનના ઉદયવડે અંધકારથી ઢંકાયેલ મેઘઆદિ ફરી અંધકારમાંથી પ્રકટ થાય છે, તેમ માયાવિશિષ્ટ પરમાત્મામાંથી કર્મોને

લીધે ફરી જાગ્રત ઉત્પન્ન થાય છે. અર્થાત્ જ્યારે જાગ્રત પ્રપંચના ભોગ આપવાવાળા પુણ્ય પાપરૂપ કર્મનો ઉદ્ભવ થાય છે ત્યારે માયાવિશિષ્ટ પરમાત્મામાંથી જાગ્રત પ્રપંચની ઉત્પત્તિ થાય છે. માટે હે બાલાકિ ! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થાની પ્રાપ્તિમાં નિયમ નથી. પણ પોતાના સ્વરૂપના અજ્ઞાનથી આ પરમાત્મા દેવ કર્મોને લીધે કોઈ વખત સ્વપ્ન અવસ્થા થવા પછી જાગ્રત અવસ્થાને પામે છે. કોઈ વાર સુષુપ્તિ અવસ્થા પછી જાગ્રતને પામે છે. વળી કોઈ વાર જાગ્રત અવસ્થા પછી સ્વપ્નને પામે છે. કોઈ વાર જાગ્રત અવસ્થા પછી સુષુપ્તિને પામે છે. કોઈ વાર સ્વપ્ન અવસ્થા પછી સુષુપ્તિ અવસ્થાને પામે પામે છે. આ રીતે કર્મને આધીન થયેલ જીવાત્મા સર્વ શરીરોમાં જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિરૂપ ત્રણ અવસ્થાને પામે છે. જેમ બાળકથી લાકડીવડે આકાશમાં ગતિ પમાડેલો દડો, ચારે દિશામાં, ભૂમિ ઉપર તથા આકાશમાં નિરંતર ભ્રમણ કરે છે, તેમ પૂર્વે કરેલ શુભ અશુભ કર્મને લીધે આ પરમાત્મા દેવ કોઈ વાર જાગ્રતને પામે છે, કોઇ વાર સ્વપ્નને પામે છે તથા કોઇવાર સુષુપ્તિને પામે છે. આ રીતે નિરંતર ભ્રમણ કરે છે. જેમ વાયુવડે ગતિ પામેલ તૂલની કોઇ વાર સ્થિતિ હોતી નથી, તેમ કર્મરૂપ વાયુને લીધે આ શરીરમાં જાગ્રત આદિ અવસ્થાનો પ્રવાહ ચાલ્યા કરે છે. જેમ આકાશમાં સર્વ મેઘમંડળને વાયુ ભ્રમણ કરાવે છે, તેમ કર્મરૂપી વાયુ પણ દેહાદિ પ્રપંચને ભ્રમણ કરાવે છે. જેમ જળનો પ્રવાહ સૂકા કાષ્ઠને કોઇ વાર ઉંચા સ્થાનમાં નાંખે છે તથા કોઇ વાર નીચા સ્થાનમાં નાંખે છે, તેમ પુણ્ય પાપરૂપ કર્મને લીધે આ જીવાત્મા કોઇ વાર દેવ શરીરને પામે છે, કોઇવાર મનુષ્ય શરીરને પામે છે, કોઈવાર કૃમિના શરીરને પામે છે તથા કોઇવાર વૃક્ષાદિક સ્થાવર શરીરને પામે છે. અર્થાત્ જ્યારે પુણ્યકર્મની અધિકતા હોય છે ત્યારે દેવભાવને પામે છે. પુણ્ય પાપની સમાનતા હોય છે ત્યારે મનુષ્યશરીરને પામે છે. જ્યારે પાપકર્મની અધિકતા હોય છે ત્યારે કૃમિ આદિક શરીરને પામે છે. આ રીતે કર્મને લીધે જીવ અનેક પ્રકારનાં શરીરને પામે છે. દેવતાથી લઇ કૃમિપર્યંત સર્વ શરીરમાં જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણ અવસ્થાને જીવ પામે છે. જાગ્રત આદિ ત્રણ અવસ્થાથી રહિત કોઈપણ પ્રાણી નથી.

શિષ્યઃ—હે ભગવન્ ! મનુષ્ય આદિમાં જો કે ત્રણ અવસ્થા સંભવે છે, છતાં દેવતામાં ત્રણ અવસ્થા સંભવતી નથી. કારણ કે શાસ્ત્રમાં દેવને અસ્વપ્ન કરી કહ્યા છે. માટે સ્વપ્ન અવસ્થા દેવતામાં નથી.

ગુરુઃ—હે બાલાકિ ! દેવોને જે અસ્વપ્ન કહ્યા છે, તે દેવોમાં સ્વપ્ન અવસ્થા નથી, તે અભિપ્રાયથી કહ્યા નથી. પણ દેવોમાં સત્વગુણની પ્રધાનતા છે. માટે મનુષ્યની માફક દેવોને ક્ષણે ક્ષણે સ્વપ્ન થતું નથી. પણ દેવોમાં અલ્પ સ્વપ્ન હોય છે, એ

અભિપ્રાયથી જ શાસ્ત્રમાં દેવોને અસ્વપ્ન કહ્યા છે. જો સર્વથા દેવમાં સ્વપ્નનો અભાવ અંગીકાર કરીએ તો સર્વ દેવોમાં મુખ્ય વિષ્ણુ ભગવાન્ શેષનાગની શયાપર શયન કરે છે, એમ જે શાસ્ત્રમાં કહ્યું છે તે ખોટું ઠરશે. આથી દેવથી લઇ સર્વ પ્રાણી જાગ્રત આદિ ત્રણ અવસ્થાથી યુકત છે, એમ સિદ્ધ થયું. માટે હે બાલાકિ! સુષુપ્તિ અવસ્થામાં સત્ય પરમાત્માની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થયેલ વિજ્ઞાનમય ભોકતા કર્મને લીધે જાગ્રત આદિ અવસ્થાને પામે છે.

શિષ્ય:–હે ભગવન્! અન્ય ઉપનિષદમાં જો કે સુષુપ્તિવિશે માયાવિશિષ્ટ પરમાત્મામાં અંતઃકરણાદિનો લય કહ્યો છે. છતાં કૌષીતકિ ઉપનિષદમાં પ્રાણમાંજ સર્વ વાક્ આદિ ઇન્દ્રિયસહિત અંતઃકરણનો લય કહ્યો છે. માટે શ્રુતિમાં પરસ્પર વિરોધ છે.

ગુરૂ:–સુષુપ્તિમાંથી ઉઠેલ પુરૂષ જાગ્રતમાં સ્મરણ કરે છે કે, હું કંઈપણ જાણતો નથી. માટે પુરૂષના સ્મરણરૂપ અભિપ્રાયવડે માયાવિશિષ્ટ પરમાત્મામાં જ સર્વ વાક્ આદિનો લય સિદ્ધ થાય થાય છે. વળી સુષુપ્તિમાં પ્રાણના લયને લોક અંગીકાર કરતા નથી. પણ પ્રાણને છોડી અન્ય સર્વ વાક્ આદિના લયને સુષુપ્તિ અવસ્થામાં લોક અંગીકાર કરે છે. માટે લોકના અભિપ્રાયને અંગીકાર કરી શ્રુતિએ પ્રાણમાં વાક્ આદિ ઇન્દ્રિયોનો લય કહ્યો છે. માટે પ્રાણ શબ્દની લક્ષણા વૃત્તિવડે માયાવિશિષ્ટ પરમાત્માનું જ ગ્રહણ કરવું. આ રીતે બેઉ શ્રુતિનો વિરોધ થતો નથી. માટે હે બાલાકિ! સુષુપ્તિ અવસ્થામાં પરમાત્મસ્વરૂપ પ્રાણમાં જ સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ પ્રપંચ લય ભાવને પામે છે. કારણ કે જો સુષુપ્તિમાં મનસહિત વાક્ આદિ ઇન્દ્રિયો લય ભાવને પ્રાપ્ત થતી ન હોય તો જાગ્રતની માફક સુષુપ્તિમાં મન સહિત વાક્ આદિની પ્રતીતિ થાત. પણ સુષુપ્તિમાં મનસહિત વાક્ આદિ પ્રતીત થતાં નથી, માટે વાક્ આદિનો લય જ સુષુપ્તિમાં થાય છે, એમ જણાય છે. હે બાલાકિ! જેમ આધાર આધેય ભાવ સંબંધવડે જમીનપર ઘટ પ્રાપ્ત થાય છે. તેમાં ભૂતલ આધાર છે તથા ઘટ આધેય છે. તેમ સુષુપ્તિ અવસ્થામાં વિજ્ઞાનમય ભોકતા આધાર આધેયભાવ સંબંધવડે પરમાત્માને પ્રાપ્ત થતો નથી. પણ આધાર આધેયભાવથી રહિત કેવળ અભેદ સંબંધવડે પરમાત્માને પામે છે. જેમ ગૃહાકાશમાં પ્રાપ્ત થયેલ ઘટાકાશ ઘટના નાશ થવા પછી ગૃહની સાથે એકતારૂપ સંબંધને પામે છે તથા હે બાલાકિ! જેમ ગૃહાકાશનું ગમન તથા આગમન હોતું નથી, પણ ઘટાકાશનું જ ઘરમાં આગમન હોય છે તથા ગૃહમાંથી ગમન થાય છે, તેમ હૃદયમાં રહેલ પરમાત્માનું ગમન આગમન હોતું નથી. પણ ઘટાકાશની માફક વિજ્ઞાનમય ભોકતાનું જ નિત્ય સુષુપ્તિમાં ગમન તથા જાગ્રતમાં આગમન થાય છે. હે બાલાકિ! વાસ્તવિક રીતે વિચારતાં વિજ્ઞાનમય ભોકતાના સ્વરૂપમાં ગમન

આગમન સંભવતું નથી. પણ અંતઃકરણરૂપ ઉપાધિના ગમન આગમનથી વિજ્ઞાનમયમાં ગમન આગમન પ્રતીત થાય છે. ઘટરૂપ ઉપાધિના ગમન આગમનથી ઘટાકાશમાં ગમન આગમન પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે ઘટાકાશમાં ગમન આગમન નથી. હે બાલાકિ! જો કે આ પરમાત્મા દેવ આકાશની માફક દેહની અંદર તથા બહાર સર્વત્રવ્યાપક છે, છતાં હૃદયદેશમાં જ પરમાત્માનું અંતર્યામીપણું સિદ્ધ થાય છે. પણ અન્ય સ્થળે અંતર્યામીપણું સિદ્ધ થતું નથી. આ કારણથી હૃદયદેશમાં પરમાત્માની સ્થિતિ કહી છે. આવા અંતર્યામી પરમાત્માવડે સાક્ષાત્ પ્રકાશને પામેલું મન છે.

## મનમાં સર્વ ઇન્દ્રિયોની વિશેષતા.

સુખના ઉપભોગ માટે તથા દુઃખના ઉપભોગ માટે સર્વ પ્રાણીનું શરીર ઉત્પન્ન થયું છે. કારણ કે શરીર વિના સુખ દુઃખનો ભોગ હોય નહિ. વળી શબ્દાદિ વિષયના પ્રકાશને ઉપભોગ કહે છે. આ શબ્દાદિ વિષયનો પ્રકાશ શ્રોત્રાદિ ઇન્દ્રિય વિના થતો નથી. પણ શ્રોત્રાદિ ઇન્દ્રિયવડે શબ્દાદિ વિષયનો પ્રકાશ થાય છે. આ સર્વ શ્રોત્રાદિ ઇન્દ્રિયનો નિયામક મન છે. કારણ કે પોતપોતાના શબ્દાદિ વિષયની સાથે શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો સંબંધ થવા છતાં જ્યાં સૂધી મનનો સંબંધ શ્રોત્રાદિ ઇન્દ્રિય સાથે થતો નથી, ત્યાં સૂધી શ્રોત્રાદિ ઇન્દ્રિયો પોતાના શબ્દાદિ વિષયને જાણતી નથી. પણ મનનો સંબંધ થવા પછી જ શ્રોત્રાદિ ઇન્દ્રિય શબ્દાદિ વિષયને જાણે છે. અર્થાત્ સર્વ શ્રોત્રાદિ ઇન્દ્રિયો મનને અધીન છે. જેમ લોકમાં કાષ્ઠના બનાવેલા દશ ઘોડાઓને એક મોટા લાકડામાં નાંખ્યા હોય તથા તે મોટા લાકડાના મધ્ય ભાગમાં છિદ્ર પાડયું હોય તથા નીચેના મુખવાળી નળી જોડી હોય તથા દશ ઘોડાના પગ સાથે બાંધેલ દશ સૂતરના તારો નળીના મધ્ય ભાગમાં પરોવ્યા હોય તથા તે સૂતરને પિતા પોતાના બાળકના હાથમાં આપે તથા પિતાના ખોળામાં બેસી બાળક તે સૂતરના તારને ખેંચી અશ્વને અનેક પ્રકારની ચેષ્ટા કરાવે, તે જ પ્રમાણે આ શરીરરૂપ મોટું લાકડું છે તથા તેમાં વાક્ આદિ ઇન્દ્રિયોરૂપે દશ અશ્વો છે. પ્રાણવાયુરૂપ સૂત્રવડે આ વાક્ આદિ ઇન્દ્રિયો બંધાયલી છે. નાડીરૂપી છિદ્રદ્વારા આ પ્રાણવાયુરૂપ છિદ્ર હૃદયરૂપી નળીમાં પરોવાયલું છે. પરમેશ્વરરૂપે પિતા છે તથા મનરૂપે બાળક છે. આ મનરૂપ બાળકને પરમેશ્વરરૂપ પિતા પોતાના હૃદયકમળરૂપ ખોળામાં બેસાડી પ્રાણવાયુરૂપી સૂત્રને ગ્રહણ કરાવે છે. આ પ્રાણરૂપ સૂત્રને ગ્રહણ કરી આ મનરૂપી બાળક વાક્ આદિ ઇન્દ્રિયરૂપ અશ્વને તથા પ્રાણરૂપ સૂત્રને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરાવે છે. આથી સર્વ વાક્ ઇન્દ્રિયો કરતાં બુદ્ધિવિશે ઉત્કૃષ્ટતા છે.

## બુદ્ધિ વિશે ઉત્કૃષ્ટતા.

જેમ સૂર્ય ભગવાનનો પ્રકાશ જો કે સર્વ પદાર્થમાં સમાન છે, છતાં ઉપાધિને

લીધે સૂર્યના પ્રકાશમાં ભેદ દેખાય છે. જેમ તામ્ર આદિ ધાતુથી બનાવેલ પતરામાં સૂર્યના તેજની અલ્પ અભિવ્યક્તિ થાય છે. આ પતરા કરતાં સ્વચ્છ દર્પણમાં સૂર્યના તેજની વધારે અભિવ્યક્તિ થાય છે. વળી દર્પણ કરતાં તલવારમાં સૂર્યના તેજની વધારે અભિવ્યક્તિ થાય છે. તલવાર કરતાં પણ મણિમાં સૂર્યના તેજની અધિક અભિવ્યક્તિ થાય છે. મણિ કરતાં સૂર્યકાંત મણિમાં સૂર્યની વધારે અભિવ્યક્તિ થાય છે. કારણ કે પત્રાદિ ઉપાધિઓમાં રહેલ સૂર્યનું તેજ દાહાદિ કાર્યને કરતું નથી. પણ સૂર્યકાન્ત મણિમાં રહેલ સૂર્યનો પ્રકાશ દાહાદિ કાર્યને પણ ઉત્પન્ન કરે છે. માટે પતરા આદિ સર્વ ઉપાધિ કરતાં સૂર્યકાન્ત મણિમાં સૂર્યના તેજની અધિક અભિવ્યક્તિ હોય છે. તેમ પતરાના સમાન આ સ્થૂલ શરીરમાં, દર્પણના સમાન પ્રાણમાં, તલવારની સમાન કર્મેન્દ્રિયોમાં, મણિ સમાન જ્ઞાનેન્દ્રિયોમાં તથા સૂર્યકાન્ત મણિ સમાન બુદ્ધિમાં, આ આનંદ સ્વરૂપ આત્મા સ્વભાવથી જો કે એકરૂપે કરી રહે છે, છતાં બુદ્ધિરૂપ અંતઃકરણ અતિ સ્વચ્છ છે. માટે અંતઃકરણમાં રહેલ આનંદ સ્વરૂપ આત્મા ભોકતા સંજ્ઞાને પામે છે. પણ અન્ય શરીરાદિ ઉપાધિમાં રહેલો આત્મા ભોકતા સંજ્ઞાને પ્રાપ્ત થતો નથી. વળી જેમ સૂર્ય ભગવાન્ સૂર્યકાન્ત મણિમાં રહી દાહાદિ કાર્યને કરે છે, તેમ આ આનંદ સ્વરૂપ આત્મા અંતઃકરણમાં રહેવા છતાં કર્તૃત્વ ભોકતૃત્વરૂપ સંસારને તથા લોકાંતરમાં ગમનાગમનને પામે છે. જો કે અલ્પ અંતઃકરણમાં વ્યાપક આત્માની સ્થિતિ સંભવતી નથી, છતાં જેમ અલ્પ દર્પણ મહાન્ પર્વતના પ્રતિબિંબને ગ્રહણ કરે છે, તેમ અલ્પ અંતઃકરણ પણ અતિ સ્વચ્છ હોવાથી આત્માના પ્રતિબિંબને ગ્રહણ કરે છે. આ જ અંતઃકરણમાં આત્માની સ્થિતિ છે. આ અંતઃકરણ સર્વદા હૃદયકમળરૂપી ગૃહમાં જ નિવાસ કરે છે. કોઇવાર જાગ્રત અવસ્થામાં આ અંતઃકરણ નેત્રાદિ સ્થાનમાં નિવાસ કરે છે. જે સમયે સુષુપ્તિમાં હોય છે, તે સમયે નેત્રાદિ સ્થાનને છોડી અંતઃકરણ હૃદયકમળરૂપી પોતાના ગૃહમાં આવે છે. અંતઃકરણના આગમનથી વિજ્ઞાનમય ભોકતા પણ હૃદયદેશને પામે છે. અર્થાત્ ચૈતન્યમાં સ્વાભાવિક રીતે ગમન તથા આગમનરૂપ ક્રિયા નથી. પણ ઉપાધિના ગમન આગમનથી ચૈતન્ય આત્મામાં ગમન તથા આગમન થાય છે. આ અંતઃકરણ જાગ્રત અવસ્થામાં દક્ષિણ નેત્રાદિ સ્થાનમાં રહે છે. તેથી વિજ્ઞાનમય ભોકતા પણ તેમાં રહે છે. વળી સુષુપ્તિકાળે નેત્રાદિ સ્થાનને છોડી આ અંતઃકરણ હૃદયકમળરૂપી પોતાના ગૃહમાં આવે છે. માટે વિજ્ઞાનમય આત્મા પણ હૃદયકમળને પામે છે. જેમ પશુ તથા મનુષ્ય પોતાના ઘરને છોડી અન્ય દેશમાં જાય છે તથા ત્યાં હાનિ કે લાભને પામે છે. હાનિને પણ લાભની સમાન માની તે પશુ તથા મનુષ્ય ફરી પોતપોતાને ઘેર આવે છે, તેમ બુદ્ધિરૂપી

અંતઃકરણ પણ પોતાના હૃદયદેશરૂપ ગૃહનો ત્યાગ કરી નેત્રાદિ દેશમાં જાય છે. ત્યાં હાનિને તથા લાભને પામે છે. તેમાં હાનિને પણ લાભ સમાન માની અંતઃકરણ નેત્રાદિ દેશમાંથી ફરી પોતાનાં હૃદય કમળરૂપ ગૃહમાં આવે છે. જેમ પરગામથી પોતાને ઘેર આવેલ જીવને લાભના વિચારવડે સુખની પ્રાપ્તિ થાય છે તથા હાનિના વિચારવડે દુઃખની પ્રાપ્તિ થાય છે, તેમ નેત્રાદિરૂપ વિદેશને છોડી હૃદયકમળરૂપી પોતાના ગૃહને પામેલી બુદ્ધિ લાભનો વિચાર કરી સુખનો અનુભવ કરે છે તથા હાનિનો વિચાર કરી દુઃખનો અનુભવ કરે છે. એક હૃદયકમળ સિવાય નખથી માંડી શિખા સૂધી સર્વ શરીર, નેત્રાદિ ઇન્દ્રિય સહિત સર્વ ગોલક, પુરીતત્ તથા મસ્તક, આ સર્વ સ્થાન બુદ્ધિના પરદેશરૂપે છે. એક હૃદયકમળ જ બુદ્ધિનો પોતાનો દેશ છે. વળી જાગ્રતના તથા સ્વપ્નના ભોગ આપવાવાળા કર્મનો જ્યારે ક્ષય થાય છે, ત્યારે હૃદયકમળના મધ્યમાં રહેનાર દહરાકાશરૂપ પરમાત્મામાં પ્રાપ્ત થયેલી બુદ્ધિ પોતાના કારણવિશે મૂર્છાને પામે છે. જેમ અત્યંત મૂર્છાને પામેલ પુરૂષ મરેલો છે, એમ લોકમાં કહે છે, તેમ સુષુપ્તિમાં પોતાના કારણમાં મૂર્છાને પામેલી બુદ્ધિમાં લય વ્યવહાર થાય છે. જેમ આકાશમાં પ્રાપ્ત થયેલા સૂક્ષ્મ તુલનો લય આકાશમાં થયો એમ કહેવાય છે, તેમ હૃદયકમળના અંતર પરમાત્મારૂપ આકાશમાં પ્રાપ્ત. થયેલી બુદ્ધિનો લય થયો છે, એમ વેદ કહે છે. જેમ પટનો સંકોચ થવાથી તેમાં રહેલું ચિત્ર લય ભાવને પામે છે, તેમ પિત્ત ધાતુવડે હૃદયકળના સંકોચરૂપ હેતુથી પણ બુદ્ધિમાં લયવ્યવહાર થાય છે. માટે હે બાલાકિ! આ વિજ્ઞાનમય ભોક્તા પુરૂષ સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણરૂપ ઉપાધિનો લય થવાથી પરમાત્માની સાથે અભેદરૂપ શયનનો અનુભવ કરી, વિજ્ઞાનમય આત્મા જાગ્રતના ભોગ આપવાવાળા કર્મનો ઉદય થવે જાગ્રત અવસ્થાને પામે છે. જેમ કરોળિયો અન્ય સાધનની અપેક્ષા વિના અનંત તંતુઓને ઉત્પન્ન કરે છે, તેમ શયનમાંથી ઉઠેલો પરમાત્મા દેવ પ્રાણાદિ અનેક સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. જેમ પ્રજ્વલિત મહાન્ અગ્નિ પોતાની સમાનરૂપવાળા અલ્પ કણને ઉત્પન્ન કરે છે, તેમ શયનથી ઉઠેલો આત્મા દેવ, પ્રાણને, અંતઃકરણને, જ્ઞાન તથા કર્મેન્દ્રિયોને તથા ઇન્દ્રિયોના વ્યાપારને ઉત્પન્ન કરે છે. આ વાક્ આદિ ઇન્દ્રિયોમાંથી અગ્નિ આદિ દેવતા ઉત્પન્ન થાય છે તથા અગ્નિ આદિ દેવોમાંથી શબ્દાદિ વિષય તથા સંપૂર્ણ લોક ઉત્પન્ન થાય છે. આ રીતે જાગ્રત અવસ્થામાં નિત્ય વાક્ આદિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે; અગ્નિ આદિ દેવોની ઉત્પત્તિ થાય છે તથા નામાદિ વિષયોની ઉત્પત્તિ થાય છે. વળી સુષુપ્તિ અવસ્થામાં નિત્ય વાક્ આદિ ઇન્દ્રિયોનો લય થાય છે, તેમજ અગ્નિ આદિ દેવોનો તથા નામાદિ વિષયનો લય થાય છે.

શિષ્યઃ—હે ભગવન્! જાગ્રતમાં નિત્ય વાક્ આદિનો લય આપે કહ્યો, પણ મને તે બાબત ઠીક લાગતી નથી.

ગુરૂઃ—હે બાલાકિ! વેદ ભગવાને કહેલા અર્થમાં કદાપિ બુદ્ધિમાન્ પુરૂષે અવિશ્વાસ કરવો નહિ. પણ જે અર્થનો ઉપદેશ શાસ્ત્ર કરે, તે જ અર્થ બુદ્ધિમાન્ પુરૂષે અંગીકાર કરવા યોગ્ય છે. કારણ જે સ્વર્ગાદિ પદાર્થ ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વિષય હોતા નથી, તે સ્વર્ગાદિ અતીન્દ્રિય પદાર્થમાં શાસ્ત્રના પ્રમાણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. શાસ્ત્રના પ્રમાણથી ભિન્ન પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સ્વર્ગાદિ પદાર્થનું જ્ઞાન થતું નથી. અર્થાત્ જે અર્થમાં પરસ્પર વિરોધી બે પ્રમાણની પ્રવૃત્તિ હોય છે, તે અર્થમાં સંશય હોય છે. આવો સંશય અહીં સંભવતો નથી. કારણ કે વેદવડે બોધ કરેલા અર્થમાં કોઇ પ્રત્યક્ષાદિ પ્રમાણની પ્રવૃત્તિ હોય નહિ. માટે વેદના અર્થમાં સંશય કરવો, તે બુદ્ધિમાન્ પુરૂષને યોગ્ય નથી. શાસ્ત્રના પ્રમાણથી બોધ કરેલા સ્વર્ગાદિ દેવતા, ઇન્દ્રાદિ દેવતા તથા ધર્મ અધર્મ રૂપી અદૃષ્ટ, આ સર્વમાં પ્રત્યક્ષ પ્રમાણનો બાધ સર્વ લોકે અનુભવ કર્યો છે. કારણ કે જો શાસ્ત્રપ્રતિપાદિત સ્વર્ગાદિમાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ હોય તો સર્વ જીવને નેત્રાદિરૂપ પ્રત્યક્ષ પ્રમાણથી સ્વર્ગાદિનું પ્રત્યક્ષ જ્ઞાન થવું જોઇએ. વળી પ્રમાણવડે જીવને સ્વર્ગાદિનો અનુભવ થતો હોય તો સ્વર્ગ નરકાદિમાં મૂઢ પુરૂષનો પરસ્પર વિવાદ થવો જોઇએ નહિ. કારણ કે પ્રત્યક્ષ પ્રમાણના વિષયરૂપ ઘટાદિ પદાર્થમાં કોઇ પુરૂષ વિવાદ કરતો નથી. વળી સ્વર્ગ નરકાદિમાં મૂઢ પુરૂષનો અનેક પ્રકારનો વિવાદ લોકોમાં જોવામાં આવે છે. કેટલાક એમ કહે છે કે, સ્વર્ગ નરકાદિ નથી, કેટલાક મૂઢ પુરૂષ એમ કહે છે કે, આ મનુષ્ય લોકમાં જ સ્વર્ગ નરક છે, પણ આ મનુષ્ય લોકથી ભિન્ન સ્વર્ગ નરક નથી, ધનાદિ પદાર્થવાળો પુરૂષ સ્વર્ગનાં સુખને ભોગવે છે તથા નિર્ધન દરિદ્રી પુરૂષ તથા પશુ આદિ નરકનું દુઃખ ભોગવે છે. આ રીતે મૂઢ પુરૂષ સ્વર્ગ નરકમાં વિવાદ કરે છે. પણ તે થવો જોઇએ નહિ. માટે પ્રત્યક્ષ પ્રમાણવડે સ્વર્ગાદિનો અનુભવ કોઈ જીવને થતો નથી. જો કે શાસ્ત્રપ્રતિપાદિત સ્વર્ગાદિનું પ્રત્યક્ષ જ્ઞાન યોગીને થાય છે, છતાં યોગી પુરૂષનું પ્રત્યક્ષ પ્રમાણ શાસ્ત્રના પ્રમાણથી વિરોધી હોતું નથી. કારણ કે શાસ્ત્રના અનુકૂલ આચરણવડે યોગીને પ્રત્યક્ષતા ઉત્પન્ન થાય છે. માટે યોગીનું પ્રત્યક્ષ પ્રમાણ પૂર્વસિદ્ધ શાસ્ત્ર પ્રમાણરૂપ પોતાના કારણની સાથે વિરોધ કરતું નથી. માટે શાસ્ત્રપ્રતિપાદિત સ્વર્ગાદિ અર્થમાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ હોય નહિ. જેમ શાસ્ત્રના પ્રતિપાદિત સ્વર્ગાદિ અર્થમાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી, તેમ અનુમાન પ્રમાણની પણ પ્રવૃત્તિ હોઈ શકે નહિ. કારણ કે પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાવડે જ પછીથી થનારા અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ થાય છે. અર્થાત્ જે પુરૂષને પૂર્વે મોટા રસોડા આદિમાં વારંવાર ધૂમ તથા અગ્નિના સહચાર દર્શનથી ધૂમ વહ્નિનું વ્યાપ્ય છે. આ રીતનું વ્યાપ્તિ જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી ઉત્પન્ન થાય છે. તે જ પુરૂષ પર્વતમાં

ધૂમ જોઇ પૂર્વની વ્યાપ્તિનું સ્મરણ કરતો છતો પર્વતમાં અગ્નિનું અનુમાન કરે છે, માટે પ્રત્યક્ષ પ્રમાણ પૂર્વોક્ત રીતવડે સ્વર્ગાદિ પદાર્થમાં પ્રવૃત્ત થતું નથી, માટે અનુમાન પ્રમાણ પણ સ્વર્ગાદિ પદાર્થનો બોધ કરી શકતું નથી. વળી જે પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષા વિના અનુમાન પ્રમાણ પોતાના અર્થનો બોધ કરે, તે અનુમાન સંજ્ઞાથી રહિત હોય. કારણ કે અનુમાન શબ્દમાં બે પદ છે; એક અનુપદ છે તથા બીજું માનપદ છે. તેમાં અનુનો અર્થ પછી થાય છે તથા માન પદનો અર્થ પ્રમાણ છે. આ બેઉ પદ મળી પછીથી થનારૂં પ્રમાણ, એમ અનુમાન શબ્દનો અર્થ સિદ્ધ થાય છે. આ રીતે અનુમાન શબ્દનો વિચાર કરીએ તો પ્રત્યક્ષ પ્રમાણ પછી જ અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ સિદ્ધ થાય છે. વળી પ્રત્યક્ષ પ્રમાણજન્ય પ્રત્યક્ષજ્ઞાનથી અલ્પ વિષયમાં પ્રવૃત્તિ હોય છે. આ કારણથી પણ શાસ્ત્રપ્રતિપાદિત સ્વર્ગાદિમાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી. કારણ કે દરેક ઇન્દ્રિયમાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યક્ષજ્ઞાન કહે છે. આ પ્રત્યક્ષજ્ઞાન એક પ્રકારનું હોય નહિ. પણ નેત્રાદિ ઇન્દ્રિયના ભેદથી ભિન્ન ભિન્ન પ્રત્યક્ષ જ્ઞાન હોય છે. તેમાં ચક્ષુઇન્દ્રિયથી ઉત્પન્ન થયેલા પ્રત્યક્ષજ્ઞાનને ચાક્ષુસપ્રત્યક્ષ કહે છે. તેમ જ રસનઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાનને રાસનપ્રત્યક્ષ કહે છે. ત્વક્ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાનને ત્વાચપ્રત્યક્ષ કહે છે. ઘ્રાણઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષજ્ઞાનને ઘ્રાણજપ્રત્યક્ષ કહે છે. શ્રોત્રઇન્દ્રિય પ્રત્યક્ષજ્ઞાનને શ્રાવણપ્રત્યક્ષ કહે છે. આ રીતે ઇન્દ્રિયના ભેદથી પ્રત્યક્ષ જ્ઞાન પણ ભિન્ન ભિન્ન હોય છે. માટે સર્વ પદાર્થમાં એક પ્રત્યક્ષજ્ઞાનની પ્રવૃત્તિ હોતી નથી. પણ ભિન્ન ભિન્ન રૂપાદિ વિષયમાં ભિન્ન ભિન્ન ચાક્ષુષજ્ઞાનની પ્રવૃત્તિ હોય છે. અર્થાત્ ચાક્ષુષજ્ઞાનના વિષયરૂપાદિ પદાર્થને રાસનજ્ઞાન વિષય કરતા નથી. વળી રાસનજ્ઞાનના વિષયરૂપ રસાદિને ચાક્ષુષજ્ઞાન વિષય કરતા નથી. આ રીતે અન્ય પ્રત્યક્ષજ્ઞાનમાં જાણી લેવું. અલ્પ અર્થનો વિષય કરવાવાળું પ્રત્યક્ષજ્ઞાન શાસ્ત્રપ્રતિપાદિત અર્થનો વિષય કરી શકતું નથી. વળી જે સમયે દેવદત્ત નામના પુરૂષના નેત્રનો સંબંધ ઘટાદિ પદાર્થની સાથે થાય છે, તે સમયે દેવદત્ત નામના પુરૂષને ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. દેવદત્ત પુરૂષથી ભિન્ન યજ્ઞદત્ત નામના પુરૂષને ઇન્દ્રિયના સંબંધવિના ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. માટે પ્રત્યક્ષજ્ઞાનને યોગ્ય ઘટાદિ વિષયમાં પણ સ્વતંત્ર પ્રત્યક્ષ જ્ઞાનની પ્રવૃત્તિ હોતી નથી. પણ વિષયની સાથે ઇન્દ્રિયના સંબંધની અપેક્ષાવડે પ્રત્યક્ષની પ્રવૃત્તિ થાય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, જ્યારે પ્રત્યક્ષ જ્ઞાનને યોગ્ય ઘટાદિ પદાર્થમાં પણ પ્રત્યક્ષ જ્ઞાનની સ્વતંત્ર પ્રવૃત્તિ થતી નથી, તો પછી વેદપ્રતિપાદિત સ્વર્ગાદિ અતીન્દ્રિય પદાર્થમાં કેવી રીતે પ્રત્યક્ષની પ્રવૃત્તિ થશે, અર્થાત્ નહિ જ થશે. વળી વેદ પ્રમાણની અપેક્ષા રહિત કેવળ પ્રત્યક્ષ પ્રમાણ, દોષથી રહિત હોય નહિ,

પણ દોષવાળું હોય છે. કારણ કે નેત્રાદિ ઇન્દ્રિયનું નામ પ્રત્યક્ષ પ્રમાણ છે. આ નેત્રાદિ ઇન્દ્રિયમાં અંધત્વ બધિરત્વ આદિ દોષનું પ્રત્યક્ષ જ્ઞાન સર્વ પુરૂષને થાય છે. માટે દોષયુક્ત પ્રત્યક્ષ પ્રમાણ વેદના અપૂર્વ અર્થનું બોધન કરી શકતું નથી. વળી વેદબોધિત સ્વર્ગાદિ અર્થમાં ઉકત રીતિવડે પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ નહિ હોવાથી તેમાં અનુમાન પ્રમાણની પણ પ્રવૃત્તિ થતી નથી. કારણ કે પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાવડે અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ થાય છે.

શિષ્યઃ—વેદપ્રતિપાદિત સ્વર્ગાદિ અર્થમાં પ્રત્યક્ષ પ્રમાણની તથા અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ ન હોય, પણ અર્થાપત્તિ આદિ પ્રમાણની પ્રવૃત્તિ સ્વર્ગાદિ પદાર્થમાં હોઈ શકે.

ગુરૂઃ—અર્થાપત્તિ આદિ પ્રમાણ અનુમાન પ્રમાણથી શું ભિન્ન છે કે અભિન્ન છે? પ્રથમ અભિન્ન પક્ષ સંભવતો નથી. કારણ કે અર્થાપત્તિ આદિ પ્રમાણ જ્યારે અનુમાન પ્રમાણના અંતર્ભૂત માનશો તો અનુમાન પ્રમાણની પ્રવૃત્તિમાં પૂર્વે જે દોષ કહી આવ્યા છીએ, તે સર્વે દોષ અર્થાપત્તિ આદિ પ્રમાણમાં પણ પ્રાપ્ત થશે. માટે અનુમાન પ્રમાણથી અભિન્ન અર્થાપત્તિ આદિ પ્રમાણ સંભવતું નથી. વળી અર્થાપત્તિ આદિ પ્રમાણ અનુમાન પ્રમાણથી ભિન્ન છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે જો અર્થાપત્તિ આદિ પ્રમાણને અનુમાન પ્રમાણથી ભિન્ન અંગીકાર કરશો તો અર્થાપત્તિ આદિ પ્રમાણ સ્વતંત્ર કોઈ પ્રમાજ્ઞાનને ઉત્પન્ન કરતું નથી. પણ કોઇ દૃષ્ટાંતને અંગીકાર કરી કોઈ પુરૂષના પ્રમાજ્ઞાનને ઉત્પન્ન કરશે. દૃષ્ટાંતવિના અર્થાપત્તિ આદિ પ્રમાણ કોઇપણ જ્ઞાનને ઉત્પન્ન કરતું નથી. વળી તે દૃષ્ટાંત પ્રત્યક્ષથી ભિન્ન હોતું નથી, પણ પ્રત્યક્ષના આંતર્ભૂત હોય છે. માટે અનુમાન પ્રમાણથી ભિન્ન હોવા છતાં અર્થાપત્તિ આદિ પ્રમાણ વેદપ્રતિપાદિત સ્વર્ગાદિરૂપ અર્થમાં પ્રવૃત્ત થતું નથી. માટે હે બાલાકિ! સંપૂર્ણ દોષથી રહિત વેદ ભગવાન્ જેને અર્થનો બોધ કરે, તે જ અર્થ મુમુક્ષુએ અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે. જેમ ધર્માત્મા રાજાની આજ્ઞાને પ્રજા ગ્રહણ કરે છે, તેમ વેદ ભગવાનનો અર્થ બુદ્ધિમાન્ પુરૂષે ગ્રહણ કરવો યોગ્ય છે. વેદના અર્થમાં કદાપિ અસંભાવના કરવી નહિ. આ વેદ ભગવાન્ દરરોજ જાગ્રતને પામેલ વાક્ આદિ ઇન્દ્રિયોથી ઉત્પત્તિનું કથન કરે છે, અગ્નિ આદિ દેવોની ઉત્પત્તિનું કથન કરે છે તથા નામાદિ વિષયની ઉત્પત્તિનું કથન કરે છે. વળી સુષુપ્ત અવસ્થામાં સર્વ વાક્ આદિનો લય વેદ ભગવાને કહ્યો છે. માટે હે બાલાકિ! આ રીતના વેદના અર્થમાં તું શ્રદ્ધા રાખ. વળી હે બાલાકિ! પૂર્વે સૂતેલા પુરૂષને ઉઠાડવા સમયે શરીરમાં રહેલ આનંદ સ્વરૂપ આત્માનો ઉપદેશ મેં તને કર્યો, તેમ જ હૃદયકમળમાં રહેલ આત્માનો ઉપદેશ મેં તને કર્યો. આ બે રીતના

ઉપદેશથી આત્મામાં પરિછિન્ન દષ્ટિ તારે કરવી નહિ. પણ આત્મામાં પૂર્ણ દૃષ્ટિ કરવી. હે બાલાકિ ! જેમ એક જ પરિપૂર્ણ આકાશ ઘટ મઠ શરાવ આદિ ઉપાધિમાં હોય છે, તેમ એક જ પરિપૂર્ણ આત્મા વાક્ આદિ ઉપાધિઓમાં હોય છે. આ વાક્ આદિવિશિષ્ટ આત્માને મૂઢ પુરૂષ વક્તારૂપે, શ્રોતારૂપે તથા દ્રષ્ટારૂપે માને છે. તેથી તારે આત્માને કદી પરિચ્છિન્ન માનવો નહિ. પણ ઉપાધિનો ત્યાગ કરી તારે આત્માને પરિપૂર્ણ જાણવો.

શિષ્યઃ–હે ભગવન્! જો આત્મા સર્વત્ર પરિપૂર્ણ હોય તો હૃદય દેશમાં આત્માની સ્થિતિ પૂર્વે આપે શા માટે કહી ?

ગુરૂઃ–હે બાલાકિ ! જેમ કેશના છેદન કરવાનું સાધન અસ્ત્રો, હજામની કોથળીરૂપ કોઇ એક સ્થળવિશે રહે છે, તેમ આ આનંદ સ્વરૂપ આત્મા કેવળ હૃદયદેશમાં રહેતો નથી, પણ સર્વ પ્રાણી માત્રની અંદર તથા બહાર વ્યાપીને રહેલો છે. છતાં અંતઃકરણમાં, ઇન્દ્રિયમાં તથા શરીરમાં આત્માની વિશેષે કરી ઉપલબ્ધિ હોય છે. આ કારણથી જ હૃદય, ઇન્દ્રિય તથા શરીરમાં આત્માની સ્થિતિ મેં કહી છે. જેમ અગ્નિ સામાન્યરૂપે સર્વમાં રહેલો છે, છતાં કાષ્ઠમાં અગ્નિ રહેલો છે, એમ લોકમાં કહેવાય છે. માટે હે બાલાકિ ! હજામની કોથળીમાં અસ્ત્રારૂપ શસ્ત્રની જલદી ઉપલબ્ધિ થાય છે, તેમ હૃદયકમળમાં રહેલ બુદ્ધિ અત્યંત સ્વચ્છ છે. માટે આ બુદ્ધિમાં આત્માની ઉપલબ્ધિ વિશેષે કરી થાય છે. જેમ હજામની કોથળીમાં જ અસ્ત્રારૂપ શસ્ત્ર રહે છે, પણ અન્યત્ર તે રહેતું નથી. તેમ બુદ્ધિરૂપી દેશમાં જ આત્મા રહે છે, પણ અન્યત્ર રહેતો નથી. આ અભિપ્રાયથી આત્માની સ્થિતિ બુદ્ધિમાં છે, એમ મેં કહ્યું છે. આ રીતે હૃદયમાં આત્માની વિશેષ અભિવ્યક્તિનો બોધ કરવાવાળા અસ્ત્રાના દૃષ્ટાંતનું નિરૂપણ કરી, હૃદયની અપેક્ષાવડે શરીરાદિમાં આત્માના અલ્પ પ્રકાશનો બોધ કરનારા અગ્નિ આદિના દૃષ્ટાંતના અભિપ્રાયનું મેં નિરૂપણ કર્યું છે. હે બાલાકિ ! આ આનંદ સ્વરૂપ આત્મા જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારના શરીરને ઉત્પન્ન કરી, પોતાના ચૈતન્યરૂપવડે નખના અગ્રભાગથી લઇ શિખા પર્યંત સર્વ શરીરમાં વ્યાપી રહેલ છે. જેમ અગ્નિ જો કે સર્વત્ર સમાન છે, તેમ અરણીરૂપી કાષ્ઠમાં અગ્નિની વિશેષ અભિવ્યક્તિને જોઈ કાષ્ઠમાં અગ્નિ રહેલ છે, આ રીતે લોકમાં કહે છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા જો કે ચૈતન્યરૂપવડે સર્વત્ર સમાન છે, છતાં શરીરમાં ચૈતન્યની વિશેષ અભિવ્યક્તિને જોઇ શરીરમાં આત્મા રહેલો છે, આ રીતનું કહેવું સંભવે છે. શરીરમાં આત્માની જે વિશેષ અભિવ્યક્તિ કહી, તે ઘટાદિની અપેક્ષાવડે જાણવી. અંતઃકરણની અપેક્ષાવડે શરીરમાં આત્માની અલ્પ અભિવ્યક્તિ હોય છે. માટે હે બાલાકિ ! આકાશની માફક સર્વત્ર પરિપૂર્ણ આત્મા, આ

શરીરમાં ચૈતન્યરૂપવડે પ્રતીત થાય છે. આ કારણથી સર્વ શરીરમાં નખના અગ્રભાગથી લઇ પરમાત્માનો પ્રવેશ શ્રુતિએ નિરૂપણ કર્યો છે. વળી હે બાલાકિ! જેમ મૃત્તિકા ઘટાકાર પરિણામને પામે છે, માટે મૃત્તિકામાં મુખ્ય પ્રજ્ઞા તથા ગૌણ પ્રજ્ઞા સંભવતી નથી, તેમ મન, ઇન્દ્રિય તથા દેહાદિરૂપ સંઘાત પણ અનેક પ્રકારના પરિણામને પામે છે. માટે આ સંઘાતમાં પણ મુખ્ય પ્રજ્ઞા તથા ગૌણ પ્રજ્ઞા સંભવતી નથી. પણ પ્રજ્ઞાસ્વરૂપ આત્માના તાદાત્મ્ય અધ્યાસને લીધે અવિચાર સમયે શરીરાદિમાં ચૈતન્ય સ્વરૂપ પ્રજ્ઞા પ્રતીત થાય છે. પણ વિચાર કરીએ તો શરીરાદિમાં પ્રજ્ઞા સંભવતી નથી.

શિષ્યઃ—હે ભગવન્ ! મનમાં, ઇન્દ્રિયોમાં તથા શરીરમાં પ્રજ્ઞાનો અભાવ આપે કહ્યો, તે સંભવતો નથી. કારણ કે બુદ્ધિરૂપી પ્રજ્ઞા મન આદિમાં સંભવે છે.

ગુરુઃ—હે બાલાકિ ! ચૈતન્ય આત્માથી ભિન્ન મન, ઇન્દ્રિય તથા શરીરાદિ સર્વ જડ છે તથા વિકારવાન્ છે. માટે મનાદિમાં રહેલ બુદ્ધિરૂપી પ્રજ્ઞા પણ જડ છે. કારણ કે જેમ શરીરાદિ પરિણામને પામે છે, તેમ બુદ્ધિ પણ પરિણામને પામે છે. માટે બુદ્ધિ જડ છે, પણ ચૈતન્યરૂપે નથી. માટે હે બાલાકિ ! આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન કોઇ પણ વસ્તુમાં જ્ઞાન સ્વરૂપ પ્રજ્ઞા નથી, પણ એક આત્મા જ જ્ઞાનસ્વરૂપે છે. હે બાલાકિ ! જેમ આત્માથી ભિન્ન કોઈ અનાત્મ પદાર્થમાં જ્ઞાન નથી, તેમ આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન કોઈ અનાત્મ પદાર્થમાં સુખ પણ નથી. પણ એક આત્મા જ સુખરૂપે છે. આવો સુખ સ્વરૂપ તથા જ્ઞાન સ્વરૂપ આત્મા સુખ તથા જ્ઞાનથી રહિત મન, ઇન્દ્રિય તથા દેહાદિને પોતાના તાદાત્મ્ય સંબંધથી સુખયુક્ત તથા જ્ઞાનયુકત કરે છે. જેમ ધનવાન્ પુરૂષ પોતાના સેવકને ધનવાળો કરે છે, તેમ સુખ જ્ઞાનસ્વરૂપ આત્મા મન તથા ઇન્દ્રિયાદિને સુખ તથા જ્ઞાનયુકત કરે છે. વળી હે બાલાકિ! આવા સુખ સ્વરૂપ તથા જ્ઞાનસ્વરૂપ આત્માનો આશ્રય કરી સર્વ વાક્ આદિ અધ્યાત્મ તથા અગ્નિ આદિ અધિદેવતા પોતપોતાના નામાદિ વિષયનો નિશ્ચય કરે છે. આત્માના સંબંધ વિના સ્વતંત્ર થઇ કોઇપણ વાક્ આદિ કોઇ અર્થનો નિશ્ચય કરી શકતું નથી. જેમકે યથાર્થ જ્ઞાનવાળા અથવા વિપરીત જ્ઞાનવાળા ધનવાન્ પુરૂષના નિશ્ચયને અનુસાર જ તેનો ચાકર કોઇ કાર્યનો નિશ્ચય કરે છે. પણ ધનવાન્ પુરૂષના નિશ્ચય વિના ચાકરનો કોઇ સ્વતંત્ર નિશ્ચય હોતો નથી.

શિષ્યઃ—હે ભગવન્! બાહ્ય કાર્યમાં જો કે ચાકરને ધની પુરૂષની પરાધીનતા છે, છતાં જ્ઞાનરૂપી આંતર નિશ્ચયમાં ચાકરને ધનવાનની અપેક્ષા સંભવતી નથી.

ગુરુઃ—હે બાલાકિ! જ્ઞાનરૂપ આંતર નિશ્ચયની ઉત્પત્તિમાં જો કે ચાકરને ધનવાનની અપેક્ષા નથી, છતાં ધનવાનના નિશ્ચય વિના ચાકરનો નિશ્ચય નિષ્ફળ છે. અર્થાત્ જ્ઞાનરૂપ નિશ્ચયથી પુરૂષની

કાર્યમાં પ્રવૃત્તિ થાય છે. આ પ્રવૃત્તિ ધનવાનના નિશ્ચય વિના સ્વતંત્ર રીતે ચાકરની હોતી નથી. પણ ધનવાનની સંમતિને ગ્રહણ કરી ચાકરની કોઇ કાર્યમાં પ્રવૃત્તિ થાય છે. તેમ જ્ઞાનરૂપ આત્માનો આશ્રય કરી સર્વ વાક્ આદિ દેવતા તથા દરેક વાક્ આદિ, આ કાર્ય અવશ્ય કરવા યોગ્ય છે, આ કાય કરવા યોગ્ય નથી, આ વચન કહેવા યોગ્ય છે, તથા આ વસ્તુ જોવા યોગ્ય છે, આ રીતના પદાર્થનો નિશ્ચય કરે છે. જ્ઞાનસ્વરૂપ આત્મા વિના સ્વતંત્ર થઇ કોઇપણ વાક્ આદિ દેવતા કોઈપણ પદાર્થને જાણતો નથી. પણ દૃષ્ટાંત તથા સિદ્ધાંતમાં નીચે પ્રમાણે ફેરફાર છેઃ–દૃષ્ટાંતમાં ધનવાનના જ્ઞાનથી ભિન્ન ચાકરનું જ્ઞાન થાય છે. વળી સિદ્ધાંતમાં તો આત્માના સ્વરૂપના જ્ઞાનથી ભિન્ન કોઇપણ જ્ઞાન વાક્ આદિ ઇન્દ્રિયમાં નથી. પણ આત્મસ્વરૂપનું જ્ઞાન જ વાક્ આદિ ઇન્દ્રિય યુક્ત થઇ અનેક ભાવને પામે છે. માટે આત્મા જ જ્ઞાનસ્વરૂપે છે. આત્માથી ભિન્ન સર્વ અનાત્મા પદાર્થ જડ છે. વળી હે બાલાકિ! જેમ ભોગના સાધનરૂપ ધનાદિ પદાર્થ યુક્ત કોઇ વૈશ્ય પુરૂષ પોતાના પુત્ર તથા ચાકર સહિત ધનાદિ પદાર્થને ભોગવે છે, પણ પુત્રાદિ વિના એકલો જ તે વૈશ્ય પુરૂષ ધનાદિ પદાર્થને ભોગવતો નથી. જો એકલો જ તે વૈશ્ય પુરૂષ ધનાદિ પદાર્થ ભોગવે તો તેનું સર્વ ધન ચોર લઇ જાય. માટે સર્વ ચાકર મળી તે ધનવાન, પદાર્થને ભોગવે છે. તેમ આનંદસ્વરૂપ આત્મા પણ વાક્ આદિ દેવતા સહિત ભોગને ભોગવે છે. પણ વાક્ આદિ ઇન્દ્રિય વિના કેવળ શુદ્ધ આત્મા ભોગ ભોગવતો નથી. વળી જેમ ધનવાનના પુત્રાદિ બાંધવ તથા ચાકર વૈશ્ય વિના સ્વતંત્ર કોઇ પદાર્થને ભોગવતા નથી. પણ આત્માની સાથે મળી વાક્ આદિ ભોગને ભોગવે છે. અર્થાત્ સુખ દુઃખના અનુભવનું નામ ભોગ છે. આ ભોગ ઉપાધિ રહિત શુદ્ધ આત્મામાં સંભવતો નથી. તેમ વાક્ આદિ જડ પદાર્થમાં પણ આ ભોગ સંભવતો નથી. પણ અંતઃકરણ આદિ ઉપાધિયુક્ત આત્મા ભોગના આશ્રયરૂપે છે. વાસ્તવિક રીતે કોઇ ભોગના આશ્રયરૂપે નથી. માટે ભોગ મિથ્યા છે. વળી હે બાલાકિ! જે હૃદયાકાશ શુદ્ધ આત્મારૂપે કરી મેં તને કહ્યું, તે જ પરમાત્મા સર્વ સંઘાતના અધિપતિરૂપે છે. તે જ પરમાત્મા આ સંઘાત સાથે તાદાત્મ્ય અધ્યાસને પામી બુદ્ધિમાન્ પુરૂષવડે જાણવા અશક્ય છે. હે બાલાકિ! જો આત્મા દુર્વિજ્ઞેય ન હોય તો સર્વ શાસ્ત્રને જાણવાવાળા તને આત્માના યથાર્થ સ્વરૂપમાં ભ્રાંતિ થાય નહિ. વળી પૂર્વે તેં પ્રાણને જ આત્મારૂપે કહી મને ઉપદેશ કર્યો છે. માટે તારી આ ભ્રાંતિ આત્માની દુર્વિજ્ઞેયતાનું સૂચન કરે છે.

શિષ્યઃ–હે ભગવન્! જ્યારે આ આનંદસ્વરૂપ આત્મા આ સંઘાતમાં દુર્વિજ્ઞેયરૂપે છે ત્યારે સંઘાતથી ભિન્ન અન્ય કોઇ સ્થાનમાં રહેલા આત્માને જાણવામાં કેમ ઉત્સાહ કરવો નહિ?

ગુરુઃ–સંઘાતથી ભિન્ન અન્ય સ્થાનમાં રહેલા આત્માને જાણવામાં જરાપણ

તું ઉત્સાહ ન કર. પણ આ સંઘાતમાં જ આત્માને જાણવાનો તું ઉત્સાહ કર. જેમ અગ્નિની ઉપલબ્ધિના સ્થાનરૂપ કાષ્ઠયુકત અગ્નિનો ત્યાગ કરી કાષ્ઠ સંબંધથી રહિત અગ્નિની પ્રાપ્તિની ઇચ્છા કોઇપણ બુદ્ધિમાન્ પુરૂષ કરતો નથી, તેમ આત્માની ઉપલબ્ધિના સ્થાનરૂપ સંઘાતનો ત્યાગ કરી અન્ય સ્થળે આત્માને ખોળવો વ્યર્થ છે. માટે હે બાલાકિ! આ શરીરમાં અંતઃકરણાદિ સર્વ ઉપાધિથી રહિત કૂટસ્થ આત્માનો બ્રહ્મરૂપે નિશ્ચય કરવો. હે બાલાકિ! હૃદયાકાશરૂપ સર્વનો આત્મા જ શયન કર્તા પુરૂષના તથા શયનના આધારરૂપે છે. આ જ હૃદયાકાશરૂપ આત્મા શયનકર્તા પુરૂષના આગમનના અવધિરૂપે છે. હે બાલાકિ! વાક્ આદિ ઇન્દ્રિયોનું લયરૂપ શયન બે પ્રકારનું છે, એક સ્વપ્નરૂપી શયન તથા બીજું સુષુપ્તિરૂપી શયન. તેમાં પ્રથમ સ્વપ્નરૂપી શયનનો કર્તા બુદ્ધિ વિના સંપૂર્ણ વાક્ આદિ છે. બીજા સુષુપ્તિરૂપી શયનનો કર્તા બુદ્ધિ છે. આ બેઉ પ્રકારના શયનથી આગમનકર્તા પણ બુદ્ધિરહિત વાક્ આદિ ઇન્દ્રિયોનો સમૂહ છે. જો કે આગળ વિજ્ઞાનમય ભોકતાને શયન કર્તારૂપે તથા આગમનના કર્તારૂપે કહી આવ્યા છીએ તથા અહીં બુદ્ધિને તથા વાક્ આદિને શયનકર્તારૂપે કહી, જેથી પૂર્વોત્તર ગ્રંથમાં વિરોધ પ્રતીત થાય છે. છતાં વિચાર કરી જોતાં તે વિરોધ સંભવતો નથી. કારણ કે બુદ્ધિવિશિષ્ટ ચૈતન્યનું નામ વિજ્ઞાનમય છે. તેમાં ચૈતન્ય અંશ વિશે કર્તા પણું સંભવતું નથી. પણ પરિશેષથી બુદ્ધિમાં જ કર્તાપણું સંભવે છે. આ અભિપ્રાયને લઇ બુદ્ધિને શયનના કર્તારૂપે કહી છે. માટે પૂર્વોત્તર ગ્રંથનો વિરોધ નથી. હે બાલાકિ! પ્રાણરૂપ ઉપાધિમાં તથા પ્રજ્ઞારૂપ ઉપાધિમાં જે હૃદયાકાશરૂપ આત્મા તને મેં કહ્યો, તે જ પ્રાણપ્રજ્ઞારૂપ ઉપાધિયુકત આત્માનો પૂર્વે દેવરાજ ઇન્દ્રે પ્રતર્દન રાજાને ઉપદેશ કર્યો હતો. તે જ આત્મા સાક્ષાત્કારના પ્રભાવથી દેવરાજ ઇન્દ્રે ત્રણ લોકનો ઉપદ્રવ કરવાવાળા અસુરોને હણ્યા હતા. વળી નીતિથી રહિત વિશ્વરૂપાદિ બ્રાહ્મણોને તેણે માર્યા હતા. તેમજ વિચારથી રહિત અનંત સંન્યાસીઓને માર્યા હતા. છતાં આત્મજ્ઞાનના પ્રભાવથી દેવરાજ ઇન્દ્રનું રોમ માત્ર પણ છેદન થયું નહતું. આ જ આત્મજ્ઞાનના પ્રભાવથી દેવરાજ ઇન્દ્ર સર્વ દેવોના મધ્યમાં અત્યંત શ્રેષ્ઠતાને પામ્યો છે. વળી યુદ્ધાદિ કાર્યમાં તે જ ઇન્દ્ર કોઇ પણ દેવની અપેક્ષા કરતો નથી. પણ બળ નામના અસુરથી માંડી સર્વ અસુરોને તે ઇન્દ્ર એકલાએ જ માર્યા હતા. આ કારણથી સર્વ બળવાનોમાં ઇન્દ્ર મુખ્ય બળવાળો કહેવાયો. આ દેવરાજ ઇન્દ્ર પોતાના તેજવડે શોભે છે. આ કારણથી તે સ્વરાટ્ સંજ્ઞાને પામ્યો છે. હે બાલાકિ! જેમ અદ્વિતીય આત્માના જ્ઞાનના પ્રભાવથી દેવરાજ ઇન્દ્ર સર્વના સ્વામી થયા, તેમ હાલમાં પણ જે કોઇ આનંદ સ્વરૂપ આત્માના જ્ઞાનને વિવેકાદિ સાધનવડે સંપાદન કરશે તે પુરૂષ પણ

આત્મજ્ઞાનના પ્રભાવથી સર્વ જીવનો સ્વામી થશે.

શિષ્યઃ—હે ભગવન્ ! પૂર્વે આપે એમ કહ્યું કે, દેવરાજ ઇન્દ્રે આત્મજ્ઞાનના પ્રભાવથી સર્વ અસુરો જ જિત્યા, તે સંભવતું નથી. કારણ કે પુરાણોમાં અસુરોવડે ઇન્દ્રનો પરાજય પણ અનેકવાર કહ્યો છે.

ગુરૂઃ—હે બાલાકિ ! જ્યાં સૂધી દેવરાજ ઇન્દ્ર પ્રજાપતિના ઉપદેશથી આત્મજ્ઞાનને નહિ પ્રાપ્ત થયો ત્યાં સૂધી જ દેવરાજ ઇન્દ્રને જિતી અસુરો ત્રણે લોકના અધિપતિ થયા. પ્રજાપતિના ઉપદેશથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવા પછી સર્વ અસુરોને મારી દેવરાજ ઇન્દ્ર જ ત્રણે લોકનો અધિપતિ થયો. માટે હે બાલાકિ ! આનંદસ્વરૂપ અદ્વિતીય આત્માનું જ્ઞાન જ સર્વ કરતાં અધિક છે.આ જ્ઞાન મનુષ્યે યત્ન કરી સંપાદન કરવું.

ગુરૂઃ—હે શિષ્ય ! આ રીતે કૌષીતકિ ઋષિ પોતાના શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી મૂગા રહ્યા. વળી બ્રહ્મના નિરૂપણ પછી અવશ્ય કહેવા યોગ્ય તથા સત્યના પણ સત્યરૂપ બ્રહ્મના ગુહ્ય નામને કૌષીતકિ ઋષિ પોતાના શિષ્યને અર્થ સહિત કહ્યું નહિ. પણ યાજ્ઞવલ્ક્યના તપવડે સંતોષ પામેલ સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કય નામના શિષ્યને સત્યરૂપ બ્રહ્મના નામનો ઉપદેશ કરવા લાગ્યા. પણ કૌષીતકિ ઋષિ દેવરાજ ઇન્દ્રના ભયને પામવાથી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પોતાના શિષ્યને કરી શકયા નહિ.

## ઉપસંહાર.

ચાર અધ્યાયરૂપ કૌષીતકિ ઉપનિષદના પ્રથમઅધ્યાયમાં પ્રાણરૂપી પર્યંકમાં રહેલ બ્રહ્મની ઉપાસનાનું નિરૂપણ કૌષીતકિએ કર્યું છે, દ્વિતીય અધ્યાયમાં અંગ સહિત પ્રાણવિદ્યાનું તેણે નિરૂપણ કર્યું છે, ત્રીજા અધ્યાયમાં ઇન્દ્રપ્રતર્દનના સંવાદવડે તેણે નિર્ગુણ બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કર્યું છે તથા ચોથા અધ્યાયમાં બાલાકિ અજાતશત્રુના સંવાદવડે તેમણે નિર્ગુણ બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કર્યું છે. આ રીતે કૌષીતકિનાં ચાર અધ્યાય છે.

કૌષીતકિ પોતાના શિષ્યને આટલી જ વિદ્યાનો ઉપદેશ કરી ઇન્દ્રથી ભયને પામ્યા. આથી તે ઋષિ નિર્ગુણ બ્રહ્મવિદ્યાના ઉપદેશથી ઉપરામ પામ્યા. આ બાબત ચોથા અધ્યાયમાં કહેવામાં આવશે.

पर्यंकप्राणविद्याया एतदंता उदीरयन् ।
कौषीतकिस्ततो भीत इन्द्रादुपरराम ह॥३११॥

**इति श्री परमहंस परिव्राजकाचार्यानंदात्म पूज्यपाद शिष्येण श्री शंकरानंद भगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृतगुर्जरानुवादे कौषीतकिसारार्थप्रकाशो गार्ग्याजातशत्रुसंवादो नाम तृतीयोऽध्यायः समाप्तः ॥३॥**

# અધ્યાય ૪ થો.

## યજુર્વેદીય બૃહદારણ્યક ઉપનિષદ્.

## દધ્યડ્ગ્નો ઇન્દ્રાદિને બ્રહ્મોપદેશ.

एवं विचित्रमाख्यानं श्रुत्वा शिष्योऽतिविस्मितः ।
आदित्यकथितां विद्यां प्रष्टुकामो विहायताम् ॥

પ્રથમ અધ્યાયમાં ઋગ્વેદના ઐતરેય ઉપનિષદનું વર્ણન કર્યું. બીજા અધ્યાયમાં તથા ત્રીજા અધ્યાયમાં ઋગ્વેદના કૌષીતકિ ઉપનિષદના અર્થનું વર્ણન કર્યું. હવે ચોથાથી સાતમા અધ્યાય સુધીમાં યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદનું વર્ણન કરવામાં આવશે. પૂર્વે ત્રીજા અધ્યાયના છેવટમાં ગુરૂએ શિષ્યને કહ્યું કે, દેવરાજ ઇન્દ્રથી ભયને પામેલ કૌષીતકિ ઋષિએ પોતાના શિષ્યને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો નહિ. વળી ત્રીજા અધ્યાયના અંતમાં ગુરૂએ કહ્યું કે, સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કયને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. આ વિચિત્ર કથાને સાંભળી શિષ્ય અત્યંત વિસ્મય પામ્યો. સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કયને ઉપદેશ કરેલ બ્રહ્મવિદ્યાને સાંભળવાની જો કે શિષ્યને મના છે, પણ શિષ્ય અત્યંત બુદ્ધિમાન્ હતો. તેથી તેણે બ્રહ્મવિદ્યાનો સાક્ષાત્ પ્રશ્ન કર્યો નહિ. પણ કૌષીતકિ ઇન્દ્રથી ભય પામ્યો, આ રીતનું વચન સાંભળી સંશયયુકત થયલો શિષ્ય પ્રથમ કૌષીતકિ ઋષિના ભયનું કારણ પૂછવા લાગ્યો. ભયનું કારણ [illegible] શિષ્યનો ગૂઢ અભિપ્રાય એ હતો કે, જો કૌષીતકિ ઋષિના ભયનું કારણ હું પૂછીશ તો કૌષીતકિના ભયના કારણને કહેનારા ગુરૂ સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો મને ઉપદેશ કરશે. આથી શિષ્ય પ્રથમ કૌષીતકિના ભયનું કારણ પૂછવા લાગ્યો.

શિષ્ય પૂછે છે–હે ભગવન્! ઇન્દ્રે એવું તે શું કાર્ય કર્યું હતું કે, જેથી ભય પામીને મહાત્મા કૌષિતકિ ઋષિએ પોતાના શિષ્યોને નહિ. પરંતુ યાજ્ઞવલ્કયને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો? કૌષીતકિ ઋષિને ઇન્દ્રનો જે આવો ભય લાગ્યો, તેનું કારણ જાણવાની મોટી જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે; માટે હે ભગવન્! હવે તે આખ્યાન આપ મને શ્રવણ કરાવો.

શ્રદ્ધાળુ અને ભકિતમાન્ શિષ્યનો પ્રશ્ન સાંભળીને આનંદ પામેલા ગુરૂ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા પહેલાં બ્રહ્મવિદ્યાના પ્રાચીન મહાત્મા પ્રવર્તકોનાં નામાભિધાનનું સ્મરણ કરાવવા લાગ્યા. મહાત્મા દધ્યઙ્ઋષિ, ઇન્દ્ર ભગવાન્ અને અશ્વિનીકુમારોના સંવાદરૂપ આખ્યાન કરતા પહેલાં બ્રહ્મવિદ્યાના પ્રવર્તકોનું સ્મરણ કરાવતાં બોલ્યા કે–હે શ્રદ્ધાળુ શિષ્ય! બ્રહ્મવિદ્યાના પ્રવર્તકોના સ્મરણથી બ્રહ્મવિદ્યાનું યથાર્થ

ફળ પ્રાપ્ત થાય છે; માટે તું પ્રથમ તેમના વંશોનાં વર્ણન શ્રવણ કર. કેટલાક બ્રહ્મવિદ્યાના પ્રવર્તકો સ્ત્રીવંશના છે અને કેટલાક પુરૂષવંશના છે. તેમાં પ્રથમ સ્ત્રીવંશાંતર્ગત બ્રહ્મવિદ્યાના પ્રવર્તકોનાં પવિત્ર નામાભિધાન અને તેમના વંશનો વિસ્તાર કહું, તે સાવધાન થઈને તું શ્રવણ કર.

## સ્ત્રીવંશ–બ્રહ્મવિદ્યાના પ્રવર્તકો.

ગુરૂ–હે શિષ્ય ! પૌતિમાષી નામનાં સ્ત્રી બ્રહ્મવિદ્યાના અધિકારમાં સર્વ જગતનાં માતા છે; કારણ કે એમના પુત્રે બ્રાહ્મણોને દુર્વિજ્ઞેય બ્રહ્મવિદ્યા આપી હતી. સ્ત્રીવંશમાં તેમને પૌતિમાષીના પુત્ર અને બેઉ પુરૂષવંશમાં પૌતિમાષ્ય કહેલા છે. હે શિષ્ય ! આ પૌતિમાષી પુત્રથી લઈ હિરણ્યગર્ભપર્યંત જેટલા બ્રહ્મવિદ્યાના પ્રવર્તક ગુરૂ છે, તે સર્વના નામને હું તને કહું છું. બ્રહ્મવેત્તા ઋષિઓનાં નામશ્રવણથી તથા નામસ્મરણથી બ્રહ્મવિદ્યાને અટકાવનાર સર્વ પાપકર્મનો નાશ થશે. ત્યારબાદ સંપૂર્ણ વેદાંતના અર્થ જાણવામાં તું સમર્થ થશે. સાક્ષાત્ શ્રુતિમાં પણ કહ્યું છે કે, "यस्य देवे परा भक्तिः यथादेवे तथागुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ અર્થ–જેની વિષ્ણુ તથા મહાદેવ આદિમાં પરમભક્તિ છે; વળી જેવી દેવોમાં પરમભક્તિ છે તેવી જ બ્રહ્મવિદ્યાના દાતા ગુરૂમાં પરમભક્તિ છે, તે મહાત્મા પુરૂષની બુદ્ધિમાં વેદાંતથી પ્રતિપાદન કરેલા અર્થ આરૂઢ થાય છે. જેની દેવમાં તથા ગુરૂમાં પરમ ભક્તિ નથી, તેની બુદ્ધિમાં વેદના અર્થ આરૂઢ થતા નથી. માટે મુમુક્ષુએ અવશ્ય ગુરૂની ભક્તિ કરવી. હે શિષ્ય ! આ પૌતિમાષી કાત્યાનીપુત્ર નામના ઋષિ પાસેથી બ્રહ્મવિદ્યા શિખ્યા હતા. કાત્યાયનીપુત્રને પુરૂષવંશમાં ગોપવન કહેલા છે. ગોપવન ઋષિ ભારદ્વાજીપુત્ર નામના ઋષિ પાસેથી બ્રહ્મવિદ્યા શિખ્યા હતા, જેમને પુરૂષવંશમાં પૌતિમાષ્ય કહેવામાં આવેલા છે. પૌતિમાષ્ય પારાશરીપુત્ર, જેમને પુરૂષવંશમાં ગૌપવન કહેલા છે, તેમની પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. ગૌપવન ઋષિ ઔપસ્વતી પુત્ર જેમને પુરૂષ વંશમાં કૌષિક કહેલા છે, તેમની પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. કૌષિક બીજા પારાશરીપુત્ર જેમને પુરૂષવંશમાં કૌણ્ડિન્ય કહેલા છે, તેમની પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. કૌણ્ડિન્ય કૌષિકીપુત્ર શાંડિલ્ય પાસેથી, શાંડિલ્ય આલંબીપુત્ર તથા વૈયાઘ્રીપુત્ર–ગૌતમ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. આલંબીપુત્ર-કૌષિક ઋષિ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા તથા ગૌતમ કાપીપુત્ર અગ્નિવેશ્ય તથા કાણ્વીપુત્ર પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. અગ્નિવેશ્ય આત્રેયીપુત્ર આનભિમ્લાત તથા શાંડિલ્ય ઋષિ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. આનભિમ્લાત ભારદ્વાજપુત્ર ગૌતમ પાસેથી, ગૌતમ પારાશરીપુત્ર પાસેથી, સૈતવ વાત્સીપુત્ર પારાશર્ય પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. પારાશર્ય પારાશરીપુત્ર ભારદ્વાજ તથા ગાર્ગ્યાયણ પાસેથી, ભારદ્વાજ વાર્કારૂણીપુત્ર ઉદ્દાલકાયન તથા ગૌતમથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. બીજા ગૌતમ બીજા વાર્કા-

ચણીપુત્ર જાબાલાયન તથા ભારદ્વાજ પાસેથી, ભારદ્વાજ આર્તભાગીપુત્ર માધ્યંદિનાયન પારાશર્ય પાસેથી, માધ્યંદિનાયન શૌંગીપુત્ર પાસેથી, શૌંગીપુત્ર કૃતીપુત્ર કાષાયણ પાસેથી, કાષાયણ આલમ્બાયની પુત્ર સાયકાયન–વૈજપાયન પાસેથી, વૈજપાયન આલમ્બીપુત્ર કૌશિકાયનિ પાસેથી, કૌશિકાયનિ જાયંતીપુત્ર ઘૃતકૌશિક પાસેથી, ઘૃતકૌશિક માંડુકાયનીપુત્ર પારાશર્યાયણ પાસેથી, પારાશર્યાયણ માંડુકીપુત્ર પારાશર્ય પાસેથી, પારાશર્ય શાંડલીપુત્ર જાતૂકર્ણ્ય પાસેથી, જાતૂકર્ણ્ય રાથીતરીપુત્ર આસુરાયણ પાસેથી તથા યાસ્ક પાસેથી અને યાસ્ક બ્રહ્મા પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. આસુરાયણ ભાલ્લુકી પુત્ર ત્રૈવણી પાસેથી, ત્રૈવણી ક્રૌંચકીપુત્ર નામના બે ઋષિ પાસેથી, તેઓ વૈદભૃતીપુત્ર પાસેથી, તે કાર્શકેયીપુત્ર પાસેથી, તે પ્રાચીયોગીપુત્ર પાસેથી, તે પ્રાશ્નીપુત્ર–આસુરિવાસી પાસેથી, પ્રાશ્નીપુત્ર રાથીતરી પુત્ર–આસુરાયણ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા.

શિષ્ય–હે ભગવન્ ! પ્રાશ્નીપુત્ર ત્રૈવણીના શિષ્યે આસુરાયણ પાસેથી કેવી રીતે બ્રહ્મવિદ્યા ગ્રહણ કરી ? કારણ કે પોતાના શિષ્યના શિષ્ય પાસેથી વિદ્યા ગ્રહણ કરવી ઘટિત નથી.

ગુરૂ–હે શિષ્ય ! પોતાના શિષ્યના શિષ્ય પાસેથી અધ્યયન કરવું, તે યુકત નથી; પરંતુ કોઇ નિમિત્ત વશાત્ પૂર્વે અધ્યયન કરેલી વિદ્યાનું વિસ્મરણ થયું હોય તથા સંશય ઉત્પન્ન થયો હોય ત્યારે તે વિદ્યાનું સ્મરણ કરવું, તે પણ અધ્યયન કહેવાય છે. મહાભારતમાં કહ્યું છે કે, એક સમયે બાર વર્ષનો દીર્ઘ દુષ્કાળ પડતાં સર્વ બ્રાહ્મણોને વિદ્યાની વિસ્મૃતિ થઈ હતી. પણ સરસ્વતીની કૃપાવડે એક સારસ્વત નામના બ્રાહ્મણને વિદ્યાનું વિસ્મરણ થયું ન હતું. દુર્ભિક્ષનો સમય વ્યતીત થતાં સર્વે બ્રાહ્મણોએ તેની પાસેથી વેદનું અધ્યયન કર્યું હતું. ઉપર કહેલા આસુરાયણના ગુરૂ ત્રૈવણી ઔપજંઘની પાસેથી તથા ઔપજંઘની આસુરિ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા.

આસુરિ ભારદ્વાજ પાસેથી, ભારદ્વાજ આત્રેય પાસેથી, તે માટિ ઋષિ પાસેથી, તે ગૌતમ પાસેથી, ગૌતમ બીજા ગૌતમ પાસેથી, બીજા ગૌતમ વાત્સ્ય ઋષિ પાસેથી, વાત્સ્ય શાંડિલ્ય પાસેથી, તે કૈશોર્યકાપ્ય પાસેથી, તે કુમાર હારિત પાસેથી, તે ગાલવ પાસેથી, તે વિદર્ભિ કૌંડિન્ય પાસેથી, તે વાત્સનેયાદાભ્રવ પાસેથી, તે પથિ પાસેથી, પથિ સૌભરિ પાસેથી, સૌભરિ અપસ્યાંગિરસ પાસેથી, તે ત્વાષ્ટ્ર-આભૂતિ પાસેથી, તે ત્વાષ્ટ્ર વિશ્વરૂપ પાસેથી તથા ત્વાષ્ટ્ર વિશ્વરૂપ અશ્વિન નામના બે ઋષિઓ પાસેથી બ્રહ્મવિદ્યા પામ્યા હતા. અશ્વિન્ ઋષિઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાથી દેવરાજ ઇંદ્ર દધ્યઙ્ અથર્વણ ઋષિ ઉપર કુપિત થયા હતા. અથર્વણ ઋષિ દેવરાજ ભગવાન ઇંદ્રના ગુરૂ થાય છે. દધ્યઙ્ અથર્વણ દૈવ અથર્વણ પાસેથી, તે પ્રાધ્વંસન મૃત્યુ પાસેથી, તે પ્રાધ્વંસન પાસેથી, પ્રાધ્વંસન એકર્ષિ પાસેથી, એકર્ષિ વિપ્રચિત્તિ પાસેથી, તે વ્યષ્ટિ પાસેથી, વ્યષ્ટિ

નારૂ પાસેથી, નારૂ સનાતન પાસેથી, સનાતન સનક પાસેથી, સનક વિરાટ્ ભગવાન્ પાસેથી તથા વિરાટ્ ભગવાન્ હિરણ્યગર્ભ પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. હિરણ્યગર્ભ સર્વના અવધિરૂપ છે, માટે તેમને હું નમસ્કાર કરું છું. હિરણ્યગર્ભ સર્વ જગતના તથા વેદ વૃક્ષના પણ મૂળરૂપ છે.

## ભેદપક્ષી સ્ત્રીવંશનું વર્ણન.

ગુરૂઃ–હે શિષ્ય ! પ્રથમ અભેદ પક્ષે પૌતિમાષ્યથી આસુરિ ઋષિ સૂધી સ્ત્રી વંશનું વર્ણન કર્યું. હવે બ્રહ્માથી ઉત્તરોત્તર આવતા ઋષિઓનું વર્ણન સાંભળ. પુરૂષવંશના અંતમાં કહેલા બ્રહ્માથી વિરાટ્ ભગવાન્ બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. તેનાથી કાવષેયતુરભી યજ્ઞવચસ નામના રાજસ્તંબાયન ઋષિ બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. યજ્ઞવચસથી કુશ્રિ, કુશ્રિથી વાત્સ્ય, વાત્સ્યથી શાંડિલ્ય, શાંડિલ્યથી વામકક્ષાયણ, વામ કક્ષાયણથી માહિત્થિ, માહિત્થિથી કૌત્સ, કૌત્સથી માંડવ્ય, માંડવ્યથી માંડુકાયનિ તથા માંડુકાયનિથી સાંજીવીપુત્ર બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. સાંજીવીપુત્રથી પૌતિમાષીપુત્ર પર્યંત જે ગુરૂશિષ્યની પરંપરા પૂર્વે કહેલી છે તે જ પરંપરા સાંજીવની પુત્રથી જાણવી. માત્ર ભેદ એટલો જ કે, સ્ત્રી નામથી અઘટિત જે પૌતિમાષ્ય તથા ગૌપવનાદિક નામ છે, તે નામનો ત્યાગ કરી, પૂર્વે કહેલા આસુરાયણ ઋષિમાં અંતર્ભાવનો ત્યાગ કરી, બીજા સંપૂર્ણ શિષ્યોની પરંપરા પૂર્વાનુક્રમે જાણવી. પૌતિમાષ્યથી માંડી જેટલા ઋષિઓ સ્ત્રીવંશમાં છે તે સર્વના આદ્યગુરૂ સ્વયંભૂ ભગવાન્ બ્રહ્મા છે. બ્રહ્માને કેટલાક હિરણ્યગર્ભ કહે છે તથા કેટલાક સૂર્ય ભગવાનને પણ સ્ત્રીવંશના આદ્યગુરૂ કહે છે. સૂર્ય ભગવાનનું તેજ સર્વ મુમુક્ષુને ધ્યાન કરવા યોગ્ય છે. સર્વ જીવના અંતરમાં રહેલા હોવાથી તેઓ બુદ્ધિની સર્વ વૃત્તિને ધર્માદિકમાં પ્રવર્તાવે છે. માયાવિશિષ્ટ સ્વરૂપ, હિરણ્યગર્ભ સ્વરૂપ, વૈશ્વાનર, ભૂમિ, અંતરિક્ષ તથા સ્વર્ગલોકનું સ્વરૂપ, ઋગ્યજુર્ તથા સામવેદનું સ્વરૂપ, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિનું સ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવનાં સ્વરૂપ તથા પ્રણવનાં અર્થ સ્વરૂપ સૂર્યનારાયણરૂપે છે. એમની પાસેથી અંભિણી નામના દેવે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી હતી. અંભિણીથી વાક્, વાક્થી ધ્રુવિ કશ્યપે, તેનાથી શિલ્પ કશ્યપે, તેમનાથી હરિત કશ્યપે, હરિત કશ્યપથી વાર્ષગણ અસિત ઋષિ, તેમનાથી જીહ્વાવાન બાધ્યોગ, તેમનાથી વાજશ્રવસ્, તેમનાથી કુશ્રિ, તેમનાથી ઉપવેશિ, ઉપવેશિથી અરૂણ, તેમનાથી ઉદ્દાલક, ઉદ્દાલકથી યાજ્ઞવલ્કય, તેમનાથી આસુરિ, તેમનાંથી આસુરાયણ, તેનાથી પ્રાશ્રીપુત્ર તથા પ્રાશ્રીપુત્રથી સાંજીવીપુત્ર બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. સાંજીવીપુત્ર માંડૂકાયન ઋષિના મુખથી નીકળેલી બ્રહ્મવિદ્યાને ભણ્યા હતા. સાંજીવીપુત્રમાં સૂર્ય ભગવાનથી નિકળેલી તથા બ્રહ્માથી નીકળેલી બ્રહ્મવિદ્યા એક ભાવને પામી હતી. બે પર્વતોનાં શિખરોમાંથી નીકળેલા પાણીના પ્રવાહો જોડે

દૂર જઈ જેમ એક થઇ જાય છે, તેમ સૂર્ય ભગવાન્ તથા બ્રહ્માના મુખથી નીકળેલી બ્રહ્મવિદ્યા સાંજીવીપુત્રમાં એકપણાને પામી હતી.

બૃહદારણ્યક ઉપનિષદના ત્રીજા તથા ચોથા અધ્યાયરૂપ મધુકાંડમાં તથા બૃહદારણ્યક ઉપનિષદના પાંચમા તથા છઠ્ઠા યાજ્ઞવલ્કય કાંડમાં પોતિમાષ્ય ઋષિથી લઇ બ્રહ્માપર્યંત ઘણે ખરે સ્થાને પુરૂષવંશની સમાનતા જણાય છે. પણ આગ્નિવેશ્ય તથા કૌશિકાયન ઋષિના મધ્યમાં રહેલા ઋષિઓની સમાનતા જણાતી નથી. મધુકાંડમાં અગ્નિવેશ્યના બે ગુરૂ હતા, એક શાંડિલ્ય તથા એક આનભિમ્લાત. આનભ્લિાતના બીજા આનભિમ્લાત તથા તેના ત્રીજા આનભિમ્લાત ગુરૂ હતા. ત્રીજા આનભિમ્લાતના ગૌતમ ગુરૂ હતા. ગૌતમના સૈવત તથા પ્રાચીનયોગ્ય નામે બે ગુરૂ હતા. સૈવત તથા પ્રાચીનયોગ્યના પારાશર્ય, પારાશર્યના ભારદ્વાજ, ભારદ્વાજના બીજા ભારદ્વાજ તથા ગૌતમ, ગૌતમના ત્રીજા ભારદ્વાજ તથા બીજા ભારદ્વાજના બીજા પારાશર્ય, બીજા પારાશર્યના વૈશંપાયન તથા વૈશંપાયનના કૌશિકાયન ગુરૂ હતા.

યાજ્ઞવલ્કય કાંડની વિલક્ષણતામાં અગ્નિવેશ્યના ગાર્ગ્ય, ગાર્ગ્યના બીજા ગાર્ગ્ય, બીજા ગાર્ગ્યના ગૌતમ, ગૌતમના સૈવત, સૈવતના પરાશર્યાયણ, પરાશર્યાયણના ગાર્ગ્યાયણ, ગાર્ગ્યાયણના ઉદ્દાલકાયન, ઉદ્દાલકાયનના જાબાલાયન, જાબાલાયનના માધ્યંદિનાયન, તેના સૈકરાયણ, તેના કાષાયણ તથા તેના કૌશિકાયન ગુરૂ હતા. આ પ્રમાણે મધુ તથા યાજ્ઞવલ્કય કાંડમાં પરસ્પર વિલક્ષણતા છે. આ વિલક્ષણતા જોઈ કેટલાક બેઉ વંશને જૂદા માને છે તથા કેટલાક એક માને છે. પણ વાસ્તવિક રીતે તેમાં ભેદ નથી. કેટલાક વિદ્વાનો તો કલ્પનાભેદથી વંશનો ભેદ સ્વીકારે છે, પણ વેદના અર્થને યથાર્થ જાણવાવાળા શ્રી શંકરાચાર્યાદિક તો સર્વ પ્રકારે આ વંશનો ભેદ સ્વીકારતા નથી.

શિષ્યઃ—હે ભગવન્! જો આ વંશનો સર્વદા અભેદ હોય તો એકવાર કહેવાથી બંધનના નાશરૂપ વિદ્યાની પ્રાપ્તિ થાય, માટે તેને ત્રણવાર કહેવાનું શું પ્રયોજન?

ગુરૂઃ—હે શિષ્ય! ત્રણવાર વંશનું વર્ણન કહેવાથી પ્રયાસ નિષ્ફળ જતો નથી, પરંતુ સફળ થાય છે. જેમ એક જ પ્રાણી જ્યેષ્ઠરૂપે આરાધન કરેલો તેમ જ શ્રેષ્ઠરૂપે આરાધન કરેલો જૂદા જૂદા ફળની પ્રાપ્તિ કરે છે, તેમ એક જ ઋષિઓનો વંશ મધુ કાંડમાં રહેલા નામોનું સ્મરણ કરવાથી મધુવિદ્યાના પ્રતિબંધક પાપકર્મના નાશદ્વારા મધુવિદ્યારૂપ ફળની પ્રાપ્તિ કરે છે. તે જ વંશ યાજ્ઞવલ્કયમાં યાજ્ઞવલ્કય વિદ્યારૂપ ફળની પ્રાપ્તિ કરે છે, તેમ જ ખિલકાંડમાં રહેલા ઋષિઓનું સ્મરણ કરવાથી સર્વ વિદ્યાની પ્રતિબંધક પાપકર્મના નાશદ્વારા સર્વ વિદ્યારૂપ ફળની પ્રાપ્તિ કરે છે. વાસ્તવિક રીતે ઋષિઓના સ્વરૂપમાં ભેદ નથી. ઋષિવંશની વિલક્ષણતા ભેદનું કારણ નથી. અગ્નિવેશ્ય

તથા કૌશિકાયન ઋષિની વચલાં નામોથી જેમ બે પુરૂષવંશ વચ્ચે ભેદ નથી, તેમ આવંશમાં પણ નથી. બ્રહ્મવિદ્યા પ્રવર્તક સૂર્ય ભગવાન્ જેમ સ્વયંભૂ બ્રહ્માથી ભિન્ન નથી, તેમ બ્રહ્માથી વિરાટ્ ભગવાન્ ભિન્ન નથી. વિરાટ્ ભગવાનથી ઋષિઓ વાસ્તવિક રીતે ભિન્ન નથી. ઉપાધિથી ભેદ છે. ઋષિઓનાં સ્વરૂપનાં ભેદ નથી, પણ નામ માત્રનો ભેદ છે. શ્રુતિ સાંજીવી-પુત્રથી બ્રહ્માપર્યંત ઋષિઓની સમાન-રૂપતા વર્ણવે છે. પૌતિમાષી પર્યંન તે વંશમાં ભેદ નથી. સર્વથા ભેદ હોય અથવા ન હોય, પણ મુમુક્ષુએ બ્રહ્મવાદી ઋષિઓનું વારંવાર સ્મરણ કરવું. જો સર્વ ઋષિનું સ્મરણ ન થાય તો પૌતિ-માષીનું તો અવશ્ય સ્મરણ કરવું. કારણ બ્રહ્મવિદ્યાના અધિકારી સર્વ પુરૂષોના તે ગુરૂ છે.

ગુરૂઃ—હે શિષ્ય ! તેં પૂર્વે કૌષીતકિના ભયનું જે કારણ પૂછ્યું, તે કહેવામાં ઋષિઓના વંશમાં એક વિચિત્ર ઇતિહાસ છે, તે સાંભળવાથી સમાધાન થશે. તે ઇતિહાસ ઇંદ્ર તથા અશ્વિનીકુમારના ગુહ્ય કર્મોનો પ્રકાશ કરે છે. કોઇએક ઋષિ કોઇક કાર્યની સિદ્ધિ અર્થે અશ્વિની કુમાર પાસે ગયા. અશ્વિનીએ કોઈ કારણસર તેમની અવજ્ઞા કરી. તેથી તે ક્રોધે ભરાઈ બોલ્યાઃ—તમારાં પૂર્વનાં ગુહ્ય પાપ કર્મો હું સારી રીતે જાણું છું તથા તમે જો મારૂં કાર્ય નહિ કરશો તો જેમ વાદળ મહાન્ વૃષ્ટિ પ્રકટ કરે છે તેમ હુ તમારાં પાપ કર્મ પ્રકટ કરીશ. અશ્વિનીકુમારે કહ્યું કે, ભલે પ્રકટ કરો; મને તેનો ભય નથી.

ઋષિ બોલ્યાઃ—હે અશ્વિનીકુમારો ! બ્રહ્માના શિષ્ય વિરાટ્ ભગવાનથી માંડી પૌતિમાષ્ય પર્યંત શિષ્ય પરંપરારૂપે કહેલા પુરૂષ વંશમાં બારમા દધ્યઙ્ અથર્વણ નામે ઋષિ હતા. તે દૈવ અથર્વણ નામના ઋષિના શિષ્ય હતા. તેમની પાસે તમે ભણતા હતા. પરંતુ વૈરાગ્યથી રહિત જોઇ તમને એમણે ઉપનિષદ્રૂપ વેદાંત ભણાવ્યું નહિ. પણ અર્થ સહિત વેદનું કર્મકાંડ તમને ભણાવ્યું. તમે ત્વાષ્ટ્રવિશ્વ નામના ઋષિને અધ્યયન કરાવ્યું. ત્વાષ્ટ્ર-વિશ્વે આભૂતિને ભણાવ્યું. આભૂતિએ અપાસ્ય નામના અંગીરસ ઋષિને ભણા-વ્યું ને તેમણે પૌતિમાષ્યને ભણાવ્યું. એ રીતે મનુષ્ય લોકમાં વેદવિદ્યા ઉતરીને તે સર્વ અધિકારીઓના ગુરૂ થયા. દધ્ય-ઙ્ઋષિ, જેને સ્વર્ગરૂપ ફળની ઇચ્છા હોય, પશુપુત્રાદિરૂપ ફળની ઇચ્છા હોય અથવા શત્રુને મારવાની ઇચ્છા હોય, તેને તે ઉપાયોનો ઉપદેશ કરતા હતા. સ્વર્ગની કામનાવાળાને પૌર્ણમાસ નામનો યજ્ઞ કરવાનું કહી સાથે સાથે જણાવતા કે, જ્યારે તમારૂં પુણ્ય ક્ષીણ થશે ત્યારે તમે સ્વર્ગથી ભ્રષ્ટ થઇ મહાન્ દુઃખ પામશો. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે તેમની પાસે આવનારને તેઓ કહેતા કે, વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિઓ તથા મુમુક્ષુતા, એ ચાર સાધનને સંપાદન કરી પછી આવો. જેમ સૂર્યની સમક્ષ દીવો નિષ્ફળ છે, અજીર્ણપર નવું અન્ન ખાવું નિષ્ફળ છે તથા અકાળે પડેલો

વરસાદ ફોકટ છે, તેમ વિવેકાદિ ચાર સાધન વિનાના અધિકારીને બ્રહ્મવિદ્યા આપવી તે વૃથા છે. માટે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે વિવેકાદિ સાધન ચતુષ્ટયરૂપ અધિકાર તમે સંપાદન કરો.

હે અશ્વિની કુમારો ! એક સમયે વિદ્યાના અભિમાનવાળા તમોએ દેવરાજ ઇંદ્રની અવજ્ઞા કરી હતી, તેથી ઇંદ્રે તમને યજ્ઞભાગથી બહિષ્કૃત કર્યા. ઇંદ્રે લોકને કહ્યું કે, હે સંપૂર્ણ લોકો ! આ આશ્વિનીકુમારો ચિકિત્સા કરનાર હોવાથી અશુદ્ધ છે તથા પૂર્વજન્મથી નીચ જાતિના ને અશુદ્ધ છે. અશુદ્ધને યજ્ઞભાગ આપવો ઉચિત નથી. યજ્ઞભાગથી નિવૃત્ત થયેલા તમે ક્રોધયુકત થઈ દધ્યઙ્ અથર્વણુ પાસે ગયા ને કહ્યું કે, હે ગુરૂ ! જો આપની આજ્ઞા હોય તો સંપૂર્ણ દેવો સહિત ઇન્દ્ર સાથે યુદ્ધ કરવા અમે સમર્થ છીએ. પણ આપની આજ્ઞા વિના અમે તેમ કરવા સમર્થ નથી. અમે મૃતસંજીવની વિદ્યા જાણીએ છીએ. માટે શસ્ત્ર, અસ્ત્ર તથા કોઈ વ્યાધિથી અમારૂં મૃત્યુ થાય એમ નથી. દેવ, અસુર તથા મનુષ્યે કરેલી નાના પ્રકારની માયા પણ અમને સ્પર્શ કરી શકે એમ નથી. સર્પાદિક જંગમ વિષ તથા કાલકૂટાદિક સ્થાવર વિષ અમારાં રૂવાંનું પણ છેદન કરે એમ નથી. પુરૂષના મરણુના સાધનરૂપ નાના પ્રકારની ઔષધિઓ, મંત્રો, ભૂત પિશાચાદિકો, શ્યેન યજ્ઞરૂપ અભિચાર તથા બ્રાહ્મણુના નાના પ્રકારના શાપો પણ અમને સ્પર્શ કરી શકે એમ નથી. અમે આપની કૃપાથી સર્વ સિદ્ધિયુકત છીએ. યુદ્ધ વિના પણ અમે બેઉ દેવોને જિતવા સમર્થ છીએ. સ્વર્ગમાં પ્રવાહવાળાં ગંગાજીમાં અમે એક ઔષધિ નાંખીએ તો દેવો સહિત ઇન્દ્રનું એક ક્ષણમાં મૃત્યુ થાય. આ રીતે તમે ઋષિ સમક્ષ તમારા પોતાના બળનું વર્ણન તમો કરવા લાગ્યા.

## દધ્યઙ્ના સામાદિ ઉપાયો.

દધ્યઙ્ બોલ્યા—તમે સર્વ શત્રુને જિતવા સમર્થ છો, પણ કામ ક્રોધાદિક અંદરના શત્રુને જિતવા તમે સમર્થ નથી. માટે ક્રોધ એ જ તમારો શત્રુ છે. સર્વના દેવ ને પૂજવા યોગ્ય ઇન્દ્રને જિતવાની તમને ઇચ્છા થાય છે, તે કેવળ ક્રોધજન્ય છે. ક્રોધ વિના નિષિદ્ધ કર્મમાં બુદ્ધિમાનને પ્રવૃત્તિ થતી નથી. ક્રોધથી ગુરૂઆદિક વૃદ્ધ પુરૂષોના અનાદરની પ્રવૃત્તિ થાય છે. પહેલાં તમને ઇન્દ્રને જિતવા બુદ્ધિ થઇ નહતી ને અધુના થાય છે, માટે તે તમારો પરમ શત્રુ છે. તમે પૂર્વ જન્મમાં કામ ક્રોધાદિક રાજાઓને તથા ઇન્દ્રિયોરૂપી કિંકરોને જિત્યા હતા, તેથી તમને દેવના શરીરની પ્રાપ્તિ થઇ છે. પૂર્વ જન્મમાં કામ ક્રોધાદિક સંપૂર્ણ ઇન્દ્રિયોનો તમે જય કર્યો હતો, તે અધુના તમને આ ક્રોધ ઉત્પન્ન કરી, અહિત માર્ગપ્રતિ બુદ્ધિ કરાવે છે. દેવોની સભામાં ઇન્દ્રે વચનરૂપ બાણુવડે તમારૂં તાડન કર્યું, તે તમે કામરૂપ શત્રુને વશ થયલા હતા, માટે જ કર્યું હતું. કારણુ કામના રહિત બ્રહ્મજ્ઞાની પુરૂષને સંપૂર્ણ જગત્ આત્મ-

સ્વરૂપ છે. કામવાળા પુરૂષને જ જ્યાં ત્યાં નિરાદરની પ્રાપ્તિ થાય છે. ઈન્દ્રે પ્રથમ અને હમણાં શા માટે તમારો નિરાદર કર્યો, તેના વિચારથી તમે રહિત છો. જ્યાં સુધી તમારામાં કામ ન હતો ત્યાં સુધી ઇન્દ્રે તમને આદર આપ્યો. પરંતુ જ્યારે તમે કામી થયા ત્યારે ઇન્દ્રે તમારો નિરાદર કર્યો. જો કામજિતવા તમે સમર્થ થતા નથી, તો પછી ઈન્દ્રને જિતવા તમે કેવી રીતે સમર્થ થશો ? કામરૂપી શત્રુએ સર્વ દેવોની સભામાં તમારૂં અપમાન કર્યું. તે શત્રુને જિતવા તમે સમર્થ ન થયા તો સર્વ દેવો સહિત ઈન્દ્રને તમે કેવી રીતે જિતશો ? પ્રથમ કામરૂપ શત્રુએ અપમાન કીધું તથા હાલ ક્રોધરૂપ પુત્રથી યુક્ત કામ શત્રુ તમારો શું અનર્થ નહિ કરે ? સર્વ દેહધારી જીવોના કામ-ક્રોધ પરમ શત્રુ છે. જે કામ ક્રોધરૂપ આંતર શત્રુની ઉપેક્ષા કરી, બાહ્ય રાજાદિ શત્રુને જિતવાની ઇચ્છા કરે છે, તે પુરૂષ અત્યંત મૂર્ખ છે. જો તમે શત્રુને જિતવા સમર્થ હો તો પ્રથમ કામ ક્રોધરૂપ મહાબળવાન્ શત્રુઓને જિતો. સંપૂર્ણ જગતના ઉત્પન્ન કર્તા બ્રહ્મા, સર્વ જગતનું પાલનકર્તા વિષ્ણુ તથા સર્વ જગતનો સંહાર કર્તા રૂદ્રને, તેમ જ સર્વ દેવોના રાજા ઇન્દ્રને કામ જિતી શકે છે. જ્યારે બ્રહ્માદિ દેવને કામે જિતી લીધા છે તો સ્ત્રીના ક્રીડામૃગ અન્ય દેવને કામ જિતે, તેમાં શી જ નવાઇ ? સર્વ પ્રાણી માત્રને કામ પોતાને આધીન કરે છે. જો કે સંપૂર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાવાળા બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશાદિ ઈશ્વરોમાં કામની અધીનતા સંભવતી નથી, છતાં સર્વત્ર કામના પ્રભાવને જણાવવા માટે બ્રહ્માદિ ઈશ્વરો લીલા માત્રે કરી કામાદિ ધારણ કરે છે. વાસ્તવિક રીતે તો બ્રહ્માદિ દેવો કામાદિથી રહિત છે. હે અશ્વિનીકુમારો ! સર્વ દેહધારી જીવોનો શત્રુ કામ છે. આ કામ જ તમારે જિતવા યોગ્ય છે. પણ કામદેવને તમે જિત્યો નથી, પણ તેણે તમને જિત્યા છે. કામથી ક્રોધ વધારે બળવાન્ છે. માટે ક્રોધને જિતવા તમારે અત્યંત પ્રયત્ન કરવો જોઇએ. અનેક પ્રકારના ઉપાયે કરી મુનિલોક કામને પોતાને વશ કરે છે, તેમ છતાં કામદેવના પુત્ર ક્રોધને જિતવા મુનિલોક પણ સમર્થ થતા નથી. આ કામક્રોધરૂપી પિતાપુત્ર મહાન્ શૂરવીર છે. એમને જિતવા કોઇ સમર્થ નથી. સંપૂર્ણ જગતને જિતવા કરતાં કામક્રોધને જિતવા વધારે ઉત્તમ છે. જો તમે અત્યંત સમર્થ હો તો પ્રથમ કામક્રોધને જિતી, પછી ઈન્દ્રને જિતવા ઉદ્યોગ આરંભો.

ઋષિ કહે છેઃ-હે અશ્વિનીકુમારો આ રીતે ક્રોધની શાંતિ કરવાવાળાં વચન વડે દધ્યઙ્ ઋષિ-તમારા ગુરૂ વૈરની નિવૃત્તિ માટે તમને ઉપદેશ કરવા લાગ્યા, છતાં, ક્રોધરૂપ અગ્નિથી તપાયમાન તમે બે, તેના વચનથી શાંતિ નહિ પામ્યા ત્યારે દધ્યઙ્ સામ તથા ભેદરૂપ બેઉ ઉપાયનો ત્યાગ કરી, તમારા બેઉની શાંતિ માટે ઉપપ્રદાનરૂપ ઉપાય કરવા લાગ્યા. સામ,

ભેદ, ઉપપ્રદાન તથા દંડ, આ ચાર ઉપાયવડે પ્રાણી વશ થાય છે. તેમાં પ્રિય વચનવડે ક્રોધાદિની નિવૃત્તિ કરવી, તે સામ; શત્રુના પક્ષથી ટાળી પોતાના પક્ષમાં લેવો, તેનું નામ ભેદ; ઈચ્છેલો પદાર્થ આપવાની પ્રતિજ્ઞા, તે ઉપપ્રદાન તથા મારવું–શિક્ષા કરવી, તે દંડ કહેવાય છે.

જો તમે ક્રોધનો પરિત્યાગ કરો તો જે બ્રહ્મવિદ્યામાટે તમે પ્રથમ પ્રાર્થના કરી હતી, તેનો ઉપદેશ હું તમને કરૂં. જો તમને બ્રહ્મવિદ્યાની ઇચ્છા હોય તો દેવરાજ ઇન્દ્રનાપર વૈરનો ત્યાગ કરો. આ રીતે જ્યારે તમને દધ્યઙે કહ્યું ત્યારે તમે બેઉ ગુરૂને કહેવા લાગ્યા કે, હે ગુરૂ! આ સમયે સામ, ભેદ તથા ઉપપ્રદાન, આ ત્રણે ઉપાયો ચાલી શકશે નહિ. કારણ આપે અમને અનેકવાર કહ્યું છે કે, જ્યારે તમો વિવેકાદિ સાધનને સંપાદન કરશો ત્યારે હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ. માટે બ્રહ્મવિદ્યાના લોભે અમે ઇન્દ્રની સાથેના વૈરનો ત્યાગ નહી કરીએ. પણ અમને કૃપા કરી યુદ્ધને માટે આજ્ઞા આપો. એક પળમાં અમે સર્વ દેવતા સહિત ઇન્દ્રને જિતીશું. આમાં તમારે કોઇ રીતનો પણ સંદેહ ધરવો નહિ. આ રીતનો ઉપાય જ્યારે તમોએ કબુલ નહિ રાખ્યો ત્યારે દંડરૂપ ઉપાય યોજવા લાગ્યા. ઈશ્વર સહિત સંપૂર્ણ વિશ્વને મારવાથી જેટલું પાપ લાગે છે, તેટલું પાપ પાંચ જણને પાલન કરનાર પુરૂષને મારવાથી લાગે છે. માટે ત્રણ લોકના પાલન કરનારા ઇન્દ્રને મારવાથી તો મહાન્ દોષની પ્રાપ્તિ થશે.

જે પુરૂષ પોતાને ઉપકાર કરનાર સ્વામીને મારે છે, તે અધમ પુરૂષને સ્વકુટુંબનો નાશ કરવા જેટલું પાપ લાગે છે. શાસ્ત્રમાં બ્રહ્મહત્યાદિ પાપની નિવૃત્તિનો ઉપાય કહ્યો છે; પણ કૃતઘ્નતાના પાપની નિવૃત્તિનો ઉપાય કહ્યો નથી. કૃતઘ્નતા જેવું કોઈ પણ પાપકર્મ જગતમાં નથી. જે પુરૂષ પોતાના સ્વામીનો દ્રોહ કરે છે, તે અંધતામિસ્ર નામના નરકમાં પડે છે. બ્રહ્મહત્યા કરનાર પુરૂષ કરતાં દ્રોહી પુરૂષ અત્યંત અધમ છે. બ્રહ્મહત્યારો હજાર કોટી કલ્પ પછી પણ નરકમાંથી કદાચિત્ મુક્ત થાય છે, પરંતુ સ્વામીનો દ્રોહ કરનાર કૃતઘ્ની પુરૂષ કદી નરકથી મુક્ત થતો નથી. ભૂમિના એક સ્થળનું પાલન કરનાર રાજાને વેરીએ પણ મારવો નહિ, તો પછી લોકના પાલક ઇંદ્રને તો કેમ જ મરાય? જ્યારે ઇન્દ્રાદિ લોકપાળના અંશરૂપ પૃથ્વીના રાજા પણ મારવા યોગ્ય નથી, તો પછી ઇન્દ્રાદિ લોકપાળ કેવી રીતે મારવા યોગ્ય હોય? પૃથ્વીપર દેવના ચિહ્નનવાળા ભૂદેવ કદાપિ મારવા યોગ્ય નથી તો ત્રણ લોકના દેવના પણ દેવ ઇંદ્રને તો કેમ જ મરાય? જે અધમ પુરૂષ શરીર, મન તથા વાણીવડે ગાય, બ્રાહ્મણ, દેવ તથા સર્વ લોકને ઉપકાર કરનાર ધર્માત્મા રાજાઓની હિંસા કરે છે, તે અધમ સો કોટી કલ્પે નરકથી મુક્ત થતો નથી તથા જેમ મસ્તકવડે પર્વતનું ભેદન થઈ શકતું નથી, તેમ દશ લોકપાળોનો તથા સર્વ દેવોનો જય કર્યા વિના ઇંદ્રને જિતવા કોઇ દેવ અથવા દાનવ સમર્થ થતો નથી. ઇંદ્ર, અગ્નિ,

યમ, રક્ષ, વરૂણ, વાયુ, ધનેશ, ઈશ્વર, શેષ તથા બ્રહ્મા, આ દશ દિક્પાળો છે. તેમાં પૂર્વાદિ આઠ દિશાઓના ઇંદ્રાદિ આઠ લોકપાળ છે. બ્રહ્મા ઉર્ધ્વ દિશાના પતિ છે તથા શેષ અધો દિશાના પતિ છે.દશ દિક્પાળને જિતવા કોઇ સમર્થ નથી, તો સર્વ દેવના અધિપતિ ઇંદ્રને જિતવા કોણ સમર્થ થઇ શકે? તમારા બેમાં જે સામર્થ્ય છે, તે ઇંદ્રાદિ દેવની કૃપાવડે છે. જો ઇંદ્રનો કોપ થશે તો તમો બેઉ કાષ્ઠની માફક સામર્થ્ય રહિત થઇ જશો. તમે બાર આદિત્યને, આઠ વસુઓને, અગિયાર રૂદ્રોને તથા ઓગણપચાસ મરૂદ્ગણોને કેવી રીતે જિતશો? સર્વ લોકપાળ, દેવતાઓ, મુનિઓ, સિદ્ધો, ચારણો, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સંપૂર્ણ શક્તિઓ, આકાશાદિ પંચ મહાભૂતના અભિમાની દેવો, ચંદ્રમા, ગ્રહો, નક્ષત્રો, તારાગણો આદિ જેટલું વિશ્વ છે, તે સર્વ ઇંદ્રના પક્ષમાં છે. તમારા પક્ષમાં કોઈ પણ દેવ નથી. જો તમે ઇંદ્ર સાથે યુદ્ધ કરશો તો સર્વ લોકપાલાદિ દેવો પ્રથમ તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થશે. તમે જ્યારે સંપૂર્ણ લોકપાલાદિને જિતશો ત્યારે ઇન્દ્ર તમારી સાથે યુદ્ધ કરશે. સર્વ લોકપાલાદિને જિતવામાં તમારૂં સામર્થ્ય નથી. માટે ઇન્દ્ર સાથે યુદ્ધ કરવાની ઇચ્છાનો ત્યાગ કરો. જ્યાં યુદ્ધ કર્યા વિના કાર્યની સિદ્ધિ ન થતી હોય, ત્યાં યુદ્ધ કરવું ઉચિત છે. પણ જે બળે, બુદ્ધિએ તથા શૂરવીરોની સહાયતાવડે આપણા સરખો હોય, તેની સાથે યુદ્ધ કરવું યુક્ત છે, પણ આપણાથી અધિક સાથે યુદ્ધ કરવું ઉચિત નથી. તમારા બેમાં જેટલું સામર્થ્ય છે, તેટલું એક એક દેવમાં છે. સ્વર્ગમાં ઇન્દ્રની પાસે રહેનારા દેવોમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાનું સામર્થ્ય છે. આવા અનંત દેવોથી યુક્ત ઇન્દ્રની સાથે યુદ્ધ કરવા તમે સમર્થ નથી. સ્વર્ગમાં રહેલા ઇન્દ્રાદિની સાથે દ્વેષ કરવાથી સ્વર્ગથી ભ્રષ્ટ થવાય છે. માટે જો તમને સ્વર્ગમાં રહેવાની ઇચ્છા હોય તો તમે ઇન્દ્રની સાથે દ્વેષ ન કરો. આ લોક તથા પરલોકમાં ભય કરનારાં તથા નાના પ્રકારની યુક્તિવાળાં વચનરૂપી દંડવડે તમારા ગુરૂ દધ્યઙ્ તમને ઠપકો આપવા લાગ્યા. પણ તમે ગુરૂનું વચન ગણકાર્યું નહિ. ઇન્દ્રે તમારો યજ્ઞભાગ કાઢી નાંખ્યો તથા તેમણે સર્વ દેવની સભામાં તમારૂં અપમાન કર્યું. આથી તમને ઘણું દુઃખ લાગ્યું. તમે દધ્યઙ્‌ને કહ્યું કે, હે ગુરૂ! ઇન્દ્રની સાથે યુદ્ધ કરવામાં જો કદી અમારૂં મરણ થશે તથા નરકની પ્રાપ્તિ થશે તો તે અમે સ્વીકારીશું. પણ અમને યુદ્ધને માટે આજ્ઞા આપો.

દધ્યઙ્ મુનિ—અત્યંત કોમળ પુષ્પવડે કોઈ શત્રુની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી તો તીક્ષ્ણ શસ્ત્રવડે યુદ્ધ કરવું કેમ યુક્ત કહેવાય? યુદ્ધમાં ચાર જાતના દોષ છે. એક પોતાનો જય થશે અથવા શત્રુનો જય થશે, એ પ્રકારનો સંશય, બીજો શ્રેષ્ઠ પુરૂષનો અવશ્ય નાશ, ત્રીજો યુદ્ધમાં લાગેલો પુરૂષ શસ્ત્રના ઘા વિના તથા બાંધવના મૃત્યુ વિના જય પામતો નથી તથા ચોથો દોષ પરાજયવડે પરમ નિંદા છે. જે યુદ્ધમાં મરણથી પુરૂષને નરકની પ્રાપ્તિ થાય છે, જીવવાથી આ લોકમાં

અપકીર્તિ થાય છે તથા જે યુદ્ધમાં બ્રાહ્મણનો, બાંધવોનો તથા દેવતાઓનો નાશ થાય છે, આવા અધર્મ યુક્ત યુદ્ધમાં ક્ષત્રિય રાજાએ ઉદ્યમ કરવો યોગ્ય નથી. એવા અધર્મવાળા યુદ્ધથી ક્ષત્રિયે વિરામ પામવું શ્રેષ્ઠ છે. આ ક્ષણભંગુર સંસારમાં અધિકારી શરીરને પામી, પુરૂષે આત્મજ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે. યુદ્ધાદિ સંપાદન કરવા યોગ્ય નથી. આ સંસાર કેળના સ્તંભ જેવો સારરહિત છે. સંપૂર્ણ દુઃખયુક્ત જીવનવાળા તથા નિમેષ માત્ર જીવનવાળા આ અનિત્ય સંસારમાં, મનુષ્યશરીરને પામી, પુરૂષે પોતાના હિત માટે અદ્વિતીય આત્મજ્ઞાન અવશ્ય સંપાદન કરવું. હિતનો ઉપાય અદ્વિતીય આત્માનું જ્ઞાન છે. આત્મજ્ઞાન વગર સર્વે કર્મો મનુષ્યને અહિત કરનારાં છે. ઇન્દ્ર સાથે યુદ્ધ કરવાથી આ લોક તથા પરલોકમાં તમને દુઃખ પ્રાપ્ત થશે.

અશ્વિનીકુમારઃ—હે ભગવન્! આપે સર્વ પ્રકારે યુદ્ધનો નિષેધ કર્યો, તે સંભવતું નથી. કારણ કે યુદ્ધશાસ્ત્રમાં અનેક પ્રકારનાં યુદ્ધ કરવાની રીત લખી છે. માટે યુદ્ધશાસ્ત્ર વ્યર્થ થશે.

દધ્યઙ્:—યુદ્ધશાસ્ત્ર વ્યર્થ નથી. યુદ્ધશાસ્ત્રે પણ યુદ્ધનું વિધાન કર્યું છે. જ્યાં યુદ્ધ કર્યા વિના પોતાનું મૃત્યુ ખચિત હોય તથા યુદ્ધ કરવાથી જીવવાની આશા હોય, ત્યાં પુરૂષે યુદ્ધ કરવું. યુદ્ધ કર્યા વિના તમારા કાર્યની સિદ્ધિ થઇ શકે એમ છે, માટે યુદ્ધ કરવાની ઇચ્છાનો ત્યાગ કરી યજ્ઞભાગ મેળવવાનો ઉપાય પોતાની બુદ્ધિવડે શોધી કાઢો. સ્થૂળ શરીરના પરાક્રમ કરતાં બુદ્ધિપરાક્રમ અધિક છે. કારણ પુરૂષથી મરાયલું શસ્ત્ર એક શત્રુનો જય કરે છે અથવા કદાચિત્ એક શત્રુનો પણ જય કરતું નથી તથા નાના પ્રકારના ઉપાયોને શોધી કાઢનારી બુદ્ધિરૂપી શસ્ત્રથી બુદ્ધિમાન્ પુરૂષ સંપૂર્ણ જગતને જિતી લે છે. શરીરૂપરાક્રમથી બુદ્ધિપરાક્રમ અધિક છે. જે પુરૂષ કોટી જન્મોવડે શરીરના યુદ્ધાદિ પરાક્રમથી જે પદાર્થ નથી મેળવતો, તે પદાર્થને પુરૂષ બુદ્ધિના પરાક્રમવડે થોડા સમયમાં સંપાદન કરી શકે છે. જેમ કોટી જન્મોવડે પુરૂષ યુદ્ધાદિ પરાક્રમથી સ્વર્ગલોકને પામી શકતો નથી, પણ હિરણ્યગર્ભની ઉપાસનારૂપી ઉપાયવડે થોડા સમયમાં સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે, માટે બુદ્ધિથી યજ્ઞભાગ મેળવવાનો ઉપાય શોધો.

અશ્વિનીકુમારઃ—હે ભગવન્! યુદ્ધ વિના બીજો કોઇ ઉપાય અમે જાણતા નથી, કે જે ઉપાયથી અમે ફરી યજ્ઞભાગ મેળવીએ.

દધ્યઙ્:—હે અશ્વિનીકુમારો! યુદ્ધ કરવાથી કદી પણ તમને યજ્ઞભાગની પ્રાપ્તિ થવાની નથી. તે માટે તો હું તમને એક સુગમ ઉપાય કહું, તે તમે સાવધ થઇ સાંભળો.

હે અશ્વિનીકુમારો! શર્યાતિ રાજાએ યજ્ઞ કરવા માંડયો છે. તેમના ચ્યવન નામે ઋષિ જમાઈ થાય છે. ચ્યવનને હોતા કરવાનો નિશ્ચય શર્યાતિએ કર્યો છે. પણ ચ્યવન ઋષિ નેત્રથી અંધ છે. માટે શર્યાતિ રાજાને સંશય થયો કે, નેત્રથી રહિત ચ્યવન કેવી રીતે મને યજ્ઞ કરાવશે?

અશ્વિનીકુમારઃ—હે ભગવન્! ચ્યવન ઋષિ શર્યાતિના જમાઇ કેવી રીતે થયા?

વળી ચ્યવન નેત્રથી રહિત કેવી રીતે થયા ? આ સર્વ બાબત મને કહો.

દધ્યઙ્:–શર્યાતિ રાજાની કુંવરી સુકન્યા જ્યારે બાળક હતી ત્યારે રાજા તેને લઇને મધુવનમાં વનલીલા જોવાને ગયા હતા. સખીઓની સાથે વનમાં ફરતાં ફરતાં સુકન્યા એક રાફડા આગળ જઇ ઉભી રહી અને તેમાંથી દેખાતા બે ચકચકિત તારાઓ શું હશે, તે જાણુવાના કૌતુહલે તેણે એક શૂળ લઇ અંદર ખોશી. રાફડામાંથી દેખાતા તારા તે બીજું કંઇ જ નહિ, પરંતુ તપ તપતા ચ્યવન ઋષિની આંખો હતી. તેની આંખો શૂળ ઘોંચાયાથી ફૂટી ગઈ અને તેમાંથી રૂધિરની ધારાઓ નીકળી. સુકન્યા ડરી ગઇ અને રાજાનાં માણસોમાં આ મોટા પાપને લીધે મરકી ચાલવા માંડી. રાજાએ વનમાં તપાસ કરાવી તો રાફડામાંથી સૂકાઇ ગયેલા ચ્યવન મુનિ મળી આવ્યા. સુકન્યાએ તરત પોતાનો અપરાધ પિતાની આગળ માની લીધો અને રાજાએ તેમની ક્ષમા માંગી. ઋષિએ કહ્યું કે–આંખો ગઈ, તેનો તો મને કંઇ શોચ થતો નથી; પરંતુ અંધત્વને લીધે હું મારૂં નિત્ય નૈમિત્તિક કર્મ કેવી રીતે કરી શકીશ, તેની મને મોટી ચિંતા થાય છે. હે રાજન્ ! મારાં નિત્ય કર્મને યથાસ્થિત કરવા માટે, તમે મને તમારી પુત્રીનું કન્યાદાન આપો. શર્યાતિ રાજા ઋષિનાં આવાં વચન સાંભળી ખિન્ન થયો; પરંતુ સુકન્યાએ આગળ પડી તેના પિતાને કહ્યું કે–હે પિતાજી ! તમે ઉદ્વિગ્ન મા થાવ અને મોટી ખુશીથી આ મહાત્મા મુનિને મારૂં કન્યાદાન દો. હું અભાગિણીને હાથે જે ઘોર પાપ થયું છે, તેનું પ્રાયશ્ચિત હું તેમની સેવાથી જ કરવું ઉચિત ધારૂં છું. રાજાએ પછી એ મહાત્માને સુકન્યા આપી અને તે દંપતી મધુવનમાં પોતાનો ધર્મ આચરતાં આનંદમાં રહે છે. હે અશ્વિનીકુમારો ! એ તપોધન ચ્યવનમુનિ તપના બળથી મહા સમર્થ મહાત્મા છે, છતાં અંધ અને વૃદ્ધ છે. માટે તમે જો તમારા ચિકિત્સા શાસ્ત્રના જ્ઞાનથી તેમને નેત્ર અને યુવાવસ્થા મળે એમ કરશો, તો તે તેમના સસરા શર્યાતિ રાજા પાસે યજ્ઞ કરાવી, તમને તેમાં યજ્ઞ ભાગ અપાવશે. બીજા બધા વિચાર છોડી દઇ તમે આ કાર્ય કરો. એ તમને હિતકર છે.

આ રીતે દધ્યઙ્ ઋષિએ તમને કહ્યું ત્યારે તમોએ ચ્યવનને નેત્ર તથા યૌવનાવસ્થા આપી. પછી ચ્યવને બળાત્કારે તમને યજ્ઞનો ભાગ અપાવ્યો. હે અશ્વિનીકુમારો ! પછી એક સમયે દધ્યઙ્ના આશ્રમમાં દેવરાજ ઇન્દ્ર પધાર્યા. ઇન્દ્રને પોતાને આશ્રમે આવેલા જોઇ દધ્યઙ્ ઋષિએ તેમનું ઘણે પ્રકારે સન્માન કર્યું. દધ્યઙ્ ઋષિ કહેવા લાગ્યા કે, હે દેવરાજ ઇન્દ્ર ! તમે ત્રણ લોકના પતિ ઇન્દ્ર મારા આશ્રમે અતિથિ તરીકે પધાર્યા છો, માટે આપને પ્રસન્ન કરવા હું શું કરૂં, તે કહો.

ઇન્દ્ર–હે દધ્યઙ્ ઋષિ ! જો મને પ્રસન્ન કરવાની તમારી ઇચ્છા હોય તો સર્વ પ્રાણીને દુર્લભ એવી બ્રહ્મવિદ્યાનો મને ઉપદેશ કરો. જ્યારે ઇન્દ્રે દધ્યઙ્ને

આમ કહ્યું ત્યારે તેઓ સંશયમાં પડયા. જેમ કન્યાનો બાપ 'હું તમને કન્યા આપીશ', એમ કહી પછી તે પુરૂષમાં વિદ્યાદિક ગુણોનો અભાવ જોઇ, તે ગુણહીનને 'કન્યા આપું કે ન આપું' એ રીતના સંશયમાં પડે છે, તેમ દધ્યડે ઇન્દ્રને પ્રિય પદાર્થ આપવાની પ્રતિજ્ઞા કરી. પણ ઇન્દ્ર ગુરૂભકિતથી રહિત છે તથા વિષયોમાં આસકત છે, માટે તે બ્રહ્મવિદ્યાના અધિકારી નથી. આ રીતનો વિચાર કરી, તેઓ ઇન્દ્રને બ્રહ્મવિદ્યા આપવી યોગ્ય છે કે નથી, એવા મોટા સંશયમાં પડયા. જો હું બ્રહ્મવિદ્યા નહિ આપું તો મારી પ્રતિજ્ઞા વ્યર્થ જશે અને જો અનધિકારી ઇન્દ્રને બ્રહ્મવિદ્યા આપીશ તો તે નિષ્ફળ જશે. પછી ઋષિએ વિચાર્યું કે, અનધિકારીને વિદ્યા આપવામાં પાપ નથી, માટે મારી પ્રતિજ્ઞા સત્ય કરવા ઇન્દ્રને અવશ્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો.

## ઇન્દ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ.

હે દેવરાજ ઇન્દ્ર ! મારા બે અશ્વિનીકુમાર નામના શિષ્યોએ બ્રહ્મવિદ્યા માટે પ્રાર્થના કરી હતી, પણ તેઓને વૈરાગ્યાદિ સાધનથી રહિત જોઇ, મેં તેમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો નહિ. પણ દુર્લભ એવી બ્રહ્મવિદ્યાનો હું તમને ઉપદેશ કરૂં છું, તે તમે સાવધાન થઇ સાંભળો. હે ઇન્દ્ર ! જેમ સુખ શબ્દનો મુખ્ય અર્થ આત્મસ્વરૂપનો આનંદ થાય છે. પણ આત્મસ્વરૂપના આનંદથી ભિન્ન વિષયથી ઉત્પન્ન થયલો આનંદ, તે સુખ શબ્દનો ગૌણુ અર્થ છે. વિદ્યા શબ્દનો મુખ્ય અર્થ બ્રહ્મવિદ્યા છે. બ્રહ્મવિદ્યાથી ભિન્ન બીજી વિદ્યા, વિદ્યા શબ્દનો ગૌણુ અર્થ છે. કાર્યરૂપે કરી અનંતરૂપને પામેલું, વાસનારૂપી જાળનું મૂળ તથા સર્વ પ્રાણીઓને ભય આપનાર અજ્ઞાનનો સમ્પૂર્ણ રીતે નાશ કરવો, તેનું નામ વિદ્યા. વૈરાગ્યાદિ સાધનયુકત અધિકારીઓને આનંદસ્વરૂપ આત્માનો બોધ કરવો અથવા તે અધિકારીને આત્મસાક્ષાત્કાર કરાવવો, તેનું નામ વિદ્યા છે. આ રીતનો વિદ્યા શબ્દનો અર્થ બ્રહ્મવિદ્યામાં ઘટેછે. બ્રહ્મવિદ્યાથી અન્ય વિદ્યામાં આ રીતનો અર્થ ઘટતો નથી. બ્રહ્મવિદ્યા જ પુરૂષના અજ્ઞાનનો નાશ કરે છે તથા આનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિ કરાવે છે. સર્વ વેદાંતશાસ્ત્રવડે પ્રતિપાદન કરવા યોગ્ય બ્રહ્મ પોતાના સત્, ચિત્ તથા આનંદરૂપે કરી સર્વ જગતને વ્યાપી રહ્યા છે. આથી બ્રહ્મ પૂર્ણ સંજ્ઞાને પામેલા છે. અસત્ શબ્દનો અર્થ તથા તેથી ઉત્પન્ન થયેલા જ્ઞાનનો વિષય જે તત્પદના અર્થરૂપ પરોક્ષ ઇશ્વર છે, તેમ જ સત્ શબ્દનો અર્થ તથા તેથી ઉત્પન્ન થયલા જ્ઞાનનો વિષય જે ત્વંપદના અર્થરૂપે અપરોક્ષ જીવ છે, તે બન્નેને પરમાત્માના સત્ આનંદ સ્વરૂપવડે પૂર્ણ જાણો.

ઇન્દ્રઃ—હે ભગવન્ ! આત્માના ભેદનું કારણ પ્રપંચરૂપ ઉપાધિ જ્યાંસૂધી વિદ્યમાન છે ત્યાંસૂધી પરમાત્માની સર્વત્ર પૂર્ણતા કેવી રીતે સંભવે?

દધ્યઙ્ઃ—જો પ્રપંચ આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન હોય તો પ્રપંચ આત્મા-

ના ભેદને ઉત્પન્ન કરે. પણ આનંદસ્વરૂપ આત્માના અધિષ્ઠાનથી પ્રપંચ જૂદો નથી; પણ પૂર્ણ પરમાત્માથી તે ઉત્પન્ન થયલો છે. પૂર્ણ પરમાત્મામાં આ સર્વ જગત્ રહેલું છે. તેમાં જ આ સર્વ જગત્ લય પામે છે. અધિષ્ઠાન આત્માથી જૂદી જગતની સત્તા નથી. માટે સંપૂર્ણ જગત્ અધિષ્ઠાનરૂપ આત્મામાં જ કલ્પાયલું છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થયા પછી કલ્પેલા સર્પનો નાશ થાય છે તથા છેવટ રજ્જુરૂપ અધિષ્ઠાન રહે છે, તેમ અધિષ્ઠાનરૂપ આત્માનો સાક્ષાત્કાર થવા પછી સર્વ કલ્પેલા પ્રપંચનો નાશ થાય છે તથા છેવટે પૂર્ણ પરમાત્મા પ્રપંચરૂપ ઉપાધિથી રહિત જણાય છે. જેમ આકાશમાં રહેલો મેઘ આકાશમાં જ લય પામે છે તથા સંપૂર્ણ મેઘનો નાશ થવા પછી એકલું આકાશ જ રહે છે, તેમ જ કલ્પિત પ્રપંચનો નાશ થયા પછી એકલા અદ્વિતીય પરમાત્મા જ રહે છે. જેમ આકાશ સર્વત્ર પૂર્ણ છે, તેમ આનંદસ્વરૂપ આત્મા પણ સર્વત્ર પૂર્ણ છે. જેમ શરીરાદિક અનાત્મ પદાર્થો ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં એક સ્વભાવવાળા હોતા નથી, પણ બાલ યૌવનાદિક નાના પ્રકારની અવસ્થાને પામે છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા અનેક પ્રકારની અવસ્થાને પામતા નથી. તે તો ત્રણે કાળમાં એક જ સ્વભાવવાળા રહે છે. આ સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ નિર્ગુણ પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનો શુદ્ધ અંતઃકરણવાળા વિદ્વાન્ પુરૂષો જ અનુભવ કરે છે. મલિન અંતઃકરણવાળા પુરૂષો આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણી શકતા નથી.

ઈન્દ્રઃ—હે ભગવન્! જે આત્માના વાસ્તવ સ્વરૂપનો વિદ્વાન્ અનુભવ કરે છે, તે આત્માના વાસ્તવ સ્વરૂપનો ઘટપટાદિ માફક ઇદંતારૂપે કરી મને ઉપદેશ કરો.

દધ્યઙ્:—હે દેવરાજ ઈન્દ્ર! આનંદ સ્વરૂપ આત્મા વાસ્તવિક રીતે અસંગ, નિર્ગુણ તથા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય રહિત છે. આવા નિર્ગુણ પરમાત્માને ઘટાદિની માફક 'ઇદંતા'-રૂપે કરી જાણવા કોઈ પણ વિદ્વાન સમર્થ નથી. નિર્ગુણ પરમાત્મામાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું આરોપણ કરી, ગુરૂ શિષ્યને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરે છે. પ્રપંચના અધ્યારોપવાળા અપવાદ વિના સાક્ષાત્ નિર્ગુણ પરમાત્માનો બોધ કરવા કોઇ સમર્થ નથી; કારણ કે નિર્ગુણ પરમાત્મા સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ હોવાથી, બાહ્યચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે, આંતર મન, બુદ્ધિ આદિવડે, તેમ જ બીજા કોઇ પણ પ્રમાણવડે જાણી શકાય એમ નથી. આ રીતે મન વાણીના અવિષયરૂપ નિર્ગુણ પરમાત્મામાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કેવી રીતે સંભવે? આ પ્રકારના વિચારવાળા મહાત્મા પુરૂષોએ જગતની ઉત્પત્તિની સિદ્ધિ માટે નિર્ગુણ પરમાત્મામાં માયાની કલ્પના કરેલી છે. માયા અજ્ઞાનથી ભિન્ન નથી. પણ 'હું અજ્ઞાની છું,' આવી રીતના અનુભવે કરી સિદ્ધ થયલું અજ્ઞા-

નનું સ્વરૂપ, તે જ માયા છે. આ અજ્ઞાનરૂપ માયાનો પરમાત્મા પ્રકાશ કરે છે. અજ્ઞાનરૂપ માયા સંપૂર્ણ પરમાત્માને આવરણ કરતી નથી, પણ કોઈક ભાગને આવરણ કરે છે. જો સર્વ બાજુથી પરમાત્માને માયા આવરણ કરતી હોય તો અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરી આત્માનું ભાન થવું જોઇએ નહિ. સર્વ પ્રાણીઓને 'હું સર્વદા વિદ્યમાન છું,' આ પ્રતીતિમાં અસ્તિરૂપે કરી પરમાત્માનું ભાન થાય છે; 'હું પ્રકાશું છું", આમાં ભાતિરૂપવડે પરમાત્માનું ભાન થાય છે: તથા 'હું કદી પણ અપ્રિય નથી.' આ પ્રતીતિમાં પ્રિયરૂપે કરી પરમાત્માનું ભાન થાય છે. આનંદ સ્વરૂપ આત્મા પોતાના સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપવડે સર્વ બુદ્ધિ આદિક જડ પદાર્થોના દ્રષ્ટા છે. તે સજાતીય, વિજાતીય તથા સ્વગત-ભેદ રહિત છે. આ સ્વતઃસિદ્ધ આનંદ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્ બોધ કરવાને કોઇ પણ પુરૂષ સમર્થ નથી. અર્થાત્ શબ્દ સ્પર્શાદિક વિષયના અનુભવથી ઉત્પન્ન થયલા સુખને એક પુરૂષ જ્યારે બીજા પુરૂષને કહે છે ત્યારે પોતાના સુખનું વર્ણન કોઇ બીજા પદાર્થનો દાખલો આપી કરે છે. પણ દૃષ્ટાંત વિના વિષયથી ઉત્પન્ન થયેલા સુખને સાક્ષાત્ રીતે કહેવા કોઈ સમર્થ થતો નથી. જ્યારે વિષયથી ઉત્પન્ન થયેલા સુખને સાક્ષાત્ કહેવા કોઈ સમર્થ થતો નથી, તો અલૌકિક આનંદ સ્વરૂપ આત્માને કોણ સાક્ષાત્ રીતે કહી શકે? આનંદ સ્વરૂપ આત્માને સાક્ષાત્ રીતે કહેવા કોઇપણ સમર્થ નથી. માટે નિર્ગુણ પરમાત્મામાં મનનો અધ્યારોપ કરીને જ, હે ઇન્દ્ર! હું તમને આનંદસ્વરૂપ આત્માનો ઉપદેશ કરૂં છું. જો તમારૂં અંતઃકરણ શુદ્ધ હશે તો તમે પોતે પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને જાણી શકશો.

## પરમાત્મામાં જગતનો અધ્યારોપ

હે દેવરાજ ઇંદ્ર! આ અનાદિ સંસારમાં જેમ રાત્રી તથા દિવસનો પ્રવાહ નિરંતર ચાલ્યા કરે છે, અર્થાત્ રાત્રિ નિવૃત્ત થવા પછી દીવસની ઉત્પત્તિ થાય છે તથા દીવસ નિવૃત્ત થવા પછી ફરી રાત્રિની ઉત્પત્તિ થાય છે. આ રીતે દીવસ તથા રાત્રીનો પ્રવાહ નિરંતર રહેલો છે, તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનો પ્રવાહ પણ નિરંતર ચાલ્યા કરે છે. જગતની ઉત્પત્તિ પછી પ્રલય થાય છે તથા પ્રલયની પછી ફરી જગતની ઉત્પત્તિ થાય છે. આ રીતે જગતની ઉત્પત્તિ તથા પ્રલયનો પ્રવાહ રહેલો છે. વળી જેમ રાત્રી તથા દિવસનો મધ્ય સમય સંધ્યાના નામથી ઓળખાય છે, તેમ જગતની ઉત્પત્તિ તથા લય આ બેના મધ્ય ભાગને સ્થિતિ કહે છે. આ સંપૂર્ણ જગત્ નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ છે. તેમાં વિશ્વ, લોક, દૃશ્ય તથા પ્રપંચ આદિક શબ્દને નામ કહેવામાં આવે છે. આકાશાદિક પંચભૂત તથા તેમનાથી ઉદ્ભવ પામેલ શરીરાદિ વ્યક્તિને રૂપ કહેવામાં આવે છે તથા જગતની ઉત્પત્તિ અને સંહારને ક્રિયા કહે છે.

એક એક ઘટપટાદિક પદાર્થમાં પણ નામ, રૂપ તથા ક્રિયા રહેલાં છે—જેમકે ઘડાનાં ઘટ, કુંભ તથા કલશ આદિક નામો છે. જેનો વચલો ભાગ મોટો તથા મોઢું સાંકડું, તે ઘડો. આ ઘડાનું રૂપ છે. ઘડો જલાદિ લઇ જવાના કામમાં આવે છે. આ ઘડાની ક્રિયા છે. આ પ્રમાણે પટાદિક સર્વ પદાર્થોમાં પણ નામ, રૂપ તથા ક્રિયા જાણી લેવી.

હે દેવરાજ ઇંદ્ર! જેમ પટાદિ પદાર્થ કોઈ વખત નવીન અવસ્થાને પામે છે તથા કોઇક વખત જીર્ણ અવસ્થાને પામે છે તથા તે નવી તથા જૂની અવસ્થા પટાદિ પદાર્થથી ભિન્ન નથી, પણ પટાદિનું જ સ્વરૂપ છે, તેમ પાણી વિગેરે ભરી લાવવા રૂપ ક્રિયા ઘટાદિ પદાર્થની વિશેષ અવસ્થા છે. માટે ઘટાદિ વસ્તુના સ્વરૂપથી ક્રિયા ભિન્ન નથી, પણ રૂપસ્વરૂપ જ ક્રિયા છે. ઘટાદિનું રૂપ ઘટાદિ નામથી ભિન્ન નથી. કારણ ઘટાદિના નામ વિના ઘટાદિ રૂપની સિદ્ધિ હોય નહિ. તેથી ઘટાદિનું રૂપ નામસ્વરૂપ છે. આ રીતે નામ, રૂપ તથા ક્રિયા પરસ્પર ભિન્ન નથી. જેમ નામ, રૂપ તથા ક્રિયા પરસ્પર ભિન્ન નથી, તેમ કારણ પણ નામ, રૂપ તથા ક્રિયાથી ભિન્ન નથી. જેમ રજ્જુમાં કલ્પેલાં સર્પ દંડાદિક કાર્ય રજ્જુરૂપ કાર્યથી ભિન્ન હોતાં નથી તથા પરસ્પર પણ ભિન્ન હોતાં નથી, તેમ નામ, રૂપ તથા ક્રિયા પોતાના કારણથી પરસ્પર ભિન્ન નથી. હે ઇંદ્ર! જેમ આકાશમાં કલ્પાયલો મેઘ પોતાની ઉત્પત્તિ પહેલાં આકાશ સ્વરૂપ હોય છે, તેમ નામ, રૂપ તથા ક્રિયાવાળું સઘળું જગત્ પોતાની ઉત્પત્તિ પહેલાં અદ્વિતીય બ્રહ્મરૂપ જ છે. આ રીતે શ્રુતિમાં જગતની ઉત્પત્તિ પહેલાં બ્રહ્મરૂપવડે જગતની સ્થિતિ કહી છે. માટે બ્રહ્મને જતગનું કારણ માન્યા વિના બ્રહ્મમાં જગતની સ્થિતિ સંભવે નહિ. કારણ કે પોતાની ઉત્પત્તિ પહેલાં જ કાર્ય કારણવિષે રહેલું હોય છે. કારણથી ભિન્ન કોઇ પદાર્થમાં કાર્ય રહેતું નથી. જેમ ઘટરૂપ કાર્ય પોતાની ઉત્પત્તિ પહેલાં મૃત્તિકારૂપ કારણમાં રહે છે, પણ મૃત્તિકાથી ભિન્ન કોઇ પદાર્થમાં ઘટરૂપ કાર્ય રહેતું નથી. તેમ જ અદ્વિતીય બ્રહ્મમાં શ્રુતિએ વર્ણવેલું જગતનું કારણપણું માયા વિના સંભવતું નથી. અદ્વિતીય નિર્ગુણ પરમાત્મામાં જગતના કારણની સિદ્ધિ માટે વિદ્વાન્ પુરૂષે અદ્વિતીય બ્રહ્મમાં માયાની કલ્પના કરી છે. આ માયા પણ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી, પણ અજ્ઞાત બ્રહ્મનું નામ જ માયા છે. આ કારણથી મહાત્મા પુરૂષોએ બ્રહ્મમાં જગતની કારણતાની સિદ્ધિ માટે અજ્ઞાત પરમાત્માને માયાના વાચકરૂપ અવ્યાકૃતાદિક શબ્દવડે વર્ણવ્યા છે.

## માયાવિશિષ્ટ પરમાત્માનાં નામો.

કેટલાક વેદવેત્તા પુરૂષો માયાવિશિષ્ટ પરમાત્માને અવ્યાકૃત, આકાશ, અક્ષર, માયી, અધીશ્વર, અન્તર્યામી, ઈશ્વર, કારણ, બ્રહ્મ તથા પૂર્ણ આદિ અનેક નામોવડે વર્ણવેછે. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં

માયાવિશિષ્ટ પરમાત્મામાં સંપૂર્ણ પ્રપંચનું નામ તથા રૂપ અસ્પષ્ટરૂપે કરી રહેલું હોવાથી,માયાવિશિષ્ટ પરમાત્માને અવ્યાકૃત કહેવામાં આવે છે. જેમ શીતકાળમાં સૂક્ષ્મરૂપે આકાશમાં રહેલો મેઘ વર્ષાકાળમાં સ્થૂળરૂપે ઉત્પન્ન થાય છે, તેમ પ્રલયકાળમાં અવ્યાકૃત પરમાત્મામાં નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ જગત્ સૂક્ષ્મરૂપે રહે છે ને સૃષ્ટિકાળમાં અવ્યાકૃત પરમાત્મામાંથી સ્થળરૂપ જગત્ ઉત્પન્ન થાય છે. માટે માયાવિશિષ્ટ અવ્યાકૃત પરમાત્મા, એ જ સર્વ જગતનું કારણ છે.

આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી, એ પંચ મહાભૂત, નેત્ર, ત્વક્, રસના, ઘ્રાણ તથા શ્રોત્ર એ પંચેન્દ્રિયો, પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન એ પાંચ પ્રાણો તથા સોળમું મન, એ સોળ કળાના સમૂહને વેદવેત્તાઓ સૂક્ષ્મ શરીર કહે છે. સમષ્ટિ સૂક્ષ્મ શરીરમાં 'અહં' અભિમાનથી યુક્ત માયાવિશિષ્ટ પરમાત્મા હિરણ્યગર્ભ સંજ્ઞાને પામે છે. આ હિરણ્યગર્ભને કેટલાક સૂત્રાત્મા, મૃત્યુ, અશનાયા, પ્રભંજન, સ્વયંભૂ, ઇશ, કાર્યબ્રહ્મ ઇત્યાદિ અનેક નામોથી વર્ણવે છે. આ હિરણ્યગર્ભનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ તથા નાના પ્રકારના વર્ણથી યુક્ત છે. ઇન્દ્રિય, પ્રાણ, વિષય અને અંતઃકરણાદિકનો સમૂહ, ઇશ્વરરૂપે છે. જેમ પ્રથમ બીજથી અંકુર તથા અંકુરથી વૃક્ષ થાય છે, માટે બીજ અંકુરદ્વારા વૃક્ષના કારણરૂપે છે, તથા અંકુર સાક્ષાત્ વૃક્ષના કારણરૂપે છે, તેમ માયાવિશિષ્ટ પરમાત્મા હિરણ્યગર્ભદ્વારા પ્રપંચનું કારણ ઉત્પન્ન થાય છે. હિરણ્યગર્ભ આકાશાદિક પંચભૂતનું તથા પંચભૂતોનું કાર્ય સ્થૂલ શરીરાદિનું સાક્ષાત્ કારણ છે તથા આ સંપૂર્ણ જગત્ હિરણ્યગર્ભનું સ્વપ્ન છે.

ઇન્દ્રઃ—હે ભગવન્ ! જો સંપૂર્ણ જગતને હિરણ્યગર્ભનું સ્વપ્ન માનશો તો હિરણ્યગર્ભમાં જીવપણું સિદ્ધ થશે.

દધ્યઙ્:—ઉપાધિદૃષ્ટિવડે હિરણ્યગર્ભ જ્યારે પોતાના ચૈતન્ય સ્વરૂપનો અનુભવ કરતા નથી ત્યારે તે જીવ સંજ્ઞાને પામે છે તથા ચૈતન્ય દૃષ્ટિવડે હિરણ્યગર્ભ પોતાના વ્યાપક સ્વરૂપનો અનુભવ કરે છે ત્યારે તે ઇશ્વર સંજ્ઞાને પામે છે. જેમ મહાભારતમાં યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવોમાં દેવતાઓનો તેમ જ મનુષ્યનો અંશ કહેલો છે, તેમ સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિવડે હિરણ્યગર્ભમાં જીવવ્યવહાર થાય છે તથા ઉપાધિ રહિત ચૈતન્ય દૃષ્ટિવડે હિરણ્યગર્ભમાં ઇશ્વરવ્યવહાર થાય છે. આ હિરણ્યગર્ભ જડ ચેતન સંપૂર્ણ જગતનું, ઇંદ્રાદિક દેવોનું તથા દશે દિશાઓનું પણ સ્વરૂપ છે. આથી હિરણ્યગર્ભની સર્વત્ર વ્યાપકતા સિદ્ધ થાય છે.

## પરમાત્મા જગતના કારણરૂપ.

જેમ માયાવી બાળક પોતાની માયાના પ્રભાવથી અનેક પદાર્થની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, તેમ હિરણ્યગર્ભ ભગવાન્ પોતાની માયાવડે સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર કરે છે. તેથી હિરણ્યગર્ભ સર્વ જગતના કારણરૂપે છે,

જગતમાં હિરણ્યગર્ભથી અધિક તથા તેમની સમાન બીજો કોઇ પણ દેહધારી જીવ નથી. પણ સર્વ દેહધારી જીવોથી અધિક તથા સર્વ પ્રકારે દોષથી રહિત છે. જેમ રાજાનો માનીતો નોકર પોતાની ઇચ્છાનુસાર શુભ વા અશુભ કર્મમાં પ્રવર્તે છે તથા રાજા તેની ઇચ્છાનુસાર પ્રેરણા કરે છે, તેમ પૂર્વનાં પુણ્ય પાપરૂપ કર્માનુસાર પુણ્ય તથા પાપકર્મમાં પ્રવૃત્ત થયેલા જીવને હિરણ્યગર્ભ ભગવાન પ્રેરણા કરે છે. અર્થાત્ હિરણ્યગર્ભ અંતર્યામીરૂપે રહેવાથી જે પુરૂષને નરકમાં લઇ જવાની ઇચ્છા કરે છે, તેને પ્રેરણાવડે પાપ કર્મ કરાવે છે, જે પુરૂષને સ્વર્ગમાં લઇ જવાની ઇચ્છા હોય, તેને પ્રેરણાવડે પુણ્યકર્મ કરાવે છે તથા જે જે પુરૂષને મનુષ્ય લોકમાં લઈ જવાની ઇચ્છા હોય તેને પુણ્ય તથા પાપ બેઉ કર્મ કરાવે છે. જેમ ધર્માત્મા રાજા શુભ કર્મ કરનાર પુરૂષને સુખ આપે છે, અશુભ કર્મ કરનારને દુઃખ આપે છે, તેમ હિરણ્યગર્ભ ભગવાન્ પુણ્ય કર્મ કરનારને સુખ આપે છે તથા પાપ કર્મ કરનારને દુઃખ આપે છે. આ હિરણ્યગર્ભ ભગવાન્ પાપી પુરૂષની ઇચ્છાનુસાર પાપીને પાપ કર્મમાં પ્રેરે છે તથા ધર્માત્માની ઇચ્છાનુસાર ધર્માત્માને પુણ્ય કર્મમાં પ્રેરે છે. આથી હિરણ્યગર્ભમાં વિષમતા તથા નિર્દયતાનો દોષ આવતો નથી. જેમ માતાપિતા નાના પ્રકારના પદાર્થો આપી બાળકને સુખ આપે છે, તેમ જ મારથી દુઃખ પણ આપે છે; છતાં બાળકને મારવામાં માબાપની બાળકપર નિર્દયતા હોતી નથી, પણ બાળકના હિત માટે જ માતા પિતા તેને તાડન કરે છે, તેમ હિરણ્યગર્ભ પણ ચિત્ત શુદ્ધ થવા માટે જીવને કર્માનુસાર નરકનું દુઃખ આપે છે. સૃષ્ટિના આદિકાળમાં સર્વ જગતને તેઓ વિચારવડે ઉત્પન્ન કરે છે, સ્થિતિ કાળમાં તેનું પાલન કરે છે તથા પ્રલય કાળમાં લય કરે છે. આ હિરણ્યગર્ભથી ભિન્ન બીજું કોઇ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા સમર્થ નથી. તેમણે પ્રથમ જળપ્રધાન સ્થૂળ પંચ મહાભૂતને ઉત્પન્ન કર્યાં તથા જળમાં પોતાની શકિતરૂપ વીર્યને મૂકયું. ઉપાસના તથા ઉપાસકથી થયલા કર્મના સૂક્ષ્મ પરિણામરૂપે તે વીર્ય છે. આ શકિતરૂપ વીર્ય જળની ઉપર તરવા લાગ્યું. અંકુર થતા પહેલાં બીજ જેમ ફૂલી જાય છે તેમ તે વીર્ય ફૂલવા લાગ્યું. પછી તે દહીના સરખું ઘટ્ટ થયું તથા અત્યંત કઠણ થયા પછી પૃથ્વીરૂપે થયું. તે પૃથ્વીના સારરૂપે આ બ્રહ્માંડ ગોલક થયું. આ કારણથી પૃથ્વી દ્રવરૂપ મટી ઋક્ષરૂપે પ્રતીત થાયછે. આ પૃથ્વીના સારરૂપ બ્રહ્માંડ ગોલકનો આકાર કુકડાના ઇંડા સરખો છે તથા તેને ભૂરાદિક સાત લોકનો આધાર છે. આ બ્રહ્માંડરૂપ ગોલક એક વર્ષ સૂધી જળમાં તુંબડાની માફક પાણીપર તરતું રહ્યું. એક વર્ષ પછી તે ઇંડુ ફાટવાથી તેમાંથી વિરાટ્ ભગવાન્ ઉત્પન્ન થયા. ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળમાં રહેલો સર્વ પ્રપંચ વિરાટ્ ભગવાનનું સ્વરૂપ છે. તે સર્વ જીવને સર્વ પ્રકારનાં ભોગની પ્રાપ્તિ કરે છે; તે જ મનુષ્યને સ્વર્ગરૂપ ગૌણ અમૃત

પણ આપે છે તથા મોક્ષરૂપ મુખ્ય અમૃત આપે છે. વિરાટ્ ભગવાન્ વૃક્ષાદિક સ્થાવર પ્રાણીની તથા મનુષ્યાદિક જંગમ પ્રાણીની અનેક પ્રકારનાં અન્નાદિક આપી વૃદ્ધિ કરે છે. સર્વ જગત્ તેમના મહિમાના એક પદરૂપે છે તથા જગત્ આદિ ત્રણ પદયુક્ત તેમનો મહિમા સ્વપ્રકાશરૂપે રહેલો છે. જેમ લોકમાં સેનાપતિથી લઈ સર્વ દ્રવ્યાદિ પદાર્થ રાજાના મહિમારૂપે છે તથા સેનાપતિ આદિના મહિમા કરતાં તે મહિમાના આશ્રયરૂપ રાજા અધિક છે, તેમ સર્વ પ્રપંચરૂપ મહિમાથી વિરાટ્ ભગવાન અધિક છે. કામનાવાળા પુરૂષોને સ્વર્ગ મેળવવા કર્મકાંડરૂપ પ્રવૃત્તિ માર્ગના કર્ત્તા વિરાટ્ ભગવાન્ છે તથા નિષ્કામી પુરૂષને મોક્ષની પ્રાપ્તિ માટે જ્ઞાનકાંડરૂપ નિવૃત્તિમાર્ગના કર્ત્તા પણ તે જ છે. આકાશાદિક પંચભૂતવડે રચાયલા સર્વ પ્રપંચથી વિરાટ્ ભગવાન્ અધિક છે. આથી બુદ્ધિમાન્ તેને વિરાટ્ કહે છે. તે સર્વ પ્રાણીની શરીરરૂપી નગરીનો આશ્રય કરી રહેલા છે તથા પોતાના સ્વરૂપવડે સર્વ શરીરોને પૂર્ણ કરે છે. વિરાટ્ ભગવાનને અધિક પુરૂષ કહે છે. બ્રહ્માંડમાં રહેલ વિરાટ્ ભગવાનથી સર્વ શરીર તથા પર્વત, પૃથિવી વગેરે ઉત્પન્ન થયાં છે. આથી તે સર્વ દેહધારી જીવોથી અધિક છે. તે યજ્ઞસ્વરૂપ, ઋક્, સામ, યજુષ્ તથા અથર્વણ આદિ ચારે વેદોના કારણરૂપ, ગાયત્રી આદિ છંદના તથા સર્વ પશુઓના પણ ઉત્પન્ન કર્ત્તા છે. તેમના મુખથી દેવરાજ ઈન્દ્ર, અગ્નિ તથા સર્વ બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે; તેમના બાહુથી ઇન્દ્ર વરૂણાદિ દેવો, દેવક્ષત્રિયો તથા મનુષ્યક્ષત્રિયો થયા છે; તેમના ઉરૂમાંથી વિશ્વેદેવાદિ વૈશ્યો તથા દેવ વૈશ્યો થયા છે તથા પગમાંથી પૂષા નામે દેવ શૂદ્ર તથા મનુષ્ય શૂદ્રો થયા છે. વિરાટ્ ભગવાનના મનથી ચન્દ્રમા, નેત્રથી સૂર્ય, પ્રાણથી વાયુ, નાભિથી આકાશ, મસ્તકથી સ્વર્ગ લોક, શ્રોત્રથી દશે દિશાઓ તથા અન્ય દેવતા અને શબ્દાદિક વિષયો ઉત્પન્ન થયા છે. ઘીથી લઇ સર્વ દ્રવ્ય—પદાર્થો, વસંત ઋતુથી માંડી સર્વ કાળો, અગ્નિ આદિક દેવો, યજ્ઞના કર્ત્તા યજમાન તથા યજ્ઞાદિક કર્મ, આ સર્વ વિરાટ્ ભગવાનથી ભિન્ન નથી, પણ તેમનું જ સ્વરૂપ છે. પ્રાણીનાં સર્વ મસ્તકો તથા સર્વ ઇંદ્રિયો, વિરાટ્ ભગવાનનાં છે. માટે તેઓ અસંખ્ય મસ્તકવાળા તથા અસંખ્ય ઇંદ્રિયોવાળા કહેવાય છે. તે સર્વ ભૂત ભૌતિક પ્રપંચમાં વ્યાપી હૃદયદેશમાં રહેલા છે, સર્વ બુદ્ધિ આદિના સાક્ષી છે, સર્વ દૃશ્યવર્ગથી પર તથા આવરણથી રહિત સ્વયંપ્રકાશરૂપે છે. આ સ્વપ્રકાશરૂપ વિરાટ્ ભગવાનનો હું સાક્ષાત્ અનુભવ કરૂં છું. તેઓ નામરૂપાત્મક સર્વ જગતના કારણરૂપ છે. તેઓ હૃદયમાં રહી શબ્દ ઉચ્ચારણ આદિક વ્યવહારને સિદ્ધ કરે છે. બ્રહ્મના ઉપદેશથી પ્રતિબંધનો નાશ થયા પછી તું પણ સાક્ષાત્ અનુભવ કરશે. તેઓ દશ દિશા સ્વરૂપ છે. સકળ સામગ્રી સહિત યજ્ઞ સ્વરૂપે તે છે.જે પુરૂષ યજ્ઞવડે તેમનું પૂજન કરે છે, તે મહાત્મા યજ્ઞરૂપ ધર્મવડે

વિરાટ્ ભગવાનના મસ્તકરૂપ સ્વર્ગને પામે છે. સ્વર્ગલોક વિરાટ્ ભગવાનનું મસ્તક છે, સૂર્ય તથા ચંદ્રમા તેનાં નેત્ર છે, વાયુ તેમના પ્રાણ છે, અંતરિક્ષ લોક તેમના દેહનો મધ્યભાગ છે, સર્વ જળ તેમનું મૂત્રાશય છે, ભૂર્લોક તેમના પાદ છે; આહવનિયાગ્નિ તેમનું મૂળ છે, ગાર્હપત્યાગ્નિ તેમનું હૃદય છે, દક્ષિણાગ્નિ તેમનું મન છે, યજ્ઞની સંસ્કારયુક્ત ભૂમિ તેમનું વક્ષઃસ્થળ છે, દર્ભ તેમનાં રૂવાં છે તથા સર્વ ઔષધિ અને વનસ્પતિ તેમના કેશરૂપ છે. આવા વિરાટ્ ભગવાનનું ધ્યાન ઉપાસક પુરૂષ ધરે છે.

## ક્ષુધાનું પ્રાબલ્ય.

પ્રત્યક્ષ પ્રપંચ તથા અપ્રત્યક્ષ એવો સર્વ પ્રપંચ વિરાટ્ ભગવાનનું સ્વરૂપ છે. વિરાટ્ ભગવાનરૂપ પુત્રને ઉત્પન્ન થયલા જોઇ ક્ષુધાથી પીડાયલા હિરણ્યગર્ભે વિરાટ્રૂપ પુત્રનું ભક્ષણ કરવા પોતાનું મુખ વિકાસ્યું.

ઈન્દ્રઃ–હે ભગવન્ ! હિરણ્યગર્ભ ભગવાનને પુત્રના ભક્ષણરૂપ નિંદિત કર્મમાં કેમ ઇચ્છા થઇ ?

દધ્યઙ્ઃ–આ ક્ષુધારૂપી પિશાચી સર્વ પ્રાણીઓની બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. જ્યારે હિરણ્યગર્ભ જેવા ઇશ્વરને પણ ક્ષુધારૂપી પિશાચી અનર્થમાં પ્રવૃત્ત કરે છે, ત્યારે બીજા અવિવેકી જનોને અનર્થમાં પ્રેરે, એમાં શું આશ્ચર્ય ! સર્વ રોગનો ઉપાય શાસ્ત્રમાં કહ્યો છે, પણ ક્ષુધારૂપી રોગનો ઉપાય અન્નભક્ષણ વિના બીજો કંઇ કહ્યો નથી. અન્નનું ભક્ષણ જ ક્ષુધારૂપી રોગની નિવૃત્તિનો ઉપાય છે. પુત્રમરણથી પણ અધિક દુઃખ ક્ષુધાવાન્ પુરૂષને થાય છે. હિરણ્યગર્ભ, પુત્રના મરણથી ઉત્પન્ન થનાર દુઃખને અલ્પ ગણી, ક્ષુધાના દુઃખને વિશેષ ગણીને, પુત્રનું ભક્ષણ કરવા તૈયાર થયા. જેમ દયા રહિત રાક્ષસ દેહધારી જીવની હિંસા કરે છે, તેમ ક્ષુધાતુર પુરૂષ પણ પોતાનાં મા, બાપ, ગુરૂ, ભાઇ તથા બાંધવોને હણે છે–ક્ષુધારૂપી પિશાચી સત્ય, શૌચ, શ્રી, ધૈર્ય, બલ, વીર્ય, પરાક્રમ, યશ, ધર્મ તથા દયા આદિક સર્વ ગુણોનો નાશ કરે છે. ક્ષુધાતુર પુરૂષ પોતાની સ્ત્રી તથા માબાપ આદિ સંબંધીઓનો શ્વાનની પેઠે તિરસ્કાર કરે છે. ક્ષુધાર્તીવાળાને દયા હોતી નથી. સર્વ દેહોમાં ક્ષુધારૂપી પિશાચીનું બળ વિચિત્ર છે. નિદ્રા, કામ, ક્રોધાદિક દોષો અત્યંત પ્રબળ હોવા છતાં ક્ષુધા તેનો નાશ કરે છે તથા સત્યાદિક શુભ ગુણનો પણ તે નાશ કરે છે. ક્ષુધાવાનને નિદ્રા આવતી નથી. ક્ષુધાવાળો પુરૂષ કોઇની પાસે અન્નની યાચના કરે ત્યારે અન્નદાતા દુર્વચનથી તિરસ્કાર કરે છે, છતાં ક્ષુધાતુર પુરૂષ તેનાપર ક્રોધ કરતો નથી. તેમ જ ચંદ્રમા સરખા મુખવાળી, પીનસ્તનવાળી, કોમળ ભાષણ તથા શરીરવાળી સોળ વર્ષની અપ્સરાના સમાન સુંદરાંગી સ્ત્રીને આલિંગન કરવાથી પણ ક્ષુધાવાનને બાળક માફક કામ ઉત્પન્ન થતો નથી. માટે કામદોષથી પણ ક્ષુધારૂપી પિશાચી બળવાન્ છે. ક્ષુધાવાન્ દ્રવ્યની તથા પશુની ઇચ્છા કરતો નથી. તેને પૃથ્વીનું રાજ્ય કરવાની પણ ઇચ્છા થતી નથી. માટે ક્ષુધા લોભથી પણ પ્રબળ છે. જ્યારે કામ, ક્રોધ તથા લોભ એ ત્રણ દુર્ગુણરૂપી મહા

શૂરવીરો ક્ષુધારૂપી પિશાચીથી પરાજય પામે છે ત્યાર પછી કામ, ક્રોધ તથા લોભથી પરાજય પામેલો સત્યાદિક ગુણોનો ક્ષુધા પરાજય કરે, તેમાં શું આશ્ચર્ય !

હિરણ્યગર્ભ ભગવાન્ ક્ષુધાને વશ થયેલા હોવાથી ક્ષુધારૂપ પિશાચીને વશ થયા અને જ્યારે તેમણે પુત્રનું ભક્ષણ કરવા મુખ પહોળું કર્યું ત્યારે વિરાટ્ ભગવાન્ પિતાને જોઇ ભય પામ્યા તથા 'ભાણ' એ શબ્દનો ઉચ્ચાર કર્યો. હે દેવરાજ ઇંદ્ર ! આ દેહનું અભિમાન,એ જ જીવના અનર્થનું કારણ છે. કારણ કે દેહાભિમાનને લીધે વિરાટ્ ભગવાન્ હિરણ્યગર્ભને ક્ષુધાતુર જોઇ ભય પામ્યા હતા. મરણ પછી આ સ્થૂલ શરીરને શ્વાનાદિક પશુઓ ભક્ષણ કરશે, એવું જ્ઞાન વિરાટ ભગવાનને હતું, છતાં દેહાભિમાનના પ્રભાવથી પિતાને તેઓ શરીરનું દાન દઈ શકયા નહિ. દેહાભિમાન સર્વ ધર્મના પ્રતિબન્ધકરૂપે છે.

ઇન્દ્રઃ-હે ભગવન્ ! વિરાટ્ ભગવાને જે શરીરનું દાન ન કર્યું, તેમાં દેહનું અભિમાન પ્રતિબંધકરૂપે નથી, પણ અન્ય કોઇ પ્રતિબંધ હશે.

દધ્યઙ્-પિતાને શરીર આપવામાં વિરાટ્ ભગવાનને કોણ પ્રતિબંધક છે ? પિતાને શરીરનું દાન કરવું, તે મને અનિષ્ટના સાધનરૂપે છે. આ પ્રમાણે અનિષ્ટની સાધનતાનું જ્ઞાન શું પ્રતિબંધકરૂપે છે અથવા શું પિતાને શરીરનું દાન કરવું નિષ્ફળ છે ? આ રીતે નિષ્ફળતાનું જ્ઞાન પ્રતિબંધકરૂપે છે ? તેમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે એક પુરૂષે કોઈ વસ્તુ બીજાની પાસે રાખી હોય તે તેને પાછી આપવામાં આપનારને અનિષ્ટની પ્રાપ્તિ થતી નથી, પણ ઉલટું ન આપવામાં, પ્રતીતિની હાનિરૂપ અનિષ્ટની પ્રાપ્તિ થાય છે. તેમ પિતાના વીર્યથી પુત્રનું શરીર ઉત્પન્ન થાય છે, તેથી તે પિતાનું જ છે. આ પુત્રના શરીરને પિતા ભક્ષણ કરે, તેમાં પુત્રને કંઇ અનિષ્ટ થાય નહિ. પણ નહિ દેવાથી પ્રતીતિની હાનિરૂપ અનિષ્ટની પ્રાપ્તિ થાય છે. માટે પિતાને શરીરનું દાન કરવામાં અનિષ્ટની સાધનતાનું જ્ઞાન પ્રતિબંધકરૂપે નથી. વળી પિતાને શરીરનું દાન કરવામાં નિષ્ફળતાનું જ્ઞાન પ્રતિબંધકરૂપે છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે આ અનિત્ય શરીરથી કોઇનું પણ કંઈ કાર્ય સિદ્ધ થતું હોય તો તે કરવું જોઇએ, એમાં જ મરણધર્મવાળા શરીરનું સાફલ્ય છે. માટે પિતાને શરીરનું દાન કરવામાં નિષ્ફળતાનું જ્ઞાન પણ પ્રતિબંધકરૂપે નથી. વળી જો ક્ષુધાતુર પુરૂષને કોઇક અન્નાદિક પદાર્થ આપે, તો તે આપનારને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. અન્નાદિક આપવાથી સ્વર્ગ લોક મળે છે. માટે શરીર આપી દેવામાં કંઇ હાનિ નથી. આ અપવિત્ર શરીરમાં દેહાભિમાન રાખવું, તે વ્યર્થ છે. विण्मूत्रादिमलानां हि संचयो देह ईरितः। अस्मिन्नहं मतिश्चेत्स्यात् बाह्ये कस्मान्न सा भवेत् ॥ અર્થાત્ હે દેહાભિમાની જીવો ! આ શરીર છે,તે વિષ્ઠા, મૂત્ર, માંસ, રૂધિર, મજ્જા, અસ્થિ આદિક મળના સમુદાયનો સંચય છે. તેમાં તમે આત્મબુદ્ધિ શા માટે કરો

છો? શરીરની બહાર જે વિષ્ઠા,મૂત્ર માંસાદિ છે, તેમાં કેમ આત્મબુદ્ધિ કરતા નથી ? શરીરથી બહારના અને અંદરના વિષ્ઠા મૂત્રાદિકમાં કોઇ પણ પ્રકારની વિલક્ષણતા નથી. આ શરીર તેનાથી ભરપૂર છે, માટે તેમાં મોહ, મમતા અને અભિમાન કરવું વ્યર્થ છે.

## માયા સર્વ અનર્થના કારણરૂપ.

માયા જ સર્વને મોહિત કરે છે. વિરાટ્ ભગવાનને પણ તેણે મોહિત કર્યા.

ઇન્દ્રઃ–હે ભગવન્ ! માયાએ વિરાટ્ પુરૂષને મોહિત કર્યા, એમ કેવી રીતે કહેવાય ?

દધ્યઙ્:–પિતાના વીર્યથી ઉત્પન્ન થયલું આ શરીર પિતાનું જ છે. પણ પુત્રનું નથી. વળી તે શરીર દુર્ગંધવાળું, સર્વદા અપવિત્ર, ક્ષણમાં નાશ પામનારૂં, ઘટની માફક અનાત્મરૂપે તથા સ્થાયીપણાથી રહિત છે. આવા નિકૃષ્ટ શરીરને તેઓએ ક્ષુધાતુર પિતાને આપ્યું નહિ. પિતાને શરીરનું દાન ન કરવામાં વિરાટ્ ભગવાનની કૃપણતા અધ્યાસદ્વારા અજ્ઞાનરૂપી માયાનું કારણ છે. શરીરાદિકમાં આત્માભિમાનરૂપ મોહ તથા અજ્ઞાનરૂપ મોહ જ્યારે વિરાટાદિ મહાન્ પુરૂષોને અનુચિત કાર્યમાં પ્રવૃત્ત કરે છે, ત્યારે અન્યને પ્રવૃત્ત કરે, તેમાં શી નવાઈ ! વિરાટે 'ભાણ' એમ ઉચ્ચાર કરવાથી તેમની વાણીથી સર્વ દેહધારી જીવની વર્ણરૂપ વૈખરી વાણી તથા ધ્વનિરૂપ વૈખરી વાણી થઈ. જ્યારે હિરણ્યગર્ભ પુત્રનું ભક્ષણ કરવા તૈયાર થયા ત્યારે વિદ્યા તેમને નિષિદ્ધ કર્મથી નિવારણ કરવા લાગી. લોક તથા શાસ્ત્રથી નિષિદ્ધ કર્મ કરનાર તથા અત્યન્ત દીન દશાને પામેલા પુરૂષને વિદ્યા સુખ આપે છે તથા સુખનું સાધન દ્રવ્યાદિક પદાર્થોની પ્રાપ્તિ કરાવે છે. આપદારૂપી દુસ્તર સમુદ્રને વિદ્યાથી સુખે કરીને તરી શકાય છે. ધનની જ્યારે પરલોકમાં ગતિ નથી, ત્યારે વિદ્યા તો પરલોકમાં પણ જીવનો ત્યાગ કરતી નથી. તેનાથી કામ, ક્રોધ, લોભ, મોહ, ક્ષુધા ઇત્યાદિક સર્વ શત્રુઓનો નાશ થાય છે.

પુત્રનું ભક્ષ કરવાને તત્પર થયેલા હિરણ્યગર્ભ ભગવાનને ભગવતી વિદ્યાએ કહ્યું કે–હે હિરણ્યગર્ભ ! તમારે પુત્રનું ભક્ષણ કરવું યોગ્ય નથી–સર્વ લોકને ધર્મની મર્યાદામાં સ્થાપન કરવા તમે પ્રકટ થયા છો. જો તમે ધર્મની મર્યાદાનો ભંગ કરશો, તો પછી કોઇ પણ જીવ મર્યાદાનું પાલન કરશે નહિ. તમને ધર્મમર્યાદામાં રાખનાર હું એક વિદ્યા જ છું. જો મારો ઉપદેશ તમે નહિ માનો તો તમારો યશ અને પુત્રથી થયેલો આનંદ પણ નાશ પામશે. પુત્રભક્ષણરૂપ કર્મ ચાંડાલ તથા પશુથી પણ નિંદ્ય છે. શ્વાન આદિક પશુઓ કામથી મોહિત થઇ પોતાની મા અથવા બેન સાથે મૈથુન કરે છે, છતાં તેઓ પણ પોતાના પુત્રનું ભક્ષણ કરતાં નથી,તો તમે જો ધર્મનું સ્થાપન કરનાર છો, તો તમારાથી આવું કર્મ કેમ થાય ?

જ્યારે વિદ્યાએ આ પ્રમાણે ઉપદેશ કર્યો ત્યારે હિરણ્યગર્ભ પુત્રના

ભક્ષણથી નિવૃત્ત થયા. વિરાટ્ ભગવાનને આત્મજ્ઞાન આપી અને સર્વ વેદોનું અધ્યયન કરાવી તેઓ અન્તર્ધાન થઈ ગયા. પછી વિરાટ્ ભગવાન્ એકલા રહેવાથી જેમ નિર્જન વનમાં એક બાળક ભય પામે, તેમ ભય પામ્યા. તેમને વિચાર આવ્યો કે, 'દ્વિતીય વસ્તુથી ભય થાય છે' એમ વેદમાં કહ્યું છે તથા મારા સ્વરૂપથી ભિન્ન કોઇ બીજો પદાર્થ નથી. કારણ કે, મારા સ્વરૂપથી બ્રહ્મ જૂદું હોય તો બ્રહ્મમાં અદ્વિતીયતા સંભવે નહિ. જો મારા સ્વરૂપથી આત્મા ભિન્ન હોય તો જેમ મારાથી ભિન્ન ઘટપટાદિક અનાત્મ પદાર્થો છે, તેમ આત્મા પણ અનાત્મ ગણાય. આત્માને અનાત્મા કહેવો સંભવે નહિ. તેથી આત્મા મારા સ્વરૂપથી ભિન્ન નથી. આ રીતે આત્મસ્વરૂપનો વિચાર કરી તેઓએ ભેદદૃષ્ટિનો ત્યાગ કર્યો. ભેદદૃષ્ટિનો ત્યાગ કરવાથી વિરાટ્ ભગવાન્ ભયથી મુક્ત થયા. ભેદદૃષ્ટિનો ત્યાગ કરનાર કદી ભય પામતો નથી. બાળક સર્પને રમાડવા જાય છે, પણ તે ભય પામતું નથી, અર્થાત્ તેનામાં ભેદદૃષ્ટિ નથી. આથી સિદ્ધ થાય છે કે, ભેદદૃષ્ટિ જ ભયનું કારણ છે. આવો વિચાર કરવાથી વિરાટ્ ભય રહિત તો થયા, પરંતુ કામ ઉત્પન્ન થવાથી સ્ત્રી વિના સુખ મેળવી શકયા નહિ. કામી પુરૂષને સ્ત્રી વિના સર્વ જગત્ શૂન્ય જણાય છે. વિરાટ્ ભગવાનને પણ સ્ત્રી વિના વામ ભાગ વિશે રહેલું સંપૂર્ણ આકાશ શૂન્યરૂપે જણાવા લાગ્યું. કામીને વામ ભાગ શૂન્ય લાગે છે, પુત્રની ઇચ્છાવાળાને પોતાનો ખોળો શૂન્ય લાગે છે, પશુની ઇચ્છાવાળાને પોતાના ઘરનું આંગણું શૂન્ય લાગે છે તથા ધનની ઇચ્છાવાળાને પોતાનો ખજાનો શૂન્ય, લાગે છે. જે માણસને જે જે પદાર્થની ઇચ્છા થાય, તે તે પદાર્થનું સ્થાન શૂન્ય લાગે છે. નિષ્કામી પુરૂષ જ આત્માને સર્વત્ર પૂર્ણ માને છે. માટે પદાર્થની જે કામના છે, તે જ સર્વ દુઃખનું કારણ છે. કામરૂપી સર્પથી કરડાયલા વિરાટ્ ભગવાન્ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, હું સર્વત્રવ્યાપક છું, મારૂં શરીર કોઈ પણ ભોગ ભોગવવાને સમર્થ નથી, માટે ભોગને અર્થે આ શરીરથી બીજું કોઇ અલ્પ શરીર ઉત્પન્ન કરૂં, જેથી મારા શરીરને વિષયસુખ મળે. આમ વિચાર કરી તેમણે બે છીપના સંપૂટની માફક અર્ધું શરીર સ્ત્રીરૂપ તથા અર્ધું પુરૂષરૂપ બનાવ્યું. વિરાટ્ ભગવાનથી ઉત્પન્ન થયલું સ્ત્રી પુરૂષાત્મક શરીર કારણ અજ્ઞાનથી ઘડાયલું છે. માટે તે માયાવિશિષ્ટ ઇશ્વરસ્વરૂપે છે. આ શરીર અંતઃકરણાદિક સૂક્ષ્મ પદાર્થથી ઘડાયલું હોવાથી તે હિરણ્યગર્ભસ્વરૂપ છે. તે સ્થૂલ ભૌતિક પદાર્થથી રચાયલું હોવાથી વિરાટ્ સ્વરૂપે છે. જેમ સ્ત્રી પુરૂષાત્મક શરીર ઇશ્વર, હિરણ્યગર્ભ તથા વિરાટ્ સ્વરૂપે છે, તેમ આ લોકમાં સ્ત્રી, પુરૂષ, નપુંસક તથા સ્થાવર જંગમાદિક જે શરીરો છે, તે સર્વ, ઇશ્વર, હિરણ્યગર્ભ તથા વિરાટ્ ભગવાન્ સ્વરૂપે છે. કારણ કે સર્વ પ્રાણીના સમષ્ટિ સ્થૂલ શરીરના અભિમાની વિરાટ્ ભગવાન્ છે,

જેથી સર્વ પ્રાણી સાથે તેમનું તાદાત્મ્ય છે. સર્વ પ્રાણીના સમષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાની હિરણ્યગર્ભ છે, જેથી સર્વ પ્રાણીઓ સાથે હિરણ્યગર્ભનું તાદાત્મ્ય છે. વળી સર્વ પ્રાણીના સમષ્ટિ કારણ શરીરના અભિમાની ઇશ્વર છે, માટે ઇશ્વરનું પણ તેમની સાથે તાદાત્મ્ય છે. આમાં અજ્ઞાનરૂપી માયા કારણ છે. સૂક્ષ્મ અપંચીકૃત પંચ મહાભૂત તથા તેનાં કાર્ય અંતઃકરણાદિક છે તથા સ્થૂલ પંચીકૃત પંચ મહાભૂત તથા તેનાં કાર્ય શરીરાદિક છે. આ રીતે સર્વ પ્રાણી સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ સ્વરૂપે છે. માટે સર્વ પ્રાણીઓના શરીર સાથે વિરાટ્, હિરણ્યગર્ભ તથા ઇશ્વરનો તાદાત્મ્ય સંબંધ છે. હે ઇન્દ્ર ! વિરાટ ભગવાનથી ઉત્પન્ન થયેલા સ્ત્રી-પુરૂષાત્મક શરીરોથી જ સર્વ મનુષ્યાદિક ઉત્પન્ન થયેલાં છે.

વિરાટનું બીજું શરીર વ્યષ્ટિમાં ગણાતું નથી, પણ સમષ્ટિમાં ગણાય છે. સ્ત્રી પુરૂષના શરીરને ઉત્પન્ન થયેલું જોઈ વિરાટ્ ભગવાને છીપના જોડકાની માફક તેના બે ભાગ કર્યા. તેમાં એક વિભાગ સ્ત્રીરૂપે થયો, જેને શાસ્ત્રમાં "શતરૂપા" કહે છે તથા બીજો ભાગ પુરૂષરૂપે થયો, જેને શાસ્ત્રમાં "સ્વાયંભૂ મનુ" કહે છે. શતરૂપા તથા મનુ ભગવાનથી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. આ રીતે જ્યારે વિરાટ્ ભગવાને શતરૂપા નામની સ્ત્રીને તથા મનુને ઉત્પન્ન કર્યા ત્યારે મનુ ભગવાનને કામાતુર જોઇ, શતરૂપા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં કે, વિરાટ્ ભગવાનથી મારી તથા મનુની ઉત્પત્તિ થયેલી હોવાથી, મનુ મારો ભાઇ થાય ત્યારે વ્યભિચારિણી સ્ત્રીની માફક હું એની સાથે કેવી રીતે સમાગમ કરૂં ? મનુ સાથે મારો વિષયસંબંધ કરવો યોગ્ય નથી. કામથી મોહિત થયેલા મનુ, સ્વર્ગ મેળવવાનું સાધન ધર્મ તથા નરકનું કારણ એવા અધર્મને જાણતા નથી, છતાં હું તો સ્વર્ગ તથા નરકની પ્રાપ્તિ સંબંધી ધર્મ અને અધર્મને સારી રીતે જાણું છું. માટે નિંદિત કર્મમાં મારે જોડાવું યોગ્ય નથી. જો કે સ્ત્રીમાં પુરૂષથી અધિક કામ રહેલો છે, છતાં આ લોકમાં કામથી આતુર થયલો પુરૂષ જેટલું ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તેટલું ઉલ્લંઘન કામાતુર સ્ત્રીઓ કરતી નથી. પણ પુરૂષ કરતાં સ્ત્રીમાં અધિક ધૈર્ય છે અને સ્ત્રીઓ કદાપિ પણ મર્યાદાનું ઉલ્લંઘન કરતી નથી. અત્યાચારને માટે પુરૂષ જ દોષવાન્ છે. ભગવતી શતરૂપાએ વળી વિચાર્યું કે, મનુ કામાતુર છે, માટે તેમને હું જો ધર્મનો ઉપદેશ કરીશ તો તે માનશે નહિ. કારણ કે કામાતુર પુરૂષને ગુરૂ કે ઇશ્વર પણ બોધ આપી શકતા નથી. તોપછી મારા વચનને મનુ કેવી રીતે અંગીકાર કરશે ? હું મારા સ્ત્રીરૂપ શરીરનો ત્યાગ કરી બીજું સ્વરૂપ ધારણ કરી અંતર્ધાન થઇ જાઉં. આ જ મનુને અધર્મથી નિવારણ કરવાનો ઉપાય છે. લોકમાં સમાન જાતિવાળાં સ્ત્રી પુરૂષમાં કામભાવના દેખાય છે, પણ પોતાથી વિલક્ષણ જાતિમાં કામભાવના હોતી નથી. જેમ મનુષ્યને મનુષ્યજાતિની સ્ત્રીમાં

કામ થાય છે, પશુ જાતિની સ્ત્રીમાં કામ ઉત્પન્ન થતો નથી. આવો વિચાર કરી શતરૂપાએ સ્ત્રીરૂપનો ત્યાગ કરી ગાયનું રૂપ લીધું. શતરૂપાને ગાયનું રૂપ ધારણ કરેલું જોઈ મનુએ વૃષભનું રૂપ લીધું. તે ગાય તથા વૃષભથી સર્વે ગાય તથા વૃષભો થયાં. પછી શતરૂપાએ ગાયનું રૂપ બદલી ઘોડીનું રૂપ લીધું, જેથી મનુએ વૃષભનું રૂપ બદલી ઘોડાનું રૂપ લીધું, જેમનાથી સર્વ ઘોડા ઘોડી થયાં. જે જે જાતિવાળાં સ્ત્રીનાં રૂપોને શતરૂપા ધારણ કરતાં ગયાં, તે તે જાતિના પુરૂષનું રૂપ મનુ લેતા ગયા અને તેમનાથી સર્વ જાતિનાં સ્ત્રી તથા પુરૂષશરીરો ઉત્પન્ન થયાં. આ રીતે મનુ શતરૂપાથી સ્ત્રી પુરૂષરૂપ સર્વ સ્થાવર જંગમ પ્રાણી ઉત્પન્ન થયાં. આ રીતે પરમાત્માએ બે પગવાળાં મનુષ્યાદિને, ચાર પગવાળાં અશ્વાદિકને તથા પગથી રહિત સર્પાદિને ઉત્પન્ન કર્યાં.

## જગતમાં પરમાત્માનો પ્રવેશ.

પરમાત્મા સમષ્ટિ અજ્ઞાનરૂપ ઉપાધિમાં પ્રવિષ્ટ થતાં જગતના કર્તા એવી ઇશ્વર સંજ્ઞાને પામે છે. તે સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિમાં દાખલ થયલા હિરણ્યગર્ભ સંજ્ઞાને પામે છે તથા તે જ સમષ્ટિ સ્થૂલ ઉપાધિમાં દાખલ થાય છે ત્યારે વિરાટ સંજ્ઞાને પામે છે, અર્થાત્ તે જ પરમાત્મા સર્વ શરીરોરૂપી પુરીઓમાં પ્રવેશ કરે છે. જેમ મહાકાશ મઠરૂપ ઉપાધિમાં દાખલ થતાં મઠાકાશ સંજ્ઞાને પામે છે તથા ઘટરૂપ ઉપાધિમાં દાખલ થતાં ઘટાકાશ સંજ્ઞાને પામે છે, તેમ પરમાત્મા સમષ્ટિ અજ્ઞાનરૂપ ઉપાધિમાં પ્રવેશને પામી ઈશ્વર સંજ્ઞાને પામે છે. સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિમાં પ્રવેશને પામી હિરણ્યગર્ભ સંજ્ઞાને પામે છે, સમષ્ટિ સ્થૂલ ઉપાધિમાં પ્રવેશને પામી વિરાટ સંજ્ઞાને પામે છે તથા તે જ પરમાત્મા પોતાના ચૈતન્ય સ્વરૂપે કરી સર્વ પ્રાણીઓના શરીરમાં પગથી તે મસ્તક સૂધી પ્રવેશ કરે છે, તેથી જીવસંજ્ઞાને પામે છે. જ્યારે અન્નાદિને ઘરમાં લાવવામાં આવે છે ત્યારે અન્નાદિનો ઘર સાથે સંબંધ થયલો કહેવાય છે. આ રીતનો પ્રવેશ પરમાત્માનો નથી, પણ અજ્ઞાનાદિ ઉપાધિમાં રહીને જે પરમાત્માનું સ્ફુરણ થાય છે, તેજ તેનો પ્રવેશ છે. આ પ્રવેશને શાસ્ત્રમાં આભાસ તથા અવચ્છેદ કરી કહે છે. જેમ સર્વત્ર વ્યાપક આકાશને ભ્રાંતિવાળો પુરૂષ ઘટમાં રહેલું માને છે, પરંતુ તે આકાશ વાસ્તવિક રીતે ઘટમાં રહેતું નથી, તેમ સર્વ જગતના અધિષ્ઠાન સ્વરૂપ પરમાત્માને વિચારહીન પુરૂષ શરીરમાં રહેલા માને છે, પરંતુ વાસ્તવિક રીતે તો તેઓ શરીરાદિને આશ્રયે રહેલા નથી, પણ શરીરાદિક જડ પદાર્થ તેમને આશ્રયે રહેલાં છે. જેમ ઘટની ઉત્પત્તિ પહેલાં આકાશ સર્વત્ર વિદ્યમાન હોય છે, છતાં ઘટ થયા પછી આકાશ તેમાં પ્રવિષ્ટ થાય છે, તેમ શરીરની ઉત્પત્તિ પહેલાં જો કે પરમાત્મા સર્વત્ર વિદ્યમાન છે, છતાં શરીર થયા પછી શરીરમાં તેમનો પ્રવેશ થાય છે. જેમ સૂર્યનો આકાશ સર્વ પદાર્થપર સમાન પડે છે, છતાં સૂર્યકાન્ત

મણિદ્વારા તે દાહક સ્વરૂપે પ્રકાશે છે અને ઘટાદિક પદાર્થદ્વારા દાહાદિક કાર્ય કરતો નથી, તેમ પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, છતાં હૃદયમાં તેમની વિશેષે કરીને ઉપલબ્ધિ થાય છે. વેદાદિ શાસ્ત્રમાં આત્માને હૃદયસ્થ કહેલો છે. જેમ હજામનાં હથિયાર રાખવાની કોથળીની કોઇ એક સ્થાનમાં જ અસ્ત્રારૂપ શસ્ત્રની જલદી ઉપલબ્ધિ થાય છે, તેમ સંપૂર્ણ શરીરમાંથી એક હૃદય દેશમાં જ આત્માની જલદી ઉપલબ્ધિ થાય છે. જેમ અગ્નિ સામાન્યરૂપે કરી સર્વ પદાર્થમાં રહેલો છે, છતાં કાષ્ઠમાં તેની સહજ ઉપલબ્ધિ છે, તેમ સામાન્યરૂપે કરી પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, છતાં શરીરોમાં તેમની ઉપલબ્ધિ વિશેષે કરીને થાય છે. જેમ સ્વરૂપથી અગ્નિમાં ન્યૂનતા તથા અધિકતા નથી, છતાં કાષ્ઠરૂપ ઉપાધિની ન્યૂનતા અથવા અધિકતા અગ્નિમાં દેખાય છે, તેમ આનંદ સ્વરૂપ આત્મામાં જો કે વાસ્તવિક રીતે ન્યૂનતા તથા અધિકતા નથી, છતાં શરીરની ઉપાધિથી તેમાં ન્યૂનતા તથા અધિકતા જણાય છે.

ઇન્દ્રઃ–હે ભગવન્ ! જો આત્મા સર્વ શરીરોમાં વિશેષરૂપે કરીને રહેલા હોય તો સર્વને તેમનો આત્મસાક્ષાત્કાર કેમ થતો નથી ?

દધ્યઙ્ઃ–જેમ અગ્નિ સર્વ કાષ્ઠમાં રહેલો છે, છતાં કેટલાક કાષ્ઠમાં મંથનવડે ઉત્પન્ન થઇ શકે છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા જો કે સર્વ શરીરોમાં રહેલો છે, છતાં શ્રવણાદિક સાધનવડે કેટલાંક શરીરોમાં તેમનો સાક્ષાત્કાર થાય છે અર્થાત્ વેદાંત શાસ્ત્ર સાંભળ્યા વિના અસ્તિ ભાતિ રૂપે કરી સર્વ જીવને આત્માનું જ્ઞાન થાય છે. છતાં પરિપૂર્ણ, આનંદ અને અદ્વિતીયરૂપે કરી આત્માનું જ્ઞાન, શ્રવણાદિક સાધન વિના થતું નથી. પણ શ્રવણાદિ સાધનવડે જ અદ્વિતીયરૂપે કરી આત્માનો સાક્ષાત્કાર થાય છે. જેમ કાષ્ઠરૂપી ઉપાધિના ભેદ કરીને અગ્નિ મહાન્ ભાવને તથા અલ્પભાવને પામે છે, પણ વાસ્તવિક રીતે અગ્નિમાં મહાન્પણું કે અલ્પપણું નથી, તેમ એક જ પરમાત્મા અંતઃકરણાદિ ઉપાધિના ભેદવડે અનેક પ્રકારના ભાવને પામે છે. વાસ્તવિક રીતે આત્મા એકરસરૂપે છે. જેમ એક જ અગ્નિનો પ્રકાશ કાષ્ઠરૂપી ઉપાધિના ભેદવડે અનેક પ્રકારનો થાય છે, તેમ એક જ પરમાત્મા અંતઃકરણાદિ ઉપાધિના ભેદવડે અનેક ભાવને પામે છે. જેમ રાત્રીના સૂક્ષ્મરૂપે સૂર્યનો પ્રકાશ વિદ્યમાન હોય છે, છતાં અંધકારથી પરાજય પામેલા સૂર્યનો પ્રકાશ કોઇ પદાર્થને વિશેષે કરીને પ્રકાશિત કરતો નથી, તેમ આનંદ સ્વરૂપ આત્મા જો કે સર્વત્ર વિદ્યમાન હોવા છતાં અજ્ઞાનથી આવૃત થયલા હોવાથી કોઇને પ્રકાશ આપતા નથી.

ઇન્દ્ર–પ્રકાશસ્વરૂપ આત્મામાં અજ્ઞાનકૃત આવરણ કેમ સંભવે ?

દધ્યઙ્ઃ–જેમ દિવસે અંધકાર સૂર્યનો આશ્રય કરી રહે છે અને રાત્રીએ સૂર્યને ઢાંકી નાંખે છે, તેમ અજ્ઞાન આત્માને આશ્રયે રહે છે અને તેને વળી આચ્છા-

દન પણ કરે છે. આથી શાસ્ત્રમાં અજ્ઞાનને સ્વાશ્રય સ્વવિષયરૂપે કહ્યું છે, અર્થાત્ જેમ અંધકાર જે ઘરના આશ્રયે રહેલો છે, તે ગૃહને પણ આચ્છાદન કરે છે, તેમ અજ્ઞાન અંધકારરૂપ છે, જેથી તે, જે શુદ્ધ આત્માને આશ્રયે રહે છે, તે શુદ્ધ આત્માને પણ આચ્છાદન કરે છે.

## જગતનો અધ્યારોપાપવાદ.

હે દેવરાજ ઇન્દ્ર! જેમ તડકામાં તથા સૂર્ય નારાયણમાં, પ્રકાશ એક સરખો છે, છતાં સૂર્ય નારાયણ પ્રકાશ સ્વરૂપ છે તથા તડકો પૂર્ણ પ્રકાશરૂપ નથી, પણ પરિચ્છિન્ન પ્રકાશરૂપ છે, તેમ વાક્ આદિક ઇન્દ્રિયોમાં જે આત્માનો પ્રકાશ છે તે પરિપૂર્ણ પ્રકાશ નથી, પરંતુ પરિચ્છિન્ન પ્રકાશ છે. આનંદ સ્વરૂપ આત્મા પરિપૂર્ણ પ્રકાશરૂપે છે. જો કે આ આનંદ સ્વરૂપ આત્મા એક એક વાક્ આદિક ઇન્દ્રિયોમાં વ્યાપ્ત હોવા છતાં પરિપૂર્ણ છે, છતાં 'હું વાક્ છું, હું શ્રોત્ર છું" ઇત્યાદિક વિપરીત જ્ઞાનના વિષયવાળો આત્મા પરિચ્છિન્નની માફક જણાય છે. પરિપૂર્ણ આત્મામાં પરિચ્છિન્ન દૃષ્ટિ હોવી, તે જન્મ મરણરૂપ સંસારનું કારણ છે. તેથી વિદ્વાન્ પુરૂષો આત્માને પરિચ્છિન્ન સ્વરૂપે જોતા નથી, પણ સર્વત્ર પરિપૂર્ણરૂપે જૂવે છે. જેમ દેવદત્ત નામનો પુરૂષ રસોઈ કરે છે તો તે લોક તેને રસોઇઓ કહે છે અને તે જ જો પાઠ કરે છે તો લોક તેને પાઠક કહે છે. આ પ્રમાણે પાકરૂપ ક્રિયાને ગ્રહણ કરી, દેવદત્તમાં રસોઇઆ શબ્દની પ્રવૃત્તિ થાય છે તથા પાઠરૂપ ક્રિયાવડે પાઠક શબ્દની પ્રવૃત્તિ થાય છે. પાઠરૂપ ક્રિયાથી તથા પાકરૂપ ક્રિયાથી રહિત દેવદત્તના સ્વરૂપમાં પાચક પાઠક નામની પ્રવૃત્તિ થતી નથી. માટે પાઠક નામ દેવદત્તમાં પરિચ્છિન્નતાનાં બોધક છે. પણ પરિપૂર્ણતાનાં બોધક નથી. વાક્ આદિક નામો પણ કોઇ નિમિત્ત કારણવડે આત્મામાં પ્રવૃત્ત થાય છે, પણ સ્વરૂપથી શુદ્ધ આત્મામાં કોઇ નામની પ્રવૃત્તિ નથી. માટે સંપૂર્ણ વાગાદિક નામો આત્માની પરિચ્છિન્નતાનાં બોધક છે.

આનંદસ્વરૂપ આત્મા જ્યારે શબ્દના ઉચ્ચારણરૂપ વ્યાપારને કરે છે ત્યારે વાક્સંજ્ઞાને પામે છે, ઘટપટાદિક પદાર્થને ગ્રહણ કરે છે, ત્યારે હસ્ત સંજ્ઞાને પામે છે તથા મલાદિના પરિત્યાગદ્વારા પ્રાણીનું પરિપાલન કરે છે ત્યારે પાયુ સંજ્ઞાને પામે છે. જ્યારે સર્વ પ્રાણીના આનંદને ઉત્પન્ન કરે છે, ત્યારે તે શિશ્ન સંજ્ઞાને પામે છે તથા જ્યારે જીવોનાં પુણ્ય પાપના ફળ જે સુઃખ દુઃખનો ભોગ, તેનો અધિકારી થાય છે ત્યારે તે ઉપસ્થ સંજ્ઞાને પામે છે. આ રીતે વાક્ આદિક કર્મેન્દ્રિયો સાથે તાદાત્મ્ય અધ્યાસ પામતાં આત્મામાં વાક્ આદિક શબ્દોની પ્રવૃત્તિ થાય છે. આત્મા જ્યારે ગંધને ગ્રહણ કરે છે ત્યારે ઘ્રાણ સંજ્ઞાને પામે છે, જ્યારે ઇક્ષણ કરે છે ત્યારે ચક્ષુ સંજ્ઞાને પામે છે, શ્રવણ કરે છે ત્યારે શ્રોત્ર સંજ્ઞાને પામે છે, મધુરાધિક ષટ્ રસનું

આસ્વાદન કરે છે ત્યારે રસ સંજ્ઞાને પામે છે અને શીતોષ્ણ સ્પર્શનો અનુભવ કરે છે, ત્યારે ત્વક્ સંજ્ઞાને પામે છે. આનંદ સ્વરૂપ આત્મા શરીરરૂપ યંત્રમાં ફરવાથી પ્રાણ સંજ્ઞાને પામે છે, સર્વ જગતની કલ્પના કરવાથી મન સંજ્ઞાને પામે છે, ગર્ભની માફક પોતાના સ્વરૂપમાં સર્વ જગતને વાસનારૂપે ધારણ કરવાથી ધી સંજ્ઞાને પામે છે, અનુસંધાનરૂપ વૃત્તિમાં પ્રકાશવાથી ચિત્ત સંજ્ઞાને પામે છે તથા "હું" એ રીતના સર્વ પ્રાણ માત્રના બોધકપણાથી, આત્મા એવી સંજ્ઞાને પામે છે. હું શબ્દ સર્વ પ્રાણીના આત્માનો બોધક અને વાચક છે. વાક્ આદિક જેટલાં નામો આગળ કહ્યાં છે તથા બીજાં પણ દેવ, મનુષ્ય, અસુર ઈત્યાદિક જે નામો છે, તે સર્વ ભિન્ન ભિન્ન રૂપે આત્માને ઉદ્દેશે છે. વાગાદિક શબ્દનો અર્થ જે આત્મા તે વિદ્વાન્ પુરૂષે જાણવા યોગ્ય નથી, પણ પરિપૂર્ણ આત્મા જાણવા યોગ્ય છે. જળરૂપ ઉપાધિના ભેદે કરી એક સૂર્ય અનેકરૂપે જણાય છે, તેમ એક જ આનંદ સ્વરૂપ આત્મા ભિન્ન ભિન્ન ઉપાધિના સંબંધથી વાક્ આદિક વિવિધરૂપે જણાય છે. પણ ઉપાધિનો નાશ થતાં આત્મા તે આત્મા જ, એવા એકપણાને પામે છે. પરિપૂર્ણ આત્મા, સ્વરૂપે કરી જાણવા યોગ્ય છે. જેમ એક જ મહાકાશનો ઘટાકાશ, મઠાકાશ તથા ગૃહાકાશ ઈત્યાદિક વિશેષ રૂપોમાં સંબંધ છે, તેમ એક જ આનંદ સ્વરૂપ આત્માનો વાક્ આદિક સર્વ વિશેષ રૂપોમાં સંબંધ છે, તથા તે સજાતીય, વિજાતીય તથા સ્વગત એ ત્રણ પ્રકારના ભેદથી રહિત છે. કારણ કે સર્વ જીવમાં આનંદ સ્વરૂપ આત્મા 'હું' એ શબ્દના તથા જ્ઞાનના વિષયરૂપે જણાય છે. માટે પરિપૂર્ણ અર્થનો જણાવનાર આત્મશબ્દ તથા લક્ષણા વૃત્તિવડે પરિપૂર્ણ અર્થનો જણાવનાર હું શબ્દ, એ બેઉ શબ્દોવડે બુદ્ધિમાનો આત્માને પરિપૂર્ણ જાણે છે.

ઇન્દ્રઃ—જેમ અનેક પુરૂષ પોતાના શરીરમાં હું બ્રાહ્મણ છું, હું સ્થૂલ છું, આ રીતે હું શબ્દનો પ્રયોગ કરે છે, તેમાં વકતા પુરૂષના ભેદથી તથા હું શબ્દના ભેદથી અહં શબ્દના અર્થરૂપ શરીરનો ભેદ જણાય છે. તેમ હું શબ્દના તથા આત્મા શબ્દના વક્તા પુરૂષના ભેદથી તેમ જ અહં શબ્દ તથા આત્મશબ્દના ભેદથી હું શબ્દ તથા આત્મશબ્દના અર્થરૂપ આત્માનો પણ ભેદ થશે.

દધ્યઙ્ઃ—બોલનારના તથા શબ્દ પ્રયોગના ભેદથી પદાર્થનો ભેદ સઘળે સ્થળે હોતો નથી. જેમ એક ઘડાને એક જણ ઘડો કહે છે ને બીજો કુંભ કહે છે, તેમાં પરસ્પર ઉચ્ચારણનો ભેદ છે, પણ ઘડાના સ્વરૂપમાં ભેદ નથી; તેમ આત્માને હુંરૂપે તથા આત્મારૂપે કહેવાથી હું તથા આત્મશબ્દનો પરસ્પર ભેદ થાય છે, પણ તે બેઉ શબ્દનો લક્ષ અર્થ આત્માનો ભેદ હોતો નથી. પણ એક જ આનંદ સ્વરૂપ આત્મા સર્વ પ્રાણીના અહં શબ્દમાં તથા આત્મશબ્દમાં

સંબંધવાળો થઇ પ્રતીત થાય છે. માટે વક્તાપુરૂષના ભેદથી તથા શબ્દના ભેદથી આત્માનો ભેદ નથી. પણ એક આત્મા સર્વ પ્રાણી માત્રમાં વ્યાપક છે. જેમ ગૃહમાં રહેલા આકાશને ગૃહાકાશ, મઠમાં રહેલા આકાશને મઠાકાશ તથા ઘટમાં રહેલા આકાશને ઘટાકાશ કહેવામાં જો કે પરસ્પર શબ્દનો ભેદ છે, છતાં આકાશ શબ્દનો અર્થ જે શુદ્ધ મહાકાશ, તેમાં કશો ભેદ હોતો નથી. માટે આત્મા તથા હું શબ્દનો અર્થ શુદ્ધ આત્મા જ છે. મુમુક્ષુઓએ શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરવો યોગ્ય છે. શબ્દાદિક વિષય મેળવવાનો ઉપાય અધિકારીએ કરવો જોઇએ નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે, બુદ્ધિમાને જે પદાર્થ મેળવવાથી ઉત્તર કાળમાં સુખ થાય, તે ઉપાય કરવો. પરંતુ જે પદાર્થ મેળવવાથી ઉત્તર કાળમાં દુઃખ થાય, તે પદાર્થ મેળવવા યત્ન કરવો નહિ. શબ્દાદિક વિષય દુઃખ ઉત્પન્ન કરે છે, માટે તેનો યત્ન કરવો વ્યર્થ છે. આત્મ સાક્ષાત્કારથી નિરતિશયાનંદ પ્રાપ્ત થાય છે, માટે તેનો ઉદ્યમ કરવો ઉચિત છે. શબ્દ સ્પર્શાદિક વિષયો જેમ પરિણામે દુઃખ કરે છે, માટે તે મેળવવા ઉચિત નથી, તેમ તે વિષયભોગનાં સાધનરૂપ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરો પણ ભોગની પ્રાપ્તિદ્વારા ઉત્તર કાળમાં અનેક પ્રકારનાં દુઃખનું કારણ થાય છે, માટે તે ત્રણે પ્રકારનાં શરીરો પણ અધિકારીએ મેળવવા યોગ્ય નથી. શબ્દાદિથી લઇ કારણ શરીર પર્યંત જેટલો દશ્ય પ્રપંચ છે, તે સર્વ ત્યજી દઈ શરીરસંઘાતમાં રહેલા સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ આત્માને જ્યારે પુરૂષ જાણે છે, ત્યારે સતૂચિદાનંદવડે તે પોતાના આત્માને જાણવા સમર્થ થાય છે. જેમ ગાયને પગલે પગલે જવાથી તેનો પત્તો લાગે છે, તેમ શરીરસંઘાતમાં રહેલા આનંદ સ્વરૂપ આત્માનો જ્યારે નિશ્ચય થાય છે ત્યારે સર્વ ભૂત પ્રાણી માત્રમાં રહેલા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે. શરીરસંઘાતમાં રહેલા આત્માનું જ્ઞાન થયા વગર સર્વત્ર વ્યાપકરૂપ આત્માનું જ્ઞાન થતું નથી. અંતઃકરણરૂપી માર્ગમાં ગાયના પગના ચિહ્નની માફક સાક્ષીરૂપે રહેલા આત્માના નિશ્ચયવડે સ્થાવર જંગમરૂપ સર્વ જગતનો નિશ્ચય કરી લેવો. આનંદ સ્વરૂપ આત્માના લાભ વગર અન્ય કોઈ પદાર્થ લાભકારક નથી. આનંદ સ્વરૂપ આત્મા પ્રાપ્ત થવાથી જેટલા યશકીર્તિ આદિક અલ્પ પદાર્થો છે, તે સર્વ આત્મજ્ઞાનીને પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાનરૂપ ફળમાં સર્વ કર્મના ફળનો અંતર્ભાવ થાય છે. માટે આત્માથી ભિન્ન સર્વ પદાર્થનો ત્યાગ કરી આનંદસ્વરૂપ આત્મજ્ઞાન જ અવશ્ય સંપાદન કરવું યોગ્ય છે.

## પુત્રાદિથી પણ આત્મા વધારે પ્રિય.

આત્માને જેમ પ્રિય કહેવામાં આવે છે, તેમ પુત્રાદિક પદાર્થને પણ પ્રિય કહેવામાં આવે છે. તેમાં આત્મા કોઈ પણ જાતની ઉપાધિ વિના પ્રિય હોય છે તથા પુત્રાદિક પદાર્થ ઉપાધિવડે પ્રિય લાગે

છે. જેમ પુત્ર, સ્ત્રી, બાંધવ, ધન વગેરેમાં જે પ્રીતિ થાય છે, તે આત્મા માટે થાય છે. પુત્રાદિકને અર્થે થતી નથી. જો પુત્રાદિકને માટે જ પ્રિયતા હોય તો શત્રુના પુત્રાદિકમાં પણ પ્રીતિ થવી જોઇએ, પણ તેમ થતું નથી. આથી સિદ્ધ થાય છે કે, પુત્રાદિક ઉપરની પ્રીતિ પોતાના આનંદને અર્થે છે પણ આત્માપર પ્રીતિ કોઇ અન્ય પદાર્થને લીધે નથી. આથી આનંદ સ્વરૂપ આત્મામાં નિરૂપાધિક પ્રીતિનું વિષયપણું તથા પુત્રાદિમાં સોપાધિક પ્રીતિનું વિષયપણું છે. શ્રુતિમાં આત્માને પુત્રાદિથી પણ અધિક પ્રિય કહ્યો છે. આત્માની અપેક્ષાવડે પુત્રાદિ બાહ્ય પદાર્થ હોવાથી તે ઉપાધિ પ્રીતિના વિષયરૂપ છે, તેમ આત્માની અપેક્ષાવડે પ્રાણાદિ બાહ્ય પદાર્થ હોવાથી, તે પણ ઉપાધિ પ્રીતિનો વિષય છે.

સ્થૂલ શરીરના પરિણામને પામેલા શબ્દાદિ વિષયથી પ્રાણવિશિષ્ટ ઇન્દ્રિય અંદર છે, તેના કરતાં સંકલ્પ વિકલ્પવાળું મન અંદર છે, મનથી નિશ્ચયરૂપ બુદ્ધિ અંદર છે, બુદ્ધિથી અહંકારવાળો જીવ અંદર છે, તેનાથી અંદર અવ્યાકૃત નામનું કારણ અજ્ઞાન છે તથા તેનાથી અંદર શુદ્ધ આત્મા છે. આત્માની અંદર કોઇ પદાર્થ નથી. જેમ ઘડાને જોનારો પુરૂષ ઘટરૂપ વિષયની અંદર હોય છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા નેત્રાદિક ઇન્દ્રિયોથી રૂપાદિ વિષયને જાણે છે. માટે દ્રષ્ટાત્માના વિશેષણરૂપ એવી જે ઇન્દ્રિયો છે, તે રૂપાદિ વિષયની અપેક્ષાવડે અંદર છે. આત્મા મનવડે ઇન્દ્રિયોને જાણે છે. આથી મન ઇન્દ્રિયોની અપેક્ષાવડે અંદર છે. આત્મા નિશ્ચયરૂપ બુદ્ધિવડે મનને જાણે છે, તેથી દ્રષ્ટા એવા આત્માની વિશેષણરૂપ બુદ્ધિ મનની અપેક્ષાએ કરી અંદર છે. આત્મા બુદ્ધિને અહંકારવિશિષ્ટ જીવરૂપવડે જાણે છે, તેથી આત્માનું વિશેષણ જે જીવ, તે બુદ્ધિની અપેક્ષાવડે અંદર છે. આત્મા અહંકારવાળા જીવને કારણઅજ્ઞાનથી ઢંકાયલા સાક્ષીરૂપે કરી જાણે છે. આથી અજ્ઞાન જીવની અપેક્ષાવડે અંદર છે તથા આત્મા પોતાના સ્વપ્રકાશરૂપે છે. અજ્ઞાનનો પ્રકાશ કરનાર હોવાથી અજ્ઞાનના કરતાં આત્મા અંદર છે. આત્માના કરતાં વધારે અંદર બીજો કોઇ પદાર્થ નથી. પણ આત્માની અપેક્ષાએ સર્વ અજ્ઞાનાદિ પદાર્થ બાહ્ય છે. આત્મા જ સર્વના અંદર છે. આ કારણથી આત્મા આનંદ સ્વરૂપે છે. આત્મા આનંદ સ્વરૂપ હોવાથી પુત્રાદિકથી લઇ અજ્ઞાન પર્યંત સર્વ પદાર્થ કરતાં તે અધિક પ્રિય છે.

## પુત્રાદિક પ્રિય પદાર્થનું જીવન.

ઇન્દ્ર—આપે કહ્યું કે, આત્મા જ પ્રિય છે, એ સંભવે નહિ. કારણ જો કે મુખ્ય પ્રિયતા આત્મામાં છે, છતાં ગૌણપ્રિયતા પુત્રાદિકમાં સંભવે છે, જેથી પુત્રાદિ પણ પ્રિય છે.

દધ્યઙ્—હે શિષ્ય ! શ્રુતિમાં આત્માથી ભિન્ન સર્વ પદાર્થને નાશવાન્ કહ્યા છે. આ વિચારને લીધે પુત્રાદિકમાં ગૌણ-

પ્રિયતા સંભવે નહિ. જે પુરૂષ આત્માથી ભિન્ન શરીર, પુત્ર તથા ધનાદિકને પ્રિય કહે છે, તેનાં શરીર, પુત્ર તથા ધનાદિક પદાર્થો અવશ્ય નાશ પામે છે. તાત્પર્ય કે, પુત્રાદિક પદાર્થ નાશવાન્ હોવાથી તેમનો વિયોગ અવશ્ય થાય છે. કેટલીક વખત પુરૂષ જીવતો હોવા છતાં પુત્રાદિ પદાર્થનો નાશ થાય છે તથા કોઇ વખત પુત્રાદિક પ્રિય પદાર્થ જીવતા છતાં તે પુરૂષનું મૃત્યુ થાય છે. આ બેઉમાંથી ગમે તે રીતે પુરૂષને પુત્રાદિ પદાર્થથી વિયોગ થાય છે. તેથી બુદ્ધિમાને પુત્રાદિ પદાર્થપર કદી પણ પ્રીતિ કરવી નહિ. નાશ રહિત આત્મા-પર જ બુદ્ધિમાને પ્રીતિ કરવી. તેમ કેવળ આત્માને જ પ્રિય જાણનારા પુરૂષે આત્માપર પ્રીતિ રાખનારા પુરૂષ સમીપ જઇ કદી આત્માથી ભિન્ન પુત્રાદિક પદાર્થોને પ્રિય કહેવા નહિ. કોઇ મૂઢ પુરૂષ છીપને રૂપું માની, કોઇ પરીક્ષક પુરૂષની સમીપ જઈ 'આ રૂપું છે,' એમ કહે તો તે ખોટા વચનને નહિ સહન કરનાર પરીક્ષક, 'આ તો છીપ છે, રૂપું નથી,' એમ કહે છે, એટલે તે મિથ્યા રૂપાનો નાશ થાય છે. માટે આત્માને પ્રિય જાણનારા વિદ્વાનની પાસે જઇ પુત્રાદિ અનાત્મ પદાર્થને કોઇએ પણ પ્રિય કહેવો નહિ.

ઇન્દ્ર—આત્માને પ્રિય જાણનારા વિદ્વાન્ પુરૂષના વચન માત્રથી પુત્રાદિ અનાત્મ પદાર્થનો નાશ સંભવે નહિ.

દધ્યઙ્—જે વિદ્વાને એક આત્માને જાણ્યો છે, તે વિદ્વાન્ પુત્રાદિ પદાર્થ વિનાશી છે, આ રીતના વચન માત્રથી તેનો નાશ કરવા સમર્થ છે.

ઇન્દ્ર—હે ભગવન્! વિદ્વાન્ રાગ દ્વેષથી રહિત તથા દયાળુ હોય છે. માટે તારા પુત્રાદિ નાશવાન છે, એવું કઠોર વચન કેમ બોલશે ?

દધ્યઙ્:—કદાપિ વિદ્વાન્ આ રીતનું વચન નહિ કહે, છતાં વિદ્વાનની સમીપ મિથ્યા વચનનો ઉચ્ચાર કરવો નહિ. કારણ કે શ્રુતિમાં બ્રહ્મજ્ઞાનીને બ્રહ્મ સ્વરૂપે કહ્યો છે. આથી પરમેશ્વર ઉચ્ચાર કર્યા વિના જીવને જેમ પુણ્ય પાપનાં ફળ સુખદુઃખાદિક આપે છે, તેમ તે બ્રહ્મજ્ઞાની પણ ઉચ્ચાર વિના પુણ્ય પાપનાં ફળ સુખદુઃખને આપે છે. જેમ ગંગાજીની સમીપ જઇ પાપ કરનારને દુઃખ ઉત્પન્ન થાય છે તથા પુણ્ય કરનારને અત્યંત સુખ પેદા થાય છે, તેમ ગંગાની માફક બ્રહ્મજ્ઞાની પાસે સત્ય વચનના ઉચ્ચારથી શુભ કર્મ થાય છે તથા સુખ મળે છે અને અસત્ય વચન કહેવાથી અશુભ કર્મ થાય છે તથા દુઃખ મળે છે. માટે વિદ્વાનને નિર્દયતાનો દોષ લાગી શકે નહિ.

ઇન્દ્ર:—બ્રહ્મજ્ઞાની પાસે જઇ અનાત્મ પદાર્થને પ્રિય કહેનારનો નાશ થવો કેમ સંભવે? કારણ કે આપે કહ્યું છે કે, પુણ્ય પાપરૂપ કાર્ય આ જન્મમાં સુખદુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરાવતું નથી, પણ જન્માંતરે સુખદુઃખની પ્રાપ્તિ કરાવે છે.

દધ્યઙ્—જો કે ઘણા પ્રસંગોમાં તેવી રીતે થાય છે, છતાં અત્યંત ઉગ્ર પાપ

પુણ્યના ફળરૂપ દુઃખસુખ તો તુરત જ મળે છે, તેમ બ્રહ્મજ્ઞાની સમીપ મિથ્યા વચન કહેવારૂપ ઉગ્ર પાપથી તેનું ફળ તેને તુરત પ્રાપ્ત થાય છે. જ્યારે પીપળો, તુલસી તથા પ્રતિમાદિક અલ્પ દેવો આગળ મિથ્યા વચનનો ઉચ્ચાર કરવાથી તેનું ફળ તુરત મળે છે તો બોલવા સમર્થ એવા દેવ આગળ મિથ્યા વચનનો ઉચ્ચાર કરવાથી કેમ જ દુઃખ નહિ થાય ? તેમ જ બ્રહ્મજ્ઞાની પાસે જઇ આત્મા પ્રિય છે, એમ કહેવાથી તેના પુત્રાદિક પદાર્થોનું આયુષ્ય વધે છે, માટે પુત્રાદિક પ્રિય પદાર્થની જીવવાની ઇચ્છા માટે પ્રિયરૂપે કરી આત્માની ઉપાસના કરવાથી તેના પુત્રાદિક પ્રિય પદાર્થો ચિરકાળ જીવતા રહે છે.

ઇન્દ્ર–યથાર્થ અનુભવના કેટલા ભેદ છે ?

દધ્યઙ્–ધ્યાન કરવા યોગ્ય વસ્તુ વિદ્યમાન હોય વા ન હોય, પણ કેવળ ગુરૂ તથા શાસ્ત્રના વચનથી ઉત્પન્ન થયલા માનસ જ્ઞાન વિશે વિશ્વાસવડે ગુરૂના ઉપદેશેલા અર્થમાં સજાતીય વૃત્તિના પ્રવાહથી વિજાતીય વૃત્તિઓને રોકવી, તેનું નામ ઉપાસના. જેવી રીતે વેદમાં સ્વર્ગ, મેઘ, મનુષ્ય લોક, પુરૂષ અને યોષિત્ એ પાંચની અગ્નિરૂપે ઉપાસના કહી છે. તેમાં સ્વર્ગાદિક જો કે અગ્નિરૂપ નથી, છતાં ગુરૂના વચનથી સ્વર્ગાદિકમાં અગ્નિ છે, એવી પુરૂષની બુદ્ધિ થાય છે. ત્યાં વિશ્વાસથી જ સ્વર્ગાદિમાં અગ્નિ આકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ થાય છે, તેથી વિજાતીય ઘટાદિ વિષયનો નાશ થાય છે. આનું નામ ઉપાસના છે. અર્થાત્ અનુભવરૂપ પ્રમા જ્ઞાન પ્રત્યક્ષાદિક પ્રમાણ તથા વિષય જ્ઞાનને આધીન છે, પણ ઉપાસના પ્રમાણ તથા વિષયને આધીન નથી, પરંતુ ગુરૂનાં વચનને આધીન છે.

## આત્માના યથાર્થ અનુભવનું ફળ.

આનંદ સ્વરૂપ આત્માને પ્રિયરૂપે જાણનારા પુરૂષો સર્વ દેવતાઓરૂપ છે. આનંદ સ્વરૂપ આત્મજ્ઞાનથી અધિકારી સર્વાત્મભાવને પામે છે. હે દેવરાજ ઇન્દ્ર ! એકવાર ચાર વેદ તથા છ અંગને જાણનારા કેટલાક બ્રાહ્મણોની એક સભા ભરાઈ હતી. તેમાં એક વિદ્વાન્ બ્રાહ્મણ સર્વ બ્રાહ્મણોને સંબોધીને બોલ્યો કે–હે બ્રાહ્મણો ! બ્રહ્મભાવને જાણનારા બ્રહ્મજ્ઞાનથી સર્વાત્મભાવને પામે, એવું કહેવાય છે. તેમાં મને એક સંશય છે. જે બ્રહ્મજ્ઞાનથી અધિકારીને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મ પણ કોઇ પદાર્થના જ્ઞાનથી સર્વાત્મભાવને પામે છે ? અથવા કોઈ પદાર્થના જ્ઞાન વિના સ્વતંત્ર રીતે જ સર્વાત્મભાવને પામે છે ? અમુક પદાર્થના જ્ઞાનથી બ્રહ્મ સર્વાત્મભાવને પામેલા હોય તો તે પદાર્થનું નામ શું ? અને જો કોઇ પદાર્થના જ્ઞાન વિના જ તેઓ સર્વાત્મભાવને પામેલા હોય તો તેમનું જ્ઞાન નિષ્ફળ હોવું જોઇએ. કારણ જેમ બ્રહ્મને જ્ઞાન વિના સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે, તેમ સર્વ અધિકારીઓને બ્રહ્મજ્ઞાન વિના

જ સર્વાત્મભાવની પ્રાપ્તિ થવી જોઇએ. સર્વાત્મભાવની પ્રાપ્તિ માટે બ્રહ્મજ્ઞાન સંપાદન કરવું નિષ્ફળ છે. બ્રહ્મ પોતાથી ભિન્ન કોઈ પદાર્થના જ્ઞાનથી સર્વાત્મભાવને પામેલા છે? અથવા પોતાના સ્વરૂપના જ્ઞાનવડે સર્વાત્મભાવને પામેલા છે? આ બે પક્ષમાંનો પ્રથમ પક્ષ સ્વીકારીએ તો બ્રહ્મનું જ્ઞાન નિષ્ફળ થાય. કારણ કે, જે અન્ય પદાર્થથી બ્રહ્મને સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય, તે જ અન્ય પદાર્થથી બીજા અધિકારીઓને પણ સર્વાત્મભાવની પ્રાપ્તિ થવી જોઇએ તથા બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાની કશી આવશ્યકતા રહેવી જોઇએ નહિ. બ્રહ્મ જો પોતાના સ્વરૂપે કરી સર્વાત્મભાવને પામતા હોય તો બ્રહ્મજ્ઞાન નિષ્ફળ ગણાય. કારણ કે, જેમ બ્રહ્મને પોતાના સ્વરૂપથી સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય, તેમ અન્ય અધિકારીને પણ પોતાના સ્વરૂપના જ્ઞાનવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, માટે સર્વાત્મભાવ પ્રાપ્ત કરવા બ્રહ્મજ્ઞાન સંપાદન કરવું નિષ્ફળ ગણાય.

તે બ્રાહ્મણનો આવો પ્રશ્ન સાંભળી વેદવેત્તા બ્રાહ્મણોએ કહ્યું કે, સર્વાત્મભાવની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાન વગર બીજું કંઇ સાધન નથી. અજ્ઞાનવડે તથા બીજા કોઈ પણ પદાર્થના જ્ઞાનવડે બ્રહ્મ સર્વાત્મભાવને પ્રાપ્ત થતા નથી, પણ બ્રહ્મ શબ્દનો તથા આત્મશબ્દનો અર્થ જે પોતાનું સ્વરૂપ, તેના જ્ઞાનવડે જ બ્રહ્મ સર્વાત્મભાવને પામે છે. બ્રહ્મને આત્મજ્ઞાનવડે સર્વાત્મભાવ ઉત્પન્ન થાય છે, માટે સર્વ અધિકારીઓએ પણ આત્મજ્ઞાન સંપાદન કરવું. બ્રહ્મના જ્ઞાન વિના કેવળ આત્મજ્ઞાનથી સર્વાત્મભાવની પ્રાપ્તિ કેમ થાય? એવી શંકા કરવી નહિ. કારણ કે, બ્રહ્મ કોઇ પણ પ્રાણીના આત્માથી ભિન્ન નથી, પણ સર્વ પ્રાણીના આત્મારૂપે છે, માટે આત્મજ્ઞાન તે જ બ્રહ્મજ્ઞાન છે તથા બ્રહ્મજ્ઞાન તે જ આત્મજ્ઞાન છે. દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત, સર્વ કરતાં અધિક હોય તે બ્રહ્મ. દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત, પણ સર્વની અંદર વ્યાપકરૂપે રહેલો હોય તે આત્મા. દેશ કાળ ને વસ્તુ પરિચ્છેદથી રહિત બ્રહ્મમાં સર્વથી અધિકતા સર્વની સાથે અભેદ રૂપે છે. અભેદથી ભિન્ન કોઇ બીજું અધિકપણું બ્રહ્મમાં નથી. તેમ જ દેશ, કાળ ને વસ્તુ પરિચ્છેદથી રહિત આત્મામાં સર્વ વસ્તુમાં અંતર્યામીપણું સર્વની સાથે અભેદરૂપે છે, માટે જો બ્રહ્મનો તથા આત્માનો કોઇએક દેશ તથા કાળ સાથે તેમજ કોઇ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ સાથે ભેદ સ્વીકારીએ તો ઉપર કહેલા બ્રહ્મ તથા આત્મા શબ્દોનો અર્થ તેમાં ઘટે નહિ. હસ્ત ને કર, એ બે એક જ અર્થના વાચક છે, તેમ બ્રહ્મ તથા આત્મા શબ્દ સર્વ ભેદથી રહિત એક અદ્વિતીય ચૈતન્યના વાચક છે. લોકમાં બ્રહ્મ તથા આત્મા વચ્ચે ભેદ દેખાય છે, તે વાસ્તવિક નથી, પરંતુ ઉપાધિના સંબંધથી એવું જણાય છે. જેમ આકાશમાં વાસ્તવિક રીતે ભેદ નથી, તેમ છતાં આકાશમાં થયેલાં મેઘ તથા વિદ્યુદાદિક તેમાં ભેદ ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મમાં વાસ્તવિક

રીતે ભેદ નથી, તેમ છતાં બ્રહ્મથી ઉત્પન્ન થયેલા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો ભેદ રહિત બ્રહ્મમાં ભેદની ભ્રાંતિ કરાવે છે. ભેદ રહિત આકાશમાં કલ્પિત ગંધર્વનગર તથા તેમાં નાના પ્રકારનાં ઘરો, ઘરોમાં વળી નાનાં ગૃહો તથા તેમાં વળી ઘટાદિક પદાર્થો, એમ વૈચિત્ર્ય ભાસે છે, પણ તે સર્વ કલ્પિત છે. આનંદસ્વરૂપ આત્મામાં પ્રથમ આકાશાદિક પંચ મહાભૂતો, તેમાં સ્થૂલ સૂક્ષ્મ શરીરો, પ્રાણ, બુદ્ધિ તથા ઇંદ્રિયાદિક ઉપાધિવડે ભેદ સ્વરૂપે દેખાય છે. આવા કલ્પિત ભેદોથી આત્માની એકતાનો નાશ થતો નથી. આત્મા અને બ્રહ્મનો પરસ્પર અભેદ છે. માટે બ્રહ્મજ્ઞાનવડે સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય, એ સત્ય છે. કારણ કે સમષ્ટિ તથા વ્યષ્ટિ ઉપાધિવાળા બ્રહ્મ, બ્રહ્મજ્ઞાનથી સર્વાત્મભાવને પામે છે.

ઇન્દ્રઃ—જો બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે તો તે પોતાના વ્યાપક સ્વરૂપને કેમ જાણતા નથી ?

દધ્યઙ્:—જેમ નિદ્રામાં પડેલો રાજા નિદ્રાના દોષથી પોતાના રાજાપણાને જોતો નથી, પણ પોતાને દરિદ્રી દેખે છે, તેમ અજ્ઞાનરૂપ માયાવડે ઢંકાયેલ બ્રહ્મ પોતાના વ્યાપક સ્વરૂપને જોતા નથી, પરંતુ પોતાને પરિચ્છિન્ન સ્વરૂપે માને છે. જેમ ભેદથી રહિત આકાશમાં મેઘ, ધૂમ તથા પવનાદિક ઉપાધિઓ નાના પ્રકારના ભેદ ઉત્પન્ન કરે છે, તેમ ભેદ રહિત શુદ્ધ આત્મામાં પણ અજ્ઞાનરૂપી માયા ભેદનું કારણ ઉત્પન્ન કરે છે. જેમ રાત્રિમાં અંધકાર સૂર્યના પ્રકાશને ઢાંકી દે છે, તેમ સાંસારિક અજ્ઞાનરૂપી માયા, પ્રકાશ સ્વરૂપ આત્માને આવરી દે છે. જેમ સર્વ બાજુએ મહાન્ વનથી વિંટાયલા ગામમાં રહેનારાઓને શત્રુની સેનાનો તથા સેનાથી ગામ લૂંટાશે, એવો ભય લાગતો નથી, પણ દૈવયોગે તેઓ શત્રુથી લૂંટાય છે ત્યારે તેઓના અભયરૂપ અજ્ઞાનનો નાશ થાય છે, તથા એકવાર નાશ પામેલું અજ્ઞાન ફરી ઉત્પન્ન થતું નથી, તેમ આત્મારૂપી બ્રહ્મમાં રહેલા અજ્ઞાનનો આત્મસાક્ષાત્કારવડે નાશ થવા પછી તે અજ્ઞાન ફરીને ઉત્પન્ન થતું નથી.

ઇન્દ્રઃ—હે ભગવન્! અધિષ્ઠાન આત્માના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય, તે કેમ સંભવે ? કારણ કે, જો અજ્ઞાન ઘટાદિક પદાર્થોની માફક ભાવરૂપ હોય તો તેની જ્ઞાનવડે નિવૃત્તિ થાય, પણ અજ્ઞાન ભાવરૂપ નથી. કારણ કે, જ્ઞાનનો અભાવ તે અજ્ઞાન.

દધ્યઙ્:—જ્ઞાનનો અભાવ તે અજ્ઞાન નહિ, કારણ કે પ્રકાશ સ્વરૂપ આત્મા, તે જ જ્ઞાનસ્વરૂપ છે. આત્માથી ભિન્ન જડ બુદ્ધિ આદિક પદાર્થો જ્ઞાનરૂપ નથી. જ્ઞાનરૂપ આત્મા નિત્ય છે, માટે તેનો અભાવ સંભવતો નથી.

ઇન્દ્રઃ—હે ભગવન્! જો આત્મા એક જ્ઞાનરૂપ હોય તો સર્વ લોકને અંતઃકરણની વૃત્તિમાં 'મને ઘટનું જ્ઞાન થયું છે, પટનું જ્ઞાન થયું છે,' એવો જ્ઞાનનો વ્યવહાર કેમ થાય ? કારણ કે, તમારા કહેવા પ્રમાણે તો આત્માથી ભિન્ન બીજો કોઈ પણ પદાર્થ જ્ઞાનરૂપ નથી, પરંતુ કેવળ આત્મા જ જ્ઞાનરૂપે છે.

દધ્યઙ્:–જેમ લોખંડના ગોળામાં દાહ કરવાની, તેમ પ્રકાશ આપવાની શક્તિ જો કે નથી, છતાં જ્યારે અગ્નિનો લોહની સાથે તાદાત્મ્ય સંબંધ થાય છે ત્યારે તે લોખંડનો ગોળો દાહ કરે છે તથા પ્રકાશ આપે છે, તેમ જડ અંતઃકરણમાં તથા તેની વૃત્તિઓમાં જો કે વાસ્તવિક પ્રકાશપણું નથી, છતાં પ્રકાશ સ્વરૂપ આત્માનો જ્યારે અંતઃકરણની સાથે તાદાત્મ્ય અધ્યાસ થાય છે ત્યારે અંતઃકરણમાં તથા તેની વૃત્તિઓમાં પ્રકાશપણું આવે છે. અંતઃકરણમાં પ્રકાશતા આત્માની જ છે. અંતઃકરણની વૃત્તિમાં જે જ્ઞાનનો વ્યવહાર છે તે ગૌણ છે, પણ મુખ્ય નથી. મુખ્ય જ્ઞાન સ્વરૂપ તો કેવળ આત્મા જ છે.

ઇન્દ્રઃ–હે ભગવન્ ! અંતઃકરણાદિક જડ પદાર્થમાં પ્રકાશ ગુણ નથી, છતાં આત્માનો ધર્મ જે પ્રકાશ, તેના અભાવનું નામ અજ્ઞાન કેમ ન કહેવાય ?

દધ્યઙ્:–જો અજ્ઞાનરૂપ પ્રકાશ આત્માથી ભિન્ન માનીએ તો આત્મામાં તથા પ્રકાશમાં જડ ભાવ પ્રાપ્ત થાય. કારણ કે ભેદવાળા પદાર્થો વિકારરૂપે હોય છે તથા વિકારી પદાર્થો જડરૂપ જ છે. જેમકે ઘટાદિ પદાર્થ છે. જો આત્માને અને પ્રકાશને જડરૂપ માનીએ તો તે અનાત્મ થઈ જાય. કારણ કે જેટલા જડ પદાર્થો છે તે સર્વ અનાત્મ છે. જેમ ઘટ તથા તેમાં રહેલું શુકલ આદિ રૂપ જડ હોવાથી અનાત્મ છે, તેમ આત્મા તથા પ્રકાશ પણ જડ કહેવાથી અનાત્મ ગણાય. આત્મા તથા પ્રકાશને કોઈ અનાત્મ માનતું નથી, માટે આત્માથી પ્રકાશ જેમ ભિન્ન નથી તથા પ્રકાશથી આત્મા જેમ ભિન્ન નથી, તેમ આત્મા તથા પ્રકાશથી આનંદ પણ ભિન્ન નથી. આત્મા તથા પ્રકાશ એ બેથી આનંદ ભિન્ન હોય તો ઉપર કહ્યા પ્રમાણે આત્મા, પ્રકાશ તથા આનંદ એ ત્રણેમાં અનાત્મપણું પ્રાપ્ત થાય. જેમ એક પુરૂષનું શરીર, તેમાં રહેલું ગૌરત્વ તથા તેને પ્રકાશ કરનાર દીવો, એ ત્રણેમાં પરસ્પર ભેદ છે, માટે ત્રણેમાં અનુભવે કરી અનાત્મપણું સિદ્ધ થાય છે, તેમ આત્મા, પ્રકાશ તથા આનંદમાં અનાત્મપણું પ્રાપ્ત થાય. કેવળ આત્મા જ આનંદ તથા પ્રકાશ સ્વરૂપે છે. જેઓ પ્રકાશરૂપ આત્મામાં પ્રકાશ ધર્મ માને છે, તેમને પૂછવું જોઇએ કે, પ્રકાશરૂપ આત્મામાં રહેલો પ્રકાશધર્મ અંતઃકરાદિક જડ પદાર્થોનું ભાન થવા વાસ્તે છે કે આત્માના ભાન વાસ્તે છે ? આત્મારૂપ પ્રકાશથી અંતઃકરણાદિક જડ પદાર્થનું ભાન હોઇ શકે છે, માટે અંતઃકરણાદિના પ્રકાશ માટે આત્મામાં પ્રકાશ ધર્મ માનવો નિષ્ફળ છે. તેમજ આત્માના પ્રકાશ વાસ્તે આત્મામાં પ્રકાશ ધર્મ અંગીકાર કરવો, તે પણ સંભવતો નથી. કારણ કે પ્રકાશરૂપ આત્મામાં જો અન્ય પ્રકાશવડે પ્રકાશપણું માનીએ તો આત્મામાં જડત્વ પ્રાપ્ત થાય. જે પદાર્થ અન્ય પ્રકાશથી પ્રકાશે છે, તે જડરૂપ હોય છે. જેમ નેત્રથી ઉત્પન્ન થયેલી અંતઃકરણની વૃત્તિથી અવછિન્ન ચૈતન્યવડે દીપાદિક પદાર્થ પ્રકાશ્ય છે, માટે દીપક જડ છે, તેમ આત્મા પણ અન્ય

પ્રકાશથી પ્રકાશતો હોય તો દીવાની માફક જડ ગણાય. આત્માની જડતા તમે પણ અંગીકાર કરતા નથી. માટે આત્મા પોતાથી ભિન્ન પ્રકાશથી પ્રકાશતો નથી, પ્રકાશ સ્વરૂપ આત્મા જે અન્ય પ્રકાશવડે પ્રકાશ્ય છે, તે પ્રકાશ પણ કોઇ અન્ય પ્રકાશવડે શું પ્રકાશ્ય છે કે નથી? જો એમ કહો કે તે અન્ય પ્રકાશ કોઇ અન્ય પ્રકાશવડે પ્રકાશ્ય નથી, પણ સ્વપ્રકાશ છે, તો પ્રથમ આત્મારૂપ પ્રકાશને સ્વપ્રકાશરૂપે માનવામાં શું ખોટું છે? આત્મારૂપ પ્રકાશને છોડી બીજા પ્રકાશને સ્વપ્રકાશ માનવામાં તમારો પ્રયાસ વ્યર્થ છે. જો એમ કહો કે બીજો પ્રકાશ પણ કોઇ પ્રકાશવડે પ્રકાશ્ય છે, તથા ત્રીજો કોઇ ચોથાવડે પ્રકાશ્ય છે. તો અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. માટે પ્રકાશ સ્વરૂપ આત્મા કોઇ અન્ય પ્રકાશવડે પ્રકાશતો નથી, પણ આત્મા પોતાને તથા અંતઃકરણાદિક જડ પદાર્થોને પોતાના પ્રકાશવડે પ્રકાશાવે છે. આત્મા જ્ઞાનસ્વરૂપ છે તથા ત્રણે કાળમાં વિદ્યમાન છે. આવા જ્ઞાન સ્વરૂપ આત્માનો અભાવ કોઇ કાળે કોઇ રીતે સંભવતો નથી.

ઇન્દ્રઃ—હે ભગવન્! આત્મા સત્યરૂપે તથા પ્રકાશરૂપ નથી, પણ કેવળ શૂન્યરૂપ છે, માટે શૂન્યરૂપ આત્મામાં પ્રકાશ ધર્મ કેવી રીતે સંભવે?

દધ્યઙ્ઃ—હે શિષ્ય જો આત્માને શૂન્યરૂપ માનીએ તો જેમ બનાવેલા નરના શૃંગ વિશે આત્માપણું નથી, તેમ અસત્ય આત્મા વિશે પણ આત્માપણું ન રહે. વળી આત્મામાં આત્માપણાનો અભાવ તમે સ્વીકારતા નથી, માટે આત્મા શૂન્યરૂપ નથી, તેમજ આત્માને શૂન્ય માની તેમાં પ્રકાશધર્મ માનવો, તે પણ અત્યંત વિરૂદ્ધ છે. સત્ય વસ્તુ જ અધિષ્ઠાન હોય છે, પણ અસત્ય વસ્તુને અધિષ્ઠાન હોતું નથી. જો અસત્ય વસ્તુ પણ કોઇનું અધિષ્ઠાન હોય તો વંધ્યાપુત્ર પણ રૂપાદિક ગુણોનું અધિષ્ઠાન બને, માટે સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા શૂન્ય નથી. વળી જો આત્મા નરશૃંગની પેઠે અસત્ય હોય તો, 'જેમ નરશૃંગ છે,' એમ કોઇ પણ પ્રાણી માનતું નથી, તેમ આત્માની પણ અસ્તિરૂપે પ્રતીતિ નહિ થવી જોઇયે. પણ સર્વ પ્રાણીઓને 'अहं अस्मि' એ પ્રકારે 'અસ્તિરૂપે' આત્માની પ્રતીતિ થાય છે, માટે નરશૃંગની માફક આત્મા અસત્ય નથી, પરંતુ સત્યસ્વરૂપ છે. સત્યસ્વરૂપ આત્માનો અભાવ કદી પણ સંભવતો નથી, માટે જ્ઞાનનો અભાવ, તે અજ્ઞાન નહિ પણ ભાવ રૂપ અજ્ઞાનનો નાશ બ્રહ્મવિદ્યાથી જ પ્રાપ્ત થાય છે.

## બ્રહ્મવિદ્યાના સ્વરૂપનું વર્ણન.

સર્વ ભેદથી રહિત, સ્વયંપ્રકાશ, સત્યસ્વરૂપ, આત્માને વિષય કરનાર, મહાવાક્યથી ઉત્પન્ન થયલી તથા ચૈતન્ય સ્વરૂપ અંતઃકરણની વૃત્તિનું નામ બ્રહ્મવિદ્યા છે. જ્યાંસૂધી તે ઉત્પન્ન નથી થઈ ત્યાંસૂધી જીવોના અજ્ઞાનનો નાશ થતો નથી. જ્યાંસૂધી અજ્ઞાનનો નાશ નથી થતો ત્યાંસૂધી જન્મમરણરૂપ સંસારનો પણ લય થતો નથી. જન્મ મરણરૂપ

સંસારની નિવૃત્તિ અર્થે બ્રહ્મવિદ્યા અવશ્ય સંપાદન કરવા યોગ્ય છે. સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ સર્વ જીવોના આત્મસ્વરૂપ છે, છતાં બ્રહ્મવિદ્યા વિના અજ્ઞાનથી આવૃત બ્રહ્મ, જન્મ મરણરૂપ સંસારથી જીવની રક્ષા કરતું નથી. બ્રહ્મવિદ્યાથી અજ્ઞાનનો નાશ થતાં આવરણ રહિત તથા અનુભવના વિષયવાળું બ્રહ્મ જન્મ મરણરૂપ સંસારથી જીવનો ઉદ્ધાર કરે છે. જેમ ઘરમાં દાટેલું ધન તેમાં રહેતા પુરૂષને ખબર હોતું નથી ત્યાંસૂધી તે દરિદ્રતા ભોગવે છે. પણ જ્યારે તેને ધનની ખબર પડે છે ત્યારે તેની દરિદ્રતાનો નાશ થાય છે, તેમ સર્વ જીવોના હૃદય દેશમાં રહેલો આનંદસ્વરૂપ આત્મા જ્યાંસૂધી તેઓથી જણાયો નથી ત્યાંસૂધી આત્મા જન્મમરણરૂપ સંસારનું દુઃખ વેઠે છે, પણ જ્યારે આનંદ સ્વરૂપ આત્મા બ્રહ્મવિદ્યાવડે જણાય છે ત્યારે તે જન્મ મરણરૂપ સંસારથી જીવની રક્ષા કરે છે. પરમાનંદની પ્રાપ્તિ તથા જન્મ મરણાદિકના નાશ અર્થે અધિકારીએ બ્રહ્મવિદ્યા અવશ્ય સંપાદન કરવી જોઇએ. આત્માસ્વરૂપ બ્રહ્મ અપરોક્ષ જ્ઞાનનો વિષય થાય ત્યારે જન્મ મરણરૂપ સંસારથી જીવ છૂટે છે. તે જ બ્રહ્મ સમષ્ટિ કારણ અજ્ઞાનરૂપ ઉપાધિવડે ઇશ્વરભાવને, પામે છે તથા તે જ બ્રહ્મ વ્યષ્ટિ સૂક્ષ્મરૂપ ઉપાધિવડે હિરણ્યગર્ભ અન્ય જીવની માફક ગુરૂના ઉપદેશથી બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી. પણ પોતેજ સ્વતંત્ર વેદાંતના વિચારવડે તેને પ્રાપ્ત કરે છે. આટલી વિશેષતા ઇશ્વર તથા હિરણ્યગર્ભમાં છે. ઇશ્વરની ઉપાધિ તે કારણ અજ્ઞાન. હું અજ્ઞ છું, આ રીતે અહંકારમાં આરૂઢ થયેલ અજ્ઞાન આવરણરૂપ મોહને ઉત્પન્ન કરે છે. અહંકાર થયા વિના કેવળ અજ્ઞાન આવરણરૂપ મોહ ઉત્પન્ન કરતું નથી. અહંકાર પરમેશ્વરમાં નથી, માટે સર્વજ્ઞ પરમેશ્વરને આવરણથી રહિત હોવાને લીધે સર્વદા વેદાંતના અર્થનું અનુસંધાન રહે છે. સમષ્ટિ સૂક્ષ્મરૂપ કાર્યોપાધિવાળા હિરણ્યગર્ભમાં અહંકાર રહેલો હોવાથી હિરણ્યગર્ભ આવરણનો અનુભવ કર્યા પછી વેદાંતના અર્થનું અનુસંધાન કરે છે. આટલી વિલક્ષણતા જો કે ઇશ્વરમાં તથા હિરણ્યગર્ભમાં છે, છતાં ગુરૂના ઉપદેશની અપેક્ષા નથી. જેમ અગ્નિ, જળ, વાયુ, વૃક્ષ, અંડજાદિ ચાર પ્રકારનાં પ્રાણી, ભય, વ્યથા તથા શબ્દવડે જીવોને નિદ્રામાંથી જગાડે છે તથા અગ્નિ જળાદિથી રહિત કોઇક સ્થળમાં સૂતેલો, નાના પ્રકારનાં સ્વપ્નને જોતો, ગાઢ સુષુપ્તિ અવસ્થાને પામેલો તથા સર્વ જ્ઞાનથી રહિત કોઈ પુરૂષ પોતાની મેળે જ નિદ્રામાંથી જાગ્રત થાય છે, તેમ સમષ્ટિ કારણ અજ્ઞાનરૂપ ઉપાધિમાં રહેલું બ્રહ્મ ગુરુના ઉપદેશ વિના પોતે જ વેદાંતના વિચારવડે પોતાના અદ્વિતીય સ્વરૂપને પામે છે, માટે માયાવિશિષ્ટ પરમેશ્વરમાં તથા હિરણ્યગર્ભમાં ગુરૂના ઉપદેશની અપેક્ષા રહેતી નથી.

ઇન્દ્ર–હે ભગવન્ ! માયાવિશિષ્ટ પરમેશ્વરને તથા હિરણ્યગર્ભને ગુરૂના ઉપદેશવિના બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય

છે, એમ આપે કહ્યું તે તો ઠીક છે, પણ પરમેશ્વરમાં તથા હિરણ્યગર્ભમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ કેવી રીતે સંભવે? કારણ કે, પરમેશ્વરમાં જગતની ઉત્પત્તિને અનુકૂળ કોઇ વ્યાપર રહેલો નથી. આ લોકમાં વ્યાપાર કરનાર કુંભાર ઘટાદિનું કારણ થાય છે. વ્યાપાર રહિત કોઈ કારણરૂપે હોતું નથી.

દધ્યઙ્:—શુદ્ધ ચૈતન્યને જગતનું કારણ માનીએ તો તમારૂં કહેવું સંભવે. પણ શુદ્ધ બ્રહ્મને જગતનું કારણ અમે માનતા નથી. માયાવિશિષ્ટ ઇશ્વરને અમે જગતનું કારણ માનીએ છીએ. જેમ સ્વપ્નાવસ્થાને તથા ગાઢ સુષુપ્તિને પામેલા વ્યષ્ટિરૂપ ઉપધિવાળા જીવમાં સ્વપ્ન પદાર્થની ઉત્પત્તિના બીજરૂપ અજ્ઞાનનો અનુભવ તથા પોતાના સમીપ રહેલ પ્રાણને ધારણ કરવારૂપ કર્મ રહેલું છે, તેમ માયાવિશિષ્ટ પરમેશ્વરમાં તથા સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળા હિરણ્યગર્ભમાં જગતની ઉત્પત્તિને અનુકૂલ વ્યાપાર રહેલો છે. જેમ સ્વપ્નાવસ્થા તથા સુષુપ્તિ અવસ્થાને પામેલો જીવ જ્યારે વ્યષ્ટિકારણરૂપ ઉપાધિથી ભિન્ન થાય છે ત્યારે જીવને નિર્ગુણસ્વરૂપમાં કોઈ પણ કર્મ સંભવતું નથી, તેમ સમષ્ટિ કારણ અજ્ઞાનરૂપ ઉપાધિવાળા ઇશ્વર તથા સમષ્ટિ સૂક્ષ્મરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ, સમષ્ટિ કારણ અજ્ઞાનથી તથા સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિથી ભિન્ન થાય છે, ત્યારે તેમના નિર્ગુણ સ્વરૂપમાં કોઈ પણ કર્મ સંભવતું નથી.

ઇન્દ્રઃ—બ્રહ્મ જો વાસ્તવિક રીતે નિર્ગુણ છે તો તે બ્રહ્મવિદ્યાને પોતાને વિશે શા માટે ધારણ કરે છે?

દધ્યઙ્—જેમ વ્યષ્ટિ શરીરમાં અકર્ત્તા ને અભોક્તાપણું હોવા છતાં, પુરૂષ નિદ્રામાંથી જાગૃત થાય છે, તે પોતાના ભોગને માટે નથી, પણ અંતઃકરણના ધર્મ સ્થૂલ ભોગોને માટે છે, તેમ અકર્ત્તા તથા અભોક્તા પરમાત્મા બ્રહ્મવિદ્યા ધારણ કરે છે, તે કેવળ જીવના હિત માટે ધારણ કરે છે. પણ પોતાનો પરમેશ્વરનો કોઇ પણ સ્વાર્થ નથી.

ઇન્દ્રઃ—જો પરમેશ્વરને પોતાને કોઇ રીતનું પ્રયોજન નથી તો જગતની ઉત્પત્તિ કરવામાં પરમેશ્વરની પ્રવૃત્તિ કેમ થાય? કારણ જેની જેની જે જે પદાર્થમાં પ્રવૃત્તિ હોય છે, તે સૌ પોતાના સ્વાર્થ માટે હોય છે. સ્વાર્થ વિના ચેતન જીવની પ્રવૃત્તિ થતી જ નથી.

દધ્યઙ્:—જેમ બ્રહ્મવેત્તા ગુરૂ પોતાના સ્વરૂપના સાક્ષાત્કારને પામી, સર્વ પદાર્થની કામનાથી રહિત થાય છે, આવા ગુરૂને પોતાનો કોઇ સ્વાર્થ ન હોવા છતાં મુમુક્ષુ જનોના કલ્યાણને માટે ઉપદેશરૂપ કાર્યમાં તે પ્રવૃત્ત થાય છે, તેમ પરમાત્મા સ્વાર્થ રહિત છે, છતાં જીવોના ભોગ માટે જગતની ઉત્પત્તિરૂપ કાર્યમાં પ્રવૃત્ત થાય છે.

ઇન્દ્રઃ—હે ભગવન્! જો સર્વ જીવના સુખને માટે પરમેશ્વરની પ્રવૃત્તિ થાય તો પરમેશ્વર જીવોને દેહરૂપ બંધનગૃહમાં શા માટે નાંખે છે?

દધ્યઙ્:–જેમ બ્રહ્મવેત્તા ગુરૂ શિષ્યોને નાના પ્રકારના ક્લેશ આપવાવાળા બ્રહ્મચર્યાદિક ધર્મોનો ઉપદેશ કરે છે, જે પ્રસિદ્ધ રીતે દુઃખનું કારણ જણાય છે, છતાં તે ઉપદેશ દુઃખનું કારણ નથી, પણ મુમુક્ષુ જનની ચિત્તની શુદ્ધિદ્વારા મોક્ષરૂપ સુખનું સાધન હોય છે. તેમ પરમેશ્વર પણ ભોગવવા યોગ્ય કર્મના ભોગ માટે તથા સાધન સંપત્તિદ્વારા મોક્ષરૂપ સુખની પ્રાપ્તિ માટે જીવોને શરીરાદિક આપે છે. જેમ ગુરૂના ઉપદેશ પ્રમાણે ચાલનારો શિષ્ય પાછલા સમયમાં પરમાનંદ પામે છે, તેમ પરમેશ્વરે કહેલા વેદને માનનારો પુરૂષ પરમાનંદ મેળવશે. માટે પરમેશ્વરની આજ્ઞારૂપ વેદને અવશ્ય માનવા જોઇએ.

ઇન્દ્રઃ–દ્વૈત જ્ઞાનના વિરોધી બ્રહ્મવિદ્યાવડે નિત્યસ્વરૂપ પરમેશ્વર કેવી રીતે દ્વૈતરૂપ જગતને ઉત્પન્ન કરશે ?

દધ્યઙ્:–બ્રહ્મસાક્ષાત્કારને પામેલો પુરૂષ નિદ્રામાં સ્વપ્નસુખને આપવાવાળા પ્રારબ્ધ કર્મના વશથી જગતને ઉત્પન્ન કરે છે, તેમ પરમાત્મા પણ બ્રહ્મવિદ્યાવડે પોતાના સ્વરૂપને જાણતા હોવા છતાં માયાવડે સર્વ ભૂત ભૌતિક પ્રપંચને ઉત્પન્ન કરે છે. નિદ્રાવાળા પુરૂષમાં તથા પરમાત્મામાં ફેર એટલો જ કે, બ્રહ્મસાક્ષાત્કારવાળો નિષ્કામી પુરૂષ પોતાના કર્માનુસાર સ્વપ્ન પદાર્થને ઉત્પન્ન કરે છે, ત્યારે માયા વિશિષ્ટ પરમાત્મામાં પુણ્ય પાપરૂપ કર્મો નથી, માટે પોતાના કર્માનુસાર પરમેશ્વર જગતને ઉત્પન્ન કરતો નથી, પણ જીવોના પુણ્યપાપરૂપ કર્માનુસાર જગતને ઉત્પન્ન કરે છે.

ઇન્દ્રઃ–હે ભગવન્ ! જેમ છીપરૂપી અધિષ્ઠાનનું જ્ઞાન થવા પછી કલ્પિત રૂપાની નિવૃત્તિ થાય છે, તેમ માયાવિશિષ્ટ પરમાત્માને અધિષ્ઠાન બ્રહ્મના સાક્ષાત્કારથી કલ્પિત પ્રપંચની નિવૃત્તિ કેમ થતી નથી ?

દધ્યઙ્:–સ્વપ્નાવસ્થામાં વિદ્વાન્ સ્વપ્નપદાર્થને જોવા છતાં પોતાને તથા સ્વપ્ન પદાર્થને ભિન્નરૂપે જોઇ શકતો નથી, પણ સર્વ સ્વપ્નપદાર્થ 'મારૂં સ્વરૂપ છે, મારા અધિષ્ઠાનથી જૂદી આ પદાર્થોની કોઇ પણ સત્તા નથી.' આ રીતે વિદ્વાનને સ્વપ્નમાં આત્માનું જ્ઞાન હોવા છતાં સ્વપ્ન પદાર્થનો નાશ થતો નથી, પણ પ્રારબ્ધના યોગે સ્વપ્ન પદાર્થોનું ભાન જેમ વિદ્વાનને થાય છે, તેમ આત્મસાક્ષાત્કારવાળા પરમાત્મા સર્વ દ્વૈત પ્રપંચને જોવા છતાં પોતાના સ્વરૂપથી તેને ભિન્નરૂપે જોઇ શકતા નથી. 'સર્વ જગત્ મારો આત્મા છે, મારા આત્માથી ભિન્ન કોઇ પણ પ્રપંચ નથી' એવો પરમાત્માને બ્રહ્મનો સાક્ષાત્કાર હોવા છતાં જીવોના પુણ્ય પાપરૂપ કર્મોથી જગતનો લય થતો નથી, પણ મિથ્યારૂપે કરી જગતનું જ્ઞાન થાય છે. તાત્પર્ય કે, ભ્રમ નિરૂપાધિ તથા ઉપાધિના ભેદે કરી બે પ્રકારનો છે. અધિષ્ઠાનનું જ્ઞાન થવા પછી કલ્પિત સ્વરૂપનો નાશ થાય, તે નિરૂપાધિક ભ્રમ કહેવાય છે. જેમકે છીપનું જ્ઞાન થવા પછી કલ્પિત રૂપાનો

તથા તેના સ્વરૂપનો નાશ થાય છે, માટે છીપમાં રૂપાનો ભ્રમ તથા રજ્જુમાં સર્પભ્રમ ઇત્યાદિ સર્વ ભ્રમો નિરૂપાધિક છે. અધિષ્ઠાનના જ્ઞાન થવા છતાં પણ જેના ખોટા સ્વરૂપનો નાશ થતો નથી, પણ તેમાં સત્યપણું નિવૃત્ત થાય, તે સોપાધિક ભ્રમ કહેવાય છે. જેમ જપાકુસુમ પાસે પડેલો સ્ફટિકમણિ રાતો જણાય છે. આ સ્ફટિકમણિ છે, એવું જ્ઞાન થવા છતાં જ્યાંસુધી જપા કુસુમ પાસેથી સ્ફટિક લઇ લેવામાં નથી આવતો ત્યાં સૂધી તેનું રક્તપણું નિવૃત્ત થતું નથી. આ ભ્રમને સોપાધિક ભ્રમ કહેવાય છે. આથી બ્રહ્મવેત્તાને બ્રહ્મસાક્ષાત્કાર થવા છતાં જ્યાં સૂધી પ્રારબ્ધ કર્મરૂપ ઉપાધિ નાશ પામતી નથી, ત્યાં સૂધી મિથ્યારૂપે કરી પ્રપંચનું ભાન થયા કરે છે.

ઇન્દ્ર—પરમાત્મા જ્યારે અદ્વિતીય છે ત્યારે સંસારમાં કોઇ જીવ બદ્ધ તથા કોઇ જીવ મુક્ત, એવો બંધ મોક્ષપણાનો વ્યવહાર કેમ થાય છે ?

દધ્યઙ્:—જેમ આત્મસાક્ષાત્કારવાળો વિદ્વાન્ સ્વપ્નાવસ્થાને પામવાથી અજ્ઞાનથી કલ્પાયલા અનેક જીવોને જૂવે છે તથા સ્વપ્નામાં તે સ્વપ્નદ્રષ્ટા વિદ્વાન્ વિદેહ મોક્ષ વિના જ કેટલાક કલ્પિત જીવોને શ્રવણાદિ સાધનવડે મુક્તિને પામેલા જૂવે છે તથા કેટલાકને બદ્ધ થયેલા જૂવે છે, તેમ જગતના નિર્વાહ માટે માયાવિશિષ્ટ પરમાત્મા હોવા છતાં કેટલાક મુમુક્ષુજનો શ્રવણાદિક સાધનવડે મુક્તિ પામે છે તથા કેટલાક અજ્ઞાની જીવ સંસારરૂપ બંધનને પામે છે. આ પ્રમાણે એક અદ્વિતીય આત્માને અંગીકાર કરી બંધ તથા મોક્ષની વ્યવસ્થા કલ્પિત છે. જેમ આત્મજ્ઞાની વિદ્વાન્ સ્વપ્નમાં અનેક પ્રકારના ચેતન જીવોને તથા અનેક પ્રકારના ઘટાદિક જડ પદાર્થોને જૂવે છે તથા સ્વપ્નમાં જ આ જીવ અભેદદર્શી હોવાથી મુક્ત છે તથા આ જીવ ભેદદર્શી હોવાથી બંધાયલો છે, આ રીતે સ્વપ્નદ્રષ્ટા વિદ્વાન્ જીવના બંધમોક્ષની કલ્પના કરે છે, પણ વાસ્તવિક રીતે સ્વપ્નદ્રષ્ટાને બંધ કે મોક્ષ નથી, તેમ સ્વપ્નથી કલ્પાયલા આ જીવોમાં પણ બંધમોક્ષ નથી. કેવળ નિદ્રાના દોષથી જ બંધ મોક્ષ જણાય છે. તેમ માયાવિશિષ્ટ પરમાત્મામાં તથા અન્ય જીવોમાં બંધ મોક્ષ નથી. પણ કેવળ અજ્ઞાનવડે બંધ મોક્ષ જણાય છે.

ઇન્દ્ર:—જો વાસ્તવિક રીતે બંધ મોક્ષ નથી તો બંધની નિવૃત્તિના તથા મોક્ષની પ્રાપ્તિના સાધનને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો વ્યર્થ થશે.

દધ્યઙ્:—જેમ સ્વપ્નમાં ઘણા અજ્ઞાની જીવો શાસ્ત્રના ઉપદેશવડે સ્વર્ગ તથા મોક્ષને પામે છે, તેથી સ્વપ્નમાં કલ્પાયલા જીવોને લીધે શાસ્ત્ર વ્યર્થ નથી, તેમ જાગ્રત અવસ્થામાં શાસ્ત્રના ઉપદેશવડે અજ્ઞાની જીવો સ્વર્ગાદિને તથા મોક્ષને પામે છે. અજ્ઞાની જીવોને લીધે શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્ર વ્યર્થ નથી, પણ સાર્થ છે.

## બ્રહ્મવેત્તાને શાસ્ત્રની વ્યર્થતા.

જેમ સ્વપ્નામાં સ્વપ્નદ્રષ્ટા વિદ્વાનને શાસ્ત્ર વ્યર્થ છે તથા સ્વપ્નકલ્પિત

અન્ય જીવન્મુક્ત પુરૂષોને શાસ્ત્ર વ્યર્થ છે. કારણ કે શ્રુતિ, સ્મૃતિરૂપ શાસ્ત્રથી ઉત્પન્ન થયલા જ્ઞાનવડે જીવોના જે અજ્ઞાનનો નાશ થાય છે, તે અજ્ઞાન વિદ્વાનને હોતું નથી. આથી જ્ઞાનીને શાસ્ત્ર વ્યર્થ છે. તેમ જાગ્રત અવસ્થામાં પણ આત્મસાક્ષાત્કારને પામેલા પુરૂષને તથા પરમેશ્વરને શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રો વ્યર્થ હોય છે. જ્યારે સર્વ જીવના ઉપદેશમાં શાસ્ત્રની સાધારણ પ્રવૃત્તિ હોય ત્યારે શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રમાં પણ વ્યર્થતા પ્રાપ્ત થાય. પણ સર્વ જીવના ઉપદેશમાં શાસ્ત્રની સાધારણ પ્રવૃત્તિ હોય નહિ. પણ અનધિકારી પુરૂષના પરિત્યાગવડે અધિકારી પુરૂષના ઉપદેશમાં શાસ્ત્રની પ્રવૃત્તિ હોય છે. જેમ વૈશ્યષ્ટોમ નામનો યજ્ઞ કરવાનો અધિકાર વૈશ્યને છે તથા બ્રાહ્મણ ક્ષત્રિયને નથી. બૃહસ્પતિ સવ નામનો યજ્ઞ કરવાનો અધિકાર બ્રાહ્મણને છે તથા ક્ષત્રિય અને વૈશ્યને તે કરવાનો અધિકાર નથી. તેમ રાજસૂય યજ્ઞનો ક્ષત્રિયને અધિકાર છે. આ રીતે જે વર્ણને જે જે યજ્ઞ કરવાનો અધિકાર છે, તે તે યજ્ઞ જો તેઓ કરે છે તો તેઓની કામના પૂર્ણ થાય છે તથા સ્ત્રી, પુત્ર, ધન આદિક સર્વ આવી મળે છે. તેવી જ રીતે અધિકારીને શાસ્ત્ર વ્યર્થ છે, પણ અનધિકારીને વ્યર્થ નથી. તેમ જ મુક્તિને પ્રતિપાદન કરનારૂં વેદાંતશાસ્ત્ર પણ સર્વ જીવને સાર્થક નથી. પણ આત્મજ્ઞાનથી રહિત વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન મુમુક્ષુજનમાં સાર્થક છે. જેમ વિરાટ્ ભગવાન્ તથા હિરણ્યગર્ભ બ્રહ્મવિદ્યાવડે સર્વાત્મભાવને પામ્યા છે, તેમ વિરાટ્ ભગવાન્ તથા સ્વાયંભૂ મનુ આદિ બ્રહ્મવિદ્યાથી સર્વાત્મભાવને પામેલા છે તથા વર્તમાનકાળમાં કેટલાક મહાત્માઓ પામે છે તથા ભવિષ્યમાં પણ કેટલાક મુનિઓ પામશે.

## બ્રહ્મવિદ્યામાં વિલક્ષણતા.

હે બ્રાહ્મણો ! જેમ પક્ષીઓની આકાશ વિશે તથા માછલીઓની જળ વિશે ચાલવાની ચતુરાઇ તેઓમાં જન્મથી જ હોય છે તથા તે ચતુરાઇ કોઇ યત્નવડે આવતી નથી, તેમ વિરાટ્ ભગવાન્ વિશે, કપિલ મુનિ વિશે તથા સનત્કુમારાદિકો વિશે અદૃષ્ટાદિ કારણવિના જ એમને એમ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે. પણ વાલ્મીકિ તથા વામદેવાદિ વિશે તો ફળને ઉત્પન્ન કરનારાં પુણ્યપાપરૂપ કર્માદિકોના નિમિત્તવડે જ બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થાય છે. જેમ યૌવનકાળે કોઈ એક પુરૂષને પોતાનાં આગળનાં પુણ્ય કર્મવડે યશ, ધન તથા પુત્રાદિક આવી મળે છે, તેમ વામદેવાદિઓને પોતાના આગળના પુણ્ય કર્મોને લીધે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે. આ રીતે જેમ નેત્રવડે સર્વને રૂપનું જ્ઞાન થાય છે, તેમ ગુરૂએ ઉપદેશેલા શાસ્ત્રવડે સર્વ અધિકારીને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે.

ઇન્દ્રઃ–પૂર્વે આપે વિરાટાદિમાં સ્વભાવથી બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ કહી તથા હાલ સંપૂર્ણ બ્રહ્મવિદ્યાને શાસ્ત્રની કારણતા કહી. માટે પૂર્વોત્તર ગ્રંથનો વિરોધ છે, તેનું કેમ?

દૃષ્ટાન્તઃ—વિરાટાદિમાં સ્વભાવથી તથા વામદેવાદિમાં પુણ્ય કર્મના પ્રભાવથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ આગળ કહી. તેનું કારણ એટલું જ કે, જેમ અસ્મદાદિ જીવોને બ્રહ્મવિદ્યા મેળવવા ગુરૂના સમીપ નિવાસ કરવાની તથા અધ્યયનાદિકની જરૂર પડે છે, તેમ વિરાટ તથા કપિલાદિક મુનિઓમાં નથી. વામદેવાદિકોની માફક શાસ્ત્રાધ્યયનની જરૂર પડતી નથી. જેમ પક્ષી સ્વભાવથી જ ઉડવા શીખે છે તે ખરૂં, પણ તેને પાંખોની તો જરૂર પડે છે, તેમ સર્વને શાસ્ત્રની તો આવશ્યકતા છે જ. વિરાટ ભગવાનને તથા કપિલાદિક મુનિઓને સ્વભાવથી, વામદેવાદિકોને પોતાના પુણ્ય કર્મના પ્રભાવથી તથા ગુરૂએ ઉપદેશેલા વાક્યવડે સર્વ અધિકારીઓને બ્રહ્મવિદ્યા મેળવવામાં શાસ્ત્ર કારણરૂપે છે. તેવી જ રીતે શાસ્ત્રનું શ્રવણ કરવું, તે પણ કારણરૂપ છે. જેમ ક્ષુધાવાનને ભોજન મળ્યા વગર કોઈ પણ રીતે તૃપ્તિ થતી નથી, તેમ શ્રવણ વિના કોઇને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતી નથી. પણ સર્વ વિરાટ્ ભગવાન્ આદિકોને પણ શ્રવણથી જ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે.

## બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ.

બ્રહ્મશબ્દથી, આત્મશબ્દથી તથા બ્રહ્મ અને આત્મશબ્દથી ઉત્પન્ન થયેલા વૃત્તિરૂપ જ્ઞાનથી રહિત જે બ્રહ્મ તથા આત્મ શબ્દનો સર્વથી અધિક તથા અંતર્વ્યાપકરૂપ અર્થ છે, તે 'હું જ છું,' આ રીતના અભેદ જ્ઞાનને બ્રહ્મવિદ્યા કહેવામાં આવે છે. આ રીતની અભેદ જ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે સર્વાત્મભાવરૂપ ફળ મેળવવામાં બ્રાહ્મણાદિ ઉત્તમ જાતિની કંઇ આવશ્યકતા રહેતી નથી. બ્રહ્મવિદ્યાવડે જેમ બ્રહ્મ સર્વાત્મભાવને પામ્યા છે તેમ દેવ, દાનવ આદિ સર્વ શ્રવણાદિ સાધનવડે જો બ્રહ્મવિદ્યા મેળવે તો તેઓ પણ સર્વાત્મભાવને પ્રાપ્ત થાય. હું બ્રહ્મ છું, આ રીતના અભેદ જ્ઞાનવડે અનેક બ્રાહ્મણ, મુનિ તથા અનેક અસુરો સર્વાત્મરૂપ બ્રહ્મને પામ્યા છે. બ્રહ્મવિદ્યાનું ફળ સર્વ બ્રહ્મવેત્તા બ્રાહ્મણોને પરોક્ષ નથી, પણ સર્વ બ્રાહ્મણોને તે અનુભવવડે સિદ્ધ છે. હે બ્રાહ્મણો ! આપણ સર્વ અધિકારી જનોમાં એક વામદેવ નામે મુનિ હતા. તે મુનિ માતાના ગર્ભમાં રહી બ્રહ્મવિદ્યાના ફળવિશે વિશ્વાસ કરાવવા અધિકારી જનોપર કૃપા કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

વામદેવ બોલ્યા—હે અધિકારી બ્રાહ્મણો ! માતાના ગર્ભમાં બ્રહ્મવિદ્યાવડે મને સર્વાત્મભાવની પ્રાપ્તિ થઈ છે, માટે બ્રહ્મવિદ્યાનું ફળ સર્વાત્મભાવમાં વિશ્વાસ કરાવવા માટે હું તમને કહું, તે તમે સાંભળો. તમારી નજરે તમારામાંનો એક વામદેવ નામે હું પૂર્વના શરીરનો ત્યાગ કરી, હાલ માતાના ગર્ભમાં રહું છું. જો કે હું સર્વાત્મારૂપ છું તથા પૂર્વે મને તથા સર્વ અધિકારીઓને સનકાદિક મુનિઓએ સમાન બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. પણ તે સમયે વિષયાસક્ત હોવાથી હું આત્માને જાણી શક્યો નહતો. જેમ જન્મથી જ આંધળો માણસ પોતાના

હાથમાં રહેલા અત્યંત પ્રકાશવાળા મણિને પણ જોઇ શકતો નથી, તેમ વિષયાસક્તતાના દોષવડે હૃદયમાં રહેલા આત્માને મેં ઓળખ્યો નહિ, જેથી મને આત્મસાક્ષાત્કાર થયો નહિ. આ કારણથી હાલ મને શરીરરૂપ બંધનની પ્રાપ્તિ થઈ છે. જેમ મને આ શરીરરૂપી બંધનની પ્રાપ્તિ થઇ છે, તેમ બીજાને ન થાય, તેનો ઉપાય આત્મજ્ઞાન વિના બીજો કોઇ નથી. માટે આત્મજ્ઞાન મેળવવા સર્વ અધિઅધિકારીઓએ યત્ન કરવો. બ્રહ્મવિદ્યાથી સર્વાત્મભાવના ફળનો અનુભવ મેં ગર્ભવિશે કર્યો છે, માટે તમારે કોઈએ બ્રહ્મવિદ્યાના ફળમાં સંદેહ રાખવો નહિ. ચારે યુગોમાં બ્રહ્મવિદ્યાવડે સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે. હું તમને બ્રહ્મવિદ્યાનું ફળ કહું, તે હે બ્રાહ્મણો! તમે સાંભળો. હે અધિકારી બ્રાહ્મણો! મનુષ્યાદિ સૃષ્ટિનું કારણ સ્વાયંભૂ મનુ પણ હું હતો, સર્વ જગતને પ્રકાશ કરનાર સૂર્ય પણ હું હતો, કક્ષી નામનો મુનિ પણ હુંજ હતો તથા સૂર્યને પ્રકાશ કરવાવાળું ચૈતન્ય પણ હુંજ છું. આ રીતે મારામાં સર્વ રીતે ઈશ્વરભાવ છે. મારામાં જીવભાવને હું કહું, તે સાંભળો. ચૌદ લોકમાં જેટલાં શરીર છે, તે સર્વ મને પ્રાપ્ત થયાં છે. તાત્પર્ય કે જન્મમરણથી રહિત હોવા છતાં શરીરાદિકની ઉપાધિવડે હું મારામાં જન્મમરણ માનું છું. ભૃગુનો પુત્ર શુક્ર પણ હું છું, હું જ પરશુરામનો અવતાર ધારણ કરીને કશ્યપની માફક પૃથ્વી બ્રાહ્મણોને દાનમાં આપતો હતો, પુણ્યપાપરૂપ કર્મવડે જરાયુજ, અંડજ, સ્વદેજ તથા ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારના જીવોને મેઘરૂપ થઇ હું વૃષ્ટિ–જળ આપું છું. આ વૃષ્ટિ પુણ્યપાપરૂપ ફળથી ઉંચ નીચ, શરીરનું તથા સર્વ જીવના સુખદુઃખનું કારણ છે. હું ત્રણ લોકમાં રહી સૂર્યરૂપે થઈ જળનું આકર્ષણ કરૂં છું. જેમ ક્ષુધાતુર બાળક પોતાની માતાને શરણે જાય છે, તેમ દૈત્યાદિથી અભિભવ પામેલા ઈન્દ્રાદિ દેવો મારે શરણે આવે છે. તારકાસુરના પક્ષવાળા શંબરાસુર નામના અસુરે માયાવડે રચેલી નવ્વાણું પુરીઓને હું કાર્તિકેયનું રૂપ ધારણ કરી નાશ કરૂં છું. જેમ કે પ્રણવરૂપ મંત્રવડે મુમુક્ષુ જનો હૃદયના અજ્ઞાનનો નાશ કરે છે. આ રીતનાં વચનવડે વામદેવ નામના ઋષિએ સર્વાત્મભાવની પ્રાપ્તિરૂપ બ્રહ્મવિદ્યાનું ફળ અમને કહ્યું. આ વામદેવનાં વચન શ્રુતિમાં વિદ્યમાન છે. સર્વાત્મભાવની પ્રાપ્તિરૂપ ફળનું સાધન એક બ્રહ્મવિદ્યા જ છે. માટે બ્રહ્મવિદ્યા અધિકારીએ અવશ્ય સંપાદન કરવી.

દધ્યઙ્ બોલ્યા–હે ઇન્દ્ર! આ રીતે બ્રહ્મ તથા આત્માના અભેદરૂપ જ્ઞાનવડે સર્વાત્મભાવનું ફળ મેં તમને કહ્યું. આ બ્રહ્મવિદ્યા જેને પ્રાપ્ત થઇ છે, તેને વશ તમે દેવતા પણ સમર્થ નથી. કારણ કે તમે સર્વ દેવો તમને પોતાને વશ કરવા પણ સમર્થ નથી. તાત્પર્ય કે જેમ અગ્નિ પોતાનાં કાષ્ઠાદિને બાળે છે, પણ પોતાને દાહ કરતો નથી. તેમ તમે સર્વ દેવો પોતાથી ભિન્ન પુરૂષોને

વશ કરવા સમર્થ છો, પણ તમે પોતાને વશ કરવા સમર્થ નથી. બ્રહ્મવિદ્યાથી વિદ્વાન્ માણસ સર્વાત્મભાવને પામેલો હોવાથી તે દેવતાઓથી ભિન્ન નથી.

ઇન્દ્રઃ–હે ભગવન્! અમે દેવ પોતાના આત્માને વશ કરવા સમર્થ છતાં અમારાથી ભિન્ન વિદ્વાનને વશ કરવા અમે કેમ સમર્થ નથી?

દધ્યઙ્ઃ–વિદ્વાન્ બ્રહ્મવિદ્યાથી સર્વાત્મભાવને પામે છે; માટે વિદ્વાન્ દેવોથી ભિન્ન નથી, પણ સર્વ દેવોનો આત્મા વિદ્વાન્ છે. માટે તમે દેવતાઓ પોતાના આત્મારૂપ વિદ્વાનને વશ કરવા સમર્થ નથી. વિદ્વાન્ સ્થૂલ શરીરવડે બાહ્ય જણાય છે. માટે વિદ્વાન્ અમારો આત્મા કેવી રીતે ગણાય, એમ તમે ધારશો નહિ. કારણ કે જેમ ઘટાકાશ સર્વત્ર વ્યાપક નથી, છતાં ઘટરૂપ ઉપાધિથી ભિન્ન થયેલું આકાશ સર્વનાં હૃદયમાં રહેલું છે, તેમ બ્રહ્મવિદ્યાવડે દેહાભિમાન વિનાનો વિદ્વાન્ તમે સર્વના આત્મારૂપ છે. સર્વાત્મભાવને પામેલા વિદ્વાન્ પુરૂષને જે કાંઈ અનુકૂળ યા પ્રતિકૂળ કરશો, તે તમને જ પ્રાપ્ત થશે. કારણ કે અસંગ વિદ્વાનને અનુકૂળતા અથવા પ્રતિકૂળતા સ્પર્શ કરી શકતી નથી. જેમ એક માણસ બીજાનું મસ્તક ધારી પોતાના મસ્તકને મારે તો તેને પોતાને જ વાગે છે, તેમ વિદ્વાન્ સર્વના આત્મારૂપ હોવાથી તેને મારવાથી પોતાનેજ વાગે છે. સર્વ પ્રાણીમાત્રનાં સંબંધ તથા અસંબંધ, એમ બે રૂપો છે. વિદ્વાન્ સર્વ પ્રાણીઓના અસંબંધરૂપ તથા અવિદ્યાએ કલ્પાયલા ભોક્તાને માનનારા જીવો સંબંધરૂપ છે. અસંબંધરૂપ વિદ્વાનને કોઈ મૂઢ કોઇ પણ રીતની પ્રતિકૂળતા કરે તો તે સંબંધવાળા મૂઢ જીવને પ્રતિકૂળતા થાય છે, પણ વિદ્વાનને તે સ્પર્શ કરી શકતી નથી. જેમ એક મૂઢ બાળક દર્પણ વિના મંદ હાસ્યવાળા પોતાના મુખની સામા આરસી રહેલી છે એમ માને છે તથા તે જ્યારે આરસીમાં પ્રતિબિંબરૂપે પડેલા પોતાના મુખમાં વિલક્ષણતા કરવાની ઇચ્છા કરે છે ત્યારે પ્રથમ પોતાના મુખમાં ફેરફાર કરવો પડે છે, કે જેથી પ્રતિબિંબમાં તે ફેરફાર થાય. હવે આ અસંબંધ પ્રતિબિંબવાળા મુખને કોઈ પણ રીતની દુઃખની પ્રાપ્તિ થતી નથી, પણ જે કરનાર હોય છે તેને જ દુઃખ થાય છે. તેમ તાડનાદિક કરવાથી પ્રતિકૂળતા તથા પૂજનાદિ કરવાથી અનુકૂળતા વિદ્વાનને ન થતાં કર્ત્તા ભોક્તારૂપ તમે દેવતાઓને થાય છે.

ઇન્દ્ર–હે ભગવન્! દેવતાથી અભિન્ન વિદ્વાનને દુઃખ થતું નથી તથા અમનેજ દુઃખ થાય છે, તેનું શું કારણ?

દધ્યઙ્–જેમ શરીરને શણગારવાથી પ્રતિબિંબમાં રહેલું શરીર અલંકારવાળું જણાય છે, તેમ તે વિદ્વાન્ તમારા શરીરરૂપ છે તથા તમે તેના પ્રતિબિંબરૂપે છો. આથી તે વિદ્વાનને સુખદુઃખ કરવાથી તમને પોતાને સુખ યા દુઃખ થાય છે. તેમ જે કોઈ તેનું પૂજન કરે છે, તે પૂજનનું સુખ પૂજન કરનારને મળે છે. જેમ કોઈ જળ

તથા ધૂળવડે સૂર્યને ઢાંકી દે, તો તેથી સૂર્ય ઢંકાતો નથી, પણ તે પોતે જ ઢંકાઇ જાય છે. વિદ્વાનને કરેલ પૂજનાદિ સંબંધથી રહિત વિદ્વાનને સ્પર્શ કરતાં નથી, પણ કરનારા પુરૂષને જ તે પૂજનાદિ સફળ થાય છે.

## અવિદ્યાના સ્વરૂપનું વર્ણન.

હે દેવો ! જે પુરૂષો પોતાથી તમને ભિન્ન માની તમારી ઉપાસના કરે છે, તેઓના તમે સ્વામી છો. કારણ કે અજ્ઞાની જીવો પશુ સમાન છે. જેમ ગૌશાળા, કાષ્ઠ તથા મૃત્તિકાવડે રચેલી હોય છે, તેમ અજ્ઞાનરૂપી મૃત્તિકા તથા કાષ્ઠવડે, બ્રહ્માએ આ સંસાર ઉત્પન્ન કર્યો છે. આ સંસારરૂપી ગૌશાળા ભેદદર્શી અજ્ઞાની જીવોને રહેવાનું સ્થાન છે. અજ્ઞાની જીવો હવ્યકવ્યાદિક તમને આપે છે, માટે તમારા આશ્રયરૂપ છે. જેમ દૂધ આપનારી એક ગાયને તેનો ધણી પોતાનો આશ્રય માને છે તથા જેમ ગૌશાળામાં અનેક સ્થૂણાઓ હોય છે, તે સ્થૂણાઓના એક મોટા દોરડાને અનેક નાની દોરડીઓ બાંધેલી હોય છે, જેવડે એકેક ગાયને બાંધી હોય છે, તેમ આ સંસારરૂપી શાળામાં કામ ક્રોધાદિક અનેક સ્થૂણાઓ છે તથા 'યજ્ઞ યાગાદિ કરવા' એ વિધિવાકય તથા 'બ્રાહ્મણાદિની હિંસા ન કરવી' એ નિષેધ વાકય, આ રીતે બે પ્રકારનાં વેદવચનરૂપ એક મોટું દોરડું છે, જે કામક્રોધાદિરૂપ સ્થૂણાઓ સાથે બાંધેલું છે તથા 'અગ્નિહોત્રાદિ કરવું,' એ રીતનો બોધ કરવાવાળા બ્રાહ્મણો નાની દોરીઓરૂપે છે. બ્રાહ્મણાદિ અલ્પ રજ્જુને વિધિનિષેધરૂપી મોટા દોરડા સાથે બાંધેલી છે. નાની એક એક દોરી સાથે એક એક અજ્ઞાની જીવપશુ બંધાય છે. જો કે બ્રાહ્મણરૂપી દોરી સાથે અજ્ઞાની જીવો બંધાયલા છે, છતાં અજ્ઞાની ગૃહસ્થો જેઓ યજ્ઞ યાગાદિ કરે છે, તે સર્વ કામધેનુ સરખા છે. યજ્ઞ તથા અગ્નિહોત્રાદિ કર્મ કરનાર, તમે સર્વ દેવોનું, પિતરોનું, અતિથિનું તથા સર્વ મુનિઓનું પાલન કરે છે, માટે તે અજ્ઞાની ગૃહસ્થ તમે સર્વ દેવોની કામધેનુ નામની ગાય . જેમ આ લોકમાં એક એક કુટુંબી ગૃહસ્થને ઘેર અનેક પશુઓ હોય છે, તેમ દેવોની પાસે અનેક પશુઓ નથી. પણ એક અજ્ઞાની ગૃહસ્થ કામધેનુ માફક તેમનું સર્વનું પાલન કરે છે. જેમ એક ગાય ચોર ચોરી જાય તો ગાયના રખેવાળને ઘણું દુઃખ થાય છે અને બધી જતી રહે તો ઘણું જ દુઃખ થાય છે, તેમ આ અજ્ઞાની જીવ જ્યારે બ્રહ્મજ્ઞાનવડે તમારી પાસેથી ચોરાઈ જાય છે, ત્યારે તમને ઘણું દુઃખ થાય છે. જેમ ગોવાળ પોતાની ગાયો ન ચોરાઇ જાય, તે માટે રાત દિવસ તેમની રક્ષા કર્યા કરે છે, તેમ બ્રહ્મચર્યાદિ અનેક સાધન કરનારાઓને તમે ઉપદ્રવ કરો છો. પણ જીવનું ખોટું કરવું, એવી તમારી ઇચ્છા હોતી નથી. માટે બ્રહ્મવિદ્યાની ઇચ્છાવાળાએ પ્રથમ શ્રદ્ધાપૂર્વક તમારી આરાધના કરવી જોઇએ. જો તમે આ સાધનવડે પ્રસન્ન થાઓ છો, તો સદ્બુદ્ધિવડે સર્વ બંધોમાંથી તમે તેમની રક્ષા કરો છો. શાસ્ત્રમાં કહ્યું છે કે, न देवा दण्डमादाय रक्षंति पशुपालवत् । यं हि रक्षितुमिच्छन्ति बुद्धया संयोजयंति तम् ॥

જેમ પશુનું પાલન કરવાવાળો પુરૂષ હાથમાં લાકડી લઇ હિંસાદિકથી પશુની રક્ષા કરે છે, તેમ દેવ હાથમાં લાકડી લઇ પશુરક્ષા કરતા નથી, પણ મનુષ્યને સદ્બુદ્ધિ આપે છે, માટે પ્રતિબંધના નાશમાટે મુમુક્ષુએ અવશ્ય દેવની આરાધના કરવી જોઇએ. જે પ્રથમ આરાધના નથી કરતો, તેને દેવ અનેક પ્રકારનાં વિઘ્નો નાંખે છે. ગાયનો ચોર કુટુંબીને પ્રિય લાગતો નથી, તેમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવવાવાળો વિદ્વાન્ ચોર તમને પ્રિય લાગતો નથી. જો કે સર્વના આત્મારૂપ વિદ્વાન્ પુરૂષપર દેવોને દ્વેષ નથી હોતો, છતાં ચિત્તશુદ્ધિથી રહિત જે કર્મના અધિકારી જીવ છે, તેને જે વિદ્વાન્ કર્મથી રહિત કહે છે, તે વિદ્વાનમાં દેવનો દ્વેષ હોય છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે, न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्। ચિત્તશુદ્ધિથી રહિત કર્મના અધિકારી જીવને વિદ્વાન્ કર્મથી નિવૃત્ત કરતો નથી, પણ તેને શુભ કર્મમાં પ્રેરે છે. માટે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ પૂર્વે જો કે તમે વિઘ્ન કરો છો, છતાં બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થયા પછી તેને વિઘ્ન કરવા તમે શક્તિમાન્ નથી. માટે વિદ્વાન્ સર્વના આત્મારૂપ છે તથા અદ્વિતીય બ્રહ્મરૂપે છે. તમ દેવોથી પણ તે અધિક છે. પુત્રાદિક અનાત્મ પદાર્થથી આત્મા વધારે પ્રિય છે, આમ ન જાણનારને આનંદસ્વરૂપ આત્મા જન્મમરણથી રક્ષા કરતો નથી. ગુરૂ તથા પુસ્તક પાસે પડેલું હોવા છતાં ગુરૂમુખથી વેદાધ્યયન ન કર્યું હોય, ત્યાં સૂધી વેદો તેમનું અધ્યયન નહિ કરેલાને પવિત્ર કરી શકતા નથી. પણ ગુરૂમુખથી વેદાધ્યયન કર્યા પછી બ્રાહ્મણને તે પવિત્ર કરે છે. ગુરૂમુખથી શાસ્ત્રના ઉપદેશવડે આ આત્મા જીવની રક્ષા કરે છે. યજ્ઞાદિ કર્મ જાણવા છતાં અનુષ્ઠાન વિના પુરૂષને ફળ મળતું નથી, તેમ ગુરૂ પાસેથી શાસ્ત્ર જાણવા છતાં પણ અનુષ્ઠાન વિના પુરૂષને આત્મજ્ઞાનરૂપ ફળ મળતું નથી. જે પુરૂષ આનંદસ્વરૂપ આત્માને જાણ્યા વિના અશ્વમેધાદિ યજ્ઞ કરે છે, તે યજ્ઞના પુણ્યને લીધે થોડો વખત સ્વર્ગમાં રહી પુણ્યનો ક્ષય થયે પરમ દુઃખને પ્રાપ્ત થાય છે. માટે જે પુરૂષને નિત્ય આનંદની પ્રાપ્તિની ઇચ્છા હોય, તેણે અન્ય સર્વ ઉપાયનો ત્યાગ કરી, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરવો. આત્મજ્ઞાન સંપાદન કરવામાં અસમર્થ પુરૂષ ઉપાસના તથા નિષ્કામ કર્મો કરે છે, તો તેના પ્રભાવથી ચિત્તશુદ્ધિ થવાથી આ લોકમાં તથા બ્રહ્મલોકમાં તે ઉપાસકને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે. કારણ કે, ઉપાસનાનું મુખ્ય ફળ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ છે.

ઉપાસક સંસારમાં રહેલો છતાં હિરણ્યગર્ભની માફક ઐશ્વર્યને પામે છે. તાત્પર્ય કે, જેમ હિરણ્યગર્ભ ભગવાનને જે પદાર્થની ઇચ્છા થાય, તે પદાર્થ તેઓ પોતાની ઇચ્છાવડે ઉત્પન્ન કરે છે, તેમ ઉપાસક પણ કર્મોપાસનાના પ્રભાવવડે સર્વ પદાર્થને પોતાની ઇચ્છા માત્રવડે ઉત્પન્ન કરે છે. જે પુરૂષ 'હું બ્રહ્મ છુ' આ રીતની બુદ્ધિવડે આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેણે સર્વ અનાત્મ પ્રપંચનો ત્યાગ કરવો યોગ્ય છે.

જેમ વમન કીધેલા અન્નનો ત્યાગ કરવામાં આવે છે, તેમ અનાત્મ પદાર્થનો ત્યાગ કરવો જોઇએ. આનંદસ્વરૂપ આત્માને નહિ જાણતાં જે બીજા અનાત્મ પદાર્થોને જાણે છે, તેને શાસ્ત્રવેત્તાઓ અનાત્મજ્ઞ ( આત્માને નહિ ઓળખનાર ) કહે છે. જેમ બાલાકિ બ્રાહ્મણ આત્માના વાસ્તવિક સ્વરૂપને નહિ ઓળખવાથી પ્રાણને આત્મા જાણતો હતો, તેથી તે અનાત્મજ્ઞ બાલાકિને કાશીમાં અજાતશત્રુ રાજાના શિષ્ય થવું પડયું હતું. આનંદસ્વરૂપ આત્મા વગર બીજો કોઇ પણ અનાત્મ પદાર્થ જાણવા યોગ્ય નથી.

## આત્માથી ભિન્ન સર્વ અનાત્મ.

આ સ્થૂલ શરીરના અભિમાની જીવને નેત્રાદિક ઇન્દ્રિયોવડે જે સ્થૂલ પદાર્થો દેખાય છે, તેને જાગ્રતાવસ્થા કહે છે. જાગ્રતાવસ્થા જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય તેમ જ ધ્યાતા, ધ્યાન તથા ધ્યેય, એમ ત્રણ પ્રકારના સ્વરૂપવાળી છે. ચૈતન્યવડે ભાસતો પદાર્થ દૃશ્યરૂપે છે તથા સર્વ દૃશ્ય પદાર્થો અનાત્મ છે. જેમ ઘટાદિક પદાર્થ દૃશ્ય હોવાથી અનાત્મરૂપે છે, તેમ ત્રિપુટીરૂપ જાગ્રત પ્રપંચ પણ દૃશ્ય હોવાથી અનાત્મ રૂપેછે. રથાદિ પદાર્થની ઉત્પત્તિ માટે દેશ અને કાળ આદિનો અભાવ છતાં પૂર્વની વાસનાવાળું મન, અનેક પ્રકારના પદાર્થો સ્વપ્નમાં ઉત્પન્ન કરે છે, પણ તે સ્વપ્નના પદાર્થો માયામાત્ર છે. અર્થાત્ જેમ દેશકાળ વિના આકાશમાં જણાતું ગંધર્વનગર ખોટું છે, તેમ સ્વપ્નના પદાર્થ પણ મિથ્યા છે, આ સ્વપ્નના પદાર્થોની ઉત્પત્તિ નાશવાન્ હોવાથી તેઓ અનાત્મારૂપે છે. આ શરીરરૂપી પુરીની ગુફામાં રહેલ હૃદયમાં નાડીઓરૂપી માર્ગદ્વારા સુષુપ્તિ અવસ્થામાં દાખલ થયલો અજ્ઞાનયુક્ત જીવ શુદ્ધ આત્માથી ભિન્ન છે; માટે તે ઘટાદિકોની માફક અનાત્મ છે.

ઇન્દ્ર–જ્યારે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામાં રહેલા સર્વ પદાર્થો આત્મારૂપ નથી, ત્યારે તે સર્વથી ભિન્ન આત્માનું કેવું સ્વરૂપ છે? તે આપ કૃપા કરી મને કહો.

દધ્યઙ્–હે શિષ્ય! આત્મા સ્વપ્રકાશરૂપ હોવાથી પોતાના પ્રકાશવિશે તથા બીજા પદાર્થના પ્રકાશવિશે અન્ય પ્રકાશની અપેક્ષા રાખતો નથી, પરંતુ આત્માથી ભિન્ન સર્વ પદાર્થો પરપ્રકાશરૂપે છે.

ઇન્દ્રઃ–હે ભગવન્! સ્વપ્રકાશ આત્માના લક્ષણની સૂર્યાદિ ભૌતિક પ્રકાશમાં અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે સૂર્યાદિ પ્રકાશ પણ પોતાના પ્રકાશમાં તથા ઘટાદિ પદાર્થના પ્રકાશમાં અન્ય કોઇ પ્રકાશની અપેક્ષા કરતું નથી.

દધ્યઙ્ઃ–સૂર્યાદિ ભૌતિક પ્રકાશ પોતાના તથા અન્ય ઘટાદિ પદાર્થના પ્રકાશવિશે બીજા કોઇ ભૌતિક પદાર્થની અપેક્ષા કરતા નથી, છતાં સૂર્યાદિ પ્રકાશ પણ ચૈતન્યરૂપ અલૌકિક પદાર્થની અવશ્ય અપેક્ષા રાખે છે. માટે સૂર્યાદિક પ્રકાશમાં સ્વપ્રકાશ આત્માના લક્ષણની અતિવ્યાપ્તિ થાય નહિ. શાસ્ત્રમાં આત્માનો નિવાસ સુષુપ્તિ અવસ્થામાં હૃદય

દેશવિષે, સ્વપ્નાવસ્થામાં મનવિષે તથા જાગ્રત અવસ્થામાં સ્થૂલ શરીરવિષે કહ્યો છે. આ રીતના સ્વપ્રકાશ આત્માનો નિષેધમુખ વાક્યોવડે હું તમને ઉપદેશ કરૂં છું. આગળ ત્રીજા અધ્યાયના અંતમાં ઇન્દ્રથી ભય પામેલા કૌષીતકિ ઋષિ, સત્યથી પણ સત્ય બ્રહ્મનો ગુહ્ય અર્થ પોતાના શિષ્યને કહી શક્યા નહિ, તે અર્થને સ્પષ્ટાર્થવડે હું નિરૂપણ કરૂં છું. સુષુપ્તિ અવસ્થામાં જીવની પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો તથા અંતઃકરણાદિ સર્વનો અજ્ઞાનમાં લય થાય છે. સુષુપ્તિ અવસ્થાનો નાશ થયે સર્વ ઇંદ્રિયો સહિત અંતઃકરણ, તે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. વળી ઉત્પત્તિ તથા નાશવાળા સર્વ પદાર્થો ઘટાદિકની માફક અસત્ય છે, માટે ઉત્પત્તિ તથા નાશ પામનાર અંતઃકરણ સહિત સર્વ ઇંદ્રિયો અસત્ય છે. સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થવા છતાં પ્રાણ લય–નાશ પામતો નથી તથા સુષુપ્તિના નાશ વખતે તેની ઉત્પત્તિ થતી નથી, માટે પ્રાણ સત્ય છે. છતાં આનંદ સ્વરૂપ આત્મા વાસ્તવિક રીતે સત્યસ્વરૂપ છે, માટે તે સત્ય પ્રાણથી પણ શ્રેષ્ઠ છે. આ પ્રાણ જડ તથા અનાત્મારૂપે છે, માટે તે આનંદસ્વરૂપ આત્માથી ઉતરતો ગણાય છે. આ જ કારણથી શ્રુતિમાં બ્રહ્મને સત્યથી પણ સત્યસ્વરૂપે વર્ણવ્યા છે. પ્રથમ સત્ય શબ્દવડે પ્રાણ સહિત સર્વ ભૌતિક પ્રપંચો લેવા. આ પ્રપંચરૂપ કાર્યના આનંદસ્વરૂપ આત્મા ઉપાદાન કારણ છે. માટે પરમાત્મા સત્યથી પણ સત્ય છે.

## અદ્વિતીય બ્રહ્મનાં બે રૂપો.

ઇન્દ્ર–હે ભગવન્! પ્રાણ સહિત સર્વ ભૌતિક પ્રપંચો અનિત્ય છે, ત્યારે તે કેમ સત્ય કહેવાય ?

દધ્યઙ્–શ્રુતિમાં અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવવા માટે બે રૂપો કહ્યાં છે; તેમાં પ્રથમ બ્રહ્મનું રૂપ સત્ય, સ્થિતિમાન, મૂર્ત તથા મર્ત્ય, એમ ચાર પ્રકારનાં વિશેષણોથી યુક્ત છે. પ્રત્યક્ષ પ્રમાણને યોગ્ય હોવાથી તે સત્ય કહેવાય છે, દેશ અને કાળ આદિ પરિચ્છેદવાળા હોવાથી તે સ્થિતિમાન કહેવાય છે, પ્રત્યક્ષ પ્રમાણવડે અવયવની રચનાવાળા હોવાથી તે મૂર્ત તથા પ્રત્યક્ષ નાશવાન્ હોવાને લીધે મર્ત્ય કહેવાય છે. આ પ્રથમ પ્રત્યક્ષ સત્ય રૂપનો સાર સૂર્ય મંડળમાં રહેલો છે. કારણ કે સર્વને તે પ્રમાણવડે સિદ્ધ થાય છે તથા સર્વ રૂપાદિકોનો તે પ્રકાશક છે. બ્રહ્મનું દ્વિતીયરૂપ ત્યત્, ગતિમાન, અમૂર્ત તથા અમૃત, એ ચાર વિશેષણોવડે યુક્ત કહેવાયલું છે. પરોક્ષ હોવાથી શાસ્ત્રના પ્રમાણવડે તે જણાતા હોવાથી ત્યત્, સર્વત્ર વ્યાપક હોવાથી ગતિમાન, દૃશ્યમાન અવયવની રચનાથી રહિત હોવાથી અમૂર્ત તથા નાશથી રહિત હોવાને લીધે અમૃત કહેવાય છે. સૂર્ય મંડળ વિશે રહેલા હિરણ્યગર્ભ ત્યત્ અર્થના સારરૂપે છે. કારણ કે હિરણ્યગર્ભના શરીરનો આરંભ કરવા માટે સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ છે.

## બ્રહ્મનાં આધ્યાત્મિક બે સ્વરૂપો.

અધ્યાત્મરૂપ સંઘાતમાં રહેલ બ્રહ્મનાં બે સ્વરૂપો છે. તે બન્ને સારરૂપે

જાણુવાં. ચક્ષુ સત્ પદાર્થના સારરૂપે છે તથા દક્ષિણ નેત્રમાં રહેલો અભિમાની પુરૂષ ત્યત્ શબ્દના સારરૂપે છે. આ બે રૂપથી જૂદું પંચભૂત અસારરૂપે છે. આમાં પૃથ્વી, જળ તથા તેજ પ્રત્યક્ષ જ્ઞાનનાં વિષય છે, માટે તેને સત્ શબ્દ કરી કહેવામાં આવે છે. વાયુ તથા આકાશ પરોક્ષ જ્ઞાનના વિષયરૂપે છે, માટે તેને ત્યત્ શબ્દ કરી કહેવામાં આવે છે. સૂર્યમંડળ તથા પુરૂષનું દક્ષિણ નેત્ર, આ બે પૃથ્વી, જળ તથા તેજરૂપે છે, માટે તે પરસ્પર ભિન્ન નથી. સૂર્યમંડળ વિશે રહેલો તથા દક્ષિણ નેત્રમાં રહેલો અમૂર્ત પુરૂષ એક જ છે, જેને આત્મા કહેવામાં આવે છે. તે આ સ્થૂલ શરીર છે.

ઇન્દ્ર—સ્થૂલને પૃથ્વી, જળ તથા તેજરૂપે માનશો તથા સૂક્ષ્મને વાયુ તથા આકાશરૂપે માનશો તો સ્થૂલ સૂક્ષ્મને શરીરરૂપતા સંભવશે નહિ. કારણ કે શ્રુતિમાં સર્વ શરીરને પંચભૂતરૂપે કહ્યાં છે, તેથી શ્રુતિનો વિરોધ આવશે, તેનું કેમ ?

દધ્યઙ્—પંચીકરણની ક્રિયાની રીતિવડે પૃથ્વી, જળ તથા તેજ આ ત્રણ સ્થૂલ ભૂતમાં આકાશ તથા વાયુ સૂક્ષ્મ ભૂતો રહેલાં છે, માટે સ્થૂલને શરીરરૂપતા સંભવે છે. આ જ રીતે વાયુ તથા આકાશ આ બે સૂક્ષ્મોમાં પૃથિવી, જળ તથા તેજ સૂક્ષ્મરૂપે કરી રહેલાં છે, માટે અમૂર્ત સૂક્ષ્મને પણ શરીરરૂપતા સંભવે છે. પૂર્વપૂર્વની વાસનાથી ઉત્પન્ન થયલાં સૂક્ષ્મ શરીરનાં અનેક પ્રકારનાં રૂપો હોય છે, તેમાંનાં કેટલાંક હું કહું, તે તમે સાંભળો. જ્યારે રજોગુણયુક્ત પુરૂષ સ્ત્રી આદિ પદાર્થને જુવે છે ત્યારે તે પુરૂષ હળદરથી રંગાયલા વસ્ત્રના સરખા પીળા રૂપવાળો થાય છે. જ્યારે સત્વગુણના પ્રભાવવડે શ્રદ્ધાદિક ગુણવાળો થાય છે તથા રજોગુણના પ્રભાવવડે ક્રોધવાળો થાય છે ત્યારે તે શ્વેતરૂપવાળો થાય છે. જ્યારે એકાંત સ્થળમાં રહી રજોગુણના પ્રભાવે કરી વિષયોનું સ્મરણ કરે છે ત્યારે તે ઇંદ્રગોપની માફક રક્ત વર્ણવાળો થાય છે. વર્ષાકાળમાં થનારા અત્યંત રક્ત રૂપવાળા કોઇ જંતુવિશેષને ઇન્દ્રગોપ કહે છે. જ્યારે સત્વગુણના પ્રભાવે કરી વિદ્યાવાળો હોવા છતાં રજોગુણને લીધે ઇર્ષાવાળો થાય છે, ત્યારે તે દાહ તથા પ્રકાશ શક્તિવાળા અગ્નિની જ્વાળા સરખા રૂપવાળો થાય છે. જેમ શ્વેત કમળ સ્વભાવથી કોમળ તથા શુદ્ધ હોય છે, તેમ કેટલીકવાર સત્વગુણવડે જન્મથી જ તે પુરૂષ શમદમાદિ ગુણવાળો તથા કોમળ સ્વભાવવાળો થાય છે. જ્યારે તે પુરૂષ શુદ્ધ સત્વગુણવાળો હોય છે, ત્યારે વિજળીની માફક સર્વ પ્રકાશક જ્ઞાનવાળો થાય છે. જેમકે હિરણ્યગર્ભ ભગવાન્ સર્વ પદાર્થવિષયક જ્ઞાનવાળો છે. સકામી પુરૂષને ઉપાસનાના પ્રભાવથી હિરણ્યગર્ભની માફક સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે, પણ તે સર્વજ્ઞતા ઉપાસનારૂપ માનસિક કર્મવડે ઉત્પન્ન થયેલી હોવાથી અનિત્ય છે. માટે મુમુક્ષુઓએ સર્વજ્ઞતાની પણ ઇચ્છા રાખવી નહિ. તાત્પર્ય કે, સર્વ પદાર્થની કામના આ-

નંદસ્વરૂપ આત્માને જાણવામાં પ્રતિબંધનરૂપે છે. માટે સર્વ મુમુક્ષુએ સર્વ કામનાનો ત્યાગ કરવો યોગ્ય છે. આ પ્રમાણે પુણ્ય પાપરૂપ કર્મવડે તથા વાસનાવડે ઉત્પન્ન થયેલાં સહસ્ર રૂપો અમૂર્ત સૂક્ષ્મ પુરૂષનાં છે. આ સર્વ રૂપો હું તેમ શ્રુતિ પણ કહેવા સમર્થ નથી.

## મૂર્તાદિરૂપોમાં અવિદ્યાનું કારણપણું.

તંતુના કાર્યરૂપ પટમાં જેમ તંતુઓ જોડાઇને રહેલા છે, તેમ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચમાં કારણરૂપ અવિદ્યા જોડાઇને રહેલી છે. જેમ પટાદિ પદાર્થ તથા તેનું કારણ તંતુ દૃશ્ય હોવાથી અનાત્મ છે, તેમ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ તથા તેનું કારણ અવિદ્યા દૃશ્ય હોવાથી અનાત્મરૂપે છે.

ઇન્દ્રઃ—હે ભગવન્! સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચ તથા માયા કારણ દૃશ્ય હોવાથી આત્મારૂપે ન હોય, પરંતુ તે બેઉના અભાવરૂપ નિષેધ આત્મારૂપે કેમ ન થઇ શકે?

દધ્યઙ્‌ઃ—જેમ પ્રપંચરૂપ કાર્ય તથા અવિદ્યારૂપ કારણ આત્મા નથી, તેમ તેના અભાવરૂપ નિષેધ પણ આત્મારૂપે નથી. કારણ કે જેવી પ્રતિયોગીની સત્તા, તેવી જ તેના અભાવની સત્તા હોય છે. જેમ છીપમાં ધારેલું રૂપાપણું કલ્પિત છે, માટે કલ્પિત રૂપાનો અભાવ પણ કલ્પિત હોય છે, તેમ અનાત્મ પ્રપંચનો અભાવ પણ અનાત્મ છે. અનાત્મ પ્રપંચના નિષેધવડે મેં તમને આનંદસ્વરૂપ આત્માનો ઉપદેશ કર્યો. આથી અધિક ઉપદેશ કોઇ પણ બ્રહ્મવેત્તા ગુરૂ શિષ્યને કરતો નથી. પણ સંપૂર્ણ બ્રહ્મવેત્તા ગુરૂ સર્વ પ્રપંચના નિષેધવડે આનંદસ્વરૂપ આત્માનો ઉપદેશ પોતાના શિષ્યને કરેછે

ઇન્દ્રઃ—હે ભગવન્! પ્રપંચના નિષેધ વિના આનંદસ્વરૂપ આત્મા બ્રહ્મ છે, આ રીતના વિધિમુખ વાક્યે કરી આત્માનો ઉપદેશ ગુરૂ કેમ કરતા નથી?

દધ્યઙ્‌ઃ—આ આનંદસ્વરૂપ આત્મા મન તથા વાણીનો વિષય નથી, માટે વિધિમુખ વાક્યે કરી કોઇ આત્માનો ઉપદેશ કરવા સમર્થ નથી. સંપૂર્ણ બ્રહ્મવેત્તા ગુરૂ અનાત્મ પ્રપંચનો નિષેધ કરી, આત્મોપદેશ કરવા સમર્થ છે. તાત્પર્ય કે બ્રહ્મનો ઉપદેશ બે પ્રકારનો છે. એક વિધિમુખ તથા બીજો નિષેધમુખ ઉપદેશ. અંતર્યામી આત્મા બ્રહ્મસ્વરૂપ, સત્યરૂપ, જ્ઞાનરૂપ આનંદરૂપ તથા પરિપૂર્ણરૂપે છે, એ વિધિમુખ ઉપદેશ છે અને આનંદસ્વરૂપ આત્મા કાર્યરૂપે નથી, કારણરૂપે નથી, સ્થૂલરૂપે નથી, સૂક્ષ્મરૂપે નથી, એ નિષેધમુખ ઉપદેશ કહેવાય છે.

## નિષેધમુખ ઉપદેશની શ્રેષ્ઠતા.

હે ઇંદ્ર! તમે બ્રહ્મરૂપે છો તથા હું બ્રહ્મરૂપે છું, આ રીતનું વિધિમુખ જ્ઞાન શબ્દના વાપરવાવડે ઉત્પન્ન થાય છે આથી મન તથા વાણીના અવિષયરૂપ આત્મામાં વિધિમુખ બોધ સંભવતો નથી. વળી 'तत्त्वमसि' તું બ્રહ્મ છે,' આ રીતના વિધિમુખે થયલા બોધમાં તત્પદના અર્થને તથા ત્વં પદના અર્થનો પરસ્પર ભેદ જે જણાય છે, તે સંભવે નહિ. કારણ

તત્પદાર્થના અર્થરૂપ માયાવિશિષ્ટ ઇશ્વરમાં સર્વજ્ઞપણું તથા પરોક્ષપણું રહે છે તથા ત્વંપદના અર્થરૂપ અવિદ્યાવાળા જીવવિશે અલ્પજ્ઞપણું, અપરોક્ષપણું તથા દુઃખીપણું રહે છે. આ રીતે વિરોધી ધર્મવાળા તત્ તથા ત્વં પદાર્થનો પરસ્પર અભેદ સંભવતો નથી. પણ જેમ અગ્નિ તથા બરફ પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા છે, માટે તેઓમાં પરસ્પર ભેદ છે, તેમ તત્ તથા ત્વં પદાર્થ વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી તેમાં ભેદ છે. આ શંકાના નાશ અર્થે તત્ તથા ત્વં પદાર્થનો અભેદ સિદ્ધ કરવા અર્થે તત્ તથા ત્વં આ બેઉ પદવિશે ભાગત્યાગ લક્ષણા માનવી પડશે. જ્યાં પદના વાચ્ય અર્થના એક દેશનો ત્યાગ કરી એક દેશનું ગ્રહણ કરવું, તે ભાગત્યાગ લક્ષણા કહેવાય છે. તત્પદના વાચ્ય અર્થ ઇશ્વરમાં બે ભાગ છે, એક ચૈતન્ય તથા બીજો માયા, તેમ જ માયાથી કરાયલા સર્વજ્ઞત્વાદિક ધર્મ ભાગ. આમાં માયા તથા સર્વજ્ઞત્વાદિક ધર્મરૂપ બીજા ભાગનો ત્યાગ કરવાથી પ્રથમ ચૈતન્ય ભાગમાં તત્પદની લક્ષણા કરવી. આ પ્રમાણે ત્વંપદના વાચ્ય અર્થ જીવવિશે બે ભાગ છે. એક ચૈતન્ય તથા બીજી અવિદ્યા, તેમ જ તેનાથી કરાયલા અલ્પજ્ઞત્વાદિ ધર્મો. ત્યાં અવિદ્યા તથા અલ્પજ્ઞત્વાદિ ધર્મરૂપ બીજા ભાગના ત્યાગવડે ચૈતન્યરૂપ પ્રથમ ભાગમાં ત્વંપદની લક્ષણા કરવી. આ બેઉ ચૈતન્યનો પરસ્પર અભેદ સંભવે છે. આ પ્રમાણે લક્ષણાવૃત્તિ માનવાથી વિધિમુખ ઉપદેશ થાય છે, જે કેવળ કલેશનું કારણ છે. વળી વિધિમુખે કરી આત્માના ઉપદેશમાં અનુમાન પ્રમાણની અપેક્ષારૂપ મોટું દૂષણ આવે છે. કારણ સચ્ચિદાનંદરૂપ જે ત્વંપદના અર્થનો જેમ અધિકારી પુરૂષના સ્વરૂપવિશે ભેદ નથી, તેમ સર્વ જીવોના આત્મા વિશે તથા તત્ પદાર્થ વિશે પણ તેનો ભેદ નથી. આ રીતનો અર્થ સિદ્ધ કરવા અનુમાન પ્રમાણની જરૂર પડશે. ત્વંપદના અર્થરૂપ જીવ પરમાત્માથી ભિન્ન નથી. કારણ તે અધિકારી પુરૂષના આત્માની માફક સત્, ચિત્ તથા આનંદસ્વરૂપે છે. આ રીતના વિધિમુખ ઉપદેશને અનુમાન પ્રમાણની અપેક્ષા છે, તેથી તે અયોગ્ય છે. વિધિમુખ ઉપદેશમાં તત્પદાર્થના તથા ત્વં પદાર્થના શોધન વિના તે બેઉનો પરસ્પર અભેદ સંભવતો નથી. માટે તત્ તથા ત્વં પદાર્થનું શોધન અવશ્ય કરવું જોઇએ. દેહાદિક જડ પદાર્થની વ્યાવૃત્તિ વિના તત્ તથા ત્વં પદાર્થનું શોધન થતું નથી. માટે દેહાદિક જડ પદાર્થની વ્યાવૃત્તિ અર્થે અનેક પ્રકારનાં અનુમાનોની જરૂર પડશે. આ કારણથી પણ વિધિમુખ ઉપદેશ કનિષ્ઠ છે. વળી વિધિમુખ ઉપદેશમાં જે જે અનુમાન લગાવવાં પડશે, તે અનુમાન પણ સ્વતંત્ર રીતે કોઇ અર્થની સિદ્ધિ કરશે નહિ. પણ અન્ય પ્રમાણની અપેક્ષા રાખે છે. જો અનુમાન પ્રમાણ અન્ય પ્રમાણની અપેક્ષા ન રાખતું હોય તો તે અનુમાન પ્રમાણ કહેવાય નહિ. કારણ અનુમાનનો અર્થ પાછળથી થનારૂં પ્રમાણ, એવો થાય છે. આથી સિદ્ધિ થાય છે કે, જીવ સત્ ચિત્ તથા આનંદરૂપ હોવાથી

અધિકારી પુરૂષના આત્માની માફક બ્રહ્મથી અભિન્ન છે. આ રીતે જીવ તથા બ્રહ્મનો અભેદ કરવાવાળું એક અનુમાન તથા દેહાદિક ઘટાદિની માફક જડ, દશ્ય તથા પરિછિન્ન હોવાથી અનાત્મ છે. આ રીતનું જે અનુમાન, તે બેઉ અનુમાનોનું કોઇ મૂળરૂપ પ્રમાણ કહેવું જોઇએ, કે જે મૂળરૂપ પ્રમાણની સહાયતાથી અનુમાન વિધિમુખ ઉપદેશમાં સહાયતા કરે. પણ આ બેઉ અનુમાનોનું પ્રત્યક્ષ પ્રમાણ મૂળ નથી. કારણ આપણે ઘરમાં પ્રત્યક્ષ પ્રમાણવડે જોઇએ છીએ કે, ઘરમાં ધૂમાડો થાય છે, માટે અગ્નિ હોવો જોઇએ તથા આ પ્રત્યક્ષ અનુમાન થયા પછી પર્વતપર ધૂમાડાને લીધે અગ્નિ છે, એ રીતનું અનુમાન થાય છે. આમાં પ્રત્યક્ષ પ્રમાણ પર્વતમાં અગ્નિના અનુમાનના મૂળરૂપે છે. તેમ આ પ્રસંગમાં દેહાદિમાં અનાત્માનું અનુમાન સિદ્ધ કરવા અન્ય પ્રમાણની જરૂર પડશે. અહીં તો પ્રત્યક્ષ પ્રમાણ અનુમાનનું મૂળ થઇ શકતું નથી. કારણ કે જો કે ઘડામાં પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જડત્વ સિદ્ધ થાય છે, છતાં અનાત્મપણું ઘટાદિમાં પ્રત્યક્ષપણે સિદ્ધ થતું નથી. કારણ કે આત્માના ભેદનું નામ અનાત્મતા છે. આ આત્માનો ભેદ તે અન્યોન્યાભાવરૂપ છે. વળી પ્રતિયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થતું નથી, માટે પ્રતિયોગીરૂપ આત્માના પ્રત્યક્ષ વિના તેના ભેદનું પણ પ્રત્યક્ષપણું સંભવે નહિ. માટે પૂર્વોક્ત અનુમાનનું પ્રત્યક્ષ પ્રમાણ મૂળ નથી. પણ જડત્વરૂપે કરી દેહાદિકમાં અનાત્મપણું સિદ્ધ કરવામાં ઘડો એક દૃષ્ટાંત છે. પણ ઘટાદિકમાં પ્રત્યક્ષ પ્રમાણવડે જે અનાત્મતા રહેલી છે, તે ઘટાદિકથી અભિન્ન દેહાદિમાં રહેતી નથી. જેમ ઘટનો વિષય કરનારૂં 'આ ઘટ છે' આ રીતનું જ્ઞાન ઘટમાં સ્તંભપણાના ધર્મનો વિષય કરતું નથી, છતાં આ સ્તંભપણાનો ધર્મ સ્તંભમાંથી નિવૃત્ત થતો નથી, પણ સ્તંભમાં જ રહે છે. તેમ જો કે ઘટાદિ દૃષ્ટાંતમાં આત્માનો ધર્મ ન હોય, છતાં તે આત્માનો ધર્મ દેહાદિમાં રહેશે. આ વિપરીત અર્થને માનવામાં કોઇપણ બાધ કરનારો તર્ક નથી.

ઇન્દ્રઃ-આત્મ ચૈતન્ય હોય છે. જો દેહ જ આત્મા હોય તો દેહ વિશે જડતા થવી જોઇએ નહિ. પણ દેહમાં જડતા પ્રત્યક્ષ પ્રતીત થાય છે. માટે દેહ આત્મા નથી, આ રીતનો તર્ક દેહના આત્માપણાનો બાધ કરનાર છે.

દધ્યઙ્-વાસ્તવિક રીતે ચાર્વાક જે આત્મતાનો ધર્મ દેહનાજ સ્વભાવરૂપે માને છે, તેની સમક્ષ તારો તર્ક સંભવશે નહિ. કારણ કે જેમ ઘટાદિકમાં રહેલ જડત્વનો પ્રત્યક્ષ ધર્મ તેમના સ્વભાવનો નાશ કરતો નથી, તેમ દેહમાં રહેલ જડત્વ તથા દશ્યત્વાદિક ધર્મો પણ દેહના આત્મપણાના સ્વભાવને નાશ કરતા નથી. નૈયાયિકોના મત પ્રમાણે સત્તા નામની જાતિ, દ્રવ્ય, ગુણ તથા કર્મ, એ ત્રણ પદાર્થમાં રહેલી છે, છતાં તે સત્તા દ્રવ્યાદિકના સ્વભાવનો નાશ કરતી નથી. તેમ જડત્વતથા દશ્યત્વાદિક ધર્મ આત્મામાં તથા અનાત્મામાં રહેલા છે, પણ તે આત્મા તથા અનાત્માના સ્વભાવને અ-

ન્યથા કરતા નથી. આ રીતે માનવામાં દેહાત્મવાદી ચાર્વાકને બાધ કરનારો કોઈ તર્ક નથી, કે જે બાધ કરનારા તર્કના ભયને લીધે જડત્વ દૃશ્યતાદિ ધર્મ આત્મામાં નહિ અંગીકાર કરીએ. તાત્પર્ય કે, જ્યાં ધૂમરૂપ હેતુથી અગ્નિનું અનુમાન થાય છે, તેમાં ધૂમરૂપ હેતુ કાર્યરૂપે છે તથા અગ્નિપણું ધૂમના કારણરૂપે છે. જો અગ્નિ વિના ધૂમની સ્થિતિ કદી અંગીકાર કરીએ તો ધૂમનો તથા અગ્નિનો કાર્ય કારણભાવ રહેશે નહિ. આ રીતનો તર્ક તેમાં બાધ કરનાર છે. વળી આ પ્રસંગમાં અનાત્મપણું સિદ્ધ કર્યા વિના જડત્વાદિક ધર્મ માનીએ તો તેમાં બાધ નથી. કારણ કે જડત્વ ધર્મ અનાત્મ ધર્મનું કારણ હોય તો અનાત્મતા ધર્મ સિદ્ધ કર્યા વિના જડત્વાદિ હેતુ રહે નહિ. માટે આત્મામાં જડત્વાદિ ધર્મો માનવામાં દેહાત્મવાદીને કોઇપણ જાતનું પ્રત્યવાયક કારણ નથી. આત્મા તો સર્વત્ર ચૈતન્યરૂપવડે અનુભવમાં આવે છે. જડ દેહને આત્મા માનીએ તો તેનો વિરોધ કાં ન આવે? એવી શંકાનું એ જ સમાધાન કે, આત્માનો ચૈતન્યરૂપે અનુભવ કરવામાં નેત્રાદિક બાહ્ય ઇન્દ્રિયો શું સાધનરૂપે છે, બાહ્ય ઇન્દ્રિયો સાધનરૂપે છે અથવા મન શું સાધન છે? જો નેત્રાદિક બાહ્ય ઇન્દ્રિયો અંદરના આત્માને વિષય કરતી હોય તો તેઓ બાહ્ય કહેવાય નહિ. માટે નેત્રાદિક આત્માનાં સાધન નથી. આત્માને મન ચૈતન્યરૂપે ગ્રહણ કરે છે, એમ માનવું પણ યુક્ત નથી. કારણ કે આત્મામાં જડત્વાદિ ધર્મનો વિરોધ હોવાથી મન આત્માને ચૈતન્યરૂપે ગ્રહણ કરી શકતું નથી. પણ 'હું છું'' એવી આત્માની સત્તા માત્રને જ મન ગ્રહણ કરે છે, માટે આત્મામાં જડત્વાદિ ધર્મનું નિવારણ થઈ શકે નહિ.

ઇન્દ્રઃ–'હું છું'' એવું જ્ઞાન જો કે આત્માના ચૈતન્યરૂપને વિષય કરતું નથી; પણ 'હું જાણું છું'' એવું જ્ઞાન આત્માના ચૈતન્યરૂપને શું વિષય કરતું નથી?

દધ્યઙ્ઃ–જેમ તાંબૂલ ચાવવાથી પુરૂષના મુખમાં લાલાશ ઉત્પન્ન થાય છે, તેમ મનના યોગે કરી આત્મામાં થયેલ ચૈતન્યપણાને 'હું જાણું છું'' એવો અનુભવ વિષય કરે છે. શુદ્ધ આત્માને ચૈતન્યતાનો અનુભવ વિષય કરતું નથી. માટે આત્માના જડત્વાદિક ધર્મના વિરોધી ચૈતન્યને કોઇ પ્રત્યક્ષ પ્રમાણ વિષય કરતું નથી. જ્યારે આત્માના ચૈતન્યપણામાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ નથી, ત્યારે નિત્ય તથા પરોક્ષ એવા આત્માના ધર્મમાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ ક્યાંથી હોય? પ્રત્યક્ષ પ્રમાણનો અભાવ હોવાથી, આત્માના નિર્ણયમાં અનુમાનની પ્રવૃત્તિ થતી નથી અને શ્રુતિપ્રમાણ તેજ પ્રત્યક્ષ પ્રમાણરૂપે માનવું પડે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "सत्यं ज्ञानमनन्तं ब्रह्म, आनंदो ब्रह्म, બ્રહ્મ, સત્ય, જ્ઞાન, અનંત તથા આનંદ સ્વરૂપે છે. આ રીતના શ્રુતિના મૂળ પ્રમાણને માનવાથી વિધિમુખમાં અનુમાન સહાયતા કરે છે, પણ જે શ્રુતિ પ્રમાણવડે અનુમાન, વિધિમુખ ઉપદેશને સહાય કરે છે, તે શ્રુતિવાક્ય

પણ નિષેધમુખવડે પ્રથમ તેનો બોધ કરે છે. કારણ કે સત્યાદિક પદની શક્તિ-વૃત્તિથી શુદ્ધ બ્રહ્મમાં પ્રવૃત્તિ કોઈ વિદ્વાને માની નથી. પણ ભાગત્યાગ લક્ષણાથી સત્યાદિક શબ્દ બ્રહ્મને જણાવે છે. સત્ય શબ્દ અસત્યની વ્યાવૃત્તિવડે બ્રહ્મને જણાવે છે. વળી જ્ઞાનશબ્દ અજ્ઞાનની વ્યાવૃત્તિવડે બ્રહ્મનું બોધન કરે છે. વળી અનંત શબ્દ દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદવડે બ્રહ્મને ઓળખાવે છે તથા આનંદ શબ્દ દુઃખની વ્યાવૃત્તિવડે બ્રહ્મને જણાવે છે. આ રીતે સર્વ સત્યાદિક શબ્દો અસત્યાદિક ધર્મના નિષેધવડે શુદ્ધ બ્રહ્મને સમજાવે છે. માટે સર્વ શ્રુતિવાક્ય નિષેધમુખ ઉપદેશથી બ્રહ્મનું બોધન કરે છે. શ્રુતિવાક્ય નિષેધમુખ-વડે બ્રહ્મને શા માટે જણાવે છે, આ રીતની શંકાના સમાધાનમાં કહ્યું છે કે, અદ્વિતીય બ્રહ્મ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત હોઇ પોતાના મહિમામાં રહે છે. આવા નિર્ગુણ બ્રહ્મને કોઇ ગુણ વિશિષ્ટરૂપે કરી જણાવશે તો તે શ્રુતિવાક્યમાં અપ્રમાણતાના દોષની પ્રાપ્તિ થશે. જેમ સર્પત્વ ધર્મથી રહિત રજ્જુને લોક સર્પ માનતા નથી, તેમ સર્વ ધર્મથી રહિત નિર્ગુણ બ્રહ્મને ગુણવાળા રૂપથી જણાવનાર વિધિવાક્ય અપ્રમાણ છે. અપ્રમાણનો દોષ ન આવવા માટે સર્વ સત્યાદિક વાક્ય નિર્ગુણ બ્રહ્મનું નિષેધમુખે બોધન કરે છે. લોક-પ્રસિદ્ધ વસ્તુ શાસ્ત્ર જણાવે છે, એવો નિયમ સર્વ સ્થળે હોતો નથી. જેમ યૂપ શબ્દનો અર્થ લોકમાં અપ્રસિદ્ધ છે, છતાં यूपं तक्षति એવા વેદવચનમાં યૂપ શબ્દ સંસ્કારવિશિષ્ટ કાષ્ઠવિશેષ યૂપ શબ્દનો અર્થ પ્રતીત થાય છે, તેમ લોકમાં અદ્વિતીય બ્રહ્મ અપ્રસિદ્ધ હોવા છતાં सत्यं ज्ञानमनन्तं ब्रह्म ઇત્યાદિ વેદવ-ચનપરના વિશ્વાસથી બુદ્ધિમાન્ પુરૂષો નિર્ગુણ બ્રહ્મને જાણે છે.

## વિધિ તથા નિષેધમુખનું વર્ણન.

આનન્દસ્વરૂપ આત્માના બોધમાટે વિધિ તથા નિષેધમુખ વચનોની પ્રવૃત્તિ છે. ગોવાળીઓ ગાયના ટોળામાંથી ‘મારી ગાય કયાં છે’ એમ પૂછવાથી શીંગડું ઝાલીને જેમ તે બતાવે છે, તેમ આત્મા બતાવાતો નથી. વિધિવાક્યવડે આનન્દસ્વરૂપ આત્માનો કોઇ બોધ કરતું નથી. કારણ કે આત્મા, મન તથા વાણીનો અવિષય હોવાથી सत्यं ज्ञानमनन्तं ब्रह्म ઇત્યાદિક વિધિવાક્ય પણ અસત્યા-દિની વ્યાવૃત્તિદ્વારા શુદ્ધ આત્મામાં પ્રવૃત્ત થતાં નથી. ભ્રાંત પુરૂષે લક્ષ્યરૂપે કરી માનેલા અનેક પદાર્થોના નિષેધવડે ખરા લક્ષ્ય પદાર્થનો જે શાસ્ત્ર બોધ કરે, તે નિષેધમુખ શાસ્ત્ર કહેવાય છે. જેમકે રથ અશ્વાદિકથી યુક્ત રાજાને ન ઓળખવાથી કોઈ મૂઢ બાળક પૂછે કે, આમાં રાજા કયો ? તો તેનો પિતા કહે કે–હે પુત્ર ! આ વૃક્ષ જે તું જુવે છે તે રાજા નથી, આ અશ્વ પણ રાજા નથી, આ હાથી, રથ, પદાતિ અને આયુધ ધારણ કરનાર પુરૂષ, તુરી, છત્ર, ચામર તથા છત્ર ચામર જેના હાથમાં હોય તે પુરૂષ, કાળું, પીળું, રક્ત અથવા

વિચિત્ર વસ્ત્ર પહેરનાર તથા સોનાનું ધનુષ ધારણ કરનાર પુરૂષ રાજા નથી, ઇત્યાદિ વચનથી તે પિતા રાજાથી ભિન્ન સર્વ પદાર્થનો નિષેધ કરે છે. આ રીતે રાજાથી ભિન્ન સર્વ પદાર્થનો નિષેધ કર્યા પછી પરિશેષ રહેલા વિલક્ષણ રૂપવાળા પુરૂષને તું રાજા જાણ. આ પ્રમાણે નિષેધમુખવચન, આત્માથી વ્યતિરિક્ત અન્ય સર્વ સ્થૂલ પ્રપંચનો નિષેધ કરે છે. આમ નિષેધ થયા પછી અધિકારી પુરૂષ સર્વ પ્રપંચથી વિલક્ષણરૂપે આત્માને જાણે છે. આ નિષેધમુખ ઉપદેશ જ આત્માનો બોધ કરવામાં શ્રેષ્ઠ ઉપાય છે. જો નિષેધમુખ ઉપદેશને ન સ્વીકારીએ તો ભાવ તથા અભાવથી રહિત નિર્ગુણ પરમાત્માનો બોધ કેવી રીતે કરાય ? નિષેધમુખ ઉપદેશ વિના નિર્ગુણ પરમાત્માનો બોધ કરવામાં કોઇપણ વાકય સમર્થ નથી. માટે મહા વાકયના લક્ષ્યરૂપ અદ્વિતીય આત્મા મન તથા વાણીનો વિષય નથી. શબ્દની પ્રવૃત્તિ માટે જાતિ, ગુણ તથા ક્રિયાદિકથી રહિત આત્મા છે. તેથી શ્રુતિવાકય પણ આત્માને સાક્ષાત્ પ્રતિપાદન કરી શકતાં નથી. આવા અદ્વિતીય આત્માનો કયો પુરૂષ મનવડે વિષય કરશે ? કોઇપણ પુરૂષ મનવડે આત્માને જાણવા સમર્થ નથી. અદ્વિતીય આત્માનો બોધ કરવા જ્યારે નિષેધમુખ વાકય સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ જગતનો નિષેધ કરે છે, ત્યારે આનંદ સ્વરૂપ આત્મા પોતાની મેળે અધિકારીના હૃદયમાં પ્રકાશમાન થાય છે. દીવો માત્ર આંખે જણાતા અંધકારનો જ નાશ કરે છે, પણ અંધકારનો નાશ થયા પછી નેત્રવાળો પુરૂષ પોતે જ ઘટાદિક પદાર્થને જુવે છે, તેમ ભાવાભાવરૂપ, સ્થૂલ સૂક્ષ્મરૂપ તથા કાર્ય કારણરૂપ આ જગત્ આત્મા નથી, એમ નિષેધ વાકયવડે અધિકારી પોતે જ આત્માનો સાક્ષાત્કાર કરે છે. અદ્વિતીય આત્માના બોધ માટે નિષેધમુખ ઉપદેશ જ શ્રેષ્ઠ છે. કારણું કે જેમ વિધિમુખ ઉપદેશમાં 'तत्त्व' પદાર્થના શોધ માટે અનુમાનની આવશ્યકતા છે, તેમ નિષેધ મુખ ઉપદેશમાં કોઈ અનુમાનની અગત્ય નથી.

ઇન્દ્ર—હે ભગવન્ ! 'નેતિ નેતિ' એ શ્રુતિએ મૂર્ત તેમ જ અમૂર્તરૂપ પ્રપંચનો નિષેધ કર્યો, પણ પ્રપંચથી ભિન્ન જડ પદાર્થનો નિષેધ કર્યો નથી. માટે જડ પદાર્થ આત્માનો તાદાત્મ્યાધ્યાસ થવાથી અધિકારીને શુદ્ધ આત્માનું ભાન કેવી રીતે થાય ?

દધ્યઙ્:—હે ઇંદ્ર ! કારણઅજ્ઞાનવાળો મૂર્ત તથા અમૂર્ત પ્રપંચ જડ છે, તેથી અધિક બીજો કોઇ પદાર્થ જડ પ્રપંચ નથી. માટે તે જડ પ્રપંચનો નિષેધ કરવાથી આત્મસાક્ષાત્કાર થાય છે, એમ માનો. માટે 'નેતિ નેતિ' એ શ્રુતિ અદ્વિતીય આત્માથી ભિન્ન સર્વ જડ પદાર્થનો નિષેધ કરે છે. પ્રથમ નકારથી કાર્ય, કારણ તથા સ્થૂલ તેમજ સૂક્ષ્મરૂપ જેટલો ભાવપ્રપંચ છે તે સર્વનો નિષેધ થાય છે, તથા બીજા નકારવડે ભાવપ્રપંચના અભાવનો નિષેધ થાય છે. જ્યારે ભાવાભાવરૂપ જડ પ્રપંચ આનન્દસ્વરૂપ આત્માથી ભિન્ન પડે છે, ત્યારે સ્વપ્રકાશ

આત્મા પરિશેષ રહે છે. અગ્નિના વિશેષભાવનું કારણ કાષ્ઠ જ્યારે અગ્નિવડે બળે છે, ત્યારે કાષ્ઠથી રહિત થયલો અગ્નિ જેમ પૂર્વના વિશેષ રૂપનો ત્યાગ કરી, પોતાના સામાન્ય સ્વરૂપમાં સ્થિત થાય છે, તેમ આત્માના વિશેષરૂપ કારણ ભાવ, અભાવરૂપ જડ પ્રપંચનો નાશ થાય છે, ત્યારે આનંદ સ્વરૂપ આત્મા ઉપાધિથી બનેલા વિશેષરૂપનો ત્યાગ કરી, પોતાના સત્, ચિત્ તથા આનંદસ્વરૂપમાં રહે છે. 'આ હું,' 'આ તું' "આ દૃશ્ય પ્રપંચ" 'આ જીવ' એ સર્વ ભેદ, જે મૂર્ત તથા અમૂર્ત ઉપાધિના ભેદવડે છે, તે આનંદસ્વરૂપ આત્મામાં ઘટતા નથી. જેમ ભેદથી રહિત આકાશ ધૂમ, વિદ્યુત્ તથા મેઘ નાના પ્રકારના ભેદ ઉત્પન્ન કરે છે, તેમ ભેદ રહિત આત્મામાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીર નાના પ્રકારના ભેદને ઉત્પન્ન કરે છે. આકાશમાં ભેદ દર્શાવનાર કારણ મેઘાદિક છે, પણ ભેદનું ઉપાદાન કારણ આકાશ નથી. આત્માને ભેદ કરાવનાર સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચોનું ઉપાદાન કારણ આત્મા જ છે.

ઇન્દ્રઃ—હે ભગવન્! અસંગ આત્મામાં જગતનું કારણ સંભવતું નથી.

દધ્યઙ્ઃ—અસંગ આત્મામાં જગતની કારણતા સંભવતી નથી, આ વાત સત્ય છે. અસંગ આત્મામાં જગતની કારણતા અમે પણ માનતા નથી. પણ માયાવિશિષ્ટ પરમાત્મામાં જગતનું કારણપણું હું પણ માનું છું, માટે સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ પ્રપંચ પરમેશ્વરની માયાવડે કલ્પિત હોવાથી મિથ્યા છે.

ઇન્દ્રઃ—હે ભગવન્! માયાવડે રચાયેલ ન હોવાથી તે માયા સત્ય હોવી જોઇએ. જો એક માયા બીજી માયાવડે રચાયલી હોય તો બીજી ત્રીજીથી, એ રીતે અનવસ્થા દોષ આવે. વેદાંતમાં માયાને અનાદિ માનવાથી માયામાં માયાનું કાર્યપણું કેમ સંભવે?

દધ્યઙ્ઃ—જે માયાનું કાર્ય હોય છે, તે મિથ્યા હોય છે. જે મિથ્યા પ્રપંચનું લક્ષણ કહેવામાં આવ્યું, તે લક્ષણ કેવળ કાર્ય પ્રપંચનું છે. તે લક્ષણ કારણરૂપ માયાના મિથ્યાપણાનું નથી. કાર્ય પ્રપંચની માફક માયા પણ મિથ્યા છે, તેથી અધિષ્ઠાન ચૈતન્યમાં જે માયા રહેલી છે, તે પણ મિથ્યા છે. મિથ્યાપણાનું લક્ષણ માયામાં તથા માયાના કાર્યમાં, એમ બેઉમાં છે. કારણ કે જેમ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ અધિષ્ઠાન ચૈતન્યમાં રહેલો છે, તેમ માયા પણ રહેલી છે. માટે બેઉ મિથ્યા છે. જાદુગરે પ્રસારેલી માયા તથા માયાથી ઉત્પન્ન થયલા પદાર્થો જેમ મિથ્યા છે, તેમ માયા તથા માયાથી રચાયેલ સર્વ પ્રપંચ મિથ્યા છે. જેમ માયાવી જાદુગારથી રચાયલા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો સર્વ લોકને દેખાય છે, તેમ માયાવી ઇન્દ્રથી રચાયલો માયીક પ્રપંચ સર્વ જીવને દેખાય છે.

## ઇન્દ્ર તથા શ્વાનની સમાનતા.

ઇન્દ્રઃ—હે ભગવન્! ત્રણ લોકમાં હું ઇન્દ્રરૂપે છું. મારાથી ભિન્ન બીજો કોઇ ઇન્દ્ર નથી.

દધ્યઙ્:–સર્વાત્મરૂપવડે આત્માને જાણુ-નારા પરમાત્માએ ઇન્દ્ર શબ્દવડે તમને સ્થાપ્યા છે, પણ તમને પોતાના સર્વાત્મરૂપ આત્માનું જ્ઞાન નથી, માટે તમે ઇન્દ્ર નથી. વળી ઇન્દ્ર શબ્દનો અર્થ પણ સર્વાત્મ જ્ઞાનથી યુક્ત પરમાત્મામાં ઘટે છે, પણ તમારામાં ઘટતો નથી. કારણ કે જે ઐશ્વર્ય સમાન તથા અધિક ઐશ્વર્ય ન હોય, તેને પરમ ઐશ્વર્ય કહે છે. આવું પરમ ઐશ્વર્ય તમોને નથી. પણ તમારા કરતાં હજારગણું ઐશ્વર્ય હિરણ્યગર્ભ ભગવાનમાં છે, માટે સર્વાત્મ જ્ઞાનથી યુક્ત પરમાત્મા, તે જ ઇંદ્ર તથા તે જ સર્વ જગતનું કારણ છે. સ્થૂલ સૂક્ષ્મ શરીરની સાથે તાદાત્મ્યાધ્યાસ થવાથી પરમાત્મારૂપ ઇન્દ્રથી તમે ઉત્પન્ન થયા છો, માટે તમારામાં ઇન્દ્રત્વ નથી.

ઇન્દ્રઃ–હે ભગવન્! જો હું ઇંદ્ર ન હોઉં તો પછી મને સર્વ લોક ઇન્દ્ર કેમ કહે છે?

દધ્યઙ્:–અસ્મદાદિ પુરૂષો પાસે જે ઐશ્વર્ય છે, તેનાથી અધિક ઐશ્વર્ય તમારી પાસે છે, માટે સર્વ લોક તમને ઇન્દ્ર કહે છે. પરંતુ વાસ્તવિક રીતે વિચારતાં તો બ્રહ્માત્મ સાક્ષાત્કારવાળો ઇશ્વર, તે ઇન્દ્ર કહેવાય છે. અજ્ઞાનથી થયલા દેહા-ભિમાનવાળા સમયે તમારૂં તથા કૂતરાનું ઐશ્વર્ય સરખું છે. કારણ કે જેમ તમારી આસક્તિ નાના પ્રકારના ઐશ્વર્યમાં, પોતાના દેવતાઇ શરીરમાં તથા સ્વર્ગની સ્ત્રીઓમાં છે, તેમ કૂતરાને પણ બુદ્ધિવડે પોતાના ઐશ્વર્યવાળા પદાર્થમાં આસક્તિ હોય છે.

ઇન્દ્રઃ–હે ભગવન્! જે પદાર્થ સુંદર હોય છે, તેને વિશે રમણિક બુદ્ધિ થવાથી આસક્તિ થાય છે. અસુંદર પદાર્થમાં રમણિક બુદ્ધિ નહિ થવાથી આસક્તિ હોતી નથી. આ સુંદર પદાર્થ મારી પાસે છે, માટે તે પદાર્થમાં મારી આસક્તિ છે. શ્વાનની પાસે સુંદર પદાર્થ નથી, માટે શ્વાનને આસક્તિ સંભવતી નથી.

દધ્યઙ–મારી પાસે સુંદર પદાર્થ છે, પણ શ્વાન પાસે સુંદર પદાર્થ નથી, આ કેવળ તને અભિમાન છે. કારણ કે નિરપેક્ષ ઐશ્વર્યાદિ પદાર્થ તમારી પાસે તેમ શ્વાન પાસે પણ નથી. અસ્મદાદિક જીવોને લેખે તમે મહાન્ ઐશ્વર્યવાળા છો, તેમ શ્વાન પણ, કીટ પતંગાદિક ક્ષુદ્ર જંતુઓને લેખે મહાન્ ઐશ્વર્યવાળો છે. જેમ અસ્મા-દાદિક જીવો કરતાં તમારૂં શરીર કોમળ છે, તેમ સુવરાદિક કરતાં શ્વાનનું શરીર પણ કોમળ છે. જેમ તમારા શરીરપર ઇંદ્રાણી તથા અપ્સરાઓને પ્રીતિ છે, તેમ કૂતરાના શરીરપર પણ કૂતરીઓને પ્રીતિ છે. જેમ દેવને અમૃત પ્રિય લાગે છે, તેમ વમન કીધેલું અન્ન શ્વાનને પણ પ્રિય લાગે છે. જેમ તમારા ઉપર ઉપ-કાર કરનારાપર તમે પ્રીતિ કરો છો, તેમ શ્વાન પણ પોતાના સ્વામીપર પ્રીતિ કરે છે. તમારાપર અપકાર કરનારાપર તમે પણ ક્રોધ કરો છો, તેમ શ્વાન પણ ક્રોધ કરે છે. વળી 'હું ત્રણ લોકનું પાલણ કરૂં છું'' માટે ત્રણ લોક-પર હું ઇંદ્ર ઉપકાર કરૂં છું, પણ શ્વાન ત્રણ લોકપર ઉપકાર કરતો નથી, એવું તમારે અભિમાન રાખવું નહિ. કારણ

કે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, વિદ્યુત, મેઘ, આકાશ, ધર્મ, સત્ય વાક્ય, મનુષ્યત્વાદિક જાતિ, મન, બુદ્ધિ, પ્રાણાદિકરૂપ હિરણ્યગર્ભ, વિરાટ્ ભગવાનનું શરીર, ચિદાભાસ તથા સર્વ પૃથ્વી આદિ પદાર્થો સ્થૂલ તથા સૂક્ષ્મ રૂપથી સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. શ્વાનાદિક પ્રાણીઓનું સ્થૂલ સૂક્ષ્મ શરીર પણ અદૃષ્ટદ્વારા પૃથ્વી આદિ સર્વ પદાર્થપર ઉપકાર કરે છે. તાત્પર્ય કે, જે પદાર્થ જે પ્રાણીના સુખનું કારણ હોય, તે પદાર્થ તે પ્રાણીના પુણ્યરૂપ અદૃષ્ટથી ઉત્પન્ન થાય છે. જે પદાર્થ જે પ્રાણીના દુઃખનું કારણ હોય, તે પદાર્થ તે પ્રાણીના પાપરૂપ કર્મવડે ઉત્પન્ન થાય, એવો શાસ્ત્રનો નિયમ છે. માટે શ્વાનાદિક સર્વ પ્રાણીઓ પોતાનાં પુણ્ય પાપરૂપ અદૃષ્ટદ્વારા પૃથ્વીનું કારણ છે, તેથી તે સર્વ પ્રાણીઓ પૃથ્વી આદિપર ઉપકાર કરે છે. તેમ જ પૃથ્વી આદિક પદાર્થ પણ શ્વાનાદિ સર્વ પ્રાણીને સુખાદિ આપે છે, માટે પૃથ્વી આદિક પદાર્થ પણ શ્વાનાદિક પ્રાણીઓપર ઉપકાર કરે છે. સર્વપર ઉપકાર કરવાનો ધર્મ તમારામાં તથા શ્વાનાદિકમાં સમાન છે. 'હું સર્વ ઉપકાર કરૂં છું.' એવું અભિમાન તમારે રાખવું નહિ.

## સર્વ ભૂતનો પરસ્પર ઉપકાર.

આ સર્વ ભૂત પ્રપંચ પરસ્પર ઉપકાર કરે છે. માટે તે સર્વ પ્રપંચના માયાવિશિષ્ટ પરમાત્મા જ એક કારણ છે તથા તે માયાવિશિષ્ટ પરમાત્મા સર્વ જડ પ્રપંચમાં તાદાત્મ્ય સંબંધવડે રહી, સર્વપર ઉપકાર કરે છે. પૃથ્વી આદિક પદાર્થો તથા મનુષ્યાદિક પ્રાણીઓ કોઈ કોઈના પર ઉપકાર કરતાં નથી, પણ 'નેતિ નેતિ' એ શ્રુતિએ ગવાતા નાશ રહિત તથા સ્વપ્રકાશરૂપ પરમાત્મા જ પૃથ્વી આદિક પદાર્થમાં તથા સ્થાવર જંગમ પ્રાણીઓમાં તાદાત્મ્ય સંબંધવડે રહી, સર્વનાપર ઉપકાર કરે છે. પરમાત્મા પૃથ્વીપર રહી સર્વ પ્રાણીના ભોગના સાધનરૂપ શરીરને ઉત્પન્ન કરે છે. આથી સર્વ પ્રાણીપર પૃથ્વી ઉપકાર કરે છે. તેમ જ આધારરૂપ પૃથ્વીવિના જીવમાં સુખદુઃખનો ભોગ સંભવે નહિ. માટે પરમાત્મા સર્વ પ્રાણીના શરીરમાં રહી, પુણ્યપાપરૂપ અદૃષ્ટદ્વારા પૃથ્વીની વૃદ્ધિ કરે છે, તેથી સર્વ પ્રાણી પૃથ્વીપર ઉપકાર કરે છે! માટે હે ઇન્દ્ર, પૃથ્વી તથા સર્વ પ્રાણીઓનો કાર્યકારણભાવ તથા ભોક્તા–ભોગ્યભાવ સમાન છે. તેમાં જડ અંશની પ્રધાનતાથી પૃથ્વી તથા સર્વ પ્રાણીઓમાં કાર્યપણું તેમજ ભોગ્યપણું છે, તેમ ચૈતન્યની પ્રધાનતાથી પૃથ્વીમાં તથા સર્વ પ્રાણીમાં કારણપણું તથા ભોક્તાપણું છે. આ રીતે જળાદિકમાં પણ જાણી લેવું. આ પરમાત્મા જળમાં રહી જીવોના શરીરમાં વીર્ય ઉત્પન્ન કરે છે, તેથી જળ સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. પરમાત્મા જીવોના વીર્યમાં રહી શરીરોની ઉત્પત્તિદ્વારા પુણ્યપાપરૂપ અદૃષ્ટથી જળાદિકની વૃદ્ધિ કરે

છે, તેથી પ્રાણીઓ જળપર ઉપકાર કરે છે. આ પરમાત્મા અગ્નિમાં રહી સર્વ જીવની વાક્ ઇન્દ્રિયોને શબ્દ ઉચ્ચારણરૂપ વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે તથા રૂધિરાદિક ધાતુઓને પકાવે છે, માટે અગ્નિ સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. પરમાત્મા સર્વ પ્રાણીની વાક્ ઇન્દ્રિયોવિષે રહી મંત્ર ઉચ્ચારણદ્વારા અગ્નિને સંસ્કારવાળો કરે છે, જે અગ્નિને વેદમાં આહવનીય, ગાર્હપત્ય તથા દક્ષિણાગ્નિ વગેરે નામોથી વર્ણવ્યો છે. માટે સર્વ પ્રાણીઓપર ઉપકાર થાય છે. પરમાત્મા વાયુમાં રહી સર્વ જીવના પ્રાણોને ચલાવે છે, માટે વાયુ સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. પ્રાણમાં રહી પુણ્ય પાપરૂપ અદૃષ્ટદ્વારા પરમાત્મા વાયુને ચલાવે છે, માટે પ્રાણી વાયુપર ઉપકાર કરે છે. આ પરમાત્મા સૂર્યમાં રહી સર્વ જીવના નેત્રાદિને રૂપાદિ વિષયમાં પ્રવૃત્ત કરે છે, માટે સૂર્ય સર્વ જીવપર ઉપકાર કરે છે. તે સર્વ પ્રાણીના નેત્રમાં રહી "આ તો સૂર્ય છે." એ પ્રકારે સૂર્યને સિદ્ધ કરે છે, માટે સર્વ પ્રાણી સૂર્યપર ઉપકાર કરે છે. તે પૂર્વાદિ દિશાઓમાં રહી સર્વ પ્રાણીની શ્રોત્ર ઇન્દ્રિયપર ઉપકાર કરે છે. આથી દશે દિશા પ્રાણીપર ઉપકાર કરે છે. તે સર્વ પ્રાણીની શ્રોત્રિય ઇન્દ્રિયમાં રહી, દિશાઓના પ્રતિધ્વનિરૂપ શબ્દને જાણે છે, એટલે કે ભેરી આદિના શબ્દથી થતા પ્રતિધ્વનિ શબ્દવડે દિશાનું જ્ઞાન થાય છે. આ પ્રતિધ્વનિનું જ્ઞાન શ્રોત્ર ઇન્દ્રિયવડે થાય છે, જેથી પ્રતિધ્વનિના જ્ઞાનથી શ્રોત્ર ઇન્દ્રિય દિશાઓને સિદ્ધ કરે છે. આથી સર્વ પ્રાણી દિશાપર ઉપકાર કરે છે. તે ચંદ્રમામાં રહી સર્વ જીવના મનને પ્રવૃત્ત કરે છે. આથી ચંદ્ર સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. તેમ સર્વ જીવના મનમાં રહી પરમાત્મા મનના સંકલ્પથી થયલા કર્મવડે ચંદ્રલોકની વૃદ્ધિ કરે છે, અથવા 'આ ચંદ્ર છે,' આ રીતે મનવડે ચંદ્રને જાણે છે, માટે સર્વ પ્રાણી ચંદ્રપર ઉપકાર કરે છે. તે વિજળીમાં રહી સર્વ પ્રાણીના અંધકારનો નાશ કરે છે, માટે વિજળી સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. સર્વ જીવની ત્વચામાં રહેલ ઉજ્વળતારૂપ તેજના અભિમાનવિશે રહી પરમાત્મા સર્વ સ્થળે રહેલા વિજળીના તેજને જાણે છે, માટે સર્વ પ્રાણી વિજળીપર ઉપકાર કરે છે. પરમાત્મા મેઘમાં રહી સર્વના આનંદને ઉત્પન્ન કરે છે, તેથી મેઘ સર્વ જીવપર ઉપકાર કરે છે. તે જીવોના ધ્વનિરૂપ શબ્દમાં રહી ગર્જના સહિત મેઘને શ્રેષ્ઠ કરી માને છે, અર્થાત્ જેમ મુખમાં રહેલી લાલાશ બાહ્ય રસના જ્ઞાનમાં કારણરૂપે બને છે, તેમ અંતર્ધ્વનિરૂપ શબ્દ પણ બાહ્ય શબ્દના જ્ઞાનમાં કારણ છે. આ કારણથી સર્વ પ્રાણી મેઘપર ઉપકાર કરે છે. તે આકાશમાં રહી સર્વ પ્રાણીના હૃદયરૂપ છિદ્રની પ્રાપ્તિ કરે છે, માટે આકાશ સર્વ પ્રાણીપર ઉપકાર કરે છે. પરમાત્મા હૃદયાકાશમાં રહી સર્વત્ર વ્યાપક આકાશને જાણે છે, અર્થાત્ નેત્રાદિવડે રૂપ વગરના આકાશનું જ્ઞાન સંભવતું નથી, પણ સાક્ષી ચૈતન્યવડે આકાશનું જ્ઞાન સંભવે છે. આ સાક્ષી ચૈતન્ય

વિશેષે કરી હૃદયાકાશમાં રહે છે. તેથી સર્વ પ્રાણી આકાશપર ઉપકાર કરે છે. તે ધર્મમાં રહી જીવને સુખ આપે છે, માટે ધર્મ સર્વ જીવપર ઉપકાર કરે છે. પરમાત્મા ધર્મવાન્ જીવોમાં રહી ફરી ધર્મ કરે છે, માટે સર્વ પ્રાણી ધર્મપર ઉપકાર કરે છે. પરમાત્મા સત્યવાક્યમાં જીવને યથાર્થ અર્થનું બોધન કરે છે, માટે સત્યવાક્ય સર્વ જીવપર ઉપકાર કરે છે. તે દેવ એવા સત્યવકતા પુરૂષમાં રહી સત્યવાક્યનું ઉચ્ચારણ કરે છે, માટે સર્વ જીવ સત્યવાક્યપર ઉપકાર કરે છે. તે મનુષ્યત્વ તથા બ્રાહ્મણત્વાદિ જાતિમાં રહી અધિકાર સંપાદનદ્વારા, જાતિ અભિમાની જીવોને સુખ આપે છે, તેથી મનુષ્યત્વ તથા બ્રાહ્મણત્વાદિ જાતિ સર્વ જીવપર ઉપકાર કરે છે. તે મનુષ્ય તથા બ્રાહ્મણ વ્યકિતમાં રહી, 'હું માણસ છું, હું બ્રાહ્મણ છું,' એવી મનુષ્યત્વાદિક જાતિ સિદ્ધ કરે છે, તેથી મનુષ્યાદિક સર્વ પ્રાણી મનુષ્યત્વાદિક જાતિપર ઉપકાર કરે છે. પરમાત્મા દેહ, ઇન્દ્રિય, મન, પ્રાણ તથા બુદ્ધિરૂપ સંઘાતમાં રહી, વિજ્ઞાનમય ભોક્તાને જન્મ મરણાદિક આપે છે; અર્થાત્ દેહથી લઈ બુદ્ધિ સુધી સંઘાતરૂપ ઉપાધિમાં રહી, જન્માદિ ધર્મવડે વિજ્ઞાનમય આત્માને જન્માદિ ધર્મવાળો કરે છે, તેથી સંઘાત વિજ્ઞાનમય ભોક્તાપર ઉપકાર કરે છે. તે બુદ્ધિની વૃત્તિમાં રહી, વિષય સહિત બુદ્ધિનો પ્રકાશ કરે છે, તેથી વિજ્ઞાનમય સંઘાતપર તે ઉપકાર કરે છે.

આ પ્રમાણે જે આત્મા પૃથ્વીઆદિમાં રહી સર્વપર ઉપકાર કરે છે તે આત્મા, તમારો તથા શ્વાનનો એક સમાન જ છે. જેમ ભ્રમર સર્વ પુષ્પમાંથી રસ ગ્રહણ કરી, મધુરૂપ રસને એકત્ર કરે છે, તેથી મધમાખપર મધ ઉપકાર કરે છે. આ રીતે મધ તથા મધમાખ પરસ્પર ઉપકાર કરે છે. તેમ પૃથ્વીથી માંડી જેટલું ચરાચર જગન્મંડળ છે, તે જે જે પ્રાણીપર ઉપકાર કરે છે, તે પ્રાણી તે તે પૃથ્વી આદિપર પણ ઉપકાર કરે છે. એક ધનવાન્ પોતાના ચાકરને પૈસાથી ઉપકૃત કરે છે, તેમ ચાકર પણ સેવા-ચાકરીથી ધનવાનને ઉપકાર કરે છે. પૃથ્વી આદિના જેટલા ઉપકાર મેં તમને કહ્યા, તે સર્વ દૃષ્ટાંત માત્ર જણાવવા માટે કહ્યા છે. વાસ્તવિક રીતે જોતાં ઉપકાર અનેક પ્રકારના છે. તેમ જ ભગવાન્ સુરેશ્વરાચાર્ય કહે છે કે, " सर्वे सर्वस्य कार्यं स्यात् सर्वः सर्वस्य भोजकः ॥ इत्येषा मधुविद्यात्र वैषम्यक्लेशहारिणी ॥ સર્વ પદાર્થ સર્વ પદાર્થનું કાર્ય છે તથા સર્વ પદાર્થ સર્વ પદાર્થનો ભોક્તા છે, એવી વિષમ કલેશને ટાળનારી મધુવિદ્યા છે." પૃથ્વી આદિક પદાર્થોમાં એક એક પદાર્થ પોતાથી ભિન્ન સર્વ પદાર્થપર જેમ ઉપકાર કરે છે, તેમ પૃથ્વીથી ભિન્ન સર્વ જળાદિક પદાર્થો પણ પૃથ્વીપર ઉપકાર કરે છે. અર્થાત્ પંચીકરણની રીતવડે પૃથ્વી પોતાનો ભાગ આપી જળાદિને પૂર્ણ કરે છે તથા જળ પોતાનો ભાગ આપી પૃથ્વીને પૂર્ણ કરે છે. આ રીતે સર્વત્ર જાણી લેવું. જેમ એક શરીરના હસ્તપાદાદિક અવયવો પરસ્પર

ઉપકાર કરે છે, માટે તે અવયવોનો એક જ આત્મા છે. તેમ પૃથ્વી આદિ પદાર્થ પણ પૂર્વોક્ત રીતવડે પરસ્પર ઉપકાર કરે છે, માટે પૃથ્વી આદિના પણ એક જ પરમાત્મા માનવા યોગ્ય છે. પરમાત્મા સ્વપ્રકાશ તેજથી શોભતા, જન્મ મરણાદિ વિકારોથી રહિત, પરમ અમૃતરૂપ તથા સર્વ પ્રાણીઓના હૃદયમાં રહી બુદ્ધિની સર્વ વૃત્તિનો પ્રકાશ કરે છે. તે વાસ્તવિક રીતે અંગથી રહિત છે, છતાં સ્થાવર જંગમરૂપ સર્વ શરીરોમાં અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરીને રહે છે. તેજ પરમાત્મા ભગવાન્ તમારો તેમ જ શ્વાનનો પણ સમાન જ છે. જેમ ઘટમઠાદિક ભેદ અસંગ આકાશને સ્પર્શ કરતો નથી, તેમ શરીરરૂપ ઉપાધિમાં રહેલો ભેદ અસંગ આત્માને સ્પર્શ કરતો નથી. હે ઇન્દ્ર ! સર્વના હૃદયમાં રહેલ, જન્મ મરણ રહિત, સર્વ ભેદથી રહિત તથા સર્વના આત્મારૂપ બ્રહ્મ, જે મેં તમને સમજાવ્યા, તે પોતાના આત્મજ્ઞાનથી સર્વાત્મભાવને પામે છે. આ બાબત પૂર્વે બ્રાહ્મણના પરસ્પર વિચારમાં મેં તમને કહેલ છે. તે જ પરમાત્મા સર્વ જીવને તથા દેવને પોતાને વશ કરી પાલન કરે છે. માટે 'હું ઇન્દ્ર સર્વ જીવનું પાલન કરૂં છું,' એવું તમારૂં અભિમાન વ્યર્થ છે. જેમ સૂર્ય ભગવાન્ બ્રહ્માંડમાં રહી સર્વ લોકોને પ્રકાશ આપે છે, તેમ પરમાત્મા સર્વ ભૂતોના અંતરમાં રહી પ્રકાશે છે. માટે પરમાત્મા સર્વના રાજા છે. તમે ઇંદ્ર સર્વના રાજા નથી. જેમ રથના ચક્રમાં નેમી, નાભિ તથા અરા રહેલ છે, તેમાં પૃથ્વી વિશે જેનો સ્પર્શ હોય છે. એવું જે ચંદ્રમાની માફક વર્તુલાકાર કાષ્ઠ છે, તેને નેમિ કહે છે; તેનામાં લાકડું રહે છે, તેને નાભિ કહે છે તથા નાભિના હૃદયમાં જે વક્ર લાકડું છે, તેને અરા કહે છે. આ અરા સ્વતંત્ર નથી. પણ નેમિના તથા નાભિના બેઉના આશ્રયથી રહે છે, તેમ પૃથ્વીનો અભિમાની આત્માનો અંશ નેમિ સરખો છે તથા શરીરનો અભિમાની આત્માનો અંશ નાભિ સમાન છે તથા સર્વ શરીર અને પૃથ્વી અરા સમાન છે. પૃથ્વીનો તથા શરીરના અભિમાની પ્રપંચ આત્માના અંશના આશ્રયે કરીને જ, શરીર તથા પૃથ્વી રહે છે. તે સ્વતંત્ર રહી શકતી નથી. કારણ કે આત્માના બે અંશો ઉપર દર્શાવ્યા પ્રમાણે સર્વ ભૂત પ્રપંચને ઉપકાર કરવા પૃથ્વી આદિકમાં રહેલ છે. જેમ રથના ચક્રમાં રહેલ એક જ સીસમનું લાકડું નેમિ, નાભિ તથા અરા ત્રણ રૂપને ધારણ કરી ઉપકારક, ઉપકાર્ય, આધાર અને આધેય સર્વ ભાવને પામે છે, તેમ એક પરમાત્મા પૃથ્વી આદિક અધિભાવને, શરીરાદિક અધ્યાત્મ ભાવને તથા પૃથ્વી આદિના અભિમાની પુરૂષભાવને પામી સર્વત્ર ઉપકાર કરે છે. તમે દેવો તથા પૃથ્વી આદિ સર્વ પદાર્થો કોઇપર ઉપકાર કરતા નથી, માટે 'હું ઉપકાર કરૂં છું,' એવું તમારૂં અભિમાન વ્યર્થ છે.

ઇન્દ્ર:-હે ભગવન્ ! જો કે પરમાત્મા સર્વત્ર રહી ઉપકાર કરે છે, એ

સત્ય છે, છતાં તે પરમાત્મા ઉત્કૃષ્ટ દેવના શરીરમાં રહી ઉપકાર કરે છે, પણ શ્વાનાદિ નીચ શરીરમાં રહી કોઈપર ઉપકાર કરતા નથી.

દધ્યઙ્:–'ઉત્કૃષ્ટ શરીરમાં રહી હું ઉપકાર કરૂં છું,' એવું તમારૂં અભિમાન વ્યર્થ છે. કારણ, પરમાત્મા જેમ તમારા શરીરમાં રહી સર્વ ઉપર ઉપકાર કરે છે, તેમ શ્વાનના હૃદયમાં રહીને પણ સર્વપર ઉપકાર કરે છે. સત્વગુણ-યુક્ત અને ઋષિઓ, રજોગુણયુક્ત તમે દેવતાઓ અને તમોગુણયુક્ત શ્વાનાદિ પ્રાણીઓમાં પરમાત્મા તો એક સમાન છે.

ઇન્દ્રઃ–હે ભગવન્! શ્વાનની સર્વ લોક નિંદા કરે છે, પણ દેવની લોક નિંદા કરતા નથી. માટે દેવનું શરીર ઉત્કૃષ્ટ છે.

દધ્યઙ્:–હે દેવરાજ ઇન્દ્ર! આ તમારૂં અભિમાન વ્યર્થ છે. જેમ દેવો મનુષ્ય ને શ્વાનના જન્મની નિંદા કરે છે, તેમ અમને વિષયમાં આસક્ત જોઈ બ્રહ્મવેત્તા વિરક્ત પુરૂષો અમારા જન્મની પણ નિંદા કરે છે. જેમ દેવોને તથા મનુષ્યોને પોતાના શરીરમાં ઉત્કૃષ્ટતાની બુદ્ધિ છે, તેમ શ્વાનને પણ છે. જે આત્માના તાદાત્મ્ય સંબંધથી નિકૃષ્ટ શરીરમાં ઉત્કૃષ્ટતા જણાય છે, તે જ આત્મા અધિકારી પુરૂષે જાણવા યોગ્ય છે. આ આનંદ સ્વરૂપ આત્માના જ્ઞાનમાં 'હું તથા મારૂં' એવું અભિમાન પ્રતિબંધ કરનારૂં છે, માટે શરીરપરનું 'હું' એવું અભિમાન છોડી દઈ, તમે આત્માનો નિશ્ચય કરો. જે શરીરથી લોક 'હું' એવું અભિમાન કરે છે, તે શરીર શ્વાનની વિષ્ઠાના જેવું દુર્ગંધયુક્ત હોવાથી બુદ્ધિમાને તેનું અભિમાન કરવું યોગ્ય નથી. જ્યાં સૂધી જીવને શરીરાદિકોમાં 'અહ' બુદ્ધિ છે તથા સ્ત્રીપુત્ર ધનાદિમાં 'મમ' બુદ્ધિ છે, ત્યાં સૂધી જીવને આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ તથા જન્મ મરણાદિક દુઃખની નિવૃત્તિ થતી નથી. હે ઇન્દ્ર! શરીરપરના 'હું' એવા અભિમાનનો ત્યાગ કરી તથા અપ્સરાઓ સહિત સ્વર્ગમાં 'મમ' એવા અભિમાનનો ત્યાગ કરી, તમે આનંદસ્વરૂપ એવા સચ્ચિદાનંદ આત્માને ઓળખો.

## ઇન્દ્રને સંશય.

ઋષિઃ–હે અશ્વનીકુમારો! આ રીતે તમારા ગુરૂ દધ્યઙ્ અથર્વણે અનેક પ્રકારની યુક્તિવડે અનધિકારી છતાં પોતાનું વચન પાળવા ઇન્દ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ઋષિની આનંદદાયક વાણી સાંભળી ઇંન્દ્ર આનંદને પામ્યો નહિ, પણ ઉલટો ક્રોધે ભરાયો. જેમ કોઈ દયાળુ પુરૂષ સર્વપર દયા લાવી તેને દૂધનું પાન કરાવે ત્યારે તે તેને કરડે, તેમ ઇન્દ્ર પણ દધ્યઙ ઋષિની અમૃતમય વાણી સાંભળી ક્રોધને પામ્યો. અર્થાત્ જેમ લોકમાં જેની જે પદાર્થમાં આસક્તિ હોય છે, તે પદાર્થની જ્યારે કોઈ નિંદા કરે છે ત્યારે તે પુરૂષ નિંદા કરનારપર ક્રોધ કરે છે, તેમ સ્વર્ગાદિક ભોગમાં આસક્તિવાળો ઇન્દ્ર સ્વર્ગાદિ ભોગની નિંદા સાંભળી અત્યંત ક્રોધે

ભરાયો. હે અશ્વિનીકુમારો ! તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે–મારા શત્રુ અસુરોએ મારૂં રાજ્ય લેવા માટે આ બ્રાહ્મણને મારી તરફ મોકલ્યો હશે. ત્રણ લોકના પતિ એવા મને આ બ્રાહ્મણ શ્વાન કહે છે, માટે એ કોઇ ધૂર્ત હશે. જન્માંતરમાં બ્રહ્મહત્યા કરનારાને શ્વાનનું શરીર પ્રાપ્ત થાય છે, જ્યારે સો અશ્વમેધ યજ્ઞ કરવાથી ઇન્દ્રપદની પ્રાપ્તિ થાય છે. હું ઇન્દ્ર સર્વદા અમૃતનું પાન કરૂં છું. ઘણો સમય સૂધી મોટી ઉપાસના કર્યાથી જ લોકેને મારાં દર્શન થાય છે. મોટા યજ્ઞોવડે પણ દુર્લભ એવું દેવ શરીર છે, તેને આ બ્રાહ્મણ શ્વાન જેવું કહે છે. હું એકલો ઇન્દ્ર વજ્રવડે સર્વ જગતને વશ કરવા સમર્થ છું. મારૂં રાજ્ય લેવા આ કોઇ બ્રાહ્મણને રૂપે અસુર આવેલો છે તથા દેવોની કે બ્રાહ્મણોની બુદ્ધિ ભ્રષ્ટ કરવા આવ્યો છે. જો એ બ્રાહ્મણ હોય તો પણ દેવોનો પક્ષપાતી બ્રાહ્મણ નથી, પણ દૈત્યના ગુરૂ શુક્રાચાર્ય અથવા શુક્રના શુંડામર્ક નામના પુત્રોમાંનો એક હોવો જોઈએ. આ દુરાત્માના બ્રાહ્મણપણાનો વિચાર કરવો વ્યર્થ છે. હું એને મારી નાંખું વા કાઢી મૂકું. પણ જો હું તેમ કરીશ તો લોકમાં મારી નિંદા થશે, માટે કોઇ બીજો ઉપાય યોજવો. અશ્વિનીકુમાર જેવા બુદ્ધિમાનોને પણ આણે મારાથી વિમુખ કરાવ્યા છે. આવો વિચાર કરી ઇન્દ્ર બોલ્યો કે–હે બ્રહ્મન્ ! જે બ્રહ્મવિદ્યાનો તમે મને ઉપદેશ કર્યો, તેનો બીજા કોઇને તમે ઉપદેશ કરશો તો વજ્રથી હું તમારૂં મસ્તક છેદી નાંખીશ. હે અશ્વિનીકુમારો ! તમારા ગુરૂએ વિચાર્યું કે, જો હું ઇન્દ્રની આજ્ઞા પાળીશ તો મને બે પ્રકારના દોષો લાગશે નહિ, એક તો બ્રહ્મવિદ્યાના ઉપદેશમાં નિષ્ઠુરતારૂપ દોષની નિવૃત્તિ થશે તથા બીજો અનધિકારીને બ્રહ્મવિદ્યાના દાનરૂપ દોષની નિવૃત્તિ થશે. માટે મારે ઇન્દ્રની આજ્ઞા પાળવી યોગ્ય છે. જેમ ગુરૂ પાસેથી વિદ્યા ભણ્યા પછી, શિષ્ય તેમને દક્ષિણા આપે છે, તેમ ઇન્દ્ર મને બ્રહ્મવિદ્યા ઉપદેશ્યા પછી આજ્ઞારૂપી દક્ષિણા આપે છે, જે મને પરમ અનુકૂળ છે. કારણ કે, આ આજ્ઞાથી અનધિકારીને હું બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ નહિ. વળી કામ ક્રોધાદિ યુક્ત અનધિકારીને આપેલી બ્રહ્મવિદ્યા નિષ્ફળ છે. ચાંડાલને આપેલી ગાય અથવા નપુંસકને આપેલી સુંદર બાળા સમાન અનધિકારીને કરેલો ઉપદેશ વ્યર્થ છે.

જે વિદ્વાન્ સ્નેહ અથવા ધનથી મોહિત થયલા વિષયાસક્તને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે, તે પોતાનો, બ્રહ્મવિદ્યાનો તથા શ્રોતાનો નાશ કરે છે. કારણ કે બ્રહ્મવિદ્યા આપનાર દ્વેષને પ્રાપ્ત થાય છે. અનધિકારી ઉભય લોકથી ભ્રષ્ટ થાય છે તથા બ્રહ્મવિદ્યા આપેલી નિષ્ફળ નિવડે છે. કહ્યું છે કે, यश्चाधर्मेण वै ब्रूयात् यश्चाधर्मेण पृच्छति । तयोरन्यतरः प्रैति विद्वेषं वाधिगच्छति ॥ જે અધર્મવડે બ્રહ્મવિદ્યા કહે છે અને જે અધર્મવડે બ્રહ્મવિદ્યા સાંભળે છે, તે બેઉનો નાશ થાય છે

અથવા દ્વેષને પ્રાપ્ત થાય છે માટે અનધિકારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. કારણ કે તેમ કરવાથી પાપ લાગે છે. હવે ઇંદ્રની આજ્ઞારૂપી કૃપાથી આ પાપ કદી મને ઉત્પન્ન થશે નહિ. માણુસ, દેવ તથા અસુર જેઓના સંગવડે અનંત પ્રકારની ભેદબુદ્ધિ થાય છે તથા જેઓનાં ચિત્ત બહિર્મુખ છે, તેઓનું મારે કાંઈ પણ પ્રયોજન નથી. ઉલટું એવાના સંગથી મારૂં ચિત્ત બહિર્મુખ થાય તે સારૂં. જાગ્રતાવસ્થામાં જે જે પદાર્થનો અનુભવ થાય છે, તે તે અનુભવથી ઉત્પન્ન થયલા સંસ્કારવડે તે તે પદાર્થ જેમ સ્વપ્નમાં મળે છે, તેમ મરણકાળે પણ પ્રાપ્ત થાય છે. ભેદબુદ્ધિ જ જીવના જન્મમરણરૂપ સંસારનું કારણ છે. વળી મારામાં ભેદબુદ્ધિનું બીજું કોઇ કારણ નથી, પણ શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, તે મારી ભેદબુદ્ધિનું કારણ છે. અજ્ઞાની જીવની માફક મને પણ ઉપદેશાત્મક ભેદબુદ્ધિથી જન્મમરણાદિની પ્રાપ્તિ થાય. 'હું ગુરૂ છુ' 'આ શિષ્ય છે,' આ રીતની ભેદબુદ્ધિ અવિદ્યા વિના થતી નથી. માટે ઉપદેશ સમયે અવિદ્યા વિના ભેદબુદ્ધિને અયોગ્ય હોવા છતાં, બ્રહ્મવેત્તામાં પણ અવિદ્યાનો લેશ ઉત્પન્ન થાય છે. માટે ઉપદેશ સમયે હું અજ્ઞાની પામર પુરૂષ સરખો ગણાઉં. 'આ હું, આ મારૂં નહિ, આ મારૂં છે,' આ રીતનું જીવનું ભેદદર્શન જ્યાં સૂધી નાશ પામતું નથી ત્યાં સૂધી દેહરૂપી કારાગૃહથી જીવની કદાપિ મુક્તિ થતી નથી. માટે ભેદ એજ જીવના બંધનનું મુખ્ય કારણ છે. મારો તે ભેદ ઇન્દ્રે નાશ કર્યો, માટે ઇંદ્રદેવ દેવ અથર્વણ નામના મારા ગુરૂથી પણ અધિક છે. આ ઇન્દ્ર મારો પરમ ગુરૂ છે. અર્થાત્ આત્મસાક્ષાત્કાર પછી જીવન્મુક્તિના સુખ માટે મનોનાશ અને વાસનાનો ક્ષય મારે અવશ્ય કરવો જોઇએ. આનો ઉપાય દેવ અથર્વણ નામના મારા ગુરૂએ મને કહ્યો હતો, માટે દેવ અથર્વણ મારા ગુરૂ છે. પરંતુ ઇન્દ્રે તો સાક્ષાત્ મારો મનોનાશ તથા વાસનાક્ષય કર્યો છે. કારણ કે શિષ્યને ઉપદેશ વખતે ગુરૂનું ચિત્ત બહિર્મુખ થાય છે. ચિત્ત બહિર્મુખ ન થાય, એમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરવા મને આજ્ઞા કરી, માટે ઇન્દ્ર મારા પરમ ગુરૂ છે. આ રીતનો વિચાર કરી, હે અશ્વિનીકુમારો ! તમારા ગુરૂએ ઇન્દ્રપર ક્ષમાદૃષ્ટિ કરી.

શિષ્યઃ–ગુરૂનો દ્રોહ કરનારા ઇન્દ્રને દધ્યઙ્ ઋષિએ શાપ કાં ન દીધો ?

ગુરૂઃ–તમારા ગુરૂએ વિચાર્યું કે, શ્વાન સર્પાદિ તામસી જીવો અપકારી જીવોપર ક્રોધ કરે છે. જો વિદ્વાન્ પણ અપકારીપર ક્રોધ કરે તો શ્વાન સર્પાદિ સરખા જ ગણાયા. માટે અપકાર કરનારાપર ઉપકાર કરવો, તે વિદ્વાનનું લક્ષણ છે. જો કોઈ એમ કહે કે, વિદ્વાન્ અપકાર કરનારાપર ક્રોધ કરે છે તો તેને કહેવું કે, કૂટસ્થ આત્માના અપકારવડે અથવા શરીરાદિ જડ પદાર્થના અપમાનવડે વિદ્વાન્ અપકારીપર ક્રોધ કરે છે. તેમાં પ્રથમ પક્ષ સંભવે એમ નથી,

કારણ કે ફૂટસ્થ આત્મા અવિકારી તથા અસંગ છે, માટે તેને વિષે અપકારરૂપ વિકારનો સંબંધ સંભવે નહિ. તેમ બીજો પક્ષ પણ સંભવે એમ નથી. કારણ કે વિદ્વાન્ જડ પદાર્થથી આત્માને ભિન્ન માને છે, માટે શરીરાદિનો અપકાર થવાથી વિદ્વાનને કશી હાનિ થતી નથી. જેમ એક પાષાણવડે બીજા પાષાણનું તાડન કરવાથી ચૈતન્યયુક્ત પુરૂષને દુઃખની પ્રાપ્તિ થતી નથી, તેમ જડ દંડાદિવડે જડ શરીરને અપકાર થવા છતાં વિદ્વાનને દુઃખ થતું નથી.

અશ્વિનીકુમારઃ—જો કે શરીર પાષાણની માફક જડછે, છતાં, તે શરીર આત્માના સુખનું સાધન છે. માટે શરીરનો અપકાર થવાથી જેમ ભૃત્યના અપકારથી રાજાને, તેમ વિદ્વાન્ પુરૂષને ક્રોધ કાં ન સંભવે ?

દધ્યઙ્ઃ—જેમ એક પુરૂષ પોતાના એક હાથવડે બીજા હાથનું, પગનું કે મસ્તકનું તાડન કરે તો તે તાડનથી તે પુરૂષને ક્રોધ થતો નથી. કારણ કે એક શરીરમાં રહેલા હસ્તપાદાદિનો એક જ આત્મા છે. તેમ એક શરીરવડે બીજા શરીરને મારવાથી વિદ્વાનને ક્રોધ થતો નથી. કારણ કે, શાસ્ત્ર તથા યુક્તિ પ્રમાણે, તેમ પોતાના અનુભવ પ્રમાણે વિદ્વાને સર્વ શરીરોમાં એક જ આત્મા માનેલો છે. આથી વિદ્વાનને પોતાનું શરીર જેમ સુખનું સાધન છે, તેમ સર્વ શરીર સુખનું સાધન છે, તેથી વિદ્વાન્ કોઈપર ક્રોધ કરતો નથી. જે અપકાર કરનારાપર ક્રોધ કરે છે, તે આત્મવેત્તા નથી. પણ તે આત્માનો નાશ કરનાર છે. આથી તે નાસ્તિક તથા સર્વ ભૂતની હિંસા કરનાર છે. તાત્પર્ય કે, અસંગ આત્માનો અપકાર થતો નથી, પણ શરીરાદિ જડ પદાર્થનો અપકાર થાય છે. શરીરાદિમાં જેની આત્મબુદ્ધિ છે, તેને શરીરપર અપકાર કરનારાપર ક્રોધ થાય છે, માટે શરીરાદિમાં આત્મબુદ્ધિ, તે જ ક્રોધનું કારણ છે. ચાર્વાક નાસ્તિકો શરીરને આત્મા માને છે, માટે તેઓ તથા ક્રોધ કરનારામાં કાંઇ ફેર નથી. ક્રોધથી પુરૂષ મન, વાણી તથા શરીરવડે જીવોની હિંસા કરે છે. આથી ક્રોધવાન્ સર્વ જીવની હિંસા કરનારો છે. જેને એક અદ્વિતીય આત્માનું જ્ઞાન થયું છે, તે કોઇ પણ પ્રાણીપર ક્રોધ કરતો નથી. જે પુરૂષ કોઈ પ્રાણીપર ક્રોધ કરે છે, તે પુરૂષ આત્મવેત્તા નથી. જેને અદ્વિતીય આત્માનું જ્ઞાન થયું નથી, તેને પોતાના પુણ્ય પાપરૂપ કર્મવડે સુખદુઃખાદિની પ્રાપ્તિ થાય છે, એમ જાણનારો પુરૂષ પણ અપકાર કરનારાપર ક્રોધ કરતો નથી, તો સર્વાત્મદર્શી તત્ત્વવેત્તા પુરૂષો અપકારીપર કેમ ક્રોધ કરે ? જે શાસ્ત્ર જાણવા છતાં ક્રોધ કરે છે, તે વિદ્વાન્ કહેવાતા નથી. જે વિદ્યાવાળો છે તે જ વિદ્વાન્ છે. સર્વ પ્રાણીનું આત્મબુદ્ધિવડે હિત ઇચ્છવું, એ વિદ્યાનું ફળ છે. આ ફળ ક્રોધવાળામાં સંભવતું નથી. જેમ ગર્દભ મૃત્તિકાના ભારને ઉપાડે છે, તેમ ક્રોધવાન્ નિષ્ફળ શાસ્ત્રરૂપી ભારને ઉઠાવે છે. માટે

થોડું પણ શાસ્ત્ર પઠન કરે, શ્રવણ કરે, વા ન કરે, પણ સર્વ પ્રાણીમાં આત્માને પરિપૂર્ણ જાણી શરીર, મન તથા વાણી-વડે કોઈ પણ પ્રાણીપર ક્રોધ ન કરવો, તે જ વિદ્વાન્ કહેવાય. કહ્યું છે કે, 'आत्मानं चेद्विजानीयात् सर्वभूतगुहाशयं । श्लोकेन यदि वार्धेन क्षीणं तस्य प्रयोजनम् ॥ જે પુરૂષ એક અથવા અર્ધા શ્લોકવડે સર્વ ભૂતો-માં વ્યાપક એવા આત્માને જાણે છે, તે પુરૂષનું સર્વ પ્રયોજન સિદ્ધ થાય છે.' ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને પણ કહ્યું છે કે, 'आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन । सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः હે અર્જુન ! જેમ પોતાને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય હોય છે, તેમ જે પુરૂષ સર્વ પ્રાણીના સુખને પ્રિય માને છે તથા દુઃખને અપ્રિય માને છે, તે પુરૂષ પરમ યોગી છે.' જે પુરૂષ શરીર, મન તથા વાણીવડે પ્રાણીઓનો દ્રોહ કરે છે, તે પુરૂષને આ લોક તથા પરલોકમાં આત્મસ્વરૂપાનંદ પ્રાપ્ત થતો નથી. માટે જીવનો દ્રોહ કરવો, એ સર્વ અનર્થનું કારણ છે.

આ પ્રમાણે વિચાર કરી મેં દધ્યઙ્ઋ-ષિએ ઇન્દ્રને શાપ દીધો નહિ, પણ કહેવા માંડયું કે, તમે મને જે આજ્ઞા કરી, તે આજ્ઞા હું અવશ્ય પાળીશ. જો હું તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરૂં તો તમે મારૂં મસ્તક છેદજો. બ્રહ્મવિદ્યાનો કોઇને ઉપદેશ ન કરવો, તે મને દુઃખનું કારણ નથી, પણ સામું જીવન્મુક્તિના સુખનું કારણ છે. પરંતુ સર્વ દેવોના અધિપતિ ઇન્દ્ર એવા તમે સ્વર્ગલોકથી ચાલી મારે આ-શ્રમે આવ્યા તો મારે તમને પ્રસન્ન કરવા કયો પદાર્થ આપવો ? હું ધારૂં છું કે, ધન, શરીર અથવા બીજા કોઇ ઉપાય-વડે હું તમને પ્રસન્ન કરીશ. હે અશ્વિની-કુમારો ! આ રીતનું વચન જ્યારે તમારા ગુરૂ દધ્યઙે ઇન્દ્રને કહ્યું ત્યારે તે સાત્વિક ભાવને પામ્યો. મુનિના શાન્ત સ્વભાવને જોઇ ઇન્દ્ર પ્રસન્ન થઇ કહેવા લાગ્યો કે, હે બ્રાહ્મણ ! પોતાના વર્ણાશ્રમ ધર્મને પાળનાર બ્રાહ્મણનો હું કદી દ્રોહ કરતો નથી, તો તમારા સરખા સર્વપર ઉપકાર કરનારા શ્રેષ્ઠ બ્રાહ્મણપર તો હું કેમ જ દ્રોહ કરૂં ? મેં પૂર્વે વિશ્વરૂપાદિક બ્રાહ્મણો તથા સંન્યાસીઓનો તેઓના દુષ્ટ સ્વ-ભાવને લીધે વધ કર્યો હતો. અપરાધ વિના હું કોઇને મારતો નથી. માટે જો તમે મારી આજ્ઞા નહિ માનશો તો હું વિશ્વરૂપાદિકની માફક તમારો શિરચ્છેદ કરીશ. પ્રથમ મારા કહેવાથી તમે મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. બ્રહ્મવિદ્યાના ઉપદેશવડે મારી ઇચ્છા પૂર્ણ થઇ. પરંતુ હવે બીજું કોઇ કાર્ય કરવા યોગ્ય નથી. તમારૂં કલ્યાણ થાઓ. હું મારા સ્વર્ગલોક પ્રતિ જાઉં છું, એમ કહી ઈન્દ્ર પોતાના સ્વર્ગલોક પ્રતિ ગયો તથા તમારા ગુરૂ દધ્યઙ વિનાક્ષોભે પોતાના આશ્રમમાં રહ્યા.

અશ્વિનીઃ— ઇન્દ્રે દધ્યઙ્ને કહ્યું કે, બ્રહ્મવિદ્યાના ઉપદેશથી મારી ઇચ્છા પૂર્ણ થઇ, એ કહેવું કેમ સંભવે ? કારણ કે ઇન્દ્રને જો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ હોય તો તે દધ્યઙ્ ઋષિપર ક્રોધ કરે નહિ.

દધ્યઙઃ—દધ્યઙ અથર્વણ—તમારા ગુરૂ, ઇન્દ્રને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા

હતા, નાનાં પ્રકારનાં કર્મો તથા ઉપાસનાનો ઉપદેશ કરતા હતા તેમ જ અનેક પ્રકારની જગતની ઉત્પત્તિ વિશે ઉપદેશ કરતા હતા. પણ ઇન્દ્રમાં રાગાદિક દોષ હોવાથી બ્રહ્મવિદ્યા છોડી, બીજી સર્વ વિદ્યા ગ્રહણ કરવા લાગ્યા. માટે ઇન્દ્રે પોતાની ઇચ્છાની પૂર્ણતા કહી છે. હે અશ્વિનીકુમારો ! આ રીતે ઇન્દ્ર ગયા પછી તમારા ગુરૂ દધ્યઙે મૌન ધારણ કર્યું તથા કેટલેક કાળે તમે બન્ને વૈરાગ્યાદિ સાધન સંપાદન કરી, બ્રહ્મવિદ્યા મેળવી, દધ્યઙ ઋષિ પાસે ગયા. ત્યાં જઈ ઋષિને પ્રણામ કરી તમે બેઉ કહેવા લાગ્યા; હે ભગવન્! અમે પૂર્વે આપની પાસે બ્રહ્મવિદ્યાની પ્રાર્થના કરી હતી તથા આપે પ્રતિજ્ઞા કરી હતી કે, તમે વૈરાગ્યાદિ સાધન સંપાદન કરશો તો, હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ. હાલ અમો વૈરાગ્યાદિ સાધનસંપન્ન થઇ, આપનાં ચરણકમળને શરણે આવ્યા છીએ. માટે હે કૃપાળ ! આપની પ્રતિજ્ઞા સત્ય કરવા અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. હે અશ્વિનીકુમારો ! તમે તમારા ગુરૂને આ પ્રમાણે કહ્યું ત્યારે તેઓ વિચાર કરવા લાગ્યા કે, જો હું અશ્વિનીકુમારોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ તો ખચીત તે ઇન્દ્ર મારો શિરચ્છેદ કરશે. તેમ જો હું અશ્વિનીકુમારોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ નહિ કરૂં તો મારૂં વચન મિથ્યા જશે. જેમ ગાડીવાળો પુરૂષ વિચાર કરે કે, જો હું બળદની આગળ ચાલીશ તો બળદના પગ મારા પગપર પડશે તથા જો બળદની પાછળ ચાલીશ તો ગાડીનું પૈંડું મારા પગપર ફરી વળશે. આ રીતે વિચાર કરી વિવેકી સંશયને પામે છે, તેમ દધ્યઙઋષિ પરમ સંશયને પ્રાપ્ત થયા. પછી તેમણે ધાર્યું કે, શિરચ્છેદ થાય તે સારો, પણ પ્રતિજ્ઞા મિથ્યા થાય તે ખોટી. કારણ આ લોકમાં જે પ્રાણી ઉત્પન્ન થાય છે, તેનું મરણ તથા મરણકાળે રોગાદિ નિમિત્ત દુઃખ પણ તેને અવશ્ય થાય છે. પ્રાણીને મરણદુઃખ સહન કરવું યોગ્ય જ છે. કારણ કે તેનો વારંવાર અનુભવ કરવો પડે છે.

અશ્વિનીઃ–હે ભગવન્! રોગથી તો અલ્પ દુઃખ થાય છે, પરંતુ ઇન્દ્રના વજ્રથી તો મહાન્ દુઃખ વેઠવું પડે છે, માટે તે દુઃખ અલ્પ કેમ કહેવાય?

દધ્યઙઃ–કોઈ પણ નિમિત્તે–જેવાકે જ્વરાદિ વ્યાધિ, સર્પ, ચોર, સિંહ, વિષ, અગ્નિ, જળ, શસ્ત્ર, અજીર્ણ અન્ન–આમાંના કોઈ પણ નિમિત્તે જીવનું મૃત્યુ થાય છે. ઇન્દ્રનું વજ્ર અગ્નિરૂપ છે, માટે તે નિમિત્તની અંદરજ છે, પણ કોઈ અપૂર્ણ નિમિત્ત નથી. માટે વજ્રથી મરવું, તે દુઃખ સહન થવા યોગ્ય છે. જો હું મારૂં વચન મિથ્યા કરીશ તો મને અનંત કોટી કલ્પપર્યન્ત નરકમાં અનેક પ્રકારનું દુઃખ પ્રાપ્ત થશે, જેમાંથી નિકળવાનો કોઇ પણ ઉપાય નથી. તાત્પર્ય કે જે કોઈ પુરૂષ પાપ તથા તેનાં ફળને નહિ જાણી પાપકર્મ કરે છે, તેને અલ્પ દુઃખ થાય છે. પણ જે કોઈ પાપકર્મને તથા તેના નરકાદિ ફળને શાસ્ત્રના પ્રમાણથી જાણવા છતાં પાપકર્મ કરે છે, તેને પાપકર્મથી અધિક દુઃખની પ્રાપ્તિ

થાય છે. હું પ્રતિજ્ઞાભંગનો દોષ જાણું છું, માટે મને અધિક દુઃખ થશે. મિથ્યાવાદીની આ લોકમાં નિંદા થાય છે તથા અન્ય લોકમાં તેને નરકની પ્રાપ્તિ થાય છે. સકામીને स्वर्गकामो यजेत ઇત્યાદિ વિધિવાકયનો તથા नानृतं वदेत ઇત્યાદિ નિષેધવાકયનો અધિકાર છે. પણ નિષ્કામીને વિધિવાકયનો અધિકાર નથી. છતાં અસત્ય ન બોલવુ, એ નિષેધવાકયનો અધિકાર તો છે જ. આ રીતે વિચાર કરી, તેઓ તમને કહેવા લાગ્યા કે, બાલ્યાવસ્થાથી હું કાંઇ પણ મિથ્યા વચન બોલ્યો નથી, તો આ વૃદ્ધાવસ્થામાં શા માટે મિથ્યા વચન બોલું ? પણ મિથ્યા વચન કરવું મને ઉચિત નથી, છતાં મિથ્યા વચન નિમિત્ત જે મેં મારા મનમાં ચિંતન કર્યું છે, તે હું તને કહું છું. હે અશ્વિનીકુમારો ! તમે જાણો છો કે, દેવ, અસુર, મનુષ્ય તથા સર્વ પ્રાણીના ઉપર ઉપકાર કરનાર હું છું. મેં પ્રિયપદાર્થો ભોગવી આગલાં પુણ્યકર્મને સમાપ્ત કર્યાં છે, તેમ જ અપ્રિય પદાર્થ ભોગવી પાપ કર્મો પણ સમાપ્ત કર્યાં છે. જેમ અજ્ઞાનીને પ્રિય વસ્તુથી હર્ષ થાય છે તથા અપ્રિય વસ્તુ મળવાથી શોક થાય છે, તેમ મને અપ્રિય અથવા પ્રિય વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ષ કે શોક થતા નથી. જેમ ભેદદર્શીને શત્રુ, મિત્ર, ઉદાસીન, બંધુ, દ્વેષ્ય તથા મધ્યસ્થ હોય છે, તેમ સમદર્શી મને તેમાંનો કોઈ નથી. અપકાર કર્યા વિના જે અપકાર કરે તે શત્રુ, અપકારની અપેક્ષા રાખ્યા વિના ઉપકાર કરે તે મિત્ર, ઉપેક્ષા કરનારો ઉદાસીન, સંબંધવડે ઉપકાર કરે તે બંધુ, અપકારની અપેક્ષાવડે અપકાર કરે તે દ્વેષ્ય તથા વિવાદ કરતા બે પુરૂષોના હિતની જે ઇચ્છા કરે, તેને મધ્યસ્થ કહેવામાં આવે છે. હું બ્રાહ્મણના શરીરમાં, સ્થાવર જંગમ શરીરોમાં, શ્વાનમાં તથા હિરણ્યગર્ભમાં સમાનરૂપે રહેલો છું. કારણ કે, હું સર્વરૂપ છું. હું પુરૂષ, સ્ત્રી, નપુંસક, પંચભૂત, ભૌતિક પ્રપંચ, મનુ, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, સંપૂર્ણ જ્યોતિ, ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ તથા સત્ય નામના ઉપરના સાત લોક તથા અતલ, વિતલ, રસાતલ, તલાતલ, મહાતલ તથા પાતાલ એ નીચેના સાત લોક પણ હું જ છું. જેમ સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પુરુષથી સ્વપ્નના પદાર્થ ભિન્ન હોતા નથી, તેમ સર્વ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ મારાથી ભિન્ન નથી, પણ મારૂં જ સ્વરૂપ છે. બ્રહ્માંડમાં રહેલા સ્વદેજ, અંડજ, જરાયુજ તથા ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારના જીવોમાં કેટલાક શ્રેષ્ઠ તથા કેટલાક કનિષ્ઠ પણ છે, તે સર્વનો હું આત્મા છું. સર્વ ભેદથી રહિત બ્રહ્મને મેં આત્મારૂપે જાણ્યો છે. મારામાં માયાનો સ્પર્શ નથી. માયાનો અભાવ હોવાથી કામ, ક્રોધ, લોભ ઇત્યાદિક દોષ પણ મારા સ્વરૂપમાં નથી. હું પરમાત્મા લીલામાત્રવડે સર્વ જગતની ઉત્પત્તિ કરું છું તથા સર્વ જગતનો સંહાર કરૂં છું. જેમ કરોળીઓ કોઇની સહાયતા વિના પોતાના શરીરમાંથી તંતુઓને ઉત્પન્ન કરે છે, તેમનું પાલન કરે છે તથા તેમનો પોતાને વિશે લય કરે

છે, તેમ હું જ પરમાત્મા સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરૂં છું. કરોળીઆ કરતાં મારામાં કેટલીક વિશેષતા રહેલી છે. કરોળીઓ અવયવવાળો તથા સંબંધવાળો થઈ, તંતુઓનું પરિણામી ઉપાદાન કારણ છે, જ્યારે હું પરમાત્મા તો નિરવયવ તથા અસંગ હોઇ જગતનું વિવર્ત ઉપાદાન કારણ માત્ર છું.

અશ્વિનીકુમારઃ–હે ભગવન્ ! જો કરોળીઆમાં ને આપમાં વિલક્ષણતા હોય તો તેના દૃષ્ટાંતવડે તમારામાં જગતની કારણતા સિદ્ધ કરવી સંભવે નહિ. કારણ કે, સમાન સ્વભાવવાળી વસ્તુનું જ દૃષ્ટાંત અપાય છે.

દધ્યઙ્:–સમાન સ્વભાવવાળી વસ્તુ જ દૃષ્ટાંત તરિકે અપાય છે, છતાં દૃષ્ટાંતમાં સર્વ અંશવિશે સમાનતા હોતી નથી, પણ કેટલાએક અંશોમાં સમાનતા હોય છે. અહીં પણ એક અંશવડે સમાનતા છે. કારણ કે, જેમ કરોળીઓ તંતુનું ઉપાદાન તેમ જ નિમિત્ત કારણ છે, તેમ પરમાત્મા પણ જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે. આ રીતે અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણના માત્ર અંશમાં કરોળિયાનું દૃષ્ટાંત છે. જેમ સ્વપ્નમાં જણાયલા રથાદિ પદાર્થો સ્વપ્નદ્રષ્ટા પુરૂષથી ભિન્ન નથી, તેમ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય હું પરમાત્માથી ભિન્ન નથી. આ રીતનો બ્રહ્મનિષ્ઠ હું મારા પોતાના આશ્રમમાં રહેતો હતો. તેવામાં એક વાર દેવરાજ ઇન્દ્ર મારા આશ્રમમાં આવ્યા તથા અતિથિ તરીકે મેં યથાશક્તિ તેમનું પૂજન કર્યું. પછી મેં ઇંદ્રને કહ્યું કે, હે ઇન્દ્ર ! તમને પ્રસન્ન કરવા હું શું પદાર્થ આપું ? મેં આમ કહ્યું ત્યારે દેવરાજ ઇન્દ્ર બોલ્યા કે, જો તમે મને પ્રસન્ન કરવા ચહાતા હો તો મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. જ્યારે ઇન્દ્રે આવું કહ્યું ત્યારે મેં તેમને મધુકાંડમાંથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા માંડયો. બ્રહ્મવિદ્યા વિના બીજી કોઈ વિદ્યાનો ઉપદેશ હું કરતો નહોતો. કારણ કે જગતમાં બ્રહ્મવિદ્યા જ દુર્લભ છે. બ્રહ્મવિદ્યાથી ભિન્ન શબ્દ સ્પર્શાદિક વિષયો તો સર્વ લોકમાં સર્વ જીવને સુલભ છે. સ્વર્ગ લોકમાં જેમ કર્મી જીવોને વિષય મળે છે, તેમ નરકમાં રહેલા જીવોને પણ વિષય પ્રાપ્ત થાય છે. જેમ બ્રહ્મલોકમાં રહેલાને વિષયજન્ય સુખ મળે છે, તેમ વિષ્ઠામાં રહેલા કૃમિ કીટાદિ જીવોને પણ વિષયસુખની પ્રાપ્તિ થાય છે. આત્માથી ભિન્ન સર્વ વિષયની પ્રાપ્તિ કર્મ તથા ઉપાસનાવડે થાય છે. માત્ર બ્રહ્મવિદ્યા જ એક અત્યંત દુર્લભ છે. કારણ જો મને પૂર્વે બ્રહ્મવિદ્યા મળી હોત તો જન્મ મરણરૂપ સંસાર પ્રાપ્ત થયો ન હોત. આ પરથી જણાય છે કે, પૂર્વે મને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ ન હતી.

અશ્વિનીકુમાર–હે ભગવન્ ! જેમ બ્રહ્મવિદ્યા દુર્લભછે, તેમ બ્રહ્મલોકાદિ પ્રાપ્તિનું સાધન કર્મોપાસના પણ શું દુર્લભ નથી ?

દધ્યઙ્–કર્મોપાસના દુર્લભ નથી. કારણ કે, ઘણા બ્રાહ્મણો કર્મોપાસના યથાર્થ

જાણે છે તથા કર્મોપાસનાનાં અનુષ્ઠાન પણ ઘણા બ્રાહ્મણો કરે છે. કર્મ અને ઉપાસના' દુર્લભ નથી, પણ બ્રહ્મવિદ્યા જ દુર્લભ છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ગીતામાં કહ્યું છે કે, 'मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये। यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ હજારમાં એક જણ મારી પ્રાપ્તિ અર્થે યત્ન કરે છે, યત્ન કરનારાઓમાંથી કોઇએક મારા વાસ્તવિક રૂપને જાણે છે.' જેના સરખો બીજો કોઇપણ પદાર્થ ન હોય, તે દુર્લભ કહેવાય છે. સુખનાં સાધન શરીરાદિકોનાં તથા વિષયજન્ય સુખરૂપ ફળમાં દુર્લભપણું હોતું નથી. શરીરસ્વરૂપ જાતિઓવડે સર્વ શરીર સમાન જાતિવાળાં છે, તેમ જ સુખત્વરૂપ જાતિવડે સર્વ વિષયજન્ય સુખ સમાન જાતિવાળાં છે. આથી સંસાર સંબંધી સર્વ પદાર્થમાં દુર્લભપણું નથી. કાર્ય પ્રપંચ સહિત અવિદ્યાનો નાશ કરનારી બ્રહ્મવિદ્યા સમાન બીજો કોઇ પણ પદાર્થ નથી, માટે તે જ દુર્લભ છે.

## શરીરાદિ સાધનની સમાનતા.

હે અશ્વિનીકુમારો ! સ્થૂલ શરીર વિના સુખદુઃખનો ભોગ થતો નથી. તેથી બ્રહ્મલોક તેમ જ વિષ્ઠામાં રહેલા જીવોનું સ્થૂલ શરીર સમાન છે. આત્મજ્ઞાન વિના બ્રહ્મલોકમાં રહેલા જીવોને વિષય ઇન્દ્રિયસંબંધવડે જેમ સુખ ઉત્પન્ન થાય છે, તેમ વિષ્ઠામાં રહેલા જીવોને પણ વિષય ઇન્દ્રિયના સંબંધથી સુખ થાય છે. માટે સુખ પણ સર્વત્ર સમાન જ છે. હે અશ્વિનીકુમારો ! વાક્, હાથ, પગ, પાયુ તથા ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન તથા ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો; મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એ ચાર અંતઃકરણો તથા પ્રાણ, અપાન, સમાન, વ્યાન ને ઉદાન, એ પાંચ પ્રાણો, આ સર્વ વાક્ આદિ સૂક્ષ્મ શરીરના અવયવો છે. આ વાક્ આદિક અવયવો બ્રહ્મલોકમાં રહેલા જંગમ જીવને તથા મનુષ્ય લોકમાં રહેલા જંગમ જીવને સમાન છે તથા કેટલાક સ્થાનમાં અભિવ્યક્તિની ન્યૂનતા તથા અધિકતાને લીધે વિષમતા જણાય છે. વાક્‌થી લઇ પ્રાણ પર્યંત જેટલા સૂક્ષ્મ શરીરના અવયવો છે, તે સર્વ જેમ મનુષ્યાદિ જંગમ શરીરોમાં છે, તેમ વૃક્ષાદિક સ્થાવર શરીરોમાં પણ છે. પણ જેમ મનુષ્યાદિ જંગમ શરીરમાં વાક્ આદિની અભિવ્યક્તિ છે, તેમ વૃક્ષાદિક સ્થાવરોમાં તેની સ્પષ્ટ અભિવ્યક્તિ નથી. છતાં વૃક્ષાદિ સ્થાવર શરીરો મનુષ્યાદિ જંગમ શરીરોનાં જેવાં જ છે.

અશ્વિનીકુમાર–હે ભગવન્ ! અભિવ્યકત ઇન્દ્રિયવાળા મનુષ્યાદિ સાથે અનભિવ્યકત વૃક્ષાદિ સ્થાવર શરીરોની સમાનતા કેવી રીતે સંભવે ?

દધ્યઙ્–પોતપોતાનો વિષય ગ્રહણ કરવો, એ ઇન્દ્રિયોનો વ્યવહાર છે. આવા વ્યવહારયુકત ઇન્દ્રિયોને અભિવ્યકત કહે છે તથા તેથી રહિત ઇન્દ્રિયોને અનભિવ્યકત કહે છે. ઇન્દ્રિયોનું અભિવ્યક્તપણું મનુષ્યાદિક જંગમમાં પણ

કદાચિત્ હોય છે. જેમ ઘરમાં રહેલો કોઇ પુરૂષ બહાર અશ્વના શબ્દને સાંભળી, શબ્દરૂપ હેતુથી બહાર રહેલા અશ્વનું મનવડે અનુમાન કરે છે, તે સમયે સર્વ વાક્આદિક ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપારથી રહિત હોય છે. આ રીતે ન્યૂન ઇન્દ્રિયવાળા જેવા કે બહેરા, આંધળા તથા વૃક્ષાદિને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે ઇન્દ્રિયો વિના થતું નથી, પણ ઇન્દ્રિયોવડે જ થાય છે. પણ બહેરા આદિ ન્યૂન ઇન્દ્રિયવાળા પુરૂષની નેત્રાદિ જે અભિવ્યક્ત ઇન્દ્રિય છે, તેથી ભિન્ન શ્રોત્રાદિ ઇન્દ્રિયો પોતાના વ્યાપારથી રહિત થઇ વર્તે છે. આથી બહેરા તથા અંધ આદિમાં તથા વૃક્ષાદિકમાં ઇન્દ્રિયોનો અભાવ નથી.

અશ્વનિકુમાર—હે ભગવન્ ! સર્પમાં કર્ણરૂપ ગોલક નથી, માટે તેને વિષે શ્રોત્ર ઇન્દ્રિયનો અભાવ કાં ન હોય ?

દધ્યઙ્-હે અશ્વિનીકુમારો ! ગોલકનો અભાવ હોવાથી ઇન્દ્રિયનો અભાવ સંભવે નહિ. કારણ કે, કેટલાક શરીરમાં તો નેત્રાદિક ઇન્દ્રિયો પોતપોતાના ગોલક વિષે રહી કાર્યને કરે છે તથા કેટલાક શરીરમાં એક ગોલકમાં બે ઇન્દ્રિયો રહી, પોતપોતાનાં કાર્યને કરે છે. જેમ સર્પના ચક્ષુગોલકમાં રહેલી શ્રોત્ર તથા નેત્ર ઇન્દ્રિય પોતપોતાનાં કાર્યને કરે છે, માટે સર્વ શરીરોમાં વાક્ આદિ સૂક્ષ્મ શરીરના અવયવો રહેલા છે. આ રીતે સુખદુઃખના સાધનરૂપ વાકઆદિ ઇન્દ્રિયોની સર્વત્ર સમાનતા દર્શાવી.

## સુખ દુઃખરૂપ ફળની સર્વત્ર સમાનતા

હે અશ્વિનીકુમારો ! વાક્આદિ એક ઇન્દ્રિયની અભિવ્યક્તિવાળા તથા સર્વ વાગાદિ ઇન્દ્રિયની અભિવ્યક્તિવાળા મનુષ્યાદિ જંગમ તથા વૃક્ષાદિ સ્થાવરને, જે સુખદુઃખ થાય છે, તે કેવળ મન વિષે થાય છે. મનને છોડી બીજા કોઇ વિષે સુખદુઃખની ઉત્પત્તિ નથી. આ સુખદુઃખ એક ઇન્દ્રિયના વ્યાપારથી થાય છે કે અનેક ઇન્દ્રિયના વ્યાપારથી થાય છે, આ બાબતમાં કાંઇ નિયમ નથી. પણ સુખ તથા દુઃખમાં સ્વરૂપથી કાંઇ વિશેષતા નથી. પણ સર્વ શરીરોમાં સમાન સુખદુઃખ થાય છે. ઇન્દ્રિયવડે મેળવવા યોગ્ય શબ્દ સ્પર્શાદિ વિષયોમાં જેને વિષે પુરૂષની પ્રીતિ થાય છે, તે વિષય જ્યારે તેને મળે છે ત્યારે તે પુરૂષના મનમાં સુખ ઉત્પન્ન થાય છે. જે વિષયમાં પુરૂષનો દ્વેષ હોય, તે વિષયની પ્રાપ્તિ જ્યારે તેને થાય ત્યારે તેને દુઃખ ઉત્પન્ન થાય છે. આસક્તિરૂપ રાગ સુખનું કારણ છે તથા દ્વેષ દુઃખનું કારણ છે. જેમ દેવોને પોતાના શરીરાદિમાં પ્રીતિ છે, તેમ વિષ્ઠામાં રહેલા કૃમીઆદિ નીચ જીવોને પણ પોતાના શરીર ઉપર પ્રીતિ થાય છે. આ રીતે દુઃખ આપવાવાળા અપકારી જીવોમાં દ્વેષ, દેવતાદિ શ્રેષ્ઠ શરીરમાં તથા કૃમિઆદિ નીચ શરીરોમાં સમાન છે. માટે રાગ દ્વેષથી ઉત્પન્ન થયેલું સુખદુઃખ સર્વ શરીરમાં સમાન છે. હરણને મારવામાં

પ્રીતિવાળાને મૃગ મેળવવાથી સુખ થાય છે, ગાયન સાંભળવામાં પ્રીતિવાળાને ગાયનની પ્રાપ્તિવડે જ સુખ થાય છે તથા કામીને સ્ત્રીના આલિંગનથી તથા સ્ત્રીની કામનાવાળાને સ્ત્રી મળવાથી જેમ સુખ થાય છે, તેમ પુત્રની કામનાવાળાને પુત્ર મળવાથી સુખ પેદા થાય છે. વળી પુત્રની પ્રાપ્તિથી પુત્રાર્થીને જેવું સુખ થાય છે, તેવું જ સુખ ક્ષુધાતુરને અન્નની પ્રાપ્તિથી થાય છે. આ રીતે સર્વત્ર જાણી લેવું. આ આસક્તિરૂપ રાગવડે સર્વ શરીરોમાં સમાન સુખ ઉત્પન્ન થાયછે.

હે અશ્વિનીકુમારો ! અનિષ્ટ વસ્તુ મળવાથી એક ઇન્દ્રિયના વ્યાપારવડે તથા અનેક ઇન્દ્રિયના વ્યાપારવડે મનમાં જે દુઃખ થાય છે, તે પણ સુખની માફક સમાન છે. અર્થાત્ વિષ્ઠામાં રહેલા કૃમીને મરણકાળે જેવું દુઃખ થાય છે, તેવું જ દુઃખ બ્રહ્મલોકમાં રહેલાને મરણકાળે થાય છે. જેમ સિંહ મૃગને મારી દૂર જઇ ફરી મૃગ તરફ જૂવે છે તથા બીજો જો મૃગ જુવે છે તો તેને પણ તે જ રીતે મારે છે. આ રીતના સિંહાવલોકન ન્યાયવડે સર્વત્ર સુખની સમાનતા છે. બ્રહ્મ લોકમાં રહેલા બ્રહ્માને વિષયઇન્દ્રિયના સંબંધથી જેવું સુખ થાય છે, તેવું જ સુખ વિષ્ઠામાં રહેલા કૃમીને વિષયઇન્દ્રિયના સંબંધથી થાય છે. જેમ બ્રહ્મલોકમાં બ્રહ્માને સુખનું સાધન સ્ત્રી પુત્ર અન્નાદિ પદાર્થ છે, તેમ જ વિષ્ઠામાં રહેલા કૃમીને પણ વિષયસુખનું સાધન સ્ત્રી પુત્ર અન્નાદિ પદાર્થ છે. બ્રહ્મલોકમાં રહેલા બ્રહ્મા જન્મ મરણને પ્રાપ્ત થાય છે, તેમ વિષ્ઠામાં રહેલા કૃમી પણ જન્મ-મરણને પ્રાપ્ત થાય છે. જેમ બ્રહ્માને સુખદુઃખની પ્રાપ્તિ કરવાવાળું અભિમાન છે, તેમ વિષ્ઠામાં રહેલા કૃમી આદિને પણ અભિમાન છે. વિષયજન્ય સુખનું સાધન કૃમીથી લઈ બ્રહ્માપર્યંત સર્વ શરીરોમાં છે. તેથી તેઓમાં દુર્લભતા સંભવતી નથી. બ્રહ્મવિદ્યા જે જન્મ મરણને ટાળવાવાળી છે, તે જ દુર્લભ છે. આવી બ્રહ્મવિદ્યાનો મેં ઇન્દ્રને ઉપદેશ કર્યો, પણ તે બ્રહ્મવિદ્યાનો અધિકારી નહતો, તેથી તે સાંભળી ક્રોધે ભરાયો તથા મને ગુરૂદક્ષિણા આપવા લાગ્યો કે, તમારે આ ઉપદેશ કોઇને કરવો નહિ અને જો સ્નેહને વશ થઈ કરશો તો હું તમારૂં મસ્તક છેદન કરીશ. આ રીતની ઇંદ્રની આજ્ઞા મેં માન્ય રાખી છે, જેથી તમને ઉપદેશ કરતાં મને ચિંતા થાય છે.

અશ્વિનીકુમારો–હે ભગવન્! જો આપે ઇન્દ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરવા માટે વચન આપ્યું છે તો તમે અમને કેવી રીતે ઉપદેશ કરી શકશો ? તાત્પર્ય કે જો આપ અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશો તો આપે ઇન્દ્રને જે વચન આપ્યું છે, તે મિથ્યા થશે અને અમને ઉપદેશ નહિ આપશો તો આપે અમોને જે વચન આપેલું છે, તે મિથ્યા થશે.

દધ્યઙ્–હે અશ્વિનીકુમારો ! મેં પૂર્વે તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાનું વચન આપ્યું છે તથા હમણાં ઇન્દ્રને વચન આપ્યું છે કે, હું કોઇને બ્રહ્મવિદ્યાનો

ઉપદેશ કરીશ નહિ. પણ આમાં વિષેશતા એ છે કે, મેં ઇન્દ્રને ઉપદેશ કરવાની ના કહી છે ખરી, પણ એમ નથી કહ્યું કે, હું કોઇને પણ ઉપદેશ નહિ કરૂં. મેં એટલુંજ કહ્યું છે કે, જો હું કોઇને ઉપદેશ કરૂં તો તમારે મારૂં મસ્તક છેદન કરવું. આથી તમને ઉપદેશ કરવામાં મને કોઈ રીતેનો બાધ નથી. મારૂં વચન સત્ય કરવા હું તમને અવશ્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ.

અશ્વિનીકુમારોઃ—હે ભગવન્ ! ઇન્દ્રના વજ્રથી મૃત્યુ થવાનો ભય ઉપદેશ કરવામાં તમને થશે.

દધ્યઙ્:—હે અશ્વિનીકુમારો ! મરણથી મને ભય નથી. કારણ કે સંસારમાં જન્મેલાનું કોઈપણ નિમિત્તે મૃત્યુ થશે જ. ધનનો નાશ, સ્ત્રી પુત્રાદિ બાંધવોનો ત્યાગ, તેમ મૃત્યુ પણ થાય તો તે શ્રેષ્ઠ, પણ બુદ્ધિમાને મિથ્યા વચન બોલવું નહિ. મરણને તુચ્છ ગણવા છતાં પણ હું તમને કેવી રીતે ઉપદેશ કરી શકીશ? જ્યારે હું તમને ઉપદેશ કરવા તત્પર થઇશ ત્યારે ઇન્દ્ર આવી મારા મસ્તકનું છેદન કરશે, જેથી પ્રતિજ્ઞા વ્યર્થ જશે તથા વચન મિથ્યા થવાથી હું નરકને પામીશ. તમે બન્ને બુદ્ધિમાન્ છો, માટે આનો ઉપાય હોય તે કહો. અશ્વિનીકુમારો કહેવા લાગ્યા કે, તમે ઇન્દ્રથી બીઓ નહિ. કારણ કે, અમે અંગોને સાંધનારી મૃતસંજીવની વિદ્યા જાણીએ છીએ. અમારી વિદ્યાના પ્રભાવથી ઇન્દ્રનું વજ્ર નિષ્ફળ થશે. અમે એક બીજો ઉપાય કરીએ છીએ, તેથી તમારૂં મૃત્યુ નહિ થાય તથા અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ મળશે. આ પાસે જે અશ્વ છે, તેનું મસ્તક તથા તમારૂં મસ્તક છેદીએ. તમારૂં મસ્તક અશ્વપર મૂકીએ તથા અશ્વનું તમારાપર મૂકીએ. પછી જ્યારે ઇન્દ્ર વજ્રવડે આપનું મસ્તક છેદશે ત્યારે અમે તમારૂં મૂળ મસ્તક તમારાપર મૂકી દઇશું તથા અશ્વનું અશ્વપર મૂકીશું. આ ઉપાય કરવાથી એટલું ફળ થશે કે, એક તો અશ્વનું તથા તમારૂં મરણ નહિ થાય, ત્રીજું અમને બેઉને ગુરૂહિંસા નહિ થાય, બીજું ઇન્દ્રના વજ્રથી જે તમારૂં મૃત્યું થશે, તે અપમૃત્યુ નહિ થાય તથા ચોથું તમારૂં અમારી સાથનું વચન મિથ્યા નહિ થાય. પછી જેમ નિર્દય પશુનું મસ્તક છેદે, તેમ તમે ઋષિનું મસ્તક છેદવા લાગ્યા તથા અશ્વપર મૂકયું અને અશ્વનું ઋષિપર મૂકયું. આ રીતે હયગ્રીવની સંજ્ઞાને પામેલા તમારા ગુરૂ તમને ચિત્તશુદ્ધિના સાધનરૂપ કર્મોપાસનાનો ઉપદેશ કરવા લાગ્યા. જ્યાં સૂધી ચિત્ત શુદ્ધ થયું નથી ત્યાં સૂધી કર્મોપાસના કરવા યોગ્ય છે, પણ ચિત્ત શુદ્ધ થયા પછી કર્મોપાસના કરવાની કાંઇ જરૂર નથી. માટે ચિત્તની શુદ્ધિ પછી કર્મોપાસના ત્યાગ કરવા યોગ્ય છે તથા કેવળ વેદાંતશાસ્ત્રનો વિચાર કરવો તે જ યોગ્ય છે. ત્યાર પછી દધ્યઙ્ ઋષિ તમારા ગુરૂ, જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ઇન્દ્રને કર્યો હતો, તે વિદ્યા તમને કહેવા લાગ્યા તથા ઉપદેશ થઈ રહ્યા પછી કહ્યું કે, હવે પછી નિઃશંક

થઇ કોઇએ આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પોતાના શિષ્યને કરવો નહિ. શંકાયુક્ત થઇ કૌષીતકિ આદિ ઋષિઓ પોતાના શિષ્યને આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે. કારણ કે, ઇન્દ્ર હાથમાં વજ્ર લઇ મને મારવા માટે આકાશમાં ઉભા છે. તે પોતાના મનમાં વિચાર કરે છે કે, આ બ્રાહ્મણ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી, સમગ્ર બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે કે, પછી એના મસ્તકનું છેદન કરવું. હું તમને પૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી રહીશ કે અવશ્ય તે મારા મસ્તકનું છેદન કરશે. મારૂં મસ્તક છેદાયલું જોઇ. સર્વ બ્રાહ્મણ ભય પામશે. ઇન્દ્રથી ભય પામેલા બ્રાહ્મણો પોતાના પ્રિય પુત્રોને પણ સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે નહિ, પણ કૌષીતકિ આદિ કોઇક ઋષિ તો પોતાના શિષ્યને અર્ધ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે. કોઇક ઋષિ તપવડે પરમાત્માને પ્રસન્ન કરશે, ત્યારે તે પરમાત્મા અનુગ્રહવડે પોતાના શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે. તેને પણ ઇન્દ્રથી થોડો ભય અવશ્ય રહેશે. અર્થાત્ સૂર્યના સમાન તેજવાળા સૂર્યના શિષ્ય યાજ્ઞવલ્કય મુનિ છે, તે સિવાય સર્વ ઋષિ ભયને પામશે. એક યાજ્ઞવલ્કય મુનિ ઇન્દ્રથી ભયને નહિ માની, પોતાના શિષ્યને બ્રહ્મવિદ્યાનો સંપૂર્ણ ઉપદેશ કરશે. હે અશ્વિનીકુમારો ! આ રીતે ઇન્દ્રે જ્યારે તમને સર્વ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો ત્યારે ઇન્દ્રે તમારા ગુરૂના મસ્તકનું છેદન કર્યું. મસ્તકને ભૂમિપર પડેલું જોઈ, તમે મસ્તક ઉઠાવી તે અશ્વની ગ્રીવાપર મૂકયું તથા અશ્વનું ઉતારી ઋષિની ગ્રીવાપર મૂકયું. આ રીતે તમોએ ગુરૂના મસ્તકના છેદનરૂપ જે અનુચિત કાર્ય કીધું હતું, તે બ્રહ્મવિદ્યા તમને ફરીથી શ્રવણ કરાવવા માટે સંક્ષેપે હું કહું છું, તે તમે સાંભળો. જેમ મહારાજા પોતાના નિવાસ માટે પ્રથમ મહાન્ પુરી રચે છે, પછી અલ્પ પુરીઓ રચે છે, તેમ જગતના કારણરૂપ પરમાત્મા પ્રથમ સમષ્ટિ શરીરરૂપ મહાન્ પુરીને ઉત્પન્ન કરવા લાગ્યા. પછી વ્યષ્ટિ શરીરરૂપ અનંત પુરીને ઉત્પન્ન કરવા લાગ્યા. તેમાં કેટલાંક શરીરોને ચાર પગવાળાં, જેવાં કે ગાય આદિને ઉત્પન્ન કરવા લાગ્યા તથા મનુષ્યાદિને બે પગવાળાં કરવા લાગ્યા, કેટલાકને ઘણા પગવાળા તથા કેટલાકને એક પગવાળા તથા કેટલાક જેવા કે સર્પ આદિને પગ વિનાના ઉત્પન્ન કરવા લાગ્યા. જેમ પક્ષી પોતાનાં શરીરનો સંકોચ કરી પછી ગૃહમાં પ્રવેશ કરે છે, તેમ પરમાત્મા પણ પરિચ્છિન્નતાના અભિમાનરૂપ અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી, શરીરરૂપી પુરીમાં પ્રવેશ કરવા લાગ્યા. હે અશ્વિનીકુમારો ! આ આનંદ સ્વરૂપ આત્મા સર્વ શરીરરૂપી પુરીમાં નિવાસ કરે છે, માટે આત્માને શાસ્ત્રમાં પુરૂષ કહે છે. અથવા પરમાત્મા અસ્તિ ભાતિ પ્રિયરૂપે કરી સર્વ શરીરરૂપી પુરીઓને પૂર્ણ કરે છે, આથી આત્માને શ્રુતિ પુરૂષ કહે છે. જેમ સર્વ ઘટ મઠાદિ પદાર્થ અંદર તથા બહાર આકાશવડે વ્યાપ્ત છે, તેમ સંપૂર્ણ પ્રપંચ અંદર તથા બહાર પરમાત્મારૂપ પુરૂષવડે વ્યાપ્ત છે. જેમ તંતુ-

ઓથી બનેલું તથા તેવડે થયેલું પટ તંતુમાં રહે છે, તેમ સંપૂર્ણ જગત્ આનંદસ્વરૂપ આત્મામાં રહે છે. જે આનંદસ્વરૂપ આત્મા પૂર્વના સર્વ શરીરોમાં પ્રવેશ કરતો હતો, તે હમણાં તમારા, મારા તથા સર્વ પ્રાણીના હૃદયમાં વિશેષરૂપે જણાય છે. દૃષ્ટાંત તરીકે જે જળ પૂર્વના ઘટ વિશે પ્રવેશ કરે છે, તે જ જળ મધ્યકાળે ઘટવિશે રહેલું જણાય છે. જળ સ્વભાવેકરી એક રૂપવાળું છે, છતાં સ્થૂલ ઘટમાં રહેલું જળ સ્થૂલ કહેવાય છે, સૂક્ષ્મમાં રહેલું સૂક્ષ્મ, અગ્નિથી તપ્ત થયલું જળ તપ્ત, શીતળ ઘટમાં રહેલું જળ શીતળ, ધૂળથી ઢંકાયલા ઘટમાં રહેલું જળ મેલું, સુગંધવાળા ઘટમાં રહેલું સુગંધી, દુર્ગંધવાળા ઘટમાં રહેલું દુર્ગંધવાળું,વાયુથીચલાયમાનથયલા ઘટમાં ચલાયમાન, નિશ્ચળમાં રહેલું નિશ્ચળ, સૂર્યથી પ્રકાશ પામેલા ઘટમાં પ્રકાશવાળું તથા અંધકારવાળા ઘટમાં રહેલું અંધકારવાળું કહેવાય છે. આ રીતે જે જે ઉપાધિ સાથે જળનો સંબંધ થાય છે, તે તે ઉપાધિના સ્વરૂપને જળ પામે છે. તેમ આ આનંદસ્વરૂપ આત્મા પણ સ્થૂળ શરીરના તાદાત્મ્ય સંબંધથી પોતાને સ્થૂલ, સૂક્ષ્મ શરીરના તાદાત્મ્ય સંબંધથી સૂક્ષ્મ, જડના તાદાત્મ્ય સંબંધથી જડ, બુદ્ધિમાન્ શરીરના તાદાત્મ્ય સંબંધથી બુદ્ધિમાન્, ધનીના સંબંધથી ધની, નિર્ધનના સંબંધથી નિર્ધન, દેવતા આદિ ઉત્કૃષ્ટ શરીરના સંબધથી ઉત્કૃષ્ટ, નીચ શરીરના સંબંધથી નીચ, સુખી તથા દુઃખીના સંબંધથી સુખી અને દુઃખી, આ રીતે અનંત પ્રકારના શરીરાદિક ઉપાધિઓના ધર્મ, અજ્ઞાનવિશે મોહિત થયેલો આત્મા પોતાને વિશે માની લે છે. જેમ વિષયાસક્ત કામી પુરૂષ કામિનીના ધર્મને પોતાવિશે માને છે, અર્થાત્ કામિનીને ચિંતાતુર જોઈ પોતે ચિંતાતુર થાય છે, તેને દુઃખી જોઇ પોતે દુઃખી થાય છે, તેને પ્રસન્ન જોઈ પોતે પ્રસન્ન થાય છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા જો કે બુદ્ધિ આદિના સુખ દુઃખાદિ ધર્મોથી રહિત છે, છતાં અજ્ઞાનથી કરાયલા તાદાત્મ્ય સંબંધથી બુદ્ધિ આદિકના સુખ દુઃખાદિ ધર્મોને પોતાવિશે માને છે. પરમાત્મા સૃષ્ટિના આદિ કાળમાં આકાશાદિ પંચભૂતોને, તે ભૂતોનાં કાર્ય શરીરોને તથા શબ્દ પ્રપંચને ઉત્પન્ન કરી, તે સર્વ પદાર્થોની સાથે તાદાત્મ્ય ભાવને પામી, તે સર્વ પદાર્થોના ભિન્ન ભિન્ન નામને કરવા લાગ્યા. પરમાત્મા વાક્ આદિ ઇન્દ્રિયોની સાથે તથા તેની પ્રેરક બુદ્ધિ સાથે તાદાત્મ્ય ભાવને પામી, વચન ઉચ્ચારણાદિ નાના પ્રકારના વ્યવહારોને કરી, વાક્ આદિરૂપે થાય છે તથા હું, તું, અન્ય પ્રાણી ઈત્યાદિ અનંતરૂપને પામે છે. વાસ્તવિક રીતે ભેદ રહિત અસંગ આત્મા અનેક પ્રકારના જે ભેદને ઉત્પન્ન કરે છે, તે પોતાનો સ્વભાવ જણાવવા માટે કરે છે. અર્થાત્ પરમાત્મા સર્વ જગતને ઉત્પન્ન કરી, તેને પોતાના આત્મારૂપે કરી જૂવે છે. આથી પરમાત્મા ઇન્દ્ર સંજ્ઞાને પામે છે. ઇન્દ્ર સંજ્ઞા જગતની ઉત્પત્તિ વિના સંભવે નહિ, માટે વાસ્તવિક ભેદથી રહિત પરમાત્મા નાના પ્રકારના ભેદને ઉત્પન્ન કરે છે.

## ઉપાધિમાં માયાની કાર્યતા.

હે અશ્વિનીકુમારો ! જેમ માયાવી બાજીગર પોતાની માયાવડે અનેક પ્રકારના હસ્તી વ્યાઘ્રાદિ રૂપને ધારણ કરે છે, તેમ એક જ પરમાત્મા પોતાની માયાવડે નાનાં પ્રકારનાં રૂપોને ધારણ કરે છે, પણ તે માયારૂપ વિશેષ રૂપોવડે પરમાત્માનો અસ્તિ ભાતિ પ્રિયરૂપ ખરો સ્વભાવ નાશ પામતો નથી. બુદ્ધિમાન્ સોની સુવર્ણાદિ પદાર્થને અન્ય સ્વભાવવાળા કરવા સમર્થ નથી, પણ તે સુવર્ણાદિમાં કુંડલ કટકાદિ વિશેષ રૂપને કરે છે. માટે વસ્તુના મૂળ સ્વભાવને અન્યથા કરવા કોઈ પણ સમર્થ નથી. જેમ સો સોની એકઠા થઈ તંતુરૂપ સૂત્રને સુવર્ણ કરવા શક્તિમાન્ નથી તથા હજાર કુંભાર એકઠા થઇ કાષ્ઠને મૃત્તિકા કરી શકતા નથી, તેમ ઇશ્વરનો મૂળ સ્વભાવ નાશ પામતો નથી.

અશ્વિની:—જો ઉપાયવડે વસ્તુ અન્ય ભાવને ન પામતી હોય તો ધાતુ મારવાના શાસ્ત્રમાં તામ્રાદિ ધાતુને સુવર્ણ કરવાનો પ્રકાર લખ્યો છે, તે કેમ સંભવે ?

દધ્યઙ્:—ધાતુ મારવાની શાસ્ત્રીય રીત પ્રમાણે જે તામ્રાદિ સુવર્ણ કરે છે, તે પણ અસત્ય સુવર્ણની ઉત્પત્તિ કરતો નથી. કારણ કે ઉપાયથી અસત્ય વસ્તુની ઉત્પત્તિ થતી હોય તો અસત્ય શશશૃંગની તથા વંધ્યાપુત્રના ઉપાયવડે ઉત્પત્તિ થવી જોઇએ, પણ અસત્ય નર શૃંગાદિની ઉત્પત્તિ થતી નથી, માટે ઔષધિ આદિ ઉપાયવડે અસત્ય સુવર્ણની ઉત્પત્તિ થતી નથી, પણ ઔષધના બળવડે તામ્રાદિ ધાતુની રક્ત વર્ણતા ટળી તેમાં પીળાપણું ઉત્પન્ન કરાય છે. છતાં પૂર્વની તામ્ર ધાતુથી તે સુવર્ણ ભિન્ન નથી.

અશ્વિની:—હે ભગવન્ ! જો પૂર્વનું તામ્ર, ધાતુથી ભિન્ન ન હોય તો આ સુવર્ણ, પૂર્વની તામ્ર ધાતુથી ભિન્ન છે, આ રીતની ભેદપ્રતીતિ કેમ થાય છે ?

દધ્યઙ્:—તામ્ર તથા સુવર્ણનો પરસ્પર ભેદ નથી, છતાં રક્તરૂપ તથા પીતરૂપનો પરસ્પર ભેદ છે. આ ભેદ અંગીકાર કરવાથી પુરૂષને ભ્રાંતિ થાય છે કે, આ સુવર્ણ પૂર્વના તામ્રથી ભિન્ન છે. માટે મૃત્તિકા સુવર્ણાદિનો જે પૂર્વ સ્વભાવ છે, તે સર્વ કાળમાં એક જ રહે છે. કોઇ કાળે પણ તે સ્વભાવ અન્યથા થતો નથી.

અશ્વિની:—જો વસ્તુનો સ્વભાવ અન્યથા ન થતો હોય તો કુંભાર દંડ ચક્રાદિવડે મૃત્તિકાથી ઘટની ઉત્પત્તિ કરે છે, તે કુંભારાદિ કારણ પણ વ્યર્થ કાં નહિ થાય ?

દધ્યઙ્:—કુંભારથી માટી અન્યથા ભાવને પામતી નથી, પણ તે મૃત્તિકા ઘટ શરાવ આદિ વિશેષરૂપને પામે છે, માટે કુંભાર આદિ કારણ વ્યર્થ નથી.

અશ્વિની:—તે ઘટ શરાવ આદિ વિશેષરૂપ મૃત્તિકાનો સ્વભાવ કેમ હોતો નથી ?

દધ્યઙ્:—ઘટ શરાવાદિ વિશેષરૂપ મૃત્તિકાનો સ્વભાવ નથી. જો ઘટ શરાવાદિ વિશેષરૂપ મૃત્તિકાનો સ્વભાવ હોય તો ઘટાદિ વિશેષરૂપનો નાશ થવા પછી મૃત્તિકાની પ્રતીતિ હોવી જોઇએ નહિ.

ઘટશરાવાદિ વિના પણ મૃત્તિકા જણાય છે, માટે ઘટશરાવ આદિ વિશેષરૂપ મૃત્તિકાનો સ્વભાવ નથી. અર્થાત્ જે વસ્તુનો જે સ્વભાવ હોય છે, તે સ્વભાવનો નાશ થવા પછી વસ્તુનો નાશ થાય છે. જેમ તેજનો સ્વભાવ, પ્રકાશના નાશ થવા પછી તેજનો પણ નાશ થાય છે, પણ વિશેષ રૂપ નાશ થવાથી વસ્તુનો કદી નાશ થતો નથી. જેમ કે મૂર્ત સ્વભાવવાળી પૃથ્વી–મટોડી પોતાના પિંડરૂપ વિશેષ ભાવનો ત્યાગ કરી, ઘટ ભાવને પામે છે, છતાં પોતાના મૂર્તત્વ સ્વભાવનો ત્યાગ કરતી નથી. આથી સિદ્ધ થાય છે કે, મૃત્તિકા તથા સુવર્ણાદિ વસ્તુઓ વિદ્યમાન હોવા છતાં ઘટશરાવાદિ વિશેષરૂપ તથા કુંડળ કંકણાદિ વિશેષરૂપ પ્રતીત થતાં નથી, અર્થાત્ જણાતાં નથી. આથી ઘટાદિક વિશેષ રૂપ મૃત્તિકાદિ વસ્તુઓમાં આગમાપાયી ધર્મરૂપે છે. જે પદાર્થ આગમાપાયી છે, તે પદાર્થ તે વસ્તુનો સ્વભાવ હોતો નથી. જેમ માયાવી બાજીગર પોતાની માયાના પ્રભાવથી જો કદી સિંહ અથવા હસ્તીરૂપને ધારણ કરે છે, છતાં તે સિંહ અથવા હાથીપણું તેનામાં સર્વદા હોતું નથી. પણ કેટલાક નિમિત્તવડે કોઈ કોઈ વખતે થાય છે, માટે આગમાપાયી હોવાથી સિંહપણું તથા હસ્તીપણું માયાવી પુરૂષનો સ્વભાવ નથી, તેમ ઘટશરાવાદિ વિશેષરૂપ મૃત્તિકાદિ વસ્તુનો મૂળ સ્વભાવ નથી.

## વિશેષરૂપોમાં વિલક્ષણતા

હે અશ્વિનીકુમારો ! વિશેષરૂપ જો વસ્તુની માફક સત્યરૂપ હોય તો વસ્તુના સ્વભાવની માફક તે વિશેષરૂપનો બાધ થવો જોઇએ નહિ. પણ વસ્તુ વિદ્યમાન હોવા છતાં પણ તે વિશેષ રૂપનો બાધ દેખીતો છે, માટે વિશેષરૂપ સત્ય નથી, પણ સત્યથી વિલક્ષણ છે. તેમ વિશેષરૂપ અસત્ય પણ નથી. કારણ કે વંધ્યાપુત્ર તથા નરશૃંગાદિ અસત્ય પદાર્થ નેત્રાદિ ઇન્દ્રિયોના સંબંધવડે કોઇને પ્રત્યક્ષ થતા નથી, પણ આ વિશેષ રૂપ તો સર્વ પ્રાણીને નેત્રાદિ ઇન્દ્રિયોના સંબંધવડે પ્રત્યક્ષ હોય છે. આથી તે વિશેષ રૂપ અસત્યથી પણ વિલક્ષણ છે. જે પદાર્થ સત્યથી વા અસત્યથી વિલક્ષણ હોય, તે છીપ તથા રૂપાની માફક મિથ્યા હોય છે. તેમ જ મિથ્યા પદાર્થ માયાનું કાર્ય છે, માટે સર્વ વિશેષ રૂપોનું માયા, એ જ કારણ છે.

## માયાનું નિરૂપણ.

હે અશ્વિનીકુમારો ! વાસ્તવિક રીતે અત્યંત જે અસત્યરૂપ હોય, તે નેત્રાદિ વિષયવડે પ્રત્યક્ષ સંભવે નહિ. પણ તે વિશેષ રૂપનું પ્રત્યક્ષજ્ઞાન સર્વજનોને થાય છે. માટે જેના પ્રભાવવડે વિશેષ રૂપો પ્રત્યક્ષ જણાય છે, તેનું નામ માયા છે. જેમ દિવસે નહિ જમનારની સ્થૂલતા રાત્રિ ભોજન વગર સંભવતી નથી. માટે અમુક પુરૂષની સ્થૂલતા, તે પુરૂષના રાત્રીના ભોજનની કલ્પના કરાવે છે, તેમ અત્યંત અસત્ય રૂપોની જે પ્રતીતિ થાય છે, તે માયા વિના સંભવતી નથી. માટે વિશેષ રૂપોની પ્રતીતિ, માયાની કલ્પના કરાવે છે.

અશ્વિની—હે ભગવન્ ! અત્યંત અસત્ય જે વંધ્યાપુત્ર તથા નરશૃંગાદિક છે, તેમનું પ્રત્યક્ષ જ્ઞાન કોઇ જીવને હોતું નથી તથા અત્યંત અસત્ય વિશેષ રૂપનું પ્રત્યક્ષ જ્ઞાન સર્વ જીવને થાય છે, તેનું શું કારણ?

દધ્યઙ્—હે અશ્વિનીકુમારો ! અસત્ય નરશૃંગ અને વંધ્યાપુત્રનો તથા ઘટાદિ વિશેષ રૂપનો વાસ્તવિક ભેદ નથી, છતાં દુર્ઘટ અર્થને સિદ્ધ કરનારી માયાવડે તેમના ભેદની કલ્પના થાય છે. જેમ વિશેષ રૂપ તથા નરશૃંગાદિથી થતો ભેદ, આ બેઉ માયાવડે કલ્પના કરાય છે, તેમ માયા પણ માયાવડે કલ્પના કરાય છે. કારણ કે, જેમ ઘટાદિક વિશેષ રૂપ તથા નરશૃંગાદિ ભેદ આ બેઉ અસત્ય છે, તેમ માયા પણ અસત્ય છે. અસત્ય વસ્તુની સિદ્ધિ માયા વિના થતી નથી. તાત્પર્ય કે, જેમ ગુફામાં રહેલા વાઘનું પ્રત્યક્ષાદિક પ્રમાણવડે જ્ઞાન થાય છે, તેમ માયાનું પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જ્ઞાન થતું નથી. કારણ કે જે પદાર્થવડે જે પદાર્થની નિવૃત્તિ હોય છે, તે પદાર્થવડે તે પદાર્થની સિદ્ધિ હોતી નથી. જેમ પ્રકાશવડે અંધકારનો નાશ થાય છે, માટે પ્રકાશવડે અંધકારની સિદ્ધિ થાય નહિ. તેમ પ્રમાણજન્ય જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, માટે પ્રમાણવડે અજ્ઞાનરૂપ માયાની સિદ્ધિ સંભવતી નથી, પણ માયાવડે જ માયાની સિદ્ધિ થાય છે.

## અજ્ઞાનીવડે માયાની સિદ્ધિ.

હે અશ્વિનીકુમારો ! અસત્ય જે નરશૃંગ તથા વંધ્યાપુત્ર છે, તેમનાથી છીપરૂપાદિ વિશેષ રૂપોનો ભેદ કયા હેતુથી થાય છે ? આ રીતનો પ્રશ્ન જ્યારે અજ્ઞાની પુરૂષને કરવામાં આવે છે ત્યારે તે અજ્ઞાની 'હું જાણતો નથી,' એ રીતનો ઉત્તર આપે છે. માટે 'હું નથી જાણતો' એવી જે અજ્ઞાનીઓની પ્રતીતિ છે, તે પ્રતીતિ દુર્ઘટ માયાના સાધકરૂપે છે. માયાની દુર્ઘટતા જણાવવા માટે ચાર રીતના માયા શબ્દના અર્થ થાય છે. એક તો જે ત્રણે કાળમાં ન થાય, તેને બુદ્ધિમાન્ માયા કહે છે. બીજું કાર્ય કારણરૂપ જગતના ભેદનું જે કારણ છે, તેને શાસ્ત્રવેત્તાઓ માયા કહે છે. ત્રીજું આ સર્વ જીવોના આત્મસ્વરૂપને જે આચ્છાદાન કરે છે, તે માયા કહેવાય છે તથા ચોથું યથાર્થ જ્ઞાનવડે જે નાશ પામે છે તેને પણ વિદ્વાનો માયા કહે છે. આ આનંદ સ્વરૂપ આત્મા વાસ્તવિક રીતે અસંગ, સ્વપ્રકાશ, સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત છે. આવા અસંગ અદ્વિતીય આત્મામાં માયાનો સંભવ હોતો નથી તથા આ અસંગ અદ્વિતીય આત્મામાં વાસ્તવિક રીતે જગતની કારણતા સંભવતી નથી, પણ શ્રુતિમાં આત્માને જગતના કારણરૂપે તથા સર્વ જગતરૂપે કહ્યો છે. આ રીતનો વિચાર કરી વેદવેત્તા પુરૂષો અસંગ આત્મામાં જગતની કારણતાની સિદ્ધિ અર્થે અસંગ આત્મામાં માયાની કલ્પના કરે છે. જેમ સૂર્યના ઉદયથી અંધકારનો નાશ થાય છે, તેમ આ આનંદ સ્વરૂપ આત્મા સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે, એવું જ્ઞાન જ્યારે

થાય છે ત્યારે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. સર્વ જગત્ અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે છે. આત્મા સત્ ચિત્ તથા આનંદ સ્વરૂપ તથા બ્રહ્મરૂપ છે. આ પ્રકારનું જ્ઞાન થવા પછી અજ્ઞાનનો નાશ થાય છે. જેમ રજ્જુનું વિશેષ રૂપ સર્પદંડાદિ, રજ્જુરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થવા પછી નાશ પામે છે, તેમ નિર્વિશેષ આત્માના વિશેષરૂપ પ્રપંચ તથા પ્રપંચનું કારણ અજ્ઞાન, અધિષ્ઠાન આત્માનો સાક્ષાત્કાર થવા પછી નાશ પામે છે. માટે શાસ્ત્રવેત્તાઓ અજ્ઞાનને માયા કહે છે. જેમ દીપક હોય ત્યાં અંધારાનું જ્ઞાન હોતું નથી, તેમ વિવેકી પુરૂષો જ્યાં જ્યાં દષ્ટિ કરે છે, ત્યાં ત્યાં માયા જોવામાં આવતી નથી. માટે યથાર્થ જ્ઞાનથી જેનો નાશ થાય, તેનું નામ માયા. જગતનું કારણ માયા જો કે એક છે, છતાં 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ અનેક જ્ઞાન ઘટાદિ વિષયના અજ્ઞાનનો નાશ કરે છે, માટે એક જ માયા અનંત રૂપોને ધારણ કરે છે. આ અનંત રૂપને શાસ્ત્રમાં 'તૂલા અજ્ઞાન તથા અવસ્થા અજ્ઞાન' કહે છે. મૂલા અજ્ઞાનનો તથા તૂલા અજ્ઞાનનો નીચે પ્રમાણે ભેદ છેઃ—જે અજ્ઞાન બ્રહ્મને આશ્રયે રહી બ્રહ્મને આચ્છાદન કરે છે તથા બ્રહ્મજ્ઞાનથી તેનો નાશ થાય છે, તેને 'મૂલા અજ્ઞાન' કહેવામાં આવે છે. જે અજ્ઞાન ઘટાદિ વિષયથી અવચ્છિન્ન ચૈતન્યને આશ્રયે રહી, ઘટાદિક વિષયના અવચ્છિન્ન ચૈતન્યને આચ્છાદન કરે છે, તથા ઘટાદિ વિષયના અવચ્છિન્ન ચૈતન્યના જ્ઞાનવડે જે અજ્ઞાનનો નાશ થાય છે, તે અજ્ઞાનને તૂલા અજ્ઞાન તથા અવસ્થા અજ્ઞાન કહે છે. આ અવસ્થા અજ્ઞાનના ગ્રહણવડે इंद्रो मायाभिः पुरुरूप ईयते ઇત્યાદિ શ્રુતિમાં અનેક માયા કહેલી છે. अजामेका ઇત્યાદિ શ્રુતિમાં માયા જે એક કહેલી છે, તે મૂલા અજ્ઞાનને લઇને કહેવામાં આવી છે. આ રીતે માયાવડે પરમાત્મારૂપ નાના પ્રકારનાં રૂપને ધારણ કરે છે. જેમ એક માયાવી ઇન્દ્રજાળવાળો પુરૂષ માયાવડે અનેક રૂપને ધારણ કરે છે, તેમ વાસ્તવિક એક અદ્વિતીય પરમાત્મા પોતાની માયાવડે અનેક રૂપને ધારણ કરે છે. આ રીતે વ્યાસ વિગેરે તત્ત્વવેત્તા પુરૂષોએ માયાવડે આત્માનાં અનેક રૂપ કહ્યાં છે, છતાં તે મહાત્મા પુરૂષોનું તે તાત્પર્ય આત્માના અનેકરૂપમાં નથી, પણ આત્માની એકતાના બોધન અર્થે તેઓ લૌકિક પ્રમાણથી સિદ્ધ થયેલા નાના પ્રકારના ભેદનો અનુવાદ કરે છે. જેમ અગ્નિ હિમનું ઔષધ છે, આ વચન લોકપ્રસિદ્ધ અર્થનો અનુવાદ કરે છે. કારણ કે અગ્નિમાં હિમની નિવૃત્તિની કારણતા સર્વ લોકને અનુભવસિદ્ધ છે, તેમ સર્વ અજ્ઞાની જીવને અનુભવથી સિદ્ધ થયેલા નાના પ્રકારના ભેદોનો વિદ્વાન્ અનુવાદ કરે છે. મહાત્મા પુરૂષે જગતના કારણમાં લૌકિક પ્રમાણની અપ્રવૃત્તિ જોઈ સર્વ વ્યવહારની સિદ્ધિ માટે કેવળ માયાને જ કારણરૂપે કલ્પી છે. તાત્પર્ય કે સર્વ વિદ્વાન્ પુરૂષો અદ્વિતીય આત્માનો બોધ કરવા માટે તથા મુમુક્ષુ જનની બુદ્ધિની વૃદ્ધિ અર્થે, આનંદ સ્વરૂપ આત્મામાં અનેક પ્રકારવડે જગતનું

આરોપણ કરે છે. હે અશ્વિનીકુમારો! આવા અભિપ્રાયથી દધ્યઙ્ ઋષિએ તમને બોધ કરાવવા આત્માના ભેદનું કારણ–શરીર ઇંદ્રિય વિષયનો ભેદ, તમને કહ્યો. પણ આત્મામાં ભેદ છે, એમ ઋષિનું કહેવું નથી, પણ આત્માવિશે ભેદનું આરોપણ કરી, તેના નિષેધદ્વારા અદ્વિતીય આત્માને ઓળખાવવામાં ઋષિનું તાત્પર્ય છે.

## ઇન્દ્રિયોમાં ભેદની કારણતા.

હે અશ્વિનીકુમારો! જેમ સ્વર્ગમાં રહેલ ઇન્દ્ર ત્રણ લોકમાં અનેક કાર્યો કરવા માટે પોતાની માયાવડે અનેક રૂપને ધારણ કરે છે તથા તે ઇંદ્રના રથમાં વાયુના સમાન વેગવાળા અનેક પ્રકારના અશ્વ જોડયા હોય છે, તેમ આ સંસારમાં રહેલ પરમાત્મારૂપ ઇંદ્રિના શરીરરૂપી રથમાં ઘણા જ પ્રબળ ઇંદ્રિયરૂપી અશ્વો જોડાયલા છે. આ ઇંદ્રિયરૂપી અશ્વ એક એક શરીરમાં દશ પ્રકારનો છે. તે સર્વ ઇંદ્રિયરૂપી અશ્વો આત્માનો ભેદ કરાવનારા છે. તાત્પર્ય કે, નેત્રાદિક ઇન્દ્રિયનો વિષય સાથે સંબંધ જ્યારે થાય છે, ત્યારે અંતઃકરણની વૃત્તિ વિષયાકાર થાય છે. આથી નેત્રાદિ ઇંદ્રિયો અંતઃકરણની વૃત્તિઓને ભેદ કરાવનારી છે. વળી વૃત્તિઓનો ભેદ થવાથી વૃત્તિઓમાં પ્રતિબિંબિત આત્માનો પણ ભેદ થાય છે. આ રીતે નેત્રાદિ ઇન્દ્રિયો આત્માનો ભેદ કરનારી છે. જે ઇન્દ્રિયાદિવડે આત્મા ભેદને પામે છે, તે ઇંદ્રિય સહિત સર્વ પ્રપંચનો આત્મા અધિષ્ઠાન છે. આથી 'નેતિ નેતિ' ઇત્યાદિ નિષેધથી સર્વ ભેદ રહિત અધિષ્ઠાન આત્માનો શ્રુતિ બોધ કરે છે. આ त्वम् પદાર્થનું બોધન છે. જે વસ્તુ નાના પ્રકારના ભેદોવડે ભેદ નથી પામતી, તેને વિદ્વાનો બ્રહ્મરૂપે કરી નિશ્ચય કરે છે. આ બ્રહ્મ પૂર્વપશ્ચિમાદિ દિશાઓથી તથા ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળથી રહિત છે. તેમ જ આંતર બાહ્ય સ્વભાવવાળા સર્વ પદાર્થથી રહિત બ્રહ્મ છે. આ પ્રમાણે तत् त्वम् પદાર્થના શોધનવડે तत्त्वम् પદાર્થનો અભેદ જણાવે છે. સર્વ દેહધારી જીવનો એક અદ્વિતીય આત્મા છે. આ અદ્વિતીય આત્મા अहं ब्रह्मास्मि ઇત્યાદિ મહાવાકયથી બ્રહ્મરૂપવડે જાણવા યોગ્ય છે. બ્રહ્મરૂપ આત્મા દ્રષ્ટા તથા શ્રોતારૂપે કરી સર્વ જગતનો અનુભવ કરે છે. તે સર્વ જગતના આત્મારૂપે, સર્વ બુદ્ધિ આદિના સાક્ષીરૂપે તથા સ્વપ્રકાશ આનંદ સ્વરૂપે છે.

હે અશ્વિનીકુમારો! આ રીતે દધ્યઙ્ ઋષિ તમારા ગુરૂ સર્વ મુમુક્ષુ જનના કલ્યાણ અર્થે તમને આનંદ સ્વરૂપ આત્માનો બ્રહ્મરૂપે કરી ઉપદેશ કરવા લાગ્યા. આ રીતે તે ઋષિ અશ્વિનીકુમારોને પૂર્વનું ગુહ્ય વૃત્તાંત કહેવા લાગ્યા તથા તે ઋષિના વચનને સાંભળી અશ્વિનીકુમારો અત્યંત પ્રસન્ન થયા તથા ઋષિની સર્વજ્ઞતાને જાણી, તે મહાત્મા ઋષિને પ્રણામ કરવા લાગ્યા. જે કાર્યમાટે તેં ઋષિ અશ્વિનીકુમારો પાસે આવ્યા હતા, તે ઋષિના કાર્યને અશ્વિનીકુમારો સિદ્ધ કરવા લાગ્યા. હે શિષ્ય! પૂર્વે તમે કૌષીતકિ ઋષિના ભયનું કારણ પૂછ્યું

હતું, તે તે ઋષિના ભયનું કારણ અમે તમને વિસ્તારથી કહ્યું. દધ્યઙ્‌ના મસ્તકનું છેદન જોઈ કૌષીતકિ ઇન્દ્રથી ભય પામ્યા હતા, તેથી તે પોતાના શિષ્યને સમગ્ર બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા નહતા. આ જ કૌષિતકિ ઋષિના ભયનું કારણ છે. હે શિષ્ય ! દધ્યઙ્ અથર્વણનો તથા અશ્વિનીકુમાર અને ઇન્દ્રનો પરસ્પર સંવાદરૂપ ઇતિહાસ મેં તને કહ્યો. આ ઈતિહાસ પૂર્વે વેદમંત્રોવડે કહેવાયલો છે. હવે તને જે સાંભળવાની ઇચ્છા હોય, તે મને કહે.

विचित्रमिदमाख्यानं कथितं तव सुव्रत।
मंत्रैरितं पुनः किं त्वं श्रोतुमिच्छसि तद्वद ॥ ८३४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य नंदात्मपूज्यपादशिष्येण शंकरानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे बृहदारण्यकमधुकांडसारार्थप्रकाशक ऋष्यश्विसंवादो नाम चतुर्थोध्यायः ॥४॥

# અધ્યાય ૫ મો.

## યજુર્વેદીય બૃહદારણ્યક ઉપનિષદ્.

### યાજ્ઞવલ્કય તથા આશ્વલાદિ ઋષિઓનો સંવાદ.

इत्थमाख्यातमाकर्ण्य शिष्यः परमविस्मितः ।
प्रष्टुकामः पुनः किंचिद्गुरुं प्राह कृतांजलिः ॥ १ ॥

ચોથા અધ્યાયમાં યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદના મધુકાંડ અર્થનું નિરૂપણ કર્યું. પાંચમા તથા છઠ્ઠા અધ્યાયવડે બૃહદારણ્યક ઉપનિષદના યાજ્ઞવલ્કયકાંડ નિરૂપણ કરવામાં આવશે. તેમાં પૂર્વ અધ્યાયમાં દધ્યઙ્ ઋષિના આખ્યાનને સાંભળી શિષ્ય અત્યંત આશ્ચર્યને પામ્યો. વળી ફરી પૂછવાની ઇચ્છા થાય છે. માટે હાથ જોડી તે પોતાના ગુરૂને પૂછે છે. પોતામાં બુદ્ધિમાનપણું જણાવવા માટે શિષ્ય પૂર્વના અધ્યાયમાં શ્રવણ કરેલી કથાને ગુરૂપ્રતિ કહે છે.

શિષ્યઃ—હે ભગવન્! પહેલા અધ્યાયમાં આપે સનકાદિ ઋષિના તથા વામદેવાદિ અધિકારી જનોના સંબંધવડે ઐતરેય ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. દ્વિતીય અધ્યાયમાં ઇન્દ્ર પ્રતર્દનના સંવાદવડે આપે કૌષીતકિ ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. ત્રીજા અધ્યાયમાં અજાતશત્રુ બાલાકિના સંવાદવડે આપે કૌષીતકિ ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. ચોથા અધ્યાયમાં જે બ્રહ્મવિદ્યા કૌષીતકિએ ઇન્દ્રના ભયથી નહોતી કહેલી, તે દધ્યઙ્ ઋષિ તથા અશ્વિનીકુમારના

સંવાદવડે આપે કહી વેદવિદ્યાના પ્રવર્તક ઋષિઓના વંશ પણ આપે મને કહ્યા. આ ઋષિઓનો વંશ હિરણ્યગર્ભથી લઈ તથા સૂર્ય ભગવાનથી માંડી પૌતિમાષ્ય ઋષિ પર્યંત વિસ્તારવાળો છે. આ વંશના મૂળ પુરૂષરૂપ હિરણ્યગર્ભ તથા સૂર્ય ભગવાન્ છે. તેમાં એક સ્રીવંશ તથા બીજા બે પુરૂષ વંશ છે. આપે શિષ્ય પરંપરાવાળા આ ઋષિઓના વંશનું મને નિરૂપણ કર્યું. વળી કેટલાક ઋષિઓના નામોની સમાનરૂપતા જોઈ તે ઋષિઓનો અભેદ જ આપે કહ્યો. આ ઋષિવંશમાં દૈવ અથર્વણ નામના ઋષિના શિષ્ય દધ્યઙ્ ઋષિ અશ્વિનીકુમારોને તથા ઇન્દ્રને મધુકાંડનો ઉપદેશ કરવા લાગ્યા. આ ઋષિઓનું વૃત્તાંત પણ આપે મને કહ્યું. દધ્યઙ્પર ઇન્દ્રે જે દુરાત્મપણું દર્શાવ્યું, તે પણ આપે મને કહ્યું. ગુરૂના મસ્તકના છેદનરૂપ ઉગ્ર કર્મમાં પ્રવૃત્ત કરનારી અશ્વિનીકુમારોની ઇચ્છાનું આપે નિરૂપણ કર્યું. હે ભગવન્! વળી આપે પૂર્વે એમ કહ્યું કે, ઇન્દ્રે જ્યારે દધ્યઙના મસ્તકનું છેદન કર્યું ત્યારે તે હયગ્રીવ ભાવને પામી અશ્વિનીકુમારોને કહેવા લાગ્યા કે, હે અશ્વિનીકુમારો! આ જ દિવસ પછી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો કોઈ પણ ઋષિ ઉપદેશ કરશે નહિ. એક સૂર્ય ભગવાનના શિષ્ય યાજ્ઞવલ્કય મુનિ ઇન્દ્રથી નિર્ભય થઇ પોતાના શિષ્યને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે. પૂર્વે આપે આ રીતનું દધ્યઙ્નું વચન કહ્યું હતું. વળી ત્રીજા અધ્યાયમાં અજાતશત્રુ તથા બાલાકિના સંવાદવડે આપે એમ કહ્યું હતું કે, યાજ્ઞવલ્કય સૂર્ય ભગવાનથી વેદવિદ્યા પામ્યા હતા. હે ભગવન્! આ સંબંધમાં મારે આપને પૂછવું છે કે, યાજ્ઞવલ્કયે કયા શિષ્યને બ્રહ્મવિદ્યા આપી, કેવી રીતે બ્રહ્મવિદ્યા આપી તથા તે બ્રહ્મવિદ્યા કેવી હતી? આ ત્રણ પ્રશ્નના ઉત્તર શ્રવણ કરવાની મારી ઇચ્છા છે. આ રીતે શિષ્યના વચનને સાંભળી ગુરૂ અત્યંત આનંદ પામ્યા તથા કહેવા લાગ્યા કે, હે શિષ્ય! વેદમાં કહેલી વિચિત્ર કથા હું તને કહું છું, તે તું સાવધાન થઇ સાંભળ.

ગુરૂઃ—હે શિષ્ય! યાજ્ઞવલ્કય નામના ઋષિ પ્રથમ વૈશંપાયન નામના ઋષિથી વેદવિદ્યાનું અધ્યયન કરવા લાગ્યા. ત્યાર બાદ કોઈ કારણથી ક્રોધવાળા થયેલા વૈશંપાયને યાજ્ઞવલ્કય પાસેથી સર્વ વિદ્યા લઇ લીધી. વિદ્યાનો ત્યાગ કરી યાજ્ઞવલ્કય ફરી વિદ્યાની પ્રાપ્તિ માટે મહાન્ તપ કરી સૂર્ય ભગવાનને પ્રસન્ન કરવા લાગ્યા. સૂર્યમંડળમાં રહેનારા, નામ, રૂપ તથા ક્રિયાયુક્ત સર્વ પ્રપંચના સ્વરૂપવાળા, રક્તપુષ્પ સમાન નેત્રવાળા તથા નખથી કેશ પર્યંત સુવર્ણ સમાન શરીરવાળા, ઉપરના લોકને, નીચેના લોકને તથા મધ્યવર્તી સર્વ જીવોને મનવાંછિત પદાર્થ આપવાવાળા, સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળા, સમષ્ટિકારણ ઉપાધિવાળા તથા હિરણ્યગર્ભરૂપે તથા ઇશ્વરરૂપે નિરૂપણ કરાયલા સૂર્ય ભગવાનમાંથી શ્વાસની માફક યત્ન વિના સર્વ વેદ ઉત્પન્ન થયા છે. આ સૂર્ય ભગવાન્ ઋક, યજુષ્ તથા સામ આ

ત્રણ સ્વરૂપે છે. દિવસના પ્રથમ ભાગમાં ઋગ્વેદરૂપે કરી સૂર્યભગવાન્ પ્રકાશ કરે છે, દિવસના મધ્યભાગમાં યજુર્વેદરૂપે કરી સૂર્યભગવાન્ પ્રકાશ કરે છે તથા દિવસના અંત્ય ભાગમાં અથર્વાંગિરસ યુક્ત સામવેદરૂપે સૂર્યભગવાન્ પ્રકાશે છે. જેમ મધ મનુષ્યના આનંદના કારણરૂપે છે, તેમ વસુ આદિ દેવના આનંદના હેતુરૂપે તથા સર્વ કર્મના ફળને આપવાવાળા આદિત્યરૂપે મધ છે. આમાં સૂર્યભગવાન્ સર્વદા શોભે છે. આ આદિત્યરૂપ મધ રક્ત, શુકલ, કૃષ્ણ તથા અતિકૃષ્ણ આ પાંચ રૂપવડે યુકત છે. વળી આ આદિત્યરૂપ મધ યથાક્રમે રકત આદિ રૂપવાળા ઋક્, યજુષ, સામ, અથર્વાંગિરસ તથા ઉપનિષદ આ પાંચ વેદરૂપી ભમરાવડે બનેલું છે. જેમ માખી પુષ્પમાંથી રસને ગ્રહણ કરી મધ જ્યાં હોય છે ત્યાં લઇ જાય છે, તેમ ઋગ્વેદાદિરૂપ ભમરા યાગાદિ કર્મરૂપી પુષ્પોમાં મંત્રરૂપે પ્રાપ્ત થઇ, યાગાદિ કર્મની સૂક્ષ્મ અવસ્થારૂપ જે પુણ્યરૂપી અદષ્ટ છે, તે અદષ્ટરૂપી રસને વેદરૂપી ભમરાઓ આદિત્યરૂપી મધમાં લઇ જાય છે. સૂર્ય સર્વના આનંદના હેતુરૂપ વૃષ્ટિ કરે છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે;—

अग्नौ प्रस्ताहुतिः सम्यक् आदित्यमुपतिष्ठति ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥

અર્થઃ—અગ્નિમાં પ્રાપ્ત કરેલી આહુતિ સૂક્ષ્મરૂપે આદિત્યને પ્રાપ્ત થાય છે, આદિત્યથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે, વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે તથા અન્નમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે. સૂર્ય સર્વ પ્રાણીઓના બાહ્ય રહેલા પ્રાણરૂપે છે. બ્રહ્માથી માંડી સર્વ સ્થાવર જંગમ પ્રાણી સૂર્યના હૃદયમાં રહે છે. આવા સૂર્ય ભગવાનને યાજ્ઞવલ્કય તપવડે પ્રસન્ન કરવા લાગ્યા. ત્યાર બાદ ગૃહસ્થાશ્રમ ધારણ કરી યાજ્ઞવલ્કય અધિકારી શિષ્યને ચાર વેદનું અધ્યયન કરાવવા લાગ્યા. યાજ્ઞવલ્કયની શિષ્યમંડળી ચાર પ્રકારની થઈ. એક મંડલી ઋગ્વેદનું અધ્યયન કરવાવાળી, બીજી યજુર્વેદનું અધ્યયન કરવાવાળી, ત્રીજી સામવેદનું અધ્યયન કરવાવાળી તથા ચોથી અથર્વવેદનું અધ્યયન કરવાવાળી થઈ. જેમ સૂર્ય ભગવાન્ પૂર્વાદિ દિશાઓના મધ્યમાં પ્રકાશે છે, તેમ યાજ્ઞવલ્કય ચાર પ્રકારના શિષ્યવડે શોભતા હતા.

## યાજ્ઞવલ્કયની કીર્તિ વારાંગના સમાન.

હે શિષ્ય ! યાજ્ઞવલ્કયની સાથે દ્વેષ કરનારા આશ્વલાદિક બ્રાહ્મણો ગુણિકાના પતિ સમાન છે. આશ્વલાદિ યાજ્ઞવલ્કયની કીર્તિ ગુણિકારૂપે માનવા લાગ્યા. જેમ ગુણિકા કામી પુરૂષોને સંતાપ કરે છે, તેમ યાજ્ઞવલ્કયની કીર્તિરૂપી વારાંગના આશ્વલાદિ બ્રાહ્મણને સંતાપ કરવા લાગી. કેટલાક પુણ્યવાન્ તથા બુદ્ધિમાન્ જનકાદિ આશ્વલાદિ બ્રાહ્મણોને અટકાવવા છતાં તેઓ કીર્તિરૂપી વારાંગના ભોગવવા લાગ્યા. જેમ કોઈ પરસ્ત્રીમાં આસકત થયેલા પુરૂષને અનેક લોક અટકાવે છે, તોપણ તે લોકનું કહેવું તે માનતો નથી, તેમ યાજ્ઞવલ્કયની કીર્તિરૂપી વારાંગનામાં આસકત જનક રાજાએ કોઇપણ બ્રાહ્મણનું

કહ્યું માન્યું નહિ. કોઇ રાજા જ્યારે વારાંગનામાં આસકત થાય છે ત્યારે તેના ચાકર રાજાને વારાંગના પાસેથી અટકાવવા કોઇ અત્યંત રૂપવાળી પોતાની પુત્રી રાજાને આપે છે તેમ યાજ્ઞવલ્કયની કીર્તિરૂપી વારાંગનામાં જનકની આસકિત જોઇ આ કીર્તિરૂપી વારાંગનાથી જનક રાજાને નિવૃત્ત કરવા આશ્વલાદિ બ્રાહ્મણ અસૂયારૂપી સ્ત્રીમાં નિંદારૂપી નવી સ્ત્રીને ઉત્પન્ન કરવા લાગ્યા.

## આશ્વલાદિનાં નિંદાવચનો.

આ યાજ્ઞવલ્કયે કોઇ લૌકિક ગુરૂથી વિદ્યા પ્રાપ્ત કરી નથી; પણ જો સાક્ષાત્ સૂર્ય ભગવાનથી જ વિદ્યા મેળવી હોય તો મોઢેથી જ કેમ શિષ્યોને વિદ્યા ભણાવે છે? જેમ અમે સઘળા બ્રાહ્મણો મુખવડે વિદ્યા ભણાવીએ છીએ, તેમ યાજ્ઞવલ્કય પણ મોઢાથી વિદ્યા ભણાવે છે. માટે હું સૂર્ય ભગવાનથી વિદ્યા ભણ્યો છું, એમ યાજ્ઞવલ્કયનું કહેવું ખોટું છે. વળી સૂર્યના રથમાં બેસી હું વિદ્યા ભણ્યો છું, એમ યાજ્ઞવલ્કયનું કહેવું ખોટું છે. કારણ કે જો પૂર્વે સૂર્યના રથમાં બેસી યાજ્ઞવલ્કયે વિદ્યા ભણી હોય તો હમણાં પ્રજ્વલિત મહાન્ અગ્નિમાં ઉભા રહી યાજ્ઞવલ્કય વેદનું પઠન કેમ કરતા નથી? તેજના સમૂહરૂપ સૂર્યે જ્યારે યાજ્ઞવલ્કયને વેદનો ઉપદેશ કર્યો તો હમણાં પણ તેજના સમૂહરૂપ અગ્નિ એમને વેદનો ઉપદેશ કેમ કરતો નથી? યાજ્ઞવલ્કયના તપવડે પ્રસન્ન થયેલા સૂર્ય ભગવાન્ બીજા શરીરને ધારણ કરી વેદનો ઉપદેશ કરે છે, તે તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે જો સૂર્યદેવનું શરીર અંગીકાર કરશો તો જેમ શરીરવાળાં સ્ત્રી આદિ પદાર્થ અનિત્ય છે, તેમ સૂર્ય ભગવાન્ પણ અનિત્ય થશે. જો સૂર્ય અનિત્ય થાય તો પછી અમારામાં તથા તેનામાં શી વિશેષતા રહેશે? માટે સૂર્યથી યાજ્ઞવલ્કયે વિદ્યા મેળવી, તે સંભવતું નથી. વળી બીજો કોઇ ગુરૂ યાજ્ઞવલ્કયનો પ્રસિદ્ધ નથી. આથી એમ જણાય છે કે, યાજ્ઞવલ્કય પોતાની ઈચ્છાથી વેદ સમાન વચનથી કલ્પના કરી ભણે છે તથા હું સૂર્ય પાસેથી વેદ ભણ્યો છું, એમ કહી અજ્ઞાની જીવને મોહ ઉત્પન્ન કરે છે. ગુરૂ સંપ્રદાયને અનુસાર ઉદાત્તાદિ સ્વરવિશિષ્ટ વર્ણની આનુપૂર્વીને બુદ્ધિમાન્ વેદ કહે છે. આ રીતના વેદના લક્ષણથી રહિત જેટલાં વચન છે, તે નટ પુરૂષના વચન સમાન છે. વળી આ યાજ્ઞવલ્કયનો ગુરૂસંપ્રદાય પ્રસિદ્ધ નથી. માટે યાજ્ઞવલ્કયનાં વચન નટ પુરૂષના વચન સમાન છે. તે હાથ હલાવી પદક્રમના સંપ્રદાય વિના યજુર્વેદ નટની માફક ભણે છે. માટે યજ્ઞવલ્કયને યજુર્વેદ આવડતો નથી. પૂર્વે વૈશંપાયન પાસેથી યાજ્ઞવલ્કયે યજુર્વેદનું અધ્યયન કર્યું હતું, તેને પણ હાલ તે જાણતો નથી. તો પછી અન્ય વેદને તે કેવી રીતે જાણી શકે? હે શિષ્ય! આ રીતે અનેક પ્રકારનાં નિંદારૂપી વચનવડે આશ્વલાદિ બ્રાહ્મણ યાજ્ઞવલ્કયની કીર્તિરૂપી વારાંગનાને અટકાવવા તૈયાર થયા. પણ યાજ્ઞવલ્કયની કીર્તિરૂપી વારાંગના જનક રાજાના હૃદયમાંથી ગઇ નહિ.

## યાજ્ઞવલ્કયની ક્ષમા.

હે શિષ્યઃ-આ રીતે આશ્વાલાદિ બ્રાહ્મણોએ કરેલી નિંદાને યાજ્ઞવલ્કય જો કે જાણતા હતા તથા લોકથી શ્રવણ કરવા છતાં જરાપણ ક્ષોભ પામતા નહિ. પણ આત્મજ્ઞાનના પ્રભાવથી મુનિ ઉલટા પ્રસન્ન થતા. જેમ વર્ષાકાળમાં ગર્જનાથી રહિત થઇ મેઘ જળની વૃષ્ટિ કરે છે, તેમ યાજ્ઞવલ્કય પોતાના મુખથી પોતાની સ્તુતિ કર્યા વિના પૂર્વની માફક શિષ્યોને અર્થ સહિત વેદનો સર્વ ઉપદેશ કરતા. વળી નિંદા કરનારા આશ્વલાદિ બ્રાહ્મણને મુનિ જરા પણ કાંઈ કહેતા નહિ. હે શિષ્ય ! આ રીતની યાજ્ઞવલ્કયની કીર્તિને સાંભળી મિથિલાનો પતિ જનકરાજા યાજ્ઞવલ્કયને જોવાની ઇચ્છા કરવા લાગ્યો. જનકરાજાના આ અભિપ્રાયને જાણી રાજાના પુરોહિત આશ્વલાદિએ રાજા જનકની સમક્ષ મુનિની નિંદા કરી. બુદ્ધિમાન્ જનકરાજા આશ્વલાદિ બ્રાહ્મણના દુષ્ટ અભિપ્રાયને જાણી તેઓને કાંઇપણ કહ્યું નહિ. પણ મુનિને જોવાની રાજાને અત્યંત ઇચ્છા હોવાથી તે મુનિને જોવા માટે યજ્ઞનો આરંભ કરવા લાગ્યા. પોતાના વિશ્વાસુ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યને જનક આજ્ઞા કરવા લાગ્યા કે, હે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ! મેં યજ્ઞ કરવાનો વિચાર કર્યો છે. માટે તમે સર્વ દેશોમાં જઇ સર્વ બ્રાહ્મણોને બોલાવી લાવો. આ રીતની જનકરાજાની આજ્ઞાને મેળવી, સર્વ ચાકરો કુરૂ પાંચાળથી લઇ સર્વ દેશોપ્રતિ ગયા. તે દેશોમાં રહેલા સર્વ વિદ્વાન્ બ્રાહ્મણોને તેડી લાવ્યા. તેઓ યાજ્ઞવલ્કયને તેમના શિષ્ય સહિત લઈ આવ્યા. બ્રાહ્મણોના આવવાથી જનકરાજાના ગૃહમાં મહાન્ વેદની ધ્વનિ થઇ રહી. શૂદ્ર વિના બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય સર્વને આ ધ્વનિ આનંદ પમાડતો હતો. જનક રાજાના યજ્ઞમાં આશ્વલાયન નામનો બ્રાહ્મણ ઋગ્વેદોકત કર્મ કરવાવાળો હોતારૂપે થયો. જરત્કારૂ બ્રાહ્મણનો પુત્ર આર્તભાગ ત્યાં આવ્યો હતો, લહ્ય નામના બ્રાહ્મણનો પુત્ર ભુજ્યુ ત્યાં આવ્યો હતો, ચક્ર નામના બ્રાહ્મણનો પુત્ર ઉષસ્ત, કુષીતક નામના બ્રાહ્મણનો પુત્ર કહોલ, બ્રહ્મનિષ્ઠ ગાર્ગી, અરૂણ નામના બ્રાહ્મણનો પુત્ર ઉદ્દાલક, શકલનો પુત્ર શાકલ્ય જેનું બીજું નામ વિદગ્ધ છે, તે સર્વ ત્યાં આવ્યા હતા. આ શાકલ્ય અત્યંત વાચાળ, અત્યંત અભિમાની તથા પાપી હોવાથી યાજ્ઞવલ્કય સાથે દ્વેષ કરતો હતો. ચારે વેદના અનેક શિષ્ય પ્રશિષ્ય સહિત યાજ્ઞવલ્કય ત્યાં આવ્યા હતા. આશ્વલાદિ બ્રાહ્મણો પોતપોતાના શિષ્ય સહિત ત્યાં આવ્યા. વળી પોતપોતાના શિષ્ય સહિત અનેક વિદ્વાનો ત્યાં આવ્યા હતા. અનેક કોટી બ્રાહ્મણ ત્યાં ભેગા થયા હતા. આ રીતે જનકે યાજ્ઞવલ્કયનાં આગમનનો ઉપાય યોજયો. પ્રસંગ મેળવી જનક આશ્વલાદિથી માંડી સર્વ બ્રાહ્મણને હાથ જોડી કહેવા લાગ્યા; હે બ્રાહ્મણો ! અશ્વમેધાદિવડે હું દેવોનું પૂજન કરવાની ઇચ્છા રાખું છું. તમે સર્વ બ્રાહ્મણો મને યજ્ઞ કરવાની આજ્ઞા આપો.

પછી હું સર્વ દિશાઓને ભેરી આદિ શબ્દવડે પૂર્ણ કરીશ. આ રીતે જ્યારે જનકે બ્રાહ્મણોને કહ્યું ત્યારે સર્વ બ્રાહ્મણ રાજાને યજ્ઞ કરવાની આજ્ઞા આપવા લાગ્યા. જનક રાજાને ઇચ્છા થઈ કે, આ મારા યજ્ઞમાં એકઠા થયેલા સર્વ બ્રાહ્મણો મહાત્મારૂપે, સદાચાર-વાળા, વેદવેદાંતમાં કુશળ તથા સર્વ શિષ્યોથી યુક્ત છે. પણ સર્વ બ્રાહ્મણમાં અધિક વેદવેત્તા કયો બ્રાહ્મણ છે, તે જાણવાની જનક રાજાને ઈચ્છા થઇ. સર્વ બ્રાહ્મણોમાંથી એક બ્રાહ્મણની અધિ-કતા જાણવા તે મનમાં નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યોઃ—જો હું બ્રાહ્મણની સમાજમાં કોઈને પૂછીશ કે, તમે સર્વ બ્રાહ્મણોમાં કયો બ્રાહ્મણ અધિક વિદ્વાન્ છે તો બ્રાહ્મણો પોતાના કોઇ એક મિત્રને જ અધિક વિદ્વાન્ કહેશે. કારણ કે જેમાં જેનો દ્વેષ હોય છે, તે સાક્ષાત્ દેવ, ગુરૂ અથવા વિદ્યામાં બૃહસ્પતિ સમાન હોય, છતાં વિદ્વાન્ તેની નિંદા કરે છે. જેનો જેમાં સ્નેહ હોય, તે એક અક્ષર પણ ન જાણતો હોય તથા ખેડુતની માફક મહામૂઢ હોય, છતાં સ્નેહવાન્ તેની સ્તુતિ કરે છે. માટે રાગ દ્વેષવાળા કોઇ બ્રાહ્મણને પૂછવાથી સર્વથી અધિક વિદ્વાન્નો નિશ્ચય નહિ થાય.

શિષ્યઃ—હે ભગવન્! જે બ્રાહ્મણ રાગ દ્વેષથી રહિત ઉદાસીન હોય, તેને પૂછ-વાવડે અધિક વિદ્વાનનો નિશ્ચય કેમ ન થાય?

ગુરૂઃ—ઉદાસીનને પૂછવા છતાં અ-ધિકતાનું જ્ઞાન થાય નહિ. કારણ કે શમ દમાદિ ગુણના જ્ઞાનથી અધિકતાનું જ્ઞાન થાય છે તથા ક્રોધાદિ દોષના જ્ઞાનથી ન્યૂનતાનું જ્ઞાન થાય છે. વળી શમ-દમાદિ ગુણનું જ્ઞાન થતાં ક્રોધાદિ દોષનું જ્ઞાન ઉદાસીનને હોતું નથી. માટે તેના વચનથી પણ સર્વથી અધિક બ્રાહ્મણનું જ્ઞાન સંભવે નહિ.

શિષ્યઃ—હે ભગવન્! ઉદાસીનને જો કે બ્રાહ્મણના ગુણ દોષનું જ્ઞાન નથી, છતાં ઉદાસીન આગળ સર્વ બ્રાહ્મણોના ગુણનું તથા દોષનું આપ વર્ણન કરો, ત્યારબાદ ઉદાસીન તમને સર્વથી અધિક વિદ્વાનનું નિરૂપણ કેમ નહિ કરે?

ગુરૂઃ—મારા મુખથી બ્રાહ્મણના ગુણને શ્રવણ કરી ઉદાસીન જેમાં અધિકતા કહેશે, તે ગુણવડે હું જ પ્રથમ તેમાં અધિકતા જાણી શકું છું. ઉદાસીનને બ્રાહ્મણના ગુણનું કથન કરવું નિષ્ફળ છે. માટે ઉદાસીનના વચનથી પણ સર્વથી અધિક બ્રાહ્મણનો નિશ્ચય નહિ થાય.

શિષ્યઃ—હે ભગવન્! એકેક બ્રાહ્મણને એકાંતમાં બોલાવી તમે પૂછો કે, તમે સર્વથી અધિક છો કે નથી? જે પોતાને સર્વથી અધિક કહે, તેને તમે સર્વથી અધિક જાણો.

ગુરૂઃ—આ રીતના ઉપાયથી પણ સર્વથી અધિક બ્રાહ્મણનો નિશ્ચય નહિ થાય કારણ કે જો હું એકેક બ્રાહ્મણને બોલાવી પૂછીશ તો સર્વ બ્રાહ્મણ પોતાને અધિક કહેશે. કોઇપણ પોતાને ન્યૂન કહેશે નહિ. માટે આ ઉપાયથી સર્વથી અધિક બ્રાહ્મણનો નિર્ણય નહિ થાય.

શિષ્યઃ-હે ભગવન્! ગુહ્ય અર્થનો બોધ કરનારા પ્રશ્ન તમે સર્વની આગળ કેમ કરતા નથી? જે બ્રાહ્મણ તે પ્રશ્નનો સારી રીતે ઉત્તર આપે, તેને તમારે અધિક જાણવો.

ગુરૂઃ-આ રીતના ઉપાયથી પણ સર્વથી અધિક બ્રાહ્મણનો નિર્ણય થઇ શકે નહિ. પણ ઉલટી મારી હાનિ થશે. કારણ કે જો હું તમને ગુહ્ય પ્રશ્ન કરીશ તો ક્રોધવાન્ થઇ તે બ્રાહ્મણ મને શાપ આપી બાળી શકશે. માટે પૂર્વોકત સર્વ ઉપાયથી સર્વથી અધિક બ્રાહ્મણનો નિર્ણય થતો નથી. પણ પરસ્પર વિવાદથી જ બ્રાહ્મણોમાં અધિકતાનો તથા ન્યૂનતાનો નિર્ણય થશે. માટે સભામાં સર્વ બ્રાહ્મણોને પરસ્પર વિવાદ કરાવી, સર્વથી અધિક બ્રાહ્મણનો હું નિર્ણય કરૂં. તેમાં પણ જો હું આ સર્વ બ્રાહ્મણને એમ કહીશ કે, હે બ્રાહ્મણો! તમે સર્વ પરસ્પર વિવાદ કરો. તો આ બ્રાહ્મણો ક્રોધવાળા થઇ મને શાપ દઇ ભસ્મ કરશે. માટે મારા કહ્યા વિના આ સર્વ બ્રાહ્મણ પોતપોતામાં પરસ્પર વિવાદ કરે, એવો કોઇ ઉપાય કરૂં. ધન સિવાય આવો બીજો ઉપાય નથી. પણ ધન જ સર્વ વિવાદનું કારણ છે. માટે સર્વ બ્રાહ્મણોની મધ્યમાં હું પુષ્કળ ધન રાખું. આ ધનના લોભથી બ્રાહ્મણ પોતે જ વિવાદ કરશે. તેમના વિવાદથી સર્વથી અધિક વિદ્વાનનો મને નિર્ણય થશે.

## ધનમાં સર્વ વિવાદની કારણતા.

વિષય ભોગના સાધનરૂપ ધન કયા જીવના ચિત્તને ક્ષોભ કરતું નથી? અર્થાત્ સર્વ જીવના ચિત્તને ક્ષોભ કરે છે. તાત્પર્ય કે, બ્રહ્મવેત્તા સંન્યાસીના ચિત્તને પણ ધન ક્ષોભ કરે છે. તો પછી અન્ય કુટુંબી ગૃહસ્થના ચિત્તને આ ધન શા માટે ક્ષોભ ન કરે? અવશ્ય તેના ચિત્તમાં ક્ષોભ કરશે. ચિત્તના ક્ષોભનું કારણ કામ, ક્રોધ, લોભ તથા મોહાદિ ધનથી જ ઉત્પન્ન થાય છે. ધન વિના કામ-ક્રોધાદિ વિકાર ઉત્પન્ન થતા નથી. અન્વય તથા વ્યતિરેકવડે ધનમાં કામક્રોધાદિની કારણતા રહેલી છે. ધન જ્યાં હોય છે ત્યાં કામક્રોધાદિ હોય છે. આનું નામ અન્વય છે. ધન ન હોય ત્યાં કામક્રોદિનો અભાવ હોય છે. આનું નામ વ્યતિરેક છે. ક્ષુધાથી પીડાયલો, નિર્ધન તથા દરિદ્રી કામજન્ય સુખને મેળવતો નથી. કારણ કે નિર્ધન એમ વિચાર કરીને પરણતો નથી કે, જો હું વિવાહ કરીશ તો જેટલું અન્ન સ્ત્રી ભોજન કરશે, તેટલું અન્ન મને ભોજન કરવા જોઇએ. સ્ત્રીને ભોજન કરવા માટે હું કયાંથી અન્ન લાવું? આ રીતનો વિચાર કરી દરિદ્રી સ્ત્રીને ઘરમાં લાવતો નથી. જેમ કૃમિવાળા તથા દુર્ગંધવાળા મુડદાને કોઇ સ્પર્શ કરતું નથી, તેમ મનુષ્યને નિર્ધન જોઈ કામવડે આતુર થયેલી સ્ત્રી પણ નિર્ધનને સ્પર્શ કરવાની ઇચ્છા કરતી નથી. તાત્પર્ય કે, ધર્મશાસ્ત્રની રીત પ્રમાણે વિવાહિત પતિવ્રતા સ્ત્રી પણ પોતાના પતિને નિર્ધન જોઇ, સર્વદા તેના મરણની ઇચ્છા કરે છે. તો પછી વ્યભિચારી સ્ત્રીના સંબંધમાં તો શું જ કહેવું? જેમ સિદ્ધાંજન

પૃથ્વીમાં રહેલા ધનના દર્શનના સાધનરૂપે છે, તેમ દરિદ્રતારૂપ સિદ્ધાંજન પણ સર્વ ધર્મના દર્શનમાં સાધનરૂપે છે. કારણ કે જેમ પોતાની માતા આદિમાં કોઇને કામભાવના હોતી નથી, તેમ દરિદ્રી કોઇપણ સ્ત્રીમાં કામભાવના કરતો નથી. પણ ક્ષુધાથી આતુર દરિદ્રી એક અન્ન માત્રની ઈચ્છા કરે છે. જેમ વિવેકી સર્વને આત્મારૂપે જાણી કોઇ પર ક્રોધ કરતો નથી, તેમ દરિદ્રી પણ રાજાના ભયથી તથા ધર્મરાજાના ભયથી કોઈ પર ક્રોધ કરતો નથી. નિર્ધન કોઈ પણ પાપ કર્મમાં પ્રવૃત્ત થતો નથી, એમ વિચારીને કે, મેં પૂર્વ જન્મમાં અત્યંત પાપકર્મ કર્યાં છે, જેથી ફળરૂપે હાલમાં મને દરિદ્રતા પ્રાપ્ત થઇ છે. દરિદ્રતાવિના પાપનું બીજું શું ફળ હોય ? આ દરિદ્રતા જ સર્વ પાપકર્મનું ફળ છે. કારણ કે જેમ બ્રહ્મહત્યાવાળાનો સર્વ લોક નિરાદર કરે છે, તેમ મને દરિદ્રી જોઈ મારી મા, પિતા, સ્ત્રી તથા પુત્ર સર્વ મારો નિરાદર કરે છે. પણ કોઇ મારો આદર કરતા નથી. માટે પૂર્વના પાપકર્મના ફળરૂપ દરિદ્રતાને સારી રીતે અનુભવ કરવાં છતાં જો હું ફરી પાપકર્મ કરીશ તો ફરી જન્માંતરમાં મને દરિદ્રતા પ્રાપ્ત થશે. માટે મારે પાપકર્મ કરવું યોગ્ય નથી. જેમકે સર્પને મૃત્યુના સાધનરૂપ જાણી કોઇ બુદ્ધિમાન્ તેને ઓળંગતો નથી. આ રીતનો વિચાર પોતાના મનમાં આણી નિર્ધન દરિદ્રી પાપકર્મમાં પ્રવૃત્ત થતો નથી. નિર્ધન દરિદ્રી જરાપણ ધર્મને જાણતો નથી. તે પણ જ્યારે પાપકર્મ કરતો નથી, તો શાસ્ત્રના પ્રમાણથી ધર્મને જાણનારો દરિદ્રી શા માટે પાપકર્મ કરે ? નહિ જ કરે. વળી ધનથી રહિત દરિદ્રી, રાજા આદિથી ભયવાળો થવાથી પરદ્રવ્યની તથા પરસ્ત્રીની ઇચ્છા કરતો નથી. વળી ક્ષુધાથી પીડાયલો દરિદ્રી થોડા અન્નની પ્રાપ્તિવડે પ્રસન્ન થાય છે. માટે દરિદ્રીમાં લોભ પણ નથી. આ રીતે ધનનો અભાવ થવાથી કામાદિ દોષના અભાવરૂપ વ્યતિરેક જોવામાં આવે છે. ધન હોવાથી કામાદિ દોષની પ્રાપ્તિરૂપ અન્વય નીચે પ્રમાણે જોવામાં આવે છે:—ધનના મદથી અંધ ધનવાન્ પોતાના બળથી રાજાની, ગુરૂની તથા દેવની અવજ્ઞા કરે છે. આથી ધનવાળો આ લોકમાં તથા પરલોકમાં અનંત દુઃખને પામે છે. ધનવાન્ જ્યારે પરસ્ત્રી આદિ પદાર્થમાં મોહ પામે છે ત્યારે આ લોકમાં તેની કીર્તિ નાશ પામે છે, સર્વ લોક તેને ધિક્કારે છે તથા મૃત્યુ પામવા પછી ધનવાન્ નરકમાં દુઃખ ભોગવે છે. જેમ પ્રજ્વલિત અગ્નિ ઘીવડે તથા કાષ્ઠવડે તૃપ્તિ પામતો નથી, તેમ ધનવાન્ ધનાદિ પદાર્થની પ્રાપ્તિથી કદી તૃપ્ત થતો નથી. તે અધિકાધિક પદાર્થની પ્રાપ્તિની સર્વદા ઇચ્છા કરે છે. પૂર્વના પુણ્યને લીધે ધનવાનને કદી સમુદ્રપર્યંત પૃથ્વીનું રાજ્ય મળે, છતાં તે સ્વર્ગ લોકની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, માટે ધનવાનના લોભની શાંતિ થતી નથી. લોભથી ધનવાન્ પરસ્ત્રીનું તથા પરધનનું હરણ કરે છે. આથી સર્વ જનો તેની નિંદા કરે છે. નિંદિત કર્મ-

વડે ધનવાન્ નિર્લજ્જની માફક અન્ય પ્રાણીને હસે છે. માટે સર્વ જીવ કરતાં ધનવાન્ અધમ છે. ધનથી મોહ પામેલ ધનવાન્ પોતાના હિતને તથા અહિતને જાણતો નથી. મોહને વશ થયેલ ધનવાન્ પોતાના દુઃખને જ મેળવે છે. ધનથી મોહ પામેલ પુરૂષ પોતાની હિતકારી માને, પિતાને, પુત્રને તથા વેદવેત્તા બ્રાહ્મણને શરીરવડે, મનવડે તથા વાણીવડે હનન કરે છે. આ રીતે ધનવાન્ કામ ક્રોધાદિ સર્વ દોષને પ્રાપ્ત થાય છે. ધનથી રહિત દરિદ્રીને કામ ક્રોધાદિ દોષ પ્રાપ્ત થતા નથી. આમ હોવાથી દરિદ્રી સર્વદા આનંદમાં મગ્ન રહે છે. જો હું કોઈ ધનવાન્ પાસે અન્નાદિ પદાર્થની યાચના કરીશ તથા તે અન્ન પણ નહિ આપે તો પછી મારી યાચના વ્યર્થ જશે, આથી મને પશ્ચાત્તાપ થશે. માટે ધનવાન્ પાસે યાચના કરવી યોગ્ય નથી. આ રીતનો વિચાર કરી નિર્ધન લોભાદિથી રહિત હોય છે. મારી મા, પિતા તથા અન્ય બાંધવ સર્વ મારા હિતકારી છે. માટે માતાપિતાદિ જે જે આજ્ઞા મને કરે, તે મારે અવશ્ય માનવી જોઇએ. આમ વિચારી નિર્ધન મોહથી નિવૃત્ત થાય છે. આથી સિદ્ધ થાય છે કે, ધનવડે સર્વ કામક્રોધાદિ દોષ ઉત્પન્ન થાય છે. બ્રહ્મવેત્તાને પણ જ્યારે ધનવડે કામક્રોધાદિ દોષ પ્રાપ્ત થાય છે, તો પછી બહિર્મુખ અજ્ઞાની જીવનું તો શું જ પૂછવું ? માટે સર્વથી અધિક વિદ્વાન્ બ્રાહ્મણનો નિર્ણય કરવા સર્વ બ્રાહ્મણની સમાજમાં દ્યૂતની માફક હું પુષ્કળ ધન મૂકું. સર્વ બ્રાહ્મણમાં જે અધિક વિદ્વાન્ હશે, તે જ્યારે ધન લઇ જશે ત્યારે સર્વ બ્રાહ્મણ ક્રોધથી વ્યાકુળ થઇ પોતે જ તે બ્રાહ્મણ સાથે વિવાદ કરશે.

શિષ્યઃ–હે ભગવન્ ! ધનવડે જો તમે બ્રાહ્મણમાં ક્ષોભ કરાવશો તો તમને પાપ લાગશે.

ગુરૂઃ–નીતિપૂર્વક ધર્મ, રાજાના પાપના સાધનરૂપે હોતો નથી, પણ સુખના સાધનરૂપે હોય છે. ધર્મ કરવાથી મને પાપ લાગશે નહિ. તાત્પર્ય કે, બ્રાહ્મણના ક્ષોભમાં હું કારણ નથી, પણ તેના લોભાદિક દોષ કારણ છે. માટે ઉપાયવડે સર્વથી અધિક બ્રાહ્મણ જાણવામાં મને જરા પણ પાપ લાગશે નહિ.

શિષ્યઃ–હે ભગવન્ ! સર્વથી અધિક જાણી જે બ્રાહ્મણને ધન આપશો, તે જો કદાપિ ધનવડે પાપકર્મ કરશે તો તમારે પણ પરંપરાથી પાપની પ્રાપ્તિ થશે.

ગુરૂઃ–સર્વથી અધિક વિદ્વાનને ધનને લીધે પાપકર્મ થશે નહિ. કારણ કે શમદમાદિ ગુણયુક્ત બ્રાહ્મણ જ સર્વ કરતાં અધિક છે. શમદમાદિ ગુણવાળાને કામ ક્રોધાદિ દોષની ઉત્પત્તિ થતી નથી. વળી કામક્રોધાદિ વિના પાપકર્મમાં પ્રવૃત્તિ થતી નથી. કામક્રોધાદિ દોષ શમદમાદિવાળામાં નહિ હોવાથી કામક્રોધાદિથી રહિત શમદમાદિ ગુણવાળો સર્વથી અધિક વિદ્વાન્ કેવી રીતે પાપકર્મ કરશે ? કદી પણ તે પાપકર્મ કરશે નહિ. આ રીતનો વિચાર કરી જનકે એમ પણ વિચાર્યું કે, આ બ્રાહ્મણની સમાજમાં યાજ્ઞવલ્ક્ય

વિના કોઇપણ બ્રાહ્મણમાં સર્વથી અધિક વિદ્વત્તાનો સંભવ નથી. પણ સૂર્ય ભગવાનના શિષ્ય યાજ્ઞવલ્કય સર્વ કરતાં અધિક જણાય છે.

શિષ્યઃ–હે ભગવન્! સંભાષણ કર્યા વિના યાજ્ઞવલ્કયની અધિકતા આપે કેવી રીતે જાણી?

ગુરૂઃ–કામ, ક્રોધ, લોભ, મોહ તથા ગર્વ ઇત્યાદિ દોષનો જેનામાં અભાવ હોય છે તે વિદ્વાન્ છે. વિદ્વાનનું આ લક્ષણ યાજ્ઞવલ્કયમાં ઘટે છે. કારણ કે યાજ્ઞવલ્કયમાં કામ, ક્રોધ, લોભ તથા મોહ નથી. આટલી વિદ્યા છતાં તેનામાં ગર્વ નથી. જડ પુરૂષની માફક મૌન ધારણ કરીને બેઠા છે. માટે તેના સમાન બીજો કોઇ વિદ્વાન્ નથી.

શિષ્યઃ–હે ભગવન્! જો યાજ્ઞવલ્કય રાગદ્વેષાદિથી રહિત છે તો તે તમારૂં ધન કેમ રાખશે? રાગ વિના ધનાદિ પદાર્થનું ગ્રહણ હોતું નથી.

ગુરૂઃ–યાજ્ઞવલ્કય જો મારૂં ધન ગ્રહણ કરશે તો તે પોતાના ભોગ માટે ગ્રહણ કરશે નહિ. પણ જીવના ઉપકાર માટે ધન ગ્રહણ કરી, બ્રાહ્મણોને સભામાં જિતશે. આ મારૂં ધન જ્યારે યાજ્ઞવલ્કયના હાથમાં આવશે તો ધનવડે સર્વ પ્રાણીનો ઉપકાર થશે. કારણ કે મુનિનું ધન તથા શરીર પોતાના ભોગ માટે નથી, પણ કેવળ પરનો ઉપકાર કરવા માટે છે. જેમ કોઇ પામર ધનાદિ પદાર્થની ઇચ્છાથી પ્રસન્ન દષ્ટિથી રાજાને જૂવે છે, તેમ આ મુનિ પ્રસન્ન દૃષ્ટિથી વારંવાર મારી તરફ જૂવે છે. આથી જણાય છે કે, મુનિનો મારા પર પરમ અનુગ્રહ છે. તાત્પર્ય કે, જ્યાં જ્યાં પ્રસન્નતાપૂર્વક દૃષ્ટિ હોય છે, ત્યાં ત્યાં ધનાદિ પદાર્થની ઇચ્છા હોય છે અથવા અનુગ્રહ હોય છે. ઇચ્છા વિના તથા અનુગ્રહ વિના પ્રસન્નતાપૂર્વક દૃષ્ટિ થતી નથી. બીજું ધનાદિ પદાર્થની ઇચ્છા મુનિમાં નથી, પણ અનુગ્રહથી તે મારી તરફ જૂવે છે.

શિષ્યઃ–હે ભગવન્! યાજ્ઞવલ્કયમાં રાગદ્વેષ નથી, એમ તમે કેવી રીતે જાણ્યું?

ગુરૂઃ–યાજ્ઞવલ્કયને જિતવાની ઇચ્છાવાળા અહંકારી છે. તેઓ માંહોમાંહે નઠારાં વચનો બોલે છે. પણ બ્રાહ્મણોનાં વચનને મુનિ અજ્ઞાની પુરૂષની માફક શ્રવણ કરે છે. વચન સાંભળવા છતાં મુનિ જડની માફક તેનો ઉત્તર આપતા નથી. આથી જણાય છે કે, તેના ચિત્તમાં ક્ષોભ નથી. જે ક્ષોભથી રહિત હોય, તે રાગદ્વેષથી રહિત હોય છે. આ રીતે અનેક રીતે જનક રાજા વિચારવા લાગ્યા. તેમણે કામધેનુ સમાન એક હજાર ગાય તથા ચાળીસ હજાર સોનાના નિષ્ક સભામાં મૂકયા. તાત્પર્ય કે એક હજાર ગાયના બે હજાર શિંગડાં થાય. તેમાં એક શિંગડા સાથે વીશ વીશ સુવર્ણનો નિષ્ક રાજાએ બાંધ્યો. નવ તોલા સુવર્ણનો એક નિષ્ક થાય છે. શાસ્ત્રની રીત પ્રમાણે જનકે સભામાં ગાયો આણી તથા સર્વ બ્રાહ્મણોને કહ્યુ કે, હે સર્વ બ્રાહ્મણો! જે તમારામાં શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા હોય, તે

સર્વ ગાયને પોતાને આશ્રમે લઇ જાય. રાજાનાં આ રીતનાં વચન સાંભળી સર્વ બ્રાહ્મણ નીચુ મુખ કરી તુષ્ણી ભાવને પામી ગયા. પોતાની વિદ્યાના બળવડે કોઈ પણ બ્રાહ્મણ સર્વ બ્રાહ્મણને જિતવા સમર્થ થયો નહિ. સર્વ બ્રાહ્મણને તુષ્ણી ભાવને પામેલ જોઇ યાજ્ઞવલ્કય સામવેદ પાઠી પોતાના શિષ્યને કહેવા લાગ્યા કે, હે સામવેદપાઠી શિષ્ય ! તું સર્વ ગાયોને જલદી મારે ઘેર લઇ જા તથા સર્વ બ્રાહ્મણોને ઉંચે સ્વરે કહે કે, સર્વથી અધિક બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય સર્વ બ્રાહ્મણોની ગાયને લઇ જાય છે. મુનિનાં વચન સાંભળી, સામવેદપાઠી શિષ્ય, તે પ્રમાણે બ્રાહ્મણોને વચન કહી સર્વ ગાયને મુનિના આશ્રમમાં લઇ ગયો. આ વખતે સર્વ બ્રાહ્મણ યાજ્ઞવલ્કયપર ક્રોધાયમાન થયા તથા જનક રાજા પરમ આનંદ પામ્યા. તાત્પર્ય કે, મુનિ એકજ સમયે બ્રાહ્મણોના દુઃખના કારણરૂપ થયા તથા જનક રાજાના સુખના કારણરૂપ થયા. આથી મુનિ બધાને કહેવા લાગ્યા કે, સાંખ્ય શાસ્ત્રવાળા શબ્દસ્પર્શાદિ વિષયમાં જ સુખ દુઃખ માને છે. પણ તે તમારે માનવું નહિ. પણ સુખ દુઃખ પોતાના મનમાં રહે છે. આ રીતનો પક્ષ તમારે માનવો. કારણ કે સ્નેહવાળા ચિત્તમાં જ સુખની ઉત્પત્તિ થાય છે. જેમકે જનકને સુખ ઉત્પન્ન થયું છે. વળી ચિત્ત જો દ્વેષવાળું હોય છે તો તેમાં દુઃખની ઉત્પત્તિ થાય છે. જેમકે બ્રાહ્મણોને દુઃખની ઉત્પત્તિ થઇ છે. સુખ દુઃખ ધર્મ જો વિષયમાં જ હોય તો સર્વને વિષયથી સુખની પ્રાપ્તિ થવી જોઇએ અથવા દુઃખની પ્રાપ્તિ થવી જોઇએ. પણ કોઇને સુખની પ્રાપ્તિ તથા કોઇને દુઃખની પ્રાપ્તિ, એમ વિષમતા સંભવે નહિ. આ વિષમતાનો અનુભવ સર્વ જીવને છે. માટે વિષયનો ધર્મ સુખ દુઃખ નથી. પણ બાહ્ય કારણ વિના જ આ વસ્તુ રમણીક છે, આ રીતની કલ્પનાથી મનમાં સુખ દુઃખ ઉત્પન્ન થાય છે. જેમકે નિર્જન વનમાં રહેલા રાગ રહિત પુરૂષને પોતાના મનથી જ આનંદ હોય છે. પણ નિર્જન વનમાં રહેલા રાગી પુરૂષને પોતાના મનથી ત્યાં દુઃખ હોય છે. કોઇ વિષયને લીધે જ વનમાં રહેલા પુરૂષને સુખદુઃખની પ્રાપ્તિ નથી. માટે મન જ સુખ દુઃખના આશ્રયરૂપ છે.

## બ્રાહ્મણક્રોધ નિરૂપણ.

હે શિષ્ય ! આ રીતે ગાયોને ગયલી જોઇ ક્રોધને લીધે બ્રાહ્મણો આસન પરથી ઉઠી ગયા. તેમના હોઠ થરથર ધ્રુજવા લાગ્યા. તેઓ ઉપરના દાંતવડે નીચેના હોઠને દબાવવા લાગ્યા. જેમ ભૂતના આવેશવાળો પુરૂષ અનેક પ્રકારનાં રૂદનાદિ કરે છે, તેમ ક્રોધવડે કેટલાક બ્રાહ્મણ રક્ત નેત્રવડે અશ્રુનો ત્યાગ કરવા લાગ્યા. કેટલાક ઉન્મત્તની માફક અનેક પ્રકારના શબ્દ કરવા લાગ્યા. આ રીતે બ્રાહ્મણોના યજ્ઞ મંડપમાં મહાન્ ઘોર શબ્દ થઇ રહ્યો. જેમ પૂર્ણિમાને દીવસે સમુદ્રમાં ક્ષોભ થાય છે, તેમ સર્વ બ્રાહ્મણ ક્ષોભ યુક્ત થઇ કહેવા લાગ્યા કે, અમે સર્વ

વિદ્વાન્ બ્રાહ્મણોને આ એકલો યાજ્ઞવલ્કય ઉલ્લંઘન કરી જાય છે. માટે અમારા કુળને ધિક્કાર છે તથા ભણાવવા માટે કાઢેલી અમારી શાળાઓને ધિક્કાર છે. અમારા જીવતરને ધિક્કાર છે. અધ્યયન સમયે અમે ગુરૂની જે સેવા કરી, તે સેવાને ધિક્કાર છે તથા અમારા વેદના અધ્યયનને ધિક્કાર. વેદના અધ્યયન કરનારા અમારા શિષ્યને ધિક્કારે છે. આ રીતે સર્વ બ્રાહ્મણોની અવસ્થા જોઈ આશ્વલ નામનો બ્રાહ્મણ અત્યંત ક્રોધવાળો થયો. તે યાજ્ઞવલ્કયની પાસે આવી કહેવા લાગ્યો કે, હે ગુરૂસંપ્રદાયથી રહિત દુરાચારી યાજ્ઞવલ્કય ! અમે સર્વ બ્રાહ્મણોમાંથી તું જ એક અધિક વિદ્વાન્ છે. હે યાજ્ઞવલ્કય ! તારામાં વિદ્યાવડે અધિકતા નથી. પણ લોભ તથા ગર્વવડે તારામાં અમારા કરતાં અધિકતા છે. અમે સર્વ બ્રાહ્મણો હિરણ્યગર્ભ સમાન, ગર્વલોભાદિ દોષથી રહિત તથા શમદમાદિ સાધનવાળા છીએ. તર્કરૂપી મનનની સિદ્ધિ માટે અમે ચોદ વિદ્યા જાણીએ છીએ. આ ચૌદ વિદ્યા નીચે પ્રમાણે:–ઋક્, યજુષ્, સામ તથા અથર્વ આ ચાર વેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ તથા પિંગળ આ છ વેદનાં અંગ, મીમાંસા, ન્યાય, પુરાણ તથા ધર્મશાસ્ત્ર, એમ ચૌદ વિદ્યા છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગંધર્વ વેદ તથા અર્થશાસ્ત્ર એમ મળી અઢાર વિદ્યા થાય છે. પૃથ્વીપર લજ્જાથી રહિત થયેલો પુરૂષ કોણ પંડિત નથી ? પણ લજ્જાથી રહિત થયેલો પુરૂષ પંડિત જ હોય છે. જેમકે અમે સર્વ વેદવેત્તા બ્રાહ્મણોમાં લજ્જાથી રહિત થયેલો તું પંડિત છે. મહાન્ બળવાળા વાસુકિ આદિ સર્પને કોણ પોતાના પગવડે સ્પર્શ કરશે ? ત્રણલોકનું દાહ કરનારા કાલકૂટ વિષને યોગસાધનથી રહિત કયો પુરૂષ ભક્ષણ કરશે ? પ્રજ્વલિત અગ્નિને મુઠી વાળી કયો પુરૂષ ઘરમાં લઈ જશે ? તેમ તારા વિના બીજો કોણ સઘળા બ્રાહ્મણોને ક્રોધયુક્ત કરાવશે ? તારા સિવાય અન્ય કોઇપણ બ્રાહ્મણોને ક્રોધ કરાવવાવાળો નથી. એક તું જ ગર્વ, લોભ, અનમ્રતાવડે બ્રાહ્મણોને ક્રોધ કરાવે છે. આ સર્વ બ્રાહ્મણમાં એક એક બ્રાહ્મણ ક્રોધથી યુકત થઇ સર્વ જગતનું દહન કરવા સમર્થ છે. ક્રોધયુકત આ સર્વ બ્રાહ્મણો તારા સરખા અધમનો શા માટે દાહ નહિ કરે ? અવશ્ય તેઓ તારો નાશ કરશે. ઇત્યાદિ કઠોર વચનરૂપી બાણવડે આશ્વલ યાજ્ઞવલ્કયના કર્ણને ભેદવા લાગ્યો. છતાં યાજ્ઞવલ્કય જરાપણ ક્ષોભ પામ્યો નહિ. જેમકે પાષાણની વૃષ્ટિથી તાડન પામેલો પર્વત ક્ષોભ પામતો નથી, તેમ યાજ્ઞવલ્કય ક્ષોભ પામ્યો નહિ. આશ્વલનાં વચન સાંભળી તે હસવા લાગ્યા તથા આશ્વલને કહેવા લાગ્યા કે, હે આશ્વલ! આ બ્રાહ્મણની સમાજમાં જે બ્રાહ્મણ બ્રહ્મવેત્તા હોય, તેને હું સર્વદા નમન કરૂં છું.

આશ્વલઃ–હે યાજ્ઞવલ્કય ! જો તારી બ્રાહ્મણમાં આટલી શ્રદ્ધા છે તો સર્વ બ્રાહ્મણની ગાય શા માટે હરણ કરી ગયો ?

યાજ્ઞવલ્કયઃ–હે આશ્વલ! સુવર્ણ સહિત ગાય જોઇ ગાયોમાં મારી અભિલાષા થઈ.

આથી મેં ગાયોનું હરણ કર્યું છે. તેમાં બ્રાહ્મણ શા માટે ક્રોધ કરે છે? જો હું બ્રાહ્મણોની ગાય લઈ જાઉં તો બ્રાહ્મણનો ક્રોધ મારા પર ઘટે. પણ બ્રાહ્મણોની ગાયો મેં લીધી નથી. પણ જનક ગાયોનો દાતા તથા હું ગાયોનો લઇ જનારો છું. તેમાં બ્રાહ્મણે ક્રોધ કરવાનું શું કારણ છે? આ જનક અત્યંત ધનવાન્ છે. જો આ બ્રાહ્મણોને તથા તમને મારી માફક ધન લેવાની ઈચ્છા હોય તો રાજા પાસેથી તમે સર્વ બ્રાહ્મણો ધન લો. તમને ધન આપવામાં હું રાજાને અટકાવતો નથી. માટે મારા પર તમારે ક્રોધ કરવો ઉચિત નથી. જયારે મુનિએ આશ્વલને આમ કહ્યું ત્યારે આશ્વલ, જેમ ઘી પીવાડવાથી અગ્નિ ક્ષોભ પામે છે, તેમ ફરી ક્ષોભ પામ્યો. પછી મુનિ સાથે વિવાદ કરવા આશ્વલે તેને આઠ પ્રશ્ન પૂછ્યા.

## આશ્વલના આઠ પ્રશ્નો.

આશ્વલના આઠ પ્રશ્નોમાં પ્રથમના ચાર પ્રશ્નો અતિમોક્ષરૂપે છે તથા બાકીના ચાર સંપદ્રૂપે છે. કર્મીના વાક્ આદિ અધ્યાત્મનો અગ્નિઆદિ અધિદૈવ સાથે જે ભેદ, તે ભેદરૂપ મૃત્યુની નિવૃત્તિના સાધનરૂપ વાક્ આદિનું અગ્નિઆદિ સાથે જે અભેદ જ્ઞાન, તેને મોક્ષ કહે છે. આ અભેદ જ્ઞાનથી વાક્ આદિ અધ્યાત્મને અગ્નિઆદિ અધિદૈવભાવની પ્રાપ્તિરૂપ જે ફળ થાય છે, તેને અતિમોક્ષ કહે છે. અતિમોક્ષરૂપ ફળનો વિષય જેમાં હોય તે પ્રશ્ન અતિમોક્ષ કહેવાય છે. નિકૃષ્ટ વસ્તુમાં સમાન ધર્મને લઇ જે ઉત્કૃષ્ટ દૃષ્ટિ, તેને સંપત્ કહે છે. જેમકે શ્રાદ્ધના અન્નમાં અમૃત તથા બ્રાહ્મણમાં વિષ્ણુદૃષ્ટિ. આ રીતની સંપત્નો વિષય કરનારા પ્રશ્નને સંપત્રૂપે કહે છે.

## આશ્વલના અતિમોક્ષરૂપ પ્રશ્ન.

(૧) હે યાજ્ઞવલ્ક્ય! ઋત્વિગાદિ સાધનસંપન્ન હોવા છતાં અગ્નિહોત્રાદિ કર્મ પરિચ્છેદભાવજન્ય પ્રમાદરૂપ મૃત્યુથી વ્યાપ્ત છે. જો કે શાસ્ત્રોક્ત કર્મના અનુષ્ઠાનથી અશાસ્ત્રીય ઇન્દ્રિયાદિની નિવૃત્તિ થાય છે, છતાં પરિછિન્નભાવ જ્ઞાન વિના નિવૃત્ત થતો નથી. માટે કેવા જ્ઞાનથી યજમાન પરિછિન્નભાવનો ત્યાગ કરી અપરિછિન્નભાવરૂપ ફળને પામે છે?

(૨) દિવસ રાત્રિરૂપ કાળવડે સર્વ પદાર્થ પરિછિન્ન થઇ રહે છે. આ પરિછિન્નભાવની નિવૃત્તિ કયા જ્ઞાનથી થાય છે?

(૩) શુકલપક્ષ તથા કૃષ્ણપક્ષરૂપ કાળવડે સર્વ પદાર્થ પરિછિન્ન થઇ રહે છે. આ પરિછિન્નભાવની નિવૃત્તિ કયા જ્ઞાનથી થાય છે?

(૪) સ્થૂલ શરીરનો ત્યાગ કરી નિરાશ્રયરૂપ આકાશમાં યજમાન કયા સાધનવડે ગમન કરે છે?

## આશ્વલના પ્રશ્નના ઉત્તર.

(૧) હે આશ્વલ! કર્મકર્તા યજમાનના અધ્યાત્મરૂપ વાકના, વાકના અધિદૈવરૂપ અગ્નિના તથા વાકના અધિયજ્ઞરૂપ હોતાના અભેદનો વિષય કરવાવાળી, અધિદૈવ અગ્નિરૂપ યજમાનના વાક્રૂપે હું છું, આ રીતની હોતાની જે

દૃષ્ટિ, તે યજમાનના પ્રથમ પરિછેદજન્ય મૃત્યુના તરવાના સાધનરૂપે છે.

(૨) યજમાનના અધ્યાત્મરૂપ ચક્ષુનો, અધિદૈવરૂપ સૂર્યનો તથા અધિયજ્ઞરૂપ અધ્વર્યુના અભેદનો વિષય કરવાવાળા જે અધિદેવ સૂર્ય યજમાનના ચક્ષુરૂપે હું છું, આ રીતની અધ્વર્યુની જે દૃષ્ટિ, તે યજમાનના દ્વિતીય પરિછેદને નિવૃત્ત કરેછે.

(૩) યજમાનના અધ્યાત્મરૂપ પ્રાણના, અધિદૈવરૂપ વાયુના તથા અધિયજ્ઞરૂપ ઉદ્ગાતાના અભેદનો વિષય કરવાવાળી જે અધિદૈવ વાયુરૂપ યજમાનના પ્રાણરૂપે હું છું, આ રીતની ઉદ્ગાતાની જે દૃષ્ટિ, તે યજમાનના તૃતીય પરિછેદને નિવૃત્ત કરે છે.

(૪) યજમાનના અધ્યાત્મરૂપ મન, અધિદૈવરૂપ ચંદ્રમા તથા અધિયજ્ઞરૂપ બ્રહ્મા, આ ત્રણના અભેદનો વિષય કરવાવાળી જે અધિદૈવ ચંદ્રમારૂપ યજમાનનું મન હું છું, આ રીતની બ્રહ્માની દૃષ્ટિના પ્રભાવથી યજમાન આકાશમાં ગમન કરે છે.

અહીં દૃષ્ટિ શબ્દવડે જ્ઞાન લેવું તથા પરિચ્છેદ શબ્દથી ભેદ લેવો. ઋગ્વેદ જાણવાવાળા બ્રાહ્મણને હોતા કહે છે. યજુર્વેદ જાણવાવાળાને અધ્વર્યુ કહે છે તથા સામવેદ જાણવાવાળા બ્રાહ્મણને ઉદ્ગાતા કહે છે. વળી ઋક્, યજુષ, સામ આ ત્રણ વેદના જાણવાવાળા બ્રાહ્મણને બ્રહ્મા કહે છે. આ ચાર ઋત્વિકો યજ્ઞના કરાવનારા છે. યજ્ઞ કરનાર ક્ષત્રિયાદિને યજમાન કહે છે.

---

## આશ્વલના સંપત્રૂપ ચાર પ્રશ્નો.

(૧) હોતાના સંપત્રૂપ જ્ઞાનથી યજમાનને કેવા ફળની પ્રાપ્તિ થાય છે?

(૨) અધ્વર્યુ સંપત્રૂપ જ્ઞાનવડે યજમાનને કેવા ફળની પ્રાપ્તિ થાય છે?

(૩) બ્રહ્માના સંપદ્રૂપ જ્ઞાનથી યજમાનને કેવા ફળની પ્રાપ્તિ થાય છે?

(૪) ઉદ્ગાતાના સંપદ્રૂપ જ્ઞાનવડે યજમાનને કેવા ફળની પ્રાપ્તિ થાય છે?

## આશ્વલના પ્રશ્નના ઉત્તર.

યાજ્યા, પુરોનુવાક્યા તથા શસ્યા, આ ત્રણ ઋચામાં ત્રણપણાની સંખ્યા રહે છે તથા ત્રણ લોકમાં પણ ત્રણપણાની સંખ્યા રહે છે. આ ત્રિત્વ સંખ્યારૂપ સમાન ધર્મને ગ્રહણ કરી જ્યારે હોતા યાજ્યાદિ ત્રણ ઋચાઓને ત્રણ લોકરૂપે જુવે છે, ત્યારે હોતાના સંપત્રૂપ જ્ઞાનવડે યજમાનને ત્રણ લોકના જયરૂપ ફળ પ્રાપ્ત થાય છે. અહીં યજ આ રીતની પ્રેરણા પછી પઠન કરેલ ઋચાને યાજ્યા કહે છે.

બ્રૂહિ આ રીતની પ્રેરણા પછી પઠન કરેલી ઋચાને પુરોનુવાક્યા કહે છે. એક શ્વાસથી પઠન કરેલ ઋચાને શસ્યા કહે છે.

(૨) અધ્વર્યુએ અગ્નિમાં હોમેલી આહુતિઓ ઉજ્વલત્વ, સશબ્દત્વ તથા અધોગામિત્વરૂપે ત્રણ પ્રકારની છે. જેમ આહુતિમાં ઉજ્વલત્વાદિ ધર્મ છે તેમ દેવલોક, પિતૃલોક તથા મનુષ્ય લોક

આ ત્રણ લોકમાં પણ ઉજ્વલત્વાદિ ધર્મ રહે છે. આ ઉજ્વલત્વાદિ સમાન ધર્મને ગ્રહણ કરી જ્યારે અધ્વર્યુ ત્રણ આહુતિને દેવલોકાદિરૂપે જૂવે છે ત્યારે અધ્વર્યુના સંપદ્રૂપ જ્ઞાનવડે યજમાનને દેવલોક, પિતૃલોક તથા મનુષ્યલોક આ ત્રણ લોકના જયરૂપ ફળ પ્રાપ્ત થાય છે.

(૩) વૃત્તિરૂપે કરી મન અનંત છે તથા વિશ્વેદેવતા પણ અનંત છે. અનંતરૂપ સામાન્ય ધર્મને ગ્રહણ કરી જ્યારે બ્રહ્મા મનને વિશ્વેદેવતારૂપે ચિંતન કરે છે, ત્યારે બ્રહ્માના સંપત્રૂપ જ્ઞાનથી યજમાનને અનંત ફળની પ્રાપ્તિ થાય છે.

(૪) ઉદ્ગાતાથી ગાન કરાયલી યાજ્યા, પુરોનુવાક્યા તથા શસ્યા આ ત્રણ ઋચાઓને જ્યારે ઉદ્ગાતા પ્રાણ, અપાન તથા વ્યાનરૂપે કરી જૂવે છે ત્યારે ઉદ્ગાતાના સંપત્રૂપ જ્ઞાનવડે યજમાનને ભૂ:, ભુવ: તથા સ્વર્ આ ત્રણ લોકના જયરૂપ ફળની પ્રાપ્તિ થાય છે.

આ રીતે યાજ્ઞવલ્કયે જ્યારે આશ્વલના આઠ પ્રશ્નના ઉત્તર કહ્યા ત્યારે આશ્વલે યાજ્ઞવલ્કયને જિતવાનું પોતામાં સામર્થ્ય જોયું નહિ. પછી લજ્જાને પામી યાજ્ઞવલ્કય સાથે વિવાદ કરાવવા આર્તભાગના મુખની સામું જોઈ, પોતે ફરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થયો.

## યાજ્ઞવલ્કય તથા આર્તભાગનો વિવાદ.

**આર્તભાગ:**–હે યાજ્ઞવલ્કય ! ગ્રહ કેટલા છે તથા અતિગ્રહ કેટલા છે ?

યાજ્ઞવલ્કય:–હે આર્તભાગ ! ગ્રહ આઠ છે તથા અતિગ્રહ આઠ છે.

આર્તભાગ:–આઠ ગ્રહ કયા તથા આઠ અતિગ્રહ કયા ?

યાજ્ઞવલ્કય:–શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, મન, વાક્ તથા હસ્ત આ આઠ ઇન્દ્રિયો જીવને બંધન કરે છે: માટે આ આઠને ગ્રહ કહે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ઇચ્છા, નામ તથા ક્રિયા આ આઠ શ્રોત્રાદિ આઠ ઇન્દ્રિયોના ક્રમે કરી વિષયરૂપે છે. આ શબ્દાદિ વિષયવિના કેવળ શ્રોત્રાદિ ઇન્દ્રિયો જીવને બંધન કરતી નથી. પણ શબ્દાદિ વિષયયુક્ત શ્રોત્રાદિ ઇન્દ્રિયો જીવના બંધનના હેતુરૂપે છે. માટે શબ્દાદિ આઠ વિષયને અતિગ્રહ કહે છે. જેમ સમુદ્રમાં ગયેલા પુરૂષનું મકરાદિ ગ્રહ ભક્ષણ કરે છે તથા મકરાદિ ગ્રહોને તેથી અધિક બળવાન્ તિમિંગલ આદિ ભક્ષણ કરે છે, તેમ સંસારરૂપી સમુદ્રમાં પડેલા અજ્ઞાની જીવને શ્રોત્રાદિ ઇન્દ્રિયરૂપ ગ્રહ ભક્ષણ કરે છે. તાત્પર્ય કે, જીવને શ્રોત્રાદિ ઇન્દ્રિયો પોતાને વશ કરે છે. આ શ્રોત્રાદિ ઇન્દ્રિયરૂપી ગ્રહનું શબ્દાદિ વિષયરૂપ અતિગ્રહ ભક્ષણ કરે છે. તાત્પર્ય કે, શબ્દાદિ વિષય શ્રોત્રાદિ ઇન્દ્રિયોને વશ કરે છે. આનું જ નામ ભક્ષણ છે. જેમ બલાડી ઉંદરને ભક્ષણ કરે છે તેમ શ્રોત્રાદિ ઇન્દ્રિય જીવને પોતાને વશ કરે છે. જેમ પિશાચાદિ ગ્રહથી ઘેરાયલો મનુષ્ય પોતાના હિતને તથા અહિતને જાણતો નથી, તેમ શ્રોત્રાદિ ઇન્દ્રિયને આધીન જીવ પોતાના મોક્ષરૂપ હિતને

તથા બંધરૂપ અહિતને જાણતો નથી. જેમ કોઇ બળવાન્ પુરૂષથી બંધાયલો મગર જો કે કોઇપણ પુરૂષને મારવાની ઇચ્છા કરતો નથી, છતાં બળવાન્ પુરૂષરૂપ અતિગ્રહથી પ્રેરણા કરાયલો તે મગર અન્ય પુરૂષને મારવા માટે પ્રવૃત્ત થાય છે. શ્રોત્રાદિ ઇન્દ્રિયરૂપી ગ્રહ જો કે જીવના બંધનની ઇચ્છા કરતો નથી, છતાં શબ્દાદિ વિષયરૂપ અતિગ્રહને આધીન શ્રોત્રાદિ ઇન્દ્રિય જીવનું બંધન કરવા પ્રવૃત્ત થાય છે.

શિષ્ય:–હે ભગવન્! યાજ્ઞવલ્કયે જે આઠ ગ્રહ તથા આઠ અતિગ્રહ કહ્યા, તે સંભવતા નથી. કારણ કે અન્ય શાસ્ત્રમાં પાંચ કર્મેન્દ્રિયે, પાંચ જ્ઞાનેન્દ્રિય, એક અંતઃકરણ એમ અગીઆર ઇન્દ્રિયો કહી તથા અગીઆર તેના વિષય કહ્યા છે. આ શાસ્ત્રનો વિરોધ આવશે.

ગુરૂ:–હે શિષ્ય! જો કે ઇન્દ્રિયો તથા વિષયો અગીયાર છે. છતાં શ્રોત્રાદિ આઠ ઇન્દ્રિયની પ્રધાનતાને તથા શબ્દાદિ આઠ વિષયની પ્રધાનતાને ગ્રહણ કરી યાજ્ઞવલ્કયે આઠ ગ્રહ તથા આઠ અતિગ્રહ કહ્યા છે. તેમાં પણ ઉપસ્થનો ત્વક્ ઇન્દ્રિયમાં અંતર્ભાવ છે. કારણ કે ત્વક્ ઇન્દ્રિય સર્વ શરીરમાં વ્યાપકરૂપે છે. માટે સ્ત્રીના સંબંધથી ઉપસ્થમાં જે સુખ થાય છે તે સુખ સ્પર્શવડે થાય છે. માટે તે સુખ ત્વક ઇન્દ્રિયજન્ય છે. આ રીતે ઉપસ્થનો ત્વક્ ઇન્દ્રિયમાં અંતર્ભાવ છે. પાદ ઇન્દ્રિયથી ગમનરૂપ ક્રિયા થાય છે તથા પાયુ ઇન્દ્રિયથી મળના પરિત્યાગરૂપ ક્રિયા થાય છે. વળી હસ્તઇન્દ્રિયથી ગ્રહણરૂપ ક્રિયા થાય છે. આ રીતે ક્રિયાની સાધનતા ત્રણેમાં સમાન છે. માટે પાદનો તથા પાયુનો હસ્ત ઇન્દ્રિયમાં અંતર્ભાવ છે. જે સમયે પાયુ ઇન્દ્રિયનો મળના પરિત્યાગરૂપ વ્યાપાર થાય છે તથા પાદ ઇન્દ્રિયનો ગમનરૂપ વ્યાપાર થાય છે તે સમયે હસ્ત ઇન્દ્રિયનો આકુંચન તથા પ્રસારણરૂપ વ્યાપાર અવશ્ય થાય છે. આથી એમ જણાય છે કે, પાયુ, પાદ તથા હસ્ત આ ત્રણની નાડીનો બંધ સમાન છે. આ નાડીના બંધથી સમાનતાને ગ્રહણ કરી યાજ્ઞવલ્કયે પાયુ તથા પાદનો હસ્તમાં અંતર્ભાવ કહ્યો છે. આ રીતે જ્યારે યાજ્ઞવલ્કયે આર્તભાગના પ્રશ્નો કહ્યા ત્યારે આર્તભાગ ફરી બીજા પ્રશ્નો પૂછવા લાગ્યો.

આર્તભાગ:–હિરણ્યગર્ભથી માંડી જેટલા, જડ તથા અજડ પ્રપંચ છે, તેનું ભક્ષણ ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુ કરે છે. માટે સર્વ જગત્ ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુનું અન્ન છે. આ ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુ પણ જે દેવનું અન્ન છે તે દેવ કોણ છે? તાત્પર્ય કે, ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુનું ભક્ષણ કરનાર બીજું કોઇ છે કે નથી? જો ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુનું ભક્ષણ કરનાર બીજું કોઈ હોય તો તે ભક્ષણ કરનાર અન્ય નિત્ય છે કે અનિત્ય છે? જો નિત્ય છે એમ કહેશો તો દ્વૈતાપત્તિ થશે. જો અનિત્ય કહેશો તો બીજા ભક્ષણ કરનારને કોઇ ત્રીજું માનવું પડશે. ત્રીજાને કોઇ ચોથું માનવું પડશે. આ રીતે અનવસ્થા દોષની પ્રાપ્તિ

થશે. જો એમ કહો કે, ગ્રહ અતિગ્રહરૂપ મૃત્યુનું ભક્ષણ કરનાર કોઇ નથી તો મોક્ષની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના યત્ન કરવા વ્યર્થ થશે.

યાજ્ઞવલ્કયઃ—હે આર્તભાગ ! જેમ સર્વ પદાર્થ ભક્ષણ કરનારા અગ્નિનું જળ ભક્ષણ કરે છે, તેમ સર્વ જગતને ભક્ષણ કરનાર ગ્રહ અતિગ્રહરૂપ મુત્યુને આત્મસાક્ષાત્કાર ભક્ષણ કરે છે. માટે મોક્ષની પ્રાપ્તિ માટે યત્ન વ્યર્થ નથી. જેમ કતરેણુ જળની મૃત્તિકાને નિવૃત્ત કરી પોતે પણ નિવૃત્ત થઇ જાય છે, પણ કતરેણુની નિવૃત્તિ માટે બીજા સાધનની અપેક્ષા રહેતી નથી, તેમ મહા વાકયથી ઉત્પન્ન થયેલ અંતઃકરણની વૃત્તિરૂપી જ્ઞાન, કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિવડે પોતેજ નિવૃત્ત થઇ જાય છે. આ જ્ઞાનની નિવૃત્તિમાં કોઈ બીજા સાધનની અપેક્ષા હોતી નથી. માટે દ્વૈતાપત્તિ તથા અનવસ્થા, આ બેઉ પ્રકારના દોષ પ્રાપ્ત થતા નથી. વળી જ્ઞાનની નિવૃત્તિમાં બીજા સાધનની અપેક્ષા હોય નહિ. માટે દ્વૈતાપત્તિ તથા અનવસ્થા આ બેઉ પ્રકારના દોષ પ્રાપ્ત થતા નથી.

આર્તભાગઃ—હે યાજ્ઞવલ્કય ! જ્યારે બ્રહ્મવેત્તા પુરૂષ સ્થૂલ શરીરનો પરિત્યાગ કરે છે, તે સમયે બ્રહ્મવેત્તા પુરૂષના પ્રાણ અજ્ઞાની જીવના પ્રાણની માફક લોકાંતરમાં જાય છે કે નથી જતા ? જો અજ્ઞાની પુરૂષના પ્રાણની માફક બ્રહ્મવેત્તાના પ્રાણ લોકાંતરમાં જાય છે તો જેમ અજ્ઞાની જીવને લોકાંતરમાં બીજા શરીરની ફરી પ્રાપ્તિ થાય છે, તેમ બ્રહ્મવેત્તાને પણ લોકાંતરમાં ફરી શરીરની પ્રાપ્તિ થશે. મરણકાળે જો બ્રહ્મવેત્તા પુરૂષના પ્રાણ લોકાંતરમાં નથી જતા, એમ કહો તો શરીરમાં પ્રાણ હોવાથી મૃત્યુ થાય નહિ. તેથી બ્રહ્મવેત્તા પુરૂષના શરીરમાં *કદી પણ મરણવ્યવહાર થવો જોઇએ નહિ. વળી પ્રારબ્ધ કર્મના નાશ પછી બ્રહ્મવેત્તાના શરીરમાં સર્વ લોકને મરણ વ્યવહાર થાય છે.

યાજ્ઞવલ્કયઃ—હે આર્તભાગ ! બ્રહ્મવેત્તાનાં પ્રારબ્ધ કર્મ જ્યારે ક્ષીણ થાય છે ત્યારે તેના પ્રાણ શરીરથી બહાર જતા નથી, પણ શરીરની અંદર જ લય ભાવને પામે છે. તાત્પર્ય કે, અવિદ્યા, કામ તથા કર્મ આ ત્રણ, પ્રાણોના લોકાંતરને વિશે ગમનમાં કારણરૂપે છે. વળી અવિદ્યા, કામ તથા કર્મ બ્રહ્મવેત્તાના આત્મજ્ઞાનવડે નિવૃત્ત થયાં છે. માટે બ્રહ્મવેત્તાના પ્રાણનું લોકાંતરમાં ગમન થતું નથી. આથી બ્રહ્મવેત્તાને અજ્ઞાનીની માફક ફરી શરીરની પ્રાપ્તિ થતી નથી. વળી સ્થૂલ શરીરની સાથે પ્રાણના સંબંધની નિવૃત્તિનું નામ મરણ છે. આ સંબંધની નિવૃત્તિ પ્રાણનો લય થવા છતાં સંભવે છે. માટે વિદ્વાનના શરીરમાં મરણવ્યવહાર સંભવે છે.

આર્તભાગઃ—બ્રહ્મવેત્તા પુરૂષના પ્રાણ શરીરથી બહાર જતા નથી, પણ શરીરની અંદર તેનો લય થાય છે. આ કેવી રીતે જણાઇ શકે ?

યાજ્ઞવલ્કય:–જીવિત અવસ્થામાં અત્યંત કૃશ શરીર પણ મરણ પછી ભેરીની માફક સૂજીને સ્થૂલ થઈ જાય છે. આ સ્થૂલતાનું કારણ બીજો કોઇ પદાર્થ નથી. પણ ધનંજય નામનો પ્રાણ આ સ્થૂલતાના કારણરૂપે છે. માટે મરણ પછી શરીરની વિલક્ષણ સ્થૂલતારૂપ હેતુથી શરીરમાં પ્રાણના લયનું અનુમાન થાયછે.

આર્તભાગ:–બ્રહ્મવેત્તાના પ્રાણ લોકાંતરમાં નથી જતા, તેને વિશે કાંઇ પ્રમાણ છે ?

યાજ્ઞવલ્કય:–આ બાબતમાં શ્રુતિ ભગવતી પ્રમાણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, अस्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति અર્થ:–જેમ નદીઓનો સમુદ્રમાં લય થાય છે, તેમ બ્રહ્મવેત્તાની અગીઆર ઇન્દ્રિયો તથા પાંચ પ્રાણ આ સોળ કળા અધિષ્ઠાન પુરૂષમાં પ્રતીત થાય છે તથા તે અધિષ્ઠાન પુરૂષમાં લયને પામે છે. માટે બ્રહ્મવેત્તા પુરૂષના પ્રાણ લોકાંતરમાં ગમન કરતા નથી. જો બ્રહ્મવેત્તા પુરૂષના પ્રાણ લોકાંતરમાં ગમન કરશે તો બ્રહ્મવેત્તાને પણ અજ્ઞાનીની માફક અવશ્ય બીજા શરીરની પ્રાપ્તિ થશે. વળી ફરી ફરી જે શરીરને ધારણ કરે છે, તેને મોક્ષની પ્રાપ્તિનો સંભવ નથી. માટે બ્રહ્મવેત્તાના પ્રાણ લોકાંતરમાં જતા નથી.

આર્તભાગ:–હે યાજ્ઞવલ્કય ! જે સમયે બ્રહ્મવેત્તા વિદેહ મોક્ષને પામે છે, તે સમયે બ્રહ્મવેત્તાનો કઈ વસ્તુ ત્યાગ નથી કરતી ? તાત્પર્ય કે, જીવન્મુક્તિ અવસ્થાની માફક તેમાં અવશેષવાળો દ્વૈતનો લય થાય છે અથવા શું અવશેષ રહિત દ્વૈતનો લય થાય છે ?

યાજ્ઞવલ્કય:–હે આર્તભાગ ! બીજા સર્વ પદાર્થ મુકત પુરૂષનો ત્યાગ કરે છે. પણ વામદેવાદિ મુકત પુરૂષનો ત્યાગ કરતા નથી. જો કે વામદેવાદિ મુકત પુરૂષ નામ, રૂપ, ક્રિયા તથા સ્વરૂપભેદ પ્રપંચથી મુકત થયેલા છે, માટે વાસ્તવિક રીતે મુકત પુરૂષમાં વામદેવાદિ નામનો સંબંધ સંભવતો નથી, છતાં લૌકિક પુરૂષ હાલના સમયમાં વામદેવાદિ મુક્ત પુરૂષના વામદેવાદિ નામો ગ્રહણ કરેછે. માટે લૌકિક પુરૂષની દૃષ્ટિવડે મોક્ષ અવસ્થામાં મુકત પુરૂષનાં વામદેવાદિ નામો રહે છે. વળી આ મુકત પુરૂષોનાં નામ અનંત છે તથા વિશ્વેદેવતા પણ અનંત છે. માટે જે પુરૂષ અનંત નામમાં અનંત વિશ્વેદેવતાનું અભેદરૂપે ચિંતન કરે છે, તેને અનંત ફળની પ્રાપ્તિ થાય છે.

આર્તભાગ:–હે યાજ્ઞવલ્કય ! જે સમયે જીવને મરણ અવસ્થા થાય છે, તે સમયે જીવની અધ્યાત્મરૂપ વાક્ ઇંદ્રિય, અધિદૈવરૂપ અગ્નિને પામે છે તથા અધ્યાત્મરૂપ પ્રાણ અધિદૈવરૂપ વાયુને પામે છે. આ સમયે જીવનો અધ્યાત્મરૂપ વાક્ ઇંદ્રિય અધિદૈવરૂપ અગ્નિને પામે છે તથા અધ્યાત્મરૂપ પ્રાણ અધિદૈવરૂપ વાયુને પામે છે. અધ્યાત્મરૂપ નેત્ર ઇન્દ્રિય અધિદૈવરૂપ સૂર્યને પામે છે, અધ્યાત્મરૂપ શ્રોત્ર ઇન્દ્રિય અધિદૈવરૂપ દિશાને પામે છે, અધ્યાત્મરૂપ મન અધિદૈવરૂપ ચંદ્રમાને પામે છે. અધ્યાત્મરૂપ શરીર

અધિદૈવરૂપ પૃથિવીને પામે છે તથા શરીરની અંદર રહેલ અધ્યાત્મરૂપ આકાશ અધિદૈવરૂપ બાહ્ય આકાશને પામે છે. શરીરમાં રહેલ અધ્યાત્મરૂપ લોમ અધિદૈવરૂપ ઓષધિને પામે છે. શરીરમાં રહેલ અધ્યાત્મરૂપ કેશ અધિદૈવરૂપ વનસ્પતિને પામે છે. અધ્યાત્મરૂપ રૂધિર તથા વીર્ય અધિદૈવરૂપ જળને પામે છે. આ રીતે અન્ય અધ્યાત્મરૂપ ઇન્દ્રિયોનો પણ પોતાના અધિદૈવરૂપમાં લય જાણવો. અગ્નિ આદિ દેવોના આશ્રયથી રહિત થઇ પોતપોતાના વ્યાપારને નહિ કરવો, એ જ મરણ સમયે વાક્ આદિનો અગ્નિ આદિમાં લય છે. આ રીતે મરણસમયે સર્વ વાક્ આદિ ઇન્દ્રિયનો લય થવા છતાં અજ્ઞાની જીવ કોનો આશ્રય કરી પરલોકમાં સુખદુઃખને ભોગવે છે ? હે શિષ્ય ! આ રીતે આર્તભાગના પ્રશ્નને શ્રવણ કરી યાજ્ઞવલ્કય આ પ્રશ્નના અર્થને ગુહ્ય માની, સભામાં પ્રશ્નના ઉત્તરને કહ્યો નહિ. પણ આર્તભાગના હાથને ગ્રહણ કરી એકાંત દેશમાં લઇ જઇ તેના પ્રશ્નનો ઉત્તર યાજ્ઞવલ્કય કહેવા લાગ્યા.

શિષ્યઃ–હે ભગવન્ ! આર્તભાગના પ્રશ્ન કર્મવિષયક છે તથા પૂર્વે યાજ્ઞવલ્કયે સભામાં રહી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. આથી એમ સમજાય છે કે, બ્રહ્મવિદ્યા કરતાં કર્મવિદ્યા અતિ ગુહ્ય છે.

ગુરૂઃ–હે શિષ્ય ! બ્રહ્મવિદ્યા કરતાં કર્મવિદ્યા ગુહ્ય છે, આ અભિપ્રાયથી યાજ્ઞવલ્કય આર્તભાગને એકાંત પ્રદેશમાં લઇ ગયો નહિ. પણ ત્યાં લઇ જવાનું કારણ એ હતું કે, મરણને પામેલો અજ્ઞાની જીવ પોતાના પુણ્યપાપ કર્મને અનુસાર પરલોકમાં સુખદુઃખને પામે છે. આ વાત બાળકથી માંડી ગોવાળ સૂધી સર્વ લોક જાણે છે. આ પ્રસિદ્ધ બાબતનો વિચાર વિદ્વાનની સભામાં અમે કરશું તો મારામાં તથા આર્તભગમાં તુચ્છતા પ્રાપ્ત થશે. તાત્પર્ય કે સભામાં સર્વ બ્રાહ્મણ આર્તભાગનો તથા મારો ઉપહાસ કરશે. જેમકે ભોજનથી ક્ષુધાની નિવૃત્તિ થાય છે, એ વાત સર્વ લોક જાણે છે. તેમાં બુદ્ધિમાનની સભામાં જઇ કોઇ પુરૂષ શાથી ક્ષુધાની નિવૃત્તિ થાય છે, આ રીતનો પ્રશ્ન કરે તથા કોઇ બુદ્ધિમાન્ ભોજનથી ક્ષુધાની નિવૃત્તિ થાય છે, એ રીતનો ઉત્તર કહે તો પ્રશ્નકર્તાનો તથા ઉત્તર આપનારાનો, એમ બેઉનો સભામાં ઉપહાસ થાય. તે જ રીતે અમારા બેઉનો સભામાં ઉપહાસ થશે. આ રીતનો વિચાર કરી મુનિ આર્તભાગને એકાંત પ્રદેશમાં લઈ ગયા.

યાજ્ઞવલ્કયઃ–હે આર્તભાગ ! જેમ જીવિત અવસ્થામાં અજ્ઞાની જીવ પુણ્ય તથા પાપને અનુસાર સુખ તથા દુઃખને ભોગવે છે, તેમ મરણ પછી પણ અજ્ઞાની જીવ પુણ્ય પાપરૂપ કર્મનો આશ્રય લઇ સુખ દુઃખરૂપ ફળને ભોગવે છે. હે આર્તભાગ ! પાપી પુરૂષ નરકે જાય છે તથા પુણ્યવાન્ દેવભાવને પામે છે. જે પુરૂષ પુણ્ય તથા પાપવાળો હોય છે, તે મનુષ્યશરીરને પામે છે. આ જીવ જો કે પોતાના વાસ્તવ સ્વરૂપે અધિક પણ નથી તથા ન્યૂન પણ નથી તથા

સમાન પણ નથી. છતાં કર્મને વશ થયેલો જીવ અધિકતાને, ન્યૂનતાને તથા સમાનતાને પ્રાપ્ત થાય છે. તેમાં જો જીવ પુણ્યાત્મા હોય છે તો હિરણ્યગર્ભાદિરૂપ અધિકતાને પામે છે. જે જીવ પાપાત્મા હોય છે, તે વૃક્ષાદિરૂપ ન્યૂનતાને પામે છે. પુણ્ય તથા પાપ બેઉનો કર્તા જીવ મનુષ્યાદિરૂપ સમાનતાને પામે છે. શરીર, મન તથા વાણીવડે અન્ય કોઈ પણ પ્રાણીને સુખ અથવા દુઃખની પ્રાપ્તિ કરનારો જીવ આ જન્મમાં અથવા અન્ય જન્મમાં તે જ શરીર, મન તથા વાણીવડે સુખ અથવા દુઃખને પામે છે. જે દેશ, જે કાળ, જે નિમિત્ત, જે પ્રકાર, જે શરીર તથા જે અવસ્થાવડે અન્ય પ્રાણીને ન્યૂન અથવા અધિક સુખ યા દુઃખ કરનારો પુરૂષ અન્ય જન્મને પામી, તે જ દેશ, તે જ કાળ તથા તે જ નિમિત્તવડે તેવા જ ન્યૂન અથવા અધિક સુખ યા દુઃખને મેળવે છે. માટે આ લોકમાં તથા પરલોકમાં અજ્ઞાની જીવને જે સુખ તથા દુઃખરૂપ ફળ થાય છે, તે પૂર્વનાં પુણ્યપાપરૂપ કર્મવડે તે જ દેશ કાળાદિમાં સમાન હોય છે તથા કોઇ સ્થાને વિશેષ પણ હોય છે. જેમકે કાશી આદિ સ્થળે તથા સૂર્ય ગ્રહણ સમયે સુપાત્ર બ્રાહ્મણને થોડું પણ દાન કરવાથી કોટિ કોટિગણું વૃદ્ધિને પામે છે. જેમકે વર્ષાકાળમાં ઉત્તમ ભૂમિમાં વાવેલ બી વૃદ્ધિને પામે છે, તેમ ઉત્તમ દેશ કાળાદિમાં આપેલું દાન વૃદ્ધિ પામે છે. જે પુરૂષ ધનાદિ પદાર્થ વધારવા વ્યાપાર આદિ કરે છે તથા ધનાદિ પદાર્થ જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે, તેમ દેહાભિમાની અજ્ઞાની જીવનાં પુણ્યપાપરૂપ કર્મ દિવસે દિવસે વૃદ્ધિને પામે છે. જેમ અત્યંત સૂક્ષ્મ વડનું બી દેશ કાલાદિ નિમિત્ત મેળવી, મહાન્ વડ વૃક્ષનાં કારણરૂપે થાય છે, તેમ યજ્ઞાદિ કર્મ પછી સૂક્ષ્મ કરી રહેલ પુણ્યપાપાદિરૂપ અદૃષ્ટ પણ દેશ કાલાદિ નિમિત્ત મેળવી, મહાન્ સુખ દુઃખના કારણરૂપે થાય છે. માટે પુણ્યપાપરૂપ કર્મ જ સુખદુઃખરૂપ ફળના ભોગમાં પ્રધાન કારણરૂપે છે. આ રીતના આર્તભાગના પ્રશ્નનો ઉત્તર યાજ્ઞવલ્કયે આપ્યો ત્યારે તે યાજ્ઞવલ્કયની અત્યંત સ્તુતિ કરવા લાગ્યો તથા યાજ્ઞવલ્કય પણ આર્તભાગની સ્તુતિ કરવા લાગ્યા. પછી આર્તભાગ ભુજ્યુ નામના બ્રાહ્મણ સામું જોઇ પોતે પ્રશ્ન કરવાથી નિવૃત્ત થયો. ત્યારબાદ ભુજ્યુ નામનો બ્રાહ્મણ યાજ્ઞવલ્કય કરતાં પોતાની ઉત્કૃષ્ટતા જણાવવા પૂર્વનો પોતાનો વૃત્તાંત સંભળાવી યાજ્ઞવલ્કયને પ્રશ્ન કહેવા લાગ્યો.

## યાજ્ઞવલ્કય તથા ભુજ્યુનો સંવાદ.

ભુજ્યુઃ-(૧) હે યાજ્ઞવલ્કય ! પૂર્વે બ્રહ્મચર્યાવસ્થામાં અમે વેદવિદ્યાનું અધ્યયન કરવા ભદ્ર નામના દેશમાં ગયા. ત્યાં કપિ ગોત્રમાં ઉત્પન્ન થયેલ પતંજલ નામના બ્રાહ્મણના ઘરમાં અમે એક આશ્ચર્ય જોયું. આ પતંજલ ઋષિની કન્યાના શરીરમાં ભુતની માફક અગ્નિદેવે પ્રવેશ કર્યો. ત્યારબાદ અમે સર્વે વિદ્યાર્થી તેની સમીપ જઇ પૂછવા લાગ્યા

કે, તમારૂં નામ શું છે તથા તમારૂં ગોત્ર શું છે? ત્યારે તે અગ્નિદેવે અમને કહ્યું કે, સુધન્વા અમારૂં નામ છે તથા આંગિરસ મારૂં ગોત્ર છે. ત્યારબાદ અમે સર્વ બ્રાહ્મણો અગ્નિદેવને કર્મના ફળનો અંત પૂછવા લાગ્યા. ત્યારે અગ્નિદેવે કહ્યું કે, જે સ્થાને પારિક્ષિત પુરૂષ છે, તે સ્થાન જ સર્વ કર્મના ફળના અંતરૂપે છે. તેથી અધિક કર્મનું ફળ નથી. આ રીતે જ્યારે અગ્નિદેવે મને કહ્યું ત્યારે અમે સર્વ બ્રાહ્મણ ફરી અગ્નિદેવને પૂછવા લાગ્યા કે, પારિક્ષિત પુરૂષ કયા સ્થાનમાં છે? આ પ્રમાણે જ્યારે અમે પૂછયું ત્યારે અગ્નિદેવે પારિક્ષિત પુરૂષનું સ્થાન અમને કહ્યું. જે પ્રશ્ન અમે અગ્નિ આદિ દેવને કર્યો હતો, તે જ પ્રશ્ન હું તમને કરૂં છું. મને તેનો ઉત્તર કહો. જે સ્થાને પારિક્ષિત પુરૂષ હોય છે, તે સ્થાન કયું છે?

(૨) તે સ્થાનના અવાંતર લોકનું પરિમાણ કેટલું છે?

(૩) પારિક્ષિત પુરૂષનું સ્વરૂપ કેવુંછે?

આ રીતે જ્યારે ભુજ્યુએ યાજ્ઞવલ્કયને ત્રણ પ્રશ્ન કર્યા ત્યારે યાજ્ઞવલ્કય ભુજ્યુને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ–હે ભુજ્યુ! આ પ્રશ્નનો ઉત્તર અગ્નિદેવે પૂર્વે તને કહ્યો હતો. આ અર્થને સારી રીતે જાણવા છતાં ફરી સભામાં વેદના ગુહ્ય અર્થને તું શા માટે પૂછે છે? એકવાર વેદનો જાણેલો ગુહ્ય અર્થ ફરી સભામાં તારે પૂછવો ઉચિત નથી. છતાં તેને વિશ્વાસ બેસાડવા તથા વેદના અર્થની ગુહ્યતાનું રક્ષણ કરવા સંક્ષેપે પ્રશ્નનો ઉત્તર હું તને કહું છું, તે તું સાભળ. ઉપાસના સહિત અશ્વમેધ યજ્ઞ કરવાવાળો પુરૂષ જે સ્થાને ઉપાસના સહિત અશ્વમેધ યજ્ઞના ફળને ભોગવે છે, તે સ્થાનપ્રતિ પારિક્ષિત પુરૂષ જાય છે. અહીં ઉપાસના સહિત અશ્વમેધ યજ્ઞ કરનારો પુરૂષ જ પારિક્ષિતરૂપે છે. આ અર્થ યાજ્ઞવલ્કયે વેદના અર્થની ગુહ્યતાની રક્ષણ કરવા કહ્યો નહિ. આ રીતે જ્યારે યાજ્ઞવલ્કયે સંક્ષેપે ઉત્તર કહ્યો ત્યારે ભુજ્યુ યાજ્ઞવલ્કયની સર્વજ્ઞતામાં અવિશ્વાસ કરી તેને પૂછવા લાગ્યો.

ભુજ્યુઃ–હે યાજ્ઞવલ્કય! ઉપાસના સહિત અશ્વમેધ યજ્ઞનો કરનાર જે સ્થાને જાય છે, તે સ્થાન મને વિસ્તારથી કહો. આ રીતે જ્યારે ભુજ્યુએ પૂછયું ત્યારે યાજ્ઞવલ્કય વિચારવા લાગ્યા કે, સભામાં વેદના રહસ્યના અર્થને પ્રકાશ કરવાની જો કે મને ઇચ્છા નથી, છતાં આ ભુજ્યુ વારંવાર મને અર્થ પૂછે છે. આથી સભામાં વેદના રહસ્યના અર્થનો પ્રકાશ કરવાથી જો પાપની ઉત્પત્તિ થશે તો ભુજ્યુને જ થશે. મને થશે નહિ. આ રીતનો વિચાર કરી મુનિ વિસ્તારથી પ્રશ્નનો ઉત્તર કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ–હે ભુજ્યુ! સમુદ્રપર્યંત ધનવડે પૂર્ણ પૃથ્વી જેને વશ છે એવા અશ્વમેધ યજ્ઞના કર્તા પુરૂષનું નામ પરિક્ષિતિ છે. આ પરિક્ષિતિ પુરૂષને જ પારિક્ષિત કહે છે.

## સાતદ્વીપનું વર્ણન.

આ સંપૂર્ણ જંબુદ્વીપ એક લક્ષના યોજનના પરિમાણવાળો છે. આ જંબુ-

દ્વીપની ચારે બાજુએ મેખલાની માફક વિંટલાઈ રહેલ ક્ષાર સમુદ્ર છે. તે પણ એક લક્ષ યોજનના પરિમાણવાળો છે. તેથી આગળ પ્લક્ષદ્વીપ બે લાખ યોજનના પરિમાણવાળો છે. આ પ્લક્ષદ્વીપને ચારે બાજુએ વિંટલાઈ રહેલ ઇક્ષુરસોદ નામનો સમુદ્ર છે. તે પણ બે લાખ યોજનના પરિમાણવાળો છે. તેથી આગળ શાલ્મલીદ્વીપ છે. આ શાલ્મલીદ્વીપ ચાર લાખ યોજનના પરિમાણવાળો છે. આ શાલ્મલીદ્વીપને ચારે બાજુએ વિંટલાઇ રહેલ સુરોદ નામનો સમુદ્ર છે. તે પણ ચાર લાખ યોજનના પરિમાણવાળો છે. આથી આગળ કુશદ્વીપ છે. આ કુશદ્વીપ આઠ લાખ યોજનના પરિમાણવાળો છે. આ કુશદ્વીપને ચારે બાજુએથી વિંટળાઇ રહેલ ઘૃતોદ નામનો સમુદ્ર છે. તે પણ આઠ લાખ યોજનના પરિમાણવાળો છે. તેનાથી આગળ ક્રૌંચ દ્વીપ છે. આ ક્રૌંચદ્વીપ સોળ લાખ યોજનના પરિમાણવાળો છે. આ ક્રૌંચદ્વીપને ચારે બાજુએથી વિંટળાઇ રહેલ ક્ષીરોદ નામનો સમુદ્ર છે. તે પણ સોળ લાખ યોજનના પરિમાણવાળો છે. તેનાથી આગળ શાકદ્વીપ છે. તે બત્રીસલાખ યોજનના પરિમાણવાળો છે. તેની ચારે બાજુએ દધિ મંડોદ નામનો સમુદ્ર છે. તે પણ બત્રીશલાખ યોજનના પરિમાણવાળો છે. તેનાથી આગળ પુષ્કરદ્વીપ છે. આ પુષ્કરદ્વીપ ચોસઠલાખ યોજનના પરિમાણવાળો છે. આ પુષ્કરદ્વીપની ચારે બાજુએ શુદ્ધોદ નામનો સમુદ્ર છે. આ સમુદ્ર ચોસઠલાખ યોજનના પરિમાણવાળો છે. આ સાતદ્વીપ તથા સાત સમુદ્ર મળી બે કરોડ ચોપનલાખ યોજનનું પરિમાણ થાય છે. સાત દ્વીપ તથા તથા સાત સમુદ્ર મળી જેટલા યોજન પરિમાણ છે, તેટલા જ યોજન, શુદ્ધોદ નામના સમુદ્રથી આગળ ભૂમિનું પરિમાણ છે. આ ભૂમિથી આગળ આઠ કરોડ ને ઓગણચાલીશ લાખ યોજનના પરિમાણવાળી સુવર્ણની ભૂમિ છે. આ ભૂમિ મૂકીને આગળ લોકાલોક પર્વતના મધ્ય દેશને શાસ્ત્રમાં માનસોત્તર મૂર્દ્ધસ્થાન કહે છે. આ મધ્યદેશમાં રાતદિવસ સૂર્ય ભગવાન્ સર્વદા ભ્રમણ કરે છે. માનસોત્તર પરિમંડળનું પરિમાણ એક લાખ સાડાનવ કરોડ યોજન શાસ્ત્રમાં કહ્યું છે. આટલા યોજન રાતદિવસ સૂર્ય ભગવાન્ ચાલે છે. રાત તથા દિવસમાં જેટલા યોજન પરિમાણ સૂર્ય ભગવાન્ ચાલે છે, તેટલા યોજનને બત્રીશગણા કરવાથી જેટલા યોજનની સંખ્યા થાય છે, તેટલા યોજન પર્યંતનો પ્રદેશ સૂર્ય ભગવાનના કિરણવડે વ્યાપ્ત છે. આ દેશને બુદ્ધિમાનો ભૂલોક કરી કહે છે. આ ભૂલોક વિરાટ્ ભગવાનના શરીરરૂપે છે. ભૂમિલોકમાં જ સર્વ કર્મનું ફળ ભોગવાય છે.

## ઉપાસકને પ્રાપ્ય પ્રદેશ.

હે ભુજ્યુ! આ ભૂલોકથી આગળ ભૂલોકના પરિમાણ કરતાં બેવડા પરિમાણવાળી ભૂમિ છે. આ ભૂમિ ચારે બાજુએ ભૂલોકને આવરણ કરી રહી છે. આ આવરણરૂપ ભૂમિની આગળ ભૂમિને

ચારે બાજુએ વિંટવાવાળો તથા ભૂમિ કરતાં બે ગણા અધિક યોજનના પરિમાણુવાળો ઘનોદ નામનો સમુદ્ર છે. આ ઘનોદ નામના સમુદ્રથી આગળ બ્રહ્માંડ છે. આ બ્રહ્માંડનું એક કપાલ રૌપ્યમય છે તથા બીજું કપાલ સુવર્ણમય છે. આ બે કપાલની સંધિ અસ્ત્રાના ધારની માફક અત્યંત તીક્ષ્ણ છે અથવા તો માખીની પાંખના સમાન અત્યંત સૂક્ષ્મ છે. આ રીતની સંધિ બ્રહ્માંડમાંથી બહાર નિકળવાના માર્ગમાં રહેલી છે. હે ભુજ્યુ! ઉપાસના સહિત અશ્વમેધ કરનાર પારિક્ષિત પુરૂષ જ્યારે શરીરનો ત્યાગ કરે છે ત્યારે તેને અનેક પ્રકારના દેવો તથા ઉપાસનારૂપ ફળ ઘનોદ નામના સમુદ્રપર્યંત લઇ જાય છે. આનાથી આગળ કોઇ પણ દેવનું સામર્થ્ય નથી. જેમ ઉપાસના સહિત અશ્વમેધનો કર્તા પુરૂષ પારિક્ષિત છે, તેમ અશ્વમેધ યજ્ઞ વિના કેવળ હિરણ્યગર્ભની ઉપાસના કરવાવાળો પુરૂષ પણ પારિક્ષિત છે. કારણ કે જેનાથી સર્વ પાપકર્મનો ક્ષય થાય, તેને પરિક્ષિત કહે છે. પાપકર્મનો ક્ષય જેમ અશ્વમેધથી થાય છે, તેમ ઉપાસનાથી પાપકર્મનો ક્ષય થાય છે. માટે ઉપાસના તથા અશ્વમેધ બેઉ પરિક્ષિતનો અર્થ છે. પરિક્ષિતના અર્થને જાણુવાવાળો પારિક્ષિત કહેવાય છે. આથી કેવળ ઉપાસક પુરૂષમાં જ પારિક્ષિત શબ્દની પ્રવૃત્તિ છે. બ્રહ્માંડરૂપ કઢાઇની સંધિમાં રહેલ સૂક્ષ્મ માર્ગમાં સર્વ દેવોના અધિપતિ ઇંદ્ર પણ જવા સમર્થ નથી. જ્યારે ઇન્દ્ર આ માર્ગમાં જવા સમર્થ નથી ત્યારે ઘનોદ નામના સમુદ્રને પાર જવામાં અસમર્થ અન્ય દેવો આ સૂક્ષ્મ માર્ગમાં કેવી રીતે જઈ શકે? અન્ય દેવો ઘનોદ સમુદ્રને આગલે કિનારે જ રહે છે.

ભુજ્યુઃ—જ્યારે ઇન્દ્રાદિ દેવો પણ આ માર્ગપ્રતિ જવા સમર્થ નથી તો પછી પારિક્ષિત પુરૂષ કેવી રીતે બ્રહ્માંડમાંથી બહાર નિકળે છે?

યાજ્ઞવલ્કયઃ—હે ભુજ્યુ! વિરાટ્રૂપ ઇન્દ્ર દેવ પક્ષીનું રૂપ ધારણ કરી પારિક્ષિત પુરૂષને ઘનોદ નામના સમુદ્રને પાર કરે છે. આ ઘનોદ નામના સમુદ્રના પાછળના કિનારાપર હિરણ્યગર્ભરૂપ દેવ આકાશમાં રહેલ હોય છે. વાયુને પારિક્ષિત પુરૂષ સોંપી ઇન્દ્ર દેવ પાછા ફરે છે. ત્યાર બાદ હિરણ્યગર્ભરૂપ વાયુદેવ પારિક્ષિત પુરૂષને સૂક્ષ્મરૂપે કરી પોતાના શરીરસાથે અભિન્ન કરી સંધિરૂપી માર્ગદ્વારા બ્રહ્માંડમાંથી બહાર લઈ જાય છે. જે સ્થાને પૂર્વ પૂર્વના ઉપાસક પુરૂષ ગયેલ હોય છે, તે સ્થાન પ્રતિ પારિક્ષિત પુરૂષ પ્રાપ્ત થાય છે. આથી સિદ્ધ થાય છે કે, પારિક્ષિત હિરણ્યગર્ભરૂપે કરી બ્રહ્માંડની અંદર તથા બહાર વ્યાપ્ત થઇ રહે છે. માટે સર્વ કર્મના ફળનો અંત હિરણ્યગર્ભ લોક છે. હિરણ્યગર્ભ લોકથી આગળ કોઇ કર્મનું ફળ નથી. હે શિષ્ય! પૂર્વે અગ્નિ દેવે જેવો ઉત્તર ભુજ્યુને કહ્યો હતો, તેવો જ ઉત્તર જ્યારે યાજ્ઞવલ્કયે ભુજ્યુને કહ્યો ત્યારે ભુજ્યુ યાજ્ઞવલ્કયને જિતવાની ઇચ્છાનો ત્યાગ કરવા લાગ્યો. પછી

ઉષસ્ત બ્રાહ્મણના મુખ સામું જોઇ ભુજ્યુ ફરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થયો. ત્યારબાદ ઉષસ્ત યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવા લાગ્યો.

## ઉષસ્ત તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

ઉષસ્તઃ—હે યાજ્ઞવલ્કય ! જેમ અપ્રકાશરૂપ લોહ અગ્નિના સંબંધથી પ્રકાશમાન થાય છે, તેમ વૃત્તિ અવચ્છિન્ન સાક્ષી ચૈતન્યના સંબંધથી ઘટપટાદિ જડ પદાર્થ પ્રતીત થાય છે. માટે ઘટપટાદિ જડ પદાર્થમાં મુખ્ય અપરોક્ષપણું નથી. પણ ઘટાદિમાં ગૌણ અપરોક્ષપણું છે. વળી બ્રહ્મ સ્વપ્રકાશ ચૈતન્યરૂપે છે. માટે બ્રહ્મમાં મુખ્ય અપરોક્ષપણું છે. બ્રહ્મ સર્વની અંદર તથા બહાર વ્યાપકરૂપે છે. માટે તે આત્મારૂપ છે, આમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. પણ તેમ સંભવતું નથી. કારણ કે શાસ્ત્રે આત્મામાં બ્રહ્મરૂપતા તથા અદ્વિતીયરૂપતા આ બે ધર્મ કહેલા છે. તે સંબંધી હું વિવાદ કરતો નથી. પણ બ્રહ્મરૂપતા તથા અદ્વિતીયરૂપતા આ બેઉ ધર્મ જે આત્મારૂપ ધર્મીમાં રહે છે, તે આત્મા આ સંઘાતથી ભિન્ન અમને પ્રતીત થતો નથી. માટે હે યાજ્ઞવલ્કય ! આ સંઘાતથી જે આત્મા વિલક્ષણ છે તો તે મને કહો. ત્યારે હું તમોને બુદ્ધિમાન્ જાણીશ. આ રીતે જ્યારે ઉષસ્તે યાજ્ઞવલ્કયને પ્રશ્ન કર્યો ત્યારે મુનિ ઉષસ્તને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ—હે ઉષસ્ત ! આ આત્મા અદ્વિતીય બ્રહ્મરૂપે છે. માટે અત્યંત સમીપ આત્મામાં તારે અસંભાવના કરવી ઉચિત નથી. તાત્પર્ય કે, આ આત્મા છે, આ રીતનો જે ઉત્તર યાજ્ઞવલ્કયે કહ્યો, તેમાં યાજ્ઞવલ્કયનો અભિપ્રાય એવો હતો કે, જો ઉષસ્ત અંતર્મુખ હશે તો આ આત્મા છે, આ રીતના ઉત્તર માત્રથી આત્માના વાસ્તવ સ્વરૂપને જાણી સંતોષ પામશે. પણ ઉષસ્ત બહિર્મુખ હતો. માટે આ આત્મા છે, આ રીતના ઉત્તરથી તેણે આત્માના વાસ્તવ સ્વરૂપને જાણ્યું નહિ. પણ ઉલટો સંશયયુકત થઇ મુનિને પૂછવા લાગ્યો.

ઉષસ્તઃ—હે યાજ્ઞવલ્કય ! આ આત્મા કેવો છે ? તાત્પર્ય કે આત્મા સ્થૂલ શરીરરૂપે છે. અથવા સૂક્ષ્મ શરીરરૂપે છે ? અથવા તો આત્મા શું આ બેઉના સાક્ષીરૂપે છે ? તેમાં સ્થૂલ શરીર તથા સૂક્ષ્મ શરીર આત્મા છે, એ બેઉ પક્ષ સંભવતા નથી. કારણ કે સ્થૂલ તથા સૂક્ષ્મ બેઉ શરીર પરિચ્છિન્ન છે. માટે તેમાં સર્વવ્યાપકતા સંભવતી નથી. શાસ્ત્રમાં આત્માને સર્વાંતર્યામી કહ્યો છે. વળી બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા છે, એ ત્રીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે સાક્ષી આત્મામાં કોઇપણ પ્રમાણ નથી. આ રીતે જ્યારે ઉષસ્તે આત્માનું સ્વરૂપ પૂછ્યું ત્યારે મુનિ ઉષસ્તને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ—હે ઉષસ્ત ! જેમ બાળક સૂત્રવડે મર્કટને અનેક પ્રકારે નચાવે છે, તેમ તમારા શરીરમાં રહી જે તમારા પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાન તથા બુદ્ધિ આદિ સંઘાતને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, તે જ

તમારો આત્મા છે. આમ કહેવાથી મુનિએ અનુમાન પ્રમાણનો ઉપદેશ કર્યો. પ્રાણાદિનો પ્રવર્તક જે આત્મા છે, તે પ્રાણાદિથી ભિન્ન છે. કારણ કે તે પ્રાણાદિનો પ્રવર્તક છે. જે જે પદાર્થ જે જે પદાર્થનો પ્રવર્તક હોય છે, તે તે પદાર્થ તે તે પદાર્થથી ભિન્ન હોય છે. જેમ મર્કટને પ્રેરણા કરવાવાળો બાળક મર્કટથી ભિન્ન હોય છે, તેમ સર્વનો અંતર્યામી આત્મા પણ પ્રાણાદિ સર્વ સંઘાતનો પ્રવર્તક છે. માટે પ્રાણાદિ સર્વ સંઘાતથી આ આત્મા ભિન્ન છે. ઉષસ્તની મંદ બુદ્ધિ જોઇ મુનિએ અનુમાન પ્રમાણવડે આત્માના સ્વરૂપનું નિરૂપણ કર્યું. છતાં મુનિના અભિપ્રાયને નહિ જાણી ઉષસ્ત ઉપહાસપૂર્વક યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવા લાગ્યો.

ઉષસ્તઃ–હે યાજ્ઞવલ્કય ! પૂર્વે સ્પષ્ટ રીતે આત્માના સ્વરૂપને જાણવા માટે મેં તમને પ્રશ્ન કર્યો. પણ હજી સ્પષ્ટ રીતે તમે મને આત્માનું સ્વરૂપ કહ્યું નહિ. માટે જો તમે આત્માના સ્વરૂપને સંઘાતથી વિલક્ષણ જાણો છો તો જેમ કોઇ ગાયના શિંગડાને પકડી આ ગાય છે, એ રીતે સ્પષ્ટ દેખડાવે છે, તેમ હાલ સ્પષ્ટ રીતે મને આત્માનું સ્વરૂપ દર્શાવો. પૂર્વે મેં સંઘાતથી વિલક્ષણ આત્માનું સ્વરૂપ પૂછ્યું હતું તથા હાલ તમે પ્રાણાદિના પ્રવર્તકરૂપે આત્મા છે, એમ ઉત્તર કહ્યો. આ તમારો ઉત્તર સંઘાતથી વિલક્ષણ આત્માને સિદ્ધ કરતો નથી. કારણ કે લોકમાં વ્યાપારવાળો પુરૂષ જ અન્ય મર્કટાદિનો પ્રેરક હોય છે, વ્યાપારથી રહિત કોઇ પ્રેરક હોતું નથી. આ સંઘાત વ્યાપારવાળો હોવાથી તે પ્રાણાદિના પ્રવર્તકરૂપે છે. પ્રાણાદિને પોતપોતાના વ્યાપારમાં જે પ્રવૃત્ત કરે છે તે આત્મા છે. આમ કહેવાથી સંઘાતમાં જ આત્માપણું સિદ્ધ થાય છે. માટે જેમ કોઇ પુરૂષ બીજાને ગાયનું સ્વરૂપ પૂછે તથા તે તેને અશ્વાદિ દર્શાવે, તેમ મેં સંઘાતથી વિલક્ષણ આત્માનું સ્વરૂપ પૂછ્યું તથા તમે સંઘાતને આત્મારૂપે કહ્યો. માટે આ તમારો ઉત્તર અત્યંત વિરૂદ્ધ છે. માટે સંઘાતથી વિલક્ષણ હસ્તામલકની માફક આત્માનું સ્વરૂપ મને કહો. આ રીતે જ્યારે ઉષસ્તે ઉપહાસયુક્ત વચન કહ્યાં, ત્યારે મુનિ જરા પણ ક્રોધે ભરાયા નહિ. પણ પોતાની ગંભીરતાવડે મંદ મંદ હસી ઉષસ્તને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ–હે ઉષસ્ત ! સંઘાતથી વિલક્ષણ આત્માનું સ્વરૂપ મને કહો. એમ જો તું પ્રશ્ન કરે છે તો તારો આત્મા અત્યંત અપરોક્ષ છે. કારણ કે 'હું છું' આ રીતની અંતઃકરણની વૃત્તિવડે તું પણ આત્માને જાણે છે. માટે અપરોક્ષ આત્મામાં અસંભાવના સંભવે નહિ. આ રીતનો ઉત્તર જ્યારે મુનિએ કહ્યો ત્યારે તે ફરી મુનિને પ્રશ્ન કરવા લાગ્યો.

ઉષસ્તઃ–હે યાજ્ઞવલ્કય ! તમે અહં બુદ્ધિના વિષયરૂપે આત્મા કહ્યો. આથી આત્માનો નિર્ણય થતો નથી. કારણ કે અહં બુદ્ધિ ઘણા પદાર્થમાં હોય છે. તેમાં હું સ્થૂલ છું, આ રીતની અહં બુદ્ધિ

સ્થૂલ શરીરનો વિષય કરે છે. હું કાણો છું, હું બહેરો છું, આ રીતની અહં બુદ્ધિ ઇન્દ્રિયનો વિષય કરે છે. હું ભૂખો તથા તરસ્યો છું, આ રીતની અહંબુદ્ધિ પ્રાણનો વિષય કરે છે. હું નિશ્ચયવાળો છું, આ રીતની અહંબુદ્ધિ બુદ્ધિનો વિષય કરે છે. હું અજ્ઞાન છું, આ રીતની અહંબુદ્ધિ અજ્ઞાનનો વિષય કરે છે. માટે સ્થૂલ શરીરથી માંડી અજ્ઞાન પર્યંત સર્વ સંઘાતમાં અહં બુદ્ધિની વિષયતા પ્રતીત થાય છે. આ સર્વમાં આત્મા કોણ છે, તે હું જાણતો નથી. માટે હે યાજ્ઞવલ્કય ! જો તમને આત્માનું જ્ઞાન હોય તો બુદ્ધિ આદિ જડ પદાર્થથી ભિન્ન કરી આત્માનું સ્વરૂપ મને કહો. આ રીતનો પ્રશ્ન જ્યારે ઉષસ્તે કર્યો ત્યારે મુનિ ઉષસ્તને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય:–હે ઉષસ્ત ! વિદ્વાન્ પુરૂષના અનુભવવડે સિદ્ધ આત્માની અપરોક્ષતારૂપે કરી આત્માના નિરૂપણમાં તારો આગ્રહ છે અથવા જેમ ઘટમાં ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતારૂપ અપરોક્ષતા છે, તેમ અપરોક્ષતારૂપે આત્માના નિરૂપણમાં તારો આગ્રહ છે. તેમાં જો તું પ્રથમ પ્રશ્ન માને તો જેમ વિદ્વાન્ આત્માના સ્વરૂપનું નિરૂપણ કરે છે, તેમ મેં તને આત્માના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. પણ તું બહિર્મુખ છે. માટે વિદ્વાનની માફક તું આત્માને ઓળખી શકતો નથી. જો તું બીજો પક્ષ માને તો તે પણ સંભવે નહિ. કારણ કે નિત્ય અપરોક્ષરૂપ આત્મા ચિદાભાસયુક્ત બુદ્ધિવડે ઘટપટાદિ પદાર્થને જાણે છે. આત્મા બુદ્ધિને પોતાના સ્વપ્રકાશવડે પ્રકાશે છે. માટે આવા બુદ્ધિ આદિના દ્રષ્ટારૂપ આત્માને તું કેવી રીતે વિષય કરી શકશે ? બુદ્ધિ સહિત સર્વ ઇન્દ્રિયો દ્રષ્ટા આત્માનો વિષય કરી શકતી નથી જેમ ઘટાદિ પદાર્થના પ્રકાશકરૂપ ચક્ષુ ઇન્દ્રિયને ઘટાદિ પદાર્થ પ્રકાશ કરી શકતા નથી, તેમ વિષય ઇન્દ્રિયના સંબંધથી ઉત્પન્ન થયેલ અંતઃકરણની વૃત્તિઓને આનંદ સ્વરૂપ આત્મા પ્રકાશ કરે છે. માટે વૃત્તિઓ પ્રકાશકરૂપ આત્માનો પ્રકાશ કરતી નથી. બુદ્ધિ આદિ જડ પદાર્થના પ્રકાશકરૂપે, સર્વના અંતર વ્યાપકરૂપે તથા ઉત્પત્તિ અને નાશથી રહિત જે છે, તે જ સંઘાતથી વિલક્ષણ તારો આત્મા છે.

ઉષસ્તઃ–હે યાજ્ઞવલ્કય ! આત્માથી ભિન્ન બુદ્ધિ આદિ જડ પદાર્થ શું સત્ય છે કે અસત્ય છે ? જો બુદ્ધિ આદિ જડ પદાર્થ સત્ય કહો તો જેમ ઘટ પટાદિ આંતરરૂપે નથી, તેમ આત્મામાં સર્વાંતરપણું થશે નહિ. આત્માથી ભિન્ન બુદ્ધિ આદિ પદાર્થ જો અસત્ય કહો તો પણ આત્મામાં સર્વાંતરપણું સંભવે નહિ. કારણ કે આત્મા સર્વના અંતર વ્યાપકરૂપે છે, આ વચનમાં સર્વ શબ્દવડે બુદ્ધિ આદિ ગ્રહણ કરવી પડશે. વળી તમારા મત પ્રમાણે બુદ્ધિ આદિ પદાર્થ અત્યંત અસત્ય છે. માટે બુદ્ધિ આદિનો અભાવ થવાથી આત્મામાં સર્વાંતરપણું સંભવે નહિ.

યાજ્ઞવલ્કય:–હે ઉષસ્ત ! આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન જેટલા બુદ્ધિ,

ઇન્દ્રિય તથા શરીરાદિ પદાર્થ છે, તે સર્વ જડ છે. માટે ઘટાદિ પદાર્થની માફક બુદ્ધિ આદિ જન્મ મરણવાળાં છે. આથી બુદ્ધિ આદિ કલ્પિત છે. આ કલ્પિત બુદ્ધિ આદિમાં અધિષ્ઠાન આત્માની વ્યાપકતા સંભવે છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત સર્પ, દંડ તથા જલધારાદિમાં રજ્જુરૂપ અધિષ્ઠાન વ્યાપકરૂપે છે, તેમ કલ્પિત બુદ્ધિ આદિમાં અધિષ્ઠાન આત્મા વ્યાપકરૂપે છે. માટે આત્મામાં સર્વાંતરપણું સંભવે છે. આ રીતે જ્યારે મુનિએ સંઘાતથી વિલક્ષણ આત્માનું સ્વરૂપ નિરૂપણ કર્યું ત્યારે ઉષસ્તે નિશ્ચય કર્યો કે, યાજ્ઞવલ્કય અત્યંત બુદ્ધિમાન્ છે. માટે મારાથી જિતાશે નહિ. આ રીતનો નિશ્ચય કરી ઉષસ્ત કહોલ બ્રાહ્મણના મુખ સામું જોઈ ફરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થયો. ત્યારબાદ કહોલ યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવા લાગ્યો.

## કહોલ તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

કહોલઃ—હે યાજ્ઞવલ્કય ! પ્રથમ ઉષસ્ત બ્રાહ્મણના પ્રસંગમાં આત્માને બ્રહ્મરૂપતા કહી, તે સંભવતી નથી. કારણ કે સમાન ધર્મવાળા પદાર્થનો જ પરસ્પર અભેદ હોય છે. વિરૂદ્ધ ધર્મવાળા પદાર્થનો પરસ્પર અભેદ સંભવતો નથી. જેમ ઉષ્ણ સ્પર્શવાળા અગ્નિનો તથા શીત સ્પર્શવાળા બરફનો પરસ્પર અભેદ હોતો નથી, તેમ સંઘાતના પ્રકાશકરૂપ આત્મ ક્ષુધા, પિપાસા શોક, મોહ, જરા તથા મરણ, આ છ ઉર્મિરૂપી સંસારવાળો પ્રતીત થાય છે તથા બ્રહ્મ તો ક્ષુધા, પિપાસાદિ છ ઉર્મિરૂપ સંસારથી રહિત થઇ શાસ્ત્રવડે પ્રતીત થાય છે. માટે સંસારી આત્માનો અસંસારી બ્રહ્મ સાથે અભેદ કહેવો, તે અત્યંત વિરૂદ્ધ છે. હે શિષ્ય ! આ રીતનો પ્રશ્ન જ્યારે કહોલે કર્યો ત્યારે મુનિએ કહોલને કહ્યું.

યાજ્ઞવલ્કયઃ—હે કહોલ ! વિરૂદ્ધ ધર્મવાળા પદાર્થનો અભેદ હોતો નથી, એમ જે તેં કહ્યું, તે સત્ય છે પણ ક્ષુધાદિક ધર્મ આત્મામાં નથી, પણ ક્ષુધા પિપાસા પ્રાણના ધર્મ છે તથા શોક, મોહ એ મનના ધર્મ છે. વળી જરા તથા મરણ શરીરના ધર્મ છે. આત્માના કાંઇ પણ ધર્મ નથી તાત્પર્ય કે, જેમ ઘટાદિક પદાર્થના પ્રકાશકરૂપ સૂર્ય ભગવાનને ઘટાદિના ધર્મ સ્પર્શ કરી શકતા નથી, તેમ પ્રાણાદિના પ્રકાશ કરનારા આત્માને પ્રાણાદિના ક્ષુધા પિપાસાદિના ધર્મ સ્પર્શ કરી શકતા નથી. માટે જેમ બ્રહ્મ જન્માદિ સંસારથી રહિત છે તેમ આત્મા પણ જન્માદિ સંસારથી રહિત છે. આથી વેદવેત્તા મહાત્મા આત્માને બ્રહ્મરૂપે કહે છે. જે પુરૂષને નિઃસંશય આત્માનું જ્ઞાન થયું છે, તેના પણ જ્યારે જન્મ મરણાદિરૂપ સંસાર નિવૃત્ત થાય છે, ત્યારે સાક્ષાત્ બ્રહ્મરૂપ આત્મામાં જન્મ મરણાદિરૂપ સંસાર રહેતો નથી, તે વિશે તો શું જ કહેવું. હે કહોલ ! જન્માદિક સંસારથી રહિત, અજ્ઞાનથી રહિત તથા સર્વ બુદ્ધિના સાક્ષીરૂપ બ્રહ્મરૂપી આત્માનો સાક્ષાત્કાર વિક્ષેપવાન્ પુરૂષને હોય નહિ,

પણ વિક્ષેપથી રહિત વિરક્ત મહાત્મા પુરૂષને જ આત્માનો સાક્ષાત્કાર થાયછે. માટે પૂર્વે વામદેવાદિ મહાત્મા પુરૂષ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે સર્વ એષણાનો ત્યાગ કરી, સંન્યાસ આશ્રમને ગ્રહણ કરવા લાગ્યા. આમ કહેવાથી એમ સિદ્ધ થાય છે કે, જેમ વિવેક વૈરાગ્યાદિ આત્મસાક્ષાત્કારનાં સાધન છે, તેમ ઉપરતિ શબ્દનો અર્થ સંન્યાસ પણ વિક્ષેપની નિવૃત્તિદ્વારા આત્મસાક્ષાત્કારના સાધનરૂપે છે. અહીં સંન્યાસ શબ્દવડે વિવિદિષા સંન્યાસ ગ્રહણ કરવો.

## એષણાનું સ્વરૂપ.

હે કહોલ ! ત્રણ પ્રકારની એષણા હોય છે. એક પુત્ર એષણા, બીજી વિત્ત એષણા તથા ત્રીજી લોક એષણા. મને પુત્ર થાય, આ રીતની એષણાને પુત્ર એષણા કહે છે. પુત્ર એષણાને લીધે મનુષ્ય સ્ત્રીના સંગ્રહાદિમાં પ્રવૃત્ત થાય છે. મારે ધન હોય તો સારૂં, આ રીતની ઇચ્છાને વિત્તએષણા કહે છે. ધર્મ પણ બે પ્રકારના હોય છે. એક દૈવધન તથા બીજું મનુષ્યધન. તેમાં દેવ લોકના જયના સાધનરૂપ કર્મ ઉપાસનાને દૈવધન કહે છે. મનુષ્યલોકના ભોગના સાધનરૂપ પશુ સુવર્ણાદિરૂપ ધનને મનુષ્યધન કહે છે. આ બે પ્રકારના ધનની ઇચ્છાને વિત્ત એષણા કહે છે. મને સુખ થાય, આ રીતની ઈચ્છાને લોક એષણા કહે છે. સુખ પણ બે પ્રકારનાં હોય છે. એક મનુષ્યલોકમાં રહેલું સુખ તથા બીજું દેવલોકમાં રહેલું સુખ. આ બેઉ પ્રકારના સુખની ઇચ્છાને લોક એષણા કહે છે. જો કે ઇચ્છાના વિષયરૂપ પદાર્થ અનંત છે, તેથી ઈચ્છા પણ અનંત સંભવે છે, છતાં ત્રણ ઇચ્છાની અંદર સર્વ ઈચ્છાનો સમાવેશ થાય છે. વાસ્તવિક રીતે વિચાર કરતાં વિત્તએષણા તથા લોકએષણા, આ આ બે પ્રકારની જ એષણા સિદ્ધ થાય છે. કારણ કે જેમ પશુ, ક્ષેત્ર તથા સુવર્ણાદિ ધન પિતાના સાધનરૂપે છે, તેમ પુત્ર પણ પિતાના સુખના સાધનરૂપે છે. માટે આ લોકનું સાધન તથા પરલોકનું સાધન, આ સર્વ સાધનનું નામ વિત્ત છે. વિત્તએષણાવડે સંપૂર્ણ સુખના સાધનની એષણાનું ગ્રહણ થાય છે. લોકએષણાવડે આ લોકના તથા પરલોકના સુખરૂપ ફળની એષણાનું ગ્રહણ થાય છે. માટે ફળએષણા તથા સાધન એષણા, આ બે પ્રકારની એષણા જ સર્વત્ર રહેલી છે. આથી સર્વ જીવ પ્રથમ સુખરૂપ ફળની ઈચ્છા કરે છે. પણ તે સુખ સાધન વિના સિદ્ધ થતું નથી. માટે સુખના સાધનની તે ઇચ્છા કરે છે. લોકના વ્યવહારથી પણ બે પ્રકારની એષણા સિદ્ધ થાય છે.

કહોલઃ—હે યાજ્ઞવલ્કય! જન્મમરણાદિ સંસારથી રહિત સ્વપ્રકાશ આનંદસ્વરૂપ આત્મામાં જ સુખ છે. આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થ પરિણામે દુઃખ આપવાવાળા છે. માટે અનાત્મ પદાર્થમાં જરાપણ સુખ નથી. આ રીતનો વિચાર કરી વિદ્વાન્ સર્વ એષણાનો પરિત્યાગ કરે છે.

## અનાત્મ પદાર્થમાં દુઃખ.

હે કહોલ ! આ લોકમાં જેટલા સુખકારી પદાર્થ છે, તે સર્વમાં માતા,

પુત્રને અત્યંત સુખકારી છે. કારણ કે માતા પુત્રને બાલ્યાવસ્થામાં પુત્રને દૂધનું પાન કરાવે છે, અનેક પ્રકારના ઉપાયવડે જળ અગ્નિઆદિથી પુત્રની રક્ષા કરે છે, પોતાના હાથથી પુત્રના વિષ્ઠા મૂત્રાદિને કાઢી નાંખે છે તથા પુત્રમાં અનેક પ્રકારનાં સ્નેહ કરે છે. આ રીતે અનંત પ્રકારના ઉપાયથી માતા પુત્રનું પાલન કરે છે. માટે માતા જેવું કોઇ પદાર્થ સુખકારી નથી. પણ ક્રોધયુક્ત થઈ માતા તાડનવડે પુત્રને દુઃખ પણ કરે છે. અથવા માતા જ્યારે મૃત્યુ પામે છે ત્યારે પણ બાળકને પરમ દુઃખની પ્રાપ્તિ થાય છે. બાલ્યાવસ્થામાં માતાના મરણથી જેવું બાળકને દુઃખ થાય છે તથા યૌવન અવસ્થામાં સ્ત્રીના મરણથી જેવું પુરૂષને દુઃખ થાય છે, વૃદ્ધાવસ્થામાં પુત્રના મરણથી જેવું પિતાને દુઃખ થાય છે તેવું દુઃખ વજ્રના પડવાથી, જીવતાં. છતાં અગ્નિમાં પ્રવેશ કરવાથી, શરીરના છેદન કરવાથી, શૂળી પર ચઢવાથી તથા પર્વત પરથી નીચે પડવાથી જીવને થતું નથી. માટે અત્યંત સુખકારી માતા પણ વિયોગકાળે જીવને પરમ દુઃખના કારણરૂપે હોય છે. જેમ માતાનો વિયોગ જીવને દુઃખના કારણરૂપે છે, તેમ પિતાથી માંડી જેટલા સુખકારી પ્રિય બાંધવો છે, તેનો પણ જ્યારે વિયોગ થાય છે ત્યારે જીવને પરમ દુઃખની પ્રાપ્તિ થાય છે. તાત્પર્ય કે, જેટલા પદાર્થનો પરસ્પર સંબંધ છે, તે પદાર્થનો દેશકાલાદિ નિમિત્તવડે વિયોગ પણ અવશ્ય થાય છે. આ વિયોગનું નિવારણ કરવા કોઇ સમર્થ નથી. માટે માતાપિતાદિ સર્વ પ્રિય પદાર્થ વિયોગકાળે જીવના દુઃખના કારણરૂપે થાય છે. વાસ્તવિક રીતે વિચાર કરી જોતાં ત્રણે કાળ પદાર્થ દુઃખના કારણરૂપે છે. કારણ કે જ્યાંસૂધી પુત્રાદિ પ્રિય પદાર્થની પ્રાપ્તિ નથી થતી, ત્યાંસૂધી તેની ઇચ્છા થવાથી દુઃખ થાય છે. જ્યારે પુત્રાદિ પ્રિય પદાર્થની પ્રાપ્તિ થાય છે ત્યારે તેના રક્ષણ માટે દુઃખ થાય છે. જ્યારે તે પ્રિય પદાર્થનો નાશ થાય છે ત્યારે તેના વિયોગવડે જીવને દુઃખ થાય છે. માટે આત્માથી ભિન્ન સર્વ પ્રિય પદાર્થ, જીવના દુઃખના કારણરૂપે છે.

## અપ્રિયમાં દુઃખની કારણતા.

હે કહોલ! જેમ અગ્નિનો જે જે પદાર્થ સાથે સંબંધ હોય છે, તે તે પદાર્થને અગ્નિ બાળે છે. તેમ સિંહ સર્પાદિ અપ્રિય પદાર્થનો જે જે જીવ સાથે સંબંધ થાય છે, તે તે જીવનો સિંહ સર્પાદિ નાશ કરે છે. આ બાબત સર્વ જીવને અનુભવસિદ્ધ છે. આથી સિદ્ધ થાય છે કે, માતા પિતાદિ પ્રિય પદાર્થ વિયોગકાળે જીવના દુઃખના કારણરૂપે થાય છે તથા સિંહ, સર્પ તથા શત્રુ આદિ અપ્રિય પદાર્થ સંયોગકાળે જીવને દુઃખના કારણરૂપે થાય છે. જડ પદાર્થમાં દુઃખની કારણતાઃ–હે કહોલ! જેમ ચૈતન્યરૂપ પ્રિય અપ્રિય પદાર્થ વિયોગકાળે તથા સંયોગકાળે જીવને દુઃખના કારણરૂપે થાય છે, તેમ સુવર્ણાદિ જડ પદાર્થ પણ જે જે જીવને પ્રિય હોય છે, તે તે જીવને વિયોગકાળે તે સુવર્ણાદિ

જડ પદાર્થ પરમ દુઃખની પ્રાપ્તિ કરે છે. જે જે જીવને સુવર્ણાદિ જડ પદાર્થ અપ્રિય હોય છે, તે તે જીવને સુવર્ણાદિ જડ પદાર્થ સંયોગકાળે પરમ દુઃખની પ્રાપ્તિ કરે છે. જેમ અગ્નિ પતંગીઆનો દાહ કરે છે તેમ વૈરાગ્યહીન જીવને પ્રિય અપ્રિય પદાર્થ સર્વદા દુઃખની પ્રાપ્તિ કરે છે. જે પુરૂષ રાગવડે અંધ છે, તેને જો કે સંસાર દુઃખરૂપે પ્રતીત થતો નથી, છતાં રાગ દ્વેષથી રહિત વિવેકી પુરૂષને પુત્ર, ધન, લોક, શરીર તથા બાંધવ આદિ સર્વ સંસાર દુઃખના કારણરૂપે પ્રતીત થાય છે. જો કે સર્વ અનાત્મ પદાર્થ જીવના દુઃખના કારણરૂપે છે, છતાં વાસ્તવિક રીતે વિચાર કરતાં પદાર્થની ઇચ્છા જ જીવને દુઃખના કારણરૂપે સિદ્ધ થાય છે. કારણ કે ધનાદિ પદાર્થની પ્રાપ્તિની તથા શત્રુને મારવાની ઇચ્છાવડે યુકત થયેલો જીવ ધનાદિ પદાર્થની પ્રાપ્તિમાટે તથા શત્રુને મારવા માટે અનેક પ્રકારના યત્ન કરે છે. પણ ધનની પ્રાપ્તિમાં તથા શત્રુને મારવામાં જ્યારે તે જીવ સમર્થ થતો નથી, ત્યારે તેથી નિવૃત્ત થાય છે. જે જે પદાર્થથી જીવ નિવૃત્ત થાય છે. તે તે પદાર્થ જીવના પરમ દુઃખના કારણરૂપે થાય છે.

કહોલઃ–જે જે પદાર્થની પ્રાપ્તિમાં પુરૂષનું સામર્થ્ય નથી, તેવા પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા જીવ શા માટે કરે છે ?

યાજ્ઞવલ્કયઃ-શરીર ઇન્દ્રિયાદિમાં અહં અભિમાનરૂપ વિપરીત જ્ઞાનવડે તથા પુત્ર ધનાદિમાં મમ અભિમાનરૂપ વિપરીત જ્ઞાનવડે જીવ નહિ પ્રાપ્ત થવા યોગ્ય પદાર્થમાં ઇચ્છા કરે છે. પણ જ્યારે તે પદાર્થની પ્રાપ્તિ નથી થતી, ત્યારે જીવને પરમ દુઃખની પ્રાપ્તિ થાય છે. માટે ફળથી રહિત ઇચ્છા જ જીવના દુઃખના કારણરૂપે છે. વળી મનુષ્ય લોકથી માંડી હિરણ્યગર્ભલોક પર્યંત સર્વ દેહધારી જીવોને શરીર, ઇન્દ્રિય તથા પુત્રાદિ પદાર્થ અનુકૂલ હોતા નથી. માટે પ્રતિકૂળ થયેલ શરીર તથા પુત્રાદિ પદાર્થ પણ જીવને દુઃખના કારણરૂપે થાય છે.

અનાત્મ પદાર્થમાં સુખરૂપતાનો અભાવઃ–હે કહોલ! આત્માથી ભિન્ન કોઈપણ અનાત્મ પદાર્થમાં સુખરૂપતા નથી. કારણ કે જે પદાર્થ જે જીવના સુખના કારણરૂપે હોય છે, તે જ પદાર્થ કાળાંતરે તે જીવના દુઃખના કારણરૂપે થઇ પડે છે. વળી જે પદાર્થ જે જીવના દુઃખના કારણરૂપે હોય છે, તે જ પદાર્થ કાળાંતરે તે જીવના સુખના કારણરૂપે થાય છે. જેમ જ્વર વ્યાધિથી રહિત પુરૂષને ઘૃતાદિ પદાર્થ સુખના કારણરૂપે થાય છે તથા તે જ ઘૃતાદિ પદાર્થ કાળાંતરે જ્વર વ્યાધિવાળા તે પુરૂષને દુઃખના કારણરૂપે થાય છે. જે ઘૃતાદિ પદાર્થ જ્વર વ્યાધિવાળાને દુઃખના કારણરૂપે થાય છે, તે જ ઘૃતાદિ પદાર્થ કાળાંતરે જ્વર વ્યાધિરહિત તે પુરૂષને સુખના કારણરૂપે થાય છે. આ રીતે સર્વ અનાત્મ પદાર્થમાં સુખની કારણતાનો વ્યભિચાર જાણી લેવો. જો આત્મપદાર્થ નિયમવડે સુખ જ ઉત્પન્ન કરતો હોય તો સર્વકાળે તેથી

સુખની ઉત્પત્તિ થવી જોઇએ. પણ સર્વકાળે તેથી સુખની ઉત્પત્તિ થતી નથી. માટે અનાત્મ પદાર્થમાં સુખની કારણુતા નથી.

કહોલઃ—હે યાજ્ઞવલ્કય ! જો અનાત્મ પદાર્થમાં સુખની કારણુતા ન હોય, તો સુખની પ્રાપ્તિ માટે સર્વ જીવ શબ્દસ્પર્શાદિ વિષયની ઇચ્છા શા માટે કરે છે ?

યાજ્ઞવલ્કયઃ—હે કહોલ ! શબ્દસ્પર્શાદિ વિષય મારા સુખના સાધનરૂપે છે, એમ જે સર્વ લોકનો અનુભવ છે તે યથાર્થ નથી, પણ ભ્રાંતિરૂપે છે. કારણ કે "બ્રહ્મ આનંદરૂપે છે," આ શ્રુતિમાં બ્રહ્મને જ આનંદરૂપે કહ્યો છે. વળી બ્રહ્મ નિત્ય છે, માટે બ્રહ્મરૂપ આનંદ પણ નિત્ય છે. વળી નિત્ય આનંદની શબ્દાદિ વિષયથી ઉત્પત્તિ કહેવી, તે ભ્રાંતિ વિના સંભવે નહિ. વળી જે સુખ શબ્દસ્પર્શાદિ વિષયવડે જણાશે, તે સુખ નિત્ય આત્માથી ભિન્ન થશે. વળી જે આત્માથી ભિન્ન છે, તે દુઃખરૂપે જ હોય છે. જેમ આત્માથી ભિન્નરૂપે જણાયલા વૈરી પુરૂષનું સુખ પણ જીવને દુઃખરૂપે થઇ પ્રતીત થાય છે, તેમ જે સુખ આત્માથી ભિન્ન થશે તે દુઃખરૂપ જ થશે. પણ સુખને દુઃખરૂપતા સંભવતી નથી. માટે સુખ આત્માથી ભિન્ન નથી. વળી શબ્દસ્પર્શાદિ વિષય મારા સુખના સાધનરૂપે છે, એમ જે લોકોનો અનુભવ છે તેને વિશે કારણ એ છે કે, જેમ આગીઓ રાત્રે સર્વવ્યાપક આકાશની અભિવ્યક્તિ કરી શકતો નથી, પણ વ્યાપક આકાશના કોઇ એક દેશની અભિવ્યક્તિ કરે છે, તેમ શબ્દસ્પર્શાદિ વિષય પણ સર્વ આત્મારૂપ વ્યાપક સુખની અભિવ્યકિત કરતો નથી, પણ વ્યાપક સુખની કંઇ એક અભિવ્યકિત કરે છે. તાત્પર્ય એ કે, શબ્દ સ્પર્શાદિ વિષય સાથે શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો જ્યારે સંબંધ થાય છે ત્યારે આનંદ સ્વરૂપ આત્માના પ્રતિબિંબને ગ્રહણ કરનારી અંતઃકરણની વૃત્તિ ઉત્પન્ન થાય છે. આ અંતઃકરણની વૃત્તિ જેટલા પરિમાણવાળી હોય છે, તેટલા પરિમાણસુધી વૃત્તિ આત્મારૂપ સુખની અભિવ્યકિત કરે છે. માટે અંતઃકરણની વૃત્તિમાં રહેલ શબ્દ સ્પર્શાદિ વિષયની જન્યતાને આત્મારૂપી સુખમાં આરોપણ કરી, મૂઢ પુરૂષ સુખને વિષયજન્ય માને છે. માટે સુખ વિષયજન્ય છે, એમ લોકનો અનુભવ કેવળ ભ્રમરૂપે છે. આત્માથી ભિન્ન સર્વ જગતને દુઃખરૂપે જાણી વામદેવાદિ વિદ્વાન્ પુરૂષ આત્મારૂપ નિત્યસુખની પ્રાપ્તિ માટે સર્વ એષણાનો ત્યાગ કરી, સંન્યાસ આશ્રમને ગ્રહણ કરતા હતા.

## શ્રવણાદિનું સ્વરૂપ.

હે કહોલ ! સ્વપ્રકાશ સુખરૂપ બ્રહ્મની પ્રાપ્તિની જેને ઇચ્છા હોય છે, તેમ જ શાસ્ત્રના પદાર્થનું તથા વાકયના અર્થનું જ્ઞાન જેને હોય છે, તેવો ચતુષ્ટય સાધનસંપન્ન પુરૂષ મુમુક્ષુ હોય છે. પ્રથમ ગુરૂમુખથી વેદાંત વાકયનું શ્રવણ કરી તે વેદાંત વાકયનો અદ્વિતીય બ્રહ્મમાં નિશ્ચય કરવો, આનું નામ શ્રવણ છે. શ્રવણ પછી મુમુક્ષુએ જન્મમરણાદિ વિકારવાન્ તથા આસકિતદ્વારા સર્વ એષ-

ણાને ઉત્પન્ન કરનારા આ શરીરને અન્વય વ્યતિરેકે કરી દુ:ખના કારણરૂપે જાણવું. સર્વ એષણાનો ત્યાગ કરી મુમુક્ષુએ બાળકની માફક રાગદ્વેષથી રહિત થઇ રહેવું. તાત્પર્ય કે, રાગદ્વેષપૂર્વક વિષયમાં ઇન્દ્રિયોની પ્રવૃત્તિ જીવના દુ:ખના કારણરૂપે છે. આ કારણથી જ રાગદ્વેષપૂર્વક ઇન્દ્રિયોની પ્રવૃત્તિથી રહિત બાળક દુ:ખ પામતો નથી. માટે મુમુક્ષુએ બાળકની માફક રાગદ્વેષપૂર્વક ઇન્દ્રિયોની પ્રવૃત્તિથી રહિત થઈ, વેદાંત અર્થનું મનન કરવું. અનેક પ્રકારની યુક્તિએ વડે વિરોધની નિવૃત્તિપૂર્વક વેદાંતના અર્થના ચિંતનને શાસ્ત્રવેત્તા મનન કહે છે. આ મનન રાગદ્વેષવાળા બહિર્મુખ પુરૂષથી થઈ શકતો નથી. માટે રાગદ્વેષથી રહિત થઈ મુમુક્ષુએ વેદાંતના અર્થનું મનન કરવું. શ્રવણ તથા મનન થયા પછી મુમુક્ષુએ અનાત્માકાર વિજાતીય વૃત્તિનો ત્યાગ કરી આત્માકાર સજાતીય વૃત્તિઓના પ્રવાહરૂપ નિદિધ્યાસનને નિરંતર કરવું. તાત્પર્ય કે મન વાણીના વિષયરૂપ દશ્ય પ્રપંચથી હું વિલક્ષણ છું, હું આનંદસ્વરૂપ છું, હું સ્વપ્રકાશ છું તથા હું સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત છું, આ રીતની વૃત્તિના નિરંતર પ્રવાહરૂપ નિદિધ્યાસનમાં નિષ્ઠાવાળો તથા પૂર્વોક્ત શ્રવણ મનનને લાંબા સમયપર્યંત શ્રદ્ધાપૂર્વક સેવન કરવાવાળો મુમુક્ષુ બ્રહ્મવિદ્યાને પામે છે. બ્રહ્મવિદ્યાવાળા પુરૂષને જ શ્રુતિમાં બ્રાહ્મણ કહ્યો છે.

કહોલઃ-હે યાજ્ઞવલ્કય ! પૂર્વે કહેલ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનો ત્યાગ કરી મુમુક્ષુ અન્ય કોઇ ઉપાયવડે બ્રહ્મજ્ઞાનરૂપ બ્રાહ્મણભાવને શું પામે છે કે નથી પામતો? જો શ્રવણાદિ વિના અન્ય કોઈ ઉપાયવડે બ્રાહ્મણભાવની પ્રાપ્તિ થતી હોય તો તે ઉપાય મને કહો.

યાજ્ઞવલ્કયઃ-હે કહોલ ! પૂર્વે કહેલ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનો ત્યાગ કરી મુમુક્ષુ અન્ય કોઇ ઉપાયવડે બ્રાહ્મણભાવને પામતો નથી. પણ શ્રવણાદિવડે મુમુક્ષુ બ્રાહ્મણભાવને પામે છે. માટે હે કહોલ ! નામ, રૂપ તથા ક્રિયાથી રહિત તથા સ્વપ્રકાશ સુખરૂપ અદ્વિતીય બ્રહ્મ હું છું, આ રીતનું નિર્વિકલ્પ જ્ઞાન થનારા બ્રહ્મવેત્તાને શ્રુતિ બ્રાહ્મણ કહે છે. આ રીતનું બ્રાહ્મણપણું શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવિના અન્ય કોઇ ઉપાયવડે પ્રાપ્ત થતું નથી. માટે બ્રાહ્મણભાવની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ અવશ્ય શ્રવણાદિ સાધન સંપાદન કરવાં. હે કહોલ ! આ રીતનું બ્રાહ્મણપણું શ્રવણાદિ સાધનવિના અન્ય કોઇ સાધનથી થતું હોય તો તે સંબંધી મારો આગ્રહ નથી. કારણ કે જેમ નદીના પાર ઉતરવારૂપ ફળ હોડીવડે થાય છે અથવા તો તરાપાથી પણ થાય છે. જો તરાપાદિ સાધનવડે નદીને પાર જવારૂપ ફળ સિદ્ધ થઇ શકે તો નૌકાવડે પાર જવા કોઈપણ બુદ્ધિમાન્ આગ્રહ કરતો નથી. પણ અત્યંત વેગવાળી, અત્યંત વિસ્તારવાળી તથા અગાધ જળવાળી નદીને પાર જવામાં કેવળ નૌકા જ સાધન હોય છે, પણ નૌકા સિવાય તરાપાદિ સાધનવડે નદીને

પાર જવું સંભવતું નથી. તેમ પૂર્વોક્ત બ્રાહ્મણપણામાં શ્રવણાદિ સાધનવિના અન્ય કોઈ ઉપાયવડે બ્રાહ્મણપણું પ્રાપ્ત થતું નથી. તાત્પર્ય કે, શ્રવણાદિથી ભિન્ન ઉપાય હિરણ્યગર્ભની ઉપાસના થશે અથવા તો અશ્વમેધાદિ ઉત્કૃષ્ટ કર્મ થશે. આ સર્વ ઉપાસના તથા કર્મ શ્રવણાદિવિના આત્મજ્ઞાનની ઉત્પત્તિ કરતાં નથી. પણ ઉપાસના તથા કર્મવડે ચિત્તની શુદ્ધિ થાય છે. ત્યારબાદ વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્ તથા મુમુક્ષુતા આ ચાર સાધનની પ્રાપ્તિ થાય છે. ત્યારબાદ ગુરૂમુખદ્વારા વેદાંતના શ્રવણવડે, મનનવડે તથા નિદિધ્યાસનવડે મુમુક્ષુને આત્મસાક્ષાત્કાર થાય છે. માટે ચિત્તની શુદ્ધિમાં કર્મ તથા ઉપાસનાનો ઉપયોગ છે. સાક્ષાત્ આત્મજ્ઞાનમાં કર્મ તથા ઉપાસનાની કારણતા નથી. પણ શ્રવણાદિની જ સાક્ષાત્કારણતા છે. તેમાં વેદાંતશાસ્ત્ર જીવ ઇશ્વરના અભેદનું બોધન કરે છે અથવા જીવ ઇશ્વરના ભેદનું બોધન કરે છે, આ રીતની પ્રમાણગત અસંભાવના વેદાંતશાસ્ત્રના શ્રવણથી નિવૃત્ત થાય છે. વળી આત્મા નિત્ય, વ્યાપક તથા સુખરૂપે છે અથવા તો શું અનિત્ય, પરિચ્છિન્ન તથા દુઃખરૂપે છે, આ રીતની પ્રમેયગત અસંભવના વેદાંતશાસ્ત્રના મનનથી નિવૃત્ત થાય છે. વળી અનિત્ય, અશુચિ તથા દુઃખરૂપ શરીરાદિમાં નિત્ય, શુચિ તથા સુખરૂપ બુદ્ધિને વિપરીત ભાવના કહે છે. આ વિપરીત ભાવના નિદિધ્યાસનથી નિવૃત્ત થાય છે. આ રીતે અસંભાવના તથા વિપરીતભાવનાની નિવૃત્તિદ્વારા શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આત્મજ્ઞાનના સાધનરૂપે છે. માટે શ્રવણાદિવડે જ બ્રાહ્મણભાવની પ્રાપ્તિ છે. હે કહોલ ! જેણે ગુરૂમુખથી વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યું નથી, મનન તથા નિદિધ્યાસન કર્યું નથી તથા વિત્તએષણા, પુત્રએષણા તથા લોકએષણા આ ત્રણ પ્રકારની એષણાનો ત્યાગ કર્યો નથી, પણ કેવળ વિષયભોગમાં આસક્ત સાધન હીન પુરૂષને કોઇ લોકમાં તથા કોઇ કાળે બ્રાહ્મણપણું પ્રાપ્ત થતું નથી. માટે હે કહોલ ! જેમ અન્નના ભક્ષણના નિયમવડે તૃપ્તિનો ઉપાય છે, પણ અન્નના ભક્ષણવિના અન્ય કોઇ ઉપાયવડે પુરૂષની તૃપ્તિ થતી નથી, તેમ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ બ્રાહ્મણપણામાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસન જ નિયમવડે સાધન છે. હિરણ્યગર્ભને પણ ક્ષણ માત્ર વેદાંતવાક્યના વિચારથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ કહી છે. તેમ જ યોગી પુરૂષ પણ પ્રણવના અર્થના વિચારવડે જ આત્મસાક્ષાત્કારને પામે છે. શ્રવણ, મનન તથા નિદિધ્યાસન વિના કોઈ પણ પુરૂષ આત્મજ્ઞાનને પામતો નથી. આ રીતે જ્યારે યાજ્ઞવલ્કયે કહોલને ઉત્તર કહ્યો ત્યારે કહોલ યાજ્ઞવલ્કયને બુદ્ધિમાન્ જાણી યાજ્ઞવલ્કયને જિતવાનો ત્યાગ કર્યો તથા ગાર્ગીના મુખસામું જોઈ કહોલે પ્રશ્ન કરવા છોડી દીધો. ત્યાર બાદ તર્કમાં કુશળ વચકનુ ઋષિની પુત્રી ગાર્ગી અનુમાન પ્રમાણે અંગીકાર કરી યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવા લાગી.

## યાજ્ઞવલ્કય તથા ગાર્ગીનો સંવાદ.

ગાર્ગીઃ–હે યાજ્ઞવલ્કય ! જે જે પદાર્થ કાર્યરૂપે છે, તે તે પોતાના કારણમાં રહે છે તથા આંતર તેમજ બાહ્ય કારણવડે વ્યાપ્ત હોય છે. જેમ પટરૂપ કાર્ય તંતુરૂપ કારણમાં રહે છે તથા આંતર બાહ્ય તંતુરૂપ કારણવડે વ્યાપ્ત હોય છે, એ વાત સર્વ લોકને અનુભવસિદ્ધ છે, તેમ મનુષ્યલોકમાં રહેનારા સ્થાવર જંગમરૂપ પાર્થિવ પદાર્થ કાર્યરૂપે હોવાથી કારણરૂપ જળમાં રહે છે તથા આંતર બાહ્ય કારણરૂપ જળવડે વ્યાપ્ત છે. જો કદાપિ પાર્થિવ પદાર્થ જળવડે વ્યાપ્ત ન હોય તો તે રેતીની મુઠ્ઠી માફક વિખેરાઇ જવો જોઇએ. પણ ઘટપટાદિ પાર્થિવ પદાર્થ વિશીર્ણ ભાવને પામતા નથી. આથી એમ જણાય છે કે, ઘટપટાદિ પાર્થિવ પદાર્થ જળરૂપ કારણવડે વ્યાપ્ત છે. આમ કહેવાથી એમ અનુમાન થાય કે, જેમ કાર્યરૂપે હોવાથી પટ તંતુવડે વ્યાપ્ત છે તેમ સ્થાવર જંગમરૂપ પાર્થિવ પદાર્થ જળરૂપ કારણવડે વ્યાપ્ત છે. માટે હે યાજ્ઞવલ્કય ! પૃથ્વીની માફક જળ પણ કાર્યરૂપે છે. માટે જળ પણ કોઇ એક પોતાના કારણમાં ઓતપ્રોત થશે. જળના કારણરૂપે કઇ વસ્તુ છે, કે જેમાં જળ ઓતપ્રોત છે ? આ રીતે જ્યારે ગાર્ગીએ પ્રશ્ન કર્યો ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યુંઃ–હે ગાર્ગી ! જળ વાયુરૂપ કારણમાં ઓતપ્રોત છે. જો કે વેદાંત મત પ્રમાણે જળનું ઉપાદાન કારણ તેજ છે તથા તેજનું ઉપાદાન કારણ વાયુ છે. માટે વાયુને જળના ઉપાદાન કારણરૂપે કહેવું સંભવતું નથી. છતાં લોકમાં અગ્નિરૂપ તેજની કાષ્ઠરૂપ ઇન્ધનમાં જ ઉપલબ્ધિ હોય છે. પણ કાષ્ઠરૂપ ઇન્ધન વિના અન્ય કોઇ પદાર્થમાં અગ્નિરૂપ તેજની ઉપલબ્ધિ થતી નથી. વળી કાષ્ઠમાં રહેલ ધૂમથી રહિત અગ્નિમાં જળનું વિરોધીપણું પ્રત્યક્ષ રીતે દેખીતું છે માટે જળના વિરોધી અગ્નિમાં જળની ઉપાદાન કારણતા સંભવતી નથી. પણ કાષ્ઠરૂપ ઇન્ધનથી રહિત અગ્નિમાં જળની કારણતા શાસ્ત્રના પ્રમાણવિના અન્ય કોઈ પ્રમાણવડે સિદ્ધ થતી નથી. પણ એક શાસ્ત્રના પ્રમાણવડેજ સિદ્ધ છે. જો કે લીલા ઇન્ધનવાળા અગ્નિમાં ધૂમના સંબંધદ્વારા જળની કારણતા પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ છે, છતાં તે સ્થળે જળની કારણતા અગ્નિમાં છે અથવા લીલા ઇન્ધનમાં રહેલ જળવિશે છે, તેનો નિર્ણય થઇ શકતો નથી. આ કારણથી અગ્નિના ત્યાગવડે વાયુમાં જળની કારણતા કહી છે. તાત્પર્ય કે, જેમ પુત્રનું કારણ પિતા, પુત્રના પુત્રનું પણ કારણ હોય છે, તેમ તેજના કારણરૂપ વાયુ તેજના કાર્યરૂપ જળનું પણ કારણ થઇ શકે છે. આ બાબતમાં જરા પણ વિરોધ નથી. હે શિષ્ય ! આ રીતે જ્યારે યાજ્ઞવલ્કયે કહ્યું ત્યારે ગાર્ગી ફરી યાજ્ઞવલ્કયને કહેવા લાગી.

ગાર્ગીઃ–હે યાજ્ઞવલ્કય ! આ વાયુ કયા કારણમાં ઓતપ્રોત છે ? યાજ્ઞવલ્કયઃ–હે ગાર્ગી ! વાયુ અંતરિક્ષલોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–અંતરિક્ષ લોક કયા

કારણમાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–અંતરિક્ષ લોક ગંધર્વ લોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–આ ગંધર્વ લોક શાને વિશે ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–ગંધર્વ લોક સૂર્ય લોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–સૂર્ય લોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–સૂર્ય લોક ચંદ્રલોકમાં ઓતપ્રોત છે.

ગાર્ગીઃ–ચંદ્રલોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–ચંદ્રલોક નક્ષત્રલોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–નક્ષત્રલોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–નક્ષત્રલોક દેવલોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–દેવલોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–દેવલોક ઇન્દ્રલોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–ઇન્દ્રલોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–ઇન્દ્રલોક પ્રજાપતિલોકમાં ઓતપ્રોત છે. ગાર્ગીઃ–પ્રજાપતિલોક શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયઃ–પ્રજાપ્રતિલોક બ્રહ્મમાં ઓતપ્રોત છે.

## અંતરિક્ષાદિ શબ્દનું વર્ણન.

અવકાશરૂપે કરી સર્વ લોકમાં પ્રસિદ્ધ સ્થૂલ આકાશને અંતરિક્ષ કહે છે. ગંધર્વલોક, સૂર્યલોક, ચંદ્રલોક, નક્ષત્રલોક, દેવલોક તથા ઇન્દ્રલોક આ છ પ્રકારના શબ્દ આકાશાદિ પંચભૂતોના ઉત્તરોત્તર સૂક્ષ્મ અવસ્થાના વાચક છે. તાત્પર્ય કે, અંતરિક્ષ લોકના આરંભક આકાશાદિ પંચભૂતથી અંતરિક્ષ લોક સર્વ બાજુએ પરિવેષ્ટન કરી રહેલ છે. તે ગંધર્વલોકના આરંભક પંચભૂત કરતાં સૂક્ષ્મરૂપે છે. તેમ ગંધર્વલોકને સર્વ બાજુએ પરિવેષ્ટન કરેલ સૂર્યલોકના આરંભકરૂપ જે પંચભૂત છે, તે ગંધર્વલોકના આરંભક ભૂત કરતાં સૂક્ષ્મ છે. આ રીતે ઇન્દ્રલોક પર્યંત આકાશાદિ પંચભૂતની સૂક્ષ્મતા જાણી લેવી. તેમાં વિલક્ષણતા એટલી કે, ગંધર્વલોકથી લઈ ઇન્દ્રલોક પર્યંત છ પ્રકારના ભૂતની અવસ્થા પૂર્વ પૂર્વ અવસ્થાની અપેક્ષાવડે સૂક્ષ્મ છે તથા ઉત્તરોત્તર અવસ્થાની અપેક્ષાએ સ્થૂલ છે. જેમ ગંધર્વલોકની અપેક્ષાવડે સૂર્યલોક સૂક્ષ્મ છે તથા ચંદ્રમાની અપેક્ષાવડે સૂર્યલોક સ્થૂલ છે, તેમ ચંદ્રલોક પણ સૂર્યલોકની અપેક્ષાવડે સૂક્ષ્મ છે તથા નક્ષત્ર લોકની અપેક્ષાવડે ચંદ્રલોક સ્થૂલ છે. આ રીતે ઇન્દ્રલોકપર્યંત સ્થૂલતા તથા સૂક્ષ્મતા જાણી લેવી.

## ઇન્દ્રાદિ લોક નિરૂપણ.

સંપૂર્ણ દૃશ્ય પ્રપંચ આત્મારૂપે કરી જોવો, આને ઇન્દ્ર કહે છે. આ રીતનો ઇન્દ્ર શબ્દનો અર્થ વિરાટ પુરૂષમાં જ ઘટે છે. કારણ કે આ સર્વ વિશ્વ વિરાટ્ પુરૂષના શરીરમાં રહેલું છે. માટે વિશ્વને આત્મારૂપે કરી વિરાટ પુરૂષ જૂવે છે. માટે ઇન્દ્ર શબ્દવડે વિરાટ્ પુરૂષનું ગ્રહણ કરવું. બ્રહ્માંડરૂપી કઢાઇની અંદર તથા બહાર રહેલ સૂત્રાત્માને પારિક્ષિત પુરૂષ પ્રાપ્ત થાય છે. માટે પ્રજાપતિ શબ્દવડે સૂત્રાત્મા લેવો. માયારૂપ અજ્ઞાન શબ્દનો અર્થ સર્વના કારણરૂપ અવ્યાકૃત છે. આ અવ્યાકૃત સૂત્રાત્માની સ્થિતિના આધારરૂપે છે. માટે બ્રહ્મલોક શબ્દવડે અવ્યાકૃતનું ગ્રહણ કરવું. આ અવ્યાકૃત સમષ્ટિરૂપે એક પ્રકારનું છે તથા

વ્યષ્ટિરૂપે અનેક પ્રકારનું છે. આ રીતના યાજ્ઞવલ્કયના વચનને સાંભળી ગાર્ગીએ પોતાના મનમાં વિચાર નહિ કર્યો કે, સર્વ જગતના કારણરૂપ અવ્યાકૃત જો કે શુદ્ધ આત્માને આશ્રિત થઇ રહે છે, છતાં તે અવ્યાકૃત જળાદિની માફક અનુમાન પ્રમાણવડે જણાતો નથી. કારણ કે જે કાર્ય હોય છે, તે કારણવડે વ્યાપ્ત હોય છે. જેમકે તંતુ પટરૂપ કાર્યને વ્યાપીને રહે છે. અનુમાનની પ્રવૃત્તિ પૂર્વે જે જે કાર્ય હોય છે, તે તે કારણવડે વ્યાપ્ત હોય છે. આ રીતનું વ્યાપ્તિજ્ઞાન તથા કાર્યત્વરૂપ હેતુનું જ્ઞાન અવશ્ય જોઇએ. વ્યાપ્તિજ્ઞાન વિના તથા હેતુજ્ઞાન વિના અનુમાન પ્રમાણથી કોઇ અર્થની સિદ્ધિ થતી નથી. વળી અવ્યાપક તથા આશ્રયરૂપે કરી આત્માના જ્ઞાનમાં પૂર્વોક્ત વ્યાપ્તિના જ્ઞાનનો તથા કાર્યત્વરૂપ હેતુના જ્ઞાનનો જરા પણ ઉપયોગ નથી. કારણ કે અજ્ઞાન માયારૂપ, અવ્યાકૃત તથા અનાદિ છે. માટે અવ્યાકૃતમાં કાર્યપણું સંભવતું નથી. વળી શુદ્ધ આત્મામાં કાર્યપણું તથા કારણપણું બેઉ સંભવતાં નથી. માટે અવ્યાકૃતના આશ્રયરૂપ આત્મા અનુમાન પ્રમાણનો વિષય નથી વળી વાસ્તવિક રીતે વિચારતાં સૂત્રાત્મા પણ અનુમાનનો વિષય નથી. કારણ કે લોકસિદ્ધ દૃષ્ટાંતને લઈ અનુમાનની પ્રવૃત્તિ હોય છે. પણ લોકપ્રસિદ્ધ દૃષ્ટાંત વિના કોઈપણ અનુમાનની પ્રવૃત્તિ હોતી નથી. વળી લોકપ્રસિદ્ધ દૃષ્ટાંત સૂત્રાત્માની સિદ્ધિમાં નથી. આથી જ બ્રહ્માંડની બહાર સૂત્રાત્મા છે, આ રીતની પ્રક્રિયા કોઈપણ નૈયાયિકે ગણી નથી. માટે સૂત્રાત્મા તથા અવ્યાકૃતના આશ્રયરૂપ શુદ્ધ આત્મા અનુમાનરૂપ તર્કનો વિષય નથી. આ રીતનો વિચાર નહિ કરી, ગાર્ગી આગ્રહથી યાજ્ઞવલ્કયને પૂછવા લાગી.

ગાર્ગીઃ—અવ્યાકૃતરૂપ બ્રહ્મલોક કયા કારણમાં ઓતપ્રોત છે ? કેવળ શાસ્ત્રના પ્રમાણવડે જાણવા યોગ્યઆત્માના વાસ્તવ સ્વરૂપને જ્યારે ગાર્ગીએ પોતાની મૂર્ખતાથી અનુમાન પ્રમાણની રીતવડે પૂછયું ત્યારે મુનિ ગાર્ગીને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ—હે ગાર્ગી ! આ આનંદસ્વરૂપ આત્મા કેવળ શાસ્ત્રના પ્રમાણવડે જાણવા યોગ્ય છે. માટે શાસ્ત્રના પ્રમાણવડે જ આત્માનું સ્વરૂપ તારે મને પૂછવા યોગ્ય હતું. પણ મર્યાદાનો ત્યાગ કરી અનુમાનની રીતવડે તારો આત્મા સંબંધી કરવામાં આવેલ પ્રશ્ન વ્યર્થ છે. કારણ કે સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા કોઈ અનુમાનનો વિષય નથી. માટે સર્વના અધિષ્ઠાનરૂપ આત્માને અનમાન પ્રમાણે કરી તારે કદી પૂછવું નહિ. વિચારથી રહિત થઈ જો તું દુરાગ્રહથી અતિ પ્રશ્ન કરશે, તો તારૂં મસ્તક ભૂમિપર પડી જશે. કારણ કે જે પુરૂષ પરમ ઉત્કૃષ્ટ પદાર્થને નિકૃષ્ટ પદાર્થની સમાન જુવે છે, તેને પરમ અનર્થની પ્રાપ્તિ થાય છે. જેમ અર્જુનના હાથમાં રહેલ પાશુપતઅસ્ત્ર અન્ય તીરની સમાન થવા યોગ્ય છે. કારણ કે તે અસ્ત્રત્વ ધર્મવાળું છે. આ પ્રમાણે અનુમાનવડે પાશુપતઅસ્ત્ર અન્ય

શર સમાન કરવા કોઈ યોગ્ય નથી તથા જો કોઇ દુરાગ્રહવડે પાશુપતઅસ્ત્રને અન્ય શર સમાન કરે છે તો તે પાશુપતઅસ્ત્ર વિપરીતદર્શી પુરૂષના મસ્તકનું છેદન કરી ભૂમિ પર નાંખે છે. જેમ અથર્વણુવેદથી ઉત્પન્ન થયેલ મારણમંત્ર અતિ ક્રોધવાળા દુર્વાસા મુનિના હૃદયમાં રહેલ હોય, તે મંત્ર જો કે પ્રાકૃત મંત્ર સમાન થવા યોગ્ય નથી, છતાં જો દુરાગ્રહથી તે મંત્રને પ્રાકૃત મંત્ર સમાન કોઈ કહે છે તો તે અથર્વણુવેદનો મંત્ર વિપરીતદર્શી પુરૂષના મસ્તકનો પાત કરે છે. તે જ પ્રમાણે અનુમાનના અવિષયરૂપ આત્માને જળાદિની માફક અનુમાનનો વિષય માની જો તું આત્મા સંબંધી અતિપ્રશ્ન કરશે તો તારૂં પણ મસ્તક ભૂમિ પર પડશે. આ રીતનાં મુનિનાં વચનને સાંભળી ગાર્ગી અત્યંત ભય પ મી. ત્યારપછી અરૂણુ ઋષિના પુત્ર ઉદ્દાલક નામના ઋષિના મુખ સામું જોઇ ગાર્ગી ફરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થઈ. પછી ઉદ્દાલક અત્યંત ક્રોધયુક્ત થઈ પૂર્વે અગ્નિદેવે ઉપદેશ કરેલ અત્યંત ગુહ્ય અર્થનો પ્રશ્ન યાજ્ઞવલ્કયને પૂછયો. તેમાં ભુજ્યુની માફક પોતાની વિદ્યાની ઉત્કૃષ્ટતા જણાવવા ઉદ્દાલકે પ્રથમ પોતાનો પૂર્વ વૃત્તાંત કહેવા માંડયો.

## યાજ્ઞવલ્કય તથા ઉદ્દાલકનો સંવાદ

ઉદ્દાલકઃ—પૂર્વે બ્રહ્મચર્યાશ્રમમાં અમે ઘણા બ્રહ્મચારીઓ વેદનું અધ્યયન કરવા માટે મદ્ર દેશમાં પતંચલ નામના બ્રાહ્મણના ઘરમાં રહેતા હતા. કોઇ સમય પર પતંચલ બ્રાહ્મણની સ્ત્રીના શરીરમાં પિશાચની માફક અગ્નિએ પ્રવેશ કર્યો. ત્યારબાદ પતંચલ ગુરૂ સહિત અમે સર્વ બ્રાહ્મણો અગ્નિદેવને પૂછવા લાગ્યા કે, તું કોણ છે? ત્યારે અગ્નિદેવે અમોને કહ્યું કે, હે બ્રાહ્મણો! આથર્વણ મારૂં ગોત્ર છે, કબંધ મારૂં નામ છે. તમો સર્વ બ્રાહ્મણના ઉપકાર માટે આ સ્ત્રીના શરીરમાં મેં પ્રવેશ કર્યો છે. આ રીતનું વચન કહી અગ્નિએ અમે સર્વ શિષ્ય સહિત ગુરૂને કહ્યું કે, હે પતંચલ! જેમ માળાના પુષ્પોને સૂત્ર ધારણ કરે છે, તેમ સર્વ ભૂત ભૌતિક પ્રપંચ જે સૂત્રવડે બંધાયેલ છે તે સૂત્રને શું તું જાણે છે? આ રીતનો પ્રશ્ન જ્યારે અગ્નિએ મારા ગુરૂને કહ્યો ત્યારે મારા ગુરૂ અગ્નિને કહેવા લાગ્યા; હે અગ્નિ! સર્વ જગતને જે સૂત્રે ધારણ કર્યું છે, તે સૂત્રને અમે જાણતા નથી. આ રીતનો ઉત્તર જ્યારે મારા ગુરૂએ કહ્યો ત્યારે અગ્નિએ ફરી મારા ગુરૂને પ્રશ્ન કર્યો.

## સૂત્રાત્મા તથા અંતર્યામીનું સ્વરૂપ.

હે પતંચલ! જે સર્વ જગતના પ્રેરક અંતર્યામી છે તેને શું તું જાણે છે? આ રીતનો બીજો પ્રશ્ન જ્યારે અગ્નિએ મારા ગુરૂને પૂછયો ત્યારે પતંચલ કહેવા લાગ્યા કે; હે અગ્નિદેવ! અંતર્યામીના સ્વરૂપને પણ હું જાણતો નથી. પતંચલે જ્યારે અગ્નિદેવને સૂત્રનું તથા અંતર્યામીનું સ્વરૂપ કહ્યું નહિ, ત્યારે અગ્નિ કૃપા કરી મારા ગુરૂને કહેવા લાગ્યા; હે પતંચલ! મેં તમને સૂત્રનું તથા

અંતર્યામીનું સ્વરૂપ પૂછ્યું છે, તે સૂત્રને તથા અંતર્યામીને જે પુરૂષ જાણે છે તે પુરૂષ સર્વજ્ઞ ભાવને પામે છે. તાત્પર્ય કે, તે પુરૂષ પરમાત્માને, ભૂરાદિ સાત લોકને, સર્વ દેવોને, સર્વ પ્રાણીને, પંચ ભૂતોને તથા આત્મા ઈત્યાદિ સર્વ પદાર્થને જાણે છે. આ રીતે સૂત્ર તથા અંતર્યામીના જ્ઞાનની ઉત્કૃષ્ટતા કહી અગ્નિએ અમને સર્વ બ્રાહ્મણોને સૂત્રનું સ્વરૂપ તથા અંતર્યામીનું સ્વરૂપ કહ્યું. અગ્નિના ઉપદેશથી અમોએ સૂત્રના સ્વરૂપને તથા અંતર્યામીના સ્વરૂપને સારી રીતે જાણ્યું છે. સૂત્રના સ્વરૂપને તથા અંતર્યામીના સ્વરૂપને નહિ જાણવા છતાં તમે જો સર્વ બ્રાહ્મણોની ગાયો પોતાને ઘેર લઈ જશો તો જલદી તમારૂં મસ્તક જમીનપર પડશે. આ રીતનો પ્રશ્ન જ્યારે ઉદ્દાલકે કર્યો ત્યારે મુનિ ઉદ્દાલકને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય:–હે ઉદ્દાલક ! પૂર્વે અગ્નિએ તને જ સૂત્રનું તથા અંતર્યામીનું સ્વરૂપ કહ્યું છે, તે સૂત્રને તથા અંતર્યામીને હું સારી રીતે જાણું છું. આ રીતનું વચન જ્યારે મુનિએ ઉદ્દાલકને કહ્યું ત્યારે ઉદ્દાલક ક્રોધયુકત થઈ મુનિને કહેવા લાગ્યો.

ઉદ્દાલક:–હે યાજ્ઞવલ્કય ! જેમ અજ્ઞાની પામર પુરૂષ એમ કહે છે કે, હું સર્વ અર્થ જાણું છું, તેમ તમે પણ હું સૂત્ર જાણું છું તથા હું અંતર્યામી જાણું છું, આ રીતનું વચન ઉચ્ચારો છો. પણ સૂત્રના સ્વરૂપનું તથા અંતર્યામીના સ્વરૂપનું તમે નિરૂપણ કરતા નથી. આથી એમ જણાય છે કે, તમને સૂત્રનું તથા અંતર્યામીનું જ્ઞાન નથી. કારણ કે જે પુરૂષને જે પદાર્થનું જ્ઞાન હોય છે તે પુરૂષ એમ નથી કહેતો કે હું અમુક વસ્તુ જાણું છું. પણ તે વસ્તુના સ્વરૂપનું વર્ણન જ કરવા માંડે છે. માટે જો તમે સૂત્રના સ્વરૂપને તથા અંતર્યામીના સ્વરૂપને જાણતા હો તો મને કહો. પણ જો તમે સૂત્રના તથા અંતર્યામીના સ્વરૂપને નહિ જાણતા હો તો હું સૂત્ર તથા અંતર્યામીના સ્વરૂપને જાણું છું, એવી વ્યર્થ ગર્જના નહિ કરો. હે શિષ્ય ! આ રીતનો પ્રશ્ન જ્યારે ઉદ્દાલકે યાજ્ઞવલ્કયને કહ્યો ત્યારે યાજ્ઞવલ્કય ઉદ્દાલકને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય:–હે ઉદ્દાલક ! સર્વ જગતના બંધનના કારણરૂપ જે સૂત્રવિશે તું પૂછે છે, તે સૂત્ર પ્રાણરૂપ વાયુ છે. કારણ કે જેમ તંતુ પટને ધારણ કરે છે, તેમ આ પ્રાણરૂપ વાયુ આ લોકને, અન્ય લોકને તથા સર્વ ભૂત પ્રાણીને ધારણ કરે છે. આ કારણથી જ મરણકાળે જ્યારે પ્રાણનું લોકાંતરમાં નિર્ગમન થાય છે ત્યારે હસ્તપાદ આદિ સર્વ અવયવ શિથિલ થઇ જાય છે. જેમકે સૂત્ર નીકળી જવાથી માળાનાં પુષ્પો શિથિલ થઇ જાય છે, આ રીતની લોકપ્રસિદ્ધ યુકિતવડે પણ પ્રાણને સૂત્રરૂપતા સંભવે છે. અહીં પ્રાણવાયુ શબ્દવડે સમષ્ટિ વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરને ગ્રહણ કરવું. આ રીતે મુનિએ જ્યારે સૂત્રનું સ્વરૂપ કહ્યું ત્યારે ઉદ્દાલક યાજ્ઞવલ્કયના વચનને અંગીકાર કરવા લાગ્યો. ફરી ઉદ્દાલકે પ્રશ્ન કર્યો.

ઉદ્દાલકઃ—હે યાજ્ઞવલ્ક્ય ! પૂર્વે અગ્નિએ મને જે સૂત્રનું સ્વરૂપ કહ્યું હતું, તે જ સ્વરૂપ તમે મને કહ્યું. માટે સૂત્રના સ્વરૂપ વિશે હું ફરી પ્રશ્ન કરતો નથી. પણ અંતર્યામીનું સ્વરૂપ મને કહો. જ્યારે ઉદ્દાલકે અંતર્યામીનું સ્વરૂપ પૂછ્યું ત્યારે મુનિએ ઉદ્દાલકને કહ્યું.

યાજ્ઞવલ્ક્યઃ—હે ઉદ્દાલક ! જે સર્વજ્ઞ પરમાત્માદેવને પૃથ્વી, જળ, અગ્નિ, ભુવર્લોક, વાયુ, સ્વર્ગ, આદિત્ય, દિશા, ચંદ્ર, તારા, આકાશ, અંધકાર તથા તેજ, આ બાર અધિદેવવિશે શ્રુતિએ નિરૂપણ કર્યું છે, જે પરમાત્માને સ્થાવર જંગમરૂપ સર્વ અધિભૂતોમાં શ્રુતિએ કહ્યા છે, જે સર્વજ્ઞ પરમાત્માને પ્રાણ, વાક્, ચક્ષુ, શ્રોત્ર, મન, ત્વક્, બુદ્ધિ, ઉપસ્થ ઇન્દ્રિય, આ આઠ પ્રકારના અધ્યાત્મમાં શ્રુતિએ નિરૂપણ કર્યા છે, જે પરમાત્મા પૃથ્વી આદિ એકવીસ સ્થાનમાં રહેલા છતાં પૃથ્વી આદિ સ્થાનથી ભિન્ન થઇ રહે છે, જેમ ગૃહવાળો પુરૂષ પોતાના ગૃહથી ભિન્ન હોય છે, તેમ જે પરમાત્મા પૃથ્વી આદિથી ભિન્ન હોય છે, વળી જે પૃથ્વી આદિના અંદર રહેલ દેવ છે, છતાં પૃથ્વી આદિ પણ જે પરમાત્માને જાણતી નથી, જે પરમાત્મા પૃથ્વી આદિને નિયમવડે પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરવા કોઇ અન્ય શરીરને ગ્રહણ કરતો નથી, પણ જેમ અસ્મદાદિ જીવના શુક્ર શોણિતના વિકારરૂપ આ શરીર છે, તેમ જે પરમાત્માનાં પૃથ્વી આદિક જ શરીરો છે, જેમ રાજા પોતાના ચાકરને અનેક પ્રકારના વ્યાપારમાં નિયમવડે પ્રવૃત્ત કરે છે, તેમ જે પરમાત્મા પૃથ્વી આદિના અભિમાની ચેતનરૂપ લિંગ શરીરને પોતપોતાના વ્યાપારમાં નિયમવડે પ્રવૃત્ત કરે છે, તે માયાના અધિપતિ પરમાત્મા છે. માટે હે ઉદ્દાલક ! જે અંતર્યામીનું સ્વરૂપ તેં પૂછયું, તે અંતર્યામી તમારા, મારા તથા સર્વ જીવના આત્મારૂપે છે. આ અંતર્યામી જન્મ-મરણ, ક્ષુધા, તૃષા, શોક, મોહ આ છ ઉર્મિથી રહિત છે. આ રીતે મુનિએ ઉદ્દાલકને પૃથ્વી આદિમાં એકવીસ વાર અંતર્યામીના સ્વરૂપનો ઉપદેશ કર્યો. તાત્પર્ય કે, જે પૃથ્વીમાં, પૃથ્વીથી ભિન્ન, પૃથ્વીથી અજ્ઞાત તથા પૃથ્વીના શરીરરૂપે છે, તેમજ જે પૃથ્વીને પોતાના કાર્યમાં પ્રવૃત્ત કરે છે, તે પરમાત્મા તારા અંતર્યામી તથા અમૃતરૂપે છે. આ રીતે જળાદિમાં પણ જાણી લેવું. આ રીતે પૃથ્વી આદિમાં એકવીસવાર અંતર્યામીનું સ્વરૂપ કહી, મુનિ 'નેતિ નેતિ' આ શ્રુતિને અંગીકાર કરી સર્વ ધર્મનો નિષેધ કરનાર અદૃષ્ટત્વાદિ આત્માના ધર્મને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્ક્યઃ—હે ઉદ્દાલક ! આ અંતર્યામી પરમાત્મા પુરૂષના નેત્રથી જોવાઇ શકાતા નથી તથા શ્રવણવડે સાંભળી શકાતા નથી, તેમજ મનવડે ચિંતન કરી શકાતા નથી. તેનો નિશ્ચય શુદ્ધ બુદ્ધિથી પણ થઇ શકતો નથી. આ રીતે કોઇ પણ ઇન્દ્રિયથી પરમાત્મા જાણી શકાતા નથી. આથી તે અદૃષ્ટત્વાદિ તથા અશ્રુતત્વાદિ ધર્મવાળો છે. આ અંતર્યામી આત્મા દૃષ્ટિ, શ્રુતિ, મતિ તથા

વિજ્ઞાતિ આ રીતની બુદ્ધિ વૃત્તિઓને પ્રકાશ કરે છે. માટે અંતર્યામી આત્માને દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતા ઈત્યાદિ નામવડે શ્રુતિ નિરૂપણ કરે છે. તે નેત્રાદિ ઇન્દ્રિયના તથા બુદ્ધિ આદિના બાહ્ય તથા આંતર સર્વ વ્યાપારને જાણે છે. પણ નેત્રાદિ ઇન્દ્રિયો અંતર્યામી પરમાત્માને જાણી શકતી નથી. માટે અંતર્યામી આત્માથી ભિન્ન કોઈપણ પદાર્થ દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતારૂપ નથી. પણ અંતર્યામી આત્મા જ દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતારૂપે છે. માટે હે ઉદ્દાલક! આ અંતર્યામી પરમાત્મા જ તારો આત્મા છે. અંતર્યામીથી ભિન્ન તારો આત્મા નથી. કારણ કે જે પદાર્થ ચૈતન્ય પરમાત્માથી ભિન્ન હોય છે, તે પદાર્થ જડ હોય છે. જે પદાર્થ જડ હોય છે, તે ઘટાદિની માફક ઉત્પત્તિ તથા નાશવાન્ હોય છે. આ રીતનો ઉત્તર ઉદ્દાલકને જ્યારે મુનિએ કહ્યો ત્યારે ઉદ્દાલકે ફરી પ્રશ્ન કર્યો નહિ. ત્યારબાદ વચકનુ ઋષિની પુત્રી ગાર્ગી નામની સ્ત્રી સર્વ બ્રાહ્મણોને કહેવા લાગી; હે બ્રાહ્મણો! તમે સર્વે મારૂં વચન સાંભળો. આ મુનિને હું બે પ્રશ્ન પૂછું છું. જો આ મુનિ મારા બે પ્રશ્નનો ઉત્તર આપશે તો તમે સર્વ બ્રાહ્મણમાં કોઇપણ બ્રાહ્મણ યાજ્ઞવલ્કયને જિતી શકશો નહિ. માટે તમે સર્વ બ્રાહ્મણો મને પ્રશ્ન કરવાની આજ્ઞા આપો.

શિષ્યઃ–હે ભગવન્! બ્રાહ્મણોની આજ્ઞા વિના જ ગાર્ગી યાજ્ઞવલ્કયને કેમ પ્રશ્ન કરતી નથી?

ગુરૂઃ–હે શિષ્ય! ગાર્ગીએ બ્રાહ્મણ પાસે આજ્ઞા લીધી, તેનું કારણ એ હતું કે, જો કદાપિ કોઇપણ બ્રાહ્મણે પોતાના મનમાં પ્રશ્ન કરવાનો આરંભ કર્યો હોય તથા વચમાં હું સ્ત્રીના પ્રશ્નને સાંભળી કોઇપણ બ્રાહ્મણ ક્રોધવાન્ થઈ મને શાપ આપે. માટે સર્વ બ્રાહ્મણની આજ્ઞા લઇ હું પ્રશ્ન કરૂં. આ રીતનો વિચાર કરી બુદ્ધિવાળી ગાર્ગી બ્રાહ્મણોની આજ્ઞા લેવા લાગી. ત્યારબાદ સર્વ બ્રાહ્મણો ગાર્ગીને પ્રશ્ન કરવાની આજ્ઞા આપવા લાગ્યા. બ્રાહ્મણોની આજ્ઞા લઇ ગાર્ગી મુનિને પ્રશ્ન કરવા લાગી.

ગાર્ગીઃ–હે યાજ્ઞવલ્કય! આ લોકમાં જેમ તમે પ્રસિદ્ધ છો, તેમ હું ગાર્ગી પણ પ્રસિદ્ધ છું. જેમ તમે અધિક બુદ્ધિમાન્ છો, તેમ હું ગાર્ગી પણ અધિક બુદ્ધિવાળી છું. કારણ કે નીતિશાસ્ત્રમાં પુરૂષોના કરતાં સ્ત્રીઓને બુદ્ધિ, અવિવેક, ધૈર્ય, કામ તથા ક્રોધ આ ચાર ગુણો અધિક કહેલ છે. સર્વ સ્ત્રીઓમાં સરસ્વતી સમાન હું તીક્ષ્ણ બુદ્ધિવાળી છું.

યાજ્ઞવલ્કયઃ–હે ગાર્ગી! તારી એવી તે કેવી બુદ્ધિ છે કે, જેથી તું પોતાને સર્વ કરતાં અધિક માને છે.

ગાર્ગીઃ–હે યાજ્ઞવલ્કય! સર્વ જગતમાં આત્મબુદ્ધિજ મારી અધિકતાનું કારણ છે. આથી હું સર્વ જગતને પુરૂષ ભાવથી રહિત માનું છું. એક આપને જ પુરૂષ માનું છું. કારણ કે જગતમાં જેટલાં સ્ત્રીપુરૂષ નપુંસક છે, તે સર્વને હું આત્મારૂપે કરી જોઉં છું. આથી સિદ્ધ થાય છે કે, જેને સર્વવ્યાપક આત્માનું

જ્ઞાન છે તે જ પુરૂષ છે. જેને વ્યાપકરૂપ અદ્વિતીય આત્માનું જ્ઞાન નથી, તે અજ્ઞાની જીવ નપુંસકરૂપે છે અથવા સ્ત્રીરૂપે છે. અજ્ઞાનીમાં નપુંસકપણું:–હે યાજ્ઞવલ્ક્ય ! શક્તિહીનને લોકમાં નપુંસક કહે છે. આ રીતનું નપુંસકનું લક્ષણ અજ્ઞાની જીવમાં જ ઘટે છે. કારણ કે અજ્ઞાની જીવ અત્યંત સમીપ તથા હૃદયદેશમાં રહેલ આનંદ સ્વરૂપ આત્માને જાણવા સમર્થ હોતો નથી. માટે આ સર્વ અજ્ઞાની જીવ નપુંસક છે. અજ્ઞાની જીવમાં સ્ત્રીપણું:–હે યાજ્ઞવલ્ક્ય ! ઉચ્ચ સ્તનવાળી હું ગાર્ગી સ્ત્રી નથી, પણ જે પુરૂષને આનંદસ્વરૂપ અદ્વિતીય આત્માનું જ્ઞાન નથી થયું, તે અજ્ઞાની પુરૂષ જ સ્ત્રી છે. કારણ કે જેમ લોકપ્રસિદ્ધ સ્ત્રીનો પોતાથી ભિન્ન પતિ હોય છે તથા પતિને સર્વદા સ્ત્રી આધીન રહે છે, પણ કદી સ્ત્રી સ્વતંત્ર હોતી નથી, તેમ અજ્ઞાની જીવને પણ પોતાથી ભિન્ન પતિ છે. સર્વદા અજ્ઞાની જીવરૂપી સ્ત્રી પોતાના પતિને અધીન રહે છે. માટે અજ્ઞાની જીવ સ્ત્રી છે. હે યાજ્ઞવલ્ક્ય ! સ્ત્રીઓમાં પણ અજ્ઞાની જીવ વારાંગના સ્ત્રીસમાન છે. કારણ કે જેમ વારાંગના સ્ત્રીને અનેક પુરૂષ ભોગવે છે, તેમ અજ્ઞાની જીવરૂપી સ્ત્રીને પણ કામ, ક્રોધ, લોભ તથા મોહાદિ અનેક પતિ ભોગવે છે. માટે સર્વ અજ્ઞાની જીવ વારાંગના સ્ત્રીસમાન છે. વળી મારામાં કામ ક્રોધાદિ નથી. માટે હું જ પુરૂષ છું. જેમ લોકપ્રસિદ્ધ સ્ત્રી પુરૂષના સંબંધથી ગર્ભ ધારણ કરે છે, તેમ અજ્ઞાની જીવ પણ કાળરૂપી પુરૂષના સંબંધથી સાતમી ધાતુ વીર્યરૂપ ગર્ભને ધારણ કરે છે. આ કારણથી અજ્ઞાની જીવ સ્ત્રી છે.

## ગાર્ગીમાં કામાદિનો અભાવ.

હે યાજ્ઞવલ્ક્ય ! હું ગાર્ગી ભરયૌવનાવસ્થામાં છું. વળી સર્વ યુવાન પુરૂષોના મધ્યમાં રહેલી છું. છતાં હું જરાપણ કામાદિ વિકારને પામતી નથી. હે યાજ્ઞવલ્ક્ય ! જેમ એકાંત દેશમાં સ્ત્રી નગ્ન હોય છે, તેમ આ સભાના મધ્યમાં હું નગ્ન રહેલી છું. આ સર્વ બ્રાહ્મણો કામાદિ વિકારના ભયવાળા છે. માટે તેઓ મારી તરફ જોતા નથી. વળી મારૂં દેહાભિમાન નિવૃત્ત થયું છે. માટે સર્વ બ્રાહ્મણને હું નેત્રવડે જોઉં છું તથા હાથવડે સ્પર્શ કરૂં છું. છતાં મારામાં જરાપણ કામાદિ વિકાર નથી, માટે હું સ્ત્રી નથી. પણ અજ્ઞાની જીવ જ સ્ત્રી છે.

યાજ્ઞવલ્ક્ય:–હે ગાર્ગી ! શાસ્ત્રદૃષ્ટિવડે જો કે તારામાં સ્ત્રીપણું નથી. છતાં લૌકિક દૃષ્ટિવડે તારામાં સ્ત્રીપણું થશે.

ગાર્ગી:–હે યાજ્ઞવલ્ક્ય ! લૌકિક દૃષ્ટિવડે પણ સ્ત્રી શબ્દનો અર્થ જેમાં ઘટે છે, તે જ સ્ત્રી છે. વળી મારામાં સ્ત્રી શબ્દનો અર્થ ઘટતો નથી. માટે હું કેવી રીતે સ્ત્રી હોઇ શકું ? વળી વ્યાકરણની રીતિવડે સ્ત્રી શબ્દનો અર્થ નીચે પ્રમાણે છે:–બુદ્ધિમાન્ તે પ્રાણીને સ્ત્રી કહે છે કે, જે પ્રાણીમાં હું સારી રીતે વધૂરૂપે છું. યૌવન અવસ્થાવડે હું યુક્ત છું, હું સુંદર સ્તનવાળી છું, આ લોકમાં

મારા સમાન કોઇ સુંદર સ્ત્રી નથી, આ મારો પતિ છે, આ મારો પુત્ર છે, આ મારી પુત્રીઓ છે, આ ધન તથા અન્ન મારા ઘરમાં છે, હું વાંઝણી છું, હું અનેક કુટુંબવાળી છું, ઈત્યાદિ અહં મમઅભિમાનવડે ઉત્પન્ન થયેલ અનેક પ્રકારનો શબ્દસમૂહ જે અજ્ઞાની જીવમાં રહે છે, તે અજ્ઞાની જીવ આ લોકમાં સ્ત્રી છે. જે પ્રાણી આનંદ સ્વરૂપ આત્માના જ્ઞાનવડે પૂર્ણ છે, તે પ્રાણીને શ્રુતિ પુરૂષરૂપે કહેછે.આત્મજ્ઞાનયુક્ત પ્રાણી શરીરવડે સ્ત્રી હોય અથવા પુરૂષ હોય અથવા નપુંસક હોય, તેથી જરા પણ જ્ઞાનને હાનિ પહોંચતી નથી. પણ સર્વથા આત્મજ્ઞાનવાળો પુરૂષ છે. જેમ એક નટ પોતાની માયાવડે સ્ત્રીને મોહ કરવાવાળા સુંદર પુરૂષના રૂપને ધારણ કરે છે તથા ક્ષણ માત્રમાં તે નટ પુરૂષના ધૈર્યને નાશ કરનારી સુંદર સ્ત્રીના રૂપને ધારણ કરે છે તથા ક્ષણ માત્રમાં નપુંસકના રૂપને ધારણ કરે છે, પણ આ સ્ત્રી આદિ કલ્પિત રૂપવડે નટનું પૂર્વનું વાસ્તવ સ્વરૂપ અન્યથા ભાવને પામતું નથી, તેમ એક જ આનંદ સ્વરૂપ આત્મા પોતાની માયાવડે કોઈવાર પુરૂષના શરીરને ધારણ કરે છે તથા કોઈવાર નપુંસક શરીરને ગ્રહણ કરે છે. પણ કલ્પિત શરીરરૂપ ઉપાધિવડે આત્માનું વાસ્તવિક રીતે એકપણાનું રૂપ નિવૃત્ત થતું નથી. જેમ એક જ પુરૂષ સ્વપ્નમાં નિદ્રાના દોષથી પુરૂષ, સ્ત્રી, હસ્તી, અશ્વ ઇત્યાદિ અનેક રૂપને પામે છે, પણ કલ્પિત રૂપવડે સ્વપ્નદ્રષ્ટા પુરૂષનું વાસ્તવિક રૂપ નિવૃત્ત થતું નથી, તેમ એક જ પરમાત્મા પોતાની માયાવડે સ્ત્રી, પુરૂષ, નપુંસક, હસ્તી, અશ્વ ઇત્યાદિ અનેક રૂપો ધારણ કરે છે. પણ આ રૂપોવડે આત્માનું વાસ્તવિક સ્વરૂપ નિવૃત્ત થતું નથી. માટે હે યાજ્ઞવલ્કય ! આત્મજ્ઞાનરૂપી પુરૂષભાવવડે તથા સર્વજ્ઞતાવડે હું ગાર્ગી વાક્રૂપી ધનુષમાં પ્રશ્નરૂપી બે બાણ ધારણ કરી, આપને મારવા આવી છું. માટે વાદરૂપી યુદ્ધમાં જો તમારૂં સામર્થ્ય હોય તો ધૈર્ય ધારણ કરી, મારી સાથે વાદરૂપી યુદ્ધ કરો. જો તમને વાદરૂપી યુદ્ધ કરવાનું સામર્થ્ય ન હોય તો મારી આગળ નમ્રતાભાવ કરો. આ બે પ્રકારમાં જેમ તમને સારૂ લાગે તેમ કરો. જેમ કાશીરાજ દિવોદાસનો પુત્ર પ્રતર્દન એકલો જ ધનુષ બાણ લઇ ઇન્દ્ર સાથે યુદ્ધ કરવા માટે સ્વર્ગમાં ગયો હતો તથા જેમ જનક સુવર્ણ, મણિ તથા રત્નવડે જડેલા ધનુષને ગ્રહણ કરી તથા લોહમય તીક્ષ્ણ બાણ હાથમાં લઇ શત્રુઓને પીડા કરવા યુદ્ધમાં શત્રુની સામો ઉભો રહ્યો, તેમ ધૈર્ય ધારણ કરી હું ગાર્ગી પ્રશ્નરૂપી બાણવડે આપને મારવા માટે આવેલી છું. માટે આ પ્રશ્નનો ઉત્તર જો તમે જાણતા હો તો મને કહો. આ રીતનાં વચન જ્યારે ગાર્ગીએ યાજ્ઞવલ્કયને કહ્યાં ત્યારે યાજ્ઞવલ્કય ગાર્ગીને કહેવા લાગ્યા કે, હે ગાર્ગી ! જે પ્રશ્ન તારે કરવો હોય તે નિઃશંક થઈ કર. આ રીતનાં યાજ્ઞવલ્કય મુનિનાં વચન સાંભળી ગાર્ગી પ્રશ્ન કરવા લાગી.

ગાર્ગીઃ—હે યાજ્ઞવલ્કય ! જે સૂત્રાત્માનું સ્વરૂપ શાસ્ત્રવેત્તાએ પ્રથમથી

ઉપર અર્થાત્ કપાલને વિશે ઉપર રહેલું કહેલ છે, જે સૂત્રાત્માનું સ્વરૂપ બ્રહ્માંડની નીચે અર્થાત્ કપાળની નીચેના ભાગમાં રહેલું કહે છે, જે સૂત્રાત્માનું સ્વરૂપ બે બ્રહ્માંડરૂપી કપાલના મધ્ય ભાગમાં કહે છે તથા જે સૂત્રાત્માનું સ્વરૂપ શાસ્ત્રવેત્તાએ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનસ્વરૂપે સર્વ પ્રપંચરૂપે કહેલ છે, તે સૂત્રાત્મા શાને વિશે ઓતપ્રોત છે?

શિષ્ય:–હે ભગવન્! આ પ્રશ્ન તો પૂર્વે ગાર્ગીએ કહ્યો હતો તથા મુનિએ આ પ્રશ્નનો ઉત્તર પણ પૂર્વે કહ્યો હતો. માટે ગાર્ગીએ આ પ્રશ્ન ફરી કેમ પૂછયો?

ગુરૂ:–હે શિષ્ય! પૂર્વે અનુમાનરૂપી તર્કને ગ્રહણ કરી ગાર્ગીએ આ પ્રશ્ન કર્યો હતો તથા હાલ શાસ્ત્રની રીતિને ગ્રહણ કરી ગાર્ગીએ પ્રશ્ન કર્યો છે. આ રીતની વિલક્ષણતાને જણાવવા માટે પૂર્વોત્તર પ્રશ્નમાં શબ્દના ભેદ ગાર્ગીએ રાખ્યા છે. આ રીતનો પ્રશ્ન જ્યારે ગાર્ગીએ કર્યો ત્યારે મુનિ ગાર્ગીને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય:–હે ગાર્ગી! સૂત્રાત્મારૂપ કાર્યનું જે સ્વરૂપ કહેલ છે, તે સૂત્રાત્મારૂપ કાર્ય આવરણ વિક્ષેપ શકિતવાળા અવ્યાકૃતરૂપ આકાશમાં ઓતપ્રોત થઇ રહે છે. આ રીતનો ઉત્તર જ્યારે યાજ્ઞવલ્કયે ગાર્ગીને કહ્યો ત્યારે ગાર્ગી યાજ્ઞવલ્કયને નમસ્કાર કરી કહેવા લાગી; હે મુનિ! પ્રથમ પ્રશ્નનો ઉત્તર તમે મને કહ્યો. હવે બીજો પ્રશ્ન હું તમને કરૂં છું. તમે સાવધાન થઇ તે પ્રશ્નનો ઉત્તર કહો. આ રીતનું વચન જ્યારે ગાર્ગીએ કહ્યું ત્યારે યાજ્ઞવલ્કય કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય:–હે ગાર્ગી! તું નિઃશક થઇ પ્રશ્ન કર. યાજ્ઞવલ્કયનાં વચનને સાંભળી પ્રથમ પ્રશ્નમાં જે સૂત્રાત્માનો આધાર પૂછયો હતો, તે જ પ્રશ્ન ફરી પૂછવા લાગી. મુનિએ પણ પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં સૂત્રાત્માના અવ્યાકૃતરૂપ આકાશનો જે આધાર કહ્યો હતો, તે જ આધાર બીજા પ્રશ્નના ઉત્તરમાં કહ્યો.

શિષ્ય:–હે ભગવન્! પ્રથમ પ્રશ્નને બીજીવાર પૂછવામાં ગાર્ગીનો કયો અભિપ્રાય હતો?

ગુરૂ:–હે શિષ્ય! જે અભિપ્રાયને લઇ ગાર્ગીએ પ્રથમ પ્રશ્ન બીજી વાર કર્યો, તે તે અભિપ્રાય તું સાંભળ. જેમ ઘટ કેવળ સ્તંભને આધારે રહેતું નથી, પણ સ્તંભ તથા ભીતને આધારે રહે છે, તેમ સૂત્રાત્મારૂપ કાર્ય પણ અવ્યાકૃત આકાશમાં તથા અન્ય કોઈ કારણમાં રહેતું હશે. આ રીતના અભિપ્રાયને લઇ ગાર્ગી પ્રથમ પ્રશ્ન બીજીવાર પૂછવા લાગી.

શિષ્ય:–હે ભગવન્! મુનિ પ્રથમ પ્રશ્નના ઉત્તરને બીજીવાર શા માટે કહેવા લાગ્યા?

ગુરૂ:–જે અભિપ્રાયવડે મુનિએ પ્રથમ પ્રશ્નના ઉત્તરને બીજીવાર કહ્યો, તે અભિપ્રાય તું સાંભળ. સૂત્રાત્મારૂપ કાર્ય અવ્યાકૃત આકાશવિના અન્ય કોઇના આશ્રયથી રહેતું નથી. પણ જેમ મેઘ કેવળ ભૂતાકાશને આશ્રિત થઇ રહે છે,

તેમ સૂત્રાત્મારૂપ કાર્ય પણ કેવળ અવ્યાકૃતરૂપ આકાશને આશ્રિત થઇ રહે છે. આ અભિપ્રાયવડે મુનિએ પ્રથમોત્તરને જ ફરી કહ્યો છે. આ રીતનો ઉત્તર જ્યારે ગાર્ગીને કહ્યો ત્યારે ગાર્ગી યાજ્ઞવલ્ક્યને પૂછવા લાગી.

ગાર્ગીઃ–હે યાજ્ઞવલ્કય ! અવ્યાકૃતરૂપ આકાશ શામાં ઓતપ્રોત થઇ રહે છે ? આ પ્રશ્ન કરવામાં ગાર્ગીનો અભિપ્રાય એ હતો કે, અવ્યાકૃતરૂપ આકાશનું અધિષ્ઠાન આત્મા મન તથા વાણીના અવિષયરૂપે છે. માટે આત્માને જો મુનિ નહિ કહેશે તો અપ્રતિભારૂપ નિગ્રહસ્થાનને પામશે. જો મુનિ મન તથા વાણીના અવિષયરૂપ આત્માને કહેશે તો વિપ્રતિ પત્તિરૂપ નિગ્રહસ્થાનને પામશે. બેઉ પ્રકારે મુનિનો પરાજય થશે. તેમાં કથન કરવા યોગ્ય અર્થના અજ્ઞાનને અપ્રતિભા કહ્યો છે તથા વિરૂદ્ધ કથનને વિપ્રતિપત્તિ કહ્યું છે. વળી પરાજયના કારણને નિગ્રહનું સ્થાન કહે છે. આ રીતનો પ્રશ્ન જ્યારે ગાર્ગીએ કર્યો ત્યારે મુનિ ગાર્ગીને કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ–હે ગાર્ગી ! સર્વ લોકના બુદ્ધિ આદિના સાક્ષી તથા નિત્ય અપરોક્ષ આત્મારૂપ અક્ષરમાં અવ્યાકૃત આકાશ ઓતપ્રોત થઈ રહે છે. અહીં અવ્યાકૃત આકાશ શબ્દવડે મૂલાજ્ઞાનનું ગ્રહણ કરવું. આ મૂલાજ્ઞાન જીવ તથા ઇશ્વરને આશ્રિત થઇ રહેતું નથી. પણ જીવ તથા ઇશ્વર વિભાગથી રહિત શુદ્ધ ચૈતન્યને આશ્રિત થઇ મૂલાજ્ઞાન રહે છે. આ શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા સર્વત્ર વ્યાપક છે તથા ઉત્પત્તિ નાશથી રહિત છે. માટે શુદ્ધ આત્મા અક્ષરરૂપે છે. આત્મારૂપ અક્ષરને આશ્રિત અવ્યાકૃત આકાશ રહે છે.

## અક્ષરાત્માનું સ્વરૂપ.

હે ગાર્ગી ! ઘટ બિલ્વ ફળની અપેક્ષાવડે સ્થૂલ હોય છે તથા પર્વતની અપેક્ષાવડે તે ઘટ સૂક્ષ્મ હોય છે. આ રીતે જેટલા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ છે તે સર્વથી અક્ષરાત્મા વિલક્ષણ છે. વળી તૃણની માફક જેટલા નાના પદાર્થ છે તથા તાલ વૃક્ષની માફક જેટલા દીર્ઘ પદાર્થ છે, તે સર્વ હ્રસ્વ દીર્ઘ પદાર્થ કરતાં અક્ષરાત્મા વિલક્ષણ છે. અગ્નિની માફક જેટલા રકત વર્ણવાળા પદાર્થ છે, તે કરતાં પણ અક્ષરઆત્મા વિલક્ષણ છે.. જળની માફક જેટલા દ્રવરૂપે પદાર્થ છે, તે કરતાં પણ અક્ષરાત્મા વિલક્ષણ છે, વળી છાયાસદશ ભૂમિની માફક જેટલા કૃષ્ણ વર્ણવાળા પદાર્થ છે, તે કરતાં પણ અક્ષરાત્મા વિલક્ષણ છે. તમાલ વૃક્ષની માફક શ્યામ તથા અંધકારની માફક નેત્રનો નિરોધ કરવાવાળા જેટલા પદાર્થ છે, તે કરતાં પણ અક્ષરાત્મા વિલક્ષણ છે. આ અક્ષરાત્મા ગતિથી રહિત છે. માટે ગતિમાન્ વાયુથી પણ તે વિલક્ષણ છે. આ અક્ષરાત્મા છિદ્રથી રહિત છે. માટે છિદ્રવાન્ આકાશથી પણ વિલક્ષણ છે. આ અક્ષરાત્મા અમૂર્ત તથા સંગથી રહિત છે. માટે મૂર્ત સંગવાન્ તેજથી પણ વિલક્ષણ છે. આ અક્ષરાત્મા મધુરાદિ

રસથી રહિત છે, માટે મધુર રસવાળા જળથી પણ વિલક્ષણ છે, આ અક્ષરાત્મા ગંધથી વિલક્ષણ છે, માટે ગંધવાળી પૃથ્વી પણ વિલક્ષણ છે. આ અક્ષરાત્માનું સ્વરૂપ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો નથી. આ અક્ષરઆત્માનું સ્વરૂપ મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચતુષ્ટય અંતઃકરણ પણ નથી. વળી આ અક્ષરાત્માનું સ્વરૂપ પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન આ પાંચ પ્રકારના પ્રાણ પણ નથી. મોક્ષપર્યંત સ્થિતિવાળું તથા બેઉ લોકમાં ગમન કરવાવાળું સૂક્ષ્મ શરીર પણ અક્ષરાત્માનું સ્વરૂપ નથી. અદ્વિતીય આત્માનું ભેદ કરવાવાળું અવિદ્યારૂપ કારણશરીર પણ અક્ષરઆત્માનું સ્વરૂપ નથી. જો આ અક્ષરઆત્મા કેવળ અંદર જ હોય તો પછી બાહ્ય પદાર્થને કોણ પ્રકાશ કરશે? વળી જો આ અક્ષરાત્મા કેવળ બાહ્ય હોય તો અંદરના પદાર્થને કોણ પ્રકાશ કરશે? આત્માથી ભિન્ન સર્વ પદાર્થ જડરૂપે છે. માટે તેમાં પ્રકાશપણું સંભવતું નથી. આ આ અક્ષરઆત્મા પોતાના સ્વપ્રકાશરૂપે કરી અંદર તથા બહાર સર્વ પદાર્થને પ્રકાશ કરે છે. માટે સર્વના સાક્ષીરૂપ અક્ષરાત્મા આંતર તથા બાહ્યપણાથી રહિત છે. આ અક્ષરાત્મા નિર્વિકારવાળો તથા સંગથી રહિત છે. માટે ભોક્તાપણાથી તથા ભોગ્યપણાથી તે રહિત છે. જેમ આકાશમાં મેઘનો સમૂહ તથા અંધકાર પ્રતીત થાય છે તથા જેમ રજ્જુમાં સર્પદંડાદિ પ્રતીત થાય છે, તેમ આ અક્ષરાત્મામાં આ સર્વ જગત પ્રતીત થાય છે. તાત્પર્ય કે, જેમ મેઘાદિવડે આકાશનો ભેદ હોતો નથી તથા જેમ કલ્પિત સર્પાદિવડે રજ્જુનો ભેદ હોતો નથી, તેમ કલ્પિત પ્રપંચવડે અધિષ્ઠાનરૂપ અક્ષરાત્માનો ભેદ હોતો નથી. માટે અક્ષરાત્મા સર્વ ભેદથી રહિત છે. આ રીતે સર્વ પ્રકારની • ઉપાધિથી રહિત અક્ષરાત્માનું સ્વરૂપ છે. જેણે અક્ષરાત્માના સ્વરૂપનો નિશ્ચય કર્યો નથી, તેણે માયાવિશિષ્ટ અંતર્યામીને જણાવનારા લિંગને જોવું જોઇએ. જે વસ્તુ અપ્રત્યક્ષ પદાર્થને જણાવે, તેને લિંગ કહે છે. જેમકે પર્વતમાં અપ્રત્યક્ષ અગ્નિને ધૂપરૂપી લિંગ જણાવે છે. જેમ ચાકર નિયમવડે રાજાની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેમ આ સૂર્ય ચંદ્રમા પણ નિયમવડે જગતના વ્યવહારને ચલાવે છે. આથી એમ સિદ્ધ થય છે કે, કોઈ સર્વજ્ઞ પરમાત્મા સૂર્ય ચંદ્રમાના અધિપતિરૂપે છે કે, જેની આજ્ઞાવડે સૂર્ય ચંદ્રમા નિયમ પ્રમાણે વર્તે છે. માટે સૂર્ય ચંદ્રમાની નિયમવાળી પ્રવૃત્તિ અંતર્યામીનું સૂચન કરે છે. જે જે પદાર્થ ગુરૂત્વ ધર્મવાળા હોય છે, તેનું પતન આધારવિના નીચે થય છે. જેમ ગુરૂત્વ ધર્મવાળા વસ્ત્રાદિ પુરૂષરૂપ આધાર વિના ભૂમિપર પડે છે, તેમ સર્વભૂત પ્રાણીના ભારને ધારણ કરવાવાળી પૃથ્વી તથા સ્વર્ગ આ બેઉ ગુરૂત્વ ધર્મવાળા છે. પણ તેનું નીચે પતન થતું નથી. આથી સિદ્ધ થાય છે કે, કોઈ સર્વજ્ઞ પરમાત્મા પૃથ્વીને તથા સ્વર્ગને ધારણ કરવાવાળો છે. માટે ગુરૂત્વ ધર્મવાળી

પૃથ્વીને તથા સ્વર્ગની સ્થિતિ પણ પરમાત્માને જણાવનાર લિંગરૂપે છે. જેમ રાજાથી પ્રેરણા કરાયલો ચાકર નિયમયુક્ત કાર્ય કરે છે, તેમ નિમેષથી લઇ સંવત્સરપર્યંત જેટલા મુહૂર્ત, પ્રહર, દિવસ, પક્ષ, માસ તથા ઋતુરૂપ કાળ છે, તે નિયમવડે સર્વ પ્રાણીમાત્રના હિત તથા અહિતને કરે છે તથા સર્વ પદાર્થના આયુષ્યની ગણત્રી કરે છે. આથી સિદ્ધ થાય છે કે, કોઇ સર્વજ્ઞ પરમાત્મા કાળને પ્રેરણા કરવાવાળો છે. માટે નિયમપૂર્વક કાળની પ્રવૃત્તિ પણ પરમાત્માને સૂચવનાર લિંગરૂપે છે. હિમાલય પર્વતમાંથી નીકળેલી અનેક ગંગા આદિ નદીઓનો પ્રવાહ જે જે દિશામાં થયો હોય છે, તે તે દિશાઓમાં પ્રવાહ ચાલ્યા જ કરે છે. કદાપિ તેનો અન્યથાભાવ થતો નથી. આથી સિદ્ધ થાય છે કે, કોઇ સર્વજ્ઞ પરમાત્મા ગંગાદિઓને નિયમવડે ચલાવે છે. માટે ગંગાદિ નદીઓનો પ્રવાહ અંતર્યામી પરમાત્માને સૂચવનાર લિંગરૂપે છે. શાસ્ત્રની રીતિ પ્રમાણે દાન કરનાર ધર્માત્માની પ્રમાણિક શિષ્ટ પુરૂષ સ્તુતિ કરે છે. વળી આ ધર્માત્માને શિષ્ટ પુરૂષ આશ્રય આપે છે. જે પુરૂષ પ્રમાદવડે દ્યૂતાદિ વ્યસનમાં દ્રવ્યનો ખર્ચ કરે છે, તે પ્રમાદી પુરૂષની પ્રમાણિક પુરૂષ ઉપેક્ષા કરે છે તથા નિંદા કરે છે. આથી સિદ્ધ થાય છે કે, કોઇ કર્મના ફળને આપનાર સર્વજ્ઞ પરમાત્મા છે. તેના ભયથી પ્રમાણિક પુરૂષ ધર્માત્માને આશ્રય આપે છે તથા તેની સ્તુતિ કરે છે. જો સર્વજ્ઞ પરમાત્માને નહિ અંગીકાર કરીએ તો જેમ પ્રમાદીને પ્રમાણિક પુરૂષ ઉપેક્ષા કરે છે તથા નિંદા કરે છે, તેમ ધર્માત્માની પ્રમાણિક ઉપેક્ષા તથા નિંદા કેમ નથી કરતા ? માટે પ્રમાણિકનો વ્યવહાર પણ સર્વજ્ઞ પરમાત્માને જણાવનાર લિંગરૂપે છે. યજ્ઞકર્તા પુરૂષને દેવતા આશ્રય આપે છે તથા શ્રાદ્ધાદિ કર્તા પુરૂષને પિતરો આશ્રય આપે છે. માટે સર્વ કાર્યમાં સમર્થ દેવોનું તથા પિતરોનું જીવન મનુષ્યને આધીન છે. તે પણ અંતર્યામી પરમાત્માને જણાવનાર લિંગરૂપે છે. માટે જે અક્ષર પરમાત્માને આશ્રિત અવ્યાકૃત આકાશ મેં પૂર્વે કહ્યું હતું, તે અક્ષરાત્માની આજ્ઞામાં સર્વ જગત્ વર્તે છે. આ અક્ષરાત્માને નહિ જાણી જે પુરૂષ યજ્ઞ, દાન, તપ, હોમ ઇત્યાદિ અનેક કર્મોને અનેક સમય સુધી કરે છે, તે અજ્ઞાનીને યજ્ઞાદિ કર્મ નાશવાન્ ફળની પ્રાપ્તિ કરે છે. તાત્પર્ય કે મારા સ્વરૂપનું અજ્ઞાન હોવાથી સર્વ યજ્ઞાદિ કર્મ નાશવાન્ ફળ ઉત્પન્ન કરો, આ રીતનો નિયમ જેણે કર્યો છે, તે પરમાત્મામાં અસંભાવના કરવી યોગ્ય નથી. જેમ કૃમિવાળા શ્વાનને જોઇ સર્વ લોક તે શ્વાનનો શોક કરે છે, તેમ અધિકારી મનુષ્યશરીરને મેળવી અક્ષરાત્માને નહિ જાણી, જે મનુષ્ય મૃત્યુ પામે છે, તે અજ્ઞાની કૃપણ છે તથા સર્વ લોકના શોકના વિષયરૂપ છે. જે પુરૂષ અક્ષરાત્માને જાણી શરીરનો ત્યાગ કરે છે, તે આ લોકમાં કૃતકૃત્ય છે તથા તે જ પુરૂષ બ્રહ્મવેત્તા બ્રાહ્મણ છે.

શિષ્ય:—હે ભગવન્ ! યાજ્ઞવલ્કયે ગાર્ગીને જેમ અક્ષરાત્માના જ્ઞાનનો ઉપદેશ કર્યો, તેમ અક્ષરાત્માના જ્ઞાનના સાધનનો ઉપદેશ શા માટે નહિ કર્યો ?

ગુરૂ:—હે શિષ્ય ! ગુરૂમુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આ ત્રણ અક્ષરાત્માના જ્ઞાનના સાધનરૂપે છે. આ શ્રવણાદિ સાધન પૂર્વે કહોલ બ્રાહ્મણને મુનિએ કહ્યાં હતાં. વળી ગાર્ગીએ પણ આ સાધનોનું શ્રવણ કર્યું હતું. આ અભિપ્રાય મનમાં રાખી મુનિએ ફરી ગાર્ગીને શ્રવણાદિ સાધન કહ્યાં નહિ. અથવા મુનિએ બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળ શ્રવણાદિ સાધન વિના ઉત્પન્ન થતું નથી. માટે જેમ વૃદ્ધ કુમારીને ઇન્દ્રે કહ્યું કે, તું વરદાન માગ. આગળથી જ તે વૃદ્ધ કુમારીએ એમ વરદાન માગ્યું કે, મારો છોકરો કાંસાના વાસણમાં દૂધનું ભોજન કરે. આ રીતના વચનથી તે વૃદ્ધકુમારી પતિ, પુત્ર તથા ધન ઇત્યાદિ સર્વ પદાર્થને માગવા લાગી. તેમ બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળના કહેવાવડે મુનિએ સર્વ શ્રવણાદિ સાધનોનું નિરૂપણ કર્યું.

શિષ્ય:—હે ભગવન્! માયાવિશિષ્ટ અંતર્યામીનું સ્વરૂપ મુનિએ પૂર્વે ઉદ્દાલકને કહ્યું હતું. વળી ગાર્ગીએ પણ તે શ્રવણ કર્યું હતું. હાલમાં પૂછ્યા વિના મુનિએ ગાર્ગીને ફરી અંતર્યામીનું સ્વરૂપ કેમ કહ્યું ?

ગુરૂ:—હે શિષ્ય ! જે અભિપ્રાયને લઇ મુનિએ ફરી અંતર્યામીનું સ્વરૂપ ગાર્ગીને કહ્યું, તે અભિપ્રાય તું સાંભળ. ઉદ્દાલક બ્રાહ્મણને બીજા પ્રશ્નના વિચારમાં જે અંતર્યામીનું નિરૂપણ કર્યું, તે અંતર્યામી અક્ષર આત્માથી ભિન્ન નથી. પણ તે અંતર્યામી અક્ષર આત્મારૂપે છે. તાત્પર્ય કે, શુદ્ધ આત્માને અક્ષર કહે છે. આ શુદ્ધ આત્મા જ જ્યારે માયારૂપ ઉપાધિને અંગીકાર કરી જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય, નિયમન તથા પ્રવેશ ઇત્યાદિ કાર્યને કરે છે, ત્યારે તે અક્ષર આત્માને અંતર્યામી કહે છે. માટે અક્ષરાત્માથી અંતર્યામી ભિન્ન નથી. આ અર્થનો બોધ કરવા મુનિએ ફરી અંતર્યામીના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે.

યાજ્ઞવલ્કય:—હે ગાર્ગી ! આ અક્ષર આત્મા નેત્રાદિ સર્વ દૃશ્ય પ્રપંચના સાક્ષીરૂપે છે. માટે અક્ષર આત્માને નેત્રાદિ દૃશ્ય પ્રપંચ જાણી શકતો નથી. જેમ ભીતથી ઘટ ભિન્ન હોય છે, તેમ દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતારૂપ જીવાત્મા અક્ષરાત્માથી ભિન્ન નથી. પણ આ જીવ અક્ષરાત્મારૂપે છે. માટે સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચરૂપ વિક્ષેપનું કારણ તથા આત્માને આચ્છાદન કરનાર અવ્યાકૃત આકાશ આત્મામાં રહે છે. યાજ્ઞવલ્કયરૂપી મેઘથી ઉત્પન્ન થયેલ વાકયરૂપી અમૃત, શ્રદ્ધાવાન્ પુરુષના કર્ણના તાપને હરણ કરનારૂં છે. આથી તે અત્યંત દુર્લભ છે. આવા અમૃતરૂપી વચનને સાંભળી ગાર્ગી અત્યંત આનંદને પામી. કૃપાયુકત થઇ તે ગાર્ગી સર્વ બ્રાહ્મણોને કહેવા લાગી કે, હે બ્રાહ્મણો! તમે સર્વ બ્રાહ્મણોની સભામાં હું ગાર્ગી પક્ષપાતથી

રહિત થઈ એક વચન કહું છું, તે તમે સાવધાન થઇ સાંભળો. આ લોકમાં જો કે મેં અનેક પ્રકારના પુરૂષ જોયા છે, છતાં યાજ્ઞવલ્કય સમાન કોઇ પણ પુરૂષ મેં જોયો નથી.

## અજ્ઞાની જીવની નિંદા.

હે બ્રાહ્મણો! આ લોકમાં મેં કેટલાક પુરુષો ધોળા ગૃહની સમાન જોયા છે. તાત્પર્ય કે જેમ ધોળું ઘર આઘેથી રમણીય લાગે છે તથા અંદર જડરૂપે છે. તેમ કેટલાક પુરૂષ આઘેથી રમણીક લાગે છે તથા અંદરથી તમોગુણયુકત જડરૂપે છે. આ લોકમાં મેં કેટલાક પુરૂષો ભારવાહી વૃષભ સમાન જોયા છે. તાત્પર્ય કે, જેમ વૃષભ પોતાના પ્રયોજન વિના ભારને ઉઠાવે છે, તેમ કેટલાક શાસ્ત્રનું પઠન કરી અન્ય લોકને શાસ્ત્રના અર્થનો ઉપદેશ કરે છે. પણ પોતાના મનમાં જરા પણ શાસ્ત્રના અર્થને ધારણ કરતા નથી. માટે તેઓ વ્યર્થ શાસ્ત્રરૂપી ભારને ઉઠાવે છે. વળી આ લોકમાં મેં કેટલાક પુરૂષો શુક સારિકાના સરખા જોયા છે. તાત્પર્ય કે, જેમ શુક સારિકા પક્ષી સુંદર શબ્દનો ઉચ્ચાર કરે, પણ તે શબ્દના અર્થને જાણતું નથી. તેમ કેટલાક પુરૂષ સુંદર શબ્દનો ઉચ્ચાર કરે છે, પણ તે શબ્દને જાણતા નથી. હે બ્રાહ્મણો! આ લોકમાં મેં કેટલાક પુરૂષો વિશાળ નેત્રવાળા છતાં અંધ સમાન જોયા છે. તાત્પર્ય કે, જેમ આંધળો અત્યંત સમીપવર્તી પદાર્થને પણ જોતો નથી, તેમ કેટલાક અત્યંત સમીપ હૃદયદેશમાં રહેલ આત્માને પણ જોતા નથી. આ લોકમાં મેં કેટલાક પુરુષ ચિત્રલિખિત મૂર્તિ સમાન જોયા છે. તાત્પર્ય કે, જેમ ચિત્રલિખિત મૂર્તિ જોવામાં ઘણી સુંદર લાગે છે, પણ કોઇ કાર્ય કરવામાં તે મૂર્તિ સમર્થ હોતી નથી. તેમ કેટલાક પુરૂષો જોવામાં સુંદર લાગે છે, પણ કોઇ કાર્ય કરવા સમર્થ હોતા નથી. હે બ્રાહ્મણો! આ લોકમાં મેં કેટલાક પુરુષો કુપથ્ય ભોજન સમાન જોયા છે. તાત્પર્ય કે કુપથ્ય ભોજન પ્રથમ આનંદના હેતુરૂપે લાગે છે, પણ પરિણામે દુઃખના કારણરૂપે થાય છે. તેમ કેટલાક પુરૂષ સભામાં લોકને સત્ય અર્થનો ઉપદેશ કરી જરા પ્રસન્નતાને ઉત્પન્ન કરે છે તથા એકાંતમાં અસત્ય અર્થનો ઉપદેશ કરી દુઃખના કારણરૂપે હોય છે. આ લોકમાં મેં કેટલાક પુરૂષ વાઘ સમાન જોયા છે. તાત્પર્ય કે, વાઘ મૃગાદિપશુઓને મારેછે, તેમ કેટલાક પુરૂષ શરીર, મન તથા વાણીવડે સર્વદા જીવની હિંસા કરે છે. આ લોકમાં મેં કેટલાક પુરૂષો મદિરાના પાનવડે મદોન્મત્ત વાનર સમાન જોયા છે. તાત્પર્ય કે, જેમ મદિરાના પાનવડે મત્ત વાનર અત્યંત ચંચળ હોય છે, તેમ કેટલાક પુરૂષ અજ્ઞાનરૂપી મદિરાના પાનવડે શાસ્ત્રવિરૂદ્ધ અનેક પ્રકારની ચેષ્ટા કરે છે. આ લોકમાં મેં કેટલાક પુરૂષ કામરૂપી શત્રુને વશ થયેલા જોયા છે. કેટલાક ક્રોધરૂપી શત્રુને વશ થયલા જોયા છે. કેટલાક લોભમોહાદિ શત્રુને વશ થયેલા જોયા છે.

વેદને તથા વેદાંતને જાણવાવાળા પુરૂષ પણ સત્ય, રજ તથા તમ, આ ત્રણ ગુણવાળા હોય છે. માટે તેઓને મેં વિષયમાં રાગવાળા જોયા છે. આ દેવ પુરૂષના સ્વપ્નમાં તથા જાગ્રતમાં જરાપણ વિલક્ષણતા નથી. તાત્પર્ય કે, જાગ્રતમાં નિદ્રાનું વિરોધીપણું સ્વપ્નથી વિલક્ષણરૂપે છે. આ વિલક્ષણતા ત્રણ ગુણવાળા અભિમાની દેવોને જાગ્રતમાં સંભવતી નથી. કારણ કે દેવોએ અદ્વિતીય આત્માના જ્ઞાનવડે પોતાના અજ્ઞાનની નિવૃત્તિ કરી નથી. વળી જ્યાંસૂધી જીવને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર નથી થયો ત્યાંસૂધી અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. ત્રણ ગુણવાળા અભિમાની દેવ પુરૂષને બ્રહ્મનું જ્ઞાન અજ્ઞાનરૂપી નિદ્રામાં જ હોય છે. પણ જ્ઞાનવડે તેમના મૂલાજ્ઞાનની નિવૃત્તિ હોતી નથી. કેટલાક પુરૂષો વ્યાકરણશાસ્ત્ર ભણે છે. આ વ્યાકરણવડે પદાર્થના જ્ઞાનમાં તે પુરૂષની બુદ્ધિ કુશળ હોય છે. વળી કેટલાક મીમાંસાશાસ્ત્રનું પઠન કરે છે. આ મીમાંસાશાસ્ત્રવડે વાકયાર્થના જ્ઞાનમાં તે પુરૂષની બુદ્ધિ હોય છે. વળી કેટલાક ન્યાયશાસ્ત્રને ભણે છે. આ ન્યાયશાસ્ત્રવડે પ્રમાણજ્ઞાનમાં તે પુરૂષની બુદ્ધિ કુશળ હોય છે. કેટલાક ધર્મશાસ્ત્ર ભણે છે. આ ધર્મશાસ્ત્રવડે ધર્માધર્મ જ્ઞાનમાં તે પુરૂષની બુદ્ધિ કુશળ હોય છે. આ રીતે અન્યશાસ્ત્ર ભણી તે તે અર્થમાં તેઓની બુદ્ધિ કુશળ જોવામાં આવે છે. પણ અદ્વિતીય બ્રહ્મના પ્રતિપાદકરૂપ વેદાંતશાસ્ત્રના અર્થમાં તેઓની બુદ્ધિ કુશળ જોવામાં આવતી નથી. આ લોકમાં જેટલા પુરૂષને વેદાંતશાસ્ત્રના અર્થનું જ્ઞાન છે, તે જ્ઞાન પણ સંપૂર્ણ નથી. પણ તે યત્કિંચિત્ અર્થનું જ્ઞાન છે. આ જરા જેટલા અર્થના જ્ઞાનથી સંશયની નિવૃત્તિ થતી નથી. હે બ્રાહ્મણો ! જેને સંપૂર્ણ વેદાંત શાસ્ત્રના અર્થનું જ્ઞાન છે, તોપણ કામ ક્રોધાદિ પ્રતિબંધને લીધે તે જ્ઞાન તે પુરૂષના મૂલાજ્ઞાનની નિવૃત્તિ કરવા સમર્થ હોતું નથી. જેમ અગ્નિના સંબંધવડે નાશ પામેલ શકિતવાળા સેકેલા ધાણા કોઇ પણ ફળને ઉત્પન્ન કરતા નથી, તેમ કામક્રોધાદિ પ્રતિબંધયુકત જ્ઞાન, પુરૂષના મૂલાજ્ઞાનની નિવૃત્તિ કરતું નથી.

કામક્રોધાદિ અપેક્ષાથી અહંકારમાં જ્ઞાનની મુખ્ય પ્રતિબંધકતાઃ—જેમ અપરાધી ચોરપુરૂષના બંધનનું ગૃહ સ્તંભને આશ્રયે રહેલું હોય છે તથા તે સ્તંભમાં એક મધ્યનો સ્તંભ મુખ્ય હોય છે તથા બીજા ખૂણાના સ્તંભ ગૌણ હોય છે, તેમ અજ્ઞાની જીવના બંધનનું ગૃહ આ સંસાર કામક્રોધાદિ સ્તંભને આશ્રયે રહેલ હોય છે. આ સ્તંભમાં પણ અહંકાર મધ્યનો મૂળ સ્તંભ છે તથા કામક્રોધાદિ ખૂણાના સ્તંભ છે. આ સ્તંભનો નાશ થવા છતાં જ્યાંસૂધી મૂળસ્તંભ વિદ્યમાન હોય છે ત્યાં સૂધી ગૃહનો નાશ થતો નથી. તેમ કામક્રોધાદિ નિવૃત્ત થવા છતાં જ્યાં સૂધી અહંકાર હોય છે ત્યાંસૂધી સંસારની નિવૃત્તિ થતી નથી. માટે આત્મજ્ઞાનમાં અહંકાર પ્રતિબંધ કરનાર છે. અહંકારની સર્વત્ર વ્યાપકતાઃ—હે બ્રાહ્મણો !

આ અહંકાર સર્વ જીવમાં રહેલો છે. અહંકારથી રહિત કોઈપણ જીવ હું જોતી નથી. કારણ કે જનક રાજાના આ યજ્ઞમાં સર્વ દેશના વિદ્વાન્ બ્રાહ્મણ એકઠા થયેલા છે. તેમાં કેટલાક બ્રાહ્મણ એકલા કામ દોષથી રહિત છે. વળી કેટલાક કામ તથા ક્રોધ બેઉ દોષથી રહિત છે. વળી કેટલાક બ્રાહ્મણ કામ, ક્રોધ, લોભ તથા મોહ ઇત્યાદિ અનેક દોષથી રહિત છે, છતાં અહંકારથી રહિત હું કોઇપણ બ્રાહ્મણ જોતી નથી. માટે અહંકાર સર્વત્ર વ્યાપક છે. અહંકારમાં દુર્વિજ્ઞેયતાઃ—હે બ્રાહ્મણો ! અહંકારથી ભિન્ન જેટલા કામ, ક્રોધ, લોભ તથા મોહ આદિ દોષ છે, તેમાં બુદ્ધિમાન્ પુરૂષ શાસ્ત્રના પ્રમાણથી તથા પોતાના અનુભવથી દુઃખની કારણતા જાણી કામાદિનો ત્યાગ કરે છે. પણ અહંકારમાં જે દુઃખનું કારણપણું છે, તે શાસ્ત્રના પ્રમાણથી તથા અનુભવથી જાણી શકાતું નથી. કારણ કે સર્વ શાસ્ત્રના વેત્તા વિદ્વાન્ પુરૂષમાં પણ અહંકાર જોવામાં આવે છે. શાસ્ત્રના પ્રમાણથી તથા અનુભવના પ્રમાણથી વિદ્વાને અહંકારમાં દુઃખની કારણતા જાણી હોય તો શા માટે ફરી અહંકાર કરે છે ? માટે શાસ્ત્રવેત્તાએ અહંકારમાં દુઃખની કારણતા જાણી નથી. આ બાબતમાં શાસ્ત્રવેત્તા તમે સર્વ બ્રાહ્મણો દૃષ્ટાંતરૂપે છો. અહંકારમાં આ લોક તથા પર લોકના દુઃખની કારણતાઃ—હે બ્રાહ્મણો ! જેમ મદિરાના પાનવડે મનુષ્ય વિપરીત જોનારો હોય છે, તેમ અહંકારરૂપી મદિરાના પાનવડે મનુષ્ય વિપરીત જોનારો હોય છે. આ વિપરીત દર્શનવડે અહંકારી મનુષ્ય પોતાના માતાપિતાનો, અન્ય બાંધવોનો, દેવોનો તથા પંડિત બ્રાહ્મણોનો નિરાદર કરે છે, કૃષ્ણ સર્પની સમાન શીઘ્ર મૃત્યુ કરનારા રાજાની પણ અહંકારી અવજ્ઞા કરે છે. સૂતેલા સર્પ સમાન મૃત્યુના કારણરૂપ બુદ્ધિમાન્ બ્રાહ્મણ,ક્ષત્રિય તથા વૈશ્યની પણ અહંકારી અવજ્ઞા કરે છે. આ રીતે સર્વ જીવની અવજ્ઞા કરનાર અહંકારી આ લોકમાં જલદી પ્રાણાંત દુઃખને પામે છે. સર્વ પ્રાણીની અવજ્ઞાવડે ઉત્પન્ન થનારા પાપવડે અહંકારી મરવા પછી રૌરવ નરકને પામે છે. માટે આ લોકમાં તથા પર લોકમાં અહંકાર જીવના દુઃખના કારણરૂપે છે. આ રીતનો અહંકારરૂપી દોષ યાજ્ઞવલ્કયમાં નથી. માટે કામક્રોધાદિ દોષ પણ યાજ્ઞવલ્કયમાં નથી. તાત્પર્ય કે જેમ વ્યાપકરૂપ અગ્નિનો અભાવ થવાથી વ્યાપ્યરૂપ ધૂમ તેમાં રહેતો નથી, તેમ વ્યાપકરૂપ અહંકારનો અભાવ થવા પછી વ્યાપ્યરૂપ કામક્રોધાદિ રહેતા નથી. માટે આ લોકમાં એક યાજ્ઞવલ્કય જ પુરૂષ છે. યાજ્ઞવલ્કય સમાન બીજો કોઇ પુરૂષ નથી. કારણ કે શ્રુતિમાં સર્વત્ર પૂર્ણને પુરૂષ કહ્યો છે. બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય મુનિવડે સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ જગત્ પૂર્ણ થઇ રહેલ છે. માટે યાજ્ઞવલ્કય જ એક પુરૂષ છે. તાત્પર્ય કે શ્રુતિએ બ્રહ્મને સર્વત્ર પૂર્ણ કહ્યો છે. વળી "ब्रह्मविद् ब्रह्मैव भवति અર્થઃ—બ્રહ્મને જાણુવાવાળો બ્રહ્મરૂપે થાય છે." આ શ્રુતિમાં

બ્રહ્મવેત્તા પુરૂષને બ્રહ્મરૂપતા કહી છે. માટે બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કયમાં સર્વત્ર પૂર્ણતા સંભવે છે. આવું યાજ્ઞવલ્કયનું સ્વરૂપ ગાર્ગીએ શાસ્ત્રના પ્રમાણવડે તથા પોતાના અનુભવથી નિશ્ચય કર્યું છે. બીજું એક આશ્ચર્ય તમે જુવો. न चक्षुषा गृह्यते नापि वाचा અર્થ:—માંસમય ચક્ષુવડે તથા વાણીવડે આત્મા ઓળખી શકાતો નથી. આ રીતનું શ્રુતિનું વચન મને અસત્યની માફક પ્રતીત થાય છે. કારણ કે શ્રુતિએ તો કહ્યું છે કે, સર્વત્ર પૂર્ણરૂપ પુરૂષ માંસમય નેત્રવડે જોઇ શકતો નથી. પણ હું ગાર્ગી આ માંસમય નેત્રવડે સર્વત્ર પૂર્ણ યાજ્ઞવલ્કયને મારી સન્મુખ જોઉં છું. માટે શ્રુતિના વચનમાં સત્યપણાની સંભાવના થતી નથી. વાસ્તવિક રીતે વિચાર કરી જોતાં શ્રુતિનું વચન સત્ય જ છે. કારણ કે માંસમય નેત્રવડે તમે સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્કયના વાસ્તવ રૂપને જાણતા નથી. પણ હું ગાર્ગી તો શાસ્ત્રપ્રમાણ તથા આંતર અનુભવ, આ બેઉ પ્રમાણવાળા નેત્રવડે યાજ્ઞવલ્કયના વાસ્તવ રૂપને જાણું છું. કેવળ માંસમય નેત્રવડે હું તેને જાણતી નથી. જેમકે "આ દેવદત્ત છે" આ પ્રત્યભિજ્ઞાનમાં થયેલું તથા અંશના જ્ઞાનમાં કેવળ નેત્ર ઇન્દ્રિયની કારણતા નથી. પણ પૂર્વ સંસ્કાર સહકૃત નેત્ર ઇન્દ્રિયનું કારણપણું છે. તેમ આ પૂર્ણ પુરૂષના જ્ઞાનમાં પણ કેવળ નેત્ર ઇન્દ્રિયનું કારણપણું નથી, પણ શાસ્ત્રપ્રમાણ તથા આંતર અનુભવ, એમ બેઉ પ્રમાણવાળા નેત્ર ઇન્દ્રિયની કારણતા છે. માટે પૂર્વોક્ત શ્રુતિનો વિરોધ નથી. જે માતાપિતાથી બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય ઉત્પન્ન થયો છે, તે માતાપિતાને ધન્ય છે. જે પૃથ્વીપર યાજ્ઞવલ્કય ચાલે છે તે પૃથ્વી ધન્ય છે. આ સભામાં મને ગાર્ગીને, જનક રાજાને તથા તમે સર્વ બ્રાહ્મણને આ યાજ્ઞવલ્કય મુનિનાં દર્શન થયાં તથા તેમના વચનનું શ્રવણ થયું, માટે હું ગાર્ગી, જનક રાજા તથા સર્વ બ્રાહ્મણને ધનધન્ય છે. આ જગતમાં યાજ્ઞવલ્કય સમાન કોઈપણ પુરૂષ પૂર્વે થયો નથી, હાલમાં કોઈ છે નહિ તથા હવે પછી કોઇ થશે પણ નહિ. માટે શીતલ ચંદન સમાન તથા ક્ષીર સમુદ્ર સમાન યાજ્ઞવલ્કયનું વિવાદરૂપી મથન તમે મા કરો. જો તમે બ્રાહ્મણો અહંકારવડે યાજ્ઞવલ્કય સાથે વિવાદ કરશો તો જેમ અતિ મંથન કરવાથી ક્ષીર સમુદ્રમાંથી કાલકૂટ નામનું ઝેર નીકળ્યું તથા અતિ મંથનથી જેમ ચંદનમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ યાજ્ઞવલ્કય મુનિથી શાપરૂપ કાળકૂટ વિષ તથા શાપરૂપી અગ્નિ ઉત્પન્ન થશે. આ શાપરૂપી અગ્નિવડે તમે સર્વ બ્રાહ્મણોનો નાશ થશે. માટે યાજ્ઞવલ્કયસાથે તમે વિવાદ નહિ કરો. પણ બેઉ કાળમાં દુઃખ આપનારા અહંકારનો ત્યાગ કરી તમે સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્કય ગુરૂને નમસ્કાર કરો. હે બ્રાહ્મણો ! આત્માના અપરોક્ષ જ્ઞાનવાળા યાજ્ઞવલ્કય સાથે પરોક્ષ જ્ઞાનવાળા અમોએ વ્યર્થ વિવાદનો આરંભ કર્યો છે. આ વિવાદથી અમને દુઃખ મળશે. તાત્પર્ય કે જેમ એકને

નેત્રવડે કાશીનું અપરોક્ષજ્ઞાન થયું છે તથા બીજાને શબ્દપ્રમાણવડે કાશીનું પરોક્ષજ્ઞાન થયું છે તથા પરોક્ષજ્ઞાનવાળા પુરૂષનો અપરોક્ષજ્ઞાનવાળા પુરૂષ સાથે કાશીના સ્વરૂપનો નિર્ણય કરવામાં વિવાદ સંભવતો નથી, તેમ આત્માના અપરોક્ષજ્ઞાનવાળા યાજ્ઞવલ્કય સાથે આત્માના પરોક્ષજ્ઞાનવાળા અમે સર્વનો વિવાદ સંભવતો નથી. પૂજા કરવા યોગ્ય આત્મજ્ઞાનરૂપી સમુદ્રયુક્ત યાજ્ઞવલ્કયનું ઉલ્લંઘન કરવા અમે પ્રતિવાદીઓએ વિવાદરૂપી પાપવડે સ્પર્શ કર્યો છે. માટે અમારામાં મહાન્ પાપની ઉત્પત્તિ થઇ છે. આ પાપની નિવૃત્તિનો ઉપાય બીજો કોઇ નથી, પણ યાજ્ઞવલ્કયને વારંવાર નમસ્કાર કરવાથી પાપની નિવૃત્તિ થશે. આથી પાપની નિવૃત્તિ માટે તથા મનોવાંછિત પદાર્થની પ્રાપ્તિ માટે તમે સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્કયને નમસ્કાર કરો. શ્રુતિમાં પણ કહ્યું છે કે, " आत्मज्ञं ह्यर्चयेद्भूतिकामः અર્થ:—આ લોકના તથા પર લોકના ધનપુત્રાદિ પદાર્થની કામનાવાળા સકામી પુરૂષે શરીરવડે તથા ધનવડે બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષની સેવા કરવી. આ સેવાથી સર્વ મનવાંછિત પદાર્થ તે પુરૂષને મળે છે." માટે યાજ્ઞવલ્કયને જિતવાની ઇચ્છાનો ત્યાગ કરી સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્કયને નમસ્કાર કરો. આ રીતનાં વચન સર્વ બ્રાહ્મણોને કહી ગાર્ગી યાજ્ઞવલ્કયને પ્રણામ કરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થઇ. ત્યારબાદ ગાર્ગીનાં વચનરૂપી અમૃતના પાનવડે જેના અહંકારાદિ દોષ જતા રહ્યા છે, એવા આશ્વલાદિ સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્કયને નમસ્કાર કરવા લાગ્યા. આ બ્રાહ્મણોમાં કેટલાક બ્રાહ્મણો મસ્તકવડે પ્રણામ કરવા લાગ્યા, કેટલાક વાણીવડે નમસ્કાર કરવા લાગ્યા. એક વિદગ્ધ નામનો શાકલ્ય બ્રાહ્મણ ભાવી મૃત્યુવડે મોહવાળો થવાથી યાજ્ઞવલ્કયને તેણે નમસ્કાર કર્યો નહિ. જન્મકાળના નક્ષત્રરૂપ ભાવી અર્થના બોધવાળા જ્યોતિષ્ શાસ્ત્રને જાણવાવાળા વિદ્વાનો શાકલ્યના જન્મ નક્ષત્રને જોઇ નિશ્ચય કરવા લાગ્યા કે, આ શાકલ્ય યાજ્ઞવલ્કય સાથે વિવિધ પ્રકારની ઈર્ષા કરી બળી મરશે. આ રીતના ભાવી અર્થને જાણી જ્યોતિષ્ શાસ્ત્રને જાણવાવાળા પંડિતોએ શાકલ્યનું વિદગ્ધ એવું નામ પાડયું. શાકલ્યની બુદ્ધિનો બોધ કરવાવાળું વિદગ્ધ એવું નામ શાકલ્યના માતાપિતાને આનંદ પમાડવા લાગ્યું. વાસ્તવિક રીતે વિચારીએ તો વિદગ્ધ શબ્દનો પ્રથમ અર્થ જ શાકલ્યમાં ઘટે છે. પણ વિદગ્ધ શબ્દનો બીજો અર્થ શાકલ્યમાં ઘટતો નથી. કારણ કે બુદ્ધિમાન્ પુરૂષ તો પોતાનાં હિતકારી વચનને અંગીકાર કરે છે. પણ શાકલ્ય તો ગાર્ગીનાં હિતકારી વચનને સાંભળી ઉલટો ક્રોધયુક્ત થયો. જેમ સર્પને દૂધનું પાન કરાવવા છતાં તે દૂધ વિષની વૃદ્ધિ કરે છે, તેમ ગાર્ગીનાં હિતકારી વચન પણ શાકલ્યમાં ક્રોધના હેતુરૂપે થયાં. માટે શાકલ્યમાં બુદ્ધિમાન્પણુ સંભવતું નથી. યાજ્ઞવલ્કયે સૂર્ય ભગવાનથી વિદ્યા મેળવી છે, એમ જે દિવસથી શાકલ્યે સાંભળ્યું, તે દિવસથી શાકલ્ય વિવિધ પ્રકારની ઈર્ષાવડે બળી

ઉઠયો. યાજ્ઞવલ્કય સૂર્ય ભગવાનથી શુકલ યજુર્વેદ પામ્યો છે, આ રીતનું વચન જો કોઇ પુરૂષના મુખથી કોઇ પ્રસંગે શાકલ્ય સાંભળતો તો તે વચન કહેનારા પુરૂષને શાકલ્ય આ રીતનાં કઠોર વચન કહેતો કે, આ યાજ્ઞવલ્કયે જેમ સૂર્ય ભગવાનથી શુકલ વર્ણવાળો યજુર્વેદ પ્રાપ્ત કર્યો છે, તેમ ચંદ્રમાથી રક્તવર્ણવાળો અથર્વકાંડ પણ પ્રાપ્ત કર્યો છે. તેમ જ મંગળથી હરિત વર્ણવાળો ઋગ્વેદકાંડ પણ પ્રાપ્ત કર્યો છે. આ રીતનાં ઉપહાસયુક્ત કઠોર વચન રાત્રિદિવસ શાકલ્ય લોકોને કહેતો હતો. વળી યાજ્ઞવલ્કયની નિંદાને નહિ સહન કરનારા સજ્જન પુરૂષો યાજ્ઞવલ્કય સાથે વિવાદ કરાવવા શાકલ્યને પ્રેરણા કરતા, પણ મારા સમાન યાજ્ઞવલ્કય નથી, આ રીતના અભિમાનવડે શાકલ્ય વિવાદ કરવા માટે પણ યાજ્ઞવલ્કય પાસે આવતો નહિ. જેમ અર્જુન સાથે કરણ સ્પર્ધા કરતો હતો તથા જેમ ઇન્દ્ર સાથે નમુચિ નામનો દૈત્ય સ્પર્ધા કરતો હતો, તેમ શાકલ્ય યાજ્ઞવલ્કય સાથે સ્પર્ધા કરવા લાગ્યો.

શિષ્ય:—હે ભગવન્ ! યાજ્ઞવલ્કય સાથે જો શાકલ્યની સ્પર્ધા ઘણી હતી તો સર્વ બ્રાહ્મણના કરતાં પ્રથમ જ શાકલ્યે યાજ્ઞવલ્કયને કેમ પ્રશ્ન કર્યો નહિ ?

ગુરૂ:—હે શિષ્ય ! જ્યારે યાજ્ઞવલ્કયે ગાયોનું હરણ કર્યું, તે સમયે પણ શાકલ્ય સભામાં બેઠેલો હતો. પણ તે સમયે શાકલ્ય પોતાના મનમાં આ પ્રમાણેનો વિચાર કરી પ્રશ્ન નહિ કરતો હતો કે, યાજ્ઞવલ્કયે સર્વ બ્રાહ્મણની સભામાં ગાયોને લઇ જવારૂપ અનુચિત કર્મ કર્યું છે. આથી સિદ્ધ થાય છે કે, સર્વ બ્રાહ્મણોની ગેરહાજરીમાં યાજ્ઞવલ્કયે હું સૂર્ય ભગવાનનો શિષ્ય છું, આ રીતનું મિથ્યા વચન કહી સર્વ લોકને મોહ ઉત્પન્ન કર્યો છે. આ પાપકર્મનું ફળ હવે યાજ્ઞવલ્કયને પ્રાપ્ત થયું છે. આજસૂધી યાજ્ઞવલ્કયનું જે પ્રતિષ્ઠાપૂર્વક જીવન હતું, તે હવે સમાપ્ત થયું. કારણ કે યાજ્ઞવલ્કય ખળ પુરૂષની માફક પાખંડી છે. આ પ્રમાણે જાણી મેં તથા સર્વ બ્રાહ્મણોએ યાજ્ઞવલ્કયની ઉપેક્ષા કરી છે. વળી વિદ્વાન્ જેની ઉપેક્ષા કરે છે, તેનો લોકમાં કોઈપણ સત્કાર કરતું નથી. માટે સર્વ બ્રાહ્મણોના અપમાનવડે ગાયોના હરણથી યાજ્ઞવલ્કયને આ ફળ મળ્યું. જેમ સૂર્ય ભગવાનની સમીપ અંધકાર રહેતો નથી, તેમ સર્વ વિદ્વાન્ બ્રાહ્મણોની સમીપ કોઈ પુરૂષનું પાખંડ ચાલતું નથી. આ રીતના અર્થને પાપથી મોહિત થયેલ યાજ્ઞવલ્કય જાણતો નથી. જો બ્રાહ્મણોના મહિમાને યાજ્ઞવલ્કય જાણતો હોય તો જે બ્રાહ્મણોનાં એક બાળકના તેજને દેવરાજ ઈન્દ્ર પણ સહન કરી શકતો નથી, તેવા સર્વ બ્રાહ્મણના દેખતાં આ યાજ્ઞવલ્કયે ગાયના હરણરૂપ અનુચિત કર્મ કર્યું. આ રીતનો અનેક પ્રકારનો વિચાર પોતાના મનમાં લાવી, અહંકારયુક્ત શાકલ્ય પ્રથમ મૂગો રહ્યો. પણ શાકલ્યે જ્યારે સર્વ બ્રાહ્મણનો પરાજય જોયો તથા સર્વ બ્રાહ્મણ સહિત ગાર્ગી જ્યારે યાજ્ઞવલ્કયને નમસ્કાર કરવા

લાગી ત્યારે જેમ પગવડે હણાયલો સર્પ ક્રોધવાળો થાય છે, તેમ શાકલ્યનાં નેત્ર ક્રોધવડે પૂર્ણ થયાં. તેની ભ્રુકૂટી તથા લલાટ ચઢી ગયાં. તે વારંવાર નિસાસો નાંખવા લાગ્યો. જેમ કોઇનો પુત્ર મરી જાય છે ત્યારે તે દૈવને ધિક્કારે છે, તેમ શાકલ્ય દૈવને ધિક્કારવા લાગ્યો. શાકલ્ય પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, જેવું આ લોકમાં દૈવનું બળ છે, તેવું શાસ્ત્રના અધ્યયનનું પણ બળ નથી, ઉત્તમ કુળનું પણ બળ નથી, મંત્રાદિનું પણ બળ નથી. કારણ કે શસ્ત્ર, ઉત્તમ કુળ તથા મંત્રાદિયુક્ત આ સર્વ બ્રાહ્મણોનો યાજ્ઞવલ્કયે જે પરાભવ કર્યો છે, તે કેવળ દૈવ બળથી પરાજય કર્યો છે. બાકી વિદ્યાનું બળ યાજ્ઞવલ્કયમાં નથી. માટે દૈવબળ વિદ્યાદિ સર્વ બળ કરતાં અધિક છે. ઇતિહાસમાં બુદ્ધિમાન્ પુરૂષોએ કહ્યું છે કે, નિમેષ, મુહૂર્ત, પ્રહર, દિવસ, પક્ષ, માસ, ઋતુ, અયન તથા સંવત્સર ઇત્યાદિરૂપ કાળભગવાન્ પ્રતિકૂલ હોવાથી સર્વ જીવની બુદ્ધિને અન્યથા કરે છે. આ કાળ અનુકૂળ હોય તો સર્વ જીવની બુદ્ધિની વૃદ્ધિ કરે છે. આ કાળનું ઉલ્લંઘન કરવા કોઇપણ પુરૂષ સમર્થ નથી. આ ઐતિહાસિક વચન આજ દિવસ સૂધી ખરૂં થતું આવે છે. કારણ કે જેમ પાખંડી પુરૂષ મૂઢ બાળકનો પરાજય કરે છે, તેમ બ્રહ્મા સમાન વિદ્યાવાળા આ સર્વ બ્રાહ્મણને આ દુર્બુદ્ધિ યાજ્ઞવલ્કય જિત્યો છે. આથી સિદ્ધ થાય છે કે, કાળ ભગવાનનું કોઇપણ પુરૂષ ઉલ્લંઘન કરી શકતું નથી. કાળભગવાનની પ્રતિકૂળતાથી આ સર્વ વિદ્વાન્ બ્રાહ્મણનો પરાજય થયો છે તથા તે જ કાળ ભગવાનની અનુકૂળતાથી વિદ્યાહીન યાજ્ઞવલ્કયનો જય થયો છે. આ લોકમાં જે કાર્ય થનારૂં હોય છે તે અવશ્ય થાય છે. હજારો ઉપાય કરો, પણ તે કાર્યની નિવૃત્તિ થતી નથી. શાસ્ત્રમાં લખેલ આ વાત આજે સત્ય થઇ. કારણ કે આ સમાજમાં જેટલા બ્રાહ્મણ એકઠા થયા છે, તે સર્વ બ્રહ્મસમાન વિદ્યાવાળા છે. આ કૃપણ યાજ્ઞવલ્કય વિદ્યાથી રહિત છે. પણ આ યાજ્ઞવલ્કયનો જય થનારો હતો તથા આ સર્વ બ્રાહ્મણોનો પરાજય થનારો હતો, તે અવશ્ય થયો. આથી મને ઘણો ખેદ થાય છે. અથવા તો આ કાળ મારા યશની વૃદ્ધિ કરવા પ્રાપ્ત થયો છે. કારણ કે યાજ્ઞવલ્કયે સર્વ વિદ્વાન્ બ્રાહ્મણોને જિત્યા છે તથા હું જ્યારે એને જિતીશ ત્યારે સર્વ લોકમાં મારો યશ થશે. માટે આ કાળ મને યશની પ્રાપ્તિ કરવા માટે આવ્યો છે. આ રીતે અનેક પ્રકારના વિચારો શાકલ્ય પોતાના મનમાં કરવા લાગ્યો. ભાવી અર્થને જાણનારી ગાર્ગીએ પૂર્વે કરેલા હિતવાળા ઉપદેશનો ત્યાગ કરી દુર્બુદ્ધિ શાકલ્યે યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવાનો આરંભ કર્યો.

## શાકલ્યની દુર્બુદ્ધિ.

આ ગાર્ગી કુમારી છે, યૌવન અવસ્થાવાળી છે, માતાપિતાના ગૃહમાંથી બહાર નીકળી વ્યભિચારિણી સ્ત્રી માફક પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે. વળી

કામી પુરૂષમાં ગાર્ગીની સદા ઇચ્છા રહે છે. આ સભામાં યાજ્ઞવલ્કય વિના સર્વ બ્રાહ્મણો સદાચારવાળા છે, સ્નાન શૌચાદિ કર્મમાં નિત્ય પ્રીતિવાળા છે, જટા તથા દાઢીવાળા છે, તપવડે કૃશ શરીરવાળા છે તથા વૃદ્ધ અવસ્થાવાળા છે. આવા ઉત્તમ બ્રાહ્મણો આ નગ્ન ગાર્ગીને નેત્રવડે જોતા નથી. આ નિર્લજ્જ ગાર્ગીમાં બ્રાહ્મણો શા માટે ઇચ્છા કરે ? આ યાજ્ઞવલ્કય યૌવન અવસ્થાવાળો, સ્નિગ્ધ શરીરવાળો, નિરંતર શરીરનું પોષણ કરનારો, અત્યંત કામી તથા વેદના અર્થને અન્યથા કરવાવાળો છે. આ દુર્બુદ્ધિ યાજ્ઞવલ્કય પાપયુક્ત નેત્રવડે ગાર્ગીની યોનિને, સ્તનને તથા મુખને વારંવાર જૂવે છે. જ્યારથી યાજ્ઞવલ્કય સભામાં આવ્યો છે ત્યારથી તે અત્યારસૂધી એની દૃષ્ટિ રાજા જનકમાં તથા ગાર્ગીમાં છે. બેઉને છોડી કોઇ બ્રાહ્મણ તરફ યાજ્ઞવલ્કય જોતો નથી. યાજ્ઞવલ્કયથી ભિન્ન સર્વ બ્રાહ્મણો ગુરૂનાં ચરણકમળને પૂજવાવાળા તથા ગુરૂના શાસ્ત્રવડે શિક્ષણ પામેલા છે. માટે નાસિકાના અગ્રભાગમાં દૃષ્ટિ રાખી આ સભામાં બેઠા છે. આ અધમ યાજ્ઞવલ્કય આ સભામાં પોતાની વિદ્યાનો પ્રકાશ કરવા નથી આવ્યો, પણ ગાર્ગીને માટે તથા સુવર્ણ માટે આવ્યો છે. આથી યાજ્ઞવલ્કય ગાર્ગીના મુખને તથા જનકરાજાના મુખને વારંવાર જૂવે છે. વ્યભિચારિણી સ્ત્રી વ્યભિચારી પુરૂષને પોતાના પંઝામાં લે છે, તેમ જ વ્યભિચારી પુરૂષ વ્યભિચારિણી સ્ત્રીની પાછળ જ જાય છે. કારણ કે જેણે જે પદાર્થમાં વારંવાર અનુભવ કર્યો હોય છે, તે પદાર્થને તે પુરૂષ જલદી જાણી જાય છે. જેમ માછલી માછલાના ગમન તથા આગમનને જલદી જાણી જાય છે, તેમ આ ગાર્ગી પણ બાલ્યઅવસ્થાથી પોતાની ઇચ્છા પ્રમાણે વિચરનારી વ્યભિચારિણી છે તથા યાજ્ઞવલ્કય પણ વ્યભિચારી છે. આથી બેઉનો પરસ્પર સ્નેહ બંધાયો છે. કુલીન સ્ત્રીઓ પોતાના પતિને, પુત્રને, ભાઇને, મામાને, સસરાને તથા અન્ય કોઈ કુલીન સ્ત્રીને છોડી, પોતાના ઘરના બારણા લગણ પણ જતી નથી. પણ પતિ આદિ કોઇને સાથે લઇ બહાર જાય છે. કુલીન સ્ત્રીનો આ રીતનો ધર્મ છે. આ ધર્મ ગાર્ગીમાં નથી. કારણ કે ગાર્ગી નગ્ન થઇ એકલી ત્રણે લોકમાં ભ્રમણ કરે છે. તે જ્યાં ત્યાં વ્યભિચારી કામી પુરૂષને જોતી ફરે છે. જેમ કળિયુગમાં વર્ણાશ્રમથી રહિત વ્યભિચારી પુરૂષ હોય છે, તેમ ત્રેતામાં કોઈ એવો વર્ણાશ્રમથી રહિત નથી કે જે ગાર્ગીની ઇચ્છા કરે. આ ત્રેતાયુગમાં પુત્રની કામનાવાળો ગૃહસ્થ પોતાની સ્ત્રી સાથે સર્વદા ભોગ કરતો નથી, પણ ઋતુકાળમાં સંભોગ કરે છે. માટે ગૃહસ્થને પણ ગાર્ગીની ઇચ્છા નથી. ગૃહસ્થથી ભિન્ન બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસી જેઓ ઉર્ધ્વરેતવાળા છે, તે પણ ગાર્ગીની ઇચ્છા કરતા નથી. નીચ જાતિવાળા ચાંડાલ પણ જ્યારે પોતાની સ્ત્રીનો ત્યાગ કરી પરસ્ત્રીની ઇચ્છા કરતા નથી, તો પછી શિષ્ટ પુરૂષ કેવી રીતે પરસ્ત્રીની ઇચ્છા

કરે ? વળી ઇન્દ્રાદિ દેવો સ્વર્ગની સ્ત્રી છોડી મનુષ્યલોકની સ્ત્રીનો સ્પર્શ પણ કરતા નથી. તેથી દેવો પણ ગાર્ગીની ઇચ્છા કરતા નથી. શ્વાનાદિ પશુ પોતાના સમાન જાતિવાળી સ્ત્રીને છોડી વિજાતીય મનુષ્ય સ્ત્રીની ઇચ્છા કરતા નથી. આ ગાર્ગી નિત્ય કામવડે આતુર છે. આથી નગ્ન થઇ સર્વ બ્રાહ્મણની સન્મુખ ઉભેલી છે. એક પાપાત્મા યાજ્ઞવલ્કયને છોડી આ ધર્માત્મા બ્રાહ્મણો ગાર્ગી તરફ જોતા પણ નથી. કળિયુગના વ્યભિચારી પુરૂષ સમાન કામાતુર યાજ્ઞવલ્કય વારંવાર ગાર્ગી તરફ જૂવે છે. આ વ્યભિચારિણી ગાર્ગી પણ યાજ્ઞવલ્કયને વ્યભિચારી જોઇ એકાંત સ્થળે લઇ જવા માટે વ્યભિચારિણી સ્ત્રીઓની ચાતુર્યતાને ગ્રહણ કરી વારંવાર યાજ્ઞવલ્કયને નમસ્કાર કરે છે તથા લોકને કહે છે કે, આ યાજ્ઞવલ્કય બ્રહ્મવેત્તા છે. માટે હું એમને નમસ્કાર કરૂં છું. જેમ ઐન્દ્રજાલિક પુરૂષ લૌકિક દૃષ્ટિને પ્રતિબંધ કરે છે તેમ જનકની તથા સર્વ બ્રાહ્મણની દૃષ્ટિનો પ્રતિબંધ કરી આ સભામાં હું યાજ્ઞવલ્કય સાથે વ્યભિચાર કરીશ. એમ માની આ ગાર્ગી સભામાં ઉભી છે. તે સર્વ બ્રાહ્મણોની સમીપ યાજ્ઞવલ્કયની વારંવાર સ્તુતિ કરે છે. આ સર્વ વિદ્વાન્ બ્રાહ્મણ પણ વ્યભિચારિણી ગાર્ગીના આંતરઅભિપ્રાયને નહિ જાણી તેના વચનવડે મોહિત થઇ યાજ્ઞવલ્કયને નમસ્કાર કરે છે. સર્વ ધર્માત્મામાં મુખ્ય જનકરાજા પણ વ્યભિચારિણી ગાર્ગીનાં વચનવડે મોહ પામ્યા છે. આથી જનકરાજા વારંવાર યાજ્ઞવલ્કયને નમસ્કાર કરે છે. સર્વદા બ્રહ્મચર્ય ધર્મ પાળનારી ગાર્ગીને અનેક પ્રકારના આવી રીતનાં દુર્વચનો કહી શાકલ્ય તેની નિંદા કરવા લાગ્યો. જેમ મૃત્યુની સમીપ પ્રાપ્ત થયેલ પતંગીઉં પ્રજ્વલિત મહાન્ અગ્નિનું ઉલ્લંઘન કરવા ઉદ્યમ કરે છે, તેમ મૃત્યુની સમીપ પ્રાપ્ત થયેલ શાકલ્ય જ્ઞાનસમુદ્રરૂપ યાજ્ઞવલ્યનું ઉલ્લંઘન કરવા ઉદ્યમ કરવા લાગ્યો. ત્યાર પછી શાકલ્ય અનેક પ્રશ્નવડે યાજ્ઞવલ્કયને દેવોની સંખ્યા પૂછવા લાગ્યો. યાજ્ઞવલ્કય પણ ઉત્તરવડે દેવોની સંખ્યા શાકલ્યને કહેવા લાગ્યો. યાજ્ઞવલ્કયે વિસ્તારથી દેવોની અનંત સંખ્યા કહી તથા સંક્ષેપથી સૂત્રાત્મારૂપ એક પ્રાણને જ દેવતારૂપે કહેવા લાગ્યો. બીજા સર્વ દેવો સૂત્રાત્મારૂપ પ્રાણની વિભૂતિઓ છે. આ રીતે વિસ્તારથી તથા સંક્ષેપથી યાજ્ઞવલ્કય દેવોની સંખ્યા કહેવા લાગ્યો. ત્યાર બાદ શાકલ્ય યાજ્ઞવલ્કયને બીજા આઠ પ્રશ્ન પૂછવા લાગ્યો. તેના ઉત્તર પણ યાજ્ઞવલ્કયે શાકલ્યને કહ્યા. જેમ જેમ દેડકો સર્પના મુખમાં પેસે છે તેમ કાળરૂપી સર્પના મુખમાં પ્રાપ્ત થયેલ મૂઢબુદ્ધિ શાકલ્ય જ્યારે યાજ્ઞવલ્કયને અનેક પ્રશ્ન કરવા લાગ્યો ત્યારે યાજ્ઞવલ્કય શાકલ્યને કહેવા લાગ્યો કે, હે શાકલ્ય ! જેમ તું વિનાકારણ દ્વેષ કરે છે તેમ તારા ઘરડાઓ કોઇ સાથે દ્વેષ કરતા નથી. અન્ય બ્રાહ્મણ, બ્રહ્મચારી તથા અન્ય ક્ષત્રિયાદિ પણ તારી માફક વિનાકારણ કોઇની સાથે દ્વેષ કરતા નથી, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ તું

વિનાકારણ મારાપર દ્વેષ શા માટે કરે છે ? મારા દ્વેષથી તારૂં મૃત્યુ ન થાય, આ રીતની હું સર્વદા ઇચ્છા કરૂં છું. જેમ મારો, માતાપિતાનો, પુત્રોનો, સ્ત્રીનો તથા અન્ય બાંધવોનો મારા શરીરમાં પ્રેમ છે, તેમ તારા માતાપિતા, સ્ત્રી, પુત્ર તથા બાંધવ આદિનો તારા શરીરમાં પ્રેમ છે. માટે તારા મરણથી તારા માતાપિતાદિ સંબંધીને દુઃખ ન થાય, એવી હું ઇચ્છા કરૂં છું. આ વેદવિદ્યા મેં સૂર્યભગવાનથી મેળવી છે. આથી મારી વિદ્યાનું તેજ દુઃસહ છે. માટે મારી વિદ્યાની તું અવજ્ઞા નહિ કર. જો તું અહંકારથી મારી વિદ્યાની અવજ્ઞા કરશે તો ક્ષણ માત્રમાં મારી વિદ્યા ભસ્મ કરશે. જ્યારે સૂર્ય ભગવાનથી વિદ્યાનું અધ્યયન કરી હું પૃથ્વીપર આવ્યો ત્યારે પ્રસન્ન થઈ સૂર્યભગવાને મને કહ્યું કે, હે યાજ્ઞવલ્કય ! મેં આપેલી વિદ્યા જે પુરૂષ નહિ માનશે, તેને સૂર્ય ભગવાન્ તે સમયે ભસ્મ કરશે. આ રીતનાં વચન જ્યારે સૂર્યે મને કહ્યાં, ત્યારે હું સૂર્યભગવાનની પ્રાર્થના કરવા લાગ્યો કે, હે ભગવન્ ! મારી વિદ્યાથી કોઈપણ પ્રાણીનો નાશ ન થાય, એવું વરદાન મને આપો. આ રીતની પ્રાર્થના જ્યારે મેં સૂર્યભગવાનની કરી ત્યારે સૂર્યભગવાને કહ્યું કે, જે પુરૂષ દુરાગ્રહથી તારી આગળ વીશ પ્રશ્ન કરશે, તે દુરાત્માને તારી જીભમાં રહી, હું સૂર્ય ભગવાન્ શાપ આપીશ. આ શાપથી તે પુરૂષ જલદી ભસ્મ થઇ જશે. આ રીતનાં વચન જ્યારે સૂર્યભગવાને મને કહ્યાં ત્યારે મને ભય થયો. આથી મેં ફરી સૂર્ય ભગવાનની પ્રાર્થના કરી નહી. મારા ગુરૂ સૂર્યભગવાનને કોઈ પાપરૂપી પ્રતિબંધને લીધે તું જાણતો નથી. આથી એમ જણાય છે કે, કાળ ભગવાને તને મોહ પમાડ્યો છે. સૂર્ય ભગવાનનાં વચનનું સ્મરણ કરી મને તારી બહુ ચિંતા થાય છે. કારણ કે મારાપર દ્વેષ કરવાથી તારી ગતિ ઘણી ખરાબ થશે. જો કે તું મારી સાથે સર્વદા દ્વેષ કરે છે, પણ મને તારાપર દ્વેષ નથી. કારણ કે હું આનંદસ્વરૂપ આત્મા મારા પોતાના શરીરમાં રહેલ છું, તેમ તારા શરીરમાં, અન્ય પ્રાણીના શરીરમાં તથા સ્થાવર જંગમ સર્વ શરીરમાં હું આનંદસ્વરૂપ આત્મા રહેલ છું. માટે આ સર્વ જગત્ હું આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. હું આનંદસ્વરૂપ આત્માથી જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. આવા સર્વાત્મ જ્ઞાનવાળા મારો કોઇપણ પ્રાણીમાં દ્વેષ નથી. સુખદુઃખ, હર્ષશોક તથા અશના પિપાસા ઈત્યાદિ દ્વંદ્વ ધર્મ મારા સ્વરૂપમાં ત્રણે કાળ નથી. જેમ ઘટરૂપ ઉપાધિનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લયથી ઘટાકાશની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થતાં નથી, તેમ શરીરરૂપ ઉપાધિનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ થવા છતાં, હું અદ્વિતીય આત્માની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ થતાં નથી. જે ક્રિયાવાળું હોય છે, તે કોઇને મારે છે. પણ હું આનંદસ્વરૂપ આત્મા નિષ્ક્રિય છું. માટે કોઇપણ પ્રાણીને હું મારતો નથી. હું આનંદસ્વરૂપ આત્મા નિરાકાર છું.

માટે કોઇ પણ પ્રાણી મને મારતું નથી. જેમ કૃમિ આદિ ક્ષુદ્ર જંતુને આત્મસ્વરૂપ જ્ઞાન અજ્ઞાનવડે આવૃત રહે છે, તેમ તારૂં પણ આત્મસ્વરૂપ જ્ઞાન અજ્ઞાનવડે આવૃત થયું છે. આથી સર્વાત્મદર્શી હું આત્મજ્ઞાની યાજ્ઞવલ્કયને પાપી પુરૂષ સમાન તું જૂવે છે. બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષ સાથનો દ્વેષ અગ્નિથી પણ અધિક છે. દ્વેષરૂપી અગ્નિવડે તને ભસ્મ થયલો જોઇ, આ સર્વ લોક તારો શોક કરશે. માટે તે પ્રમાણે ન થાય તો સારૂં. તારી સ્ત્રી વિધવાપણાને પામી તથા સર્વ તૃષ્ણાથી રહિત થઇ અત્યંત દીન થઇ, રૂદન મા કરો. તારા મરણથી તારા પુત્રાદિ સર્વ બાંધવો શોકરૂપી સમુદ્રમાં મા પડો. તારા મરણવડે તારા શત્રુ આનંદ મા પામો. તું પ્રેતશરીરને પામી, ક્ષુધા તથા પિપાસાવડે પીડા પામેલ તથા દુઃખથી વ્યાકુળ થઈ ધર્મરાજાની પુરીને ન જૂવે તો સારૂં. મરણ બાદ પુત્રોએ દીધેલાં બળિદાન તથા તિલોદક કાકની માફક તું ભક્ષણ મા કર. તારૂં કોમળ શરીર અગ્નિ તથા શ્વાન ન ખાય તો સારૂં. સર્વ શિષ્યનો ત્યાગ કરી તું એકલો જ પરલોકમાં ન જાય તો સારૂં. જેમ ભલ્લાત નામના વૃક્ષનું ફળ જીવનો નાશ કરે છે, તેમ તારા ચિત્તરૂપી ભૂમિમાં અનેક સમયથી ઉત્પન્ન થયેલ બ્રહ્મજ્ઞાનીના દ્વેષરૂપી વૃક્ષ તને મૃત્યુરૂપ ફળની પ્રાપ્તિ મા કરો. મરવા પછી તારાં અસ્થિઓને ચોરરૂપી ચાંડાલ મા સ્પર્શ કરો. જેમ પતંગીઉં અગ્નિને પામી ભસ્મ થાય છે, તેમ સૂર્ય ભગવાન્ જેની જીભમાં છે, એવા હુંરૂપી અગ્નિમાં તું ભસ્મ ન થાય તો સારૂં. જેમ અન્નને પકવનાર ભઠ્ઠીમાં પ્રજવલિત અગ્નિનો પોતાના હાથથી કોઈ સ્પર્શ કરતું નથી, પણ દીર્ઘ કાષ્ઠરૂપી દંડવાળા લોઢાની કડછીવડે અગ્નિનો સ્પર્શ કરે છે, તેમ આ સભારૂપી ભઠ્ઠી છે, હું યાજ્ઞવલ્કય કાષ્ઠસમાન છું, મારા ગુરૂ સૂર્ય ભગવાન્ અગ્નિરૂપ છે, તને વિવાદ કરવામાં પ્રેરણા કરનારાઓ સર્વ બ્રાહ્મણો અન્નને ભુજવવાવાળા પુરૂષસમાન છે તથા તું કડછી સમાન છે. આ સર્વ બ્રાહ્મણો બુદ્ધિમાન્ છે. માટે પોતાની રક્ષા કરવા માટે તને મૂઢ બુદ્ધિને કડછીની માફક સૂર્યરૂપી અગ્નિમાં પ્રવેશ કરાવે છે. તાત્પર્ય કે, જે બ્રાહ્મણ તને વિવાદ કરવા પ્રેરણા કરે છે, તે બ્રાહ્મણો પણ તારા મરણમાં પ્રસન્ન છે. પણ કાળ ભગવાનવડે મોહિત થયેલ તું પોતાના મરણને જાણતો નથી, એ મને ઘણું આશ્ચર્ય થાય છે. આ રીતનાં વચનો જ્યારે યાજ્ઞવલ્કયે શાકલ્યને કહ્યાં ત્યારે કાળને વશ થયેલ શાકલ્ય તે વચનને વિપરીત માની, ફરી વધારે દ્વેષ કરવા લાગ્યો. મરણ સમીપ છે જેને, એવો રોગી હિતકારી વૈદ્યની સાથે દ્વેષ કરે છે તથા રાજ્યથી ભ્રષ્ટ થનારો રાજા હિતકારી મંત્રીઓની સાથે દ્વેષ કરે છે, ભાગ્યહીન પુરૂષ રાજા સાથે દ્વેષ કરે છે તથા પાપ કરનારો પુરૂષ સત્યનો ઉપદેશ કરનારા ગુરૂ સાથે દ્વેષ કરે છે; તેમ શાકલ્ય યાજ્ઞવલ્કય સાથે દ્વેષ કરવા

લાગ્યો. જેમ કોઇ પુરૂષ મૂઢ બાળકને ભય ઉત્પન્ન કરે છે, તેમ આ મંદબુદ્ધિ યાજ્ઞવલ્કય મને ભય ઉત્પન્ન કરે છે. માટે સર્વજ્ઞતાને તથા નિર્ભયતાને આ મંદબુદ્ધિ યાજ્ઞવલ્કય જાણતો નથી. કૃષિ કરવાવાળા મૂઢ પુરૂષોના ગામમાં તથા પર્વતના ગામમાં રહેલ બાળક, સ્રી તથા કાષ્ઠાદિ જડ પદાર્થની વચમાં બેસી જેમ કોઈ નિર્લજ્જ નિઃશંક થઇ મિથ્યા ભાષણ કરે છે, તેમ યાજ્ઞવલ્કય સર્વ વિદ્વાનની સભામાં નિઃશંક થઇ મિથ્યા ભાષણ કરે છે. કારણ કે યાજ્ઞવલ્કયના ગુરૂ સૂર્ય મનેદ્વેષ કરનારા શાકલ્યને ભસ્મ કરવા જો સમર્થ હોય તો આ કાળથી પૂર્વ કાળમાં પણ દ્વેષ કરનારા મને કેમ ભસ્મ કરતો નથી? કારણ કે સૂર્ય, ચંદ્રમા તથા ઇન્દ્ર આ રીતના શબ્દોનાં નામ દેવરૂપે છે, અથવા શું સૂર્ય, ચંદ્ર તથા ઇન્દ્ર ઈત્યાદિ શબ્દના અર્થનું નામ દેવરૂપે છે? શબ્દ તથા અર્થથી ભિન્ન કોઈ દેવનું સ્વરૂપ નથી. તેમાં સૂર્ય શબ્દને સૂર્યદેવરૂપે માનીએ તો સૂર્ય શબ્દ આકાશના ગુણરૂપે છે. માટે સર્વ લોકને આ શબ્દમાં જડતા અનુભવસિદ્ધ છે. જો સૂર્ય શબ્દના અર્થને સૂર્યદેવ માનીએ, તોપણ તેજોમય મંડળ સૂર્ય શબ્દનો અર્થ છે. આ તેજોમય મંડળમાં પણ જડતા પ્રસિદ્ધ છે. વળી સૂર્ય શબ્દથી તથા તેજોમય મંડળથી ભિન્ન જો કોઇ ચૈતન્યરૂપ સૂર્ય શબ્દનો અર્થ માનીએ તો સૂર્યદેવ પાપકર્મ વિના કોઇને ભસ્મ કરતો નથી. પણ જીવના પાપકર્મની અપેક્ષાને લઇ તેને ભસ્મ કરે છે. આ પાપકર્મ મારામાં નથી. માટે સર્વ મને કેવી રીતે હાનિ કરશે? વળી સૂર્યથી હું વિદ્યા ભણ્યો છું, એ પણ યાજ્ઞવલ્કયનું વચન મિથ્યા છે. કારણ કે યાજ્ઞવલ્કય ભૂમિપર રહેલ છે તથા સૂર્ય અત્યંત દૂર આકાશમાં રહે છે. આ બેઉનો પરસ્પર સંબંધ સંભવે નહિ. આ રીતના વિપરીત ચિંતનનવડે શાકલ્ય પૂર્વના કરતાં પણ વધારે દ્વેષ કરવા લાગ્યો. ત્યારબાદ ક્રોધયુકત થયલો શાકલ્ય યાજ્ઞવલ્કયને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

શાકલ્ય:–હે યાજ્ઞવલ્કય! કુરૂ તથા પાંચાળાદિ દેશમાં રહેનારા બ્રાહ્મણોનો તેં પરાજય કર્યો છે તથા સર્વ બ્રાહ્મણોની ગાયને તથા સુવર્ણને તું લઇ ગયો છે. આ પાપકર્મવડે તને નિર્જળ વનમાં અનેકવાર બ્રહ્મરાક્ષસના શરીરની પ્રાપ્તિ થશે. જે બ્રહ્મવિદ્યાના અભિમાનવડે તેં સર્વ મહાત્મા બ્રાહ્મણોનો પરાજય કર્યો છે, તે બ્રહ્મવિદ્યા મારી સન્મુખ તું કહે. આ રીતનાં વચન જ્યારે શાકલ્યે કહ્યાં ત્યારે યાજ્ઞવલ્કય પોતામાં બ્રહ્મવેત્તાપણું દેખાડવા નીચે પ્રમાણે શાકલ્યને કહેવા લાગ્યા;–

યાજ્ઞવલ્કય:–હે શાકલ્ય! દેવો તથા દેવોના કારણ સહિત સર્વ દિશાઓને હું જાણું છું.

શાકલ્ય:–હે યાજ્ઞવલ્કય! પૂર્વાદિ દિશાના દેવ કોણ છે? તે દેવનું કારણ શું છે? તેમજ તે દેવોના કારણનું કારણ શું છે?

યાજ્ઞવલ્કયઃ–પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર તથા ઉર્ધ્વ, આ પાંચ દિશાના ક્રમથી આદિત્ય, યમ, વરૂણ, સોમ તથા અગ્નિ આ પાંચ દેવ છે. આ દેવ હું આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. પણ આનંદસ્વરૂપ હું આત્મા જ આદિત્યાદિ દેવરૂપે કરી રહેલ છું. આ આદિત્ય દેવ ચક્ષુરૂપ કારણમાં રહેલ છે. યમદેવતા શ્રોત્રઇન્દ્રિયરૂપ કારણમાં રહે છે. વરૂણ-દેવ રસનઇન્દ્રિયરૂપ કારણમાં રહે છે. સોમદેવ મનરૂપ કારણમાં રહે છે. અગ્નિ-દેવ વાકઇન્દ્રિયરૂપ કારણમાં રહે છે. તાત્પર્ય કે હિરણ્યગર્ભની ઉપાસનાવડે હિરણ્યગર્ભરૂપને પ્રાપ્ત થનારા પુરૂ-ષની ચક્ષુ આદિ ઇન્દ્રિય અધ્યાત્મરૂપે છે. આ ચક્ષુઆદિ, અધિદૈવ સૂર્યાદિરૂપે પરિણામને પામે છે. આથી ચક્ષુઆદિ ઇન્દ્રિય સૂર્યાદિ દેવના કારણરૂપે છે. રૂપાદિ વિષયો પોતાનો પ્રકાશ કરવા ચક્ષુઆદિ ઇન્દ્રયનો આરંભ કરે છે. આથી ચક્ષુઆદિ ઇન્દ્રિય રૂપાદિ વિષ-યના કારણમાં રહે છે. તેમ ચક્ષુ ઇન્દ્રિય શુકલ, નીલ તથા પીત આદિ રૂપમાં રહે છે. વળી શ્રોત્ર ઇન્દ્રિયવડે ગ્રહણ કરવા યોગ્ય કર્મકાંડરૂપ વેદના બે અર્થ થાય છેઃ–એક મન, વાણી તથા શરીરને કલેશ આપવાવાળા યજ્ઞ, દાન તથા વ્રતાદિ અર્થ છે તથા બીજો શ્રદ્ધા-રૂપે અર્થ છે. તેમાં શ્રોત્ર ઇન્દ્રિય યજ્ઞ દાનાદિરૂપ કર્મમાં રહે છે તથા યજ્ઞ, દાન તથા વ્રતાદિરૂપ કર્મ શ્રદ્ધામાં રહે છે. આથી અશ્રદ્ધાવડે કરાયેલ યજ્ઞ, દાન તથા વ્રત આદિ કર્મ ફળ આપતાં નથી. પણ શ્રદ્ધાદિવડે કરાયલાં યજ્ઞતથા દાન આદિ ફળ આપે છે. વળી જળરૂપ રસન ઇન્દ્રિય રેતરૂપ કાર-ણમાં રહે છે. દોષથી રહિત મન સત્ય અર્થમાં રહે છે. તેમ વાક્ ઇન્દ્રિય પણ સત્ય અર્થમાં રહે છે. કારણ કે 'यन्मनसा ध्यायति तद्वाचा वदति અર્થઃ–પુરૂષ મનવડે જે અર્થનું ધ્યાન કરે છે, તે અર્થનું વાણીવડે કથન કરે છે." આ અર્થમાં મન તથા વાણીનો એક જ વિષય કહ્યો છે. જેમ સર્વ જળની ઉત્પત્તિના તથા સ્થિતિના કારણરૂપે સમુદ્ર છે, તેમ સૂર્યાદિ દેવનું, નેત્રાદિ ઇન્દ્રિયનું તથા રૂપાદિ વિષયનું ઉત્પત્તિ તથા સ્થિતિનું કારણ હૃદય છે. અહીં હૃદય શબ્દવડે માયાવિશિષ્ટ અંતર્યામી પરમાત્માનું ગ્રહણ કરવું. જેમ ભીતમાં પ્રથમ રેખા માત્ર દેવાદિ મૂર્ત્તિઓનાં ચિત્રો હોય છે તથા તે રેખારૂપી ચિત્રમાં શ્વેત, પીત, નીલ તથા રક્ત આદિ વર્ણ હોય છે. આ શ્વેતાદિ વર્ણમાં દેવના મુખમાં દૂધ હોય છે, નેત્રમાં અંજન હોય છે, મસ્તકપર મુકૂટ હોય છે તથા હાથમાં ધનુષ બાણ આદિ હોય છે. આ રીતે ચિત્રાદિ પદાર્થ એક બીજાને આશ્રિત થઇ સર્વ લોકમાં પ્રતીત થાય છે. પણ વાસ્તવિક રીતે વિચાર કરીએ તો સર્વ ચિત્રાદિ પદાર્થ એક ભીતનો આશ્રય કરી રહેલ છે. તેમ પૂર્વાદિ દિશા, અગ્નિ આદિ દેવ, નેત્રાદિ ઇન્દ્રિય તથા રૂપાદિ વિષય ઇત્યાદિ સર્વ જગત્ સાક્ષાત્ અથવા પરંપરાવડે એક પરમાત્મારૂપ હૃદયમાં રહે છે. તેમાં વૃત્તિસહિત

અંતઃકરણ સાક્ષાત્ હૃદયમાં રહે છે. બીજું જગત્ અંતઃકરણદ્વારા પરંપરા સંબંધવડે હૃદયમાં રહે છે. જેમ ચિત્રના આધારરૂપ ભીંતને જ્યારે મૃત્તિકાથી લીપીએ ત્યારે તે ચિત્ર લય ભાવને પામે છે, તેમ બ્રહ્મજ્ઞાનરૂપી મૃત્તિકાના લેપનથી આ જગત્‌રૂપી ચિત્ર લય ભાવને પામે છે. જેમ નીચા તથા ઉંચાપણાથી રહિત સમાન ભીંતમાં કોઇ ચિત્ર ઉંચું પ્રતીત થાય છે તથા કોઇ ચિત્ર નીચું પ્રતીત થાય છે. પણ તે ઉંચા નીચાપણું વાસ્તવિક નથી, પણ કલ્પિત છે. તેમ સર્વત્ર સમાન પરમાત્મારૂપી હૃદયમાં ઇન્દ્રાદિ દેવ ઉત્કૃષ્ટરૂપે પ્રતીત થાય છે તથા વૃક્ષાદિ સ્થાવર નિકૃષ્ટરૂપે પ્રતીત થાય છે. પણ આ ઉત્કૃષ્ટતા તથા નિકૃષ્ટતા પરમાત્મારૂપ હૃદયમાં વાસ્તવિક નથી, પણ કલ્પિત છે. જેમ ચિત્રકાર નીલ, પીત આદિ અનેક પ્રકારના વર્ણવડે ભીતમાં ચિત્ર રચે છે, તેમ અનેક પ્રકારની વાંસનાવડે બુદ્ધિરૂપી ચિત્રકાર અહંમમ અભિમાનરૂપી વર્ણવડે પરમાત્મારૂપ હૃદયમાં જગત્‌રૂપી ચિત્રને રચે છે. માટે માયાવિશિષ્ટ પરમાત્મા તથા બુદ્ધિ, આ બેઉ જગતના કારણરૂપે છે. જેમ ભીતમાં રહેલ ચિત્રના ઉપર જ્યારે વારંવાર મૃત્તિકાનો લેપ કરીએ છીએ ત્યારે તે ચિત્ર લેશમાત્ર પણ ભીતમાં રહેવા છતાં બાહ્ય સ્પષ્ટરૂપે પ્રતીત થતાં નથી, તેમ પ્રારબ્ધકર્મની સમાપ્તિ પર્યંત પરમાત્મારૂપ હૃદયમાં આભાસ માત્રરૂપે રહેવા છતાં, જગત્‌રૂપી ચિત્ર વારંવાર બ્રહ્માકાર વૃત્તિરૂપી મૃત્તિકાના લેપવડે સમાધિકાળે પ્રતીત થતું નથી. તાત્પર્ય કે, જેમ વારંવાર મૃત્તિકાના લેપથી ચિત્રની નિઃશેષ નિવૃત્તિ થતી નથી, પણ વારંવાર મૃત્તિકાના લેપથી ચિત્રનો અદર્શનરૂપ લય થાય છે. ભીતની નિવૃત્તિ થવાથી જ ચિત્રની નિઃશેષ નિવૃત્તિ થાય છે, તેમ બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાન નિવૃત્ત થવા છતાં જ્યાંસૂધી પ્રારબ્ધકર્મ નિવૃત્ત થતું નથી, ત્યાંસૂધી નિઃશેષથી પ્રપંચની નિવૃત્તિ થતી નથી. તેમ જ્યાંસૂધી બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાન નિવૃત્ત થતું નથી ત્યાંસૂધી નિઃશેષથી પ્રપંચની નિવૃત્તિ થતી નથી. પણ જીવન્મુક્ત પુરૂષને વિચારકાળે પ્રપંચનું અદર્શન થાય છે. પ્રારબ્ધકર્મ નિવૃત્ત થવે જ નિઃશેષથી પ્રપંચની નિવૃત્તિ થાય છે. આથી જીવન્મુક્તને આભાસ માત્રવડે જગતનુ ભાન હોય છે. જેમ માયાવી ઐન્દ્રજાલિક પુરૂષરૂપ કારણવડે આકાશમાં અનેક પ્રકારની સેના પ્રતીત થાય છે, તેમ બુદ્ધિરૂપી કારણવડે પરમાત્મારૂપ હૃદયમાં અનેક પ્રકારનું પ્રપંચ પ્રતીત થાય છે. જેમ માયાવી પુરૂષરૂપ કારણનો નાશ થવે, સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થવે, અથવા બીજા કોઇ કાર્યમાં આસક્ત થવે આકાશમાં રહેલ અનેક પ્રકારનું જગત્ પ્રતીત થતું નથી, તેમ કોઈ રોગાદિવડે બુદ્ધિરૂપી કારણનો નાશ થવે, સુષુપ્તિ પ્રાપ્ત થવે અથવા આત્મામાં એકાગ્ર થવે પરમાત્મારૂપી હૃદયમાં રહેલ પ્રપંચરૂપી ચિત્ર પ્રતીત થતું નથી. જેમ માયાવીએ આકાશમાં ઉત્પન્ન કરેલ અનેક પ્રકારના પદાર્થો માયાવી પુરૂષથી ભિન્ન નથી, પણ માયાવી પુરૂષના સ્વરૂપેજ છે, તેમ

પરમાત્મારૂપ હૃદયમાં બુદ્ધિએ કલ્પના કરેલ જગત્ બુદ્ધિથી ભિન્ન નથી, પણ બુદ્ધિસ્વરૂપ જ છે. આ અભિપ્રાયવડે વેદાંત શાસ્ત્રમાં દૃષ્ટિસૃષ્ટિવાદનું નિરૂપણ કર્યું છે. જેમ આકાશમાં રહેલ અંધકાર અંધકારવડે પ્રતીત થાય છે, પણ સૂર્યાદિ પ્રકાશવડે અંધકાર પ્રતીત થતું નથી, તેમ પરમાત્મારૂપ હૃદયમાં રહેલ બુદ્ધિ બુદ્ધિવડે પ્રતીત થાય છે. જેમ સૂર્યાદિ પ્રકાશવડે અંધકાર નિવૃત્ત થવાથી વિશુદ્ધ આકાશમાં દોષરહિત નેત્રવાળો પુરૂષ અંધકારને જોતો નથી, તેમ આત્મજ્ઞાનવડે અજ્ઞાન નિવૃત્ત થવે વિશુદ્ધ આત્મામાં કારણસહિત બુદ્ધિને વિદ્વાન્ જુવે છે. માટે આત્માથી ભિન્ન બુદ્ધિઆદિ જડપદાર્થ પ્રમાણવડે સિદ્ધ નથી, પણ ભ્રાંતિવડે સિદ્ધ છે.

શિષ્યઃ—જો બુદ્ધિમાં પ્રમાણજન્ય યથાર્થ જ્ઞાનનો વિષય નહિ માનશો તો જે પ્રમાણજન્ય યથાર્થ જ્ઞાનનો અવિષય થાય, તે શશશૃંગની માફક અસત્ય થાય તથા તેમ થવાથી બુદ્ધિ પણ અસત્ય થશે. જે પદાર્થ અસત્ય હોય, તે પદાર્થ કોઇ કાર્ય કરવા સમર્થ હોતો નથી. માટે અસત્ય બુદ્ધિવડે કોઈપણ કાર્યની સિદ્ધિ થવી જોઇએ નહિ.

ગુરૂઃ—જો કે શશશૃંગ તથા વંધ્યાપુત્ર અસત્ય છે, છતાં તે શશશૃંગ તથા વંધ્યાપુત્ર, શશશૃંગ તથા વંધ્યાપુત્ર આ રીતના શબ્દથી સ્વવિષયક વિકલ્પરૂપી જ્ઞાનને ઉત્પન્ન કરે છે, તેમ કાર્યકારણસહિત બુદ્ધિ જો કે અસત્ય છે, છતાં તે બુદ્ધિ અનેક પ્રકારની ભ્રાંતિરૂપી જ્ઞાનને ઉત્પન્ન કરે છે. માટે શશશૃંગની માફક અસત્ય બુદ્ધિમાં પણ અનેક પ્રકારના વ્યવહારની કારણતા સંભવે છે.

શિષ્યઃ—બુદ્ધિ અસત્ય થવા છતાં બુદ્ધિના કારણરૂપ અજ્ઞાન સત્યરૂપે કેમ ન હોય ? જો અજ્ઞાનને અસત્ય માનશો તો અસત્ય વસ્તુ કોઈ અનર્થની પ્રાપ્તિ નહિ કરતી હોવાથી અસત્ય અજ્ઞાનમાં જન્મ મરણાદિરૂપ અનર્થની કારણતા નહિ થવી જોઈએ.

ગુરૂઃ—જેમ બુદ્ધિ અસત્ય છે, તેમ બુદ્ધિનું કારણ અજ્ઞાન પણ અસત્ય છે. વળી અસત્ય વસ્તુમાં પણ અનર્થની કારણતા લોકમાં જોવામાં આવે છે. જેમ મક્ષિકા નહિ ભક્ષણ થવા છતાં જેને આ રીતની ભ્રાંતિ થાય છે કે, મેં મક્ષિકાનું ભક્ષણ કર્યું, તેને વમન થાય છે. અથવા નહિ હોવા છતાં જેને એવી ભ્રાંતિ થાય છે કે, મને સર્પે ડંશ કર્યો છે તથા તે સર્પનું વિષ મને ચઢયું છે, તે પુરૂષ પ્રાણનો ત્યાગ કરે છે. માટે જેમ અસત્ય મક્ષિકાનું ભક્ષણ વમનરૂપ અનર્થના કારણરૂપે છે તથા અસત્ય સર્પ મૃત્યુરૂપ અનર્થના કારણરૂપે છે, તેમ અત્યંત અસત્ય અજ્ઞાન પણ ભ્રાંત પુરૂષના જન્મ મરણાદિરૂપ અનર્થના કારણરૂપે સંભવે છે. જેમ એક જ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ અસત્ય અજ્ઞાનવડે હસ્તી અશ્વ આદિ અનેક પ્રકારના રૂપને ધારણ કરે છે, તેમ એક જ પરમાત્મા અસત્ય અજ્ઞાનને લીધે

પ્રપંચરૂપને ધારણ કરે છે. મારા સરખા વિદ્વાન્ પુરૂષની દૃષ્ટિવડે જો કે અજ્ઞાન ત્રણે કાળ અસત્ય છે, છતાં તારા સરખા અવિવેકી પુરૂષને અજ્ઞાન વજ્રના પર્વત સમાન દુર્ભેદ્ય છે. આ કારણથી તારા સરખો અવિવેકી પુરૂષ અત્યંત સમીપ હૃદયમાં રહેલ આત્માને જાણતો નથી. જેમકે નેત્રથી રહિત અંધ પુરૂષ હાથવડે સ્પર્શ કરવા છતાં વિધિ જાણી શકતો નથી માટે હે શાકલ્ય ! સર્વ પ્રપંચરૂપ ચિત્રનો આશ્રય પરમાત્મારૂપ હૃદય છે. આ ઉત્તર મેં તને કહ્યો. આ સિવાય બીજું જે કાંઈ સાંભળવાની ઇચ્છા હોય, તે મને પૂછ. આ રીતનું વચન જ્યારે યાજ્ઞવલ્કયે શાકલ્યને કહ્યું, ત્યારે મૂઢબુદ્ધિ શાકલ્ય ફરી પ્રશ્ન કરવાથી નિવૃત્ત થયો નહિ. પણ કાળવડે મોહિત થયેલ દેડકો કૃષ્ણ સર્પને બોલાવી લાવનાર વાણીનો વારંવાર ઉચ્ચાર કરે છે, તેમ પાપકર્મવડે પ્રેરણા કરાયલો શાકલ્ય પણ કાળરૂપી સર્પને બોલાવવાવાળી ફરી પ્રશ્નરૂપી વાણીનો ઉચ્ચાર કરવા લાગ્યો. આ રીતના શાકલ્યને જોઇ યાજ્ઞવલ્કય કરૂણાવડે અત્યંત દુઃખી થયો. ઘણા ખેદની વાત છે કે, દુર્બુદ્ધિ શાકલ્યનું મરણ હાલ સમીપ આવી પહોંચ્યું છે. કારણ કે જેને રક્તવર્ણવાળાં નેત્ર છે તથા ઋક્, યજુષ્ તથા સામ જેનાં સ્વરૂપો છે, એવા સૂર્યભગવાન્ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા હવે મંડળપરથી નીચે ઉતરી મારી જિહ્વા વિશે આવશે. ત્યારબાદ પરવશ મારી જિહ્વા આ દુર્બુદ્ધિ શાકલ્યને શાપ આપશે. આ શાપથી શાકલ્ય ક્ષણમાત્રમાં ભસ્મ થશે. આ રીતનો વિચાર કરી કૃપાવાળો યાજ્ઞવલ્કય ચિત્તમાં દુઃખી થયો. આ શાકલ્યનું કોઇ રીતે પણ મૃત્યુ ન થાય તો સારી વાત છે. આ રીતનું ચિંતન યાજ્ઞવલ્કય કરવા લાગ્યો. ત્યારબાદ મૃત્યુની સમીપ પ્રાપ્ત થયેલ મૂઢબુદ્ધિ શાકલ્ય યાજ્ઞવલ્કયને ફરી પ્રશ્ન કરવા લાગ્યો.

શાકલ્યઃ–હે યાજ્ઞવલ્કય ! સર્વ પ્રપંચરૂપી ચિત્રના આધારરૂપી હૃદય કોને આશ્રિત રહે છે ? આ રીતનો પ્રશ્ન જ્યારે શાકલ્યે કર્યો ત્યારે યાજ્ઞવલ્કય, હે અહલ્લિક ! આ રીતનું સંબોધન આપી શાકલ્યને કહેવા લાગ્યો. અહલ્લિક શબ્દનો અર્થ પાંચ પ્રકારે થાય છે. જેમકે, દિવસે જે લય ભાવને પામે તથા રાત્રિમાં જે પ્રાદુર્ભાવને પામે, તેને અહલ્લિક કહે છે. આવું પ્રેત શરીર હોય છે. આ શાકલ્ય પણ મર્યા પછી પ્રેત ભાવને પામશે. આથી યાજ્ઞવલ્કયે શાકલ્યને અહલ્લિક કહ્યો છે. (૧) દિવસની માફક પ્રકાશવાળા અર્થમાં જે સંશયરૂપી લયને પામે, તેને અહલ્લિક કહે છે. અહીં યાજ્ઞવલ્કયના સ્પષ્ટ અર્થમાં શાકલ્યને સંશય થયો છે. આથી યાજ્ઞવલ્કયે શાકલ્યને અહલ્લિક કહ્યો છે. (૨) સૂક્ષ્મ અર્થનો નિશ્ચય કરવાવાળા હૃદયથી જે પુરૂષ રહિત થાય, તેને અહલ્લિક કહે છે. આ સ્થળે સ્પષ્ટ કરેલા અર્થમાં કોઇ બુદ્ધિમાન્ ફરી પ્રશ્ન કરતો નથી, પણ શાકલ્ય સ્પષ્ટ અર્થમાં પણ વારંવાર પ્રશ્ન કરે છે. આથી સિદ્ધ થાય છે કે, સૂક્ષ્મ અર્થનો નિશ્ચય કરવા-

વાળા હૃદયથી આ શાકલ્ય રહિત છે. જો શાકલ્યની બુદ્ધિ સૂક્ષ્મ અર્થને ગ્રહણ કરતી હોત તો આ શાકલ્ય વારંવાર પ્રશ્ન કરત નહિ. માટે યાજ્ઞવલ્કયે શાકલ્યને અહલ્લિક કહ્યો છે. (૩) યાજ્ઞવલ્કયે કહેલા પ્રપંચરૂપ ચિત્રના આધારરૂપ પરમાત્મારૂપ હૃદયને શાકલ્યે જાણ્યું નથી, પણ મરણ પછી પૃથ્વીપર રહેલ માંસમય હૃદયનું શ્વાન આદિ ભક્ષણ કરે છે. આ માંસમય હૃદયને જ શાકલ્યે જાણ્યું છે. આથી યાજ્ઞવલ્કયે શાકલ્યને અહલ્લિક કહ્યો છે. (૪) દિવસને કરવાવાળા સૂર્ય ભગવાન્ આ સભામાં શાકલ્યનો નાશ કરશે.આથી યાજ્ઞવલ્કયે શાકલ્યને અહલ્લિક કહ્યો છે. આ રીતે યાજ્ઞવલ્કયે અહલ્લિક સંબોધન દઈ શાકલ્યને ઉત્તર આપ્યો.

યાજ્ઞવલ્કય:–પ્રપંચરૂપ ચિત્રના ધારણ કરવાવાળા પરમાત્માને જ મેં હૃદયરૂપે કહ્યો છે. (૫) પણ તેં તે બાબત જાણી નથી. પણ પ્રસિદ્ધ માંસના ટુકડાને તું હૃદયરૂપે જાણે છે. આથી તારા અભિપ્રાયને અનુસાર હું તારા પ્રશ્નનો ઉત્તર આપું છું. હૃદય મારા સૂક્ષ્મ શરીરથી આશ્રય કરાયલું છે. કારણ કે સૂક્ષ્મ શરીર વિના સ્થૂલ શરીર થતું નથી. વળી સ્થૂલ શરીર વિના સૂક્ષ્મ શરીર પણ થતું નથી. જ્યારે સૂક્ષ્મ શરીરથી સ્થૂલ શરીર પૃથક્ હોય છે ત્યારે માંસમય હૃદય સહિત સ્થૂલ શરીરનું શ્વાનાદિ ભક્ષણ કરે છે તથા કાગડા આદિ પક્ષી ટુકડે ટુકડા કરી લઈ જાય છે. આ અભિપ્રાયને લઇ સૂક્ષ્મ શરીરનો આધાર હૃદય સહિત સ્થૂલ શરીર કહ્યો છે. યાજ્ઞવલ્કયે પ્રથમ શાકલ્યને હૃદય શબ્દવડે પરમાત્માનું નિરૂપણ કર્યું. પણ તે નહિ જાણી જેમ શાકલ્ય પૂર્વે હૃદયનો આશ્રય પૂછવા લાગ્યો, તેમ ફરી પણ આધાર પૂછવા લાગ્યો.

શાકલ્ય:–હે યાજ્ઞવલ્કય ! પરસ્પર આશ્રિત જે સ્થૂલ સૂક્ષ્મ શરીરો કહ્યાં, તે સ્થૂલ સૂક્ષ્મ શરીરો કોને આશ્રિત થઈ રહે છે ? યાજ્ઞવલ્કય:–હે શાકલ્ય ! સ્થૂલ સૂક્ષ્મ શરીર પ્રાણને આશ્રિત થઇ રહે છે.

શાકલ્ય:–પ્રાણ કોનો આશ્રય કરી રહે છે ? યાજ્ઞવલ્કય:–પ્રાણ અપાનનો આશ્રય કરી રહે છે.

શાકલ્ય:–અપાન કોનો આશ્રય કરી રહે છે ? યાજ્ઞવલ્કય:–અપાન વ્યાનનો આશ્રય કરી રહે છે.

શાકલ્ય:–વ્યાન કોનો આશ્રય કરી રહે છે ? યાજ્ઞવલ્કય:–વ્યાન ઉદાનનો આશ્રય કરી રહે છે.

શાકલ્ય:–ઉદાન કોનો આશ્રય કરે છે? યાજ્ઞવલ્કય:-ઉદાન સમાનનો આશ્રય કરેછે.

હે શિષ્ય:–શાકલ્યે આ જે પ્રશ્ન કર્યા છે, તે યાજ્ઞવલ્કયના અભિપ્રાયને નહિ જાણી કર્યા છે. કારણ કે સર્વ પ્રાણીની બુદ્ધિમાં સાક્ષીરૂપે કરી સર્વદા અપરોક્ષરૂપે રહેનારાને હૃદય કહે છે. આ અભિપ્રાયને લઇ હૃદય શબ્દવડે યાજ્ઞવલ્કયે પરમાત્મા કહ્યો હતો. પણ શાકલ્યે હૃદય શબ્દવડે અંતઃકરણના નિવાસસ્થાનનું તથા માંસમય હૃદયનું ગ્રહણ કર્યું. જો શાકલ્યે હૃદય શબ્દવડે

પરમાત્મા જાણ્યો હોત તો હૃદય કોને આશ્રયે રહે છે, આ રીતનો પ્રશ્ન શાકલ્ય કરત નહિ. કારણ કે "स भूमा कुत्र प्रतिष्ठितःस्वे महिम्नि અર્થઃ—વ્યાપક પરમાત્મા શાને વિશે રહે છે? આ રીતની શંકા હોય તો તેનો ઉત્તર એ કે, તે પોતાના મહિમામાં રહે છે." આ શ્રુતિમાં પરમાત્માનો કોઇ બીજો આશ્રય કહ્યો નથી, પણ માંસમય હૃદયનું ગ્રહણ કર્યું છે. હૃદય મારામાં રહેલ છે, આ ઉત્તરના વચનમાં યાજ્ઞવલ્કયે મારામાં અસ્મદ્ શબ્દવડે અહંપ્રતીતિમાં ભાસતા આત્માનું જ કથન કર્યું. મંદબુદ્ધિ શાકલ્યે અસ્મદ્ શબ્દવડે સૂક્ષ્મ શરીરનું જ ગ્રહણ કર્યું. પણ યાજ્ઞવલ્કયે પ્રાણ, અપાન, વ્યાન તથા ઉદાન આ ચાર શબ્દની લક્ષણાવૃત્તિવડે પ્રાણાદિના પ્રવર્તકરૂપ માયાવિશિષ્ટ પરમાત્માનું જ નિરૂપણ કર્યું હતું. પણ શાકલ્ય પ્રાણાદિ શબ્દવડે વાચાર્થભૂત વાયુનું જ ગ્રહણ કરવા લાગ્યો. આથી બુદ્ધિહીન શાકલ્ય પ્રાણ શામાં રહે છે તથા અપાન શામાં રહે છે, એમ પ્રશ્ન કરવા લાગ્યો. છેવટે સર્વ ભૂતના આધારરૂપ સમાન વાયુ યાજ્ઞવલ્કયે કહ્યો. આ સમાનને શાકલ્ય વાયુરૂપ જાણવા લાગ્યો. પણ સમાન શબ્દવડે યાજ્ઞવલ્કયે વાયુની નિરૂપણ કર્યું નહતું, પણ સર્વના આત્મારૂપ પરમાત્મા દેવ યાજ્ઞવલ્કયે સમાન શબ્દવડે નિરૂપણ કર્યો. આ પરમાત્મા આનંદસ્વરૂપે છે. નેતિ નેતિ આ રીતની શ્રુતિ બે નકારવડે સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચનો નિષેધ કરી પરમાત્માનો બોધ કરે છે. અથવા તો અજ્ઞાનકાળે વિદ્યમાન ભાવાભાવરૂપ બે પ્રકારના જગતનો નિષેધ કરી, નેતિનેતિ આ શ્રુતિ પરમાત્માનો બોધ કરે છે. આ પરમાત્મા સજાતીય, વિજાતીય તથા સ્વગત, આ ત્રણ રીતના ભેદથી રહિત છે. તે નિર્ગુણરૂપે હોવાથી બુદ્ધિ આદિના કારણવડે જાણી શકાતા નથી. જેમ વસ્ત્ર ઘણે સમયે જીર્ણભાવને પામે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા કાળે કરી જીર્ણભાવને પામતો નથી. આથી આનંદસ્વરૂપ આત્મા અશીર્ય છે. જેમ જળાદિ પદાર્થ સાથે આકાશનો સંબંધ નહિ હોવાથી આકાશ અસંગ છે, તેમ બુદ્ધિ આદિ સાથે આત્માનો વાસ્તવિક સંબંધ નથી. માટે આનંદસ્વરૂપ આત્મા પણ અસંગ છે. આ આનંદસ્વરૂપ આત્મા અબદ્ધ છે, માટે દુઃખના સંબંધરૂપ વ્યથાને પામતો નથી. આ આત્મા વિનાશથી રહિત હોવાથી હિંસાને પામતો નથી. આ રીતે જ્યારે શાકલ્યે યાજ્ઞવલ્કયને ઘણા પ્રશ્ન કર્યા ત્યારે સૂર્ય ભગવાન્ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા યાજ્ઞવલ્કયની જિહ્વામાં રહ્યા. પ્રથમ શાકલ્યે દેવોની સંખ્યા પૂછી હતી. યાજ્ઞવલ્કયે તેનું સમાધાન કર્યું હતું. વિસ્તારથી દેવો અનંત છે, પણ સંક્ષેપથી એક પ્રાણ દેવ છે. આ પ્રાણરૂપ દેવની આઠ વિભૂતિઓ છે. જેમકે શારીર પુરૂષ, કામમય પુરૂષ, આદિત્ય પુરૂષ, શ્રૌતપુરૂષ, છાયામયપુરૂષ, પ્રતિબિંબ પુરૂષ, જળસ્થ પુરૂષ તથા પુત્રપુરૂષ. તેમાં પૃથ્વીરૂપ સ્થૂલ શરીરમાં માતાથી ઉત્પન્ન થયેલ ત્વક્, માંસ તથા રૂધિર આ ત્રણ કોશો

શારીર નામના પુરૂષના આશ્રયરૂપે છે. (૧) સ્ત્રીના ભોગની ઇચ્છારૂપ કામ કામમય નામના પુરૂષના આશ્રયરૂપે છે. (૨) શુકલ, તથા નીલ પીત આદિ અનેક પ્રકારનાં રૂપ આદિત્ય નામના પુરૂષના આશ્રય રૂપે છે. (૩) પ્રતિધ્વનિરૂપ શબ્દમાં વિશેષ કરી અભિવ્યક્તિવાળો શ્રૌત નામનો પુરૂષ છે. આના આશ્રયરૂપે આકાશ છે. (૪) અંધકારરૂપ તમ છાયામય નામના પુરૂષના આશ્રયરૂપે છે. (૫) પ્રતિબિંબને ગ્રહણ કરવા યોગ્ય દર્પણાદિ સ્વચ્છ પદાર્થમાં રહેલ પ્રતિબિંબ નામનો પુરૂષ છે. આના આશ્રયરૂપે ભાસ્વરરૂપ છે. (૬) જળ જળમાં રહેલ પુરૂષના આશ્રયરૂપે છે. (૭) ઉપસ્થ ઇન્દ્રિય પુત્ર નામના પુરૂષના આશ્રયરૂપે છે. (૮) અગ્નિ, હૃદય, ચક્ષુ, શ્રોત્ર, હૃદય, ચક્ષુ, હૃદય તથા હૃદય, આ આઠ શારીરાદિ આઠ પુરૂષના ક્રમથી ચક્ષુરૂપે છે. અહીં હૃદય શબ્દથી બુદ્ધિનું ગ્રહણ કરવું તથા અન્નાદિના પરિણામરૂપ અમૃત શારીર પુરૂષના કારણરૂપે છે. સ્ત્રી કામમય પુરૂષના કારણરૂપે છે. ચક્ષુઇન્દ્રિય આદિત્ય પુરૂષના કારણરૂપે છે. દિશા શ્રોત્ર પુરૂષના કારણરૂપે છે. મૃત્યુ છાયામય પુરૂષના કારણરૂપે છે. પ્રાણ પ્રતિબિંબ પુરૂષના કારણરૂપે છે. વરૂણ જીવસ્થ પુરૂષના કારણરૂપે છે. પ્રજાપતિ પુત્ર નામના પુરૂષના કારણરૂપે છે. આ રીતે આઠ પુરૂષ, પુરૂષનાં આઠ આશ્રયો, પુરૂષનાં આઠ ચક્ષુ તથા પુરૂષનાં આઠ કારણ, આ રીતનાં અષ્ટકમાં કારણરૂપે પ્રવેશ કરી પરમાત્મા તેઓને પોતપોતાના વ્યવહાર કરવામાં સમર્થ કરે છે. જેમ તંતુરૂપ કારણ પટરૂપ કાર્યમાં પ્રવેશ કરી શીતની નિવૃત્તિ આદિ સર્વ વ્યવહાર કરે છે, તેમ પરમાત્મા સર્વ કાર્ય પ્રપંચમાં પ્રવેશ કરી, અનેક પ્રકારના વ્યવહાર સિદ્ધ કરે છે. જેમ તંતુરૂપ કારણ પટરૂપ કાર્યને કાર્યપણાથી રહિત કરી કેવળ કારણરૂપે કરી રહેલ હોય છે, તેમ આ પરમાત્મા પ્રપંચના સંહારકાળે પૂર્વાદિ દિશાથી માંડી સમાન પર્યંત સર્વ કાર્યનો ઉપસંહાર કરી કાર્ય ભાવથી રહિત એક અદ્વિતીયરૂપે કરી રહેલ હોય છે. તાત્પર્ય કે, પૂર્વાદિ દિશામાં રહેલ પદાર્થ સહિત પૂર્વાદિ દિશાનો સૂર્યાદિ દેવમાં, સૂર્યાદિ દેવનો ચક્ષુઆદિ ઇન્દ્રિયમાં, ચક્ષુઆદિ ઇન્દ્રિયનો રૂપાદિ વિષયમાં, રૂપાદિ વિષયનો હૃદયમાં, હૃદયનો સ્થૂલ સૂક્ષ્મ શરીરમાં, સ્થૂલ સૂક્ષ્મ શરીરનો પ્રાણમાં, પ્રાણનો અપાનમાં, અપાનનો વ્યાનમાં, વ્યાનનો ઉદાનમાં તથા ઉદાનનો સમાનમાં ઉપસંહાર કરે છે. આ રીતે પરમાત્મા સૃષ્ટિકાળે જગતને ઉત્પન્ન કરે છે, પ્રલયકાળે સર્વ જગતનો સંહાર કરી બુદ્ધિઆદિ ઉપાધિથી તથા સુખદુઃખાદિ ધર્મથી રહિત થઇ કાર્યકારણ ભાવથી રહિત શુદ્ધ સ્વરૂપમાં રહેલ હોય છે. દૃષ્ટાંત તરીકે જેમ ઘટમઠાદિ ઉપાધિમાં રહેલું આકાશ આંતર તથા બાહ્ય ભાવને પામે છે તથા જ્યારે આકાશ ઘટાદિ ઉપાધિનો ત્યાગ કરે છે ત્યારે આંતર બાહ્યપણાથી રહિત થઇ તે આકાશ પોતાના પૂર્ણ સ્વભાવમાં રહેલ હોય છે, તેમ શારીરાદિ ઉપાધિના સંબંધવડે

પરમાત્મામાં આંતર બાહ્યપણું પ્રતીત થાય છે. જ્યારે પરમાત્મા શરીરાદિ ઉપાધિનો ત્યાગ કરે છે ત્યારે આંતર બાહ્યપણાથી રહિત થઇ તે પોતાના પૂર્ણ સ્વભાવમાં રહેલ હોય છે. જેમ મધુર આદિ રસ કેવળ રસન ઇન્દ્રિયવડે જણાઈ શકાય છે, પણ રસન ઇન્દ્રિયથી ભિન્ન કોઇ ઇન્દ્રિયથી જાણી શકાતો નથી, તેમ પરમાત્મા કેવળ ઉપનિષદના પ્રમાણથી જણાઇ શકે છે, પણ ઉપનિષદના પ્રમાણથી ભિન્ન અન્ય કોઈ પ્રમાણવડે તે જણાઇ શકાતો નથી. આવા પરમાત્મા દેવનું સ્વરૂપ હું તને એકવાર પૂછું છું. જો તું પરમાત્માનું સ્વરૂપ જાણતો હોય તો મને કહે. તારા પ્રશ્નના ઉત્તર મેં ઘણા આપ્યા છે. માટે મારા એક પ્રશ્નનો ઉત્તર તું કહે. જો તું મારા પ્રશ્નનો ઉત્તર નહિ કહેશે તો તીર્થથી રહિત તથા મનુષ્યના સમૂહવાળા જનકપુરીરૂપ અશુભ દેશમાં તથા દક્ષિણાયનના કૃષ્ણ પક્ષના અમાવાસ્યાની રાત્રિરૂપ અશુભ કાળમાં તું શાકલ્યનું મૃત્યુ થશે. બ્રહ્મવેત્તા એવા મારી સાથે દ્વેષ કરનાર તારા શાકલ્યના મરણ પછી તારાં અસ્થિઓ પણ તારે ઘેર નહિ જાય. પણ ચોરરૂપી ચાંડાલ ધનના લોભવડે અર્ધ માર્ગમાં તે અસ્થિઓને લઇ લેશે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાવાળા સૂર્ય ભગવાન્ અત્યંત ક્રોધવાળા થઇ યાજ્ઞવલ્કયની જિહ્વામાં રહી, આ રીતનું વચન શાકલ્યને કહેવા લાગ્યા. શાકલ્ય આત્મજ્ઞાનથી રહિત હતો. માટે જરાપણ પ્રશ્નનો ઉત્તર કહી શક્યો નહિ. ત્યારબાદ સૂર્ય ભગવવાનના શાપવડે શાકલ્યનું મન તથા વાક્ આદિ ઇન્દ્રિયો શરીરમાંથી બહાર નીકળવા માંડયાં. ત્યારબાદ અશુભ દેશ તથા કાળમાં શાકલ્યનું મસ્તક જલદી ભૂમિ ઉપર પડયું. જેમ દેવોને જીતી સ્વર્ગમાં નિવાસ કરવાવાળા નમુચિનું મસ્તક વજ્રવડે ભૂમિ ઉપર પડયું હતું, તેમ શાકલ્યનું મસ્તક ભૂમિ ઉપર પડયું. આ રીતે જ્યારે શાકલ્યનું મૃત્યુ થયું ત્યારે સઘળે ઠેકાણે હાહાકાર થઇ ગયો. સર્વ રાજમંડળી મહાન્ શોકને પામી. શાકલ્યના શિષ્યો તથા બાંધવો સઘળા રૂદન કરવા લાગ્યા. શાકલ્યને ભૂમિ પર પડેલ જોઈ સભામાં રહેલ બ્રાહ્મણો, બાળકો તથા સ્ત્રી સર્વ શાકલ્યને ધિક્કાર આપવા લાગ્યાં. સર્વ સભાવાસી જનો કહેવા લાગ્યા કે, બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય સાથે શાકલ્યે દ્વેષ કર્યો. આ દ્વેષરૂપ વિષના વૃક્ષનું મૃત્યુરૂપ ફળ શાકલ્યને મળ્યું. જો કે શાકલ્ય વિદ્યાવડે સર્વ ગુણયુક્ત હતો, છતાં બ્રહ્મવેત્તાના દ્વેષરૂપી પ્રબળ દોષથી શાકલ્ય મૃત્યુ પામ્યો. જેમ એક પ્રલય કાળનો અગ્નિ સ્થાવર જંગમરૂપ સર્વ જગતને બાળી મૂકે છે, તેમ એક જ બ્રહ્મવેત્તાનો દ્વેષ વિદ્યાદિ સર્વ ગુણનો નાશ કરે છે. કારણ કે શાકલ્ય જો કે અનેક વિદ્યામાં કુશળ હતો તથા સર્વ ગુણયુક્ત હતો, છતાં બ્રહ્મવેત્તાના દ્વેષરૂપ અગ્નિવડે શાકલ્ય ક્ષણમાત્રમાં બળી ભસ્મ થયો. જેમ સમુદ્રને સૂકવી નાંખવાની કોઈમાં સંભાવના હોતી નથી, તેમ યાજ્ઞવલ્કયના શાપવડે શાકલ્યના મરણની જો કે કોઇ પ્રાણીને સંભાવના નહોતી, છતાં બ્રહ્મવેત્તા

યાજ્ઞવલ્કયના દ્વેષવડે શાકલ્યનું મૃત્યુ થયું. માટે બ્રહ્મવેત્તાનો દ્વેષ અદ્દભુત પ્રભાવવાળો છે. સર્વ ગુણયુક્ત તથા અનેક વિદ્યામાં કુશળ શાકલ્ય બ્રહ્મવેત્તાના દ્વેષવડે.જ્યારે આ રીતની દુર્ગતિને પામ્યો ત્યારે વિદ્યાદિ ગુણથી રહિત અન્ય પુરૂષ બ્રહ્મવેત્તાના દ્વેષવડે કેમ દુર્ગતિને નહિ પામે ? અર્થાત્ સર્વ કોઇ દ્વેષ કરવાથી દુર્ગતિને પામશે. માટે બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષ સાથે કદાપિ દ્વેષ કરવો નહિ. "ब्रह्मवित्परमाप्नोति અર્થઃ–બ્રહ્મવેત્તા બ્રહ્મભાવને પામે છે." આ શ્રુતિ મેં આ દિવસે સત્ય જોઈ. કારણ કે વિદ્યાદિ સર્વ ગુણવાળા શાકલ્યને મારવાનું કોઇમાં સામર્થ્ય નહતું, પણ અચિંત્ય શક્તિરૂપ પરમાત્માનું જ આ કાર્ય હતું. માટે એમ સિદ્ધ થાય છે કે, યાજ્ઞવલ્કય સાક્ષાત્ બ્રહ્મરૂપે છે. બ્રહ્મવેત્તા સર્વાત્મભાવને પામે છે. આ રીતની શ્રુતિ પણ આજે જ મેં સત્યરૂપે થયલી જોઇ. કારણ કે જેમ પોતાના શત્રુનો નાશ થવે દેહધારી જીવ સુખ પામે છે, તેમ યાજ્ઞવલ્કયના શત્રુ શાકલ્યનો નાશ થવે સર્વ લોક સુખ પામ્યું. જેમ દેહધારી જીવ પોતાની નિંદા કરતો નથી, પણ પોતાથી ભિન્ન જીવની નિંદા કરે છે, તેમ સર્વ લોક યાજ્ઞવલ્કયની નિંદા કરતા નહતા, પણ શાકલ્યની વારંવાર નિંદા કરવા લાગ્યા. આથી એમ જણાય છે કે, બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય સર્વ જીવના આત્મારૂપ છે. જો યાજ્ઞવલ્કય સર્વ જીવના આત્મારૂપ નહોય તો જેમ દેવદત્ત નામના પુરૂષના શત્રુના મરણથી યજ્ઞદત્ત નામના પુરૂષને સુખ મળતું નથી, તેમ યાજ્ઞવલ્કયના શત્રુના મરણથી અન્ય સર્વ લોકને સુખ મળવું જોઇએ નહિ. પણ શાકલ્યના મરણથી સર્વ લોક સુખ પામ્યા. આથી યાજ્ઞવલ્કય સર્વ જીવના આત્મારૂપે છે. માટે પોતાના આત્મારૂપ યાજ્ઞવલ્કયની કોઇ પણ પ્રાણી નિંદા કરતું ન હતું, પણ સર્વ લોક શાકલ્યની નિંદા કરવા લાગ્યા. સર્વ પાપકર્મ કરતાં બ્રહ્મહત્યારૂપ પાપકર્મ અધિક છે. બ્રહ્મહત્યા કરતાં બ્રહ્મવેત્તા પુરૂષપર દ્વેષ અધિક પાપકર્મ છે. કારણ કે આ જન્મમાં કરેલ બ્રહ્મહત્યા આ જન્મમાં પુરૂષને દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરતી નથી, પણ તે બીજા જન્મમાં મનુષ્યને દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે. બ્રહ્મવેત્તા પુરૂષનાપર દ્વેષ, આ જન્મમાં તેમ જ જન્માંતરમાં, મનુષ્યને દુઃખની પ્રાપ્તિ કરે છે. આ અર્થમાં શાકલ્ય જ દૃષ્ટાંતરૂપે છે. કારણ કે ઉત્તમ ગાદી તથા તકીઆને યોગ્ય તથા અત્યંત કોમળ શાકલ્યનું શરીર બ્રહ્મવેત્તા સાથે દ્વેષ કરવાથી પિશાચરૂપ ઉન્મત્ત પુરૂષની માફક અપવિત્ર ભૂમિમાં પડયું. માટે બ્રહ્મવેત્તાના દ્વેષથી શાકલ્યને આ જન્મમાં પરમ દુઃખ મળ્યું. યાજ્ઞવલ્કયના શાપથી શાકલ્યનું દક્ષિણાયનના કૃષ્ણપક્ષની અમાવાસ્યાએ મૃત્યુ થયું. આથી જણાય છે કે, શાકલ્ય અવશ્ય નરકને પામવો જોઇએ. આ શાકલ્યે બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય સાથે વિનાકારણ દ્વેષ કર્યો. આ દ્વેષરૂપ પાપકર્મથી શાકલ્યને દુઃખ થયું, એટલું જ નહિ, પણ તેણે પોતાના સર્વ બાંધવને શોકરૂપી સમુદ્રમાં નાંખ્યા. તેણે પોતાની સ્ત્રીને પણ વિધવા

ભાવની પ્રાપ્તિ કરી તથા પોતાને પણ નરકમાં નાંખ્યો. તેણે પોતાના કોમળ શરીરને ભૂમિપર નાંખ્યું. તેણે પોતાના પુણ્યકર્મને પણ પાપરૂપ અગ્નિમાં પ્રાપ્ત કર્યું. માટે બ્રહ્મવેત્તાના દ્વેષવડે શાકલ્યના બેઉ લોક ભ્રષ્ટ થયા. તેમ અન્ય પણ કોઇ બ્રહ્મવેત્તા સાથે દ્વેષ કરશે, તે બેઉ લોકથી ભ્રષ્ટ થશે. ઇત્યાદિ વચનવડે જનક, ગાર્ગી, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો આ સર્વ યાજ્ઞવલ્કયની સ્તુતિ કરવા લાગ્યા તથા શાકલ્યની નિંદા કરવા લાગ્યા. ત્યારબાદ શાકલ્યના શિષ્યો તેના શરીરને ઉંચકી લઈ સંસ્કારથી રહિત લૌકિક અગ્નિમાં બાળવા લાગ્યા. ત્યાર બાદ શ્રદ્ધાવાન્ શિષ્યો શાકલ્યના હાડકાંને વસ્રમાં બાંધી ઘેર લઈ જવા લાગ્યા. પણ માર્ગમાં ચાંડાલ જાતિવાળા ચોરો વસ્રમાં હાડકાં જોઇ એમ કલ્પના કરવા લાગ્યા કે, જનકના યજ્ઞમાંથી આ બ્રાહ્મણો સુવર્ણ લઇ આવ્યા છે. આ રીતે ધનના લોભવાળા નિર્દય ચોરો શિષ્યોને મારી વસ્ત્ર સહિત તે હાડકાંને પોતાને ઘેર લઇ ગયા. આ રીતે શાકલ્યના મૃત્યુ થવા પછી સભામાં જે હાહાકાર શબ્દ મચી રહ્યો હતો, તે નિવૃત્ત થવા બાદ યાજ્ઞવલ્કય સર્વને કહેવા લાગ્યો.

યાજ્ઞવલ્કયઃ–હે સર્વ બ્રાહ્મણો ! તમે સર્વ વિદ્વાન્ બ્રાહ્મણો કુરૂ પાંચાલ આદિ અનેક દેશોમાંથી આવી આ સભામાં એકઠા થયા છો. માટે તમે સર્વ મારૂં એક વચન સાંભળો. તમારા સર્વ બ્રાહ્મણમાંથી કોઇને પણ કાંઇ પ્રશ્ન કરવાની ઇચ્છા હોય, તે નિઃશંક થઈ મને પ્રશ્ન કરો અથવા જે બ્રાહ્મણ મારા પ્રશ્નનો ઉત્તર આપવાની ઈચ્છા કરતો હોય, તેને હું પ્રશ્ન કરૂં છું. જો કોઇપણ બ્રાહ્મણમાં પ્રશ્ન કરવાનું તથા ઉત્તર આપવાનું સામર્થ્ય ન હોય તો તમે સર્વ મળી મને પ્રશ્ન કરો. અથવા તો તમે સર્વ બ્રાહ્મણોને હું પ્રશ્ન કરૂં. આ બેઉ બાબતમાં જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. આ રીતનાં વચન જ્યારે યાજ્ઞવલ્કયે બ્રાહ્મણોને કહ્યાં ત્યારે સર્વ બ્રાહ્મણ યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરવા તેમ જ યાજ્ઞવલ્કયના પ્રશ્નનો ઉત્તર આપવા સમર્થ થયા નહિ. પણ શાકલ્યનું મૃત્યુ જોઈ ભયભીત થયલા બ્રાહ્મણો મૌનપણાને પામ્યા. ત્યારબાદ યાજ્ઞવલ્કયે પોતાની વિદ્યાની ઉત્કૃષ્ટતાનો બોધ કરવા પોતે જ સર્વ બ્રાહ્મણોને પ્રશ્ન કરવા લાગ્યા. જેમ લોકમાં પુષ્પ વિના ફળને ગ્રહણ કરનારૂં પીપળાદિ વૃક્ષ મિથ્યા પ્રતીત થાય છે, તેમ મનુષ્યાદિ શરીર પણ મિથ્યા પ્રતીત થાય છે.

## મનુષ્ય તથા પીપળામાં સમાનતા.

જેમ પીપળાના વૃક્ષને અનેક પાંદડાં હોય છે, તેમ મનુષ્યાદિ શરીરનાં અનેક રૂંવાડાં છે. જેમ પીપળાના વૃક્ષની બાહ્ય ત્વચા કઠણ હોય છે, તેમ આ શરીરની બાહ્ય ત્વચા કઠણ છે. જેમ કુવાડાવડે છેદાયલા વૃક્ષમાંથી રસ નીકળે છે તથા શ્વેત વસ્ત્ર સમાન ત્વચાનો નીચલો ભાગ નીકળે છે, તેમ શસ્ત્રવડે છેદાયલા શરીરમાંથી પણ રૂધિર

નીકળે છે તથા શ્વેત વસ્ત્ર સમાન ત્વચાનો નીચલો ભાગ નીકળે છે. જેમ કુવાડાવડે છેદ કરવાથી વૃક્ષમાંથી કાષ્ઠમય ખંડ બહાર નીકળે છે, તેમ શસ્ત્રવડે છેદન કરવાથી શરીરમાંથી પણ માંસમય ખંડ બહાર નીકળે છે. જેમ પીપળાદિ વૃક્ષમાં રહેલ નાડીઓ એકઠી થઇ ગાંઠ કરે છે, તેમ મનુષ્યાદિ શરીરમાં પણ અનેક સૂક્ષ્મ નાડીઓ મસ્તક આદિ અંગમાં એકઠી થઈ ગાંઠ કરે છે. જેમ વૃક્ષમાં કઠણ સાર ભાગ હોય છે, તેમ મનુષ્યાદિ શરીરમાં પણ હાડકાં કઠણ છે. જેમ વૃક્ષના કઠણ સાર ભાગમાં રસ હોય છે, તેમ મનુષ્યાદિ શરીરના અસ્થિમાં મજ્જારૂપી રસ હોય છે. માટે મનુષ્યાદિ શરીરમાં તથા પીપળાના વૃક્ષમાં સર્વ રીતે સમાનતા પ્રતીત થાય છે. પણ મનુષ્યાદિ શરીરમાં તથા પીપળાદિના વૃક્ષમાં એક વિશેષતા જોવામાં આવે છે. આ વિશેષતા હું કહું, તે તમે સાંભળો. જેમ કુવાડાથી છેદન કરાયેલ વૃક્ષ ફરી મૂળમાંથી નવીન થઈ ઉત્પન્ન થાય છે, એમ સર્વ લોકમાં અનુભવસિદ્ધ છે, તેમ નાશને પામેલ શરીરાદિ જે મૂળમાંથી નવું થઈ ઉત્પન્ન થાય છે, તે મૂળ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. પણ મૂળ વિના નવા શરીરની ઉત્પત્તિ સંભવે નહિ. માટે શરીરાદિનું કોઈ મૂળ હોવું જોઈએ. આ મૂળ તમે સર્વ બ્રાહ્મણો કહો. જો તમે પિતાનું વીર્ય તથા માતાનું રક્ત આ શરીરનું મૂળ કહો તો તમારૂં તે કહેવું સંભવશે નહિ. કારણ કે પ્રાણને ધારણ કરવાવાળા દેહધારી જીવમાં અન્નાદિના ભક્ષણથી વીર્યની ઉત્પત્તિ થાય છે. વળી મારા પૂછવાનો અભિપ્રાય એ છે કે, જે સુષુપ્તિ અવસ્થામાં તથા પ્રલય અવસ્થામાં સર્વ કાર્ય પ્રપંચનો નાશ થાય છે. ત્યારબાદ કયા મૂળ કારણમાંથી નવું દેહાદિ ઉત્પન્ન થાય છે. વળી માતાપિતાદિનું શરીર પ્રલય કાળે હોતું નથી. માટે દેહનું મૂળ કારણ વીર્ય નથી. જેમ પીપળાનું વૃક્ષ પોતાના મૂળ વિના અન્ય વૃક્ષ ઉપર નવીન થઇ ઉત્પન્ન થાય છે, તેમ આ શરીર પણ મૂળ વિના નવીન થઈ ઉત્પન્ન થશે. આમ તમારૂં કહેવું સંભવશે નહિ. કારણ કે અન્ય વૃક્ષના ઉપર જે પીપળાનું વૃક્ષ ઉત્પન્ન થાય છે, તે જો કે પોતાના મૂળમાંથી ઉત્પન્ન થતું નથી, પણ વૃક્ષના ઉપર પીપળાના બીને પક્ષી લઈ જાય છે. આ બીજમાંથી ત્યાં પીપળાનું વૃક્ષ ઉત્પન્ન થાય છે. બીજ વિના અન્ય વૃક્ષ ઉપર પીપળાનું વૃક્ષ ઉત્પન્ન થતું નથી. તેમ આ શરીરાદિના મૂળરૂપ કારણનો અભાવ થવા છતાં બીજરૂપ કારણ તમારે કહેવું જોઇએ. આ બીજસમાન શરીરાદિનું બીજું શું કારણ છે, તે મને કહો ? જો તમે એમ કહો કે, શરીરાદિ પ્રપંચના મૂળરૂપ કારણના તથા બીજરૂપ કારણના નિશ્ચય કરવાવડે કશા પ્રયોજનની સિદ્ધિ થતી નથી. આ તમારૂં કહેવું પણ સંભવતું નથી. કારણ કે જેમ જે પુરૂષને વૃક્ષનો નાશ કરવાની ઇચ્છા હોય છે, તે પુરૂષ વૃક્ષના મૂળનું કુવાડાથી છેદન કરે છે તથા વૃક્ષના બીને અગ્નિમાં બાળી દે છે. આ બે ઉપાયવડે વૃક્ષનો નાશ થાય છે,

તેમ અધિકારી પુરૂષને જ્યારે શરીરાદિ પ્રપંચના મૂળનું તથા બીનું જ્ઞાન થાય છે ત્યારે તે અધિકારી અસંગ બુદ્ધિરૂપી શસ્ત્રવડે તથા જ્ઞાનરૂપી અગ્નિવડે મૂળ બીજનો નાશ કરે છે. મૂળાદિના જ્ઞાન વિના તેનો નાશ કરવો સંભવતો નથી. માટે દેહાદિ પ્રપંચના મૂળરૂપ કારણને તથા બીજરૂપ કારણને અવશ્ય જાણવાં જોઇએ. જો તમે એમ કહો કે, જે પદાર્થ એકવાર ઉત્પન્ન થાય છે, તે પદાર્થ ફરી બીજીવાર ઉત્પન્ન થતો નથી. પણ સ્વભાવરૂપ કારણમાંથી અપૂર્વ પદાર્થજ ઉત્પન્ન થાય છે. માટે મૂળનો વિચાર કરવાનું કશું પ્રયોજન નથી. આ કહેવું પણ સંભવશે નહિ. કારણ કે એકવાર ઉત્પન્ન થયેલા પદાર્થની ફરી ઉત્પત્તિ નહિ માનશો તો કરેલ પુણ્ય પાપરૂપ કર્મનો ભોગ વિના નાશ થશે તથા નહિ કરેલ પુણ્ય પાપરૂપ કર્મનો સુખ દુઃખરૂપ ફળરૂપે ભોગવટો થશે. આ કૃતનાશ તથા અકૃતાભ્યાગમરૂપ બેઉ દોષની પ્રાપ્તિ થશે. પણ જો પૂર્વે ઉત્પન્ન થયેલા પદાર્થની ફરી ઉત્પત્તિ માનીએ તો આ બેઉ પ્રકારના દોષો પ્રાપ્ત થતા નથી. કારણ કે પૂર્વ જન્મમાં જીવ જે કાંઇ પુણ્ય પાપરૂપ કર્મ કરે છે, તે પુણ્ય પાપરૂપ કર્મનું ફળ સુખદુઃખ આ જન્મમાં ભોગવે છે. આ જન્મમાં જે જીવ પુણ્ય પાપ કર્મ કરે છે, તે કર્મનું ફળ જન્માંતરમાં ભોગવશે. માટે પૂર્વે ઉત્પન્ન થયેલા પદાર્થમાંજ પુણ્ય પાપ રૂપ અદૃષ્ટ રહે છે. જે પદાર્થ નરશૃંગની માફક કદી ઉત્પન્ન થતો નથી, તે પદાર્થમાં પુણ્ય પાપરૂપ અદૃષ્ટ સંભવતું નથી. જો પૂર્વ ઉત્પન્ન થયેલા પદાર્થની ફરી ઉત્પત્તિ ન માનીએ તો માતાના ગર્ભમાંથી નિકળેલું બાળક કોઇ સમયે સ્તનનું પાન કરવા પ્રવૃત્ત થાય છે, તે ન થવું જોઇએ. કારણ કે આ પદાર્થ મારા સુખના સાધનરૂપે છે, આ રીતનું સુખની સાધનતાનું જ્ઞાન જીવની પ્રવૃત્તિમાં કારણરૂપે છે. સુખસાધનતાના જ્ઞાન વિના કોઇ જીવની પ્રવૃત્તિ થતી નથી. જન્મકાળે આ સ્તનપાન મારા સુખના સાધનરૂપે છે, આ રીતનું જ્ઞાન બાળકને નથી. માટે બાળકને સ્તનપાનમાં પ્રવિત્ત થવી જોઇએ નહિ. વળી ઉત્પન્ન થયેલા પદાર્થની જો ફરી ઉત્પત્તિ માનીએ તો આ દૂષણની પ્રાપ્તિ થાય નહિ. કારણ કે જન્મકાળે જીવને જો કે સ્તનપાન મારા સુખનું સાધન છે, આ રીતનું જ્ઞાન અનુભવરૂપે નથી, છતાં પૂર્વના અનંત જન્મમાં આ જીવ સ્તનપાનના સુખની સાધનતાનો અનુભવ કરી આવ્યો છે. આ અનુભવજન્મસંસ્કારથી જીવને જન્મકાળે થાય છે. આ સ્તનપાન મારા સુખના સાધનરૂપે છે, આ રીતનું સ્મૃતિજ્ઞાન થાય છે. ત્યારબાદ આ બાળક સ્તનપાનમાં પ્રવૃત્ત થતું હોવાથી ઉત્પન્ન થયેલ પદાર્થની જ ઉત્પત્તિ થાય છે. પણ અપૂર્વ પદાર્થની ઉત્પત્તિ થતી નથી. જો તમે એમ કહો કે, જેમ બીજમાંથી અંકુર થાય છે તથા અંકુરમાંથી ફરી બીજ થાય છે તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટમાંથી આ શરીર થાય છે. આ શરીરમાંથી ફરી પુણ્યપાપરૂપ અદૃષ્ટ થાય છે. માટે

બીજા કોઇ કારણનો વિચાર કરવો નિષ્ફળ છે. આ તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે જેમ બીજમાં તથા અંકુરમાં પૃથ્વીરૂપ કારણ અનુગત થઇ પ્રતીત થાય છે, તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટમાં તથા શરીરમાં કોઇ અનુગત કારણ પ્રતીત થતું નથી. માટે બીજાંકુરરૂપ વિષમ દૃષ્ટાંતવડે અદૃષ્ટ શરીરનો કાર્યકારણ ભાવ સિદ્ધ થતો નથી. જેમ બીજમાં તથા અંકુરમાં પૃથ્વીરૂપ મૂળ કારણ અનુગત છે, તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટમાં તથા શરીરમાં પણ કોઇ મૂલભૂત કારણ અનુગત થશે. આ મૂલભૂત કારણ જો કે પ્રત્યક્ષાદિ લૌકિક પ્રમાણવડે સિદ્ધ નથી, છતાં વેદરૂપ અલૌકિક પ્રમાણવડે સિદ્ધ છે. માટે પુણ્યપાપરૂપ અદૃષ્ટના તથા શરીરાદિ પ્રપંચના ઉપાદાન કારણનું સ્વરૂપ તથા લક્ષણ તમે સર્વે મને કહો. આ રીતનો પ્રશ્ન જ્યારે યાજ્ઞવલ્કયે સર્વ બ્રાહ્મણોને કર્યો, ત્યારે સર્વ બ્રાહ્મણો જગતના કારણને જાણતા નહિ હોવાથી સર્વ બ્રાહ્મણો પરાજય પામ્યા. ત્યારબાદ યાજ્ઞવલ્કય મુમુક્ષુ જનના હિત માટે પોતે જ તે પ્રશ્નનો ઉત્તર કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કયઃ–સ્થૂલ સૂક્ષ્મરૂપ જડ પ્રપંચનું વિજ્ઞાન આનંદરૂપ પરમાત્મા જ કારણ છે. આ પરમાત્મા સુવર્ણાદિ પદાર્થનું દાન કરવાવાળા પુરૂષને સુખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે તથા બ્રહ્મહત્યાદિ પાપ કર્મ કરનારા પુરૂષને દુઃખની પ્રાપ્તિ કરે છે. તાત્પર્ય એ કે, પરમાત્માનું લક્ષણ બે પ્રકારનું છેઃ–એક સ્વરૂપ તથા બીજું તટસ્થ લક્ષણ. જે લક્ષણ પોતાના લક્ષ્યના સ્વરૂપે થઇ અન્ય પદાર્થવડે પોતાના લક્ષ્યની વ્યાવૃત્તિ કરે, તેને સ્વરૂપ લક્ષણ કહે છે. જેમકે વિજ્ઞાન તથા આનંદ બ્રહ્મના સ્વરૂપે થવાથી જડ પ્રપંચમાંથી બ્રહ્મની વ્યાવૃત્તિ કરે છે. માટે વિજ્ઞાન તથા આનંદ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે. જે લક્ષણ પોતાના લક્ષ્ય અર્થમાં નહિ રહે, પણ કોઇ વખત રહે તથા કોઇ વખત ન રહે તથા પોતાના લક્ષ્ય અર્થને ઈતર પદાર્થથી ભિન્ન કરી જણાવે, તેને તટસ્થ લક્ષણ કહે છે. જેમ સુખદુઃખરૂપ ફળનું દાતાપણું બ્રહ્મમાં સર્વદા રહેતું નથી, પણ જગતની સ્થિતિ કાળ વિશે રહે છે તથા આકાશાદિ જડ પદાર્થથી લક્ષ્યરૂપ બ્રહ્મની વ્યાવૃત્તિ કરે છે. માટે સુખદુઃખરૂપ ફળનું દાતાપણું બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે. આ રીતે જગતના મૂળ કારણનું નિરૂપણ મેં તમારી આગળ કર્યું.

## વૃક્ષરૂપ દૃષ્ટાંતની સમાનતા.

જેમ વૃક્ષનો નાશ થવા છતાં ફરી વૃક્ષની ઉત્પત્તિમાં બીજ કારણરૂપે હોય છે, તેમ જીવના સ્થૂલ શરીરનો નાશ થવા છતાં ફરી સ્થૂલ શરીરની ઉત્પત્તિમાં સૂક્ષ્મ શરીર કારણ છે. જેમ બીજનો નાશ થવા પછી કેવળ પૃથ્વી રહે છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં તથા પ્રલય કાળમાં સૂક્ષ્મ શરીરનો લય થવા પછી કેવળ અજ્ઞાન રહેલ હોય છે.

બ્રાહ્મણોઃ–હે યાજ્ઞવલ્કય ! અજ્ઞાનથી તથા સૂક્ષ્મ શરીરથી જ સર્વ જગતની

ઉત્પત્તિનો સંભવ હોઇ શકે છે. તો પછી બ્રહ્મને શા માટે અંગીકાર કરવા ?

યાજ્ઞવલ્કયઃ–હે બ્રાહ્મણો ! જેમ વૃક્ષની ઉત્પત્તિ કરવામાં બીજને અદૃષ્ટરૂપ નિમિત્ત કારણની અપેક્ષા હોય છે, તેમ સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરવામાં સૂક્ષ્મ શરીરને પરમાત્માની અપેક્ષા હોય છે. ચૈતન્યરૂપ પરમાત્માની સત્તાવિના જડ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરી શકતું નથી. માટે પરમાત્માને અવશ્ય માનવા જોઇએ. પૃથ્વીમાં રહેલ બીજને અંકુરરૂપ કાર્યદ્વારા જ્ઞાન થાય છે. તેમાં પૃથ્વીમાં સંસ્કારરૂપે કરી બીજની સ્થિતિ અંકુરરૂપ કાર્યદ્વારા બીજના જ્ઞાનમાં કારણરૂપે હોય છે. કારણ કે જો સંસ્કારરૂપે બીજ પૃથ્વીમાં ન હોય તો અંકુરરૂપ કાર્યદ્વારા તે બીજનું જ્ઞાન થશે નહિ. તેમ સુષુપ્તિ અવસ્થામાં તથા પ્રલયકાળમાં રહેલ અજ્ઞાન સૃષ્ટિકાળે સૂક્ષ્મ શરીરાકાર પરિણામને પામે છે. માટે અજ્ઞાનમાં સૂક્ષ્મ શરીરનો સંસ્કાર સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિના કારણરૂપે છે. કારણ કે જો પ્રલયકાળે સૂક્ષ્મ શરીરના સંસ્કાર અજ્ઞાનમાં ન હોય તો સૃષ્ટિકાળે અજ્ઞાનથી સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ ન થવી જોઇએ. માટે પ્રલયકાળે સૂક્ષ્મ શરીરનો સંસ્કાર અજ્ઞાનમાં રહે છે. આ સંસ્કાર અત્યંત સૂક્ષ્મ હોવાથી સર્વજ્ઞ પરમાત્માવિના કોઇ જીવવડે જાણી શકાતા નથી. માટે સૂક્ષ્મ સંસ્કારને જાણવાવાળા સર્વજ્ઞ પરમાત્મા અવશ્ય માનવા જોઇએ. જેમ અમૂર્ત આકાશમાં મૂર્તરૂપ પૃથ્વી રહે છે, તેમ વિજ્ઞાનરૂપ પરમાત્મામાં જડ અજ્ઞાન રહે છે. ચૈતન્યરૂપ પરમાત્મા વિના અન્ય કોઈ પદાર્થમાં અજ્ઞાન રહેતું નથી. કારણ કે ચૈતન્ય પરમાત્માથી ભિન્ન સર્વ જડ પદાર્થો અજ્ઞાનના કાર્યરૂપ હોવાથી જડ પદાર્થમાં અજ્ઞાન રહેતું નથી. અજ્ઞાન પોતાને આશ્રયે રહેલ પદાર્થને અંધકારની માફક આવરણ કરે છે. આ અજ્ઞાનનો સ્વભાવ છે. વળી આકાશાદિ જડ પદાર્થ સ્વભાવથી જ આવરણરૂપે હોવાથી અજ્ઞાનકૃત આવરણ જડ પદાર્થમાં સંભવતું નથી. આથી જડ પદાર્થમાં અજ્ઞાન રહેતું નથી. જે મનુષ્ય આકાશાદિ જડ પદાર્થને આશ્રયે રહેલ અજ્ઞાનને માને તેને પૂછવું કે, જ્યારે આકાશાદિ જડ પદાર્થ ઉત્પન્ન ન થયલું હોય ત્યારે તે અજ્ઞાન શું આશ્રય વિના રહેતું હતું અથવા કોઈ બીજાનો આશ્રય કરી રહેલ હતું ? તેમાં પ્રથમ નિરાશ્રય પક્ષ માનવો સંભવતો નથી. કારણ કે અજ્ઞાન, આ રીતના શબ્દના શ્રવણવડે લોક એમ પૂછશે કે, કઈ વસ્તુનું અજ્ઞાન તથા શામાં અજ્ઞાન. આ રીતના લોકના અનુભવથી અજ્ઞાનમાં આશ્રયની તથા વિષયની અવશ્ય અપેક્ષા રહે છે. માટે આશ્રય વિના અજ્ઞાન રહેતું નથી. બીજું આકાશાદિ જડ પદાર્થની ઉત્પત્તિપૂર્વે કોઈ બીજાને આશ્રયે અજ્ઞાન રહે છે, એમ બીજો પક્ષ જો કોઈ માને તો તેને પૂછવું કે, બીજો જીવ છે, ઇશ્વર છે અથવા શું શુદ્ધ પરમાત્મા છે ? તેમાં જીવઇશ્વરમાં અજ્ઞાનની આશ્રયતા સંભવતી નથી. કારણ કે અજ્ઞાનવિશિષ્ટ ચૈતન્યનું નામ જીવ ઇશ્વર છે. આ

જીવ ઇશ્વરમાં જો અજ્ઞાનની આશ્રયતા માનીએ તો અજ્ઞાનમાં અજ્ઞાનની આશ્રયતારૂપ આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. માટે જીવ ઇશ્વરને આશ્રિત અજ્ઞાન નથી. પણ શુદ્ધ પરમાત્માના આશ્રયે અજ્ઞાન રહે છે. આ સર્વ વેદાંત મતનો સિદ્ધાંત છે. જેમ આ લોકમાં નિર્ધન પુરૂષ ધનવાળા પુરૂષનો આશ્રય કરે છે, તેમ દુઃખરૂપ અજ્ઞાન વિજ્ઞાન આનંદરૂપ આત્માનો આશ્રય કરે છે.

## વિજ્ઞાન આનંદનો અભેદ.

આ લોકમાં પણ વિજ્ઞાનથી ભિન્ન આનંદ જોવામાં આવતો નથી. કારણ કે હું સુખી છું, આ રીતના જ્ઞાનવિના આનંદની સિદ્ધિ થતી નથી. માટે આનંદ વિજ્ઞાનરૂપે છે.

બ્રાહ્મણોઃ–જેમ હું સુખી છું, આ રીતના વિજ્ઞાન વિના સુખની સિદ્ધિ થતી નથી, માટે સુખ વિજ્ઞાનરૂપે છે, તેમ હું દુઃખી છું, આ રીતના જ્ઞાન વિના દુઃખની પણ સિદ્ધિ થતી નથી. માટે દુઃખ પણ વિજ્ઞાનરૂપે થવું જોઇએ.

યાજ્ઞવલ્કયઃ–સુખ વિજ્ઞાનરૂપે છે, આમાં કેવળ લોકપ્રસિદ્ધિ પ્રમાણ નથી, પણ विज्ञानमानंदं ब्रह्म આ શ્રુતિ પણ પ્રમાણરૂપે છે. તેમ દુઃખની વિજ્ઞાનરૂપતામાં કોઇ શ્રુતિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણ નથી. માટે દુઃખ વિજ્ઞાનરૂપે નથી.

બ્રાહ્મણોઃ–સર્વ શાસ્ત્રમાં અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિરૂપ યોગ તથા પ્રાપ્ત વસ્તુના પાલનરૂપ ક્ષેમ, આ બેઉ રૂપવડે સુખ-દુઃખની સમાનતા કહી છે. માટે જો સુખને વિજ્ઞાનરૂપે માનશો તો દુઃખને પણ વિજ્ઞાનરૂપતા થવી જોઇએ. જો સુખને વિજ્ઞાનરૂપ માની દુઃખને વિજ્ઞાનરૂપ નહિ માનશો તો સર્વ શાસ્ત્રમાં કહેલ સુખ-દુઃખની સમાન યોગક્ષેમતા અસંગત થશે.

યાજ્ઞવલ્કયઃ–જો કે સર્વ શાસ્ત્રમાં સુખદુઃખની સમાનતા કહી છે, છતાં સુખદુઃખમાં આ રીતની વિલક્ષણતા સર્વ લોકને અનુભવસિદ્ધ છે. સર્વ લોક આ સુખ મને સર્વદા થાઓ, આ રીતે આત્મ-સંબંધી સુખની ઇચ્છા કરે છે. તેમ જ આ દુઃખ મને કદી ન થાઓ, આ રીતે તેઓ દુઃખમાં દ્વેષબુદ્ધિ કરે છે. આથી સિદ્ધ થાય છે કે, મને આ પદાર્થ સર્વદા થાઓ, આ રીતની ઇચ્છાનો વિષય જે પદાર્થ હોય, તે પદાર્થ અનુકૂલ હોય છે તથા તે સ્વશબ્દવડે પ્રતિપાદન કરવાયોગ્ય હોય છે. વળી મને આ પદાર્થ કદી નહિ થાઓ, આ રીતની ઇચ્છાનો વિષય જે પદાર્થ હોય, તે પદાર્થ પ્રતિકૂલ હોય છે તથા તે સ્વશબ્દવડે પ્રતિપાદન કરવા યોગ્ય હોતો નથી. તેમાં મને સર્વદા સુખ થાઓ, આ રીતની ઇચ્છા સર્વ જીવને હોય છે. આ ઇચ્છામાં પણ સર્વદા સુખ હોય, એટલા અંશવડે સુખમાં અનુકૂલતા પ્રતીત થાય છે તથા મને આટલા અંશે કરી સુખમાં સ્વશબ્દની પ્રતિપાદ્યતા પ્રતીત થાય છે. માટે સુખનું લક્ષણ એ છે કે, જે સર્વદા અનુકૂલ હોય તથા સ્વશબ્દવડે પ્રતિપાદ્ય હોય, તેને સુખ કહે છે. વળી મને કદી દુઃખ ન થાઓ, આ રીતની ઇચ્છા પણ સર્વ

જીવને હોય છે. માટે દુઃખનું લક્ષણ એ છે કે, જે સર્વ જીવને પ્રતિકૂલ હોય તથા સ્વશબ્દવડે અપ્રતિપાદ્ય હોય, તેને દુઃખ કહે છે. તેમાં જે અનુકૂલ હોય તેને સુખ કહે છે, એટલું જ સુખનું લક્ષણ કહીએ તો વૈરી પુરૂષનું સુખ પણ સુખરૂપે અનુકૂલ છે. માટે વૈરીનું સુખ પણ અન્યને સુખરૂપે થવું જોઇએ. વળી વૈરીનું સુખ કોઇને સુખરૂપે થઇ પ્રતીત થતું નથી. આથી સ્વશબ્દવડે પ્રતિપાદ્ય કહ્યું. જે સ્વશબ્દવડે પ્રતિપાદ્ય હોય તેને સુખ કહે છે. એટલું જ જો સુખનું લક્ષણ માનીએ તો આ મારો શત્રુ છે, આ મારૂં દુઃખ છે, આ રીતની પ્રતીતિ સર્વ જીવને થાય છે. અહીં સ્વશબ્દથી પ્રતિપાદ્યપણું વૈરીમાં તથા દુઃખમાં પ્રતીત થાય છે. માટે વૈરી તથા દુઃખ પણ સુખરૂપ થવું જોઈએ. આથી અનુકૂલ કહ્યું છે. વૈરીમાં તથા દુઃખમાં કોઇને અનુકૂલતાનું જ્ઞાન હોતું નથી.

બ્રાહ્મણોઃ—જે અનુકૂલ હોય તથા સ્વશબ્દવડે પ્રતિપાદ્ય હોય, તેને સુખ કહે છે. આ રીતના સુખના લક્ષણમાં સ્વશબ્દનો અર્થ આત્માનો સંબંધી લેવો અથવા સ્વશબ્દનો અર્થ આત્મા જ લેવો. તેમાં જો આત્માનો સંબંધી સ્વશબ્દનો અર્થ માનીએ તો જેમ આત્માના સંબંધી શરીરાદિ આત્મારૂપ નથી, તેમ આત્મા સંબંધી સુખ પણ આત્મારૂપ થશે નહિ. વળી જો સ્વશબ્દનો અર્થ આત્મા માનીએ તો, મને સુખ થાય, આ પ્રતીતિમાં સુખનો તથા આત્માનો જે ભેદ પ્રતીત થાય છે, તે ન થવો જોઇએ. પણ હું સુખરૂપે છું, આ રીતની પ્રતીતિ થવી જોઇએ.

યાજ્ઞવલ્ક્યઃ—સુખના લક્ષણમાં સ્વશબ્દનો આત્મા સંબંધી અર્થ નથી. પણ આત્મા જ સ્વશબ્દનો અર્થ છે. માટે સુખ આત્મારૂપે છે. જેમ લોકમાં મનુષ્ય પોતે પોતાનો ઉપકાર કરે છે, આ રીતનો શબ્દ બોલે છે તો શબ્દથી જો કે પોતામાં પોતાનો ભેદ પ્રતીત થાય છે, છતાં પોતાનો પોતામાં ભેદ નથી. માટે તે પ્રતીતિ ભ્રમરૂપે છે. તેમ શ્રુતિના પ્રમાણવડે સુખ તથા આત્માના અભેદની સિદ્ધિ થવા છતાં મને સુખ થાય, આ રીતના શબ્દથી સુખ તથા આત્માનો ભેદ જે પ્રતીત થાય છે, તે પ્રતીતિ ભ્રાંતિરૂપે છે. માટે ભ્રાન્તિજ્ઞાનવડે સુખ તથા આત્માનો ભેદ સિદ્ધ થતો નથી. વળી સુખ તથા આત્માનો પરસ્પર સંબંધ નિત્યરૂપે છે. કારણ કે જો સુખ તથા આત્માનો સંબંધ અનિત્ય માનીએ તો જે પદાર્થ અનિત્ય હોય છે, તે કોઈ કાળે હોય છે તથા કોઇ કાળે નથી હોતા. જેમ ઘટાદિ અનિત્ય પદાર્થ કોઈ કાળે છે તથા કોઇ કાળે નથી, તેમ સુખ તથા આત્માનો સંબંધ પણ જે સમયે નહિ હોય, તે સમયે આત્મા સુખથી ભિન્ન થશે. જે સુખથી ભિન્ન હોય છે, તે દુઃખની માફક પ્રતિકૂલ જ હોય છે. માટે આત્મામાં પણ પ્રતિકૂલતા થવી જોઇએ. પણ કોઇ કાળે કોઈ જીવને પોતાના આત્મામાં પ્રતિકૂલતા નથી, પણ સર્વ જીવને પોતાના આત્મામાં અનુકૂલતા જ હોય છે. માટે સુખ તથા આત્માનો નિત્ય સંબંધ છે.

બ્રાહ્મણોઃ—સમુદાય સંબંધને જ નૈયાયિક નિત્યસંબંધ માને છે તથા ગુણ અને દ્રવ્યમાં સમુદાય સંબંધ રહે છે. માટે સુખરૂપ ગુણ પણ આત્મામાં સમુદાય સંબંધવડે રહે છે. જેનો સમુદાય સંબંધ હોય છે, તેનો પરસ્પર ભેદ હોય છે. માટે સુખ તથા આત્માનો ભેદ સિદ્ધ થશે.

યાજ્ઞવલ્કયઃ—સુખ તથા આત્માનો પરસ્પર સમુદાય સંબંધ નથી. પણ કલ્પિત ભેદવાળો વાસ્તવ અભેદરૂપ તાદાત્મ્ય સંબંધ સુખ તથા આત્માના નિત્યસંબંધરૂપે છે. કારણ કે નેતિનેતિ આ શ્રુતિ આત્માથી ભિન્ન સર્વ જગતનો નિષેધ કરે છે. જેમ સુખ આત્માથી ભિન્ન નથી, તેમ વિજ્ઞાન પણ આત્માથી ભિન્ન નથી. કારણ કે જો વિજ્ઞાનને આત્માથી ભિન્ન માનીએ તો જેમ બુદ્ધિની વૃત્તિરૂપ ગૌણ જ્ઞાન આત્માથી ભિન્ન હોવાથી જડરૂપે છે, તેમ આત્માથી ભિન્ન થયેલ વિજ્ઞાન પણ જડરૂપે થશે. જે જે જડ હોય, તેને પોતાની સિદ્ધિ માટે અન્ય જ્ઞાનની અપેક્ષા રહે છે. જેમ ઘટાદિ જડ પદાર્થ પોતાની સિદ્ધિમાં અન્ય જ્ઞાનની અપેક્ષા કરે છે, તેમ જડવિજ્ઞાન પણ પોતાની સિદ્ધિમાં કોઇ અન્ય વિજ્ઞાનની અપેક્ષા કરશે. બીજું વિજ્ઞાન પોતાની સિદ્ધિમાં કોઇ ત્રીજા વિજ્ઞાનની અપેક્ષા કરશે. આ રીતે વિજ્ઞાનની અનવસ્થારૂપ દોષની પ્રાપ્તિ થશે. જે પોતાની સિદ્ધિમાં અન્ય વિજ્ઞાનની અપેક્ષા કરે છે, તે વિજ્ઞાનરૂપે થાય નહિ. જેમ ઘટાદિ પદાર્થ પોતાની સિદ્ધિમાં અન્ય વિજ્ઞાનની અપેક્ષા કરે છે. માટે ઘટાદિ વિજ્ઞાનરૂપ નથી. તેમ વિજ્ઞાન પણ જો પોતાના પ્રકાશ માટે બીજા વિજ્ઞાનની અપેક્ષા કરશે તો વિજ્ઞાન પણ ઘટાદિની માફક અવિજ્ઞાનરૂપ થશે. વિજ્ઞાનને અવિજ્ઞાનરૂપે કહેવું, તે અત્યંત વિરૂદ્ધ છે. માટે સુખની માફક વિજ્ઞાન પણ સ્વપ્રકાશ આત્મારૂપે છે. સર્વ જગતમાં મિથ્યાત્વનો બોધ કરવા શ્રુતિ, વિજ્ઞાન તથા આનંદરૂપ આત્માને બ્રહ્મરૂપે કહે છે. તાત્પર્ય કે, દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ તથા વસ્તુપરિચ્છેદ, આ ત્રણ પરિચ્છેદથી રહિત મહાન્ અર્થનો બ્રહ્મ શબ્દ બોધ કરે છે. તેમાં પ્રપંચને જો સત્ય માનીએ તો બ્રહ્મમાં વસ્તુપરિચ્છેદની પ્રાપ્તિ થશે. માટે બ્રહ્મ શબ્દ આત્માથી ભિન્ન સર્વ જગતમાં મિથ્યાત્વનો બોધ કરે છે. જેમ એક જ આકાશમાં ઘટમઠાદિ ઉપાધિવડે અનેક પ્રકારનો ભેદ પ્રતીત થાય છે, તેમ એક જ અદ્વિતીય આત્મામાં અજ્ઞાનાદિ ઉપાધિવડે અનેક પ્રકારનો ભેદ પ્રતીત થાય છે. માટે બ્રહ્મમાં સજાતીય ભેદ નથી. જેમ કે માયાવી પોતાની માયાથી આકાશમાં માયામય શરીર ઉત્પન્ન કરે છે. આ શરીરરૂપ ઉપાધિ હોય છે, ત્યારે માયાવીનો આકાશાદિમાં જે ભેદ પ્રતીત થાય છે તથા આકાશાદિનો માયાવી પુરૂષમાં જે ભેદ પ્રતીત થાય છે, તે ઉપાધિ મિથ્યા હોવાથી મિથ્યા છે. તેમ અજ્ઞાનાદિ ઉપાધિ મિથ્યા હોવાથી અજ્ઞાનાદિથી કરાયેલ બ્રહ્મમાં અનેક પ્રકારના ભેદ મિથ્યા છે. આ વિજ્ઞાનરૂપ બ્રહ્મનું સ્વરૂપ

મેં તમને કહ્યું. આ શુદ્ધ બ્રહ્મ જગતના કારણરૂપે હોય નહિ, પણ માયાવિશિષ્ટ બ્રહ્મ જગતના કારણરૂપે હોય છે. આ અભિપ્રાયથી શ્રુતિએ પુણ્ય તથા પાપના ફળના આપવાવાળાને જગતના કારણરૂપે કહ્યા છે. શુદ્ધ બ્રહ્મમાં ફળનું દાતાપણું સંભવતું નથી. વળી માયામાં જગતની કારણતાનો બોધ કરવા માયાવિશિષ્ટ પરમાત્મામાં જગતની કારણતા પૂર્વે કહી. પણ આ અર્થમાં અનુપપત્તિરૂપ દૂષણની પ્રાપ્તિ થાય છે. કારણ કે ચૈતન્યની સત્તા વિના જડ માયા પોતાની સ્થિતિ કરવા સમર્થ થતી નથી. તો પછી સર્વ જગતનો નિર્વાહ કરવા આ જડ માયા કેવી રીતે સમર્થ થશે ? આ રીતની અનુપપત્તિના વિચારવડે વેદભગવાન્ કેવળ શુદ્ધ બ્રહ્મને જ સર્વ જગતના અધિષ્ઠાનરૂપે કહે છે. આ બ્રહ્મ કેવળ જડ અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ નથી, પણ બ્રહ્મચર્યાદિ સાધનવડે જે પુરૂષને હું બ્રહ્મરૂપે છું, આ રીતનું અભેદ જ્ઞાન થયું છે, તે વિદ્વાનનું શુદ્ધ બ્રહ્મ પરમસ્થાન છે.

ગુરૂઃ–હે શિષ્ય ! માયાવિશિષ્ટ બ્રહ્મ પુણ્ય તથા પાપના ફળ આપવાવાળા છે તથા માયાથી રહિત થયલા બ્રહ્મજ્ઞાની પુરૂષનો જે આત્મા છે, તે જ બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે છે. આ અભિપ્રાયથી યાજ્ઞવલ્કયે સર્વ બ્રાહ્મણને જગતનું કારણ પૂછયું. પણ સર્વ બ્રાહ્મણ જગતના કારણને જાણતા નહતા. આ કારણરૂપ બ્રહ્મ અમે અધિકારીઓએ વેદના વચનથી શ્રવણ કર્યો છે. આ રીતે સૂર્ય ભગવાનના શિષ્ય યાજ્ઞવલ્કય ગાયોને ઘેર લઇ જવારૂપ નિમિત્તવડે સર્વ બ્રાહ્મણોનો પરાજય કરવા લાગ્યા. બ્રહ્મવેત્તાનો દ્વેષ શાકલ્યે કર્યો, તેથી તે ભસ્મ થયો. જે બ્રહ્મવિદ્યા સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કયને કહી તથા જે યાજ્ઞવલ્કયે સર્વ બ્રાહ્મણોને પૂછી, તે બ્રહ્મવિદ્યા યાજ્ઞવલ્કય જનક રાજાને કહેવા લાગ્યા.

मिथिलापतये राज्ञे जनकायोत्सुकाय हि ॥
सूर्योक्तं दिष्टवान् ज्ञानं यत्स्वयं पृष्टवान् द्विजान् ॥ ६६८ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण शंकरानंदभगवता विरचिते तथा चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे आत्मपुराणे बृहदारण्यके ऋषियाज्ञवल्कयसंवादो नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

# અધ્યાય ૬ ઠ્ઠો.

## યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષત્

### યાજ્ઞવલ્કયનો જનકરાજાને ઉપદેશ.

**एवं गुरुमुखाच्छ्रुत्वा शिष्यो नानाविधाः कथाः ॥**
**आत्मविज्ञानसंबद्धाः प्रपच्छ स्वगुरुं पुनः ॥ १ ॥**

પ્રથમ પાંચમા અધ્યાયમાં બૃહદારણ્યક ઉપનિષદના યાજ્ઞવલ્કય કાંડના અર્થનું નિરૂપણ કર્યું. હવે આ છઠ્ઠા અધ્યાયમાં આપ મને યાજ્ઞવલ્કય કાંડના અર્થનું નિરૂપણ કરશો. પૂર્વના અધ્યાયોમાં બ્રહ્મવિદ્યાવાળી અનેક પ્રકારની કથાને ગુરૂના મુખથી સાંભળી શ્રદ્ધાવાન્ શિષ્ય ફરી ગુરૂને પૂછવા લાગ્યો. (૧)

શિષ્યઃ—હે ભગવન્! પ્રથમ અધ્યાયમાં આપે વામદેવાદિ અધિકારીના તથા સનકાદિ ઋષિના સંવાદવડે ઐતરેય ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. બીજા અધ્યાયમાં આપે ઇન્દ્ર પ્રતર્દનના સંવાદવડે કૌષીતકિ અર્થનું નિરૂપણ કર્યું. ત્રીજા અધ્યાયમાં આપે અજાતશત્રુ તથા બાલાકિના સંવાદવડે કૌષીતકિ ઉપનિષદનું નિરૂપણ કર્યું. ચોથા અધ્યાયમાં આપે દધ્યઙ્ અથર્વણ અશ્વિનીકુમાર તથા દેવરાજ ઇન્દ્રના સંવાદવડે બૃહદારણ્યક ઉપનિષદના મધુકાંડનું નિરૂપણ કર્યું. વળી પાંચમા અધ્યાયમાં આપે યાજ્ઞવલ્કય તથા આશ્વલાદિના સંવાદવડે બૃહદારણ્યક ઉપનિષદના યાજ્ઞવલ્કય કાંડનું નિરૂપણ કર્યું. આ સર્વ અધ્યાયમાં અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા આપે મને કહી. વળી પાંચમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, સૂર્ય ભગવાનના શિષ્ય યાજ્ઞવલ્કય મુનિએ જનકરાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. એ ઉપદેશ હવે મને શ્રવણ કરાવો.

ગુરૂઃ—હે શિષ્ય! યાજ્ઞવલ્કયે જનકરાજાને જે ઉપદેશ કર્યો હતો, તે હવે તું સાવધાન થઇ સાંભળ. બ્રહ્મસભામાં શાકલ્યનું મૃત્યુ અને સર્વ બ્રાહ્મણનો પરાજય થયો, ત્યાર પછી જનકરાજા અને બીજા સભાસદો પોતપોતાને ઘેર ગયા. બીજે દિવસે પ્રાતઃકાળે દુંદુભિ અને વાદિત્રોના મધુર શબ્દથી જનકરાજા જાગ્રત થયા. પ્રાતઃ નિત્ય કર્મ કરી તથા બ્રાહ્મણોના આશીર્વાદ ગ્રહણ કરી, શણગાર સજી, રાજા રાજસભામાં ગયા. ઉંચા સિંહાસનપર જનકરાજા બિરાજ્યા પછી, બીજા સર્વ સભાજનો પોતપોતાને યોગ્ય આસને બેઠા. યાજ્ઞવલ્કય પણ સ્નાનાદિ ક્રિયાઓ કરી લઈ, પોતાના શિષ્યો સહવર્તમાન તેમની સભામાં આવ્યા. યાજ્ઞવલ્કયને સભામાં આવતા જોઇ, જનક-

રાજા સર્વ સભા સહિત ઉઠીને ઉભા થયા તથા તેમને યોગ્ય આદર આપી સુંદર આસને બેસાડ્યા. પોતે બેઠા પછી તેઓએ જનકરાજાને, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોને પોતપોતાના આસનપર બેસી જવા આજ્ઞા કરી. પછી નમ્રતાપૂર્વક જનકરાજાએ કહ્યું કે,–હે મુનિ! આપના જેવા વિદ્વાન્‌બ્રાહ્મણો પરમાત્મારૂપ છે. કારણ કે જેમ પરમાત્મા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, તેમ આપના જેવા વિદ્વાન બ્રાહ્મણો પણ ઇન્દ્રાદિક દેવોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા સમર્થ છે. તો પછી અમારા સરખા દેહધારી જીવની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવામાં બ્રાહ્મણ સમર્થ હોય, તેમાં તો શું જ કહેવું? સર્વપર સમાન દૃષ્ટિવાળા, શમદમાદિ ગુણોથી યુક્ત, મત્સરાદિક વિકારોથી રહિત અને સર્વ કામનાઓથી મુક્ત આપના જેવા વિદ્વાનનું પૃથ્વીપર ફરવું, સુવર્ણાદિક પદાર્થ ગ્રહણ કરવા માટે નથી; પરંતુ અજ્ઞાની જીવોનો ઉદ્ધાર કરવા માટે છે. હું તો એમ માનું છું કે, મારા જેવા સંસારરૂપી સમુદ્રમાં ડૂબેલા મનુષ્યને તારવા માટે જ આપનું આગમન અત્રે થયું છે. કૃમિ કીટાદિકથી વ્યાપ્ત, કર્ણ ને પુચ્છથી છેદાયલો તથા નાના પ્રકારના વ્યાધિવાળો શ્વાન, જેમ વિષ્ઠાથી લિપ્ત સુકા હાડકાને માટે બીજા બળવાન્ શ્વાન સાથે લઢી, મરણને પામે છે, તેમ હું વિષ્ઠા મૂત્રાદિકથી દુર્ગંધવાળા નિંદિત શરીરને અહંબુદ્ધિથી ગ્રહણ કરી, અનેક પ્રકારનાં દુઃખને સહન કરતો, મરણોન્મુખ થતો જાઉં છું. જેમ ક્ષુધાથી પીડાયલો રાક્ષસ મનુષ્યાદિક જીવોનું ભક્ષણ કરે, તેમ ક્ષુધાથી પીડિત થયલો હું પણ તંદુલાદિક સ્થાવર અન્ન તથા મૃગાદિક જંગમ જીવોનું ભક્ષણ કરૂં છું. જેમ સ્મશાન ભૂમિમાં પડેલા મૃત શરીરને પિશાચો ગ્રહણ કરે છે, તેમ કામરૂપી પિશાચના આવેશથી યુક્ત થયેલો હું અપવિત્ર સ્ત્રીઓનાં શરીરોને આલિંગન કરૂં છું. તાત્પર્ય એ કે, જો હું સ્ત્રીનું આલિંગન નથી કરતો તો કામને લીધે દુઃખ મળે છે. પણ જો હું આલિંગન કરૂં છું તો પિશાચની તુલ્યતા પ્રાપ્ત થાય છે. વળી સ્ત્રીના સંભોગના પરિણામકાળે પણ અનેક દુઃખની પ્રાપ્તિ હોવાથી, સ્ત્રીનો સંભોગરૂપ વ્યવહાર પણ સર્વથા દુઃખના કારણરૂપે છે. જેમ કોઈ નિર્દય રાક્ષસ મનુષ્યાદિ શરીરને મારે છે, તેમ ગંધના લોભવાળો હું જનક ચંદનાદિ સુગંધી પદાર્થ ઘર્ષણવડે દુર્ગંધવાળા શરીરને લગાડું છું. જેમ શાંત સ્વભાવવાળા મુનિઓને વિનાઅપરાધે રાક્ષસ મારે છે, તેમ મૃગયારૂપી વ્યસનવાળો હું પણ તૃણ તથા પર્ણાદિનું ભક્ષણ કરનાર મૃગને વિનાઅપરાધે મારૂં છું. જેમ ઘાંચી તલને પીલી તેમાંથી તેલ કાઢે છે, તેમ હું પણ દ્રવ્યના લોભે પ્રજાને નાનાં પ્રકારનાં દુઃખ આપી, તેમની પાસેથી દ્રવ્ય ગ્રહણ કરૂં છું. તાત્પર્ય કે, જો હું પ્રજા પાસેથી દ્રવ્ય નહિ લઉં તો દ્રવ્યની ઇચ્છાથી દુઃખ થાય છે. જો હું પ્રજા પાસેથી દ્રવ્ય લઉં છું તો ઘાંચીની તુલ્યતા પ્રાપ્ત થાય છે. માટે પ્રજા પાસે દ્રવ્ય ગ્રહણ કરવાનો વ્યવહાર પણ સર્વથા

દુ:ખરૂપ છે. જેમ ખભા તથા પીઠપર થયેલ ગાંઠ, મનુષ્ય તથા પશુને દુ:ખ કરે છે, તેમ પુરૂષના ખભાપર બેસી, તેમ જ હાથી તથા ઘોડા ઉપર બેસી, હું તેમને દુ:ખ ઉપજાવું છું. કાગડો જેમ ઘરના છાપરાપર બેસી અપ્રિય શબ્દનો ઉચ્ચાર કરે છે, તેમ માનયુક્ત હું સર્વલોક કરતાં ઉંચા આસનપર બેસું છું તથા સર્વને અપ્રિય શબ્દનો ઉચ્ચાર કરૂં છું, પૃથ્વીમાં રહેલો તથા આસક્તિવાળો સર્પ જેમ ધનની રક્ષા કરે છે, તેમ હું ધનની રક્ષા કરૂં છું. જેમ ગામનું ભુંડ પોતાનાં સ્ત્રીપુત્રાદિ કુટુંબમાં અત્યંત આસક્ત હોય છે, તેમ હું જનક સ્ત્રીપુત્રાદિ કુટુંબમાં આસક્ત છું. આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ, આ ત્રણ પ્રકારનાં દુ:ખવાળા સંસારમાં પડેલા મારા જેવા અજ્ઞાની જીવના ઉદ્ધાર માટે આપનું અત્રે આગમન થયું છે.

જનકરાજાએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે મુનિ કહેવા લાગ્યા કે–હે રાજન્! મારૂં આગમન ગાયોની પ્રાપ્તિ તથા આત્માનો નિર્ણય કરવા અર્થે છે. રાજસભામાં ઘણા વિદ્વાનો આવે અને રાજાને જ્ઞાન આપે, એવો નિયમ છે. તમે પણ બ્રાહ્મણોનો સત્કાર કરનારા હોવાથી તમારે ત્યાં ઘણા બ્રાહ્મણો આવે છે, તેથી તમને ઘણું જ્ઞાન મળ્યું હશે, એમ જાણીને હું તે જાણવા અત્રે આવ્યો છું. તમે મને તે જ્ઞાન સંભળાવો. તે પછી હું તમને ઉપદેશ કરીશ. પૂર્વે રાજસભામાં આવી બ્રાહ્મણોએ જનકને જે ઉપદેશ કર્યો હતો, તે સર્વ તેમણે પછી યાજ્ઞવલ્ક્યને કહ્યો.

જનક–શિલિન ઋષિના પુત્ર જિત્વા ઋષિએ અગ્નિને બ્રહ્મરૂપે કહ્યો છે. (૧) શુલ્બ ઋષિના પુત્ર ઉદંકે વાયુને બ્રહ્મરૂપે કહ્યો છે. (૨) વૃષ્ણુ ઋષિના પુત્ર વર્કુ ઋષિએ સૂર્યને બ્રહ્મરૂપે કહ્યો છે. (૩) ભારદ્વાજ ગોત્રમાં ઉત્પન્ન થયલા ગર્દભી વિપીત નામના ઋષિએ દિશાઓને બ્રહ્મરૂપે કહી છે. (૪) જાબાલના પુત્ર સત્યકામ ઋષિએ ચંદ્રમાને બ્રહ્મરૂપે કહ્યો છે. (૫) તથા વિદગ્ધ નામના શાકલ્ય ઋષિએ પ્રજાપતિને બ્રહ્મરૂપે કહ્યા છે. (૬) આ પ્રમાણે પૂર્વે રાજસભામાં આવેલા બ્રાહ્મણોએ મને ઉપદેશ કરેલો છે.

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! અગ્નિ આદિક દેવો, સર્વ જગતનો નિર્વાહ કરનાર છે, તેથી બ્રહ્મરૂપે તેમની ઉપાસના કરવી એ સારૂં છે. પણ માત્ર તેટલુંજ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. તમને અગ્નિ આદિ દેવોનો જે ઉપદેશ તેમણે કર્યો, તે સંપૂર્ણ નથી. કારણ કે એક પાદનો તમને ઉપદેશ કર્યો છે તથા એ ઋષિઓના ઉપદેશમાં ત્રણ પાદ હજી બાકી છે, માટે હું કહું તે સાંભળો. અધિદૈવરૂપ અગ્નિ પ્રથમ પાદ છે, અધ્યાત્મરૂપ વાક્ ઇન્દ્રિય દ્વિતીય પાદ છે, અવ્યાકૃતરૂપ આકાશ તૃતીય પાદ છે, અને પ્રજ્ઞા ચતુર્થ પાદ છે. તેમ જ અધિદૈવરૂપ વાયુ પ્રથમ પાદ, અધ્યાત્મરૂપ ઘ્રાણ દ્વિતીય પાદ, અવ્યાકૃતરૂપ આકાશ તૃતીય પાદ અને પ્રિય ચતુર્થ પાદ છે. અધિદૈવરૂપ સૂર્ય પ્રથમ પાદ, અધ્યાત્મરૂપ ચક્ષુ ઇન્દ્રિય દ્વિતીય પાદ, અવ્યાકૃતરૂપ આકાશ તૃતીય પાદ અને સત્ય ચતુર્થ પાદ

છે. અધિદૈવરૂપ દિશા પ્રથમ પાદ, અધ્યાત્મરૂપ શ્રોત્ર ઇન્દ્રિય દ્વિતીય પાદ, અવ્યાકૃતરૂપ આકાશ તૃતીય પાદ તથા અનંત ચતુર્થ પાદ છે. અધિદૈવરૂપ ચંદ્રમા પ્રથમ પાદ, અધ્યાત્મરૂપ મન દ્વિતીય પાદ, અવ્યાકૃતરૂપ આકાશ તૃતીય પાદ, તથા આનંદ ચતુર્થ પાદ છે. અધિદૈવરૂપ પ્રજાપતિ પ્રથમ પાદ, હૃદય દ્વિતીય પાદ, આકાશ તૃતીય પાદ તથા સ્થિતિ ચતુર્થ પાદ છે. અગ્નિ આદિકનાં ચાર ચાર પાદોમાં પ્રત્યેકના પ્રથમ પાદનું ચિંતન કરવાથી હિરણ્યગર્ભની સ્મૃતિ થાય છે, બીજા પાદનું ચિંતન કરવાથી વિરાટ્ ભગવાનની સ્મૃતિ થાય છે, ત્રીજા પાદનું ચિંતન કરવાથી અંતર્યામી ઇશ્વરની સ્મૃતિ થાય છે અને ચોથા પાદનું સ્મરણ કરવાથી તુરીયની સ્મૃતિ થાય છે. આ પ્રમાણે અગ્નિ આદિક ચાર પાદવાળા સગુણ બ્રહ્મની ઉપાસના, મુનિએ છ વાર કહી અને જનક રાજાએ છ વાર મુનિને કહ્યું કે, આ એક સહસ્ર ગાય હું તમને ગુરૂદક્ષિણામાં આપું છું. યાજ્ઞવલ્કયે છ વાર તેમને કહ્યું કે, હે જનક! જ્યાં સૂધી શિષ્ય કૃતાર્થ થયો નહોય, ત્યાંસૂધી ગુરૂદક્ષિણા ગ્રહણ કરવી, એ યોગ્ય નથી. જ્યાં સૂધી તમને આત્મસાક્ષાત્કાર થયો નથી, ત્યાંસૂધી ગુરૂદક્ષિણા લેવી, એ મને યોગ્ય નથી. અગ્નિ આદિક ચાર પાદોવાળા સગુણ બ્રહ્મની ઉપાસનાથી શિષ્ય કૃતાર્થ થતો નથી, પણ નિર્ગુણ બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથી જ શિષ્ય કૃતાર્થ થાય છે. નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર હજી તમને થયો નથી. તેમણે જનકને આમ કહ્યું, તેથી મુનિને લોભ રહિત જોઈ, રાજા આશ્ચર્ય પામ્યા ને ફરીથી કહેવા લાગ્યા કે, જેથી શિષ્ય કૃતાર્થ થાય, તે વસ્તુ હું તમારી પાસેથી સાંભળવાની ઈચ્છા રાખું છું. રાજાએ પોતાના સિંહાસનનો ત્યાગ કરી ભૂમિપર ઉભા રહી, વારંવાર નમસ્કાર કર્યા અને પછી કહ્યું કે, આંધળા પુરૂષને જોઇ કોઈ દયાળુ પુરૂષ માર્ગના ઉપદેશવડે તેને વનથી બહાર કાઢે છે, તેમ સંસારરૂપી મહાન્ વનમાં ભૂલા પડેલા એવા મને અનેક પ્રકારનાં દુઃખોનો અનુભવ થાય છે. માટે આપનો દયાળુ સ્વભાવ જોઈ, સંસારરૂપી વનમાંથી બહાર નિકળવા હું તમને માર્ગ પૂછું છું. હે ભગવન્! જેમ વન, ભયાનક સર્પવાળું, અનેક ખાઇઓવાળું, અનેક વરુઓવાળું, અનેક સિંહના શબ્દથી પૂર્ણ તથા અગ્નિથી બળેલું હોય છે, તેમ આ સંસારરૂપી વન પણ, કામરૂપી સર્પથી યુક્ત, નારીરૂપી મહાન્ ખાઇવાળું, નેત્રાદિક ઇંદ્રિયોરૂપી વરૂવાળું, અહંકારરૂપી સિંહના શબ્દથી પૂર્ણ તથા ક્રોધરૂપી અગ્નિથી ચિત્તરૂપી ભૂમિ તથા શુભ ગુણરૂપ વૃક્ષને બાળનાર છે. જેમ વનમાં શિકારી, શ્વાન તથા ધનુષ બાણથી યુક્ત થઇ મૃગોને મારે છે, તેમ સંસારરૂપ વનમાં કાળરૂપ શિકારી, મનરૂપ શ્વાનને લઈ, ક્ષણ લવાદિક કાળરૂપ ધનુષમાં, જરા વ્યાધિરૂપ બાણોનું અનુધાન કરી, અસ્મદાદિક જીવોરૂપ મૃગોને મારે છે. માટે હે ભગવન્! મૃત્યુરૂપ શિકારી, જરા વ્યાધિરૂપ બાણો લઇને જ્યાંસૂધી મારી સન્મુખ આવ્યો નથી, ત્યાં સૂધીમાં મને બ્રહ્મોપદેશ કરો.

જનક રાજાના અધિકારની પરીક્ષા કરવા મુનિ બોલ્યા કે, તમારે કયે માર્ગે જવું છે, તે મને કહો, કે જેથી હું તમને તે માર્ગનો ઉપદેશ કરૂં. દૂર દેશમાં જનારને જો જમીનપર ચાલવાનું હોય તો અશ્વ કે રથપર બેસી જાય છે અને જળ માર્ગે જવાનું હોય તો નૌકાવડે જાય છે. હે રાજન્! પ્રજ્ઞા, પ્રિય, સત્ય, અનંત, આનંદ અને સ્થિતિ, એ છ નામવાળા અગ્નિ, વાયુ, સૂર્ય, દિક્, ચંદ્રમા તથા પ્રજાપતિ, એ છ દેવોની બ્રહ્મરૂપે કરી તમે ઉપાસના કરી છે. અહિંસા સત્યાદિક દૈવી સંપત્તિઓથી તમે યુક્ત હોવાથી દેવની માફક તમે સર્વ લોકને પૂજવા યોગ્ય છો! કર્મકાંડનું તમે અધ્યયન કર્યું છે, અનેક ઋષિઓથી ઉપાસનાના રહસ્યને જાણ્યું છે તથા સર્વ લોકમાં બુદ્ધિમાનપણાથી તમે પ્રસિદ્ધ છો. આ શરીરનો ત્યાગ કર્યા પછી કર્મ તથા ઉપાસનારૂપ સાધનવડે તમે કયા સ્થાનમાં જશો ? તે સ્થાન તમે મને જણાવો. પછી તમારા જવાના સ્થાન માટે હું તમને ઉપદેશ કરીશ. જેમ જવારૂપ વિદેશ, કોશલ, કુરૂ તથા પાંચાલાદિ દેશને નહિ જાણવા છતાં, જે પુરૂષ અન્ય વટેમાર્ગુને, એમ માર્ગનો ઉપદેશ કરે છે કે, આ માર્ગ અમુક સ્થળે જવાનો છે, પણ માર્ગ જાણ્યા વિના આ ઉપદેશ નકામો છે. તેમ ચિત્તશુદ્ધિદ્વારા કર્મ ઉપાસનારૂપ સાધનવડે જવાના સ્થાનને મને કહો. પછી હું તમને ઉપદેશ કરીશ.

જનકઃ–હે મુનિ! કર્મ અને ઉપાસનાદિક સાધનવડે મારા ગંતવ્ય સ્થાનને હું જાણતો નથી. જેમ સિંહ સર્પાદિ યુક્ત વનમાં કોઇ વિદેશી અંધ પુરૂષ, વૃદ્ધાવસ્થા તથા ભૂખ તરશને લીધે પોતાના માર્ગને નહિ જાણવાથી કોઇ દયાળુ પુરૂષને માર્ગ પૂછે છે, તેમ હું ગંતવ્ય સ્થાનને ન જાણવાથી આપને માર્ગ પૂછું છું. જેમ સમુદ્રના પાણીમાંથી મીઠાનો ગાંગડો બંધાય, તેમ કયા સ્થાનમાંથી હું આવ્યો છું, તે સ્થાનને પણ હું જાણતો નથી. હે ભગવન્! ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, આ ત્રણ પ્રકારના પદાર્થને આત્માના કોઇ ધર્મવડે હું જાણું છું અથવા આત્માના સ્વરૂપવડે જાણું છું, આ રીતના અર્થને હું જાણતો નથી. તો પછી ગંતવ્ય સ્થાનને હું કેવી રીતે જાણી શકું? મારૂં સ્વરૂપ કેવું છે, તે હું જાણતો નથી. રાત દિવસ સુખ તથા દુઃખ હું ભોગવું છું, પણ તે સુખ દુઃખનું કારણ શું છે, તે પણ હું જાણી શકતો નથી. બાલ્યાવસ્થાથી લઇ અત્યાર સૂધી સર્વ અવસ્થામાં દુઃખનોજ મેં અનુભવ કર્યો છે. દુઃખના ભોક્તાને, દુઃખના કારણને અથવા તે દુઃખના વિશેષ રૂપને મેં જાણ્યું. જેમ વાયુથી ભમતું પતંગીઉં અગ્નિમાં પડી, મૃત્યુ પામતાં સૂધી પોતાના આત્માનો, પરનો, દુઃખના કારણનો કે બીજા કોઇ પદાર્થનો અનુભવ કરતું નથી, પણ કેવળ દુઃખનો જ અનુભવ કરે છે, તેમ કર્મરૂપ વાયુને લીધે સંસારરૂપી અગ્નિમાં પડેલો હું મારા આત્માને, દુઃખના કારણને કે બીજા કોઇ પદાર્થને જાણતો નથી. પણ કેવળ દુઃખનો જ મને નિરંતર અનુભવ મળ્યો છે, એટલે કર્મોપાસનાવડે ગંતવ્ય સ્થાનને હું કેવી રીતે જાણી શકું ? જો

ગંતવ્ય સ્થાનને જાણુતો હોઉં તો તમને તે સ્થાનનો માર્ગ શા માટે પૂછું? અધિકારી પુરૂષને પણ ગંતવ્ય સ્થાન દુર્વિજ્ઞેય છે. કારણ કે જીવ જ્યારે સ્થૂલ શરીરથી બહાર નીકળે છે, ત્યારે તેનું કેવું સ્વરૂપ થાય છે, કેવી રીતે તે પરલોકમાં જાય છે, કયા ફળને ભોગવે છે, ઇત્યાદિ કંઇ તેને ખબર હોતી નથી.

યાજ્ઞવલ્કય:–હે જનક! અધિકારી પુરૂષ કર્મોપાસનાદિ સાધનથી ચિત્તની શુદ્ધિદ્વારા જે સ્થાનને પ્રાપ્ત કરે છે, તે સ્થાનનો હું તમને ઉપદેશ કરૂં છું, તે શ્રવણ કરો. આ જ્ઞાનવડે સર્વ ભયથી તમે મુક્ત થશો. પૂર્વે મેં ગંતવ્ય સ્થાનનો તમને પ્રશ્ન કર્યો હતો, તેનું કારણ એ કે, વાદીઓ બે પ્રકારના પ્રશ્ન કરે છે:–એક પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુને ન જાણુતાં પ્રશ્ન કરે તે તથા બીજો પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુ જાણીને પ્રશ્ન કરે તે. પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુ જાણીને વાદી જે પ્રશ્ન કરે છે તે પણ બે પ્રકારના હોય છે:–વસ્તુના યથાર્થ જ્ઞાનપૂર્વક અને વસ્તુના અયથાર્થ જ્ઞાનપૂર્વક પ્રશ્ન હોય છે. વાદીના જ્ઞાનના વિષયનો જે પદાર્થ તથા પ્રતિવાદીના જ્ઞાનના વિષયનો જે પદાર્થ, તે બેઉની સમાનતાનો નિર્ણય, તે વસ્તુના યથાર્થ જ્ઞાનપૂર્વક પ્રશ્નનું ફળ છે. સંશય તથા વિપર્યયની નિવૃત્તિ, તે વસ્તુના અયથાર્થ જ્ઞાનપૂર્વક પ્રશ્નનું ફળ છે. વસ્તુનો યથાર્થ જ્ઞાનપૂર્વક પ્રશ્ન પણ વળી બે પ્રકારનો હોય છે:–પોતાની બુદ્ધિની નિર્મળતા જણાવવા વાસ્તે પ્રશ્ન કરાય તે, તેમજ પ્રતિવાદીની બુદ્ધિની નિર્મળતા જણાવવા વાસ્તે પ્રશ્ન થાય તે. આ રીતે વસ્તુના જ્ઞાનપૂર્વક પ્રશ્નના ભેદ અનેક પ્રકારે છે. જેઓ ગંતવ્ય સ્થાનને જાણી, તેના માર્ગનો પ્રશ્ન કરે છે તેઓને, બુદ્ધિમાનો ગંતવ્ય સ્થાનને તેઓ જાણુતા હોવાથી, એકલા માર્ગનો જ ઉપદેશ કરે છે. ગંતવ્ય સ્થાનના જ્ઞાન વિના કોઈ પણ વિદ્વાન્ માર્ગનો ઉપદેશ કરતો નથી. જો કોઇ માણુસ ગંતવ્ય સ્થાનને જાણ્યા વગર પૂછે તો તે શ્રદ્ધાવાનને દયાળુ પુરૂષ ગંતવ્ય સ્થાન તથા તેનો માર્ગ, એ બેઉ દર્શાવે છે. તમે પણ ગંતવ્ય સ્થાનને ન જાણુતા હો, તેવો પ્રશ્ન કરો છો. માટે હું તમને શ્રદ્ધાવાનને ગંતવ્ય સ્થાનનો તેમજ તેના માર્ગનો ઉપદેશ કરીશ. રાજાએ પ્રસન્ન થઇ કહ્યું કે, હું સાવધાન છું, માટે મને ઉપદેશ કરો.

યાજ્ઞવલ્કય:–હે જનક! સૂર્ય ભગવાને જે જ્ઞાનનો મને ઉપદેશ કર્યો છે, તે તમે સાવધાન થઇ સાંભળો. આ જ્ઞાન–આત્મસાક્ષાત્કારનું કારણ, યજ્ઞાદિ બહિરંગ સાધનથી તથા વિવેકાદિક અંતરંગ સાધનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે. શુદ્ધ બ્રહ્મનો બોધ થવા માટે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાના અભિમાની વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞના સ્વરૂપને પ્રથમ જાણવાં જોઇએ. અવિદ્યાથી દેહાદિક સાથે તાદાત્મ્યાધ્યાસ થવાથી, પરમાત્મા જ્યારે નેત્રાદિક ઇન્દ્રિયોથી રૂપાદિક વિષયોને ગ્રહણ કરે છે ત્યારે તે જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે. જાગ્રત અવસ્થામાં પરમાત્મા બેરૂપે કરી રહે છે. એક ભોક્તા

ઇન્દ્રરૂપે કરી દક્ષિણ નેત્રમાં અને ભોગ્ય ઇન્દ્રાણીરૂપે કરી, વામ નેત્રમાં રહે છે. વૈશ્વાનરના ઉપાસક પુરૂષો વિશ્વાત્માને ઇન્દ્ર ઇન્દ્રાણીરૂપે ધ્યાન કરે છે. હે જનક! આત્મા આકાશાદિ ભૂતભૌતિક પ્રપંચને ઉત્પન્ન કરી, તે પ્રપંચને ઇદંરૂપે કરી જોવા લાગ્યો. તેથી પરમાત્મા જો કે 'ઇદિ' (બ્રહ્મ, જ્યોતિ) નામવડે વ્યવહરવા યોગ્ય હતો, છતાં પરોક્ષપ્રિય અગ્નિ આદિક દેવો ઇદંદ્ર એવા અપરોક્ષ નામવડે પરમાત્માને કથન કરતા નથી, પરંતુ ઇન્દ્ર એવા પરોક્ષ નામથી અગ્નિ આદિ દેવો પરમાત્માનું કથન કરે છે. આનંદસ્વરૂપ પરમાત્મા સ્વયં પ્રકાશરૂપ હોવાથી, તે જો કે ઇન્ધ નામવડે કથન કરવા યોગ્ય હતો, છતાં પરોક્ષપ્રિય અગ્નિ આદિક દેવો ઇન્ધ એવા અપરોક્ષ નામથી આત્માનું કથન કરતા નથી; પણ ઇન્દ્ર એવા પરોક્ષ નામથી આત્માનું કથન કરે છે.

## આત્મામાં પ્રકાશરૂપતા.

હે જનક રાજા ! આનંદ સ્વરૂપ આત્માના પ્રકાશથી, આ સર્વ ચરાચર જગત્ પ્રતીત થાય છે. જેમ આનંદ સ્વરૂપ આત્માને સૂર્ય કે ચંદ્રમા પ્રકાશ આપતા નથી, તેમ જ તારાગણ, અગ્નિ, જ્ઞાનેંદ્રિય, કર્મેન્દ્રિય, મન કે શબ્દાદિક વિષયો પણ આત્માને પ્રકાશ આપી શકતા નથી. જેમ ઘટપટાદિ પદાર્થને પ્રકાશ કરવાવાળા દીપકને ઘટપટાદિ પદાર્થ પ્રકાશ આપી શકતા નથી, તેમ સૂર્ય કે ચંદ્રમા આત્માને પ્રકાશ આપી શકતા નથી. પણ પોતાના પ્રકાશવડે જ આત્મા પોતે પ્રકાશે છે. સ્વયંપ્રકાશ આત્મા જો કે ઇન્ધ નામના અપરોક્ષ નામે કરી કથન કરવા યોગ્ય હતો, છતાં અગ્નિ આદિક સાત્વિક દેવો તેને ઇન્ધ એવા અપરોક્ષ નામે કરી કથન કરતા નથી, પરંતુ ઇન્દ્ર એવા પરોક્ષ નામથી કથન કરે છે. કારણ કે સાત્વિક પુરૂષો તામસી પુરૂષની માફક પોતાના ગુરૂ તથા માતાપિતાદિ વૃદ્ધોને સાક્ષાત્ દેવદત્તાદિ નામવડે બોલાવતા નથી, પણ આચાર્યાદિ પરોક્ષ નામવડે સાત્વિક પુરૂષો વ્યવહાર કરે છે. સાત્વિક સ્વભાવવાળી સ્ત્રીઓ પણ પોતાના પતિને તથા શ્વસુર આદિ વૃદ્ધને સાક્ષાત્ નામથી બોલાવતી નથી, પણ સ્વામી આદિ પરોક્ષ નામવડે વ્યવહાર કરે છે. સાત્વિક મનુષ્યનાં માતા, પિતા તથા ગુરૂના સાક્ષાત્ દેવદત્ત આદિ નામનો કોઈ ઉચ્ચાર કરે છે, તોપણ સાત્વિક ક્રોધે ભરાય છે. જ્યારે સાત્વિકને પરોક્ષ નામ પ્રિય લાગે છે ત્યારે અગ્નિ આદિ સાત્વિકને પરોક્ષ નામ પ્રિય હોય, તેમાં તો શું જ કહેવું ? આ કારણથી પરોક્ષપ્રિય અગ્નિ આદિ દેવતાઓ આનંદસ્વરૂપ આત્માને ઇન્ધ એવા અપરોક્ષ નામે કથન કરતા નથી, પરંતુ ઇન્દ્ર એવા પરોક્ષ નામે કથન કરે છે. ઇંદ્ર નામે પરમાત્મા જાગ્રત અવસ્થામાં વાગાદિક ઇન્દ્રિયોને પોતાને આધીન કરી, દક્ષિણ નેત્રમાં રહે છે. જેમ ઇન્દ્ર સ્વર્ગમાં વૈજયંત નામના ગૃહમાં રહે છે તથા દેવોએ અર્પણ કરેલા નાના પ્રકારના ભોગોને ભોગવે છે તેમ પરમાત્મા પણ જાગ્રત અવસ્થામાં દક્ષિણ નેત્રરૂપ ગૃહમાં વાસ કરે છે અને અગ્નિ આદિક દેવોએ અર્પણ કરેલા રૂપરસાદિક

નાના પ્રકારના વિષયોને ભોગવે છે. જેમ વૈજયંતમાં દેવોની સભામાં ઇંદ્ર ભગવાન્, તથા તેમની સ્ત્રી ઇંદ્રાણી વૈજયંતીની પાસેના બીજા ગૃહમાં રહે છે, તેમ જાગ્રત અવસ્થામાં પરમાત્મારૂપ ઇંદ્ર દક્ષિણ નેત્રમાં તથા ઇંદ્રાણી વામ નેત્રમાં રહે છે. નાના પ્રકારના સ્થૂલ ભોગોને ભોગવનાર પરમાત્મા ઇન્દ્ર કહેવાય છે. ઇંદ્રરૂપ ભર્તા સાથે વિવિધ પ્રકારે ઇંદ્રાણી વિહાર કરતી હોવાથી, ઇંદ્રાણી વિરાટ્ કહેવાય છે. જેમ દક્ષિણ નેત્રમાં રહેલ ઇંદ્ર નામનો પુરૂષ વાક્ આદિ ઇંદ્રિયોનો અધિષ્ઠાતા છે, તેમ વામ નેત્રમાં રહેલી ઇંદ્રાણી પણ વાક્ આદિ ઇંદ્રિયોની અાધિષ્ઠાતા છે. દશ અક્ષરવાળા છંદને વિરાટ્ કહે છે તથા ઇંદ્રાણી પણ વાક્ આદિક દશ ઇંદ્રિયોની સાથે તાદાત્મ્ય સંબંધવાળી હોવાથી વિરાટ્ કહેવાય છે. અથવા अन्नं विराट् શ્રુતિમાં ભોગ્યરૂપ અન્નને વિરાટ્ નામ આપેલું છે. જાગ્રત અવસ્થામાં પરમાત્મા ઇંદ્રાણી તથા ઇંદ્રરૂપે કરી, સર્વ જીવના વામ તથા દક્ષિણ નેત્રમાં રહે છે. પરમાત્મારૂપ ઇંદ્ર સમષ્ટિરૂપે કરી એક છે તથા વ્યષ્ટિ ઉપાધિવડે ભ્રાંત પુરૂષને અનેક પ્રકારના ભાસે છે. માટે હે જનક! ઇંદ્રિયો જે અવસ્થામાં નાના પ્રકારના સ્થૂલ ભોગોને ભોગવે છે, તે અવસ્થાનું નામ જાગ્રત અવસ્થા છે. જાગ્રત અવસ્થામાં પરમાત્મા ભોકતા ઇંદ્રરૂપે કરી તથા ભોગ્ય ઇંદ્રાણીરૂપે કરી, સર્વ શરીરોમાં રહી, સર્વ વ્યવહાર કરે છે. જે અવસ્થામાં પરમાત્મા, ઇન્દ્ર તથા ઇંદ્રાણીરૂપે, ભિન્ન ભિન્ન સ્થાનમાં વસતા હોય છે, તે અવસ્થા વૈશ્વાનરરૂપ વિશ્વનું સ્વરૂપ કહેવાય છે. જે અવસ્થામાં પરમાત્મા ઇંદ્ર તથા ઇન્દ્રાણીરૂપનો એક સ્થાનમાં વાસ હોય છે, તે હિરણ્યગર્ભ સૂત્રાત્મારૂપ તૈજસનું સ્વરૂપ તથા ઇશ્વરરૂપ પ્રાજ્ઞનું સ્વરૂપ, હું કહું તે સાંભળો.

## તૈજસ તથા પ્રાજ્ઞની વિલક્ષણતા.

હે જનક! જેમ ઇન્દ્ર તથા ઇન્દ્રાણી વૈજયંતનો ત્યાગ કરી ક્રીડાર્થે એકાંત સ્થળમાં જાય છે, તેમ પરમાત્મા પરમાત્મારૂપ ઇન્દ્ર તથા ઇન્દ્રાણી પણ દક્ષિણ વામ નેત્રોમાંથી ક્રીડાર્થે હૃદયરૂપ એકાંત સ્થાનમાં જાય છે. આ હૃદયને દહરવિદ્યામાં ઇશ્વરરૂપે કહ્યું છે તથા બાલાકિને અજાતશત્રુના સંબંધમાં સુષુપ્તિના સ્થાનરૂપે કહ્યું છે. હૃદય કમળ કર્ણિકાના જેવો રાતા વર્ણનો માંસનો પિંડ છે. તે પરમાત્મારૂપ ઇન્દ્રાણીને ભક્ષણ કરવા યોગ્ય અન્ન છે. હૃદય કમળની કેસર જેવી નાડીઓનું, જાળ જેવું પરસ્પર જે જોડાવું, તે પરમાત્મારૂપ ઇન્દ્રાણીનું વસ્ત્ર છે. તેમાં જે સુષુમ્ણા નામની નાડી છે, તે હૃદય દેશમાંથી નિકળી, મૂર્ધસ્થાનમાં થઇને ઉપર બ્રહ્મલોકપર્યંત જાય છે. સુષુમ્ણા નાડી પરમાત્મારૂપ ઇન્દ્રાણીને જવા આવવાનો રાજમાર્ગ છે. જ્યારે પરમાત્મારૂપ ઇન્દ્ર સુષુમ્ણા નાડીરૂપ માર્ગવડે શરીરની બહાર નીકળે છે, ત્યારે તે દેવયાનને માર્ગે થઇ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. જ્યારે પરમાત્મારૂપ ઇન્દ્ર, શરીરની અંદર ફરે છે, ત્યારે સુષુમ્ણા નાડીની શાખાઓરૂપ બીજી નાડીઓને માર્ગે હૃદય દેશમાંથી નીકળી દક્ષિણ નેત્રમાં આવે છે. જેમ એક જ

વૃક્ષની અનેક શાખા હોય છે,તેમ સુષુમ્ણા નાડી વૃક્ષની અનેક નાડી, શાખાસમાન છે. આ નાડીઓ એક કેશના હજાર ભાગ કરીએ, તેટલી સૂક્ષ્મ છે. ઇન્દ્રાણી સહિત પરમાત્મારૂપ ઇન્દ્ર, નાડીઓને માર્ગે જ્યારે હૃદયાકાશમાં જાય છે, ત્યારે તે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે ઇન્દ્રાણી સહિત પરમાત્મારૂપ ઇન્દ્ર એ માર્ગે પ્રવર્તે છે, ત્યારે સ્વપ્નાવસ્થાને પામે છે. ઇન્દ્રાણી સહિત પરમાત્મારૂપ ઇન્દ્ર જાગ્રત અવસ્થામાં વામ દક્ષિણ નેત્રમાં રહી, શબ્દ સ્પર્શાદિક સ્થૂલ વિષયોને ભોગવતા હોવાથી, પરમાત્મારૂપ ઇન્દ્રને વિદ્વાનો સ્થૂલભુક્ કહે છે. વ્યષ્ટિ સ્થૂલ શરીરના અભિમાની પરમાત્મારૂપ ઇન્દ્રને વિશ્વ નામથી પણ વ્યવહરાય છે. જાગ્રત અવસ્થાનો ત્યાગ કરી, સ્વપ્નાવસ્થામાં નાડીરૂપ સ્થાનમાં રહી, મનોમય સૂક્ષ્મ વિષયોને તે ભોગવે છે. આથી પરમાત્મારૂપ ઇન્દ્રને સૂક્ષ્મભુક્ કહે છે. વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાનવડે તે તૈજસરૂપે કહેવાય છે. ઇન્દ્રાણી સહિત પરમાત્મારૂપ ઇન્દ્ર સ્વપ્નાવસ્થાનો ત્યાગ કરી, સુષુપ્તિ અવસ્થામાં હૃદયાકાશમાં જાય છે, ત્યારે ત્યાં વાસનામય અત્યંત સૂક્ષ્મ ભોગને ભોગવે છે. તેથી તે ઇન્દ્રને અત્યંત સૂક્ષ્મભુક્ કહેવામાં આવે છે. સુષુપ્તિ અવસ્થામાં આત્મારૂપ ઇન્દ્ર, આનંદ સ્વરૂપ અંતર્યામીસાથે અભેદ ભાવને પામતો હોવાથી, આનંદભુક્ કહેવાય છે. વ્યષ્ટિ કારણ શરીરના અભિમાનથી તેને પ્રાજ્ઞ કહેવામાં આવે છે. હે જનક રાજા! વાસ્તવિક રીતે વિચારીએ તો, સુષુપ્તિ અવસ્થામાં પરમાત્મારૂપ ઇન્દ્ર અભોક્તા છે. કારણ કે સુખદુઃખના જ્ઞાનનું નામ ભોગ છે. સુખદુઃખનું જ્ઞાન સુષુપ્તિમાં બુદ્ધિનો લય થવાથી સંભવતું નથી. માટે સુષુપ્તિમાં આત્મા અભોક્તા છે.

જનક—હે ભગવન્! સુષુપ્તિ અવસ્થામાં આત્મા જો અભોક્તા હોય, તો પૂર્વે આપે કહ્યું કે, હૃદયાકાશમાં રહેલ રક્ત વર્ણવાળો માંસપિંડ, ઇન્દ્રાણી સહિત આત્મારૂપ ઇન્દ્રનું અન્ન છે તથા નાડીઓનો સમૂહ વસ્ત્રરૂપે છે, તે કેમ સંભવે?

યાજ્ઞવલ્ક્ય—હે જનક! સુષુપ્તિ અવસ્થામાં આત્મારૂપ ઇંદ્ર માંસપિંડરૂપ અન્નનું ભક્ષણ કરે છે તથા નાડીરૂપ વસ્ત્રને ધારણ કરે છે, એવો મારો અભિપ્રાય નથી. પરંતુ મારો અભિપ્રાય તો એવો છે કે, જે પુરૂષનું મન બાહ્ય વિષયની વાસનામાં અત્યંત ચંચળ હોય, તેણે મનની એકાગ્રતા કરવા અન્ન વસ્ત્રાદિક સામગ્રી સહિત પરમાત્મા ઇન્દ્રનું ધ્યાન કરવું. ધ્યાનથી પુરૂષનું મન એકાગ્ર થતું હોવાથી, એ વચનનું તાત્પર્ય આત્માના ધ્યાનમાં છે, પણ ભોગમાં નથી. સુષુપ્તિ અવસ્થામાં આત્મા પોતાના સાક્ષીરૂપે કરી, સર્વ દુઃખોના અભાવનો અનુભવ કરે છે. તેથી તેને આનંદભુક્ તથા અત્યંત સૂક્ષ્મભુક્ કહ્યો છે. આથી સુષુપ્તિમાં આત્મામાં આનંદભુક્પણું તથા અત્યંત સૂક્ષ્મભુક્પણું મુખ્ય નહિ, પણ ગૌણ છે. જેમ ઇન્દ્ર પૂર્વાદિ દિશાઓનો અધિપતિ હોવાથી પૂર્વાદિક દિશાઓને પોતાથી અભિન્ન માને છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં આત્મા અંતર્યામી ઇશ્વર સાથે

અભેદભાવને પામી, પૂર્વાદિક દશ દિશાઓથી અભિન્ન રહે છે. દૃષ્ટાંત તરીકે દેવરાજ ઇન્દ્રનો પૂર્વાદિક દિશાઓ સાથે જે અભેદ છે, તે વાસ્તવિક નથી, પરંતુ અભિમાનથી છે. તેમ જ પરમાત્મારૂપ ઇન્દ્ર સર્વ જગતનું ઉપાદાન કારણ છે. તેથી જેમ મૃત્તિકારૂપ કારણ ઘટરૂપ કાર્યનું અંતર્વ્યાપક છે અને ઘટરૂપ કાર્યથી અભિન્ન છે, તેમ પરમાત્મારૂપ ઇન્દ્ર પણ દિશાદિક સર્વ પ્રપંચનો અંતર્વ્યાપક છે તથા સર્વ જગતથી અભિન્ન છે.

## ઇશ્વરમાં જગતની કારણુતા.

હે રાજન્! સુષુપ્તિ અવસ્થામાં રહેલ માયાવિશિષ્ટ ઇશ્વર આકાશાદિ પંચ મહા ભૂતનું કારણ છે. જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ, એ ચાર પ્રકારનાં શરીરોનું તેમ જ દિક્ કાલાદિ સર્વ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચોનું કારણ પણ તે છે. સમાન સ્વભાવવાળા પદાર્થોનો પરસ્પર કાર્ય કારણ ભાવ હોય, એવો નિયમ કંઇ સર્વત્ર સંભવતો નથી. કારણ કે નિરવયવ તથા રૂપાદિકથી રહિત આકાશમાં જેમ સાવયવ અને રૂપવાળાં મેઘ વિદ્યુતાદિકની કારણુતા જણાય છે, તેમ સત ચિત્ આનંદ સ્વરૂપ પરમાત્મામાં પણ અસત્ જડ દુઃખરૂપ પ્રપંચની કારણુતા પ્રતીત થાય છે. સમાન સ્વભાવવાળા પદાર્થનો પરસ્પર કાર્ય કારણ ભાવ હોય, એવો નિયમ પરિણામી ઉપાદાન કારણમાં હોય છે, પરંતુ વિવર્ત ઉપાદાન કારણમાં આ નિયમ હોતો નથી. સર્વ જગતનું વિવર્ત ઉપાદાન કારણ પરમાત્મા હોવાથી, અથવા શુદ્ધ આત્મામાં જગતની કારણુતા નથી, પણ માયાવિશિષ્ટ પરમાત્મામાં જગતની કારણુતા છે. આથી માયા અસત્ તથા જડ દુઃખરૂપ હોવાથી તેનું અસત્ જડ દુઃખરૂપપણું કાર્ય પ્રપંચમાં દેખાય છે. પરમાત્મા જાગ્રત અવસ્થામાં દક્ષિણ નેત્રમાં રહી, પોતાના સ્વપ્રકાશરૂપથી સૂર્યાદિ સકલ જગતને પ્રકાશ આપે છે. તે સ્વપ્નના સર્વ પદાર્થને પ્રકાશ કરે છે તથા સુષુપ્તિ અવસ્થામાં હૃદયાકાશ વિશે રહી, દિશાદિક સર્વ જગતની સાથે અભેદ ભાવને પામે છે તથા સર્વ ભૂત ભૌતિક પ્રપંચોની પણ તે ઉત્પત્તિ કરે છે. પરમાત્મા તમારો, અમારો તથા અન્ય પ્રાણીઓના આત્મારૂપ છે. જેમ એક જ મહાકાશ ઘટ મઠાદિક ઉપાધિના ભેદથી ઘટાકાશ, મઠાકાશ ઇત્યાદિક ભેદને પામે છે, તેમ એક જ પરમાત્મા શરીરાદિક ઉપાધિઓના ભેદથી, ભિન્ન ભિન્નરૂપે જણાય છે. જેમ ઉપાધિથી કરાયલા ભેદવડે આકાશનું વાસ્તવિકપણું નિવૃત્ત થતું નથી, તેમ ઉપાધિકૃત ભેદવડે આત્માનું વાસ્તવિક એકપણું પણ નિવૃત્ત થતું નથી. સંસારરૂપી વનથી ભય પામેલા અધિકારીને, અદ્વિતીય આત્મા જ એક જાણવા યોગ્યછે. અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર, તે જ ગંતવ્ય આત્માની પ્રાપ્તિનો રાજમાર્ગ છે. આત્મજ્ઞાનરૂપ માર્ગમાં ચાલવાથી તમને આત્મારૂપ ગંતવ્ય સ્થાનની પ્રાપ્તિ થશે. આ અદ્વિતીય આત્મા મન તથા વાણીનો વિષય નથી, આથી હું તેને સાક્ષાત્ કહેવા સમર્થ નથી. તેમ તમે પણ

તેને સાક્ષાત્ જાણવાને સમર્થ નથી. પણ અનાત્મ પદાર્થના નિષેધવડે આત્માને વિદ્વાનો હમ્મેશ ઓળખાવે છે.

હે રાજન્! આનંદ સ્વરૂપ આત્મા ભાવ તથા અભાવરૂપ ધર્મથી રહિત છે. તેને ઘટાદિ પદાર્થોની માફક ભાવરૂપે કરી તથા ઘટના અભાવરૂપે કરી, તારે જાણવો નહિ. જેમ આકાશ મેઘ વિદ્યુતાદિક ભાવ પદાર્થરૂપે નથી, તેમ જ તેઓના અભાવરૂપ પણ નથી, તેમ આનંદ સ્વરૂપ આત્મા પ્રપંચરૂપે, તેમ જ પ્રપંચના અભાવરૂપે પણ નથી, પરંતુ ભાવાભાવ પદાર્થથી તે વિલક્ષણ છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનના અજ્ઞાનથી રજ્જુમાં સર્પ દેખાય છે, તેમ આત્મારૂપ અધિષ્ઠાન અજ્ઞાનથી આ અભાવરૂપ જગત્ સ્પષ્ટ જણાય છે. પણ જ્યારે અધિષ્ઠાન આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે સર્વ જગત્ આત્મારૂપ અધિષ્ઠાનમાં લય પામે છે. આનંદ સ્વરૂપ આત્મા નેત્રાદિ બાહ્ય સાધનોવડે તથા મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આદિ અંતઃકરણવડે જણાતો નથી. આનંદ સ્વરૂપ આત્મા અગૃહ્ય છે. જે પદાર્થને નેત્રાદિ ગ્રહણ કરે, તે પદાર્થ પ્રમાણનો વિષય થાય, પરંતુ જેને નેત્રાદિ ગ્રહણ કરી શકતાં નથી, તે પ્રમાણનો વિષય થતો નથી. જેમ ઘટાદિ પદાર્થને નેત્રાદિ ગ્રહણ કરે છે, માટે ઘટાદિ પ્રત્યક્ષ પ્રમાણના વિષયરૂપ છે. તેમ જ જે પદાર્થ પ્રમાણના વિષય હોય, તે પ્રમેય પણ થાય. પણ આનંદ સ્વરૂપ આત્માને નેત્રાદિ ઇન્દ્રિયો ગ્રહણ કરી શકતી નથી. તેથી આત્મા પ્રમાણનો વિષય નહિ હોવાથી અપ્રમેય છે. સ્વર્ગાદિ અતીંદ્રિય પદાર્થો જો કે નેત્રાદિ બાહ્ય સાધનનો વિષય નથી, છતાં મનરૂપ ઇન્દ્રિયનો વિષય છે. જો સ્વર્ગાદિ અતીંદ્રિય પદાર્થમાં મનરૂપ સાધનની વિષયતા ન હોય તો સ્વર્ગાદિ પદાર્થ અતીન્દ્રિય છે, એવું જ્ઞાન મનમાં થવું જોઈએ નહિ. માટે અનુમાન તથા શબ્દની સહાયતાવડે મન સ્વર્ગાદિ અતીંદ્રિય પદાર્થનો વિષય કરે છે. આ રીતે આત્મામાં પ્રમાણની વિષયતા નથી. અબાધિત અર્થને વિષય કરનારૂં પ્રમાજ્ઞાન છે તથા બાધિત અર્થને વિષય કરનારૂં અપ્રમાજ્ઞાન છે. પ્રમાજ્ઞાનનું સાધન પ્રત્યક્ષાદિ પ્રમાણ છે તથા અપ્રમાજ્ઞાનનું સાધન અપ્રમાણ છે. પ્રમાજ્ઞાનથી ઉત્પન્ન થયેલ, તેમ અપ્રમાજ્ઞાનથી ઉત્પન્ન થયેલ જ્ઞાનતાઃ રૂપનું ફળ છે. પ્રમાજ્ઞાનનો વિષય ઘટાદિ પદાર્થ છે તથા અપ્રમાજ્ઞાનનો વિષય છીપ રૂપું વગેરે છે. આ રીતે આ આઠ જડ પદાર્થ પોતાની સિદ્ધિ અર્થે આત્માનો આશ્રય કરે છે. સ્વપ્રકાશ આત્મા વિના જડ પ્રમાઆદિની સિદ્ધિ થતી નથી. પ્રમાણ, અપ્રમાણ, પ્રમા, અપ્રમા, પ્રમાજન્ય જ્ઞાનતારૂપ ફળ, અપ્રમાજન્ય જ્ઞાનતારૂપ ફળ, પ્રમાજ્ઞાનનો વિષય તથા અપ્રમા જ્ઞાનનો વિષય, એ આઠ જડસાક્ષી આત્માનો વિષય હોવાથી વિષયરૂપે કરી એ આઠ સમાન છે. જે પુરૂષ તે આઠ પ્રમાણાદિની વિલક્ષણતા માને છે, તે પુરૂષ સાક્ષી આત્માની પ્રમાણાદિમાં

વિષયતા ન જાણવાથી, પ્રમાણાદિને પરસ્પર વિલક્ષણ કહે છે. જેમ નેત્રવાળા પુરૂષને દૂધ સફેત વર્ણવાળું દેખાય છે. પણ તે જ દૂધ આંધળાને કોઇ પ્રકારના રંગવાળું જણાતું નથી. તેમ જ ભેદવાદી ભ્રાંત પુરૂષોને દૃષ્ટિવડે પ્રમાણાદિમાં નાના પ્રકારની વિલક્ષણતા દેખાય છે. અદ્વૈતવાદીની દૃષ્ટિએ તો સર્વ પ્રમાણાદિ આત્માનો વિષય છે. માટે સાક્ષી આત્માના વિષયતારૂપવડે સર્વ પ્રમાણાદિ સમાન છે. જે વાદી અપ્રમાણને માનેછે, તેને પૂછવું કે, તે અપ્રમાણ કોઇ અપ્રમાણવડે સિદ્ધ થાય છે કે કોઈ પ્રમાણવડે સિદ્ધ થાય છે? જો તે અપ્રમાણવડે અપ્રમાણની સિદ્ધિ માને તો જેમ અપ્રમાણથી સિદ્ધ થયેલ છીપને રૂપું કહેનારો પુરૂષ ભ્રાંત છે, તેમ અપ્રમાણવડે સિદ્ધ અપ્રમાણની સિદ્ધિ માનનારો પણ ભ્રાન્ત છે. માટે અપ્રમાણવડે અપ્રમાણની સિદ્ધિ થતી નથી. પ્રમાણવડે અપ્રમાણની સિદ્ધિ માને તો તે પણ સંભવે નહિ. કારણ કે મિથ્યા અર્થના વિષયને અપ્રમાણ કહેવામાં આવે છે. અપ્રમાણરૂપ મિથ્યા અર્થને જો પ્રમાણ વિષય કરે તો તે પ્રમાણ પણ અપ્રમાણ થાય. વળી જો વાદી એમ કહે કે, જે જે અર્થને વિષય કરે છે તે, તે અર્થની સિદ્ધિમાં પ્રમાણ હોય છે. તેથી અપ્રમાણને વિષય કરનારૂં પ્રમાણ પણ, અપ્રમાણની સિદ્ધિમાં પ્રમાણ ગણાય, તો તે પણ તેનું કહેવું સંભવતું નથી. કારણ કે જે વસ્તુ જે અર્થનો વિષય કરે છે, તે તે અર્થની સિદ્ધિમાં પ્રમાણ હોય, એવો નિયમ જો માનીએ તો છીપને રૂપાનો વિષય કરનારૂં અપ્રમાણ પણ પ્રમાણ ગણાવું જોઇએ. માટે આમાં વાદી પોતાની ઈચ્છા પ્રમાણે માને તો "આ પ્રમાણ છે, આ અપ્રમાણ છે" એવું તેનું કહેવું વ્યર્થ જાય. વળી ચક્ષુ ઇન્દ્રિય રૂપને ગ્રહણ કરે છે, પણ ગંધને ગ્રહણ કરતી નથી. માટે રૂપની અપેક્ષાએ ચક્ષુ ઇન્દ્રિયમાં પ્રમાણતા છે તથા ગંધની અપેક્ષાવડે ચક્ષુ ઇન્દ્રિયમાં અપ્રમાણતા છે. તેમ ઘ્રાણઇન્દ્રિયમાં ગંધની અપેક્ષાવડે પ્રમાણતા તથા રૂપની અપેક્ષાવડે ઘ્રાણેંદ્રિયમાં અપ્રમાણતા છે. આ પ્રમાણે સર્વ પ્રમાણોમાં કેટલાક અર્થની અપેક્ષાએ કરી પ્રમાણતા થાય છે તથા કેટલાકની અપેક્ષાએ કરી અપ્રમાણતા થાય છે. નિયમવડે પ્રમાણપણું તથા અપ્રમાણપણું કોઇ પ્રમાણમાં નથી. તેથી 'આ પ્રમાણરૂપે છે અથવા આ અપ્રમાણરૂપે છે,' એવું વાદીનું કહેવું વ્યર્થ છે. પ્રમાણવડે અપ્રમાણથી સિદ્ધિ માનવામાં જેમ મિથ્યા રજ્જુને સર્પનો તથા છીપને રૂપાનો વિષય કરનારૂં જ્ઞાન અપ્રમાણ છે, તેમ અપ્રમાણનો વિષય કરનારૂં પ્રમાણ પણ અપ્રમાણ થશે. માટે પ્રમાણવડે અપ્રમાણની સિદ્ધિ થતી નથી. જેમ અપ્રમાણ, અપ્રમાણવડે અથવા પ્રમાણવડે સિદ્ધ થતું નથી, તેમ પ્રમાણ પણ, પ્રમાણવડે વા અપ્રમાણવડે સિદ્ધ થતું નથી. કારણ કે જો પ્રમાણનું પ્રમાણવડે ગ્રહણ થતું હોય તો તે ગ્રાહક પ્રમાણ શું પ્રથમના ગ્રાહ્ય પ્રમાણથી અભિન્ન અથવા ભિન્ન છે? જો ગ્રાહક પ્રમાણ ગ્રાહ્ય પ્રમાણથી ભિન્ન માનશો તો પોતાના ગ્રહણમાં પોતે જ અપેક્ષારૂપ થશે. એ રીતે

આત્માશ્રયદોષની પ્રાપ્તિ થશે. વળી જો ગ્રાહક પ્રમાણુ ગ્રાહ્ય પ્રમાણુથી ભિન્ન માનશો તો તે ગ્રાહક પ્રમાણુની કોઇ પ્રમાણુવડે સિદ્ધિ થશે. જો એમ માનશો કે, પોતાનાથી જ ગ્રાહક પ્રમાણુની સિદ્ધિ થાય છે, તો પોતાની સિદ્ધિમાં પોતાની અપેક્ષારૂપ આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. તેમ જ એમ માનીએ કે, પ્રથમના ગ્રાહ્ય પ્રમાણુવડે ગ્રાહક પ્રમાણુની સિદ્ધિ થાય છે, તો પ્રથમ પ્રમાણુને પોતાની સિદ્ધિમાં બીજાની અપેક્ષા તથા બીજાને પોતાની સિદ્ધિમાં પ્રથમ પ્રમાણુની અપેક્ષાવાળા અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થાય છે. જો બીજું પ્રમાણુ પોતાની સિદ્ધિમાટે ત્રીજાની અપેક્ષા કરે, તો તે ત્રીજા પ્રમાણુની પોતાવડે સિદ્ધિ, બીજા પ્રમાણુવડે સિદ્ધિ અથવા પ્રથમ પ્રમાણુવડે સિદ્ધિ થાય છે. જો ત્રીજા પ્રમાણુની પોતાવડે જ સિદ્ધિ થાય, તો આત્માશ્રયદોષ પ્રાપ્ત થાય. જો બીજા પ્રમાણુથી ત્રીજાની સિદ્ધિ માનશો તો અન્યોન્યાશ્રયદોષ પ્રાપ્ત થાય. પ્રથમ પ્રમાણુવડે ત્રીજા પ્રમાણુની સિદ્ધિ માનશો તો પ્રથમ પ્રમાણુની બીજા પ્રમાણુવડે સિદ્ધિ, બીજાની ત્રીજાવડે સિદ્ધિ તથા ત્રીજાની ફરી પ્રથમ પ્રમાણુવડે સિદ્ધિ, આ રીતે ચક્રની માફક ભ્રમણરૂપે ચક્રિકા દોષ પ્રાપ્ત થશે. જો ત્રીજા પ્રમાણુની સિદ્ધિ માટે ચોથું પ્રમાણુ માનશો, ચોથા માટે પાંચમું માનશો, આ રીતે પ્રમાણુધારા માનવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. આથી પ્રમાણુવડે પ્રમાણુની સિદ્ધિ થતી નથી. જો અપ્રમાણુથી પ્રમાણુની સિદ્ધિ, એવો બીજો પક્ષ અંગીકાર કરશો તો અપ્રમાણુનો વિષય થનારૂં પ્રમાણુ પણુ અપ્રમાણુરૂપે ગણાશે. માટે અપ્રમાણુવડે પ્રમાણુની સિદ્ધિ સંભવતી નથી. જેમ પ્રમાણુ તથા અપ્રમાણુના સ્વરૂપની સિદ્ધિ થતી નથી, તેમ પ્રમા તથા અપ્રમાના સ્વરૂપની પણુ સિદ્ધિ સંભવતી નથી. કારણુ કે, પ્રમાજ્ઞાન શું પ્રમાજ્ઞાનવડે સિદ્ધ છે અથવા અપ્રમાજ્ઞાનવડે સિદ્ધ છે? તેમ અપ્રમાજ્ઞાન, અપ્રમાજ્ઞાનવડે શું સિદ્ધ છે, વા પ્રમાજ્ઞાનવડે સિદ્ધ છે? ઈત્યાદિ વિકલ્પોમાં પૂર્વે કહેલાં સર્વ દૂષણો લાગુ પડશે. માટે પ્રમાજ્ઞાનનું તથા અપ્રમાજ્ઞાનનું સ્વરૂપ સિદ્ધ થઇ શકતું નથી. વળી પ્રમાણુ અપ્રમાણુના ભેદે કરી તથા પ્રમા અપ્રમાજ્ઞાનના ભેદે કરી, જ્ઞાનતારૂપ ફળનો ભેદ થાય છે. પ્રમાણુ અપ્રમાણુનો ભેદ તથા પ્રમા અને અપ્રમાનો ભેદ, ઉપર કહેલ યુક્તિઓથી સંભવતો નથી. માટે પ્રમા તથા અપ્રમાજન્ય જ્ઞાનતારૂપ ફળનો પણુ ભેદ સંભવતો નથી. પ્રમાણે કરી તથા પ્રમાજ્ઞાને કરી ઘટાદિ વિષયની સિદ્ધિ થાય છે. પ્રમાણુ તથા પ્રમાજ્ઞાનનો ભેદ ઘટાદિ વિષયોના ભેદના સાધકરૂપે છે. પણુ પ્રમાણુ તથા પ્રમાજ્ઞાન, ઉપર કહેલ યુક્તિવડે અપ્રમાણુરૂપે છે, માટે અપ્રમારૂપ જ્ઞાને કરી, ઘટાદિ વિષયોના ભેદની સિદ્ધિ સંભવતી નથી. જો અપ્રમાજ્ઞાનથી વિષયની સિદ્ધિ થતી હોય તો 'આ સર્પ છે,' એવા અપ્રમાજ્ઞાનવડે રજ્જુ તથા સર્પની પણુ સિદ્ધિ થવી જોઇએ; પણુ 'આ સર્પ છે' એવા અપ્રમા જ્ઞાને કરી રજ્જુ તથા સર્પની સિદ્ધિ થતી નથી. માટે પ્રમાણુાદિની માફક ઘટાદિ વિષયનો ભેદ પણુ સંભવતો નથી.

જો વાદી ચક્ષુઆદિ પ્રમાણથી વિષયની સિદ્ધિ માને તો તેને પૂછવું કે, ચક્ષુઆદિ પ્રમાણ, જે સમયે ઘટાદિ વિષયને ગ્રહણ કરે છે, તે જ સમયે ચક્ષુઆદિમાં શું પ્રમાણતા છે અથવા સ્વભાવથી જ પ્રમાણતા રહેલી છે? જો વાદી પ્રથમપક્ષ માને તો ચક્ષુઆદિ પ્રમાણથી ઘટાદિ વિષયની સિદ્ધિ થાય નહિ. કારણ કે પ્રથમ ઘટાદિ વિષય હોય, તો પછી ચક્ષુઆદિ પ્રમાણમાં પ્રમાણતા સિદ્ધ થાય તથા પ્રથમ ચક્ષુઆદિ પ્રમાણમાં પ્રમાણતા સિદ્ધ થાય, તો પછી ઘટાદિ વિષયની સિદ્ધિ થાય. આ રીતે અન્યોન્યાશ્રયદોષ આવે. જ્યાં આ દોષ પ્રાપ્ત થાય, ત્યાં કોઇ કાર્યની સિદ્ધિ થાય નહિ. ચક્ષુઆદિ પ્રમાણમાં સ્વભાવથી પ્રમાણતા છે, એમ બીજો પક્ષ માનીએ તો જેમ ચક્ષુઆદિ પ્રમાણમાં સ્વભાવથી પ્રમાણતા છે, તેમ અપ્રમાણમાં પણ સ્વભાવથી પ્રમાણતા કેમ ન હોય? વાદી એમ કહે કે, ચક્ષુઆદિ પ્રમાણમાં જે પ્રમાણતા છે, તે સ્વભાવથી છે તથા અપ્રમાણમાં સ્વભાવથી પ્રમાણતા નથી. કારણ કે, કાચના મલાદિ દોષવાળાં ચક્ષુઆદિને અપ્રમાણ કહેલ છે. તે અપ્રમાણમાં દોષ ગ્રહણ કરનારૂં જે પ્રમાણ છે, તે પ્રમાણે કરી અપ્રમાણમાં અપ્રમાણતા સિદ્ધ થાય છે. માટે અપ્રમાણમાં સ્વભાવથી પ્રમાણતા સિદ્ધ હોઇ શકે નહિ. આમ કહેવું, એ પણ ખોટું છે. કારણ કે, જેમ અપ્રમાણમાં દોષ ગ્રહણ કરવાવાળા પ્રમાણે કરી અપ્રમાણમાં અપ્રમાણતા સિદ્ધ થાય છે, તેમ દોષગ્રાહક પ્રમાણમાં દોષને ગ્રહણ કરવાવાળા બીજા પ્રમાણવડે પણ દોષ ગ્રાહક પ્રમાણમાં પણ અપ્રમાણતા કેમ સિદ્ધ થાય નહિ? જો વાદી કહે કે, અપ્રમાણમાં દોષને ગ્રહણ કરનારા પ્રમાણમાં અપ્રમાણતાદોષની પ્રતીતિ જ્યારે થાય ત્યારે સિદ્ધ થાય છે' તથા તે દોષ ગ્રાહક પ્રમાણમાં કોઇ પ્રમાણે કરી દોષની પ્રતીતિ થતી નથી. પણ ઉલટું અનુપલબ્ધિરૂપ પ્રમાણથી દોષગ્રાહક પ્રમાણમાં દોષના અભાવની જ પ્રતીતિ થાય છે. આથી અપ્રમાણના દોષ ગ્રાહક પ્રમાણમાં અપ્રમાણતા સંભવે નહિ. વાદીનું આ કહેવું પણ ખોટું છે. કારણ કે, અપ્રમાણમાં દોષને ગ્રહણ કરવાવાળા પ્રથમ પ્રમાણમાં દોષના અભાવને ગ્રહણ કરવાવાળું અનુપલબ્ધિ પ્રમાણ, પ્રમાણરૂપ થઇ દોષના અભાવને શું ગ્રહણ કરે છે, અથવા તો અનુપલબ્ધિ પ્રમાણ અપ્રમાણરૂપ થઇ દોષના અભાવને ગ્રહણ કરે છે? તેમાંનો પ્રથમ પક્ષ સંભવે એમ નથી. શ્રુતિરૂપ અલૌકિક પ્રમાણ મૂકી પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ, નામનાં છ પ્રમાણો દોષની શંકાવાળાં છે. માટે સ્વભાવથી તે પ્રત્યક્ષાદિમાં પ્રમાણતા સંભવતી નથી. જ્યારે પ્રત્યક્ષાદિ પ્રમાણમાં દોષના અભાવનું જ્ઞાન થાય છે, ત્યારે પ્રત્યક્ષાદિને પ્રમાણતા હોય છે, માટે દોષગ્રાહક પ્રમાણમાં દોષાભાવને ગ્રહણ કરવાવાળા અનુપલબ્ધિ પ્રમાણની સિદ્ધિ અર્થે અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવને ગ્રહણ

કરવાવાળું કોઈ અનુપલબ્ધિ પ્રમાણ માનવું જોઇએ. આ અનુપલબ્ધિ પ્રમાણ પ્રથમના અનુપલબ્ધિ પ્રમાણથી ભિન્ન યા અભિન્ન હોય. જો વાદી અભિન્ન કહેતો હોય તો આત્માશ્રય દોષની પ્રાપ્તિ થાય તથા જો ભિન્ન કહેતો હોય તો તે બીજા અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવને કોઈ અનુપલબ્ધિ પ્રમાણ ગ્રહણ કરે છે. જો વાદી પ્રથમના અનુપલબ્ધિ પ્રમાણથી બીજા અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવનું ગ્રહણ માને તો અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થાય તથા જો વાદી બીજા અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવના ગ્રહણ વાસ્તે ત્રીજા અનુપલબ્ધિ પ્રમાણને માનશે તો ત્રીજા અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવનું ગ્રહણ કઈ અનુપલબ્ધિવડે થાય ? જો ત્રીજામાં પ્રથમ અનુપલબ્ધિ પ્રમાણવડે દોષાભાવનું ગ્રહણ થાય તો ચક્રિકા દોષ પ્રાપ્ત થશે. જો ત્રીજા અનુપલબ્ધિ પ્રમાણમાં દોષાભાવના ગ્રહણ વાસ્તે ચોથુ અનુપલબ્ધિ પ્રમાણ તથા ચોથા માટે પાંચમું, એ રીતની પ્રમાણની ધારા માનશે તો અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. માટે અનુપલબ્ધિ પ્રમાણરૂપ થઈ, દોષાભાવને ગ્રહણ કરે છે, આ પ્રથમ પક્ષ સંભવતો નથી. તેમ જ અપ્રમાણરૂપ થયેલ અનુપલબ્ધિ પ્રમાણ, દોષગ્રાહક પ્રમાણમાં દોષાભાવને ગ્રહણ કરે છે, આ રીતનો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, અપ્રમાણનો વિષય પ્રમાણ જ હોય છે. માટે અપ્રમાણરૂપ અનુપલબ્ધિનો વિષય, જે દોષાભાવ વિશિષ્ટ પ્રમાણ, તે પણ અપ્રમાણરૂપ થશે. આથી સિદ્ધ થાય છે કે, જે વાદી આત્માને પ્રકાશરૂપ માનતો નથી, તે વાદીના મત પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે ઘટાદિ વિષયની સિદ્ધિ થાય છે. આ પ્રત્યક્ષાદિ પ્રમાણ ઉપર કહેલ યુક્તિઓવડે સિદ્ધ થઇ શકતું નથી. માટે ઘટાદિ વિષયની તથા પ્રમા અપ્રમારૂપ જ્ઞાનની પણ સિદ્ધિ થઇ શકતી નથી.

પ્રમાણ, પ્રમા તથા ફળ, એ ત્રણની સિદ્ધિમાં કોઇ પ્રમાણ છે કે નહિ ? જો પ્રમાણ ન હોય તો નરશૃંગની માફક પ્રમાણાદિક અત્યંત અસત્ય ગણાય. તેમ જ તેઓની સિદ્ધિમાં પ્રમાણ હોય તો જે પદાર્થ, પ્રમાણનો વિષય છે, તે જ પ્રમેય થાય. આથી પ્રમાણ, પ્રમા તથા ફળ, એ ત્રણેમાં ઘટાદિ પદાર્થની માફક પ્રમેયરૂપતા પ્રાપ્ત થશે. જો વાદી આમાં ઈષ્ટાપત્તિ કરે તો આ પ્રમાણ, આ પ્રમા, આ ફળ તથા આ પ્રમેય છે, એ ચારે પ્રકારનો ભેદ ખોટો ઠરશે. માટે પ્રમાણાદિની સિદ્ધિ થતી નથી. જેમ આકાશમાં મૂઢને ગંધર્વનગર જણાય છે, પરંતુ વાસ્તવિક રીતે તે નગર આકાશમાં હોતું નથી. પણ તે મૂઢની કલ્પનાવડે સિદ્ધ છે. તેમ 'આ પ્રમાણ, આ પ્રમા, આ ફળ તથા આ પ્રમેય,' એ ચાર પ્રકારનો ભેદ કેવળ વાદીની કલ્પનાથી કલ્પાયલો છે. સર્વ કલ્પિત પદાર્થ સાક્ષી આત્માવડે પ્રકાશ્ય થાય છે. જેમ કલ્પિત સ્વપ્ન પદાર્થ સાક્ષી આત્માવડે પ્રકાશ્ય છે, તેમ કલ્પિત પ્રમાણાદિક પણ સાક્ષી આત્માવડે સિદ્ધ છે. દોષજન્ય દૃષ્ટિવડે જે અધિષ્ઠાનમાં જે પદાર્થ જણાય છે, તે અધિષ્ઠાનમાં તે પદાર્થ વાસ્તવિક રીતે હોતો નથી. જેમ પુરૂષના વેશને ધારણ કર-

નારી સ્ત્રીમાં દોષજન્ય દૃષ્ટિવડે પુરૂષપણું જણાય છે, પણ તે પુરૂષપણું તે સ્ત્રીમાં વાસ્તવિક રીતે હોતું નથી, તેમ જ દોષજન્ય દૃષ્ટિવડે રજ્જુમાં સર્પ જણાય છે, તે સર્પ રજ્જુમાં વાસ્તવિક રીતે નથી. આ રીતે દોષજન્ય દૃષ્ટિવડે વાદીઓને જણાતા પ્રમાણ, પ્રમા, ફળ તથા વિષય, એ ચાર ભેદો વાસ્તવિક નથી.

પ્રમાણ, પ્રમા, ફળ તથા વિષય, એ ચારને કલ્પિત માનશો તો તે પ્રમાણાદિકે કરી લોકનો વ્યવહાર સિદ્ધ થશે નહિ. માટે પ્રમાણાદિને વાસ્તવિક માનવાં, તે યોગ્ય કેમ ન કહેવાય, એવી શંકાનું એ જ સમાધાન કે, કલ્પિત અર્થવડે વ્યવહારની સિદ્ધિ નહિ હોત તો પ્રમાણાદિને સત્ય માનત. પણ લૌકિક વ્યવહાર તો મિથ્યા અર્થથી પણ સિદ્ધ થઈ શકે છે. જેમ કલ્પિત રજ્જુ સર્પને વિષય કરવાવાળા 'આ સર્પ છે' એવા મિથ્યા જ્ઞાનથી ભયકંપાદિક વ્યવહાર થાય છે, તેમ કલ્પિત પ્રમાણાદિકથી લોકનો વ્યવહાર સંભવે છે. માટે પ્રમાણ, અપ્રમાણ, પ્રમા તથા અપ્રમા ઈત્યાદિ સર્વ જડ જગત્ સાક્ષી આત્માનો વિષય છે. જેમ દીપકથી પ્રકાશ્ય ઘટાદિ પદાર્થ પ્રકાશક દીપકનો વિષય કરી શકતો નથી, તેમ સાક્ષી આત્માએ કરી પ્રકાશ્ય પ્રમાણાદિ, પ્રકાશક સાક્ષી આત્માનો વિષય કરી શકતા નથી.

જનક—જો કે પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિષય આત્મા નથી, છતાં શ્રુતિપ્રમાણનો વિષય આત્મા છે. કારણ કે "तं त्वौपनिषदं पुरुषं पृच्छामि:—ઉપનિષત્ પ્રમાણવડે જાણવા યોગ્ય પુરૂષરૂપ આત્માનું સ્વરૂપ હું તમને પૂછું છું." આ શ્રુતિમાં ઉપનિષત્ પ્રમાણજન્ય જ્ઞાનની વિષયતા આત્મામાં કહી છે. તેને માટે આત્મા પ્રમાણનો વિષય કેમ ન હોય ?

યાજ્ઞવલ્ક્ય—આત્માથી ભિન્ન સર્વ જડ જગત્ મિથ્યા છે, માટે જડ શ્રુતિરૂપ પ્રમાણનો વિષય નથી. તેમ જ, આત્મા સ્વપ્રકાશ છે, માટે તે શ્રુતિરૂપ પ્રમાણનો પણ વિષય નથી. પણ હિતકારી શ્રુતિ માતાની માફક મુમુક્ષુ જનને આત્મામાં સ્થૂલ સૂક્ષ્મ જગતને આરોપણ કરી, જગતના નિષેધવાળા અર્થથી આત્માનું બોધન કરે છે. તાત્પર્ય કે, શ્રુતિ પ્રમાણજન્ય અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનથી આત્માનો પ્રકાશ થતો નથી, પણ તે વૃત્તિજ્ઞાનથી આત્માના આવરણની નિવૃત્તિ થાય છે. આ આવરણની નિવૃત્તિ માત્રને ગ્રહણ કરી, શ્રુતિમાં આત્માને ઉપનિષત્ પ્રમાણનો વિષય કહ્યો છે. આથી સ્વપ્રકાશ સાક્ષી આત્મા કોઈ પણ પ્રકારે સિદ્ધ થતો નથી, પણ તે સ્વતઃસિદ્ધ છે. પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અર્થના નિશ્ચયને કરનારા જ્ઞાનને આશ્રયે જે પ્રમાતા છે, તે પ્રમાતાના આશ્રયે કરી પ્રમાણ, અપ્રમાણ, પ્રમા, અપ્રમા, ફળ તથા પ્રમેય, ઈત્યાદિક ભેદો સિદ્ધ થાય છે. આશ્રયરૂપ પ્રમાતા સિદ્ધ થયા વિના પ્રમાણાદિનો ભેદ સિદ્ધ થતો નથી. માટે પ્રમાણાદિની સિદ્ધિ માટે પ્રમાતાની સિદ્ધિ અવશ્ય જોઇએ. હે રાજન્! વેદાંતસિદ્ધાંતમાં પ્રમાતાના સ્વરૂપભૂત સ્વપ્રકાશ ચૈતન્યવડે પ્રમાતાની સિદ્ધિ કહી છે. કારણ કે વેદાંતસિદ્ધાંતમાં અંતઃકરણવિશિષ્ટ

ચૈતન્યનું નામ પ્રમાતા છે તથા તે વિશિષ્ટ શુદ્ધ ચૈતન્યથી ભિન્ન નથી. માટે સ્વપ્રકાશ ચૈતન્ય પ્રમાતાનું સ્વરૂપ છે તથા તે ચૈતન્યથી પ્રમાતાની સિદ્ધિ થાય છે. જો વાદી 'હું છુ'' એવા જ્ઞાનથી પ્રમાતાની સિદ્ધિ માને તો તેને કહેવું કે, પ્રમાતાને આશ્રયે રહેલ 'હું છુ'' એવા જ્ઞાનથી તે પ્રમાતાની સિદ્ધિ થાય છે અથવા બીજા કોઇ પ્રમાતાને આશ્રયે રહેલ 'હું છું,' એ જ્ઞાનથી પ્રમાતાની સિદ્ધિ થાય છે ? તેમાં છેવટનો પક્ષ માન્ય નથી. કારણ કે જેમ દેવદત્ત નામનો પુરૂષ પોતાથી ભિન્ન કોઈ યજ્ઞદત્ત નામના પુરૂપને જાણતો હોવાનો અનુભવ કરે છે. જેમકે 'હું યજ્ઞદત્તને જાણું છુ'', તેમ આ પ્રમાતાને 'હું જાણું છુ'' એવો અનુભવ જીવને હોવો જોઇએ. પણ તે અનુભવ કોઇને હોતો નથી. પણ 'હું આત્માને જાણું છુ'' એવો અનુભવ સર્વ જીવને હોય છે. માટે અન્ય પ્રમાતાને આશ્રિત જ્ઞાનથી અન્ય પ્રમાતાની સિદ્ધિ નથી. વળી પ્રમાતાને આશ્રિત 'હું છુ'' આ રીતના જ્ઞાનથી પ્રમાતાની સિદ્ધિ થાય છે, આ રીતનો પ્રથમ પક્ષ પણ સંભવતો નથી. કારણ કે ક્રિયામાં કર્તા તેમ જ કર્મ ભિન્ન હોય છે. જેમ છેદનરૂપ ક્રિયાનો કર્તા પુરૂષ છે તથા કાષ્ઠાદિ કર્મ છે. તેમ 'હું છુ'' એ જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા તથા કર્મ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ. એક જ પ્રમાતા જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા તથા કર્મ સંભવે નહિ. આથી પોતાને આશ્રયે રહેલ જ્ઞાનવડે પ્રમાતાની સિદ્ધિ થવાનો પ્રથમ પક્ષ અસંભવિત છે. વળી જો વાદી એમ કહે કે, આત્મા સ્વભાવથી જ્ઞાનરહિત જડ છે, માટે તે જાણી શકતો નથી. પરંતુ મનના સંબંધે કરી આત્મામાં ઉત્પન્ન થયેલા જ્ઞાનને પામી, ચેતન ભાવને પામેલો આત્મા પોતે પોતાને જાણે છે, એમ કહેવું સંભવતું નથી. કારણ કે, વાદીના કહેવા પ્રમાણે જેમ ઘટ સ્વભાવથી જડ છે, તેમ આત્મા પણ સ્વભાવથી જડ છે. જેમ મનના સંબંધથી જ્ઞાન ગુણવાળો થયેલો આત્મા પોતાને જાણે છે, તેમ મનના સંબંધથી જ્ઞાન ગુણવાળો થયલો ઘટ પણ પોતાને કેમ જાણી શકતો નથી ? આથી વાદીનું કહેવું અસંગત ઠરે છે. જો વાદી કહે કે, આત્માની સાથે મનનો સંયોગસંબંધ છે, તેમ ઘટની સાથે મનનો સંયોગસંબંધ નથી, તેથી ઘટ પોતાને જાણતો નથી, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે, નૈયાયિકોના મત પ્રમાણે મન પરમ અણુ પરિમાણવાળું તથા નિત્ય છે તથા જે મુક્ત પુરૂષ થાય છે, તેનાં શરીરાદિ નાશ પામે છે, પણ તેનું મન નાશ પામતું નથી. આથી બદ્ધ અજ્ઞાની જીવનો મનની સાથેનો સંબંધ, જો કે ઘટાદિથી સંભવે નહિ, છતાં આગળના મુક્ત પુરૂષનો મનની સાથેનો સંબંધ ઘટાદિમાં સંભવે છે. માટે ઘટાદિને પણ પોતાનું જ્ઞાન થવું જોઇએ. આત્માને સ્વભાવથી જડ માનનારાના મત પ્રમાણે ઘટાદિક જડ પદાર્થની તથા આત્માની જરા પણ વિશેષતા સિદ્ધ થશે નહિ. તેથી તેના મત પ્રમાણે ઘટાદિ જડ પદાર્થ પણ આત્મા હોવો જોઇએ. જો કોઇ એમ કહે

કે, ઘટાદિમાં તથા આત્મામાં જડપણું તો સમાન છે, પણ ઘટાદિ તો પરિચ્છિન્ન તથા મૂર્ત છે, પણ આત્મા તો વિભુ અને અમૂર્ત છે. તેથી ઘટાદિને આત્મરૂપતા સંભવે નહિ. આ વાદીનું કહેવું સંભવતું નથી. કારણ કે નૈયાયિકના મત પ્રમાણે જેમ આત્મા વિભુ તથા અમૂર્ત છે, તેમ આકાશ, કાળ તથા દિક્, એ ત્રણ પણ વિભુ તથા અમૂર્ત દ્રવ્યો છે. માટે આત્માથી વિલક્ષણ ઘટાદિ પદાર્થમાં જો કે આત્મરૂપતા સંભવતી નથી, છતાં આકાશ, કાળ તથા દિશામાં તો આત્મરૂપતા હોવી જોઇએ. વાદી એમ કહે કે, જેમ આત્માની સાથે મનનો સંબંધ, જ્ઞાનના કારણરૂપે છે, તેમ શરીરનો સંબંધ પણ જ્ઞાનના કારણરૂપે છે. માટે શરીરનો સંબંધ આકાશાદિ કરતાં આત્મામાં વધારે છે; પણ તેનું એ કહેવું પણ અસંભવિત છે. કારણ કે, નૈયાયિકોના મત પ્રમાણે આકાશ, કાળ, દિક્ અને આત્મા, એ ચાર દ્રવ્ય વિભુ છે તથા સર્વ મૂર્ત દ્રવ્યની સાથે જેનો સંયોગ સંબંધ થાય, તેને નૈયાયિકો વિભુ કહે છે. માટે જેમ મૂર્ત દ્રવ્ય શરીરની સાથે આત્માનો સંબંધ છે, તેમ આકાશ, કાળ તથા દિક્, એ ત્રણનો પણ શરીરની સાથે સંબંધ છે. માટે આકાશાદિમાં પણ આત્મસ્વરૂપતા ઘટવી જોઇએ. જો વાદી આત્માને સ્વભાવથી જડ માને તો તેના મત પ્રમાણે આત્માનો તથા ઘટાદિ વિષયનો પરસ્પર ભોક્તા ભોગ્ય ભાવ સંબંધ તથા ઉપકાર્ય ઉપકારક ભાવ સંબંધ, સંભવતો નથી. કારણ કે, જેમ ઘટાદિ પદાર્થ સ્વભાવથી જડ છે, તેમ આત્મા પણ વાદીના મત પ્રમાણે સ્વભાવથી જડ છે, તથા આગંતુક જ્ઞાનના કારણરૂપ મન સંયોગાદિક પૂર્વોક્ત રીત પ્રમાણે ઘટાદિકમાં પણ છે. માટે જેમ આત્મા કર્તા તથા ભોક્તા છે, તેમ ઘટાદિક સર્વ જડ પદાર્થ પણ ભોક્તા હોવા જોઇએ. પણ ઘટાદિ જડ પદાર્થને કોઇ પણ કર્તા ભોક્તા માનશે નહિ. જો વાદી એમ કહે કે, પ્રત્યક્ષરૂપ દૃષ્ટિ તથા અનુમિતિરૂપ દૃષ્ટિ જેમાં હોય, તે કર્તા તથા ભોક્તા કહેવાય. આત્મામાં તે છે, પણ ઘટાદિમાં નથી, માટે આત્મા કર્તા ભોક્તા છે. વાદીનું આ કહેવું પણ સંભવતું નથી. કારણ કે, આત્મામાં કર્તા ભોક્તાની સિદ્ધિમાટે દૃષ્ટિને આત્માના સ્વરૂપભૂત માનવી પડશે અથવા આત્માના ધર્મરૂપે શું માનવી પડશે? આમાં પ્રથમ પક્ષ પ્રમાણે જ્ઞાનરૂપ દૃષ્ટિને આત્મરૂપતા અમે પણ માનીએ છીએ. દૃષ્ટિ આત્માના ધર્મરૂપે છે, એવો બીજો પક્ષ અસંભવિત છે. કારણ કે, ધર્મ તથા ધર્મીનો પરસ્પર ભેદ હોય છે; તેથી દૃષ્ટિરૂપ ધર્મને પ્રકાશરૂપતા હોવા છતાં ધર્મીરૂપ જડ આત્માને પ્રકાશરૂપતા સંભવતી નથી. જેમકે પુત્ર પંડિત હોય, તેથી પિતા પંડિત થતો નથી. વાદીએ આત્મામાં માનેલી દૃષ્ટિ ધર્મીરૂપ આત્માથી ભિન્ન છે. તે માટે દૃષ્ટિ આત્માની સિદ્ધિ કરી શકે નહિ. તેમ જ આત્મારૂપ ધર્મીની અસિદ્ધિ થવાથી જ્ઞાનરૂપ દૃષ્ટિની પણ સિદ્ધિ સંભવે નહિ. જો વાદી એમ કહે કે, ધર્મરૂપ દૃષ્ટિવડે આત્માની સિદ્ધિ થતી નથી,

પણ સ્વપ્રકાશરૂપે કરી અથવા બીજા કોઇ પ્રમાણવડે આત્માની સિદ્ધિ થાય છે, જેથી આત્માની ધર્મરૂપ દૃષ્ટિ પણ સિદ્ધ થઈ શકે છે. આ રીતનું તેનું કહેવું પણ ભૂલભરેલું છે. કારણ કે, જ્યારે સ્વપ્રકાશ રૂપવડે અથવા બીજા કોઇ પ્રમાણવડે આત્માની સિદ્ધિ થાય છે ત્યારે આત્મામાં દૃષ્ટિ માનવી, તે નિષ્ફળ છે. જો વાદી આત્મામાં દૃષ્ટિને માને તો તેને પૂછવું કે, પદાર્થનું જ્ઞાન જેથી થાય; તેને શું દૃષ્ટિ કહેવાય ? આ રીતના અર્થને માનવાથી ચક્ષુ આદિની માફક કરણરૂપે થયેલ દૃષ્ટિ પ્રમાણરૂપે છે અથવા શું જ્ઞાનરૂપ થયલી દૃષ્ટિ પ્રમાણરૂપે છે ? આમાં પ્રથમ પક્ષ અસંભવિત છે. કારણ કે, પ્રત્યક્ષાદિ પ્રમાણની હજી સૂધી સિદ્ધિ થઇ નથી. માટે પ્રમાણરૂપ દૃષ્ટિવડે આત્માની સિદ્ધિ તમારાથી થઇ શકશે નહિ. જ્યારે દૃષ્ટિજન્ય જ્ઞાનમાં પ્રમાપણું સિદ્ધ થાય ત્યારે વાદીએ માનેલી પ્રમાણરૂપ દૃષ્ટિમાં પ્રમાણરૂપતા સિદ્ધ થાય. કારણ કે, પ્રમાજ્ઞાનના કરણને પ્રમાણ કહેવામાં આવે છે. તેથી તે દૃષ્ટિ પોતામાં પ્રમાણતાની સિદ્ધિ માટે પોતાથી ઉત્પન્ન થયલા જ્ઞાનમાં પ્રમાને ગ્રહણ કરવાવાળા કોઇ બીજા પ્રમાણની અપેક્ષા કરે છે. તેમ બીજું પ્રમાણ પણ પોતાના પ્રમાણની સિદ્ધિ અર્થે કોઇ ત્રીજા પ્રમાણની અપેક્ષા કરે છે. આ રીતે પ્રમાણધારા માનવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે. માટે કરણરૂપ થયલી દૃષ્ટિ પ્રમાણ હોય નહિ. હવે જ્ઞાનરૂપ થયેલી દૃષ્ટિને પ્રમાણ માનવામાં શંકા ઉઠશે કે, તે પ્રમાણરૂપ દૃષ્ટિ પ્રકાશથી રહિત છે, પરપ્રકાશ્ય છે અથવા શું સ્વયં પ્રકાશ્ય છે ? તેમાં પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે, જેમ પ્રકાશથી રહિત ઘટ પ્રમાણરૂપ નથી, તેમ પ્રકાશથી રહિત દૃષ્ટિથી પણ પ્રમાણરૂપ થશે નહિ. જો પ્રકાશ રહિત દૃષ્ટિને પ્રમાણરૂપે માનશો, તો પ્રકાશથી રહિત ઘટ પણ પ્રમાણરૂપે થયો જોઇશે. દૃષ્ટિ પરપ્રકાશ્ય છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, જેમ ઘટ પરપ્રકાશ્ય છે, માટે પ્રમાણરૂપે નથી; તેમ દૃષ્ટિ પણ પરપ્રકાશ્ય થવાથી પ્રમાણરૂપે થશે નહિ. પણ પ્રમાણરૂપ દૃષ્ટિને પરપ્રકાશ્ય માનવાથી અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. કારણ કે એક પ્રમાણરૂપ દૃષ્ટિ બીજીવડે પ્રકાશ્ય, બીજી ત્રીજીવડે, એ રીતે પ્રમાણની ધારા ચાલી જશે. પ્રમાણરૂપ દૃષ્ટિ સ્વયંપ્રકાશ્ય છે, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ, શ્રુતિના પ્રમાણથી રહિત કેવળ શુષ્ક તર્કવડે વાદી અર્થની સિદ્ધિ કરે છે તથા તે તર્ક લૌકિક દૃષ્ટાંત વિના કોઇ અર્થને સિદ્ધ કરતો નથી. માટે પ્રમાણદૃષ્ટિ સ્વયંપ્રકાશ્ય છે, આ વિશે આમાં લૌકિક દૃષ્ટાંત કહેવું જોઇએ. વળી આ જગતમાં એવો કોઇ પદાર્થ નથી, કે જે પોતે પ્રકાશરૂપ ક્રિયાનો કર્ત્તા હોય તથા પોતે જ પ્રકાશરૂપ ક્રિયાનું કર્મ હોય. માટે પ્રમાણરૂપ દૃષ્ટિને સ્વયંપ્રકાશતા સંભવતી નથી. પ્રમાણરૂપ દૃષ્ટિને આત્માથી ભિન્ન માની દૃષ્ટિને સ્વયંપ્રકાશ માનનારને કહેવું કે, તે સ્વયંપ્રકાશ દૃષ્ટિ આગીઆ કીડાની

માફક પોતાના સ્વરૂપ માત્રનો જ પ્રકાશ કરે છે, કે સૂર્યની માફક સર્વ પદાર્થનો પ્રકાશ કરે છે? આમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે, જેમ આગીઓ કોઇ પદાર્થનો પ્રકાશ કરતો નથી, પણ કેવળ પોતાનો જ પ્રકાશ કરે છે, તેમ આ દૃષ્ટિ પણ પોતાથી ભિન્ન કોઇ પદાર્થનો પ્રકાશ કરશે નહિ. તેથી કોઇ પણ પદાર્થની સિદ્ધિ થવી જોઇએ નહિ. સૂર્યની માફક આ દૃષ્ટિ સર્વ પદાર્થને પ્રકાશ આપે છે, એવો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, જો દૃષ્ટિ સર્વ પદાર્થની પ્રકાશક હોય તો એક પદાર્થના જ્ઞાન સમયે સર્વ પદાર્થનું જ્ઞાન થવું જોઇએ. પણ એક પદાર્થના જ્ઞાનથી સર્વ પદાર્થનું જ્ઞાન કોઇને થતું નથી. માટે દૃષ્ટિ સર્વ પદાર્થનો પ્રકાશ કરતી નથી.

## આત્મામાં પ્રમાણની અવિષયતા.

જીવને ઘટાદિક પદાર્થનું જ્ઞાન કોઇ કારણ વિના એની મેળે ઉત્પન્ન થતું નથી. પરંતુ ચક્ષુઆદિ પ્રમાણના ઘટાદિ પદાર્થની સાથે સંયોગ સંબંધરૂપ કારણની અપેક્ષાવડે, ઘટાદિ પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ જાતની પ્રક્રિયા વાદી માને તો તેને પૂછવું કે, આત્મા કર્તા તથા ભોક્તા છે, એવું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણવડે થયું છે કે અનુમાન પ્રમાણવડે થયું છે? વાદી પ્રથમ પક્ષ માને તો તે સંભવે નહિ. કારણ કે વાદીના મત પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણ બે પ્રકારનાં છેઃ— એક બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ તથા બીજું આંતર પ્રત્યક્ષ પ્રમાણ. મન આંતર પ્રત્યક્ષ પ્રમાણરૂપે છે તથા બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ પાંચ પ્રકારનાં છે. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન તથા ઘ્રાણ, એ ત્રણ ઇંદ્રિયો દ્રવ્યને વિષય કરતી નથી, પણ ક્રમે કરી શબ્દ, રસ તથા ગંધ, એ ત્રણ ગુણને વિષય કરે છે. આત્માને દ્રવ્ય માનવાથી શ્રોત્ર, રસન તથા ઘ્રાણ, આ ત્રણ પ્રમાણવડે આત્માનું કર્તા ભોક્તારૂપે જ્ઞાન થઇ શકે નહિ. વળી ચક્ષુ અને ત્વક્ એ બે ઇંદ્રિયો દ્રવ્યને ગ્રહણ કરે છે, છતાં જે દ્રવ્યમાં ઉદ્‌ભૂત રૂપ તથા ઉદ્‌ભૂત સ્પર્શ હોય છે, તે જ દ્રવ્યનું તેઓ ગ્રહણ કરે છે, અન્ય દ્રવ્યનું ગ્રહણ કરતી નથી. પણ આત્મામાં ઉદ્‌ભૂત રૂપ તેમ જ ઉદ્‌ભૂત સ્પર્શ નથી. માટે ચક્ષુ તથા ત્વક્ ઇંદ્રિયોવડે આત્માનું કર્તા ભોક્તારૂપે કરી જ્ઞાન સંભવતું નથી. આત્મામાં ઇંદ્રિયજન્ય જ્ઞાનની વિષયતા નથી, એ કેવળ યુક્તિથી જ સિદ્ધ નથી, પણ શ્રુતિવડે પણ સિદ્ધ છે. જેમ "पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नांतरात्मन् સ્વયંભૂ પરમાત્માએ નેત્રાદિ ઇંદ્રિયોને બહિર્મુખ કરી. આથી તે નેત્રાદિક ઇંદ્રિયો ઘટપટાદિ બાહ્ય પદાર્થને જૂવે છે, પણ અંતરાત્માને તે જોઇ શકતી નથી." અર્થાત્ જે જે પદાર્થમાં બાહ્યપણું છે, તે તે પદાર્થમાં નેત્રાદિનો સંબંધ થાય છે. બાહ્યપણાવિના નેત્રાદિ ઇન્દ્રિયનો સંબંધ સંભવતો નથી. આત્મામાં બાહ્યપણું નથી. માટે આત્મામાં નેત્રાદિ ઇન્દ્રિયનો સંબંધ સંભવતો નથી. વળી સંયોગાદિક સંબંધવિના નેત્રાદિક ઇંદ્રિયો કોઇ પણ પદાર્થના જ્ઞાનને ઉત્પન્ન કરી શકતી નથી.

આથી આત્મા કર્તા તથા ભોક્તા છે, એવું જ્ઞાન નેત્રાદિવડે થતું નથી. આત્મા કર્તા તથા ભોકતા છે, એ રીતનું જ્ઞાન મનરૂપ આંતર પ્રત્યક્ષ પ્રમાણવડે વાદી માને તો તે પણ સંભવે નહિ. કારણ કે, कामः संकल्पो विचिकित्सा એ શ્રુતિમાં ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, અધૈર્ય, લજ્જા, ભય તથા વૃત્તિજ્ઞાન, એ સર્વનું ઉપાદાન કારણ હોય, તે કોઇ દિવસ કરણ થાય નહિ. જેમ ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા, ઘટના કારણરૂપે થાય નહિ, તેમ વૃત્તિના ઉપાદાન કારણરૂપ મન જ્ઞાનના કારણરૂપ થઇ શકે નહિ. માટે આત્મા કર્તા ભોકતા છે, એ રીતના જ્ઞાનની ઉત્પત્તિ નેત્રાદિ ઇન્દ્રિયના સંબંધથી વાદી માને તો નેત્રાદિ ઇન્દ્રિયનો સંબંધ સ્થૂલ શરીરની સાથે છે, માટે સ્થૂલ શરીરમાં તે જ્ઞાન થાય. વળી અસુરને મોહ કરવા માટે દેહાત્મવાદી ચાર્વાકના મતના કર્તા બૃહસ્પતિના મનની પ્રાપ્તિ વાદીને બળાત્કારે થશે. માટે આત્મા કર્તા તથા ભોકતા છે, એવું જ્ઞાન પ્રત્યાક્ષાદિવડે સંભવતું નથી. વળી આત્મા કર્તા ભોક્તા છે, આ રીતનું જ્ઞાન અનુમાનાદિ પ્રમાણે કરી થાય, એમ માનવું પણ સંભવતું નથી. કારણ કે, અનુમાન, ઉપમાન તથા શબ્દ, એ ત્રણે પ્રમાણોનું મૂળ કારણ પ્રત્યક્ષ પ્રમાણ જ્યારે આત્માના જ્ઞાન વિશે કારણરૂપે નથી, ત્યારે અનુમાનદિ પ્રમાણ કેવી રીતે કારણ હોય ? વળી ઐતરેય ઉપનિષતમાં આત્માને દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતા કહ્યો છે. ત્યાં દર્શનના કર્તાનું નામ દ્રષ્ટા, શ્રવણ કરનારનું નામ શ્રોતા આદિ કહ્યું છે. આથી શ્રુતિવડે આત્મામાં કર્તાપણું સિદ્ધ થાય છે. વાદીનું આ કહેવું પણ સંભવતું નથી. કારણ કે, આત્માને દ્રષ્ટા, શ્રોતા, મંતા તથા વિજ્ઞાતા, એ શ્રુતિવડે કર્તારૂપ જણાવે છે. તેમ અદ્રષ્ટા, અશ્રોતા, અમંતા તથા અવિજ્ઞાતા, ઇત્યાદિ શ્રુતિથી આત્મામાં કર્તાપણાનો નિષેધ પણ કરેલો છે. આત્માને અકર્તારૂપે બોધ કરવાવાળી શ્રુતિ મુખ્ય છે તથા આત્માને કર્તારૂપે બોધ કરવાવાળી શ્રુતિ ભ્રાંત પુરૂષથી સિદ્ધ કરાયલા આત્મામાં કર્તાપણાનો અનુવાદ કરે છે. માટે તે શ્રુતિ પોતાનો અર્થ સિદ્ધ કરતી નથી. તાત્પર્ય કે, ફળવાળા તથા લૌકિક પ્રમાણવડે અજ્ઞાત અર્થનો બોધ કરવાથી શ્રુતિની પ્રમાણતા છે. કર્તા ભોકતારૂપવડે આત્મા સર્વ લોક જાણે છે તથા તેવા જ્ઞાનથી કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી. પણ ઉલટો જન્મમરણાદિરૂપ અનર્થ પ્રાપ્ત થાય છે. માટે કર્તા ભોકતારૂપવડે આત્માના બોધનમાં શ્રુતિનું તાત્પર્ય નથી. આત્મા અકર્તા તથા અભોકતા એવા જ્ઞાનથી અજ્ઞાન સહિત સર્વ અનર્થોની નિવૃત્તિરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. અકર્તા અભોક્તા રૂપવડે આત્માનો બોધ કરવામાં શ્રુતિનું તાત્પર્ય હોવાથી પ્રત્યક્ષ પ્રમાણવડે આત્માનું જ્ઞાન થતું નથી; પરંતુ પોતાના સ્વયંપ્રકાશ રૂપવડે જ આત્માનું જ્ઞાન થાય છે. વાસ્તવિક રીતે જોતાં કોઈ અનાત્મ પદાર્થનું પણ ઉપર કહેલી યુક્તિઓથી પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જ્ઞાન થતું

નથી. નિર્ગુણ પરમાત્માના જ્ઞાનમાં પ્રત્યક્ષાદિ પ્રમાણનું કારણ કેવી રીતે હોય ? હે જનક ! શ્રુતિ તો આત્માને અગૃહ્ય કહે છે.

આનંદ સ્વરૂપ આત્મા સર્વ પ્રાણીનો આત્મા હોવાથી હનન ક્રિયાની કર્મતારૂપ શીર્ણતાને તે પામતો નથી. સર્વ મૂર્તિમાન્ તથા ભેદવાન્ પદાર્થો પોતાના અવયવોની શિથિલતારૂપ શીર્ણતાને પામે છે. જેમ વસ્ત્રાદિક પદાર્થ મૂર્તિમાન્ તથા ભેદવાન્ છે, માટે તે અવયવોની શિથિલતારૂપ શીર્ણતાને પામે છે, પણ આત્મામાં મૂર્તિમાનતા તથા ભેદતા, આ બેઉ ધર્મો નથી. તેથી આનંદ સ્વરૂપ આત્મા શીર્ણતાના ભાવને પામતો નથી. આથી જ આનંદ સ્વરૂપ આત્માને શ્રુતિ અશીર્ય કહે છે.

## આત્મામાં અસંગતા.

હે જનક ! સંગવાન્ સર્વ પદાર્થને બીજા પદાર્થના સંગથી દોષની પ્રાપ્તિ થાય છે. જેમ સ્વભાવથી શીતલ સ્પર્શવાળા જળમાં અગ્નિના સંગથી ઉષ્ણતા પ્રાપ્ત થાય છે તથા સ્વભાવથી શીત ઉષ્ણ સ્પર્શથી રહિત વાયુમાં અગ્નિના સંબંધથી ઉષ્ણતા તથા જળના સંગથી શીતળતા પ્રાપ્ત થાય છે, પરંતુ અસંગ પદાર્થમાં કોઇ પણ દોષની પ્રાપ્તિ થતી નથી. આ રીતે અસંગ આકાશમાં મેઘ વિદ્યુતાદિ દોષોની પ્રાપ્તિ થતી નથી. મૂર્તિમાન્ તથા પરિચ્છિન્ન સર્વ પદાર્થ સંગવાન્ હોય છે. જેમકે મૂર્તિમાન્ તથા પરિચ્છિન્ન જળાદિક પદાર્થ અગ્નિઆદિની સાથના સંગને પામે છે, પણ આ આનંદ સ્વરૂપ આત્મા મૂર્તિમાન તથા પરિછિન્ન નહિ હોવાથી આત્માનો કોઈ પદાર્થ સાથે સંગ હોતો નથી તથા સંગના અભાવથી આત્મા કોઇ પણ પદાર્થના દોષને પ્રાપ્ત થતો નથી. સંયોગાદિ સંબંધનું નામ સંગ છે તથા કિંચિત્ કાળ પણ બીજા પદાર્થના સ્વરૂપની માફક તેની સ્થિતિ થવી, તે સંગનું ફળ છે. જેમ ઉષ્ણ સ્પર્શવાળા અગ્નિની સાથે જળનો સંયોગ સંબંધ થતાં તે જળ કેટલાક વખત સૂધી અગ્નિ સમાન ઉષ્ણ સ્પર્શવાળું થાય છે. આત્મા તો સજાતીય, વિજાતીય તથા સ્વગત એ ત્રણ ભેદથી રહિત છે. તેથી આત્મા સંયોગાદિક સંયોગ સંબંધ રૂપને પ્રાપ્ત થતો નથી તથા બીજા પદાર્થની સાથે તાદાત્મ્યરૂપ સંગના ફળને પણ પ્રાપ્ત થતો નથી. સંગવાન્ વસ્ત્રાદિ પદાર્થો બંધનરૂપ ફળને તથા પરિણામરૂપ ફળને અવશ્ય પ્રાપ્ત થાય છે. વસ્ત્રાદિ પદાર્થના ઉપાદાન કારણ તંતુ આદિકના પરસ્પર વિભાગથી તથા તંતુઓના નાશથી પટાદિક પદાર્થનો નાશ પણ અવશ્ય થાય છે. કાં તો પટાદિ પદાર્થનો ધીરે ધીરે અથવા જલદી નાશ થાય છે. વળી આનંદસ્વરૂપ આત્મા અસંગ હોવાથી તે બંધન, પરિણામ કે વિનાશને પ્રાપ્ત થતો નથી. તે સર્વ વિશેષ ભાવથી રહિત તથા મન વાણીનો અવિષય છે. હે જનક ! આવો તુરીય આત્મા તમને જ્ઞાનવડે પ્રાપ્ત થવા યોગ્ય–ગંતવ્ય છે. સર્વ જીવના આત્મારૂપ, ભયથી રહિત, અદ્વિતીય અને આનંદસ્વરૂપ બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણતા હો-

વાથી તમે અભય બ્રહ્મને પ્રાપ્ત થયા છો, એટલે હવે તમે સંસારરૂપી શૂળથી ભય પામશો નહિ. તાત્પર્ય કે, પોતાથી ભિન્ન પરિચ્છિન્ન ગ્રામાદિની પ્રાપ્તિ જેમ ગમનરૂપ ક્રિયાથી થાય છે, તેમ સર્વત્ર વ્યાપક બ્રહ્મની પ્રાપ્તિ કોઇ ગમનરૂપ ક્રિયાથી થતી નથી. પણ આત્મારૂપે બ્રહ્મનું જ્ઞાન થવું, તે જ બ્રહ્મપ્રાપ્તિ છે.

જનકઃ—આત્માનું જ્ઞાન થયા પછી જીવનો સંસારરૂપી શૂળનો ભય કેમ ટળી જતો હશે ?

યાજ્ઞવલ્કયઃ—હે જનક! સર્વ જીવને દ્વિતીય પદાર્થના જ્ઞાનથી ભય થાય છે. તેથી દ્વિતીય પદાર્થનું જ્ઞાન ભયનું કારણ છે. દ્વિતીય પદાર્થનું જ્ઞાન જ્યાં સૂધી છે, ત્યાં સૂધી અદ્વિતીય આત્માનું જ્ઞાન થતું નથી. વિદ્વાનને અદ્વિતીય આત્માના અજ્ઞાનવડે દ્વિતીય પદાર્થનું જ્ઞાન નિવૃત્ત થતું હોવાથી, દ્વૈતજ્ઞાનરૂપ કારણનો અધિકાર થવે વિદ્વાનને ભયની પ્રાપ્તિ થતી નથી. શ્રુતિમાં કહ્યું છે કે,' द्वितीयाद्वै भयं भवति અર્થઃ—દ્વિતીય પદાર્થના જ્ઞાનથી જીવને ભયની પ્રાપ્તિ થાય છે." આ પદાર્થ મારા દુઃખનું સાધન છે, આ રીતનું પ્રતિકૂળતાનું જ્ઞાન જે પદાર્થમાં થાય છે, તે પદાર્થથી જીવને ભયની પ્રાપ્તિ થાય છે. જેમ કે સિંહ સર્પાદિકમાં જીવને જ્યારે પ્રતિકૂળતાનું જ્ઞાન થાયછે ત્યારે તેને સિંહ સર્પાદિથી ભય થાય છે. દ્વૈત જ્ઞાનથી ઉત્પન્ન થયેલું જ્ઞાન પ્રતિકૂળતાવાળું છે તથા તે જીવના ભયનું કારણ છે. આનંદસ્વરૂપ આત્મામાં કોઈને પ્રતિકૂળતાનું જ્ઞાન હોતું નથી, પણ સર્વ જીવને આત્મામાં અનુકૂળતાનું જ્ઞાન હોય છે. અનુકૂળ આત્માનું સર્વત્ર વ્યાપકરૂપે કરી જ્ઞાન, જે પુરૂષને થાય છે, તેને કોઈ પદાર્થથી ભય થતો નથી. પ્રતિકૂળતાનું જ્ઞાન દ્વૈત જ્ઞાન વિના હોતું નથી. માટે દ્વૈતપણું તે પ્રતિકૂળતાના જ્ઞાનનું કારણ છે. આ દ્વૈતપણું અદ્વૈત બ્રહ્મમાં ન હોવાથી તે અભય, વિજ્ઞાન, આનંદરૂપ તથા સર્વ ભેદથી રહિત છે. અદ્વિતીય બ્રહ્મ તમારાથી ભિન્ન નથી, પણ તમારૂં જ સ્વરૂપ છે. હું, તમે તથા સર્વ ભૂત પ્રાણી બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપે જ છીએ. તેથી ભેદ રહિત અદ્વિતીય બ્રહ્મને શ્રુતિમાં અભય કહ્યો છે. જેમ ગંધર્વનગર આકાશથી ભિન્ન નથી, તેમ આ સર્વ જગત્ આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન નથી. જેમ આકાશમાં ગંધર્વનગર હોવા છતાં પણ તે વાસ્તવિક નથી, કિંતુ માયાકલ્પિત છે, તેમ આનંદ સ્વરૂપ આત્મામાં જગતની સ્થિતિ છે, છતાં તે વાસ્તવિક નથી, પણ માયાકલ્પિત છે. જેમ આકાશરૂપ અધિષ્ઠાનમાં ગંધર્વનગર પહેલાં નહતું, હાલ નથી તથા ભવિષ્યમાં થશે પણ નહિ, તેમ આનંદ સ્વરૂપ આત્મામાં આ જગત્ પૂર્વે નહતું, વર્તમાનમાં નથી તથા ભવિષ્યમાં થશે પણ નહિ.

જનક—હે ભગવન્! જો આનંદ સ્વરૂપ આત્મામાં ત્રણે કાળમાં જગત્ નથી, તો પછી લોકોને ભિન્ન ભિન્ન રૂપે કરી તે કેમ પ્રતીત થાય છે ?

યાજ્ઞવલ્કયઃ—જેમ આકાશમાં ત્રણે કાળમાં જો કે ગંધર્વનગર નથી, છતાં તેવું જ્ઞાન ભ્રાંત પુરૂષને સ્થૂળ તથા સૂક્ષ્મ રૂપવડે

અને જડ તથા ચૈતન્ય રૂપવડે જણાય છે, તેમ આનંદ સ્વરૂપ આત્મામાં જો કે ત્રણે કાળમાં જગત્ નથી, છતાં પણ અજ્ઞાની જીવને ભ્રાંતિવડે તે સ્થૂળ સૂક્ષ્મ રૂપે કરીને પ્રતીત થાય છે. જાગ્રત અવસ્થામાં રથ, અશ્વ, હસ્તી આદિ પદાર્થોની ઉત્પત્તિનાં સાધન દેશકાળાદિ સાધનનો સ્વપ્નાવસ્થામાં અભાવ હોવા છતાં, જેમ એક સ્વપ્નદ્રષ્ટા પુરૂષ અજ્ઞાનને લીધે રથ, અશ્વ, હસ્તી ઇત્યાદિ અનેક ભાવને પ્રાપ્ત થાય છે, તેમ દેશકાલાદિક સાધનોથી રહિત એક જ પરમાત્મા અનેક પ્રકારના જગત્‌ભાવને પામે છે. જેમ સ્વપ્નથી જાગ્રત થયેલો પુરૂષ સ્વપ્નના પદાર્થને જોતો નથી, તેથી જાગ્રતાવસ્થા સ્વપ્નના પદાર્થોનો નાશ કરનારી છે, તેમ આત્માના સાક્ષાત્કારવડે આ સર્વ જગત્ નાશને પામે છે. અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર તમને થયો છે, તેથી હે રાજન્! સંસારરૂપી શૂળથી તમે ભય પામશો નહિ.

ગુરૂ:-હે શિષ્ય! આ રીતે જ્યારે યાજ્ઞવલ્કયે જનક રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો ત્યારે, કોઇ પણ રીતની મુનિને આપવા યોગ્ય દક્ષિણા જનકને પોતાની પાસે જણાઈ નહિ. જનક વિચાર કરવા લાગ્યા કે, મુનિએ મને આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવી છે, માટે તેમને દક્ષિણા તરિકે હું શું પદાર્થ આપું? જો હું સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય તથા સેના સહિત મારૂં શરીર ગુરૂદક્ષિણા તરિકે આપું, તોપણ તે આત્મજ્ઞાનની સમાન નથી. બ્રહ્મવિદ્યાના ઉપદેશવડે શિષ્યને આત્મજ્ઞાન આપવાવાળા ગુરૂને સમુદ્રપર્યંત સુવર્ણથી ભરેલી સર્વ પૃથ્વી ગુરૂદક્ષિણા તરિકે આપવામાં આવે, તો પણ તે આત્મજ્ઞાનની સમાન નથી. અનેક જન્મમાં કીધેલાં બ્રહ્મચર્યાદિ સાધનવાળા દેહધારી જીવને પણ આનંદસ્વરૂપ આત્મા દુર્લભ છે તથા ત્રણે કાળમાં આત્માના લાભ સિવાય બીજો કોઇ લાભ નથી. શ્રુતિમાં કહ્યું છે કે, आत्मलाभान्न परं विद्यते-આનંદસ્વરૂપ આત્માના લાભથી પર સંસારમાં બીજો કોઇ લાભ નથી. આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ, એ જ પરમ લાભ છે. આવા દુર્લભ આત્માની પ્રાપ્તિ કરાવનારા ગુરૂને પુત્ર, સ્ત્રી, ધન, રાજ્ય, પૃથ્વી ઇત્યાદિ અનાત્મ પદાર્થની દક્ષિણા આપવી, એ યોગ્ય નથી. સ્વર્ગમાં દેવોને જિતી તથા પાતાળમાં નાગને જિતી, સ્વર્ગ, ભૂમિ તથા પાતાળ, એ ત્રણ લોક જો હું યાજ્ઞવલ્કયને ગુરૂદક્ષિણામાં આપું, તોપણ તે દક્ષિણા આત્મજ્ઞાનની સમાન નથી. તાત્પર્ય કે, યાજ્ઞવલ્કયે મને આત્માની પ્રાપ્તિ કરાવી છે, જે આત્મા અપરિચ્છિન્ન, નિત્ય, આનંદસ્વરૂપ તથા દુર્લભ છે. આત્માસમાન, સંસારમાં બીજો કોઇ પદાર્થ નથી. પુત્ર, સ્ત્રી, ધન, રાજ્ય અને ત્રણ લોક ઇત્યાદિ સર્વ પદાર્થ પરિચ્છિન્ન, અનિત્ય, દુઃખરૂપ તથા સુલભ છે. આત્માની પ્રાપ્તિ સમાન દક્ષિણા કોઇ નથી જ. પછી અત્યંત હર્ષવાન્ થઇ જનક રાજા યાજ્ઞવલ્કયને કહેવા લાગ્યા કે-હે ભગવન્! આપના ગુરૂ સૂર્ય ભગવાન્ સર્વ દેહધારી જીવના બહાર વિચરનારા પ્રાણ છે તથા સર્વ જીવના

નેત્રને રોકનારા અંધકારનો નાશ કરી, સર્વ જીવના વ્યવહારની સિદ્ધિ કરનારા છે. સૂર્ય ભગવાનના મહત્ ઉપકાર સમાન કોઇ પદાર્થ ન જોવાથી દેહધારી જીવો તેમને દીપક માત્ર અર્પણ કરે છે તથા આપના ગુરૂ સૂર્ય ભગવાન્ તે દીપક માત્રવડે પ્રસન્નતાને પામે છે, તે જ સૂર્ય ભગવાનના આપ શિષ્ય છો. જેમ સૂર્ય ભગવાન્ જીવોના અંધકારનો નાશ કરે છે, તેમ આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે શિષ્યોના અજ્ઞાનરૂપ અંધકારનો આપ નાશ કરો છો. તેથી આપ સૂર્ય ભગવાન્ સમાન છો તથા સર્વ કામનાઓથી રહિત છો.આપના ગુરૂ સૂર્ય ભગવાન્ દીપકમાત્રવડે જીવનાપર પ્રસન્ન થાય છે, તેમ આપ પણ મારી સ્વલ્પ દક્ષિણાવડે પ્રસન્ન થાઓ. પછી જનક આશીર્વાદ, સર્વસ્વ તથા નમસ્કાર, એ ત્રણ પ્રકારની અલ્પ દક્ષિણા આપવાના નિશ્ચય ઉપર આવ્યા.

જનકઃ–હે ભગવન્ ! આપે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, એ ત્રણ શરીરનો ત્યાગ કરી તુરીય–ચોથા અભય બ્રહ્મનો મને ઉપદેશ કર્યો. આપના ઉપદેશથી અભય બ્રહ્મની પ્રાપ્તિ મને થઈ છે. જે અભય બ્રહ્મની પ્રાપ્તિ મને થઇ છે, તે અભય બ્રહ્મ આપને પણ પ્રાપ્ત થાઓ. આ આશીર્વાદરૂપ દક્ષિણા હું આપને આપું છું. વળી કાળ ભગવાને જીવરૂપી પક્ષીના બંધન માટે અજ્ઞાનરૂપ સૂત્રવડે કામક્રોધાદિ રૂપ ગાંઠવાળી ' હું તથા મારૂં" એવી અભિમાનરૂપ જાળ રચેલી છે. તે જાળરૂપી પાશથી હું દુઃખી દીનને આપે કૃપા કરી મુક્ત કર્યો, માટે આપના ઉપકાર સમાન હું કયી દક્ષિણા આપું ? વિદેહ નામનો મારો દેશ, મિથિલા નામે મારી નગરી, સ્ત્રી, પુત્ર તથા સર્વ પદાર્થ સહિત હું આપનો દાસ છું. શ્રુતિ તથા સ્મૃતિમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂને પિતા કહ્યો છે, તથા શિષ્યને પુત્ર કહ્યો છે અને જ્યાં સૂધી પિતા વિદ્યમાન છે ત્યાં સૂધી પુત્રનું ધનમાં અભિમાન હોતું નથી. આ રીતે શાસ્ત્ર રીતે જોતાં રાજ્યાદિ સર્વ પદાર્થ મેં આપને આપ્યા છે. આ રીતનું વચન કહેવા પણ હું સમર્થ નથી. મારાથી માંડી આ સર્વ રાજ્યાદિ આપનાં છે. આપની આજ્ઞા વિના જ્યારે અન્નભોજન કરવા હું સમર્થ નથી તો રાજ્યાદિ સર્વ પદાર્થ આપની આજ્ઞા વિના કેવી રીતે ભોગવું? માટે રાજ્યાદિ સર્વસ્વ આપનું છે. બ્રહ્મનો ઉપદેશ કરવાવાળા આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું. આપ સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ, વેદ મંત્રને પ્રગટ કરવાવાળા, સાક્ષાત્ સૂર્ય ભગવાનના શિષ્ય તથા સાક્ષાત્ પરમેશ્વરરૂપે છો. આવી રીતના આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

આ રીતે જ્યારે આશીર્વાદ, સર્વસ્વ તથા નમસ્કાર એ ત્રણ રીતની ગુરૂદક્ષિણા જનકે બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્કયને આપી ત્યારે તેઓ ઘણા પ્રસન્ન થયા તથા જનકને કહેવા લાગ્યા કે, હે જનક ! વિદેહથી માંડી તમારા શરીરપર્યંત રાજ્યાદિ સર્વ પદાર્થ મારા છે, તેમાં કોઇ રીતનો સંશય નથી. પણ એક ગુરૂદક્ષિણા હું તમારી પાસેથી

માગું છું, તે તમારે મને આપવી જોઇશે. હે રાજન્! તમારૂં ચિત્ત અગ્નિઆદિની ઉપાસનામાં અત્યંત તત્પર છે, તેમ જ તમારૂં ચિત્ત રાજવ્યવહારમાં અત્યંત લાગેલું છે. માટે હું એટલું માગું છું કે, મેં તમને જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તે તમો કેટલોક વખત થયા પછી ભૂલી જશો. યાજ્ઞવલ્કયના આ કહેવાનું તાત્પર્ય એ કે, અગ્નિ આદિની ઉપાસનાવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, તેથી બ્રહ્મલોકની ઈચ્છા આત્મજ્ઞાનનું ભાવી પ્રતિબંધકછે અને રાજ્યાદિ પદાર્થમાં આસક્તિ, એ આત્મજ્ઞાનનું વર્તમાન પ્રતિબંધક છે. આ બે પ્રતિબંધકો વિદ્યમાન હોવા છતાં કાર્યની ઉત્પત્તિ થતી નથી. તેથી મારો કીધેલો બ્રહ્મસંબંધી ઉપદેશ તમારે કદી ભૂલવો નહિ, એવી ગુરૂદક્ષિણા તમે મને આપો. આ વિદેહ દેશ, મિથિલાપુરી તથા સર્વ રાજ્યાદિ પદાર્થ મારા છે તથા તમે પણ મારા છો, માટે રાજ્યાદિ સર્વ પદાર્થ તમારી પાસે રહેવા દો. હે જનક રાજા ! હવે હું મારે આશ્રમે જાઉં છું. કોઇ કાળ પછી હું તમારી પાસે આવીશ. આ રીતનું વચન મુનિએ રાજાને કહ્યું ત્યારે જનક, અન્ય બ્રાહ્મણો, ક્ષત્રિય તથા વૈશ્યાદિ સર્વ સભાએ ત્યાં રહેવાને ઘણી પ્રાર્થના કરી; પણ મુનિ એકાંત સુખની ઈચ્છાવાળા હોવાથી કોઇનું કહેવું ન માનતાં પોતાને આશ્રમે ચાલ્યા ગયા. તેઓ ગયા પછી કેટલેક કાળે જનક રાજા રાજકાર્યમાં ચિત્ત લાગવાથી તથા અગ્નિ આદિ દેવોની ઉપાસનામાં ચિત્તની તત્પરતાથી મુનિનો ઉપદેશ ભૂલી ગયા. ત્યાર પછી લોકોના મુખથી થતા પોતાની દિવ્ય દૃષ્ટિવડે રાજા જનકનું વૃત્તાંત જાણી, યાજ્ઞવલ્કય પોતાના મનમાં આ રીતનો સંકલ્પ કરવા લાગ્યા. મારા ઉપદેશને ભૂલી જવાથી હું જનકની પાસે જઇશ, તો પણ કંઈ સંભાષણ કરીશ નહિ. અથવા જો હું રાજા સાથે બોલીશ, તો મેં તેમને પહેલાં જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે, તે જ ફરી કરીશ. પ્રથમ યોગક્ષેમાદિ પૂછવામાં આવે છે, તે પણ હું નહિ પૂછું. આ રીતનો વિચાર કરી મુનિ જનકરાજાની સભામાં ગયા. યાજ્ઞવલ્કયને આવેલા જોઇ જનકરાજા સર્વ સભા સહિત ઉઠીને ઉભા થયા, અર્ધ્ય પાદ્યાદિકથી તેમનું પૂજન કર્યું તથા તેમને સિંહાસનપર બેસાડયા. આ વખતે સભામાં નાના પ્રકારની અનેક કથાઓનો પ્રસંગ ચાલી રહ્યો હતો. તેમાં કેટલાક વિદ્વાનો વૈશ્વાનરી વિદ્યાનો પ્રસંગ ચલાવતા હતા. વૈશ્વાનરી વિદ્યામાં જનકરાજા ઘણા જ કુશળ હતા, તેથી સભામાં બેઠેલા સર્વ બ્રાહ્મણ તથા ક્ષત્રિય વૈશ્યોને તેઓ કહેવા લાગ્યા કે, હે સભાજનો ! નાના પ્રકારનાં ફળવાળી તથા બ્રહ્મલોક આપવાવાળી વૈશ્વાનરી વિદ્યા હું સારી રીતે જાણું છું. માટે આ સભામાં રહેલા સર્વ વિદ્વાન્ બ્રાહ્મણ,ક્ષત્રિય તથા વૈશ્યોમાં જે વૈશ્વાનરી વિદ્યામાં કુશળ હોય, તેણે નિઃશંક થઇ મને પ્રશ્ન કરવો. હું તેનો ઉત્તર આપીશ અથવા તે મને જે પ્રશ્ન કરશે તેનો હું ઉત્તર આપીશ. જનકરાજાએ આ રીતે સર્વ વિદ્વાનોને કહ્યું ત્યારે તે સભામાં કોઇ પણ એવું નહતું કે, જે રાજાને પ્રશ્ન કરી શકે

અથવા રાજાના પ્રશ્નનો ઉત્તર આપે. પણ સર્વ સભામાંના જનો મૌન ધરી બેસી રહ્યા. પછી જનકરાજાને યાજ્ઞવલ્ક્ય મુનિ પોતાના પૂર્વ સંકલ્પનો ત્યાગ કરી, વૈશ્વાનરી વિદ્યા સંબંધી પ્રશ્ન પૂછવા લાગ્યા. જનકરાજા પણ નાના પ્રકારના ઉત્તરવડે સર્વ વૈશ્વાનરી વિદ્યા તેમને કહેવા લાગ્યા. જનકે આ રીતે સર્વ વૈશ્વાનરી વિદ્યા મુનિને કહી ત્યારે તેઓ રાજાનું બુદ્ધિકૌશલ્ય જોઇ તેમનાપર ઘણા જ પ્રસન્ન થયા અને તેમને કહેવા લાગ્યા કે, હે જનક ! તમારી જે ઇચ્છા હોય, તે વર માંગો. મુનિના આ રીતના કહેવાથી રાજા પોતાને કૃતાર્થ માનવા લાગ્યા તથા મનમાં વિચાર કરવા લાગ્યા કે, હું એમની પાસે *કામપ્રશ્ન નામનો વર માગું. કારણ કે, મને પહેલાં આત્મજ્ઞાનનો જે ઉપદેશ એમણે કર્યો હતો, તે હું મંદબુદ્ધિ હાલ ભૂલી ગયલો છું. જેમ પૂર્વના કોઇ પુણ્ય કર્મના પ્રભાવવડે પ્રાપ્ત થયલા ચિંતામણિનો મંદબુદ્ધિ ભાગ્યહીન પુરૂષ પરિત્યાગ કરે છે, તેમ મેં પણ મુનિના ઉપદેશનો ત્યાગ કર્યો છે. આ રીતે મારાથી મહાન્ અપરાધ થયો છે. તેના નાશનો ઉપાય ઘણો જ દુર્લભ છે, છતાં પૂર્વનાં કોઇ પુણ્ય કર્મના પ્રભાવવડે તે અપરાધની નિવૃત્તિનો ઉપાય—આ કામરૂપ વર મને પ્રાપ્ત થયો છે. હસ્તી, અશ્વ, સુવર્ણ, સ્ત્રી, પુત્ર ઇત્યાદિ મનુષ્યધન મારી પાસે છે, તેમ કર્મોપાસનારૂપ દેવલોકનું ધન પણ મારી પાસે છે. મનુષ્ય તથા દેવધનને માટે મારી ઇચ્છા નથી, પણ એક આત્મજ્ઞાનવિશે જ મારી ઈચ્છા છે. પરમ આત્મજ્ઞાન પણ પૂર્વે મને પ્રાપ્ત થયું હતું, છતાં મારી મૂર્ખતાથી તેનું મને વિસ્મરણ થયું છે. મારા કોઇ પુણ્ય કર્મના પ્રભાવવડે મારાપર પ્રસન્ન થઇ, મુનિ મને કામપ્રશ્નરૂપ વર આપે છે તો તેવડે મારૂં નાશ પામેલું આત્મજ્ઞાન આજ હું ફરી સંપાદન કરીશ. આ રીતે વિચાર કરી મુનિ પાસે કામરૂપ વર તેમણે માંગ્યો. મહાત્મા યાજ્ઞવલ્ક્ય જનકની સભામાં કંઇ સુવર્ણાદિની પ્રાપ્તિ માટે આવ્યા ન હતા, પણ રાજાને ફરી આત્મજ્ઞાનનું સ્મરણ કરાવવા આવ્યા હતા. તેથી તેમણે જનકને કામપ્રશ્નરૂપ વર આપ્યો. આ વર મળવાથી જનક પ્રસન્ન થયા. તેમણે વિચાર્યું કે, જો કે યાજ્ઞવલ્ક્ય મુનિ ઘણા ક્ષમાવાન્ છે, માટે ચંદન માફક તેઓ શીતલ સ્વભાવવાળા છે, છતાં ચંદનને અતિશય ઘસવાથી તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ વારંવાર પ્રશ્ન કરવાથી જેમ શાકલ્ય બ્રાહ્મણની દુર્ગતિ થઇ હતી, તેમ મારી દુર્ગતિ થાય, આ રીતની શંકાથી હું મુનિને પ્રશ્ન પૂછી શકતો નહતો. પણ તે મારી શંકા દૂર થઇ છે. કારણ કે, મેં મુનિ પાસેથી પ્રશ્નરૂપ વર માગી લીધો છે. હું પ્રશ્ન કરીશ અને તે જો અસંગત હશે, તોપણ મુનિ મારાપર ક્રોધ કરશે નહિ. આ રીતનો વિચાર કરી મનથી નિઃશંક થઈ જનક રાજા નીચે પ્રમાણે પ્રશ્ન કરવા લાગ્યા.

## આત્મા સ્વયં જ્યોતિરૂપે.

જનક રાજાઃ—હે યાજ્ઞવલ્ક્ય મુનિ! જાગ્રતાવસ્થાને પામેલા સ્થૂલ સૂક્ષ્મ સંઘાત રૂપ પુરૂષ કયા જ્યોતિથી ભાસ્યમાન થાય

*અનેક પ્રકારના પ્રશ્નો કરવા, તે કામપ્રશ્ન.

છે? તે આપ કૃપા કરી મને કહો.

યાજ્ઞવલ્કયઃ—હે જનક! જાગ્રત અવસ્થામાં પુરૂષને આદિત્ય જ્યોતિરૂપે છે.

જનકઃ—હે મુનિ! જગતના પ્રાણરૂપ જે આદિત્યરૂપ જ્યોતિ છે, તે જ્યારે અસ્તભાવને પામે છે ત્યારે પુરૂષનું કોણ જ્યોતિ હોય છે?

યાજ્ઞવલ્કયઃ-આદિત્યનો અસ્ત થવાથી પુરૂષને ચંદ્રમા જ્યોતિરૂપે છે.

જનકઃ—હે મુનિ! જ્યારે ચંદ્રમા પણ અસ્તભાવને પામે છે ત્યારે પુરૂષનું કોણ જ્યોતિ હોય છે?

યાજ્ઞવલ્કયઃ—ચંદ્રમાના અસ્ત પછી અગ્નિ જ્યોતિરૂપે છે.

જનકઃ-જ્યારે અગ્નિ અસ્તભાવને પામે છે ત્યારે પુરૂષનું કોણ જ્યોતિ હોય છે?

યાજ્ઞવલ્કયઃ—અગ્નિ અસ્ત થયા પછી પુરૂષનું વાક્ જ્યોતિ હોય છે. હે જનક! આદિત્ય, ચંદ્રમા તથા અગ્નિ, આ ત્રણ જ્યોતિમાં આદિત્ય જ્યોતિવડે, ચંદ્રમા જ્યોતિવડે અથવા અગ્નિરૂપ જ્યોતિવડે પુરૂષ સર્પ તથા કાંટા આદિથી રહિત કોઇ અનુકૂલ સ્થળને જોઇ, તેને વિશે સ્થિતિ કરે છે, ગૃહ વિશે જાય છે, ક્ષેત્રાદિક વિશે જાય છે, ત્યાં આ લોકના સુખનું સાધન કૃષિઆદિક કર્મ કરે છે. ગૃહ વિશે જઈ પુરૂષ પરલોકના સુખનું સાધન દાનાદિ કર્મ કરે છે. આ રીતે અનેક પ્રકારના વ્યવહારો પુરૂષ આદિત્યાદિ જ્યોતિઓના પ્રકાશવડે કરે છે. આદિત્યાદિ જ્યોતિઓના પ્રકાશાદિના અંધકારમાં કોઇ વ્યવહારની સિદ્ધિ થતી નથી. તેથી આદિત્ય, ચંદ્રમા તથા અગ્નિમાં જ્યોતિપણું સંભવે છે.

જે સ્થાનમાં આદિત્ય, ચંદ્રમા તથા અગ્નિ, એ ત્રણ જ્યોતિનો પ્રકાશ ન હોય ત્યાં અત્યંત ગાઢ અંધકાર હોય છે. જ્યાં પોતાનો હાથ પણ જોવામાં આવતો નથી, એવા ગાઢ અંધારામાં આસનાદિ સર્વ વ્યવહાર વાક્ જ્યોતિવડે થાય છે. અર્થાત્ અંધકારમાં રહેલ પુરૂષ બીજા પુરૂષને કહે છે કે, પૂર્વ દિશામાં બહુ સારી જગ્યા છે, ત્યાં જઈ તમે આસન કરો. ત્યારે તે પુરૂષ તેની વાણી સાંભળી ત્યાં જઈ આસનાદિ વ્યવહાર કરે છે. માટે જેમ આદિત્ય, ચંદ્રમા તથા અગ્નિ એ ત્રણ, લોકના ગમન આગમનાદિક વ્યવહારોનાં સાધક છે, જેથી તે જ્યોતિરૂપે છે, તેમ અંધકારમાં વાગ્ પણ ગમન, આગમનાદિરૂપ વ્યવહારના સાધકરૂપે છે. માટે વાક્ પણ જ્યોતિરૂપે છે. જાગ્રત અવસ્થામાં મુનિએ આદિત્ય, ચંદ્રમા, અગ્નિ તથા વાક્, એ ચાર પ્રકારની જે જ્યોતિઓ કહી, તેને રાજા અંગીકાર કરવા લાગ્યા. ત્યાર પછી રાજા મુનિને પાછા પૂછવા લાગ્યા.

જનકઃ—હે મુનિ! આપે જાગ્રત અવસ્થામાં તો આ ચાર જ્યોતિ કહી. પણ તે ચારેનો સ્વપ્નાવસ્થામાં લય થાય છે, તો પછી સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ સંઘાતરૂપ પુરૂષને કોણ જ્યોતિ હોય છે? કે જે જ્યોતિવડે સ્વપ્નાવસ્થાના સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે? જો આપ એમ કહો કે, સ્વપ્નાવસ્થામાં જો કે આદિત્યાદિ જ્યોતિઓનો લય થાય છે, છતાં તે અવસ્થામાં મનનો લય થતો નથી. તેથી સ્વપ્નાવસ્થામાં પુરૂષનું મન એ જ જ્યોતિ છે.તો તે આપનું કહેવું સંભવશે નહિ. કારણ કે,

જાગ્રતાવસ્થામાં નેત્રાદિ ઇન્દ્રિયો વિદ્યમાન છતાં જેમ આદિત્યાદિ જ્યોતિના પ્રકાશ વિના તેઓ કોઈપણ પદાર્થનો પ્રકાશ કરી શકતી નથી, તેથી ઘટાદિ પદાર્થના ગ્રહણમાં નેત્ર ઇન્દ્રિયને આદિત્યાદિ પ્રકાશની અપેક્ષા છે, તેમ ઘટાદિ પદાર્થના ગ્રહણમાં મનને પણ નેત્રાદિ ઇન્દ્રિયોની અપેક્ષા છે. નેત્રાદિ ઇન્દ્રિય વિના મન પણ કોઇ પદાર્થને ગ્રહણ કરી શકતું નથી તથા નેત્રાદિ ઇન્દ્રિયો સ્વપ્નમાં લયને પામે છે, માટે સ્વપ્નમાં મનને જ્યોતિરૂપતા સંભવતી નથી. જેમ મૃત્તિકા ઘટ શરાવાદિ કાર્યોનું ઉપાદાન કારણ છે, તેમ સ્વપ્નાવસ્થામાં મન રથાદિ પદાર્થનું તથા રથાદિ આકારવાળા વૃત્તિજ્ઞાનનું ઉપાદાન કારણ થાય છે. તેથી મનથી ભિન્ન કોઇ સ્વપ્નના પદાર્થનો પ્રકાશક હોવો જોઇએ. સ્વપ્નાવસ્થામાં અવિદ્યાને જો રથાદિ પદાર્થનું ઉપાદાન કારણ માનીએ તથા જાગ્રતમાં સંસ્કાર કરવાવાળા મનને કરણ માનીએ, તોપણ જેમ જાગ્રતાવસ્થામાં નેત્રાદિ કરણને આદિત્યાદિ પ્રકાશની અપેક્ષા રહે છે, તેમ સ્વપ્નમાં મનરૂપ કારણને પણ કોઇ પ્રકાશની અપેક્ષા રહેવી જોઇએ. પણ સ્વપ્નમાં આદિત્યાદિ જ્યોતિ તથા નેત્રાદિક ઇન્દ્રિયો તો હોતી નથી, છતાં સ્વપ્નાવસ્થામાં જાગ્રત અવસ્થાની માફક ગમન આગમનાદિક વ્યવહારો થાય છે. તેથી સ્વપ્નાવસ્થામાં વિદ્યમાન મન, જે જ્યોતિની સહાયતા વિના સ્વપ્નાવસ્થાના પદાર્થોને ગ્રહણ કરતું નથી, તે મન ઉપર અનુગ્રહ કરનાર જ્યોતિ કોણ છે?

યાજ્ઞવલ્કયઃ—હે જનક રાજા! સ્વપ્નમાં પુરૂષનો આત્મા છે, એ જ સ્વયંજ્યોતિ છે. આત્મા મૃત્તિકાની માફક સ્વપ્ન પદાર્થના ઉપાદાન કારણરૂપે મનનો સાક્ષી છે. આ પરમાત્માને મેં પહેલાં ઇંધ નામે તથા ઇંદ્ર નામે વર્ણન કર્યો છે. જેમ જાગ્રત અવસ્થામાં આદિત્યાદિ જ્યોતિવડે ગમન આગમનાદિ સર્વ વ્યવહાર થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં આત્મારૂપ જ્યોતિવડે પુરૂષ ગમન આગમન આદિ સર્વ પ્રકારનો વ્યવહાર કરે છે. તેથી સ્વપ્નમાં મનઆદિકનો સાક્ષી આત્મા સ્વયંજ્યોતિ છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં આત્મા તો હમ્મેશ વિદ્યમાન છે. જાગ્રતાવસ્થામાં પણ આત્માને જ્યોતિપણું સંભવે છે, છતાં શ્રુતિએ જાગ્રતાવસ્થાને છોડી, સ્વપ્નાવસ્થામાં જ તેને જ્યોતિરૂપે કેમ કહ્યો, એવી શંકાનું એ જ સમાધાન કે, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં આત્માનું જ્યોતિપણું સમાન છે, છતાં જાગ્રત અવસ્થામાં આદિત્યાદિ ચાર જ્યોતિ વિદ્યમાન છે. તેથી જાગ્રતાવસ્થામાં આદિત્યાદિ જ્યોતિવડે ગમન આગમનાદિ સર્વ વ્યવહાર થાય છે અથવા આત્મારૂપ જ્યોતિવડે તે વ્યવહાર શું થાય છે? આ રીતનો નિર્ણય અલ્પ બુદ્ધિવાળા મનુષ્યથી થઇ શકતો નથી. વળી સ્વપ્નાવસ્થામાં આદિત્યાદિ ચારે ઇંદ્રિયોનો લય હોય તથા એક આત્મા જ બાકી રહે છે, માટે અલ્પ બુદ્ધિ પુરૂષને સ્વયંજ્યોતિરૂપ આત્માનો નિશ્ચય કરાવવાવાસ્તે શ્રુતિએ સ્વપ્નાવસ્થામાં આત્માને સ્વયંજ્યોતિ કહ્યો છે. જ્યારે અધિકારી સ્વપ્નાવસ્થામાં આત્માને સ્વયંજ્યોતિવડે નિશ્ચય કરી

શકે છે ત્યારે જાગ્રતાવસ્થામાં સ્વયંજ્યોતિપણું તે જાણી શકે છે.

## સ્વપ્ન પદાર્થનું કર્તારૂપે વર્ણન.

જેમ સૃષ્ટિકાળમાં એક માયાવિશિષ્ટ ઇશ્વર સર્વ જગતને ઉત્પન્ન કરે છે, તેમ સ્વપ્નમાં એક સ્વયંજ્યોતિ આત્મા આદિત્યાદિ ચાર જ્યોતિરૂપ પ્રકાશને તથા રથ અશ્વાદિરૂપ પ્રકાશ્ય પદાર્થને ઉત્પન્ન કરે છે. આદિત્યાદિ પ્રકાશનો આશ્રય લઇ, નેત્રાદિ સાધનને ઉત્પન્ન કરે છે, આકાશાદિ પંચભૂતને તથા ભૌતિક જગતને ઉત્પન્ન કરે છે, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, એ ત્રણ પ્રકારના કાળને કરે છે, પૂર્વ દક્ષિણાદિ દશ દિશાઓને કરે છે, સ્થાવર જંગમરૂપ ઉંચ નીચ જંતુઓને ઉત્પન્ન કરે છે. ચાર સમુદ્રથી માંડી સાત સમુદ્રને, જંબુદ્રીપથી માંડી સાત દ્વીપોને, મેરૂ પર્વતથી લઇ સર્વ પર્વતોને, ગંગાથી લઈ સર્વ નદીઓને, નીચેના સાત પાતાળોને, ઉપરના સાત લોકને, ચૌદ લોકના અધિપતિઓને, ઇન્દ્ર, અગ્નિ આદિ દશ દિગ્પાલોને, બ્રહ્મા, વિષ્ણુ, શિવ ઇત્યાદિ પરમેશ્વરના લીલારૂપ દેહને, નાના પ્રકારના ભૂમિના રાજાઓને, સ્થૂળ સૂક્ષ્મ જગતને તથા પરોક્ષ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. હે જનક ! આ જીવ અલ્પજ્ઞ છે, માટે સર્વજ્ઞ બ્રહ્મ સાથે તેનો અભેદ સંભવતો નથી. આ રીતના કુતર્કથી દૂષિત ચિત્તવાળાઓ 'હું બ્રહ્મ છુ' આ રીતની શ્રુતિને અપ્રમાણરૂપે માને છે, છતાં સ્વપ્નાવસ્થામાં તે ભેદવાદીને બળાત્કારે તે શ્રુતિની પ્રમાણતા સિદ્ધ થાય છે. જેમ બ્રહ્મ પોતાની અકલ્પિત માયાશક્તિવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, તેમ સ્વપ્નમાં સ્વયંજ્યોતિ આત્મા પણ પોતાની માયાશક્તિવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે. જેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતા બ્રહ્મમાં છે, તેમ સ્વપ્નાવસ્થામાં જીવાત્મા બ્રહ્મથી ભિન્ન નથી, પણ અભિન્ન છે. જેમ સળગાવેલા મોટા અગ્નિમાંથી અગ્નિના સરખા રૂપવાળા તનખા ઉત્પન્ન થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્માથી પોતાના સમાન રૂપવાળા અનેક જીવ ઉત્પન્ન થાય છે. જેમ માયાવિશિષ્ટ પરમેશ્વર પ્રથમ સ્થૂળ, ભૂત તથા ભૌતિક પ્રપંચવાળા સમષ્ટિ સૂક્ષ્મ હિરણ્યગર્ભરૂપ મનને ઉત્પન્ન કરે છે, જે હિરણ્યગર્ભરૂપ મનવડે પરમાત્મા નામરૂપાત્મક સર્વ સ્થૂળ સૂક્ષ્મ જગતને ઉત્પન્ન કરે છે તથા જે જગત્ હિરણ્યગર્ભરૂપ મનની ઉત્પત્તિ પહેલાં માયાવિશિષ્ટ પરમાત્મામાં સંસારરૂપે કરી રહેલું હોય છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિરૂપ આત્મા પણ એક મનરૂપી સાધનવડે સર્વ જગતને ઉત્પન્ન કરે છે. જેમ એક જ આકાશમાં ઘટાકાશ, મઠાકાશ, એ રીતનો ભેદ પ્રતીત થાય છે, તે ભેદ જો કે વાસ્તવિક નથી, છતાં ઘટરૂપ સૂક્ષ્મ ઉપાધિવડે તથા મઠરૂપ સ્થૂળ ઉપાધિવડે પ્રતીત થાય છે, તેમ અદ્વિતીય બ્રહ્મથી જીવનો જે ભેદ જણાય છે, તે વાસ્તવિક નથી, પણ સ્થૂળ સૂક્ષ્મ શરીરરૂપ ઉપાધિના ભેદે કરી જણાય છે. જેમ એક જ આકાશ ઘટરૂપ ઉપાધિમાં તથા મઠરૂપ ઉપાધિમાં એકરૂપે વિદ્યમાન છે,

જો કે આકાશમાં કિંચિત્ માત્ર પણ વિલક્ષણતા નથી, છતાં ઘટાકાશ, મઠાકાશ ઇત્યાદિ વિલક્ષણતા પ્રતીત થાય છે. આ વિલક્ષણતા આ આકાશમાં અનુપપન્ન થઈ (છૂટા પડી), ઘટ મઠાદિ ઉપાધિનો આશ્રય કરે છે, તેમ બ્રહ્મ પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરોમાં સમાનરૂપે રહેલ છે. બ્રહ્મમાં જો કે કિંચિત્ માત્ર પણ વિલક્ષણતા નથી, છતાં લૌકિક વિલક્ષણતા જે જણાય છે, તે, અદ્વિતીય બ્રહ્મમાં અનુપપન્ન થઈ, પરિશેષથી સ્થૂળ સૂક્ષ્મરૂપ ઉપાધિના આશ્રયને લીધે હોવાથી આત્મા અભેદરૂપે સિદ્ધ થાય છે.

## સૂક્ષ્મ ઉપાધિનું સ્વરૂપ.

હે જનક ! જેમ સમષ્ટિ અજ્ઞાનવિશિષ્ટ ઇશ્વરનું હિરણ્યગર્ભરૂપ સૂત્રાત્મા સૂક્ષ્મ શરીર છે, તેમ વ્યષ્ટિ અજ્ઞાનવિશિષ્ટ જીવોનું મન, એ સૂક્ષ્મ શરીર છે. મન શબ્દવડે પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ, એ રીતે સત્તર તત્ત્વનું ગ્રહણ કરવું. જેમ સમષ્ટિ માયાવિશિષ્ટ ઇશ્વર હિરણ્યગર્ભરૂપ સૂત્રવડે સ્થૂળ જગત્‌રૂપ પટને રચે છે, તેમ સ્વપ્નાવસ્થામાં આ જીવાત્મા મનરૂપ સૂત્રવડે જગત્‌રૂપ પટને રચે છે. હે જનક ! જેમ પ્રજ્વલિત એક મહાન્ અગ્નિથી અનેક તણખા ઉત્પન્ન થાય છે તથા જેમ પ્રજ્વલિત મહાન્ અગ્નિ દાહ તથા પ્રકાશ કરે છે, તેમ અગ્નિથી ઉત્પન્ન થયેલા તણખા પણ દાહ તથા પ્રકાશ કરે છે. આ રીતે જેમ હિરણ્યગર્ભરૂપ સૂત્રાત્મા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સર્વ દેહધારીનું મન પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે. જેમ પ્રજ્વલિત અગ્નિમાં તથા તણખામાં તેજરૂપતા તથા રક્તરૂપતા સમાન છે, તેમ સમષ્ટિ સૂક્ષ્મ સૂત્રાત્મામાં તથા જીવના વ્યષ્ટિ મનમાં સૂક્ષ્મરૂપતા સમાન છે. જેમ પ્રજ્વલિત મહાન્ અગ્નિ તથા તણખો, એ બેઉ તેજરૂપે સમાન છે. તેથી વાસ્તવિક રીતે તેનો ભેદ નથી, પણ કાષ્ઠરૂપ ઉપાધિથી જેમ ભેદ જણાય છે, તેમ સમષ્ટિ સૂત્રાત્મામાં તથા વ્યષ્ટિ મનમાં વાસ્તવિક રીતે ભેદ નથી, પણ સમષ્ટિ સ્થૂળ વિરાટ્ શરીરરૂપ ઉપાધિવડે સૂત્રાત્મામાં ભેદ છે તથા વ્યષ્ટિ સ્થૂળ શરીરરૂપ ઉપાધિવડે મનમાં ભેદ છે.

હે જનક ! જેમ ભીંત નાના પ્રકારના ચિત્રોનો આધાર છે, તેમ સમષ્ટિ સૂક્ષ્મરૂપ સૂત્રાત્મા સમષ્ટિ સ્થૂળરૂપ ચિત્રોનો આધાર છે. આ રીતે વ્યષ્ટિ સૂક્ષ્મ મનરૂપ ભીંત પણ વ્યષ્ટિ સ્થૂળ શરીરરૂપ ચિત્રનો આધાર છે. જેમ દીપક પ્રથમ ભીંતોને પ્રકાશ કરે છે તથા તે ભીંતદ્વારા ચિત્રનો પ્રકાશ કરે છે, તેમ સમષ્ટિ અજ્ઞાનથી ઢંકાયલો ઇશ્વર સાક્ષી પ્રથમ સૂત્રાત્મારૂપ ભીંતનો પ્રકાશ કરે છે તથા તે સૂત્રાત્માદ્વારા સમષ્ટિ સ્થૂળ વિરાટ્‌રૂપ ચિત્રોનો પ્રકાશ થાય છે. જેમ ભીંત તથા ચિત્ર દીવાને પ્રકાશ કરી શકતાં નથી, તેમ સમષ્ટિ વ્યષ્ટિ સૂક્ષ્મ સ્થૂળરૂપ ઉપાધિ સાક્ષી આત્માનો પ્રકાશ કરી શકતાં નથી. આથી 'तत्त्वमसि' એ શ્રુતિમાં તત્પદાર્થનો લક્ષ્યાર્થ જીવ તથા સાક્ષી, એ બેઉનો અભેદ જણાય છે.

## આત્મામાં જગત્.

આ રીતના અર્થનો બોધ કરવા માટે સમષ્ટિ વિશે મનનો લય, કારણ અજ્ઞાનમાં મનનો લય તથા અધિષ્ઠાનમાં મનનો લય, આ ત્રણ રીતનો મનનો લયરૂપ વ્યતિરેક પ્રથમ દર્શાવું છું. તેમાં પ્રથમ સમષ્ટિમાં મનના લયરૂપ વ્યતિરેકને સાંભળો. હે જનક ! જેમ કાષ્ઠના અભાવે અગ્નિ સામાન્ય તેજમાં લયભાવને પામે છે, તેમ જે અધિકારી પુરૂષ હિરણ્યગર્ભની ઉપાસનાવડે અધ્યાત્મ પરિચ્છિન્ન ભાવની નિવૃત્તિરૂપ મોક્ષને પામે છે,તેમ હિરણ્યગર્ભભાવની પ્રાપ્તિરૂપ અતિમોક્ષને પામે છે, તે ઉપાસક પુરૂષોનાં મન સૂત્રાત્મારૂપ હિરણ્યગર્ભમાં લય પામે છે. આ સમયે તે ઉપાસક પુરૂષને અધ્યાત્મ પરિચ્છેદરૂપ સંસારની નિવૃત્તિ થાય છે. હવે કારણરૂપ અજ્ઞાનમાં મનના લયરૂપ વ્યતિરેકને દર્શાવું છું. હે જનક ! જેમ ભસ્મવડે ઢંકાયલો અગ્નિ દાહરૂપ કાર્યને તથા પ્રકાશરૂપ કાર્યને કરતો નથી, પણ ભસ્મ નીકળી ગયા પછી તે અગ્નિ દાહરૂપ કાર્યને તથા પ્રકાશરૂપ કાર્યને કરે છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં તથા મરણાવસ્થામાં જીવનો મનરૂપ અગ્નિ, ભોગ આપવાવાળાં કર્મોના અભાવરૂપ ભસ્મવડે ઢંકાયલો હોવાથી સુષુપ્તિ અવસ્થામાં તથા મરણાવસ્થામાં જીવનું મન જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ કાર્યને કરતું નથી, પણ જ્યારે સુખદુઃખરૂપ ફળને આપનારાં પુણ્ય પાપરૂપ પ્રારબ્ધનું કર્મ ઉત્પન્ન થાય છે, ત્યારે તે જ મન, જાગ્રત તથા સ્વપ્નમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ કાર્યને કરે છે. અધિષ્ઠાનરૂપ મનમાં લયરૂપ વ્યતિરેકને દર્શાવતાં કહે છે કે–હે જનક ! જેમ સઘળા કાષ્ઠની રાખ કરવાથી અગ્નિ નાશ પામે છે તથા તે અગ્નિ ફરી કદાપિ પણ ઉત્પન્ન થતો નથી, તેમ શ્રવણાદિ સાધનવાળું શુદ્ધ મન આત્મસાક્ષાત્કારરૂપ અગ્નિવડે અજ્ઞાનને તથા અજ્ઞાનના કાર્યરૂપ જગતને બાળે છે, તેમ જ મન પણ અજ્ઞાનનું કાર્ય છે, માટે અજ્ઞાનરૂપ કાર્ય બળી જવા પછી મન પણ બળી જાય છે તથા એકવાર આત્મજ્ઞાનવડે નાશ પામેલું મન ફરીથી ઉત્પન્ન થતું નથી. આ કારણથી અજ્ઞાની જીવોની માફક મુકત પુરૂષનો વારંવાર જન્મ થતો નથી. મન વિદ્યમાન છતાં સંસારની વિદ્યમાનતારૂપ અન્વયનું નિરૂપણઃ–હે જનક ! જેમ ઉનાળાની રાત્રીનો નાશ થયા પછી પ્રકાશથી રહિત ઉષ્ણતારૂપ તેજ, કાષ્ઠાદિ લાકડાં વિના સંભવરૂપ કાર્યને ઉત્પન્ન કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં મનવિશિષ્ટ આત્મા દેશકાલાદિ લૌકિક સામગ્રી વિના સૂક્ષ્મ રથાદિ પદાર્થને ઉત્પન્ન કરે છે. જેમ શીત કાળે અગ્નિથી બળતા કાષ્ઠનો આશ્રય કરવાથી જીવના શૈત્યની નિવૃત્તિરૂપ કાર્ય થાય છે, પણ કાષ્ઠ વિના અગ્નિ શૈત્યની નિવૃત્તિ કરતો નથી, તેમ જાગ્રત અવસ્થામાં મનવિશિષ્ટ આત્મા દેશકાલાદિ લૌકિક સાધનનો આશ્રય કરી, સ્થૂલ પદાર્થને ઉત્પન્ન કરે છે.

## જાગ્રત તથા સ્વપ્ન સમાનરૂપે.

જેમ સ્વપ્નમાં મન સ્થૂલ સૂક્ષ્મ જગતભાવને પામતું હોવાથી, સર્વ સ્વપ્ન

પદાર્થ મનોમાત્ર છે, તેમ જાગ્રતાવસ્થામાં પણ મન જ સર્વ જગતના ભાવને પ્રાપ્ત થતું હોવાથી, જાગ્રતના સર્વ પદાર્થ પણ મનોમાત્ર છે. જેમ સ્વપ્નમાં મનનો નિરોધ થવાથી દ્વૈત પ્રપંચ પ્રતીત થતો નથી, તેમ જાગ્રતાવસ્થામાં પણ મનનો નિરોધ થવાથી દ્વૈત પ્રપંચ પ્રતીત થતો નથી. જેમ સ્વપ્નાવસ્થામાં મન શત્રુ, મિત્ર તથા ઉદાસીન પુરૂષને ઉત્પન્ન કરી, શત્રુમાં દ્વેષ, મિત્રમાં રાગ તથા ઉદાસીન પુરૂષમાં ઉપેક્ષા બુદ્ધિ કરાવે છે, તેમ જાગ્રતાવસ્થામાં મન જ શત્રુ, મિત્ર તથા ઉદાસીન પુરૂષને ઉત્પન્ન કરી, દ્વેષ, રાગ તથા ઉપેક્ષા બુદ્ધિ કરાવે છે.

જનક–હે ભગવન્ ! જાગ્રતાવસ્થામાં ઘણા કાળવડે, ઘણા દેશે કરી તથા કાષ્ઠાદિક નાના પ્રકારની સામગ્રીવડે રથાદિ પદાર્થની ઉત્પત્તિ થાય છે તથા સ્વપ્નમાં કાષ્ઠાદિ સામગ્રી વિના રથાદિ પદાર્થની ઉત્પત્તિ થાય છે, માટે સ્વપ્નના પદાર્થની માફક જાગ્રતના પદાર્થો પણ મિથ્યા કેમ કહેવાય ?

યાજ્ઞવલ્કય–હે જનક ! રથાદિ કાર્યને પોતાની ઉત્પત્તિમાં દેશ, કાળ તથા કાષ્ઠાદિ સાધનની અપેક્ષા છે, પણ સત્ય સાધનોની અપેક્ષા નથી. જેમ જાગ્રતાવસ્થામાં કલ્પિત દેશ અને કાળ આદિ સાધનવડે રથાદિ પદાર્થની ઉત્પત્તિ થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં કલ્પિત દેશકાળ આદિ સાધનોવડે રથાદિ પદાર્થની ઉત્પત્તિ થાય છે. જેમ જાગ્રતાવસ્થામાં જીવને કેટલાક પદાર્થ સુખનું કારણ જણાય છે તથા કેટલાક પદાર્થ દુઃખનું કારણ જણાય છે, તેમ સ્વપ્નમાં પણ જીવને કેટલાક પદાર્થ સુખનું કારણ જણાય છે તથા કેટલાક પદાર્થ દુઃખનું કારણ જણાય છે, માટે જાગ્રત તથા સ્વપ્નના પદાર્થો સમાન છે.

જનક–હે ભગવન્ ! સ્વપ્નના પદાર્થો અલ્પ કાળપર્યંત રહે છે તથા જાગ્રતના પદાર્થો ઘણો સમય રહે છે. માટે સ્વપ્ન પદાર્થ કરતાં જાગ્રત પદાર્થમાં વધારેપણું કેમ ન કહેવાય ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જાગ્રતના પદાર્થ સ્થિર છે, એમ કહેવામાં સ્થિર શબ્દનો અર્થ પ્રથમ જાણવો જોઇએ. જે પદાર્થ કદાપિ અન્યથા ભાવને પ્રાપ્ત ન થાય, તે અથવા જે નિયમવડે તે જ કાર્યની ફરી ઉત્પત્તિ કરે, તે પદાર્થ સ્થિર કહેવાય. આમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે આત્માથી ભિન્ન જેટલા જેટલા જડ પદાર્થ છે, તે સર્વ ક્ષણમાં અન્યથા ભાવને પામે છે, માટે પહેલા પક્ષવડે અન્યથાભાવ ન થાય, એવી સ્થિરતા જાગ્રત પદાર્થમાં સંભવતી નથી. વળી બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, જે પદાર્થ સ્વપ્નમાં જીવને સુખની પ્રાપ્તિ કરાવે છે, તે જ પદાર્થ જાગ્રતાવસ્થામાં જીવને દુઃખની પ્રાપ્તિ કરાવે છે તથા જે પદાર્થ સ્વપ્નમાં દુઃખની પ્રાપ્તિ કરાવે છે, તે પદાર્થ જાગ્રતમાં સુખની પ્રાપ્તિ કરાવે છે. માટે કોઇ પણ પદાર્થ નિયમ પ્રમાણે કોઇ કાર્યની ઉત્પત્તિ કરતો નથી. હે જનક ! જેમ સ્વપ્નમાં પ્રિય પદાર્થ સુખનું કારણ છે તથા તે પ્રિય પદાર્થના વિયોગસમયે જીવને દુઃખનું કારણ થાય છે, તેમ જાગ-

તાવસ્થામાં પણ જે સ્ત્રી, પુત્ર અને ધનાદિક પદાર્થો જીવના સુખનું કારણ હોય છે, તે જ સ્ત્રી, પુત્ર અને ધનાદિક પદાર્થ વિયોગકાળે જીવના દુઃખનું કારણ થાય છે. કોઈ પણ પદાર્થમાં સુખની કારણતા તથા દુઃખની કારણતા હંમેશને માટે હોતી નથી. માટે સ્વપ્નના પદાર્થોની માફક જાગ્રતના પદાર્થોમાં જરા પણ વિલક્ષણતા નથી.

જનક—હે ભગવન્ ! સ્વપ્ન પદાર્થના કારણથી જાગ્રત પદાર્થનું કારણ વિલક્ષણ છે. એટલે જાગ્રત પદાર્થમાં સ્વપ્ન પદાર્થનું સરખાપણું કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્કય—હે જનક ! જેમ જાગ્રતાવસ્થામાં જીવોનું સ્થૂળ શરીર વીર્ય તથા રૂધિરથી ઉત્પન્ન થયલું માલમ પડે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ જીવનું શરીર વીર્ય તથા રૂધિરથી ઉત્પન્ન થયલું જણાય છે અને જેમ સ્વપ્નાવસ્થામાં વીર્ય તથા શોણિત અસત્ય છે, તેમ જાગ્રતાવસ્થામાં વીર્ય તથા શોણિત અસત્ય છે. જેમ જાગ્રતાવસ્થામાં પિતા, માતા, પુત્ર તથા ભ્રાતા ઇત્યાદિ અનેક પ્રકારના પદાર્થ વિદ્યમાન હોય છે, તેમ સ્વપ્નમાં પણ તે સર્વ પદાર્થો વિદ્યમાન હોય છે; તેથી જાગ્રત તથા સ્વપ્નની કોઇ પણ રીતે વિલક્ષણતા સંભવતી નથી. જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં જેટલા સ્થૂલ તથા સૂક્ષ્મ પદાર્થ છે, તે સર્વ પદાર્થનું મન જ કારણ છે. તેમ જ જીવ ઇશ્વરથી ભિન્ન છે અને ઇશ્વર જીવથી ભિન્ન છે, આ રીતનો જીવ ઇશ્વરનો જે ભેદ છે, તે પણ મનથી જ કલ્પાયલો છે. જીવ ઈશ્વરના ભેદવડે અજ્ઞાની જીવ વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति—જે પુરૂષ અદ્વિતીય બ્રહ્મમાં નાના પ્રકારના ભાવને જુવે છે, તે ભેદદર્શી પુરૂષ અનંતવાર જન્મમરણને પામે છે. હે જનક ! મન કેવળ જગતનું જ કારણ નથી, કિંતુ તે જીવના બંધમોક્ષનું પણ કારણ છે. આત્માને ઢાંકવાવાળા આવરણ શકિતરૂપ અજ્ઞાનને પોતાને વિશે માનનારૂં અશુદ્ધ મન, જીવોના બંધનનું કારણ છે તથા ભેદ દર્શાવવાવાળી વિક્ષેપશક્તિરૂપ અજ્ઞાનને પોતાને વિશે માનનારૂં મન, અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત, એ ત્રણ પ્રકારના દુઃખનું કારણ થાય છે. શ્રુતિએ કહેલા આત્માના સ્વપ્રકાશ આનંદ સ્વરૂપને ગુરૂના અનુગ્રહવડે જાણનાર શુદ્ધ મન, જીવોના મોક્ષનું કારણ થાય છે. કારણ કે મનના તથા મનથી રચાયલા પ્રપંચના સાક્ષીરૂપ શુદ્ધ આત્મામાં બંધ, મોક્ષ તથા ભેદ સંભવતો નથી. પણ બંધ મોક્ષાદિક સર્વ પ્રપંચ મનવડે ઉત્પન્ન કરાયલા છે. માટે મનમાં જ બંધ મોક્ષાદિક છે. જેમ અત્યંત ચંચળ વાનર નાના પ્રકારની ચેષ્ટા કરી પોતે જ પોતાનું મરણ ઉત્પન્ન કરે છે, તેમ અત્યંત ચંચળ એવું મન પણ વિષયની વાસનાવડે પોતે પોતાના સંસારદુઃખને પામે છે. જેમ અગાધ જળમાં રહેલા માછલાને જરા પણ ભય હોતો નથી, પણ તે જ્યારે આંકડીપર રહેલ માંસ ભક્ષણ કરવા અગાધ જળને છોડી ઉપર આવે છે, ત્યારે પ્રાણાંત દુઃખને પામે છે, તેમ સ્વપ્રકાશ આનંદ સ્વરૂપ આત્મામાં રહેલું એવું મન પણ દુઃખને પામતું નથી, પણ જ્યારે તે વિષય-

ભોગને માટે આનંદસ્વરૂપ આત્માને છોડી બહાર જાય છે ત્યારે જ નાનાં પ્રકારનાં દુઃખને પામે છે. જેમ દશ દોરીઓથી બંધાયલો અત્યંત ચંચળ વાનર દશે દિશાઓમાં ભમી પરમ દુઃખને પામે છે, તેમ વાક્ આદિ દશ ઇન્દ્રિયરૂપી રજ્જુવડે બંધાયલું મનરૂપી મર્કટ પણ વિષય તરફ દોડવાથી પરમ દુઃખને પામે છે. જેમ વિશાળ આકાશમાં રહેલા કપોત પક્ષીને જરા માત્ર પણ ભય હોતો નથી, પણ જ્યારે તે પૃથ્વીપર પોતાની સ્ત્રી કપોતિનીને જુવે છે ત્યારે રાગથી અંધ થઈ ભૂમિ ઉપર આવે છે. ભૂમિ ઉપર આવ્યા પછી તે નાનાં પ્રકારનાં દુઃખને પામે છે, તેમ ચિદાકાશમાં રહેલું મન જરા પણ દુઃખને પામતું નથી, છતાં તે જ્યારે બાહ્ય શબ્દ સ્પર્શાદિક વિષયોને જોઇ રાગવડે અંધ થઇ, ચિદાકાશનો ત્યાગ કરી, તત્કાળ બાહ્ય વિષયોની તરફ દોડે છે ત્યારે અનેક પ્રકારનાં દુઃખને પામે છે. જેમ રજ્જુથી બંધાયલું પશુ પરાધીનતાવડે ઉત્તરોત્તર દુઃખ આપનારાં સ્થાનને પામે છે, તેમ પુણ્યપાપથી બંધાયલું આ સકામ મન પણ, ઉત્તરોત્તર દુઃખ આપનારી વિષયરૂપી ભૂમિને પામે છે. જેમ મૃત્યુ સર્વ લોકમાં વિચરે છે, પણ તેના વિચરણનું કારણ કોઇ જાણી શકતું નથી, તેમ મન પણ સર્વદા વિષય તરફ દોડે છે, પણ તે દોડવાના કારણને કોઇ જાણી શકતું નથી. જેમ મૂઢ બાળક વ્યર્થ નાના પ્રકારની ચેષ્ટા કરે છે, તેમ આ મન પણ વ્યર્થ જ નાના પ્રકારની ચેષ્ટા કરે છે. રથ ઉપર રાગવાળા જે પુરૂષના રથમાં પગવડે બંધાયલા અત્યંત દુષ્ટ અશ્વો જીર્ણ દોરીવડે જોડયા હોય તે પુરૂષ, અશ્વો સહિત ખાડામાં પડી નાશ પામે છે, તેમ મનરૂપી શિથિલ રજ્જુથી બંધાયલા દશ ઇન્દ્રિયોરૂપી દુષ્ટ અશ્વવાળા આ સંઘાત દેહરૂપી રથમાં બેઠેલો જીવાત્મા પણ વારંવાર સંસારરૂપી ખાડીમાં પડે છે. જેમ મૂઢ બાળક પ્રથમ પોતાના મુખની નાના પ્રકારની વિક્રિયા કરી, પોતાના સન્મુખ રહેલ અરિસામાં તેની નાના પ્રકારની વિક્રિયાઓ જૂવે છે, જો કે આ વિક્રિયાઓ દર્પણમાં નહિ, પણ બાળકના મુખમાં હોય છે, છતાં ભ્રાંતિવડે તે બાળક દર્પણમાં વિક્રિયાઓ જૂવે છે, તેમ મન પણ સંસાર સંબંધી અનેક પ્રકારની વિક્રિયાઓ કરે છે તથા પોતાની તે વિક્રિયાઓને સમીપ રહેલ સ્વપ્રકાશ આત્મામાં જૂવે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તે ક્રિયાઓ મનમાં જ હોય છે, પણ આત્મામાં હોતી નથી. માત્ર ભ્રાંતિવડે મનની વિક્રિયાઓ આત્મામાં જણાય છે. જડ મનમાં નાના પ્રકારની ક્રિયાઓ કેમ સંભવે, એવી શંકા થાય તો તેનું એ જ સમાધાન કે, ખટાશવાળા લીંબુ આદિક પદાર્થોને જોઇ પુરૂષના મુખમાં લાળની ઉત્પત્તિ થાય છે તથા તેના મનને ક્ષોભ ઉપજે છે, તેમ સ્વપ્રકાશ ચૈતન્ય આત્મા પણ પોતાની સમીતાવડે જડ મનને નાના પ્રકારની વિક્રિયાઓમાં પ્રવૃત્ત કરે છે. અસંગ આત્મામાં મનના ક્ષોભનું કારણ કેવી રીતે સંભવે? એમ પણ ધારવું નહિ. કેમકે અસંગ આત્મામાં જો કે મનના ક્ષોભનું કારણ સંભવતું નથી, છતાં પણ અચિન્ત્ય શક્તિના અજ્ઞાનવડે અસંગ આ-

ત્મામાં પણ મનના ક્ષોભની કારણતા સંભવે છે. જેમ સ્વપ્નાવસ્થામાં આનંદસ્વરૂપ આત્મા મનને ઉત્પન્ન કરે છે, તેમ જે મનથી વિશિષ્ટ થયેલો આત્મા સ્વપ્નાવસ્થાને પામે છે, તે મનને પણ આત્મા ઉત્પન્ન કરે છે. સ્વપ્નાવસ્થામાં જે મનવડે આત્મા અનેક મનની ઉત્પત્તિ કરે છે, તે પ્રધાન મનની પણ કોઇ અન્ય મનવડે ઉત્પત્તિ માનવી પડે. આ રીતે અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય તો તેના સમાધાનમાં એ કે, મનવડે જો મનની ઉત્પત્તિ માનીએ તો અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે. પણ મનવડે મનની ઉત્પત્તિ વેદાંતીઓ માનતા નથી. જેમ બીજોને નાશ પામેલાં જોઇ પૃથુરાજાની પ્રેરણાથી પૃથ્વીએ બીજોને ઉત્પન્ન કર્યાં હતાં, (તેમાં બીજોનું કારણ નહતું, પણ પૃથ્વીએ, બીજનો પોતાવિશે લય કર્યો હતો, તેથી પૃથ્વી, એ બીજનું કારણ છે) તેમ મનની ઉત્પત્તિમાં મનની કારણતા નથી, પણ મૂલાજ્ઞાનવિશિષ્ટ આત્મા મનનું કારણ છે. મૂલાજ્ઞાન અનાદિ હોવાથી તેની ઉત્પત્તિમાં અન્ય જ્ઞાનની અપેક્ષા રહેતી નથી. જેમ મેઘ વિદ્યુતાદિથી રહિત અત્યંત નિર્મળ આકાશ પોતાની અચિંત્ય શક્તિવડે મેઘ તથા વિદ્યુતાદિકોની ઉત્પત્તિ,સ્થિતિ તથા લયનું કારણ બને છે, પણ મેઘાદિવડે વિશિષ્ટ થયલું આકાશ મેઘાદિનું કારણ નથી, તેમ અજ્ઞાનવડે વિશિષ્ટ થયેલો આત્મા મનાદિક જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ થાય છે. મનાદિ પ્રપંચવડે વિશિષ્ટ થયલો આત્મા મનાદિ પ્રપંચનું કારણ નથી.

જનકઃ—હે ભગવન્! અજ્ઞાનવડે આત્મા કેવી રીતે વિપરીત ભાવને પામે છે?

યાજ્ઞવલ્કયઃ—જેમ કોઇ દરિદ્રી ભિક્ષુક કોઇ માયાદિ નિમિત્તવડે પોતાને ભિક્ષુકપણાના અજ્ઞાનથી રાજાપણાંને પામે છે તથા કોઇ રાજા પોતાના રાજપણાંના અજ્ઞાનથી ભિક્ષુકપણાને પ્રાપ્ત થાય છે, તેમ બ્રહ્મરૂપ આત્મા પણ પોતાના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી સ્થૂલ, સૂક્ષ્મરૂપ જગતના ભાવને પામે છે.

જનકઃ—હે ભગવન્! અજ્ઞાનવડે આત્માને જગતભાવની પ્રાપ્તિ જો કે સંભવે છે, છતાં અજ્ઞાનને લીધે આત્મામાં જન્મ મરણ કેવી રીતે સંભવે?

યાજ્ઞવલ્કયઃ—હે જનક! પોતાના સ્વરૂપના અજ્ઞાનથી સ્વપ્નાવસ્થામાં જન્મ મરણથી રહિત પુરૂષ જેમ જન્મમરણને પ્રાપ્ત થાય છે, તેમ જાગ્રતાવસ્થામાં પણ વાસ્તવિક રીતે જન્મમરણથી રહિત આનંદસ્વરૂપ આત્મા, પોતાના સ્વરૂપના અજ્ઞાનવડે જન્મ તથા મરણને પામે છે.તેથી પોતાના સ્વરૂપનું અજ્ઞાન, એ જ જન્મ તથા મરણનું કારણ છે. જેમ જાગ્રતાવસ્થામાં ઘટાદિ જડ પદાર્થના દ્રષ્ટા પુરૂષને ઘટાદિ દૃશ્ય પદાર્થ પ્રકાશ કરી શકતાં નથી, તેમ સ્વપ્નાવસ્થામાં રથાદિ દૃશ્ય પદાર્થના આકારને પામેલું મન, સ્વપ્નદ્રષ્ટા સાક્ષી આત્માને પ્રકાશ કરી શકતું નથી, પરંતુ સાક્ષી આત્મા છે, તે જ મનનો પ્રકાશ કરે છે.

જનકઃ—હે ભગવન્! શ્રુતિએ આત્માને જ્યોતિ કહ્યો છે, તેમ મનને પણ જ્યોતિ કહ્યું છે, માટે આત્માની માફક મન પણ કેમ સ્વપ્રકાશ સ્વરૂપે ન હોય?

યાજ્ઞવલ્કય—મન આત્માને પ્રકાશ કરતું હોવાથી જ્યોતિ છે, એવા વિચારવડે શ્રુતિએ

મનને જ્યોતિ કહ્યું નથી, પણ આત્માથી ભિન્ન ઘટાદિ પદાર્થને મનની વૃત્તિદ્વારા આત્મા પ્રકાશ કરે છે, માટે ઘટાદિ બાહ્ય પદાર્થોના પ્રકાશમાં મન આત્માનું સહકારી કહેવાય છે. તેથી શ્રુતિમાં મનને જ્યોતિ કહ્યું છે. જેમ લોકમાં ઘટપટાદિ પદાર્થના જ્ઞાનમાં સહકારી–મદદ કરનાર ચક્ષુ ઇન્દ્રિયને જ્યોતિ કહેવામાં આવે છે, તેમ ઘટાદિક પદાર્થાકાર વૃત્તિઓના ઉપાદાન કારણરૂપ મનને શ્રુતિ જ્યોતિ કહે છે. જેમ આત્મા બાહ્ય સ્થૂલ તથા સૂક્ષ્મ પદાર્થોને નેત્રાદિક ઇન્દ્રિયોવડે જાણે છે તથા નેત્રાદિક ઇન્દ્રિયોના અવિષયરૂપ પરોક્ષ પદાર્થને તથા નેત્રાદિ ઇન્દ્રિયોને આત્મા, મનવડે જાણે છે, તેમ મન તથા મનની વૃત્તિઓને આત્મા બીજા કોઈપણ સાધનવડે પ્રકાશ કરતો નથી, પરંતુ પોતાના સ્વપ્રકાશરૂપવડે જ તે મનનો પ્રકાશ કરે છે. આત્માને આશ્રયે રહેલ તથા આત્માને વિષય કરનારૂં અવ્યાકૃતરૂપ અજ્ઞાન મનના કારણરૂપે છે. આ કારણરૂપ અજ્ઞાનને પણ, સ્વપ્રકાશ આત્મા પ્રકાશ કરે છે. તેથી અજ્ઞાનનાં કાર્ય મનને તે પ્રકાશ કરે, એમાં શું આશ્ચર્ય ! જેમ સ્વયંજ્યોતિ આત્મા અજ્ઞાન સહિત મનને પ્રકાશ કરે છે, તેમ નેત્રાદિ ઇન્દ્રિયો, તારાગણો, મણિઓ, રત્નો, સૂર્ય, ચંદ્રમા અને અગ્નિ ઇત્યાદિ જેટલા પ્રકાશક પદાર્થ છે, તે સર્વનો, આ સ્વપ્રકાશરૂપ આત્મા પ્રકાશ કરે છે. ચૈતન્ય આત્મા વિના જડ પદાર્થની કદી પણ સિદ્ધિ હોતી નથી.

'આ ઘટ છે, આ પટ છે,' ઇત્યાદિક જ્ઞાનથી ભિન્ન નેત્રાદિક કરણોમાં તથા ઘટપટાદિ વિષયરૂપ કારણોમાં શાસ્ત્રવાળા જડતા માને છે. બૃહસ્પતિનો એક શિષ્ય ચાર્વાક નાસ્તિક હોવાથી જ્ઞાનના કારણમાં જડતા માનતો નથી. કારણ કે, ચાર્વાકના મત પ્રમાણે શરીરાકાર પરિણામને પામેલ પૃથ્વી, જળ, તેજ તથા વાયુ, એ ચાર ભુતોમાં ચેતનતા છે. ચાર્વાકના એ મતવડે કીધેલાં કર્મનો ભોગ વિના નાશ એટલે કૃતનાશ, તથા ન કીધેલાં કર્મનાં ફળનો ભોગ એટલે અકૃતાભ્યાગમ, એ બે દોષ આવે છે. માટે તેના મતનું ખંડન આ સ્થળે કરવાની જરૂર નથી. વળી એ તો સિદ્ધ છે કે, 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ જ્ઞાનથી ભિન્ન સર્વ પદાર્થ જડ છે તથા જ્ઞાન પ્રકાશરૂપે છે. 'આ ઘટ તથા આ પટ,' ઇત્યાદિ જ્ઞાન ચૈતન્યરૂપ હોવાથી શું સ્વપ્રકાશરૂપે છે, અથવા અંતઃકરણની વૃત્તિરૂપ હોવાથી પરપ્રકાશરૂપે છે ? પ્રથમ સ્વપ્રકાશ પક્ષમાં જ્ઞાનની બ્રહ્માત્મરૂપતા સિદ્ધ કરવા માટે તે જ્ઞાનના ભેદનું ખંડન આ પ્રમાણે કરવામાં આવે છે. 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ કેવી રીતે સિદ્ધ થાય છે ? શું ભેદવડે જ ભેદની સિદ્ધિ થાય છે, ભેદના આશ્રયે રહેલ જ્ઞાનવડે ભેદની સિદ્ધિ થાય છે અથવા કોઇ અન્ય જ્ઞાનવડે તે ભેદની સિદ્ધિ થાય છે ? ભેદવડે ભેદની સિદ્ધિ થાય છે, એવો પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે જેમ એક પુરૂષ એમ કહે કે, મારા મુખમાં જીભ નથી, તો તેનું કહેવું વ્યાઘાત દોષવાળું છે, તેમ જડ ભેદ પોતાની સિદ્ધિ કરે છે, એવું વાદીનું વચન પણ વ્યાઘાત

દોષવાળું થશે. કારણ કે જડ પદાર્થવડે પોતાની સિદ્ધિ તથા અન્ય પદાર્થની સિદ્ધિ કદી જણાતી નથી. વળી ભેદના આશ્રયરૂપ જ્ઞાનવડે સ્વનિષ્ઠ ભેદની સિદ્ધિ થાય છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે અભાવના પ્રતિયોગી તથા અનુયોગી જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થાય નહિ. જેમ ઘટના અભાવવાળું ભૂતળ છે, તેમાં ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે તથા અનુયોગી ભૂતળ છે. તેમાં ઘટરૂપ પ્રતિયોગી તથા ભૂતળરૂપ અનુયોગીના જ્ઞાન વિના ઘટાભાવનું જ્ઞાન થતું નથી. તેમ જ્ઞાનનો પરસ્પર ભેદ પણ અભાવરૂપે હોવાથી ભેદના પ્રતિયોગીરૂપ જ્ઞાન તથા અનુયોગીરૂપ જ્ઞાન વિના, ભેદનું જ્ઞાન થતું નથી. પ્રતિયોગી અને અનુયોગીરૂપ જ્ઞાન સ્વપ્રકાશરૂપે હોવાથી તે જ્ઞાનને વિષય કરવાવાળું જ્ઞાન સંભવે નહિ. જો તે જ્ઞાનને વિષય કરવાવાળું કોઈ જ્ઞાન માનીએ તો ઘટાદિકોની માફક તે જ્ઞાનમાં સ્વપ્રકાશતા નહિ રહે, પણ તે જ્ઞાન પરપ્રકાશરૂપે થશે. વળી સ્વપ્રકાશ જ્ઞાનમાં રહેલ ભેદ કોઈ અન્ય જ્ઞાનવડે સિદ્ધ છે, એવો ત્રીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે, સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ કોઈ અન્ય જ્ઞાનવડે ગ્રહણ થાય છે કે નહિ? જો થતો હોય તો ભેદ છે, આ રીતના જ્ઞાનનો ભેદ વિષય કરે છે અથવા એ જ્ઞાનનો ભેદ છે? આ રીતના જ્ઞાનનો ભેદ વિષય કરે છે, એ પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે, ભેદ છે, આ રીતનું જ્ઞાન ભેદ માત્રનો વિષય કરે છે, પણ જ્ઞાનના ભેદનો વિષય કરતું નથી. માટે ભેદ છે, આ રીતના જ્ઞાનવડે સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ સિદ્ધ થાય નહિ. જેમ ભેદ છે, એ રીતના જ્ઞાનવડે આકાશનો આકાશથી ભેદ સિદ્ધ થતો નથી. તેમ ભેદ છે, આ રીતના જ્ઞાને કરી સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ સિદ્ધ થશે નહિ તેમ આ જ્ઞાનનો ભેદ છે, આ રીતના જ્ઞાનને સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ વિષય કરે છે, એવો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે જેમ ઘટ પટથી ભિન્ન છે, તથા પટ ઘટથી ભિન્ન છે, આ રીતનું જ્ઞાન ઘટ પટને તથા તેના ભેદનો વિષય કરે છે. માટે ઘટપટ પરપ્રકાશ્ય છે. તેમ આ ઘટ છે, આ રીતનું જ્ઞાન, આ પટ છે, આ રીતના જ્ઞાનથી ભિન્ન છે. આ પ્રકારનું જ્ઞાન, તે જ્ઞાનને તથા તેના ભેદનો વિષય કરે છે. માટે ઘટાદિની માફક તે જ્ઞાન પણ પરપ્રકાશ્ય થવું જોઇએ. વળી સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ કોઇ જ્ઞાનવડે સિદ્ધ નથી, એમ બીજો પક્ષ વાદી જો માને તો તે પણ સંભવશે નહિ. કારણ કે જેમ નરશૃંગ તથા વંધ્યાપુત્ર કોઇ પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય નથી, માટે તે અત્યંત અસત્ય છે. તેમ પ્રમાણજન્ય જ્ઞાનનો અવિષય હોવાથી સ્વપ્રકાશ જ્ઞાનનો ભેદ પણ અત્યંત અસત્ય થશે. જો પ્રમાણજન્ય જ્ઞાનનો અવિષય માનવાથી જ્ઞાનના ભેદને સત્ય માનશો તો પ્રમાણજન્ય જ્ઞાનના અવિષયરૂપ નરશૃંગ તથા વંધ્યાપુત્ર પણ સત્ય હોવાં જોઇએ. જ્ઞાનના ભેદને ગ્રહણ કરવાવાળું બીજું જ્ઞાન પરપ્રકાશ્ય છે કે સ્વપ્રકાશ છે? તેમાં પરપ્રકાશ્ય છે એમ કહેવું સંભવશે

નહિ. કારણ કે જે જ્ઞાન જ્ઞાનના ભેદને ગ્રહણ કરે છે, તે જ્ઞાન પરપ્રકાશ્ય છે. માટે તે જ્ઞાનનો કોઈ બીજા જ્ઞાનવડે પ્રકાશ થશે, બીજાનો ત્રીજાથી, ત્રીજાનો ચોથાથી, આ પ્રમાણે જ્ઞાનધારા માનવાથી અનવસ્થાદોષ પ્રાપ્ત થશે. જ્ઞાનના ભેદને ગ્રહણ કરવાવાળું બીજું જ્ઞાન સ્વપ્રકાશ છે, એમ બીજો પક્ષ જો વાદી માને તો તે પણ સંભવશે નહિ. કારણ કે પ્રતિયોગી તથા અનુયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થાય નહિ. માટે જો સ્વપ્રકાશ ભેદને ગ્રહણ કરશે, તો તે સ્વપ્રકાશયુકત જ્ઞાન, તે જ્ઞાનના ભેદના પ્રતિયોગી તથા અનુયોગીરૂપ સ્વપ્રકાશ જ્ઞાનને અવશ્ય ગ્રહણ કરશે. પણ આ સંભવી શકતું નથી. કારણ કે જેમ સૂર્ય તથા ચંદ્રમા આ બેમાં પ્રકાશતા સમાન છે, માટે સૂર્ય, ચંદ્રમાને પ્રકાશ નથી કરતો, તથા ચંદ્ર સૂર્યને, પ્રકાશ નથી કરતો. તેમ ભેદના આશ્રયરૂપ જ્ઞાન પણ સ્વપ્રકાશરૂપ છે તથા તે ભેદને ગ્રહણ કરનારૂં જ્ઞાન પણ સ્વપ્રકાશરૂપ છે. માટે સ્વપ્રકાશરૂપ જ્ઞાનનું સ્વપ્રકાશરૂપ બીજા જ્ઞાનવડે ગ્રહણ સંભવે નહિ. તેમ જો પ્રકાશરૂપ જ્ઞાનનો બીજા પ્રકાશરૂપ જ્ઞાનવડે પ્રકાશ માનશો, તો સૂર્ય તથા ચંદ્રમાનો પણ પરસ્પર પ્રકાશ્ય પ્રકાશક ભાવ થવો જોઇએ. જો સ્વપ્રકાશ જ્ઞાનવડે સ્વપ્રકાશ જ્ઞાનનો પ્રકાશ માનશો, તો તે જ્ઞાનનો પરસ્પર ન્યૂનાધિકતારૂપ ભેદ પણ માનવો પડશે. તેમાં પ્રકાશ્ય જ્ઞાનમાં ન્યૂનતા તથા પ્રકાશક જ્ઞાનમાં અધિકતા માનવી પડશે. આથી જેમ 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ જ્ઞાનવડે પ્રકાશ્ય ઘટપટાદિ પદાર્થમાં સ્વપ્રકાશતા નથી, તેમ જ્ઞાનવડે પ્રકાશ્ય જ્ઞાનમાં પણ સ્વપ્રકાશતા રહેશે નહિ. માટે જ્ઞાનને સ્વપ્રકાશ માની, તે જ્ઞાનને બીજા જ્ઞાનવડે પ્રકાશરૂપે માનવું, એવું વાદીનું કહેવું, જેમ કોઇ પુરૂષ પોતાની માને વાંઝણી કહે, તેની માફક વ્યાઘાત દોષવાળું છે. જો વાદી સ્વપ્રકાશ જ્ઞાનમાં ન્યૂનતાધિકરૂપ ભેદ ન માને, તોપણ તે જ્ઞાનોનો પરસ્પર પ્રકાશ્ય પ્રકાશક ભાવ થઇ શકે નહિ. કારણ કે સમાન જાતિવાળા પદાર્થોનો પરસ્પર પ્રકાશ્ય પ્રકાશક ભાવ કદી જોવામાં આવતો નથી. જેમ દીપક પોતાથી વિજાતીય ઘટાદિ પદાર્થનો પ્રકાશ કરે છે, પણ પ્રકાશરૂપ સમાન જાતિવાળા ખદ્યોતાદિકને પ્રકાશ કરી શકતો નથી, તેમ સ્વપ્રકાશરૂપવડે સમાન સ્વભાવવાળા જ્ઞાનનો પણ પરસ્પર પ્રકાશ્ય પ્રકાશક ભાવ સંભવે નહિ. તેથી કોઇ પણ પ્રકારે જ્ઞાનનો ભેદ સિદ્ધ થઇ શકે નહિ.

## જ્ઞાનમાં સુખરૂપતા.

ભેદ રહિત જ્ઞાન સુખરૂપ છે. કારણ કે, यो वै भूमा तत्सुखं ભેદથી રહિત પદાર્થ સુખરૂપે છે. આ શ્રુતિમાં કહેલ ભેદશૂન્યત્વરૂપ સુખનું લક્ષણ ભેદશૂન્ય જ્ઞાનમાં ઘટે છે, માટે ભેદ રહિત જ્ઞાન સુખરૂપ છે.

જનક–શ્રુતિએ કહેલ ભેદ શૂન્યત્વરૂપ સુખનું લક્ષણ સુખમાં કેવી રીતે ઘટે ?

યાજ્ઞવલ્કય–સુષુપ્તિ અવસ્થામાં તથા સમાધિ અવસ્થામાં ભેદદર્શનનો અભાવ હોવાથી તે અવસ્થામાં જીવ દુઃખનો અ-

નુભવ કરતો નથી, પણ તે સુખનો જ અનુભવ કરે છે.

જનક—સુષુપ્તિ તથા સમાધિ અવસ્થામાં વિદ્યમાન સુખમાં ભેદશૂન્યત્વરૂપ સુખનું લક્ષણ જો કે સંભવે છે, છતાં તે સુખ સ્વપ્રકાશ જ્ઞાન સ્વરૂપે છે, એમ કહેવામાં શું પ્રમાણ છે ?

યાજ્ઞવલ્કય—સ્વપ્રકાશરૂપે કરી પૂર્વે વર્ણન કરેલું જ્ઞાન સુખરૂપે ન હોય તો જેમ સુષુપ્તિ તથા સમાધિ અવસ્થામાં જીવને દુઃખનો અનુભવ હોતો નથી, તેમ સુષુપ્તિ તથા સમાધિ અવસ્થામાં જીવને સુખનો અનુભવ પણ થવો જોઇએ નહિ. પણ સર્વ જીવને સુષુપ્તિ તથા સમાધિ અવસ્થામાં સુખનો અનુભવ થાય છે. માટે સ્વપ્રકાશ જ્ઞાન સુખરૂપ છે. આ કારણથી સર્વ જીવને સુષુપ્તિના સ્વપ્રકાશ જ્ઞાનરૂપ આનંદની ઇચ્છા થાય છે.

જનક—સુષુપ્તિમાં સર્વ જીવની ઇચ્છા સુખની પ્રાપ્તિ વાસ્તે થતી નથી, પણ સુષુપ્તિ અવસ્થામાં સર્વ દુઃખના અભાવની પ્રાપ્તિ માટે જીવને ઇચ્છા થાય છે; માટે તે અવસ્થામાં સ્વપ્રકાશ જ્ઞાનની સાથે સુખનો અભેદ માનવો, તે નિષ્ફળ કેમ ન હોય ?

યાજ્ઞવલ્કય—સુષુપ્તિમાં જેમ સ્વપ્રકાશ જ્ઞાન સુખરૂપ છે, તેમ દુઃખના અભાવરૂપ પણ છે. સ્વપ્રકાશ જ્ઞાનથી ભિન્ન દુઃખાભાવ નથી; કારણ કે સુષુપ્તિમાં રહેલ સર્વ દુઃખનો અભાવ સ્વપ્રકાશ જ્ઞાનથી ભિન્ન હોય તો તે દુઃખાભાવની સિદ્ધિ થશે નહિ. જો વાદી સુષુપ્તિમાં દુઃખાભાવને સ્વપ્રકાશ જ્ઞાનથી ભિન્ન માની, તે દુઃખાભાવના પ્રકાશને માને તો વાદીને પૂછવું કે, સુષુપ્તિમાં તે દુઃખાભાવને શું સૂર્યાદિક પ્રકાશ કરે છે, અથવા સ્વપ્રકાશ જ્ઞાન, તે દુઃખાભાવને પ્રકાશ કરે છે ? આમાંનો પ્રથમ પક્ષ સંભવતો નથી, કારણ કે સુષુપ્તિમાં સર્વ કાર્ય પ્રપંચનો લય હોવાથી સૂર્યાદિ પ્રકાશનો પણ સુષુપ્તિમાં લય થાય છે. તેમ જો સુષુપ્તિમાં સ્વપ્રકાશ જ્ઞાનવડે દુઃખાભાવનો પ્રકાશ થાય છે, એમ બીજો પક્ષ માનો તો તે પણ સંભવશે નહિ. કારણ કે સુષુપ્તિમાં રહેલ દુઃખાભાવને વાદી સ્વપ્રકાશ જ્ઞાનથી અત્યંત ભિન્ન માનતો હોવાથી અત્યંત ભિન્ન દુઃખાભાવને સ્વપ્રકાશ જ્ઞાન પ્રકાશ કરી શકતું નથી. તાત્પર્ય કે, ચૈતન્યરૂપ સ્વપ્રકાશ જ્ઞાન બે પદાર્થનો પ્રકાશ કરે છે, એક તો પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે તથા બીજું પોતાની સાથે તાદાત્મ્ય ભાવને પામેલ પદાર્થનો પ્રકાશ કરે છે. પણ અત્યંત ભિન્ન દુઃખાભાવને સ્વપ્રકાશ જ્ઞાન પ્રકાશ કરતું નથી; માટે સુષુપ્તિમાં દુઃખાભાવની સિદ્ધિ માટે વાદીએ દુઃખાભાવને સ્વપ્રકાશ જ્ઞાનરૂપે માનવું જોઇએ.

જેમ સત્ખ્યાદિ વાદીના મત પ્રમાણે ઘટ વિશે રહેલ પટાદિક સર્વ પદાર્થનો જે અભાવ છે, તે પટાદિકનો અભાવ અધિકરણરૂપ ઘટથી ભિન્ન નથી, પણ ઘટરૂપ જ છે. તેમ જ સુષુપ્તિમાં અધિષ્ઠાન ચૈતન્યમાં રહેલ દુઃખાભાવ પણ અધિષ્ઠાનરૂપ ચૈતન્યથી ભિન્ન નથી, પણ તે દુઃખાભાવ અધિષ્ઠાન ચૈતન્યરૂપ જ છે.

જનક—સત્ખ્યાદિ વાદીની માફક જો અભાવને અધિકરણરૂપે માનીએ તો સર્વ જગતને અભાવરૂપતા કેમ પ્રાપ્ત ન થાય?

યાજ્ઞવલ્કય—અભાવને અધિકરણરૂપ માનવામાં સર્વ જગતને અભાવરૂપતા પ્રાપ્ત થાય તો થવા દો. આથી અદ્વૈત વાદીને કશી હાનિ પહોંચતી નથી. પણ તેથી તો ઉલટો અદ્વિતીય આત્માનો દૃઢ નિશ્ચય થાય છે.

જનક—સત્ખ્યાદિ વાદીના મત પ્રમાણે દુઃખાભાવને અધિષ્ઠાન ચૈતન્યરૂપ માનીએ તો તમારા સિદ્ધાંતને હાનિ કેમ ન થાય?

યાજ્ઞવલ્કય—સર્વ અંશે પરના મતને માનવાથી અમારા સિદ્ધાંતની હાનિ થાય, પણ સવ અંશે અમે પરના મતને અંગીકાર કરતા નથી. પણ પરનો મત જેટલે અંશે શ્રુતિના અર્થમાં અનુકૂલ હોય છે, તેટલા અંશમાં અમે માનીએ છીએ. તેથી અમારા સિદ્ધાંતમાં હાનિ પહોંચશે નહિ. જેમ કેવળ દહીંના ભક્ષણથી જો કે જ્વરની ઉત્પત્તિ થાય છે, છતાં શાકર સાથે દહીં ખાધું હોય તો જ્વરની ઉત્પત્તિ થતી નથી, તેમ શ્રુતિવિરૂદ્ધ પરના મતને માનવાથી જો કે સિદ્ધાંતની હાનિ થાય છે, છતાં શ્રુતિના અર્થને અનુકૂલ યુકિતરૂપ શર્કરાવાળું પરમતરૂપ દહીં ગ્રહણ કરવામાં જરા પણ સિદ્ધાંતને હાનિ પહોંચશે નહિ. માટે સત્ખ્યાદિ વાદી, જે ઘટને પટાદિ સર્વ પદાર્થના અભાવરૂપ માને છે, તે ઘટને અમે અદ્વૈતવાદી, બ્રહ્મરૂપે માનીએ છીએ. તાત્પર્ય કે અસ્તિ, ભાતિ, પ્રિય, નામ તથા રૂપ, એ પાંચ અંશવડે સર્વ જગત્ વ્યાપ્ત છે. તેમ ઘટનું નામ તથા રૂપ, આ બે અંશો કલ્પિત છે. તેથી તે અધિષ્ઠાન ચૈતન્યથી ભિન્ન નથી તથા અસ્તિ, ભાતિ અને પ્રિય આ ત્રણે અંશ બ્રહ્મરૂપ છે. આ વાત બીજા શાસ્ત્રમાં પણ કહી છે. अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् । आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥ સર્વ જગત અસ્તિ, ભાતિ પ્રિય, નામ તથા રૂપ, એ પાંચ અંશવાળું છે. તેમાં અસ્તિ, ભાતિ તથા પ્રિય આ ત્રણ અંશ બ્રહ્મરૂપ છે તથા નામ અને રૂપ, આ બે અંશ જગદ્રૂપે છે. અધિકરણરૂપ ભાવ પદાર્થથી અભાવ ભિન્ન હોય તો અભાવમાં પદાર્થપણું સંભવે નહિ. કારણ કે અસ્તિ શબ્દના તાદાત્મ્ય સંબંધવાળી વસ્તુને બુદ્ધિમાન્ પદાર્થ કહે છે. જેમ 'ઘટોઽસ્તિ પટોઽસ્તિ' આ સ્થળે અસ્તિ શબ્દના ઘટપટરૂપ અર્થ સાથેનો તાદાત્મ્ય સંબંધ, અસ્તિ શબ્દના તાદાત્મ્ય અભાવની સાથે સંભવે નહિ. તાત્પર્ય કે લોકમાં તથા શાસ્ત્રમાં જેટલા વૃક્ષાદિક શબ્દો છે, તેનો પણ સત્યથી ભિન્ન અભાવરૂપ અર્થ થતો નથી, તો અસ્તિ શબ્દનો સત્યથી ભિન્ન અભાવરૂપ અર્થ કેવી રીતે થાય? આ રીતે સર્વ પદાર્થ સત્ય છે.

જનકઃ—હે ભગવન્! નાસ્તિકો ×પ્રતિસંખ્યા નિરોધ, +અપ્રતિસંખ્યા નિરોધ તથા *આકાશને અસત્ય માને છે. નાસ્તિકોના મત પ્રમાણે આ ત્રણે અભાવરૂપ

× બુદ્ધિપૂર્વક પદાર્થના નાશને પ્રતિસંખ્યા નિરોધ કહેવામાં આવે છે. + અબુદ્ધિપૂર્વક પદાર્થના નાશને અપ્રતિસંખ્યા નિરોધ કહેવામાં આવે છે. * આવરણના અભાવને આકાશ કહે છે.

હોવાથી જેમ અસત્ય છે, તેમ અભાવરૂપ હોવાથી ઘટાદિ સર્વ પદાર્થોને પણ અસત્યરૂપતા કેમ ન સંભવે ?

યાજ્ઞવલ્કયઃ—હે રાજન્! આકાશમાં જો અભાવરૂપતા સિદ્ધ થાય તો આકાશના દૃષ્ટાંતવડે ઘટાદિ પદાર્થમાં અસત્યરૂપતા સિદ્ધ થાય. પણ આકાશમાં અભાવરૂપતા સંભવતી નથી. કારણ કે आकाशोऽस्ति એવી પ્રતીતિમાં આકાશ શબ્દનો તથા અસ્તિ શબ્દનો આકાશની સાથે તાદાત્મ્ય સંબંધ સર્વ લોકને પ્રતીત થાય છે. વળી સત્ય પદાર્થનો અસત્ય પદાર્થની સાથે તાદાત્મ્ય સંબંધ સંભવે નહિ, માટે આકાશ અસત્ય નથી; છતાં પણ જો આકાશને વંધ્યાપુત્ર તથા નરશૃંગની માફક અસત્ય માનીએ તો જેમ વંધ્યાપુત્રમાં તથા નરશૃંગમાં કોઈ પદાર્થનું આધારપણું નથી, તેમ આકાશમાં પણ શબ્દગુણનું આધારપણું રહે નહિ, પણ સર્વ શાસ્ત્રવાળાઓ શબ્દગુણનો આધાર આકાશ છે એમ માને છે. તેથી આકાશ અભાવરૂપ નથી. આ રીતે સત્ખ્યાદિવાદી સર્વ પદાર્થને સત્યરૂપે માને છે તથા ઘટમાં રહેલ પટાદિ પદાર્થના અભાવને અધિકરણરૂપ ઘટથી ભિન્ન નથી, પણ તે અભાવ જ ઘટસ્વરૂપ છે, એવું સત્ખ્યાદિવાદીઓનું મત અદ્વૈત સિદ્ધાંતમાં અનુકૂલ છે. કારણ કે વેદાંત શાસ્ત્રમાં વૃદ્ધ પુરૂષોએ કહ્યું છે કે, अधिष्ठानावशेषो हि नाशः कल्पितवस्तुनः કલ્પિત વસ્તુનો અભાવ અધિષ્ઠાનથી ભિન્ન નથી, પણ અધિષ્ઠાનરૂપ જ છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત સર્પનો અભાવ રજ્જુરૂપ અધિષ્ઠાનથી ભિન્ન નથી, પણ રજ્જુરૂપ જ છે. તેમ " नेह नानास्ति किञ्चन ॥ અર્થઃ—અધિષ્ઠાન એવા આત્મામાં કિંચિત્ માત્ર પણ દ્વૈત પ્રપંચ નથી." આ શ્રુતિથી કરાયેલ કલ્પિત પ્રપંચનો અભાવ અધિષ્ઠાન આત્માથી ભિન્ન નથી, પણ અધિષ્ઠાન આત્મારૂપ જ છે. આ રીતે સુષુપ્તિ અવસ્થામાં રહેલ સર્વ દુઃખનો અભાવ અધિષ્ઠાન પરમાત્માથી ભિન્ન નથી, પણ પરમાત્મારૂપ જ છે. અર્થાત્ જેમ પરમાત્મા સ્વપ્રકાશ, આનંદરૂપ તથા ભેદ રહિત છે, તેમ ઉપર દર્શાવેલ રીતપ્રમાણે 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ જ્ઞાન પણ સ્વપ્રકાશરૂપ, આનંદરૂપ તથા ભેદથી રહિત છે, માટે તે જ્ઞાન પણ પરમાત્માના સમાન લક્ષણવાળું હોવાથી ભિન્ન નથી, પણ પરમાત્મારૂપ જ છે.

જનકઃ—ઉપર દર્શાવ્યા પ્રમાણે જ્ઞાનમાં જો કે સજાતીય તથા સ્વગત ભેદ સંભવે નહિ, પણ વિજાતીય ઘટાદિક વિષયનો ભેદ સંભવે છે, તેનું કેમ ?

યાજ્ઞવલ્કયઃ—જ્યાં જ્યાં વિષયનો ભેદ હોય, ત્યાં ત્યાં જ્ઞાનનો ભેદ અવશ્ય હોય છે. જ્ઞાનના ભેદ વિના વિષયનો ભેદ થાય નહિ. કારણ કે 'આ ઘટ છે,' એવા જ્ઞાનના વિષય ઘટમાં કોઇ ભેદ માનતું નથી. માટે જ્ઞાનના ભેદથી વિષયનો ભેદ થાય છે. આ જ્ઞાનનો ભેદ જો કે અવિચાર કાળમાં હોય છે, છતાં વિચાર કાળમાં જ્ઞાનનો ભેદ પ્રતીત થતો નથી. માટે વિષયનો ભેદ પણ સંભવતો નથી. તાત્પર્ય કે કારણના ભેદથી કાર્યનો ભેદ સર્વત્ર જણાય છે. જેમકે મૃત્તિકા તથા તંતુરૂપ કારણના ભેદથી ઘટરૂપ કાર્યનો ભેદ હોય છે. આ પ્રસંગમાં

દૃષ્ટિસૃષ્ટિવાદની રીત પ્રમાણે જ્ઞાનરૂપ દૃષ્ટિ ઘટાદિ વિષયના કારણરૂપે છે. આ કારણરૂપ દૃષ્ટિનો અભેદ સિદ્ધ થવાથી, ઘટાદિક વિષયરૂપ કાર્યનો ભેદ સિદ્ધ થાય નહિ.

" જનકઃ–જ્ઞાનના ભેદથી વિષયનો ભેદ થાય," એવો નિયમ સર્વત્ર સંભવતો નથી. કારણ કે વિશિષ્ટ જ્ઞાનની એકતા હોવા છતાં તેના વિષયનો ભેદ જણાય છે. જેમ દશ ઘટ છે, એ રીતનું એક વિશિષ્ટ જ્ઞાન દશ સંખ્યાવિશિષ્ટ દશ ઘટનો વિષય કરે છે તથા આ ઘટ શુકલ છે, એ રીતનું વિશિષ્ટ જ્ઞાન શુકલ ગુણવિશિષ્ટ ઘટનો વિષય કરે છે તથા મૈત્રનો પુત્ર ચૈત્ર નામનો રૂપવાન્ મનુષ્ય ગમન કરે છે. આમાં એક વિશિષ્ટ જ્ઞાન, જાતિ, ગુણ, ક્રિયા, સંજ્ઞા તથા સંબંધ, એ પાંચ વિશેષણવાળા ચૈત્રનો વિષય કરે છે. તેમાં મનુષ્ય અંશવડે જાતિનો વિષય કરે છે, રૂપવાને કરી રૂપ ગુણનો વિષય કરે છે, ગમન કરે છે, એ અંશવડે ગમનરૂપ ક્રિયાનો વિષય કરે છે, ચૈત્રવડે સંજ્ઞાનો વિષય કરે છે તથા મૈત્રના પુત્રવડે જન્યજનકભાવ સંબંધનો વિષય કરે છે. આ રીતે અન્ય પણ વિશિષ્ટ જ્ઞાન અનેક પદાર્થનો વિષય કરે છે. જ્ઞાનની એકતા હોવા છતાં વિષયનો ભેદ અનુભવસિદ્ધ છે. માટે જ્ઞાનના ભેદથી વિષયનો ભેદ થાય છે, આ રીતનો નિયમ સર્વત્ર સંભવતો નથી.

યાજ્ઞવલ્કયઃ–હે રાજન્! તમે પૂર્વે જે વિશિષ્ટ જ્ઞાન કહ્યું, ત્યાં પણ જ્ઞાનના ભેદ વિના વિષયનો ભેદ થતો નથી, પણ જ્ઞાનનો ભેદ હોય ત્યાં જ વિષયનો ભેદ થાય છે. કારણ કે તમારા કહેવા પ્રમાણે વિશેષણના જ્ઞાન વિના વિશેષ્યનું જ્ઞાન થતું નથી. માટે વિશિષ્ટ જ્ઞાનની પૂર્વે રહેલ વિશેષણ જ્ઞાનનો ભેદ માનવાથી વિષયનો ભેદ થાય છે. માટે ઉપર કહેલ નિયમનો ભંગ થતો નથી.

જનકઃ–હે ભગવન્! પ્રથમ તમે જ્ઞાનનો અભેદ સિદ્ધ કર્યો તથા હાલ તમે જ્ઞાનનો ભેદ માની સમાધાન કરો છો, માટે પૂર્વાપર વિરોધ આવે છે.

યાજ્ઞવલ્કયઃ–' આ ઘટ શુકલ છે ' ઈત્યાદિ વિશિષ્ટ જ્ઞાન જ્યાં થાય, ત્યાં પ્રથમ અંતઃકરણની વૃત્તિવડે શુકલરૂપ વિશેષણનો તથા ઘટરૂપ વિશેષ્યનો, તથા તે બેઉના સંબંધનો પછી તે તે વૃત્તિમાં રહેલ ફળ ચૈતન્યવડે ઘટ, શુકલ, રૂપ તથા સંબંધ, એ ત્રણેનો વિષય કરે છે. તાત્પર્ય કે પૂર્વે જે જ્ઞાનની એકતા કહી છે, તે અંતઃકરણની વૃત્તિમાં રહેલ ચૈતન્યરૂપ જ્ઞાનના અભિપ્રાયથી કહી છે તથા હાલ જે વસ્તુનો ભેદ કહ્યો, તે અંતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિના ભેદથી કહ્યો છે. માટે પૂર્વાપરનો વિરોધ નથી. આથી એમ સિદ્ધ થાય છે કે, જ્ઞાનના ભેદની અપેક્ષાવડે વિષયનો ભેદ સિદ્ધ થાય છે તથા જ્ઞાનનો ભેદ વાસ્તવિક નથી, પણ અંતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિના ભેદથી જ્ઞાનનો ભેદ અજ્ઞાનકાળે પ્રતીત થાય છે. જ્યારે અધિકારીને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે, ત્યારે કલ્પિત જ્ઞાનનો ભેદ નિવૃત્ત થઇ જવાથી વિષયનો ભેદ પણ રહેતો નથી. જેમ સ્વપ્નમાં મળેલું રાજાપણું જાગ્રતમાં

નાશ થવાથી રાજ્યસામગ્રી પણ નાશ પામે છે, તેમ વિચારકાળમાં જ્ઞાનનો ભેદ નિવૃત્ત થવાથી જ્ઞાનના ભેદથી જણાયેલ વિષયભેદ પણ નિવૃત્ત થઇ જાય છે તથા એક અદ્વિતીય આત્મા માત્ર પરિશેષ રહે છે. આ પ્રમાણે જ્ઞાનને સ્વપ્રકાશ માની, અદ્વિતીય આત્માની સિદ્ધિ દર્શાવી છે. ઘટાદિક વિષયવડે તથા નેત્રાદિક કરણવડે ભેદવાળું જ્ઞાન પરપ્રકાશ્ય છે. આ બીજો પક્ષ જો માનીએ તો જેમ પરપ્રકાશ્ય ઘટાદિક પદાર્થનો સૂર્યાદિ પ્રકાશવડે પ્રકાશ થાય છે. તેમ પરપ્રકાશ્ય જ્ઞાનનો પણ કોઇ અન્ય પ્રકાશવડે પ્રકાશ માનવો પડશે. સત્યજ્ઞાનનો પ્રકાશ કરવાવાળો સાક્ષી ચૈતન્ય આત્મા છે.

હે શિષ્ય ! આ રીતે યાજ્ઞવલ્કય મુનિએ જનક રાજાને સ્વપ્નાવસ્થામાં એક આત્મા જ સ્વયંજ્યોતિરૂપે કહ્યો. કારણ કે સ્વપ્નાવસ્થામાં સૂર્ય, ચંદ્રમા, અગ્નિ તથા વાક્, એ ચાર પ્રકારની જ્યોતિ લયભાવને પામે, પણ આત્મારૂપ જ્યોતિનો કોઇ પણ અવસ્થામાં લય થતો નથી. તે તો સર્વ અવસ્થામાં સાક્ષીરૂપે વિદ્યમાન રહે છે. માટે સ્વપ્નાવસ્થામાં આત્મારૂપ જ્યોતિવડે ગમન આગમનાદિ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે. આ સંઘાતનો આત્મા જ્યોતિરૂપે છે, એવા વચનવડે મુનિએ જનક રાજાને સંઘાતથી ભિન્ન સ્વયંજ્યોતિ આત્માનો ઉપદેશ કર્યો, પણ મુનિના અભિપ્રાયને રાજા સમજી શકયો નહિ. તેથી તેનો વિપરીત અર્થ કર્યો. સ્વરૂપનું મન આત્મા છે, માટે સંઘાતનું સ્વરૂપ સ્વયંજ્યોતિરૂપે છે. આ પ્રમાણેના વિપરીત અર્થને જાણવાથી રાજાએ મુનિને ફરી પ્રશ્ન કર્યો.

જનક—હે ભગવન્ ! આ સંઘાતમાં રહેલ દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા અંતઃકરણ ઇત્યાદિ પદાર્થમાં કોણ આત્મા છે? તાત્પર્ય કે સ્થૂળ દેહ આત્મા છે, વાક્ આદિ ઇન્દ્રિયો આત્મા છે, પ્રાણ આત્મા છે અથવા અંતઃકરણ આત્મા છે ?

યાજ્ઞવલ્કયઃ—હે જનક ! આત્મા, ચેતન, પુરૂષ, ઇત્યાદિ શબ્દવડે જેને સર્વ લોક કહે છે તથા તે શબ્દથી ઉત્પન્ન થયેલ વૃત્તિજ્ઞાન જેનો વિષય કરે છે તથા જે શબ્દજ્ઞાનથી ભિન્ન છે, આવી રીતનો આત્મા સર્વ જીવને પ્રસિદ્ધ છે. જેમ ઘટાદિ પદાર્થ દૃશ્ય હોવાથી આત્મા નથી, તેમ દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ ઇત્યાદિ સંઘાત પણ દૃશ્ય હોવાથી આત્મા નથી. પણ સર્વ સંઘાતથી ભિન્ન તથા સર્વ સંઘાતના અધિષ્ઠાનરૂપ એવું ચેતન સ્વયંજ્યોતિ આત્મા છે. હે જનક ! આત્માના જ્ઞાન માટે તું દૂર દૃષ્ટિ કર નહિ. પણ જે જ્ઞાનવડે તેં આ પ્રશ્ન કર્યો, તે જ્ઞાનમાં આત્માનો પરિચય થઈ શકે છે. કારણ કે જેમ લોકમાં વિવાદ કરવાવાળા પુરૂષરૂપ સાક્ષ્યથી સાક્ષીરૂપ ભિન્ન હોય છે, તેમ દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા અંતઃકરણ ઇત્યાદિ સંઘાતરૂપ સાક્ષ્યથી ભિન્ન થઇ રહેલ તથા સર્વ સંઘાતનો સાક્ષી, તે જ તમારો અદ્વિતીય આત્મા છે. આ રીતે મુનિએ સામાન્ય સંઘાતથી ભિન્ન આત્માનો ઉપદેશ કર્યો.

## દેહાદિથી ભિન્ન આત્મા.

પ્રથમ સ્થૂળ શરીરથી ભિન્ન આત્માને દર્શાવવામાં આવેછે. જેમ અગ્નિમાં તપાવેલ લોહના ગોળામાં તાદાત્મ્ય સંબંધવડે અગ્નિ રહે છે, તેમ વિજ્ઞાનરૂપ અનેક અંતઃકરણમાં ચેતન આત્મા કલ્પિત તાદાત્મ્ય સંબંધથી રહે છે. જેમ લોહમાં રહેલ અગ્નિને લોહમય કહેવામાં આવે છે, તેમ વિજ્ઞાનરૂપ અંતઃકરણમાં રહેલા આત્માને શાસ્ત્રવેત્તાઓ વિજ્ઞાનમય કહે છે. જેમ લોહનો પિંડ સ્વભાવથી કોઇ પદાર્થને દાહ કરતો નથી તથા પ્રકાશ પણ કરતો નથી, તેમ અંતઃકરણ, તેની સ્મૃતિ તથા અનુભવરૂપ વૃત્તિઓ જડ હોવાથી, સ્વભાવથી પ્રકાશરૂપ નથી તથા કોઈ અન્ય પદાર્થનો પ્રકાશ કરતી નથી. જેમ અગ્નિના તાદાત્મ્ય સંબંધને પામી, લોહનો ગોળો પ્રકાશ કરે છે તથા દાહ કરે છે, તેમ સ્વપ્રકાશ આત્માના તાદાત્મ્ય સંબંધને પામી, અંતઃકરણ તથા તેની વૃત્તિઓ પ્રકાશમાન થાય છે તથા સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ જગતનો પ્રકાશ કરેછે. આત્મામાં તાદાત્મ્ય અધ્યાસના ફળનું નિરૂપણઃ-હે જનક ! જેમ લોહના પિંડ સાથે તાદાત્મ્ય સંબંધવડે લોહમય સંજ્ઞાને પામેલો અગ્નિ પ્રકાશ તથા દાહ ઉત્પન્ન કરે છે, પણ લોહમય સંજ્ઞા વિના કેવળ અગ્નિ પ્રકાશ માત્ર જ કરે છે, તેમ વૃત્તિસહિત તાદાત્મ્ય સંબંધને પામી વિજ્ઞાનમય સંજ્ઞાને પામેલો આત્મા, 'આ ઘટ, આ પટ' ઇત્યાદિ વિશેષ જ્ઞાનનો આશ્રય થાય છે. પણ અંતઃકરણના તાદાત્મ્ય સંબંધ વિના કેવળ આત્મા ચિત્સ્વરૂપજ છે.

હે જનક ! આનંદસ્વરૂપ એવો આત્મા વાયુરૂપ મુખ્ય પ્રાણની સાથે તથા ઇંદ્રિયરૂપ ગૌણ પ્રાણની સાથે તાદાત્મ્ય સંબંધને પામી, પ્રાણના તથા વાક્ આદિ ઇંદ્રિયોના અનેક પ્રકારના વ્યાપારોનું કારણ થાય છે. આ કારણથી વેદવેત્તા પુરૂષો આત્માને પ્રાણવિશે રહેલો કહે છે.

જનક–હે ભગવન્ ! આત્મા સર્વત્ર, વ્યાપક તથા વિભુછે તથા પ્રાણ પરિચ્છિન્ન છે, માટે પરિચ્છિન્ન પ્રાણમાં વિભુ એવા આત્માની સ્થિતિ કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જેમ સર્વત્ર વ્યાપક આકાશને લોક ઘટમાં રહેલું કહે છે તથા જેમ સર્વત્ર વ્યાપક વાયુ, વૃક્ષને હલાવવાથી અભિવ્યકત–ખુલ્લો થાય છે. જેથી લોક કહે છે કે, વૃક્ષમાં વાયુ રહેલો છે. તેમ આત્મા જો કે સર્વત્ર વ્યાપક છે, તથાપિ જ્યાં પ્રાણ છે, ત્યાં આત્માની વિશેષે કરી અભિવ્યક્તિ થાય છે. આથી શાસ્ત્રવેત્તાઓ પ્રાણમાં આત્માની સ્થિતિ કહે છે. અંતઃકરણથી ભિન્ન આત્માનું નિરૂપણ–હે જનક ! આનંદસ્વરૂપ આત્મા જો કે સર્વત્ર વ્યાપક છે, છતાં હૃદયકમળમાં રહેલી બુદ્ધિમાં વિશેષે કરીને આત્માની અભિવ્યકિત થાય છે. આથી શ્રુતિએ આત્માને હૃદય વિષે રહેલો કહ્યો છે. પગથી લઇ મસ્તક સૂધી સર્વ શરીરમાં આ જીવ સુખ તથા દુઃખનો અનુભવ કરે છે, છતાં સુખદુઃખનો અનુભવ વિશેષે કરી હૃદયમાં પ્રતીત થાય છે. જેમ તડકાથી તપી ગયેલો પુરૂષ જ્યારે શીતળ સ્વચ્છ ગંગાજળમાં પ્રવેશ

કરે છે ત્યારે તેના સ્પર્શથી સર્વ અંગમાં તે સુખનો અનુભવ કરે છે. પણ તે સુખનો અનુભવ વિશેષે કરીને હૃદયમાં પ્રતીત થાય છે. જેમ સૂર્યનું તેજ જો કે સર્વ બ્રહ્માંડમાં સમાન છે, છતાં ઘટાદિક અસ્વચ્છ પદાર્થમાં સૂર્યના તેજની અપેક્ષાવડે સ્ફટિકમણિમાં અધિક લાગે છે તથા સ્ફટિક મણિમાં રહેલા તેજની અપેક્ષાએ કરી સૂર્યકાંત મણિમાં રહેલ સૂર્યનું તેજ અધિક જણાય છે. આ રીતે ઉપાધિની અસ્વચ્છતાથી તથા સ્વચ્છતાથી એકના એક સૂર્યનું તેજ ન્યૂનાધિક ભાવને પામે છે, તેમ આનંદ સ્વરૂપ આત્મા પણ સર્વત્ર સમાન વ્યાપક છે, છતાં ઘટાદિ કરતાં આત્માનો પ્રકાશ શરીરમાં અધિક છે તથા શરીરમાં આત્માના પ્રકાશની અપેક્ષાએ હૃદયમાં આત્માનો પ્રકાશ અધિક છે. આ રીતે ઉપાધિની અસ્વચ્છતા તથા સ્વચ્છતાથી એક જ આત્માનો પ્રકાશ ન્યૂનાધિક ભાવને પામે છે. જેમ સૂર્યનો પ્રકાશ ઘટાદિ પદાર્થમાં વિદ્યમાન હોવા છતાં સ્પષ્ટરૂપે પ્રતીત થતો નથી, તેમ શરીરથી બહાર ઘટાદિ પદાર્થમાં વિદ્યમાન આત્મા પણ સ્પષ્ટરૂપે પ્રતીત થતો નથી. જેમ સૂર્યનો પ્રકાશ જો કે સ્ફટિકાદિ મણિમાં પ્રતિબિંબરૂપે સ્પષ્ટ પ્રતીત થાય છે, છતાં તે સૂર્યપ્રકાશ દાહરૂપ કાર્યને કરતો નથી, તેમ શરીરમાં સામાન્ય સુખદુઃખનું જ્ઞાન હોવા છતાં વિશેષ સુખદુઃખનું જ્ઞાન થતું નથી. જેમ સૂર્યકાન્તમણિમાં સૂર્યનો સ્પષ્ટરૂપે પ્રકાશ તથા દાહરૂપ કાર્ય બન્ને પ્રતીત થાય છે, તેમ હૃદયદેશમાં સુખદુઃખ તથા તેનો વિશેષે કરી અનુભવ સ્પષ્ટ પ્રતીત થાય છે. આથી શ્રુતિએ આત્માની સ્થિતિ હૃદયમાં કહી છે. અથવા વાક્ આદિક સર્વ ઇન્દ્રિયોનું તથા આ ચરાચર જગત્‌રૂપ ચિત્રને ધારણ કરવાવાળા અંતઃકરણનું હૃદયકમળ આધાર છે. આથી આત્માને હૃદયમાં રહેલ કહે છે. તાત્પર્ય કે, અંતઃકરણરૂપ ઉપાધિદ્વારા આત્માનો હૃદય આધાર છે અથવા આ આનંદ સ્વરૂપ આત્મા અંતઃકરણાદિ સર્વ ઉપાધિઓથી રહિત થઇ હૃદયમાં સુષુપ્તિને પામે છે. તેથી આત્માને હૃદયમાં કહે છે. અથવા આ આનંદ સ્વરૂપ આત્મા અષ્ટાંગ યોગવાળાને તથા બ્રહ્મચર્યાદિ સાધનવાળા મુમુક્ષુઓને ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી જણાયછે. આથી આત્માને હૃદયમાં કહે છે. અથવા મરણસમયે બ્રહ્મલોક, પિતૃલોક તથા કીટ પતંગાદિક યોનિઓને પ્રાપ્ત થવાની ઇચ્છાવાળા જીવને તે તે લોક મેળવવાના માર્ગરૂપ નાડીનો પ્રકાશ વિજ્ઞાનવાળા હૃદયથી થાય છે. આ બધાં કારણોથી એમ સિદ્ધ થાય છે કે, જેમ સૂર્યનો પ્રકાશ જો કે સર્વત્ર વિદ્યમાન હોવા છતાં સૂર્યમંડળમાં તેની વિશેષે કરી પ્રતીતિ થાય છે, માટે સર્વ લોક કહે છે કે, પ્રકાશ સૂર્યમંડળમાં રહેલ છે, તેમ આ આનંદ સ્વરૂપ આત્મા જો કે સર્વત્ર વ્યાપક છે, છતાં હૃદયદેશમાં તેની વિશેષે કરી અભિવ્યક્તિ થતી હોવાથી, આત્માની સ્થિતિ હૃદય વિશે શ્રુતિએ કહેલી છે.

## આત્માનું જ્યોતિરૂપે વર્ણન.

હે જનકવિદેહિ ! જેમ બાહ્ય ઘટાદિક પદાર્થનેપ્રકાશ કરવાવાળોતેજરૂપસૂર્યાદિ

જ્યોતિરૂપે કરી સર્વ લોકને પ્રસિદ્ધ છે તથા સૂર્યાદિ પ્રકાશથી ભિન્ન ઘટાદિ પદાર્થ અજ્યોતિરૂપે સર્વલોકને પ્રસિદ્ધ છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા પણ સૂર્યાદિ જ્યોતિઓને તથા ઘટાદિક અજ્યોતિઓને પ્રકાશ કરે છે તથા ચૈતન્યરૂપે કરી તેનાથી વિલક્ષણ છે. આથી શ્રુતિએ આનંદસ્વરૂપ આત્માને જ્યોતિ કહ્યો છે. હે જનકરાજા ! શરીરથી બાહ્ય રહેલ સૂર્યાદિ જ્યોતિ પોતાથી ભિન્ન સત્તાવાળા ઘટાદિ પદાર્થનો પ્રકાશ કરે છે. આ રીતે આત્મારૂપ જ્યોતિ જગતનો પ્રકાશ કરતો નથી, પણ પોતાથી અભિન્ન સત્તાવાળા ઘટાદિ પદાર્થનો આત્મારૂપ જ્યોતિ પ્રકાશ કરે છે. તાત્પર્ય કે, જેમ રજ્જુમાં કલ્પિત સર્પ દંડાદિક રજ્જુરૂપ અધિષ્ઠાનથી ભિન્ન સત્તાવાળા નથી, તેમ આત્મામાં કલ્પિત જગત્ પણ અધિષ્ઠાન એવા આત્માની સત્તાથી ભિન્ન સત્તાવાળું નથી. તેથી શ્રુતિ આનંદસ્વરૂપ આત્માને અંત જ્યોતિ કહેલ છે. અથવા બીજા કોઈપણ પ્રકાશની અપેક્ષા વિના જે પ્રકાશ પોતાનો તથા અન્ય પદાર્થોનો પ્રકાશ કરે છે, તેને અંતર્જ્યોતિ કહે છે. આવું અંતર્જ્યોતિપણું આત્મામાં સંભવે છે. આ સૂર્યાદિક બાહ્ય જ્યોતિઓમાં આ સંભવતું નથી. કારણ કે સૂર્યાદિ જ્યોતિઓ જો કે ઘટાદિ પદાર્થના પ્રકાશમાં બીજા કોઇ જ્યોતિની અપેક્ષાવાળું નથી, છતાં પણ પોતાના પ્રકાશમાં સૂર્યાદિ જડ જ્યોતિ, ચૈતન્ય આત્માની અપેક્ષા કરે છે. માટે સૂર્યાદિમાં અંતર્જ્યોતિ સંભવે નહિ. હે જનક! જેમ પરીક્ષા માટે દૂધમાં મૂકેલું મરકત મણિ પોતાના પ્રકાશવડે સર્વ દૂધને પૂર્ણ કરે છે, તેમ આ જ્યોતિરૂપ આત્મા પણ પોતાના પ્રકાશવડે સર્વ જગતને પૂર્ણ કરે છે. આથી શ્રુતિએ સ્વયંજ્યોતિ આત્માને પુરૂષરૂપે કહ્યો છે. અથવા જેમ પક્ષી પોતાના માળામાં શયન કરે છે, તેમ આ આનંદસ્વરૂપ આત્મા સ્થાવર જંગમ શરીરને પુરીરૂપે માની, તે શરીરરૂપી પુરીઓમાં તાદાત્મ્યાધ્યાસવડે સ્થિતિરૂપ શયન કરે છે.આથી તેને પુરૂષ કહ્યોછે.

## આત્મામાં જન્માદિ વિકારો.

હે જનક ! જેમ જાગ્રત તથા સ્વપ્નાવસ્થાને પામી, આત્મા સુખદુઃખને પામે છે, તેમ આ આત્મારૂપ પુરૂષ, જન્મ તથા જન્માંતરને પામી, સુખદુઃખને પામે છે. જેમ દોરડીથી બંધાએલ ઘંટીયંત્ર નીચે તથા ઉપર ભ્રમણ કરે છે, તેમ કર્મરૂપી રજ્જુવડે બંધાયલો પુરૂષ પણ કોઇ કાળે જન્મને પામે છે તથા કોઈ કાળે મરણને પામે છે. આ રીતે અનેક શરીરને ધારણ કરતો તથા અનેક શરીરોને ત્યાગ કરતો પુરૂષ નિરંતર સંસારમાં ભ્રમણ કરે છે.

જનક—હે ભગવન્! આનંદ સ્વરૂપ આત્મા સર્વત્ર પરિપૂર્ણ હોવાથી તેનું લોકાંતરમાં જવું આવવું સંભવતું નથી. વળી આનંદસ્વરૂપ આત્મા કર્તૃત્વ ભોક્તૃત્વાદિક સર્વ પ્રકારના વિકારોથી રહિત હોવાથી તેમાં પુણ્યપાપનો સંબંધ કેવી રીતે હોય?

યાજ્ઞવલ્કય—હે જનક ! આનંદસ્વરૂપ આત્મા જો કે વાસ્તવિક રીતે જન્માદિક સર્વ વિકારોથી રહિત છે,

છતાં પોતાના સ્વરૂપના અજ્ઞાનથી અંતઃકરણાદિક સાથે તાદાત્મ્યાધ્યાયાસને પામી, પુણ્યપાપરૂપ કર્મો કરે છે તથા તે પુણ્યપાપરૂપ કર્મનાં સુખ દુઃખરૂપ ફળ ભોગવવા, તે લોકાંતરમાં ગમન તથા આગમન કરે છે. માટે અંતઃકરણાદિ ઉપાધિઓના સંબંધથી આત્મામાં કર્તૃત્વભોક્તૃત્વાદિ વિકારો પ્રતીત થાય છે, પણ વાસ્તવિક રીતે તેમાં નથી. જેમ વાસ્તવિક રીતે ઉષ્ણતા તથા સ્પર્શથી રહિત વાયુ ઉષ્ણ જળવાળા દેશ ઉપરથી વાતાં ઉષ્ણતાયુક્ત પ્રતીત થાય છે, તેમ વાસ્તવિક રીતે કર્તૃત્વભોક્તૃત્વાદિ વિકારોથી રહિત હોવા છતાં આનંદસ્વરૂપ આત્મા કર્તા ભોક્તાપણાવાળાં અંતઃકરણ સાથે તાદાત્મ્યાધ્યાસને પામી, કર્તૃત્વભોક્તૃત્વાદિ વિકારોને પામે છે. હે જનક ! જેમ સ્ત્રીને અધીન કામી પુરૂષ સ્ત્રી સુખી હોવાથી સુખી થાય છે તથા સ્ત્રીને દુઃખી જોઇ પોતે દુઃખી થાય છે, તેમ બુદ્ધિ સાથે તાદાત્મ્યાધ્યાસને પામેલ આત્મા પણ બુદ્ધિને અનુસરી ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતીત થાય છે. તેમાં જો બુદ્ધિ કોઇ પદાર્થનું ધ્યાન કરે છે તો આત્મા પણ ધ્યાન ધરનાર જેવો પ્રતીત થાય છે. બુદ્ધિ ચલાયમાન થવાથી આત્મા પણ ચલાયમાન થતો પ્રતીત થાય છે. આ રીતે અંતઃકરણના તાદાત્મ્યાધ્યાસથી અનેક પ્રકારના વિકારોને આ આનંદસ્વરૂપ આત્મા પ્રાપ્ત થાય છે.

## શરીર સાથે આત્માનો તાદાત્મ્યાધ્યાસ

હે જનક રાજા ! હું તને પ્રથમ વ્યતિરેક સંબંધી કહું છું. આનંદસ્વરૂપ આત્મા બુદ્ધિ સાથે તાદાત્મ્યાધ્યાસને પામી સ્વપ્નાવસ્થામાં તૈજસ સંજ્ઞાને પામે છે તથા સ્વપ્નમાં પોતાની માયાશક્તિવડે ઉત્પન્ન કરેલા નાના પ્રકારના પદાર્થને જૂવે છે. આ રીતે સ્વપ્નાવસ્થાને પામી આત્મા સુખવડે જાગ્રત લોકને ઓળંગી જાય છે. જાગ્રત લોક, જે સ્થૂલ શરીરની પ્રધાનતાવાળો છે, જે ગ્રહરૂપ વાક આદિ ઇંદ્રિયો તથા અતિગ્રહરૂપ શબ્દાદિ વિષયોવાળો છે, અવિદ્યા, કામ તથા કર્મરૂપ મૃત્યુના કાર્યરૂપે છે, જળના બુદ્બુદની માફક શીઘ્ર નાશવાન્ છે, નાના પ્રકારના દુઃખના કારણરૂપે છે તથા જે અનેક પ્રકારના વ્યાધિવાળો છે, આવા જાગ્રત લોકને પુરૂષ સ્વપ્નાવસ્થાને પામી સુખવડે ત્યાગ કરે છે. જેમ મહારાજા નૌકારૂપ સાધનથી અગાધ નીરને ઓળંગે છે, તેમ આ પુરૂષ સ્વપ્નાવસ્થાને પામનારી બુદ્ધિરૂપ નૌકાવડે સુખથી જાગ્રત લોકરૂપી નદીને તરી જાયછે.

હવે હું અન્વય સંબંધી કહું છું તે સાંભળ. હે જનક ! જેમ માતાના ઉદરથી બાળક બહાર નિકળે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સુખદુઃખરૂપ ફળ દેનારાં પુણ્યપાપરૂપ કર્મનો ક્ષય થવાથી જાગ્રતાવસ્થામાં સુખ દુઃખરૂપ ફળને આપનારા પુણ્ય પાપરૂપ કર્મવડે જાગ્રત થયલો પુરૂષ જાગ્રતાવસ્થાને પામી, જ્યારે સ્થૂલ શરીરમાં 'હુ' એ રીતનું અભિમાન કરે છે, ત્યારે તે નાનાં પ્રકારનાં દુઃખને પામે છે.

જનક–હે ભગવન્ ! જાગ્રતાવસ્થામાં સ્થૂળ શરીરના અભિમાનથી આ પુરૂષ કેવા કેવા દુઃખને પામે છે ?

યાજ્ઞવલ્કય–હે જનક રાજા ! જાગ્રતાવસ્થામાં સ્થૂલ શરીરના અભિમાનથી જીવોને થનારૂં દુઃખ સર્વને પ્રત્યક્ષ સિદ્ધ હોવાથી તે દર્શાવવાની કાંઇ આવશ્યકતા નથી. આનંદ સ્વરૂપ આત્મા જ્યાં સૂધી સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ કરતો નથી, ત્યાં સૂધી સ્થૂલ શરીરના અભિમાનવડે અનેક પ્રકારનાં દુઃખને તે પામે છે. જેમ સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ કરી સ્વપ્નાવસ્થાને પામેલો પુરૂષ સ્થૂલ શરીરના અભિમાનથી ઉત્પન્ન થયેલા દુઃખને પ્રાપ્ત થતો નથી, તેમ મરણ સમયે સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ કરી જ્યારે આ પુરૂષ લોકાંતર ગમન કરેછેત્યારે સ્થૂલ શરીરના અભિમાનથી ઉત્પન્ન થયેલાં નાનાં પ્રકારનાં દુઃખને પામતો નથી. જેમ દુર્ભિક્ષાદિ ઉપદ્રવવાળા દેશમાં મોહવડે જે પુરૂષ નિવાસ કરે છે, તે નાનાં પ્રકારનાં દુઃખને પામે છે, તેમ આ સ્થૂલ શરીરમાં 'હું તથા મારૂં' એવા અભિમાનવાળો આત્મા પણ નાનાં પ્રકારનાં દુઃખને પામે છે. દુર્ભિક્ષાદિ ઉપદ્રવવાળા દેશનો ત્યાગ કરી પુરૂષ જ્યારે અન્ય સ્થળે જાય છે ત્યારે તેને તે દેશ સંબંધી દુઃખ થતું નથી, તેમ મરણ કાળે પણ સ્થૂલ શરીરનો ત્યાગ કરી જ્યારે આત્મા પરલોકને પામે છે, ત્યારે સ્થૂલ શરીરના અભિમાનથી થયલાં નાનાં પ્રકારનાં દુઃખને તે પ્રાપ્ત થતો નથી. હે જનક ! પરલોકની સિદ્ધિ સંબંધી હું કહું તે સાંભળ. વાસ્તવિક રીતે જન્મ મરણાદિ વિકારોથી રહિત પરમાત્મા દેવ અનિર્વચનીય અવિદ્યાના સંબંધથી જીવભાવને પામી, નાનાં પ્રકારનાં પુણ્યપાપરૂપ કર્મના વશથી નાનાં પ્રકારનાં શરીરોને ધારણ કરે છે તથા નાનાં પ્રકારનાં શરીરોનો ત્યાગ કરે છે. આ રીતે સર્વદા સંસારમાં વિચરનારા આત્માનાં બે સ્થાનો કહેલાં છેઃ–એક આ લોક તથા બીજો પરલોક. તેમાં પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ થયેલા આ સ્થૂલ શરીરને આ લોક કહેવામાં આવે છે તથા સ્થૂલ શરીરના ત્યાગ પછી થનારા શરીરને પરલોક કહે છે. આ બે લોક આત્માને વિચરવાના સ્થાનરૂપે છે.

## સ્વપ્નાવસ્થા બેઉ લોકની સંધિ.

હે જનક ! જેમ આ લોક તથા પરલોક જીવના સુખદુઃખના ભોગનાં સ્થાનરૂપે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ તે જીવના સુખદુઃખના ભોગના સ્થાનરૂપે છે. કેટલાક વિવેકી પુરૂષો સ્વપ્નને તૃતીયસ્થાન માને છે, પણ અત્યંત સૂક્ષ્મદર્શી પુરૂષો તો સ્વપ્નને તૃતીયસ્થાન માનતા નથી, પણ આ લોક તથા પરલોક, એ બે સ્થાનો છે તથા સ્વપ્ન તો આ બે લોકની સંધિમાં ઉત્પન્ન થાય છે, માટે સ્વપ્નને સાંધ્ય કહે છે. તાત્પર્ય કે, જેમ બે ગ્રામની સંધિને કોઇ પુરૂષ ત્રીજું ગામ કહેતો નથી, તેમ બે લોકની સંધિમાં રહેલ સ્વપ્નને ત્રીજું સ્થાન કહેવાય નહિ.

જનક–હે ભગવન્ ! જો સ્વપ્ન ત્રીજું સ્થાન ન હોય તો આ લોકમાં તથા પરલોકમાં તેનો અંતર્ભાવ માનવો પડે, તો પછી સ્વપ્નને તમે સાંધ્યરૂપતા કેવી રીતે આપો ?

યાજ્ઞવલ્કય–હે જનક ! એ લોકમાં સ્વપ્નનો અંતર્ભાવ થઇ શકે નહિ. માટે સ્વપ્નને સાંધ્ય કહેવું યુક્ત છે. વીર્ય તથા શોણિતથી ઉત્પન્ન થયેલ સ્થૂલ શરીરરૂપ આ લોકમાં સ્વપ્નનો અંતર્ભાવ થઇ શકે નહિ. કારણ કે જ્યારે આ જીવ સ્વપ્નાવસ્થાને પામે છે ત્યારે જાગ્રતની માફક સ્થૂલ શરીરનું અભિમાન તેને રહેતું નથી. શબની માફક ભૂમિપર પડેલ સ્થૂલ શરીરને સ્વપ્નદ્રષ્ટા પુરૂષ જોતો નથી. જો આ લોકમાં સ્વપ્નનો અંતર્ભાવ હોય તો જેમ જાગ્રતાવસ્થામાં જીવને સ્થૂલ શરીરનું અભિમાન હોય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ સ્થૂલ શરીરનું અભિમાન હોવું જોઇએ, પણ સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીરનું અભિમાન હોતું નથી. માટે આ લોકમાં પણ સ્વપ્નનો અંતર્ભાવ થઇ શકે નહિ. તેમ જ પરલોકમાં પણ સ્વપ્નનો અંતર્ભાવ થઈ શકે નહિ. કારણ કે જેમ મરણ થવા પછી આ જીવ સ્થૂલ શરીરના દાહાદિકવડે દુઃખને પામતો નથી, તેમ સ્વપ્નાવસ્થામાં થતું નથી. પણ સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીરના દાહાદિકથી જીવને દુઃખ થાય છે તથા તે શ્વાસવાળો હોય છે. આથી જણાય છે કે, જેમ મરણ થવા પછી સ્થૂલ શરીરના અભિમાનની અત્યંત નિવૃત્તિ થાય છે, તેમ સ્વપ્નમાં સ્થૂલ શરીરના અભિમાનની અત્યંત નિવૃત્તિ થતી નથી. જો સ્વપ્નનો પરલોકમાં અંતર્ભાવ માનીએ તો સ્વપ્નમાં સ્થૂલ શરીરના દાહાદિકથી જીવને પીડા થવી જોઇએ નહિ તથા શ્વાસનો પણ અભાવ થવો જોઇએ. આથી પરલોકમાં પણ સ્વપ્નનો અંતર્ભાવ થતો નથી. તેથી સિદ્ધ થાય છે કે, સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ ન કરવો, એ આ લોકનું લક્ષણ છે તથા તે પણ સ્વપ્નમાં ઘટે છે. તેમ જ સ્થૂલ શરીરના "હું અને મારૂં" એવા અભિમાનનો ત્યાગ કરવો, એ પરલોકનું લક્ષણ છે, તે પણ સ્વપ્નમાં ઘટે છે. માટે બે લોકની સંધિમાં સ્વપ્ન ઉત્પન્ન થાય છે. તેથી શ્રુતિએ સ્વપ્નને સાંધ્ય કહેલ છે.

હે જનક! જેમ મેઘાદિથી રહિત નિર્મળ આકાશમાં તારાના સમૂહનું દર્શન ન થવું, એ દિવસનું લક્ષણ છે તથા નિર્મળ આકાશમાં સૂર્યમંડળનું દર્શન ન થવું, એ રાત્રીનું લક્ષણ છે. આ બેઉ પ્રકારનાં લક્ષણો સાયંકાળ વિશે ઘટે છે, માટે સાયંકાળને બુદ્ધિમાનો રાત્રી તથા દિવસની સંધિ કહે છે. સંધિમાં જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેને સાંધ્ય કહેવામાં આવે છે. તેમ હે જનક! સ્વપ્ન પણ આ લોકના તથા પરલોકના સંધિમાં ઉત્પન્ન થાય છે, તેથી શ્રુતિએ સ્વપ્નને સાંધ્ય કહ્યું છે.

## સ્વપ્નના પ્રત્યક્ષથી પરલોકની સિદ્ધિ.

હે જનક ! સ્વપ્નરૂપ સાંધ્ય સ્થાનમાં રહેલ આત્મા આ લોકને તથા પરલોકને જૂવે છે. તાત્પર્ય કે, આ શરીરથી જે જે પદાર્થનો અનુભવ થાય છે, પૂર્વ શરીરથી જે જે પદાર્થનો આગળ અનુભવ કરવાનો છે, તે સર્વ પદાર્થને આ જીવ સ્વપ્નમાં જૂવે છે. જેમ ગૃહનું તથા

ગૃહની બહાર આંગણાની સંધિરૂપ દ્વાર હોય છે તથા તેમાં રહેલ પુરૂષ, ગૃહના પદાર્થને તથા બહારના આંગણાના પદાર્થને જૂવે છે, તેમ આ આત્મા પણ સ્વપ્નરૂપ સંધિમાં રહી, આ લોકના પદાર્થને તથા પરલોક માંહેલા પદાર્થને જૂવે છે. પણ સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી પુણ્ય પાપરૂપ કર્મને અનુસાર આ જીવ જેવી રીતે ઉંચ અથવા નીચ શરીરોને પામે છે, તે રીતે શરીરને સ્વપ્નમાં ધારણ કરી, આ જીવાત્મા પણ પુણ્ય કર્મના પ્રભાવથી સુખને પામે છે તથા પાપ કર્મના પ્રભાવથી દુઃખને પામે છે. આ રીતે સ્વપ્નાવસ્થામાં પુણ્ય પાપના વશથી સુખદુઃખરૂપ ફળને ભોગવનારો આત્મા આ લોક તથા પરલોક બેઉને જૂવે છે. માટે સ્વપ્નદ્રષ્ટા પુરૂષનું પ્રત્યક્ષપરલોકવિશે પ્રમાણ છે. તેમજ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણ આદિ શાસ્ત્રો પરલોકનાં પ્રમાણ છે.

## સ્વપ્નમાં આત્માની સ્વયંપ્રકાશતા.

હે જનક વિદેહિ ! જ્યારે આનંદસ્વરૂપ આત્મા આ સ્થૂલ શરીરરૂપ લોકનો ત્યાગ કરી, ઉભય લોકનાં દર્શન માટે સ્વપ્નરૂપ સાંધ્ય સ્થાનને પામે છે, ત્યારે શરીર સંબંધી નેત્રાદિક ઇન્દ્રિયોની તથા રૂપાદિ વિષયની સૂક્ષ્મ વાસનાઓને તથા તે વાસનાઓના આધાર મનને સાથે લઇ, આત્મા સ્વપ્નાવસ્થાને પામે છે. જેમ એક મહારાજા પોતાના અનુચરોને સાથે લઈ જાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મા પણ વિષય ઇન્દ્રિયોની વાસનાવાળા મનને સાથે લઈ સ્વપ્નને પામે છે. જેમ રેતીમાં ક્રીડા કરતો બાળક ક્રીડાના સાધન તરીકે નાનાં પ્રકારનાં ગૃહાદિ રેતીનાં રચે છે, તથા ક્ષણ પછી પાછો તે સર્વ રેતીમય પદાર્થનો રેતીમાં નાશ કરે છે. આ રીતે જેમ ગૃહાદિને ઉત્પન્ન કરી તથા તેનો નાશ કરી બાળક ક્રીડા કરે છે, તેમ આનંદસ્વરૂપ આત્મા પણ સ્વપ્નાવસ્થામાં નાના પ્રકારના રથાદિ પદાર્થને ઉત્પન્ન કરી તથા તેનો નાશ કરી નિરંતર ક્રીડા કરે છે. હે જનક ! સ્વપ્નાવસ્થામાં સ્વપ્રકાશ જ્ઞાનરૂપ આત્માવિના અન્ય કોઇ સૂર્યાદિક જ્યોતિ નથી, માટે સ્વપ્નાવસ્થામાં આત્મા સ્વયંજ્યોતિરૂપે છે. જેમ "स्वयं दासास्तपस्विनः તપસ્વી પુરૂષો પોતે જ પોતાના દાસ છે." એ પ્રકારના વચનથી તપસ્વી પુરૂષથી ભિન્ન બીજા દાસનો અભાવ જણાય છે, તેમ સ્વપ્નમાં આત્મા પોતે સ્વયંજ્યોતિ છે, એવા શ્રુતિના વચનથી આત્માથી ભિન્ન અન્યતર સ્વયંજ્યોતિનો અભાવ સ્પષ્ટ થાય છે. આથી સ્વપ્નમાં આત્મા જ સ્વયંજ્યોતિ છે.

જનકઃ—હે ભગવન્! સ્વપ્નમાં આદિત્યાદિક જ્યોતિઓનો લય થવાથી આદિત્યાદિકને જો કે જ્યોતિરૂપતા સંભવતી નથી, તોપણ મનનો સ્વપ્નાવસ્થામાં લય થતો નથી, તેથી સ્વપ્નમાં મનને જ્યોતિરૂપતા કેમ ન હોય ?

યાજ્ઞવલ્કયઃ—હે જનક રાજા ! જેમ બાળકની ક્રીડાનાં સાધન ગૃહાદિક પદાર્થોનું ઉપાદાન કારણ જડ મૃત્તિકા છે, તેમ સ્વપ્નદ્રષ્ટા પુરૂષની ક્રીડાના સાધનરૂપ સ્વપ્નપદાર્થનું ઉપાદાન કારણ મન પણ જડ

છે તથા જેમ ક્રીડાનાં સાધન ગૃહાદિ પદાર્થોનું પરિણામી ઉપાદાન કારણ મૃત્તિકાને બાળકે પૂર્વે જોયલી હોય છે, તેમ સ્વપ્નમાં રથાદિ પદાર્થના પરિણામી ઉપાદાન કારણ મનને સ્વપ્રકાશ સાક્ષી આત્મા જૂવે છે. તાત્પર્ય કે, જેમ મૃત્તિકા ગૃહાદિ પદાર્થોનું ઉપાદાન કારણ હોવાથી જડ છે, તેમ મન પણ સ્વપ્ન પદાર્થોનું પરિણામી ઉપાદાન કારણ હોવાથી જડ છે. વળી જડ જાતનો પદાર્થ મૃત્તિકાની માફક સ્વયંપ્રકાશ હોતો નથી, પરંતુ પરપ્રકાશ્ય હોય છે, માટે સ્વપ્નમાં જડ એવા મનને જ્યોતિપણું સંભવતું નથી.

સ્વપ્નમાં મનને જ્યોતિરૂપતા ન હોય, છતાં સ્વપ્ન અવસ્થામાં અવિદ્યાને જ્યોતિરૂપતા કેમ ન હોય, આ રીતની શંકાના સમાધાનમાં કહ્યું છે કે, જેમ સ્વપ્નમાં જડ મન સાક્ષી આત્માથી પ્રકાશ્ય હોવાને લીધે સ્વયંજ્યોતિરૂપ નથી, તેમ જડ એવી અવિદ્યા પણ સાક્ષી આત્માથી પ્રકાશ્ય હોવાથી તથા આવરણરૂપ હોવાથી સ્વયંજ્યોતિરૂપ નથી. આવરણરૂપ અવિદ્યાને જો કોઇ સ્વયંજ્યોતિરૂપે માને તો તેને આવરણરૂપ અંધકારને પણ સ્વયંજ્યોતિરૂપે માનવો પડે. માટે સ્વપ્નાવસ્થામાં અવિદ્યા સ્વયંજ્યોતિરૂપ નથી. જાગ્રતાવસ્થામાં પ્રકાશરૂપે પ્રસિદ્ધ નેત્રાદિ ઇન્દ્રિયો પણ સ્વપ્નાવસ્થામાં હોતી નથી તથા આદિત્ય, ચંદ્રમા, અગ્નિ અને વાક્ એ ચાર પ્રકારની જ્યોતિઓ પણ સ્વપ્નાવસ્થામાં હોતી નથી. માટે પરિશેષથી આત્મારૂપ જ્યોતિવડે સ્વપ્નના પદાર્થોનો પ્રકાશ થાય છે. આ અભિપ્રાયથી શ્રુતિએ સ્વપ્નાવસ્થામાં આત્માને સ્વયંજ્યોતિરૂપ કહ્યો છે. હે જનક વિદેહી ! જાગ્રતાવસ્થામાં એક પુરૂષને જ્યારે બીજો કોઇ અન્ય વચન કહે છે ત્યારે તે પુરૂષ તેને કહે છે કે, તમે મને જે કહેતા હતા, તે સમયે મારૂં મન બીજી બાબતમાં લાગેલું હતું. તેથી મેં તમારૂં કહેવું બરોબર સાંભળ્યું નથી, તેથી ફરીથી કહો. આ રીતના અનુભવવડે સર્વ લોક પોતાના મનનો વિષય કરે છે, માટે ઘટાદિ પદાર્થની માફક મન પણ દૃશ્ય છે. વેદને નહિ માનનારા નાસ્તિક સિવાય કોઈ પણ આસ્તિકો મનને ચૈતન્યરૂપે માનતા નથી. પણ સર્વ આસ્તિકો મનને જડ માને છે. જે નાસ્તિકો મનને ચૈતન્ય માને છે, તેમને પૂછવું કે, જે મનને તમે ચૈતન્યરૂપે માનો છે, તે મન આત્મારૂપે છે, અથવા અનાત્મારૂપે છે? મન અનાત્મારૂપે છે, એવો બીજો પક્ષ સંભવશે નહિ. કારણ કે મનને અનાત્મારૂપે માની ફરી ચેતનરૂપ માને તો મનની માફક અનાત્મરૂપ ઘટપટાદિ જડ પદાર્થો પણ ચેતનરૂપ થવા જોઇએ તથા ઘટ પટાદિ જડ પદાર્થોની ચેતનરૂપતામાં જો વાદી ઇષ્ટાપત્તિ કરે તો તેનું પછી ચૈતન્યપણું માનવું વ્યર્થ થાય. કારણ કે, મનની માફક ઘટપટાદિ સર્વ અનાત્મ પદાર્થો ચેતનરૂપે છે. આ ઘટાદિ ચેતનવડે વ્યવહારની સિદ્ધિ થઇ શકે છે, માટે મનને ચેતનરૂપે માનવું વ્યર્થ છે. જેમકે એક દીપકવડે ઘટાદિ પદાર્થનો પ્રકાશ થઇ શકે છે, પણ ઘટાદિના પ્રકાશ માટે બીજા દીપકની જરૂર પડતી નથી.

જનકઃ—હે ભગવન્ ! શ્રુતિમાં સર્વ જ-

ગતને ચેતનરૂપે કહ્યું છે, માટે હું પણ સર્વ જગતને ચેતનરૂપ કેમ ન માનું ?

યાજ્ઞવલ્કયઃ—સર્વ જગતમાં ચૈતન્યરૂપતાને કહેનારી શ્રુતિ, અનુવાદરૂપ થઇ, સર્વ જગતમાં ચૈતન્યરૂપતાને વર્ણવે છે અથવા શું સિદ્ધિરૂપ થઇ સર્વ જગતમાં ચૈતન્યરૂપતા વર્ણવે છે ? અહીં પ્રથમ પક્ષ સંભવી શકે એમ નથી. કારણ કે પ્રત્યક્ષ પ્રમાણવડે સર્વ લોકને જણાયલા અર્થને બતાવનારૂં જે વચન, તેને અનુવાદ કહેવામાં આવે છે. જેમ અગ્નિ હિમનું ઔષધ છે, એ વચન અગ્નિમાં હિમના નાશની કારણતા બતાવે છે, જે સર્વ લોકપ્રસિદ્ધ હોવાથી અનુવાદરૂપે છે. તેમ જ જ્યારે સર્વ જગતમાં અસ્મદાદિ જીવને પ્રત્યક્ષાદિ પ્રમાણવડે ચૈતન્યરૂપતા સિદ્ધ થાય ત્યારે સર્વ જગત્ ચેતનરૂપે છે. આ રીતનું શ્રુતિવચન પણ અનુવાદરૂપ ગણાય. પણ સર્વ જગતમાં ચૈતન્યરૂપતા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અસ્મદાદિ જીવોને સિદ્ધ નથી. માટે સર્વ જગતમાં ચૈતન્યરૂપતાને વર્ણવનારી શ્રુતિ અનુવાદરૂપ નથી. તેમ જ તે વિધિરૂપે છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, જે અર્થ પ્રત્યક્ષાદિ પ્રમાણવડે પૂર્વે જણાવેલો ન હોય, જે અર્થના જ્ઞાનથી ફલની પ્રાપ્તિ થાય તથા જે અર્થનો પ્રત્યક્ષાદિ પ્રમાણે કરી બોધ ન થાય, આવા અર્થનો વિધિરૂપ શ્રુતિ બોધ કરે છે. આ રીતનો અર્થ અદ્વિતીય આત્મા છે. માટે સર્વ જગત્ચેતન આત્મારૂપે છે, આ રીતના અર્થનો બોધ કરવાવાળી શ્રુતિ, જડ ચૈતન્યરૂપતાનો બોધ કરતી નથી. પણ જેમ આ રજ્જુ છે, એ પ્રકારનું વચન સર્પપણાના ભ્રમનો નાશ કરી, રજ્જુત્વનો બોધ કરે છે, તેમ 'આ સર્વ જગત્ ચેતન આત્મારૂપ છે,' આ રીતનું શ્રુતિવચન પણ દ્વૈત ભ્રમની નિવૃત્તિ કરી, અદ્વિતીય આત્માનો બોધ કરે છે. તેમાં આ સર્વ જગત્ અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપે છે, આ રીતના અર્થને બોધ કરનારી શ્રુતિ તત્પદાર્થના શોધનનો બોધ કરે છે તથા આ ચરાચરરૂપ સર્વ જગત્ ચેતનરૂપે છે, આ રીતના અર્થનો બોધ કરનારી શ્રુતિ તત્પદાર્થરૂપ પરમાત્મામાં ચૈતન્યરૂપતાનું વિધાન કરે છે. આ સર્વ જગત્ આત્મારૂપે છે, આ રીતના અર્થનો બોધ કરનારી શ્રુતિ આત્મામાં સર્વ રૂપતાના બોધનદ્વારા ત્વંપદાર્થના શોધનનું વિધાન કરે છે તથા તત્પદનો અર્થ પરમાત્મા આત્મારૂપે છે, આ રીતના અર્થનો બોધ કરનારી શ્રુતિ જીવઇશ્વરના અભેદનો બોધ કરે છે. આ રીતે સર્વ શ્રુતિનાં વચનોમાં કેટલાંક શ્રુતિવચનો તત્પદાર્થના શોધનના પ્રકારનો બોધ કરે છે, કેટલાંક શ્રુતિવચન ત્વંપદાર્થના શોધનના પ્રકારનો બોધ કરે છે તથા કેટલાંક શ્રુતિવચન તત્ત્વંપદાર્થના અભેદનું બોધન કરે છે. અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યરૂપ ઉપાધિનો ત્યાગ કરી, ઉપાધિથી ચૈતન્યને ભિન્ન કરી જાણવું, તે તત્ત્વં પદાર્થનું શોધન કહેવાય છે. આ રીતનો શ્રુતિનો અભિપ્રાય નહિ માની, જે વાદી પુરૂષ પૂર્વે કહેલ શ્રુતિવચનના જડ ચેતનના તાદાત્મ્ય બોધનના તાત્પર્યની કલ્પના કરે છે તથા ચેતન આત્માના તાદાત્મ્યથી સર્વ જડ જગતને ચેતનરૂપે માને છે, તેને પૂછવું કે, ચેતન આત્માના તથા

જડ આત્માના તાદાત્મ્ય સંબંધનું સંબંધીપણું ચેતન આત્મામાં તથા જડ જગતમાં સમાન છે, તેથી જેમ ચેતન આત્માના તાદાત્મ્ય સંબંધથી વાદી જડ જગતને ચેતનરૂપે માને છે, તેમ જડ જગતના તાદાત્મ્ય સંબંધથી તે વાદી ચેતન આત્માને પણ જડ જગતરૂપતા શા વાસ્તે અંગીકાર કરતો નથી ? વાદીએ ચૈતન્ય આત્મામાં પણ જડ જગતરૂપતા માનવી જોઇએ. આ સર્વ કારણથી શ્રુતિનું તાત્પર્ય જડ પ્રપંચની ચૈતન્યરૂપતાના જ્ઞાનમાં નથી. વળી જડ જગતમાં ચૈતન્ય રૂપતા છે, એવું ભગવતી શ્રુતિનું તાત્પર્ય સંભવતું પણ નથી. કારણ કે જે જે અર્થમાં બુદ્ધિમાન્ પુરૂષોના અનુભવનો વિરોધ ન હોય, તે તે અર્થમાં વેદનું તાત્પર્ય હોય છે. પણ અનુભવવિરૂદ્ધ અર્થમાં વેદનું તાત્પર્ય હોતું નથી. જો અનુભવવિરૂદ્ધ અર્થમાં પણ વેદનું તાત્પર્ય હોય તો आदित्यो यूपः–યજ્ઞભૂમિમાં રહેલ કાષ્ઠ સ્તંભરૂપ યૂપ આદિત્ય છે, આ રીતના શ્રુતિના વચનવડે આકાશમાં રહેલ પ્રકાશરૂપ સૂર્યનો અપ્રકાશરૂપ યૂપની સાથે તાદાત્મ્ય સંબંધ થવો જોઇએ. સૂર્યનો કાષ્ઠમય યૂપની સાથે તાદાત્મ્ય સંબંધ અનુભવવિરૂદ્ધ છે, માટે વિરૂદ્ધ અર્થમાં તે વચનનું તાત્પર્ય નથી, પણ યૂપની સ્તુતિમાં જ તેનું તાત્પર્ય છે. આ જ રીતે यजमानः प्रस्तरः–દર્ભની મુષ્ટિરૂપ પ્રસ્તર યજ્ઞકર્તા યજમાનરૂપે છે, એ રીતના વેદવચનથી યજમાનનો પ્રસ્તર સાથે તાદાત્મ્ય સંબંધ સિદ્ધ થવો જોઇએ. યજમાન પુરૂષનો પ્રસ્તરની સાથે તાદાત્મ્ય સંબંધ લોકના અનુભવથી વિરૂદ્ધ છે. માટે વિરૂદ્ધ અર્થમાં નહિ, પરંતુ સ્તુતિમાં તેનું તાત્પર્ય છે. જો પ્રસ્તર તથા યજમાનના અભેદમાં તે વચનનું તાત્પર્ય હોય તો પ્રસ્તરનો અગ્નિમાં દાહ કરવાથી યજમાનનો પણ દાહ થાય/તથા યજમાનનો દાહ થવાથી સર્વ યજ્ઞાદિનો પણ લય થાય. આથી સિદ્ધ થાય છે કે, બુદ્ધિમાન્ પુરૂષોના અનુભવવડે અવિરૂદ્ધ અર્થમાં વેદનું તાત્પર્ય છે. વળી જડ જગતમાં ચૈતન્યરૂપતા માનવી, એ સર્વ લોકના અનુભવથી વિરૂદ્ધ છે. માટે અનુભવવિરૂદ્ધ અર્થમાં વેદનું તાત્પર્ય નથી. વળી જે અર્થ અધિકારી પુરૂષના પુરૂષાર્થનું કારણ હોય, તે અર્થનો વેદનું વચન બોધ કરે છે, એમ વેદવેત્તા પુરૂષોનો સિદ્ધાન્ત છે. ચેતન આત્મા જડ જગતરૂપે છે તથા જડ જગત ચેતન આત્મારૂપે છે, આ રીતના અર્થજ્ઞાનથી જીવને જરા પણ પુરૂષાર્થની પ્રાપ્તિ થતી નથી. માટે નિષ્ફળ અર્થના બોધનમાં વેદ ભગવાનનું તાત્પર્ય હોય જ નહિ. જેમ પ્રિય પદાર્થના દર્શનમાટે ઉઘાડેલાં ચક્ષુઓ અપ્રિય પદાર્થને પણ દર્શાવે છે, તેમ પુરૂષાર્થથી રહિત અર્થને વેદો કદી પણ કહેતા નથી. જો પુરૂષાર્થથી રહિત અર્થનો વેદો બોધ કરતા હોય તો, વેદ શબ્દનો અર્થ વેદ ભગવાનમાં ઘટે જ નહિ. કારણ કે અધિકારી જે પુરૂષાર્થને જણાવે, તેને વેદ કહેવામાં આવે છે. વેદ એ શબ્દ વિદ્ ધાતુથી નિકળ્યો છે, જેનો અર્થ જ્ઞાન છે. જ્ઞાનમાં અધિકારીને પ્રેરણા કરનાર વેદ કહેવાય

છે. વળી પ્રેરણા કરનાર પ્રયોજક બે પ્રકારના છે;—એક મુખ્ય પ્રયોજક તથા બીજું ગૌણ પ્રયોજક. તેમાં પ્રેરણાના વિષયરૂપ પ્રયોજ્ય પુરૂષનો જે ક્રિયામાં રાગ હોય છે, તે ક્રિયામાં પ્રયોજ્ય પુરૂષને જે પ્રેરણા કરે, તેને મુખ્ય પ્રયોજક કહે છે. જેમ ભોજનરૂપ ક્રિયાની ઇચ્છાવાળા ક્ષુધાર્થી પુરૂષને ભોજનરૂપ ક્રિયામાં જે પુરૂષ પ્રેરણા કરે, તેને શાસ્ત્રવેત્તાઓ મુખ્ય પ્રયોજક કહે છે. રાગ ન હોવાવાળી ક્રિયામાં પ્રેરણા કરનારા પુરૂષને ગૌણ પ્રયોજક કહે છે. જેમકે મરણરૂપ ક્રિયામાં જીવને પ્રેરણા કરનારાને મારી કહે છે. વળી મરણરૂપ ક્રિયામાં જીવનો અનુરાગ હોતો નથી તથા કાળ ભગવાન્ જીવને મરણરૂપ ક્રિયામાં પ્રેરણા કરે છે, માટે કાળરૂપ મારી ગૌણ પ્રયોજક છે. જે પદાર્થ પુરૂષાર્થરૂપે હોય, તે પદાર્થમાં પ્રયોજ્ય પુરૂષનો રાગ હોય છે. પુરૂષાર્થથી ભિન્ન પદાર્થમાં પ્રયોજ્ય પુરૂષનો રાગ હોતો નથી. પુરૂષાર્થ પણ બે પ્રકારના છેઃ—એક મુખ્ય પુરૂષાર્થ તથા બીજો ગૌણ પુરૂષાર્થ. સુખરૂપ ફળ એ ગૌણ પુરૂષાર્થ છે. આત્મામાં જડ જગતરૂપતા તથા જડ જગતમાં ચેતનરૂપ આત્મરૂપતા, એ બેઉ પ્રકારનો અર્થ સુખરૂપ નથી તથા કોઇ સુખનું સાધન પણ નથી. ઉલટું જન્મ મરણાદિ દુઃખનું સાધન છે. આવા અપુરૂષાર્થરૂપ અર્થમાં અધિકારીને વેદ ભગવાન શા માટે પ્રેરણા કરે ? ન જ કરે. જેમ પોતાના પુત્રનું હિત કરનાર પિતા પુત્રને અપુરૂષાર્થરૂપ અર્થમાં પ્રેરણા કરતો નથી, તેમ સર્વ જીવના કલ્યાણની ઇચ્છાવાળા વેદ ભગવાન્ જીવને અપુરૂષાર્થરૂપ અર્થમાં પ્રેરણા કરતા નથી. જો વેદ અપુરૂષાર્થ અર્થનો બોધ કરે તો અપ્રમાણરૂપે ગણાય.

જનક—આ સર્વ જગત્ ચૈતન્ય આત્મારૂપે છે, આ રીતના શ્રુતિના વચનનું જ્યારે જડચેતનના અભેદમાં તાત્પર્ય ન હોય ત્યારે કયા અર્થમાં તે વચનનું તાત્પર્ય છે ?

યાજ્ઞવલ્કય—જે અર્થ પૂર્વે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જણાયલો ન હોય, જે અર્થનો બીજા કોઇ પ્રમાણવડે બાધ ન થાય તથા જે અર્થથી ફળની પ્રાપ્તિ થાય, એવા પ્રકારના અર્થના બોધમાં વેદનું તાત્પર્ય છે. આ રીતનો અર્થ સ્વપ્રકાશ અદ્વિતીય આનંદ સ્વરૂપ આત્મા છે. અદ્વિતીય આત્માના બોધનમાં વેદ ભગવાનનું તાત્પર્ય છે. અદ્વિતીય આત્માને પ્રપંચરૂપ દ્વૈત માનનારા કુતર્કી પુરૂષો અનંત જન્મ ધરવા છતાં પણ તેને જાણી શકતા નથી. જો વેદપ્રમાણથી ભિન્ન કોઇ અન્ય પ્રમાણવડે આત્માના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય, તો તર્કમાં કુશળ નૈયાયિકોને પણ આત્માનું યથાર્થ સ્વરૂપ જણાવું જોઇએ. શ્રુતિપ્રમાણથી ભિન્ન કેવળ તર્કવડે આત્માનું યથાર્થ સ્વરૂપ કદાપિ જણાતું નથી.

જનક—આ સર્વ જગત ચેતન આત્મા રૂપે છે, એ રીતનો શ્રુતિના વચનનો અર્થ જડ ચેતનના અભેદરૂપે નથી, તો તે વચનનો શું અર્થ છે ?

યાજ્ઞવલ્કય—મુમુક્ષુ પુરૂષોની બુદ્ધિમાં પ્રપંચનો અભાવ કરવા માટે શ્રુતિ,

માતાની માફક કૃપાવડે મુમુક્ષુને નીચે પ્રમાણે ઉપદેશ કરે છેઃ–હે મુમુક્ષુજનો ! જેમ રજ્જુમાં અજ્ઞાનથી પ્રતીત થતાં સર્પ, દંડ, જળધારા તથા માળા, ઇત્યાદિ દ્વૈત રજ્જુ માત્ર છે, તેઓ–સર્પાદિ દ્વૈત ત્રણે કાળમાં નથી, તેમ આ સર્વ દૃશ્ય પ્રપંચ તમારો આત્મા છે. આત્માથી ભિન્ન દ્વૈત પ્રપંચ ત્રણે કાળમાં નથી. આ રીતે શ્રુતિ દ્વૈત પ્રપંચનો નિષેધ કરી, મુમુક્ષુ જનોને અદ્વિતીય આત્માનો બોધ કરે છે. માટે અદ્વિતીય આત્મામાં જ શ્રુતિના વચનનું તાત્પર્ય છે.

જનક–હે ભગવન્ ! જડ જગતની ચૈતન્યતામાં જો કે શ્રુતિ પ્રમાણ નથી, પરંતુ અનુમાન પ્રમાણવડે જડ જગતમાં ચૈતન્યતા કેમ ન સિદ્ધ થાય ?

યાજ્ઞવલ્ક્ય–હે રાજન્ ! જેમ ધૂમરૂપ ચિહ્નથી પર્વતમાં અગ્નિનું અનુમાન થાય છે, તેમ જગતના ચૈતન્યમાં કાંઇ ચિહ્ન નથી, માટે અનુમાન પ્રમાણથી જગતમાં ચૈતન્ય સિદ્ધ થતું નથી, પરંતુ ઉલટું પ્રત્યક્ષ પ્રમાણ સાથે અનુમાન પ્રમાણવડે દૃશ્યત્વરૂપ લિંગથી જગતમાં જડતા સિદ્ધ થાય છે.

જનક–હે ભગવન્ ! શ્રુતિપ્રમાણ તથા અનુમાનપ્રમાણ જો કે, જગતની ચૈતન્યરૂપતાને સિદ્ધ કરતાં નથી, છતાં પણ કોઇ પુરૂષનું પ્રત્યક્ષ પ્રમાણ, જગતની ચૈતન્યરૂપતાને કેમ સિદ્ધ ન કરી શકે ?

યાજ્ઞવલ્ક્ય–હે જનકરાય ! જે પુરૂષનું પ્રત્યક્ષ પ્રમાણ જગતમાં ચૈતન્યરૂપતા સિદ્ધ કરે છે, તે પુરૂષ અસ્મદાદિ પુરૂષની સમાન જાતિવાળો છે, અથવા શું અસ્મદાદિક પુરૂષથી વિલક્ષણ છે ? આમાં પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે અસ્મદાદિ પુરૂષમાં કોઈ પણ પુરૂષને જગતની ચૈતન્યરૂપતા પ્રત્યક્ષ હોતી નથી. માટે અસ્મદાદિ પુરૂષના પ્રત્યક્ષ પ્રમાણવડે જગતમાં ચૈતન્યરૂપતા સિદ્ધ થઈ શકે નહિ. વળી અસ્મદાદિ પુરૂષથી વિલક્ષણ કોઈ પુરૂષના પ્રત્યક્ષ પ્રમાણવડે જગતની ચૈતન્યરૂપતા સિદ્ધ છે, આ રીતનો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે અસ્મદાદિ પુરૂષથી વિલક્ષણ કોઇ પુરૂષમાં જગતની ચૈતન્યરૂપતા પ્રત્યક્ષ છે, એમ કેમ જાણી શકાય ? તાત્પર્ય કે, જેમ નરશૃંગનું સાધક કોઇ પ્રમાણ નથી, તેમ વિલક્ષણ પુરૂષના પ્રત્યક્ષનું સાધક કોઈ પણ પ્રમાણરૂપે નથી.

જનક–હે ભગવન્ ! જગતની ચૈતન્યરૂપતાને વિષય કરવાવાળું વિલક્ષણ પુરૂષનું પ્રત્યક્ષ પ્રમાણજ્ઞાન જો કે પ્રમાણવડે સિદ્ધ છે, છતાં તે પ્રમાણ અસ્મદાદિક પુરૂષમાં કેમ ન હોય ?

યાજ્ઞવલ્ક્ય–વિલક્ષણ પુરૂષના પ્રત્યક્ષનું સાધક પ્રમાણ અસ્મદાદિક પુરૂષને પ્રમાણરૂપે શા માટે પ્રતીત ન થાય ? તાત્પર્ય કે, સર્વ કારણથી યુક્ત અસ્મદાદિ પુરૂષમાં જ્યારે પ્રમાણ અપ્રસિદ્ધ થાય, ત્યારે તે પ્રમાણ કોઇ પણ પુરૂષમાં ન જ હોવું જોઈએ. જો અપ્રસિદ્ધ પ્રમાણોની સિદ્ધિ માનીએ તો લોકવિશે પ્રસિદ્ધ મીઠું, ખાટું, ખારૂં, તીખું, કસાણું; અને કડવું, એ છ રસથી ભિન્ન કોઈ સાતમો રસ પણ સિદ્ધ થવો જોઇએ. તેથી પ્રમાણ અસ્મદાદિ પુરૂષમાં નથી.

આ રીતે વાદીના અર્થમાં દૈવની કોઇ વિચિત્ર ઘટના છે. વળી જગતમાં ચૈતન્યરૂપને વિષય કરવાવાળું પ્રત્યક્ષ કોઇ પુરૂષવિશેષમાં રહે છે તથા કોઈ પુરૂષમાં ન રહે, એવી રીતના અર્થને જો વાદી માને તો વાદીને વ્યાઘાત દોષની પ્રાપ્તિ થશે. કારણ કે ચૈતન્યરૂપે કરી વિષય થવા અયોગ્ય જગત્, ચૈતન્યરૂપે કરી કોઈ પુરૂષના જ્ઞાનનો વિષય થાય છે તથા તે જ જગત ચૈતન્યરૂપે કરી અસ્મદાદિ પુરૂષના જ્ઞાનનો અવિષય થાય છે, એમ એક જ જડ જગતમાં ચૈતન્યરૂપે સ્વભાવથી વિષયતા તથા ચૈતન્યરૂપે કરી સ્વભાવથી અવિષયતા માનીએ તો પોતાના વચનવડે પોતાના વચનના બાધરૂપ અવ્યાઘાત દોષ પ્રાપ્ત થશે. તેમ જો મનને અનાત્મારૂપે માની, તે મનને પાછું ચેતનરૂપે માનશો તો અનાત્મારૂપે કરી મનના સમાન ઘટપટાદિ પદાર્થ પણ તમારા મત પ્રમાણે ચૈતન્યરૂપે ગણાશે. જો અનાત્મારૂપે મનની સાથે ઘટાદિ જડને ચેતન ન માનતાં કેવળ મનને ચેતન માનીએ તો તે એક ખરેખરો દુરાગ્રહ કહેવાય. માટે ચેતનરૂપ મન અનાત્મારૂપે છે, આ બીજા પક્ષનું ખંડન કર્યું.

ચેતનરૂપ મન આત્મારૂપે છે, આ પ્રથમ પક્ષનું ખંડન નીચે પ્રમાણે છે:— ચેતનરૂપ મન આત્મારૂપે છે, આ પક્ષ જો વાદી માને તો તેને પૂછવું કે, ચેતન આત્મારૂપ મન પરિચ્છિન્ન છે, અથવા શું વિભુ છે ? આમાં પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે જે પદાર્થ પરિચ્છિન્ન હોય, તે પદાર્થ ભેદવાળો હોય છે. જેમ ઘટાદિ પદાર્થ પરિચ્છિન્ન હોવાથી ભેદવાળો છે, તેમ મન પણ પરિચ્છિન્ન થવાથી ભેદવાળું કહેવાય. તેમ જ ભેદવાળો પદાર્થ કાર્યરૂપે હોય છે. જેમ ઘટાદિ પદાર્થ ભેદવાળો હોવાથી કાર્યરૂપે છે, તેમ મન પણ ભેદવાળું થવાથી કાર્યરૂપે ગણાય. જે પદાર્થ કાર્યરૂપે હોય, તે કોઈ કારણથી ઉત્પન્ન થાય છે. જેમ ઘટાદિ પદાર્થ કાર્ય હોવાથી મૃત્તિકારૂપ કારણથી ઉત્પન્ન થાય છે, તેમ મન પણ કાર્યરૂપ હોવાથી ભૂત ભૌતિકરૂપ કારણવડે ઉત્પન્ન થતું ગણાય. અહીં ભૂત શબ્દવડે સત્વગુણપ્રધાન આકાશાદિ પંચમહાભૂતો ગ્રહણ કરવાં તથા ભૌતિક શબ્દે કરી ભુક્ત અન્નનું ગ્રહણ કરવું. તેમ જ જે પદાર્થ કોઇ કારણથી થાય, તે જડ હોય છે. જેમ મૃત્તિકારૂપ કારણથી ઉત્પન્ન થયેલ ઘટાદિ જડ છે, તેમ ભૂત ભૌતિકરૂપ કારણથી ઉત્પન્ન થયેલ હોવાથી મન પણ જડ ગણાય. તેથી કાર્યરૂપ જડ મનને ચેતનરૂપે કહેવું તથા આત્મારૂપે કહેવું, એ અત્યંત વિરૂદ્ધ છે. વળી ચેતન આત્મારૂપ મન વિભુ છે, એવો બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે વિભુ પદાર્થ કોઈ દેશમાં, કોઇ કાળમાં કે કોઇ વસ્તુમાં રહેતો નથી. પણ દેશ, કાળ અને વસ્તુપરિચ્છેદથી રહિત હોય છે. આ રીતે મનને વિભુ માનવાથી તે સ્વયંજ્યોતિ આત્મારૂપે ગણાશે. તાત્પર્ય કે અનેક પ્રકારના સંકલ્પોના કારણને તથા સત્વગુણપ્રધાનને સર્વ લોક મન કહે છે. પરંતુ સ્વયંજ્યોતિ આત્માનું મન એવું નામ વાદીએ રાખ્યું છે. વળી શાસ્ત્રવેત્તા પુરૂષના

નામ માત્રમાં વિવાદ હોય નહિ, પણ પદાર્થમાં વિવાદ હોય છે. અહીં પદાર્થનો ભેદ નથી, પણ જે વિભુ ચેતનને અમે આત્મા કરી માનીએ છીએ, તેને વાદી મન, એ નામે કરી માને છે. માટે ચેતન મન વિભુ છે, એવા તેના તથા અમારા પક્ષમાં ભેદ નથી.

જનક–હે ભગવન્! આપના મત પ્રમાણે આત્માદિક શબ્દ, શક્તિવૃત્તિવડે વિભુ ચેતનનો બોધ કરે છે તથા મન શબ્દ, લક્ષણાવૃત્તિવડે વિભુ ચેતનનો બોધ કરે છે. તેમ મારા મત પ્રમાણે મન શબ્દ શક્તિવૃત્તિવડે વિભુ ચેતનનો બોધ કરે છે તથા આત્માદિક શબ્દ લક્ષણાવૃત્તિવડે વિભુ ચેતનનો બોધ કરે છે. આવો તમારો તથા મારો વિવાદ કેમ ન સંભવે ?

યાજ્ઞવલ્કય–જો આપણે આત્માદિક શબ્દની શક્તિવૃત્તિવડે વિભુ આત્મામાં પ્રવૃત્તિ માનીએ તો તમારો તથા મારો વિવાદ સંભવશે. પરંતુ એ રીત પણ હું માનતો નથી. પણ જેમ મન શબ્દ લક્ષણાવૃત્તિવડે આત્માનો બોધ કરે છે, તેમ આત્મા, ચેતન ઇત્યાદિ નામો પણ ભાગત્યાગ લક્ષણાવૃત્તિવડે આત્માનો બોધ કરે છે. શક્તિવૃત્તિવડે કોઈ પણ શબ્દ આત્માનો બોધ કરતો નથી. આ રીતે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह– અદ્વિતીય આત્માને ન પ્રાપ્ત થતાં મન સહિત વાણી નિવૃત્ત થાય છે. આ શ્રુતિથી આત્મામાં શબ્દની શક્તિવૃત્તિની અવિષયતા જાણવી. આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણનારો વિદ્વાન્ જેમ આત્માદિક નામનો ચેતન આત્મામાં આરોપ કરે છે, તેમ તમોએ પણ એક મન, એ નામનો ચેતન આત્મામાં આરોપ કર્યો, એમાં મને કાંઇ હાનિ થતી નથી. હે જનક રાજા! પૂર્વે કોઇ વાદીએ સ્વપ્નમાં મનને સ્વયંજ્યોતિ આત્મા માન્યું હતું, તેનું આ રીતે ખંડન કરવામાં આવેલું હતું. સ્વપ્નાવસ્થામાં સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાક્, અવિદ્યા તથા મન, ઇત્યાદિ સર્વને ઉપર દર્શાવેલ રીતિ પ્રમાણે જ્યોતિરૂપતા સંભવતી નથી. તેથી પરિશેષરૂપે આત્મા જ સ્વપ્નમાં સ્વયંજ્યોતિરૂપે છે. જેમ મીમાંસકના મત પ્રમાણે પ્રકાશ, એ આત્માનો ધર્મ હોવાથી સ્વપ્રકાશજ્ઞાન તેનાથી ભિન્ન છે, તેમ સિદ્ધાંતમતમાં સ્વપ્રકાશરૂપજ્ઞાન આત્માથી ભિન્ન નથી. કારણ કે જો સ્વપ્રકાશજ્ઞાન આત્માથી ભિન્ન માનીએ તો ભેદરૂપ વસ્તુપરિચ્છેદવાળો પદાર્થ અનાત્મરૂપે ગણાય. જેમ ઘટાદિ પદાર્થ ભેદરૂપ વસ્તુપરિચ્છેદવાળો હોવાથી અનાત્મરૂપે છે, તેમ આત્મા તથા સ્વપ્રકાશજ્ઞાન ભેદરૂપ વસ્તુપરિચ્છેદવાળો થવાથી અનાત્મ ગણાશે. આત્માની અનાત્મરૂપતા કોઈ પણ વાદી માનતો નથી. માટે સ્વપ્રકાશજ્ઞાનનો તથા આત્માનો ભેદ નથી, પરંતુ અભેદ જ છે. જ્ઞાનમાં સ્વપ્રકાશ સર્વ વાદીઓ માનતા હોવાથી સ્વપ્રકાશજ્ઞાન સાથે અભિન્ન આત્મા પણ સ્વપ્રકાશ ગણાશે. આ રીતની યુક્તિવડે જો કે આત્મામાં સ્વયંજ્યોતિરૂપતા થઇ શકે છે, છતાં સ્વપ્નાવસ્થામાં આદિત્યાદિ જ્યોતિનો અભાવરૂપ વ્યતિરેક છે તથા આત્માનો સાક્ષીરૂપે અન્વય

છે. આ રીતે અન્વય તથા વ્યતિરેકવડે મુમુક્ષુઓને આત્માનો બોધ સારી રીતે થઈ શકે છે.

હે જનકરાય ! જેમ લોકો કાષ્ઠના સમૂહને બાળનાર અગ્નિને સ્વયંજ્યોતિરૂપે કહે છે, પણ કાષ્ઠમાં રહેલ સામાન્ય અગ્નિ તથા ભસ્મથી આવૃત થયલા અગ્નિને કોઈ સ્વયંજ્યોતિ કહેતું નથી. તેમ સ્વપ્નાવસ્થામાં સર્વ વ્યવહારોના સાધક આત્માને શ્રુતિ સ્વયંજ્યોતિ કહે છે. પ્રલય કાળમાં અસ્પષ્ટ નામવાળા, જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ, વાસ્તવિક અને નામરૂપથી રહિત તથા સર્વ શરીરમાં વ્યાપક પરબ્રહ્મ, વેદાંત શાસ્ત્રમાં સ્વયંજ્યોતિ કહેવાય છે. આ સ્વયંજ્યોતિ બ્રહ્મને સ્વપ્નાવસ્થામાં શ્રુતિ જીવના આત્મારૂપે કરી કહે છે.

જનક–હેભગવન્ ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ સ્વયંજ્યોતિ બ્રહ્મ, સ્વપ્નાવસ્થામાં જીવના આત્મારૂપે છે, એમ કેવી રીતે જણાય ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જેમ સ્વયંજ્યોતિ બ્રહ્મ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા પણ જગતની ઉત્પતિ, સ્થિતિ તથા લય કરે છે. જેમ સ્વયંજ્યોતિ બ્રહ્મ સચ્ચિદાનંદરૂપે છે, તેમ આત્મા પણ સચ્ચિદાનંદ સ્વરૂપે છે. આ રીતે જગતની કારણતારૂપ તટસ્થ લક્ષણ તથા સત્, ચિત્ અને આનંદ સ્વરૂપતાવાળું લક્ષણ સ્વયંજ્યોતિ બ્રહ્મની તથા આત્માની સમાન છે. માટે આત્મા સ્વયંજ્યોતિપર બ્રહ્મરૂપે છે.

## આત્માનું તટસ્થ લક્ષણ

હે જનક ! સ્વપ્નમાં પ્રતીત થતો રથ સ્વપ્નમાં હોતો નથી. સુવર્ણ તથા મણિથી શણગારાયલો તથા જેની ધ્વજા આકાશસૂધી ગયલી છે, વળી ધ્વજાઓ જેમાં ઉડી રહી છે તથા મેઘના સરખા ધ્વનિવાળો તથા નાના પ્રકારની સામગ્રીવાળો રથ સ્વપ્નમાં હોતો નથી. વિચિત્ર ગતિવાળા, વિચિત્ર કર્ણના ભૂષણવાળા, વાયુના સમાન વેગવાળા, પોતાની સન્મુખ ભૂમિ જોઈ લજ્જાથી પામેલા, આકાશમાં ગમન કરવાવાળા તથા પાદવડે ભૂમિને ખોદી નાંખનારા અશ્વો સ્વપ્નમાં હોતા નથી. મનને પ્રસન્ન કરનારો, જળ તથા ચંદનથી છંટાયલો, અતિશય કોમળ, શીતળ, ઘણી દુકાનો તથા ઘરોની વચમાં આવેલ, ગૃહોમાં રહેલ દીપોવડે પ્રકાશિત થયલો, અપ્સરા તથા અનેક સ્ત્રીઓથી શોભાયમાન અશ્વોને ચાલવાનો માર્ગ પણ સ્વપ્નમાં જોવામાં આવતો નથી. વળી જાગ્રત અવસ્થામાં પ્રિય સ્ત્રીઓના ભોગથી થતો તથા અન્ન, પાન, વસ્ત્ર, આભૂષણ ઇત્યાદિ પ્રિય પદાર્થના ભોગથી થતો આનંદ, સ્વપ્નમાં હોતો નથી. તેમ જાગ્રતાવસ્થામાં પ્રિય વસ્તુના સમાગમથી તથા અપ્રિય વસ્તુના વિયોગથી જીવને થતો હર્ષ પણ સ્વપ્નમાં હોતો નથી. જાગ્રતાવસ્થામાં પુત્રાદિ પદાર્થથી રહિત પુરૂષને પુત્રાદિ પદાર્થની પ્રાપ્તિથી અત્યંત હર્ષ થાય છે, જે સ્વપ્નમાં નથી. જાગ્રતાવસ્થાનાં જળથી પૂર્ણ અલ્પ તળાવ તથા કૂપાદિ સ્વપ્નમાં હોતાં નથી. જાગ્રતાવસ્થામાં રહેલ વિચિત્ર ઘર, વિં-

ધ્યાચલાદિ પર્વતો, ઇન્દ્રના નંદન સરખાં અનેક પ્રકારનાં વનો, ગંગાથી લઇ નાના પ્રકારની નદીઓ, ક્ષીર સમુદ્રથી લઇ નાના પ્રકારના સમુદ્રો, ઇત્યાદિ પદાર્થો સ્વપ્નમાં હોતા નથી. જાગ્રતાવસ્થામાં વિદ્યમાન ભૂરાદિ ચૌદ લોક, તેનું પાલન કરવાવાળા ચૌદ લોકપાળો, પૂર્વાદિ દશ દિશાઓ, આકાશાદિ પંચમહાભૂતો, જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારનાં પ્રાણી તથા બ્રહ્માંડમાં રહેલ અનેક સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો તથા બાહ્યના સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો ઈત્યાદિ ઘણા પદાર્થોનો સ્વપ્નમાં અભાવ છે. એક મન જ સ્વપ્નાવસ્થામાં રહે છે. જેમ જગતની ઉત્પત્તિના કાળમાં માયાવિશિષ્ટ ઇશ્વર સર્વ જગતની ઉત્પત્તિ કરે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા જ, ઉપર દર્શાવેલ રથને, અશ્વને, તેના માર્ગને તથા અન્ય સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે છે. હે જનક! જેમ લોકમાં ચિત્રકાર પુરૂષ ભીંતપર નાના પ્રકારનાં ચિત્રો ચિતરે છે, તેમ સ્વપ્નમાં સ્વયંજ્યોતિ આત્મા મનરૂપી ભીંતપર જગતરૂપી ચિત્રોને આળેખે છે. આથી સ્વયંજ્યોતિ આત્મા જગતના કર્તા ઈશ્વરરૂપે છે.

જનક–હે ભગવન્! સ્વયંજ્યોતિ આત્મા જો સર્વ જગતનું કારણ હોય તો માયા નિષ્ફળ કેમ ન થાય?

યાજ્ઞવલ્કય–હે જનકરાજા! દેશકાળાદિથી રહિત નિર્ગુણ આત્માને જો જગતનું કારણ માનીએ તો માયા નિષ્ફળ થાય; પરંતુ નિર્ગુણ આત્મા જગતનું કારણ મનાતો નથી. માયાવિશિષ્ટ પરમાત્માને જગતનું કારણ માનવામાં આવે છે, તેથી માયા વ્યર્થ નથી. હે જનકરાજા! જેમ સૃષ્ટિના આદિ કાળમાં માયાવિશિષ્ટ પરમાત્મા દેશકાળાદિક કારણોને રચી, સર્વ જગતને રચે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા પણ દેશકાળાદિ કારણને રચી, રથાદિ પદાર્થને રચે છે. જાગ્રતાવસ્થામાં વિદ્યમાન સ્થૂલ શરીર તથા સ્થૂલ શરીર સંબંધી નેત્રાદિ ઇન્દ્રિયો તેમજ નેત્રાદિ ઇન્દ્રિયોના વિષયો, રૂપાદિ પદાર્થનો ત્યાગ કરી, સ્વયંજ્યોતિ આત્મા સ્વપ્નને પામે છે. સ્વપ્નાવસ્થાને પામી સ્વયંજ્યોતિ આત્મા પોતાના સ્વપ્રકાશ રૂપવડે મનનો તથા મનના પરિણામરૂપ રથાદિ પદાર્થનો પ્રકાશ કરે છે ને મનાદિ સર્વ પદાર્થોના કારણરૂપ અજ્ઞાનનો પ્રકાશ કરે છે. સ્વપ્નાવસ્થાના ભોગ દેનારા પુણ્ય પાપરૂપ કર્મનો ભોગવડે જ્યારે ક્ષય થાય છે તથા જ્યારે જાગ્રતના ભોગ દેનારા કર્મનો પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે સ્વયંજ્યોતિ આત્મા સ્વપ્નાવસ્થાનો ત્યાગ કરી જાગ્રતાવસ્થાને પામે છે તથા જાગ્રતાવસ્થાના ભોગ દેનારાં કર્મનો જ્યારે ક્ષય થાય છે તથા સ્વપ્નનાં ભોગ દેનારાં કર્મનો જ્યારે પ્રાદુર્ભાવ થાયછે ત્યારે સ્વયંજ્યોતિ આત્મા ફરી જાગ્રતાવસ્થાનો ત્યાગ કરી સ્વપ્નાવસ્થાને પામે છે. જેમ ક્રીડા કરતો બાળક એક પદાર્થનો ત્યાગ કરી બીજા પદાર્થનું ગ્રહણ કરે છે, તેમ એક સ્વયંજ્યોતિ આત્મા પૂર્વ અવસ્થાનો ત્યાગ કરી ઉત્તરોત્તર અવસ્થાઓને ગ્રહણ કરે છે. આથી શ્રુતિએ સ્વયંજ્યોતિ

આત્માને હંસ કહ્યો છે. હે જનક ! આ લોકમાં રહેલ વૃક્ષાદિ સ્થાવર શરીર તથા મનુષ્યાદિ જંગમ શરીર, જળ તથા અન્નવડે જીવ પૂર્ણ કરે છે. તેથી વેદવેત્તા પુરૂષો શરીરને પુરી કહે છે. શરીરરૂપી પુરીમાં સ્વયંજ્યોતિ આત્મા રહેતો હોવાથી તેને પુરૂષ કરી પણ કહે છે. જેમ એક મહારાજા પોતાની પુરી છોડી જ્યારે બીજા દેશમાં જાય છે, ત્યારે પોતાની પુરીની રક્ષા માટે કોઈ પ્રધાન અથવા મંત્રીને તે પુરીમાં મૂકી જાય છે, તેમ સ્વયંજ્યોતિ પુરૂષ સ્થૂલ શરીરનો ત્યાગ કરી જ્યારે સ્વપ્નને પ્રાપ્ત થાય છે, ત્યારે આત્મા સ્થૂલની રક્ષા કરવાને માટે પ્રાણને મૂકી જાય છે. પણ જ્યારે સ્વયંજ્યોતિ પુરૂષ કારણ અવસ્થાને પામે છે, ત્યારે પ્રાણને સાથે લઈ પરલોકમાં જાય છે. આ સ્થૂલ શરીર અભિમાનનો ત્યાગ કરી સ્વયંજ્યોતિ પુરૂષ સ્વપ્નાવસ્થામાં હિતા નામની નાડીઓમાં પોતાની ઇચ્છાપૂર્વક વિચરે છે તથા અનેક પ્રકારના પદાર્થોની કલ્પના કરે છે. જેમ કોઈ એક માયાવી બાળક નાના પ્રકારના પદાર્થ રચે છે, તેમ આ સ્વયંજ્યોતિ આત્મા પણ સ્વપ્નાવસ્થામાં સુખદુઃખના ભોગની પ્રાપ્તિ માટે બ્રહ્માદિ ઉંચ શરીરને પામે છે, કોઈ વખત વૃક્ષાદિ નીચ શરીરને પામે છે તથા તે શરીરનો ત્યાગ કરે છે. હે જનક રાજા ! સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા જે જે શરીરને પામે છે, તે તે શરીરના અન્ન પાનાદિ ભોગનાં સાધનોને ત્યાં રચે છે. સ્વપ્નાવસ્થામાં આ સ્વયંજ્યોતિ આત્મા પિતા માતારૂપ પણ પોતે થાય છે, ગુરૂરૂપ પણ પોતે થાય છે તથા સ્ત્રી, પુત્ર, શત્રુ, મિત્ર ઈત્યાદિ સર્વ પદાર્થરૂપે પોતે જ થાય છે. વળી સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા નાના પ્રકારનાં ઉંચનીચ શરીરોની કલ્પના કરે છે. હે જનક ! સ્વયંજ્યોતિ આત્મા વાસ્તવિક રીતે જો કે સુખદુઃખનો ભોક્તા નથી, છતાં સ્વપ્નાવસ્થામાં પોતાના ભોક્તાપણાની સિદ્ધિ માટે અંતઃકરણની વૃત્તિરૂપ ભોગની કલ્પના કરે છે તથા તે તે દેવતાદિક શરીરને ભોગવવા યોગ્ય નાના પ્રકારના ભોગ્ય પદાર્થોની પણ કલ્પના કરે છે. હે જનકરાય ! સ્વયંજ્યોતિ આત્મા જો કે વાસ્તવિક રીતે કામાદિક વિકારોથી રહિત છે, છતાં જ્યારે તે પોતામાં કામીપણાની કલ્પના કરે છે, ત્યારે સ્વપ્નમાં તેને સુંદર સ્ત્રીઓના આલિંગનનો પરમ આનંદ પ્રાપ્ત થાય છે. એ સ્ત્રીઓ, સ્વર્ગની અપ્સરાઓ જેવી સુંદર, સોળ વર્ષની અવસ્થાવાળી, કમળના સરખાં વિશાળ નેત્રવાળી, પુરૂષ મેળવવાની ઉત્કંઠાવાળી, સ્તન તથા જઘનના ભારથી મંદગતિવાળી, જેમના કેશ ને ભૂષણનાં પુષ્પો વિહ્વળતાથી ભૂમિપર ગરી પડે છે એવી, મસ્તક ઉપરના સિંદૂરથી ગેરૂમય ભૂમિનો તિરસ્કાર કરે એવી અને ગાનવિદ્યામાં, કંઠની મધુરતામાં તથા મનોહરતામાં દેવાંગના સમાન હોય છે. એવી સ્ત્રીઓ સાથે રમણ કરતો પુરૂષ સ્વપ્નાવસ્થામાં પરમ આનંદ પામે છે. આવું પુણ્ય કર્મનું ફળ સ્વપ્નાવસ્થામાં જોવામાં આવે છે.

હે જનકરાજા! જેમ જાગ્રતાવસ્થામાં અમુક પુરૂષ કોઈ પુણ્ય કર્મના પ્રભાવથી સ્ત્રી આદિ અનુકૂલ પદાર્થને જોઈ સુખ પામે છે તથા દુર્ગંધાદિ પ્રતિકૂલ પદાર્થોને જોઇ, તેમ જ પોતાના હસ્તપાદાદિ અવયવોને અસુંદર જોઇ દુઃખને પામે છે, તેમ સ્વપ્નમાં સ્વયંજ્યોતિ આત્મા પણ, પુણ્ય પાપના વશથી અનુકૂલ તથા પ્રતિકૂલ વસ્તુઓને જોઈ સુખદુઃખને પામે છે. હે રાજા! જેમ જાગ્રતાવસ્થામાં કેવળ પાપરૂપ કર્મના વશથી અમુક પુરૂષ ચોર વ્યાઘ્રાદિ પ્રતિકૂલ પદાર્થને જોઇ અત્યંત દુઃખને પામે છે, તેમ સ્વપ્નમાં પણ કેવળ પાપકર્મના વશથી તે ચોર વ્યાઘ્રાદિ અપ્રિય પદાર્થને જોઇ અત્યંત દુઃખને પામે છે. હે રાજન્! ભાગ્યહીન પાપી પુરૂષ આ સ્વયંજ્યોતિ આત્માને જોઇ શકતો નથી, પણ આત્માને ક્રીડાનાં સાધનરૂપ રથાદિ પદાર્થોને ભાગ્યવાન્ પુરૂષ જુવે છે. જે સમયે ઇન્દ્રરૂપ આત્મા સ્વપ્નાવસ્થામાં તથા સુષુપ્તિ અવસ્થામાં ઇન્દ્રાણી સાથે આલિંગન કરી શયન કરે છે, તે સમયે આનંદસ્વરૂપ આત્માને કોઇ પુરૂષે નિદ્રામાંથી જગાડવો નહિ. કારણ કે, જેમ લોકમાં એકાંત દેશમાં રહેલ સ્ત્રી પુરૂષ કે જેમની વિષય ભોગમાંથી અભિલાષા નિવૃત્ત થઇ નથી, તેમને કોઈ પુરૂષ ઘરમાંથી શીઘ્ર બહાર કાઢે છે ત્યારે તે સ્ત્રી પુરૂષ અત્યંત ક્ષોભને પામે છે, તેમ સ્વપ્નરૂપ એકાંત દેશમાં તથા સુષુપ્તિરૂપ એકાંત સ્થળમાં રહેલાં ઇન્દ્ર ઇન્દ્રાણીને જ્યારે કોઇ પુરૂષ નિદ્રામાંથી જગાડે છે, ત્યારે તે આત્મારૂપ ઇન્દ્ર ઇન્દ્રાણી પરમ ક્ષોભને પામે છે. તેથી સૂતેલા પુરૂષને કદી પણ જગાડવો નહિ. સૂતેલા પુરૂષને જલદી જગાડવાથી તે પુરૂષના પ્રાણ શરીરની નાડીઓમાં નિયમવડે પ્રવેશ કરતા નથી, તેથી સૂતેલાને જલદી જગાડવો નહિ. જેમ અમુક રાજા કોઇ અવશ્ય કાર્ય કરવા માટે રાત્રીએ પોતાના અંતઃપુરમાંથી શીઘ્ર બહાર ગમન કરે છે તથા તેનું બહાર ગમન જોઇ, તેના સેનાપતિ તથા ભૃત્યો શીઘ્ર કોઇ માર્ગ અથવા કુમાર્ગની મારફતે તેની પાછળ જાય છે તથા જ્યારે તેના નોકર ચાકર તેની આગળ ચાલવા માટે માર્ગને છોડી કુમાર્ગે જાય છે, ત્યારે લોકોના ગૃહાદિ પદાર્થનો નાશ થાય છે, તેમ સ્વપ્ન અને સુષુપ્તિરૂપ નિદ્રાથી જીવાત્મારૂપ રાજાનું શીઘ્ર આગમન થવાથી તેના પ્રાણરૂપ ચાકર પણ નાડીરૂપ માર્ગ છોડી, જલદી બહાર ચાલ્યા જાય છે. તેથી તેના શરીરમાં અવયવોને ખેંચવારૂપ અસાધ્ય રોગની પ્રાપ્તિ થાય છે. આથી સૂતેલા પુરૂષને કોઇએ જગાડવો નહિ. જો કોઇ પ્રિય કાર્ય થતું હોય તોપણ સૂતેલા પુરૂષને જલદી જગાડવો નહિ. સૂતેલાનો તથા જાગતાનો કોઈ પ્રિય પદાર્થ સિદ્ધ થતો હોય, છતાં સૂતેલાને એકદમ જગાડવો નહિ. પણ કોમળ સ્પર્શાદિવડે ધીમે ધીમે જગાડવો. તેને જગાડવાથી જગાડનારને તેમ જ જાગનાર બેઉને દુઃખ થાય છે. કારણ કે જગાડનારાને ભાવી સુખનો નાશ કરનારૂં પાપ લાગે છે અને જાગનારને પોતાના વર્તમાન સુખનો નાશ કરવાવાળું પાપ થાય છે.

## અધિષ્ઠાનાત્મામાં પ્રપંચનો લય.

હે જનક ! સ્વપ્નાવસ્થાને પામનારો જ સ્વયંજ્યોતિ આત્મા જાગ્રતાવસ્થાને પામે છે. માટે સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્માનો ભેદ નથી. જો જાગ્રત તથા સ્વપ્નમાં આત્માનો ભેદ હોય તો જે સ્વપ્નના પદાર્થનો 'હું અનુભવ કરૂં છું,' તે જ પદાર્થનું સ્મરણ મને જાગ્રતાવસ્થામાં થવારૂપ સર્વ લોકને થતો અનુભવ વ્યર્થ ગણાય. જે પુરૂષ જે પદાર્થનો અનુભવ કરે છે, તે પુરૂષ તે પદાર્થનું કાળાંતરે પણ સ્મરણ કરે છે, કિંતુ અન્ય પુરૂષથી અનુભવ કરાયેલ પદાર્થનું અન્ય પુરૂષ સ્મરણ કરી શકતો નથી. માટે લોકોના અનુભવથી જ જાગ્રત તથા સ્વપ્નના આત્માનો અભેદ સિદ્ધ થાય છે. શાસ્ત્રવેત્તાઓ કહે છે કે, જાગ્રતાવસ્થામાં દેશકાળથી માંડી જેટલા દૃશ્ય પદાર્થો છે તથા સ્વપ્નાવસ્થામાં દેશકાળથી લઈ જેટલા દૃશ્ય પદાર્થો છે, તે સર્વ પ્રકારના દૃશ્ય પદાર્થોની અધિષ્ઠાન આત્માથી ભિન્ન સત્તા નથી. માટે જાગ્રત અને સ્વપ્નના દૃશ્ય પદાર્થો અસત્ય છે. અસત્ય પદાર્થના અધિષ્ઠાનથી પરસ્પર ભેદ હોતો નથી. જેમ રજ્જુમાં કલ્પાયેલ સર્પ, દંડ, માળા, જળધારા ઈત્યાદિ અસત્ય પદાર્થોનો રજ્જુરૂપ અધિષ્ઠાનથી પરસ્પર ભેદ સંભવતો નથી, તેમ જ અધિષ્ઠાન આત્મામાં કલ્પાયેલ જાગ્રત અને સ્વપ્નના પદાર્થનો અધિષ્ઠાન આત્માથી તથા પરસ્પર ભેદ સંભવતો નથી તથા ઉપાધિના ભેદે કરી થતો આત્માનો ભેદ ઉપાધિ નિવૃત્ત થવા પછી સંભવતો નથી. માટે સર્વ અવસ્થામાં આત્માનો અભેદ કહેલો છે. હે જનક ! જેમ જાગ્રતાવસ્થામાં સર્વ ભૂત ભૌતિકરૂપ દૃશ્ય પદાર્થથી યુક્ત દેશ તથા કાળ, અધ્યસ્તરૂપવડે અધિષ્ઠાન આત્મામાં રહે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ ભૂત ભૌતિકરૂપ દૃશ્ય પ્રપંચયુક્ત દેશ તથા કાળ, અધ્યસ્તરૂપે કરી અધિષ્ઠાન આત્મામાં રહે છે. માટે આત્મારૂપ અધિષ્ઠાનની દૃષ્ટિવડે તથા સ્વભાવથી તે જાગ્રત તથા સ્વપ્નના દેશકાલાદિનો પરસ્પર ભેદ સંભવતો નથી. તેમ તર્કકુશળ નૈયાયિકો પણ એક દિશામાં બીજી દિશાનો તથા એક કાળમાં બીજા કાળનો ભેદ માનતા નથી. દેશ તથા કાળરૂપ એક વસ્તુ બીજા કોઇ દેશ તથા કાળમાં રહેતી નથી, પણ પોતાના વ્યવહારની સિદ્ધિ અર્થે તે દેશ તથા કાળરૂપ વસ્તુ તાદાત્મ્ય સંબંધવડે પોતાના સ્વરૂપવિશે રહે છે. આ રીતનો સિદ્ધાંત અમને અનુકૂળ છે.

જનક—નૈયાયિકોના મત પ્રમાણે દિશા તથા કાળ વિભુ અને નિત્ય છે. તેમાં જે પદાર્થ સર્વ દેશમાં રહે છે, તેને વિભુ કહેવામાં આવે છે તથા જે વસ્તુ સર્વ કાળમાં રહે છે, તેને નિત્ય કહેવામાં આવે છે. આ રીતના લક્ષણમાં દેશની દેશમાં આધારતા તથા કાળમાં કાળની આધારતા પ્રતીત થાય છે. વળી અભિન્ન પદાર્થનો પરસ્પર આધાર આધેયભાવ હોતો નથી, માટે એક દેશનો કોઇ બીજો દેશ આધાર તથા એક કાળનો કોઈ બીજો કાળરૂપ આધાર કેમ નહિ માની શકાય ?

યાજ્ઞવલ્કય—જેમ નૈયાયિકોના મત પ્રમાણે ઘટના અભાવમાં થતો પટનો અભાવ ઘટના અભાવથી ભિન્ન નથી, પણ પટાભાવ ઘટાભાવરૂપ જ છે, છતાં ઘટાભાવ પટાભાવરૂપે છે, એવો આધાર આધેય ભાવ પ્રતીત થાય છે, તેમ દેશમાં દેશ, કાળમાં કાળ તથા ઘટમાં ઘટ, એવો વ્યવહાર ભેદ વિના થઇ શકે છે, માટે દેશકાલાદિનો વાસ્તવિક રીતે ભેદ નથી.

જનક—દેશકાળાદિનો ભેદવ્યવહાર ઉત્પન્ન કરનાર ભેદને અસત્ય રૂપતા સંભવે નહિ. કારણ કે અસત્ય પદાર્થ કોઇ વ્યવહારનું કારણ કેમ થઇ શકે ?

યાજ્ઞવલ્કય—સત્ય વસ્તુ જ વ્યવહાર ઉત્પન્ન કરનાર છે, એમ માનનારને પૂછવું કે, જ્યાં જ્યાં વ્યવહાર હોય ત્યાં ત્યાં સત્ય વસ્તુ હોય, એ રીતનો નિયમ છે, કે જ્યાં જ્યાં સત્ય વસ્તુ હોય ત્યાં ત્યાં વ્યવહાર હોય છે, એવો નિયમ છે? તેમાં પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે જ્યારે કોઈ પુરૂષ અન્ય પુરૂષને ગાળ દે છે ત્યારે તે, ગાળને સાંભળી ક્રોધ કરે છે. ત્યાં ગાળરૂપ વચનનો અર્થ જો કે અસત્ય છે, છતાં તે અસત્ય અર્થ ક્રોધરૂપ વ્યવહારને ઉત્પન્ન કરે છે. જેમ કોઇ પતિવ્રતા સ્ત્રીને વ્યભિચારિણી કહે, ત્યાં વ્યભિચાર શબ્દનો અર્થ પરપુરૂષગમન, પતિવ્રતા સ્ત્રીમાં હોતો નથી, છતાં તે વચન સાંભળી પતિવ્રતાને ક્રોધ ચઢે છે; માટે જ્યાં જ્યાં વ્યવહાર હોય ત્યાં ત્યાં સત્ય હોય, એમ સંભવતું નથી. તેમ બીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે સત્યરૂપ બ્રહ્માનંદ સર્વના હૃદયમાં વિરાજે છે, છતાં તે બ્રહ્માનંદનો જ્ઞાનરૂપ વ્યવહાર તથા શબ્દરૂપ વ્યવહાર કોઇ અજ્ઞાનીને હોતો નથી. વ્યવહારથી વસ્તુનું સત્યપણું સિદ્ધ થશે નહિ. જે મીમાંસકો સર્વ વ્યાવહારિક પદાર્થને સત્ય માને છે, તેઓના મત પ્રમાણે પણ ત્રણે કાળમાં જેનો નાશ ન થાય, તે સત્ય કહેવાય છે. આવો સત્ય શબ્દનો મુખ્ય અર્થ વ્યાવહારિક જગતમાં સંભવતો નથી, પણ ઘણા કાળ સૂધી સ્થાયીપણું, એ રીતની ગૌણુ સત્યતા તેઓએ માનેલી હોવી જોઇએ. જે વાદીઓ ભેદમાં અભિનિવેશવડે દેશકાળના વિભુત્વની તથા નિત્યની સિદ્ધિ અર્થે એક દેશમાં બીજો દેશ માને, એક કાળમાં બીજો કાળ માને તથા એક ઘટમાં બીજો ઘટ અંગીકાર કરે, તેને બળાત્કારે અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. જેમ પ્રથમ દેશકાલ બીજા દેશકાલમાં રહે છે, બીજો ત્રીજામાં, ત્રીજો ચોથામાં, આ રીતે અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. તેમ જો વાદી અર્હંતની માફક એક જ વસ્તુનાં અનેક રૂપ માને, તો ઉષ્ણ અગ્નિને શીતલતા હોવી જોઇએ તથા શીતલ જળને ઉષ્ણરૂપતા હોવી જોઇએ, આ રીતની અવ્યવસ્થા પ્રાપ્ત થશે. લોકમાં એવી અવ્યવસ્થા નથી, પણ જીવને સુખદુઃખના ભોગ માટે દેશ તથા કાળાદિ પદાર્થની વ્યવસ્થા છે.

જનક—જેમ દ્વૈતવાદીના મત પ્રમાણે વ્યવસ્થા સંભવતી નથી, તેમ અદ્વૈતવાદીઓના મત પ્રમાણે પણ જગતની વ્યવસ્થા ક્યાં સંભવે છે ?

યાજ્ઞવલ્કય—અદ્વૈતવાદીઓના મત પ્રમાણે આત્મસાક્ષાત્કાર થવા પછી પૂર્ણ

પૂર્વના સર્વ પદાર્થોની વ્યવસ્થા સંભવે છે, પણ જગતની વ્યવસ્થા કોઈ પ્રમાણુવડે સિદ્ધ નથી. જેમ સ્વપ્નના પદાર્થ ભ્રમવડે સિદ્ધ છે, તેમ જાગ્રત પ્રપંચની વ્યવસ્થા પણ ભ્રમવડે સિદ્ધ છે. માટે જાગ્રત તથા સ્વપ્નમાં વિદ્યમાન દેશકાળાદિમાં રહેલ સ્થૂલ સૂક્ષ્મ સર્વ પદાર્થો અદ્વિતીય આત્મામાં કલ્પિત છે તથા અધિષ્ઠાન આત્માની સત્તાથી જાગ્રત તથા સ્વપ્નના પદાર્થો પોતપોતાનું કાર્ય કરવા સમર્થ થાય છે. તેથી જાગ્રત તથા સ્વપ્નના પદાર્થ સમાન છે. હે જનક ! જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં સર્પ, દંડ, માળા, જળધારા વગેરે કલ્પિત છે, તેમ અધિષ્ઠાન સાક્ષી આત્મામાં દેશકાલાદિથી લઈ સર્વ જગત કલ્પિત છે. માટે દેશકાલાદિ સર્વ જગત્ અધિષ્ઠાન આત્મામાં લય ભાવને પામે છે. જેમ રજ્જુમાં કલ્પાયેલ સર્પ, દંડ, માળા, તથા જળધારા પરસ્પર ભેદ રજ્જુરૂપ અધિષ્ઠાનના ભેદ વિના સંભવતા નથી, તેમ અધિષ્ઠાન આત્માના ભેદ વિના જાગ્રત સ્વપ્નના પ્રપંચનો પરસ્પર ભેદ સંભવતો નથી.

જનક–હે ભગવન્! પરમાર્થ દૃષ્ટિથી તેમાં અભેદ છે, પણ કાર્યરૂપ દૃષ્ટિથી ભેદભ્રમ મને થાય છે, તેનું કેમ ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! આ લોકમાં આશ્રય તથા જ્ઞાનના ભેદથી પદાર્થનો ભેદ થાય છે. તેમ 'આ ઘટ,' એ જ્ઞાનનો વિષય ઘટ છે, તથા ઘટનો આશ્રય મૃત્તિકા છે, તેમ જ 'આ પટ છે,' એ જ્ઞાનનો વિષય પટ છે તથા તેનો આશ્રય તંતુ છે. આ રીતે જ્ઞાન તથા તથા આશ્રયના ભેદથી ઘટપટાદિ પદાર્થનો પરસ્પર ભેદ લોકમાં દેખાય છે, પણ આશ્રય તથા જ્ઞાનનો ભેદ જગતમાં નથી. કારણ કે દેશકાલાદિથી માંડી સર્વ સ્થૂલ સૂક્ષ્મ જગતનો એક માયાવિશિષ્ટ પરમાત્મા જ આશ્રય છે. પણ નેત્રાદિ ઈન્દ્રિયોદ્વારા વૃત્તિરૂપવડે ઘટાદિ પદાર્થને ઉત્પન્ન કરનારૂં અંતઃકરણરૂપ ગૌણ જ્ઞાન પણ એક છે, તથા વૃત્તિમાં ઉત્પન્ન થયલું ચૈતન્યરૂપ મુખ્ય જ્ઞાન પણ એક જ છે. માટે એક આશ્રયવાળા તથા એક જ જ્ઞાનના વિષયરૂપ જગતનો પરસ્પર ભેદ સંભવતો નથી. પરંતુ ઉપાધિના ભેદવડે આત્માનો ભેદ જણાય છે. જગતરૂપ ઉપાધિનો ભેદ નાશ થવે આત્માનો ભેદ સંભવતો નથી, માટે જાગ્રત સ્વપ્નપ્રપંચનો એક આત્મા જ અધિષ્ઠાન છે. જેમ આકાશમાં પ્રતીત થતા મેઘ વિદ્યુદાદિ પદાર્થોના ભેદવડે અધિષ્ઠાન આકાશનો ભેદ થતો નથી, તેમ અધિષ્ઠાન આત્મામાં પ્રતીત થતા દેશકાલાદિ પદાર્થવડે અધિષ્ઠાન આત્માનો ભેદ સંભવતો નથી. આથી આધેય પદાર્થનો ભેદ માનવા છતાં પણ આત્મારૂપ આધારની એકતા છે.

## આધેયની એકતા.

હે જનક–જેમ એક જ ઘટ મૃત્તિકારૂપ અવયવમાં રહેલ ઘરમાં તથા આંગણામાં રહેલ પ્રતીત થાય છે, તેમાં મૃત્તિકા, ઘર તથા તેનું આંગણું, ઈત્યાદિ ઘટના આધારનો ભેદ હોવા છતાં, આધેયરૂપ ઘટનો ભેદ નથી, તેમ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, ઇત્યાદિ અવસ્થાનો

ભેદ હોવા છતાં સ્વયંજ્યોતિ આત્માનો ભેદ નથી. હે જનક! જે સ્વયંજ્યોતિ આત્મા જાગ્રત પદાર્થનો અધિષ્ઠાન છે, તે જ આત્મા સ્વપ્નના પદાર્થનો અધિષ્ઠાન છે. આથી જાગ્રત તથા સ્વપ્ન પ્રપંચની કાંઇ પણ વિલક્ષતા નથી. કલ્પિતરૂપવડે તે બેઉ સમાન છે. આ પ્રમાણે ભેદરહિત સ્વયંજ્યોતિ આત્મા સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિરૂપે કરી રહે છે, એમ મેં તમને કહ્યું હવે બીજું કંઇ પૂછવાની તમારી ઇચ્છા હોય તે પૂછો.

ગુરુ—હે શિષ્ય! આ રીતનું વચન જ્યારે યાજ્ઞવલ્ક્યે જનક રાજાને કહ્યું ત્યારે તેઓ મુનિને કહેવા લાગ્યા કે, હે ભગવન્! સાધારણ વિદ્યાનો ઉપદેશ કરનારા બ્રાહ્મણને એક હજાર ગાય આપવાનો મારો નિયમ છે, માટે આપે મને જે સાધારણ વિદ્યાનો ઉપદેશ કર્યો, તેની ગુરૂદક્ષિણા તરિકે આ હજાર ગાયો આપ લો. પછી મને આત્માના વાસ્તવિક રૂપનો ઉપદેશ કરો. આ રીતે ત્રણ વાર જનક રાજાએ મુનિને કહ્યું ત્યારે તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, મેં જનકરાજાને સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તેમ છતાં તે બ્રહ્મવિદ્યાને યથાર્થ જાણતા નથી. પણ બીજી વિદ્યાની માફક આ પણ એક સાધારણ વિદ્યા જાણે છે. હે શિષ્ય! આ રીતનો મનમાં વિચાર કરી તેઓ જનકરાજાને કહેવા લાગ્યા કે, હે જનક! મેં તમને જે ઉપદેશ કર્યો, તેને સાધારણ વિદ્યા ગણી તમે એક હજાર ગાય મને આપો છો તથા 'આત્માનો મને બીજો યથાર્થ સ્વરૂપનો ઉપદેશ કરો,' આ રીતનું તમારૂં વચન સાંભળી મને સંશય થાય છે કે, પૂર્વે જે સ્વયંજ્યોતિ આત્માનો મેં તમને ઉપદેશ કર્યો, તે તમે યથાર્થ જાણ્યો છે કે નહિ? જનક રાજા મુનિને કહેવા લાગ્યા કે—હે મુનિ! આપે મને સ્વયંજ્યોતિ આત્માનો ઉપદેશ કર્યો, તે મેં હજુસૂધી યથાર્થ જાણ્યો નથી, માટે તે સ્વયંજ્યોતિ આત્માનો સંપૂર્ણ ઉપદેશ કરો. હું નીચે પ્રમાણે આપને ત્રણ પ્રશ્ન કરૂં, તે મને કૃપા કરીને સમજાવો.

પ્રથમ પ્રશ્ન—હે મુનિ! આપે પૂર્વે મને સ્વપ્નાવસ્થામાં રહેલ સ્વયંજ્યોતિ આત્માનો ઉપદેશ કર્યો, તેમાં હું જે જોઉં છું તે એ કે, સ્વપ્નાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા સુંદર સ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે, હસે છે, નાના પ્રકારના અન્નનું ભક્ષણ કરે છે અને અપ્રિય પદાર્થથી નિવૃત્ત થાય છે. આથી એમ લાગે છે કે, સ્વયંજ્યોતિ આત્મા ભોક્તા છે તથા ભોક્તા હોવાથી સંગવાન્ છે. આ રીતે સ્વપ્નમાં સ્વયંજ્યોતિ આત્મા પણ અસંગરૂપે નથી.

દ્વિતીય પ્રશ્ન—હે મુનિ! આપે સ્વપ્નાવસ્થામાં આત્માને અસંગરૂપે કહ્યો, તે જો કે સંભવે છે. કારણ કે સ્વપ્નમાં વિદ્યમાન સૂક્ષ્મ શરીર અસંગ હોવાથી તેનો પર્વતાદિમાં પણ પ્રવેશ થાય છે. આ રીતના અસંગ સૂક્ષ્મ શરીરવાળા સ્વયંજ્યોતિ આત્માની અસંગરૂપતા સંભવે, પણ જાગ્રતાવસ્થામાં વિદ્યમાન સ્થૂલ શરીર, જે સર્વને સંગવાન્ જણાય

છે, તેમાં સ્વયંજ્યોતિ આત્માને અસંગરૂપતા સંભવે નહિ.

તૃતીય પ્રશ્ન–હે મુનિ ! જાગ્રત તથા સ્વપ્નને પ્રાપ્ત થયેલ એક જ આત્મા બેઉ સ્થિતિમાં રહેવો અત્યંત દુર્ઘટ છે. કારણ કે જેમ ઉજ્જયિની પુરીમાં રહેલો રાજા કાશીપુરીમાં રહેલ હોઈ શકે નહિ તથા કાશીપુરીનો રાજા ઉજ્જયિની પુરીના રાજાથી ભિન્ન છે, તેમ જાગ્રતાવસ્થામાં રહેલ આત્મા સ્વપ્નાવસ્થામાં રહેલ હોઇ શકે નહિ, પણ જાગ્રતાવસ્થાના આત્માથી સ્વપ્નાવસ્થાનો આત્મા ભિન્ન હોવો જોઇએ. આ રીતના ત્રણ પ્રશ્નો જનક રાજાએ જ્યારે યાજ્ઞવલ્કયને પૂછ્યા ત્યારે તે પ્રશ્નોના ઉત્તરો મુનિ ક્રમે કરી નીચે પ્રમાણે આપવા લાગ્યા.

પ્રથમ પ્રશ્નનો ઉત્તર–હે જનક ! પૂર્વે સ્વપ્નાવસ્થામાં જે આત્માનો મેં સ્વયંજ્યોતિરૂપે તમને ઉપદેશ કર્યો, તે જ સ્વયંજ્યોતિ આત્મા કદાચિત્ *સંપ્રસાદ નામના સ્થાનમાં રહેલો હોય છે. તેથી વેદવેત્તાઓ સુષુપ્તિને સંપ્રસાદ કહે છે.

જનક–હે ભગવન્ ! સુષુપ્તિ અવસ્થામાં શ્રુતિએ આત્મામાં રતિ તથા ગતિ કહી છે. તેમાં નાના પ્રકારની ક્રીડાનું નામ રતિ છે તથા નાના પ્રકારના વિષયો મેળવવા પર્યટન કરવું, તેનું નામ ગતિ છે, માટે સુષુપ્તિમાં પણ વિક્ષેપનો અભાવ નથી, પણ જાગ્રત સ્વપ્નની માફક સુષુપ્તિમાં પણ રતિ ગતિરૂપ વિક્ષેપ રહે છે.

યાજ્ઞવલ્કય–હે જનકરાજા ! સુષુપ્તિમાં જો કે રતિ તથા ગતિ નથી, છતાં સુષુપ્તિની પ્રાપ્તિ પહેલાં તથા પછી રતિ તથા ગતિ બેઉ વિદ્યમાન છે, તેને ગ્રહણ કરી સુષુપ્તિમાં રતિ તથા ગતિ કહી છે. આ રીતે સુખ દુઃખરૂપ ફળ દેનારાં પુણ્ય પાપરૂપ કર્મ જો કે સુષુપ્તિ અવસ્થામાં નથી, છતાં તે પુણ્ય પાપરૂપ કર્મ સુષુપ્તિ અવસ્થામાં કારણ અજ્ઞાનરૂપ થઇને રહે છે. જો સુષુપ્તિ અવસ્થામાં પુણ્ય પાપરૂપ કર્મનો સર્વથા અભાવ હોય, તો સુષુપ્તિ પછી જાગ્રતાવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં સુખ દુઃખરૂપ ફળની પ્રાપ્તિ હોવી જોઇએ નહિ. પણ જાગ્રત અને સ્વપ્નમાં સુખ દુઃખરૂપ ફળની પ્રાપ્તિ સર્વ જીવોને જણાય છે, માટે સુષુપ્તિ અવસ્થામાં પુણ્ય પાપરૂપ કર્મ કારણ અજ્ઞાનરૂપ થઇને જ રહે છે. વળી સુષુપ્તિમાં આ સ્વયંજ્યોતિ આત્મા પોતાના સ્વપ્રકાશરૂપવડે કારણ અજ્ઞાનનો પ્રકાશ કરે છે. તેથી શ્રુતિએ કહ્યું છે કે, સુષુપ્તિમાં આત્મા પુણ્ય પાપરૂપ કર્મને જૂવે છે. હે જનક ! આ અનાદિ સંસારમાં જીવાત્મા જેમ પૂર્વપૂર્વના સંપ્રસાદરૂપ અનેક સુષુપ્તિ અવસ્થાઓને પામે છે, તેમ આ જીવાત્મા ફરી સુષુપ્તિરૂપ સંપ્રસાદને પામે છે. જીવાત્મા સુષુપ્તિરૂપ સંપ્રસાદમાં જે માર્ગેથી જાય છે તે જ માર્ગવડે તે સુષુપ્તિરૂપ સંપ્રસાદથી બહાર આવે છે. હે જનક ! સુષુપ્તિ અવસ્થાની પૂર્વે જે જાતિવાળો

*સંપ્રસાદ શબ્દનો અર્થ એ થાય છે કે, જેમ શરદૃઋતુમાં જળ કાળપને ત્યાગ કરી નિર્મળ થાય છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં આનંદ સ્વરૂપ સ્વયંજ્યોતિ આત્મા, સ્થૂલ સૂક્ષ્મ શરીરના અભિમાનનો ત્યાગ કરી રહેલો હોય છે.

શરીરયુક્ત જીવાત્મા હોય છે તે જાતિવાળા, શરીરને ધારણ કરી જીવાત્મા સુષુપ્તિને પામી, પછી તેમાંથી બહાર આવે છે. પણ પૂર્વ શરીરથી વિલક્ષણ બીજા શરીરને પ્રાપ્ત થતો નથી. તેમાં વ્યાઘ્ર શરીરયુક્ત થયલો જીવાત્મા જ્યારે સુષુપ્તિ અવસ્થાને પામે છે, ત્યારે તે વ્યાઘ્ર શરીરને ગ્રહણ કરી સુષુપ્તિથી બહાર આવે છે. આ રીતે સિંહ, વૃક, વરાહ, કીટ, મનુષ્ય, આદિ સર્વ પ્રાણીઓ જે જે જાતિવાળા શરીરને યુક્ત થઇ સુષુપ્તિરૂપ સંપ્રસાદને પામે છે, તે તે જાતિવાળા શરીરને ધારણ કરી ફરી સુષુપ્તિથી બહાર આવે છે.

જનક–હે ભગવન્! આ જીવાત્મા સુષુપ્તિરૂપ સંપ્રસાદથી બહાર સ્વપ્નની પ્રાપ્તિ અર્થે આવે છે, એમ જે શ્રુતિએ કહ્યું છે, તે કેમ સંભવે? કારણ કે સુષુપ્તિ પછી સ્વપ્ન જ હોય છે. આ રીતનો નિયમ સર્વદા હોતો નથી. પણ સુષુપ્તિ પછી કદાચિત્ જાગૃત અવસ્થા પણ થાય છે તથા કદાચિત્ સ્વપ્ન પણ આવે છે. આ જીવાત્મા સ્વપ્નની પ્રાપ્તિ માટે સુષુપ્તિથી બહાર આવે છે. શ્રુતિનું આ કહેવું અસંગત નથી, પણ યથાર્થ છે. કારણ કે અહીં સ્વપ્ન શબ્દવડે કેવળ સ્વપ્નાવસ્થાને ગ્રહણ કરવી નહિ, પરંતુ વિપર્યય જ્ઞાનરૂપ વિક્ષેપને ગ્રહણ કરવો. આ વિક્ષેપરૂપતા જેમ સ્વપ્નમાં છે, તેમ જાગ્રતમાં પણ છે. માટે શ્રુતિમાં કહેલ સ્વપ્નપદવડે જાગ્રત તથા સ્વપ્ન બેઉ ગ્રહણ કરવાં.

## આત્મામાં અસંગરૂપતા.

હે જનક! આનન્દસ્વરૂપ આત્મા સુષુપ્તિથી બહાર આવી વિક્ષેપરૂપ સ્વપ્નમાં રહે છે તથા સ્વપ્નમાં રહેલ આ આનંદસ્વરૂપ આત્મા સ્ત્રીના સંભોગાદિ નાના પ્રકારના વિષયોને ભોગવે છે. પણ જેમ ઘટને જોનારો પુરૂષ ઘટાદિક દશ્ય પદાર્થસાથે સંબંધ ધરાવતો નથી, તેમ સ્વપ્નાવસ્થામાં નાના પ્રકારના વિષયને ભોગવનારો આત્મા દશ્યરૂપ વિષય સાથે સંબંધ રાખતો નથી.

જનક–હે ભગવન્! સ્વપ્નમાં દ્રષ્ટા પુરૂષ જેમ રૂપાદિ વિષયને જુવે છે, તેમ 'હું સુખી, હું દુઃખી' એવી પ્રતીતિવડે હું શબ્દના અર્થ આત્માને દ્રષ્ટા પુરૂષ જાણે છે, માટે સ્વપ્નાવસ્થામાં જેમ રૂપાદિક પદાર્થ જ્ઞાનનો વિષય છે, તેમ આત્મા પણ 'હું" એ જ્ઞાનનો વિષય છે. તેથી રૂપાદિક દશ્ય પદાર્થો સાથે જો કે દ્રષ્ટા પુરૂષનો સંબંધ નથી, છતાં આત્મારૂપ દશ્ય પદાર્થ સાથે દ્રષ્ટા પુરૂષનો સંબંધ કેમ ન હોય?

યાજ્ઞવલ્કય–હે જનકરાજા! આત્માવિશિષ્ટ કોઇ પણ પદાર્થને કોઇ પણ પુરૂષ જોવા સમર્થ નથી. જે વાદી પુરૂષ આત્માવિશિષ્ટ પદાર્થમાં જ્ઞાનની વિષયતા માને છે, તેને આત્મામાં પણ બળાત્કારે વિષયતા માનવી પડે છે. કારણ કે જે ધર્મ વિશેષણ તથા વિશિષ્ટ પદાર્થમાં રહે છે, તે ધર્મ વિશેષણમાં પણ અવશ્ય રહે છે. જેમકે 'કાળો ઘડો,' એવા જ્ઞાનની વિષયતા કાળા રંગવાળા ઘડામાં રહે છે, તથા તે વિષયતા નીલરંગરૂપ વિશેષણમાં પણ રહે છે. તેમ આત્માવિશિષ્ટ પદાર્થમાં જ્ઞાનની વિષયતા વિશેષણરૂપ આત્મામાં પણ અવશ્ય રહેશે. જે પુરૂષ વિશેષણને, વિશેષ્યને તથા તે બેઉના સંબંધને નથી જાણતો, તે પુરૂષ વિશિષ્ટ પદાર્થને જાણી શકતો નથી. તેથી વિશિષ્ટ પદાર્થના જ્ઞાનમાં વિશેષણનું તેમ જ વિશેષ્યનું જ્ઞાન તથા તેના સંબંધનું જ્ઞાન, એ ત્રણે જ્ઞાન કારણ છે. જેમ દંડવિશિષ્ટ પુરૂષને વિષય કરવાવાળો 'દંડી પુરૂષ,' એવું વિશિષ્ટ જ્ઞાન દંડરૂપ વિશેષણના જ્ઞાનવિના, પુરૂષરૂપ વિશેષ્યના જ્ઞાન વિના તથા દંડ પુરૂષના સંયોગ સંબંધના જ્ઞાન વિના

કદાપિ થતું નથી. પણ દંડ, પુરૂષ તથા સંયોગ, એ ત્રણે જ્ઞાનથી યુક્ત 'આ દંડી પુરૂષ છે,' એવું વિશિષ્ટ જ્ઞાન થાય છે, તેમ જ જે જ્ઞાન આત્માવિશિષ્ટ પદાર્થને વિષય કરશે, તે જ્ઞાન વિશેષણરૂપ આત્માને પણ અવશ્ય વિષય કરશે. માટે આત્મામાં પણ જ્ઞાનની વિષયતા પ્રાપ્ત થશે.

જનક–હે ભગવન્! આત્મામાં જ્ઞાનની વિષયતા માનવામાં શું હાનિ રહેલી છે?

યાજ્ઞવલ્કય–હે જનક! જેમ જમણા હાથની મુઠ્ઠીવડે જમણા હાથની મુઠ્ઠી ગ્રહણ થઇ શકે નહિ. તેમ આત્માનું ગ્રહણ આત્માવડે કોઇપણ રીતે સંભવે નહિ. જો આત્મામાં પણ જ્ઞાનની વિષયતા માનીએ, તો ઘટની માફક આત્મામાં પણ જડતા પ્રાપ્ત થાય; કારણ જે જે પદાર્થ જ્ઞાનનો વિષય હોય છે, તે જડ હોય છે. જો આત્મા જડરૂપ હોય તો તેનામાં અનાત્મપણું આવે, પરન્તુ તેમાં અનાત્મતા કોઇપણ વાદી માનતો નથી. જો વાદી જડપદાર્થને પણ આત્મારૂપ માને તો જેમ જડ આત્મામાં અનાત્મરૂપતા છે, તેમ જડ ઘટાદિમાં પણ આત્મરૂપતા અવશ્ય માનવી પડે. પણ જડ ઘટાદિમાં કોઇ વાદી આત્મરૂપતા માનતો નથી. આથી સિદ્ધ થાય છે કે, આકાશાદિ વિભુ પદાર્થમાં તથા ઘટાદિ પરિચ્છિન્ન પદાર્થમાં જ્યાં જ્યાં જડતા રહેલ છે, ત્યાં ત્યાં અનાત્મતા હોય છે. માટે આત્મામાં કોઇ જ્ઞાનની વિષયતા નથી. જે વાદીઓ 'હું સુખી, હું દુઃખી' એવા જ્ઞાનની વિષયતા આત્મામાં માને છે, તેઓ ભ્રાન્તિથી માને છે. કારણ કે હું એ જ્ઞાનની વિષયતા અંતઃકરણની વિષયતાનો શુદ્ધ આત્મામાં આરોપ કરી, વાદીઓ આત્માને હું એ જ્ઞાનનો વિષય માને છે. માટે આત્મા કોઇ પણ જ્ઞાનનો વિષય નથી. હે જનક! સ્વપ્નમાં ત્રીસંભોગથી લઇ સર્વ અન્નાદિક દૃશ્ય પદાર્થની સાથે દ્રષ્ટા આત્માનો સંબંધ નથી. કારણ કે આ લોકમાં દ્રષ્ટાનો દૃશ્ય પદાર્થ સાથે સંબંધ હોતો નથી. જેમ ઘટાદિ પદાર્થને જોનાર દ્રષ્ટા પુરૂષનો ઘટપટાદિ દૃશ્ય પદાર્થ સાથે ત્રણે કાળમાં સંબંધ નથી, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષનો સ્વપ્નના દૃશ્ય પદાર્થ સાથે ત્રણે કાળમાં સંબંધ નથી. આ રીતે સ્વપ્નાવસ્થામાં સર્વ સંગથી રહિત અસંગ આત્માને સ્વપ્રકાશરૂપે જાણવાથી અધિકારીને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

દ્વિતીય પ્રશ્નનો ઉત્તર–હે જનક! જેમ દ્રષ્ટા આત્માને સ્વપ્નના પદાર્થો આવૃત કરતા નથી, તેમ દ્રષ્ટા આત્માને જાગ્રતના પદાર્થ પણ આવૃત કરતા નથી. માટે સ્વપ્નાવસ્થાની માફક જાગ્રતાવસ્થામાં પણ આત્મા અસંગ છે.

## જાગ્રત તથા સ્વપ્નાવસ્થાની તુલ્યતા.

હે જનક! જેમ સ્વયંજ્યોતિ આત્મા જાગ્રતના પદાર્થને જોયા પછી સ્વપ્નાવસ્થામાં જાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ તે નાડીરૂપ માર્ગને, પુણ્ય પાપરૂપ કર્મને તથા બુદ્ધિને જોઇ, જાગ્રતાવસ્થામાં આવે છે. જે નાડીરૂપ માર્ગદ્વારા જીવાત્મા સ્વપ્નાવસ્થાને પ્રાપ્ત થાય છે, તે જ નાડીરૂપ માર્ગદ્વારા જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થાય છે. માટે જાગ્રત તથા સ્વપ્ન બેઉ સમાન છે. સ્વપ્નાવસ્થાથી જાગ્રત અવસ્થામાં વિશેષતા એટલી છે કે, જાગ્રત અવસ્થામાં કેવળ બાહ્યપણું છે તથા સ્વપ્નમાં બાહ્યપણું તથા આંતરપણું બેઉ છે. જાગ્રત અવસ્થાની અપેક્ષાએ સ્વપ્નાવસ્થામાં અંતરપણું છે તથા સુષુપ્તિ અવસ્થાની અપેક્ષાએ સ્વપ્નાવસ્થામાં બાહ્યપણું છે. હે જનક! જેમ સ્વપ્નાવસ્થામાં દ્રષ્ટા પુરૂષ દૃશ્ય પદાર્થના સંગથી રહિત છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ દ્રષ્ટા

પુરૂષ દશ્ય પદાર્થના સંગથી રહિત છે. માટે સ્વપ્નાવસ્થાની માફક જાગ્રત અવસ્થામાં પણ દ્રષ્ટા આત્મા અસંગ છે. તાત્પર્ય કે એક મૂર્ત પદાર્થનો બીજા મૂર્ત પદાર્થ સાથે ક્રિયાજન્ય સંયોગ સંબંધ હોય, તેને શાસ્ત્રવેત્તાઓ સંગ કહે છે. જેમ ઘટરૂપ મૂર્ત પદાર્થનો ભૂતલરૂપ મૂર્ત પદાર્થ સાથે જે ક્રિયાજન્ય સંયોગ સંબંધ, તેનું નામ સંગ છે. આ રીતનો સંગ કોઇ પદાર્થ સાથે આત્માનો સંભવે નહિ. કારણ કે આત્મા આકાશની માફક અમૂર્ત તથા વિભુ છે. અમૂર્ત તથા વિભુ પદાર્થમાં કોઈપણ વાદી ક્રિયા માનતો નથી માટે વિભુ આત્માનો ક્રિયાજન્ય સંયોગરૂપ સંબંધ કોઇ પદાર્થ સાથે સંભવતો નથી. સ્વપ્નાવસ્થાની માફક જ જાગ્રત અવસ્થામાં પણ આત્મા અસંગ છે.

તૃતીય પ્રશ્નનો ઉત્તર–હે જનક! જાગ્રત અવસ્થામાં આ આનંદસ્વરૂપ આત્મા સ્વપ્નની માફક પ્રિય સ્ત્રી સાથે ક્રીડાવડે, નાના પ્રકારના માર્ગમાં ગમન કરવાવડે તથા પુણ્યપાપરૂપ કર્મોવડે ઉત્પન્ન થયેલ સુખદુઃખાદિ બુદ્ધિને જોઈ સ્વપ્નાવસ્થાને પામે છે. ત્યાં સ્વપ્નાવસ્થામાં નાના પ્રકારના પદાર્થોને જોઈ, આ સ્વયંજ્યોતિ આત્મા ફરી જાગ્રત અવસ્થાને પામે છે. આ રીતે એક જ સ્વયંજ્યોતિ આત્મા, ક્રમ પ્રમાણે જાગ્રત તથા સ્વપ્નાવસ્થાને પામે છે. જેમ જળથી પૂર્ણ મોટી નદીમાં કોઇ એક મગરમચ્છ નદીને એક કીનારે આવે છે અથવા કોઇ વાર નદીને બીજે કીનારે જાય છે, તેમ એક સ્વયંજ્યોતિ આત્મા કોઇ વાર જાગ્રત અવસ્થાને પામે છે તથા કોઇ વાર સ્વપ્નાવસ્થાને પામે છે. માટે સ્વપ્નના દ્રષ્ટા આત્માથી જાગ્રતનો દ્રષ્ટા આત્મા ભિન્ન નહિ, પણ એક જ છે. આત્મા ક્રમે કરી જાગ્રત તથા સ્વપ્નને પામે છે. એક કાળે આત્માને જાગ્રત તથા સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થવી અમે માનતા નથી. ઉજ્જયિનીપુરીના તથા કાશીપુરીના દૃષ્ટાંતથી જાગ્રત તથા સ્વપ્નના આત્માનો ભેદ સિદ્ધ થતો નથી. પરન્તુ એક તીર્થયાત્રા કરનારો પુરૂષ જેમ કોઇ કાળે કાશીમાં હોય છે તથા કોઇ કાળે ઉજ્જયિનીમાં હોય છે, તેમ એક જ આત્મા કોઇ વાર જાગ્રત અવસ્થાને પામે છે તથા કોઈ વાર સ્વપ્નાવસ્થાને પામે છે.

## સુષુપ્તિમાં આત્મા અસંગ.

હે જનક! જેમ સિંચાણો અથવા ગરુડ પક્ષી ભૂમિની પાસે આકાશમાં રહેલ પોતાના ઘરનો ત્યાગ કરી, અત્યંત દૂર આકાશમાં જાય, તેમ પોતાના ગૃહનો ત્યાગ કરી અત્યંત ઉંચે જવામાં તે પક્ષીને ચાર પ્રકારનું પ્રયોજન હોય છે. એક સ્ત્રીની પ્રાપ્તિ માટે, બીજું ભક્ષણ કરવા યોગ્ય પદાર્થની પ્રાપ્તિ માટે, ત્રીજું અન્ય કોઈ પક્ષીને મારવા માટે તથા ચોથું પોતાની કોઇ ઇચ્છા પૂરી કરવા માટે હોય છે. આ ચાર પ્રકારના પ્રયોજનમાં કોઈ એક પ્રયોજન માટે તે પક્ષી પોતાના માળાનો ત્યાગ કરી, ઉંચે આકાશમાં જાય છે. ત્યાં જઇ તે પક્ષી જ્યારે અત્યંત શ્રમને પામે છે ત્યારે વિશ્રામ કરવા પોતાની બે પાંખનો પોતાના શરીરમાં સંકોચ કરી, પોતાના માળાપ્રતિ ઉતરે છે તથા ત્યાં ગયા પછી વિશ્રાંતિ લે છે; તેમ આ આનંદસ્વરૂપ આત્મારૂપ પક્ષી પણ સુષુપ્તિરૂપ માળાનો ત્યાગ કરી, પુણ્ય પાપરૂપ બે પાંખના બળવડે જાગ્રત સ્વપ્નરૂપ ઉંચા આકાશમાં ઉડી જાય છે, તથા જાગ્રત સ્વપ્નાવસ્થામાં નાના પ્રકારના વિષયભોગરૂપ વ્યાપારવડે જ્યારે અત્યંત શ્રમને પામે છે, ત્યારે પુણ્ય પાપરૂપ બેઉ પાંખોના સંકોચવડે વિશ્રામ મેળવવા સુષુપ્તિરૂપ માળામાં પાછો આવે છે. સુષુપ્તિમાં રહેલ સ્વયંજ્યોતિ આત્મા કોઇ વિષયની ઇચ્છા કરતો

નથી તથા કોઇ વિષયને જોતો નથી. આથી સ્થૂલ તથા સૂક્ષ્મ શરીર સાથે તથા સ્થૂલ સૂક્ષ્મ શરીરના ધર્મ સાથે આત્માનો વાસ્તવિક રીતે સંબંધ નથી. જો તેની સાથે આત્માનો સંબંધ હોત તો સુષુપ્તિ અવસ્થામાં પણ આત્મામાં સ્થૂલ સૂક્ષ્માદિ પદાર્થ પ્રતીત થાત. પણ સુષુપ્તિમાં તે પદાર્થનો લય થવા છતાં આત્મા સાક્ષીરૂપે વિદ્યમાન રહેવાથી સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ સાથે તેનો સંબંધ થતો નથી.

## અજ્ઞાન તથા આત્માનું સ્વરૂપ.

હે જનક ! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાની પ્રાપ્તિ માટે તથા તે અવસ્થાથી બહાર આવવા માટે સ્વયંજ્યોતિ આત્માનો માર્ગ મેં તમને પૂર્વે કહ્યો છે. હૃદયસ્થાનથી એ માર્ગરૂપ નાડીઓ નીકળે છે. તેમાં એકપર એક, એમ સો નાડીઓ પ્રધાન છે તથા પ્રધાન નાડીઓની શાખારૂપ બીજી અનેક કરોડ નાડીઓ છે. એ નાડીઓ એક કેશના હજાર ભાગ કરીએ, તેના સરખી સૂક્ષ્મ છે; તથા તે કેશના વિભાગથી પણ અતિ સૂક્ષ્મ છે. નાડીઓને શાસ્ત્રવેત્તાઓ હિતા કરીને કહે છે. જેમ માતાના સ્તનમાં રહેલ નાડીઓ બાળકને દૂધ આપે છે, જેથી તે નાડીઓ બાળકને હિત કરવાવાળી છે, તેમ સર્વ શરીરમાં રહેલ નાડીઓ પાદથી લઇ મસ્તક પર્યંત સર્વ શરીરમાં અન્નના સૂક્ષ્મ રસને પહોંચાડે છે. તેથી તે નાડીઓ જીવને અત્યંત હિતકારી કહેવાય છે. આથી શાસ્ત્રવેત્તાઓ તે નાડીઓને હિતા કરીને કહે છે. જેમ અમુક નદી જળથી પૂર્ણ હોય છે, તેમ આ નાડીઓ અન્નપાનાદિના વિચિત્ર વર્ણવાળા રસવડે પૂર્ણ હોય છે. જેમ ચિતારાને ઘેર સફેત, કાળાં, પીળાં, ઇત્યાદિ અનેક વર્ણવાળાં પાત્રો હોય છે, તેમ આ શરીરમાં કફને ધારણ કરનારી નાડીઓ શુકલ રસથી પૂર્ણ હોય છે, વાતને ધારણ કરનારી નાડીઓ નીલ રસવડે પૂર્ણ હોય છે તથા પિત્તને ધારણ કરનારી નાડીઓ પીળા રસથી પૂર્ણ હોય છે. અલ્પ પિત્તને ધારણ કરવાવાળી નાડીઓ હરિત રસથી પૂર્ણ હોય છે. રૂધિરને ધારણ કરનારી નાડીઓ લોહિત રસથી પૂર્ણ હોય છે. અહીં નીલ શબ્દવડે કાજળ સમાન શ્યામ વર્ણવાળો પદાર્થ લેવો, હરિત શબ્દથી દૂર્વાંકુરના વર્ણવાળો પદાર્થ લેવો તથા પિંગલ શબ્દવડે સુવર્ણ સમાન પીત વર્ણવાળો પદાર્થ લેવો. જેમ ચિતારો નીલ પીતાદિ બે ત્રણ રંગને એકઠા કરી, અપૂર્વ રંગને ઉત્પન્ન કરે છે, તેમ વાત પિત્તાદિક ધાતુઓના સમૂહથી નાના પ્રકારના વર્ણ ઉત્પન્ન થાય છે. આ રીતે નાડીઓ નાના પ્રકારના વર્ણથી યુક્ત હોય છે. આ નાડીરૂપ માર્ગવડે જીવાત્મા સ્વપ્નને તથા સુષુપ્તિને પામે છે.

## અવિદ્યાનું સ્વરૂપ.

હે જનક ! આ નાડીઓરૂપ માર્ગદ્વારા પ્રાપ્ત થવા યોગ્ય સ્વપ્ન બે પ્રકારનાં છેઃ—એક સુખ દેનારૂં તથા બીજું દુઃખ દેનારૂં. પ્રથમ જાગ્રત અવસ્થાની માફક પુણ્યવડે જોડાયલી અવિદ્યાવડે થયેલું સ્વપ્ન, જીવને સુખ આપે છે તથા પાપ કર્મવડે જોડાયેલી અવિદ્યાવડે થયેલ સ્વપ્ન, જીવને દુઃખ આપે છે. હે જનક ! જેમ જાગ્રત અવસ્થામાં પ્રતિકૂલરૂપે જણાયેલ ચોર આદિ પદાર્થ જીવને દુઃખની પ્રાપ્તિ કરે છે તથા અનુકૂલરૂપે જણાયેલ સ્રક્ ચંદનાદિ પદાર્થ, જીવને સુખની પ્રાપ્તિ કરાવે છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ પ્રતિકૂલ રૂપે કરી જણાયેલ ચોર આદિ પદાર્થ જીવને દુઃખ કરે છે તથા અનુકૂલ પદાર્થ જીવને સુખ કરે છે. માટે જાગ્રત તથા સ્વપ્નના

પદાર્થમાં સ્વરૂપથી વિશેષતા નથી તથા સુખદુઃખની ઉત્પત્તિરૂપ કાર્યથી પણ વિશેષતા નથી, જેથી જાગ્રત તથા સ્વપ્નના પદાર્થ સમાન જ છે. હે જનક ! જેમ આકાશ શસ્ત્રાદિવડે છેદનને પ્રાપ્ત થતું નથી, તેમ આનંદ સ્વરૂપ આત્મા પણ વાસ્તવિક રીતે શસ્ત્રાદિવડે છેદનને પ્રાપ્ત થતો નથી. આનંદ સ્વરૂપ નિર્વિકારી આત્મા જ્યારે અંતઃકરણાદિ ઉપાધિના સંબંધથી સ્વપ્નાવસ્થાને પામે છે, ત્યારે પૂર્વનાં પાપ કર્મને લીધે સ્વપ્નદ્રષ્ટાને ધન મેળવવા માટે ચોરો શસ્ત્રોવડે મારે છે, માંસ ભક્ષણ કરનારાં વાઘ વરૂઆદિ પ્રાણીઓ સ્વપ્નદ્રષ્ટાને તીક્ષ્ણ નખોવડે તથા દાંતવડે છેદન કરે છે તથા તીક્ષ્ણ ખરીથી મારે છે. જેમ આયુષ્યનો ક્ષય થવે પુરૂષને જરાવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ વાસ્તવિક રીતે સર્વ જગતને વશ કરનાર આનંદસ્વરૂપ આત્માને સ્વપ્નાવસ્થામાં કોઇ દુર્બુદ્ધિ ધૂર્ત પુરૂષ પોતાને વશ કરી લે છે. આ ધૂર્ત પુરૂષને વશ થવાથી આત્મા સ્વપ્નમાં અત્યંત દુઃખને પામેછે. જેમ લોકમાં દુર્બુદ્ધિ રાજાના ચાકરો ધન લેવા માટે બળાત્કારે ધનવાનને પોતાને વશ કરી લે છે, તેમ સ્વપ્નમાં જીવાત્માને કોઇ ધૂર્ત બળાત્કારે પોતાને વશ કરે છે તથા વશ થવાથી તે અત્યંત દુઃખને પામે છે. જેમ જાગ્રત અવસ્થામાં રાજાના દ્વારમાં રહેલા હસ્તીના સમાન આકારવાળા કાષ્ઠના હાથીને જોઇ મૂઢ બાળક ભય પામે છે તથા પોતાના ઘર તરફ નાશી જાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં જીવાત્મા મોહરૂપી હાથીને જોઇ ભય પામે છે તથા તેને અતિ દુઃખ પ્રાપ્ત થાય છે. હે જનક ! જેમ જાગૃત અવસ્થામાં સમાનભૂમિમાં રહેલ વિચિત્ર સભાને ખાઈરૂપ જાણી દુર્યોધન માફક કોઇ મૂઢ પુરૂષ તેમાં પડે છે, તેમ સ્વપ્નાવસ્થામાં જીવાત્મા સમાન ભૂમિને ખાઇરૂપ માની તેમાં પડે છે, જેથી તેને અતિ દુઃખ પ્રાપ્ત થાય છે. જાગ્રત અવસ્થામાં પુરૂષ જે જે અપ્રિય પદાર્થને જોઇ ભય પામે છે, તે તે અપ્રિય પદાર્થને જોઇ સ્વપ્નમાં પણ જીવાત્મા ભય પામે છે. આ રીતે અનેક પ્રકારનાં દુષ્ટ સ્વપ્નને જીવાત્મા પાપકર્મને લીધે જુએ છે.

## વિદ્યાનું સ્વરૂપ.

હે જનક ! બ્રહ્મ દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છે, સર્વ જીવના આત્મારૂપ છે, સ્વયંપ્રકાશ છે, સત્ ચિત્ આનંદરૂપ છે તથા અદ્વિતીયરૂપે છે. જે વિદ્યા, અદ્વિતીય બ્રહ્મના વિશેષ સ્વરૂપની સમીપમાં કરામલકની માફક અધિકારીને લઇ જાય અથવા જે, અદ્વિતીય બ્રહ્મના વિશેષ સ્વરૂપનો આત્મારૂપે કરી અધિકારીને પ્રકાશ કરાવે, તે વિદ્યાને શાસ્ત્રવેત્તાઓ બ્રહ્મવિદ્યા કહે છે. તાત્પર્ય કે મહાવાક્યના શ્રવણથી ઉત્પન્ન થયેલ જીવઇશ્વરના ભેદને વિષય કરવાવાળી અંતઃકરણની વૃત્તિવડે ઉપલક્ષિત ચૈતન્યને વિદ્યા કહેવામાં આવે છે. હે જનક ! વિદ્યાથી ભિન્ન અનાત્મા, અસત્, જડ તથા દુઃખરૂપ છે. જેને શાસ્ત્રવેત્તાઓ અવિદ્યા કહે છે. તે અવિદ્યા અજ્ઞાનથી ભિન્ન નથી, પણ અજ્ઞાનરૂપ જ છે. આનંદસ્વરૂપ પરમાત્મા વાસ્તવિક સજાતીય, વિજાતીય તથા સ્વગત, એ ત્રણ પ્રકારના ભેદથી રહિત છે, મન વાણીનો અવિષય છે તથા સ્વપ્રકાશ ચૈતન્યરૂપ છે. આવો નિર્વિકારી આત્મા નાના રૂપને કેવી રીતે પામે છે તથા આવા નિર્વિકાર ચૈતન્ય પરમાત્મામાંથી અસત્ જડ, દુઃખરૂપ આ જગત્ કેવી રીતે ઉત્પન્ન થાય છે ? એવો પ્રશ્ન કોઇએ પૂર્વે અન્ય પુરૂષને કર્યો. તે પ્રશ્ન સાંભળી તેણે 'હું નથી જાણતો,' એવો ઉત્તર આપ્યો. આ અનુભવનો વિષય જે અજ્ઞાન, તે જ અવિદ્યાનું સ્વરૂપ છે.

## સ્વપ્નમાં અવિદ્યાની સ્પષ્ટતા.

હે જનક ! અવિદ્યાના પ્રભાવથી પરમાત્માદેવ સ્વપ્નાવસ્થામાં શસ્ત્રાદિકને જોઇ પોતાને છેદન થયલો માને છે. વળી તે પોતાને દુષ્ટ પુરૂષને વશ થયેલો, સિંહ સર્પાદિને જોઇ ભય પામેલો તથા નાશવાથી મોટી ખાડીમાં પડેલો તથા સ્ત્રી આદિ પ્રિય પદાર્થોના વિયોગથી અતિ દુઃખને પામેલો જુએ છે. આ રીતે અનેક પ્રકારનાં દુઃખને જીવાત્મા પામેલો હોય છે અને તે અવિદ્યાથી પ્રાપ્ત થાય છે. હે જનક ! શ્રુતિએ સ્વપ્નાવસ્થામાં રથાદિ સર્વ પદાર્થોનો અભાવ કહ્યો છે. કારણ કે સુખ દુઃખના કારણ રથાદિ પદાર્થો મહાન્ છે તથા જે હૃદયદેશમાં સ્વપ્ન હોય છે, તે અત્યંત અલ્પ છે. તેથી અલ્પ દેશમાં મહાન્ રથાદિ પદાર્થોની સ્થિતિ હોવી સંભવતી નથી. જાગ્રત અવસ્થામાં રથાદિ પદાર્થની ઉત્પત્તિમાં વિશાળ જગ્યા, દીર્ઘકાળ તથા કાષ્ઠાદિ વિગેરે નાનાં પ્રકારનાં કારણો હોય છે. પણ તેમનો સ્વપ્નાવસ્થામાં અભાવ છે, તેથી સ્વપ્નાવસ્થામાં અલ્પહૃદય પ્રદેશમાં તથા અલ્પ કાળમાં વાસ્તવિક રથાદિ પદાર્થની ઉત્પત્તિ સંભવતી નથી. સ્વપ્નમાં રથાદિ પદાર્થનો અભાવ હોવાથી રથાદિ પદાર્થથી ઉત્પન્ન થયેલ સુખ દુઃખાદિનો પણ વાસ્તવિક રીતે સંભવ નથી. છતાં સ્વપ્ન વિશે સર્વ જીવને આવો અનુભવ થાય છે તથા પુણ્ય પાપના વશથી સુખ દુઃખની પ્રાપ્તિ થાય છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, એ અનુભવસિદ્ધ વસ્તુ છે માટે સ્વપ્નના પદાર્થનું પણ કંઈ કારણ હોવું જોઇએ. વળી લોકપ્રસિદ્ધ દેશકાલાદિ કારણ વિના જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે પદાર્થ સાક્ષાત્ માયાનું કાર્ય છે. જેમ યોગ્ય દેશકાલાદિક કારણ વિના, આકાશાદિમાં ગંધર્વનગર પ્રતીત થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ લોકપ્રસિદ્ધ દેશકાલાદિ કારણ વિના રથાદિ પદાર્થ ઉત્પન્ન થવાથી, તે સાક્ષાત્ માયાનું કાર્ય છે. આ માયા અજ્ઞાનરૂપ અવિદ્યાથી ભિન્ન નથી. આથી માયા એકલી અવિદ્યા નથી,પણ અજ્ઞાનરૂપે છે. આથી અવિદ્યા, અજ્ઞાન ને માયામાં ભેદ નથી.

હે જનક રાજા ! સ્વપ્નમાં રથાદિ જગતને ઉત્પન્ન કરનારી સ્વપ્નદ્રષ્ટા આત્માની શક્તિ અવિદ્યાથી ભિન્ન નથી. પણ તે શક્તિને જ શાસ્ત્રવેત્તાઓ અવિદ્યા કહે છે. શક્તિથી અવિદ્યાને ભિન્ન માનનારને પૂછવું કે, શક્તિ શું કંઇ કાર્ય કરવા સમર્થ છે? તાત્પર્ય કે શક્તિથી જીવાત્મા જાગ્રતના પ્રપંચને પોતાના સ્વપ્નમાં લે છે અથવા તેથી તે બહાર જઈ જાગ્રતના રથાદિ પદાર્થને શું જુવે છે ? આમાંના એકે પક્ષથી શક્તિ અવિદ્યાથી ભિન્ન સિદ્ધ થતી નથી. કારણ કે જાગ્રતાવસ્થામાં જેમ અત્યંત સૂક્ષ્મ સર્પને જો કોઇ પુરૂષ પોતાના કર્ણના સૂક્ષ્મ છિદ્રમાં મૂકે તો તે માયારૂપ અવિદ્યાના બળથી જ મૂકે છે. તેમ સ્વપ્નમાં અંગુષ્ઠ માત્ર પરિમાણવાળા હૃદયાકાશમાં જડ ચેતનરૂપ સર્વ બાહ્ય જગતને સ્થાપન કરવામાં માયારૂપ અવિદ્યાવિના કોનું સામર્થ્ય છે ? સ્વપ્નમાં બહારના પ્રપંચને અંદર લેનારી શક્તિ માયારૂપ અવિદ્યાથી ભિન્ન નથી. જેમ જાગ્રતાવસ્થામાં કોઈ પુરૂષ ભૂમિ લોકમાં રહી, ક્ષણ માત્રમાં સૂર્યલોકને પામી, ફરી ભૂમિ લોકમાં માયારૂપ અવિદ્યાના બળથી આવે છે, તેમ સ્વપ્નમાં શરીરમાં પ્રાણ હોવા છતાં પણ જીવનું ક્ષણમાત્રમાં બીજા દ્વીપવિશે ગમન થાય છે. ક્ષણમાત્રમાં સ્વર્ગલોકને જોઈ ફરી તે ભૂમિલોકમાં આવે છે. આ રીતનાં દુર્ઘટ કાર્યો માયારૂપ અવિદ્યાના બળવિના સંભવે

નહિ. આ રીતે સ્વપ્નમાં જાગ્રતના બાહ્ય પદાર્થનું આવવું તથા જીવાત્માનું બહાર જવું, એ બંને પક્ષો માનવાથી શકિતમાં અવિદ્યારૂપતા સિદ્ધ થાય છે. હે જનકરાય! સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષ પોતાની માયા શકિતના પ્રભાવથી જાગ્રતના બાહ્ય પ્રપંચને ચિત્તમાં લાવે છે અથવા માયા શકિતના પ્રભાવથી જીવાત્મા બહાર જઈ જાગ્રતના પદાર્થને જુવે છે. બન્ને પ્રક્રિયામાં કોઇ શ્રુતિ પ્રમાણ નથી. પણ શ્રુતિ તો સ્વપ્નવિશે હૃદયમાં રથાદિ સર્વ જગતની ઉત્પત્તિ કહે છે, જેથી આ બેઉ પ્રક્રિયા શ્રુતિવિરૂદ્ધ છે. સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષ માયા શકિતથી જો જાગ્રતના પદાર્થને હૃદયમાં લાવતો હોય તો જે સ્ત્રી પુત્રાદિ ચેતન પદાર્થને સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં જુવે છે, તે પુરૂષો જાગ્રત કાળમાં સ્વપ્નદ્રષ્ટાને એમ કેમ કહેતો નથી કે, હે મિત્ર! આજ સ્વપ્નમાં તું મારા હૃદયમાં આવ્યો હતો. આ રીતનું વચન કોઇ કહેતું નથી તથા કોઇ તે માનતું પણ નથી. તેથી જાગ્રતના પદાર્થ સ્વપ્નમાં આવે છે, આ પ્રક્રિયા સર્વ લોકના અનુભવથી વિરૂદ્ધ છે. સ્વપ્નમાં જીવાત્મા જો કદાપિ બહાર જઈ પદાર્થ જોતો હોય તો સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા જે સ્ત્રી પુત્રાદિ બાંધવોને જુવે છે, તેને જાગ્રત અવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા એમ કહેતો નથી કે, હે મિત્રો! આજ રાતના હું તમારા ઘરમાં આવ્યો હતો. આ રીતનું વચન કોઈ કોઇને કહેતું નથી, તેમ માનતું પણ નથી. માટે સ્વપ્નમાં જીવાત્મા બહાર જઇ જાગ્રતના પદાર્થને જુવે છે, એ પ્રક્રિયા પણ અનુભવવિરૂદ્ધ છે. જો કોઇ સ્વપ્નમાં બહારના પદાર્થનું હૃદયમાં આવવું માને અથવા સ્વપ્નદ્રષ્ટાનું બહાર જવું માને તો તેને પૂછવું કે, સ્વપ્નદ્રષ્ટાના હૃદયમાં આવતાં સ્ત્રી પુત્રાદિ ચેતન પદાર્થો સ્વપ્નના સૂક્ષ્મ શરીરવડે વિશિષ્ટ થઇ આવે છે, અથવા જાગ્રતના સ્થૂલ શરીરવડે વિશિષ્ટ થઈ આવે છે? વળી સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા બહાર જઇ સ્વપ્નના સૂક્ષ્મ શરીરવાળાં સ્ત્રી પુત્રાદિ ચેતન પદાર્થને જુવે છે અથવા શું જાગ્રતના સ્થૂલ શરીરવાળા સ્ત્રી પુત્રાદિ ચેતન પદાર્થને જુવે છે? આ બે પક્ષમાં સ્વપ્નદ્રષ્ટા બહાર જઈ સ્વપ્નના સૂક્ષ્મ શરીરવડે વિશિષ્ટ સ્ત્રી પુત્રાદિ ચેતનને જુવે છે, એવો પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે જે સમયે સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્ન થાય છે, તે જ સમયે જો કદાપિ તે સ્ત્રી પુત્રાદિ બાંધવોને પણ સ્વપ્નની પ્રાપ્તિ થતી હોય તો તમારૂં કહેવું સંભવે. પણ સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટાથી જોવાયલા સ્ત્રી પુત્રાદિને તે જ સમયે સ્વપ્ન થવું, આ રીતનો નિયમ જોવામાં આવતો નથી. પણ સ્વપ્નદ્રષ્ટા જેને જોતો હોય છે તે, તે સમયે કોઇ જાગ્રત અવસ્થાને પામેલ હોય છે, સુષુપ્તિને પામેલ હોય છે અથવા કોઇ સ્વપ્નને પણ પામેલ હોય છે. આ પ્રમાણે સર્વને એકે જ સમયે સ્વપ્ન હોતું નથી. માટે સ્વપ્નના સૂક્ષ્મ શરીરવડે વિશિષ્ટ સ્ત્રી પુત્રાદિને સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં બહાર જઈ જુવે છે અથવા તેને હૃદય દેશમાં લાવી જુવે છે, આ રીતનો પ્રથમ પક્ષ સંભવી શકતો નથી. તેમ જ જાગ્રતના સ્થૂલ શરીરવડે વિશિષ્ટ સ્ત્રી પુત્રાદિ પદાર્થને સ્વપ્નદ્રષ્ટા બહાર જઈ જુવે છે અથવા તે પદાર્થો તેના હૃદયપ્રદેશમાં આવે છે, એવો બીજો પક્ષ પણ સંભવિત નથી. કારણ કે સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા હૃદય પ્રદેશની અંદર અથવા બહાર જઇ જોયેલી સ્ત્રી પુત્રાદિ પદાર્થોને જાગ્રત અવસ્થા પામ્યા પછી જુવે છે, છતાં જાગ્રતમાં જે ભૂષણાદિકવાળાં સ્ત્રી પુત્રાદિ ચેતન પદાર્થને જુવે છે, તેવાં જ ભૂષણાદિકવાળાં સ્ત્રી પુત્રાદિ ચેતનરૂપ પદાર્થને સ્વપ્નમાં જોતો

નથી, પણ જાગ્રતથી વિલક્ષણ સ્વપ્ન વિષે જોતો હતો. માટે જાગ્રતના સ્થૂલ શરીરવડે વિશિષ્ટ સ્ત્રી પુત્રાદિકનું સ્વપ્નમાં દર્શન થાય છે, તે પણ સંભવતું નથી. વળી સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નના સૂક્ષ્મ શરીરવિશિષ્ટ સ્ત્રી પુત્રાદિકને પોતાના હૃદયદેશમાં જુવે છે અથવા શું બહાર જઈ જુવે છે? આ રીતના પ્રથમ પક્ષમાં બીજું એક દૂષણ રહે છે, તે એ કે જ્યારે દેવદત્તને સ્વપ્નમાં યજ્ઞદત્તનું દર્શન થાય છે, ત્યારે યજ્ઞદત્તને પણ દૈવયોગથી સ્વપ્નમાં દેવદત્તનું દર્શન થાય છે. પછી બેઉને જાગ્રત અવસ્થામાં આ રીતનો વાદવિવાદ થવો જોઇએ કે, હે યજ્ઞદત્ત! રાત્રીમાં તું મારા હૃદયદેશમાં આવ્યો હતો. હે દેવદત્ત! આ વાત તું ખોટી કહે છે. રાત્રીના તું મારા હૃદયમાં આવ્યો હતો. આ રીતનો બેઉનો પરસ્પર વિવાદ થવો જોઇએ, પણ તેવો વિવાદ થતો નથી, માટે સ્વપ્નમાં જાગ્રતના પદાર્થ સ્વપ્નદ્રષ્ટાના હૃદયમાં આવે છે અથવા સ્વપ્નદ્રષ્ટાના શરીરથી બહાર જઈ જાગ્રતના પદાર્થને જુવે છે, આ બેઉ પ્રકારની પ્રક્રિયા શ્રુતિપ્રમાણથી તથા લોકાનુભવથી વિરૂદ્ધ છે, જેથી તે બેઉનો ત્યાગ કરવો.

જનક—આ બેઉ પ્રક્રિયા ત્યાગ કરશો ત્યારે કઇ પ્રક્રિયા માનશો?

યાજ્ઞવલ્કય—હે જનક! સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પોતાના હૃદયથી જોવાયલા સર્વ ચેતન તથા અચેતન પદાર્થો માયા શક્તિવડે શરીરની અંદરથી ઉત્પન્ન થતા હોવાથી માયામય છે. હે જનકરાય! સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં બીજી જગાએ રહેલા રાજાના મહેલને પોતાની અલ્પ કોટડીમાં જુવે છે, મહાન્ વિસ્તારવાળા સમુદ્રને પોતાના ઘરના દ્વારમાં જુવે છે, તેને અલ્પ ખાબોચીઉં જાણી ઓળંગી જાય છે, આ રીતે અનેક પ્રકારના મિથ્યા પદાર્થને સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં જુવે છે. પ્રત્યેક સ્વપ્નદ્રષ્ટાના શરીરથી માંડી સુખદુઃખ દેવાવાળા સર્વ સ્વપ્નના જડ ચેતન પદાર્થો માયામય છે.

જનકઃ—માયામય સ્વપ્નના પદાર્થનું ઉપાદાન કારણ નથી તો પછી આશ્રય કોણ છે?

યાજ્ઞવલ્કયઃ—स हि सर्वस्य कर्ता—સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્નના પદાર્થનો કર્તા છે. આમ શ્રુતિના કહેવાથી માયામય સ્વપ્ન પદાર્થનો માયા વિશિષ્ટ સ્વપ્નદ્રષ્ટા જ ઉપાદાન કારણ તથા આશ્રય છે. આ રીતનો સિદ્ધાંત શ્રુતિ તથા યુક્તિથી સિદ્ધ થાય છે. સ્વપ્નમાં જાગ્રતનો પ્રપંચ અંદર આવે છે અથવા તે બહાર જઇ જાગ્રતના પ્રપંચને જુવે છે, આ બેઉ રીતની પ્રક્રિયા નિષ્ફળ છે. સ્વપ્નના પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાવાળાં સ્વપ્નદ્રષ્ટાના અજ્ઞાનને જ માયા શબ્દ તથા અવિદ્યા શબ્દવડે કહેવાયલું છે. જેમ સ્વપ્નમાં આ પુરૂષ જડ ચેતનરૂપ જગતને જુવે છે, તેમ જાગ્રતમાં પણ આત્મા અવિદ્યાથી જડ ચૈતન્યરૂપ જગતને જુવે છે. માટે જાગ્રત તથા સ્વપ્નમાં દ્રષ્ટારૂપે આત્માનો પણ ભેદ નથી, તેમ દૃશ્યરૂપે અનાત્મ પદાર્થનો પણ ભેદ નથી. માટે ખરૂં જોતાં જાગ્રત તથા સ્વપ્નમાં કાંઇ વિલક્ષણતા નથી, પણ બન્ને સમાન છે. આ કહેવાથી વાસ્તવિક રીતે ભય દુઃખ રહિત અદ્વિતીય આત્મા જાગ્રત તથા સ્વપ્નમાં દુઃખને તથા ભયને પોતા વિશે જે માને છે, તે અવિદ્યાને લીધે માને છે.

## આત્માના સ્વરૂપનું સુષુપ્તિમાં વર્ણન.

હે જનક! જીવાત્મા નાડીઓરૂપ માર્ગવડે સ્વપ્ન તથા સુષુપ્તિને પામે છે, તે મેં તમને કહ્યું તથા નાડીઓરૂપ માર્ગવડે પ્રાપ્ત થવા

યોગ્ય સ્વપ્નનો વિસ્તાર પણ મેં તમને કહ્યો. હવે તે જ આત્મા તે નાડીઓરૂપ માર્ગવડે જે સંપ્રસાદ નામની સુષુપ્તિને પામે છે, તેના સ્વરૂપનું વર્ણન કહું, તે તમે ચિત્ત દઇ સાંભળો. હૃદયાકાશમાં ઇંદ્રિરૂપ આત્મા નાડીઓરૂપ માર્ગવડે જાય છે. ત્યાં આત્મા પોતાના સ્વરૂપથી થયેલ સ્વપ્રકાશરૂપ બોધને પામે છે. આથી ઇંદ્રરૂપ આત્માને શ્રુતિ દેવશબ્દ કરી કહે છે. વળી આ આત્માદેવ બીજા પ્રકાશની અપેક્ષા વિના પોતાના સ્વયંજ્યોતિ રૂપવડે પ્રકાશે છે, માટે શ્રુતિએ આત્માને રાજા કહ્યો છે. પરમાત્મા દેવ નાડીઓરૂપ માર્ગવડે સુષુપ્તિને પામે છે, જેમાં જાગ્રત તથા સ્વપ્નના પદાર્થો લય ભાવને પામેલા હોય છે. વળી અંધકારની માફક આવરણ કરવાવાળું સર્વ અજ્ઞાન પણ સુષુપ્તિમાંસ્પષ્ટ પ્રતીત થતું નથી. જો કે સુષુપ્તિમાં અજ્ઞાન તથા સુખનો વિષય કરવાથી અજ્ઞાનની વૃત્તિ સિદ્ધાંતમાં માની છે, છતાં તે અજ્ઞાનની સૂક્ષ્મ વૃત્તિમાં અજ્ઞાનનું સ્પષ્ટરૂપે ભાન થતું નથી. આ રીતની સુષુપ્તિ અવસ્થાને જીવાત્મા, નાડીરૂપ માર્ગવડે મેળવે છે. હૃદયાકાશમાં રહેલ સત્ય સ્વરૂપ પરમાત્મા સાથે જીવાત્મા જ્યારે અભેદ ભાવને પામે છે ત્યારે આ જીવાત્મા મુક્ત પુરૂષ સમાન હોય છે. કારણ કે જે પુરૂષ સર્વ જગતને આત્મારૂપે જાણે છે, તેને શાસ્ત્રમાં મુક્ત કહે છે. આ રીતનું મુક્ત પુરૂષનું લક્ષણ સુષુપ્ત જીવાત્મામાં પણ ઘટે છે. કારણ કે સર્વ જગતના આત્મારૂપ પરમાત્મા સાથે અભેદ ભાવને પામી, જીવાત્મા પણ સર્વ જગતને આત્મારૂપે જાણે છે, માટે સુષુપ્તિવાળો જીવાત્મા મુક્ત પુરૂષ સમાન છે.

જનક—હે ભગવન્ ! સુષુપ્તિને પામેલા જીવાત્માને મુક્ત પુરૂષની સમાનતા કેવી રીતે સંભવે ? કારણ કે મુક્ત પુરૂષનું અજ્ઞાન તથા અજ્ઞાનનું કાર્ય પ્રપંચ, જ્ઞાનરૂપ અજ્ઞાનવડે નાશ પામે છે તથા સુષુપ્તિ જીવનું કાર્ય પ્રપંચ જો કે નાશ પામે છે, છતાં કારણરૂપ અજ્ઞાન નાશ પામતું નથી. માટે સુષુપ્ત જીવાત્માની મુક્ત પુરૂષ સાથે સમાનતા સંભવે નહિ.

યાજ્ઞવલ્કયઃ—હે જનક ! મુક્ત પુરૂષ તથા સુષુપ્ત પુરૂષની સર્વ અંશે સમાનતા હું માનતો નથી. પણ જેમ સર્વ દુઃખથી રહિત ભૂમા આનંદમાં મુક્ત પુરૂષની સ્થિતિ હોય છે, તેમ તે ભૂમા આનંદમાં સુષુપ્તની પણ સ્થિતિ હોય છે. આટલે જ અંશે સુષુપ્ત તથા મુક્ત પુરૂષો સમાન છે. અર્થાત્ સુષુપ્તમાં આત્મા વિદ્યમાન છતાં ત્યાં સર્વ કાર્ય પ્રપંચનો અભાવ હોય છે, જેથી તે કાર્યપ્રપંચ, આત્માનો સ્વભાવ નથી. જો કાર્ય પ્રપંચ આત્માનો સ્વભાવ હોય તો સુષુપ્તિમાં પણ આત્માનો સત, ચિત્ તથા આનંદ સ્વભાવની માફક કાર્ય પ્રપંચ પણ આત્મામાં રહે. પણ સુષુપ્તિમાં કાર્ય પ્રપંચની પ્રતીતિ હોતી નથી, માટે કાર્ય પ્રપંચ, આત્માનો સ્વભાવ નથી. આ રીતે મુક્ત અવસ્થામાં આત્મા વિદ્યમાન છતાં કારણરૂપ અજ્ઞાન રહેતું નથી. માટે કારણ અજ્ઞાન પણ આત્માનો સ્વભાવ નથી. જો કારણ અજ્ઞાન આત્માનો સ્વભાવ હોયતો જેમ મુક્ત અવસ્થામાં સત્, ચિત્ તથા આનંદાદિ આત્માના સ્વભાવો પ્રતીત થાય છે, તેમ કારણ અજ્ઞાન પણ પ્રતીત થાય. પણ મુક્તાવસ્થામાં કારણ અજ્ઞાન પ્રતીત થતું નથી. તેથી કારણ અજ્ઞાન પણ આત્માનો સ્વભાવ નથી. હે જનક ! મુક્ત તથા સુષુપ્ત પુરૂષથી પ્રાપ્ત થવા યોગ્ય આનંદ સ્વરૂપ પરમાત્મા દેવ સ્વર્ગાદિ સર્વ અનાત્મ લોકથી ઉત્કૃષ્ટ છે. માટે શ્રુતિએ પરમાત્માને પરમ લોક કહ્યો છે.

## લોકનો અર્થ આત્મા.

ગુરૂ શાસ્ત્રના ઉપદેશવડે અધિકારી માણસ જે પદાર્થને જાણે છે, તેનું નામ લોક છે. આ રીતનો લોક શબ્દનો અર્થ આનંદસ્વરૂપ આત્મામાં ઘટે છે. કારણ કે વિષયવાસના રહિત ઉત્તમ અધિકારીઓ આ જન્મમાં ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશથી આનંદસ્વરૂપ આત્માને જાણે છે તથા ઉપાસક પુરૂષ બ્રહ્મલોકમાં જઇ આનંદસ્વરૂપ આત્માને જાણે છે. આ આનંદસ્વરૂપ આત્મા પરમ લોક છે અને તેનાથી ભિન્ન સ્વર્ગાદિક લોક મિથ્યા છે. માટે સ્વર્ગાદિ લોકનું ગુરૂ તથા શાસ્ત્ર બોધન કરતાં નથી. આનંદસ્વરૂપ આત્મા જાતિ, ગુણ, ક્રિયા તથા સંબંધઈત્યાદિ સર્વ ધર્મથી રહિત હોવાથી વેદના ગાયત્રીઆદિ છંદના પરમાત્મા વિષય નથી, જેથી શ્રુતિએ પરમાત્મા દેવને અતિ છંદ કહ્યા છે. પરમાત્મામાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળમાં પાપ કર્મનો સંબંધ નથી. માટે શ્રુતિએ તેને અપહત પાપ્મા કહ્યા છે. સુષુપ્તિમાં પરમાત્મા સર્વ ભેદથી રહિત છે, જેથી તેમાં કિંચિત્ માત્ર પણ ભય નથી, તેથી તેને અભય કહ્યા છે. સુષુપ્તિમાં પરમાત્માને ભય ન હોવાનું કારણ એટલું જ કે, ભેદ જ્ઞાનરૂપ ભયનું કારણ સુષુપ્તિમાં હોતું નથી. અહીં શ્રુતિમાં કહ્યું છે કે, 'द्वितीयाद्वै भयं भवति–દ્વિતીય પદાર્થથી જીવને ભય લાગે છે.' પોતાથી ભિન્ન જે પદાર્થ ભયનું કારણ હોય છે, તે સ્વરૂપ ભયનું કારણ નથી, પણ દુઃખના કારણરૂપે જણાયલા પદાર્થો ભયનું કારણ હોય છે. જેમ દુઃખના કારણરૂપે જણાયલા સિંહ સર્પાદિ પદાર્થો લોકને ભય ઉત્પન્ન કરે છે, માટે દુઃખ જ ભયનું કારણ છે. ભયના કારણરૂપ દુઃખ સ્વપ્રકાશ પરમાત્મામાં હોતું નથી. માટે દુઃખરૂપ કારણના અભાવથી પરમાત્મામાં ભયની પ્રાપ્તિ સંભવે નહિ. સુષુપ્તિમાં દુઃખ ન થવાનું કારણ એ છે કે, દેહધારીને જે દુઃખ થાય છે, તે અપ્રિય પદાર્થના વિશેષ જ્ઞાનથી થાય છે. જાગ્રતમાં સિંહસર્પાદિ અપ્રિય પદાર્થના અજ્ઞાનથી જીવને દુઃખ થાય છે, માટે અપ્રિય પદાર્થનું વિશેષ જ્ઞાન, જે જીવના દુઃખનું કારણ હોય છે,તે વિશેષ જ્ઞાન સુષુપ્તિમાં હોતું નથી. તેથી વિશેષ જ્ઞાનરૂપ કારણનો અભાવ થવાથી કાર્યરૂપ દુઃખ પણ પરમાત્મામાં સંભવતું નથી. હે જનક ! જેમ અત્યંત પ્રિય સ્ત્રીને આલિંગન કરતો કામી પુરૂષ તે સમયે સર્વ વિશેષ જ્ઞાનથી રહિત હોય છે. કારણ કે તે સમયે, કામી ધન પુત્રાદિ બાહ્ય પદાર્થને પણ જાણતો નથી, અંતરના પદાર્થને પણ જાણતો નથી તથા પોતાને અને પોતાની પ્રિય સ્ત્રીને પણ વિશેષે કરી જાણતો નથી. આ સમયે સર્વ દુઃખનો અભાવ જેમ તમને તથા અન્ય લોકને અનુભવસિદ્ધ છે, તેમ સુષુપ્તિમાં પણ જીવાત્મા, પરમાત્મા સાથે અભેદભાવને પામી, સર્વ વિશેષ જ્ઞાનથી રહિત હોય છે. કારણ કે તે સમયે આ જીવાત્મા બહારના ભૂત ભૌતિક પદાર્થને પણ જાણતો નથી, અંતરના ઇન્દ્રિયાદિક પદાર્થને પણ જાણતો નથી, સુષુપ્તિમાં વિદ્યમાન માયારૂપ અજ્ઞાનને પણ જાણતો નથી તથા ઇન્દ્રાણી સહિત આત્મારૂપ ઇન્દ્ર, હૃદયાકાશને પામી જે સુખને પામે છે, તે સુખને પણ વિશેષે કરી જાણતો નથી. માટે સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ સુષુપ્તિમાં હોય છે, જેથી ત્યાં જરા પણ દુઃખની પ્રાપ્તિ જીવને હોતી નથી. હે જનક ! સુષુપ્તિ તથા મુક્ત અવસ્થામાં પ્રાપ્ત થવા યોગ્ય આનંદ સ્વરૂપ આત્મા જ સર્વ જગતના ઉપાદાન કારણરૂપે છે. આ લોકમાં ઉપાદાન કારણની પ્રાપ્તિવડે તેના કાર્યની

પણ અવશ્ય પ્રાપ્તિ થાય છે. જેમ સુવર્ણ પ્રાપ્ત થવાથી તેનાં કાર્ય કુંડલાદિ ભૂષણની અવશ્ય પ્રાપ્તિ થાય છે, તેમ સર્વ જગતનું ઉપાદાન કારણ પરમાત્માની પ્રાપ્તિ થવાથી સર્વ ધન પુત્રાદિ પદાર્થો પણ પ્રાપ્ત થાય છે, તેથી શ્રુતિએ પરમાત્માને આપ્તકામ કહ્યો છે. હે જનક ! જેમ સુવર્ણના ત્યાગથી કુંડલાદિ ભૂષણ રહેતું નથી, તેમ આનંદ સ્વરૂપ પરમાત્માના ત્યાગથી જીવને ધન પુત્રાદિ અનાત્મ પદાર્થમાં કામના રહેતી નથી. પણ આનંદ સ્વરૂપ આત્મામાં સર્વ જીવની કામના હોય છે, માટે શ્રુતિએ પરમાત્માને આપ્તકામ કહ્યો છે. વાસ્તવિક રીતે આત્મામાં કામના સંભવતી નથી; કારણ કે અપ્રાપ્ત પદાર્થમાં જીવની કામના હોય છે, પણ પ્રાપ્ત પદાર્થમાં કોઇ જીવની કામના હોતી નથી. વળી આ આનંદ સ્વરૂપ પરમાત્મા સર્વ જીવના આત્મારૂપ છે, માટે તે નિત્યપ્રાપ્ત છે. નિત્યપ્રાપ્ત પરમાત્મામાં કામના સંભવતી નથી, માટે શ્રુતિએ પરમાત્માને અકામ કહ્યો છે. સર્વ દુઃખનું કારણ કામના હોવાથી જ પુરૂષમાં શોકાદિ વિચાર ઉત્પન્ન થાય છે. કામના રહિત પુરૂષમાં શોકાદિ વિચાર ઉત્પન્ન થતા નથી. તેથી સુષુપ્તિમાં આત્મા સર્વ કામના રહિત હોવાથી તેમાં શોકાદિ વિકાર સંભવતો નથી, માટે શ્રુતિએ પરમાત્માને અશોક કહ્યો છે.

## પરમાત્મામાં અધ્યાસનો અભાવ.

હે જનક ! સુષુપ્તિવડે પ્રાપ્ત થવા યોગ્ય પરમાત્મા 'अहं तथा मम' અધ્યાસથી રહિત તથા પુણ્ય પાપરૂપ કર્મથી રહિત હોય છે. માટે તે પરમાત્મામાં સ્થૂલ શરીરનો ઉત્પન્ન કરનાર પિતા અપિતાભાવને, માતા અમાતાભાવને તથા સ્ત્રીઆદિથી લઈ પુત્રાદિ બાંધવો અબાંધવભાવને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે સુષુપ્તિમાં 'આ મારો પિતા, આ મારી માતા, આ મારો બાંધવ,' આ રીતની મમતાનો અધ્યાસ હોતો નથી. હે જનક ! સુષુપ્તિવિશે પરમાત્મામાં શબ્દ સ્પર્શાદિ વિષય અવિષયભાવને પામે છે, વાક્ આદિ ઇન્દ્રિયો અનિંદ્રિયભાવને પામે છે, અગ્નિ આદિક દેવતાઓ અદેવતાભાવને પામે છે તથા ઋગ્વેદાદિ ચારે વેદો અવેદભાવને પામે છે. આ રીતે સુષુપ્તિમાં મમત્વ અધ્યાસનો અભાવ હોય છે.

હે જનક ! વળી સુષુપ્તિમાં અહંતારૂપ અધ્યાસ હોતો નથી. સુવર્ણની ચોરી કરનારા ચોરને 'હું ચોર છું' આ રીતનો અહંઅધ્યાસ સુષુપ્તિમાં હોતો નથી. યજ્ઞ, યજ્ઞ કરનાર બ્રાહ્મણ,ક્ષત્રિય તથા વૈશ્ય; શાસ્ત્રવેત્તા બ્રાહ્મણ તથા બ્રાહ્મણભાવને પ્રાપ્ત થનાર ગર્ભ, આ ચારેને શાસ્ત્રમાં ભ્રૂણ કહે છે તથા તેના મારનારને ભ્રૂણહા કહેવામાં આવે છે. આવો ભ્રૂણહા પુરૂષ સુષુપ્તિમાં ભ્રૂણહાભાવથી રહિત હોય છે. બ્રાહ્મણી સ્ત્રીમાં શૂદ્ર પુરૂષથી ઉત્પન્ન થયેલ પુત્રને ચાંડાલ કહેવામાં આવે છે. આ ચાંડાલ પણ સુષુપ્તિમાં ચાંડાલભાવથી રહિત હોય છે. ક્ષત્રિયાણીમાં શૂદ્રથી ઉત્પન્ન થયેલ પુત્ર જેને પુલ્કસ કરી કહેવામાં આવે છે અથવા કોઇ નીચ જાતિવાળા પુરૂષનું નામ પુલ્કસ છે. આ પુલ્કસપણાનો સુષુપ્તિમાં અભાવ હોય છે. સંન્યાસી સંન્યાસભાવથી રહિત તથા વાનપ્રસ્થાશ્રમી વાનપ્રસ્થાશ્રમભાવથી રહિત સુષુપ્તિમાં હોય છે. અર્થાત્ 'આ મારાં માબાપ' ઈત્યાદિ મમતાને વિષય કરવાવાળા સર્વ અધ્યાસો, તેમ 'હું બ્રાહ્મણ, ચોર, સંન્યાસી' ઇત્યાદિ અહંતાનો વિષય કરવાવાળો અધ્યાસ, આ સર્વ રીતના અહંમમ અધ્યાસો સુષુપ્તિવિશે આત્મામાં હોતા નથી.

## અધ્યાસરૂપ કાર્યઅવિદ્યા.

સુષુપ્તિમાં પરમાત્મા સાથે અભેદભાવને પામેલા જીવાત્મામાં અહં અધ્યાસ તથા મમ અધ્યાસ, આ બે પ્રકારનો અધ્યાસ હોતો નથી. વળી પુણ્ય પાપરૂપ કર્મ પણ હોતું નથી, માટે સુષુપ્તિમાં પરમાત્મા શોકથી માંડી સર્વ અંતઃકરણના ધર્મોથી રહિત હોય છે. વળી જાગ્રત તથા સ્વપ્ન વિશે જીવાત્મામાં અહંમમ અધ્યાસ વિદ્યમાન હોવાથી, તેમ પુણ્ય પાપરૂપ કર્મ પણ વિદ્યમાન હોવાથી, જાગ્રત સ્વપ્નમાં જીવાત્મા પુત્રાદિ પ્રિય પદાર્થના વિયોગથી તથા સિંહ સર્પાદિ અપ્રિય પદાર્થના સંયોગથી અનેક પ્રકારના શોકને પામે છે. આવા અગ્નિ સમાન દાહ કરવાવાળા શોકરૂપ સમુદ્રને જીવાત્મા જાગ્રત તથા સ્વપ્નમાં તરી શકતો નથી, પણ સુષુપ્તિમાં સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થયેલ જીવાત્મા શોકરૂપ સમુદ્રને તરે છે.*

જનક–હે ભગવન્! સુષુપ્તિમાં આત્મા સર્વ વિશેષ જ્ઞાનથી રહિત છે, આ રીતનું આપનું કહેવું સંભવતું નથી. કારણ કે જ્ઞાન રહિત પદાર્થ ઘટપટાદિ માફક જડ છે. માટે સુષુપ્તિમાં આત્મા જ્ઞાનથી રહિત હોવાથી જડ કેમ ન કહેવાય?

યાજ્ઞવલ્કય–હે જનક! સુષુપ્તિમાં આત્મા જો કે પોતાના સ્વરૂપથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે યુક્ત છે, છતાં સુષુપ્તિમાં આત્મા પોતાથી ભિન્ન કોઈ દ્વૈત પ્રપંચને જોતો નથી. આ રીતના અભિપ્રાયથી સુષુપ્તિમાં સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ કહ્યો છે. જેમ આકાશ સર્વ પદાર્થમાં વ્યાપક છે, તેમ શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ આ પાંચ જ્ઞાનેંદ્રિયોવડે ઉત્પન્ન થયેલ અંતઃકરણની વૃત્તિમાં પ્રતિબિંબરૂપે આત્માની ચૈતન્ય શક્તિ વ્યાપક છે તથા વાક્ આદિ કર્મેન્દ્રિયના વ્યાપારમાં ચૈતન્ય શક્તિ વ્યાપક છે. આ રીતની આત્માની ચૈતન્ય શક્તિ સુષુપ્તિમાં પણ વિદ્યમાન છે. માટે સુષુપ્તિમાં સ્વપ્રકાશ આત્મા ઘટાદિની માફક અજ્ઞાનરૂપ, જડરૂપ તથા અસત્‌રૂપ થઇ શકે નહિ. જાગ્રત અવસ્થામાં આત્મા શ્રોત્ર ઇંદ્રિયવડે શબ્દને જાણે છે, ત્વક્‌વડે સ્પર્શને જાણે છે, ચક્ષુ ઇંદ્રિયવડે રૂપને જાણે છે, રસન ઇંદ્રિયવડે રસને જાણે છે, ઘ્રાણ ઇંદ્રિયવડે ગંધને જાણે છે, વાક્ ઇંદ્રિયવડે શબ્દના ઉચ્ચારણને કરે છે, હસ્ત ઇંદ્રિયવડે પદાર્થને ગ્રહણ કરે છે, પાદ ઇંદ્રિયવડે ગમન આગમન કરે છે, ઉપસ્થ ઇંદ્રિયવડે આનંદને પામે છે, પાયુ ઇંદ્રિયવડે મલાદિનો ત્યાગ કરે છે, મનથી સંકલ્પ વિકલ્પ કરે છે, બુદ્ધિવડે નિશ્ચય કરે છે, ચિત્તવડે સ્મરણ કરે છે તથા અહંકારવડે અભિમાન કરે છે. આ રીતે અનેક પ્રકારના વ્યાપારને જીવાત્મા જાગ્રત અવસ્થામાં કરે છે, પણ સુષુપ્તિને પામી આત્મા તે વ્યાપાર કરતો નથી. તેનું કારણ એટલું જ કે, સુષુપ્તિમાં શ્રોત્રાદિ ઇંદ્રિયો તથા શબ્દાદિ વિષયોથી લઇ સર્વ દ્વૈત પ્રપંચનો અભાવ હોય છે. માટે સુષુપ્તિમાં કોઈ વ્યાપાર હોતો નથી. સુષુપ્તિમાં આત્માનું ચૈતન્યરૂપ જ્ઞાન ન હોવાથી તેમાં કોઇ પણ રીતનો વ્યાપાર હોતો નથી, એવા અર્થમાં શ્રુતિનું તાત્પર્ય નથી, પણ જેમ કાષ્ઠરૂપ ઉપાધિવાળો અગ્નિ દાહને કરે છે, અન્નાદિને પકાવે છે તથા પ્રકાશ કરે છે, પણ તે અગ્નિ કાષ્ઠરૂપ ઉપાધિથી રહિત થયલો તથા રાખથી આવૃત થયલો દાહાદિ કાર્યને કરતો નથી, તેમ જાગ્રતમાં ઇંદ્રિયાદિ ઉપાધિવાળો જીવાત્મા નાના પ્રકારના વ્યાપાર કરે છે. સુષુપ્તિમાં શ્રોત્રાદિ ઇન્દ્રિયનો તથા શબ્દાદિ વિષયનો કારણ અજ્ઞાનમાં લય થાય છે, તેથી સુષુપ્તિમાં વિદ્યમાન આત્મા કોઇ પણ વ્યાપાર કરતો નથી. જેમ અગ્નિના સ્વરૂપવડે થયલો પ્રકાશ કાષ્ઠના નાશ થવાથી નાશ થતો નથી, તેમ સુષુપ્તિમાં વિષય ઇન્દ્રિયરૂપ ઉપાધિનો લય થવા છતાં આત્માના સ્વરૂપથી થયલું જ્ઞાન નાશ પામતું નથી. કારણ કે પદાર્થનું સ્વરૂપ, પદાર્થ વિદ્યમાન હોતાં કદી નાશ પામતું નથી, પણ તે પદાર્થનો નાશ

*જેટલો જેટલો ન્યાય સંબંધી વિષય છે, તે ન્યાય નહિ જાણનારને મૂકી દેવો સુગમ પડે, માટે નાના ટાઇપમાં લીધો છે.

થવાથી તેના સ્વરૂપનો નાશ થાય છે. જેમ અગ્નિના સ્વરૂપથી થયેલ ઉષ્ણતા તથા પ્રકાશરૂપતા અગ્નિના નાશવિના કોઇ ઉપાયવડે નાશ થઈ શકતી નથી, પણ અગ્નિના નાશ થવાથી જ તેના સ્વરૂપનો નાશ થાય છે, તેમ સુષુપ્તિમાં દ્રષ્ટા આત્મા અવિનાશી હોવાથી દ્રષ્ટા આત્માનો નાશ થતો નથી. પણ દ્રષ્ટા આત્માનો નાશ ન થવા છતાં તેના સ્વરૂપભૂત સ્વપ્રકાશ જ્ઞાનરૂપ દૃષ્ટિનો પણ નાશ થતો નથી. હે જનક ! જે વાદીઓ આત્માના નાશને માને, તેમને પૂછવું કે, દ્રષ્ટા આત્માનો નાશ કોઇ કારણવડે થાય છે, અથવા કોઇ કારણ વિના દ્રષ્ટા આત્માનો નાશ થાય છે? આત્માના નાશ કોઇ કારણવડે થાય છે, એ પ્રથમ પક્ષ માને તો તેને પૂછવું કે, આત્માનો નાશ આત્માથી ભિન્ન છે અથવા આત્મસ્વરૂપ જ છે? તેમાં આત્માનો નાશ આત્મસ્વરૂપ છે, એવો બીજો પક્ષ વાદી માને તો તે સંભવે નહિ. કારણ કે આત્માનો નાશ આત્મારૂપ છે, આમ કહેવાથી સિદ્ધ થાય છે કે, જે આનંદસ્વરૂપ આત્માને વાદી આત્માનો નાશ કરી કહે છે, તે ચેતન આત્માને અમે આત્મા એ નામે કરી કહીએ છીએ, જેથી વાદીના તથા અમારા આત્માના નામ માત્રમાં જ વિવાદ સિદ્ધ થાય છે. પણ નામોના અર્થમાં વિવાદ સિદ્ધ થાય નહિ, તેમ નામ માત્રના વિવાદવડે અર્થની હાનિ થતી નથી. જેમકે એક ઘટને કોઇ ઘટ કહે છે તથા બીજો કળશ કરી કહે છે. તેમાં ઘટ તથા કળશ આ બેઉ નામનો ભેદ હોવા છતાં ઘટ વ્યક્તિનો ભેદ હોતો નથી. તેમ આત્માનો નાશ તથા આત્મા, એ બેઉ નામનો ભેદ હોવા છતાં આત્મારૂપ વ્યક્તિનો ભેદ સંભવતો નથી. વળી આત્માનો નાશ આત્માથી ભિન્ન, એ પ્રથમ પક્ષ વાદી માને તો તે પણ સંભવે નહિ કારણ કે सत्यं ज्ञानमनंतं ब्रह्म–બ્રહ્મરૂપ આત્મા સત્યરૂપ, જ્ઞાનરૂપ તથા અનંતરૂપ છે. આ શ્રુતિમાં આત્માને સત્ય કહ્યો છે. સત્યરૂપ આત્માથી આત્માનો નાશ તથા તેના નાશનું કારણ ભિન્ન હોય, તો વંધ્યાપુત્રની માફક આત્માનો નાશ તથા તે નાશનું કારણ અસત્ય છે, તેમ છતાં અસત્ય પદાર્થની કોઇ પ્રમાણવડે સિદ્ધિ થતી નથી. જેમ અસત્ વંધ્યાપુત્રની કોઇપણ પ્રમાણવડે સિદ્ધિ થતી નથી, તેમ અસત્યરૂપ આત્માનો નાશ તથા તે નાશનું કારણ, એ બેઉની કોઇ પ્રમાણવડે સિદ્ધિ થઇ શકતી નથી. વળી સજાતીય, વિજાતીય તથા સ્વગત એ ત્રણ પ્રકારના ભેદ રહિત અદ્વિતીય પરમાત્માથી ભિન્ન થયેલો આત્માનો નાશ અસત્યરૂપ જ છે. વળી આત્માનો નાશ અસત્ય થવાથી નાશરૂપ કાર્યવડે અનુમાન કરવા યોગ્ય નાશનું કારણ પણ અસત્ય થશે. તેમ આત્માનો નાશ તથા તે નાશનું કારણ, એ બન્ને અસત્ય હોવાથી, તે બન્નેનું પ્રમાણ પણ અસત્ય ગણાય. કારણ કે પ્રમેય વસ્તુની સત્તાને અધીન પ્રમાણની સત્તા છે. જેમ વંધ્યાપુત્ર અસત્ય હોવાથી તેનું પ્રમાણ પણ અસત્ય છે, તેમ પ્રમેય અસત્ય થવાથી પ્રમાણ પણ અસત્ય ગણાય છે. વાદીએ માનેલ આત્માનો નાશ કાં તો ભાવરૂપ અથવા અભાવરૂપ હોવો જોઇએ. જો આત્માનો નાશ ભાવરૂપ માને તો તે ભાવરૂપ આત્માનો નાશ ઘટાદિ પદાર્થની માફક અનિત્ય છે અથવા આત્માની માફક શું નિત્ય છે? અહીં અનિત્ય છે, એવો પક્ષ સંભવશે નહિ. કારણ કે જો આત્માનો નાશ, નાશવાન્ હોય તો તે નાશ, નિત્ય આત્માની હાનિ કરી શકે નહિ. તેમ આત્માનો નાશ આત્માની માફક નિત્ય છે, એ પક્ષ પણ સંભવશે નહિ; કારણ કે જેમ આત્મા ભાવરૂપ, ચૈતન્યરૂપ તથા નિત્ય છે, તેમ આત્માનો નાશ પણ ભાવરૂપ, ચૈતન્યરૂપ તથા નિત્ય છે. માટે ચૈતન્યરૂપ નાશવડે ચૈતન્યરૂપ આત્માની હાનિ થાય નહિ. વળી આત્માની માફક ચૈતન્યરૂપ આત્માનો નાશ જો કદાપિ ચૈતન્યરૂપ આત્માના નાશને કરે, તો પછી ચૈતન્યરૂપવડે નાશની સમાન આત્મા પણ નાશને અવશ્ય કરશે, પણ આત્માની માફક ચૈતન્યરૂપ નાશ આત્માનો નાશ કરે છે, પણ ચૈતન્યરૂપ આત્મા નાશના નાશને નથી કરતો, આ રીતના અર્થને સાધવાવાળી કોઇપણ યુક્તિ નથી. માટે આત્માનો નાશ ભાવરૂપ કહેવો, તે અત્યંત અસંગત છે. વળી બીજા પક્ષ પ્રમાણે

આત્માનો નાશ અભાવરૂપ નાશનો અનાત્મ પદાર્થ પ્રતિયોગી છે અથવા તે અભાવરૂપ નાશનો આત્મા પદાર્થ શું પ્રતિયોગી છે ? તેમાં અભાવરૂપ નાશનો અનાત્મ પદાર્થ પ્રતિયોગી છે, એવો પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે જેમ ઘટના અભાવવાળું ભૂતળ છે. એમ કહેવાથી ભૂતળમાં રહેલ ઘટાભાવની સિદ્ધિ થાય છે. તે ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે, પણ પટાદિક પદાર્થ તે અભાવનો પ્રતિયોગી નથી, માટે ઘટાભાવવાળા ભૂતળની પ્રતીતિવડે ભૂતળમાં ઘટાભાવ સિદ્ધ થવા છતાં તે પ્રતીતિવડે પટાદિનો અભાવ સિદ્ધ થતો નથી. તેમ આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થનો અભાવ સિદ્ધ થવા છતાં, આત્માનો અભાવ સિદ્ધ થતો નથી. તેથી અભાવરૂપ નાશનો અનાત્મ પદાર્થ પ્રતિયોગી છે, એવું વાદીનું કહેવું અત્યંત અસંગત છે. વળી અભાવરૂપ નાશનો આત્મા પ્રતિયોગી છે, આ બીજા પક્ષમાં શંકા ઉઠશે કે, તે આત્મા એક છે વા અનેક છે ? ત્યાં પ્રતિયોગી આત્મા એક છે, એવો પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે, જે આત્મા અભાવરૂપ નાશનો પ્રતિયોગી છે, તે જ આત્મા અભાવરૂપ નાશનો પણ આત્મા છે, માટે પોતાના આત્મા સાથે અભાવરૂપ નાશ કેવી રીતે વિરોધ ઉત્પન્ન કરે ? માટે અભાવરૂપ નાશ પોતાના આત્મા સાથે વિરોધ ઉત્પન્ન કરશે નહિ. કારણ કે આ લોકમાં કોઈ પણ પુરૂષ પોતાના આત્મા સાથે વિરોધ કરતો નથી. પોતાથી ભિન્ન સર્વ પ્રતિકૂળ પદાર્થ સાથે સઘળા લોક વિરોધ કરે છે. અભાવરૂપ નાશ પોતાના આત્મા સાથે કદી વિરોધ કરતો નથી. તેમ અભાવરૂપ નાશનો પ્રતિયોગી આત્મા અનેક છે, એવો બીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે, અભાવરૂપ નાશના આત્માને અભાવરૂપ નાશ પણ કદી નિવૃત્ત કરતો નથી. માટે આત્માનો નાશ કરવા માટે કોઇ બીજો અભાવરૂપ નાશ માનવો જોઇએ. વળી બીજો અભાવરૂપ નાશ પણ પોતાના આત્માનો નાશ કરી શકતો નથી. માટે તે બીજા અભાવરૂપ નાશનો આત્માના નાશ માટે કોઇ ત્રીજો અભાવરૂપ નાશ માનવો પડે; આ રીતે ઉત્તરોત્તર અભાવરૂપ નાશની કલ્પના કરવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે. વળી જો વાદી અનવસ્થા દોષના નિવારણ માટે ઉત્તરોત્તર અભાવરૂપ નાશની કલ્પના ન કરે તો આત્માનો અભાવરૂપ નાશ સિદ્ધ થાય નહી. કારણ કે કાળા પીળા રંગવાળા અનેક ઘટોમાં એક ઘટ પણ, જો ભૂમિપર મૂકેલો હોય છે, તે ભૂતળમાં ઘટાભાવવાળું ભૂતળ, એવી સામાન્ય પ્રતીતિ કરાવતો નથી. પણ નીલ ઘટના અભાવવાળું ભૂતળ તથા પીત ઘટના અભાવવાળું ભૂતળ, આ રીતની વિશેષ પ્રતીતિઓ અપાય છે. જ્યારે ભૂતળમાં સંપૂર્ણ ઘટનો અભાવ હોય છે ત્યારે ઘટાભાવવાળું ભૂતળ, આ રીતની સામાન્ય પ્રતીતિ કરાવે છે. એક આત્મા વિદ્યમાન થવાથી સામાન્યતઃ આત્માનો અભાવરૂપ નાશ સંભવતો નથી.

### અભાવનું ખંડન.

જો વાદી આત્માના નાશને અભાવરૂપ માને તો તેને પૂછવું કે, તે અભાવરૂપ આત્માનો નાશ પ્રાગભાવરૂપ, અન્યોન્યાભાવરૂપ, અત્યંતાભાવરૂપ અથવા પ્રધ્વંસાભાવરૂપ છે ? પ્રાગભાવરૂપ પ્રથમ પક્ષ માને તો પૂછવું કે જ્યારે આત્માનો પ્રાગભાવરૂપ નાશ વિદ્યમાન છે ત્યારે આત્મા વિદ્યમાન છે, વા અવિદ્યમાન છે ? અત્ર પ્રથમ પક્ષ સંભવતો નથી. કારણ કે જો પ્રાગભાવ કાળમાં આત્માનું સ્વરૂપ વિદ્યમાન છે તો તે આત્મા પોતાના પ્રાગભાવરૂપ નાશને નિવૃત્ત કરશે. માટે પ્રાગભાવરૂપ નાશવડે આત્માની કિંચિત્ માત્ર પણ હાનિ થઈ શકે નહિ. વળી પ્રાગભાવરૂપ નાશને સમયે આત્મા અવિદ્યમાન છે, એવો બીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે જેમ લોકમાં પીઠ પાછળ ગાળ દેવાથી કોઇને હાનિ પહોંચતી નથી, તેમ ભિન્ન કાળમાં રહેલ પ્રાગભાવવડે આત્માની હાનિ થતી નથી. તાત્પર્ય કે એક કાળમાં તથા એક દેશમાં વર્તમાન પદાર્થનો પરસ્પર સાધક બાધક ભાવ હોય છે, પણ ભિન્ન કાળમાં ને ભિન્ન દેશમાં વર્તમાન પદાર્થનો પરસ્પર સાધક બાધક ભાવ હોતો નથી. જેમ ભિન્ન દેશ તથા ભિન્ન કાળમાં રહેલ કુલાલ, દંડ તથા ચક્રાદિ કારણથી ભિન્ન

દેશકાળમાં રહેલ ઘટની ઉત્પત્તિ થતી નથી તથા ભિન્ન દેશકાળમાં રહેલ અગ્નિવડે ભિન્ન દેશકાળમાં રહેલ તૃણાદિનો દાહ થતો નથી, તેમ ભિન્ન કાળમાં રહેલ પ્રાગભાવરૂપ નાશવડે ભિન્ન કાળમાં રહેલ આત્માની હાનિ થતી નથી. વળી જે વાદી કાર્યની ઉત્પત્તિ પહેલાં કાર્યના ઉપાદાન કારણમાં પ્રાગભાવ માને, તે વાદી પણ પ્રાગભાવને કાર્યની ઉત્પત્તિમાં કારણ માને છે, પણ પ્રાગભાવની કાર્યમાં નાશરૂપતા તે વાદી માનતો નથી. પરંતુ ઉલટા કાર્યવડે પ્રાગભાવનો નાશ માને છે. જેમ પટની ઉત્પત્તિ પહેલાં તંતુરૂપ કારણમાં પટનો પ્રાગભાવ રહે છે તથા તંતુ માફક પ્રાગભાવ પણ પટનું કારણ હોય છે; તથા જ્યારે પટરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે, ત્યારે પ્રાગભાવ નાશ પામે છે; જેથી કાર્યની ઉત્પત્તિનું કારણ પ્રાગભાવ કાર્યનો વિરોધી હોય નહિ, પણ કાર્ય જ પ્રાગભાવનું વિરોધી હોય છે. વળી જે જે પદાર્થનો પ્રાગભાવ હોય, તે તે પદાર્થનો જન્મ (ઉદ્ભવ) હોય છે. તેમ જેનો જન્મ નથી તેનો પ્રાગભાવ પણ હોતો નથી. આનંદ સ્વરૂપ આત્મા અજન્મા હોવાથી તેનો પ્રાગભાવ સંભવિત નથી. તેમ જે પદાર્થનો નાશ હોય તેનો પણ જન્મ હોય છે, માટે જેમ દિવસે ભોજન ન કરનારા સ્થૂલ પુરૂષની સ્થૂલતા ભોજન વિના ન સંભવે, તેમ તે પુરૂષ રાત્રીના ભોજન કરતો હશે એવી કલ્પના થાય છે, તેમ પદાર્થનો નાશ પણ પદાર્થના જન્મ વિના ન હોવાથી, તે પદાર્થના જન્મની કલ્પના કરાવે છે. વળી આત્માનો નાશ કોઇ પ્રમાણથી સિદ્ધ નથી, માટે નાશથી આત્માના જન્મની કલ્પના થઈ શકે નહિ. તેથી આત્માનો નાશ પ્રાગભાવરૂપ નથી. વળી આત્માનો ભાવ અન્યોન્યાભાવરૂપ છે, એવો બીજો પક્ષ જો વાદી માને તો તે પણ સંભવે નહિ. કારણ કે, આત્માનો નાશ અન્યોન્યભાવ હોય તો તે અન્યોન્યાભાવ આશ્રયરૂપ આત્માનો વિરોધી ન હોય. જેમ ઘટ, પટરૂપ નથી તથા પટ ઘટરૂપ નથી, એવી પ્રતીતિનો વિષય અન્યોન્યાભાવ ઘટપટરૂપ પ્રતિયોગી અનુયોગીને આશ્રયે રહે છે. ઘટપટરૂપ આશ્રયને અવિદ્યમાન અન્યોન્યાભાવની સ્થિતિ સંભવે નહિ. તેમ જ આત્મારૂપ આશ્રયને અવિદ્યમાન અન્યોન્યાભાવની સ્થિતિ સંભવે નહિ, માટે તે અન્યોન્યાભાવરૂપ આત્માનો નાશ, આત્માની જરા હાનિ કરી શકશે નહિ. આત્માનો નાશ અત્યંતાભાવરૂપ છે, એવો ત્રીજો પક્ષ માને તો પણ તે સંભવે નહિ. કારણ કે આત્માનો નાશ અત્યંતાભાવરૂપ હોય તો નરશૃંગ માફક આત્મા પણ નાસ્તિકરૂપે પ્રતીત થાય. વળી નરશૃંગ માફક નાસ્તિકરૂપે આત્માની પ્રતીતિ થતી નથી, પણ 'હું છું' એવી રીતે અસ્તિરૂપે કરી આત્માનું ભાન સર્વ જીવને થાય છે. માટે આત્માનો નાશ અત્યંતાભાવરૂપ નથી. આત્માનો નાશ પ્રધ્વંસાભાવરૂપ છે, એવો ચોથો પક્ષ પણ સંભવે નહિ. કેમકે આત્માની સત્તા વિના નાશની સત્તા દુર્લભ છે, માટે પૂર્વનાં સર્વ દૂષણો અહીં પ્રાપ્ત થશે.

જનક—આત્માનો નાશ અભાવરૂપ છે, એ પક્ષમાં પૂર્વનું દૂષણ ચોથા પક્ષમાં સંભવે છે, પણ આત્માનો નાશ ભાવરૂપ છે, એ પક્ષે પૂર્વનું દૂષણ ચોથા પક્ષમાં કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્કય—આત્માનો નાશ ભાવરૂપ છે, આ પક્ષમાં કહેલ પૂર્વનાં સર્વ દૂષણો ચોથા પક્ષમાં સંભવે છે. કારણ કે ભાવ પદાર્થથી ભિન્ન કોઇ અભાવ પદાર્થ નથી, પણ અભાવ પદાર્થ ભાવ પદાર્થરૂપે છે, એમ પૂર્વે વિસ્તારથી કહ્યું છે. જેમ ઘટનો પ્રધ્વંસાભાવ ઘટના ઉપાદાન કારણરૂપ કપાલથી ભિન્ન નથી, પણ ઘટનો નાશ કપાળરૂપ જ છે, તેમ તે કપાલનો ધ્વંસ પણ કપાલના ઉપાદાન કારણરૂપ કપાલિકાથી ભિન્ન નથી, પણ કપાલિકારૂપ જ છે. તે કેવળ યુક્તિવડે સિદ્ધ નથી. વિષ્ણુ પુરાણમાં વ્યાસ ભગવાને કહ્યું છે કે,—મહી ઘટત્વં ઘટતઃ कपालिका कपालिका चूर्णरजस्ततोऽणुः મૃતિકાના પ્રધ્વંસાભાવ ઘટરૂપ છે, ઘટનો પ્રધ્વંસાભાવ કપાલરૂપ છે, કપાલનો પ્રધ્વંસાભાવ કપાલિકારૂપ છે, કપાલિકાનો પ્રધ્વંસાભાવ ચૂર્ણરૂપ છે, ચૂર્ણનો પ્રધ્વંસાભાવ રજરૂપ છે તથા રજનો પ્રધ્વંસાભાવ અણુરૂપ છે." આથી આત્માનો નાશ ભાવરૂપ કહેવાથી પૂર્વનાં સર્વ દૂષણો ચોથા પક્ષમાં પ્રાપ્ત થાય છે.

હવે આત્માનો નાશ કોઇ કારણથી ઉત્પન્ન થયેલ નથી, એવા બીજા પક્ષનું ખંડન નીચે પ્રમાણે થાય છેઃ–આ લોકમાં જે જે ઘટાદિ પદાર્થનો નાશ થાય છે, તે મુદ્ગર પ્રહારાદિક કારણવડે થાય છે. કારણ વિના કોઇ પદાર્થનો નાશ થતો નથી. માટે આત્માનો નાશ કોઇ કારણવડે ઉત્પન્ન થયેલો ન હોય, એમ કહેવું અત્યંત વિરૂદ્ધ છે. વળી આત્માનો નાશ કોઇ કારણવડે ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આત્માનો નાશ આત્માથી ભિન્ન છે કે અભિન્ન છે ? ઇત્યાદિ પૂર્વના વિકલ્પો તથા તેમાં કહેલાં સર્વ દૂષણો આ બીજા પક્ષમાં પાછાં લાગુ પડે છે. માટે બીજો પક્ષ પણ અસંગત છે. સિંહ મૃગને માર્યા પછી દૂર જઇ તેના તરફ જૂવે છે કે, જો કદાપિ ત્યાં બીજો મૃગ આવ્યો હોય તો તેને પણ મારૂં, આ જાતના ન્યાયનું નામ સિંહાવલોકન છે. તેવડે પ્રથમ પક્ષનાં દૂષણોને ફરી દર્શાવવામાં આવે છે. આત્માનો નાશ જે કારણથી ઉત્પન્ન થાય છે, તે કારણ કોઇ બીજા કારણવડે જન્ય છે, અથવા અજન્ય છે ? તેમાં આત્માના નાશનું કારણ કોઇ બીજા કારણવડે જન્ય છે, એ પ્રથમ પક્ષ વાદી માને તો તે સંભવશે નહિ. કારણ જેમ આત્માના નાશનું કારણ બીજા કારણવડે જન્ય છે. તેમ બીજું કારણ ત્રીજા કારણવડે જન્ય થશે ત્રીજું ચોથાવડે, એ રીતે કારણોની પરંપરા માનવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. આત્માનો નાશ કોઇ કારણજન્ય નથી. આ પક્ષ પણ સંભવશે નહિ. કારણ આત્માના નાશનું કારણ કોઇ કારણજન્ય ન હોય તો તે નાશનું કારણ નિત્ય થશે. પણ આત્માથી ભિન્ન બીજો કોઇ પણ પદાર્થ નિત્ય નથી. માટે આત્માના નાશનું કારણ પણ આત્મસ્વરૂપ છે. વળી બીજા લોકમાં કોઇ જીવ પોતાના આત્માનો નાશ કરતું નથી. માટે આત્માના નાશનું કારણ પોતાના આત્માનો નાશ કરશે નહિ, જેથી આત્માના નાશનું કારણ કોઇ જન્ય નથી, એ રીતનું વાદીનું કહેવું અત્યંત અસંગત છે. પૂર્વ કહેલી યુકિતવડે જો કે આત્માનો નાશ સંભવતો નથી. છતાં જે પદાર્થ સત્ છે તે ક્ષણિક છે. જેમ વિદ્યુત સત્ પદાર્થ હોવાથી ક્ષણિક છે, તેમ આત્મા પણ સત્ હોવાથી ક્ષણિક છે. એવા અનુમાન પ્રમાણવડે આત્માના નાશની સિદ્ધિ કેમ ન થાય ? એમ કોઇ કહે તો તેનું એ જ સમાધાન કે, આત્માના નાશને સિદ્ધ કરવાવાળું જે અનુમાન પ્રમાણ છે, તે જ્યારે આત્માના નાશ તથા નાશના કારણનું સત્ય હોય ત્યારે જ અનુમાનની પ્રમાણતાના લાભની સિદ્ધિ થાય, પણ પ્રમેયની સત્તા વિના પ્રમાણની સિદ્ધિ થાય નહિ. માટે અનુમાનમાં પ્રમાણની સિદ્ધિ માટે આત્માના નાશનું સત્ય તથા તે નાશના કારણનું સત્ય અવશ્ય માનવું પડે. અનુમાનરૂપ પ્રમાણની પ્રવૃત્તિથી પૂર્વકાળમાં આત્માના નાશરૂપ પ્રમેય અવિદ્યમાન હોવા છતાં પ્રમાણમાં પ્રમાણતા-વ્યવહાર થાય તે, અથવા પ્રમેય વિદ્યમાન હોવા છતાં પણ પ્રમાણમાં પ્રમાણતાનો વ્યવહાર થાય છે ? તેમાં પ્રમેય અવિદ્યમાન છતાં પ્રમાણમાં પ્રમાણતાનો વ્યવહાર સંભવશે નહિ. કારણકે પ્રમેય પદાર્થ વિના પણ જો કદાપિ પ્રમાણમાં પ્રમાણતાની સિદ્ધિ હોય તો પ્રમેય પદાર્થ માનવો વ્યર્થ છે. વળી પ્રમેય પદાર્થ વિદ્યમાન છતાં પ્રમાણમાં પ્રમાણતાનો વ્યવહાર માનીએ તો તે પ્રમેય પદાર્થની સત્તા પ્રમેય પદાર્થના સ્વભાવથી સિદ્ધ છે, અથવા પ્રમાણના બળથી સિદ્ધ છે ? એવો પ્રશ્ન થાય. તેમાં પ્રમેયની સત્તા સ્વભાવથી સિદ્ધ સંભવતી નથી. કારણ કે પ્રમાણ વિના પ્રમેયની સત્તા સ્વભાવથી સિદ્ધ હોય તો પ્રથમ મત પ્રમાણે પ્રમાણ માનવું નિષ્ફળ ગણાય. કારણ પ્રમેય પદાર્થની સિદ્ધિ માટે તો પ્રમાણનો અંગીકાર હોય છે તથા તે પ્રમેય પદાર્થ તો સ્વભાવથી સિદ્ધ હોય છે, જેથી પ્રમેયની સિદ્ધિ અર્થે પ્રમાણને માનવું નિષ્ફળ છે જ. વળી પ્રમાણના બળથી પ્રમેય પદાર્થની સત્તા સિદ્ધ હોય તો તે પણ સંભવે નહિ; કારણ જો કદાપિ પ્રમાણના બળથી પ્રમેય પદાર્થની સિદ્ધિ થતી હોય તો મિથિલાપુરીમાં વંધ્યાનો પુત્ર જનકના દૌહિત્રની માફક રાજ્ય કરશે. એમ કહેવામાં જનકના દૌહિત્રની માફક અનુમાનરૂપ શબ્દ પ્રમાણથી વંધ્યાપુત્રની સિદ્ધિ થવી જોઇએ.

જનક—વંધ્યાપુત્ર મિથિલાપુરીમાં રાજ્ય કરશે, એ વચન જો પ્રમાણુરૂપ હોય તો તે વચનના બળથી વંધ્યાપુત્રની સત્તા સિદ્ધ થાય, પણ તે વચન પ્રમાણુરૂપ નથી, માટે તે વચનથી વંધ્યાપુત્રની સિદ્ધિ કેમ થાય ?

યાજ્ઞવલ્કય—શબ્દ પ્રમાણમાં ત્રણ દોષથી અપ્રમાણતા પ્રાપ્ત થાય છે. એક તો મિથ્યા અર્થની બોધકતા, બીજા કોઈ અર્થનું બોધન ન કરવું તે તથા સંશય ઉત્પન્ન કરવો તે. તેમાં જો વાદી પ્રમાણના બળથી પ્રમેય પદાર્થની સત્તા માને તો વાદીના મત પ્રમાણે મિથ્યા અર્થની બોધકતારૂપ પ્રથમ દૂષણ સંભવે નહિ. તેમ વંધ્યાપુત્ર મિથિલામાં રાજ્ય કરશે, એ રીતના વચનમાં અર્થની બોધકતા તથા સંશયજનકતા, એ બે પ્રકારનાં દૂષણ નથી, જેથી તે વચન તમારા મત પ્રમાણે પ્રમાણરૂપે છે. પણ તે વચનથી વંધ્યાપુત્રની સત્તા સિદ્ધ થતી નથી. માટે પ્રમાણના બળથી પ્રમેય પદાર્થની સિદ્ધિ માનવી વાદીને ઉચિત નથી. પણ પ્રમેય પદાર્થના બળથી પ્રમાણની સત્તા માનવી ઉચિત છે. માટે જે પ્રમાણવડે વાદી આત્માના નાશને તથા તે નાશના કારણને સિદ્ધ કરે છે, તે પ્રમાણની સત્તા પણ આત્માના નાશરૂપ પ્રમેયની સત્તા તથા તે નાશના કારણની સત્તા સિદ્ધ થાય, ત્યારે પ્રમાણની સત્તા સિદ્ધ થઇ કહેવાય. પણ આત્માનો નાશ તથા નાશનું કારણ લોકમાં જણાતું નથી, માટે આત્માના નાશને તથા તે નાશના કારણને સિદ્ધ કરવાવાળું વાદીનું પ્રમાણ નિષ્ફળ છે. જો વાદી આત્માના નાશમાં તથા તે નાશના કારણમાં પ્રમાણ માને તો તેને પૂછવું કે, આત્માના નાશમાં શું પ્રત્યક્ષપ્રમાણ, અનુમાનપ્રમાણ, અથવા તો શબ્દપ્રમાણ છે ? તેમાં આત્માના નાશમાં પ્રત્યક્ષપ્રમાણ વાદી માને તો તે સંભવે નહિ. કારણ કે પ્રતિયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન હોતું નથી. જેવી રીતે ઘટરૂપ પ્રતિયોગીના જ્ઞાન વિના ઘટાભાવનું જ્ઞાન હોય નહિ. તેમ આ પ્રસંગે આત્માના નાશરૂપ અભાવનો પ્રતિયોગી આત્મા રૂપાદિ ગુણોથી રહિત છે. માટે નેત્રાદિ ઇંદ્રિયવડે આત્માનું પ્રત્યક્ષ જ્ઞાન થઇ શકે નહિ આત્મારૂપ પ્રતિયોગી અપ્રત્યક્ષ હોવાથી તેનો અભાવ પણ પ્રત્યક્ષ હોય નહિ. કારણ કે જે પદાર્થ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય, તે પદાર્થનો જ અભાવ પ્રત્યક્ષ હોય છે તથા જે પદાર્થ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય ન હોય, તે પદાર્થનો અભાવ પ્રત્યક્ષ હોતો નથી. આ જ કારણથી શૂન્ય સ્થાનમાં પિશાચની બીકથી લોકો વાસ કરતા નથી. માટે આત્માના નાશમાં પ્રત્યક્ષ પ્રમાણ સંભવે નહિ, તેમ જ અનુમાનપ્રમાણ પણ સંભવશે નહિ. કારણ કે પ્રત્યક્ષપ્રમાણની સહાયતા વિના અનુમાન પ્રમાણ કોઈ અર્થની સિદ્ધિ કરી શકશે નહિ પ્રત્યક્ષપ્રમાણની સહાયતાથી જ અનુમાનપ્રમાણ કોઇ પદાર્થની સિદ્ધિ કરે છે. જેમ એક પુરૂષ પોતાના ઘરમાં ઘણીવાર અગ્નિ સાથે ધૂમાડો જોયા કરતો હોય તો પર્વતપર ધૂમાડો જોઇ ત્યાં અગ્નિનું અનુમાન કરે છે, પણ જેણે ધૂમ તથા અગ્નિ જોયા ન હોય, તે પુરૂષથી ધૂમનાં દર્શનવડે અગ્નિનું અનુમાન થતું નથી. માટે અનુમાન પ્રમાણને પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાછે. અહીં પ્રત્યક્ષ પ્રમાણ સંભવતું નથી. માટે અનુમાન પ્રમાણવડે પણ આત્માના નાશની સિદ્ધિ થઇ શકે નહિ. વળી ત્રીજો પક્ષ જો શબ્દપ્રમાણ માનીએ તો તે સંભવે નહિ. કારણ કે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ આદિ જેટલાં શબ્દપ્રમાણો છે, તેમાં કશામાં આત્માનો નાશ કહ્યો નથી. ઉલટું सत्यं ज्ञानमनतं ब्रह्म ઇત્યાદિ શ્રુતિમાં તથા अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ઇત્યાદિ સ્મૃતિવચનમાં આત્માને અવિનાશીરૂપે વર્ણવ્યો છે. માટે આત્માના નાશમાં શબ્દપ્રમાણ સંભવતું નથી.

## આત્માનું અવિનાશીપણું.

જે હું સ્વપ્નાવસ્થામાં હસ્તીને જોઉં છું, તે જ હું જાગ્રત અવસ્થામાં કાળા કમળને જોઉં છું તથા નાના પ્રકારના શબ્દને સાંભળું છુ, તે જ હું સુષુપ્તિમાં કંઇ પણ જાણતો નથી આ રીતનો પ્રત્યભિજ્ઞારૂપ અનુભવ સર્વને હોય છે. એ અનુભવથી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણે અવસ્થામાં આત્માની નિત્યતા સિદ્ધ થાય

છે. હવે બાલ, યૌવન તથા વૃદ્ધાવસ્થામાં આત્માની નિત્યતા કહીએ તે સાંભળો. જે હું બાલ્યાવસ્થામાં મારા માતાપિતાને જોતો હતો, તે જ હું યૌવનાવસ્થામાં સ્ત્રી પુત્રાદિને જોઉં છું. તે જ હું વૃદ્ધાવસ્થામાં પૌત્ર તથા દૌહિત્રને જોઉં છું. આવો પ્રત્યભિજ્ઞારૂપ અનુભવ સર્વ લોકને થાય છે. અનુભવવડે બાલક, યૌવન તથા વૃદ્ધ, એ ત્રણે અવસ્થામાં આત્માની નિત્યતા સિદ્ધ થાય છે.

જનક—આ રીતની પ્રત્યભિજ્ઞાથી આ જન્મમાં જો કે પરમાત્મામાં અવિનાશીપણું સિદ્ધ થાય, પણ પૂર્વે જન્મમાં તથા હવે થનારા જન્મમાં તેનું અવિનાશીપણું સિદ્ધ થઈ શકે નહિ.

યાજ્ઞવલ્ક્ય—બાલ્યાવસ્થાથી લઇ વૃદ્ધાવસ્થા પર્યંત જેમ આત્માનું અવિનાશીપણું છે, તેમ પૂર્વ જન્મમાં તથા ભાવી જન્મમાં પણ આત્મા અવિનાશી છે. કારણ કે આ લોકમાં માતાના ઉદરથી જન્મતાંને વાર બાળક માતાના સ્તનનું પાન કરવામાં પ્રવૃત્ત થાય છે, એવો સર્વને અનુભવ છે. તેમ લોકમાં ચેતન પુરૂષની પ્રવૃત્તિ, આ પદાર્થ મારા સુખનું સાધન છે, એવા ઇષ્ટ સાધનતાના જ્ઞાનવડે થાય છે, પણ ઇષ્ટ સાધનના જ્ઞાન વિના કોઇ પણ ચેતન પુરૂષ પ્રવૃત્ત કરતો નથી. આ વાત પણ સર્વ લોકને અનુભવસિદ્ધ છે. માટે જન્મકાળે માતાના સ્તનના પાનમાં બાળકની પ્રવૃત્તિ, આ સ્તનપાન મારા સુખનું સાધન છે, એવા ઇષ્ટ જ્ઞાનના સાધન વિના સંભવતી નથી. માટે બાળકના પ્રવૃત્તિરૂપ હેતુથી તેના ઇષ્ટ સાધનતાના જ્ઞાનનું અનુમાન થાય છે. વળી જન્મસમયે આ સ્તન્યપાન મારા સુખનું સાધન છે, એવું ઇષ્ટ સાધનતાનું જ્ઞાન બાળકને અનુભવરૂપ સંભવે નહિ. માટે તે ઇષ્ટ સાધનતાનું જ્ઞાન સ્મૃતિરૂપ માનવું જોઇએ. આ લોકમાં જે જે સ્મૃતિજ્ઞાન હોય છે, તે સર્વ પૂર્વના અનુભવજન્ય સંસ્કારથી હોય છે. પૂર્વના સંસ્કાર વિના સ્મૃતિજ્ઞાન હોતું નથી. આ વાત સર્વ લોકને અનુભવસિદ્ધ છે, માટે તે બાળકના સ્મૃતિરૂપ ઇષ્ટ સાધનતાના જ્ઞાનથી પૂર્વ જન્મના સંસ્કારોનું અનુમાન થાય છે. વળી તે સંસ્કાર રૂપાદિ માફક આશ્રય વિના સ્વતંત્ર રહેતા નથી. તે પૂર્વ જન્મના સંસ્કારથી આશ્રયરૂપ આત્માનું અનુમાન થાય છે. આથી પૂર્વ જન્મમાં આત્માનું અવિનાશીપણું સિદ્ધ થાય છે.

હવે ભાવી જન્મમાં આત્માનું અવિનાશીપણું સિદ્ધ કરીએ, તે સાંભળો. શાસ્ત્રને જાણનારા બુદ્ધિમાન્ પુરૂષની યજ્ઞાદિ પુણ્ય કર્મમાં પ્રવૃત્તિ થાય છે તથા બ્રહ્મહત્યાદિ પાપ કર્મથી નિવૃત્તિ થાય છે. તેમાં યજ્ઞાદિ કર્મો કરવાથી આ લોકમાં તેને કંઇ પણ સુખની પ્રાપ્તિ હોતી નથી, પણ ઉલટું કર્મો કરવાથી ક્લેશ થાય છે. માટે યજ્ઞાદિ પુણ્ય કર્મવડે જન્માંતરમાં તેને સુખ મળશે. આ રીતે ભાવી જન્મમાં આત્માનું અવિનાશીપણું સિદ્ધ થાય છે. આ રીતે આત્માનું અવિનાશીપણું સિદ્ધ છે. હે જનક વિદેહી ! ઉપર દર્શાવેલી રીત પ્રમાણે દ્રષ્ટા આત્મા અવિનાશી હોવાથી તેના સ્વરૂપભૂત જ્ઞાનદૃષ્ટિ પણ નાશને પામતી નથી, પણ સર્વદા રહે છે. જેમ અગ્નિ વિદ્યમાન હોવાથી તેના સ્વરૂપભૂત ઉષ્ણતા નિવૃત્ત થતી નથી, પણ અગ્નિનો નાશ થાય છે ત્યારે જ નાશ પામે છે; તેમ આનંદસ્વરૂપ આત્મા અવિનાશી હોવાથી આત્માની સ્વરૂપભૂત જ્ઞાનરૂપ દૃષ્ટિ પણ નાશ પામતી નથી. આથી સિદ્ધ થાય છે કે, સુષુપ્તિમાં આત્મા દ્વૈત પ્રપંચને જોતો નથી. તેમાં આત્માના સ્વરૂપભૂત જ્ઞાનનો અભાવ કારણ નથી, પણ સર્વ દ્વૈત પ્રપંચનો અભાવ કારણ છે. હે જનક રાજા ! જાગ્રત તથા સ્વપ્નમાં ભેદરૂપ કાર્ય, અવિદ્યા વિદ્યમાન હોવાથી દ્રષ્ટા પુરૂષ રૂપાદિ પદાર્થને તેમ નેત્રાદિ ઇંદ્રિયોને પોતાથી ભિન્ન માને છે તથા પોતાથી ભિન્નરૂપે કલ્પના કરેલ નેત્રાદિ ઇંદ્રિયોવડે ભિન્ન રૂપાદિ વિષયોને તે જુવે છે. સુષુપ્તિમાં ભેદરૂપ કાર્ય અવિદ્યાનો તથા કામ્ય કર્મનો અભાવ હોવાથી દ્રષ્ટા સુષુપ્તિમાં પોતાના સ્વરૂપથી ભિન્નરૂપે કલ્પિત પ્રપંચને જોતો નથી. અર્થાત્ સુષુપ્તિમાં સર્વ જગત્ આત્માથી ભિન્ન ન હોવાથી સુષુપ્તિમાં દ્રષ્ટા જગતને પોતાથી ભિન્નરૂપે કરીને જોતો નથી. સુષુપ્તિમાં આનંદસ્વરૂપ આત્મા સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદ

રહિત હોવાથી પરરૂપ, અદ્વિતીયરૂપ, બ્રહ્મરૂપ, સ્વયંજ્યોતિરૂપ તથા પરમ લોકરૂપ છે. સુષુપ્તિમાં જે તમને આત્માનું સ્વરૂપ મેં કહ્યું, તે અધિકારીને યજ્ઞાદિ બહારનાં સાધનવડે તથા વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા તત્ ત્વં પદાર્થનું શોધન, એ આઠ આંતર સાધનવડે પ્રાપ્ત થવા યોગ્ય છે. આત્માથી ભિન્ન સર્વ પદાર્થ નાશવાન્ હોવાથી અનાત્મ પદાર્થ અધિકારીને પ્રાપ્ત થવો યોગ્ય નથી. તેથી શ્રુતિએ અનાત્માને પરમ ગતિ કહ્યો છે. ચિત્તશુદ્ધિમાં જે સાધનનો ઉપયોગ હોય છે, તે સાધનનું નામ બહિરંગ સાધન તથા શ્રવણ અને આત્મજ્ઞાનમાં જે સાધનનો ઉપયોગ હોય છે, તેને અંતરંગ સાધન કહે છે. હે જનક ! આ લોકમાં સર્વની સંપત કરતાં કુબેરની સંપત અધિક હોવાથી તેને પરમ સંપત કહેવામાં આવે છે, તેમ સુષુપ્તિમાં આનંદ સ્વરૂપ આત્માથી શ્રેષ્ઠ કોઈ અધિક સંપત નથી, માટે શ્રુતિએ કહ્યું છે કે આનંદ સ્વરૂપ આત્માને જીવ નિત્ય પ્રાપ્ત થાય છે. તેનાથી બીજા કોઈ અનાત્મ પદાર્થો દર્શન કરવા યોગ્ય નથી. પણ એક આનંદસ્વરૂપ આત્મા જ નિત્ય દર્શન કરવા યોગ્ય હોવાથી શ્રુતિએ તેને પરમ લોક કરીને કહ્યો છે. આ આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન રૂપગુણવાળી સુંદર સ્ત્રીઓ, સુંદર રૂપવાળું તથા અત્યંત કોમળશરીર, સર્વ ગુણયુક્ત પુત્ર, મોટા આકારવાળો હાથી, અશ્વ, રથ અત્યંત શૂરવીર પાયદળ, પુષ્કળ ધન, અન્નનો રાશિ, અપ્સરા જેવી વારાંગનાઓ, અનેક ગૃહો, પ્રાણી સમાન અનેક સ્ત્રીઓ, આજ્ઞાકારી પ્રજા તથા ભોગ ભોગવવા યોગ્ય રાજ્ય પણ પરમ લોક નથી. રાજ્યના ભોગવવાવડે થનાર સુખ જીવના પરમ લોકરૂપે નથી. પણ સુષુપ્તિમાં પ્રાપ્ત થવા યોગ્ય અદ્વિતીય આત્મા જ જીવનો પરમ લોક છે. જે આનંદ સ્વરૂપ આત્માને સુષુપ્તિમાં આ જીવ પામે છે, તે સર્વ લૌકિક આનંદથી અધિક હોવાને લીધે શ્રુતિએ અદ્વિતીય આત્માને પરમ આનંદ કહ્યો છે.

જનક—હે ભગવન્ ! સર્વ લૌકિક આનંદથી આનંદ કેવી રીતે અધિક છે ?

યાજ્ઞવલ્કય—હે જનક ! આનંદના સમુદ્રરૂપ આત્માના લેશ માત્ર આનંદના આશ્રયથી સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓ જીવને પામે છે. આમાં લેશ શબ્દનો અર્થ એ છે કે, પ્રવાહી ઘૃત આદિને હાથમાં લીધા પછી ફરી તેનો ત્યાગ કર્યા પછી હાથમાં જે અંશ રહી જાય છે, તેનું નામ લેશ છે. આ રીતના આત્માનંદના લેશનો આશ્રય કરી સર્વ પ્રાણી જીવનને પામે છે. જેમ સર્વ જળના ભંડારરૂપ સમુદ્રમાંથી લેશ માત્ર જળ ગ્રહણ કરવાવડે વર્ષાકાળમાં મેઘ અભિવ્યક્તિને પામે છે, તેમ આનંદ સ્વરૂપ આત્માના લેશ માત્ર આનંદવડે બ્રહ્માથી લઈ કીટ પર્યંત સર્વ પ્રાણીઓ જીવનને પામે છે. આથી શ્રુતિએ આત્માને પરમ આનંદ કહ્યો છે.

## સંસારમાં પરમાનંદની અપ્રતીતિ.

હે જનક ! વિષયની પ્રાપ્તિથી મનુષ્યાદિ પ્રાણી જે સુખને પામે છે, તેને લોક આનંદ કહે છે. સ્ત્રી, પુત્ર, ધન અને અન્ન આદિ નાના પ્રકારના વિષયોને લોકો સુખનું કારણ માને છે. આમાં વિચારવું કે, સ્ત્રી પુત્રાદિ વિષયોમાં સુખની ઉત્પાદકતારૂપ કારણ છે, અથવા પ્રતિબંધની નિવૃત્તિદ્વારા સુખની અભિવ્યંજકતારૂપ કારણ છે ? તેમાં આત્મસ્વરૂપ જે નિત્ય સુખ છે, તેની વિષયવડે ઉત્પત્તિ નથી. માટે સુખની ઉત્પાદકતારૂપ પ્રથમ કારણ જો કે વિષયમાં નથી, છતાં સ્ત્રી પુત્રાદિકમાં પ્રતિબંધની નિવૃત્તિદ્વારા અભિવ્યંજકતારૂપ બીજું કારણ પણ સંભવતું નથી. કારણ કે જેમ તૃષાતુર મૂઢ પુરૂષ તૃણથી ઢંકાયલા પાસેના જળનો ત્યાગ કરી મૃગાતૃષ્ણાના જળનું પાન કરવા જાય છે, તેમ સુષુપ્તિની ઈચ્છાવાળો અજ્ઞાની જીવપુરૂષ અજ્ઞાનથી આવૃત અત્યંત સમીપવર્તી આનંદસ્વરૂપ આત્માનો ત્યાગ કરી બાહ્ય વિષયને જોઇ, તે વિષયો મેળવવાની ઈચ્છા

કરે છે, જેથી તેને અત્યંત દુઃખની ઉત્પત્તિ થાય છે. આવી ઇચ્છાથી ઉત્પન્ન થયલું દુઃખ આત્મરૂપ આત્માનું પ્રતિબંધક છે. જેમ મણિમંત્રાદિક પ્રતિબંધક જ્યાં સૂધી અગ્નિ દાહકર્મ કરતો નથી, પરંતુ જ્યારે તે દૂર થાય છે ત્યારે અગ્નિ દાહને કરે છે, તેમ જીવને જે જે વિષયની ઇચ્છા થાય છે, તે તે વિષય જીવને, જ્યારે મળે છે, ત્યારે વિષયની ઇચ્છાનો નાશ થાય છે. પણ જ્યાં સૂધી તે વિષયમાં અથવા કોઈ અન્ય વિષયમાં જીવની ફરી ઇચ્છા નથી થતી, ત્યાં સૂધી વિષય ઇચ્છાની નિવૃત્તિ રહે છે. પણ ફરી ઇચ્છા ઉત્પન્ન થયા પછી પૂર્વની ઈચ્છાની નિવૃત્તિ રહેતી નથી. તેમ વિષયની ઇચ્છારૂપ કારણનો નાશ થવાથી ઇચ્છાજન્ય દુઃખ પણ નાશ થઇ જાય છે. જ્યાં સૂધી દુઃખનો અભાવ અંતઃકરણમાં રહે છે, ત્યાં સૂધી વિક્ષેપ રહિત તથા અજ્ઞાનવડે આવૃત આત્મસ્વરૂપાનંદની પ્રતીતિ જીવને થાય છે. આ આત્મસ્વરૂપાનંદને અજ્ઞાની જીવ સુખ કરી કહે છે. તાત્પર્ય કે, લોકમાં બે પ્રકારનું પ્રતિબંધક હોય છે. એક તો આવરણકરૂપ પ્રતિબંધક છે. જેમકે સૂર્યના દર્શનમાં મેઘ આવરણરૂપ પ્રતિબંધક છે. બીજું વિક્ષેપરૂપ પ્રતિબંધક હોય છે. જેમ કે ઘટાદિ પદાર્થના દર્શનમાં નેત્રની અત્યંત ચંચળતા વિક્ષેપરૂપ પ્રતિબંધક છે. તેમ અહીં વિષયની ઇચ્છારૂપે કરી બુદ્ધિની ચંચળતારૂપ વિક્ષેપ આત્મસ્વરૂપના આનંદના ભાનનો પ્રતિબંધક છે. વળી જે વિષયની ઇચ્છાવડે બુદ્ધિ ચંચળ થાય છે, તે વિષય મળવાથી ચંચળતારૂપ વિક્ષેપનો ત્યાગ કરી બુદ્ધિ જ્યાં સૂધી બીજા વિષયની ઈચ્છા નથી કરતી, ત્યાં સૂધી તે સ્થિર રહે છે. સ્થિર બુદ્ધિમાં અજ્ઞાનવડે આવૃત આનંદસ્વરૂપ આત્માનું સ્પષ્ટ કરીને ભાન થાય છે. અજ્ઞાનવડે આવૃત આત્માને અજ્ઞાની મૂઢ પુરૂષો વિષયજન્ય સુખ કહે છે.

જનક—હે ભગવન્! વિષય મળતી વખતે અજ્ઞાનવડે આવૃત આત્મારૂપ આનંદનું ભાન થાય છે, એ વાત કેવી રીતે જણાય ?

યાજ્ઞવલ્કય—હે જનક ! વિષયની પ્રાપ્તિ વખતે અજ્ઞાનીને જો કદાપિ આવરણ રહિત આત્માનંદનું ભાન હોતું નથી, તો પણ જેમ મુક્તાવસ્થામાં જ્ઞાનીને 'હું સુખરૂપ છું,' એવા સુખનો અનુભવ થાય છે, તેમ અજ્ઞાનીને વિષયની પ્રાપ્તિ કાળે 'હું સુખરૂપ છું,' એવો અનુભવ થવો જ જોઇએ. આ રીતનો અનુભવ થતો નથી, પણ 'હું સુખવાળો છું,' એવો અનુભવ અજ્ઞાનીને થાય છે. માટે વિષયની પ્રાપ્તિ કાળે જે આત્માનંદ પ્રતીત થાય છે, તે અજ્ઞાનવડે આવૃત થયેલો જ પ્રતીત થાય છે. એક મુક્તિ અવસ્થામાં જ આવરણ રહિત આત્માનું ભાન થાય છે.

હે જનક ! જેમ અંધકારમય આકાશના કોઇ એક અંશમાં રહેલ આગીઓ અથવા મણિ, આકાશની જેટલી જગ્યાનો અંધકાર નાશ કરે છે, તેટલીજ જગ્યામાં આકાશનું સ્ફુરણ થાય, પણ તેથી અધિક આકાશનું સ્ફુરણ થતું નથી, તેમ આત્મારૂપ આકાશમાં રહેલ ઇચ્છાજન્ય દુઃખરૂપ અંધકારના જેટલા અંશને વિષયની પ્રાપ્તિરૂપ આગીઓ નાશ કરે છે, તેટલો જ સમય આત્મારૂપ સુખ વિક્ષેપથી રહિત પ્રતીત થાય છે, તેથી અધિક સુખ પ્રતીત થતું નથી. આ રીતે એક જ આત્મારૂપ સુખની ન્યૂનાધિકતા પ્રતીત થાય છે. આત્માનંદની પ્રતીતિની વિદ્યમાનતારૂપ આ રીતે અન્વય દર્શાવ્યો.

હે જનક ! જેમ અંધકારવાળા આકાશમાં આગીઓ તથા મણિ વિદ્યમાન હોય, ત્યારે

આકાશદેશમાં જે સ્ફુરણ થાય છે, તે જ આકાશ દેશ, આગીઓ તથા મણિ નિવૃત્ત થયા પછી ફરી અંધકારથી આવૃત થયલો પ્રતીત થતો નથી; તેમ વિષયની પ્રાપ્તિકાળે વિષયનું ઇચ્છાજન્ય દુઃખ નિવૃત્ત થયા પછી, જે આત્મારૂપ આનંદ પ્રતીત થાય છે, તે બીજા વિષયની ઇચ્છાને ઉત્પન્ન કરતો પ્રતીત થતો નથી. આથી સિદ્ધ થાય છે કે, વિષયની પ્રાપ્તિવડે ઉત્પન્ન થયેલ દુઃખાભાવ અન્વય વ્યતિરેકે કરી આત્મારૂપ સુખની પ્રતીતિનું કારણ છે.

જનક–હે ભગવન્! વિષયની પ્રાપ્તિથી ઇચ્છાની નિવૃત્તિ થાય છે તથા ઇચ્છા નિવૃત્ત થયા પછી દુઃખની નિવૃત્તિ થાય છે. વિક્ષેપરૂપ દુઃખ નિવૃત્ત થયા પછી આત્મરૂપ સુખની પ્રતીતિ જો કે સ્ત્રી પુત્રાદિક વિષયજન્ય સુખવિષે ઘટે છે, છતાં કફના રોગવાળાને છીંક તથા વમનની પ્રાપ્તિવડે જે સુખ થાય છે, તે સુખમાં તે નિયમ ઘટતો નથી. કારણ કે આત્મસુખની પ્રતીતિમાં પોતાના વિષયની નિવૃત્તિ જ કારણ છે. પણ છીંક તથા વમનમાં કોઈની ઇચ્છા હોતી નથી. માટે ઇચ્છાની નિવૃત્તિ ત્યાં સંભવતી નથી.

યાજ્ઞવલ્કય–હે જનકરાજા! કોઈ નિમિત્તથી જ્યારે છીંક તથા વમનનો અટકાવ થાય છે, ત્યારે તે છીંક તથા વમનમાં લોકની ઇચ્છા પ્રસિદ્ધ રીતે જણાય છે; માટે છીંક તથા વમનની પ્રાપ્તિથી જીવને જે સુખ થાય છે, તે સુખ પણ ઇચ્છાની નિવૃત્તિથી થાય છે, જેથી ઉપર કહેલા નિયમનો કોઈ સ્થળે વિરોધ નથી. માટે હે જનક રાજા! આ લોકમાં રહેલ ન્યૂનાધિક ભાવવાળું વૈષયિક સુખ આત્મસ્વરૂપના આનંદથી ભિન્ન નથી, પણ આનંદરૂપ જ છે. માટે સ્ત્રીપુત્રાદિ વિષયોની પ્રાપ્તિ આત્મરૂપ સુખની પ્રાપ્તિનું કારણ નથી, પણ તે વિષયની પ્રાપ્તિ ઇચ્છાની નિવૃત્તિદ્વારા સુખની અભિવ્યક્તિનું કારણ છે.

## આત્માનંદમાં નિરપેક્ષ અધિકતા.

હે જનક! આ મનુષ્ય લોકમાં જે પુરુષ યૌવનાવસ્થાવાળો, વજ્રસમાન દૃઢ શરીરવાળો, ભીમ અર્જુન સમાન બળવાળો, વ્યાસ સમાન શાસ્ત્રવેત્તા, અનેક પ્રકારનાં શસ્ત્ર ચલાવવામાં મહાદેવ સમાન, અશ્વિનીકુમારની માફક રોગરહિત, અણિમાદિ અષ્ટસિદ્ધિવાળો, જેમ શ્રી કૃષ્ણની સહાયથી અર્જુનાદિ સમૃદ્ધિને પ્રાપ્ત થયા હતા તેમ શૂરવીરની સહાયતાથી સમૃદ્ધિવાળો તથા સર્વ ભોગની સામગ્રીવાળો ચક્રવર્તી રાજા હોય છે, તેના આનંદ સમાન મનુષ્યમાં બીજાને આનંદ થતો નથી. માટે મનુષ્યના આનંદની અપેક્ષાએ ચક્રવર્તી રાજાનો આનંદ પરમાનંદ છે. ચક્રવર્તી રાજાના વિષયજન્ય આનંદથી સો ગણો અધિક આનંદ પિતૃલોકમાં પિતરોને હોય છે, એટલે ચક્રવર્તી રાજાની અપેક્ષાએ પિતરોનો આનંદ પરમાનંદ છે. તેમ પિતરોના આનંદની અપેક્ષાએ ગંધર્વોનો આનંદ પરમ આનંદ છે. ગંધર્વોના આનંદથી વધારે *કર્મ દેવતાઓનો આનંદ હોય છે. કર્મદેવતાઓના આનંદથી અધિક આજાનજ (સૃષ્ટિના આદિ કાળમાં ઉત્પન્ન થયેલા અગ્નિ આદિ દેવો)નો પરમ આનંદ છે, તેથી અધિક પ્રજાપતિનો આનંદ છે. પ્રજાપતિથી અધિક વિરાટ્નો આનંદ છે તથા વિરાટ્ લોકના આનંદની અપેક્ષાએ બ્રહ્મ લોકનો આનંદ પરમાનંદ છે. બ્રહ્મલોક સ્થૂલ જગતનું કારણ સૂત્ર આત્મારૂપ હિરણ્યગર્ભનું નિવાસસ્થાન છે. આ બ્રહ્મલોકમાં રહેલ ઉપાસક પુરૂષને

*અગ્નિહોત્રાદિ કરી જેને દેવભાવ પ્રાપ્ત થયેલો હોય તે.

જે વિષયજન્ય આનંદ થાય છે, તે આનંદથી શ્રેષ્ઠ બીજો કોઈ આનંદ નથી. પણ મનુષ્યથી માંડી વિરાટ્ લોક પર્યંત જેટલો વિષયજન્ય આનંદ છે, તે સર્વ આનંદથી હિરણ્યગર્ભનો આનંદ અવધિરૂપ છે. હે જનક! મનુષ્ય લોકથી લઇ બ્રહ્મલોક પર્યંત વિષયજન્ય આનંદની ન્યૂનાધિકતા શ્રુતિએ બતાવેલી છે. તે બતાવવાનું તાત્પર્ય એટલું જ કે, વિષયજન્ય સર્વ આનંદથી અધિક હિરણ્યગર્ભનો આનંદ છે. તે આનંદની જ્યાં સૂધી પુરૂષને ઈચ્છા રહે છે, ત્યાં સૂધી તેને આત્મરૂપ આનંદનું ભાન હોતું નથી, માટે આત્મરૂપ આનંદની પ્રાપ્તિની ઇચ્છાવાળા પુરૂષે હિરણ્યગર્ભ આનંદની પણ ઇચ્છા કરવી નહિ. આ રીતે પરમ વૈરાગ્યમાં શ્રુતિનું તાત્પર્ય છે. મનુષ્યલોકથી લઈ બ્રહ્મલોક પર્યંત જે વિષયજન્ય આનંદ છે તથા તેનાં સાધન જે સ્ત્રી પુત્ર ધન અને શરીરાદિક છે, તે સર્વને કાગડાની અઘારની માફક અસાર જાણી, તેની ઇચ્છા ન કરવી, તે જ પરમ વૈરાગ્ય છે. એવો પરમ પ્રખર વૈરાગ્ય જેને હોય છે, તેને આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

## વૈરાગ્યની ન્યૂનાધિકતાનાં ફળ.

હે જનક! મનુષ્ય લોકથી લઇ બ્રહ્મલોક સૂધીના વિષયજન્ય આનંદને મેળવવાનાં બે પ્રકારનાં સાધનો હોય છે. એક તો કાળાંતરે આનંદરૂપ ફળ દેનારાં કર્મ ઉપાસનારૂપ સાધન તથા બીજું શીઘ્ર આનંદરૂપ ફળ દેનારાં સાધન. જેણે ગુરૂ પાસે વેદ તથા વેદના અર્થનું અધ્યયન કર્યું છે, જે સર્વ પાપ કર્મથી રહિત તથા સર્વ વિષયજન્ય કામનાથી રહિત હોય છે, એવા વેદવેત્તા નિષ્કામ પુરૂષોને મનુષ્યથી લઇ બ્રહ્મ સૂધી સર્વ આનંદ પ્રાપ્ત થાય છે. આમાં વિશેષતા એટલી જ કે વેદવેત્તા નિષ્પાપ પુરૂષો ચક્રવર્તી રાજાના વિષયજન્ય આનંદને કાકવિષ્ઠાની માફક અસાર ગણી, તે મેળવવાની ઇચ્છા કરતા નથી, પણ પિતૃલોકાદિના આનંદની ઇચ્છા કરે છે. તેમને ચક્રવર્તી રાજાના આનંદની પ્રાપ્તિ થાય છે, પણ પિતૃ લોકાદિકના આનંદની પ્રાપ્તિ થતી નથી. આ રીતે પિતૃલોકાદિનો આનંદ અસાર જાણી ગંધર્વલોકાદિના આનંદની ઇચ્છા કરનારને પિતૃલોકનો આનંદ પ્રાપ્ત થાય છે. આ રીતે વેદવેત્તા જે જે લોકના આનંદને કાકવિષ્ઠાની માફક અસાર ગણી તેની ઇચ્છા નથી કરતા, તે તે લોકના આનંદને વેદવેત્તા પ્રાપ્ત થાય છે. તેમ જે વેદવેત્તા નિષ્પાપ પુરૂષ બ્રહ્મલોકના આનંદને પણ કાકવિષ્ઠાની માફક અસાર ગણી તેની પણ ઇચ્છા નથી કરતા, તે બ્રહ્મલોકના પરમ આનંદને પ્રાપ્ત થાય છે. આ રીતે કર્મોપાસનાના સાધન વિના વેદવેત્તાઓ સર્વ આનંદને પામે છે. હે જનક! મનુષ્ય લોકથી લઇ જેટલો વિષયજન્ય આનંદ છે, તે સર્વથી અધિક બ્રહ્મલોકનો આનંદ છે. બ્રહ્મલોકનો આનંદ પણ આત્મસ્વરૂપ આનંદનો લેશ માત્ર છે. આવા આનંદ સ્વરૂપ પરમાત્મા દેવ સર્વ જીવને સુષુપ્તિ અવસ્થામાં પ્રાપ્ત થાય છે. પરમાત્માના સ્વરૂપ ભૂત આનંદ મન તથા વાણીનો અવિષય તથા ન્યૂનાધિકતાથી રહિત છે, માટે તે આત્મરૂપ આનંદ બ્રહ્મલોકના આનંદથી પણ અધિક છે. આ અર્થનો બોધ કરવા શ્રુતિએ બ્રહ્મલોકના આનંદની પ્રાપ્તિ કહી છે. માટે હે જનક! સુષુપ્તિમાં આત્માનું જે સ્વરૂપ મેં તમને કહ્યું, તે મનુષ્યથી લઇ બ્રહ્મલોક પર્યંત સર્વ આનંદથી અધિક છે, માટે પરમાત્મા પરમ આનંદ સ્વરૂપે છે.

આ રીતનો ઉપદેશ જ્યારે યાજ્ઞવલ્ક્યે જનક રાજાને કર્યો ત્યારે તે રાજા પોતાની

અજ્ઞાનતા જણાવતા પૂર્વની માફક નીચે પ્રમાણે કહેવા લાગ્યા. હે મુનિ! જે સાધારણ વિદ્યા તમે મને ઉપદેશી, તેની ગુરૂ દક્ષિણા તરીકે એક હજાર ગાય હું તમને આપું છું, તે આપ ગ્રહણ કરો. પછી જે વિદ્યાવડે મોક્ષ મળે છે, તેનો મને ઉપદેશ કરો. પૂર્વે આપે મને એવો ઉપદેશ કર્યો છે કે, સંગરહિત સ્વયંજ્યોતિ આત્મા અવિદ્યાના સંબંધવડે જીવભાવને પામી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામાં નિરંતર ભ્રમણ કરે છે. એ અવસ્થાઓમાં પૂર્વનાં પુણ્ય પાપરૂપ કર્મના વશથી સ્વયંજ્યોતિ આત્મા કોઇ વખત જાગ્રત તથા કોઇ વખત સ્વપ્ન અવસ્થાને પામી, પુણ્ય પાપના કર્મવડે સુખ અથવા દુઃખને ભોગવે છે તથા જાગ્રતને સ્વપ્નાવસ્થામાં સુખ દુઃખ રૂપ ફળ દેવાવાળા પુણ્યપાપરૂપ કર્મનો નાશ થાય છે, ત્યારે જેમ આકાશમાં ભમતું પક્ષી આકાશનો ત્યાગ કરી પોતાના ઘરમાં આવે છે, તેમ જાગ્રત તથા સ્વપ્નાવસ્થાથી થાકેલો સ્વયંજ્યોતિ આત્મા પણ સુષુપ્તિમાં આવે છે. આ રીતે જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાથી ભિન્ન આત્માના સ્વરૂપનો પૂર્વે આપે મને ઉપદેશ કર્યો છે, પરંતુ તેથી કાંઇ મોક્ષની પ્રાપ્તિ થાય તેમ નથી. કારણ કે, બીજા શરીરની પ્રાપ્તિરૂપ જન્મ, સ્થૂલ શરીરના પરિત્યાગરૂપ મરણ, તે જન્મ મરણનું કારણ નાના પ્રકારની કામના તથા જન્માદિ વિકારનો આત્મામાં જે સંબંધ પ્રતીત થાય છે, તેનું નાના પ્રકારની યુક્તિવડે આપે ખંડન કર્યું નથી. માટે જન્મ મરણાદિ વિકારવાળો સંસારી આત્મા પરમ આનંદરૂપ કેવી રીતે થાય? હે ભગવન્! જન્મ મરણાદિ સંસારના ધર્મને વિષય કરનારૂં આત્માનું યથાર્થ જ્ઞાન જ્યાં સૂધી અધિકારીને થતું નથી, ત્યાં સૂધી અનેક જન્મવડે પણ મોક્ષની પ્રાપ્તિ થતી નથી, માટે જન્મ મરણાદિ વિકારથી રહિત આત્માના યથાર્થ સ્વરૂપનો મને ઉપદેશ કરો. આ રીતના રાજાના અભિપ્રાયને જાણી મુનિ ભય પામ્યા.

શિષ્ય–હે ભગવન્! જનક રાજાને ઉત્તર દેવામાં શું મુનિ અસમર્થ હતા, કે તેઓ ભય પામ્યા?

ગુરૂ–હે શિષ્ય! સૂર્ય ભગવાનની માફક મુનિમાં રાજાના પ્રશ્નનો ઉત્તર આપવાની અસમર્થતા સંભવતી નથી, પણ ચારે વેદનું અધ્યયન કરનારા મારા ઘણા શિષ્યોમાં કોઇ પણ જનકની સમાન બુદ્ધિમાન્ નથી. જે વિદ્યા શીખતાં ઘણો સમય લાગે, તે વિદ્યા આ રાજા કામપ્રશ્નરૂપ વરવડે થોડા સમયમાં લઇ લેવા ચાહે છે. વળી સત્ય વચનરૂપ પાશવડે તેણે મને બાંધી લીધો છે એટલે સૂર્ય ભગવાનની આરાધનાવડે જે સંપૂર્ણ વિદ્યા મને મળી છે, તે સર્વ વિદ્યા મારૂં વચન સત્ય કરવા માટે મારે જનકને ઉપદેશ કરવી પડશે, એવો વિચાર મનમાં આવવાથી મુનિ ભય પામ્યા. પણ પછી બોલ્યા કે, હે જનક! બુદ્ધિ આદિ સર્વ સંઘાતનો સાક્ષી સ્વયંજ્યોતિ આત્મા જાગ્રત અવસ્થા પછી પ્રથમ સુષુપ્તિને પામે છે, સુષુપ્તિ પછી સ્વપ્નાવસ્થાને પામે છે તથા કોઈ વખત સુષુપ્તિને પામ્યા વિનાજ પ્રથમ સ્વપ્નાવસ્થાને પામે છે. સ્વપ્નમાં સ્વયંજ્યોતિ આત્મા સ્ત્રીઓ સાથે નાના પ્રકારનો વ્યવહાર કરે છે, અનેક નાડીઓરૂપ માર્ગમાં ભ્રમણ કરે છે, તથા પુણ્ય પાપરૂપ ફળ સુખ દુઃખને જૂવે છે. આ રીતે અનેક પ્રકારનો વ્યવહાર સ્વપ્નમાં તે કરે છે. પછી સ્વયંજ્યોતિ આત્મા

સ્વપ્નનો ત્યાગ કરી નાડીઓરૂપ માર્ગદ્વારા જાગ્રતમાં પણ પુણ્ય પાપ રૂપ કર્મવડે અનેક પ્રકારનાં સુખ દુઃખ ભોગવે છે. જેમ સ્વપ્નમાં સુખ દુઃખરૂપ ફળને દેનારૂં પુણ્ય પાપરૂપ કર્મ છે, તેનો જ્યારે ક્ષય–નાશ થાય છે તથા જાગ્રતના ભોગ આપવાવાળા કર્મનો પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે જીવાત્મા સ્વપ્નાવસ્થાનો ત્યાગ કરી જાગ્રત અવસ્થાને પામે છે. તેમ આ સ્થૂલ શરીરમાં સુખ દુઃખરૂપ ફળને આપનારાં પુણ્ય પાપરૂપ કર્મનો જ્યારે ક્ષય થાય છે તથા જન્માંતરમાં સુખ દુઃખરૂપ ભોગને આપનારાં કર્મનો જ્યારે પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી બીજા શરીરને પામે છે. હે જનક ! સંસારી જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી પરલોકમાં જાય છે. તે ઉપર હું એક દૃષ્ટાંત કહું તે સાંભળો. જેમ કોઈ ધનવાન પુરૂષ પોતાના ગામને છોડી બીજા ગામમાં જવાનો ઉદ્યમ કરે છે ત્યારે પોતાના ગાડાને તૈયાર કરી તેમાં નાના પ્રકારનાં અન્ન, ધન, સ્ત્રી, પુત્ર આદિ અનેક પ્રકારની સામગ્રી રાખે છે, પછી તેનું ગાડું ધીરે ધીરે માર્ગમાં ચાલે છે, તેમ મરણ સમયે સ્થૂલ શરીરનો ત્યાગ કરી પરલોકમાં જનારો જીવાત્મારૂપ ધની પુરૂષ પણ પોતાના પરલોકમાં જવાનું સાધન સૂક્ષ્મ શરીરરૂપ મરણ સમયે થતા નાના પ્રકારના શબ્દવાળો રથ જેમાં પુણ્ય પાપરૂપ સામગ્રી એકઠી કરી પછી તેમાં બેસીને જાય છે.

હે જનક ! જ્યારે પુરૂષ મરણની સમીપ પહોંચે છે ત્યારે, તે આ પ્રકારના શબ્દનો ઉચ્ચાર કરે છે, 'હે મારા ગુણવાન્ પુત્ર ! હે મારી યુવાન સ્ત્રી ! હે મારૂં ધન ! મેં તને એકઠું કરવામાં ઘણો પ્રયત્ન કર્યો છે. હે મારા હિતકારી બાંધવો ! તમ સર્વનો ત્યાગ કરી હું ભાગ્યહીન એકલો દૂર–પરમાર્ગે જાઉં છું, માટે મને ધિક્કાર છે." આ રીતે અનેક પ્રકારના શબ્દો જીવાત્મા સ્ત્રી પુત્રાદિના વિયોગથી મરણ કાળે કરે છે. 'બાલ્યાવસ્થામાં હું પાપાત્મા દુર્બળ બાળકને વાણીથી ધિક્કારતો હતો તથા તેને મારતો હતો, પૂજવા યોગ્ય દેવતાઓના મસ્તપર પગ મૂકતો હતો, મારૂં હિત કરનારી મા જેણે મને નવ માસ સૂધી પોતાના ઉદરમાં રાખ્યો હતો, તેને મેં કૃતઘ્ને દુઃખ દીધું છે. તેમ હું દુર્બુદ્ધિ જીવ નાનપણમાં પિતામહાદિ વૃદ્ધ પુરૂષોને, શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોને તથા મિત્રોને નાના પ્રકારનાં કઠોર વચન કહેતો હતો. હું નહિ ભક્ષણ કરવા યોગ્ય વસ્તુનું ભક્ષણ કરતો હતો, આ રીતે હું અનેક પ્રકારનાં નિંદિત કર્મ કરતો હતો, તેથી મને ધિક્કાર છે. જેમ કોઇ પુરૂષ ચિત્તને એકાગ્ર કરી વિષ્ણુ આદિ દેવનું નિરંતર ધ્યાન કરે છે, તેમ યૌવન અવસ્થામાં હું મૂઢ બુદ્ધિ જીવ પોતાના હૃદયરૂપી મંદિરમાં પોતાની અથવા પારકી સ્ત્રીને સ્થાપી તેનું હંમેશ ધ્યાન કરતો હતો. યૌવનાવસ્થામાં ધનની ઇચ્છાથી બ્રાહ્મણાદિ મહાન્ પુરૂષોના અનેક પદાર્થો મેં લઇ લીધા હતા. હું દિવસનો વખત ધન મેળવવામાં ગાળતો હતો, રાત્રીએ સ્ત્રી સાથે ક્રીડામાં ગુલતાન રહેતો હતો ને યૌવનાવસ્થામાં સ્ત્રીને અધીન થઇ માતપિતાનો ત્યાગ કર્યો હતો. આવાં અનેક નિંદિત કર્મો મેં યૌવનાવસ્થામાં કર્યાં છે.વૃદ્ધાવસ્થામાં પણ કામ, ક્રોધ, લોભ તથા મોહ આદિ વિકારો મારા શરીરમાં વૃદ્ધિ પામે છે. બાલ્યાવસ્થાથી તે મરણ પર્યંત પોતાના શરીરનું પાલન કરવા માટે તથા સ્ત્રી પુત્રાદિક કુટુંબના પાલન અર્થે અનેક પ્રકારનાં પાપ કર્મોને મેં દુરાત્માએ કર્યાં છે, તેથી મને ધિક્કાર છે.' આ રીતનાં કર્મોને યાદ કરી જીવાત્મા મરતી વખતે શબ્દોનો ઉચ્ચાર કરે છે. જેમ

કાદવવાળા તળાવમાં રહેલ, મટોડીથી ખરડાયેલ તથા સૂર્યથી તપેલ માછલાને પારધી પકડી લઇ જાય છે, તેમ સ્ત્રી પુત્રાદિરૂપ મલીન જળવાળા ગૃહરૂપ તળાવમાં હું દુરાત્મારૂપ મત્સ્ય, અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત, એ ત્રણ પ્રકારનાં દુઃખરૂપી સૂર્યવડે તપેલા તથા કામક્રોધાદિરૂપ મૃત્તિકાથી ઢંકાયલા મને મૃત્યુરૂપી ધીવર લેવા માટે આવ્યો છે. જેમ પશુના હિંસાસ્થાનમાં કોઈ નિર્દય, લોહચક્રવડે પશુઓનાં અંગનું છેદન કરે છે, તેમ દયારહિત મૃત્યુ મારા અંગનું છેદન કરવાથી મને ઘણું દુઃખ થાય છે. વળી મરણસમયે અનેક તીક્ષ્ણ સોયવડે મારા અંગને કોઈ વીંધે છે, તે હું જાણી શકતો નથી. મારા હસ્તપાદાદિ કાષ્ઠ સમાન જડ થઇ ગયા છે તથા જેમ ખરાબ ઘોડો ગાડીવાનને વશ થતો નથી, તેમ આ વખતે મારી નેત્રાદિ સર્વ ઈન્દ્રિયો મને જરાએ વશ નથી. આથી અંધ પુરૂષની માફક હું કોઇ પદાર્થને જોતો નથી, બહેરાની માફક કોઇ પદાર્થને સાંભળતો નથી. વળી મારો કંઠ કફથી રૂંધાઇ ગયો છે તથા જઠરાગ્નિ પોતાનું સ્થાન છોડી મારા શરીરને બાળતો ઉપર ચાલ્યો જાય છે. પ્રાણવાયુ પણ પોતાના સ્થાનને છોડી મારા શરીરનું શોષણ કરે છે. જેમ કરોડો વીંછી ક્રોધવાન્ થઈ કોઇ પુરૂષના શરીરપર ડંખ મારે ને તેને પીડા થાય, તેમ આ સમયે મને પીડા થાય છે. આ રીતે અનેક પ્રકારના શબ્દો જીવાત્મા મરણકાળે કરે છે. આ સમયે વાણી અટકવાથી જીવાત્મા 'ઘુર ઘુર' શબ્દ કરે છે. આ રીતના અનેક શબ્દને ઉચ્ચારતો, સૂક્ષ્મ શરીરરૂપી રથમાં બેસી પરલોકમાં જાય છે તથા આ સ્થૂલ શરીરરૂપ પુરીમાંથી બહાર નીકળ્યા પછી સૂક્ષ્મ શરીરરૂપ રથ ફરી તેમાં આવતો નથી. હે જનક ! જેમ સુષુપ્તિમાં જીવાત્મા હૃદયદેશમાં રહી, પરમાત્મા સાથે તાદાત્મ્ય ભાવને પામે છે, તેમ મરણકાળે પણ જીવાત્મા પરમાત્મા સાથે તાદાત્મ્ય ભાવને પામે છે. જેમ સુષુપ્તિમાં જીવાત્મા જાગ્રત સ્વપ્નના સંપૂર્ણ વિશેષ જ્ઞાનથી રહિત હોય છે, તેમ મરણકાળે પણ જીવાત્મા સર્વ વિશેષ જ્ઞાનથી રહિત હોય છે. આથી જીવાત્મા મરણ કાળે પરમાત્મા સાથે તાદાત્મ્યને પામે છે. જેમ સુષુપ્તિમાં જીવાત્મા પરમાત્મા સાથે તાદાત્મ્યને પામી, જાગ્રત સ્વપ્નના સર્વ વિક્ષેપથી રહિત થાય છે, તેમ મરણકાળે જીવાત્મા પરમાત્મા સાથે તાદાત્મ્યને પામી, પૂર્વે કહેલ સર્વ શબ્દોનો ત્યાગ કરે છે. પછી ઉર્ધ્વ શ્વાસવડે પોતાના દીન ભાવને જણાવતો તે સ્થૂલ શરીરનો ત્યાગ કરી પૂર્વનાં પુણ્ય પાપરૂપ કર્મને અનુસાર બીજા શરીરને પામે છે.

## જન્માંતરની સ્થિતિ.

મરણ સમયે જીવાત્મા દુર્બળ શરીરને પામ્યા પછી ઉર્ધ્વ શ્વાસવડે જણાયેલ દીન દશાને પામે છે. એ દુર્બળતા જીવને બે પ્રકારની હોય છે. એક જરાવસ્થાવાળી ને બીજી વ્યાધિવડે થાય છે. એ દુર્બળતાથી જીવાત્મા મરણ સમયે ઉર્ધ્વ શ્વાસ લે છે. જેમ આ લોકમાં આંબા આદિ વૃક્ષોનાં ફળો જ્યારે પરિપકવ થાય છે, ત્યારે જ તત્કાળ વૃક્ષની શાખાપરથી તૂટી ભૂમિપર પડે છે, પણ અનેક ઉપાયોવડે પાકા ફળની વૃક્ષવિશે સ્થિતિ હોઇ શકતી નથી, તેમ સ્થૂલ શરીરના આરંભ કરવાવાળા પુણ્ય પાપરૂપ પ્રારબ્ધ કર્મનો જ્યારે ભોગવડે ક્ષય થાય છે, ત્યારે જીવાત્મા આ સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે. જેમ નીચે પડતા પહેલાં આમ્રાદિ

ફળનો વૃક્ષ સાથે નિકટ સંબંધ હોય છે, તેમ મરણ પૂર્વે જીવાત્માનો પણ સ્થૂલ શરીર સાથે તાદાત્મ્ય સંબંધ હોવાથી 'હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય, હું સ્થૂલ' એવી તેને પ્રતીતિ થાય છે. જેમ નીચે પડવા પહેલાં વૃક્ષ સાથે ફળનો તાદાત્મ્ય સંબંધ છતાં પરિપક્વ અવસ્થામાં ફળનો વૃક્ષથી અવશ્ય વિયોગ થાય છે, તેમ મરણ પહેલાં જીવાત્માનો સ્થૂલ શરીર સાથે તાદાત્મ્ય નિકટ સંબંધ હોવા છતાં, મરણકાળે તેનો સ્થૂલ શરીરથી અવશ્ય વિયોગ થાય છે. જેમ આંબાથી નીચે પડતું ફળ કોઈ પણ આધાર વિના અદ્ધર રહેતું નથી, પણ નીચે પડ્યા પહેલાં વૃક્ષને આશ્રયે હોય છે તથા નીચે પડ્યા પછી ભૂમિને આશ્રયે રહે છે, તેમ આ સૂક્ષ્મ શરીર પણ સ્થૂલ શરીરના ત્યાગ પછી કોઇ આધાર વિના રહેતું નથી. મરણ પહેલાં સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીને આશ્રયે રહે છે તથા એક સ્થૂલના ત્યાગ પછી બીજા સ્થૂલ શરીરનો આશ્રય કરે છે. જે જાતિવાળું પૂર્વ શરીર હોય છે, તે જાતિવાળા બીજા શરીરને જીવાત્મા પામે છે, એવું કહેવામાં શ્રુતિનું તાત્પર્ય એમ છે કે, પૂર્વનાં શરીરની સમાન જાતિ-વાળા શરીરને જ પામે છે. આ રીતના નિ-યમમાં શ્રુતિનું તાત્પર્ય નથી, પણ એક શરીરના ત્યાગ પછી જીવાત્મા બીજા શરીરને પામે છે. આ બીજું શરીર પૂર્વના શરીર સમાન જાતિવાળું હોય છે અથવા પૂર્વના શરીરથી વિલક્ષણ હોય છે. તેના સંબંધમાં કાંઇ નિયમ નથી. પણ પ્રારબ્ધ કર્મનો ક્ષય થવા પછી જો કે સ્થૂલ શરીરનો નાશ થાય છે, છતાં જ્યાં સૂધી જીવને અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર નથી થયો, ત્યાં સૂધી સૂક્ષ્મ શ-રીરનો નાશ થતો નથી. એક બ્રહ્મજ્ઞાનવડે જ સૂક્ષ્મ શરીરનો નાશ થાય છે. સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીર વિના રહેતું નથી. સ્થૂલ શરીરને આશ્રયે સૂક્ષ્મ શરીર રહે છે. આત્મ-જ્ઞાન પહેલાં સંસારદશામાં સૂક્ષ્મ શરીરની બે પ્રકારની અવસ્થા હોય છે. એક તો કારણ અજ્ઞાનમાં સંસ્કારરૂપવડે સ્થિતિરૂપ અવસ્થા હોય છે તથા બીજી સ્થૂલ શરીરના આશ્રય-વડે સ્થિતિરૂપ અવસ્થા હોય છે. સુષુપ્તિ-કાળે સૂક્ષ્મ શરીર છે. તે કારણ અજ્ઞાનમાં સંસ્કારરૂપે કરી રહે છે. તથા સુષુપ્તિથી ભિન્ન કાળમાં સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરને આશ્રયે રહે છે. આ બે અવસ્થામાંથી ગમે તે એક અવસ્થાના આશ્રયે કરી સૂક્ષ્મ શરીર રહે છે. હે જનક રાજા! પાપ કર્મને લીધે સૂક્ષ્મ શરીર નરકને પામે છે, જેમાં તે નાના પ્રકારનાં દુઃખને ભોગવે છે. પુણ્ય કર્મથી સૂક્ષ્મ શરીર સ્વર્ગાદિ લોકને પામે છે તથા ઉપાસનાવડે બ્રહ્મલોકને પામે છે. આ રીતે સ્વર્ગ તથા બ્રહ્મલોકમાં નાના પ્રકારનાં સુખનો ભોગ તથા નરકમાં દુઃખનો ભોગ સૂક્ષ્મ શરીરને સ્થૂલ શરીર વિના સંભવતો નથી. તેથી સ્વર્ગ યા નરકમાં સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરના આશ્રયવડે સુખ દુઃખ ભોગવે છે.

જનક–હે ભગવન્! આપે સૂક્ષ્મ શરીરની બે અવસ્થા કહી, તે સંભવતી નથી. પણ સૂક્ષ્મની ત્રણ અવસ્થા સંભવે છે. કારણ કે જ્યારે સૂક્ષ્મ શરીર સ્થૂલનો ત્યાગ કરી પરલોકમાં જાય છે, ત્યારે સૂક્ષ્મ શરીર સંસ્કારરૂપે કરી, કારણ અજ્ઞાનમાં રહેતું નથી તથા તે સમયે સૂક્ષ્મ શરીર સ્થૂલનો પણ આશ્રય કરતું નથી. માટે તે સમયમાં સૂક્ષ્મની ત્રીજી અવસ્થા કેમ માનવી ન જોઇએ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક! સ્થૂલ શરીરના ત્યાગ-વડે સૂક્ષ્મ શરીર જ્યાં સૂધી બીજા શરીરને પ્રાપ્ત થતું નથી ત્યાં સૂધી સૂક્ષ્મની ત્રીજી

અવસ્થા સંભવતી હોય તો તેમાં મને કંઇ આગ્રહ નથી, પણ સુખ તથા દુઃખ ભોગવવા માટે સૂક્ષ્મ શરીરની સ્થિતિ સ્થૂલ શરીર વિના ન હોય, એમ કહેવાનું તાત્પર્ય એ કે, સ્થૂલ શરીરના ત્યાગવડે સૂક્ષ્મ જ્યાંસુધી બીજા સ્થૂલ શરીરને પ્રાપ્ત થતું નથી ત્યાં સૂધી મધ્યકાળમાં સૂક્ષ્મ શરીર કાંઇ સુખ યા દુઃખને ભોગવતું નથી. જેમ ગીધ માંસને મોંમાં લઇ આકાશમાં ઉડે છે, તે જો કે તે સમયે માંસને ખાવા સમર્થ નથી હોતું, છતાં આકાશમાં ઉડ્યા પછી કોઈ વૃક્ષાદિનો આશ્રય લઇ તે માંસ ભક્ષણ કરે છે, તેમ સ્થૂલ શરીરના ત્યાગ પછી સૂક્ષ્મ શરીર જ્યાં સૂધી બીજા શરીરને ગ્રહણ નથી કરતું ત્યાં સૂધી તે કોઇ પદાર્થ ભોગવવામાં સમર્થ હોતું નથી, પણ તે સુખ દુઃખ ભોગવવા બીજા સ્થૂલ શરીરને અવશ્ય પામે છે. એ બીજું શરીર પૂર્વના શરીરની સમાન જાતિવાળું હોય છે અથવા વિલક્ષણ હોય છે, એમ કહેવામાં કંઇ નિયમ થતો નથી. કારણ કે નરકમાં કેવળ પાપ કર્મના દુઃખરૂપ ફળને ભોગવતા જીવનો જ્યારે કોઈ પૂર્વના પુણ્ય પાપરૂપ મિશ્રિત કર્મનો ઉદય થાય છે ત્યારે તે નરકવાસી જીવ નરકના સ્થૂલ શરીરનો ત્યાગ કરી ઝટ પૃથ્વી લોકમાં મનુષ્યશરીરને પામે છે. વળી તે નરકવાસી જીવના કોઇ પૂર્વના કેવળ પુણ્યનો જ્યારે ઉદય થાય છે ત્યારે તે નારકી જીવ નરકના સ્થૂલ શરીરનો ત્યાગ કરી, સ્વર્ગમાં દેવના શરીરને પામે છે. સ્વર્ગમાં રહેતા કર્મ દેવનો જ્યારે કોઇ પૂર્વનાં પુણ્ય પાપરૂપ મિશ્રિત કર્મનો ઉદય થાય છે ત્યારે તે દેવતા સ્વર્ગના સ્થૂલ શરીરનો ત્યાગ કરી ભૂમિ લોકમાં મનુષ્યશરીરને પામે છે. તેમ મનુષ્ય શરીરના ત્યાગ સમયે જ્યારે કોઇ પૂર્વનાં પાપ કર્મનો ઉદય થાય છે ત્યારે તે દેવતા, મનુષ્ય શરીરનો ત્યાગ કરી પાછો નારકી શરીરને પામે છે. આ રીતે સ્થૂલ શરીરના ત્યાગ સમયે જે જે પુણ્ય અથવા પાપ કર્મનો જીવને ઉદય થાય છે, તે પુણ્ય પાપ કર્મોને અનુસાર જીવને બીજા શરીરની પ્રાપ્તિ થાય છે. જીવને પૂર્વના શરીરની સમાન જાતિવાળું બીજું શરીર પ્રાપ્ત થાય, એવો નિયમ સંભવતો નથી.

જનક–હે ભગવન્! આ જીવ અલ્પજ્ઞ હોવાથી સ્થૂલ શરીરના ત્યાગ પછી 'આ જાતિવાળા શરીરને હું પામુ" એવું જ્ઞાન પણ તેને હોવાનું સંભવતું નથી, તેમ પુણ્ય પાપરૂપ કર્મ જડ હોવાથી તેમાં પણ ઉત્તર શરીરનું જ્ઞાન હોવાનું સંભવતું નથી, ત્યારે જીવને બીજા શરીરની પ્રાપ્તિ કરાવનાર કઇ વસ્તુ હશે?

યાજ્ઞવલ્કય–હે જનક! જેમ મોટા લાકડા સાથે બાંધેલા લાકડાના વાનરની સાથે બાળક ક્રીડા કરે છે, ત્યારે જેવી વાનર પાસે ક્રીડા કરાવવાની ઇચ્છા તે કરે છે, તેવી દોરીને ખેંચે છે તથા તે દોરી ખેંચવાથી તે વાનર નાના પ્રકારની ક્રીડા કરે છે. તેમ આ અનાદિ સંસાર મોટા કાષ્ઠ સમાન છે અને આ સ્થાવરજંગમરૂપ સર્વ પ્રાણી મર્કટ સમાન છે. જીવના પુણ્ય પાપરૂપ કર્મો સૂત્ર સમાન છે તથા માયાવિશિષ્ટ અંતર્યામી પરમાત્મા બાળક સમાન છે. માટે પરમાત્મારૂપ બાળક ક્રીડા અર્થે જે જે પ્રાણીરૂપ મર્કટના પુણ્ય પાપરૂપ સૂત્રને ખેંચે છે, તે તે જીવરૂપ મર્કટ સંસારમાં નાના પ્રકારની ચેષ્ટા કરે છે. તાત્પર્ય કે, આ જીવ અલ્પજ્ઞ હોવાથી તેને પૂર્વ જન્મનાં અનેક પુણ્ય પાપ કર્મનું જ્ઞાન હોતું નથી, પણ જીવનું પુણ્ય પાપનું જ્ઞાન સર્વજ્ઞ પરમાત્માને હોય છે તથા આ જીવ જ્યારે સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે, ત્યારે

પરમાત્મા જીવને જે પુણ્ય પાપરૂપ કર્મનું સુખ દુઃખરૂપ ફળ આપવા તૈયાર કરે છે, તે પુણ્યપાપરૂપ કર્મને અનુસાર પરાધીન જીવ બીજા જન્મને પામે છે. માટે પુણ્યપાપ રૂપ કર્મને કરવામાં, પુણ્યપાપરૂપ કમના સુખ દુઃખરૂપ ફળ ભોગવવામાં, તથા બીજા શરીરની પ્રાપ્તિમાં, આ જીવ જરાએ સ્વતંત્ર નથી. પણ અંતર્યામી પરમાત્માને આધીન છે. પરમાત્મા જીવના પુણ્યપાપ કર્મને અનુસાર જે જે શરીરને રચે છે, તે તે શરીરને જીવ પામે છે. માટે પૂર્વ પૂર્વનાં શરીરની સમાન જાતિવાળાં બીજા શરીરને જીવ પામે છે, એવો નિયમ સંભવતો નથી. વળી અત્યંત અલ્પ તૃણ શરીરમાં રહેલો જીવ પણ પૂર્વના કોઈ પુણ્ય કર્મના પ્રભાવથી બ્રહ્મના શરીરને પામે છે તથા અત્યંત શ્રેષ્ઠ બ્રહ્મમાં રહેલો જીવ પણ પૂર્વના કોઇ પાપ કર્મના પ્રભાવથી તૃણ શરીરને પામે છે. માટે જેમ પિશાચરૂપ શરીરનું તથા મેઘનું ગમન વાયુને અધીન છે, તેમ બ્રહ્મ, સ્વર્ગ અથવા ભૂમિ લોકમાં જીવનું ગમન સ્વતંત્ર નથી, પણ પરમેશ્વરે સુખદુઃખરૂપ ફળ આપવા માટે સન્મુખ કરેલાં પુણ્યપાપરૂપ કર્મોને અનુસાર જીવનું પરલોકમાં ગમન થાય છે.

જનક–હે ભગવન્! આ જીવ પૂર્વના શરીરની સમાન જાતિવાળા બીજા શરીરને પામતો ન હોય, તો શ્રુતિએ જીવને પૂર્વના શરીરની સમાન જાતિવાળા બીજા શરીરની પ્રાપ્તિ શામાટે કહી ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! શ્રુતિનું તાત્પર્ય એમ છે કે, જીવાત્મા જ્યારે સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે, ત્યારે જો કદાપિ તે જ શરીરના સમાન જાતિવાળા બીજા શરીરની પ્રાપ્તિ કરવાવાળા કર્મની ઉત્પત્તિ હોય છે તો જીવાત્મા પૂર્વના સંસ્કારના વશથી તે જાતિવાળા શરીરને ફરી પામે છે. જ્યારે કર્મની ઉત્પત્તિ, પૂર્વના શરીરથી વિલક્ષણ શરીર મેળવવાવાળું હોય છે, ત્યારે તે વિલક્ષણ શરીરને પામે છે. જો કદાપિ જીવને નિયમવડે પૂર્વના શરીરસમાન જાતિવાળું બીજું શરીર પ્રાપ્ત થતું હોય તો, પુણ્યના સુખરૂપ ફળનો તથા પાપનાં દુઃખરૂપ ફળનો બોધ કરનારૂં શાસ્ત્ર અપ્રમાણરૂપે થાય. કારણ કે અગ્નિહોત્રાદિ કર્મ કરનારને સ્વર્ગ મળે છે, ઉપાસના કરનારાને બ્રહ્મલોક મળે છે તથા બ્રહ્મહત્યાદિ પાપ કર્મ કરનારાને શ્વાનાદિ નીચ શરીર પ્રાપ્ત થાય છે, આ પ્રમાણે શાસ્ત્રનું કહેવું યથાર્થ છે. પ્રવાહરૂપ અનાદિ સંસારમાં કોઇ પણ પદાર્થ સર્વના કરતાં પહેલો નથી. અમુક જીવને શરીર પહેલાં ફલાણી જાતવાળું શરીર હતું, એવો ઉત્તર આપવામાં કોઇ પણ વિદ્વાન્ સમર્થ નથી. જો કોઇ વાદી વર્તમાન શરીરને જોઇ એમ કહે કે, મનુષ્ય જાતિવાળું શરીર તથા પશુત્વ જાતિવાળું શરીર પ્રથમ હતું તો પૂર્વના શરીરની અજ્ઞાનતાવડે આ સંસારમાં આદિપણું પ્રાપ્ત થશે. પણ સંસારનું આદિપણું કોઈ પણ આસ્તિક માનતું નથી. નાસ્તિક સિવાય સર્વ સંસારને પ્રવાહરૂપે કરી અનાદિ માને છે. માટે સમાન જાતિવાળું શરીર ફરી ઉત્પન્ન થાય, એમ માનીએ તો સંસારમાં અનાદિપણું રહે નહિ.

## સંસારનું અનાદિપણું.

હે જનક ! જેમ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિની અવસ્થાઓમાં જાગ્રત્ અવસ્થા સર્વ જાગ્રતથી પ્રથમ છે, સ્વપ્નાવસ્થા સર્વ સ્વપ્નાવસ્થાથી પ્રથમ છે, તથા સુષુપ્તિ સર્વ સુષુપ્તિથી પ્રથમ છે, એવો કંઈ નિયમ હોતો નથી, તેમ જગતની ઉત્પત્તિ; સ્થિતિ તથા લયમાં જગતની ઉત્પત્તિ સર્વ ઉત્પત્તિથી પ્રથમ છે તથા સ્થિતિ, સર્વ સ્થિતિથી પ્રથમ છે,

તેમજ લય સર્વ લયથી પ્રથમ છે, એવો નિયમ હોતો નથી. માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય પ્રવાહરૂપે અનાદિ છે. જેમ કુપમાંથી જળ લેવા માટે ઘટિકાયંત્રના દોરડા સાથે ઘણા ઘડાઓ બાંધેલા હોય છે, તેમાં અમુક ઘડો પ્રથમ તથા અમુક પછી એમ હોતું નથી, તેમ અમુક સંસાર સર્વ સંસારથી પ્રથમ છે, એવો કંઇ નિયમ હોતો નથી.

## સત્કાર્યવાદીઓનો મત.

હે જનક ! કાર્યરૂપ ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ થયા પછી તે વર્તમાનતારૂપ સ્થિતિને પામે છે, એવો પણ નિયમ હોતો નથી, કારણ કે ઉત્પત્તિ પહેલાં ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ પણ જો અત્યંત અસત્ માનીએ, તો અત્યંત અસત્ વંધ્યાપુત્ર તથા નરશૃંગની ઉત્પત્તિ પણ માનવી જોઇએ. માટે ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ પહેલાં અત્યંત અસત્ નથી, પણ પ્રથમની ઉત્પત્તિ પહેલાં ઘટ પોતાના મૃત્તિકાદિ ઉપાદાન કારણમાં સૂક્ષ્મરૂપવડે રહેલ હોય છે આથી સિદ્ધ થાય છે કે, સ્થિતિને પામેલ પટાદિ પદાર્થ ઉત્પત્તિને પામે છે, ઉત્પત્તિને પામેલ પદાર્થ સ્થિતિને પામે છે, તથા ઉત્પત્તિ અને સ્થિતિ પછી તે નાશને પામે છે તથા નાશ પછી તે ઘટાદિ પદાર્થ ફરી કારણરૂપે તત્વમાં રહેલું હોય છે. તેમ કારણરૂપે રહેલ ઘટાદિ પદાર્થ ફરી ઉત્પત્તિને પામે છે. આ પ્રમાણે ઘટાદિ પદાર્થનો ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનો ફરી ફરી વ્યવહાર થાય છે માટે ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ અને સ્થિતિ ઘંટીયંત્રની માફક અનાદિ છે. જગતને આદિ માનનારા નાસ્તિકને પૂછવું કે, સંસાર પ્રથમ ક્યારે ઉત્પન્ન થયો ? તે જો ન કહેવાય એમ હોય ને તે એમ કહે કે, મારું આ સ્થૂલ શરીર થયું. તેની સાથે જ જગત્ થયું છે, તો તેને કહેવું કે તારું આ શરીર માતાપિતા આદિ કારણ વિના થયું કે તેઓના કારણવડે થયું ? આમાં પ્રથમ પક્ષ સંભવશે નહિ કારણ કે, કારણ વિના કાર્યની ઉત્પત્તિ થઇ શકે નહિ. જે કાર્યરૂપ ઘટાદિ પદાર્થ મૃત્તિકા કુલાલ આદિ કારણવડે ઉત્પન્ન થાય છે, તેમ કારણરૂપ સ્થૂલ શરીર પણ કોઇ કારણવડે થશે. તે જો એમ કહે કે માતાપિતાથી થયું, તો તેની પ્રતિજ્ઞાને હાનિ પહોંચશે. કારણ કે પોતાની ઉત્પત્તિ પછી સંસારની ઉત્પત્તિ થઇ, એમ કહેવું ખોટું પડશે. તે એમ કહે કે, મારી અપેક્ષાએ આદિ છે, પણ મારા બાપ દાદાની અપેક્ષાએ આ સંસાર આદિ નથી, તો તેને પૂછવું કે, તમારા મત પ્રમાણે આ સંસારનુ સ્વરૂપ કેવું છે ? આ સ્થૂળ શરીર તે જ સંસાર છે, એમ તે કહે તો પૂછવું કે આ સ્થૂલ શરીરરૂપ સંસાર આદિવાળો છે તો તે સ્થૂલ શરીરમાં આદિપણું હું પણ અંગીકાર કરું છું. પણ અનેક શરીર સર્વ શરીરથી પ્રથમ છે, એમ હું લગારે માનતો નથી. જો ચાર્વાક પોતાનું શરીર સર્વ શરીરથી પ્રથમ છે, એમ કહે તો તેને પૂછવું કે, હે વાદિ ! તું દેહસ્વરૂપ છે અથવા દેહથી ભિન્ન છે ? હું દેહ સ્વરૂપ છું, એ પ્રથમ પક્ષ જો તે માને તો તે સંભવશે નહિ. કારણ કે જેમ કોઈ પુરૂષ એમ કહે કે, આ મારું ઘર આ ઘરથી પ્રથમ છે, આ રીતના કહેવાથી ગૃહવાળા પુરૂષનો ગૃહથી ભેદ પ્રતીત થાય છે, તેમ આ મારું શરીર સર્વ શરીરથી પ્રથમ છે, આમ કહેવાથી શરીરથી તેના સ્વરૂપનો ભેદ સિદ્ધ થાય છે. હું શરીરરૂપ છું, આ રીતનું તેનું કહેવું અત્યંત વિરૂદ્ધ છે. તેમ હું શરીરથી ભિન્ન છું, એવો બીજો પક્ષ તે માને તો પૂછવું કે, જ્યારે તમારું શરીર ઉત્પન્ન થયું નહોતું ત્યારે તમે ક્યાં સ્થાનમાં હતા ? તથા શરીરની ઉત્પત્તિ પછી આ શરીરમાં શામાટે તમે આવ્યા છો ? તે જો પ્રથમ પ્રશ્નનો જવાબ આપે કે, હું આ શરીરની ઉત્પત્તિ પહેલાં કંઇ બીજા શરીરમાં રહેતો નહતો, પણ પોતાના આત્મવિશે રહેતો હતો તથા આ શરીરની ઉત્પત્તિ પછી હું શરીરમાં યદચ્છાવડે આવ્યો છું. આમ કહે તો પૂછવું કે, આ શરીર મળતાં કોઇ પદાર્થનું ચિંતન કર્યા વગર તેને મેળવવાના સ્વભાવ પહેલાં તમે બીજા શરીરને કેમ પ્રાપ્ત થયા નહિ ? તથા જે યદૃચ્છાથી તમે આ શરીરને પામ્યા છો, તે યદૃચ્છા તમને આ શરીર પહેલાં કેમ ન હોતી ? આમ કહેવાથી તે નાસ્તિક કાંઇ

પણ ઉત્તર આપી શકશે નહિ. પૂર્વના શરીરના અભાવની સિદ્ધિ માટે આ રીતનું અનુમાન બાંધે કે, જો આ શરીર પહેલાં મને બીજા શરીરની પ્રાપ્તિ થયલી હોય તો તે પૂર્વ શરીરનું મને આ વર્તમાન શરીરમાં સ્મરણ રહેવું જોઇએ, પણ વર્તમાન પહેલાં મને બીજું શરીર ન હોવાથી હું પૂર્વ શરીરના અત્યંતાભાવવાળો છું. તેનું આ મત અનુમાનપ્રમાણરૂપે ગણાશે નહિ. કારણ કે, આ લોકમાં જે જે પદાર્થનો અનુભવ થાય છે, તે સર્વ પદાર્થની સ્મૃતિ નિયમે કરી રહેતી હોય તો તેનું અનુમાન પ્રમાણ પૂર્વ શરીરના અત્યંતાભાવને સિદ્ધ કરત. પણ આ જ જન્મમાં અનુભવેલા પદાર્થનું આજ જન્મમાં કેટલીક વખત સ્મરણ રહેતું નથી, તો જન્માંતરના શરીરનું સ્મરણ તો કેવી રીતે રહે ? તેનું આ અનુમાન વ્યભિચારી [ કોઇ પણ પ્રમાણને ન સિદ્ધ કરનારૂં] છે. આ રીતે અનેક પ્રકારનાં દૂષણો સંસારને આદિ માનવાથી આવે છે. આ સર્વથી સિદ્ધ થાય છે કે, આ જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી તે જ જાતિવાળા બીજા શરીરને પામે છે આ રીતના નિયમમાં શ્રુતિનું તાત્પર્ય નથી. પણ તેનું તાત્પર્ય એમ છે કે, અનાદિ સંસારમાં આ જીવાત્મા જેમ હમણાં શરીરને પામ્યો છે, તેમ પૂર્વે પણ આ જીવાત્મા જે જે જાતિવાળા શરીરને પામે છે, તો તે જાતિવાળા શરીરની પ્રાપ્તિ તેને કદાચિત્ ફરી થાય છે. તાત્પર્ય કે, જીવાત્મા પશુ પક્ષીથી લઇ જે જે જાતિવાળા શરીરને પામે છે, તે તે જાતિવાળા શરીરના ખાનપાન મૈથુન ઇત્યાદિ સર્વ વ્યવહાર જીવાત્મા ઉપદેશ વિના કરે છે. તેથી જણાય છે કે, જીવાત્માને અમુક જાતિવાળું શરીર પૂર્વે પણ પ્રાપ્ત થયલું હોવાથી તે શરીર સંસ્કારવડે ઉપદેશ વિના તે જીવાત્મા ખાનપાનાદિ સર્વ વ્યવહાર કરે છે. જ્યાં સુધી જીવને આત્માના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર નથી થયો ત્યાં સુધી તે એક સ્થૂળ શરીરનો ત્યાગ કરી પુણ્યપાપના વશથી બીજા સ્થૂળ શરીરને અવશ્ય પ્રાપ્ત થાય છે. બીજું શરીર કદાચિત્ પૂર્વના શરીરની સમાન જાતિવાળું હોય છે, અથવા વિલક્ષણતા હોય છે, પણ તેમાં કોઇ નિયમ હોતો નથી.

## સ્થૂલ શરીરની પ્રાપ્તિ ક્યારે ?

ઉગ્ર–ક્ષત્રિયાણીમાં વૈશ્યપિતાથી અથવા ઉગ્ર કર્મ કરનાર અનુલોમ, હીન જાતિવાળી માતામાં ઉત્તમ જાતિવાળા પિતાથી થયેલો પુત્ર પ્રતિલોમ, ઉત્કૃષ્ટ જાતિવાળીમાં હલકી જાતિવાળા પિતાથી થયેલો પુત્ર સૂત, બ્રાહ્મણીમાં ક્ષત્રિય પિતાથી થયેલો પુત્ર, રાજાના ભૃત્યો, પ્રધાન પુરૂષો, વગેરે, સર્વ તે રાજાના ધનવડે કુટુંબનું પાલન કરનારા ઉગ્રાદિ પુરૂષો રાજાનું આવવું જાણી રાજાની સન્મુખ જાય છે, તેને પ્રસન્ન કરવા નાના પ્રકારનાં કૌતુક કરે છે તથા નાના પ્રકારનાં માંગલિક કર્મો કરે છે. આ ઘરમાં મહારાજા વસશે, આ ઘરમાં મહારાજાના પ્રધાન મંત્રી નિવાસ કરશે, આ રીતે ઉગ્રાદિ પુરૂષો રાજાના આવતા પહેલાં સર્વ પ્રકારની વ્યવસ્થા રાખી મૂકે છે. વળી તે ઘરમાં ઉગ્રાદિ પુરૂષો શરીર, મન તથા નેત્રાદિ ઇંદ્રિયોને સુખ આપવાવાળા નાના પ્રકારના અન્ન વસ્ત્રાદિ પદાર્થને યથાયોગ્ય રાખે છે. આ રીતે સામગ્રી તૈયાર કરી મહારાજાને લેવા તેઓ નગરની બહાર જાય છે. તેમ મહારાજા ક્યાં છે, હમણાં આવે છે, આ રીતે માંહોમાંહે મહારાજાની વાતો કરે છે. તે જ રીતે આ જીવાત્મા મહારાજા સ્થૂલ શરીરનો ત્યાગ કરી જ્યારે બીજા શરીરને પામે છે, ત્યારે જીવના કર્માનુસાર ભોગ આપવાવાળા આદિત્યાદિ દેવો જીવના પુણ્ય પાપરૂપ કર્માનુસાર સર્વ ભોગની સામગ્રી તૈયાર કરી, જીવાત્મારૂપ મહારાજાના આગમનની વાટ જુવે છે તથા પરસ્પર વાત કરે છે કે, અમારો કર્તા તથા જીવાત્મારૂપ મહારાજા દેવદત્ત નામના પુરૂષનો પુત્ર થવા તેની ઋતુસ્નાતા પત્નીમાં જન્મ લેવા માટે હમણાં

આવે છે. આ રીતે આદિત્યાદિ દેવો જીવાત્મારૂપ મહારાજાના આગમનની પ્રતિક્ષા કરે છે.

જનક–હે ભગવન્ ! આ જીવાત્મારૂપ મહારાજા સ્થૂલ શરીરનો ત્યાગ કરી એકલો જ બીજા શરીરમાં જાય છે, અથવા કોઇ વસ્તુ તે જીવાત્મા સાથે જાય છે ?

યાજ્ઞવલ્કય–હે જનક રાજા ! જેમ મહારાજા પોતાની નગરી છોડી બીજી નગરીમાં જવાની ઇચ્છા કરે છે ત્યારે તે મહારાજાના અભિપ્રાયને જાણી ઉગ્રાદિ ભૃત્યો મહારાજા સાથે જાય છે, તેમ આ જીવાત્મારૂપ મહારાજા સ્થૂલ શરીરરૂપ પુરીનો ત્યાગ કરી જ્યારે પરલોકમાં જવાની ઇચ્છા કરે છે, ત્યારે વાક્ આદિ દશ ઇંદ્રિયો, પંચ પ્રાણ તથા અંતઃકરણ, એ સર્વ જીવાત્મારૂપ મહારાજાસાથે જાય છે.

## સાધનવાળા સંસારનું વર્ણન.

હે જનક રાજા ! મરણ સમયે અત્યંત નિર્બળ થઇ જીવાત્મા જ્યારે વાક્ આદિ ઇંદ્રિયોવડે કોઇ પદાર્થને નથી જાણતો ત્યારે તે તેમને પોતપોતાના સ્થાનમાંથી લઇ હૃદયાકાશને પામે છે. જેમ સુષુપ્તિમાં જીવાત્મા વાક્ આદિ ઇંદ્રિયોને ગ્રહણ કરી, હૃદયદેશમાં માયાવિશિષ્ટ પરમાત્મા સાથે અભેદ ભાવને પામે છે, તેમ મરણકાળે પણ તે વાક્ આદિક ઇંદ્રિયોને ગ્રહણ કરી હૃદય દેશમાં પરમાત્મા સાથે અભેદ ભાવને પામે છે. તે વખતે જીવાત્મા કોઇ પણ ઇન્દ્રિયથી કોઈ પણ વિષયને ગ્રહણ કરતો નથી,પણ તે સમયે જીવાત્મા પુરૂષ વાક્ આદિ સર્વ ઇંદ્રિયના વ્યાપારથી રહિત હોયછે. મરણકાળે જીવાત્મા પરમાત્મા સાથે અભેદ ભાવને પામી સર્વ ઇન્દ્રિય ભાવથી રહિત થાયછે,આ વાત શાસ્ત્રમાં છે એમ નહિ, પણ લોક વિશે પણ પ્રસિદ્ધ છે. જ્યારે અમુક પુરૂષ મરણ પામે છે ત્યારે તેના કુટુંબીઓ રડતાં રડતાં કહે છે કે, આ હવે મન તથા બુદ્ધિવડે કોઇ પણ પદાર્થ જાણતો નથી. જેમ સુષુપ્તિમાં આપણે વાક્ આદિસર્વ ઇન્દ્રિયના વ્યાપારથી રહિત હોઈએ છીએ, તેમ આ પણ ઇંદ્રિયના સર્વ વ્યાપારથી રહિત છે. હે જનક ! મરણ સમયે જીવાત્મા હૃદય દેશમાં પરમાત્મા સાથે તાદાત્મ્ય ભાવને પામે છે, તે સમયે જો કે બીજાં સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ હોય છે, છતાં પરલોક ગમનને અનુકૂલ જ્ઞાનનો તેને અભાવ હોતો નથી. પરલોકનો માર્ગ બતાવવા માટે ચિદાભાસવાળી વૃત્તિવડે હૃદયનો અગ્રભાગ પ્રકાશમાન થાય છે. જેમ મહારાજા પોતાની નગરી છોડી બીજી નગરીમાં જવાની ઇચ્છા કરે છે ત્યારે, તે મહારાજાના ચાલવાના માર્ગમાં નાના પ્રકારના દીવાઓ સળગાવવામાં આવે છે, તેમ આ જીવાત્મારૂપ મહારાજા સ્થૂળ શરીરરૂપ પુરીનો ત્યાગ કરી જ્યારે પરલોકમાં જવાની ઇચ્છા કરે છે ત્યારે હૃદયના અગ્રભાગરૂપ રાજમાર્ગને ચિદાભાસવાળો વૃત્તિરૂપ દીપક પ્રકાશ કરે છે. પછી આ જીવાત્મારૂપ મહારાજા સ્થૂળ શરીરરૂપ પુરીનાં બે આંખ, બે કાન, બે નાક, મસ્તક, મુખ, નાભિ, ઉપસ્થ તથા પાયુ, એ અગિઆર દ્વારમાંથી ગમે તે દ્વારવડે બહાર નિકળે છે. જો પાયુદ્વારમાંથી જીવાત્મા બહાર નીકળે છે તો નરકને પામે છે, ઉપસ્થ દ્વારમાંથી નિકળે છે તો અત્યંત કામાતુર કપોતાદિ શરીરને પામે છે, નાભિદ્વારમાંથી નિકળે છે તો પ્રેતશરીરને પામે છે, જો મુખદ્વારમાંથી નિકળે છે તો તે પ્રાણી અન્નમાં અત્યંત આસક્ત રહે છે, નાસિકાદ્વારમાંથી નિકળે છે તો ગંધવિશે આસક્ત પ્રાણીના શરીરને પામે છે, શ્રોત્રદ્વારમાંથી નિકળે છે તો ગંધર્વલોકને પામે છે, ચક્ષુદ્વારમાંથી બહાર નીકળે છે તો સૂર્ય,

ચંદ્ર તથા અગ્નિલોકને પામે છે તથા મૂર્દ્ધ (મસ્તક) દ્વારમાંથી નિકળે છે તો બ્રહ્મલોકને પામે છે. આ રીતે જીવાત્મા પોતાના પુણ્ય પાપરૂપ કર્માનુસાર જે જે દ્વારમાંથી નિકળે છે તે તે શરીરને પામે છે. પાયુદ્વારથી કોઇ હલકું દ્વાર નથી તથા મૂર્દ્ધદ્વારથી કોઇ ઉત્તમ દ્વાર નથી. બુદ્ધિરૂપી જ્ઞાન શક્તિવાળો જીવાત્મા પુરૂષ જ્યારે સ્થૂલ શરીરનો ત્યાગ કરી બહાર નિકળે છે, ત્યારે ક્રિયાશક્તિવાળો પ્રાણ પણ તેની સાથે બહાર નિકળે છે. ક્રિયાશક્તિવાળા પ્રાણના બહાર નિકળવાથી વાક્ આદિ ઇંદ્રિયો પણ બહાર નિકળે છે. જેમ સુષુપ્તિમાં જીવાત્મા હૃદય દેશમાં પરમાત્મા સાથે તાદાત્મ્ય ભાવને પામી, સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થાય છે, તેમ મરણકાળે જીવાત્મા હૃદય દેશમાં પરમાત્મા સાથે તાદાત્મ્ય ભાવને પામી, સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થયેલો છતો ફરી વિશેષ જ્ઞાનને પામે છે, અર્થાત્ સુષુપ્તિમાં સર્વ વિશેષજ્ઞાનનો અભાવ હોય છે તથા મરણાવસ્થામાં હૃદયના અગ્રભાગરૂપ માર્ગને વિષય કરવાવાળું જ્ઞાન તથા ભાવી શરીર મેળવવાનું જ્ઞાન, એ બે રીતનાં જ્ઞાન સિવાય બીજાં સર્વ જ્ઞાનનો તેને અભાવ હોય છે. મરણાવસ્થામાં સુષુપ્તિ કરતાં આટલું વિશેષ છે. પુણ્ય પાપના સુખ દુઃખરૂપ ફળને ભોગવવાવાળો જીવાત્મા જ્યારે શરીરની બહાર નિકળે છે, ત્યારે પૂર્વ પૂર્વ શરીરમાં અનુભવ કરેલા પદાર્થનો સંસ્કાર તથા પુણ્ય પાપરૂપ કર્મ, એ બન્ને જીવાત્માની સાથે જાય છે. ત્યાં ગયા પછી પુણ્ય પાપરૂપ કર્મથી જીવને સુખ દુઃખરૂપ અનુકૂલ શરીરની પ્રાપ્તિ થાય છે તથા પૂર્વના સંસ્કાર જીવને તે તે જાતિવાળા શરીરના વ્યવહારમાં પ્રવૃત્ત કરે છે. આ જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી બીજા શરીરના આલંબન વિના રહેતો નથી, પણ બીજા શરીરનું આલંબન કરી જીવાત્મા પૂર્વના શરીરનો ત્યાગ કરે છે. જેમ ઘાસમાં રહેલો કીડો જ્યારે બીજા ઘાસનો આશ્રય કરે છે ત્યારે પ્રથમના તૃણનો ત્યાગ કરે છે, તેમ જીવાત્મા પણ બીજા ભાવી શરીરને આલંબન કરી સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે. જેમ કોઇ ધનવાન્ પુરૂષ નવા ઘરને મેળવ્યા વિના જૂના ઘરનો ત્યાગ કરતો નથી, તેમ જીવાત્મા પણ ભાવી શરીર મેળવ્યા વિના પ્રથમ શરીરનો ત્યાગ કરતો નથી.

જનકઃ–હે ભગવન્! ઘટાદિક પદાર્થની માફક પરિચ્છિન્ન પદાર્થ એક સ્થાન છોડી બીજા સ્થાનમાં જાય છે, પણ આત્મા પરિચ્છિન્ન નહિ, કિંતુ સર્વત્ર વ્યાપક છે. એટલે આ શરીરના ત્યાગવડે આત્માનું બીજા શરીરમાં ગમન સંભવે નહિ. જો આત્મા એક શરીરનો ત્યાગ કરી બીજા શરીરમાં જતો હોય તો ઘટાદિની માફક પરિછિન્ન થશે.

યાજ્ઞવલ્કયઃ—આનંદ સ્વરૂપ આત્મા જો કે વાસ્તવિક રીતે સર્વત્ર પરિપૂર્ણ તથા સર્વ ભેદથી રહિત હોવાથી પુણ્ય પાપનું ફળ ભોગવવા તેનું પરલોકમાં ગમન સંભવતું નથી, છતાં જેમ પરિપૂર્ણ આકાશ ઘટરૂપ ઉપાધિના સંબંધવડે જવા આવવાને પામે છે, તેમ બુદ્ધિરૂપ ઉપાધિના તાદાત્મ્ય સંબંધથી પરિપૂર્ણ આત્મા પણ અન્યલોકના જવા તથા આવવાને પામે છે. અર્થાત્ ઘટરૂપ ઉપાધિના સંબંધથી ઘટાકાશમાં પ્રતીત થતું ગમન આગમન આકાશ વિશે હોતું નથી, તેમ છતાં તે ગમન આગમન ઘટરૂપ ઉપાધિમાં હોય છે, તેમ બુદ્ધિથી ઢંકાયલા આત્મામાં જણાતી ગમન આગમનરૂપ ક્રિયા આત્મામાં નથી, પણ બુદ્ધિરૂપ ઉપાધિમાં ગમન આગમનરૂપ ક્રિયા સંભવે છે.

જનક–હે ભગવન્ ! ઘાસના કીડાની માફક આ શરીરમાં રહેલ બુદ્ધિ બીજા શરીરને પામેછે, એ સંભવતું નથી. કારણ કે પરિચ્છિન્ન અર્થાત્ મૂર્ત આકારવાળા પદાર્થનો બીજી જગ્યા સાથે ક્રિયાજન્ય સંબંધ પૂર્વના આગલા સ્થાનની સાથે વિભાગ થયા વિના સંભવતો નથી. પણ પ્રથમ ક્ષણે મૂર્ત પદાર્થમાં ક્રિયા, બીજી ક્ષણે મૂર્ત પદાર્થનો પૂર્વ દેશની સાથે વિભાગ, ત્રીજી ક્ષણે તેનો પૂર્વ દેશ સાથેનો સંયોગ સંબંધ અને છેલ્લે નાશ. પછી મૂર્ત પદાર્થનો ઉત્તર દેશવિશે સંયોગ તથા છેલ્લે મૂર્ત પદાર્થથી ક્રિયાનો તદન નાશ થાય છે. આ પ્રમાણે પૂર્વ દેશની સાથે વિભાગ થયા પછી મૂર્ત પદાર્થનો ઉત્તર દેશ સાથે સંબંધ થાય છે. માટે મરણકાળે આ શરીરમાં રહેલી બુદ્ધિનો બીજા શરીરની સાથે સંબંધ સંભવતો નથી.

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! તેજરૂપ ચક્ષુ ઇન્દ્રિય પોતાના ગોલકમાં રહેવા છતાં વૃત્તિદ્વારા સૂર્ય ચંદ્રમાદિ દૂર દેશને પામે છે. જો ચક્ષુ ઇન્દ્રિય પોતાના ગોલકરૂપ સ્થાનનો ત્યાગ કર્યા પછી સૂર્ય ચંદ્રના મંડલાદિને પામતી હોય તો ચક્ષુ ઇન્દ્રિય ગયા પછી માણુસ આંધળો થવો જોઇએ. આ રીતે મરણ કાળે પોતાના પુણ્ય પાપરૂપ કર્મવડે, પૂર્વના સંસ્કારથી તથા પરમેશ્વરની ઇચ્છાના પ્રભાવથી બુદ્ધિ પણ સ્થૂલ શરીરમાં રહેલી હોવા છતાં, પોતાની વૃત્તિદ્વારા બીજા ભાવી શરીરને પામે છે.

જનક–હે ભગવન્ ! જેમ મરણકાળે બુદ્ધિ વૃત્તિદ્વારા બીજા શરીરને પામે છે, તેમ મરણ પહેલાં પણ જીવિત અવસ્થામાં તે બુદ્ધિ વૃત્તિદ્વારા બીજા ભાવી શરીરને કેમપ્રાપ્ત થતીનથી?

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! જે સમયે વર્તમાન શરીરનો ભોગ આપવાવાળા પ્રારબ્ધ કર્મનો ક્ષય થવાથી ભાવી શરીરના ભોગ આપવાવાળા કર્મની ઉત્પત્તિ થાય છે, તે જ સમયે અંતર્યામી પરમાત્માવડે પ્રેરાયલી બુદ્ધિ પોતાની વૃત્તિદ્વારા ભાવી શરીરને પામે છે, પણ બીજે સમયે ભાવી શરીરને પામતી નથી.

જનક–હે ભગવન્ ! મરણકાળે જીવની બુદ્ધિ જો કદાપિ ભાવી શરીરને પામતી હોય, તો પછી મરણ કાળમાં તે બુદ્ધિ ‘હું બીજા શરીરને પામું છું,’ એવો અનુભવ કેમ કરતી નથી ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! જેમ ચક્ષુ ઇન્દ્રિય અત્યંત જડ તથા વેગવાળી હોવાથી પોતાની વૃત્તિદ્વારા સૂર્યાદિ દેશને પામવા છતાં ‘હું સૂર્યમંડળને પામું છું,’ એવો અનુભવ કદી પણ કરતી નથી, તેમ બુદ્ધિ પણ પંચભૂતોનું કાર્ય હોવાથી અત્યંત જડ અને વેગવાળી હોવાથી વૃત્તિદ્વારા ભાવી શરીરને પામવા છતાં ‘હું ભાવી શરીરને પામી છું,’ આ રીતનો અનુભવ કરતી નથી. પૂર્વે ઘાસના કીડાનું જે દૃષ્ટાંત આપ્યું, તેનો અભિપ્રાય એવો છે કે, જેમ કોઈ મહારાજા જૂના ઘરનો ત્યાગ કરી નવા ઘરની ઇચ્છા કરે છે, ત્યારે તેના ચાકરો તેને માટે નવું ઘર તૈયાર કરી મૂકે છે તથા તેના આવવા પહેલાં હસ્તી આદિ સર્વ વસ્તુઓ લાવી ત્યાં મૂકે છે. એ સર્વ સામગ્રીને જોઇ નગરનાં માણુસો એમ જાણે છે કે, આ રાજા આવ્યા. પણ ખરૂં જોતાં રાજા તો પોતાના જૂના ઘરમાં અથવા તો માર્ગમાં હોય છે; તેમ આ જીવાત્મારૂપી મહારાજા પણ સ્થૂલ શરીરરૂપી જીર્ણગૃહનો ત્યાગ કરી–મરણ પામ્યા પછી, નવા બીજા શરીરરૂપ ગૃહમાં જાય, તે પહેલાં તેનાં પુણ્યપાપરૂપ ભૃત્યો ગૃહ તૈયાર કરે છે. તેમાં જીવાત્મારૂપ મહારાજાના પૂર્વ શરીરમાં રહેલા પુણ્ય પાપકર્મરૂપ ભૃત્યો બુદ્ધિની વૃત્તિથી સર્વ સામગ્રીને ભાવી શરીરમાં લાવે છે. હે જનક ! આ જીવાત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી જે

ભાવી શરીરવડે સુખ દુઃખરૂપ ફળને ભોગવે છે, તે ભાવી શરીર જીવાત્માના ભવિષ્ય ભોગનું સાધન છે તથા મરણકાળે જીવાત્મા જે શરીરનો ત્યાગ કરે છે, તે શરીર જીવાત્માના પૂર્વ ભોગનું સાધન છે. માટે જીવાત્માનો બેઉ શરીર સાથે સંબંધ સંભવે છે. જેમ કોઈ પુરૂષ પોતાના શરીરપર પુષ્પની માળા અથવા વસ્ત્ર ધારણ કરી પછી તે માળા તથા વસ્ત્ર જ્યારે જૂનાં થાય છે ત્યારે તે પુરૂષ તે જૂની માળા તથા વસ્ત્રનો ત્યાગ કરવાની ઈચ્છા કરતો થકો, બીજી નવી માળા તથા વસ્ત્રને જૂવે છે, તેમ મરણકાળે સ્થૂલ શરીરના ત્યાગની ઇચ્છા કરતો જીવાત્મા પુણ્ય પાપરૂપ કર્મને અનુસાર ભાવી શરીરને જૂવે છે. તાત્પર્ય કે મરણકાળે જીવાત્માને પુણ્ય પાપરૂપ કર્માનુસાર જે ભાવી શરીરનું જ્ઞાન થાય છે, તે ભાવી શરીરનું જ્ઞાન જ, જીવાત્માને મરણકાળે ભાવી શરીરને પ્રાપ્ત કરાવે છે. જેમ દાહ તથા પ્રકાશ કરવાવાળો પ્રજ્વલિત અગ્નિ પોતાના તાદાત્મ્ય સંબંધવડે લોહ પિંડને પણ પોતાના સમાન ઉગ્ર પ્રકાશવાળો તથા દાહ શક્તિવાળો કરે છે તથા તે અગ્નિ જ્યારે લોહના પિંડનો ત્યાગ કરે છે ત્યારે પ્રકાશથી રહિત તથા દાહ શક્તિથી રહિત લોહપિંડ પોતાના પૂર્વ સ્વભાવને પામે છે, તેમ આ આત્મા પણ પોતાના તાદાત્મ્ય સંબંધવડે જડ શરીરમાં ચૈતન્ય ભાવની પ્રાપ્તિ કરે છે, તથા મરણકાળે જ્યારે સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે ત્યારે તે સ્થૂલ શરીર પોતાના પ્રથમના જડ સ્વભાવને પામે છે. જેમ અગ્નિથી કરાયેલો લોહના પિંડનો ત્યાગ તે પિંડનું હનન–મારવું છે, તેમ આ ચૈતન્ય આત્માથી કરાયેલો સ્થૂલ શરીરનો ત્યાગ સ્થૂલ શરીરનું હનન છે. જેમ પ્રજવલિત અગ્નિ પ્રથમના લોહપિંડનો ત્યાગ કરી, બીજા નવીન લોહપિંડને પામે છે તથા તેને અગ્નિ પોતાના તાદાત્મ્ય સંબંધવડે પોતાના સમાન રૂપવાનૂ કરે છે, તેમ આ જીવાત્મા પણ સ્થૂલ શરીરના ત્યાગવડે બીજા નવીન શરીરને પામે છે તથા આ આનંદ સ્વરૂપ જીવાત્મા પોતાના તાદાત્મ્ય સંબંધવડે જેમ પૂર્વના શરીરને ચૈતન્યરૂપે કરતો હતો તથા પોતાના સુખનું સાધન માનતો હતો, તેમ બીજા શરીરને પણ આત્મા પોતાના તાદાત્મ્ય સંબંધથી ચૈતન્યરૂપ કરે છે તથા પોતાના સુખનું સાધન માને છે. જેમ સોની એક સોનાના ગોળામાંથી કોઇવાર કુંડળ તથા કોઇવાર કંકણ, એમ ક્રમ પ્રમાણે અનેક જાતના ઘાટ ઉત્પન્ન કરે છે, તેમ આ પરમાત્મા પણ એક અવિદ્યાથી કોઇ વાર મનુષ્ય શરીરની, કોઈવાર દેવના શરીરની તથા કોઇ વાર પશુના શરીરની ઉત્પત્તિ કરે છે. આ રીતે પરમાત્મા એક અવિદ્યાથી અનેક શરીરભાવોની ઉત્પત્તિ કરે છે.

જનક–હે ભગવન્! જેમ મૃત્તિકારૂપ કારણની વિલક્ષણતાથી તથા તંતુરૂપ કારણની વિલક્ષણતાથી ઘટરૂપ કાર્યની તથા પટરૂપ કાર્યની પરસ્પર વિલક્ષણતા હોય છે. આ રીતે કારણની વિલક્ષણતા વિના કાર્યની વિલક્ષણતા હોતી નથી તથા આ પ્રસંગમાં મનુષ્યાદિક શરીરોનું પરિણામી ઉપાદાન કારણ અવિદ્યા જો કે એક છે તથા મનુષ્યાદિક શરીરનું વિવર્ત ઉપાદાન કારણ ચેતન પણ એક છે, છતાં મનુષ્યાદિ શરીરની વિલક્ષણતા હોવાનું શું કારણ?

યાજ્ઞવલ્ક્ય–જો કે ચૈતન્ય આત્મા તથા અવિદ્યારૂપ કારણ એક છે, છતાં જીવના પુણ્ય પાપરૂપ કર્મો વિલક્ષણ છે, માટે પુણ્યપાપરૂપ કારણની વિલક્ષણતાને લીધે શરીરરૂપ કાર્ય પણ વિલક્ષણ થાય છે. જે મરણ

સમયે શરીરને ભોગ આપવાવાળા કર્મનો ક્ષય થાય છે તથા ભાવી શરીરને ભોગ આપવાવાળા કર્મની ઉત્પત્તિ થાય છે, તે મરણુ સમયે આ જીવાત્મા પૂર્વના ઉત્કૃષ્ટ શરીરને નિકૃષ્ટ–નીચું જાણે છે તથા ભાવી નિકૃષ્ટ શરીરને ઉત્કૃષ્ટ–ઉચું માને છે.

જનક–હે ભગવન્ ! મરણુકાળે જીવાત્મા પૂર્વના ઉત્કૃષ્ટ શરીરને નિકૃષ્ટ તથા ભાવી નિકૃષ્ટને ઉત્કૃષ્ટ માને છે, આ રીતનું આપનું કહેવું મને અત્યંત વિસ્મય પમાડનારૂં લાગે છે.

યાજ્ઞવલ્કય-આમાં કંઇ આશ્ચર્ય નથી. કારણુ કે મરણુકાળે પાપકર્મરૂપ દોષના પ્રભાવથી જીવની બુદ્ધિ વિપરીત ભાવને પામે છે. તેથી મરણુકાળે આ જીવાત્મા વર્તમાન ઉત્કૃષ્ટ શરીરને નિકૃષ્ટ માને છે તથા ભાવી નિકૃષ્ટ શરીરને ઉત્કૃષ્ટ માને છે. જેમ કોઈ વ્યભિચારિણી સ્ત્રી કોઇ ધનવાન્ પુરૂષને કોઇ મંત્રના પ્રભાવથી તથા ઔષધિના પ્રભાવથી પોતાને વશ કરી લે છે, પછી તે કોઢવાળી તથા કુરૂપ વ્યભિચારિણીને, તે ધનવાન્ પુરૂષ ઇન્દ્રાણી સમાન સુંદર દેખે છે તથા તે ધનવાન પુરૂષ પોતાના ઘરમાં રહેલી ઇન્દ્રાણી સમાન સુંદર, સર્વ ગુણસંપન્ન પોતાની પતિવ્રતા સ્ત્રીને હલકી માની તેનો ત્યાગ કરે છે, તેમ મરણુકાળે પાપકર્મથી મોહિત થયલો જીવાત્મા સર્વ સુખસંપન્ન દેવતાના શરીરને તથા ચક્રવર્તી રાજાના શરીરને અત્યંત નિકૃષ્ટ માને છે. ભાવી–હવે પછી થનારા–શ્વાનાદિ નીચ શરીરને જીવાત્મા મરણુકાળે અત્યંત ઉત્કૃષ્ટ માને છે. હે જનક ! મરણુકાળે જ્યારે જીવાત્માનું કોઇ પૂર્વનું પુણ્યકર્મ ફળ આપવા તૈયાર થયું હોય ત્યારે આ જીવાત્મા સ્થૂલ શરીરના ત્યાગ પછી પુણ્યકર્મના પ્રભાવથી તથા પૂર્વના શુભ સંસ્કારવડે, પિતૃલોક, ગંધર્વલોક, દેવલોક, પ્રજાપતિલોક તથા બ્રહ્મલોકમાં ઉત્કૃષ્ટ દેવતાના શરીરને પામે છે. મરણુકાળે જ્યારે જીવને પુણ્ય તથા પાપ બંને ફળ આપવા તૈયાર થયાં હોય છે ત્યારે આ જીવાત્મા સ્થૂલ શરીરના ત્યાગ પછી મનુષ્ય શરીરને પામે છે. મરણુકાળે જ્યારે જીવાત્માનું કોઈ પાપકર્મ ફળ દેવા તત્પર થયું હોય છે, ત્યારે આ જીવાત્મા સ્થૂલ શરીરના ત્યાગ પછી પાપકર્મના વશથી શ્વાનાદિ નીચ શરીરને પામે છે. આ રીતે બ્રહ્માથી લઇ કીટ પર્યંત જેટલાં આત્મજ્ઞાનથી રહિત પ્રાણીઓ છે, તે સર્વ પુણ્ય પાપ કર્મના વશથી નિરંતર સંસારરૂપ શૂળમાં ભટકે છે. જે શુદ્ધ આત્માના જ્ઞાનથી જીવને સંસારની નિવૃત્તિ થાય છે, તે શુદ્ધ આત્માના સ્વરૂપનું વર્ણન કરવા પ્રથમ આત્માની આનંદરૂપતા દર્શાવવામાં આવે છે. હે જનક ! આત્માનું આનંદ સ્વરૂપ સર્વત્ર સમાન છે. આ આત્મા સ્વરૂપાનંદમાં કિંચિત્ માત્ર પણ ન્યૂનાધિકતાવાળો નથી. પૂર્વે કહેલ મનુષ્ય લોકથી લઇ બ્રહ્મલોક પર્યંત આનંદની ન્યૂનાધિકતા સ્વભાવથી જ આત્મસ્વરૂપના આનંદમાં નથી, પણ ચેતનના પ્રતિબિંબને ગ્રહણ કરવાવાળી તથા ચેતનના આવરણને નિવૃત્ત કરવાવાળી બુદ્ધિના સંબંધની અપેક્ષાવડે આત્મસ્વરૂપના આનંદની અભિવ્યક્તિ સહજ ન્યૂનાધિક હોય છે. અધિક સત્વ ગુણવાળી બુદ્ધિના સંબંધથી આત્મસ્વરૂપાનંદની અધિક અભિવ્યકિત થાય છે તથા ન્યૂન સત્વગુણવાળી બુદ્ધિના સંબંધથી આત્મસ્વરૂપના આનંદની ન્યૂન અભિવ્યકિત થાય છે. જેમ ભેદરહિત એક જ આકાશ સોયમાં, ઘટમાં, ગૃહમાં તથા નગરમાં રહીને ન્યૂનાધિક ભાવને પામે છે, તેમ એક જ આત્મસ્વરૂપાનંદ, બુદ્ધિના સંબંધવડે ન્યૂનાધિક ભાવને પામે છે. ઉપાધિના સંબંધથી ઉપહિત પદા-

ર્થમાં પ્રતીત થતો ધર્મ-ગુણ તેમાં વાસ્તવિક રીતે હોતો નથી, પણ તે ધર્મ ઉપાધિમાં હોય છે જેમ ઘટમઠાદિક ઉપાધિના સંબંધથી આકાશમાં થતી ન્યૂનાધિકતા આકાશમાં હોતી નથી, પણ ઘટમઠાદિ ઉપાધિમાં ન્યૂનાધિકતા હોય છે, તેમ બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધથી આત્માના સ્વરૂપાનંદમાં જણાતી ન્યૂનાધિકતા વાસ્તવિક રીતે આત્માના સ્વરૂપાનંદમાં નથી, પણ બુદ્ધિરૂપ ઉપાધિમાં હોય છે. ઉપહિત પદાર્થની સમીપ જઈ જે વસ્તુ પોતાના ધર્મ-ગુણનું ઉપહિત પદાર્થમાં આરોપણ કરે, તેને શાસ્ત્રમાં ઉપાધિ કહેવામાં આવે છે. આ પ્રસંગે આત્માના સ્વરૂપાનંદની સમીપ રહેલી બુદ્ધિ પોતાની ન્યૂનાધિકતાને આત્માના સ્વરૂપાનંદમાં આરોપણ કરે છે, માટે બુદ્ધિ ઉપાધિરૂપ છે તથા ઉપાધિવાળા પદાર્થનું નામ જ ઉપહિત છે. બ્રહ્મલોકમાં રહેલ સર્વથી ઉત્કૃષ્ટ બ્રહ્માના શરીરથી લઈ ભૂમિ લોકમાં રહેનારા સર્વથી નિકૃષ્ટ શ્વાનના શરીરમાં અંતઃકરણ વિશિષ્ટ ભોકતા આત્માની તથા સુખ દુઃખરૂપ ભોગ્યની કિંચિત્ માત્ર પણ વિષમતા નથી, પણ સર્વ શરીરોમાં સમાન છે. જ્યારે અંતઃકરણવિશિષ્ટ ભોકતા આત્માની તથા સુખ દુઃખરૂપ ભોગ્યની સર્વ શરીરોમાં વિષમતા સિદ્ધ થતી નથી ત્યારે આનંદ સ્વરૂપ આત્માની વિષમતા કેવી રીતે સંભવે? કોદરા આદિ હલકું અન્ન ખાઈને પણ નિર્ધન માણસ પોતાને સુખી માને છે, તેટલું જ સુખ ધનવાન્ લોક લેહ્ય, ચોષ્ય, ભક્ષ્ય તથા ભોજ્ય અન્નના ભક્ષણથી મેળવે છે. સુખના ભોકતામાં તથા સુખરૂપ ભોગમાં જરા પણ વિષમતા નથી. જેમ ક્ષુધા પિપાસાવડે નિર્ધન દરિદ્રી પુરૂષ દુઃખને પામે છે, તેમ ક્ષુધા તથા પિપાસાવાળો ધનવાન્ પણ દુઃખને પામે છે, માટે દુઃખના ભોક્તામાં તથા દુઃખરૂપ ભોગમાં વિષમતા નથી.

જનક-હે ભગવન્! મહારાજામાં તથા દરિદ્ર પુરૂષમાં જો કે સુખ દુઃખરૂપ ફળની વિષમતા નથી, છતાં સુખ દુઃખરૂપ ફળની ઉત્પત્તિ, જે અન્નપાનાદિ સાધન છે, તેમની પરસ્પર વિષમતા હોવાથી સુખ દુઃખરૂપ ફળની વિષમતા કેમ હોવી ન જોઇએ?

યાજ્ઞવલ્કય-હે જનક! સુખ દુઃખરૂપ ફળની ઉત્પત્તિનાં સાધનો બે પ્રકારનાં છેઃ- એક બાહ્ય સાધન તથા બીજું આંતર સાધન. તેમાં અન્ન પાનાદિ બાહ્ય સાધન તથા રાગદ્વેષાદિક આંતર સાધન છે. જો કે અન્ન પાનાદિ બાહ્ય સાધનમાં જરા પણ કલ્પિત વિષમતા સંભવે, છતાં રાગદ્વેષાદિ અંતર સાધનમાં તો જરા પણ વિષમતા સંભવતી નથી. કારણ કે ક્ષુધા, પિપાસા, ભય, નિદ્રા, પ્રિય વસ્તુમાં રાગ, અપ્રિય વસ્તુમાં દ્વેષ તથા આત્માને આવરણ કરવાવાળો મોહ, એ આઠ પ્રકારના દોષો જીવના સુખદુઃખનું કારણ છે. આ આઠ દોશ નાશ પામવાથી જીવને સુખ થાય છે તથા તેઓ વિદ્યમાન હોવાથી જીવને દુઃખ થાય છે. આ આઠ દોષ સર્વ પ્રાણીમાં સમાન હોવાથી સુખ દુઃખરૂપ ફળ પણ સર્વ પ્રાણીઓને સમાન છે. દરિદ્રી તથા ધનવાનમાં જો કે લૌકિક દૃષ્ટિવડે વિષમતા જણાય છે, છતાં આઠ દોષરૂપ કારણમાં તથા સુખ દુઃખરૂપ ફળમાં જરા પણ વિષમતા નથી. ઉત્કૃષ્ટ બ્રહ્માના શરીરમાં તથા અધમ એવા શ્વાનના શરીરમાં જરા પણ વિષમતા નથી.

## શરીરમાં અષ્ટ દોષની અનુગતતા.

હે જનક! જેમ કુતરાના શરીરમાં કામ ક્રોધાદિક દોષો વિદ્યમાન છે, તેમ હિરણ્યગર્ભમાં પણ કામ ક્રોધાદિ દોષો વિદ્યમાન છે. કામ ક્રોધાદિ દોષ સર્વ શરીરોમાં અનુગત છે.

જનક–હે ભગવન્ ! સર્વ જગતની ઉત્પિત્ત, સ્થિતિ તથા લયને કરનારા સૂત્રાત્મારૂપ હિરણ્યગર્ભમાં જો કે કામ ક્રોધાદિ દોષ સંભવે, છતાં ક્ષુધા પિપાસાદિ દોષ હિરણ્યગર્ભમાં કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્કય–હે જનકરાજા ! જગતના ઇશ્વર હિરણ્યગર્ભ શ્વાનથી પણ નિકૃષ્ટ છે. કારણ કે, ક્ષુધાથી આતુર થયેલ શ્વાનાદિ પણ પોતાના સંતાનનું ભક્ષણ કરતાં નથી. જ્યારે હિરણ્યગર્ભ તો ચોથા અધ્યાયમાં દર્શાવવા પ્રમાણે પોતાના પુત્ર વિરાટને ઉત્પન્ન કરીને તેમનું પણ ભક્ષણ કરવા તૈયાર થયા હતા. માટે હિરણ્યગર્ભમાં પણ ક્ષુધા પિપાસાદિ દોષો છે. શ્વાનાદિ પશુ જો કદાપિ પોતાના સંતાનનું ભક્ષણ કરવા પ્રવૃત્ત થાય, તો તેની કોઈ નિંદા કરતું નથી, પણ સર્વ જગતના ગુરૂ હિરણ્યગર્ભ જો કદાપિ પુત્ર ભક્ષણાદિ પાપ કર્મમાં પ્રવૃત્ત થાય, તો સર્વ લોક તેમની નિંદા કરે છે. આ લૌકિક નિંદાનો ભય હિરણ્યગર્ભને ન હોવાથી તે શ્વાનાદિથી પણ નિકૃષ્ટ છે. શ્વાનનો ભસવારૂપ વ્યાપાર ચૌરાદિનો નાશ કરનાર હોવાથી તે ગૃહવાળા પુરૂષને સુખનું સાધન છે, તેમ હિરણ્યગર્ભનો જગતની ઉત્પત્તિ આદિ વ્યાપાર, કોઈ પ્રાણીના સુખનું સાધન નથી. માટે હિરણ્યગર્ભ શ્વાનાદિથી પણ નિકૃષ્ટ છે. જો કોઇ હિરણ્યગર્ભના વ્યાપારને જીવના સુખનું સાધન માને, તો તેને પૂછવું કે, જગતની ઉત્પત્તિ આદિ હિરણ્યગર્ભનો વ્યાપાર કર્મી પુરૂષના સુખનું સાધન છે, ઉપાસક પુરૂષના સુખનું સાધન છે, અથવા શું જ્ઞાની પુરૂષના સુખનું સાધન છે ? આમાં હિરણ્યગર્ભનો વ્યાપાર કર્મી પુરૂષના સુખનું સાધન સંભવશે નહિ. કારણ કે, રાત્રિમાંજ્યારે હિરણ્યગર્ભ નિદ્રા કરે છે, ત્યારે સ્વર્ગાદિ ત્રણે લોકનો પ્રલય થાય છે, જે પ્રલયને શાસ્ત્રમાં નૈમિત્તિક પ્રલય કહ્યો છે. હિરણ્યગર્ભનો નિદ્રારૂપ વ્યાપાર કર્મીના સુખનું કારણ નથી, પણ કર્મીના ભયનું કારણ છે. હિરણ્યગર્ભનો વ્યાપાર ઉપાસક પુરૂષના સુખનું સાધન પણ સંભવશે નહિ. કારણ કે, ઉપાસનાના પ્રભાવથી હિરણ્યગર્ભ લોકમાં જનારા પુરૂષને હિરણ્યગર્ભ સરખું ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી, તેથી હિરણ્યગર્ભના ઐશ્વર્યને જોઇ, ઉપાસક પુરૂષ ઈર્ષ્યાવડે અતિ દુઃખને પામે છે. હિરણ્યગર્ભનો ઐશ્વર્યરૂપ વ્યાપાર જ્ઞાનીના સુખનું કારણ પણ સંભવશે નહિ. કારણ કે, જ્યાં સૂધી પુરૂષને બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છા થાય છે, ત્યાં સૂધી તેને આત્મસાક્ષાત્કાર થતો નથી. માટે હિરણ્યગર્ભનો ઐશ્વર્યરૂપ વ્યાપાર, બ્રહ્મલોક સંબંધી ઇચ્છાની ઉત્પત્તિદ્વારા જ્ઞાનીને ભયનું કારણ થાય છે. માટે જ હિરણ્યગર્ભનો વ્યાપાર કોઇ પ્રાણીને સુખનું સાધન નથી, પણ દુઃખનું કારણ છે. સર્વ સ્થૂલ પ્રપંચનું કારણ જે વિરાટ્ ભગવાન્, તેમનું ભક્ષણ કરવા માટે હિરણ્યગર્ભના પ્રવૃત્તિરૂપ વ્યાપાર, કોઈ પ્રાણીના સુખનું સાધન નથી, પણ સર્વ જીવના દુઃખનું કારણ છે. માટે શ્વાનાદિથી પણ હિરણ્યગર્ભ નિકૃષ્ટ છે.

જનક–હે ભગવન્! જો કદાપિ હિરણ્યગર્ભ તથા શ્વાનાદિ પશુ બેઉ સમાન હોય, તો શાસ્ત્રમાં શા માટે હિરણ્યગર્ભની ઉત્કૃષ્ટતા તથા શ્વાનાદિની નિકૃષ્ટતા કહી છે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! સુખ દુઃખરૂપ ફળને લીધે, અષ્ટ દોષરૂપ સાધનને લીધે તથા પાંચ ભૌતિક સાધનને લીધે, શાસ્ત્રે હિરણ્યગર્ભની ઉત્કૃષ્ટતા કહી નથી, પણ બ્રહ્મવિદ્યાને લીધે હિરણ્યગર્ભની શાસ્ત્રે ઉત્કૃષ્ટતા કહી છે. આ બ્રહ્મવિદ્યા શ્વાનાદિમાં ન હોવાથી તેઓ નિકૃષ્ટ છે. 'હું બ્રહ્મસ્વરૂપ છું,' એવું અભેદ જ્ઞાન

જે પુરૂષને પ્રાપ્ત થાય છે, તે પુરૂષ સર્વથી ઉત્કૃષ્ટ છે, તથા જેને અભેદ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, તે શ્વાનથી પણ નિકૃષ્ટ છે. જે આનંદ સ્વરૂપ આત્માના જ્ઞાનથી જીવને ઉત્કૃષ્ટતા પ્રાપ્ત થાય છે, તે આનંદ સ્વરૂપ આત્મા હિરણ્યગર્ભમાં, શ્વાનમાં, તમારામાં, અમારામાં તથા અન્ય પ્રાણીઓમાં સર્વત્ર સમાન વ્યાપક તેમ જ બ્રહ્મરૂપે છે.

## ઉપાધિથી આત્માનાં કલ્પિત રૂપો

હે જનક ! બુદ્ધિરૂપ ઉપાધિના તાદાત્મ્ય સંબંધથી આત્મા વિજ્ઞાનમય સંજ્ઞાને પામે છે, સ્વરૂપ ઉપાધિના સંબંથી મનોમય સંજ્ઞાને પામે છે, પ્રાણરૂપ ઉપાધિના સંબંધથી પ્રાણમય સંજ્ઞાને પામે છે, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન અને ઘ્રાણ એ પાંચ ઇન્દ્રિયરૂપ ઉપાધિના સંબંધથી ક્રમે કરી આકાશમય, વાયુમય, તેજોમય, અપમય તથા પૃથ્વીમય ઇત્યાદિ સંજ્ઞાને, અજ્ઞાનરૂપ તમના સંબંધથી તમોમય સંજ્ઞાને, કામ ક્રોધરૂપ ઉપાધિના સંબંધથી કામમય તથા ક્રોધમય સંજ્ઞાને, ધર્મરૂપ ઉપાધિના સંબંધથી ધર્મમય સંજ્ઞાને તથા સુષુપ્તિમાં રહેલ અભાવથી, જળતાડનાદિ નિષ્કામ ક્રિયામાં રહેલ ધર્મના ભેદથી, તેમ જ હિંસાદિક નિષિદ્ધ ક્રિયામાં રહેલ ધર્મના વિરોધ સંબંધથી અધર્મમય સંજ્ઞાને પામે છે. જેટલા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો છે, તે સર્વના તાદાત્મ્ય સંબંધથી આત્મા સર્વમય સંજ્ઞાને પામે છે. આત્મા નાના પ્રકારનાં વેદવિહિત કર્મો કરવાથી તથા નિષિદ્ધ કર્મો કરવાથી યશકારી સંજ્ઞાને પામેછે, તેમજ નાના પ્રકારના આચારો કરવાથી યથાચારી સંજ્ઞાને પામે છે.

જનક–હે ભગવન્! ધર્મ અધર્મરૂપ કર્મથી આચાર ભિન્ન નથી, માટે યથાચારી એવું આત્માનું નામ કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જો કે ધર્મ અધર્મરૂપ કર્મથી આચાર ભિન્ન નથી, છતાં જે કર્મને વેદ પુરૂષના સુખનું સાધન કરીને કહે છે, તે કર્મનું નામ ધર્મ છે. આટલી કર્મ તથા આચારમાં વિશેષતા છે. જે કર્મને વેદ, પુરૂષના સુખનું સાધનરૂપ કરી કહેતા નથી, તે કર્મનું નામ અધર્મ છે. જેવા કે બ્રહ્મહત્યાદિ. જે કર્મ શાસ્ત્રવડે પ્રતિપાદન થતાં નથી, પણ દેશની પરંપરાથી તથા પોતાના કુળની પરંપરાથી પ્રાપ્ત થાય છે, તે કર્મનું નામ આચાર છે. આચાર વળી બે પ્રકારના છેઃ–એક વિહિત આચાર તથા બીજો નિષિદ્ધ આચાર. જે આચારને પિતા તથા પિતામહાદિ વૃદ્ધ પુરૂષ સુખના સાધનરૂપે કહે છે, તે આચાર વિહિત છે તથા જે આચારને પિતા તથા પિતામહાદિ વૃદ્ધ પુરૂષ દુઃખના કારણરૂપ માને છે, તે આચાર નિષિદ્ધ કહેવાય છે. આત્મા જ્યારે લોક વિહિત શુભ કર્મને તથા શાસ્ત્ર વિહિત શુભ કર્મને કરે છે, ત્યારે સાધુકારી એવી સંજ્ઞાને પામે છે. લોક તથા શાસ્ત્રવડે નિષિદ્ધ કર્મને આત્મા જ્યારે કરે છે, ત્યારે તે અસાધુકારી સંજ્ઞાને પામે છે. જ્યારે આત્મા શાસ્ત્રથી કહેવાયલાં શુભ કર્મ કરે છે, ત્યારે દેવતાદિ ઉત્કૃષ્ટ શરીરને પામે છે તથા નિષિદ્ધ અશુભ કર્મને કરે છે, ત્યારે શ્વાનાદિ નીચ શરીરને પામે છે. આ રીતે પુણ્ય પાપ કર્મના વશથી જીવાત્મા નિરંતર સંસારમાં ભ્રમણ કરે છે. આ પ્રમાણે બુદ્ધિઆદિ ઉપાધિના સંબંધથી આત્માનાં વિજ્ઞાનમયાદિ અનેક રૂપો થાય છે.

## આત્મામાં રૂપોનો અભાવ.

હે જનક રાજા ! આનંદસ્વરૂપ આત્મા અસંગ હોવાથીતેમાં વાસ્તવિક રીતે પુણ્ય તથા પાપ બેઉ નથી, તેમ લૌકિક આચાર તથા ધર્મ પણ આત્મામાં નથી. ધર્મના અભાવરૂપ તથા ધર્મના ભેદરૂપ અધર્મ પણ

આત્મામાં નથી. અજ્ઞાનરૂપ આંતર તમ, અંધકારરૂપ બાહ્યતમ, આકાશાદિ પંચભૂત, વાક્આદિ ઇન્દ્રિયો, ક્રિયાશક્તિવાળો પ્રાણ, જ્ઞાનશકિતવાળી બુદ્ધિ તથા મન, પ્રાપ્તિ સમયે સુખ કરનારા તથા અપ્રાપ્તિકાળે દુઃખ ઉપજાવનારા શબ્દ સ્પર્શાદિ વિષયો, આ પ્રમાણે સર્વ સ્થૂલ સૂક્ષ્મ જગત્ આત્મામાં નથી. જે પદાર્થ જે અધિષ્ઠાનમાં વાસ્તવિક રીતે ન હોવા છતાં, તે અધિષ્ઠાનમાં જો જણાય તો તે મિથ્યા હોવો જોઇએ. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં સર્પ વાસ્તવિક રીતે ન હોવા છતાં દોષના પ્રભાવથી જણાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં આ જગત્ વાસ્તવિક રીતે ન હોવા છતાં પ્રતીત થાય છે, માટે તે મિથ્યા છે. અધિષ્ઠાન આત્મા, જેમાં સર્વ જગત્ કલ્પાયલું છે, તે આનંદસ્વરૂપ, સ્વયંજ્યોતિરૂપ, મન તથા વાણીને અવિષય તથા સજાતીય, વિજાતીય અને સ્વગત, એ ત્રણ પ્રકારના ભેદથી રહિત છે. આનંદસ્વરૂપ આત્મા જો કે સર્વત્ર સમાન વ્યાપક છે, છતાં જેમ સવર્ત્ર વ્યાપક સૂર્યનો પ્રકાશ સૂર્યકાંત મણિમાં વિશેષે કરીને સ્ફુરે છે, તેમ આત્મા પણ તમારા હૃદયમાં, મારા હૃદયમાં તથા અન્ય પ્રાણીઓના હૃદયમાં વિશેષે કરીને સ્ફુરે છે. જેમ વાસ્તવિક રીતે સંગ રહિત આકાશ ગંધર્વનગરનું કારણ બને છે, તેમ વાસ્તવિક રીતે સંગ રહિત આત્મા કલ્પિત જગતનું કારણ ગણાય છે. અદ્વિતીય આનંદ સ્વરૂપ આત્મા પોતાના વાસ્તવિકરૂપના અજ્ઞાનથી નાના પ્રકારનાં દુઃખને પામે છે

હે જનક રાજા! આનંદસ્વરૂપ આત્મા જો કે સર્વત્ર વ્યાપક છે, છતાં પરિચ્છિન્ન બુદ્ધિ સાથે તાદાત્મ્ય સંબંધને પ્રાપ્ત થવાથી સૂકાં તુમડાંની માફક અત્યંત લઘુપણાંને પામે છે, તથા જન્મમરણાદિરૂપ સંસારનું કારણ—અવિદ્યા, કામ્ય કર્મના સંબંધને પામે છે. જેમ ક્રીડા કરતો બાળક હાથમાં દંડને ગ્રહણ કરી દડાને દશે દિશામાં ભ્રમણ કરાવે છે, પણ એક ક્ષણ માત્ર પણ ભૂમિપર ઠરવા દેતો નથી, તેમ પુણ્ય પાપરૂપ કર્મ જીવને નાના પ્રકારની યોનિઓમાં ફેરવે છે. જેમ કૂવામાંથી પાણી કાઢવા ઘંટીયંત્ર હોય છે, જે ફેરવવાથી દોરડે બાંધેલા ઘડાઓ પાણીને ઉપર લાવે છે ને પાણીને ઉપર લાવ્યા પછી તેનો ત્યાગ કરે છે તથા ફરીથી પણ તે જ રીતે કરે છે, તેમ આ જીવાત્મા પણ પુણ્યપાપરૂપ કર્મના વશથી અનેક પ્રકારનાં ઉંચ નીચ શરીરને ગ્રહણ કરી ફરીને શરીરનો ત્યાગ કરે છે. આ જીવત્મા કદાપિ પાતાલને, નરકને, સ્વર્ગાદિક દેવલોકને તથા કદાચિત્ બ્રહ્મલોકને પામે છે. આ રીતે પુણ્યપાપરૂપ કર્મના વશથી જીવાત્મા અનેક પ્રકારનાં શરીરોને ધારણ કરે છે. કોઇ પુણ્ય કર્મના પ્રભાવથી જીવાત્મા બ્રહ્માના શરીરને પામે છે, ત્યારે તે બ્રહ્માના શરીરને પોતાના આત્મારૂપે કરી માને છે, તેમ કોઇ પાપ કર્મના પ્રભાવથી જીવાત્મા જ્યારે શ્વાનના શરીરને પામે છે, ત્યારે તે શરીરને પણ પોતાના આત્મારૂપે કરીને માને છે. આ રીતે વિજ્ઞાનમય આત્મા જે જે શરીરોને પામે છે, તે તે શરીરોને પોતાના આત્મારૂપે કરી માને છે. વિજ્ઞાનમય આત્મા વળી જ્યારે પુણ્ય કર્મનો ક્ષય થવાથી બ્રહ્માના શરીરનો ત્યાગ કરે છે, ત્યારે તે બ્રહ્માના શરીરને શ્વાનની વિષ્ઠા સમાન અત્યંત નિકૃષ્ટ ગણે છે. જીવાત્મા પાપ કર્મનો ક્ષય થવે જ્યારે શ્વાનના શરીરનો ત્યાગ કરે છે, ત્યારે તે શ્વાનના શરીરને પણ અત્યંત નિકૃષ્ટ માને છે. વિજ્ઞાનમય આત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરી બ્રહ્માથી માંડી શ્વાન

પર્યંત જે જે શરીરને પામે છે, તે તે શરીરોના આહારોને તથા સ્ત્રી પુત્રાદિક બાંધવોને સર્વથી અધિક કરી માને છે. વિજ્ઞાનમય આત્મા જ્યારે સ્થૂલ શરીરમાં આત્મબુદ્ધિ કરે છે, ત્યારે તે સ્થૂલ શરીરના દાહથી પોતાનો દાહ માને છે. તેમ જ સ્થૂલ શરીરના ચંદનાદિ પૂજનથી પોતાનું પૂજન માને છે. સ્થૂલ શરીરના જન્મ મરણથી પોતાનાં જન્મ મરણ માને છે. આ પ્રમાણે શરીરાદિમાં આત્મબુદ્ધિવડે વિજ્ઞાનમય આત્મા અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે.

## નરકનાં મહા દુઃખનું વર્ણન.

હે જનક! જો કે સંસારમાં દુઃખરૂપતા તમે ઘણીવાર અનુભવ કરી છે, છતાં તે દુઃખનું સ્મરણ કરાવવા હું તમને કહું તે સાંભળો. આ વિજ્ઞાનમય આત્મા સ્થૂલ શરીરનો ત્યાગ કરતી વખતે અનેક પ્રકારનાં દુઃખ પામે છે. વિજ્ઞાનમય આત્મા એક શરીરનો ત્યાગ કરી બીજા શરીરને અવશ્ય પામે છે અને ત્યાં પૂર્વનાં પાપ કર્મવડે જીવાત્મા જ્યારે નરકના શરીરને પામે છે, ત્યારે તે નરકમાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે.

જનક–હે ભગવન્! જેમ આ લોકમાં જે જીવને ઘણું દુઃખ થાય છે, તેનું શરીર નાશ પામે છે, તેમ નરકમાં ઘણા દુઃખવડે જીવનું શરીર નાશ કેમ નથી પામતું?

યાજ્ઞવલ્ક્ય–હે જનક! જેમ સ્વપ્નમાં જીવને નાના પ્રકારનાં દુઃખ થવા છતાં પણ જીવનું સ્થૂલ શરીર નાશ પામતું નથી, તેમ નરકમાં નાના પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થવા છતાં જીવનું યમયાતનાનું શરીર નાશ પામતું નથી. તાત્પર્ય કે જે પાપ કર્મવડે નરકમાં જીવને દુઃખની પ્રાપ્તિ કરવી હોય છે, તે પાપકર્મ તે શરીરને નાશ થવા દેતું નથી. આ મનુષ્ય લોકમાં એક પુરૂષ બીજાને શરીર, મન તથા વાણીવડે જેવાં દુઃખ ઉત્પન્ન કરે છે, તે પુરૂષ નરકમાં તે બીજા પ્રાણીના શરીરથી મન તથા વાણીવડે તેવાં અનેક પ્રકારનાં દુઃખને પામે છે. પરસ્ત્રી ગમન કરનારા પુરૂષને લોહની તપાવેલી પુતળી સાથે યમના દૂતો આલિંગન કરાવે છે. આ રીતે જેમ વ્યભિચારી પુરૂષને નરકમાં દુઃખ પડે છે, તેમ વ્યભિચારિણી સ્ત્રી પણ પરપુરૂષના સંગ માટે નરકમાં દુઃખ પામે છે.

જનક–હે ભગવન્! પુણ્ય તથા પાપના ફળને કહેનારાં શ્રુતિ તથા સ્મૃતિ આદિ શાસ્ત્રોમાં પુરૂષનું નામ લઈ પુણ્ય પાપરૂપ કર્મનું ફળ કહ્યું છે, પરંતુ સ્ત્રીનું નામ લઈને કહ્યું નથી, ત્યારે શું સ્ત્રીને પુણ્ય તથા પાપ કર્મનું ફળ ભોગવવું નથી પડતું?

યાજ્ઞવલ્ક્ય–હે જનક! પુરૂષ, સ્ત્રી તથા નપુંસક, એ ત્રણે શરીરમાં પુરૂષ શરીર પ્રધાન છે, માટે પુરૂષના ગ્રહણથી સ્ત્રી અને નપુંસકના અર્થનું પણ ગ્રહણ થઈ શકે. માટે પાપકર્મનું ફળ જેમ પુરૂષ ભોગવે છે, તેમ સ્ત્રી તથા નપુંસક પણ ભોગવે છે. કેટલાક શાસ્ત્રવેત્તા મુનિઓ તો પશુ પક્ષી આદિકને પણ પુણ્ય પાપરૂપ કર્મનાં ફળ ભોગવવાં પડે છે, એવું માને છે. માટે પશુ પક્ષીને જ્યારે તેનાં કર્મનું ફળ મળે છે ત્યારે યજ્ઞાદિ કર્મની અધિકારિણી સ્ત્રીઓને પુણ્ય પાપરૂપ કર્મનું ફળ મળે, એમાં શી જ નવાઇ!

જનક–હે ભગવન્! પત્નીરૂપે કરી યજ્ઞની અધિકારિણી સ્ત્રીને જો કે યજ્ઞાદિ કર્મનું ફળ સંભવે છે; છતાં તેથી તેઓને પાપ કર્મના ફળની પ્રાપ્તિ કેવી રીતે સંભવે?

યાજ્ઞવલ્ક્ય–હે જનક રાજા! જો કદાપિ સ્ત્રી કેવળ પુણ્ય કર્મના ફળને પ્રાપ્ત થતી હોય

તથા પાપ કર્મના ફળને પ્રાપ્ત ન થતી હોય તો સ્ત્રીનું પાણિગ્રહણ કરવું વ્યર્થ થાય. કારણ કે, વિવાહ કાળે પુરૂષ સ્ત્રીનું પાણિગ્રહણ કરતી વખતે કહે છે કે, त्वं मम धर्मादौ सहायिनी स्याः હે પત્ની! તું મારા ધર્મ, અધર્મ, અર્થ તથા કામમાં મારા સમાન ફળની ભોગવવાવાળી થા.–આ રીતનું તેનું કહેવું વ્યર્થ થાય. જે સ્ત્રી પતિના પુણ્ય કર્મના ફળને ભોગવે છે, તે પતિના પાપ કર્મને પણ અવશ્ય ભોગવે છે. આ રીતે પુરૂષ, સ્ત્રી તથા નપુંસક સર્વને પોતાના પાપ પુણ્યનું ફળ ભોગવવું પડે છે. જે પુરૂષ અથવા સ્ત્રી બીજાને બળાત્કારે પાપ કર્મમાં પ્રવૃત્ત કરે છે, તે પાપ કર્મનું ફળ પાપ કરાનારાને હોતું નથી,પણ પાપ કર્મમાં પ્રવૃત્ત કરવનારાં સ્ત્રી પુરૂષને લાગે છે, પણ તેની પોતાની જો ઇચ્છા હોય છે, તો પાપ કર્મનું ફળ કરનાર તથા કરાવનારને સમાન છે. જ્યારે કોઇ સ્ત્રી તથા પુરૂષની વ્યભિચાર કરવામાં પોતાની ઇચ્છા હોતીનથી, તેમ બીજો કોઇ બળવાન્ પુરૂષ બળાત્કારે તેને વ્યભિચારમાં પ્રવૃત્ત કરે છે, ત્યારે તે સ્ત્રી તથા પુરૂષને વ્યભિચારનું ફળ મળતું નથી. પણ બળાત્કારે પાપકર્મ કરાવનારાને તે ફળ મળે છે, છતાં તે સ્ત્રીપુરૂષ જો વ્યભિચાર કર્મની નિવૃત્તિનો ઉપાય ન કરે, તો તેઓ પણ દોષભાગી થાય છે.

## પાપકર્મની નિવૃત્તિનો ઉપાય.

હે જનક! કેટલાક શાસ્ત્રવેત્તાઓ તો એમ કહે છે કે, કોઇ બળવાન્ પુરૂષે બીજા કોઇ પુરૂષ અથવા સ્ત્રીને બળાત્કારે કોઇ પાપકર્મમાં પ્રવૃત્ત કર્યાં હોય ને તે પાપકર્મની નિવૃત્તિ જો કોઇ બીજા ઉપાયથી ન થતી હોય તો તે પાપકર્મથી નિવૃત્ત થવા માટે તેણે પોતાના શરીરનો પણ ત્યાગ કરવો, પણ પાપકર્મ નહિ કરવાં. જો કદાપિ પાપકર્મ કરાવનારો પુરૂષ તેઓને મરવા ન દે તો તે પાપકર્મનું ફળ, કરનાર સ્ત્રી અથવા પુરૂષને મળતું નથી, પરંતુ બળાત્કારે પાપકર્મ કરાવનારાને જ મળે છે. મરણપર્યંત પાપકર્મની નિવૃત્તિનો ઉપાય જીવોએ કરવો જોઇએ, એમ કેટલાક શાસ્ત્રવેત્તાઓ કહે છે. શાસ્ત્રના યથાર્થ તાત્પર્યને જાણનારા કેટલાક મુનિઓ તો એમ કહે છે કે, બળાત્કારે કરાયલાં પાપકર્મની નિવૃત્તિ માટે મરણ સિવાય બીજા સઘળા ઉપાય કરવા, પણ મરણરૂપ આત્મઘાતનો ઉપાય કદી કરવો નહિ. કારણ કે, બ્રહ્મહત્યાથી માંડીને જેટલાં પાપકર્મ છે, તે સર્વથી આત્મહત્યા વધારે છે. માટે વ્યભિચારાદિ અલ્પપાપકર્મના ભયથી આત્મહત્યારૂપ મહા પાપ જે કરે છે, તે મૂઢ છે. તે વીંછીના ભયથી નાશી સાપના મુખમાં પડવા બરોબર છે. શરીરનો નાશ કરવાથી પાપકર્મ નિવૃત્ત થાય છે, એમ કહેવું અત્યંત અસંગત છે. જે સ્થળે પાપકર્મ ન કરવાથી પોતાનું મૃત્યુ જ થાય એમ હોય તો તે સ્થળે નિઃશંક થઇ પાપકર્મ કરવું. જેમ પાપકર્મ કરાવનારને પાપનું ફળ મળે છે, તેમ પાપકર્મ કરનાર જો આત્મહત્યા કરે તો તે આત્મહત્યાનું ફળ પણ પાપકર્મમાં પ્રવૃત્ત કરાવનારા પુરૂષને જ મળે છે.

જનક–હે ભગવન્! શાસ્ત્રમાં તો સર્વ રીતે પાપકર્મનો નિષેધ કર્યો છે; જેમકે अकर्तव्यं न कर्तव्यं प्राणैः कण्ठगतैरपि । कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंठगर्तैरपि–જ્યાં સૂધી પુરૂષના શરીરમાં પ્રાણ છે, ત્યાં સૂધી તેણે કદી પણ પાપકર્મ કરવું નહિ. પણ કરવા યોગ્ય પુણ્ય કર્મને તો અવશ્ય જીવતા સૂધી કરવું. ઇત્યાદિ શાસ્ત્રમાં સર્વથા પાપકર્મનો નિષેધ કર્યો છે, માટે શરીરની રક્ષા માટે પણ પુરૂષે પાપકર્મ કરવું, એમ કહેવું અત્યંત અસંગત છે.

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! કોઇ ભગવાન્ બીજાને પાપકર્મમાં પ્રવૃત્ત કરે તો તે મરણાંતે જ પોતાના પાપકર્મથી નિવૃત્ત થાય, એમ કહેવાનું તાત્પર્ય એ છે કે, જ્યાં સૂધી પુરૂષના શરીરમાં પ્રાણ છે, ત્યાં સૂધી તેણે પોતાની ઇચ્છાથી કદી પણ પાપકર્મ કરવું નહિ. પરંતુ પાપકર્મના ભયથી પુરૂષે આત્મહત્યા કદી કરવી નહિ. છતાં જો કોઇ પાપકર્મના ભયથી આત્મહત્યા કરે છે તો તેને અતિ દુઃખની પ્રાપ્તિ થાય છે.'असुर्या नाम ते लोका अंधेन तमसा वृताः । मृत्वा तानधिगच्छन्ति ये के चात्महनो जनाः જે પોતાની આત્મહત્યા કરે છે, તે પુરૂષ મરે છે, ત્યારે અવિવેકીને પ્રાપ્ત થવા યોગ્ય તથા અંધકારથી આવૃત થયલા તામસી લોકને પામે છે.' આ શ્રુતિથી આત્મહત્યારા પુરૂષને અત્યંત દુઃખ પ્રાપ્ત થાય છે. આથી સિદ્ધ થાય છે કે, પ્રયોજક, પ્રયોજ્ય તથા અનુમંતા, એ ત્રણે પુરૂષને પાપકર્મનું દુઃખરૂપ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, છતાં તે દુઃખરૂપ ફળ રોગાદિ આપત્તિની ન્યૂનાધિકતાને લીધે પ્રયોજકાદિકમાં ન્યૂનાધિક હોય છે. આમાં પાપકર્મમાં પ્રવૃત્તિ કરાવનાર પુરૂષને પ્રયોજક કહેવામાં આવે છે. જે બીજાથી પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે, તેને પ્રયોજ્ય કહેવામાં આવે છે તથા જે બીજાને પાપકર્મથી નિવૃત્ત કરવા સમર્થ હોય, છતાં તેને તેમાંથી નિવૃત્ત ન કરે, તો તેને અનુમંતા કહેવામાં આવે છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારાએ પોતે પાપકર્મ કરવું નહિ, બીજા પાસે કરાવવું નહીં તથા કરનારને તેના પાપમાંથી બને તો મુક્ત કરવો.

જનક–હે ભગવન્ ! પાપકર્મ કરનારો પુરૂષ નરકમાં પડી, પાપકર્મનાં દુઃખરૂપ ફળને અવશ્ય ભોગવે છે, એવો કંઇ નિયમ સંભવતો નથી. કારણ કે ધર્મશાસ્ત્રમાં દુઃખરૂપ ફળના ભોગવ્યા વિના પ્રાયશ્ચિત્તથી પાપકર્મની નિવૃત્તિ કહી છે.

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! જે પુરૂષ મોહ, ભ્રમ અથવા આપતથી પાપકર્મ કરે છે, તે પુરૂષના પાપકર્મની નિવૃત્તિ માટે ધર્મશાસ્ત્રે પ્રાયશ્ચિત્તનું વિધાન કહ્યું છે તથા તે પ્રાયશ્ચિત્તથી પુરૂષના પાપકર્મની નિવૃત્તિ થાય છે. પણ જો તે પુરૂષ પાપકર્મની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કર્યાં પછી ફરી પાપકર્મ કરે છે, તો તેના પ્રાયશ્ચિત્તની નિવૃત્તિ થતી નથી. જેમ હાથી જળમાં સ્નાન કરી ફરીને પોતાના મસ્તકપર મૃત્તિકા નાંખે છે, જેથી તેનું સ્નાન નિષ્ફળ જાય છે, તેમ જે પુરૂષ કોઇ પાપકર્મની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કરી ફરીને પાપ કરે છે, તેનું પ્રાયશ્ચિત્ત નિષ્ફળ જાયછે. પાપકર્મના પ્રાયશ્ચિત્તથી રહિત પાપી પુરૂષ, સ્ત્રી તથા નપુંસક મરણ પછી અવશ્ય નરકમાં મહા દુઃખ ભોગવે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, 'नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि આત્મજ્ઞાન તથા પ્રાયશ્ચિત્તથી રહિત અજ્ઞાની પુરૂષનાં પુણ્યપાપરૂપ કર્મો, અનેક કોટી કલ્પોવડે પણ ભોગવ્યા વિના લય થતાં નથી.' હે જનક ! બ્રહ્મહત્યાદિ પાપ કરનાર તથા કરાવનાર સાથે એક વર્ષ જો સંગ કરવામાં આવે છે, તો તે સંગ કરનાર પુરૂષ પણ તેના સરખું દુઃખ ભોગવે છે. માંસ ભક્ષણ કરનારો પુરૂષ જ્યારે મરણ પછી નરકમાં જાયછે, ત્યારે તે પાપી પુરૂષના માંસને શ્વાન તથા બીજા જંતુઓ ભક્ષણ કરે છે. જે છળ કપટથી પારકાનું ધન હરણ કરી, પોતાનાં સ્ત્રી પુત્રાદિ કુટુંબનું પાલન કરે છે, તેના મરણ પછી નરકમાં શ્વાન ગૃધ્રાદિ તેની સમક્ષમાં જ તેના પ્રિય બંધુ સ્ત્રી આદિકનું ભક્ષણ કરે છે. સ્ત્રી પુત્રાદિ બાંધવોનું ભક્ષણ થતું જોઇ તે પુરૂષ અત્યંત દુઃખ પામે છે. અધર્મથી કુટુંબનું

પોષણ કરનારા પુરૂષને તથા તેનાં સ્ત્રી પુત્રાદિ કુટુંબને ગૃધ્રાદિ પક્ષીઓ પોતાના મુખમાં લઇ આકાશમાં ઉડે છે. ત્યાં ઉંચે ગયા પછી તે પાપી જીવોને નીચે નાંખી દે છે.આ પ્રમાણે નીચે પડતાં તે પાપી જીવો અગ્નિકુંડમાં, મચ્છ જળો વગેરે જીવવડે પૂર્ણ જળના સ્થાનમાં, પાષાણની ભૂમિપર, અગાધ જળમાં, મહાન્ વાયુના કુંડમાં અથવા વિષ્ઠા અને મૂત્રાદિના કુંડમાં તથા બીજાં અનેક મલિન સ્થાનોમાં પડે છે. ભૂમિપર પડયા પછી તે પાપી જીવનું ભક્ષણ કરવા માટે શ્વાન ગૃધ્રાદિ તેને પરસ્પર ખેંચતાણ કરે છે. કોઇ વખત તે પાપી જીવને શ્વાનાદિ સ્મશાન ભૂમિમાં લઇ જાય છે, કોઇ વખત વિષમ ભૂમિમાં લઇ જાય છે. આ પ્રમાણે દુર્ગતિને પામેલો તે પાપી જીવ શરીર તથા મનવડે અત્યંત દુઃખને પામે છે. જેમ લોકો કીડા તથા શ્વાનને ધિક્કારે છે, તેમ નરકમાં તે પાપી જીવને સર્વ કોઇ ધિક્કારે છે. અધર્મથી કુટુંબનું પાલન કરનારા પુરૂષો આ રીતે અનેક પ્રકારનાં દુઃખને સહન કરતા, કુટુંબ સહિત અથવા એકલા યમલોકના માર્ગમાં જાય છે. યમ લોકના માર્ગને સૂર્ય ભગવાન્ પોતાની બાર મૂર્તિઓને ધારણ કરી તપાવે છે. અગ્નિથી તપેલો ત્યાંનો માર્ગ લોઢાથી જડેલો અથવા અગ્નિની જ્વાળાઓથી વ્યાપ્ત હોય છે. એ માર્ગમાં જળ તેમ જ વૃક્ષ હોતું નથી. જે પુરૂષ મન, વાણી તથા શરીરવડે બીજાને દુઃખ આપે છે, તેને યમના દૂતો મારતા મારતા એ રસ્તેથી લઇ જાય છે. જેમ મનુષ્ય લોકમાં ચોરી આદિ પાપકર્મ કરનારા પુરૂષને રાજાના ચાકરો બેડી પહેરાવે છે, નાનાં પ્રકારનાં શસ્ત્રોનો તેનાપર પ્રહાર કરે છે તથા તેનો અપરાધ વારંવાર કહી, તેને કઠોર વચનવડે સંતાપે છે, તેમ સ્ત્રી પુત્રાદિ કુટુંબનું પાલન કરવા માટે નાના પ્રકારનાં પાપકર્મને કરનારા પુરૂષને મરણ પછી દૃઢ પાશવડે બાંધી યમના કિંકરો નરકમાર્ગમાં લઇ જાય છે, તેને શસ્ત્રવડે મારે છે તથા કુટુંબનું પોષણ કરવા જે જે પાપકર્મો તેણે કર્યાં હોય છે, તે વારંવાર સંભારતા થકા તેને કઠોર વચનનો પ્રહાર કરે છે. યમના દૂતો તેને કહે છે કે, અગ્નિહોત્રાદિ કર્મવડે સ્વર્ગ મેળવી શકાય, એવું ઉત્તમ મનુષ્ય શરીર પામ્યા છતાં પણ તેં કાંઇ પણ પુણ્ય કર્મ કર્યું નહિ, પણ કુટુંબનું પાલન કરવા તેં નાનાં પ્રકારનાં પાપકર્મો કર્યાં. માટે હે અધમ! તને ધિક્કાર છે. હે પાપી જીવાત્મા! મનુષ્ય શરીર પામી. જે સ્ત્રી પુત્રાદિ બાંધવોના મોહથી તેં પુણ્યકર્મ કર્યું નહિ, તે સ્ત્રી પુત્રાદિ બાંધવ કંઇ દુર્લભ નથી. તે તો નરકના કુંડમાં તથા શ્વાનાદિના શરીરમાં પણ તને પ્રાપ્ત થશે, પણ સુખ આપવાવાળું પુણ્યકર્મ મનુષ્ય શરીર સિવાય બીજા કોઇ શરીરવડે તને પ્રાપ્ત થશે નહિ. જે સ્ત્રી પુત્રાદિ બાંધવને પાળવા તેં પાપકર્મો કર્યાં, તે કૃતઘ્ની બાંધવો સ્મશાનમાં તને છોડી ઘેર ચાલ્યાં ગયાં. એવા કૃતઘ્ની બાંધવોને અર્થે તેં પાપકર્મ કર્યાં, માટે તને ધિક્કાર છે. જેમ પાપકર્મ કરવાથી તને હાલ દુઃખ ભોગવવાં પડે છે, તેમ તેં જો પુણ્યકર્મ કર્યાં હોત તો તે તારી સાથે આવત અને તને સુખ આપત. હાલ તો તું પાપકર્મનાં ફળને ભોગવ. જેમ વ્યાઘ્રથી સર્વ પ્રાણી બીએ છે, તેમ બીજાના ધનાદિ પદાર્થને હરણ કરનારો તું બળવાન્ હોવાને લીધે તારાથી સર્વ બીતા હતા. જેની પાસે સુંદર સ્ત્રી, ગૌ અશ્વાદિ પશુઓ તથા પુષ્કળ ધન હતું, તેનાં તે પદાર્થોને તેં પાપાત્માએ બળાત્કારે હરણ કર્યાં.

આ રીતનાં પાપ કર્મ કર્યાથી તારાં નેત્ર તથા હૃદયને ગૃધ્રાદિ પક્ષી ચીરી નાંખે છે. જેમ કોઇ ભાગ્યહીન પુરૂષ પૂર્વના કોઈ પુણ્ય કર્મના પ્રભાવથી રાજ્ય પદવીને પામ્યા પછી તત્કાળ નાશ પામે છે, તેમ પૂર્વનાં કોઈ પુણ્યકર્મના પ્રભાવથી મનુષ્ય શરીરને પામ્યા પછી તેં પાપ-કર્મ કર્યાં, જેથી હાલ તને નરક પ્રાપ્ત થયું છે.

## પિતૃયાન માર્ગનું વર્ણન.

આ મનુષ્ય લોકમાં જે યજ્ઞાદિક પુણ્યકર્મ કરે છે, તે મનુષ્ય શરીરના ત્યાગ પછી પ્રથમ ધૂમના સ્વરૂપને પામે છે. પછી તે કર્મી રાત્રીને, પછી કૃષ્ણપક્ષને, પછી ષટ માસરૂપ દક્ષિણાયનને, પછી પિતૃલોકને, પિતૃલોક પછી અંતરીક્ષ લોકને તથા છેવટે ચંદ્રલોકને પામે છે. ચંદ્રલોકમાં તે કર્મી પુરૂષ દેવતાઓએ પ્રાપ્ત કરેલ નાના પ્રકારના ભોગોને લાંબા સમય સૂધી ભોગવે છે. અહીં ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, ઇત્યાદિ શબ્દોવડે ધૂમાદિરૂપના અભિમાની દેવોનું ગ્રહણ કરવું. સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિનું સાધન યજ્ઞાદિ કર્મ, સ્થૂલ શરીરથી સિદ્ધ થાય છે, જેથી યજ્ઞાદિ શારી-રીક કર્મ કહેવાય છે. બ્રહ્મલોકની પ્રાપ્તિનું સાધન ઉપાસના છે, તે મનવડે સિદ્ધ થાય છે. માટે ઉપાસના માનસ કર્મ કહેવાય છે. શારી-રીક કર્મના કરતાં માનસ કર્મ અત્યંત કઠણ છે. હે પાપી જીવ ! સ્વર્ગને પ્રાપ્ત કરાવનારાં યજ્ઞાદિક શારીરીક કર્મ તારાથી ન થયાં તો ઉપા-સનારૂપ માનસ કર્મવડે તો તું બ્રહ્મલોકમાં જાય, એવી શાની જ આશા ? હે પાપી જીવ ! અધિકારી મનુષ્ય શરીરને પામી, જે વિષયસુખથી વિરકત, જિતેંદ્રિય તથા યમ નિયમાદિ સાધનસંપન્ન હોય છે, તે અધિકારી ઉપાસક પર્યંકવિદ્યારૂપ ઉપાસનાવડે, પંચાગ્નિ વિદ્યારૂપ ઉપાસનાવડે અથવા અન્ય કોઇ ઉપાસનાવડે બ્રહ્મલોકને પામે છે.

## બ્રહ્મલોક તથા દેવયાનના માર્ગો.

હે પાપીજીવ ! આ મનુષ્ય લોકમાં જે પુરૂષ પંચાગ્નિ આદિની ઉપાસના કરે છે, તે ઉપાસક પુરૂષ સુષુમ્ના નાડીરૂપ માર્ગદ્વારા દશમા દ્વારથી બહાર નીકળી, પ્રથમ અર્ચિષને પામે છે, પછી તે દિનને પામે છે, દિવસ પછી શુકલપક્ષને પામે છે, શુકલપક્ષ પછી ષટ્ માસરૂપ ઉત્તરાયણને, ઉત્તરાયણ પછી સંવ-ત્સરને તથા સંવત્સર પછી દેવલોકને પામે છે. દેવલોક પછી તે વાયુલોકને પામે છે. વાયુ, રથના ચક્રમાં જેવું છિદ્ર હોય છે, તેવું છિદ્ર તેને આપે છે. આદિત્ય, જેવું ડમરૂં નામના વાદિત્રના મધ્યમાં છિદ્ર હોય છે, તેવું છિદ્ર પોતાનામાં ઉપાસકને આપે છે. આદિત્ય પછી તે ઉપાસક ચંદ્રમાને પામે છે. આ ચંદ્રમા, દુંદુભિના મધ્યમાં જેવું છિદ્ર હોય છે તે રીતનું છિદ્ર તેને પોતાને વિષે આપે છે. ચંદ્રમા પછી તે ઉપાસક વિદ્યુતને પામે છે. પછી વિદ્યુત્ લોકમાં *અમાનવ નામનો પુરૂષ આવી તેને બ્રહ્મલોકમાં લઇ જાય છે. અહીં અર્ચિષ, દિન, શુકલપક્ષ ઇત્યાદિ શબ્દવડે તે તે સત્વના અભિમાની દેવોને જાણવા. આ બ્રહ્મ-લોક, વરૂણ, ઇન્દ્ર તથા વિરાટ, એ ત્રણે લોકથી પણ ઉપર આવેલો છે. ત્યાં બ્રહ્મલોકમાં આર નામનું તળાવ તથા વિજરા નામની નદી આવેલી છે. ઉપાસક પુરૂષ જ્યારે આર નામના તળાવને પેલે પાર જાય છે, ત્યારે બ્રહ્માની આજ્ઞાવડે ૫૦૦ દિવ્ય અપ્સરાઓ નાના પ્રકારના પદાર્થો હાથમાં લઇ તેની સામે આવે છે. આ પાંચસોમાંથી સો તો હાથમાં પુષ્પોની માળાઓ લઇ તેને પહેરાવવા આવે છે. બીજી સો તેના શરીરને મર્દન કરવા

*મનુની સૃષ્ટિમાં જેની ઉત્પત્તિ ન થઇ હોય, તે અમાનવ પુરૂષ કહેવાય છે.

અનેક પ્રકારનાં સુગંધી તેલ લાવે છે. ત્રીજી સો તેને ભોજન કરાવવા માટે નાના પ્રકારનાં દિવ્ય ફળો હાથમાં લઇ આવે છે. ચોથી સો તેના શરીરપર લગાડવા નાના પ્રકારનાં ચૂર્ણ લઇ આવે છે. પાંચમી સો તેને પહેરાવવા માટે નાના પ્રકારનાં વસ્ત્ર તથા નાના પ્રકારનાં આભૂષણ હાથમાં લઇ આવે છે. આ અપ્સરાઓ જેમ દરરોજ અલંકારવડે બ્રહ્માને શોભાયમાન કરે છે, તેમ તે અપ્સરાઓ પુષ્પાદિ અલંકારોવડે ઉપાસકને પણ શોભાવે છે. અપ્સરાઓથી શણગારાયલો તે ઉપાસક એક ક્ષણ માત્રમાં મનના સંકલ્પવડે આર નામના તળાવને પેલેપાર પહોંચે છે. આર નામના તળાવને પેલેપાર રહેલ ત્રીશ મુહૂર્તને શ્રુતિમાં યેષ્ટિહ કહે છે. આ ત્રીશ મુહૂર્ત સમીપ ઉપાસક પુરૂષ જ્યારે જાય છે, ત્યારે તેને આવેલો જોઇ, યેષ્ટિહ ત્યાંથી ભાગી જાય છે. આ યેષ્ટિહનો અર્થ એ છે કે, બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છાવાળા ઉપાસકને નાના પ્રકારના સંકલ્પની ઉત્પત્તિવડે જે મારે છે, તેને યેષ્ટિહ કહેવામાં આવે છે. આર નામના તળાવ પછી તે ઉપાસક વિજરા નામની નદી સમીપ જાય છે. એ નદીના કિનારાપર આવ્યા પછી તે પોતાનાં પૂર્વનાં સર્વ પાપકર્મો દ્વેષી પુરૂષને આપે છે, પુણ્યકર્મ તેની ઉપાસના કરનાર પુરૂષને તથા પોતાના ધનાદિ પુત્રોને આપે છે. આ રીતે પુણ્યપાપરૂપ કર્મનો લય થયા પછી તે ઉપાસક જન્મ મરણથી રહિત થઇ, વિજરા નામની નદીને એક ક્ષણ માત્રમાં મનના સંકલ્પવડે તરી જાય છે. આ નદી ઓળંગ્યા પછી તે ઇલ્ય નામના એક વૃક્ષ સમીપ જાય છે. ત્યાં તે ઉપાસકને, બ્રહ્માને પ્રાપ્ત થવા યોગ્ય, દિવ્ય સુગંધ મળે છે. ઇલ્ય નામના વૃક્ષથી તે શાલજ્ય નામના સ્થાને જાય છે. જ્યાં બ્રહ્માને પ્રાપ્ત થવા યોગ્ય દિવ્ય રસ પણ તે ઉપાસક પુરૂષને મેળવે છે. શાલજ્ય નામના સ્થાનથી તે ઉપાસક અપરાજિત નામના એક મંદિરે જાય છે, જ્યાં ઉપાસક પુરૂષમાં બ્રહ્માનું તેજ પ્રવેશ કરે છે. આ તેજનો પ્રવેશ થવાથી તે બ્રહ્માના સમાન તેજવાળો થાય છે. અપરાજિત નામના મંદિરના દ્વારઉપર ઇન્દ્ર તથા પ્રજાપતિ નામના બે દ્વારપાળો ઉભા રહેલા હોય છે. તે બેઉ દ્વારપાળો ઉપાસકને અંદર જવાનો માર્ગ બતાવી, ભય પામેલા પુરૂષની માફક ત્યાં ઉભા રહે છે. પછી તે ઉપાસક બ્રહ્માના વિભુપ્રમિત નામના એક સુંદર સભામંડપમાં જાય છે. ત્યાંથી તે બ્રહ્માની બુદ્ધિમય વેદિકા સમીપ જાય છે. આ વેદિકાને શ્રુતિમાં આસંદી કરી કહે છે. અહીં કાષ્ઠાદિથી રચાયેલું ચાર પાયાવાળું એક ઉંચુ આસન હોય છે, જેને વેદિકા કહે છે. આ વેદિકાને મેળવી ઉપાસક બ્રહ્માના સમાન બુદ્ધિવાળો થાય છે. આ વેદિકાના ચાર પાયામાં પૂર્વ તરફના બે પાયાઓ બૃહત્ તથા રથંતર નામના સામવેદના મંત્રરૂપે છે તથા શ્યૈત અને નૌધસ નામના સામવેદના મંત્રો તેના પશ્ચિમ દિશા તરફના પાયાઓ છે. આ વેદિકાના ઉપરના ચાર ખૂણામાં વૈરૂપ નામનો સામવેદ મંત્ર દક્ષિણ ખૂણો, વૈરાજ નામનો સામવેદ મંત્ર ઉત્તર ખૂણો, શાક્કર નામનો સામવેદ મંત્ર પૂર્વ ખૂણો તથા રૈવત નામનો સામવેદ મંત્ર પશ્ચિમ ખૂણો છે. સભા મંડપમાં આ રીતની વેદિકા હોય છે. આ વેદિકાને પામ્યા પછી તે ઉપાસક બ્રહ્માના પર્યંકપાસે જાય છે. તે પર્યંક–પલંગ વેદિકાની ઉપર રહેલ, નાના પ્રકારની વિચિત્રતાથી યુકત તથા પ્રાણરૂપ છે. આ પર્યંકને અમિત અને ઔજસ કરીને પણ કહે છે. તેના ભૂત, ભવિષ્ય તથા

વર્તમાન, એ ત્રણ કાળમાં રહેલ સર્વ જગત્ પૂર્વ દિશાના બે પાયાઓ છે. પૃથ્વી તથા લક્ષ્મી એ બે પર્યંકના પશ્ચિમ દિશાના પાયા છે. બૃહત્ નામનો સામવેદ મંત્ર આ પર્યંકનું દક્ષિણ દિશા તરફનું લાકડાનું મોટું પાટિયું છે. રથંતર નામનો સામવેદ મંત્ર પર્યંકનું ઉત્તર દિશા તરફનું દીર્ઘ પાટીઉં છે. ભદ્ર નામનો સામવેદ પૂર્વ દિશા તરફનું, તથા યજ્ઞાયજ્ઞીય નામનો સામવેદ પશ્ચિમ તરફનું કાષ્ઠનું નાનું પાટિયું છે. ગીતિરૂપ સામવેદ યુક્ત છંદોબદ્ધ મંત્રરૂપી ઋચા, આ પર્યંકની પૂર્વ પશ્ચિમ તરફની સૂતરની દીર્ઘ પાટીઓ છે, તેમ મંત્રરૂપ યજુર્વેદ આ પર્યંકની દક્ષિણ ઉત્તર તરફની નાની સૂત્રની પાટીઓ છે. આ પર્યંકપર ચંદ્રમાના કિરણ જેવું શ્વેત ને સુંવાળું ગાદલું છે. તેની ઉપર ઉદ્‌ગીથ નામની સામવેદરૂપ સફેત ચાદર છે. આ પર્યંકપર માથું મૂકવાનું ઓસીકું લક્ષ્મીરૂપે છે. પૂર્વ પર્યંકના પાદરૂપે કરી, જે લક્ષ્મીનું કથન કર્યું, તે લૌકિક લક્ષ્મીનું કથન કર્યું, તથા હાલ પર્યંકના ઓસિકાતરિકે જે લક્ષ્મીનું કથન કર્યું, તે વૈદિક લક્ષ્મી જાણવી. આ રીતના પર્યંકપર હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા પોઢેલા હોય છે. બ્રહ્માના વિષયજન્ય આનંદથી અધિક આનંદ કોઇ લોકમાં નથી. અહીં બ્રહ્માને આનંદ આપવા સોમસવન નામનું અશ્વત્થનું વૃક્ષ છે. આ વૃક્ષ ઉપરથી સર્વદા અમૃત ઝરવાથી તેને સોમસવન કહેવામાં આવે છે. આ લોકમાં બ્રહ્માને આનંદ પ્રાપ્ત કરવા સારૂ અર તથા અણ્ય નામના બે સમુદ્રો અમૃતથી પૂર્ણ ભરેલા છે. મનની, જનની તથા સર્વ જગતનું કારણ જે અવિદ્યા શક્તિ, તે બ્રહ્માની પ્રિય ભાર્યા છે. ચક્ષુ ઇન્દ્રિયના ઉપાદાન કારણરૂપ સત્વગુણ પ્રધાન તે જ બ્રહ્માની પ્રતિબિંબરૂપ છાયા છે. સર્વ જગતના કારણરૂપ વેદની શ્રુતિઓ તથા તે શ્રુતિથી થયેલ શબ્દબોધરૂપ અખિલ જ્ઞાન, બ્રહ્માની સમીપ અપ્સરાઓરૂપે વાસ કરે છે. વેદરૂપ શ્રુતિને જગતનું કારણ કહેવાનું તાત્પર્ય એ છે કે, સૃષ્ટિના આદિ કાળમાં પરમાત્મા દેવ, તે તે પદાર્થના નામનો ઉચ્ચાર કરી, તે તે પદાર્થને ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'स भूरित्युक्त्वा भुवमसृजत સૃષ્ટિના આદિ કાળમાં પરમાત્મા દેવે 'ભૂઃ' આ રીતના નામનો ઉચ્ચાર કરી પૃથિવીરૂપ અર્થને ઉત્પન્ન કર્યો.' આ રીતે વેદના શબ્દના ઉચ્ચારવડે આકાશાદિ સર્વ પદાર્થને તેમણે ઉત્પન્ન કર્યા છે. સ્મૃતિ–वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः–મહેશ્વરરૂપ પરમાત્મા દેવે સૃષ્ટિના આદિ કાળમાં વેદના શબ્દથી સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે. ઇત્યાદિ શ્રુતિના પ્રમાણવડે વેદ ભગવાનમાં જગતની કારણતા સિદ્ધ થાય છે. હિરણ્યગર્ભરૂપ બ્રહ્માના દેશમાં નાના પ્રકારની ઉપાસનારૂપ નદીઓ સગુણનિર્ગુણ બ્રહ્મના જ્ઞાનરૂપ જળને ધારણ કરી વહે છે. તેમ જ સ્થૂલ સૂક્ષ્મરૂપ સવ જગત બ્રહ્માનાં પુષ્પ અથવા વસ્ત્રરૂપે છે. આ રીતે દેવયાનમાર્ગથી લઇ વસ્ત્રપર્યંત કહેલી સર્વ વસ્તુઓ બ્રહ્માની વિભૂતિઓ છે. ઉપાસક વિભૂતિવિશિષ્ટબ્રહ્માની અહંગ્રહ ઉપાસનાવડે બ્રહ્માના આસનપર પુત્રની માફક શંકા રહિત થઇ બેસે છે. પછી ઉપાસકને બ્રહ્મા પૂછે છે કે, હે પુત્ર ! તું કોણ છે ? તારા ભોગનું સાધન શું છે ? બ્રહ્માનાં આવાં વચન સાંભળી ઉપાસક પુરૂષ ઉત્તર આપે છે કે, હે ભગવન્ ! જેવા તમે છો તેવો હું છું. તમારા ભોગનું સાધન છે, તે જ મારા ભોગનું સાધન છે. આ રીતે બ્રહ્મા સાથે સંવાદ કરીને ઉપાસક પુરૂષ તેમની આજ્ઞાને પામી, ત્યાંના સઘળા ભોગ ભોગવે છે. જ્યારે તેનું બ્રહ્માના જેટલું

આયુષ્ય સમાપ્ત થાય છે, ત્યારે તે ઉપાસક પુરૂષ મોક્ષ પામે છે. આ રીતની પર્યંક વિદ્યારૂપ અહંગ્રહ ઉપાસના કૌષીતકિ ઉપનિષદના પ્રથમ અધ્યાયમાં દર્શાવી છે. તેમ અન્ય ઉપનિષદોમાં પણ નાના પ્રકારની અહંગ્રહ ઉપાસનાઓ કહી છે. હે પાપીજીવ! અધિકારી એવા મનુષ્ય શરીરને પામ્યા છતાં પણ તેં ઉપાસના કરી નહિ, માટે તને ધિક્કારછે.

## હૃદયકમળમાં ધ્યાનનું વર્ણન.

પુરૂષના હૃદયકમળમાં પાંચ છિદ્ર છે. તેમાંનાં ચાર છિદ્રો પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર, એ ચાર દિશામાં હોય છે તથા પાંચમું છિદ્ર હૃદયકમળના ઉર્ધ્વ ભાગમાં હોય છે. ત્યાં અધિદૈવરૂપ આદિત્યયુક્ત ચક્ષુ ઇંદ્રિયને આશ્રય અધ્યાત્મરૂપ પ્રાણ છે. અધ્યાત્મરૂપ પ્રાણનો આશ્રય હૃદયકમળનું પૂર્વદિશાનું છિદ્ર છે. અગ્નિરૂપ અધિદૈવવાળા વાક્ ઇંદ્રિયનો આશ્રય અધ્યાત્મરૂપ અપાન છે ને તેનો આશ્રય હૃદયકમળનું દક્ષિણદિશાનું છિદ્ર છે. અધિદૈવરૂપ દિક્વાળા શ્રોત્ર ઇંદ્રિયનો આશ્રય અધ્યાત્મરૂપ વ્યાન છે ને તેનો આશ્રય હૃદયકમળનું પશ્ચિમદિશાનું છિદ્ર છે. અધિદૈવરૂપ પર્જન્યયુકત મનનો આશ્રય અધ્યાત્મરૂપ સમાન છે ને તેનો આશ્રય હૃદયકમળનું ઉત્તર દિશાનું છિદ્ર છે. અધિદૈવરૂપ આકાશવાળા વાયુનો આશ્રય અધ્યાત્મરૂપ ઉદાન છે ને તેનો આશ્રય હૃદયકમળનું ઉર્ધ્વ છિદ્ર છે. આ રીતનાં પાંચ છિદ્રવાળા હૃદયકમળમાં સત્ય કામ તથા સત્ય સંકલ્પ ઇત્યાદિ ગુણથી કહેલા વિશિષ્ટ સગુણ બ્રહ્મનું જે પુરૂષ ધ્યાન કરે છે, તે પુરૂષ બ્રહ્મલોકને પામે છે. હે પાપીજીવ! આવા સગુણ બ્રહ્મનું તેં ધ્યાન કર્યું નહિ, માટે તને ધિક્કાર છે. નિર્ગુણ બ્રહ્મના ધ્યાન કરતાં સગુણ બ્રહ્મનું ધ્યાન અત્યંત સુગમ છે. આ સગુણનું ધ્યાન જ્યારે તારાથી થઇ શક્યું નહિ તો નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન તો તારાથી કેવી જ રીતે થઇ શકે? આ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર અધિકારીને જન્મમરણાદિ સંસારનું જરા પણ દુઃખ પ્રાપ્ત થતું નથી. હે પાપી જીવ! પર્યંક વિદ્યારૂપ ઉપાસનાથી માંડી, જેટલી અહંગ્રહ ઉપાસનાઓ છે, તે સર્વ અંતર્મુખ દૃષ્ટિવડે સિદ્ધ થાય છે. આ અહંગ્રહ ઉપાસનાથી બ્રહ્મલોકને પામેલો અધિકારી ફરી બ્રહ્મલોકમાં આવતો નથી, પણ બ્રહ્મલોકમાં મોક્ષને જ પામે છે. આ રીતે અહંગ્રહ ઉપાસના જો કે કઠિન જાણી તેં નહિ કરી, છતાં બાહ્ય દૃષ્ટિવડે સિદ્ધ થનારી પંચાગ્નિ વિદ્યારૂપ અત્યંત સુગમ ઉપાસના, જે કરનારો ફરી ભૂમિલોકમાં આવે છે તે, પણ તારાથી થઈ શકી નહિ.

## પંચાગ્નિ વિદ્યાનું વર્ણન.

બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છાવાળા જેના ઘરમાં અગ્નિહોત્ર હોય છે, તે અધિકારીઓ સ્વર્ગ, મેઘ, મનુષ્ય લોક, પુરૂષ તથા યોષિત્-એ પાંચનું અગ્નિરૂપે કરીને ધ્યાન કરે છે. સ્વર્ગાદિ પંચાગ્નિમાં લોકપ્રસિદ્ધ અગ્નિની સમાનતા રહેલી છે. જેમ લોકપ્રસિદ્ધ અગ્નિને કાષ્ઠાદિક સમિધ પ્રજ્વલિત કરે છે, તેમ સ્વર્ગ લોકની પ્રાપ્તિનાં સાધન પુણ્ય કર્મમાં આદિત્ય ભગવાન્ સર્વ જીવને પ્રવૃત્ત કરે છે. માટે આદિત્ય ભગવાન્ સ્વર્ગરૂપ અગ્નિનું કાષ્ઠાદિ સમિધ છે. ૧ સંવત્સરે કરી જળનો સંગ્રહ કરનારો મેઘ વર્ષા કાળમાં વૃષ્ટિ કરવા સમર્થ થાય છે, માટે સંવત્સર મેઘરૂપ અગ્નિનું સમિધ છે. ૨ સર્વ લોકના આધારરૂપ પૃથ્વીવડે મનુષ્ય લોક શોભાયમાન હોવાથી પૃથ્વી મનુષ્ય લોકરૂપ અગ્નિનું સમિધ છે. ૩ બોલતી વખતે મોઢું ખુલ્લું કરવાથી પુરૂષ

શોભાયમાન જણાય છે, માટે ખુલ્લું કરેલું મુખ પુરૂષરૂપ અગ્નિનું સમિધ છે. ૪ પુત્રાદિ સંતાન જેમાંથી ઉત્પન્ન થાય છે એવી ઉપસ્થ ઇન્દ્રિયવડે સ્ત્રી શોભાયમાન હોવાથી ઉપસ્થ ઇન્દ્રિય, યોષિત્‌રૂપ અગ્નિનું સમિધ છે. ૫ પંચાગ્નિના ધૂમરૂપે કરી ધ્યાન કરવા યોગ્ય પથાર્થ નીચે પ્રમાણે છે:–જેમ લોકપ્રસિદ્ધ અગ્નિમાં કાષ્ઠરૂપ સમિધથી ધૂમાડાની ઉત્પત્તિ થાય છે, તેમ આદિત્યરૂપ સમિધથી કિરણની ઉત્પત્તિ થવાથી કિરણ સ્વર્ગરૂપ અગ્નિનો ધૂમાડો છે. ૧ સંવત્સરરૂપ સમિધથી શ્વેત મેઘની ઉત્પત્તિ થવાથી શ્વેત મેઘ, મેઘરૂપ અગ્નિનો ધૂમાડો છે. ૨ કાષ્ઠમય પૃથ્વીરૂપ સમિધથી લોકપ્રસિદ્ધ અગ્નિ ઉત્પન્ન થવાથી અગ્નિ મનુષ્યલોકરૂપ અગ્નિનો ધૂમાડો છે. ૩ ખુલ્લા કરેલા મુખરૂપ સમિધથી પ્રાણરૂપ વાયુની ઉત્પત્તિ થવાથી પ્રાણરૂપ વાયુ પુરૂષરૂપ અગ્નિનો ધૂમાડો છે. ૪ ઉપસ્થરૂપી સમિધવડે લોમ–રુવાંની ઉત્પત્તિ થવાથી લોમ યોષિત્‌રૂપ અગ્નિનો ધૂમાડો છે. ૫ જેમ પ્રસિદ્ધ અગ્નિની જ્વાળા કાષ્ઠરૂપ સમિધવડે ઉત્પન્ન થાય છે તથા પ્રકાશક છે, તેમ દિવસ છે તે આદિત્યરૂપ સમિધવડે ઉત્પન્ન થનાર તથા પ્રકાશક હોવાથી સ્વર્ગરૂપ અગ્નિની જ્વાળા છે. ૧ વિદ્યુત સંવત્સરૂપ સમિધથી ઉત્પન્ન થયલી તથા પ્રકાશક હોવાથી વિદ્યુત્ મેઘરૂપ અગ્નિની જ્વાળા છે. ૨ અંધકારમય રાત્રિ કાળા વર્ણવાળી પૃથ્વીરૂપ સમિધથી ઉત્પન્ન થયેલ તથા નિશાચર જીવને પ્રકાશ કરનારી હોવાથી તે મનુષ્ય લોકરૂપ અગ્નિની જ્વાળા છે. ૩ વાક્ ઇન્દ્રિય પ્રસારિત મુખરૂપ સમિધથી ઉત્પન્ન થયેલ તથા અર્થનો પ્રકાશ કરનારી હોવાથી પુરૂષરૂપ અગ્નિની જ્વાળા છે. ૪ ગોલકરૂપ યોનિ ઉપસ્થ ઇન્દ્રિયરૂપ સમિધવડે ઉત્પન્ન થયેલ તથા અગ્નિની જ્વાળા સમાન રક્ત પ્રકાશવાળી હોવાથી તે યોષિત્‌રૂપ અગ્નિની જ્વાળા છે. ૫

સ્વર્ગાદિક પંચાગ્નિના અંગારરૂપવડે ધ્યાન કરવા યોગ્ય પદાર્થનું વર્ણન આ પ્રમાણે છે:–જેમ અગ્નિની જ્વાળા શાંત પડતી વખતે અંગારાઓ પ્રકાશે છે, તેમ દિવસરૂપ જ્વાળા શાંત પડતાં સંધ્યાકાળ વખતે પૂર્વાદિ ચારે દિશાઓ પ્રકાશતી હોવાથી તેઓ સ્વર્ગરૂપ અગ્નિના અંગારા સમાન છે. ૧ વિદ્યુત્‌રૂપ જ્વાળાના નાશ સમયે વજ્રરૂપ અશનિ પ્રકાશતી હોવાથી તે મેઘરૂપ અગ્નિની જ્વાળા છે. ૨ રાત્રિરૂપી જ્વાળાના નાશ વખતે મંદ કાંતિવાળો ચંદ્રમા પ્રકાશતો હોવાથી તે મનુષ્ય લોકરૂપ અગ્નિનો અંગાર છે. ૩ વાક્ ઇન્દ્રિયરૂપ જ્વાળાના નાશ વખતે ચક્ષુ ઈન્દ્રિય પ્રકાશતી હોવાથી તે પુરૂષરૂપ અગ્નિનો અંગાર છે. ૪ યોનિરૂપ જ્વાળાના નાશ વખતે મૈથુનના મધ્ય ભાગમાં થતો આનંદ યોષિત્‌રૂપ અગ્નિનો અંગાર છે. ૫ સ્વર્ગાદિ પંચાગ્નિના તણખાઓનું વર્ણન દર્શાવતાં કહે છે કે, જેમ લોકપ્રસિદ્ધ અગ્નિના ધૂમાડા નીકળે છે, તેમ ઇશાન કોણથી લઇ ચારે ઉપદિશાઓ સ્વર્ગરૂપ અગ્નિના તણખાસમાન છે. ૧ મેઘની ગર્જનારૂપ શબ્દ મેઘરૂપ અગ્નિના તણખા જેવો છે. ૨ યજ્ઞાદિ કર્મ કરવાવાળો કામીપુરૂષ મનુષ્ય લોકમાં તારાગણરૂપે પરિણામને પામતો હોવાથી નક્ષત્રરૂપ તારાગણ મનુષ્ય લોકરૂપ અગ્નિના તણખારૂપે છે. ૩ શ્રોત્ર ઇંદ્રિયથી ઉત્પન્ન થયેલ શબ્દાકાર વૃત્તિઓ પુરૂષરૂપ અગ્નિના તણખાઓ છે. ૪ આલિંગન આદિથી ઉત્પન્ન થતો આનંદ યોષિત્‌રૂપ અગ્નિના તણખા છે.(૫)સ્વર્ગાદિ પંચાગ્નિની આહુતિઓના પદાર્થોનું વર્ણન આ પ્રમાણે છે:–જેમ યવ તથા

ઘૃતાદિ પદાર્થ પ્રસિદ્ધ અગ્નિની આહુતિઓ છે, તેમ શ્રદ્ધા સ્વર્ગરૂપ અગ્નિની આહુતિ છે. શ્રદ્ધાથી અગ્નિહોત્રાદિ કર્મ તથા તેથી ઉત્પન્ન થયેલ ધર્મ, જે જીવાત્મા સાથે જાય છે, તેને ગ્રહણ કરવા. (૧) ધર્મરૂપ શ્રદ્ધા સ્વર્ગમાં જઇ કર્મી પુરૂષના સોમમય શરીરને રચે છે, જે ભોગની સમાપ્તિ સમયે શોકરૂપ અગ્નિવડે દ્રવીભાવને પામવાથી મેઘમાં પ્રાપ્ત થાય છે. આથી જીવ મિશ્રિત સોમ મેઘરૂપ અગ્નિની આહુતિ છે. (૨) મેઘ પછી તે જીવ મિશ્રિત સોમ, વૃષ્ટિરૂપે મનુષ્ય લોકમાં પ્રાપ્ત થતો હોવાથી તે જીવમિશ્રિત વૃષ્ટિ, મનુષ્યલોકરૂપ અગ્નિની આહુતિ છે. (૩) તે વૃષ્ટિ પછી અન્નરૂપે કરી પુરૂષમાં પ્રાપ્ત થતી હોવાથી જીવ મિશ્રિત અન્ન, પુરૂષરૂપ અગ્નિની આહુતિ છે. (૪) પુરૂષ પછી રેતરૂપે કરી યોષિતમાં પ્રાપ્ત થતો હોવાથી જીવ મિશ્રિત રેત, યોષિત્‌રૂપ અગ્નિની આહુતિ છે. (૫) યજમાન પુરૂષના ઇન્દ્રિયાદિક સાધનના અધિષ્ઠાતારૂપ ઇન્દ્રિાદિ દેવ સ્વર્ગાદિ પંચાગ્નિમાં શ્રદ્ધાદિક પંચ આહુતિનો હવન કરે છે. આ પ્રમાણે સ્વર્ગાદિ પંચકને અગ્નિરૂપે કરી ધ્યાન કરનારો પુરૂષ બ્રહ્મલોકમાં જાય છે. હે પાપી જીવ ! આ પંચાગ્નિ વિદ્યારૂપ ઉપાસના પણ તેં કરી નહિ, માટે તને ધિક્કાર છે. હે પાપી ! પૂર્વના કોઈ પુણ્ય કર્મના પ્રભાવથી તને સ્વર્ગ પ્રાપ્ત થયું. પરંતુ પુણ્યકર્મનો નાશ થયા પછી આકાશ, વાયુ, મેઘ ઇત્યાદિ માર્ગ વડે તું ભૂમિલોકમાં મનુષ્યશરીરને પામ્યો.

## ગર્ભના દુઃખનું વર્ણન.

હે પાપીજીવ ! માતાના ઉદરમાં બુદ્‌બુદ આદિ અવસ્થાઓથી તને જે દુઃખ પ્રાપ્ત થયું હતું, તે દુઃખનું લેશ માત્ર પણ દુઃખ નરકમાં નથી. આ રીતના દારૂણ દુઃખની પ્રાપ્તિ કરાવવાવાળા માતાના ઉદરના નિવાસને તારા સરખા જડ વિના બીજો કોણ ચેતન પ્રાણી સહન કરી શકે ? માતાનું ઉદર–ગર્ભસ્થાન વિષ્ઠા મૂત્રથી ભરપૂર, અત્યંત દુર્ગંધ તથા કૃમિવડે વ્યાપ્ત હોય છે. આ રીતના માતાના ઉદરમાં જરાયુ નામના પટથી વિંટાયલો તું નિવાસ કરતો હતો. માતાના જઠરાગ્નિના તાપ સરખો લેશ માત્ર પણ તાપ તને આ નરકમાં નથી. માતાના ઉદરમાં પ્રવેશ કરવાથી તથા પ્રસૂતિ વાયુવડે માતાના ઉદરમાંથી બહાર નીકળતાં તને જે દુઃખ પ્રાપ્ત થયું હતું, તે દુઃખના લેશને પણ અમે યમના કિંકરો કહેવા સમર્થ નથી. માતાના ભોજન કરાયલા અનેક અન્નના સૂક્ષ્મ રસો ગર્ભમાં રહેતા બાળકને પ્રાપ્ત થાય છે. તારી માતાએ તીખા ખાટા ખારા આદિક ખાધેલા અનેક પ્રકારના પદાર્થોવડે દાહને પામેલો તું પાપાત્મા ગર્ભસ્થાનમાં દશ માસપર્યંત કેવી રીતે રહ્યો ? જેમ સો ઠેકાણે અગ્નિ લાગવાથી તપેલા એક ઘરમાં કોઈથી જરાવાર પણ ટકાય નહિ, તેમ વીંછી ને સર્પ સમાન અનેક કૃમિઓથી પીડાતો તું તેમાં કેવી રીતે રહી શક્યો ? ગર્ભના નિવાસનું દુઃખ સો કોટી કલ્પપર્યંત નરકમાં રહેવા કરતાં પણ વધારે છે. ગર્ભના ધારણ પછી સ્ત્રી તથા પુરૂષનો સંગ, ગર્ભમાં રહેલ બાળકનો, ગર્ભિણી સ્ત્રીનો તથા પુરૂષના *દુરંતરૂપે છે. આ વિષયમાં ભોગરૂપ દુરંતને બુદ્ધિમાન સુરત કહે છે. તેનું કારણ એ કે, આ લોકમાં મહાત્મા પુરૂષો પોતાથી ભિન્ન પદાર્થને કોઈ ઉત્કૃષ્ટ નામથી ઉચ્ચારે છે, પણ નિકૃષ્ટ–હલકા નામથી ઉચ્ચારતા નથી. જે પુરૂષ ગર્ભિણી સ્ત્રીસાથે સંભોગ કરે છે, તેને સ્ત્રી તથા બાળકની હત્યાનો દોષ લાગે છે. તેમ જો ગર્ભિણી, પુરૂષ

*સુરત પછી પરિણામે જે દુઃખ થાય છે, તેનું નામ દુરંત.

સાથે સંભોગ કરે છે તો તેને આત્મહત્યા તથા બાળહત્યાનો દોષ લાગે છે. હે પાપીજીવ! આ સંસારચક્રને પામી જો કે તેં અનેક પ્રકારનાં દુઃખનો અનુભવ કર્યો છે, છતાં તે સર્વ દુઃખને ભૂલી જઈ, તેં મનુષ્યશરીરમાં પાપકર્મ કર્યું. જે શરીરના અભિમાનવડે તેં પાપકર્મને કર્યું,તે શરીરના માતા પિતાના શુક્ર શોણિતરૂપ મળથી ઉત્પન્ન થયેલું હતું. એ શરીર ચેતનાવસ્થામાં વિષ્ઠામૂત્રાદિ મલવડે પૂર્ણ હતું તથા મરણ પછી શ્વાન શૃગાલાદિનું તે ભક્ષ્ય છે. આવા નિંદિત શરીરને આત્મારૂપે માની લોકશાસ્ત્રથી નિષિદ્ધ પાપકર્મો કરવાથી હાલ નરકમાં તને પાપનું મહાદુઃખરૂપ ફળ પ્રાપ્ત થયું છે. જેમ આગ લાગ્યા પછી કુવો ખોદવા જનારનો પ્રયાસ નિષ્ફળ છે, તેમ 'મેં પાપ કર્મો કેમ કર્યાં તથા પુણ્યકર્મો કેમ ન કર્યાં,' એવો પશ્ચાત્તાપ કરવો, એ હવે નિષ્ફળ છે. હે પાપી! અમે યમના કિંકરો તને દુઃખ કરનારા નથી, સૂર્યના પુત્ર ધર્મરાજા પણ તને દુઃખ કરવાવાળા નથી, તેમ શ્વાન ગૃધ્રાદિ પણ દુઃખ દેનાર નથી, પરંતુ મનુષ્યશરીરને પામી શરીર, મન તથા વાણીવડે તેં બીજાને દુઃખ દઇ, જે પાપકર્મો કર્યાં હતાં,તે પાપકર્મો જ તને દુઃખ આપે છે. જેમ પિત્ત દોષવાળો પુરૂષ શ્વેત શંખને પીળો જુવે છે, તેમ કામરૂપ દોષવડે દૂષિત થયલો પાપાત્મા, સર્વ જગતને કામી માને છે. સંન્યાસી, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થની શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયો પોતપોતાના વ્યાપાર કરે છે, તેમ તેની સ્પર્શેન્દ્રિય પણ પોતાનો વ્યાપાર કેમ ન કરતી હોય? અર્થાત્ કરતી જ હશે. આવી રીતનો તેં મહાત્માઓપર દોષ મૂકી મહા પાપ કર્યું છે. પતિવ્રતા સ્ત્રીઓપર પણ દુર્ભાવના મૂકી, તું દોષ આરોપણ કરતો હતો. જેમ તેલના સંબંધથી વસ્ત્ર દૂષિત થાય છે, તેમ શાસ્ત્રવડે પ્રતિપાદિત થયેલ ધર્મમાં તું પાપાત્મા નાના પ્રકારના કુતર્કોવડે અનેક રીતનાં દૂષણો કાઢતો હતો. જેમ માળાઓના પુષ્પોને સૂત્ર ધારણ કરે છે, તેમ આ ધર્મરૂપ મહાસૂત્ર જગતરૂપ પુષ્પને ધારણ કરે છે. મનુષ્યશરીરને પામી, તેં પાપાત્માએ બ્રહ્માદિક દેવોની તથા પોતાના ગુરૂઓની નિંદા કરી. તેમ પિતામાતાથી લઇ સર્વ બાંધવોનો તેં નિરાદર કર્યો. લોભને વશ થઇ તેં પારકાના ધનાદિ પદાર્થોનું હરણ કર્યું, કામને વશ થવાથી પારકી સ્ત્રીનું તું હરણ કરતો હતો. મનુષ્ય લોકમાં અનેક પ્રાણીને દુઃખ દેવા માટે તું વિચાર કરતો હતો. આ રીતે અનેક પ્રકારના ઉપાયોને પોતાના મનમાં ચિંતન કરવાવડે તેં બીજા પ્રાણીઓને શરીર તથા વાણીવડે નાનાં પ્રકારનાં દુઃખ કીધાં હતાં. હે જનક! આવાં આવાં કઠોર વચનવડે યમના કિંકરો તે પાપી જીવને ધિક્કારે છે. પછી તેને અનેક પ્રકારનાં નરકમાં નાંખે છે, જેને પામ્યાથી તેને અનેક રીતનાં દુઃખ થાય છે. પાપીઓને નરકમાં જેવું દુઃખ છે, તેવું જ દુઃખ જન્મ, સ્થિતિ તથા મરણમાં પણ છે. બ્રહ્મલોક, સ્વર્ગલોક, મનુષ્યલોક તથા પાતાલલોકમાં પણ જરાયુજ, અંડજ, સ્વદેજ અને ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારનાં શરીરોની સમાન ઉત્પત્તિ હોય છે. માટે તે શરીરોના જન્મકાળનું દુઃખ પણ સર્વ લોકમાં સમાન છે. જેમ વૃક્ષાદિ શરીર ભૂમિને ભેદી બહાર નિકળે છે, આથી વૃક્ષાદિ શરીર ઉદ્ભિજ્જ છે, તેમ સૂક્ષ્મ ભૂતોનો ભેદ કરી ઉત્પન્ન થનારાં હોવાથી દેવતાઓનાં શરીર પણ ઉદ્ભિજ્જ છે. હે જનક! બ્રહ્માથી લઇ પાતાળ પર્યંતના સર્વ લોકમાં જીવોને ઉત્પન્ન થતું વિષયજન્ય સુખ અતિશય દોષવાળું છે. માટે

તે ઇર્ષ્યાની ઉત્પત્તિદ્વારા જીવને દુઃખનું કારણ થાય છે. વિષયજન્ય સુખ કર્મ ઉપાસનાદિક સાધનવડે ઉત્પન્ન થાય છે તથા જે પદાર્થો ઉત્પન્ન થનારા છે, તે ઘટાદિની માફક નાશવાન્ છે. વિષયજન્ય સુખ નાશની ચિંતાની ઉત્પત્તિદ્વારા જીવને દુઃખનું કારણ છે. સર્વ લોકમાં જીવોને શરીરની સ્થિતિકાળે સમાન દુઃખ થાય છે. હે જનક રાજા ! સર્વ લોકમાં રહેલા દેહધારી જીવોને પોતપોતાનાં સ્ત્રીપુત્રાદિ પદાર્થમાં અત્યંત આસક્તિ હોય છે તથા જે જે પદાર્થમાં તે જીવની અત્યંત અસક્તિ હોય છે, તે તે પદાર્થના વિયોગથી તેને અત્યંત દુઃખ પ્રાપ્ત થાય છે. પ્રિય પદાર્થનો વિયોગ બે પ્રકારનો છેઃ—એક સ્ત્રી પુત્રાદિ પ્રિય પદાર્થ વિદ્યમાન છતાં ભોક્તાના મૃત્યુથી વિયોગ થાય તે તથા બીજું ભોક્તા વિદ્યમાન છતાં, સ્ત્રીપુત્રાદિના મરણથી જે વિયોગ થાય તે. આ પ્રમાણે પોતાના અથવા પોતાના બાંધવોના મરણવડે જીવોને જે પ્રકારનું દુઃખ થાય છે, તે દુઃખથી અત્યંત દુઃખ બ્રહ્મ,સ્વર્ગ તથા પાતાલ લોકમાં પોતાના તથા સ્ત્રી પુત્રાદિના મરણથી જીવને પ્રાપ્ત થાય છે. જેમ મનુષ્ય લોકમાં દેહધારી જીવને કોઇ પિતા, માતા, સ્ત્રી. પુત્ર, બાંધવ, મિત્ર, શત્રુ કે ઉદાસીન છે, તેમ બ્રહ્મલોકાદિમાં જીવને માતાપિતાદિ અનેક સંબંધી હોવાથી, તેમના વિયોગથી જીવને સર્વ લોકમાં દુઃખ થાય છે. હે જનક ! હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા અસ્મદાદિક સર્વ જીવથી પ્રથમ ઉત્પન્ન થાય છે તથા મનુષ્ય લોકથી વિરાટ્ પર્યંત જીવોને જેટલું વિષયજન્ય સુખ છે, તેથી અધિક સુખ બ્રહ્માને છે. જે બ્રહ્મા ઋક્, યજુષ્, સામ તથા અથર્વણ, આ ચાર વેદના સંપ્રદાયના પ્રવર્તક, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનારા, સ્વભાવસિદ્ધ બ્રહ્મવિદ્યાવડે દ્વૈતભાવથી રહિત, અનેક બ્રહ્માંડરૂપ ઉદંબરના ફળને ઉત્પન્ન કરનારા, જેમાં સર્વ બ્રહ્માંડ લય પામે છે, જેની પ્રજાપતિ આદિ વિભૂતિઓ પોતપોતાના લોકમાં નિવાસ કરે છે તથા જે પ્રાણીરૂપી પર્યંકપર પોતાની સ્ત્રી સાથે બ્રહ્મલોકમાં નિવાસ કરે છે તેને, તેમ જ દેવરાજ ઇંદ્ર, અગ્નિ આદિ સર્વ દેવના સ્વામી, ત્રણ લોકના પતિ તથા પૂર્વાદિ દિશાઓના અધિપતિ, જે સ્વર્ગમાં ઇંદ્રાણી સાથે રહે છે તેને, પાતાળ લોકમાં રહેતા વાસુકી, તક્ષક આદિ નાગોને તથા આ લોકમાં નાના મોટા સર્વ દેહધારી જીવોને જણાતું સુખ વિચારદૃષ્ટિવડે જોઇએ તો જરા પણ સુખરૂપ નથી. બ્રહ્માથી લઇ કૃમિપર્યંત જન્મમરણ-સુખ દુઃખ, સુખ દુઃખનું સાધન તથા પાંચ ભૌતિક શરીર, એ સર્વ પદાર્થ સમાન છે. અર્થાત્ હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા, દેવરાજ ઇંદ્ર, અષ્ટ લોક તથા વાસુકિ આદિ નાગ, ઇત્યાદિ મહાન્ પુરૂષો પણ શરીરના તાદાત્મ્ય સંબંધવડે જ્યારે જન્મ મરણાદિ દુઃખને પામે છે, ત્યારે અસ્મદાદિ જીવને શરીરના સંબંધવડે દુઃખની પ્રાપ્તિ થાય, તેને વિષે તો શું જ કહેવું ? અર્થાત્ વિજ્ઞાનમય આત્મા શરીરવાળો હોવાથી તે કદી સર્વ દુઃખથી રહિત નથી.

न ह वै स शरीरस्य सतः प्रियाऽप्रिययोरपहतिरस्ति ।

દેહધારી જીવને સુખદુઃખની નિવૃત્તિ થતી નથી. આ રીતે બુદ્ધિના તાદાત્મ્ય સંબંધવડે વિજ્ઞાનમય સંજ્ઞાને પામેલો આત્માદેવ નાના પ્રકારનાં ઉંચ નીચ શરીરને પામે છે. હે જનક ! આ આનંદ સ્વરૂપ આત્મા મનના તાદાત્મ્ય અધ્યાસથી જ્યારે મનોમય સંજ્ઞાને પામે છે, ત્યારે તે નાના પ્રકારની ઇચ્છાવાળો થાય છે તથા ઇચ્છાના કારણરૂપ શુભ અશુભ જ્ઞાનવાળો,

નાના પ્રકારના સંશયવાળો, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા ચિંતા, ભય ઇત્યાદિ અનેક ધર્મવાળો થાય છે. જેમ સ્ત્રીમાં આસક્ત કામી પુરૂષ સ્ત્રીના સુખદુઃખાદિ ધર્મોને પોતાવિશે માને છે, તેમ મનના તાદાત્મ્ય અધ્યાસવડે આત્માદેવ મનના ઇચ્છાદિ ધર્મોને પોતાવિશે માને છે. પ્રાણાદિના અધ્યાસ વિશે પણ આ પ્રમાણે જાણી લેવું. પ્રાણના તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા જ્યારે પ્રાણમય સંજ્ઞાને પામે છે, ત્યારે તે પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય આ દશ પ્રકારના ભેદને પામે છે તથા અનેક નાડીઓમાં ફરનારા અનેક પ્રાણોના ભેદવડે આત્મા પણ અનેક ભાવને પામે છે. પ્રાણના સંબંધથી આત્મા ઉર્ધ્વશ્વાસાદિ વ્યાપારનું, તેમ જ જીવન વ્યવહારનું કારણ થાયછે, અન્નાદિકનો ભોક્તા થાય છે તથા બળવડે સાધ્ય અનેક કર્મનો કર્તા થાય છે. હે જનક ! શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, આ પાંચ જ્ઞાનેંદ્રિયોના તાદાત્મ્ય સંબંધવડે આત્મા જ્યારે શ્રોત્રમય, ત્વક્‌મય, ચક્ષુમય, રસનમય તથા ઘ્રાણમયની સંજ્ઞાને પામે છે, ત્યારે આત્મા નાના પ્રકારના શબ્દને ગ્રહણ કરે છે, કોમળ કઠણ આદિ સ્પર્શને ગ્રહણ કરેછે, નીલ પીતાદિ રૂપને ગ્રહણ કરે છે, મધુર આમ્લાદિ રસોને ગ્રહણ કરે છે તથા નાના પ્રકારના ગંધને ગ્રહણ કરે છે. તે જ રીતે વાક્, પાણિ, પાદ, પાયુ તથા ઉપસ્થ, આ પાંચ કર્મેન્દ્રિયોના અધ્યાસવડે આત્મા જ્યારે વાક્‌મય, પાણિમય, પાદમય, પાયુમય તથા ઉપસ્થમય, આ રીતની સંજ્ઞાને પામે છે, ત્યારે નાના પ્રકારના શબ્દનો ઉચ્ચાર કરે છે, નાના પ્રકારના પદાર્થને ગ્રહણ કરે છે, નાના પ્રકારનું ગમન આગમન કરે છે, મલાદિકનો પરિત્યાગ કરે છે તથા સ્ત્રીભોગથી આનંદને પામે છે. આ રીતે પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયોના તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા તેજોમયાદિ ઇન્દ્રિયોના ધર્મોને પોતાવિષે માની લે છે.

આકાશાદિ પંચભૂતોના તાદાત્મ્ય અધ્યાસનું ફળઃ—આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી આ પંચભૂતના તાદાત્મ્ય અધ્યાસથી આત્મા જ્યારે ભૂતમય સંજ્ઞાને પામે છે ત્યારે તે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારના શરીરને ઉત્પન્ન કરે છે તથા શ્રોત્રાદિક દશ ઇન્દ્રિયોના વિષય શબ્દ સ્પર્શાદિને ઉત્પન્ન કરે છે. અતેજના તાદાત્મ્ય અધ્યાસનું ફળઃ—હે જનક ! અતેજરૂપ અવિદ્યાના તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા જ્યારે અતેજોમય સંજ્ઞાને પામે છે, ત્યારે તે પોતાના સ્વરૂપના આવરણનું તથા ઉત્પત્તિરૂપ વિક્ષેપનું કારણ થાય છે અથવા અતેજરૂપ અંધકારના તાદાત્મ્ય અધ્યાસવડે આત્માદેવ જ્યારે અતેજોમય સંજ્ઞાને પામે છે, ત્યારે આત્મા નિદ્રા સ્વપ્નાદિનું કારણ થાય છે. કામના તાદાત્મ્ય અધ્યાસનું ફળઃ—કામના તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા જ્યારે કામમય સંજ્ઞાને પામે છે ત્યારે આત્મા પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિનું કારણ થાય છે. છેવટને સમયે દુઃખની પ્રાપ્તિ કરવાવાળા વિષયજન્ય સુખનું કારણ થાય છે, ક્રીડાના મર્કટની માફક તે સ્ત્રીઓને આધીન થાય છે, પુણ્ય પાપ કર્મનો કર્તા થાય છે તથા શુભ અશુભ જ્ઞાનનું કારણ થાય છે. હવે ક્રોધના તાદાત્મ્ય અધ્યાસનું ફળઃ—હે જનક ! ક્રોધના તાદાત્મ્ય અધ્યાસવડે આત્મા જ્યારે ક્રોધમય સંજ્ઞાને પામે છે ત્યારે નાનાં પ્રકારનાં બ્રહ્મહત્યાદિ પાપકર્મને કરે છે તથા જેમ અગ્નિના કુંડમાં રહેલો પુરૂષ અત્યંત દુઃખને પામે છે, તેમ

બ્રહ્મહત્યાદિ પાપકર્મવડે ક્રોધવાન્ પુરૂષ કુંભપાકાદિ નરકમાં દુઃખને પામે છે. કામ તથા ક્રોધ બન્ને સંસારનું કારણ છે, માટે કામ ક્રોધાદિનો ત્યાગ કરી, આત્મા જ્યારે અકામમય તથા અક્રોધમય સંજ્ઞાને પામે છે, ત્યારે તે જીવન્મુક્ત અવસ્થાને પ્રાપ્ત થાય છે.

ધર્મ અધર્મરૂપ તાદાત્મ્ય અધ્યાસનું ફળઃ–ધર્મ અધર્મરૂપ અદૃષ્ટના તાદાત્મ્ય સંબંધથી આત્મા જ્યારે ધર્મમય તથા અધર્મમય સંજ્ઞાને પામે છે, ત્યારે આત્મા નાના પ્રકારનાં સુખ દુઃખનું કારણ તથા નાના પ્રકારનાં ઉંચ નીચ શરીરનું કારણ થાય છે. પરોક્ષ તથા પ્રત્યક્ષરૂપે કરી જગતના સર્વ પદાર્થના તાદાત્મ્ય સંબંધવડે આત્મા જ્યારે સર્વમય સંજ્ઞાને પામે છે ત્યારે તે સર્વ પદાર્થના કર્મને પ્રાપ્ત થાય છે. જેમ એક પુરૂષ રાંધવાની ક્રિયા કરતો હોવાથી પાચક સંજ્ઞાને પામે છે તથા ભણાવવારૂપ ક્રિયા કરવાથી પાઠક સંજ્ઞાને પામે છે, તેમ આત્મા પણ જે જે કર્મ તથા જે જે આચારને કરે છે, તે તે સંજ્ઞાને પામે છે. વાસ્તવિક રીતે આત્મા સાધુ અસાધુ, પુણ્ય પાપ ઈત્યાદિ સર્વ નામથી રહિત તથા આકાશની માફક સર્વત્ર પરિપૂર્ણ છે. આ આત્મા અવિદ્યાના સંબંધવડે જીવભાવને પામી, જ્યારે પુણ્ય કર્મ કરે છે, ત્યારે તે સાધુકારી સંજ્ઞાને પામે છે, યશને પામે છે તથા નાના પ્રકારનાં સુખને મેળવે છે. જ્યારે તે પાપ કર્મ કરે છે ત્યારે તે અસાધુકારી સંજ્ઞાને પામે છે, નિંદાને પ્રાપ્ત થાય છે, તથા નાનાં પ્રકારનાં દુઃખને પ્રાપ્ત થાય છે.

## સંસારનું કારણ–કામ

હે જનક ! જન્મ મરણાદિરૂપ સંસારના વિચારવિશે કોઈ બુદ્ધિમાન એમ કહે છે કે, પરમાત્મા નિર્ગુણ, અસંગ તથા સર્વ ભેદથી રહિત છે. આ રીતનો નિર્ગુણ પરમાત્મા, સ્વભાવથી કોઈ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થને ઉત્પન્ન કરતો નથી, પણ તે અનિર્વચનીય અવિદ્યા સંબંધને પામી, પ્રથમ કામને ઉત્પન્ન કરે છે. તે કામની ઉત્પત્તિ થયા પછી પરમાત્મા આકાશાદિ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, सोकामयत एकोऽहं बहुस्यां માયાવિશિષ્ટ પરમાત્મા સૃષ્ટિના આદિ કાળમાં ઇચ્છા કરે છે કે, હું એક જ પરમાત્મા ઘણારૂપે કરી ઉત્પન્ન થાઉં. આ રીતના સંકલ્પવડે પરમાત્મા સ્થૂલ સૂક્ષ્મ સર્વ જગતને ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં અવિદ્યાજન્ય કામ સર્વ જગતનું કારણ કહ્યું છે. કેવળ શ્રુતિપ્રમાણથી કામવિશે જગતની કારણતા સિદ્ધ નથી, પણ લૌકિક વ્યવહારથી પણ કામવિશે સંસારની કારણતા સિદ્ધ થાય છે. સર્વ લોક, પ્રથમ 'આ વસ્તુ મને પ્રાપ્ત થાઓ અથવા ન થાઓ,' એવી કામના કરે છે. કામના ઉત્પન્ન થયા પછી, તે તે કાર્યની પ્રવૃત્તિદ્વારા પ્રાણી નાના પ્રકારના સંસારને પામે છે.

હે જનક ! શાસ્ત્રના તાત્પર્યને જાણનારા બુદ્ધિમાન્ પુરૂષો કામ, ઇચ્છા, રાગ અને સ્પૃહા, આ ચારે શબ્દનો અર્થ ભિન્નભિન્ન માનતા નથી. જે સ્ત્રીના સંગને કામ કહે છે, તે પણ સ્ત્રીના સંગની ઈચ્છાને કામ કહે છે; માટે ઇચ્છા, એ કામ શબ્દનો મુખ્ય અર્થ છે, ઇચ્છારૂપ કામ, સંસારરૂપ વૃક્ષનું બીજ છે તથા વિજ્ઞાનમય, મનોમય તથા પ્રાણમય ઇત્યાદિ શબ્દથી કહેવાયલો, નાના પ્રકારની અવસ્થાવાળો આ સંસારી જીવાત્મા સંસારરૂપ વૃક્ષના ફળરૂપે છે. તેમ ગુરૂશાસ્ત્રથી ઉપદેશવડે જાણવા યોગ્ય શુદ્ધ બ્રહ્મ, નિત્ય હોવાથી તે સંસારરૂપ વૃક્ષના ફળરૂપે નથી. કર્તા ભોક્તારૂપ સંસારી જીવમાં ઇચ્છા-

રૂપ કામ પ્રધાન છે. પ્રથમ દેહધારી જીવ 'પ્રિય પદાર્થને હું પ્રાપ્ત થાઉં તથા અપ્રિય પદાર્થનો ત્યાગ કરૂં,' આ રીતની ઇચ્છા કરે છે. આવી ઇચ્છા થયા પછી તે કાં તો પદાર્થની પ્રાપ્તિનો અથવા પદાર્થના પરિત્યાગનો નિશ્ચય કરે છે. આ રીતનો નિશ્ચય થયા પછી તે પુરૂષ પ્રિય પદાર્થની પ્રાપ્તિ માટે તથા અપ્રિય વસ્તુના ત્યાગ માટે શુભ અથવા અશુભ કર્મમાં પ્રવૃત્ત થાય છે તથા શુભ અશુભ કર્મના કરવાથી તે આ લોક તથા પરલોકમાં સુખ દુઃખરૂપ ફળને પ્રાપ્ત થાય છે; માટે ઇચ્છારૂપ કામ પુરૂષના દુઃખનું કારણ છે.

જનક–સુખની પ્રાપ્તિ માટે તથા દુઃખની નિવૃત્તિ માટે યજ્ઞાદિ કર્મ કરવાવાળા કામીને દુઃખની પ્રાપ્તિ કેવી રીતે થાય ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક ! જો કે સકામ પુરૂષ સુખ મેળવવા તથા દુઃખના નાશ માટે યજ્ઞાદિ કર્મ કરે છે, છતાં તેને સુખની પ્રાપ્તિરૂપ ફળ તથા દુઃખની નિવૃત્તિરૂપ ફળ પ્રાપ્ત થતું નથી. કારણ કે સ્વર્ગાદિ ફળની ઇચ્છા મનમાં રાખી, યજ્ઞાદિ કર્મ કરવાવાળા સકામ પુરૂષને કિંચિત્ સાધનની ન્યૂનતારૂપ વૈગુણ્ય દોષવાળાં કામ્ય કર્મો ફળ આપતાં નથી; પણ ઉલટાં પશ્ચાત્તાપદ્વારા દુઃખની પ્રાપ્તિ કરે છે. સકામને જરા સુખ નથી. જો કદાપિ વૈગુણ્ય દોષથી રહિત થઇ, યજ્ઞની સમાપ્તિ કરે છે, તો તે યજ્ઞાદિ કામ્ય કર્મવડે પ્રાપ્ત થનારૂં વિષયજન્ય સુખ નાના પ્રકારનાં દુઃખવાળું છે. સકામ પુરૂષને જરા પણ સુખની પ્રાપ્તિ થતી નથી. મનના ધર્મ ઇચ્છારૂપ કામવડે જીવ જન્મમરણાદિ સંસારને પામે છે. હે જનક રાજા ! મરણ કાળે ભાવી કર્મથી પ્રેરાયલો જીવાત્મા બ્રહ્મ, સ્વર્ગ, ભૂમિ તથા નરક ઇત્યાદિ જે જે લોકને મેળવવાની ઇચ્છા કરે છે, તે તે લોકમાં જીવાત્મા સ્થૂલ શરીરને પામે છે. ત્યાં મરણકાળે પૂર્વનાં પુણ્ય કર્મવડે પ્રેરાયલો જીવાત્મા જ્યારે સ્વર્ગાદિ ઉત્તમ લોકની ઇચ્છા કરે છે, ત્યારે આ સ્થૂલ શરીરનો ત્યાગ કરી, જીવાત્મા સ્વર્ગાદિ લોકમાં દેવતાનાં શરીરને પામી, નાના પ્રકારના ભોગ ભોગવે છે, તેમ જ જે પુણ્ય કર્મવડે સ્વર્ગાદિ લોકને પ્રાપ્ત થયલો, તે પુણ્ય કર્મનો જ્યારે ભોગ ભોગવવાથી ક્ષય થાય છે, ત્યારે જીવાત્મા સ્વર્ગાદિ લોકનો ત્યાગ કરી, પૂર્વનાં કર્માનુસાર ભૂમિલોકમાં સ્થૂલ શરીરને પામે છે. તેમ જ ભૂમિલોકમાં આવેલો આ જીવાત્મા જો બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય, આ ત્રણમાંના એક વર્ણના શરીરને પામે છે, ત્યારે તે જીવાત્મા પૂર્વના સંસ્કારવડે ફરી સ્વર્ગાદિક લોક મેળવવા માટે યજ્ઞાદિ કર્મો કરે છે તથા અંતે યજ્ઞાદિ કર્મવડે તે પુરૂષ ફરી સ્વર્ગાદિ મેળવે છે. આ રીતે ઇચ્છારૂપ કામવાળો કર્મી પુરૂષ ભૂમિલોકથી સ્વર્ગમાં જાય છે, તથા સ્વર્ગલોકથી ફરીને ભૂમિપર આવે છે. આ પ્રમાણે ઘટમાળની માફક સકામ કર્મી પુરૂષ નિરંતર સંસારમાં ભ્રમણ કરે છે. જ્યારે પાપ કર્મ વધારે થાય છે, ત્યારે તે જીવ ભૂમિલોકથી નરકમાં જાય છે. હે જનક ! જેમ ધાન્યાદિક બીજ જળના સંબંધને પામી, અંકુરાદિ કાર્યના સાધનમાં સમર્થ થાય છે, તેમ પુણ્ય પાપ કર્મરૂપ બીજ, ઇચ્છારૂપ જળના સંબંધને પામી, શરીરરૂપ અંકુરને ઉત્પન્ન કરે છે; માટે ઇચ્છાવડે જ જીવાત્મા બ્રહ્મ, સ્વર્ગ, ભૂમિ, પાતાલ તથા નરક, ઇત્યાદિ લોકમાં નાના પ્રકારના શરીરને પ્રાપ્ત થાય છે.

જનક–હે ભગવન્ ! ઇચ્છારૂપ કામને અનુસાર પુરૂષના મરણ પછી બીજા શરીરની પ્રાપ્તિ થાય છે, એ કેવી રીતે જણાઇ શકે?

યાજ્ઞવલ્ક્ય–જેમ જાગ્રત અવસ્થામાં પુરૂષને જે જે પદાર્થમાં ઘણી જ પ્રીતિ હોય છે, તે

પુરૂષ જ્યારે જાગ્રત અવસ્થાનો ત્યાગ કરી સ્વપ્નાવસ્થાને પામે છે, ત્યારે તે પુરૂષ જાગ્રતના સંસ્કારને લીધે સ્વપ્નાવસ્થામાં તે જ પદાર્થને મેળવે છે. તેમ મરણકાળે પુરૂષને જે જે શરીરમાં રાગ થાય છે, તે તે શરીરની પ્રાપ્તિ જીવાત્માને મરણપછી થાય છે.

જનક–હે ભગવન્ ! મરણકાળની ઇચ્છાને અનુસાર જીવાત્મા જો શરીર મેળવતો હોય તો સર્વ પાપી જીવ મરણ સમયે સ્વર્ગ મેળવવાની ઇચ્છા કેમ ન કરે ?

યાજ્ઞવલ્કય–હે જનક રાજા ! મરણ કાળે જીવાત્મા સ્વર્ગાદિ લોક મેળવવાની ઇચ્છા કરવામાં સ્વતંત્ર હોતો નથી, પણ મરણકાળે પુણ્ય તથા પાપ કર્મવડે પ્રેરાયલો જીવ જે જે ઉંચ અથવા નીચ શરીરની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, તે તે શરીરને જીવાત્મા મરણ પછી પ્રાપ્ત થાય છે. માટે પુણ્ય પાપ કર્મને અનુસાર જ મરણ કાળે પુરૂષને ઇચ્છા થાય છે.

જનક–હે ભગવન્! જેમ મરણ કાળે જીવાત્મા જે જે શરીરની ઇચ્છા કરે છે, તે તે શરીરને પામે છે, તેમ મરણના પહેલાં જીવિત અવસ્થામાં પુરૂષે ઇચ્છા કરેલા પદાર્થો કેમ પ્રાપ્ત થતા નથી ?

યાજ્ઞવલ્કય–હે જનક ! આ વર્તમાન શરીરના ભિન્ન ભિન્ન ભોગ આપનારા પ્રારબ્ધ કર્મની વિદ્યમાનતા તથા ભાવી શરીરની પ્રાપ્તિ કરાવનારાં કર્મમાં ફળની અજનકતા (નહી ઉત્પન્ન થવાપણું), આ બેઉ ઇચ્છેલાં શરીર મેળવવામાં બંધન કરનારાં છે. આ બેઉ પ્રતિબંધો જીવિત અવસ્થામાં વિદ્યમાન હોવાથી તે અવસ્થામાં જીવને ઇચ્છાપૂર્વક શરીરની પ્રાપ્તિ થતી નથી, પણ મરણ સમયમાં આ બેઉ પ્રતિબંધનો નાશ થવાથી જીવાત્મા જે જે શરીરની ઇચ્છા કરે છે, તે તે શરીરને પામે છે. જેમ આ લોકમાં નટ પુરૂષ લોકને પ્રસન્ન કરવા નાના પ્રકારનાં શરીરને ધારણ કરે છે, તેમ આ જીવાત્મા કર્મનાં ફળ ભોગવવા અનેક પ્રકારનાં શરીરને પામે છે. સંસારરૂપ ચક્રનું ઇચ્છારૂપ કામ (કામના) જ મૂળ કારણ છે. હે જનક રાજા ! જીવાત્મા પ્રથમ શુભ વા અશુભ કર્મની ઇચ્છા કરે છે, પછી તે શુભ અશુભ કર્મ કરવાનો નિશ્ચય કરે છે, નિશ્ચય કર્યા પછી તેમાં પ્રવૃત્ત થાય છે. ત્યાર પછી તે જીવાત્મા પૂર્વનાં શુભ અશુભ કર્મને અનુસાર ફરી શુભ અશુભ કર્મની ઇચ્છા કરે છે. આ પ્રમાણે કામરૂપ મૂળ કારણવડે સંસારરૂપ ચક્ર સર્વદા ભ્રમણ કર્યા કરે છે. અર્થાત્ ચિત્તરૂપી ભૂમિમાં બે પ્રકારના સંસ્કારો હોય છે, એક કર્મજન્ય સંસ્કાર, તથા બીજો જ્ઞાનજન્ય સંસ્કાર. કર્મજન્ય સંસ્કાર પોતાના ફળના આરંભની સિદ્ધિ માટે પુરૂષને ઇચ્છા ઉત્પન્ન કરે છે. જ્ઞાનજન્ય સંસ્કાર ઇચ્છા થતાં કર્મોમાં 'આ કર્મ મારે અવશ્ય કરવું જોઇએ,' એવાં કર્તવ્ય જ્ઞાનને ઉત્પન્ન કરે છે તથા કર્તવ્યતાના જ્ઞાનને અનુસાર જીવાત્મા શુભ અશુભ કર્મમાં પ્રવૃત્ત થાય છે. તેમ શુભ અશુભ કર્મના સંસ્કારવડે જીવાત્મા ફરી શુભ અશુભ કર્મની ઇચ્છા કરે છે તથા પૂર્વનાં કર્તવ્ય જ્ઞાનના સંસ્કારવડે જીવાત્મા તે શુભ અશુભ કર્મોમાં 'આ કામ મારે અવશ્ય કરવું જોઇએ જ,' એવો નિશ્ચય કરે છે. પછી આ જીવાત્મા ફરી તે શુભ અશુભ કર્મમાં પ્રવૃત્ત થાય છે; માટે જીવને શુભ અશુભ કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર ઇચ્છારૂપ કામ, સંસારનું મુખ્ય કારણ છે. જન્મ મરણાદિરૂપ સંસારમાં જીવને ઇચ્છારૂપ કામ મુખ્ય કારણ છે. ઇચ્છારૂપ કામની શાંતિ કરાવનારો કોઈ લોકમાં કોઈ પણ પદાર્થ નથી.

જનક–હે ભગવન્ ! નાના પ્રકારના વિષ-

ચોની પ્રાપ્તિ, તે ઇચ્છારૂપ કામની શાંતિનો ઉપાય શું ન કહેવાય ?

જનક–હે જનક ! વિષયની પ્રાપ્તિવડે ઇચ્છારૂપ કામનો કદી નાશ થતો નથી. કારણ કે, કામરૂપ અગ્નિવાળા પુરૂષને જો કદાપિ સર્વ પૃથ્વીના સુવર્ણાદિ પદાર્થની પ્રાપ્તિ થાય, તોપણ તે પુરૂષનો ઇચ્છારૂપી કામ શાંત પડતો નથી. જેમ જેમ ઇચ્છિત પદાર્થ મળતા જાય,તેમ તેમ તેની ઇચ્છારૂપ કામનાની વૃદ્ધિ થતી જાય છે. હે જનક ! જો કદાપિ નાના પ્રકારના વિષયોની પ્રાપ્તિ થવાથી પુરૂષનો ઇચ્છારૂપ કામ નાશ પામતો હોય તો દેવરાજ ઇન્દ્રને બીજા બધા લોકો કરતાં અધિક વિષયની પ્રાપ્તિ હોવાથી, તેના ઇચ્છારૂપ કામનો નાશ થવો જોઇએ. બ્રહ્મલોકના વિષયજન્ય સુખની કામનાવડે ઇન્દ્ર સર્વદા તપાયમાન રહેલો હોય છે. તેમ ઇન્દ્રપદની પ્રાપ્તિ માટે અશ્વમેધાદિ યજ્ઞ કરનારા પુરૂષને તે નાના પ્રકારનાં વિઘ્નો કરે છે તથા જો કોઇ દૈત્ય બલાત્કારે સ્વર્ગને ઝુંટવી લે છે ત્યારે ઇન્દ્ર, સ્વર્ગ પાછું મેળવવા બ્રહ્માદિ દેવો પાસે જઈ, નમ્રતાથી પ્રાર્થના કરે છે. હે જનક રાજા ! આ રીતે ઘણા આયુષ્યવાળા તથા ઘણા ભોગવાળા ઇન્દ્રાદિ દેવતાઓના કામની પણ જ્યારે નિવૃત્તિ થતી નથી, ત્યારે અલ્પ આયુષ્યવાળા, અલ્પ ભોગવાળા તથા રોગાદિથી વ્યાપ્ત અસ્મદાદિ જીવને વિષયો મળવાથી, ઇચ્છારૂપ કામની નિવૃત્તિ કેવી રીતે થાય ? જો કે લોકપ્રસિદ્ધ અગ્નિ ઘૃતાદિરૂપ ઇન્ધનવડે શાંત પડતો નથી, છતાં ઘણું ઘી નાંખવાથી આખરે શાંત થઇ જાય છે, પણ ભૂમિલોક, સ્વર્ગલોક તથા બ્રહ્મલોક, આ ત્રણે લોકને દાહ કરવાવાળા કામરૂપ અગ્નિને શાંત કરવા વિષયરૂપ કોઈ પણ ઇન્ધન નથી. ઉલટું વિષયની પ્રાપ્તિથી ઇચ્છારૂપ કામની વૃદ્ધિ થતી જાય છે. જેમ કોઇ બળવાન્ પુરૂષ, લોખંડની કુંચીઓને સાથે લઇ, પાલખીમાં બેસી, શત્રુના ભયથી રહિત થઇ ફરે છે, તેમ આ જીવાત્મા કામરૂપી કુંચીને લઇ, સૂક્ષ્મ શરીરરૂપી પાલખીમાં બેસી, વિવેકરૂપી રાજાના તથા શમદમાદિરૂપ સેનાના ભયથી રહિત થયલો, ચોરાસી લાખ શરીરોમાં ફરે છે. જેમ આ લોકમાં તંતુરૂપ સૂત્ર પટનું કારણ છે, તેમ ઇચ્છારૂપ સૂત્ર જગતરૂપ પટનું મુખ્ય કારણ છે. આથી " कामः संकल्पो विचिकित्सा श्रद्धा अश्रद्धा " આ શ્રુતિએ સર્વ મનની વૃત્તિઓમાં ઇચ્છારૂપ કામને સર્વથી પ્રથમ કહ્યો છે.

જનક–હે ભગવન્ ! શાસ્ત્રમાં મહાત્મા પુરૂષોએ કહ્યું છે કે, જન્મ મરણાદિરૂપ સંસારના દુઃખનાં સર્વ કારણોમાં અવિદ્યા તથા મન, આ બે કારણો મુખ્ય છે, છતાં આપ તો કામને સંસારના દુઃખનું મુખ્ય કારણ કહો છે, તે કેવી રીતે બને ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક રાજા ! સંસારમાં રહેલાં સર્વ કારણોમાં મનના અંગીકારવડે અવિદ્યાની પ્રધાનતા છે તથા ઇચ્છારૂપ કામને અંગીકાર કરવાથી મનરૂપ કારણમાં પ્રધાનતા છે. ઇચ્છારૂપ કામનો આશ્રય કરી, મન સર્વ જગતનો જય કરવાથી, ઇચ્છારૂપ કામ સંસારદુઃખનું પ્રધાન કારણ છે. આથી ઇચ્છારૂપ કામ વિદ્યમાન હોવાથી, સંસારદુઃખની વિદ્યમાનતારૂપ અન્વય દર્શાવ્યો. હવે ઇચ્છારૂપ કામ અવિદ્યમાન હોવાથી સંસાર દુઃખની અવિદ્યમાનતારૂપ વ્યતિરેકને દર્શાવીએ. હે જનક ! ઇચ્છારૂપ કામથી રહિત પુરૂષોને સંકલ્પાદિ વૃત્તિવાળું મન તથા જગતને ઉત્પન્ન કરનારી અવિદ્યા, આ બેઉ કિંચિત્ પણ દુઃખ કરી શકતાં નથી. સુષુપ્તિમાં ઇચ્છારૂપ કામ ન હોવાથી અવિદ્યા

વિદ્યમાન છતાં, તે સુષુપ્ત પુરૂષને દુઃખ કરી શકતી નથી. તેમ સમાધિ અવસ્થામાં મુક્ત પુરૂષમાં ઇચ્છારૂપ કામ ન હોવાથી, મન વિદ્યમાન છતાં તે, મુક્ત પુરૂષને દુઃખ કરી શકતું નથી. જો કદાપિ ઇચ્છારૂપ કામ વિના સ્વતંત્ર અવિદ્યા તથા મન, દુઃખનું કારણ હોય તો સુષુપ્તિ તથા સમાધિ અવસ્થામાં પણ પુરૂષને દુઃખની પ્રાપ્તિ થવી જોઇએ. પણ તેમ થતું નથી. માટે ઇચ્છારૂપ કામ જ સંસારદુઃખનું મુખ્ય કારણ છે. ઇચ્છારહિત પુરૂષ, જે વિષયને જૂવે છે, તે વિષય પણ તે ઈચ્છા રહિત પુરૂષને સુખની અથવા દુઃખની પ્રાપ્તિ કરી શકતા નથી. ઇચ્છારહિત પુરૂષનું મન પણ 'આ કાર્ય મારે અવશ્ય કરવા યોગ્ય છે,' આ રીતના નિશ્ચયને ઉત્પન્ન કરતું નથી. શ્વાસાદિ વ્યાપારવાળા પંચપ્રાણ,પોતપોતાના વ્યાપારવાળી વાક્ આદિ દશ ઇન્દ્રિયો, આકાશાદિ પંચ મહાભૂતો તથા તેમનું કાર્ય સ્થૂલ શરીર, આ સર્વ પદાર્થ હોવા છતાં તે, ઈચ્છારહિત પુરૂષને દુઃખ કરી શકતાં નથી. ઈચ્છારહિત પુરૂષને પ્રાણાદિ સંઘાત વિદ્યમાન હો વા નહિ હો, તે સઘળું સમાન જ છે. યૌવનરૂપ અગ્નિથી તપેલી સુંદર સ્ત્રીઓ, શરીર, મન તથા વાણીવડે ઘાત નરનાર શત્રુ, સુખની પ્રાપ્તિ કરાવનારો ધર્મ તથા દુઃખની પ્રાપ્તિ કરાવનારો અધર્મ ઇત્યાદિ સર્વ પ્રિય અપ્રિય પદાર્થ ઇચ્છારહિત પુરૂષને જરા પણ સુખદુઃખ કરી શકતા નથી. જે પુરૂષમાં ઇચ્છારૂપ કામ હોય છે, તે પુરૂષમાં જ સ્ત્રીપુત્રાદિ પ્રિય પદાર્થ સુખની ઉત્પત્તિ કરે છે, શત્રુ આદિક અપ્રિય પદાર્થ દુઃખની ઉત્પત્તિ કરે છે. આથી વ્યતિરેકવડે ઈચ્છારૂપ કામ જીવના સંસારદુઃખનું કારણ છે. ઈચ્છારહિત, જીવન્મુક્ત સમાન છે. મનુષ્યલોકમાં ઈચ્છાથી જીવ જે પ્રકારનાં દુઃખને પામે છે, તે પ્રકારના દુઃખને જીવાત્મા હવે પછી થનારા ઉંચ નીચ શરીરમાં પણ પ્રાપ્ત થાય છે.

## સુષુપ્તિવડે મોક્ષનું વર્ણન.

હે જનક ! પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી આ પુરૂષ જ્યારે ઇચ્છારૂપ કામથી રહિત થાય છે, ત્યારે તેને જરા પણ સંસારદુઃખ પ્રાપ્ત થતું નથી. પણ મોક્ષને પામે છે. જેમ સુષુપ્તિ અવસ્થામાં સર્વ કામનાનો નાશ થવાથી પુરૂષ નિષ્કામ ભાવને પામે છે, તેમ પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી ઉત્પન્ન થયેલા તીવ્ર વૈરાગ્યવડે જ્યારે પુરૂષની સર્વ કામનાઓ નિવૃત્ત થાય છે, ત્યારે પુરૂષ નિષ્કામ ભાવને પામે છે.

જનક–હે ભગવન્! વિદ્વાન્ પુરૂષમાં સર્વ કામનાના અભાવરૂપ નિષ્કામતા કયા કારણથી થાય છે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! સકામ પુરૂષ અનેક જન્મને પામીને પણ, જે ધનપુત્રાદિ સર્વ પદાર્થને પ્રાપ્ત થઇ શકતો નથી, તે ધન પુત્રાદિ સર્વ પદાર્થને વિદ્વાન્ એક જ સમયે પામે છે, માટે આપ્તકામ વિદ્વાન્ પુરૂષ નિષ્કામ છે. અર્થાત્ અપ્રાપ્ત વસ્તુમાં જીવની ઇચ્છા થાય છે, પણ પ્રાપ્ત વસ્તુમાં કોઈ જીવની ઇચ્છા થતી નથી.

જનક–હે ભગવન્ ! વિદ્વાનના ધનપુત્રાદિ સર્વ પદાર્થની પ્રાપ્તિરૂપ આપ્તકામનામાં શું કારણ છે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! સુવર્ણરૂપ કારણ પ્રાપ્ત થવાથી જેમ સુવર્ણથી બનેલાં કુંડલાદિ ભૂષણ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે, તેમ ધનપુત્રાદિક સર્વ પદાર્થના ઉપાદાન કારણરૂપ આનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિવડે વિદ્વાનને ધનપુત્રાદિ સર્વના ઉપાદાન કારણરૂપ

આનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિવડે વિદ્વાનને ધન પુત્રાદિ સર્વ પદાર્થ મળે છે. માટે આત્મકામરૂપ વિદ્વાન્ આપ્તકામતામાં હેતુ છે. આથી સિદ્ધ થાય છે કે, જે પુરૂષ આપ્તકામ હોય છે, તે જ આત્મકામ હોય છે, માટે આપ્તકામતા આત્મકામતામાં હેતુરૂપ છે. તેમ આત્મકામ નિષ્કામ હોય છે. માટે આપ્તકામતા નિષ્કામતામાં કારણરૂપે છે. વળી નિષ્કામ પુરૂષ સર્વ કામનાથી રહિત હોવાથી અકામ હોય છે, માટે નિષ્કામતા અકામતામાં કારણ છે. આ રીતે આત્મકામતાની પરંપરાએ કરી, સર્વ કામનાના અભાવરૂપ અકામતામાં કારણ છે. અર્થાત્ ઇચ્છારૂપ કામવાળા અજ્ઞાની પુરૂષ, જે જે સ્ત્રી પુત્ર ધનાદિ પદાર્થ મેળવે છે, તે સર્વ પદાર્થ નાશવાન્ છે, માટે તે સ્ત્રી પુત્રાદિ પદાર્થો જ્ઞાની પુરૂષની તૃષ્ણાની નિવૃત્તિ કરતા નથી. જેમ ઘૃતાદિથી અગ્નિની વૃદ્ધિ થતી જાય છે, તેમ સ્ત્રી પુત્ર ધનાદિ પદાર્થવડે અજ્ઞાની જીવનો કામરૂપ અગ્નિ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. આપ્તકામ વિદ્વાન્ જે સ્ત્રી પુત્રાદિ સર્વ પદાર્થને મેળવે છે, તે અજ્ઞાનીની માફક નાના પ્રકારના યત્ને કરી તથા બાહ્યરૂપે કરી તે પદાર્થને પ્રાપ્ત થતો નથી, પણ સ્ત્રી પુત્ર ઇત્યાદિ સર્વ જગત્ મારો આત્મા છે, એવા સર્વાત્મભાવની પ્રાપ્તિરૂપ બ્રહ્મવિદ્યાવડે આપ્તકામ વિદ્વાન્, સર્વ જગતને પોતાના આત્મારૂપે માની પ્રાપ્ત થાય છે. ‘ હું બ્રહ્મસ્વરૂપ છું, ’ એવું અભેદ જ્ઞાન ઇચ્છારૂપ કામની નિવૃત્તિદ્વારા પરમાનંદની પ્રાપ્તિનું કારણ છે. હે જનક ! ધનાદિ પદાર્થની ઇચ્છાવાળા પુરૂષને તેની ઇચ્છાવડે પરમ દુઃખ થાય છે; કારણ કે, તે ધનાદિ પદાર્થની ઇચ્છા રહિત પુરૂષ સંતોષવાન્ હોવાથી તેને પરમ સુખ પ્રાપ્ત થાય છે. આ લોકમાં ધનાદિ પદાર્થની તૃષ્ણાવાળો ધની પુરૂષ ધનની પ્રાપ્તિ માટે રાજાદિકની સેવા કરે છે. સેવાવડે અત્યંત દુઃખને પામી કિંચિત્ માત્ર રાજસુખને પામે છે. સર્વ કામથી રહિત તથા યથાલાભમાં સંતુષ્ટ પુરૂષ જો કે દરિદ્રી હોય છે, છતાં તે પુરૂષ પરમ સાત્વિક સુખને પામે છે. સર્વ જાતના કામના અભાવરૂપ સંતોષ જીવના સુખનું કારણ છે. તૃષ્ણાવાળા ધનીને ચોર, અગ્નિ, રાજા આદિથી ભય થાય છે, પણ સંતોષવાન્ દરિદ્રીને ચોર આદિથી ભય થતો નથી; માટે સંતોષવાન્ પરમ સુખી છે. સર્વ કામનાના અભાવરૂપ સંતોષ થોડા ઉદ્યમથી પણ પુરૂષને સુખની પ્રાપ્તિ કરાવે છે. સંતોષમાં સુખની કારણતા સમાયલી છે. ઇચ્છારૂપ કામ મહાન ઉદ્યમવડે પણ પુરૂષને દુઃખની પ્રાપ્તિ કરાવે છે, માટે ઇચ્છારૂપ કામમાં સુખની કારણતાનો સંશય છે. હે જનક ! જેમ કંટકાદિથી પગનું રક્ષણ કરવા ચામડાંનો જોડો હોય છે, તેમ સર્વકામનાના અભાવરૂપ સંતોષ,જીવના પરમ સુખનું કારણ છે. જેમ માર્ગમાં ચાલનાર કોઇ પુરૂષ પોતાના મનમાં સંકલ્પ કરે કે, હું સર્વ પૃથ્વીને કંટકથી રહિત તથા કોમળ કરૂં, જેથી મને કંટકાદિ લાગે નહિ. આવી રીતના સંકલ્પથી તે ઉપાયમાં લાગેલો મૂઢ પુરૂષ પરમ દુઃખ પામે છે. કારણ કે સર્વ પૃથ્વી કંટકથી રહિત તથા કોમળ થવી અત્યંત દુર્ઘટ છે, તેમ ઇચ્છારૂપ કામના, સર્વ પદાર્થને હું મેળવું, આ રીતના સંકલ્પવડે તે મૂઢ પુરૂષને પરમ દુઃખ ઉત્પન્ન કરે છે. નિષ્કામી પુરૂષને સર્વ કામનાના ત્યાગથી થતું સુખ, ચક્રવર્તી રાજાને, દેવરાજ ઇંદ્રને તથા બ્રહ્માને પણ મળતું નથી. કારણ કે ચક્રવર્તી રાજાથી લઇ બ્રહ્મા સૂધીનાં સઘળાં વિષયજન્ય સુખો કર્મોપાસનાના સાધનવડે ઉત્પન્ન થવાથી નાશવાન્ છે.

શ્રુતિમાં કહ્યું છે કે, यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते—જેમ મનુષ્યલોકમાં ગૃહાદિ પદાર્થો શરીરવડે બનેલા હોવાથી કોઇ પણ કાળે ક્ષયને પામે છે, તેમ સ્વર્ગથી લઈ બ્રહ્મલોક સૂધી સઘળો લોક જીવના પુણ્યોપાસનારૂપ કર્મવડે રહેલ હોવાથી કોઈ પણ કાળે ક્ષયને પામે છે. ઘટાદિ પદાર્થની માફક ઉત્પત્તિવાળા સર્વ પદાર્થો નાશવાન્ હોવાથી તેનો વિયોગ થવે અવશ્ય દુઃખ થાય છે. સર્વ વિષયજન્ય સુખો પરિણામે દુઃખના હેતુરૂપ હોવાથી દુઃખરૂપ જ છે. કહ્યું છે કે, न सुखं सार्वभौमस्य विद्यते न बिडौजसः । ब्रह्मणो न सुखं यत्स्यात् पुंसःकामविवर्जनात्—સર્વ કામના અભાવથી નિષ્કામીને થતું સુખ,ચક્રવર્તી રાજાને, ઈંદ્રને તથા બ્રહ્માને પણ હોતું નથી. ઇચ્છારૂપ કામથી નિવૃત્ત થયેલ નિષ્કામી પુરૂષને ગુરૂએ ઉપદેશેલા મહા વાક્યવડે 'હું બ્રહ્મરૂપે છું,' આ રીતના આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થવાથી તેનાં પુણ્ય પાપરૂપ સંચિત કર્મોનો નાશ થઇ જાય છે. પુણ્ય પાપ કર્મનો ક્ષય થવાથી તે વિદ્વાનનું લિંગ શરીર કોઇ લોકાંતરમાં જતું નથી. જેમ ગૃહમાં રહેલ દીવાનો ગૃહમાં જ લય થાય છે, તેમ પ્રારબ્ધ કર્મની સમાપ્તિ પછી વિદ્વાન્ પુરૂષના મન ઇન્દ્રિય સહિત પ્રાણ, શરીરની અંદર અધિષ્ઠાન આત્મામાં લય ભાવને પામે છે. શ્રુતિમાં કહ્યું છે કે, न तस्य प्राणा उत्क्रामन्ति જેમ મરણ પછી અજ્ઞાની જીવનો પ્રાણ વાસનાને અનુસાર બીજા લોકમાં જાય છે, તેમ વાસના રહિત વિદ્વાનનો પ્રાણ કોઇ લોકાંતરમાં જતો નથી, પણ શરીરમાં જ લયભાવને પામે છે.

જનક—હે ભગવન્! મરણકાળે વિદ્વાન્ પુરૂષના પ્રાણાદિનો લય થવા છતાં તેનો ચૈતન્ય ભાગ ક્યાં જાય છે?

યાજ્ઞવલ્કય—હે જનક! વિદ્વાન્ આત્મસાક્ષાત્કાર પહેલાં બ્રહ્મરૂપે તો હોય છે, છતાં તે બ્રહ્મરૂપ અજ્ઞાનથી આવૃત હોય છે; પણ આત્મસાક્ષાત્કાર થયા પછી અજ્ઞાનરૂપ આવરણથી રહિત થઇ, શુદ્ધ બ્રહ્મરૂપે થાય છે, જે સર્વત્ર પરિપૂર્ણ છે. માટે બ્રહ્મનું કોઇ સ્થળે જવું આવવું થતું નથી. હે જનક! જેમ ઘટમાં રહેલું આકાશ ઘટના નાશ પહેલાં પણ મહાકાશરૂપ હોય છે, છતાં ઘટરૂપ ઉપાધિના સંબંધથી તે આકાશ ઘટાકાશ સંજ્ઞાને પામે છે તથા ઘટરૂપ ઉપાધિના નાશ પછી તે આકાશ ઘટાકાશનો ત્યાગ કરી, મહાકાશરૂપ થાય છે. તેમ વિદ્વાન્ પુરૂષનો આત્મા શરીરાદિ ઉપાધિઓ વિદ્યમાન હોય છે, ત્યારે પણ બ્રહ્મરૂપ છે તથા શરીરાદિ ઉપાધિના નાશ પછી પણ બ્રહ્મરૂપ છે. જેમ અજ્ઞાનના વિષયવાળું શુદ્ધ આકાશ ગંધર્વનગરરૂપ વૃક્ષની ઉત્પત્તિનું ક્ષેત્ર છે, તેમ અજ્ઞાનના વિષયવાળું આત્મદેવનું કામરૂપ બીજ, સંસારરૂપ વૃક્ષની ઉત્પત્તિનું ક્ષેત્ર છે. જેમ આકાશરૂપ અધિષ્ઠાનના ખરા જ્ઞાનથી કલ્પિત ગંધર્વનગરનો નાશ થાય છે, તેમ અધિષ્ઠાનરૂપ શુદ્ધ આત્માના સાક્ષાત્કારવડે સંસારરૂપ વૃક્ષ નાશ પામે છે. અર્થાત્ આત્માના અજ્ઞાનથી ઇચ્છારૂપ કામની ઉત્પત્તિ તથા તેની ઉત્પત્તિ થવાથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે. માટે અજ્ઞાનવિશિષ્ટ આત્મા સંસારરૂપ વૃક્ષની ઉત્પત્તિનું ક્ષેત્ર છે તથા સંસારરૂપ વૃક્ષનું બીજ ઈચ્છારૂપ કામ છે. જ્યારે આત્મસાક્ષાત્કારરૂપ અગ્નિવડે અજ્ઞાનનો નાશ થાય છે, ત્યારે અજ્ઞાનવિશિષ્ટ આત્મારૂપ ક્ષેત્રનો પણ નાશ થઇ જાય છે. જો કે આત્મા નિત્ય હોવાથી તેનો નાશ સંભવતો નથી, છતાં શુદ્ધ આત્મામાં તો સંસારરૂપ વૃક્ષની ક્ષેત્રરૂપતા હોતી નથી, પણ અજ્ઞાન-

વિશિષ્ટ આત્મામાં ક્ષેત્રરૂપતા હોય છે. અજ્ઞાનરૂપ વિશેષણ નાશ થવાથી આત્મામાં સંસારરૂપ ક્ષેત્રતા રહેતી નથી તથા ક્ષેત્રનો નાશ થવાથી કામરૂપ બીજનો પણ નાશ થાય છે. બીજનો નાશ થવાથી સંસારવૃક્ષનો પણ નાશ થાય છે. હે જનક! જ્યારે પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણા આ ત્રણ પ્રકારની પુરૂષની એષણા નાશ પામે છે ત્યારે તે પુરૂષ આ શરીરમાં અદ્વિતીય બ્રહ્મને પ્રાપ્ત થઈ મોક્ષને પામે છે. દેહાદિકમાં રહેલ અભિમાનરૂપ અધ્યાસ તથા દેહના સંબંધી પુત્રાદિકમાં રહેલ મમ અભિમાનરૂપ અધ્યાસ, આ બે અધ્યાસો સર્વ કામનાનું કારણ છે. જો કે મરણ પછી તે બેઉ અભિમાનનો સર્વ અજ્ઞાની જીવો ત્યાગ કરે છે, છતાં જે પુરૂષ જીવિત અવસ્થામાં જ તેનો ત્યાગ કરે છે તે, પુરૂષ શરીરવાળો છતાં મુક્ત જાણવો. કારણ કે ઇચ્છારૂપ કામના હૃદયમાં નિવાસને બુદ્ધિમાન્ પુરૂષો સંસારરૂપ બંધ કહે છે તથા હૃદયમાં ઇચ્છારૂપ કામનો જે અભાવ, તેને મોક્ષ કહેવામાં આવે છે. આ ઇચ્છારૂપ કામનો નાશ બ્રહ્મજ્ઞાન વિના થતો નથી. બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યાની નિવૃત્તિ થવાથી ઇચ્છારૂપ કામનો નાશ થાય છે. આ બ્રહ્મજ્ઞાન જ્યારે પુરૂષને જીવિત અવસ્થામાં પ્રાપ્ત થાય છે, ત્યારે શરીર વિદ્યમાન છતાં તે પુરૂષ જીવન્મુક્તિને પામે છે. જ્યારે આત્મસાક્ષાત્કારના પ્રભાવથી વિદ્વાન્ શરીરાદિ ઉપાધિ વિદ્યમાન છતાં. જીવન્મુક્તિને પામે છે, ત્યારે શરીરાદિ ઉપાધિના નાશ પછી તે વિદ્વાન્ વિદેહમુક્તિને પામે, તેમાં શું આશ્ચર્ય!

જનક—હે ભગવન્! જીવન્મુક્તિ કરતાં વિદેહમુક્તિમાં વિશેષતા કેટલી રહેલી છે?

યાજ્ઞવલ્કય—હે જનક! આત્માને આશ્રિત માયારૂપ અવિદ્યાની બે પ્રકારની શક્તિ છેઃ—એક આવરણશક્તિ તથા બીજી વિક્ષેપશકિત. આમાં વિક્ષેપશકિત પણ બે પ્રકારની છે. એક શરીર તથા તેના સંબંધી ધનપુત્રાદિમાં પ્રીતિ ઉત્પન્ન કરાવનારી તથા બીજી પ્રપંચની પ્રતીતિ કરાવનારી વિક્ષેપશક્તિ છે. આ સર્વને બંધ કહેવામાં આવે છે. આત્મસાક્ષાત્કારવડે વિદ્વાનની જ્યારે આવરણશકિત તથા રાગ કરાવનારી વિક્ષેપશકિત આ બેઉ પ્રતિબંધનો નાશ થાય છે, ત્યારે વિદ્વાન્ જીવન્મુકત અવસ્થાને પામે છે. જ્યારે પ્રપંચની પ્રતીતિ કરાવનારી વિક્ષેપશક્તિની નિવૃત્તિ થાય છે ત્યારે વિદ્વાન્ વિદેહમુક્ત અવસ્થાને પામે છે, આટલી વિશેષતા વિદેહમુકિતમાં જીવન્મુકિત કરતાં રહેલી છે.

જનક—હે ભગવન્! જ્યારે આત્મસાક્ષાત્કાર આવરણશક્તિનો તથા રાગ કરાવનારી વિક્ષેપશક્તિનો નાશ કરે છે ત્યારે તે જ આત્મસાક્ષાત્કાર પ્રપંચની પ્રતીતિ કરાવનારી વિક્ષેપશકિતનો નાશ કેમ નથી કરતી?

યાજ્ઞવલ્કય—હે જનક! વિદ્વાન્ પુરૂષના શરીરનાં આરંભેલાં પુણ્યપાપરૂપ પ્રારબ્ધકર્મનું ફળ સુખદુઃખ ભોગવ્યા શિવાય, પ્રપંચની પ્રતીતિ કરાવનારી વિક્ષેપ શકિતનો નાશ થતો નથી. જ્યારે ભોગવડે પ્રારબ્ધકર્મનો ક્ષય થાય છે ત્યારે વિદ્વાન્ પુરૂષના શરીરનો તથા વિક્ષેપશકિતનો નાશ થાય છે. ત્યારપછી તે વિદ્વાન્ વિદેહમુકિતને પામે છે.

જનક—હે ભગવન્! વિદ્વાન્ જીવિત અવસ્થામાં વિક્ષેપશક્તિથી પ્રપંચને જોતો છતો અજ્ઞાનીની માફક બંધનને કેમ પામતો નથી?

યાજ્ઞવલ્કય—હે જનક! અજ્ઞાની જીવ પોતાના આત્માના તાદાત્મ્ય સંબંધવડે આત્માને અસંગ નહિ જાણી, સ્થૂલ કારણ શરી-

રાદિકને જૂવે છે, તે માટે તે અજ્ઞાની સંસારમાં બંધનને પામે છે, પણ વિદ્વાન્ તો પોતાના આત્માને અસંગ જાણી, શરીરાદિ પ્રપંચને જુવે છે, માટે તે સંસારમાં બંધાતો નથી. આથી વિદ્વાન્ જીવન્મુક્ત થાય છે.

જનક–હે ભગવન્! રાગાદિથી રહિત જીવન્મુક્ત વિદ્વાનના ખાનપાનાદિ લૌકિક વ્યવહાર કેવી રીતે થાય છે?

યાજ્ઞવલ્કય–હે જનક! જેમ પ્રારબ્ધ કર્મના વશથી ઉન્મત્ત પુરૂષના તથા બાળકના ખાનપાનાદિ વ્યવહાર થાય છે, તેમ પ્રારબ્ધ કર્મના વશથી જીવન્મુક્ત વિદ્વાન્ પુરૂષના ખાનપાનાદિ વ્યવહાર થાય છે.

જનક–હે ભગવન્! ખાનાપાનાદિ વ્યવહાર કરવા છતાં વિદ્વાન્ તે પદાર્થોમાં પ્રીતિવાળો કેમ નથી થતો?

યાજ્ઞવલ્કય–હે જનક! રાગદ્વેષ કરાવનારા પદાર્થનું વિશેષ જ્ઞાન વિદ્વાનને હોતું નથી. પણ જેમ નવ માસની પહેલાં માતાના ગર્ભમાં રહેલો બાળક માતાથી ભોજન કરાયલા નાના પ્રકારના રસોને પોતે ભોજન કરતો છતાં તે જાણતો નથી, તેમ આનંદ સ્વરૂપ આત્માનું ચિંતન કરતો વિદ્વાન્ ખાનપાનાદિ વ્યવહારને કરતો છતાં, વિશેષે કરી તે વ્યવહારને જાણતો નથી. આ પ્રમાણે વિદ્વાનનો કોઈ પદાર્થમાં રાગદ્વેષ હોતો નથી. જેમ *અશોકવનિકાના ન્યાયવડે ઉન્મત્ત પુરૂષનું ચિત્ત કોઇ એક વિષયમાં અવશ્ય લાગેલું હોય છે, તેમ જીવન્મુક્તનું ચિત્ત આત્માના વિચારમાં લાગેલું હોય છે.

જનક–હે ભગવન્! આનંદ સ્વરૂપ આત્માનું સર્વદા ચિંતન કરતો વિદ્વાન્ જો કે બાહ્ય પદાર્થોને વિશેષે કરી જાણતો નથી, પણ તેની શાસ્ત્ર વિદ્યાદિ શુભ કર્મમાં જેવી પ્રવૃત્તિ થાય છે, તેવી પરદ્રોહાદિ નિષિદ્ધ કર્મમાં કેમ પ્રવૃત્તિ થતી નથી?

યાજ્ઞવલ્કય–હે જનક! જેમ આ લોકમાં જેણે ઘણા વખત સૂધી શાસ્ત્રનો અભ્યાસ તથા શાસ્ત્રને અનુસાર શુભ કર્મો કર્યાં હોય છે, તે પુરૂષ જો કોઈ રોગાદિ નિમિત્તવડે ઉન્મત્ત દશાને પ્રાપ્ત થાય છે, તો પણ તે પૂર્વના શુભ કર્મના અભ્યાસથી શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરતો નથી, પણ ઉન્મત્ત દશામાં તે પુરૂષ યથાર્થ અથવા અયથાર્થ શુભ કર્મને જ કરે છે તથા પૂર્વે અભ્યાસ કરેલા શાસ્ત્રનો વારંવાર ઉચ્ચાર કરે છે, તેમ વિદ્વાન્ આત્મસાક્ષાત્કાર પૂર્વે મુમુક્ષુ દશામાં ઘણો વખત શમદમાદિ સાધન કરવાથી તથા નિરંતર વેદાંત શાસ્ત્રનો વિચાર કરવાથી તે જીવન્મુક્ત અવસ્થામાં પરદ્રોહાદિ નિષિદ્ધ કર્મમાં પ્રવત્ત થતો નથી, પણ પૂર્વના સંસ્કારથી તે વિદ્વાન્ શુભ કર્મમાં જ પ્રવૃત્ત થાય છે.

જનક–હે ભગવન્! અદ્વિતીય આત્માના સાક્ષાત્કારથી વિદ્વાનની ભેદદૃષ્ટિ નાશ પામે છે, ત્યારે તે વિદ્વાન્ 'આ શિષ્ય ઉપદેશનો અધિકારી છે તથા આ અધિકારી નથી,' આ રીતનો ભેદ માનવાથી તે કેવી રીતે ઉપદેશ કરી શકે?

યાજ્ઞવલ્કય–હે જનક! જેમ સર્વ શાસ્ત્રને જાણનારો કોઇ માયાવી પુરૂષ પોતાની માયાના પ્રભાવથી નાના પ્રકારના રૂપોને ધારણ કરી, પોતાના એક અદ્વિતીય સ્વરૂપનું વિસ્મરણ કરાવી દે છે તથા પોતાના રૂપને પોતાથી ભિન્ન માની, તે માયાવી શાસ્ત્રનો

*રાવણે સીતાને હરણ કરી કોઇ એક વનમાં રાખવાને બદલે અશોક વનમાં રાખી, આનું નામ અશોકવનિકાન્યાય.

ઉપદેશ કરે છે. ત્યાં વાસ્તવિક ભેદથી રહિત છતાં તે માયાવી ભેદવાળા જેવો જણાય છે. તેમ જ અદ્વિતીય આત્માના સાક્ષાત્કારવડે સર્વ ભેદદર્શનથી રહિત થયલો વિદ્વાન્ પ્રારબ્ધ કર્મને લીધે ભેદને જોતો છતો શિષ્યોને ઉપદેશ કરે છે.

જનક—હે ભગવન્! द्वितीयाद्वै भयं भवति— દ્વૈતરૂપ ભેદના દર્શનથી જીવને ભય પ્રાપ્ત થાય છે. એ શ્રુતિથી ભેદદર્શીને ભય કહ્યો છે, ત્યારે ગુરૂ શિષ્યના ભેદને જોનાર પુરૂષને ભેદ કેમ ન પ્રાપ્ત થાય ?

યાજ્ઞવલ્કય—હે જનક ! જેમ સ્થૂલ શરીરના અભિમાનનો ત્યાગ કરી, સ્વપ્નાવસ્થાને પામેલો કોઇ એક વિદ્વાન્ નાના પ્રકારના જડ ચેતન આદિ પદાર્થને જોતો હોવા છતાં, તે સ્વપ્ન હોવાથી મિથ્યા માને છે, અને મિથ્યા માનવાથી તેમાં બંધાતો નથી તથા શાસ્ત્રના અભ્યાસથી ઉત્પન્ન થયલા સંસ્કારવડે તે સ્વપ્નદ્રષ્ટા, તે મિથ્યા પદાર્થના ઉપદેશાદિકમાં પણ પ્રવૃત્ત થાય છે, તેમ અમુક વિદ્વાન્ પણ અજ્ઞાન રહિત સ્થૂલ સૂક્ષ્મ શરીરાદિરૂપ સર્વ પ્રપંચને મિથ્યા જાણી, તેને વિશે બંધાતો નથી. તથા અધિકારી શિષ્યને ઉપદેશાદિક પણ કરે છે. અર્થાત્ અદ્વિતીય આત્માના સાક્ષાત્કારવડે સર્વ જગતને મિથ્યારૂપે જાણનાર વિદ્વાનને જીવન્માત્રનું ઉપયોગી ભેદદર્શન, બંધની પ્રાપ્તિ કરાવતું નથી, પણ સત્યરૂપે કરી જાણવાથી ભેદનું દર્શન, બંધનનું કારણ થાય છે.

જનક—હે ભગવન્! જેમ જીવન્મુક્ત અવસ્થા પહેલાં બંધાવસ્થામાં વિદ્વાન્ શરીર સહિત પ્રતીત થાય છે, તેમ જીવન્મુક્ત અવસ્થામાં પણ વિદ્વાન્ શરીર સહિત પ્રતીત થાય છે જ, માટે બંધાવસ્થા કરતાં જીવન્મુક્ત અવસ્થામાં વધારે શું છે ?

યાજ્ઞવલ્કય—હે જનક ! જેમ સર્પ પોતાની કાંચળીનો જ્યાં સૂધી ત્યાગ કરતો નથી, ત્યાં સૂધી તે કાંચળીના છેદનવડે દુઃખને પામે છે; પણ તેનો ત્યાગ કર્યા પછી તે કાંચળીના છેદનથી સર્પને કોઇ રીતનું દુઃખ થતું નથી તથા પોતાના દર આગળ પડેલી કાંચળીને દરરોજ જોવા છતાં, તેમાં તે આસક્તિ કરતો નથી તથા તે કાંચળીના ધર્મને પોતામાં માનતો નથી, તેમ વિદ્વાન્ પણ જ્યાં સૂધી દેહાભિમાનનો ત્યાગ કરતો નથી ત્યાં સૂધી તે દેહાદિના છેદનવડે પોતે દુઃખને પામે છે, તથા દેહાદિના જન્મમરણાદિ ધર્મને પોતાવિશે માને છે. આત્મસાક્ષાત્કારવડે વિદ્વાન્ જ્યારે દેહાદિકથી પોતાને ભિન્ન કરી જાણે છે, ત્યારે તે દેહાદિકના છેદનવડે દુઃખને પામતો નથી તથા પોતાના દેહાદિને રોજ રોજ જોવા છતાં તેમાં આસક્તિ કરતો નથી તથા તે દેહાદિના જન્મમરણાદિ ધર્મને પોતાવિશે માનતો નથી.

જનક—હે ભગવન્! કાંચળીના ત્યાગ પછી સર્પનો કાંચળી સાથે કાંઇ સંબંધ હોતો નથી, માટે સર્પ કાંચળીના છેદનથી દુઃખ પામતો નથી. પણ વિદ્વાન્ પુરૂષનો સંબંધ જીવન્મુક્ત અવસ્થામાં શરીરાદિ સાથે પ્રતીત થાય છે, માટે શરીરાદિના છેદનવડે વિદ્વાનને દુઃખ કેમ ન થાય ?

યાજ્ઞવલ્કય—હે જનક! સામાન્ય રીતે શરીરસંબંધ સુખદુઃખનો હેતુ નથી, પણ "હું શરીરરૂપ છું અથવા આ શરીર મારૂં છે," આ રીતના 'अहंमम' અભિમાનરૂપ સંબંધવડે શરીરવિશિષ્ટ પુરૂષને શરીરના પૂજન તથા દાહાદિકથી સુખ દુઃખની પ્રાપ્તિ થાય છે, પણ જેને તે અભિમાન હોતું નથી, તેને સુખદુઃખની પ્રાપ્તિ થતી નથી. જેમ ભૂતવાળું શરીર, ભૂતના પૂજન તથા તાડનવડે

સુખદુઃખને પામે છે, પણ તે મનુષ્યના શરીરમાં તે ભૂતને અહંમમ અભિમાન ન હોવાથી તે ભૂત તે શરીરના પૂજન તાડનાદિવડે સુખદુઃખને પામતું નથી. તેમ પુણ્ય પાપરૂપ પ્રારબ્ધ કર્મના વશથી વિદ્વાનનું શરીર પૂજનવડે સુખ પામે છે તથા તાડનવડે દુઃખને પામે છે. પણ તે વિદ્વાનનું વાસ્તવિક સ્વરૂપ, અહંમમ અભિમાનથી રહિત તથા પુણ્ય પાપકર્મથી રહિત હોવાને લીધે સુખ દુઃખને પામતું નથી. હે જનક! બાળકને પ્રિય વસ્તુ મળવાથી સુખનો અનુભવ થાય છે તથા અપ્રિય વસ્તુથી દુઃખનો અનુભવ થાય છે. પણ તે સુખ દુઃખનો અનુભવ તે બાળકમાં રાગદ્વેષની ઉત્પત્તિ કરતો નથી; તેમ સમાધિથી ઉત્થાન કાળમાં વિદ્વાનને પ્રિય વસ્તુ મળવાથી સુખનો અનુભવ તથા અપ્રિય વસ્તુથી દુઃખનો અનુભવ વિદ્વાનમાં અજ્ઞાની પુરૂષની માફક રાગદ્વેષની ઉત્પત્તિ કરતો નથી. અજ્ઞાની પુરૂષના સુખ દુઃખના અનુભવથી વિદ્વાનના સુખ દુઃખના અનુભવમાં મહાન્ વિલક્ષણતા છે. હે જનક! રોગાદિકથી શકિતહીન તથા વૃદ્ધાવસ્થાવાળો પુરૂષ પોતાની ઇચ્છાથી સુખ દુઃખ પામતો નથી, પણ પોતાનાં સ્રીપુત્રાદિ બાંધવોની ઇચ્છાને અધીન હોવાથી સુખદુઃખને પામે છે, તેમ વિદ્વાન્ પણ પોતાની ઇચ્છાથી સુખદુઃખ પામતો નથી, પણ અન્ય પુરૂષની ઇચ્છાને અધીન હોવાથી સુખ દુઃખને પામે છે. કોઇ ભક્ત જો તેનું પૂજન કરે તો તે સુખને પામે છે તથા કોઇ તેને તાડન કરે છે તો તે વિદ્વાન્ દુઃખને પામે છે. જેમ ઘણા અન્ન તથા ધનવાળો પુરૂષ પોતાના ખેતરમાં ઓછું અનાજ પાકેલું જોઇ શોક કરતો નથી તથા ઘણું અનાજ પાકેલું જોઇ હર્ષ પામતો નથી, તેમ બ્રહ્માનંદથી તૃપ્ત થયેલો વિદ્વાન્ ધનપુત્રાદિ લૌકિક પદાર્થ મળવાથી હર્ષ પામતો નથી તથા તે ન મળવાથી શોકને પણ પામતો નથી. જેમ કોઇ ગૃહસ્થ કંઇ કાર્ય કરાવવા મજુરને રાખી, તેની સાથે ઠરાવ કરે છે કે, જો તું આ કાર્ય સવારથી તે સાંજ સૂધી કરીશ તો હું તને અમુક પૈસા આપીશ. આવા ઠરાવથી તે મજુર એમ ધારે છે કે, કયારે રાત પડે કે, મને પૈસા મળે, પણ તે કાર્યમાં તે મજુરને પ્રીતિ હોતી નથી, જેથી તે મજુર ગૃહસ્થનું વધારે કામ કરતો નથી. તેમ વિદ્વાન્ પણ જો કે ખાનપાનાદિ વ્યવહાર કરે છે, છતાં તે, આનંદસ્વરૂપ આત્માનું ચિંતન કરતો, સર્વથા પ્રારબ્ધ કર્મની સમાપ્તિની વાટ જૂવે છે. ખાનપાનાદિ વ્યવહારમાં વિદ્વાનને અજ્ઞાનીની માફક પ્રીતિ હોતી નથી. જેમ રેંટિઓ ફેરવવાના યંત્રથી સૂત્ર વણાય છે, તેમ વિદ્વાન્ પુરૂષનું શરીર પણ પ્રારબ્ધ કર્મને લીધે તીર્થાદિમાં ગમન આગમન કરે છે. કૌતુક માટે રચાયલો ચામડાનો અથવા લાકડાનો હાથી જીવની ભાવનાને અનુસાર કોઇને સુખ આપે છે, તથા કોઇ સ્રી બાળક આદિ મૂઢને દુઃખ પ્રાપ્ત કરે છે, તેમ વિદ્વાનનું શરીર પણ જીવની ભાવનાને અનુસાર સુખ દુઃખની પ્રાપ્તિ કરે છે. જે જીવ વિદ્વાનના શરીરવિશે પ્રીતિ કરે છે, તેને વિદ્વાન્ પોતાનું પુણ્યકર્મ આપી, સુખની પ્રાપ્તિ કરે છે. તેમ જ જે જીવ વિદ્વાનના શરીરમાં દ્વેષ કરે છે, તેને વિદ્વાન્ પોતાનું પાપકર્મ આપી દુઃખ કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, तस्य पुत्रादायमुपयंति सुहृदः साधुकृत्यं द्विषंतः पापकृत्यम्–વિદ્વાનના ધનાદિ પદાર્થો પુત્રાદિ લઇ જાય છે, તેનાં પુણ્યકર્મો સુહૃદ્ ભકતજનો લઇ

જાય છે તથા તેના પાપકર્મ દ્વેષ કરનારા દુષ્ટ પુરૂષો લઇ જાય છે. જેમ ધનુષમાંથી છોડેલું બાણુ જ્યાં સૂધી જમીનપર પડતું નથી, ત્યાં સૂધી વેગને લીધે આકાશમાં ભ્રમણુ કરે છે, તેમ વિદ્વાનનું શરીર પ્રારબ્ધ કર્મના વેગે કરી ગમન આગમન કરે છે. જેના શરીરમાં ભૂતે પ્રવેશ કર્યો હોય છે તે નાના પ્રકારના વ્યવહારને કરતો છતો, વિશેષ કરી તે વ્યવહારને જાણતો નથી, તેમ બ્રહ્મનિષ્ઠાના આવેશ પછી વિદ્વાન્ નાના પ્રકારના વ્યવહારને કરતો છતો તે જાણતો નથી. આ રીતની અવસ્થાને પામેલો વિદ્વાન્ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણે શરીર વિદ્યમાન છતાં, તે શરીરથી રહિત તથા જન્મમરણાદિ ધર્મથી રહિત હોવાને લીધે તે વિદ્વાનને શ્રુતિએ અશરીર કરી કહ્યો છે. શરીરાદિનો નાશ છતાં વિદ્વાનના વાસ્તવિક સ્વરૂપનો નાશ ન હોવાથી શ્રુતિએ વિદ્વાનને અમૃત કરી કહ્યો છે. જો કે વિદ્વાન્ વાસ્તવિક રીતે પ્રાણ અપાનાદિકથી રહિત છે, છતાં વિદ્વાન્ તે પ્રાણોને પોતપોતાના વ્યાપારમાં જોડતો હોવાથી, શ્રુતિ તેને પ્રાણ કરી કહે છે. વિદ્વાન્ સજાતીય, વિજાતીય તથા સ્વગત, આ ત્રણ ભેદથી રહિત હોવાથી શ્રુતિએ વિદ્વાનને બ્રહ્મ કરી કહ્યો છે. વિદ્વાન્ સ્વપ્રકાશ ચૈતન્ય હોવાથી શ્રુતિએ તેને તેજ કરી કહ્યો છે.

ગુરૂ–હે શિષ્ય ! આ પ્રમાણે યાજ્ઞવલ્કયના ઉપદેશથી જનકને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ થયો, પણ બ્રહ્મના સાધનને ન જાણુતા હોવાથી તે વિચારવા લાગ્યા કે, સાધન રહિત પુરૂષનું મન શુદ્ધ હોતું નથી. તથા અશુદ્ધ મનવાવાને વેદાંતના શ્રવણુથી પણ યથાર્થ જ્ઞાન થતું નથી માટે મન શુદ્ધ થવાનાં સાધન અવશ્ય જાણુવાં જોઇએ. આથી વિચાર કરી જનકે પૂર્વની માફક બ્રહ્મવિદ્યાના ઉપદેશ તરિકે એક હજાર ગાય મુનિને આપવા કહ્યું. મુનિ રાજાનો અભિપ્રાય જાણી, નાના પ્રકારના સાધન રહિત બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા લાગ્યા.

યાજ્ઞવલ્કય–હે જનક ! અનેક જન્મમાં કરાયલાં પુણ્યકર્મના પ્રભાવથી અંતે આત્માનો સાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. આ આત્મસાક્ષાત્કાર બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષનો પરમ માર્ગ છે. અત્યંત તર્કવિશે કુશળ પુરૂષને પણ આ માર્ગ દુર્વિજ્ઞેય હોવાથી શ્રુતિએ તેને સૂક્ષ્મ કરી કહ્યો છે. હું યાજ્ઞવલ્કય આત્મસાક્ષાત્કારરૂપ એ માર્ગને જાણું છું, પણ મારાથી ભિન્ન અલ્પ પ્રાણીઓ તેને જાણી શકતા નથી.

જનક–હે ભગવન્ ! જો આપ વિના બીજો કોઇ પણ પ્રાણી આ જ્ઞાનરૂપ માર્ગને જાણી શકતો નથી તો તે જાણવામાં આપણા સરખા જીવને તો શાની જ આશા હોય !

યાજ્ઞવલ્કય–હે જનક ! એ માર્ગને હું જાણું છું, એમ કહેવાનું તાત્પર્ય એ કે, જેમ હું યાજ્ઞવલ્કય બ્રહ્મચર્યાદિ સાધનવડે તથા ગુરૂની કૃપાવડે આત્મજ્ઞાનરૂપ માર્ગને પામ્યો છું તથા તે દ્વારા મોક્ષને પામ્યો છું, તેમ બીજા કોઇ પણ અધિકારી પુરૂષ બ્રહ્મચર્યાદિ સાધન તથા ગુરૂની કૃપાવડે આત્મજ્ઞાનરૂપ માર્ગને પ્રાપ્ત થાય, તો તે દ્વારા મોક્ષને પામે છે. પણ બ્રહ્મચર્યાદિ સાધનથી રહિત બહિર્મુખ પુરૂષ આત્મજ્ઞાનરૂપ માર્ગને જાણી શકતો નથી. જેમ મીઠાનો ગાંગડો સમુદ્રને પામવાથી સમુદ્રરૂપ થઇ જાય છે, તેમ વિદ્વાન જ્ઞાનરૂપ માર્ગદ્વારા આનંદસ્વરૂપ આત્માને પામી આત્મસ્વરૂપ થાય છે. આનંદસ્વરૂપ આત્મામાં રહી વિદ્વાન્ જન્મમરણાદિ દુઃખથી, રાગદ્વેષથી તથા અજ્ઞાનથી રહિત થાય

છે. દેહાદિની ઉપાધિથી પોતાને ભિન્ન માનનારાથી તે વિદ્વાન્ દેહાદિકના સર્વ ધર્મથી રહિત થાય છે. માટે હે જનક ! કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ કરનારો તથા બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ કરવનારો એક આત્મજ્ઞાન માર્ગ જ મુખ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, नान्यः पंथा विद्यते अयनाय—મોક્ષની પ્રાપ્તિ માટે જ્ઞાનથી ભિન્ન બીજો કોઈપણ માર્ગ નથી.' આત્મજ્ઞાન જ મોક્ષની પ્રાપ્તિનો માર્ગ છે. જેમ કોઇ મણિની પ્રભામાં મણિની બુદ્ધિ કરે છે, તેમ કેટલાક ઉપાસક સુષુમ્ના નાડીને મોક્ષનો માર્ગ કહે છે. હૃદયકમળમાં રહેલ સૂર્ય ભગવાન્ તથા બાહ્ય આકાશમાં રહેલ સૂર્ય ભગવાન્, આ બેઉ સાથે સંબંધવાળી સુષુમ્ના નાડીરૂપ માર્ગવડે ઉપાસક જ્યારે બ્રહ્મલોકને પામે છે, ત્યારે તે બ્રહ્માની સાથે મોક્ષને પામે છે. જેમ આત્મસાક્ષાત્કારરૂપ માર્ગવડે અધિકારી મોક્ષને પામે છે, તેમ સુષુમ્ના નાડીરૂપ માર્ગવડે ઉપાસક મોક્ષને પામે છે. બ્રહ્મલોકનો માર્ગ સૂર્યથી નિકળેલાં કિરણ તથા હૃદય કમળથી નિકળેલી નાડીથી રચાયલો છે. નાડીઓ નાના પ્રકારના અન્ન રસવડે પૂર્ણ હોવાથી ઉપાસક, બ્રહ્મલોકના માર્ગને શુકલ, નીલ, પિંગલ, હરિત અને લોહિત, ઇત્યાદિ અનેક વર્ણવાળો માને છે. આવા વિચિત્ર માર્ગને ઉપાસક પોતાના સાક્ષીરૂપ પ્રત્યક્ષવડે જાણે છે. જે અધિકારી સગુણ બ્રહ્મની અહંગ્રહ ઉપાસના કરે છે, તે નાડીરૂપ માર્ગદ્વારા બ્રહ્મલોકને પામે છે તથા પૂર્વે કહેલ પંચાગ્નિ વિદ્યાને જાણનારો અગ્નિહોત્રી ગૃહસ્થ પણ નાડીરૂપ માર્ગદ્વારા બ્રહ્મલોકને પામે છે. ગૃહસ્થથી ભિન્ન ઉર્ધ્વરેતવાળા બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થ તથા સંન્યાસીઓ આ ત્રણ આશ્રમવાળાઓ પણ પોતપોતાનાં પુણ્યકર્મવડે તે નાડીરૂપ માર્ગદ્વારા બ્રહ્મલોકને પામે છે, તથા બ્રહ્મલોકમાં જઇ બ્રહ્મા સાથે મોક્ષને મેળવે છે.

## આત્મજ્ઞાન જ સર્વોત્તમ.

હે જનક ! સ્વર્ગની પ્રાપ્તિ માટે યજ્ઞદાનાદિ કર્મ કરનાર ધૂમાદિરૂપ દક્ષિણ માર્ગવડે સ્વર્ગલોકને પામે છે. સ્વર્ગલોકને પામ્યા પછી તે કર્મી દેહાભિમાનરૂપ અંધતમને પામે છે. અંધતમ, સ્ત્રી પુત્રાદિ પદાર્થમાં આસક્તિવાળો હોવાથી તે પુરૂષના વિચારરૂપી નેત્રને આચ્છાદન કરે છે. હે જનક ! જે બ્રહ્મલોકની પ્રાપ્તિ માટે બ્રહ્માદિ દેવની ઉપાસના કરે છે, તે ઉપાસક, કર્મી પુરૂષથી અધિક અંધતમને પામે છે. કારણ કે બ્રહ્માદિ દેવની ઉપાસનાવડે ઉપાસક જ્યારે બ્રહ્મલોકમાં જાય છે, ત્યારે તેને ત્યાં પરમ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે તથા સ્વર્ગલોકમાં કર્મીને સ્ત્રી પુત્રાદિમાં જેટલી આસક્તિ હોય છે, તેથી કોટીગણી આસક્તિ બ્રહ્મલોકમાં ઉપાસકને સ્ત્રી પુત્રાદિ પદાર્થમાં હોય છે. બ્રહ્મલોકની પ્રાપ્તિનો માર્ગ પણ ઉપાસકને દેહાભિમાનરૂપ અંધતમની પ્રાપ્તિ કરાવે છે. હે જનક ! આ રીતે સ્ત્રી પુત્રાદિમાં આસકત ઉપાસક, સુખ ભોગવી, પુણ્ય કર્મના નાશ પછી જન્મ મરણરૂપ દુઃખને પામે છે. આથી સિદ્ધ થાય છે કે, આત્મસાક્ષાત્કારથી રહિત ઉપાસક મૃત્યુને પામી, કર્મોપાસનાના ફળને પામે છે. આ ફળ અતિશય દોષવાળું તથા નાશવાન્ હોવાથી સુખ રહિત તથા દેહાભિમાનરૂપ અંધતમથી ઢંકાયલું હોય છે. આવી રીતનાં ફળને કર્મી ઉપાસક પામે છે. મનુષ્ય લોકમાં સાત્વિક, રાજસ તથા તામસરૂપ માર્ગવડે સર્વ જીવો મરણ પછી પરલોકમાં જાય છે. તેમાં ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવવાવાળો એક દેવયાન માર્ગ છે, જેને શાસ્ત્રમાં અર્ચિષ્ કરી કહે છે.

બીજો કર્મી પુરૂષને સ્વર્ગ લોકની પ્રાપ્તિ કરાવવાવાળો પિતૃયાન માર્ગ છે, જે માર્ગને શાસ્ત્રમાં ધૂમમાર્ગ કરી કહે છે અને ત્રીજો કીટપતંગાદિ શરીર તથા નરકની પ્રાપ્તિ કરાવવાવાળો તૃતીયસ્થાન માર્ગ છે. આ ત્રણે માર્ગ જો કે ઉપર કહેલ રીત પ્રમાણે દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરાવે છે, છતાં તે ત્રણે માર્ગમાં પરસ્પર આટલી વિલક્ષણતા છે કે, કીટપતંગાદિ શરીરની તથા નરકની પ્રાપ્તિ કરાવવાવાળા તૃતીયસ્થાન નામના માર્ગને બ્રહ્મજ્ઞાનરૂપ ચોથા માર્ગ સાથે જરા પણ સંબંધ નથી. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પ્રતિ કહ્યું છે કે, तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ॥ क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु– દ્વેષાદિ પાપકર્મ કરનારા અધમ જીવને હું શ્રીકૃષ્ણ ભગવાન્ આ સંસારમાં કીટપતંગાદિ તામસી યોનિમાં મોકલું છું. પણ પહેલો દેવયાન તથા બીજો પિતૃયાન માર્ગ કદાચિત્ ચિત્તની શુદ્ધિદ્વારા કોઇ ભાગ્યવાનને આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. દેવયાન તથા પિતૃયાનને ચિત્તની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનરૂપ ચોથા માર્ગ સાથે સંબંધ સંભવે છે. હે જનક ! મરણાદિ સર્વ દુઃખથી રહિત બ્રહ્મજ્ઞાનરૂપ ચોથા માર્ગમાં જવાની ઇચ્છાવાળા અધિકારીએ આ ત્રણે માર્ગનો ત્યાગ કરી, કેવળ આત્મજ્ઞાનરૂપ માર્ગ જ પકડવો.

## આત્મજ્ઞાનથી થતું ફળ.

હે જનક ! આનંદ સ્વરૂપ આત્મા શરીરાદિથી ભિન્ન હોવાથી, સુખ દુઃખઆદિ શરીરના ધર્મ અસંગ આત્માને સ્પર્શ કરતા નથી. આનંદ સ્વરૂપ આત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી જ્યારે શરીર સાથે તાદાત્મ્ય અધ્યાસને પામે છે, ત્યારે આત્મા પોતાના સર્વાત્મભાવને ભૂલી જઇ, મૂઢતાને પામે છે, સુખ દુઃખાદિ સંસાર ધર્મવડે તથા તપાયમાન શરીરના તાદાત્મ્ય સંબંધવડે, આત્મા પણ તપાયમાન થાય છે તથા 'મને સુખ મળે,' એવી ઇચ્છાવડે પરમ દુઃખને પામે છે. સર્વ જીવના હૃદયમાં રહેલ તથા 'સર્વ સુખના સમુદ્ર સ્વંયજ્યોતિ પરમાત્મા, મારા સ્વરૂપથી ભિન્ન નથી, પણ હું પોતે જ પરમાત્મારૂપે છું,' આ રીતે જાણનારો પુરૂષ પોતાને શરીરાદિકથી ભિન્ન માને છે તથા સર્વ વિષયજન્ય સુખની ઈચ્છાથી રહિત થાય છે. તે વિદ્વાન્ વિષયજન્ય સુખની ઇચ્છાવડે તથા શરીરના સુખદુઃખાદિ ધર્મવડે તપાયમાન થતો નથી. હે જનક ! આત્મસાક્ષાત્કારવાળાની કારણરૂપ અવિદ્યા નાશ પામે છે. કારણ કે અવિદ્યાના નાશથી વિદ્વાનના શરીરાદિમાં તાદાત્મ્ય અધ્યાસરૂપ કોઇ અવિદ્યાનો નાશ થવા પછી, વિદ્વાનને શરીરના સુખ દુઃખાદિ ધર્મ તપાયમાન કરતા નથી. જેમ લોખંડના ગોળાનો જ્યાં સૂધી અગ્નિ સાથે તાદાત્મ્ય સંબંધ હોય છે, ત્યાંસૂધી લોખંડનો પિંડ તપાયમાન હોય છે. પણ લોખંડના પિંડનો અગ્નિ સાથે તાદાત્મ્ય સંબંધ નાશ પામે છે, ત્યારે તે લોહપિંડ પ્રકાશતો નથી તથા તપાયમાન થતો નથી. તેમ જ્યાં સૂધી વિદ્વાનનો શરીર સાથે તાદાત્મ્ય અધ્યાસ હોય છે, ત્યાં સૂધી વિદ્વાન્ શરીરના સુખ દુઃખાદિ ધર્મવડે તપાયમાન થાય છે. જ્યારે વિદ્વાનનો શરીર સાથે તાદાત્મ્ય અધ્યાસ નિવૃત્ત થાય છે, ત્યારે તે વિદ્વાન્ શરીરના સુખદુઃખાદિ ધર્મવડે તપાયમાન થતો નથી. હે જનક ! આ લોકમાં તાદાત્મ્ય અધ્યાસ જીવના દુઃખનું કારણ છે. કારણ કે જે પુરૂષ પોતાના સ્ત્રી પુત્રાદિ બાંધવને પોતાના આત્મારૂપે કરી માને છે, તે સ્ત્રી પુત્રાદિ બાંધવના દુઃખવડે પરમ દુઃખને પામે છે. તેમ જે

ઉદાસીન, સ્ત્રી પુત્રાદિ બાંધવપરનું અભિમાન ત્યજી દે છે તે, સ્ત્રી પુત્રાદિ બાંધવના દુઃખવડે દુઃખ પામતો નથી. વિદ્વાન્ પણ જ્યારે શરીરમાં અહંમમ અભિમાન કરે છે, ત્યારે શરીરનાં દુઃખવડે દુઃખ પામે છે. પણ તે અહંમમ અભિમાનનો ત્યાગ કરવાથી દુઃખ પામતો નથી. માટે આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર જ કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિદ્વારા પરમાનંદની પ્રાપ્તિનું તથા સર્વ દુઃખની નિવૃત્તિનું કારણ છે.

## આત્મસાક્ષાત્કારથી સર્વાત્મભાવ.

હે જનક! હૃદયકમળમાં રહેલો આનંદ સ્વરૂપ આત્મા સ્વયંજ્યોતિરૂપ, સર્વત્ર વ્યાપક તથા બુદ્ધિઆદિના સંપાતથી વિલક્ષણ છે. આવા આનંદ સ્વરૂપ અદ્વિતીય આત્માનો જે અધિકારીએ ગુરૂમુખના ઉપદેશવડે નિશ્ચય કર્યો છે, તે વિદ્વાન્ સર્વ જગતનો કર્તા છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં કલ્પાયલા સર્પ, દંડ, માળા, જળધારા ઇત્યાદિ કલ્પિત પદાર્થનો એક રજ્જુ અધિષ્ઠાન છે, તેમ મનુષ્યથી માંડી બ્રહ્મલોકપર્યંત સુખ દુઃખ આપનારા સર્વ લોકનું વિદ્વાન્ અધિષ્ઠાન છે. જેમ કલ્પિત સર્પ દંડાદિક, રજ્જુરૂપ અધિષ્ઠાનથી ભિન્ન નથી, પણ કલ્પિત સર્પાદિક રજ્જુરૂપ છે, તેમ ઉપર કહેલા ત્રણ માર્ગવડે પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મલોકાદિ તથા અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ ઇત્યાદિ સ્થૂલ સૂક્ષ્મ સર્વ જગત્ વિદ્વાનથી ભિન્ન નથી, પણ સર્વ જગત્ વિદ્વાનના આત્મારૂપ જ છે. હે જનક! દેવયાન, પિતૃયાન તથા તૃતીયસ્થાન, આ ત્રણે માર્ગ સંસારરૂપ ઘોર વનમાં ભટકાવનાર છે. માટે જ્યાંસુધી મૃત્યુ સમીપ આવ્યું નથી ત્યાંસુધીમાં બ્રહ્મજ્ઞાનરૂપ ચોથો માર્ગ મેળવવા પુરૂષે પ્રયત્ન કરવો. એ જ એકલો માર્ગ મોક્ષનો આપનારો છે. તેથી આત્મસાક્ષાત્કાર માટે અધિકારીએ વેદાંત શાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન યત્નથી કરવું. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય શરીરમાં જો કદાપિ અધિકારીને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ ન થઇ તો તેને મહાન્ હાનિ સમજવી. આ મનુષ્યશરીર જે વિદ્યુતની માફક ચંચળ તથા દુર્લભ છે, તેને પામી જન્મમરણાદિ દુઃખ પ્રાપ્ત ન થાય, એવો ઉપાય આત્મજ્ઞાનવગર બીજો કોઇ પણ નથી.

## મનુષ્યશરીરની દુર્લભતા.

હે જનક! જેમ મધ્યાહ્નકાળે તપેલી રેતીમાં પડેલા ઘીને પાછું લઇ લેવા કોઇ બુદ્ધિમાન્ પુરૂષ સમર્થ થતો નથી, તેમ મનુષ્યશરીર નાશ પામ્યા પછી, ફરી મનુષ્યશરીરની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે. મનુષ્યશરીર સિવાય સર્વ ઉંચ નીચ શરીર દુર્લભ નથી. મનુષ્યશરીરમાં પણ ભરતખંડમાં મનુષ્યશરીરની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે. જે સ્ત્રીપુત્રાદિને માટે અધિકારી મનુષ્યશરીરને વ્યર્થ ગુમાવે છે, તે સ્ત્રીપુત્રાદિ પદાર્થ કાંઈ દુર્લભ નથી. સ્વર્ગ વા નરકમાં તથા ચોરાશી લક્ષ શરીરમાં જ્યાં જ્યાં જીવ જાય છે, ત્યાં ત્યાં તે તે શરીરમાં તે શરીર સમાન સ્ત્રી પુત્રાદિ પદાર્થો વિનાપ્રયત્ને મળી આવે છે. આ અધિકારી મનુષ્યશરીર, એકવાર પ્રાપ્ત થયલું ફરી બીજી વાર પ્રાપ્ત થવું અત્યંત કઠિન છે. આ ભરતખંડમાં જે જીવ, મનુષ્યશરીરને પામી પુણ્યકર્મ કરે છે, તો તે જીવ સ્વર્ગાદિ ઉત્તમ લોકને પામે છે તથા પાપ કર્મ કરવાથી નરકની પ્રાપ્તિ થાય છે. ભરતખંડમાં પુણ્યના પ્રતાપે મનુષ્ય, અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ,

રસાતલ તથા પાતાલ, આ સાતરૂપવડે વિરાજમાન તથા સુંદર નાગકન્યાઓવડે શોભતા પાતાળ લોકને પામે છે. સૂર્યને નહિ જુવે તેનું નામ અસૂર્યંપશ્ય. આ રીતના શબ્દનો અર્થ પાણિનિએ જો કે રાજાની સ્ત્રીમાં ઘટાવ્યો છે, છતાં તે રાજાની સ્ત્રીને કદાચિત્ સૂર્યનું દર્શન થાય છે, માટે આ શબ્દ રાજાની સ્ત્રીનું ગૌણ વૃત્તિવડે બોધન કરે છે અને મુખ્ય વૃત્તિવડે તો આ શબ્દ પાતાલવાસી જનોનું જ બોધન કરે છે. કારણ કે પાતાલવાસી જનને જરા પણ સૂર્યનું દર્શન થતું નથી. પાતાળમાં, બ્રહ્મલોકમાં, સ્વર્ગલોકમાં તથા મનુષ્યલોકમાં જે સુખ પ્રાપ્ત થાય છે, તે સર્વ સુખને અધિકારી જીવ પુણ્યકર્મના પ્રભાવથી પ્રાપ્ત થાય છે. મનુષ્ય પોતાના શરીરના પાપકર્મવડે નરકને પામે છે તથા આત્મસાક્ષાત્કારવડે પ્રાપ્ત થવા યોગ્ય મુક્તિને પણ, અધિકારી મનુષ્ય શરીર સાધનવડે મેળવે છે. જેમ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા ધાન્યાદિક અન્નને લોકો ખાય છે, તેમ ઉત્પન્ન થયેલ પુણ્ય પાપરૂપ કર્મનાં ફળને આ જીવ સ્વર્ગાદિલોકમાં ભોગવે છે. માટે ભરતખંડ જ સ્વર્ગાદિ સુખનું તથા બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિનું ઉત્તમ ક્ષેત્ર છે.

જનક–હે ભગવન્! વ્યાસે तदुपर्यपि એ સૂત્રમાં દેવતાના શરીરમાં પણ બ્રહ્મવિદ્યાનો અધિકાર સિદ્ધ કર્યો છે. માટે ભરતખંડમાં જ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, એવો નિયમ કેવી રીતે સંભવે ?

યાજ્ઞવલ્ક્ય–હે જનક! જો કે વ્યાસે દેવતાના શરીરમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કહી છે, છતાં દેવના શરીરમાં અધિકારીને અવશ્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, એવો નિશ્ચય થઈ શકે નહિ. દેવતાના શરીરમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય વા ન થાય, એવો સંશય હોય છે. પણ ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરના શ્રવણાદિ સાધનવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરે છે, એમાં સંશય નથી. જે અધિકારી મનુષ્યશરીરને પામી, બ્રહ્મજ્ઞાન મેળવવા પ્રયત્ન નથી કરતો, પણ સ્વર્ગાદિલોકમાં બ્રહ્મજ્ઞાન મેળવવા ઇચ્છા કરે છે, તે મૂઢ पिंडं त्यक्त्वा करं लेढि આ પ્રકારના ન્યાયના વિષયરૂપ છે. આ ન્યાયનો અર્થ એ છે કે, જેમાં કોઈ ક્ષુધાતુરના હાથમાં દહિંવાળો ભાતનો પિંડ આપ્યો હોય, છતાં તે તેને મૂકી દઇ હાથ ચાટવા બેસી જાય, તેમ ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરનો ત્યાગ કરી, જે પુરૂષ સ્વર્ગાદિલોકમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, તે પુરૂષ પણ અત્યંત મૂઢ ગણાય છે.

## સ્વર્ગાદિમાં બ્રહ્મજ્ઞાનનો સંશય.

હે જનક! ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરને પામી, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું સાધન કરતો નથી, પણ સ્વર્ગાદિ લોકમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, તેને વિદ્વાન્ મૂઢ બાળક સમાન માને છે. આ અનાદિ સંસારમાં જીવે પૂર્વે અનેક જન્મમાં પુણ્યપાપરૂપ જે કર્મો કર્યાં હોય છે, તે સર્વ પુણ્યપાપરૂપ કર્મો સૂક્ષ્મરૂપે કરી જીવોના અંતઃકરણમાં રહે છે. એ સર્વ કીધેલાં કર્મમાં જે કર્મ જીવને ભાવી ફળ દેવા સમર્થ છે, તે, સર્વજ્ઞ ઇશ્વર વગર બીજું કોઈ જાણતું નથી. સર્વજ્ઞ ઇશ્વર જ તે કર્મની ગતિને જાણે છે. હવે જો સ્વર્ગાદિ લોકમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છાવાળાને એક પાપકર્મ જ મરણકાળે ફળ આપવા સમર્થ હોય, તો તે મૂઢ તે સમયે બ્રહ્મજ્ઞાનનો ઉપાય કેવી રીતે કરે? હે જનક! જેમ કે દ્યૂત ખેલનારો પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી પ્રથમ મહાન્ પદાર્થ મેળવે છે. પછી તે જુગારીના બધા પદાર્થ જુગારમાં જતા રહે છે. વારંવાર જુગાર

ખેલવા છતાં તે મહાન્ પદાર્થ મેળવતો નથી, તેમ આ જીવરૂપ જુગારી વિષયરૂપી જુગારી સાથે જુગાર ખેલે છે. સંસારરૂપ જુગાર ખેલનારો જીવરૂપી જુગારી, કોઇ પુણ્યકર્મના પ્રભાવથી અધિકારી એવું મનુષ્ય શરીર પામ્યા પછી મનુષ્ય શરીરરૂપી મહાન્ પદાર્થને જીવાત્મારૂપી જુગારી જ્યારે સંસારરૂપ જુગારમાં નાશ કરી નાંખે છે, ત્યારે તે શરીરરૂપ મહાન્ પદાર્થ ફરી મળવો અત્યંત દુર્લભ થઇ પડે છે. જેમ જુગારમાં હારેલો જુગારી દુઃખને પામે છે, તેમ વિષયરૂપી જુગારથી હારેલો જીવરૂપી જુગારી મનુષ્યશરીરનો ત્યાગ કરી, જ્યારે પાતાળ, બ્રહ્મ, ભૂમિ અથવા નરકલોકમાં નાના પ્રકારનાં શરીરને પામે છે, ત્યારે તે જીવાત્મારૂપ જુગારી, તે પાતાલાદિ લોકમાં વિષયજન્ય પરાધીન સુખના લેશથી આવૃત થયલો મહા દુઃખ ભોગવે છે. જુગારીમાં આ રીતિ પ્રસિદ્ધ છે કે, એક જુગારકુશળ પુરૂષ, બીજા મૂઢ જુગારીનો એકવાર પરાજય કર્યા પછી તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેની પાસે જઇ તેને હરાવ્યા કરે છે. આ રીતે તેનું સર્વસ્વ લઇ લે છે તથા તેની પાસે એક કૌપિન જ રહેવા દે છે, તેમ વિષયરૂપી જુગારી મનુષ્યશરીરવાળા જીવને એકવાર જુગારમાં હરાવ્યા પછી જે જે બીજાં શરીરને તે પામે છે, ત્યાં ત્યાં તેની પાછળ જાય છે તથા તેનું પુણ્યરૂપી સર્વસ્વ હરી લે છે. આ રીતે તેની પાસે એકલા કૌપિનરૂપ પાપકર્મો જ રહે છે, ત્યારે તે વિષયરૂપી જુગારી તેનો પીછો છોડે છે. ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરને પામી, જે પુરૂષ 'હું બ્રહ્મરૂપ છું,' આ રીતના અભેદ જ્ઞાનને પ્રાપ્ત થતો નથી, તે અજ્ઞાની જીવને મનુષ્ય શરીરના નાશ પછી મહાન્ હાનિ પ્રાપ્ત થાય છે. માટે મહાન્ હાનિ ન થાય, એનો ઉપાય બ્રહ્મજ્ઞાન વિના બીજો કોઈ નથી.

જનક–હે ભગવન્! બ્રહ્મજ્ઞાન પામવા છતાં વિષયરૂપી જુગારીના ભયનો નાશ કેવી રીતે થાય ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જુગારમાં યથાર્થ વકતા સાક્ષી પુરૂષ ન હોવાથી જુગારકુશળ જુગારી બીજા મૂઢનો પરાજય કરે છે. પણ યથાર્થ વકતા કોઇ સાક્ષી પુરૂષ વિદ્યમાન હોવાથી જુગારી, કપટના પાશથી બીજા કોઇ પુરૂષનો પરાજય કરતો નથી. તેમ અધિકારી જીવે વેદાંત શાસ્ત્રરૂપી સાક્ષી પુરૂષ વિના વિષયરૂપ જુગારી સાથે જુગાર ખેલ્યો, માટે તેણે કપટપાશથી તે અધિકારી જીવનો પરાજય કર્યો છે. વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષી પુરૂષને સાથે રાખી, જો જીવ વિષયરૂપી જુગારી સાથે જુગાર ખેલે તો તેનો જીવ વિષયરૂપી જુગારીનો અવશ્ય પરાજય કરશે. હે જનક ! તમે પણ અમારી માફક વેદાંત શાસ્ત્રને સાક્ષી રાખી, વિષયરૂપી જુગારીને જિતવાનો ઉદ્યમ કરો. વેદાંત શાસ્ત્રરૂપી સાક્ષી વિદ્યમાન હોવાથી વિષયરૂપી કપટી જુગારી તમને જિતી શકશે નહિ. પણ તમે જ તેને જિતી શકશો. વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષીને આગળ રાખી તથા મનુષ્ય શરીરરૂપી ધનને મધ્યમાં રાખીને, વિષયરૂપી જુગારી સાથ જુગાર ખેલવાનો અમે આરંભ કર્યો. તેથી અમારીપર વિષય જય મેળવી શકયો નહિ. હાલ અમે અધિકારીઓએ વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષીને મધ્યમાં સ્થાપન કર્યો છે. તેમ વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષી અમને અનુકૂલ હોવાથી, તે સાક્ષીએ અમને અધિકારીને આ રીતે ઉપદેશ કર્યો છેઃ–'હે અધિકારી જીવો ! આ મનુષ્ય શરીરરૂપી ધન વિષયરૂપી જુગારીને અનુકૂલ હોવાથી તેની સાથે જો તમે મનુષ્ય શરીર-

રૂપી ધનને મધ્યમાં રાખી જુગાર ખેલશો તો તમારો કદી પણ પરાજય થશે નહિ; માટે જો વિષયરૂપી જુગારીને જિતવાની ઇચ્છા હોય તો બ્રહ્મચર્યાદિ સાધનરૂપ ધનને મધ્યમાં રાખી, વિષયરૂપી જુગારી સાથે જુગાર ખેલશો તો તે બ્રહ્મચર્યાદિ સાધનરૂપ ધન વિષયને પ્રતિકૂળ હોવાથી, બ્રહ્મચર્યાદિ સાધનને જોઇ, વિષયરૂપી જુગારી નાશી જશે."

જનક–હે ભગવન્! જીવના વિષયરૂપી શત્રુ ઘણા હોવાથી તે સર્વનો જુગારવડે પરાજય કેવી રીતે થાય ?

યાજ્ઞવલ્કય–હે જનક! આ લોકમાં જીવોના અનેક શત્રુમાં દૂર રહેલા શત્રુનો બાણવડે નાશ કરવામાં આવે છે, સમીપવર્તી શત્રુનું પાશવડે બંધન કરવામાં આવે છે તથા અત્યંત અલ્પ શત્રુનો જુગારવડે પરાજય થાય છે, તેમ અધિકારીએ શાસ્ત્રમાં નિષિદ્ધ વિષયરૂપી શત્રુઓનો શાસ્ત્રમાં દર્શાવેલા યજ્ઞ યાગાદિ બહિરંગ સાધનરૂપી બાણવડે નાશ કરે છે. શાસ્ત્રમાં નહિ નિષિદ્ધ કરાયલા વિષયરૂપી શત્રુઓને અમે અધિકારી શમદમાદિ અંતરંગ સાધનરૂપ પાશવડે બાંધીએ છીએ. બ્રહ્માકાર વૃત્તિના ઉત્થાન સમયે કદાચિત્ પ્રતીત થતા અલ્પ વિષયરૂપ શત્રુને અમે અધિકારી બ્રહ્મચર્યાદિરૂપ ધનને મધ્યમાં રાખી, જુગારમાં જિતીએ છીએ. વેદાંત શાસ્ત્રરૂપી પ્રમાણથી ઉત્પન્ન થયલા 'હું બ્રહ્મસ્વરૂપ છું' એવા અભેદ જ્ઞાનરૂપી અગ્નિવડે અધિકારી, વિષયરૂપી પ્રમત્ત શત્રુઓને, તેનાં માતપિતાને તથા તેના બાંધવોને બાળી મૂકે છે.

જનક–હે ભગવન્! વિષયરૂપી શત્રુનાં માતપિતાદિ બાંધવો તે કોણ ?

યાજ્ઞવલ્કય–હે જનક! અનિત્ય પદાર્થમાં નિત્યબુદ્ધિરૂપી, અશુચ પદાર્થમાં શુચ બુદ્ધિરૂપી, તેમ જ અન્ય પદાર્થમાં અન્ય બુદ્ધિરૂપી વિક્ષેપશકિત તથા આત્માને આચ્છાદન કરનારી આવરણ શકિત, આ બે પ્રકારની શકિતવાળી અવિદ્યા, વિષયરૂપી જુગારીની માતા છે, શાસ્ત્રના સંસ્કારથી રહિત અશુદ્ધ મન વિષયરૂપી જુગારીનો પિતા છે તથા નાના પ્રકારની વાસનાઓ તેનાં સંબંધીઓ છે. આ રીતે માતા, પિતા તથા બાંધવોવાળા વિષયરૂપી શત્રુને બ્રહ્મજ્ઞાનરૂપી અગ્નિવડે બાળવાથી અધિકારી વિષયરૂપ શત્રુનો પરાજય કરે છે.

જનક–હે ભગવન્! વિષયરૂપી શત્રુએ એવો તે શું અપરાધ કર્યો છે કે, જેથી આપણે કુટુંબ સહિત તેનો નાશ કરવા ઉદ્યમ કરીએ છીએ ?

યાજ્ઞવલ્કય–હે જનક! વિષયરૂપી કપટી જુગારીએ અધિકારી જીવનો પૂર્વ જન્મમાં ઘણી વાર પરાજય કરેલો હોવાથી તે મહાન્ અપરાધી છે. તેથી તેના અપરાધ પ્રમાણે તેને શિક્ષા થવીજ જોઇએ.

જનક–હે ભગવન્! વિષયરૂપી કપટી જુગારીએ પૂર્વ જન્મમાં ઘણીવાર અપરાધ કર્યો છે, એમ કેમ કહેવાય ?

યાજ્ઞવલ્કય–હે જનક! પૃથ્વી આદિલોક, ધર્મરાજાદિ લોકપાળો તથા અંતર્યામી ઇશ્વર વગેરે સર્વ તેનાં સાક્ષીરૂપે પ્રમાણ છે. જેમ લોકપ્રસિદ્ધ જુગારી પાસા નાંખવાથી અકુશળ જુગારીનાપર જય મેળવી જાય છે, તેમ રાગદ્વેષથી રહિત ઇન્દ્રિયરૂપ પાસા નાંખવાથી અધિકારી, વિષયરૂપી જુગારીને જિતે છે. જેમ યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવોએ શ્રીકૃષ્ણ ભગવાન્‌રૂપી સાક્ષીના બળથી દુર્યોધનાદિક કપટી જુગારીઓનો પરાજય કર્યો હતો, તેમ અધિકારી જીવ પણ વેદાંત શાસ્ત્રરૂપી સાક્ષીના બળથી વિષયરૂપ કપટી

જુગારીનો અવશ્ય પરાજય કરે છે. અધિકારી વેદાંત શાસ્ત્રરૂપી સાક્ષીની સહાયતાવડે વિષયરૂપી જુગારી સાથે જુગાર ખેલવાથી મહાન્ હાનિ પામતો નથી, પણ જય મેળવે છે. જેમ શુક વામદેવાદિ અધિકારીઓ વેદાંત શાસ્ત્રરૂપી સાક્ષીના બળથી વિષયરૂપી જુગારીને જિતી, બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપે સ્વરાજ્યને પામ્યા છે, તેમ અમે અધિકારીઓ પણ તેમ કરવાથી બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ સ્વરાજ્યને પામશું. જે મૂઢ પુરૂષ વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષી વિના વિષયરૂપ જુગારી સાથે જુગાર ખેલવાનો આરંભ કરે છે, તે પુણ્યરૂપી ધનથી રહિત થઇ, પાપરૂપી કૌપિનને ગ્રહણ કરી, અનેક પ્રકારનાં સંકટ–દુઃખને પામે છે. હે જનક! જેમ જુગારમાં પરાજય પામનારા પુરૂષો જુગારવાળા ઘરમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે જોવામાં આવે છે, તેમ આ સંસારમાં વિષયરૂપી જુગારીથી પરાજય પામેલા મૂઢ પુરૂષોમાં કેટલાક જીવો, પક્ષી શરીરને, કેટલાક વૃક્ષાદિ સ્થાવર શરીરને, કેટલાક ગામ તથા વનને હરણ કરનારાં પશુ શરીરને તથા કેટલાક સર્પાદિ શરીરને પામે છે. આ પ્રમાણે પ્રતીત થતાં ચોરાશી લક્ષ શરીરો પરાજય પામેલા જીવોની મંડળી જેવાં જાણવાં. કૃત, દ્વાપર, ત્રેતા તથા કલિ,આ રીતના દ્યૂત ખેલવાના પાસાઓના અનુકૂળ પડવારૂપી અક્ષહૃદય નામમંત્રનું જ્ઞાન જેને હોતું નથી, તે પુરૂષનો જુગારી પરાજય કરે છે. પણ અક્ષકુશળનો પરાજય કરવા તે સમર્થ નથી. તેમ જેને અદ્વિતીય બ્રહ્મરૂપ અક્ષહૃદય નામ મંત્રનું જ્ઞાન હોતું નથી, તેનો કપટી જુગારી પરાજય કરે છે, પણ જેનેતે જ્ઞાન હોય છે, તેનો વિષયરૂપી જુગારી પરાજય કરી શકતો નથી, એટલુંજ નહિ, પણ વિષયરૂપી જુગારી પોતે જ પરાજય પામે છે. હે જનક! સર્વ જગતના અધિષ્ઠાનરૂપ અદ્વિતીય બ્રહ્મ મારા આત્માથી ભિન્ન નથી, પરંતુ અદ્વિતીય બ્રહ્મ તે હું જ છું, આ રીતે જ્યારે અધિકારી અદ્વિતીય બ્રહ્મરૂપ અક્ષહૃદયના નામ મંત્રનો ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી નિશ્ચય કરે છે, ત્યારે તે અધિકારી અજ્ઞાનીની માફક પશ્ચાત્તાપ પામતો નથી. પશ્ચાત્તાપ કરનાર શોક કરે છે કે, મેં મૂઢબુદ્ધિ જીવે પૂર્વના કોઇ પુણ્ય કર્મના પ્રભાવથી મનુષ્ય શરીરને પામી, વેદાંત શાસ્ત્રરૂપ સાક્ષીની સહાયતા વિના, વિષયરૂપી જુગારી સાથે જુગાર ખેલ્યો, જેથી તે વિષયરૂપી જુગારીએ મારૂં વિદ્યા તથા પુણ્યરૂપી સર્વ ધન હરણ કરી લીધું. મારી પાસે એક પાપરૂપી કૌપિન જ રહેલું છે, જે પાપરૂપી કૌપિનથી હું મૂઢબુદ્ધિ જીવ અનેક જન્મમાં દુઃખ પામું છું. આ રીતના પશ્ચાત્તાપથી જેમ અજ્ઞાની પોતાને ધિક્કારે છે, તેમ અદ્વિતીય બ્રહ્મરૂપ અક્ષહૃદય નામ મંત્રને જાણવાવાળા વિદ્વાનને પશ્ચાત્તાપથી પોતાને ધિક્કારવો પડતો નથી. અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માનો નિશ્ચય કરવાથી, વિદ્વાન્ પશ્ચાત્તાપથી રહિત થાય છે. આ અદ્વિતીય બ્રહ્મરૂપ આત્મા, જન્મ મરણાદિ શરીરના ધર્મથી, ક્ષુધા પિપાસાદિ પ્રાણના ધર્મથી તથા કર્તૃભોક્તૃત્વાદિ અંતઃકરણના ધર્મથી રહિત છે તથા અંતઃકરણાદિ સર્વ સંઘાતના સાક્ષીરૂપ છે. આત્મદેવવડે જ બ્રહ્માદિના દિવસથી બનેલ સંવત્સરરૂપ નાના પ્રકારનો કાળ આકાશાદિ પદાર્થનો ભેદ કરવા ઉત્પન્ન થાય છે. આનંદ સ્વરૂપ આત્મા પોતાના પ્રકાશમાં સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, વાહ્નિ આદિ જ્યોતિની અપેક્ષા કરતો નથી, પણ તે સ્વયંજ્યોતિ આત્મા સૂર્યાદિ જડ જ્યોતિને પ્રકાશ કરે છે.આથી શ્રુતિએ આત્માને જ્યો-

તિનો પણ જ્યોતિ કહ્યો છે. દેહધારી પ્રાણીને પ્રાણરૂપ વાયુ તથા અપાનરૂપ વાયુ જીવનની પ્રાપ્તિ કરાવતો નથી. પણ સ્વયંજ્યોતિ આત્મા સર્વ પ્રાણીને જીવનની પ્રાપ્તિ કરાવતો હોવાથી, શ્રુતિએ તેને આયુષ કરી કહ્યો છે. જે અધિષ્ઠાનરૂપ આત્મામાં પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન તથા સૂર્યાદિ, તેમ જ પૃથ્વી આદિ ચાર ભૂત સહિત આકાશ રહેલ છે, તે અધિષ્ઠાન આત્માને હું મારા આત્મારૂપે જાણતો હોવાથી, હું પણ જન્મમરણાદિ વિકારથી રહિત સર્વ જગતના અધિષ્ઠાનરૂપ છું. પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન તથા સૂર્યાદિ પાંચ પ્રકારના જ્યોતિમાં આત્મા પ્રાણનો પ્રાણ, ચક્ષુનો પણ ચક્ષુ, શ્રોત્રનો પણ શ્રોત્ર, મનનો પણ મન તથા સૂર્યાદિનો પણ સૂર્ય છે. આ રીતે સર્વ પ્રાણાદિ જ્યોતિના પણ જ્યોતિરૂપે કરી, અંતર્યામી આત્માનો નિશ્ચય કરનારો અધિકારી, અદ્વિતીય બ્રહ્મરૂપ અક્ષહૃદયરૂપ નામના મંત્રને જાણે છે. આ અંતર્યામી આત્મા જગતની ઉત્પત્તિ પૂર્વે તથા નાશ પછી અદ્વિતીય બ્રહ્મરૂપે કરી રહે છે તથા જગતની સ્થિતિ કાળે આ આત્મા શરીરાદિરૂપ કલ્પિત ઉપાધિના સંબંધવડે અનેકરૂપે હોય, તેમ પ્રતીત થાય છે. આ રીતે આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણનારાને જરા પણ ભય રહેતો નથી.

જનક–હે ભગવન્! આ અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર અધિકારીને કયા પ્રમાણથી થાય છે?

યાજ્ઞવલ્કય–હે જનક! સર્વ ભેદથી રહિત અદ્વિતીય આત્મા, સ્પર્શાદિ ગુણોથી રહિત હોવાથી, નેત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોવડે તેનો સાક્ષાત્કાર થતો નથી, પણ મનથી જ તેનો સાક્ષાત્કાર થાય છે.

જનક–હે ભગવન્! જો મનવડે જ અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થતો હોય તો મન સર્વ જીવોને હોવાથી સર્વ જીવોને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કેમ થતો નથી?

યાજ્ઞવલ્કય–હે જનક! વેદાંત શાસ્ત્રના શ્રવણ મનનાદિ સાધનવડે સંસ્કૃત થયેલા શુદ્ધ મનવડે જ આત્મસાક્ષાત્કાર થાય છે. પણ સર્વનું મન આ રીતનું ન હોવાથી સાધનહીન પુરૂષને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થતો નથી. જો કે पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः આ શ્રુતિમાં નેત્રાદિ ઇન્દ્રિયોને અંતરાત્માના દર્શનની અયોગ્યતા કહી છે, છતાં બ્રહ્માએ મનને અંદરના તથા બહારના સર્વ પદાર્થના દર્શન માટે ઉત્પન્ન કરેલું હોવાથી, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, આ ત્રણે કાળમાં રહેલા બાહ્ય પદાર્થને જીવ મનવડે જાણે છે. તેમ આ ત્રણે કાળથી રહિત અંદર રહેલ અદ્વિતીય આત્માને પણ અધિકારી મનવડે જ જાણે છે.

જનક–હે ભગવન્! જો મનવડે જ સર્વ પદાર્થનું જ્ઞાન થતું હોય તો નેત્ર ઇન્દ્રિયથી રહિત અંધ પુરૂષને પણ મન હોવાથી તે મનવડે અંધપુરૂષને રૂપાદિકનો નિશ્ચય થવો જોઇએ.

યાજ્ઞવલ્કય–હે જનક! રૂપાદિ પદાર્થના દર્શનમાં નેત્રાદિ ઇન્દ્રિય મનનું સહકારી કારણ છે આ સહકારી કારણના અભાવથી મન રૂપાદિના નિશ્ચયને ઉત્પન્ન કરતું નથી. કારણ કે નેત્ર ઇન્દ્રિય સહિત મનવાળો પુરૂષ, જેમ નીલપીતાદિ રૂપને જૂવે છે, તેમ શ્રોત્ર ઇન્દ્રિય સહિત મનવાળો અંધપુરૂષ નીલપીતાદિ રૂપને જોતો નથી. નેત્ર ઇન્દ્રિયથી રહિત અંધ, નીલપીતાદિ રૂપને ન જાણતો હોવાથી, જેમ અપરાધને પામતો નથી, તેમ નેત્રાદિ પ્રમાણ વિના નીલ પીતાદિ રૂપને નહિ જાણવાવાળું મન પણ અપરાધને પામતું નથી. જીવાત્મા મનવડે સર્વ અંતર તથા બાહ્ય

પદાર્થને જાણે છે. ત્યાં ભેદને ગ્રહણ કરવાવાળા નેત્રાદિના સહકારી મનવડે પુરૂષ નાના પ્રકારના ભેદને ગ્રહણ કરે છે તથા જીવ ઈશ્વરના અભેદને બોધન કરવાવાળા મહા વાકયરૂપી શબ્દ પ્રમાણના સહકારી મનવડે અધિકારી અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. અર્થાત્ મન અંતર તથા બાહ્ય પદાર્થમાં સહકારી છે તથા જેમ બહારના પદાર્થમાં નેત્ર સાધન છે, તેમ અંતરના પદાર્થમાટે જીવ ઈશ્વરના અભેદવાળું મહા વાકય સાધન છે. શ્રુતિમાં કહ્યું છે કે मनसैवानुद्रष्टव्यम् શ્રવણ મનનાદિ સાધનયુક્ત શુદ્ધ મનવડે જ અધિકારીને અદ્વિતીય આત્મા જોવા યોગ્ય છે.

જનક–હે ભગવન્! यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह–જેમ મધ્યાન્હકાળના સૂર્યને જોનારૂં નેત્ર, તેજ નહિ સહન થવાથી સૂર્યથી નિવૃત્ત થાય છે, તેમ અદ્વિતીય આત્માને વિષય કરવાવાળું મન તથા વાણી, અદ્વિતીય આત્માને પ્રાપ્ત ન થતાં, તેથી નિવૃત્ત પામે છે. આ શ્રુતિમાં મન તથા વાણી અદ્વિતીય આત્માનો અવિષય કહ્યો છે તથા मनसैवानुद्रष्टव्यम् આ શ્રુતિમાં અદ્વિતીય આત્મા મનનો વિષય કહ્યો છે. માટે આ બે શ્રુતિમાં પરસ્પર વિરોધ આવે છે, તેનું કેમ?

યાજ્ઞવલ્કય–હે જનક! यतो वाचो એ શ્રુતિમાં અશુદ્ધ મનનો નિષેધ કર્યો છે, પણ શુદ્ધ મનનો નહિ તથા मनसैवानुद्रष्टव्यम् એ શ્રુતિથી જે મનની સાધનતા કહી છે, તે શુદ્ધ મનથી કહી છે. માટે બેઉ શ્રુતિનો પરસ્પર વિરોધ નથી.

જનક–तत्त्वौपनिषदं पुरुषं पृच्छामि–ઉપનિષદ્રૂપ શબ્દ પ્રમાણવડે જાણવા યોગ્ય અદ્વિતીય આત્માનું સ્વરૂપ હું તમને પૂછું છું. આ શ્રુતિમાં અદ્વિતીય આત્માના સાક્ષાત્કારમાં ઉપનિષદ્રૂપ શબ્દને કરણ–સાધન કહ્યું છે તથા मनसैवानुद्रष्टव्यम् એ શ્રુતિમાં મનને આત્મસાક્ષાત્કારમાં સાધન કહ્યું છે. માટે બેઉ શ્રુતિનો પરસ્પર વિરોધ છે.

યાજ્ઞવલ્કય–હે જનક! ઉપનિષત્રૂપ શબ્દ પ્રમાણની સહાયતા વિના મન આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન કરતું નથી, પણ ઉપનિષદ્રૂપ શબ્દ પ્રમાણની સહાયતાથી શુદ્ધ મન આત્માના સાક્ષાત્કારને ઉત્પન્ન કરે છે. માટે બેઉ શ્રુતિનો પરસ્પર વિરોધ નથી. અર્થાત્ કેટલાક વિદ્વાન્ આત્મસાક્ષાત્કારમાં ઉપનિષત્રૂપ શબ્દને સાધન માને છે તથા મનને સહકારી કારણ માને છે. તેમ કેટલાક મનને સાધન માને છે તથા ઉપનિષદ્‌ને સહકારી કારણ માને છે.

## અદ્વિતીય બ્રહ્મમાં સર્વ દ્વૈતનો નિષેધ.

હે જનક! અદ્વિતીય બ્રહ્મરૂપ આત્મામાં નાના પ્રકારના ભેદવાળો પ્રપંચ જરા પણ નથી. કારણ કે વ્યાકરણના અર્થથી દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત સર્વથી અધિક વસ્તુ બ્રહ્મ શબ્દનો અર્થ છે. જો બ્રહ્મમાં કોઇ પદાર્થનો ભેદ માનીએ તો ભેદવાળા સર્વ પદાર્થો વસ્તુપરિચ્છેદવાળા થાય. ભેદરૂપ વસ્તુપરિચ્છેદવાળો પદાર્થ અલ્પ હોવાથી તે સર્વથી અધિક હોતો નથી. માટે ભેદ માનવાથી સર્વથી અધિકતારૂપ બ્રહ્મ શબ્દનો અર્થ પરમાત્મામાં ઘટશે નહિ. શાસ્ત્રમાં શબ્દનો ગૌણ તથા મુખ્ય, એમ બે પ્રકારનો અર્થ માન્યો છે. જેમ દેવદત્ત નામનો પુરૂષ સિંહ છે. આમાં મૃગરાજ પશુમાં સિંહ શબ્દનો મુખ્ય અર્થ છે તથા દેવદત્ત નામનો પુરૂષ સિંહ શબ્દનો ગૌણ અર્થ છે. જે સ્થળે શબ્દના મુખ્ય અર્થનો સંભવ થઇ શકે, તે સ્થળે શબ્દનો ગૌણ અર્થ અંગીકાર કરવો નહિ. આ રીતનો શાસ્ત્રવેત્તા પુરૂષનો સંકેત હોવાથી, એક અદ્વિતીય પરમાત્માને છોડી, જેટલા હાથી આદિ અનાત્મ પદાર્થમાં, જો કે

અશ્વાદિકની અપેક્ષાએ કરી અધિકતા છે, છતાં પર્વતાદિકની અપેક્ષાએ હાથી આદિમાં અધિકતા નથી. તેમ પર્વતાદિકોમાં જો કે હાથી આદિની અપેક્ષાએ અધિકતા છે, પણ આકાશાદિકની અપેક્ષાએ પર્વતાદિમાં અધિકતા નથી. આ રીતે સર્વ અનાત્મ પદાર્થમાં સાપેક્ષ અધિકતા છે. માટે હાથી આદિ અનાત્મ પદાર્થ બ્રહ્મ શબ્દનો મુખ્ય અર્થ નથી, પણ ગૌણ અર્થ છે. પણ દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત પરમાત્મામાં કોઈ પદાર્થની અપેક્ષાએ અધિકતા નથી, પણ તેને વિશે નિરપેક્ષાધિકતા છે. માટે પરમાત્માદેવ જ બ્રહ્મ શબ્દનો મુખ્ય અર્થ છે. જે પદાર્થ કોઇ દેશમાં હોય તથા કોઈ દેશમાં ન હોય, તે દેશપરિચ્છેદવાળો કહેવાય છે. તેમ જે પદાર્થ કોઇ કાળમાં હોય તથા કોઇ કાળમાં ન હોય, તે પદાર્થ કાળપરિચ્છેદવાળો કહેવાય છે તથા જે પદાર્થ બીજા કોઈ પદાર્થથી ભિન્ન હોય, તે વસ્તુપરિચ્છેદવાળો કહેવાય છે. દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદવાળો પદાર્થ અલ્પ હોય છે. જેમ પુરૂષના હાથમાં રહેલ આમળાનું ફળ દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદવાળું હોવાથી અલ્પ છે, તેમ પરમાત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદવાળા હોવાથી અલ્પછે. દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત સર્વથી અધિક વસ્તુ, તે બ્રહ્મ શબ્દનો અર્થ છે. સર્વથી અધિકપણું તથા અલ્પપણું, આ બેઉ ધર્મ પરસ્પર વિરોધી હોવાથી, બેઉ ધર્મ એક પદાર્થમાં રહેતા નથી. જે પદાર્થમાં અધિક ધર્મ રહે છે, તેમાં અલ્પપણાનો ધર્મ રહેતો નથી તથા જે પદાર્થમાં અલ્પતાનો ધર્મ રહેલો છે, તેમાં અધિકતાનો ધર્મ રહેતો નથી. માટે પરમાત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો, બ્રહ્મ શબ્દનો ગૌણ અર્થ છે. એક પરમાત્મા જ બ્રહ્મશબ્દનો મુખ્ય અર્થ છે. ભેદરૂપ વસ્તુપરિચ્છેદ પણ ત્રણ પ્રકારનો છે. એક સ્વરૂપભેદ, બીજો સજાતીય ભેદ તથા ત્રીજો વિજાતીય ભેદ. પોતાના સ્વરૂપમાં રહેલ ભેદનું નામ સ્વરૂપભેદ છે. જેમ એક જ વૃક્ષમાં સ્કંધ, શાખા, પત્ર, પુષ્પ તથા ફળ ઇત્યાદિનો જે પરસ્પર ભેદ છે, તે સ્વરૂપભેદ કહેવાય છે. આ સ્વરૂપભેદને શાસ્ત્રમાં સ્વગત ભેદ કહેવામાં આવે છે તથા તે સાવયવ પદાર્થમાં હોય છે. અદ્વિતીય બ્રહ્મ નિરવયવ હોવાથી તેમાં સ્વરૂપભેદ સંભવતો નથી. સમાન જાતિવાળા પદાર્થના પરસ્પર ભેદને સજાતીય ભેદ કહેવામાં આવે છે. સર્વ શુકલ વર્ણવાળી ગાયોમાં કૃષ્ણ વર્ણવાળી ગાયોનો જે ભેદ અથવા સર્વ અંગસંપન્ન ગાયમાં શૃંગાદિ એક અંગ હીનવાળી ગાયનો જે ભેદ, તે સજાતીય ભેદ છે. અદ્વિતીય બ્રહ્મમાં આવો સજાતીય ભેદ સંભવશે નહિ. વિરૂદ્ધ જાતિવાળા પદાર્થના પરસ્પર ભેદને વિજાતીય ભેદ કહેવામાં આવે છે. જેમ મનુષ્યજાતિમાં ઘટત્વ જાતિનો ભેદ વિજાતીય ભેદ છે. આ વિજાતીય ભેદ પણ અદ્વિતીય બ્રહ્મમાં સંભવતો નથી. જેમ આકાશમાં પ્રતીત થતું ગંધર્વ નગર અધિષ્ઠાનરૂપ આકાશથી ત્રણે કાળે ભિન્ન નથી, તેમ અદ્વિતીય બ્રહ્મમાં પ્રતીત થતું સ્થૂલ સૂક્ષ્મરૂપ સર્વ જગત્, અધિષ્ઠાન બ્રહ્મથી ત્રણે કાળમાં ભિન્ન નથી. જેમ સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટાને સર્વ પદાર્થ સહિત દેશકાળ ઉત્પન્ન થાય છે, તેમ દેશકાળાદિ લઇ સર્વ જગત્ બ્રહ્મમાં ઉત્પન્ન થાય છે. આ બ્રહ્મ પરમાનંદ સ્વરૂપ, સૂર્યાદિ જ્યોતિનો પણ જ્યોતિ, નાશ રહિત, સર્વ ભેદ રહિત તથા સર્વત્ર વ્યાપક છે. જેમ ઘટાદિ ઉપાધિથી રહિત શુદ્ધ આકાશનો પોતાના સ્વરૂપ સાથે ભેદ નથી, તેમ માયા-

દિક ઉપાધિથી રહિત શુદ્ધ બ્રહ્મનો અંતઃકરણાદિ ઉપાધિ રહિત શુદ્ધ આત્માસાથે ભેદ નથી. જેમ મચ્છરના શરીરમાં તથા હાથીના શરીરમાં આકાશ, અંદર તથા બહાર સમાન રીતે વ્યાપેલ છે, તેમ આત્મદેવ પણ અંદર તથા બહાર સમાન વ્યાપક છે. આ આત્માની બ્રહ્મસાથે એકતા સંભવે છે. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં પ્રતીત થતા સર્પ, દંડ, માળા, જળધારા ઇત્યાદિ કલ્પિત પદાર્થ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં જ રહેલાં છે તથા તે રજ્જુરૂપ અધિષ્ઠાનથી સર્પાદિનો ત્રણે કાળે ભેદ નથી, તેમ દેશકાળ આદિ લઇ સર્વ જગત્ અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં રહેલ છે તથા બ્રહ્મથી ત્રણે કાળે તેઓ ભિન્ન નથી. સર્વ દેહધારી જીવોનો આત્મા, ઉપર દર્શાવેલ સર્વ ભેદથી રહિત હોવાથી પરબ્રહ્મરૂપ છે તથા આનંદ સ્વરૂપ આત્માથી પર બીજો કોઇ પણ પદાર્થ નથી. આ આત્માદેવ સર્વ પદાર્થથી અધિક હોવાથી अयमात्मा ब्रह्म ઇત્યાદિ શ્રુતિમાં આનંદ સ્વરૂપ આત્માને બ્રહ્મરૂપે કહ્યો છે. માટે બ્રહ્મ તથા આત્મામાં જરા પણ ભેદ નથી. જો કદાપિ આનંદ સ્વરૂપ આત્મામાં ભેદ હોય તો अयमात्मा ब्रह्म આ શ્રુતિથી દર્શાવેલ આત્માની બ્રહ્મરૂપતા સંભવશે નહિ.

આનંદ સ્વરૂપ આત્મામાં બ્રહ્મરૂપતા હોય તો તેમાં ભેદ રહેશે નહિ. કારણ કે બ્રહ્મરૂપતા તથા ભેદ, આ બે ધર્મ પરસ્પર વિરોધી હોવાથી, એક અધિકરણમાં રહે નહિ. માટે તે બે ધર્મમાં એક ધર્મનો ત્યાગ કરવો જોઇએ. અન્યોન્યાભાવરૂપ ભેદ પોતાના પ્રતિયોગીની અપેક્ષા કરવાથી બહિરંગ છે. બ્રહ્મરૂપતા કોઈની અપેક્ષા ન કરવાથી અંતરંગ છે. જ્યાં બહિરંગ ધર્મની તથા અંતરંગ ધર્મની એક જ અધિકરણમાં પ્રાપ્તિ હોય તો ત્યાં વિરોધીની નિવૃત્તિ માટે બહિરંગ ધર્મનો ત્યાગ કરવો ઉચિત છે. આથી બહિરંગ ભેદના ત્યાગવડે આત્મામાં બ્રહ્મરૂપતા માનવી જોઇએ. આત્મશબ્દનો અર્થ સર્વના અંતર વ્યાપકરૂપ વસ્તુ હોવાથી, બ્રહ્મરૂપતા આત્મરૂપતાથી ભિન્ન નથી. આત્મામાં જો ભેદનો ત્યાગ ન કરીએ તો તેમાંની બ્રહ્મરૂપતાનો નાશ થશે. બ્રહ્મરૂપતાના નાશથી અભિન્ન આત્મરૂપતાનો પણ નાશ થાય તથા આત્મરૂપતાના નાશથી આત્માનો નાશ થશે. આત્માનો નાશ કોઇ પણ વાદી માનતો નથી; માટે આનંદસ્વરૂપ આત્માની રક્ષા અર્થે તેના ભેદનો નાશ માનવો જોઇએ. સ્થૂલ શરીરને આત્મા માનનારા બહિર્મુખ તથા સકામ પુરૂષ પણ જ્યારે શરીરરૂપ મિથ્યા આત્માની રક્ષામાટે સર્વ પદાર્થનો ત્યાગ કરે છે ત્યારે અંતર્મુખ તથા નિષ્કામ અધિકારીએ પરમ પુરૂષાર્થરૂપ શુદ્ધ આત્માની રક્ષા માટે દુઃખરૂપ જડ ભેદનો શામાટે ત્યાગ ન કરવો ? જડ પદાર્થના અભિનિવેશથી પોતાની આત્મરૂપતાના ત્યાગ કરનાર પુરૂષના અનાત્મ જડ પદાર્થો, પરિત્યાગ વિના નાશ થઇ જાય છે. જેમ કૃપણ પુરૂષ જીવતાં ધનનો ત્યાગ કરતો નથી, પણ તેના ધનનો મરણ પછી વિના ત્યાગે નાશ થઇ જાય છે, તેમ આત્માના નાશ થયા પછી જડ પદાર્થનો અવશ્ય નાશ થાય છે. માટે આત્માની રક્ષા અર્થે અધિકારીએ જડ ભેદનો ત્યાગ અવશ્ય કરવો. બૃહસ્પતિના શિષ્ય ચાર્વાક તથા પામર પુરૂષો સ્થૂલ શરીરને જ આત્મા માને છે તથા તેઓ જ્યારે સ્થૂલ શરીરરૂપ મિથ્યા આત્માના નાશ પછી સર્વ જગતનો નાશ માને છે ત્યારે શાસ્ત્રને જાણવાવાળા બુદ્ધિમાનો સાક્ષી આત્માના નાશ પછી સર્વ જગતના નાશને કેમ કથન કરે નહિ ? તાત્પર્ય કે આત્મા સૂર્યાદિ જ્યોતિનો પણ જ્યોતિરૂપ છે તથા તે એક ચેતનરૂપ

છે. આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો જડરૂપ હોવાથી, તેઓ ચેતનરૂપ સાક્ષી આત્માવિના કોઈ પણ પ્રકારે સિદ્ધ થાય નહિ. માટે આત્માના નાશને માનવાથી જડ પદાર્થનો નાશ પણ માનવો પડશે.

જનક—અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માની રક્ષા માટે સર્વ જડપદાર્થનો નાશ માનવો યોગ્ય છે. આપનું એ કહેવું જો કે સત્ય છે, છતાં સર્વ જડપદાર્થના નાશ પછી તે સર્વની સિદ્ધિ કરવાવાળો અદ્વિતીય બ્રહ્મરૂપ સાક્ષી કેવી રીતે રહેશે ?

યાજ્ઞવલ્કય—હે જનક ! જેમ સાક્ષી આત્માના સાક્ષ્યરૂપ અંતઃકરણની વૃત્તિઓનો સુષુપ્તિ અવસ્થામાં નાશ થવા છતાં, સાક્ષી આત્માનો નાશ થતો નથી, તેમ સર્વ જડ જગતનો નાશ થવા છતાં અદ્વિતીય બ્રહ્મનો નાશ થતો નથી. માટે અધિકારીએ અદ્વિતીય બ્રહ્મની રક્ષા માટે જડ પ્રપંચનો ત્યાગ કરવો જોઇએ. જેમ ઉષ્ણ સ્વભાવવાળા અગ્નિમાં શીતળતા કોઇ પ્રમાણથી ગ્રહણ કરાતી નથી, તેમ અદ્વિતીય સ્વભાવવાળા બ્રહ્મમાં ભેદ કોઇપણ પ્રમાણથી ગ્રહણ કરાતો નથી. કોઈ પણ પ્રમાણવડે ગ્રહણ થતા પદાર્થની સિદ્ધિ હોવાથી, આત્મામાં ભેદની સિદ્ધિ સંભવે નહિ. જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં પ્રતીત થતો સર્પ વાસ્તવિક રીતે રજ્જુરૂપ અધિષ્ઠાનમાં નથી. કારણ કે રજ્જુરૂપ અધિષ્ઠાનમાં સર્પ વાસ્તવિક હોય તો રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાન પછી પણ તે સર્પ જણાવો જોઇએ, પણ તેમ જણાતું નથી. માટે સર્પ, રજ્જુમાં વાસ્તવિક નથી. તેમ અદ્વિતીય બ્રહ્મમાં પ્રતીત થતો ભેદ તેમાં વાસ્તવિક નથી. કારણ કે તે ભેદ જો વાસ્તવિક હોય તો સમાધિમાં જેમ વિદ્વાનને બ્રહ્મમાં સત્, ચિત્ તથા આનંદરૂપતા જણાય છે, તેમ બ્રહ્મમાં ભેદ પણ વિદ્વાનને જણાવો જોઇએ. પણ બ્રહ્મમાં ભેદ પ્રતીત થતો ન હોવાથી, અદ્વિતીય બ્રહ્મમાં ભેદ વાસ્તવિક નથી.

જનક—હે ભગવન્ ! જો અદ્વિતીય બ્રહ્મમાં, ભેદ વાસ્તવિક નથી તો તે ભેદ અદ્વિતીય બ્રહ્મમાં કેમ જણાય છે ?

યાજ્ઞવલ્કય—જે પદાર્થ જેમાં રહેલો પ્રતીત થાય છે તે તેમાં વાસ્તવિક હોવો જ જોઇએ, આ રીતનો નિયમ સંભવતો નથી. કારણ કે જેમ પ્રકાશવાળા સૂર્યમાં ઘુવડ આદિ નિશાચર જીવ અંધકારને જૂવે છે, પણ તે અંધકાર સૂર્યમાં વાસ્તવિક નથી. કેમકે જો અંધકાર વાસ્તવિક હોય તો આપણે સઘળા જીવને પણ અંધકાર જણાવો જોઇએ. પણ આપણને સૂર્યમાં અંધકાર જણાતો નથી. માટે જેમ ઘુવડ આદિ પોતાના અજ્ઞાનવડે સૂર્યમાં અંધકારની કલ્પના કરે છે, તેમ અદ્વિતીય બ્રહ્મમાં અજ્ઞાની જીવ, ભેદ જૂવે છે. પણ તે ભેદ વાસ્તવિક નથી. જો અદ્વિતીય બ્રહ્મમાં ભેદ વાસ્તવિક હોય તો આપણ વિદ્વાનને પણ તે થવો જોઇએ. માટે અવિવેકીએ અજ્ઞાને કરી અદ્વિતીય બ્રહ્મમાં ભેદ કલ્પ્યો છે. અજ્ઞાનવડે કલ્પાયલો પદાર્થ વાસ્તવિક હોતો નથી. માટે ‘ ભેદ ’ આ રીતના શબ્દ તથા જ્ઞાનથી ભિન્ન કંઇ ભેદનું વાસ્તવિક રૂપ નથી. પણ ભેદ એ રીતના શબ્દરૂપે તથા જ્ઞાનરૂપે જ ભેદ છે. જેમ ‘વંધ્યાપુત્ર’ આ રીતના શબ્દથી તથા જ્ઞાનથી ભિન્ન વંધ્યાપુત્રનું કોઇ વાસ્તવિક સ્વરૂપ નથી, પણ વંધ્યાપુત્ર આ રીતના શબ્દરૂપે તથા જ્ઞાનરૂપે વંધ્યાપુત્ર હોવાથી અત્યંત અસત્ય છે, તેમ આ ભેદ પણ અત્યંત અસત્ય છે. આ સંસારમાં અદ્વિતીય બ્રહ્મથી ભિન્ન જો કોઇ પણ પદાર્થ હોય તો તે પદાર્થનો ભેદ અદ્વિતીય બ્રહ્મમાં રહે; પણ આ સંસારમાં અદ્વિતીય બ્રહ્મથી

ભિન્ન કોઇ સ્થૂળ સૂક્ષ્મ પદાર્થ નથી. પણ આ સર્વ જગત્ અદ્વિતીય બ્રહ્મરૂપે હોવાથી, તેમાં ભેદની સંભાવના હોય જ નહિ. જેમ શશશૃંગ તથા વંધ્યાપુત્ર, આ બેઉ શબ્દના તથા જ્ઞાનના બળથી તેઓ રહેલા છે તથા તે શબ્દજ્ઞાનથી ભિન્ન બીજો કોઇ પણ પદાર્થ શશશૃંગનું તથા વંધ્યાપુત્રની સ્થિતિનું કારણ નથી. તેમ ભેદ, એ રીતના શબ્દના તથા જ્ઞાનના બળથી ભેદ રહેલો છે, પણ ભેદ એ રીતના શબ્દજ્ઞાન વિના બીજો કોઇ પદાર્થ ભેદની સ્થિતિનું કારણ નથી. માટે ભેદ, એ રીતના શબ્દજ્ઞાનના પ્રભાવથી પ્રતીત થતો ભેદ, અદ્વિતીય બ્રહ્મમાં વાસ્તવિક નથી.

## ભેદદર્શનમાં અનર્થની કારણતા.

હે જનક! મન તથા વાણીને અવિષય સ્વયં પ્રકાશ અદ્વિતીય બ્રહ્મમાં જે પુરૂષ નાના પ્રકારના ભેદને જૂવે છે, તે ભેદદર્શી પુરૂષ ફરી ફરી મૃત્યુને પામે છે.—मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति અદ્વિતીય બ્રહ્મમાં નાના પ્રકારના ભેદને જોનાર પુરૂષ મૃત્યુને પામે છે. અદ્વિતીય બ્રહ્મમાં ભેદબુદ્ધિ અજ્ઞાનીને સંસારની પ્રાપ્તિ કરાવતી હોવાથી, મુમુક્ષુએ અદ્વિતીય બ્રહ્મમાં કદી પણ ભેદબુદ્ધિ કરવી નહિ. અદ્વિતીય બ્રહ્મમાં ભેદબુદ્ધિ કરનાર પુરૂષ નરકાદિમાં અનેક પ્રકારનાં શરીરને પામી અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. માટે મુમુક્ષુએ ભેદબુદ્ધિનો ત્યાગ કરી, બ્રહ્મને એક અદ્વિતીયરૂપે કરી જાણવો. અદ્વિતીય બ્રહ્મ, સૂર્યાદિ જ્યોતિનાં પણ જ્યોતિ તથા મન વાણીનો અવિષય હોવાથી અપ્રમેય છે. પ્રત્યક્ષાદિક પ્રમાણજન્ય જ્ઞાનના અવિષયને અપ્રમેય કહેછે.

જનક—मनसैवानुद्रष्टव्यम् એ શ્રુતિના વ્યાખ્યાનમાં પૂર્વે આપે શુદ્ધ મનના જ્ઞાનની વિષયતા અદ્વિતીય બ્રહ્મમાં કહી ને હાલ અદ્વિતીય બ્રહ્મમાં પ્રમાણજન્ય જ્ઞાનની અવિષયતા આપ કહો છો, તેથી પૂર્વ તથા ઉત્તરનાં વાક્યોવચ્ચે વિરોધ આવે છે, તેનું કેમ?

યાજ્ઞવલ્ક્ય—હે જનક! ચેતનના આભાસવાળી અંતઃકરણની વૃત્તિ, જ્ઞાનરૂપ ઘટાદિ જડ પદાર્થમાં અંતઃકરણની વૃત્તિરૂપ આવરણની નિવૃત્તિ કરે છે, તથા તે વૃત્તિમાં રહેલો ચિદાભાસ, ઘટાદિ જડ પદાર્થનો પ્રકાશ કરે છે. માટે ઘટાદિ જડ પદાર્થમાં વૃત્તિ વિષયતા તથા ચિદાભાસરૂપ ફળની વિષયતા, એ બન્ને વિદ્યમાન હોય છે. તેમ ચેતનરૂપ અદ્વિતીય બ્રહ્મ, સ્વયંજ્યોતિરૂપ હોવાથી તેમાં ચિદાભાસરૂપ ફળની વિષયતા સંભવતી નથી. વળી મહાવાક્યથી ઉત્પન્ન થયેલી અંતઃકરણની વૃત્તિ, અદ્વિતીય બ્રહ્મના અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિ કરે છે. માટે વૃત્તિની વિષયતા અદ્વિતીય બ્રહ્મમાં છે. પૂર્વે જે અદ્વિતીય બ્રહ્મમાં પ્રમાણજન્ય જ્ઞાનની વિષયતા કહી, તે વૃત્તિની વિષયતાને માનીને કહી તથા હાલ અમે અદ્વિતીય બ્રહ્મમાં જ્ઞાનની અવિષયતા કહી,તેચિદાભાસરૂપ ફળની અવિષયતાને માની કહી. તેથી પૂર્વ તથા ઉત્તર વાક્યોવચ્ચે વિરોધ નથી. સર્વ ભેદથી રહિત અદ્વિતીય બ્રહ્મમાં ભેદને જોનારો પુરૂષ પરમ દુઃખને પામે છે. ભેદદર્શીને નાના પ્રકારનાં દુઃખની પ્રાપ્તિ કરાવનાર ભેદ અવિદ્યાથી ઉત્પન્ન થાય છે. આ અવિદ્યાથી અદ્વિતીય બ્રહ્મ શ્રેષ્ઠ અને જન્મ મરણાદિ વિકારથી રહિત છે. માટે તેમને અજ કહેવામાં આવે છે. ગમન, આગમનઆદિ ક્રિયાથી રહિત હોવાથી તેમને ધ્રુવ કહેવામાં આવે છે. દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત હોવાથી તેમને મહાન્ કહેવામાં આવે છે. અદ્વિતીય બ્રહ્મના સાક્ષાત્કારની ઈચ્છાવાળા પુરૂષે અનાત્મ પદાર્થોને પ્રતિપાદન કરનારાં વ્યાકરણાદિ શાસ્ત્રોનો ત્યાગ કરી, શ્રોત્રિય અને

બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ કરવું. એકાંત પ્રદેશમાં બેસી શ્રવણ કરેલા અર્થનું મનન કરવું ને મનથી નિશ્ચય થયેલા અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થમાં ચિત્તની વૃત્તિના નિરંતર પ્રવાહરૂપે વળી તેનું નિદિધ્યાસન કરવું. આ રીતે કરનાર બાળકની માફક રાગદ્વેષાદિથી રહિત તથા બ્રહ્મચર્યાદિ સાધનયુકત બને છે. શ્રવણાદિ સાધનયુકત અધિકારી પોતાના મનનો અંતરાત્મામાં લય કરે છે અને મનનો લય, તે સર્વ દુઃખની નિવૃત્તિનું કારણ છે.

## અનાત્મપદાર્થની નિવૃત્તિનું વર્ણન

અદ્વિતીય આત્માથી ભિન્ન લોકપ્રસિદ્ધ અનાત્મ પદાર્થને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો તથા અનાત્મ પદાર્થની પ્રાપ્તિનાં સાધનો જો કદાપિ શાસ્ત્રથી નિષિદ્ધ ન થયાં હોય, તોપણ તેમનું ચિંતન કરનારા પુરૂષની વાક્ આદિ ઇન્દ્રિયોને તે પદાર્થો પરિશ્રમરૂપ દુઃખની પ્રાપ્તિ કરે છે. માટે અનાત્મ પદાર્થનો તથા અનાત્મ પદાર્થને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનો મુમુક્ષુએ અવશ્ય ત્યાગ કરવો. જેમ આ લોકમાં ભારને વહેનાર ગર્દભ પરમ દુઃખને પામે છે, તેમ વર્તમાન વિષયોની ચિંતાથી આકુળવ્યાકુળ થયલો પુરૂષ દુઃખને પામે છે. અર્થાત્ વર્તમાન વિષયની ચિંતાવડે પુરૂષ જ્યારે પરમ દુઃખને પામે છે, ત્યારે ભૂત તથા ભવિષ્યની ચિંતાથી દુઃખને પામે, તેમાં તો શું જ કહેવું ? આનંદ સ્વરૂપ આત્માના ચિંતનના ત્યાગે કરી પુરૂષ જે જે વિષયનું ચિંતન કરે છે, તે તે વિષય જો કદાપિ શાસ્ત્રથી નિષિદ્ધ હોય, તોપણ તેમની પાછળની પ્રવૃત્તિદ્વારા પુરૂષની વાક્ આદિ ઇન્દ્રિયોને કેવળ પરિશ્રમરૂપ દુઃખની પ્રાપ્તિ કરાવે છે. વાસ્તે મન ફરી દુઃખ ન પામે, તે સારૂ સર્વ વિષયનો ત્યાગ કરી, મનને અંતરાત્મામાં એકાગ્ર કરવું. આજ સર્વ દુઃખની નિવૃત્તિનું સાધન છે. શમદમાદિ સાધનવડે, શ્રવણાદિ સાધનવડે તથા અન્નમયાદિક પંચ કોશના વિચારવડે જે અધિકારીએ અદ્વિતીય આત્મામાં મનને એકાગ્ર કર્યું હોય, તે અધિકારી જ અદ્વિતીય આત્માના સાક્ષાત્કારને પામે છે.

## વ્યાકરણથી બ્રહ્મપ્રાપ્તિનો અભાવ

હે જનક ! જેમ રોગીને કુપથ્ય અન્નનું ભક્ષણ દોષરૂપ થઈ પડે છે, તેમ અધિકારીને વ્યાકરણાદિ અનાત્મ શાસ્ત્રોનું અધ્યયન પણ બહિર્મુખતાના કારણરૂપ થઇ પડે છે. પાણિનીથી રચાયેલા વ્યાકરણાદિ શાસ્ત્રમાં શકિત, ગૌણી તથા લક્ષણા, એમ ત્રણ પ્રકારની વૃત્તિઓ કહેલી છે. પદના પોતપોતાના અર્થની સાથેના સંબંધને વૃત્તિ કહેવામાં આવે છે. શકિતવૃત્તિ વળી બે પ્રકારની છેઃ–એક યોગશકિત તથા બીજી રૂઢિશકિત. પદના અવયવમાં રહેનારી શકિતને યોગશકિત તથા યોગશકિતવાળાપદનું નામ યૌગિક છે. જેમ 'पाचक' એ પદમાં બે અવયવ છે, એક पच् ધાતુરૂપ અવયવ તથા બીજો अक् પ્રત્યયરૂપ અવયવ છે. ધાતુરૂપ અવયવની પાકરૂપ અર્થમાં શકિત છે તથા અક્ પ્રત્યયરૂપ અવયવની કર્તારૂપ અર્થમાં શકિત છે. આ બે અવયવ મળી પાચક, પાકકર્તા પુરૂષનું (રસોઇઆનું) બોધન થાયછે. પદના અવયવના સમુદાયમાં રહેનારી શક્તિનું નામ રૂઢિશકિત છે તથા રૂઢિશકિતવાળા પદનું નામ રૂઢ છે. જેમ વિપ્ર, ગાય, ઘટ, ઇત્યાદિ પદના અવયવસમુદાયમાં બ્રાહ્મણાદિ અર્થનો બોધ કરનારી શકિત રહેલી છે અને તે શકિતવાળા પદનું નામ શકિતપદ છે. પદના વાચ્ય અર્થમાં રહેલ ગુણદ્વારા તે પદના અવાચ્ય અર્થની સાથે જે સંબંધ, તેનું નામ ગૌણિવૃત્તિ છે તથા ગૌણિ વૃત્તિવાળા પદનું નામ ગૌણ છે. જેમ કોઇ પુરૂષ એમ

કહે કે,'આ બાળક અગ્નિ છે,' અહીં અગ્નિ શબ્દનો વાચ્ય અર્થ લોકપ્રસિદ્ધ અગ્નિમાં તેજસ્વીપણાનો જે ગુણ રહે છે, તે ગુણ બાળકમાં રહેવાથી અગ્નિ પદની તેનામાં ગૌણિવૃત્તિ કહેવાય. પદના વાચ્ય અર્થના અવાચ્ય અર્થની સાથેના સંબંધને લક્ષણાવૃત્તિ કહેવામાં આવે છે તથા લક્ષણાવાળા • પદનું નામ લાક્ષણિક કહેવાય છે. લક્ષણા ત્રણ પ્રકારની છે. એક જહલ્લક્ષણા, બીજી અજહલ્લક્ષણા તથા ત્રીજી લક્ષિત લક્ષણા. જે સ્થળે પદના વાચ્ય અર્થનો ત્યાગ કરી અવાચ્ય અર્થનું ગ્રહણ થતું હોય, તે જહલ્લક્ષણા. જેમ કે 'ગંગામાં ગામ છે'. અહીં ગંગા પદના વાચ્ય અર્થ જળનો પ્રવાહ છે,પણ પ્રવાહમાં ગામની સ્થિતિ સંભવે નહિ. માટે જળના પ્રવાહરૂપ વાચ્ય અર્થનો ત્યાગ કરી ગંગાનો કિનારો એવો અર્થ સમજવો. જે સ્થળે પદના વાચ્ય અર્થનો ત્યાગ કર્યા વિના અવાચ્ય અર્થનું ગ્રહણ કરવામાં આવે ત્યાં અજહલ્લક્ષણા થાય છે. જેમ કોઇએ કાગડાથી દહિની રક્ષા કરવાની કહી. તે સાંભળી રક્ષણ કરનારો કાગડા સિવાય શ્વાન આદિ જેટલાં પ્રાણીઓ દહિનો નાશ કરનારાં છે, તે સર્વમાં કાક શબ્દની લક્ષણા કરે છે. પદના વાચ્ય અર્થનો અવાચ્ય અર્થની સાથે જે સંબંધ, તેને લક્ષિતલક્ષણા કહે છે. જેમ દ્વિરેફ્પદનો વાચ્ય અર્થ બેરકાર છે. આ સવર્ણરૂપ બેરકામાં શબ્દનું કારણપણું નહિ હોવાથી દ્વિરેફ્ની મધુકર—ભમરામાં લક્ષણા થાય છે. અહીં દ્વિરેફ્ પદના વાચ્ય અર્થરૂપ બે બે રકારનો મધુકર વ્યક્તિ સાથે સાક્ષાત્ સંબંધ સંભવતો નથી, પણ સ્વઘટિત પદ વાચ્યત્વરૂપ પરંપરા સંબંધ સંભવે છે. તેમાં સ્વશબ્દથી બે રકારવડે ઘટિત ભ્રમર પદનો વાચ્ય મધુકર વ્યક્તિ એવો અર્થ થાય છે. આ પ્રમાણે વ્યાકરણ શાસ્ત્રમાં પાચકાદિ પદોમાં શક્તિ આદિ વૃત્તિઓ કહેલી છે. વળી પચકઃ ઈત્યાદિ પદમાં પ્રકૃતિ—મૂળ અર્થ પ્રધાન છે તથા પાચક ઇત્યાદિ પદમાં પ્રત્યયનો અર્થ પ્રધાન છે. કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન તથા અધિકરણ, એમ છ પ્રકારના કારક છે. પચાદિ ધાતુઓના અર્થનું નામ ક્રિયા છે તથા તંડુલાદિ પદાર્થનું નામ કર્મ છે. આ પ્રમાણે વ્યાકરણ શાસ્ત્રમાં અનેક પ્રકારના શબ્દો સિદ્ધ કરેલા છે. તે સર્વ અનાત્મ પદાર્થનું બોધન કરનારા હોવાથી તેમના ચિંતનવડે અધિકારીને પરમ મોહ પ્રાપ્ત થાય છે.

## કર્મોમાં બ્રહ્મપ્રાપ્તિનો અભાવ.

કકારાદિ વર્ણના સમુદાયનું નામ પદ છે ને પદના સમુદાયનું નામ વાક્ય છે. જેમ ज्योतिष्टोमेन यजेत स्वर्गकामः—આ શ્રુતિ છે, તેમાં રહેલાં પદોમાંના એકના ત્યાગથી શબ્દબોધ થતો નથી. તેથી તે પદો પરસ્પર આકાંક્ષાવાળાં છે. ज्योतिष्टोमेन यजेत स्वर्गकामः—એમાં રહેલા પદનો સમૂહ તથા उद्भिदा यजेत એમાં રહેલા પદોનો સમૂહ, એ બેઉ સમૂહો એક બીજાની આકાંક્ષાવાળા નહિ હોવાથી ભિન્ન છે. વળી એકવાર ઉચ્ચારણ કરેલા પદ તથા વાક્ય, એકજ અર્થનું બોધન કરે છે, તથા જે સ્થળે તે પદ અને વાક્ય બીજા અર્થનું બોધન કરે ત્યાં વાક્યભેદ થાય છે. જેમ માયાવિશિષ્ટ પરમાત્માથી આકાશાદિ ભૂત ઉત્પન્ન થાય છે, તેમ કકાર ખખારાદિ વર્ણો પણ ઉત્પન્ન થાય છે. આ રીતે ઉત્તર મીમાંસાવાળા કહે છે, જ્યારે પૂર્વ મીમાંસાવાળા કહે છે કે—કકરાદિ વર્ણ વિભુ તથા નિત્ય હોવાથી તેમની ઉત્પત્તિ કે નાશ સંભવતો નથી.

જનક—જો કકરાદિ વર્ણ નિત્ય હોય તો તેની સર્વદા પ્રતીતિ થવી જોઇએ.

યાજ્ઞવલ્કય—જેમ આકાશમાં રહેલાં નક્ષત્રો દિવસે જણાતાં નથી, પણ રાત્રીએ જણાય છે. અર્થાત્ રાત્રી નક્ષત્રની અભિવ્યંજક છે. તેમ સર્વદા વિદ્યમાન હોવા છતાં પણ કકારાદિ વર્ણ કંઠતાળુઆદિના સંબંધ વિના પ્રતીત થતા નથી. કંઠતાળુઆદિના સંબંધ પછી

જ કકરાદિ વર્ણ પ્રતીત થાય છે. માટે ઉર, કંઠ, શિર, જિહ્વામૂલ, દંત, નાસિકા, ઓષ્ઠ તથા તાલુ, એ આઠ સ્થાન તથા સ્પષ્ટાદિ પ્રયત્ન, કકારાદિ વર્ણનાં અભિવ્યંજક છે. આ રીતે સ્થાનવડે અભિવ્યક્તિને પામેલા કકારાદિ વર્ણ જ્યારે શ્રોતાના શ્રવણમાં પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ પદ તથા વાક્ય ઇત્યાદિ સંજ્ઞાને પામે છે. પદ અને વાક્યના અંતમાં રહેલા વર્ણ, પૂર્વ વર્ણના અનુભવજન્ય સંસ્કારે કરી સહકારી પદાર્થ તથા વાક્યાર્થ જ્ઞાનનું કારણ થાય છે. પદ તથા વાક્ય સાથે અર્થનો બોધ્યબોધક સંબંધ નિત્ય છે. આ બોધ્યબોધક ભાવનો સંબંધ ઘટાદિ પદનો ઘટત્વાદિ જાતિમાં હોવાથી ઘટાદિ શબ્દથી ઘટત્વાદિ જાતિનો શાબ્દબોધ થાય છે. વળી ઘટાદિ વ્યક્તિનું જ્ઞાન અર્થાપત્તિરૂપ આક્ષેપથી થાય છે. ज्योतिष्टोमेन यजेत स्वर्गकामः–ઇત્યાદિ વાક્યમાં રહેલાં પદો પોતપોતાના અર્થનું સ્મરણ કરાવનારાં હોવાથી અભિધાયક છે. જો કે વાક્યાર્થના જ્ઞાનમાટે પદોની પ્રવૃત્તિ છે. છતાં પદાર્થના જ્ઞાનવિના વાક્યાર્થનું જ્ઞાન થતું નથી. તેથી તે પદો પોતપોતાના અર્થનું અવશ્ય બોધન કરે છે 'સત્ તથા ચિત્ આનંદસ્વરૂપ આત્મા છે' ઇત્યાદિ વાક્યમાં રહેલા પદોથી સ્મરણ કરાયલો અર્થ પરસ્પર સંબંધરૂપ વાક્યાર્થનું બોધન કરે છે જે પદાર્થની પરસ્પર આકાંક્ષા હોય છે, તે સર્વ પદાર્થનો તે વાક્યાર્થમાં સબંધ હોય છે ને ક્રિયાપદ વાક્યાર્થને પૂર્ણ કરે છે. હે જનક! અપૌરૂષેય વાક્યના સમૂહનું નામ વેદ છે. વેદ બે પ્રકારના છેઃ–એક મંત્ર ભાગરૂપ વેદ, તથા બીજો બ્રાહ્મણ ભાગરૂપ વેદ. વિધિવાક્યના યજ્ઞાદિરૂપ અર્થની સ્તુતિ કરનારાં વેદવાક્ય અધિકારીને યજ્ઞાદિ કર્મમાં પ્રવૃત્ત કરે છે. આ ભાગ અર્થવાદ કહેવાય છે ને તે ત્રણ પ્રકારનો છે. ગુણાનુવાદ અનુવાદ તથા ભૂતાર્થવાદ. વેદમાં વાક્યનો અર્થ અપૂર્વ છે. તેમાં પૂર્વકાંડના વાક્યનો ધર્મરૂપ અર્થ છે તથા ઉપનિષદ્‌રૂપ ઉત્તર કાંડના વાક્યનો અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થ છે આ બન્ને પ્રત્યક્ષાદિ લૌકિક પ્રમાણગમ્ય ન હોવાથી અપૂર્વ છે. વિધિવાક્યના યજ્ઞાદિરૂપ અર્થની સ્તુતિવડે તથા તે અર્થથી ભિન્ન અર્થની નિંદાવડે અર્થવાદરૂપ વચન અધિકારીની તે અર્થમાં પ્રવૃત્તિ કરાવે છે. મંત્રરૂપ વચન દેવનું સ્મરણ કરાવનાર હોવાથી તે અર્થવાદ તથા મંત્રવિધિ વાક્યના અર્થમાં પ્રમાણ છે. વિધિવાક્ય; વિનિયોગ, પ્રયોગ, ઉત્પત્તિ તથા અધિક્રિયાવિધિ, એ રીતે ચાર પ્રકારનું છે. ભાવનાને પ્રતિપાદન કરનાર વિધિવાક્ય છે. વાક્યના અર્થમાં સાધન સાધ્ય તથા ઇતિકર્તવ્યતા, એ ત્રણ બહુ જ ઉપયોગી છે. स्वर्गकामो यजेत એ વાક્યના અર્થજ્ઞાન પછી યજ્ઞાદિ કર્મના અધિષ્ઠાનથી ધર્મરૂપ અપૂર્વ ઉત્પન્ન થાય છે, જેથી પુરૂષને સ્વર્ગ મળે છે. વેદ પ્રતિપાદિત કર્મ, પ્રાકૃત તથા વૈકૃત એમ બે પ્રકારનાં છે. 'આ કર્મ આ રીતે કરવું,' એમ વિધાન કરેલું કર્મ પ્રાકૃત કર્મ, 'તથા આ કર્મ આ કર્મની માફક કરવું,' આ પ્રકારે વિધાન કરેલું કર્મ વૈકૃત કર્મ કહેવાય છે. વળી શબ્દાંતર, અભ્યાસ, સંજ્ઞા, સંખ્યા, ગુણ પ્રકરણાંતર ઇત્યાદિવડે કર્મ ભિન્ન ભિન્ન પણ છે. કર્મોમાં કેટલાંક કર્મ અંગરૂપ છે તથા કેટલાંક અંગીરૂપ છે. કર્મના અંગઅંગીભાવમાં શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણ, સ્થાન તથા સમાખ્યા, એવાં છ પ્રમાણ છે. તેમ જ કર્મના અંગઅંગી ભાવના નિશ્ચય પછી ઇયત્તારૂપ પરિમાણ, શ્રુતિ, અર્થ, પાઠ, સ્થાન, મુખ્ય તથા પ્રવૃત્તિ, એ છ પ્રમાણથી જણાય છે. કર્મનું પરિમાણ ત્રણ વર્ણવાળા અધિકારીઓમાં એકે અથવા અનેકે વ્યવસ્થાપૂર્વક કરવા યોગ્ય છે. યજ્ઞાદિ કર્મમાં ઉપયોગી દેવતા તથા દ્રવ્યને જોઇ વિવેકીએ 'આ કર્મ આ કર્મની વિકૃતિ છે,' આ રીતે યજ્ઞાદિ કર્મનો પરસ્પર પ્રકૃતિ વિકૃતિભાવ નિશ્ચય કરવો. વિકૃતિ યજ્ઞોમાં બુદ્ધિમાનોએ પદાદિની ઉહા કરવી. સર્વ કર્મથી પૂર્ણ થયેલા વિકૃતિ કર્મમાં પ્રકૃતિ કર્મના અંગનો નિવૃત્તિરૂપ બાધ જાણવો. જ્યાં અન્ય કોઇ માટે કીધેલા અંગવડે કોઇ બીજાનો ઉપકાર થાય, ત્યાં પ્રસંગ કહેવાય છે. એકવાર કરાયલું કર્મ ઘણા કર્મોનાં અંગરૂપ હોય તો તે તંત્ર કહેવાય છે આ રીતે અનેક પ્રકાર પૂર્વ મીમાંસામાં જૈમિનીએ કહેલા છે. આના અભ્યાસવડે પુરુષ પોતાને પંડિત માને છે તથા વિદ્વાનની સભામાં જઇ પૂર્વ મીમાંસાનું કથન કરે છે. ઉત્તર મીમાંસામાં બ્રહ્મજ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ કહેલી છે તથા બ્રહ્મજ્ઞાનની

પ્રાપ્તિમાં યજ્ઞાદિ કર્મથી લઇ અનેક પ્રકારનાં સાધનો બતાવેલાં છે. આ રીતે મીમાંસા શાસ્ત્રના અનાત્મ પદાર્થના ચિંતનવડે બહિર્મુખ પુરૂષ નાના પ્રકારના વ્યામોહને પામે છે.

**ન્યાય પણ બ્રહ્મપ્રાપ્તિ કરાવતો નથી.**

ન્યાય શાસ્ત્રના પદાર્થમાં પ્રતિજ્ઞા, હેતુ તથા ઉદાહરણ, એમ ત્રણ અવયવના સમુદાયરૂપ વાક્યવડે પરાર્થે અનુમાન થાય છે. આ રીતે મીમાંસકો માને છે તથા ઉદાહરણ અને ઉપનય, એવા બે અવયવના સમુદાયરૂપ વાક્યવડે પદાર્થનું અનુમાન થાય છે, એવી રીતે બૌદ્ધો માને છે. આ બન્ને મત અસંગત છે પરંતુ પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય, તથા નિગમ, એમ પાંચ અવયવના સમુદાયરૂપ વાક્યવડે પદાર્થનું અનુમાન થાય છે નૈયાયિકો બીજા શાસ્ત્રવાળા પુરૂષોના મતમાં આ પ્રકારનું દૂષણ કાઢે છે કે, તમારા મતમાં આત્મ શ્રય રૂપ તર્ક અન્યોન્યાશ્રયરૂપ તર્ક, ચક્રિકારૂપ તર્ક, અનવસ્થારૂપ તર્ક, વ્યાઘાતરૂપ તર્ક અથવા પ્રતિબંધીરૂપ તર્ક, પ્રાપ્ત થાય છે. વળી તમારો તર્ક ઇષ્ટાપત્તિરૂપ દૂષણવાળો હોવાથી અસત્ય, પ્રતિવાદીના અનિષ્ટને કરતો ન હોવાથી અસત્ય, વ્યાપ્તિથી રહિત હોવાથી અસત્ય, વિપરીત હોવાથી અસત્ય, અનુગ્રાહક પ્રમાણથી રહિત હોવાથી અપ્રયોજક તથા વ્યાપ્તિ પક્ષ ધર્મથી રહિત હોવાથી હેત્વાભાસવાળો છે. તમારૂં સાધ્ય આશ્રયથી તથા પ્રસિદ્ધતાથી રહિત છે તમારાં અનુમાન કોઇ દૃષ્ટાંતવડે યોગ્ય નથી. અનુમાનમાં તમે ઉદાહરણ વ્યર્થ કહ્યું, અનુમાનમાં તમે નિગમન વ્યર્થ કહ્યું, એવા એવા અનેક અનાત્મ પદાર્થો ન્યાયશાસ્ત્રમાં કહ્યા છે. હે જનક! આ પ્રમાણે વ્યાકરણ, ન્યાય તથા પૂર્વ મીમાંસામાં અનેક પ્રકારના અનાત્મ પદાર્થનું કથન કર્યું છે. અનાત્મ પદાર્થોમાં આસક્તિવાળો બહિર્મુખ પુરૂષ અત્યંત દુર્જન છે. આ લોકમાં સ્ત્રી. પુત્ર, ધન ઇત્યાદિ પદાર્થનો ત્યાગ કરવો, એ જો કે અત્યંત કઠણ છે, છતાં કેટલાક તે સ્ત્રીપુત્રાદિ પદાર્થનો ત્યાગ કરીને સંન્યાસ આશ્રમને ધારણ કરી, વિદ્યાના અભિમાનનો ત્યાગ કરતા નથી. જેમ કોઇ ભાર વહેનારો પુરૂષ પોતાના મસ્તકપર રહેલ દહિ ઓદનાદિ અન્નનો ભાર કે જેના ભક્ષણથી ક્ષુધાની નિવૃત્તિ થાય છે, તે અન્નરૂપ ભારનો ત્યાગ કરી, પાષાણનો ભાર પોતાના મસ્તકપર ઉઠાવે છે, તેમ સુખના સાધનરૂપ સ્ત્રીપુત્રાદિ પદાર્થનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમને ધારણ કરી. જે પુરૂષ વિદ્યા અને આશ્રમાદિના અભિમાનરૂપ ભારને ઉઠાવે છે, તે પુરૂષ અત્યંત મૂઢ જાણવો. માટે જે અધિકારીને પોતાના કલ્યાણની ઇચ્છા હોય, તેણે વેદાંત શાસ્ત્ર છોડી, બીજા કોઇ અનાત્મ શાસ્ત્રનો વિચાર કદી કરવો નહિ. કારણ કે અનાત્મ પદાર્થનો વિચાર પુરૂષની વાગાદિ ઇંદ્રિયોને કેવળ પરિશ્રમ આપી અભિમાનને ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ઘણા અનાત્મ પદાર્થનું ચિંતન પુરૂષની વાગાદિ ઇંદ્રિયોને પરિશ્રમની પ્રાપ્તિ કરાવનાર હોવાથી અધિકારીએ તે અનાત્મ પદાર્થનું ચિંતન કરવું નહિ. પણ નિરંતર વેદાંત શાસ્ત્રનું ચિંતન કરવું. જેમ ગાય પોતાના ચાર સ્તનથી વાછરડાની તૃપ્તિ કરે છે, તેમ સ્વાહાકાર, વષટ્કાર સ્વધાકાર તથા હંતકાર, એવા ચાર સ્તનવડે દેવતા, ઋષિ. પિતર તથા મનુષ્યાદિ સર્વની તૃપ્તિ કરનારી વેદની વાણીરૂપ કામધેનુ છે. શ્રીવેદ વાણીરૂપ ગાયને જે અભિમાન રહિત થઇ પ્રસન્ન કરે છે, તેને વાણીરૂપ ગાય મોક્ષરૂપ દૂધની પ્રાપ્તિ કરાવે છે.

## સગુણબ્રહ્મમાં મનની એકાગ્રતા.

હે જનક! મન અત્યંત ચંચળ હોવાથી નિર્ગુણ બ્રહ્મમાં ચંચળ મનનો લયરૂપ નિગ્રહ કરવાને જો તમે સમર્થ ન હો તો તમને સગુણ બ્રહ્મનો અભેદ ચિંતનરૂપ બીજો ઉપાય કહું, તે સાવધ થઇને સાંભળો. પૂર્વે મેં તમને પ્રાણ ઇન્દ્રિયના સાક્ષીરૂપે કરી પરમાત્માનો બોધ કર્યો, જે પરમાત્મા હૃદય બુદ્ધિના તાદાત્મ્ય સંબંધવડે વિજ્ઞાનમય સંજ્ઞાને પામે છે. જે પરમાત્મા સર્વના હૃદયમાં રહેલા છે તથા જે પરમ ત્મામાં વિજ્ઞાનમય જીવ સુષુપ્તિ અવસ્થામાં અભેદ ભાવને પામે છે, તે પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ હોવાથી શ્રુતિએ પરમાત્માને મહાન્ કરી રહ્યા છે. એ પરમાત્મા જન્મ

મરણાદિ વિકારથી રહિત હોવાથી શ્રુતિએ તેમને અજ કરી કહ્યા છે. જેમ આ લોકમાં મંત્ર સિદ્ધિવાળા પુરૂષને સર્વ પ્રાણી વશવર્તી છે, તેમ માયાવિશિષ્ટ પરમાત્માને સર્વ ભૂત ભૌતિક જગત્ વશવર્તી હોવાથી, શ્રુતિએ પરમાત્માને વશ કરી કહ્યા છે. જેમ પુત્રમાં સ્નેહવાળી માને પુત્ર પોતાને વશ કરી લે છે, તેમ પરમાત્મા સર્વ જીવોના હૃદયનો ત્યાગ કરી કાંહી જતા નથી, તેથી સર્વ જીવો પરમાત્માને વશ કરી લે છે. આથી શ્રુતિએ પરમાત્માને વશ કરી કહ્યા છે. જેમ કોઈ ગૃહસ્થ પુરૂષ પોતાનાં સ્ત્રી પુત્રાદિને પોતાની આજ્ઞામાં ચલાવે છે, તેમ પરમાત્મા સર્વ જગતને પોતાની આજ્ઞામાં ચલાવતા હોવાથી શ્રુતિએ પરમાત્માને ઇશાન કરી કહ્યા છે. જેમ સૂર્ય ભગવાન્ સર્વ જગતનું પાલન કરે છે, તેમ પરમાત્મા દેવ પણ ફલપ્રદાતારૂપે કરી સર્વ જગતનું પાલન કરતા હોવાથી, શ્રુતિએ પરમાત્માને અધિપતિ કહ્યા છે. જેમ આ લોકમાં પુણ્યવાન્ પુણ્ય કર્મવડે યશ આદિને પ્રાપ્ત થઇ વૃદ્ધિને પામે છે. તેમ આનંદ સ્વરૂપ પરમાત્મા દેવ પુણ્ય કર્મથી વૃદ્ધિને પામતા નથી. જેમ પાપી પાપ કર્મથી અપયશઆદિને પામી લઘુતાને પામે છે, તેમ પરમાત્મા પાપ કર્મથી લઘુતાને પામતા નથી. વાસ્તવિક રીતે પુણ્ય પાપથી રહિત તથા વિષમતાથી રહિત પરમાત્મા દેવ મહારાજા માફક સર્વ જગતને પોતાની આજ્ઞામાં ચલાવતા હોવાથી, તેમને શ્રુતિએ સર્વેશ્વર કહ્યા છે. સૂર્ય ભગવાનની માફક પરમાત્મા સર્વભૂતના કારણ હોવાથી શ્રુતિએ તેમને ભૂતાધિપતિ કહ્યા છે. જેમ માતા પોતાના પુત્રનું પાલન કરે છે, તેમ પરમાત્મા સર્વ ભૂતોનું પાલન કરતા હોવાથી શ્રુતિએ તેમને ભૂતપાલ કહ્યા છે. જેમ નદીના પારને જવા માટે રચાયલો સેતુ નદીના જળની મર્યાદાને ધારણ કરે છે, તેમ સ્વયંજ્યોતિ પરમાત્મા ભૂરાદિ લોકની તથા વર્ણાશ્રમ ધર્મની મર્યાદા ધારણ કરતા હોવાથી, શ્રુતિએ પરમાત્માને સેતુ કરી કહ્યા છે. આ પરમાત્મા જગતની મર્યાદાની વ્યવસ્થા ન કરે તો પૃથિવી, જળ, તેજ, વાયુ, આકાશ, એ પાંચ ભૂતો પોતાની મર્યાદાનો ત્યાગ કરી, સર્વ જગતનો પ્રલય કરવામાં જો કદાપિ પ્રવૃત્ત થાય તો પરમાત્મા વિના બીજો કોઇ તેને સ્થાપન કરે નહિ. પૃથ્વીનું પાલન કરનાર ચક્રવર્તી રાજા પોતાની ધર્મમર્યાદાનો ત્યાગ કરી પ્રજાનો અનર્થ કરવામાં પ્રવૃત્ત થાય તો સર્વદા પરમાત્મા વિના બીજો કોણ તે રાજાને નિવારણ કરશે ? વરદાન તેમ જ શાપ આપવામાં સમર્થ દુર્વાસાદિ ક્રોધી બ્રાહ્મણનો શાપ ત્રણે લોકને ભસ્મ કરવા પ્રવૃત્ત થાય તો પરમાત્મા વિના બીજો કોણ તેને નિવારણ કરી શકે? સર્પની માફક ક્રોધવાન્ સિંહાદિ તામસી જીવો જો કદાપિ પોતાની મર્યાદાનો ત્યાગ કરી સર્વ પ્રાણીની હિંસા કરે તો સર્વજ્ઞ પરમાત્મા વિના બીજો કોણ તેને નિવારણ કરી શકે ? જો ક્ષાર સમુદ્રથી લઇ સાતે સમુદ્રો પોતપોતાની મર્યાદાનો ત્યાગ કરી, સર્વ જગતનો પ્રલય કરવા પ્રવૃત્ત થાય તો પરમાત્મા વિના તે સમુદ્રોને બીજો કોણ નિવારણ કરી શકે? ગંગા આદિ નદીઓ પોતાની મર્યાદાનો ત્યાગ કરી ઉલટું ગમન કરે તો પરમાત્મા વિના બીજો કોણ નિવારણ કરી શકે? જળની ઉપર રહેલ પૃથ્વી પોતાની મર્યાદાનો ત્યાગ કરી જળમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે તો તેને પરમાત્મા વિના બીજો કોણ નિવારણ કરી શકે ? આકાશમાં રહેલ સૂર્ય ચંદ્રાદિ ગ્રહો પોતાના સ્થાનનો ત્યાગ કરી નીચે પડે તો તેમને મર્યાદામાં રાખવા પરમાત્મા

વગર બીજો કોણ સમર્થ છે ? આ પરમાત્માને તમે પોતાના આત્મારૂપે કરી નિશ્ચય કરો. હે જનક ! સર્વ જગતને પોતાની મર્યાદામાં આ પ્રમાણે સ્થાપન કરનાર માયાવિશિષ્ટ સગુણ બ્રહ્મ બહિર્મુખ પુરૂષથી જાણી શકાતો નથી, આ રીતનું વચન જો તમે કહો તો તે મનથી અંતર્મુખતાના વિદ્વાનથી કથન કરાયલા ઉપાયને તમે શ્રવણ કરો. હે જનક ! જેમ બહિર્મુખ મન બાહ્ય વિષયોની ઇચ્છાવડે તે વિષયમાં પ્રવૃત્ત થાય છે, તેમ અંતરાત્માની ઇચ્છાથી મન અંતરાત્મામાં પ્રવૃત્ત થાય છે. મનની આંતર તથા બહારની પ્રવૃત્તિનું ઇચ્છા કારણ છે. આ પદાર્થ સર્વ દોષથી રહિત હોવાથી સુંદર છે, આ પ્રમાણે સુંદરતા રૂપવડે જે જે પદાર્થને મન જાણે છે, તે તે પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા કરે છે.માટે પદાર્થના સૌંદર્યનું કારણ તે પદાર્થની ઇચ્છાનું કારણ છે. આ લોકમાં પાપી જીવને સિંહસર્પાદિ અપ્રિય પદાર્થનું જે જ્ઞાન થાય છે, તે પૂર્વના પાપકર્મવડે થાય છે. માટે પાપકર્મ અપ્રિય પદાર્થના જ્ઞાનનું કારણ છે. આ લોકમાં પુણ્યવાનને ધનાદિક પ્રિય પદાર્થનું જે જ્ઞાન થાય છે, તે પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી થાય છે. માટે પુણ્યકર્મ પ્રિય પદાર્થના જ્ઞાનનું કારણ છે. આથી સિદ્ધ થાય છે કે, જે અધિકારીને આત્મસાક્ષાત્કારની ઇચ્છા હોય, તેણે યજ્ઞ, દાન, તપ તથા અનશન ઇત્યાદિ પુણ્યકર્મ કરવાં. આ યજ્ઞાદિ પુણ્યકર્મથી અધિકારીને આત્માના સૌંદર્યનું જ્ઞાન થાય છે. સૌંદર્યના જ્ઞાન પછી અધિકારીને આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિની ઇચ્છા થાય છે. આ ઇચ્છા થયા પછી અધિકારીનું મન આનંદસ્વરૂપ આત્મામાં પ્રવૃત્ત થાય છે. આ રીતે યજ્ઞાદિ કર્મનો આત્મજ્ઞાનમાં પરંપરાવડે ઉપયોગ છે.

જનક–હે ભગવન્ ! ज्योतिष्टोमेन यजेत स्वर्गकामः–ઇત્યાદિ વેદવાક્યમાં યજ્ઞાદિ કર્મને સ્વર્ગાદિ ફળના સાધનરૂપ કહ્યું છે. માટે યજ્ઞાદિ કર્મમાં આત્મજ્ઞાનની સાધનતા કેવા પ્રકારે સંભવે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! જો કે યજ્ઞાદિ કર્મને સ્વર્ગાદિ ફળનું સાધન કહ્યું છે, છતાં તે યજ્ઞાદિ કર્મ આત્મજ્ઞાનનું પણ સાધન છે. કારણ કે જેમ यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत આ વચનથી દર્શ પૌર્ણમાસ નામનાં યજ્ઞમાં નિત્યકર્મરૂપતા સિદ્ધ થાય છે, તથા दर्शपौर्णमासाभ्यां स्वर्गकामो यजेत, આ વચનથી ઉત્પન્ન થયલી અધિકારી જીવોની ઇચ્છાવડે દર્શ પૌર્ણમાસ નામના યજ્ઞમાં કામ્યકર્મરૂપતા સંભવે છે. તેમ दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत આ વચનથી ઉત્પન્ન થયલી ઇચ્છાવડે યજ્ઞાદિ કર્મ જો કે, અધિકારીને સ્વર્ગાદિ ફલનું સાધન છે, છતાં तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसानाशकेन–અધિકારી બ્રાહ્મણ વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ તથા અનશન ઇત્યાદિ કર્મવડે આનંદ સ્વરૂપ આત્માને જાણવાની ઇચ્છા કરે છે." આ શ્રુતિવડે યજ્ઞાદિ કર્મમાં આત્મજ્ઞાનની કારણતા સિદ્ધ થાય છે. હે જનક ! શ્રુતિએ કહેલ યજ્ઞ, દાન, તપ તથા અનશન, આ ચાર પ્રકારનાં કર્મો વર્ણાશ્રમના ભેદે કરી નાના પ્રકારનાં સ્વરૂપો છે. પ્રથમ યજ્ઞના સ્વરૂપની વ્યવસ્થાનું વર્ણન કરવામાં આવે છે. દર્શ પૌર્ણમાસ યજ્ઞથી લઇ જેટલા યજ્ઞો દ્રવ્યાદિ પદાર્થવડે સાધ્ય છે, તે સર્વમાં ગૃહસ્થાશ્રમવાળા પુરૂષનો જ અધિકાર છે. બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસી એ ત્રણેને યજ્ઞાદિ કર્મમાં અધિકાર નથી. દ્રવ્ય વિના સિદ્ધ થનારા મંત્રના જપરૂપ યજ્ઞો તથા સમાધિરૂપ યજ્ઞમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી એ ચારે આશ્રમનો

અધિકાર છે પણ તેમાં વિશેષતા એટલી જ કે, બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસી,એ ત્રણને મુખ્ય અધિકાર છે તથા ગૃહસ્થને ગૌણ અધિકાર છે. ધનવિના સિદ્ધ થનારા જ્ઞાન અભ્યાસરૂપ યજ્ઞમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી ચારેનો અધિકાર છે. પણ વિશેષતા એટલી જ કે, જ્ઞાન અભ્યાસરૂપ યજ્ઞમાં સંન્યાસીનો મુખ્ય અધિકાર છે તથા બ્રહ્મચારી, ગૃહસ્થ તથા વાનપ્રસ્થનો ગૌણ અધિકાર છે.

## દાનકર્મની વ્યવસ્થા.

હે જનક ! પાકું અન્ન. કાચું અન્ન, સુવર્ણ, ગાય, પૃથ્વી ઇત્યાદિ અનેક પ્રકારનાં પદાર્થનું શાસ્ત્રમાં વિધાન કરાયલું દાન સંન્યાસ આશ્રમને છોડી, બ્રહ્મચારી, ગૃહસ્થ તથા વાનપ્રસ્થે અવશ્ય કરવું તથા સંન્યાસીએ સર્વ પ્રાણીને અભયરૂપ દાન કરવું. અભય દાન એટલે શરીર, મન તથા વાણીવડે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારના જીવને દુઃખ આપવું નહિ. આ અભયરૂપ દાનથી બીજું કોઇ દાન અધિક નથી. એ દાન સર્વોત્કૃષ્ટ છે. આ અભયરૂપ દાન કેવળ સંન્યાસીએ જ કરવું તથા બીજા આશ્રમવાળા પુરૂષે ન કરવું, આ રીતના અર્થમાં શ્રુતિનું તાત્પર્ય નથી. પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચારે વર્ણોએ તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી એ ચાર આશ્રમવાળાઓએ પણ આ દાન કરવું. આ દાન સંન્યાસીએ વિશેષે કરી કરવું. કારણ કે કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ, એ ચાર પ્રકારના સંન્યાસોમાં કોઈ પણ સંન્યાસ આશ્રમને ધારણ કરવાની ઇચ્છા જ્યારે અધિકારી કરે છે ત્યારે તે અધિકારી 'હું સર્વ ભૂત પ્રાણી માત્રને અભયરૂપ દાન દઇશ,' આ રીતના મંત્રના ઉચ્ચારવડે પૂર્વના ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમને ગ્રહણ કરે છે. માટે સંન્યાસીએ જરાયુજાદિ ચાર પ્રકારના જીવોને અભયરૂપ દાન અવશ્ય દેવું. જે પુરૂષ સંન્યાસને ધારણ કરી શરીર, મન તથા વાણીવડે કોઇ જીવને દુઃખની પ્રાપ્તિ કરે છે, તે પુરૂષનો સંન્યાસ આશ્રમ નિષ્ફળ થાય છે. માટે પોતાના આશ્રમને સફળ કરવા, સંન્યાસીએ સર્વ પ્રાણીને અભયરૂપ દાન દેવું. અધિકારીને સંન્યાસીએ બ્રહ્મવિદ્યાનું તથા બ્રહ્મવિદ્યાના સાધનનું દાન કરવું, આ રીતનું શાસ્ત્રમાં કહેવાયલું વચન, પોતાની પ્રતિષ્ઠા માટે તથા ધનાદિ પદાર્થની પ્રાપ્તિ માટે શાસ્ત્રમાં કહ્યું નથી, પણ 'મારે શરણે આવેલા અધિકારીને અભય બ્રહ્મની પ્રાપ્તિ થાય,' આ રીતના ઉદ્દેશથી અધિકારીએ બ્રહ્મવિદ્યાનું દાન દેવું. માટે બ્રહ્મવિદ્યાનું દાન પણ અભય દાનરૂપ છે. હે જનક રાજા! કુરૂક્ષેત્રમાં સૂર્યના ગ્રહણ વખતે જે પુરૂષ સુવર્ણાદિ પદાર્થથી પૂર્ણ સર્વ પૃથ્વીને બ્રહ્મવેત્તા બ્રાહ્મણને શ્રદ્ધાપૂર્વક દાન કરી દે, તે દાનથી પણ સ્થાવર જંગમ પ્રાણીઓમાંના કોઇ પ્રાણીને અભય દાન આપવું, એ અધિક દાન છે. જે સંન્યાસી સર્વ પ્રાણીને અભયરૂપ દાન આપી, આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરે છે, તે સંન્યાસી આ શરીરમાં તથા અન્ય શરીરમાં દ્વૈત દર્શનજન્ય ભયને પ્રાપ્ત થતો નથી. પણ તે સર્વ ભયથી રહિત સંન્યાસી અદ્વિતીય બ્રહ્મને પામે છે. માટે અભયરૂપ દાનથી શ્રેષ્ઠ બીજું કોઇ દાન નથી.

## અહિંસાની ઉત્કૃષ્ટતાનું વર્ણન.

હે જનક ! જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ,એ ચાર પ્રકારના જીવોને શરીર, મન તથા વાણીથી દુઃખની પ્રાપ્તિ ન કરવી, તેનું નામ અહિંસા છે. અહિંસામાં સત્ય, દયા, તપ

તથા દાન, એવા ચાર પગવાળો ધર્મ સર્વદા નિવાસ કરે છે. આ લોકમાં શરીરકૃત હિંસા, વાણીકૃત હિંસા તથા મનકૃત હિંસા, એમ ત્રણ પ્રકારની હિંસા છે. જરાયુજ એટલે ઓરથી ઉત્પન્ન થનારાં મનુષ્ય, ગાય અશ્વાદિક છે. અંડજ એટલે ઈંડાથી ઉત્પન્ન થનારાં પક્ષી આદિ છે. સ્વેદજ એટલે પરસેવાથી ઉત્પન્ન થનારાં માંકડ જૂઆદિ છે તથા ઉદ્‌ભિજ્જ એટલે ભૂમિને ભેદીને ઉત્પન્ન થનારાં વૃક્ષાદિક છે. આ ચાર પ્રકારના જીવોમાં શસ્ત્રાદિના પ્રહાર કરવો અથવા મંત્ર ઔષધિ આદિવડે તે જીવોના શરીરમાં રોગોની ઉત્પત્તિ કરવી તથા તે જીવોના સ્ત્રી, પુત્ર, ધન આદિ પદાર્થનું હરણ કરવું, ઇત્યાદિ અનેક પ્રકારના જીવોના મરણના ઉપાય છે. તે સર્વને શરીરકૃત હિંસા કહેવામાં આવે છે. હે જનક ! ચોરી આદિ પાપકર્મ કરનારા પાપી જીવોનાં ચોરી આદિ પાપકર્મને રાજા સમીપ તથા રાજાના ચાકરો સમીપ કહી દેવું. અન્ય પ્રાણીની નિંદા કરવી તથા ગુણવાનમાં દોષ કાઢવો, ઇત્યાદિ અનેક પ્રકારની વાણીવડે જીવોને દુઃખની પ્રાપ્તિ કરવી, તે વાણીકૃત હિંસા છે. હે જનક ! બીજા પુરૂષની વિદ્યાથી ઉત્પન્ન થયેલ કીર્તિ આદિ ગુણને સહન ન કરવારૂપ મત્સર, અન્યનાં સ્ત્રી પુત્ર ધનાદિ પદાર્થની પ્રાપ્તિ માટે નાના પ્રકારના ઉપાયનું ચિંતન કરવું તથા અન્ય પ્રાણીને મારવાના ઉપાયનું ચિંતન કરવું ઇત્યાદિ અનેક પ્રકારે મનવડે જીવને દુઃખના ઉપાયનું ચિંતન કરવું, તેને મનકૃત હિંસા કહેવામાં આવે છે. હે જનક ! યજ્ઞદત્ત નામનો પુરૂષ દેવદત્તનો શત્રુ હોવાથી તેને મારવા માટે બીજાને પ્રેરણા કરે અથવા તેને ધન આપે, એનું નામ ઉપાયહિંસા કહેવાય છે. આ ઉપાયહિંસા નાના પ્રકારની છે. આ લોકમાં તથા પરલોકમાં અન્ય પ્રાણીને તથા પોતાને દુઃખ કરનાર મિથ્યા વચન પણ હિંસા સમાન છે. યજ્ઞાદિ શુભકર્મમાં પ્રવૃત્ત થનારા પુરૂષને નાના પ્રકારના કુતર્કવડે તેમાથી નિવૃત્ત કરવો તથા પોતે પણ શુભકર્મ કરવું નહ. તેને નાસ્તિકતા કહે છે. નાસ્તિકતા પણ હિંસા છે. શાસ્ત્રથી વિધાન કરાયલા નિત્ય નૈમિત્તિક કર્મનો ત્યાગ કરવો તથા શાસ્ત્રનિષિદ્ધ પરસ્ત્રીગમન આદિ કરવું. એ પણ હિંસા છે. નિદ્રા તથા તંદ્રા આદિથી પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવનારા તામસી જીવોને આ લોક તથા પરલોકમાં દુઃખની પ્રાપ્તિ થાય છે. માટે આયુષ્ય વ્યર્થ ગુમાવવું, એ પણ હિંસા છે. શાસ્ત્રનાં દર્શાવેલાં આ રીતનાં નાનાં પ્રકારનાં હિંસાથી વિપરીત વિધાનને ધર્મ કહે છે. આ સર્વ ધર્મ અહિંસામાં અંતર્ભૂત હોવાથી શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્રમાં અહિંસા ધર્મને પરમ ધર્મ કહ્યો છે. માટે વિવેકીએ તે અવશ્ય સંપાદન કરવો.

## અહિંસા ધર્મના ફળનું વર્ણન.

અહિંસા ધર્મને સંપાદન કરનાર પુરૂષના હસ્તમાં ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર પ્રકારનો પુરૂષાર્થ રહેલો છે. અહિંસા ધર્મ જ પરમ ફળની પ્રાપ્તિ કરાવનાર હોવાથી, પતંજલિ ભગવાને अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः-એ યોગ સૂત્રમાં અહિંસા ધર્મને સર્વથી પ્રથમ કહ્યો છે. યોગ સૂત્રમાં કહેલા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ, એ પાંચ પ્રકારના યમમાં બ્રહ્મચર્ય, સત્ય, અસ્તેય તથા અપરિગ્રહ, એ ચારનો અહિંસામાં અંતર્ભાવ થાય છે. સ્ત્રીસંભોગના અભાવરૂપ બ્રહ્મચર્યનો પણ અહિંસામાં અંતર્ભાવ છે, કારણ કે બ્રહ્મચર્યથી રહિત કામી પુરૂષને સ્ત્રીસંભોગના ઉત્તરકાળમાં અત્યંત દુઃખની પ્રાપ્તિ થાય છે. યૌવનાવસ્થામાં સ્ત્રીસંભોગ કરવાથી સ્ત્રીમાં ગર્ભની

ઉત્પત્તિ થાય છે. ગર્ભની ઉત્પત્તિથી ગર્ભિણી સ્ત્રીને તથા ગર્ભને મરણ સમાન દુઃખની પ્રાપ્તિ થાય છે તથા કોઈ વખત સ્ત્રી અથવા ગર્ભને મરણરૂપ દુઃખની પ્રાપ્તિ થાય છે. માટે સ્ત્રીસંભોગ હિંસારૂપ છે. કામી જ્યારે સ્ત્રીનો સંભોગ કરે છે, ત્યારે કામીના સાતમા ધાતુરૂપ વીર્ય સ્ત્રીના ઉદરમાં જીવના શરીરની ઉત્પત્તિ કરે છે. એ શરીરના સંબંધથી જીવ અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત એ ત્રણ પ્રકારનાં દુઃખને પામે છે. આથી સ્ત્રીસંભોગ કરનાર કામીને પાપની પ્રાપ્તિ થાય છે. પાપવડે કામી આ લોક તથા પરલોકમાં દુઃખ પામે છે. માટે સ્ત્રીસંભોગ સ્ત્રી, બાળક તથા પુરૂષ એ ત્રણેના દુઃખનું કારણ હોવાથી હિંસારૂપ છે. બ્રહ્મચર્ય ધારણ કરનારાને હિંસા પ્રાપ્ત થતી નથી. માટે બ્રહ્મચર્ય અહિંસારૂપ કર્મમાં અંતર્ભૂત છે. જે પુરૂષ મન, શરીર તથા વાણીવડે કોઈ પ્રાણીની હિંસા કરતો નથી, તે મહાત્મા અસત્ય વચનનો પણ ઉચ્ચાર કરતો નથી. તે પુરૂષ અન્ય પુરૂષના ધનાદિ પદાર્થની ચોરી કરતો નથી તથા ધનાદિ પદાર્થનો સંગ્રહ પણ કરતો નથી. માટે સત્ય, અસ્તેય તથા અપરિગ્રહ એ ત્રણેનો અહિંસા ધર્મમાં અંતર્ભાવ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ, એ પાંચ પ્રકારના યમમાં અહિંસા સત્યાદિક સર્વ યમની જનની છે. અહિંસા ધર્મવાળો પુરૂષ સર્વ પુરૂષથી ઉત્તમ હોવાથી સંન્યાસીએ અહિંસારૂપ અભયદાન સર્વદા કરવું. જો કે ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા બ્રહ્મચારી, એ ત્રણ આશ્રમને અહિંસારૂપ અભયદાન કરવા યોગ્ય છે. છતાં ગૃહસ્થાદિથી સર્વથા હિંસાદિનો ત્યાગ થઈ શકતો નથી તથા સંન્યાસીને તો અહિંસારૂપ અભયદાન દેવા માટે સંન્યાસ આશ્રમનું ગ્રહણ છે. માટે સંન્યાસીએ આ દાન અવશ્ય આપવું.

## અનશનનું વર્ણન.

હે જનક! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્ર, આ ચાર વર્ણનો બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ આ ચાર આશ્રમોના જે જે ધર્મો શાસ્ત્રે કહેલા છે, તે પોતપોતાના ધર્મને શ્રદ્ધાપૂર્વક પાળવા, તેને તપ કહે છે. શાસ્ત્રોમાં જે વિષયનો નિષેધ કર્યો નથી, તે વિષયના ભોગનો પણ યથાશક્તિ ત્યાગ કરવો, એનું નામ અનશન છે. આ રીતનો અનશન ધર્મ સંન્યાસીને છોડી, સર્વ વર્ણ તથા આશ્રમવાળા પુરૂષોએ યથાશક્તિ પાળવા યોગ્ય છે. આ લોકમાં તથા પરલોકમાં રહેલ વિષયજન્ય સુખના સાધન સ્ત્રી પુત્ર ધનાદિની પ્રાપ્તિની ઇચ્છા પણ કરવી નહિ. પણ પ્રારબ્ધ કર્મના યોગે જે રીતનું ભિક્ષાનું અન્ન પ્રાપ્ત થાય તથા જે રીતનું વસ્ત્ર મળે, તે અન્ન તથા વસ્ત્રવડે સંન્યાસીએ પોતાના શરીરનો નિર્વાહ કરવો. આ રીતનું અનશન, સંન્યાસીએ અવશ્ય કરવા યોગ્ય છે. હે જનક! શ્રુતિએ વિધાન કરેલા યજ્ઞ, દાન, તપ તથા અનશન એ ચાર પ્રકારના પુણ્યરૂપ અદૃષ્ટ કારણવડે તથા ગુરૂ, શાસ્ત્ર અને અધિકારી શરીર ઇત્યાદિ દૃષ્ટ કારણવડે, અધિકારીને જ્યારે અદ્વિતીય આનંદ સ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થાય છે ત્યારે અદ્વિતીય બ્રહ્મના સાક્ષાત્કારમાં અધિકારીની પોતાની જ ઇચ્છા થાય છે. આથી સિદ્ધ થાય છે કે, યજ્ઞ, દાન, તપ અને અનશન ઇત્યાદિ શુભ કર્મથી પુરૂષમાં પુણ્યરૂપ અદૃષ્ટની ઉત્પત્તિ થાય છે. પુણ્યરૂપ અદૃષ્ટથી પુરૂષને ગુરૂ, શાસ્ત્ર, અધિકારી શરીર તથા શુદ્ધ બુદ્ધિ ઇત્યાદિ દૃષ્ટ કારણની પ્રાપ્તિ થાય છે. ગુરૂ શાસ્ત્રાદિક દૃષ્ટ કારણથી અધિકારીને પ્રથમ આત્માનું પરોક્ષ જ્ઞાન થાય છે, પરોક્ષ જ્ઞાન થયા પછી અધિકારીને આત્માના અપરોક્ષ જ્ઞાનની ઇચ્છા થાય છે. ઇચ્છા થયા પછી

અધિકારીના ચિત્તની આનંદસ્વરૂપ આત્મામાં એકાગ્રતા થાય છે. આ રીતની પરંપરાવડે યજ્ઞદાનાદિ પુણ્ય કર્મ આત્મસાક્ષાત્કારમાં કારણ છે. માટે ગુરૂ શાસ્ત્રાદિરૂપ દૃષ્ટ કારણના સંપાદનમાટે તથા પાપરૂપ પ્રતિબંધની નિવૃત્તિ માટે અધિકારીએ યજ્ઞદાનાદિ પુણ્ય કર્મો અવશ્ય સંપાદન કરવાં.

જનક–હે ભગવન્ ! યજ્ઞ, દાન, તપ તથા અનશન આ ચાર પ્રકારના પુણ્યવડે અધિકારીને મોક્ષની પ્રાપ્તિ થાય તો આત્મજ્ઞાનનું શું પ્રયોજન છે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! આત્મજ્ઞાન વિના કેવળ કર્મથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. કારણ જ્યારે અધિકારીનું ચિત્ત બાહ્ય વિષય તરફ જતું નથી ત્યારે અધિકારીને એકાગ્ર ચિત્તમાં સંશય વિપર્યયથી રહિત મહાવાક્યજન્ય આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ આત્મસાક્ષાત્કારથી અધિકારી જીવન્મુક્તિરૂપ મુનિભાવને પામે છે. આથી સિદ્ધ થાય છે કે, યજ્ઞ યાગાદિ પુણ્ય કર્મવડે અધિકારીને જ્યારે અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માને જાણવાની દૃઢ સંપૂર્ણ ઇચ્છા થાય, ત્યારે તે અધિકારી અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માને ગુરૂના ઉપદેશથી સાક્ષાત્કાર કરી શકે છે. જીવન્મુક્તરૂપ મુનિભાવને પણ તે પામે છે. આત્મજ્ઞાનવિના કેવળ કર્મવડે અધિકારી જીવન્મુક્તિને પામતો નથી. સંન્યાસીને જાણવા યોગ્ય તથા વાસ્તવિક રીતે મન વાણીને અવિષય આનંદ સ્વરૂપ આત્માના સાક્ષાત્કારની ઇચ્છા કરતો અધિકારી યજ્ઞાદિ સર્વ કર્મનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમને ગ્રહણ કરે છે.

જનક–હે ભગવન્ ! વિરક્ત મહાત્મા પુરૂષ યજ્ઞાદિ કર્મનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમને શા માટે ગ્રહણ કરે છે ?

યાજ્ઞવલ્કય–હે જનક ! કર્મ કરવામાં આસક્ત કર્મી પુરૂષની આત્મસાક્ષાત્કારમાં નિષ્ઠા થવી, અત્યંત દુર્લભ હોવાથી આત્મજ્ઞાનમાં નિષ્ઠા કરવા માટે અધિકારીએ કર્મનો ત્યાગ અવશ્ય કરવો જોઈએ.

જનક–હે ભગવન્ ! સંન્યાસ આશ્રમ વિના સર્વ કર્મનો ત્યાગ કરી, આત્મજ્ઞાનમાં નિષ્ઠા થઇ શકે છે, તો પછી સંન્યાસ આશ્રમને ગ્રહણ કરવાનું શું પ્રયોજન ?

યાજ્ઞવલ્કય–હે જનક રાજા ! સંન્યાસ આશ્રમ વિના બ્રહ્મચર્ય, ગૃહસ્થ તથા વાનપ્રસ્થાશ્રમમાં સર્વ કર્મનો ત્યાગ થતો નથી. કારણ કે, નિષિદ્ધ કર્મ, કામ્ય કર્મ, નિત્યકર્મ તથા નૈમિત્તિક કર્મ, એ ચાર પ્રકારનાં કર્મો શાસ્ત્રમાં કહ્યાં છે. બ્રહ્મહત્યાદિક પાપકર્મનું નામ નિષિદ્ધ કર્મ, સ્વર્ગાદિક ફળની પ્રાપ્તિ માટે શાસ્ત્રથી વિધાન કરાયલા જ્યોતિષ્ટોમાદિ યાગનું નામ કામ્ય કર્મ, સંધ્યા અને અગ્નિહોત્રાદિ કર્મોનું નામ નિત્ય કર્મ અને સૂર્યગ્રહણમાં સ્નાન શ્રાદ્ધાદિ કરવાં તે નૈમિત્તિક કર્મ કહેવાય છે. સ્થૂલ સૂક્ષ્મ શરીરના અધ્યાસવાળા બહિર્મુખ પુરૂષોને નિષિદ્ધ કામ્ય કર્મો ભોગને અનુકૂલ હોવાથી તે તે કર્મનો ત્યાગ કરી શકતા નથી. શાસ્ત્રના વિચારવાળા બ્રહ્મચારી, ગૃહસ્થ કે વાનપ્રસ્થ પુરૂષો જો કે શાસ્ત્ર વિચારના બળથી નિષિદ્ધ તથા કામ્ય કર્મનો ત્યાગ કરી શકે છે, છતાં શાસ્ત્રથી કહેવાયલાં નિત્ય નૈમિત્તિક કર્મોનો ત્યાગ સંન્યાસ આશ્રમી વિના ઈતર આશ્રમીથી થઈ શકતો નથી. જો કદાપિ બ્રહ્મચારી, ગૃહસ્થ કે વાનપ્રસ્થી એકાદ આશ્રમના ગ્રહણ વિના પ્રમાદ કે આળસથી નિત્ય નૈમિત્તિક કર્મનો ત્યાગ કરે તો તેને પાપ લાગે છે. આથી સિદ્ધ થાય છે કે,

બ્રહ્મચર્ય, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ, એ ત્રણ આશ્રમમાં રહેલા તથા નિત્ય નૈમિત્તિક કર્મ કરનાર પુરૂષનું ચિત્ત અંતરાત્મામાં એકાગ્ર થતું નથી. તેમજ તે આશ્રમમાં રહી જે નિત્ય નૈમિત્તિક કર્મને કરતો નથી, તેનેપણ પાપની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે તેને બન્ને રીતે બધનની પ્રાપ્તિ થાય છે. જે પુરૂષ શાસ્ત્રમાં દર્શાવેલ રીતે સંન્યાસ આશ્રમને ગ્રહણ કરી, નિત્ય નૈમિત્તિકાદિ સર્વ કર્મનો ત્યાગ કરે છે, તેને કર્મના ત્યાગથી પાપની પ્રાપ્તિ થતી નથી, પણ ઉલટું તેને કર્મના ત્યાગથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે. વળી જે પુરૂષ સંન્યાસ આશ્રમના ગ્રહણવિના જ નિત્ય નૈમિત્તિક કર્મનો ત્યાગ કરે છે, તેને પણ પાપની પ્રાપ્તિ થાય છે. એ પાપવડે પુરૂષ અનેક પ્રકારનાં દુઃખ પામે છે. સ્મૃતિમાં કહ્યું છે કે, मोहात्तस्य परित्याग स्तामसः परिकीर्तितः જે પુરૂષ સંન્યાસ આશ્રમના ગ્રહણ વિના જ પ્રમાદરૂપ મોહથી તથા આલસ્યથી નિત્ય નૈમિત્તિક કર્મનો ત્યાગ કરે છે, તેનો ત્યાગ તામસ કહેવાય છે. એવા ત્યાગથી તેને કાંઇ ફળની પ્રાપ્તિ થતી નથી, પણ ઉલટી પાપની પ્રાપ્તિ થાય છે.

## કર્મ ને સંન્યાસનો અધિકારી કોણ ?

હે જનક ! સ્રક્, ચંદન, સ્ત્રી, ધન તથા પુત્ર આદિ વિષયોમાં જેનું ચિત્ત આસક્ત છે, તે વિષયાસક્ત રાગીને આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થતો ન હોવાથી રાગીએ નિત્ય નૈમિત્તિક કર્મ અવશ્ય કરવાં. વિષયની પ્રાપ્તિથી રહિત ચિત્તવાળો પુરૂષ કર્મરૂપી ભારને ઉઠાવતો નથી, પણ તે સંન્યાસ ધારણ કરી સર્વ કર્મનો ત્યાગ કરે છે. સ્વર્ગાદિ ફળની ઇચ્છાવાળા પુરૂષને વેદ યજ્ઞાદિ કરવાનું કહે છે. પણ નિષ્કામીને યજ્ઞાદિનું વિધાન હોતું નથી. માટે વિષયમાં રાગવાન્ જ કર્મનો અધિકારી છે તથા નિષ્કામી, સંન્યાસાશ્રમનો અધિકારી છે. અર્થાત્ ચિત્ત શુદ્ધ ન થાય ત્યાં સૂધી નિત્ય નૈમિત્તિક કર્મ તો પુરૂષે અવશ્ય કરવાં જોઇએ. ચિત્ત શુદ્ધ થયા પછી કર્મનું પ્રયોજન નથી. આથી અધિકારીએ સર્વ કર્મના ત્યાગરૂપ સંન્યાસ આશ્રમને ગ્રહણ કરી, નિરંતર વેદાંત શાસ્ત્રનો વિચાર કરવો. કહ્યું છે કે, प्रत्यक्प्रवणतां बुद्धेः कर्माण्युत्पाद्य शुद्धितः ॥ कृतार्थान्यस्तमायान्ति प्रावृडंते घना इव ॥ જેમ વર્ષાકાળમાં જળની વૃષ્ટિ કરી વર્ષાકાળ પૂરો થતાં મેઘ પોતે જ લય ભાવને પામે છે, તેમ નિત્ય નૈમિત્તિક કર્મ પણ ચિત્તની શુદ્ધિદ્વારા બુદ્ધિને આત્મપરાયણ બનાવી પોતે લય થાય છે.

જનક–હે ભગવન્ ! અંતરાત્માના વિચારમાં જેની બુદ્ધિ તત્પર થઈ હોય, તે પુરૂષ જો નિત્ય નૈમિત્તિક કર્મ કરે તો તેને શું હાનિ થાય ?

યાજ્ઞવલ્કય–હે જનક ! અધિકારીની આત્મવિચારમાં તત્પર થયલી બુદ્ધિને જેમ ચંદન, સ્ત્રી તથા પુત્રઆદિ વિષયો બહિર્મુખ કરે છે, તેમ નિત્ય નૈમિત્તિક કર્મ પણ બહિર્મુખ કરે છે. માટે ચિત્તની શુદ્ધિપર્યંત કર્મનો નિત્ય ઉપયોગ છે. ચિત્તની શુદ્ધિ થયા પછી કર્મો આત્મવિચારમાં પ્રતિબંધક હોવાથી તેમનો ત્યાગ કરવો જોઇએ.

જનક–હે ભગવન ! સંન્યાસાશ્રમ ધારણ કરનારી બુદ્ધિ ભિક્ષાટનાદિ કર્મથી જેમ બહિર્મુખ થતી નથી, તેમ અગ્નિહોત્રાદિક નિત્ય નૈમિત્તિક કર્મવડે અસ્મદાદિક જીવોની બુદ્ધિ પણ બહિર્મુખ ન થતી હોવાથી, કર્મનો ત્યાગ કરવાનું શું પ્રયોજન છે ?

યાજ્ઞવલ્કય–હે જનક રાજા ! અગ્નિહોત્રાદિ કર્મમાં તત્પર ચિત્તવાળો અગ્નિહોત્રાદિ કર્મ

કરી શકે છે, જેથી અગ્નિહોત્રાદિ જેમ બુદ્ધિને બહિર્મુખ કરે છે, તેમ ભિક્ષાટનાદિથી સંન્યાસીની બુદ્ધિ બહિર્મુખ થતી નથી. કારણ કે જેમ ભોજન સમયે પુરૂષ ભોજનમાં ચિત્તની તત્પરતા વિના અન્ન લઇ પોતાના મોંમાં મૂકે છે, તેમ મનવડે આનંદસ્વરૂપ આત્માનું ચિંતન કરતો સંન્યાસી ભિક્ષાટનાદિ કર્મમાં ચિત્તની તત્પરતા વિના પણ કર્મ કરી શકે છે. ભિક્ષાટનાદિ કર્મ સંન્યાસીની બુદ્ધિને બહિર્મુખ કરતાં નથી. અગ્નિહોત્રાદિ ન કરવાથી જેમ ગૃહસ્થને પાપ લાગે છે, તેમ ભિક્ષાટનાદિ ન કરવાથી સંન્યાસીને પાપ લાગતું નથી કારણ કે ભિક્ષાટનાદિ કર્મ અગ્નિહોત્રાદિ કર્મથી વિલક્ષણ છે. આ રીતે અગ્નિહોત્રાદિ કર્મને વિક્ષેપનું કારણ માની, અધિકારીએ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે વિવિદિષા સંન્યાસને ધારણ કરી, વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરવું.

## વિદ્વત્સંન્યાસ.

હે જનક ! સંન્યાસ આશ્રમના ગ્રહણ વિના જે મહાત્માને પૂર્વના પુણ્યકર્મના પ્રભાવથી ગૃહસ્થાશ્રમમાં આત્મસાક્ષાત્કાર થાય છે અથવા બ્રહ્મચર્ય કે વાનપ્રસ્થાશ્રમમાં આત્મસાક્ષાત્કાર થાય છે, તે વિદ્વાનને પદાર્થના ત્યાગથી જો કે કાંઇ લાભ કે હાનિ થતી નથી, છતાં તે વિદ્વાન્, અગ્નિહોત્રને વિક્ષેપનું કારણ માની, જીવન્મુક્તિના સુખ માટે વિદ્વત્ સંન્યાસને ગ્રહણ કરે છે. વિદ્વાન સંન્યાસીને કોઈ પૂછે કે, હે સંન્યાસી ! આ લોકમાં સુખનું સાધન પુત્રાદિ પદાર્થ તથા તેનાં કારણ પરિસંગ્રહનો તમે ત્યાગ કેમ કરો છો ? તો તેના ઉત્તરમાં તેનું કહેવું એમજ થાય છે કે, આત્માના સ્વરૂપના નિત્ય સુખથી અધિક સુખ બીજા કોઈ લોકમાં નથી અને આત્મસ્વરૂપનું નિત્યસુખ અમે વિદ્વાનોએ અપરોક્ષરૂપે મેળવ્યું છે. માટે પુત્રાદિ વિષયજન્ય અનિત્ય સુખની અમને બીલકુલ ઇચ્છા નથી. અમે તો પોતે જ નિત્યસુખરૂપ છીએ. માટે પુત્રાદિ પ્રજા સાથે અમને શું કામ છે ?

જનક—હે ભગવન્ ! अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च प्राप्यते—અપુત્રવાનની ગતિ નથી તથા તેને સ્વર્ગ પણ મળતું નથી. આમાં પુત્રાદિ પ્રજાને, પિતાના મોક્ષનું તથા સ્વર્ગના સાધનનું કારણ કહ્યું છે, તે શું ખોટું ?

યાજ્ઞવલ્કય—એ વચન વિષયાસક્ત પુરૂષ માટે હોવાથી અનુવાદરૂપે હોવાથી અર્થવાદરૂપે છે. એ વચનવડે પુત્રાદિ પ્રજામાં મોક્ષની કારણતા સિદ્ધ થતી નથી. જો કદાપિ પુત્રાદિ પ્રજાથી પિતાનો મોક્ષ થતો હોય તો સૂકર આદિ પશુઓને મનુષ્ય કરતાં ઘણી પ્રજા થાય છે, એટલે તેમનો પણ મોક્ષ થવો જોઇએ. પુત્રાદિ પ્રજાથી પિતાના મોક્ષને બદલે પુત્રાદિના પાલન માટે તેને સામા અનેક પ્રકારનાં પાપકર્મ કરવાં પડે છે ને તે ઉલટો નરકને પામે છે. જે નિરતિશય બ્રહ્માનંદરૂપ સમુદ્રના લેશ માત્રને ગ્રહણ કરે છે, ને બ્રહ્માદિ લોકના આનંદને મેળવે છે, તે આનંદ માટે અમે વિદ્વાન્ પોતે આત્માથી અભિન્ન થઇ વર્તીએ છીએ. અમને પુત્રાદિ વિષયજન્ય સુખની ઇચ્છા નથી. આવાં વચન કહી વિદ્વાન્ સંન્યાસ ગ્રહણ કરી કેવળ ભિક્ષાવૃત્તિવડે શરીરનો નિર્વાહ કરે છે. કેટલાક ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી સંન્યાસ ગ્રહણ કરે છે તથા કેટલાક વિદ્વાન તો બ્રહ્મચર્ય પછી એકદમ સંન્યાસને ગ્રહણ કરે છે તથા લોકૈષણા, વિત્તૈષણા તથા પુત્રૈષણા, એ ત્રણ પ્રકારની એષણાઓનો ત્યાગ કરે છે. જેમ ગો સુવર્ણાદિ સંપત્ સુખનું સાધન છે, તેમ પુત્ર પણ પિતાના સુખનું સાધન હોવાથી, પુત્રૈષણા વિત્તૈષણાથી

ભિન્ન નથી. સંસારમાં વિત્તૈષણા તથા લોકૈષણા એવી બે રીતની એષણાઓ છે. આત્મરૂપ નિત્ય સુખની પ્રાપ્તિ ઇચ્છનારો વિદ્વાન્ આ બેઉ રીતની એષણાઓનો ત્યાગ કરે છે, તથા તે કેવળ આત્મરૂપ નિત્ય સુખવડે જ તૃપ્ત રહે છે.

## સંન્યાસથી પ્રાપ્ય આત્મસ્વરૂપ.

હે જનક ! સ્વયંજ્યોતિરૂપે તથા આનંદરૂપે કહેવાયલો આત્મા, વિદ્વાનને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર થાય છે. પરમાત્મા, મૂર્ત અમૂર્ત તથા ભાવ અભાવરૂપ સર્વ જગતથી ભિન્ન છે. સ્વયંજ્યોતિરૂપ હોવાથી વાક્ આદિ ઇંદ્રિયવડે તથા અગ્નિ સૂર્યાદિ બાહ્ય પ્રકાશવડે તે ગ્રહણ થઇ શકતો નથી. હે જનક ! આ લોકમાં પદાર્થનું પ્રકાશરૂપ ગ્રહણ, કર્તા, કરણ, કર્મ, ફલ તથા સંબંધ, એ પાંચ ભેદની અપેક્ષાવડે થાય છે. કર્તા આદિના ભેદવિના પદાર્થનું ગ્રહણ સિદ્ધ થતું નથી. જેમ કે ઘટાદિને પુરૂષ ચક્ષુ ઇંદ્રિયવડે ગ્રહણ કરે છે. અહીં પુરૂષ કર્તા છે, ચક્ષુ ઇંદ્રિય કારણ ને ઘટ કર્મ છે. ઘટનિષ્ઠ જ્ઞાન ફળ છે તથા ચક્ષુનો ઘટસાથે સંયોગસંબંધ છે. આ પાંચ ભેદની અપેક્ષાથી ઘટાદિ પદાર્થનું ગ્રહણ થાય છે. વળી આત્મા સજાતીય, વિજાતીય તથા સ્વગત, એ ત્રણ પ્રકારના ભેદથી રહિત હોવાથી આનંદસ્વરૂપ આત્માને વાક્ આદિ ઇંદ્રિયો ગ્રહણ કરી શકતી નથી તથા અગ્નિ સૂર્યાદિક તેને પ્રકાશ કરી શકતાં નથી. સ્વયંજ્યોતિ આત્માને શ્રુતિએ અગ્રાહ્ય કહ્યો છે. આનંદસ્વરૂપ આત્મા સર્વ ભેદથી રહિત હોવાથી. જેમ વસ્ત્રાદિ પદાર્થ કાળે કરીને ઘસાઇ જાય છે, તેમ પરમાત્મા પરિણામરૂપ શીર્ણભાવને પામતો નથી. તેથી શ્રુતિએ તેને અશીર્ય કહ્યો છે. આ આત્મા સર્વ ભેદથી રહિત હોવાથી અંતર કે બહારના કોઇ પદાર્થ સાથે તેનો સંબંધ નથી. કારણ કે ભેદવાળા પદાર્થ જ સંયોગાદિરૂપ સંબંધને તથા નાશને પામે છે. આત્મા સર્વ ભેદથી રહિત હોવાથી સંબંધરૂપ સંગને, બંધને, નાશને કે દુઃખને પામતો નથી. આવા સંગરહિત અસંગ આત્માને સંગવાન્ રાગી પુરૂષો જાણી શકતા નથી. ઉપર દર્શાવેલ એષણાઓથી રહિત તથા કેવળ ભિક્ષાવૃત્તિથી શરીરનો નિર્વાહ કરનારા મહાત્મા સંન્યાસીઓ જ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

## આત્મજ્ઞાનના ફળનું વર્ણન.

હે જનક ! જેણે ત્રણે એષણાઓનો ત્યાગ કરી, આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તેને પુણ્ય પાપરૂપ કર્મ અજ્ઞાની પુરૂષની માફક તપાયમાન કરતાં નથી. પુણ્ય પાપરૂપ કર્મ ન કરનાર તથા ન કરાવનાર અજ્ઞાનીને અત્યંત કલેશ પ્રાપ્ત થાય છે. માટે પાપકર્મ આરંભમાં કર્તાના દુઃખના હેતુરૂપ છે તથા તેનાં ફળથી વખતે કર્તા દુઃખ પામે છે. પુરૂષ જ્યારે પુણ્ય કર્મ કરે છે ત્યારે તેના આરંભ કાળે કર્તા પરમ કલેશને પામે છે. માટે પુણ્ય કર્મ પોતાના આરંભ કાળમાં કર્તાના દુઃખનો હેતુ હોય છે તથા તે પુણ્ય કર્મ જ્યારે કર્તાને નાશવાન્ સુખરૂપ ફળની પ્રાપ્તિ કરાવે છે ત્યારે પણ કર્તા પરમ દુઃખ પામે છે. પુણ્ય કર્મ પણ ફળની પ્રાપ્તિમાં કર્તાના દુઃખના હેતુરૂપ છે. આ રીતે પુણ્ય તથા પાપકર્મમાં અજ્ઞાનીને થતાં દુઃખો દર્શાવ્યાં. હે જનક ! પાપકર્મ ન કરનાર અજ્ઞાની બીજા પાપી જીવોને જોઇ પોતાને તેનાથી ઉત્કૃષ્ટ માને છે. માટે પાપકર્મ ગર્વની ઉત્પત્તિદ્વારા અજ્ઞાની અકર્તાના પાપનું કારણ થાય છે. પુણ્યકર્મ ન કરનાર અજ્ઞાની નિર્ધનને દુઃખી જોઇને તેના ઉપર

કૃપાવડે અતિ દુઃખ પામે છે. પુણ્ય કર્મ કૃપાની ઉત્પત્તિને લીધે અકર્તાના દુઃખનું કારણ છે. કહ્યું છે કે, ईर्षु घृणीत्वसंतुष्टः क्रोधनो नित्यशंकितः ॥ परभाग्योपजीवी च षडेते नित्यदुःखिनः ઈર્ષા કરનાર, દયાવાન્, સંતોષ રહિત, ક્રોધવાન્, સંશયવાન્ તથા પારકા ધનથી જીવનારો પુરૂષ, આ રીતના પુરૂષો સર્વદા દુઃખી હોય છે. પુણ્ય કર્મ ન કરનારાને સુખ મળતું નથી. માટે પુણ્ય કર્મ અકર્તા અજ્ઞાનીના ભયનું કારણ છે. મહાન્ સુખની પ્રાપ્તિ કરનારા પુણ્ય કર્મને ન કરનારો અજ્ઞાની બીજા જીવોને સુખી જોઇ તેની ઇર્ષા કરે છે. માટે પુણ્ય કર્મ ઇર્ષાની ઉત્પત્તિદ્વારા અકર્તા અજ્ઞાનીના તાપનું કારણ છે. મરણ કાળે અજ્ઞાની દુઃખી થાય છે કે, મેં દુર્બુદ્ધિ જીવે અધિકારી મનુષ્ય શરીરને પામી કેવળ પાપકર્મ કર્યું અને સુખ આપનારૂં પુણ્ય કર્મ મેં કર્યું નહિ. આવા વિચારથી અજ્ઞાની પરમ દુઃખ પામે છે. હે જનક! આ રીતે પુણ્ય પાપરૂપ કર્મવાળા અજ્ઞાની. જીવને તથા તે કર્મ ન કરનાર અજ્ઞાનીને સર્વદા તાપની પ્રાપ્તિ થાય છે. ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી આત્મસાક્ષાત્કાર થયલા પુરૂષોએ કરેલાં પુણ્યપાપ કર્મો તપાયમાન કરતાં નથી. જેમ હનૂમાન્ સમુદ્ર તરી ગયા, તેમ વિદ્વાન્ વિનાયત્ને પુણ્ય પાપકર્મરૂપ સમુદ્રને તરી જાય છે. આત્મજ્ઞાનના પ્રભાવથી વિદ્વાનમાં પુણ્યપાપ કર્મનો અસ્પર્શ, એ જ તેનું તરવું છે. જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરવાથી મને સ્વર્ગલોક પ્રાપ્ત થશે, તેમ જો બ્રહ્મહત્યાદિ હું કરીશ તો મને નરકની પ્રાપ્તિ થશે, પુત્રેષ્ટિથી મને પુત્ર પ્રાપ્તિ થશે, અશ્વમેધાદિનું ફળ મને આ જન્મમાં નહિ, પણ અન્ય જન્મમાં પણ મળશે, બ્રાહ્મણનું ધન હરણ કરી તેવડે મારા કુટુંબનું પોષણ કરવાથી મને કુષ્ટાદિ રોગ થશે તથા આ લોકમાં મારી અપકીર્તિ થશે, આ રીતના નાના પ્રકારના સંકલ્પોથી પુણ્ય પાપરૂપ કર્મો અજ્ઞાનીને દુઃખની પ્રાપ્તિ કરાવે છે. વિદ્વાનમાં આ રીતના સંકલ્પો ન હોવાથી તેને અજ્ઞાની માફક પુણ્ય પાપકર્મ તાપ કરતાં નથી. 'હું બ્રહ્મરૂપ છું,' એવા અભેદ જ્ઞાનને પામેલા વિદ્વાનનો સ્વરૂપ ભૂત મહિમા ત્રણે કાળમાં અન્યથા ભાવને પામતો નથી, જેથી તેનો મહિમા નિત્ય છે. જેમ અજ્ઞાની પુણ્ય કર્મવડે વૃદ્ધિને પામે છે તથા પાપકર્મથી લઘુતાને પામે છે, તેમ વિદ્વાન પુણ્ય તથા પાપથી, વૃદ્ધિ તથા લઘુતાને પામતો નથી. વિદ્વાનનો મહિમા અત્યંત અદ્ભૂત છે. જેમ પૂર્વનો અધિકારી પુરૂષ અદ્વિતીય આત્માના સાક્ષાત્કારથી પુણ્ય પાપથી રહિતતારૂપ મહિમાને પામે છે, તેમ વિદ્વાન્ અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરી અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરે છે.

## સાક્ષાત્કારનું શમાદિ સાધન.

હે જનક રાજા! પૂર્વના કાળમાં થયેલ અધિકારીઓએ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે શમ દમાદિ સાધન મેળવી સંન્યાસાશ્રમને ગ્રહણ કર્યો હતો. માટે આધુનિક અધિકારીએ પણ તેજ રીતે કરવું જોઇએ. બાળકની માફક મનને રાગદ્વેષાદિ વિકારોથી રહિત કરવું; તેનું નામ શમ છે. વાક્ આદિ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયથી રહિત કરવી તેનું નામ દમ છે. પ્રારબ્ધ કર્મથી જે મળે તેથી પોતાના શરીરનો નિર્વાહ કરવો તથા પ્રિય વસ્તુની પ્રાપ્તિવડે હર્ષ ન થાય, અને અપ્રિયથી દ્વેશ ન થાય, એવા સંતોષને ઉપરતિ કહે છે.

હે જનક! અધિકારીને મન, વાણી તથા શરીરવડે જે પીડા કરવામાં આવે છે, તે

પીડા મારા પોતાના સ્વરૂપમાં નથી, પણ મારા શરીર, અંતઃકરણ તથા ઇન્દ્રિયાદિકમાં પણ તે પીડા છે, એમ તે ધારે છે. અધિકારી પોતાને શરીરાદિથી અસંગ માની દુષ્ટો ઉપર ક્રોધ કરતો નથી. તે પોતાની નિંદા સાંભળી નિંદકના પર ક્રોધ કરતો નથી. એમ ધારીને કે, મારી નિંદા કરનાર નિંદક મારો શત્રુ નથી, પણ મારો પરમ મિત્ર છે. આ લોકમાં જે પુરૂષ જેનાપર ઉપકાર કરે છે, તે ઉપકાર કરનાર તેનો મિત્ર હોય છે.મિત્રનું લક્ષણ નિંદકમાં પણ ઘટે છે. કારણ કે તે દુઃખરૂપ ફળને આપનાર પાપકર્મને પોતાવિશે લઇ જાય છે, જેથી નિંદક પરમ ઉપકાર કરવાથી મારો મિત્ર છે. જો કે નિંદકને લોકો શત્રુ કહે છે, પણ મારો તો તે પરમ મિત્ર છે. કારણ કે મારા દોષના ચિંતનથી તે પોતાનાં મન તથા વાણીને પરિશ્રમની પ્રાપ્તિ કરે છે તથા તે મારાં પાપકર્મને પોતાનામાં ગ્રહણ કરી, પાપકર્મના દુઃખરૂપ ફળને ભોગવે છે. જેમ સમુદ્ર મથન કરવાથી નીકળેલા હલાહલ ઝેરવડે સર્વ જીવોને બળતાં જોઇ, કૃપાયુકત મહાદેવજીએ તેને પોતાના કંઠ વિશે ધારણ કર્યું, તેમ મને દુઃખની પ્રાપ્તિ કરનારાં મારાં પાપકર્મને આ નિંદક કૃપાયુકત થઇ પોતાવિશે ધારણ કરે છે. લોક તથા શાસ્ત્રમાં મહાદેવજીને સજ્જન કહ્યા છે તથા નિંદકને દુષ્ટ કહ્યો છે, તે સાંભળી મને ઘણું આશ્ચર્ય થાય છે. આ પ્રમાણેનો વિચાર કરી અધિકારી નિંદકપર ક્ષમા કરે છે. અધિકારીને કોઇ મારે છે ત્યારે પણ આજ રીતે તે તેનાપર ક્ષમા કરે છે તથા કહે છે કે, મારા દુઃખરૂપ અનિષ્ટના ચિંતનથી આને ચાંડાલયોનિ પ્રાપ્ત ન થાઓ. આ વાત અન્ય સ્થળે પણ કહી છે. કહ્યું છે કે, परद्रव्याण्यभिध्यायंस्तथानिष्टानि चिंतयन् । वितथाभिनिवेशी च जायतेंऽत्यासु योनिषु—જે પારકાનાં ધન સ્ત્રી આદિ પદાર્થ મેળવવાની ઈચ્છા કરે છે, જે અન્યના દુઃખરૂપ અનિષ્ટનું ચિંતન કરે છે તથા જે વેદવિરૂદ્ધ પાખંડ મતમાં દુરાગ્રહ રાખે છે, તે મરણાંતે ચાંડાલ યોનિને પામે છે. મારા અનિષ્ટ ચિંતનથી એને ચાંડાલ શરીરની પ્રાપ્તિ મા થ.ઓ. જેમ પોતાના બે હાથોનું તથા બે પગનું તાડન કરવું યોગ્ય નથી, તેમ જ મારા શરીરને તાડન કરવું યોગ્ય નથી. કારણ કે મારા શરીરમાં, આ પુરૂષના શરીરમાં તથા અન્ય પ્રાણીના શરીરમાં આત્મા એક જ હોવાથી જેમ પોતાના શરીરને મારવાથી પોતાને દુઃખ થાય છે, તેમ મારા શરીરના તાડનથી એને દુઃખ મા થાઓ, એવી હું ઇચ્છા કરૂં છું. પૂર્વે મારા કરાયલાં પાપકર્મથી મને હાલ દુઃખની પ્રાપ્તિ થાય છે, માટે તેમાં એનો કાંઇ અપરાધ નથી. જેમ આ શરીર મારા આત્માનું છે, તેમ બીજાં શરીર મારા આત્માનાં છે, એવા ગુરૂ ઉપદેશવડે મેં અંતર્યામી આત્માનો નિશ્ચય કર્યો છે. એટલે તાડન કાળે જે દુઃખ મારા શરીરને થાય છે, તે તાડન કરનારા પુરૂષના શરીરમાં મા થાઓ. સર્વ રોગથી રહિત તથા તાડનથી કોઈને પાપ મા લાગો. આવો વિચાર કરી અધિકારી તાડન કરનાર પુરૂષપર ક્ષમા કરે છે. આનું નામ તિતિક્ષા છે.

આત્માના સાક્ષાત્કારમાટે ચિત્તની સાવધાનતાને સમાધાન કહે છે. ગુરૂ તથા શાસ્ત્રમાંના ઉપદેશમાં વિશ્વાસને શ્રદ્ધા કહે છે. આ રીતે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન તથા શ્રદ્ધા, એ છ સાધનયુકત અધિકારી ગુરૂના મુખથી વેદાંતનું શ્રવણ

કરી શ્રુતિ અનુકૂલ નાના પ્રકારની યુકિતવડે શ્રવણ કરેલાનું મનન કર્યા પછી પોતાના અંતરાત્મામાં ચિત્તની વૃત્તિઓના નિરંતર પ્રવાહરૂપે નિદિધ્યાસન કરે છે. એમ કર્યાથી અધિકારી ગુરૂએ ઉપદેશેલા મહાવાકયરૂપ પ્રમાણથી શુદ્ધ થયલા મનવડે સ્વયંજ્યોતિ આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

જનક—હે ભગવન્! આત્મસાક્ષાત્કારથી અધિકારીને શું ફળ પ્રાપ્ત થાય છે?

યાજ્ઞવલ્કય—હે જનક! ‘હું અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપ છું’ એવા અભેદ જ્ઞાનવાળા અધિકારીની અવિદ્યારૂપ માયા નાશ પામે છે. માયા આવરણ તથા વિક્ષેપશકિત યુકત છે. અવિદ્યારૂપ માયા આત્મસાક્ષાત્કારથી એકવાર નાશને પામેલી ફરી ઉત્પન્ન થતી નથી. વિભુ આત્મામાં પરિચ્છિન્નપણું જણાવું, તે અવિદ્યારૂપ માયાથી જણાય છે. આત્મસાક્ષાત્કારવડે માયાનો નાશ થયા પછી વિદ્વાન્ પરિચ્છિન્ન ભાવનો ત્યાગ કરી, પોતાના આત્માને સર્વ જીવના આત્મારૂપે જૂવે છે. અવિદ્યાની નિવૃત્તિપૂર્વક સર્વાત્મભાવની પ્રાપ્તિ આત્મસાક્ષાત્કારનું ફળ છે. આ રીતે ગુરૂદ્વારા વેદાંત શાસ્ત્રનાં ઉપદેશથી આત્મસાક્ષાત્કારને પામેલા વિદ્વાનના અસંગરૂપ સ્વરૂપને પુણ્યપાપ કર્મો તરી શકતાં નથી તથા તેને પુણ્ય પાપરૂપ કર્મો તપાયમાન કરી શકતાં નથી. જેમ નૌકા સમુદ્રને તરે છે તથા જેમ આકાશથી થયેલ વિદ્યુતરૂપ અગ્નિ તૂલાદિને બાળે છે, તેમ વિદ્વાન્ આત્મસાક્ષાત્કારના પ્રભાવથી પુણ્યપાપરૂપ કર્મને તરી જાય છે તથા જ્ઞાનરૂપ અગ્નિવડે પુણ્યપાપરૂપ કર્મને બાળી નાંખે છે. વળી કહ્યું છે કે, ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन—હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ વિદ્વાનનાં સર્વ કર્મને બાળે છે. ઉપર કહેલ શમદમાદિ સાધનવડે વિદ્વાન્ જે આનંદસ્વરૂપ આત્માને પામે છે, તે આત્મા વાસ્તવિક પુણ્યપાપકર્મથી રહિત, માયારૂપ અવિદ્યાથી રહિત તથા સંશય રહિત છે. આત્માને અદ્વિતીય બ્રહ્મરૂપે કરી જાણુનાર વિદ્વાન્ બ્રહ્મરૂપ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે—ब्रह्मविद् ब्रह्मैव भवति—બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનાર બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થાય છે. હે જનક! પૂર્વે મેં તમને સુષુપ્તિમાં સર્વ જીવને પ્રાપ્ત થવા. યોગ્ય જે પરમાત્માનું સ્વરૂપ કહ્યું, તે પરમાત્મા બુદ્ધિઆદિના સાક્ષીરૂપે કરી હું તમને કહું છું. પરમાત્મા તમારા, મારા તથા અન્ય પ્રાણીના હૃદયમાં આકાશની માફક પરિપૂર્ણ છે તથા સૂર્યાદિ જ્યોતિના પણ જ્યોતિરૂપ છે. સ્વયંજ્યોતિ આત્મા સર્વ સંસાર ધર્મથી રહિત હોવાથી અવિદ્યાના સંબંધવડે જન્મ, મરણ, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ ઇત્યાદિ અવસ્થામાં ભ્રમણ કરતો છતાં વાસ્તવિક જન્મ મરણાદિ અવસ્થાને પામતો નથી. જે બ્રહ્મને અભયરૂપે મેં તમને કહ્યો, તે જ બ્રહ્મને હાલ હું તમને આત્મસ્વરૂપે કરી કહું છું. અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માથી ભિન્ન કોઈ પણ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ સિદ્ધ થતો નથી, પણ અધિષ્ઠાનરૂપ આત્માની સત્તાને પામી, આ કલ્પિત જગત્ પ્રતીત થાય છે. હે જનક! નાના પ્રકારનાં સાધન પામી આત્માના સાક્ષાત્કારનો બોધ કરનારી જે બ્રહ્મવિદ્યાનો સૂર્ય ભગવાને મને ઉપદેશ કર્યો હતો, તે સર્વ બ્રહ્મવિદ્યા મેં યાજ્ઞવલ્કયે તમને ઉપદેશ કરી. બ્રહ્મવિદ્યાના શ્રવણથી હવે તમને સંશય વિપર્યય રહિત આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થશે. માટે હવે જન્મ મરણાદિ સંસારના ભયનો ત્યાગ કરી તમે પોતાના ચિત્તવિશે પ્રસન્ન થાઓ.

જનક—હે ભગવન્! વિદેહ દેશથી લઈ

મારી સર્વ રાજ્ય સંપત્ હું તમને આપું છું. સર્વ રાજ્ય સંપત્ તથા પુત્રાદિ કુટુંબ સહિત હું જનક, દાસની માફક આપની સન્મુખ ઉભો છું, માટે મને તથા મારા પુત્રાદિ કુટુંબને પોતાનાં દાસ જાણી આપની સેવા માટે જ્યાં આપની ઇચ્છા હોય ત્યાં લઈ જાઓ, અથવા તો આ મિથિલાપુરીમાં નિવાસ કરો. આપવિના એક ક્ષણ પણ હું રહી શકું એમ નથી. મારી પ્રાર્થનાને આપ અંગીકાર કરો.

ગુરૂ–હે શિષ્ય ! જ્યારે રાજાએ મુનિ આગળ અત્યંત દીનતાપૂર્વક ઉપર પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે મુનિ પણ રાજાની અત્યંત પ્રીતિ જોઇ કૃપા યુકત થઈ મિથિલાપુરીની પાસેના વનમાં સ્થાન બનાવી ત્યાં રહેવા લાગ્યા. આ પછી ઘણે કાળે યાજ્ઞવલ્ક્ય મુનિ પોતાની સ્ત્રીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી તથા સંન્યાસને ગ્રહણ કરી જનક સાથે વિદેહ મોક્ષને પામ્યા. પૂર્વે આત્માનાં સગુણ તથા નિર્ગુણ એમ બે સ્વરૂપો મેં કહ્યાં. એ બે સ્વરૂપમાં પ્રથમ સગુણ આત્માના સ્વરૂપનું તથા તેનાં ફળનું વર્ણન સાંભળો. પૂર્વે વર્ણવેલ જન્મ-મરણાદિ વિકાર રહિત આત્મા માયાના સંબંધથી સગુણ રૂપને પામે છે. સગુણ રૂપને પામી આત્મા સર્વ શરીરરૂપ ઉપાધિમાં રહી, નાના પ્રકારના અન્નનું ભક્ષણ કરે છે. આથી આત્મા દેવને શ્રુતિએ અન્નાદ કરી કહ્યો છે. આત્માદેવ દાન કર્ત્તાને કર્મના ફળની પ્રાપ્તિ કરાવતો હોવાથી શ્રુતિએ આત્માને વસુદાન-કરી કહ્યો છે. આ રીતે અન્નાદ તથા વસુદાન રૂપે કરી સગુણ આત્માની ઉપાસના કરનારો અધિકારી લોકોને શ્રદ્ધાપૂર્વક દીધેલ નાના પ્રકારના અન્નાદિ પદાર્થને ભોગવે છે તથા આ જન્મમાં અથવા અન્ય જન્મમાં તે ઉપાસક નાના પ્રકારના ધનાદિ પદાથને મેળવે છે. હવે નિર્ગુણ આત્માનું સ્વરૂપ તથા તેના જ્ઞાનના ફળનું વર્ણન સાંભળો. જે વિજ્ઞાનમય આનંદ સ્વરૂપ આત્મા યાજ્ઞવલ્કયે જનકને અભય બ્રહ્મરૂપે કરી ઉપદેશ કર્યો, તે નિર્ગુણ આત્મા જરા અવસ્થાથી રહિત હોવાથી અજર છે. આત્માદેવ મરણ અવસ્થાથી રહિત હોવાથી અમર છે. અજર તથા અમર હોવાથી અભય છે. જરા અવસ્થાથી મરણને પ્રાપ્ત થનારો પુરૂષ જન્મ મરણના દુઃખને તથા તે દુઃખથી ભયને પામે છે. પણ આત્માદેવ અજર અમર હોવાથી જન્મ મરણનાં દુઃખને તથા ભયને પામતો નથી. આત્મા સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, એવાં ત્રણ શરીરથી રહિત છે તથા આકાશની માફક સર્વત્રવ્યાપક બ્રહ્મરૂપ છે. અભય બ્રહ્મને જે પુરૂષ પોતાના આત્મારૂપે કરી સાક્ષાત્કાર કરે છે, તે બ્રહ્મવેત્તા વિદ્વાન્ અભય બ્રહ્મરૂપ થાય છે. હે શિષ્ય ! જનક રાજાને જે બ્રહ્મવિદ્યા યાજ્ઞવલ્કયે ઉપદેશ કરી હતી, તે સર્વ વિદ્યા મેં તને આ પ્રમાણે કહી. હવે તું બીજું શું સાંભળવાની ઇચ્છા રાખે છે ?

इति ते कथितं सर्वं जनकाय यदुक्तवान् ॥
याज्ञवल्कयो महाप्राज्ञः किमन्यच्छ्रोतु-
मिच्छसि ॥ १७६२

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण शंकरानंदभगवता विरचिते तथा चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे आत्मपुराणे बृहदारण्यके जनकयाज्ञवल्कयसंवादो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

# અધ્યાય ૭ મો.

## यजुर्वेदीय बृहदारण्यकोपनिषत्.

### યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કરેલો બ્રહ્મોપદેશ.

**ब्रह्मविद्यामिमां श्रुत्वा जनकाय समीरिताम्**
**याज्ञवल्क्येन शिष्योऽसौ गुरुवक्त्राद्विदूरः**
**पप्रच्छ स्वगुरुं भूयो ब्रह्मविद्याश्रयां कथाम् ॥ १ ॥**

છઠ્ઠા અધ્યાયમાં જનક રાજાપ્રતિ ઉપદેશ કરેલ બ્રહ્મવિદ્યાને ગુરૂ મુખથી સાંભળી શિષ્યને ફરી બ્રહ્મવિદ્યાવાળી કથા સાંભળવાની ઇચ્છા થવાથી તે ગુરૂને પૂછવા લાગ્યો.

શિષ્યઃ–હે ભગવન્! આત્મપુરાણના પ્રથમ અધ્યાયમાં આપે ઋગ્વેદના ઐતરેય ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. પ્રથમ અધ્યાયમાં સનકાદિ ઋષિઓનો તથા વામદેવાદિ અધિકારી પ્રજાનાં પરસ્પર સંવાદવડે અનેક પ્રકારના વૈરાગ્યાદિ સાધનનું આપે નિરૂપણ કર્યું. બીજા અધ્યાયમાં આપે કૌષીતકિ ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. આ અધ્યાયમાં દેવરાજ ઈન્દ્ર પ્રતર્દનના સંવાદવડે અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા આપે કહી. ત્રીજામાં પણ કૌષીતકિના અર્થનું નિરૂપણ કર્યું તથા આ અધ્યાયમાં રાજા અજાતશત્રુ તથા બાલાકિના સંવાદવડે અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા આપે કહી. ચોથા અધ્યાયમાં યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદનાં અર્થનું નિરૂપણ કરી આપે બે પુરૂષવંશ તથા એક સ્રીવંશ, આ ત્રણ વંશના પરસ્પર ભેદ તથા અભેદનું આપે નિરૂપણ કર્યું. વળી સર્વજ્ઞ દધ્યઙ્ અથર્વણની સાથે અશ્વિનીકુમારનો સંવાદ આપે કહ્યો. દધ્યઙ્ના ઉપદેશથી દેવરાજ ઇન્દ્રને પ્રાપ્ત થયલી બ્રહ્મવિદ્યા અશ્વિનીકુમારને મળી હતી. વળી પરોપકારી દધ્યઙ્ ઈન્દ્ર તરફથી મસ્તકના છેદનરૂપ આપત્તિને પામ્યા હતા, તે આપે કહ્યું. પાંચમા અધ્યાયમાં યાજ્ઞવલ્કય સાથે આશ્વલાદિ બ્રાહ્મણોનો સંવાદ આપે કહ્યો. આપે યાજ્ઞવલ્કયનો જય તથા સકલ્યનું મૃત્યુ કહ્યું. છઠ્ઠામાં યાજ્ઞવલ્કયે જનકરાજાને ઉપદેશ કરેલી બ્રહ્મવિદ્યાનું આપે નિરૂપણ કર્યું. કામતરવડે જનકરાજ કૃતકૃત્ય થયા હતા, તે સંબંધી આપે નિરૂપણ કર્યું. હે ભગવન્! છઠ્ઠા અધ્યાયના અંતમાં યાજ્ઞવલ્કયે પોતાની સ્રીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી પોતે સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યો, તે કથા સાંભળી હું પ્રસન્ન થયો. પણ હવે હે ભગવન્! યાજ્ઞવલ્કયે તેમની સ્રીને જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તે સાંભળવાની મને આકાંક્ષા થઇ છે. માટે કૃપા કરી તે બ્રહ્મવિદ્યાનો આપ મને ઉપદેશ કરો. આ સાંભળી ગુરૂ પરમ સંતુષ્ટ થયા તથા બૃહદારણ્યકના મધુકાંડમાં ને યાજ્ઞવલ્કયકાંડમાં જે કથા છે, તે સર્વ શિષ્યને યથાર્થ રીતે નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

### યાજ્ઞવલ્કયનું તપશ્ચરણ.

ગુરૂ–હે શિષ્ય! યાજ્ઞવલ્કય મુનિને બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા સૂધી સર્વ પ્રકારની વિષયવાંછના ન હતી. લોકોને બહારથી એમ લાગતું હતું કે, તેઓ વિષયાકાંક્ષાવાળા છે, પણ તેઓ મનથી સર્વ વિકારોથી રહિત

હતા. વિદ્યા ભણવાને તેમને બાલ્યાવસ્થાથી ઉગ્ર તપ આચરતા જોઇ ઇંદ્રે અનેક અપ્સરાઓને તેમનું ચિત્ત ચળાવવા મોકલી હતી, પણ તે તપથી ચળાયમાન થયા ન હતા. જ્યારે તેઓ તપ કરતા હતા ત્યારે વર્ષાકાળમાં છત્ર વિના વૃક્ષ નીચે અથવા પર્વતપર બેસતા હતા અને વરસાદની ધારાને પોતાના શરીરપર ઝીલતા, ઉનાળામાં મધ્યાહ્ન સમયે તપેલી શિલાપર બેસી ચારે બાજુએ અગ્નિ સળગાવતા, શિયાળામાં પ્રહરોના પ્રહરોપર્યંત હિમથી ઠરી ગયેલા જળમાં બેસી રહેતા તથા આદિત્ય મંડળમાં રહેલા શ્રી સૂર્યનારાયણનું એકાગ્ર ચિત્તથી ધ્યાન કરતા હતા. તે પ્રાણની રક્ષા કરવા માટે વૃક્ષોનાં પત્રો તથા ફળ મૂલાદિનો આહાર કરતા હતા. કોઇ કોઈ વખત ત્રણ ત્રણ દિવસે તથા કેટલીક વાર છ છ દિવસે તથા કોઇ કોઇ વાર બારબાર દિવસ સૂધી પાત્રાંઓનું ભક્ષણ કરીને રહેતા. આ રીતે શરીરને અત્યંત કશી ગાયત્રી મંત્રવડે તેઓ સૂર્યનારાયણનું ધ્યાન કરતા હતા. તેમના તપશ્ચરણથી સૂર્યનારાયણ અંતે તેમને પ્રસન્ન થયા.

સૂર્યદેવ પુરૂષનું રૂપ ધારણ કરી તેમની સન્મુખ આવી ઉભા રહ્યા. મુનિએ તેમને જોઈ સાષ્ટાંગ પ્રણામ કર્યા પછી સૂર્ય ભગવાનની સ્તુતિ કરી. શ્રી સૂર્યે મુનિના મસ્તકપર હાથ મૂકી કહ્યું કે "હે પુત્ર! તેં મહાન્ તપ કરી ઘણું કષ્ટ સહન કર્યું છે. તારા તપના પ્રભાવથી હું તારાપર ઘણો જ સંતુષ્ટ થયો છું. તારા મનમાં જે ઇચ્છા હોય તે વર માંગ. હું તને તે આપવાને તૈયાર છું."

યાજ્ઞવલ્કય–હે આદિત્ય ભગવન્! આપ સર્વ જગતના પ્રાણ છો, આપ સર્વ શુભાશુભ કર્મોના સાક્ષી છો. આપનાથી કોઇ પણ વાત ગુપ્ત નથી, છતાં હું બાળક આપની આગળ મારો વૃત્તાંત કહેવા ઇચ્છું છું. વ્યાસ ભગવાનના શિષ્ય વૈશંપાયન નામના એક ઋષિ છે, તેમની પાસેથી હું પ્રથમ બ્રહ્મવિદ્યા શિખ્યો. મન, વાણી તથા શરીરવડે ગુરૂની અત્યંત સેવા કરી, છતાં એક સમયે સર્વ ઋષિઓએ સંકેત કર્યો કે, મહામેરૂ ઉપર મહાન્ પરિષદ્ છે, ત્યાં જે ઋષિ નહિ આવે તેને સાત રાત્રિમાં બ્રહ્મહત્યાનો દોષ લાગશે. વૈશંપાયન એ પ્રમાણે ચાલ્યા નહિ, તેથી તેઓને બ્રહ્મહત્યાનો મહાન્ દોષ લાગ્યો. ગુરૂએ ખિન્ન વદને સર્વ શિષ્યોને પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરી. મેં તે સમયે સર્વ બ્રહ્મચારીઓપર અનુગ્રહ કરી કહ્યું કે, હે ગુરૂજી! આપનું શરીર જરા અવસ્થાથી પ્રાયશ્ચિત્ત કરવાને યોગ્ય નથી, તેમ જ આ સર્વ શિષ્યો બાલ્યાવસ્થાવાળા છે; માટે પ્રાયશ્ચિત્ત કરવા સમર્થ નથી. મને હાલ યૌવનાવસ્થા પ્રાપ્ત થયલી છે, માટે હું આપની બ્રહ્મહત્યાની નિવૃત્તિ અર્થે સઘળાં પ્રાયશ્ચિત્ત કરવાને તત્પર છું. મારાં વચન સાંભળી વૈશંપાયનને બ્રહ્મહત્યા લાગેલી હોવાથી રીસ ચઢી અને બોલ્યા કે–હે બ્રાહ્મણોને વિશે અધમ યાજ્ઞવલ્કય! તેં મારી પાસેથી જે જે વિદ્યા ગ્રહણ કરી છે, તે સર્વ મને શીઘ્ર પાછી આપ. વૈશંપાયન ગુરૂ મારાપર ક્રોધે ભરાયા. તેથી મેં મન, વાણી તથા શરીરવડે અપરાધ ક્ષમા કરાવવા તેમને નમસ્કાર કર્યો. પણ જેમ જેમ મેં અપરાધને માટે તેઓની ક્ષમા માંગી, તેમ તેમ તેઓ મારા પર વધારે ક્રોધે ભરાતા ગયા. તેમણે મને કહ્યું કે–અરે અધમ યાજ્ઞવલ્કય! જો તું મને પ્રસન્ન કરવાનો યત્ન કરીશ તો હું તારાં શરીર અને પ્રાણનો નાશ કરીશ; અને જો તને તેવો શાપ મળશે તો તું પરલોકવિશે અત્યંત દુઃખી થઇશ. જો તારે આ લોકવિશે

તેમ જ પરલોકવિશે સુખ મેળવવાની ઇચ્છા હોય તો મને પ્રસન્ન કરવાનો પ્રયાસ મૂકી દે. જો તું મારી વિદ્યાનો પરિત્યાગ નહિ કરે તો આજ હું તને બાળીને ભસ્મ કરીશ. પછી મેં તેમને પ્રસન્ન કરવાનો પ્રયાસ છોડી દઈ, સર્વ વિદ્યાનું વમન કરી નાંખ્યું. મનુષ્ય ગુરૂ પાસેથી વિદ્યાનું અધ્યયન કરતાં હું આ પ્રમાણે કષ્ટ પામ્યો છું. માટે હવે કોઇ મનુષ્ય ગુરૂની પાસેથી મારે વિદ્યાનું અધ્યયન કરવું નથી, એવા નિશ્ચયથી વિદ્યાની પ્રાપ્તિ અર્થે હું આપ ઇશ્વરને શરણે આવ્યો છું."

પછી પ્રસન્ન થયેલા સૂર્યે યાજ્ઞવલ્કયને પોતાના રથમાં બેસાડયા તથા તેમને વ્યાકરણાદિનાં છ અંગો તથા ચાર વેદોનું અધ્યયન કરાવ્યું. જેમ અંભિણી નામે દેવતા સૂર્યના શિષ્ય થયા હતા, તેમ યાજ્ઞવલ્કય પણ તેમના શિષ્ય થયા. યાજ્ઞવલ્કય સંપૂર્ણ વેદોના અર્થ જાણીને ગૃહસ્થાશ્રમ ધર્મ પાળવાથી વિરકત થયા.તેમણે બ્રહ્મચર્યાશ્રમમાંથી એકદમ સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાનો વિચાર કર્યો. હે શિષ્ય ! યાજ્ઞવલ્કયને સંસારથી વિરકત થતા જોઇ, સૂર્ય ભગવાને તેમને કહ્યું કે; "હે યાજ્ઞવલ્કય ! ગુરૂ પાસેથી વિદ્યા ભણ્યા પછી ગુરૂને ગુરૂદક્ષિણા અવશ્ય આપવી જોઇએ. મેં તને જે વિદ્યા આપી, તેની તારે મને ગુરૂદક્ષિણા આપવી જોઇએ."

યાજ્ઞવલ્કય–"હે ભગવન્ ! આપ જે ગુરૂદક્ષિણા માગવા ઇચ્છતા હો, તે આપવા હું તૈયાર છું.

સૂર્યનારાયણે કહ્યું કે–હું ગુરૂ દક્ષિણામાં તારી પાસેથી માત્ર એટલું જ માગું છું કે, તું સંન્યસ્તાશ્રમ ગ્રહણ નહી કરતાં બ્રહ્મચર્યાશ્રમ પછીનો ગૃહસ્થાશ્રમ માંડ. મેં તને જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે, તે ઉપદેશ તું બ્રાહ્મણોને તથા અધિકારી ક્ષત્રિય અને વૈશ્યોને કર. આ રીતે તું મારી શિખવેલી વેદવિદ્યાનો પ્રવર્તક થા અને ગૃહસ્થાશ્રમ ભોગવી સમય આવે સંન્યાસ્તાશ્રમ લેજે.

સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કયને આ રીતે આજ્ઞા કરી ને તેમણે તે માથે ચઢાવી. સૂર્ય ભગવાનને દંડવન્નમસ્કાર કરી તે પોતાને આશ્રમે આવ્યા. પૃથ્વીપર આવ્યા પછી પિતાની ગૃહસ્થાશ્રમ માંડવા માટે તેમણે આજ્ઞા માંગી. પછી જનક રાજા પાસેથી ધન લઇ તેવડે યાજ્ઞવલ્કય બે સ્ત્રીઓ સાથે પરણ્યા. એક કાત્યાયન ઋષિની પુત્રી કાત્યાયની અને બીજી મિત્રયુ નામના ઋષિની પુત્રી મૈત્રેયી હતી. બ્રહ્મચર્યાશ્રમ પાળી જેમ ઋષિઓના ઋણમાંથી તેઓ મુકત થયા હતા, તેમ હવે ગૃહસ્થાશ્રમ પાળી દેવો તથા પિતરોના ઋણમાંથી તેઓ મુકત થયા. પુત્ર તથા પુત્રી આદિકને ઉત્પન્ન કરી પિતૃઋણમાંથી પણ તે મુકત થયા.

## વર્ણાશ્રમની અગત્ય.

શિષ્ય–હે ભગવન્ ! આપે પ્રથમ કહ્યું કે, યાજ્ઞવલ્કય વિરકત હતા તથા હાલ આપ કહો છો કે, તેઓ દેવ અને પિતૃઓનાં ઋણ ટાળવા લાગ્યા,તે કેમ બને ? જે પુરૂષ વિરકત હોય તેને ઋણનો સંભવ નથી, તેમ જ ઋણવાળો પુરૂષ વિરકત પણ કહેવાય નહિ.

ગુરૂ–હે શિષ્ય! મુનિ વિરકત હતા, છતાં તેઓએ બ્રહ્મચર્યાશ્રમ તથા ગૃહસ્થાશ્રમ માંડયો,તેના સંબંધથી તેમને ઋણની પ્રાપ્તિ થઈ. શ્રુતિમાં કહ્યું છે કેઃ–"जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणै ऋणवान् जायते જે બ્રાહ્મણને ઉપનયનાદિ સંસ્કારો થયા છે, તે બ્રાહ્મણ ઋષિ, દેવ અને પિતૃઓનાં ઋણોથી મુક્ત થાય છે. જેમ બ્રહ્મચારીને ઋષિઓનું ઋણ, તેમ

ગૃહસ્થાશ્રમીને દેવ તથા પિતરોનું ઋણ હોય છે. તીવ્ર વૈરાગ્યાદિવડે સંન્યાસાશ્રમ ધારણ કરે, તેને કોઇ પણ રીતનું ઋણ પ્રાપ્ત થતું નથી. ઋષિ. દેવ અને પિતૃઓનું ઋણ સંન્યાસીને સંભવે નહિ, પણ વિદ્વાન્ પુરૂષને સંન્યાસાશ્રમ ગ્રહણ કરતા પહેલાં ત્રણે ઋણોમાંથી મુક્ત થવું જોઇએ. જેમ પુત્ર થવા માટે આ લોકમાં પુત્રેષ્ટિ આદિક કામ્ય કર્મો કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે તથા તે કર્મ જેમ નિમિત્ત માત્ર છે, તેમ જ ઋષિ, દેવ તથા પિતૃ ઋણ ટાળવાને માટે પણ બ્રહ્મચર્યાશ્રમ તથા ગૃહસ્થાશ્રમ નિમિત્ત કારણરૂપ છે. વિદ્વાન્ પુરૂષોએ આ ત્રણ ઋણમાંથી મુક્ત થવા માટે વર્ણાશ્રમોને અનુક્રમે વર્તવું જોઇએ.

શિષ્ય—જ્યારે વિદ્વાન્ પુરૂષને પણ બ્રહ્મચર્ય તથા ગૃહસ્થ શ્રમ પાળવાથી ત્રણ ઋણની પ્રાપ્તિ થાય છે; ત્યારે તે ઋણોની પ્રાપ્તિ થાય, તે સારૂ પ્રથમના બે આશ્રમો મૂકી દઈ એકદમ વાનપ્રસ્થાશ્રમ કેમ ન ગ્રહણ કરાય ?

જનક—હે શિષ્ય ! બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમ પાળ્યા વિના એકદમ વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો, એ યોગ્ય નથી. સ્મૃતિમાં કહ્યું છે કે—"अनाश्रमी न तिष्ठेत क्षणमेकमपि द्विजः બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે એક ક્ષણ પણ આશ્રમ રહિત રહેવું નહિ."દ્વિજે ચારમાંનો એક પણ આશ્રમ અવશ્ય ગ્રહણ કરવો, નહી તો તેને પાપ લાગે છે. વાનપ્રસ્થાશ્રમ પહેલો લઇ શકાય નહી; કારણ કે શાસ્ત્રમાં વાનપ્રસ્થાશ્રમ લેવાનો સમય પ્રૌઢ વય દર્શાવ્યો છે. તેમાં જણાવ્યું છે કે, ગૃહસ્થાશ્રમી પુરૂષનાં ગાત્રો જરાથી શિથિલ થઇ ગયાં હોય તથા કેશ ધોળા થયા હોય, તેમ જ પુત્ર પુત્રી આદિ ઉત્પન્ન થયાં હોય, તે ગૃહસ્થાશ્રમીએ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવો. અધિકારી પુરૂષ પ્રથમના બે આશ્રમો છોડી દઇ, એકદમ વાનપ્રસ્થ લે તો તેને શાસ્ત્રનો બાધ નડે છે.

શિષ્ય—હે ભગવન્ ! જેમ બ્રહ્મચર્યાશ્રમ પાળ્યા પછી ગૃહસ્થાશ્રમ મૂકી દઇ સંન્યાસ આશ્રમ ગ્રહણ કરી શકાય છે, તેમ જ ગૃહસ્થાશ્રમ માંડયા વિના જ બ્રહ્મચર્યાશ્રમ પછી તુરત વાનપ્રસ્થાશ્રમ પાળીએ તો તેમાં શો બાધ છે ?

ગુરૂ—હે શિષ્ય ! તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમ મૂકી દઇ એકદમ સંન્યસ્તાશ્રમ લેવાનું શ્રુતિમાં કહ્યું છે, તેમ બ્રહ્મચર્યાશ્રમ પછી એકદમ વાનપ્રસ્થાશ્રમ લેવાનું કહ્યું નથી; ब्रह्मचर्यं परिचरेदाशरीरविमोक्षणात्—અધિકારી પુરૂષે સ્થૂલ શરીરનો નાશ થતા સૂધી બ્રહ્મચર્ય પાળવું, એમ વસિષ્ઠે કહ્યું છે ખરૂં, પણ તેથી ઉપર કહેલા આશ્રમોના ક્રમોમાં કોઈ રીતનો ફેરફાર થતો નથી. ઉપરના ક્રમને એક વચનથી સામી પુષ્ટિ મળેછે. જે પુરૂષને રાગથી અમુક એક આશ્રમ ગ્રહણ કરવાથી પાપ લાગે છે, તે દોષ મન સાથે દઢ સંકલ્પ કરી,એક આશ્રમનું સેવન કરનારાને લાગતો નથી.

શિષ્ય—જે બ્રહ્મચારીને ગૃહસ્થાશ્રમ માંડવાની ઇચ્છા ન હોય, તે વનમાં જઇ વાનપ્રસ્થનો અંગીકાર કરે તો તેને ગૃહસ્થાશ્રમ મૂકી દીધાનો દોષ લાગે કે નહિ ?

ગુરૂ—એક પુરૂષ આ લોકમાં આપત્તિ કાળ આવી પહોંચવાથી વનમાં જઇ નિવાસ કરે, ભિક્ષાટન વિગેરે કરે તથા ભગવાં કપડાં ધારણ કરે, તેથી તે ગૃહસ્થાશ્રમી કોઇ દિવસ વાનપ્રસ્થાશ્રમી હોઈ શકે નહિ. તેજ રીતે ગૃહસ્થાશ્રમી હોય ને તે ભિક્ષા માગી લાવી પોતાની આજીવિકા ચલાવતો હોય, તેથી સંન્યાસી કહી શકાય નહીં. તેમ જ બ્રહ્મચારી વનમાં રહે,

તેથી તે વાનપ્રસ્થાશ્રમી પણ કહેવાય નહિ. જેમ ગૃહસ્થી દેવોનો તથા પિતરોનો ઋણી છે, તેમ બ્રહ્મચારી ઋષિનો ઋણી છે. માટે ત્રણ ઋણો મટયા વિના વાનપ્રસ્થાશ્રમ લઇ શકાય નહીં. જેમ એક અધિકારી પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ પાળ્યા પછી ગૃહસ્થાશ્રમ પાળી શકે, તેમ ગૃહસ્થાશ્રમ પાળ્યા વિના વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ થઇ શકે નહી. આ રીતે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેવામાં આવ્યું છે કે, બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એમ ઉત્તરોત્તર આશ્રમો ગ્રહણ કરવા અને જો તેમ ન થાય તો તેને "त्रयाणामानुलोम्यं स्यात् प्रातिलोम्यं न विद्यते । प्रातिलोम्येन यो याति न तस्मात्पापकृत्तमः"॥ અનુલોમ્ય એટલે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમ તથા તે પછી વાનપ્રસ્થાશ્રમ, એમ અનુક્રમે આશ્રમો પાળવાથી તેને પરમ સુખની પ્રાપ્તિ થાય છે. છતાં જે પ્રતિલોમ એટલે ઉલટ સુલટ આશ્રમ ગ્રહણ કરે છે તે નરકમાં પડે છે. જેમ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમો પાળવામાં શ્રુતિ તથા સ્મૃતિએ ક્રમો કહ્યા છે, તેમ સંન્યસ્તાશ્રમ માટે કોઇ ક્રમ કહ્યો નથી. જ્યારે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે સંન્યસ્તાશ્રમનો અંગીકાર કરવો, એમ કહ્યું છે. "यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् यदिवेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा" બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી તેમજ વાનપ્રસ્થાશ્રમી એવા કોઇને પણ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેણે એકદમ સંન્યાસ ગ્રહણ કરવો. यदैव चास्य वैराग्यं जायते सर्ववस्तुषु । तदैव संन्यसेद्विद्वान् अन्यथा पतितो भवेत् ॥ જેને જે વખતે વૈરાગ્ય થાય તે જ વખતે તેણે સંન્યાસ લેવો. પૂર્ણ વૈરાગ્ય વિના સંન્યાસ ગ્રહણ કરનારો પતિત થાય છે.

શિષ્ય—જેમ પહેલા ત્રણ આશ્રમોનો ક્રમ કહ્યો, તેમ કેટલીક શ્રુતિ સ્મૃતિમાં સંન્યાસને વાસ્તે પણ ક્રમ કહ્યો છે. જેમ કે "ब्रह्मचर्याद् गृही भवेद् गृहाद्वनी भवेद्वनात्प्रव्रजेत्" વળી એક ઠેકાણે સ્મૃતિમાં કહ્યું છે કે, "ऋणत्रयमपाकृत्य निर्ममो निरहंकृतः । ब्राह्मणः क्षत्रियो वाथ वैश्यो वा प्रव्रजेद् गृहात्" ઋષિ, દેવ તથા પિતૃઓનાં ઋણો પત્યા પછી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે મારૂં તારૂં આદિ અભિમાન રહિત થઇ સંન્યાસ ગ્રહણ કરવો. આથી ગમે તે વખતે સંન્યાસ લઇ શકાય તથા ત્રણ આશ્રમો થઈ રહ્યા પછી પણ સંન્યાસ લઈ શકાય, એ બે પ્રકારની શ્રુતિ તથા સ્મૃતિ પરસ્પર વિરોધ બતાવે છે.

ગુરૂ—જે પુરૂષને વિષય ભોગથી નિવૃત્તિ થઇ ન હોય તથા જેને મંદ વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય, તેણે વાનપ્રસ્થ આશ્રમ અંગીકાર કરી વિષયની નિવૃત્તિ થયા પછી ચોથો આશ્રમ ગ્રહણ કરવો, એવું શ્રુતિ તથા સ્મૃતિઓનું તાત્પર્ય છે. પરંતુ જેને બ્રહ્મચર્યમાંથી વિષયવાસના ઉપર વૈરાગ્ય થયો હોય, તેણે કાંઇ બીજા આશ્રમો પાળવાની જરૂર નથી. "न्यासो हि ब्रह्म સંન્યાસાશ્રમ એ બ્રહ્મરૂપ છે." "तदेतद् ब्रह्मापूर्वमनपरं" બ્રહ્મને પહેલું, છેલ્લું, એવો કોઇ ભાવ નથી તેમ, બ્રહ્મરૂપ સંન્યાસાશ્રમમાં પણ પૂર્વ ઉત્તર વિગેરે ભાવો સંભવતા નથી. જેમ બ્રહ્મચર્ય પછી ગૃહસ્થાશ્રમ કહ્યો છે તથા ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ કહ્યો છે, તેમ સંન્યસ્તાશ્રમ પછી કોઇ આશ્રમ કહ્યો નથી. શારીરીક ભાષ્યના ત્રીજા અધ્યાયના ચોથા પાદમાં કહ્યું છે કે, "तद्भूतस्य तु नातद्भावो जैमिनेरपि नियमातद्रूपाभावेभ्यः" સંન્યાસાશ્રમની પછી શ્રુતિ તથા સ્મૃતિ બીજા કોઇ પણ આશ્રમને પ્રતિપાદન કરતી નથી, માટે પુરૂષે ચોથો આશ્રમ મરણપર્યંત પાળવો. જેમ ચોથા આશ્રમની ઉપર બીજો કોઇ આશ્રમ નથી, એ શ્રુતિ તથા સ્મૃતિથી

સિદ્ધ છે, તેમ જ દ્વિજે કોઇ પણ આશ્રમ વિના નહી રહેવું, તે શ્રુતિ તથા સ્મૃતિવડે સિદ્ધ છે. "अनाश्रमी" એ સ્મૃતિથી સિદ્ધ થાય છે કે, પુરૂષે એક વર્ષપર્યંત પણ અનાશ્રમી રહેવું નહિ, રહે તો પ્રાયશ્ચિત્ત લાગે. જ્યાં સૂધી ગૃહસ્થાશ્રમીની સ્ત્રી જીવે ત્યાં સૂધી તેણે ગૃહસ્થાશ્રમ પાળવો જોઇએ. સ્ત્રીના મરણ પછી કાં તો તેણે બીજી સ્ત્રી સાથે એક વર્ષની અંદર પરણી ગૃહસ્થાશ્રમ માંડવો, કિંવા વાનપ્રસ્થ કે સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવો. દ્વિજે કદી અનાશ્રમી રહેવું નહિ. જેમ બ્રહ્મચારી દેવ તથા પિતૃ ઋણથી રહિત છે તથા ગૃહસ્થાશ્રમી ઋષિના ઋણથી રહિત છે, તેમ વાનપ્રસ્થાશ્રમી ત્રણે પ્રકારનાં ઋણોથી રહિત છે અને સંન્યસ્તાશ્રમી તો લૌકિક તથા વૈદિક સર્વ પ્રકારનાં ઋણોથી રહિત છે.

આ રીતે યાજ્ઞવલ્કય સર્વ પ્રકારની અવસ્થા જાણવા છતાં તથા મનવડે સર્વ ઋણોથી મુક્ત હોવા છતાં, બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમ માંડવાના સંબંધથી ત્રણ પ્રકારના ઋણવાળા થયા. તેમણે વિચાર કર્યો કે, બ્રહ્મચર્ય પાળી તેમાં વેદોનું અધ્યયન કરી હું ઋષિ ઋણથી મુક્ત થયો, તે જ રીતે ગૃહસ્થાશ્રમ માંડી દેવઋણ અને પિતૃઋણથી મુક્ત થઇ, પછી સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરીશું. જેમ ઋષિઋણ ટાળ્યું તેમ દેવઋણ તથા પિતૃઋણ નહિ ટાળું તો તેમાં પ્રતિબંધ થશે. માટે ગુરૂની આજ્ઞા પૂર્ણ કરી પછી સંન્યસ્ત લેવું યુક્ત છે. સૂર્ય ભગવાનનું વચન પાળવા સ્વર્ગાદિક લોકોની પ્રાપ્તિ માટે યજ્ઞાદિરૂપી પ્રવૃત્તિ માર્ગ અને મોક્ષ માટે આત્મજ્ઞાનરૂપ નિવૃત્તિમાર્ગ અવલંબન કરવાનો તેમણે પછી નિશ્ચય કર્યો.

## યાજ્ઞવલ્કયનો ગૃહસ્થાશ્રમ.

તેઓ દેવતા તથા પિતરોને પ્રસન્ન કરવા નાનાં પ્રકારનાં દાન કરવા લાગ્યા. સર્વ લોકને ઉપકારક યાજ્ઞવલ્કય મુનિનો ગૃહસ્થાશ્રમ જોઇ સર્વે આશ્ચર્ય પામ્યા. એક આશ્રમમાં તેઓ પોતાની મૈત્રેયી તથા કાત્યાયની નામે સ્ત્રીઓ તથા આજ્ઞાકારી પુત્રો સહિત યજ્ઞયાગાદિક કર્મો કરી ઇંદ્રાદિક દેવોનું યજન કરવા લાગ્યા. વેદના પાઠ કરી ઋષિઓનું સ્તવન કરતા, તેમ જ પુત્રોત્પત્તિ કરી તથા પિંડદાનાદિ આપી પિતૃઓનું તર્પણ કરતા હતા. નાના પ્રકારનાં અન્ન, વસ્ત્રો તથા સુવર્ણાદિકનાં દાન આપી તેઓ અર્થીઓનું પાલન કરતા હતા. ગાય તથા ઘોડા વિગેરે જનાવરોને તૃણાદિ નીરી તેઓનું પાલન કરતા હતા. તેમ જ બલિદાન આદિથી શ્વાન કીટાદિ જંતુઓનું પાલન કરતા હતા. ઘરમાં વેદ વાણીરૂપી જે ગાય, તેના સ્વાહા, વષટ, સ્વધા તથા હંત આદિ ચાર સ્તનરૂપી શબ્દોવડે દેવતાઓનું આવાહન કરતા હતા. સ્વાહા તથા વષટથી ઇંદ્રાદિક દેવોનું આવાહન કરતા હતા. સ્વધા શબ્દવડે પિતરોનું આવાહન કરતા અને હર્ષસૂચક હંત શબ્દવડે અર્થી મનુષ્યોને બોલાવતા હતા.

## કાત્યાયનીની ગૃહવ્યવસ્થા.

દેવી કાત્યાયની ગૃહકાર્યમાં ઘણાંજ કુશળ હતાં. ઘરની ભીંત, ભૂમિ, દ્વાર તથા યજ્ઞશાળાની ભૂમિ વિગેરે વાળી ઝાડી સઘળું સ્વચ્છ રાખતાં હતાં. ઘરને વધારે શોભા આપવા સિંદૂરાદિ રંગોથી ઘરની ભીંતોને કેટલેક સ્થળે રાતી તથા પીળી એમ ચિત્રવિચિત્ર રંગતાં. ખાવાનાં વાસણો, પાણીનાં વાસણો, કમંડળ તથા તેનાં ઢાંકણો વિગેરેને રાખોડીથી માંજી સાફસુફ રાખતાં. જેમ ભીમ તથા નલાદિ પાકશાસ્ત્ર વિશે કુશળ હતા, તેમ તે સૂર્ય તથા અગ્નિના અનુગ્રહથી ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય આદિ ચાર પ્રકારનાં અન્ન

પકવવામાં અત્યંત કુશળ હતાં. તે પ્રાતઃકાળે વહેલાં ઉઠી સ્નાન કરી પ્રથમ પતિનું પૂજન કરતાં હતાં. પોતાના પતિના પિતા, માતા, જેઠ, દિયર, બહેન વગેરે સર્વ બંધુઓનું યોગ્ય રીતે પૂજન કરતાં. કાત્યાયની જેવી કોઇ સ્ત્રી ગૃહકાર્યમાં કુશળ નહિ હોય.

## મૈત્રેયીનું તત્ત્વચિન્તન.

આ સંસારનાં જન્મમરણાદિ દુઃખો જોઇ તે ઉન્મત્ત પુરૂષની માફક રહેતાં. જેમ ગાયનો વાછરડો મરી જવાથી તે સર્વદા શોકાતુર રહે, તેમ તે સર્વદા શોકાતુર રહેતાં. મૈત્રેયીને વિચાર આવતા હતા કે, હું દેહાદિકના સમૂહરૂપ છું અથવા તેથી ભિન્ન છું, તેમ જ દેહાદિક સમૂહથી ભિન્નવિશે હું જડરૂપ છું કે ચૈતન્યરૂપ છું, હું આ લોક વિશે શું કારણસર આવી હોઇશ, આ શરીર ઉત્પન્ન થયું તે પૂર્વે હું કયા સ્થાનવિશે હતી, સામ્પ્રત સમયમાં હું કયા સ્થાનવિશે છું, મરણ પછી મારી કયા સ્થાનવિશે સ્થિતિ થશે, મારા પતિનું સ્વરૂપ કેવું હશે, મારા પુત્રો તથા પુત્રીઓનાં કેવાં સ્વરૂપો હશે? પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયલું જે સ્થૂલ શરીર તે જ પતિપુત્રાદિક છે કે સ્થૂલ શરીરથી ભિન્ન કોઈ પતિપુત્રાદિક છે, તેમ જ તે ભિન્ન વસ્તુ જડ છે કે ચેતન છે? આ સર્વ આગળથી જાણી લેવાની જિજ્ઞાસા તેમને થતી હતી. વળી મને દુઃખ થાય છે તેનું સ્વરૂપ કેવું હશે, તેમ જ વિષયપરત્વે જે સુખ પ્રાપ્ત થાય છે, તેનું શું સ્વરૂપ છે તથા જે ચક્ષુ આદિક ઇંદ્રિયોવડે હું જોઉં છું, તે ચક્ષુ આદિક ઇંદ્રિયોનું કેવું સ્વરૂપ હશે? તેમ જ ચક્ષુ આદિકથી જે સ્થાવર જંગમાત્મક વસ્તુઓને હું જોઉં છું, તેનું કેવા પ્રકારનું સ્વરૂપ હશે? આ પ્રમાણે સર્વદા મનન કર્યા કરવાથી તે ચિંતાગ્રસ્ત રહેતાં હતાં. યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીના મનનો ઉદ્દેશ જાણતા હતા, છતાં પોતાના ગૃહસ્થાશ્રમની સિદ્ધિ થવા વાસ્તે તેમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા ન હતા; પણ તેમને ગૃહકાર્યોમાં સર્વદા યોજતા હતા.

યાજ્ઞવલ્ક્ય મુનિને ગૃહસ્થાશ્રમમાં આ રીતે ઘણો સમય વ્યતીત થયા પછી એક વેળા તે મુનિ એકાંત સ્થળ વિશે બેસી વિચાર કરવા લાગ્યા કે, સઘળા દેહધારી જનોને પ્રાણ ધારણ કરવો, એ પરમ દુઃખપ્રદ છે. છતાં તેઓને પ્રાણ ધારણ કરવો તે અતિશય પ્રિય લાગે છે, એ ઘણું જ આશ્ચર્યકારક છે. પ્રાણને ધારણ કરવા વાસ્તે આ શરીરરૂપી બંધનગૃહ છે. તેમ જ આ શરીર ત્વક્, રૂધિર, માંસ, મેદ, મજ્જા, હાડકાં તથા વીર્ય વિગેરે સાત ધાતુઓથી પૂર્ણ છે, તેમ જ તે વાત, પિત્ત તથા કફાદિ દોષોથી ભરપૂર છે. પરૂ, વિષ્ઠા તથા મૂત્ર આદિ મળોથી ભરપૂર છે. આ સર્વ કારણથી શરીર અત્યંત દુર્ગંધી પદાર્થોથી ભરપૂર છે તથા તે નાના પ્રકારના ભય ઉત્પન્ન કરનારૂં છે. બીજું આ શરીર આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક, આ ત્રણ પ્રકારના દુઃખથી ભરપૂર છે. માથાનો રોગ, આંખનો રોગ, અતિસાર, પ્લીહ, ગુલ્મ આદિ નાના પ્રકારના વ્યાધિઓ તથા કામ ક્રોધ, લોભ, મોહ મત્સરાદિથી ઉત્પન્ન થનારાં નાનાં પ્રકારનાં દુઃખો, તે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. સિંહ, સર્પ, વીંછી, શત્રુ આદિ પ્રાણીઓથી થતું નાના પ્રકારનું દુઃખ, તે આધિભૌતિક દુઃખ કહેવાય છે. ટાઢ, તડકો, વાયુ, વરસાદ, અગ્નિ તથા જળ આદિ દેવોથી જે દુઃખ આવે છે, તેને આધિદૈવિક દુઃખ કહેવામાં આવે છે. વળી આ શરીરને બાળ,

યૌવન, વૃદ્ધ આદિ ત્રણ અવસ્થાઓમાં, રાગ, દ્વેષ, મોહ, શોક તથા અશક્તિ આદિ વિકારોથી નાનાં પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે. શરીરને વિશે આત્માના પ્રવેશ તથા નિર્ગમનથી જે ભય ઉત્પન્ન થાય છે, તે ભયથી આપણુ સર્વ પ્રાણી માત્રોને અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. આ કારણોથી ઉત્પન્ન થતો ભય માતાના ગર્ભવિશે તથા મરણકાળવિશે પણ થતો નથી. આ રીતે અનેક પ્રકારનાં દુઃખ આ લોકવિશે તથા પરલોક વિશે થાય છે, તે દેહના સંબંધથી જીવને થાય છે. આ કારણથી સર્વ દુઃખનું કારણ શરીરસંબંધ છે. અરણ્ય વિશે નિવાસ કરનાર જીવન્મુક્ત વિદ્વાન પુરૂષને પણ શરીર સંબંધથી દુઃખની પ્રાપ્તિ થાય છે, તો મારા સરખા સંસારાસક્ત પુરૂષને આ શરીર દુઃખપ્રદ હોય, તેમાં શી નવાઇ ? પોતાનાજ શરીરવિશે મારૂં તારૂં એવા અભિમાનથી અનેક પ્રકારનાં દુઃખો ઉત્પન્ન થાય છે, તો શરીર સંબંધી જે સ્ત્રી પુત્ર આદિ બાંધવો તેને વિશે મારૂં તારૂં એવા અભિમાનથી દુઃખ ઉત્પન્ન થયા વિના કેમ જ રહે ? તથાપિ આત્મા સર્વ સંગથી રહિત તથા નિર્ગુણ છે, છતાં અવિદ્યાથી થયેલા દોષોથી તેને નાના પ્રકારનાં દુઃખો થાય છે. માટે સર્વ જીવોને સંગ, તેજ અનર્થનું કારણ છે. જેવી રીતે પાણીનો શીતળતાનો ગુણ સ્વભાવથીજ છે, છતાં અગ્નિ આદિનો તેને સંબંધ લાગવાથી તેને ઉષ્ણતા પ્રાપ્ત થાય છે, તેમ જ વૃક્ષ આદિ છેદન ભાવથી રહિત છે, છતાં કુહાડાનો સંગ થવાથી તેને છેદન ભાવ પ્રાપ્ત થાય છે તથા આ શરીર જે સ્વભાવથી છેદન આદિ ગુણોથી રહિત છે છતાં શસ્ત્ર વિગેરેનો આઘાત થવાથી તેમાં છેદન ભાવ ઉત્પન્ન થાય છે. મન જો કે અંતર્મુખે-જીવાત્માને ઓળખનારૂં છે, છતાં વિષયોનો તેને સંગ લાગવાથી તે બહિર્મુખ થઇ જાય છે. પૂર્વના પાપકર્મવાળો પાપી પુરૂષ દુષ્ટ પુરૂષોનો સંગ કરી પાપના દુઃખરૂપ ફળને અનુભવે છે. ધર્માત્મા સ્વભાવથી દુઃખ રહિત હોય છે, છતાં તે દુઃખી પુરૂષોના સંગથી અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે, કામદોષથી રહિત પુરૂષ કામી પુરૂષનો સંગ કરવાથી તેને કામદોષ પ્રાપ્ત થાય છે. ચોરી કરવી વિગેરે વિકારોથી રહિત પુરૂષ ચોર પુરૂષના સંગથી ચોરી કરવાના વિકારોને પ્રાપ્ત થાય છે. ખાટા રસવાળા દાડમ લીંબુ આદિ પદાર્થોના દર્શનથી પુરૂષના મુખવિશે દ્રવતા આવે છે. તેમજ લોહ આદિ જડ વસ્તુઓમાં ચુંબક આદિ પાષાણના સંગથી ગતિ ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે આ ચેતન જીવને સ્ત્રી પુત્ર આદિ ચેતન પદાર્થોના સંગથી નાના પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. આ સર્વ કારણથી મારૂં તારૂં આદિ અભિમાનના સંગવાળું શરીર જ જીવના સર્વ દુઃખનું કારણ છે.

## આસંગ એ જ મોટી ઉપાધિ.

પ્રથમ જ્યારે હું બ્રહ્મચર્ય સ્થિતિમાં હતો ત્યારે સર્વ વિકારોથી રહિત હતો અને મને કોઇ રીતનો પણ વિક્ષેપ હતો નહિ. પણ હાલ મેં સ્ત્રીપુત્રાદિકનો સંગ કર્યો, તેથી મને નાના પ્રકારનો વિક્ષેપ થયા કરે છે. માટે આ સ્ત્રીસંગજ સર્વ દુઃખનું કારણ છે. બ્રહ્મચર્ય અવસ્થામાં હું શરીરને વિષ્ઠા સમાન મલિન જાણી પરમ વૈરાગી હતો અને તે સમયે ઘણુંજ ધૈર્ય રાખી વન વિશે તપ કરતો હતો. અપ્સરાઓ પણ વન વિશે મારા ધૈર્યને ચલાયમાન કરવા શક્તિમાન્ થઇ નહતી. કામરૂપી ભારથી મંદ ગતિ-

વાળી, કેતકી તથા ચંપક પુષ્પના સુગંધથી અત્યંત સુવાસિત શરીરવાળી, પીનસ્તન તથા જઘનવાળી, પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી તથા ઉજ્વળ વસ્ત્રવાળી એવી અપ્સરાઓનાં કટાક્ષોએ પણ મારા ધૈર્યને ચલાયમાન કર્યું નથી. વળી તે અપ્સરાઓ મધુર અને અત્યંત કોમળ વચનવાળી, કામી પુરૂષોનાં મનને હરવાવાળી, ઘીની માફક કામરૂપ અગ્નિને પ્રજ્વલિત કરનારી, મધુર સ્વરવાળી તથા નૂપુરાદિ ભૂષણવાળી હતી. વાયુથી તથા ચાલવાથી ઉત્પન્ન થયલા શ્રમવડે તેઓ વિહ્વળ જણાતી હતી. તેઓનાં નેત્રામાં અંજન હતું તથા કપાળપર કુંકુનો ચાંલ્લો હતો. માથાના અંબોડામાં સુગંધી પુષ્પોની માળા વીંટાળેલી હતી. એ અપ્સરાઓ જે સ્થળે મારા જોવામાં આવી, તે સ્થાન પણ અત્યંત રમણીય હતું. આ સ્થળે કોકિલાદિના મધુર શબ્દો સર્વદા થયા કરતા હતા. આવા રમણીય સ્થળે યુવાવસ્થામાં પણ મારૂં જે ધૈર્ય અપ્સરાઓથી ચલાયમાન થયું નહીં, તે ધૈર્ય આ વૃદ્ધાવસ્થાવિશે ભ્રાંતિને લીધે નાશ પામ્યું છે. જે સ્ત્રીઓના સંગથી મારૂં ધૈર્ય જતું રહ્યું છે, તે સ્ત્રીઓનાં શરીરો કિંચિત્ માત્ર પણ મારા શરીરથી ભિન્ન નથી. જેવું મારૂં શરીર રૂધિર, માંસ, પરૂ, વિષ્ઠા, મૂત્ર, નાડી તથા મેદ આદિથી ભરપૂર છે, તેવાં સ્ત્રીઓનાં શરીર પણ મલીન વસ્તુથી યુક્ત છે. છતાં તે મલિન વસ્તુના સમૂહરૂપ સ્ત્રીઓને મેં સુખનું સાધન માન્યું, તે કેવળ ભ્રાંતિથી જ છે. હું જાતે તો મૃત્તિકા તથા જળ વગેરેથી ધોઇ મારૂં શરીર શુદ્ધ કરૂં છું, તેમ આ સ્ત્રીઓ કરતી નથી, તો આ સ્ત્રીઓનાં શરીર કેવી રીતે શુદ્ધ થાય ? આવા અશુદ્ધ શરીરને મેં જે સુખનું સાધન માન્યું, તે કેવળ ભ્રાંતિ જ છે. જે વિદ્વાન્ પુરૂષ સંસારવિષયથી વિરક્ત હોય છે, તે તો પોતાના તેમ જ સ્ત્રીઓનાં શરીરને અશુદ્ધ માને છે. કહ્યું છે કેઃ—" स्थानाद्वीजादुपष्टम्भान्निष्यन्दान्निधनादपि कायमाधेयशौचत्वात्पण्डिता ह्यशुचिं विदुः જે શરીર માતાના ઉદરવિશે રહ્યું હતું તથા પિતા અને માતાના વીર્ય અને શોણિતરૂપ બીથી ઉત્પન્ન થયું છે, અન્ન તથા પાન આદિ નવ દ્વારોમાંથી બહાર નીકળે છે, જે અશુદ્ધિનું કારણ છે તથા મૂળથી જ જેને અશુદ્ધ જ માને છે, તેને વિવેકી મહાત્માપુરૂષો અશુદ્ધ જ માને છે. તે મુનિ વિચારવા લાગ્યા કે, હું યૌવનાવસ્થામાં સ્ત્રીઓનાં પીન અને ઉન્નત સ્તનો જોઈ તેને સુવર્ણના કળશોની ઉપમા આપતો હતો. એ સ્તનો જેમ આપણા શરીરપર કોઇ રોગથી હૃદયપર માંસની ગાંઠ ઉત્પન્ન થાય, તેના સરખાં છે. પણ તેને વિશે મેં સર્વ પ્રકારના સુખનું કારણ માન્યું, એ કેવળ ભ્રમ જ છે. સ્તન સિવાય સ્ત્રીનું તથા માણસનું શરીર સરખું જ છે. જેમ પુરૂષની કટિ નીચે બે ઢગરાં આવેલાં છે, તેમ સ્ત્રીઓનાં શરીરપર સ્તન છે. પુરૂષનું પાયુ છિદ્ર તેમ જ સ્ત્રીનું યોનિછિદ્ર મલિન પદાર્થોને બહાર કાઢવાનું છિદ્ર છે. આ બેઉ છિદ્રોવિશે કોઈ રીતની ભિન્નતા નથી. સ્ત્રીનું શરીર બે પાયુ દ્વારવાળું છે અને પુરૂષનું એક પાયુદ્વારવાળું છે. આ સ્ત્રી સુખનું સાધન છે, એ પ્રકારનું જેમને જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે ભ્રાંતિરૂપ છે. જેમ રજ્જુને જોઇ એક મનુષ્ય તેને સર્પ ધારે છે, તેના સરખી આ ભ્રાંતિ છે. આ લોકવિશે અવિવેકી તથા પામર પુરૂષ હોય છે, તે પણ અન્ય પુરૂષના સમક્ષ પોતાની સ્ત્રીની સાથે સંભોગ કરતો નથી. પણ હું તો

સ્ત્રીઓના હૃદયવિશે રહેલા અંતર્યામી આત્મારૂપ પુરૂષના સમક્ષમાં નિર્લજ્જ બની સ્ત્રીની સાથે સંભોગ કરૂં છું. માટે તે અજ્ઞાન લોકોના કરતાં પણ હું વધારે અધમ છું. સ્ત્રી તથા પુરૂષનો પરસ્પર સંબંધ વિષય સુખનું કારણ નથી. પુરૂષના મનમાં આવે કે, આ સ્ત્રી મારા સુખનું સાધન છે, તેમ જ સ્ત્રી ધારે કે, આ પુરૂષ મારા સુખનું સાધન છે, આ પ્રકારની પુરૂષ તથા સ્ત્રીની મનોભાવનાઓ જ વિષયસુખનું સાધન છે. જો સ્ત્રી તથા પુરૂષનો સંયોગસંબંધ જ વિષય સુખનું કારણ હોય તો જુવાન પુરૂષ સ્નેહથી પોતાની માતાને ભેટે તથા માતા પોતાના પુત્રને ભેટે, તેવી જ રીતે જુવાન પુત્રી પોતાના પિતાને સ્નેહથી આલિંગન આપે, સ્નેહથી ભાઇ પોતાની બેનને ભેટે તથા પરસ્પર દ્વેષવાળા સ્ત્રી પુરૂષનો અકસ્માત્ ભેટો થાય, તેથી કાંઇ તે સર્વને વિષયસુખની પ્રાપ્તિ થતી નથી આ કારણથી એમ જાણવું કે, એક બીજા સાથે શરીરનું સંમીલન થવાથી કાંઇ વિષયસુખ ઉત્પન્ન થતું નથી. જે આત્મસ્વરૂપ બ્રહ્માદિ લોકને આનંદની પ્રાપ્તિ કરાવવાવાળો છે તથા જે આનંદસમુદ્ર સ્વયંજ્યોતિ આત્મા મારા હૃદયવિશે રહેલો છે, તે આનંદ સ્વરૂપના આનંદની અપેક્ષા કરી હું યાજ્ઞવલ્ક્ય મુનિ નારીરૂપી નરક ભૂમિવિષે નાના પ્રકારનું નૃત્ય કરૂં છું. આ કારણથી આત્માના નિત્ય સુખની અવગણના કરી સ્ત્રીરૂપ નરકવિશે જ સર્વ સુખ છે, એવો જે બુદ્ધિનો ભ્રમ, તે મારી મૂર્ખતાનું કારણ છે. આ લોકવિશે કહેલું છે કે, જે પુરૂષ ઉત્તમ પદાર્થનો ત્યાગ કરી કનિષ્ઠ પદાર્થનો અંગીકાર કરે, તે પુરૂષને મૂર્ખ જાણવો. મહાન્ પુરૂષોનો પણ આ લોકવિશે અવજ્ઞાને લીધે નાશ થાય છે. મેં મુનિએ વિષયસુખની પ્રાપ્તિ માટે સૂર્ય ચંદ્રને ચલાવનાર આનંદ સ્વરૂપ મહાન્ અંતર્યામી આત્માની ઉપેક્ષા કરી. આ ઉપેક્ષારૂપી જે અવજ્ઞા, તે જ મનુષ્યના નાશનું કારણ છે. આ લોકમાં આત્મહત્યારાના સરખો બીજો કોઇ પાપાત્મા કહેવાતો નથી. હું મારા પોતાના આત્માનો નાશ કરવાથી અત્યંત હત્યારો છું. આ લોકમાં પામર પુરૂષો આનંદ સ્વરૂપ આત્માને ઓળખતા નથી, તેથી તેઓ સ્ત્રી, પુત્ર, ધન આદિ પદાર્થોવિશે આસક્તિ રાખી, આત્મને ઓળખવામાં બહિર્મુખ થાય છે. પણ મેં તો ગુરૂની પાસેથી શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, જેથી હું આનંદસ્વરૂપ આત્માને ઓળખું છું, છતાં સ્ત્રી પુત્રાદિવિશે આસક્તિ રાખી બહિર્મુખ બનું છું. આ કારણથી હું તો પામર પુરૂષોથી પણ અધમ છું. પામર પુરૂષ પણ પોતાની સ્ત્રીને વૃદ્ધ જોઇ તેને વિશે સંભોગની ઇચ્છા રાખતો નથી. પણ હું તો વૃદ્ધ છું અને મારી સ્ત્રીઓ પણ વૃદ્ધ છે, છતાં તેનેવિશે સંભોગની ઇચ્છા રાખું છું. આથી હું તે પામરથી પણ અધમ છું. આ કેટલું બધું આશ્ચર્ય છે. સૂર્ય ભગવાને મને પ્રથમ ગૃહસ્થાશ્રમ કરવાની આજ્ઞા કરી હતી, તે પુત્રની ઉત્પત્તિ થવા માટે તથા લોકમાં વેદ વિદ્યાને ફેલાવવા વાસ્તે હતી તથા સૂર્યની આજ્ઞા પૂર્ણ કર્યા પછી પણ ઘણા સમય થયાં આસક્તિને લીધે આ જ આશ્રમમાં હું પડી રહ્યો છું. આટલા કાળ સૂધી આ આશ્રમમાં પડી રહેવાની સૂર્યે મને આજ્ઞા કરી નહોતી. વેદવિદ્યા પ્રવૃત્ત કરવાની સૂર્યે મને આજ્ઞા કરી હતી, તે આજ્ઞા મેં પૂર્ણ કરી છે. કારણ કે ચારે વેદોને જાણનારા ઘણાઓ મારા શિષ્યો થયા છે એટલું જ નહીં, પણ કેટલાકો તો મારા શિષ્યના પણ શિષ્ય થયા છે, તથા કેટલાકો તો પ્રશિષ્ય

પણ બન્યા છે. આ રીતે કરોડો બ્રાહ્મણ મારા શિષ્યો બન્યા. આ રીતે સૂર્યની આજ્ઞા પૂર્ણ કર્યા છતાં હું આ આશ્રમ છોડતો નથી, તેનું કારણ આસક્તિ છે. મારે વિશે અત્યંત સ્નેહ રાખનારી કાત્યાયની અને મૈત્રેયી નામની મારી બે સ્ત્રીઓ, જો હું તેઓને એકલી વનમાં મૂકી સંન્યસ્તાશ્રમ લઇશ તો, પરમ દુઃખ પામશે. એમને સંસારસુખની પ્રાપ્તિ કરાવ્યા પછી હું સંન્યાસ ગ્રહણ કરૂં, એવા વિચારથી તેમના સંસારસુખની પ્રાપ્તિ અર્થે મેં કેટલોક કાળ નિર્ગમન કર્યો. પછી વળી મારા મનમાં એવો વિચાર આવ્યો કે, તેમને સંસારસુખની પ્રાપ્તિ તો થઇ; પણ પુત્રોત્પત્તિ થઇ નથી ને હું જો એમનો ત્યાગ કરીશ તો મારા વિયોગથી તેઓ દુઃખી થશે. માટે પુત્ર ઉત્પન્ન થયા પછી મારે સંન્યાસ ગ્રહણ કરવો, એ ઉત્તમ છે. એ વિચારમાં મેં કેટલોક કાળ ગાળી નાંખ્યો. પુત્રાદિક થયા પછી મને એવો વિચાર આવ્યો કે, પુત્રો તો થયા, પણ એમને જાતકર્માદિ સંસ્કાર કરાવવા જોઇએ. કારણ કે જો હું તેમ કીધા વિના સંન્યાસ ગ્રહણ કરીશ તો બાળકો પરમ દુઃખ પામશે. આ રીતે તેમને જાતકર્માદિ સંસ્કારો કરવામાં કેટલોક કાળ મેં કાઢી નાંખ્યો. પછી તેમને ઉપનયન સંસ્કાર થતા સુધીનો કાળ નિર્ગમન કીધો. પછી એમ વિચાર થયો કે, આ પુત્રોને વિદ્યા પ્રાપ્ત નહીં કરાવું તો તેઓ વિદ્યા રહિત થવાથી ઘણા દુઃખી થશે. માટે તેઓને સંપૂર્ણ વિદ્યા ભણાવીને સંન્યાસ લઉં. આમ કેટલોક સમય તેમને ભણાવવામાં વ્યતીત કર્યો. પછી વિચાર આવ્યો કે, આમને વિદ્યાની પ્રાપ્તિ તો થઇ; પણ જો તેઓ સ્ત્રી વિનાના રહેશે તો દુઃખી થશે. માટે એમને પરણાવવા જોઇએ. પુત્રોને પરણાવ્યા પછી એમ થયું કે, એ પુત્રો તથા પુત્રીઓનાં છોકરાં થયા પછી સંન્યાસ લઉં. એમ કરતાં પૌત્રો થયા. પછી તેમના વિવાહમાં કેટલોક સમય ગાળ્યો. આ પ્રમાણે આશામાં ને આશામાં હું જીર્ણ અવસ્થાને પ્રાપ્ત થયો. પરંતુ મારૂં મન સંસારથી વિરાગ પામ્યું નહિ. હજુ સુધી મારૂં મન સંસારવિશે દોડતું હોવાથી મને પૂર્ણ ખાત્રી થઈ છે કે, સ્ત્રી, પુત્ર અને ધન આદિનો સંગ જ જીવોના અનર્થનું કારણ છે. આસંગ બધા આશ્રમો કરતાં ચોથા આશ્રમવાળાને અત્યંત અનર્થકારી છે. કહ્યું છે કે, निःसंगता मुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवन्ति दोषाः ॥ आरूढयोगोऽपि निपात्यतेऽधः संगेन योगी किमुताल्पसिद्धिः ॥ સ્ત્રી, પુત્ર તથા ધન આદિનો પરિત્યાગ કરવો, તે જ સંન્યાસીઓને મોક્ષનો માર્ગ છે. સ્ત્રી આદિનો સંગ મોટા યોગીને યોગભ્રષ્ટ કરે છે તો જેને યોગી થવાની ઇચ્છા હોય, તેને તો યોગથી તે વિમુખ કરે, એમાં શું આશ્ચર્ય? વિદ્યાથી તથા ગુણોથી યુક્ત એવો હું યાજ્ઞવલ્કય સ્ત્રી, પુત્ર અને ધનાદિના સંગવડે આવી અધમતાને પામ્યો તો અલ્પ વિચારવાળા બીજા જીવો સ્ત્રી પુત્રાદિકનો સંગ કરી દુર્દશાને પામે, એમાં શું આશ્ચર્ય !

વિદ્વાન્ પુરૂષે સ્ત્રી પુત્ર ધનાદિ પદાર્થનો સંગ કદાપિ કરવો નહિ. આ સર્વ પદાર્થમાં સ્ત્રીનો સંગ તો પુરૂષે અવશ્ય ન કરવો. પાપી પુરૂષો મરણ પછી જે નરકમાં પડે છે, તે નરક સ્થાવર છે અને ભોગવાયા પછી તે તેમની પાસે આવતું નથી. પણ સ્ત્રીરૂપી બે પગવાળું નરક તો એવું છે કે, તેનો ત્યાગ કરવા છતાં પણ તે તો પાછળ આવે છે. આ રીતે સ્ત્રીરૂપી બળવાન્ નરકમાં વિદ્વાન્ પુરૂષ જો પડે છે તો તેમાંથી નીકળવા સમર્થ થઇ શકતો નથી. આ બાબતમાં હું યાજ્ઞવલ્કય એક દૃષ્ટાંતરૂપે છું. શાસ્ત્રમાં કહ્યું છે કે, યોગી

પુરૂષ પણ આ નરકવિશે પડે છે તો નીકળી શકતો નથી, તે યથાર્થ છે. અમુક ગ્રામ માં જવાને વાસ્તે જેમ માર્ગ હોય છે, તેમજ નરકરૂપી ગ્રામમાં જવા માટે સ્ત્રીના શરીરરૂપી એક માર્ગ છે. આથી મોક્ષની પ્રાપ્તિ કરાવનાર આત્મજ્ઞાનરૂપ માર્ગ છે. તે જેને મેળવવાની ઇચ્છા હોય, તેણે સ્ત્રીરૂપ નરકનો માર્ગ અવશ્ય ત્યાગ કરવો. આ લોકમાં જે અધિકારી પુરૂષને સંન્યાસ ધારણ કરી મોક્ષ મેળવવાની ઇચ્છા હોય, તેને સંન્યાસ માર્ગમાં સ્ત્રીના જેટલો ભય રહે છે, તેટલો ભય સિંહ, સર્પ, ચોર, રાજા, જળ, અગ્નિ, વિષ, આધિ, વ્યાધિ દેવ તથા ભૂતાદિનો પણ રહેતો નથી. સંન્યાસીને સ્ત્રીનો ભય વિશેષ હોય છે. તેનું કારણ એટલુંજ કે બહિર્મુખ થનારાઓને આત્માનો સાક્ષાત્કાર થતો નથી અને બહિર્મુખતા સ્ત્રીસંગથી જેટલી થાય છે, તેટલી બીજા કોઇ પણ પદાર્થના સંગથી થતી નથી. કારણ કે સ્ત્રીનું મનમાં સ્મરણ કરવાથી જ કામની ઉત્પત્તિ થાય છે તો તેનું દર્શન, વચન તથા સ્પર્શથી કામોત્પત્તિ થાય, એમાં તો શું જ કહેવું. આથી આત્માના સાક્ષાત્કારની પ્રાપ્તિ અર્થે જેને સંન્યાસ ગ્રહણ કરવો હોય, તેણે શરીર, મન વાણી તથા ઇંદ્રિય દ્વિથી કદાપિ પણ સ્ત્રીનો સંગ કરવો નહિ. જો સંન્યાસ ધારણ કર્યા પછી સંગ કરે તો અગ્નિથી જેમ ઘી પીગળી જાય, તેમ તે પુરૂષનું સઘળું ધૈર્ય નાશ પામે છે અને તેથી તે સંન્યાસી મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થાય છે. આ લોકમાં સર્પાદિનું વિષ ટાળવા નાના પ્રકારના ઉપાયો શાસ્ત્રમાં કહ્યા છે, પણ સ્ત્રીરૂપી સર્પનું ઝેર ટાળવાનો ઉપાય કહ્યો નથી. માટે પુરૂષે કદી સ્ત્રીનો સ્પર્શ કરવો નહી તથા મન, વાણી, ઇંદ્રિયાદિથી કદી સ્ત્રીની સાથે બોલવું નહીં. આ ઉપાય પ્રમાણે ચાલવાનું ગૃહસ્થાશ્રમીથી બની શકે તેમ નથી. માટે મારે હવે સ્ત્રી, પુત્ર અને ધનઆદિનો ત્યાગ કરી સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો જોઇએ. જો હું સ્ત્રીપુત્રાદિ સંગનો ત્યાગ નહીં કરૂં તો બીજા જન્મમાં પણ તેમની—સંસારની પ્રાપ્તિ મને થશે. જેમ જાગ્રનાવસ્થામાં જે પુરૂષની જે પદાર્થપર દૃઢ વાસના હોય છે, તે જ વસ્તુ તે સ્વપ્નવિશે દેખે છે, તેવી જ રીતે વાસનાવડે જીવને જન્મની પ્રાપ્તિ થાય છે. મરણ સમયે જેવી રીતની દૃઢ વાસના રહે છે, તેને અનુસાર તેને બીજા શરીરની પ્રાપ્તિ થાય છે. બીજા શરીરમાં પૂર્વની કામ, ક્રોધ, લોભ, મોહાદિ સંસ્કારરૂપ વાસનાઓથી ફરી તેને કામક્રોધાદિની પ્રાપ્તિ થાય છે અને કામ ક્રોધાદિ વાસનાઓથી ફરી જીવને જન્મની પ્રાપ્તિ થાય છે. આ રીતે જીવ સ્ત્રી આદિના સંગથી અનેક પ્રકારના જન્મને પામે છે. કારણ કે સ્ત્રી આદિના સંગથી પુરૂષના ચિત્તમાં કામક્રોધાદિ વિકાર ઉત્પન્ન થાય છે. વિકારને લીધે પુરૂષનું ચિત્ત અશુદ્ધિના ભાવને પામે છે તથા ચિત્ત અશુદ્ધ થવાથી પૂર્વે ઉત્પન્ન થયલું આત્મજ્ઞાન પણ શિથિલ થઇ જાય છે. આ રીતે અશુદ્ધ ચિત્તમાં નવા જ્ઞાનની આશા તો ક્યાંથી જ થાય. અર્થાત્ સ્ત્રીપુત્રાદિ પદાર્થના સંગથી કામક્રોધાદિ વિકાર ઉત્પન્ન થાય છે અને વિકારને લીધે તે પુરૂષ બ્રહ્મોપાસના તથા કર્મોપાસના, એ બેઉ માર્ગથી ભ્રષ્ટ થાય છે અને વારંવાર કીટ પતંગાદિ શરીરની પ્રાપ્તિ તથા ત્રીજા માર્ગ નરકને પામે છે. આ પ્રકારે સ્ત્રીસંગથી કરોડો કલ્પપર્યંત નાના પ્રકારના દુઃખો પ્રાપ્ત થાય છે. કામાદિ વિકારોને લીધે સ્ત્રીસંગથી જેમ પુરૂષ અનેક જન્મોમાં

દુઃખ પામે છે, તેમ વિષયાસક્ત કામી પુરૂષના સંગથી મનુષ્યને અનેક પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય છે. કામી પુરૂષ સર્વદા સ્ત્રી સંબંધી કામનું વર્ણન કરે છે તથા તે કામી પુરૂષના વચનથી તે પુરૂષનું સ્ત્રીના સ્મરણથી ચિત્ત સ્ત્રીરૂપ અગ્નિથી દગ્ધ થાય છે અને દગ્ધ ચિત્તવિશે આત્માસંબંધી વિચાર થઇ શકતો નથી. મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા સંન્યાસીએ જેમ સ્ત્રીસંગનો ત્યાગ કરવો, તેમ સ્ત્રીવિશે આસક્ત કામી પુરૂષનો પણ ત્યાગ કરવો. જેમ પુષ્કળ પવનવાળા ભાગમાં દીવો મૂકેલો હોય, તે માર્ગમાં પ્રકાશ આપતો નથી, તેમ ગુરૂએ ઉપદેશેલું બ્રહ્મજ્ઞાન, સ્ત્રીપુત્ર આદિ અંતરાય પડવાથી અજ્ઞાનને ટાળી શકતું નથી.

આ રીતે વિચાર કરી યાજ્ઞવલ્કય મુનિએ સ્ત્રીપુત્રાદિ સંગનો ત્યાગ કરવા માટે સંન્યાસ ગ્રહણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. મુનિએ પ્રથમ ધાર્યું કે. શાસ્ત્રમાં કહ્યું છે કે, આ લોકમાં જેની સાથે આપણે સાત ડગલાં ચાલીએ છીએ, તે આપણો મિત્ર બને છે. ત્યારે મેં આ સ્ત્રીઓ સાથે ચિરકાળપર્યંત સહવાસ કર્યો, માટે શાસ્ત્રની રીતિએ એ સ્ત્રીઓ મારી મિત્રો થઇ ચૂકી. આ લોકમાં મિત્રપર અવશ્ય ઉપકાર કરવો જોઇએ. આ કારણથી મારે તેમની ઉપર ઉપકાર કરવો જ જોઇએ. આ બે સ્ત્રીમાં કાત્યાયની તો કેવળ ગૃહકાર્યમાં જ કુશળ છે. તે બંધ તથા મોક્ષ વિશે કાંઈ જાણતી નથી. આથી તે બ્રહ્મવિદ્યાના અધિકારને યોગ્ય નથી. બીજી સ્ત્રી મૈત્રેયી સંસારનાં જન્મ મરણાદિ દુઃખ દેખીને સર્વદા શોકાતુર રહે છે. તે સર્વદા મોક્ષની ઇચ્છા કરે છે. એને યૌવનાવસ્થામાં પણ કામાદિ વિકારો ઉત્પન્ન થયા ન હતા. એને પોતાના શરીરવિશે સ્નેહ નથી તો પતિ પુત્રાદિકના શરીરપર સ્નેહ ક્યાંથી જ હોય ! એ મારી સેવા કામભાવનાને લીધે નથી કરતી, પણ સ્ત્રીએ પતિસેવા કરવી જોઇએ, એ શાસ્ત્રનો નિયમ છે, તેમાં બાધ આવે, માટે તે પતિસેવા કરે છે. આ કારણોને લીધે મૈત્રેયી મારા બ્રહ્મવિદ્યાના ઉપદેશની અધિકારિણી છે. જો હું મૈત્રેયીને બોધ કર્યા વિનાનો સંન્યાસાશ્રમ ગ્રહણ કરીશ તો કાત્યાયનીની માફક તે સુખી થશે નહી, પણ દુઃખી થશે. સંન્યાસ લેતાં પણ મૈત્રેયીને ઉપદેશ દેવાનો મુનિએ વિચાર કર્યો.

યાજ્ઞવલ્કય–હે મૈત્રેયી ! હું હવે ગૃહસ્થાશ્રમ છોડી ચતુર્થાશ્રમ ગ્રહણ કરૂં છું. આપણા ઘરમાં જે કાંઈ સુવર્ણ આદિ ધન છે, તે ધનના બે વિભાગ કરી એક ભાગ હું તમને આપું છું તથા બીજો ભાગ હું કાત્યાયનીને આપું છું. આ ધન મેળવવાથી તમને બેઉને મારા ગયા પછી સુખ પ્રાપ્ત થશે આ વચન સાંભળી સંસારનો ભાર જોઇ અત્યંત દુઃખી થયેલી મૈત્રેયી બોલી કે–હે ભગવન્ ! જે ધન મળવાથી હું મરણથી રહિત થાઉં, એવું ધન મેળવવાની મને ઇચ્છા છે. પણ જે ધન મળવાથી આ લોકમાં મરણની પ્રાપ્તિ થાય, એવું ધન મેળવવાની મને આકાંક્ષા નથી. સુવર્ણ આદિથી ભરપૂર આ અખિલ પૃથ્વી તમે મને આપી દ્યો અને તેથી મને અમૃત ભાવ પ્રાપ્ત થાય કે નહી, એનો નિશ્ચય કરી, પછી મને ધન આપો આ જીવને સુવર્ણાદિથી અમૃત ભાવની પ્રાપ્તિ થતી નથી, એમ કહી મુનિ તેને કહેવા લાગ્યા કે, કોઇ પણ દેહધારી જીવ સુવર્ણાદિ નાશવાન્ ધનવડે મોક્ષરૂપ અમૃત ભાવને મેળવી શકતો નથી. સુવર્ણાદિ ધન તો ઉલટું મરણનું કારણ છે. કારણ કે, ધનવાનને આ લોકમાં રાજાથી, ચોરથી તથા

અન્ય દુષ્ટ પુરૂષોથી અનેક પ્રકારનાં દુઃખ થાય છે તથા મૃત્યુ પણ નીપજે છે. કોઇ પણ ધનવાન્ ચિંતા રહિત હોતો નથી. સ્વપ્નાવસ્થામાં પણ ધનીને રાજા તથા ચોર આદિનો ભય રહેલો હોય છે, તો જાગ્રતાવસ્થામાં તો કેમ જ ન હોય ? આ લોકમાં ધન રહિત નિર્ધન પુરૂષને રોગાદિ પણ થતા નથી, તેમ નિર્ધનને બળ પણ અધિક હોય છે. તેનો જઠરાગ્નિ પ્રબળ હોય છે. આ સર્વ કારણથી નિર્ધનને દૈવ જેટલો અનુકૂળ હોય છે, તેટલો ધનવાનને હોતો નથી. ધનવાન્ રોગી, ક્ષુધા વિનાના, અલ્પાયુષી તથા તૃષ્ણાની નિવૃત્તિ વિનાના હોય છે. ધનવાનને પોતાના પુત્ર આદિ બાંધવો સાથે મનમાં દ્વેષ રહે છે. 'આ કાર્ય કરૂં તથા આ ન કરૂં" એ રીતના વિચારથી ધનવાનનું ચિત્ત સર્વદા વ્યગ્ર રહે છે. ધનવાનને જગતમાં લેશ માત્ર પણ સુખ નથી. મહાત્મા દયાળુ પુરૂષો જેટલો સ્નેહ નિર્ધનપર દર્શાવે છે, તેટલો ધનવાન્ પર દર્શાવતા નથી. ધનના મદવડે ધનવાનો જેવાં પાપકર્મો કરે છે, તેવાં નિર્ધનો રાજાના ભયથી પણ કરતા નથી. ધનવાનો દેવોની, ગુરૂની તથા અતિથિની પણ અવજ્ઞા કરે છે. ધનવાનો પોતાને આશ્રયે રહેલા જીવોને તેમ જ પરાશ્રિત રહેલા જીવોને પણ ઉપદ્રવ–દુઃખ કરે છે. આથી ધનવાન્ આ લોક તેમ પરલોકમાં પરમ દુઃખ પામે છે. નિર્ધન ધનવાનની માફક પરજીવોને દુઃખ દેવામાં સમર્થ હોતો નથી, તેથી નિર્ધન ઘણું દુઃખ પામતો નથી. આથી ધનવાન્ કરતાં નિર્ધન શ્રેષ્ઠ છે. હે મૈત્રેયી ! જો તું આ ધન અંગીકાર કરશે તો પ્રસિદ્ધ ધની પુરૂષોનું જેવું જીવન હોય છે, તેના સરખું તારૂં જીવન થશે. ધનની આસક્તિને લીધે ચલાયમાન ચિત્તવાળા ધનવાન્ પુરૂષોને મોક્ષરૂપી અમૃતભાવની પ્રાપ્તિ થતી નથી, તેમ ધનની આસક્તિને લીધે તને પણ મોક્ષરૂપ અમૃતભાવની પ્રાપ્તિ થશે નહીં. બ્રહ્મભાવને પામવું, તે મોક્ષ અને તેનું નામ અમૃત. મોક્ષરૂપી અમૃત 'હું તથા મારૂં" આદિ અભિમાનનો ત્યાગ થયા વિના થતું નથી; એટલે કે મોક્ષરૂપ અમૃતનું 'હું આદિ' અભિમાનની નિવૃત્તિ કારણ છે. આ અભિમાન, અજ્ઞાનના નાશ થયા વિના જતું નથી. માટે અજ્ઞાનની નિવૃત્તિ, તે હું આદિ અભિમાનના નાશનું કારણ છે. આનંદસ્વરૂપ આત્માના જ્ઞાનવિના અજ્ઞાનનો નાશ થતો નથી. આત્માનું જ્ઞાન તે અજ્ઞાનની નિવૃત્તિનું કારણ છે. ધનવિશે આસક્ત પુરૂષનું ચિત્ત કદી આત્મજ્ઞાન વિશે લાગતું નથી. આત્મજ્ઞાનનો અભાવ હોવાથી ધનવાનનું અજ્ઞાન નાશ પામતું નથી. અજ્ઞાનતા રહેવાથી અજ્ઞાનના કાર્યરૂપ સૂક્ષ્મ શરીર નિવૃત્ત થતું નથી અને સૂક્ષ્મ શરીર કાયમ રહેવાથી તેને આશ્રયે રહેલાં પુણ્ય પાપવાળાં કર્મો પણ નાશ પામતાં નથી. પુણ્ય તથા પાપરૂપ કર્મો રહેવાથી આ સ્થૂલ શરીરની પ્રાપ્તિ તેને અવશ્ય થવાની જ. સ્થૂલ શરીરની પ્રાપ્તિને લીધે પુણ્ય તથા પાપવાળાં કર્માનુસાર તેને સુખ તથા દુઃખની પ્રાપ્તિ પણ થવાની. પૂર્વના સંસ્કારથી જીવ ફરી પુણ્ય તથા પાપરૂપ કર્મો કરે છે તથા થયલા કર્મોના ભોગ પછી તેનું મરણ થાય છે અને મરણ પછી તે જીવનો ફરી જન્મ થાય છે. આ રીતે આત્મજ્ઞાન વિનાનો અજ્ઞાની જીવ ઘંટીના ચક્રની માફક સંસારચક્રમાં ભટક્યા કરે છે.

મૈત્રેયી–હે ભગવન્ ! સુવર્ણાદિ ધન મેળવવાથી જ્યારે મોક્ષરૂપ અમૃત મળતું નથી, પણ ઉલટું મરણ થાય છે ત્યારે મારે એ ધન મેળવી શું કરવું ? આ ધન મળવાથી

મારો કોઇ પણ રીતનો અર્થ સિદ્ધ થાય એમ નથી. માટે આ સંપૂર્ણ ધન આપ કાત્યાયનીને આપો. એ ધનની મને જરા પણ ઇચ્છા નથી. મુનિ બોલ્યા કે, હે મૈત્રેયી! જો તારે આ ધનની બીલકુલ જરૂર નથી તો તું તારા શરીરનો ખાનપાનાદિ વ્યવહાર કેવી રીતે કરશે ?

મૈત્રયી—હે ભગવન્ ! આપ જેમ સંન્યાસ ધારણ કરી ભિક્ષાન્ન માગી લાવી તેવડે શરીરનો નિર્વાહ કરશો, તેમ હું પણ આ શરીરનો નાશ થતાં સૂધી ભિક્ષાન્નથી મારા શરીરનો નિર્વાહ કરીશ. માટે મારા જીવનને માટે તમે જરા પણ ચિન્તા કરો નહિ. પહેલાં માતાના ઉદરમાં જે વિશ્વંભરે મારી રક્ષા કરી હતી, તે જ વિશ્વંભર મારી હાલ પણ રક્ષા કરશે. વિશ્વંભર સર્વની સંભાળ રાખે એમ છે તો મારે શા સારૂ મારા શરીરની ચિંતા રાખવી જોઈએ ? હે ભગવન્ ! જો કદી ભિક્ષાન્ન નહીં મળવાથી મારૂં શરીર નાશ પામશે, તોપણ મને ભય નથી. શરીરનો નાશ થવાથી હું પરમેશ્વરનો ઉપકાર માનીશ. આ શરીર વિષ્ઠા તથા મૂત્ર આદિ મળોથી ભરેલું છે, માટે તે અત્યંત દુર્ગંધીવાળું છે. શરીર અનેક પ્રકારના વ્યાધિથી ગ્રસ્ત છે. નાનાં પ્રકારનાં દુઃખોનું કારણ છે, ખોટે માર્ગે દોરાવાથી આ શરીર અનેક પાપોનું કારણ છે. આવા નિંદિત શરીરપર મને જરા પણ આસક્તિ નથી.

યાજ્ઞવલ્કય—હે મૈત્રેયી ! જો તને પોતાના શરીરવિશે આસક્તિ નથી તો શરીરનું રક્ષણ કરવા તું અન્નાદિક શા સારૂ ખાય છે?

મૈત્રેયી—હે ભગવન્! જેમ રાજાનાં માણસ આ લોકમાં બળાત્કારથી એક પુરૂષ પાસે અમુક કાર્ય કરાવે છે, તેમ હું પણ પરાધીનતાથી ભોજનાદિ વ્યવહાર કરૂં છું. શરીર વિશે અત્યંત પ્રીતિ હોવાથી હું ભોજનાદિ વ્યવહાર કાંઇ કરતી નથી. અન્નાદિ ભોજનથી જીવને કામક્રોધાદિ વિકારો ઉત્પન્ન થાય છે, જીવને નિદ્રા તન્દ્રા આદિ ઉપાધિઓ અન્નથી થાય છે, તેમ જ વિષ્ઠા તથા મૂત્રાદિ મળોની વૃદ્ધિ પણ તેનાથી જ થાય છે. અન્નભોજનથી જ નેત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા વાક્ આદિ પાંચ કર્મેન્દ્રયો તેમ જ મન શરીર વિગેરે પોત પોતાના વ્યાપાર વિશે પ્રવૃત્ત થાય છે. નેત્રાદિક પ્રવૃત્તિથી આ જીવથી અનેક પ્રકારનાં પાપો થાય છે. જે પ્રાણી આહાર વિનાનો ક્ષુધાતુર હોય છે તેની પ્રવૃત્તિ કોઈ પણ વિષયવિશે થતી નથી. હે ભગવન્ ! અન્નના ભોજન વિના એકલા જીવને જ ક્ષુધાની પીડા થાય છે, પણ ખાનારને તો કામક્રોધાદિ અનેક શત્રુઓ પીડા કરે છે. કામરૂપ દોષેથી સ્ત્રીઓને જે દુઃખ થાય છે, તે સ્ત્રીને મરણ અથવા નરક કરતાં પણ અધિક છે. કારણ કે કામનું ફળ જે ગર્ભ, તેને ધારણ કરતી વખતે તેમ જ પ્રસવતી વખતે સ્ત્રીને ઘણું જ કષ્ટ સહન કરવું પડે છે. આ દુઃખનો પુરૂષને લેશ માત્ર પણ અનુભવ હોતો નથી. આવી રીતનાં અસહ્ય દુઃખો સહન કરવા છતાં અમે સ્ત્રી જાતિનું શરીર નાશ પામતું નથી, એ અત્યંત આશ્ચર્ય છે. આ ઉપરથી એમ લાગે છે કે, બ્રહ્માએ સ્ત્રીઓનું શરીર વજ્રનું બનાવેલું છે. આ રીતે સ્ત્રીઓને પડતાં સંપૂર્ણ દુઃખો હું અનુભવ કરૂં છું, તે આપ જાણો છો જ. આપની સન્મુખ તેનું વર્ણન કરવું તે ફોકટ છે. ભોજન કરવાથી કામ ક્રોધાદિ વિકારો ઉત્પન્ન થાય છે. તેથી મારૂં મૃત્યુ થાય, તે કરતાં ભુખમરાથી મારૂં મૃત્યુ થાય, તે હું ઘણું જ શ્રેષ્ઠ માનું છું. જેમ આ લોકમાં એક શૂરવીર બીજા શૂરવીર

સાથે યુદ્ધ કરવા શક્તિમાન્ છે, પણ અનેકોની સાથે નથી, તેમજ સો શૂરવીરો ઘણા સાથે યુદ્ધ કરી શકે છે, છતાં તેઓ અંતે ક્લેશ પામે છે. તેવી જ રીતે કામક્રોધાદિ અનેક વિકારો સાથે યુદ્ધ કરવા કરતાં એકલા ક્ષુધારૂપ વિકારની સાથે હું યુદ્ધ કરવા સમર્થ છું. ધન ગ્રહણ નહીં કરવાથી જો કે મારૂં મૃત્યુ થશે તોપણ ચિંતા નહીં. કારણ કે તેમ થવાથી દુર્ગંધરૂપ શરીરનો ભાર ઓછો થશે. આ સર્વ કારણોથી શરીરની રક્ષા કરવામાં મને લેશ માત્ર પણ પ્રીતિ નથી. પણ અધિકારી પુરૂષ સાથે મારો સબંધ બંધાયો, છતાં આત્મજ્ઞાન સંપાદન કર્યા વિના મારૂં મૃત્યુ થાય, એ ઉત્તમ નહી. માટે આત્મજ્ઞાન આપવાનો આપ મારા ઉપર અનુગ્રહ કરો. જેવી રીતે આપ મોક્ષ મેળવવાનો ઉપાય જાણો છો, તેમ જ આપ મને જણાવવા કૃપા કરશો, કે જેથી હું મુક્તિ મેળવી શકું. જ્યારે મત્રેયીએ ધન ગ્રહણ કરવાની ના પાડી ત્યારે મુનિએ તેના કહેવા પ્રમાણે આત્મજ્ઞાનોપદેશ આપવો શરૂ કર્યો.

મુનિ બોલ્યા:—આ લોકમાં ધનવડે કામ તથા ધર્મરૂપ પુરૂષાર્થને મેળવી શકાય છે, પણ તેવડે મોક્ષરૂપી પુરૂષાર્થ કદી મેળવી શકાતો નથી. ધનવડે તો પુરૂષને સ્ત્રી આદિ વિષયોનું સબંધરૂપ સુખ પ્રાપ્ત થાય છે, જે સુખ ખરૂં જોતાં જીવને દુઃખમાં નાંખનારૂં છે. જેમ એક પુરૂષ લાંબુ ચાલવાથી તેના પગો શ્રમિત થાય છે તેના પગને મારવાથી તેને જેમ સુખ પ્રાપ્ત થાય છે, તેવું જ વિષયાસકત પુરૂષને કામ, સુખનું કારણ લાગે છે, પણ ખરૂં જોતાં તે દુઃખનું કારણ છે. જો વિષયાસકત પુરૂષને વિષયથી ઉત્પન્ન થતુ સુખ [illegible]રૂપ લાગે તો તે વિષયસુખ ધનવડે જ થાય છે, એમ નથી. જો ધનવડે વિષયસુખ પ્રાપ્ત થતું હોય તો કુતરાં બિલ્લાડાં આદિ જનાવરો પણ પોતાની સ્ત્રીવિશે સંભોગથી વિષયસુખ પ્રાપ્ત કરે છે. ધન વિનાનો એક ભમરો પણ નાના પ્રકારનાં પુષ્પોની સુગંધ ગ્રહણ કરી સુખ મેળવે છે. માટે પૈસાથી જ ગંધઆદિ સુખ પ્રાપ્ત થાય છે એમ નથી. ધનથી રહિત પોપટ અને કોકિલા વિગેરે આમ્રાદિ ફળોનો રસ ગ્રહણ કરી સુખ મેળવે છે. માટે રસ આદિ પદાર્થોનો સ્વાદ લેવામાં પણ ધન હોય તો જ તે સુખ લેવાય, એમ કંઇ નથી. દેવ મંદિર આદિમાં ગાય વિગેરે પશુઓ તથા બીજા નિર્ધનજનો હોય છે, તે પણ ગીતઆદિ નાના પ્રકારનાં વાદિત્રનો શબ્દ સાંભળી સુખ મેળવે છે. માટે સંગીતરૂપ સુખ પણ ધનવડે જ મળે એમ નથી. આ લોકમાં ધન વિનાના દરિદ્રી પુરૂષો પણ વારાંગનાદિ સુંદર સ્ત્રીઓને જોઇ આનંદ મેળવે છે. માટે સુંદર સ્વરૂપના દર્શનનું સુખ પણ ધનથી મળે છે એમ કહેવાય નહિ. માખી વિગેરે જંતુઓ ઉત્તમ રાજા આદિની સ્ત્રીઓનો સ્પર્શ કરે છે. આ કારણથી સ્પર્શસુખ મળવામાં પણ ધન કારણ નથી. જો કે કેટલાકોને ધનવડે વિષયસુખ પ્રાપ્ત થાય છે, પણ ખરૂં જોતાં ધનથી વિષયસુખ મળે છે એમ નથી. એક વસ્તુથી બીજી વસ્તુ (કાર્ય) થાય છે, તે તેનું કારણ કહેવાય છે. જેમ મૃત્તિકા, દંડ, ચક્ર તથા કુંભાર આ ચારે વસ્તુઓવડે ઘડો બની શકે છે. માટે તે ચારે કારણ કહી શકાય. હવે કુંભારને ત્યાં જે ગધેડો હોય છે, તે પણ ઘડો કરવામાં કેટલીક રીતે કામમાં આવે છે, છતાં તે ગધેડો ઘડાનું કારણ કહેવાતો નથી. કારણ કે ગધેડો જો ન હોય તો તેનું કાર્ય બીજી રીતે થઇ શકે છે. તેમ જ ધનવડે કેટલાકને વિષયસુખ મળે છે, પણ તે સુખ તો પશુ-

આદિ સર્વ જીવોને તેમ જ નિર્ધન પુરૂષોને પણ મળે છે. માટે ધન વિષયસુખનું કારણ ગણી શકાય નહિ જેમ વિષયજન્ય સુખ વિશે ધન કારણ નથી, તેમ જ સ્વર્ગાદિ સુખનું સાધન ધર્મનું પણ ધન કારણ નથી. બ્રાહ્મણ આદિ નિર્ધન પુરૂષોએ પણ અતિથિસેવા કરી સ્વર્ગાદિ સુખ મેળવ્યું છે. ઉલટા ધનવાનો ધનના મદવડે સ્વર્ગાદિ સુખ મેળવવાને બદલે નરક મેળવે છે.

મૈત્રેયી–સ્વર્ગાદિ સુખ મેળવવાનું સાધન અશ્વમેધાદિ યજ્ઞો છે અને તે યજ્ઞો ધનવિના થઇ શકે તેમ નથી માટે ધન સ્વર્ગાદિનું સાધન કેમ ન કહેવાય ?

યાજ્ઞવલ્કય–અશ્વમેધાદિ યજ્ઞો વિના બીજા કોઇ ઉપાયથી સ્વર્ગાદિની પ્રાપ્તિ ન થતી હોય તો ધનવિશે સ્વર્ગની કારણતા સંભવે; પરંતુ સ્વર્ગની પ્રાપ્તિને માટે શાસ્ત્રમાં જપ, તપ, વ્રત આદિ અનેક ઉપાયો કહ્યા છે. તે ઉપાયોથી પણ સ્વર્ગની પ્રાપ્તિ થાય એમ છે તો ધન સ્વર્ગાદિ સુખનુ સાધન કહી શકાય નહિ. ધનવડે યજ્ઞાદિદ્વારા મોક્ષની પ્રાપ્તિ જો થતી હોય તો ઠીક, પણ જો યજ્ઞોવડે મોક્ષ થતો ન હોય તો ધનવડે કયાંથી મોક્ષ મળી શકે ? આ પરથી એમ સિદ્ધ થાય છે કે, યજ્ઞો ધનવડે કરી શકાય એમ છે, છતાં તેથી અમૃતસુખની પ્રાપ્તિ થતી નથી. હે મૈત્રેયી ! તેં ધનનો પરિત્યાગ કર્યો તથા મોક્ષરૂપ અમૃત મેળવવા તું મને પૂછે છે, એ સાંભળી મને ઘણો જ આનંદ થાય છે. આ લોકવિશે પુત્રરૂપે કરી પ્રીતિયુક્ત સ્રીને વિશે પુરૂષ ઉત્પન્ન થાય છે. આ કારણથી સ્રીને જાયા કહેવામાં આવે છે. આ રીતે તુંજ ખરૂં જોતાં મારી જાયા છે. કારણ કે તારૂં આવી રીતનું કહેવું સાંભળી હું ઘણો જ પ્રીતિયુક્ત થયો છું. તારાથી ભિન્ન જેટલી સ્રીઓ છે, તેઓ સર્વ અન્ન વસ્ત્ર ભૂષણાદિક પદાર્થોની યાચના કરી, પોતાના પતિઓને અનેક પ્રકારના કલેશો ઉત્પન્ન કરે છે. આવી સ્રીઓને જાયા નામ આપવું યોગ્ય નથી. તેઓ ભાર્યા, લલના વિગેરે નામને લાયક છે. મેં જેમ ધનનો ત્યાગ કર્યો છે. તેમ તેં પણ, હે કલ્યાણિ ! ધનનો ત્યાગ કરી, મને આત્માના સ્વરૂપવિશે પૂછયું છે. તારૂં આવી રીતનું પૂછવું સાંભળી મને પરમ આનંદ થાય છે. સ્વભાવથી જ સ્રીઓ લજ્જાયુક્ત હોય છે. પણ હવે તું તે લજ્જાનો ત્યાગ કરી મારી સન્મુખ બેશ તથા એકચિત્તથી હું આત્માના સ્વરૂપવિશે જે નિરૂપણ કરૂં તે સાંભળ. હે પ્રિયે ! તને હું પતિ પ્રિય છું તથા મને તું જાયા પ્રિય છે. આ તો અનુભવથી સિદ્ધ થયલું છે. પણ વિશેષમાં મારી તારા શરીરવિશે પ્રીતિ છે, તે તારા સુખને વાસ્તે નહિ, પણ મારા પોતાના આત્માના સુખને વાસ્તે મારી તારે વિશે પ્રીતિ છે. તેવીજ રીતે તારી મારે વિશે જે પ્રીતિ છે, તે હું પતિના સુખને વાસ્તે નહિ, પણ કામરૂપ અગ્નિને શાંતિ કરવા તથા વસ્ત્ર ભૂષણાદિક મેળવવાના સુખને વાસ્તે છે.

મૈત્રેયી–સ્રી પોતાના સુખને વાસ્તે જ પતિપર પ્રીતિ કરે છે, એમ કેવી રીતે જાણી શકાય ?

યાજ્ઞવલ્કય–હે મૈત્રેયી ! પતિના સુખને માટે સ્રી પ્રીતિ કરતી હોય તો જ્યારે પતિ અન્ય સ્રીવિશે આસક્તિ રાખે છે, ત્યારે તેની સ્રી પતિવિશે પ્રતિકૂળ બને છે, તેમ થાય નહિ તથા જગતમાં કોઇ પણ સ્રી પોતાને પ્રતિકૂળ પતિપર પ્રીતિ કરતી નથી. જો પતિ અનુકૂળ હોય તો જ સ્રી તેને વિશે પ્રીતિ કરે છે. આથી સિદ્ધ થાય છે કે, સ્રીઓ પોતાના સુખને વાસ્તે જ પતિપર

પ્રીતિ કરે છે, નહી કે, પતિના સુખને વાસ્તે. તેમ જ પતિ સ્ત્રીના સુખને અર્થે સ્ત્રીપર પ્રીતિ કરતો નથી, પણ પોતાના કામરૂપ અગ્નિને સમાવવા તથા અન્ન પાનાદિક વ્યવહારસુખ મેળવવા જ સ્ત્રીવિશે પ્રીતિ રાખે છે. જો સ્ત્રીના સુખ અર્થે પતિ પ્રીતિ કરતો હોય તો જ્યારે સ્ત્રી ઋતુકાળ વિશે તથા વ્યભિચારાદિક કર્મોને લીધે પતિને પ્રતિકૂળ થાય છે ત્યારે પતિની પ્રીતિ તેનાપર હોવી જોઇએ. અર્થાત્ પતિની પ્રીતિ અનુકૂળ જાયાવિશે થાય છે, પણ પ્રતિકૂળ જાયાવિશે થતી નથી. જેમ સ્વભાવથી જ મધુર શર્કરા અમધુર એવા આપણા શરીરનો સંબંધ કરી તેને મધુર બનાવે છે, માટે શર્કરા અતિશય મધુર કહેવાય છે. તેમજ આપણો આત્મા આ શરીર આદિક અપ્રિય પદાર્થને ગ્રહણ કરી તેને પ્રિય બનાવે છે, માટે આત્મા જ સૌથી અધિક પ્રિય છે. જેમ સ્ત્રીને પોતાના સુખ અર્થે પતિ પ્રિય છે તથા પતિને પોતાના સુખઅર્થે સ્ત્રી પ્રિય છે તેમ જ, પુત્ર, સુવર્ણાદિ ધન, ગાય આદિ પશુઓ, બ્રાહ્મણ તથા ક્ષત્રિય આદિ જાતિઓ, ભૂરાદિ સપ્તલોકો, ઇન્દ્રાદિક દેવતાઓ, ઋગાદિક વેદો તથા સ્થાવર જંગમાદિ જે જે જગતવિશે પદાર્થો છે, તે સર્વની પુત્રાદિક પદાર્થવિશે પ્રીતિ હોય છે, તે પુત્રાદિકના સુખને અર્થે નહિ, પણ પોતાના સુખને વાસ્તે હોય છે. જો પુત્રાદિકો વિશે તેમના પોતાના સુખને અર્થે પ્રીતિ હોય તો પુત્ર જ્યારે પ્રતિકૂળ વર્તે ત્યારે તેનામાં પ્રીતિ ઘટવી જોઇએ નહિ. સર્વત્ર કોઇ પણ પ્રતિકૂળ પદાર્થપર પ્રીતિ કરતું નથી, પણ આત્માના સુખને અર્થે સર્વને પોતાને અનુકૂળ પદાર્થપર પ્રીતિ થાય છે.

મૈત્રેયી–હે ભગવન્! પતિ, સ્ત્રી તથા પુત્ર આદિ જેટલું જગત્ છે, તેને પ્રતિકૂળ વસ્તુ સુખનું કારણ હોતું નથી તથા અનુકૂળ જેટલું હોય છે તે સુખનું કારણ હોય છે તો આનંદ સ્વરૂપ આત્માને આ જગત્ પ્રિય નહિ, પણ અપ્રિય લાગવું જોઇએ, છતાં તેમ લાગતું નથી, તેનું શું કારણ ?

યાજ્ઞવલ્કય–આનંદ સ્વરૂપ આત્મા વિના પતિ, સ્ત્રી પુત્ર આદિ જેટલા અનાત્મ પદાર્થો છે, તે સર્વ પદાર્થો સ્વભાવથી તો પ્રિય નથી, અને અપ્રિય પણ નથી. પરંતુ આ પદાર્થ તો મારા સુખનું સાધન છે, એવી રીતની બુદ્ધિ જે વસ્તુવિશે થાય છે, તે વસ્તુ પ્રિય લાગે છે. તેમ જ આ પદાર્થ તો મારા દુઃખનું કારણ છે, એવી રીતના પ્રતિકૂળપણાની બુદ્ધિ જેને વિશે થાય છે, તે વસ્તુ આપણને અપ્રિય લાગે છે. આ કારણથી આ લોકમાં ભ્રાંતિને લીધે જે પુરૂષને પોતાના પ્રિય મિત્રવિશે પ્રતિકૂળપણાનું જ્ઞાન થાય છે તથા પોતાના શત્રુવિશે અનુકૂળપણાનું જ્ઞાન થાય છે, તે પોતાના મિત્રને અપ્રિય તથા પોતાના શત્રુને પ્રિય માને છે. આ પરથી સિદ્ધ થાય છે કે, અનાત્મ પદાર્થોવિશે પ્રિયતા તે અનુકૂળપણાનું કારણ છે તથા અપ્રિયતા તે પ્રતિકૂળપણાનું કારણ છે. સ્વભાવથી અનાત્મ પદાર્થમાં પ્રિય અથવા અપ્રિયપણાનો ગુણ રહ્યો નથી. જેમ વાયુ ઉષ્ણ પણ નથી તેમ શીત પણ નથી, છતાં અગ્નિના સંબંધથી તેનામાં ઉષ્ણતા તથા જળના સંબંધથી શીતતા આવે છે. અનુકૂળપણાના સંબંધથી જીવને અનાત્મ પદાર્થપર પ્રીતિ તથા પ્રતિકૂળતાના સંબંધથી અપ્રીતિ થાય છે. જે વસ્તુનો જેવી રીતનો સ્વભાવ હોય છે, તે કોઈ દિવસ નિવૃત્ત થતો નથી. જેમ અગ્નિનો ઉષ્ણ સ્વભાવ કોઈ પણ કાળે મટતો નથી, તેમ પતિ સ્ત્રી આદિ અનાત્મ પદાર્થોવિશે જો સ્વભાવથી જ પ્રિય-

પણાનો ગુણ હોય તો તે હમેશ કાયમ રહેવો જોઇએ. પતિ તથા સ્ત્રી આદિ અનાત્મ પદાર્થો જે જીવને સુખ આપે છે, તે અનાત્મ પદાર્થો જીવના વિયોગ સમયે તેમ જ પ્રતિકૂળપણાની વખતે જીવને પરમ દુઃખ આપે છે. આથી આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન જેટલા અનાત્મ પદાર્થો છે, તે સર્વ સ્વભાવથી જ પ્રિય નથી. પણ જે કાળે જે જીવને પતિ સ્ત્રી આદિ પદાર્થવિશે અનુકૂળપણાનું જ્ઞાન થાય છે, તે કાળવિશે તે પદાર્થો તે જીવને પ્રિય લાગે છે. આથી આનંદ સ્વરૂપ આત્મા પોતાના સંબંધવડે અપ્રિય પદાર્થને પ્રિય કરે છે. આનંદ સ્વરૂપ આત્મા સર્વ જીવોને અધિક પ્રિય છે. આનંદસ્વરૂપ આત્માવિશે પ્રિયતમપણાનો ગુણ સિદ્ધ કરવા તેનેવિશે અપ્રિય, પ્રિય તથા પ્રિયતર, આ ત્રણ ગુણોનું નિરૂપણ કરવું જોઇએ. જીવને દ્વેષવડે આ પદાર્થ મને ન મળે તો સારૂં, આવી રીતની બુદ્ધિ થાય છે તથા આ સિંહ સર્પ આદિ દુઃખનું કારણ છે. આ બે પ્રકારનું જ્ઞાન જીવને અપ્રિય કહેવામાં આવે છે. આ પદાર્થ મારા સુખનું સાધન છે, એવી રીતનું જ્ઞાન જીવને જે પદાર્થ વિશે થાય છે તે તેને પ્રિય કહેવાય છે. પતિ સ્ત્રી આદિ પ્રિય પદાર્થોની પ્રાપ્તિ અર્થે સાત્વિક અંતઃકરણના પરિણામરૂપ જે સુખ, તે પ્રિયતર કહેવાય છે. જેમ પતિ સ્ત્રી આદિ પદાર્થોવિશે જે જીવની પ્રીતિ થાય છે, તે પતિ સ્ત્રી આદિ પદાર્થોના સુખને અર્થે નહિ, પણ પોતાના સુખને વાસ્તે હોય છે. તેમ જ પ્રિયતર સુખવિશે જે જીવને પ્રીતિ થાય છે, તે અન્યના સુખનેવાસ્તે નહિ, પણ પોતાના આત્માને અર્થે તે જીવનેતે સુખવિશે પ્રીતિ થાય છે. જો કેવળ અન્યના સુખને વાસ્તે જ જીવને સુખવિશે પ્રીતિ થતી હોય તો શત્રુનું સુખ જોઇને પણ જીવને પ્રીતિ થવી જોઇએ. પણ શત્રુને સુખી જોઇ કોઇ જીવને સુખ થતું નથી. આથી પોતાના આત્માવાસ્તે જ જીવ માત્રને સુખ પ્રિયતર છે. આ કારણથી આનંદસ્વરૂપ આત્મા સર્વ જીવને પ્રિયતમ છે. પ્રિયથી અધિક તે પ્રિયતર તથા પ્રિયતરથી અધિક તે પ્રિયતમ કહેવાય છે. આ રીતે હે મૈત્રેયી ! પ્રિયતમ આત્માને લેશ માત્ર પણ આનંદ પ્રાપ્ત થવાથી બ્રહ્માદિક લોક પરમ આનંદ મેળવે છે. આ કારણથી આત્મસ્વરૂપ આનંદ બ્રહ્માના આનંદથી પણ શ્રેષ્ઠ છે. સ્વર્ગલોકથી માંડી બ્રહ્મલોક સૂધી જે વિષયજન્ય આનંદ છે, તે સંપૂર્ણ આનંદથી અધિક તથા દ્વૈતભાવથી રહિત જે બ્રહ્માનંદ છે, તે બ્રહ્માનંદ જીવોના આત્માથી ભિન્ન નથી. બ્રહ્માનંદ આ જીવોના આત્મારૂપ છે. આ કારણથી આત્મસ્વરૂપ આનંદ જીવોના પરમ પુરૂષાર્થરૂપ છે. આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થવાવાસ્તે શ્રવણાદિક સાધનોની આવશ્યકતા છે. જે અધિકારી પુરૂષને હાથમાં રહેલા આમળાની માફક સંશય વિપર્યય વિના આત્માના સાક્ષાત્કારની ઇચ્છા હોય, તેણે પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિઓ તથા મુમુક્ષુતાદિ ચાર વસ્તુ મેળવવા અવશ્ય પ્રયત્ન કરવો. તે થઈ રહ્યા પછી તેણે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂ સમીપ જવું તથા ગુરૂ મુખથી 'अयमात्मा ब्रह्म' 'ब्रह्माहमस्मि' આદિ અનેક વેદવચનોનું શ્રવણ કરવું. ત્યાર પછી તેણે ઉપક્રમ ઉપસંહારાદિ છ ચિહ્ન સંબંધી અદ્વિતીય બ્રહ્મવિષેનું તાત્પર્ય નિશ્ચય કરવું. આનું નામ શ્રવણ કહેવાય છે. શ્રવણ કરવાથી મનમાં રહેલી અસંભાવના એકદમ ટળી જતી નથી. વેદાંત શાસ્ત્ર, જીવ બ્રહ્મના અભેદને કે ભેદને પ્રતિપાદન કરે છે, એવા પ્રકારનો સંશય, તે અસંભાવના કહેવાય છે.

## સાધન સંપત્તિ.

ગુરૂના મુખથી વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યા પછી એકાંત પ્રદેશમાં જઇ શ્રુતિથી અવિરૂદ્ધ તર્ક કરીને તેમણે કહેલાં વચનોનું મનન કરવું. આ લોકમાં જેમ મૃત્તિકામાંથી ઘડો, કોડિયું આદિ અનેક વસ્તુઓ (કાર્યો) થાય છે, તેમ જ એક અદ્વિતીય પરમાત્મામાંથી અજ્ઞાનના સંબંધથી નાના પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે. જેમ ઘડો કોડિયું આદિ વસ્તુઓનો મૃતિકાવિશે લય થાય છે, તેમ આ આખું જગત્ પરમાત્મા વિશે લય ભાવને પામે છે. જેમ અનેક પુષ્પોની માળા બનાવી હોય, તેમાં સૂત્રનો અન્વય થાય છે, પણ પુષ્પોનો પરસ્પર વ્યતિરેક-છૂટાપણું તો ચાલુ રહેછે, તેમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બાલ્ય, યૌવન, વાર્ધક આદિ અવસ્થાઓવિશે આત્માનો અન્વય થાય છે. છતાં તે અવસ્થાઓ પરસ્પર વ્યતિરેકરૂપે (છુટાપણાથી) રહેલી છે. આ રીતે તર્ક વિતર્કો કરી તેમાં અનેક પ્રકારે મનન કરવું. મનન કરવાથી મનવિશે રહેલી અસંભાવના ટળી જાય છે. આત્મા સર્વત્રવ્યાપક છે કે અવ્યાપક છે? આવી રીતના સંશયને પ્રમેય અસંભાવના કહેવામાં આવે છે. આ ચંચળ મનને અધિકારી પુરૂષ પ્રથમ કોઇ બાહ્ય પ્રિય પદાર્થવિશે એકાગ્ર કરે, તથા તેમ કર્યા પછી જો તેને અંતરાત્મા વિશે એકાગ્ર કરે તો તે આત્માવિશે એકાગ્ર થયલું મન ફરી બહિર્મુખ થતું નથી. આનું નામ નિદિધ્યાસન કહેવાય છે, જેના વડે અધિકારી પુરૂષની વિપરીત ભાવના જતી રહે છે. બીજી વસ્તુવિશે બીજા પ્રકારની બુદ્ધિ દોડાવવી, તેનું નામ વિપરીત ભાવના કહેવાય છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી અસંભાવના તથા વિપરીત ભાવનાઓથી રહિત થયલું મન આત્મા વિશે ગુરૂએ ઉપદેશેલાં મહાવાકયોના પ્રમાણથી આત્મસાક્ષાત્કારવાળું થાય છે.

મૈત્રેયી–મહાવાકયોરૂપ શબ્દના પ્રમાણ વિના એમને એમ મનવિશે આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિ કેમ થતી નથી?

યાજ્ઞવલ્કય–જેમ નેત્રાદિક બાહ્યેન્દ્રિયો યથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરે છે, તેમ તે ઇન્દ્રિયો દોષવશ હોવાથી કદાપિ અયથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરશે પણ અયથાર્થ જ્ઞાન નહિ ઉત્પન્ન કરે, એવો આગ્રહ નેત્રાદિક ઇંદ્રિયોને નથી. તેમ જ સર્વ વૃત્તિઓ ઉઠવાનું કારણ જે મન છે, તે પણ કદાપિ યથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરે અથવા દોષને વશ હોય તો અયથાર્થજ્ઞાનને પણ ઉત્પન્ન કરે છે. અયથાર્થ જ્ઞાનને નહિ ઉત્પન્ન કરૂં, એવી રીતનો આગ્રહ મનને પણ હોતો નથી. આ કારણથી સર્વ પ્રકારના દોષોથી રહિત મહાવાકયરૂપ શબ્દપ્રમાણમાં જ કેવળ યથાર્થજ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી આત્મસાક્ષાત્કાર કરવામાં મહાવાકયરૂપ શબ્દપ્રમાણ મુખ્ય કારણ છે.

મૈત્રેયી–આત્મસાક્ષાત્કારમાં મહાવાકયરૂપ શબ્દ મુખ્ય કારણ હોય તો તેને મનની સહાયતાની જરૂર શાવાસ્તે હોવી જોઇએ?

યાજ્ઞવલ્કય–જેમ નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયોને ઘટપટાદિ વિષયોનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે, તે ઇંદ્રિયોનો તે વસ્તુઓ સાથે સંયોગ સંબંધ થવાથી થાય છે; તેમ જ્યારે આત્માનો મન સાથે સંયોગ સંબંધ થાય છે ત્યારે જ મહાવાકયના પ્રમાણથી મનવિશે ઉત્પન્ન થયલી આત્માકાર વૃત્તિ પ્રત્યક્ષ થાય છે. આત્માનો મન વિશે સંબંધ થયા વિના આત્મસાક્ષાત્કાર થતો નથી. શુદ્ધ મનનો આત્મા સાથે સંબંધ થવાની આમાં અત્યા-

વશ્યકતા છે. આથી સિદ્ધ થાય છે કે, શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, આ ત્રણ સાધનોથી મન જ્યારે શુદ્ધ થાય છે ત્યારે ગુરૂએ ઉપદેશેલા મહાવાકયના બોધથી અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થાય છે.

મૈત્રેયી–હે ભગવન્! આત્માનો સાક્ષાત્કાર થવાથી અધિકારી પુરૂષને કયા ફળની પ્રાપ્તિ થાય છે?

યાજ્ઞવલ્કય–શ્રવણાદિ સાધનોથી અધિકારી પુરૂષને જ્યારે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે, ત્યારે તેના અજ્ઞાનરૂપી અવિદ્યાની નિવૃત્તિ થાય છે. અજ્ઞાનનો નાશ થવા પછી તે પુરૂષનાં કર્તૃત્વભોક્તૃત્વાદિ સંપૂર્ણ દુઃખો ટળી જાય છે. આ રીતે અવિદ્યાનો નાશ થયા પછી અધિકારી પુરૂષના હૃદયવિશે સ્વયંજ્યોતિ અદ્વિતીય આત્મા ઉત્પન્ન થાય છે. જેમ વાદળાં વિખરાઇ ગયા પછી આકાશ સ્વચ્છ દેખાય છે, તેમ અદ્વિતીય આત્મા હૃદયમાં પ્રકાશે છે. જેમ એક પુરૂષ જાગ્રતાવસ્થામાં સ્વપ્નાવસ્થાના સુખને ખોટું માને છે, તેમ અવિદ્યારૂપી નિદ્રાથી જાગ્રત થયલો વિદ્વાન્ પુરૂષ આત્માનો સાક્ષાત્કાર થવાથી સર્વ દૃશ્ય પ્રપંચને મિથ્યા માને છે. જેમ ભય વિનાનો ચક્રવર્તી રાજા સ્વપ્નમાં નાના પ્રકારના ભયને પ્રાપ્ત થાયછે, પણ જાગ્રત્ થયા પછી સ્વપ્નના દુઃખને તે પોતાના મનમાં ગણતો નથી, તેમ વાસ્તવિક રીતે સર્વ દુઃખોથી રહિત પુરૂષ પોતાના આત્મસ્વરૂપના અજ્ઞાનથી પોતાવિશે નાના પ્રકારનાં દુઃખો માને છે. પણ આત્માનો સાક્ષાત્કાર થયા પછી તે સંપૂર્ણ દુઃખને તે મિથ્યા માને છે. આત્મજ્ઞાન થવા વાસ્તે પ્રથમ સર્વ પ્રપંચો મિથ્યા છે, એમ અનેકદૃષ્ટાંતોથી આપણે સિદ્ધ કરવુંજોઇએ. જેમ આકાશમાં અવિદ્યા નામનું ગંધર્વ નગર ઉત્પન્ન થાય છે, તેમ આ શુદ્ધ આત્મામાં અવિદ્યા નામનું જગત્ ઉત્પન્ન થયેલું છે. વાસ્તવિક રીતે વિચાર કરીને જોઇએ તો ગંધર્વનગર ઉત્પન્ન થયલું હોતું નથી, તેમ જ અદ્વિતીય આત્મામાં પણ દુઃખરૂપ જગત્ ઉત્પન્ન થતું નથી. એક પુરૂષ નેત્રના દોષથી એક ચંદ્રમાને અનેકરૂપે દેખે છે, તેમ અજ્ઞાની જીવ અવિદ્યાના દોષથી એક અદ્વિતીય આત્માને અનેકરૂપે જૂવે છે. જેમ મૂઢ બાળક પોતાની આંગળી આંખ આગળ આડી રાખવાથી નિર્મળ આકાશમાં મોરનાં પિછ જેવાં અનેક રૂપો દેખે છે, તેમ આ અજ્ઞાની જીવ પણ આનંદસ્વરૂપ આત્માવિશે અવિદ્યાના દોષથી આ દુઃખરૂપ જગતને જૂવેછે.

મૈત્રેયી–હે ભગવન્! આત્મસાક્ષાત્કાર નહીં થયલો અજ્ઞાની જીવ કદાચિત્ જગતને દેખે, પણ આત્મસાક્ષાત્કાર થયેલો વિદ્વાનપુરૂષ, જેનામાં અવિદ્યાનો દોષ હોતો નથી, તે પણ આ દુઃખરૂપ જગત્‌ને જૂવે છે, તેનું શું કારણ?

યાજ્ઞવલ્કય–પૂર્વ તથા પશ્ચિમાદિ દિશાનો ભ્રમ જેમ અવિદ્વાનને થાય છે, તેમ શાસ્ત્રવેત્તા પુરૂષોને પણ ક્વચિત્ થાય છે. પ્રારબ્ધ કર્મવશાત્ અવિદ્યાના લેશને લીધે અજ્ઞાનીની માફક જ્ઞાનીને પણ શરીરનો નાશ થતાં સૂધી, અદ્વિતીય આત્મામાં નાના પ્રકારનું જગત્ દેખાય છે. જેમ એક માણસ જાણે છે કે, ગોળ ગળ્યો છે, છતાં જીભના કોઇ દોષથી તે તેને કડવો લાગેછે, તેમ અદ્વિતીયઆત્માનો નિશ્ચય કર્યા છતાં અવિદ્યાના લેશથી પ્રારબ્ધકર્મો પૂરાં થતાં સૂધી તેને આ જગત્ દેખાયછે. જળવિનાની ઉખરભૂમિ જેમ તૃષાતુર મૃગાદિક જીવને નાના પ્રકારનાં મોજાંવાળી જણાય છે, તેમ ભેદપ્રપંચરહિત અદ્વિતીય આત્મા વિષયાસક્ત અજ્ઞાની જીવોને પ્રપંચવાળો

દેખાય છે. રૂપાના ભાસવાળી છીપમાં લોભી પુરૂષને રૂપાનો ભાસ થાય છે તથા જેમ અંધારામાં રજ્જુમાં સર્પનો ભાસ થાયછે, તેમ આત્માવિશે આ અજ્ઞાની જીવને આ જગતનો ભાસ થાય છે. જેમ વહેમીને ચોર વગરની જગ્યાવિશે ચોર દેખાય છે, તેમ આ અજ્ઞાની જીવ અવિદ્યાના દોષથી દુઃખ વિનાના ચેતન આત્માવિશે દુઃખ દેખે છે. જડ તથા અનાત્મ જગતને અજ્ઞાનીઓ દેખે છે. જેમ સ્વપ્નાવસ્થામાં પુરૂષને પુત્ર સ્ત્રી આદિ સંસાર દેખાય છે, તેમ જાગ્રત અવસ્થામાં પતિ સ્ત્રી પુત્ર આદિ જે સંસાર દેખાય છે, તે આનંદ સ્વરૂપ આત્માથી ભિન્ન નથી, પણ તે જગત્ તે જ આત્મારૂપ છે. આ રીતે અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરવા શ્રવણાદિક સાધનોથી શુદ્ધ થયેલા મનવિશે મહાવાક્યનો ઉપદેશ લેવો. આમ કરવાથી ફરી તને સંસારદુઃખની પ્રાપ્તિ થશે નહિ. જેમ આકાશવિશે કલ્પિત ગંધર્વનગર આકાશરૂપ જ છે, તેમ આનંદ સ્વરૂપ આત્માવિશે કલ્પેલું આ ચરાચર જગત્ આત્મારૂપ છે. આત્માથી ભિન્ન આ જગતની સત્તા નથી. આત્માના શ્રવણથી સંપૂર્ણ જગતનું શ્રવણ શ્રેષ્ઠ નથી, આત્માના મનનથી સંપૂર્ણ જગતનું મનન શ્રેષ્ઠ નથી, આત્મધ્યાનથી સંપૂર્ણ જગતનું ધ્યાન શ્રેષ્ઠ નથી તથા આત્માના જ્ઞાનથી આ જગતનું સંપૂર્ણ જ્ઞાન શ્રેષ્ઠ નથી. તાત્પર્ય કે,આત્માથી ભિન્ન કલ્પિત જગતની કશી સત્તા નથી. આત્માના જ્ઞાનથી કલ્પિત જગતનું જ્ઞાન થાય ખરૂં, છતાં જગતના સર્વ પદાર્થોનું સંપૂર્ણ રીતે જ્ઞાન થતું નથી. જગતને સંપૂર્ણ રીતે જાણ કરે એવાં શ્રુતિમાં વચન હોતાં નથી. આ સંપૂર્ણ જગત્ જે સુખરૂપે નથી, દુઃખના અભાવરૂપે નથી, તેમ સુખદુઃખના સાધનરૂપે નથી, તેને જાણવાનો વિદ્વાને પ્રયત્ન કરવો, તે મિથ્યા છે. જો કદાપિ આ સંપૂર્ણ જગત્ જીવના સુખનો હેતુ હોય, તો પણ આ સંપૂર્ણ જગતને વિશેષરૂપે જાણવું, અત્યંત દુર્ઘટ છે અને તે સંપૂર્ણ રીતે જાણવાની વિદ્વાન્ પુરૂષને બીલકુલ આવશ્યકતા નથી. અધિકારી પુરૂષને અનાત્મ પ્રપંચવાળા જગતના જ્ઞાનથી કોઈ પણ પુરૂષાર્થની પ્રાપ્તિ થતી નથી, છતાં તારા સ્ત્રી સ્વભાવથી, હે મૈત્રેયી ! તને સંપૂર્ણ જગતને જોવાની ઇચ્છા થાય તો શ્રેષ્ઠ આત્માનું જ્ઞાન કલ્પિત જગતના જ્ઞાનનું કારણ છે. કલ્પિત જગત્ જાણવામાં આત્મજ્ઞાન વિના બીજો કોઈ ઉપાય નથી. જેમ ઘડો, કોડિયું આદિ લઇ જેટલી મૃત્તિકાની વસ્તુઓ છે, તે સર્વ વસ્તુનું મૃત્તિકા એજ કારણ છે. આથી મૃત્તિકા જે ઉપાદાન કારણ છે,તેનું જ્ઞાન થવા પછી એક પુરૂષને જૂદી જૂદી જગ્યાવિશે રહેલા ઘડા કોડિયાં વિગેરે કાર્યોનું જ્ઞાન થાય છે. તેમ જ આનંદ સ્વરૂપ આત્મા, જે કારણ રૂપે છે, તેના કાર્યરૂપ ઉત્પન્ન થયેલા જગતનું જ્ઞાન, આત્મારૂપી કારણનું જ્ઞાન થવાથી થાયછે.

## ભેદજ્ઞાનથી અનર્થની પ્રાપ્તિ.

જે પુરૂષ અદ્વિતીય આત્માવિશે નાના પ્રકારના ભેદો જૂવે છે, તે ભેદ દેખનારા પુરૂષને આ લોકવિશે તેમ જ પરલોકવિશે વિષયસુખ મળતું નથી,તેમ તેને મોક્ષસુખની પ્રાપ્તિ તો ક્યાંથી જ થાય ? ભેદદર્શી પુરૂષને આ લોકમાં સુખની પ્રાપ્તિ નથી, તેના દૃષ્ટાંતરૂપે—જો કે સ્ત્રી પોતાના પતિ તથા પુત્રાદિક બાંધવોને પોતાના આત્માની માફક પ્રિયરૂપે નથી જોતી, પણ તે સર્વને પોતાથી ભિન્નરૂપે દેખે છે, તો પતિ પુત્રાદિક બાંધવો પોતાને ભિન્નરૂપે તે સ્ત્રીને જુવે છે, એમ જાણવાથી તેનો પરિત્યાગ કરે છે. તેવી જ રીતે પતિ પુત્રાદિક

બાંધવો સ્ત્રીને પોતાના આત્માની માફક પ્રિય નથી જોતા પણ ભિન્ન જૂવે છે, તો તે સ્ત્રી પતિ પુત્રાદિક બાંધવોનો ત્યાગ કરે છે. આ પરથી સિદ્ધ થાય છે કે, જ્યાં સૂધી સ્ત્રી અથવા પુરૂષ જડ અથવા ચેતન પદાર્થને પોતાના આત્મા સરખા ગણી તેનું પાલન કરે છે, ત્યાં સૂધી તે જડ અથવા ચેતન પદાર્થ તે પુરૂષને સુખ આપે છે. ,જ્યારે તે પુરૂષ તેને ભિન્ન ભાવથી જૂએ છે અર્થાત્ તેનો ત્યાગ કરે છે, ત્યારે તે પદાર્થોના વિયોગથી તે જીવને પરમ દુઃખ થાય છે. જેમ એક જણ મહારાજાને મહારાજા તરિકે જૂવે છે, ત્યારે તે પ્રસન્ન થાય છે, પણ જ્યારે તેને ભિન્ન દરિદ્રીરૂપે જૂવે છે ત્યારે તે મહારાજા તેનાપર ક્રોધાયમાન થાય છે. દેહધારી જીવ પતિ સ્ત્રી આદિ પદાર્થોને પોતાથી ભિન્નરૂપે જૂવે છે તો તે જીવ દુઃખી થાયછે. પણ જો તે પતિ તથા સ્ત્રી પણ જો તેને ભિન્નરૂપે જોતાં હોય તો તે જીવ દુઃખી થતો નથી. આથી સિદ્ધ થાય છે કે, આ લોકમાં જે પતિ, સ્ત્રી તથા પુત્ર આદિ પદાર્થો છે, તે સર્વનો આત્મા એક જ છે. તે ભેદ રહિત આત્માને જે પુરૂષ ભેદવાળો જૂવે છે, તે ભેદદર્શી પુરૂષને દુઃખ થાય છે. જે પુરૂષ બ્રાહ્મણ જાતિને તથા ક્ષત્રિય જાતિને પોતાના આત્માથી ભિન્નરૂપે જૂવે છે, તે ભેદદર્શી પુરૂષને તે બ્રાહ્મણ તથા ક્ષત્રિય જાતિ બેઉ લોકમાં દુઃખ કરેછે. આ જન્મમાં તે બ્રાહ્મણ તથા ક્ષત્રિય જાતિ ભેદદર્શીને પાપમાં નાંખે છે તથા પાપથી ઉત્પન્ન થયેલી અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ, આદિ પાંચ પ્રકારના ક્લેશો ઉત્પન્ન થાય છે. પરલોકવિશે તે બ્રાહ્મણ અથવા ક્ષત્રિય જાતિ, નીચ જાતિની પ્રાપ્તિદ્વારા પરલોકમાં ભેદદર્શીને દુઃખ પ્રાપ્ત કરાવે છે. જેમ આ જાતિઓ ભેદદર્શીને દુઃખ ઉત્પન્ન કરેછે, તેમ સ્વર્ગાદિલોક, ઇન્દ્રાદિક દેવતાઓ, ઋગાદિકવેદો ઇત્યાદિ સંપૂર્ણ વસ્તુઓ તે ભેદદર્શીને દુઃખ પ્રાપ્ત કરાવે છે. જે પુરૂષ સ્વર્ગાદિ લોકને પોતાના આત્માથી ભિન્ન માને છે, તે ભેદદર્શીને સ્વર્ગાદિક લોક આ લોકમાં નાના પ્રકારનું ભ્રમણ કરાવે છે; અને મરણ પછી ભેદદર્શીને નાના પ્રકારનાં નરકોની પ્રાપ્તિ થાય છે. જો ઇન્દ્રાદિક દેવોને પોતાના આત્માથી ભિન્ન જોવામાં આવે તો તેને નાના પ્રકારનાં નરક પ્રાપ્ત થાય છે. જો ઋગ્વેદાદિ વેદોને પોતાના આત્માથી ભિન્ન જૂવે છે તો તેઓ તેને શૂદ્રાદિક નીચ જાતિ પ્રાપ્ત કરાવે છે અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય આ ત્રણ વર્ણમાંથી એકમાં ઉત્પન્ન થયલા છતાં તે ભેદદર્શીને તે ભેદ યજ્ઞોપવીતાદિ સંસ્કારોથી રહિત કરે છે તથા તેને પતિત બનાવે છે. અથવા જો તેને એમ છતાં યજ્ઞોપવીતાદિ સંસ્કારો થાય તો તે ભેદદર્શીને ઋગ્વેદાદિ વેદો વેદના અર્થના જ્ઞાનથી બહિષ્કૃત કરે છે. એમ છતાં જો અર્થજ્ઞાન થાય તો તે ભેદદર્શીને વેદો પોતાના પાઠોની સત્વર તેને વિસ્મૃતિ કરાવે છે. જો વેદાદિ અર્થોનું તેને સ્મરણ રહે તો તે ભેદદર્શીને તે વેદો વેદને અનુસરી થનારાં કર્મોવિષે અરૂચિ ઉત્પન્ન કરે છે. આ રીતે વેદો તેને અનેક પ્રકારનાં દુઃખો પ્રાપ્ત કરાવે છે. જો એક પુરૂષ સંપૂર્ણ દેહધારી જીવોને પોતાના આત્માથી ભિન્ન દેખે છે, તો તે સંપૂર્ણ દેહધારી જીવો પણ ભેદદર્શીને આ લોકમાં તથા બીજા જન્મમાં અનેક પ્રકારનાં દુઃખો દે છે. હે મૈત્રેયી! આવિશે વધારે વિસ્તારથી તો શું કહું. પણ આકાશાદિ પંચભૂતો સહિત જેટલું જડ ચેતન જગત્ છે, તે સર્વ જગતને જે પુરૂષ પોતાના આત્માથી ભિન્ન દેખે છે,

તે સંપૂર્ણ જગત્ તે ભેદદર્શી જીવને અનેક પ્રકારનાં દુઃખની પ્રાપ્તિ કરાવે છે. આ લોકમાં તથા પરલોકમાં સ્ત્રી, પુત્ર, ધન આદિ જેટલા પ્રિય પદાર્થો છે, તે જે અજ્ઞાની જીવને પ્રાપ્ત થતા નથી, તેથી તે દુઃખી થાય છે અથવા દૈવવશાત્ અજ્ઞાની જીવને તે પ્રાપ્ત થાયછે, તો કોઈ રોગાદિ નિમિત્તથી તે અજ્ઞાની જીવ તે પ્રિય પદાર્થો ભોગવવામાં અસમર્થ થાયછે. અથવા અન્યસ્થળે જવાથી તે પ્રિય વસ્તુનો વિયોગ થાય છે. અથવા તે પ્રિયપદાર્થો નાશ પામે છે, ત્યારે તે અજ્ઞાની જીવ પરમ દુઃખ પામે છે. આથી આ સ્ત્રી-પુત્ર ધનાદિ પદાર્થો ન મળે તે સમયે, તેમજ મળ્યા પછી પણ અજ્ઞાની જીવને દુઃખ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સંપૂર્ણ સ્થાવર જંગમ પદાર્થો ભેદદર્શી અજ્ઞાની જીવને દુઃખ ઉપજાવે છે. તમારે તે પદાર્થોને પોતાના આત્માથી ભિન્નરૂપે કદી જોવા નહી. આ સંપૂર્ણ જગતને પોતાના આત્મારૂપે જોવું. હે મૈત્રેયિ ! આનંદ સ્વરૂપ આત્મા, સજાતીય, વિજાતીય તથા સ્વગત, આ ત્રણ ભેદોથી રહિત છે, સ્વયં જ્યોતિરૂપ છે ને જન્માદિ વિકારોથી રહિત છે, એવું જે તત્વવાળું આત્મજ્ઞાન, તે યથાર્થ જ્ઞાન કહેવાય છે. આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન જેટલા અનાત્મ પદાર્થો છે તેમજ તમને સુખ કરનારૂં જેટલું સાંસારિક જ્ઞાન છે તે સર્વે જ્ઞાન ભ્રાન્તિરૂપ છે. બ્રાહ્મણાદિથી માંડી જડચેતનપર્યંત સંપૂર્ણ જગત્ છે, તે આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી, પણ આત્મસ્વરૂપ જ છે. જડ ચેતન આદિ જેટલા પદાર્થો મનન કરવા યોગ્ય છે, તે સંપૂર્ણ જગત્ આનંદસ્વરૂપ આત્માવિશે રહે છે અને તે આનંદસ્વરૂપ આત્માથી ઉત્પન્ન થાય છે. આનંદસ્વરૂપ આત્માવિશે જગત્ પાછું લય પામે છે. આ સર્વ જગતનું કારણ અજ્ઞાન પણ આત્મસાક્ષાત્કાર થયલા આનંદસ્વરૂપ આત્મા વિશે લય ભાવને પામે છે. આથી આત્મા અદ્વિતીય છે. હવે અદ્વિતીય આત્મામાં મનની સ્થિરતા કરવાવાસ્તે દૃષ્ટાંત કહું તે સાંભળો.

આ લોકમાં તામસ, રાજસ અને સાત્વિક, એમ ત્રણ પ્રકારના પદાર્થો છે. તે પદાર્થો આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન છે, એવું સિદ્ધ કરવા વાસ્તે પ્રસિદ્ધ એવાં ભેરી, શંખ અને વીણાનાં દૃષ્ટાંતો લઇએ. આ વાદિત્રો મુખના પવનથી ક્રૂર, મધ્યમ અને મંજુલ, એમ ત્રણ પ્રકારના શબ્દો કરે છે. વીરરસને ઉત્પન્ન કરનાર જે ભેરીનો સૂર તે ક્રૂર, ભયને ઉત્પન્ન કરવાવાળો ભેરીનો જે નાદ તે મધ્યમ અને શૃંગાર રસને ઉત્પન્ન કરનાર ભેરીનો જે સૂર તે મંજુલ કહેવાય છે. આ ત્રણ પ્રકારના શબ્દો પણ ઉંચા, નીચા ને તીવ્ર વગેરેના ભેદે કરી અનેક પ્રકારના હોય છે. ભેરી, શંખ તથા વીણાના શબ્દોના ક્રમ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને મંજુલ આદિ પ્રકારો થાય છે. આ ત્રણે વાદિત્રોમાં રહેલો જે અવાજ, તે એક સામાન્ય ધર્મ છે. હવે આ ભેરીનો અવાજ, આ તો શંખનો અવાજ તથા આ વીણાનો અવાજ એમ જે બોલાય છે, તે તેમના વિશેષ ધર્મો છે. વિશેષ ધર્મનું જ્ઞાન સામાન્ય ધર્મના જ્ઞાન વિના થઇ શકતું નથી. આ જીવને પ્રથમ શબ્દનું એટલે સામાન્ય ધર્મનું જ્ઞાન થાય છે, ત્યાર પછી ભેરી, શંખ તથા વીણાના શબ્દનું એટલે વિશેષ ધર્મનું જ્ઞાન થાય છે. જે બાબત ઘણાંને લાગુ પડે, તે સામાન્ય ધર્મ કહેવાય અને થોડી બાબતને લાગુ પડે, તે વિશેષ ધર્મ કહેવાય છે. જેમ ભેરી, શંખ તથા વીણામાં શબ્દ એ સામાન્ય ધર્મ રહ્યો છે. તેમ જ ભેરીનો શબ્દ, શંખનો શબ્દ અને વીણાનો શબ્દ, એ વિશેષ ધર્મ છે.

કારણ કે ભેરીનો શબ્દ કહેવાથી તેમાં શંખ તથા વીણાનો શબ્દ લાગુ પડતો નથી. તેમ શંખનો શબ્દ કહેવાથી તે ભેરી અને વીણાના શબ્દને લાગુ પડતો નથી. આ રીતે ત્રણમાં રહેલો જે મુખ્ય શબ્દ, તે સામાન્ય ધર્મ છે તથા તે દરેક પ્રકારનાં જૂદા જૂદા શબ્દો તે વિશેષ ધર્મ છે. તેવીજ રીતે ક્રૂર ભેરી કહેવાથી ક્રૂર શબ્દવિશે તેની યોજના થશે, પણ મધ્યમ અને મંજુલ વિશે યોજના થશે નહિ. તેમ મધ્યમ ભેરી કહેવાથી તેની મધ્યમ વિશે યોજના થશે, પણ ક્રૂર તથા મંજુલ વિશે થશે નહિ અને મંજુલ કહેવાથી તેની ક્રૂર અને મધ્યમ વિશે યોજના થશે નહી. આ રીતે ભેરી શબ્દ એ સામાન્ય ધર્મ છેતથા ક્રૂર, મધ્યમ તથા મંજુલ આદિ વિશેષ ધર્મો છે. આ પ્રકારની રીતિ શંખ તથા વીણાવિશે પણ જાણી લેવી. હવે જેમ શબ્દરૂપ સામાન્ય ધર્મનું જ્ઞાન થયા વિના ભેરી શબ્દના વિશેષ ધર્મનું જ્ઞાન થતું નથી, તેમ જ સ્વયંજ્યોતિ આત્માના અસ્તિ, ભાતિ તથા પ્રિય આદિ સામાન્ય ધર્મનું જ્ઞાન થયા વિના કોઈ રીતે વિશેષ પ્રકારનું જ્ઞાન થતું નથી. અસ્તિ, ભાતિ તથા પ્રિય આદિ સામાન્ય ધર્મનું જ્ઞાન થયા પછી જ જીવને ઘટાદિ વિશેષ પદાર્થનું જ્ઞાન થાય છે. અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપ આત્માવિશે સામાન્ય રૂપ સ્પષ્ટ થવા આત્માનું સર્વ વિશે અનુગતપણું છે તે જાણવું જોઇએ. આ લોકમાં જેટલા પદાર્થોનું પ્રત્યક્ષરૂપે, પરોક્ષરૂપે, સત્યરૂપે, અસત્યરૂપે, અહંરૂપે તથા મમરૂપે ગ્રહણ થાય છે, તે સર્વ પદાર્થો ચેતન આત્માથી ભિન્ન નથી, પણ તે સંપૂર્ણ પદાર્થ ચેતન આત્મારૂપ જ છે. રજ્જુ પદાર્થમાં જે સર્પ, દંડ, માળા તથા જળની ધારા આદિ કલ્પિત જ્ઞાન રહેલાં છે, તે કલ્પેલી સર્પાદિ વસ્તુઓ રજ્જુરૂપથી ભિન્ન હોતી નથી, છતાં તે રજ્જુ પદાર્થ, અજ્ઞાનના વશથી સર્પ, દંડ, માળા તથા જળધારા આદિ અનેક રૂપે દેખાય છે. એ જ પ્રમાણે આનંદ સ્વરૂપ આત્મામાં પણ આકાશાદિ જગત્ જે પ્રતીત થાય છે, તે અધિષ્ઠાન આત્માથી ભિન્ન નથી, છતાં આત્માના અજ્ઞાનવશથી જગતરૂપે જણાય છે. આ રીતે અસ્તિ, ભાતિ તથા પ્રિય આદિ સામાન્ય ધર્મોમાં આકાશાદિ પદાર્થો આત્માના વિશેષ ધર્મો છે. માટે તે વિશેષ ધર્મોનું જ્ઞાન અસ્તિ આદિ સામાન્ય ધર્મનું જ્ઞાન થયા પછી જ થાય છે.ચેતન આત્માનાં બહુ પ્રકારે વિશેષ રૂપો છે, છતાં સંક્ષેપે આત્માનાં બે વિશેષ રૂપ છે. એક युष्मत् શબ્દના અર્થરૂપ તથા બીજું अस्मत् શબ્દના અર્થરૂપ છે. આમાં इदं एतद् ઇત્યાદિ શબ્દોવડે જે જે પદાર્થો કહેવામાં આવે છે, તેનું નિરૂપણ યુષ્મત્ શબ્દવિશે થાય છે, અને અહંમમ ઇત્યાદિક શબ્દોવડે જે પદાર્થનું કથન થાય છે, તે અસ્મત્ શબ્દના અર્થરૂપે થાય છે. અંતઃકરણાદિ સંઘાતવિશે રહેલું જે ચેતન, તે અસ્મત્ શબ્દનો વાચ્ય અર્થ છે અને બાહ્ય ઘટાદિક પદાર્થ વિશે રહેલું જે ચેતન,તે યુષ્મત્ શબ્દનો વાચ્ય અર્થ છે. યુષ્મત્ અને અસ્મત્ શબ્દના વાચ્ય અર્થમાં પરસ્પર ભેદ છે, છતાં ભાગત્યાગલક્ષણાથી તે બેઉ શબ્દથી થયલું ચેતન લક્ષ્ય, બેઉ શબ્દનું એક છે. કારણ કે જે અર્થનું યુષ્મત્ શબ્દ કથન કરે છે તેજ અર્થને અસ્મત્ શબ્દ કથન કરેછે.

આ બાબત સ્પષ્ટ કરવા પ્રથમ યુષ્મત્ શબ્દના અર્થવિશે અસ્મત્ શબ્દનો અર્થ નિરૂપણ કરીએ. અસ્મત્ શબ્દનો અર્થ જે અંતરાત્મા, તેનાથી ભિન્ન જેટલા શંખાદિક જડ પદાર્થ છે તથા પુરુષાદિ ચેતન બાહ્ય પદાર્થ છે, તે સર્વ જડ અને ચેતન પદાર્થો

યુષ્મત્ શબ્દના અર્થરૂપ છે. તેમ છતાં શંખાદિક જડ પદાર્થો જ્યારે ચેતન પુરુષનો વાક્ આદિ ઇન્દ્રિયો સાથે સંબંધ થાય છે ત્યારે તે શંખાદિક જડ પદાર્થો નાના પ્રકારના શબ્દો કરે છે, ને ચેતનવ્યવહારને યોગ્ય બને છે. ચેતન પુરુષને શરીરનું અભિમાન હોવાથી અસ્મત્ શબ્દના અર્થરૂપ પોતાના આત્માને યુષ્મત્ શબ્દના અર્થરૂપ બાહ્ય પદાર્થોથી ભિન્ન માને છે. આ રીતે યુષ્મત્ શબ્દના અર્થરૂપે જે પુરુષાદિ ચેતન પદાર્થો છે, તે પણ અસ્મત્ શબ્દના અર્થરૂપ પોતાના આત્માને યુષ્મત્ શબ્દના અર્થવડે અન્ય પદાર્થોથી ભિન્ન માને છે. આ રીતે યુષ્મત્ શબ્દના અર્થરૂપ શંખાદિ જે જડ પદાર્થો છે તથા પુરુષાદિ જે ચેતન પદાર્થો છે, તે સર્વમાં અસ્મત્ શબ્દની અર્થરૂપતા સંભવી શકે છે.

મૈત્રેયી–હે ભગવન્! શંખાદિ જડ પદાર્થોનો ચેતન પુરુષસાથે તાદાત્મ્ય સંબંધ કેવી રીતે થાય?

યાજ્ઞવલ્કય–આ લોકમાં એવો કોઇ પણ પદાર્થ નથી, કે જેને ચેતન પુરુષ પોતાના આત્મારૂપે કરી ગ્રહણ કરે નહિ, અર્થાત્ સંપૂર્ણ જડ પદાર્થોને ચેતન પુરુષ પોતાના આત્મારૂપે કરી ગ્રહણ કરે છે. આ સર્વમાં પ્રપંચ પદાર્થોનું મૂળ કારણ અવિદ્યા છે. તે અવિદ્યાને પરમાત્મા દેવ પોતાના શરીરરૂપે કરી ગ્રહણ કરે છે. આ રીતે અવિદ્યાનું કાર્ય જેટલા સૂક્ષ્મ પ્રપંચો છે, તે સર્વ સમષ્ટિ સૂક્ષ્મ પ્રપંચોને હિરણ્યગર્ભ ભગવાન્ પોતાના શરીરરૂપે કરી ગ્રહણ કરે છે. તેમ અવિદ્યા કાર્યરૂપ જેટલો સ્થૂલ પ્રપંચ છે તે સમષ્ટિ સ્થૂલ પ્રપંચને વિરાટ્ ભગવાન્ પોતાના શરીરરૂપે કરી ગ્રહણકરે છે. વ્યષ્ટિરૂપે પ્રસિદ્ધ જેટલા જડ પદાર્થો છે, તે જડ પદાર્થોને અનેક મનુષ્યાદિ ચેતન પુરુષો પોતાના શરીરરૂપે કરી ગ્રહણ કરે છે. આ રીતે સકળ જડ પદાર્થો ચેતનને આશ્રયે રહેલા છે. નિયમવડે કોઇ પદાર્થવિશે યુષ્મત્ શબ્દની અર્થરૂપતા નથી, તેમ જ નિયમથી અસ્મત્ શબ્દની અર્થરૂપતા પણ નથી. કેવળ અન્ય પદાર્થનો આશ્રય કરી જડ ચેતન આદિ સર્વ પદાર્થોવિશે યુષ્મત્ અસ્મત્ શબ્દની અર્થરૂપતા હોય છે. જે પદાર્થોને પુરુષ પોતાના આત્માથી ભિન્ન કરી માને છે, તે પદાર્થમાં યુષ્મત્ શબ્દની અર્થરૂપતા થાય છે. જેમ દેવદત્ત નામના પુરુષથી યજ્ઞદત્ત નામના પુરુષવિશે યુષ્મત્ શબ્દની અર્થરૂપતા હોય છે. તેમ યજ્ઞદત્ત નામના પુરુષથી દેવદત્ત નામના પુરુષવિશે યુષ્મત્ શબ્દની અર્થરૂપતા થાય છે. મન તથા વાણીને અવિષયરૂપ જે આનંદ સ્વરૂપ આત્મા છે, તે પોતે અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે સર્વ અનાત્મ પદાર્થો કરતાં શ્રેષ્ઠ છે. આથી આત્મદેવ કોઇ પણ શબ્દનો વાચ્ય અર્થ નથી. આત્મા તો યુષ્મત્ અસ્મત્ આદિ સર્વ શબ્દોના લક્ષ્ય અર્થરૂપે છે. ચેતન આત્મારૂપ લક્ષ્ય અર્થ ગ્રહણ કરવાથી યુષ્મત્ તથા અસ્મત્ શબ્દ એક જ અર્થ જણાવે છે. આ રીતે ભાગત્યાગ લક્ષણાથી બેઉ શબ્દવડે જ્યારે એક ચેતન આત્મારૂપ અર્થ ગ્રહણ થાય છે ત્યારે યુષ્મત્ અસ્મત્ શબ્દના અર્થને જણાવવાવાળા જે ઇદમાદિ શબ્દો છે, તે ઇદમાદિ શબ્દવિશે લક્ષણા વૃત્તિથી એક ચેતન આત્મા સિદ્ધ થાય છે. ચેતન આત્મા અસ્તિ-ભાતિ વિગેરે રૂપે કરી સર્વ પદાર્થવિશે પ્રકાશે છે. સૂર્યાદિ જ્યોતિથી પણ અધિક આત્મા એક જ્યોતિરૂપે છે.

આ પ્રમાણે આનંદ સ્વરૂપ આત્મદેવવિશે આકાશાદિ વિશેષ પદાર્થોને અજ્ઞાની

જીવો આરોપણુ કરે છે. જેમ શબ્દરૂપ સામાન્ય ધર્મનું જ્ઞાન થયા પછી ભેરી, શંખ તથા વીણા આદિનું વિશેષ જ્ઞાન થાય છે, તેમ જ અસ્તિ ભાતિ આદિ આત્માનો પ્રકાશ થયા પછી જીવને 'હું તું' આદિ વિશેષ વ્યવહાર સિદ્ધ થાય છે. આનંદ સ્વરૂપ આત્માનું સ્ફુરણ થયા વગર આ લોકનો કોઇ પણ વ્યવહાર સિદ્ધ થઇ શકતો નથી. કારણ કે આ સંપૂર્ણ જડ ચેતનરૂપ જગત્ અદ્વિતીય આત્મારૂપ છે, જેને વિશે આગળ જણાવ્યું છે કે, તે પ્રિયતમ (સર્વથી અધિક વહાલો) છે. જગતની સ્થિતિવિશે આત્માની અદ્વિતીયરૂપતા આ રીતે સિદ્ધ થાય છે. હવે જગતની ઉત્પત્તિ પૂર્વે આત્માની અદ્વિતીયરૂપતા સિદ્ધ કરવાની છે. જેમ જગતના સ્થિતિકાળમાં આનંદ સ્વરૂપ આત્મા સર્વ ભેદોથી રહિત અદ્વિતીયરૂપે પ્રકાશે છે, તેમ જગતની ઉત્પત્તિ સમયે પણ આનંદસ્વરૂપ આત્મા સર્વ ભેદથી રહિત અદ્વિતીયરૂપેજ પ્રકાશે છે. આનું એક દૃષ્ટાંત કહું તે સાભળ.જેમ અગ્નિમાંથી તણખા ઉત્પન્ન થતા પહેલાં અગ્નિ સર્વ ભેદથી રહિત પ્રજ્વલિત હોય છે ને પ્રજ્વલિત અગ્નિના જેવા જ તણખા તથા અંગારાઓ ઉત્પન્ન થાય છે, તેમ પ્રપંચ કાર્યરૂપ જગતની ઉત્પત્તિ થયા પૂર્વે અદ્વિતીય આનંદ સ્વરૂપ આત્મા સર્વ ભેદોથી રહિત હોય છે તથા જડ ચેતન સંપૂર્ણ જગત તેમાંથી ઉત્પન્ન થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે "सूर्याच्चन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत्" માયાવિશિષ્ટ પરમાત્મા દેવ જગતની ઉત્પત્તિ વખતે સૂર્ય તથા ચંદ્રમાંથી આદિ લઇ સંપૂર્ણ જગતને પૂર્વની પેઠે રચતા હતા. સ્મૃતિમાં કહ્યું છે કે, तेषां च नामरूपाणि कर्माणि च पृथक् पृथक्। वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः॥ જગતની ઉત્પત્તિ સમયે પરમાત્મા વેદોના શબ્દોથી, ભિન્ન ભિન્ન નામોથી, ભિન્ન ભિન્ન રૂપોથી તથા જૂદાં જૂદાં કર્મોથી આકાશાદિ પદાર્થોને ઉત્પન્ન કરવા લાગ્યા. અર્થાત્ મૂ એ શબ્દના ઉચ્ચારથી પરમાત્મા પૃથ્વીને ઉત્પન્ન કરવા લાગ્યા તથા આકાશ શબ્દના ઉચ્ચારથી આકાશ ઉત્પન્ન કરવા લાગ્યા. એ રીતે સર્વ જગતને તેમણે ઉત્પન્ન કર્યું. આકાશાદિ જગતની ઉત્પત્તિ આત્માથી થઇ છે, એમ તો તમે સ્મૃતિ શ્રુતિ આદિનાં પ્રમાણોથી જાણ્યું. પરંતુ ઋગ્વેદોની ઉત્પત્તિ પણ આપણા આત્માથી થઇ છે. જેમ સૂકાં તથા લીલાં લાકડાના ધૂમાડામાં ફેરફાર હોય છે, તેમ સર્વજ્ઞ પરમાત્મા દેવથી વેદની ઉત્પત્તિ વિલક્ષણ રીતે થયેલી છે.

## વેદ ભગવાનની ઉત્પત્તિ.

મૈત્રેયી–હે ભગવન્! ઋગ્વેદાદિક વેદોની ઉત્પત્તિ ઇશ્વરથી થયલી માનીએ તો વેદો પૌરૂષેય કહેવાય તેનું કેમ ? શાસ્ત્રવિશે તો વેદોને અપૌરૂષેય કહ્યાછે, તેથી વિરોધ આવશે.

યાજ્ઞવલ્કય–શબ્દનો ઉચ્ચાર થયા પછી તેના બળનો નિશ્ચય કરવા પ્રત્યક્ષાદિ પ્રમાણ હોવાં જોઇએ. શબ્દનો અર્થ વિચારપૂર્વક હોવો જોઇએ, પણ અર્થના વિચાર વિનાનો હોવો જોઇએ નહિ. હમણાં કોઇનો પણ શબ્દ અર્થના વિચારપૂર્વક ઉત્પન્ન થાય છે. વેદરૂપ શબ્દ જે પરમાત્મા દેવથી ઉત્પન્ન થયો છે, તે અર્થના વિચારપૂર્વક ઉત્પન્ન થયો નથી. જેમ યત્ન વિના એક પુરૂષના મુખમાંથી શ્વાસ નીકળે, તેમ પ્રયત્ન વિના પરમાત્માથી વેદરૂપ શબ્દ ઉત્પન્ન થયો છે. આથી સિદ્ધ થાય છે કે, પુરૂષથી જે ઉચ્ચારણ કરાયલું વચન, તે પૌરૂષેય કહેવાતું નથી, પણ જે પુરૂષ પોતાના મનવિષે વિચાર કરીને ઉચ્ચારણ કરે છે, તે પૌરૂષેય કહેવાય

છે. આ રીતનું પૌરૂષેયત્વ વેદ વચનવિશે નથી. તેથી તે અપૌરૂષેય કહેવાય છે.

મૈત્રેયી–હે ભગવન્! અર્થના વિચાર વિના પુરૂષ જે ઉચ્ચારણ કરે, તે વચન જો અપૌરૂષેય કહેવાય તો આ કાળમાં લૌકિક પુરૂષો અર્થના વિચારવિના જે વચનનો ઉચ્ચાર કરે, તે વચનો પણ વેદવચનની માફક અપૌરૂષેય કહેવાવાં જોઇએ.

યાજ્ઞવલ્કય–આ જીવ ભ્રમ અને પ્રમાદ આદિ દોષોથી યુક્ત હોવાથી તે અર્થના વિચાર વિના જે જે વિચારનું ઉચ્ચારણ કરે, તે વચન ઉન્મત્ત પુરૂષની માફક અર્થમાં વ્યભિચારી હોય. જે વચનના અર્થનો પ્રત્યક્ષાદિ પ્રમાણોથી બાધ થાય, તે વચન અર્થ વિશે વ્યભિચારી કહેવાય. જેમ એક પુરૂષે અગ્નિ શીતળ છે એમ ઉચ્ચારણ કર્યું. એ વચનમાં પ્રત્યક્ષ પ્રમાણથી બાધ આવશે. કારણ કે અગ્નિમાં શીતળતા કોઇ દિવસ સંભવતી નથી. આથી તેનું વચન વ્યભિચારી કહેવાયછે. આ લોકની તો શું વાત કહું, પણ આ જીવ બ્રહ્મલોક વિશે રહીને પણ વિચાર વિના જે ઉચ્ચારણ કરે, તે વચન ઉન્મત્ત પુરૂષની માફક પોતાના અર્થમાં વ્યભિચારી ગણાય જ. સર્વજ્ઞ પરમાત્મા દેવ ભ્રમ પ્રમાદાદિ દોષોથી રહિત હોવાથી સર્વજ્ઞ ઇશ્વર અર્થનો વિચાર કર્યા વિના પણ જે ઉચ્ચાર કરે છે, તે વેદ વચન પોતાના અર્થવિશે વ્યભિચારી હોતું નથી. આથી વેદવચનના અર્થની સિદ્ધિ વાસ્તે કોઇ પણ પ્રત્યક્ષાદિ પ્રમાણોની જરૂર નથી. તે વેદવચનો પોતાના અર્થ વિશે વ્યભિચારી હોતાં નથી, માટે વેદ વચન પ્રત્યક્ષ પ્રમાણ વિશે મુખ્ય ગણાય છે. વેદવચનમાં પ્રમાણસિદ્ધિ માટે મીમાંસા શાસ્ત્રની રીત પ્રમાણે લૌકિક શબ્દો વિશે સામાન્ય પ્રમાણની જરૂર હોય છે. એક અનાપ્ત પુરૂષે માર્ગ વિશે ચાલનાર બીજા વટેમાર્ગુને આ રીતનું વચન કહ્યું કે, પેલી નદીના તીરપર તમારે ભક્ષણ કરવાયોગ્ય ફળો છે. આથી તે વચન સાંભળનારને નદીના તીરપર ફળ છે, એવા અર્થનો બોધ થાય છે. આ સામાન્ય પ્રમાણ કહેવાય છે. પછી નદીના તીરપર જઇ જોવાથી ત્યાં ફળ દૃષ્ટિએ પડતું નથી. આથી તેના અર્થ વિશે પ્રત્યક્ષ પ્રમાણનો બાધ આવે છે. તેના શબ્દથી અર્થનો બોધ થયો, તેથી આ સ્થળે શબ્દનું પ્રમાણ છે. મીમાંસા શાસ્ત્રવાળાએ પ્રમાણ તથા અપ્રમાણની આ રીતે વ્યવસ્થા કરી છે કે, કોઇ પણ અર્થનો બોધ થાય, તેનું નામ પ્રમાણ તથા કોઇપણ અર્થનો બોધ ન થાય તેનું નામ અપ્રમાણ છે. અર્થનો બોધ–જાણવાપણું વચનવિશે પણ હોય છે. માટે વચન પણ સામાન્ય પ્રમાણરૂપ છે. જે નૈયાયિક, અર્થના જાણવાપણાના પ્રમાણ વિશે, પ્રમાણપણું ન સ્વીકારે તો, તે નૈયાયિકના મત વિશે તે પ્રમાણોનું પ્રમાણરૂપ કેવી રીતે સિદ્ધ થઇ શકે? પ્રમાણથી ઉત્પન્ન થયલા જ્ઞાનથી જીવની જે સમર્થ પ્રવૃત્તિ થાય છે, તે સમર્થ પ્રવૃત્તિના હેતુથી તે પ્રમાણવિષે તેમ જ પ્રમાણથી ઉત્પન્ન થયલા જ્ઞાન વિશે અનુમાન પ્રમાણ થાય છે. જેમ પ્રથમ નહીં જણાયલા સ્થળ વિશે જળ દેખી એક પુરૂષ જળ લેવા જાય છે અને જ્યારે તે પુરૂષને તે સ્થળ વિશે જળની પ્રાપ્તિ થાય છે, ત્યારે તે પુરૂષ અનુમાન કરે છે કે, પ્રથમ જે મને જળનું જ્ઞાન થયું તે પ્રમાણરૂપ છે. કારણ કે તે જ્ઞાન સમર્થ પ્રવૃત્તિને ઉત્પન્ન કરનારૂં છે. આ પ્રકારને જે નૈયાયિકો સ્વીકારે છે, તેમને પૂછવું જોઇએ કે, જે સમર્થ પ્રવૃત્તિરૂપ હેતુથી જ્ઞાનપ્રમાણનું અનુમાન થાય છે, તે પ્રવૃત્તિમાં સમર્થપણાવાળી શી વસ્તુ છે? જે પદાર્થ તે જ્ઞાનનો

વિષય છે તેજ પદાર્થ તે પ્રવૃત્તિનો વિષય છે, આ રીતનું જે સમાન વિષયપણું, તેનું નામ સમર્થપણું છે. ફળની ઉત્પત્તિ કરનારી વસ્તુનું નામ સમર્થપણું છે. આમાં પ્રથમ પક્ષને જે નૈયાયિકો અંગીકાર કરે છે તે ખોટો છે. કારણ કે આ લોકમાં ચેતન પુરૂષની જે જે પ્રવૃત્તિ હોય છે, તે પ્રવૃત્તિ, આ પદાર્થ તો મારા સુખનું સાધન છે, એવી રીતે ઇષ્ટ વસ્તુ મેળવવાના જ્ઞાન વિના હોતી નથી, ઇચ્છેલી વસ્તુ મેળવવાના જ્ઞાન પછી ચેતન જીવની પ્રવૃત્તિ થતી હોવાથી પ્રવૃત્તિને તથા પ્રવૃત્તિના સમર્થપણાને જ્ઞાનની અપેક્ષા અવશ્ય છે. જ્ઞાન વિના પ્રવૃત્તિ વિષે સમર્થરૂપપણું સંભવતું નથી. આથી સમર્થ પ્રવૃત્તિથી જ્ઞાન માત્રથી અનુમાન થાય છે. પણ તે જ્ઞાનના પ્રમાણપણાનું અનુમાન સંભવે નહિ. પ્રવૃત્તિ વિશે ફળને ઉત્પન્ન થવારૂપ સમર્થપણું છે, એ રીતના બીજા પક્ષને જે નૈયાયિકો સ્વીકારે છે, તે પણ સંભવતું નથી. કારણ સુખ અને દુઃખ, આ બેઉનું નામ ફળ છે. આ સુખ દુઃખ ફળના સિદ્ધિમાં ઉપયોગી જ્ઞાન માત્રની અપેક્ષા કરે છે. પ્રવૃત્તિથી પ્રમાણજ્ઞાનની અપેક્ષા થતી નથી. એક અનાપ્ત—જૂઠા પુરૂષના વચનથી થયલી પ્રવૃત્તિવિશે પણ સુખ અથવા દુઃખરૂપ ફળની સમર્થતા હોય છે. કારણ કે, નદીના તીરવિશે ફળ છે. આ રીતનું તે અનાપ્ત પુરૂષનું વચન સાંભળી પથિક પુરૂષ ત્યાં જવાને પ્રવૃત્ત થાય છે. પથિકને નદીના તીરનાં દર્શન થવાથી સુખ અથવા દુઃખરૂપ ફળની અવશ્ય પ્રાપ્તિ થાય છે.

મૈત્રેયી—નદીના તીરપર ફળની પ્રાપ્તિ થવાથી વટેમાર્ગુને જો સુખરૂપ ફળની પ્રાપ્તિ થાય તો પછી તેને દુઃખરૂપ ફળની પ્રાપ્તિ સંભવી શકે નહિ.

યાજ્ઞવલ્કય—આ લોકમાં તથા પરલોકમાં એવી પ્રવૃત્તિ કોઇ પુરૂષની નથી કે, જે પ્રવૃત્તિ કેવળ દુઃખ વિના એકલા સુખને જ પ્રાપ્ત કરે. જેવા જેવા પ્રકારની જે જીવની પ્રવૃત્તિ હોય છે, તે પ્રવૃત્તિ તેને સુખ દુઃખ આપે છે. આથી વાસ્તવિક રીતે વિચારીએ તો પુરૂષની પ્રવૃત્તિ, એ જ કેવળ દુઃખનું કારણ છે. આ પ્રવૃત્તિને જે લોક સુખનું સાધન માને છે, તે કેવળ ભ્રાંતિથી જ માને છે. આ લૌકિક પ્રવૃત્તિ દુઃખ રહિત કેવળ સુખ ઉત્પન્ન કરતી નથી. નૈયાયિકોનો પણ સિદ્ધાન્ત છે કે, કોઇ પણ પદાર્થ એવો નથી કે, જે દુઃખ વિના કેવળ સુખને જ ઉત્પન્ન કરે. કેવળ દુઃખાભાવ (સુખ) ને ઉત્પન્ન કરનાર એકલો મોક્ષમાર્ગ છે. આથી પુરૂષની પ્રવૃત્તિ કેવળ સુખનું કારણ શોધવામાં જ હોય છે, એ તમારૂં કહેવું અસંભવિત છે. અર્થની બોધકતા પ્રમાણવિશે પ્રમાણરૂપતાની સિદ્ધિ કરે છે. અર્થની બોધકતા શબ્દ પ્રમાણમાં છે, તેટલી પ્રત્યક્ષ પ્રમાણવિશે હોતી નથી. જેમ નદીના તીરપર ફળ, એ રીતનું અનાપ્ત પુરૂષનું વચન અર્થનું બોધક હોવાથી પ્રમાણરૂપ છે.

મૈત્રેયી—હે ભગવન્! નદીના તીરમાં ફળ છે, એવા વચનવિશે પ્રમાણરૂપતા સંભવતી નથી. કારણ કે નદીના તીરપર ફળ નથી, એવા નિષેધવચનથી વચનની પ્રમાણરૂપતામાં બાધ આવે છે.

યાજ્ઞવલ્કય—હે મૈત્રેયી! નિષેધવચનથી જો વચનના પ્રમાણરૂપમાં બાધ આવે તો જ્યાં સૂધી નિષેધ વચનની પ્રવૃત્તિ થઇ નથી, ત્યાં સૂધી તે વચનના પ્રમાણરૂપની નિવૃત્તિ થતી નથી. નિષેધ વચનની પ્રવૃત્તિ થયા પછી જ વચનની પ્રમાણરૂપતાનો બાધ આવે છે. આ કારણથી ભાષ્યકાર

ભગવાન્ શંકર સ્વામીએ આત્મસાક્ષાત્કાર-પર્યંત વૈદિક પ્રમાણુવિશે પ્રમાણુરૂપતા અંગીકાર કરી છે. જેમ સર્વ વનચરોમાં સિંહ બળવાન્ છે, તેમ પોતાના સંબંધવડે સર્વ પદાર્થોના અભાવનો બોધ કરનારો નકાર સંપૂર્ણ કકારાદિ વર્ણોમાં બળવાન્ છે.

મૈત્રેયી–જ્યાં નકારથી બે પ્રકારના નિષેધ વચનની પ્રાપ્તિ થાય ત્યાં પરસ્પર બેઉ વચન પ્રતિબંધક હોવાથી કોઈ પણ અર્થની સિદ્ધિ થવી જોઇએ નહિ.

યાજ્ઞવલ્કય–હે મૈત્રેયિ ! જ્યાં એક પદાર્થમાં બે નિષેધની પ્રાપ્તિ થાય ત્યાં એક અર્થનો નિશ્ચય કરવા કોઈ ત્રીજા પ્રમાણુને અવશ્ય સ્વીકારવું જોઇએ. જો તે ત્રીજા પ્રમાણુના અર્થને બાધ કરનાર કોઈ ચોથું પ્રમાણુ નહોય તો તે ત્રીજું પ્રમાણુ અર્થની સિદ્ધિ કરનારૂં કહેવાય. વળી બે નિષેધ વચનમાં એક નિષેધ વચન લૌકિક હોય અને બીજું વૈદિક હોય તો એક વચનના અર્થનો નિશ્ચય કરવા કોઇ ત્રીજા પ્રમાણુની આવશ્યકતા રહેતી નથી. ભ્રમ પ્રમાદાદિ દોષોની શંકાવડે યુક્ત જે લૌકિક નિષેધ વચન છે તે દુર્બળ છે અને ભ્રમાદિક દોષો વિનાનું વૈદિક નિષેધવચન બળવાન્ છે. આથી બળવાન્ વૈદિક પ્રમાણુથી દુર્બળ લૌકિક પ્રમાણુનો બાધ થાય છે. જેમ નદીના તીરપર ફળ છે, એવો બોધ કરનારૂં લૌકિક વચન તથા નદીના તીરપર ફળ નથી, એવો બોધ કરનારૂં લૌકિક નિષેધ વચન, એ બેમાં જેમ પરસ્પર વિરોધ છે તેમ પરલોક નથી એવું લૌકિક નિષેધ વચન તથા પરલોક છે એવું વૈદિક વચન, આ બેઉ વચનમાં પરસ્પર વિરોધ છે. ત્યાં જો પરલોક નથી, એવું લૌકિક નિષેધ વચન પ્રબળ હોય, તે છતાં લૌકિક બોધ વચનમાં ભ્રમ પ્રમાદાદિ દોષોનો સંભવ છે. તેથી લૌકિક વચન દુર્બળ ગણાય છે તથા પરલોક છે, એ પ્રકારનું વેદવચન ભ્રમાદિ દોષોથી રહિત છે, માટે તે લૌકિક વચનથી બળવાન્ ગણાય છે. બળવાન્ વેદવચનથી લૌકિક વચનનો બોધ થાય છે. કકરાદિ શબ્દો ઓળખવા ક ખ ગ ઘ ઙ ઇત્યાદિ વચનોવિશે શબ્દરૂપી અર્થરૂપી પ્રમાણુની જ્યારે સિદ્ધિ થાય છે, ત્યારે નાના પ્રકારના અર્થને બોધ કરનારાં વચનમાં અર્થના બોધરૂપ પ્રમાણુની સિદ્ધિ થાય છે.

મૈત્રેયી–હે ભગવન્! અર્થનો બોધ થવાથી જો વચનમાં પ્રમાણુપણું આવે, તો જે વચનથી કોઈ પણ અર્થનો બોધ ન થાય, તે વચન અપ્રમાણુરૂપ ગણાય.

યાજ્ઞવલ્કય–જે વચન કોઇ પણ અર્થનો બોધ ન કરે, તે વચન પ્રમાણુરૂપ છે જ નહિ. પરસ્પર વિરોધવાળાં જે પ્રત્યક્ષાદિ પ્રમાણો છે, તેમને જિતવાને જે અવિરૂદ્ધ પ્રમાણુ સમર્થ હોય, તે અવિરૂદ્ધ પ્રમાણુ નકારની સહાયતા વિના કહી શકાય નહિ. આ કારણથી નકાર કકારાદિ સર્વ વર્ણોમાં બળવાન્ છે. બળવાન્ નકાર જેમ અભાવરૂપ અર્થનો બોધ કરે છે, તેમ 'નેતિ નેતિ' આદિ શ્રુતિથી નકારથી ઉત્પન્ન થયલા સર્વ જગતનો અભાવવાળો બોધ અધિકારી જીવને ઉત્પન્ન થાય છે. આ રીતે નિષેધ વચનોમાં અર્થના બોધથી પ્રમાણુરૂપતા સિદ્ધ થાય છે, તેમ જ સર્વ વચનોવિશે અર્થના બોધથી પ્રમાણુરૂપતા થાય છે. પુરૂષની જ્યારે પ્રવૃત્તિ થાય ત્યારે જ પ્રમાણુરૂપતા થાય, એમ નથી. આથી સિદ્ધ થાય છે કે, ભ્રમ પ્રમાદાદિથી દોષિત થયલું લૌકિક વચન આગળ બતાવેલી યુક્તિઓવડે અર્થનો બોધ થવાથી પ્રમાણુરૂપતાને પામે છે. તો પણ વેદવચન જે ભ્રમ પ્રમાદાદિ દોષોથી રહિત

છે, તે અર્થના બોધથી પ્રમાણરૂપતાને પામે, એમાં કોઇ રીતનો સંશય નથી. આ રીતે ઇશ્વરે ઉચ્ચારેલા વચનવિશે અપૌરૂષેયપણું સિદ્ધ થાય છે.

## વેદોના વિભાગો.

પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણોમાં રાજારૂપે વેદનું પ્રમાણ છે. વેદ બે પ્રકારનો છે. એક મંત્રરૂપ વેદ અને બીજો બ્રાહ્મણરૂપ વેદ. મંત્રરૂપ વેદ ઋક્, યજુષ, સામ અને અથર્વણ આદિ ભેદે કરી ચાર પ્રકારનો છે. બીજો બ્રાહ્મણરૂપ વેદ ૧ ઇતિહાસ, ૨ પુરાણ, ૩ વિદ્યા, ૪ ઉપનિષત્, ૫ શ્લોક, ૬ સૂત્ર, ૭ વ્યાખ્યાન, અને ૮ અનુવ્યાખ્યાન આદિ ભેદે કરી આઠ પ્રકારનો છે. જે વેદ વચનનો જનક આદિ રાજાઓના પ્રસંગથી બોધ થાય છે, તે ઇતિહાસ કહેવાય છે. બીજા વેદવચનથી માયાવિશિષ્ટ પરમાત્માથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય બતાવાય છે, પૌતિમાષ્યાદિક ઋષિઓની જેમાં વાર્તા છે, વિરાટ્ ભગવાનના પુત્ર સ્વાયંભુવ મનુની ઉત્પત્તિ જેમાં કહી છે તથા મનુની સૃષ્ટિમાં બ્રહ્માદિક ચાર વર્ણો અને બ્રહ્મચર્યાદિક ચાર આશ્રમોનાં સંપૂર્ણ ભિન્ન ભિન્ન કર્મોનું વર્ણન છે, તેને પુરાણ કહે છે. જે વેદવચનથી 'ઉપાસીત' ઇત્યાદિ શબ્દોથી બ્રહ્માદિક દેવતાઓની ઉપાસના કહેલી છે, તે વેદ વચનનું નામ વિદ્યા કહેવાય છે. જે વેદ વચન સત્યથી પણ સત્ય છે તથા બ્રહ્મનું રહસ્ય જણાવે છે, તે વેદવચનને ઉપનિષત્ કહેવામાં આવે છે. વેદના બ્રાહ્મણ ભાગમાં જે મંત્રો કહ્યા છે, તે મંત્રનું નામ શ્લોક છે. સંક્ષેપે 'आत्मानमुपासित' ઇત્યાદિ વચનવડે અનેક અર્થને બોધન કરે, તેનું નામ સૂત્ર.' વેદનો જે ભાગ તેનું નામ વ્યાખ્યાન કહેવાય છે. જે મંત્રના અર્થને કરનારા બ્રાહ્મણરૂપ જે વચનવડે મંત્ર, અર્થ તથા વાદ રહિત સૂત્રના અર્થનો વિસ્તાર થાય, તેનું નામ અનુવ્યાખ્યાન.

મૈત્રેયી–અર્થનું જે વચન બોધ કરે છે, તે વચનનું નામ સૂત્ર હોય, એ સંભવી શકતું નથી. કારણ કે, શાસ્ત્રમાં કહ્યું છે કે, એકવાર ઉચ્ચારેલો શબ્દ એક જ અર્થનો બોધ કરે છે, એમ કહેતાં શાસ્ત્રના નિયમને બાધ આવશે.

યાજ્ઞવલ્કય–જેમ લૌકિક વાકયોની ફરી ફરી આવૃત્તિ કરી અનેક અર્થનો બોધ કરવો, તે દૂષણરૂપ છે, તેમ સૂત્રરૂપે વેદવાકયોની ફરી ફરી આવૃત્તિ થવાથી અનેક અર્થનો બોધ થાય, તે દૂષણરૂપ નથી. અનેક અર્થનું બોધકપણું તે સૂત્ર, જે વાકયોના ભૂષણરૂપ છે. જેમ ભૂમિરૂપી ક્ષેત્રમાં વૃક્ષની ઉત્પત્તિ થાય છે, તેમ બ્રહ્મરૂપ ક્ષેત્રથી વેદરૂપી કલ્પવૃક્ષની ઉત્પત્તિ થયેલી છે. વેદરૂપ વૃક્ષ, ઋક્, યજુષ, સામ અને અથર્વણ આ ચાર ડાળોથી યુક્ત છે. ડાળો નાના પ્રકારની શાખાઓ યુક્ત છે. આ પ્રમાણે વેદ ભગવાનની બ્રહ્માથી ઉત્પત્તિ થઈ છે. તેથી વેદ ભગવાન્ શાસ્ત્રમાં બ્રહ્મરૂપ કહેવાય છે. હે મૈત્રેયી ! માયાવિશિષ્ટ બ્રહ્મથી જેમ શબ્દરૂપ વેદ ઉત્પન્ન થયો છે, તેમ વેદનો અર્થ પણ બ્રહ્મથી ઉત્પન્ન થયો છે. જ્ઞાનયોગ અને કર્મયોગ આ બે પ્રકારના યોગ છે. યજ્ઞભૂમિથી બહાર કરવા યોગ્ય નાના પ્રકારનાં દાનો, આ લોક તથા પરલોકમાં જીવને પ્રાપ્ત થવા યોગ્ય સુખ દુઃખ રૂપ ફળ, સુખ તથા દુઃખને ભોગવવાના સાધનરૂપ સ્થાવર જંગમ શરીર, આકાશાદિ પંચ મહાભૂત, વાક્ આદિ અગીયાર ઇન્દ્રિયો, પંચ પ્રાણો તથા વાક્ આદિ ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓ, એ સર્વ આદિ સંપૂર્ણ જગત્ પરમાત્મા દેવથી ઉત્પન્ન થયું છે. આથી જગતની ઉત્પત્તિ પહેલાં બ્રહ્મમાં અદ્વિતીયરૂપતા સિદ્ધ થાય છે.

## પ્રલયમાં બ્રહ્મનું અદ્વિતીયત્વ.

જગતની ઉત્પત્તિ તથા સ્થિતિકાળવિશે જગતની અદ્વિતીયરૂપતા સિદ્ધ થઈ, તેમ જગતના પ્રલયમાં પણ બ્રહ્મની અદ્વિતીયરૂપતા દૃષ્ટાંતવડે કહું, તે તું સાંભળ. ગંગાદિ નદીઓમાં રહેલું જળ તથા મેઘાદિનાં જળનો પરસ્પર સંબંધ થવાથી મહાન્ સમુદ્રની ઉત્પત્તિ થાય છે. તેમ પ્રલયકાળમાં સ્થાવર જંગમસ્વરૂપ સર્વ જગતનો સાક્ષાત્ સંબંધ થવાથી અથવા પરસ્પરના અસંબંધથી સર્વ, પરમાત્મા દેવને પ્રાપ્ત થાય છે. પ્રલયકાળમાં શબ્દ સ્પર્શાદિક, શ્રોત્રાદિક ઇંદ્રિયોમાં લય પામે છે અને શ્રોત્રાદિક ઇન્દ્રિયો આકાશાદિ પંચમહાભૂતમાં લય પામે છે. આકાશાદિ પંચ મહાભૂતનો માયા વિશિષ્ટ પરમાત્મામાં લય થાય છે. તેમાં સ્પર્શરૂપ વિષય, ત્વક્ ઇન્દ્રિયમાં લય પામે છે, સંપૂર્ણ મધુરાદિક રસ રસનઇન્દ્રિયમાં લય પામે છે, ગંધનો ઘ્રાણેન્દ્રિયમાં લય થાય છે, કાળા પીળા આદિ રંગોનો ચક્ષુ ઇન્દ્રિયમાં લય થાય છે, લૌકિક શબ્દ શ્રોત્ર ઇન્દ્રિયમાં લય પામે છે, સંકલ્પ, મનમાં લય પામે છે, નિશ્ચયરૂપ વૃત્તિઓ બુદ્ધિમાં, ગ્રહણાદિ વ્યાપાર હસ્ત ઇન્દ્રિયમાં, વિષયજન્ય આનંદ ઉપસ્થ ઇન્દ્રિયમાં, મલાદિક વિસર્ગ પાયુ ઇન્દ્રિયમાં, ગમન–જવા આવવાના વ્યાપારવાળા પગમાં અને શબ્દ વાક્ ઇન્દ્રિયમાં લય પામે છે. આ રીતે જે જે ઇન્દ્રિયો જે જે ભુત–વસ્તુનું કાર્ય હોય છે, તે તે ભૂતવિશે લય પામે છે. જેમ નાની નદીનું પાણી ગંગાદિ મોટી નદીઓમાં જાય છે તથા મોટી નદીઓનું જળ મહાસાગરમાં દાખલ થાય છે, તેમ પ્રલય કાળમાં સંપૂર્ણ સર્વ પ્રથમ પોતપોતાના કારણમાં લય પામે છે, અને કારણ સહિત તે સર્વ કાર્યો, તેના પરમ કારણરૂપ પરમાત્મામાં લય ભાવને પામે છે. આથી પ્રલય કાળમાં પણ પરમાત્મા દેવ અદ્વિતીયરૂપે છે.

## આત્માની અદ્વિતીયરૂપતા.

બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયા પછી કાર્ય સહિત અવિદ્યા લય પામવા ઉપર એક દૃષ્ટાંત કહું તે સાંભળ. જેમ સમુદ્રાદિનું જળ કુદરતી દ્રવ પદાર્થરૂપે છે, તે જળ અગ્નિ તથા વાયુ આદિનો સ્પર્શ થવાથી મીઠારૂપ ઘન–ઘટ્ટ–પણાને પામે છે, તેમ પાપ પુણ્યરૂપ અદૃષ્ટ ફળની પ્રાપ્તિ થવાથી ઈશ્વરાદિક ભેદથી રહિત શુદ્ધ આત્મદેવ જ્યારે અવિદ્યાના સંબંધને પ્રાપ્ત થાય છે, ત્યારે સાંસારિક જીવ ભાવને પામે છે. જેમ મીઠાનો ગાંગડો દરેક રીતે સમુદ્રના જળથી ભિન્ન નથી, તેમ આ જીવાત્મા પણ કોઇ રીતે પરમાત્માથી ભિન્ન નથી. અર્થાત્ સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ જીવાત્મા પરમાત્માથી ભિન્ન નથી. જેમ મીઠાનો ગાંગડો પીગળે છે, ત્યારે સમુદ્રના જળરૂપને પામે છે, તેમ આ જીવ બ્રહ્મભાવને વિશે લયભાવને પામે છે. મીઠાનો ગાંગડો ઘટ્ટ થયેલો હોવાથી સમુદ્રના જળથી ભિન્ન માલમ પડે છે, તેમ જ જીવને અદ્વિતીય પરબ્રહ્મથી આ સંસાર ભિન્ન દેખાય છે. મીઠાના પિંડવિશે જે ઘટ્ટપણું છે તે નાશભાવને પામે છે, પરંતુ તેમાંની–સમુદ્રની જળરૂપતા કાયમ રહે છે, તેમ આત્માવિશે જીવરૂપતા નાશવાન્ છે, પરંતુ તેની બ્રહ્મરૂપતા છે તે નાશથી રહિત છે. જેમ મીઠાનો ગાંગડો ઓગળી જતાં તેનું ગાંગડાપણું નાશ પામે છે, તેમ મોક્ષાવસ્થામાં અવિદ્યાનો નાશ થવાથી જીવનો જીવભાવ નાશ થાય છે. જેમ મીઠાનો ગાંગડો સર્વ બાજુએથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કાળવિશે ક્ષાર રસવાળો છે, તેમ જીવાત્મા પણ સર્વ વખતે સ્વયંપ્રકાશ ચેતનરૂપ છે.

મૈત્રેયી–હે ભગવન્ ! જો આનંદસ્વરૂપ આત્મા સ્વયંપ્રકાશરૂપ છે તો સર્વ જીવને આત્મા તે પ્રકારનો કેમ માલમ નથી પડતો ?

૧ યાજ્ઞવલ્ક્ય–જેમ અત્યંત પાસે રહેલા સૂર્યાદિના પ્રકાશને આંધળો પુરૂષ જોઈ શકતો નથી, તેમ અજ્ઞાનથી આવૃત થયેલી બુદ્ધિરૂપી નેત્રોવાળા અજ્ઞાની જીવોથી પાસે રહેલો સ્વયંજ્યોતિ આત્મા પણ દેખી શકાતો નથી. જે મનુષ્યનું મન સ્ત્રી આદિ વિષય પદાર્થોમાં લુબ્ધ હોય છે, તે પુરૂષ અત્યંત પાસે રહેલા પદાર્થને પણ દેખી શકતો નથી. જેમ સમુદ્રના મીઠાના ગાંગડામાં ઘટ્ટપણું હોય છે, તેમ આનંદસ્વરૂપ આત્માવિશે 'હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું,' એ રીતનું વિશેષ જ્ઞાન હોય છે. આ વિશેષ જ્ઞાનના કારણરૂપ આ સ્થૂલ શરીર છે, જેથી આ સ્થૂલ શરીરનો નાશ થાય છે કે, તેની સાથે જ વિશેષ જ્ઞાનરૂપ ધનીભાવવાળા વિશિષ્ટ આત્માનો પણ નાશ થાય છે. સ્થૂલ શરીરનો નાશ થયા પછી આત્માનો પણ નાશ થાય છે, એમ કહેવાનું તાત્પર્ય એ છે કે, જો કે આનંદસ્વરૂપ આત્મા વાસ્તવિક રીતે નાશરહિત છે, છતાં જેમ ચાર ખૂણાવાળા લોઢાના સમૂહને અગ્નિમાં તપાવવાથી ચારે બાજૂએ અગ્નિ પ્રતીત થાય છે તથા ચાર ખૂણાવાળા લોહપિંડનો નાશ થવાથી ચાર ખૂણામાં રહેલા અગ્નિનો પણ નાશ થાય છે, તેમ જીવિત અવસ્થામાં સ્થૂલ શરીરની સાથે સંબંધ રાખતો આત્મા 'હું મનુષ્ય છુ" આ રીતના વિશેષ જ્ઞાનવાળો જણાય છે તથા મરણકાળે સ્થૂલ શરીરનો નાશ થયા પછી વિશેષ જ્ઞાનથી આવૃત થયલા આત્માનો પણ નાશ થાય છે. જેમ પુરૂષ પોતે વિદ્યમાન હોવા છતાં તેની પાસેના દંડનો નાશ થવાથી તે દંડી કહેવાતો નથી, તેમ મરણકાળે આત્મા વિદ્યમાન હોવા છતાં 'હું મનુષ્ય છુ" આ રીતના વિશેષ જ્ઞાનરૂપી વિશેષણનો નાશ થાય છે. જેમ મરણકાળમાં આ જીવ 'હું મનુષ્ય છું અથવા બ્રાહ્મણ છું,' આ રીતના સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થાય છે, તેથી તે જીવ મરણકાળે સ્થૂલ શરીરના દુઃખોને પ્રાપ્ત થતો નથી, તેમ મોક્ષ અવસ્થામાં જે જીવ 'હું મનુષ્ય છુ" આ રીતના સંપૂર્ણ વિશેષ જ્ઞાનથી રહિત થાય છે, તેથી મોક્ષ અવસ્થામાં કોઇ પણ દુઃખાવસ્થાને તે પ્રાપ્ત થતો નથી.

મૈત્રેયી–હે સ્વામિન્ !જેમ મરણકાળે 'હું મનુષ્ય છુ" ઇત્યાદિ વિશેષ જ્ઞાનનો અભાવ થાય છે, તેમ સુષુપ્તિ અવસ્થામાં પણ તે સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ થાય છે તથા સુષુપ્તિ અવસ્થાનું દૃષ્ટાંત લઇને વિદ્વાનોએ મોક્ષ અવસ્થામાં સર્વ દુઃખનો અભાવ થાય છે, એમ કેમ કહ્યું નહિ હોય ?

યાજ્ઞવલ્ક્ય–જો કે સુષુપ્તિ અવસ્થામાં જીવને સંપૂર્ણ વિશેષ જ્ઞાનનો અભાવ થાય છે, છતાં તે જીવ સુષુપ્તિ અવસ્થાનો ત્યાગ કર્યા પછી જાગ્રત અવસ્થામાં શરીરવિશે નાના પ્રકારનાં દુઃખો દેખે છે અને મરણકાળ પછી જીવાત્માને સ્થૂલ શરીર સંબંધી દુઃખો ફરી પ્રાપ્ત થતાં નથી. આ કારણથી સુષુપ્તિ અવસ્થાનો ત્યાગ કરી વિદ્વાનોએ મોક્ષાવસ્થામાં મરણાવસ્થાનું દૃષ્ટાંત લીધું છે. જેમ સ્થૂલ શરીરનો નાશ થયા પછી સંપૂર્ણ વિશેષ જ્ઞાનથી રહિત થયલો જીવ શરીરથી ઉત્પન્ન થયલા દુઃખને પ્રાપ્ત થતો નથી, તેમ આત્મસાક્ષાત્કાર થવાથી અવિદ્યાનો નાશ થયે સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થયલો સ્વયંજ્યોતિ આત્મા ફરીથી શરીર સંબંધી દુઃખને પ્રાપ્ત થતો નથી.

મૈત્રેયી–મોક્ષાવસ્થાની માફક મરણકાળે સર્વ દુઃખનો અભાવ થાય છે, તો મરણ

અવસ્થાને પામેલા અજ્ઞાની જીવ તથા મુક્ત પુરૂષમાં ભેદજ કયાં રહ્યો ?

યાજ્ઞવલ્કય–મરણકાળે વિશેષ જ્ઞાનનો અભાવ થવાથી અજ્ઞાની જીવને પહેલાના શરીરજન્ય દુઃખનો અભાવ થાય છે, છતાં પુણ્ય પાપરૂપ અદષ્ટ ફળ ભોગવવાને ભાવી શરીરની પ્રાપ્તિ તથા સર્વ શરીરનું કારણ અવિદ્યા, એ બે વસ્તુ મરણકાળવિશે પણ રહે છે. તેથી પુણ્ય પાપરૂપ કર્મોવડે અજ્ઞાની જીવને બીજા જન્મમાં અનેક પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે. મુક્ત પુરૂષને આત્મજ્ઞાન થવાથી અવિદ્યા તથા પુણ્યપાપરૂપ અદષ્ટ એ બેઉનો નાશ થયેલો હોવાથી શરીરની પ્રાપ્તિ થવારૂપી દુઃખની પ્રાપ્તિ થતી નથી.

ગુરુ–હે શિષ્ય ! શરીરનો નાશ થયા પછી આત્માનો નાશ કહ્યો. પરંતુ મુનિનો અભિપ્રાય બરોબર નહી જાણવાથી મૈત્રેયીએ તેમને પુનઃ પ્રશ્ન કર્યો કે, હે ભગવન્ ! પહેલાં આપે આનંદસ્વરૂપ આત્માને સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ કહ્યો અને હમણાં આપે સ્થૂલ શરીરના નાશ પછી આત્માનો નાશ કહ્યો. આ રીતે આપના પૂર્વ તથા ઉત્તર વચનોમાં પરસ્પર વિરોધ આવ્યો. જેમ પવન તુલને દશે દિશાએ ભ્રમણ કરાવે છે, તેમ આપના વચનરૂપી પવન મારા મનરૂપી તુલને સર્વ બાજુથી ભ્રમણ કરાવે છે. જેમ રાજાના વચનનો અભિપ્રાય નહી જાણી શકવાથી સેવકનું મન વ્યામોહ–ખેદ પામે છે, તેમ મારૂં મન આપનો અભિપ્રાય નહી સમજી શકવાથી વ્યામોહ પામે છે. જેમ વિચાર વિનાની ગાય ઘાસના લોભથી દૂર ચાલી જાય છે તથા ત્યાં તરણાથી ઢંકાયલા કુપમાં ફસાઇ પડે છે, તેમ આત્મજ્ઞાન જાણવાના લોભથી આપના વચનરૂપી પંકમાં હું ફસાઈ જાઉં છું. પહેલાં મેં આત્માનો નાશ થતો નથી, આ રીતનું વચન ઘણા વિદ્વાનોના મુખથી સાંભળ્યું છે, તેમજ કેટલેક પ્રસંગે આત્માનો નાશ થતો નથી, એ રીતનું વચન આપના મુખથી પણ સાંભળ્યું છે. જેમ કોઇ પુરૂષ પોતાનું ધન વધારવા કોઈ વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે, અને તેમાં આગલું ધન પણ નાશ પામે છે. તેમ મને પણ થાય છે. આ રીતનું વચન મૈત્રેયીએ યાજ્ઞવલ્કય મુનિને કહ્યું, ત્યારે મુનિ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે મૈત્રેયીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

યાજ્ઞવલ્કય–હે પ્રિયે ! શરીરના નાશથી આત્માનો નાશ થાય છે, આ રીતનાં વચનથી તને વ્યામોહ મા થાઓ. મેં તને આત્માનો નાશ થવાવિશે કહ્યું, તેનો સ્પષ્ટ અભિપ્રાય સાંભળ. જો કે આનંદસ્વરૂપ આત્મા ઇશ્વરભાવથી રહિત છે, છતાં અવિદ્યાના સંબંધથી તે જીવરૂપ ધનીભાવ–ધટ્ટપણાને પામે છે. આત્મસાક્ષાત્કાર થવાથી જ્યારે અવિદ્યાની નિવૃત્તિ થાય છે, ત્યારે આનંદસ્વરૂપ આત્મા જીવરૂપી ધનીભાવનો ત્યાગ કરી, પોતાના મૂળરૂપમાં લય પામે છે. મોક્ષાવસ્થામાં હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું ઇત્યાદિ સંપૂર્ણ જ્ઞાનનો નાશ થાય છે. પણ આનંદસ્વરૂપ આત્માનો નાશ થતો નથી. જેમ મરણ વખતે વિશેષ જ્ઞાનનો નાશ થવાથી પુરૂષ સ્થૂલ શરીરથી ઉત્પન્ન થયલા દુઃખને પામતો નથી, તેમ મોક્ષાવસ્થામાં વિશેષ જ્ઞાનના અભાવથી આત્મા શરીરને થતાં દુઃખને પામતો નથી. આ રીતના અર્થનો બોધ કરવા મેં શરીરનો નાશ થવા પછી આત્માનો નાશ થાય છે એમ કહ્યું; પરંતુ વાસ્તવિક આત્માનો નાશ થાય છે, એવું તેનું તાત્પર્ય નથી. ઘડામાં જે આકાશ હોય છે, તે આકાશનો વાસ્તવિક રીતે કદી નાશ થતો નથી. પણ

ઘડાનો નાશ થવા પછી મૂઢ પુરૂષ જેમ ઘટાકાશનો નાશ થયલો માને છે, તેમ આનંદ સ્વરૂપ આત્માનો સ્વભાવથી નાશ થતો નથી, પણ સ્થૂલ શરીરના નાશથી અવિવેકી પુરૂષ આત્માનો નાશ થયેલો માને છે. જો સ્વભાવથી આત્માનો નાશ અંગીકાર કરીએ તો આ લોકમાં કીધેલાં પુણ્ય પ્રાપરૂપ કર્મોનાં સુખ દુઃખરૂપ ફળ ભોગવ્યાવિના નાશરૂપ દોષ તથા પુણ્ય પાપરૂપ કર્મો નહી કરવા છતાં, સુખ દુઃખરૂપ ફળ ભોગવવાથી કૃતનાશ તથા અકૃતાભ્યાગમ દોષ, આ બે રીતના દોષો પ્રાપ્ત થાય છે. આથી બુદ્ધિમાન્ પુરૂષે આત્માનો નાશ અંગીકાર કરવો યોગ્ય નથી. મરણ કાળે પુરૂષના દેહનો અને ઇન્દ્રિયાદિ સર્વ સમૂહનો લય થાય છે, તેથી તેને 'હું મનુષ્ય છુ' એવું વિશેષ જ્ઞાન રહેતું નથી; તથા જો વિશેષ જ્ઞાનનો અભાવ થવાથી આત્મા, મરણ અવસ્થામાં સંસાર-દુઃખને પ્રાપ્ત થતો નથી, તો પછી આત્મ-સાક્ષાત્કાર થવાથી અવિદ્યા રહિત થયેલાને મોક્ષ અવસ્થામાં સંસારદુઃખ ક્યાંથી હોય ? મોક્ષ અવસ્થામાં પણ 'હું મનુષ્ય, હું બ્રાહ્મણ,' ઈત્યાદિ વિશેષ જ્ઞાનનો નાશ થવા છતાં સ્વયંજ્યોતિ આત્માનો નાશ થતો નથી. આથી સ્વયંજ્યોતિ આત્મા તો શાશ્વત અવિનાશી જ છે.

મૈત્રેયી–મોક્ષ અવસ્થામાં આત્મા સ્વ-પ્રકાશ હોય છે તો તે આત્મા શરીરાદિક દ્વૈત પ્રપંચને કેમ દેખી શકતો નથી ? અને જો આત્મા દ્વૈત પ્રપંચને દેખતો ન હોય તો મોક્ષાવસ્થામાં તે સ્વપ્રકાશ કેમ હોય ?

યાજ્ઞવલ્કય–હે દયિતે ! સુષુપ્તિ અવસ્થામાં તથા મરણાવસ્થામાં સ્વપ્રકાશ ચૈતન્યરૂપ આ-ત્મા, પુત્ર, સ્ત્રી, ધન આદિ પદાર્થને જોઇ શકતો નથી. તેમાં આત્માના સ્વપ્રકાશનો અભાવ, એ કારણ નથી, પણ સુષુપ્તિ તથા મરણાવસ્થામાં પુત્ર તથા ધનાદિક પદાર્થનો અભાવ હોય છે તથા નેત્રાદિક ઇન્દ્રિયોનો પણ અભાવ હોય છે. તેથી સુષુપ્તિ અવ-સ્થામાં તથા મરણાવસ્થામાં આત્મા, સ્વપ્રકાશ ચૈતન્યરૂપ હોવા છતાં દ્વૈત પ્રપંચને દેખી શકતો નથી. મોક્ષાવસ્થામાં આત્મા દ્વૈત પ્રપંચને દેખતો નથી, તેનું કારણ આત્માના સ્વપ્રકાશરૂપનો અભાવ નથી, પણ મોક્ષા-વસ્થામાં સર્વ દ્વૈત પ્રપંચનો અભાવ હોવાથી આત્મા સ્વપ્રકાશ ચૈતન્યરૂપ થવા છતાં દ્વૈત પ્રપંચને દેખી શકતો નથી. આનંદ સ્વરૂપ આત્મા અવિનાશી હોવાથી સુષુપ્તિ, મરણ અને મોક્ષ, એ ત્રણે અવસ્થાઓમાં પોતાના મૂળરૂપનો ત્યાગ કરતો નથી. આત્માનું વાસ્તવિક સ્વરૂપ જેવું મોક્ષાવસ્થામાં હોય છે, તેવું જ સંસાર દશામાં પણ હોય છે. તેમ છતાં સંસાર દશામાં દેહાદિક સાથે તાદાત્મ્યપણાનો સંબંધ થવાથી આત્માનું વાસ્તવિકરૂપ માલમ પડતું નથી. મોક્ષા-વસ્થામાં આત્માનો દેહાદિક સાથેનો સંબંધ નિવૃત્ત થાય છે, તેથી મોક્ષાવસ્થામાં આત્માનું વાસ્તવિકસ્વરૂપ વિદ્વાન્ પુરૂષને હાથમાં આ-મળાંની માફક સ્પષ્ટ માલમ પડે છે. જેમ અગ્નિનો ઉષ્ણ સ્વભાવ કદાચિત્ પણ અન્ય ભાવને પ્રાપ્ત થતો નથી, તેમ સુષુપ્તિ, મરણ અને મોક્ષ, એ ત્રણે અવસ્થાઓમાં આનંદ સ્વરૂપ આત્માનો સ્વપ્રકાશ કદાપિ અન્ય ભાવને પ્રાપ્ત થતો નથી. તેથી આત્મા સર્વ ભેદોથી રહિત છે.

## ભેદદર્શનમાં અવિદ્યાનો સંબંધ.

આનંદ સ્વરૂપ સ્વયંજ્યોતિ આત્માવિશે દ્વૈત પ્રપંચ કદાપિ નથી તથા અદ્વિતીય આત્માવિશે જીવને દ્વૈત પ્રપંચ માલમ પડે છે તે, જેમ નેત્રાદિના દોષોથી મૂઢ બાળ-

કને આકાશ વિશે બે ચંદ્રમા દેખાય છે, તેમ અવિદ્યાના દોષથી અજ્ઞાની જીવને અદ્વિતીય આત્મામાં દ્વૈત પ્રપંચ માલમ પડે છે. આનું કારણ દ્વૈત પ્રપંચ, તે સંપૂર્ણ માયા માત્ર છે. જે સમયે આત્માનું અદ્વિતીય સ્વરૂપ, દ્વૈત પ્રપંચના જેવું માલમ પડે છે, તે સમયે અજ્ઞાની જીવ પોતાને બ્રહ્મથી ભિન્ન દેખે છે. વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ ઇત્યાદિ અનેક ભેદવાળો પોતાને દેખે છે તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આદિ સંપૂર્ણ જગતને અજ્ઞાની જીવ શ્રોત્રાદિક અગીઆર ઇન્દ્રિયોથી ભિન્ન ભિન્ન દેખે છે. આથી અવિદ્યાને લીધે દ્વૈત દર્શનનો અન્વય પ્રતીત થાય છે. અધિકારી પુરૂષને શાસ્ત્રના યથાર્થ ઉપદેશથી જ્યારે અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થાય છે, ત્યારે તે અધિકારી પુરૂષનું માયારૂપ અજ્ઞાન નાશ પામે છે. અજ્ઞાનનો નાશ થવાથી સ્થાવર જંગમ શરીર, શબ્દાદિક સહિત શ્રેત્રાદિક ઇન્દ્રિયો તથા સુખદુઃખાદિવાળું અંતઃકરણ વગેરે સંપૂર્ણ કાર્ય પ્રપંચ નાશ પામે છે. આમ સંપૂર્ણ કાર્યપ્રપંચ સહિત અજ્ઞાનનો નાશ થયા પછી સ્વયંજ્યોતિ આત્મા એકલો રહે છે. મોક્ષ અવસ્થાને પ્રાપ્ત થયલો વિદ્વાન્ પુરૂષ સંપૂર્ણ જગતને પોતાના આત્મારૂપે દેખે છે. આથી મોક્ષાવસ્થામાં વિદ્વાન્ પુરૂષ પોતાથી ભિન્ન નેત્રાદિક ઇન્દ્રિયોવડે રૂપાદિ પદાર્થને જોતો નથી તથા આવરણની નિવૃત્તિરૂપ ફળ પણ તે સમયે હોતું નથી.

મૈત્રેયી–મોક્ષાવસ્થામાં વિદ્વાન્ જગતને પોતાથી ભિન્ન દેખતો નથી તો તે અવસ્થામાં પોતાના આત્માને તે દેખતો હોવો જોઇએ.

યાજ્ઞવલ્ક્ય–અવિદ્યા સમયે આત્મા દ્વૈતની માફક જ્યારે જણાય છે, ત્યારે તે અવિદ્યા વિશે પણ સ્વયંજ્યોતિ આત્મા કોઈપણ જ્ઞાનનો વિષય હોતો નથી જ્યારે અવિદ્યાવિશે આત્મા કોઈ જ્ઞાનનો વિષય હોતો નથી ત્યારે સર્વ દ્વૈત પ્રપંચના અભાવવાળી મોક્ષાવસ્થામાં સ્વયંજ્યોતિ આત્મા કોઇ જ્ઞાનનો વિષય ન જ હોય, એ સ્પષ્ટ છે. પોતાના સ્વપ્રકાશ રૂપવડે સર્વ જગતને જાણનાર વિજ્ઞાતા પુરૂષ 'અદ્વિતીય આત્માને હું જાણું છું' એ રીતનું વચન કહે તો તેને પૂછવું જોઇએ કે, આ જીવને જે જે પદાર્થોનું જ્ઞાન થાય છે, તે જ્ઞાન નેત્રાદિ ઇન્દ્રિયોવડે થાય છે અને નેત્રાદિક સાધન વિના કોઇ પણ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. અદ્વિતીય આત્માનું જ્ઞાન જે તમને ઉત્પન્ન થયું છે, તે કયા કારણોથી થયું છે? જો તે મૂર્ત અથવા અમૂર્ત જગતને તેમ જ જગતના અભાવને આત્મજ્ઞાનવિશે સાધનરૂપ કહે તો તેનું કહેવું યોગ્ય ઠરે નહિ. કારણ કે, અવિદ્યાથી શુદ્ધ આત્મામાં મૂર્ત અમૂર્ત જગત્ તથા જગતનો અભાવ વાસ્તવિક રીતે હોતો નથી. સ્વયંજ્યોતિ આત્મા મન અને બુદ્ધિ આદિ અંદરનાં સાધનોથી કે નેત્રાદિક બાહ્ય સાધનોથી ગ્રહણ કરી શકાતો નથી. જે જે પદાર્થ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય છે, તે તે પદાર્થ ધીરે ધીરે પોતાના અવયવની શિથિલતા થવાથી ઘસાવા માંડે છે. જેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય વસ્ત્રાદિક પદાર્થ ધીમે ધીમે ઘસાઈ જાય છે, તેમ જો આત્મા ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય તો તે પણ ઘસારાને પામે. પરંતુ આનંદસ્વરૂપ આત્મા તો કદી ઘસાય નહિ એવો છે. આથી સિદ્ધ થાય છે કે, આત્મા કોઈ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી. જે જે પદાર્થ ઘસાય છે, તે સર્વ પદાર્થો સંયોગાદિના સંબંધવાળા હોય છે. જેમ વસ્ત્રાદિ પદાર્થ ઘસાય છે, તેથી તે પદાર્થ જળાદિક પદાર્થના સંગવાળો હોય છે. સ્વ-

યંજયોતિ આત્મા સંયોગાદિ સબંધરૂપ સર્વ સંગથી રહિત છે, તેથી તે કદી શીર્યતા–ઘસારાને પામતો નથી. જેમ મનુષ્યાદિક શરીર સંયોગાદિરૂપ સંગવાળું હોવાથી સિંહસર્પાદિના ભયને પ્રાપ્ત થાય છે, તેમ જે જે પદાર્થો સંયોગાદિરૂપ સંગવાળા હોય છે, તે પદાર્થો અવશ્ય ભયને પામે છે. આત્મા સર્વ ભયથી રહિત હોવાથી તે કોઈ પણ પદાર્થમાં સંગવાળો હોતો નથી. જે પદાર્થોને ભય હોય છે, તે દુઃખવાળા હોય છે. જેમ મનુષ્યાદિક શરીર ભયવાળું છે, તેમ તે દુઃખવાળું પણ છે. આનંદસ્વરૂપ આત્મા સર્વ પ્રકારના દુઃખથી રહિત, તેમ તે ભયથી પણ રહિત છે. જેમ મનુષ્યાદિક શરીર દુઃખવાળું છે, તેમ તે વિનાશભાવવાળું પણ છે. તેવી જ રીતે જે જે પદાર્થો દુઃખવાળા છે, તે સર્વ નાશવંત છે. આત્મા નાશવાન્ નથી. કારણ તે દુઃખથી રહિત છે. જ્યાં જ્યાં ધૂમાડો હોય, ત્યાં ત્યાં અગ્નિ અવશ્ય હોય. પરંતુ અગ્નિ વિના ધૂમાડો હોય નહિ. આ રીતે ધૂમાડો વ્યાપ્ય અને અગ્નિ વ્યાપક કહેવાય છે. જ્યાં વ્યાપક અગ્નિનો અભાવ હોય ત્યાં વ્યાપ્ય ધૂમાડાનો પણ અભાવ હોય છે. જેમ જળથી પૂર્ણ તળાવમાં વ્યાપક અગ્નિનો અભાવ છે, તેમ તેમાં વ્યાપ્ય ધૂમાડાનો પણ અભાવ હોય છે. આ પ્રસંગે ઇન્દ્રિયજન્ય જ્ઞાનની વિષયતા, શીર્યતા, સંયોગાદિ સંબંધરૂપ સંગ, ભય, વ્યથા અને વિનાશનું કારણ, એ છ પદાર્થોમાં પૂર્વના પદાર્થોથી ઉત્તર પદાર્થો વ્યાપક ગણાય છે તથા ઉત્તર પદાર્થનો પૂર્વ પદાર્થ વ્યાપ્ય ગણાય છે. ઉત્તરના વ્યાપક પદાર્થનો આત્માવિશે અભાવ હોવાથી પૂર્વના વ્યાપ્ય પદાર્થોનો પણ આત્માવિશે અભાવ જ સિદ્ધ થાય છે. જેમ આત્માનો નાશ નહિ હોવાથી તે વ્યથા રહિત છે, વ્યથા રહિત હોવાથી ભયથી રહિત છે, ભયથી રહિત હોવાથી સંગથી રહિત છે, સંગથી રહિત હોવાથી શીર્યતારહિત છે અને શીર્યતાથી રહિત હોવાથી ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો તે વિષય નથી. આ કારણથી શ્રુતિએ આત્માને અગૃહ્ય એવું નામ આપ્યું છે. આ રીતે ભાવ ને અભાવથી રહિત તથા માયાથી રહિત આત્મા સ્વયંપ્રકાશ છે. આત્માવિશે નેત્રાદિક ઇન્દ્રિયોના જ્ઞાનની વિષયતા સંભવતી નથી. આ રીતે વેદાંત શાસ્ત્ર તથા યોગશાસ્ત્રના મત પ્રમાણે આત્માના સાક્ષાત્કારમાં નેત્રાદિકોનું સાધન સંભવતું નથી.

## નેત્રાદિક સાધનનો અભાવ.

બૃહસ્પતિના શિષ્ય ચાર્વાકવર્ગમાં કોઇ ચાર્વાક સ્થૂલ શરીરને આત્મા માને છે, કોઈ નેત્રાદિક ઇન્દ્રિયોને આત્મા માને છે, કોઇ પ્રાણને તથા કોઈ મનને આત્મા માને છે અને ન્યાયશાસ્ત્રવાળા તો દેહ અને ઇંદ્રિયોથી ભિન્ન કર્તા અને ભોક્તાને આત્મા માનેછે. આ સઘળાના મતમાં આત્મસાક્ષાત્કારવિશે નેત્રાદિક સાધન સંભવતું કે ઘટતું નથી. જે ચાર્વાક સ્થૂલસંઘાતને આત્મા માને છે, તે સમૂહવાળા આત્માના સાક્ષાત્કારવિષે નેત્રાદિકોનું સાધન પણ સંભવતું નથી. કારણ કે, સમૂહવાળા આત્માથી નેત્રાદિક કારણ ભિન્ન છે. નેત્રાદિક ઇંદ્રિયો સમૂહવાળી છે તથા સમૂહવાળો આત્મા તે જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા છે. આથી સમૂહથી અભિન્ન નેત્રાદિક પણ કર્તારૂપ થાય છે. કર્તારૂપ નેત્રાદિકમાં સાધનપણું સંભવતું નથી. કારણ કે, કર્તા પુરૂષથી જૂદું કારણ સાધન કહેવાય છે. જેમ છેદનરૂપ ક્રિયાના કરનાર પુરૂષથી કૂવહાડરૂપી સાધન ભિન્ન હોય છે. આથી ચાર્વાકના મત પ્રમાણે સમૂહરૂપ આત્માના સાક્ષાત્કારમાં નેત્રાદિક ઇન્દ્રિયોની કારણરૂપતા સંભવતી નથી. જે

ચાર્વાક નેત્રાદિક ઇંદ્રિયોના સમૂહને આત્મા માને છે, તેના મત પ્રમાણે ઇંદ્રિયરૂપ આત્માના સાક્ષાત્કારવિષે કોઈ કરણ સંભવી શકતું નથી. આ સ્થૂલ શરીર તથા આ બાહ્ય ઘટાદિક સર્વ પદાર્થ એ રીતનું સંપૂર્ણ જ્ઞાનરૂપ ક્રિયાનું કર્મ છે. આથી દેહાદિક પદાર્થોમાં જ્ઞાનરૂપ ક્રિયાનું કરણ –સાધન સંભવતું નથી. આત્માના સાક્ષાત્કારવિશે કોઈ કરણ સંભવતું નથી. જે પ્રાણને આત્મા માને છે, જે મનને આત્મા માને છે તથા જે નૈયાયિકો દેહાદિકથી ભિન્ન કર્તા ભોક્તાને આત્મા માને છે, તે ત્રણે વાદીઓના મતવિશે નેત્રાદિક ઇંદ્રિયોની કારણરૂપતા સંભવતી નથી. પ્રાણરૂપ, મનરૂપ તથા કર્તાભોક્તારૂપ જે આત્માને તેઓ અંગીકાર કરે છે, તે તેમનો આત્મા નીલ પીતાદિક રૂપવાળો છે અથવા નીલ પીતાદિ રૂપોથી રહિત છે. આત્મા રૂપવાળો છે, એ પ્રથમ પક્ષને વાદી અંગીકાર કરે તો તે ખોટો છે. કારણ કે, આત્મા રૂપવાળો હોય તો ઘટપટાદિક પદાર્થોની માફક ઇંદ્રિયોવડે પ્રત્યક્ષ દેખાવો જોઇએ. આથી નેત્રાદિક બાહ્ય ઇન્દ્રિયવડે તો આત્માનો સાક્ષાત્કાર સંભવતો નથી. વળી નેત્રાદિકની સહાયતા વિના કોઇ પણ રૂપવાળા પદાર્થને મન ગ્રહણ કરી શકતું નથી. આથી આત્મસાક્ષાત્કારવિશે મનનું પણ કારણ સંભવતું નથી. વળી આત્મા નીલ પીતાદિ રૂપોથી રહિત છે, એવો બીજો પક્ષ જો વાદી અંગીકાર કરે તો રૂપરહિત આત્માના સાક્ષાત્કાર વિશે કોઇ કરણ સંભવતું નથી. કારણ કે નેત્રાદિક બાહ્ય ઇન્દ્રિયોથી રૂપવાન્ ઘટાદિક પદાર્થ જોવાય છે. આથી રૂપરહિત અંતરાત્માના સાક્ષાત્કારમાં નેત્રાદિક બાહ્ય ઇન્દ્રિયો કાર્યસાધક નથી. જો વાદી આત્મસાક્ષાત્કાર થવામાં મનને કરણ માને તો તેને પૂછવું કે, જો મનરૂપ કરણથી આત્માનો સાક્ષાત્કાર થતો હોય તો જ્ઞાનરૂપ ક્રિયાનો આત્મા કર્મ છે કે કર્તા છે? જો આત્મા જ્ઞાનરૂપ ક્રિયાનું કર્મ હોય તો જે પદાર્થ જે ક્રિયાના કર્મરૂપે હોય, તે પદાર્થ તે ક્રિયાના કર્તારૂપ હોય નહિ. આ કારણથી જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા આત્માથી જૂદો કોઇ બીજો પદાર્થ હોવો જોઇએ. પણ આત્માથી ભિન્ન કોઇ બીજો પદાર્થ જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા નથી. આથી કર્તાના અભાવથી જ્ઞાનરૂપ ક્રિયામાં મનનું કરણપણું સંભવે નહીં. આત્મા જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા છે, એવો બીજો પક્ષ જો અંગીકાર કરીએ તો તે પણ સંભવે એમ નથી. કારણકે, આત્માને વિષય કરનારૂં જ્ઞાનરૂપ ક્રિયાનું કર્મ આત્માથી ભિન્ન કોઇ બીજો પદાર્થ નથી. કર્મનો અભાવ હોવાથી જ્ઞાનરૂપી ક્રિયામાં મનનું કરણપણું સંભવે નહિ. કારણ કે, જે વસ્તુ કરણ છે, તે કર્તાની તથા કર્મની અપેક્ષા રાખે છે. કર્તા તેમ કર્મ વિના કરણપણું સિદ્ધ થતું નથી. જેમ છેદન ક્રિયામાં કર્તા પુરૂષ છે તથા છેદન ક્રિયાનું કર્મ કાષ્ઠ છે. આ બે વસ્તુઓ વિદ્યમાન હોવાથી કુવાડાવિશે કરણપણું સિદ્ધ થાય છે. આમાં કર્તા તથા કર્મ વિના કુવાડામાં કરણપણું સિદ્ધ થતું નથી. આ કારણથી શાસ્ત્રવેત્તા પુરૂષોએ કહ્યું છે કે, કર્તા જે પદાર્થવડે કર્મમાં જે ફળની ઉત્પત્તિ કરે છે, તે પદાર્થ કરણ કહેવાય છે. આ રીતે મનવિષે કરણપણું સંભવતું નથી.

મૈત્રેયી–આત્માથી ભિન્ન કોઇ બીજો પદાર્થ જો જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા તથા કર્મ નથી તો એક આત્મા જ જ્ઞાનરૂપ ક્રિયાનો કર્તા તથા કર્મ હોય. આ પ્રમાણે કર્તા તથા કર્મ વિદ્યમાન હોવાથી જ્ઞાનરૂપ ક્રિયામાં મનને કરણરૂપતા સંભવે.

યાજ્ઞવલ્ક્ય—એકજ સમયે તથા એક જ ક્રિયામાં એક પદાર્થ કર્તા અને કર્મ સંભવે નહિ. આથી જ્ઞાનરૂપ ક્રિયામાં એક આત્માજ કર્તા તેમ કર્મ છે, એમ કહેવું અત્યંત વિરૂદ્ધ છે. જે વાદી આત્મસાક્ષાત્કારમાં મનને કરણ માનતો હોય તેને કહેવું જોઇએ કે, શ્રુતિએ તથા વિદ્વાનોએ અનુભવવડે સિદ્ધ કીધેલા આત્માના સ્વપ્રકાશપણાનો ત્યાગ કરી, આત્મામાં નેત્રાદિક સાધનોથી જ્ઞાનની ઉત્પત્તિ અંગીકાર કરવી, એ અત્યંત અનુચિત છે.

મૈત્રેયી—પ્રથમ આપે આત્મસાક્ષાત્કાર થવા મહાવાકયરૂપ શબ્દને કરણરૂપ કહ્યો અને હાલ આત્મસાક્ષાત્કારમાં કરણનો અભાવ કહો છો, તે કેમ બને ?

યાજ્ઞવલ્ક્ય—જેમ ઘટાદિક જડ પદાર્થને જોવા નેત્રાદિક કરણ છે, તેમ આત્મસાક્ષાત્કારમાં મહાવાક્યરૂપ શ્રુતિની કરણરૂપતા નથી. પણ આત્માને આશ્રયે રહેલું તેમ જ આત્માને વિષય કરનારૂં અજ્ઞાનરૂપ આવરણ, આત્મસાક્ષાત્કાર વિશે પ્રતિબંધક અર્થાત્ અટકાવ કરનારૂં છે. આવરણરૂપ પ્રતિબંધની નિવૃત્તિ મહા વાકયમાં ઉત્પન્ન થયેલી વૃત્તિથી થાય છે. આવરણ નિવૃત્ત થયા પછી આનંદ સ્વરૂપ આત્મા પોતાની મેળે પ્રકાશે છે. આથી આત્મસાક્ષાત્કારમાં મહાવાકયરૂપ શ્રુતિઓ વાસ્તવિક રીતે કરણરૂપ નથી. પણ મહાવાકયરૂપ શ્રુતિથી અંતઃકરણની વૃત્તિઓ આવરણરૂપ પ્રતિબંધથી નિવૃત્ત થાય છે. માત્ર આટલા જ કારણથી પૂર્વે મેં આત્મસાક્ષાત્કારવિશે મહાવાકયરૂપ શ્રુતિઓને કરણ કહી છે, જેથી મારાં પૂર્વ તથા ઉત્તર વચનોમાં વિરોધ નથી. મંદ બુદ્ધિ ચાર્વાકો શરીરનેજ આત્મા માને છે, પણ તેઓના મતથી આત્મસાક્ષાત્કારવિશે આગળ કહેલી યુક્તિથી કોઇ કરણ સિદ્ધ થતું નથી, તો અદ્વૈતવાદ માનનારાઓના મતવિશે આત્મસાક્ષાત્કાર થવામાં કોઇ કરણ નથી, એ તો સ્પષ્ટ જ છે. જેમ ઘટપટાદિ અનાત્મરૂપ છે, તેમ દેહ, ઈંદ્રિય, પ્રાણ, મન આદિ સંપૂર્ણ સમૂહ જડરૂપ છે, તેથી તે સમૂહ અનાત્મરૂપ છે. અનાત્મ સમૂહનો શ્રેષ્ઠ આત્માની સાથે સંબંધ થવાથી તેઓ પ્રત્યક્ષ થાય છે, પણ ખરૂં જોતાં તો મિથ્યા છે. આ મિથ્યા જગત્‌વિશે રહેલો આત્મા સર્વ ભેદોથી રહિત છે તથા અદ્વિતીયરૂપ છે. અદ્વિતીયરૂપ આત્મા, બુદ્ધિ આદિક સંઘાતને સાક્ષીરૂપે કરે છે. આ રીતે સાક્ષીરૂપ સ્વપ્રકાશ આત્માને અધિકારી પુરૂષ નેત્રાદિક કરણથી જાણી કે જોઇ શકતો નથી. હે મૈત્રેયી ! તું દુઃખ ઉત્પન્ન કરવાવાળા પતિ પુત્રધનાદિક પદાર્થનો ત્યાગ કરી, તારા હૃદયવિશે સ્વયંજ્યોતિ આત્માનો નિશ્ચય કર. તેં મને મોક્ષરૂપ અમૃતનું સાધન પૂછ્યું, તે સાધન બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી મેં તને ઉપદેશ્યું. દેહાદિક અનાત્મ પદાર્થોવિશે મારૂં, તારૂં આદિ અભિમાનનો ત્યાગ કરી જ્યારે તું આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરશે, ત્યારે તેના પ્રભાવથી શરીરનો ત્યાગ થવા પછી ફરી તું મરણ તથા જન્મને પ્રાપ્ત થશે નહિ. આ દેહાદિક અનાત્મ પદાર્થનો ત્યાગ કરી, આનંદસ્વરૂપ આત્માવિશે તું તારૂં ચિત્ત એકાગ્ર કર.

આ પ્રમાણે મૈત્રેયીને ઉપદેશ કર્યા પછી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી, મુનિ સંન્યાસાશ્રમને ગ્રહણ કરવા લાગ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કે, સત્, ચિત્ અને આનંદ સ્વરૂપથી ભિન્ન અસત્ જડ તથા દુઃખરૂપ માયા શક્તિ છે. માયા શક્તિ, સત્વ રજ અને તમ આદિ ત્રણ ગુણોથી યુક્ત છે. તેમણે નિશ્ચય કર્યો

કે, આનંદસ્વરૂપ આત્મા જગતનું પ્રધાન કારણ છે અને માયાશક્તિ જગતનું સહકારી કારણ છે. આથી માયાશક્તિને મિથ્યા માનવી, એ જ યુક્ત છે. શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, માન, અપમાન, શત્રુ, મિત્ર, પોતાનું શરીર, પારકાનું શરીર, ધર્માત્મા તથા પાપાત્મા વિગેરે જે જે અનુકૂલ તથા પ્રતિકૂલ પદાર્થો છે, તો સર્વ પદાર્થોમાં સમાન દૃષ્ટિ રાખવી જોઈએ. નેત્રાદિક વિશે ઇંદ્રિયોનો ધર્મ જે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ હોય છે, ઇંદ્રિયોની તે પ્રવૃત્તિ તથા નિવૃત્તિને વિશે મારે હવે ઉદાસીન રહેવું છે. શરીર, મન તથા વાણીવડે સર્વ પ્રાણીઓને અભય આપવો, તથા સૂર્ય ચંદ્રમાની માફક રાગદ્વેષાદિ રહિત થઇ પૃથ્વીપર ભ્રમણ કરવું જોઇએ. આ પ્રમાણે યાજ્ઞવલ્કય સંન્યાસ લઇ બ્રહ્મચિંતનમાં પડયા.

ગુરૂ–હે શિષ્ય ! હવે મૈત્રેયીનો વૃત્તાંત સાંભળ. જેમ મુનિએ ચતુર્થાશ્રમ સંન્યાસને ધારણ કર્યો, તેમ મૈત્રેયીએ પણ સંન્યાસ લઇ પૃથ્વીપર ભટકવા માંડયું. ફેર માત્ર એટલોજ કે, મુનિએ લિંગસંન્યાસ દંડ ગ્રહણ કરી સંન્યાસ લીધો ત્યારે મૈત્રેયીએ અલિંગ સંન્યાસ લીધો. ભિક્ષાટનાદિક બાહ્ય ધર્મો તથા શમદમાદિ આંતર્ધર્મો લિંગ સંન્યાસી તથા અલિંગ સંન્યાસીને સમાન હોય છે.

શિષ્ય–હે ભગવન્ ! મુનિની માફક મૈત્રેયીએ પણ દંડ ગ્રહણપૂર્વક લિંગ સંન્યાસ કેમ ધારણ કર્યો નહિ ?

ગુરૂ–દંડ ગ્રહણવાળા લિંગ સંન્યાસનો એકલો બ્રાહ્મણને જ અધિકાર છે. ક્ષત્રિય, વૈશ્ય તેમજ સ્ત્રીને લિંગ સંન્યાસનો અધિકાર નથી. સ્મૃતિમાં કહ્યું છે કે, मुखजानामयं धर्मो यद्विष्णोर्लिंगधारणम् । बाहुजातोरुजातानां नायं धर्मो विधीयते – પરમેશ્વરના મુખથી ઉત્પન્ન થયલા બ્રાહ્મણને જ દંડ ગ્રહણપૂર્વક લિંગ સંન્યાસ ધારણ કરવાનો અધિકાર છે, પણ બાહુથી ઉત્પન્ન થયલા ક્ષત્રિયને તથા ઉરૂથી ઉત્પન્ન થયલા વૈશ્યોને લિંગ સંન્યાસનો અધિકાર નથી. પૂર્વના કોઇ પુણ્યકર્મના પ્રભાવથી જે ક્ષત્રિય તથા વૈશ્ય પુરૂષને તેમજ ત્રણે વર્ણની સ્ત્રીઓને તીવ્ર વૈરાગ્ય થાય, તેમણે અલિંગ સંન્યાસ ધારણ કરી, અહિંસા, બ્રહ્મચર્ય તથા સત્ય આદિ જે જે લિંગ સંન્યાસીઓને પાળવાના ધર્મો કહ્યા છે, તેજ ધર્મ માત્ર પાળવા.

## ગુરૂની આવશ્યકતા.

હે શિષ્ય ! જે અધિકારી મનુષ્ય શરીરને પામી આત્મસાક્ષાત્કારને નથી પામતો, તેને મહાન્ હાનિ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "नचेदवेदिर्महति विनष्टि येतद्विदुरमृतास्ते भवन्ति જે અધિકારી, શરીરને પામી આનંદ સ્વરૂપ આત્માને નથી ઓળખતો, તે અજ્ઞાની પુરૂષ જન્મ મરણાદિક અનેક દુઃખ પામે છે તથા જે આનંદ સ્વરૂપ આત્માને જાણે છે, તે મોક્ષરૂપ અમૃતને પામે છે. વળી આત્મસાક્ષાત્કાર કરવાનો સર્વને અધિકાર છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે– स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ સ્ત્રી, વૈશ્ય તથા શૂદ્રો સર્વ મોક્ષને યોગ્ય છે. આ મોક્ષ આત્મજ્ઞાનવિના થતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે, ऋते ज्ञानान्नमुक्तिः नान्यःपंथा विद्यते अयनाय ॥ આત્મજ્ઞાનવિના કદી મુક્તિ થતી નથી. તે સિવાય બીજો કોઈ માર્ગ મુક્તિને માટે નથી. માત્ર આત્મજ્ઞાન જ મોક્ષની પ્રાપ્તિનો પરમ માર્ગ છે. આત્મજ્ઞાન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના ઉપદેશથી થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે– आचार्यवान् पुरुषो वेद શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરૂષ આત્માને જાણે છે. આ કારણથી બ્રાહ્મણ,

ક્ષત્રિય, વૈશ્ય કિંવા શૂદ્ર, ચારે વર્ણોએ તથા ચારે વર્ણવાળી સ્ત્રીઓએ બ્રહ્મનિષ્ઠ ગુરૂના મુખથી બ્રહ્મવિદ્યા શ્રવણ કરી, આત્મજ્ઞાન અવશ્ય સંપાદન કરવું.

## કયા વર્ણે કયા વર્ણનો ગુરૂ કરવો ?

સર્વ વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ છે. આથી બ્રહ્મ જાણનારા બ્રાહ્મણ પાસેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા ત્રણે વર્ણની સ્ત્રીઓએ ઉપનિષદ્વાળા વેદવચનના ઉપદેશવડે આત્મસાક્ષાત્કાર કરવો. કારણકે, શાસ્ત્રમાં શૂદ્રને ઉપનિષદરૂપ વેદવચન શ્રવણ કરવાનો જેમ નિષેધ કર્યો છે, તેમ ક્ષત્રિય તથા વૈશ્ય અને ત્રણ વર્ણની સ્ત્રીઓને નિષેધ કર્યો નથી.

શિષ્ય–હે ભગવન્ ! શ્રુતિમાં સ્ત્રીઓને વેદના અર્થનો નિષેધ કર્યો છે. જેમ કે स्त्रीशूद्रौ नाधीयाताम् ॥ સ્ત્રી તથા શૂદ્રે વેદનું અધ્યયન કરવું નહી. આમ હોવાથી સ્ત્રીને ઉપદેશ કરવાથી શ્રુતિવચનનો વિરોધ આવે કે નહિ ?

ગુરૂ–હે શિષ્ય ! અધ્યયનનો અર્થ એવો છે કે, જે વેદવચનનો ગુરૂ ઉચ્ચાર કરે, તે જ વેદવચનનો શિષ્યે ઉચ્ચાર કરવો. આ રીતે વેદનું અધ્યયન કરવાનો ત્રણે વર્ણની સ્ત્રીઓને નિષેધ છે, છતાં બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી વેદવચનનું શ્રવણ કરવાનો ત્રણે વર્ણની સ્ત્રીઓને નિષેધ નથી. જો કદાપિ ત્રણ વર્ણની સ્ત્રીઓને વેદ વચન શ્રવણ કરવાનો નિષેધ હોય, તો વેદમાં મૈત્રેયી, ગાર્ગી આદિ જે સ્ત્રીઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો છે, તે શાસ્ત્રવિરૂદ્ધ કહેવાય. આથી પ્રથમ ત્રણ વર્ણની સ્ત્રીઓને વેદવચન શ્રવણ કરવાનો અધિકાર છે તથા ક્ષત્રિય અને વશ્ય પુરૂષને તો વેદવચન અધ્યયન કરવાનો પણ સંપૂર્ણ અધિકાર છે. બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરૂષ ક્ષત્રિય, વૈશ્ય તથા પ્રથમ ત્રણ વર્ણની સ્ત્રીઓને વેદવચનનો ઉપદેશ કરી, આત્મસાક્ષાત્કાર કરાવે, પણ તેઓને દંડ કમંડળના ગ્રહણપૂર્વક લિંગ સંન્યાસ આપી શકે નહિ. જો ક્ષત્રિય અને વૈશ્ય પુરૂષને તથા ત્રણ વર્ણની સ્ત્રીઓને ઉત્કટ વૈરાગ્ય થાય તો તેઓને દંડ આપ્યા વિનાનો અલિંગ સંન્યાસ લેવડાવવો. જેમ શાસ્ત્રમાં શૂદ્રને યજ્ઞાદિક વિશેષ કર્મ કરવાનો નિષેધ કર્યો છે, છતાં યજ્ઞવિશે કરવા યોગ્ય દાન, તપ, સત્ય તથા નમસ્કારાદિક શુભ કર્મ કરવાનો અધિકાર આપેલો છે, તેમ જ દંડ ગ્રહણપૂર્વક લિંગ સંન્યાસ ધારણ કરવાનો અધિકાર કેવળ બ્રાહ્મણને જ હોવા છતાં, લિંગ સંન્યાસવિશે પાળવાના અહિંસા, બ્રહ્મચર્ય તથા સત્યાદિક જે ધર્મો છે, તે તો અલિંગ સંન્યાસ ધારણ કરનાર ક્ષત્રિય, વૈશ્ય તથા પ્રથમ ત્રણ વર્ણની સ્ત્રીઓને પાળવાથી દોષપ્રાપ્તિ થતી નથી, પણ ઉલટું મહાન્ પુણ્ય થાય છે. આ લોકમાં ક્ષત્રિય, વૈશ્ય તથા ત્રણ વર્ણની બીજી કોઇ સ્ત્રી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાવિશે કુશળ હોય, તોપણ તેને ગુરૂ કરવી નહિ. બ્રાહ્મણ ન મળે, તોપણ ક્ષત્રિયાદિ અન્ય વર્ણને ગુરૂ કરી, તેની પાસેથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ગ્રહણ કરવો નહિ. શાસ્ત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યની સ્ત્રીઓને અધ્યયન કરવાનો નિષેધ કર્યો છે. તેથી તે સ્ત્રીઓએ ગુરૂ થઇ ત્રણ વર્ણવાળા પુરૂષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. જો ત્રણ વર્ણમાંનો કોઇ પુરૂષ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા નહિ મળે તો સ્ત્રી પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી શકે. પણ સ્ત્રીઓ પોતાના સમાન જાતિવાળાને તથા પોતાથી હલકી જાતિવાળા પુરૂષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે, પણ સ્ત્રી પોતાથી ઉત્તમ જાતિવાળા પુરૂષને ઉપદેશ કરી શકે નહિ. તેમ જ બ્રાહ્મણ, ક્ષત્રિય

તથા વૈશ્ય પુરૂષને પણ પોતાથી ઉત્તમ જાતિવાળો પુરૂષ તથા સમાન જાતિવાળો પુરૂષ ગુરૂતરીકે નહીં મળે તો તે બ્રાહ્મણ પુરૂષ પણ, પોતાથી નીચ જાતિવાળા બ્રહ્મવેત્તા પુરૂષને ગુરૂ માની, તેની પાસેથી આત્મજ્ઞાનની વિદ્યા સંપાદન કરે. તેમ જ આચાર્યથી શિક્ષિત થયલા બ્રહ્મવેત્તા બ્રાહ્મણને બ્રાહ્મણની સ્ત્રીએ પોતાનો ગુરૂ કરવો. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણની સ્ત્રીઓને તો પોતાનો પતિ, એ જ ગુરૂ છે. જો પતિ બ્રહ્મવિદ્યા જાણતો નહિ હોય, તો તે સ્ત્રીઓએ પોતાથી ઉત્તમ જાતિવાળા બ્રહ્મવેત્તા પુરૂષને ગુરૂ તરીકે ગ્રહણ કરવો. જો કોઇ ઉત્તમ જાતિવાળો પુરૂષ ન મળે તો પોતાની સમાન જાતિવાળા પુરૂષને ગુરૂ તરીકે ગ્રહણ કરવો. બ્રાહ્મણ જાતિથી ક્ષત્રિય તથા વૈશ્ય ઉતરતા છે તથા ક્ષત્રિય વૈશ્યથી શૂદ્ર ઉતરતા છે. માટે બ્રાહ્મણે કોઇ પણ આપત્તિવિશે શૂદ્રને પોતાના ગુરૂ તરીકે સ્થાપવો નહિ. વળી શૂદ્ર પુરૂષને, શૂદ્ર સ્ત્રીને તથા વર્ણસંકર જાતિને પૂર્વના પુણ્યના પ્રભાવથી જો આત્મસાક્ષાત્કારની ઇચ્છા થાય, તો વિદ્વાન્ પુરૂષે તે શૂદ્રાદિને પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. છતાં તે શૂદ્રાદિકોને સાક્ષાત્ ઉપનિષદ્રૂપ વેદવચનનો ઉપદેશ કરવો નહિ. ઉપનિષદના અર્થવાળાં જે ભાગવતાદિક પુરાણો છે તથા પંચદશીઆદિ પ્રકરણ ગ્રંથો છે, તેનો ઉપદેશ કરી શૂદ્રાદિને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ કરાવવી. જો ઉત્તમ જાતિવાળો બ્રહ્મવેત્તા ગુરૂ ન મળે, પણ અધમ જાતિવાળો ગુરૂ મળે તો તેની પાસેથી પૈસા આપી બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવી. જો તે અધમ જાતિવાળો ગુરૂ ધનાદિ પદાર્થની ઇચ્છા રહિત હોય તો પૈસા વિના બ્રહ્મવિદ્યા તેની પાસેથી ગ્રહણ કરવી, પણ ઉત્તમ જાતિવાળા શિષ્યે પગ ચાંપવા વિગેરે અધમ પ્રકારની સેવા, અધમ જાતિવાળા ગુરૂની કરવી નહિ. વેદમાં અશ્વપતિ નામના ક્ષત્રિય રાજાએ ઉદ્દાલકાદિ બ્રાહ્મણને તથા અજાતશત્રુ નામના ક્ષત્રિય રાજાએ બાલાકિ બ્રાહ્મણને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. આ રીતે ક્ષત્રિયાદિક ઉતરતી જાતિથી પણ બ્રાહ્મણ આદિ ઉત્તમ વર્ણોને અધ્યયન કરવાનો અધિકાર છે. પણ જ્યાં સૂધી બ્રહ્મવેત્તા બ્રાહ્મણનો અભાવ હોય ત્યાંસુધી જ તેણે અધમ જાતિવાળાને લેવો, પણ બ્રહ્મવેત્તા બ્રાહ્મણનો લાભ થાય, તો ક્ષત્રિયાદિક પાસે બ્રાહ્મણે વિદ્યા ગ્રહણ કરવી નહિ. આ રીતની શાસ્ત્રની મર્યાદાને જાણનારી મૈત્રેયીએ દંડ ગ્રહણપૂર્વક લિંગ સંન્યાસને ધારણ નહિ કર્યો, પણ અલિંગ સંન્યાસ ધારણ કરીને યાજ્ઞવલ્કય મુનિની માફક તે આ લોકમાં ફરવા લાગી. દંડાદિક ગ્રહણ કરવાં છોડી દઈ શમ દમાદિક સર્વ ધર્મો મૈત્રેયીએ યાજ્ઞવલ્કયની માફક પાળવા માંડયા. હે શિષ્ય ! આ રીતે યાજ્ઞવલ્કય મુનિએ મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, જે ઉપદેશ મેં તને કહ્યો. હવે પછી જે કંઇ સાંભળવાની તારી ઇચ્છા હોય, તે મને કહે.

इत्युक्तं याज्ञवल्क्येन बल ज्ञानं मयेरितम् ।
मैत्रेयाः किं पुन र्भूयः श्रोतुमिच्छसि सुव्रत ॥ ६४० ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण शंकरानंदभगवता विरचिते तथा चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरगिरानुवादे आत्मपुराणे बृहदारण्यके याज्ञवल्क्यमैत्रेयीसंवादो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

# અધ્યાય ૮ મો.

## यजुर्वेदीय श्वेताश्वतरउपनिषत्.

### શ્વેતાશ્વતરનો સંન્યાસીઓને ઉપદેશ.

याज्ञवल्क्येरितंब्रह्म ज्ञानं श्रुत्वातिविस्मितः ।
शिष्यः पुनरिमं प्रश्नं कृतवान्स्वगुरुं प्रति ॥

ચોથા, પાંચમા, છઠ્ઠા તથા સાતમા અધ્યાયમાં બૃહદારણ્યક ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. આ આઠમામાં શ્વેતાશ્વતરના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે. યાજ્ઞવલ્કયે કહેલ બ્રહ્મવિદ્યાને સાંભળી પરમ આશ્ચર્યને પામેલ શિષ્ય પોતાના ગુરૂને ફરી પ્રશ્ન કરવા લાગ્યો.

શિષ્યઃ–હે ભગવન્! પ્રથમ અધ્યાયમાં ઋગ્વેદના ઐતરેય ઉપનિષદના અર્થનું આપે નિરૂપણ કર્યું. સનકાદિ ઋષિઓનાં તથા વામદેવાદિ પ્રજાના સંવાદવડે અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા આપે કહી. બીજા અધ્યાયમાં કૌષીતકિ ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. તે અધ્યાયમાં દેવરાજ ઇંદ્ર તથા પ્રતર્દનના સંવાદવડે અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા કહી. ત્રીજામાં અજાતશત્રુ તથા બાલાકિના સંવાદવડે અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા કહી. ચોથા, પાંચમા, છઠ્ઠા તથા સાતમાવડે બૃહદારણ્યક ઉપનિષદના અર્થનું નિરૂપણ કર્યું. સાતમા અધ્યાયમાં યાજ્ઞવલ્કય તથા મૈત્રેયીના સંવાદવડે આપે મને નાના પ્રકારની યુક્તિપુરઃસર બ્રહ્મવિદ્યા શ્રવણ કરાવી. હે ભગવન્! સાતમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, શાસ્ત્રવેત્તા મુનીશ્વર શ્વેતાશ્વતર પ્રથમ જગતના કારણનો વિચાર કરી, જે અવિદ્યારૂપ શક્તિને જોતા હતા, તે સંન્યાસ આશ્રમ ધારણ કર્યા પછી માયા શક્તિને મિથ્યા માનવા લાગ્યા. હવે આ બાબતમાં મને જિજ્ઞાસા થાય છે કે, તે મુનીશ્વરને કેવા પ્રકારનો વિચાર થયો, તેમની સભા કેવી હતી, તેઓ કેવા પ્રકારના પોતપોતાના અભિપ્રાયો જાહેર કરતા હતા તથા તે જગતના કારણનો વિચાર કરી બ્રહ્મને જગતનું કારણ માનતા કે કોઈ અન્ય પદાર્થને જગતનું કારણ માનતા હતા? તેમજ તે મુનીશ્વર કેવા સિદ્ધાન્તપર આવ્યા હતા, તે સર્વ આપ મને વિસ્તારથી કહો. આ રીતે જ્યારે શિષ્યે પ્રશ્ન કર્યો ત્યારે ગુરૂ કૃપા કરી તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ—

ગુરૂ–હે શિષ્ય! તપવડે જેમનાં પાપ નાશ થયલાં હતાં, એવા શ્વેતાશ્વતર નામના એક ઋષિ પૂર્વે હતા. એક સમયે તે ઋષિના આશ્રમમાં ઘણા મહાત્મા સંન્યાસીઓ એકઠા થયા હતા. સર્વ સંન્યાસીઓ શ્વેતાશ્વતરને પછી કહેવા લાગ્યા કે, હે વેદશાખાના પ્રવર્તાવનાર મુનિ! તમારૂં કલ્યાણ થાઓ. અમે અતિથિ સંન્યાસીઓ તમારા આશ્રમમાં આજ આવેલા છીએ. માટે આપ અમને બ્રહ્મવિદ્યારૂપી ભિક્ષા આપો. જે બ્રહ્મવિદ્યા આપને બ્રહ્માના ઉપદેશથી મળી છે, તે બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરવા અમે સર્વ સંન્યા-

સીઓ આપના આશ્રમે આવેલા છીએ. માટે બ્રહ્મવિદ્યાનું આપ અમને શ્રવણ કરાવો કે જે સાંભળવાથી અમારા સંશયની નિવૃત્તિ થાય. શાસ્ત્રના જૂદા જૂદા સંપ્રદાયો અંગીકાર કરવાથી અમે સર્વે જગતના કારણને ભિન્ન ભિન્ન માનીએ છીએ તથા ઘણો સમય થયાં અમારા મધ્યે આ બાબતનો વિવાદ ચાલે છે. જગતના કારણવિશે કોઇ પણ નિશ્ચય ઉપર હજુ સૂધી અમે આવી શકયા નથી. આ લોકમાં યજુર્વેદની શાખા પ્રવર્તાવનારા શ્વેતાશ્વતર મુનિ પક્ષપાતરહિત છે, બ્રહ્માની માફક સર્વ શાસ્ત્રને જાણનારા છે તથા એમની શત્રુ, મિત્ર તથા પુત્રવિશે સમાન બુદ્ધિ છે, એવું જાણી તમે જગતના કારણ વિશે જે સિદ્ધાન્ત અંગીકાર કરો, તે અમારે સર્વેએ અંગીકાર કરવો, એવો નિશ્ચય કરીને અમે સર્વે આપની સમીપ આવ્યા છીએ. અમારો સંશય દૂર કરી અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. જ્યારે સંન્યાસીઓએ આ રીતનો પ્રશ્ન કર્યો ત્યારે શ્વેતાશ્વતર મુનિ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્વેતાશ્વતર—હે સંન્યાસીઓ ! જેમ જગતનું કારણ વિચારવા તમે સર્વે એકઠા થયા છો, તેમ પહેલાં કોઇ સમયે કોઇ એક દેશ વિશે કંઇક નિમિત્તસર સંપૂર્ણ વેદવેત્તા બ્રાહ્મણો એકઠા થયા હતા. તેઓમાં કેટલાક બ્રહ્મવિદ્યામાં કુશળ હતા તથા કેટલાએક બીજી વિદ્યામાં કુશળ હતા. બ્રહ્મવેત્તા બ્રાહ્મણો સર્વ અજ્ઞાની જીવોનો ઉદ્ધાર કરવા સર્વ બ્રાહ્મણોને કહેવા લાગ્યા કે, હે બ્રાહ્મણો ! આ સમાજમાં આપણે સર્વે લોકોને કોઇ રીતનો ઉપકાર થાય, એવો કોઇ વિચાર કરો. ગ્લાનિ ઉપજાવનારી લૌકિક કથાનો ત્યાગ કરી, જો વેદવચનનો વિચાર કરીએ, તોજ અજ્ઞાની જીવોનાપર આપણે ઉપકાર કરીએ. વેદવિચાર વિના કદી અજ્ઞાની જીવનું કલ્યાણ થતું નથી. માટે લોકપર ઉપકાર કરવાની પ્રીતિવાળા આપણુ સર્વે જગતના કારણ વિશે વિચાર કરો. જ્યારે સભામાં આ રીતે નિશ્ચય કરવામાં આવ્યો ત્યારે સર્વ ઘણાજ પ્રસન્ન થયા. સભામાં બીરાજેલા બ્રાહ્મણોએ બ્રહ્મવેત્તા અને વૃદ્ધ બ્રાહ્મણો પાસેથી જગતનું કારણ સાંભળવા પોતાની ઇચ્છા બતાવી. હે સંન્યાસીઓ ! બ્રહ્મવેત્તા બ્રાહ્મણો તે સર્વ બ્રાહ્મણોને તર્કવિશે કુશળ જોઈ નાના પ્રકારની યુક્તિપ્રયુક્તિઓવડે પછી જગતનું કારણ સમજાવવા લાગ્યા.

### કારણ વિના કાર્ય.

હે બ્રાહ્મણ ! જો તમે આ જગત વિના કારણ ઉત્પન્ન થયું એમ કહો, તો તે સંભવી શકતું નથી. કારણ કે, આ લોકમાં વસ્ત્રાદિ કાર્ય, તંતુ આદિ કારણ વિના ઉત્પન્ન થતું નથી. જો તમે કારણ વિના કાર્યની ઉત્પત્તિ અંગીકાર કરો, તો તંતુ વિના વસ્ત્રની ઉત્પત્તિ થાય. જો કારણ વિના કાર્ય થતું હોય તો, પુત્રને માટે પુરૂષને સ્ત્રીની તથા સ્ત્રીને પુરૂષની જરૂર પડે નહી. તેમ જ ધનપ્રાપ્તિ માટે નિર્ધનને ધનવાન્ પાસે જવાની જરૂર પડે નહી, ક્ષુધાપિપાસા મટાડવા માટે અન્ન જળ વિગેરે મેળવવા ભટકવાની કાંઇ જરૂર પડે નહી તથા ટાઢ તડકાની નિવૃત્તિ અર્થે કોઇને વસ્ત્ર તથા ગૃહાદિની પણ જરૂર પડે નહી. આ રીતે સર્વ વ્યવહારનો અભાવ થાય. માટે જગતરૂપી કાર્યનું કોઇ પણ કારણ અંગીકાર કરવું પડશે જ. જે બહિર્મુખવાદી કાર્યની ઉત્પત્તિમાં કારણનો અભાવ, તેજ કારણ, એમ માનતા હોય, તેઓના મતવડે અંકુરાદિ કાર્યમાં બીજાદિ કારણનો અભાવ, એ કારણ માનવું પડે તથા આ રીતે પૂર્વે કહેલા સર્વ વ્યવહારોના અભાવની પ્રાપ્તિરૂપ મહાન્ દૂષણ વિચારમાં આવે. માટે તેઓનો મત અત્યંત વિરૂદ્ધ છે. જેઓ કારણના અભાવને કારણ માનતા હોય તેમને પૂછવું જોઇએ કે, જે કારણના અભાવને તમે કારણ માનો છો, તે કારણ અત્યંતાભાવ, પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ

અથવા અન્યોન્યાભાવરૂપ છે? જો કાર્યની ઉત્પત્તિમાં કારણનો અત્યંતાભાવ કારણ હોય તો આ જગત્ વિના કારણ ઉત્પન્ન થયું છે, એ જીતની પ્રતિજ્ઞા તેમણે કીધી કહેવાય, જો કારણનો અત્યંતાભાવ કાર્યની ઉત્પત્તિમાં હેતુ હોય તો સર્વ સ્થળે કારણનો અત્યંતાભાવ સુલભ થાય તથા સર્વ સ્થળે તે કાર્યની ઉત્પત્તિ હોવી જોઇએ; પણ સર્વ સ્થળે કાર્યની ઉત્પત્તિ જોવામાં આવતી નથી માટે સર્વત્ર કાર્યની ઉત્પત્તિમાં કારણનો અત્યંતાભાવ સંભવી શકતો નથી.

## કાર્યોત્પત્તિમાં કારણનો પ્રાગભાવ.

જગતરૂપી કાર્યની ઉત્પત્તિવિશે કારણનો પ્રાગભાવ કારણ છે, એવો બીજો પ્રકાર અંગીકાર કરીએ તો તે પણ સંભવી શકે એમ નથી. કારણ કે, પ્રાગભાવને કારણની ઉત્પત્તિ માનનારા વાદીને પૂછવું જોઇએ કે, જે સમયે ઘટાદિ કાર્યની ઉત્પત્તિ થાય છે, તે સમયે પ્રાગભાવ નાશ થાય છે અથવા કાયમ રહે છે? ઘટાદિ કાર્યની ઉત્પત્તિમાં પ્રાગભાવનો નાશ થતો હોય તો તે પ્રાગભાવનો ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પૂર્વે નાશ થયો અથવા ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પછી નાશ થયો? આમાં પ્રથમ પક્ષ સંભવી શકે એમ નથી. કારણ કે, જેમ આ લોકમાં ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ પૂર્વે નાશ પામેલો કુંભાર, તે ઘટનું કારણ હોય નહિ, તેમ ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પૂર્વે નાશ પામેલો પ્રાગભાવ તેની ઉત્પત્તિવિશે કારણ થઇ શકે નહિ. જો કદાપિ પ્રથમ નાશ પામેલા પ્રાગભાવને ઘટાદિક કાર્યની ઉત્પત્તિ માનીએ તો પ્રથમ નાશ પામેલા કુંભારથી ઘટની ઉત્પત્તિ હોવી જોઇએ. પણ નાશ પામેલો કુંભાર ઘટનું કારણ થઇ શકતો નથી. આથી ઘટાદિ કાર્યોની ઉત્પત્તિ પૂર્વે નાશ પામેલો પ્રાગભાવ ઘટાદિનું કારણ હોય એમ કહેવું, તે અત્યંત વિરૂદ્ધ છે. ઘટાદિ કાર્યની ઉત્પત્તિ થયા પછી પ્રાગભાવ કારણનો નાશ થાય છે, એવો બીજો પક્ષ જો અંગીકાર કરીએ તો પ્રાગભાવ એક છે કે અનેક છે? એવો પ્રશ્ન થાય. જો એક છે, એમ કહીએ તો તે એક પ્રાગભાવ આ વર્તમાન કાળવિષે નાશ પામ્યો અથવા શું વિદ્યમાન છે? વર્તમાન કાળમાં તે એક પ્રાગભાવ નાશ પામ્યો, એ રીતનો પ્રથમ પક્ષ જો વાદી અંગીકાર કરે, તો તે સંભવી શકે નહી; કારણ કે જો તે એક પ્રાગભાવ નાશ થયલો હોય તો કારણ વિના કાર્યની ઉત્પત્તિ થાય નહી અને તે પ્રમાણે હમણાંના સમયમાં ઘટાદિ કાર્યની ઉત્પત્તિ થવી જોઇએ નહિ. પણ હમણાં ઘટાદિ કાર્યની ઉત્પત્તિ સર્વત્ર દેખવામાં આવે છે, માટે સાંપ્રત સમયમાં તે પ્રાગભાવનો નાશ સંભવી શકતો નથી. વર્તમાન સમયમાં તે એક પ્રાગભાવ વિદ્યમાન છે, એમ કહીએ તો તે પણ સંભવે નહિ. કારણ કે વાદીએ અંગીકાર કર્યું છે કે, કાર્યની ઉત્પત્તિ થયા પછી પ્રાગભાવ કારણ નાશ પામે છે. જ્યારે અનેક કાર્યોની ઉત્પત્તિ થવા છતાં પ્રાગભાવ નાશ નથી પામતો, ત્યારે પ્રાગભાવ ક્યારે નાશ પામે છે? વળી આ જગતના કારણરૂપ એક પ્રાગભાવ જ્યારે નાશ પામે છે ત્યારે કાર્યરૂપ આ જગત ફરી ઉત્પન્ન થાય છે કે નહિ? આમાં પ્રાગભાવ કારણ નાશ થવા પછી પણ જગત ઉત્પન્ન થશે, એ પક્ષ જો વાદી અંગીકાર કરે તો તે સંભવી શકે નહી. કારણ કે વાદીએ પ્રથમથી પ્રાગભાવને જગતનું કારણ માન્યું છે. પ્રાગભાવ કારણ નાશ થયા પછી પણ જગતની ઉત્પત્તિ થતી હોય તો તેને કારણ વિના પણ કાર્યની ઉત્પત્તિ માનવી પડે. તેમ જ તંતુ વિના વસ્ત્રની ઉત્પત્તિ તથા અન્ન અને જળ લીધા વિના ક્ષુધા તેમજ પિપાસાની નિવૃત્તિ થાય છે, એમ માનવું પડે. આ કારણથી પ્રાગભાવરૂપ કારણ નાશ થયા પછી જગતરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે, એ રીતનું તેનું કહેવું અત્યંત વિરૂદ્ધ છે.

વળી આ પ્રાગભાવરૂપ કારણનો નાશ થયા પછી કાર્યરૂપ જગત નહી ઉત્પન્ન થાય, એવો બીજો પક્ષ અંગીકાર કરે, તો તે પણ સંભવી શકે નહી. કારણ કે, જે રીતે પ્રાગભાવના નાશ પછી જગતરૂપી કાર્યની ઉત્પત્તિ નહી થાય, તેમ તે રીતે શ્રવણાદિક સાધન વિના જ મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થશે. આમ થવાથી મોક્ષ મેળવવા કોઇને નાના પ્રકારનાં બ્રહ્મચર્યાદિક સાધનો કરવાની જરૂર પડશે નહિ. કારણના નાશ થયા પછી ફરી સંસારની ઉત્પત્તિ થતી નથી, એમ માનશો તો અનાદિ અને અનંત-

રૂપ જગત્ વિશે અંતરૂપતા સિદ્ધ થશે તથા અંતરૂપતા સિદ્ધ થવાથી જગત્ વિશે આદિપણું પણ સિદ્ધ થશે. કારણ આ જગતમાં જે જે પદાર્થો નાશવંત છે, તે તે સર્વ ઉત્પન્ન થવાવાળા છે. જેમ કે ઘટાદિ નાશ થયા પછી તે પદાર્થો પાછા ઉત્પન્ન થાય છે. જો વાદી આ જગતને ઉત્પત્તિ તથા નાશવાળું માને તો જે પુરૂષને તેણે મુક્ત માન્યા છે, તે સર્વને પણ ફરી સંસારની પ્રાપ્તિ થશે અને જો મુક્તને પણ આ રીતે સંસાર પ્રાપ્ત થાય, તો મુક્તિનાં સાધનો પણ સર્વ વ્યર્થ માનવાં પડશે.

### જગતના કારણરૂપ અનેક પ્રાગભાવો.

હવે જગતના કારણરૂપ પ્રાગભાવો અનેક છે, એમ બીજો પક્ષ જો વાદી અંગીકાર કરે તો પ્રતિયોગીના ભેદથી અભાવનો ભેદ માનવો પડશે. જેમ ઘટ તથા પટના કારણના ભેદથી ઘટાભાવ તથા પટાભાવનો પરસ્પર ભેદ હોય છે, તેમ પ્રાગભાવના ભેદને લીધે પ્રતિયોગીનો ભેદ અંગીકાર કરવો પડશે. હવે પ્રથમ જાણવું જોઇયે કે, તે પ્રાગભાવનું પ્રતિયોગીપણું શાને વિશે છે. કારણ વિશે કે કાર્ય વિશે ? આમાં પ્રાગભાવનું પ્રતિયોગીપણું કારણવિશે છે, એવો પક્ષ જો વાદી સ્વીકારે તો પ્રાગભાવ અનાદિ છે અને અનાદિ પ્રાગભાવનું કોઇ પણ કારણ સંભવી શકે નહિ. માટે તેના મતમાં વિરૂદ્ધતા આવશે. બીજું પ્રતિભાવનું પ્રતિયોગીપણું કાર્યોવિશે છે, એવો બીજો પક્ષ જો વાદી સ્વીકારે તો તે પણ સંભવે નહિ કારણ કે કાર્યના અભાવમાં કારણરૂપતા સિદ્ધ થાય અને વાદીએ કાર્યના અભાવમાં કારણરૂપતા સ્વીકારી નથી. કારણના અભાવમાં તેણે કારણરૂપતા સ્વીકારી છે, માટે વાદીના કહેવામાં વિરૂદ્ધતા આવશે. વળી જો વાદીએ સ્વીકારેલા કારણના અભાવમાં કારણરૂપતા સિદ્ધ નહિ થશે, તો કારણ વિના કાર્યની ઉત્પત્તિ સ્વીકારવી પડશે. માટે તેમાં મહાન્ દૂષણ આવશે. જો વાદી પ્રાગભાવને કારણ માને તો તેને પૂછવું કે, તે પ્રાગભાવમાં પ્રાગભાવરૂપ કારણ છે અથવા ઘટનું પ્રાગભાવપણું તથા પટનું પ્રાગભાવપણું ઇત્યાદિ વિશેષ રૂપોવડે તે પ્રાગભાવમાં કારણરૂપતા છે ? વળી તે પ્રાગભાવમાં પ્રાગભાવરૂપ જ કારણપણું છે, એ પ્રથમ પક્ષ જો વાદી અંગીકાર કરે તો તે સંભવી શકે નહી. કારણ કે જો પ્રાગભાવરૂપે કરી પ્રાગભાવની કારણતા હોય તો ઘટના પ્રાગભાવથી પટાદિ કાર્યોની ઉત્પત્તિ થવી જોઇએ. પણ ઘટના પ્રાગભાવથી પટના કાર્યની ઉત્પત્તિ થતી નથી. હવે ઘટનું પ્રાગભાવપણું, પટનું પ્રાગભાવપણું, એમ વિશેષ રૂપો પ્રાગભાવનું કારણ છે, એવો બીજો પક્ષ વાદી સ્વીકારે તો તે પણ સંભવે નહી. કારણ કે, ઘટનો પ્રાગભાવ ઘટનું કારણ છે તથા પટનો પ્રાગભાવ પટનું કારણ છે. આમ કહેવાથી પ્રતિયોગીપણાના સંબંધવડે ઘટરૂપ વિશેષણ વિશિષ્ટ જે પ્રાગભાવ છે, તે ઘટનું કારણ છે તથા પટરૂપ વિશેષણ વિશિષ્ટ જે પ્રાગભાવ છે તે શું પટનું કારણ છે ? હવે જ્યારે ઘટ વિશિષ્ટ પ્રાગભાવ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન થાય, ત્યારે જ પ્રાગભાવમાં ઘટરૂપ વિશેષણવડે કરી વિશિષ્ટરૂપતા સિદ્ધ થશે. તેમ જ પ્રથમ ઘટરૂપ વિશેષણનું જ્ઞાન થશે ત્યારે વિશિષ્ટ જ્ઞાન ઉત્પન્ન થશે. કારણ જે જે વિશિષ્ટ જ્ઞાન છે તે વિશેષણના જ્ઞાનવડે ઉત્પન્ન થાય છે. જેમ દંડરૂપ વિશેષણનું જ્ઞાન થવા પછી દંડવાળો પુરૂષ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન થાય છે. પણ દંડરૂપ વિશેષણના જ્ઞાનવિના દંડવાળો પુરૂષ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન થતું નથી. આથી ઘટવિશિષ્ટ પ્રાગભાવના કારણવિશે ઘટરૂપ વિશેષણનું જ્ઞાન અવશ્ય થવું જોઇએ. વળી જે સમયે ઘટનો પ્રાગભાવ થાય છે, તે સમયે ઘટરૂપ વિશેષણ ઉત્પન્ન થતું નથી. આ કારણથી તે ઘટમાં પ્રાગભાવની વિશેષણરૂપતા સંભવે નહી. પણ વર્તમાન પદાર્થ વિશેષણરૂપ છે, આમ હોવાથી ઘટના પ્રાગભાવરૂપે કરી તથા પટના પ્રાગભાવરૂપે કરી કારણરૂપપણું સંભવી શકે નહી. વિશિષ્ટ જ્ઞાનમાં વિશેષણ જ્ઞાનને જ કારણ માનીએ તો દૂષણ લાગે. પણ વિશિષ્ટ જ્ઞાનમાં વિશેષણ જ્ઞાનને કારણ માનતા નથી. આથી એ મતવિશે કાંઇ દૂષણ લાગશે નહિ. વિશિષ્ટ જ્ઞાનમાં વિશેષણ જ્ઞાનને જો કારણ ન માનીએ તો વિશેષણ જ્ઞાનવિના બીજા કોઇ પણ ઉપાયથી વિશિષ્ટ જ્ઞાન થશે નહિ. આ કારણથી

ઘટ, વિશિષ્ટ પ્રાગભાવ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન કદીપણ નહી થાય. જેમ "વંધ્યાપુત્ર" એ શબ્દથી વંધ્યાપુત્રનું વિકલ્પ થાય છે, તેમ પ્રાગભાવ કાળમાં ઘટ નહિ હોવા છતાં પણ તે ઘટરૂપ વિશેષણનું વિકલ્પ જ્ઞાન સંભવી શકે તથા તે વિકલ્પરૂપ વિશેષણ જ્ઞાન થયા પછી ઘટ વિશિષ્ટ પ્રાગભાવ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન કેવી રીતે સંભવે ? એક મતમાં જેમ વંધ્યાપુત્ર અત્યંત અસત્ય છે, તેમ પ્રાગભાવ કાળમાં ઘટ પણ અત્યંત અસત્ય છે. આથી જેમ વંધ્યાપુત્રના પ્રાગભાવમાં તેનું કારણપણું હોતું નથી, તેમ ઘટ પ્રાગભાવ છે, આ રીતનું વિશિષ્ટ જ્ઞાન હોવા છતાં તે પ્રાગભાવમાં ઘટનું કારણપણું સંભવી શકતું નથી. જે સમયે ઘટરૂપ કાર્ય ઉત્પન્ન નથી થયું, તે સમયે પ્રાગભાવનો ઘટની સાથે સંબંધ નથી. છતાં જો ઘટરૂપ કાર્ય ઉત્પન્ન થાય તો ઘટરૂપ વિશેષણની સાથે પ્રાગભાવનો સંબંધ થઇ શકે તથા તે ભાવી સંબંધનો અંગીકાર કરવાથી ઘટની ઉત્પત્તિ પહેલાં પણ ઘટવિશિષ્ટ પ્રાગભાવ છે, એમ કહેવું સંભવી શકે. જેમ એક બાળકનો બાલ્યાવસ્થામાં રાજાની સાથે સંબંધ નહીં હોવા છતાં તેનો યૌવનાવસ્થામાં રાજા સાથે સંબંધ થાય છે, આ રીતના ભાવી સંબંધવડે સર્વલોક તે બાળકને રાજા કહે છે. યૌવનાવસ્થામાં રાજપુત્રનો રાજા સાથે પણ સંબંધ થશે, આ રીતનું બાલ્યાવસ્થામાં તેને કહેવું સંભવે. પણ ભાવી સંબંધનો અંગીકાર કરવાથી પ્રાગભાવમાં ઘટ વિશિષ્ટપણું કહેવું, તે સંભવે નહિ. કારણ કે, જ્યારે ઘટરૂપ કાર્ય ઉત્પન્ન થયું ત્યારે જો પ્રાગભાવ રહેતો હોય તો પ્રાગભાવનો ઘટની સાથે સંબંધ સંભવે. પણ ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ પછી તે પ્રાગભાવ રહેતો નથી. આથી ભાવી સંબંધ અંગીકાર કરવા છતાં પણ ઘટની ઉત્પત્તિ પહેલાં પ્રાગભાવમાં ઘટનું વિશિષ્ટરૂપ સંભવે નહિ. જો વાદી ઘટાદિરૂપ કાર્યની ઉત્પત્તિ પછી તે કાર્યની સાથે પ્રાગભાવનો સંબંધ અંગીકાર કરે, તો પ્રાગભાવમાં નિત્યરૂપતા સિદ્ધ થાય. કારણ કે પ્રાગભાવનો અંગીકાર કરવાવાળા જેટલા વાદી છે, તે સર્વે કાર્યની ઉત્પત્તિ પછી પ્રાગભાવનો નાશ માને છે. કાર્યની ઉત્પત્તિ થવા છતાં પણ પ્રાગભાવનો નાશ નહિ કરીએ, તો કાર્યની ઉત્પત્તિ થયા વિના બીજો કોઇ પદાર્થ તે પ્રાગભાવનો નાશ કરવાવાળો નથી. આથી પ્રાગભાવ *નિત્ય ગણાય. વળી નિત્યપણું પ્રાગભાવમાં સંભવી શકે નહિ. કારણ કે, પ્રાગભાવ શબ્દનો અર્થ તે નિત્ય પ્રાગભાવવિશે ઘટી શકશે નહિ. જો વાદી પ્રાગભાવને સ્વરૂપથી નિત્ય માનશે તો તે નિત્ય પ્રાગભાવને વિશે અનેકરૂપપણું નહિ સંભવે. જો વાદી પ્રાગભાવને નિત્યરૂપ માની અનેકરૂપ માને તો તેને કહેવું કે, પ્રતિયોગી ઉપાધિના ભેદે કરી અભાવનો ભેદ થાય છે, પણ કાંઇ સ્વરૂપથીજ અભાવનો ભેદ થતો નથી. આથી જે નિત્ય પ્રાગભાવનો ભેદ છે, તે નિત્ય પદાર્થવાળા ઉપાધિના ભેદથી છે, અથવા શું અનિત્ય પદાર્થવાળા ઉપાધિના ભેદથી છે? જે પદાર્થ પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવનો અપ્રતિયોગી હોય તે પદાર્થ નિત્ય છે. જેમ આત્મા પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવનો અપ્રતિયોગી છે, માટે આત્મા નિત્ય છે. નિત્ય પદાર્થમાં પ્રાગભાવનું પ્રતિયોગીપણું આ રીતે સંભવે નહિ અને પ્રતિયોગી ભેદ હોવાથી અભાવપણું આવી શકે નહી. આથી નિત્ય પદાર્થરૂપ ઉપાધિના ભેદથી નિત્ય પ્રાગભાવનો ભેદ સંભવે નહિ. જેમ અનિત્ય ઘટાદિ પદાર્થના ભેદથી પ્રધ્વંસાભાવનો ભેદ થાય છે, તેમ જો તેમાં પ્રાગભાવનો ભેદ અંગીકાર કરીએ તો પ્રાગભાવથી બીજો પ્રધ્વંસાભાવ અંગીકાર કરવો, તે વ્યર્થ ગણાય. કારણ પ્રાગભાવ જ પ્રધ્વંસાભાવ થાય. જો પ્રાગભાવને પ્રધ્વંસાભાવરૂપ માનીએ તો પ્રાગભાવમાં કારણરૂપપણું સિદ્ધ નહિ થાય. કારણ જેમ પ્રધ્વંસાભાવ ઘટાદિ કાર્યોનો વિરોધી છે, તેમ પ્રાગભાવ પણ ઘટાદિ કાર્યોનો વિરોધી થશે. વળી આ પ્રસંગે વાદી કારણના અભાવને જો પ્રાગભાવ માને તો ઉપર કહેલું દૂષણ લાગશે, કારણનો પ્રાગભાવ તે જ કારણ હોય, તો તે કારણ નિત્ય થશે તથા તે નિત્ય કારણમાં પ્રાગભાવનું પ્રતિયોગીપણું નહિ થાય.

*જે પદાર્થ ત્રણે કાળમાં જેવોને તેવો રહે તેનું નામ નિત્ય. કાર્યની ઉત્પત્તિ થવા પહેલાં તેના ઉપાદાન કારણમાં રહેવાવાળો જે અભાવ તેનું નામ પ્રાગભાવ.

વળી જો કારણ અનિત્ય થશે તો અનિત્ય કારણના પ્રાગભાવને પ્રધ્વંસાભાવપણું લાગુ પડશે. જેમ ઘટાદિ કાર્યનો પ્રધ્વંસાભાવ ઘટાદિ કાર્યનો વિરોધી છે, તેમ મૃત્તિકાદિ કારણનો પ્રધ્વંસાભાવ પણ ઘટાદિ કાર્યનો વિરોધી છે. આથી પ્રધ્વંસાભાવનું પ્રાગભાવમાં કારણપણું સંભવે નહિ.

**કારણનો પ્રધ્વંસાભાવ જગતનું કારણ.**

આ લોકમાં નિત્ય તથા અનિત્યરૂપે મૃત્તિકા તંતુ આદિ જે ભાવ પદાર્થો છે, તે ભાવ પદાર્થોને બધા લોક કારણ માને છે. હવે આ ભાવ કારણનો પરિત્યાગ કરી ભાવ કારણના અભાવને તમે કેવી રીતે કારણ માનશો ? આના ઉત્તરમાં નાસ્તિક વાદી એમ કહે કે, જ્યાં સુધી બીજાદિ કારણનો નાશ થતો નથી, ત્યાંસુધી અંકુરાદિ કાર્યની ઉત્પત્તિ થતી નથી. પણ પૃથ્વી તથા જલાદિના સંબંધથી જ્યારે બીજનો નાશ થાય છે, ત્યારેજ અંકુરાદિ કાર્યની ઉત્પત્તિ થાય છે. આ રીતે બીજાદિભાવ પદાર્થ અંકુરાદિનું હું કારણ નથી માનતો, પણ તે બીજાદિભાવ પદાર્થનો અભાવ હું અંકુરાદિનું કારણ માનું છું. આમ કહેવાથી બીજાદિ કાર્યનો પ્રાગભાવ અંકુરાદિનું કારણ નહી, પણ બીજાદિ કારણનો પ્રધ્વંસાભાવ બીજાદિનું કારણ કહેવાશે. જો એવી રીતે કહે તો તેને કહેવું કે તમારા જઠરાગ્નિવિશે બીજાદિ અનેક કારણનો પ્રધ્વંસાભાવ થાય છે, માટે બીજાદિ કારણના પ્રધ્વંસાભાવથી ઉદરમાં પણ અંકુરાદિક કાર્યની ઉત્પત્તિ થવી જોઇએ, પણ ઉદરમાં અંકુરાદિક કાર્યની ઉત્પત્તિ થતી નથી, એટલે કારણનો પ્રધ્વંસાભાવ કારણપણું સંભવે નહિ. જે પદાર્થ જેની ઉત્પત્તિ કરે, તે તેનું કારણ હોય. જેમ તંતુ પટરૂપ કાર્યની ઉત્પત્તિ કરે છે, માટે તંતુ પટનું કારણ કહેવાય છે. જો વાદી અંકુરાદિક કાર્ય ઉત્પન્ન થવામાં બીજાદિને કારણ ન ગણે, તો બીજાદિ અંકુરાદિનું કારણ થાય નહિ. આથી અકારણરૂપ બીજાદિનો અભાવ–કારણનો અભાવ, જો વાદી માને તો તેના કહેવામાં *વદતો વ્યાઘાત નામનો દોષ આવે. જેમ એક માણસ કહે કે, મારા મુખમાં જીભ નથી, તેવું આ ગણાય. વાદી બીજાદિ કારણના અભાવને અંકુરાદિ કાર્યની ઉત્પત્તિમાં કારણ માને, તો વાદીના મતથી અનવસ્થાનો દોષ આવે. જેમ બીજનો અભાવ અંકુરાદિનું કારણ છે, તેમ તે બીજનો અભાવ, કારણતાના અભાવરૂપ છે. આ રીતે બીજાદિના અભાવનો અભાવ પણ અંકુરાદિનું કારણ ગણાય; તથા તે રીતે ત્રીજા ચોથા વગેરે સંપૂર્ણ અભાવો કારણના અભાવરૂપ હોવાથી અંકુરાદિ કાર્યની ઉત્પત્તિમાં કારણરૂપ ગણાય અને કારણની અનવસ્થા પ્રાપ્ત થાય. કારણનો પ્રધ્વંસાભાવ કાર્યની ઉત્પત્તિમાં કારણ છે, એમ કહેવું પ્રત્યક્ષ પ્રમાણથી–દેખીતી રીતે પણ વિરૂદ્ધ છે. કારણ કે, કુંડળ કંકણાદિ કાર્યની ઉત્પત્તિ થયા પછી તે કુંડળ કંકણાદિમાં સુવર્ણરૂપી કારણ પ્રત્યક્ષ માલમ પડે છે. તેમ જ પટરૂપ કાર્યની ઉત્પત્તિ પછી પટ કાર્યમાં તંતુરૂપી કારણ પ્રત્યક્ષ માલમ પડે છે. આ રીતે સર્વ ભાવવાળાં કાર્યોમાં પોતપોતાનું ઉપાદાન કારણ જોડાયલું હોય છે. જો કદાપિ કારણનો પ્રધ્વંસાભાવ થતો હોય તો કુંડળ કંકણાદિ કાર્યોમાં સુવર્ણરૂપ કારણ દેખાવું જોઇએ નહિ, તેમ જ પટરૂપ કાર્યમાં તંતુરૂપ કારણ દેખાવું જોઇએ નહિ. વળી આગળ વાદીએ બીજના નાશથી અંકુરરૂપ કાર્યની ઉત્પત્તિ કહી હતી, તે પણ બીજરૂપ કારણના નાશથી સંભવતી નથી કારણ કે, બીજનો નાશ થવા છતાં પણ બીજની અંદર રહેલો જે અવયવ છે, તેનો નાશ થતો નથી. આથી બીજનો અવયવ તે અંકુરરૂપ કાર્યની ઉત્પત્તિમાં કારણ છે. પ્રાગભાવ કારણ વિશે જે જે સંકલ્પો તથા વિકલ્પોમાં દૂષણો દર્શાવ્યાં છે, તે સર્વ પ્રધ્વંસાભાવ તથા અન્યોન્યાભાવમાં પણ લાગી શકે છે. આ ઘટ પટથી ભિન્ન છે, તથા આ પટ ઘટથી ભિન્ન છે, એ પ્રકારનું વિષય ભેદનું જે જ્ઞાન, તે અન્યોન્યાભાવ કહેવાય છે અને અન્યોન્યાભાવમાં જગતનું કારણપણું કોઇને પણ માલમ પડતું નથી.

**શૂન્યતા એજ જગતનું કારણ.**

જે વાદીઓ શૂન્યને જગતનું કારણ માને છે, તેઓ અત્યંતાભાવને પણ શૂન્ય, એવું નામ આપે

*વદતો વ્યાઘાત–જે અર્થની સિદ્ધિ માટે એક વચનનો ઉચ્ચાર કરીએ, પણ તેનાથી તે જ અર્થમાં બાધ આવે તે.

છે. અત્યંતાભાવરૂપ શૂન્ય વાંઝણીના પુત્રની માફક અત્યંત અસત્ છે. જેમ વંધ્યા પુત્રનું કોઇ પણ કાર્યની ઉત્પત્તિમાં કારણપણું નથી, તેમ અત્યંતાભાવ શૂન્યનું પણ, કોઇ કાર્યની ઉત્પત્તિમાં કારણપણું સંભવતું નથી. જે વાદી અત્યંતાભાવ શૂન્યને જગતનું કારણ માને છે, તેને પૂછવું કે. શૂન્યરૂપ અત્યંતાભાવનો કોણ પ્રતિયોગી છે ? કાર્ય પ્રતિયોગી છે કે કારણ પ્રતિયોગી છે ? અથવા કાર્ય કારણ બન્ને પ્રતિયોગી છે ? કાર્ય પ્રતિયોગી છે, એ પ્રથમ પક્ષ જો વાદી સ્વીકારે તો તેણે કાર્યની ઉત્પત્તિમાં કારણનો અભાવ હેતુ માન્યો કહેવાય. કારણના અભાવનો ત્યાગ કરવાથી કાર્યના અભાવને ત્યારે તેને કારણ માનવું પડે. આથી પોતાના સિદ્ધાન્તનો ત્યાગ થવાથી ખોટા સિદ્ધાન્તપર દોરવાઇ જવાય. જે વાદી કાર્યના અત્યંતાભાવને જગતનું કારણ માને તેને પૂછવું કે, તે કાર્યનો અત્યંતાભાવ કારણની અપેક્ષા વિનાજ કાર્યની ઉત્પત્તિ કરે છે અથવા જેમ દંડરૂપ કારણ ચક્ર અને કુંભાર આદિ કારણની અપેક્ષા કરી ઘટરૂપ કાર્ય ઉત્પન્ન કરે છે, તેમ કાર્યનો અત્યંતાભાવ પણ કારણની અપેક્ષાવડે કાર્યની ઉત્પત્તિ કરે છે ? જો કાર્યનો અત્યંતાભાવ કારણની અપેક્ષા વિનાજ કાર્યને ઉત્પન્ન કરે છે, એમ કહે તો તે યોગ્ય નથી. કારણ કે, પટાદિ કાર્યની ઉત્પત્તિ પૂર્વે પટાદિ કાર્યનો અત્યંતાભાવ જેમ તંતુ આદિમાં હોય છે, તેમ અન્ય પદાર્થોવશે પણ હોય છે. આથી તે સર્વ પદાર્થોમાં પટાદિક સર્વ કાર્યની ઉત્પત્તિ હોવી જોઇએ. પણ સર્વ પદાર્થોમાં સર્વ કાર્યોની ઉત્પત્તિ હોતી નથી. લોકપ્રસિદ્ધ કારણની અપેક્ષા કરવાથી કાર્યનો અત્યંતાભાવ કાર્યને ઉત્પન્ન કરે છે, એ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ જેમ વંધ્યાપુત્ર અત્યંત અસત્ય છે, તેમ ઘટપટાદિ કાર્ય પણ પોતાની ઉત્પત્તિ પહેલાં અત્યંત અસત્ય છે. કારણ કે, ઉક્ત મતથી જેમ દંડ ચક્ર કુંભાર આદિ સર્વ કારણોથી જોડાયલા ઘટના અત્યંતાભાવથી ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે, તેમ વંધ્યાસ્ત્રીરૂપ કારણથી જોડાયલા તે વંધ્યાપુત્રના અત્યંતાભાવથી વધ્યાપુત્રની ઉત્પત્તિ થવી જોઇએ. પણ વંધ્યાસ્ત્રીથી પુત્રની ઉત્પત્તિ ક્યાંહી થતી નથી.

જે પદાર્થમાં કાર્યની ઉત્પત્તિ કરવાની શક્તિ છે, તે પદાર્થ તેની ઉત્પત્તિમાં કારણ હોય છે. જેમ મૃત્તિકા, દંડ, ચક્ર, આદિ પદાર્થોમાં ઘટરૂપ કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિ છે, તેથી મૃત્તિકા, ચક્ર, દંડ આદિ પદાર્થો ઘટનું કારણ કહેવાય છે, પણ વંધ્યાસ્ત્રીમાં તો પુત્રરૂપ કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિજ હોતી નથી. માટે વંધ્યા સ્ત્રી પુત્રનું કારણ કહેવાયજ નહી. જે શક્તિવડે કાર્યની ઉત્પત્તિ થાય, તે શક્તિનું સ્વરૂપ કહેવું જોઇએ. જે બળવડે કારણ કાર્યની ઉત્પત્તિ કરે છે, તેનું નામ શક્તિ કહેવાય છે. જે શક્તિના બળથી કારણ કાર્યની ઉત્પત્તિ કરે છે, તે શક્તિ કારણથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો તે શક્તિ કારણથી ભિન્ન છે, એમ સ્વીકારીએ તો તે શક્તિકારણની અપેક્ષા વિના જ કાર્યને ઉત્પન્ન કરે, અથવા તો શક્તિની માફક તે કારણ પણ કાર્યને ઉત્પન્ન કરનાર હોવું જોઇએ. એકલી શક્તિ જ કાર્યને ઉત્પન્ન કરે છે, એમ સ્વીકારીએ તો શક્તિથી ભિન્ન જેટલાં લોકપ્રસિદ્ધ કારણો છે, તે સર્વ જો કદાપિ કાર્યને ઉત્પન્ન ન કરતાં હોય તો તેમાં કારણપણું રહે નહિ. જો કારણ જ કાર્યને ઉત્પન્ન કરે છે, એવો બીજો પક્ષ સ્વીકારીએ, અર્થાત્ શક્તિ કારણથી અભિન્ન છે, તો શક્તિને કારણ માનવું વ્યર્થ છે તથા શક્તિ અને કારણ એ બેઉ નામ એક જ વસ્તુનાં વાચક ગણાય. શક્તિ એ જ કારણ એવું નહિ સિદ્ધ થવા પછી જો વાદી કાર્યના અત્યંતાભાવને કારણ માને, તો તેના મતથી ઘટાદિક કાર્યોની માફક વંધ્યાપુત્રની પણ ઉત્પત્તિ થવી જોઇએ.

શિષ્ય–પોતાની ઉત્પત્તિ પહેલાં ઘટપટાદિ કાર્ય અત્યંત અસત્ય છે, છતાં તે ઘટપટાદિ કાર્ય મૃત્તિકા તંતુ આદિ કારણોથી ઉત્પન્ન થાય છે. વંધ્યા સ્ત્રી તો પુત્રની ઉત્પત્તિ વિશે કારણ નથી. તેથી તે વંધ્યા સ્ત્રીથી પુત્રની ઉત્પત્તિ હોવી જોઇએ નહિ.

ગુરૂ–હે શિષ્ય ! વંધ્યા સ્ત્રીમાં પુત્રનું કારણપણું રહેતું નથી. આમ તમે કહેતા હો તો મારે પૂછવું જોઇએ કે, વંધ્યા સ્ત્રીમાં પુત્રનું કારણપણું નથી અને જો તમે એમ કહો કે, પુત્રરૂપ

કાર્યનું વંધ્યામાં અદર્શન છે, તો મારે તમને પૂછવું જોઇએ કે, તે પુત્રરૂપ કાર્યનું અદર્શન છે, તેમાં કયો હેતુ રહેલો છે ? જો તમે એમ કહો કે, વંધ્યાપણું તથા પુત્રના કારણનો અભાવ, આ બેઉ પુત્રરૂપ કાર્યના અદર્શનમાં હેતુ છે, તો તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે જ્યારે વંધ્યા સ્ત્રીમાં વંધ્યાપણું સિદ્ધ થાય છે તથા પુત્રના કારણનો અભાવ થાય છે, ત્યારે તે વંધ્યાના પુત્રનું અદર્શન સિદ્ધ થાય છે. વળી જ્યારે વંધ્યાપુત્રનું અદર્શન સિદ્ધ થાય છે, ત્યારે જ વંધ્યા સ્ત્રીમાં વંધ્યાપણું તથા પુત્રના કારણનો અભાવ સિદ્ધ થાય છે. આ રીતે અન્યોન્યાશ્રય દોષ આવે છે. જેમ સત્કાર્યવાદી સાંખ્યાદિકો ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પહેલાં મૃત્તિકાદિ કારણમાં ઘટાદિ કાર્યની સૂક્ષ્મરૂપે સ્થિતિ માને છે, તેમ અસત્કાર્યવાદી અંગીકાર કરતા નથી. તેઓના મતથી તો જેમ ઘટાદિ કાર્યની ઉત્પત્તિ પહેલાં ઘટાદિ કાર્યનો મૃત્તિકાદિ કારણવિશે અત્યંતાભાવ છે, તેમ તંતુ આદિમાં પણ આત્યંતાભાવ રહે છે. આ રીતે તેઓના મતવડે જેમ મૃત્તિકાથી ઘટની ઉત્પત્તિ થાય છે, તેમ તંતુઓથી પણ ઘટની ઉત્પત્તિ થવી જોઇએ તથા આ રીતે સંપૂર્ણ કાર્ય સર્વત્ર ઉત્પન્ન થવાં જોઇએ. જે વાદી ઘટાદિક કાર્યને અત્યંત અસત્ય માને છે, તેના મતથી મૃત્તિકાદિ સત્ય પદાર્થોનું ઘટાદિકમાં કારણપણું સિદ્ધ નહિ થાય. કારણ કે સમાન સ્વભાવવાળાનો પરસ્પર કાર્ય કારણભાવ હોય છે. વિલક્ષણ સ્વભાવવાળા પદાર્થનો પરસ્પર કાર્ય કારણભાવ હોતો નથી. આથી મૃત્તિકાદિ સત્ય પદાર્થ વિશે ઘટાદિક અસત્ય પદાર્થનું કારણપણું સંભવે નહિ. ઘટપટાદિ કાર્ય પોતાની ઉત્પત્તિ પહેલાં અત્યંત અસત્ય છે, છતાં તે ઘટપટાદિ કાર્ય સત્તા જાતિના સંબંધથી સત્વરૂપ ઉત્પત્તિને પ્રાપ્ત થાય છે. આ રીતનું અસત્ય કાર્યવાદી નૈયાયિકાદિકોનું કહેવું સંભવી શકે એમ પણ નથી. અત્યંત અસત્ય ઘટાદિ પદાર્થોમાં જો કદાપિ સત્તા જાતિના સંબંધથી કાર્યરૂપપણું આવે, તો અત્યંત અસત્ય વંધ્યાપુત્ર વિશે પણ સત્તા જાતિના સંબંધથી કાર્યરૂપપણું આવવું જોઇએ. પણ વંધ્યાપુત્રમાં સત્તા જાતિના સંબંધથી કાર્યરૂપપણું ક્યાંહી આવતું નથી. આથી સત્તા જાતિના સંબંધથી અસત્ય કાર્યની ઉત્પત્તિ થવી અત્યંત વિરૂદ્ધ છે. જો વાદી કાર્યને અસત્ય માને, તો તે વાદીના મતથી કારણને પણ અસત્યરૂપતા પ્રાપ્ત થાય. જો વાદી કદાપિ કોઇ યુક્તિના પ્રમાણ વિના પોતાની ઇચ્છાથી કાર્યને અસત્ય માનવાથી કારણને અસત્ય માને, તો તે વાદીના મતથી [1]અર્ધજરતીય ન્યાય પ્રાપ્ત થાય. અર્ધજરતીય ન્યાયની નિવૃત્તિ માટે જો કદાપિ કારણને પણ અસત્ય માને, તો તેના સિદ્ધાન્તને હાનિ પહોંચશે. સત્ય કારણથી અસત્ય કાર્યની ઉત્પત્તિ થાય છે. આ રીતે તેનો સિદ્ધાન્ત ખોટો ઠરશે. અસત્ય પદાર્થો જેવા કે, વંધ્યાપુત્ર તથા નરશૃંગ આદિ છે, તે અસત્ય પદાર્થથી પટ તૈલાદિ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવતી નથી, પણ સત્યરૂપ તંતુ તથા તલ આદિ કારણ છે, તે સત્યકારણથી પટ તૈલાદિ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવે છે. આથી અસત્ય પદાર્થમાં કારણપણું સંભવતું જ નથી.

શિષ્ય–તંતુ આદિ સત્યકારણ વિદ્યમાન હોવાથી પટાદિ કાર્યની ઉત્પત્તિ તથા તંતુ આદિ સત્ય કારણ અવિદ્યમાન હોવાથી પટાદિ કાર્યની અનુત્પત્તિ, આ રીતનું જે લોકોનું અન્વયવ્યતિરેક જ્ઞાન છે, તે જ્ઞાન જો યથાર્થ હોય તો તે જ્ઞાનથી કારણ વિશે સત્યરૂપ કાર્યની સિદ્ધિ થાય. પરંતુ જો અન્વયવ્યતિરેક જ્ઞાન ભ્રાંતિરૂપ હોય, તો તે ભ્રાંતિ જ્ઞાનવડે કારણની સત્યરૂપતા સિદ્ધ થાય નહિ.

ગુરૂ–આ લોકમાં જે જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, તે સંપૂર્ણ જ્ઞાનને ભ્રાંતિરૂપેજ જાણવું અને ધર્મીરૂપ વિષયને વિષય કરનાર જે જ્ઞાન, તે પ્રમાણરૂપ માનવું. શાસ્ત્રમાં કહ્યું છે કે, सर्वं ज्ञानं धर्मीण्यं भ्रांतं प्रकारे तु विपर्ययः પ્રમાણરૂપ તથા અપ્રમાણરૂપ અર્થાત્ પ્રમાણરૂપ પ્રસિદ્ધ જેટલું જ્ઞાન છે, તે સંપૂર્ણ જ્ઞાન ધર્મી અંશ વિશે પ્રમાણરૂપ છે. વળી દોષપણાથી તે જ્ઞાન જો કદાપિ અપ્રમાણરૂપ હોય, તો પણ કેટલાક અંશવિશે અપ્રમાણરૂપ

[1] પોતાની ઇચ્છાથી કોઇ અંગનું ગ્રહણ કરવું તથા કોઇ એક અંગનો ત્યાગ કરવો, આનું નામ અર્ધજરતીય ન્યાય.

હોય છે. ધર્મી અંશ વિશે તો કોઇ પણ જ્ઞાન અપ્રમાણરૂપ હોતું જ નથી. જેમ છીપમાં આ રીતનું જે અપ્રમાણ જ્ઞાન છે, તે ધર્મી અંશવિશે પ્રમાણરૂપ હોય છે. રૂપાના અંશવિશે તે જ્ઞાન અપ્રમાણરૂપ છે. ધર્મી અંશમાં જ્ઞાનનું પ્રમાણરૂપપણું અંગીકાર કરવું. તે *પૂર્વ પક્ષનો તથા †સિદ્ધાંત પક્ષનો નિર્ણય છે. જેમ કે આ તો રજ્જુ છે, એ રીતના રજ્જુરૂપી ધર્મીને વિષય કરવાવાળો જે પક્ષ તે સિદ્ધાન્ત પક્ષ.જો કદાપિ ધર્મી અંશમાં તે જ્ઞાનનું પ્રમાણરૂપ ન સ્વીકારીએ, તો તેના પૂર્વ પક્ષનો તથા સિદ્ધાન્ત પક્ષનો નિર્ણય થશે નહિ. આથી ધર્મી અંશમાં જ્ઞાનનું પ્રમાણરૂપ અવશ્ય અંગીકાર કરવું પડશે. જો ઘટાદિ કાર્યમાં તથા મૃત્તિકાદિ કારણમાં અત્યંત અસત્યરૂપતા હોય, તો સર્વ લોકોને પ્રત્યક્ષાદિ પ્રમાણવડે તે અસત્યરૂપપણું માલમ પડવું જોઇએ. કાર્ય કારણરૂપ જગતમાં અસ્મદાદિ જીવોને પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે અસત્યરૂપતા માલમ પડતી નથી, પણ સત્યરૂપ દેખાય છે. કાર્યરૂપે કરી તથા કારણરૂપે કરી પ્રસિદ્ધ જેટલું જગત્ છે, તે સર્વ જો કદાપિ વંધ્યાપુત્ર તથા શશલાના શિંગડાની માફક અત્યંત અસત્યરૂપ હોય, તો તે જગતની અસત્યરૂપતા સાક્ષી આત્મા સિવાય બીજા કોઇ પણ પ્રમાણવડે સિદ્ધ થઇ શકે નહી, અર્થાત્ આત્માથીજ અસત્યરૂપતા સિદ્ધ થાય એમ છે. આથી કાર્ય કારણરૂપ જગતને અસત્યરૂપે સિદ્ધ કરવાવાળો સાક્ષી આત્મા સત્યરૂપ જ સિદ્ધ થાય છે. જો કદાપિ આ કાર્ય કારણરૂપ જગત્ અત્યંત અસત્ય હોય, તો જેમ આ જીવોને ભ્રાંતિ વિના પ્રત્યક્ષાદિ પ્રમાણથી વંધ્યાપુત્ર તથા નરશૃંગની-શિંગડાની પ્રતીતિ હોતી નથી, તેમ ભ્રાંતિ વિના આ જીવોને પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે જગતની પ્રતીતિ હોવી જોઇએ નહિ. જેમ વંધ્યાપુત્રની તથા નરશૃંગની ભ્રાંતિમાં પ્રતીતિ થાય છે, તેમ જગતની પણ ભ્રાંતિમાં પ્રતીતિ થવી જોઇએ. જગતની પ્રતીતિ ભ્રાંતિદશાવિશે હોતી નથી સર્વ જીવોને પ્રત્યક્ષાદિ પ્રમાણવડે આ જગતની પ્રતીતિ થાય છે. આથી કાર્ય કારણરૂપ જગતમાં અત્યંત અસત્યરૂપતા સંભવતી નથી. આમ હોવાથી કાર્યનો અત્યંતાભાવ, કારણનો અત્યંતાભાવ તથા કાર્યકારણ બન્નેનો અત્યંતાભાવ, એ ત્રણે પક્ષ સંભવતા નથી જો કાર્ય કારણરૂપ જગત્ અત્યંત અસત્ય હોય, તો તેનો કોઇ પ્રત્યક્ષાદિ પ્રમાણ સાથે સંબંધ હોય નહિ. જેવી રીતે વંધ્યાપુત્ર અથવા નરશૃંગ અત્યંત અસત્ય હોવાથી તેમનો પ્રત્યક્ષાદિ પ્રમાણ સાથે ક્યાંહી સંબંધ હોતો નથી. વળી સંબંધ વિના પ્રત્યક્ષાદિ પ્રમાણ કોઇ પણ અર્થવાળા જ્ઞાનને ઉત્પન્ન કરતાં નથી. આ રીતે અસત્ય જગતનું કોઇ રીતે જ્ઞાન ન થાય.

શિષ્ય-જેમ વંધ્યાપુત્ર એવા શબ્દથી અસત્ય વંધ્યાપુત્રનું જ્ઞાન થાય છે, તેમ કાર્ય કારણરૂપ જગતનું પણ શબ્દપ્રમાણથી જ્ઞાન સંભવે.

ગુરુ-જે શબ્દનો જે અર્થમાં વાચ્ય વાચક ભાવ જે પુરૂષને ગ્રહણ કરે છે, તે શબ્દ તે પુરૂષને તે અર્થનો બોધ કરે છે. જેમ ઘટ એ શબ્દનો ઘટરૂપ વ્યક્તિવિશે ઘટ શબ્દનો વાચ્ય અર્થ છે. આ રીતનો વાચ્યવાચકરૂપ સંબંધ જે પુરૂષને ગ્રહણ કરે છે, તે પુરૂષને ઘટ શબ્દ, ઘટવ્યક્તિનો બોધ કરે છે. અર્થના સંબંધજ્ઞાનવિના શબ્દ કોઇપણ અર્થનો બોધ કરતો નથી. વંધ્યાપુત્રનો અર્થ અત્યંત અસત્ય છે, જેથી તે અત્યંત અસત્ય અર્થવિશે વંધ્યાપુત્ર એ શબ્દનો સંબંધ કોઇપણ પુરૂષને ગ્રહણ કરતો નથી, આ કારણથી વંધ્યાપુત્ર શબ્દથી વંધ્યાપુત્રનું જ્ઞાન સંભવે નહિ. જે વાદી વંધ્યાપુત્ર ઇત્યાદિ શબ્દોથી અસત્ય વંધ્યાપુત્રાદિકોનું જ્ઞાન અંગીકાર કરે છે, તે વાદી પણ તે અસત્ય પદાર્થના જ્ઞાનને પ્રમાણરૂપ માનતા નથી, પણ વિકલ્પરૂપે માને છે.

## બ્રહ્મમાં જગતની કારણતા.

શિષ્ય-જેમ વંધ્યાપુત્રાદિક અસત્ય પદાર્થોનું વિકલ્પજ્ઞાન થાય છે, તેમ કાર્ય કારણરૂપ જગતનું પણ વિકલ્પજ્ઞાન થવું જોઇએ

ગુરુ-જો તમે વંધ્યાપુત્રના જ્ઞાનની માફક જગતના જ્ઞાનને વિકલ્પરૂપે માનશો, તો જેમ વંધ્યા-

*ધર્મી પદાર્થના ખરા રૂપથી બહાર રહેલા જેટલા પદાર્થો છે, તે પદાર્થને વિષય કરનાર પક્ષનું નામ પૂર્વ પક્ષ. જેમ રજ્જુમાં સર્પ, દંડ, માળા, જળધારાદિ પદાર્થને વિષય કરનાર જે પક્ષ તે પૂર્વપક્ષ.

†ધર્મી પદાર્થને ખરારૂપે વિષય કરવો તે સિદ્ધાંત પક્ષ.

પુત્રના વિકલ્પ જ્ઞાનથી કોઇ જીવની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ થતી નથી, તેમ આ જગતના અજ્ઞાનથી પણ કોઇ જીવની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ નહી થાય. આ રીતે પ્રવૃત્તિ નિવૃત્તિ આદિ સર્વ વ્યવહારનો ક્ષય થશે. આથી વંધ્યાપુત્રના જ્ઞાનની માફક જગતના જ્ઞાનનું વિકલ્પપણું સંભવતું નથી, જે શબ્દપ્રમાણવડે વાદી અસત્ય પદાર્થને સિદ્ધ કરે છે, તે શબ્દરૂપ કાર્ય પણ કારણના સત્યરૂપને સિદ્ધ કરે છે, કારણ કે, આ લોકમાં વાક્ આદિ ઇન્દ્રિયોથી યુક્ત જે દેવદત્તાદિ પુરૂષોનું શરીર છે તે શરીરરૂપ સત્કારણથી શબ્દરૂપ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવે છે. પણ અસત્યરૂપે જે વંધ્યાપુત્રનું શરીર છે, તે અસત્ય શરીરથી શબ્દરૂપ કાર્યની ઉત્પત્તિ ક્યાંહી જોવામાં આવતી નથી. આ રીતે અસત્ય પદાર્થમાં કારણરૂપતા સંભવતી નથી.

શિષ્ય–કેવળ યુક્તિવડે જ હું કારણનું અસત્યરૂપ નથી માનતો, પણ સાક્ષાત્ શ્રુતિ કારણને અસત્યરૂપ કહે છે–જેમકે, असद्वा इदमग्र आसीत् ततो वै सदजायत આ દશ્યપ્રપંચ પોતાની ઉત્પત્તિ પહેલાં અસત્યરૂપ હતું તથા તે અસત્ય કારણથી આ સત્યરૂપ જગત્ ઉત્પન્ન થયું છે. આ રીતે શ્રુતિમાં અસત્ય કારણથી જગતની ઉત્પત્તિ કહી છે. તેથી શ્રુતિના અર્થની અનુપપત્તિવડે કલ્પેલી જે માયા, તેના બળથી હું અસત્યને જગતનું કારણ માનું છું.

ગુરૂ–તારા મતમાં જો કદાપિ વેદને પ્રમાણરૂપતા હોય, તો શ્રુતિના અર્થની અનુપપત્તિવડે કલ્પેલી માયાથી અસત્ય પદાર્થમાં કારણરૂપતા સિદ્ધ થાય, પણ તારા મતમાં તો વેદને પ્રમાણરૂપતા નથી, માટે શ્રુતિવડે અસત્ય પદાર્થમાં કારણરૂપતા સિદ્ધ થાય જ નહિ. જો વેદને પ્રમાણરૂપ ગણે, તો પણ તે વેદ ભગવાન્ કોઇ પણ સ્થળમાં કાર્યકારણરૂપે અસત્ય હોતા નથી. વળી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી કાર્ય કારણરૂપ જગત વિશે અસત્યરૂપતા પ્રતીત થતી નથી.

શિષ્ય–વેદમાં કોઇ પણ સ્થળે અસત્ય પદાર્થને કારણરૂપપણું નથી, એ તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે असद्वा इदमग्र आसीत् એ શ્રુતિ જગતના કારણને અસત્ય કહે છે.

ગુરૂ–આ શ્રુતિમાં જે અસત્ શબ્દ છે, તે અત્યંતાભાવ શૂન્યને જણાવતો નથી, પણ તે શબ્દ સ્થૂલ જગતની ઉત્પત્તિ પૂર્વે અવ્યાકૃત સૂક્ષ્મ અવસ્થા હતી, તે જણાવે છે. એ વચનનું કારણની અસત્યરૂપતામાં તાત્પર્ય નથી. જો તે શ્રુતિના વચનનું તાત્પર્ય કારણની અસત્યરૂપતાવિશે હોય તો કારણ જે સત્યરૂપ જણાવવા માટે છે, તે શ્રુતિવચનનો વિરોધ આવશે શ્રુતિમાં કહ્યું છે કે, सदेव सौम्येदमग्र आसीत् આ દશ્ય પ્રપંચ પોતાની ઉત્પત્તિ પૂર્વે સત્યરૂપ હતું એ શ્રુતિમાં કારણની સત્યરૂપતા કહી, તેનો વિરોધ આવશે. આ રીતે કારણનો તથા કાર્યનો અભાવ જગતનું કારણ નથી.

જેમ કારણના અભાવવિશે તથા કાર્યના અભાવવિશે જગતની કારણતા સંભવતી નથી, તેમ બ્રહ્મમાં પણ જગતની કારણતા સંભવતી નથી. બ્રહ્મ શબ્દનો મુખ્ય અર્થ એ છે કે, દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદ રહિત તેમજ સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત સર્વથી જે અધિક વસ્તુ, તે બ્રહ્મ કહેવાય. આનંદસ્વરૂપ બ્રહ્મમાં જગતનું કારણપણું સંભવે નહિ. यतो वा इमानि भूतानि जायन्ते બ્રહ્મથી આ સંપૂર્ણ ભૂત ભૌતિક જગત્ ઉત્પન્ન થયું છે. આ રીતે અનેક શ્રુતિ સ્મૃતિમાં બ્રહ્મને જગતનું કારણ કહેલ છે જો બ્રહ્મને કારણ ન માનીએ તો તે શ્રુતિસ્મૃતિ અસત્ય કહેવાય.

જે શ્રુતિમાં બ્રહ્મને જગતનું કારણ કહ્યું છે, તે શ્રુતિવચનમાં નિર્વિકાર અદ્વિતીય બ્રહ્મને જગતનું કારણ કહ્યું નથી. પણ બ્રહ્મ શબ્દનો ગૌણ અર્થ જે આકાશાદિ છે, તેમાં જગતની કારણતા કહી છે. જેમ ભૌતિક પ્રપંચ ઉત્પત્તિવાળું છે, તેમ આકાશાદિ પણ ઉત્પત્તિવાળું છે. માટે આકાશાદિ વિશે પણ કોઇને કારણ માનવું જોઇએ. વળી आत्मन आकाशः संभूतः એ શ્રુતિમાં આત્માથી જ આકાશની ઉત્પત્તિ કહી છે, એટલે આકાશાદિની કારણતા બ્રહ્મમાં જ સંભવે છે. વાસ્તવિક રીતે અદ્વિતીય નિર્વિકાર બ્રહ્મવિશે કોઈ પદાર્થની કારણરૂપતા નથી. વળી શ્રુતિ તથા સ્મૃતિઓમાં બ્રહ્મને જગતનું કારણ કહ્યું છે. અદ્વિતીય બ્રહ્મમાં તેની સમીપ રહી કારણની પ્રતીતિ કરાવનારી અનાદિ

કારણની કલ્પના કોઇ બીજી જ માનવી જોઇએ. કારણ વિના જગત્ ઉત્પન્ન થયું છે, અભાવથી થયું છે, અથવા અદ્વિતીય બ્રહ્મથી થયું છે, આ ત્રણે પક્ષોમા ઉપર કહેલાં સર્વ દૂષણો આવે છે. તેથી તે ત્રણે પક્ષો ખોટા છે. એ ત્રણ કારણોથી જૂદો કોઇ બીજો પદાર્થ આ જગતનું કારણ છે. તે કારણ કોણ છે? તેનો આપણે વિચાર કરવો જોઇએ. પણ આ સંપૂર્ણ જગતના કારણપણાનો વિચાર કરતા પહેલાં આપણા આ સ્થૂલ શરીરના કારણનો વિચાર કરવો જોઇએ. આ સ્થૂલ શરીર શા માટે ઉત્પન્ન થયું હશે?

## સ્થૂળ શરીરના કારણનો વિચાર.

શિષ્ય—હે ભગવન્! પિતાના વીર્યથી આ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થાય છે, એમ સર્વ કોઇ જાણે છે. માટે એ સર્વ લોકપ્રસિદ્ધ વાતનો વિચાર કરવો વ્યર્થ છે.

ગુરૂ—ત્વચા, રૂધિર, માંસ, મેદ, હાડકાં, મજ્જા તથા વીર્ય, એ સાત ધાતુઓમાં છેલ્લી ધાતુ વીર્ય જો કદાપિ સ્થૂલ શરીરની ઉત્પત્તિ હોય, તો પુરૂષના શરીરમાં રહેલા વીર્યથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ, પણ પુરૂષના શરીરમાં રહેલા વીર્યથી શરીરની ઉત્પત્તિ થતી નથી આ કારણથી વીર્યમા સ્થૂલ શરીરની કારણતા સંભવતી નથી.

શિષ્ય—હે ભગવન્! ત્વચાદિ ધાતુઓની સાથે મળેલા વીર્યથી જો કે સ્થૂલ શરીરની કારણતા નહિ હોય, છતાં તે ત્વચાદિ ધાતુઓથી વીર્ય ભિન્ન થાય છે ત્યારે તે વીર્ય સ્થૂલ શરીરનું કારણ બને છે

ગુરૂ—ત્વચાદિ ધાતુઓથી ભિન્ન થયલું વીર્ય જો સ્થૂલ શરીરનું કારણ હોય તો કામરૂપ અગ્નિના તાપથી સર્વ ધાતુઓથી છૂટા પડેલા અને હૃદયવિશે રહેલા વીર્યથી શરીરની ઉત્પત્તિ થવી જોઇએ. પણ તેમ થતું નથી, માટે વીર્ય સ્થૂલ શરીરનું કારણ નથી.

શિષ્ય—પુરૂષના શરીરનેવિશે રહેલું વીર્ય સ્થૂલ શરીરની ઉત્પતિ નથી કરતું, પણ તે વીર્ય ઉપસ્થ ઇંદ્રિયદ્વારા પુરૂષના શરીરમાથી બહાર નીકળે છે ત્યારે શરીરનું કારણ બને છે.

ગુરૂ—જો પુરૂષના શરીરથી બહાર નીકળેલું વીર્ય શરીરનું કારણ હોય તો નિદ્રામાં પુરૂષની ઉપસ્થ ઇન્દ્રિયદ્વારા જે વીર્ય નીકળે છે તેથી પણ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તેમ થતું નથી. માટે વીર્ય શરીરનું કારણ નથી.

શિષ્ય—સ્ત્રીના સંભોગમાં પુરૂષના શરીરમાંથી જે વીર્ય બહાર નીકળે છે, તે સ્થૂલ શરીરનું કારણ છે.

ગુરૂ—સ્ત્રીના સંભોગમાં પુરૂષના શરીરમાંથી નીકળેલું વીર્ય જો સ્થૂલ શરીરનું કારણ હોય તો સ્વપ્નામાં સ્ત્રીની સાથે સંભોગ થવાથી પુરૂષના શરીરમાંથી જે વીર્ય નીકળે છે, તેથી પણ સ્થૂલ શરીરની ઉત્પતિ થવી જોઇએ, પણ તેમ થતું નથી.

શિષ્ય—જાગ્રત અવસ્થામાં સ્ત્રીના સંભોગ વખતે પુરૂષના શરીરમાંથી જે વીર્ય નીકળે છે, તેથી શરીરની ઉત્પત્તિ થાય છે.

ગુરૂ—જાગ્રત અવસ્થામાં સ્ત્રીના સંભોગ વખતે પુરૂષના શરીરમાંથી નીકળેલા વીર્યથી જો સ્થૂલ શરીરની ઉત્પત્તિ થતી હોય તો બાળક સ્ત્રી તથા વૃદ્ધ સ્ત્રીની સાથ સંભોગ થવાથી જે વીર્ય બહાર નીકળે છે, તેથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તેમ થતું નથી

શિષ્ય—તરૂણ સ્ત્રી સાથ સંભોગ કરવામાં જે વીર્ય પુરૂષના શરીરમાંથી નીકળે છે, તેથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થાય છે.

ગુરૂ—જો જુવાન સ્ત્રી સાથ સંભોગ વખતે નીકળતા વીર્યથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થતી હોય તો યૌવન અવસ્થાવાળી વાંઝણી સ્ત્રીની સાથે સંભોગથી નીકળેલા વીર્યથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તેમ થતું નથી

શિષ્ય—હે ભગવન્! જે સ્ત્રીમાં ગર્ભ ધારણ કરવાની શક્તિ હોય, તે સ્ત્રીની સાથ સંભોગમાં જે વીર્ય પુરૂષના શરીરમાથી નીકળે છે તેથી ઉત્પત્તિ થાય છે બીજું વંધ્યા સ્ત્રીમાં તો ગર્ભ ધારણ કરવાની શકિત નથી, માટે તેના સંભોગ વખતે બહાર નીકળેલા વીર્યથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થતી નથી.

ગુરૂ—ગર્ભ ધારણ કરવા વિશે સમર્થ જુવાન સ્ત્રીના સંભોગમાં પુરૂષના શરીરમાથી નીકળેલું વીર્ય

જો સ્થૂલ શરીરનું કારણ હોય તો તે સ્ત્રીના સંભોગવડે કામી પુરૂષનું દરરોજ વીર્ય નીકળે છે, માટે દરરોજ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તેવી રીતે થતું નથી. વળી જો માતાપિતા વિશે સ્થૂલ શરીરની કારણતા હોય તો તે વીર્યદ્વારા છે. પણ જો વીર્યમાં સ્થૂલ શરીરની કારણતા રહી નથી, તો માતાપિતાવિશે તેની કારણતા કેવી રીતે હોઇ શકે? આ રીતે વીર્ય વિદ્યમાન હોવા છતાં પણ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થતી નથી.

માંકડ આદિ જે સ્વેદજ–પરસેવાથી ઉત્પન્ન થનાર છે તથા વૃક્ષાદિ જે ઉદ્ભિજ્જ–જમીનમાંથી ઉગી નીકળનાર છે, તે બન્ને સ્વેદજ તથા ઉદ્ભિજ્જ પુરૂષના વીર્ય વિના જ ઉત્પન્ન થાય છે. આ રીતે પુરૂષના વીર્યમાં જ સ્થૂલ શરીરની કારણતા છે, એમ કહી શકાય નહિ.

જો પુણ્ય પાપરૂપ કર્મમાં શરીરનું કારણપણું અંગીકાર કરીએ તો તે પણ યુક્ત નથી. શરીરના કારણરૂપ જે પુણ્ય પાપરૂપ કર્મ છે, શું તે કર્મનું કારણ, શુદ્ધ આત્મા અથવા આ સ્થૂલ શરીર, છે? શુદ્ધ આત્મા જો કર્મનું કારણ હોય, તો આત્મજ્ઞાનથી જે પુરૂષનો મોક્ષ થાય છે, તે મુક્ત પુરૂષનો શુદ્ધ આત્મા વિદ્યમાન હોય છે. આથી મુક્ત પુરૂષનો શુદ્ધ આત્મા પણ પુણ્ય પાપરૂપ કર્મને ઉત્પન્ન કરશે તથા તે પુણ્ય પાપરૂપ કર્મથી સુખદુઃખરૂપ ફળ ભોગવશે. વળી જો પુરૂષ પુણ્ય પાપરૂપ કર્મનો કર્તા હોય તથા તે ફળનો ભોક્તા હોય,તો તે પુરૂષ મુક્તિ નહિ પામે પણ બંધને પામે. આ રીતે શુદ્ધ આત્મામાં કર્મોનાં કારણતા માનવાથી કોઇ પણ પુરૂષને મોક્ષની પ્રાપ્તિ થાય નહિ.વળી જો સ્થૂલ શરાર તે કર્મનું કારણહોય, એમ વાદી કહે તો તેને પૂછવું કે, તે કર્મોના કારણરૂપ જે સ્થૂલ શરીર છે, તે શરીરનું કયું કારણ છે? પુણ્ય પાપરૂપ કર્મો તે સ્થૂલ શરીરનું કારણ છે અથવા પુણ્ય પાપથી ભિન્ન કોઇ બીજો પદાર્થ શરીરનું કારણ છે? પુણ્ય પાપરૂપ કર્મ સ્થૂલ શરીરનું કારણ સંભવે નહિ કારણ, જ્યારે પ્રથમ પુણ્ય પાપરૂપ કર્મ ઉત્પન્ન થાય છે ત્યારે તે કર્મોથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થાય છે. વળી પ્રથમ આ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થઇ, પછી સ્થૂલ શરીરથી તે કર્મોની ઉત્પત્તિ થાય છે. આ અન્યોન્યાશ્રય નામનો દોષ પ્રાપ્ત થશે. હવે પુણ્ય પાપરૂપ કર્મથી ભિન્ન કોઇ બીજો જ પદાર્થ સ્થૂલ શરીરનું કારણ છે, એમ વાદી કહે તો તેણે સ્થૂલ શરીરનું સૂક્ષ્મ શરીર કારણ માન્યું કહેવાય, માટે તેને પૂછવું કે, તે સૂક્ષ્મ શરીર કોઇ એક સ્થૂલ શરીરનું કારણ છે કે તે સૂક્ષ્મ શરીર સર્વ સ્થૂલ શરીરનું કારણ છે? સૂક્ષ્મ શરીર કોઇ એક સ્થૂલ શરીરનું કારણ છે, એમ કહેવું સંભવી શકશે નહિ. કારણ કે, જે પદાર્થ જે કાર્યના કોઇ એક કાર્યને ઉત્પન્ન કરે, તે પદાર્થ તે કાર્યનું કારણ થાય નહિ. કારણ કે તે પદાર્થ વિના પણ કાર્ય સિદ્ધ થઇ શકે છે. જેમ કુંભાર, ગધેડો વગેરે, જો કે ઘટવ્યક્તિનું કારણ છે, છતાં તે ઘટનું કારણ કહેવાય નહિ. કેમકે ગધેડાવિના પણ ઘટની ઉત્પત્તિ થઇ શકે છે. તેવી જ રીતે કોઈ એક સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરનાર સૂક્ષ્મ શરીર વિના પણ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થાય છે. વળી સૂક્ષ્મ શરીર સર્વ સ્થૂલ શરીરોનું કારણ છે, એમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે, જો સૂક્ષ્મ શરીરમા સર્વ સ્થૂલ શરીરોનું કારણ હોય તો જેમ દેવદત્ત નામના પુરૂષના સૂક્ષ્મ શરીરથી દેવદત્ત નામના પુરૂષનું સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે, તેમ જ તે દેવદત્ત નામના પુરૂષના સૂક્ષ્મ શરીરથી યજ્ઞદત્ત નામના પુરૂષના સ્થૂલ શરીરની ઉત્પત્તિ થવી જોઇએ. પણ દેવદત્ત નામના પુરૂષના સૂક્ષ્મ શરીરથી યજ્ઞદત્ત નામના પુરૂષના સ્થૂલ શરીરની ઉત્પત્તિ થતી નથી. સૂક્ષ્મ શરીર જો સ્થૂલ શરીરનું કારણ હોય, તો સૂક્ષ્મ શરીરથી સ્થૂલની ઉત્પત્તિ થઇ કહેવાય અને વાદીએ સ્વીકારેલાં પુણ્ય પાપરૂપ કર્મમાં સ્થૂલ શરીરનું કારણપણું વ્યર્થ જાય.

વળી જેમ સ્થૂલ શરીર ઉત્પત્તિવાળું છે, તેમ સૂક્ષ્મ શરીર પણ ઉત્પત્તિ ધર્મવાળું છે. આથી સૂક્ષ્મ શરીરનું પણ કોઇ કારણ માનવું જોઇએ હવે જો વાદી અજ્ઞાનને સૂક્ષ્મ શરીરનું કારણ માને, તો અજ્ઞાનથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થઇ શકે તથા તે રીતે સ્થૂલ શરીર અને અજ્ઞાન, એ બેમાં સૂક્ષ્મ શરીરનો અંગીકાર કરવો મિથ્યા ઠરે. વળી અજ્ઞાન પુણ્ય પાપરૂપ કર્મોની અપેક્ષા વિના જ સૂક્ષ્મ

શરીરનું કારણ થાય છે, અથવા તે પુણ્ય પાપરૂપ કર્મની અપેક્ષાવાળું થઇ, સૂક્ષ્મ શરીરનું કારણ બને છે? જો પ્રથમ પક્ષ સ્વીકારીએ તો તે ખોટો છે. કારણ, પુણ્ય પાપરૂપ કર્મની અપેક્ષા વિનાજ અજ્ઞાન જેમ સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ કરે છે, તેમ તે નિરપેક્ષ જ્ઞાન સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરશે. અજ્ઞાન પુણ્ય પાપરૂપ કર્મની અપેક્ષાવાળું થઇ, સૂક્ષ્મ શરીરનું કારણ બને છે, એમ કહેવું પણ સંભવશે નહી. કારણ પુણ્ય પાપાદિ કાર્યોની વાસનાવાળું અજ્ઞાન જેમ સૂક્ષ્મ શરીરનું કારણ છે, તેમ તે સ્થૂલ શરીરનું પણ કારણ હોઇ શકે, માટે સૂક્ષ્મ શરીરમાં સ્થૂલ શરીરનું કારણ માનવું મિથ્યા છે. પુણ્ય પાપરૂપ કર્મોની વાસનાઓને જ જો કદાપિ સૂક્ષ્મ શરીરનું કારણ માનીએ, તો રેંટની માફક અનવસ્થાદોષ પ્રાપ્ત થાય. કારણ સંસ્કાર એ જ વાસના છે. વાસનારૂપ સંસ્કારનો નાશ પુણ્ય પાપરૂપી કર્મના ભોગથી થાય છે. જે વસ્તુ પૂર્વે વિદ્યમાન હોય, તેનો નાશ સંભવી શકે. પરંતુ પૂર્વે અવિદ્યમાન વસ્તુનો નાશ હોય નહિ. આથી વાસનારૂપ સંસ્કાર પહેલાં પુણ્ય પાપરૂપ કર્મનું અસ્તિત્વ અવશ્ય સ્વીકારવું પડશે. આમ થવાથી પુણ્ય પાપરૂપ કર્મથી વાસનારૂપ સંસ્કાર ઉત્પન્ન થાય છે. સંસ્કારથી સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થાય છે, અને સૂક્ષ્મ શરીરથી સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે તથા સ્થૂલ શરીરથી પુણ્ય પાપરૂપ કર્મો ઉત્પન્ન થાય છે. આ રીતે ઘટમાળ યંત્રની માફક અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. હવે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયેલા સ્થૂલ શરીરનું જગત કારણ માલમ પડતું નથી, તો સર્વ જગતના કારણનો નિશ્ચય કેવી રીતે થાય? કોઇ કહે કે, મારૂં શરીર અન્નથી થયું છે, તો તે પણ સંભવી શકશે નહિ. કારણ કે. સ્થૂલ શરીરની ઉત્પત્તિ પહેલાં કોઈ જીવ અન્નનું ભક્ષણ કરતો નથી, પરંતુ સ્થૂલ શરીરની ઉત્પત્તિ થયા પછી જ શરીરની તૃપ્તિ તથા પુષ્ટિ અર્થે સર્વ જીવ અન્નનું ભક્ષણ કરે છે.

## શરીરસ્થિતિના કારણનો વિચાર.

જેમ શાલી યવાદિ અન્ન શરીરની ઉત્પત્તિનું કારણ નથી, તેમ તે શરીરના જીવનનું પણ કારણ નથી. જો કદાપિ અન્ન પ્રાણીના જીવનનું કારણ હોય, તો અન્ન હોવા છતા પ્રાણીનું મૃત્યુ થવું જોઇએ નહિ. માટે અન્નમાં જીવનનું કારણ સંભવતું નથી. ઉલટું અન્નના દોષથી તો શરીરને નાના પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે તથા તે વ્યાધિઓથી જીવનું મૃત્યુ થાય છે. આમ ચિકિત્સા શાસ્ત્રમાં વ્યાધિની ઉત્પત્તિરૂપ અન્નને જીવોના મૃત્યુનું કારણ કહ્યું છે. જેમ પુરૂષના જીવનનું કારણ અન્ન નથી, તેમ બીજા વિષયો પણ પુરૂષના જીવનનું કારણ નથી. વિષયોની પ્રાપ્તિથી પુરૂષનું મરણ થાય છે. સ્ત્રીરૂપ વિષયની પ્રાપ્તિથી કામી પુરૂષના હૃદયમાં પરમ તાપ ઉત્પન્ન થાય છે. આથી સ્ત્રીરૂપ વિષયની પ્રાપ્તિ પુરૂષના દુઃખનું કારણ છે. વળી જે રોગી પુરૂષ પોતાના શરીરમાં ઘંટાનાદની માફક પ્રાણવાયુના શબ્દને સાંભળે છે, તે રોગી થોડા કાળમા મૃત્યુ પામે છે. આ પ્રમાણે નિમિત્ત શાસ્ત્ર જાણવાવાળા પુરૂષોએ કહ્યું છે. તેથી શબ્દાદિક વિષયો પણ જીવના મરણનું કારણ છે.

વેદના અર્થને જાણવાવાળા વિદ્વાન્ પુરૂષો કહે છે કે, કામી પુરૂષ શાસ્ત્રની મર્યાદા છોડી, રાત દિવસ પોતાની સ્ત્રીમાં વીર્યનો ત્યાગ કરે છે. કામી પુરૂષને આથી પાપ લાગે છે, તથા પાપકર્મથી તે કામી પુરૂષ જલદી મૃત્યુ પામે છે. વળી પર સ્ત્રીમાં તો એકવાર વીર્યનો ત્યાગ કરવાથી પણ કામી પુરૂષને પાપ લાગે છે, તથા તે પાપકર્મથી પરસ્ત્રીગામી પુરૂષ જલદી મૃત્યુ પામે છે. શ્રુતિમાં કહ્યું છે કે, प्राणं वा एते प्रस्कंदंति ये दिवा रत्या संयुज्यते જે પુરૂષ પોતાની સ્ત્રી સાથે દિવસે સંગ કરે છે, તે પોતાના પ્રાણનો નાશ કરે છે સ્મૃતિમાં કહ્યું છે કે. परदारा न गंतव्या सर्ववर्णेषु कर्हिचित् । नहीदृशमनायुष्यम् त्रिषु लोकेषु विद्यते ॥ બ્રાહ્મણ, ક્ષત્રિય. વૈસ્ય તથા શૂદ્ર, એ ચાર વર્ણમાં કોઇ પણ પુરૂષે પરસ્ત્રીગમન કરવું નહિ કારણ કે, ત્રણ લોકમાં પરસ્ત્રીગમન જેટલું પુરૂષના આયુષ્યને હાનિ કરનાર બીજું કાઇ પણ કર્મ નથી. વળી યોગશાસ્ત્ર જાણવાવાળા વિદ્વાન્ પુરૂષોએ કહ્યું છે કે, જેમ આ લોકમાં જે ઝાડનો રસ બહાર નીકળતો નથી, તે ઝાડ લાંબા સમય સુધી રસના

પ્રભાવવડે રહે છે, પણ જે વૃક્ષનો રસ બહાર નિકળી જાય છે, તે વૃક્ષનો થોડા સમયમાં મૂળ સહિત નાશ થાય છે, તેમ જે પુરૂષનો કસ શરીરની બહાર નથી નીકળતો, તે પુરૂષ વીર્યના પ્રભાવથી કામદેવની માફક સુંદર કાન્તિવાળો રહે છે તથા લાંબું આયુષ્ય ભોગવે છે. જે પુરૂષનો વીર્યરૂપી રસ શરીરની બહાર નીકળે છે, તે જલદી મૃત્યુ પામે છે. વૃક્ષની શાખા તથા સ્કંધમાં રહેલો રસ જતો રહેવા છતાં તે વૃક્ષ નાશ પામતું નથી, પણ વૃક્ષના મૂળમાં રહેલો રસ નીકળે છે, ત્યારે તે જલદી નાશ પામે છે. તેમ પુરૂષના હસ્ત પાદાદિ અંગમાં રહેલા રૂધિરાદિ રસનું નીકળવું થાય છે, ત્યાંસુધી તે પુરૂષ નાશ પામતો નથી, પણ જ્યારે પુરૂષના મસ્તક વિશે રહેલો વીર્યરૂપી રસ નીકળી જાય છે, ત્યારે તે પુરૂષ જલદી નાશ પામે છે. આથી રૂધિરાદિ સપ્ત ધાતુઓથી વીર્યરૂપ સાતમી ધાતુ શ્રેષ્ઠ છે. જેમ પિપ્પલાદિ વૃક્ષને મૂળ હોય છે તેમ શરીરરૂપ વૃક્ષને મસ્તક મૂળ છે. શ્રુતિમાં કહ્યું છે કે, ऊर्ध्वमूलो ह्यर्वाक् शाख एषोऽश्वत्थः सनातनः અશ્વત્થાદિ વૃક્ષોનું મૂળ નીચે હોય છે તથા શાખા ઉપર હોય છે. પણ પુરૂષનું મૂળ ઉંચે અને હસ્તાદિ શાખાઓ નીચે હોય છે જેમ વૃક્ષના મૂળમાં મધ્ય ભાગ હોય છે, તેમ પુરૂષના મસ્તકરૂપ મૂળમાં *મસ્તિષ્ક નામે એક મધ્યભાગ છે. જેમ વૃક્ષના મૂળના મધ્ય ભાગમાં રહેલો રસ તે વૃક્ષના જીવનનું કારણ છે, તેમ પુરૂષના મસ્તકરૂપ મૂળના મસ્તિષ્ક ભાગવિશે રહેલું વીર્ય પુરૂષના જીવનનું કારણ છે. આ મસ્તિષ્ક પુરૂષના દશમા દ્વારને અટકાવવાવાળું છે ચંદ્રમાના બિંબ સરખો તેનો શ્વેત વર્ણ છે, સંપૂર્ણ નાડીરૂપ સૂત્રને તે ધારણ કરે છે. તેની અંદર કમળ પત્રની માફક હજાર સ્થૂલ નાડીઓ છે, જે પાંખડીવાળા કમળને બનાવે છે. વળી આ મસ્તિષ્ક નામની જગ્યામાં જીવરૂપ હંસ, ગંગા યમુનાનો ત્યાગ કરી પશ્ચિમ દિશાએ વહેનારી સરસ્વતીનો માર્ગ ગ્રહણ કરે છે. જીવરૂપ હંસ માનસ સરોવરમાં નિવાસ કરનાર છે. આમાં ઇડા નામની વામ નાડી તે ગંગા અને પિંગળા નામની દક્ષિણ નાડી તે યમુના કહેવાય છે. વળી તે બેઉ નાડીઓના મધ્યમાં સુષુમ્ના નામે નાડી છે, જેને સરસ્વતી કહેવામાં આવે છે. સ્વરોદય શાસ્ત્રમાં કહ્યું છે કે, इडागंगेति विज्ञेया पिंगला यमुना नदी । मध्ये सरस्वती विद्यात्प्र' यागादि समस्तयोः ॥ ઇડા નામે વામ નાડી ગંગારૂપ છે, પિંગલા નામે દક્ષિણ નાડી યમુનારૂપ છે તથા આ બેઉના મધ્યમાં રહેલી સુષુમ્ના નાડી સરસ્વતીરૂપ છે. આ ત્રણેનો સંગમ પ્રયાગસમાન છે. શરીરમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધિ તથા આજ્ઞા, આ રીતે છ ચક્રો છે. આ છ ચક્રનું ફરવાનું સ્થાન કુંડલીની નામે નાડી છે. તે ચક્રરૂપ માર્ગનું જ્ઞાન ગુરૂની કૃપા વગર કોઇને થતું નથી. ગુરૂની કૃપા વગરનો જીવરૂપ હંસ જ્યાં સુધી છ ચક્રરૂપ માર્ગને જાણતો નથી ત્યાં સુધી તે શરીરની અનેક નાડીઓમાં વારંવાર ભ્રમણ કરે છે તથા તે નાડીઓમાં રહી અન્નના સ્થૂલ સૂક્ષ્મ રસોને ભોગવે છે. એ જીવરૂપ હંસથી ઉંચું ઉડાતું નથી, અર્થાત્ જેમ સરોવરમાં રહેલા હંસને જ્યાં સુધી આકાશમાં જવાનો માર્ગ અટકેલો હોય છે, ત્યાં સુધી તે જળમાં જ ભટકે છે, જળમાંના પદાર્થોનું ભક્ષણ કરે છે તથા તે ત્યાં જ રહે છે; તેમ મોક્ષના માર્ગરૂપ સુષુમ્ના નાડીને જે જીવરૂપ હંસ નથી જાણતો, તે વારંવાર આ સંસારમાં ભ્રમણ કર્યા કરે છે. સુષુમ્ના નાડીરૂપ માર્ગવડે જીવરૂપ હંસ જે મસ્તિષ્કમાં પ્રવેશ કરે છે, તેમાં વીર્યરૂપ સાતમી ધાતુ છે એ સાતમી ધાતુ ત્વગાદિ છ ધાતુઓના સારરૂપ છે. તથા તે શરીરમાં ત્રણ પ્રકારના પરિણામને પામે છે કામ દોષથી રહિત જીવોના હૃદયકમળમાં રહેલું વીર્ય તથા હસ્ત પાદાદિમાં રહેલું સામાન્ય વીર્ય, તે બળરૂપે કરી પહેલા પ્રકારના પરિણામને પામે છે. આ બળથી સર્વ વૈરીઓને તેનો ભય લાગે છે. મસ્તિષ્કમાં રહેલું સામર્થ્યરૂપ દ્રવ્ય બીજા પ્રકારના પરિણામને પામે છે જે સામર્થ્યથી શરીર લાંબા સમય સુધી ટકી શકે છે. કામરૂપ અગ્નિવડે ક્ષોભ પામવા છતાં જે વીર્યનો અટકાવ થાય છે તથા જે અધિકપણાને પામે છે, તે ઓજ નામની આઠમી ધાતુરૂપ ત્રીજા પરિણામને પામે છે. આ ઓજથી પુરૂષ નીરોગી રહે છે.

*પુરૂષના મસ્તકમાં રહેલો શ્લેષ્મથી ભરેલો માંસનો પિંડ.

## અબ્રહ્મચર્યના દોષો.

આ જીવની સાતમી ધાતુરૂપ વીર્ય જ્યાં સૂધી શરીરની બહાર નીકળે છે, ત્યાં સૂધી પૂર્વે કહેલું ફળ તેને પ્રાપ્ત થતું નથી. માટે ફળની પ્રાપ્તિ માટે અધિકારી પુરૂષે મંત્ર, ઔષધિ, ધ્યાન ઇત્યાદિ ઉપાયોએ કરી વીર્યને શરીરની બહાર નીકળવા દેવું નહી. જેમ અગ્નિનો સંબંધ થવાથી વૃક્ષનો રસ બહાર નીકળે છે, તેમ સ્ત્રીરૂપ અગ્નિનો સંબંધ થવા છતાં પુરૂષરૂપ વૃક્ષના વીર્યનો રસ જ્યાં સૂધી બહાર નથી નીકળતો, ત્યાં સૂધી તે વીર્યનો અટકાવ જાણવો. આ રીતે વીર્યના અટકાવવાથી યોગી પુરૂષની આકાશવિશે ગમનાદિ સિદ્ધિ પૂર્ણ થાય છે. વીર્યનો પરિત્યાગ કરનારા ભોગી પુરૂષને આ ફળ કદી મળતું નથી. વીર્યનો નાશ થવાથી ભોગી પુરૂષોનો જલદી નાશ થાય છે. અગ્નિના સંબંધથી જે વૃક્ષનો રસ એકવાર બહાર નીકળે છે, તે વૃક્ષ જ્યારે જલદી નાશ પામે છે, ત્યારે અનેકવાર અગ્નિનો સંબંધ થવાથી જે વૃક્ષનો રસ અનેક વાર બહાર નીકળતો હોય, તે વૃક્ષ જલદી નાશ પામવું જ જોઇએ. આ રીતે પુરૂષની બાબતમાં પણ જાણવું. આથી પુરૂષે અનેક ઉપાયો કરી વીર્યનો નિરોધ કરવો. આ પ્રમાણે યોગશાસ્ત્રમાં સ્ત્રીનો સંગ પુરૂષના મૃત્યુનું કારણ ગણ્યો છે. જેમ સ્ત્રીનો સંગવિષય જીવના મરણનું સાધન છે,તેમ ચંદન કર્પૂરાદિથી યુક્ત નાના પ્રકારના લેપથી પણ પુરૂષના શરીરમાં શીત,વાત, કફ તથા સંન્નિપાતાદિક રોગો ઉત્પન્ન થાય છે, જેથી પુરૂષ શીઘ્ર મરણ પામે છે. તેમ જ નેત્રાદિક ઇન્દ્રિયોને રૂપાદિ વિષય છે, તે વિષય પણ જીવના મૃત્યુનું કારણ છે. રૂપાદિ વિષય મેળવવાની ઇચ્છાવાળા દુર્જન મનુષ્યો તથા સિંહ સર્પાદિ પણ પુરૂષના મૃત્યુનું કારણ છે. અર્થાત્ જ્યારે નેત્રાદિ ઇન્દ્રિયનો રૂપાદિ વિષય શરીરના વિષયનું કારણ નથી ત્યારે તે રૂપાદિ વિષયો આ શરીરની ઉત્પત્તિનું કારણ કેવી રીતે હોઇ શકે ? પ્રાણોનો શ્વાસ પ્રશ્વાસરૂપ વ્યાપાર આ શરીરના જીવનનું કારણ છે, એમ કહેવું યુક્ત નથી. કારણ વૃક્ષાદિ સ્થાવર શરીરોમાં પ્રાણનો વ્યાપાર કોઇના જોવામાં આવતો નથી, છતાં તે વૃક્ષાદિ જીવતું છે, એમ આપણે જાણીએ છીએ. મનુષ્યાદિ જંગમ શરીર પણ મૂર્છાવસ્થામાં પ્રાણના વ્યાપારથી રહિત હોવા છતાં જીવતાં કહેવાય છે. આ રીતે પ્રાણોનો શ્વાસપ્રશ્વાસરૂપ વ્યાપાર પણ શરીરનું કારણ નથી.

શિષ્ય–હે ભગવન્ ! જઠરાગ્નિ તથા રૂધિર એ બે શરીરના જીવનનું કારણ છે.

ગુરૂ–કેટલાક રોગી પુરૂષોની નાડીનું શસ્ત્રવડે છેદન કરવા છતાં તેમાંથી રૂધિર નીકળતું નથી તથા કેટલાક રોગી પુરૂષોના શરીરનો સ્પર્શ કરવા છતાં પણ શરીરમાં ઉષ્ણતા દેખાતી નથી. છતાં તે રોગી પુરૂષ જીવતો જણાય છે–આ કારણથી રૂધિર તથા જઠરાગ્નિ બેઉ પુરૂષના જીવનના કારણ નથી. આ રીતે સર્વ પ્રાણીઓ કયા પદાર્થવડે જીવે છે, તેનો આપણાથી નિશ્ચય થઇ શકયો નહિ તો શરીરની ઉત્પત્તિનું કારણ આપણે કેવી રીતે નિશ્ચય કરી શકીએ ?

## શરીરના આધારનો વિચાર.

આપણું શરીર શાના આધારે રહ્યું છે, તે આપણે જાણતા નથી. પ્રત્યક્ષ ભૂમિ તેનો આધાર છે એમ કોઇ કહે તો બીજો પ્રશ્ન એવો થાય કે, ભૂમિ શા આધારપર રહી છે તથા તે ભૂમિનો આધાર પણ શા પર રહ્યો છે. આ પ્રમાણે ઉત્તરોત્તર આધારની

કલ્પના કરવાથી વિચારમાં અનવસ્થા દોષ આવે છે. માટે ભૂમિ શરીરનો આધાર નથી. શરીરમાં ફેરફાર થયા વિના ચિત્તની ગતિ નાના પ્રકારની જોવામાં આવે છે. આથી શરીરનો આધાર તે ચિત્તનો આધાર સંભવે નહિ. શરીરના આધારથી ભિન્ન કોઇ ચિત્તનો આધાર હોવો જોઇએ. જે પદાર્થ વિદ્યમાન હોવાથી આધેય વસ્તુ નીચે નહી પડે, તે પદાર્થનું નામ આધાર છે. જેમ સ્તંભ વિદ્યમાન હોવાથી ઘર નીચે પડતું નથી. આથી સ્તંભ ઘરનો આધાર કહેવાય છે. આ રીતની આધારલક્ષણા ભૂમિ વિશે ઘટતી નથી. કારણ કે, ઉંચી જગ્યા પર અથવા આસન પર સૂતેલો માણસ જ્યારે નિદ્રાયુક્ત થાય છે ત્યારે તે પુરૂષ પોતાના શરીરને બરોબર રાખવા સમર્થ થતો નથી, પણ નિદ્રામાં નીચે પડી જાય છે. ભૂમિના આધાર વગર કોઇ બીજા જ આધારવિશે શરીર રહેલું છે. હે બ્રાહ્મણો ! જ્યારે શરીરના આધારને તથા ભૂમિના આધારને આપણે જાણી શકતા નથી, ત્યારે શરીરના જીવના કારણને તથા ઉત્પત્તિના કારણને આપણે કેવી રીતે જાણી શકીએ. જેના શરીરમાં ભૂત આવ્વું હોય, તે પોતાની ઇચ્છા વિના નાના પ્રકારનાં શુભ અશુભ કર્મો કરે છે, તેમ જ શુભ અશુભ કર્મો કરવાની ઇચ્છા વિનાના આપણા હૃદયમાં કયો દેવ આપણને તે કર્મોમાં પ્રવૃત્ત કરે છે ? પાંડવ ગીતામાં દુર્યોધને કહ્યું છે કે जानामि धर्मं न च मे प्रवृत्तिः जानामि पापं न च मे निवृत्ति : केनापि देवेन हृदिस्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि હું દુર્યોધન ધર્મને જાણું છું, છતાં ધર્મમાં મારી પ્રવૃત્તિ થતી નથી, વળી હું પાપકર્મને જાણું છું, છતાં પાપકર્મથી મારી નિવૃત્તિ થતી નથી. મારા હૃદયમાં કોઈ દેવ રહેલો છે, તે નાના કર્મમાં મને પ્રવૃત્ત કરે છે. હું પરાધીન થઇ સર્વ કર્મ કરૂં છું. જેમ આગળ થયલાં પુણ્ય પાપરૂપ કર્મનાં સુખ દુઃખરૂપ ફળને હું રાત્રી દિવસ ભોગવું છું, પણ તે સુખ દુઃખરૂપ ફળ ભોગવવામાં કયું કારણ છે, તે જાણતો નથી, તેમ નાના પ્રકારનાં શુભ અશુભ કર્મોમાં પ્રવૃત્ત કરાવનારો કયો દેવ છે, તેને પણ કોઈ જાણતું નથી.

શિષ્ય–હે ભગવન્ ! સુખ તથા દુઃખરૂપ ફળ ભોગવવામાં જીવ જ સ્વતંત્ર કારણ છે.

ગુરૂ–જીવ કેટલાંક કર્મો સુખનું સાધન માની કરે છે, છતાં તે કર્મો તેને સુખ આપતાં નથી, પણ ઉલટાં દુઃખ ઉપજાવે છે. વળી જીવ કેટલાંક કર્મોને દુઃખનું કારણ માનીને પણ કરે છે, છતાં તે કર્મો તેને દુઃખ પ્રાપ્ત કરતાં નથી. પણ જેમ કોઇ વખત કુપથ્ય સેવનથી રોગની નિવૃત્તિ થાય છે, તેમ તે કર્મોથી સુખ પ્રાપ્ત કરાવે છે. જો કદાપિ જીવ, સુખ તથા દુઃખરૂપ ફળ ભોગવવામાં સ્વતંત્ર હોય, તો આપણને સર્વ કર્મમાં સુખ મળવું જોઇએ, પણ તેમ થતું નથી. માટે શુભ અશુભ કર્મ કરાવનારો તથા કર્મોનાં સુખ દુઃખરૂપ ફળ દેવાવાળો કોઇ સ્વતંત્ર દેવ આપણા હૃદયમાં રહે છે, જે દેવની પ્રેરણાથી આપણો જીવ સારાં નરસાં કર્મવિશે પ્રવર્તે છે અને તે કર્મનાં ફળ ભોગવે છે. તે દેવને આપણે જાણી શકતા નથી. આ રીતે અત્યંત પાસે રહેલા દેવને આપણે જાણી શકતા નથી, તો શરીરની ઉત્પત્તિ, સ્થિતિ તથા જીવનનું કારણ આપણે કેવી રીતે જાણી શકીએ ? બ્રહ્મવેત્તા શ્વેતાશ્વતર સર્વ બ્રાહ્મણને કહેવા લાગ્યા કે, જેવી રીતે સર્વ લોકોનો ઉદ્ધાર થાય, એવા જગતના કારણવિશે આપણે વિચાર કરીએ. જેઓ કાલાદિને જગતનું કારણ માને છે, તે વાદીઓના મતનું ખંડન કરવા પ્રથમ તેઓના મતોનો વિચાર કરીએ.

## જ્યોતિષ્ શાસ્ત્ર—કાળવાદીનો મત.

જેઓ કાળને જગતનું કારણ માને છે, તેઓ કહે છે કે, આકાશાદિ પંચભૂતથી માંડી સર્વ જગત કાળથી ઉત્પન્ન થયું છે. કાળ વિશે આ જગતની સ્થિતિ છે તથા કાળમાં જ જગત લય પામે છે. વળી આ જીવ કાળે કરી સ્વર્ગને પ્રાપ્ત થાય છે, નરકને પ્રાપ્ત થાય છે, મનુષ્યાદિ મધ્યમ શરીરને પ્રાપ્ત થાય છે, પશુ આદિ નીચ યોનિઓને પ્રાપ્ત થાય છે, સંપત્તિ તથા આપત્તિ ભોગવે છે, સુખ દુઃખ દેવાવાળા વિષયોને ભોગવે છે, ભોગ અને મોક્ષ દેવાવાળી વિદ્યા મેળવે છે, ઉપકાર કરવાવાળા મિત્રને, અપકાર કરનારા દુર્જન શત્રુને, તેમ જ ઉપકાર અને અપકાર નહી કરનાર ઉદાસી પુરૂષને મેળવે છે. કાળે કરી આ જીવ જન્મને, બાલ્ય, યૌવન તથા વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે, તેમ જ મરણને, ફરીથી માતા પિતાને, ભાઇઓને, બ્હેનોને, ગર્ભવાસને, ગર્ભથી બહાર નીકળવાને, નાના પ્રકારનાં ઐશ્વર્યને તથા ઐશ્વર્યના નાશને પામે છે. કાળે કરી સ્ત્રીઓ ઋતુધર્મને, ગર્ભ ધારણને તથા ટાઢ, તડકો, વરસાદ આદિ સંપૂર્ણ પદાર્થોને મેળવે છે. આ રીતે કાલવાદી જ્યોતિષ શાસ્ત્રવેત્તાઓ સંપૂર્ણ સ્થાવર જંગમરૂપ જગતની ઉત્પત્તિ કાળથી માને છે. કાળને જ જગતનું કારણ માનવામાં તેઓ કહે છે કે, જો કદાપિ કોઇ ભાવ પદાર્થ, કાળની અપેક્ષા વિના કોઇ કાર્યનો પૂર્વવર્તી હોય, તો તે પદાર્થમાં કારણપણું રહે છે. પણ કાળની અપેક્ષા નહી રાખનાર કોઇ પણ ભાવ પદાર્થ હોતો નથી. કાળ વિનાનાં લોક પ્રસિદ્ધ જેટલાં કારણો છે, તે સર્વ કાર્યોની ઉત્પત્તિમાં પરસ્પર વ્યભિચારી છે અને કાળ સર્વ કાર્યોની ઉત્પત્તિમાં અવ્યભિચારી છે. આ કારણથી કાળ ચરાચર જગતનું કારણ છે. જે પદાર્થ હોવાથી જે પદાર્થની ઉત્પત્તિ થાય છે, તથા જે પદાર્થ નહિ હોવાથી જેની ઉત્પત્તિ થતી નથી, તે પદાર્થ તેનું કારણ કહેવાય છે. જેમ મૃત્તિકા, દંડ, ચક્ર, કુલાલાદિ પદાર્થો હોવાથી ઘડાની ઉત્પત્તિ થાય છે. તથા મૃત્તિકા દંડાદિના અભાવથી ઘટની ઉત્પત્તિ થતી નથી. આથી મૃત્તિકા અને દંડાદિક પદાર્થો ઘટનું કારણ છે. કાળમાં પણ આ રીતે કારણનું લક્ષણ ઘટે છે. માટે કાળ જ ચરાચર જગતનું કારણ છે. જેમ તંતુઓથી પટરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે, મૃત્તિકાથી ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે તથા બીજથી અંકુરરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે—તેમાં પટાદિ કાર્યની ઉત્પત્તિમાં જો કે તંતુ આદિ મુખ્ય કારણ છે, છતાં તંતુ, મૃત્તિકા તથા બીજાદિ મુખ્ય કારણમાં ભૂમિ સંબંધ રાખનારી છે—તેથી પટ, ઘટ, અંકુર ઇત્યાદિ પાર્થિવ કાર્યોમાં ભૂમિ પણ કારણરૂપે છે; વળી તંતુ મૃત્તિકા બીજ ઇત્યાદિ વિશેષ પદાર્થો પટાદિ કાર્યની ઉત્પત્તિમાં સહકારી છે—તેમ કાળ પણ સર્વત્ર અનુગત છે આથી નાના પ્રકારનાં કારણોથી ઉત્પન્ન થયલાં જે જે કાર્યો છે, તે સર્વ કાર્યોની ઉત્પત્તિમાં કાળ જ મુખ્ય કારણ છે. વળી બીજાં નાના પ્રકારનાં કારણો તેનાં સહકારી છે. આ લોકમાં કાળની અપેક્ષા વિના કોઇ પણ કારણ, કોઇ કાર્યની ઉત્પત્તિ કરવાને સમર્થ નથી તથા કાળની અપેક્ષા વિના તે કાર્ય પણ પોતાની ઉત્પત્તિમાં સમર્થ નથી. જેમ જગતની ઉત્પત્તિમાં કાળ વિના બીજો કોઇ પદાર્થ કારણ નથી, તેમ જગતની સ્થિતિ તથા લયમાં પણ કાળ વિના કોઇ પદાર્થ કારણ હોય શકે નહિ. આ રીતે કાળ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે. જે સાંખ્યાદિક અન્ય મતવાદીઓ પ્રત્યક્ષ અનુમાનાદિ પ્રમાણોના બળથી પરમાણુ આદિ તત્ત્વને આ જગતનું કારણ માને છે, તે પરમાણુ આદિ તત્ત્વો પણ કાળની અપેક્ષા વિના સ્વતંત્ર જગતની ઉત્પત્તિ કરવાને સમર્થ નથી, પણ કાળના બળવડે જ તેઓ સમર્થ થાય છે. આ સાંખ્યવાદીઓના મતનું ખંડન કરવા પહેલાં નૈયાયિકોનો મત જોઇએ.

## નૈયાયિકોનો મત.

પૃથ્વી, જળ, તેજ અને વાયુ, એ ચાર ભુત જે *પરમાણું છે. તે જગતનું કારણ છે. પરમાણુઓ ઇન્દ્રિયજન્ય વિષયનું જ્ઞાન નથી, તે નિત્ય છે તથા તે પરમ સૂક્ષ્મ પરિમાણવાળાં છે. પરમાણુમાં પરમેશ્વરની ઇચ્છાથી ક્રિયા ઉત્પન્ન થાય છે, તે

*ઘરના જરૂખામાંથી સૂર્યનાં કિરણો જ્યારે પડે છે ત્યારે કિરણમાં જે સૂક્ષ્મ રજ માલમ પડે છે, તેનો છઠ્ઠો ભાગ પરમાણુ કહેવાય છે.

ક્રિયાથી બે બે પરિમાણુનો પરસ્પર સંયોગસંબંધ થાય છે. તે સંયોગ થયા પછી દ્વયણુકરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે. તે દ્વયણુકરૂપ કાર્યમાં બે પરમાણુ સમવાયી કારણ છે તથા તે બે પરમાણુઓનો પરસ્પર સંયોગ સંબંધ અસમવાયી કારણ છે તથા ઇશ્વર, ઇચ્છાદિકે કરી નિમિત્ત કારણ છે. આ રીતે દ્વયણુકરૂપ કાર્યોમા પ્રથમ ક્રિયા ઉત્પન્ન થાય છે, પછી તે દ્વયણુકોનો પરસ્પર સબંધ થાય છે, સંયોગ થયા પછી ત્ર્યણુકરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે ચાર અણુકાદિના ઉત્પત્તિક્રમથી આ મહાન પૃથ્વી, અત્યંત જળ, તેજ તથા વાયુ ઉત્પન્ન થાય છે. જે સમયે જગતનો પ્રલય થાય છે, તે વખતે ફરી પરમેશ્વરની ઇચ્છાથી તે પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે. ક્રિયા થવા પછી તે પરમાણુઓનો પરસ્પર વિભાગ થાય છે. વિભાગ પછી તે પરમાણુના સયોગ સંબંધ નાશ થાય છે, સયોગના નાશથી દ્વયણુકરૂપ કાર્યનો નાશ થાય છે તેમજ ત્ર્યણુકરૂપ કાર્યના નાશ થાય છે. આ રીતે ચતુરણ્વાદિકાના નાશથી પૃથ્વી, જળ, તેજ તથા વાયુનો નાશ થાય છે આ પ્રમાણે નૈયાયિકો પરમાણુથી જગતની ઉત્પત્તિ અંગીકાર કરે છે. પરમાણુમાં નિત્યરૂપતા સિદ્ધ થાય ત્યારે તેમનો મત સિદ્ધ ગણાય જેમ પૃથિવી, જળ, તેજ તથા વાયુ એ ચાર ભૂતોમાં ક્રમે કરી પૃથ્વીપણું, જળપણું, તેજપણું તથા વાયુપણું, એ ચાર ધર્મો રહ્યા છે. એ કારણથી પૃથિવી આદિ ચાર ભૂતો અનિત્ય છે. તેમ તે પૃથિવી આદિ ચાર ભૂતોના પરમાણુઓમાં પણ ક્રમે કરી પૃથિવીત્વાદિ ચાર ધર્મો રહેલા છે. આથી તે પૃથિવી આદિ ચારભૂતોના પરમાણુ પણ અનિત્યસિદ્ધ થાય છે આ પ્રમાણે પૃથિવીનાં પરમાણુ જેમ અનિત્ય છે. તેમ પૃથિવીના જેવાં જળ, તેજ તથા વાયુનાં પણ પરમાણુરૂપ જળ તેજ તથા વાયુ પણ અનિત્ય ઠરે છે. આ રીતે અનિત્ય પરમાણુમાં જગતના કારણતા સંભવે નહિ

શિષ્ય–પરમાણુઓમાં જે અનિત્યરૂપતા તમે સિદ્ધ કરી, તે સભવતી નથી. કારણ કે, જે જે પદાર્થમાં અનિત્યપણું છે, તે તે પદાર્થમાં મધ્યમ પરિમાણ અવશ્ય છે જેમ ઘટાદિમાં મધ્યમ પરિમાણ છે, તેથા તે પદાર્થમા અનિત્યપણું છે. તેમ પરમાણુમાં મધ્યમ પરિમાણ નથી, આથી તેમાં અનિત્યપણું સંભવે નહિ, જેથી પૃથિવી આદિના પરમાણુઓમા નિત્યપણું સિદ્ધ થાય છે.

ગુરૂ–અણુપરિમાણ તથા પરમમહત્ પરિમાણ, આ બે પરિમાણથી ભિન્ન જે પરિમાણ છે, તેનું નામ મધ્યમ પરિમાણ છે. મધ્યમ પરિમાણનો અભાવ જેમ પરમાણુમાં છે, તેમ શબ્દાદિક ગુણોમાં પણ છે. આથી તે પરમાણુઓની માફક શબ્દાદિક ગુણોવિશે પણ નિત્યપણું હોવું જોઇએ. વળી શબ્દાદિક ગુણોવિશે નિત્યરૂપતા નૈયાયિકો માનતા નથી, માટે મધ્યમ પરિમાણના અભાવથી પરમાણુઓવિશે નિત્યરૂપતા સિદ્ધ થતી નથી. જેમ મધ્યમ પરિમાણના અભાવને લીધે વસ્તુમાં નિત્યપણું આવતું નથી, તેમ તેમાં અનિત્યપણું પણ આવતું નથી. નૈયાયિકોના મત પ્રમાણે રૂપાદિગુણ તથા કર્મવિશે રૂપાદિગુણ રહેતો નથી. તેથી મધ્યમ પરિમાણ ગુણના અભાવવાળા જે શબ્દાદિ ગુણ તથા કર્મ છે, તેને વિશે પણ અનિત્યપણું નહિ હોવું જોઇએ શબ્દાદિક વિષયમાં અનિત્યપણું પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ થાય છે. તેથી મધ્યમ પારમાણથી વસ્તુમાં અનિત્યપણું આવતું નથી. આકાશ, કાળ, દિક્ અને આત્મા, એ ચાર પદાર્થોથી ભિન્ન વસ્તુનું અનિત્યપણું માનવું પડે. આ પદાર્થથી ભિન્ન જેમ ઘટાદિ પદાર્થ છે, તેમ પૃથ્વી આદિના પરમાણુઓ પણ છે તેથી ઘટાદિની માફક પરમાણુવિશે અનિત્યપણું માનવું પડશે. ઘટાદિ મૂર્ત પદાર્થને અનિત્ય માની, પરમાણુરૂપ મૂર્ત પદાર્થને નિત્ય માનવાથી, વાદીનો પક્ષપાત કર્યો કહેવાય.

શિષ્ય–આ લોકમાં જે જે પદાર્થ નિરવયવ છે, તે પદાર્થ નિત્ય છે. જેમ કે આત્મા નિરવયવ હોવાથી તેમજ પરમાણુ પણ નિરવયવ હોવાથી નિત્ય છે, જેથી પરમાણુમા અનિત્યપણું સિદ્ધ કરવાવાળા કાળવાદીનું અનુમાન *સત્પ્રતિપક્ષ દોષવાળું છે.

ગુરૂ–પરમાણુ નિરવયવ હોવાથી તેમાં નિત્યપણું સિદ્ધ થશે નહિ કારણ કે, નૈયાયિકોના મતથી જે

*જે હેતુ સાધ્યના અભાવનો બીજો હેતુ સિદ્ધ કરે, તે હેતુ સત્પ્રતિપક્ષ દોષવાળો કહેવાય.

હેતુ પોતાના સાધ્યના અભાવવાળા પદાર્થમાં રહે છે, તે હેતુ વ્યભિચારી હોય છે. વ્યભિચારવડે સાધ્યની સિદ્ધિ તમે અંગીકાર કરતા નથી. વળી તમારો નિરવયત્વરૂપ હેતુ તો નિત્યના અભાવવાળા ગુણ કર્માદિક વિશે પણ રહે છે, જેથી નિરવયવ હેતુ પણ વ્યભિચારી છે.

શિષ્ય-હે ભગવન્! જો કે નિરવયત્વરૂપ હેતુ નિત્યપણાના અભાવવાળા ગુણ કર્માદિવિશે પણ રહે છે, જેથી નિરવયવ હેતુ વ્યભિચારી છે છતાં નિરવયવ દ્રવ્યરૂપ હેતુ તે ગુણ કર્માદિક વિશે રહેતો નથી, જેથી નિરવયવ દ્રવ્યરૂપ હેતુ વ્યભિચારી નથી. નિરવયવ દ્રવ્યરૂપ હેતુવડે પરમાણુઓવિશે પણ નિત્યપણું સિદ્ધ થશે.

ગુરૂ-મૂર્ત પદાર્થ પૃથિવી આદિની માફક પૃથ્વીના પરમાણુઓ અનિત્ય હોવા યોગ્ય છે, જેથી અનુમાનવડે તમારો નિરવયવ દ્રવ્યરૂપ હેતુ પરમાણુઓમાં નિત્યરૂપપણું સિદ્ધ કરી શકે નહિ.

શિષ્ય-પરમાણુઓમાં અનિત્યરૂપતાની સિદ્ધિ કરવાવાળું જે તમારૂં અનુમાન છે, તેણે કરી જેમ પરમાણુમાં નિત્યપણાનો નિશ્ચય થઇ શકે નહિ, તેમ તે પરમાણુઓમા નિત્યરૂપની સિદ્ધ કરવાવાળું જે મારૂં અનુમાન છે, તેવડે તમારાથી પણ પરમાણુઓમાં અનિત્યપણાનો નિશ્ચય થઇ શકશે નહિ

ગુરૂ-જે સ્થળે પરસ્પર વિરોધી અર્થની સિદ્ધિ કરવામાટે બે અનુમાન હોય છે, તે સ્થળે જો કે એક અર્થનો નિશ્ચય હોઇ શકે નહિ, છતાં તે બે અનુમાનમાં જે અનુમાન શ્રુતિ સ્મૃતિ આદિથી સિદ્ધ થતું હોય તે પ્રબળ હોય છે તથા જે શ્રુતિ સ્મૃતિથી સિદ્ધ ન થતું હોય તે દુર્બળ જાણવું. જેમ 'यावद्विकारं तु विभागो लोकवत्' આ રીતના વ્યાસના સૂત્રમાં તથા 'अतोन्यदार्तं' આ રીતની શ્રુતિમાં ભેદવાળા પરિછિન્ન પદાર્થોમાં અનિત્યરૂપતા કહી છે. પરમાણુ પણ ભેદવાળો પરિછિન્ન પદાર્થ છે તેથી શ્રુતિસ્મૃતિ પરમાણુમાં અનિત્યરૂપતા સિદ્ધ કરે છે. વળી તમારા અનુમાનને કોઇ શ્રુતિસ્મૃતિ પ્રમાણ નથી. દુર્બળ અનુમાને કરી પરમાણુમાં નિત્યરૂપતા સિદ્ધ થઇ શકે નહિ જે નિરવયવ હેતુવડે તમે પરમાણુમાં નિત્યપણું સિદ્ધ કરો છો, તે હેતુ નિરવયવરૂપ પરમાણુમાં રહેતું નથી. કારણ કે નૈયાયિકો પરમાણુનો પૂર્વાદિક આઠ દિશા સાથે સંયોગ સંબંધ અંગીકાર કરે છે તથા પરમાણુનો પરસ્પર સંબંધ પણ અંગીકાર કરે છે. વળી નૈયાયિકો સંયોગ સંબંધને ×અવ્યાપ્ય વૃત્તિ રૂપે માને છે. અવ્યાપ્ય વૃત્તિવાળા પરમાણુમાં નિરવયવપણું સંભવે નહિ. જે સંયોગ સંબંધવાળો મૂર્ત પદાર્થ છે, તે સાવયવ છે-જેમ ઘટ પટાદિ મૂર્ત પદાર્થ સંયોગ સંબંધવાળો હોવાથી સાવયવ છે. તેમ તે પરમાણુ પણ સંયોગ સંબંધવાળો હોવાથી સાવયવ સિદ્ધ થશે. જે જે પદાર્થ સાવયવ છે તે કોઇપણ કારણથી ઉત્પન્ન થાય છે. જેમ ઘટપટાદિ પદાર્થ સાવયવ છે, તે મૃત્તિકાદિ કારણથી ઉત્પન્ન થાય છે, તેમ તે પરમાણુ પણ સાવયવ હોવાથી કોઈ કારણવડે ઉત્પન્ન થવું જોઇએ. પરમાણુના કારણને કોઇ બીજા કારણથી ઉત્પન્ન થયલું માનીએ, તો તે બીજું કારણ પણ કોઈ ત્રીજા કારણથી ઉત્પન્ન થયલું હોવું જોઇએ. આ રીતે કારણને અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. આ રીતે પરમાણુના કારણને કોઇથી પણ નહી ઉત્પન્ન થયેલાં માનવાં જોઇએ ઉત્પત્તિથી રહિત કારણ કાળ સિવાય બીજો કોઇ પદાર્થ નથી, જેથી કાળને પરમાણુનું કારણ માનવું પડશે. જ્યારે કાળ વિશે પરમાણુનું કારણપણું વાદીએ અંગીકાર કર્યું ત્યારે કાળથી સર્વ જગતની ઉત્પત્તિ સંભવી શકે છે. પરમાણુને કારણ માનવું તે ફોકટ છે. જો પરમાણુને નિત્ય માનીએ તો તેથી સદા જગતની ઉત્પત્તિ થવી જોઇએ. કદાપિ પ્રલય થવો જોઇએ નહિ, તેમ સર્વદા જગતની ઉત્પત્તિ થતી નથી જગતની ઉત્પત્તિ તથા લય વખતે પરમાણુ કાળની અપેક્ષા અવશ્ય કરે છે આથી કાળને જગતનું કારણ માનવું ઉચિત છે. પ્રલય સમયે પરમાણુ પરસ્પર વિભાગવાળા થઇ રહે છે, જેથી તે પ્રલય વખતે જગતની ઉત્પત્તિ કરવામાં સમર્થ હોતા નથી જગતની ઉત્પત્તિ વખતે પરમાણુનો પરસ્પર સંયોગ સંબંધ થાય છે, જેથી તે જગતની ઉત્પત્તિ કરવા સમર્થ થાય છે. આ રીતનો સંયોગ સંબંધ કાળની અપેક્ષા વિના થતો નથી, તેથી કાળ જગતનું કારણ છે.

× જે પદાર્થ પોતાના આશ્રયવડે એક દેશ વિશે રહે છે તથા એક દેશ વિશે નથી રહેતો, આનું નામ અવ્યાપ્ય વૃત્તિ.

## સ્વભાવ એ જ જગતનું કારણ.

જે કાળને આપણે જગતનું કારણ માનીએ છીએ, તે પોતાના સ્વભાવથી તથા કાર્યના સ્વભાવવડે કારણ થાય છે, કે સ્વભાવની અપેક્ષા વિના જ કાળ જગતનું કારણ બને છે ? વસ્તુ સ્વભાવની અપેક્ષા વિના જ જો કાળ કાર્યની ઉત્પત્તિ કરતો હોય, તો બળતા અગ્નિમાં તથા આકાશમાં કાળ જળની ઉત્પત્તિ કેમ કરી શકતો નથી ? વળી કાળ અગ્નિવડે તૃષાની નિવૃત્તિ, અન્ન વિના ક્ષુધાની નિવૃત્તિ, સ્ત્રી વિના પુત્રની પ્રાપ્તિ, મરી ગયેલા શરીરમાં સુખ દુઃખની ઉત્પત્તિ, મૃત શરીર સાથે સંભાષણ, પુરૂષના સંબંધ વિના ગર્ભ ધારણ આદિ કેમ કરાવતો નથી ? કાળના પ્રભાવથી આકાશ અવકાશથી રહિત થવું જોઈએ, પૃથ્વી રસાતળવિશે જવી જોઇએ, જળ સ્નેહભાવથી રહિત, અગ્નિ પ્રકાશ વિનાનો તથા વાયુ નિશ્ચળ થવો જોઇએ. જો કાળ કાર્યની ઉત્પત્તિ કરતો હોય તો પુરૂષના મુખમાંથી મળમૂત્રાદિનો ત્યાગ કેમ થતો નથી ? તથા નાકથી કાનનું ને કાનથી નાકનું કામ કેમ ચલાવી શકતો નથી ? કાળ પુરૂષને નેત્ર ઇંદ્રિયવડે આહાર કેમ કરાવતો નથી ? આ પ્રમાણે કાળ બળવાન્ હોય તો વિપરીત ભાવના કેમ કરાવી શકતો નથી ? આથી સ્વભાવની અપેક્ષા વિના કાળ જગતનું કારણ સંભવે નહિ. કાળ, કાર્ય તથા કારણના સ્વભાવની અપેક્ષાવડે જગતનું કારણ થાય છે, એ પ્રથમ પક્ષ જો સ્વીકારીએ તો જે સ્વભાવવડે કાળ જગતની ઉત્પત્તિ કરે છે, તે સ્વભાવ જ જગતનું કારણ થઇ શકે તથા સ્વભાવ અને જગત્ એ બેઉની વચમાં કાળને જગતનું કારણ માનવું ખોટું ઠરશે. હવે સ્વભાવને જગતનું કારણ માનવામાં ઉપર કહેલા દોષો લાગુ પડે છે. કારણ કે પુરૂષની ચક્ષુ ઇંદ્રિય પોતાના સ્વભાવથી રૂપને ગ્રહણ કરે છે, પણ રસાદિને ગ્રહણ કરતી નથી. કાન પોતાના શબ્દાદિને ગ્રહણ કરે છે, પણ રૂપાદિને ગ્રહણ કરતા નથી. આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો પોતપોતાના બળથી પોતપોતાના વિષયને ગ્રહણ કરે છે. એક ઇંદ્રિય બીજી ઇંદ્રિયના વિષયને કદી ગ્રહણ કરી શકતી નથી. રૂપાદિ વિષય પણ પોતપોતાના સ્વભાવ બળથી પોતપોતાની નેત્રાદિ ઇંદ્રિયોના વિષયભાવને પામે છે. પણ એક ઇંદ્રિયનો વિષય બીજી ઇંદ્રિયના વિષયને પામતો નથી. આથી જગતની પ્રવૃત્તિ નિવૃત્તિમાં તેમજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં સ્વભાવ એ જ કારણ છે. સ્વભાવ વિના અન્ય પદાર્થ જગતનું કારણ નથી.

## નિયતિ* જગતનું કારણ.

આમાં પ્રથમ ધર્મ અધર્મની નિયતિની અપેક્ષાવડે સ્વભાવ જગતનું કારણ બને છે, કે તેની અપેક્ષા વિના જ જગતનું કારણ થાય છે ? જો ધર્મ અધર્મના નિયમ વિના જ સ્વભાવ જગતનું કારણ હોય, તો અનિયત સ્વભાવના બળથી ઉષ્ણ સ્વભાવવાળા અગ્નિથી પણ શીતળતા ઉત્પન્ન થવી જોઇએ તથા શીતળ સ્વભાવવાળા જળથી પણ ઉષ્ણતા થવી જોઇએ. આ પ્રમાણે સર્વ કાળમાં તથા સર્વ પદાર્થોમાં સર્વ પદાર્થની ઉત્પત્તિ થવી જોઇએ. પણ સર્વ કાળમાં તથા સર્વ પદાર્થમાં

*આ કાર્ય આ જ કારણથી ઉત્પન્ન થાય છે. આ કારણ સિવાય બીજા કોઇ કારણથી આ કાર્યની ઉત્પત્તિ થતી નથી, તેમ જ આ કાર્ય આ જ પ્રમાણે ઉત્પન્ન થાય પણ બીજી કોઇ રીતે નહિ થાય તથા આ કારણથી આ જ કાર્ય ઉત્પન્ન થાય, પણ બીજું કાર્ય ઉત્પન્ન નહિ થાય, આનું નામ નિયતિ કહેવાય છે.

સર્વ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. આથી ધર્મ અધર્મની નિયતિ–નિયમ વિના સ્વભાવમાં જગતની કારણતા સંભવે નહિ. ધર્મ અધર્મની નિયતિની અપેક્ષાવડે સ્વભાવ જો જગતનું કારણ હોય, તો સ્વભાવને જગતનું કારણ માનવું અયોગ્ય છે, પણ ધર્મ અધર્મરૂપ નિયમ જગતનું કારણ થઇ શકે.

## યદૃચ્છા એ જ જગતનું કારણ.

જેમ ઋતુધર્મવાળી સ્ત્રીનું રજ, નિયમે કરી ગર્ભ ધારણનું કારણ હોય છે, તે રીતની નિયતિને જગતનું કારણ માનવું યોગ્ય નથી. આ લોકમાં નિયતિ વિના જ કેટલાંક કારણોની તથા કેટલાંક કાર્યોની યદૃચ્છાએ પ્રાપ્તિ થયેલ જોવામાં આવે છે. જેમ કેટલાક ધર્માત્મા પુરૂષ અકસ્માતથી દુઃખી હોય છે તથા કેટલાક પાપાત્મા અકસ્માત્ સુખી હોય છે, તેમ જ સુખના સાધન રૂપવાળા સ્ત્રી પુત્રાદિ જે પદાર્થ છે, તે અકસ્માતથી જીવને કદાપિ દુઃખનું કારણ થાય છે. વળી દુઃખના સાધનરૂપ પાદાદિને તાડન કરવું, તે થાકેલા પુરૂષને સુખનું કારણ થાય છે. એ પ્રમાણે અનેક પ્રકારે વિપરીત ભાવના જોવામાં આવે છે. હવે જો નિયતિ જ જગતનું કારણ હોય, તો વિપરીત ભાવના જોવામાં આવે નહિ. માટે નિયતિ નહિ, પણ યદૃચ્છા જ જગતનું કારણ છે.

## પંચમહાભૂત જગતનું કારણ.

જેટલા રૂપ રસાદિ ધર્મો છે, તે ઘટાદિ ધર્મીઓની અપેક્ષા વિના સ્વતંત્ર રહેતા નથી, પણ તે રૂપ રસાદિ ધર્મો ઘટાદિ ધર્મીઓની અપેક્ષાવડે જ રહે છે. તેમ યદૃચ્છા પણ ધર્મરૂપ છે. યદૃચ્છા કોઇ ધર્મીની અપેક્ષા વિના સ્વતંત્ર રહેતી નથી, પણ કોઇની અપેક્ષાવડે રહે છે. વળી જ્યાં સૂધી પ્રત્યક્ષ વસ્તુનો સંભવ થાય ત્યાં સૂધી પરોક્ષ વસ્તુનાં કલ્પના કરવી અનુચિત છે. આ રીતનો નિયમ સર્વ શાસ્ત્રોમાં કહ્યો છે. આથી પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયેલા જે આકાશાદિ પંચમહાભૂત છે, તે યદૃચ્છા રૂપ ધર્મનાં ધર્મીરૂપે રહેલાં છે. આ કારણથી જે પંચમહાભૂતોની સહાયતાથી યદૃચ્છા જગતનું કારણ થાય છે, તે પંચમહાભૂતથી જગતની ઉત્પત્તિ થાય છે. માટે યદૃચ્છા જગતનું કારણ નથી, પણ આકાશાદિ પંચમહાભૂત જગતનું કારણ છે.

## પ્રકૃતિ એ જ જગતનું કારણ.

પ્રકૃતિને કારણ માનનારાઓ કહે છે કે, પંચભૂત, ઘટાદિ પદાર્થોની માફક સાવયવ છે. વળી જે જે પદાર્થ સાવયવ છે, તે કોઇ પણ કારણથી ઉત્પન્ન થયલા હોવા જોઇએ. જેમ ઘટપટાદિ પદાર્થ સાવયવ છે, તેથી તેઓ મૃત્તિકા તંતુ આદિ કારણથી ઉત્પન્ન થાય છે. તેમ સાવયવ ભૂતોનું પણ કોઈ કારણ અંગીકાર કરવું પડશે. વળી જે પ્રકારનું કાર્ય હોય છે, તે જ પ્રકારનું કારણ હોય છે. કાર્યના વિલક્ષણ સ્વભાવવાળું કારણ હોતું નથી. જેમ ઘટાદિ કાર્યોની સમાન સ્વભાવવાળી મૃત્તિકા છે, તેથી મૃત્તિકા ઘટાદિનું કારણ થાય છે. તેમ જગત્ રૂપ કાર્યના સમાન સ્વભાવવાળા કોઈ પદાર્થને જગતનું કારણ માનવું જોઇએ. જગતમાં સુવર્ણ, સ્ત્રી રત્ન, વસ્ત્ર ઇત્યાદિ જેટલા પદાર્થો છે, તે સર્વ સુખરૂપ સત્વગુણે કરી, દુઃખરૂપ રજોગુણે કરી તથા મોહરૂપ તમો-

* કાર્યને પોતાની ઉત્પત્તિમાં કર્તાદિની જરૂર નહિ પડે, તેનું નામ યદૃચ્છા.

ગુણે કરી યુક્ત છે, તેમાં સુવર્ણાદિ પદાર્થ જે પુરૂષના હાથમાં હોય છે, તેને સુખ મળે છે. સુવર્ણાદિ પદાર્થવાળા જનનો જે શત્રુ હોય છે, તેને દ્વેષવડે તે સુવર્ણાદિક પદાર્થ દુઃખ ઉત્પન્ન કરે છે. વળી સુવર્ણાદિ પદાર્થથી રહિત જે લોભી પુરૂષ છે, તે લોભીને સુવર્ણ મોહ ઉપજાવે છે. આ રીતે સંપૂર્ણ જગત્ સત્વ, રજ તથા તમ, આ ત્રણ ગુણથી યુક્ત છે. આથી ત્રિગુણાત્મક જગતનું કારણ પણ કોઇ ત્રિગુણરૂપ વસ્તુને માનવી જોઇએ. સર્વ કાર્યોમાં ત્રિગુણરૂપે જડ પ્રકૃતિ રહેલી છે, માટે જડ પ્રકૃતિને જગતનું કારણ માનવી, એ ઉચિત છે. આ કારણથી શ્રુતિમાં 'યોનિ' એ નામ તેને આપ્યું છે. આ જડરૂપ નિત્યપ્રકૃતિથી પ્રથમ મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે, મહત્તત્ત્વથી અહંકાર થાય છે, અહંકારથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આ પાંચ તન્માત્રાઓ તથા અગીઆર ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા, નાક આ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ, પાયુ આ પાંચ કર્મેન્દ્રિયો તથા મન એમ બધું મળી અગીઆર ઇંદ્રિયો થાય છે. શબ્દાદિ પાંચ તન્માત્રાથી ક્રમે કરી આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, આ પંચ મહાભૂત ઉત્પન્ન થાય છે. આ રીતે સંપૂર્ણ જગત્ પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે. માટે પ્રકૃતિ સર્વ જગતનું કારણ છે.

### હિરણ્યગર્ભાદિ પુરૂષ જગતનું કારણ.

આમાં પ્રકૃતિકારણવાદીનું ખંડન કરવા પુરૂષને જગતનું કારણ માનનાર કહે છે કે, કારણમાં કાર્યનું સરખાપણું અંગીકાર કરી, જો તમે ત્રિગુણાત્મક પ્રકૃતિને જગતનું કારણ માનો છો, તો હું તમને પૂછું છુ કે, કારણ કાર્યની સર્વરૂપે કરી સાદૃશ્યતા–સરખાપણું છે, અથવા અલ્પરૂપે કરી સરખાપણું છે? કાર્ય કારણની સર્વરૂપે સાદૃશ્યતા સંભવે નહિ કારણ કે, તેમ હોય તો કાર્ય કારણનું અત્યંત સાદૃશ્યપણું હોય તથા તે કાર્ય કારણનો પરસ્પર ભેદ નહિ થાય. અલ્પ ભેદની અપેક્ષાવડે પદાર્થોનો પરસ્પર કાર્ય કારણભાવ હોય છે, પણ અત્યંત અભિન્ન પદાર્થોનો પરસ્પર કાર્ય કારણભાવ હોતો નથી. આથી કાર્ય કારણની અત્યંત સાદૃશ્યતા અંગીકાર કરવાથી પ્રકૃતિમાં જગતની કારણતા સિદ્ધ નહિ થાય. વળી કાર્ય કારણની અલ્પરૂપે કરી સાદૃશ્યતા છે, આ રીતનો પક્ષ અંગીકાર કરો તો તે પણ સંભવે નહિ. કારણ કે સાંખ્યવાદીઓના મતથી કાર્ય કારણભાવથી રહિત જે ચેતન પુરૂષ છે, તે પણ ભાવરૂપ અલ્પ ધર્મે કરી જગતની સદૃશ છે, જેથી તે અસંગ પુરૂષ પણ જગતનું કારણ હોવો જોઈએ. પણ સાંખ્યવાદીઓ તે અસંગ પુરૂષને જગતનું કારણ માનતા નથી, જેથી કાર્ય કારણની કિંચિત્ રૂપે કરી પણ સાદૃશ્યતા સંભવે નહિ જેમ લોકમાં જડરૂપે કરી શકટ–ગાડું આદિ પદાર્થ છે, તેની પ્રવૃત્તિ ચેતન પુરૂષવિના સ્વતંત્ર હોતી નથી, પણ ચેતન પુરૂષને અધીન શકટાદિની પ્રવૃત્તિ હોય છે, તેમ જડ પ્રકૃતિ પણ ચેતન પુરૂષની પ્રેરણાવિના સ્વતંત્ર કોઈ કાર્ય કરવામાં સમર્થ નહિ હોઈ શકે, જેથી જડ પ્રકૃતિને પોતાના કાર્યમાં પ્રવૃત્ત કરાવવાવાળા કોઇ ચેતન પુરૂષને તમારે અવશ્ય અંગીકાર કરવો પડશે. આ કારણથી પ્રકૃતિ, જે ચેતન પુરૂષની સહાયથી જગતને ઉત્પન્ન કરી શકે છે, તે પુરૂષ જ જગતનું કારણ હોઇ શકે. કાળ, સ્વભાવ, નિયતિ,

યદચ્છા, ભૂત, પ્રકૃતિ તથા પુરૂષ આ સાત પક્ષ તમને કહ્યા, તેમાં પૂર્વ પૂર્વ પક્ષમાં દૂષણુ બતાવી, પાછળના પક્ષને ગ્રહણુ કર્યો છે. પણ આ સાતમો મત પણુ ઉપર કહેલાં દૂષણોથી યુક્ત છે, માટે આ સાતેમાં કોઇ પણુ મત ગ્રહણુ કરવા યોગ્ય નથી.

શિષ્ય–હે ભગવન્ ! કાળથી માંડી પ્રકૃતિ પર્યંત છએ મતોમાં આપે દૂષણુ કહ્યું છે.પણ સાતમો મત જેમાં ચેતન પુરૂષ જગતનું કારણુ છે, તેમાં કોઈ દૂષણુ કહ્યું નથી. માટે પુરૂષને જગતનું કારણુ માનવું યોગ્ય છે.

ગુરૂ–જેમ કાળાદિમાં કારણુતા સંભવે નહિ, તેમ ચેતન પુરૂષવિશે પણુ સાકારપણું સંભવે નહિ. કારણુ કે ચેતન પુરૂષ સર્વ સંગથી રહિત, નિર્ગુણુ તથા સર્વ વ્યાપારોથી રહિત છે. આવા નિષ્ક્રિય અસંગ પુરૂષવિશે જગતની કારણુતા માનવી અત્યંત અસત્યછે.

શિષ્ય–હે ભગવન્ ! ચેતન પુરૂષ માટે જે ત્રણુ કાલાદિકનો સંયોગ છે, તે સંયોગ જ જગતનું કારણુ છે.

ગુરૂ–ચેતન પુરૂષ વાસ્તે જે ત્રણુ કાલાદિકનો સંયોગ છે, તે પણુ પ્રકૃતિનીપેઠે જડ છે, જેથી તે અન્ય કારણુની અપેક્ષા અવશ્ય કરશે. તે કાલાદિ સંયોગનું શું કારણુ છે ? આ રીતની જિજ્ઞાસા નિવૃત્ત નહિ થાય. તેથી જેમ કાળાદિનું કારણુ નથી, તેમ કાળાદિના સંયોગનું પણુ કારણુપણું સંભવે નહિ.

શિષ્ય–હે ભગવન્ ! શુદ્ધ પરમાત્મા પુરૂષ અસંગ છે, જેથી શુદ્ધ પુરૂષમાં કારણુપણું સંભવે નહિ, છતાં પ્રતિબિંબરૂપી જીવાત્મામાં જગતની કારણુતાનો સંભવ હોઇ શકે.

ગુરૂ–જીવ પરતંત્ર છે, તેથી તે પોતાનાં સુખ દુઃખની ઉત્પત્તિ કરવામાં સમર્થ હોઇ શકે નહિ. જો જીવ પોતાના જ સુખ દુઃખની ઉત્પત્તિ કરવામાં સમર્થ નથી થતો, તો તે સંપૂર્ણ જગતની ઉત્પત્તિ કરવામાં કેવી રીતે સમર્થ હોઈ શકે ? જો જીવાત્મા જગતની ઉત્પત્તિ કરવામાં સ્વતંત્ર હોય, તો તે પોતાના સુખના સાધનોને જ ઉત્પન્ન કરે, પણુ દુઃખના સાધનને ઉત્પન્ન કરે નહિ. આથી જીવાત્માવિશે જગતની કારણુતા સંભવે નહિ.

## સિદ્ધાંતપક્ષનું નિરૂપણ.

આ પ્રમાણે સર્વ પક્ષનું ખંડન થવાથી તે સર્વ બ્રાહ્મણો વેદના વચનવડે બ્રહ્મને જગતનું કારણુ માનવા લાગ્યા. પછી આ અર્થ દૃઢીભૂત થવા માટે તેઓએ નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિ સાંભળવાની મુનિને જિજ્ઞાસા બતાવી. સંપૂર્ણ વેદવેત્તા મુનિ શ્વેતાશ્વતર યોગશાસ્ત્રની રીતિ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મમાં ચિત્તની વૃત્તિઓના પ્રવાહરૂપે ધ્યાન કરવા લાગ્યા.આ રીતે ધ્યાન ધરવાથી તેઓ અદ્વિતીય આત્માને આશ્રયે રહેલી એક અવિદ્યારૂપ શક્તિને જોવા લાગ્યા. આ અવિદ્યારૂપ શક્તિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા સમર્થ છે. તે કુતર્કી પુરૂષોના જોવામાં આવતી નથી તથા આવરણુ વિક્ષેપાદિ ગુણોવડે ઢંકાયલી છે. આવી અવિદ્યારૂપ શક્તિને જોઇ, તે સંપૂર્ણ વેદવેત્તા મુનિ આશ્ચર્ય પામ્યા. સ્વપ્રકાશ અદ્વિતીય આનંદ સ્વરૂપ આત્માવિશે આ માયા શક્તિ ખરૂં જોતાં નથી, છતાં તેમાં ભાસમાન હોવાથી તે માયા અસત્, જડ તથા દુઃખરૂપે કરી સચ્ચિદાનંદ આત્માને આચ્છાદિત કરે છે. આ માયાશક્તિનો આવરણુરૂપ ગુણુ સ્વભાવિક છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયગુણુ, તેમ જ સ્થૂલ, સૂક્ષ્મ, શરીરના અધ્યાસવડે આનંદ સ્વરૂપ આત્માને પામવા માટે જે ગુણોથી નિવૃત્ત રહેવાનું છે, એવા કામ

ક્રોધાદિ અનેક વિકારો, માયાશકિતના વિક્ષેપરૂપ ગુણો છે. આવી આવરણ વિક્ષેપરૂપ અનેક ગુણવાળી માયાશક્તિને જોઇ, તે વિદ્વાન્ મુનિ ઘણું જ આશ્ચર્ય પામ્યા.

## આત્માનું સ્વરૂપ.

જે અધિષ્ઠાન આત્માને આશ્રયે માયા શકિત રહેલી છે, તે અદ્વિતીય આત્મા પણ, જેમ સૂર્ય, ઘટાદિ સર્વ પદાર્થોપર પોતાનો પ્રકાશ પાડે છે તેમ, પોતાના અસ્તિ, ભાતિ, પ્રિયરૂપવડે ઉપર દર્શાવેલા કાળાદિકના સર્વ કારણોમાં વ્યાપી રહેલો છે. જેમ આકાશ ઘટ, મઠાદિક સર્વ પદાર્થોમાં વ્યાપ્ત છે, તેમ તે પરમાત્મા દેવ પ્રથમ સમષ્ટિરૂપ કાલાદિ કારણોને વ્યાપ્ત કરી, પછી વ્યષ્ટિરૂપ જગતને વ્યાપ્ત કરે છે. વળી અસંગ આત્મા જે સર્વ વિકારોથી રહિત છે, તેને વિશે કાલાદિક કારણોનું અધિષ્ઠાનપણું તથા કાર્ય પ્રપંચનું અધિષ્ઠાનપણું કહ્યું છે, તે અધિષ્ઠાનપણું પણ માયાશક્તિના બળથી થાય છે. વાસ્તવિક રીતે અસંગ આત્મામાં કાર્ય કારણપ્રપંચનું અધિષ્ઠાનપણું સંભવતું નથી. જેમ કોઇ વ્યભિચારિણી સ્ત્રીથી યોજાયલા મંત્ર ઔષધાદિક ઉપાયે કરી કોઇ ધનવાન્ પુરૂષ તે સ્ત્રીના વિલાસ વિશે આસક્ત થાય છે, તેમ માયારૂપ શક્તિએ કરી મોહને પામેલો આત્મા માયાના પ્રપંચરૂપ વિલાસોવિશે આસક્ત થાય છે. જેમ સર્વ સંગથી રહિત કોઇ મહાત્મા પુરૂષ મિત્રતાથી કોઇ દુષ્ટ પુરૂષનો સંગ મેળવે છે, ત્યારે તે દુષ્ટ પુરૂષના સંગે કરી તે મહાત્મા પુરૂષ મિથ્યા વચનરૂપ પાપને તથા પાપના દુઃખરૂપ ફળને ભોગવે છે. આ પ્રમાણે અસંગરૂપ આત્મા માયા શક્તિના સંબંધથી જ્યારે જીવરૂપપણાને તથા જગતના કારણરૂપને પામે છે, ત્યારે તે અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે. વાસ્તવિક રીતે સ્વયંજ્યોતિ નિર્ગુણાત્મા સર્વ સંગથી રહિત છે. આ અસંગ આત્માને માયા શક્તિ મોહિત કરે છે. આથી માયા શકિતનો પ્રભાવ બહુ જ આશ્ચર્યકારક છે. વેદાંત શાસ્ત્રમાં માયા શક્તિને અઘટિતઘટના પટીયસી કરી કહેવામાં આવે છે. માયારૂપ શકિતના સંબંધે કરી અસંગ આત્મા આ સંસારચક્ર વિશે પ્રવેશ કરે છે.

## સંસારચક્રનું વર્ણન.

જેમ રથના ચક્રને* નેમિ, ÷નાભિ તથા ×આરા હોય છે, તેમ માયા, શકિત, અજ્ઞાન, મૂલ પ્રકૃતિ, પ્રધાન, અવ્યાકૃત ઇત્યાદિ નામે કરી રહેલી અવિદ્યા સંસારની સર્વ બાજૂએ વ્યાપી રહી છે, તેથી તે સંસારરૂપ ચક્રની નેમિ કહેવાય છે. જેમ રથનું ચક્ર લોઢું, રૂપું, સુવર્ણાદિ ધાતુની પટીથી જડેલું હોય છે, તેમ સંસારરૂપ ચક્ર પણ શુકલ વર્ણવાળા સત્વગુણ, રક્તવર્ણવાળા રજોગુણ તથા કૃષ્ણ વર્ણવાળા તમોગુણ વર્ણરૂપી પટીથી જડેલું હોયછે. જેમ ચક્રના નાભિમાં આરારૂપી કાષ્ઠને રહેવા માટે છિદ્રરૂપી સ્થાન છે, તેમ સંસારરૂપી ચક્રની નાભિમાં કલેશાદિરૂપ આરાને રહેવા માટે સોળ વિકારરૂપ છિદ્ર હોય છે. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેંદ્રિય તથા વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિય તથા આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, એ પંચભૂત તથા સોળમું મન, આ રીતે સોળ વિકારો છે. જેમ ચક્રમાં આરા હોય છે, તેમ સંસારચક્રવિશે પચાસ

*ચક્રનું વર્તુલકાર કાષ્ઠ જેનો પૃથ્વી સાથે સંબંધ હોય છે તે નેમિ. ÷ચક્રના મધ્યના ભાગમાં જે લાકડું રાખવાથી પૈંડું ફરે છે તે નાભિ. ×નેમિ તથા નાભિ એ બેઉના વચમાંનું લાકડું તે આરા.

આરા છે. પાંચ કલેશ, આઠ સિદ્ધિ, નવ તુષ્ટિ, અઠ્ઠાવિશ અશક્તિ, આ રીતે પચાસ આરા છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ, આ પાંચ પ્રકારનો કલેશ છે. અવિદ્યા—અનાત્મરૂપ દેહાદિમાં આત્મબુદ્ધિરૂપી જે ભાસ થાય છે તે અવિદ્યા. આ વિદ્યાને શાસ્ત્રમાં 'મત' કરી કહી છે. અસ્મિતા—દેહાદિમાં વિચારહીન પુરૂષને જે અહંબુદ્ધિ થાય છે, તેનું નામ અસ્મિતા છે. આ અસ્મિતાને શાસ્ત્રવેત્તા પુરૂષો 'મોહ' એ નામે કરી કહે છે. રાગ—વિષય સુખને અર્થે જે ધન સ્ત્રીપુત્રાદિ પદાર્થ છે, તેને વિશે જે અત્યંતાસક્તિ, તેનું નામ રાગ. આ રાગને શાસ્ત્રવેત્તા 'મહામોહ' કરી કહે છે. દ્વેષ—દુઃખની પ્રાપ્તિ કરવાવાળા જે શત્રુ આદિ તેનું ખોટું ધારવું, તેનું નામ દ્વેષ. આ દ્વેષ—ધન સ્ત્રીપુત્રાદિ પ્રિય પદાર્થના ત્યાગની ઇચ્છા ન કરવી, એવી ધનાદિ પદાર્થમાં જે મમતા, તેનું નામ અભિનિવેશ છે. આ અભિનિવેશને 'અંધતામિસ્ત્ર' કહેવામાં આવે છે. અષ્ટસિદ્ધિ—મિત્ર પ્રાપ્તિ, અધ્યયન, ઉહ, શબ્દ, અધ્યાત્મ દુઃખનો નાશ, અધિદૈવ દુઃખનો નાશ, અધિભૂત દુઃખનો નાશ તથા દાન આ રીતે આઠ સિદ્ધિઓ છે. નવતુષ્ટિ—પ્રકૃતિ, ઉપાદાન, કાલ, ભાગ્ય, શબ્દનિવૃત્તિ, સ્પર્શનિવૃત્તિ, રૂપનિવૃત્તિ, રસનિવૃત્તિ, ગંધનિવૃત્તિ, આ પ્રમાણે નવ પ્રકારની તુષ્ટિ છે. તેમાં પ્રકૃતિ આદિ ચાર અંતર તુષ્ટિ છે તથા શબ્દાદિ પાંચ બાહ્ય તુષ્ટિઓ છે. શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો અને એક મન, આ અગીઆર ઇંદ્રિયોનો કુષ્ટાદિ રોગથી નાશ થાય છે, અથવા શ્રોત્રાદિ ઇંદ્રિયો વિદ્યમાન હોવા છતાં પણ તે ઇંદ્રિયોમાં પોતાનું કાર્ય કરવાનું અસમર્થપણું અથવા બીજા પુરૂષની ઇંદ્રિયોની અપેક્ષાથી તે ઇંદ્રિયોમાં જે અલ્પ કાર્ય કરવામાં સમર્થપણું, તે આ ઇંદ્રિયોનો નાશ છે. આ રીતે અગીઆર ઇન્દ્રિયોના અગીઆર નાશવડે બુદ્ધિમાં અસામર્થ્યરૂપ અગીઆર અશક્તિ ઉત્પન્ન થાય છે. ઉપર કહેલી અષ્ટ સિદ્ધિની અપ્રાપ્તિથી બુદ્ધિમાં આઠ અશક્તિ ઉત્પન્ન થાય છે. તેમજ નવ તુષ્ટિની અપ્રાપ્તિથી બુદ્ધિમાં નવ અશક્તિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે બધું મળી અઠ્ઠાવીશ અશક્તિઓ છે. આ અઠ્ઠાવીશ અશક્તિ, નવ તુષ્ટિ, આઠ સિદ્ધિ તથા પાંચ કલેશ, એમ બધું મળી સંસારરૂપ ચક્રના પચાસ આરા છે.

## પંચ કલેશોનું નિરૂપણ.

અનાત્મ પદાર્થોમાં આત્મબુદ્ધિરૂપી જે અવિદ્યા, તેનો આઠ પ્રકારનો વિષય થાય છે. આ વિષયભેદથી અવિદ્યા, પણ આઠ પ્રકારની છે. કારણરૂપ પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, પંચભૂત, આ આઠ વિષયોની તમરૂપ અવિદ્યા પણ આઠ પ્રકારની થાય છે આ અવિદ્યા સુષુપ્તિ અવસ્થામાં બીજરૂપે કરી રહે છે. અવિદ્યાનું બીજરૂપ જે અસ્મિતા છે, તે પણ જાગ્રત સ્વપ્નમાં અવિદ્યાના પ્રકૃતિ આદિ આઠ વિષયોને અહંરૂપે કરી વિષય કરે છે. મોહરૂપ અસ્મિતા પણ પ્રકૃતિ આદિ આઠ વિષયોના ભેદથી આઠ પ્રકારની થાય છે. શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોનો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ પાંચ પ્રકારનો જે વિષય, તે દિવ્ય તથા અદિવ્યના ભેદથી બબે પ્રકારનો બને છે. સ્વર્ગાદિ લોકોનો જે શબ્દાદિ વિષય, તે દિવ્ય વિષય તથા મનુષ્ય લોકોનો જે શબ્દાદિ વિષય, તે અદિવ્ય વિષય કહેવાય છે. આ પ્રમાણે દિવ્ય તથા અદિવ્યના ભેદથી શબ્દાદિ વિષય દશ પ્રકારનો થાય છે. આ દશ પ્રકારનો વિષય જેમ

જીવના સુખનું સાધન છે, તેમ તે જીવના રાગનો વિષય પણ છે. દશ પ્રકારના વિષયના ભેદે કરી મહા મોહરૂપી રાગ પણ દશ પ્રકારનો થાય છે. વળી અણિમા, ગરિમા, લઘિમા, મહિમા, પ્રાપ્ત, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ, આ આઠ પ્રકારની સિદ્ધિઓ તથા આગળ કહેલા દિવ્ય અદિવ્યના ભેદથી શબ્દાદિ દશ વિષય મળી અઢાર પ્રકારનો દ્વેષ વિષય છે. જેથી અઢાર વિષયના ભેદથી દ્વેષ પણ અઢાર પ્રકારનો થાય છે. અથવા આગળ કહેલા અસ્મિતાના પ્રકૃતિ આદિ આઠ વિષયો તથા શબ્દાદિ દશ વિષયો મળી અઢાર દ્વેષનો વિષય છે. તાત્પર્ય કે, આ અઢાર વિષયનો કોઇ નિમિત્તવડે નાશ થાય છે, ત્યારે તે વિષય જીવમાં દુઃખની ઉત્પત્તિ થવાથી જીવના દ્વષનો વિષય થાય છે. તામિસ્ર દ્વેષ પણ અઢાર વિષયના ભેદથી અઢાર પ્રકારનો છે. અણિમાદિ આઠ સિદ્ધિઓ સહિત શબ્દાદિ જે દશ વિષય છે અથવા અસ્મિતાના પ્રકૃતિ આદિ આઠ વિષયો સહિત શબ્દાદિ જે દશ વિષય છે, તે વિષયોનો નાશ કરવાવાળો કોઇએક જે બળવાન્ પુરૂષ છે, તેમાં પોતાનું પ્રતિકૂળપણું જાણી, તે વિષયના નાશનો ભય હોય છે. આનું નામ અભિનિવેશ છે. આ અભિનિવેશ પણ અઢાર વિષયના ભેદથી અઢાર પ્રકારનો થાય છે. આ પ્રમાણે તમરૂપ અવિદ્યાના આઠ પ્રકાર, મોહરૂપ અસ્મિતાના આઠ પ્રકાર, મહામોહરૂપ રાગના દશ પ્રકાર, તામિસ્રરૂપ દ્વેષના અઢાર પ્રકાર, અંધતામિસ્રરૂપ અભિનિવેશના અઢાર પ્રકાર, એમ બધું મળી બાસઠ અવિદ્યાના તથા પાંચ ક્લેશોના વિષયો છે.

## આઠ સિદ્ધિઓનું સ્વરૂપ

બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાવાળો જે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂ છે, તેની પ્રાપ્તિ તે સુહૃત્પ્રાપ્તિ કહેવાય છે. ૧ આવા બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી જે વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરવું, તેનું નામ અધ્યયન કહેવાય છે.૨શ્રવણ કરેલા અર્થનું નાના પ્રકારની યુક્તિઓવડે જે મનન કરવું, તેનું નામ ઉહ કહેવાય છે. ૩ આ રીતે મનન કરેલા અર્થમાં નિરંતર ચિત્તની વૃત્તિઓનું પ્રવાહરૂપ જે નિદિધ્યાસન, તે શબ્દ કહેવાય છે.૪ જ્વરાદિ વ્યાધિથી તથા ક્રોધાદિ આધિથી ઉત્પન્ન થયેલા દુઃખનો નાશ, તે અધ્યાત્મ દુઃખનો નાશ;૫ અગ્નિ જળ આદિવડે ઉત્પન્ન થયલા દુઃખનો નાશ,તે અધિદેવ દુઃખનાશ; ૬ સિંહ સર્પાદિ પ્રાણીથી ઉત્પન્ન થયલા દુઃખનો નાશ, તે અધિભૂત દુઃખ નાશ; ૭ તથા પૂર્વના વૃદ્ધ મહાન્ પુરૂષોની માફક વેદાંત વિદ્યાના સંપ્રદાયની પ્રવૃત્તિ કરવી, તેનું નામ દાન કહેવાય છે. ૮ આ પ્રમાણે સુહૃત્પ્રાપ્તિ આદિ આઠ સિદ્ધિઓ મોક્ષનું સાધન છે, જેથી આ આઠ સિદ્ધિઓ મુખ્ય છે તથા આગળ કહેલી અણિમાદિ આંઠ સિદ્ધિઓ માયિક પદાર્થની પ્રાપ્તિ કરાવવાવાળી છે. તેથી તે અણિમાદિ સિદ્ધિઓ મુખ્ય નથી, પણ ગૌણ અર્થવાળી છે.

## આંતર તુષ્ટિના સ્વરૂપનું નિરૂપણ.

આ પ્રકૃતિરૂપ માયા સંપૂર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે તથા માયારૂપ પ્રકૃતિ નાના પ્રકારનાં દુર્ઘટ કાર્યોને પણ ઉત્પન્ન કરે છે, જેથી આ માયારૂપ પ્રકૃતિ, જેમ જગતને ઉત્પન્ન કરે છે, તેમ તે આપણા આત્મજ્ઞાનને પણ ઉત્પન્ન કરે છે. માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે મારો ઉદ્યમ મિથ્યા છે. આ રીતનો વિચાર કરીને જે મૂઢ પુરૂષ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેનું નામ પ્રકૃતિતુષ્ટિ છે. ૧ જે પદાર્થ જે પદાર્થના નિયમે કરી જે કાર્યની ઉત્પત્તિ

કરે છે, તે પદાર્થ તે કાર્યની ઉત્પત્તિમાં કારણ હોય છે. વળી दंडग्रहणमात्रेण नरो नारायणो भवेत् ઈત્યાદિ શાસ્ત્રમાં સંન્યાસાશ્રમને આત્મજ્ઞાનનું કારણ કહ્યું છે. આ રીતનો વિચાર કરી, જે પુરૂષ સંન્યાસ આશ્રમને ધારણ કરે છે તથા સંન્યાસાશ્રમવડે પોતાને કૃતકૃત્ય માની જે શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેને સુંપ્રદાન તુષ્ટિ કહે છે. ૨ કાળ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, જેથી કાળ જેમ સર્વ જગતને ઉત્પન્ન કરે છે, તેમ તે કાળ મારા આત્મજ્ઞાનને પણ ઉત્પન્ન કરે છે. માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે મારે ઉદ્યમ કરવો નહિ, આ રીતનો વિચાર કરી, જે બુદ્ધિહીન આળસુ પુરૂષ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેનું નામ કાળતુષ્ટિ છે. ૩ જે જીવ પોતાના ભાગ્યથી રાજ્ય મેળવે છે તથા લક્ષ્મી યશ આદિ પદાર્થને મેળવે છે, આથી જે ભાગ્ય મને ધનાદિ પદાર્થની પ્રાપ્ત કરાવે છે તે ભાગ્ય કદાપિ મારા જ્ઞાનને પણ ઉત્પન્ન કરે, માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં મારો ઉદ્યમ નિષ્ફળ છે. આ પ્રમાણે વિચાર કરી જે આળસુ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેનું નામ ભાગ્યતુષ્ટિ છે. ૪ આ રીતે ચાર આંતરતુષ્ટિઓ છે.

## પાંચ બાહ્ય તુષ્ટિઓ.

જે પુરૂષ શ્રોત્ર ઇન્દ્રિયવડે નાના પ્રકારના શબ્દોનું શ્રવણ કરતો નથી તથા તે શ્રોત્ર ઇન્દ્રિયોના નિરોધ કરવાવડે પોતાને કૃતકૃત્ય માની જે પુરૂષ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેને શબ્દનિવૃત્તિ તુષ્ટિ કહે છે. ૫ જે પુરૂષ ત્વક્ ઇંદ્રિયવડે નાનાં પ્રકારનાં સ્પર્શો ગ્રહણ કરતો નથી તથા ત્વક્ ઇંન્દ્રિયોના નિરોધવડે પોતાને કૃતકૃત્ય માની, જે પુરૂષ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેને સ્પર્શનિવૃત્તિ તુષ્ટિ કહે છે. ૬ જે પુરૂષ નેત્ર ઇન્દ્રિયવડે નાના પ્રકારનાં રૂપોને દેખતો નથી તથા તે નેત્ર ઇન્દ્રિયનો નિરોધ કરવાથી પોતાને કૃતકૃત્ય માની, શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ નથી કરતો, તેને રૂપનિવૃત્તિ તુષ્ટિ કહેવામાં આવે છે. ૭ જે પુરૂષ રસન ઇન્દ્રિયવડે નાના પ્રકારના મધુરાદિ રસોને ગ્રહણ કરતો નથી તથા રસન ઇન્દ્રિયના નિરોધ કરવાવડે પોતાને કૃતકૃત્ય માની શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેને રસનિવૃત્તિ તુષ્ટિ કહેવામાં આવે છે. ૮ વળી જે પુરૂષ ઘ્રાણ ઇન્દ્રિયવડે નાના પ્રકારના ગંધને ગ્રહણ કરતો નથી, પણ તે ઘ્રાણ ઇન્દ્રિયનો નિરોધ કરવાથી પોતાને કૃતકૃત્ય માની જે શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ કરતો નથી, તેને ગંધ નિવૃત્તિ તુષ્ટિ કહેવામાં આવે છે. ૯ કેટલાક શાસ્ત્રવેત્તા પુરૂષો બાહ્ય પંચ તુષ્ટિઓનું સ્વરૂપ આ પ્રમાણે પણ કહે છે:- ધનાદિ પદાર્થ એકઠા કરવા, ધનાદિ પદાર્થનું રક્ષણ કરવું, તેનો વ્યય કરવો, તેનો ભોગ કરવો તથા તેનો નાશ થવો, આ પાંચ કલેશ પ્રાપ્ત કરાવે છે. શ્લોક–अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने । नाशे व्यये च भोगे च धिगर्थान् क्लेशभाजिनः–ધનાદિ પદાર્થના એકઠાં કરવામાં, રક્ષણ કરવામાં, નાશમાં, ખર્ચ કરવામાં તથા ભોગમાં જીવને કલેશ થાય છે, જેથી સર્વદા કલેશ કરાવવાવાળા ધનને ધિક્કાર છે. આ રીતે વિચાર કરી પૂર્વે એકઠા કીધેલા ધનનો જે ત્યાગ કરે છે તથા ધનાદિ પદાર્થને એકઠો નથી કરતો, તેના ચિત્ત વિશે પાંચ પ્રકારના નિમિત્તથી પાંચ પ્રકારના કલેશનું વિરામપણું થાય છે. પાંચ પ્રકારની વિરામતા થવાથી પોતાને કૃતકૃત્ય માની જે શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ નથી કરતો, તેણે બાહ્ય પાંચ પ્રકારની તુષ્ટિ મેળવી

કહેવાય છે. આ નવ પ્રકારની તુષ્ટિમાંથી કોઇ પણ તુષ્ટિ સ્વીકારી જે મૂઢ શ્રવણાદિ સાધનમાં ઉદ્યમ નથી કરતો, તે કદી પણ આત્માનો સાક્ષાત્કાર પામતો નથી. આથી નવ પ્રકારની તુષ્ટિ જન્મ મરણાદિ સંસારનું કારણ છે. માટે મુમુક્ષુએ આ તુષ્ટિઓનો અવશ્ય ત્યાગ કરવો. જેમ ચક્રમાં એક મોટી આરા હોય છે તથા બીજી નાની આરા હોય છે, તેમ સંસારરૂપ ચક્રને ક્લેશાદિ પચાસ મહાન્ આરાઓ છે તથા શ્રોત્રાદિક દશ ઇન્દ્રિયો અને શબ્દાદિક દશ વિષયો મળી વીસ સંસારચક્રને અલ્પ આરાઓ છે. જેમ ચક્રના નેમિમાં તીક્ષ્ણ ધાર હોય છે, તેમ સંસારરૂપ ચક્રમાં આઠ આઠના જોડવાળી છ તીક્ષ્ણ ધારો છે. ભૂમિ, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર, આ આઠ પ્રકૃતિ અષ્ટક કહેવાય છે, અથવા પ્રકૃતિ, ભૂમિ, જળ, તેજ, વાયુ, આકાશ, મન અને અહંકાર આ રીતની આઠ પ્રકૃતિ છે. ૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ યોગાંગઅષ્ટક કહેવાય છે. ૨ સુહૃત્પ્રાપ્તિ, અધ્યયન, ઉહ, શબ્દ, અધ્યાત્મદુઃખ નિવૃત્તિ, અધિદૈવ દુઃખ નિવૃત્તિ, અધિભૂત દુઃખ નિવૃત્તિ તથા દાન, આ સિદ્ધિ અષ્ટક છે. ૩ અણિમા, ગરિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ આ સિદ્ધિ અષ્ટક છે. ૪ વાક્, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, મન અને હસ્ત એ ગ્રહ અષ્ટક છે. ૫ વાક્ આદિ ઇન્દ્રિયોના ક્રમથી શબ્દનું ઉચ્ચારણ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંકલ્પ અને ગ્રહણ, આ અતિગ્રહ અષ્ટક છે. ૬ કેટલાક આ રીતે છ અષ્ટક કહે છે તથા કેટલાક નીચે પ્રમાણે અષ્ટક કહે છે. વાક્, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, મન તથા હસ્ત, એ ગ્રહ અષ્ટક છે. ૧ શબ્દઉચ્ચારણ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંકલ્પ, ગ્રહણ એ અતિગ્રહ અષ્ટક છે. ૨ પૃથ્વી, કાળ, રૂપ, આકાશ, તમ, રૂપ, દલ તથા રેત, આ આયતન અષ્ટક છે. ૩ અગ્નિ, હૃદય, ચક્ષુ, શ્રોત્ર, હૃદય, ચક્ષુ, હૃદય, હૃદય, આ લોકઅષ્ટક છે. ૪ અમૃત, સ્ત્રી, સત્ય, દિશા, મૃત્યુ, પ્રાણ, વરૂણ, પ્રજાપતિ, આ દેવતાષ્ટક છે. ૫ શારીર, કામમય, આદિત્ય, શ્રોત, છાયામય, પ્રતિબિંબ, ઉદકસ્થ તથા પુત્રમય આ પુરૂષ અષ્ટક છે. ૬ જેમ કુંભારના ચક્રમાં ઘડો હોય છે, તેમ આ છ પ્રકારના અષ્ટકો સંસારરૂપ ચક્રના નેમિની તીક્ષ્ણ ધારાઓ છે. જેમ ચક્રને જોડવાવાળો રજ્જુ આદિ પાશ છે તથા નેમિ, નાભિ, આરા ઇત્યાદિ અવયવયુક્ત ચક્રનો, દોરી આદિ બંધન વિના જલદી નાશ થાય છે, તેમ સંસારરૂપ ચક્ર પણ પરમાત્માના બંધન વિના જલદી નાશ પામે છે. બ્રહ્મલોકમાં જવાવાળો દેવયાન માર્ગ છે, સ્વર્ગાદિ લોકમાં જવાવાળો પિતૃયાન માર્ગ છે તથા કીટપતંગાદિ ક્ષુદ્ર જંતુઓને માટે ત્રીજો સ્થાન માર્ગ છે. આ ત્રણે માર્ગ સંસારરૂપ ચક્રના ભેદનું કારણ છે તથા આ ત્રણ માર્ગોને લીધે સંસાર ત્રણ નાભિવાળો તથા ત્રણ ત્રણ નેમિવાળો કહેવામાં આવે છે. દેવયાન માર્ગ અંતર્મુખ ઉપાસકને પ્રાપ્ત થાય છે, જેથી તે સંસારચક્રનું પ્રથમ મધ્ય નાભિ છે. પિતૃયાન માર્ગ ઉપાસક પુરૂષોના આશ્રયથી બહિર્મુખ કર્મી પુરૂષોને પ્રાપ્ત થાય છે, જેથી તે સંસારચક્રની બીજી નાભિ કહેવાય છે. ત્રીજો સ્થાન માર્ગ, કર્મી પુરૂષોના આશ્રયથી બહિર્મુખ પાપાત્મા જીવોને પ્રાપ્ત થાય છે, તેથી તે સંસારચક્રનું ત્રીજું નાભિ કહેવાય છે. કીટપતંગાદિથી હલકી વૃક્ષાદિ તામસી જીવોને પ્રાપ્ત થવા યોગ્ય તમરૂપ અવિદ્યા છે, જે સંસારચક્રનું અત્યંત બાહ્ય

નેમિ છે. જેમ કાષ્ઠ અને મૃત્તિકા, આ બે વસ્તુ કુંભારના ચક્રનું કારણ છે, તેમ સુખ દુઃખરૂપ ફળ દેવાવાળું પાપપુણ્યરૂપ કર્મ સંસારચક્રનું નિમિત્ત કારણ છે. હૃદયમાં રહેલા આત્માને વિસ્મરણ કરવાવાળો જે તમરૂપ મોહ છે, તે સંસારચક્રની સાથે જોડાયલો છે. આ સંસારચક્રને પ્રાપ્ત થયલા માયાવિશિષ્ટ પરમાત્માને વેદવેત્તા બ્રાહ્મણ ધ્યાનવડે જૂવે છે.*

## પરમાત્માનું નદીરૂપે વર્ણન.

હે સંન્યાસીઓ! સંસારચક્રનું ઉપાદાન કારણ માયારૂપ મહાન્ નદી છે. તે નદીના શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન અને ઘ્રાણ આ પાંચ ઇન્દ્રિયોને રહેવાનાં સ્થાનો જે પાંચ ગોલોક છે, તે માયારૂપ નદીના પાંચ પ્રવાહો છે. જેમ પ્રસિદ્ધ નદીઓનું જળ પ્રવાહના સ્થાનમાં ચાલે છે, તેમ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો પણ ગોલોકરૂપ સ્થાનવિશે ગમન કરે છે. આથી શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિયો માયારૂપ નદીનું પાંચ પ્રકારનું જળ છે. જેમ નદીના જળનું મેઘ કારણ છે તથા જેમ વર્ષાકાળમાં નદીઓ મોટા પ્રવાહવાળી થાય છે, તેમ કામ ક્રોધાદિ આસુરી સંપત્તિવાળા પ્રમાદી જીવોમાં શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિયોવડે જે પાંચ પ્રકારનું જ્ઞાન, તે જીવના દુઃખનું કારણ છે, જેથી તે માયારૂપ પાંચ પ્રકારનું જ્ઞાન માયારૂપ નદીના અત્યંત ઉગ્ર પાંચ પ્રવાહો છે.નદીઓમાં જેમ ચકરી હોય છે તથા તે માણસને નીચે પાડે છે, તેમ શાસ્ત્રસંસ્કાર રહિત પ્રમાદી પુરૂષોમાં શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિયોવડે ઉત્પન્ન થયલું પાંચ પ્રકારનું જ્ઞાન, પ્રમાદી પુરૂષને કીટપતંગાદિ યોનિને પ્રાપ્ત કરાવે છે; માટે તે માયારૂપ નદીની પાંચ પ્રકારની ચકરીઓ છે. નદીમાં નાના પ્રકારના તરંગની માફક પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન આ પાંચ પ્રાણ માયારૂપ નદીના પાંચ તરંગો છે. નદીના મૂળરૂપે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ રીતનું જ્ઞાન તથા ઇચ્છા, માયારૂપ નદીનાં પાંચ મૂળો છે.નદીમાં નાના પ્રકારની ભમરીની માફક શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ માયાનદીની પાંચ ભમરીઓ છે. જેમ નદીને પાર ઉતરાવવાવાળા નાવિકો પણ જો ચકરીમાં આવી પડે છે તો તેમનાથી તે ચકરીમાંથી નિકળી શકાતું નથી, તેમ વિદ્વાન્ પણ માયાનદીની વિષયરૂપી ચકરીમાં ફસાય છે, તો તેમાંથી બહાર નિકળવા સમર્થ થઈ શકતો નથી. તે સમયે તે નાવિકને, જે લોકોને તેણે નદી પાર કર્યા હોય છે, તેઓ તેને ચકરીમાં પડેલો જોઇ, કેટલાક તેનો શોક કરે છે તથા કેટલાક તેનો ઉપહાસ કરેછે. અર્થાત્ કીધેલા ઉપકારને જાણવાવાળા સજ્જન પુરૂષો શોક કરે છે તથા કૃતઘ્નીઓ તેનો ઉપહાસ કરે છે. આ કારણથી વિદ્વાને પણ અભિમાન કદી કરવું નહિ. જે વિદ્વાન એમ ધારે છે કે, મેં ઘણાને શાસ્ત્રના ઉપદેશવડે પાર ઉતાર્યા છે, માટે મને વિષયરૂપી ભમરી શું કરી શકવાની હતી? આવા અભિમાનને લીધે વિષયરૂપી આવર્તમાં ફસાઈ જઇ વિદ્વાન્ પણ શોક અથવા હાસ્યને પામે છે. જેમ નદીની ચકરી નાવિકોને તેમ જ અન્ય પુરૂષોને અત્યંત દુસ્તર છે, તેમ માયારૂપ નદીની વિષયરૂપી ચકરી વિદ્વાન્ તેમ જ અવિદ્વાનને અત્યંત દુસ્તર છે.

શિષ્ય—જ્યારે વિદ્વાન પુરૂષ પણ આ વિષયરૂપ ચકરીમાં આવવાથી બહાર નીકળી શકતો નથી, ત્યારે તે ચકરીમાંથી રક્ષણ કરવાનો જે ઉપાય હોય, તે મને કહો.

ગુરૂ—આમાંથી રક્ષણ કરવાનો એક જ

ઉપાય છે. જેમ નાવિક પોતાની ડાબી તથા જમણી બાજુએ ચકરીનો ત્યાગ કરી ચાલવાથી ચકરીમાં ફસાતો નથી,તેમ મુમુક્ષુ જને શાસ્ત્રબળથી વિષયરૂપ ચકરીનો દૂરથી ત્યાગ કરવો, દોષદૃષ્ટિથી વિષયનો સંગ ન કરવો, એ જ એક રક્ષાનો ઉપાય છે. જ્યારે વિદ્વાન્ પુરૂષ જ આ ચકરીમાંથી નિકળી શકવા સમર્થ થતો નથી, તો અવિદ્વાન્ તો ક્યાંથી જ થાય ? શબ્દાદિ પાંચ વિષયો માયારૂપ નદીનાં પાંચ આવર્તો—ચકરીઓ છે. આ વિષયોથી જીવને પાંચ પ્રકારનું સુખ થાય છે, જે નાશવાન્ તથા ભય કરવાવાળું છે. આથી સ્વાદિષ્ઠ અને વિષયુકત અન્નની માફક વિષયજન્ય સુખ દુઃખરૂપ છે. ગર્ભદુઃખ, જન્મદુઃખ, રાજદુઃખ, વ્યાધિદુઃખ તથા મરણદુઃખ, આ પાંચ રીતનાં દુઃખ માયાનદીનાં પાંચ વેગો છે; તથા તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર, આ પાંચ રીતના કલેશો માયારૂપ નદીના પાંચ વિભાગો છે. પંચ ઇન્દ્રિયગોલોક, પંચ શ્રોત્રાદિક ઇન્દ્રિયો, પંચ આકાશાદિ મહાભૂત, પંચજ્ઞાન, પંચપ્રાણ, પંચબુદ્ધિ, પંચઇચ્છા, પંચવિષય, પંચદુઃખ તથા ૫ ચકલેશ આ પ્રમાણે પચાસ ભેદે કરી માયારૂપ નદી પચાસ ભેદવાળી છે; અથવા તો પંચકલેશ, અષ્ટસિદ્ધિ, નવ તુષ્ટિ અને અઠ્ઠાવીશ અશકિતના ભેદવડે માયાનદી પચાસ ભેદવાળી છે. આ માયા શકિતને વેદવેત્તા બ્રાહ્મણો ધ્યાન સમયે કારણબ્રહ્મને આશ્રયે રહેલી જૂવે છે.

શિષ્ય—અદ્વિતીય બ્રહ્મ ધ્યાનપરાયણ વિદ્વાન બ્રાહ્મણ,માયા શકિતને શા વાસ્તે જૂવેછે?

ગુરૂ—બ્રહ્મધ્યાનપરાયણ પુરૂષ માયાને સર્વદા જોતો નથી. પણ જ્યારે વિદ્વાન્ બ્રાહ્મણ અદ્વિતીય બ્રહ્મથી જગતની ઉત્પત્તિ આદિની અનુપપત્તિનું સ્મરણ કરે છે, ત્યારે તે માયા શકિતને જૂવે છે. જેમ વિદ્વાન્ બ્રાહ્મણ બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહરૂપ ધ્યાનવડે માયાશકિતને જોઇ શકે છે, તેમ તમે પણ અદ્વિતીય બ્રહ્મમાં વૃત્તિનો પ્રવાહ કરશો, ત્યારે તમે પણ માયા શકિતને તમારી મેળે જ જાણી લેશો.

## અદ્વિતીય બ્રહ્મનો ઉપદેશ.

કાલાદિ સર્વ કારણોના અધિષ્ઠાન નિર્ગુણ બ્રહ્મને મુનિઓ ધ્યાનવડે જૂવે છે. આ નિર્ગુણ બ્રહ્મ તમારા આત્માથી ભિન્ન નથી, પણ તે તમારા આત્મારૂપ જ છે, જે અદ્વિતીય બ્રહ્મરૂપ આત્મા તમારા હૃદયમાં રહી, બુદ્ધિ આદિ સમૂહોને પ્રકાશ કરે છે, તે બ્રહ્મરૂપ આત્મા માયારૂપ ઉપાધિથી ઇશ્વર સંજ્ઞાને તથા ઇશ્વર સાક્ષી સંજ્ઞાને પ્રાપ્ત થાય છે, તે જ બ્રહ્મરૂપ આત્મા અવિદ્યારૂપ ઉપાધિના સંબંધથી સંસારચક્રમાં ફરતાં જીવ સંજ્ઞાને તથા જીવ સાક્ષી સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. અર્થાત્ એક જ પ્રકૃતિ શુદ્ધ સત્વગુણે કરી માયા સંજ્ઞાને પ્રાપ્ત થાય છે, તથા મલિન સત્વગુણે કરી અવિદ્યાને પ્રાપ્ત થાય છે. તેમાં માયાવિશિષ્ટ ચેતનનું નામ ઈશ્વર છે તથા માયાથી ઉપહિત ચેતનનું નામ ઇશ્વર સાક્ષી છે. તેમ જ અવિદ્યાવિશિષ્ટ ચેતનનું નામ જીવ છે તથા અવિદ્યાથી ઉપહિત ચેતનનું નામ જીવ સાક્ષી છે. જેમ કુંભાર તથા દંડ ચક્રને ભ્રમણ કરાવે છે, તેમ સર્વના હૃદયમાં રહેલા પરમાત્મા દેવ, કામ ક્રોધાદિરૂપ દંડે કરી, પરાધીન જીવને હમેશાં ભ્રમણ કરાવે છે. જ્યાં સૂધી આ જીવ સંસારમાં ભ્રમણ કરે છે, ત્યાં સૂધી તે જીવને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થતો નથી, પણ જ્યારે તે જીવ ગુરૂના શાસ્ત્રોપદેશથી અદ્વિતીય આત્માનો નિશ્ચય કરે છે, ત્યારે તે જીવાત્મા સંસારરૂપી કાર્ય સહિત અવિદ્યાનો નાશ કરે

છે. આ કારણથી વેદમાં જીવાત્માને *હંસ કરી કહ્યો છે. જીવરૂપ આત્મા જ્યારે પોતાના આત્માને અદ્વિતીય બ્રહ્મરૂપે કરી દેખે છે, ત્યારે તે જન્મ મરણાદિ વિકારોથી રહિત થઇ, મોક્ષરૂપ અમૃતને પામે છે. અદ્વિતીય બ્રહ્મરૂપમાં તેજ, જળ અને પૃથ્વી, આ ત્રણ વસ્તુઓ રહી છે, તથા તે અદ્વિતીય બ્રહ્મ સર્વ કર્મ ફળોના અવધિરૂપ છે. માયાશક્તિ, કે જેનો આત્મસાક્ષાત્કાર વિના બીજા કોઇ ઉપાયથી નાશ થતો નથી તથા જે આત્માને આવરણ કરવાવાળી છે, તે પરમાત્મા દેવને આશ્રયે રહેલી છે. વેદવેત્તા પુરૂષ, સ્વયંજ્યોતિ આત્માને માયાથી ભિન્ન જાણવાથી તથા અદ્વિતીય બ્રહ્મરૂપ જાણવાથી આવરણ વિક્ષેપરૂપ માયાથી વિમુક્ત થાય છે. અદ્વિતીય બ્રહ્મમાં અભેદ ભાવ પ્રાપ્ત થવાથી તે જન્મ મરણાદિ વિકારોથી રહિત થાય છે, માટે તમે પણ અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપે કરી જાણો.

## 'तत्त्वमसि' પદનો અર્થ.

પરમાત્મા દેવ સર્વત્ર વ્યાપક છે, એવો તત્ પદનો અર્થ છે તથા આગળ હંસરૂપે કહેલો જીવાત્મા તે ત્વં પદનો અર્થ છે. તત્ પદાર્થરૂપ ઇશ્વરનો તથા ત્વં પદાર્થરૂપ જીવનો, જે પરસ્પર ભેદ છે, તે વાસ્તવિક રીતે ભેદ નથી. પણ ઉપાધિવડે ભેદ દેખાય છે. શ્રુતિમાં ક્ષર તથા વ્યકત, આ બે નામે કરી કહેલો, જે અંતઃકરણાદિ કાર્ય પ્રપંચ છે, તે ત્વં પદાર્થરૂપ જીવની ઉપાધિ છે તથા શ્રુતિમાં અક્ષર અને વ્યકત, આ બે નામથી કહેલું જે કારણઅજ્ઞાન છે, તે કારણઅજ્ઞાન તત્ પદાર્થરૂપ ઇશ્વરની ઉપાધિ છે. વેદમાં કહ્યું છે કે, कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः- અંતઃકરણાદિરૂપ કાર્ય ઉપાધિવાળો જીવ છે, તથા અજ્ઞાનરૂપ કારણ ઉપાધિવાળો ઇશ્વર છે. આ કાર્ય તથા કારણરૂપ, બન્ને ઉપાધિઓનો અધિષ્ઠાન શુદ્ધ બ્રહ્મ છે. તે પરમાત્મા બુદ્ધિની સાથે તાદાત્મ્ય સંબંધને પ્રાપ્ત થવાથી પોતાના વાસ્તવિક સ્વરૂપને નથી જાણતો ત્યારે તે પરમાત્મા જીવભાવને પ્રાપ્ત થાય છે. તે જીવભાવવડે પરમાત્મા પુણ્ય પાપના વશથી નાના પ્રકારનાં સુખ દુઃખ ભોગવે છે. તે જ પરમાત્મા માયાથી કરાયલા જીવભાવનો ત્યાગ કરી પોતાને જ્યારે અદ્વિતીય બ્રહ્મરૂપે જાણે છે ત્યારે તે પરમાત્મા સર્વ બંધનથી મુક્ત થઇ મોક્ષરૂપ અમૃત ભાવને પામે છે. જેમ સોયના નાકામાં રહેલું આકાશ અલ્પ કહેવાય છે તથા બ્રહ્માંડરૂપ ઉપાધિમાં રહેલું આકાશ મહાન્ કહેવાય છે, તેમ વાસ્તવિક રીતે જીવ ઇશ્વર ભાવથી રહિત પરમાત્મા જ્યારે બુદ્ધિરૂપ ઉપાધિમાં રહે છે, ત્યારે તે જીવ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે, તથા જ્યારે માયારૂપ ઉપાધિમાં રહેલો હોય છે ત્યારે તે પરમાત્મા ઇશ્વર સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. આથી કાર્ય કારણરૂપ ઉપાધિના ભેદે કરી જીવ તથા ઇશ્વરનો ભેદ પ્રતીત થાય છે, વાસ્તવિક રીતે જીવ ઇશ્વરનો ભેદ નથી. જ્યારે કલ્પેલી ઉપાધિનો ત્યાગ કરી જીવાત્મા પોતાના અદ્વિતીયરૂપ બ્રહ્મ સ્વરૂપને જાણે છે, ત્યારે તે જીવાત્મા માયારૂપ કારણ સહિત સર્વ કામ ક્રોધાદિ પાશથી મુકત થાય છે.

શિષ્ય–આ અદ્વિતીય આત્મામાં જીવ, ઇશ્વર તથા બ્રહ્મ ઇત્યાદિ ભેદો કોણ કરાવે છે?

ગુરૂ–એક ઇશ્વર, બીજો જીવ તથા ત્રીજો શુદ્ધબ્રહ્મ. આ ત્રણેને વેદાંત શાસ્ત્રવેત્તાઓ અનાદિ કહે છે. આ ત્રણેમાં અનાદિપણું

*જે જીવ અદ્વિતીય આત્માના જ્ઞાનથી અવિદ્યાનો નાશ કરે છે, તેનું નામ હંસ.

તથા જન્મરહિતપણું માયાવડે કલ્પાયલું છે; અર્થાત્ માયાશક્તિએ ઇશ્વરાદિને અનાદિરૂપે કલ્પ્યાં છે, તથા આકાશાદિ પ્રપંચને આદિવાળાં કલ્પ્યાં છે. વળી તે માયાએ જ્યારે જીવ, ઇશ્વર અને શુદ્ધબ્રહ્મમાં અનાદિપણાની કલ્પના કરી, ત્યારે જીવ ઇશ્વરનો ભેદ, માયા તથા માયાને ચેતનનો સંબંધ, આ ત્રણે વિશે પણ અનાદિપણું અર્થથી સિદ્ધ થાય છે. સુરેન્દ્રાચાર્યે કહ્યું છે કે, जीवईशो विशुद्धाचिद्विभागश्च तयोर्द्वयोः । अविद्या तच्चितोर्योगः षडस्माकमनादयः ॥ જીવ, ઇશ્વર, શુદ્ધ ચેતન, જીવ ઇશ્વરનો પરસ્પર ભેદ, અવિદ્યા તથા અવિદ્યા ચેતનનો સંબંધ, આ છ વેદાંત શાસ્ત્રમાં અનાદિ છે. અદ્વિતીય આત્મામાં જે ભેદ જણાય છે તે માયાથી જણાય છે. જ્યારે અધિકારી જન જીવ, ઇશ્વર અને ચેતન, આ ત્રણેને પોતાના આત્માથી ભિન્ન નથી જાણતો, ત્યારે પોતાના આત્માને સર્વત્ર વ્યાપકરૂપે જુવે છે, તથા તે મોક્ષને પામે છે.

## અનાદિ માયાની નિવૃત્તિનો ઉપાય.

જે અનાદિ માયા જગતની ઉત્પત્તિના કાળમાં ભોક્તાભોગ્યરૂપવડે આ જીવને અનેક પ્રકારનાં સુખ દુઃખની પ્રાપ્તિ કરાવેછે, તથા જે પ્રલયકાળે નામ રૂપાત્મક જગત ભાવથી રહિત છે, તેને વેદ અક્ષર કરી કહે છે, તથા આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિ પછી તે જ માયાનો નાશ થાય છે, જેથી તેને ક્ષર કરી વેદમાં કહેલી છે.

શિષ્ય—હે ભગવન્! આગળ શ્રુતિએ માયાને અક્ષર કરી કહી છે, તથા હવે શ્રુતિ માયાને ક્ષર કરી કહે છે. આથી અક્ષરપણું તથા ક્ષરપણું એક પદાર્થમાં સંભવે નહિ, જેથી બન્ને શ્રુતિઓનો પરસ્પર વિરોધ આવશે.

ગુરૂ—આ અનાદિ માયા આત્મસાક્ષાત્કારવિના બીજા કોઇ ઉપાયવડે નાશ થતી નથી, આથી વેદમાં માયાને અક્ષર કહી છે તથા આત્મસાક્ષાત્કારવડે તે માયાનો નાશ થાય છે, જેથી વેદે માયાને ક્ષર કહી છે. જે વસ્તુ નાશ રહિત છે, તે અક્ષર કહેવાય છે. એવું અક્ષરપણું માયામાં સંભવતું નથી, પણ ઉત્પત્તિ તથા નાશ વિનાના પરમાત્મામાં એ અક્ષરપણું સંભવે છે. અક્ષર પરમાત્મા જ્યારે અધિકારીને પ્રાપ્ત થાય છે, ત્યારે તે માયાનું હરણ કરે છે. આ વખતે પરમાત્માને વેદ 'હર' એ નામે કહે છે. વળી પરમાત્મા પોતાની સત્તાવડે માયારૂપ કારણને તથા જગદ્રૂપ કાર્યને નિયમવડે પ્રવૃત્ત કરે છે, તેથી વેદ પરમાત્માને 'ઇશ' કરી કહે છે. મને આત્મજ્ઞાન થવા છતાં અવિદ્યાની નિવૃત્તિ થતી નથી, જેથી આત્મજ્ઞાન અવિદ્યાની નિવૃત્તિનું કારણ નથી. આવી અસંભાવના કદી કરવી નહિ. કારણ કે અવિદ્યાની અનેક શક્તિઓ છે, જેનો ક્રમે કરી આત્મજ્ઞાનની અવસ્થા નાશ કરે છે. જગતવિશે પ્રથમ સત્ય બુદ્ધિ કરાવી પછી જેમાં આસક્તિ કરનારી જે અવિદ્યા શક્તિ છે, તે *અભિધ્યાનરૂપ જ્ઞાનથી નાશ પામે છે. અભિધ્યાનની ઉત્પત્તિ પહેલાં પુરૂષને જે પદાર્થમાં આસક્તિ થાય છે, તે અભિધ્યાન ઉત્પન્ન થયા પછી અધિકારીને પ્રાપ્ત થતી નથી. આથી એક અવિદ્યા શક્તિનો અભિધ્યાનથી નાશ થાય છે, જે નાશવડે વિદ્વાન્ સંસારમાં અજ્ઞાની જીવથી વિલક્ષણ હોય છે તથા રાગદ્વેષાદિકથી રહિત થઇ, તે શાંતિ આદિ ગુણને મેળવે છે. જીવનો પરસ્પર ભેદ તથા જીવઇશ્વરનો પરસ્પર ભેદ કરાવવાવાળી બીજી અવિદ્યા શક્તિ છે. આ બીજી શક્તિનો નાશ યોજનાવડે થાય છે. જેમ

*સંપૂર્ણ જગત્ મારા આત્મસ્વરૂપ છે, આ રીતના ચિંતનનું નામ અભિધ્યાન છે.

લૌકિક પુરૂષ પોતાને, બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ જાતિથી ભિન્ન જોતો નથી, તેમ વિદ્વાન્ યોજનાવડે અવિદ્યાનો નાશ થવાથી પોતાના આત્માને બ્રહ્મસ્વરૂપથી ભિન્ન જોતો નથી. અનાત્મ પદાર્થમાં પ્રીતિ કરાવવાવાળી જે જ્ઞાનકર્મવાસના છે, તે અવિદ્યાની ત્રીજી શક્તિ છે. આ શક્તિનો તત્ત્વભાવથી નાશ થાય છે: અદ્વિતીય બ્રહ્મનું ચિંતન, જે આત્મનિષ્ઠા, તેને તત્ત્વભાવ કહેવામાં આવે છે. તત્ત્વભાવવડે અવિદ્યાનો નાશ થવાથી વિદ્વાન્, જીવ અવસ્થામાં હોવા છતાં વિદેહમુક્ત પુરૂષ સરખો થાય છે. જેમ સ્વપ્નથી જાગ્રત થયલો પુરૂષ સ્વપ્નના પ્રપંચને દેખી શકતો નથી, તેમ સ્વપ્રકાશ આનંદ સ્વરૂપ આત્માને પ્રાપ્ત થયેલો વિદ્વાન્ પણ શરીરાદિ પ્રપંચને દેખતો નથી. સમાધિ અવસ્થામાં તે વિદ્વાનને પ્રપંચનું ભાન હોતું નથી, છતાં સમાધિથી મુક્ત થવા પછી તેને જગતનું ભાન આવે છે. વિદ્વાનને જગતની પ્રતીતિ કરાવવાવાળી ચોથી અવિદ્યા શક્તિ, પ્રારબ્ધ કર્મનો નાશ થવા પછી નાશ પામે છે.

## અભિધ્યાન ને યોજનાવસ્થાનું ફળ.

જ્યારે અભિધ્યાનથી આત્મસાક્ષાત્કાર વિદ્વાનને થાય છે, ત્યારે તે કામક્રોધાદિ સર્વ પાશોથી મુક્ત થાય છે. આ કામક્રોધાદિ પાશોથી બંધાયલો અજ્ઞાની પુરૂષ નાના પ્રકારના ઉંચ નીચ શરીરોને પ્રાપ્ત થાય છે તથા તે ઉંચ નીચ શરીરમાં તેને અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત, આ ત્રણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય છે. જ્યારે અધિકારી પુરૂષ ગુરૂશાસ્ત્રના ઉપદેશથી સંપૂર્ણ જગતને પોતાના આત્મારૂપે જાણે છે, ત્યારે તે કામક્રોધાદિ દારૂણ પાશથી મુક્ત થાય છે. જેમ ઘટાકાશ મહા આકાશથી ભિન્ન નથી, તેમ મારો આત્મા અદ્વિતીય બ્રહ્મરૂપ છે, આ રીતના જીવ તથા બ્રહ્મના અભેદ ચિંતનરૂપ યોજનાવડે અધિકારી પુરૂષને જ્યારે અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થાય છે, ત્યારે તેની આત્મા અનાત્માના અધ્યાસરૂપી હૃદયગ્રંથિનો ભેદ થાય છે, અવિદ્યાદિ પાંચ ક્લેશની નિવૃત્તિ થાય છે, શુભ અશુભ કર્મનો ક્ષય થાય છે, તથા સંપૂર્ણ સંશયની નિવૃત્તિ થાય છે. શ્રુતિમાં કહ્યુ છે કે भिद्यते हृदयग्रन्थिश्छिद्यंते सर्वसशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ અદ્વિતીય પરમાત્માના સાક્ષાત્કારથી અધિકારીની અધ્યાસરૂપી હૃદયગ્રંથિનો ભેદ થાય છે, આત્માને વિષય કરવાવાળા સંપૂર્ણ સંશયોનું છેદન થાય છે તથા પ્રારબ્ધ કર્મથી સંપૂર્ણ કર્મ ક્ષયને પામે છે. આત્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ આ પાંચ પ્રકારના ક્લેશોની પણ નિવૃત્તિ થાય છે તથા ક્લેશ નિવૃત્ત થવાથી ફરી દુઃખની પ્રાપ્તિ થતી નથી. આત્મસાક્ષાત્કારના પ્રભાવથી સર્વ દુઃખથી રહિત થયલો વિદ્વાન્, પોતાના પ્રારબ્ધ કર્મની સમાપ્તિની ઇચ્છા કરતો આ સંસારમાં ફરે છે. જેમ દેહાદિમાં આત્મબુદ્ધિવાળા અજ્ઞાની જીવને પૂજન તાડનાદિવડે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તથા અનુકૂળ તેમ જ પ્રતિકૂળ પદાર્થને માટે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ વિદ્વાન્ સુખ દુઃખને પ્રાપ્ત થતો નથી. આ દેહાદિને પૂર્વના પુણ્યકર્મથી સુખ પ્રાપ્ત થાય છે તથા પૂર્વનાં પાપકર્મથી દુઃખ પ્રાપ્ત થાય છે. જેમ બીજાના શરીરના અભિમાનથી રહિત પુરૂષ બીજાના સુખ દુઃખે પોતાને સુખી દુઃખી માનતો નથી, તેમ વિદ્વાન્ બીજાના શરીરને પણ પોતાના શરીર જેવું જાણે છે. આથી વિદ્વાન્ શરીરના સુખ દુઃખે

કરી પોતાના આત્માને સુખી દુઃખી માનતો નથી. જેમ પરસ્પર વિવાદ કરવાવાળા બે પુરૂષોના પક્ષપાતથી રહિત જે ત્રીજો મધ્યસ્થ પુરૂષ હોય છે, તે મધ્યસ્થ બેઉ પુરૂષોના સુખ દુઃખને જાણતો હોવા છતાં તે સુખ દુઃખને પોતાનેવિશે માનતો નથી, તેમ અસંગ વિદ્વાન્ પુરૂષ પણ દેહાદિ સુખ દુઃખોને જાણતો હોવા છતાં, પોતાના સ્વરૂપવિશે તે સુખ દુઃખને માનતો નથી. જેમ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ પૂર્વની કર્મ વાસનાને અનુસાર નાના પ્રકારનાં સ્વપ્નોને દેખે છે, તેમ વિદ્વાન્ પ્રારબ્ધ કર્મને અનુસાર સમાધિમાંથી ઉઠે છે, ત્યારે સુખ દુઃખાદિ પ્રપંચને દેખે છે.

## તત્ત્વભાવરૂપ ફળનું વર્ણન.

તત્ત્વભાવરૂપ અવસ્થાથી અવિદ્યા સહિત સર્વ સંસ્કારોના નાશ થવાવડે વિદ્વાન્ પરમેશ્વરનું ઐશ્વર્ય ફળ મેળવે છે. તે પોતાના આત્માને અને અન્ય પદાર્થોને ભિન્નરૂપે કરી જોતો નથી તથા સર્વ ભેદથી રહિત થાય છે. આત્મા મન તથા વાણીનો અવિષય, સર્વ ઉપમાથી રહિત તથા સ્વયંજ્યોતિ આનંદ સ્વરૂપ છે. શ્રુતિમાં સત્ય શબ્દે કરી કહેલો પ્રાણ અન્ય લોકમાં ગમન કરતો નથી, પણ શરીરવિશે લયભાવને પામે છે. આ રીતનું ઐશ્વર્ય ફળ કોઇ વિરલાને જ અન્ત્ય જન્મમાં પ્રાપ્ત થાય છે. આ લોકમાં હજારમાં એક મોક્ષની ઇચ્છાવાળો હોય છે, માટે તે મુમુક્ષુ દુર્લભ છે. વળી હજાર મુમુક્ષુઓમાં એકાદ શ્રવણાદિક સાધન સંપન્ન હોય છે. મુમુક્ષુઓમાં શ્રવણાદિ સાધન સંપન્ન મનુષ્ય દુર્લભ છે. હજાર સાધન સંપન્નમાં કોઇક જ આત્માના પરોક્ષ જ્ઞાનવાળો હોય છે, માટે તે સાધન સંપન્ન કરતાં પણ દુર્લભ છે. હજાર પરોક્ષજ્ઞાનવાળાઓમાં કોઇક જ આત્માના અપરોક્ષ જ્ઞાનવાળો હોય છે, જેથી રાગદ્વેષથી રહિત તથા સર્વ ભૂતોને પોતાના આત્મારૂપ જોનાર અપરોક્ષ જ્ઞાનવાળો પુરૂષ અત્યંત દુર્લભ છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે, मनुष्याणां सहस्त्रेषु कश्चिद् यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ હે અર્જુન ! હજારોમાં કોઇક જ મારી પ્રાપ્તિમાટે યત્ન કરે છે તથા યત્ન કરવાવાળા હજારોમાં કોઇક જ મારા સ્વરૂપને જાણે છે. જે પુરૂષને સંશય વિપર્યય રહિત આત્માનો સાક્ષાત્કાર થાય છે, તે જો કદાપિ બ્રહ્મહત્યાદિ પાપ કર્મ કરવાવાળા પાતકી જીવોપર પોતાની કૃપાદૃષ્ટિવડે જૂવે છે, તો તેની દૃષ્ટિના પ્રભાવથી તે પાતકી પોતાની બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાય છે. કહ્યું છે કે, यस्यानुभवपर्यंता बुद्धिस्तत्त्वे प्रवर्तते । तद्दृष्टिगोचराः सर्वे मुच्यन्ते सर्वकिल्बिषैः જે વિદ્વાનની બુદ્ધિ અદ્વિતીય આત્મામાં અપરોક્ષાનુભવ સૂધી પ્રવર્તેલી હોય છે, તે જન જેનાપર કૃપાદૃષ્ટિ કરે છે, તે સર્વ પાપકર્મોથી મુક્ત થાય છે. જેને ક્ષય રોગ થાય છે, તે પોતાના શરીરમાં સર્વ દોષો લાંબે સમયે જાણે છે તથા જે નીરોગી હોય છે, તે શરીરના દોષને જાણતો નથી, તેમ વિદ્વાન્ ઘણા સમય સૂધી અદ્વિતીય આત્માનું ધ્યાન કરવાથી આત્માના સત્, ચિત્, આનંદ આદિ ગુણોને યથાર્થ જાણે છે. આ પ્રમાણે આત્માને પરમેશ્વર જાણી તેના ઐશ્વર્ય ફળને મેળવવાથી તે વિદ્વાનને કોઇ પણ રીતનો ભય રહેતો નથી. સંસારચક્રમાં સુખ દુઃખનો ભોક્તા જીવરૂપ હંસ, સંસારચક્રની જનની માયારૂપ નદી તથા જીવરૂપ હંસે કરી જાણવા યોગ્ય જે પરમાત્મા, જેનાથી જીવની શુભ અશુભ કર્મમાં પ્રેરણા થાય છે, તથા જે પરમાત્માના જ્ઞાનથી જીવ ઇશ્વર

ભાવને પામે છે, આ ત્રણે વસ્તુઓ વાસ્તવિક રીતે અદ્વિતીય બ્રહ્મરૂપ જ છે. જેમ ઘટ તથા મઠરૂપ ઉપાધિના ભેદથી આકાશવિશે ભેદ જણાય છે, તેમ જીવ, બ્રહ્મ અને માયા, આ ત્રણ વિશે જે ભેદ જણાય છે, તે કલ્પેલી ઉપાધિના ભેદથી છે, વાસ્તવિક રીતે નથી. જે અધિકારી તત્ત્વં પદાર્થનું શોધન કરે છે, તે જલદી આત્મસાક્ષાત્કારને પામે છે. માયાનો કાર્ય દેહાદિ પદાર્થથી આત્મા વિલક્ષણ જોવામાં આવતો નથી. આથી આત્મામાં અદ્વિતીય બ્રહ્મરૂપતા નથી, પણ અનેકરૂપતા સંભવે છે. આ રીતની શંકા તમારે મનવિશે કદી પણ કરવી નહિ. જ્યારે દેહાદિ સંઘાતમાં કોઇ પણ ઉપાયથી આત્માનું દર્શન થતું નથી, પણ દેહાદિમાં અનેક ઉપાયવડે આત્માની સત્તા માલમ પડે છે ત્યારે તમારી શંકા સંભવે છે, પણ તે શંકા ઉપયુક્ત નથી.

## અનુમાનથી આત્માની સત્તાસિદ્ધિ.

જેમ કાષ્ઠાદિમાં રહેલો અગ્નિ સ્વરૂપે કરી જણાતો નથી, છતાં કાષ્ઠમાં ઉષ્ણતા જણાવાથી અગ્નિ છે, એમ સાબીત થાય છે. કારણ અગ્નિ વિના ઉષ્ણતા સંભવે નહિ. જેમ શરીરની ઉષ્ણતા જીવનું અનુમાન છે, તેમ ઉષ્ણતાને લીધે કાષ્ઠોમાં અગ્નિનું અનુમાન થાય છે. દેહાદિમાં રહેલો આત્મા ઉપાય વિના જણાતો નથી, છતાં આત્મા નથી, એમ કહેવું મિથ્યા છે. કારણ કે દેહધારી જીવને ઘટ પટાદિ જડ પદાર્થનું પ્રકાશરૂપ સ્ફુરણ આત્માની સત્તા વિના સંભવતું નથી. જે સ્ફુરણરૂપ કારણથી દેહમાં આત્માનું અનુમાન થાય છે, તે ભેદથી રહિત છે.

શિષ્ય—આ ઘટ, આ પટ, આ ભીંત, ઇત્યાદિ સ્ફુરણનો ભેદ પ્રત્યક્ષ દેખાય છે, માટે તે સ્ફુરણનો અભેદ કેવી રીતે હોય ?

ગુરૂ—સ્થળમાં ઘટપટાદિ પદાર્થનો ભેદ છે. પણ પ્રકાશરૂપ સ્ફુરણમાં તે ભેદ નથી, જેથી પ્રકાશરૂપ સ્ફુરણ સર્વદા અભિન્ન છે. આ સ્ફુરણ પોતાના પ્રકાશમાં બીજા કોઇ પ્રકાશના આશ્રયથી થતું નથી. કારણ કે તે સ્ફુરણ સ્વપ્રકાશરૂપ છે.

શિષ્ય—નેત્રાદિક ઇંદ્રિયોનો ઘટપટાદિ અર્થ સાથે સંબંધ થાય છે, ત્યારે આ ઘટ, આ પટ, ઇત્યાદિક સ્ફુરણ ઉત્પન્ન થાય છે તથા આ લોકમાં જે જે પદાર્થ ઉત્પત્તિવાળા છે, તે તે પરપ્રકાશ છે. જેમ ઘટાદિ પદાર્થની ઉત્પત્તિ હોવાથી તે પરપ્રકાશ છે, તેમ નેત્રાદિક ઇન્દ્રિયવડે ઉત્પન્ન થયલું સ્ફુરણ પણ પરપ્રકાશ થશે.

ગુરૂ—નેત્રાદિક ઇન્દ્રિયો જો કદી સ્ફુરણની ઉત્પત્તિ કરતી હોય, તો સ્ફુરણમાં પરપ્રકાશતા સિદ્ધ થાય. પણ નેત્રાદિક ઇન્દ્રિયો અંતઃકરણની વૃત્તિની ઉત્પત્તિદ્વારા પ્રકાશરૂપ સ્ફુરણની અભિવ્યક્તિ કરે છે. આથી અંતર બહાર સર્વ ભેદથી રહિત તે સ્ફુરણ સ્વપ્રકાશરૂપ છે. આ સ્ફુરણ દેહાદિ સંઘાતની અંદર હોવાથી આત્મરૂપ કહેવામાં આવે છે. તે સર્વ પદાર્થથી અધિક પ્રિય છે તથા સર્વ ભેદથી રહિત છે. આ કારણથી શાસ્ત્રવેત્તા પુરૂષો તે સ્ફુરણને આનંદસ્વરૂપ કહે છે.

શિષ્ય—જો આ સ્ફુરણ આત્મરૂપ છે, તો તે સ્ફુરણથી આત્માનું અનુમાન નહિ થવું જોઇએ.

ગુરૂ—ઉષ્ણતાથી અગ્નિનું અનુમાન થાય છે, તેમ આત્માની સાથે જોડાયલા પ્રકાશરૂપ સ્ફુરણથી આત્માનું અનુમાન થાય છે. જેમ લોકવિશે પ્રસિદ્ધ અગ્નિ તથા વેદવિશે પ્રસિદ્ધ ગાર્હપત્યાદિ અગ્નિ, આ બેઉ રીતનો અગ્નિ કાષ્ઠના મથનથી પ્રાપ્ત થાય છે,

તેમ સ્વર્ગાદિ લોકના ફળનો ભોક્તા સંસારી આત્મા તથા સર્વ ગુણોથી રહિત શુદ્ધ આત્મા, આ બેઉ પ્રકારનો આત્મા અધિકારીને સ્ફુરણરૂપ હેતુથી ઉત્પન્ન થયલા અનુમાનરૂપ ઉપાયથી પ્રાપ્ત થાય છે. અધિકારીને જ્યારે કોઈ પ્રબંધથી 'तत्त्वमस्यादि, વેદવાકયથી બ્રહ્માત્માનો સાક્ષાત્કાર થતો નથી, ત્યારે તે અધિકારીને ગુરૂ ઓંકારરૂપ પ્રણવના ઉપદેશે કરી આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ કરાવેછે.

## પ્રણવના ધ્યાનનું વર્ણન.

જેમ કાષ્ઠરૂપી બે અરણીના ઘસાવાથી અગ્નિ પ્રગટ થાય છે, તેમ આપણું શરીર નીચેની અરણી છે તથા બ્રહ્મનો પ્રણવ મંત્ર ઉપરની અરણી છે. બ્રહ્મરૂપ આત્માનું નામ ઓંકારરૂપ પ્રણવ છે. તેમાં ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ, તે બે અરણીઓનું મથન છે. આ રીતના મથનથી આત્મારૂપ અગ્નિનો સાક્ષાત્કાર અવશ્ય થાય છે. જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ આ ચારે પ્રકારનાં પ્રાણીના શરીરમાં આત્મા નથી. કારણ કે તે જોવામાં આવતો નથી. આ રીતનું ધારવું તદન ખોટું છે. કારણ કે એક વસ્તુ જોવામાં ન આવે, તેથી તે ત્યાં નથી, એમ ધારવું અત્યંત અસંભવિત છે. કોઈ પણ ઉપાયથી એ વસ્તુ એક સ્થળે ન માલમ પડે, તો પછી તેનો તે સ્થળે અભાવ જાણવો. દેહમાં આત્મા છે, એ બાબતમાં હું ચાર દૃષ્ટાંત કહું તે સાંભળો. જેમ તલમાં રહેલું તેલ, જો કે પ્રસિદ્ધ રીતે જોવામાં આવતું નથી, છતાં તેને પીસવામાં આવે છે ત્યારે તે તેલ પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે. તેમ દહીમાં ઘી રહેલું છે, છતાં દહીને વલોવવાવડે ઘી પ્રત્યક્ષ થાય છે. નદીના પ્રવાહ આગળ રેતીની અંદર જળ હોય છે, તે રેતીમાં ખોદીએ ત્યારે માલમ પડે છે તથા કાષ્ઠમાં રહેલો અગ્નિ જોવામાં આવતો નથી, છતાં તે કાષ્ઠોને ઘસવાથી માલમ પડે છે; તેમ ગુરૂશાસ્ત્રના ઉપદેશથી રહિત બહિર્મુખ પુરૂષોને જો કે દેહમાં આત્માનું દર્શન થતું નથી, છતાં ઉપદેશ પ્રમાણે વર્તનારા અધિકારીને યમ નિયમાદિ ઉપાયવડે દેહમાં આત્માનો સાક્ષાત્કાર થાય છે. જેમ ઘી દૂધનું અંતર્વ્યાપક છે, તેમ આત્મા સર્વ જગતનો અંતર્વ્યાપક છે. આત્મા ઇશ્વરરૂપે કરી કર્મ, ઉપાસના તથા તપાદિ સર્વ ધર્મનો પ્રવર્તક છે, તે કર્મ તથા તપ વિગેરેના ફળને આપનાર છે તથા સર્વ જગતના કારણરૂપ છે. આ આત્માનો જે અધિકારી, ગુરૂએ ઉપદેશેલા મહાવાકયથી સાક્ષાત્કાર કરે છે, તે વેદોને જાણનાર છે.

## આત્માનું વર્ણન.

આગળ હંસરૂપે તથા બ્રહ્મરૂપે કહેલો આત્મા, પોતાના વાસ્તવિક જ્ઞાનને અર્થે જ્યારે અષ્ટાંગ યોગથી અધિકારીના સંકલ્પરૂપ મનને આત્માના સ્વરૂપવિશે જોડે છે, ત્યારે તે આત્મા નિશ્ચય બુદ્ધિનું કારણ થાય છે તથા તે નિશ્ચય બુદ્ધિથી અધિકારી સ્વયંજ્યોતિ આત્માનો નિશ્ચય કરે છે. નિશ્ચય થવા પછી શરીરના ભિન્ન રૂપે કરી રહેલો તથા શરીરના નિયંતારૂપે કરી રહેલો વિદ્વાન્, અંતર તથા બહાર પૂર્ણરૂપે કરી રહે છે. સૂર્ય મંડળવિશે રહેલા અંતર્યામી સવિતાના ધ્યાને કરી અધિકારી સર્વ દુઃખની નિવૃત્તિ માટે તથા બ્રહ્માનંદની પ્રાપ્તિ અર્થે ઈશ્વરપરાયણ શુદ્ધ મનથી જ્ઞાનાભ્યાસરૂપ યત્ન કરે છે. અંતર્યામી દેવની શકિતવડે યુકત થયેલા મનથી અધિકારી, જે વાગાદિ ઇન્દ્રિયોને શુભ કર્મવિશે દોડાવે છે, તે વાગાદિ ઇન્દ્રિયોને પણ અંતર્યામી પરમાત્મા શુભ કર્મવિશે પ્રવર્તાવે છે. વાગાદિ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયેલા આત્માકાર બુદ્ધિરૂપ કાર્યની

ઉત્પત્તિથી અધિકારી, વાગાદિપર પરમેશ્વરનો અનુગ્રહ માની, સ્વપ્રકાશરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. અંતર્યામી ઇશ્વરના અનુગ્રહ વિના અધિકારીની આત્માકાર બુદ્ધિ થતી નથી. અંતર્યામી દેવના અનુગ્રહ માટે મહાત્મા યોગીએ પોતાના સંકલ્પરૂપ મનને પરમાત્મા વિશે જોડવું. મનને જોડયા પછી નિશ્ચયાત્મક બુદ્ધિને પરમાત્મામાં જોડવી. બુદ્ધિના પ્રસાદથી મહાત્માને આ શરીર વિશે આત્મસાક્ષાત્કાર થાય છે. મહાત્મા પુરૂષો પ્રાણ તથા અપાન એમ બે પ્રકારના વાયુના લય તથા ચિંતનરૂપ અંતરનો અગ્નિહોત્ર કરે છે તથા જે રીતે અધિકારીના સર્વ મનોરથો પરમાત્મા પૂર્ણ કરે છે, તેમ તે મહાત્માના સર્વ મનોરથો પૂર્ણ થાય છે. સન્માર્ગમાં પ્રવર્તનારા અધિકારીપર અનુગ્રહ કરવો, એ ઈશ્વરનો સ્વભાવ છે. જો કે પરમાત્મા મનતથા વાણીનો અવિષય છે, છતાં તે અધિકારી પુરૂષની બુદ્ધિનો વિષય થાય છે. માટે અધિકારીએ સર્વ મનોરથની પ્રાપ્તિ અર્થે પરમાત્માની સ્તુતિ સર્વદા કરવી.

## પરમાત્માની સ્તુતિ.

અધિકારીને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિમાં અનેક પ્રકારનાં વિઘ્નો નડે છે. આ વિઘ્નોની નિવૃત્તિ માટે અધિકારીએ નીચે પ્રમાણે પરમેશ્વરની સ્તુતિ કરવી. હે તત્પદાર્થના અર્થરૂપ બ્રહ્મ! હે ત્વંપદાર્થના અર્થરૂપ જીવાત્મા! તમારા બેમાં सत्यं ज्ञानमनंतं ब्रह्म તથા तत्त्वमस्यादि મહાવાકયો અભેદપણું દર્શાવે છે. आत्मा वा इदमेक एवाग्र आसीत् ઇત્યાદિ શ્રુતિવચન જગતની ઉત્પત્તિ પહેલાં તમને બેને અદ્વિતીય બ્રહ્મરૂપે કરી કહે છે. જેમ લોક પ્રસિદ્ધ માર્ગવડે નગરમાં પ્રવેશ કરે છે, તેમ અધિકારી તમારા ધ્યાનથી સર્વ વિઘ્નથી રહિત થઇ, આત્મજ્ઞાનરૂપી માર્ગે થઇ, બ્રહ્માનંદરૂપ મોક્ષને પામે છે. જેને તમારો સાક્ષાત્કાર થયો છે, તે પોતાની મોક્ષરૂપી કીર્તિને બુદ્ધિમાનના મુખથી ઘણીવાર સાંભળે છે. જેમ પિતાના ધનમાં પુત્રનો ભાગ છે, તેમ બ્રહ્માનંદરૂપ મોક્ષમાં અધિકારી ભાગવાળો છે. જે, હૃદયાદિ સ્થાનવિશે આપનું ચિંતન કરે છે તે, આત્મસાક્ષાત્કારને પામી, સૂર્ય ચંદ્રાદિવિશે રહેલા પરમેશ્વરના તેજને પામે છે. શુદ્ધ બ્રહ્મરૂપ તથા ભેદરહિત તમારા બેની પ્રાપ્તિ અધિકારી શાસ્ત્રના ઉપદેશે કરી જાણે છે. જેમ કાષ્ઠમાં ઉત્પન્ન થયલો અગ્નિ જે સ્થાનથી ઉત્પન્ન થાય છે, તે જ સ્થાનમાં લય ભાવને પામે છે, તેમ વાયુ, સૂર્ય, ચંદ્રાદિ જગત્, જે માયાવિશિષ્ટ ચેતનમાં ઉત્પત્તિ તથા લય પામે છે, તે ચેતન પણ તમારા બેઉનું શુદ્ધ સ્વરૂપ જણાવે છે. આથી માયાવિશિષ્ટ સ્વરૂપ, તમારી બેઉની પ્રાપ્તિનું દ્વાર છે. જેમ મૃત્તિકાદિ કારણનું જ્ઞાન થવા પછી, ઘટ શરાવાદિ કાર્યનો ભેદ નાશ પામે છે, તેમ સર્વ જગતના કારણરૂપ માયાવિશિષ્ટ ચેતનનું જ્ઞાન થયા પછી, ભેદદર્શનથી ઉત્પન્ન થયલી સર્વ ભ્રાંતિનો અધિકારી ત્યાગ કરેછે આ રીતે શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર થવા પછી, તત્પદાર્થના અર્થરૂપ ઇશ્વર પોતાના પરોક્ષપણાના નાશ માટે તાદાત્મ્ય સંબંધવડે ત્વંપદાર્થરૂપ જીવનું સેવન કરે છે. તેમ જ ત્વંપદાર્થરૂપ જીવ પોતાના અભેદ ભાવના નાશને અર્થે તાદાત્મ્ય સંબંધવડે તત્પદાર્થરૂપ ઈશ્વરનું સેવન કરે છે. આવી અભેદ દશામાં પરમાત્મા, પોતાનો સાક્ષાત્કાર થવાથી અધિકારીની જન્મમરણાદિક દુઃખનું કારણ અવિદ્યાનો નાશ કરે છે. આત્મજ્ઞાન મેળવવા વગર બીજો કોઇ પણ ઉપાય તમને મેળવવાનો નથી. સર્વ પાપકર્મ નાશ થવા પછી તથા તે

પાપરૂપ કર્મના પ્રતિબંધનો નાશ થવા પછી અધિકારીઓનું ચિત્ત શુદ્ધ થાય છે. ચિત્ત શુદ્ધ થવા પછી તેને યોગ મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. અધિકારી યોગથી સાક્ષી આત્માને જૂવે છે, જેનાં દર્શનથી તેને મોક્ષ મળે છે. માટે ઉપર પ્રમાણે સર્વેએ પરમેશ્વરની પ્રાર્થના કરવી.

## અષ્ટાંગ યોગનું વર્ણન.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ, આ આઠ યોગનાં મુખ્ય અંગો છે. તેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ એમ, પાંચ પ્રકારનો યમ છે. કોઇપણ પ્રાણીને પીડા ન કરવી, તેનું નામ અહિંસા છે. પર જીવને માટે ખરેખરૂં કહેવું, તેનું નામ સત્ય છે. બળાત્કારે તથા કપટથી પારકાના ધનનું હરણ ન કરવું, તેનું નામ અસ્તેય છે. નેત્રાદિ ઇંદ્રિયોના નિરોધ સાથે ઉપસ્થ ઇન્દ્રિયને રોકવી, તેનું નામ બ્રહ્મચર્ય છે. શરીરના નિર્વાહ માટે વધારે ભોગના સાધનનો સંગ્રહ ન કરવો, તેનું નામ અપરિગ્રહ છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એમ પાંચ રીતના બીજા નિયમો છે. આમાં શૌચ બે પ્રકારનો છે, બાહ્ય શૌચ તથા આંતર શૌચ. મૃત્તિકાદિથી શરીરને સાફ રાખવું, તે બાહ્ય શૌચ તથા મૈત્રી, કરૂણા ને હર્ષાદિ ધર્મોથી પોતાના ચિત્તને દ્વેષાદિ વિકારથી રહિત કરવું, તે આંતર શૌચ કહેવાય છે. પ્રારબ્ધ યોગે જે અન્ન વસ્ત્રાદિ મળે, તેવડે પ્રાણનું રક્ષણ કરવું, તેથી અધિક પદાર્થની તૃષ્ણા ન કરવી, તેનું નામ સંતોષ છે. શીત ઉષ્ણાદિક સહન કરી કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રતો કરવાં, તે તપ કહેવાય છે. પ્રણવાદિ મંત્રનો અભ્યાસ કરવો તેનું નામ જપ છે. જાણીને અથવા અજાણતાં જીવ જે જે પાપ કર્મો કરે છે તે સર્વ કર્મો ઇશ્વરને અર્પણ કરવાં, તેનું નામ ઇશ્વરપ્રણિધાન કહેવાય છે.

આસનનું વર્ણન–આસન બે પ્રકારનાં છે, એક બાહ્ય આસન તથા બીજું શારીરીક આસન. પ્રથમ દર્ભનું આસન પાથરવું, તે પર મૃગચર્મ પાથરવું તથા તે પરવસ્ત્ર પાથરવું, તે બાહ્ય આસન છે. પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન વગેરે અનેક પ્રકારનાં આસનો તે શારીરીક આસન કહેવાય છે. ડાબા પગને જમણી જાંગ પર રાખવો તથા જમણા પગને ડાબી જાંગના સાથળપર રાખવો ને દક્ષિણ પગને ડાબી જાંગની સાથળ પર રાખવો, તે પદ્માસન છે. ડાબા પગને દક્ષિણ જાંગની સાથળમાં રાખવો, તેનું નામ સ્વસ્તિકાસન છે, બે પગનાં તળિયાંને વૃષણની માફક એકઠાં કરી તેનાપર બે હાથ એકઠા કરી રાખવા, તે ભદ્રાસન કહેવાય છે.

પ્રાણાયામનું વર્ણન–પૂરક, કુંભક અને રેચક આ પ્રમાણે પ્રાણાયામ ત્રણ પ્રકારના છે. ડાબી નાસિકાદ્વારા બહારના વાયુને ખેંચી શરીરની અંદર રાખવો તેનું નામ પૂરક, તે વાયુને દક્ષિણ નાસિકાદ્વારા શરીરની બહાર કાઢવો તેનું નામ રેચક તથા પૂરક રેચક રહિત વાયુને શરીરમાં રોકવો, તેનું નામ કુંભક છે.

પ્રત્યાહારનું વર્ણન–રૂપાદિ વિષયોમાં દોષદૃષ્ટિ હોવાથી નેત્રાદિક ઇંદ્રિયોને રૂપાદિ વિષયથી રોકવી, તેનું નામ પ્રત્યાહાર છે.

ધારણાનું વર્ણન–નાભિ ચક્ર, હૃદય તથા નાસિકાગ્ર ઈત્યાદિ સ્થાનમાં પરમાત્માને પોતાના મન સાથે જોડવા, તે ધારણા કહેવાય છે.

ધ્યાનનું વર્ણન–વિજાતીય વૃત્તિનો ત્યાગ કરી પરમાત્મામાં સજાતીય વૃત્તિનો સર્વદા પ્રવાહ ચલાવવો, તેનું નામ ધ્યાન છે.

સમાધિનું વર્ણન–સમાધિ બે પ્રકારની છેઃ–એક સવિકલ્પ સમાધિ તથા બીજી નિર્વિકલ્પ

સમાધિ. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, આ ત્રિપુટીના ભાનપૂર્વક અંતઃકરણની વૃત્તિને અદ્વિતીય બ્રહ્મમાં રાખવી, તે સવિકલ્પ સમાધિ કહેવાય છે તથા ત્રિપુટીના ભાન રહિત અંતઃકરણની વૃત્તિને અદ્વિતીય બ્રહ્મમાં રાખવી તે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. આ બે સમાધિમાં સવિકલ્પ સમાધિ સાધનરૂપ છે તથા નિર્વિકલ્પ સમાધિ ફળરૂપ છે. ધારણા, ધ્યાન અને સમાધિ, આ ત્રણનો અને નિર્વિકલ્પ સમાધિનો અદ્વિતીય બ્રહ્મ, વિષય હોવાથી તેઓ યોગનું અંતરંગ સાધન છે તથા યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર, નિર્વિકલ્પ સમાધિના વિષયથી જૂદા પદાર્થનો વિષય કરે છે, માટે તે બહિરંગ સાધન છે. જે અધિકારી ઉપર દર્શાવેલાં પદ્માદિક આસનમાંનું એક આસન વાળી પવિત્ર સ્થળે બેસી ઉદર, ઉરૂ તથા ડોક ઇત્યાદિ શરીરના અવયવને દંડની માફક સરળ સ્થાપન કરી, ઇંદ્રિયરૂપ દુષ્ટ અશ્વને મનની સાથે બાંધી, હૃદયમાં રહેલ બુદ્ધિરૂપી સારથિને અર્પણ કરે તો જેમ વટેમાર્ગુ હોડીવડે નદી તરી જાય છે, તેમ તે અધિકારી બ્રહ્મજ્ઞાનરૂપ દૃઢ નૌકાવડે અવિદ્યારૂપ નદીના ઇન્દ્રિયરૂપ પ્રવાહને તરી જાય છે. અધિકારીએ ગુરૂ ઉપદેશને અનુસાર પ્રથમ શરીરનાં મુખાદિ નવદ્વારને રોકી તથા મુખાદિ દ્વારમાં રહેલા પ્રાણરૂપ વાયુને હૃદયવિશે રોકી. જ્યાં સૂધી અંદરના વાયુનો નાશ થાય, ત્યાં સૂધી ઉત્સાહપૂર્વક અભ્યાસ કરવો. અંદરના વાયુનો લય થવા પછી અધિકારીએ નાસિકાદ્વારા શ્વાસોચ્છ્વાસવડે વાયુને શરીરની બહાર કાઢવો. જ્યાં સૂધી વાયુ સૂક્ષ્મપણાને નહિ પામે ત્યાં સૂધી આ અભ્યાસ કરવો. અભ્યાસ કર્યા પછી જ્યારે પ્રાણરૂપ વાયુ વશ થાય છે, ત્યારે મન પણ વશ થાય છે, મન વશ હોવા છતાં નેત્રાદિક ઇંદ્રિયો સુખથી વશ થતી નથી. જેમ સારથિએ બાંધી વશ કરેલો, હાથમાં દોરી લેવા છતાં ખરાબ ઘોડો સહેલાઈથી વશ થતો નથી, તેમ ઇંદ્રિયો પણ સહેલાઇથી વશ થતી નથી.

## યોગ સાધવા બેસવાનું સ્થાન.

બેસવાની જગ્યા અતિશય ઉંચી તેમ અતિશય નીચી હોવી ન જોઇએ. તે સ્થાન ગોમયાદિથી લીપેલું,નદીથી દૂર,કંટકાદિથી રહિત રેતી, પાષાણ તથા ઝીણા કાંકરાથી રહિત, સમાન શીત તથા ઉષ્ણતાવાળું, નાના પ્રકારનાં પક્ષીઓના ઘોંઘાટથીરહિત,ડાંસવિગેરેજંતુથી રહિત, અત્યંત વાયુથી રહિત, દેખાવામાં આનંદ પમાડે એવું તથા કોઇ રીતના વિઘ્નની શંકા વિનાનું હોવું જોઇએ. યોગાભ્યાસવાળા પુરૂષે પોતાના ઉદરના બે ભાગ અન્નવડે પૂરવા તથા એક ભાગ જળવડે પૂરવો. આ પ્રમાણે અષ્ટાંગ યોગવડે ફળની પ્રાપ્તિ થવાના સમયમાં અધિકારીને અણમાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. જો અધિકારી તે સિદ્ધિમાં આસકત થાય છે, તો તેને આત્મસાક્ષાત્કાર થતો નથી. માટે અણમાદિ સિદ્ધિઓ પણ આત્મસાક્ષાત્કારમાં વિઘ્નરૂપ છે. યોગી પોતાના મન વિશે ધુમમના સરખા, ધૂમાડાના સરખા, સૂર્ય સરખા, અગ્નિ સમાન, વાયુ સમાન, આગીઆના સરખા, વિજળી જેવા, સ્ફટિક જેવા તથા કેટલીક વાર ચંદ્રમાના સરખા ભિન્ન ભિન્ન રૂપને જુવે છે. યોગી નેત્ર ઇંદ્રિયથી દિવ્યરૂપોને જુવે છે. શ્રોત્ર ઇંદ્રિયથી નાના પ્રકારના દિવ્ય શબ્દો સાંભળે છે, રસન ઇન્દ્રિયવડે દિવ્ય રસો ચાખે છે, ઘ્રાણ ઇન્દ્રિયથી દિવ્ય ગંધોને ગ્રહણ કરે છે તથા ત્વક્ ઇંદ્રિયથી નાના પ્રકારના દિવ્ય સ્પર્શન અનુભવે છે. સમાધિ દરમ્યાન દિવ્યરૂપાદિનું દર્શન

આંતર સિદ્ધિથી તેને થાય છે. યોગી સમાધિમાંથી જાગ્રત થાય છે ત્યારે જેમ અગ્નિના સંબંધથી સુવર્ણના મલાદિ વિકારો નાશ પામે છે, તેમ યોગરૂપ અગ્નિવડે તેના પાંચ ભૌતિક સ્થૂલ શરીરના સંપૂર્ણ રોગો તથા જરા મૃત્યુઆદિ પણ નાશ પામે છે. યોગના પ્રભાવથી હસ્ત પાદાદિ અંગની જડતા જતી રહે છે, શરીર નીરોગી બને છે, પૃથ્વી તથા સ્વર્ગાદિ મેળવવાની તેની ઇચ્છા જતી રહે છે, અને તે યોગીનું શરીર સુવર્ણ સમાન થાય છે, તેના દર્શનથી સર્વનાં મનને તથા નેત્રને આનંદ પ્રાપ્ત થાય છે, તેનો સ્વર મધુર બને છે, ચંપકના પુષ્પ સમાન તેનું શરીર સુગંધવાળું થાય છે, અન્ન જળાદિ તેના શરીરમાં જલદી પચી જાય છે, તે બહુ આહાર કરે, છતાં વિષ્ઠા મૂત્રાદિ અલ્પ થાય છે. આ રીતે અનેક પ્રકારનાં ફળોને તે ભોગવે છે. આ સમયે તેને અણુમાદિ સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. જો તે યોગી અણિમાદિમાં આસકત થાય છે, તો તેને આત્મસાક્ષાત્કાર થતો નથી. જેમ પૂજન કરવા માટે રૂપાદિ ધાતુઓની બનાવેલી સૂર્ય ચન્દ્રની મૂર્તિ જ્યાંસુધી મૃત્તિકાથી લિપ્ત હોય છે, ત્યાંસુધી મૃત્તિકારૂપ આવરણની નિવૃત્તિ વિના તેનાં દર્શન યથાર્થ થતાં નથી; તેમ યોગીને જ્યાંસુધી સિદ્ધિમાં રાગ થાય છે, ત્યાંસુધી તે આત્માને જોઇ શકતો નથી તથા જ્યારે તે યોગી સિદ્ધિઓનો ત્યાગ કરે છે ત્યારે જ તે આત્મસાક્ષાત્કારને પામે છે તથા સર્વ શોકથી રહિત થાય છે. યોગી જેમ કેવળ ત્વં પદાર્થરૂપ આત્માના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ માને છે, તેમ તમારે કેવળ ત્વં પદાર્થરૂપ આત્માના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ માનવી નહિ, પણ પ્રથમ અધિકારીએ યોગના પ્રભાવથી સર્વ ભેદ રહિત સ્વયંજ્યોતિરૂપ તત્પદાર્થ બ્રહ્મના સ્વરૂપને ઓળખવું. તે ઓળખાયા પછી જ કાર્ય કારણભાવથી રહિત તથા જન્મમરણાદિ વિકારોથી રહિત ત્વંપદાર્થરૂપ આત્માનું સ્વરૂપ જાણવામાં આવે છે. પછી 'હું જ તે અદ્વિતીય બ્રહ્મ છુ" આ રીતનો અભેદ નિશ્ચય થાય છે તથા અવિદ્યાદિ સર્વ પાશથી અધિકારી મુકત થાય છે. કેવળ ત્વં પદાર્થના જ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતી નથી. સ્વયંજ્યોતિ આત્મા પૂર્વાદિ દશે દિશારૂપ છે. તે પરમાત્મા પ્રથમ હિરણ્યગર્ભરૂપે કરી ઉત્પન્ન થાય છે ને જળાદિકમાં બ્રહ્માંડરૂપે કરી રહે છે. પરમાત્મા સ્રીના ગર્ભમાં, બુદ્ધિ આદિ સંઘાતમાં, શરીરાદિમાં ભોક્તારૂપે તેમ જ જે પદાર્થ ઉત્પન્ન થયા છે તથા જે ઉત્પન્ન થવાના છે, તે સર્વમાં વ્યાપકરૂપે કરી રહે છે. તેઓ સંપૂર્ણ વિશ્વને ઉત્પન્ન કર્યા પછી વિશ્વવિશે પોતે જ પ્રવેશ કરે છે. આથી પરમાત્મા સર્વ જીવોના હૃદયમાં સાક્ષીરૂપે કરી વિરાજમાન છે. સ્થાવર જંગમરૂપ સર્વ પદાર્થમાં રહેલા હોવાથી તેઓ સર્વ ભૂતસ્વરૂપ કહેવાય છે.

## યોગવડે આત્મસાક્ષાત્કાર.

પરમાત્મા એક જ છે. તેઓ સંસારરૂપ જાળના સ્વામી છે. તે પોતાને વશ રહેલી અનેક શક્તિઓવડે સંપૂર્ણ લોકને પોતાને વશ કરે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવામાં તે સમર્થ છે. પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી મોક્ષરૂપ અમૃત મનુષ્યને મળે છે. જેમ ઘટાદિ પદાર્થનો જન્મ છે તથા કાળે કરી તેમનો નાશ પણ અવશ્ય થાય છે, તેમ આ લોકમાં જે જે પદાર્થનો જન્મ છે, તેનો નાશપણ અવશ્ય થાયછે જ પરમાત્મા પોતાની માયાશક્તિવડે જેમ જગતની ઉત્પત્તિ તથા સ્થિતિ કરે છે, તેમ પ્રલયકાળે સર્વ જગતનો

નાશ પણ કરે છે. પરમાત્માનું નામ વેદે રૂદ્ર-નાશક પણ કહ્યું છે. કરોળિયો પોતાના શરીરમાંથી તંતુઓને ઉત્પન્ન કરે છે, તેઓનું પાલન કરે છે તથા અંતે તેમનો પોતાવિશે લય કરે છે. આ પ્રમાણે સર્વ જગતનો પોતાવિશે લય કરી પરમાત્મા એક અદ્વિતીયરૂપે કરી રહે છે. સ્થાવર જંગમ સર્વ શરીરો, તે શરીરમાં રહેલી નેત્રાદિક જ્ઞાનેંદ્રિયો, વાક્ આદિ કર્મેન્દ્રિયો તેમ જ સંપૂર્ણ શરીર ઇંદ્રિયાદિ અંતર્યામી પરમાત્માનું જ છે. પરમાત્મા પોતાની માયાશક્તિથી પ્રથમ આકાશાદિ પંચમહાભૂતને ઉત્પન્ન કરે છે. પછી શરીરમાં રહેલા ભૌતિક પદાર્થને ઉત્પન્ન કરે છે. જેમ પાંખ તથા પાદયુકત પક્ષીઓ પોતાના માળાને રચે છે, તેમ આકાશાદિ પંચભૂતરૂપ પાંખ તથા પુણ્ય પાપરૂપ પગવડે પરમાત્મા સર્વ ભૌતિક પ્રપંચને, સ્વર્ગાદિ ઉપરના લોકને તથા ભૂમિ આદિ નીચેના લોકને ઉત્પન્ન કરે છે. પક્ષી તથા પરમાત્મામાં ફેર એટલો જ છે કે, પક્ષી પોતાથી ભિન્ન માળાને રચે છે તથા પરમાત્મા તો પોતાને જ જગત્ રૂપે કરે છે. અર્થાત્ પક્ષી પોતાના માળાનું નિમિત્ત કારણ છે, પણ ઉપાદાન કારણ નથી, જ્યારે પરમાત્મા તો જગતનું ઉપાદાન કારણ તેમ જ નિમિત્ત કારણ છે. આથી પક્ષી કરતાં કરોળિયાનું દૃષ્ટાંત વધારે ઉત્તમ છે. રૂદ્ર સર્વ વિશ્વથી અધિક છે, સર્વ વેદોના સ્મરણ કરવાવાળા મહાન્ ઋષિ છે તથા સર્વ જ્ઞાનસંપન્ન છે. આ રૂદ્ર ભગવાનની બે મૂર્તિઓ છે, એક સાત્વિક તથા બીજી તામસી. બ્રહ્મવિદ્યામાં પ્રવર્તન કરાવનારી સાત્વિક ગુરૂ મૂર્તિ છે. આ ગુરૂ મૂર્તિવડે અજ્ઞાની જીવનો પ્રકાશ થાય છે. નેત્રહીન આંધળા પુરૂષને બુદ્ધિમાન્ વૈદ્ય નેત્રની પ્રાપ્તિ કરાવે છે, તેમ મોહરૂપ રોગથી અંધ થયેલ બુદ્ધિરૂપી નેત્રને રૂદ્રની ગુરૂ મૂર્તિનાં દર્શનવડે પ્રકાશ મળે છે. પાપી જીવને સંસારરૂપી ખાઈમાં નાંખવાવાળી નારીરૂપી રૂદ્રની તામસી મૂર્તિ, અધિકારીને સુખના હેતુરૂપ થાવ. આ તામસી મૂર્તિ કામક્રોધાદિ લોહવાળી તથા ધનુષ બાણુ માફક શત્રુને નિવારણ કરવાવાળી છે. આવી નારીરૂપ તામસી મૂર્તિવડે જગતરૂપ પુરૂષને પ્રમાદરૂપ મૃત્યુની પ્રાપ્તિ મા થાવ તથા અધિકારીના ખરા સ્વરૂપને તામસી મૂર્તિ ઢાંકી મા દ્યો. આ રીતની રૂદ્રની સ્તુતિવડે જેનું ચિત્ત શુદ્ધ થયું હતું, એવા શ્વેતાશ્વતર, ગુરૂરૂપ સાત્વિક મૂર્તિનાં દર્શન કરવા લાગ્યા. જેમ પુત્ર રહિત ધનવાન્ પુત્રને જોઇ, કામી પુરૂષ પ્રિય સ્ત્રી પ્રાપ્ત થયલી જોઈ, તથા કૃપણ પહેલાંનું નાશ પામેલું ધન પાછું મળેલું જોઇ પોતાને કૃતકૃત્ય માને છે, તેમ રૂદ્ર ભગવાનનાં ગુરૂરૂપ સાત્વિક મૂર્તિનાં દર્શન થવાથી, શ્વેતાશ્વતર પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. હે સંન્યાસીઓ ! જેમ તે કૃતકૃત્ય થયા, તેમ તમે પણ ઉપર કરેલી રૂદ્રની સ્તુતિવડે કૃતકૃત્ય થાઓ.

## રૂદ્ર ભગવાનની ગુરૂમૂર્તિનો ઉપદેશ.

કારણ અજ્ઞાન સહિત સંસારચક્રથી પર જે અદ્વિતીય બ્રહ્મ છે, તે તારૂં વાસ્તવિક સ્વરૂપ છે. કર્તા ભોક્તારૂપ સંસારી તારૂં ખરૂં સ્વરૂપ નથી. જ્યારે રૂદ્રે નાના પ્રકારની યુક્તિઓવડે મને આ રીતે આત્માનો ઉપદેશ કર્યો ત્યારે હું શ્વેતાશ્વતર સંશય વિપર્યયથી રહિત થયો તથા સંસારજાળથી અળગા રહેલા અદ્વિતીય બ્રહ્મને હું મારા આત્મારૂપે જાણવા લાગ્યો. અદ્વિતીય બ્રહ્મ પરમાત્માથી કોઇ પદાર્થ અધિક નથી. કારણ કે અજ્ઞાનવાળું આકાશાદિ પંચમહાભૂત પરમાત્માનું શરીર છે. ખરૂં જોતાં તો તે શરીરથી રહિત છે. જેમ

આકાશ જે જે ઘટ મઠ આદિ પદાર્થોમાં રહે છે, તે તે પદાર્થના જેવું જણાય છે, તેમ જે જે જીવનું જેવું જેવું સ્વરૂપ હોય છે તે તે શરીરમાં પરમાત્મા તે તે રૂપવાળા દેખાય છે. શ્રુતિ કહે છે કે,–समः प्लुषिणा समो मशकेन પ્લુષિ મશકાદિ અલ્પ શરીરમાં તેમ હસ્તી આદિ મહાન્ શરીરમાં રહેલો પરમાત્મા તેમના શરીર સમાન આકારવાળો થઇ રહે છે.

શિષ્ય–જો પરમાત્મા શરીરમાં રહે છે, તો તે સર્વ જીવને શા વાસ્તે જણાતો નથી ?

ગુરૂ–જેમ સર્વ કાષ્ઠમાં રહેલો અગ્નિ ઢંકાયલો હોય છે, છતાં તે અગ્નિ તે કાષ્ઠના મથનરૂપ ઉપાયથી પ્રતીત થાય છે, તેમ પરમાત્મા પણ સર્વ પ્રાણીમાં ગુહ્યપણાથી રહેલ છે અને આત્માજ્ઞાન વિના પ્રતીત થતા નથી. જેમ કરોળીઓ જાળને ચારે બાજૂથી વીંટાળી તેમાં ભરાઇ રહે છે, તેમ પરમાત્મા પણ સ્થાવર જંગમરૂપ જગતને સર્વ બાજૂથી વીંટળાઇ જગતમાં રહેલા છે. જે અધિકારી રૂદ્રની ગુરૂરૂપ મૂર્તિને પામી, આત્મસાક્ષાત્કાર કરે છે, તે જન્મમરણાદિ વિકારોથી રહિત થાય છે. અજ્ઞાનનો નાશ થવા તથા બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ મેળવવા આત્મજ્ઞાન વગર બીજો એકે ઉપાય નથી. શ્રુતિમાં કહ્યું છે કે, तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यःपन्था विद्यतेऽयनाय અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણવાથી વિદ્વાન્ સંસારના મૃત્યુને તરી જાય છે. હે શિષ્ય! મોક્ષની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાન વિના બીજો કોઇ માર્ગ નથી. જો કે નિર્ગુણ પરમાત્મા સમષ્ટિ સ્થૂલ શરીરરૂપી ઉપાધિથી વિરાટ્રૂપ થાય છે તથા સમષ્ટિ સૂક્ષ્મ શરીરરૂપ ઉપાધિથી હિરણ્યગર્ભરૂપ થાય છે તથા સમષ્ટિ કારણ અજ્ઞાનરૂપ ઉપાધિથી ઇશ્વરરૂપ થાય છે, છતાં તે પરમાત્માનું વિરાટ્, હિરણ્યગર્ભ તથા ઇશ્વરસ્વરૂપ કેવળ ઉપાસનાને જ ઉપયોગી છે, પણ તે મુમુક્ષુ પુરૂષોને જાણવા યોગ્ય નથી. સ્થૂલ સૂક્ષ્મ કારણથી ભિન્ન નિર્ગુણ સ્વરૂપ જ મુમુક્ષુને જાણવા યોગ્ય છે. કારણ કે વિરાટ્, હિરણ્યગર્ભ તથા ઇશ્વરમાં નામ, રૂપ તથા ક્રિયા, આ ત્રણ રીતનું જગત્ રહેલું છે તથા જે જે પદાર્થ નામ, રૂપ તથા ક્રિયાયુક્ત છે, તે તે મિથ્યા હોવાથી રજ્જુ અને સર્પની માફક નાશવાન્ છે. માટે તે સ્વરૂપો નાશવાળા છે. આ નિર્ગુણ પરમાત્માને અધિકારી પોતાના આત્મારૂપે કરી જાણવાથી મોક્ષને પામે છે તથા જે નિર્ગુણ પરમાત્માને પોતાના આત્મારૂપ નથી જાણતો, તે સંસારનાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે.

## પરમાત્માનું સર્વવ્યાપકપણું.

સર્વ જીવોના મુખ, મસ્તક, ગ્રીવા, હસ્ત તથા પાદાદિ સર્વ અવયવો પરમાત્માના જ છે. તે સર્વ જીવના હૃદયમાં રહેલા છે તથા સર્વ જીવના આત્મારૂપ છે. તે આનંદસ્વરૂપ આત્મામાં શોકાદિના કારણરૂપ અવિદ્યા રહેલી નથી. તેમાં શોકાદિ વિકારો ન હોવાથી વેદે શિવ એ નામ તેમને આપ્યું છે. તે આનંદસ્વરૂપ આત્મા આકાશાદિ મહાન્ પદાર્થોથી પણ મોટા છે તથા તે સર્વ જીવોના શરીરરૂપી નગરીમાં બિરાજેલા છે. આ શરીરરૂપી નગરીને બે આંખ, બે નાસિકા, બે કાન, એક મુખ, પાયુ, ઉપસ્થ, નાભિ તથા બ્રહ્મરંધ્ર આદિ અગિયાર દ્વારો છે. સર્વના હૃદયમાં રહેલા આ પરમાત્મા તેઓની બુદ્ધિને શુભ અશુભ કર્મમાં પ્રવર્તાવે છે. પોતાના સ્વપ્રકાશરૂપે કરી તે પોતાના સ્વરૂપાનંદને જાણે છે. તેઓ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણે કાળમાં રહેલા સર્વ પદાર્થોના સ્વામી છે. તે સૂર્યાદિ તેજના

તેજરૂપ છે. તે નાશથી રહિત સાક્ષી ક્ષેત્રજ્ઞરૂપે છે. આ સ્વયંજ્યોતિ પરમાત્મા જો કે વાસ્તવિક રીતે આકાશની માફક સર્વત્ર પરિપૂર્ણ છે, છતાં જીવોના અંગુષ્ઠ માત્ર પરિમાણવાળા હૃદયછિદ્ર વિશે રહેલા હોવાથી તે અંગુષ્ઠમાત્ર પરિમાણવાળા કહેવાય છે. જો કે તે સ્થાવર જંગમરૂપ સર્વ જગતમાં સમાન વ્યાપક છે,છતાં હૃદયમાં બુદ્ધિ આદિના સાક્ષીરૂપે કરી તે વિશેષે કરી પ્રતીત થાય છે. બુદ્ધિને સર્વ વૃત્તિઓમાં પ્રવૃત્તિ કરાવવાવાળા તથા શ્રવણ મનનાદિ સાધનોથી યુક્ત શુદ્ધ મનથી પરમાત્મા જાણી શકાય છે. આથી જે અધિકારી શુદ્ધ મનવડે અંતર્યામી આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે મોક્ષરૂપ અમૃતને પામે છે. તે સર્વ ભૂત પ્રાણીના આત્મારૂપ છે. આથી તે સહસ્ર મસ્તકવાળા, સહસ્ર નેત્રવાળા તથા સહસ્ર પગવાળા છે. જેમ દશ આંગળ પ્રમાણવાળી લાકડીમાં વ્યાપીને રહેલો અગ્નિ તેથી અધિક સ્થાનમાં પણ વ્યાપીને રહે છે, તેમ પરમાત્મા વિરાટ્, હિરણ્યગર્ભ તથા અવ્યાકૃત આ ત્રણ વિશે તેમ જ તેથી અધિક દેશમાં પણ વ્યાપીને રહે છે. કર્મોપાસના કરવાવાળા પુરૂષોને ધર્મ, અર્થ તથા કામ આ ત્રણ પ્રકારના પુરૂષાર્થની તે પ્રાપ્તિ કરાવે છે તથા તે અધિકારીને મોક્ષરૂપ અમૃતની પ્રાપ્તિ પણ કરાવે છે. તે પરમાત્મા પૃથ્વીમાં અન્નરૂપે પ્રગટ થાય છે, જે અન્નના ભક્ષણથી આ મનુષ્યાદિ જંગમ શરીર ઉત્પન્ન થાય છે. તે સર્વ જગતના આત્મારૂપ હોવાથી અદ્વિતીય બ્રહ્મરૂપ છે. તે સંપૂર્ણ જગતને પોતાની આજ્ઞામાં ચલાવે છે, તે સર્વ જગતના રક્ષણ કરવાવાળા છે તથા સર્વ જગતનાપર ઉપકાર કરવાવાળા છે. જેમ રાજા પોતાની નગરીમાં દાખલ થાય છે, તેમ તે જીવરૂપે કરી શરીર નામની નગરીમાં પ્રવેશ કરે છે. શરીરને નવ દ્વાર હોવાથી તે નવ દરવાજાવાળી નગરી કહેવાય છે. અન્નપાનાદિના પરિણામરૂપ રસાદિ ધાતુવડે આ શરીર નિત્ય પરિપૂર્ણ થાય છે, જેથી શરીરને નગરી એવું નામ આપેલું છે. જીવાત્મા પોતાના અદ્વિતીય બ્રહ્મને જાણી, જ્યારે અજ્ઞાનનો નાશ કરે છે, ત્યારે તે હંસ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. આ જીવરૂપ હંસ શરીરપૂરી વિશે રહી, વિષયની પ્રાપ્તિ માટે બહાર જઈ નાના પ્રકારની ચેષ્ટા કરે છે. જેમ વિષયાસક્ત કામી પુરૂષ સ્ત્રીને વશ હોવાથી વશી કહેવાય છે, તેમ પરમાત્મા સ્વતંત્ર છતાં અવિદ્યારૂપ ઉપાધિના સંબંધથી સંસારચક્રને પામી, સર્વ લોકને વશ થવાથી વશી કહેવાય છે. અથવા જેમ પ્રાણીઓને વશ કરવા માટે મંત્ર, ઔષધ આદિ પદાર્થ જેના હાથમાં હોય છે, તે વશી કહેવાય છે, તેમ સ્થાવર જંગમરૂપ જગતને વશ કરનારૂં સાધન, ચૈતન્યરૂપ પરમાત્મામાં સર્વદા રહેલું હોવાથી, વેદ પરમાત્માને વશી કહે છે. તે હસ્ત ઇન્દ્રિય વિનાના છે, છતાં સર્વ પદાર્થને ગ્રહણ કરે છે, પાદ ઇંદ્રિયથી રહિત હોવા છતાં મન કરતાં અધિક વેગવાળા છે, નેત્ર ઇન્દ્રિયથી રહિત હોવા છતાં સર્વ રૂપોને દેખે છે તથા શ્રોત્ર ઇન્દ્રિય ન હોવા છતાં સર્વ સાંભળે છે.

શિષ્ય—જો પરમાત્મા સર્વ જગતનું ઉપાદાન કારણ છે તો તેમાં સર્વ જગતનો સંબંધ થાય છે. માટે તેમાં નેત્રાદિનો અભાવ કેવી રીતે સંભવે ?

ગુરૂ—નેત્રાદિક ઇન્દ્રિયો સૂક્ષ્મ સ્થૂલ શરીરમાં રહે છે, આત્મામાં રહેતી નથી. આથી જે આત્માનો સ્થૂલ સૂક્ષ્મ શરીર સાથે તાદાત્મ્ય સંબંધ છે, તે જ આત્માનો ઇન્દ્રિયોની સાથે પણ તાદાત્મ્ય સંબંધ છે. જ્યારે બ્રહ્મવિદ્યાથી આત્માનો શરીર સાથનો સંબંધ નાશ

પામે છે, ત્યારે તેમાં ઇન્દ્રિયોનો સંબંધ પણ રહેતો નથી. પરમાત્માને ઇન્દ્રિયોની ગરજ માયાશકિત સારે છે. તેની ઇન્દ્રિયોના સર્વ વ્યાપારમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. કારણ મૃત્તિકા, જેમ ઘડો કોડીઉં આદિ અનેક રૂપોને પ્રાપ્ત થાય છે, તેમ જીવ નેત્રાદિક બાહ્ય ઇંદ્રિયવડે તથા મન, બુદ્ધિઆદિ અંતઃકરણવડે જે જે પદાર્થને ગ્રહણ કરે છે, તે સર્વ પદાર્થો પરમાત્મારૂપ જ છે. આ સ્વયંજ્યોતિ આનંદસ્વરૂપ આત્માને કોઇ જડ ચેતન વિષય કરી શકતા નથી. તેથી જગતની ઉત્પત્તિ પહેલાં જ તેને અદ્વિતીય કહ્યા છે. તે અણુથી પણ અણુ છે તથા આકાશાદિ મહાન્ પદાર્થથી પણ મહાન્ છે. તે જીવના હૃદયરૂપી ગુહામાં વિરાજમાન છે. સર્વના હૃદયમાં હોવા છતાં ગુરૂ કૃપા વિના પ્રાપ્ત થતા નથી. જે જીવને ગુરૂના ઉપદેશથી આત્મસાક્ષાત્કાર થાય છે, તે કામક્રોધાદિ સર્વ પાશથી મુક્ત થાય છે. જે રૂદ્ર ભગવાન્ પોતાની કલ્યાણ મૂર્તિથી અધિકારીનું પાલન કરે છે, તે ગુરૂ રૂદ્ર નીચે પ્રમાણે ઉપદેશ કરે છે. હે શિષ્ય ! તું પાપપુણ્ય કર્મનો કર્તા નથી તથા તું પાપપુણ્ય કર્મના સુખ દુઃખનો ભોક્તા પણ નથી. તું અદ્વિતીય બ્રહ્મરૂપ છે. તારાથી ભિન્ન જેટલું જગત છે, તે સર્વ સ્વપ્નની માફક નાશવાન્ છે. આથી સંપૂર્ણ જગત્ તારેવિશે કલ્પ્યું છે. આવા રૂદ્ર ભગવાનના ઉપદેશથી શ્વેતાશ્વતરને અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર થયો. આ આત્મા અજર, સર્વ જગતના આત્મારૂપ, પુરાતન, વિભુ, સર્વત્ર વ્યાપક તથા સર્વ ભેદથી રહિત છે. આ પરમાત્માનો સાક્ષાત્કાર અશુદ્ધ અંતઃકરણવાળાને થતો નથી. માટે અશુદ્ધ અંતઃકરણવાળાએ પ્રથમ સગુણ બ્રહ્મનું ચિંતન કરવું. આ પરમાત્માનાં બે રૂપ પર અને અપર છે. નિર્ગુણરૂપ પર તથા સગુણરૂપ અપર છે. શ્રુતિમાં કહ્યું છે કે, द्वे ब्रह्मणो रूपे परं चापरं च" આવા પર તથા અપરરૂપ પરમાત્મા ૐકારરૂપ પ્રણવના અર્થરૂપ છે. પરબ્રહ્મ પ્રણવનો લક્ષ્ય અર્થ છે તથા અપર બ્રહ્મ પ્રણવનો વાચ્ય અર્થ છે. પ્રણવરૂપ પરમાત્મા પોતાની શક્તિવડે સૃષ્ટિના આદિ કાળમાં જીવોના ભોગની સિદ્ધિ અર્થે પ્રણવથી સર્વ શબ્દોને તથા સર્વ અર્થને ઉત્પન્ન કરે છે તથા તે જ પરમાત્મા પ્રલયકાળમાં સંપૂર્ણ પ્રપંચને પોતાના શાંત સ્વરૂપમાં લય કરે છે. પરમાત્માવડે શુદ્ધ બુદ્ધિ થવાથી અદ્વિતીય બ્રહ્મરૂપનો નિશ્ચય થાય છે. 'હું બ્રહ્મરૂપ છું,' આ રીતની શુદ્ધ બુદ્ધિવડે યોગ્ય બ્રહ્મ અગ્નિરૂપ, આદિત્યરૂપ, વાયુરૂપ, ચંદ્રમારૂપ, અવ્યાકૃતરૂપ, તારામંડલરૂપ, ઋગાદિ વેદરૂપ, સૂક્ષ્મ પંચભૂતરૂપ, હિરણ્યગર્ભરૂપ, વિરાટ્‌રૂપ તથા મરીચિ દક્ષ પ્રજાપતિરૂપ થાય છે.

આ બ્રહ્મ, સ્ત્રીરૂપ, પુરૂષરૂપ, કુમારરૂપ તથા કુમારીરૂપ છે. આ બ્રહ્મને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી હાથમાં લાકડી લઇ ધીરે ધીરે ગમન કરે છે. આ રીતે બ્રહ્મ સર્વ શરીરરૂપ છે. તે જ બ્રહ્મ અંતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિના ભેદે કરી નાના પ્રકારના જ્ઞાનરૂપે થાય છે. આ રીતે સ્ત્રીઆદિ શરીરોથી યુક્ત ત્વંપદાર્થના શબ્દરૂપ આત્મા તત્પદાર્થ ઇશ્વરથી ભિન્ન નથી, પણ ઉપાધિના ત્યાગથી જીવાત્મા જ ઇશ્વરરૂપ છે.

## પરમાત્માનું પક્ષીરૂપે વર્ણન.

જે મંદ બુદ્ધિ પુરૂષ નિર્ગુણ બ્રહ્મને જાણવા સમર્થ થતો નથી, તેનાપર અનુગ્રહ કરી મહાત્મા પુરૂષો વિરાટ્‌રૂપ પરમાત્માને પક્ષીરૂપે કરી વર્ણવે છે. આમાં જગતના કારણરૂપ વિરાટ્ ભગવાન્ પક્ષીરૂપે છે. તે પક્ષી

દૂર્વાની માફક શ્યામ વર્ણવાળા છે તથા તેનાં બે નેત્રો અગ્નિ સમાન રક્ત વર્ણવાળાં છે. જેમ માતાના ઉદરમાં બાળક રહે છે, તેમ વિજળીની માફક જલદી ઉત્પત્તિ તથા નાશ થવાવાળું જગત વિરાટ્રૂપ પક્ષીના ગર્ભમાં રહે છે. વસંત ઋતુ આદિ નાના પ્રકારના કાળો તથા ક્ષાર સમુદ્રથી લઇ નાના પ્રકારના સમુદ્રો, વિરાટ્ પક્ષીની પાંખોરૂપ છે. વિરાટ્રૂપ પક્ષી ઉપાસના કરનારાને બ્રહ્માંડની બહાર લઇ જાય છે. તે પક્ષી અંદર તથા બહાર સર્વત્ર વ્યાપક છે. તેનાથી ચૌદ ભુવનો ઉત્પન્ન થાય છે તથા તે ભુવનના કારણરૂપ સ્થૂલ ભૂત ઉત્પન્ન થાય છે. જ્યારે આ રીતના સગુણ બ્રહ્મથી અધિકારીનું અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારે તેને સહેલાઈથી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. કહ્યું છે કે; निर्विशेषं परं ब्रह्म साक्षात्कर्तुमनीश्वराः । ये मंदास्तेनुकंप्यंते सविशेषनिरूपणैः ॥ १ ॥ वशीकृतमनस्येषां सगुणब्रह्मशीलनात् । तदेवाविर्भवेत्साक्षादपेतोपाधिकल्पनम् ॥ २ ॥ જે મંદ બુદ્ધિ પુરૂષ નિર્ગુણ બ્રહ્મને સાક્ષાત્કાર કરવા સમર્થ થતો નથી, તેની ઉપર અનુગ્રહ કરવા માટે બ્રહ્મવેત્તા ગુરૂ સગુણ બ્રહ્મનું કથન કરે છે. સગુણ બ્રહ્મના ધ્યાનવડે જ્યારે અધિકારીનું અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારે તેને સહેલાઈથી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આ રીતે પરમેશ્વરમાં પક્ષીરૂપની કલ્પના કરી, વિદ્વાન્ પુરૂષે પરમાત્મામાં જીવ, ઈશ્વર અને માયા, આ ત્રણ પ્રકારના ભેદની કલ્પના કરી છે. સર્વ જગતના કારણરૂપ માયાનો જન્મ ન હોવાથી તેને અજા એ નામ વેદે આપેલું છે. તે માયા તેજ, જળ તથા પૃથિવી, આ ત્રણ કાર્યે કરી ત્રણ રૂપવાળી થાય છે. અગ્નિરૂપે કરી તે લોહિત રૂપવાળી છે, જળરૂપે કરી શુકલ વર્ણવાળી છે તથા પૃથ્વીરૂપે કરી તે કૃષ્ણ વર્ણવાળી છે. આ રીતે લોહિત, શુકલ અને કૃષ્ણ, આ ત્રણ રૂપવાળી માયા ત્રણરૂપે કરી પોતાના સમાન સર્વ જગતને ઉત્પન્ન કરે છે. જેમ રક્ત, શુકલ તથા કૃષ્ણ વર્ણવાળી બકરી પોતાના સમાન રૂપવાળા બકરાને ઉત્પન્ન કરે છે, તેમ માયારૂપ અજા પણ પોતાના સમાન રૂપવાળા જગતને ઉત્પન્ન કરે છે. જેમ બકરીના ભોગની ઇચ્છાવાળો બકરો બકરીનું સેવન કરે છે તથા બકરીની ઇચ્છા વિનાનો નિષ્કામ બકરો તેનો ત્યાગ કરે છે, તેમ ત્વંપદાર્થના અર્થરૂપ જીવાત્મા અજ, માયારૂપ અજાના ભોગની ઇચ્છાવાળો હોવાથી, માયારૂપ અજાનું સેવન કરે છે તથા તે સેવનથી જીવરૂપ અજ બંધાય છે. તેમ જ તત્પદાર્થના અર્થરૂપ ઇશ્વર અજ, માયારૂપ અજાના ભોગની ઇચ્છા રહિત હોય છે, તેથી તે ઇશ્વરરૂપ અજ માયારૂપી અજાનો ત્યાગ કરે છે. આથી ઇશ્વર નિત્યમુક્ત કહેવાય છે.

## જીવ તથા ઇશ્વરની માયા.

કેટલાક મહાત્માઓ તો જીવ, ઇશ્વર અને માયા, આ ત્રણ પ્રકારે પણ વર્ણન કરે છે. જેમ વૃક્ષપર પક્ષી રહે છે, તેમ કાર્ય સહિત માયા વૃક્ષ છે. તેમ જ તત્પદના અર્થરૂપ ઇશ્વર તથા ત્વંપદના અર્થરૂપ જીવ, આ બે પક્ષીઓ છે. જીવ તથા ઇશ્વર આ બે પક્ષીઓ, જે પરસ્પર ભિન્ન, સમાન રૂપવાળાં તથા એક કાર્ય સહિત માયાને જ આશ્રયે રહેલાં છે, તેમાંથી બુદ્ધિવિશિષ્ટ જીવરૂપ પક્ષી, માયારૂપ વૃક્ષનાં પુણ્ય પાપરૂપ પુષ્પથી ઉત્પન્ન થયેલાં સુખ દુઃખરૂપ ફળને સ્વાદિષ્ટ માની ભોગવે છે, તથા બીજું ઇશ્વરરૂપ પક્ષી તો સુખદુઃખરૂપ ફળને ભોગવતું નથી, પણ તે

તો સુખદુઃખરૂપ ફળને પ્રકાશિત કરે છે. અજરૂપે કરી તથા પક્ષીરૂપે કરી શ્રુતિએ ભોક્તા તથા અભોક્તા રૂપવડે જીવ ઇશ્વરની વિલક્ષણતા કહી છે.તેનું તાત્પર્ય જીવના ભોક્તાપણાવિશે નથી, પણ તેની નિવૃત્તિવિશે છે.

શિષ્ય–શ્રુતિ જીવના ભોક્તાપણાંની નિવૃત્તિ નથી કરતી, પણ તે તો ઇશ્વરના ભોક્તાપણાંની નિવૃત્તિ કરે છે.

ગુરૂ–એક વસ્તુ એક સ્થાનમાં કોઇ પણ પ્રમાણથી મળે છે, તો તે વસ્તુનો તે સ્થાનમાંથી નિષેધ થાય છે. પણ જો તે વસ્તુ ત્યાં હોય જ નહિ તો તે વસ્તુનો તે સ્થાનમાંથી નિષેધ શાનો જ હોય ? જો ઇશ્વરમાં કોઇ પણ પ્રમાણથી ભોક્તાપણાની સિદ્ધિ હોય, તો વેદ તેનો નિષેધ કરે. જો ઇશ્વરમાં ભોક્તાપણું સ્વીકારીએ તો તે ભોક્તાપણું પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે કે કોઇ શ્રુતિ પ્રમાણવડે સિદ્ધ છે ? પ્રત્યક્ષ પ્રમાણ અલૌકિક ( જોવામાં ન આવે એવા ) પદાર્થમાં ઘટે નહિ, માટે પ્રથમ પ્રમાણ સંભવતું નથી. વળી બીજો પક્ષ તો સંભવતો જ નથી. કારણ કે, વેદમાં કોઇ ઠેકાણે ઇશ્વરને ભોક્તા કહ્યો નથી. ઉલટું न तदश्नाति किंचन ઇત્યાદિ શ્રુતિમાં ઇશ્વરમાં અભોકતાપણું કહ્યું છે. માટે તત્પદાર્થરૂપ ઇશ્વરમાં ભોક્તાપણું કોઇ પણ પ્રમાણથી પ્રાપ્ત થતું નથી. માટે શ્રુતિમાં ઇશ્વરનો ભોક્તાપણાનો નિષેધ સંભવતો નથી. પણ વેદ તો જીવના ભોક્તાપણાનો નિષેધ કરે છે. હું બ્રહ્મરૂપ છું અને જીવ તો કર્મનાં ફળનો ભોક્તા છે, તથા બ્રહ્મ કર્મ ફળનો અભોક્તા છે. આથી જીવ તથા બ્રહ્મ જૂદા નથી, આ રીતનું વચન વ્યર્થ છે. આ રીતની શંકાનો નાશ કરવા શ્રતિવચન નિષેધ કરે છે.

શિષ્ય–જીવ ઇશ્વરને અજ તથા પક્ષીરૂપે કરી વર્ણન કરવાવાળું વેદવચન શંકાની નિવૃત્તિ કેવી રીતે કરી શકશે ?

ગુરૂ–તત્પદાર્થરૂપ ઇશ્વરમાં અજરૂપતા તથા પક્ષીરૂપતા વાસ્તવિક રીતે ઘટતી નથી, પણ તે આરોપિત કરેલી છે. અંતઃકરણાદિ ઉપાધિથી યુક્ત જે ચેતન, તેનું નામ જીવ છે. અંતઃકરણાદિ ઉપાધિનો ત્યાગ કરી,જીવ જ્યારે આત્મસાક્ષાત્કારરૂપ થાય છે, ત્યારે તેમાં ભોક્તાપણું રહેતું નથી. એ જ કારણને લીધે ભોક્તાપણાનો આત્મામાં આરોપ થવાથી જીવને ભોક્તા કહ્યો છે. ખરૂં જોતાં તો જીવ અભોક્તા છે. અભોક્તા જીવનો અભોકતા બ્રહ્મમાં અભેદ હોઇ શકે છે. અવિદ્યારૂપ વૃક્ષમાં જીવરૂપ પક્ષી અજ્ઞાનથી સુખદુઃખરૂપ ફળને પ્રાપ્ત કરે છે તથા શરીર બુદ્ધિ આદિના અધ્યાસથી દુઃખરૂપી સમુદ્રમાં ડૂબે છે તથા અસમર્થ થઇ નાના પ્રકારના કલેશો સહન કરે છે. જ્યારે સ્વયંજ્યોતિ આત્મા ગુરૂકૃપાથી અદ્વિતીય આત્માને શરીરાદિથી ભિન્ન માને છે, ત્યારે તે જીવ સર્વ શોકથી રહિત થાય છે. ઇશ્વર સ્વરૂપને યાજ્ઞવલ્કયે ગાર્ગીને અક્ષરરૂપે કરી કહ્યું છે તથા સંપૂર્ણ જગત્ તે અક્ષરમાં રહેલું છે. સર્વ જગતનું અધિષ્ઠાન પરમાત્મા છે. તેને સર્વાંતર્યામીરૂપે જે જીવ નથી જાણતો, તેનો જન્મારો વ્યર્થ છે. જેમ ગધેડાની પીઠપર ચંદનના લાકડાનો ભાર મૂકયો હોય તે તેને ભારરૂપ છે, તેમ જેણે અંતર્યામી પુરૂષને નથી જાણ્યો, તેણે ચાર વેદનું અધ્યયન કર્યું હોય તો પણ તે તેને ભારરૂપ જ છે. ઉલટું તેને તેથી અભિમાન થાય છે. વેદોના અધ્યયનનું ફળ આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાન સિવાય બીજું ફળ એમાં નથી.

શિષ્ય–આત્મજ્ઞાનથી જ અધિકારી કૃતકૃત્યતા પામતો નથી. કારણ કે, તેને આત્માથી બીજા અનેક પદાર્થો જાણવાના રહી જાય છે.

ગુરૂ–સર્વ જગતને આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ ઉપાયથી જાણી શકાતું નથી. જેમ મૃત્તિકાદિ કારણનું જ્ઞાન થયા પછી ઘટાદિ કાર્યનું જલદી જ્ઞાન થાય છે, તેમ અધિકારી સર્વ જગતને આત્મજ્ઞાનથી જાણી શકે છે. જેમ ઇન્દ્રજાલિક પુરૂષ નાના પ્રકારનાં રૂપોનું કારણ છે, તેમ પરમાત્મા પોતાની માયાશક્તિથી સર્વ જગતનું કારણ છે. તે ગાયત્રી આદિથી નાના પ્રકારના છંદોને, ચાર વેદોને, નાના પ્રકારના યજ્ઞોને, શુભ અશુભ સંકલ્પોને તથા તપવડે નાના પ્રકારના વ્રતોને ઉત્પન્ન કરે છે. માટે સંપૂર્ણ જગત પરમાત્માથી થયું છે ને તેના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે.

શિષ્ય–જે માયાશક્તિથી પરમાત્મા સંપૂર્ણ જગતને ઉત્પન્ન કરે છે, તેનું કેવું સ્વરૂપ છે? જે વસ્તુ પોતાની સિદ્ધિમાં કોઇ પદાર્થની અપેક્ષા કરે નહિ તથા સર્વ કાર્ય ઉત્પન્ન કરે તે વસ્તુનું નામ માયા છે. જેમ સ્વપ્નવાળા પુરૂષને અવિદ્યાથી અનેક પદાર્થની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય જોવામાં આવે છે, તેમ પરમાત્મા પણ પોતાની માયાશક્તિથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થતા જૂવે છે. આ રીતે પરમાત્માથી ઉત્પન્ન થયલા સંસારચક્રમાં અવિદ્યાવડે રોકાયલો જીવ પોતાને પરમાત્માથી ભિન્ન કરી માને છે તથા કર્મરૂપ બંધનગૃહમાં કામક્રોધાદિ પાશોવડે બંધાવાથી નાના પ્રકારની દશાઓને પામે છે. તેનું બળ અતિશય આશ્ચર્યકારક છે!

## માયાશક્તિનાં સામર્થ્યનું વર્ણન.

માયાને પ્રકૃતિરૂપે જાણવી. પરમેશ્વર તેનું અધિષ્ઠાન છે. પરમાત્મા માયાથી અત્યંત દુર્ઘટ કાર્યો કરે છે. માટે માયાને પ્રકૃતિ કહી છે. પરમાત્મા નિર્ગુણ, અસંગ, જન્માદિ સર્વ વિકારોથી રહિત તથા નાના પ્રકારના ભાવથી રહિત છે. છતાં માયા પરમાત્માને કાર્યરૂપે કરી અનેક ભાવને પ્રાપ્ત કરે છે. જેમ બાજીગરની એક મિથ્યા પદાર્થને દેખાડનારી અને બીજી એક પદાર્થને ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાડનારી એમ બે પ્રકારની માયા હોય છે. તેમ પરમાત્માને આશ્રયે રહેલી એક માયા તેમને અનેક પ્રકારના કરવાવાળી તથા બીજી આકાશાદિ પંચમહાભૂત તથા ઇન્દ્રિયાદિ ચરાચર જગતને વ્યાપ્ત કરી રહેવાવાળી, એમ બે પ્રકારની માયા હોય છે. પરમાત્મા પણ બાજીગરની માફક માયી કહેવાય છે. આ પરમાત્મા સર્વ બુદ્ધિના પ્રેરક તથા સર્વ દેવતાઓથી સ્તુતિ કરાવા યોગ્ય છે. તેને જે પોતાના આત્મારૂપે જાણે છે, તે મોક્ષને પામે છે. તે શુભ બુદ્ધિની પ્રાપ્તિ કરાવવાવાળા, હિરણ્યગર્ભાદિ દેવોને ઉત્પન્ન કરવાવાળા તથા ઇન્દ્રાદિ સર્વ દેવોના અધિપતિ છે. જેમ મનુષ્યાદિ શરીર પૃથ્વીને આશ્રયે રહેલું છે, તેમ ભૂરાદિ લોક પરમેશ્વરને આશ્રયે રહેલા છે. તે સર્વ વૃક્ષાદિ સ્થાવર તથા જંગમ પ્રાણીના નિયંતા છે. આ નિયંતા ઇશ્વરને પ્રસન્ન કરવા લોકો ધૃત, યવ તથા તલવડે હવનાદિ કરે છે તથા તેનું પૂજન કરે છે. આ હવન તથા પૂજા જ્યાંસૂધી પરમાત્માનો પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર નથી થયેલો હોતો ત્યાંસૂધી હોય છે. પણ જ્યારે આત્મસાક્ષાત્કાર થાય છે, ત્યારે તો તેને અન્નપાનાદિથી શરીરને ધારણ કરવું તે જ હવન તથા પૂજન છે. જે પદાર્થ નેત્રાદિથી નથી જણાતો, પણ કેવળ બુદ્ધિવડે જણાય છે, તેને સૂક્ષ્મ કહે છે. પરમાત્મા બુદ્ધિથી ગ્રહણ કરી શકાતો નથી, માટે તે સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મ છે. આત્મા પોતાના સ્વરૂપના અજ્ઞાનથી પુણ્યપાપરૂપ કર્મો કરવા વડે અન્નદ્વારા પિતાના શરીરમાં જાય છે. પછી પિતાના

શરીરમાંથી વીર્યદ્વારા માતાના ઉદરમાં જાય છે. પછી માતાના રજસની સાથે મળી તે વીર્ય ફીણની માફક 'કલિલ' અવસ્થાને પામે છે. આવી કલિલરૂપ ઉપાધિ થયા પછી આત્મા નાના પ્રકારના શરીરને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે વટાદિક બીજમાં રહી આત્મા નાના પ્રકારનાં વૃક્ષને પણ ઉત્પન્ન કરે છે. પરમાત્મા ઉપાધિના સંબંધથી નાના પ્રકારનો થવા છતાં તે સર્વ ભેદથી રહિત, એક, અદ્વિતીયરૂપ તથા સ્મરણ માત્રથી અધિકારીને ભયથી મુક્ત કરે છે. પરમાત્મા મંગળરૂપ છે, એમ જાણનાર અધિકારી મોક્ષને પામી, સર્વ દુઃખથી રહિત થાય છે. જે પરમાત્મા વીર્યાદિ બીજમાં રહી જગતને ઉત્પન્ન કરે છે, તે જ જગતની સ્થિતિકાળમાં, કાષ્ઠમાં અગ્નિની માફક સર્વ જગતની અંદર રહી, સર્વ જગતનું પાલન કરે છે. આથી તેમને વેદમાં વિશ્વાધિપતિ કરી કહ્યા છે તથા તેમાં યોગીજન, અંતર્મુખ બ્રાહ્મણ તથા હિરણ્યગર્ભાદિ દેવો રહ્યા છે. આ પરમાત્માને જગતના ઉપાદાન કારણરૂપે તથા સર્વાંતર્યામીરૂપે જે જાણે છે તે, જ્ઞાનરૂપી તલવારથી, પ્રમાદથી ઉત્પન્ન થયલા કામક્રોધાદિ પાશોનું છેદન કરે છે. દહીંથી ઘી ઉત્પન્ન થવાથી ઘી દહીંથી ઉત્કૃષ્ટ છે. તેમ જ પ્રવાહી ઘી કરતાં થીજેલું ઘી વધારે સ્વાદવાળું હોવાથી તે વધારે ઉત્તમ છે, તેમ સ્થૂલ સૂક્ષ્મરૂપ જગતથી માયાવિશિષ્ટ સગુણ બ્રહ્મ ઉત્તમ છે, તેથી નિર્ગુણ શુદ્ધ બ્રહ્મ ઉત્તમ છે. આ આનંદ સ્વરૂપ બ્રહ્મને જે અધિકારી પોતાના આત્મારૂપે કરી જાણે છે, તે કામક્રોધાદિ સર્વ પાશથી મુક્ત થાય છે. જ્યારે ગુરૂશાસ્ત્રના ઉપદેશથી બ્રહ્મ તથા આત્માનું અભેદ જ્ઞાન થાય છે, ત્યારે સર્વ જગતની જનની માયાના અજ્ઞાનરૂપ તમનો નાશ થાય છે. આ જ્ઞાનમાં દિન, રાત્રી, સ્થૂલ, સૂક્ષ્મ આદિ સર્વ પદાર્થ લયભાવને પામે છે તથા એક સ્વયંજ્યોતિ અક્ષર શિવરૂપ આત્મા પ્રકાશે છે. આ અક્ષર પરમાત્માનું ગાયત્રી આદિ મંત્રો જગતના કારણ સૂર્યરૂપે કરી વર્ણન કરે છે. પરમાત્માની આરાધનાવડે શુદ્ધ બુદ્ધિ થવાથી, અધિકારીને તત્પદાર્થરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ગુરૂના ઉપદેશ પહેલાં બુદ્ધિ જો કે, દશે દિશામાં ભટકતી હોય છે, છતાં તે પરમાત્માને ગ્રહણ કરતી નથી. ગુરૂના ઉપદેશથી બુદ્ધિ પરમાત્માને સર્વત્ર વ્યાપકરૂપે કરી ગ્રહણ કરે છે. જેમ ગાયના સ્વભાવવાળો બળદ છે, માટે બળદ જાણવા ગાયની ઉપમા આપીએ છીએ, તેમ આ લોકમાં કોઇ પદાર્થ પરમાત્માના સ્વભાવવાળો નથી. આથી આત્માને ઓળખવામાં કોઇ અનાત્મ પદાર્થનું ઉપમાનપણું સંભવે નહિ. આ આત્માને કોઇ ચક્ષુ આદિ ઇન્દ્રિયથી ગ્રહણ કરી શકતું નથી. રૂદ્ર ભગવાનની જે અધિકારીપર કૃપા થાય છે, તેજ સર્વ વૃત્તિઓ સહિત મનના નિરોધવડે આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે.

## રૂદ્ર ભગવાનની પ્રાર્થના.

આપ જન્મ મરણાદિ સર્વ વિકારોથી રહિત છો, કામક્રોધાદિ સર્વ પાશોથી જીવને મુક્ત કરવા સમર્થ છો. જેમ જીવતો મનુષ્ય અગ્નિમાં પડવાથી દુઃસહ દુઃખને પામે છે, તેમ હું અજ્ઞાની જીવ શરીરરૂપી અગ્નિમાં પડવાથી નાના પ્રકારનાં દુઃખને પામું છું. હે ભગવન્! જરાદિ વ્યાધિઓથી તથા કામક્રોધાદિ આધિથી ઉત્પન્ન થયલું આધ્યાત્મિક દુઃખ, સિંહ સર્પાદિથી ઉત્પન્ન થયલું અધિભૂત દુઃખ તથા અગ્નિ જળ આદિથી થયલું અધિદૈવ દુઃખ, આ ત્રણ જાતનાં દુઃખથી હું સર્વદા પીડાયલો રહું છું.

પુણ્ય પાપથી પરાધીનતાને પામેલો હું પશુ, આપ પશુપતિને અધીન છું. મારા સમાન કોઇ હીન પુરૂષ નથી. આથી હેવે તમારો તથા અમારો યોગ્ય સંબંધ કર્યો છે. જો ઋગાદિ વેદ પ્રમાણરૂપ હોય તથા શંકર જીવિત અવસ્થામાં તથા મોક્ષાવસ્થામાં સુખ આપવા પરિપૂર્ણ હોય તો મને અધિકારીને જન્મ મરણના દુઃખથી મુકત કરો. રૂદ્ર શરણાગત જીવની રક્ષા કરે છે, આ રીતનો વેદવચનથી આપનો મહિમા સાંભળેલો હોવાથી જન્મ મરણાદિની નિવૃત્તિ માટે હું અનાથ આપને શરણે આવેલો છું. માટે મને આત્મજ્ઞાન આપી સર્વ દુઃખમાંથી મુકત કરો.

ગુરૂ–હે શિષ્ય ! જો તું આત્મવિચારવડે જન્મ મરણાદિથી રહિત થાય છે તો મારા અનુગ્રહની તારે શી જરૂર છે ?

શિષ્ય–હે ભગવન્ ! હું અલ્પબુદ્ધિવાળો જીવ કોઇ અર્થને પણ જાણતો નથી તો આપના અનુગ્રહ વિના નહિ જાણી શકાય એવા આત્માને કેવી રીતે જાણી શકું ?

ગુરૂ–હે શિષ્ય ! જો તું કોઈ અર્થને નથી જાણતો તો તું પાષાણની માફક જડ હોવો જોઇએ.

શિષ્ય–સર્પ વ્યાઘ્ર આદિથી ભરેલા નિર્જન વનમાં છોડી મૂકેલું બાળક ભય પામી કેવળ દુઃખને અનુભવેછે, તેમ હું સંસારરૂપ વનમાં કેવળ દુઃખને અનુભવું છું, જેથી મારામાં ચેતનપણું રહેલું છે. સંસારમાં ક્ષુધા પિપાસારૂપ પિશાચ મને પરમ દુઃખની પ્રાપ્તિ કરે છે. સંસારરૂપ વનમાં યૌવનાવસ્થારૂપ મોટું વન છે. તે યૌવનરૂપ વનમાં ગયલા મને અનાથને કામરૂપી સર્પ વારંવાર કરડે છે. કામદેવરૂપી સર્પ અત્યંત વિષવાળો છે, જેની નિવૃત્તિ માટે રૂદ્રના ધ્યાન તથા સ્મરણ સિવાય બીજો એકે પણ ઉપાય નથી. યૌવન વનમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ પાંચ પ્રકારના વિષયોરૂપ *વૃકો છે તથા સ્ત્રીરૂપી ×કાકર છે. એ વૃક તથા કાકર ધર્મના વિચારરૂપ મારા શરીરને દુઃખ કરે છે. સંસારવનમાં ક્રોધરૂપ સિંહ રહે છે, તેની ગર્જનાથી મારૂં હૃદય કંપાયમાન થાય છે. આ વનમાં લોભરૂપ ÷તરક્ષુ પણ છે, જે વિચિત્ર વર્ણવાળા લોભરૂપી તરક્ષુનાં દર્શનથી મારાં નેત્રો તપી જાય છે. આથી લોભીને જોઈ દાતા પોતાની દૃષ્ટિને તેની તરફથી હઠાવી લે છે. જેમ વિંધ્યાચળ આદિ પર્વતો સૂર્યના પ્રકાશને ઢાંકી દે છે, તેમ સંસારરૂપ વનમાં આત્મારૂપ સૂર્યના પ્રકાશને ઢાંકવાવાળો અહંકારરૂપ મહાન્ પર્વત છે. હે ભગવન્ ! તત્પુરૂષ, અઘોર, સદ્યોજાત, વામદેવ તથા ઇશાન, એમ રૂદ્રને પાંચ મુખ છે. આ પાંચ મુખ ક્રમે કરી પૂર્વાદિ દિશામાં તથા મધ્યવિશે રહેલાં છે. આ સર્વમાં દક્ષિણ તરફનું અઘોર નામનું મુખ અધિકારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવામાં અત્યંત કુશળ છે. માટે આપ રૂદ્રના તે મુખવડે મારી સંસારદુઃખથી રક્ષા કરાવો તથા જ્ઞાનની પ્રાપ્તિ માટે સર્વ શોકથી રહિત કરો. શ્રુતિમાં કહ્યું છે કે, तरति शोकमात्मवित् ॥ આત્માને જાણનારો સર્વ શોકથી રહિત થાય છે. જ્યાં સૂધી સર્વ શોકની નિવૃત્તિ કરવાવાળું આત્મજ્ઞાન મને પ્રાપ્ત નથી થયું, ત્યાં સૂધી જેમ અન્ય પાપી જીવના પુત્રાદિ પ્રિય પદાર્થના મૃત્યુરૂપે થઇ તેનો રૂદ્ર નાશ કરે છે, તેમ અધિકારીના પુત્રાદિ પ્રિય પદાર્થના મૃત્યુરૂપ થઇ, તેનો નાશ મા કરો. મારા પુત્ર પૌત્રાદિ સંબંધીમાં તથા ગો અશ્વાદિ પશુમાં રોગાદિ ઉપદ્રવની ઉત્પત્તિ

*વૃક–વરૂ. ×કાકર–ગીધ પક્ષી.
÷ ડાકણીના વાહનનું નામ તરક્ષુ.

મા થાઓ. આપ સમક્ષ પુત્રાદિ અનાત્મ પદાર્થની રક્ષા કરવા માટે રૂદ્રની પ્રાર્થના કરવી જો કે મને યોગ્ય નથી, છતાં પુત્રાદિના વિયોગથી મને ક્ષોભ થાય છે અને ક્ષોભવાળા ચિત્તથી જ્ઞાન કે ધ્યાન થઇ શકે નહિ. માટે મારા મૃત્યુ પહેલાં મારા પ્રિય પુત્રનો, મારા ભાઇઓનો, મારા અગ્નિનો, તથા મારાપર ઉપકાર કરનારા રાજાદિનો મૃત્યુરૂપ રૂદ્રથી નાશ ન થાઓ. પણ તે સર્વને દીર્ઘ આયુષ્યવાળા કરો. હે શિવ ! આપ સ્વભાવે દયાળુ છો, તેથી મારા પુત્રાદિ પ્રિય પદાર્થનો આપ નાશ કરતા નથી. ઉલટા તે પ્રિયપદાર્થને દીર્ઘાયુષની પ્રાપ્તિ કરાવો છો. માટે મારે તેમને વાસ્તે આપની પ્રાર્થના કરવી યોગ્ય નથી. આપ ધન ધાન્યાદિ પદાર્થથી અમને યુક્ત કરો, કે જેને માટે હું આપની આરાધના કરૂં છું. આ રીતની પ્રાર્થનાથી પ્રસન્ન થઇ રૂદ્ર તેને ભોગ તથા મોક્ષ સર્વ આપે છે. 'शतशोऽपि पथ्यं वक्तव्यं જે પદાર્થ હિતનું સાધન હોય, તેને અનેક રીતિએ કરી શાસ્ત્રવેત્તાએ કહેવું, છતાં તેમાં પુનરૂક્તિ દોષ આવશે નહિ. ફરી હું શ્વેતાશ્વતર, પરમાત્માનો ઉપદેશ તમને કરૂં છું, તે સાવધ થઈ સાંભળો. જેમ આમ્રવૃક્ષમાં પત્રાદિથી ઢંકાયલી કેરી હોય છે, તેમ વેદરૂપી વૃક્ષમાં અવિદ્યા તથા વિદ્યા આ બેઉ ઢંકાઇ રહેલાં છે. આમાં અગ્નિહોત્રાદિનું નામ અવિદ્યા છે તથા બ્રહ્મજ્ઞાનનું નામ વિદ્યા છે. કર્મરૂપી અવિદ્યા સ્વર્ગાદિરૂપ અનિત્ય ફળની પ્રાપ્તિ કરાવે છે તથા બ્રહ્મજ્ઞાનરૂપ વિદ્યા મોક્ષરૂપ નિત્ય ફળની પ્રાપ્તિ કરાવે છે. માટે બ્રહ્મવિદ્યાને અક્ષર તથા અમૃત કરી કહી છે. આ વિદ્યા તથા અવિદ્યા બેઉ મોક્ષની પ્રાપ્તિનું કારણ છે. બ્રહ્મજ્ઞાનરૂપી વિદ્યા સાક્ષાત્ મોક્ષને આપે છે તથા કર્મરૂપી અવિદ્યા ફળની ઇચ્છા રહિત કરી, ચિત્તની શુદ્ધિદ્વારા મોક્ષનું કારણ બને છે. બેઉ વિદ્યાને પ્રવૃત્ત કરનારા તથા ફળ દેવાવાળા રૂદ્ર ભગવાન્ છે. આ બે વિદ્યા જીવને પોતપોતાનું ફળ આપ્યા પછી નાશને પામે છે. આથી વેદે એનું નામ અનંત કરી કહ્યું છે. આ બન્ને શિવના પ્રસાદથી જ જીવને પ્રાપ્ત થાય છે. તેથી બેઉ વિદ્યાના રૂદ્ર ઇશ્વર કહેવાય છે. જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારનાં શરીરની ઉત્પત્તિના કારણરૂપ સર્વ બીજનો આશ્રય કરી પરમાત્મા રહેલા છે. આકાશાદિ પંચભૂતોને તથા સર્વ બીજોને તેઓ પોતામાંથી ઉત્પન્ન કરે છે. વિચિત્ર વર્ણવાળા હોવાથી કપિલ કહેવાતા, સર્વ પદાર્થના દ્રષ્ટા હોવાથી ઋષિ કરી કહેવાતા, જગતની પૂર્વે રહેલા, અર્થ સહિત ચારે વેદોને આપી નાના પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરવાવાળા તથા જે જગતની ઉત્પત્તિ કરવામાં સમર્થ છે તે તત્ત્વમસિ વાક્યમાં રહેલા તત્પદના અર્થરૂપ પરમાત્મા છે. તે જરાયુજાદિ ચાર પ્રકારની યોનિઓ ઉત્પન્ન કરે છે. એ ચાર યોનિઓમાંની દરેક એકવીશ લાખ પ્રકારની હોવાથી સંપૂર્ણ ચોરાશી લાખ યોનિ કહેવાય છે. તે સૃષ્ટિકાળમાં સર્વ જગતને ઉત્પન્ન કરી પ્રલયકાળે સંપૂર્ણ જગતને પોતાના માયારૂપ ક્ષેત્રમાં લય કરે છે. પછી સૃષ્ટિસમયે પાછા માયારૂપ ક્ષેત્રથી પૂર્વની માફક નાના પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે તથા જગતને પાલન કરવાવાળા દિક્પાળોને કરે છે. આ રીતે સર્વ જગતને ઉત્પન્ન કરી તેના તે જ અધિપતિ બને છે. જેમ બળદ ભાર ઉઠાવે છે, તેમ પરમાત્મા સર્વ વિશ્વના ભારને ધારણ કરે છે. તે સર્વ જગતના ઉપકાર માટે સૂર્યરૂપે થઇ પૂર્વાદિ દિશાનો પ્રકાશ કરે છે તથા

અનેક શરીરો ઉત્પન્ન કરી, તે શરીરના અનેક સ્વભાવને પોતાવિશે આરોપણ કરી રહે છે. પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ કરવાવાળાં સ્ત્રી પુરૂષના સ્વભાવને ધારણ કરી, તે તેઓનાં ફળ પ્રાપ્ત કરે છે. નાના પ્રકારની યોનિનાં શરીરને ઉત્તરોત્તર કાળે કરી પરિણામની તે પ્રાપ્તિ કરાવે છે, અર્થાત્ કેટલોક સમય શરીર બાલ્યાવસ્થાવાળું, કેટલોક સમય યુવાવસ્થાવાળું તથા કેટલોક સમય વૃદ્ધાવસ્થાના પરિણામવાળું રહે છે. નાના પ્રકારના સ્વભાવવાળું સંપૂર્ણ શરીર, જે બ્રહ્માંડના ગર્ભવિષે રહેલું છે, તે બ્રહ્માંડને પણ પરમાત્મા ધારણ કરી રહ્યા છે તથા બ્રહ્માંડમાં રહેલા જીવોને પોતપોતાનાં કાર્યવિશે પ્રવૃત્ત કરે છે. આ રીતના અદ્વિતીય બ્રહ્મને હું શ્વેતાશ્વતર રૂદ્ર ભગવાનના અનુગ્રહથી સાક્ષાત્કાર કરૂં છું. ઉપનિષદ્રૂપી વેદથી પ્રતિપાદિત થયલા, સનાતન, નાના પ્રકારની પ્રવૃત્તિરૂપ, જ્ઞાનમાં સ્વપ્રકાશરૂપે રહેલા તથા શાસ્ત્રના વિચારથી રહિત પુરૂષોને બ્રહ્મ દુર્વિજ્ઞેય છે. આ રીતે જે જે હિરણ્યગર્ભાદિ દેવતા, જે જે મનુષ્ય અથવા ઋષિ અદ્વિતીય બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થઇ, મોક્ષરૂપ અમૃતને પામે છે.

## ત્વંપદાર્થ જીવરૂપ આત્મા.

જેમ સ્વભાવે કરી ઉષ્ણ તથા ગંધથી રહિત જળને અગ્નિનો સંબંધ થાય છે, ત્યારે તે જળ અગ્નિના સરખી ઉષ્ણતાને પામે છે તથા તે જળને જ્યારે પુષ્પાદિનો સંબંધ થાય છે ત્યારે તે પુષ્પાદિના ગંધવાળું થાય છે; તેમ વાસ્તવિક રીતે સર્વ ધર્મથી રહિત નિર્ગુણ પરમાત્મા પોતાના સ્વરૂપના અજ્ઞાનથી જીવભાવને પામી તથા અંતઃકરણાદિના સંબંધને પામી, કામ ક્રોધાદિ ધર્મોને તથા સત્વ, રજ અને તમ ગુણને પોતાના માને છે, જેથી તે આત્મા રાગપૂર્વક પુણ્ય પાપરૂપી કર્મને કરે છે તથા તે પુણ્ય પાપરૂપી અદૃષ્ટદ્વારા સુખદુઃખરૂપ ફળને તથા તેના સાધનોને ઉત્પન્ન કરી, અંતઃકરણાદિ ઉપાધિના સંબંધથી સુખદુઃખરૂપ ફળને ભોગવે છે. આ શુભ અશુભ કર્મમાં ઉપાસનારૂપ માનસ કર્મવડે જીવાત્મા દેવયાન નામના ઉત્તમ માર્ગદ્વારા બ્રહ્મલોકને પામે છે, અગ્નિહોત્રાદિ પુણ્ય કર્મવડે પિતૃયાન નામના મધ્યમ માર્ગદ્વારા સ્વર્ગાદિ લોકને પામે છે તથા બ્રહ્મહત્યાદિ પાપ કર્મથી તૃતીય સ્થાન નામના અધમ માર્ગદ્વારા કીટપતંગાદિ ક્ષુદ્ર શરીરને પામે છે. આ પ્રમાણે પુણ્ય તથા પાપ કર્મના વશથી જીવાત્મા નિરંતર સંસારમાં ભ્રમણ કરે છે. જે આત્મા વાસ્તવિક રીતે દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છે તથા સર્વત્ર પરિપૂર્ણ છે, છતાં અંગુષ્ઠ હૃદયરૂપ ઉપાધિના સંબંધથી અંગુષ્ઠ માત્ર પરિમાણવાળા છે તથા તે અહંકાર, મનના સંકલ્પ તથા બુદ્ધિના પરિણામરૂપ વૃત્તિવાળા ગુણોથી યુક્ત થાય છે. વૃત્તિરૂપ ગુણ માયાવિશિષ્ટ આત્માથી રચાયો છે તથા સ્વપ્નની માફક મિથ્યારૂપે છે. બુદ્ધિની વૃત્તિરૂપી ગુણને પ્રકાશ કરવાવાળો આત્મા, સૂર્ય સમાન સ્વયંજ્યોતિરૂપ છે. આત્મા જો કે મહાન્ છે, છતાં અલ્પ પરિમાણવાળી બુદ્ધિમાં રહેવાથી તે આરીના* અગ્રભાગ સમાન અલ્પ પરિમાણવાળો થાય છે. બુદ્ધિરૂપી ઉપાધિના સંબંધથી આત્મા જીવભાવને પામી, અવિવેકીની દૃષ્ટિએ અધમ ભાવને પામેલો જણાય છે, છતાં વિવેકીજનો આનંદસ્વરૂપ આત્માને સર્વથી શ્રેષ્ઠરૂપે જૂવે છે. બુદ્ધિમાં રહી જીવાત્મા જે સૂક્ષ્મતાને પામે છે, તે, એક કેશનો અગ્ર-

* મોચીનું ચામડું કોચવાની આરી.

ભાગ, તેનો સોમો ભાગ તથા તે સોમાંના એક ભાગનો સોમા ભાગ જેટલો સૂક્ષ્મ હોય છે. જ્યાંસૂધી જીવાત્માને પોતાના ખરા સ્વરૂપનું અજ્ઞાન હોય છે, ત્યાંસૂધી તે બુદ્ધિના સંબંધથી આ રીતની અલ્પતાને પામે છે. પણ જ્યારે આત્માને રૂદ્રની કૃપાથી બ્રહ્મરૂપે કરી જાણે છે, ત્યારે કાર્ય સહિત અજ્ઞાનનો નાશ થવાને લીધે જીવાત્મા પરિપૂર્ણ બ્રહ્મભાવને પામે છે. જો કે આત્મા વાસ્તવિક રીતે સ્ત્રી પુરૂષ નપુંસક આદિ ભાવથી રહિત છે, છતાં જેમ નટ સ્ત્રીનો વેશ ધારણ કરે તો તે સ્ત્રીરૂપે પ્રતીત થાય છે, તેમ તે પોતાના સ્વરૂપના અજ્ઞાનવડે જે શરીરની સાથે સંબંધ રાખી તેને ગ્રહણ કરે છે, તે શરીરરૂપે જણાય છે. શબ્દ સ્પર્શાદિથી થયલો બાહ્ય ભોગ તથા મનના સંકલ્પથી ઉત્પન્ન થયલો આંતર ભોગ, સુખની ઈચ્છા તથા નાના પ્રકારનાં અન્ન જળની પ્રાપ્તિવડે જો કે દેહાદિ પદાર્થ વૃદ્ધિપણાને પામે છે, છતાં દેહાદિના તાદાત્મ્ય સંબંધથી આત્મા તે વૃદ્ધિને પોતાવિશે માને છે તથા દેહાદિની વાસનાથી આત્મા અનેક જન્મને પ્રાપ્ત થાય છે. જીવને પૂર્વની વાસનાનુસાર જન્મ મરણ તથા વૃદ્ધિ આદિ પ્રાપ્ત થાય છે તથા પુણ્ય પાપરૂપ કર્મ નિમિત્ત કારણ છે. પુણ્ય પાપરૂપ કર્મને અનુસાર જીવાત્મા સુખ દુઃખની પ્રાપ્તિવાસ્તે સંસારમાં નાના પ્રકારનાં શરીરને ધારણ કરે છે. કાં તો નપુંસક શરીરને, સ્ત્રીના શરીરને, પુરૂષના શરીરને અથવા તો સ્વર્ગાદિ લોકમાં દેવના શરીરને પામે છે. આ રીતે અનેક જન્મોમાં જીવ ભ્રમણ કરે છે. જેમ નટ અનેક પ્રકારના વેશ લે છે, તેમ જીવ કાં તો હસ્તીના જેવા સ્થૂલ શરીરને કે કીડી આદિના જેવા સૂક્ષ્મ શરીરને બુદ્ધિ આદિની સાથે તાદાત્મ્યસંબંધ થવાથી, પુણ્ય પાપરૂપ કર્મના યોગે પામે છે. જીવ જ્યારે અધમ સ્થિતિને પહોંચડાવનાર અજ્ઞાન દશામાં હોય છે, ત્યારે તેનો અગીઆર ઇન્દ્રિયો સાથે તાદાત્મ્ય ભાવ પ્રાપ્ત થવાથી, નાના પ્રકારનાં શરીરને તે ગ્રહણ કરે છે. આત્માને ખરૂં જોતાં જન્મ મરણાદિની પ્રાપ્તિ કદી થતી નથી. પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, શ્રોત્રાદિ દશ ઈન્દ્રિયો, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, યજ્ઞાદિ કર્મ, લોક તથા નામ, આ સોળ કળાને પરમાત્મા સૃષ્ટિના આદિ કાળમાં ઉત્પન્ન કરે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાવાળા પરમાત્મા સર્વ મંગળના પણ મંગળરૂપ છે. તેમને વેદમાં શિવ કરી કહ્યા છે. જે અધિકારી અદ્વિતીય પરમાત્માને પોતાના આત્મારૂપે કરી સાક્ષાત્કાર કરે છે, તે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે પ્રકારનાં શરીરરૂપી બંધનનો ત્યાગ કરી મોક્ષને પામે છે.

## પરમાત્માનો ઉપદેશ.

કાળાદિને કારણ માનનારા પુરૂષો ભગવાનના યથાર્થ તાત્પર્યને જાણતા નથી, જેથી મોહ પામી, તેઓ જગતના કારણવિશે આંધળો જેમ દૂધના રૂપવિશે વિવાદ કરે, તેમ વિવાદ કરે છે. તેઓનાં વચનો પ્રમાણ તથા યુક્તિથી રહિત હોય છે. જેમ કાળ અને સ્વભાવાદિ જગતનું કારણ છે, તેમ વેદવચનનું કંઇ પ્રમાણ નથી. જગતનું કારણ પ્રત્યક્ષ ઇન્દ્રિયોથી કદી જણાતું નથી. માટે જગતના કારણપણામાં લૌકિક પ્રત્યક્ષ પ્રમાણપણું સંભવતું નથી. પ્રત્યક્ષ પ્રમાણનો અભાવ હોવાથી અનુમાન પ્રમાણ તો સંભવે જ કેમ? આ રીતે કાલાદિને કારણ માનનારાનું વચન પ્રમાણ વિનાનું છે. બીજું કાળ તથા સ્વભાવાદિ પદાર્થ જડરૂપ છે. જે પદાર્થ જડરૂપે હોય તે કાર્યરૂપે હોય, માટે તેનું કારણ હોવું

જોઇએ. જેમ ઘટ તથા પટ આદિ જડરૂપો છે, તેથી તેનું કારણ મૃત્તિકા છે, તેમ કાલાદિનું કોઇ કારણ હોવું જોઇએ. ચેતન વિના જડમાં કારણપણું આવી શકતું નથી. આ રીતે કાલાદિ જગતનું કારણ યુક્તિવડે પણ સંભવતું નથી.

શિષ્ય–વેદરૂપી સૂર્ય સર્વના સમક્ષમાં રહેવા છતાં વાદીને મોહ થવાનું શું કારણ ?

ગુરૂ–આ વિશે કાંઈ આશ્ચર્ય નથી. કારણ કે પરમાત્માની માયાશક્તિ સંસારરૂપ ચક્રને ભ્રમણ કરાવે છે. જેમ વાયુ ભાતનાં છાલાંને આકાશમાં ભ્રમણ કરાવે છે, તેમ માયાશક્તિ બુદ્ધિમાનની બુદ્ધિને પણ ભ્રમણ કરાવે છે. જે પરમાત્માથી સંપૂર્ણ જગત વ્યાપ્ત છે, તે કાળના પણ કાળ છે, તે સત્ય કામ તથા સત્યસંકલ્પાદિ ગુણોથી યુક્ત છે. તે પોતાના પ્રકાશવડે સર્વ જગતને જાણે છે. તે શુભ અશુભ કર્મ કરનારાને તેઓનાં ફળ આપે છે તથા આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીવડે *વિવર્તપણાંને પામે છે. જેમ રજ્જુ પોતાના ખરા રૂપનો ત્યાગ કર્યા વિના સર્પાદિરૂપ જણાય છે, તેમ પરમાત્મા પણ પોતાના ખરા સ્વરૂપનો ત્યાગ કર્યા વિના જ આકાશાદિરૂપે જણાય છે. પરમાત્મા મુમુક્ષુ જનને સર્વદા ચિંતન કરવા યોગ્ય છે. મોક્ષની ઇચ્છાવાળાએ પ્રથમ ફળની ઇચ્છા વિનાના થઈ, યજ્ઞાદિ કર્મવડે પોતાના અંતઃકરણને શુદ્ધ કરવું. અંતઃકરણ શુદ્ધ થયા પછી મન સહિત નેત્રાદિ ઇદ્રિયોને પોતપોતાના વ્યાપારમાંથી અટકાવવી તથા ઇન્દ્રિયનિરોધ થયા પછી ગુરૂ શાસ્ત્રના ઉપદેશે કરી આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરવો. આ આત્મા અવિદ્યાથી રહિત, પુણ્ય પાપરૂપ કર્મથી રહિત, સત્વ, રજ તથા તમ ગુણથી રહિત, આકાશાદિ પંચભૂત તથા અવ્યક્ત, બુદ્ધિ અને અહંકાર, આ આઠ પદાર્થથી રહિત તથા પાંચમા અધ્યાયમાં બતાવેલા ઇન્દ્રિયરૂપ આઠ ગ્રહો તથા વિષયરૂપી આઠ અતિગ્રહોથી રહિત, કાળથી રહિત તથા બુદ્ધિની વૃત્તિરૂપ ગુણોથી પણ રહિત છે. આ રીતના આત્માને શુદ્ધ ચિત્તવાળો પુરૂષ સાક્ષાત્કાર કરે છે. આ રીતે આત્મા સર્વ ધર્મથી રહિત હોવા છતાં સત્વ, રજ તથા તમઆદિ ગુણોના અભિમાનથી પુણ્યપાપરૂપ કર્મો કરે છે તથા સુખ દુઃખ મેળવવા આત્મા અંદરના તથા બહારના પદાર્થોને પોતપોતાના વ્યાપારમાં જોડે છે. જ્યારે પોતાના ખરા સ્વરૂપમાં સર્વ પદાર્થનો અભાવછે, એમ આત્મા જાણેછે ત્યારે આત્મજ્ઞાનરૂપી અગ્નિવડે તેનાં સર્વ કર્મનો ક્ષય થાય છે. કર્મનો ક્ષય થવાથી અનાત્મ પદાર્થથી ભિન્નસ્વરૂપવાળા બ્રહ્મસ્વરૂપને તે પામે છે. પરમાત્મા માયાનો આશ્રય કરી જગતની ઉત્પત્તિમાં કારણરૂપે થાય છે. તે પોતાના ચિદાભાસના સંબંધથી કાર્ય સહિત અવિદ્યાને ચેતનની માફક ઉત્પન્ન કરે છે. મહાત્માઓ તેને ત્રણ કાળથી રહિત તથા પ્રાણાદિ સોળ કળાઓથી રહિત શુદ્ધરૂપે કરી જૂવે છે. તે સર્વ જગતના આત્મારૂપ તથા ઇન્દ્રાદિ દેવોથી પણ સ્તુતિ કરવા યોગ્ય છે તથા સર્વ પ્રાણીના ચિત્તમાં રહેલા છે. આની ઉપાસનાવડે અધિકારી સર્વ વિઘ્નથી રહિત થાય છે. તેના સ્મરણ માત્રથી જીવ ધર્મ મેળવે છે તથા પાપોનો લય કરે છે. તે ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી અને વૈરાગ્ય, આ છના ઈશ્વર છે. જે કરવું,ન કરવું તથા અન્યથા કરવું,તે સર્વ કરવાને તેઓ સમર્થ છે, આથી તે ઇશ્વર કહેવાય છે. તે પુણ્ય પાપરૂપ કર્મના સ્વામી, જન્મ મરણાદિ

* પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વિના અન્યરૂપે દેખાવું તે.

વિકારોથી રહિત, સર્વ પ્રાણીના હૃદયનું નિવાસસ્થાન, સ્વયંજ્યોતિ, અદ્વિતીયરૂપ, સર્વ વિશ્વના ઇશ્વર, સૂર્યાદિ સર્વ પ્રકાશના આશ્રયરૂપ, બ્રહ્માદિ ઇશ્વરોના પણ ઇશ્વર, ઇન્દ્રાદિ દેવના પણ દેવ, મરિચિ આદિ પ્રજાપતિના પણ પ્રજાપતિ તથા ભૂરાદિ ચૌદ ભુવનોને પોતાની આજ્ઞામાં ચલાવનારા છે. પરમાત્માને અધિકારી પુરૂષ કેવળ વેદવચનવડે જ જાણે છે.

શિષ્ય:-અદ્વિતીય આત્માનો વેદવચન કેવી રીતે બોધ કરે છે?

ગુરૂ-પરમાત્માનાં સ્થૂલ પ્રપંચાદિ કાર્યો પણ કાંઇ નથી, તેમ તેનાં નેત્રાદિ ઇન્દ્રિયથી યુક્ત સૂક્ષ્મ શરીરરૂપ કારણ પણ કાંઇ નથી. પરમાત્મા સરખો કોઇ પદાર્થ આ જગતમાં છેજ નહિ. આ પરમાત્માને માયાશકિત છે, જે જ્ઞાનશકિત તથા ક્રિયાશકિતવડે બે પ્રકારની થાય છે. આમાં જ્ઞાનશકિત પ્રમાણ તથા સંશયાદિના ભેદવડે અનેક પ્રકારની છે. તેમ ક્રિયાશકિત પણ બળવીર્યાદિના ભેદે કરી અનેક પ્રકારની છે. પિતા, પુત્રાદિનું પાલન કરવાથી ગૃહપતિ છે. મહારાજા બ્રાહ્મણ ક્ષત્રિયાદિ ચારે વર્ણને પોતપોતાની ધર્મમર્યાદામાં ચલાવે છે માટે નિયંતા છે તથા પર્વતના પર ધૂમાડો જણાવાથી અગ્નિનું જ્ઞાન થાય છે, માટે ધૂમાડો અગ્નિનું ચિહ્ન છે, તેમ પરમાત્માનો કોઇ પતિ, કોઇ નિયંતા તથા કાંઇ ચિહ્ન નથી. અર્થાત્ અંતર્યામીરૂપે તે સર્વ જગતનું પાલન કરે છે, તેથી તેનો કોઇ પતિ નથી. બ્રહ્માદિ દેવને પણ તે પોતાની આજ્ઞામાં ચલાવે છે, માટે તેનો કોઇ નિયંતા નથી. તે અસંગ તથા નિર્ગુણરૂપે છે, માટે તેનું કાંઇ ચિહ્ન નથી. તે સૂર્યાદિનો પણ નિયંતા છે, માટે તેનો કોઇ જનક નથી. જેમ કરોળિયો પોતાની જાળવડે પોતાનાં જાળાંને વ્યાપી રહેલો હોય છે, તેમ ઈશ્વર માયાથી ઉત્પન્ન થયલા પંચભૂતરૂપી તંતુઓવડે અસ્મદાદિ જીવને વ્યાપ્ત કરી રહેલા છે. તે અધિકારીના ચિત્તમાં નિર્ગુણ સ્વરૂપનો પ્રકાશ કરે છે. તે ચિત્તવૃત્તિમાં દાખલ થવાથી અજ્ઞાનનો નાશ કરે છે. આકાશની માફક તે સર્વત્ર વ્યાપક છે. તે કાષ્ઠના અગ્નિની માફક સર્વ પ્રાણીમાં ગુહ્યરૂપે રહેલા છે. તે જીવને પુણ્ય પાપરૂપ કર્મોનાં સુખ દુઃખરૂપ ફળ આપે છે. તે સર્વના શરીરમાં આત્મારૂપે કરી રહેલા છે તથા ચૈતન્યરૂપ છે. તે સર્વ વૃત્તિઓના દ્રષ્ટા સાક્ષી બુદ્ધિ આદિ ઉપાધિના સંબંધથી થાય છે. વાસ્તવિક રીતે તે કેવળ નિર્ગુણ તથા સર્વ સંગથી રહિત છે. સ્વભાવે કરી પ્રવૃત્ત થવામાં અસમર્થ સર્વ જડ પદાર્થોને તે પોતાના કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે. તે સ્થૂલ શરીરના બીજરૂપ હિરણ્યગર્ભને સૂક્ષ્મ ઉપાધિવિશે પ્રવેશ કરી ઉત્પન્ન કરે છે. તે આકાશાદિ નિત્ય પદાર્થના કરતાં પણ નિત્ય ચેતનરૂપવાળા પ્રમાતા જીવના પણ ચેતનરૂપ છે; અર્થાત્ પરમાત્માની નિત્યતા તથા ચેતનપણાને અંગીકાર કરી, અનિત્ય જડ પદાર્થ પણ ચેતનરૂપ જણાય છે. તેના સ્વરૂપ ભૂત સુખને બ્રહ્મચર્યાદિ સાધનવડે પમાય છે. તેનો અધિકારીને સાક્ષાત્કાર થવાથી અવિદ્યા તથા અવિદ્યાથી થયલા કામક્રોધાદિ સર્વ પાશોનો નાશ થાય છે. તેને મેળવવામાં વિચારરૂપ સાંખ્ય તેમજ યોગ આ બે સાધનો છે.

## વિચારરૂપ સાંખ્યસાધન.

મુમુક્ષુઓ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ માટે વિચાર કરે છે કે, વિદ્વાનો બ્રહ્મને મન તથા વાણીનો અવિષય કહે છે, તો હું અધિકારી કેવી રીતે તેને જાણી શકીશ? પ્રથમ મને વિચારો આવશે કે, બ્રહ્મરૂપ સુખ મને જણાશે કે નહિ તથા તે સુખ મને પ્રકાશરૂપે

કરી, અપ્રકાશરૂપે કરી કે વિપરીતરૂપે કરી જણાશે ? બ્રહ્મરૂપ સુખનો પ્રકાશ થવા છતાં તે સુખ મને ઘટાદિ પદાર્થની માફક વિષયરૂપે કરી શું જણાશે અથવા અવિષયરૂપે કરી જણાશે? બ્રહ્મનિષ્ઠ ગુરૂ જ્યારે આત્મા આનંદસ્વરૂપ છે, આ પ્રકારનો મુમુક્ષુને ઉપદેશ કરે છે, ત્યારે તે મુમુક્ષુ ઉપર પ્રમાણે વિચાર કરે છે. અર્થાત્ વેદાંતના શ્રવણવડે અધિકારી પોતાની અસંભાવનાની નિવૃત્તિ માટે મનન કરે છે. ગુરૂએ મને જે આનંદસ્વરૂપ આત્માનો ઉપદેશ કર્યો તે, ચૈતન્ય પ્રકાશથી ભિન્ન કે અભિન્ન છે ? આત્મસ્વરૂપ આનંદ ચૈતન્ય પ્રકાશથી જૂદો સંભવી શકે એમ નથી. કારણ કે પ્રથમ વિચાર એ કરવો કે, આનંદ અને પ્રકાશ એ બેઉ નિત્ય છે કે તે બેમાંથી એક નિત્ય અને બીજો અનિત્ય છે ? આમાં આનંદ અને પ્રકાશ બેઉ નિત્ય છે, આ પ્રથમ પક્ષ સ્વીકારીએ તો જેમ કાળ અને આકાશનો પરસ્પર સંયોગ સંબંધ તથા સમવાય સંબંધ થતો નથી, તેમ નિરવયવ, પરિપૂર્ણ આનંદનો અને પ્રકાશનો પરસ્પર સંયોગ તથા સમવાય સંબંધ સંભવે નહિ. તેમ જ તે બેઉનો તાદાત્મ્ય સંબંધ પણ સંભવશે નહિ. કારણ કે બે પદાર્થમાં એક પદાર્થ જો કલ્પિત હોય તો તાદાત્મ્ય સંબંધ થઇ શકે. જેમ ઘટરૂપ કાર્ય કલ્પિત છે તથા મૃત્તિકારૂપ કારણ સત્ય છે, ત્યારે તે મૃત્તિકા તથા ઘટનો તાદાત્મ્ય સંબંધ થાય છે. આનંદ તથા ચૈતન્યનો તાદાત્મ્ય સંબંધ સ્વીકારીએ તો તે બેમાંથી એકને કલ્પિત માનવું પડશે. તેમાં આનંદસ્વરૂપ આત્માને કલ્પિત માનવાથી *કૃતનાશ તથા ×અકૃતાભ્યાગમરૂપ દૂષણોની પ્રાપ્તિ થશે. માટે આત્મામાં કલ્પિતરૂપતા સંભવે નહિ. તેમ ચૈતન્ય પ્રકાશમાં પણ કલ્પિતપણું સંભવતું નથી. કારણ કે તે જો કલ્પિત હોય તો ચૈતન્ય પ્રકાશ પહેલાં આનંદસ્વરૂપ આત્માની સિદ્ધિ થાય નહિ. જેમ ઘડામાં રૂપાદિ ગુણો રહેલા છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં ચૈતન્ય પ્રકાશ ગુણરૂપે થઇ રહ્યો છે. આ પક્ષ પણ અસંભવિત છે. કારણ કે, साक्षीचेता केवलो निर्गुणश्च ઇત્યાદિ શ્રુતિમાં આનંદસ્વરૂપ આત્માને સર્વ ગુણથી રહિત અર્થાત્ નિર્ગુણ કહ્યો છે.

* કરેલાં પાપપુણ્યરૂપ કર્મના ફળને ભોગવ્યા વિના તેનો નાશ. × પુણ્યપાપરૂપ કર્મ ન કરવા છતાં તેનાં ફળને ભોગવવું તે અકૃતાભ્યાગમરૂપ દોષ છે.

## આત્મામાં રહેલો ચૈતન્યગુણ.

આત્મામાં ગુણરૂપતા સ્વીકારીએ તો તે નિર્ગુણ આત્મામાં રહી છે, કે સગુણ આત્મામાં ? જો નિર્ગુણ આત્મામાં પ્રકાશરૂપ સ્વીકારીએ તો જેમ એક માણસ કહે કે, મારા મોંમાં જીભ નથી, તેની માફક વદતોવ્યાઘાત નામનો દોષ આવશે. જો સગુણ આત્મામાં પ્રકાશરૂપ ગુણ સ્વીકારીશું, તો આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા તથા અનવસ્થા, આ ચાર રીતના દોષો પ્રાપ્ત થશે. જે પદાર્થ ગુણવાળો હોય, તેને સગુણ કહેવામાં આવે છે. હવે જે સગુણ આત્મામાં પ્રકાશરૂપ ગુણ છે, તે આત્મા પ્રકાશરૂપ ગુણથી ભિન્ન સગુણ થયો છે અથવા પ્રકાશરૂપ ગુણથી કોઇ બીજા ગુણે કરી સગુણ થયો છે ? જો આત્મા પ્રકાશરૂપ ગુણથી જ સગુણ થયો હોય, તો તે પ્રકાશરૂપ ગુણને પોતાની સ્થિતિમાં અપેક્ષારૂપ આત્માશ્રય દોષ પ્રાપ્ત થશે. આત્માના પ્રકાશરૂપ ગુણથી ભિન્ન બીજા જ કોઇ પદાર્થથી સગુણ થયેલો માનીએ તો તે બીજો ગુણ પણ નિર્ગુણ આત્મામાં રહે છે કે સગુણ આત્મામાં ? નિર્ગુણ આત્મામાં રહે છે, એમ સ્વીકારીશું તો પૂર્વની માફક

વદતો વ્યાઘાત નામનો દોષ આવશે. તે બીજો ગુણ સગુણ આત્મામાં રહે છે, એમ જો માનીએ તો બીજા ગુણથી સગુણ થયલા આત્મામાં બીજો ગુણ રહે છે કે પ્રથમ પ્રકાશરૂપ ગુણવડે સગુણ ભાવને પામેલા આત્મામાં કોઇ બીજો ગુણ રહે છે, અથવા ત્રીજા ગુણવડે સગુણને પામેલા આત્મામાં કોઇ અન્ય ગુણ રહે છે. બીજા ગુણવાળા આત્મામાં બીજો ગુણ રહે છે, એમ માનશું તો પૂર્વની માફક આત્માશ્રય દોષ પ્રાપ્ત થશે. પ્રથમ ગુણવિશિષ્ટ આત્મામાં બીજો ગુણ રહે છે, એમ બીજો પક્ષ સ્વીકારશું તો પ્રથમ ગુણવાળા આત્મામાં બીજો ગુણ રહે છે, તથા બીજા ગુણવાળા આત્મામાં પ્રથમ ગુણ રહે છે. આ રીતે અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થશે. બીજો ગુણ ત્રીજા ગુણવાળા આત્મામાં રહે છે, એમ ત્રીજો પક્ષ સ્વીકારશું તો તે ત્રીજા ગુણથી યુક્ત આત્મામાં પોતે જ રહેશે. આ રીતે આત્માશ્રય દોષ પ્રાપ્ત થશે. ત્રીજો ગુણ દ્વિતીય ગુણવિશિષ્ટ આત્મામાં રહે છે, એમ કહેવાથી અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થશે. ત્રીજો ગુણ પ્રથમ ગુણ વિશિષ્ટ આત્મામાં રહે છે, પ્રથમ ગુણ બીજા ગુણવિશિષ્ટ આત્મામાં રહે છે, બીજો ગુણ ત્રીજા ગુણવિશિષ્ટ આત્મામાં રહે છે, તથા ત્રીજો પહેલામાં રહે છે. આ પ્રમાણે ચક્રની માફક દોષ પ્રાપ્ત થશે. ત્રીજો ગુણ ચોથા ગુણવિશિષ્ટ આત્મામાં રહે છે તથા ચોથો પાંચમામાં રહે છે, આ પ્રમાણે લેવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. માટે ચૈતન્ય પ્રકાશ ગુણરૂપે આત્મામાં રહેલો નથી. આત્મસ્વરૂપ આનંદ તથા ચૈતન્ય પ્રકાશ આ બેમાં એક નિત્ય તથા એક અનિત્ય હોય તો તે બેઉનો પરસ્પર સંબંધ થાય નહિ. કારણ કે યોગ્ય પદાર્થનો યોગ્ય પદાર્થ સાથે સંબંધ થાય છે. કાં તો તે બેઉને નિત્ય અંગીકાર કરવા પડશે અથવા બેઉને અનિત્ય માનવા પડશે. આત્માને અનિત્ય માનવામાં કૃતનાશ તથા અકૃતાભ્યાગમનો દોષ લાગશે, તેમ પ્રકાશને અનિત્ય માનવા વિશે પણ દોષ આગળ કહી ગયા. વળી આનંદસ્વરૂપ આત્મામાં પ્રકાશનો અભાવ હોય તો સર્વ જીવને આનંદસ્વરૂપ આત્માની અત્યંત પ્રિયરૂપે કરી પ્રતીતિ થવી જોઇએ નહિ. પણ તે અત્યંત પ્રિયરૂપે પ્રતીત થાય છે, તેથી આનંદસ્વરૂપ આત્મા પ્રકાશ સાથે નિત્ય સંબંધવાળા છે. તેમ જ જો આનંદ કદાપિ આત્માથી ભિન્ન હોય, તો આનંદથી ભિન્ન આત્મા અત્યંત પ્રિયરૂપે ન હોય પણ દુઃખરૂપે હોય, અથવા ચંદનાદિની માફક સુખનું સાધન હોય. જે પદાર્થ દુઃખરૂપ હોય અથવા સુખનું સાધન ન હોય, તે પદાર્થમાં જીવની અતિશય પ્રીતિ હોય નહિ. મારો કદાપિ અભાવ ન થાય, પણ હું સર્વદા જીવતો રહું, આ રીતની નિરતિશય પ્રીતિ સર્વ લોકના આત્મામાં જોવામાં આવે છે, માટે આનંદ આત્મારૂપ છે તથા આનંદની ઉત્પત્તિ કરવાવાળું કોઈ કારણ નથી. તેથી આત્મા નિત્ય છે. નિત્ય આત્માથી આનંદ અભિન્ન છે. આત્મારૂપ નિત્ય આનંદની સાથે અનિત્ય પ્રકાશનો સંબંધ હોય નહિ; માટે પ્રકાશને પણ નિત્ય માનવો પડશે. આનંદ અને પ્રકાશ સાથે સંબંધ ન હોય તો વસ્તુનું ભાન થાય નહિ. વળી નહિ જણાયલા પદાર્થમાં કોઈ જીવની પ્રીતિ હોતી નથી, પણ જાણેલા પદાર્થમાં જ પ્રીતિ હોય છે. આનંદ સ્વરૂપ આત્માને નહિ ઓળખાયલા જીવને આત્મામાં પરમ પ્રીતિ હોય નહિ, પણ સર્વ જીવને પોતાના આત્મામાં પરમ પ્રીતિ જોવામાં આવે છે. માટે પ્રકાશને પણ આત્માની માફક નિત્ય આન-

વો જોઇશે. જેમ ઘટાદિ પદાર્થનું જ્ઞાન નેત્રાદિ સાધનથી થાય છે, તેમ આત્મસ્વરૂપ આનંદનું જ્ઞાન કોઇ સાધનવડે થતું નથી. જે વસ્તુ જેની સાથે સંબંધ રાખે છે, તે તે વસ્તુના જ્ઞાનને ઉત્પન્ન કરે છે તથા તે પદાર્થ તે વસ્તુના જ્ઞાનમાં સાધન હોય છે. જેમ નેત્રાદિ ઇંદ્રિય ઘટાદિ પદાર્થની સાથે સંયોગાદિ સંબંધ પામી, ઘટાદિ પદાર્થના જ્ઞાનને ઉત્પન્ન કરે છે, માટે નેત્રાદિ સાધન કહેવાય છે, તેમ આનંદ સ્વરૂપ આત્માનો કોઇ સાથે સંબંધ હોય, તો તે આત્માના જ્ઞાનમાં સાધન થાય. પણ આનંદસ્વરૂપ નિત્ય આત્માની સાથે અનિત્ય પદાર્થનો સંબંધ હોય નહિ. વેદમાં કહ્યું છે કે असंगो नहि सज्जते આનંદ સ્વરૂપ આત્મા ,સ્વભાવથી અસંગ હોવાને લીધે કોઇ પદાર્થની સાથે સંબંધ રાખતો નથી. માટે આત્માના જ્ઞાનમાં કોઇ અનાત્મ પદાર્થનું સાધનપણું સંભવતું નથી.

શિષ્ય—આનંદસ્વરૂપ આત્માના જ્ઞાનમાં મનને સાધનપણું માનીએ તો કેમ ?

ગુરૂ—આનંદસ્વરૂપ આત્માના સાક્ષાત્કારમાં જો મનને સાધનપણું હોય તો જે જે સાધનરૂપે હોય, તે તે કર્તાની અપેક્ષા અવશ્ય કરશે. જેમ કુવાડારૂપી સાધન પુરૂષરૂપ કર્તાની અપેક્ષા રાખે છે, તેમ મન પણ કર્તાની અપેક્ષા અવશ્ય કરશે. ત્યાં જ્ઞાનરૂપ ક્રિયામાં આત્માનું કર્તાપણું સંભવતું નથી. કારણ કે, જે પદાર્થ જે ક્રિયાના કર્મરૂપ હોય, તે તેની ક્રિયામાં કર્તારૂપે હોય નહિ. જેમ દર્શનરૂપ ક્રિયાનું કર્મ ઘટ છે, તેથી ઘડો દર્શનરૂપ ક્રિયામાં કર્તા થાય નહિ, તેમ જ્ઞાનરૂપ ક્રિયાનો કર્મ આનંદરૂપ આત્મા જ્ઞાનરૂપ ક્રિયામાં કર્તારૂપે હોય નહિ. જ્ઞાનરૂપ ક્રિયામાં મનરૂપ સાધનને કર્તારૂપ માનીએ તો તે પણ સંભવતું નથી. કારણ કે જે પદાર્થ જે કાળે જે ક્રિયાનું કરણ હોય, તે પદાર્થ તે કાળે તે ક્રિયાનો કર્તા થાય નહિ. જેમ કે છેદનરૂપ ક્રિયાનું સાધન કુવાડો છેદનરૂપ ક્રિયાનો કર્તા હોય નહિ. વળી જો જ્ઞાનરૂપ ક્રિયામાં મનને કર્તા માનીએ તો જ્ઞાનરૂપ ક્રિયામાં મનનું સાધનપણું નહિ થાય. અર્થાત્ કર્તા ઉપકાર્ય છે અને કરણ ઉપકારક છે. જેનાપર ઉપકાર થાય તે ઉપકાર્ય તથા જે ઉપકાર કરે તે ઉપકારક. ઉપકાર્ય તથા ઉપકારપણું, એ બેઉ ગુણ એક વસ્તુમાં રહી શકે નહિ. જેમ મારૂં મન આ વસ્તુમાં ગયું છે અથવા તે વસ્તુની ઇચ્છા રાખે છે, આ રીતે મનવિશે જ્ઞાનનું વિષયપણું જણાય છે. ત્યાં વિચારવું કે, મનને વિષય કરવાવાળા જ્ઞાનમાં શું સાધન છે ? શું નેત્રાદિ ઇન્દ્રિયો સાધન છે કે મન સાધન છે? નેત્રાદિ સાધન સંભવે નહિ. કારણ કે, તે તો બાહ્ય સ્થૂલાદિ પદાર્થના જ્ઞાનનું સાધન છે. આંતર પદાર્થના જ્ઞાનમાં નેત્રાદિનું સાધનપણું સંભવે નહિ. તેમ મનનો વિષય કરવાવાળા જ્ઞાનમાં મન જ સાધન હોય નહિ. મન જ્ઞાનરૂપ ક્રિયાના કર્મ જેવું છે. આથી જ્ઞાનરૂપ ક્રિયામાં મનનું કરણપણું સંભવે નહિ. જો કદાપિ કર્મને પણ સાધનપણું હોય તો ઘટના જ્ઞાનમાં ઘટને સાધનરૂપતા થવી જોઇએ. આથી મનને વિષય કરવાવાળું જ્ઞાન કોઇ સાધનથી થતું નથી, પણ તે જ્ઞાન આનંદસ્વરૂપ આત્મા જ છે. માટે આનંદ, પ્રકાશ તથા આત્મા, એ ત્રણે પદનો એક જ અર્થ છે.

## આત્મામાં *વિપરીત જ્ઞાન.

આત્મામાં આત્માનો ભેદ, જ્ઞાનનું વિષય-

*જે વસ્તુનું જે ખરૂં સ્વરૂપ હોય છે તે ખરૂં સ્વરૂપ જે જ્ઞાનમાં નથી જણાતું, તે જ્ઞાન વિપરીત હોય છે. જેમ રજ્જુમાં સર્પ છે, આ રીતનું જ્ઞાનમાં રજ્જુનું ખરૂં સ્વરૂપ જણાતું નથી માટે સર્પ જ્ઞાન તે વિપરીત જ્ઞાન છે.

પણું તથા વિષયપ્રાપ્તિમાટે જન્યતા, એ ત્રણ આત્મામાં વિપરીતરૂપપણું છે. જે જે વિપરીત જ્ઞાન છે, તે રજ્જુમાં સર્પના જ્ઞાનની માફક મિથ્યા છે. આત્મસ્વરૂપાનંદમાં ભેદ, વિષયપણું તથા જન્યતાવાળું વિપરીત જ્ઞાન મિથ્યા છે. કાર્યની સમાન કારણ હોય છે. જેમ ઘડાની સમાન સ્વભાવવાળી મૃત્તિકા ઘટનું કારણ છે, તેમ મિથ્યા માયા વિના બીજો કોઈ પદાર્થ મિથ્યા વિપરીત જ્ઞાનનું કારણ નથી. આ રીતનો વિચાર કરવો, તે સાંખ્ય કહેવાય છે. જે વિચારરૂપ સાંખ્યને કરે છે, તેને કાર્ય સહિત માયાથી ભિન્નરૂપે કરી આત્મસાક્ષાત્કાર થાય છે. યજ્ઞાદિ બાહ્ય કર્મ તથા ઉપાસનારૂપ આંતરકર્મો, આ બેઉ કર્મનું નામ યોગ છે. નિષ્કામ કર્મથી જ્યારે અધિકારીનું અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારે તેને સ્વયંજ્યોતિ આત્મસાક્ષાત્કાર થાય છે. બ્રહ્મસાક્ષાત્કાર થવાથી તેની અવિદ્યાનો નાશ થાય છે. અવિદ્યારૂપ કારણનો નાશ થવાથી કામક્રોધાદિ સર્વ પાશનો નાશ થાય છે. માટે નિષ્કામ કર્મ ચિત્તની શુદ્ધિદ્વારા આત્માનું સાધન છે. આ રીતે બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થયલા સ્વયંજ્યોતિ આત્માને સૂર્ય ચંદ્રમાદિ તેજ પ્રકાશ કરતા નથી, પણ ઉલટા સ્વયંજ્યોતિ આત્મા સૂર્ય ચંદ્રમાદિ તેજનો પ્રકાશ કરે છે. અર્થાત્ સૂર્ય ચંદ્રમાદિ બાહ્ય તેજને પ્રકાશ કરનારી ચિદાભાસવાળી અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન સ્વયંજ્યોતિ આત્માને પ્રકાશ કરતી નથી, પણ આત્માવૃત્તિ જ્ઞાનનો પ્રકાશ કરે છે. જ્યારે વૃત્તિજ્ઞાન આત્માને પ્રકાશ કરી શકતી નથી, ત્યારે સૂર્ય ચંદ્રમાદિ બાહ્ય જડ તેજ તો આત્માને કેવી રીતે પ્રકાશ કરી શકે ? આ પરમાત્મા સર્વના હૃદયમાં રહેલા છે, તે આત્મસાક્ષાત્કારવડે અવિદ્યાનો નાશ કરે છે, માટે હંસ કરી કહેવાય છે. તે વડવાગ્નિરૂપ, જઠરાગ્નિરૂપ તથા વિરાટ્‌રૂપ છે. હું બ્રહ્મસ્વરૂપ છું, આ રીતના જ્ઞાન સિવાય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનો બીજો કોઇ ઉપાય નથી; માટે બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષની ઇચ્છાવાળાએ શ્રવણાદિ સાધનવડે બ્રહ્મજ્ઞાન અવશ્ય સંપાદન કરવું. શ્રવણાદિ સાધનવડે જે પરમાત્માનું જ્ઞાન થાય છે, તે પરમાત્મા સંપૂર્ણ જગતને સામાન્યરૂપે કરી તથા વિશેષરૂપે કરી જાણવાવાળા, સર્વ જગતના કારણ, કાળના પણ કાળ, સર્વ ગુણ સંપન્ન, ક્ષેત્રજ્ઞરૂપ જીવના, માયાના તથા માયાના સત્વાદિ ગુણના પતિરૂપ, પુણ્ય પાપરૂપ કર્મોની સુખ દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરાવવાવાળા, સર્વ જીવના બંધ તથા મોક્ષનું કારણ, જગતની વ્યવસ્થા કરવાવાળા તથા પાલન કરવાવાળા છે. પ્રપંચરૂપે તેમને જોવાથી જીવને તે બંધનની પ્રાપ્તિ કરાવે છે. તેને જન્મમરણાદિ સર્વ વિકારોથી રહિતરૂપે જોવાથી મોક્ષરૂપ અમૃતની પ્રાપ્તિ થાય છે. તે સર્વ જગતને પોતાની આજ્ઞામાં ચલાવે છે. એમનાથી અધિક ઐશ્વર્યવાળું કોઇ નથી. તે અધિકારી જીવને પોતાના આત્મારૂપે કરી જાણવા યોગ્ય છે. તે હસ્તપાદાદિ સર્વ અવયવોથી રહિત, ક્રિયારહિત, શાંતસ્વરૂપ, સુખરૂપ, સર્વ જીવના આત્મારૂપ, સર્વ દોષથી રહિત, સર્વ કારણથી રહિત તથા મોક્ષરૂપ અમૃતને સેતુની માફક ધારણ કરવાવાળા છે. જેમ કાષ્ઠને બાળી અગ્નિ પોતાના સ્વરૂપમાં રહે છે, તેમ કાર્ય સહિત માયારૂપ ઉપાધિથી રહિત પરમાત્મા પોતાના અદ્વિતીયરૂપમાં રહે છે. જ્યારે શ્વેતાશ્વતરે આ રીતે પરમાત્માની સ્તુતિ કરી, ત્યારે તે કૃપાવડે મોક્ષનું કારણ આત્મજ્ઞાન તેમને આપવા લાગ્યા. આ જ્ઞાનના પ્રભાવથી તે મુનિ પરમાત્માને પોતાના આત્મારૂપે જાણવા લાગ્યા.

## આત્મજ્ઞાનથી મોક્ષ.

જે મનુષ્ય આત્મજ્ઞાન વિના મોક્ષની ઇચ્છા રાખે છે, તેનો પ્રયત્ન આકાશને એકઠું કરવા સમાન મિથ્યા છે. શ્રુતિમાં કહ્યું છે કે, यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥ મનુષ્ય જો ચર્મની માફક આકાશને એકઠું કરે તો પરમાત્માને જાણ્યા વિના જન્મ મરણાદિ દુઃખનો નાશ કરી શકે. આ સ્વયંજ્યોતિ આત્મા મુમુક્ષુને જાણવા યોગ્ય છે. પોતાની માયાશક્તિવડે તે સર્વ જગતનું ઉપાદાન કારણ થાય છે. તે મારા, તમારા તથા સર્વ સ્થાવર જંગમરૂપ જગતના આત્મારૂપ છે. તે સર્વ ભેદથી રહિત છે. જેમ શુદ્ધ આકાશમાં અનેક પ્રકારનો મેઘ કલ્પિત માત્ર છે, તેમ પરમાત્મામાં કાલ સ્વભાવાદિ કારણો કલ્પિત છે. જેમ ભ્રાંતિવાળા મનુષ્યને આકાશમાં ગંધર્વનગર જણાય છે, તેમ અવિવેકીને પરમાત્મામાં માયા સહિત જગત્ જણાય છે. જેમ સ્વપ્નાવસ્થામાં એક જ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ અનેકરૂપે હોય છે, તેમ એક જ પરમાત્મા અવિદ્યાવડે અનેકરૂપે થાય છે. જેમ સુષુપ્તિ અવસ્થામાં નેત્રાદિ ઇન્દ્રિયોનો તથા રૂપાદિ વિષયનો લય થવાથી જીવ કાંઇ દ્વૈત પ્રપંચને દેખતો નથી, તેમ મોક્ષાવસ્થામાં આત્મજ્ઞાનવડે અવિદ્યાનો નાશ થવાથી, વિદ્વાન્ કોઇ પણ દ્વૈત પ્રપંચને દેખતો નથી. જેમ જાગ્રત અવસ્થામાં સ્વપ્નમાં જોયલા પદાર્થનો નાશ થાય છે, તેમ આત્મજ્ઞાનથી અધિકારીના સર્વ પ્રપંચનો નાશ થાય છે. માટે અધિકારીએ આત્મજ્ઞાન અવશ્ય સંપાદન કરવું. આત્મજ્ઞાન અત્યંત દુર્લભ છે. કારણ કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે મનુષ્ય અનેક પ્રકારનાં તપ કરી દેવતાને પ્રસન્ન કરે છે, ત્યારે દેવ પણ મનુષ્યની માફક આત્મજ્ઞાનનો ઉપદેશ કરતા નથી. પણ તેને અનેક રીતના વરો આપે છે. જો મનુષ્ય તે વરદાનથી સંતોષ નથી પામતો તો તેને સત્ય પાશથી બંધાયલા દેવ આત્મજ્ઞાનનો ઉપદેશ કરે છે. જેમ પૂર્વે સત્યના પાશથી બંધાયલા યમરાજાએ નચિકેતાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. આ વાત તમે સર્વ સંન્યાસી તપના પ્રભાવથી જાણો છો.

સંન્યાસીઓ–જો બ્રહ્મવિદ્યા આવી દુર્લભ હોય તો સભામાં બેસી આપ જ કેમ અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો છો ?

શ્વેતાશ્વતર–બ્રહ્મવિદ્યા જો કે અત્યંત દુર્લભ છે, છતાં તેનો તમને ઉપદેશ કરવાનું કારણ એટલું જ કે, તમે સર્વ સંન્યાસીઓ મારે આશ્રમે બ્રહ્મવિદ્યા શ્રવણ કરવા ચાલીને આવ્યા છો તથા તમે તે બ્રહ્મવિદ્યાના અધિકારી છો. જો હું તમને બ્રહ્મવિદ્યા ઉપદેશ નહિ કરૂં તો મારા સરખો બીજો કોણ મનુષ્ય તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે? હું શ્વેતાશ્વતર દધ્યઙ્ અથર્વણ ઋષિઓની માફક સર્વ જીવના ઉપકાર માટે ઉત્પન્ન થયો છું. આથી મારે અતિથિ સંન્યાસીઓથી બ્રહ્મવિદ્યા ગુહ્ય રાખવી યોગ્ય નથી. આ રીતનો વિચાર કરી મેં તમને ગુહ્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. જે વિદ્વાન્, અધિકારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે, તેનાપર પરમેશ્વર પણ પ્રસન્ન થાય છે. આવિશે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે, य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति । भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः । भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ હે અર્જુન ! મેં જે તમને પરમ ગુહ્ય આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે, તે આત્મજ્ઞાનને જે વિદ્વાન્ મારા ભક્તને કહેશે, તે વિદ્વાન્ પરમેશ્વરમાં પરમ ભક્તિથી મારે વિશે પ્રાપ્ત થશે. આમાં કોઈ રીતનો સંશય નથી. આવા

વિદ્વાન્ વગર બીજો કોઇ મને પ્રસન્ન કરવા સમર્થ નથી. આત્મજ્ઞાનનો ઉપદેશ કરવાવાળા વિદ્વાન્ મને પ્રસન્ન કરે છે તથા પરમેશ્વરને પણ બીજો કોઇ પદાર્થ તેના વગર વધારે પ્રિય નથી.

ગુરૂ–હે શિષ્ય ! વેદ તથા વેદાંગના તાત્પર્યને જાણવાવાળા શ્વેતાશ્વતર મુનિ તપના પ્રભાવથી તથા ઇશ્વરના પ્રસાદવડે આત્મસાક્ષાત્કારને પામી, પોતાના આશ્રમમાં આવેલા સંન્યાસીઓને આ રીતે આત્મજ્ઞાનનો ઉપદેશ કરતા હતા. આ લોકમાં બ્રહ્મચારી, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ, આ ત્રણથી પરમહંસ સંન્યાસી અધિક છે. વેદમાં સંન્યાસીને અતિઆશ્રમી કહ્યા છે. આ રીતે અતિઆશ્રમીઓએ શ્વેતાશ્વતરથી બ્રહ્મજ્ઞાન મેળવ્યું. બ્રહ્મજ્ઞાન અત્યંત પવિત્ર, બ્રહ્મભાવની પ્રાપ્તિ કરાવનાર, અજ્ઞાનની નિવૃત્તિ કરાવનાર, મોક્ષ મેળવવાનું કારણ, મોક્ષની ઈચ્છાવાળા મુનિઓથી સેવાયલું, અત્યંત ગુહ્ય તથા *પુરાકલ્પરૂપે કરી કહેલું છે. શ્વેતાશ્વતર જે વિચાર મનમાં રાખી મૌન ધારણ કરતા હતા, તે વિચારને હે શિષ્ય ! તું સાંભળ. જે પુરૂષ શમદમાદિ સાધનથી રહિત હોય તથા જેનું ચિત્ત વિષયમાં આસકત હોય, તે વિષયાસકત કદાપિ દયાળુ બ્રહ્મવેત્તા આગળ બ્રહ્મવિદ્યા મેળવવા પ્રાર્થના કરે, તોપણ ગુરૂએ વિષયાસકત પુરૂષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કદી કરવો નહિ. જે પુરૂષ શમદમાદિ ગુણયુકત તથા બ્રહ્મવિદ્યાનો અધિકારી હોય, પણ તે પુત્ર તથા શિષ્ય ભાવથી રહિત હોય, તો બ્રહ્મવેત્તા ગુરૂએ પુત્ર તથા શિષ્ય ભાવથી રહિત પુરૂષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કદી કરવો નહિ. જો ગુરૂ કદી પ્રતિજ્ઞાવડે પરવશ હોય, તો ગુરૂએ ગુરૂભકિતથી રહિત અધિકારીને યથાર્થ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કદી કરવો નહિ. જે પુરૂષ વિવેક, વૈરાગ્ય આદિ છ સંપત્તિવાળો હોય, પ્રમાદથી રહિત હોય તથા ગુરૂને પરમેશ્વરની માફક જોતો હોય, એવા અધિકારીને જ ગુરૂએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. ગુરૂભકિત વિનાનો દૈવયોગે કદાપિ બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરે છે, તો પણ તેને બ્રહ્મવિદ્યાના શ્રવણનું ફળ થતું નથી. ઉલટો તેને અનર્થ પ્રાપ્ત થાય છે. વ્યાસે કહ્યું છે કે, गुरुं यो मानवैरन्यैः समं पश्यति मोहतः । न तस्यास्मिन्भवेल्लोके सुखं नैव परत्र वा ॥ જે પુરૂષ પ્રમાદે કરી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂને બીજાના સરખો દેખે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં સુખ થતું નથી. પણ તેને દુઃખ પ્રાપ્ત થાય છે. વળી कर्मणा मनसा वाचा गुरुं यो नावमन्यते । स याति नरकान् घोरान् महारौरवसंज्ञितान्–જે પુરૂષ શરીર, મન તથા વાણીવડે બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂની અવજ્ઞા કરે છે, તે મહાન્ રૌરવ નરકમાં પડે છે. પોતાના શરીરવડે ગુરૂને ખેદ કરવો, આ શરીરથી કરાયલી અવજ્ઞા છે, પોતાના મનમાં ગુરૂના દૂષણનું ચિંતન કરવું, આ મનકૃત અવજ્ઞા છે તથા શબ્દવડે ગુરૂની નિંદા કરવી, આ વાણીથી કરાયલી અવજ્ઞા છે. હે સંન્યાસીઓ ! તમને તમારા ઉપદેશથી જો કે આત્મસાક્ષાત્કાર થયો છે, છતાં પોતપોતાના ગુરૂનું પૂજન કરવા તમે સર્વ સન્યાસીઓએ અવશ્ય જવું જોઇએ. આ રીતના અભિપ્રાયને મનમાં રાખી, શ્વેતાશ્વતર મુનિ મૌન ધારણ કરી રહ્યા હતા. શ્વેતાશ્વતર મુનિનો અભિપ્રાય જાણી લઇ વિદ્વાન્ સંન્યાસીઓ તેમની સ્તુતિ કરી, પોતપોતાના ગુરૂ સમીપ ગયા. હે શિષ્ય ! પૂર્વે બ્રહ્માએ બ્રહ્મવેત્તા બ્રાહ્મણોને જગતના કારણના વિચારવડે તથા માયાશક્તિના દર્શનવડે

*જે વેદ ભાગમાં વૃદ્ધ પુરૂષોએ સૃષ્ટિ આદિ વ્યવહાર કહ્યોછે, તે વેદના ભાગને પુરાકલ્પ કહેવામાં આવે છે. જેમ આ પ્રસંગમાં બ્રહ્મવેત્તા વૃદ્ધ બ્રાહ્મણો જગતનું કારણ જાણવા એકઠા મળ્યા, તેનું નામ પુરાકલ્પ.

જે બ્રહ્મવિદ્યા કહી હતી, તે શ્વેતાશ્વતરે સંન્યાસીઓને કહી તથા હે શિષ્ય ! તે મેં તને કહી. હવે બીજું જે કંઈ સાંભળવાની ઇચ્છા હોય, તે મને કહે.

मुनीनां ब्रह्मविज्ञानं संपन्नानां महात्मनाम् ।
इतः परं किमन्यं त्वं श्रोतुमर्हसि सुव्रता ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे श्वेताश्वतरोपनिषत्सारार्थप्रकाशे श्वेताश्वतरसंन्याससंवादो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૯ મો.

# यजुर्वेदीय कठोपनिषत्.

## યમરાજ અને નચિકેતાનો સંવાદ.

एवं माया पृथक् दृष्टा यैरमीषां विचारणाम् ।
श्रुत्वा शिष्यो गुरुं भूयः पर्यपृच्छदिदं वचः ॥ १ ॥

આઠમા અધ્યાયમાં શુદ્ધ બ્રહ્મથી ભિન્ન કરી માયાના સ્વરૂપને દર્શાવનારા બ્રહ્મવેત્તા બ્રાહ્મણના વચનને સાંભળી પરમ આનંદ પામેલો શિષ્ય ગુરૂને પૂછવા લાગ્યો.

શિષ્ય પૂછે છે–હે ભગવન્ ! સંપૂર્ણ ઉહાપોહપૂર્વક બ્રહ્મવિદ્યા સંબંધીનાં ઉપનિષદાંતર્ગત જે સ્ફૂટ બોધવાળાં આખ્યાનો આપ કહો છો, તે સાંભળી હું પોતાને કૃતકૃત્ય માનું છું. આપનાં વચનામૃતના પાનથી–શ્રવણથી તૃપ્તિ નહિ થવાને લીધે, હું વારંવાર આપને પ્રશ્ન કરૂં છું, તે આપ મને કૃપાળુ હૃદયથી ક્ષમા જ કરશો. હે ભગવન્ ! વળી મને વારંવાર પૃચ્છા ઉત્પન્ન થયા કરે છે, માટે પૂછું છું કે, આઠમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, મોટા શ્રમથી પ્રસન્ન કરેલા દેવતાઓ પણ મનુષ્યોને બીજા મનવાંચ્છિત વર આપવા તત્પર થાય છે, પરંતુ એકદમ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવારૂપ વર આપવા તત્પર થતા નથી, એવી બ્રહ્મવિદ્યા મનુષ્યને માટે ખરેખર દુર્લભ જ છે. હે ભગવન્ ! આપે કહ્યું કે, યમરાજાએ નચિકેતાને મનવાંચ્છિત ઘણા ઘણા વરો આપવાનું કહ્યું, તેમ છતાં પણ તેણે બ્રહ્મવિદ્યારૂપી વર આપવા યમરાજાની પ્રાર્થના કર્યા કરી. એ નચિકેતા કોણ હતો ? કેવી રીતે યમરાજના પ્રસંગમાં ગયો હતો ? અને યમરાજે તેને કેવી રીતે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો ? તે સૌ સાંભળવાની મને ઇચ્છા થઇ છે. માટે કૃપા કરી તે આખ્યાન હવે મને શ્રવણ કરાવો. દેવતાસ્વરૂપ આપ મને બ્રહ્મવિદ્યોપદેશરૂપી અલભ્ય લાભ આપો, કે જેથી હું કૃતકૃત્ય થાઉં.

ગુરૂ–હે શિષ્ય ! તારા જેવા શ્રદ્ધાવાન્ શ્રોત્રિય અને જિજ્ઞાસુને ઉપનિષદનું તાત્પર્ય

યથાર્થ સમજાવતાં મને મોટો આનંદ ઉત્પન્ન થાય છે. માટે તને જે જે કંઇ શંકા પડે, તે તારે નિઃશંક મનવડે પૂછવી. હું તારી પૂછવાની ઇચ્છા જોઇ પ્રસન્ન થાઉં છું.

## ઉદ્દાલકને યજ્ઞની ઇચ્છા.

હે વત્સ ! પૂર્વે અરૂણુ નામના એક મહા તેજસ્વી ઋષિ હતા. એ ઋષિને ઉદ્દાલક નામે એક પુત્ર હતો. વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ અને દીનજનને અન્નદાન આપવામાં અતિ ઉદાર એવા એ ઉદ્દાલક ઋષિને વળી નચિકેતા નામે એક પુત્ર હતો. નચિકેતા પાંચ વર્ષની ઉમ્મરનો થયો, તેવામાં ઉદ્દાલક મુનિને વિશ્વજિત નામે યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. યજ્ઞનો સઘળો સંભાર તૈયાર થયા પછી યજ્ઞમાં વરાયલા બ્રાહ્મણોને દાન આપવા સંબંધીનો ઉદ્દાલક મુનિ વિચાર કરવા લાગ્યા. મુનિની પાસે ધનમાં ધન માત્ર તેમણે પાળેલી ગાયો જ હતી અને તે દક્ષિણામાં આપવાનો તેમણે વિચાર કર્યો. પુત્ર ઉપર અત્યંત પ્રેમ હોવાથી સારી સારી, જુવાન અને ઘણું દૂધ આપનારી ગાયો તેમણે નચિકેતાને માટે જૂદી રાખી અને વૃદ્ધ, દૂધ નહિ દેનારી તથા અન્ન જળ લેવાને પણ અશકત એવી ગાયો બ્રાહ્મણોને દાનમાં આપવા પોતાના નામની કરી જૂદી કાઢી. દાનને માટે કાઢેલી આ ગાયો ઘણી જ વૃદ્ધ, દુર્બળ અને ગર્ભ ધારણ કરવા અશકત હોવાથી, લેનારને પીડા સમાન થાય એમ હતું. પરંતુ પુત્ર ઉપરના પ્રેમના પક્ષપાતને લીધે ઉદાર એવા ઉદ્દાલક મુનિને તેનો કંઈજ વિચાર આવ્યો નહિ.

મુનિએ જ્યારે આવા પક્ષપાતી વિષમભાવથી ગાયોના ભાગ પાડયા, ત્યારે પાંચ વર્ષની વયનો નચિકેતા તેમના ખોળામાં બેઠેલો હતો. પિતાની આવી સમવિષમતા જોઇ બાળક નચિકેતાને વિચાર થયો કે, ઓહો ! મારા પિતાજી મારા ઉપરના અત્યંત સ્નેહને વશ થઇ, દાન આપવાના સંબંધમાં પણ કેવો અનુચિત વ્યવહાર કરવા તત્પર થયા છે ? આ લોકમાં જે મનુષ્ય બીજાને સુખ આપે છે, તેને આ લોકમાં અને પરલોકમાં સુખ થાય છે અને જે બીજાને દુઃખ દે છે તેને આ લોકમાં અને પરલોકમાં, એમ ઉભય સ્થળે દુઃખની જ પ્રાપ્તિ થાય છે. આ વૃદ્ધ અને અશક્ત ગાયો મારા પિતાજી જે બ્રાહ્મણોને આપશે, તેમને તે દુઃખના કારણરૂપે થઇ પડશે ને તેમને દુઃખ થવાથી મારા પિતાજીને પણ આ લોકમાં અને પરલોકમાં દુઃખની પ્રાપ્તિ થશે. મારે માટે ચિંતા કરવાનું પિતાજીને કંઇ પ્રયોજન નથી. તેમણે મારે માટે રાખેલી સુંદર ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી, પોતાના સુખની સાધના કરવી જોઇએ. સ્ત્રી,પુત્ર, સુવર્ણ અને ગાયો,ધનીનું ધન ગણાય છે. માટે પારલૌકિક સુખસાધન માટે તેનો તેણે ઉપયોગ કરવો જોઇએ. હું મારા પિતાનો પુત્ર હોવાથી તેમના ધનરૂપે છું, એટલું જ નહિ, પરંતુ પુત્ર તરીકે મારે મારા દેહના સમર્પણે પણ તેમનું શ્રેય વધારવું જોઇએ, આ મારો ધર્મ છે. પુત્રના દેખતાં પિતા નરકને પ્રાપ્ત થાય અને પુત્ર તેનો ઉપાય કરે નહિ, તો તે પુત્રને ધિક્કાર છે. મારા પિતાજી વૃદ્ધ ગાયોનું બ્રાહ્મણોને દાન દઇ ઉલટા દુઃખની પ્રાપ્તિતરફ પ્રવૃત્તિ કરે છે. માટે મારે તેમને એ અનુચિત કર્મથી નિવૃત્ત કરવા જોઇએ. હું જે તેમનું ધન છું, તેને તેઓ કોને દાન આપવા તત્પર છે, કે જેથી તેમનો શ્રેય થાય, એમ મારે તેમને જણાવવું જોઇએ. 'મારૂં કયા બ્રાહ્મણને દાન આપો છો' એવો હું પ્રશ્ન કરીશ, એટલે તેઓ મારે માટે રાખેલી આ સુંદર અને જુવાન ગાયો બ્રાહ્મણોને આપશે. મારા પ્રશ્નથી

તેઓ તેમ નહિ કરે તો પછી હું તેમને મારો અભિપ્રાય જણાવી, તેમની પાસે સારી ગાયોનું જ બ્રાહ્મણોને દાન અપાવીશ.

## હું તને મૃત્યુને આપીશ.

ગુરૂ–હે શિષ્ય ! આ પ્રમાણે વિચાર કરી બાળક એવા નચિકેતાએ ઉદ્દાલક મુનિને કહ્યું કે–"હે પિતાજી ! જેમ આ ગાયો આપનું ધન છે, તેમ હું પુત્ર પણ, તમારૂં ધન છું, તો આપ મને કયા બ્રાહ્મણને આપશો ?" ઉદ્દાલક મુનિએ નચિકેતાના વચનને બે વાર કાન તળેથી કાઢી નાંખ્યું, તેમ છતાં તેણે ત્રીજીવાર એનો એ જ પ્રશ્ન કર્યો, એટલે મુનિ તેની ઉપર ક્રોધાયમાન થઇ ગયા. 'આ બાળક છોકરો પણ પોતાના પાંડિત્યનો ગર્વ રાખે છે અને મને સામો બોધ કરવા જાય છે, એવા વિચારથી અત્યંત ક્રોધાયમાન થયેલા ઉદ્દાલક મુનિ, નચિકેતાને તરછોડી નાંખી બોલ્યા કે–'હે નચિકેતા ! તું મારા સ્નેહનો નિરાદર કરી સામો મને તારૂં પાંડિત્ય દેખાડવા જાય છે, તો હે ઉદ્ધત ! સર્વ જગતનો નાશ કરનાર જે મૃત્યુ છે, તેને હું તારૂં દાન આપીશ.' ઉદ્દાલક મુનિએ ક્રોધાવેશમાં ઉપર પ્રમાણે કહ્યું, તેથી યત્કિંચિત્ પણ શોક નહિ કરતાં, તે બાળક નચિકેતા તેના મનમાં વિચારકરવા લાગ્યો કે,ઓહો ! તામસી માણસ જેમ પોતાને દુઃખ ઉત્પન્ન કરનારાં વચનો બોલે, તેમ મારા પિતા પણ પોતાને જ દુઃખ કરનારાં વચનો બોલે છે. મને તો એથી કંઇ હાનિ નથી. કારણ કે કાળાંતરે પણ આ દેહ યમરાજને જ શરણે જવાનો છે. મૃત્યુ તો મનુષ્યને અવશ્ય આવવાનું છે, પછી તે વહેલું આવે કે મોડું, તેનો શો નિશ્ચય ! સર્વ શાસ્ત્રોને જાણનાર તથા બુદ્ધિમાન્ મારા પિતાજી પોતાને જ દુઃખકારક આ વચન કેમ બોલ્યા ? આ મારાથી સમજાતું નથી. મને મૃત્યુને આપતાં પિતાજીને અત્યંત દુઃખ થશે, જ્યારે મને તો પુણ્યની જ પ્રાપ્તિ થશે. જે જે શરીર ઉત્પન્ન થાય છે, તે અવશ્ય કોઇ કાળે પણ નાશ પામે છે. એટલે અવશ્ય એવા ભાવી અર્થમાં હું પિતાજીની આજ્ઞાના પરિપાલન-માં મૃત્યુને પ્રાપ્ત થઇશ, તો એના જેવું ઉત્તમ અને ધર્મ્ય મારે વાસ્તે બીજું કંઇ જ નથી. પિતાજીના વચનનું પરિપાલન થાય, એ જ મારૂં કલ્યાણ અને એમની કીર્તિ છે. પિતાજીને મારે વાસ્તે અત્યંત ક્લેશ થશે, એનો જ મને શોક થાય છે. બાકી મારે પોતાને માટે તો મને કંઇ પણ શોક થતો નથી. પિતાજીને દુઃખ થાય, તે કારણથી કિંવા અશ્રદ્ધાથી જો હું યમને ત્યાં નહિ જાઉં તો હું અધમભાવને જ પામીશ. કારણ કે કહ્યું છે કે, उत्तमः चिंतितं कुर्यात् प्रोक्तकारी तु मध्यमः । अधमोऽश्रद्धया कुर्यात् प्रत्याख्याताथ तद्वचः ॥ પિતા અને ગુરૂના મનોભાવને તેમના કહ્યા વગર જ પૂર્ણ કરવો એ ઉત્તમ, કહ્યા પછી કરવો તે મધ્યમ અને કહ્યા પછી અશ્રદ્ધાથી બજાવવો, એ અધમ ગણાય છે. મારા યમ-લોકમાં જવાથી ધર્મરાજાનું કંઇ પણ પ્રયોજન સિદ્ધ થવાનું નથી, તેમ પિતાનું પણ કોઈ પ્રયોજન સિદ્ધ થનાર નથી. તેમને તો મારા જવાથી ઉલટો શોક થશે. પિતાજી ક્રોધા-વેશમાં બોલતાં શું બોલ્યા. પરંતુ હમણાં તેમનું મુખ ઉતરી ગયું છે અને નેત્રમાંથી અશ્રુ-ધારાઓ નિકળે છે. પિતાજી સ્નેહને વશ થઇ મને નહિ જવા દે, તો તેમનું વચન મિથ્યા થશે. હવે મારે તેમને એવી રીતે સમજાવવા, કે જેથી તેઓ મને જવા દઇ પોતાના વચનની સત્યતા સિદ્ધ કરે. જો તેઓ મને મૃત્યુને નહિ આપે તો તેમનું વચન મિથ્યા થવાથી તેમને નરકની પ્રાપ્તિ થશે. માટે મારે તેમને સમજાવી યમરાજને ત્યાં

જવું, જેથી તેમના વચનનું અને મારા પુત્રરૂપી ધર્મનું, એમ બેઉનું પરિપાલન થાય.

ગુરૂ–હે શિષ્ય ! આ પ્રમાણે વિચાર કરી, શોકથી ગદ્ગદ થઇ ગયેલા ઉદ્દાલક ઋષિને તેમના પુત્ર એવા નચિકેતાએ કહ્યું કે–હે પિતાજી ! જન્મ લીધા પછી કદી પણ તમે મિથ્યા વચન બોલ્યા નથી, એ તમારા સત્યનો વિચાર કરી, તમારે હવે યત્કિંચિત્ પણ શોક નહિ કરતાં મને સુખેથી મૃત્યુને સોંપવો. તમારા વંશજો કદી પણ મિથ્યા વચન બોલ્યા નથી, માટે તમે પણ તમારા વચનને મિથ્યા કરવા ઉદ્ધત મા થાઓ. દધ્યઙ્ અને અથર્વણાદિક ઋષિઓ તથા બીજા ક્ષત્રિય વૈશ્યાદિ, જેઓ પોતાના સત્યવાદીપણા માટે પ્રસિદ્ધ છે, તેમનું તમે દૃષ્ટાંત લ્યો અને મારા ઉપરના મિથ્યા સ્નેહને લઈ આપનાં વચનને અસત્ય કરો નહિ. હે પિતાજી ! પૂર્વે કર્ણ રાજાએ બ્રાહ્મણનું રૂપ લઈ યાચના કરવા આવેલા ઇન્દ્રને પોતાની ત્વચા આપી હતી, શિબિ રાજાએ કપોતની રક્ષા માટે પોતાનું માંસ અને છેલ્લે આખો દેહ સમર્પણ કર્યો હતો, જીમૂતવાહને શરણાગતને માટે પોતાનો દેહ આપ્યો હતો, દધીચિ મુનિએ દેવતાઓના કલ્યાણ માટે તેમણે માગેલાં પોતાનાં હાડકાં આપ્યાં હતાં અને દધ્યઙ્ અથર્વણાદિક ઋષિઓએ પોતાના શિરચ્છેદની પણ દરકાર રાખ્યા વગર, અશ્વિનીકુમારોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. દેવરાજ ઇન્દ્રે પોતાના વચનના પરિપાલનમાટે શત્રુ હોવા છતાં પણ કાશીરાજ પ્રતર્દન રાજાને હિતતમ એવી બ્રહ્મવિદ્યા આપી હતી. પોતાના વચનના સત્યાર્થે માટે યાજ્ઞવલ્કય મુનિએ જનક રાજાને કામવર આપ્યા હતા અને પોતાના વચનના પરિપાલન માટે જ દશરથ રાજાએ પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય પુત્ર, રામચંદ્રને મહા ભયાનક વનમાં મોકલ્યા હતા. હે પિતાજી ! આ પ્રમાણે પૂર્વે ઘણા ઘણા સત્યવાદીઓએ પોતાનાં વચનને સત્ય કરવા માટે મોટા મોટા કલેશો સહન કરેલા છે, તો આપ પણ આપનાં વચનનાં પરિપાલન માટે મને મૃત્યુને આપો. સૂર્ય જેમ આમ્રાદિકનાં ફળને પરિપક્વ કરે છે, તેમ કાળ પણ મનુષ્યોનાં શરીરને સૂકવી નાંખી મૃત્યુની સન્મુખ ધરે છે. આ જગતના જીવો પોતપોતાનાં કર્માનુસાર જન્મમરણના ફેરામાં ફર્યા કરે છે. ક્ષણભંગુર અને અનિત્ય એવા આ શરીરને પ્રાપ્ત કરી મનુષ્યે પાપકર્મ સંપાદન નહિ કરવાં, પણ પુણ્યરૂપ સત્યનો જ સંગ્રહ કરવો. હે પિતાજી ! સ્નેહને વશ થઇ તમે કદાપિ મને મૃત્યુને નહિ સોંપો, તોપણ કાળે કરી મને મૃત્યુ તો આવ્યા વગર રહેશે નહિ જ. માટે તમે મારા ઉપરનો સ્નેહ ઉતારી નાંખી મને યમરાજને સોંપી, આપનાં વચનને સત્ય કરો. આપનું વચન સત્ય થવાથી તમારૂં અને મારૂં બેઉનું કલ્યાણ થશે. સ્નેહને આધીન થઈ તમે જો તમારા વચનને મિથ્યા કરશો તો તમને પાપ લાગશે, તેમ હું પણ અધમ ભાવને પામીશ. માટે હે પિતાજી ! તમે આ સંસારનો મિથ્યા સ્નેહ છોડી દઈ, મને સુખેથી મૃત્યુને સોંપો અને આપનું વચન સત્ય કરો.

ગુરૂ–હે શિષ્ય ! આ પ્રમાણે નચિકેતાએ ઉત્તેજન આપવાથી ઉદ્દાલક મુનિએ પુત્રસ્નેહનું દુઃખ લાગવા છતાં પણ પોતાના વચનને સત્ય કરવા માટે તેને યમને ત્યાં મોકલાવ્યો. પિતૃભક્તિના પ્રભાવથી, પોતાના તપપ્રભાવથી અથવા તો ચિત્તની શુદ્ધિના પ્રભાવથી નચિકેતા તેના સ્થૂલ દેહે જ યમપુરીમાં ગયો. સર્વજ્ઞ યમરાજા તેનું

આગમન જાણતા હોવા છતાં, તેની કસોટી કરવા માટે યમકિંકરોને તેને સમજાવી પાછો વાળવાનું કહી, પોતે બહાર ચાલ્યા ગયા. નચિકેતા યમપુરીમાં જઇ ધર્મરાજના દ્વાર આગળ ઉભો રહ્યો. યમકિંકરોએ તેને કહ્યું કે, યમરાજ હાલ ઘરમાં નથી. વળી આયુષ્ય પૂરૂં કર્યા વગર આવનારાઓને યમરાજા સ્વીકારતા નથી. માટે તમારે ભૂમિલોકમાં પાછા જવું.* આ યમપુરી બહુ જ ભયંકર છે અને તમારા જેવા બાળક બ્રાહ્મણને અહીં ઉભા રહેવાનું કાંઇ પ્રયોજન નથી. તમે તમારા પિતાની પાસે જઇ તમારા વિયોગથી તેમને ઉત્પન્ન થયેલા કલેશનો નાશ કરો. હે શિષ્ય ! યમકિંકરોએ આ રીતે ઘણાં ઘણાં વચનો કહી, નચિકેતાને પાછો જવા સમજાવ્યો; પરંતુ તે ડગ્યો નહિ. ધૈર્યથી ત્રણ દિવસ ઉપવાસ કરી તે યમરાજાના દ્વારમાં તેમની વાટ જોતાં બેસી રહ્યો. જ્યારે નચિકેતા કોઈ પણ રીતે પાછો વળ્યો નહિ, ત્યારે યમરાજા ત્રણ દિવસ પછી પોતાને ઘેર આવ્યા અને કસોટીમાં પાર ઉતરેલા, ધૈર્યવાન્ તથા સત્યવાદી નચિકેતાને ઉપવાસી જોઇ, કૃપાળુ હૃદયે તેનો સત્કાર કરવા તેઓ તત્પર થયા. કિંકરોએ યમને કહ્યું કે, હે યમરાજ ! અમે આ બ્રહ્મબાળને ઘણું સમજાવ્યો; પરંતુ તે પાછો ગયો નહિ અને અડગ ધૈર્યથી આપને મળવા માટે ત્રણ દિવસ થયાં ઉપવાસ રાખીને બેસી રહ્યો છે. માટે તમે એના જેવા અગ્નિરૂપ બ્રહ્મબાળનો હવે અતિથિસત્કાર કરો. ગૃહસ્થાશ્રમીને આંગણે આવેલા અતિથિનો સંપૂર્ણ સત્કાર કરવો, એ પરંપરાથી ચાલ્યો આવતો ગૃહીનો પરમ ધર્મ છે. માટે તેને અનુસરી આપ નચિકેતાનો સત્કાર કરો.

## અતિથિસત્કાર ધર્મ.

જે ગૃહસ્થાશ્રમીને ત્યાં અતિથિસત્કાર થતો નથી, ત્યાં મોટો અનર્થ થાય છે. અતિથિરૂપી અગ્નિ, સત્કાર નહિ કરનાર એવા ગૃહીની અનિશ્ચિત સુખની પ્રાપ્તિરૂપ ઇચ્છાવાળી આશાનો, નિશ્ચિત સુખની આશાવાળી પ્રતીક્ષાનો, સુખની પ્રાપ્તિ કરાવનારાં પ્રાણીઓના સમાગમરૂપ સંગતનો, વેદના અર્થનો પ્રકાશ કરનારી તથા સુખની પ્રાપ્તિ કરાવનારી એવી સુનૃતાવાણીનો, અગ્નિષ્ટોમાદિકયજ્ઞનો, જીવોના ઉપકાર માટે કરવાનાં કૂપ, તળાવ અને ગૃહ આદિક પૂર્ત (બક્ષિસ)નો, પરિણીત સ્ત્રીથી ઉત્પન્ન કરેલ સર્વ લક્ષણયુક્ત પુત્રનો અને ગૌ આદિક પશુઓનો નાશ કરે છે. જે ગૃહસ્થાશ્રમીના દ્વારમાં આવેલો અતિથિરૂપ બ્રાહ્મણ નિરાશ થઇ પાછો જાય છે, તેનું સર્વસ્વ નાશ પામે છે. ગૃહીએ પોતાને આંગણે આવેલા અતિથિનો અવશ્ય સ્વીકાર કરવો, એ તેનો ધર્મ છે. માટે હે યમરાજ! તમારા દ્વારમાં આવેલા આ નચિકેતા બ્રાહ્મણનો તમારે અતિથિસત્કાર કરવો જોઇએ. હે શિષ્ય ! કૃપાથી પૂર્ણહૃદયવાળા યમરાજાએ પછી નચિકેતા પાસે જઈ તેને કહ્યું; હે બ્રહ્મબાળ! હું તારા ધૈર્યથી પ્રસન્ન થયો છું અને તું મારા દ્વાર ઉપર આવી ત્રણ દિવસ સૂધી આહાર વિના રહ્યો, માટે હું તને તું માગે, તે ત્રણ વર આપવા તત્પર છું. માટે હે અતિથિ નચિકેતા ! તારી પ્રસન્નતા પ્રમાણે તું મારી પાસેથી ત્રણ વર માગી લે.

## નચિકેતાએ માગેલા ત્રણ વરો.

ગુરૂ–હે શિષ્ય ! યમરાજાને પ્રસન્ન થયેલા અને વર આપવાને ઉત્સુક જોઇ, નચિકેતાએ નીચે પ્રમાણે તેમની પાસેથી ત્રણ વર માગી લીધા. યમરાજને નમસ્કાર કરી તે બોલ્યો–

હે યમરાજ! આપના પ્રસાદથી હું જેમ અત્રે સર્વ દુઃખથી રહિત અને પ્રસન્ન છું, તેમ મારા પિતાજી ઉદ્દાલક પણ સંતાપથી રહિત, ક્રોધથી રહિત અને હું અહીંથી તેમની પાસે પાછો જાઉં ત્યારે મારા ઉપર આગળના જેવા જ પ્રીતિવાળા રહે, એવો પ્રથમ વર મને આપો.

યમરાજ–હે નચિકેતા ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને તને પ્રથમ વર એ આપું છું કે, તારા પિતા ઉદ્દાલક ક્રોધ ને સંતાપથી રહિત થઈ શાંત અને પ્રસન્ન રહેશે અને જ્યારે તું મારી પ્રેરણાથી પાછો જઈશ ત્યારે તને પૂર્વની માફક સ્નેહથી બોલાવશે અને તારા પર પ્રીતિ કરશે. હવે તું બીજો વર માગી લે.

નચિકેતા–હે યમરાજ! ભુર્લોક સર્વદા અનેક જાતનાં દુઃખોને ભોગવે છે અને તેઓ જો ચયન નામના અગ્નિનું સ્વરૂપ જાણી તેનું યજન કરે છે, તો તેઓ સ્વર્ગાદિક લોકને પામે છે, એમ વેદવેત્તાઓને મુખે મેં સાંભળ્યું છે. તમે દેવલોક છો, માટે એ અગ્નિના સ્વરૂપને જાણો છો, તેથી મને તેનું સ્વરૂપ બતાવી ઉપદેશ કરો. હે ભગવન્! ચયન અગ્નિના યજનથી મનુષ્યો સ્વર્ગાદિકને મેળવી, પછી અધિકાર પામીને, બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિદ્વારા પરમ મોક્ષને મેળવી શકે છે, માટે મને ચયન અગ્નિ સંબંધી ઉપદેશ આપો.

યમરાજ–હે નચિકેતા ! ચયન નામનો સ્વર્ગાદિકની પ્રાપ્તિ કરાવનારો અગ્નિ વિરાટ્ સ્વરૂપ છે. જેમ લૌકિક અગ્નિ કાષ્ઠમાં રહેલો છે, તેમ એ અગ્નિ વિરાટ્ સ્વરૂપવડે ત્રણે લોકમાં વ્યાપીને રહેલો છે. ચયન નામનો એ અગ્નિ અતિ ગુહ્ય છે, એટલે વાસ્તવિક રીતે તે સાક્ષી આત્મસ્વરૂપ છે અને બુદ્ધિમાન પુરૂષોની બુદ્ધિરૂપ ગુહામાં તે સર્વદા રહેલો છે, એમ તું જાણ.

ચયનના સ્વરૂપની સિદ્ધિ કરાવનારી ઇષ્ટકા, તત્સંબંધીના બીજા પદાર્થ અને મંત્ર વગેરે સાધનો, યમરાજે નચિકેતાને યથાર્થ રીતે બતાવ્યાં. નચિકેતાએ વળી યમરાજાના પૂછવાથી યથાર્થ તે તેમને કહી સંભળાવ્યાં, તેથી તેઓ બહુ જ પ્રસન્ન થયા. હે શિષ્ય ! નચિકેતાની ગ્રહણશક્તિ અને શ્રદ્ધા જોઇ પ્રસન્ન થયેલા યમરાજે ચયન નામનો અગ્નિ હવે પછી નચિકેતને નામે ઓળખાશે, એવો વર આપી, નચિકેતાને ઉત્તમ પ્રકારના મણિઓની એક માળા અર્પણ કરી. મેઘ જેમ વિદ્યુતથી શોભે, તેમ યમરાજે આપેલી માળા ધારણ કરવાથી શોભતો નચિકેતા, તે વર મેળવી પ્રસન્ન મનથી યમરાજને વારંવાર પ્રણામ કરવા લાગ્યો. ચયન અગ્નિનું સ્વરૂપ બતાવ્યા પછી તેના યજનનું ફળ વર્ણવતાં યમરાજાએ તેને કહ્યું કે, હે નચિકેતા ! મારા વરદાનથી હવે તારે નામે પ્રસિદ્ધ થયેલો ચયન અગ્નિ નાચિકેત કહેવાશે અને જેઓ તે અગ્નિને માતપિતા, ગુરૂ અને બ્રાહ્મણોની સાથે ચયન નામના યજ્ઞથી ત્રણ વાર પૂજન કરશે અને અગ્નિષ્ટોમાદિક યજ્ઞો તેનાવડે કરશે, તેમને બ્રહ્મલોકની પ્રાપ્તિ થશે. એ અગ્નિના સેવનથી અધિકારી મનુષ્ય મોટાં ફળને મેળવી શકશે. જ્યાં સૂધી કર્મ ચાલતાં હોય ત્યાં સૂધી સ્વર્ગમાં રહી નિષ્કામ કર્મો કરતાં ચયન અગ્નિના સેવનારાઓ જન્મ અને મૃત્યુની આવૃત્તિઓથી રહિત થઇ, પરિણામે મોક્ષને મેળવવાને શક્તિમાન્ થાય છે. હે શિષ્ય ! આ પ્રમાણે યમરાજાએ નચિકેતાને બીજા વરમાં ચયન નામના અગ્નિનો ઉપદેશ, તેનું ફળ અને દિવ્યમાળા અર્પણ કર્યાં તથા ત્રીજો વર માગવા કહ્યું.

નચિકેતા–હે યમરાજ! વેદવેત્તાઓને મુખે મેં સાંભળ્યું છે કે, આ લોકમાં જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારનાં શરીરોવાળા જીવો પોતપોતાનાં પારબ્ધ કર્મને સમાપ્ત કર્યા પછી અવશ્ય મૃત્યુ પામે છે. જેનો જન્મ છે, તે સૌ આજ કિંવા સો વર્ષે પણ અવશ્ય મૃત્યુ પામે છે. વળી જીવલોક તો શું, પરંતુ બ્રહ્માદિક દેવતાઓ પણ કાળે કરીને મૃત્યુને વશ થાય છે, અર્થાત્ આત્માથી ભિન્ન જેટલું ચરાચર અનાત્મ જગત્ છે, તે સર્વ મૃત્યુને વશ છે. શ્રુતિમાં કહ્યું છે કે अतोऽन्यदार्तम्। અર્થ:– અધિષ્ઠાન આત્માથી ભિન્ન સર્વ અનાત્મ જગત્ મૃત્યુવાળું છે. વળી ગીતાજીમાં પણ કહ્યું છે કે जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च જે પ્રાણી જન્મે છે તે અવશ્ય મરણ પામે છે, અને મરે છે તે અવશ્ય પાછાં જન્મે છે. કેટલાક કહે છે કે, આત્મા આ સ્થૂલ સંઘાતથી ભિન્ન નથી અને જેઓ તેને સંઘાતથી ભિન્ન કહેતા હોય, તેમને અમે પૂછીએ છીએ કે, તમે જેને આત્મા માનો છો તે સ્પર્શ ગુણવાળો છે કે તેનાથી રહિત છે? જો સ્પર્શ ગુણવાળો માનતા હો તો તે ઘટાદિકની માફક ઇંદ્રિયને ગ્રહણ કરવા યોગ્ય હોવો જોઇએ? જો ગ્રહણને યોગ્ય માનશો તો તે પ્રાણવાયુરૂપ ગણાઇ અનિત્ય ઠરશે. પ્રાણાત્મવાદીઓ વાયુરૂપ પ્રાણને આત્મા માને છે, માટે તેમને પૂછવું જોઇએ કે, દેહસંઘાતમાં જેમ વાયુરૂપ પ્રાણ વિદ્યમાન છે, તેમ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભૂત પણ વિદ્યમાન છે, ત્યારે એકલા વાયુને શામાટે આત્મા માનો છો? એ ચારેને આત્મા માનો. પ્રાણાત્મવાદીઓ કહે છે કે, જેનાવડે જીવિત જણાય, તે આત્મા અને પ્રાણ વાયુવડે તે જણાય છે. માટે અમે તેજ, જળ અને પૃથ્વીરૂપ સંઘાતમાં હોવા છતાં તેમને નહિ, પરંતુ પ્રાણને આત્મા માનીએ છીએ. ચાર્વાકમતવાળાઓ કહે છે કે, વાયુવડે જેમ આત્મરૂપતા સિદ્ધ થાય છે, તેમ તેજ, જળ અને પૃથ્વીવડે પણ સિદ્ધ થાય છે. જુઓ, શરીરની ગરમીથી તેજ સિદ્ધ થાય છે, રક્ત જળની અને ધાતુઓથી પૃથ્વીની પણ શરીરમાં સિદ્ધતા થાય છે. માટે ચારેને આત્મા માનવાં જોઇએ. પ્રાણવાદીઓ કહેછે કે, આ શરીર તેમજ સંઘાતમાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેનું કારણ પ્રાણરૂપ વાયુછે, પણ તેજાદિક તેનું કારણ નથી. માટે અમે પ્રાણવાયુને આત્મા માનીએ છીએ. વળી ચાર્વાક કહે છે કે, એકલા વાયુને જ્ઞાન ઉત્પન્ન થતું નથી, પણ તેજાદિક સર્વ સંઘાતને જ્ઞાન થાય છે. કારણ કે, જો પ્રાણવાયુને એકલાને જ્ઞાન થતું હોય તો બેભાન અવસ્થામાં પડેલા માણસને શ્વાસોચ્છ્વાસ ચાલુ હોવાથી જ્ઞાન થાત, પણ તેમ થતું નથી. માટે જ્ઞાન પણ સંઘાતવાળા જીવતા પ્રાણીને જ થાય છે. પ્રાણ વાયુરૂપ છે, તો તે આકાશમાં જતાં બાહ્ય વાયુની માફક બીજા વાયુમાં કેમ ભળી જતો નથી? વળી આધારવગર તે જાય પણ કેવી રીતે? શરીરસંઘાતમાં રહેલો વાયુ એ જ અમે પ્રાણ માનીએ તો તે છિદ્રવાળા શરીરમાં રહેવો જોઇએ નહિ. કારણ કે છિદ્રમાંથી બહાર નિકળી જવું, એ વાયુનો ધર્મ છે. જે પુણ્ય પાપરૂપ કર્મોએ આ શરીર પ્રાપ્ત કરાવ્યું હોય, તે પ્રાણને પણ તેમાં સ્થિતિ કરાવે છે અને જ્યારે તેમના ભોગનો અંત આવે છે, ત્યારે શરીર અને પ્રાણ છૂટાં પડી જાય છે. ત્યારે તો પ્રાણને શરીરેન્દ્રિય સંઘાત સાથે રાખનાર પુણ્ય પાપની નિત્યાનિત્યતા પણ નક્કી કરવી જોઇએ. જો તેમને નિત્ય માનો તો પ્રાણની દેહમાં નિત્ય સ્થિતિ હોવી જોઇએ અને અનિત્ય માનો તો પ્રાણરૂપ

આત્મા પણ અનિત્ય જ માનવો પડે. આ પ્રમાણે ચાર્વાક અને પ્રાણવાદીઓનો આત્મા સંબંધી વિવાદ છે, તેમ બીજા મતવાળાઓ પણ આ સ્થૂલ શરીરના ઇંદ્રિયોના અને અંતઃકરણાદિકના સંઘાતને આત્મા માને છે. હે ભગવન્! આપ કૃપા કરીને મને આત્મજ્ઞાનનો નિશ્ચય પક્ષ બતાવો.

યમરાજ—હે નચિકેતા ! આત્માનું સ્વરૂપ જાણવા સંબંધીનો પ્રશ્ન તું મને ના પૂછ. કારણ કે, શમદમાદિક સાધનોથી યુક્ત દેવતાઓ પણ આત્માના સ્વરૂપના સંબંધમાં સંશયયુક્ત બની જાય છે અને યથાર્થ સત્ય સ્વરૂપનો નિશ્ચય કરી શકતા નથી. તો પછી બાળક એવો તું આત્મસ્વરૂપની સત્યાસત્યતાનો કેવી રીતે નિશ્ચય કરી શકશે? આત્મસ્વરૂપ દુર્વિજ્ઞેય છે, માટે ત્રીજા વરમાટે તું આત્મસ્વરૂપ નહિ પણ, બીજી કંઈ પ્રાર્થના કર, કે જેથી ત્રણ વર આપવાને બંધાયલો હું તે તને આપીને મારા સત્ય વચનના પરિપાલનરૂપ કર્તવ્યમાંથી મુક્ત થાઉં.

યમરાજનાં આવાં વચન સાંભળીને નચિકેતા તેમને કહેવા લાગ્યો—હે ભગવન્! હે યમરાજ ! જે આત્માના વાસ્તવિક સ્વરૂપમાં દેવતાઓને પણ સંશય થાય છે તથા જેને તમે અને વિદ્વાનો દુર્વિજ્ઞેય કહો છો, તે આત્માનો ઉપદેશ કરવાને આપ જ સમર્થ છો. તમારા જેવો દુર્લભ ગુરૂ મને દુર્વિજ્ઞેય આત્માનો ઉપદેશ નહિ કરે, તો પછી આ ત્રણે લોકમાં બીજો કયો એવો વિદ્વાન્ પુરૂષ છે કે, જે મને આત્મોપદેશ કરશે. જો આપની મારા ઉપર પ્રીતિ અને વર આપવાને આપે આપેલાં વચન સત્ય કરવામાં આપની પ્રીતિ હોય તો, હે યમરાજ ! આપ મને તે યથાવત સમજાવો. આત્મજ્ઞાનના ઉપદેશરૂપી વર સિવાય બીજો કયો ઉત્તમ વર છે, કે જે હું આપની પાસેથી માગું ?

નચિકેતાએ જ્યારે આત્મોપદેશ વગર બીજો કંઇ પણ વર માગવાની ના પાડી ત્યારે યમરાજા તેની વૈરાગ્યવૃત્તિની પરીક્ષા જોવાને તેને કહેવા લાગ્યા કે—હે નચિકેતા ! સો વર્ષના આયુષ્યવાળા, રૂપ, યૌવન, વિદ્યા અને બીજા સદ્ગુણોથી યુકત, અનેક શ્રેષ્ઠ પુત્રોની પ્રાપ્તિરૂપ ત્રીજો વર મારી પાસેથી માગ, અથવા તેવા જ પૌત્રોની ઇચ્છા હોય તો તે માગ. વળી બહુ મૂલ્યવાળાં પશુઓ, પર્વતના જેવા પ્રૌઢ શરીરવાળા હાથીઓ, અથવા સુમેરૂ પર્વત ઉપરનું અતુલ સુવર્ણ મારી પાસેથી ત્રીજા વર તરીકે માંગ. સૂર્ય ભગવાનના રથને જોડાય છે એવા ઉત્તમ પ્રકારના અશ્વો માગ, નિષ્કંટક ભૂમિમંડળનું રાજ્ય માગ, જેટલાં વર્ષ જીવવાની અભિલાષા હોય તેટલાં વર્ષનું ચિરંજીવીપણું માગ, ત્રણ લોકમાં જે સર્વોત્તમ ધન અને વૈભવો છે તેની યાચના કર, ચિરસ્થાયી આજીવિકાની યાચના કર, ચક્રવર્તીપણું માગ, દિવ્ય પદાર્થો જોઇતા હોય તો તે માગ, સત્યકામપણાની માગણી કર, સ્વર્ગ લોકના ભૂષણરૂપ દિવ્ય અપ્સરાઓ છે, તેમની પ્રાપ્તિ કરવારૂપ વર માગ. કારણ કે, યજ્ઞાદિક મોટાં પુણ્ય કરનારને જ તેઓ પ્રાપ્ત થાય એવી દુર્લભ, સુલલિત, મનોહર, સૌંદર્યથી, નેત્રથી અને હાવભાવથી પુરૂષને તેઓ અત્યંત આનંદ પમાડનારી છે. વળી એ દિવ્ય સુંદરીઓની સાથે તેમના જેવી દાસીઓ અને તેમના અનેક પ્રકારના સુખની કામના પૂર્ણ કરનારા ઉત્તમ ઉત્તમ ભોગોરૂપી ત્રીજો વર માગ. હે નચિકેતા ! તું હજી તરૂણ છે, માટે આવા સુલલિત વૈભવો, દુર્લભ એવા નાના પ્રકારના ભોગો અને દિવ્ય

અપ્સરાગણોનો વર માગી, નાના પ્રકારનાં સુખ લે. આવા લલિતવર મૂકી તું મારી પાસેથી આત્માની સત્યાસત્યતારૂપ ક્લેશકારક મરણવિષયક વર માગવાને શામાટે તત્પર થયો છે? કાગડાના દાંતની ગણતરી જેમ નિરર્થક છે, તેમ મરણ પછી જીવાત્મા સ્વર્ગાદિક લોકને પ્રાપ્ત થઇ ભસ્મીભૂત થઇ જાય છે, માટે ભોગ ભોગવ અને આવા વિચાર ન કર. આમાંથી તમને કયા ફળની પ્રાપ્તિ થનાર છે? સ્ત્રી, પુત્ર અને નાના વૈભવથી તને જે સુખની પ્રાપ્તિ થશે, તે આવા જ્ઞાનથી નહિ થાય. તું નિષ્ફળ વિચાર કરવો છોડી દે. હે નચિકેતા! આ લોકમાં પ્રત્યેક પ્રાણી પોતાના સુખની અભિલાષા કરે છે, તેમ તું પણ મારા જેવા સમર્થના આશ્રયે દેવને પણ દુર્લભ એવા સુંદર ભોગોને ભોગવ અને આત્મોપદેશ લેવાની જિજ્ઞાસા છોડી દે અને બીજાં વર માગ.

નચિકેતાએ તો સામું એમ કહ્યું કે;હે યમરાજ! સ્વર્ગની દિવ્ય સુંદરીઓ છે, તે પણ પોતાને તથા અન્ય પુરૂષને દુઃખ કરનારીઓ છે. તત્વતઃ વિચાર કરતાં સ્વર્ગની દિવ્ય સુંદરીઓમાં અને મૃત્યુ લોકની સામાન્ય સ્ત્રીઓમાં કંઇ ફરક નથી. દિવ્યતા અને રૂપ છે, તે કંઇ સુખ કરાવતાં નથી. પણ પુરૂષની કામવાસના છે, તે જ માત્ર તેમની અદ્દભુતતાને વધારી, માત્ર દુઃખરૂપ સુખને તેઓનામાં જુવે છે. કામી દૃષ્ટિ જ સ્ત્રીઓમાં સુંદરતા દેખાડે છે. જેમની રાગરહિત દૃષ્ટિ છે, તેમને તો દિવ્ય સુંદરીઓમાં અને ગર્દભીમાં કંઇ પણ ભિન્નતા જોવામાં આવતી નથી. પશુઓમાં, મનુષ્યોમાં અને દેવતાઓમાં સ્ત્રીઓ તેમના પ્રતિ કામવાસનાથી કાર્ય કરનારાઓને સુખના સાધન સમાન લાગે છે અને વિષયજન્ય સુખને જ સુખ માનનારો પાપી જીવ તો દિવ્ય સુંદરીમાં અને માનવ સુંદરીમાં એક સરખા જ સુખને અનુભવે છે. વિષયજન્ય સંગનું સુખ સ્વરૂપવતી અપ્સરાઓમાં અને મર્ત્ય સ્ત્રીમાં તેમ જ પશુસ્ત્રીમાં સમાન હોય છે. વળી હે યમરાજ! કામબુદ્ધિ જ સ્ત્રીઓમાં અદ્દભુત મોહ અને મિથ્યા સુખની પ્રતીતિ કરાવે છે. શ્વાનને અપ્સરાઓ પણ મોહ કરી શકતી નથી અને શ્વાનની સ્ત્રી તેના ગમે તેવા તારૂણ્યથી અને હાવભાવથી પણ મનુષ્યને મોહ ઉત્પન્ન કરી શકતી નથી. કામી મનુષ્યને જેમ માનવ સ્ત્રી સૌંદર્યવતી પ્રતીત થાય છે, તેમ દેવલોકને દેવાંગનામાં અદ્દભુત સ્વરૂપની પ્રતીતિ થાય છે તેમ જ શ્વાનને કુતરીમાં અદ્દભુત સૌંદર્યતા જણાય છે. શ્વાન પણ કામવૃત્તિ અને મોહ પરાયણતાથી જો વર્ણન કરે તો તેની સ્ત્રીમાં તેને અલૌકિક સૌંદર્ય દેખાય છે. દેવ અને મનુષ્યોને જેમ પોતપોતાની સ્ત્રીઓના સંબંધમાં નાના પ્રકારની સ્વરૂપતા જણાય છે, તેમ શ્વાન પણ કામવૃત્તિ અને મોહથી કહે છે કે;–"અહો! મારી પ્રિયા આ કુતરી કેવા સુંદર કમળકોશના જેવા લંબ મુખવાળી, કોમળ સ્પર્શવાળી તથા ભંકાર શબ્દથી મારા કર્ણોમાં અમૃતને સિંચનારી છે. અહો! આના જેવી સ્વરૂપવતી અને સુખકારક સ્ત્રી કોઇ લોકમાં નથી." હે યમરાજ! જેમ શ્વાનને આ પ્રમાણે પોતાની સ્ત્રીમાં અલૌકિકતા લાગે છે, તેમ જ પ્રાણી માત્રને તેમની જાતિની સ્ત્રીઓમાં તેમની કામવૃત્તિથી જ અલૌકિકતા ભાસે છે. અન્યથા તેમાં કંઇ નથી. હે યમરાજ! કુતરીને જોઇને જેમ શ્વાન પ્રસન્ન થાય છે, તેમ જ ઇન્દ્રાણીને જોઈને ઇન્દ્ર પ્રસન્ન થાય છે, માટે સ્વર્ગની સુંદરીઓમાં કુતરીના કરતાં કંઇ

વિશેષ સૌંદર્ય હોય, એમ હું માનતો નથી. કારણ કે સૌંદર્ય કામશક્તિજન્ય છે. કર્મ-વશાત્ પ્રાણીઓ જે જે જાતમાં ઉત્પન્ન થાય છે, તે તે જાતની સ્ત્રીઓ અને ભોજ-નાદિકના વ્યવહાર તેમને સુખકર લાગે છે. એના એ જ પદાર્થો બીજી જાતવાળાને સુખકર લાગતા નથી. જે શાકર મનુષ્યોને તુષ્ટિ તથા પુષ્ટિ આપે છે, તેની તે જ શાકર ગર્દભનું મરણ નિપજાવે છે. અર્થાત્ હે યમરાજ ! ભોગો માત્ર નાશવાન્, ક્ષણિક સુખના દેનારા અને કષ્ટ આપનારા છે. તથાપિ મોહપરાયણ પુરૂષને તે સુખકર લાગે છે. જેને કમળો થયો હોય, તે શ્વેત શંખને પણ પીળો દેખે છે, તેમ જેને કામજ્વરથી વ્યામોહ થયેલો હોય, તે સ્ત્રીઓમાં, પુત્રોમાં અને ભોગાદિકમાં સુખ દેખે છે. વાસ્તવિક રીતે વિચાર કરતાં તો સ્ત્રી કિંવા પુરૂષના શરીરમાં સ્વભાવથી કંઇ પણ સુખરૂપતા છે જ નહિ. વૃદ્ધાવસ્થા જેમ કુરૂપતા ઉત્પન્ન કરે છે, તેમ યૌવન દરેક સ્ત્રી પુરૂષોમાં સામાન્યતઃ સૌંદર્ય ઉત્પન્ન કરે છે. એમ કહેવાય છે કે, 'प्राप्ते षोडशतमे वर्षे गर्दभी पद्मिनी भवेत्'–યૌવનમાં આવેલી ગધેડી પણ પદ્મિની જેવી બની રહે છે. એ બધું કામજ્વરના ભ્રમનું કાર્ય છે. કામી પુરૂષો જે સ્ત્રીઓની સ્તુતિ કરે છે, તે જ સ્ત્રીઓને નિષ્કામી પુરૂષો નાના પ્રકારની નિકૃષ્ટતાથી નિંદે છે. હે યમરાજ ! આ લોકમાં જે જે અનિત્ય પદાર્થો છે, તે સઘળા વર્તમાને સુખ અને પરિણામે દુઃખને ઉપજાવનારા છે. માત્ર નિત્ય સુખાનંદ કરાવનાર પદાર્થને જાણવાની જ મને તો જિજ્ઞાસા છે. આપે જે સોળ વર મને બતાવ્યા, તેમાંનો એકે પદાર્થ નિત્ય આનંદનું કારણ નથી. સ્ત્રી, પુત્ર, રાજ્ય, વૈભવ, અશ્વ, હાથી અને નાના પ્રકારના ભોગ એ સૌ ક્ષણભંગુર છે. એ પદાર્થો સુખની પ્રાપ્તિ કરાવનારા નથી, પણ મહા દુઃખ ઉત્પન્ન કરનારા છે. જેમ રસ ખેંચાઇ જવાથી પુષ્પ નિર્માલ્ય થઇ જાય છે, તેમ સ્ત્રીરૂપી યંત્રથી વીર્ય ખેંચાઇ જવાથી પુરૂષ નિર્માલ્ય થઇ જાય છે અને તેનાથી કોઇ પણ જાતનાં લૌકિક કાર્યો, પારલૌકિક કાર્યો કિંવા પરાક્રમો થઇ શકતાં નથી. વળી જેમ સ્ત્રીથી પુરૂષને વીર્યાદિકની હાનિ થઇ નિર્માલ્યતા પ્રાપ્ત થાય છે, તેમ પુત્રાદિકથી પણ પુરૂષના મનનું સત્વ અને ધર્મ જતાં રહે છે. મારા પિતા ઉદ્દાલક મોટા જ્ઞાની અને ધર્મપરાયણ હોવા છતાં પણ મારા ઉપરના સ્નેહને લીધે બ્રાહ્મણોને વૃદ્ધ ગાયોનું દાન કરી પાપને સંગ્રહવાને તત્પર થવારૂપ અધર્મમાં પ્રવૃત્ત થયા હતા. પિતા પુત્ર ઉપરના સ્નેહને લીધે મનનું સત્વ ગુમાવી અધર્મ તરફ પ્રવૃત્ત થાય છે. માટે સ્ત્રી અને પુત્રાદિક પુરૂષને સુખનાં સાધન નથી; પરંતુ દુઃખનાં આપનારાં અને ક્લેશ-કારક જ છે. વળી તેઓ અનિત્ય છે ને અનિત્ય પદાર્થોમાં કદી પણ સુખ હોતું નથી. માટે હે યમરાજ ! સ્ત્રી પુત્રાદિકની મને લેશ માત્ર પણ કામના નથી.

હે યમરાજ ! આપે એક વરવિશે મને અઢળક ધન સંપત્તિ આપવા કહ્યું, પરંતુ તેની પણ મને ઇચ્છા નથી. કારણ કે, તે દુઃખકર છે. વિદ્વાનો કહે છે કે, ધન છે તે પ્રાપ્ત કરવામાં દુઃખનું કારણ છે, પ્રાપ્ત કર્યા પછી તેના રક્ષણમાં દુઃખ છે અને રક્ષિતનો નાશ થતાં પણ મહા દુઃખ ઉત્પન્ન થાય છે. માટે પરંપરા દુઃખના કારણરૂપ મનુષ્યને પરાધીનતા કરાવનાર, અનેક જાતના દુર્ગુણોને ઉત્પન્ન કરનાર તથા અત્યંત ચંચળ અને નાશવાન્

ધનની પણ મને યત્કિંચિત્ સ્પૃહા રહેતી નથી. ધન અને તેનો વૈભવ સીમા રહિત છે અને તેની તૃષ્ણા કદી પણ શાંત થતી નથી. સમુદ્ર જેમ નદીઓથી અને અગ્નિ જેમ કાષ્ઠથી ધરાતો નથી, તેમ મનુષ્ય ધનના સંચયથી કદી પણ ધરાતો નથી અને સામો વધારે અને વધારે લોભી થતો દુઃખની પરાકાષ્ઠાને પામે છે. હે યમરાજ! ત્રણે લોકની લક્ષ્મી અને ત્રણે લોકનું આધિપત્ય મળવા છતાં પણ આ જીવલોકની તૃષ્ણા પૂર્ણ થતી નથી. રાવણાદિક, મોટી સમૃદ્ધિને પ્રાપ્ત કરવા છતાં પણ નિર્લોભ થઈ શકયા ન હતા અને ધન, વૈભવ તથા કામની લોલુપતાથી તેઓનું નિકૃષ્ટ એવા અતિનિંદ્ય મૃત્યુમાં જ અવસાન આવ્યું હતું. માટે મને ધનની કે સમૃદ્ધિવાળા ત્રણે લોકના વૈભવવાળા ઐશ્વર્યની પણ ઇચ્છા નથી. મને માત્ર આત્મજ્ઞાનનીજ ઇચ્છા છે, માટે તેનો મને બોધ કરો. હું ધન, વૈભવ અને ક્ષુદ્ર કામનાઓને માટે આપ મહાત્માની પ્રાર્થના કરતો નથી. હું તો આપની પાસેથી બ્રહ્મજ્ઞાનની જ કેવળ ઇચ્છા રાખું છું અને આપ પ્રસન્ન થઇ મને તે આપો.

યમરાજ કહે છે-હે નચિકેતા! તારા તીવ્ર વૈરાગ્યથી હું ઘણો જ પ્રસન્ન થયો છું અને બ્રહ્મવિદ્યાને માટે તું સંપૂર્ણ અધિકારી છે, માટે હવે હું જે કહું, તે તું શ્રદ્ધાથી શ્રવણ કર.

## શ્રેય અને પ્રેય.

યમરાજ કહે છે--હે નચિકેતા! આ લોકમાં અને પરલોકમાં જીવોને પ્રાપ્ત થતા ફળના, શ્રેય અને પ્રેય એવા બે પ્રકાર છે. બુદ્ધિમાન્ પુરૂષોને પ્રીતિકારક મોક્ષરૂપ નિત્યસુખ સર્વથી ઉત્કૃષ્ટ હોવાને લીધે શ્રેય કહેવાય છે. મૂઢ પુરૂષોને પ્રીતિના વિષયરૂપ વિષયજન્ય સંસારનાં સુખો છે અને તે અનિત્ય છે. માટે શ્રુતિ ભગવતી તેને પ્રેય કહે છે. સ્વરૂપ, સાધન, પ્રમાણ અને અધિકાર, એ ચાર ભેદવડે શ્રેય અને પ્રેયરૂપ ફળ પરસ્પર વિલક્ષણ છે. મોક્ષરૂપ શ્રેયનું નિત્યસિદ્ધ ફળ આનંદ સ્વરૂપ આત્મા જ છે. 'હું બ્રહ્મરૂપ છું' એ પ્રકારનું અભેદજ્ઞાન શ્રેયનું સાધન છે. ઉપનિષદરૂપ વેદાંત શાસ્ત્ર તેનું પ્રમાણ છે અને વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્ સંપત્તિ, મુમુક્ષુતાદિ ચતુષ્ટય સાધન સંપન્ન પુરૂષ તે શ્રેયનો અધિકારી છે. વિષયજન્ય અનિત્ય સુખ પ્રેયનું સ્વરૂપ છે, યજ્ઞાદિક કર્મ તેનાં સાધન છે, વેદનો કર્મકાંડ ભાગ તેનું પ્રમાણ છે અને સકામ પુરૂષ તેનો અધિકારી છે. હે નચિકેતા! શ્રેય અને પ્રેય, એ બે પ્રકારનાં ફળમાં જે અધિકારી પુરૂષ શ્રેય ફળને સંપાદન કરે છે, તે પોતાના પ્રયોજનથી ભ્રષ્ટ થયા વગર કૃતકૃત્ય થાય છે અને જે મૂઢ બુદ્ધિ પુરૂષ પ્રેયરૂપ ફળને મેળવે છે, તે આ સંસારની ઘટમાળમાં જન્મ મરણના ફેરા ખાતાં, માત્ર દુઃખોની પરંપરાનો જ ભોક્તા થયા કરે છે. સુખની અભિલાષાએ આંકડીને વળગાડેલો લોટ, કણક ખાવા જતાં મત્સ્ય જેમ મરણ પામે છે, તેમ સુખની અભિલાષાએ અને દિવ્ય સ્ત્રી સાથે રમણ કરવાની ઇચ્છાથી જે પુરૂષ પ્રેય સાધવા જાય છે, તે જન્મમરણના ફેરામાં જ પડે છે. નિષ્કામ પુરૂષ, સંસારમાં હોવા છતાં પણ શ્રેયને સંપાદન કરવાની જ બુદ્ધિ રાખે છે. જ્યારે મૂઢ સકામ પુરૂષો સંસારમાં હોતાં વધારે મોટા ભોગની ઇચ્છાવડે કર્મોમાં પ્રવૃત્ત થઇ, જન્મમરણની ઘટમાળમાં જોડાઈ રહે છે. જ્યારે વેદ અને પુરાણાદિક શાસ્ત્રોનું અધ્યયન અને તેના અર્થનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે જ મનુષ્યને શ્રેય પ્રેય કરવાની

બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જેઓ અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા હોય છે, તેમને શ્રેયની અને વિષયોમા આસક્ત સામાન્ય બુદ્ધિવાળાઓને પ્રેયની ઇચ્છા થાય છે. હે નચિકેતા ! સકામ પુરૂષોને સ્ત્રી પુત્રાદિકની પ્રાપ્તિની અને તેમના સુરક્ષણની અભિલાષા થાય છે; પરંતુ મૂઢમતિ એમ વિચારતા નથી કે, તેમની પ્રાપ્તિ તેમ જ રક્ષણ દૈવાધીન છે. હે નચિકેતા ! તમારા જેવા વૈરાગ્યવાન્ અને બુદ્ધિશાળી પુરૂષો સ્ત્રી પુત્રાદિકની પ્રાપ્તિ અને રક્ષણ દૈવાધીન છે, એમ માની તેમના સંબંધી કંઇ પણ સંતાપ કર્યા વગર નિષ્કામ કર્મ કરી, નિરંતર પ્રેયનો તેમ જ મુખ્ય શ્રેયનો જ માત્ર વિચાર કરે છે.

યમરાજઃ–હે નચિકેતા ! પ્રેયની ઇચ્છાવાળો પુરૂષ હમ્મેશ એવી ઇચ્છા કરે છે કે, આ જગતની બધી વસ્તુ મને સુખકારક થાય અને દુઃખકર કશું થાય જ નહિ પરંતુ તેમ થતું નથી, માટે તેમાં કોઇ કારણ હોવું જોઇએ. દુઃખને માટે કોઇ પ્રાણી ઉદ્યમ કરતું નથી. તેમ છતાં પ્રાણીઓને દુઃખ થાય છે, માટે દુઃખ ઉત્પન્ન કરનાર કોઇ દોષ હોવો જોઇએ. શાસ્ત્રોમાં યજ્ઞાદિક કરવાની જે રૂઢિ બતાવેલી છે, તેથી કંઇ ન્યૂનાધિક થાય, તેનું નામ વિગુણપણું કહેવાય છે અને જ્યારે વિગુણતા થાય છે ત્યારે તે કર્મો ફળને આપતાં નથી અને સુખના ઉદ્યમરૂપ તે કર્મો સામાં દુઃખ ઉત્પન્ન કરે છે. જેઓ શાસ્ત્રની મર્યાદાને અનુસરીને કર્મો કરે છે, તેમને સ્વર્ગાદિક ફળની પ્રાપ્તિ થાય છે; પરંતુ તે કામ્ય કર્મો હોવાથી પરિણામે પાછું દુઃખ જ ઉપજાવે છે. માટે હે નચિકેત ! કામ્ય કર્મો જ પ્રાણીઓને દુઃખ થવાનું કારણ છે. નિષ્કામ કર્મ કરતાં કદી પણ દુઃખ પ્રાપ્ત થતું નથી. સંસારમાં રહેવા છતાં અને અનેક કર્મો કરવા છતાં પણ તેમાં કામનાની ઇચ્છા આ પ્રમાણે નહિ રાખવી, એ શ્રેયનો માર્ગ છે. તેમ નહિ કરનારાઓને પરિણામે દુઃખ ઉત્પન્ન થાય છે. હે નચિકેતા ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, જે પોતપોતાના વર્ણાશ્રમ ધર્મોને અનુસરી યથાન્યાય ધન સંપાદન કરીને તેમાંથી સ્ત્રી, પુત્ર, ભોગ, વૈભવ વગેરે પ્રાપ્ત કરવા છતાં પણ લોકાર્થે પુણ્યદાન કરે છે, યજ્ઞયાગાદિક વેદવિહિત કર્મ આચરે છે, અને દીન જનનાપર ઉપકાર કરે છે, તે પુણ્યશાળી સકામ પુરૂષો સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ સુખને પામે છે, પણ અનર્થથી ધન સંપાદન કરી, તેવડે આ લોકનું સુખ ભોગવવાને જેઓ અધર્મવિશે પ્રવર્તે છે, તેમને નરકની પ્રાપ્તિ થાય છે. પુણ્યશાળીનાં પુણ્યકર્મ પૂરાં થતાં અને પાપીનાં પાપકર્મ પૂરાં થતાં તેઓ બન્ને સકામ હોવાથી પાછા જન્મ ધરે છે અને સંસારની ઘટમાળના ફેરામાં ફરવા જાય છે અને વળી પાછાં કર્માનુસાર સારાં ખોટાં કર્મ કરી સ્વર્ગ યા નરકાદિક પામે છે અને વળી પાછા ત્યાંથી પડી જન્મ લે છે. હે નચિકેતા ! સકામ પુરૂષો જેને પોતાના સુખના સાધનરૂપ ગણે છે, તે સઘળા અનાત્મ પદાર્થો દુઃખરૂપ વૃક્ષનાં બીજ સમાન હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે.

સકામ પુરૂષો જે કર્મ કરે છે અને જે ધનાદિક પ્રાપ્ત કરી તેનાવડે સ્ત્રી પુત્રાદિકનું સુખ લે છે, તે સર્વ તેને વાસ્તવિક સુખ કરતાં નથી, પરંતુ નિરંતર દુઃખ જ દયા કરે છે. પ્રિય વસ્તુની અપ્રાપ્તિથી મનુષ્યને જેમ દુઃખ થાય છે, તેમ અપ્રિય વસ્તુની પ્રાપ્તિ પણ દુઃખ ઉત્પન્ન કરે છે. જે શરીરને જીવો પોતાનું માને છે, તેને માટે પણ તેમને અહર્નિશ ચિંતારૂપી દુઃખ જ થયા કરે છે. 'આ

શરીર ક્યારે પડશે અને મારૂં શું થશે' એવી ચિંતામાં સકામ પુરૂષ રાત્રિ દિવસ બળ્યા કરે છે. સ્વર્ગ લોકને પ્રાપ્ત થયા પછી વળી તેને 'હવે પછી શું થશે' એવી ચિંતા થયા જ કરે છે. આ પ્રમાણે આ લોકમાં અને પરલોકમાં જીવોને હમેશાં આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક, એમ ત્રણ પ્રકારનાં દુઃખ ચાલુ થયા જ કરે છે. માટે હે નચિકેતા ! આ સંસારમાં જીવોને કોઇ ઠેકાણે, કોઇ કાળે કે કોઈ અવસ્થાએ વાસ્તવિક સુખનો લેશ પણ નથી. હમ્મેશાં દુઃખ દુઃખ અને દુઃખમાં જ તે જીવ દુઃખી થયા કરે છે. અપથ્ય ભોજન જેમ નાના બાળકને પ્રિય લાગે છે, તેમ સકામ પુરૂષને દુઃખના કારણરૂપ આ સંસારના ભોગ સુખરૂપ જણાય છે. પ્રેય ફળને માટે મનુષ્યો અનેક પ્રકારનાં કષ્ટ વેઠે છે, પરંતુ તેમાં તેમને સુખ મળતું નથી અને ન મળે, એ પણ વાસ્તવિક જ છે. કારણ કે અનિત્ય અને દુઃખ માત્રથી ભરેલા આ સંસારમાં સઘળું અનાત્મ છે અને જે જે કંઇ અનાત્મ છે, તે નાશવાન્ હોવાથી મનુષ્યને દુઃખરૂપ જ થનાર છે. હે નચિકેતા ! વિદ્વાન અને અને બુદ્ધિશાળી પુરૂષો પ્રેયને માટે યત્ન કરતા નથી, પરંતુ યદચ્છાએ પ્રાપ્ત થયેલા પ્રેયને નિષ્કામપણે અનુભવતા હમ્મેશ શ્રેયનો જ વિચાર કરે છે.

## શ્રેયનું સ્વરૂપ.

યમઃ—હે નચિકેતા ! સર્વ દુઃખોથી રહિત જે મોક્ષ સુખરૂપ શ્રેય છે, તે જ મારે સંપાદન કરવા યોગ્ય છે અને એ સિવાય બીજું કંઇ પણ સુખકારક નથી, એમ બુદ્ધિમાન્ પુરૂષો વિચાર કરે છે. શ્રેયની પ્રાપ્તિ બ્રહ્મવેત્તા પુરૂષના ઉપદેશ વગર થતી નથી. માટે વેદના તાત્પર્યને જાણનાર, બ્રહ્મવેત્તા ગુરૂની પાસે જઈ અધિકારી જને શ્રેયના સ્વરૂપને જાણવું જોઇએ. બ્રહ્મવેત્તા ગુરૂની આગળ જઇ શ્રેયને માટે પ્રાર્થના કરનાર તારા જેવા નિષ્કામ પુરૂષો આ જગતમાં વિરલા જ હોય છે. મેં તને સ્ત્રી પુત્રાદિક પ્રેય વસ્તુ આપવાનું કહ્યું, તેમ છતાં તું તેને બંધનકારક ગણી શ્રેયની જ ઇચ્છા બતાવી. તેથી હું તારાપર બહુ પ્રસન્ન થયો છું. લોખંડની બેડી જેવાં સ્ત્રી પુત્રાદિકના સુખરૂપ પ્રેયમાં મતિવાળા જીવો શ્રેયના માર્ગ તરફ ચાલી શકતા નથી. આસક્તિરૂપ શૃંખલા દુઃખરૂપ છે અને તેમાં બંધાઈ ગયેલા વિદ્વાન અને બુદ્ધિશાળી પુરૂષો પણ પ્રેયના ચિંત્વનમાં ને ચિંત્વનમાં જન્માંતરો ગાળ્યા છતાં તેમાંથી છૂટા થઈ શકતા નથી. સ્ત્રીપુત્રાદિક પ્રેય પદાર્થોમાં આસક્તિરૂપ શૃંખલાવડે બંધાયલા શાસ્ત્રવેત્તા અને બુદ્ધિમાન્ પુરૂષો પણ જ્યારે આ સંસારસુદ્રની બહાર નિકળી શકતા નથી ત્યારે શાસ્ત્રવિચારથી બહિર્મુખ અજ્ઞાની જનોની તો વાત જ શી કરવી ? અર્થાત્ તેઓ તો બિચારા સંસારસાગરમાં જ ડૂબકાં માર્યા કરવાના, એમાં શું આશ્ચર્ય છે ?

હે નચિકેતા ! આ લોકમાં એક યજ્ઞાદિક કર્મરૂપ અને બીજો આત્માજ્ઞાનરૂપ, એમ બે માર્ગ છે. કર્મરૂપ માર્ગ જન્મ મરણરૂપ ફેરામાં ફેરવનાર છે અને આત્મજ્ઞાનરૂપ માર્ગ પરમ મોક્ષને આપનાર છે. એક શાસ્ત્રવિહિત યજ્ઞાદિક શુભ કર્મનો અને બીજો શાસ્ત્રનિષિદ્ધ હિંસાદિક અશુભ કર્મનો, એમ કર્મ માર્ગના પણ વળી બે ભેદ છે. કર્મના શુભ કર્મરૂપી પ્રથમ માર્ગનું અનુસરણ કરનાર, અજ્ઞાની અને સકામ પુરૂષ ગણાય છે તથા તે જે ફળોની ઇચ્છા કરે છે, તે સઘળાં અવિદ્યારૂપ સંસારજન્ય હોય

છે. સકામ કર્મ કરનારો પુરૂષ જન્માદિકનાં બંધનમાંથી છૂટી શકતો નથી. આવા કર્મઠ પુરૂષો પોતાને જ્ઞાની માને છે અને વળી બીજાઓને તેમાં પ્રવર્તાવે છે, એટલે આંધળાની પાછળ આંધળો જતો હોય, તે જેમ કૂવામાં પડે, તેમ તે કર્મઠ અને તેના શિષ્યો સૌ જન્મ મરણરૂપી ઉંડા કુવામાં પડે છે. સકામ અજ્ઞાનીઓમાં એક પુણ્યરૂપ અદૃષ્ટદ્વારા સુખની ઇચ્છા કરનાર અને બીજો દૃષ્ટ ઉપાયવડે સુખની ઇચ્છા કરનાર, એમ બે પક્ષ છે. પહેલો વેદને પ્રમાણ માને છે અને બીજો વેદને પ્રમાણ માનતો નથી. માત્ર પ્રત્યક્ષ પ્રમાણ અને પ્રત્યક્ષ વસ્તુને જ તે માને છે. વેદના કર્મકાંડી સકામ પુરૂષો પોતાના શિષ્યોને અને પુત્રોને બીજો કંઇજ વિચાર નહિ કરતાં માત્ર સકામ કામ કરવાનો જ ઉપદેશ કરે છે અને તેમને કર્મથી બીજો કંઇ પણ તર્ક કરવા દેતા નથી. એ પ્રમાણે કર્મઠોની અંધપરંપરા સંસારમાં ફળ આપનારાં કર્મો કર્યા કરે છે અને કવચિત્ સ્વર્ગ અને કવચિત્ નરકને ભોગવતા તેઓ જન્મમરણની ઘટમાળમાં ઉપર નીચે ફર્યાજ કરે છે. જે મૂઢ બુદ્ધિ મનુષ્યો એ અંધપરંપરાનો બોધ કરનારા કર્મઠોને અનુસરે છે, તેઓ સંસારમાંથી મુક્ત થતા નથી. તેઓ પોતાના અને વેદના વચનસામે કંઇ પણ પ્રશ્ન કરવા દેતા નથી, એટલે તેમની ગતિ કુંઠિત થઇ જાય છે. બીજી જાતનાં અશુભ કર્મો કરનારા તો વળી તેમના કરતાં વધારે નિકૃષ્ટ છે. કારણ કે તેઓ સ્વર્ગાદિક ફળને માનતા નથી ને માત્ર આ સંસારમાં પ્રત્યક્ષ સ્ત્રી પુત્રાદિકને જ સુખરૂપ માની, તેમના સુખ માટે અનેક પાપ કર્મો કર્યા કરે છે. આ અધર્મી પુરૂષો પરિણામે રૌરવ નરકમાં જાય છે અને તેમને કોઇ દિવસ સન્માર્ગ સૂઝતો જ નથી. આવાં શુભાશુભ કર્મના કરનારાઓને જીવની શાંતિ થતી નથી અને પોતાના હૃદયદેશમાં રહેલો પરમાત્મા તેમને કદી ભાસતો નથી. તેમના જન્મમરણથી સંસારની ઘટમાળ ચાલ્યા જ કરે છે. હે નચિકેતા! પૂર્વજન્મનાં કોઇ અપૂર્વ સંચિત હોય છે, તેનેજ 'સંસાર ખોટો છે' એવો વિચાર આવી, તેમાંથી મુક્ત થવાની આત્મજ્ઞાનરૂપ ભાવના થાય છે.

યમરાજા–હે નચિકેતા! દેહથી ભિન્ન આત્મા જેવું કંઇ છે જ નહિ, એમ માનનારો કુતર્કવાદી તો હમેશ એવો જ વાદ કર્યા કરે છે કે, આ સ્થૂલ દેહને મૃત્યુ પામ્યા પછી બાળીને ખાખ કરી નાંખવામાં આવે છે, તો પછી તેમાં રહેલો આત્મા કોને આધારે પરલોકમાં જાય છે? અર્થાત્ પરલોક નથી અને જીવ કયાંહિ જતો પણ નથી. જેમ ધમણનો પવન બહાર નિકળી પવનની ભેળો ભળી જાય છે, તેમ પ્રાણવાયુ પણ પવનમાં ભળી જાય છે અને દેહે કરેલાં કર્મ તે દેહની સાથે નાશ પામે છે. એક પુરૂષનાં કરેલાં કર્મ બીજો પુરૂષ ભોગવે નહિ. માટે આ સ્થૂલ દેહે કરેલાં કર્મનું ફળ પરલોકમાં ગયેલો આત્મા, જે બીજો દેહ, તેને ભોગવવાનું હોય જ નહિ. દેહમાં રહેલા આત્માને કર્મનો કર્ત્તા કહેવામાં આવે તો તે નિત્ય કહેવાય નહિ અને ક્રિયાવાળો હોવા છતાં નિત્ય માનવામાં આવે, તો તો પછી દેહમાં અને આત્મામાં ભેદ જ કયાં રહ્યો? ક્રિયાવાળો હોય તો સ્પર્શ ગુણવાળો પણ હોવો જોઇએ અને સ્પર્શ ગુણવાળો હોય તો પછી દેહના જેવો જ ગણાય, માટે દેહથી ભિન્ન આત્માએ નથી અને પરલોકે નથી. પરદેશ ગયેલો માણસ જેમ કોઇ કાળે પણ પાછો આવે છે, તેમ આત્મા જો પરલોકમાં

જતો હોય તો કોઇ કાળે પણ તે આ લોકમાં પાછો ફરી આવવો જોઇએ અને તેના સંબંધીઓને મળવો જોઇએ; પરંતુ તેમ થતું નથી. માટે આ લોકથી ભિન્ન પરલોક જેવું કંઈ છે જ નહિ. વેદમાં જે આત્માની અને પરલોકની વાતો કહેવામાં આવેલી છે, તે કોઇ પેટ ભરનારાઓએ પોતાના સ્વાર્થને માટે કહેલી છે. આ લોકમાં બ્રાહ્મણોને આપેલાં અન્ન જળથી પરલોકમાં રહેલા પિતરોને તૃપ્તિ થાય છે, એમ કહેનારા સ્વાર્થીઓને પૂછવું જોઇએ કે, પરલોકમાં તો શું, પરંતુ તમારા ઘરમાં ને ઘરમાં ભૂખ્યાં તરસ્યાં માબાપને એક ખૂણામાં બેસાડી રસોડામાં બ્રાહ્મણને તૃપ્ત કરવાથી ખૂણામાં બેસાડેલાં તમારાં માબાપને શું તૃપ્તિ થાય છે? અને જ્યારે ઘરમાં ને ઘરમાં તેમ થતું નથી, ત્યારે શ્રાદ્ધમાં આપેલા પિંડ, અન્ન, જળ, વસ્ત્ર અને દાન પરલોકમાં પિતરોને શી રીતે મળે અને તેમની તૃપ્તિ થાય? વેદમાં જે આવી વાતો કરાયલી છે, તે સ્વાર્થી બ્રાહ્મણોએ ઘૂસાડી દીધેલી છે.

વેદને નહિ માનનારા સકામ પુરૂષો આ પ્રમાણે અનેક પ્રકારના કુતર્ક કરે છે અને આ લોકને તથા સ્ત્રી પુત્રાદિકને સુખનાં સાધન માને છે. હે નચિકેતા ! આવા વિચાર કરનારા તે વેદબહિર્મુખ મૂઢ પુરૂષો વારંવાર મારા કિંકરોને શરણે પડી મહા દુઃખો ભોગવે છે. નરકથી આદિ લઇને તેમને અનેક જાતોમાં જન્મ ધરવો પડે છે અને ક્વચિત્ વૃક્ષાદિક અવતાર ધારણ કરી ટાઢ, તડકો અને વૃષાને વેઠવી પડે છે. નાસ્તિક મતવાળા અને બ્રાહ્મણ તથા વેદની નિંદા કરનારા આવા કુતર્કવાદીઓને જ્યારે હું યમરાજા પટકી નાંખું છું અને પાપ કર્મનાં ફળ આપું છું ત્યારે તેઓ દીન જનની માફક દુઃખને પોકારે છે; પરંતુ તેમ કરવા છતાં પણ તેમને સાન આવતી નથી અને જેમ એકવાર રક્ષકના તીરને ભોગ પડી, મહા વ્રણરૂપ પીડાને સહન કરવા છતાં પણ ફળલોલુપ વાનર ફરીને તે વૃક્ષ ઉપર ચઢવા જાય છે, તેમ તે પાપાત્મા નાસ્તિક પુરૂષો વારંવાર મારા કિંકરોથી શાસિત થવા છતાં પણ સંસારમાં પડી, પાછા નાસ્તિકવાદ કર્યા જ કરે છે.

હે નચિકેતા! પ્રત્યક્ષ દેખાય તે જ વસ્તુ ખરી, એવો કુતર્ક કરવો વ્યર્થ છે. કારણ કે સામાન્ય વ્યવહારમાં પણ એવા ઘણા બનાવ બને છે કે, જે પ્રત્યક્ષ નહિ હોવા છતાં પણ ફળને ભોગવાવે છે. માટે કુતર્ક નહિ કરતાં વેદવચન ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી, પોતાના કલ્યાણને માટે વેદવિહિત કર્મ કરવાં જોઇએ. હે નચિકેતા ! યદ્યપિ વેદબાહ્યમુખ પુરૂષો નાના પ્રકારની યુક્તિઓ કરે છે, પરંતુ તેમનું કહેવું સત્ય ઠરતું નથી અને વેદ ભગવાન્ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખનારા આસ્તિક પુરૂષો તેમની યુક્તિઓમાં વિશ્વાસ મૂકતા નથી. નાસ્તિક વૃત્તિથી કુતર્ક કરતાં આત્માનું સત્ય સ્વરૂપ સમજાતું નથી. જેઓ શ્રદ્ધાવાળા અને સંપૂર્ણ અધિકારી હોય છે, તેમનેજ બ્રહ્મવેત્તા ગુરૂના વચનથી આત્મજ્ઞાનનો બોધ થાય છે. સર્વ વિકારોથી રહિત, સ્વયંજ્યોતિરૂપ આત્મા અવિદ્યાના સંબંધથી જીવભાવને પામી, કર્ત્તા અને ભોક્તા બને છે. પરંતુ પુનઃ જ્યારે તેને બ્રહ્મવિદ્યાથી બોધ કરવામાં આવે છે ત્યારે તે પોતાના સ્વરૂપને જાણી, પોતાથી વ્યતિરિક્ત સઘળું પોતાની માયારૂપ જ છે એમ જાણે છે અને પોતામાં જ પરમાનંદપણાને પામે છે.

## આત્મશ્રવણની દુર્લભતા.

યમરાજા–હે નચિકેતા ! અવિદ્યા, અસ્મિતા, દ્વેષ અને અભિનિવેશ, એ પાંચ પ્રકારના

ક્લેશથી મુગ્ધ થઈ ગયલા પાપાત્મા પુરૂષને તો આત્મદેવના શ્રવણનો પણ લાભ મળતો નથી. સુષુપ્તિ અને મરણાવસ્થામાં પ્રત્યેક જીવને પોતાના હૃદયદેશમાં રહેલ સત્ય પરમાત્માની સાથે અભેદ થાય છે, એમ વેદમાં કહ્યું છે. તે સાંભળવા છતાં પણ કેટલાક પુરૂષોને કોઈ જાતના અટકાવને લીધે આત્માનો નિશ્ચય થઇ શકતો નથી. મહાત્મા પુરૂષોનાં મહાન્ કાર્યોની કિમ્મત જેમ બાળકથી થઇ શકતી નથી, તેમ આત્માના સ્વરૂપનું જ્ઞાન પણ મૂઢ પુરૂષો કરી શકતા નથી, માટે આત્મજ્ઞાન પણ દુર્લભ છે. આત્મા મન તથા વાણીનો અવિષય છે, તેમ છતાં જે બુદ્ધિશાળી ગુરૂ તેના સ્વરૂપને વર્ણવી જાણે છે તેને અને જે જિજ્ઞાસુ તે આત્માને સમજી શકે છે, તેઓને ધન્યવાદ છે. આત્માનું પ્રતિપાદન, શ્રવણ અને જ્ઞાન એ બધું આશ્ચર્યકારક છે. ગુરૂએ ઉપદેશેલ મહા વાકયોથી ઉત્પન્ન થયેલ જે નિર્વિકલ્પક જ્ઞાન છે, તે અત્યંત સૂક્ષ્મ જ્ઞાનથી જ આત્મદેવ જણાય છે, માટે આત્મજ્ઞાનવાળા પુરૂષને વેદમાં 'કુશળ' કહેલો છે. આત્માના અપરોક્ષ જ્ઞાનવાળા જે કુશળ ગુરૂ છે, તે જ્યારે અધિકારી પુરૂષને ઉપદેશ કરે છે ત્યારે અધિકારીને આત્માનું વાસ્તવિક સ્વરૂપ સમજાય છે. પરોક્ષજ્ઞાનવાળા ગુરૂના ઉપદેશથી અધિકારી પુરૂષને અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. ગુરૂના ઉપદેશથી જેમને આત્મસાક્ષાત્કાર નથી થયો, એવા અજ્ઞાની પુરૂષો જો કદાચિત્ કોઇ શિષ્યને બહુ કાળ સૂધી આત્મોપદેશ કરે છે, તો પણ તેને જ્ઞાન થતું નથી. વળી નાના પ્રકારના તર્કોવડે ચિંતન કરવાથી પણ માણસને આત્મજ્ઞાન થતું નથી. પરંતુ ખરેખરા આત્મજ્ઞાની ગુરૂનો ઉપદેશ હોય, તો જ આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. ખરેખરો આત્મજ્ઞાની, બ્રહ્મવેત્તા અને કુશળ નર હોય તેને જ ગુરૂ કરવો. કુશળ ગુરૂના બોધથી શિષ્યને સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે, બીજા કોઇથી થતી નથી. વળી સર્વ લક્ષણયુકત બ્રહ્મવેત્તા ગુરૂઓ આ જગતમાં વિરલાજ હોય છે. માટે માણસોએ બહુ સંભાળપૂર્વક ગુરૂ કરવા, એમ આગળ કહેવામાં આવ્યું છે.

હે નચિકેતા ! જીવાત્મા સૂક્ષ્મતર પદાર્થોથી પણ અતિ સૂક્ષ્મ છે, માટે તે દુર્વિજ્ઞેય કહેવાય છે અને તેથી તે કેવળ તર્ક કર્યાથી પ્રાપ્ત થતો નથી. પરંતુ ગુરૂમુખથી કરેલા શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે પ્રાપ્ત થાય છે. ગુરૂએ કરેલા બોધ ઉપરાંત શિષ્યે કુતર્કોના છેદન માટે પોતે પણ નાના પ્રકારની યુક્તિઓથી આત્માને સમજવાનો હમ્મેશાં યત્ન કરતા રહેવું. તત્પદાર્થરૂપ બ્રહ્મની સાથે ત્વં પદાર્થરૂપ જીવની સમાનતા કરવી, અને શ્રુતિ તથા ગુરૂનાં વચનો ઉપર શ્રદ્ધા રાખી મનન કરવું, કે જેથી આત્માકાર બુદ્ધિ ઉત્પન્ન થાય. નાસ્તિકોના કુતર્કોનું ખંડન અને શ્રુતિ તથા ગુરૂવચનનું મંડન કરવાની રૂઢિથી બ્રહ્મસંબંધીનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. નાસ્તિકો કેવા કેવા કુતર્કો કરે છે, તે આગળ કહી જવામાં આવ્યું છે. તેઓ મોટે ભાગે આ સ્થૂલ પ્રપંચને જ સર્વસ્વ માને છે અને તેમાં લુબ્ધ થઈ સઘળી પ્રવૃત્તિઓ કરે છે. જેમને શ્રુતિવચનમાં અવિશ્વાસ ઉત્પન્ન થાય છે, તેમને કદી આત્માકારમતિ ઉત્પન્ન થતી નથી. કારણ કે, શ્રદ્ધા અને વિશ્વાસ વગર જ્ઞાન ઉત્પન્ન થતું નથી. જ્યારે નિશ્ચયાત્મક બુદ્ધિ અમુક વિચારનું મનન કરે છે ત્યારે જ તેમાંથી બ્રહ્મભાવનાં દર્શન થાય છે. પરંતુ સંશયવાળી બુદ્ધિમાંથી તો હમ્મેશ કુતર્કોની પરંપરા જ ચાલે છે.

હે નચિકેતા ! તમારા જેવા કોઈક જ પૂર્વકૃત

પુણ્યોવાળા પુરૂષને આત્માકાર મતિ ઉત્પન્ન થાય છે, બીઓને થતી નથી. મેં તમને ઘણાં ઘણાં પ્રલોભન બતાવ્યાં, પરંતુ તે કશાથી ચલાયમાન ન થતાં તમે મારી પાસેથી માત્ર આત્મજ્ઞાનની જ માગણી કરી, માટે તમારા જેવા પુરૂષને ધન્ય છે. હે નચિકેતા ! મેં તમને જે લાલચો બતાવી, તેવી લાલચ આગળ, કોઇ પુરૂષ તમારા જેવું અડગ ધૈર્ય બતાવી શકે નહિ અને હું પોતે પણ તમારા જેટલું ધૈર્ય ધરી શકું કે નહિ, તેનો મને સંશય છે.હૃદય-દેશમાં રહેલા આત્માનંદને જાણવા છતાં પણ સ્ત્રી પુત્રાદિક પ્રતિ હું તમારા જેટલી તીવ્ર ત્યાગવૃત્તિ ધરાવી શકતો નથી. યજ્ઞાદિક અનિત્ય કર્મો છે, એમ જાણવા છતાં પણ હું અગ્નિચયન અને પશુ ઇષ્ટકાદિક યજ્ઞો કરૂં છું અને એવાં કર્મ કરવાથી જ હું લોકપાળ-પણાને પામેલો છું. લોકપાળપણામાં વગર યત્ને અમને સર્વ ભોગ સુલભ થઇ રહેલા છે, જે અમોએ પૂર્વજન્મનાં કર્મોએ કરીને સંપાદન કરેલા છે. પરંતુ તમને તો વગર યત્ને તે સહજ પ્રાપ્ત થાય છે. જે આત્માના સાક્ષાત્કારમાટે તમે સર્વ વિષયોનો પરિ-ત્યાગ કર્યો છે, તે આનંસ્વરૂપ આત્માનો અનુભવ અને સાક્ષાત્કાર કરતો હોવા છતાં પણ હું તમારી માફક વિષયોનો પરિત્યાગ કરી શકતો નથી, માટે તમારા ત્યાગને ધન્ય છે.

## આત્માનો પરમાનંદ.

હે નચિકેતા ! ભૂમિલોકથી બ્રહ્મલોકપર્યંત જેટલા વિષયજન્ય આનંદ છે, તે સર્વ એક આત્માનંદમાં અંતર્ભૂત થઇ રહેલા છે. આત્મા સર્વ જગતનો આધાર અને આનંદ માત્રનું આદિ સ્વરૂપ છે. આાંનંદ સ્વરૂપ આત્માથી આકાશની માફક આ ચરાચર જગત ઓત-પ્રોત સર્વત્ર ભરેલું છે. ઇન્દ્રાદિક દેવતાઓથી સ્તુતિ કરવા યોગ્ય એક આત્મદેવ જ છે, જગ દુત્પત્તિના આદિકારણરૂપ પણ આત્મદેવ જ છે અને પરિણામે આખું જગત જેનામાં લય ભાવને પામે છે, તે પણ આત્મદેવ જ છે. અનેક પ્રકારના સંકલ્પોના પ્રવર્તક આત્મદેવ જ છે. દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદથી રહિત અનંતરૂપ પણ આત્મદેવ જ છે તથા પ્રાણી માત્રને અભય આપનાર પણ એ જ આનંદ-સ્વરૂપ આત્મદેવ છે. જગતના અનહદ આનં-દના બીજરૂપ પરમાનંદને માટે તમે જ્યારે સર્વ પ્રાકૃત આનંદ અને સ્ત્રી પુત્રાદિકની સ્પૃહા કરી નથી ત્યારે તમારાથી ઉત્તમ બીજું કોણ છે, અર્થાત્ કોઈ જ નહિ. તમે આત્મજ્ઞાનને માટે જ્યારે સઘળા વિષયોનો ત્યાગ કર્યો છે ત્યારે જેમને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયેલી છે, તેમણે અવશ્ય કરીને વિષયોનો ત્યાગ કરવો જોઇએ. જે આાંનંદ સ્વરૂપ આત્માને જાણવાને માટે તમે સ્ત્રીપુત્ર ધનાદિકનો પરિ-ત્યાગ કર્યો છે, તે આત્મદેવ બુદ્ધિ આદિક સર્વ સંઘાતના સાક્ષીરૂપ છે. નેત્રાદિક ઇંદ્રિયો તથા મનના સંયમ રહિત પુરૂષથી આત્મ-દેવ જાણી શકાતા નથી. કાષ્ઠોમાં અગ્નિદેવ જેમ ગુપ્ત રીતે રહેલા છે, તેમ સર્વ શરી-રોમાં આત્મદેવ પણ ગુપ્તપણે રહેલા છે. આકાશ જેમ ઘટમઠાદિક ઉપાધિઓમાં રહેલું છે, તેમ પરમાત્મા પણ જગતમાં સર્વત્ર રહેલા છે. આત્મદેવ જ હૃદય દેશમાં રહી બુદ્ધિરૂપ ગુફામાં નિવાસ કરે છે અને એ જ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં એક રસ અને સત્યરૂપે પ્રતીત થાય છે. નિદિધ્યાસનરૂપ યોગવડે કરીને જ આત્મદેવ જાણી શકાય છે. આનંદસ્વરૂપ આત્માના સાક્ષાત્કારવડે, હે નચિકેતા ! તમે જેમ સર્વ હર્ષ શોકથી રહિત બન્યા છો, તેમ હવે બીજા પુરૂષો પણ કુશળ ગુરૂના ઉપદેશથી ભવિષ્યમાં આત્મ-સાક્ષાત્કાર કરશે.

## તત્ત્વમસિનું તાત્પર્ય.

હે નચિકેતા ! તત્ત્વમસિ, એ મહાવાકયનું તાત્પર્ય તમે બરાબર સમજ્યા છો. તત્ અને ત્વં એ બે પદમાં, સર્વત્ર પરિપૂર્ણ માયાવિશિષ્ટ સર્વજ્ઞ ઈશ્વર તત્ પદનો અર્થ છે અને અજ્ઞાનવિશિષ્ટ અલ્પજ્ઞ જીવાત્મા ત્વં પદનો અર્થ છે. અધિકારી પુરૂષો ગુરૂના મુખથી તત્ ત્વં પદાર્થનું શ્રવણ કરી, તત્પદાર્થના માયા સર્વજ્ઞતાદિરૂપ વાચ્ય ભાગનો ત્યાગ કરી, એક ચેતન માત્ર લક્ષભાગનું ગ્રહણ કરે છે, તેમ ત્વં પદાર્થનો અવિદ્યા અલ્પજ્ઞત્વાદિરૂપ વાચ્ય ભાગ ત્યાગ કરીને એક ચેતન માત્ર લક્ષભાગ ગ્રહણ કરવો, અને એ પ્રમાણે ચૈતન્યરૂપ લક્ષ ભાગનું ગ્રહણ કરી 'હું અદ્વિતીય બ્રહ્મ છું' એમ માનવું, એટલે બ્રહ્માનંદરૂપ મોક્ષને પ્રાપ્ત થઇ, સર્વદા આનંદમગ્ન રહેવાય છે. સર્વ પ્રાણીઓને આનંદ ઉત્પન્ન કરનાર આ તત્ત્વમસિનું તાત્પર્ય પરમાત્મા બ્રહ્મના અખૂટ અનંત આનંદમાં જ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'एष ह्येवानंदयाति" આનંદસ્વરૂપ બ્રહ્મ જ સર્વ પ્રાણીઓના આનંદનું કારણ છે. હૃદય બ્રહ્માનંદનુ ગૃહ છે અને તેમાં અધિકારી પુરૂષનો જ પ્રવેશ થાય છે. ચિત્તની અંતર્મુખતાથી એ બ્રહ્માનંદ ગૃહમાં પ્રવેશ કરી શકાય છે. પરંતુ વિષયાકાર અંતઃકરણ તેમાં પ્રતિબંધરૂપ થઇ પડે છે. હે નચિકેતા ! વિષયાકાર વૃત્તિરૂપ પાશોથી તમે મુક્ત થયલા છો, એટલે બ્રહ્માનંદરૂપ હૃદયગૃહમાં પ્રવેશ કરવા, એ તમારે માટે યત્કિંચિત્ પણ મુશ્કેલ નથી. તમને કોઇ વસ્તુ એ દ્વારમાં પ્રવેશ કરવામાં પ્રતિબંધ કરે એમ નથી.

યમરાજ–હે નચિકેતા ! જે પરબ્રહ્મને અધિકારી પુરૂષ બ્રહ્મચર્યાદિક સાધનોથી સાક્ષાત્કાર કરે છે, ઋગ્વેદાદિ કથન કરે છે અને કૃચ્છ્ર ચાંદ્રાયણાદિક તપ જેને દર્શાવે છે, તે પરબ્રહ્મને તું પ્રવણરૂપે કરી જાણ. જેમ વેદો પરબ્રહ્મને પ્રતિપાદન કરે છે, તેમ ચિત્તશુદ્ધિવિના બ્રહ્મભાવ પ્રાપ્ત થતો નથી. માટે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિક તપો પણ બ્રહ્મને પ્રતિપાદન કરનારાં છે. બ્રહ્મચર્યથીજ્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે તે બ્રહ્મચર્ય કેવું હોવું જોઇએ? તે પણ તારે જાણવું જોઇએ. હે નચિકેતા ! બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારા બ્રહ્મચર્યને હવે સાંભળ. જેમાં (૧) સ્ત્રીના ચિંતનરૂપ સ્મરણમૈથુનનો, (૨) સ્ત્રીના ગુણ ગાવા અને તેના સંબંધે સંભાષણ કરવારૂપ કીર્તનમૈથુનનો, (૩) સ્ત્રીઓની સાથે દ્યૂતાદિક રમવારૂપ ક્રીડામૈથુનનો, (૪) કામદોષવાળા મનવડે પ્રેરાયલાં નેત્રોએ સ્ત્રીઓને જોવારૂપ પ્રેક્ષણમૈથુનનો, (૫) સ્ત્રીઓના ગુહ્ય અવયવોનું વર્ણન કરવારૂપ ગુહ્ય ભાષણ મૈથુનનો, (૬)આ સ્ત્રી મારી સાથે રમણ કરે એવા ચિંતનરૂપ સંકલ્પ મૈથુનનો, (૭) આ સ્ત્રીની સાથે હું અવશ્ય ક્રીડા કરીશ એવા નિશ્ચયરૂપ અધ્યવસાય મૈથુનનો અને (૮) વિષયની તૃપ્તિ કરનારા સંભોગરૂપ ક્રિયાનિવૃત્તિ નામ મૈથુનનો જેમાં કેવળ અભાવ હોય, તેનું નામ ખરેખરૂં બ્રહ્મચર્ય કહેવાય અને તે જ બ્રહ્મસાક્ષાત્કાર કરવાના સાધનરૂપ થઇ શકે. આવા ઉત્તમ પ્રકારના બ્રહ્મચર્યથી જે પ્રાપ્ત થાય, તે જ બ્રહ્માકારરૂપ પ્રવણનો ખરો અર્થ. હે નચિકેતા! જે વસ્તુમાં બીજી વસ્તુનું આરોપણ કરીને ધ્યાન કરાય, તેને પ્રતીક કહેવામાં આવે છે અને પ્રણવ બ્રહ્મનો પ્રતીક છે, માટે તું તેને બ્રહ્મસ્વરૂપ જાણ. જે અધિકારી પુરૂષ પ્રણવરૂપ અક્ષરને બ્રહ્મરૂપે ધ્યાન ધરે છે, તે હિરણ્યગર્ભ અને

બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. હે નચિકેતા ! ૐકારરૂપ પ્રણવમાં અકાર, ઉકાર, મકાર અને અર્ધ માત્રા એ ચાર વાનાં રહેલાં છે અને તેને અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને તુરીય, એ ચાર અવસ્થાઓ વાચ્યરૂપે છે. એ ચારે અવસ્થાથી ઉપહિત જે શુદ્ધ ચેતન, તેજ 'હું છું' એમ નિરંતર ચિંતન કરવું, તેનું નામ આલંબન ઉપાસના કહેવાય છે.

હે નચિકેતા ! પ્રણવરૂપી આલંબન છે, તે હિરણ્યગર્ભના ધ્યાનમાં ઉપયોગી છે અને તેને અવલંબન કરી જે અધિકારી પુરૂષ ૐની ઉપાસના કરે છે, તે બ્રહ્મલોકને પામી ત્યાંથી પરબ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પ્રતીક અને આલંબન ઉપાસનાઓ ઋષિ મુનિઓ કરે છે, અને તેથી શુદ્ધ થયેલાં ચિત્તથી તેઓ એમ વિચાર કરે છે કે, સ્વયંજ્યોતિ બ્રહ્મ સર્વ વિકારોથી રહિત છે. આ જગતમાં જે જે પદાર્થ ઉત્પત્તિભાવવાળા છે, તે સર્વનું કોઇને કોઈ કારણ હોય છે. પરંતુ આત્માનું કોઈ કારણ હોય એમ જણાતું નથી. વળી આત્માથી કોઇ પણ કાર્ય ઉત્પન્ન થતું નથી. માયાના સંગથી તેનો જે વિકાર થાય છે, તે જ આભાસ માત્ર જગત સ્વરૂપ લાગે છે. આત્મા જન્મરહિત અને નિત્ય છે. ઘડામાં રહેલું આકાશ(અવકાશ) ઘડાનો નાશ થતાં પણ જેમ નાશ પામતું નથી, તેમ ઉપાધિરૂપ આ શરીરનો નાશ થવા છતાં પણ આત્મા નાશ પામતો નથી. આત્મા કોઈને મારતો પણ નથી અને પોતે મરણ પણ પામતો નથી. પણ ઉપાધિ સ્વરૂપે જ લોક તેને મરતો અને મારતો માને છે. દેહ અને ઇંદ્રિયો નાશ પામે છે, તે માટે તે કાર્યરૂપ છે અને જે કાર્યરૂપ હોય, તેનું કોઇ કારણ હોવું જોઇએ. એ કારણ તે બ્રહ્મ છે, એમ તું જાણ. અવિનાશી અને અક્રિય આત્માને જેઓ કર્ત્તા અને કર્મરૂપે જાણે છે, તેઓ શાસ્ત્રજ્ઞ હોવા છતાં પણ સ્થૂલ દૃષ્ટિના માણસો છે, એમ જાણવું. આત્મા જે અવિનાશી અને અકર્ત્તા છે, તેમાં ક્રિયાનો આરોપ કરવો, એ વિપરીત જ્ઞાન કહેવાય છે. જે વસ્તુ સત્ય છે, તે કદી પણ નાશ પામતી નથી અને આત્મા સત્ય છે, માટે તે પણ કદી નાશ પામતો નથી. આત્માના જેવો સૂક્ષ્મ અને આત્માના જેવો મહાન્ પદાર્થ કોઇ છે જ નહિ. એનો મહિમા વાણી વર્ણન કરી શકતી ન હોવાથી તે અવર્ણ્ય અને અગાધ કહેવાય છે. તેને પોતાના મહિમામાં જ રહેલો માનવામાં આવે છે. દેહ જેમ પરાધીન છે, તેમ આત્મા પરાધીન નથી. જ્યારે મનુષ્ય નિદ્રા કરે છે ત્યારે દેહ શયનમાંથી બહાર જઇ શકતો નથી, પરંતુ મન તો ગમે ત્યાં જઇ શકે છે. એ મનનો શાક્ષી કોણ છે? આત્મા કે કોઇ બીજો? આત્મા જ. ત્યારે તે દેહથી ભિન્ન છે, એમ સિદ્ધ જ થયું. આત્માને ઉપાધિઓ લાગવાથી તે નાના પ્રકારનો પ્રતીત થાય છે. પરંતુ વાસ્તવિક રીતે તો તે કોઇ પણ જાતના વિકાર, આકાર, સ્વરૂપ અને પરિણામથી રહિત, અખંડ જ્યોતિરૂપ છે. કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ જે ધર્મો છે, તે બંધન અને શોક કરાવનાર છે અને શોક અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે. માટે જેઓ વિવેકસંપન્ન છે, તેમને અજ્ઞાનથી ઉત્પન્ન થનારા શોક મોહાદિક વિકારો અસર કરતા નથી.

હે નચિકેતા! વિભૂરૂપ અને સ્વયંપ્રકાશરૂપ જે આત્મા મેં તમને સમજાવ્યો, તેનું જ્ઞાન ચારે વેદ ભણવાથી કિંવા ભણાવવાથી થતું નથી. શાસ્ત્રોના અવલોકનથી પણ તેનું જ્ઞાન થતું નથી. પરંતુ સદ્ગુરૂના ઉપદેશથી જ તેનું જ્ઞાન થાય છે. બહિર્મુખ પુરૂષોને દુર્લભ હોવા છતાં અંતર્મુખ પુરૂષોને

તે સુલભ છે. પાપ કર્મોથી જે નિવૃત્ત થયો નથી, શમદમાદિકોથી રહિત છે, જેના મનની સ્થિરતા નથી, જે ધ્યાન ધરી શકતો નથી, અને જે ચંચળ તથા અશ્રદ્ધાળુ છે, તેને બ્રહ્મસાક્ષાત્કાર કદી પણ થતો નથી. રાગ દ્વેષથી રહિત અને સાધન સંપન્ન અંતર્મુખ પુરૂષને જ આત્માનો સાક્ષાત્કાર થાય છે. 'હું બ્રહ્મ છુ' અને 'મારાથી ભિન્ન કંઇજ નથી' એમ દૃઢ બુદ્ધિથી માનનારાઓ પોતાના હૃદય દેશમાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. સર્વ જગતને અને મૃત્યુને પણ ભક્ષણ કરી જનાર માયાવિશિષ્ટ જે ઇશ્વર છે, તેને શુદ્ધ સ્વરૂપવડે જાણવાથી પરમ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## શુદ્ધાત્મા જ્ઞાન નિરૂપણ.

યમઃ—હે નચિકેતા! જેમ પિંપળાના ઝાડ ઉપર બે પંખીઓ રહેતાં હોય, તેમ આ શરીરરૂપી વૃક્ષ ઉપર તત્પદવાચક ઇશ્વર, અને ત્વંપદ વાચક જીવરૂપી બે પંખીઓ રહે છે. બુદ્ધિરૂપી ઉત્કૃષ્ટ સ્થાનમાં તેઓ એકઠાં રહે છે, છતાં ભોક્તા અભોક્તા તથા અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતાએ કરી તેઓ એક બીજાથી અત્યંત વિરૂદ્ધ ધર્મવાળાં છે. જીવરૂપી પંખી પુણ્યપાપના સુખ દુઃખરૂપી ફળને ભોગવે છે અને ઇશ્વરરૂપી પંખી પોતે તે ભોગવતું નથી, પરંતુ જીવને ભોગવાવે છે. જેમણે દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય, આહવનીય, સભ્ય, અને આવસથ્ય, એ પાંચ પ્રકારના અગ્નિની ઉપાસના કરેલી હોય, તેઓ જ એ જીવેશ્વરરૂપ બે પંખીઓના સ્વરૂપને પ્રતિપાદન કરી શકે છે. ઉપર કહેલા પાંચ અગ્નિની ઉપાસના કરનારાઓ કર્મઠ કહેવાય છે અને જો કે તેઓ જીવેશ્વરનો ભેદ માને છે, તેમ છતાં ઉપાસનાઓથી તેમનાં ચિત્ત શુદ્ધ થયેલાં હોવાને લીધે જ્યારે કોઇ આત્મજ્ઞાની ગુરૂ ઉપદેશ કરે છે ત્યારે તેમને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. કર્મ અને ઉપાસનાવડે ચિત્તની વિશુદ્ધિ થઇ હોય, તેજ બ્રહ્મજ્ઞાનનો અધિકારી કહેવાય છે. જેમનાં ચિત્ત શુદ્ધ થયેલાં નથી, તેમના હૃદયમાં જેમ મલીન દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી, તેમ આત્માનો સાક્ષાત્કાર થતો નથી. હે નચિકેતા! કર્મ, ઉપાસના અને જ્ઞાન, એવો જે ક્રમ છે તે યથાર્થ છે. તેના અનુસરણ વગર આત્મજ્ઞાનનો સંભવ નથી. જે અધિકારી પુરૂષોનો બુદ્ધિરૂપી સારથિ વૈરાગ્યરૂપ કવચથી સજ્જ થયેલો હોય, તે જ શરીરરૂપ રથને સિદ્ધ માર્ગે લઈ જઇ શકે છે. ઇંદ્રિયરૂપી અશ્વો જ્યારે બુદ્ધિરૂપ સારથિને વશ નથી રહેતા, ત્યારે શરીરરૂપ રથ આ ભવાટવીમાં આમ તેમ ભટકયા કરે છે. બુદ્ધિરૂપી સારથિ જ્યારે ઇંદ્રિયોરૂપી અશ્વ અને મનરૂપી લગામને કાબુમાં રાખીને આ શરીરરૂપ રથને સન્માર્ગે ચલાવે છે ત્યારે તે શરીર રથારૂઢ જીવને બ્રહ્મમાં લઇ જાય છે. સ્થિર બુદ્ધિ અને દૃઢ મનવાળો હોય, તેજ અધિકારી પુરૂષ બ્રહ્મભાવને પામે છે.

હે નચિકેતા ! અંતર્ભાવનું નામ મોક્ષ છે અને બાહ્યભાવનું નામ બંધન છે. અંતર્ભાવત્વ હમ્મેશાં કારણમાં રહે છે, અને બાહ્યત્વ હમ્મેશાં કાર્યમાં રહેલું પ્રતીત થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો આકાશાદિક પાંચ મહાભૂતોના સારરૂપ છે, તેથી તે શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયોના કારણરૂપ ગણાય છે. શબ્દાદિક વિષયોના ગ્રહણમાં મન જ શ્રોત્રાદિક ઇંદ્રિયોને પ્રવૃત્ત કરે છે. મન વિષયોથી પર છે. જેમ શબ્દાદિક વિષયો આકાશાદિક ભૂતરૂપવડે શ્રોત્રાદિક ઇંદ્રિયભાવને પાત્ર થનારા વિષયોથી મન પણ પર છે. 'હું સુખી છું',

હું દુઃખી છું" ઇત્યાદિક ભાવ ઉત્પન્ન કરનાર મન છે; પરંતુ તેને ઉત્પન્ન થવા માટે બુદ્ધિની અપેક્ષા રહે છે. કારણ કે નિશ્ચયરૂપ બુદ્ધિ વગર ભાવનાઓ ઉત્પન્ન થતી નથી. ભાવનાઓ 'નિશ્ચયરૂપ વ્યષ્ટિ બુદ્ધિવાળી પોતાની ઉત્પત્તિ માટે સમષ્ટિરૂપ હિરણ્યગર્ભની બુદ્ધિની અપેક્ષાવાળી છે. હિરણ્યગર્ભની બુદ્ધિ સર્વ સ્થૂલ જગતના કારણરૂપ છે. હિરણ્યગર્ભની બુદ્ધિને શ્રુતિ ભગવતી 'મહત્વ' શબ્દથી વ્યવહાર કરે છે. હિરણ્યગર્ભ ભગવાનની સમષ્ટિરૂપ મહત્વ બુદ્ધિ વ્યષ્ટિ બુદ્ધિના કારણરૂપ છે. માટે તે વ્યષ્ટિબુદ્ધિથી પણ પર છે. વળી મહત્વરૂપ સમષ્ટિ બુદ્ધિ પણ પોતાની ઉત્પત્તિ માટે માયાસહિત સમષ્ટિ સૂક્ષ્મ શરીરની અપેક્ષા રાખે છે. માયાસહિત સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરથી બહુ જ વિલક્ષણ છે. માટે શ્રુતિ ભગવતીમાં તેને અવ્યકત કહેલ છે. આ અવ્યકત મહત્વ સમષ્ટિ બુદ્ધિના કારણરૂપ છે, એટલે તે અવ્યકત પણ સમષ્ટિમહત્વ બુદ્ધિથી પર છે. અવિદ્યારૂપ માયા (અવ્યકત)પોતાનાઆશ્રયવિષયની પ્રાંપ્તિમાટે ચૈતન્યપુરૂષની અપેક્ષા રાખે છે.માટેઅવિદ્યારૂપ માયાથી ચૈતન્ય પુરૂષ પર છે. હે નચિકેતા!આ ચૈતન્ય પુરૂષ પોતાની ઉત્પત્તિ તથા જ્ઞાનને માટે બીજા કશાની અપેક્ષા રાખતો નથી. માટે તે સર્વથી પર છે. આ ચેતન પુરૂષનું જ્ઞાન કરાવવા માટે જ શાસ્ત્રવેત્તાઓએ ઇંદ્રિયોથી આદિ લઇને ચૈતન્ય સૂધી કારણોની પરંપરા બતાવી છે, એથી આગળ કારણો હોય એમ દેખાતું નથી. માટે એ જ અનંત અને અનાદિ સત્ય બ્રહ્મ છે. એમ મુનિઓ કહે છે. એટલે કે:–इंद्रियेभ्यःपराह्यर्था अर्थेभ्यश्च परं मनः। मनसश्च पराबुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ महत : परमव्यक्तमव्यक्तात्पुरुषः परः। पुरुषान्नपरं किंचित् सा काष्ठा सा परा गतिः॥ અર્થાત્–ઇંદ્રિયોથી અર્થ પર છે, અર્થથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે, બુદ્ધિથી મહત્વ (આત્મા) પર છે, મહત્વથી અવ્યકત પર છે અને અવ્યકતથી ચેતન પુરૂષ પર છે. એની આગળ કોઇ પર નથી, માટે એ જ પરમ ગતિ છે.

હે નચિકેતા ! આ ચેતન પુરૂષરૂપી સંવિત્ દિશા અને કાલાદિકની કલ્પનાઓના પણ અધિષ્ઠાનરૂપ છે, સર્વ જગતના વિવર્ત કારણરૂપ છે અને તેનાથી પર કંઇપણ નથી. તત્ત્વમસિ આદિક મહાવાકયોના મથનથી સૂક્ષ્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેનાથી આ ચેતન સંવિતનું જ્ઞાન થાય છે. સર્વ ભૂતોમાં ગુહ્યપણે રહેલ આત્મા યદ્યપિ મૂઢ પુરૂષોને દેખાતો નથી, પરંતુ અધિકારી પુરૂષોને ગુરૂના ઉપદેશથી હૃદયકમળમાં પ્રતીત થઈ શકે છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે–एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते। दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः-સર્વભૂતોમાં ગૂઢપણે રહેલો આત્મા અત્યંત ઝીણી નજરે જોનારાઓને જ જણાય છે. હે નચિકેતા! જેને આત્માના સાક્ષાત્કારની ઇચ્છા હોય, તેણે પ્રથમ ચાર અવસ્થાવાળા યોગને કરવો જોઇએ. મનજ,સુખની પ્રાપ્તિની કામનાવડે શ્રોત્રાદિક પંચ જ્ઞાનેંદ્રિયોને અને વાગાદિક પાંચ કર્મેન્દ્રિયોને તેમના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે. માટે અધિકારી પુરૂષ શ્રોત્રાદિક ઇંદ્રિઓનો મનમાં લય કરે છે. જેમ તોફાની ઘોડાઓને અશ્વશાળામાં પૂરવાથી તેમનું તોફાન ઓછું થઇ જાય છે, તેમ શ્રોત્રાદિક અશ્વોને મનરૂપી અશ્વશાળામાં પૂરવાથી તેમના બાહ્ય વ્યાપારરૂપી તોફાનો બંધ પડી જાય છે. પછી મન પોતાના શરીરમાં ગમે તે વ્યાપાર કરે છે, પરંતુ તેનાથી બાહ્ય વ્યાપારમાં પ્રવૃત્ત થઇ શકાતું નથી.ઇચ્છા અને ગર્વવાળું મન, ઉન્મત્ત હસ્તીની માફક હમ્મેશ પ્રમાદમાં ઉદ્યમ કરનારૂં છે. મહાવત જેમ

મહોન્મત્ત હસ્તીને અંકુશવશ રાખે છે, તેમ અધિકારી પુરૂષ બુદ્ધિરૂપી અંકુશથી મનને કબજામાં રાખે છે. એ રીતે બુદ્ધિને હિરણ્યગર્ભની બુદ્ધિમાં લય કરવામાં આવે છે. મહત્તત્ત્વરૂપ સમષ્ટિ બુદ્ધિ 'अहमस्मि' એવા સામાન્ય જ્ઞાનને ઉત્પન્ન કરાવે છે, એટલે તે પુરૂષ સર્વ જગતને પોતાના સ્વરૂપ જેવું દેખે છે. સર્વાત્મબુદ્ધિ થતાં તે પુરૂષના બધા વ્યાપારો શાંત પડી જાય છે. સામાન્ય જ્ઞાનરૂપ સમષ્ટિ બુદ્ધિને વિદ્વાન અધિકારી પુરૂષો આત્માનંદમાં લય કરે છે. આ પ્રમાણે ઇન્દ્રિયોને મનમાં, મનને વ્યષ્ટિબુદ્ધિમાં, વ્યષ્ટિબુદ્ધિને સમષ્ટિબુદ્ધિમાં અને સમષ્ટિ બુદ્ધિને આત્માનંદમાં લય કરવી, તેનું નામ યોગની ચાર અવસ્થાઓ કહેવાય છે.

હે નચિકેતા! શ્રોત્રાદિક પંચ જ્ઞાનેન્દ્રિયો અને વાગાદિ પંચ કર્મેન્દ્રિયોની જે શુભાશુભ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે, તે સુખની પ્રાપ્તિના હેતુને લઇને થાય છે.'આ સારૂં છે, આ મને પ્રિય છે' ઇત્યાદિક મનના વિલાસોને લીધે ઇચ્છા ઉત્પન્ન થાય છે, માટે સુખની ઈચ્છારૂપ અને સ્મૃતિરૂપ મનના ધર્મો છે. આવું ચંચળ મન નિશ્ચયરૂપ બુદ્ધિ વગર ઉત્પન્ન થતું નથી. જેને નિશ્ચય થતો નથી, તેને ઇચ્છા અને સ્મૃતિરૂપ જ્ઞાન પણ થતું નથી. માટે બુદ્ધિ જ મનના ઉપાદાન કારણરૂપે છે. તેથી મન તેમાં લયભાવને પામી શકે છે. જેમાંથી જેની ઉત્પત્તિ હોય તેમાં જ તેનો લય થાય, બીજામાં નહિ. માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘડો માટીમાં જ લય થઇ જાય, બીજામાં નહિ, તેમ મન, બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી તેમાં જ લય ભાવને પામે છે. સમષ્ટિ બુદ્ધિ આ સંપૂર્ણ જગતના કારણરૂપ છે. જેમ નિદ્રામાં પડેલો પુરૂષ પોતાની બુદ્ધિના બળથી આકાશાદિક પંચ મહાભૂતો ઉત્પન્ન કરે છે, શરીરોને ઉત્પન્ન કરે છે તથા પોતાની ઇચ્છાને અનુસરતા પદાર્થોને ઉપજાવે છે, તેમ હિરણ્યગર્ભની ઇચ્છારૂપી બુદ્ધિ આ જગતની જાળ ઉભી કરેછે. સ્વપ્નદ્રષ્ટા પુરૂષ જેમ પોતે ઉપજાવેલી સ્વપ્નસૃષ્ટિમાં કારણરૂપ થઈ રહે છે, તેમ હિરણ્યગર્ભ ભગવાન્ પોતાની સમષ્ટિ બુદ્ધિના બળથી આ જડ ચેતનરૂપ જગતને ઉત્પન્ન કરી, સ્થાવર જંગમરૂપ શરીરોમાં પોતે નિવાસ કરે છે. મઠાકાશ જેમ ઘટાકાશથી ભિન્ન નથી, તેમ વ્યષ્ટિ બુદ્ધિ સમષ્ટિ બુદ્ધિથી જૂદી નથી, એટલે વ્યષ્ટિ બુદ્ધિમાં સમષ્ટિ બુદ્ધિનો લય થાય છે. હિરણ્યગર્ભની સમષ્ટિ બુદ્ધિનું ઉપાદાન કારણ માયાવિશિષ્ટ પરમાત્મા દેવ જ છે, એટલે સમષ્ટિ બુદ્ધિ માયાવિશિષ્ટ ઇશ્વરમાં લય ભાવને પામે છે. જેમ છોડાંવાળા ચોખા—ડાંગર બીજવાળી હોવાથી ઉગીને વિસ્તાર પામી શકે છે, તેમ માયાના આવરણવાળો આત્મા જ બીજરૂપ થઇ, જગતની ઉત્પત્તિ કરી શકે છે. છોડા રહિત શુદ્ધ ચોખો જેમ બીજ ભાવ રહિત છે, તેમ શુદ્ધાત્મા પણ ઉત્પત્તિના ભાવ રહિત છે. હે નચિકેતા! જ્યારે પાપકર્મનો ક્ષય થાય છે અને ગુરૂના ઉપદેશથી સન્માર્ગ સૂઝે છે, ત્યારેજ અધિકારી પુરૂષને વ્યષ્ટિ બુદ્ધિનું અભિમાન ઉતરી જઇ, સમષ્ટિ બુદ્ધિમાં અભિમાન ઉત્પન્ન થાય છે, ને તે 'હું બ્રહ્મ છું" એવા નિશ્ચયથી બધા પ્રપંચથી મુક્ત થાય છે. 'હું બ્રહ્મ છું" એવું જ્ઞાન થાય છે, ત્યારે અવિદ્યા નાશ પામે છે અને ઇંદ્રિયોથી લઇને બુદ્ધિપર્યંતના સઘળા જીવ ભાવ પરમાત્મામાં જ પોતાને દેખે છે.

હે નચિકેતા! આ પ્રમાણે આ સ્થાવર જંગમ સર્વ જગતનું કારણ માયા છે. જેમને બ્રહ્મજ્ઞાન થયું છે, તેમની પાસે તો માયા જતી નથી. પરંતુ જેઓ અજ્ઞાનના અંધારામાં

ગોથાં ખાનારા છે, તેમને માયા અનેક જાતનાં પ્રલોભનોમાં લુબ્ધ બનાવી, જગતની જાળમાં ગુંચવી નાખે છે. માયા જ પુરૂષને બાહ્ય અને આંતર્ લાલચમાં લલુતા કરાવનાર છે. માટે વિદ્વાન્ પુરૂષે તેનો ત્યાગ કરી યોગ પ્રક્રિયાઓથી કાચબો જેમ પોતાનાં અંગોને પોતાના મહા અંગમાં ખેંચી લે છે, તેમ મનવડે ઇંદ્રિયોને ખેંચી લઇ, સઘળું હૃદયકમળમાં રહેલા આત્માવિશે વિલીન ભાવને પમાડવું, એટલે તુરત બ્રહ્માસાક્ષાત્કાર થાય છે; અને જ્યાં બ્રહ્મસાક્ષાત્કાર થયો ત્યાં કેવળ આનંદઘન વ્યાપી રહે છે. જ્ઞાની પુરૂષનો આત્મા સ્થૂલ શરીરમાં રહ્યા છતાં પણ પરબ્રહ્મ ભાવને પામ્યાથી માયાને દેખતો નથી. જ્યારે સ્થૂલ દેહમાંથી ચાલ્યો જવા છતાં પણ અજ્ઞાની જીવ વાસનારૂપી માયાથી આવૃત રહે છે અને તે જ તેને ફરી ફરીને જન્મનું કારણ થઇ પડે છે. હે નચિકેતા! માયા અકળ સ્વરૂપ છે અને તેની ઘટના અઘટિત છે. માયા મનુષ્યોને અને દેવોને જ નહિ, પરંતુ પરબ્રહ્મને પોતાને પણ પોતાનામાં ભેદ બતાવી જગતની અનેક પ્રકારની લીલાઓ કરવામાં ઉતારે છે. જે પોતે પ્રપંચ રહિત, ભેદરહિત અને પરમ જ્યોતિરૂપ છે, તે આત્માને પણ માયા ઐશ્વર્યની અપેક્ષાથી મહેશ્વરતા પ્રાપ્ત કરાવે છે. તે સત્ય નથી, તેમ અસત્ય પણ નથી. જો અસત્ય હોય તો તેનાથી કશું બનવું જોઇએ નહિ. માટે માયા અનિર્વચનીય છે, એમ કહેલું છે. યદ્યપિ વેદાંતશાસ્ત્રમાં માયાવિશિષ્ટ ચૈતન્યને જગતને ઉત્પન્ન કરનાર ગણેલું છે, તથાપિ માયાથી રહિત શુદ્ધચૈતન્યમાં જગતનું કર્ત્તાપણું નથી. માટે માયાવિશે જ વાસ્તવિક રીતે કર્ત્તાપણું ઘટે છે. અનાદિ ભાવવાળી હોવા છતાં પણ માયા જ્ઞાનથી નાશ પામે છે, એમ છતાં તેનું દુર્ઘટ સ્વરૂપ સમજવું મુશ્કેલ છે. કારણ કે, અનાદિ ભાવવાળી વસ્તુ નાશ થવી જોઈએ નહિ અને માયા તો જ્ઞાન થતાં નાશ પામે છે, એ વાર્ત્તા સિદ્ધ છે. બ્રહ્મજ્ઞાનથી આ રીતે માયાનો નાશ થઇ શકે છે, માટે તેજ મનુષ્યોને હિતતમ તથા શ્રેયસ્કર છે.

## આત્મામાં દશ્ય પ્રપંચનો અભાવ.

યમરાજ કહે છે—હે નચિકેતા! ઉપર પ્રમાણે ભગવતી શ્રુતિએ અધિકારી જનોને આત્મજ્ઞાનને માટે બોધ કરેલો છે. વળી ભગવતી શ્રુતિએ એમ પણ દર્શાવેલું છે કે, બ્રહ્મમાં આ બધો દશ્ય પ્રપંચ નથી. હે નચિકેતા! આનંદસ્વરૂપઆત્મા સર્વશરીરોમાંઅદ્વિતીયરૂપે રહેલો છે, છતાં તે મન અને વાણીનો વિષય નથી. સ્વયંજ્યોતિરૂપ બ્રહ્મનો ઉપદેશ તો કોઇક પ્રતાપી ગુરૂ જ પોતાના પ્રિય શિષ્યને કરે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ ગુણથી રહિત હોવાથી નિર્ગુણ આત્માને શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેંદ્રિયો ગ્રહણ કરી શકતી નથી. ઇંદ્રિયો રૂપગુણવાળા દ્રવ્યનું ગ્રહણ કરી શકે છે, પરંતુ આત્મા તો કોઇ પણ ગુણ રહિત છે, એટલે ઇંદ્રિયોથી તેનું ગ્રહણ થઈ શકતું નથી. ધીરે ધીરે પણ જે પદાર્થ નાશ પામે તે વ્યય કહેવાય છે; તથાપિ આત્મા તો અવ્યય છે, એટલે તે કદીપણ નાશ પામતો નથી. ઉત્પત્તિ અને નાશથી રહિત હોવાથી આત્મા અનાદિ કહેવાય છે. હિરણ્યગર્ભની સમષ્ટિરૂપ મહત્તત્ત્વબુદ્ધિથી અવ્યાકૃત પર છે, અને આત્મદેવ તો અવ્યાકૃતથી પણ પર છે. આવા પરમ જ્યોતિરૂપ આત્માને ગુરૂ પાસેથી શ્રવણ કરી, શ્રુતિને અનુકૂળ યુક્તિઓથી તેનું મનન કરવું અને ચિત્તવૃત્તિઓના પ્રવાહને નિરંતર તેની પ્રતિ પ્રવર્ત્તાવવારૂપ નિદિધ્યાસન કરવું, એટલે

જન્માંતરે કરીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. જેને શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે, તે પુરૂષ પછી આ સંસારની જાળમાંથી મુક્ત થાય છે. દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદ રહિત બ્રહ્મજ્ઞાનથી મૃત્યુને નિવારી શકાય છે.

યમરાજ—હે નચિકેતા ! જગતને ઉત્પન્ન કરનાર પરમેશ્વર છે. તે શ્રોત્રાદિક ઇંદ્રિયોને અંતરાત્માથી બહિર્મુખ રચે છે. જેમ અમુક રાજા પોતાનું રહસ્ય ગુપ્ત રાખવા માટે ચતુર અધિકારીને પોતાની તહેનાતમાંથી દૂર દેશાવર ખાતે બદલીએ મોકલી દે છે, તેમ આત્મા પણ પોતાના સ્વરૂપને નહિ સમજવા દેવા માટે શ્રોત્રાદિક ઇંદ્રિયોને પોતાના ગુપ્ત સ્વરૂપથી બહિર્મુખ રાખે છે. જેમ દેશાવરમાં મોકલેલો તે અધિકારી શત્રુને ભોગ થઇ પડે છે, તેમ શ્રોત્રાદિક ઇંદ્રિયો પણ કામ ક્રોધરૂપી શત્રુને ભોગ થાય છે. રાજા જેમ દૂર ગયેલા તે અધિકારીને દેખે છે, તેમ આત્મા પણ ઇંદ્રિયોને દેખે છે, છતાં ઇંદ્રિયો આત્માને દેખી શકતી નથી. મન બે પ્રકારનું છે, એક સકામ અને બીજું નિષ્કામ. સકામ મન શ્રોત્રાદિક ઇંદ્રિયોને વશ છે. વિષયોની પાછળ જ્યારે ઇંદ્રિયો દોડે છે ત્યારે મન પણ તેમની જોડે બહાર જાય છે; પરંતુ જ્યારે ઇંદ્રિયનિગ્રહ કરવામાં આવે છે ત્યારે નિષ્કામ થયેલું મન બહારના વિષયોમાં ભટકવા જતું નથી. દેહાભિમાની પુરૂષથી ઇંદ્રિયોનો સંયમ થતો નથી અને આ જગતમાં દેહાભિમાન વગરનો પુરૂષ તો કવચિત્ કોઇ જવલ્લે જ હોય છે. શમદમાદિક સાધનસંપન્ન માણસ ઇંદ્રિયોનો અંતરમાં નિરોધ કરી શકે છે. નવ દ્વારવાળા એક ઘરમાં વાનરને પૂરી, પછી તેનાં દ્વાર બંધ કરવામાં આવે તો તેમાં પૂરાયલો વાનર જેમ બહાર જઇ શકે નહિ, તેમ નવ દ્વારવાળા આ દેહરૂપી મંદિરમાં પૂરાયલું મનરૂપી મર્કટ પણ ઇંદ્રિયાદિક દ્વાર બંધ થવાથી બહાર જઇ શકતું નથી અને જ્યારે તે બહાર જઇ શકતું નથી ત્યારે અંદરને અંદર પરિશ્રમ કરી થાકી જઈને આખરે વિરામ પામે છે. શ્રોત્રાદિક ઇંદ્રિયનાં દ્વાર બંધ કરતાં આત્મબોધવાળું મન પછી મનન અને નિદિધ્યાસનવડે આત્માસાક્ષાત્કાર કરવાને સમર્થ થાય છે. ઇંદ્રિયો એક જાળ સમાન છે અને મન છે તે મત્સ્ય સમાન છે. હે નચિકેતા ! આ લોકમાં કિંવા પરલોકમાં જે મન શ્રોત્રાદિક વિષયોને ગ્રહણ કરવાને ઇંદ્રિયોરૂપી જાળમાં દાખલ થાય છે,તે તેમાં ગુંચવાઈ જઇ,મત્સ્યની માફક બંધન અને મૃત્યુને પામે છે. માટે મોક્ષની ઈચ્છા રાખનારા પુરૂષોએ ઇંદ્રિયોનો નિરોધ કરી મનને વશ રાખી,તેને આત્મચિંતનમાં યોજવાનો હમ્મેશ યત્ન કરવો.

હે નચિકેતા ! બ્રહ્મથી સ્તંબ પર્યંત જેટલું સ્થાવર જંગમ પ્રાણીમય જગત છે, તે સર્વ પરિણામે મૃત્યુને વશ થાય છે, એવો વિચાર કરનારા વિવેકી પુરૂષો કર્મ અને ઉપાસનાનાં ફળને અનિત્ય ગણે છે અને આત્મચિંતનના ફળને નિત્ય માને છે. કર્મ ફળથી પ્રાપ્ત થનારાં સ્વર્ગાદિક સુખને જેમ તમે ગણ્યાં નહિ, તેમ વિવેકી પુરૂષો પણ ગણતા નથી. તમારી માફક તેઓ પણ સ્વર્ગસુખની અભિલાષા નહિ કરતાં માત્ર બ્રહ્મની જિજ્ઞાસા રાખે છે. પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિયના જે દર્શનાદિકવ્યાપાર છે, તે અંતઃકરણ જે વિષયોના બળથી જાણે છે તે સ્વયંપ્રકાશ આત્મજ્યોતિના બળથી જ જાણે છે. માટે આ સર્વ સંઘાતમાં આત્મજ્યોતિ બ્રહ્મ છે. તે જ વાસ્તવિક છે અને બીજું બધું નાશવાન્ છે. માટે બ્રહ્મને પ્રાપ્ત કરવામાં

વિવેકી પુરૂષો પુરૂષાર્થની મહત્તા ગણે છે. જેમ રજ્જુમાં સર્પ કલ્પિત છે, તેમ આ સ્થાવર જંગમ જગત આત્મામાં કલ્પના માત્ર ઉપજાવેલું છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓના સાક્ષી ચૈતન્ય પરમાત્માને જ આત્મા માની, તેમાં પરમાનંદ લેવો, એ મનુષ્યના આ જન્મનું સાર્થક અને કર્તવ્ય છે. બુદ્ધિ આદિકનો સાક્ષી હોવાથી પરમાત્મા, જો વિવેક દૃષ્ટિથી વિચાર કરે તો સર્વ માણસોને સુલભ છે. પરંતુ જેઓ વિવેકદૃષ્ટિથી વિચાર કરી શકતા નથી, તેમને આત્મદેવ કોઇ પણ ઠેકાણે મળતો નથી. આ દેહની બહાર તેનાં કોઈ ઠેકાણે દર્શન થતાં નથી, તેમ છતાં ભ્રમિત જીવો તેને માટે અનેક ઠેકાણે ફરે છે અને મહા કષ્ટ વેઠે છે. જ્ઞાન વગર બીજા કોઇ સાધનથી તેની પ્રાપ્તિ થતી નથી, છતાં મનુષ્યો જ્ઞાનથી બહિર્મુખ રહી તેને શોધવાને ખાલી શ્રમ કર્યા કરે છે. પૂર્વ જન્મના સંસ્કાર અને સ્વયંજ્ઞાન, એ બેથી જ આત્માની જિજ્ઞાસા પૂર્ણ થાય છે અને અનુભવ થતાં સદ્ગુરૂનો ઉપદેશ તેનો સાક્ષાત્કાર કરાવે છે.

હે નચિકેતા ! પરમાત્મા દેવમાંથી હિરણ્યગર્ભ ઉત્પન્ન થાય છે અને તે પછી આકાશાદિક પંચ મહાભૂતોની રચના રચાય છે. હિરણ્યગર્ભ પૂર્વ જન્મે કરેલાં પુણ્ય પાપનાં ફળને લીધે ઉત્પન્ન થાય છે અને પછી તે કર્મ ફળના ભોક્તારૂપે આ સંસારની જાળને ઉત્પન્ન કરે છે. જેમ કરોળિયો પોતાની ઇચ્છા થતાં મોટી જાળ બાંધે છે, અને તેમાં નાના પ્રકારની ક્રીડાઓ કરે છે, તેમ આત્મદેવ પોતાને ઇચ્છા થતાં આ જગતજાળને ઉત્પન્ન કરી, કર્મવશથી તેમાં નાના પ્રકારની ક્રીડાઓ કરે છે અને જ્યારે પોતાને પાછી વિરામની ઇચ્છા થાય છે ત્યારે તે જાળ પોતામાં સંકેલી લે છે. આત્મા મનવાણીનો અવિષય હોવાને લીધે આવા કલ્પના માત્ર હિરણ્યગર્ભના વિરાટસ્વરૂપને કલ્પી તેનું ધ્યાન ધરવાનો મનુષ્યોને ઉપદેશ કરવામાં આવે છે. જાતિ, ગુણ અને ક્રિયાવાળા પદાર્થનું શબ્દાદિકવડે કથન કરી શકાય છે. પરંતુ આત્મા તેવો નથી, એટલે તેનું કથન થઇ શકતું નથી. સામાન્ય લોકના જ્ઞાનને માટે તેનું કથન કલ્પનાઓના સ્વરૂપમાં જ કરવું જોઇએ. વિરાટસ્વરૂપ અને બીજાં જે સ્વરૂપોથી તેનું કથન કરાય છે, તે સામાન્ય મનુષ્યોને માટે છે, જ્યારે જ્ઞાનીઓને માટે તો જ્ઞાનજ આત્માને મેળવવાનું પરમ સાધનછે.

## પ્રાણની મહાર્ઘતા.

યમઃ–प्राणाद्वा एव उदेति प्राणेऽस्तमेति सर्वे प्राणेऽर्पितम्–હે શ્રદ્ધાળુ નચિકેતા! પ્રાણથી જ સૂર્યાદિક તેજ ઉદય થાય છે અને પ્રાણમાં જ તે તેજનો લય થાય છે અને પ્રાણમાં જ અગ્નિ આદિક દેવતાઓ રહેલા છે. રથના ચક્રની નેમીમાં જેમ આરાઓ રહેલા છે, તેમ વાગાદિક સર્વ ઇંદ્રિયો અને અગ્નિ આદિક સર્વ દેવતાઓ સર્વદા પ્રાણમાં જ સ્થિતિ કરીને રહેલા છે. પોતાના બળથી પ્રાણને ઉલ્લંઘન કરવાની શક્તિ કશામાં નથી. માટે પરમાત્મા દેવના સ્વરૂપભૂત પ્રાણ જ ધ્યાન ધરવાને યોગ્ય છે. હે નચિકેતા! તારા અને મારા શરીરમાં તથા બીજાં પ્રાણીઓના શરીરમાં તેમ જ વિરાટ ભગવાનના શરીરમાં જે ચૈતન્ય રહેલું છે, તે સર્વ બુદ્ધિવૃત્તિઓમાં સાક્ષીરૂપે છે. જે ચૈતન્ય હિરણ્યગર્ભ ભગવાનમાં રહેલ છે, તે જ ચૈતન્ય અસ્મદાદિ જીવોમાં પણ રહેલ છે. જેમ અખંડ આકાશમાં કિંચિન્માત્ર પણ ભેદ નથી, તેમ અખંડ ચૈતન્ય દેવમાં પણ કશો ભેદ નથી. જેમ આકાશ ઘટમઠાદિક ઉપા-

ધિઓથી ભેદ પામે છે, તેમ અવ્યાકૃત, સૂક્ષ્મ સ્થૂલ આદિક ઉપાધિઓથી ચૈતન્ય ભેદ પામેલું જણાય છે. આ જડ જગતને લીધે ચૈતન્યમાં ભેદ ભાસે છે, પરંતુ તે ભેદ અજ્ઞાની માણસની દૃષ્ટિમાંજ રહેલ છે. વિદ્વાન પુરૂષો વાસ્તવિક રીતે તે ભેદને જાણતા નથી. વિવેકી અને આત્મદર્શી પુરૂષોને આત્મામાં કોઇ પણ પ્રકારનો ભેદ દેખાતો નથી. તેઓ અદ્વિતીય આત્માને અજ્ઞાનથી કલ્પિત ભાવે પણ ભિન્ન માનતા નથી, પણ જ્ઞાનાવસ્થામાં પણ તેથી અતિરિક્ત કંઇ પણ હોય, એમ માનતા નથી. જેમને આત્મામાં ભેદ પ્રતીત થાય છે, તેઓ વારંવાર જન્મ મરણને પામે છે.

જે પાપી પુરૂષ આત્મામાં નાના પ્રકારના ભેદ જૂવે છે, તે મરણભાવને પામે છે–મૃત્યોઃ સ મૃત્યુમાપ્નોતિ ય ઇહ નાનેવ પશ્યતિ–જે પુરૂષ નાના પ્રકારના ભેદ આત્મામાં માને છે, તે મૃત્યુ પામે છે. માટે મુમુક્ષુ જનોએ આત્માને ભેદ રહિત અખંડ પરમાનંદઘન સ્વરૂપે જાણવો. ભેદ માત્ર ઉપાધિઓમાં રહેલો છે અને આત્માને પણ ઉપાધિઓ કશો બાધ કરી શકતી નથી. જે જગત દેખાય છે, તે ઉપાધિવાળા ઇશ્વરરૂપ પરંપરાની ભ્રમમૂલક દ્રષ્ટાની દૃષ્ટિ જ છે. બ્રહ્મથી ભિન્ન દરેક પદાર્થ નરશૃંગની માફક અસત્ય છે. અસત્યપદાર્થથી સત્ય એવા આત્માનો ભેદ સંભવે નહિ, ને છે પણ નહિ. હે નચિકેતા! અદ્વિતીય પરમાત્મા દેવ જીવરૂપવડે મનુષ્યોના હૃદયમાં રહે છે. હૃદયદેશમાં રહેલા અંગુષ્ઠ માત્ર પરિમાણવાળા આત્માને જેઓ જાણે છે, તેમને જગતમાં બીજું કંઇ જ જાણવા જેવું રહેતું નથી. હૃદયમાં રહેલા અંગુષ્ઠ જેવડા તે પરમાત્મા ઇશાન કહેવાય છે અને સ્વયંજ્યોતિરૂપ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળથી તે વિપરીતભાવને પામતા નથી, પણ સદા સર્વદા એકરસ રહે છે. અસ્તિ, ભાતિ અને પ્રિય, ઇત્યાદિ રૂપથી આત્માનો ભેદ સંભવતો નથી. પર્વતના શિખર ઉપર પડેલું જળ જેમ પાછળથી નીચે પડે છે, તેમ ભેદ ભાવવાળો જીવાત્મા અનેક પ્રકારના જન્મ પામે છે. ભેદદૃષ્ટિથી અનેક પ્રકારના જન્મોમાં ફરતો જીવાત્મા જ્યારે પૂર્વ જન્મના કોઇ મહાન પુણ્યના ઉદયથી સદ્‌ગુરૂને મળી, આત્મજ્ઞાન સંપાદન કરે છે, ત્યારે તેને બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. જેમ શુદ્ધ જળ, રંગવાળી ભૂમિઓમાંથી પસાર થતાં અનેક પ્રકારનાં રંગવાળું થાય છે, તેમ ભેદદૃષ્ટિએ કરીને અનેક પ્રકારની ઉપાધિઓમાંથી પસાર થતો શુદ્ધ આત્મા અનેક પ્રકારનો લાગે છે. સ્વચ્છ સ્થળમાંથી વહી જતો જળપ્રવાહ જેમ પાછો શુદ્ધ શુકલ વર્ણવાળો દેખાય છે, તેમ આત્મા પણ પવિત્ર વિચારોમાં પડતાં પવિત્ર અખંડ આનંદ સ્વરૂપ શુદ્ધ સ્વરૂપેજ પ્રતીત થાય છે- અંતઃકરણાદિકનાસંબંધથી આત્મામાં કર્તૃત્વ-ભોક્તૃત્વના ધર્મો દેખાય છે, પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરી જોતાં તેમાં તે કંઇજ નથી. તે સર્વદા નિર્વિકાર શુદ્ધ છે, પરંતુ ઉપાધિમાં રહેલો તે જોનારની ભેદદૃષ્ટિથી કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવવાળો દેખાય છે. સ્વભાવથી શીત ગુણવાળું જળ અગ્નિના સંબંધથી ગરમ લાગે છે, પરંતુ જ્યારે તેને તેના જાતિ સ્વરૂપને પામવા દેવામાં આવે છે ત્યારે તે શીતળ જ હોય છે, તેમ આત્મા પણ ઉપાધિથી ઉપાધિવાળો દેખાય છે, છતાં જ્યારે મૂળ સત્વસ્વરૂપે તેને જૂવે છે ત્યારે તે આનંદ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યરૂપેજ દેખાય છે.

## શરીરજ દુઃખનું કારણ.

હે નચિકેતા! શરીર જ દુઃખ માત્રનું કારણ છે. અને શરીરને લીધે જ જીવ માત્રને દુઃખનો અનુભવ થાય છે. શરીરનો અભાવ

થતાં દુઃખની પ્રાપ્તિનો પણ અભાવ થાય છે. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ, એમ ત્રણ જાતનાં શરીરો કહેવાય છે. અજ્ઞાનરૂપ કારણ શરીર જીવોના દુઃખના અનુભવવાળું પણ બની શકતું નથી. જો કારણ શરીર દુઃખનું કારણ બનતું હોય તો સુષુપ્તિ અવસ્થામાં પણ મનુષ્યને દુઃખ થવું જોઇએ, પરંતુ તેમ થતું નથી. બીજ જેમ અંકુરાદિકદ્વારા ફળના કારણરૂપ બને છે, તેમ અજ્ઞાનરૂપ કારણ શરીર પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરદ્વારા જીવોના દુઃખનું કારણ બને છે. સૂક્ષ્મ શરીર સાક્ષાત્ અજ્ઞાનરૂપ માયાના કાર્ય જેવું છે. તેથી માયારૂપ કારણના નાશ વગર તેનો નાશ થઇ શકતો નથી. સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરરૂપી વસ્ત્રના કારણ રૂપ હોવાથી શાસ્ત્રમાં તેને સૂત્ર એવું નામ પણ આપેલું છે. સ્થૂલ શરીર ધારણ કર્યા વગર સૂક્ષ્મ શરીર ભોગ ભોગવી શકતું નથી. માટે સ્થૂળ શરીરજ ગુરૂ શાસ્ત્રના ઉપદેશવડે આત્મા પ્રત્યક્ષ થઇ શકે છે. આ શરીરને શ્રુતિમાં પૂર એટલે નગર કહેવામાં આવ્યું છે અને જીવાત્માને રાજા ગણવામાં આવ્યો છે. આ કાયાનગરને બે ચક્ષુ, બે નાસિકા, બે કર્ણ, અને એક મુખ, એ સાત દ્વાર ઉપર, પાયુ અને ઉપસ્થ, આ બે દ્વાર નીચે, નાભિ મધ્યે અને બ્રહ્મરન્ધ્ર ઉપર, એટલે મસ્તકનાં ત્રણ હાડકાંઓના સમાગમમાં આવેલું અગિયારમું દ્વાર છે. બ્રહ્મરન્ધ્ર નામના અગિયારમા દ્વારમાં સુષુમ્ણા નાડીરૂપ સરસ્વતીનો વાસ છે. આને કોઇ મહાત્મા યોગીઓજ જાણી શકે છે. સુષુમ્ના નાડી મારફતે બ્રહ્મરન્ધ્રમાંથી શરીરપૂરને ત્યજી બહાર નીકળેલા યોગી પુરૂષો દેવયાનમાં બિરાજી બ્રહ્મલોકમાં જાય છે. કાયારૂપી નગરમાં પરમાત્મારૂપી ઇંદ્ર ભગવાન્ વાગાદિક ઇંદ્રિયો અને અગ્નિ આદિક દેવતાઓરૂપી પ્રજાની સાથે નિવાસ કરે છે. આનંદ સ્વરૂપ આત્મા માયાના આવરણથી જીવ ભાવને પામી, શરીરપૂરમાં રાજ્ય કરે છે, અને તેને અંગે થતાં સુખ દુઃખનો અનુભવ કરે છે. આ પ્રમાણે શરીરપૂરમાં રહેલા જીવાત્માને સુખ દુઃખનો અનુભવ મળે છે, પરંતુ પરમ જ્યોતિરૂપ શુદ્ધ આત્મા તો સર્વના સાક્ષીરૂપે જ વિરાજે છે. કારણ કે, તે અસંગ છે, એટલે સુખ દુઃખ ઇત્યાદિ ઇંદ્રિયોના ધર્મો તેને બાધ કરી શકતા નથી. સુષુપ્તિ અવસ્થામાં તેની શુદ્ધ સ્વરૂપતા કોઇ પણ તત્વજ્ઞથી સમજી શકાય છે. ગમે તેવા દુઃખમાં આવી પડેલો પુરૂષ પણ જ્યારે નિદ્રામાં હોય છે ત્યારે પરમાત્મામાં લયભાવને પામવાથી તેને તે દુઃખની અસર જણાતી નથી, એ લોકપ્રસિદ્ધ સત્ય છે. પૂર્વે આપણે દર્શાવી ગયા છીએ, તેમ સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિયાદિકથી મુક્ત આત્મસ્વરૂપની શુદ્ધ સ્વરૂપતા સમજવામાં આવે છે. આત્મા સુખ, દુઃખ અને શોકથી રહિત ચૈતન્યઘન છે. તેને શરીરપૂરનું, જીવાત્મા રૂપી રાજા થઇને રાજ્ય કરતાં પણ બહારના તથા અંદરના પદાર્થો અને બીજી લાગણીઓ અસર ઉપજાવી શકતાં નથી. માટે જ તેને નિર્વિકાર, નિઃસંગ અને આનંદસ્વરૂપ કહેવામાં આવે છે. શરીરપૂરમાં રહેલો પરમાત્મા તેના બંધનથી બંધાતો નથી. નિત્યમુક્ત હોવાથી શરીરમાં રહેતો હોવા છતાં પણ તે મુકત છે અને સ્વયંપ્રકાશત્વને અને સ્વસાક્ષીત્વને લીધે પણ તે સર્વદા નિત્યમુકત જ રહે છે. એને કોઈ પણ જાતના બંધ બાંધી શકાતા નથી. સ્વરૂપવાળી કે ગુણવાળી વસ્તુને જ રજ્જુ આદિકથી બંધ બાંધી શકાય છે. આકાશને રજ્જુથી પણ બંધ બાંધી શકાતો નથી, તેમ આત્માને

પણ કોઇ જાતનો બંધ સંભવતો નથી. જે જેની ઉત્પત્તિના કારણરૂપ હોય, તે તેને બાંધી શકે નહિ. જે બંધાય છે તે મન છે, અને શાસ્ત્રકારોએ પણ કહ્યું છે કે, मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः અર્થાત્ મન અને પરમાત્માદેવ તો મનથી સર્વદા પર છે. સંસર્ગ તથા બંધથી પણ નિત્યમુક્ત એવા આત્માને સૂમવાયાદિક સંબંધ નહિ હોવાથી બંધન ઘટતું નથી. શરીરપૂરમાં વાસ કરતાં અજ્ઞાનાવસ્થામાં જે આત્મ મુક્ત છે, તે આત્મા તેનો જ્ઞાનયોગથી સાક્ષાત્કાર થતાં મુક્ત હોય, એમાં સંશય શો છે? અર્થાત્ તે નિત્ય મુક્ત જ છે.

શરીરપૂરમાં રહેલા અવિદ્યાના આવરણવાળા અને જીવાત્મભાવને પામેલા આત્માને જ્યારે જ્ઞાનથી પોતાનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે અવિદ્યારૂપી માયાના આવરણનો તે છેદ કરે છે. અવિદ્યા અજ્ઞાન તિમિરનો નાશ કરનાર હોવાથી આત્મા હંસ અને સૂર્ય કહેવાય છે ને શાસ્ત્રોમાં તેથી प्राणः प्रजानामुदयत्येष सूर्यः—સંપૂર્ણ પ્રજાના બાહ્ય પ્રાણરૂપ આત્મસૂર્યનો ઉદય થાય છે, એમ કહેલું છે. શુદ્ધ હૃદય અને આકાશવિષે રહેલો હોવાથી આત્મા શુચિષત, જીવોને અત્યંત પ્રિય હોવાથી વસુ અને સર્વને ઉદય અને પ્રકાશ આપનાર હોવાથી આત્મા અંતરિક્ષસત્ કહેવાય છે. હોતા, વેદિષત્ અને અતિથિ આદિક નામો પણ આત્માને આપવામાં આવેલ છે.

'પૃથ્વી આદિક જેમ જલાદિને આશ્રયે રહેલ છે, તેમ સ્વયંજ્યોતિ આત્મા કોઇને પણ આશ્રયે રહેલ નથી, પરંતુ પોતે જ પોતાના સ્વરૂપને આશ્રયે રહેલ છે. શ્રુતિમાં કહ્યું છે કે—सभूमा कस्मिन् प्रतिष्ठितः स्वे महिम्नि—વ્યાપક આત્મા શામાં સ્થિત છે? ઉત્તર એ જ કે, તે પોતાના મહિમામાં રહેલ છે, બીજા કશામાં તે સ્થિતિ કરે, એ સંભવિત નથી. પુણ્ય પાપરૂપ કર્મોના ફળમાં પણ આત્માની સ્થિતિ છે. કારણ કે ફળના ભોગને માટે તે જ અનેક પ્રકારનાં રૂપે પ્રકટે છે. હિરણ્યગર્ભની સમષ્ટિ બુદ્ધિ પણ આત્માથી પ્રકાશે છે. પંચ મહાભૂતોમાં હિરણ્યગર્ભરૂપે આત્મા જ પ્રકટે છે. પૃથ્વીરૂપ કમળની કર્ણિકારૂપ સુમેરૂ પર્વતની ઉપર ચાર મુખવાળા બ્રહ્માના સ્વરૂપે આત્માજ ઉત્પન્ન થાય છે, અર્થાત્ સ્થાવર જંગમ સઘળું જગત બ્રહ્મમય હોવાથી શ્રુતિ ભગવતી કહે કે—सर्वं खल्विदं ब्रह्म—અખિલ જગત સર્વ બ્રહ્મ સ્વરૂપાત્મક છે. હે નચિકેતા! આનંદ સ્વરૂપ આત્મદેવ સર્વ જીવોના હૃદય દેશમાં રહી પ્રાણરૂપ વાયુને ઉપર લઇ અપાન વાયુને નીચે ઉતારે છે. તેથી શરીરના સજીવત્વને સહાયકારી વાયુઓ પણ આત્માને જ વશવર્તી રહેલ હોવાથી, તેની પ્રતીતિ કરાવનાર ચિહ્ન સ્વરૂપે ગણાય છે. જ્યારે આત્મા શરીરમાંથી નીકળી જાય છે, ત્યારે તે કાષ્ઠસમાન નિશ્ચેષ્ટ બની રહે છે, માટે શરીર છે તે પણ આત્માનું અસ્તિત્વ દર્શાવનાર એક ચિહ્ન છે. કેટલાક એમ કહે છે કે, શરીરમાં જે પ્રાણ અને અપાન વાયુઓનું સંચલન, તે જ ચૈતન્યનું દ્યોતક હોવાથી તે કેમ આત્મા ન કહેવાય? ના. એમ નથી. પ્રાણ અને અપાન વાયુઓ પણ પોતાના અધિષ્ઠાન વગર પોતપોતાનાં કાર્ય કરવાને શક્તિમાન થતા નથી, માટે તેમના અધિષ્ઠાનરૂપ આત્માના ચૈતન્યની શરીરના સજીવત્વને માટે સંપૂર્ણ અપેક્ષા રાખે છે. ચૈતન્ય પ્રાણાદિકથી પર છે અને તેમનો પણ અધિષ્ઠાતા છે. શ્રુતિમાં કહ્યું છે કે—न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन। इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ—

કોઇ પણ દેહધારી જીવ પ્રાણ કે અપાન વાયુને લીધે જીવતો નથી, કિંતુ જે અધિષ્ઠાનરૂપી ચૈતન્યમાં પ્રાણ અને અપાન એઉ વાયુઓ સ્થિતિ કરે છે, તે ચૈતન્યાત્માવડે જ સર્વ પ્રાણીઓ જીવે છે.

## આત્માનું સત્વ.

હે નચિકેતા ! મરણ આવવા છતાં પણ આત્માનો અત્યંતાભાવ થતો નથી, પરંતુ મરણની પછી કેટલાક જીવો મનુષ્યાદિક જંગમ શરીરોના બીજભાવને પામે છે અને કેટલાક જીવો સ્થાવર વૃક્ષાદિકના બીજભાવને પામે છે. આમ થવામાં બે મુખ્ય કારણ છે:– એક તો શરીર, મન અને વાણીવડે કરેલાં પુણ્ય પાપરૂપ કારણ અને બીજું પૂર્વ પૂર્વ જન્મના જ્ઞાન કર્મજન્ય સંસ્કારરૂપ વાસનાકારણ. પાપ કર્મ કરતાં પુણ્ય કર્મોની અધિકતા હોય છે, ત્યારે જીવ મનુષ્ય જેવા ઉત્તમ જંગમ શરીરને પ્રાપ્ત થાય છે અને પાપ કર્મોની જ્યારે. અધિકતા હોય છે ત્યારે વૃક્ષાદિક સ્થાવર શરીરને પ્રાપ્ત થાય છે. વળી પુણ્ય કર્મોની ન્યૂનાધિકતાના પ્રમાણમાં જીવ બ્રાહ્મણથી આદિ લઇને કીટપતંગાદિક જંગમ શરીરને પામે છે. એ જ પ્રમાણે પાપના સંચયાનુસાર વટાદિ વૃક્ષ અને તૃણાદિ વનસ્પતિરૂપ સ્થાવર શરીરોની જીવને પ્રાપ્તિ થાય છે. સર્વ સ્થૂલ પ્રપંચની પહેલાં ઉત્પન્ન થનાર ભગવાન્ હિરણ્યગર્ભ છે, તે પણ પુણ્ય કર્મોના અતિ ઘણા મોટા અને પાપ કર્મોના કિંચિન્માત્ર લેશને લીધે પ્રથમ શરીરધારી બને છે, છતાં તેમને પણ ક્ષુધા અને ભયની પ્રાપ્તિ થાય છે, તેનું કારણ તેમનાં કર્મનું ફળ છે અને એમનો દેહ પણ પુણ્ય પાપ એ બેઉથી ઉત્પન્ન થાય છે, એમ શ્રુતિ ભગવતી કથન કરે છે. આ પ્રમાણે સકળ જગત પોતપોતાનાં કર્મ અને વાસનાઓને અનુસારે ઉત્પન્ન થાય છે. આ જગતની ઉત્પત્તિમાં ચેતનનો અવશ્ય અંગીકાર કરવો પડતો હોવાથી, આત્માની સત્તા પણ એની મેળે જ સ્વીકારવી પડે છે.

યમરાજા—હે નચિકેતા ! સર્વ જીવોના આત્મારૂપ જે સ્વયંપ્રકાશ અને ચેતન પુરૂષ છે, તે સ્વપ્નાવસ્થામાં પુત્ર, ગૃહ અને ક્ષેત્રાદિક અનેક કાલ્પનિક પદાર્થો ઉપજાવે છે, છતાં તે સર્વથી પોતે ભિન્ન રહે છે. સ્વપ્નાવસ્થામાં શ્રોત્રાદિક ઇંદ્રિયો લયભાવને પામે છે, તેમ છતાં ચેતન પુરૂષ સર્વદા જાગ્રત રહે છે, એટલે તેને સ્વપ્નમાં જોયેલા સર્વ પદાર્થનું જ્ઞાન રહે છે, અર્થાત્ મનની અંદર બનતા બનાવોનો પણ તે સાક્ષી છે. આત્મા ચેતનરૂપ હોવાથી સ્વરૂપશુદ્ધ કહેવાય છે અને તેને પ્રપંચનો અટકાવ થતો નથી. ચૌદ લોક અને સ્થાવર જંગમ શરીરો તથા પંચમહાભૂત, એ સઘળું આત્માને આશ્રયે રહેલું છે. આત્માનો પ્રકાશ જતો રહેતાં તે કંઇજ નથી. કામના, વાસના, અને કર્મ ફળના ભોગરૂપ આ સંસારસાગરને તરીજવા માટે નૌકારૂપ આત્મચિંતન છે. આત્માનું જ્ઞાન એ જ મોક્ષ છે. આત્માથી ભિન્ન કંઇ નથી. અગ્નિ કાષ્ઠ સ્વરૂપ નથી, કાષ્ઠથી તે જૂદો છે, કાષ્ઠમાં તે દેખાતો નથી, તેમ છતાં જ્યારે કાષ્ઠનું ઘર્ષણ થાય છે, ત્યારે તે પ્રત્યક્ષ દેખાય છે અને જૂદાં કાષ્ઠોને નામે તે જૂદે જૂદે સ્વરૂપે પ્રતીત થાય છે; પરંતુ વાસ્તવિક રીતે તો તે અગ્નિ સર્વત્ર અગ્નિ સ્વરૂપ જ હોય છે.એ જ પ્રમાણે સ્થાવર જંગમ સઘળાં જગતને વિષે ભરાઇને રહેલો આત્મા જૂદી જૂદી ઉપાધિઓવડે કરીને જૂદેજૂદે નામે ઓળખાય છે; પરંતુ વાસ્તવિક રીતે વિવેક દ્રષ્ટિએ જોનારાઓને તો તે

સર્વત્ર એકનો એક અને એનો એ જ પ્રતીત થાય છે. સૂર્ય ભગવાન્ સર્વ જીવોના નેત્રમાં તેજરૂપે રહેલા હોવા છતાં આંધળા કે કાણા-ઓના નેત્રના દોષથી દોષિત થતા નથી. તેમ આત્મા પણ સર્વ જીવોમાં રહેલો હોવા છતાં અમુક પ્રાણીના મરણથી કે દુઃખાદિથી મરણ કે દુઃખભાવને પામતો નથી. જલ-થી પૂર્ણ હજારો ઘડાઓમાં પ્રતિબિંબરૂપે પ્રત્યક્ષ થઇ રહેલા સૂર્યભગવાન્ એકાદ ઘડો તેના સંયોગોને લીધે નષ્ટ થતાં નાશ પામ-તા નથી, તેમ સર્વ જીવોના હૃદયકમળમાં રહેલા પરમાત્મા પણ જીવોના પાપ પુણ્ય રૂપ દેહના નાશથી નાશ પામતો નથી, પણ અખંડ જ્યોતિરૂપે સર્વદા વિદ્યમાન રહે છે. જગતની અને જીવોની પરંપરાઓ થયા કરતી હોવા છતાં તે તો એક જ સ્વ રૂપે હમ્મેશ રહે છે. નાના રંગના કાચ-માંથી સૂર્ય ભગવાનને જોનાર મનુષ્ય તેમને વિધવિધ રંગના દેખે છે; પરંતુ તે તો શુદ્ધ એકજ સ્વરૂપે રહેલા હોય છે, તેમ ભિન્ન ભિન્ન દૃષ્ટિઓને ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતીત થતા હોવા છતાં પણ આત્મદેવ નિરંતર એક સ્વરૂપે જ રહેલા છે, એમ શાસ્ત્રદૃષ્ટિએ જોનારને સ્પષ્ટ પ્રતીત થયેલું છે. સૂર્યમાં નાના રંગ દેખાવા તે જેમ મિથ્યા છે, તેમ આત્મામાં અનેક ભેદ દેખાવા, એ પણ અ-જ્ઞાનજન્ય મિથ્યા જ્ઞાન અને પરંપરાનો અધ્યાસ છે.

હે નચિકેતા! આત્મદેવ યદ્યપિ માયાથી રહિત હોવા છતાં પોતાની સ્વતંત્ર ઇચ્છાથી તેમને માયા ઉત્પન્ન કરવાની ભાવના થાય છે, અને એ ભાવનાના વિવર્તથી આ સ્થાવર જંગમાત્મક જગત ઉદ્ભવે છે, અર્થાત્ આત્મ-દેવ પોતેજ બહુરૂપે બને છે અને તે કેવળ તેમની ઇચ્છા જ છે. માટે ઉપનિષદોમાં કહ્યું છે કે-બ્રહ્મને ઇચ્છા થઇ અને જગત ઉત્પન્ન થયું. સર્વત્ર ઓતપ્રોત રહેલ અને બ્રહ્મથી જ સ-ભર ભરેલ જગતમાં ઉત્પન્ન થયેલા જે બ્રહ્મ-ચર્ય આદિક સાધનસંપન્ન અધિકારી પુરૂષો છે, તેઓ ગુરૂશાસ્ત્રના ઉપદેશથી પોતામાં અને જગતમાં એકરસરૂપે રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, તેઓ જ મોક્ષરૂપ નિત્ય સુખને પ્રાપ્ત કરી શકે છે. જે પુરૂષ ગુરૂ-શાસ્ત્રના ઉપદેશથી આત્મજ્ઞાન મેળવતો નથી, તે જન્મ મરણની આવૃત્તિઓ કર્યાજ કરે છે. જગતમાં નિત્ય સ્વરૂપે મનાયલાં જે કાલ અને આકાશાદિક છે, તેમાં પણ આત્મા પોતાની સત્તાથી નિત્યતા સિદ્ધ કરે છે. તેથી આત્મા નિત્ય પદાર્થોના પણ નિત્ય સ્વરૂપ જેવો છે. ચૈતન્યરૂપથી પ્રસિદ્ધ નેત્રાદિક ઇંદ્રિયો અને તેમનાથી ઉત્પન્ન થયેલી અંતઃક રણાદિકની વૃત્તિઓ વગેરેમાં પણ આત્મા જ પોતાના ચૈતન્યથી ચેતનતા સિદ્ધ કરે છે. જે પરમાત્માના જ્ઞાનથી મુમુક્ષુ જનો મોક્ષ મેળવે છે, તે જ પરમાત્મા સર્વ જીવોને મનવાંચ્છિત પદાર્થોની પ્રાપ્તિ કરાવે છે. મન વાણીનો અવિષય એવો પરમાત્મા તેનું ધ્યાન ધરનારાઓને હૃદયકમળમાં જ્યોતિરૂપે પ્રકા-શતો જોવામાં આવે છે.

## આત્મા અવર્ણનીય.

હે નચિકેતા! આત્માનું કોઇપણ પ્રકારે વર્ણન થઇ શકે તેમ નથી. માટે વિદ્વાનો તેને વાણીનો અવિષય કહે છે. મિષ્ટાન્ન ભોજનથી ઉત્પન્ન થયેલા વિષયજન્ય સુખને પણ જ્યારે વાણીથી સર્વ પ્રકારે વર્ણવી શકાતું નથી, ત્યારે અખંડ આનંદ સ્વરૂપ પરમાત્માના સાક્ષા-ત્કારથી ઉત્પન્ન થયેલા સુખાનંદને કેવી રીતે વાણી વર્ણવી શકે ? મનુષ્ય, દેવ, ગંધર્વ,* આજાનજ દેવ, કર્મજદેવ, ઇન્દ્ર, બૃહસ્પતિ,

* સૃષ્ટિની સાથે ઉત્પન્ન થયેલા દેવ.

વિરાટ્ અને હિરણ્યગર્ભ આદિ સર્વના આનંદના સુખ કરતાં પણ બ્રહ્માનંદનું સુખ ઘણું મોટું અને અનુપમેય છે, એટલે વાણી તેનું વર્ણન કરી શકતી નથી. બ્રહ્મવેત્તા ગુરૂઓ અને ભગવતી શ્રુતિ પણ આત્માનંદના સુખનું વર્ણન કરવામાં સમર્થ નથી, પણ 'નેતિ, નેતિ' એમ કહીનેજ બ્રહ્માનંદના સુખનું સર્વોત્તમપણું દર્શાવે છે. જ્યારે શ્રુતિ ભગવતી 'પ્રયતમ' એટલા શબ્દોમાં જ એ સુખને વર્ણવી વિશેષ કથન કરી શકતી નથી, ત્યારે હે નચિકેતા ! હું બ્રહ્માનંદના સુખને તમારી સન્મુખ કયા શબ્દોએ કરી વર્ણવવા સમર્થ થાઉં? અર્થાત્ બ્રહ્માનંદના સુખનું વર્ણન કરવું, એ વાણીનો વિષયજ નથી, એટલે તે અગાધ આનંદછે અને તેમાંથીજ ચરાચરજગતઆનંદ લુંટે છે અને તમે પણ બ્રહ્માનંદના અપૂર્વ આનંદના સુખને આ આત્મોપદેશવડે કરીને અનુભવો, એટલે તે સુખ કેવું છે, તેનો તમને અપરોક્ષ અનુભવ થશે.

આત્મસુખ યથાર્થ રીતે પ્રતીત થાય છે કે વિપરીત રીતે પ્રતીત થાય છે, તે જાણવાનેમાટે તત્વજ્ઞાનીઓ હમ્મેશ વિચાર કરેછે. કર્તા,કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન ને અધિકરણ, એ છ કારકો અને સંબંધ તથા ગમન આદિક ક્રિયાઓ જેને લાગુ પડે એવા પદાર્થો ભેદવાળા હોય છે, અને જે જે પદાર્થ ભેદવાળો હોય, તે તે વસ્તુ પરિચ્છેદવાળો પણ હોય જ અને પરિચ્છિન્ન હોય તે પદાર્થ કદી પણ નિત્ય સુખરૂપે હોય નહિ જ. શ્રુતિ ભગવતી કહે છે કે–यो वै भूमा तत्सुखम्–જે વસ્તુ સર્વત્ર વ્યાપક છે, તે જ નિત્ય સુખ આપનાર છે. જે ભેદવાળું સુખ છે તે સર્વદા અનિત્ય હોવાથી જન્મમરણના કારણરૂપ થાય છે. વિષયજન્ય અનિત્ય સુખો દુઃખરૂપ છે, તથાપિ સુખના ભ્રમને લીધે મનુષ્યો તેમાં સુખરૂપતા જુએ છે. જ્યારે આત્મોપદેશથી અજ્ઞાન તિમિરનું આવરણ જ્ઞાનરૂપ જ્યોતિથી દૂર થાય છે ત્યારે, વિષયજન્ય સુખોમાં સુખરૂપતા કોઇને પણ જણાતી નથી. ઉપર્યુક્ત કારકાદિકની અપેક્ષા જેને નથી, એવો નિત્ય પદાર્થ, આ અનિત્ય જગતમાં છે જ નહિ, એટલે તેમાં સુખનો લવ પણ હોય, એ બીલકુલ સંભવિત નથી. નિત્ય સુખ નિત્ય વસ્તુમાં હોય છે; અને તે નિત્ય વસ્તુ પરમાત્મા જ છે, માટે પરમાત્માના જેવું બીજું કંઇ પણ સુખ નથી, એમ સિદ્ધ થાય છે. ચૈતન્ય વગર સુખની પ્રતીતિ પણ જીવોને સંભવતી નથી અને ચૈતન્ય પરમાત્મા સ્વરૂપે છે. માટે પરમાત્મા સુખરૂપતાને પોતાના ચૈતન્યના બળથી પ્રત્યક્ષ દર્શાવે છે. જો આત્મામાં નિરતિશય સુખની પ્રાપ્તિ ન હોય, તો આ જગતના જીવોને જે પોતાને માટે અત્યંત, નિરતિશય પ્રીતિ હોય છે,તે હોવી જોઇએ નહિ. પરંતુ અનુભવથી જણાય છે કે, જીવ માત્ર પોતાના ઉપર નિરતિશય પ્રીતિ રાખે છે, માટે તેમાં જ–પોતાનામાં જ અર્થાત્ પોતાના હૃદયકમળમાં રહેલા પરમજ્યોતિરૂપ આત્મામાં જ, પ્રાણીઓ યદૃચ્છાથી નિરતિશય સુખને દેખે છે અને બાહ્ય સુખને ભ્રમથી સુખરૂપ માને છે; પરંતુ ખરૂં સુખ તો તેમને પોતાના આત્મામાં જ પ્રતીત થાય છે. જેનું વર્ણન ન કરી શકાય એવા કામ આહારાદિકના પ્રિય સુખમાં નિમગ્ન થયેલો જીવ પણ જ્યારે આત્મા ઉપર આવી પડે છે, ત્યારે તેનો ત્યાગ કરીને પરમ પ્રીતિવાળા આત્માનું અર્થાત્ પોતાનું રક્ષણ શોધે છે, પોતામાં જે અન્ય પ્રેમ અને નિત્ય સુખ રહેલું છે તેને તે શરણે જાય છે અને વિષયજન્ય સુખને છોડી દે છે.

સૂર્ય ભગવાનનો ઉદય થતાં જેમ રાત્રી નિવૃત્ત થઇ જાય, તેમ બ્રહ્માનંદનો ઉદય થતાં અજ્ઞાન–તિમિરનો નાશ થઇ જઇ, બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થાય છે. અંતઃકરણની વૃત્તિરૂપ ઉદયાચળ ઉપર સૂર્ય સમાન બ્રહ્માનંદ ઉત્પન્ન થતાં જ સંસારરૂપી રાત્રીનો નાશ થાય છે. સૂર્ય, ચંદ્ર, તારાગણ, વિદ્યુત્ અને અગ્નિ આદિક સવ બ્રહ્મના તેજથી જ તેજવાળાં છે. લોખંડનો ગોળો જેમ પોતે નિસ્તેજ હોવા છતાં અગ્નિના સંસર્ગથી લાલઘૂમ થઇ તેજસ્વી બને છે, તેમ બધા પદાર્થો બ્રહ્મથી પ્રકાશરૂપ બને છે. અપ્રકાશ સ્વભાવની સઘળી વસ્તુઓ સૂર્યાગ્નિના તેજથી પ્રકાશતી હોવાથી તેમને બીજા–બ્રહ્મપ્રકાશની અગત્ય નથી,એમ કહેવું પણ ઘટિત નથી, કારણ કે, સૂર્યનો પ્રકાશ હોવા છતાં પણ અંધથી ઘડો દેખાતો નથી, તેમ ચક્ષુ અને સૂર્ય પ્રકાશ હોવા છતાં પણ ચૈતન્યાત્માનો મનમાં પ્રકાશ ન હોય તો ભ્રમિત અને મૂર્છિત આદિક મનુષ્યોને ઘડો દેખાતો નથી.

## અશ્વત્થરૂપ શરીર.

જે આજ હોય અને કાલ ન હોય, તે અશ્વત્થ કહેવાય છે. અશ્વત્થવિશેષ વૃક્ષ પણ તે જ કારણથી એ નામ ધરાવે છે કે, તે એક કાળે કલકલ ખીલી રહેલ હોવા છતાં બીજે કાળે સમૂળગું હોતું નથી. બ્રહ્મવેત્તા પુરૂષો આ ઉપરથી શરીરને પણ અશ્વત્થ કરીને કહે છે. કારણ કે આ જગતના જીવોનાં શરીર એવાં છે કે, એક ક્ષણ પર્યંતની પણ તેમની સ્થિતિમાં બુદ્ધિમાન્ પુરૂષો વિશ્વાસ મૂકી શકતા નથી. શરીરરૂપી અશ્વત્થ વૃક્ષનું મૂળ કારણ બ્રહ્મ છે અને ઇંદ્રિયાદિક તેના અવયવો, શાખાઓ અને પર્ણ સમાન છે. અશ્વત્થ રૂપી શરીર નિત્ય અને અનિત્ય ઉભય વાતમાં ઘટાવી શકાય છે. સ્થિતિની અસ્થિરતાને લીધે તે અનિત્ય છે ને બીજાંકુર ન્યાયે શરીર સ્થિતિએ નિત્ય છે, એટલે કે, બીજમાંથી અંકુર અને અંકુરમાંથી પાછું બીજ, એમ શરીર પણ પરંપરાએ નિત્ય હોવા છતાં બુદ્ધિમાનોને તેમાં નિત્યતા માનવાની નથી; કારણ કે, તે દુઃખના તથા ભોગના સ્થાનરૂપ હોવાથી અવિશ્વસનીય છે. અશ્વત્થરૂપી વૃક્ષનું કારણ બ્રહ્મ છે અને તેની પ્રાપ્તિથી જ શરીર અશ્વત્થની પરંપરાઓમાંથી જીવો મુક્ત થાય છે.

હે નચિકેતા ! જે પરમાત્મા આ જગતને ઉત્પન્ન કરી અનેક પ્રકારના વ્યાપારોમાં પોતે પ્રવર્ત થાય છે, તે પરમાત્મા મૃત્યુરૂપ થઇને તેનો પાછો પોતામાં જ સંહાર કરે છે. ઇંદ્રના વજ્રની માફક પરમાત્મા દેવ આ પ્રમાણે સર્વ લોકને ભય ઉત્પન્ન કરનાર છે; પરંતુ જેઓ તેના જ્ઞાનને લીધે જીવન્મુક્ત થયેલા છે, તે અમૃત ભાવને પામવાને લીધે તેનાથી ભય પામતા નથી. અગ્નિ જો કાષ્ઠોને બાળીને ભસ્મ કરી નાંખે છે, છતાં પોતાને બાળી શકતો નથી, તેમ આત્મા દેહોમાં રહેલો હોવા છતાં તે દેહોનો નાશ કરે છે, પરંતુ પોતે તેમની સાથે નાશ પામતો નથી. અખિલ જગત તેના ભયને લીધે પોતપોતાનાં કર્તવ્યો બરોબર બજાવ્યા કરે છે. સૂર્ય અને અગ્નિ તેના ભયને લીધે તપે છે, ચંદ્ર તેના ભયને લીધે પ્રકાશે છે, વાયુ વહાય છે અને મેઘો તેના ભયને લીધે જ વરસે છે. હું જે મૃત્યુ શાસનનું કાર્ય કરૂં છું, તે પણ પરમાત્મા દેવના ભયને લીધે જ બરોબર કરૂં છું. અગ્નિ આદિક દેવતાઓ જ્યારે આ પ્રમાણે પરમાત્માના ભયથી પોતપોતાનાં કર્તવ્યો કરે છે,

ત્યારે મનુષ્યો અને બીજા જીવો પરમાત્માના ભયને લીધે પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત રહે, એમાં શું આશ્ચર્ય !! પરમાત્માના ભયની નિવૃત્તિ તેના જ્ઞાનથી થાય છે; એટલે કે તેનું જ્ઞાન થતાં જન્મ મરણની નિવૃત્તિ થાય છે અને જ્યારે જન્મ મરણની નિવૃત્તિ થાય છે ત્યારે જ અધિકારી પુરૂષો આત્માને સર્વસ્વ માને છે અને તેમને કશાનો ભય રહેતો નથી.જેમને જન્મ મરણ છે, તેમને હમ્મેશ ભય લાગે છે.માટે શાસ્ત્રમાં કહ્યું છે કે–मृत्योर्बिभेषि किं मूढ भीतं मुंचति किं यमः। अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥ હે મૂઢ ! મૃત્યુથી બીહે છે શા માટે ? બીવાથી યમ મૂકનાર છે? આ જગતમાં જે જન્મતું નથી, તેને મૃત્યુ લઈ જતું નથી, માટે બધો ભય ત્યજીને ફરીને જન્મ જ ન થાય એવો યત્ન કર, કે જેથી તારે મૃત્યુનો ભય રાખવો પડે નહિ. મૃત્યુ અને દુઃખોના ભયવાળું આ શરીર ફરીને ઉત્પન્ન ન થાય, એવો માર્ગ આત્મજ્ઞાન વગર બીજો કોઇ પણ નહિ હોવાથી મનુષ્યે આત્મજ્ઞાન મેળવી સર્વ ભયથી મુક્ત થવું. અસત્ય અને પ્રપંચરૂપી આ સંસારમાંની કોઇ પણ વસ્તુ ભય વગરની નથી. માત્ર આત્માજ્ઞાન જ એક નિર્ભય વસ્તુ છે, માટે તેને સંપાદન કરવાને પ્રયત્નપૂર્વક ગુરૂસેવા, શ્રવણ,મનન, નિદિધ્યાસન અને યોગ ઇત્યાદિક કરવાં.

સંસારના પ્રપંચમાં પડેલી મલિન બુદ્ધિમાં પરમાત્માનું બરોબર પ્રતિબિંબ પડતું નથી, માટે મનુષ્યે વિવેક અને વૈરાગ્ય આદિક સાધનો પ્રાપ્ત કરી ઇંદ્રિયોનું વારણ કરવું અને મનને બુદ્ધિમાં સ્થિર કરવું, એટલે શુદ્ધ થયેલા અંતઃકરણમાં આત્માનું બરોબર પ્રતિબિંબ પડશે. જેમ તરંગથી ઉછળતા મહાસાગરમાં નાવ સ્થિર થતું નથી અને સૂર્ય ચંદ્રાદિકનાં પ્રતિબિંબ બરોબર પડતાં નથી, તેમ ક્ષુભિત મનવાળી બુદ્ધિમાં આત્મદેવનું પ્રતિબિંબ પણ બરોબર પડતું નથી, માટે પ્રથમ મનુષ્યે બુદ્ધિ અને મનને સ્થિર કરવાં જોઈએ. ગમે તેટલું જ્ઞાન થવા છતાં પણ જ્યાં સૂધી મન વિષયમાં હોય, ત્યાં સૂધી બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. દેવોથી ઉતરતી, પણ મનુષ્યોથી ચઢતી પંક્તિના જે ગંધર્વાદિક લોક છે, તે તેમની સ્વરૂપસંપન્ન સ્ત્રીઓમાં અત્યંત આસક્તિવાળા હોવાથી જ્ઞાન મેળવવા છતાં પણ આત્મસાક્ષાત્કાર કરી શકતા નથી. ઉપાસનાઓવડે મનુષ્યને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, કિંતુ છાયા અને તડકાની માફક ત્યાં જવા છતાં પણ મન વિષય અને જ્ઞાન બેઉમાં ચંચળ રહેવાથી આત્મજ્ઞાન થતું નથી, માટે અધિકારી પુરૂષોએ ઉત્તમ લોકની પ્રાપ્તિ કરવા છતાં પણ બ્રહ્મજિજ્ઞાસાને શિથિલ થવા દેવી જોઇએ નહિ. આત્મસાક્ષાત્કાર કરવાનાં બે જ મુખ્ય સાધન છે–એક વિચારરૂપી સાંખ્ય અને બીજું ઇંદ્રિયાદિકના નિગ્રહરૂપ યોગ.

## વિચારરૂપ સાંખ્ય.

હે નચિકેતા ! આકાશાદિક પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલા ભિન્ન ભિન્ન વ્યાપારો સહિત જે શ્રોત્રાદિક ઇંદ્રિયો છે, તેમના ચૈતન્યથી જૂદી સમજવાનો યત્ન કરવો જોઇએ. ઇંદ્રિયો અને બુદ્ધિ આગળ જોયલાં પ્રપંચોને આત્મામાં કલ્પે છે, પરંતુ વિદ્વાન પુરૂષોએ એ કલ્પનાનો ત્યાગ કરવાને માટે વિચારરૂપી સાંખ્યથી આત્મમીમાંસા કરવી જોઇએ. ઇંદ્રિયો અને તેમના વ્યાપારોનો તે માત્ર સાક્ષીરૂપ દેવ છે. વિશેષરૂપવાળી શ્રોત્રાદિક ઇંદ્રિયોથી સામાન્યરૂપવાળું મન પર છે અને વિકલ્પરૂપ મનથી નિર્વિકલ્પ બુદ્ધિ પર છે. વ્યષ્ટિરૂપ બુદ્ધિથી સમષ્ટિ-

રૂપ બુદ્ધિ પર છે, અને તેનાથી અવ્યાકૃત પર તથા અવ્યાકૃતથી સર્વનો અંતર્યામી પરમાત્મા પર છે, અને તેને જાણવાથી જ અમૃતમય થઈ યોગીઓ મોક્ષને મેળવે છે. માટે વિચારરૂપ સાંખ્યથી પ્રત્યેક દેહધારી જીવે તેને પામવા યત્ન કરવો જોઇએ.

હે નચિકેતા ! મનુષ્યના મનમાં રહેલી કામનાઓ અને વાસનાઓનો જ્યારે સંપૂર્ણ નાશ થાય છે, ત્યારે તે મનુષ્ય અમૃતભાવને પામે છે અને જ્યારે વાસના વગેરેનો ક્ષય થાય છે ત્યારે તેને બ્રહ્મસુખનો અનુભવ મળે છે તથા તત્ત્વદર્શનનું ફળ પ્રાપ્ત થાય છે. આ લોક કિંવા સ્વર્ગલોકના સુખ સંબંધીની જે ભાવના તે રાગ કહેવાય અને તે જ્યાં સૂધી હોય ત્યાં સૂધી ચિત્ત સ્થિર થાય નહિ એ સ્પષ્ટ છે. જે રૂપ અને યૌવનથી સંપૂર્ણ સ્ત્રી પોતાની સ્વરૂપતાથી બીજી સ્ત્રી તરફના રાગને નાશ કરે છે તથા તાજું અને મજેનું ગાયનું ઘી જેમ અન્ય સ્નેહો ઉપરના રાગનો નાશ કરે છે, તેમ તત્ત્વભાવરૂપથી જણાયલા અનંદસ્વરૂપ અને પરમ જ્યોતિરૂપ આત્મદેવ પોતાના સૌંદર્યથી અન્ય જીવના સૌંદર્ય ઉપરનો મનુષ્યોનો રાગ નાશ કરે છે. વિષયજન્ય સુખોપરનો રાગ, તે જ કામ અને એ કામ તેજ મૃત્યુ એમ જાણવું. કામની નિવૃત્તિ થતાં મનુષ્ય મૃત્યુભાવથી રહિત થાય છે, અને જીવિત અવસ્થામાં જ અમરભાવને પામે છે. શાસ્ત્રના તાત્પર્યને જાણનારાઓ સ્થૂલ શરીરના નાશને મરણ કહેતા નથી, પરંતુ સર્વ દુઃખોની પ્રાપ્તિ કરાવનાર જે રાગરૂપ કામ છે, તેને જ મરણ કહે છે. બ્રહ્મભાવને પામેલા અને જીવેશ્વર ભેદથી રહિત જે જ્ઞાની પુરૂષો છે, તે બ્રહ્મ સમાન છે અને તેમને કોઇ પણ જાતના પ્રપંચ બાધ કરી શકતા નથી તથા સુખ દુઃખો લાગતાં નથી. તેઓ બ્રહ્મ સાથેના અભેદને લીધે અમૃત સમાન અને અમરભાવને પામેલા હોવાથી જીવિત અવસ્થામાં પણ પરમ આનંદસ્વરૂપ જ છે, એમ તમારે આ તત્વજ્ઞાનથી સમજવું. આ દેહ અને જીવિત અવસ્થામાં આત્માનો સાક્ષાત્કાર થવો, એ જ બ્રહ્મની પ્રાપ્તિ અને મનુષ્યના જીવનનું મહાન્ સાર્થક કહેવાય છે. આત્મા અને બ્રહ્મમાં ભેદ નથી. આત્મસ્વરૂપને જાણ્યું, એટલે બ્રહ્મ જાણ્યું એમ તમારે નિશ્ચય માનવું–एकमेवाद्वितीयं ब्रह्म એ શ્રુતિમાં બ્રહ્મની જે અદ્વિતીયરૂપતા કથન કરેલી છે તે આત્મામાં જ ઘટે છે. ભાવ અને અભાવથી રહિત, સર્વ ભેદથી રહિત, સ્વયં પ્રકાશ અને સદા આનંદસ્વરૂપ જે આત્મા છે, તે બ્રહ્મ જ છે અને તેના સાક્ષાત્કાર જેવો બીજો કોઇ પણ આનંદ નથી. અધિકારી અને યોગી પુરૂષો આ દેહે જ આત્માને પોતાના હૃદયકમળમાં જોઇ, 'પરમાનંદને અનુભવતા અમર અને અમૃત સમાન થઇ રહે છે. 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન થતાં જ તેમના સર્વ સંશયો અને વિપર્યય નાશ પામે છે.

હે નચિકેતા ! નાસ્તિક મનુષ્યો બ્રહ્મના સંબંધમાં નાના પ્રકારના કુતર્કો કરે છે, પરંતુ તત્વજ્ઞાની પુરૂષોને તે લક્ષ આપવા જેવા નથી. નાસ્તિકો કહે છે કે, આ જગતમાં બ્રહ્મ જેવું કંઇ છે જ નહિ. જો હોત તો અમને અથવા બીજા કોઇને તે પ્રતીત થયા વગર રહેત નહિ. કદાપિ બ્રહ્મ હોય તો તે સર્વ ધર્મોથી રહિત નિર્ગુણ સ્વરૂપે છે, એમ કહેવાય નહિ. પરંતુ 'હું કર્ત્તા ભોક્તા છું' એવા અભિમાનથી વ્યવહરતો પુરૂષ જ બ્રહ્મસ્વરૂપ છે. નાસ્તિકોના આવા કુતર્કો યુક્તિઓવડે જનસમુદાયની આગળ મૂકાતાં ઘણી વાર

અધિકારી પુરૂષોને પણ સંશય અને વિપર્યય ઉત્પન્ન થાય છે; પરંતુ સદ્ગુરૂના સમાગમથી અને શાસ્ત્રદૃષ્ટિથી વિચાર કરતાં તેમના મનમાંથી ઉકત સંશયો અને વિપર્યયોનો નાશ થઈ, શ્રદ્ધાપૂર્વક મનન કરવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. તત્વજ્ઞાનનો અવકાશ ન હોય તેવા અનધિકારીને માટે શાસ્ત્રમાં બે ગતિઓ દર્શાવેલી છે. એક ઉપાસના, કે જેણે, કરીને ચિત્તની શુદ્ધિ થઇ બ્રહ્મભાવ પમાય છે અને બીજી કર્મ ગતિ, કે જેણે કરીને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. કેવી રીતે આ ગતિઓને પમાય છે, તેનું સ્વરૂપ હું તમને કહું છું, તે હવે શ્રવણ કરો. હે નચિકેતા! હૃદયકમળમાંથી ૧૦૧ નાડીઓ નિકળીને ઉપર જાય છે. તેમાં સુષુમ્ના નામની નાડી છે, તે મૂર્દ્ધદ્વારમાં થઇ સૂર્ય મંડળદ્વારા જીવને બ્રહ્મલોકમાં લઇ જનારી છે. જે જીવ સુષુમ્નાની મારફતે નહિ, પરંતુ બીજી નાડીઓની મારફતે બહાર જાય છે, તે અનેક પ્રકારના જન્મોને પ્રાપ્ત થાય છે, માટે અવશ્ય કરીને આ જન્મમાં આત્મસાક્ષાત્કાર પામવાનો મનુષ્ય માત્રે ઉદ્યમ કરવો અને તેની પ્રાપ્તિથી આ દેહે જ જીવન્મુકતત્વને સંપાદન કરવું.

## કઠવલ્લી સારોપસંહાર.

ગુરૂ કહે છે–હે શિષ્ય ! આ પ્રમાણે કઠવલ્લી ઉપનિષદમાં નચિકેતા અને યમરાજાનાં સંવાદરૂપે જે બ્રહ્મજ્ઞાન કહેવામાંઆવેલું છે, તે શ્રવણ કરવાથી મનુષ્યો જન્મ મરણના ભયથી મુકત થાય છે. યમરાજાએ ઉપદેશેલી બ્રહ્મવિદ્યા જાણવાથી નચિકેતા સંતોષ પામી અમૃત ભાવને પામ્યો હતો, તેમ તમે પણ આ અપૂર્વ એવી બ્રહ્મવિદ્યાને જાણીને અમૃત ભાવને પામો. હે શિષ્ય ! તમે જે કઠવલ્લી ઉપનિષદની આ બ્રહ્મવિદ્યાનું શ્રવણ કર્યું, તેને હવે એકાંતમાં મનન અને નિદિધ્યાસન કરજો, એટલે તમને પણ બ્રહ્મસાક્ષાત્કાર થશે. નચિકેતાને તેના મનુષ્યદેહેજ બ્રહ્મવિદ્યાના પ્રતાપથી જીવન્મુકિત અને વિદેહમુકિત પ્રાપ્ત થઈ હતી. તેમ આ સમયે પણ જે અધિકારી પુરૂષો ગુરૂના મુખથી આત્મજ્ઞાન મેળવી, બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે તેમને જીવનમુકિત અને વિદેહમુકિત અવશ્ય કરીને મળે છે. યમરાજા અને નચિકેતાનું આ આખ્યાન પૂર્વે કઠ નામના ઋષિએ ત્રૈવર્ણિક અધિકારી શિષ્યોને તેમના પવિત્ર આશ્રમમાં સંભળાવ્યું હતું. જીવબ્રહ્મના અભેદને બોધન કરનારી બ્રહ્મવિદ્યા અત્યંત દુર્લભ છે અને તે કહેનાર તથા સાંભળનારને દેવતાઓ અનેક વિઘ્ન કરે છે. દધ્યઙ્ ઋષિને ઇંદ્રે વિઘ્ન કર્યું હતું, જે કથા આગળ ચોથા અધ્યાયમાં કહી જવામાં આવી છે, તે લક્ષમાં રાખી, હે શિષ્ય ! બ્રહ્મવિદ્યા સંપાદન કરતાં, આવતાં વિઘ્નોને તરી જવાને માટે સાવધાન રહી, તેની આગ્રહપૂર્વક પ્રાપ્તિ કરજો. જેઓ સંપૂર્ણ અધિકારી હોય છે તેમને દેવતાઓ વિઘ્ન કરી શકતા નથી; માટે અધિકારી પુરૂષોએ વિઘ્નોથી નહિ ડરતાં બ્રહ્મવિદ્યા અવશ્ય સંપાદન કરવી. અધિકારી પુરૂષો જ્યારે મન, વાણી અને કર્મથી બ્રહ્મવેત્તા ગુરૂની સંપૂર્ણ સેવા કરે છે, અને તે પ્રસન્ન થાય છે, ત્યારે જ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. માટે હે શિષ્ય ! શમ, દમ અને વિવેકાદિ સાધનસંપન્ન થઇ શ્રદ્ધાપૂર્વક મહાત્મા ગુરૂને પ્રસન્ન કરી, શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખી મુમુક્ષુજને પરમ કલ્યાણકારિણી એવી બ્રહ્મવિદ્યા સંપાદન કરવી. બ્રહ્મવેત્તા ગુરૂ અને દેવતાઓની સેવાથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી શકાય છે, બીજી રીતે તે પ્રાપ્ત થઇ શકતી નથી.

હે શિષ્ય ! સ્વયંપ્રકાશ આત્મારૂપ, જે મોક્ષફળ છે, તે દેવતાઓના અનુગ્રહને આધીન છે; માટે મનુષ્યોએ દેવતાઓને પ્રસન્ન રાખવા શાંતિપાઠના મંત્રો પણ અવશ્ય કરવા જોઇએ. બ્રહ્મવિદ્યામાં આવતાં વિઘ્નોના નિવારણ માટે કઠઋષિ અને તિત્તિર નામના ઋષિઓએ પોતાના શિષ્યોને ઉપદેશ કરતાં પહેલાં શાંતિપાઠ કરેલા છે, માટે બ્રહ્મવેત્તા ગુરૂઓએ અને શિષ્યોએ પણ બ્રહ્મવિદ્યા કથન કરતાં અને તેનું શ્રવણ કરતાં હમ્મેશ શાંતિપાઠ કરવા જોઇએ, કે જેથી સંપૂર્ણ ઉપદેશ થઇ શકે અને પરિણામમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય. ૐશાંતિઃ શાંતિઃ શાંન્તિઃ

આ પ્રમાણે કઠવલ્લી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યા ભગવાન યમરાજાએ નચિકેતાને કહી હતી, તેનું આખ્યાન ગુરૂએ પોતાના શિષ્યને સંભળાવ્યું.

तत्तिरिश्च महात्मा यो ब्रह्मविद्यामनेकधा ।
उवाच शिष्यसर्वेभ्यो नानाख्यानसमन्विताम् ॥
॥ ७८२ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे कठोपनिषद्सारार्थप्रकाशे यमराजनचिकेतसंवादो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

# અધ્યાય ૧૦ મો.

## यजुर्वेदीय तैत्तिरीय नारायणीय-उपनिषत्.

### વરૂણે ભૃગુપુત્રને કરેલો ઉપદેશ.

श्रुत्वैवमद्भुताख्यानं सशिष्यो नचिकेतसः ।
अपृच्छत्पुनरेवैनं स्वगुरुं ब्रह्मबोधकम् ॥१॥

પૂર્વે નવમા અધ્યાયમાં યમ તથા નચિકેતાના અદ્દ્ભુત આખ્યાનને સાંભળી શિષ્ય અત્યંત પ્રસન્ન થયો તથા તે શિષ્ય ફરી પોતાના ગુરૂને પ્રશ્ન કરવા લાગ્યો.

શિષ્ય-હે ભગવન્! નવમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, ઇન્દ્રાદિક દેવો બ્રહ્મવિદ્યા લેનારને વિઘ્ન કરતા હોવાથી તે લેનારને શાંતિ મંત્રનો પાઠ અવશ્ય કરવો જોઇએ. તિત્તિર ઋષિઓએ વિઘ્નની નિવૃત્તિ અર્થે શાંતિ મંત્રનો પાઠ કરવાનો ઉપદેશ પોતાના શિષ્યોને કર્યો હતો. માટે તે ઋષિવાળી બ્રહ્મવિદ્યામાં વળી અત્યંત વિચિત્ર આખ્યાનો હશે, માટે તે સાંભળવાની મને ઇચ્છા થઇ છે.

ગુરૂ-હે શિષ્ય! જે બ્રહ્મવિદ્યા તિત્તિર નામના ઋષિએ પોતાના શિષ્યને ઉપદેશ કરી, તે હું તને ઉપદેશ કરૂં છું. એક વેળા સર્વ ઋષિસમુદાય સુમેરૂ પર્વતપર એકઠો થયો હતો. ત્યાં ઋષિઓએ એવી રીતનો સંકેત કર્યો હતો કે, જે ઋષિ અમુક દિવસે સમાજમાં નહિ આવે, તેને બ્રહ્મહત્યા પ્રાપ્ત થશે. આ રીતના ઋષિઓના સંકે-

તનો વૈશંપાયન નામના ઋષિએ ભંગ કર્યો તથા સંકેતભંગથી તેમને બ્રહ્મહત્યાથી પ્રાપ્તિ થઇ. એ બ્રહ્મહત્યાની નિવૃત્તિ અર્થે વૈશંપાયન પોતાના યાજ્ઞવલ્કયાદિ શિષ્યોને પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરવા લાગ્યા. ગુરૂનું વચન શ્રવણ કરી યાજ્ઞવલ્કય ગુરૂને કહેવા લાગ્યા કે, હે ભગવન્! આપને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છે, માટે પ્રાયશ્ચિત્ત કરવામાં આપનું સામર્થ્ય નથી. તેમ આપના શિષ્યો અસમર્થ બાળક હોવાથી તેઓનું પણ પ્રાયશ્ચિત્ત કરવામાં સામર્થ્ય નથી, માટે હું મોટો શિષ્ય હોવાથી પ્રાયશ્ચિત્ત કરીશ. મુનિનું વચન સાંભળી વૈશંપાયન ઘણા ક્રોધે ભરાયા ને બોલ્યા કે-હે યાજ્ઞવલ્કય! તું બ્રાહ્મણનિંદક હોવાથી તેં મારી પાસેથી જે બ્રહ્મવિદ્યા ગ્રહણ કરી છે, તે સર્વનો ત્યાગ કર; નહિ તો હું શાપ દઇ તને બાળીને ભસ્મ કરીશ. વૈશંપાયને જ્યારે આવું કહ્યું ત્યારે પાન કરેલા જળને હાથી જેમ બહાર કાઢી નાંખે, તેમ મુનિએ સર્વ બ્રહ્મવિદ્યાનો ત્યાગ કર્યો. હે શિષ્ય! આ રીતે મુનિએ જ્યારે વૈશંપાયનના યજુર્વેદના મંત્રનો ત્યાગ કર્યો, ત્યારે અભિમાની દેવતારૂપે સૂર્યની માફક પ્રકાશમાન યજુર્વેદના મંત્રો ભૂમિપર ભિન્ન ભિન્ન રહ્યા. આ પ્રકાશમાન મંત્રોને જોઇ વૈશંપાયનના સર્વ શિષ્યો આશ્ચર્ય પામ્યા. પોતાના શિષ્યોને આશ્ચર્ય પામેલા જોઇ વૈશંપાયન તેઓને કહેવા લાગ્યા કે; હે શિષ્યો! યાજ્ઞવલ્કયે શાસ્ત્રની રીત પ્રમાણે યજુર્વેદના મંત્રનું અધ્યયન કરેલું હોવાથી, તે મંત્રો સૂર્ય સમાન પ્રકાશમાન જણાય છે. આ મંત્રો આપણા બ્રાહ્મણોનું અક્ષય ધન છે, માટે ભૂમિનો ત્યાગ કરી જેટલા સમયમાં તે બ્રહ્માની સભામાં ન જાય, તેટલામાં તમે સર્વ બ્રાહ્મણો આ મંત્રને ગ્રહણ કરો. યાજ્ઞવલ્કયે વમન કરેલા હોવાથી અમે કેમ ગ્રહણ કરીએ, આ રીતનો તમારે કદી વિચાર કરવો નહિ. કારણ કે મનુષ્યશરીરવડે વમન કરેલી વસ્તુનું ગ્રહણ થઇ શકતું નથી, પણ મનુષ્યશરીરથી ભિન્ન બીજા શરીરવડે તમે તે ગ્રહણ કરો. જ્યારે વૈશંપાયને પોતાના શિષ્યોને આ રીતે કહ્યું ત્યારે તેઓ તિત્તિર પક્ષીનું રૂપ ધારણ કરી તે મંત્રોને ગ્રહણ કરવા લાગ્યા. જેમ ક્ષુધાતુર તિત્તિર પક્ષી આકાશ તથા પૃથ્વીપર રહેલ પતંગાદિ ક્ષુદ્ર જંતુનું ગ્રહણ કરે છે, તેમ ભૂમિ તથા આકાશમાં રહેલ યજુર્વેદના સર્વ મંત્રોને તેઓ ગ્રહણ કરવા લાગ્યા. આથી તે બ્રાહ્મણો વેદમાં તિત્તિર કહેવાય છે. તિત્તિર નામના બ્રાહ્મણોએ જે બ્રહ્મવિદ્યાનો પોતાના શિષ્યોને ઉપદેશ કર્યો, તે બ્રહ્મવિદ્યાને વેદવેત્તા તૈત્તિરીય ઉપનિષદ્ કરી કહે છે. કૃષ્ણ એવા તિત્તિર પક્ષીનું રૂપ ધારણ કરી બ્રાહ્મણોએ આ મંત્રો ગ્રહણ કર્યા, તેથી તે કૃષ્ણ યજુર્વેદ કહેવાય છે. આ મંત્રો વનમાં રહી પઠન કરવા યોગ્ય છે. તેમાંની બ્રહ્મવિદ્યા તું સાવધાન થઇ સાંભળ. તૈત્તિરીય ઉપનિષદ્રૂપ બ્રહ્મવિદ્યામાં આનંદવલ્લી તથા ભૃગુવલ્લી એમ બે વલ્લી છે. તેમાં પ્રથમ આનંદવલ્લીના અર્થનું નિરૂપણ કરીએ. આનંદવલ્લીમાં પ્રથમ સૂત્રરૂપ વચન કહેલું છે. જેમ ब्रह्मविदाप्नोति परं- "બ્રહ્મ જાણનારો પરમપદ પામે છે." આ વચનમાં સંપૂર્ણ બ્રહ્મવિદ્યા રહેલી હોવાથી તેને સૂત્રરૂપ કહે છે. અલ્પ અક્ષરોથી ઘણા અર્થને સૂચવનારા વચનને સૂત્ર કહેવામાં આવે છે. સૂત્રરૂપ વચનમાં વિષય, પ્રયોજન, અધિકાર તથા સંબંધ, એ ચાર અનુબંધનું નિરૂપણ કરવામાં આવે છે. જેના જ્ઞાનથી અધિકારીની શાસ્ત્રમાં પ્રવૃત્તિ થાય,

તેને અનુબંધ કહે છે. ब्रह्मविदाप्नोति परं એ સૂત્રરૂપ વચનમાં રહેલ બ્રહ્મ પદવડે તૈત્તિરીય ઉપનિષદ્‌રૂપ શાસ્ત્રનો વિષય કહ્યો છે. શાસ્ત્રજન્ય પ્રમાજ્ઞાનવડે નિવૃત્ત થવા યોગ્ય અજ્ઞાનથી આવૃત થયેલો પદાર્થ તે શાસ્ત્રનો વિષય કહેવાય છે. તૈત્તિરીય ઉપનિષદ્‌રૂપ શાસ્ત્રથી ઉત્પન્ન થયેલ પ્રમારૂપ જ્ઞાનવડે નિવૃત્ત થવા યોગ્ય જે અજ્ઞાન, તેથી બ્રહ્મ આવૃત થયલો હોવાથી તે બ્રહ્મ, તૈત્તિરીય ઉપનિષદ્‌રૂપ શાસ્ત્રનો વિષય છે. ब्रह्मविदाप्नोति परं–એ સૂત્રમાં રહેલ બ્રહ્મ શબ્દના શ્રવણથી સામાન્યરૂપ બ્રહ્મ શબ્દનું જ્ઞાન થવા છતાં તે બ્રહ્મ જીવના આત્મારૂપ છે, આત્માથી ભિન્ન છે, ચેતનરૂપ છે અથવા જડરૂપ છે, ઇત્યાદિ અનેક પ્રકારના સંશયો બ્રહ્મમાં થાય છે. સંશયની નિવૃત્તિ ઉત્તર વાક્યમાં કીધેલી હોવાથી તે સૂત્રરૂપ વચન ઉત્તર વાક્યમાં અધિકારીને જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે.

## સત્ય શબ્દના અર્થનું વર્ણન.

હે શિષ્ય! જે વસ્તુ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળમાં અન્યથા ભાવને પામે નહિ, તે વસ્તુનું નામ સત્ય છે. આ સત્ય શબ્દનો અર્થ આનંદસ્વરૂપ આત્મામાં જ ઘટે છે, પણ આત્માથી ભિન્ન અનાત્મ પદાર્થમાં સત્ય શબ્દનો અર્થ ઘટતો નથી. આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો કાળે કરી અન્યથા ભાવને પામે છે, માટે અનાત્મ પદાર્થમાં સત્યરૂપતા સંભવતી નથી. સર્વ જગતના આત્મારૂપ આત્માનો નાશ કરવાવાળું કોઇ કારણ નથી, માટે આત્મા નાશથી રહિત અવિનાશીરૂપ છે. માટે સત્યરૂપતા અવિનાશી આત્મામાં જ સંભવે છે. આત્માના નાશ માનનારાને કહેવું કે, તે જીવથી જ્ઞાત યા અજ્ઞાત છે? જો અજ્ઞાત માનશો તો સંભવશે નહિ. કારણ કે જેમ કોઇ પુરૂષ 'મારી મા વાંઝણીછે,' એમ કહે તો તે વચન વદતોવ્યાઘાત દોષવાળું છે. તેમ આત્માનો નાશ કોઇ જીવથી જણાતો નથી. આત્માનો નાશ વિદ્યમાન છે, આ રીતનું વચન પણ વદતોવ્યાઘાત દોષવાળું છે. કારણ કે જે પદાર્થ કોઇપણ જીવથી જ્ઞાત ન હોય, તેની સત્યસ્વરૂપતા સંભવતી નથી, પણ તેમાં અસત્યરૂપતા સંભવે છે. જેમ વંધ્યાપુત્ર તથા નરશૃંગાદિ કોઇથી જણાયલાં નથી, માટે તે અસત્ય છે, તેમ આત્માનો નાશ પણ અસત્યરૂપ થશે. જો આત્માનો નાશ જ્ઞાત માનીએ તો તે પણ સંભવશે નહિ. કારણ કે આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થો જડરૂપ છે. જડને પોતાનું તથા પરનું જ્ઞાન હોતું નથી, માટે જડ પદાર્થમાં જ્ઞાતાપણું લોક તથા શાસ્ત્રથી વિરૂદ્ધ છે. કારણ કે લૌકિક તથા શાસ્ત્રવેત્તા પુરૂષ ચેતન આત્મામાં પોતાપણું માને છે. ઘટાદિ જડ પદાર્થમાં કોઇ પણ જ્ઞાતાપણું માનતું નથી. આત્માના નાશનો જ્ઞાતા આત્મા છે, એવું માનનારાને પૂછવું કે, આત્માના નાશને વિનષ્ટ આત્મા જાણે છે કે અવિનષ્ટ આત્મા જાણે છે? વિનષ્ટ આત્મા આત્માના નાશને જાણે છે, એમ કહેવું સંભવશે નહિ. કારણ કે જે આત્માનો નાશ થયો છે તેજ વિનષ્ટ આત્મા પોતાના નાશના જાણવામાં સમર્થ થઇ શકે નહિ. કારણ કે આ લોકમાં અન્ય પુરૂષના નાશને અન્ય જાણે છે, પણ પોતાના નાશને કોઇપણ જાણતું નથી. અવિનષ્ટ આત્મા આત્માના નાશને જાણે છે, એમ કહેવું પણ સંભવશે નહિ. કારણ કે આત્મા વિદ્યમાન હોવા છતાં આત્માનો નાશ સંભવશે નહિ. પદાર્થ વિદ્યમાન હોય ત્યારેતેનું જ્ઞાન થાય છે, માટે આત્માના નાશના અભા-

વથી તેનું જ્ઞાન પણ સંભવશે નહિ.

શિષ્ય—હે ભગવન્! सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિમાં બ્રહ્મને સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ કહ્યો છે, તેમ આપે હમણાં નાના પ્રકારની યુક્તિઓવડે આત્મામાં સત્ ચિત્ આનંદરૂપતા સિદ્ધ કરી. આથી બ્રહ્મમાં સત્ ચિત્ આનંદરૂપતા કેવી રીતે સિદ્ધ થઇ ?

ગુરૂ—હે શિષ્ય! વ્યાકરણની રીતિએ આત્મા શબ્દનો તથા બ્રહ્મ શબ્દનો અર્થ એક વ્યાપક ચેતન છે. આ વાત ચોથા અધ્યાયમાં દધ્યઙ્ અથર્વણ તથા ઇન્દ્રના સંવાદમાં વિસ્તારથી કહેવામાં આવી છે. માટે सत्यं ज्ञानमनंतं ब्रह्म એમાં બ્રહ્મ શબ્દથી આનંદસ્વરૂપ આત્મા જ લક્ષ્યરૂપે કહ્યો છે. આનંદસ્વરૂપ આત્મા વિનાશ રહિત હોવાથી અવિનાશી આત્માનાં સત્યાદિ લક્ષણો બ્રહ્મનાં જ છે તથા બ્રહ્મનાં સત્યાદિ લક્ષણો આત્માનાં જ છે.

હે શિષ્ય! પૃથ્વીગંધવાળી હોવાથી પૃથ્વીત્વ જાતિવાળી છે. આ રીતે પૃથ્વીઆદિ પદાર્થનાં અનેક પ્રકારનાં લક્ષણો નૈયાયિકો કરે છે. ગંધરૂપ લક્ષણ તથા પૃથ્વીત્વજાતિ લક્ષણ, વાસ્તવિક પૃથ્વીરૂપ લક્ષ્યથી ભિન્ન નથી. કારણ કે જો ગંધ ગુણરૂપ લક્ષણ તથા પૃથ્વીત્વ જાતિરૂપ લક્ષણ પૃથ્વીરૂપ લક્ષ્યથી ભિન્ન હોય તો જેમ ગાય તથા અશ્વનો પરસ્પર વાસ્તવિક ભેદ છે, માટે ગાય અશ્વનો ધર્મ નથી તથા અશ્વ ગાયનો ધર્મ નથી, તેમ પૃથ્વીત્વ જાતિ ગંધ ગુણરૂપ લક્ષણનો તથા પૃથ્વીરૂપ લક્ષ્યનો પરસ્પર ધર્મ ધર્મી ભાવ સિદ્ધ થાય નહિ. જે પદાર્થનો પરસ્પર ધર્મ ધર્મી ભાવ સંબંધ હોય તેનો પરસ્પર લક્ષ્ય લક્ષણ ભાવ સંબંધ હોય. તેથી એમ સિદ્ધ થાય છે કે, પૃથ્વીઆદિ લક્ષ્ય પદાર્થમાં ગંધ ગુણ પૃથ્વીત્વ જાતિ આદિ લક્ષણનો ભેદ વાસ્તવિક નથી, પણ નૈયાયિકોએ પોતાની બુદ્ધિથી કલ્પેલો છે. જો કદાપિ ગંધ ગુણાદિરૂપ લક્ષણ પૃથ્વી આદિક લક્ષ્ય પદાર્થથી વાસ્તવિક રીતે ભિન્ન હોય તો જેમ ઘટ પટથી વાસ્તવિક ભેદવાળો હોવાથી ઘટ પટથી ભિન્ન જણાય છે, તેમ પૃથ્વી આદિ લક્ષ્ય પદાર્થથી ગંધ ગુણાદિક લક્ષણ પણ ભિન્ન પ્રતીત થવાં જોઇએ. પણ ગંધાદિ લક્ષણ પૃથ્વીથી ભિન્ન થઇ પ્રતીત થતાં ન હોવાથી તેનો પરસ્પર વાસ્તવિક ભેદ નથી, પણ તે ભેદ કલ્પિત છે. જેમ કલ્પિત ભેદવડે તેઓનો લક્ષ્ય લક્ષણ ભાવ સંભવે છે, તેમ અદ્વિતીય બ્રહ્મમાં સત્યાદિ લક્ષણનો કલ્પિત ભેદ માની, શાસ્ત્રવેત્તા તેના પરસ્પર લક્ષ્ય લક્ષણ ભાવ કહે છે.

## બ્રહ્મમાં ધર્મનું વર્ણન.

હે શિષ્ય! જેમ અદ્વિતીય બ્રહ્મમાં કલ્પિત ભેદ માની, બ્રહ્મત્વરૂપ ધર્મ રહે છે, તેમ કલ્પિત ભેદને માની અદ્વિતીય બ્રહ્મમાં આત્મરૂપતા, આનંદરૂપતા, સત્યરૂપતા, જ્ઞાનરૂપતા તથા અનંતરૂપતા, એ પાંચ ધર્મો રહે છે. આથી વેદવેત્તાઓએ અધિષ્ઠાનરૂપ સાક્ષી આત્માનાં સત્ય, જ્ઞાન, અનંત, બ્રહ્મ, આત્મા તથા આનંદ એ છ નામ કહેલાં છે. જેમ વાસ્તવિક ગંધર્વનગરથી રહિત આકાશમાં ગંધર્વનગર કલ્પિત છે, તેમ વાસ્તવિક જગત ભાવથી રહિત અદ્વિતીય આત્મામાં સર્વ જગત કલ્પિત છે. જગત, અવિવેકીને નિત્યરૂપે કરી પ્રસિદ્ધ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, આ ત્રણ કાળે કરી યુક્ત, નામ, રૂપ તથા ક્રિયા સ્વરૂપ, તથા સત્ અસત્ રૂપ છે. જે પદાર્થ નેત્રાદિ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય હોય તેનું નામ સત્ છે તથા જે ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય ન હોય તે અસત્ છે. આ રીતના

કલ્પિત જગતને અધિષ્ઠાનરૂપ આત્માનાં સત્યાદિ છ નામો આપેલાં છે.

શિષ્ય– હે ભગવન્! અદ્વિતીય બ્રહ્મ મન તથા વાણીનો અવિષય હોવાથી અદ્વિતીય બ્રહ્મને સત્યાદિક પદો શક્તિવૃત્તિવડે બોધ કરી શકતાં નથી, પરંતુ ભાગ ત્યાગ લક્ષણાવડે સત્યાદિ પદો અદ્વિતીય બ્રહ્મનો બોધ કરે છે. સર્વ પદોનો એક જ લક્ષ્ય અર્થ હોવાથી એક પદવડેજ અદ્વિતીય બ્રહ્મનો બોધ થઈ શકે છે, તો બીજાં પદોની શી આવશ્યકતા છે?

ગુરૂ–હે શિષ્ય! સત્ય, જ્ઞાન અને અનંત, આ ત્રણ પદો લક્ષણાવૃત્તિવડે જો કે એક અદ્વિતીય બ્રહ્મનાં બોધક છે,તોપણ સત્યાદિ પદવડે બ્રહ્મમાં જણાયલી વ્યાવૃત્તિઓનો પરસ્પર ભેદ હોવાથી તેમાં પુનરૂક્તિ દોષવડે વ્યર્થરૂપતા થતી નથી. લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મમાં ભ્રાંતથી થયેલ અસત્યપણાંની વ્યાવૃત્તિને સત્ય શબ્દ બોધ કરે છે. લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મમાં ભ્રાંતિથી થયેલ જડપણાંની વ્યાવૃત્તિને જ્ઞાન શબ્દ બોધ કરે છે, તેમ લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મમાં ભ્રાંતિથી થયેલ પરિછિન્નપણાંની વ્યાવૃત્તિને આનંદ શબ્દ બોધ કરે છે. આ અર્થમાં વાર્તિક ગ્રંથના કર્તા સુરેશ્વરાચાર્યે આટલી વિશેષતા કહી છે કે, સત્ય અને જ્ઞાન, એ બે શબ્દો લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મમાં સાક્ષાત્ સત્યરૂપતાના તથા જ્ઞાનરૂપતાના બોધથી અસત્ જડની વ્યાવૃત્તિનો બોધ કરે છે તથા અનંત શબ્દ તો સાક્ષાત્ પરિચ્છિન્નપણાની વ્યાવૃત્તિના બોધવડે લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મનું બોધન કરે છે. આથી જેમ આ કમળ કાળું છે,એમાં કાળું એ ગુણ તથા કમળનો પરસ્પર ગુણ ગુણી ભાવ સંબંધ જણાવે છે, અથવા તે વચન કાળા ગુણવિશષ્ટ કમળનું બોધન કરે છે; તેમ सत्यं ज्ञानमनंतं ब्रह्म–એ સૂત્ર પણ સત્યાદિ ધર્મના તથા બ્રહ્મના ગુણ ગુણી ભાવ સંબંધને તથા સત્યાદિક ગુણવિશિષ્ટ બ્રહ્મને બોધન કરતું નથી, પણ ભાગત્યાગલક્ષણાવડે એક અદ્વિતીય અખંડ બ્રહ્મનું બોધન કરે છે.

## જ્ઞાનપદના ફળનું વર્ણન.

હે શિષ્ય! सत्यं ज्ञानमनंतं ब्रह्म આ શ્રુતિમાં કહેલ આત્મારૂપ બ્રહ્મને કેટલાક નૈયાયિકો જડરૂપ માને છે. આ જડપણાને જ્ઞાન શબ્દ નિવારણ કરે છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિમાં રહેલ જ્ઞાન શબ્દનો અર્થ કેટલાક નૈયાયિકો એવો કરે છે કે, જ્ઞાન ગુણ જેમાં રહે છે, તેનું નામ જ્ઞાન. આ રીતના જ્ઞાન શબ્દના અર્થવડે બ્રહ્મને જ્ઞાન ગુણવાળો માને છે, પણ જ્ઞાન સ્વરૂપ માનતા નથી. આ રીતનો જ્ઞાન શબ્દનો અર્થ માનીએ તો તે જ્ઞાન શબ્દ બ્રહ્મમાં જડપણાની વ્યાવૃત્તિ કરી શકશે નહિ. કારણ કે જેમ આ ભૂમિ 'મનુષ્યવાળી છે, આ રીતનું વચન ભૂમિમાં મનુષ્યથી ભિન્નપણાની નિવૃત્તિ કરતું નથી, તેમ જ્ઞાન ગુણવાળો બ્રહ્મ છે, આ રીતનું વચન પણ બ્રહ્મમાં જ્ઞાનથી ભિન્નસ્વરૂપ જડપણાની નિવૃત્તિ કરતું નથી. માટે તે જ્ઞાન શબ્દ જ્ઞાનગુણવાળા બ્રહ્મનું બોધન કરતું નથી, પણ બ્રહ્મમાં જડપણાની નિવૃત્તિ કરવા જ્ઞાન શબ્દ કેવળ જ્ઞાનરૂપતાનું જ બોધન કરે છે. આ જ્ઞાનશબ્દ બ્રહ્મમાં જેમ જડરૂપતાની વ્યાવૃત્તિ કરે છે, તેમ અપ્રકાશરૂપતાની તથા પર પ્રકાશરૂપતાની પણ વ્યાવૃત્તિ કરે છે. કારણ કે બ્રહ્મ જો અપ્રકાશરૂપ હોય તો જેમ અપ્રકાશરૂપ હોવાથી ઘટાદિ પદાર્થ જડરૂપ છે, તેમ બ્રહ્મ અપ્રકાશ રૂપ હોવાથી તે પણ જડરૂપ થશે. બ્રહ્મ અપ્રકાશરૂપ નથી, પણ પ્રકાશરૂપ છે. બ્રહ્મની જે પ્રકાશરૂપતા, તે

પરપ્રકાશ હોય તો જેમ સૂર્ય ચંદ્રમાદિ પ્રકાશ પરપ્રકાશ હોવાથી જડરૂપ છે, તેમ બ્રહ્મ પણ પરપ્રકાશરૂપ હોવાથી તેમાં જડરૂપતા પ્રાપ્ત થશે, માટે જ્ઞાન જડતાના દોષનું નિવારણ કરી, પરપ્રકાશતાની નિવૃત્તિવડે કેવળ સ્વયંપ્રકાશરૂપતાનું બોધન કરે છે. જેમ રજ્જુમાં સર્પ તથા છીપમાં રૂપું અસત્ય છે, તેમ સ્વયંજ્યોતિ બ્રહ્મમાં અસત્યરૂપ ભ્રમ ન થાય, માટે સત્ય કહ્યો છે.

શિષ્ય–હે ભગવન્! શુક્તિનું રૂપામાં તથા રજ્જુનું સર્પમાં ભ્રાંતિ કાળ સૂધી સત્યપણું રહે છે, જેથી સત્ય શબ્દ બ્રહ્મમાં અસત્યપણાની વ્યાવૃત્તિ કેવી રીતે કરે છે?

ગુરૂ–હે શિષ્ય! જ્ઞાન શબ્દની તથા અનંત શબ્દની સમીપતાવડે સત્ય શબ્દ બ્રહ્મમાં અસત્યપણાની વ્યાવૃત્તિ કરે છે. કારણ કે જે પદાર્થ પરિછિન્ન તથા જડ હોય છે, તે પદાર્થ કોઇ નિમિત્તવડે અવશ્ય નાશને પામે છે. તેમ આ બ્રહ્મ તો પરિચ્છિન્નપણાથી તથા જડપણાથી રહિત હોવાથી બ્રહ્મને કોઈ પણ કારણ નાશ કરી શકતું નથી. આથી સિદ્ધ થાય છે કે, सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિમાં રહેલ સત્ય, જ્ઞાન અને અનંત, આ ત્રણ પદોના ક્રમવડે અસત્ય જડ તથા પરિચ્છિન્નપણાની નિવૃત્તિ કરી, અદ્વિતીય બ્રહ્મનું બોધન કરે છે. લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મ જો કે સર્વત્ર પરિપૂર્ણ છે, છતાં તે બ્રહ્મ બુદ્ધિરૂપી ગુહામાં જ સાક્ષીરૂપે કરી સ્પષ્ટ પ્રતીત થાય છે. સાક્ષીરૂપ બ્રહ્મને જે અધિકારી ‘ હું બ્રહ્મરૂપ છું,’ આ રીતે પોતાના આત્મારૂપે કરી જાણે છે, તે અધિકારી બ્રહ્મની માફક સર્વ જગતને પોતાના અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરી વ્યાપ્ત કરે છે તથા સર્વ જગતને વ્યાપ્ત કરી વિદ્વાન્ એક જ સમયે સર્વ ઇચ્છિત પદાર્થને મેળવે છે. બ્રહ્મરૂપ આત્મા સર્વ ભેદથી રહિત હોવાથી આત્માદેવ અદ્વિતીયરૂપ છે. જે જે પદાર્થ કાર્યરૂપ હોય છે, તે તે કાર્ય પદાર્થ પોતાના કારણથી ભિન્ન સત્તાવાળો હોતો નથી. જેમ મૃત્તિકાનાં કાર્યો–ઘટશરાવાદિ મૃત્તિકારૂપ કારણથી ભિન્ન નથી, પણ તે ઘટાદિ કાર્યો મૃત્તિકારૂપ જ છે, તેમ બ્રહ્મરૂપ આત્માના કાર્યરૂપ આકાશાદિ પ્રપંચો આત્મારૂપ કારણથી ભિન્ન નથી, પણ તે પ્રપંચો આત્મારૂપજ છે, બ્રહ્મરૂપ આત્મા અદ્વિતીયરૂપ છે. આ રીતની જગતની ઉત્પત્તિને જણાવવાવાળું વાકય બ્રહ્મરૂપ આત્માની અદ્વિતીયરૂપતાને જણાવે છે.

## જગતની ઉત્પત્તિનો પ્રકાર.

હે શિષ્ય! સત્ય, જ્ઞાન તથા અનંત બ્રહ્મરૂપ આત્માથી પ્રથમ શબ્દ ગુણવાળું આકાશ ઉત્પન્ન થયું, આકાશથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો, વાયુથી રૂપ ગુણવાળો અગ્નિ ઉત્પન્ન થયો, અગ્નિથી રસ ગુણવાળું જળ ઉત્પન્ન થયું તથા જળથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ. હે શિષ્ય! સર્વ કાર્યોમાં પોતપોતાનું કારણ તાદાત્મ્ય સંબંધવડે રહે છે. સત્યરૂપ આત્મા આકાશરૂપ કાર્યમાં તાદાત્મ્ય સંબંધવડે રહે છે. આકાશ વાયુરૂપ કાર્યમાં તાદાત્મ્ય સંબંધવડે રહે છે. વાયુ અગ્નિરૂપ કાર્યમાં તાદાત્મ્ય સંબંધવડે રહે છે. અગ્નિ જળરૂપ કાર્યમાં તાદાત્મ્ય સંબંધવડે રહે છે તથા જળ પૃથ્વીરૂપ કાર્યમાં તાદાત્મ્ય સંબંધવડે રહે છે. અહી કલ્પિત ભેદ યુકત વાસ્તવિક ભેદનું નામ તાદાત્મ્ય સંબંધ છે. આ રીતે આકાશાદિ કારણનો વાયુઆદિ કાર્યમાં તાદાત્મ્ય સંબંધ હોવાથી આકાશમાં એક શબ્દ ગુણ જ રહે છે. આકાશથી ઉત્પન્ન થયેલ વાયુમાં શબ્દ તથા સ્પર્શ આ બે ગુણ રહે છે. તેમાં

વાયુમાં સ્પર્શ ગુણ પોતાનો છે તથા શબ્દ ગુણ, આકાશરૂપ કારણનો છે. વાયુથી ઉત્પન્ન થયેલ અગ્નિમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ, આ ત્રણ ગુણ રહે છે, તેમાં અગ્નિમાં રૂપ ગુણ પોતાનો છે તથા શબ્દ અને સ્પર્શ આ બે ગુણ આકાશ તથા વાયુરૂપ કારણના છે. અગ્નિથી ઉત્પન્ન થયેલ જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ, આ ચાર્ ગુણ રહેલ છે, તેમાં જળ વિશે રસ ગુણ પોતાનો છે તથા શબ્દ, સ્પર્શ તથા રૂપ, આ ત્રણ ગુણો ક્રમે કરી આકાશ, વાયુ તથા અગ્નિરૂપ કારણના છે. જળથી ઉત્પન્ન થયેલ પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ ગુણ રહે છે, તેમાં પૃથ્વી વિશે ગંધ ગુણ પોતાનો છે તથા શબ્દ, સ્પર્સ, રૂપ અને રસ, આ ચાર ગુણો ક્રમે કરી આકાશ, વાયુ, અગ્નિ તથા જળરૂપ કારણના છે. આ રીતે આકાશાદિ કારણોના ગુણો વાયુ આદિ કાર્યમાં પ્રાપ્ત થાય છે. જેમ આકાશાદિ ભૂતોના શબ્દ સ્પર્શાદિ ગુણો છે, તેમ આનંદસ્વરૂપ આત્માના જ્ઞાન તથા આનંદ ગુણ નથી, પણ તે જ્ઞાન, આનંદ આત્માના સ્વરૂપભૂત છે. કારણ કે ચેતન આત્માનાં જ્ઞાન અને આનંદ ગુણ હોય તો જેમ આકાશાદિ કારણના શબ્દાદિ ગુણો વાયુ આદિ કાર્યમાં પ્રતીત થાય છે, તેમ આત્મારૂપ કારણના જ્ઞાનાદિ ગુણો પણ આકાશાદિ કાર્યમાં પ્રતીત થવા જોઇએ. આકાશાદિ કાર્યોમાં જ્ઞાનાદિ ગુણો પ્રતીત થતા નથી, માટે જ્ઞાન તથા આનંદ, આત્માના ગુણ નથી, પણ તે જ્ઞાન આનંદ આત્માના સ્વરૂપભૂત છે. આ લોકમાં જે જે પદાર્થો પરિણામી કારણ હોય છે, તે તે પરિણામી કારણના ગુણરૂપ કાર્યમાં પ્રતીત થાય છે. જેમ આકાશાદિ પરિણામી કારણના શબ્દાદિ ગુણ વાયુ આદિ કાર્યમાં પ્રતીત થાય છે, તેમ આ સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ આત્મા જો કદાપિ આકાશાદિનું પરિણામી કારણ હોય તો આત્માના સત્ ચિત્ આનંદાદિ ધર્મો આકાશાદિ ભૂતોમાં જણાવા જોઇએ. પણ આત્માના સત્ ચિત્ તથા આનંદાદિ ધર્મો આકાશાદિ જડ ભૂતોમાં જણાતા નથી. માટે આત્માદેવ આકાશાદિ જડ જગતનું પરિણામી ઉપાદાન કારણ નથી, પણ આ આત્મા જગતનું વિવર્ત ઉપાદાન કારણ છે. વળી બ્રહ્મરૂપ આત્મામાં વિવર્ત ઉપાદાનરૂપતા માયા વિના સંભવતી નથી. માટે પરમાત્માદેવ માયાએ કરી આકાશાદિ પ્રપંચનું વિવર્ત ઉપાદાન કારણ થાય છે. જેમ પરિણામ ભાવથી રહિત રજ્જુ, માયાવડે સર્પનું વિવર્ત ઉપાદાન કારણ થાય છે, તેમ પરિણામ ભાવથી રહિત આત્માદેવ પણ, માયાવડે જગતનું વિવર્ત ઉપાદાન કારણ બને છે. આત્માથી ભિન્ન આકાશાદિ ભૂતોના શબ્દાદિ ગુણો વાયુ આદિ કાર્યમાં સર્વ જીવને જણાય છે, માટે, આકાશાદિ, વાયુ આદિનું પરિણામી ઉપાદાન કારણ છે. વાસ્તવિક રીતે સર્વ પરિણામથી રહિત આત્મારૂપ બ્રહ્મ જ સર્વત્ર કારણ છે. બ્રહ્મથી ભિન્ન આકાશાદિ સર્વ પદાર્થો બ્રહ્મનાં કાર્યો છે. આકાશાદિમાં વાયુ આદિની કારણતા સંભવતી નથી. કારણકે, જો આકાશાદિને વાયુ આદિનું કારણ માનીએ તથા બ્રહ્મને વાયુ આદિનું કારણ ન માનીએ, તો બ્રહ્મના જ્ઞાનવડે જ સર્વ જગતનું જ્ઞાન થાય, એમ શ્રુતિનું કહેવું ખોટું ઠરશે. કારણના જ્ઞાન વિના કાર્યનું જ્ઞાન થતું નથી, માટે શ્રુતિથી જ બ્રહ્મમાં સર્વ જગતની કારણતા સિદ્ધ થાય છે.

## પંચ કોશનું વર્ણન.

સત્ય, જ્ઞાન તથા અનંતે કરી તથા આકા-

શાદિ જગતનાકારણરૂપે કરી પ્રસિદ્ધ આત્મદેવનાં સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, એમ ત્રણ પ્રકારનાં શરીર છે. ત્રણ શરીરમાં તિત્તિર નામના ઋષિએ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એવા પાંચ કોશની કલ્પના કરી છે. આ લોકમાં જેમ ખડ્‌ગને ઢાંકવાવાળા લાકડાને કોશ કહેવામાં આવે છે, તેમ અન્નમયાદિ આત્માને આવરણ કરતાં હોવાથી અન્નમયાદિ કોશ કહેવાય છે. અસંગ બુદ્ધિરૂપી શસ્ત્રથી રહિત અજ્ઞાની પુરૂષથી અન્નમયાદિ કોશનો ભેદ થઇ શકતો નથી, માટે તેને દુર્ભેદ્ય કહેલો છે. પ્રથમ સ્થૂલ શરીર એક અન્નમય કોશરૂપ છે, બીજું સૂક્ષ્મ શરીર પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય, આ ત્રણ કોશ સ્વરૂપ છે તથા ત્રીજુંકારણ શરીર એક આનંદમય કોશરૂપ છે. આ રીતે ત્રણ શરીરમાં પંચ કોશ રહે છે.

અન્નમય કોશનું વર્ણન–જેમ પક્ષીઓનાં શિર, ડાબી પાંખ, જમણી પાંખ, ઉદર તથા પુચ્છ, આ પાંચ અવયવ હોય છે,તેમજ અન્નકોશાદિરૂપ પક્ષીઓનાં શિરાદિ પાંચ અવયવો છે. સ્થૂળ શરીરરૂપ પક્ષી અન્નમય કોશરૂપ પક્ષીનું મસ્તક છે, દક્ષિણ હાથ દક્ષિણ પક્ષ છે, વામ હાથ ઉત્તર પક્ષ છે, ઉદર બેઉનાં સરખાં હોય છે તથા બે પાદો પક્ષીના પુચ્છરૂપ છે. આ બે પગોથી શરીરની સ્થિતિનો આધાર હોવાથી શ્રુતિએ તેને પ્રતિષ્ઠા કહી છે.

શિષ્ય–હે ભગવન્‌ ! પક્ષી કાંઇ પોતાના પુચ્છ ઉપર ઉભું રહી શકતું નથી. આથી પ્રતિષ્ઠા પદનો આધારતારૂપ અર્થ સંભવતો નથી, પણ પક્ષીના શરીરની સમાપ્તિ જ પ્રતિષ્ઠા પદનો અર્થ છે.

ગુરૂ–હે શિષ્ય ! જો કે પક્ષી પોતાના પુચ્છપર ઉભાં રહી શકતાં નથી, છતાં કેટલાક વાનર આદિ જીવો પોતાના પુચ્છ ઉપર રહે છે. સ્થિતિની આધારતા પ્રતિષ્ઠા શબ્દનો અર્થ છે. રસ બીજ ભાવને પામેલ અન્નથી આ સર્વ પૃથ્વીમાં રહેલી પ્રજા ઉત્પન્ન થાય છે, અન્નથી સર્વ પ્રજા જીવનને પામે છે તથા પૃથ્વીરૂપ અન્નમાં સર્વ પ્રજા લય ભાવને પામે છે. વૃક્ષાદિક સ્થાવરની જળરૂપ અન્નથી ઉત્પત્તિ થાય છે તથા જળરૂપ અન્નમાં જ વૃક્ષોનો લય થાય છે. આ રીતે જળરૂપ અન્નવડે વૃક્ષાદિની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. આથી કેવળ જળવડે વૃક્ષાદિની ઉત્પત્તિ આદિ તમારે ન જાણવી. ભૂમિયુક્ત જળરૂપ અન્નથી વૃક્ષાદિની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. મનુષ્યાદિ જંગમ શરીરની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં વ્રિહિયવાદિ અન્ન જ કારણ છે. વૃક્ષાદિરૂપ સ્થાવર શરીર તથા મનુષ્યાદિરૂપ જંગમ શરીર જીવ ભાવથી રહિત થઇ, કોઇ પ્રાણીની અન્નરૂપતાને પામી નાશ પામે છે. અર્થાત્‌ જે વસ્તુને પ્રાણી પોતાની ક્ષુધાની નિવૃત્તિ માટે ભક્ષણ કરે છે, તે વસ્તુનું નામ અન્ન છે. આ રીતનો અન્ન શબ્દનો અર્થ, વૃક્ષાદિરૂપ સ્થાવર શરીરમાં તથા મનુષ્યાદિકરૂપ જંગમ શરીરમાં ઘટે છે. વૃક્ષાદિકરૂપ સ્થાવર શરીરને મનુષ્યાદિરૂપ જંગમ પ્રાણી શાકાદિરૂપે કરી ભક્ષણ કરે છે, તેમ મનુષ્યાદિરૂપ જંગમ શરીરને સિંહ, શ્વાન, કૃમિ આદિ જીવો ભક્ષણ કરે છે. માટે સર્વ સ્થાવર જંગમ જીવો અન્નભાવને પામી નાશ પામે છે. વળી પૃથ્વી સર્વ જીવના ભોગનું સાધન હોવાથી તે સર્વ જીવોના અન્નરૂપ છે. સ્થાવર જંગમ શરીર પોતાના નાશ કાળે પૃથ્વીથી અભિન્ન હોવાથી સર્વ

શરીરમાં અન્નરૂપતાનો સંભવ થઇ શકે છે. સમષ્ટિરૂપ અન્ન સર્વ પ્રજાની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ હોવાથી શ્રુતિએ અન્નને જ્યેષ્ઠ કરી કહ્યું છે. ક્ષુધારૂપ રોગને અન્ન નાશ કરતું હોવાથી શ્રુતિએ અન્નને સર્વૌષધિ કરી કહ્યું છે. અન્નમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતારૂપ બ્રહ્મનાં લક્ષણનો નિશ્ચય કરી, અન્નને બ્રહ્મરૂપે કરી ઉપાસના કરનારો અધિકારી મનવાંછિત અન્નની પ્રાપ્તિરૂપ ફળ મેળવે છે. અહીં અન્ન શબ્દનો અર્થ બે પ્રકારનો છેઃ– વ્યષ્ટિ રૂપે કરી ભૂતોના ભક્ષણને પામેલ વસ્તુને અન્ન કહે છે અથવા સમષ્ટિરૂપે કરી સર્વ ભૂતોનું ભક્ષણ કરનારી વસ્તુનું નામ અન્ન છે. અન્નમયાદિ પંચ કોશમાં એક એક કોશના શરીરાદિ પાંચ પાંચ અવયવો કહ્યા છે. અવયવોમાં પુચ્છ શબ્દવડે તથા પ્રતિષ્ઠા શબ્દવડે કહેવાયલા અવયવની તે તે કોશમાં પ્રધાનતા તથા કારણરૂપતા જાણવી. તેમજ ઉત્તર ઉત્તર કોશને પૂર્વ પૂર્વ કોશનું કારણ જાણવું.

હે શિષ્ય! સૂક્ષ્મ શરીરમાં ક્રિયા, નામ તથા રૂપ, આ ત્રણે ભિન્નભિન્ન રહે છે. સૂક્ષ્મ શરીરમાં ક્રિયા પ્રધાન અંશનું નામ પ્રાણમય કોશ છે, પ્રમાણરૂપ પ્રધાન અંશનું નામ મનોમય કોશ છે તથા પ્રમેય સ્વરૂપ પ્રધાન અંશનું નામ વિજ્ઞાનમય કોશ છે.

પ્રાણમય કોશનું વર્ણન–પાંચ અવયવવાળા સ્થૂલ શરીરરૂપ અન્નમયની અંદર રહેલ પ્રાણમય કોશ છે. પ્રાણમય કોશરૂપ પક્ષી પણ અન્નમય કોશની માફક પાંચ અવયવાળું છે. પ્રાણમય કોશની અંદર મનોમય, મનોમય કોશની અંદર રહેલ વિજ્ઞાનમય તથા વિજ્ઞાનમયની અંદર રહેલો અવિદ્યારૂપ આનંદમય કોશ છે. આ સર્વ પાંચે કોશોમાં પાછળ પાછળનો કોશ પૂર્વ પૂર્વ કોશના સરખો જ હોય છે. જેમ *મૂષામાં નાંખેલી પીગળાવેલી ધાતુવડે તે મૂષા સર્વ બાજૂથી પરિપૂર્ણ છે, તેમ ઉત્તર ઉત્તર કોશવડે પૂર્વ પૂર્વ કોશ સર્વ બાજૂથી પરિપૂર્ણ છે. જેમ પ્રાણમય કોશવડે અન્નમય કોશ સર્વ બાજૂથી પરિપૂર્ણ છે, તેમ મનોમય કોશવડે પ્રાણમય કોશ સર્વ બાજૂથી પરિપૂર્ણ છે. મુખ નાસિકાદ્વારા ચાલવાવાળા પ્રાણરૂપ વાયુ પ્રાણમય કોશરૂપ પક્ષીના શિરરૂપ છે, પ્રાણ અપાનની સંધિરૂપ વ્યાનરૂપ વાયુ, પ્રાણમય પક્ષીની જમણી પાંખ છે, નીચે ગમન કરવાવાળો અપાનરૂપ વાયુ પ્રાણમય પક્ષીની ડાબી પાંખ છે, આકાશ દેવતાવાળો સમાન વાયુ પ્રાણમય પક્ષીના ઉદરરૂપે છે, પૃથ્વી દેવતાવાળો ઉદાનરૂપ વાયુ પ્રાણમય પક્ષીનું પુચ્છ છે. મરણ કાળે શરીરનો ત્યાગ કરી અન્ય લોકમાં જવાવાળો ઉદાન નામનો વાયુ જ્યારે શરીરની બહાર નિકળે છે ત્યારે સર્વ પ્રાણો શરીરની બહાર નિકળતા હોવાથી ઉદાન વાયુરૂપ પુચ્છને પ્રતિષ્ઠા કહી છે. જેમ સમષ્ટિરૂપે કરી ધ્યાન કરાયલો અન્નમય કોશ, મન ઇચ્છિત અન્નની પ્રાપ્તિરૂપ ફળનો હેતુ હોય છે, તેમ સમષ્ટિરૂપ ધ્યાન કરાયલો પ્રાણમય કોશ પણ દીર્ઘાયુષની પ્રાપ્તિરૂપ ફળનો હેતુ છે. પ્રાણ વ્યાપારને કરવાવાળો સમષ્ટિ પ્રાણનો અભિમાની દેવતા, પ્રાણ દેવના આશ્રયવડે સર્વ દેવ, મનુષ્ય તથા પશુ અનેક પ્રકારની ચેષ્ટા કરે છે તથા જીવનને પ્રાપ્ત

*મૂષા–જે પાત્રમાં ઘણાં જ અગ્નિના સંબંધથી પીગળેલી તામ્રાદિ ધાતુ નાખવાથી મનુષ્યાદિ મૂર્તિના આકારને પામે, તે પાત્રનું નામ મૂષા છે,

થાય છે. પ્રાણ વિદ્યમાન છતાં સર્વ પ્રાણીનું જીવન થાય છે, પ્રાણ વિના કોઇપણ પ્રાણીનું જીવન હોતું નથી, માટે પ્રાણ સર્વ જીવનું આયુષ્ય કહેવાય છે. આથી શ્રુતિએ પ્રાણને આયુષ નામ આપ્યું છે. પ્રાણને બ્રહ્મપદવડે જે અધિકારી ઉપાસના કરે છે તે પ્રાણી સો અથવા હજાર વર્ષના આયુષ્યવાળો થાય છે. પ્રાણમય કોશ, સ્થૂલ શરીર–અન્નમય કોશને સર્વ બાજૂથી વ્યાપ્ત હોવાથી તે અન્નમય કોશના આત્મારૂપ છે. અર્થાત્ અધિકારીએ અન્નમય કોશમાં આત્મત્વ બુદ્ધિનો ત્યાગ કરી, અંતર પ્રાણમય કોશમાં આત્મત્વ બુદ્ધિ કરવી.

મનોમય કોશનું વર્ણન–જેમ અન્નમય કોશથી ભિન્નરૂપે કરી, અંતરરૂપે કરી તથા અન્નમય કોશના આત્મારૂપે કરી, પ્રાણમય કોશ રહેલો છે, તેમ પ્રાણમય કોશથી ભિન્ન પ્રાણમય કોશની અંદર તથા પ્રાણમય કોશના આત્મારૂપ મનોમય કોશ છે. મનોમય કોશરૂપ પક્ષીનું યજુર્વેદ શિર છે; ઋગ્વેદ જમણી પાંખ છે, સામવેદ ડાબી પાંખ છે, વેદનો બ્રાહ્મણ ભાગ ઉદરરૂપ છે તથા અથર્વણ મનોમય પક્ષીની પૂછડી તથા પ્રતિષ્ઠારૂપ છે.

વિજ્ઞામય કોશનું વર્ણન–જેમ ક્રિયારૂપ પ્રાણમય કોશથી પ્રમાણરૂપ મનોમય કોશ અંદર રહેલો છે, તેમ પ્રમાણરૂપ મનોમય કોશથી પ્રમાતા તથા પ્રમેયરૂપ વિજ્ઞાનમય કોશ અંદર રહેલ છે. હે શિષ્ય ! સર્વ કર્મના મૂળરૂપ ગુરૂશાસ્ત્રના વચનમાં વિશ્વાસરૂપ શ્રદ્ધા વિજ્ઞાનમય પક્ષીનું શિર છે. શાસ્ત્રમાં કહેલા યજ્ઞાદિ કર્મના વિચારમાં મીમાંસા શાસ્ત્રથી થયેલ માનસિક બુદ્ધિરૂપી ઋત વિજ્ઞાનમય કોશરૂપ પક્ષીની જમણી પાંખ છે, યજ્ઞાદિ કર્મનો વિષય કરવાવાળી બુદ્ધિરૂપ સત્ય વિજ્ઞાનમય પક્ષીની ડાબી પાંખ છે, અધ્યાત્મ શાસ્ત્રનો નિશ્ચયરૂપ યોગ વિજ્ઞાનમય પક્ષીનું ઉદર છે, તથા સર્વસ્થૂલ પ્રપંચના કારણરૂપ હિરણ્યગર્ભની સમષ્ટિ બુદ્ધિ, વિજ્ઞાનમય પક્ષીનું પુચ્છ તથા પ્રતિષ્ઠા છે. વિજ્ઞાનરૂપ બુદ્ધિ જ યજ્ઞાદિ સર્વ વૈદિક કર્મને તથા ગમનાદિક સર્વ લૌકિક કર્મને કરે છે. દેવભાવને પામેલો અધિકારી વિજ્ઞાનરૂપ સમષ્ટિ બુદ્ધિની બ્રહ્મરૂપે કરી ઉપાસના કરે છે. વિજ્ઞાનમય આત્માને બ્રહ્મ જાણી, બીજા પદાર્થોમાં આત્મત્વ બુદ્ધિનો ત્યાગ કરનાર અધિકારી દેહાભિમાનજન્ય પાપ કર્મનો ત્યાગ કરી, મનવાંછિત સર્વ પ્રદાર્થને મેળવે છે. પૂર્વ કહેલ મૂષા તામ્રાદિ ધાતુના દૃષ્ટાંતવડે વિજ્ઞાનમય કોશ મનોમય કોશને સર્વ બાજૂથી પરિપૂર્ણ કરે છે. આથી વિજ્ઞાનમય કોશ મનોમય કોશનો આત્મારૂપ છે. અર્થાત્ અધિકારીએ મનોમય કોશમાં આત્મત્વ બુદ્ધિનો ત્યાગ કરી, વિજ્ઞાનમય કોશમાં આત્મત્વ બુદ્ધિ કરવી.

આનંદમય કોશનું વર્ણન–હે શિષ્ય ! વિજ્ઞાનમય કોશથી અંદર રહેલ આનંદમય કોશ અવ્યાકૃતરૂપ છે. આનંદમયકોશરૂપ પક્ષીના શિરાદિ પાંચ અવયવનું વર્ણન આ પ્રમાણે છેઃ– ઇષ્ટ પદાર્થના દર્શનથી ઉત્પન્ન થયેલ સુખરૂપ પ્રિય આનંદમય પક્ષીનું શિર છે. ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિવડે ઉત્પન્ન થયેલો સુખરૂપ પ્રમોદ આનંદમય પક્ષીની જમણી પાંખ છે. ઈષ્ટ પદાર્થનો ભોગજન્ય સુખરૂપ પ્રમોદ, આનંદમય કોશ પક્ષીની ડાબી પાંખ છે. પ્રિયપ્રમોદાદિ વિષેષોમાં સામાન્ય સુખરૂપ આનંદ, આનંદમય પક્ષીનું ઉદર છે. સર્વ જગતના કારણરૂપ અધિષ્ઠાનરૂપ બ્રહ્મ આનંદમય પક્ષીનું પુચ્છ તથા પ્રતિષ્ઠા છે. અજ્ઞાનરૂપ આનંદમય કોશ વિજ્ઞાનમય કોશને સર્વ બાજુથી પરિ-

પૂર્ણ કરી રહે છે. માટે આનંદમય કોશ વિજ્ઞાનમયના આત્મારૂપ છે. અર્થાત્ અધિકારીએ વિજ્ઞાનમય કોશમાં આત્મત્વ બુદ્ધિનો ત્યાગ કરી, આનંદમય કોશમાં આત્મત્વ બુદ્ધિ કરવી.

## અન્નમયાદિ પંચકોશના અભિપ્રાયો.

હે શિષ્ય ! સર્વ દેહધારી જીવોનું ચિત્ત, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો, નિત્ય બહિર્મુખ હોવાથી સર્વ જીવો ચિત્ત તથા ઇન્દ્રિયોવડે બાહ્ય પદાર્થનું ગ્રહણ કરે છે, પણ શરીરની અંદર રહેલા આનંદસ્વરૂપ આત્માને કોઇ પણ દેહધારી જીવ ગ્રહણ કરતો નથી. અંદરના આનંદ સ્વરૂપ આત્માનો ત્યાગ કરી સર્વ જીવ સુખ મેળવવા બહાર ભ્રમણ કરે છે, જેથી તેને જરાપણ સુખ મળતું નથી, પણ તે મહાન્ દુઃખરૂપ સમુદ્રમાં પડે છે. આ પ્રમાણે બહિર્મુખ જીવને મોક્ષરૂપ પુરૂષાર્થથી ભ્રષ્ટ જોઈ તથા જન્મ મરણરૂપ સંસારમાં પ્રાપ્ત થયેલો જોઇ, માતાની માફક અત્યંત સ્નેહવાળી શ્રુતિ દુઃખ પામવા લાગી તથા બહિર્મુખ પ્રવૃત્તિથી જીવોને સાક્ષાત્ નિવૃત્તિ કરવામાં અસમર્થ થવાથી પંચ કોશરૂપ ઉપાયવડે અધિકારીને બહિર્મુખતાથી નિવૃત્ત કરવા લાગી.

શિષ્ય–હે ભગવન્! માતાની માફક સર્વ જીવના હિતમાટે પ્રવૃત્ત થયેલી શ્રુતિ પ્રથમ બ્રાહ્મણોને જ કેમ ઉપદેશ કરવા લાગી ?

ગુરૂ–શ્રુતિએ વિચાર્યું કે, જો હું અધિકારી બ્રાહ્મણને બહિર્મુખ પ્રવૃત્તિથી નિવૃત્ત કરીશ તો બહિર્મુખ પ્રવૃત્તિથી નિવૃત્ત થયેલા બ્રાહ્મણો ક્ષત્રિયોને વેદવચનના ઉપદેશવડે તથા અન્ય શુદ્રાદિને પુરાણ વચનના ઉપદેશવડે બહિર્મુખ પ્રવૃત્તિથી નિવૃત્ત કરશે. આથી શ્રુતિએ બ્રાહ્મણોને અન્નમયાદિ કોશનો ઉપદેશ કર્યો.

શિષ્ય–હે ભગવન્! અન્નમયાદિ પંચ કોશના કહેવાવડે શ્રુતિએ બાહ્ય પ્રવૃત્તિને કેવી રીતે નિવૃત્ત કરી ?

ગુરૂ–હે શિષ્ય ! રૂપ તથા ગુણયુક્ત પુરૂષ તથા સ્ત્રીઓ પોત પોતાનાં શરીરવડે પ્રસન્નતા પામતાં નથી, પણ તે પુરૂષ તથા સ્ત્રીઓ સુખ મેળવવા માટે પિશાચની માફક પોતાના શરીરથી ભિન્ન કોઈ બીજા શરીરનું સેવન કરે છે. બીજાનું શરીર પણ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણતાના ભેદે કરી ત્રણ પ્રકારનું છે. પ્રથમ સ્થૂલ શરીર અન્ન વિકારરૂપ, સૂક્ષ્મ શરીર પ્રાણ, મન અને વિજ્ઞાનરૂપ તથા કારણ શરીર અનાદિ અજ્ઞાનરૂપ હોય છે. આ પ્રમાણે ત્રણે લોકમાં સર્વ પ્રપંચો અન્ન, પ્રાણ, મન, બુદ્ધિ તથા અજ્ઞાન, આ પાંચકોશરૂપ છે. પંચકોશરૂપ સર્વ પ્રપંચ, સર્વ જીવના પોતપોતાના શરીરમાં વિરાજમાન છતાં, તે અંદરના પદાર્થોનો ત્યાગ કરી, જીવો બહારના પદાર્થો મેળવવાની ઇચ્છા કરે છે, પણ તે યોગ્ય નથી. અર્થાત્ મધ મેળવવાની ઇચ્છાવાળો પુરૂષ, મધ જો પોતાના ઘર સમીપ મળતું હોય તો પર્વતપર દૂર લેવા જતો નથી, તેમ જીવે પણ પોતાના શરીરમાં જે પદાર્થો છે, તે પદાર્થ મેળવવા બહાર ભટકવું યોગ્ય નથી. આ રીતના અભિપ્રાયથી શ્રુતિ માતાની માફક કૃપા કરી અધિકારીને કહેવા લાગી કે–હે પુત્ર! વાસ્તવિક રીતે વિચાર કરતાં આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન કોઇ પણ વસ્તુમાં સુખરૂપતા નથી. જો તારા ચિત્તમાં આ રીતનો આગ્રહ હોય કે મને આત્માથી ભિન્ન વસ્તુજ સુખનું કારણ છે, તો તે બાબતમાં હું તને અટકાવતી નથી, પણ આત્માથી ભિન્ન પોતાના સુખનું

સાધન મનાયલા અન્નમયાદિ પદાર્થો તારા શરીરમાં છે, માટે તેનું જ તું સેવન કર. પોતાના શરીરમાં વિદ્યમાન અન્નમયાદિ પદાર્થનો ત્યાગ કરી, તું બહાર શા માટે ભટકે છે? જેમ આ લોકમાં ક્ષુધા તથા કામથી પીડાયલો કોઇ પુત્ર પોતાના ઘરનો ત્યાગ કરી બહાર જવા ઉદ્યમ કરે છે, ત્યારે તેની મા તેના હાથ પકડી બહાર જવા દેતી નથી તથા કહે છે કે, અન્ન તથા સ્ત્રી માટે તું બહાર જાય છે, તે સર્વ વસ્તુ હું તને ઘરમાંજ મેળવી આપીશ, માટે તારે બહાર જવું યોગ્ય નથી. માતાનું વચન સાંભળી પુત્ર બહાર જવાનો આગ્રહ છોડી દઈ, પોતાની માતાને એમ પૂછે છે કે, અન્ન તથા સ્ત્રી કયાં છે? પછી માતાની કૃપાવડે જેમ તે અન્ન તથા સ્ત્રી ઘરમાંથી મેળવે છે, તેમ પોતાના શરીરથી બાહ્ય બીજા શરીરને સુખનું સાધન માની, સુખ વાસ્તે બહાર ભટકતા બહિર્મુખ પુરૂષને અંતર્મુખ કરવા શ્રુતિ તેને અન્નમયકોશ કહે છે તથા શ્રુતિના ઉપદેશથી અધિકારી બાહ્ય વિષયનો ત્યાગકરી, અન્નમયકોશનેપ્રાપ્ત થાયછે, જ્યાં તે બાહ્ય વિષયજન્ય સર્વ સુખને મેળવે છે. આ રીતે શ્રુતિના ઉપદેશવડે બાહ્ય વિષયથી નિવૃત્ત થઇ, અન્નમયકોશમાં રહેલો અધિકારી જો કે સ્થૂલ વિષયજન્ય સુખને મેળવતો નથી, છતાં તે અધિકારી અન્નમયકોશમાં વાસ્તવિક સુખને મેળવતો નથી. માટે સુખની ઇચ્છાવાળો અધિકારી શ્રુતિરૂપ માતાના વચનપર વિશ્વાસ રાખી, સ્થૂલ શરીરરૂપ અન્નમયકોશનો ત્યાગ કર્યા પછી ત્રણ કોશરૂપ સૂક્ષ્મ શરીરને મેળવે છે. સૂક્ષ્મ શરીરમાં અધિકારી પ્રાણમય કોશને પામે છે.પ્રાણમયકોશમાંપોતાનાવાસ્તવિક આત્મારૂપ આનંદને ન જોવાથી પ્રાણમયનો ત્યાગ કરી મનોમય કોશને પામે છે. પછી મનોમય કોશમાં વાસ્તવિક આત્મારૂપ આનંદને ન જોવાથી અધિકારી મનોમયનો ત્યાગ કરી વિજ્ઞાનમયને પામે છે. વિજ્ઞાનમયમાં આનંદ ન જોવાથીઅધિકારી તેનો ત્યાગ કરી આનંદમય કોશને પામે છે. જ્યાં કારણ શરીરરૂપ આનંદમય કોશને પામેલો અધિકારી સર્વ કાર્ય પ્રપંચનો ત્યાગ કરે છે. આનંદમય કોશમાં પ્રથમ અધિકારી ઇષ્ટ વસ્તુના દર્શનજન્ય સુખને,પછી વસ્તુના પ્રાપ્તિજન્યસુખને, પછી ઇષ્ટ પદાર્થના ભોગજન્ય સુખને, પછી સામાન્ય સુખરૂપ આનંદને તથા છેવટેઆનંદ સ્વરૂપ બ્રહ્મને મેળવે છે. આ રીતે સર્વ અધિષ્ઠાન બ્રહ્મને જણાવવા શ્રુતિએ સ્થૂલ અરૂંધતી ન્યાયને*અંગીકાર કરી,અન્નમયાદિ પંચકોશને આત્મારૂપે વર્ણન કર્યો છે. અધિકારીપર અનુગ્રહ કરી શ્રુતિએ ઉપદેશેલા આનંદ સ્વરૂપ બ્રહ્મને જે અધિકારી આત્મારૂપે જાણતો નથી, તે જીવતો છતાં વંધ્યાપુત્રની માફક અસત્ય ભાવને પામે છે. આ બાબતમાં તિત્તિર ઋષિ કહે છે કે, બ્રહ્મ નથી, આ રીતે જાણનારા પુરૂષનો આત્મા અસત્ય કહેવાય છેતથા બ્રહ્મનેજાણનારા પુરૂષને વિદ્વાન સત્ય જાણે છે. સર્વ કાળમાં તથા સર્વ દેશમાં સર્વના આત્મારૂપ વિદ્યમાન આનંદસ્વરૂપ બ્રહ્મને જે પુરૂષ નાસ્તિકરૂપે જાણેછે તથાકહે છે,તે પુરૂષને મિથ્યા જ્ઞાનથી તથા મિથ્યા વચનથી મહાન્ પાપની પ્રાપ્તિ થાય છે તથા પાપ કર્મરૂપ દોષના પ્રભાવથી નાસ્તિકપોતામાં રહેલા બ્રહ્માનંદથી વિમુખ થઇ, બાહ્ય વિષયોની પ્રાપ્તિ માટે રાત દિવસ ભ્રમણ કરે છે. ભ્રમણવડે અનેક પ્રકા-

*અરૂંધતીન્યાયઃ-જ્યારે અરૂંધતીનો તારો દર્શાવવો હોય ત્યારે આ તારો નહિ, આ નહિ, એમ કહી છેવટે જે રહે છે તે અરૂંધતીનો તારો છે, એમ જણાવે છે.

રનાં દુઃખ વેઠી, બહિર્મુખ નાસ્તિક મૃત્યુને પામે છે, પાછો ફરી જન્મ પામે છે, જન્મ પછી નાના પ્રકારનાં દુઃખને તથા છેવટે ફરી મરણ પામે છે. આ રીતે યમરાજાને વશ થયલોદીનપુરૂષ નિરંતર સંસારમાં ભ્રમણકરે છે. બહિર્મુખ નાસ્તિક અલ્પાયુષવાળો હોય છે તથા સર્વજનો તેનો નિરાદર કરે છે. ગુરૂ શાસ્ત્રના વચનપર વિશ્વાસરાખનાર આસ્તિક, બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી બ્રહ્મના અસ્તિપણાંને જાણી, જન્મમરણાદિ દુઃખ સહિત માયાના નાશ કરનાર આત્મજ્ઞાનને મેળવે છે. આત્મજ્ઞાનના પ્રભાવથી આસ્તિક સર્વ દુઃખથી રહિત થઇ, સર્વદા આનંદસ્વરૂપ બ્રહ્મરૂપે થઇ રહે છે. આસ્તિકને વેદવેત્તાઓ સત્ય રૂપે માને છે. સુખની પ્રાપ્તિની ઇચ્છાવાળા અધિકારીએ ગુરૂશાસ્ત્રથી ઉપદેશેલા અતીન્દ્રિયના અર્થમાં કદાપિ નાસ્તિકપણું રાખવું નહિ, પણ સર્વદા આસ્તિકપણે રહેવું. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય; આ પાંચ કોશમાંના એકેક કોશનાં શિર, દક્ષિણપક્ષ, ઉત્તરપક્ષ, ઉદર તથા પુચ્છ આ પાંચ પાંચ અવયવો મળી પચ્ચીસ અવયવો થાય છે. બહિર્મુખ ચિત્તને સ્થિર કરનાર પચ્ચીસ અવયવરૂપી ભૂમિકા કારણ કહેવાય છે.

હે શિષ્ય! અધિકારીએ પોતાના ચિત્તની બહિર્મુખતાનો નાશ કરવા પ્રથમ સ્થૂલશરીર રૂપ અન્નમયકોશરૂપ પક્ષીના મસ્તકને શિરરૂપે ધ્યાન કરવું, પછી દક્ષિણભુજાને દક્ષિણ પક્ષરૂપે ધ્યાન કરવી, વામભુજાને ઉત્તર પક્ષરૂપે ધ્યાન કરવી, ઉદરને ઉદરરૂપે ધ્યાન કરવું. પછી બન્ને પગોને પુચ્છ પ્રતિષ્ઠારૂપે ધ્યાન કરવા, પુચ્છરૂપ પાદોથી પર અન્નમય કોશમાં બીજા કોઇ પદાર્થ નથી. આ રીતે અન્નમય કોશનું ધ્યાન કર્યા પછી અધિકારીએ પ્રાણમય કોશનું ધ્યાન કરવું. પ્રાણમય કોશમાં પણ અનુક્રમે શિરાદિ પાંચ અવયવનું ધ્યાન કરવું. આ પ્રમાણે અન્નમયાદિ પંચ કોશના શિરાદિ અવયવરૂપે પચ્ચીસ ભૂમિકાઓનું ક્રમે કરી ધ્યાન કરવાથી અધિકારી પુરૂષનું ચિત્ત અંતર્મુખ થાય છે. જેમ અન્નમયકોશના શિરાદિ પાંચ અવયવના અંતમાં પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે કહેલા બે પગો અન્નમય કોશના આધારરૂપ છે, તેમ અન્નમયાદિ પંચકોશના શિરાદિ પચ્ચીસ અવયવના અંતમાં પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે કહેલ અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં ચોવીસ ભૂમિનો આધાર છે. શ્રુતિએ અધિષ્ઠાન બ્રહ્મનો બોધ થવા અન્નમયાદિ પાંચ કોશનું આ પ્રમાણે વર્ણન કર્યું છે. શ્રુતિએ પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપે કહેલા સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ અજ્ઞાત હોવાથી, જીવોને આલોક તથા પરલોકમાં જરા પણ સુખની પ્રાપ્તિ થતી નથી. અજ્ઞાનના પ્રભાવથી બ્રહ્મને નાસ્તિકરૂપે જાણનાર આલોક તથા પરલોકમાં અસત્ય ભાવને પામે છે. અધિષ્ઠાનરૂપ બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનારા અધિકારીને આલોક તથા પરલોકમાં સર્વ સુખની પ્રાપ્તિ થાય છે. ફળવાળા તથા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અજ્ઞાત અર્થનું બોધન કરવામાં શ્રુતિનું તાત્પર્ય છે, અન્નમયાદિ પંચકોશનું આત્મારૂપે બોધન કરવામાં શ્રુતિનું તાત્પર્ય નથી.

## આત્માના સત્ય સ્વરૂપનું વર્ણન.

હે શિષ્ય! આત્મારૂપ બ્રહ્મના સત્યાદિ ધર્મનો વિચાર કરી, ભગવાન્ તિત્તિર ઋષિએ જે અર્થનો નિશ્ચય કર્યો, તે અર્થને તું સાવધાન થઇ સાંભળ. બ્રહ્મજ્ઞાનમાં બ્રહ્મભાવની પ્રાપ્તિની કારણતાને સંશયથી રહિત કરવા તેમણે આ રીતનો વિચાર કર્યો છે. બ્રહ્મ-

વિદ્યમાન છે વા નથી ? બ્રહ્મ અવિદ્વાનને પ્રાપ્ત થવા યોગ્ય છે અથવા નથી? તથા બ્રહ્મ વિદ્વાનને પ્રાપ્ત થવા યોગ્ય છે કે નથી? આ ત્રણ રીતના સંશયને નાશ કરવા તેનું અત્રે વર્ણન કરવામાં આવે છે. બ્રહ્મ વિદ્યમાન નથી, એવા પ્રથમ સંશયનું નિરૂપણ કરવામાં આવે છે. કેટલાક વાદી આ રીતને વિચાર કરે છે કે, બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપે છે. વેદાંતીઓના મતમાં બ્રહ્મનું જ્ઞાન વ્યર્થ છે. કારણ કે આવો સત્ય,જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મ કોઇને જણાતો નથી, માટે બ્રહ્મ કોઇપણ ઠેકાણે નથી. જો કદાપિ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ બ્રહ્મ કોઇપણ ઠેકાણે હોય તો જેમ આલોકમાંસર્વ જીવોને પૃથ્વી આદિ પદાર્થો પ્રતીત થાય છે, તેમ બ્રહ્મ પણ પ્રતીત થવો જોઇએ. પણ બ્રહ્મ પ્રતીત થતો નથી, માટે તે નથી. હવે શું બ્રહ્મ અવિદ્વાનને પ્રાપ્ત થવા યોગ્ય છે? કેટલાક વાદી વિકલ્પ કરે છે કે, વેદાંતમાં બ્રહ્મરૂપે આત્મા માન્યો છે. આ બ્રહ્મરૂપ આત્મા વિદ્વાન તથા અવિદ્વાનને સમાન છે. બ્રહ્મરૂપ આત્માને વિદ્વાન અથવા અવિદ્વાન એવો પક્ષપાત નથી, માટે વિદ્વાન જેમ બ્રહ્મરૂપ આત્માના સ્મરણવડે બ્રહ્મરૂપ આત્માને મેળવે છે, તેમ અવિદ્વાન્ પણ બ્રહ્મરૂપ આત્માને શા માટે પ્રાપ્ત ન થાય? માટે અવિદ્વાનને પણ બ્રહ્મરૂપ આત્મા પ્રાપ્ત થવો જોઇએ. અવિદ્વાનને બ્રહ્મ પ્રાપ્ત થતો નથી, પણ વિદ્વાનને પ્રાપ્ત થાય છે. આ રીતના વેદાંતીના કહેવામાં કોઇ કારણ હોવું જોઇએ. વળી અવિદ્વાનને બ્રહ્મરૂપ આત્માનું સ્મરણ નથી, આમ વેદાંતીનું કહેવું સંભવશે નહિ. કારણ કે, વેદાંતીએ અદ્વિતીય બ્રહ્મને સર્વ જીવના આત્મારૂપે માન્યો છે, માટે અદ્વિતીય બ્રહ્મ જેમ વિદ્વાન પુરૂષના આત્મારૂપ છે, તેમ અવિદ્વાનના પણ આત્મારૂપ છે. વિદ્વાનની માફક અવિદ્વાનને પણ આત્માનું સ્મરણ તથા પ્રાપ્તિ અવશ્ય થવાં જોઇએ. હવે બ્રહ્મ વિદ્વાનને પ્રાપ્ત થવા યોગ્ય નથી, એવા ત્રીજા સંશયના બીજા ભાગનું વર્ણન સાંભળો. કેટલાક વાદી આ રીતનો વિકલ્પ કરે છે કે, વેદાંતીએ માનેલા બ્રહ્મને જો કદાપિ વિદ્વાન્ પ્રાપ્ત થતો નથી, તો તે બ્રહ્મ અસત્ય હોવો જોઈએ. કારણ કે બ્રહ્મ સર્વ જીવના આત્મારૂપ છે તથા પોતાનો આત્મા સર્વ જીવોને નિત્યપ્રાપ્ત છે, જેથી બ્રહ્મને સર્વ જીવના આત્મારૂપે માની અપ્રાપ્ય કહેવો, અત્યંત વિરૂદ્ધ છે. વિદ્વાનને અપ્રાપ્ય હોવાથી બ્રહ્મ જ્યારે અસત્ય થાય ત્યારે જેમ આ લોકમાં વંધ્યાપુત્રાદિ અસત્ય પદાર્થો કોઇને પણ પ્રાપ્ત થતા નથી, તેમ અસત્ય બ્રહ્મને અવિદ્વાનની માફક વિદ્વાન્ પણ પ્રાપ્ત થાય નહિ. વળી सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિના અંગીકારથી વેદાંતી જો બ્રહ્મને સત્ય માનશે તો વિદ્વાનને બ્રહ્મ મળે છે અને અવિદ્વાનને નથી મળતો, એમ કહેવું અત્યંત અસંગત થશે. કારણ કે એક જ આકાશને વિદ્વાન્ પ્રાપ્ત થાય છે તથા અવિદ્વાન્ પ્રાપ્ત થતો નથી, એમ કહેવું સંભવતું નથી. તેમ એક અદ્વિતીય બ્રહ્મને વિદ્વાન પ્રાપ્ત થાય છે તથા અવિદ્વાન નથી પ્રાપ્ત થતો, એમ કહેવું સંભવતું નથી. જેમ સર્વજ્ઞને તથા મૂઢ બાળકને આકાશની પ્રાપ્તિ સમાન છે, તેમ વિદ્વાનને તથા અવિદ્વાનને અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ સમાન છે. આ ત્રણે પ્રશ્નોનો ઉત્તર કહેવા પ્રથમ સૂચીકટાહ* ન્યાયવડે બ્રહ્મની પ્રાપ્તિ તથા

* સુચિકટાહ ન્યાયનો અર્થ આ રીતે છે કે, કઢાઇ બનાવનાર લુહાર પાસે કોઇ સોય સુધરાવવા આવે તો તે લુહાર કઢાઇને છોડી, પ્રથમ સોય તૈયાર કરી દે છે.

અપ્રાપ્તિની વ્યવસ્થાને દર્શાવવામાં આવે છે. હે શિષ્ય ! ભગવાન્ તિત્તિર ઋષિ ઉપર દર્શાવેલા ત્રણ પ્રશ્નોની કલ્પનાવડે ત્રણેનો નીચે પ્રમાણે ઉત્તર દેવા લાગ્યા.

જો કે બ્રહ્મ વિદ્વાન્ તેમ જ અવિદ્વાનને સમાન આત્મારૂપ છે, જેથી બ્રહ્મ વિદ્વાન્ તથા અવિદ્વાનને નિત્યપ્રાપ્ત છે, છતાં અવિદ્વાન્ બ્રહ્મને કદાપિ પ્રાપ્ત થતો નથી. કારણ કે અવિદ્યાનો નાશ થવાથી આવરણ રહિત બ્રહ્મનો પ્રકાશ તેની પ્રાપ્તિ છે. તેમ અવિદ્યાનો નાશ,જે બ્રહ્મવિદ્યાથી થાય છે, તે બ્રહ્મવિદ્યા અવિદ્વાનને પ્રાપ્ત થતી નથી.આથી અવિદ્વાન્ વિદ્યાથી રહિત હોવાથી તેને અદ્વિતીય બ્રહ્મ પ્રાપ્ત થતો નથી. જેમ આ લોકમાં બે જણાઓના ઘરમાં ધન દાટેલું હોય, તેમાં એક જણને કયાં દાટેલું છે તે ખબર હોય તથા બીજાને ખબર ન હોય. અહીં ધનવાન્ જો કે બેઉ જણા છે, છતાં જેને ખબર નથી હોતી, તે પોતાને ધનવાન્ માનતો નથી, તથા જેને દાટેલ ધનની ખબર હોય છે, તે પોતાને ધનવાન્ માને છે. તેમ વિદ્વાન તથા અવિદ્વાનને બ્રહ્મની પ્રાપ્તિ જો કે સમાન છે, છતાં જેમ વિદ્વાનને બ્રહ્મનું જ્ઞાન છે, તેમ અવિદ્વાનને બ્રહ્મનું જ્ઞાન ન હોવાથી અવિદ્વાન્ અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત દુઃખવડે સર્વદા પીડાયેલો રહે છે. આથી સિદ્ધ થાય છે કે, પોતાના સત્ય સ્વભાવના બળવડે અસત્યપણાનો ત્યાગ કરી, સર્વત્ર સમાન્ રહેલ બ્રહ્મનું જે જ્ઞાન વિદ્વાનને થાય છે, તે બ્રહ્મજ્ઞાન જ વિદ્વાનને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે તથા અવિદ્વાનને બ્રહ્મનું અજ્ઞાન જ બ્રહ્મની અપ્રાપ્તિ છે. હવે કામના, વિચાર, જગતની ઉત્પત્તિ, જગતમાં પ્રવેશ તથા ભોગ્ય પદાર્થરૂપતા, એવા પાંચ હેતુવડે બ્રહ્મમાં સત્યપણાની સિદ્ધિ થાય છે.

## બ્રહ્મથી જગતની ઉત્પત્તિ.

અનાદિ જીવોની કર્મવાસનાવડે વિચિત્ર ભાવને પામેલી માયારૂપ કાંચળીયુક્ત પરમાત્મા જગતની ઉત્પત્તિ પહેલાં એક અદ્વિતીય બ્રહ્મરૂપે રહ્યા હતા. તે જ પરમાત્મા સૃષ્ટિના આદિકાળમાં જીવોના પુણ્યપાપરૂપ કર્મવડે પ્રેરાયલા, ભૂત ભૌતિક જગતની ઉત્પત્તિ કરવા આ રીતની કામના કરવા લાગ્યા. "હું પરમાત્મા દેવ પોતાના જ જન્મવડે ઘણા રૂપવાળો થાઉં. આગળ ઉત્પન્ન થયેલ નામરૂપ ક્રિયાસ્વરૂપ જડ ચેતનરૂપ જગતનો વિષય કરનારી કામનારૂપી ચિંતાથી પરમાત્મા જગતના વિશેષ નામ રૂપાદિ કરવા માટે વિચાર કરવા લાગ્યા કે, પૂર્વ કલ્પમાં જગતના જે જે પદાર્થની જે જે પ્રકારની નામ રૂપ ક્રિયા હતી, તેમ આ કલ્પમાં પણ જગતની તે તે પદાર્થની તે તે પ્રકારની નામ રૂપ ક્રિયા ઉત્પન્ન કરૂં." આ રીતના વિચારવડે પરમાત્મા પૂર્વ કલ્પની માફક સ્થાવર જંગમરૂપ જગતને ઉત્પન્ન કરવા લાગ્યા તથા તે સર્વ પદાર્થના ભિન્ન ભિન્ન નામ રૂપ ક્રિયાઓને ઉત્પન્ન કરવા લાગ્યા. જેમ પરમાત્મા દેવે પૂર્વમાં સૂર્ય ચંદ્રમાદિ જગતને ઉત્પન્ન કર્યું હતું, તેમ આ કલ્પમાં પણ સૂર્ય, ચંદ્રમા, સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષઆદિ ભૂત ભૌતિક સર્વ જગતને ઉત્પન્ન કર્યું. ब्रह्मविदाप्नोति परं—એ સૂત્રરૂપ શ્રુતિમાં, જે બ્રહ્મના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ કહી તથા सत्यं ज्ञानमनतं ब्रह्म—એ શ્રુતિમાં પૂર્વે જે બ્રહ્મનું સ્વરૂપલક્ષણ કહ્યું, તે જ બ્રહ્મ આ સ્થાવર જંગમરૂપ જગતને ઉત્પન્ન કરી, જગતમાં જીવરૂપે પ્રવેશ કરવા લાગ્યા. આ રીતે એક જ પરમાત્મા દેવ અનેકરૂપે ઉત્પન્ન થયા.

## પરમાત્માનાં નાના રૂપોનું વર્ણન.

હે શિષ્ય! પરમાત્મા હેત્ર જ સત્ તથા ત્યત્‌રૂપ થયા. તેમાં પૃથ્વી, જળ, તેજ, આ ત્રણ ભૂતો નેત્રાદિકનો વિષય હોવાથી પૃથ્વી આદિ ત્રણે ભૂતોને શ્રુતિએ સત્ નામ કરી કહ્યું. તેમ વાયુ તથા આકાશ નેત્રાદિનો અવિષય હોવાથી શ્રુતિએ તેને ત્યત્ નામ કરી કહ્યું. પરમાત્મા નિરૂક્તતથાઅનિરૂક્તરૂપે*થયા. પછી પરમાત્મા નિલય તથા અનિલયરૂપ થયા. તેમાં પૃથ્વી આદિને આશ્રયે રહેલા ઘટાદિ પદાર્થનું નામ નિલય છે તથા લોકમાં નિરાધાર રૂપે રહેલ આકાશાદિનું નામ અનિલય છે. પરમાત્મા વિજ્ઞાન તથા અવિજ્ઞાનરૂપે થયા. ચેતનરૂપે રહેલ નેત્રાદિ ઇન્દ્રિયો તથા અંતઃકરણનું નામ વિજ્ઞાન છે તથા જડરૂપે કરી રહેલ ઘટ પટાદિ પદાર્થનું નામ અવિજ્ઞાન છે. પરમાત્મા સત્ય તથા અનૃતરૂપે થયા. વ્યાવહારિક કાળમાં અટકાવથી રહિત ભૂમિ ઘટાદિક વ્યાવહારિક પદાર્થનું નામ સત્ય છે, તથા વ્યવહાર કાળમાં અટકાવવાળાં રજ્જુ સર્પાદિ પ્રતિભાસિક પદાર્થનું નામ અનૃત છે. આત્મજ્ઞાનથી ભિન્ન કાળને વ્યવહાર કાળ કહે છે. આ પ્રમાણે અસ્તિ તથા નાસ્તિરૂપે સર્વ વિચિત્ર જગત એક અદ્વિતીય બ્રહ્મ જ છે. જેમ એક જ આકાશ ગંધર્વનગરરૂપે કરી અનેક ભાવને પામે છે, તેમ એક જ અદ્વિતીય બ્રહ્મ જગતરૂપે કરી અનેક ભાવને પામે છે. બ્રહ્મ જ પ્રથમ જગતરૂપ ઉત્પન્ન થયા હોવાથી વાસ્તવિક અસત્યરૂપ જગત પણ યાચિત મંડન ન્યાયવડે * સત્યરૂપે જણાય છે. તેમ સ્વભાવથી પોતાની સત્તા રહિત આ જગત, અધિષ્ઠાન બ્રહ્મની સત્તાને માની, સત્યરૂપે થાય છે.

શિષ્ય–હે ભગવન્! આ જગતમાં પોતાની સત્તા શા માટે નથી ?

ગુરૂ–હે શિષ્ય ! ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, આ ત્રણે કાળમાં જે પદાર્થ એકરસ હોય તથા કોઇ કાળે પણ અન્યથા ભાવને ન પામે, તે પદાર્થ સત્યરૂપ હોય છે. આવી સત્યરૂપતા ઉત્પત્તિ તથા નાશવાળા જગતમાં હોય નહિ. સત્યતા તો ઉત્પત્તિ નાશ રહિત બ્રહ્મમાં જ સંભવે છે. વળી જે પદાર્થ જ્યાં આદિ તથા અંતમાં ન હોય, તે પદાર્થ ત્યાં મધ્યકાળે પણ ન હોય. જેમ રજ્જુમાં સર્પ પ્રથમ કાળે નથી, તેમ અંત્ય કાળે પણ નથી. માટે રજ્જુમાં સર્પ મધ્ય કાળે પણ નથી, તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં આ સર્વ જગત્ આદિ તથા અંતકાળમાં પણ નથી, તો આ જગત્ મધ્યકાળમાં કેવી રીતે સત્ય હોય ? માટે સ્થાવર જંગમરૂપ સર્વ જગત્ મિથ્યા છે. આ મિથ્યારૂપ જગત સત્યરૂપ અધિષ્ઠાન બ્રહ્મની સત્તા વડે સત્યરૂપે જણાય છે. જેમ અગ્નિભાવથી રહિત લોખંડનો ગાળો અગ્નિના સંબંધવડે અગ્નિરૂપતાને પામે છે, તેમ અધિષ્ઠાન સત્ય બ્રહ્મના તાદાત્મ્ય સંબંધને પામી, મિથ્યા જગત્ પણ સત્યરૂપે પ્રતીત થાય છે. असद्वा इदमग्रआसीत् ततो वै सदजायत तदात्मानं स्वयमकुरुत तस्मात्तत्सुकृतमुच्यते આ દૃશ્યમાન જગત્ પોતા-

*મનુષ્યાદિક જીવો, જે આકાશાદિ પંચ ભૂતોને તથા તે ભૂતોનાં કાર્યોને નામ, રૂપ તથા ક્રિયા વડે નિરૂપણ કરે છે, તે ભૂત ભૌતિક પદાર્થનું નામ નિરૂક્ત છે. તેમ મનુષ્યાદિ જીવો જે પદાર્થને નામરૂપ ક્રિયાવડે નિરૂપણ નથી કરતા, તેનું નામ અનિરૂક્ત છે.

*પોતાના ગૃહનાં ભૂષણ વસ્ત્રાદિ પદાર્થથી રહિત નિર્ધન પુરૂષ બીજા ધનવાન્ પુરૂષ પાસેથી ભૂષણ વસ્ત્રાદિ પદાર્થ માગી, પોતાના ઘરની શોભા કરે છે, તેનું નામ યાચિત મંડન ન્યાય છે.

ની ઉત્પત્તિ પૂર્વે અસતરૂપ હતું તથા તે અસતથી અસત્ જગત્ ઉત્પન્ન થયું. વળી કારણ બ્રહ્મ પોતાના આત્માને પ્રપંચરૂપે કરતા હોવાથી બ્રહ્મ સુકૃત કહેવાય છે.

હે શિષ્ય ! જેમ ગંધર્વનગર પોતાની ઉત્પત્તિ પૂર્વે આકાશમાં અસત્ હોય છે, તેમ આ જગત્ પણ પોતાની ઉત્પત્તિ પહેલાં બ્રહ્મરૂપ આત્મામાં અસત્ હતું. અહીં અસત્ શબ્દવડે તમારે અંત્યંતાભાવરૂપ શૂન્યને ગ્રહણ કરવું નહિ, પણ અસત્ શબ્દવડેઅસ્પષ્ટ નામ તથા રૂપવાળા જગતને ગ્રહણ કરવું. असद्वा इदमग्र आसीत्—એ શ્રુતિવચનથી જગત પોતાની ઉત્પત્તિ પહેલાં અસ્પષ્ટ નામ રૂપવાળું હતું, એમ સિદ્ધ થાય છે. સૃષ્ટિકાળે પણ અસ્પષ્ટ નામ રૂપવાળું જગત્ તેવું જ હતું, પણ તે સર્વ જગત્ કારણરૂપ બ્રહ્મની સત્તાવડે સત્યરૂપ થાય છે. સ્વભાવથી જગતને સત્યરૂપતા નથી. આથી શ્રુતિએ જગતને સુકૃત કરી કહ્યું છે. જો કદાપિ જગત્રૂપ કાર્યના અસત્યપણામાં શ્રુતિનું તાત્પર્ય હોય તો असद्वा इदमग्र आसीत् એ વચન પછી જગતની સત્યરૂપતાને કહેનારૂં ततो वै सदजायत શ્રુતિવચન અસંગત થશે.

શિષ્ય—હે ભગવન્! કાર્યરૂપ જગત્ સ્વભાવથી સત્યરૂપ નથી, પણ કારણરૂપ બ્રહ્મની સત્તાવડે કાર્ય જગત્ સત્યરૂપ શા માટે ન થાય ?

ગુરૂ—હે શિષ્ય ! સત્યબ્રહ્મના તાદાત્મ્ય સંબંધને પામી, કાર્ય જગત્ સત્યરૂપ થાય છે. આ રીતના અર્થને તમે માન્યો, તે અમને પણ ઇષ્ટ છે. બ્રહ્મની સત્ત થી કાર્ય જગતની સત્યરૂપતાને અમે પણ ના કહેતા નથી. પણ બ્રહ્મની સત્તાના પ્રભાવવડે અસત્ જગત્ સત્યરૂપ થાય છે, એવા અર્થનો બોધથવામાટે તિત્તિર ઋષિએ असद्वा ઇત્યાદિ મંત્રો કહ્યાછે.

શિષ્ય—હેભગવન્! જેમ આ લોકમાં કોઈ પુરૂષ જ વસ્તુને એક ઘરમાંથી બીજા ઘરમાં લઇ જાય છે, તેમ બ્રહ્મની સત્તાને પ્રપંચમાં લઈ જનાર કોણ છે ?

ગુરૂ—હે શિષ્ય! ભૂત, ભવિષ્ય તથા વર્તમાન, એ ત્રણે કાળમાં અસત્ જગત્રૂપ કાર્ય, કારણ બ્રહ્મની સત્તાવડે સત્યરૂપ જ જણાય છે, તેમાં અનાદિ માયાથી કરાયલો આત્મા અનાત્માનો અધ્યાસ જ કારણ છે. અર્થાત્ જેમ સ્વભાવથી ઉષ્ણસ્પર્શથી રહિત જળમાં અગ્નિના સંગરૂપ દોષવડે ઉષ્ણતા જણાય છે, તેમ સ્વભાવથી પોતાની સત્તા રહિત અસત્ જગતમાં સત્ બ્રહ્મના તાદાત્મ્ય અધ્યાસરૂપ દોષવડે સત્યરૂપતા જણાય છે. માટે આ અધ્યાસ જ બ્રહ્મની સત્તાને જગતમાં લઇ જાય છે.

શિષ્ય—હે ભગવન્! બ્રહ્મથી ભિન્ન કોઇ પદાર્થ પોતાની સત્તાવડે કાર્યરૂપ જગતને સત્યરૂપે કેમ કરતો નથી ?

ગુરૂ—હે શિષ્ય! સત્યસ્વરૂપથી ભિન્ન કાર્ય કારણરૂપ સર્વ પદાર્થો અનાત્મારૂપ હોવાથી અસત્યરૂપ છે. માટે બ્રહ્મથી ભિન્ન કોઇ પણ પદાર્થની સત્તાવડે જગતની સત્યરૂપતા સંભવતી નથી. અર્થાત્ જેમ આ લોકમાં ધનવાન્ બીજા નિર્ધનને ધનવાળો કરી શકે છે, પણ નિર્ધન બીજા નિર્ધનને ધનવાળો કરી શકતો નથી, તેમ સત્યબ્રહ્મથી ભિન્નરૂપતાવડે પોતેજ અસત્ય ભાવને પામેલો પદાર્થ અસત્ય જગતને સત્યરૂપે કરી શકતો નથી. જેમ કોઇ મહાન્ વનમાં ભટકતો આંધળો પુરૂષ જ્યારે કોઇ અન્ય નેત્રવાળા પુરૂષને માર્ગનો ઉપદેશ કરે છે ત્યારે તે નેત્રવાળો આંધળાને ઠપકો આપે છે કે, હે અંધપુરૂષ ! જે માર્ગનો તું મને ઉપદેશ કરે છે, તે માર્ગને

તું પોતે જ કેમ દેખતો નથી ? તેમ બ્રહ્મથી ભિન્ન જો કોઇ પદાર્થ કાર્ય જગતની સત્તાને સિદ્ધ કરે તો તે પદાર્થને કહેવું કે, હે પદાર્થ ! બ્રહ્મથી ભિન્ન તું પોતે જ સત્યરૂપે હોય તો તું પ્રથમ તારી પોતાની સત્તાને સિદ્ધ કર, પછી તું કાર્ય જગતમાં તારી સત્તાને સિદ્ધ કરજે. જ્યારે કોઇપદાર્થમાં બ્રહ્મનો ભેદ સિદ્ધ થાય ત્યારે બ્રહ્મથી ભિન્ન કોઇ પદાર્થ પોતાનીસત્તાવડે કાર્ય જગતને, સત્યરૂપે કહે તો તે સંભવે, પણ બ્રહ્મથી ભિન્ન કોઇ પદાર્થ નથી. આ સર્વ સ્થૂલ પ્રપંચ બ્રહ્મરૂપજ છે. આ અર્થને सर्वं खल्विदं ब्रह्म ઇત્યાદિ શ્રુતિવડે વેદવત્તાઓએ વારંવાર કહ્યું છે માટે બ્રહ્મથી ભિન્ન કોઇ પદાર્થ નથી. જો કોઇ સ્થૂલ અથવા તો સૂક્ષ્મ પદાર્થ બ્રહ્મથી ભિન્ન માનીએ તો सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિવિશે કહેલી બ્રહ્મમાં અનંતરૂપતા સિદ્ધ થશે નહિ. જેમ આકાશાદિ પદાર્થ પૃથ્વી આદિથી ભિન્ન છે, જેથી તે આકાશાદિક ભેદરૂપ વસ્તુ પરિચ્છેવાળું હોવાથી અનંતરૂપે નથી, તેમ બ્રહ્મ પણ ભેદરૂપ વસ્તુ પરિચ્છેદવાળો થવાથી અનંતરૂપે થશે નહિ. વળી सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિથી બ્રહ્મના સ્વરૂપની અંનતતા કહી છે, માટે અનંતતાના સ્વરૂપના અભાવથી બ્રહ્મનો પણ અભાવ થશે. જેમ આ લોકમાં અગ્નિઆદિ તેજનો પ્રકાશ તથાઉષ્ણતા આ બે સ્વરૂપોનો અભાવ થવાથી તેજનો પણ અભાવ થાય છે, તેમ અનંતતાના અભાવથી બ્રહ્મનો પણ અભાવ થશે. તેમ બ્રહ્મના અભાવથી બોધ કરનારાં ઉપનિષદરૂપી જ્ઞાનકાંડો પણ અપ્રમાણુતાને પામશે. જ્ઞાનકાંડ અપ્રમાણ થવાથી જ્ઞાનના સાધનનો બોધ કરવાવાળાં કર્મકાંડ તથા ઉપાસનાકાંડ પણ અપ્રમાણુતાને પામશે. તેમ જ સર્વ પ્રમાણુમાં રાજારૂપ તથા ભ્રમાદિ દોષ રહિત વેદ ભગવાન્ અપ્રમાણ થવાથી, ભ્રમાદિ દોષવાળાં લૌકિક વચનો તથા પ્રત્યક્ષાદિ પ્રમાણો અપ્રમાણપણાને પામશે

## સત્યબ્રહ્મના આનંદરૂપતા.

ગુરૂ–હે શિષ્ય! જો બ્રહ્મ પોતાની આનંદરૂપ સત્તાવડે સર્વ જગતને સત્યરૂપ કરતું હોય તો તે જ બ્રહ્મ આનંદસ્વરૂપ હોવાથી સર્વ જગતના સારરૂપ છે.

શિષ્ય–હે ભગવન્! બ્રહ્મરૂપ આત્માના આનંદરૂપવડે વિદ્યમાન છે, આમાં પ્રમાણ શું છે?

ગુરૂ–હે શિષ્ય ! બ્રહ્મરૂપ આત્માના આનંદરૂપે કરી સત્યપણામાં બ્રહ્મવેત્તા વિદ્વાનનો અનુભવ પ્રમાણ છે. આ લોકમાં આનંદની પ્રાપ્તિ કરનારાં સ્ત્રી, પુત્ર ધન દિ પદાર્થથી રહિત હોવા છતાં વિદ્વાન,હું બ્રહ્મરૂપ છું, એવા જ્ઞાનવડે આનંદસ્વરૂપ આત્માને પામી, સર્વદા આનંદમાં મગ્ન જણાય છે. આથી સિદ્ધ થાય છે કે, આત્મા આનંદસ્વરૂપ છે. આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિવડે વિદ્વાન્ આનંદી રહે છે. સર્વ પ્રાણીના હૃદયમાં રહેલા આનંદસ્વરૂપ આત્મા જો કદાપિ પ્રાણીના, જીવનના તથા જીવનને અનુકૂળ પ્રાણાદિકની ક્રિયાના કારણરૂપ ન હોય તો દેહધારી જીવોના જીવનને તથા જીવનના અનુકૂળ પ્રાણઅપાનાદિની ક્રિયાઓને બીજું કોણ કરી શકે? આનંદસ્વરૂપ આત્મા વિના બીજું કોઇ કરી શકે એમ નથી. આ લોકમાં જે જે જીવ સુખ મેળવે છે, તે આનંદસ્વરૂપ આત્માથી જ મેળવે છે. આનંદસ્વરૂપ આત્માને છોડી, બીજા કોઇપણ અનાત્મ પદાર્થમાં સુખરૂપતા નથી.

શિષ્ય–હે ભગવન્! જો કદાપિ આનંદ આત્માનું સ્વરૂપ હોય તો લોકોને અનુભવના વિષયવડે જે આનંદ પ્રાપ્ત થાય છે, તે થવો જોઇએ નહિ.

ગુરૂ–હે શિષ્ય ! આનંદસ્વરૂપ આત્મા નિત્ય છે, માટે તે આત્મસ્વરૂપ આનંદ શબ્દ સ્પર્શાદિ વિષયવડે ઉત્પન્ન થતો નથી, પણ દીવાનો પ્રકાશ ઘટાદિ પદાર્થની પ્રતીતિ કરાવે છે, તેમ શબ્દાદિ વિષય પણ ઇચ્છાની નિવૃત્તિદ્વારા આત્મરૂપ આનંદની પ્રતીતિ કરાવે છે. આમ નહિ જાણનાર મૂઢ પુરૂષો આનંદને વિષયજન્ય માને છે. આત્માદેવ આનંદસ્વરૂપ હોવાથી સર્વ જીવને આનંદની પ્રાપ્તિ કરે છે તથા જે જીવને આત્મા અજ્ઞાત રહે છે, તે જીવને આત્મા પરિછિન્ન વિષયજન્ય આનંદની પ્રાપ્તિ કરે છે. વળી જે વિદ્વાનને આત્માનું જ્ઞાન છે, તેને આત્મા પરિપૂર્ણ આનંદની પ્રાપ્તિ કરે છે. માટે પોતાના આનંદવડે સર્વ જીવને આનંદની પ્રાપ્તિ કરાવનાર આત્માદેવ આનંદસ્વરૂપ છે. આનંદસ્વરૂપ આત્મા બ્રહ્મવિદ્યાવડે પ્રાપ્ત થાય છે, પણ અન્ય ઉપાયથી નહિ. માટે બ્રહ્મવિદ્યાવાળો જીવન્મુક્ત અવસ્થામાં કે વિદેહમુક્ત અવસ્થામાં આત્માના સ્વરૂપના આનંદને પામે છે. બ્રહ્મવિદ્યાથી રહિત અજ્ઞાની જીવો આનંદને શબ્દ સ્પર્શાદિ વિષયથી ઉત્પન્ન થયલો માનતા હોવાથી, તેઓ આત્મસ્વરૂપ આનંદને પ્રાપ્ત થતા નથી. અધિકારી જ્યારે ત્વં પદાર્થરૂપ આત્માના વિચારથી અભય એવા બ્રહ્મભાવને યોગ્ય થાય છે તથા ગુરૂએ ઉપદેશેલા તત્ત્વમસિ મહાવાક્યથી ઉત્પન્ન થયેલ ‘ હુ બ્રહ્મરૂપ છુ’ એવા અભેદ જ્ઞાનવડે તત્પદાર્થ બ્રહ્મરૂપની સાથે અભેદભાવને પામે છે, ત્યારે તે અધિકારી અભયરૂપ બ્રહ્માનંદને પામે છે.

## બ્રહ્માનંદ કોને મળે ?

ગુરૂ–હે શિષ્ય ! જેમ વિદ્વાન્ આનંદસ્વરૂપ બ્રહ્મને પામે છે, તેમ અવિદ્વાન બ્રહ્મને પામતો નથી. જન્મ મરણાદિ દુઃખનું કારણ ભેદદૃષ્ટિ અવિદ્વાનમાં સર્વદા વિદ્યમાન હોય છે, માટે ભેદદર્શી અવિદ્વાનને બ્રહ્માનંદ પ્રાપ્ત થતો નથી. પણ ભેદદર્શી ઉલટો ભયને પામે છે. વિદ્વાન્ પુરૂષ પણ જો કદાપિ બહિર્મુખતાવડે તથા પોતાની પંડિતાઇના અભિમાનવડે જીવ બ્રહ્મમાં વ્યાવહારિક ભેદ જૂવે છે, તો તે વિદ્વાન પણ ભેદરૂપ પર્વતની સમીપતાવડે પરમ ભયને પામે છે. જ્યારે વ્યવહાર કાળમાં જીવ બ્રહ્મના ભેદને જોનારો વિદ્વાન્ ભયને પામે છે ત્યારે જીવ બ્રહ્મના વાસ્તવિક ભેદને માનનારો અવિદ્વાન્ સાક્ષાત્ ભેદરૂપ પર્વતમાં રહેતો છતો પરમ ભયને પામે, એમાં શું આશ્ચર્ય ! વિદ્વત્તાથી રહિત જે પુરૂષ ભ્રાન્તિથી પોતાને વિદ્વાન્ માને છે તથા શાસ્ત્રના વિચારથી રહિત જે કેવળ અજ્ઞાની પુરૂષ છે, તે બન્નને ભેદના દર્શનવડે જે પ્રકારનો ભય થાય છે, તે જ રીતનો ભય પ્રમાદી વિદ્વાનને પણ થાય છે. શાસ્ત્રના યથાર્થ અર્થને જાણવા છતાં જે તેમાં નિષ્ઠા નથી રાખતો, તેનું નામ પ્રમાદી છે. આવો પ્રમાદી વિદ્વાન્ પણ ભેદદર્શનવડે અજ્ઞાની જીવની માફક જન્મ મરણરૂપ સંસારના ભયને પામે છે. જન્મ મરણરૂપ સંસારની નિવૃત્તિ કરવાની ઇચ્છાવાળા અધિકારીએ બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી આનંદસ્વરૂપ આત્માનું શ્રવણ કરવું તથા શ્રુતિને અનુકૂલ યુક્તિઓવડે નિરંતર તે શ્રવણનું મનન કરવું. જો કદાપિ અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી આનંદ સ્વરૂપ અદ્વિતીય આત્માનો વિચાર નથી કરતો તો તે અધિકારી અનાદિ ભેદની વાસનાવડે વારંવાર જન્મ મરણરૂપ સંસારને પામે છે. ભેદવાળી વાસનાઓનો નાશ આનંદ સ્વરૂપ આત્માના વિચારરૂપ મનન-

વડે થાય છે. મનન વિના બીજા કોઇપણ ઉપાયવડે ભેદવાળી વાસનાનો નાશ થતો નથી. મુમુક્ષુએ ભેદવાસનાની નિવૃત્તિ માટે નિરંતર આત્માનું વિચારરૂપ મનન કરવું. આનંદ સ્વરૂપ અદ્વિતીય આત્માના સાક્ષાત્કાર વિના માયાવિશિષ્ટ પરમેશ્વર વિદ્વાન દેવોને પણ ભયની પ્રાપ્તિ કરે છે, તો શાસ્ત્ર વિચારથી રહિત અજ્ઞાની જીવોને પરમેશ્વર ભયની પ્રાપ્તિ કરે, તેમાં શું આશ્ચર્ય ! શ્રુતિ કહે છે કે, यदाह्यैवैष एतदस्मिन्नुदरमंतरं कुरुते अथ तस्य भयं भवति—જે સમયે પુરૂષ અદ્વિતીય આત્મામાં જરા પણ ભેદવાળી કલ્પના કરે છે, તે સમયે ભેદદર્શીને પરમ ભયની પ્રાપ્તિ થાય છે; અદ્વિતીય આત્માના જ્ઞાન વિના માયાવિશિષ્ટ પરમેશ્વર સર્વ જીવને ભયની પ્રાપ્તિ કરે છે. આ જ અર્થમાં તિત્તિર ઋષિએ નીચે પ્રમાણે કહ્યું છે—भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥ પરમાત્માના ભયવડે વાયુ ચલાયમાન થાય છે, તેના ભયથી સૂર્ય ઉદય પામે છે, અગ્નિ પ્રકાશે છે, ઇન્દ્ર વરસાદદ્વારા લોકનું રક્ષણ કરે છે, તેમ જ તેના ભયથી મૃત્યુ જ્યાં ત્યાં ભ્રમણ કરતો છતો જીવોને મારે છે. સર્વ જગતના વ્યવહારને સિદ્ધ કરનારા વાયુ, સૂર્ય, અગ્નિ, ઇન્દ્ર તથા યમ, આ પાંચ દેવતાઓ છે. આ દેવો પણ જ્યારે પરમેશ્વરથી ભયને પામે છે, ત્યારે બીજા જીવો પરમેશ્વરથી ભય પામે, એમાં શી નવાઇ !

## વિષયજન્ય આનંદની ન્યૂનાધિકતા

સર્વે જીવને આનંદની પ્રાપ્તિ કરનાર તથા ભેદદર્શી જીવને ભય ઉપજાવનાર આનંદસ્વરૂપ આત્મા પૂર્વે વર્ણવ્યો. તેના સ્વરૂપભૂત આનંદ કેટલા પરિમાણવાળો હશે ? એવી શિષ્યની જિજ્ઞાસાને નિવૃત્ત કરવા તિત્તિર ઋષિએ પ્રથમ વિષયજન્ય આનંદમાં ન્યૂનાધિકતાનું વર્ણન કરી, આત્મસ્વરૂપના આનંદને અનંતરૂપ કહ્યો. ચક્રવર્તી રાજાને જે વિષયજન્ય આનંદ પ્રાપ્ત થાય છે, તે મનુષ્ય લોકના આનંદના અવધિરૂપ છે. ચક્રવર્તી રાજાના આનંદથી સો ગણો અધિક *મનુષ્ય ગંધર્વોનો આનંદ છે. મનુષ્ય ગંધર્વના આનંદથી સો ગણો અધિક આનંદ દેવ ગંધર્વનો છે, દેવ ગંધર્વના આનંદથી સો ગણો વધારે પિતરોનો આનંદ છે, પિતરોના આનંદથી સો ગણો વધારે × આજાનજ દેવોનો આનંદ છે. આજાનજ દેવોના આનંદથી સો ગણો †કર્મદેવતાઓનો આનંદ છે, કર્મ દેવતાના આનંદથી વસુ રૂદ્રાદિ દેવોનો આનંદ સો ગણો વધારે છે, તેઓના આનંદથી દેવરાજ ઇન્દ્રનો આનંદ સોગણો વધારે છે, ઇન્દ્રના આનંદથી સોગણો વધારે બૃહસ્પતિનો આનંદ છે, તેના કરતાં પ્રજાપતિનો આનંદ સો ગણો વધારે છે, §પ્રજાપતિના આનંદથી સોગણો બ્રહ્મનો આનંદ વધારે છે. હિરણ્યગર્ભ તથા સૂત્રાત્માના નામવડે કહેવાયલા હિરણ્યગર્ભના આનંદથી અધિક કોઇપણ વિષયજન્ય આનંદ નથી. સર્વ વિષયજન્ય આનંદના અવધિરૂપ હિરણ્યગર્ભનો આનંદ છે. મનુષ્ય લોકથી લઇ બ્રહ્મલોકપર્યંત જેટલો વિષયજન્ય આનન્દ

*જે મનુષ્ય કર્મ ઉપાસનાના બળવડે ગંધર્વભાવને પામેલો હોય તેનું નામ મનુષ્ય ગંધર્વ. ×સ્માર્ત કર્મના અનુષ્ઠાનવડે દેવભાવને પામેલાનું નામ આજાનજ †અગ્નિહોત્રાદિ શ્રૌત કર્મના અનુષ્ઠાનવડે દેવ ભાવને પામેલાનું નામ કર્મ દેવતા. §પ્રજાપતિ શબ્દવડે વિરાટ ભગવાન્ જાણવા.

શ્રુતિએ કહ્યો છે, તે સર્વ આનંદમાં જે જે લોકના આનન્દથી અધિકારી વિરક્ત થાય છે, તે તે લોકથી સોગણા અધિક આનન્દને અધિકારી પામે છે.

શિષ્ય–હે ભગવન્! જેમ પૂર્વ પૂર્વના મનુષ્યાદિક આનંદની અપેક્ષાએ ઉત્તરોત્તર મનુષ્ય ગંધર્વાદિકોનો આનન્દ સોગણો અધિક અધિક છે, તેમ આત્મસ્વરૂપનો આનન્દ પણ હિરણ્યગર્ભના આનન્દથી સોગણો અધિક કેમ નહિ ?

ગુરૂ–હે શિષ્ય ! મનુષ્ય લોકાદિના આનંદની અપેક્ષાએ જો કે હિરણ્યગર્ભનો આનંદ અધિક છે, છતાં તે હિરણ્યગર્ભનો આનન્દ આત્માનંદરૂપ સમુદ્રના એક બિંદુ જેટલો પણ નથી. માટે આત્મસ્વરૂપ આનન્દ અનંત છે. આવા અનંત આત્મસ્વરૂપ આનંદમાં સો વા હજાર ગણી અધિકતા કહી શકાતી નથી. વ્યષ્ટિ ઉપાધિવાળા ત્વં પદાર્થ પુરૂષમાં રહેનારો આત્મસ્વરૂપ આનંદ સમષ્ટિ ઉપાધિવાળા તત્પદાર્થ આદિત્ય પુરૂષમાં પણ રહે છે. ત્વં પદાર્થ જીવવિશે તથા તત્ પદાર્થ ઇશ્વરવિશે કિંચિન્માત્ર પણ ભેદ નથી. આનંદસ્વરૂપ આત્મા સર્વત્ર એક જ છે. આવા અનંદ સ્વરૂપ અદ્વિતીય આત્મામાં જીવને સૂર્યાદિક અધિદૈવરૂપ, નેત્રાદિક અધ્યાત્મરૂપ તથા રૂપાદિક અધિભૂતરૂપ એવા ભિન્નભિન્ન ભેદો જણાય છે, તે અદ્વિતીય આત્માના અજ્ઞાનથી જ પ્રતીત થાય છે. જીવને વસ્તુનું અપરોક્ષજ્ઞાન થવા છતાં જ્યાં સૂધી વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થતું નથી, ત્યાં સૂધી જીવને વસ્તુમાં ભ્રમનો નાશ થતો નથી. અપરોક્ષ જ્ઞાન થવાથી સર્વ ભ્રમનો તુરત નાશ થાય છે. જેમ પૂર્વ દક્ષિણાદિ દિશાઓનું પરોક્ષ જ્ઞાન છતાં જીવને જ્યાં સૂધી તેનું અપરોક્ષ જ્ઞાન થતું નથી, ત્યાં સૂધી તે જીવનો પૂર્વાદિ દિશાઓના ભ્રમનો નાશ થતો નથી. પણ અપરોક્ષ જ્ઞાનથી તેનો ભ્રમ નાશ પામે છે, તેમ બ્રહ્મરૂપ આત્માનું પરોક્ષ જ્ઞાન છતાં જ્યાં સૂધી જીવને બ્રહ્મરૂપ આત્માનું અપરોક્ષ જ્ઞાન નથી થતું, ત્યાં સૂધી જીવના અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ ઇત્યાદિ ભેદભ્રમો નાશ પામતા નથી. જે અધિકારી ભ્રમની મર્યાદાને જાણી, બ્રહ્મરૂપ આત્માના સાક્ષાત્કાર માટે યત્ન કરે છે, તે અધિકારીએ પૂર્વે કહેલા અન્નમયાદિ પંચ કોશોમાં ક્રમવડે આત્મબુદ્ધિથી પાંચમા આનંદમય કોશના પુચ્છરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો. આનંદસ્વરૂપ બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનારો વિદ્વાન્ કોઇ પણ પદાર્થથી કદાપિ ભય પામતો નથી. તિત્તિર ઋષિ કહે છે કે–यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह॥ आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥ શબ્દમાં વાણીની તથા શબ્દના અર્થમાં મનની પ્રવૃત્તિ છે. વળી અદ્વિતીય બ્રહ્મ છે તે તો શબ્દરૂપ પ્રપંચથી તથા અર્થરૂપ પ્રપંચથી પણ રહિત છે. માટે અદ્વિતીય બ્રહ્મમાં વાણી તથા મનની પ્રવૃત્તિ થતી નથી. આવા આનંદસ્વરૂપ બ્રહ્મને જે વિદ્વાન પોતાના આત્મારૂપે જાણે છે, તે અભેદદર્શી વિદ્વાન્ કોઈથી પણ ભય પામતો નથી. હે શિષ્ય! જીવ બ્રહ્મના ભેદને જોનાર ભેદદર્શી અજ્ઞાનીને પુણ્ય તથા પાપ કર્મ તપાયમાન કરે છે. તેમાં બીજા પુણ્યવાન્ પુરૂષને જોઇ, અજ્ઞાની પશ્ચાત્તાપ કરે છે કે, જે પુણ્ય કર્મવડે બીજા પુરૂષોને સુખનીપ્રાપ્તિથઇ,તેપુણ્ય કર્મમેં પૂર્વજન્મમાં કર્યું નહિ. જો કદાપિ પૂર્વજન્મમાં મેં પુણ્યકર્મ કર્યું હોત તો મને પણ હાલ સુખની પ્રાપ્તિ થાત. આ રીતનો પશ્ચાત્તાપ કરી અજ્ઞાની જીવપોતાને ધિક્કારે છે.જ્યારેપૂર્વનાં

પાપકર્મનાં દુઃખરૂપ ફળને અજ્ઞાની જીવ ભોગવે છે ત્યારે આ રીતનો પશ્ચાત્તાપ કરે છે કે, મેં શા માટે આટલું બધું પાપકર્મ કર્યું હશે, કે જેથી મને આ જન્મમાં આટલું બધું દુઃખ ભોગવવું પડે છે. આ રીતે પશ્ચાત્તાપ કરી તે પોતાને ધિક્કારે છે. ભેદદર્શી અજ્ઞાનીને જેમ નહિ કીધેલાં પુણ્ય-કર્મ તપાયમાન કરે છે તથા કરાયલાં પાપ કર્મો તપાયમાન કરે છે,તેમ 'હું બ્રહ્મરૂપ છું'' એવા અભેદ જ્ઞાનવડે બ્રહ્મભાવને પામેલા વિદ્વાનને નહિ કરાયલાં પુણ્યકર્મ તેમજ કરા-યલાં પાપકર્મ તપાયમાન કરતાં નથી. જેમ આ લોકમાં અગ્નિ પોતાથી ભિન્ન કાષ્ઠાદિ પદાર્થને બાળે છે, પણ પોતાના આત્માને બાળતો નથી, તેમ 'હું બ્રહ્મરૂપ છું'' એવા અભેદ જ્ઞાનના પ્રભાવથી પુણ્ય તથા પાપક-ર્મને પોતાના આત્મારૂપે જાણનારા વિદ્વાનને આત્મારૂપ પુણ્ય તથા પાપકર્મો તપાયમાન કરતાં નથી.

## ભૃગુવલ્લીનિરૂપણ.

ગુરૂ—હે શિષ્ય! આનંદવલ્લીમાં કહ્યું છે કે, જો અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી આનંદસ્વરૂપ બ્રહ્મનું શ્રવણ કરી, વારંવાર તેનું વિચારરૂપી મનન કરે છે તો તે અધિકારી અન્નમયાદિ પંચકોશને આત્મારૂપે કરી જાણતો નથી; પરંતુ પાંચમા આનંદમય કોશના પુચ્છરૂપ બ્રહ્મને તે પોતાના આત્મા-રૂપે જાણે છે. આના સંબંધમાં પિતા પુત્રનો એક ઇતિહાસ ઋષિએ નીચે પ્રમાણે કહ્યો

તિત્તિર—હે શિષ્ય ! પૂર્વ કાળમાં વરૂણ ઋષિને ભૃગુ નામનો એક પુત્ર હતો. એક સમયે તે પોતાના પિતા વરૂણ પાસે જઈ, બોલ્યો કે—હે ભગવન્! જે બ્રહ્મને આપ જાણો છો, તે બ્રહ્મનો મને ઉપદેશ કરો. હે શિષ્ય! આ રીતે જ્યારે ભૃગુએ પોતાના વરૂણ પિતાને પ્રશ્ન કર્યો ત્યારે વરૂણ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, હું ભૃગુને પ્રથમ ત્વંપદાર્થ આત્માના ઉપલક્ષણ પદાર્થનું તથા તત્ પદાર્થ બ્રહ્મના ઉપલક્ષણ પદાર્થનું નિરૂપણ કરૂં. જો ભૃગુ બુદ્ધિવાન્ હશે, તો ઉપલક્ષણ પદાર્થથી ઉપલક્ષિત ચૈતન્ય આત્માને તે પોતે જ જાણી લેશે. આ રીતે ભૃગુની બુદ્ધિની પરીક્ષા કરવા માટે વરૂણ પ્રથમ ત્વંપદાર્થરૂપ આત્માના ઉપલક્ષણ પદાર્થનું વર્ણન કરવા લાગ્યા. તે બોલ્યા કે, હે ભૃગુ! આ સ્થૂલ શરીર, પ્રાણ, અપાન, સમાન, વ્યાન તથા ઉદાન એ પાંચ પ્રાણો; શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, તથા ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો; વાક્, પાણિ, પાદ. ઉપસ્થ તથા પાયુ એ પાંચ કર્મેન્દ્રિયો તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃ-કરણો આટલા વ્યષ્ટિ સમષ્ટિરૂપ પદાર્થો ભોગ્ય રૂપે સર્વ જગતમાં રહેલા છે. જગતમાં ઉક્ત શરીરાદિક પદાર્થથી અધિક કોઇ પણ પદાર્થ નથી. અર્થાત્ સ્થૂલ શરીરથી લઇ સર્વ ભોગ્ય પદાર્થની સિદ્ધિ કોઇ ભોક્તારૂપ સાક્ષી વિના થતી નથી.

હે ભૃગુ ! જે ઉપાદાન કારણથી સર્વ ભૂત ભૌતિક જગત્ ઉત્પન્ન થયું છે, જે ઉપાદાન કારણમાં સર્વ જગત્ રહેલું છે તથા જે ઉપા-દાન કારણમાં સર્વ જગત લયભાવને પામે છે, તે ઉપાદાન કારણ બ્રહ્મ છે. જેમ પૂર્વે सत्यं ज्ञानमनंतं ब्रह्म એ શ્રુતિમાં શાસ્ત્રદષ્ટિવડે સત્ય, જ્ઞાન અને અનંત એવા ત્રણ લક્ષણો બ્રહ્મનાં કહ્યાં છે તથા લૌકિકદષ્ટિથી સત્ય, જ્ઞાન અને અનંત એમ એક જ લક્ષણ બ્રહ્મનું કહ્યું છે, તેમ અહીં પણ વરૂણે ભૃગુને શાસ્ત્રદષ્ટિવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતા, એમ બ્રહ્મનાં ત્રણ

લક્ષણો કહ્યાં તથા લૌકિક દૃષ્ટિવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતા, એમ બ્રહ્મનું એક લક્ષણ પણ કહ્યું. આ પ્રમાણે વરૂણની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતારૂપ બ્રહ્મના તટસ્થ લક્ષણને કહી, ફરી ભૃગુને કહેવા લાગ્યા કે, હે ભૃગુ! બ્રહ્મનાં બે પ્રકારનાં લક્ષણો છે. એક સ્વરૂપ લક્ષણ તથા બીજું તટસ્થલક્ષણ. તેમાં બ્રહ્મના સ્વરૂપ લક્ષણને જાણવાને તારી બુદ્ધિ હજી સમર્થ નથી, માટે હાલ તને બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કહેતો નથી. હે ભૃગુ! સૂક્ષ્મ બુદ્ધિવાળા અધિકારી પુરૂષો પોતાની સૂક્ષ્મ બુદ્ધિવડે બ્રહ્મના સ્વરૂપલક્ષણને જાણે છે. સ્થૂલ બુદ્ધિવડે બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ જણાતું નથી. હાલ તારી બુદ્ધિ સ્થૂલ હોવાથી બ્રહ્મના સ્વરૂપ લક્ષણનો ત્યાગ કરી, હું તને તેનું તટસ્થ લક્ષણ કહું છું.

## તટસ્થ તથા સ્વરૂપ લક્ષણો.

જે લક્ષકપદાર્થના અભાવથી લક્ષ્ય પદાર્થનો અભાવ ન થાય, તે લક્ષકપદાર્થનું નામ તટસ્થ લક્ષણ છે. જેમ શુકસારિકાદિ લક્ષક પદાર્થનો અભાવ છતાં ગૃહરૂપ લક્ષ્ય પદાર્થનો અભાવ થતો નથી, માટે શુકસારિકાદિ પક્ષી ગૃહનું તટસ્થલક્ષણ છે. તેમ જ્યાં લક્ષક પદાર્થનો અભાવ થવાથી લક્ષ્ય પદાર્થનો પણ અભાવ થાય, તે લક્ષક પદાર્થનું નામ સ્વરૂપ લક્ષણ છે. જેમ સ્થૂલાદિ લક્ષક પદાર્થના અભાવથી ગૃહરૂપ લક્ષ્ય પદાર્થનો અભાવ થાય છે, માટે સ્થૂલાદિ ધર્મ, ગૃહનું સ્વરૂપ લક્ષણ છે.

શિષ્ય—હે ભગવન્! લક્ષ્ય વસ્તુના સ્વરૂપ ભૂત પદાર્થમાં લક્ષણરૂપતા સંભવતી નથી કારણ કે આ લોકમાં જે પદાર્થ પોતાના લક્ષ્યથી ભિન્ન હોય, તે પદાર્થ લક્ષણરૂપ હોય છે.

ગુરૂ—હે શિષ્ય! જ્યાં સ્વરૂપ લક્ષણ હોય ત્યાં તેનો લક્ષ્ય પદાર્થ સાથે વાસ્તવિક ભેદ હોતો નથી. પણ લક્ષણનો બોલનારો પોતાની બુદ્ધિવડે તે ભેદની કલ્પના કરે છે, માટે કલ્પિત ભેદવડે સ્વરૂપ ભૂત પદાર્થમાં લક્ષણરૂપતા સંભવી શકે છે. પણ જ્યાં તટસ્થ લક્ષણ હોય છે ત્યાં તો જેમ ગાયથી વાસ્તવિક ભેદવાળો અશ્વ છે, તેમ લક્ષ્ય પદાર્થથી વાસ્તવિક ભેદવાળું તટસ્થ લક્ષણ હોય છે. આથી સિદ્ધ થાય છે કે, જે પદાર્થ પોતાના લક્ષ્ય પદાર્થથી કલ્પિત ભેદવાળો થઈ, લક્ષ્ય પદાર્થને ઇતર પદાર્થથી ભિન્ન કરી બતાવે, તે પદાર્થ લક્ષ્ય પદાર્થનું સ્વરૂપ લક્ષણ હોય છે. વળી જે પદાર્થ પોતાના લક્ષ્ય પદાર્થથી વાસ્તવિક ભેદવાળો થઇ, લક્ષ્ય પદાર્થને બીજા પદાર્થથી ભિન્ન કરી જણાવે, તે પદાર્થ લક્ષ્ય પદાર્થનું તટસ્થ લક્ષણ છે. હે ભૃગુ! આ જગતમાં જડત્વ પરિછિન્ન ધર્મવડે બ્રહ્મનો ભેદ સર્વ પ્રાણીને પ્રસિદ્ધ છે, માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયાદિ ધર્મોમાં બ્રહ્મની તટસ્થ લક્ષણરૂપતા સંભવી શકે છે. જ્યાં કોઇ લક્ષ્ય પદાર્થ જણાવવા તટસ્થ લક્ષણ કહ્યું હોય છે, ત્યાં તટસ્થ લક્ષ્ય લક્ષણવડે પદાર્થનું વાસ્તવ રૂપ જલદી જણાતું નથી, પણ સામાન્ય લક્ષ્ય પદાર્થનું સ્વરૂપ જણાય છે. પછી અધિકારી જ્યારે તટસ્થ લક્ષણનાં બોધ કરનારાં વચનોનો અનેક પ્રકારની યુક્તિઓવડે વિચાર કરે છે ત્યારે અધિકારીને લક્ષ્ય પદાર્થના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. માટે હે ભૃગુ! તું પણ બ્રહ્મનાં તટસ્થ લક્ષણનાં બોધ કરવાવાળાં વચનવડે લક્ષ્ય સ્વરૂપ બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપને ઓળખ.

ભૃગુ—હે ભગવન્! સ્વભાવથી જ પ્રમાણરૂપ

વેદવચનને પોતાના અર્થમાં બોધ કરવા વિચારરૂપી મનની અપેક્ષા કેવી રીતે સંભવે?

વરૂણ–હે ભૃગુ! વેદવચનને જો કે પોતાના શબ્દ બોધરૂપી ફળની અપેક્ષા નથી, છતાં શ્રોતાના અપરાધરૂપ અસંભવનાદિ દોષોનો નાશ કરવા માટે વેદવચનને વિચારરૂપ મનનની અવશ્ય અપેક્ષા રહે છે. જેમ ચક્ષુ ઈન્દ્રિયને ઘટાદિ પદાર્થના દર્શનમાં જો કે અંજનની અપેક્ષા નથી, છતાં ઘટાદિના દર્શનમાં પ્રતિબંધ કરનારી ચક્ષુમાં રહેલ મલીનતાથી નિવૃત્તિ અર્થે ચક્ષુ ઇન્દ્રિયને અંજનની અવશ્ય અપેક્ષા રહે છે. જેમ પોતાના ઘરની ભૂમિમાં દાટેલ ધનને ઘરવાળો સિદ્ધ અંજન વિના જોઇ શકતો નથી, તેમ સર્વ પ્રાણીના દેહમાં રહેલા બ્રહ્મને અધિકારી વિચારરૂપ મનન વિના સાક્ષાત્કાર કરી શકતો નથી. જેમ ભૂમિમાં દાટેલા ધનને જોવાનું સાધન સિદ્ધાંજન છે, તેમાં કોઈ લોકપ્રસિદ્ધ ઔષધ કારણ હોતુ નથી, પણ કોઇ વિલક્ષણ ઔષધ કારણું હોય છે, તેમ બ્રહ્મના સાક્ષાત્કારમાં પણ સર્વ લોકપ્રસિદ્ધ કોઈઉપાય નથી, પણ શ્રુતિને અનુકૂલ અનેક પ્રકારની યુકિતઓવડે લક્ષણ વાકયનું વિચાર રૂપ મનન, એ બ્રહ્મસાક્ષાત્કારનો ઉપાય કહેવાય છે. બ્રહ્મના લક્ષણ વાકયનું જ્ઞાન બ્રહ્મસાક્ષાત્કારનો મુખ્ય ઉપાય છે. જેમ રૂપાદિ પદાર્થના દર્શનમાં ચક્ષુઇન્દ્રિયનુ અંજન સહકારી હોય છે, તેમ બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિમાં લક્ષણ વાકયજ્ઞાનનું લક્ષણ વાકયઅર્થનો વિચાર સહકારી છે. ગુરૂશાસ્ત્રના ઉપદેશને પામેલા છતાં, પણઅશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષને પર બ્રહ્મના લક્ષણ વાકયનો જ્ઞાનરૂપ ઉપાય જરા પણ ફળ આપતો નથી. શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષને જ ફળની પ્રાપ્તિ કરે છે, માટે અધિકારીએ પ્રથમ પોતાના અંતઃકરણને શુદ્ધ કરવું જોઇએ.

## અંતઃકરણની શુદ્ધિનો ઉપાય.

હે ભૃગુ! અંતઃકરણમાં વિષયોના રાગથી અશુદ્ધતા થાય છે તથા વિષયોનો રાગ શરીર ઇંદ્રિયના ગર્વથી થાય છે, તેમજ શરીર ઇંદ્રિયનો ગર્વ વિષયના સંબંધથી થાય છે. માટે વિષયનો સંબંધ જ અંતઃકરણનીશુદ્ધિનું કારણ હોવાથી જે અધિકારીને પોતાનું અંતઃકરણ શુદ્ધ કરવાની ઇચ્છા હોય, તે અધિકારીએ પ્રથમ વિષયના સંબંધનો ત્યાગ કરવો. વિષય સંબંધરૂપ કારણનો નાશ થવાથી ગર્વાદિ કાર્યો પોતે જ નાશ પામે છે.

શિષ્ય–હે ભગવન્! અન્નપાનાદિ સર્વ વિષયનો ત્યાગ કરવાથી અધિકારીનું શરીર શું નાશ ન પામે?

ગુરૂ–હેભૃગુ! અધિકારી જો જરા પણ અન્નપાનાદિ વિષયનું ગ્રહણ ન કરે તો તે જલદી નાશ પામે. તેમ જ જો અધિકારી અધિક અન્નપાદિ વિષયનું ગ્રહણ કરે તો તેથી તેની શરીરની ઇંદ્રિયો ગર્વને પામે છે. માટે અધિકારીએ એટલાં જ અન્નપાનાદિ વિષયનો ગ્રહણ કરવો, કે જે કરવાથી શરીરનો નાશ ન થાય, તેમ શરીરમાં ગર્વ પણ ઉત્પન્ન ન થાય. આ રીતે શરીરના જીવન માત્રમાં ઉપયોગી તથા પોતાના વર્ણાશ્રમને અનુસાર શુદ્ધ અન્નપાનાદિ વિષય કરતાં અધિક વિષયનો સંગ્રહ કદી પણ ન કરવો, તેનું નામ તપ છે. આવા સંયમરૂપ તપને પામેલ અધિકારીની શરીરની ઇંદ્રિયનો ગર્વ નાશ પામે છે, ગર્વના નાશથી વિષયનો રાગ નાશ પામે છે તથા રાગના નાશથી અધિકારીનું અંતઃકરણ શુદ્ધ થાય છે. આ રીતે સંયમરૂપ તપવડે રાગદ્વેષાદિ મળથી રહિત થયલું અંતઃકરણ

ગુરૂથી સાંભળેલાં તથા ઉપદેશેલાં વચનોનાં અર્થનો વિચાર કરી બ્રહ્મનો નિશ્ચય કરે છે. માટે હે ભૃગુ ! તું પણ સંયમરૂપ તપથી પોતાના ચિત્તને શુદ્ધ કરી તથા પૂર્વે દર્શાવેલ બ્રહ્મના લક્ષણ વાકયનો વિચાર કરી બ્રહ્મનો નિશ્ચય કર. વિચારરૂપ તપથી ભૃગુ સ્થૂલ શરીરરૂપ અન્નમય કોશને બ્રહ્મરૂપે જાણવા લાગ્યા. પછી અન્નમય કોશમાં દોષ જોઇ તે ફરીને પોતાના પિતાની પાસે ગયા.

શિષ્ય–હે ભગવન્! અન્નમય કોશમાં ભૃગુએ બ્રહ્મનું લક્ષણ કેવી રીતે જાણ્યું તથા તે કોશમાં તેણે શું દોષ જોયો ?

ગુરૂ–હે શિષ્ય! સમષ્ટિ વ્યષ્ટિરૂપ આ સ્થૂળ શરીરથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, તેમાં જ તે રહેલું છે તથા નાશકાળે શરીરમાં જ લય પામે છે. પ્રાણીઓનાં મરેલાં શરીર શ્વાન, કૃમિ, અગ્નિ આદિને મળે છે. ભૃગુએ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતારૂપ બ્રહ્મનું લક્ષણ સમષ્ટિ વ્યષ્ટિરૂપ સ્થૂળ શરીરમાં નિશ્ચય કર્યા પછી, તેમાં આ રીતનો દોષ જોયો કે, જો કે આ સ્થૂળ શરીર જગતનું કારણ છે, છતાં તે નાશવાન્ અને પરિચ્છિન્ન છે તથા બ્રહ્મ તો ઉત્પત્તિ અને નાશ રહિત તથા સર્વત્ર વ્યાપક છે. માટે સ્થૂળ શરીર બ્રહ્મરૂપ કેવી રીતે હોય ? જેમ વ્યષ્ટિ સ્થૂળ શરીર ઉત્પત્તિ અને નાશવાળું તથા પરિચ્છિન્ન છે, તેમ સમષ્ટિ વિરાટ ભગવાનનું સ્થૂળ શરીર પણ ઉત્પત્તિવાળું, નાશવાન્ તથા પરિચ્છન્ન છે. આથી સમષ્ટિ સ્થૂલ શરીરમાં પણ બ્રહ્મરૂપતા સંભવતી નથી. આ પ્રમાણે અન્નમય કોશમાં દોષ જોઇ તેનું કારણ પૂછવા તેઓ પોતાના પિતા પાસે ગયા તથા પૂર્વની માફક પિતા પાસે જઇ કહેવા લાગ્યા કે, મને બ્રહ્મનો ઉપદેશ કરો. વરૂણે પૂર્વની માફકજ ઉત્તર દીધો કે, હે ભૃગુ ! જે વિચારરૂપ તપ મેં તને કહ્યું છે તથા જે તપનો તેં નિશ્ચય કર્યો છે, તે વિચારરૂપ તપ જ બ્રહ્મસાક્ષાત્કારમાં મુખ્ય કારણ છે. તે તપ વિના બીજું કોઈ કારણ નથી. માટે વિચારરૂપ તપવડે તું જગતના કારણરૂપ બ્રહ્મનો નિશ્ચય કર. વિચારરૂપ તપજ બ્રહ્મજ્ઞાનનું મુખ્ય કારણ છે. માટે વેદવેત્તા તેને બ્રહ્મ કરી કહે છે. આ રીતે જ્યારે વરૂણે ભૃગુને વિચારરૂપ તપનો ઉપદેશ કર્યો ત્યારે તે ફરી પૂર્વની માફક વિચારરૂપ તપ કરવા લાગ્યા. આ વિચારરૂપ તપથી ભૃગુએ પ્રાણમય કોશને બ્રહ્મરૂપે જાણ્યો. પણ ફરીથી પ્રાણમય કોશમાં પૂર્વની માફક જડત્વાદિ દોષો જોઇ તે પોતાના પિતા વરૂણની પાસે ગયા. હે શિષ્ય ! આ રીતે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, આ પાંચે કોશને ક્રમવડે બ્રહ્મરૂપે જાણી તથા ક્રમ પ્રમાણે તેમાં દોષો જોઈ, ભૃગુઋષિ પાંચવાર પોતાના પિતા વરૂણની પાસે ગયા તથા પાંચે વાર મને બ્રહ્મનો ઉપદેશ કરો, એમ કહ્યું, ત્યારે વરૂણે પાંચવાર એ રીતનો જવાબ આપ્યો કે, વિચારરૂપ તપવડે તું બ્રહ્મને જાણ. પછી વિચાર કરતાં તેને જણાયું કે, જેમ આ સ્થૂલ શરીરરૂપ અન્નમય કોશ, જડ, પરિચ્છન્ન તથા ઉત્પત્તિ નાશવાળો છે, તેમ પ્રાણમય કોશ પણ જડ, પરિછિન્ન તથા ઉત્પત્તિ નાશવાળો છે, માટે પ્રાણમાં પણ બ્રહ્મરૂપતા તથા સર્વ જગતની કારણરૂપતા સંભવતી નથી. જડ પ્રાણનું કોઈ ચેતનરૂપ કારણ અવશ્ય હોવું જોઇએ. સર્વને જાણનાર તથા ચેતન્‌રૂપ મન પ્રાણાદિ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે, મન જ બ્રહ્મરૂપ છે. આ રીતે ભૃગુ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ બ્રહ્મનું

લક્ષણ મનવિશે જાણી, મનને બ્રહ્મરૂપ જાણવા લાગ્યા. ફરી વિચાર કરતાં પ્રાણમય કોશની માફક મનોમય કોશમાં પણ આ રીતનો દોષ જોયો કે, મન પણ વિકલ્પ તથા સંશયરૂપ હોવાથી કારણથી રહિત નથી. માટે સંશયરૂપ મનનું પણ અવશ્ય કોઇ કારણ હશે. કારણ કે આલોકમાં *સ્થાણુ અથવા પુરૂષથી માંડી સર્વ સંશયો કારણ વિના હોતા નથી. સ્થાણુત્વ તથા પુરૂષત્વ એ બે વિરૂદ્ધ ધર્મો જેમાં જણાય છે, એવા ધર્મી પદાર્થનું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષરૂપે થાય છે. સ્થાણુત્વ તથા પુરૂષત્વ આ બન્ને વચનોનું સ્મરણરૂપ જ્ઞાન સંશયનું કારણ હોય છે. તેમ ધર્મીક પદાર્થાદિકનું જ્ઞાન નિર્વિકલ્પક બુદ્ધિરૂપ છે, જેથી સંશયરૂપ મનનું કારણ નિશ્ચયરૂપ બુદ્ધિ છે. તાત્પર્ય કે સ્થાણુમાં જીવને આ સ્થાણુ તથા આ પુરૂષ, આ રીતનો સંશય થાય છે. તેમાં સંશય પહેલાં જીવને સ્થાણુમાં મનુષ્યના જેટલા જ ઉંચાપણાનો પ્રથમ નિશ્ચય થાય છે. પછી તેને તેમાં સંશય આવે છે. નિશ્ચયવાળા જીવને આ સંશય હોતો નથી. માટે જણાય છે કે, નિશ્ચયરૂપ બુદ્ધિ સંશયરૂપ મનનું કારણ છે. બુદ્ધિ જ બ્રહ્મરૂપ છે. આ રીતે મન આદિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની કારણતારૂપ બ્રહ્મનું લક્ષણ નિશ્ચયરૂપ બુદ્ધિમાં જાણી, ભૃગુ બુદ્ધિરૂપ વિજ્ઞાનમય કોશને બ્રહ્મરૂપે જાણવા લાગ્યા. પછી વિચાર કરતાં માલમ પડયું કે, નિશ્ચયરૂપ બુદ્ધિ સ્થૂલ શરીરની માફક પરિચ્છિન્ન હોવાથી વિજ્ઞાનમય કોશ પણ દોષવાળો છે. જે જે પદાર્થ પરિચ્છિન્ન હોય છે, તે ઉત્પત્તિ તથા નાશવાળા હોય છે. જેમ સ્થૂલ શરીર પરિચ્છિન્ન હોવાથી ઉત્પત્તિ તથા નાશવાળું હોય છે, તેમ બુદ્ધિ પણ પરિચ્છિન્ન હોવાથી ઉત્પત્તિ તથા નાશવાળી છે. વળી જે જે પદાર્થો ઉત્પત્તિ તથા નાશવાળા હોય છે, તે તે પદાર્થો સર્વ કાળે હોતા નથી, એટલે તે કોઈ કાળે હોય છે તથા કોઇ કાળે નથી પણ હોતા. જેમ ઉત્પત્તિ તથા નાશવાળું આ શરીર કોઈ કાળે છે તથા કોઇ કાળે નથી, તેમ બુદ્ધિ પણ ઉત્પત્તિ તથા નાશવાળી હોવાથી કોઇ કાળે છે તથા કોઇ કાળે નથી. માટે શરીરની માફક બુદ્ધિ પણ બ્રહ્મરૂપ થઇ શકે નહિ. આથી તે બુદ્ધિનું પણ કોઈ કારણ હોવું જોઇએ. આ લોકમાં જે જે બુદ્ધિની પ્રવૃત્તિ થાય છે, તે સુખની પ્રાપ્તિ માટે હોય છે, પણ સુખની પ્રાપ્તિ વિના બુદ્ધિની પ્રવૃત્તિ હોતી નથી. કોઈ સમય દુઃખમાં, દુઃખના સાધનમાં, દ્વેષ્ય પદાર્થમાં તથા ઉપેક્ષ્ય પદાર્થમાં જે બુદ્ધિની પ્રવૃત્તિ જોવામાં આવે છે, તે ભ્રમપ્રમાદાદિ દોષોથી થાય છે. પણ સ્વભાવથી જ બુદ્ધિની પ્રવૃત્તિ દુઃખાદિમાં થતી નથી. સ્વભાવથી તો બુદ્ધિની પ્રવૃત્તિ સુખમાટે જ હોય છે. સર્વ ઇચ્છાથી રહિત સમાધિમાં રહેલ વિદ્વાનની બુદ્ધિ, સમાધિ કાળસૂધી જાગૃતિને પામતી નથી તથા અવિવેકી પુરૂષની બુદ્ધિ સર્વદા જાગૃતિને પામે છે. આ રીતના અન્વય-વ્યતિરેકવડે ઇચ્છામાં જ બુદ્ધિની કારણતા સિદ્ધ થાય છે. વળી આ લોકમાં અસ્મદાદિ જીવોને જે જે ઇચ્છા થાય છે, તે સુખમાં જ હોય છે. પણ સુખથી ભિન્ન દુઃખમાં, દુઃખના સાધનમાં, દ્વેષ્ય પદાર્થમાં તથા ઉપેક્ષ્ય પદાર્થમાં કોઇ પણ જીવને ઇચ્છા થતી નથી. આ રીતે પોતાના સ્વભાવથી

* અતિશય અંધકારમાં રહેલ સાડા ત્રણ હાથ લાંબા દાટેલા લાકડું જે મનુષ્યરૂપે દેખાય છે તેને સ્થાણુ કહે છે.

સુખમાં પ્રવૃત્તિ છતાં જીવોની ઇચ્છા *અનુપાદેય રૂપવડે દુઃખાદિકનો વિષય કરે છે. આ રીતે બુદ્ધિ આદિ જગતની ઉત્પત્તિ તથા લયની કારણતારૂપ બ્રહ્મનું લક્ષણ આનંદમય કોશમાં જાણી, ભૃગુ આનંદમય કોશને બ્રહ્મરૂપે જાણવા લાગ્યા. તેઓ ફરી વિચાર કરવાથી આનંદમય કોશમાં પણ બે પ્રકારના દોષો જોવા લાગ્યા. આનંદમયમાં પ્રિય, મોદ તથા પ્રમોદ, આ ત્રણ અવયવ અંતઃકરણની વૃત્તિરૂપ છે તથા આનંદરૂપ ચોથો અવયવ અવિદ્યાની વૃત્તિરૂપ છે. માટે પ્રિય, મોદ, પ્રમોદ તથા આનંદ આ ચારે અવયવો કાર્યરૂપ છે. લોકમાં જે જે પદાર્થો કાર્યરૂપે હોય છે, તે કોઇ કારણથી ઉત્પન્ન થયેલા હોય છે. જેમ ઘટાદિ પદાર્થ કાર્યરૂપ હોવાથી મૃત્તિકાદિ કારણથી ઉત્પન્ન થાય છે, તેમ પ્રિયાદિક કાર્યરૂપ હોવાથી કોઈ કારણથી ઉત્પન્ન થાય છે. જે જે પદાર્થ કોઇ કારણથી ઉત્પન્ન થાય છે, તે અવશ્ય નાશને પામે છે. જેમ ઘટાદિ પદાર્થ મૃત્તિકાદિ કારણજન્ય હોવાથી નાશ પામે છે, તેમ પ્રિયાદિ પણ કારણ-જન્ય હોવાથી નાશ પામશે. માટે ઉત્પત્તિ તથા નાશવાળા પ્રિયમોદાદિકોમાં બ્રહ્મરૂપતા સંભવતી નથી. ઉત્પત્તિ નાશરહિત તથા ન્યૂનાધિકતાથી રહિત બ્રહ્મસ્વરૂપમાં જ બુદ્ધિ આદિ જગતનું કારણ છે. આ રીતે વિચાર કરી, ભૃગુ આનંદમય કોશના પુચ્છ તથા પ્રતિષ્ઠારૂપ આનંદસ્વરૂપ આત્માને બ્રહ્મરૂપે જાણવા લાગ્યા. સ્ત્રીપુત્રાદિ સર્વ પદાર્થમાં અનુગત આનંદ જ સર્વ જગતનું કારણ છે તથા જગતના કારણરૂપ આનંદ ઉત્પત્તિ તથા નાશરહિત છે, જેથી કારણરૂપ આનંદ નિત્ય છે. જો કે આ લોકમાં આનંદ સ્ત્રીઆદિ વિષયોથી ઉત્પન્ન થયેલો જણાય છે, છતાં વાસ્તવિક રીતે તો તે સ્ત્રીઆદિ વિષયથી ઉત્પન્ન થતો નથી. પણ સ્ત્રીઆદિ વિષયો ઈચ્છાની નિવૃત્તિ કરી, ચિત્તની એકાગ્રતા-દ્વારા આનંદની અભિવ્યક્તિ કરે છે. આ રીતે જિહ્વા, આહાર, ચંદનાદિકનો લેપ તથા સ્ત્રી ઇત્યાદિ વિષયના સંબંધવડે અભિવ્ય-ક્તિને પામેલા આત્મસ્વરૂપાનંદવડે સર્વ ભૂત પ્રાણી જીવનને પામે છે. તેમ મરણ કાળે સર્વ સ્થાવરજંગમ જીવો સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના અભિમાનનો ત્યાગ કરી, હૃદય-દેશમાં આનંદસ્વરૂપ બ્રહ્મમાં તાદાત્મ્ય સંબં-ધવડે લયભાવને પામે છે, અર્થાત્ આનંદ-સ્વરૂપ બ્રહ્મની સાથે અભેદભાવને પામે છે.

શિષ્ય–હે ભગવન્! જેમ અધિકારી આત્મ-સાક્ષાત્કારવડે બ્રહ્મની સાથે અભેદભાવને પામે છે, માટે તેને ફરી જન્મ થતો નથી, તેમ મરણ સમયે સર્વ જીવ જો બ્રહ્મની સાથે અભેદપણાને પામતો થાય તો જીવને ફરી જન્મની પ્રાપ્તિ થવી જોઈએ નહિ. પણ મરણ પછી અજ્ઞાની જીવને ફરી જન્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે, તેનું શું કારણ ?

ગુરૂ–હે શિષ્ય ! જેમ આત્મજ્ઞાને કરી અજ્ઞાનથી રહિત વિદ્વાન્ બ્રહ્મરૂપને પામે છે, તેમ મરણ સમયે અજ્ઞાની જીવ જો કે અજ્ઞાનથી રહિત હોય છે, છતાં મુક્ત પુરૂષની માફક બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થતો નથી. જેમ સુષુપ્તિ અવસ્થામાં જીવ અજ્ઞાનથી જોડાયેલ બ્રહ્મભાવને પામે છે, તેમ મરણ સમયે જીવ અજ્ઞાનવાળો થયલો બ્રહ્મભાવને પામે છે. માટે અજ્ઞાની જીવ મરણ પછી ફરી જન્મને પામે છે જે પુરૂષ સમષ્ટિરૂપ અન્નમયાદિક કોશને પોતાના આત્મારૂપે

* જે પદાર્થ પુરૂષને મળ્યા પછી તેને તે પ્રયત્ન વડે કાઢી દેવા માગે છતાં જતો નથી, તેનું નામ અનુપાદેય.

જાણે છે, તે પુરૂષને જેમ શ્રુતિએ કહેલ સર્વ અન્નની પ્રાપ્તિ થાય છે, તેમ આનંદ સ્વરૂપ બ્રહ્મને જે પુરૂષ પોતના આત્મારૂપે જાણે છે, તે પુરૂષને આનંદસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે. આ રીતે વિચારરૂપ મનનના બળથી વિદ્વાન્ અન્નમયાદિક પાંચ કોશનો ત્યાગ કરી, 'હા ૩ વુ હા ૩ વુ હા ૩ વુ ॥ ૫ ॥ अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादोऽहमन्नादोऽहमन्नादः" ઇત્યાદિ સામવેદનું ગાન કરતો છતો જીવન્મુક્તરૂપે થાય છે તથા આત્મજ્ઞાનના પ્રભાવવડે વિદ્વાન્ સર્વાત્મભાવરૂપ ફળનો અનુભવ કરે છે. આ લોકમાં હું એક જ આત્મદેવ અન્નાદિ ભોગ્યરૂપે કરી તથા પુરૂષાદિ ભોકતારૂપે કરી રહેલો છું. હું જ દેવતા, તથા અતિથિઆદિને અન્ન નહિ આપનાર તથા પોતાનું જ પેટ ભરનાર કૃપણને મૃત્યુરૂપ થઇ ભક્ષણ કરૂં છું. હું આત્મદેવ ઇશ્વરરૂપે કરી ઋગ્વેદાદિ મંત્રોના કર્તા છું. હું ઋષિરૂપે વેદ તથા મંત્રના દ્રષ્ટા તથા સ્મરણ કર્ત્તારૂપ છું, કર્મોપાસનાના, સ્વર્ગાદિ ફળરૂપે હું રહેલો છું, સમષ્ટિ સૂક્ષ્મ હિરણ્યગર્ભરૂપે કરી તથા સમષ્ટિ સ્થૂળ વિરાટરૂપે કરી સર્વ વ્યષ્ટિ દેવતાઓથી પ્રથમ ઉત્પન્ન થયો છું. બ્રહ્માનંદ સ્વરૂપ, મોક્ષ તથા સર્વ સંસારરૂપ ચક્ર, આ બેઉના મધ્યમાં હું આત્મદેવ નાભિની માફક રહેલો છું. અર્થાત્ હું આત્મદેવ જીવને મોક્ષની પ્રાપ્તિ, સંસારની પ્રાપ્તિ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, આ ચાર પ્રકારના પુરૂષાર્થરૂપ, અન્નાદિ પદાર્થરૂપ તથા અન્નાદિ પદાર્થના દાતારૂપ છું. માટે જે પુરૂષ અન્નાદિરૂપ મને અર્થાત્ આત્માને અતિથિ આદિઓને આપી, મૃત્યુથી પોતાના આત્માની રક્ષા કરે છે, તે અન્નદાતા મારી અર્થાત્ આત્માની રક્ષા કરે છે તથા જે કૃપણ અતિથિને અન્ન આપતો નથી, પણ પોતાના ઉદરનું તથા પોતાનાં સ્ત્રી પુત્રાદિ કુટુંબના ઉદરનું જ ભરપોષણ કરે છે, તે કૃપણને હું આત્માદેવ દિનમાસાદિ કાળરૂપે કરી તથા મૃત્યુરૂપે કરી ભક્ષણ કરૂં છું. સુવર્ણની માફક પ્રકાશમાન તથા સૂર્યમંડળમાં રહેલ સ્વયંજ્યોતિ પુરૂષે કરી, હું આત્માદેવ સર્વ જગત કરતાં ઉત્કૃષ્ટ છું. આ પ્રમાણે વિદ્વાન્ સામવેદના ગાનના નિમિત્તે સર્વાત્મભાવની પ્રાપ્તિરૂપ પોતાનો અનુભવ પ્રગટ કરે છે. તે કાંઇ પોતાના સ્વાર્થ અર્થે પ્રકટ કરતો નથી, પણ અધિકારી કોઇપણ પ્રકારે સર્વાત્મભાવની પ્રાપ્તિ માટે બ્રહ્મવિદ્યામાં પ્રવૃત્ત થાય, આ રીતની કૃપા અધિકારીપર હોવાથી વિદ્વાન્ શ્રુતિની માફક પોતાનો અનુભવ પ્રગટ કરે છે.

## नारायण–उपनिषत्.

શિષ્ય–હે ગુરૂ ! તૈત્તિરીય ઉપનિષત્ આપે શ્રવણ કરાવ્યું. પણ હવે નારાયણોપનિષત્ જાણવાની મારી ઇચ્છા છે. માટે મને તે સંભળાવો.

ગુરૂ– હે શિષ્ય ! તારી એવી આકાંક્ષા છે તો હું તને યજુર્વેદ શાખાનું નારાયણોપનિષત્ સંભળાવું છું. તે તું એક ચિત્તથી સાંભળ. આ અવિદ્યારૂપ જળથી પૂર્ણ સંસારરૂપ સમુદ્રમાં રહેલ ચૌદ ભુવનમાં આનંદસ્વરૂપસ્વયંજ્યોતિ પરમાત્મા જ આકાશની માફક વ્યાપી રહે છે તથા તે સર્વત્ર વ્યાપક છે. આથી આ લોકની ઉપર રહેલા સ્વર્ગલોકથી પણ પરમાત્મદેવ ઉપર રહેલા છે. મહાન્ રૂપે કરી પ્રસિદ્ધ આકાશાદિ મહાન્ પદાર્થથી પણ પરમાત્મા દેવ અત્યંત મહાન્ છે. અધ્યાત્મરૂપે તથા સૂર્યાદિ અધિદૈવરૂપે રહેલ જગત્ની નેત્રાદિ

ઇંદ્રિયોમાં પરમાત્માદેવ પોતાના સ્વયંજ્યોતિ ચૈતન્યરૂપે પ્રવેશ કરે છે. સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણ પ્રકારની ઉપાધિના સંબંધવડે, ક્રમે કરી વિરાટ્, હિરણ્યગર્ભ તથા ઇશ્વર, આ ત્રણ પ્રકારની સંજ્ઞાને પામેલા પરમાત્માદેવ સર્વાત્મારૂપે કરી, સૃષ્ટિની પરંપરાને પ્રવૃત્ત કરે છે. આથી શ્રુતિએ પરમાત્માને પ્રજાપતિ કહ્યા છે. વળી અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત આ ત્રણ રૂપે કરી રહેલ સર્વ સ્થાવર જંગમરૂપ પ્રાણીઓના હૃદય પ્રદેશરૂપ આકાશમાં પરમાત્માદેવ સાક્ષીરૂપે વિચરે છે. સર્વ સ્થાવર જંગમરૂપ જગત્ પોતાની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કાળમાં પરમાત્માદેવને આધીન થઇ રહેલું છે. વળી વિશ્વેદેવ નામના દેવોથી લઈ સર્વ દેવો પરમાત્મા દેવને આધીન થઇ રહેલા છે. આ સર્વ જગત્ પરમાત્માદેવને આધીન હોવાથી તમારે પરમાત્મા તથા જગતનો જરા પણ ભેદ જાણવો નહિ. ભૂત, ભવિષ્ય તથા વર્તમાન સર્વ જગત્ પરમાત્મારૂપે છે.

શિષ્ય–હે ભગવન્! આ પરમાત્માદેવ કઇ વસ્તુમાં રહેલ છે?

ગુરૂ–હે શિષ્ય! આનંદસ્વરૂપ આત્મા બીજા કોઇ પદાર્થમાં નથી, પણ ચિદાકાશરૂપ પોતાના મહિમામાં રહેલા છે. તે આકાશ, સ્વર્ગ તથા ભૂમિને સર્વ દિશાથી વ્યાપી રહેલા છે. જે સૂર્ય ભગવાન્ પ્રકાશે છે, તેમનો પરમાત્મા પોતાના તેજવડે પ્રકાશ કરે છે. જેમ વણકર તંતુરૂપ સૂત્રનો પટભાવની પ્રાપ્તિ માટે વિસ્તાર કરે છે, તેમ સંસારરૂપ સમુદ્રમાં રહેલ સર્વ પદાર્થરૂપ પટનો પરમાત્મારૂપ સૂત્રને મહાન્ કવિઓ જગત્પટરૂપે કરી વિસ્તાર કરે છે. જો કે પરમાત્મા વાસ્તવિક રીતે મન તથા વાણીના અવિષયરૂપ છે, છતાં જગતમાં તાદાત્મ્ય ભાવને પામે છે. શ્રુતિમાં કહ્યું છે કે, य इमे वीणायां गायंति एतमेव ते गायन्ति–લૌકિક પુરૂષો વીણામાં જે ગાન કરે છે, તે ગાન પરમાત્મા સંબંધી જ છે. સર્વથી ઉત્કૃષ્ટઅવ્યાકૃતરૂપ પરમાત્મામાં સ્થાવર જંગમરૂપ સર્વ જગત્ રહેલું છે. પરમાત્માથી ઉત્પન્ન થયલા હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા, આકાશાદિ પંચમહાભૂતવડે સર્વ પ્રજા ઉત્પન્ન કરવા લાગ્યા. આ રીતે હિરણ્યગર્ભદ્વારા સર્વ જગતને ઉત્પન્ન કરી, પરમાત્માએ જીવરૂપે કરી પોતે જગતમાં પ્રવેશ કર્યો. પરમાત્મા પરમાણુ આદિ સૂક્ષ્મ પદાર્થથી પણ અત્યંત સૂક્ષ્મ તથા આકાશાદિ મહાન્ પદાર્થથી પણ અત્યંત મહાન્ હોવાથી તેનાથી બીજું કોઇ સૂક્ષ્મ જાણવા મહાન્ પદાર્થ નથી. આથી શ્રુતિ કહે છે કે–अणोरणीयान महतो महीयान्–અણુ શબ્દવડે દુર્વિજ્ઞેયતા (જાણવામાં અશક્યતા) સમજવી. તે સર્વ ભેદથી રહિત હોવાથી અનંત, સર્વ જગતનું કારણ હોવાથી પુરાણ તથા કાર્ય સહિત અજ્ઞાનરૂપ તમથી પર હોવાથી સ્વયંજ્યોતિરૂપ છે. શાસ્ત્રવડે કરાયલા મનના વ્યાપારનું નામ ઋત તથા શરીરના વ્યાપારનું નામ સત્ય છે. સુખરૂપ ફળને આપનારાં ઋત તથા સત્ય નામનાં પુણ્ય કર્મો પણ પરમાત્મા દેવરૂપ જ છે. અગ્નિહોત્રાદિ ઇષ્ટ કર્મરૂપ તથા વાપીકૂપ તડાગાદિ પૂર્ત કર્મરૂપ પરમાત્મા છે. વળી ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ સર્વ જગત પરમાત્મામાં રહેલું હોવાથી બ્રહ્મવેત્તા તેને સંસારરૂપ ચક્રના નાભિરૂપે કહે છે. તે અગ્નિ, વાયુ, સૂર્ય ચંદ્રમા, મોક્ષ, સૂક્ષ્મ ભૂત તથા વિરાટ્રૂપ છે. વળી નિમેષ, ઘડી, મુહૂર્ત, પ્રહર, દિન, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ તથા સંવત્સર આદિ સર્વ કાળો તેનાથી ઉત્પન્ન થાય છે. આ રીતે સર્વ જગતને

ઉત્પન્ન કરી, આકાશાદિ પંચભૂતોથી તથા પંચભૂતમય ત્રિલોકીરૂપી ગાયથી અનેક પ્રકારના ભોગરૂપ દૂધને દૂહે છે. જે ભોગરૂપ દૂધ જીવને સુખરૂપે જણાય છે. તે પરમાત્મા નેત્રાદિ ઇન્દ્રિયોનો વિષય ન હોવાથી તેને જગતની ઉપર, નીચે તથા મધ્યમાં કોઈ પણ ગ્રહણ કરી શકતું નથી. તેનો કોઇ પણ નિયંતા નથી. તે આત્મારૂપે સર્વ જીવના નિરતિશય પ્રીતિના વિષયરૂપહોવાથી શ્રુતિએ તેને મહદ્યશઃ કહ્યો છે. રૂપ સ્પર્શાદિક ગુણોથી રહિત હોવાથી તેમને નેત્રાદિ ઇન્દ્રિયોવડે કોઇ જોઇ શકતું નથી. તે મનને રોકનારી અંતર્મુખ શુદ્ધ બુદ્ધિવડે જાણી શકાય છે. પૂર્વે સૃષ્ટિ કાળે આકાશાદિપંચ સૂક્ષ્મ ભૂતથી તથા પૃથ્વી આદિ સ્થૂળ ભૂતથી હિરણ્યગર્ભ તથા વૈશ્વાનર નામના દેવો તેમનાથી ઉત્પન્ન થયા છે. વળી વ્યષ્ટિરૂપ જગત્ તથા સમષ્ટિરૂપે કરી અધિક ભાવને પામેલ હિરણ્યગર્ભ સર્વ વ્યષ્ટિ શરીરમાં વ્યાપી રહેલા છે. તે સર્વ દેહધારી જીવોથી પ્રથમ દેહધારી તથા આ સર્વ જગત્ તેનું સ્વરૂપ છે. આ નારાયણરૂપ પરમાત્મા સૂર્યમંડળમાં રહી, પોતાને અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરે છે. પરમાત્માને અધિકારી બ્રહ્મવિદ્યાવડે પામે છે તથા જગતની ઉત્પત્તિ પૂર્વે તે અનંત, નિર્ગુણ તથા ચિદ્ઘન ઇત્યાદિ રૂપે કરી રહેલા હોય છે. હિરણ્યગર્ભનું આ સ્વરૂપ છે. માયારૂપ તમથીપર, સૂર્ય સમાન તેજવાન્ તથા મહાન્સ્વયંજ્યોતિ પરમાત્માને હું મંત્રદ્રષ્ટા ઋષિ પોતાના આત્મારૂપે જાણું છું. તેમ મારી માફક કોઇ બીજો અધિકારી સ્વયંજ્યોતિ પરમાત્માને 'હું બ્રહ્મછું.' આરીતે પોતાના આત્મા જેવો જાણશે તો તે અધિકારી શરીરનાં વર્તમાન કાળમાં ઘણા રૂપો છતાં મરણ પછી શુદ્ધ બ્રહ્મને પ્રાપ્ત થશે. અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ માટે બ્રહ્મજ્ઞાન વિના બીજો માર્ગ નથી. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે પ્રથમ ત્વં પદાર્થનું શોધન કરવું જોઇએ. હે શિષ્ય ! જેમ માતાના ઉદરમાં બાળક રહેલું હોય છે, તેમ આદિત્ય મંડળમાં રહેલ સ્વયંજ્યોતિ પુરૂષ વિરાટ ભગવાન સર્વ જીવના અંતરમાં રહી, અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. પરમાત્મા શરીરાદિ ઉપાધિઓનો જન્મ છતાં પોતે જન્મમરણથી રહિત છે. શાસ્ત્રવેત્તા પુરૂષ જેમ સૂર્યમંડલાદિને સૂર્યાદિ કીરણોનું કારણ માને છે, તેમ સર્વાંતર્યામી પરમાત્માને તે વિરાટનું કારણ માને છે.તત્પદાર્થના શોધક અર્થે પ્રથમ ચિત્તશુદ્ધિમાટે પરમાત્માનું આરાધન કરવું જોઇએ. અગ્નિ આદિક અધિદૈવ તથા વાક આદિ અધ્યાત્મના ઉપકારમાટે પરમાત્મા આદિત્ય મંડળમાં રહી સર્વત્ર પ્રકાશ કરે છે. ઇંદ્રાદિ દેવોના પુરોહિત બૃહસ્પતિ પણ પરમાત્માની વિભુતિ છે. સર્વ દેવોથી પહેલાં તેમનો આદિત્યરૂપે પ્રાદુર્ભાવ થાય છે. સ્વપ્રકાશરૂપ શુદ્ધ ચૈતન્ય પરમાત્માને વારંવાર નમસ્કાર હો. અગ્નિ આદિ દેવોને નીચે પ્રમાણેનો વર તેમણે આપ્યોઃ—હે દેવો ! આનંદસ્વરૂપ હું પરમાત્માને પ્રસન્ન કરવા જે અધિકારી શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરશે, તેનાં સર્વ પાપકર્મો નાશ પામશે. પાપકર્મની નિવૃત્તિ પછી તે અધિકારીનું અંતઃકરણ શુદ્ધ થવાથી, તેમાં હું પરમાત્મા સાક્ષાત્કારને પામીશ.

શિષ્ય—હે ભગવન્ ! પરમાત્માએ અધિકારીને આવો વર કયારે આપ્યો હતો ?

ગુરૂ—હે શિષ્ય ! પૂર્વે અગ્નિ આદિ દેવોએ આદિત્યરૂપ પરમાત્માને નમસ્કાર કર્યો, જેથી તેઓ પ્રકટ થયા. અગ્નિ આદિ દેવો પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યા કે, હે ભગવન્! અધિકારીને આપનો આત્મારૂપે સાક્ષાત્કાર

થાય, આ રીતનો વર આપ મને આપો. અગ્નિ આદિ દેવોએ પ્રાર્થના કરવાથી તેમને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થઈ.

## નારાયણનું સાક્ષાત્ વર્ણન.

પરમાત્મારૂપ નારાયણ સ્થૂલ જગતની ઉત્પત્તિ પહેલાં હિરણ્યગર્ભરૂપે ઉત્પન્ન થયા છે. સ્વયંજ્યોતિ નારાયણ ભગવાન્ પૂર્વાદિ દિશારૂપ તથા અગ્નિકોણાદિ ઉપદિશારૂપે છે. બ્રહ્માંડ લોકમાં રહેલ ત્રણ લોક જેનું શરીર છે, એવા વિરાટ્ ભગવાન્ પણ નારાયણ જ છે. ભૂત, ભવિષ્ય તથા વર્તમાન ત્રણે કાળમાં ઉત્પન્ન થનાર જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ, આ ચારરીતનાં શરીરો પણ આપ પરમાત્મારૂપે છે. જે અંતર્મુખ અધિકારી આપ પરમાત્માને બુદ્ધિ આદિ સર્વ પદાર્થથી અંત્યંત સમીપ જૂવે છે, તેને અંતર્મુખતારૂપ સમાધિમાં પોતાના આત્મારૂપે આપ જણાઓ છો. આપ સર્વ ભૂત પ્રાણીના આત્મારૂપ હોવાથી સર્વ જીવોનાં ચક્ષુ, મુખ, હસ્ત તથા પાદાદિ અવયવો આપનાં જ છે. આકાશાદિ પંચભૂત સહિત જીવોની પુણ્ય તથા પાપરૂપ બે ભુજાઓવડે આપ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરો છો તથા આપ જ સ્વર્ગરૂપ ઉર્ધ્વ લોકને તથા પૃથ્વીરૂપ અધો લોકને ઉત્પન્ન કરો છો.

શિષ્ય–હે ભગવન્! આ પ્રમાણે પરમાત્માની સ્તુતિવડે કયા પુરૂષને આત્મસાક્ષાત્કાર થયો ?

ગુરૂ–હે શિષ્ય ! પહેલાં એક વેન નામનો ગંધર્વ હતો, જેને ઉપર કહેલી સ્તુતિ કરવાથી તથા નમસ્કારવડે અંતઃકરણની શુદ્ધિદ્વારા નારાયણના સાક્ષાત્સ્વરૂપનો સાક્ષાત્કાર થયો હતો. આત્માસાક્ષાત્કારને પામવાથી તે વેન ગંધર્વ વામદેવ ઋષિની માફક સર્વ અધિકારી જનપર કૃપા કરી, પોતાનો અનુભવ તેઓને કહેવા લાગ્યો.

## વેન ગંધર્વનો અનુભવ.

જેમાં નાના પ્રકારનું જગત્ રહેલું છે, જેથી જગત્ ઉત્પન્ન થાય છે તથા જેમાં તે લય ભાવને પામે છે તથા જેમ તંતુરૂપ સૂત્ર, પટમાં સર્વ બાજુથી ઓતપ્રોત છે, તેમ જગત્‌રૂપ પટમાં જે સર્વ બાજૂથી ઓતપ્રોત છે, જે જીવરૂપે શરીરોમાં પ્રવેશ કરે છે તથા જે જન્મ મરણાદિ સર્વ વિકારોથી રહિત છે, એવા આનંદ સ્વરૂપ અદ્વિતીય પરમાત્મા દેવને હું વેન નામનો ગંધર્વ પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરૂં છું. આ પરમાત્માદેવના ચાર પગો છે, એક પગ સર્વ ભૂતભૌતિક જગત્ છે તથા બીજા ત્રણ પગો પોતાના સ્વપ્રકાશ સાક્ષી સ્વરૂપમાં રહેલા છે !

શિષ્ય–હે ભગવન્ ! જેમ ચાર પગવાળી ગાય પરિચ્છિન્ન પરિમાણવાળી છે, તેમ ચાર પગવાળા પરમાત્મા પણ પરિચ્છિન્ન કેમ ન કહેવાય ?

ગુરૂ–હે શિષ્ય ! સર્વ જગત્ પરમાત્માનું એક પાદ છે તથા ત્રણ પાદો પોતાના સ્વપ્રકાશ સ્વરૂપમાં રહેલા છે. આ રીતે શ્રુતિએ જે કહ્યું છે, તેનું તાત્પર્ય પરમાત્માના પરિચ્છિન્નપણામાં નથી, પણ તેના અનંતપણામાં છે. અર્થાત્ સૂર્યમંડળમાં રહેલ નારાયણરૂપ પરમાત્માના સ્વપ્રકાશ સાક્ષીરૂપ ત્રણ પાદોને જે વિદ્વાન્ ગુરૂશાસ્ત્રના ઉપદેશવડે પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરે છે,તે વિદ્વાન્ અમો અધિકારી જનનો બંધુ, અમારો માતાપિતા,આત્મારૂપતથા બ્રહ્મા છે. તે વિદ્વાનથી અમારો બીજો કોઈ બંધુ નથી. આ

રીતે વેન ગંધર્વે પોતાનો અનુભવ કહ્યો છે. શ્રુતિમાં કહ્યું છે કે "सर्वे वेदा यत्पदमामनन्ति સર્વ વેદો સાક્ષાત્ અથવા પરંપરાએ કરી અદ્વિતીય બ્રહ્મનું કથન કરે છે." માટે ऋत संपत्ति ઈત્યાદિ નારાયણાદિ ઉપનિષદનો મંત્ર, જે અંતર્યામી પરમાત્માને અગ્નિ આદિ દેવોના આત્મારૂપે વર્ણવે છે,તે જ પરમાત્મા વિદ્વાનના આત્મારૂપે છે સ્વયંજ્યોતિ આનંદ સ્વરૂપ પરમાત્મા કે જેનાથી ઋત તથા સત્ય આ બે પ્રકારનાં ફળો ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાન્ પોતાના આત્મારૂપે પ્રાપ્ત થાય છે. મનવડે કરાયલાં શુભકર્મનાં ફળને ઋત કહે છે તથા શરીરથી કરાયલાં શુભકર્મનાં ફળને સત્ય કહે છે. કેટલાક શાસ્ત્રવેત્તા તો ઋત તથા સત્ય આ બન્ને શબ્દના અર્થને ચંદ્ર તથા સૂર્ય માને છે. તેઓનું તેમ કહેવું પુનરૂક્તિ દોષવાળું છે કારણ કે સૂર્ય ચંદ્રમાની ઉત્પત્તિ આગળ કહેવામાં આવી છે, માટે અહીં ઋત તથા સત્ય શબ્દવડે સૂર્ય તથા ચંદ્ર એમ કહેવું,સંભવતું નથી. આ રીતે જ્યારે સૃષ્ટિના આદિકાળમાં ઋત તથા સત્યરૂપ કર્મનું ફળ ઉત્પન્ન થવાને સન્મુખ થયું ત્યારે તે ફળની સિદ્ધિ કરવા પરમાત્માથી અંધકાર તથા આકાશાદિ સૂક્ષ્મ ભૂતો ઉત્પન્ન થયાં. પછી પોતાના ભ્રમણવડે રાત્રીદિવસને સિદ્ધ કરનાર સૂર્યરૂપ સંવત્સર નામનો કાળ ઉત્પન્ન થયો. આ રીતે હિરણ્યગર્ભરૂપે સર્વ જગતને ઉત્પન્ન કરતા પરમાત્મા પૂર્વ કલ્પથી જગતને વિલક્ષણ નહિ કરવા લાગ્યા. પૂર્વ કલ્પમાં પરમાત્માએ જેવી રીતે સ્થાવર જંગમરૂપ જગતને ઉત્પન્ન કર્યું હતું, તે જ રીતે આ કલ્પમાં જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં. આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી આ પાંચ મહાભૂતો ઉત્પન્ન કર્યાં; શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, પાયુ તથા મન આ અગીઆર ઈન્દ્રિયો ઉત્પન્ન કરી; પ્રાણ, અપાન,સમાન, વ્યાન તથા ઉદાન આ પાંચ પ્રાણોને ઉત્પન્ન કર્યા; સૂર્ય તથા ચંદ્રમાને ઉત્પન્ન કર્યા તથા સ્વર્ગલોક, ભૂમિલોક તથા અંતરિક્ષલોક આ ત્રણ લોકોને ઉત્પન્ન કર્યા. જળમય શરીરવાળા તથા પાપરૂપ રજને નાશ કરનાર વરૂણ પણ હિરણ્યગર્ભની માફક પરમાત્માના તાદાત્મ્ય સંબંધને પામી, પોતાના કાર્યમાં સમર્થ થાય છે. પરમાત્માના સંબંધવિના કોઇ પણ પોતાનું કાર્ય કરવા સમર્થ નથી. જગતના કર્તા પરમાત્મા જ જગતની સ્થિતિ કાળમાં સર્વ લોકની અંદર રહી, સર્વ જગતનું પાલન કરે છે. તે જ પરમાત્મા પુણ્યવાન્ પુરૂષોને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરાવે છે તથા પાપવાનને નરકાદિની તથા મૃત્યુના ભયની પ્રાપ્તિ કરે છે. તે જ સ્વર્ગ તથા પૃથ્વી લોકને ધારણ કરે છે. ચેતન પરમાત્મા અગ્નિમાં, જળમાં તથા અન્ય પદાર્થોમાં તાદાત્મ્ય સંબંધવડે રહેલા છે. તે જ પુણ્યવાનને સ્વર્ગની પ્રાપ્તિ તથા સાધનસંપન્ન અધિકારીને મોક્ષની પ્રાપ્તિ કરે છે. આ અદ્વિતીય બ્રહ્મ 'અહં' શબ્દના લક્ષ્યરૂપ આત્માથી ભિન્ન નથી, પણ તે બ્રહ્મ જ આત્મારૂપે છે તથા આત્મા બ્રહ્મરૂપે છે. આ રીતે બન્નેનો પરસ્પર ભેદ હોય તો તે બન્નેના સ્વરૂપને હાનિ પહોંચશે. અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માના જ્ઞાનવડે અધિકારી માયા, પાંચ કલેશ, કર્મ તથા વાસનો ઈત્યાદિ સર્વ ભેદથી મુક્ત થાય છે. કારણ કે જે ચિદાભાસને બંધની પ્રાપ્તિથાય છે, તે ચિદાભાસને વિદ્વાન્ બ્રહ્માકાર વૃત્તિમાં આરૂઢ બ્રહ્મરૂપ અગ્નિમાં નાંખે છે. આથી

વિદ્વાનને બંધન પ્રાપ્ત થતું નથી. અધિકારી વેદવચનના અર્થના વિચારથી, વેદે દર્શાવેલ શુભ કર્મના અનુષ્ઠાનથી તથા વેદ વચનના જપવડે કાંતિને યોગ્ય થાય છે, શુદ્ધ મનવાળો થાય છે તથા તેમ થવાથી બ્રહ્મસાક્ષાત્કારને પામે છે. જેમ સુગંધી પુષ્પવાળા ચંપક વૃક્ષના સંબંધવડે સુગંધી વાયુ દશે દિશામાં ફરે છે તથા સર્વ જીવને આનંદની પ્રાપ્તિ કરે છે, તેમ પુણ્યવાન્ પુરૂષ દશે દિશામાં જાય છે તથા શાસ્ત્રવેત્તા સજ્જનને આનંદની પ્રાપ્તિ કરે છે. જે પોતાના મરણથી ભય પામતો નથી, તેમજ પોતાના સ્ત્રી, પુત્ર તથા ધનાદિ પદાર્થના વિયોગથી પણ ભય પામતો નથી, પણ એક પાપકર્મથી જ ભય પામે છે, તેનું નામ પુણ્યાત્મા છે. જેમ અનેક તીક્ષ્ણ ખડો પાથરેલા ખાડાની ઉપરથી જવામાં કોમળ પગવાળાને મહાન્ ભય થાય છે, તેમ વિદ્વાનને પરમેશ્વરથી ભય થાય છે, જેથી તે પાપકર્મ કરતો નથી. જે પરમાત્માના ભયથી વિદ્વાન્ પાપકર્મ કરતો નથી તથા જેને વિદ્વાન્ પોતાના આત્મારૂપે જાણે છે, તે નારાયણથી ભિન્ન નથી, પણ નારાયણસ્વરૂપે છે. તે પરમાણુ આદિ સૂક્ષ્મ પદાર્થથી અત્યંત સૂક્ષ્મ છે તથા આકાશાદિ મહાન્ પદાર્થથી પણ મહાન્ છે. જીવોના હૃદયરૂપ ગૃહમાં બુદ્ધિ આદિના સાક્ષીરૂપે તે રહેલા છે. જે અધિકારી, પરમાત્માને ગુરૂશાસ્ત્રના પ્રસાદથી પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરે છે, તે સર્વ શોકથી રહિત થાય છે.

## પરમાત્મામાં જગતની કારણતા

હે શિષ્ય—પુણ્ય તથા પાપ કર્મને અનુસાર સર્વ પદાર્થની પ્રાપ્તિના કરનારા ઇશ્વર અદ્વિતીય બ્રહ્મરૂપ છે. સપ્ત લોકમાં રહેલ સાત પ્રકારના શરીરોમાં રહેલા પ્રાણો પણ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. પરમાત્માવડે ભૌમ, જઠર, સૂર્ય, ચંદ્રમા, વિદ્યુત, વાડવ તથા ચક્ષુ આ સાત પ્રકારના અગ્નિ ઉત્પન્ન થાય છે. તેમાં કાષ્ઠમાં રહેલા અગ્નિનું નામ ભૌમ છે, ઉદરમાં રહેલા અગ્નિનું નામ જઠર છે, સમુદ્રમાં રહેલા અગ્નિનું નામ વાડવ છે, સ્વર્ગ, મેઘ, ભૂમિ લોક, પુરૂષ, યોષિત આ પાંચ અગ્નિથી ક્રમ પ્રમાણે આદિત્ય, વાયુ, સંવત્સર, વાક્ તથા ઉપસ્થ આ પાંચ સમિધો તથા આહવનીય અને ગાર્હપત્યનાં કાષ્ઠાદિ સમિધો, એ રીતે સાત પ્રકારની સમિધ પરમાત્માથી ઉત્પન્ન થઇ છે. તેમનાથી ભૂર્, ભુવઃ, સ્વર્, મહર્, જન, તપ, સત્ય, એ સાત લોક, કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, ધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની, વિશ્વરૂપી આ સાત જિહ્વાઓ તથા ઓગણ પચાસ મરૂદ્ગણો ઉત્પન્ન થયા છે. સાત સમુદ્રો, હિમાલયાદિ પર્વતો, સર્વ નદીઓ તથા વ્રીહિ આદિ ઔષધિઓ પરમાત્માવડે ઉત્પન્ન થયેલી છે. રસરૂપ પરમાત્માથી આ શરીર જીવનને પામે છે તથા તે જીવિત શરીરમાં પોતે રહે છે. અગ્નિ આદિ સર્વ દેવોના મધ્યમાં હિરણ્યગર્ભાદિક દેવતાઓ જે પરમાત્માની મુખ્ય વિભૂતિઓ છે, તેને બુદ્ધિમાન્ વેદવચનના વિચારવડે જાણે છે. તેનું બુદ્ધિમાનો ઘૃતાદિક દ્રવ્યરૂપે તથા યજ્ઞરૂપે વર્ણન કરે છે. તે ઇન્દ્રાદિ સર્વ દેવોથી પૂજ્ય છે તથા તે સર્વ દેવોથી પહેલાં રહેલા છે. તે સર્વ પ્રાણીના હૃદયમાં રહી ચિત્તની સર્વ વૃત્તિઓને જુવે છે. તે પરમાત્મા હિરણ્યગર્ભને ઉત્પન્ન કરી પોતાની અનુગ્રહ દૃષ્ટિથી સર્વજ્ઞતાની પ્રાપ્તિ કરે છે. આ નારાયણરૂપ પરમાત્માઅમનેઅર્થાત્અધિકારીનેશુભબુદ્ધિનીપ્રાપ્તિ કરો. આ રીતે જ્યારે અધિકારી પરમાત્માની

સ્તુતિ કરે છે ત્યારે તે પ્રસન્ન થઇ અધિકારીને પોતાનું વાસ્તવ સ્વરૂપ દેખડવે છે. આ પરમાત્મસ્વરૂપથી વધારે કોઇ પદાર્થ નથી તથા તેનાથી કોઇ પદાર્થ સૂક્ષ્મ પણ નથી. જે સ્વરૂપ વૃક્ષની માફક નિશ્ચળ છે, પોતાના સ્વપ્રકાશ સ્વરૂપમાં રહેલું છે, એક અદ્વિતીયરૂપ છે તથા જે સ્વરૂપવડે સર્વ જગત્ પરિપૂર્ણ છે, આવા પોતાના સ્વરૂપનું પરમાત્મા અધિકારીને દર્શન કરાવે છે. આવા નારાયણરૂપ પરમાત્માની પ્રાપ્તિ જીવોને અગ્નિહોત્રાદિ કર્મવડે પણ થતી નથી, અનેક પુત્ર પૌત્રાદિરૂપ પ્રજાવડે પણ થતી નથી, સુવર્ણાદિ ધનવડે પણ થતી નથી, પણ સર્વ પદાર્થના ત્યાગવડે પરમાત્માની પ્રાપ્તિ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशुः – અધિકારીને અગ્નિહોત્રાદિ કર્મવડે, પુત્ર પૌત્રાદિરૂપ પ્રજાવડે તથા સુવર્ણાદિરૂપ ધનવડે બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ થતો નથી, પણ સર્વના ત્યાગવડે જ મોક્ષ પ્રાપ્ત થાય છે." આ રીતે અનેક હજારો મનુષ્યોમાં કોઇ ભાગ્યવાન્ પુરૂષ જ સર્વ પદાર્થનો ત્યાગ કરી, નારાયણરૂપ મોક્ષને પામે છે. પરમાત્મારૂપ મોક્ષની પ્રાપ્તિમાં ત્યાગવિના બીજું કોઇ પણ સાધન નથી, પણ ત્યાગ એ જ મુખ્ય સાધન છે. સ્વર્ગાદિ સુખથી પણ પરમ શ્રેષ્ઠ આનંદ સ્વરૂપ પરમાત્મારૂપ મોક્ષને જેમ અધિકારી સર્વ પદાર્થનો ત્યાગ કરી પામે છે, તેમ હાલમાં પણ જે અધિકારી, પુત્રૈષણા, ધનૈષણા તથા લોકૈષણા આ ત્રણ ઇચ્છાનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમને ગ્રહણ કરે છે તો તે અધિકારી ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી મોક્ષને પામે છે. જે શરીરાદિમાં અહં અભિમાનવડે તથા ધન પુત્રાદિમાં મમ અભિમાનવડે સર્વ પદાર્થનો ત્યાગ કરતો નથી, તે ભગવાન્ આનંદ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થતો નથી.

સંન્યાસથી તથા ચિત્તના નિરોધરૂપ યોગવડે જે સંન્યાસીનું અંતઃકરણ શુદ્ધ થયું હોય છે, જે શમદમાદિ સાધનયુક્ત હોય છે તથા જેણે વેદાંતવચનનો વિચાર કરી તત્ત્વં પદાર્થનું શોધન કર્યું હોય છે, એવા સાધન સંપન્ન સંન્યાસીને જો કદાપિ કોઇ પ્રતિબંધવડે આ જન્મમાં આત્મસાક્ષાત્કાર ન થાય, તોપણ તે, શરીરનો ત્યાગ કરી, અર્ચિરાદિ માર્ગદ્વારા બ્રહ્મલોકમાં જાય છે. બ્રહ્મલોકમાં બ્રહ્માની સમાનતાને પામી, તે સંન્યાસી બ્રહ્મસાક્ષાત્કારને પામે છે. બ્રહ્માના દેહપાતસાથે તે સંન્યાસી પણ બ્રહ્માની સાથે વિદેહ મુક્તિને પામે છે. માટે સર્વ પદાર્થનો ત્યાગ જ આત્મજ્ઞાનદ્વારા મોક્ષનું સાધન છે. આ એકાદશ દ્વારવાળું શરીર તેનાથી થયું છે. શરીરમાં અંગુષ્ઠ પરિમાણવાળું હૃદય કમળ છે, હૃદય કમળરૂપ ગૃહમાં આનંદ સ્વરૂપ પરમાત્મા વિરાજે છે. આને પોતાના આત્મારૂપે જાણવાથી સંન્યાસી આ લોકમાં તથા બ્રહ્મલોકમાં મોક્ષને પામે છે. આત્મસાક્ષાત્કાર વિના કોઇ પણ લોકમાં મોક્ષની પ્રાપ્તિ નથી. માટે હે સંન્યાસીઓ ! બ્રહ્મલોકમાં પણ સંન્યાસીને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે. આ રીતનું વચન સાંભળી તમારે આ જન્મમાં આત્મસાક્ષાત્કારના યત્નથી રહિત થવું નહિ. પણ જે આત્મસાક્ષાત્કારવડે આ લોક તથા બ્રહ્મલોકમાં મોક્ષની પ્રાપ્તિ થાય છે, તેને તમારે મનુષ્યશરીરમાં જ સંપાદન કરવો. બ્રહ્મલોક ઘણે કાળે પ્રાપ્ત થાય છે, એવી આશાથી તમારે આ જન્મમાં પ્રયત્નની શિથિલતા કરવી નહિ.

હે શિષ્ય ! જે અધિકારીને મહાવાક્યના

વિચારવડે આત્મસાક્ષાત્કાર નથી થયો, તેને ૐ રૂપ પ્રણવના વિચારવડે આત્મ સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે. મનને જિતવાની ઇચ્છાવાળા મહાત્મા આનંદ સ્વરૂપ આત્માનો ૐકારરૂપ પ્રણવ ક્રીડા કરાવતો હોવાથી, શ્રુતિએ ૐકાર પ્રણવને સ્વર કહ્યો છે. આ ૐકારરૂપ સ્વર, વેદના આદિમાં તથા અંતમાં કહ્યો છે. ૐકારરૂપ સ્વર પોતાની લય અવસ્થામાં જે પરા નામના કારણમાં લય પામે છે, તે પરાથી પણ શુદ્ધ ચેતન પર છે. આ શુદ્ધ ચેતન અમારૂં વાસ્તવિક સ્વરૂપ છે. આ રીતે જે સર્વદા ચિંતન કરે છે, તેને અવશ્ય આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે. હૃદય દેશમાં રહેલ જે પરમાત્માને અણુથી પણ અણુ પૂર્વે કહ્યો છે, તેને તમારે મહાનથી પણ મહાન્ જાણવો. કારણ કે આ લોકમાં જીવનાં મસ્તક, શરીર ઇન્દ્રિય તથા પ્રાણો પરમાત્મદેવનાં જ છે. તે સર્વ જીવને પોતાના પુણ્યપાપકર્મને અનુસાર સુખદુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે. આ સ્વયંજ્યોતિ સર્વાત્માને શ્રતિએ નારાયણ કરી કહ્યા છે.

## નારાયણના અગીયાર અર્થો.

હે શિષ્ય ! પોતાની સમીપતા માત્રવડે જે ચેતન સર્વ પદાર્થને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત કરે છે, તે ચેતનનું નામ નર છે. આ ચેતન આત્મારૂપ નરને માયા દશ્યરૂપે સંબંધી હોવાથી માયાને નારા કહેવામાં આવે છે તથા સૂક્ષ્મ પ્રપંચ માયાનું કાર્ય હોવાથી તેને નાર કહેવામાં આવે છે. માયારૂપ નારામાં તથા સૂક્ષ્મ પ્રપંચરૂપ નારમાં પરમાત્મા પ્રતિબિમ્બિત થઇ રહે છે આથી માયાવિશિષ્ટ પરમાત્માને તથા સૂક્ષ્મ પ્રપંચ વિશિષ્ટ હિરણ્યગર્ભને શ્રુતિ નારાયણ કહે છે. (૧) પરમાત્મારૂપ નરે ઉત્પન્ન કરેલા જળને નાર કહે છે. આ નારરૂપ જળ વિરાટરૂપ પરમાત્માનો આધાર હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૨) જેમ પ્રસિદ્ધ નદીઓનું જળ નૌકાનો આધાર છે, તેમ ભૂમિરૂપ નૌકાનો આધાર જળ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. આ નારાને પરમાત્મા સૂત્રાત્મા પ્રાણરૂપે ધારણ કરતા હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૩) સ્થૂલ પ્રપંચરૂપ શરીરવાળા વિરાટ તથા સૂક્ષ્મ પ્રપંચરૂપ શરીરવાળા હિરણ્યગર્ભ, આ બન્ને નરરૂપ નરોની સ્થિતિ પરમાત્મારૂપ કારણમાં થતી હોવાથી, શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૪) પરમાત્માના પ્રતિબિંબરૂપ જીવોને નર કહેવામાં આવે છે. આનું નિરૂપણ બિંબરૂપ પરમાત્મા દેવથી થાય છે. આથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૫) જીવમાં સ્વભાવસિદ્ધ કામ ક્રોધાદિ દોષોને અર કહે છે. અરથી ઉત્પન્ન થયેલ દુઃખને આર કહેવામાં આવે છે. આ દુઃખરૂપ આરના આશ્રયરૂપ અજ્ઞાનાદિ જડ પ્રપંચને આરાયણ કહે છે. આ જડપ્રપંચરૂપ આરાયણ સ્વયંજ્યોતિ આનંદ સ્વરૂપ પરમાત્મામાં ન હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૬) અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ તથા અભિનિવેશ એ પાંચ કલેશો, પુણ્ય પાપરૂપ કર્મો, સુખ દુઃખરૂપ ફળો તથા તેની વાસના આ સર્વ અવિદ્યાદિક સંસારચક્રની અરા છે. કલેશાદિરૂપ અરાનું માયા પરિણામી ઉપાદાન કારણ હોવાથી આરાયણ કહેવાય છે. આ માયારૂપ આરાયણથી કૂટસ્થ પરમાત્મા ભિન્ન હોવાથી શ્રતિએ તેને નારાયણ કહ્યા છે. (૭) કલ્પિત તાદાત્મ્યાધ્યાસરૂપ સંબંધવડે માયારૂપ નારીની સ્થિતિ પરમાત્મામાં હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૮) પરમેશ્વરરૂપ નર સાથે સંબંધ

રાખનારી લક્ષ્મીનું નામ નારી છે. આ નારી સર્વ દેહધારી જીવોને પ્રિય, અનેક કળાવાળી, અનેક રૂપવાળી, અત્યંત મનોહર, પુણ્યવાનને સુખ આપનારી તથા પાપીને દુઃખની આપનારી છે. આવી લક્ષ્મીરૂપ નારી પરમાત્મામાં નિશ્ચળ હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૯) આનંદ સ્વરૂપ દ્રષ્ટા આત્માને અનેક પ્રકારના પદાર્થોને દેખાડનારી સર્વ જીવની બુદ્ધિનું નામ નારી છે. આ નારીરૂપ જડ બુદ્ધિનો સ્વયંજ્યોતિ આત્માદેવ પ્રકાશ કરતા હોવાથી શ્રુતિએ સ્વયંજ્યોતિ દ્રષ્ટા આત્માને નારાયણ કહ્યા છે. (૧૦) પરમાત્માથી કોઇ પણ વસ્તુ ભિન્ન ન હોવાથી શ્રુતિએ પરમાત્માને નારાયણ કહ્યા છે. (૧૧) નારાયણ દેવ સ્વયંજ્યોતિરૂપ અક્ષરરૂપ, પરમપદરૂપ, સર્વ વિશ્વથી પર, સર્વ વિશ્વરૂપ તથા સનાતન છે. જે અધિકારી નારાયણરૂપ પરમાત્માનું શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક સ્મરણ તથા કીર્તન કરે છે, તેના અવિદ્યાદિ પંચ કલેશોને તથા સર્વ પાપોને પરમાત્મા નાશ કરે છે. આથી પરમાત્માને હરિ કહ્યા છે. પરમાત્મા સર્વ જગતને ઉત્પન્ન કરી તેનું પાલન કરતા હોવાથી શ્રુતિએ નમનપતિ કહ્યા છે. તે પોતાના અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે કરી સર્વ વિશ્વને વ્યાપ્ત કરતા હોવાથી શ્રુતિએ તેમને આત્મા કહ્યા છે. તે સર્વ મંગળના મંગળરૂપ તથા પરમ કલ્યાણરૂપ હોવાથી શ્રુતિએ તેમને શિવ કહ્યા છે. પરમાત્માના આનંદસમુદ્રના એક બિંદુ માત્ર આનંદને ગ્રહણ કરી, હિરણ્યગર્ભ આનંદને પ્રાપ્ત થઈ રહેલ હોવાથી શ્રુતિએ તેમને આનંદ કરી કહ્યા છે. કાળે કરી ઘટાદિ પદાર્થના નાશને ચ્યુતિ કહે છે અને તે પરમાત્મામાં નથી; કારણ કે તે કાળરૂપ મૃત્યુને ક્ષય કરવાવાળા તથા કાળના પણ કાળ હોવાથી શ્રુતિએ પરમાત્માને અચ્યુત કહ્યા છે. પરમાત્મા સૂર્ય અગ્નિ આદિ સર્વ જગતના નિયંતા હોવાથી શ્રુતિએ તેમને ઈશ્વર કહ્યા છે. તે કોઇ કાળે તથા કોઈ દેશમાં અન્યથા ભાવને પામતા નથી, પણ સર્વદેશ તથા કાળમાં એક રસ હોવાથી શ્રુતિએ પરમાત્માને શાશ્વત કહ્યા છે. બ્રહ્માદિ મહાન્ પુરૂષોથી જાણવા યોગ્ય હોવાથી શ્રુતિએ તેમને મહાજ્ઞેય કરી કહ્યા છે. તે સર્વ ભૂતની પરાગતિ હોવાથી પરાયણ કહેવાય છે. અગ્નિની જ્વાળાથી લઇ જે જ્યોતિ છે તથા બુદ્ધિઆદિમાં રહેલી જે ચિદાભાસરૂપ ચેતન જ્યોતિ છે, તે બન્ને પ્રકારની જ્યોતિ કરતાં પરમાત્મા ઉત્કૃષ્ટ હોવાથી તે પરમ જ્યોતિરૂપ કહેવાય છે. બ્રહ્મ પરંતત્ત્વ કહેવાય છે. ધ્યાતા, ધ્યાન અને ધ્યેયથી લઇ આ સર્વ જગત્ નારાયણરૂપ જ છે. જેટલું જગત્ જોવામાં તથા સાંભળવામાં આવે છે, તે સર્વ જગતની અંદર તથા બહાર વ્યાપી નારાયણ રહેલા છે. તે આનંદસ્વરૂપ, ઉત્પત્તિ તથા નાશ રહિત, સ્વપ્રકાશરૂપ તથા સર્વ જગતના પ્રકાશ કરનારા છે. સંસારરૂપ સમુદ્રના કારણમાં નિયંતારૂપે રહેલા છતાં તે વાસ્તવિક માયાદિ વિકારોથી રહિત છે. જો કે તે સર્વત્ર વ્યાપક છે, છતાં હૃદયકમળની અંદર રહેલ સૂક્ષ્મ બુદ્ધિવડે જણાતા હોવાથી તેમને પૂર્ણ રૂપ કહ્યા હતા.

## હૃદયકમળનું સ્વરૂપ.

હે શિષ્ય ! જેમ આ લોકમાં આઠ પાંખડીવાળું, રાતા વર્ણવાળું તથા જરા વિકાશને પામેલું કમળ હોય છે, તેમ હૃદય દેશના શિરમા એક કમળ હોય છે, જે અત્યંત

રમણીય, પાંચ છિદ્રવાળું, નીચા મુખવાળું તથા નાભિથી બાર આંગળ ઉપર રહેલું છે. આ હૃદયકમળનું પૂર્વ છિદ્ર ચક્ષુરૂપ છે, દક્ષિણ છિદ્ર શ્રોત્રરૂપ, પશ્ચિમ છિદ્ર વાક્રૂપ, ઉત્તર છિદ્ર મનરૂપ, મધ્યનું છિદ્ર પ્રાણરૂપ, મૂળ સ્થાન જિહ્વારૂપ તથા વક્ષસ્થી લઇ ગળાપર્યંત અંદરની જગ્યા કમળની ભૂમિ છે. હૃદયકમળમાં મનને રહેવાનું સ્થાન હોવાથી તેને માનસ કરી કહે છે. હૃદયકમળ ગળાથી બાર આંગળ નીચે રહેલું છે. તેનું તેજ સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, નક્ષત્ર તથા વિદ્યુત આ પાંચ સમાન છે. તથા તે સર્વ વિશ્વનું આધાર છે. જો કે તે અલ્પ પરિમાણવાળું હોવા છતાં વિશ્વનું આધાર હોવાથી મહાન્ કહેવાય છે. રૂપા આદિ ધાતુથી રચેલી શિલાના સમાન ઉજ્જ્વળ વર્ણવાળા તથા રૂધિર માંસાદિ ધાતુવાળા શરીરમાં રહેલ અનેક પ્રકારનાં હાડકાંઓથી તે ચારે બાજૂએ વિંટાયલું છે. જેમ કોઇ મહારાજાના ઘરમાં પોતાની ક્રીડા અર્થે જળનું સરોવર હોય છે, તેમ હૃદયના મધ્યમાં રહેલું છિદ્ર હૃદય કમળનું સરોવર છે, જેમાં અદ્વિતીય આનંદસ્વરૂપ, અગ્નિ સમાન તથા સ્વયં જ્યોતિરૂપ પરમાત્મા નિવાસ કરે છે. પરમાત્માની ચિદાભાસરૂપ જ્વાળા, બુદ્ધિ આદિ સર્વ જગતમાં રહેલી છે તથા બુદ્ધિ આદિ સર્વ સંઘાતથી અત્યંત સમીપ છે. તે પરમાત્મા બુદ્ધિરૂપ ઉપાધિવડે 'સર્વ વિષયજન્ય સુખ ભોગવે છે. પરમાત્મા જ પ્રાણ જઠરાગ્નિવડે ભોજન કરેલા અન્નના સ્થૂલ, મધ્યમ તથા સૂક્ષ્મ આ ત્રણ રીતના ભાગો પાડી, સર્વ જીવના ઉદરમાં રહેલા છે. જઠરાગ્નિરૂપ પરમાત્માનાં ક્ષુધા, તૃષા તથા ક્રોધાદિરૂપ કિરણો નીચે, ઉપર તથા મધ્યમાં તેજવડે વ્યાપ્ત છે. આ ક્ષુધા તૃષાદિરૂપ કિરણવડે જઠરાગ્નિરૂપ પરમાત્મા પગથી મસ્તક પર્યંત સર્વ શરીરને તપાવે છે. આ પરમાત્માનું હૃદયકમળમાં ધ્યાન કરવાથી અધિકારીને તેનો સાક્ષાત્કાર થાય છે. હૃદયકમળમાં તેનું ધ્યાન કરવા છતાં જો તે, અધિકારીને સત્ તથા ચિદાનંદરૂપે પ્રતીત થતા નથી, ત્યારે તેનું બીજી રીતે ધ્યાન કરવું, આ હૃદયકમળના મધ્યમાં એક દીવાની 'શિખા રહેલી છે, જે અત્યંત સૂક્ષ્મ છતાં પ્રકાશવાળી, ઉર્ધ્વ દેશમાં પ્રજ્વલિત, નિશ્ચલ, નીલ મેઘમાં રહેલ વિદ્યુત્ સરખી પ્રકાશવાળી તથા સુવર્ણ સરખી પીળા રંગવાળી છે. આ દીવાની શિખાના મધ્યમાં પરમાત્મા બ્રહ્મરૂપે, શિવરૂપે, હરિરૂપે, સનાતનરૂપે, ઇન્દ્રરૂપે, અક્ષરરૂપે તથા સર્વ જગતના પ્રભુરૂપે છે. આ દીપરૂપી શિખામાં ધ્યાન કરવાથી અધિકારીને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ઉપાધિના સંબંધથી હિરણ્યગર્ભભાવને તથા વિરાટ ભાવને પામતા હોવાથી તેનું આદિત્યાદિ અનેકરૂપે વર્ણન કરવામાં આવે છે. તિએ ધર્મ, સત્ય, તપ, દમ, શમ, દાન, પ્રજનનં, આહિતાગ્નિ, અગ્નિહોત્ર, યજ્ઞ તથા માનસ આ અગીયાર સાધનો કરતાં પણ સન્યાસાશ્રમ સાધન, પરમાત્માની સ્તુતિમાં શ્રેષ્ઠ છે.

ધર્મનું વર્ણનઃ-હે શિષ્ય! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણો તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ આ ચાર આશ્રમોવાળા સર્વને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પ્રકારના પુરૂષાર્થની પ્રાપ્તિ ધર્મ કરે છે તથા તે પુરૂષાર્થનાં સાધનની પ્રાપ્તિ કરે છે. કારણ કે, આ લોકમાં જે કાર્ય અત્યંત કઠિણ હોય છે, તે કાર્યને પણ ધર્મ

સિદ્ધ કરે છે ધર્મ સર્વ જગતની પાલન કરવાવાળી સાત્વિક મૂર્તિ છે. માટે જેમ અતિશય ઝાડેવાળા માર્ગે જતાં કોઇને ફળ, પત્ર તથા પુષ્પાદિનું સેવન કરવું પડે છે, તેમ ધર્માત્માનો સર્વ જન આશ્રય કરે છે. જીવ જાણે અજાણે જે જે પાપકર્મ કરે છે, તે સર્વ પાપકર્મનો ધર્મ નાશ કરે છે માટે ધર્મ જ જીવના શ્રેયનું સાધન છે. હે શિષ્ય! જેમ ગાયને ચાર પગ હોય છે, તેમ ધર્મને સત્ય, તપ, દયા અને દાન એવા ચાર પાદ છે. આ ચાર પાદ યુકત ધર્મને અધિકારીએ જન્મથી મરણપર્યંત સેવન કરવો.

## સત્યાદિ ધર્મપાદોનું વર્ણન

સત્યરૂપ પ્રથમ પાદનું વર્ણન-જેવું વૃત્તાંત પોતાની આંખથી જોયું હોય અથવા કોઇ ધર્માત્મા પુરૂષના મુખથી સાંભળ્યું હોય, તેવું જ વૃત્તાંત પોતાના મુખથી કહેવું, તેનું નામ સત્ય છે. આ સત્ય વાક્ તથા ઇન્દ્રિયવડે સિદ્ધ થતું હોવાથી તેને વાચનિક ધર્મ પણ કહે છે. કાળાંતરે ફળ આપનારાં યજ્ઞાદિક વૈદિક કર્મ તથા વાણિજ્યાદિક લૌકિક કર્મ, આ બન્ને પ્રકારનાં કર્મોમાં જીવની પ્રવૃત્તિ સત્ય વચનથી થાય છે. સત્ય વચનવિના કોઇપણ કર્મમાં જીવની પ્રવૃત્તિ સંભવતી નથી. યુધિષ્ઠિરાદિ રાજા જેઓ સ્થૂલ શરીર સહિત સ્વર્ગમાં ગયા છે તથા હજી સુધી જેમનો અધઃપાત થયો નથી, તે સર્વ સત્ય વચનને લીધે છે. સત્યવડે વાયુ પોતાની મર્યાદામાં રહે છે, સૂર્ય સર્વ લોકનો પ્રકાશ કરે છે, પૃથ્વી જળપર રહેલી છે, આ રીતે સર્વ દેવો સત્ય ધર્મના બળથી પોતપોતાના અધિકારનો નિર્વાહ કરે છે.

તપરૂપ દ્વિતીય પાદનું વર્ણન-હે શિષ્ય! પોતાના મનમાં દૃઢ સંકલ્પ ધારણ કરી શીત, ઉષ્ણ, ક્ષુધા તથા તૃષાને ન ગણવી અને અન્નાદિ પદાર્થથી રહિત થવું, તેનું નામ તપ છે. આ તપના પ્રભાવથી મુનિ તથા ઇન્દ્રાદિ દેવો પણ મનવાંછિત સ્વર્ગાદિ સુખને તથા શરીરાદિ શત્રુથી જય મેળવે છે. જેમ પટરૂપ કાર્ય તંતુરૂપ કારણમાં રહેલું હોય છે, તેમ કાર્યરૂપ જગત્ કારણરૂપ તપમાં રહેલું છે. તપના પ્રભાવથી દુર્વાસાદિ મુનિઓ વર તથા શાપ આપવા સમર્થ થયા હતા. તપજ સર્વ કાર્યની સિદ્ધિમાં અત્યંત તેજસ્વી સાધન છે. તપવડે જ પૂર્વે વિશ્વામિત્રાદિ ઋષિઓ નવીન સૃષ્ટિ રચતા હતા માટે તપ અધિકારીએ અવશ્ય સંપાદન કરવું.

દયારૂપ તૃતીય પાદનું વર્ણન-હે શિષ્ય! દમ તથા શમ એ બન્ને દયાનાં કારણો છે. શમ દમરૂપ કારણ વિના દયા ઉત્પન્ન થતી નથી. માટે શમ તથા દમને જીવના શ્રેયનાં સાધન કહ્યાં છે જેમ કોઇ તોફાની બળદને રજ્જુવડે બંધવાથી તેનો પરાજય થાય છે, તેમ બાહ્ય શબ્દાદિ વિષયમાં દોષદૃષ્ટિવડે શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિરોધ કરવો, તેનું નામ દમ છે. દમવડે બ્રહ્મચારી ફળસહિત સર્વ પાપનો ત્યાગ કરી, મરણ પછી સ્વર્ગલોકને અથવા બ્રહ્મલોકને પામે છે માટે દમરૂપ સાધનને અધિકારીએ અવશ્ય સંપાદન કરવું. શમનું ફળ વેદ તથા લોકમાં પ્રસિદ્ધ છે. શમવડે મુનિ મહાન્ વનમાં રહેવા છતાં સિંહ સર્પાદિથી ભય પામતા નથી. મુનિઓ શમવડે સિંહ-સર્પાદિ જીવને હિંસાદિ પાપકર્મથી રહિત કરે છે. શમવડે મુનિલોક કામક્રોધાદિ વિકારનો જય કરી સ્વર્ગાદિ ઉત્તમ લોક મેળવે

છે. શમદમવડે સર્વ જીવોમાં દયા ઉત્પન્ન થાય છે તથા શમદમના અભાવથી દયાનો અભાવ થાય છે. શમથી રહિતપુરૂષ કામ ક્રોધાદિ વિકારવાળો તથા દમથી રહિત સર્વ ઇંદ્રિયોને આધીન થાય છે. જે કામ ક્રોધાદિ વિકારવાળો તથા ઇન્દ્રિયોને આધીન હોય છે, તે પ્રમાદી અવશ્ય શરીર, મન તથા વાણીવડે ભૂત પ્રાણીની હિંસા કરે છે તથા શરીર, મન અને વાણીવડે સર્વ ભૂતની હિંસા કરનારો દયાથી રહિત હોય છે.

દાનરૂપ ચતુર્થપાદનું વર્ણન—હે શિષ્ય ! વાણીનું દાન, બુદ્ધિનું દાન, ધનનું દાન તથા શરીરનું દાન, આ રીતે અનેક પ્રકારનાં દાન હોય છે. તેમાં અધિકારીને વિદ્યા આપવી, તે વાણીનું દાન છે; કોઇને શ્રેષ્ઠ બુદ્ધિ આપવી, તે બુદ્ધિદાન છે; સુપાત્ર બ્રાહ્મણને સુવર્ણાદિ પદાર્થો આપવા, તે ધનનું દાન છે તથા શરણાગતની શત્રુ આદિથી રક્ષા કરવી, તે શરીરદાન કહેવાય છે. સુવર્ણાદિ પદાર્થનું દાન કરનારની સર્વ સ્તુતિ કરે છે. જેમ કર્ણ રાજાએ ઇન્દ્રને પોતાની ત્વચાનું, બલિએ વામન ભગવાનને ત્રણ લોકનું અને શિબિએ કપોતની રક્ષા કરવા માટે પોતાના માંસનું પણ દાન કર્યું હતું. આ રીતે અનેક ધર્માત્માઓએ દાન કર્યાં છે, જેથી તેઓની હજી સૂધી લોકો સ્તુતિ કરે છે. દાન કરનારો શરીરના ત્યાગ પછી સ્વર્ગાદિ ઉત્તમ લોકને મેળવે છે, જેથી દાન કર્તાને બેઉ લોકમાં સુખ મળે છે.

હે શિષ્ય ! વળી ધર્મ બે પ્રકારનો છે, એક ધર્મ આ શરીરે કરવાથી આ જ શરીરમાં ફળની પ્રાપ્તિ કરે છે. જેમ આ શરીરવડે કરાયલો આકારી નામનો યજ્ઞ તુરત જ વૃષ્ટિરૂપ ફળની પ્રાપ્તિ કરાવે છે તથા પુત્ર ઇષ્ટિ નામનો યજ્ઞ પુત્રરૂપ ફળની પ્રાપ્તિ કરાવે છે. બીજો ધર્મ એવો છે કે, હાલ કરાયલા તે ધર્મથી આ શરીરને સુખ મળતું નથી, પણ તેના ફળની પ્રાપ્તિ બીજા શરીરમાં થાય છે. જે ધનવાન્ આ જન્મમાં પુણ્ય કર્મ કરતો નથી, પણ કેવળ પાપકર્મ કરે છે, તેનામાં પૂર્વજન્મના પુણ્યની કલ્પના કરવી, જેથી પૂર્વનાં પુણ્યવડે તેને આ જન્મમાં સુખની પ્રાપ્તિ થઇ છે. પુણ્ય કર્મની માફક પાપકર્મ પણ બે પ્રકારનાં છે. કેટલાંક પાપ કર્મો આ શરીરથી કરાયલાં આ શરીરથી જ ભોગવાય છે તથા કેટલાંક પાપ કર્મો એવાં છે કે, જેનો ભોગ અન્ય જન્મમાં ભોગવવો પડે છે. ધર્માત્મા પણ સ્ત્રી વિના વિષયસુખ મેળવતો નથી તથા પુત્રાદિ પ્રજાને તથા ગૃહસ્થપણાને પામતો નથી. વળી ધર્માત્મા પણ અન્ન વિના ક્ષુધાની નિવૃત્તિ કરી શકતો નથી. નિર્ધન દરિદ્રીને સ્ત્રી અન્નાદિ સર્વ પદાર્થો હોય છે, છતાં તેને તે સુખ આપતાં નથી માટે ધનાદિરૂપ અર્થ જ કામ સુખનું કારણ છે. કારણ કે ધનરૂપ અર્થથી રહિત પતિનો પતિવ્રતા સ્ત્રી પણ ત્યાગ કરે છે. તેમ ધનહીનનો પોતાના બાંધવ, મિત્ર તથા અન્ય લોક પણ આદર કરતા નથી, પણ સર્વ લોક તેનો નિરાદર કરે છે. જેમ મૃત શરીર કોઇ પણ કાર્ય કરી શકતું નથી, તેમ નિર્ધનનાં ઉત્તમ કુળ, શીલ તથા અનેક પ્રકારની વિદ્યા જરા પણ કાર્ય કરવા સમર્થ થતાં નથી. ધનવાન્ અનેક પ્રકારના ભોગ ભોગવે છે, સ્વર્ગ મેળવે છે, મહાન્ કીર્તિને મેળવે છે તથા અનેક પ્રકારના ગુણોને પામે છે. કામથી રહિત કોઇ પણ પ્રાણી નથી. માટે વિષયસુખના ભોગવિના કોઇ પણ જીવને વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી. વિષયસુખના ભોગ પછી જ જીવને વૈરાગ્ય પ્રાપ્ત થાય

છે. માટે વિષય સુખના ભોગપૂર્વ બ્રહ્મચર્ય આશ્રમમાં જીવ મોક્ષનો અધિકારી થતો નથી, પણ વિષય સુખના ભોગ પછી જીવને વૈરાગ્ય પ્રાપ્ત થય છે. માટે ગૃહસ્થાશ્રમ પછી જ જીવ મોક્ષનો અધિકારી છે. વળી વેદાંત શાસ્ત્રનો સિદ્ધાંત છે કે, વૈરાગ્યવાન જ મોક્ષનો અધિકારી છે.

શિષ્ય–બ્રહ્મચર્ય આશ્રમમાં જીવને જો કે વિષયમાં રાગ ઉત્પન્ન થાય છે, છતાં અધિકારી શાસ્ત્ર વિચારના બળવડે વિષયોમાં અનેક પ્રકારના દોષો જોઇ, વિષયના રાગનો અટકાવ કરે છે માટે બ્રહ્મચર્યાવસ્થામાં જ વૈરાગ્ય તથા મુમુક્ષુતા કેમ ન સંભવે ?

ગુરૂ–ચિત્તમાં ઉત્પન્ન થયલો વિષયનો રાગ જ્યાં સૂધી વિષયને મેળવતો નથી, ત્યાં સૂધી તે રાગ જીવના ચિત્તને સર્વ બાજૂથી રોકી રહેલો હોય છે તથા બીજા વિષયનો પ્રવેશ થવા દેતો નથી. જેમ સ્ત્રીના ઉદરમાં જ્યાં સૂધી એક ગર્ભ હોય ત્યાં સૂધી બીજો ગર્ભ રહેતો નથી, તેમ જીવનાં ચિત્તમાં જ્યાં સૂધી એક વિષયનો રાગ રહે છે, ત્યાં સૂધી તે ચિત્તમાં બીજા વિષયના રાગને પ્રવેશ થવા દેતો નથી. જેમ મદ ઝરતો હાથી કોઇ વનના નાના ભાગમાં રહેલો છતાં, ત્યાંથી મૃગાદિ કોઇ પ્રાણીને જવા દેતો નથી, તેમ ચિત્તરૂપ વનના દ્વારમાં વિષયનો રાગરૂપ હાથી વિદ્યમાન છતાં મોક્ષની ઇચ્છારૂપ મૃગાદિનો ચિત્તરૂપી વનમાં પ્રવેશ કેવી રીતે થઇ શકે ? જેમ રાવણ અનેક સ્ત્રીઓથી વિંટાયલો છતાં જ્યારે સીતાપર રાગવાળો થયો ત્યારે તેણે ત્રણે લોકના પદાર્થની પણ ઇચ્છા કરી નહીં, પણ સીતાની પ્રાપ્તિની જ ઇચ્છા કરી. અથવા જેમ નળ રાજાપર બદ્ધ ચિત્તવાળી દમયન્તીએ ઇન્દ્રાદિ અનેક દેવોની પણ ઇચ્છા કરી નહિ, તેમ સર્વ રાગી જીવો જે વિષયમાં રાગેચ્છા હોય, તે વિના બીજા કોઇ પણ વિષયની ઇચ્છા કરતા નથી. માટે જ્યાં સૂધી જીવોના ચિત્તમાં એક વિષયનો રાગ રહેલ છે, ત્યાં સૂધી ચિત્તમાં બીજા વિષયનો રાગ થતો નથી. જ્યારે આમ છે ત્યારે વિષયના રાગવાળા ચિત્તમાં મોક્ષની ઇચ્છા કેવી રીતે સંભવે ?

શિષ્ય–જેને પ્રથમ વિષયસુખમાં રાગ નથી, પણ પ્રથમથી જ મોક્ષરૂપ સુખમાં રાગ છે, એવો પુરૂષ સંન્યાસદ્વારા આત્મજ્ઞાનનો તથા મોક્ષનો અધિકારી કેમ ન થઇ શકે ?

ગુરૂ–જેને પ્રથમ વિષયજન્ય સુખમાં રાગ નથી, તેને અલૌકિક મોક્ષરૂપ સુખમાં રાગ કેવી રીતે થાય ? વિષયસુખવડે વિષયની કામના પૂર્ણ કર્યા પછી મોક્ષપ્રાપ્તિ માટે સંન્યાસ ગ્રહણ કરવો જોઇએ. સ્મૃતિમાં કહ્યું છે કે–अनधीत्य द्विजो वेदान् अनुत्पाद्य सुतान्। अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन् व्रजत्यधः॥– બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણનું નામ દ્વિજ છે, તેણે વેદનનું અધ્યયન કર્યા વિના, પુત્ર ઉત્પન્ન કર્યા વિના તથા યજ્ઞાદિ કર્મો કર્યા વિના પ્રથમ જ મોક્ષની ઇચ્છા કરવી નહિ. છતાં જો તે એકદમ મોક્ષની ઇચ્છા રાખે છે, તો ઉલટો અધોગતિને પામે છે. દ્વિજે પ્રથમ વેદનું અધ્યયન કરી બ્રહ્મચર્ય પાળી ઋષિઓના ઋણમાંથી મુક્ત થવું, પછી ગૃહસ્થાશ્રમ પાળી પુત્ર ઉત્પન્ન કરી પિતૃઋણમાંથી મુકત થવું તથા યજ્ઞાદિ કર્મ કરી દેવઋણમાંથી મુકત થવું અને છેવટે મોક્ષની પ્રાપ્તિ માટે સંન્યાસ આશ્રમને ગ્રહણ કરવો. વિષયાસકત બહિર્મુખ પુરૂષે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થની

પ્રાપ્તિ પછી મોક્ષરૂપ ચોથા પુરૂષાર્થને પ્રાપ્ત કરવો, આ વચન વિદ્વાનોને માન્ય નથી, પણ વિષયાસકત જ તેનું અનુકરણ કરે છે. બહિર્મુખને પુણ્ય કર્મમાં સુખની કારણતા તથા પાપકર્મમાં દુઃખની કારણતા કહી, તે સિદ્ધાંત વેદાંતને ગ્રાહ્ય છે, પણ પૂર્વે જે બહિર્મુખને ધનાદિરૂપ અર્થમાં સુખની કારણતા કહી, તે માન્ય નથી. આ લોકમાં ધનાદિરૂપ અર્થથી રહિત છતાં ઘણા જીવો સુખી જોવામાં આવે છે. માટે ધનાદિરૂપ અર્થમાં વિષયસુખની કારણતા સંભવતી નથી. વિદ્વાનને ધનાદિરૂપ અર્થ દુઃખનું કારણ પ્રતીત થાય છે. હે શિષ્ય! અર્થથી સુખની પ્રાપ્તિ થઈ શકે નહિ. અર્થાત્ જેમ અંગારામાં મણિની બુદ્ધિ કરી મૂઢ તેને પોતાના હાથમાં લે તો દાઝે છે, તેમ દુઃખ આપનારા ધનાદિરૂપ અર્થ ગ્રહણ કરવા જે પ્રવૃત્ત થાય છે, તે કેવળ દુઃખને જ પામે છે, માટે ધનાદિરૂપઅર્થમા સુખની કારણતા નથી. વળી અર્થહીનનો સ્ત્રી પુત્રાદિ સર્વ બાંધવો ત્યાગ કરે છે, એમ જે પૂર્વે કહ્યું તે પણ સંભવિત નથી. કારણ કે સર્વ દારદ્રીઓને સ્ત્રી પુત્રાદિ બાંધવો ત્યાગ કરી દેતાં નથી. દુષ્ટ સ્વભાવવાળાં સ્ત્રી પુત્રાદિ બાંધવો નિર્ધનનો ત્યાગ કરે છે, પણ સાધુ સ્વભાવવાળાં સ્ત્રી પુત્રાદિ બાંધવો નિર્ધનનો ત્યાગ કરતાં નથી. વળી સર્વ જીવને સુખની ઇચ્છા રહે છે, માટે સર્વ જગત્ કામથી વ્યાપ્ત છે,એમ જે કહ્યું તે પણ સંભવિત નથી. કારણ કે આ લોકમા સર્વ જીવને સુખની પ્રાપ્તિની ઇચ્છા થાય છે, છતાં સુખની ઇચ્છા માત્રથી જ સર્વ જીવમાં કામીપણું સિદ્ધ થતું નથી. આ લોકમાં જે પુરૂષો જિહ્વા આદિ ઇન્દ્રિયોના વિષયમાં અત્યંત આસક્તિવાળા હોય, તે જ કામી કહેવાય છે. સુખ માત્રની ઇચ્છાવાળાને કોઈ કામી કહેતું નથી. જીવના ચિત્તમાં ઉત્પન્ન થયેલ એક વિષયનો રાગ બીજા વિષયને ઉત્પન્ન થવા દેતો નથી, એમ પૂર્વે બહિર્મુખોએ કહ્યું, તે અમોને પણ માન્ય છે. કારણ કે પૂર્વના કોઇ પુણ્ય કર્મના પ્રભાવથી અધિકારીના ચિત્તમાં જ્યારે મોક્ષનો રાગ ઉત્પન્ન થાય છે ત્યારે તે કોઇ પણ વિષય રાગને ઉત્પન્ન થવા દેતો નથી. માટે નચિકેતા આદિ મહાન્ પુરૂષો મોક્ષની ઇચ્છાના કાળમાં કોઇ પણ પદાર્થને ગ્રહણ કરતા નહતા. વળી વેદનું અધ્યયન, પુત્રની ઉત્પત્તિ તથા યજ્ઞ થઈ રહ્યા પછી જ મોક્ષની ઇચ્છા કરવી, એમ મનુ ભગવાનનું કહેવું છે, તે નિંદારૂપ નથી. જેમ વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે, वासुदेवं परित्यज्य य उपास्तेऽन्यदेवतं ॥ तृषितो जान्हवीतीरे कूपं खनति दुर्मतिः विष्णुनो त्याग करी जे अन्य शिवादि देवोनी उपासना करे छे ते दुर्बुद्धि तृषाथी आतुर थयेलो तेनी निवृत्ति अर्थे गंगाजीना तीरपर कूप खोदे तेना जेवुं छे. वळी शिव पुराणमां कह्युं छे के महादेवं परित्यज्य य उपास्तेऽन्यदेवतं ॥ स मूढो विषमश्नाति सुधां त्यक्त्वा क्षुधातुरः महादेवनो त्याग करी अन्य देवनी उपासना करनारो मूढ क्षुधातुर अमृतनो त्याग करी विषनुं भक्षण करे छे. आ वचनोनुं अन्य देवोनी निंदामां तात्पर्य नथी, पण मुख्य देवनी स्तुतिमां छे. जो अन्योन्य एक बीजानुं निंदामां तात्पर्य होय तो बन्ने देवोमां पूज्यता सिद्ध थाय नहि. तेम मनु भगवानना वचननुं तात्पर्य पण वर्णाश्रम धर्मनी स्तुतिमां छे. श्रुतिमां कह्युं छे के यद्वै किंचन मनुरवदत्तद्भेषजम्–जे जे धर्मने मनु कथन करे छे, ते धर्म जीवना कल्याणनो हेतु छे.

શ્રુતિમાં કહ્યું છે કે, यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेत्–જે પુરૂષને વિષયમાં ઉત્કટ વૈરાગ્ય નથી, તેણે બ્રહ્મચાર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરવો તથા વાનપ્રસ્થાશ્રમ પછી સંન્યાસાશ્રમ લેવો. જેને વિષયમાં અત્યંત વૈરાગ્ય છે, તેણે મોક્ષની પ્રાપ્તિ માટે બ્રહ્મચર્યાશ્રમ પછી એકદમ સંન્યાસઆશ્રમ લેવો.,આ શ્રુતિથી મનુના વચનનો અર્થ બાધિત છે, જેથી મનુનું વચન વિધિરૂપ નથી, પણ અજ્ઞાની જનને કર્મમાં પ્રવૃત્તિ કરાવવા માટે તે કર્મની સ્તુતિ કરી છે, માટે તે વચન અર્થવાદરૂપે છે.

શિષ્ય–હે ભગવન્! અધિકારી જ્યારે ઉપાસનાથી હિરણ્યગર્ભપણાને પામે છે, ત્યારે તેને સર્વ વિષયો મળે છે. ત્યાં તે અધિકારી પોતાથી ભિન્ન કોઇ પણ ભોગ્ય પદાર્થને જોતો નથી, માટે સર્વ વિષયના ભોગમાટે અધિકારીએ હિરણ્યગર્ભની પ્રાપ્તિ માટે શા વાસ્તે પ્રયત્ન ન કરવો ?

ગુરૂ–હેશિષ્ય!હિરણ્યગર્ભ ભાવનીપ્રાપ્તિમાં જીવને અનેક પ્રકારનાં વિઘ્નો નડે છે. માટે અનેક પ્રકારના ઉપાયવડે હિરણ્યગર્ભપણાની પ્રાપ્તિ જ પ્રથમ દુર્લભ છે. આવા દુર્લભ હિરણ્યગર્ભપણાનો ત્યાગ કરી, જે અધિકારી પુરૂષ મનુષ્યશરીરમાં મોક્ષના પ્રયત્નથી રહિત થાય છે, તે સર્વે બુદ્ધિમાનના ઉપહાસ્યનો વિષય થાય છે. જેમ ઘરની પાસે રહેલ મધનો ત્યાગ કરી જે મૂઢ મધ મેળવવા પર્વતપર જાય છે, તે સર્વ લોકમાં ઉપહાસ્યને પાત્ર થાય છે. વળી જે પુરૂષ અહંગ્રહ ઉપાસનાવડે બ્રહ્મલોકને પામે છે, તે પુરૂષને ત્યાં મોક્ષની પ્રાપ્તિ અવશ્ય કરી થાય છે. માટે મોક્ષના અધિકારી સંબંધીનું વર્ણન કરતું મોક્ષશાસ્ત્ર નિષ્પ્રયોજનતારૂપ અપ્રમાણતાને પ્રામશે. વળી મોક્ષશાસ્ત્રને અપ્રમાણ કહેવું, અત્યંત અયોગ્ય હોવાથી સર્વ વિષયોના ભોગ પછી મોક્ષની પ્રાપ્તિ થાય છે, આ રીતનું વાદીનું કહેવું અત્યંત ખોટું છે. વિષયોના ભોગથી કામની શાંતિ થાય છે. વાદીનું આમ કહેવું, ઇતિહાસ અને પુરાણાદિ શાસ્ત્ર ન જાણવાથી છે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, ઘણા વિષયના ભોગથી કામ શાંત થતો નથી, પણ ઉલટો વિષયના ભોગથી તે અધિક વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. જેમ અગ્નિમાં ઘી અથવા લાકડાં નાંખવાથી અગ્નિ શાંત પામતો નથી, પણ ઉલટો અધિક વૃદ્ધિને પામે છે, તેમ ઘણા વિષયના ભોગથી કામ શાંત થતો નથી, પણ હોય તે કરતાં અધિક વૃદ્ધિને પામે છે. આ પૃથ્વીમાંના સર્વ વ્રીહિયવાદિ અન્નો, સુવર્ણાદિ ધનો તથા ગૌ અશ્વાદિ પશુઓ, જો કદાપિ એક કામનાવાળા પુરૂષને મળે, તો પણ કામનાવાળા પુરૂષની તૃપ્તિ કરવામાં તે સર્વ અન્નાદિ પદાર્થો સમર્થ થઇ શકતા નથી, તો અલ્પ પદાર્થોવડે જીવના કામની નિવૃત્તિ કેવી રીતે થાય? માટે ઘણા વિષયનો ભોગ પુરૂષના વૈરાગ્યનું કારણ નથી, પણ ઉલટો ઘણા વિષયનો ભોગ પુરૂષના અનુરાગનું કારણ છે. વિષયાસક્ત પુરૂષોએ જ પૂર્વે કહ્યું છે કે, અધિકારી પ્રથમ ધર્મને કરે છે, ધર્મથી ધનાદિરૂપ અર્થને મેળવે છે, ધનાદિરૂપ અર્થથી વિષયભોગરૂપ કામને પામે છે તથા વિષય ભોગરૂપ કામ પછી વૈરાગ્યને પામી, આત્મજ્ઞાનદ્વારા મોક્ષને પામે છે. આ રીતનું કામીનું વચન કોઇ શાસ્ત્રાનુસાર નથી, પણ તે વચન તેઓએ પોતાના મોહને અનુસાર કહ્યું છે. માટે વિષયાસક્તનું વચન બુદ્ધિમાને કદી માનવું નહિ.

શિષ્ય–હે ભગવન્! વિષય ભોગની પ્રાપ્તિ

જો રાગની નિવૃત્તિનું કારણ નથી તો તેની નિવૃત્તિનું બીજું શું કારણ છે ?

ગુરૂ—હે શિષ્ય! પુત્ર સ્ત્રી ધનાદિ પદાર્થોમાં વારંવાર દોષદર્શન જ પ્રીતિની નિવૃત્તિનો ઉપાય છે. તે વિના બીજો કોઇપણ ઉપાય પ્રીતિની નિવૃત્તિનો નથી. હે શિષ્ય! મનુષ્ય લોકથી લઇ બ્રહ્મલોકપર્યંત સર્વ વિષયો અનાત્મારૂપ, નાશવાન, પરિણામકાળે દુઃખનું કરણ તથા પરાધીન છે. અર્થાત્ પુરૂષ સર્વદા એવી ઇચ્છા કરે છે કે,આ ધનાદિપદાર્થ મારી સમીપ સર્વદા રહે તથા તેનો કદાપિ પણ નાશ ન થાય, છતાં તે ધનાદિ પદાર્થનો નાશ થાય છે. વળી અમારો વિષયભોગ સર્વ વિષયભોગથી ઉત્કૃષ્ટ છે, એવી જે વિલક્ષણતા લોકોને પોતપોતાના વિષયભોગમાં જણાય છે, તે કેવળ અહંમમ અભિમાનને લીધે છે. જેમ આ ભૂમિલોકમાં રહેલ શ્વાનનું શરીર આકાશાદિ પંચભૂતવડે થયેલું છે,તેમ બ્રહ્મ લોકમાં રહેલ બ્રહ્માનું શરીર પણ પંચભૂતવડે થયેલું છે. જેમ શ્વાનનો જન્મ તથા મૃત્યુ થાય છે, તેમ બ્રહ્મલોકમાં રહેલા બ્રહ્માનો જન્મ તથા મૃત્યુ થાય છે. જેમ શરીરના સંબંધથી શ્વાનને દુઃખની પ્રાપ્તિ થાય છે, તેમ શરીરના સંબંધથી બ્રહ્માને પણ દુઃખની પ્રાપ્તિ થાય છે. સર્વ વિષયભોગ જીવના દુઃખનું કારણ છે, આ વાત કેવળ અમે જ નથી કહેતા, પણ સર્વ બ્રહ્મવેત્તાઓનો એવો જ અભિપ્રાય છે. માટે યાજ્ઞવલ્કયાદિ બ્રહ્મવેત્તા પુરૂષોએ વિષયમાં અનેક પ્રકારના દોષો જોઇ, તે સર્વનો ત્યાગ કર્યો હતો હે શિષ્ય! પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ પ્રીતિની ઉત્પત્તિદ્વારા સંસારનો હેતુ હોવાથી, જો કે બ્રહ્મસાક્ષાત્કારનો હેતુ નથી. છતાં શ્રુતિએ બ્રહ્મસાક્ષાત્કારના સત્યાદિ સાધનમાં પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ વિશે કહ્યું છે, તે કામી પુરૂષના સ્વર્ગાદિ સુખને માટે કહ્યું છે. અર્થાત્ જેમ પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ જીવના સંસારસંબંધી સુખનું કારણ છે, તેમ સત્યાદિ સાધન પણ અધિકારીના બ્રહ્મસાક્ષાત્કારનો હેતુ છે. આ રીતે દૃષ્ટાંતનો બોધ કરવા શ્રુતિએ જ્ઞાનના સત્યાદિ સાધનમાં પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિનુ નિરૂપણ કર્યું છે. આ લોકમાં જે પદાર્થ જીવને પ્રીતિવડે પ્રાપ્ત નથી થતો, તે પદાર્થનું શાસ્ત્ર વિધાન કરે છે. પણ જે પદાર્થ જીવને પ્રીતિવડે પ્રાપ્ત થાય છે, તે પદાર્થનું શાસ્ત્ર વિધાન કરતું નથી. જેમ ભોજન તથા નિદ્રાદિ પદાર્થો જીવને રાગવડે પ્રાપ્ત થાય છે, માટે ભોજનાદિ પદાર્થનું શાસ્ત્ર વિધાન કરતું નથી; તેમ મનુષ્ય પશુપક્ષીથી લઇ સર્વ જીવને પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ પ્રીતિવડે થાય છે, જેથી પ્રીતિવડે પ્રાપ્ત પુત્રાદિકોની ઉત્પત્તિનું શ્રુતિએ વિધાન કર્યું નથી.

શિષ્ય—હે ભગવન્ ! અધિકારીને મોક્ષની પ્રાપ્તિ માટે શ્રુતિથીકહેવાયલા સત્યાદિધર્મમાં રાગવડે પ્રાપ્ત થતા તથા મોક્ષમાં અનુપયોગી પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિવિશે કહેવું, તે અત્યંત ખોટું કેમ ન કહેવાય ?

ગુરૂ—હે શિષ્ય ! મોક્ષની પ્રાપ્તિ માટે સત્યાદિ સાધનનું વિધાન કરનારી શ્રુતિમાં રહેલ પ્રજનન શબ્દ પણ સત્યાદિ શબ્દની માફક પોતાના અર્થનું વિધાન કરે છે. આ રીતનું તમારૂં કહેવું અમે પણ સ્વીકારીએ છીએ. પ્રજનન શબ્દનો પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિરૂપ અર્થ નથી, પણ વિદ્યાનું અધ્યાપન, એ પ્રજનન શબ્દનો અર્થ છે. કારણ કે આ લોકમાં બે રીતનો વંશ છે. એક વંશ શિષ્યને વિદ્યાનુંઅધ્યાપન કરાવવું તે તથા બીજો પુત્રાદિ ઉત્પન્ન કરવાં તે. માટે લોકપ્રસિદ્ધિથી પ્રજનન શબ્દવડે વિદ્યાનું અધ્યયન ગ્રહણ કરવું.

શિષ્યઃ-હે ભગવન્ ! પ્રજનન શબ્દ જેમ પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિનું વિધાન નથી કરતો, તેમ તે શબ્દ વિદ્યાના અધ્યાપનનું પણ વિધાન કરતો નથી. કારણ કે જે પદાર્થ પ્રીતિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણથી પ્રાપ્ત નથી થતો, તે પદાર્થ જ શાસ્ત્રવડે વિધાન કરવા યોગ્ય છે. પણ જે પ્રીતિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણથી પ્રાપ્ત થાય છે, તે શાસ્ત્રથી વિધાન કરવા યોગ્ય નથી. જેમ ° ક્ષુધાની નિવૃત્તિમાટે અન્નાદિનું ભક્ષણ પ્રીતિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે મળે છે, માટે ક્ષુધાની નિવૃત્તિ માટે અન્નના ભક્ષણનું કોઇ શાસ્ત્ર વિધાન કરતું નથી. તેમ વિદ્યાનું અધ્યાપન પણ પ્રીતિવડે બ્રાહ્મણોને જીવિકાર્થે પ્રાપ્ત થાય છે. જેમ याजनाध्यापनप्रतिग्रहैः ब्राह्मणो धनमर्जयेत्-યજ્ઞ કરાવવો, વિદ્યા ભણાવવી તથા પ્રતિગ્રહ લેવો, આ ત્રણ ઉપાયથી બ્રાહ્મણે ધન સંપાદન કરવું. અધ્યાપનના ખરેખરા ફળભૂત અદ્વિતીય બ્રહ્મમાં સર્વ વેદાંત શાસ્ત્રના તાત્પર્યના નિશ્ચયરૂપ શ્રવણનો ઉપયોગ છે. પ્રજનન શબ્દ લક્ષણાવૃત્તિવડે શ્રવણનું બોધન કરે છે. આ શ્રવણ રાગ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે પ્રથમ પ્રાપ્ત ન હોવાથી પૂર્વે કહેલા દોષો સંભવતા નથી. પૂર્વે દર્શાવેલ પ્રજનન શબ્દવડે પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિમાં યૌવનાવસ્થાની તથા સ્ત્રી આદિ સાધનોની અવશ્ય અપેક્ષા હોય છે, પણ પ્રજનન શબ્દવડે શ્રવણ લઇએ તો યૌવનાવસ્થાની તથા સ્ત્રી આદિ સાધનની અપેક્ષા હોતી નથી. શ્રવણની ઉત્પત્તિમાં અધિકારીને કેવળ સંન્યાસ આશ્રમની જરૂર હોય છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ-सन्यस्य श्रवणं कुर्यात्-અધિકારીએ સંન્યાસાશ્રમને ધારણ કરી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના મુખથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું.

## આહિતાદિ અગ્નિનું વર્ણન.

હે શિષ્ય ! બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ત્રણ વર્ણમાં જેણે વેદનું અધ્યયન કર્યું હોય તથા જે પુરૂષ સ્ત્રીવાળો હોય, તેને આહિત અગ્નિમાં, અગ્નિહોત્રમાં તથા યજ્ઞમાં અધિકાર છે. વેદાધ્યયનાદિથી રહિતને આ ત્રણેમાં અધિકાર નથી. માટે તે ત્રણે સાધનોને વેદાધ્યયનની તથા સ્ત્રી આદિની અવશ્ય કરી જરૂર છે. શ્રુતિ અને સ્મૃતિમાં કહ્યું છે કે, જે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય સ્ત્રી તથા પુત્રવાળો હોય, જેના કેશ કૃષ્ણ વર્ણવાળા હોય, અંધત્વ અને બધિરાદિ દોષેથી જે રહિત હોય, વેદના કર્મકાંડમાં કુશળ હોય તથા ધનાદિ સંપત્તિવાળો હોય, તણે શાસ્ત્ર પ્રમાણે દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય, આહવનીય, સભ્ય તથા આવસથ્ય અગ્નિઓને પોતાના ગૃહમાં સ્થાપન કરવા. એ પંચાગ્નિઓ શ્રુતિમાં કહેલ સર્વ કર્મની સિદ્ધિ આપનારા છે. માટે તેમને શાસ્ત્રમાં શ્રૌતાગ્નિ કરી કહે છે. અથર્વણ વેદના અધ્યયન કરનારા કેટલાક બ્રાહ્મણ તો એકલા ઋષિ નામના એક અગ્નિને જ શ્રૌત અગ્નિ કહે છે, જેનું ગ્રહણ વિવાહકાળ પછી કરવું જોઇએ. કેટલાક ગૃહ્ય સૂત્રકારો તો વળી એમ કહે છે કે, દક્ષિણાગ્નિ આદિ શ્રૌત અગ્નિઓનું ગ્રહણ કરવાનું જેને સામર્થ્ય નથી, તેણે એક ઔપાસના નામના સ્માર્ત અગ્નિનું ગ્રહણ કરવું. પણ અગ્નિના આધાન વિના ગૃહસ્થાશ્રમીએ કદી રહેવું નહિ. આહિત અગ્નિવડે કેવળ કર્મને કરનારો પુરૂષ આ લોકમાં મહાન કીર્તિને પામે છે તથા મરણ પછી સ્વર્ગલોકને પામે છે. પણ જે પુરૂષ આહિત અગ્નિવડે ઉપાસના સહિત કર્મને કરે છે, તે પણ આ લોકમાં મહાન્ કીર્તિને

પામે છે તથા મરણ પછી દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકમાં જાય છે. પૂર્વે કહેલ આહિત અગ્નિમાં સાયંકાળે તથા પ્રાતઃકાળે જે આહુતિઓ આપવામાં આવે છે, તેને અગ્નિહોત્ર કહે છે. અગ્નિહોત્રરૂપ કર્મને ગૃહસ્થે જીવતા સૂધી કરવું, આમ શ્રુતિએ કહ્યું છે. છતાં તે શ્રુતિનું તાત્પર્ય એમ છે કે, સંન્યાસના કારણરૂપ વૈરાગ્ય જ્યાં સૂધી પુરૂષને પ્રાપ્ત નથી થયો, ત્યાં સૂધી અધિકારીએ અગ્નિહોત્ર અવશ્ય કરવો. ગૃહસ્થના ઘરમાં ખાંડણી, ઘંટી, ચુલો, સાંબેલું તથા સાવરણી પાંચ વસ્તુ હિંસાનાં સ્થાન છે. આ હિંસાથી પ્રાપ્ત થયલું પાપ અગ્નિહોત્ર કરનારને લાગતું નથી. અગ્નિહોત્રી સાયં તથા પ્રાતઃકાળે અગ્નિમાં અપાયલી આહુતિ અગ્નિદ્વારા આદિત્યને આપે છે. આહુતિવિશિષ્ટ આદિત્યથી જળની વૃષ્ટિ ઉત્પન્ન થાય છે તથા અન્નથી મનુષ્યાદિ પ્રજા ઉત્પન્ન થાય છે. આ રીતે અગ્નિહોત્રી સર્વ જગતનું કારણ તથા પાલન છે. અર્થાત્ સર્વ જગતને તૃપ્ત કરવાનું પુણ્ય અગ્નિહોત્રીને મળે છે. જેમ ક્ષુધાતુર બાળક પોતાની માતાનો આશ્રય કરે છે, તેમ સ્વર્ગમાં રહેલા ઇન્દ્રાદિ સર્વ દેવો અગ્નિહોત્રીના આશ્રયરૂપ છે. માટે અગ્નિહોત્રી ઇન્દ્રાદિ દેવોની માતા સમાન છે. આ લોકમાં તે મહાન્ કીર્તિ પામે છે, ધનાદિ પદાર્થ મેળવે છે, દર્શપૂર્ણમાસાદિ યજ્ઞ કરવાને અધિકારી બને છે, મરણ પછી સ્વર્ગલોકને મેળવે છે તથા સર્વ દેવ તેને નમસ્કાર કરે છે. તેમ ઉપાસના સહિત અગ્નિહોત્રને કરનારો દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકને પામે છે. હે શિષ્ય ! પૂર્વે કહેલા આહિત અગ્નિવડે સિદ્ધ થનારા અશ્વમેધાદિ કર્મનું નામ યજ્ઞ છે. દાનથી જે ફળની પ્રાપ્તિ પૂર્વે કહી, તેવા જ ફળની પ્રાપ્તિ યજ્ઞવડે થાય છે.

## માનસ સાધનનું વર્ણન.

હે શિષ્ય ! ધર્મ, સત્ય, તપ, દમ, શમ, દાન, પ્રજનન, આહિતઅગ્નિ, અગ્નિહોત્ર તથા યજ્ઞ, આ દશે સાધનો તથા આગળ કહેવામાં આવનારાં સંન્યાસનાં સાધનો, એક માનસ સાધનથી જ ઉત્પન્ન થાય છે. માનસ સાધન વિના ધર્માદિ સાધનો ફળની પ્રાપ્તિ કરાવતાં નથી. આમાં ધૈર્યયુક્ત મનનું નામ માનસ સાધન છે. ધૈર્યયુક્ત મનવાળો પુરૂષ ધર્માદિ સાધન સંપાદન કરી શકે છે. ધૈર્ય રહિત અત્યંત દીન મન, ધર્માદિ સાધન સંપાદન કરી શકતું નથી. આ રીતના ગ્રહણ અથવા ત્યાગવડે માનસ સાધનમાં ધર્માદિક સાધનની કારણતા સિદ્ધ થાય છે. પ્રવૃત્તિ તથા નિવૃત્તિરૂપ વૈદિક કર્મો, તેમ જ સર્વ લૌકિક કર્મો મનને આધીન છે. મન વિના કોઇ પણ કર્મ સિદ્ધ થઈ શકતું નથી. માટે શ્રુતિએ ધૈર્યયુક્ત મનને અગીઆરમા સાધનરૂપે કહ્યું છે. માનસ સાધન સર્વ જ્ઞાનનું મૂળ છે. આ અર્થમાં હિરણ્યગર્ભ દૃષ્ટાંત છે. કારણ કે હરિણ્યગર્ભ ભગવાન્ ધૈર્યયુક્ત મનના પ્રભાવવડે સૃષ્ટિના આદિકાળમાં સર્વ સ્થૂલ જગતને ઉત્પન્ન કરે છે, પોતાના સ્મરણ માત્રવડે ભક્તજનોનાં સર્વ પાપકર્મનો નાશ કરે છે, સર્વ જગતવડે સ્તુતિ કરવા યોગ્ય થાય છે. જેમ ધૈર્યયુક્ત મનના પ્રભાવથી હિરણ્યગર્ભ સર્વથી અધિકતાને પામ્યા, તેમ બીજા પણ અનેક મનુષ્યો ધૈર્યયુકત મનના પ્રભાવથી શ્રેષ્ઠતાને પામ્યા છે. માટે શ્રુતિએ મોક્ષની ઇચ્છાવાળા પુરૂષને તથા સ્વર્ગની ઇચ્છાવા-

ળાને ધર્માદિ સર્વ સાધન કરતાં માનસ સાધન શ્રેષ્ઠ કહ્યું છે. માટે અધિકારીએ માનસ સાધન અવશ્ય સંપાદન કરવું જોઇએ.

## સંન્યાસના ભેદનું નિરૂપણ.

હે શિષ્ય! સંન્યાસ આશ્રમ બે પ્રકારના છે, એક લિંગ સંન્યાસ તથા બીજો અલિંગ સંન્યાસ. દંડાદિ ચિહ્નના ધારણપૂર્વક જે સંન્યાસ લેવાય, તેનું નામ લિંગ સંન્યાસ છે. દંડાદિ ચિહ્નથી રહિત જે સંન્યાસ લેવાય, તેનું નામ અલિંગ સંન્યાસ છે લિંગ સંન્યાસમાં બ્રાહ્મણને જ અધિકાર છે, પણ ક્ષત્રિયાદિનો તેમાં અધિકાર નથી. અલિંગ સંન્યાસમાં ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા સ્રી ઇત્યાદિ સર્વનો અધિકાર છે. લિંગ સંન્યાસીના દંડાદિ ચિહ્નને છોડી, ભિક્ષાટનાદિ બાહ્ય ધર્મો સરખા છે. લિંગ સંન્યાસ પણ બે પ્રકારનો છે, એક ત્રિદંડ તથા બીજો એક દંડ. જે સંન્યાસમાં ત્રણ દંડો ધારણ કરવામાં આવે છે, તે ત્રિદંડ સંન્યાસ કહેવાય છે તથા જેમાં એક દંડ ધારણ કરવામાં આવે છે, તે એકદંડ સંન્યાસ કહેવાય છે. ત્રિદંડ સંન્યાસ પણ વળી બે પ્રકારના છે, એક કુટીચક ત્રિદંડ સંન્યાસ તથા બીજો બહૂદક ત્રિદંડ સંન્યાસ. એકદંડ સંન્યાસ પણ બે પ્રકારનો છે, એક હંસ તથા બીજો પરમહંસ એકદંડ સંન્યાસ. જે બ્રાહ્મણ, પુત્રવાળો, ગૃહવાળો, ધનવાળો, સ્રીરહિત, જરાવસ્થાવાળો, વ્યાધિગ્રસ્ત, પુત્રાદિમાં સ્નેહવાળો, ભિક્ષાનું ભોજન કરવામાં અસમર્થ તથા ક્લેશને ન સહન કરી શકે એવા શરીરવાળો હોય, તેણે ત્રિદંડ સંન્યાસને ગ્રહણ કરવો, પોતાના ઘરમાં જ કુટુંબથી જૂદી ઝુંપડી બાંધી રહે, પોતાના પુત્ર પાસેથી અન્નવસ્રાદિ લે તથા પ્રણવાદિ મંત્રના જપથી લઇ સ્મૃતિમાં દર્શાવેલા કુટીચક સંન્યાસના સર્વ ધર્મને સાવધાન થઇ અનુસરે, તેને કુટીચક સંન્યાસી કહેવામાં આવે છે. જે બ્રાહ્મણની સ્રી મૃત્યુ પામી હોય તથા ફરી સ્રી પરણવાની જેને ઈચ્છા ન હોય, અથવા જે બ્રાહ્મણની સ્રી વૃદ્ધા થઈ હોય, જેની બ્રહ્મચર્યમાં સર્વદા પ્રીતિ હોય, જે જરાવસ્થાયુક્ત હોય તથા પુત્રાદિ બાંધવોમાં જેને સ્નેહ હોય, એવાએ બહૂદક સંન્યાસ ગ્રહણ કરવો. બહૂદક સંન્યાસી સર્વદા પાંચ માત્રાઓને ધારણ કરે છે, એક ત્રણદંડ, બીજું કમંડળ, ત્રીજું ભિક્ષાન્નને ગ્રહણ કરવા વસ્ર, ચોથું ભિક્ષાન્ન ભોજનનું પાત્ર તથા પાંચમું જળ ગાળવા માટે વસ્ર. બહૂદક સંન્યાસીએ કીટની માફક આ પાંચ માત્રાને ધારણ કરી પૃથ્વીપર ફરવું તથા સ્મૃતિમાં દર્શાવેલા ધર્મો શ્રદ્ધાપૂર્વક પાળવા.

હંસ સંન્યાસીના ધર્મ—હે શિષ્ય! જે બ્રાહ્મણ વિષયસુખમાં પરમ વૈરાગ્યને પ્રાપ્ત થઇ, કર્મમાં જરા શ્રદ્ધાવાળો હોય, તેણે હંસ સંન્યાસને ગ્રહણ કરવો. જેમ સામવેદનું અધ્યયન કરનારો બ્રહ્મચારી શિખાથી રહિત યજ્ઞોપવીતને ધારણ કરે છે, તેમ હંસ સંન્યાસીએ પણ શિખાથી રહિત યજ્ઞોપવીત તથા એકદંડ ધારણ કરી કીટની માફક ધીરે ધીરે પૃથ્વીપર ફરવું તથા સ્મૃતિમાં દર્શાવેલા સન્યાસીના ધર્મો પાળવા.

પરમહંસ સંન્યાસીના ધર્મ—હે શિષ્ય! જે બ્રાહ્મણને આ લોકના વિષયસુખમાં તથા સ્વર્ગાદિ લોકના વિષયસુખમાં પરમ વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય, જેની ઇચ્છા હૃદયદેશમાં રહેલા આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ અર્થે નિત્ય હોય તથા જે કર્મવાસનાથી રહિત હોય, તેણે વેણુના એક દંડને ધારણ

કરી પરમ હંસ સંન્યાસ ગ્રહણ કરવો. તેણે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ અર્થે નિત્ય વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું. આ પ્રમાણે કુટીચક, બહૂદક, હંસ તથા પરમહંસ,આ ચાર પ્રકારના લિંગ સંન્યાસીઓ સ્મૃતિમાં કહ્યા છે. આ ચારેમાં પરમહંસ સંન્યાસ સર્વથી ઉત્કૃષ્ટ છે. હે શિષ્ય ! અસ્પષ્ટ શ્વાસ પ્રશ્વાસરૂપ વ્યાપારવાળાં વૃક્ષાદિ કરતાં સ્પષ્ટ શ્વાસોચ્છ્વાસ વ્યાપારવાળાં કીટાદિ જંતુ શ્રેષ્ઠ છે, તેમના કરતાં સર્પાદિ જીવો શ્રેષ્ઠ છે, સ્પષ્ટ બુદ્ધિવાળા સર્પાદિ જીવો કરતાં ચાર પગવાળાં અશ્વાદિ પશુઓ શ્રેષ્ઠ છે, ચાર પગવાળાં અશ્વાદિ કરતાં ચાર પગવાળી ગાયો શ્રેષ્ઠ છે, ગાયો કરતાં બે પગવાળા જીવો શ્રેષ્ઠ છે, બે પગવાળા જીવો કરતાં શૂદ્ર મનુષ્ય શ્રેષ્ઠ છે. જન્મથી મરણપર્યંત એક જ આશ્રયવાળા શૂદ્ર કરતાં વૈશ્ય શ્રેષ્ઠ છે, વૈશ્ય કરતાં ક્ષત્રિય શ્રેષ્ઠ છે તથા ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. જેમ ભૂદેવ પૂજ્ય છે, તેમ અગ્નિ આદિ દેવો પણ પૂજ્ય હોવાથી શાસ્ત્રમાં તેમને બ્રાહ્મણની તુલ્યતા આપી છે. જાતિ માત્ર બ્રાહ્મણ કરતાં વેદપાઠી બ્રાહ્મણ શ્રેષ્ઠ, વેદપાઠી કરતાં સામાન્ય વેદના અર્થને જાણનારો શ્રેષ્ઠ છે, સામાન્ય અર્થને જાણનારા કરતાં સંશય વિપર્યયથી રહિત વેદના અર્થને જાણનારો શ્રેષ્ઠ છે, સંશય વિપર્યયથી રહિત બ્રાહ્મણ કરતાં પોતાના વર્ણાશ્રમ કર્મને કરનારો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ આ ચાર આશ્રમમાં પણ બ્રહ્મચર્ય કરતાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, ગૃહસ્થાશ્રમ કરતાં વાનપ્રસ્થાશ્રમ શ્રેષ્ઠ છે તથા વાનપ્રસ્થાશ્રમ કરતાં સંન્યાસ શ્રેષ્ઠ છે. વળી સંન્યાસ આશ્રમમાં પણ પ્રથમ કુટીચક સંન્યાસ કરતાં બહૂદક સંન્યાસ શ્રેષ્ઠ છે, બહૂદક સંન્યાસ કરતાં હંસ સંન્યાસ શ્રેષ્ઠ છે તથા હંસ સંન્યાસ કરતાં પરમહંસ સંન્યાસ શ્રેષ્ઠ છે. આ ચાર પ્રકારના સંન્યાસીઓમાં ચોથો પરમહંસ સંન્યાસી બ્રહ્મના સાક્ષાત્કાર માટે સંન્યાસ આશ્રમને ગ્રહણ કરે છે. માટે શ્રુતિએ પરમહંસ સંન્યાસીને બ્રહ્મવિત તથા બ્રહ્મનિષ્ઠ કહ્યો છે. આનંદ સ્વરૂપ આત્માને સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ એવાં ત્રણ શરીરથી ભિન્ન કરી જાણવો. આથી શ્રુતિએ સંન્યાસ આશ્રમનું વિધાન કર્યું છે. જે પુરૂષ સંન્યાસ આશ્રમને ધારણ કરી આત્મવિચાર કરતો નથી, પણ મોહને વશ થઇ કર્મ કરે છે, તે સંન્યાસી પતિત થાય છે. વાર્તિક ગ્રંથના કર્ત્તા ભગવાન્ સુરેશ્વરાચાર્યે કહ્યું છે કે, त्वंपदार्थविवेकाय सन्यासः सर्वकर्मणाम् । श्रुत्या विधीयते यस्मात् तत्त्यागी पतितो भवेत्–શ્રુતિએ ત્વંપદાર્થના આત્માનો વિવેક કરવા સર્વ કર્મના સંન્યાસનું વિધાન કર્યું છે. માટે જે પુરૂષ સંન્યાસ આશ્રમને ગ્રહણ કરી આત્મવિચાર કરતો નથી. તે પુરૂષ પતિત થાય છે. હે શિષ્ય ! જે પુરૂષ સંન્યાસ આશ્રમને ગ્રહણ કરી પછી આત્માનો વિચાર કરે છે, તે બ્રહ્મરૂપ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, ब्रह्म वेद ब्रह्मैव भवति–આત્મારૂપ બ્રહ્મના સાક્ષાત્કારવડે અધિકારી બ્રહ્મરૂપ થાય છે. આ લોકમાં કાર્ય કારણ રૂપે, સ્થૂલ સૂક્ષ્મરૂપે તથા પર અપરરૂપે, સર્વ પદાર્થો બ્રહ્મરૂપ જ છે. શ્રુતિમાં કહ્યું છે કે, सर्वं खल्विदं ब्रह्म–સર્વ જગત્ બ્રહ્મસ્વરૂપ છે. આવા સર્વાત્મારૂપ બ્રહ્મનો જેને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર થાય છે, તે બ્રહ્મવેત્તા સર્વ જગતના આત્મારૂપ થાય છે. બ્રહ્મવેત્તા પુરૂષથી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કોઇ પણ પદાર્થ શ્રેષ્ઠ નથી. માટે બ્રહ્મવેત્તા સંન્યાસી સર્વ જગત્ કરતાં શ્રેષ્ઠ

છે. જેમ કાર્ય કારણરૂપ સર્વ જગત કરતાં બ્રહ્મ શ્રેષ્ઠ છે, તેમ બ્રહ્મની પ્રાપ્તિ કરનારો સંન્યાસ તપ દિ સર્વ સાધન કરતાં શ્રેષ્ઠ છે. સંન્યાસથી ભિન્ન તપાદિ સર્વ સાધનો સંન્યાસ કરતાં ઉતરતા છે. સંન્યાસ સર્વ સાધનથી અધિક છે. સંન્યાસમાં બ્રહ્મરૂપતા સ્પષ્ટ કરવા માટે તથા સર્વ જગતની કારણરૂપતા સ્પષ્ટ કરવા તિત્તિરે કહ્યું છે કે, આ લોકમાં જીવને બ્રહ્મભાવની પ્રાપ્તિ કરનાર બ્રહ્મનો સાક્ષાત્કાર છે. બ્રહ્મસાક્ષાત્કાર અધિકારીને સંન્યાસ આશ્રમવડે પ્રાપ્ત થાય છે. માટે સંન્યાસ તેના કારણરૂપ છે. આ મૂળ કારણરૂપ બ્રહ્મથી સમષ્ટિ સૂક્ષ્મ ભૂત ઉપાધિવાળો સૂત્રાત્મા ઉત્પન્ન થાય છે. સૂત્રાત્માનેશ્રુત્રામાંહિરણ્યગર્ભરૂપબ્રહ્માકહ્યાછે. હિરણ્યગર્ભરૂપ સૂત્રાત્માથી સમષ્ટિસ્થૂળઉપાધિવાળો પ્રજાપતિ ઉત્પન્નથાય છે, જેને શ્રુતિ વિરાટ સંવત્સર તથા આદિત્ય ઇત્યાદિ નામે વર્ણવે છે. આદિત્ય મંડળમાં સુવર્ણના સમાન વર્ણવાળા સ્વયંજ્યોતિપુરૂષ છે. આ સ્વયંજ્યોતિ પુરૂષમાં સર્વ જગતનું કારણ પણું છે. કારણ કે સ્વયંજ્યોતિ પુરૂષ પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા કિરણવડે પૃથ્વીપર રહેલ સર્વ જળનું આકર્ષણ કરે છે. વળી આકર્ષણ કરાયલા જળને ફરી પોતાના કિરણોદ્વારા મેઘમાં સ્થાપન કરે છે, તથા મેઘદ્વારા તે જળને ભૂમિ લોકપર પ્રાપ્ત કરે છે. જળથી પૃથ્વીપર વૃક્ષાદિ સ્થાવર પ્રાણી ઉત્પન્ન થાય છે તથા વ્રીહિ યવાદિ અનેક પ્રકારની ઔષધિઓ તથા વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે. વળી સ્થાવરરૂપ ઔષધિ તથા વનસ્પતિથી વ્રીહિયવાદિ અન્ન ઉત્પન્ન થાય છે તથા અન્નથી સર્વ પ્રાણીની ઉત્પત્તિ થાય છે. સર્વ જીવના પ્રાણનું અન્નથી ધારણ થાય છે. માટે આદિત્ય મંડળમાં રહેલા સ્વયંજ્યોતિ પુરૂષ અન્નદ્વારા સર્વ જગતનું કારણ છે.

હે શિષ્ય ! વ્રીહિયવાદિ અન્નથી પ્રાણ, પ્રાણથી કર્મોપાસના કરવાના સામર્થ્યરૂપ બળ, બળથી શુદ્ધ કર્મરૂપ તપ, તપથી પરલોકમાં આસ્તિક બુદ્ધિરૂપ શ્રદ્ધા, શ્રદ્ધાથી શાસ્ત્રનો અર્થ ધારણ કરવામાં સમર્થ બુદ્ધિરૂપ મેધા તથા મેધાથી મનને રોકવામાં સમર્થ બુદ્ધિની વૃત્તિરૂપ મનીષા ઉત્પન્ન થાય છે. મનીષાથી રોકાયલું મન સર્વ લૌકિક પદાર્થનો ત્યાગ કરી, કેવળ શાસ્ત્રના અર્થમાં આસક્ત થાય છે. શાસ્ત્રાર્થથીવાસનાયુક્તશુદ્ધમનઉત્પન્નથાયછે.શુદ્ધમનથી આત્માકારવૃત્તિરૂપ શાંતિ ઉત્પન્ન થાય છે. શાંતિથી આત્માના આનંદાદિ સ્વરૂપને નિર્ણય કરનારા અંતઃકરણની વૃત્તિરૂપ ચિત્ત ઉત્પન્ન થાય છે, ચિત્તથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે, સ્મૃતિથી શોધેલા ત્વંપદના અર્થના પ્રકાશરૂપ સ્મર ઉત્પન્ન થાય છે, સ્મરથી બ્રહ્માત્માનું પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે તથા પરોક્ષ જ્ઞાનથી 'હું બ્રહ્મરૂપ છું' એવું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ રીતે બ્રહ્મરૂપ સંન્યાસ વ્રીહિયવાદિક અન્નના કારણરૂપ તથા ફળરૂપ છે. તેમાં આદિત્ય મંડળવિશે રહેલ પુરૂષરૂપે કરી બ્રહ્મરૂપ સંન્યાસ અન્નના કારણરૂપ છે તથા પ્રાણાદિની પરંપરાએ કરી અન્નના ફળરૂપ છે. આ રીતે વ્રીહિયવાદિક અન્નને કારણરૂપે કરી તથા ફળરૂપેકરી બ્રહ્મના સંબંધવાળું જાણી, અતિથિને અન્નદાન કરનારોઅધિકારી અન્નનાઆગળ કહેલાં સર્વ કારણો તથા કાર્યોનું દાન કરે છે. જ્યાં સુધી મારૂં આંબાનુ વૃક્ષ રહેશે ત્યાં સુધી આપ તેનાં ફળ ગ્રહણ કરજો. એમ કાર્યરૂપ ફળનું દાન કરવાથી ફળના કારણરૂપ વૃક્ષનું પણ દાન થાય છે. માટે કાર્યનું દાન કરવાથી કારણનું દાન સંભવે છે. તેમ

જે પુરૂષ બ્રાહ્મણને ગાયનું દાન આપે છે, તે કારણરૂપ ગાયનું દાન આપવાથી ગાયના કાર્ય દૂધનું પણ દાન કરે છે. માટે કારણના દાનથી કાર્યનું દાન સંભવે છે. આ રીતે અન્નના દાનથી અન્નના કાર્યનું તથા કારણનું દાન પણ સંભવે છે. હે શિષ્ય ! પૂર્વે કહેલ અન્નમય કોશથી પ્રાણમય કોશ ઉત્પન્ન થાય છે, પ્રાણમયથી મનોમય કોશ ઉત્પન્ન થાય છે, મનોમયથી વિજ્ઞાનમય કોશ ઉત્પન્ન થાય છે તથા વિજ્ઞાનમયથી આનંદમય કોશ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પાંચ કોશ અન્યોન્યત્પન્ન હોવાથી તે સર્વ જગતનું કારણ છે. શ્રુતિમાં વિજ્ઞાનમય કોશથી આનંદમય કોશની ઉત્પત્તિ કહી છે. તેનો અભિપ્રાય એવો છે કે, આનંદમય કોશ પુચ્છ તથા પ્રતિષ્ઠા ભૂત શુદ્ધ બ્રહ્મરૂપે કરી જો કે ઉત્પત્તિ નાશ રહિત છે, છતાં પ્રિય, મોદ તથા પ્રમોદ ઇત્યાદિ વૃત્તિ વિશિષ્ટરૂપે કરી ઉત્પત્તિ તેમજ નાશવાળો છે. માટે પ્રિયાદિ વૃત્તિવિશિષ્ટરૂપને માની, શ્રુતિએ વિજ્ઞાનમયથી આનંદમયની ઉત્પત્તિ કહી છે.

## આનંદમય પુરૂષની વિભૂતિનું વર્ણન

હે શિષ્ય! એક જ આનંદમય પુરૂષ,ભૂમિ, અંતરિક્ષ, સ્વર્ગ, પૂર્વાદિ ચાર દિશાઓ તથા અગ્નિ આદિ ચાર ઉપદિશાઓ, આ પંચરૂપે કરી પાંચ પ્રકારનો ઉત્પન્ન થાય છે. આ કેવળ આનંદમય કોશનાં પાંચ રૂપો નથી, પણ જેમ તંતુવડે પટ સર્વ બાજૂથી ઓતપ્રોત છે, તેમ ત્રણ લોકમાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણ કાળમાં રહેલ સર્વ સ્થૂલ સૂક્ષ્મ જગત, આનંદ સ્વરૂપ આત્માવડે વ્યાપ્ત હોવાથી આનંદસ્વરૂપ આત્મા સર્વ જગતરૂપ છે. તે વિચારરૂપ જિજ્ઞાસાવડે પ્રાપ્ત થવા યોગ્ય છે, ફળરૂપે કર્મથી ઉત્પન્ન થાય છે, સુવર્ણાદિ સમીચીન વસ્તુમાં અંશરૂપે રહેલ છે તથા અધિકારીને તે શ્રદ્ધા તથા સત્યથી પ્રાપ્ત થાય છે. માટે શ્રુતિએ આનંદ સ્વરૂપ આત્માને શ્રદ્ધા તથા સત્ય કરી કહ્યા છે. આનંદસ્વરૂપ આત્મા સ્વયંજ્યોતિરૂપહોવાથી શ્રુતિએ તેને મહસ્વત્ કહ્યા છે. ભૃગુને વરૂણે ઉપદેશેલા વિચારરૂપ તપ કરતાં આનંદસ્વરૂપ આત્મા શ્રેષ્ઠ હોવાથી શ્રુતિએ તેને તપ કરતાં શ્રેષ્ઠ કહ્યો છે. અધિકારી જ્યારે આનંદસ્વરૂપ આત્માને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરે છે, ત્યારે તે જીવિત અવસ્થામાં અવિદ્યાદિ સર્વ ક્લેશથી રહિત થાય છે તથા શરીરના નાશ પછી ફરી મૃત્યુ પામતો નથી. અધિકારી કદી મૃત્યુ ન પામે, એવા અજ્ઞાનને નાશ કરવાવાળું આત્મજ્ઞાન, આ લોક તથા બ્રહ્મલોકમાં સંન્યાસના પ્રભાવથી જ મેળવાય છે. માટે વિદ્વાને સર્વ સાધન કરતાં સંન્યાસને શ્રેષ્ઠ કહ્યો છે.

સંન્યાસથી પ્રાપ્ત થવા યોગ્ય આત્માના સ્વરૂપનું વર્ણન–હે શિષ્ય ! સંન્યાસવડે પ્રાપ્ત થવા યોગ્ય આનંદસ્વરૂપ આત્મા ઉત્પત્તિ તથા નાશથી રહિત હોવાથી સત્યરૂપ, દુર્વિજ્ઞેય, સૂક્ષ્મરૂપ, આકાશાદિનું પણ પણ અધિષ્ઠાન તથા વિભુરૂપ છે. આ આત્મા શરીરના પ્રાણ અપાનના નિયંતારૂપે રહેલ છે. આત્મા, પ્રાણ તથા અપાનને ધ્યાન સાથે જોડવાથી વિભાગરૂપ વામન સંજ્ઞાને પ્રાપ્ત થતો હોવાથી શ્રુતિએ તેને પ્રાણના સંધાનરૂપે કહ્યો છે. વળી આત્મા બ્રહ્મરૂપ, સર્વ જગતનું પાલન કરનાર, સૂર્ય ચંદ્રમાદિના તેજની પ્રાપ્તિ કરનાર તથા બ્રાહ્મણાદિકના વર્ચસની પ્રાપ્તિ કરનાર છે. આત્માના દાહ તથા પ્રકાશના કારણ જ્યોતિ પદાર્થનું નામ તેજ છે. શરીરના સૌન્દર્યનું

કારણ એવા જ્યોતિ પદાર્થનું નામ વર્ચસ છે. જઠરાગ્નિરૂપે કરી બ્રાહ્મણાદિને વર્ચસની પ્રાપ્તિ કરે છે. કારણ કે જીવનો જઠરાગ્નિ જ્યારે અન્નને પચાવે છે, ત્યારે રસાદિ 'ધાતુદ્વારા શરીરમાં સૌંદર્યનું કારણ વર્ચસ આપે છે. તેમ થવાથી પુરૂષ રોગરહિત તથા સુંદર કાંતિવાળો થાય છે. સુવર્ણ તથા આરસી વિગેરે સ્વચ્છ પદાર્થમાં સૂર્યનાં કીરણુંવડે જે પ્રકાશ પડે છે તે જ્યોતિરૂપે ઉત્પન્ન થનારા પ્રકાશને પ્રકાશ કરવાવાળો આત્મા છે. અહિંસા સત્યાદિ પાંચ યમો સંન્યાસના સમીપ રહેવાથી શ્રુતિએ સંન્યાસને ઉપયામ કહ્યો છે. આનંદસ્વરૂપ આત્મા ઉપયામ સંન્યાસવડે પ્રાપ્ત થતો હોવાથી શ્રુતિએ તેને ઉપયામવડે ગ્રહણ કરાયલો કહ્યો છે. તે સ્વપ્રકાશ હોવાથી તેને શ્રુતિએ મહ કહ્યો છે.સત્ ચિત્ તથા આનંદસ્વરૂપ હોવાથી શ્રુતિએ તેને બ્રહ્મ કરી કહ્યો છે. જાબાલાદિ ઉપનિષદમાં કહેલી રીત પ્રમાણે સંન્યાસ આશ્રમને ગ્રહણકરી,જીવ તથા બ્રહ્મના અભેદને દર્શાવતા' પ્રણવ મંત્રને સારી રીતે જાણી તથાંહંસાદિક ઉપનિષદમાં કહેલા યોગનો આશ્રય કરી અધિકારીએ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી પોતાના આત્માને બ્રહ્મરૂપે ચિંતન કરવો. ચિંતનથી અધિકારી બ્રહ્મભાવને પામે છે.

## બ્રહ્મવિદ્યાનું ફળ.

હે શિષ્ય! તિત્તિર નામના બ્રાહ્મણે પોતાના શિષ્યને કહેલી આ સર્વ બ્રહ્મવિદ્યા અજ્ઞાનરૂપ મોહનો નાશ કરનારી છે. અગ્નિ આદિ દેવો નિધિની માફક બ્રહ્મવિદ્યાનું રક્ષણ કરતા હોવાથી તે અગ્નિઆદિ દેવનું પણ ગુહ્ય ધન છે. બ્રહ્મવિદ્યાનો જે અધિકારી, ગુરૂના મુખથી નિશ્ચય કરે છે, તે અદ્વિતીય બ્રહ્મભાવને પામે છે. માટે બ્રહ્મભાવની પ્રાપ્તિની ઈચ્છાવાળા અધિકારીએ સર્વ રીતે તે સંપાદન કરવી. આત્મજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા પોતાની સમીપતાવડે કાર્ય સહિત અજ્ઞાનનો નાશ કરનારી હોવાથી 'ઉપનિષદ્' એ શબ્દ બ્રહ્મવિદ્યાનો વાચક છે. તૈત્તિરીયક નામનો આ ગ્રંથ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવનારો હોવાથી શાસ્ત્રવેત્તાએ તેને ઉપનિષદ્ નામ આપ્યું છે. બ્રહ્મવિદ્યાથી બીજી કોઇ અધિક વિદ્યા તિત્તિર શાખામાં નથી. હે શિષ્ય ! નારાયણ ઉપનિષદના અંતમાં બ્રહ્મવેત્તા પુરૂષના જ્ઞાનનિષ્ઠારૂપ યજ્ઞના જે આત્મા, યજમાન, શ્રદ્ધા તથા પત્ની આદિઅંગો નિરૂપણ કર્યાં છે, તે આત્મસાક્ષાત્કાર માટે નહિ, પણ મંદ બુદ્ધિના ચિત્તની શુદ્ધિ કરવા ઉપાસનાનો પ્રકાર કહ્યો છે. હે શિષ્ય! તિત્તિર નામના બ્રાહ્મણે પોતાના શિષ્યને જે બ્રહ્મવિદ્યા કહી, તે સર્વ વિદ્યા મેં તને કહી. હવે બીજું જે સાંભળવાથી ઇચ્છા હોય તે કહે.

पुरुषस्यात्र यो यज्ञस्तस्योपासनमीरितम्॥
मंदानामधिकारस्य सिद्धयै नैवात्मबुद्धये ॥
इतः परं पुनः किं त्वं श्रोतुमिच्छसि तद्वद ॥
॥ ७६६ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचिते
उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे
तैत्तिरीय नारायणीय उपनिष-
न्नाम दशमोऽध्यायः ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો.

## * जाबालादि–उपनिषदो.

श्रुत्वैवंतित्तिरे र्ज्ञानं शिष्यो विस्मयमागतः
संन्यासं प्रष्टुकामः सन्निदं वचनमुक्तवान् ॥१॥

શિષ્ય પૂછે છે–હે ભગવન્ ! ઐતરેય, કૌષીતકિ, યાજ્ઞવલ્કય, શ્વેતાશ્વતર અને અન્ય મહર્ષિઓએ પોતાના શિષ્યગણને પૂર્વે જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો, તે સર્વ આપે મને દશ અધ્યાયોમાં શ્રવણ કરાવ્યો; પરંતુ આપના મુખારવિંદથી આત્મોપદેશસંબંધીનું અપૂર્વ વિવેચન થાય છે, તે શ્રવણ કરવાની મારી જિજ્ઞાસા ઉત્તરોઉત્તર વૃદ્ધિંગત થતી હોવાથી, હે ભગવન્! દશમ અધ્યાયમાં ધર્મથી આદિ લઈને સંન્યાસપર્યંત મોક્ષનાં સાધનોની પરંપરાનું નિરૂપણ કરતાં આપે કુટીચક, બહુદક, હંસ ને પરમહંસ, એમ ચાર પ્રકારના સંન્યાસોનું વર્ણન કર્યું અને તેમાં વળી પરમહંસ સંન્યાસની અતિ ઉત્તમતા કહી, તેથી મને તે જાણવાની ઉત્કટ ઇચ્છા થઇ છે. હે ભગવન્ ! પરમહંસ સંન્યાસનું યથાર્થ સ્વરૂપ અને હંસાદિક ઉપનિષદોમાં કથન કરાયલો યોગ હું આપના મુખથી શ્રવણ કરવા ઇચ્છું છું, માટે આપ હવે કૃપા કરીને મને તેનું શ્રવણ કરાવો. હે ભગવન્ (૧) પરમહંસ સંન્યાસ કયા અધિકારી પુરૂષને ગ્રહણ કરવા યોગ્ય છે ? (૨) પૂર્વે કયા મહાત્મા જનોએ તે ગ્રહણ કર્યો હતો ?(૩)પરમહંસ સન્યાસવડે કયી વસ્તુ જાણવા યોગ્ય છે? (૪) તેના ધર્મો કેવા કેવા છે? ૫ અને પરમહંસ સંન્યાસથી કેવા ફળની પ્રાપ્તિ થાય છે? તે સર્વ વાર્તા આપ વિસ્તારપૂર્વક મને શ્રવણ કરાવો.

ગુરૂ–હે મુમુક્ષુ શિષ્ય! તારી તીવ્ર બુદ્ધિને ધન્ય છે! તારા જેવા શ્રદ્ધાળુ અને જિજ્ઞાસુના રહસ્યથી ભરપૂર પ્રશ્નો સાંભળી મને અત્યંત આનંદ ઉત્પન્ન થાય છે. હે વત્સ ! તારા જેવા શિષ્યને આત્મોપદેશ કરતાં મને ઉત્સાહ થાય છે. કારણ કે તું બહુજ યુકિતપુરઃસર પ્રશ્નો કરી શકે છે. પરમહંસ સંન્યાસના ધર્મનું સ્વરૂપ તથા યોગસંબંધી પ્રશ્ન કરીને વૃદ્ધકુમારીવર ન્યાયથી * તેં જાબાલાદિક સર્વ ઉપનિષદો શ્રવણ કરવાની અપૂર્વ જિજ્ઞાસા દર્શાવી,તેથીહું તારાઉપર પ્રસન્નથયો છું. માટે હવે તું સાવધાન થઇને પ્રથમ જાબાલોપનિષદના તાત્પર્યને શ્રવણ કર.

* આ અગિયારમા અધ્યાયમાં (૧) જાબાલોપનિષદ્ (૨) ગર્ભોપનિષદ્ (૩) અમૃત નાદ ઉપનિષદ્ (૪) હંસોપનિષદ્ (૫) ક્ષુરિકા ઉપનિષદ્(૬) અરૂણેયોપનિષદ્(૭) બ્રહ્મોપનિષદ્ (૮) પરમહંસ ઉપનિષદ્ ૯) મહદ્ ઉપનિષદ્ (૧૦) આત્મ પ્રબોધોનિષદ્ અને(૧૧) કૈવલ્યોપનિષદ્ના અર્થો નિરૂપણ કરવામાં આવ્યા છે.

* વૃદ્ધ કુમારી વર ન્યાય–એક કુમારીકા તપતપતાંવૃદ્ધ થઇ ગઇ ત્યારે ઇંદ્ર તેના ઉપર પ્રસન્ન થઇ તેને વર આપવાને આવ્યા. ઇન્દ્ર એકજ વર આપનાર હોવાથી તેણે માગ્યું કે હેભગવન્!હું મારાપુત્રનેસુવર્ણના પાત્રમાં દધિઓદન ખાતો જોઉં,એવો વર આપો. આએકવરથી તેણે યૌવન, પતિ, પુત્ર, ગાયો અને સુવર્ણાદિક સર્વ વૈભવો માગી લીધા, માટે એકમાં અનેક વસ્તુનો સમાવેશ કરી લેવો, તે વૃદ્ધ કુમારી ન્યાય.

# जाबालोपनिषत्.

પોતાના ઉપર પરમ ભકિતવાળા શ્રદ્ધાળુ અને મુમુક્ષુ શિષ્યની જિજ્ઞાસાને તૃપ્ત કરતા તે મહાત્મા ગુરૂદેવ પછી તેને નીચે પ્રમાણે જાબાલોપનિષદથી આરંભ કરી નાના ઉપનિષદોના અર્થને સમજાવવા લાગ્યા.

શ્રી૰ગુરૂ કહે છે—હે શિષ્ય ! જાબાલ, બ્રહ્મ, આરૂણેય અને પરમહંસ, એ ચાર ઉપનિષદોમા પરમહંસ સન્યાસના ધર્મો કહેલા છે. આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિને માટે ઉપયોગી એવો યોગ, હંસ તથા ક્ષુરિકા ઉપનિષદમાં વર્ણવેલો છે. વળી યોગની પ્રાપ્તિને માટે ઉપયોગી વૈરાગ્ય, ગર્ભોપનિષદમાં કથન કરાયલો છે. હે શિષ્ય! જાબાલ ઉપનિષદના ચતુર્થ ખણ્ડમાં વિદેહ મુકત જનકરાજાએ યાજ્ઞવલ્કય મુનિને પરમહંસ સંન્યાસનો પ્રશ્ન કરેલો છે.પંચમ ખણ્ડમાં અત્રિઋષિએ યાજ્ઞવલ્કયને એ જ પ્રશ્ન પુનઃ પૂછેલો છે. આરૂણેય ઉપનિષદમાં આરૂણ ઋષિએ પ્રજાપતિને પરમહંસ સંન્યાસનું સ્વરૂપ પૂછેલું છે અને પરમહંસોપનિષદમાં નારદમુનિએ પ્રજાપતિને તેને પ્રશ્ન કરેલો છે તથા બ્રહ્મોપનિષદ્માં કોઈ ઋષિ મુનિના પ્રશ્નોત્તર વિના જ વેદ ભગવાને સ્વતઃ પરમહંસ સંન્યાસના ધર્મોનું નિરૂપણુ કરેલું છે. હે શિષ્ય! જાબાલોપનિષદના પંચમ ખણ્ડમાં જે વિદ્વત્સંન્યાસનું કથન કરાયલું છે, તે હવે તું સાવધાન થઇ સાંભળ. દેવતાઓના ગુરૂ બૃહસ્પતિને સંવર્ત્તક ઋષિ નામે એક ભાઇ હતા. મહા ભારતના અશ્વમેધ પર્વમાં એ મહાત્મા મુનિનું વર્ણન કરેલું છે અને પૂર્વે તેમણે પરમહંસ સંન્યાસ લીધો હતો. અરૂણ ઋષિના પુત્ર આરૂણી, કે જેમને ઉદ્દાલક કરી કહે છે, તેમણે અને તેમના પુત્ર શ્વેતકેતુએ પણ પૂર્વે પરમહંસ સંન્યાસ ગ્રહણ કર્યો હતો. મહાદેવના અંશાવતાર દુર્વાસા ઋષિ, બ્રહ્માના માનસ પુત્ર ઋભુઋષિ, નિદાઘ ઋષિ, જડભરત, દત્તાત્રેય, રૈવત અને ભારદ્વાજ આદિ ઋષિ મુનિઓએ પૂર્વે પરમહંસ સંન્યાસ ગ્રહણ કર્યો હતો, એમ પુરાણોમાં કહેલું છે.

હે શિષ્ય ! ઉપર્યુક્ત સંવર્ત્તકાદિક મહાન્ પરમહંસ સંન્યાસીઓએ નિયમ પ્રમાણે કંઇ મુણ્ડન કરાવ્યાં ન હતાં, જટાઓ ધારણ કરી ન હતી, એકદણ્ડ અથવા ત્રિદણ્ડ ધારણ કર્યો ન હતા, તેમ જ શ્વેત કિંવા રક્ત વસ્ત્રને પણ નિયમ તરીકે ધારણ કર્યાં ન હતાં, અર્થાત્ તેમના સંન્યાસનાં ચિહ્ન સઘળાં અવ્યક્ત—લોકને નહિ જણાય તેવાં હતાં. તેમના આચારો પણ અવ્યક્ત હતા. જેમણે પરમહંસ સંન્યાસ લીધો હતો, એવા આ મહાત્મા ઋષિઓ લોકને ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતીત થતા હતા. કોઇવાર તે સર્વ પદાર્થોની ઇચ્છા રહિત, કોઇવાર ઈચ્છાવાળા, કોઇવાર સર્વ અર્થના જ્ઞાતા, કોઇવાર અજ્ઞાની જેવા, કોઇવાર પંડિત જેવા, કોઈવાર મૂઢ, કોઇવાર ઘેલા જેવા, કોઇવાર સર્વ ચેષ્ટાથી રહિત જડ જેવા, કોઇવાર વાચાળની માફક અનેક પ્રકારના શબ્દોને ઉચ્ચારતા, કોઇવાર મૌન રહેતા, કોઇવાર અત્યંત પ્રીતિવાળા અને કોઈવાર સર્વ રાગથી રહિત પુરૂષના જેવા તેઓ લોકોને જણાતા હતા. હે શિષ્ય ! આ પ્રમાણે તે પરમહંસ સંન્યાસીઓ અવ્યક્ત ચિહ્ન અને અવ્યક્ત આચાર ધારણ કરી, જગતમાં ઇચ્છામાં આવે તેમ વિચરતા હતા. તેમનાં ચિન્હો અને આચાર અવ્યક્ત હોવાથી આ સાધુ પુરૂષ છે, આ કનિષ્ઠ જન છે, કિંવા આ મહાત્મા સંન્યાસી વિદ્વાન્ છે, એમ લોક જાણી શકતા નહિ.

સામાન્ય લોક તો શું, પરંતુ બુદ્ધિમાન્ પુરૂષો પણ તેઓ ગૃહસ્થ છે, સંન્યાસી છે, મૂઢ છે, વિદ્વાન્ છે, બ્રાહ્મણ છે કે ચંડાળ છે, એમ કંઇ પણ નિશ્ચય કરી શકતા નહિ. કહ્યું છે કે–यं न सन्तं न चासंतं नाश्रुतं न बहुश्रुतं, न सुवृत्तं न दुर्वृत्तं वेद कश्चित्स ब्राह्मणः। આ સંત છે, અસંત છે, અશ્રુત છે, બહુ શ્રુત છે, સુવૃત્ત છે, કિંવા દુર્વૃત્ત છે, ઇત્યાદિ સ્વરૂપવડે જેને કોઇ જાણી શકતું નથી, તે જ બ્રહ્મવેત્તા વિદ્વાન બ્રાહ્મણ છે, એમ જાણવું. આવા બ્રહ્મવેત્તા પરમહંસ સંન્યાસીઓના આચારને બુદ્ધિમાન પુરૂષો પણ જાણી શકતા નથી, એ વાત દત્તાત્રેય સંહિતામાં પણ વર્ણવી છે. રક્તવસ્ત્ર ધારણ કરેલા, યુવાવસ્થાવાળા, એક હાથમાં દણ્ડવાળા અને બીજા હાથમાં મદિરાનો પ્યાલો લઇ નર્મદા નદીની વચ્ચે ઉભા ઉભા મદથી વિઘૂર્ણિત નેત્રવાળી એક સુંદર તરૂણ સ્ત્રીના મુખ સામું વારંવાર જોતા અને હસતા ભગવાન્ દત્તાત્રેયને જોઈ, પૂર્વે સહસ્રાર્જુન રાજા આશ્ચર્યથી ચકિત થઇ ગયો હતો. આવા અત્યંત નિંદ્ય અને ગહ્ય આચારને જોઇ રાજા વિસ્મય પામ્યો, એટલુંજ નહિ પણ તેમના સ્વરૂપને સમજી શક્યો નહિ.

શિષ્ય–હે ભગવન્! ઉપર વર્ણવ્યા તેવા નિંદ્ય વેષને ધારણ કરવાનું તેમને શું પ્રયોજન હતું? એવા વેશમાં તેમને જોતાં રાજા વિસ્મય પામે, એમાં શું આશ્ચર્ય? શા માટે એવા મહાત્માએ પરમહંસ સંન્યાસી થઇને આવો વેશ ધારણ કર્યો હશે?

ગુરૂ–હે શિષ્ય! પરમહંસ સંન્યાસીએ પોતાના મનની સ્થિરતાને બીજા લોકો ક્ષુભિત કરે નહિ તે માટે તેમજ લોકસમુદાયથી દૂર રહેવા માટે એવાં નિંદ્ય સ્વરૂપને પણ કોઈવાર તેઓ ધારણ કરતા હતા. જો તેમનું મહાત્મ્ય લોકના જાણવામાં આવે તો તેઓ તેમની પાછળ પાછળ ફરી તેમના બ્રહ્મસાક્ષાત્કાર કરવાના હેતુવાળા એકચિત્તમાં અટકાવ નાંખ્યા વગર રહે નહિ. પરંતુ જ્યારે લોકો તેમને ઉપર્યુક્ત વેશમાં જુએ, ત્યારે તેમની પાસે જાય નહિ, એટલે તેઓ સ્વચ્છંદે જગતમાં વિચરવા છતાં પણ ચિત્તની એકાગ્રતા રાખી શકે. આવા આવા હેતુને લીધે મહાત્મા પુરૂષો પૂર્વે ઘણીવાર લોકનિંદ્ય આચારને અંગીકાર કરી ફરતા હતા, એમ શાસ્ત્રમાં કહેલું છે. अभिमानं सुरापानं गौरवं घोररौरवं प्रतिष्ठा सूकरीविष्ठा त्रीणि त्यक्त्वा सुखी भवेत्–અભિમાનને સુરાપાન જેવું, ગૌરવને ઘોર રૌરવ નરક જેવું અને પ્રતિષ્ઠાને સૂકરીની વિષ્ઠા જેવી ગણી એ ત્રણેનો ત્યાગ કરનારાઓ સુખી થાય છે. આ હેતુથી તેઓ પોતે શુદ્ધાચાર અને શુદ્ધ મનવાળા હોવા છતાં પણ લોકોને વિચિત્ર તથા વિપરીત આચાર વિચાર દર્શાવતા હતા. કોઇવાર લોક પ્રવૃત્તિરૂપ વિક્ષેપની નિવૃત્તિ વાસ્તે, કોઇવાર અધિકારી શિષ્યોની શ્રદ્ધાની પરીક્ષા માટે અને કોઈવાર લોકનાં સ્વરૂપ જાણવા માટે તેઓ આવા વિપરીત આચારને ઉપર ઉપરથી ધારણ કરતા હતા. બ્રહ્મવિદ્યાની અપૂર્વ પ્રાપ્તિને લીધે એમાંના કોઇ પણ દોષો તેમને સ્પર્શ કરી શકતા નહિ. હે શિષ્ય! દત્તાત્રેયાદિક મહાત્માઓની એવી સિદ્ધ અવસ્થા હતી કે, જેને કોઇ પહોંચી શકે એમ નહતું. અસ્મદાદિક જીવોને હજારો જન્મો લેતાં પણ એવી અવસ્થા પ્રાપ્ત થાય નહિ. આ મહાત્માઓના વિપરીત આચારનું અનુકરણ કરવા જનાર અનુભવ વિનાના મૂઢ પુરૂષો તો નાશ પામે છે. સર્વ લોકની રક્ષાને માટે મહાન્ યોગી એવા ભગવાન્ શંકરે પોતાના યોગ-

બળથી મહા હળાહળ વિષનું પાન કર્યું હતું. તેમનું એ દૃષ્ટાંત લઈ બીજો પુરૂષ વિષપાન કરવા જાય તો તત્કાળ મરણને શરણ જ થઇ જાય. માટે મહાત્મા પુરૂષોના, ઉપર ઉપરથી અસત્ દેખાતા, આચારોનું અનુકરણ કરવાની અજ્ઞાની માણસોએ કદી પણ બુદ્ધિ કરવી નહિ. હે શિષ્ય ! દત્તાત્રેયાદિક પરમહંસ સંન્યાસીઓને 'અમે બ્રહ્મરૂપ છીએ' એ પ્રકારના આત્મસાક્ષાત્કારવડે બ્રહ્મભાવ પ્રાપ્ત થએલો હોવાથી તેમને કોઇ પણ જાતનો આચાર વિચાર બાધ કરી શકતો ન હતો. નિષ્કર્મ થયેલા તે મહાત્માઓ પુણ્ય પાપ કર્મથી યત્કિંચિત્ પણ લેપાતા ન હતા. બ્રહ્મવેત્તા પુરૂષો ઉપર જે માણસો ભક્તિ રાખે છે, તેમને એમનાં પુણ્ય કર્મનાં ફળ મળે છે, અને જે દુષ્ટ માણસો તેમની ઉપર દ્વેષ કરે છે,તેમને એમનાં પાપકર્મનાં ફળ મળે છે. કહ્યું છે કે– सुहृदः साधुकृत्यं द्विषतः पापकृत्यम्–બ્રહ્મવેત્તાઓનાં પુણ્ય તેની સેવા કરનારાઓને અને પાપ તેમનો દ્વેષ કરનારાઓને મળે છે, પોતે તો અસંગ જ રહે છે.

હે શિષ્ય ! પરમહંસ સંન્યાસીઓ પોતાની ઇચ્છામાં આવે તેવી રીતે વર્તે છે, છતાં તેમને કોઈ પણ કર્મ લિપ્ત કરી શકતું નથી. કોઈવાર તેઓ ઉન્મત્તની માફક બૂમો પાડે છે, કોઇવાર નાનાં બાળકોની સાથે રમે છે, કોઇવાર પુષ્કળ ભોજન કરે છે તો વળી કોઈવાર ભૂખ્યા જ ફરતા ફરે છે. ચંદન અને કાદવનો લેપ તેઓ સમાન ગણે છે, સર્પમાં અને માળામાં ભેદ ગણતા નથી અને તેજ પ્રમાણે વર્તે છે. કોઇવાર તેઓ હસે છે, કોઇવાર વગર કારણે રડે છે અને શરીરનું ભાન પણ રાખતા નથી. તેઓનાં આવાં આચરણ સત્ય હોતાં નથી, પરંતુ લોકને મોહ કરવાને માટે અને લોકો પોતાના ચિત્તને એકાંતમાં વિક્ષેપ પાડે નહિ, તે માટે તેઓ જાણી જોઇને એ પ્રમાણે કરે છે. યોગ શાસ્ત્રમાં વૈરાગ્યવાળા પુરૂષને માટે આવું ઉન્મત્ત આચરણ ઉપદેશેલું છે. કહ્યું છે કે–तथाचरेत वै योगी सतां धर्ममदूषयन् । जना यथावमन्येरन् गच्छेयुर्नैव संगतिम्–સંસારી લોકો અને રાજાઓ પોતાથી દૂર રહે એવી રીતે યોગી પુરૂષે રહેવું. કારણ કે લોકોના સંગથી, માનથી અને અપમાનથી ચિત્ત બહિર્મુખ થઇ જાય છે. લોકોના માનાપમાનથી દૂર રહેવાને માટે યોગી પુરૂષો જાણી જોઇને લોકને વિપરીત લાગે એવાં વર્તન કરે છે, પરંતુ મન, વાણી અને કર્મથી તેઓ કદી પણ તેમ કરતા નથી. શાસ્ત્ર વિહિત ધર્મનું જ તેઓ હમ્મેશ પરિપાલન કરે છે. પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ સુકાં અને લીલાં સૌ લાકડાંને બાળી નાંખે છે, તેમ બ્રહ્મવેત્તા પુરૂષોનું જ્ઞાન પણ તેમનાં સારાં ને ખોટાં સૌ આચરણોને બાળીને ભસ્મ કરી નાંખે છે અને પોતે સર્વથી નિર્લેપ થઇ રહે છે. પૂર્વે થઇ ગયેલા મહાત્મા પરમહંસ સંન્યાસીઓનાં એ વર્તનને હાલના કર્મભ્રષ્ટ સંન્યાસીઓ જો વર્તવા જાય છે, તો તેઓ તુરત નાશ પામે છે. મહા પુરૂષોનું વર્તન વર્તાતું નથી અને કર્મભ્રષ્ટો પાપકર્મના ભોગવાળા થઇ નરકમાં પડે છે.

હે શિષ્ય ! બ્રહ્મવેત્તા પુરૂષને જે વિદ્વત્સંન્યાસ પ્રાપ્ત થાય છે, તે કોઇ શાસ્ત્રના વિધિને લઇને પ્રાપ્ત થતો નથી; પરંતુ સ્વતઃ પ્રાપ્ત થાય છે. તેઓ સંન્યાસમાં પણ કર્તવ્યબુદ્ધિ રાખતા નથી. તેઓ બહિરંગ કિંવા અંતરંગ સાધનોમાં કર્તવ્યબુદ્ધિ કરતા નથી. કારણ કે જ્યાં સુધી

કર્તવ્યબુદ્ધિ હોય છે ત્યાં સૂધી જ બહિરંગ અંતરંગ સાધનોનો પુરૂષને ભાવ થાય છે; પણ જ્યાં કર્તવ્ય બુદ્ધિ ટળી ગઇ, એટલે તેવો જ ભાવ થતો નથી. શાસ્ત્રોમાં તેમને માટે સ્નાનનો કે સમાધિનો કશાનો વિધિ કહેલો નથી. કારણ કે તેઓ તો શાસ્ત્રની પ્રનાલિકાથી પણ બહાર જતા રહેલા છે. તેઓ સુતાં, બેસતાં, ભોજન કરતાં અને દોડતાં પણ મનની એકાગ્રતારૂપ સમાધિમાં જ હોય છે. એટલે તેમને પદ્માસનવાળા વિધિની અગત્યતા રહેતી નથી. વળી કહ્યું છે કે–देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि। यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः અર્થાત્ અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થતાં જેનું અભિમાન ગળી ગયેલું છે એવા વિદ્વાન્ યોગી પુરૂષોનાં મન જે જે ઠેકાણે અને જ્યાં જ્યાં જાય છે–હોય છે ત્યાં ત્યાં તેઓને સમાધિ અવસ્થા જ હોય છે. તેઓ સર્વત્ર અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ અદ્વિતીય બ્રહ્મને જૂવે છે. પાંચ વર્ષના બાળક ઉપર જેમ શાસ્ત્રના વિધિનિષેધો લાગુ પડતા નથી, તેમ પરમહંસ સંન્યાસીઓ ઉપર પણ એ વિધિનિષેધો લાગુ પડતા નથી. જેમની ભેદદષ્ટિનો નાશ થયેલો હોય છે તથા બ્રહ્માકાર વૃત્તિ થયેલી છે, તેમને શાસ્ત્રોનો વિધિ નિષેધ સંભવતો નથી. પોતાના દેહમાં અને શ્વાનની વિષ્ઠામાં તેઓ કંઇ ભેદ જાણતા નથી. પરમહંસ સંન્યાસીઓ અનેક પ્રકારના પુષ્પચંદનથી પૂજાતાં અને મિષ્ટાન્ન અન્નનાં ભોજન મળતાં આનંદને પામતા નથી, તેમ તેમને મારવામાં આવે, તિરસ્કાર કરવામાં આવે, બાંધવામાં આવે, કિંવા બીજી રીતે દુઃખ દેવામાં આવે તોપણ તેમને ખેદ થતો નથી. કારણ કે તેઓ દેહને પોતાનો માનતા નથી અને આત્માના પરત્વે પોતાના, ભક્ત જનના કે દુષ્ટ માણસના આત્મામાં ભેદ ગણતા નથી. તેઓ એક આત્માને સર્વત્ર વ્યાપી રહેલ જૂવે છે. આવા મહાત્માઓને આ જગતમાં કોઇ પ્રિય કે કોઇ અળખામણું હોતું નથી, કોઇ શત્રુ કે મિત્ર પણ હોતું નથી અને તેમને કોઇ ઉપર રાગ દ્વેષ પણ હોતો નથી. તેઓ હિરણ્યગર્ભથી માંડીને જંતુ સૂધી સર્વ પ્રાણીમાં સમાન ભાવ વરાવે છે. તેમને ઋતુઓ, ટાઢ, તાપ અને વરસાદ દુઃખ આપી શકતાં નથી. ક્ષુધા પિપાસા તેમને હેરાન કરતાં નથી. શોક હર્ષ તેમને અસર ઉપજાવતા નથી અથવા જન્મ તથા મરણ કે જેમાં હર્ષ અને શોકની પરાકાષ્ઠા બીજા પ્રાણીઓને દેખાય છે, તેમાં પણ તેઓને આનંદ કે ભય ઉત્પન્ન થતો નથી. શરીરને પોતાનાથી ભિન્ન જાણનારા તે મહાત્મા જનો સુખ દુઃખ અને શીતોષ્ણ ધર્મને પોતાના ગણતા નથી; પરંતુ એ સર્વ દેહના ધર્મ છે, એમ જાણી તેનાથી હર્ષાનંદ લેતા કે ધરતા નથી. આ દશ્યમાન સઘળા પ્રપંચને તેઓ પોતાથી ભિન્ન ગણી તેનાથી અસંગ અને નિર્લેપ રહે છે. હે શિષ્ય ! જેને સમબુદ્ધિ નથી, તેને માન અને અપમાન લાગે છે તથા દુઃખની અસરો ઉત્પન્ન થાય છે. એકે કાળે અને એકે તડાકે આ પ્રપંચી સંસારમાં સર્વ સંસારમાં સર્વ વસ્તુ સાધી શકાતી નથી, તો પછી જ્ઞાન અને બ્રહ્માકાર વૃત્તિ જેવી પરમ દુર્લભ અવસ્થા એકે સપાટે અને એક કાળમાં શું સાધી શકાય ? નહિ જ. ધીરજ, સત્કર્મ અને ગુરૂની કૃપાવડે જ પરમ આનંદ સ્વરૂપ અવસ્થાની પ્રાપ્તિ થઈ શકે છે અને આ અવસ્થાએ પહોંચવા માટે આવા મહાત્માઓનાં ચરિત્રનું શ્રવણ કરવાની આવશ્યકતા છે.

# गर्भोपनिषद्.

ગુરૂ—હે શિષ્ય! પરમહંસ સંન્યાસની પ્રાપ્તિનું સાધન ખરો વૈરાગ્ય છે. વૈરાગ્ય વગર સંન્યાસ પ્રાપ્ત થઇ શકતો નથી. વળી અધિકારી વગર બીજા મનુષ્યને વૈરાગ્ય પ્રાપ્ત પણ થતો નથી. બ્રહ્માથી માંડી કીડી સુધીનાં જેટલાં શરીરો છે, તે સર્વ પંચ મહાભૂતના કાર્યરૂપ અને શ્રોત્રાદિક ઇંદ્રિયોનાં આશ્રયવાળાં હોવાથી સમાન છે, તેમાં કંઇ પણ ભેદ નથી. આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પાંચ મહાભૂત કહેવાય છે. સ્થૂલ અને સૂક્ષ્મરૂપના ભેદે કરીને તે સર્વ શરીરોમાં રહેલ છે. સૂક્ષ્મ પંચ મહાભુતથી પ્રથમ સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ થાય છે. આકાશના સાત્વિક અંશથી શ્રોત્ર, વાયુના સાત્વિક અંશથી ત્વક્, તેજના સાત્વિક અંશથી ચક્ષુ, જળના અંશથી રસન અને પૃથ્વીના સાત્વિક અંશથી ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થાય છે. શ્રોત્રાદિક ઇંદ્રિયો શબ્દાદિક વિષયોના જ્ઞાનના કારણ રૂપ છે, માટે વિદ્વાન્ પુરૂષો તે ઇંદ્રિયોને જ્ઞાનેંદ્રિયો કહે છે. ઉપર જણાવેલાં પંચ મહાભૂતના રાજસ અંશમાંથી અનુક્રમે વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ નામે પાંચ ઇંદ્રિયો ઉત્પન્ન થયેલી હોવાથી, વિદ્વાનો તેમને કર્મેન્દ્રિયો કહે છે. સર્વ મનુષ્યોના હૃદયકમળમાં રહેલું જે જ્ઞાનશક્તિવાળું અંતઃકરણ છે, તે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એ પ્રકારે ચાર ભેદવાળું છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ અને ચાર જાતનાં અંતઃકરણના સમુદાયને સૂક્ષ્મ દેહ કહેવામાં આવે છે. અપંચીકૃત સૂક્ષ્મ ભૂતોના કાર્યને આ પ્રમાણે સૂક્ષ્મ દેહ અથવા લિંગ શરીર કહેવામાં આવે છે. પંચીકૃત સ્થૂલ પંચ ભૂતોમાંથી સ્થૂલ શરીર ઉત્પન્ન થયેલું છે. આ સર્વ નેત્રાદિક ઇંદ્રિયોના અવિષયરૂપ છે.

હે શિષ્ય! સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો વળી અધ્યાત્મ અને અધિદૈવ, એમ બે પ્રકારના ભેદવાળા છે. સમષ્ટિ સૂક્ષ્મરૂપ હિરણ્યગર્ભ અધિદૈવરૂપ સૂક્ષ્મ શરીર છે, અને સ્થૂલ સમષ્ટિરૂપ વિરાટ અધિદૈવ સ્થૂલ શરીર છે, અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ, એ સાત લોક વિરાટ ભગવાનના પગતળે આવી રહેલા છે. ઉપરના સાત લોકમાં પ્રથમ ભૂલોક વિરાટના જઘનસ્થાનરૂપે છે, અંતરિક્ષ લોક તેમના નાભિસ્થાનરૂપ છે, સ્વર્ગ લોક હૃદય સ્થાનરૂપ છે, મહર્ લોક મુખ પ્રદેશરૂપે છે, જનલોક અક્ષિ દેશરૂપ છે, તપલોક લલાટ પ્રદેશરૂપે છે, અને સત્યલોક, વિરાટ ભગવાનના શિર પ્રદેશરૂપે છે. આ પ્રમાણે ચૌદ લોક વિરાટ ભગવાનના શરીરમાં સમાઈ રહેલા છે. અહંમમાભિમાનના વિષય રૂપ જે વ્યષ્ટિ સૂક્ષ્મ વ્યક્તિ છે, તેનું નામ અધ્યાત્મ સૂક્ષ્મ શરીર કહેવાય છે. શાસ્ત્રવેત્તાઓ તેને તૈજસ પણ કહે છે. અહં મમાભિમાનના વિષયરૂપ જે વ્યક્તિ છે, તેનું નામ સ્થૂલ શરીર છે. આને શાસ્ત્રવેત્તાઓ વિશ્વ પણ કહે છે. જ્યારે સ્થૂલ સૂક્ષ્મ શરીરો અધ્યાત્મ અવસ્થાની માફક અપરોક્ષરૂપે પ્રતીત થાય છે, ત્યારે તેને અધિભૂત કહેવામાં આવે છે. દેહના અધ્યાત્મને અધિભૂતરૂપ સાથે મેળવીને જ્યારે તેમનો વ્યવહાર કરવામાં આવે છે, ત્યારે સ્થાવર જંગમ ભેદ બોલાય છે, પણ તે શરીરોથી ભિન્ન નથી. સ્થાવર જંગમ શરીરો પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરની અંતર્ભૂત રહેલ છે. ચૈત્ર પુરૂષનું શરીર ચૈત્ર નામની અપેક્ષાવડે અધ્યાત્મરૂપ છે અને ચૈત્ર નામના પુરૂષની અપેક્ષાવડે અધિભૂત છે.

પંચમહાભૂતના વ્યાપાર તથા સ્વરૂપ—હે શિષ્ય! ઉપર જણાવેલાં ચાર પ્રકારનાં શરીરોમાં અવકાશ રાખવો, એ આકાશનું કાર્ય છે, પદાર્થોનો પરસ્પર સંયોગ કરવો તે વાયુનો વ્યાપાર છે, અન્નાદિકને પચાવવાં એ તેજનો વ્યાપાર છે, વસ્તુઓને નરમ કરવી એ જળનો ગુણ છે અને તેમને ધારણ કરવી એ પૃથ્વીનો વ્યાપાર છે. શબ્દનું ગ્રહણ કરવું એ આકાશજન્ય શ્રોત્ર ઇંદ્રિયનું, સ્પર્શરૂપ કાર્ય ત્વક્ ઇંદ્રિયનું, રૂપ તેજજન્ય ચક્ષુનું, રસગ્રહણ જલજન્ય જિહ્વાનું ને ગંધગ્રહણ પૃથ્વીજન્ય ઘ્રાણનું કાર્ય છે. બોલવું એ વાક્‌નું, પકડવું એ હસ્તનું, ગમન એ પાદનું, પુત્રાદિક ઉત્પન્ન કરવા અને આનંદ મેળવવો એ ઉપસ્થનું અને મલાદિકનો પરિત્યાગ કરવો એ પાયુ ઇંદ્રિયનાં કાર્ય છે. મુખ અને નાસિકાદ્વારા અંદર જવું અને બહાર નીકળવું, એ પ્રાણવાયુનું કાર્ય છે. મલાદિકને નીચે ઉતારવાં એ અપાન વાયુનું, અન્ન રસને નાડીઓમાં પહોંચાડવો એ વ્યાન વાયુનું, રસોને ઉંચે ચઢાવવા એ ઉદાન વાયુનું અને જઠરને પ્રદીપ્ત કરવો તથા શરીરમાં સર્વ ઠેકાણે વ્યવસ્થિત રસની વહેંચણી કરવી એ સમાન વાયુનું કાર્ય છે. વળી ઉદ્‌ગાર નાગનો, આંખનું મીચવું કૂર્મનો, છિંક કૃકલનો, બગાસું દેવદત્તનો, શરીરનું ફૂલવું ધનંજયનો અને જીવન કિંવા મરણ, એ સર્વ પ્રાણનો સાધારણ વ્યાપાર છે. સંશય કરવો એ મનનો, નિશ્ચય કરવો એ બુદ્ધિનો, સ્મરણ કરવું એ ચિત્તનો, અને હું પદ કરવું, એ અહંકારનો વ્યાપાર છે. અવકાશરૂપ છિદ્ર આકાશનું સ્વરૂપ લક્ષણ છે, ચલાયમાનપણું એ વાયુનું સ્વરૂપલક્ષણ છે, ઉષ્ણતા અને પ્રકાશ એ તેજનું સ્વરૂપ લક્ષણ છે, દ્રવતા તથા સ્નેહતા જળનું સ્વરૂપ લક્ષણ, અને કઠિનતા એ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે. શબ્દ ગુણ આકાશનું તટસ્થ લક્ષણ, શબ્દ સ્પર્શ એ બે ગુણ વાયુનું તટસ્થ લક્ષણ, શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ તેજનું તટસ્થ લક્ષણ, શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ જળનું તટસ્થ લક્ષણ, અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ ગુણ પૃથ્વીનું તટસ્થ લક્ષણ છે. પંચમહાભૂત અને તેમનાં કાર્યરૂપ ઇંદ્રિયો અને પ્રાણ, અંતઃકરણાદિક સર્વ વ્યષ્ટિ સ્વરૂપવડે કરીને અધ્યાત્મ એવા સૂક્ષ્મ શરીરમાં વર્તે છે અને સમષ્ટિરૂપવડે અધિદૈવ એવા સૂક્ષ્મ શરીરમાં વર્તે છે. આ પદાર્થો અત્યંત સૂક્ષ્મ હોવાને લીધે નેત્રાદિક ઇંદ્રિયોને ગમ્ય નથી.

શિષ્ય—હે ભગવન્! આકાશાદિક મહાભૂતોની સૂક્ષ્મતાનું શું કારણ છે?

ગુરૂ—હે શિષ્ય! વ્યષ્ટિ તથા સમષ્ટિરૂપ શરીરના બનાવનાર જે આકાશાદિક પંચ મહાભૂત છે તેમાં પંચીકરણનો અભાવ, એજ કારણ છે. જેનાવડે પંચમહાભૂતોની સૂક્ષ્મતા અને સ્થૂલતા જણાય, તેને પંચીકરણ કહેવામાં આવે છે. આ પંચીકરણનું સ્વરૂપ હું તને કહું છું.

શિષ્ય—હેભગવન્! વાયુમાં જળના, પૃથ્વીના, તેજના અને બીજાં ભૂતોના અંશ મિશ્રિત થઇ જાય અને તે પ્રમાણે તે પ્રતીત થાય, પરંતુ તેમ થતું હોય એવું કોઇના જોવામાં કેમ નથી આવતું?

ગુરૂ—હે શિષ્ય! ઉપર પ્રમાણે બીજાં બીજાં ભૂતોના પંચમાંશ મેળવ્યા છતાં પણ મુખ્ય ભાગ મૂળ મહાભૂતનો વિદ્યમાન રહેતો હોવાથી, તે પોતાને સ્વરૂપે પ્રતીત થાય છે. દૂધમાં પાણીનો અંશ મેળવવા છતાં પણ, દૂધ જેમ દૂધને સ્વરૂપે

પ્રતીત થાય છે, તેમ મહાભૂત આકાશમાં પંચમાંશે પૃથ્વીનું સંમિશ્રણ કરવા છતાં પણ તે આકાશને સ્વરૂપે પ્રતીત થાય છે. જેમ શુદ્ધ સુવર્ણમાં ત્રાંબુ અને રૂપુ અંશે કરીને મેળવવા છતાં પણ સુવર્ણ સુવર્ણને સ્વરૂપે દેખાય છે, તેમ પંચ મહાભૂતો મોટે ભાગે પોતાના સ્વરૂપનાં અને પંચમાંશે અન્ય ભૂતના ભાગનાં બનેલાં હોવા છતાં, પણ પોતાને મૂળ સ્વરૂપે જણાય છે. બ્રહ્મ સૂત્રમાં ભગવાન્ વેદ વ્યાસે કહ્યું છે કે– वैशेष्यात् तु तद्वादस्तद्वादः પંચ મહાભૂતોમાં જો કે અન્યોન્યના અંશો રહેલા છે,તેમ છતાં પોતાના અંશની અધિકતા હોવાથી તે પોતાને સ્વરૂપે જ ભાસે છે. વાર્તિક ગ્રંથમાં પ્રકારાંતરે અર્ધ અર્ધ ભાગ બીજા ભૂતોનાં મૂળ ભૂતમાં મળેલો કહેલ છે, પરંતુ તે પ્રક્રિયા અને આ પ્રક્રિયામાં તફાવત છે; અથવા તેમાં અર્દ્ધ શબ્દ કરીને સમાન અર્દ્ધતા બતાવી નથી, પરંતુ અંશતઃઅર્ધતા કહેલી છે. એટલે મુખ્ય પંચીકૃતના સિદ્ધાંતોને બાધ આવતો નથી. ઉપર પ્રમાણે પંચીકૃત પંચ મહાભૂતના કાર્યરૂપ જે સ્થૂલ શરીર છે, તેમાં સર્વ ભૂતોના ગુણો રહેલા છે.

ધ્વનિરૂપ શબ્દ અને વર્ણરૂપ શબ્દ, એ બે પ્રકારે કરીને શરીરમાં શબ્દ ગુણ રહેલો છે. ધ્વનિરૂપ શબ્દના વળી નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ, એવા સાત ભેદ છે. આ ધ્વનિરૂપ શબ્દના સંબંધમાં નારદ મુનિએ કહેલું છે કે–षड्जं रौति मयूरस्तु गावो नर्दन्ति चर्षभं । अजा नर्दन्ति गान्धारं क्रौंचो नदति मध्यमम् ॥ पुष्पसाधारणे काले कोकिलो रौति पञ्चमं । अश्वस्तु धैवतं रौति निषादं रौति कुंजरः– મયૂર ષડ્જ સ્વર ઉચ્ચારે છે, ગાયો ઋષભ સ્વર ઉચ્ચારે છે, બકરાં ગાંધારનો ઉચ્ચાર કરે છે, ક્રૌંચ મધ્યમ સુર બોલે છે, વસંતમાં કોકિલા પંચમ સ્વરથી ગાય છે, ઘોડો ધૈવત સ્વરે બોલે છે, અને હાથી નિષાદ સ્વરે ઉચ્ચાર કરે છે. ૧ શ્રીરાગ, ૨ વસંત, ૩ પંચમ, ૪ ભૈરવ, ૫ મેઘનાદ, અને ૬ નટનારાયણ, એ છ પ્રકારના રાગો છે અને પ્રત્યેક રાગ નિષાદાદિક ધ્વનિથી સાત પ્રકારે ગવાય છે. વળી આ રાગોને છ છ રાગિણીઓરૂપી સ્ત્રીઓ છે. ૧ ગોડી, ૨ કોલાહાસી, ૩ ધાલી, ૪ દ્રવિડી, ૫ માધવકોશિકા અને ૬ ગાંધારી. આ છ શ્રીરાગની સ્ત્રી રાગિણીઓરૂપે છે. ૧ આદોલી, ૨ કૌશિકી, ૩ રામગરી, ૪ પુટમંજરી, ૫ ગુંગરી અને ૬ દેશાખ્યા એ વસંત રાગની સ્ત્રીઓરૂપી રાગિણીઓ છે. ૧ ભૈરવી, ૨ ગુર્જરી, ૩ ભાષા, ૪ વેલીવતી, ૫ કર્ણાટકી, અને ૬ રક્તસિંહા એ છ પંચમ રાગની સ્ત્રીઓરૂપી રાગણીઓ છે. ૧ ત્રિગુણા, ૨ સ્તંભતીર્થા, ૩ આભીરી, ૪ કકુભા, ૫ વિરાડી અને ૬ સામેરી એ ભૈરવ રાગની સ્ત્રીઓરૂપી રાગિણીઓ છે. ૧ બંગાળા, ૨ મધુરા, ૩ કામદા, ૪ ચોકમાહિતા, ૫ કંબુશ્રીવા અને ૬ દેવાલા એ છ મેઘનાદ રાગની સ્ત્રીઓરૂપી રાગણિઓ છે. ૧ ત્રોટીક, ૨ ગાંધારી, ૩ શુદ્ધ સુદ્દગારી, ૪ લાસિની, ૫ લુલિતા અને ૬ કિન્નરી, એ છ નટનારાયણ રાગની સ્ત્રીઓરૂપ રાગિણીઓ છે. આ પ્રમાણે છ રાગ, તેમની ૩૬ સ્ત્રીઓ રાગિણીઓ અને સપ્તધ્વનિ શરીરમાં રહેલ હોવા છતાં સર્વ મનુષ્યો તેમને જાણી શકતા નથી, માત્ર કોઇ યોગી પુરૂષો જ તેમને જાણે છે. ગાન કરનારાઓને માત્ર ત્રણ ધ્વનિનું જ જ્ઞાન હોય છે અને તેમાંથી અનેક ભેદે રાગ રાગિણીઓ ઉચ્ચારે છે, પરંતુ યોગી પુરૂષો તો અનાહદ શબ્દ આદિક રૂપવડે સર્વ ધ્વનિઓનો

અનુભવ લે છે.

શારીરીક વિવરણ–હે શિષ્ય ! આ મનુષ્ય શરીરની અંદર (૧) રસ, (૨) રૂધિર, (૩) માંસ (૪) મેદ (૫) અસ્થિ (૬) મજ્જા અને (૭) વીર્ય, એ સાત ધાતુઓ રહેલી છે. ભોજનતથાપાનમાં લીધેલાં અન્નજળ જઠરાગ્નિ અને પિત્તથી પરિપકવ થઇ અન્નનો રસ, રસનું રૂધિર, રૂધિરનું માંસ, માંસનો મેદ, મેદનાં અસ્થિ, અસ્થિની મજ્જા, અને મજ્જાના પરિપાકથી વીર્ય બને છે. એ પ્રત્યેક ધાતુ ચાર ચાર દિવસે પરિપકવતાને પામી ઉત્તરોત્તર ધાતુ બને છે. વીર્ય સર્વથી છેલ્લી અને બળવાન્ ધાતુ છે. માટે તેનું પ્રયત્ને કરીને રક્ષણ કરવું જોઇએ, જેથી શાસ્ત્રકારોએ બ્રહ્મચર્યનું વિધાન કરેલું છે. વીર્ય એજ મહાન્ બળ છે. સંસારીને તેમ જ યોગીને વીર્યથી અભીષ્ટ સાધનમાં મોટી સહાયતા મળે છે. શરીરમાં મસ્તકથી લઇ પગ સૂધીમાં ૧૦૭ મર્મસ્થાન રહેલાં છે. (૧૧) માંસમર્મ, (૪૧) શિરામર્મ, (૨૭) સ્નાયુમર્મ, (૮) અસ્થિમર્મ ને (૨૦) સંધિમર્મ, એમ તેના પાંચ ભાગ છે. એ મર્મસ્થાનોમાંના કેટલાંક એવાં નાજુક છે કે, જેમાં આઘાત થતાંજ મનુષ્ય તુરત મરણ પામે છે, કેટલીક આઘાત થવાથી મહા ભયંકર વ્યાધિ ઉત્પન્ન કરે છે અને કેટલાંક કાળાંતરે પણ આઘાતને પરિણામે મરણના કારણરૂપ થયા વગર રહેતાં નથી. અસ્થિઓનાં સંધિસ્થાન ૧૮૦ છે, ૯૦૦ સ્નાયુઓ છે ને રોમ તથા રોમ કૂપની સંખ્યા સાડી ત્રણ કરોડની ગણાય છે. જીભ બાર પલના પરિમાણની અને હૃદયપદ્મ અષ્ટ પલના પરિમાણનું છે. એક પ્રસ્થ જેટલું શરીરમાં પિત્ત રહે છે. એ જ પ્રમાણે સાત ધાતુઓ પણ પોતપોતાના પરિમાણથી શરીરમાં રહેલી છે. સર્વ જીવોનાં શરીર અસ્થિવડે ટટાર રહેલાં છે. કરોડ અને તેમાંથી નીકળતી બેઉ બાજુની સોળ સોળ ધનુષ્યાકાર પાંસળીઓને લીધે સ્થૂલ દેહની રચના થયેલી છે. જેમ વૃક્ષને વિસ્તાર છે, તેમ શરીરમાં નાડીઓનો વિસ્તાર છે. એક હૃદય દેશમાંથી થડની માફક મોટી સુષુમ્ણા નામની નાડી નીકળે છે, તેમાંથી બીજી સો નાની નાડીઓ નિકળે છે અને તેમાંથી વળી વધારે સૂક્ષ્મ સો નાડીઓ નીકળે છે. આ રીતે શરીર પ્રદેશમાં લગભગ ૭૨૦૦૦ નાડીઓ વિસ્તાર પામીને પથરાયલી છે. પ્રત્યેક મનુષ્યનું શરીર તેના છન્નુ આંગળના પરિમાણનું હોય છે અને તેને મધ્ય ભાગે તપ્ત સુવર્ણના જેવો અગ્નિ રહે છે, જે નાડીઓની મારફતે આખા શરીરમાં વ્યાપ્ત થઇ રહે છે. આગમ શાસ્ત્રમાં ભગવાન્ મહાદેવજીએ કહ્યું છે કે–सर्वेषामपि जन्तूनां मूर्ध्नि तिष्ठति चन्द्रमाः। अधोभागे रविः प्रोक्तो मृत्युकाले विपर्ययात्–સર્વ જીવોના મસ્તકમાં ચંદ્રમા અને અધો ભાગમાં રવિ રહેલા છે, પરંતુ જ્યારે મૃત્યુ કાળ આવે છે ત્યારે તેમનો વિપર્યય થાય છે, એટલે કે ચંદ્રમા નીચે જાય છે અને રવી ઉપર ચઢી આવે છે. શરીરની અંદર રહેલું તેજ, જેને અગ્નિ અથવા શક્તિ કહેવામાં આવે છે તે અત્યંત સૂક્ષ્મ છે અને સર્વ જીવો તેનાથી જીવે છે. અગ્નિનું સ્થાન એક આંગળના પરિમાણનું છે. તે પાયુ ઇન્દ્રિયની ઉપર અને ઉપસ્થની બે આંગળ નીચે રહેલું છે. જીવાત્મા નાભિ ચક્રમાં ભ્રમણ કરે છે. જો કે આખા શરીરમાં જીવાત્માનું તત્ત્વ રહેલું છે, તેમ છતાં મસ્તક અને બીજાં મર્મસ્થાનો તેનાં મુખ્ય વાસસ્થાન ગણાય છે. નાભિની નજીક એક આધાર ચક્ર છે અને

તેની પાસે સર્પાકાર એક કુંડળી છે, જે પ્રાણ વાયુથી ઉછળીને શરીરને જીવતું રાખે છે તથા ઉચ્ચાર કરે છે. જીવોના ઉદરમાં રહેલો પ્રાણવાયુ દશમ દ્વારમાં થઇને બ્રહ્મલોકમાં જવાનો હમ્મેશ ઉદ્યમ કરે છે; પરંતુ કુંડલિની તેનો પ્રતિરોધ કરે છે. દશમ દ્વારમાંથી પ્રાણવાયુને બહાર નિકળવાનો માર્ગ સુષુમ્ણા નાડી છે; પરંતુ તેના મુખ ઉપર કુંડલિની આવેલી છે, તે પ્રાણવાયુને બહાર નીકળવા દેતી નથી. યોગ સમાધિવડે કરીને ચલાયમાન કરેલો પ્રાણવાયુ જ્યારે કુડલિનીને જાગ્રત કરે છે ત્યારે તે હૃદય આકાશ તરફ જઇ પ્રાણવાયુને બ્રહ્મલોકમાં જવાનો માર્ગ આપે છે. શરીરના મધ્ય ભાગમાં માંસના પિંડરૂપ એક કંદ છે તથા અનેક નાની નાડીઓથી વિંટાયલી ત્યાં સુષુમ્ણા નાડી રહે છે. સુષુમ્ણાની આસપાસ આવેલી ઇડા, પિંગલા, સરસ્વતી, કુહૂ, વારણા, યશસ્વિની, પૂષા, પયસ્વિની, શંખિની, ગાંધારી, હસ્તિજિહ્વા, વિશ્વોદરા, અલંબૂષા નામે ચૌદ મુખ્ય નાડીઓ છે. સુષુમ્ણા, ઇડા અને પિંગલા, એ ત્રણ તેમાં મુખ્ય છે અને એ ત્રણમાં સુષુમ્ણા મુખ્ય છે. બ્રહ્મલોકની પ્રાપ્તિને માટે સુષુમ્ણા મુખ્ય છે, તેથી તે મુક્તિ માર્ગરૂપ મનાય છે. હસ્તિજિહ્વા, વિશ્વોદરા, કુહૂ, વારણા અને યશસ્વિની એ પાંચ નાડીઓ શરીરમાં પ્રથમ પંક્તિએ અગ્રમાં રહેલી છે. ઇડા, સુષુમ્ણા અને પિંગલા બીજી પંક્તિએ અને ગાંધારી, યશસ્વિની, સરસ્વતી, શંખિની અને પૂષા ત્રીજી પંક્તિએ પૃષ્ઠ ભાગમાં રહેલી છે અને ચૌદમી અલંબૂષા નાડી ઉપર જણાવેલા માંસ કંદની નીચેના પ્રદેશમાં રહેલી છે. સુષુમ્ણા નાડી માંસપિંડમાંથી નીકળી મસ્તકના સ્થાનમાં જઇને સર્વ વિશ્વને ધારણ કરવારૂપ સઘળો વ્યાપાર કરે છે. ઇડા અને પિંગલા એ બે નાડીઓ ડાબી અને દક્ષિણ બે નાસિકાઓ વિષે જઇને ગંધગ્રહણ વ્યાપાર કરે છે, ગાંધારી અને પૂષા, બે નેત્રમાં જઇ રૂપગ્રહણનો વ્યાપાર કરે છે, શંખિની અને યશસ્વિની કર્ણપર્યંત જઇ શ્રવણવ્યાપાર કરે છે, સરસ્વતી નાડી જિહ્વામાં જઇ રસાસ્વાદનનો વ્યાપાર કરે છે, હસ્તિજિહ્વા અને પયસ્વિની વામદક્ષિણ પદાંગુષ્ઠ સૂધી જઈ ગમનનો વ્યાપાર કરે છે, અલંબૂષા પાયુને પ્રાપ્ત થઈ મલત્યાગનો વ્યાપાર કરે છે અને કુહૂ નાડી ઉપસ્થમાં જઇ વિષયાનંદનો વ્યાપાર કરે છે. વિશ્વોદરા અને વારણા નાડીઓ વામ દક્ષિણ કરમાં જઈ વસ્તુગ્રહણનો વ્યાપાર કરે છે.

શરીરમાં પાંચ વાયુનાં સ્થાન–હે શિષ્ય ! શરીરમાં રહેનારા પાંચ વાયુમાંનો મુખ્ય પ્રાણવાયુ નાડીઓમાં, કંદનીમાં, મુખમાં અને નાસિકા, હૃદય, નાભિ તથા અંગુષ્ઠ વગેરે સ્થાનોમાં રહે છે. નાભિથી જંઘા પર્યંતના દેશમાં અપાન વાયુ રહે છે, તેમાં પાયુ અને ઉપસ્થ એ તેનાં મુખ્ય સ્થાનો છે. શ્રોત્ર, ચક્ષુ, હસ્ત, પાદ, ગુલ્ફ, કરોડ, કટિ અને ઉર, એ સ્થાનોમાં વ્યાન નામનો વાયુ રહે છે. શરીરના સર્વ સંધિઓમાં તથા હાથ અને પગમાં ઉદાન વાયુ રહે છે અને સમાન નામનો પંચમ વાયુ આખા શરીરમાં રહે છે અને અન્નરસને આખા શરીરમાં પહોંચાડે છે. શ્વાસોચ્છ્વાસ લેવો ને મૂકવો, એ પ્રાણવાયુનો વ્યાપાર છે, મળમૂત્રનો પરિત્યાગ કરવો, એ અપાનનો વ્યાપાર છે, બળથી થતું ગ્રહણ, ત્યાગચેષ્ટા વગેરે, વ્યાન વાયુનો વ્યાપાર છે, શરીરનું ઉત્થાન ઉદાનનો વ્યાપાર છે, અને સર્વ

શરીરમાં વ્યાપક્તા આ સમાનનો વ્યાપાર છે. ઓઢકાર અને હેડકી નાહવાયુનો વ્યાપાર છે, આંખોનું ઉઘડવું ને બંધ થવું એ કૂર્મનો વ્યાપાર છે, છિંક કૃકલનો વ્યાપાર છે, બગાસું દેવદત્તનો વ્યાપાર છે ને શરીરનું ફુલી જવું તે ધનંજયનો વ્યાપાર છે. આ માનવ શરીર પગથી શીર્ષપર્યંત મનુષ્યના ૯૬ આંગળના પરિમાણનું છે, એમ વશિષ્ઠ ભગવાને કહેલું છે.

ગુરૂ–હે શિષ્ય! પિપ્પલાદ ઋષિએ ગર્ભોપનિષદમાં કહ્યું છે કે, આકાશાદિક પંચભૂત, શ્રોત્રાદિક દશ ઇંદ્રિયો, શબ્દાદિક તેમના દશ વિષયો, ચાર અંતઃકરણો, દશ પ્રાણ, સપ્ત ધાતુઓ, એકસો ને આઠ મર્મસ્થાનો, નાડીઓ, પિત્ત, કંઠ, હૃદય, રોમ વગેરે કનિષ્ઠ વસ્તુઓના સમુદાયથી આ શરીર બનેલું છે. આવા ગર્હ્ય શરીરમાં આત્મબુદ્ધિ કરવી, એ મનુષ્યને યોગ્ય નથી. નરકાદિક સ્થાનોમાં રહેલા નિંદ્ય પદાર્થો આ દુષ્ટ મનુષ્યશરીરમાં રહેલા છે.

વૈરાગ્યનું વર્ણન–હે શિષ્ય ! આ જગતમાં જન્મ થવો, એને વિવેકી પુરૂષો દુઃખના કારણરૂપ ગણે છે. પિતાના વીર્યથી અને માતાના શોણિતથી મનુષ્યનું આ શરીર ઉત્પન્ન થાય છે. શરીરમાં સપ્ત ધાતુઓ અને બીજા મળો એકઠા થાય છે અને તે ગર્ભમાં વૃદ્ધિ પામી દશ માસે જન્મ લે છે. જેને માતા પિતા છે, એવાં બધાં શરીર યોનિજ કહેવાય છે. ક્ષણે ક્ષણે વિશીર્ણ થતું હોવાથી આ કલેવર શરીર કહેવાય છે. જઠરાગ્નિ, જિજ્ઞાસા અને વિષયલોલુપતા, એ ત્રણ અગ્નિઓને લીધે શરીર હમ્મેશ ઘસાતું જાય છે. ભોજનાદિકથી જઠરની તૃપ્તિ થાય છે; પરંતુતેનીનિરંતરરહેતી ચિંતા શરીરને ઘસવી નાંખે છે. લૌકિક તેમજ પરલૌકિક જ્ઞાનની જિજ્ઞાસારૂપ બીજો ચિંતાગ્નિ પણ શરીરને શીર્ણ કરે છે અને વિષયોની લોલુપતા તેને રાત્રિ દિવસ જીર્ણ કર્યા જ કરે છે.

સ્વર્ગમાર્ગનું વર્ણન–હેશિષ્ય!જેઓઅગ્નિહોત્રાદિક ઇષ્ટ કર્મો અને વાપી, કૂપ, તડાગાદિક પૂર્ત્ત કર્મો તથા બીજાં નાના પ્રકારનાં દાન કર્મો કરે છે, તેઓ મરણ પછી સ્વર્ગમાં જાય છે. સ્વર્ગના માર્ગમાં જતાં તે કર્મી જીવને પ્રથમ ધૂમનો અનુભવ થાય છે. ધૂમમાંથી પસાર થયા પછી રાત્રિ આવે છે. રાત્રિ પછી કૃષ્ણ પક્ષ આવે છે, પછી છ માસના દક્ષિણાયનને જીવ પ્રાપ્ત થાય છે. દક્ષિણાયન દેવતાઓની રાત્રિ સમાન છે. ત્યાંથીપછીપિતર લોકમાં થઇ તે ચંદ્રલોકને પામે છે. કૃષ્ણ પક્ષમાં ઇન્દ્રાદિક દેવતાઓ ચંદ્રનું ભક્ષણ કરે છે અને જીવ તેમાં એક ભાવને પામેલો હોવાથી ભક્ષણ થઈ જાય છે. સ્વર્ગમાં રહેલો જીવ સઘળાં સુખ ભોગવવા છતાં પુણ્યનો ક્ષય થઇ જવાના ભયના મહાન્ દુખમાં કષ્ટાય છે. આ લોકમાં જેમ સ્ત્રીની અપ્રાપ્તિ, રાજાનો ભય અને બીજાં દુઃખો છે, તેમ સ્વર્ગ લોકમાં પણ તે દુઃખો છે. સ્વર્ગથી આગળ જણાવ્યું, તેમ ભૂમિ ઉપર પડેલો જીવ અન્નાદિકદ્વારા મનુષ્યના શરીરને પ્રાપ્ત થઇ, તેને યૌવન ઉત્પન્ન કરે છે અને યૌવનને પ્રાપ્ત થયલો પુરૂષ પછી પિશાચવડે ગ્રહણ કરાયલો હોય, તેમ સ્ત્રીસંગની લોલુપતારૂપ અગ્નિથી પીડાય છે. મળ મૂત્રના રોધનથી જેમ મનુષ્ય પીડાય, તેમ વીર્યના રોધનથી પણ તે પીડાય છે. સ્ત્રી પણ જેમ બાળક સર્પને હાથમાં ધારણ કરે, તેમ મહા કષ્ટકારી વીર્યને મોટા આનંદથી ધારણ કરે છે અને પછી પરમ દુઃખને પ્રાપ્ત થાય છે. જનન કાળે તેના પ્રાણ જવા જ માત્ર બાકી રહે છે. માતપિતા આ પ્રમાણે પુત્રને

ઉત્પન્ન કરી પોતે દુઃખી થાય છે અને પુત્રને દુઃખને માટે ઉત્પન્ન કરે છે.

શિષ્ય–હે ભગવન્! તમે તો પુત્રોત્પત્તિને દુઃખનું કારણ કહો છો, પણ ઋગ્વેદમાં તો હરિશ્ચંદ્ર રાજાના ઉપાખ્યાનમાં કહ્યું છે કે, अपुत्रस्य न लोकोऽस्ति–અપુત્રને કોઇ લોકપ્રાપ્ત થતો નથી, તેનું કેમ ?

ગુરૂ–હે શિષ્ય! ઋગ્વેદમાં કહેલું છે, તે સત્ય જ છે. કારણ કે એક પુત્ર ઉત્પન્ન કરવો એ ધર્મ છે અને પુત્રોની ઉત્પત્તિને ઉદ્દેશી આ પ્રકરણમાં જે નિંદા કરવામાં આવે છે, તે વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાને માટે કરવામાં આવે છે. કુતરાં અને બીજાં પ્રાણીઓની માફક નિરંતર વિકારમાં તલ્લીન રહી, મૈથુનધર્મવડે સંતાનો ઉત્પન્ન કર્યા કરવાં, એ માતપિતા અને સંતાનો સૌને દુઃખનું કારણ જ છે. ઋગ્વેદમાં તો કહ્યું છે કે आत्मा वै जायते पुत्रः! અર્થાત્ આપણો આત્મા છે, એ જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, એટલે, એક પુત્ર ઉત્પન્ન થયા પછી સ્ત્રી જનની–માતાની સમાન થઈ રહે છે અને પુરૂષો તેમાં પણ પાછી કામભાવના કરે છે, એટલે मातरं स्वसारं च ते यांति– માતા અને બહેન સાથે ગમન કરનારા પશુઓના જેવા તેઓ થઇ જાય છે. સંસારવ્યવહારના વહનને માટે પુત્રની ઉત્પત્તિનો વિધિ છે અને તેથી पुत्रेणायं लोकजय–પુત્રવડે આ લોકનો જય મેળવી શકાય છે તે ખરૂં, પરંતુ તેથી કંઇ મોક્ષ મેળવી શકાતો નથી.

હે શિષ્ય! અધિકારી પુરૂષોને બ્રહ્મચર્ય પાળવાનો બોધ કરતાં શ્રુતિ ભગવતી કહે છે કે, હે અધિકારીઓ! આ મનુષ્યલોકની સ્ત્રીઓ કરતાં સ્વર્ગની અને બ્રહ્મલોકની સ્ત્રીઓ અત્યંત મનોહર અને સૌંદર્યવાન્ હોવાથી, તેમની ઇચ્છા કરી બ્રહ્મચર્ય પાળો. સ્વર્ગ અને બ્રહ્મલોકની સ્ત્રીઓ માનવ સ્ત્રીઓની માફક ગર્ભ ધારણ કરતી નથી, એટલે તેમનાથી સંસારના પ્રપંચની જાળ વિસ્તાર પામતી નથી અને દુઃખની પરંપરાઓ પણ ઉત્પન્ન થતી નથી. જો તમે આ લોકમાં બ્રહ્મચર્ય પાળીને રહેશો તો તેઓ સ્વર્ગના દ્વાર ઉપર પુષ્પ ચંદન લઇને તમને વધાવી લેવા સામી આવશે. માટે સ્વર્ગની ઇચ્છા કરીને બ્રહ્મચર્ય પાળો. જેઓ બ્રહ્મચર્ય પાળવાને સમર્થ નથી, તેવા અધિકારીઓને શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે કે, હે પુત્રો! બ્રહ્મચર્ય ધર્મ પાળવા પણ જો તમે સમર્થ ન હો તો તમે શરીર અને મનવડે કરીને પરસ્ત્રી ગમન ન કરો. જે પુરૂષ પરસ્ત્રી ગમન કરે છે, તે આ લોકમાં અને પરલોકમાં મોટા ભયને પ્રાપ્ત થાય છે. કામની શાંતિને માટે, હે પુત્રો! તમે પરણેલી સ્ત્રીની સાથે રહી ગૃહસ્થાશ્રમ ધર્મનું પ્રતિપાલન કરો. ગૃહસ્થાશ્રમ ધર્મને પાળો અને શાસ્ત્રમાં જે કર્મોનો નિષેધ કર્યો હોય, તેનું આચરણ છોડી દો, યજ્ઞ યાગાદિક શ્રેષ્ઠ કર્મોનું આચરણ કરો. પરણેલી સ્ત્રીની સાથે રહેવું, એ બ્રહ્મચર્ય સમાન છે. પરંતુ તેમાં શાસ્ત્રના નિયમો પાળવા એટલે કે, દિવા સંગ ન કરવો, એકાદશી, દ્વાદશી, અમાવાસ્યા, પૂર્ણિમા, સંક્રાંતિ, વ્યતિપાત અને પ્રદોષને વખતે સંગ ન કરવો. વળી ઋતુકાળ સિવાય બીજે વખતે પણ ગમન ન કરવું. શાસ્ત્રમાં દર્શાવેલા નિયમોને અનુસરીને જેઓ ઋતુસ્નાતા પોતાની સ્ત્રીમાં ગમન કરે છે, તેમને શુભ લક્ષણવાળો અને દીર્ઘાયુષી પુત્રો ઉત્પન્ન થાય છે. હે શિષ્ય! શ્રુતિ સ્મૃતિનું તાત્પર્ય આ પ્રમાણે નિવૃત્તિમાર્ગ તરફ છે. પરંતુ જેઓ બ્રહ્મચર્ય ધર્મ પાળવાને સમર્થ નથી, તેમને માટે ગૃહસ્થ ધર્મનો ઉપદેશ કરી પુત્રોત્પત્તિનો માર્ગ દર્શાવેલો છે.

ગુરૂ–હે શિષ્ય ! રાગથી પ્રાપ્ત થનારી વસ્તુનું શાસ્ત્ર આજ્ઞા કરતું નથી. મનુષ્યમાં અને પશુઓમાં સ્ત્રીસંગ એ રાગથી પ્રાપ્ત થનારી વસ્તુ છે. માટે શાસ્ત્ર તેની અનુજ્ઞા ન કરે એ સંભવિત નથી. પુત્રોત્પત્તિ કરનારા રાગી પુરૂષોને અથર્વ વેદમાં પશુઓની ઉપમા આપી, તેનું આ જ કારણ છે. पतिर्जायां प्रविशति એ શ્રુતિવડે કરીને એક પુત્રની ઉત્પત્તિ પછી તે સ્ત્રીનો સંગ કરવાનો નિષેધ કરેલો છે. કારણ કે તે સ્ત્રી પછી 'જાયા' માતા સમાન બને છે. પુત્રની ઉત્પત્તિ પહેલાં તે સ્ત્રી જાયા કહેવાતી નથી. જાયા એટલે માતા સ્વરૂપ બનેલી સ્ત્રીમાં સંગ કરવો, એ મહા અધર્મ છે. આ પ્રમાણે બરાબર શાસ્ત્રીય નિયમ પાળવામાં આવે તો શાસ્ત્ર પ્રમાણે પુરૂષ તેના જન્મમાં માત્ર એક જ વાર સ્ત્રીસંગ કરી શકે અને તેમ થાય તો તે બ્રહ્મચર્ય પાળ્યા બરોબર ગણાય. હે શિષ્ય ! બ્રહ્મચર્ય એવું છે કે, તે પાળનારને હૃદયકમળમાં રહેલો પરમાત્મા સહજ દેખાય છે. શ્રુતિ ભગવતી તેટલા માટે મનુષ્યોને પરમ અદ્ભુત એવા બ્રહ્મચર્યનો બોધ કરે છે.

બ્રહ્મચર્ય ધર્મનો ઉપદેશ–હે શિષ્ય ! જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એ ચારે પ્રકારના જીવો સદા સર્વદા સુખપ્રાપ્તિની ઇચ્છા કરે છે, દુઃખને માટે કોઇ પ્રયાસ કરતું નથી. જીવો સુખને માટે પ્રવૃત્તિ કરતા હોવા છતાં તેમને દુઃખ થતું જોઇ, શ્રુતિએ માતા જેવા સ્નેહથી કૃપાળુ બની બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ઉપદેશીને કહ્યું છે કે–હે પુત્રો ! જો તમને સુખની જ અભિલાષા હોય તો તમે બીજું બધું છોડી દઇ બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરો. બ્રહ્મચર્યથી જ તમને સુખની પ્રાપ્તિ થશે. હે પામર મનુષ્યો ! તમને શ્રવણ, મન અને બુદ્ધિ મળેલાં છે, માટે તમે મારાં વચનને સાંભળી તે પ્રમાણે વર્તો. તમારાથી ભિન્ન બીજા જીવો મારાં વચનને શ્રવણ કરી તે પ્રમાણે કરવાને અધિકારવાળા નથી. તમે બુદ્ધિવડે ઉત્તમ જીવ છો, માટે તમે બ્રહ્મચર્ય પાળી ઉત્તમ એવા સુખના માર્ગનો આશ્રય કરો. વૃક્ષાદિક શ્રોત્ર ઇંદ્રિય રહિત હોવાથી મારા ઉપદેશના તેઓ અધિકારી નથી, અશ્વાદિક પશુઓ જેમને શ્રોત્ર છે પણ તેઓ બુદ્ધિ રહિત છે, એટલે તેઓ પણ મારા ઉપદેશનો અમલ કરવા સમર્થ નથી. મનુષ્યમાં વળી શૂદ્ર અને સ્ત્રીઓને પણ મારા ઉપદેશનો અધિકાર નથી. स्त्रीशूद्रौ नाधीयाताम् માત્ર તમે ત્રૈવર્ણિકો જ અધિકારીઓ છે. તેથી મારા વચનથી બ્રહ્મચર્યનો સ્વીકાર કરી, તેનું પ્રતિપાલન કરો અને મહાન્ દુર્લભ એવા સુખને પામો. આ જગતના જે જીવો કામને વશ થયેલા છે, તે કદી પણ સુખને જોવા પામતા નથી. માટે તમે કામનો પરિત્યાગ કરો. કામથી જ સર્વ પ્રાણીઓ દુઃખી છે. માટે તમે તેનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળો.

આ મનુષ્ય દેહથી જ બ્રહ્માનંદ પ્રાપ્ત કરી શકાય છે. અધિકારી પુરૂષોએ આ જગતમાંની પુત્રૈષણા, લોકૈષણા અને વિત્તૈષણાનો ત્યાગ કરી, આનંદના ઉદધિરૂપ બ્રહ્માનંદને મેળવવાનો યત્ન કરવો જોઇએ. કામદોષનો પરિત્યાગ નહિ કરનારા મનુષ્યોને શ્વાનાદિક પશુઓની માફક વિષય ભોગરૂપ પાપ કર્મ અવશ્ય કરવાં પડે છે. શાસ્ત્રદૃષ્ટિથી રહિત શ્વાનાદિક પશુઓ પણ પોતાની સ્ત્રીના સંગથી પુત્રાદિકની ઉત્પત્તિ કરે છે. પશુ પંખીઓને પણ કામવાસનાને લીધે સ્ત્રીને અને કુટુંબને વશ રહી તેમનું પાલન

કરવું પડે છે, ત્યારે પશુ પંખીઓ અને મનુષ્યોમાં શો ભેદ ?

વિધિવચન વિવેક–હે શિષ્ય ! વેદમાં બે પ્રકારનાં વિધિ વચનો કહેલાં છે. એક નિત્ય વિધિવચન કહેવાય છે, અને બીજું કામ્યવિધિ વચન કહેવાય છે. વિધિવચનના અનુસરણથી મનુષ્યને પુણ્ય અને ઉલ્લંઘનથી પાપ લાગે છે. अहरहः संध्यामुपासीत આ વિધિવચન ત્રૈવર્ણિકને દરરોજ સંધ્યાનું અનુષ્ઠાન કરવાની આજ્ઞા કરે છે. જો આનું ઉલ્લંઘન થાય તો તેમને પાપ લાગે છે. જેનું અનુવર્તન ન કરવાથી પાપ ન લાગે, પરંતુ તે કરવાથી ફળની પ્રાપ્તિ થાય ખરી, તેને કામ્ય વચન કહેવામાં આવે છે. જેમકે ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत સ્વર્ગની કામનાવાળા પુરૂષે જ્યોતિષ્ટોમ નામનો યજ્ઞ કરવો. વેદમાં પુત્રોત્પત્તિ સંબંધીનાં જે વચનો છે, તે નિત્યવિધિવચનો નથી, પરંતુ કામ્ય વિધિવચનો છે. શત્રુને મારવાની ઇચ્છા ધરાવનાર પુરૂષને માટે એવો કામ્યવિધિ કહેલો છે કે श्येनेनाभिचरन्यजेत् જેને શત્રુને મારવાની ઇચ્છા હોય, તેણે શ્યેન નામનો યજ્ઞ કરવો. આ કામ્યવિધિ વચન પ્રમાણે નહિ ચાલનારાઓને કશો દોષ કે પાપ લાગતું નથી, પણ તે પ્રમાણે આચરણ કરનારને શ્યેન મારણનો દોષ લાગે છે અને શત્રુના નાશરૂપી ફળ મળે છે. આ પ્રમાણે જેમને પુત્રની ઇચ્છા હોય, તેમણે જ સ્ત્રીસંગ કરવો, એવો માત્ર કામ્ય વિધિ છે. સર્વને માટે તે નથી, તેમ તે ન આચરવાથી પાપ પણ લાગતું નથી. હે શિષ્ય ! વેદમાં નિત્ય વિધિ વચનમાં કદી પણ પુત્રોત્પત્તિનું વચન નથી, માત્ર કામ્યવિધિમાં જ તેનો સમાવેશ કરાયલો છે.

અગ્નિના તાપથી જેમ પુષ્પોનો અર્ક નીકળે છે, તેમ કામના તાપથી પુરૂષમાંથી વીર્ય નીકળે છે. સ્ત્રીને જોતાં જ કામ પુરૂષના હૃદયકમળને, વાયુ જેમ વૃક્ષને કંપાવે તેમ ક્ષુભિત કરે છે, એટલે પરાધીન થયેલો તે દુઃખી પુરૂષ સ્ત્રીને વશ થાય છે. જેમ કામી પુરૂષને દુઃખ થાય છે, તેમ વીર્યમાં રહેલા જીવાત્માને પણ દુઃખ થાય છે. પુરૂષમાં રહેલું વીર્ય, જેમાં જીવાત્મા રહેલો હોય છે, તેને ધાતુઓમાંથી, અગ્નિમાંથી તથા વાયુમાંથી મહા દુઃખે કરીને પસાર થવું પડે છે. શુક્ર અને શોણિત ઉભય મહા ખરાબ મળ કહેવાય છે અને તેમાંથી ગર્ભની ઉત્પત્તિ થઇ મનુષ્યશરીર બંધાય છે. જેમાં શુક્ર શોણિત હોય, તે જ શરીરો કહેવાય છે.

પુરૂષ, સ્ત્રી અને નપુંસકની ઉત્પત્તિ–હે શિષ્ય ! સ્ત્રી પુરૂષના સંગમાં જ્યારે વીર્યનું આધિક્ય હોય છે ત્યારે પુરૂષગર્ભ ઉત્પન્ન થાય છે, શોણિતનું આધિક્ય હોય છે ત્યારે સ્ત્રીગર્ભ ઉત્પન્ન થાય છે અને જ્યારે શુક્ર અને શોણિત સમાન હોય છે ત્યારે નપુંસક ગર્ભની ઉત્પત્તિ થાય છે. સંભોગ કાળમાં જ્યારે સ્ત્રી અને પુરૂષ બન્ને પ્રસન્ન હોય ત્યારે જે બાળક ઉત્પન્ન થાય છે, તે સર્વાવયવ સુંદર થાય છે અને જ્યારે તેમાંનું એકાદ જણ ખિન્ન હોય છે અથવા બેઉ ખિન્ન હોય છે, તે ખોડંખાંપણવાળું અને ખરાબ સ્વભાવનું થાય છે. સંભોગથી થતાં વીર્ય અને શોણિતના સંગથી પ્રથમ પાણી જેવો 'કલિલ' ઉત્પન્ન થાય છે, સાત દિવસ પછી પ્રીણનું રૂપ લઇ તે અંગુષ્ઠ પ્રમાણનો બુદ્બુદ બને છે અને પછી પ્રવાહી સ્વરૂપનો ત્યાગ કરી માંસપિંડનું સ્વરૂપ ધારણ કરે છે. તે પછી એ માંસપિંડમાં પ્રથમ સુષુમ્ણા નાડી ઉત્પન્ન થાય છે, તે પછી આગળ જણાવેલી નાડીઓ ઉત્પન્ન થાય છે અને

તેની મારફતે ગર્ભને માતાએ જમેલા ભોજનનું પોષણ મળે છે. બે મહિના પછી તે માંસપિંડમાંથી મસ્તક ઉત્પન્ન થાય છે, ત્રીજે મહિને હાથ તથા પગ ઉત્પન્ન થાય છે, ચોથે મહિને આંગળાં થાય છે, પાંચમે મહિને કરોડ બંધાય છે, છઠ્ઠે મહિને વાગાદિક ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે અને સાતમે મહિને તેમાં પ્રાણ આવે છે. આઠમે મહિને જન્મેલો ગર્ભ જીવે છે, પરંતુ તેના જીવનમાટે સંશય રહે છે. નવમે મહિને તેનામાં સર્વ લક્ષણ આવે છે અને જન્મ ધરતાં તે જીવે છે.

ગર્ભમાં બાળકને થતો પશ્ચાત્તાપ–નવમા મહિનામાં સર્વ બોધને પામેલો ગર્ભ આગળના જન્મોને યાદ કરીને પશ્ચાત્તાપ કરે છે કે, આ દુઃખરૂપ સંસારસમુદ્રમાં પૂર્વે સુખદુઃખની પ્રાપ્તિરૂપ અસંખ્ય શરીરો મેં ધારણ કર્યાં હતાં. એ શરીરોમાં અનેકવાર મને શ્વાનના શરીરની પ્રાપ્તિ થઈ હતી, અનેકવાર સૂકરશરીર પ્રાપ્ત થયાં હતાં, ઘણી વાર મારે ઉંટ, ગધેડાં અને પશુનાં શરીરો ધારણ કરવાં પડયાં હતાં. અનેકવાર હું સ્થાવરવૃક્ષાદિક શરીરને પામ્યો હતો અને અનેકવાર મનુષ્યમાં બ્રાહ્મણથી માંડીને ચાંડાળ સૂધીનાં શરીરો પામ્યો હતો. સ્વર્ગ, નરક અને બીજાં દુઃખોમાંથી હું અનેકવાર પસાર થયો છું. માતાના સ્તનમાંથી પરૂની માફક નીકળતું દૂધ મેં પાપીએ ઘણીએવાર પીધું છે. ભક્ષ્ય અભક્ષ્ય પદાર્થોનું મેં અનેકવાર ભક્ષણ કર્યું છે, જૂદાં જૂદાં શરીરોમાં અનેકવાર મેં પ્રીતિ કરી છે, મારે અનેક માતપિતા થયાં છે તથા અનેક મેં મારાં જન્મ મરણ જોયાં છે. આ જગતમાં જન્મી મેં અનેક જાતનાં સારાં નરસાં કર્મ કર્યાં છે, પણ એકેવાર મને જીવન મરણના ફેરામાંથી છૂટવાનો માર્ગ સૂઝયો નથી. હાર્યો જુગારી બમણું રમે, તેમ હું આ સંસારની ઘટમાળમાં ભમ્યા કરૂં છું. પુણ્ય પાપનાં કર્મોમાંથી છૂટવાને મેં અષ્ટાંગ યોગથી પરબ્રહ્મ જાણ્યો નથી. હવે મને આત્મજ્ઞાન નહિ થાય તો પછી કયારે થશે? આ વખત જન્મ પામ્યા પછી હું પરબ્રહ્મનું સાધન કરીશ અને તે નહિ બને તો શ્રી મહેશ્વર અથવા વિષ્ણુનું આરાધન કરીશ. આ કલેવર કશા કામનું નથી અને તેના ઉપર કોઇ સ્નેહ પણ રાખતું નથી. જે શ્રી પુત્રાદિક બાંધવ જનો જીવિત સમયમાં મને પગે લાગતાં હોય છે, તેઓ મરણાંતે દેહને સ્મશાનમાં લઇ જઇ, તેને અડતાં પણ અભડાય છે, માટે આ મનુષ્યદેહ ક્ષુદ્ર પાપ કર્મનો જ બંધાયલો છે અને તેમાં હું પ્રીતિ કરીશ નહિ. જેમને મારે માટે કંઇ પણ લાગણી નથી હોતી, તે શ્રી પુત્રાદિકના ભરણ પોષણને માટે હું અનેક જાતના પ્રપંચ અને પાપ કર્મો કરી, અશુભ ફળને મારે છેડે બાંધીશ નહિ તથા આ જન્મમાં હું પુનઃ જન્મ થાય, એવું કંઈ પણ કરીશ નહિ.

મરણનાં ચિન્હો–હે શિષ્ય ! પુરૂષનાં બે નેત્રોમાં એક નાડીના સંબંધથી અંતર્યામી રહેલ છે અને જ્યારે મૃત્યુ નજીક આવે છે ત્યારે તે નાડીનો સંબંધ તૂટી જાય છે. આ પ્રમાણે નેત્રનો દેવતા નષ્ટ થવાથી મૃત્યુ પાસે આવેલું હોય તેવા પુરૂષને સૂર્ય ઝાંખો રક્ત જણાય છે, પણ કીરણ-જાળ દેખાતું નથી. જેનું મરણ નજીક આવેલું હોય છે, તેને દિશાઓ અને તારાઓ રાતા રંગના દેખાય છે. પાયુ ઇંદ્રિય છૂટી જાય છે, મળ બંધ રહેતા નથી, માથા-

માંથી દુર્ગંધી નીકળે છે. જેનું મરણ પાસે આવ્યું હોય, તે પુરૂષ પોતાની છાયામાં છિદ્ર દેખે છે. જેને દર્પણમાં અને છાયામાં પોતાના મસ્તકનો સંશય પડે છે, તે પણ થોડા કાળમાં મરણ પામે છે. કાનમાં આંગળીઓ ઘાલતાં જેમને પ્રાણ વાયુનો ધબકારો સંભળાતો નથી, તે થોડા કાળમાં મરણ પામે છે. અગ્નિ જેમને લીલો દેખાય તથા મેઘ વગર આકાશમાં વિજળી થતી હોય એવો જેમને ભાસ થાય, તે પણ થોડા વખતમાં મરણ પામે છે. મેઘથી ઘેરાયલા આકાશમાં જેને સૂર્ય દેખાય છે અને અગ્નિરહિત ભૂમિમાં જેને અગ્નિ ભાસે છે, તે માણસ થોડા કાળમાં મરણ પામે છે. જે માણસ પોતાના મસ્તકમાંથી ધૂમ નીકળતો દેખે છે તે મરણ પામે છે. જેનું શરીર પૂર્વે કૃશ હોય તે વગર કારણે જાડું થાય તો તે મનુષ્ય મરણ પામે છે. જેનું મરણ નિકટ છે, એવા માણસો જો ક્રોધી હોય તો શાંત સ્વભાવના અને શાંત સ્વભાવના હોય તો એકાએક ક્રોધી થઇ જાય છે. વિષ્ઠા અને મૂત્રનો સાથે ત્યાગ થઇ જાય, ક્ષુધા અને પિપાસા એક જ કાળે લાગે, વૃક્ષના અગ્રમાં ગંધર્વ નગર દેખાય, પોતાનું શરીર જેને કાળું અથવા પીળું દેખાય, તે પુરૂષ એક વર્ષમાં મરણ પામે છે. ગૃધ્રાદિક માંસ ભક્ષણ કરનારાં પ્રાણીઓ જેના શરીર તરફ ધસી જાય છે, તે માણસ પણ થોડા કાળમાં મરણ પામે છે.

છ માસિક મરણ ચિહ્નો–હે શિષ્ય ! છ માસમાં જેનું મરણ થવાનું હોય છે, તે માણસને રંગ વિપરીત દેખાય છે. કાળું વસ્ત્ર ધોળું અને ધોળું કાળું દેખાય છે. સૂર્ય તથા ચંદ્રમા તેને જમીન ઉપર પડેલા જણાય છે, જમીન ઉપરના પદાર્થો તેને આકાશમાં દેખાય છે. જે માણસના ઓઠ અને તાળવું વગર રોગે સૂકાતાં જાય, તે માણસ છ માસમાં અવશ્ય મરણ પામે છે. જેનું શરીર ભમી જાય અને જેને પર્વત તથા વૃક્ષાદિક સ્થાવર પદાર્થો ફરતા હોય એવા જણાય, તે માણસ છ માસમાં મરણ પામે છે. જેને ઘંટાનો અવાજ સંભળાય નહિ, કાદવવાળી અને રજવાળી ભૂમિમાં જેનાં પગલાં ખંડિત પડે, તે માણસ પણ છ માસમાં મરણ પામે છે. આંખના ચોળ્યા વગર જેને આંખમાંથી તણખા જેવું તેજ દેખાય, તે માણસ ત્રણ મહિનામાં મરણ પામે છે. જેની આંખોવડે રૂપાદિકનું ગ્રહણ થાય નહિ અને જેને દેવતાઓનાં શરીર અને શબ્દ દેખાયતથા સંભળાય છે, તે માણસ એક મહિનામાં મરણ પામે છે. જેના મસ્તકમાંથી ગરમ જ્વાળાઓ નીકળે છે તે, જેને દિવસે ઉલ્કાપાત થતો દેખાય છે તે, રાત્રિએ જેને ઇન્દ્રધનુષ દેખાય છે તે, વગરમેઘે જેને આકાશમાં વિજળીઓ થતી હોય એવું દેખાય છે તે તથા જે માણસ ખરેખરી વિજળીને ન દેખે તે, એક મહિનામાં મરણ પામેછે. જેને લુખા પદાર્થો સ્નિગ્ધ જણાય, શીતળ પદાર્થો ગરમ અને ગરમ પદાર્થો શીતળ લાગે અને સ્નાન કર્યા પછી બીજાં અંગો ભીનાં હોવા છતાં જેનું હૃદય અને પગ સૂકાઈ જાય, તે માણસ એક મહિનામાં મરણને શરણ થાય છે.

સ્વપ્નાવસ્થામાં જણાતાં મૃત્યુનાં ચિહ્નો–હે શિષ્ય! સ્વપ્નામાં જેને કાળા દાંતવાળો, કાળા, શરીરવાળો અને ભયંકર પુરૂષ જણાય, તે માણસ મરણ પામે. સ્વપ્નમાં જેના શરીરને મર્કટ કે વરાહ ભક્ષણ કરે કિંવા લઈ જાય, તે માણસ છ મહિનામાં મરણ પામે છે. સ્વપ્નામાં પીળા અન્નને ભક્ષણ કરનાર, મધની

સાથે અન્ન જમનાર અને કમળની કોમળ જટાનું ભક્ષણ કરનાર છ માસમાં મરણ પામે છે. જે માણસને સ્વપ્નમાં કાળી ગાય કાળા વાછરડા સાથે દક્ષિણ દિશામાં જતી દેખાય, જે ઉંટ, ગદર્ભ કે વરાહના રથમાં બેસે અને સ્વપ્નમાં જે શ્વેત કમળ કે લાલ કરેણની માળા પોતાના કંઠમાં ધારણ કરેલી જૂવે, તે પણ મરણ પામે છે.

## अमृतनाद उपानिषद्.

યોગનિરૂપણ–હે શિષ્ય ! જે પુરૂષ બ્રહ્મચારી, મનને તથા ઇંદ્રિયોને સ્વાધીન રાખનાર, અને ગુરૂ ઉપર શ્રદ્ધાવાળો હોય, તે યોગ સાધી શકે છે. અને વિદ્વાનો તેને જ યોગનો અધિકારી ગણે છે. યોગ સાધવાની ઇચ્છાવાળા પુરૂષે વર્ણાશ્રમ ધર્મો અને નિત્ય નૈમિત્તિક કર્મો કરતાં એકાંત દેશમાં એક ઝુંપડી બાંધી ત્યાં રહેવું તથા યોગનો અભ્યાસ કરવો. જે ઠેકાણે પર્ણકૂટિ બાંધવામાંઆવેતે સ્થાનશીત,વાયુતથાવર્ષાઇત્યાદિકના ઉપદ્રવોરહિત અને નેત્રને આનંદ ઉપજાવે એવું હોવું જોઇએ. યોગને માટે અધિકારીહોય તેવા પુરૂષે પર્ણકૂટિમાં પ્રથમ દર્ભ પાથરવો, તેની ઉપર મૃગચર્મ પાથરવું, તેની ઉપર વ્યાઘ્રચર્મ અથવા કોમળ વસ્ત્ર પાથરવું, કે જેથી શરીરને કંઇ પીડા થાય નહિ. આસન બહુ ઉંચું પણ નહિ, તેમ બહુ નીચું પણ નહિ, તેમ મનને રૂચે તેવું હોવું જોઇએ. શરીર, મસ્તક અને ગર્દન ટટાર રાખી આસન ઉપર બેસવું અને દૃષ્ટિને હમ્મેશાં નાસિકાના અગ્ર ભાગ ઉપર રાખવી. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમોનું પ્રથમ આ આસનપર બેસી પરિપાલન કરવા માંડવું. વળી શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઇશ્વરપ્રણિધાન, એ પાંચ નિયમોને પણ તેણે યોગ્ય રીતે પાળવા.

હે શિષ્ય ! યોગ સાધતાં અધિકારી જનોને અનેક જાતનાં વિઘ્ન આવે છે, તેથી વિઘ્નોના નિવારણ માટે ઉપર કહ્યા પ્રમાણેના આસન ઉપર બેસી, ચિત્તને એકાગ્ર રાખી, ભગવાન્ રૂદ્રનું ધ્યાન ધરવું. વિઘ્નોપશાંતિનું ધ્યાન પૂરૂં થયા પછી યોગસાધક અધિકારી જને સ્વસ્તિક, પદ્મ અને ભદ્ર, એ ત્રણ જાતનાં આસનોમાંથી ગમે તે જાતનું એક આસન વાળી ઉત્તરાભિમુખે બેસી પ્રાણાયામ કરવું. ડાબી જાંગ અને સાથળની વચમાં જમણા પગનું તળીઉં રાખવું અને જમણી જાંગ અને સાથળની વચમાં ડાબા પગનું તળીઉં રાખીને ટટાર બેસવું, તેનું નામ સ્વસ્તિક આસન કહેવાય છે. ડાબી ઉરૂ ઉપર જમણો પગ રાખી, જમણે હાથે પીઠ પાછળથી તેનો અંગુષ્ટ ધારણ કરવો અને જમણી ઉરૂ ઉપર ડાબો પગ રાખી, ડાબા હાથથી તેનો અંગુષ્ટ ધારણ કરી, શરીરને ટટાર રાખવું, આનું નામ પદ્મ આસન કહેવાય છે. જંઘાઓના મૂળમાં બેઉ હથેલીઓ રાખી બેસવું, તેનું નામ ભદ્રાસન કહેવાય છે.

યોગનાં બીજાં અંતરંગસાધનો–પ્રાણાયામ, પ્રત્યાહાર, તર્ક, ધારણા, ધ્યાન અને સમાધિ, એ છ યોગનાં સાધન છે. અગ્નિવડે કરીને જેમ લોહાદિકની શુદ્ધિ થાય છે તેમ પ્રાણાયામથી અંતઃકરણ અને નેત્રાદિકના દોષો જતા રહે છે. રેચક, પૂરક અને કુંભક એમ ત્રણ પ્રકારવડે પ્રાણાયામ થાય છે.પ્રત્યેક પ્રાણાયામ સમયે ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરતાં પ્રણવનો ઉચ્ચાર કરવો જોઇએ. જેઓ સંન્યાસીઓ છે, તેમણે તો ગાયત્રીના પ્રત્યેક અક્ષરે અક્ષરે પ્રણવનો ઉચ્ચાર કરવો જોઇએ. પ્રણવ અને ગાયત્રી

મંત્ર સાથે કરેલ પ્રાણાયામ પુરૂષના સર્વ દોષોને ટાળે છે. પ્રણવાયુને આધાર-ચક્રથી કુંડલિનીદ્વારા ઉપર લઈ જઈ, નાસિકાદ્વારા બહાર કાઢવો, આનું નામ રેચક, બહારના વાયુને નાસિકાદ્વારા શરીરમાં ખેંચવો આનું નામ પૂરક, અને પ્રાણવાયુને શરીરમાં રોકી અંદર લઇ જવો તેનું તેનું નામ કુંભક કહેવાય છે. શ્રોત્રાદિક ઇંદ્રિયોને તેમના વિષયમાં પ્રવૃત્ત કરનાર ચંચળ મનને આત્મવિચારના બળથી રોકવું, આનું નામ પ્રત્યાહાર. યાજ્ઞવલ્કય મુનિ કહે છે કે यद्यत्पश्यति तत्सर्वं पश्येदात्मानमात्मनि प्रत्याहारः स प्रोक्तः જે જે પદાર્થ દૃષ્ટિએ પડે, તે તે સર્વ પદાર્થોને આત્મારૂપે જોવા, આને યોગીઓ પ્રત્યાહાર કહે છે. વેદને અમાન્ય સઘળા તર્કોનો ત્યાગ કરી, માન્ય તર્કોથી આત્મવસ્તુનું ચિંતન કરવું તે તર્ક કહેવાય છે. મનને કોઇ પણ જાતના સંકલ્પ વિકલ્પ કરવા વિના એક આનંદ સ્વરૂપ આત્મામાં તલ્લીન કરવું, તેનું નામ ધારણા. આ ધારણામાં એકજ સ્વરૂપ આત્મામાં બધી વૃત્તિઓને જોડી દેવી, તેનું નામ ધ્યાન કહેવાય છે. જે અવસ્થામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ઇત્યાદિક સર્વ દ્વૈત પ્રપંચનો નાશ થઇ, એક અખંડાત્મામાં જ સ્થિતિ થાય, તેનું નામ સમાધિ છે. યોગની સાધના કરવા ઇચ્છતા યોગીએ ભય, ક્રોધ, આલસ્ય, અતિનિદ્રા, જાગરણ, અતિ ભોજન તથા બહુ જ અલ્પ ભોજનવગેરેનો ત્યાગ કરવો જોઇએ. પ્રણવના ઉચ્ચાર સાથે પૂરક, રેચક અને કુંભક પ્રાણાયામ, એક એકથી દ્વિગુણિત માત્રાના પરિમાણે કરવા. માર્કંડેય પુરાણ, માંડૂકય ઉપનિષદ્, પ્રશ્નોપનિષદ્ અને મુનિ યાજ્ઞવલ્કયે માત્રાનું પ્રમાણ એવું આપ્યું છે કે ત્રણ વાર ચપટી વગાડીએ, તેટલો સમય તે માત્રા કહેવાય. છતાં માત્રાના માપ સંબંધે વિવિધ મત છે. પ્રસ્તુત પ્રસંગમાં તો કહ્યું છે કે, ત્રણવાર તાળી પાડીએ એટલા કાળને માત્રા માનવી. પ્રાણાયામના અભ્યાસને લીધે યોગીઓ આકાશાદિક પંચમહાભૂતો જિતી શકે છે પ્રાણોનો શરીરમાં હંસમંત્ર નામે એક મુખ્ય વ્યાપાર છે અને તે ગળાથી ગુદા સૂધીના ત્રીશ આંગળના નળમાં ચાલે છે. નાસિકાદ્વારા બહાર નિકળતો અને અંદર ખેંચાતો જે પ્રાણવાયુ છે, તેની મારફતે હંસમંત્રનું રટન થાય છે. શરીરમાંના પાંચ વાયુઓ જૂદા જૂદા રંગના અને જૂદા જૂદા વ્યાપાર કરનારા હોવા છતાં પ્રાણવાયુ જ તેમાં પ્રાધાન્ય છે. પ્રાણ ક્રિયારૂપ શક્તિવાળો છે અને મન જ્ઞાનરૂપ શક્તિવાળું છે તથા શરીરમાં તે બેઉ સાથે રહે છે અને સાથેજ બહાર જાય છે. सह हि एते समुत्क्रामन्तः सह तिष्ठतः અર્થાત્ પ્રજ્ઞારૂપ મન એ પ્રાણ સાથે રહે છે ને સાથે જાય છે. યોગી પુરૂષોએ પ્રાણ અને મનને સંયુક્ત ધ્યાનમાં જોડી નાખવા, એટલે તે જ્યારે જાય ત્યારે સ્વર્ગ લોકમાં જ જાય. જેમને તીવ્ર વૈરાગ્ય વ્યાપેલો નથી હોતો, તે યોગીઓ સુષુમ્ણાને માર્ગે બ્રહ્મલોકમાં જઇ ત્યાં વૈરાગ્ય પામે છે. વૈશ્વાનર, હિરણ્યગર્ભ, ઇશ્વર અને તુરીય, એ ચારનું પ્રણવથી ચિંતન કરતાં યોગી વિદેહ મોક્ષ પામે છે અને પ્રણવસ્થ સ્વરૂપે તેને મોક્ષ માર્ગે લઇ જાય છે.

પ્રણવનું બ્રહ્મસ્વરૂપ–હે શિષ્ય ! પ્રણવ છે તે બ્રહ્મસ્વરૂપ છે. બ્રહ્મ શબ્દમાં ૐકાર અધ્યસ્ત છે, તેમ તેના અધિષ્ઠાનરૂપે છે. માટે તેનું ધ્યાન કરવાનું કહેલું છે. ૐકારની अ માત્રાનો વિરાટ્ ભગવાન્ સાથે અભેદ છે અને તેમાં રહેલા अ, उ ને म અનુક્રમે વિરાટ, વિશ્વચેતન, હિરણ્યગર્ભ; તૈજસ,

ચેતન અને ઇશ્વર પ્રાજ્ઞ ચેતનના વાચક છે. બ્રહ્મલોકમાં પ્રણવની સ્મૃતિ થાય છે અને ધ્યાનમાં તે જ બ્રહ્મસ્વરૂપે સમજાય છે. આ પ્રણવ મંત્ર બ્રહ્મસ્વરૂપ હોવાથી મનવાંછિત ફળ આપે છે. યોગીઓ પ્રણવને સ્વસ્વરૂપ આપીને બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

યોગાભ્યાસનું ફળ—હે શિષ્ય! યોગાભ્યાસની યથાર્થ પ્રક્રિયાઓ કરતાં ને સમાધિ ચઢાવતાં ચઢાવતાં ત્રણ માસે યોગી પુરૂષને દૂર દેશમાં રહેલી વસ્તુસ્થિતિનું દિવ્ય જ્ઞાનથાય છે. ચાર માસના યોગ્યાભ્યાસ પછી ઇંદ્રાદિક દેવતાઓનાં દર્શન થાય છે અને પાંચમે મહિને તે યોગીને સઘળાં વિષય સુખ તુચ્છ જણાય છે તથા પરમ વૈરાગ્યમાં મન સ્થિર થાય છે. છ માસ સુધી યોગ સાધતાં તેનું અંતઃકરણ શુદ્ધ થઈ, તે સર્વ કર્મોમાંથી સંન્યાસ લઇ, આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિને માટે બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જાય છે. ગુરૂના મુખથીતત્ત્વમસિ વાકયરૂપજીવેશ્વરના અભેદને શ્રવણ કરી સંશય વિના તે બ્રહ્મસાક્ષાત્કાર કરવાને યોગ્ય થાય છે. આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિથી પછી યોગી જીવિત અવસ્થામાં સદેહે મોક્ષને પામે છે.

જીવન્મુક્તનું સ્વરૂપ—હે શિષ્ય ! જીવન્મુક્ત પુરૂષ આશ્રયરૂપવડે સર્વ વસ્તુમાં આત્માને દેખે છે. પોતાના શરીરની પણ તે કાષ્ઠની માફક દરકાર કરતો નથી. જેમ એક માણસ નદીને ઉતરીને પેલે પાર ગયા પછી નૌકાનો ત્યાગ કરે છે, તેમ જીવન્મુક્ત પણ આગળની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરી દે છે. કોઇ પણ જાતનું કર્મ તેને કરવાનું હોતું નથી.

## हंसोपनिषद्.

ષટ્ ચક્ર નિરૂપણ—હે શિષ્ય ! ‘ અમૃતનાદ’ ઉપનિષદમાં ઉપર પ્રમાણે યોગનું નિરૂપણ કરેલું છે, જ્યારે ‘હંસોપનિષદ્‌માં’ નીચે પ્રમાણે વિશેષ વિવેચન કરાયલું છે. આ મનુષ્ય દેહમાં ૧ આધાર ચક્ર, ૨ સ્વાધિષ્ઠાન ચક્ર, ૩ મણિપૂરક ચક્ર, ૪ અનાહત ચક્ર, ૫ વિશુદ્ધિ ચક્ર અને ૬ આજ્ઞા ચક્ર, એ રીતે પાયુથી ભ્રુ સુધીમાં ષટ્ ચક્ર રહેલાં છે. આધાર ચક્ર પાયુની ઉપર બે આંગળે આવેલું, લાલ કુંડલિનીના પુચ્છને લાગેલું અને ગણપતિવાળું છે. ઉપસ્થના મૂળ દેશ આગળ સ્વાધિષ્ઠાન ચક્ર છપત્રવાળું છે, તેનો વર્ણ પીળો છે ને પ્રજાપતિ તેનાદેવતા છે. મણિપૂરક ચક્ર નાભિસ્થાન આગળ છે. તે નીલ, દશ દળવાળું, સૂર્ય ચંદ્રના જેવું તેજસ્વી, અને દશ અક્ષરવાળું છે. વિષ્ણુ તેના દેવતા છે. અનાહત ચક્ર હૃદય દેશમાં આવેલું છે. તે દૂધના જેવું સફેત, નેત્રને આનંદ ઉપજાવનાર, બાર પત્રવાળું અને રૂદ્ર દેવવાળું છે. વિશુદ્ધિ ચક્ર કંઠ દેશમાં આવેલું છે, તે શોળપત્રવાળું, ષોડશસ્વર યુક્ત અને જીવાત્માને રહેવાના સ્થાનરૂપ છે. આજ્ઞાચક્ર ભ્રૂકૂટીના મધ્ય ભાગમાં છે. તે લાલ, બે પત્રવાળું અને પરમાત્માદેવવાળું છે. મસ્તકમાં સહસ્ત્ર પત્રવાળું પદ્મ નામે ચક્ર રહેલું છે. તે દશમદ્વારને પૂરે છે ને તેમાં જીવાત્મારૂપી હંસ રહે છે. પક્ષીઓ જેવો ઉચ્ચાર કરે, તેવું તેમને નામ આપવામાં આવે છે. જેમ કા, કા કરનાર પક્ષીને કાક કહેવામાં આવે છે, તેમ શ્વાસ પ્રશ્વાસમાં ‘હંસ’એવો શબ્દોચ્ચાર થતો હોવાથી જીવાત્માને પણ હંસ કહે છે. રાત્રિ દિવસ મળીને મનુષ્ય ૨૧૬૦૦ શ્વાસ પ્રશ્વાસ લે છે. તેમાં બાહેર નિકળતો શ્વાસ ‘હ’ કારનો ઉચ્ચાર કરે છે અને અંદર આવતો શ્વાસ ‘ સ ’કારનો ઉચ્ચાર કરે છે. એટલે શ્વાસ પ્રશ્વાસમાં ‘ હંસ ’ એવો ધ્વનિ થાય છે.

તથા રાત્રિ દિવસ તેનો જપ જપાય છે.

જીવરૂપ હંસનું વર્ણન–હે શિષ્ય! જેમ પંખી પાંજરામાં રહે છે, તેમ આ જીવરૂપી હંસ પણ માનવદેહરૂપી પાંજરામાં રહેલો છે. જીવરૂપી હંસને ભોકતારૂપ અગ્નિ અને ભોગ્યરૂપ સોમ નામે બે પાંખો છે. ઓઁકાર રૂપ પ્રણવ મંત્ર જીવ હંસનું મસ્તક છે. મૂળ શકિતનુ ક્રિયા શકિતવાળું પરિણામવિશેષ જે બિંદુ, તે જીવ હંસનું હૃદય છે, સૂર્ય, અગ્નિ ને સોમ, એ ત્રણ તેનાં નેત્ર છે, તેનો એક પગ રૂદ્રરૂપ અને બીજો રૂદ્રાણીરૂપ છે. त्वं પદનો અર્થ જે જીવહંસ, તે જ તત્પદના અર્થરૂપ પરમાત્મા દેવ છે. નિરૂપાધિક દૃષ્ટિએ તે હંસ નિર્ગુણબ્રહ્મરૂપે છે. પણ સોપાધિક દૃષ્ટિએ તે સગુણ બ્રહ્મસ્વરૂપે છે. સગુણ બ્રહ્મ વળી વામ ભાગે અગ્નિરૂપ અને દક્ષિણ ભાગે સોમરૂપ છે. જીવ હંસ અતિ ચચળ અને તેજસ્વી છે તથા પોપટ જેમ પાંજરામાં આમ તેમ ફરે છે, તેમ તે આખા શરીરમાં ફરે છે. જ્યારે તે હૃદયકમળના જૂદા જૂદા વિભાગો ઉપર બેસે છે ત્યારે તેને જૂદી જૂદી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. જ્યારે જીવ હૃદયકમળના મધ્યભાગમાં બેસે છે ત્યારે હંસ જેમ ક્ષાર નીરને જૂદાં પાડી બતાવે છે, તેમ જીવહંસ પણ અસત્ય અને સત્યને સ્પષ્ટ કરી દર્શાવે છે. જ્યારે જીવ હંસ હૃદયનાં કેસરાં ઉપર બેસે છે ત્યારે જાગ્રત, હૃદયકમળની કર્ણિકાઓ ઉપર બેસે છે ત્યારે સ્વપ્ન અને જ્યારે હૃદયના મધ્ય દેશમાં જઈ બેસે છે ત્યારે તેને સુષુપ્તિ પ્રાપ્ત થાય છે. જ્યારે જીવહંસ 'હું બ્રહ્મ છું' એવી પૂર્ણ દૃષ્ટિ કરીને હૃદયકમળનો ત્યાગ કરે છે ત્યારે પુરૂષ તુરીયાવસ્થાને પામે છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય તથા ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, એ ત્રિપુટીના ભાનવાળી બ્રહ્માકાર વૃત્તિવાળી સમાધિની અવસ્થાને તુરીયાવસ્થા કહેવામાં આવે છે. સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એ રીતે સમાધિ બે પ્રકારની છે જેમાં ઉપર જણાવેલી ત્રિપુટીનું ભાન રહે, તે સંપ્રજ્ઞાતસમાધિ અને જેમાં ત્રિપુટીનું જ્ઞાન ન રહે, તે અસંપ્રજ્ઞાત સમાધિ. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય તથા ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનું ભાન રહે, તે યોગવાળો અને ન રહે તે નિદ્રાળુ ગણાય. યોગીઓ ત્રિપુટીના ભાનવાળી સંપ્રજ્ઞાત સમાધિમાં જ વૃત્તિઓને બ્રહ્માકાર કરે છે. જે સમાધિમાં ત્રિપુટીને અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ નાદમાં લય ભાવને લઇ જવામાં આવે છે, તેને તુરીયાતીત અવસ્થા કહે છે.

ઓઁકારરૂપ પ્રણવમાં अ, उ, म; બિંદુ અને નાદ, એ પાંચ અવયવ છે. પહેલા ત્રણ અવયવ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞના વાચક છે. અર્દ્ધ માત્રારૂપ જે બિંદુ અને નાદ છે, તે બે બ્રહ્મવાચક છે. બિંદુ અવયવ સવિશેષ બ્રહ્મવાચક છે અને નાદ નિર્વિશેષ બ્રહ્મવાચક છે. સમાધિમાં પ્રાપ્ત થતી પ્રણવ સ્વરૂપ જે તુરીયાતીત અવસ્થા, તે લાખો યોગીઓમાં કોઈકને જ પ્રાપ્ત થાય છે. આ અવસ્થાને પામવા માટે યોગીઓ પ્રાણવાયુનું આકર્ષણ કરી, પ્રથમ તેને આધાર ચક્રમાં સ્થિર કરે છે, પછી એકે એકે ચઢતાં ચક્રોમાં લાવતાં લાવતાં છેલ્લે આજ્ઞાચક્રમાં અને દશમદ્વારમાં લઇ જઈ તેને ત્યાં રાખે છે. યોગાભ્યાસના બળથી એ પ્રમાણે પ્રાણવાયુને દશમ દ્વારમાં મૂકયા પછી યોગી પુરૂષો જીવરૂપ હંસને ધ્યાતા, બ્રહ્મરૂપ નાદને ધ્યેય બનાવી, હંસ મંત્રનો એક કોટી સંખ્યા જેટલો જપ કરે છે. જ્યારે એટલો જપ થાય છે, ત્યારે તેને યોગસિદ્ધિમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવનારા ૧ ચિણિનાદ, ૨ ચિણિ-

ચિણિનાદ, ૩ ઘંટાનાદ, ૪ શંખનાદ, ૫ તંત્રીનાદ, ૬ તાલનાદ, ૭ વેણુનાદ, ૮ ભેરીનાદ, ૯ મૃદંગનાદ અને ૧૦ મેઘનાદ અંતરમાં સંભળાય છે. મેઘનાદના શ્રવણથી ખરેખરો વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. માટે યોગીઓ નવનાદનો ત્યાગ કરી વારંવાર મેઘનાદ શ્રવણ કરે છે અને તેથી તેમના સંકલ્પ, વિકલ્પ અને વિક્ષેપ વગેરે સઘળા મનના ધર્મો લયને પામી બ્રહ્માકારતાનેં પામે છે. બ્રહ્માકારતાને પ્રાપ્ત થતાં યોગી પુરૂષોને આનંદસ્વરૂપ આત્માનું સ્વપ્રકાશ ચૈતન્ય સ્વરૂપે કરીને પ્રત્યક્ષ દર્શન થાય છે અને તેમાંજ તેઓ પછી આનંદમગ્ન થઈ રહે છે.

## क्षुरिकोपनिषद्.

ગુરૂઃ—હે શિષ્ય! ક્ષુરિકા એટલે છરીની માફક આ સંસારના બંધોને કાપી નાંખનાર ક્ષુરિકા નામના ઉપનિષદનું નિરૂપણ હવે તું સાવધાન થઈ સાંભળ. કારણ કે એમાં પણ યોગ પ્રક્રિયાઓનું વિશેષ વિવેચન કરવામાં આવેલું છે. હે વત્સ! યોગની સાધના કરવાની જેમને ઇચ્છા છે, એવા યોગી પુરૂષો અહિંસા અને શૌચાદિક દશ નિયમોવાળી ચિત્તની વૃત્તિઓને શુદ્ધ કરી, વિક્ષેપ રહિત સ્થાનમાં જઈ વાસ કરે છે. ત્યાં દર્ભનું આસન કરી તેઓ તેની ઉપર મૃગચર્મ પાથરી, પદ્માસન વાળી બેસે છે. પછી અગુઠાથી માંડીને પ્રાણવાયુનું રોધન કરતાં સૂધી કાચબો જેમ પોતાનાં અંગોને પોતાની અંદર ખેંચી લે છે, તેમ તેઓ પણ મન સહિત પોતાની ઇંદ્રિયોને હૃદયકમળમાં ખેંચી લે છે. આ પ્રમાણે મન, ઇંદ્રિયો અને પ્રાણને એકાગ્ર કરવાં, તેને પ્રત્યાહાર કહેવામાં આવે છે. પ્રત્યાહાર સિદ્ધ થયા પછી યોગી પુરૂષ, દ્વાદશ માત્રાવાળા પ્રણવ મંત્રને પૂરક, રેચક અને કુંભક પ્રાણાયામોવડે કરીને જપ કરતાં સમાધિસ્થ થાય છે. અંગુઠાથી માંડી પ્રાણવાયુને શરીરનાં આગળ જણાવેલા સ્થાનોમાં એક પછી એક રોકતો યોગી આગળ વધે છે, અને છેવટે સુષુમ્ણા નાડીદ્વારા દશમદ્વાર નિકટ જઇ પ્રાણને ત્યાં આગળ સ્થિર કરે છે. જેમ જેમ તે એક પછી એક ચક્રોનો વિજય કરતો આગળ વધે છે, તેમ તેમ તેના તે તે ચક્રને લગતા ધર્મોનો લય થતો જાય છે. મનરૂપી ખડ્ગથી દેહાભિમાની પુરૂષના ભિન્નભિન્ન દેહસ્થાન વિષે રહેલાં બંધનો છેદ કરતાં કરતાં યોગી પૂર્ણ રીતે બ્રહ્મભાવને પામે છે. શરીરના ભિન્ન ભિન્ન મર્મોનું છેદન, એટલે તે તે અંગવિશેષમાંથી 'હુંપણા'નો નાશ. પ્રત્યેક અંગમાંથી 'હુંપણા'નો નાશ કરવાથી યોગી પુરૂષ સંપૂર્ણ વૈરાગ્યને પ્રાપ્ત કરી શકે છે. શરીરના ધર્મો, મનના ધર્મો અને બાહ્યાંતર વિક્ષેપો વગેરે તે પછી તેને અડચણ કરતા નથી. નિર્વિકલ્પ સમાધિમાં કાળના કાળ સૂધી સ્થિત થઇ તે રહે છે અને કોઇ પણ પ્રકારે તેને વિઘ્ન નડતું નથી. આવા મહાન્ યોગીઓ પ્રાણીઓનો સંચાર પણ જ્યાં ન હોય ત્યાં પોતાનું સ્થાન કરી રહે છે અને દીર્ઘ કાળ પર્યંત પોતાના સ્વરૂપમાં મગ્ન થઇ, સમાધિમાં પડયા રહે છે. પિંજરમાંથી—બંધમાંથી છૂટેલો હંસ જેમ પોતાની ઇચ્છાનુસાર વિશાળ આકાશમાં યથારૂચિ વિચરે છે, તેમ સર્વ બંધથી મુકત થયેલા મહાન્ યોગીઓ પણ પોતાના સ્વરૂપમાં તલ્લીન થઇ બ્રહ્મલોક પર્યંત સર્વત્ર વિચરતા છતા સંચિત સંપૂર્ણ થતાં સૂધી યોગાભ્યાસથી પરબ્રહ્મની સાધનામાં કાળને વ્યતીત કરે છે તથા દેહનો લય થતાં પરમ શાંતિમય આનંદ બ્રહ્મસ્વરૂપને પામે છે.

પરમ હંસ સંન્યાસ કયારે લેવો?–હે વત્સ! ગમે તે અવસ્થામાં અને ગમે તે કાળે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્નથતાપુરૂષ સંન્યાસ લઈ શકે છે, પરંતુ વૈરાગ્ય વગર અકકે અવસ્થામાં સંન્યાસ લેવાનું વિધાન નથી. यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्–અધિકારી પુરૂષે ગમે તે અવસ્થામાં અને ગમે તે કાળે જ્યારે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્નથાય ત્યારે તેણે પરમહંસ સંન્યાસલેવો, એમ શ્રુતિ ભગવતી કહે છે. વૈરાગ્ય એ જ પરમહંસ સંન્યાસ લેવાનો યથાર્થ કાળ છે; ગર્ભાદિકનું દુઃખ, મરણ કાળે થતું જ્ઞાન અને યોગાભ્યાસ, એ ત્રણ વૈરાગ્યનાં કારણ છે. વળી ઉપાસના વગેરે બીજાં પણ વૈરાગ્યને લગતાં કારણો ગણાય છે.

શિષ્ય–હે ભગવન્! ઉપાસનાથી મોક્ષ કેમ ન થાય ?

ગુરૂ–હે વત્સ! વિપરીત જ્ઞાનના અધ્યાસથી ઉપાસના ઉત્પન્ન થયેલી છે, અટલે તેનાથી સાક્ષાત્ મોક્ષ કદી મળતા નથી. નામ, રૂપ અને ક્રિયાથી રહિત અદ્વિતીય બ્રહ્મમાં નામ, રૂપ અને ક્રિયાના અધ્યાસ કરીને ઉપાસના કરવામાં આવે છે, માટે તે ઉપાસના વિપરીત જ્ઞાનના અધ્યાસથી ઉત્પન્ન થયેલી કહેવાય છે. વિપરીત જ્ઞાનાધ્યાસવડે ઉત્પન્ન થયેલી હોવાથી તે મોક્ષ આપી શકતી નથી. ઉપાસના બે પ્રકારની છેઃ–કેટલીક સાક્ષાત્ બ્રહ્મની ને કેટલીક તેની વિભૂતિઓની અથાત્ કેટલીકકાર્યરૂપ અને કેટલીક કારણરૂપ. પ્રણવાદિક મંત્રવાળી ઉપાસનાઓ કેટલીક મંત્રપ્રાધાન્ય અને કેટલીકઅર્થપ્રાધાન્ય હોય છે. અથર્વશિર, યોગશિખા, પૂર્વતાપનીય, ઉત્તરતાપનીય, માંડુક્ય, આત્મબોધ, નારાયણ, અમૃતનાદ અને અમૃતબિંદુ આદિક ઉપનિષદોમાં પ્રણવાદિક મંત્રપ્રધાન ઉપાસનાઓ બતાવેલી છે, જ્યારે પ્રશ્ન, મુંડક, બૃહદારણ્યક, છાંદોગ્ય અને કઠવલ્લી ઇત્યાદિક ઉપનિષદોમાં પ્રણવાદિક મંત્રના અર્થની પ્રધાનતા બતાવેલી છે. રૂદ્રાધ્યાય, મંડળ, બ્રાહ્મણ તથા પુરૂષસૂકતમાં સ્તુતિ, રહસ્ય અને નામમંત્ર, એ ત્રણ પ્રકારે બ્રહ્મની ઉપાસના કહેલી છે. ઉપનિષદોમાં અને વેદ બ્રાહ્મણોમાં કહેલી સર્વ ઉપાસનાઓ વૈરાગ્ય થવાને માટે કહેવાયલી છે, પણ મોક્ષમાં તેમનું કંઇ તાત્પર્ય નથી.

શિષ્યઃ–હે ભગવન્! ત્યારે તો ઉપનિષદોમાં બતાવેલી ઉપાસનાઓ ખોટી ઠરે ?

ગુરૂ–ના. ઉપનિષદોમાં સર્વત્ર નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે, પરંતુ જે મંદબુદ્ધિ જનોને નિર્ગુણ બ્રહ્મનું સહજ જ્ઞાન થાય, તેમને માટે ઉપાસનાઓનું વિધાન છે, એટલે ઉપનિષદોમાં બતાવેલી ઉપાસનાઓ પણ પામર જનોના કલ્યાણને માટે હોવાથી અસંગત નથી. જે અધિકારી પુરૂષો ઉપાસનાઓવડે કરીને પણ બ્રહ્મનું આરાધન કરે છે,તે અધિકારી જનો અલ્પ સમયમાં શુદ્ધ અંતઃકરણવાળા થઇ વૈરાગ્યને પામે છે.

શિષ્ય–હે ભગવન્! જેમનાથી ઉપાસનાઓ પણ ન થાય, તેમણે શું કરવું ?

ગુરૂ–હે વત્સ ! જેમનાથી ઉપાસનાઓ પણ ન થાય,તેમણે પોતાના વર્ણાશ્રમ ધર્મને શ્રદ્ધા અને ભકિતપૂર્વક પાળવો, પરંતુ પોતે જે કર્મ કરે, તેના ફળની તેણે ઇચ્છા કરવી નહિ નિષ્કામ કર્મ કરતાં કરતાં પણ પુરૂષને કેટલેક કાળે પરમ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. નિષ્કામ કર્મો કરવાને પણ જેઓ અસમર્થ હોય, તેમણે तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે વેદોનું અધ્યયન, યજ્ઞ, દાન, તપ અને અનશન વ્રત,વગેરે વ્રતાચરણ કરવાં.

આ પ્રમાણે કરવાથી અંતઃકરણ શુદ્ધ થઇ પરિણામે વૈરાગ્ય થાય છે. કંઇ પણ બની શકે નહિ, તેણે પોતાથી જે બને તે સર્વ કર્મો પરમેશ્વરને અર્પણ કરવાં, એમ પણ કહેલું છે. આમ કરવાથી પણ અંતઃકરણ શુદ્ધ થઇ વૈરાગ્યપર જવાય છે. હે શિષ્ય ! ગર્ભાદિકના દુઃખનો વિચાર, મૃત્યુકાળનું જ્ઞાન, અષ્ટાંગ યોગ, ઉપાસના, નિષ્કામ કર્મ, આત્મજ્ઞાન પ્રાપ્તિને અર્થે કર્મ અને ઇશ્વરાર્પણ કર્મ, એ સાત પ્રકારે કરીને અધિકારી પુરૂષને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્ય ઉત્પન્ન થતાં પુરૂષે પરમ હંસ સંન્યાસ ગ્રહણ કરવો. તીવ્ર વૈરાગ્ય, એ જ પરમહંસ સંન્યાસ લેવાનો સમય કહેલો છે.

કોણે પરમહંસ સંન્યાસ લેવો?–હે શિષ્ય! ધનૈષણા, લોકૈષણા અને પુત્રૈષણા, એમ ત્રણ પ્રકારની એષણાઓ છે. ધનૈષણામાં બે પ્રકાર છે, એક કર્મ ઉપાસનારૂપ દૈવ ધનૈષણા અને બીજી સુવર્ણાદિકની મનુષ્ય ધનૈષણા. એ એષણાઓ–ઇચ્છાઓથી જે પુરૂષ રહિત હોય, તેણે પરમહંસ સંન્યાસ લેવો જોઈએ. જેમને આ લોકના વિષયસુખની અને સ્વર્લોકના વૈભવ ભોગવવાની ઇચ્છા હોય, તેણે પરમહંસ સન્યાસ ન લેતાં બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને પછી કુટીચક, બહૂદક અથવા હંસ, એ આશ્રમોના ક્રમને અનુસરવું જોઇએ. જેને ત્રણ એષણાઓ નથી અને જે પરમ મુમુક્ષુ છે, તેને જ પરમહંસ સંન્યાસ લેવાનો અધિકાર છે, બીજાને નહિ, અને એવો મુમુક્ષુ અધિકારી હોય, તે બ્રહ્મચર્યાવસ્થામાંથી પરમહંસ સંન્યાસ લે તો તેને અડચણ નથી. બ્રહ્મચર્ય પહેલાં પરમહંસ સંન્યાસ લેવો નહિ. વેદવિદ્યા જાણવા માટે બ્રહ્મચારીએ ગુરૂને ઘેર નિવાસ કરવો તથા તેમની સેવા કરવી અને ભિક્ષા માગી લાવી મધુકરીથી આજીવિકા ચલાવવી, એ જે તેના ધર્મો છે, તે તેણે પાળવા જ જોઇએ.

પરમહંસ સંન્યાસ લેવાની રીતિ–હે વત્સ ! જેમ વિવાહાદિક શુભ કાર્યોમાં અનેક પ્રકારનાં માંગલિક કાર્યો કરાય છે, તેમ પરમહંસ સંન્યાસ કરવા આગલે દિવસે પણ વિધિવત્ કેટલાંક મંગળ કાર્યો કરવાનું કહેલું છે. પરમહંસ સંન્યાસ લેવાને તત્પર થયેલા અધિકારી પુરૂષે પ્રથમ નાંદીમુખ કરવું, પછી દેવશ્રાદ્ધ, ઋષિશ્રાદ્ધ, દિવ્ય શ્રાદ્ધ, માનુષ્યશ્રાદ્ધ, ભૂતશ્રાદ્ધ, માતૃશ્રાદ્ધ, અને આત્મશ્રાદ્ધ કરવાં. માતૃશ્રાદ્ધના સંબંધમાં આપસ્તંબાદિક ઋષિઓએ ભિન્નભિન્ન મત જણાવ્યા છે, પરંતુ તે સર્વનો છેવટનો અભિપ્રાય એવો છે કે, કુલાચાર પ્રમાણે ઉપર્યુક્ત અષ્ટશ્રાદ્ધ અવશ્ય કરવાં જોઇએ. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એ દેવ શ્રાદ્ધના દેવતાઓ છે: દેવર્ષિ, રાજર્ષિ અને મનુષ્યર્ષિ એ ઋષિ શ્રાદ્ધના દેવતાઓ છે; વસુ, રૂદ્ર ને આદિત્ય એ ત્રણ દિવ્યશ્રાદ્ધના દેવતાઓ છે, સનક, સનંદન ને સનત્કુમાર એ ત્રણ માનુષ્યશ્રાદ્ધના દેવતાઓ છે, પૃથિવ્યાદિક પંચ મહાભૂત, નેત્રાદિક દશ ઇન્દ્રિય તથા જરાયુજાદિક ઉત્પત્તિઓ, એ ત્રણ ભૂતશ્રાદ્ધના દેવતાઓ છે; પિતા, પિતામહ તથા પ્રપિતામહ એ ત્રણ પિતૃશ્રાદ્ધના દેવતાઓ છે, માતા, પિતામહી અને પ્રપિતામહી ત્રણ માતૃશ્રાદ્ધના દેવતાઓ છે. શ્રાદ્ધો કર્યા પછી સંન્યાસ લેનાર પુરૂષે પોતાનું આત્મશ્રાદ્ધ કરવું, જેના પોતે, પિતા અને પિતામહ એ ત્રણ દેવતાઓ છે. પ્રથમ અષ્ટ, નવ અથવા વૈશ્વદેવશ્રાદ્ધ સાથે દશ શ્રાદ્ધ કરી પિંડદાન દઈ તથા સોળ, અઢાર કે વીસ બ્રાહ્મણોને

જમાડી, પોતાની શકિત પ્રમાણે તેણે તેમને દાન દક્ષિણા આપવાં. બીજે દિવસે અનાથ મનુષ્યોને તૃપ્ત કરી તેમને વસ્ત્રાદિક આપવાં. પોતાનાં સ્ત્રી પુત્રાદિકને સંતોષી, તેમને ધનાદિકના ભાગ પાડી આપવા અને પછી જે દિવસે સંન્યાસ લેવાનો હોય, તે દિવસે સર્વની સાથે એક પંક્તિએ–સાથે બેસી, पुण्याहम् એ પ્રકારના વચનોચ્ચાર સાથે ભોજન કરવું. જો તે દિવસે પ્રીતિ ન હોય તો ભોજન ન કરવું. જે દિવસે પિણ્ડદાન દેવામાં આવે, તે દિવસે ઉપવાસ કરવો નહિ, પણ બીજે દિવસે કરવો. ઉપવાસને દિવસે મુંડન કરાવી શુદ્ધ વસ્ત્ર ધારણ કરવાં અને કામળ વગેરે સંન્યાસીઓને ઉપયોગી વસ્તુ ગુરૂને અર્પણ કરવી. જે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ તથા શમ દમાદિક સર્વ ગુણસંપન્ન હોય, તેને પેલા સંન્યાસ લેનારે પોતાનો ગુરૂ કરવો. મૃગચર્મ, ધાબળી અને દંડ સંન્યાસીએ ધારણ કરવાં. દંડ પોતાના શરીર જેટલો લેવો. જે દિવસે હોમ કરવામાં આવે, તે દિવસે જાગરણ કરવું અને નદી આદિક જળાશયના તટ ઉપર જઇ રહેવું. સ્નાન કરી પવિત્ર જગામાં આસન કરી સંન્યાસીએ બ્રહ્મ, ઇંદ્ર, સોમ, સૂર્ય, આત્મા, અંતરાત્મા, પરમાત્મા અને વિજ્ઞાત્મા એ અષ્ટ રૂપવાળા પરમેશ્વરનો માનસ જપ કરવો. માનસ જપ પછી એક મુષ્ટિ સાથવો ખાઇ, ત્રણ આચમન કરી, પોતાના હાથ નાભિ આગળ રાખી પ્રણવનો ઉચ્ચાર કરવો અને પછી પય, દધિ અને ઘૃત એમાંના કોઇ પણ પદાર્થને ત્રણવાર ભક્ષણ કરવો અને પ્રણવ સાથે ગાયત્રી મંત્રનો જપ કરતા રહેવું. ॐ भूर्भुवः स्वः એ ત્રણ વ્યાહૃતિઓ સાથે છ છ વાર મંત્રનો ઉચ્ચાર કરવો.

સંન્યાસ લેનારે તે પછી બ્રહ્માન્વાધાન નામની ક્રિયા કરવી, જે નીચે પ્રમાણે છેઃ– સૂર્ય અસ્ત પામતા પહેલાં પોતાનો શ્રૌત, સ્માર્ત અથવા બીજાનો પવિત્ર અગ્નિ લાવી, પવિત્ર સ્થાનમાં કિંવા વેદીમાં તેનું સ્થાપન કરી, ઋષિપ્રણીત સૂત્રો પ્રમાણે તેમાં હોમ કરવો. આજ્ય ભાગ અને પૂર્ણાહુતિપર્યંત પ્રણવ અને સ્વાહા મંત્રથી આહુતિઓ આપી, સાયંસંધ્યા પૂર્વેહોમનું કામ સમાપ્ત કરવું અને પછી ગાયત્રી મંત્રથી સાયંસંધ્યા કરવી. સંધ્યા થઇ રહ્યા પછી હોમવેદીની ઉત્તર દિશાએ દર્ભ પાથરી તે ઉપર બેસી, ગાયત્રી મંત્રમાં કહેલા બ્રહ્મનું ચિંતન કરતાં કરતાં આખી રાત્રિ જાગરણમાં ગાળવી. જો તે ગાર્હપત્યાદિક શ્રૌત અગ્નિવાળો હોય તો તેણે પ્રથમ અગ્નિ દેવતા સંબંધી વૈશ્વાનરી ઇષ્ટિ કરવી. પછી રાજાધિરાજ સ્વરાટ્ ઇત્યાદિક ગુણવિશિષ્ટ જે દેવતાવિશેષ છે, તે સંબંધી ત્રૈધાતવી નામની ઇષ્ટિ કરવી. સંન્યાસ લેનાર માણસ જો ઔપાસન નામે સ્માર્ત અગ્નિવાળો હોય તો તેણે પ્રાજાપત્ય ઇષ્ટિ કરવી અને જો પૂર્વાશ્રમમાં જ વિધુર થયેલો હોય તો તેણે 'पृष्ठोदिवि' ઇત્યાદિક મંત્રવડે ઉત્પન્ન કરવામાં આવતા વિધુર અગ્નિમાં પ્રાજાપત્ય ઇષ્ટિ કરવી. સંન્યાસ લેનાર જો બ્રહ્મચારી હોય અથવા વાનપ્રસ્થ હોય તો તેણે પવિત્ર સ્થાનમાંથી અગ્નિ લઇ આવી, તેમાં હોમ અને પ્રાજાપત્ય ઇષ્ટિ કરવાં. સંન્યાસ લેનારાઓએ કરવા યોગ્ય હોમ અને ઇષ્ટિ સંબંધી ક્રિયાઓ શાસ્ત્રોમાં અન્યત્ર દર્શાવેલાં છે, તે પ્રમાણે કરવાં. સંન્યાસ લીધા પછી ત્રીજે દિવસે બ્રહ્મ મુહૂર્તમાં ઉઠી, જળથી કિંવા વિભૂતિથી સ્નાન કરી સંન્યાસ લેનાર પુરૂષે પોતાના અગ્નિમાં ચરૂ તૈયાર કરી તેને ઘૃત સાથે મેળવી હોમ કરવો. પ્રણવ અને પોતાના

વેદના પુરૂષસૂક્તથી અગ્નિમાં તેણે આહુતિઓ આપવી. એ હોમ થઇ રહ્યા પછી બીજો ચરૂ તૈયાર કરી તેણે વિરજા નામનો હોમ કરવો અને તે હોમ કરતાં અવશેષ રહેલો ચરૂ ઘીવાળો કરી ભોજન કરવો. સંન્યાસ લેનારાએ કોઇ પણ ઇષ્ટિ અવશ્ય કરવી જ જોઇએ. આમ હોવાથી ઋષિઓએ એવી વ્યવસ્થા કરેલી છે કે, શ્રૌત અગ્નિવાળાએ વૈશ્વાનરીથી માંડીને જેટલી ઇષ્ટિઓ છે તે સર્વ કરવી, જ્યારે સ્માર્ત અગ્નિવાળાઓએ અને અનગ્નિએ કોઈ પણ ઇષ્ટિ કરવી નહિ. વળી બીજા ઋષિઓ એમ પણ કહે છે કે, સ્માર્ત અગ્નિવાળાએ પ્રાજાપત્ય ઇષ્ટિ કરવી, શ્રૌત સ્માર્ત અગ્નિ રહિત જેઓ અનગ્નિ કહેવાય છે, તેમણે કોઇ પણ ઇષ્ટિ કરવી નહિ. વળી કેટલાક ઋષિઓ એમ પણ કહે છે કે, ઇષ્ટિ કર્યા પછી સંન્યાસ લેવો, એમ શ્રુતિમાં કહ્યું છે. માટે શ્રૌત સ્માર્ત અગ્નિથી રહિત, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને છેવટ વર્ણસંકરને પણ જો સંન્યાસ ધારણ કરવાની ઇચ્છા થઇ હોય તો તેણે પ્રાજાપત્ય ઈષ્ટિ કરીને પછી સંન્યાસ ગ્રહણ કરવો. શ્રુતિમાં કહ્યું છે કે ब्राह्मीमिष्टिं निर्वपेत्–અધિકારીએ બ્રહ્મ દેવતાની ઇષ્ટિ કરીને પછી સંન્યાસ લેવો. શ્રૌત, સ્માર્ત અને લૌકિક અગ્નિમાં પણ પ્રાજાપત્ય ઈષ્ટિ થાય છે, માટે સંન્યાસ લેનારે અવશ્ય કરીને ઇષ્ટિ કરવી જોઇએ. જાબાલાદિક ઉપનિષદોમાં કહ્યું છે કે, શ્રૌત અગ્નિહોત્રીને જો પરમહંસ સંન્યાસ લેવો હોય તો તેણે વૈશ્વાનરી કિંવા ત્રૈધાતીકી નામની ઇષ્ટિઓ કરવી. જો તેને કુટીચક, બહૂદક કે હંસ સંન્યાસ લેવો હોય તો તેણે પ્રાજાપત્ય ઇષ્ટિ કરવી. શ્રૌત સ્માર્ત અગ્નિ રહિત જે પુરૂષો છે, તેમણે તો કોઇ પણ ઇષ્ટિ કરવી નહિ. સિદ્ધાંત પક્ષ માત્ર એટલો જ સિદ્ધ થાય છે કે, જેઓ અગ્નિહોત્રી છે, તેમણે વૈશ્વાનરી અને ત્રૈધાતકી ઇષ્ટિઓ કરવી. બીજાઓ માટે પ્રાજાપત્ય ઇષ્ટિ કોઇએ કહી છે અને કોઇએ કહી નથી. સંન્યાસ લેનાર પુરૂષે પછી આગળ કહ્યા પ્રમાણે છેવટનાં આઠ શ્રાદ્ધાદિક કર્મોને યથાવિધિ કરવાં અને તે કર્મ કરાવનાર આચાર્ય, ગુરૂ અથવા પુરોહિત જે હોય, તેને તથા બીજા બ્રાહ્મણોને ભોજન કરાવી દાન આપવાં. ગૌદાન અને સુવર્ણ દાનથી ઋત્વિજ અને બ્રાહ્મણોને સંતોષ્યા પછી તેણે પોતાની સ્ત્રી, પુત્રો, બંધુઓ અને બીજાં સગાં સંબંધી જનોને પોતાનું ધન મિલકત યથાધર્મ વહેંચી આપી પ્રસન્ન અંતઃકરણે તેમની અનુજ્ઞા લેવી. પુત્ર, પૌત્ર અને સંબંધી માણસોએ પણ કોઈ જાતના કલેશ વગર ખુલ્લા અને પ્રસન્ન મને સંન્યાસ લેનારને આજ્ઞા આપવી. સર્વની આજ્ઞા લીધા પછી સંન્યાસીએ કોઈ એક સુંદર જળાશય ઉપર જઇને નિવાસ કરવો અને ત્યાં હમ્મેશ પોતાનાં કર્મ કરતાં પરબ્રહ્મ સંબંધી શ્રવણ, મનન અને નિદિધ્યાસનપૂર્વક બ્રહ્મભાવને પ્રાપ્ત થવામાં ચિત્તને જોડવું. કુટીચક, બહૂદક અને હંસ નામના સંન્યાસીઓને જ્યારે તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે તેમણે ઉપર કહ્યા પ્રમાણે શ્રાદ્ધ અને હોમ નહિ કરતાં આતુર સંન્યાસના વિધિ પ્રમાણે માત્ર પ્રૈષ મંત્ર પુરઃસર જલમાં ભાવનામય હોમાદિ કર્મ કરી, પરમહંસ સંન્યાસ લેવો.

ક્ષત્રિયાદિકનો સંન્યાસ વિધિ–હે શિષ્ય ! પૂર્વનાં કોઇ સુકૃતના પ્રતાપથી જો કોઇ અધિકારી ક્ષત્રિય અથવા વૈશ્યને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય અને તેથી તેમને પરહંસ સંન્યાસ લેવાની ઇચ્છા થાય તો તેણે

અષ્ટ શ્રાદ્ધ અને હોમાદિ કર્મ કર્યા પછી શિખા અને યજ્ઞોપવીતને જળ કિંવા પવિત્ર ભૂમિ ઉપર વિસર્જન કરી, નગ્ન થઇ ઉત્તર દિશામાં પ્રયાણ કરી જવું. વળી ક્ષત્રિય કિંવા વૈશ્ય સંન્યાસીને કોઈ પાછો વાળતું નથી, માટે તેણે અન્ન તથા જળનો ત્યાગ કરી સિંહ વ્યાઘ્રાદિ પશુઓથી, જળથી, હિમથી કે બીજા કશાથી ભય નહિ ધરતાં ઉત્તર દિશામાં આગળ વધી પોતાના શરીરનો નાશ કરવો. આને વીરમાર્ગ કહે છે અને તેને અનુસરી ક્ષત્રિય અથવા વૈશ્ય સંન્યાસીએ પોતાના જીવનનો અંત આણવો, એ તેમના પરમહંસ સંન્યાસનું ફલિતાર્થ પરિણામ છે. શૂદ્ર અથવા સ્ત્રીને પણ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય તો તેમણે પણ કોઇ જાતના વિધિ વગર સંન્યાસનો સંકલ્પ કરી, નગ્ન થઇ અન્ન જળનો સમૂળગો ત્યાગ કરી,ઉત્તર દિશામાં ગમન કરતાં કરતાં જ દેહનો પરિત્યાગ કરવો. હે શિષ્ય ! આ વીર સંન્યાસ કહેવાય છે અને તેમાં સર્વ કોઇને અધિકાર છે. આ વીર સંન્યાસને અલિંગ સંન્યાસ કહે છે.કારણ કે તેમાં સંન્યાસદર્શક દંડાદિક ચિન્હ ધારણ કરવાં પડતાં નથી.

પરમહંસ સંન્યાસીના ધર્મો–હે શિષ્ય ! જાબાલાદિક ઉપનિષદોમાં પરમહંસના જે ધર્મો કહેલા છે, તે હવે તું સાંભળ.પરમહંસ સંન્યાસીએ વાંસનો દંડ, નાળીએરનું, વાંસનું, તુંબડાંનું કિંવા માટીનું કમંડળ, બે કૌપિન, એક કટીવસ્ત્ર, અને શીતાદિના નિવારણ માટે એક કામળી,એટલાં વાનાંપોતાની પાસે રાખવાં. તેણે હમ્મેશ પ્રસન્નમુખ રહેવું. શિખા સૂત્રનો ત્યાગ કરવો અને કોઇને પણ અપ્રિય વચન કહેવું નહિ.આસનઉપરહોયત્યારે તેણે નાસિકાના અગ્ર ભાગમાં, ઉપર અને રસ્તામાં ચાલવા માંડતાં કોઈ જીવ પગ તળે કચડાઇ જાય નહિ તે માટે, ચાર હાથ જમીન ઉપર દૃષ્ટિ રાખીને ચાલવું. તેણે હરહમ્મેશ વેદાંત શાસ્ત્રનું ચિંતવન કરવું. પર્યટન કરતાં જ્યાં જાય ત્યાં તેણે શૂન્યગૃહમાં, ઝાડ તળે, ગુફામાં, વૃક્ષની કોટરમાં, દેવસ્થાનમાં અથવા જળાશયના કિનારા ઉપર વાસ કરવો. અગ્નિહોત્રીની યજ્ઞશાળામાં કિંવા કુંભારના વાસણ ભરવાના ઓરડામાં તેણે રહેવું. ગામમાં ભિક્ષા માગવા જવું પડે તો સત્પાત્ર મનુષ્ય જોઇ તેની યાચના કરવી અને હાથમાં જે અન્ન આપવામાં આવે તે જમવું. જો કોઇ ભકતજન ખવરાવનારો મળે તો તેણે ભિક્ષાન્નને હાથ પણ લગાડવો નહિ. પરમહંસ સન્યાસીને તેના હાથ અને ઉદર જ અન્ન જળનાં પાત્ર સમાન છે. તેણે સ્વાદને માટે નહિ, પણ જીવનના પરિપાલન માટે ભોજન કરવાનું છે. માટે ઔષધિની માફક સૂક્ષ્મ આહાર કરવો. શ્રુતિમાં કહ્યું છે કે औषधवदशनमाचरेत् સ્વાદ કે બેસ્વાદપણાની દરકાર રાખ્યા વગર જે મળે, તે જમી લેવું અને તે માટે યજમાનની સ્તુતિ કે નિંદા કરવી નહિ. સુખ, દુઃખ, શીત, ઉષ્ણ, સંકટ કિંવા સગવડની દરકાર નહિ કરતાં જે સ્થિતિ પ્રાપ્ત થાય, તેમાં તેણે નિરંતર એક રસ રહી, બ્રહ્મસંબંધીનું જ ચિંતવનઅનેમનન કર્યા કરવું. બબ્બે મહિને ઋતુના સંધિકાળમાં પરમહંસ સંન્યાસીએ ક્ષૌર કરાવવું. પરંતુ ચોમાસામાં ક્ષૌર કરાવવું નહિ.આષાઢ શુદ્ધ પૂર્ણિમાને દિવસે તેણે વ્યાસપૂજા કરવી. પૂજાના વિધિમાં વ્યાસ પંચક, કૃષ્ણ પંચક, આચાર્ય પંચક, ગુરૂ પંચક અને આત્મપંચક, એમ પાંચ પ્રકારનાં પંચક કરી, મૂળ મંત્રઅને પ્રવણથી તેમની પૂજા કરવી. પૂજા થઇ રહ્યા પછી તે સ્થાનમાં ચાર માસ રહેવાને તેણે સંકલ્પ કરવો. તે સ્થાનમાં સગવડ

કે સારા ખોટાપણું જોવું નહિ; ચાર માસ એક સ્થાન ઉપર રહેતાં હમ્મેશ ભક્તિ, ધ્યાન, ઉપાસના અને વેદાંત શાસ્ત્રોનું મનન કરવું. શત્રુ તથા મિત્રમાં ઉદાસીન રહેવું, સુખ કિંવા દુઃખની ચિંતા રાખવી નહિ અને શરીરનો સ્નેહ પણ જેમ ઓછો થાય તેમ હમ્મેશ વિચાર કરવો. કારણ કે શરીર નશ્વર અને મળમૂત્રના સંચયરૂપ છે. 'હું બ્રહ્મ સ્વરૂપ છું અને મારે આ શરીરની સાથે કંઈપણ સંબંધ નથી' એવો વિચાર તેણે રાખવો. શરીરમાં 'હુંપણાનો' અધ્યાસ કાઢી નાંખવાને માટે અને બ્રહ્મ-સાક્ષાત્કારને સારૂ તેણે પ્રણવ કિંવા હંસ મંત્રનો નિરંતર જપ જપ્યા કરવો. પરમહંસ સંન્યાસીએ હાથી, ઘોડા કે બીજા કોઇ વાહન ઉપર બેસવું નહિં, ધનને એકઠું કરવું નહિ, શરીરના પોષણ માટે જોઇતી હોય, તેથી વધારે કોઇ પણ વસ્તુ પોતાની પાસે રાખવી નહિ. બ્રાહ્મણની માફક પરમહંસ સંન્યાસીએ પણ 'હું બ્રહ્મસ્વરૂપ છુ' એવા ગુરૂ ઉપદેશનું ચિંતન કરવારૂપ ત્રણે કાળે નિત્ય સંધ્યા કરવી. કામ, ક્રોધ ને મત્સર વગેરે ષટ્ શત્રુઓનો ત્યાગ કરવો, વિદ્યાનું અભિમાન રાખવું નહિ, કોઇના ઉપહાસનો ભય રાખવો નહિ અને મન, વાણી તથા શરીરથી કોઇને કલેશ ન થાય, એવી રીતે સર્વ પ્રાણીનું નિરંતર હિત ધારવું. તેણે પોતાના આત્મા વગર બીજા કોઈનું પૂજન કરવું નહિ, પણ આખા જગતને પોતાના આત્મારૂપ માનવું. 'આ મારે કર્તવ્ય અને આ મારે અકર્તવ્ય' એવો વિચાર કર્યા વગર નાના બાળકની માફક રહેવું. 'હું તુ'નો ભેદ તેણે ધરવો નહિ. ધર્મમાં, વિદ્યામાં કિંવા પોતાના મઠમાં પણ તેણે મમત્વ રાખવું નહિ. નવ સૂત્રનું બનાવેલું જે બ્રહ્મસૂત્ર છે, તે યજ્ઞાદિક કર્મોને માટે છે. પરમહંસ સંન્યાસીએ તેનો ત્યાગ કરી, એક ચૈતન્ય સ્વરૂપ જ પોતાનું ઉપવીત છે, એમ માનવું. જેણે યજ્ઞોપવીતનો ત્યાગ કરી ચૈતન્યરૂપ સૂત્રને ધારણ કરેલું છે, એવો પરમહંસ સંન્યાસી જ મહાન્ વિદ્વાન્ અને સર્વોત્તમ પુરૂષ છે. તેને કોઇ અપવિત્ર કરી શકતું નથી. કોઇ પ્રકારનાં પાપપુણ્ય તેને લાગતાં નથી. યજ્ઞોપવીત અને શિખાદિ ચિન્હો છે, તે બ્રાહ્મણત્વ નથી, પરંતુ આત્મજ્ઞાન છે, એ જ બ્રાહ્મણત્વ છે. વજ્રસૂચિ ઉપનિષદમાં કહ્યું છે કે, जन्मना जायते शूद्रो व्रतबंधाद्द्विजः स्मृतः । वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्म जानाति ब्राह्मणः—મનુષ્ય જન્મે છે ત્યારે શૂદ્ર જન્મે છે, વ્રતબંધ પછી તે દ્વિજ થાય છે, વેદાભ્યાસથી વિપ્ર કહેવાય છે અને બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ કહેવાય છે, અન્યથા નહિ. આત્મા સર્વ ભેદથી રહિત, અદ્વિતીય, મરણાદિ વિકારોથી રહિત, આકાશની માફક સર્વત્ર વ્યાપક અને સર્વદા આનંદસ્વરૂપ છે, અને હું તેનાથી ભિન્ન નથી. આત્માથી ભિન્ન કંઇ પણ નથી અને જો કંઈ છે તો તે ઘટપટની માફક અનાત્મ અને જડ છે, એટલે તેની ઉપમાને યોગ્ય નથી. તે પોતાના મહિમામાં જ સ્થિતિ કરી રહેલ છે. આ પ્રમાણે વિચાર કરી તેણે હમ્મેશ બ્રહ્મમય થઇ રહેવું. જે પરમહંસ સંન્યાસી બ્રહ્મમય થઇ રહે છે, તેને પછી કોઇ પણ કર્મ કરવાની જરૂર રહેતી નથી. પોતાના આત્મારૂપે કરી જે સંન્યાસ બ્રહ્મમય થઈ રહે છે, તે જ આ જગતમાં શ્રેષ્ઠ છે.

## ब्रह्म उपनिषद्.

ગુરૂ—હે શિષ્ય! ત્વં પદાર્થ જીવના શોધનથી જીવને બ્રહ્મસ્વરૂપે વર્ણવનારા

બ્રહ્મોપનિષદને હવે તું સાંભળ. આનંદસ્વરૂપ અને સ્વયંજ્યોતિ આત્મા વાસ્તવિક રીતે સર્વ અવસ્થાઓથી રહિત છે, તથાપિ માત્રાને લીધે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય, એમ ચાર પ્રકારની અવસ્થાઓને પામે છે. નાભિ, કંઠ, હૃદય અને મસ્તક એ ચાર ઉપર કહેલી ચાર અવસ્થાઓનાં સ્થાન છે. અંતઃકરણવિશિષ્ટ જીવાત્મા જ્યારે નાભિથી નેત્રપર્યંતના પ્રદેશને પ્રાપ્ત થાય છે ત્યારે વિશ્વસંજ્ઞાને પ્રાપ્ત થનારી જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે. કંઠ દેશને પ્રાપ્ત થાય છે ત્યારે તૈજસ સંજ્ઞાને પ્રાપ્ત થનારી સ્વપ્નાવસ્થાવાળો કહેવાય છે, હૃદય દેશને પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાજ્ઞ સંજ્ઞાને પ્રાપ્ત થનારી સુષુપ્તિ અવસ્થાવાળો કહેવાય છે અને સમાધિને લીધે જ્યારે મૂર્ધા દેશને પ્રાપ્ત થાય છે ત્યારે શુદ્ધ આત્મરૂપતાને પ્રાપ્ત થનારી તુરીય અવસ્થાવાળો થાય છે. જાગ્રતનો વિરાટ્, સ્વપ્નનો હિરણ્યગર્ભ, સુષુપ્તિનો રૂદ્ર અને તુરીય અવસ્થાનો આત્મા દેવરૂપે ગણાય છે. તુરીયાવસ્થાના દેવતારૂપ પરમાત્મા માયાની ઉપાધિવડે કરી સર્વ જગતરૂપે થાય છે. કાર્ય કારણભાવથી રહિત, મનવાણીનો અવિષય, સ્વયંજ્યોતિ અને આનંદસ્વરૂપ આત્મા તુરીય અવસ્થામાં શબ્દાદિક વિષયભાવથી અને મમાધ્યાસથી રહિત હોય છે. સુખ, દુઃખ અને સ્વર્ગાદિકથી લઇ આ લોકપર્યંતની કોઇ પણ ભાવના તેનામાં હોતી નથી. સમાધિકાળમાં અધિકારી પુરૂષને સ્વયંજ્યોતિ આત્માનો સાક્ષાત્ અનુભવ થાય છે. પરમાત્મા દેવ સર્વ ભાવોથી રહિત છે, પરંતુ આપણે તેમનામાં ઇશ, જીવ અને જગત, ઈત્યાદિ દ્વૈત ભાવનું આરોપણ કરીએ છીએ. જેમ કે ઘુવડને સૂર્યમાં અંધકારની કલ્પના થાય છે. કાષ્ઠમાં જેમ ગુહ્ય રીતે અગ્નિ રહેલો છે, તેમ સર્વ પ્રાણીઓમાં પરમાત્મા ગુહ્ય સ્વરૂપે કરીને ઓતપ્રોત રહેલા છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરોમાં તે સાક્ષીતરીકે રહેલ છે. સર્વ ભૂતોના વ્યાપારોને તે જુવે છે અને જડ પદાર્થથી વિલક્ષણ હોવાને લીધે ચિદ્ઘનરૂપ કહેવાય છે. साक्षीचेता केवलो निर्गुणश्च તે સર્વના સાક્ષી, ચેતન અને વળી નિર્ગુણ છે. આત્મા જ્ઞાનાદિક ગુણોથી પણ રહિત છે, છતાં જ્યારે તેને માયાનો સંગ થાય છે, ત્યારે તે પોતે જ આ જગતરૂપ બને છે. કાષ્ઠમાં રહેલો અગ્નિ જેમ ઉપર નીચેનાં બે કાષ્ઠોના ઘર્ષણથી ઉત્પન્ન થાય છે, તેમ શરીરબુદ્ધિ અને ૐકાર એ બેના પરિશીલનથી પરિણામે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ જગતના સઘળા જ્ઞાનથી આત્મજ્ઞાન ભિન્ન છે. તે અમુક ગ્રંથનો અભ્યાસ કરવાથી અથવા અમુક કાળપર્યંતના શાસ્ત્રના પરિશીલનથી પ્રાપ્ત થતું નથી, પરંતુ શ્રુતિ અને સ્મૃતિવડે જણાયેલ કર્મ અને ઉપાસના કરવાથી શુદ્ધ અને નિર્મળ થયેલી બુદ્ધિ, ગુરૂની કૃપા અને જન્મોનાં સંસ્કારવડે પ્રાપ્ત થાય છે. શુદ્ધ થયેલા અંતઃકરણમાં જ્યારે આત્મજ્ઞાનરૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે, ત્યારે કાર્ય સહિત અજ્ઞાન બળી ભસ્મ થઇ જાય છે.

જીવ ભાવને ત્યાગ કર્યા વગર આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી, માટે ઋષિમુનિઓએ શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે આત્મજ્ઞાન ઉત્પન્ન કરવાનું કહ્યું છે. કરોળીઓ જેમ જાળને ઉત્પન્ન કરી પાછી પોતાનામાં જ ખેંચી લે છે, તેમ જીવાત્મા પણ જાગ્રત અને સ્વપ્નમાં અનેક પદાર્થોને ઉત્પન્ન કરીને લય કાળે પાછા પોતાનામાં

જ સમાવી દે છે. જીવાત્મા જ્યારે ગુરૂના ઉપદેશથી પોતાના હૃદયમાં રહેલા આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે જીવત્વ ભાવથી મુક્ત થઈ બ્રહ્મભાવને પામે છે. જે સ્વયંજ્યોતિ આત્માને મન સહિત ઇંદ્રિયો વિષય કરી શકતી નથી અને જેના જ્ઞાનથી જીવોને આનંદ પ્રાપ્ત થાય છે, એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી, વિવેકી પુરૂષો મોક્ષ મેળવે છે. કર્મ અને ઉપાસનાના ફળરૂપ જે સંસાર છે, તેના કારણરૂપ આત્મા તથા મનનો નિગ્રહ કરી, જે અધિકારી જનો સાક્ષાત્કાર કરે છે, તેમનું જીવિત જ સફળ છે અને તેઓ ફરીને માતાના ઉદરથી જન્મ લેવા પામતા નથી. મનના નિગ્રહ વગર બીજા કોઇ પણ સાધનથી આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી. માટે અધિકારી જનોએ મનોનિગ્રહ અવશ્ય કરી કરવો જોઈએ.

## ब्रह्म बिन्दु—उपनिषद्.

મનોનિગ્રહની આવશ્યકતા—હે શિષ્ય! આ બ્રહ્મબિંદુ ઉપનિષદમાં સ્પષ્ટ રીતે કહેલું છે કે, મનોનિગ્રહ વગર કદી પણ આત્મસાક્ષાત્કાર થતો નથી. મન છે એ જ જીવને ભમાવનાર છે, માટે તેને જ પ્રથમ નિગ્રહમાં આણવું જોઇએ. ઋષિ મુનિઓએ મનને બે પ્રકારનું કહેલું છેઃ—વિષયોમાં પ્રીતિવાળું અને સકામ કર્મ કરનારૂં હોય તે અશુદ્ધ મન અને વિષયોના રાગવગર નિષ્કામ કર્મ કરનારૂં હોય તે શુદ્ધ મનકહેવાય છે. અશુદ્ધ મન બંધનકારક અને શુદ્ધ મન મોક્ષકારક છે. શુદ્ધ મન જ્યારે સર્વ વિષયોનો ત્યાગ કરી હૃદયદેશમાં નિરોધને પામે છે ત્યારે જીવબ્રહ્મનો ભેદ રહેતો નથી અને મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ થાય છે. સ્વપ્નાવસ્થામાં નિદ્રાને લીધે મન જેમ અનેક પ્રકારના પદાર્થોને ઉત્પન્ન કરી તેમાં રમણ કરે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ અજ્ઞાનને લીધે તે અનેક પ્રકારના વિષયી પદાર્થોને ઉત્પન્ન કરી તેમાં રમણ કરે છે. બેઉ અવસ્થાઓમાં વાસ્તવિક રીતે તો આત્મા અદ્વૈતના ભાવથી રહિત હોય છે. પરંતુ ઇંદ્રિયોમાં મમત્વનો અધ્યાસ હોવાને લીધે તે ભિન્ન જણાતો નથી. મનને દ્વૈતભાવ રહિત બનાવી નિગ્રહમાં આણવું, એ જ અધિકારીનું કર્તવ્ય છે. મનને મનના ધર્મોથી રહિત કરવાથી યોગીને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.

શિષ્ય—મન જ્યારે અમનસભાવને પામે ત્યારે આત્માનું સ્વરૂપ કેવું હોય?

ગુરૂ—જ્યારે મન અમનસભાવને પામે છે ત્યારે જીવાત્મા સર્વ કલ્પનાઓથી રહિત હોય છે, તેને જન્મ મરણના વિકાર હોતા નથી, અનાત્મ પદાર્થનું જ્ઞાન તેને રહેતું નથી અને તે પોતે સ્વપ્રકાશ જ્ઞાનરૂપ બની રહે છે. સુષુપ્તિ અવસ્થામાં મનનો લય થાય છે અને સમાધિ અવસ્થામાં મનનો નિરોધ થાય છે. વિષયોથી વિમુખ થયેલા, કલ્પનાઓથી રહિત અને મહાવાકયજન્ય વિદ્યાથી સંસ્કૃત થયેલા શુદ્ધ મનમાં અને સુષુપ્તિ અવસ્થાના મનમાં ફેર છે. સુષુપ્તિ અવસ્થામાં મન કારણ અજ્ઞાનનાં સૂક્ષ્મ સ્વરૂપે રહે છે. સમાધિ અવસ્થામાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, ઇત્યાદિક ભેદથી રહિત થયેલું નિરૂદ્ધ મન, અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે બની રહે છે. સુષુપ્તિ અવસ્થામાં અવિદ્યાવિશિષ્ટ ચેતનમાં લય ભાવને પામેલું મન બ્રહ્માકારતાને પામતું નથી. માટે સુષુપ્તિ અને સમાધિ અવસ્થાના મનને મોટું અંતર છે. પૂર્વ જન્મના મહાન્ કર્મોને લીધે અધિ-

કારી મનુષ્યનું મન અમનસભાવને પામે છે અને જ્યારે અમનસભાવને પામે છે ત્યારેજ નિર્વિકલ્પ સમાધિમાં તેને બ્રહ્માકારતા પ્રાપ્ત થાય છે. સમાધિમાં મન વાગાદિક ઇંદ્રિયોના ધર્મોથી રહિત, અંતઃકરણની વૃત્તિઓથી રહિત અને બાહ્ય સર્વ ચરાચર જગતના ભાવથી રહિત બને છે. સમાધિની અંદર મન કોઈપણ વિષયને ગ્રહણ કરતું નથી, કોઇ વિષયની કલ્પના કરતું નથી અને સર્વ વિક્ષેપથી રહિત થયેલું તે એક બ્રહ્મમાં જ સ્થિર થઇ રહે છે. નિર્વિકલ્પ સમાધિ ગુરૂના ઉપદેશથી નહિ, પરંતુ નિરંતર યોગની પ્રક્રિયાઓ કર્યા કરતાં પ્રાપ્ત થાય છે. નિર્વિકલ્પ સમાધિ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય તથા ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ઇત્યાદિક જ્ઞાનથી પણ રહિત હોવાને લીધે અસ્પર્શ યોગના નામથી શાસ્ત્રમાં ઓળખાય છે. વેદાંત શાસ્ત્રના જ્ઞાનથી રહિત યોગી જો આ સમાધિ ધારણ કરવા જાય, તો તેને ભય ઉત્પન્ન થાય છે. કારણ કે તેને બ્રહ્મસ્વરૂપ જાણવામાં હોતું નથી. વેદાંત શાસ્ત્રનું જેણે ગુરૂશાસ્ત્રદ્વારા જ્ઞાન મેળવ્યું હોય, અને જે યોગ પ્રક્રિયાઓ કરતાં કરતાં ક્રમે ક્રમે ચઢેલો હોય તેવા અને અમનસ મનવાળા યોગીઓને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. અનંત આત્માઓને પ્રકૃતિ તેમના કર્માનુસાર ભોગ ભોગવાવે છે અને પ્રકૃતિમાંથી મન પ્રકટે છે અને તેમાં લય ભાવને પામે છે. આત્મામાં મનનો લય ભાવ સંભવતો નથી. કારણ કે કારણમાંજ કાર્યનો હમ્મેશ લય થાય છે.નૈયાયિકો વળી એવો વિચાર કરે છે કે, અદ્વિતીય બ્રહ્મ આત્મજ્ઞાનથી રહિત કેવળ જડ છે. જ્યારે મનનો તેની સાથે સંબંધ થાય છે ત્યારેજ તેને જ્ઞાનાદિ ગુણ ઉત્પન્ન થાય છે. જ્યારે મન અને આત્માનો સંબંધ અટકે છે ત્યારે મરણ થાય છે, એટલે નિર્વિકલ્પ સમાધિમાં પણ મન અમનસભાવને પ્રાપ્ત થતું નથી. વેદાંત શાસ્ત્રવાળાઓ આવા કુતર્ક નહિ કરતાં એમ માને છે કે, વૈરાગ્ય ભાવ પામેલા અધિકારી મનુષ્ય જ્યારે મનને હૃદયદેશમાં રોકી, સર્વ વિષયોથી રહિત બનાવે છે, ત્યારે તે અમનસભાવને પામે છે. અમનસભાવને પામેલ મન નિર્વિકલ્પ સમાધિમાં બ્રહ્માકાર પરિણામને પામે છે. કેટલાક વિદ્વાનો એમ પણ માને છે કે, મનને કોઇથી પણ જિતી શકાતું નથી, માટે તેને નિગ્રહમાં લાવી શકાતું નથી. જો મનનો જય થઇ જ શકતો ન હોત તો શ્રુતિ તથા સ્મૃતિમાં તેનું જે નિરોધન દર્શાવ્યું છે, તે દર્શાવવામાં આવત જ નહિ. જે વસ્તુ અસંભવિત છે, તે વસ્તુ કરવાનું શાસ્ત્રમાં કશે કાંઈ પણ વિધાન કરેલું નથી. મન નિગ્રહમાં આવી શકે તેવું છે, તેથી કરીને વેદાંતીઓએ તેનો નિરોધ કરવાનું વિધાન કરેલું છે. હે શિષ્ય ! મોટા શ્રમથી કશું ન બની શકે, એવું કાર્ય કરવાનું વિધાન શાસ્ત્રકારોએ કોઇ ઠેકાણે કર્યું નથી. મોટો ઉત્સાહ રાખીને દૃઢ સંકલ્પથી યત્ન કરવામાં આવે તો મનનો નિગ્રહ થઇ શકે છે. શહસ્રશઃ યોગી જનોએ પૂર્વે મનોનિગ્રહ કર્યાનાં ઉદાહરણો છે. સતત મંડ્યા રહેવાથી અને ઉત્સાહપૂર્વક દૃઢતા રાખીને કાર્ય કરવાથી કેવાં મોટાં મોટાં કાર્યો થાય છે, તેનો દૃષ્ટાંત આપતાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે, ટિંટોડી જેવા અનેક નાના પંખીએ દૃઢ સંકલ્પ અને ઉત્સાહથી મંડયા રહી સમુદ્રને ખાલી કર્યો હતો, તો મનુષ્ય જેવું બુદ્ધિશાળી અને સમર્થ પ્રાણી શું ન કરી શકે ? માટે પુરૂષે હમ્મેશાં દૃઢ સંકલ્પથી મનને વશ કરવા યત્ન કરવો. હે શિષ્ય !

ખરૂં છે કે, મન બહુ જ ચંચળ અને નિગ્રહમાં ન આવી શકે તેવું છે, છતાં અભ્યાસ અને વૈરાગ્યથી સતત પ્રયત્નવડે તે વશ કરી શકાય છે. લય, વિક્ષેપ અને કષાય એ ત્રણ કારણોથી મન ભ્રમિત થાય છે. માટે તે ત્રણે કારણોનો અભ્યાસ અને વૈરાગ્યવડે નાશ કરવો. લય એટલે નિદ્રા અને આળસ. જ્યારે મનને નિદ્રા અથવા આળસ બાધ કરે ત્યારે તેને ઉત્સાહ આપવો. કામ અને ભોગની અભિરૂચિ, તે વિક્ષેપદોષ. જ્યારે આ વિક્ષેપ મનને હરવા દેતો ન હોય ત્યારે તે કામ અને ભોગના દોષો તેની આગળ રજુ કરવા અને જ્યારે આત્મ તથા અનાત્મવાળી વૃત્તિથી રહિતતારૂપ કષાય દોષ મનને ચલિત કરતો હોય ત્યારે અભ્યાસ અને વૈરાગ્ય એ ઉભય સાધનોથી મનને સમજાવવું. આ પ્રમાણે મનને બહાર દોડી જતું અટકાવવા યત્ન કરતાં રહેવું. વેદાંત શાસ્ત્રનું શ્રવણ, મનન અને વૈરાગ્ય ઉપરની દૃઢ ભાવનાથી ગમે તેવું ચંચળ મન પણ આખરે નિગ્રહમાં આવે છે અને જ્યારે તેનો નિગ્રહ થાય છે, ત્યારે તેની બ્રહ્માકારતા સિદ્ધ થાય છે. મનના નિગ્રહ પછી થયેલી બ્રહ્માકારતાને સમાધિથી યોગીઓ રક્ષણ કરે છે અને તેનો અભ્યાસ પડતાં મન કદી પણ ચલાયમાન થતું નથી.

હે શિષ્ય! મનોનિગ્રહ,એ જ સર્વ કલ્યાણનું મુખ્ય કારણ છે. વેદાંત અને યોગશાસ્ત્રમાં જ નહિ, પરંતુ સર્વ શાસ્ત્રોમાં મનનો વિજય કરવાનું કહેલું છે. જ્યાં સુધી મનનો વિજય કરવામાં આવતો નથી ત્યાં સુધી કોઈ ફળ સિદ્ધ થતું નથી. કહ્યું છે કે—दानमिज्यातपः शौचं तीर्थं वेदाः श्रुतं तथा। अशान्तमनसस्त्वेव सर्वमे तन्निरर्थकम्—જેનું મન શાંત નથી તેને દાન, યજ્ઞ, તપ, શૌચ, તીર્થ, વેદ અને શ્રવણ સૌ નિરર્થક છે. આ લોક અને પરલોકમાં જે શુભ ફળ છે, તે મનના નિગ્રહવગર કોઇ પણ પુરૂષને પ્રાપ્ત થતાં નથી. માટે મનોનિગ્રહ એ જ અધિકારીનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે. ચંચળ મન બ્રહ્માકાર થઇ શકતું નથી, પરંતુ સ્થિર મન હૃદય દેશમાં બ્રહ્મભાવને પામી તન્મય થઇ શકે છે; માટે મોક્ષની ઇચ્છાવાળા અધિકારી જનોએ સેંકડો ઉપાયોવડે પણ મનને નિગ્રહમાં આણવાનો યત્ન કરવો જોઇએ. હે શિષ્ય ! જે વિદ્વાન્ પુરૂષ સર્વ ધર્મોથી રહિત આત્માનો મનોનિગ્રહથી સાક્ષાત્કાર કરે છે, તેને પછી જન્મ મરણ પ્રાપ્ત થતાં નથી. તેને જગતના અનેક પ્રકારના વિકારો અસર કરતા નથી, ત્રણ અવસ્થાઓમાં પણ તેને ભેદ રહેતો નથી. તે તો હમ્મેશ નિર્વિકાર અને એકરસ રહે છે. આત્મભાવને પ્રાપ્ત થયેલો યોગી આત્માની સમાન થઇ જાય છે, એટલે તેને આત્માની માફક કંઇ વિકાર સંભવતો નથી. સામાન્ય માણસો તથા અધિકારી જનોમાં જે ભેદ દેખાય છે, તે ભેદ તેને પોતાને હોતો નથી. જેમ આપણને ઘટના ઉપાધિથી અને મઠના ઉપાધિથી આકાશ ભિન્ન ભિન્ન પ્રકારનું લાગે છે, પરંતુ આકાશને તેથી કંઈ અસર થતી નથી, તેમ આત્માકાર વૃત્તિઓવાળા યોગીઓમાં આપણને વિવિધતા જણાય છે, પરંતુ તેમને તેની કંઈ પણ અસર હોતી નથી. મનની ચંચળતાને લીધે જ આત્મા અનેક પ્રકારનાં સ્વરૂપ ધરતો હોય એમ દેખાય છે. જેમ એક લાકડી એક છેડેથી સળગાવેલી હોય અને તેને આકાશમાં ગોળ કિંવા સીધી કે આડી અવળી ફેરવવામાં આવતાં તેના છેડાના અગ્નિનાં કુંડાળાં, લીટીઓ અને બીજી આકૃતિઓ દેખાય,

તેમ આત્માને મનના સ્પંદરૂપી વિવિધ પ્રકારનાં ભ્રમણ પ્રાપ્ત થતાં, તે અનેક પ્રકારની આકૃતિઓવાળો દેખાય છે. અલાત અર્થાત્ ઉંબાડીઆનું ચક્ર કિંવા અલાત લીટી અને અલાતની વિવિધ આકૃતિઓ બીજે કોઈ ઠેકાણેથી આવીને દેખાતી નથી. અલાતચક્રનો અગ્નિ પણ આકૃતિને ઉત્પન્ન કરતો નથી અને પોતાનામાં તે આકૃતિએને તે પાછી પણ ખેંચી લેતો નથી, પરંતુ ભ્રમણ જ એ બધી વિવિધ આકૃતિઓ આપણને દેખાડે છે. અગ્નિને તેની સાથે કંઇ લાગતું વળગતું નથી. આ પ્રમાણે જગતમાં દેખાતા અનેક ભાવ અને વિચિત્રતા સાથે આત્માને પણ કંઇ લાગતું વળગતું નથી. તે તેને બનાવતો નથી અને પોતામાં ઉપસંહારી પણ લેતો નથી, પરંતુ ભ્રમણ જેમ ઉંબાડીઆને વિવિધ આકૃતિમય દેખાડે છે, તેમ મનનો સ્પંદ જ આપણા અજ્ઞાનીઓને આત્માને અનેક પ્રકારનાં દેખાડે છે. માયાના બળથી મનમાં સ્પંદ ઉત્પન્ન થાય છે અને માયાના બળથી જ આત્મામાં વાસ્તવિક રીતે નહિ હોવા છતાં, પણ ચરાચર જગત્ અજ્ઞાની જીવોના જોવામાં આવે છે. માયા, અજ્ઞાન, અવિદ્યા અને પ્રકૃતિ, વગેરે જે શબ્દો છે, તે તેમના નામ માત્ર જ સત્યરૂપે છે. વાસ્તવિક રીતે તેઓ પણ સત્ય નથી. તેમ તેમને માટે કશું પ્રમાણ પણ નથી. નરશૃંગ, ગંધર્વનગર અને વંધ્યાપુત્ર, એ શબ્દો જેમ તેમના પોતાના ઉચ્ચારમાં જ રહેલા છે, બીજી રીતે અસત્ય છે, તેમ માયા પણ તેના નામ માત્રથી માનવાની છે. વાસ્તવિક રીતે જોતાં તો નરશૃંગ અને વંધ્યપુત્રની માફક તે પણ અસત્ય છે. કોઇ ઠેકાણે તેનું કારણ બતાવેલું નથી, તેમ તે સિદ્ધ પણ થઈ શકતી નથી. ઘડો, કોડીઉં અને પાત્ર વગેરે ભેદથી પ્રતીત થતી મૃત્તિકા, જેમ મૃત્તિકાથી ભિન્ન નથી, પરંતુ એક જ છે, તેમ આત્મા પણ એક જ છે અને તેમાં જે વિકાર દેખાય છે, તે જોનારની દૃષ્ટિનો ભ્રમ જ છે. આત્મા મન અને વાણીનો અવિષય છે, તેમ છતાં મન તથા વાણીના ધર્મોવાળો દેખાય છે. વાસ્તવિક રીતે તો મૃત્તિકાની માફક તે સર્વત્ર એકરસ તથા એક જ સ્વરૂપે રહેલો છે. જ્યાં સૂધી નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ થાય નહિ, ત્યાં સૂધી અધિકારી પુરૂષે શબ્દબ્રહ્મનું નિત્ય ચિંતન કર્યા કરવું. ચોખાની ઈચ્છાવાળો માણસ જેમ ડાંગરનું પરાળ અને તેનાં છોડાંના ત્યાગ કરે છે, તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી યોગીએ શબ્દબ્રહ્મનો પણ ત્યાગ કરવો જોઇએ. અનેક પ્રકારના આકાર અને વિવિધ રંગવાળી ગાયો અનેક હોવા છતાં તેમનું સર્વેનું દૂધ તો કેવળ ધોળા રંગનું એક સરખું જ હોય છે, તેમ જગતનાં અનેક પ્રકારનાં શરીરોમાં રહેતો આત્મા પણ એક જ જાતનો છે, તેમાં કશી અનેકતા નથી. આત્માને પ્રાપ્ત થવા માટે પ્રત્યેક જીવે પ્રથમ પોતાના મનને સ્થિર કરવું જોઇએ. જો તેમ કરે નહિ તો તેને બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન પણ થાય નહિ અને મોક્ષ પણ મળે નહિં.

## नारायणी उपनिषद्.

ગુરૂ–હે શિષ્ય ! અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપવડે જગતને પૂર્ણ કરનારા હોવાથી પરમાત્મા પુરૂષ કહેવાય છે. શરીરરૂપી પુરીઓવિષે વાસ કરનાર હોવાથી પણ તે પુરૂષ કહેવાય છે. વિરાટ્રૂપ પરમાત્મા પ્રલયકાળમાં સર્વ પ્રાણીઓને પોતાના ઉદરમાં સમાવી

ઈ ક્ષીર સમુદ્રમાં શયન કરતા હોવાથી નારાયણ કહેવાય છે. વળી વ્યષ્ટિ સૂક્ષ્મઉપાધિવાળા તૈજસ નામના જીવરૂપ પ્રતિબિંબને ધારણ કરી હિરણ્યગર્ભરૂપે માયાની શય્યામાં સુતા હોવાથી, પરમાત્મા નારાયણ કહેવાય છે. નાર એવી માયામાં રમનાર તે નારાયણ, તથા જીવોના સમૂહનું નામ પણ નાર છે, તેમાં વસનાર તે પણ નારાયણ અને બાળક જેમ દડાને દૂરે ફેંકે છે, તેમ અવિદ્યાને દૂર ફેંકતા હોવાથી પણ પરમાત્મા નારાયણ કહેવાય છે. નારાયણ અથવા પરમાત્મા સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એક અદ્વિતીયરૂપે હતા. તેમને ઇચ્છા થઇ કે ' હું સૃષ્ટિને ઉત્પન્ન કરૂ ' એટલે સૃષ્ટિ થઇ. બ્રહ્માથી આદિ લઇ સર્વ દેવતાઓ અને સ્થાવર જંગમ સઘળું જગત પછી તેમનામાંથી ઉત્પન્ન થયું. આ અખિલ જગત્ નારાયણમાંથી ઉત્પન્ન થાય છે અને પ્રલયકાળે તેમનામાં જ લયભાવને પામે છે. ઘટની ઉત્પત્તિ, સ્થિતિ અને લય મૃતિકામાં હોવાથી તે જેમ મૃત્તિકાથી ભિન્ન નથી, તેમ આ જગત્ પણ પરમાત્માથી ઉત્પન્ન થતું, પરમાત્મામાં સ્થિતિ કરતું અને પરમાત્મામાં લય પામતું હોવાથી તેમનાથી ભિન્ન નથી. નારાયણ નાશથી રહિત અને અખિલ જગતરૂપ છે. પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, અને લોક, એમ જે શોડષ કળાઓ છે તેનાથી રહિત, તથા જે માયાથી આ ચરાચર જગત્ ઉત્પન્ન થાય છે તેનાથી પણ નારાયણ એવા પરમાત્મા રહિત છે. પોતાના સ્વરૂપથી પોતે નિર્લેપ રહે, એવી આ જડ જગતમાં કોઇ પણ વસ્તુ નથી. એક નારાયણ જ એવો છે કે, જે પોતે જગતરૂપ હોવા છતાં તેનાથી જૂદા રહેલા છે. જે અધિકારી પુરૂષ શરીરરૂપ રથમાં આરૂઢ થઇ ઇંદ્રિયરૂપ અશ્વોને સન્માર્ગે ચલાવી, બુદ્ધિને સારથિ બનાવી આગળ વધે છે, તે પરમાત્મસ્વરૂપ નારાયણ દેવને મળી શકે છે. નારાયણને જ અદ્વિતીય બ્રહ્મરૂપે પ્રતિપાદન કરનાર આ નારાયણ ઉપનિષદને જે અધિકારી પુરૂષ બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી શ્રવણ કરી, આત્માનું ચિંતવન કરે છે, તે સર્વ આપદાઓથી રહિત થઇ, સર્વ ભોગને પ્રાપ્ત કરે છે. મરણ પછી તે અધિકારી બ્રહ્મલોકમાં જઇ ત્યાંથી મોક્ષને પ્રાપ્ત કરે છે. ॐ नमो नारायणाय એવો જે આઠ અક્ષરનો મંત્ર છે, તેનો જપ કરનાર પુરૂષ આ જીવનની અંદર સર્વ મનવાંચ્છિત મેળવી પરિણામે મોક્ષ મેળવે છે. આ અષ્ટાક્ષરી મંત્ર પ્રણવની સમાન છે. માટે નારાયણની પ્રાપ્તિ ઇચ્છનારા મુમુક્ષુજનોએ નિરંતર તેનો જપ કરવો જોઇએ. મોક્ષ એ જ પુરૂષનું પરમ પુરૂષાર્થ છે અને તે નારાયણ નામનો મંત્ર જપવાથી ફલીભૂત થાય છે.

## महोपनिषद्.

ગુરૂ—હે શિષ્ય ! આદિ કાળમાં જ્યારે સંપૂર્ણ જગત નારાયણ ભગવાનમાં લય પામેલું હતું ત્યારે બ્રહ્માદિ દેવતાઓ, આકાશાદિ પંચ મહાભૂતો કે આ પ્રપંચ કશું પણ વિદ્યમાન ન હતું. જ્યારે તે કંઇ ન હતું ત્યારે નારાયણ દેવ નિષ્ક્રિય, નિષ્કામ અને શાંત હતા. તેમને જ્યારે ક્રીડા કરવાની ઇચ્છા થઇ ત્યારે તેમને માયારૂપી સ્ત્રીની સાથે સંબંધ થયો. માયાથી ભગવાન્ નારાયણને તેર પુત્રો અને બહુ પુરૂષની ચાગ છાવાળી વ્યભિચારણી એક કન્યા ઉત્પન્ન થઇ. એ ચૌદ સંતાન અધિદૈવ, અધ્યાત્મ

અને અધિભૂત, એ ત્રણ ત્રણ સ્વરૂપે બન્યાં. નારાયણ દેવ પણ એ સંતાનો સાથેના તાદાત્મ્ય અધ્યાસને લીધે પોતે બહુરૂપે થયા. આકાશાદિક પાંચ મહાભૂત, એ તેર પુત્રોના કારણરૂપે છે. તે વળી સ્થૂલ અને સૂક્ષ્મ એવા ભેદવાળા હોવાથી તેમના ભેદ પ્રમાણે તેમની વૃદ્ધિ થઇ. પ્રાણવાયુ ક્રિયા શક્તિરૂપે છે. અહંકાર, મન, ચિત્ત, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ અને ઉપસ્થ, એ તેર નારાયણના પુત્રો છે અને બુદ્ધિ તેમની પુત્રી છે. સર્વ ભૂતપ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ કાળ, પરમાત્માદેવથી ઉત્પન્ન થયલો છે. હે શિષ્ય ! આ પ્રમાણે સંપૂર્ણ જગતને ઉત્પન્ન કરનારા નારાયણ દેવ એકવાર કોઇ અનિર્વચનીય નિમિત્ત કારણને લઇ ક્રોધાયમાન થયા અને તેમના ભ્રૂકુટીભંગમાંથી રૂદ્રદેવ ઉત્પન્ન થયા. એ રૂદ્રદેવ નારાયણથી ભિન્ન છે અને સર્વ ઐશ્વર્ય, સંપૂર્ણ ધર્મો અને વૈરાગ્યાદિકના તેઓ આધારભૂત છે. બ્રહ્મચર્ય, ઇંદ્રિયનિગ્રહ અને વેદ શાસ્ત્રના પણ તે આધારભૂત છે. વિદ્યા અને ઐશ્વર્ય તેમને આશ્રયે રહેલાં છે. જેમ રૂનો ઢગલો અગ્નિનો સ્પર્શ થતાં જ સઘળો નાશ પામે છે, તેમ ત્રણે લોક સહિત આ ચરાચર જગત રૂદ્ર ભગવાનમાં નાશભાવને પામે છે. ધ્યાનરૂપી તપ કરવાથી સર્વ પ્રપંચો રૂદ્ર ભગવાનમાં નાશભાવને પામે છે. ભગવાન્ નારાયણને તપ કરવાથી અત્યંત શ્રમ થયો અને તેમના લલાટમાંથી એક સ્વેદ બિંદુ પડયું. એ સ્વેદ બિંદુ મહા તેજસ્વી હતું, એટલું જ નહિ પરંતુ સર્વ લોકના ઉત્પત્તિસ્થાન જેવું હતું. તેણે ઇંડાની આકૃતિ ધારણ કરી. તેના મધ્ય ભાગમાં ચાર મુખવાળા, સર્વ ભૂતના આદિ કારણરૂપ, ગાયત્રી, ત્રિષ્ટુપ્, જગતી અને અનુષ્ટુપ્ એ ચાર છંદો, ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ એ ચાર વ્યાહૃતિઓ અને ઋગ્, યજુષ્, સામ અને અથર્વણ એ ચાર વેદો જેમનાથી ઉત્પન્ન થયા છે, એવા બ્રહ્મા, તે ઇંડાના મધ્ય ભાગમાંથી ઉત્પન્ન થયા.

હે શિષ્ય ! આ પ્રમાણે નારાયણ ભગવાનમાંથી સંપૂર્ણ જગત ઉત્પન્ન થયેલું છે. તેમ છતાં તે સર્વથી અળગ રહેલા છે અને અદ્વિતીય છે. સર્વ જગત નારાયણ ભગવાનમાંથી જ ઉત્પન્ન થયું છે, એમ માની તેમને અદ્વિતીયરૂપે કરીને ધ્યાન ધરનારા સાધુ પુરૂષો મોક્ષ પામે છે. જે અધિકારી પુરૂષો આ મહોપનિષદનો વિચાર કરી, તેનું મનન અને નિદિધ્યાસન કરે છે, તે અશ્રોત્રિય હોય તો પણ શ્રોત્રિય બને છે અને તેને મહાન્ ફળની પ્રાપ્તિ થાય છે.

# आत्मप्रबोध उपनिषद्.

ગુરૂ–હે શિષ્ય! આત્મપ્રબોધ ઉપનિષદમાં બ્રહ્મસાક્ષાત્કારને માટે પ્રણવ મંત્ર અને અષ્ટાક્ષર મંત્રનો બોધ કરેલો છે. ૐ એ પ્રણવ અને नमो नारायणाय એ અષ્ટાક્ષર મંત્ર કહેવાય છે. આ મંત્રોથી મનોવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. જે અધિકારી પુરૂષ આ બે મંત્રોનો વિચાર કરે છે, તેને બ્રહ્મનું સંશય વિપર્યય રહિત જ્ઞાન ઉત્પન્ન થાય છે. બ્રહ્મજ્ઞાનથી તેને પોતાના આત્મામાં અને બીજામાં ભિન્ન ભાવ રહેતો નથી. જ્યારે તે આત્માને જ બ્રહ્મ માને છે, ત્યારે તેના જન્મ મરણનું દુઃખ નિવૃત્ત થઈ જાય છે. બ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ છે, તે કાર્ય સહિત અવિદ્યાનો નાશ કરનારૂં છે. જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થાય નહિ, ત્યાં સુધી અધિકારી પુરૂષે પ્રણવ મંત્રનું ધ્યાન કર્યા

કરવું જોઈએ. સગુણ બ્રહ્મનું ધ્યાન મોક્ષરૂપ ફળને આપતું નથી. શ્રુતિ અને સ્મૃતિમાં સગુણ બ્રહ્મને, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરરૂપે તથા કવચિત્ સૂર્ય અને અગ્નિરૂપે વર્ણન કરેલા છે. તથાપિ નારદાદિક મુનિઓ તો તેમને શ્રીકૃષ્ણ પરમાત્મા તરીકે જ વર્ણવે છે. જેમ અરણિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે,તેમ નારાયણ ભગવાન્ દેવકીજીની કૂખમાંથી ઉત્પન્ન થયલા છે. શ્રી કૃષ્ણ ભગવાન્ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે છે, એમ બીજા ગ્રંથોમાં પણ વિદ્વાનો તેમને વારંવાર વર્ણવી ગયા છે. ઇન્દ્રાદિક દેવતાઓ તેમના સ્વરૂપ જેવા છે. દર્પણની અંદર જેમ બહિરાકૃતિઓનાં પ્રતિબિંબ પડે છે. તેમ દેવતાઓમાં તેમનું જ પ્રતિબિંબ પડેલું છે અને જેવા જેવા દેવલોક, તેવું તેવું ઉગ્ર કે શાંત સ્વરૂપતે જ તેમનામાં પડે છે. શ્રીકૃષ્ણ પરમાત્માને કામ, ક્રોધ કે અભિમાન કંઇ પણ નથી. જો તેમને અભિમાન હોત તો તેઓ અર્જુનના સારથિ થાત નહિ અને મથુરામાંથી નિકળી દ્વારિકામાં પણ જાત નહિ. શ્રીકૃષ્ણ ભગવાન્ સાક્ષાત્ પરમાત્માનો જ અવતાર હતા. જ્યારે જ્યારે આ જગતમાં ધર્મનો લોપ થાય છે,ત્યારે ત્યારે તેમણે હયગ્રીવાદિક અવતારો લઇ લઇને વેદોનો અને વેદ ધર્મનો પરમઉદ્ધાર અને પુનઃ સંસ્થાપન કરેલ છે. પરમાત્મા વિષ્ણુ, ભૃગુ અને બ્રાહ્મણ કહેવાય છે. કારણ કે તેઓ સર્વથી ઉત્તમ અને શ્રેષ્ઠ છે. જે ગોપિકાઓએ કામભાવનાથી પણ તેમનામાં ચિત્ત પરોવ્યાં હતાં,તેઓ દેવ લોકને પ્રાપ્ત થયાં હતાં. શ્રી કૃષ્ણપરમાત્માએ ભારતના યુદ્ધપ્રસંગમાં પોતાના સખા સમાન અર્જુનને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. શ્રી કૃષ્ણ પરમાત્મા નવા નીલોત્પલન જેવા શ્યામ, કમળના જેવા સુંદર લોચનવાળા, મોટા બાહુવાળા અને વૈજયંતી માળાથી શોભતા વૃક્ષઃસ્થળવાળા હતા. ભક્તજનોના ઉદ્ધારને માટે તેઓ સર્વદા કૃપાયુક્ત રહે છે અને દીન જનને આશ્રય આપે છે. ત્રણે લોકને મનોહર એવું તેમના સ્વરૂપનું જેઓ સમાધિ અવસ્થામાં ધ્યાન ધરે છે, તેમને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. હે શિષ્ય ! અધિકારી માણસ, ઉપર વર્ણવેલા શ્રીકૃષ્ણ પરમાત્મામાં તન્મયતા રાખી, તેમના જગન્મનોહર સ્વરૂપનું એકાંતમાં ધ્યાન ધરે છે, તેને પોતાના હૃદય દેશમાં રહેલા તે આત્મસ્વરૂપ ભગવાનનું દર્શન થાય છે અને તે યોગીપુરૂષને પછી દુઃખના હેતુરૂપ આ સંસારમાં જન્મ ધરવો પડતો નથી. તેમની ભક્તિથી મન નિર્મળ થાય છે અને શુદ્ધ થયેલા અંતઃકરણમાં તેમનું સ્વરૂપ રમી રહેતાં, કાળે કરીને નિર્ગુણ પરમાત્માને પામી શકાય છે. શ્રી કૃષ્ણ પરમાત્માની લીલાઓનું ગાન કરતાં અને ધ્યાન ધરતાં જ તેમની નિર્ગુણ પ્રતીતિ થાય છે. શ્રીમત્કૃષ્ણચંદ્ર અવતાર સ્વરૂપે સગુણ અને અનવતારસ્વરૂપે નિર્ગુણ બ્રહ્મરૂપે છે. તેમના સગુણ કિંવા નિર્ગુણ સ્વરૂપમાં કશો ભેદ નથી. ભેદ માત્ર તેમને ભેદસ્વરૂપે જોનારમાંજ છે. શ્રુતિમાં તેમને જે બ્રહ્મસ્વરૂપે કહ્યા છે, તે સ્વરૂપે તેઓ પોતાના ભજનારને દેખાય છે. જે પુરૂષો તેમનામાં ભેદદષ્ટિ કરે છે, તેઓ સંસારની ઘટમાળમાં ભટકયા કરે છે.

હે શિષ્ય! પુત્રરૂપે ગૌણ, શરીરરૂપે મિથ્યા અને સાક્ષી કૂટસ્થરૂપે આત્માના ત્રણ ભેદ ગણાય છે. પુત્રરૂપે ગૌણ અને શરીરરૂપે મિથ્યા આત્માનો આદર કરનારને લૌકિક શિક્ષા થાય છે, જ્યારે મુખ્ય આત્મામાં ભેદની દષ્ટિરૂપ આદર કરનારને જન્મ મરણની પરંપરાઓરૂપી મોટી શિક્ષા થાય છે. માટે

આત્મામાં ભેદદષ્ટિ કદી પણ કરવી નહિ. આત્મા પ્રજ્ઞારૂપ છે અને આ આત્મપ્રબોધ ઉપનિષદમાં તેનુંજ વર્ણન કરવામાં આવ્યું છે. પ્રજ્ઞાન આનંદ બ્રહ્મસ્વરૂપે છે અને તેની પ્રાપ્તિ એ જ મોક્ષ છે. દેહાદિક વિષે આત્મબુદ્ધિ કરવી, એ આત્મામાં ભેદદષ્ટિ કરવા સમાન છે.

## कैवल्योपनिषद्.

ગુરૂ–હે શિષ્ય! હવે હું કૈવલ્યોપનિષદની બ્રહ્મવિદ્યાનું કથન કરૂં, તે તું સાવધાનથઇને સાંભળ. પૂર્વે ઋગ્વેદના આચાર્ય આશ્વલાયન નામે એક ઋષિ હતા. બ્રહ્મની પ્રાપ્તિને માટે તે એકવાર ભગવાન્ બ્રહ્માની આગળ ગયા અને બોલ્યા કે–હે પિતામહ ! જે બ્રહ્મવિદ્યાવડે કરીને શમ દમાદિ સાધન સંપન્ન વિદ્વાન પુરૂષો પોતાના હૃદયકમળમાં પરમાત્માને જોઇ શકે છે અને અનધિકારીને જે વિદ્યા અપાતી નથી, તે બ્રહ્મવિદ્યા તમે મને સંભળાવો.

બ્રહ્મા–હે આશ્વલાયન ! જેને ગુરૂનાં વચનો ઉપર આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધા હોય અને જેને બ્રહ્માકાર વૃત્તિનું ધ્યાન કરતાં આવડતું હોય, તે જ અધિકારીને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે. શ્રદ્ધા, ભકિત, ધ્યાન અને સંન્યાસ, એ તેનાં સાધન છે. અગ્નિહોત્રાદિક કર્મોથી, ઉપાસનાથી, ગૃહસ્થાશ્રમના ફળરૂપ પુત્રથી, ધનથી કિંવા બીજા કોઇ સાધનથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતી નથી. કર્મથી, પ્રજાથી અને ધનથી જો કદાપિ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન થાય છે તો તેથી પરોક્ષાનુભવ મળે છે, પણ અપરોક્ષાનુભવ મળતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે, કર્મથી, પ્રજાથી કિંવા ધનથી અમૃતત્વને પ્રાપ્ત થવાતું નથી. પરોક્ષ જ્ઞાન છે, તે ભ્રાંતિ ઉત્પન્ન કરે છે અને તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. સર્વ પ્રતિબંધ અને સઘળા સાંસારિક વિક્ષેપોથી રહિત સંન્યાસી જ્યારે બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી વેદાંતનું શ્રવણ કરી તેનું અદ્વિતીયબ્રહ્મમાંજતાત્પર્ય છે એવો નિશ્ચય કરે છે, શ્રવણ કરેલી વસ્તુને વારંવાર મનન કરે છે અને મનન કરેલા બ્રહ્મભાવમાં જ ચિત્તવૃત્તિઓના પ્રવાહને નિરંતર વહેવરાવવારૂપ નિદિધ્યાસન કરે છે, તે પુરૂષ કર્મક્ષયને સમયે જ્યારે મનુષ્યદેહનો પાત થાય છે ત્યારે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. હે આશ્વલાયન ! અધિકારી પુરૂષે બ્રહ્મલોકની નહિ, પરંતુ બ્રહ્મભાવની પ્રાપ્તિની જ ઇચ્છા કરવી. કારણ કે, બ્રહ્મલોકને પામેલો અધિકારી સંન્યાસી જ્યારે બ્રહ્માના આયુષ્યનો ક્ષય થઇ, બ્રહ્મભાવને પામે છે ત્યારે પોતે પણ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ત્યાં સુધી બ્રહ્મલોકમાં તેને ખોટી થવું પડે છે. જેને અપરોક્ષ જ્ઞાન અને મોક્ષની ઇચ્છા હોય, તેણે તો હમ્મેશ યોગ સાધનદ્વારા બ્રહ્મભાવને પામવાનો યત્ન કરવો જોઇએ. યોગની રીતિએ તેણે દર્ભ ઉપર મૃગચર્મ પાથરી તેના ઉપર પદ્માસન વાળી બેસવું. દૃષ્ટિને નાસિકાના અગ્ર ભાગ ઉપર રાખવી અને નેત્રાદિ બાહ્ય ઇંદ્રિયો તથા મનરૂપી આંતરેંદ્રિયોને સઘળા વિષયોમાંથી ખેંચી લઇ, ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો. બરોબર નિરોધ થયા પછી શ્રદ્ધા તથા ભકિતપૂર્વક ગુરૂનાં વચનોનો વિચાર કરતાં મનને હૃદયકમળમાં ઉતારવું તથા નિરાકાર બ્રહ્મનું ધ્યાન ધરવું નિરાકાર, નિર્વિકલ્પ અને નિર્ગુણ બ્રહ્મ સર્વ દુઃખોથી રહિત, મન તથા વાણીના અવિષયરૂપ, શબ્દ સ્પર્શાદિથી રહિત, દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત તથા જન્મ અને મૃત્યુથી રહિત છે સ્વયંજ્યોતિ સર્વ શકિતસંપન્ન અને અદ્વિતીય પરમ

આનંદસ્વરૂપ બ્રહ્મનો અપરોક્ષ અનુભવ લેવાની જેને શક્તિ ન હોય, તેણે સગુણ બ્રહ્મમાં ચિત્તવૃત્તિઓને પ્રવર્તાવવી અને તેનું ધ્યાન ધરવું.

હે આશ્વલાયન ! કેન ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાને ઉમાદેવીની ઉપમા આપી, તેનું વર્ણન કરતાં જણાવ્યું છે, કે ઉમાદેવી સર્વ શક્તિરૂપ મહદાદિક સર્વ તત્ત્વોના જેવી અને ઇન્દ્રથી માંડીને મનુષ્ય પર્યંત સર્વને ધ્યાન ધરવાથી અનન્ય ફળને આપનારી છે.ઉમાદેવીનાં કૃપાકટાક્ષથી મનુષ્યને સર્વ કામનાઓની તૃપ્તિ થાય છે. ઉમાદેવી બહુ જ સુંદર અને સર્વદા યૌવનાવસ્થાવાળાં છે. તેમના સ્વામી ભગવાન્ શંકર જગતની સ્થિતિ, પાલન અને સંહાર કરવા સમર્થ છે. સમાધિમાં જે અધિકારી એ દંપતીનું ધ્યાન ધરે છે,તેઓ પણ પરિણામે મોક્ષને મેળવે છે હે આશ્વલાયન ! મોટા મોટા યોગી પુરૂષો એકાંત સ્થળમાં પદ્માસન વાળી સમાધિનાં ભગવાન્ પાર્વતીપતિનું ધ્યાન ધરે છે, તેમને ઘણે કાળે પરબ્રહ્મ સ્વયંજ્યોતિનાં હૃદયકમળમાં સાક્ષાત્ દર્શન થાય છે. ભગવાન્ શંકર હિરણ્યગર્ભને ઉત્પન્ન કરનાર અને જગતના પરમ કારણ તથા સંહાર સ્વરૂપે છે; માટે યોગીઓ તેમનું સગુણ સ્વરૂપે ધ્યાન ધરતાં ધરતાં પરિણામે તેમના નિર્ગુણ શુદ્ધ સ્વરૂપને પામી, મોક્ષ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ મેળવે છે. માયારૂપ શક્તિવાળા હોય ત્યારે. જગતના કારણ છતાં માયાથી પણ પર, મન કિંવા વાણી જેમનો પાર પામી શકતાં નથી એવા, અજ્ઞાનથી રહિત અને બુદ્ધિ આદિક સર્વ જડ પ્રપંચના સાક્ષીરૂપ જે બ્રહ્મ, તે નિર્ગુણ બ્રહ્મ જાણવા. આવા અકલ્પિત સ્વરૂપવાળા નિર્ગુણ બ્રહ્મને યોગીઓ જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ પોતાના આત્માને ઓળખે છે અને તેમાં જ અર્થાત્ પોતાના સ્વરૂપાનંદમાં જ સર્વ આનંદનો અવધિ છે, એમ જાણી, તેમાં અદ્વિતીય રૂપતાને પામે છે. ઉમાસહવર્તમાન ભગવાન્ શંકર સ્વરૂપે જે સગુણ બ્રહ્મસ્વરૂપ દર્શાવ્યું, તે નિર્ગુણ બ્રહ્મથી ભિન્ન નથી, પરંતુ ઉપાધિના ભેદે કરી અજ્ઞાની જીવોને તેમાં ભિન્નતા જણાય છે., બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ઇંદ્ર અને આ ચરાચર સકળ જગત, એ નિર્ગુણ બ્રહ્મથી ભિન્ન નથી. હે આશ્વલાયન ! એકનો એક જ પુરૂષ જેમ સ્વપ્નના પ્રભાવથી પોતે અનેક ભાવને અને વિચિત્ર સ્વરૂપને પામે છે, તેમ નિર્ગુણ બ્રહ્મ પણ માયાના સંબંધથી અનેક સ્વરૂપે અને વિવિધતાએ આ જગતરૂપે બને છે. જેમ પુરૂષને સ્વપ્નની સાથે કંઈ સંબંધ નથી, તેમ બ્રહ્મને પણ માયાની સાથે કંઇ સંબંધ નથી. પુરૂષ જેમ સ્વપ્નને પોતાની પાસે બોલાવતો નથી (મને ફલાણું સ્વપ્ન આવો એમ કહેતો નથી), તેમ બ્રહ્મ પણ માયાને બોલાવતો નથી, તેમ છતાં એની મેળે જ માયાના આવરણને પામી અનેકતાને ધારણ કરે છે, તેથી તે માયાથી પણ પર કહેવાય છે. આકાશમાં જેમ ગંધર્વનગર જણાય છે અને આકાશમાં જ તે લય પામે છે, તેમ સર્વ દ્વૈત પ્રપંચથી રહિત આનંદ સ્વરૂપ આત્મામાં આ દ્વૈતપ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. માટે આત્મજ્ઞાન એ જ મુક્તિનું ખરેખરૂં સાધન છે.શ્રુતિમાં કહ્યું છે કે, नान्यः पंथा विद्यते अयनाय-મોક્ષની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાન વગર બીજો કોઇ પણ માર્ગ નથી. જે પુરૂષ વિશ્વના સર્વ ભૂતોમાં પોતાના આત્માને વ્યાપકસ્વરૂપે જૂવે છે અને સર્વભૂત માત્રને પોતાના આત્મામાં કલ્પિતરૂપે માને છે, તેને જ

યથાર્થ આત્મજ્ઞાન ઉપજે છે તથા તે જ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. હે આશ્વલાયન ! જેમ અરણિના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ નિરંતર ધ્યાન ધરતાં ધરતાં અને યોગની પ્રક્રિયાઓ કરતાં કરતાં અંતઃકરણમાં બ્રહ્મભાવ ઉત્પન્ન થાય છે. જેમ અગ્નિ ઉત્પન્ન થતાં અરણિની સર્વ ઉપાધિઓ ટળી જાય છે, તેમ બ્રહ્મભાવ ઉત્પન્ન થતાં કામ-ક્રોધાદિક સર્વ ઉપાધિઓ નાશ પામે છે. અગ્નિ ઉત્પન્ન થયા પછી જેમ કાષ્ઠને બાળી તે પોતાના સ્વરૂપસમાન થઇ રહે છે, તેમ યોગી પણ બ્રહ્મભાવ ઉત્પન્ન થતાં પોતે સર્વ પાશોથી મુક્ત થઇ, આત્મસ્વરૂપે બની રહે છે 'હું બ્રહ્મ છું' એવું જેને જ્ઞાન થયેલું છે, એવો ત્વંપદાર્થરૂપ જીવ, તત્પદાર્થરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. ચેતનને વિષય કરનારી અને તેને આશ્રયે રહેનારી માયાથી આવૃત થયેલું બ્રહ્મ જ જીવ કહેવાય છે અને એ આવરણને લીધે તે જન્મ, મરણ તથા સંસારભાવોને પામે છે. માયાના આવરણને લીધે જ પરબ્રહ્મ જીવભાવને પામે છે, અનેક સ્વરૂપે સંસારી બને છે, સંસારસંબંધીનાં પુણ્યપાપરૂપ કર્મો કરે છે અને પોતાના યથાર્થ સ્વરૂપને ભૂલી જઈ પોતાને દુઃખી અને સુખી માને છે. માયાને લીધે બ્રહ્મ જીવભાવને પામી અનેક પ્રકારની લીલાઓ કરે છે. માદક પદાર્થને યોગે જેમ માણસ પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, તો માયાના આવરણથી બ્રહ્મ પણ પોતાના યથાર્થ સ્વરૂપને ભૂલી જાય છે. જેમ ધર્માત્મા સજ્જન માણસ નઠારા ચોર લોકની સંગતમાં બંધનને પામે છે, તેમ આત્મા પણ માયા અને તેણે ઉત્પન્ન કરેલા પ્રપંચના સંગમાં આ સંસારરૂપ કારાગૃહમાં બંધન પામે છે. માયા અલૌકિક છે તથા તેનું કાર્ય કોઈ જાણી શકતું નથી, તેમજ તેની સિદ્ધિ પણ થતી નથી. તેથી તે અઘટિત ઘટના ઉભી કરનારી અચિંત્ય કહેવાય છે. નિદ્રામાં પડેલો પુરૂષ જેમ નિદ્રા પૂરી થતા સૂધી અનેક પ્રકારનાં સુખદુઃખ પામે છે, તેમ માયાના આવરણને પામેલો પે આત્મા પણ તે આવરણના અવધિપર્યંત અનક પ્રકારના સુખ દુઃખાત્મક ભાવોને પામે છે. અવિદ્યારૂપ માયા અનાદિ છે અને જ્યારે બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી પુરૂષને મહાવાક્યનો યથાર્થ ઉપદેશ થાય છે ત્યારે જ ત નિવૃત્ત થાય છે. હે આશ્વલાયન ! અવિદ્યાના આવરણવાળો જીવાત્મભાવને પામેલો બ્રહ્મ સંસારમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓને પામે છે અને તેમાં કરેલાં કર્મને લઇને જન્મ મરણની આવૃત્તિઓમાં ફર્યા કરે છે. જ્યારે કોઇ અપૂર્વ પુણ્યના યોગે તેને સદ્‌ગુરૂના બોધનો અવકાશ મળે છે, ત્યારે તેને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે પોતાના સ્વરૂપને ઓળખી, જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થાય છે. આત્મજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જે બ્રહ્મભાવ, તે જ તુરીય અવસ્થા કહેવાય છે. એ અવસ્થામાં યોગી પોતાથી ભિન્ન કશું જોતો નથી તથા માત્ર પરમાનંદમાં રમણ કરે છે.

ગુરૂ–હે શિષ્ય ! પરબ્રહ્મ પરમાત્મા સર્વ વિશ્વના આધાર, ત્રણ પરિચ્છેદથી રહિત, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, ઉત્પત્તિ અને નાશથી રહિત, અદ્વિતીય અને મારા, તમારા તથા સર્વ પ્રાણી માત્રના આત્મસ્વરૂપે છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ-રૂપ પ્રપંચનો સાક્ષી ચૈતન્ય આત્મા તે જ 'હું છું' અને જીવ બ્રહ્મમાં કંઇ પણ ભેદ નથી, એવો જેને નિશ્ચય થાય છે, તેનાં

સર્વ બંધનો ટળી જાય છે. 'હું ચૈતન્ય સ્વરૂપ શુદ્ધ આત્મા, ભોગાદિકના ભોક્તા સ્વરૂપનો સાક્ષી હોવા છતાં તેનાથી વિલક્ષણ પરમ છું,' એમ જે માનવું તે જ જ્ઞાન છે. त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद् भवेत्। तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोहं सदाशिवः॥ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમાં જે ભોગ્ય, ભોક્તા અને ભોગ છે, તેનાથી વિલક્ષણ હું એક ચૈતન્ય સાક્ષી છું અને મારે તેની સાથે કંઇ સંબંધ નથી, એમ માનવું એ જ યોગીનું કર્તવ્ય છે. બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી બ્રહ્મવિદ્યા પામી અધિકારી પુરૂષે હમ્મેશ પોતાની ચિત્તવૃત્તિઓને આત્મામાં લય ભાવને પમાડવી. સર્વ ભેદથી રહિત બ્રહ્મ તે હું પોતે જ છું, એવો નિશ્ચય કરવો સર્વ વેદોથી તે જ વેદ્ય છે, તે જ સર્વજ્ઞ અને સર્વના કારણરૂપ છે. સર્વ વિદ્યાઓના ગુરૂ, સર્વ પ્રપંચથી રહિત અને કોઇની પણ કલ્પનામાં આવે નહિ, એવો આત્મા તે બ્રહ્મ જ છે. નિર્મળ આકાશમાં જેમ ગંધર્વનગર કલ્પિત છે, તેમ આનંદ સ્વરૂપ એવા આત્મામાં પણ માયા સહિત આ ચરાચર જગત કલ્પિત માત્ર છે. હે શિષ્ય! આ પ્રમાણે આશ્વલાયન અને બીજા શિષ્યોને તેમના ગુરૂએ આત્મ બોધ આપ્યા પછી તેઓ અધિકારીને યોગ્ય સગુણ અને નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન ધરી, પોતાના સ્વરૂપાનંદને પામવા તત્પર થયા. બ્રહ્મભાવને પામવા માટે ચિત્તશુદ્ધિની મુખ્ય આવશ્યકતા છે અને રૂદ્રાધ્યાયથી તે પ્રાપ્ત કરી શકાય છે, એમ માનવા લાગ્યા. હે શિષ્ય! જેમને બ્રહ્મભાવની પ્રાપ્તિની ઇચ્છા હોય, તેમણે હમ્મેશ રૂદ્રાધ્યાયનો પાઠ કરવો જોઈએ. જ્યારે અંતઃકરણની શુદ્ધિ થાય છે, ત્યારે જ વૈરાગ્ય આવે છે અને જ્યારે વૈરાગ્ય આવે છે ત્યારે જ વૃત્તિઓના પ્રવાહને અન્યત્ર પ્રવર્તતો નિવૃત્ત કરી શકાય છે. વૈરાગ્ય વગર સંન્યાસ પણ ગ્રહણ કરી શકાતો નથી અને સંન્યાસ વગર નિઃશ્રેયસમાં પ્રવૃત્તિ થતી નથી. સંન્યાસ ગ્રહણ કર્યા પછી અને અષ્ટાંગ યોગની પ્રક્રિયાઓનો પ્રારંભ કર્યા પછી પણ ચિત્તની શુદ્ધિને માટે અધિકારી પુરૂષે નિત્ય ઉમાદેવી સહવર્તમાન ભગવાન્ ભૂતનાથ રૂદ્ર ભગવાનને પ્રસન્ન રાખવા રૂદ્રાધ્યાયનો પાઠ ચાલુ રાખવો કહ્યું છે કે, उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनंनीलकंठं प्रशांतं। ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिं तमसः परस्तात्॥ ઉમાદેવી સહવર્તમાન ત્રિલોચન, નીલકંઠ, શાંત, પ્રભુ શ્રી શંકરનું ધ્યાન ધરવાથી અધિકારી પુરૂષ સર્વ પ્રપંચથી મુક્ત થઇ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. સંન્યાસીએ નિરંતર વેદાંત વાક્યોનો વિચાર અને પરબ્રહ્મનું જ ધ્યાન ધર્યા કરવું જોઇએ. કહ્યું છે કે, आसुप्तेरामृतेः कालं नयेद्वेदांतचिन्तया। दद्यान्नावसरं किंचित् कामादीनां मनागपि॥ સંન્યાસ આશ્રમ ધારણ કર્યા પછી અધિકારી પુરૂષે સુષુપ્તિથી લઇ સર્વે અવસ્થાઓમાં વેદાંત શાસ્ત્રનું ચિંતન કરતાં મરણ સૂધી પોતાનો કાળ વ્યતીત કરવો. પરમહંસ સંન્યાસથી અધિકારી પુરૂષને આત્મસાક્ષાત્કાર થાય છે. શ્રવણ મનનાદિ ઉપાયોએ કરીને અધિકારી જનોએ આત્મજ્ઞાન સંપાદન કરવું, કે જેમ પૂર્વે શ્વેતકેતુ વગેરે મહાત્માઓએ કર્યું હતું. જ્ઞાનનિષ્ઠાવાળાઓને માટે પરમહંસ સંન્યાસ ધારણ કરવો, એ જ ઉત્તમોત્તમ માર્ગ છે. હે શિષ્ય! તમે પ્રશ્ન કર્યો હતો, તેના ઉત્તરમાં મેં તમને આત્મજ્ઞાનના સાધનરૂપ વૈરાગ્ય અને સંન્યાસ તથા તેના ધર્મો અને પ્રક્રિયાનું નિરૂપણ કર્યું. હવે તમને જે

કંઈ શ્રવણ કરવાની ઇચ્છા હોય, તે સુખેથી પૂછો. આ પ્રમાણે કહી પ્રણવનો ઉચ્ચાર કરી ગુરૂ ભગવાન્ વિરામને પામ્યા.

इति ते कथितं सर्वं पृष्टं यद्धि त्वयाधुना ॥
परमहंसाश्रमे भूयः किमन्यच्छ्रोतुमिच्छसि ॥
॥ १२०९ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे गर्भाद्युपनिषत्सारार्थप्रकाशो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો.

## सामवेदीय–छांदोग्य उपनिषद्.

### ઉદ્દાલક અને શ્વેતકેતુનો સંવાદ.

कथाश्चित्रा इमाः श्रुत्वा शिष्यः श्रद्धासमन्वितः ।
श्वेतकेतोः कथां श्रोतुं पप्रच्छ स्वगुरुं पुनः ॥ १ ॥

શિષ્ય કહે છેઃ–હે ભગવન્! અગીયારમા અધ્યાયના અંતમાં આપે શ્વેતકેતુ સંબંધી કહ્યું કે, બ્રહ્મજ્ઞાન મળતા પહેલાં તે સર્વજ્ઞ હતા. તેમની વાત ઘણી જ આશ્ચર્યકારક હોવાથી મને સાંભળવાની અભિલાષા થાય છે. શ્વેતકેતુ કયા દોષથી સર્વજ્ઞ છતાં અજ્ઞતાને પામ્યા હતા? કયા મહાત્માએ તેમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો? તથા તે બ્રહ્મવિદ્યા કેવા પ્રકારની હતી? ઇત્યાદિ સર્વ વાત મને શ્રદ્ધાવાનને આપ વિસ્તારથી કહો. શિષ્યનું આ રીતનું કહેવું સાંભળી, ગુરૂ પોતાના શિષ્યને છાંદોગ્ય ઉપનિષદમાં કહેલી કથા કહેવા લાગ્યા.

ગુરૂ–હે શિષ્ય! પૂર્વે એક શ્વેતકેતુ નામનો બાળક હતો. તેનાપર માબાપનો ઘણો જ સ્નેહ હતો. માતપિતાના અત્યંત સ્નેહથી શ્વેતકેતુ એક આખલાની માફક નઘરોળ રીતે ફરતો હતો તથા સર્વદા ક્રીડામાં જ ચિત્ત રાખતો હતો. આથી તે બાર વર્ષનો થવા છતાં તેને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો ન હતો. તે રમવામાં એટલો બધો લીન રહેતો કે, વખતે ભોજન કરતો તથા વખતે ભોજન કરવાનું પણ વિસરી જતો. તે બીજા બાળકોને, સ્ત્રીઓને, બ્રાહ્મણોને તથા ગાય આદિ પશુઓને કઠોર વચનથી તિરસ્કાર કરી તથા લાકડીવડે તાડન કરી ઘેર નાશી આવતો હતો. આ રીતે તે બાલ્યવસ્થામાં અણુવિંધ્યા આખલાની માફક સર્વ જીવને દુઃખરૂપ થઇ પડયો હતો. તે એક વેળા વિનય સહિત પોતાના પિતા આરૂણિ પાસે ગયો. આરૂણિઋષિ પોતાના પુત્રની આવી અવસ્થા જોઇ મનમાં અત્યંત ખિન્ન થયા તથા પુત્રને કહેવા લાગ્યા.

આરૂણિ બોલ્યાઃ–હે પુત્ર! સ્નેહને લીધે મેં પિતાએ તથા તારી માતાએ તને જરા શિક્ષા કરી નહિ. અમારા લાલન પાલનથી

તું ઘણી જ ઉન્મત્ત દશાને પામ્યો છે. પુત્ર, સ્ત્રી તથા શિષ્ય આ ત્રણને લાલન કરવાથી તેઓમાં ઘણા દોષ આવે છે તથા તેઓને તાડન કરવાથી તેઓમાં ઘણા ગુણ આવે છે, આ રીતિ નીતિશાસ્ત્રવાળાઓએ જે કહી છે, તે મિથ્યા નથી. જે માતપિતા સ્નેહવશાત્ પુત્રને શિક્ષા ન કરે, પણ લાલનપાલન કર્યા કરે, તેઓ તેનાં શત્રુ જાણવાં. કારણ કે માતપિતાના લાલનથી પુત્રમાં ઉત્પન્ન થયલા દોષવડે તે આ લોકમાં દુઃખને પામે છે. માતા પિતાએ પુત્રને અવશ્ય શિક્ષા કરવી. ત્રણ વર્ષ પર્યંત માતાએ પુત્રને શિક્ષા કરવી, જન્મથી આઠ વર્ષ પર્યંત પિતાએપુત્રનેશિક્ષા કરવી તથ. આઠથી સોળ વર્ષ સૂધી ગુરૂએ તેને શિક્ષા કરવી. સોળ વર્ષ થઇ ગયા પછી પણ પુત્ર તથા શિષ્ય શિક્ષા કરવા યોગ્ય હોય તો પિતા અથવા ગુરૂએ પુત્ર તથા શિષ્યને તાડનથી શિક્ષા કરવીનહિ,પણમિત્રની માફક વાણીવડે શિક્ષા કરવી. જેમૂઢ બુદ્ધિવાળો પુત્ર પોતાની માતાની શિક્ષાને, પિતાની શિક્ષાને તથા આચાર્યની શિક્ષાને ગ્રહણ નથી કરતો, તે મૂઢબુદ્ધિ યૌવનાવસ્થાને પામી પરમ ક્લેશ પામે છે. તને તારી માએ તથા મેં બીલકુલ શિક્ષા કરી નથી, તેથી તું બાર વર્ષનો થવા આવ્યા છતાં બ્રહ્મચર્ય રહિત છે. તું મારા કુળમાં અધમ બ્રાહ્મણના સરખો ઉત્પન્ન થયો છે. નીતિ શાસ્ત્રની મર્યાદાનો ત્યાગ કરી મેં અત્યારસૂધી સ્નેહને લીધે તારૂં લાલન પાલન કરેલું હોવાથી, હવે હું તને ઉપનયન સંસ્કાર કરી શિક્ષા કરૂં, એ અસંભવિત છે. તેમ સ્નેહયુકત હું પિતામાં તારીપણ શ્રદ્ધા થશે નહિ તથા શ્રદ્ધા વિના વિદ્યાનો ઉપદેશ કરવો, તે ભસ્મમાં આહુતિની માફક વ્યર્થ છે. તું કોઇ બીજા આચાર્યની પાસે જઇ વિદ્યાધ્યયનાદિ બ્રહ્મચારીના ધર્મને સંપાદન કર. હે પુત્ર ! જો તું બ્રહ્મચર્યાશ્રમ ધારણ કરી વેદવિદ્યાધ્યયન નહિ કરશે તો આ લોકમાં નરકદુઃખથી પણ અધિક દુઃખ આપનારી તારી અપકીર્તિ થશે. તારો જન્મ અમારા કુળમાં થવાથી તારી અપકીર્તિને લીધે મારી તથા મારા વૃદ્ધ પુરૂષોની પણ અપકીર્તિ થશે. શ્રેષ્ઠ પુરૂષની અપકીર્તિ મરણથી પણ અધિક છે. માટે હે પુત્ર ! તું કોઇ વેદવેત્તા ગુરૂ પાસે જઇ વેદવિદ્યાનું અધ્યયન કર. આ રીતનું વચન જ્યારે આરૂણિ પિતાએ શ્વેતકેતુને કહ્યું ત્યારે તે પોતાના પિતાની આજ્ઞા લઈ ઘરનો ત્યાગ કરી, કોઇ અન્ય દેશમાં ગયો. ત્યાં જઇ કોઇ વેદવેત્તા બ્રાહ્મણને ગુરૂ કરી વ્યાકરણાદિ છ અંગો સહિત તેણે ચારે વેદનું અધ્યયન કર્યું તથા ઉપનિષદ્રૂપ વેદાંત ભાગને છોડી, સર્વ વેદાર્થના અભ્યાસનો વિચાર કર્યો. આ પ્રમાણે અર્થ સહિત ચારે વેદનું અધ્યયન કરી રહ્યા પછી, તે ગુરૂની આજ્ઞા લઇ પોતાને ઘેર ગયો. માર્ગમાં આવતાં રસ્તામાં તેના મનમાં વિચાર આવ્યો કે, સર્વ વેદના પાઠનું તથા સર્વ વેદના અર્થનું મેં સારી રીતે અધ્યયન કર્યું છે, માટે હું અત્યંત બુદ્ધિમાન્ છું. જેવો મને વેદનો પાઠ તથા અર્થ આવડે છે તેવો મારા પિતાને આવડતો નથી. કારણ કે જો તેમને આવડતું હોત તો મને બીજા પાસે શિખવા શા માટે મોકલત ? જે ગુરૂ પાસેથી મેં વેદવિદ્યાનું અધ્યયનકર્યું,તે ગુરૂ પણ મારી તીક્ષ્ણ બુદ્ધિ જોઇ પોતાના પુત્રથી પણ અધિક સ્નેહ મારે વિશે કરતાહતા. જો હું અધિકબુદ્ધિમાન્ ન હોઉં તો મારો ગુરૂ મારાપર અધિક સ્નેહ કરે નહિ. માટે મારા પિતાથી હું અધિક બુદ્ધિમાન્ છું. મારા ગુરૂ એકવાર સમ ખાઇ મને કહેતા હતા કે, હે શ્વેતકેતુ! મને જેટલી

વેદવિદ્યા આવડતી હતી, તે સર્વ મેં તનેઉપદેશ કરી છે. આથી અધિક વિદ્યા મારી પાસે નથી. વળી પુત્ર પિતાથી અધિક બુદ્ધિમાન્ હોય, તેમાં આશ્ચર્ય નથી. કારણ કે પૂર્વે બૃહસ્પતિનો પુત્ર અજ પોતાના પિતાથી પણ અધિક વિદ્યાવાન્ હતો, જેને શાસ્ત્રમાં શંકુ કરી કહ્યો છે. એજ શુક્ર પાસેથી મૃત્યુસંજીવિની વિદ્યા ભણી બૃહસ્પતિ આદિ સર્વ દેવને તે વિદ્યા ભણાવતો હતો. એમ વેદના શતપથ બ્રાહ્મણમાં તથા મનુસ્મૃતિમાં પ્રસિદ્ધ છે. તેમ હું પણ પિતાથી અધિક વિદ્યાવાળો છું, આવા વિચારથી તે મહાન્ ગર્વને પામ્યો તથા ગર્વથી ઉત્પન્ન થયલા મોહવડે પોતાને ઘેર જઇ પોતાના પિતાના પાદને નમન કર્યું નહિ. પણ સ્તંભની માફક નમ્ર ભાવથી રહિત થઇ ઉચ્ચ આસનપર બેઠો. આ રીતે પોતાના પુત્રને નમ્રતાથી રહિત જોઇ. આરૂણિએ તેનાપર ક્રોધ કર્યો નહિ, પણ કૃપાયુકત થઇ તેના હિત માટે કહ્યું કે, હે શ્વેતકેતુ! જે અતિશય અભિમાનને લીધે તું નમ્રતાથી રહિત થયો છે, પોતાને છ અંગ સહિત ચાર વેદને જાણનાર માને છે તથા પોતાને સર્વ વિદ્વાનોથી અધિક માને છે, તે અતિશયતા તારે વિશે શું ચીજ છે ? હે શ્વેતકેતુ ! તારા ગુરૂને કોઇ વખત એવો તેં પ્રશ્ન કર્યો હતો કે, જે એક વસ્તુના શ્રવણવડે સર્વ નહિ શ્રવણ કરેલા પદાર્થનું જ્ઞાન થાય, જે એક વસ્તુના મનનવડે સર્વ નહિ મનન કરેલા પદાર્થનું પણ મનન થાય તથા જે એક વસ્તુના વિજ્ઞાનવડે સર્વ નહિ જણાયલા પદાર્થનું પણ વિજ્ઞાન થાય ? જો તું આ વાત જાણતો હોય તો મને કહે. આવો પ્રશ્ન જ્યારે આરૂણિએ પુત્રને કર્યો ત્યારે શ્વેતકેતુ તે વસ્તુને નહિ જાણતો હોવાથી ગર્વથી રહિત થઇ, પિતાના વચનને સાંભળી પરમ આશ્ચર્યને પામી, શ્રદ્ધા તથા ભકિતપૂર્વક પિતાને નમસ્કાર કરી આ પ્રમાણે પૂછવા લાગ્યો.

શ્વેતકેતુ–જે એક વસ્તુના શ્રવણ, મનન તથા વિજ્ઞાનવડે સર્વ પદાર્થનું શ્રવણ, મનન અને વિજ્ઞાન થાય, તે એક વસ્તુને હું જાણતો નથી. માટે આપ કૃપા કરી તે વસ્તુનો ઉપદેશ મને કરો. આ રીતનું વચન જ્યારે શ્વેતકેતુએ પોતાના પિતાને કહ્યું ત્યારે આરૂણિ પોતાના પુત્રને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

આરૂણિ–હે શ્વેતકેતુ! તે એક વસ્તુને જાણવા માટે તું પ્રથમ ત્રણ દૃષ્ટાંતવડે સર્વ જગતનો તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતરૂપે કરી નિશ્ચય કર. પછી તે ત્રણ દૃષ્ટાંતવડે તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણનું કારણ પરમાત્મારૂપવડે સર્વ જગતનો નિશ્ચય કર.

## ત્રણ દૃષ્ટાંતનું વર્ણન.

હે શ્વેતકેતુ! જેમ આ લોકમાં પૃથ્વીરૂપી મૃત્તિકાના પિંડનું જ્ઞાન થવાથી મૃત્તિકાના કાર્યરૂપ ઘટ શરાવાદિ સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે, જેમ તેજરૂપ સુવર્ણ પિંડનું જ્ઞાન થવાથી કડાં કુંડલાદિ સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે તથા જેમ નખનિકૃંતનાદિક અર્થાત્ નરેણી આદિ પિંડમાં રહેલ લોહનું જ્ઞાન થવાથી તે લોહના કાર્યરૂપ ખડ્ગાદિ સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે અર્થાત્ જે એકવાર મૃત્તિકાના ઘટરૂપ કાર્યમાં મૃત્તિકા જ છે, આ રીતનો નિશ્ચય કરે છે, તે ઘટથી ભિન્ન બીજાં મૃત્તિકાનાં કાર્યને જોઇ આ મૃત્તિકા હશે કે નહિ, આ રીતના સશંયને પામતો નથી. પણ તે સર્વ કાર્યને મૃત્તિકારૂપ જ જૂવે છે. તેમ આ સુવર્ણ તથા લોહપિંડમાં પણ જાણી લેવું. તેજ,

જળ તથા પૃથિવી આ ત્રણ ભૂતનું કારણ પરમાત્માનું જ્ઞાન થવા પછી જીવને તેજ, જળ તથા પૃથ્વીરૂપ સર્વ જગતનું જ્ઞાન થાય છે.

શિષ્યઃ—મૃત્તિકાનો પિંડ પૃથિવીરૂપ હોવાથી પૃથિવી ભૂતમાં મૃત્તિકાના પિંડનું દૃષ્ટાંત સંભવે છે. તેમ સુવર્ણપિંડ પણ તેજરૂપ હોવાથી તેજ ભૂતમાં સુવર્ણ પિંડનું દૃષ્ટાંત સંભવે છે. પણ નખનિકૃંતન-રૂપ લોહસમૂહ જળરૂપ ન હોવાથી જળ-ભૂતમાં લોહ પિંડનું દૃષ્ટાંત કેવી રીતે સંભવે ?

ગુરૂઃ—દ્રવીભૂત જળના સંબંધવડે પૃથિવી આદિથી નાનાં પ્રકારનાં કાર્યો ઉત્પન્ન થાય છે, જળ વિના પૃથિવી આદિમાંથી કોઇ પણ કાર્ય ઉત્પન્ન થતું નથી. આથી અન્વય વ્યતિરેકે કરી જળમાં કારણતા પ્રસિદ્ધ છે. છતાં પૃથિવી આદિકના સંબંધ રહિત કેવળ જળપિંડમાં કોઇ કારણતા લોકમાં પ્રસિદ્ધ નથી. આ કારણથી લૌકિક બુદ્ધિને અંગીકાર કરી શ્રુતિએ હિમકટકાદિરૂપ જળને જળના સમાન નિર્મળતારૂપે પ્રસિદ્ધ નખ-નિકૃંતનાદિરૂપ લોહને ત્રીજા દૃષ્ટાંતરૂપે કહ્યું છે. માટે જળભૂતમાં લોહ પિંડનું દૃષ્ટાંત સંભવિત છે.

## કારણમાં અદ્વિતીયરૂપતા.

હે શિષ્ય ! સાંખ્ય શાસ્ત્રવાળાઓ તથા ભટ્ટપાદાદિક મીમાંસકો ઉપાદાન કારણને તથા કાર્યને ભેદાભેદ માનતા નથી. પણ નૈયાયિકો તો ઉપાદાન કારણને તથા કાર્યને કેવળ ભેદરૂપે માને છે. આ બન્નેનું મત ખોટું છે. કારણ કે, આ લોકમાં જે જે પદાર્થનો પરસ્પર ભેદ હોય છે, તે તે પદાર્થ પરસ્પર ભિન્ન ભિન્ન દેશમાં રહે છે. જેમ ગાય તથા ઘોડો આ બેનો પરસ્પર ભેદ હોવાથી ગાય તથા અશ્વ પરસ્પર ભિન્ન ભિન્ન દેશમાં રહે છે. પણ તંતુનું પટવિશે તથા મૃત્તિ-કાનું ઘટ વિશે ભિન્ન ભિન્ન દેશમાં વૃત્તિ-પણું ન હોવાથી તેઓમાં પરસ્પર ભેદ સંભવતો નથી. અર્થાત્ જેમ અગ્નિરૂપ વ્યાપકનો અભાવ થવાથી ધૂમરૂપ વ્યાપ્યનો અભાવ થાય છે, તેમ ભિન્ન દેશ વૃત્તિત્વરૂપ વ્યાપકનો અભાવ થવાથી ભેદરૂપ વ્યાપ્યનો પણ અભાવ થાય છે. આથી સિદ્ધ થાય છે કે, મૃત્તિકા તથા ઘટ બન્ને ભિન્ન દેશ વૃત્તિત્વના અભાવવાળાં હોવાથી પરસ્પર અભિન્ન છે. જે પરસ્પર અભિન્ન ન હોય, તે ભિન્ન દેશ વૃત્તિત્વના અભાવવાળા પણ ન હોય.

શિષ્ય—હે ભગવન્! જડતાવિશિષ્ટ ભેદ અવિદ્યામાં રહે છે, પરંતુ સિદ્ધાંતમાં અવિ-દ્યાને કાર્યરૂપ માની નથી, પણ અનાદિ માનેલી હોવાથી જડતાવિશિષ્ટ ભેદરૂપ હેતુ પણ વ્યભિચારી કેમ ન થાય ?

ગુરૂ—હે શિષ્ય ! અવિદ્યામાં જો કે ઉત્પ-ત્તિરૂપ કાર્યતા રહેતી નથી, છતાં અધિષ્ઠા-નમાં કલ્પિતરૂપની કાર્યતા અવિદ્યામાં પણ રહેતી હોવાથી, જડતાવિશિષ્ટ ભેદરૂપ હેતુ વ્યભિચારી નથી.

શ્વેતકેતુ—હે ભગવન્! સત્, ચિત્, આનંદ તથા આત્મા આ ચારે શબ્દો એક જ અર્થના વાચક હોય તો તેમાં પુનરૂક્તિ દોષ પ્રાપ્ત થશે.

ઉદ્દાલક—હે શ્વેતકેતુ ! આત્મામાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલ અસત્પણાંને સત્ શબ્દ નિવૃત્ત કરે છે. વળી આત્મામાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા જડપણાને ચિત્ શબ્દ નિવૃત્ત કરે

* નખનિંકૃતન—નરેણી.

છે. આત્મામાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા દુઃખપણાને આનન્દ શબ્દ નિવૃત્ત કરે છે તથા ભ્રાંતિથીઉત્પન્નથયલાપરિચ્છિન્નપણાને આત્મા શબ્દ નિવૃત્ત કરે છે. આ રીતે અસત્, જડ, દુઃખ તથા પરિચ્છિન્નની નિવૃત્તિ વડે, સત્યાદિ શબ્દ પૂર્વે અજ્ઞાત આત્માના સ્વરૂપનું કથન કરે છે. સત્યાદિ શબ્દમાં પુનરૂક્તિ દોષની પ્રાપ્તિ નથી. આથી સિદ્ધ થાય છે કે, જેમ આકાશથી ગંધર્વ નગર ઉત્પન્ન થાય છે, તેમ સત્યરૂપ આત્માથી તેજ, જળ તથા પૃથ્વીરૂપ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે. હે શ્વેતકેતુ! જેમ ઘટ શરાવાદિ કાર્યમાં મૃત્તિકારૂપ કારણ સર્વદા અનુગત થઇ પ્રતીત થાય છે, તેમ માયારૂપ સત્તા પણ આ જગતમાં સર્વ પદાર્થવિશે અનુગત થઇ પ્રતીત થાય છે.

શ્વેતકેતુ–હે ભગવન્! જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાન પછી સર્પરૂપ અધ્યાસની નિવૃત્તિ થઈ જાય છે, તેમ અધિષ્ઠાનરૂપ સત્તાના જ્ઞાન પછી સંસારરૂપ અધ્યાસની નિવૃત્તિ થવી જોઇએ. પણ અધિષ્ઠાનરૂપ સત્તાના જ્ઞાન પછી સંસારરૂપ અધ્યાસની નિવૃત્તિ જોવામાં આવી નથી!

ઉદ્દાલક–હે શ્વેતકેતુ! જેમ મૂઢ બાળકને જો કે મનુષ્યરૂપે કરી મહારાજા જ્ઞાત છે, પણ બાળક પિતાઆદિ વૃદ્ધ પુરૂષના ઉપદેશવિના તે મહારાજાને તે રાજારૂપે જાણતો નથી તથા ઉપદેશ પછી તે બાળક, રાજાને મહારાજારૂપે જાણે છે, તેમ આત્મારૂપ સત્તા સર્વત્ર ભાસમાન છતાં પુરૂષને બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશ વિના તે સત્તા પોતાના આત્મારૂપે પ્રતીત થતી નથી. જ્યાં સૂધી અધિકારીને તત્પદાર્થ સત્તાનું પોતાના આત્મારૂપે જ્ઞાન નથી થતું, ત્યાં સૂધી અજ્ઞાનરૂપ માયાની નિવૃત્તિ થતી નથી. તેમ જ્યાં સૂધી અજ્ઞાનરૂપ માયાની નિવૃત્તિ નથી થઇ ત્યાં સૂધી માયાના કાર્યરૂપ જગત્ પણ નિવૃત્ત થતું નથી. અધિકારી જ્યારે ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી પરમાત્મારૂપ સત્તાને પોતાના આત્મારૂપે જૂવે છે, ત્યારે અધિકારીની અજ્ઞાનરૂપ માયાની નિવૃત્તિ થઇ જાય છે તથા માયારૂપ કારણના નિવૃત્ત થયા પછી અધિકારી જગતરૂપ અધ્યાસને જરા પણ જોતો નથી. જેમ દોષ રહિત આકાશમાં ગંધર્વનગર જરા પણ દેખાતું નથી, તેમ માયારૂપ દોષથી રહિત આત્મામાં જગત્ જરા પણ પ્રતીત થતું નથી. જેમ આકાશના અજ્ઞાનથી ગંધર્વનગર ઉત્પન્ન થાય છે, તેમ આત્માના અજ્ઞાનથી સર્વ જગત્ ઉત્પન્ન થાય છે. જેમ આકાશમાં ગંધર્વનગર ત્રણે કાળે નથી, પણ કેવળ નામ માત્રથી જ પ્રતીત થાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં જગત્ વાસ્તવિક ત્રણે કાળે નથી, પણ કેવળ નામ માત્રથી પ્રતીત થાય છે. માટે જગત્ પણ ગંધર્વ નગરની માફક મિથ્યા છે. હે શ્વેતકેતુ! આકાશમાં ગંધર્વનગર ત્રણે કાળે અસત્ય છતાં તે જેમ માયાના વશથી કોઇ દોષદર્શીને મધ્ય કાળે પ્રતીત થાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં ત્રણેકાળ અસત્ય છતાં જગત્ માયાના વશથી કોઇ દોષદર્શીને મધ્યકાળે જણાય છે. આથી જગત્ મિથ્યા છે. જેમ માયાથી મોહિત થયેલો પુરૂષ આકાશમાં ગંધર્વનગર જોતો છતાં તેને માયાના દોષથી રહિત પુરૂષ જોતો નથી, તેમ માયાનો દોષવાળો અજ્ઞાની આનંદસ્વરૂપ આત્મામાં જગતને જોતો છતાં, માયાના દોષથી રહિત વિદ્વાન્ આત્મામાં જગતને જોતો નથી. આથી અજ્ઞાની જીવો બંધને પામે છે તથા વિદ્વાન્ મોક્ષને પામે છે. જેમ

સ્વપ્નાવસ્થામાં એક જ સ્વપ્નદ્રષ્ટા અનેકરૂપ ધારણ કરી કોઇ એક રૂપથી બંધને પામે છે તથા કોઇ એક રૂપથી મોક્ષને પામે છે, તેમ એક જ આત્મા અવિદ્યાના સંબંધથી અનેક રૂપો ધારણ કરી, કોઇ એક રૂપવડે બંધને પામે છે તથા કોઇ એક રૂપવડે મોક્ષને પામે છે. જેમ સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષમાં બંધ તથા મોક્ષ વાસ્તવિક નથી, તેમ જાગ્રતઅવસ્થામાં આત્માદેવમાં બંધ તથા મોક્ષ વાસ્તવિક નથી. જે આત્મા બંધ તથા મોક્ષાદિ સર્વ જગતને સર્વદા સાક્ષીરૂપે જૂવે છે, તે આત્મા પરમ સત્યરૂપ છે તથા આત્માથી ભિન્ન સર્વ દૃશ્ય પ્રપંચ મિથ્યા છે. આ જગતમાં સર્વ જગતના દ્રષ્ટા સાક્ષી સર્વ જગતનું કારણ હોવાથી પરમ સત્યરૂપ છે. સર્વ દૃશ્ય પદાર્થ કાર્યરૂપ હોવાથી તથા નામ માત્ર હોવાથી અસત્ય છે. આ રીતે પરમાત્મારૂપ કારણમાં પરમ સત્યતારૂપ માની, અરૂણિએ શ્વેતકેતુને મૃત્તિકા, સુવર્ણ તથા લોહ આ ત્રણેમાં પોતપોતાના કાર્યની અપેક્ષાએ સત્યરૂપતા કહી તથા ઘટ, ભૂષણ તથા ખડ્ગ ઇત્યાદિ કાર્યમાં અસત્યરૂપતા કહી. જેમ મૃત્તિકા, સુવર્ણ તથા લોહ આ ત્રણે પોતપોતાના ઘટ, ભૂષણ તથા ખડ્ગ ઇત્યાદિ કાર્યની અપેક્ષાએ સત્યરૂપ છે, તેમ પરમાત્મા પણ પૃથિવી, જળ તથા તેજરૂપ સર્વ જગતની અપેક્ષાએ પરમ સત્યરૂપ છે. આથી શ્રુતિ પરમાત્માને સત્યથી પણ સત્ય કહે છે. પરમાત્મા તારે અવશ્ય જાણવા યોગ્ય છે. પરમાત્માને જાણ્યા પછી આ લોકમાં કોઇ પણ પદાર્થ જાણવા યોગ્ય રહેતો નથી. પણ પ્રમાદને લીધે તેં તારા ગુરૂને આ પ્રશ્ન પૂછયો નહિ, માટે હે શ્વેતકેતુ ! પરમાત્માને જાણવા માટે તું હવે ફરી ગુરૂ સમીપ જઇ પ્રશ્ન કર. ગુરૂના ઉપદેશથી પરમાત્માના સ્વરૂપને જાણી તું ફરી મારી પાસે આવજે.

આરૂણિએ જ્યારે પોતાના પુત્રને આ પ્રમાણે કહ્યું ત્યારે શ્વેતકેતુ બોલ્યો કે, હે પિતા ! જે પરમાત્માના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે, તે પરમાત્માના સ્વરૂપને મારો ગુરૂ જાણતો નથી. કારણ જો મારા ગુરૂ પરમાત્મા દેવને જાણતા હોય તો મારે વિશે અત્યંત સ્નેહવાળા મારા ગુરૂ મને પરમાત્માનો અવશ્ય ઉપદેશ કરતે, પણ ગુરૂએ મને હજુ સૂધી ઉપદેશ કર્યો નથી. માટે જણાય છે કે, મારા ગુરૂ પરમાત્માના સ્વરૂપને જાણતા નથી. જો તે જાણતા હોય તો મારાથી તે ગુહ્ય રાખે નહિ. માટે ગુરૂ સમીપ જવાનું મારે હવે કાંઇ પ્રયોજન નથી. ગુરૂની આજ્ઞા લઇ હું શ્વેતકેતુ સમાવર્તન સંસ્કારને પામી હવે ઘેર આવ્યો છું, અવિશ્વાસીની માફક ફરી ગુરૂ પાસે જઇ પ્રશ્ન કરવો મને યોગ્ય નથી. જે પરમાત્માના જ્ઞાનથી સઘળા જ્ઞાત તથા અજ્ઞાત પદાર્થનું જ્ઞાન થાય છે, તે પરમાત્માના જ્ઞાન માટે આપ જ મને ઉપદેશ કરો. પિતાને છોડી હું બીજા કયા ગુરૂ પાસે જાઉં ? પુત્રનું આ રીતનું વચન સાંભળી આરૂણિ કહેવા લાગ્યા કે, હે શ્વેતકેતુ ! જે પરમાત્માનું સ્વરૂપ શ્રુતિએ કહ્યું છે, તે સ્વરૂપનો હું તને ઉપદેશ કરૂં. તું ગર્વનો ત્યાગ કરી સાવધાન થઇ સાંભળ.

## પરમાત્મામાં અદ્વિતીયરૂપતા.

હે શ્વેતકેતુ ! નામ, રૂપ તથા ક્રિયાસ્વરૂપ જોવામાં આવતું જગત્ યથાક્રમે સ્થૂલ, સૂક્ષ્મ, વાચક, સત્ તથા અસત્ શબ્દવડે કથન કરવા યોગ્ય છે. સત્ તથા અસત્ શબ્દથી

ઉત્પન્ન થયેલ સ્થૂલ સૂક્ષ્મ બુદ્ધિનો વિષય છે તથા સત અસત શબ્દ બુદ્ધિવડે યુક્ત છે. આ દૃશ્યમાન્ જગત્ પોતાની ઉત્પત્તિ પહેલાં જ્યારે સત્તા માત્ર હતું તથા સત અસત, આ રીતના શબ્દજ્ઞાનથી રહિત હતું ત્યારે તે સત્તાથી ભિન્ન ન હતું. હે શ્વેતકેતુ ! જગતની ઉત્પત્તિ પહેલાં જે સત્તા, વસ્તુ કારણરૂપ થઇ રહેલી હોય છે, તથા જેને શ્રુતિએ અવ્યાકૃત કહી છે, તે નિર્ગુણ બ્રહ્મરૂપ જ છે. જે નિર્ગુણ બ્રહ્મમાં यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ઇત્યાદિ શ્રુતિએ વિદ્વાનની પણ મન સહિત વાણીની નિવૃત્તિ કહી છે. જેમાં દેશ,કાળ, સ્થૂલ, સૂક્ષ્મ પદાર્થો પૂર્વકાળે નહતા, હાલમાં પણ નથી તથા ભવિષ્યમાં પણ થશે નહિ, એવા નિર્ગુણ બ્રહ્મમાં જે सदेव सौम्येदमग्र आसीत् આ શ્રુતિએ आसीत् શબ્દથી ભૂત કાળનું કથન કર્યું છે, તે કાળની વાસનાયુક્ત શિષ્યની બુદ્ધિને અનુસાર કહ્યું છે. વાસ્તવિક રીતે અતીત કાળ પણ બ્રહ્મમાં નથી.

## બ્રહ્મમાં સ્વગતાદિ ભેદનો અભાવ.

હે શ્વેતકેતુ ! જેમ આ લોકમાં એક જ વૃક્ષ પોતાના પત્ર, પુષ્પ, ફળ, શાખા તથા સ્કંધ ઇત્યાદિ અવયવના ભેદે કરી સ્વગત ભેદવાળું થાય છે, તેમ પરમાત્મા નિરવયવ હોવાથી સ્વગત ભેદવાળા નથી. જેમ ગાય, અશ્વઆદિ પોતાના સમાન જાતિવાળા બીજા ગાય અશ્વાદિથી સજાતીય ભેદવાળાં થાય છે, તેમ પરમાત્મા સજાતીય ભેદવાળા નથી. જેમ ગાય અશ્વાદિ પોતાથી વિરૂદ્ધ જાતિવાળા મહિષાદિકથી વિજાતીય ભેદવાળા હોય છે, તેમ આ પરમાત્મા વિજાતીય ભેદવાળા નથી. તેઓ સજાતીય તથા સ્વગત ભેદથી રહિત હોવાથી વેદવેત્તા તેને સત્તારૂપે કહે છે. આથી एकमेवाद्वितीयम् આ શ્રુતિમાં રહેલ, 'એક' શબ્દવડે પરમાત્મામાં સજાતીય ભેદનો અભાવ જણાવ્યો, 'એવ' શબ્દવડે સ્વગત ભેદનો અભાવ જણાવ્યો તથા 'અદ્વિતીય' શબ્દવડે વિજાતીય ભેદનો અભાવ જણાવ્યો.

શ્વેતકેતુ–હે ભગવન્ ! જગતની ઉત્પત્તિ પૂર્વે જો કે બ્રહ્મમાં આ કાર્ય જગત નથી, છતાં તે કાળે માયા વિદ્યમાન હોવાથી માયાવડે બ્રહ્મમાં અદ્વિતીયપણું કેમ સિદ્ધ ન થાય ?

આરૂણિ–હે શ્વેતકેતુ ! નિર્ગુણ બ્રહ્મમાં જગતની કારણતાની સિદ્ધિ કરનારી માયાને જો કે દ્વિતીયરૂપે સંભાવના થાય છે, છતાં બ્રહ્મમાં તે માયા વાસ્તવિક નથી. પણ માયાથી મોહિત થયલા અજ્ઞાની જીવો માયાને બ્રહ્મમાં જૂવે છે. માટે બ્રહ્મમાં માયા માયાવડે સિદ્ધ છે. જેમ મનુષ્યને પ્રત્યક્ષ પ્રમાણવડે જણાતા દિવસને ઘૂવડ રાત્રિ માને છે તેમાં દિનની રાત્રિરૂપતામાં ઘૂવડનો પોતાનો અનુભવ એ જ પ્રમાણ છે, પણ બીજું કંઇ પ્રમાણ નથી. તેમ માયામાં અજ્ઞાની જીવનો અનુભવ પ્રમાણ છે, બીજું કોઈ પ્રમાણ માયામાં નથી. માટે માયા માયાથી સિદ્ધ છે. જેમ વાસ્તવિકરીતે અંધકાર રહિત સૂર્ય ભગવાન્ જ્યારે સુમેરૂ પર્વતના શિખરપર જાય છે ત્યારે મૂઢ, સૂર્યમાં અંધકારની કલ્પના કરે છે. તેમ વાસ્તવિક માયાથી રહિત પરમાત્મામાં મૂઢ માયાની કલ્પના કરે છે. જેમ નેત્રથી દેખાતા સૂર્ય ભગવાનના ઉદય પછી પુરૂષને અંધકાર જણાતો નથી, તેમ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશજન્ય આત્મસાક્ષાત્કારનો ઉદય થવા

પછી વિદ્વાનને માયા દેખવામાં આવતી નથી. જેમ સૂર્ય ભગવાનને અંધકાર ત્રણે કાળ સ્પર્શ કરી શકતું નથી, તેમ આત્મદેવને માયા ત્રણે કાળે સ્પર્શ કરી શકતી નથી. જેમ અંધકાર અથવા મેઘાદિક દ્રષ્ટાનાં નેત્રોને આચ્છાદન કરી આકાશમાં રહેલ સૂર્યમંડળનું આચ્છાદન કરે છે, તેમ અજ્ઞાનરૂપ માયા પણ અજ્ઞાની પુરૂષની બુદ્ધિને આચ્છાદન કરી, પરમાત્મા દેવને આચ્છાદન કરે છે. આથી સિદ્ધ થાય છે કે, પરમાત્મામાં માયા વાસ્તવિક નથી તથા માયાનાં સ્થૂલ સૂક્ષ્મ કાર્યો પણ વાસ્તવિક નથી. જગતની ઉત્પત્તિ પૂર્વે સત્ પરમાત્મા દેવ જ રહેલા હતા. આ પરમાત્માથી ભિન્ન સ્થૂલ સૂક્ષ્મ જગત્ તથા તેનું કારણ માયા નથી. આ રીતે સત્ પરમાત્મારૂપ કારણમાં અદ્વિતીયરૂપતા સિદ્ધ કરી. હવે तद्धैक आहुरसदेवेदमग्रआसीदेकमेवाद्वितीयं तस्मादसतःसज्जायेत–આ શ્રુતિનું ખંડન કરનારા અસત્ કારણ વાદીના મતનું નિરૂપણ કરવામાં આવે છે. હે શ્વેતકેતુ ! આ સર્વ ભેદથી રહિત સત્તારૂપ કારણ સિદ્ધ હોવા છતાં કેટલાક બ્રહ્મબોધ રહિત પંડિત જનો સત્તારૂપ કારણને સ્થાને અસત્તાને જગતનું કારણ માને છે તથા પરમાત્મારૂપ સત્તાને જગતનું કારણ માનનારા વેદાંતીઓના મતવિશે અસત્ કારણ વાદીઓ આ રીતનો દોષ કાઢે છે, કે સર્વ જગતના ઉપાદાન કારણરૂપ માનેલી સત્તા સત્ રૂપ છે કે અસત્રૂપ છે? જો વેદાંતી સત્રૂપ માને તો તેને પૂછવું કે, તે સત્ રૂપતા પોતાના સ્વરૂપથી સિદ્ધ થાય છે કે કોઈ ધર્મરૂપ બીજી સત્તાવડે સિદ્ધ છે ? ત્યાં સત્તામાં સત્રૂપતા સ્વરૂપથી સિદ્ધ છે, આ પ્રથમ પક્ષ જો વેદાંતી માને તો સત્તામાં અસત્તાથી વિલક્ષણતા સિદ્ધ થશે નહિ. કારણ જેમ સત્તામાં સ્વરૂપથી સત્રૂપતા છે,તેમ અસત્તામાં પણ સ્વરૂપથી અસત્રૂપતાનો સંભવ થઈ શકે છે. આની નિવૃત્તિ કરવામાં કોઇ પણ વાદી સમર્થ થઈ શકતો નથી. તેમ જો વેદાંતી એમ કહે કે, સત્તામાં અસ્તિ આ રીતની વિધિમુખ પ્રતીતિની વિષયતા રહે છે તથા અસત્તામાં વિધમુખ પ્રતીતિની વિષયતા રહેતી નથી, માટે વિધિમુખ પ્રતીતિની વિષયતા, સત્તા વિશે અસત્તાથી વિલક્ષણ છે. વેદાંતીનું આ કહેવું પણ સંભવશે નહિ. કારણ કે, સત્તામાં વિધિ મુખ પ્રતીતિની વિષયતા રહે છે, પણ અસત્તામાં રહેતી નથી. આ વાત જે વેદાંતીઓએ માની છે, તે કેવળ પોતાના કુળ ધર્મની માફક વૃદ્ધ પુરૂષોના સંકેત માત્રથી સિદ્ધ છે, પણ કોઈ વસ્તુના સ્વભાવને અનુસાર નથી.

શ્વેતકેતુ–હે ભગવન્ ! જેમ સત્તા પોતાના સ્વરૂપથી સત્યરૂપતાને પામે છે, તેમ અસત્તા પણ પોતાના સત્યરૂપથી સત્યરૂપતાને પામશે. આ રીતનું પ્રતિબંધીરૂપ દૂષણ તમારા મત પ્રમાણે કાં ન પ્રાપ્ત થાય ?

આરૂણિઃ–હે શ્વેતકેતુ! સત્તામાં સ્વરૂપથી સત્યરૂપતા માનશો તો અસત્તામાં પણ સ્વરૂપથી સત્યરૂપતા થવી જોઇએ. તારૂં કહેલ આ દૂષણ વ્યાપ્તિથી રહિત છે. કારણ કે જ્યાં જ્યાં સ્વરૂપ હોય છે, ત્યાં ત્યાં સત્યરૂપતા હોય છે, આ રીતની વ્યાપ્તિ સંભવતી નથી. જો આ રીતની વ્યાપ્તિ માનીએ તો સ્વરૂપથી અગ્નિમાં ઉષ્ણતા છે, માટે સ્વરૂપથી જળમાં પણ ઉષ્ણતા થવી જોઈએ. જે ઘટ જળ આણવારૂપ ક્રિયાને સિદ્ધ કરે છે, તે લોખંડ કેમ કરતું નથી? વાદી જો અસત્તાનું લક્ષણ કહે તો તે લક્ષણ

કેવળ પોતાના કુળની પરંપરા જ માનવી પડશે.

શ્વેતકેતુઃ—હે ભગવન્! જો સત્તા તથા અસત્તાની પોતાના કુલધર્મ પ્રમાણે સિદ્ધિ માનશો તો તેઓનો ભેદ કેવી રીતે સિદ્ધ થશે ?

આરૂણિઃ—સત્તા તથા અસત્તા એક રૂપતાને પામેલ છતાં તે બેમાં મોટો ભેદ છે. સત્તા ભાવરૂપ છે તથા અસત્તા અભાવરૂપ છે. આ રીતનો ભેદ સર્વ લોકને અનુભવસિદ્ધ છે. માટે બન્નેની એકરૂપતા સિદ્ધ થાય નહિ. આ રીતે લૌકિક દૃષ્ટિવડે તમારી શંકાનું સમાધાન કર્યું. હવે તારા પોતાના સિદ્ધાંતને માની તારી શંકાનું સમાધાન કરવામાં આવે છે. અસ્તિ એ વિધિમુખ પ્રતીતિના વિષયનું નામ જે સત્તા, તેના લક્ષણને તેં પૂર્વે ખંડન કર્યું, તે મારે પણ અંગીકાર છે. મારા સિદ્ધાંત પ્રમાણે અદ્વિતીય બ્રહ્મરૂપ સત્તામાં વિધિમુખ પ્રતીતિનું વિષયતારૂપ લક્ષણ સંભવતું નથી, પણ બ્રહ્મરૂપ સત્તાનું લક્ષણ મન તથા વાણીની અવિષયતારૂપ છે તથા તે લક્ષણ સર્વ લક્ષણોથી રહિત છે.

શ્વેતકેતુ—જેમ સત્તા મન વાણીના અવિષયરૂપ તથા સર્વ લક્ષણથી રહિત છે, તેમ વંધ્યાપુત્રાદિ અસત્ પદાર્થ પણ મન વાણીના અવિષયરૂપ તથા સર્વ લક્ષણથી રહિતહોવાથી અસત્ પદાર્થમાં પણ સત્તાના લક્ષણની અતિવ્યાપ્તિ શું નહિ થશે ?

આરૂણિ—પ્રતિયોગી તથા અનુયોગીરૂપ બે સત્ય પદાર્થવડે જ અભાવનું નિરૂપણ થાય છે. સર્વ શાસ્ત્રનો આ સિદ્ધાંત હોવાથી અસત્ પદાર્થમાં મન વાણીના વિષયનો અભાવ તથા સર્વ લક્ષણનો અભાવ સંભવતો નથી. તેથી સિદ્ધ થાય છે કે, આ લોકમાં જે મૂઢ પુરૂષ સૂર્ય તરફ ધૂળ નાંખે છે, તે મૂઢ પોતે જ ધૂળથી વ્યાપ્ત થાય છે. સૂર્યને ધૂળનો સંબંધ થતો નથી, તેમ વેદ વિશે કહેલ સત્તારૂપ સૂર્યમાં જે મૂઢ કુતર્કરૂપ ધૂળ નાંખે છે, તે મૂઢ કુતર્કરૂપી ધૂળવડે પોતે જ પરાજયને પામે છે. સત્તારૂપ સૂર્યને કુતર્કરૂપી ધૂળનો સ્પર્શ થતો નથી. હે શ્વેતકેતુ ! અસત્ એ જ જગતનું કારણ છે, આ રીતનું વચન મિથ્યા છે. મોક્ષની ઇચ્છાવાળા પુરૂષે આવા તાર્કિકોના વચનને કદાપિ ગ્રહણ કરવું નહિ, પણ વેદમાં કહેલ સત્તારૂપ કારણને મુમુક્ષુએ અંગીકાર કરવું. કોઈ સ્થળે આ લોકમાં અસત્ કારણથી સત્ કાર્યની ઉત્પત્તિ, જોવામાં આવતી ન હોવાથી જગતરૂપ સત્ કાર્યનું કારણ પણ સત્યરૂપ માનવું જોઈએ. જેમ મૃત્તિકા, સુવર્ણ તથા લોહરૂપ કારણજ્ઞાનથી ઘટ, ભૂષણ તથા ખડ્ગઆદિ સર્વ કાર્યનું જ્ઞાન થાય છે, તેમ સત્તારૂપ કારણના જ્ઞાનથી સર્વ જગતરૂપ કાર્યનું જ્ઞાન છે. માટે સર્વજ્ઞતારૂપ ફળની પ્રાપ્તિ અર્થે અધિકારીએ સત્તારૂપ કારણને અવશ્ય જાણવું.

## જગતની ઉત્પત્તિનો પ્રકાર.

હે શ્વેતકેતુ ! અદ્વિતીયરૂપે કરી કહેલ સત્તારૂપ બ્રહ્મ, જે રીતે સર્વ જગતને ઉત્પન્ન કરે છે, તે રીતને હવે તું સાંભળ. સર્વ ભેદથીરહિત તથા વાસ્તવિક માયાના સંબંધથી રહિત સત્ય બ્રહ્મ, કલ્પિત માયાના સંબંધને પામી, સૃષ્ટિના આદિ કાળમાં આ રીતનું ચિંતન કરવા લાગ્યાઃ—હું પરમાત્મા ઘણારૂપે ઉત્પન્ન થાઉં, મારા જન્મથી ઘણાં રૂપો થાઓ તથા મારા જન્મવિના બહુ રૂપતા કદાપિ થશે નહિ. આ રીતના ચિંતનવડે તે પરમાત્મા યથાક્રમે આકાશાદિ પંચભૂતોને

રચવા લાગ્યા. પરમાત્મા આકાશાદિ પંચભૂતોની ઉત્પત્તિ પૂર્વે કેવળ ચિંતન જ કરતા હતા, તેમ એક એક ભૂતની ઉત્પત્તિ પૂર્વે પણ ચિંતન કરતા હતા.

શ્વેતકેતુ–હેભગવન્! તૈત્તિરિય ઉપનિષદમાં આકાશ, વાયુ,તેજ,જળ તથા પૃથ્વી એ પાંચ ભૂતોની ઉત્પત્તિ કહી છે તથા આ છાંદોગ્ય ઉપનિષદમાં તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભૂતોની ઉત્પત્તિ કહી છે. માટે બન્ને ઉપનિષદોમાં પરસ્પર ભેદ આવે છે.

આરૂણિ–હે પુત્ર ! તેજ, જળ તથા પૃથિવી, એ ત્રણ ભૂતની ઉત્પત્તિને કહેનારા છાંદોગ્યનો અભિપ્રાય આ રીતનો છે કે, અલ્પબુદ્ધિવાળા પુરૂષને પંચીકરણની પ્રક્રિયા જાણવી અત્યંત કઠણ હોવાથી, પંચીકરણમાં ઉપયોગી આકાશ તથા વાયુ, આ બેને નહી ગણી શ્રુતિએ સ્થૂલબુદ્ધિવાળા પુરૂષપર અનુગ્રહ કરી તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભૂતોનું ત્રિવૃત્કરણ કહ્યું છે માટે જો કે છાંદોગ્યમાં આ ત્રણની જ ઉત્પત્તિ કહી છે, છતાં વાસ્તવિક રીતે છાંદોગ્યનું પંચીકરણમાં જ તાત્પર્ય છે, પણ પંચીકરણના નિષેધમાં તાત્પર્ય નથી માટે બન્ને ઉપનિષદોનો પરસ્પર વિરોધ નથી.

## તેજાદિ ભૂતોની ઉત્પત્તિનો ક્રમ.

હે શ્વેતકેતુ ! સત્ બ્રહ્મે પ્રથમ તેજને ઉત્પન્ન કર્યું, તેજ પછી જળને ઉત્પન્ન કર્યું તથા જળપછી પૃથ્વીને ઉત્પન્ન કરી. પૃથ્વીને શ્રુતિમાં અન્ન શબ્દવડે કહેલી છે. આ રીતે તેજ, જળ તથા પૃથિવી એ ત્રણ ભૂતને ઉત્પન્ન કરી, કારણ બ્રહ્મ તે ભૂતોની સાથે કારણ બ્રહ્મને પ્રાપ્ત થયા. જેમ સૃષ્ટિના આદિ કાળમાં તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતોમાં પ્રથમ તેજ જળનું કારણ છે તથા જળ પૃથ્વીનું કારણ છે, તેમ હાલ પણ જોવામાં આવે છે કે, જ્યારે ગરમી વધારે પડે છે ત્યારે જળની વૃષ્ટિ થાય છે તથા જળની વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે. આ વાત સર્વ લોકને અનુભવસિદ્ધ છે. હે શ્વેતકેતુ! તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂત સર્વ જગતનું કારણ હોવાથી કારણના સ્વભાવને અનુસારે શાસ્ત્રવેત્તાઓએ સર્વ દેહધારી જીવનું ત્રણ પ્રકારનું કારણ કહ્યું છે. તેમાં જરાયુજ નામના જીવોની જાતિ, પ્રથમ દેહધારી જીવોનું બીજ છે. કારણ કે, ગર્ભને વિટાયલું જરાયુ અર્થાત્ ઓર જઠરાગ્નિના તેજથી ઉત્પન્ન થયેલ હોવાથી,તે તૈજસપદાર્થ રૂપે છે. ત્યાર પછી બે રીતનાં સ્વેદજ ઉત્પન્ન થાય છે. તેમાં માંકડવગેરે જીવો સ્વેદજ તથા ઉદ્ભિજ્જરૂપ છે તથા બીજા જુઆદિ જીવો સ્વેદજ તથાઅંડજરૂપ છે. માટેએકજ સ્વેદજનો જળમય ઉદ્ભિજ્જરૂપે તથા પાર્થિવ અંડજરૂપે સંગ્રહ સંભવી શકે છે, જેથી જરાયુજ, અંડજ તથા ઉદ્ભિજ્જ, આ ત્રણ સર્વ દેહધારીઓના કારણરૂપે છે.

શ્વેતકેતુ–હે ભગવન્! બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના પ્રથમ પાદમાં વ્યાસ ભગવાને સ્વેદજનો ઉદ્ભિજ્જમાં અંતર્ભાવ કહ્યો છે તથા અહીં આપે સ્વેદજનો ઉદ્ભિજ્જ તથા અંડજ, આ બેમાં અંતર્ભાવ કર્યો, માટે સૂત્ર તથા તમારા કહેવામાં પરસ્પર વિરોધ આવે છે, તેનું કેમ?

આરૂણિ–હે શ્વેતકેતુ! જેમ પ્રસિદ્ધ વૃક્ષાદિક ભૂમિનું ઉર્ધ્વ ભેદન કરી ઉત્પન્ન થાય છે, તેમ મશકાદિરૂપ ઉદ્ભિજ્જ તથા યુકાદિરૂપ અંડજ આ બેપ્રકારનાં સ્વેદજ પણ પોતાના ઉપાદાન કારણરૂપ જળના ઉર્ધ્વ ભેદનથી ઉત્પન્ન થાય છે. મશકાદિ ઉદ્ભિજ્જની માફક યૂકાદિ અંડજમાં પણ ઉદ્ભિજ્જ શબ્દનો અર્થ ઘટે છે. આ રીતનો અર્થ જણાવવા

માટે વ્યાસે ઉદ્ભિજ્જમાં સ્વેદજનો અંતર્ભાવ કહ્યો છે. વ્યાસનું તાત્પર્ય એવું નથી કે, અંડજમાં સ્વેદજનો અંતર્ભાવ નથી. ઐતરેય ઉપનિષદમાં કહેલ ચોથા સ્વેદજનું જરાયુજ, અંડજ તથા ઉદ્ભિજ્જની અપેક્ષાએ અસત્યપણું નથી. જરાયુજાદિની માફક સ્વેદજ પણ વિદ્યમાન છે. આ પ્રમાણે સ્વેદજના અસત્યપણાની નિવૃત્તિ કરવામાં વ્યાસ ભગવાનનું તાત્પર્ય છે. ઉદ્ભિજ્જમાં સ્વેદજનો અંતર્ભાવ છે, આ અર્થમાં વ્યાસ ભગવાનનું તાત્પર્ય નથી, પણ પક્ષી સર્પાદિ જીવોઅંડજ છે તથા વૃક્ષ મશકાદિ શરીર ઉદ્ભિજ્જ છે, એ બેથી ભિન્ન સર્વ જીવો જરાયુજ છે, આ રીતનું વ્યાસ ભગવાનનું તાત્પર્ય છે. જેમ લોકપ્રસિદ્ધ શરીરાદિ અધ્યાત્મ કાર્યોના કારણમાં જરાયુજ, ઉદ્ભિજ્જ તથા અંડજ આ ત્રણ ભેદવડે ત્રણરૂપતા રહે છે, તેમ સર્વ જગતના કારણમાં તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભેદવડે ત્રણરૂપતા રહે છે.

શ્વેતકેતુ–હે ભગવન્! તેજાદિ કારણનાં જ્ઞાનથી અધિકારીને કયાફળની પ્રાપ્તિ થાયછે?

આરૂણિ–હે શ્વેતકેતુ! જેમ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણકારણપોતપોતાનાકાર્યમાં અનુગતરૂપ થઈ રહે છે, તેમ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણેમાં પરમાત્મા પોતાની સત્તારૂપથી અનુગત થઇ રહે છે. આ સર્વ જગતના કારણરૂપ પરમાત્માદેવ અમે અધિકારીને જાણવા યોગ્ય છે.

## તેજાદિ ભૂતોમાં અનુગતપણું.

હે શ્વેતકેતુ! જેમ ઘટ શરાવાદિ કાર્યોમાં મૃત્તિકા કારણરૂપ પ્રવેશ કરે છે, તેમ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણેમાં પરમાત્માએ પ્રથમ કારણરૂપે પ્રવેશ કર્યો. કારણ કે પરમાત્માનું અસાધારણ ધર્મરૂપ ઇક્ષણ तत्तेज ऐक्षत ઇત્યાદિ શ્રુતિએ પ્રતિપાદન કર્યું છે. અર્થાત્ જેમ પરમાત્મા સૃષ્ટિના આદિ કાળમાં હું બહુરૂપે થાઉં, આ રીતનો વિચાર કરી પોતે બહુરૂપે થયા, તેમ તેજ તથા જળ આ બન્ને પણ વિચારવડે બહુરૂપે થયાં. ત્યાં જડ તેજમાં તથા જડ જળમાં ચેતનના પ્રવેશવિના તે વિચાર સંભવતો નથી. આથી સિદ્ધ થાય છે કે, ચેતન પરમાત્માએ તેજ તથાજળમાંપ્રવેશકરી આ રીતનો વિચાર કર્યો.

શ્વેતકેતુ–હે ભગવન્! જો પરમાત્મા તેજાદિમાં પૂર્વથીજ અનુગત છે તો શ્રુતિએ પરમાત્માનો ફરી જીવરૂપે પ્રવેશ શા માટે કહ્યો.

આરૂણિ–હે શ્વેતકેતુ! જો કે સત્ પરમાત્મા કારણરૂપે કરી તેજાદિમાં પૂર્વથીજ પ્રવિષ્ટ છે, છતાં તે જીવરૂપે તેજાદિમાં પૂર્વ પ્રવિષ્ટ નથી. કારણ કે પ્રાણના ધારણનું નામ જીવ છે. પ્રાણધારણાદિ જીવના ધર્મો તે કાળે હોતા નથી. જે ચેતન પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન, આ પાંચ પ્રાણને ધારણ કરે છે, વારંવાર જન્મ મરણની પ્રાપ્તિરૂપ સંસારને પ્રાપ્ત થાય છે, શુભાશુભ ફળને મેળવે છે તથા બંધની નિવૃત્તિરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે, તે ચેતનનું નામ જીવ છે. હે શ્વેતકેતુ! સર્વ દેહધારી જીવોનું હૃદયકમળ અંગુષ્ઠ પરિમાણવાળું છે. હૃદયકમળમાં જ્ઞાન શક્તિવાળું અંતઃકરણ સર્વદા રહે છે. જે ચેતન અંતઃકરણની સાથે તાદાત્મ્ય અધ્યાસને પામે છે, તે અંતઃકરણવડેઉપહિત ચેતનનું નામ જીવ છે.

શ્વેતકેતુ–હે ભગવન્! જો અંતઃકરણને જીવની ઉપાધિરૂપ માનશો તો સુષુપ્તિમાં અંતઃકરણનો નાશ થઇ જાય છે. માટે જીવનો પણ નાશ થવો જોઇએ, પણ સુષુપ્તિમાં જીવનો નાશ કોઇ માનતું નથી.

આરૂણિ—હે શ્વેતકેતુ ! સુષુપ્તિમાં અંતઃકરણનો સર્વથા નાશ થતો નથી, પણ સુષુપ્તિમાં અંતઃકરણ, સંસ્કાર ભૂત સૂક્ષ્મ વાસનારૂપે બની રહે છે. કારણ કે સુષુપ્તિના પૂર્વ કાળમાં જે રીતનું અંતઃકરણ પ્રતીત થાય છે, તે રીતનું અંતઃકરણ સુષુપ્તિ પછી જાગ્રત કાળે પ્રતીત થાય છે. જો અંતઃકરણ સુષુપ્તિ અવસ્થામાં સર્વથા નાશ પામતું હોય તો પહેલા દિવસના અંતઃકરણથી વિલક્ષણ બીજા દિવસનું હોવું જોઇએ. અંતઃકરણ વિલક્ષણ માલમ પડતું નથી. આથી સિદ્ધ થાય છે કે, સુષુપ્તિમાં અંતઃકરણ નાશ પામતું નથી.

શ્વેતકેતુ—હે ભગવન્! અંતઃકરણને તથા અંતઃકરણની વાસનાઓને જો જીવાત્માની ઉપાધિરૂપ માનશો તો અંતઃકરણ તથા વાસના અનેક હોવાથી જીવ પણ અનેક થશે. વળી अजो ह्येको जुषमाणोऽनुशेते ઇત્યાદિ શ્રુતિમાં જીવ એક કહ્યો છે, માટે તેમાં વિરોધ આવશે.

આરૂણિ—હે શ્વેતકેતુ ! માયાવિશિષ્ટ પરમાત્મારૂપ કારણમાં અંતઃકરણના વાસનાવિશિષ્ટ જીવનો તાદાત્મ્ય સંબંધ શાસ્ત્રવેત્તાઓએ કહ્યો છે, માટે અંતઃકરણાદિરૂપ કાર્યની સાથે જીવાત્માનો તાદાત્મ્ય અધ્યાસ પ્રયત્ન વિના પ્રાપ્ત થાય છે. જો અંતઃકરણના કારણ સાથે જીવાત્માનો તાદાત્મ્ય સંબંધ ન હોય તો અંતઃકરણના ઉદય કાળમાં જ જીવાત્માનો અંતઃકરણની સાથે જે તાદાત્મ્ય અધ્યાસ થાય છે, તે થવો જોઇએ નહિ. અંતઃકરણની ઉત્પત્તિ તથા નાશથી જીવાત્માનો ઉત્પત્તિ તથા નાશ થતો નથી, પણ તે તો સર્વદા એકરૂપ જ છે. જો કે ભિન્ન ભિન્ન અંતઃકરણમાં રહી જીવાત્મા ભિન્ન ભિન્ન રૂપે પ્રતીત થાય છે, છતાં તે અંતઃકરણના કારણભૂત અજ્ઞાનની સાથે તાદાત્મ્ય સંબંધને પામે છે. અંતઃકરણની વાસનાઓના આધારભૂત અજ્ઞાન એક છે, તેમ આત્મજ્ઞાન વિના અજ્ઞાનનો નાશ થતો નથી. આવી અજ્ઞાનરૂપ ઉપાધિને ગ્રહણ કરી શાસ્ત્રવેત્તા જીવાત્માને એક તથા નિત્ય કહે છે. હે શ્વેતકેતુ ! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓના મિમિત્ત કારણભુત સંસ્કારરૂપ કર્મની વાસનાનું તથા વૃત્તિજ્ઞાનરૂપ અંતઃકરણના નિમિત્ત કારણભૂત સંસ્કારરૂપ જ્ઞાનની વાસનાનું આશ્રય અજ્ઞાન છે. અજ્ઞાનરૂપ આશ્રયના નાશથી જ્યારે સર્વ વાસનાનો નાશ થાય છે ત્યારે જીવાત્મા મોક્ષને પામે છે.

## વાસનાનાશમાં મોક્ષની કારણતા.

હે શ્વેતકેતુ ! જેમ અમુક વૃક્ષનું મૂળ નાશ પામતાં તે નાશ પામે છે, પણ બીજું વૃક્ષ નાશ પામતું નથી, તેમ માયામાં રહેલા જીવોમાં જે જીવના અંતઃકરણની વાસનાનો નાશ થાય છે, તે જીવ મોક્ષ પામે છે; તથા જે જીવના અંતઃકરણની વાસનાનો નાશ થતો નથી, તે જીવ મોક્ષને નહિ, પણ બંધને પામે છે.

શ્વેતકેતુ—હે ભગવન્ ! આપે પૂર્વે જીવ એક કહ્યો તથા હાલ આપ જીવ અનેક પ્રકારનો કહો છો, માટે આપના કહેવા પ્રમાણે પૂર્વાપરનો વિરોધ આવે છે, તેનું કેમ ?

આરૂણિ—હે શ્વેતકેતુ ! જેમ સ્વપ્નમાં એક જ સ્વપ્નદ્રષ્ટા અજ્ઞાનના વશથી અનેક રૂપો કરી કોઈ એકરૂપવડે બંધને પામે છે તથા કોઇએકરૂપવડે મોક્ષને પામે છે, તેમ એક જ જીવાત્મા માયાના વશથી

અનેક રૂપો ધારણ કરી કોઈએક રૂપવડે બંધને પામે છે તથા કોઇએક રૂપવડે મોક્ષને પામે છે. જેમ સ્વપ્નનો નાશ થવા પછી સ્વપ્નનાં બંધ તથા મોક્ષ સ્વપ્નદ્રષ્ટા પુરૂષને હોતાં નથી, તેમ આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થવા પછી તેને બંધ અથવા મોક્ષ રહેતો નથી. આથી સિદ્ધ થાય છે કે, જીવનો પરસ્પર ભેદ તથા જીવનો પરમાત્મા સાથે જે ભેદ પ્રતીત થાય છે, તે કેવળ ઉપાધિના સંબંધથી પ્રતીત થાય છે, વાસ્તવિક જોતાં જીવાત્મા અદ્વિતીય બ્રહ્મરૂપે છે.

શ્વેતકેતુ–હે ભગવન્! પરમાત્મા જગતમાં પ્રવેશ કરે છે, આ વાત સંભવતી નથી. કારણ કે આ લોકમાં પરિચ્છિન્ન વસ્તુનો પ્રવેશ જોવામાં આવે છે, પણ વ્યાપક વસ્તુનો પ્રવેશ જોવામાં આવતો નથી.

આરૂણિ–હે શ્વેતકેતુ! જેમ સાપ પોતાના દરમાં પ્રવેશ કરે છે, તેમ પરમાત્મા જગતમાં પ્રવેશ કરતો નથી. પણ જેમ સર્વત્ર વ્યાપક આકાશ ઘટપટાદિ ઉપાધિઓમાં પ્રવેશ કરે છે, તેમ સર્વત્ર વ્યાપક પરમાત્મા તેજાદિ ભૂતોવિશે પ્રવેશ કરે છે. જેમ સુષુપ્તિને પામેલો પુરૂષ સામાન્યરૂપે જો કે દાખલ થયલો હોય છે, છતાં વિશેષરૂપે પ્રવિષ્ટ નથી, પણ તે જ પુરૂષ જાગ્રત અવસ્થામાં ફરી વિશેષરૂપે શરીરમાં પ્રવેશ કરે છે, તેમ તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતમાં પરમાત્માનો જો કે સામાન્યરૂપે પૂર્વથી પ્રવેશ થયેલો છે, છતાં વિશેષરૂપે પૂર્વથી પ્રવેશ થયલો નથી. પરમાત્મા તેજાદિકમાં જીવાત્મારૂપે વિશેષ સ્વરૂપે કરી પ્રવેશ કરે છે તથા વિશેષરૂપે પ્રવેશ કરવા માટે આ રીતનો વિચાર કરે છે કે, પોતપોતાના કાર્યમાં પ્રવિષ્ટ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણેમાં હું પરમાત્મા મારા જીવરૂપે પ્રવેશ કરી, નામ તથા રૂપ આ બે વિવિધ પ્રકાર કરૂં તથા તેઓને સ્પષ્ટ કરૂં. નામ તથા રૂપનો વિવિધ પ્રકાર કરવામાં તથા સ્પષ્ટ કરવામાં આ રીતનો ઉપાય મને જણાય છે કે, તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણે ભુત દેવતામાં પ્રવેશ કરી, હું પરમાત્મા એક એક ભૂતને નવ નવ પ્રકારનાં કરૂં. આ ત્રણ ભૂતોને નવ નવ પ્રકારના કરવાથી નામ તથા રૂપ બન્ને સ્પષ્ટ ભાવને પામશે તથા તેમ થવાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થશે, આમ વિચારી પરમાત્મા તે રીતે કરવા લાગ્યા. અર્થાત્ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણે ભૂતમાં એક એક ભૂતના ત્રણ વિભાગ સમાન કર્યા. તેમાં ત્રણ ભૂતોના બે બે વિભાગને જૂદા જૂદા રાખ્યા તથા ત્રણે ભૂતોના ત્રીજા વિભાગના ફરી ત્રણ ત્રણ સમાન ભાગ કર્યા. તે ત્રણ વિભાગમાં એક એક વિભાગને યથાક્રમે ત્રણ ભૂતના બબ્બે ભાગમાં મેળવ્યો. આ રીતે તેજાદિ ભૂતના પોતપોતાના સાત સાત વિભાગો થાય છે તથા બીજા ભૂતના બબ્બે વિભાગ થાય છે. આ પ્રક્રિયાને છાંદોગ્યમાં ત્રિવૃત્કરણ કરી કહી છે.

આ રીતે આરૂણિ મુનિએ શ્વેતકેતુને અધ્યારોપ ભુત ત્રિવૃત્કરણરૂપ સૃષ્ટિના કહેવાથી આ કાર્યરૂપ જગત્, કારણ માત્રરૂપ છે, આ રીતનો અપવાદ કહેવા, અગ્નિ, આદિત્ય, ચંદ્રમા તથા વિદ્યુત આ ચાર દૃષ્ટાંતો કહ્યાં. અગ્નિ, આદિત્ય, ચંદ્રમા તથા વિદ્યુત, આ ચારમાં જે રક્તરૂપ જણાય છે, તે રક્ત રૂપ સાત ભાગવાળા તેજનું જાણવું. અગ્નિ આદિ ચારેમાં જે શુકલ રૂપ પ્રતીત થાય છે તે, જળના આઠમા

ભાગનું જાણવું. અગ્નિ આદિ ચારેમાં જે કૃષ્ણ રૂપ પ્રતીત થાય છે, તે પૃથ્વીના નવમા ભાગનું જાણવું. આ રીતે અગ્નિ આદિ ચારે, તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણે ભૂતરૂપે છે. હે શ્વેતકેતુ ! જેમકે રક્ત રૂપવાળું તેજ છે, શુકલ રૂપવાળું જળ છે તથા કૃષ્ણ રૂપવાળી પૃથ્વી છે. એ ત્રણે કારણને જ્યારે અગ્નિ આદિ કાર્યથી ભિન્ન કરીએ ત્યારે તે અગ્નિ આદિ કાર્યો પ્રતીત થતાં નથી. કારણ કે તેઓ મિથ્યા છે. તેમ જ જળરૂપ જે નદી આદિ તથા પૃથ્વીરૂપ જે પર્વતાદિ છે, તે પણ પૂર્વે કહેલી રીત પ્રમાણે તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતોનાં કાર્યો છે. તે તેજાદિક કારણને જ્યારે નદી પર્વતાદિ કાર્યથી છૂટાં કરીએ ત્યારે તે નદી પર્વતાદિ કાર્યો પ્રતીત થતાં નથી, માટે તે નદી પર્વતાદિ પદાર્થ પણ મિથ્યા છે. કારણ કે અગ્નિ આદિ વિકારો કેવળ વાણી માત્રવડે સિદ્ધ છે. વાસ્તવિક રીતે અગ્નિ આદિ વિકારો નથી. માટે તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ કારણથી ભિન્ન કરેલા અગ્નિ આદિ વિકારો મિથ્યા છે. અગ્નિ આદિ વિકારોના કારણરૂપ તેજાદિ, ત્રણ ભૂત વિકારોની અપેક્ષાએ સત્યરૂપ છે. જેમ અગ્નિ આદિ વિકારો કાર્યરૂપ હોવાથી મિથ્યા છે, તેમ તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભૂત પણ કાર્યરૂપ હોવાથી મિથ્યા છે. આ મિથ્યા તેજાદિ ભૂતોનું પરમાત્મા કારણ છે. તે સત્યરૂપે છે. પરમાત્માથી ભિન્ન સર્વ જગત્ મિથ્યા છે તથા સત્ય પરમાત્માના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે.

## તેજાદિ ભૂતોની કાર્યતા.

હે શિષ્ય ! આ રીતે ઉદ્દાલક નામના આરૂણિ મુનિ પોતાના પુત્ર શ્વેતકેતુને બાહ્ય પ્રપંચમાં ભૌતિકપણું સમજાવી, મન પ્રાણાદિ અંતર પ્રપંચમાં તેજાદિ ભૂતોની કાર્યતા તથા તે ભૂતોદ્વારા બ્રહ્મની કાર્યતા સમજાવવાની ઇચ્છાથી બોલ્યા કે–હે શ્વેતકેતુ ! આ લોકમાં અન્ન તથા જળને ભક્ષણ કરનારા સર્વ દેહધારીઓ જે ત્રિવૃતરૂપ જળનું પાન કરે છે, તે અન્ન તથા જળ, જઠરાગ્નિના સંબંધવડે પૃથ્વી, જળ તથા તેજ એ ત્રણરૂપે કરી ત્રણ પ્રકારના થાય છે. આ રીતે ત્રણ વિભાગને પામેલ અન્ન તથા જળનો તૈજસ ભાગ પણ; સૂક્ષ્મ, મધ્યમ તથા સ્થૂળના ભેદે કરી ત્રણ પ્રકારનો થાય છે. તેમાં સૂક્ષ્મ તૈજસ ભાગ વાણીરૂપે પરિણામને પામે છે, મધ્યમ તૈજસ ભાગ મજ્જારૂપે પરિણામને પામે છે તથા સ્થૂલ તૈજસ અસ્થિરૂપે પરિણામને પામે છે. તેમ જળવાળો ભાગ પણ સૂક્ષ્મ, મધ્યમ તથા સ્થૂલ એવાં ત્રણરૂપે કરી ત્રણ પ્રકારનો થાય છે. તેમાં સૂક્ષ્મ જળનો ભાગ પ્રાણરૂપે પરિણામ પામે છે, મધ્યમ જળનો ભાગ રકતરૂપે પરિણામ પામે છે તથા સ્થૂલ જળનો ભાગ મૂત્રરૂપે પરિણામને પામે છે. આ પ્રમાણે પૃથ્વીનો ભાગ પણ સ્થૂલ, સૂક્ષ્મ તથા મધ્યમ એવા ત્રણ ભેદે કરી ત્રણ પ્રકારનો થાય છે. તેમાં સૂક્ષ્મ પૃથ્વી ભાગ મનરૂપે પરિણામ પામે છે, મધ્યમ પાર્થિવ ભાગ માંસરૂપે પરિણામ પામે છે તથા સ્થૂલ પાર્થિવ ભાગ નરકરૂપે પરિણામ પામે છે. વળી વાક્ તેજનું કાર્ય છે, પ્રાણ જળનુ કાર્ય છે તથા મન પૃથ્વીરૂપ અન્નનું કાર્ય છે. આ રીતનો અર્થ સાંભળી શ્વેતકેતુ પોતાના પિતાને કહેવા લાગ્યો:–

શ્વેતકેતુ–હે પિતા ! અન્ન જળાદિરૂપને પામેલ તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણે અત્યંત સ્થૂલ છે તથા વાક્, પ્રાણ અને મન આ ત્રણે અત્યંત સૂક્ષ્મ છે. માટે

તેજાદિ સ્થૂલ ભૂતથી વાગાદિ સૂક્ષ્મ ભૂતની ઉત્પત્તિ સંભવતીનથી. કારણ કે આ લોકમાં સમાન સ્વભાવવાળા તંતુ પટાદિકનો જ પરસ્પર કાર્ય કારણ ભાવ જોવામાં આવે છે, પણ વિલક્ષણ સ્વભાવવાળા પદાર્થનો પરસ્પર કાર્ય કારણભાવ જોવામાં આવતો નથી. પૂર્વે કહેલા અર્થને આપ કાંઇ યુકિતપુરઃસર કહો, જેથી તે અર્થનું મને વાસ્તવિક જ્ઞાન થાય.

આરૂણિ–હે શ્વેતકેતુ ! સ્થૂલથી સૂક્ષ્મની ઉત્પત્તિનું દ્દષ્ટાંત સાંભળ. જેમ ઘનીભાવે કરી સ્થૂલતાને પામેલ દહીંમાં જો કે વલોવતાં પહેલાં છાસ, ફીણુ તથા ઘી આ ત્રણ રૂપો પ્રતીત થતાં નથી, પણ વલોવ્યા પછી સ્થૂલ દહી, છાસ, ફીણુ તથા ઘી આ ત્રણ સૂક્ષ્મરૂપે પરિણામને પામે છે, તેમ અન્ન જળ ભાવને પામેલ તેજ, જળ તથા પૃથ્વી, એ ત્રણ સ્થૂલ ભૂતો પણ વાક્, પ્રાણ તથા મન એ ત્રણ સૂક્ષ્મ ભૂતરૂપે પરિણામને પામે છે. હે શ્વેતકેતુ ! જેમ વલોવેલા દહિનો સૂક્ષ્મ અંશ ઘૃતરૂપે કરી ઉર્ધ્વ દેશને પામે છે, તેમ અન્ન જળ રૂપે કરી જઠરાગ્નિમાં રહેલા તેજ, જળ તથા પૃથ્વી, એ ત્રણ સ્થૂલ ભૂતોથી યથાક્રમે વાક્, પ્રાણ તથા મન, એ ત્રણ સૂક્ષ્મ ઉત્પન્ન થાય છે. આ રીતે, હે શિષ્ય! આરૂણિએ શ્વેતકેતુને કહ્યુંત્યારે શ્વેતકેતુએ ફરી તેમને પ્રશ્ન કર્યો કે, હે પિતા ! આપે પૂર્વે વાણીમાં તેજરૂપતા કહી, તે જો કે સંભવે છે. કારણ કે આ લોકમાં જેમ જળવડે તેજનો પરાભવ જોવામાં આવે છે, તેમ શરીરમાં જળરૂપ કફ ધાતુની વૃદ્ધિવડે જ્યારે તેજનો પરાભવ થાય છે ત્યારે સર્વ દેહધારી જીવોની વાણી શિથિલતાને પામે છે.તેમ કફ ધાતુની વૃદ્ધિના અભાવથી વાણી સ્પષ્ટ પ્રતીત થાય છે. આ રીતના અન્વય વ્યતિરેકે કરી વાણીમાં તેજની કાર્યતાનો નિશ્ચય થઈ શકે છે, છતાં પ્રાણમાં જળની કાર્યતાનો તથા મનમાં પૃથ્વીરૂપ અન્નની કાર્યતાનો નિશ્ચય કેવી રીતે થઇ શકે? કારણ કે વાણીની માફક પ્રાણ તથા મનમાં કોઇ અન્વય વ્યતિરેક જોવામાં આવતો નથી. જ્યારે શ્વેતકેતુએ આ રીતનો પોતાના પિતાને પ્રશ્ન કર્યો ત્યારે ઉદ્દાલક પ્રાણ તથા મનમાં અન્વય વ્યતિરેક દેખાડવા માટે આ રીતનું વચન કહેવા લાગ્યા.

આરૂણિ–હે શ્વેતકેતુ! શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો, આકાશાદિ પાંચ ભૂતો તથા એક પ્રાણ, એ સોળ તત્ત્વનો સમુદાય તપ્ત લોહપિંડની માફક ચેતનના તાદાત્મ્ય સંબંધવડે પુરૂષ, એ નામે કહેવાય છે. ચંદ્રમારૂપી દેવતાવાળું મન તથા મનપ્રધાનવાળા પુરૂષની સોળ કળાઓ વેદવેત્તાઓએ કહી છે. અહીં દિવસે દિવસે ભોજન કરાયેલ અન્નથી ઉત્પન્ન થયલી મનની વૃત્તિઓના ઉપાદાન કારણરૂપ શક્તિઓનું નામ કળા છે. તેમાં એક એક દિવસે અન્નનું ભક્ષણ કરવાથી મનમાં એક એક કળા ઉત્પન્ન થાય છે. આ રીતે સોળ દિવસ સૂધી અન્નનું ભક્ષણ કરવાથી મનોમય પુરૂષમાં સોળ કળા ઉત્પન્ન થાય છે. તેમ જે પુરૂષ અન્નનું ભક્ષણ કરતો નથી, તે પુરૂષની એક એક દિવસે એક એક કળા નાશ પામતી જાય છે. આ રીતે સોળ દિવસ સૂધી અન્નનું નહિ ભક્ષણ કરવાથી સર્વ કળાઓ નાશને પામે છે. આ વિશે તમારે જરા પણ સંશય કરવો નહિ. આ વાત સર્વ રોગ રહિત પુરૂષવિશે પણ ઘટે છે. હે શ્વેતકેતુ ! જળ વિના પ્રાણ એક દીવસ પણ શરીરમાં રહી શકતા નથી તથા પ્રાણના નાશ પછી તે અન્વય વ્યતિરેક

જાણવામાં આવશે નહિ. માટે અન્વય વ્યતિરેકના જ્ઞાનમાં ઉપયોગી પ્રાણીની રક્ષા કરવા માટે તું જળને તારી ઈચ્છાપૂર્વક પાન કર, પણ તું પંદર દિવસ સુધી અન્નનું ભક્ષણ કરતો નહિ. જો તું અન્નનું નહિ ભક્ષણ કરશે તો તું પોતાની મેળે જ અન્વય વ્યતિરેકનો નિશ્ચય કરશે. જ્યારે પિતાએ શ્વેતકેતુને આ પ્રમાણે કહ્યું ત્યારે તેણે પિતાની આજ્ઞા માની પંદર દિવસ સુધી અન્નનું ભક્ષણ કર્યું નહિ. પંદર દિવસ પછી શ્વેતકેતુ ફરી પોતાના પિતાની પાસે જઈ ઉભો રહ્યો. ક્ષુધાથી ક્ષીણ થયલા મનવાળા શ્વેતકેતુને પોતાની પાસે આવેલો જોઇ, આરૂણિ કહેવા લાગ્યા કે, હે પુત્ર! પૂર્વે તેં ઋક્, યજુષ્ તથા સામ આ ત્રણ વેદના પાઠનું તથા અર્થનું અધ્યયન કર્યું છે, તે અર્થ સહિત વેદને તું મારી સમીપ કહે. આ રીતનું વચન જ્યારે આરૂણિએ શ્વેતકેતુને કહ્યું ત્યારે પૂર્વે અધ્યયન કરેલા વેદોનું ચિંતન કરતો છતાં શ્વેતકેતુ જરાપણ વેદનું સ્મરણ કરી શકયો નહિ. જેમ દુર્બુદ્ધિ પુરૂષ કોઈ પણ અર્થનું સ્મરણ કરી શકતો નથી, તેમ શ્વેતકેતુને પણ પૂર્વે અધ્યયન કરેલા અર્થનું જરા પણ સ્મરણ થયું નહિ. આથી ખેદ પામેલો શ્વેતકેતુ પોતાના પિતાને કહેવા લાગ્યો કે,—હે પિતાજી! પૂર્વે મેં જે ઋગ્વેદાદિનું અર્થ સહિત અધ્યયન કર્યું હતું, તે વેદો હાલ મને સ્મરણમાં નથી. પણ જેમ કોઈ પુરૂષે ઘણા સમય સુધી આરાધન કીધેલો મંત્ર પુરૂષના ભાગ્યનો ક્ષય થવાથી નિષ્ફળ થાય છે, તેમ મેં પૂર્વે જે વેદોનું અધ્યયન કર્યું હતું, તે સર્વ હાલ નિષ્ફળ છે. આ રીતનું વચન જ્યારે શ્વેતકેતુએ કહ્યું ત્યારે આરૂણિ પોતાના પુત્રને કહેવા લાગ્યા કે—હે શ્વેતકેતુ! તું હાલ અન્નનું ભક્ષણ કર, અન્નનું ભક્ષણ કર્યાથી તું સર્વ વેદના અર્થને પૂર્વની માફક જાણશે. જેમ મહાન્ પ્રજ્વલિત અગ્નિથી કાષ્ઠાદિક ઇંધનનો નાશ થાય છે, ત્યારે અગ્નિના કેટલાક અંગારાઓ આગીઆ જંતુની માફક બાકી રહે છે તથા આગીઆની સમાન અગ્નિના અંગારાની કણીવડે પ્રથમના પ્રજ્વલિત અગ્નિની માફક મહાન્ કાષ્ઠનું દાહરૂપ કાર્ય ઉત્પન્ન થતું નથી, તેમ પંદર દિવસ સુધી અન્નનું નહિ ભોજન કરવાથી તારા મનની પંદર કળાઓ નાશ થઈ ગઇ છે. હવે એક જ કળા બાકી રહી છે, માટે તારૂં મન જરા પણ અર્થના જાણવા તથા સ્મરણ કરવા સમર્થ નથી. માટે તું અન્નને ભોજન કરી તારા મનની કળાની વૃદ્ધિ કરી ફરી મારી પાસે આવ. આ રીતનું વચન સાંભળી શ્વેતકેતુ અન્નને ભોજન કરી ફરી પોતાના પિતા પાસે ગયો. પુત્રને જોઇ આરૂણિ, પૂર્વે અધ્યયન કીધેલા વેદના અર્થને ફરી પૂછવા લાગ્યા. આથી શ્વેતકેતુ પોતાના પિતાને સર્વ વેદોના અર્થને કહેવા લાગ્યો. આરૂણિએ અગ્નિના દૃષ્ટાંતવડે અન્નના અભાવથી મનનો અભાવ થાય છે, આ રીતનો વ્યતિરેક કહ્યો તથા અન્ન વિદ્યમાન હોવાથી મન વિદ્યમાન થાય છે, આ રીતના અન્વયને અગ્નિના દૃષ્ટાંતથી કહ્યો. જેમઆગીઆ સમાન સૂક્ષ્મ અંગારાઓપર સૂક્ષ્મ શુષ્ક તૃણને નાંખવાથી તે ધીમે ધીમે વૃદ્ધિને પામી મોટાં સૂકાં કાષ્ઠને તથા ભીનાં કાષ્ઠને પણ બાળી શકે છે, તેમ આહારગ્રહણ કર્યા પૂર્વે તારૂં મન એક કળામાં માત્ર બાકી રહ્યું હતું, તે હાલ આહાર ગ્રહણ કરવાથી સર્વજ્ઞતાને પામ્યું છે. આ રીતના અન્વય વ્યતરિકે તેં તારા મનમાં અન્નમયતા નિશ્ચય કરી છે. તેવી રીતે પ્રાણમાં તારે જળમયતા નિશ્ચય કરવી. કારણ કે જેમ અન્ન વિના મનનો ક્ષય થાય છે,

તેમ જળ વિના પ્રાણુનો પણ લય થાય છે. ત્વં પદાર્થરૂપ આત્મામાં પ્રત્યક્‌રૂપતા વેદાંતમાં ત્રણ પ્રકારની કહી છે. એક અંતઃકરણાદિમાં રહેલ ચિદાભાસની બિંબરૂપતા, બીજી શરીરના અધિષ્ઠાનવડે પ્રત્યક્‌રૂપતા તથા ત્રીજી ઇન્દ્રિયોના અધિષ્ઠાનવડે પ્રત્યક્‌રૂપતા, એમ ત્રણ કહી છે. તેમાં પ્રથમ પ્રત્યક્‌રૂપતાને છાંદોગ્યમાં શકુનિ પક્ષીના દૃષ્ટાંતવડે વર્ણવી છે.

હે શિષ્ય ! પૂર્વે કહેલ રીત પ્રમાણે વાક્, પ્રાણ તથા મન આદિના ઉપાદાન કારણરૂપ અદ્વિતીય બ્રહ્મનો નિશ્ચય કીધેલા એવા શ્વેતકેતુને ત્વં પદાર્થ આત્માનું શોધન કરવા માટે આરૂણિ મુનિ ફરી કહેવા લાગ્યા કે, હે શ્વેતકેતુ! પૂર્વે તને જે મન અન્નમયરૂપે કહ્યું છે, તે મનનું પૃથ્વી, તેજ તથા જળરૂપ સર્વ જગત્ વિલાસરૂપે છે, મનવડે જ પુરૂષ વારંવાર અધ્યાસરૂપ મોહને પામે છે. જો મન ન હોય તો મનમાં પ્રતિબિંબરૂપ મોહને આ જીવ પામે નહિ. પ્રતિબિંબરૂપ મોહના અભાવથી જીવાત્માને રાગદ્વેષાદિક વિકારો પ્રાપ્ત થતા નથી. રાગદ્વેષાદિક વિકારના અભાવથી જીવાત્મા ફરી સંસારને પામતો નથી. માટે ચિદાભાસયુક્ત મન જ સર્વ જગતનો નિર્વાહ કરે છે.

શ્વેતકેતુ—હે ભગવન્ ! કારણરૂપને પણ ઉપાદાન કારણતારૂપે કરી પોતાને વશ કરવા કંઇ વસ્તુ છે ?

આરૂણિ—હે શ્વેતકેતુ ! કારણરૂપ શરીર જ મનને પોતાને વશ કરનાર છે. આ સ્પષ્ટ કરવા ત્રણ પ્રકારના શરીરનું નિરૂપણ કરવામાં આવે છે. સર્વ દેહધારી જીવોનું અજ્ઞાન, એ કારણ શરીર છે. અજ્ઞાન એક હોવાથી સર્વ દેહધારીઓને સાધારણ છે તથા સર્વ દુઃખનું કારણ છે. અજ્ઞાનરૂપ કારણ શરીર, સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે.

શ્વેતકેતુ—હે ભગવન્ ! અજ્ઞાનરૂપ કારણશરીરમાં પ્રમાણ શું છે ?

આરૂણિ—સર્વ દેહધારી જીવો સુષુપ્તિમાંથી ઉઠી એવી રીતનું સ્મરણ કરે છે કે, હું સુખે ઉંઘતો હતો ત્યારે મને જરા પણ કાંઇ ખબર નહતી. હવે આ સર્વ લોકના સ્મરણથી માલમ પડે છે કે, જીવ સુષુપ્તિ અવસ્થાને પામી ત્યાં સર્વ દુઃખથી રહિત આનંદનો અનુભવ કરે છે તથા અજ્ઞાનનો અનુભવ કરે છે. અનુભવજન્ય સંસ્કારથી જાગ્રત અવસ્થામાં આનંદની તથા અજ્ઞાનની સ્મૃતિ થાય છે. માટે જીવના અવસ્થાના સ્મરણરૂપ હેતુથી અનુમાન કરેલ સુષુપ્તિના અનુભવવડે અજ્ઞાનરૂપ કારણશરીર સિદ્ધ થાય છે. હવે હે શ્વેતકેતુ ! સૂક્ષ્મ શરીરવિશે કહું, તે તું સાંભળ. કારણ અજ્ઞાનવિશિષ્ટ આત્માથી આકાશાદિ પાંચ સૂક્ષ્મ ભૂતો તથા મન ઇન્દ્રિયાદિક ભૌતિક પદાર્થો ઉત્પન્ન થાય છે. સમષ્ટિ સૂક્ષ્મ પદાર્થના અભિમાની હિરણ્યગર્ભને શાસ્ત્રવેત્તા અધિદૈવ કરીને કહે છે તથા મનપ્રધાનવાળા વ્યષ્ટિ સૂક્ષ્મના અભિમાની તૈજસને શાસ્ત્રવેત્તાઓ અધ્યાત્મ કરી કહે છે. હવે તું સ્થૂલ શરીરનું વર્ણન સાંભળ. સૂક્ષ્મ ભૂતથી સ્થૂલ ભૂત ઉત્પન્ન થાય છે તથા સ્થૂલ શરીરાદિથી ભૌતિક પદાર્થો ઉત્પન્ન થાય છે. આ સમષ્ટિ સ્થૂલ ભૂત ભૌતિક પદાર્થના અભિમાની દેવને શાસ્ત્રવેત્તાઓ વિરાટ્ કરી કહે છે તથા વ્યષ્ટિ સ્થૂલના અભિમાનીને શાસ્ત્રવેત્તાઓ વિશ્વ કહે છે. તેમાં વિરાટ્ અધિદૈવરૂપ છે તથા વિશ્વ અધ્યાત્મરૂપે છે.

હે શ્વેતકેતુ ! સર્વ દેહધારી જીવને ભિન્ન ભિન્નરૂપે પોતપોતાનું સ્થૂલ શરીર પ્રતીત થાય છે. તે સ્થૂલ શરીર જાગ્રત અવસ્થાનું

તથા સ્વપ્નાવસ્થાનું સ્થાન છે. સ્વપ્નાવસ્થાના આશ્રયરૂપ અંતઃકરણની બે અવસ્થા છે:–એક સ્વરૂપથી અભિવ્યકિતરૂપ અવસ્થા તથા બીજી સંસ્કારરૂપની સ્થિતિરૂપ અવસ્થા. અંતઃકરણની બે અવસ્થાના ભેદથી સ્વપ્નાવસ્થા બે પ્રકારની છે.–એક સસ્વપ્નાવસ્થા તથા બીજી સ્વપ્ન રહિત અવસ્થા. તેમાં પ્રસિદ્ધ સ્વપ્નાવસ્થાને સસ્વપ્નાવસ્થા કહે છે તથા પ્રસિદ્ધ સુષુપ્તિ અવસ્થાને સ્વપ્ન રહિત અવસ્થા કહે છે. સુષુપ્તિમાં સર્વ દુઃખનો લય થાય છે. કારણ કે સુષુપ્તિ અવસ્થામાં પ્રતિબિંબરૂપ જીવ પોતાના બિંબરૂપ પરમાત્મામાં લય ભાવને પામે છે. પરમાત્મા પરમાનંદ સ્વરૂપે તથા સર્વ ભેદથી રહિત હોવાથી ક્ષુધા, પિપાસા, હર્ષ, શોક, જન્મ, મરણ આદિ છ ઉર્મિઓથી રહિત છે. જીવ પણ આ પરમાત્મામાં લય ભાવને પામી, સર્વ દુઃખથી રહિત થાય છે. અર્થાત્ જેમ દર્પણરૂપ ઉપાધિના લયથી દર્પણમાં રહેલ પ્રતિબિંબ પોતાના વાસ્તવિક સ્વરૂપ બિંબમાં લય થાય છે, તેમ સુષુપ્તિમાં મનરૂપ ઉપાધિનો લય થવાથી મનમાં રહેલ પ્રતિબિંબરૂપ જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપ પરમાત્મા દેવરૂપ બિંબમાં લય ભાવને પામે છે. કેટલાક બુદ્ધિમાનો લૌકિક દૃષ્ટિને માની અવસ્થાને સ્વપિતિ કરી કહે છે. કેટલાક એમ કહે છે કે, આ સ્વપિતિ, અવસ્થાનો વાચક નથી, પણ તે પરમાત્માનો વાચક છે. કારણ કે સુષુપ્તિમાં જીવાત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપ પરમાત્માને પામે છે. તેને શ્રુતિ 'સ્વમપીત' કરી કહે છે. વળી શ્રેષ્ઠ પુરૂષની માફક ઈંદ્રાદિ દેવોને પરોક્ષ નામ પ્રિય હોવાથી તેઓ પરમાત્માને 'સ્વમમીપીત' કરી કહેતા નથી, પણ સ્વપિતિ એવા પરોક્ષ નામે તેઓ કહે છે. જેમ જાગ્રત તથા સ્વપ્ન મનનાં જ પરિણામ છે, તેમ સુષુપ્તિ પણ મનના જ પરિણામરૂપે છે. કારણ કે જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં પૂર્વાદિ દિશાઓમાં ભમતું મન પરિશ્રમને લીધે લયરૂપ સુષુપ્તિ અવસ્થાને પામે છે. જેમ કોઈ પુરૂષે પાંજરામાં દોરીવડે બાંધેલો પોપટ આહારની ઇચ્છાથી પાંજરાના મધ્યમાં રહી, પોતાની પાંખો ફફડાવ્યા કરે છે, પછી આહાર મળે, કિંવા ન મળે, પણ પરિશ્રમને પ્રાપ્ત થયેલો તે પાંજરાના મધ્ય પ્રદેશમાં પોતાની બેઠકને પામી, પૂર્વના ભ્રમણથી થયેલા દુઃખથી રહિત તથા નિશ્ચળ થઇ પુરૂષની માફક ત્યાં જ પડી રહે છે, તેમ પુણ્ય પાપરૂપ કર્મસૂત્રવડે શરીરરૂપ પાંજરામાં હૃદયદેશવિશે બંધાયલું તથા રાગરૂપ ક્ષુધાથી થયેલ અધ્યાત્મ, અધિદૈવ તથા અધ્યાત્મ આદિ ત્રણ પ્રકારના દુઃખથી તપેલું મનરૂપી પોપટ પક્ષી, વિષયસુખની પ્રાપ્તિ માટે જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં સર્વદા ભ્રમણ કરે છે. આ ભ્રમણથી મન જ્યારે અત્યંત પરિશ્રમને પામે છે તથા જાગ્રત અને સ્વપ્નના ભોગ આપનારાં કર્મનો ક્ષય થાય છે, ત્યારે મન પરિશ્રમના નાશ માટે હૃદય દેશમાં સુષુપ્તિને પામે છે. સુષુપ્તિમાં કારણ અજ્ઞાનથી ઉપહિત આનંદ સ્વરૂપ પરમાત્મા ઇન્દ્રિયો સહિત મનનું લયસ્થાન છે. અજ્ઞાનથી ઉપહિત પરમાત્માથી ભિન્ન બીજો કોઇ પદાર્થ મનના લયનું સ્થાન નથી. માટે મન અજ્ઞાન ઉપહિત પરમાત્માને છોડી બીજી કોઇ વસ્તુનો આશ્રય કરતું નથી. અર્થાત્ સુષુપ્તિમાં મનનો લય કારણ અજ્ઞાનમાં થાય છે તથા મનમાં રહેલ પ્રતિબિંબનો પરમાત્મારૂપ બિંબમાં લય થાય છે. સુષુપ્તિમાં મન અજ્ઞાન

ઉપહિત પરમાત્મા વિના બીજા કોઇ પદાર્થનો આશ્રય કરતું નથી. જેમ ઘટ પટાદિ કાર્યો મૃત્તિકાને તંતુ આદિ કારણવડે પાછળથી ભાવી બને છે, તેમ સ્થૂલ સૂક્ષ્મ પદાર્થ પણ મનરૂપ કારણવડે પાછળથી ભાવી બને છે. આવા કાર્યરૂપ પદાર્થો મનરૂપ કારણનો આશ્રય થઇ શકે નહિ. પ્રતિબિંબ સહિત મન સુષુપ્તિમાં જે પરમાત્મામાં લય ભાવને પામે છે, તે પરમાત્મા પૂર્વે કહેલ તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણેનું કારણ છે. માટે સત્ પરમાત્મામાં જ સર્વાંતર્યામીપણું જાણવું.

શ્વેતકેતુ–હે ભગવન્ ! પરમાત્માની પ્રાપ્તિથી જીવને સંસારના બંધની નિવૃત્તિ થાય છે, એવો વેદાંતનો સિદ્ધાંત છે. માટે સુષુપ્તિમાં પરમાત્માની પ્રાપ્તિ થાય છે તો જીવને ફરી સંસારની પ્રાપ્તિ કેમ થાય છે ?

આરૂણિ–હે શ્વેતકેતુ ! જો કે સુષુપ્તિમાં જીવને પરમાત્માની પ્રાપ્તિ થાય છે, છતાં સુષુપ્તિ તથા મુક્તાવસ્થામાં એટલી વિશેષતા છે કે, સુષુપ્તિમાં કારણ અજ્ઞાન વિશે લય પામેલ મન સૂક્ષ્મ સંસ્કારરૂપે બાકી રહે છે. માટે તે મન જાગ્રત અવસ્થામાં ફરી ઉત્પન્ન થાય છે. પણ મુક્તાવસ્થામાં અધિષ્ઠાન આત્મામાં લય ભાવને પામેલું મન ફરી ઉત્પન્ન થતું નથી. કારણ કે મુક્તાવસ્થામાં આત્મજ્ઞાનરૂપ અગ્નિવડે મનના સંસ્કારના આશ્રયરૂપ અજ્ઞાન નાશ પામે છે. આ પ્રમાણે મુક્તાવસ્થા તથા સુષુપ્તિ અવસ્થામાં ભેદ હોવાથી સુષુપ્તિમાં પરમાત્માની પ્રાપ્તિ છતાં, ફરી સંસારની નિવૃત્તિ થતી નથી. જો કે આત્માદેવ સર્વત્ર એક છે, છતાં સર્વ જીવનું મન એક નથી, પણ અનેક છે. વળી સુખ, દુઃખ, બંધ અને મોક્ષ ઇત્યાદિ સર્વ ધર્મો મનના હોવાથી લોકોમાં કોઇ સુખી, કોઇ દુઃખી, કોઇ બદ્ધ તથા કોઇ મુક્ત ઇત્યાદિ સર્વ અવસ્થા બની શકે છે.

આત્માદેવ, સ્થૂલ શરીરના અભિમાનવાળી જાગ્રત્ અવસ્થામાં તથા સૂક્ષ્મ શરીરના અભિમાનવાળી સ્વપ્નાવસ્થામાં 'અશનાયા' તથા 'ઉદન્યા' આ બે નામોને પામે છે. આત્મામાં પ્રવૃત્ત થતાં અશનાયા તથા ઉદન્યા, એ બન્ને નામો પ્રાણરૂપ ઉપાધિથી પ્રવૃત્ત થાય છે. કારણ કે આનંદસ્વરૂપ આત્મામાં સાક્ષાત્ ક્ષુધા તેમ પિપાસા પણ હોતી નથી. ક્ષુધા તથા પિપાસા તો પ્રાણમાં રહેછે તથા પ્રાણ સર્વ શરીરમાં વ્યાપકહોવાથી તે સર્વ જીવના ઉદરમાં રહેલ અન્ન તથા જળને નાડીદ્વારા સર્વ અંગોમાં લઇ જાય છે. અશનાયા તથા ઉદન્યા એ બન્ને નામો મુખ્ય વૃત્તિવડે પ્રાણોમાં ઘટે છે તથા પ્રાણનો આત્માની સાથે તાદાત્મ્ય સંબંધ હોવાથી પ્રાણદ્વારા તે બન્ને નામો આત્માનાં પણ થાય છે. અશનાયા તથા ઉદન્યા આ બન્ને નામો જો કે આત્માની અપેક્ષાએ પ્રાણમાં મુખ્ય છે, છતાં તેજ તથા જળ આ બેની અપેક્ષાએ તે નામો પ્રાણમાં મુખ્ય નથી, પણ જળ તથા તેજમાં તે નામો મુખ્ય છે. કારણ કે ભોજન કરેલાં અન્નને જળ દ્રવીભાવવડે લઇ જાય છે, માટે જળને અશનાયા કરી કહ્યું છે. તેમ પાન કરેલા જળને શોષણ કરનારૂં તેજ લઇ જતું હોવાથી તેને ઉદન્યા કરી કહે છે. જેમ આ લોકમાં ગાયને લઇ જનારા પુરૂષને ગોનાયા કરી કહેવામાં આવે છે તથા ઘોડાને લઇ જનારાને અશ્વનાયા કરી કહેવામાં આવે છે, તેમ જળ પણ દ્રાવક સ્વભાવવાળું હોવાથી ભક્ષણ કીધેલા અન્નને લઇ જાય છે. માટે શ્રુતિએ જળને અશનાયા કહ્યું છે. તેમ તેજ શોષણ સ્વભાવવાળું હોવાથી પાન કરેલા

જળને લઈ જતું હોવાથી શ્રુતિએ તેને ઉદન્યા કરી કહ્યું છે. આનંદસ્વરૂપ આત્માનો જળ તથા તેજ સાથે તાદાત્મ્ય અધ્યાસ હોવાથી જળ તથા તેજદ્વારા આત્મા પણ આ બન્ને નામોવડે કહેવાય છે. હે શ્વેતકેતુ ! પ્રથમ તું સ્થૂલ શરીરને, પછી અન્નને, પછી પૃથ્વીને, પછી જળને તથા પછી તેજને કાર્યરૂપે જાણ. હે શ્વેતકેતુ ! શરીર, અન્ન, પૃથ્વી, જળ તથા તેજ, આ પાંચ કાર્યોમાં પાંચમું તેજરૂપ કાર્યનું પૂર્વે કહેલ સત્ય વસ્તુ મૂળ કારણ છે, તેજ જળનું મૂળ કારણ છે, જળ પૃથ્વીનું મૂળ કારણ છે, પૃથ્વી અન્નનું મૂળ કારણ છે તથા જળ તેજવડે પરિણામને પામેલું અન્ન શરીરનું મૂળ કારણ છે. જેમ લોકપ્રસિદ્ધ વૃક્ષનું એક મૂળ હોય છે, પછી તેનાં અંકુરો ફૂટે છે, તેમ શ્રુતિએ શૃંગપદવડે શરીરાદિ વિકારને અંકુરરૂપે કહ્યો છે, તથા અન્નથી લઈ સત્ય વસ્તુપર્યંત પદાર્થ મૂળરૂપે કહ્યો છે. માટે જેમ અંકૂરરૂપ લિંગવડે મૂળનું અનુમાન થાય છે, તેમ શરીરરૂપ કાર્યવડે તું અન્નરૂપ મૂળ કારણનો નિશ્ચય કર તથા અન્નરૂપ કાર્યવડે પૃથ્વીરૂપ મૂળ કારણનો નિશ્ચય કર. પૃથ્વીરૂપ કાર્યવડે જળરૂપ મૂળ કારણનો નિશ્ચય કર, જળરૂપ કાર્યવડે તેજરૂપ મૂળ કારણનો નિશ્ચય કર તથા તેજરૂપ કાર્યવડે તું પરમાત્મારૂપ મૂળ કારણનો નિશ્ચય કર. પરમાત્મારૂપ સત્ વસ્તુ સર્વભૂત તથા ભૌતિક જગતનું ઉત્પત્તિ કારણ હોવાથી શ્રુતિએ તે સત્ વસ્તુને મૂળ કહી છે. તે સત્ વસ્તુ સર્વ જગતની સ્થિતિનું કારણ હોવાથી શ્રુતિએ તેને આયતન કરી કહી છે તથા તે સર્વ જગતના લયનું કારણ હોવાથી શ્રુતિએ તેને પ્રતિષ્ઠા કરી કહી છે. વાસ્તવિક રીતે સત્ વસ્તુ મૂળ, આયતન તથા પ્રતિષ્ઠા આ ત્રણથી રહિત છે. આ રીતે જાગ્રત તથા સ્વપ્નાવસ્થા ક્ષુધા તથા પિપાસાથી આતુર પ્રાણાદિ ઉપાધિવાળો જીવ પુણ્ય પાપ કર્મને અનુસાર સર્વદા સુખ દુઃખનો અનુભવ કરે છે.

## તત્ત્વંપદાર્થના અભેદનું વર્ણન.

तत्त्वमसि श्वेतकेतो આ મહાવાકયનો ઉપદેશ નવવાર ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યો, તેને વિશે પ્રથમ વાકયના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે. હે શ્વેતકેતુ ! જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થામાં વિચરનારો જીવાત્મા અજ્ઞાનને લીધે અનેક શરીરને ગ્રહણ કરે છે તથા અનેક શરીરનો ત્યાગ કરે છે.

શ્વેતકેતુ–હે ભગવન્ ! જીવાત્મા કેવી રીતે શરીરનો ત્યાગ કરે છે ?

આરૂણિ–જીવ જયારે મરણાવસ્થાની સમીપ જાય છે, ત્યારે પોતાના પૂર્વના પાપ કર્મનું સ્મરણ કરી પશ્ચાત્તાપ કરે છે. તે પુરૂષને પુત્રાદિ બાંધવો કઠણ ભૂમિમાં શયન કરાવે છે, તેને સર્વ બાજૂએથી બાંધવો વિંટળાઈ વળે છે, તેને હેડકીઓ તથા શ્વાસ ચાલવા માંડે છે, તેનાં બેઉ નેત્રો, ઉંચે આકાશ તરફ ખૂલી જાય છે તથા તેનું મુખ લાળયુકત થાય છે. આ રીતે મરણાવસ્થાને પામેલ પુરૂષની નેત્રાદિ ઇન્દ્રિયો સહિત વાક્ ઇન્દ્રિયની, પોતાનું કાર્ય કરવાના સામર્થ્યરૂપ વૃત્તિ, તેના મનવિશે લય ભાવને પામે છે. મનની પોતાનું કાર્ય કરવાની સામર્થ્યરૂપ વૃત્તિ, ક્રિયારૂપ પ્રાણની વૃત્તિમાં લય ભાવને પામે છે. પ્રાણની વૃત્તિ સૂક્ષ્મ પંચભૂતયુકત જીવાત્મામાં લય ભાવને પામે છે તથા પંચભૂત સહિત જીવાત્મા સુષુપ્તિની માફક સંસ્કાર સ્વરૂપથી બાકી રહેલી માયાવડે ઉપહિત આનંદસ્વરૂપ આત્મામાં લયભાવને પામે છે. સુષુપ્તિ તથા મરણાવસ્થામાં સંસ્કાર

માત્રરૂપ બંધવાળા જીવાત્માનું સત્ વસ્તુ લયનું સ્થાન છે તથા જીવ રૂપે કરી સંઘાતમાં પ્રવિષ્ટ તથા તેજાદિ ભૂતોના કારણરૂપે કહેવાયલી સત્ વસ્તુ જ તારો આત્મા છે. જે સત્ વસ્તુ તારો આત્મા છે, તે સૂક્ષ્મ પદાર્થથી પણ અત્યંત સૂક્ષ્મ છે તથા કાળઅનેઆકાશાદિમહત્ પદાર્થથીપણ મહાન્ છે. જેમ રજ્જુમાં કલ્પાયેલાં સર્પ, દંડ તથા જળધારા આદિ કલ્પિત સર્પાદિ રજ્જુ માત્રરૂપ છે,તેમતેજ, જળ તથા પૃથ્વીરૂપ સર્વ જગતનું સત્ વસ્તુ જ વાસ્તવિક સ્વરૂપે છે. આ સર્વ જગતના અધિષ્ઠાનરૂપ પરમાત્મા દેવ તારા સ્વરૂપથી ભિન્ન નથી, પણ તું જ તે પરમાત્મારૂપે છે. તું દેહાદિ સંઘાતરૂપ નથી. બુદ્ધિ આદિના સાક્ષીરૂપે સર્વત્ર પ્રતીત થતા, અદ્વિતીયરૂપ હોવાથી પરમાનંદ સ્વરૂપ તથા સર્વ જડ પદાર્થના પ્રકાશક હોવાથી સ્વયંજ્યોતિ સ્વરૂપ આત્મદેવ જ તારૂં વાસ્તવિક સ્વરૂપ છે. માટે તું કર્તા, ભોક્તા તથા પ્રમાતા નથી. પ્રિયપુત્રની માફક મેં જે તને ઉપદેશ કર્યો તે, તારો ગર્વદોષ નિવૃત્ત કરવા માટે હોવાથી મેં તને આદેશ કરીને કહ્યો છે. દુષ્ટ પુરૂષને રાજાદિ શાસન કરે છે, તેનું નામ આદેશ છે.

## શ્વેતકેતુએ પૂછેલા આઠ પ્રશ્નો.

પ્રશ્ન ૧લો–હે ભગવન્ ! પૂર્વે આપે સુષુપ્તિ તથા મરણાવસ્થામાં સર્વ જીવને સત્ વસ્તુની પ્રાપ્તિ કહી, તેમાં મને સંશય થાય છે કે, જો સુષુપ્તિ તથા મરણાવસ્થામાં સર્વ જીવને સત્ વસ્તુની પ્રાપ્તિ થતી હોય તો સર્વ જીવ, મને સત્ વસ્તુ પ્રાપ્ત થઇ છે, એમ કેમ જાણતો નથી ? સત્ વસ્તુ પ્રાપ્ત થવા છતાં તેને સત્ વસ્તુનું અજ્ઞાન કેમ રહે છે ?

પ્રશ્ન ૨જો–હે ભગવન્ ! સુષુપ્તિ તથા મરણાવસ્થામાં વાગાદિ સર્વ ઇંદ્રિયનો લય થવા છતાં અવિદ્યારૂપ માયા વિદ્યમાન હોવાથી જેમ એક પુરૂષ પોતાના ઘરમાંથી બહાર નિકળે છે ત્યારે તેને અનુભવ થાય છે કે, હું ઘરમાંથી બહાર નીકળ્યો છું, તેમ સુષુપ્તિમાં જીવ સત્ વસ્તુને પ્રાપ્ત થઈ જ્યારે જાગ્રત અવસ્થાને પામે છે ત્યારે હું સત્ વસ્તુથી આવ્યો છું, એ રીતનો અનુભવ જીવને કેમ થતો નથી ?

પ્રશ્ન ૩જો–હે ભગવન્ ! જેમ સર્વ નદીઓ સમુદ્રમાં લય ભાવને પામે છે, તેમ સુષુપ્તિ તથા મરણાવસ્થામાં જીવનો સત્ વસ્તુમાં લય થાય છે. આ રીતે સમુદ્રના દૃષ્ટાંતથી જીવનો સત્ વસ્તુમાં લય માનશો તો જેમ સમુદ્રમાં લયભાવને પામેલ નદીઓનો ફરી સમુદ્રથી ઉદ્ભવ થતો નથી, પણ તે નદીઓ સમુદ્રને પામ્યા પછી નાશને જ પામે છે, તેમ સુષુપ્તિ તથા મરણાવસ્થામાં જીવ પણ સત્ વસ્તુને પ્રાપ્ત થઇ નાશ પામે તો જીવના નાશ પછી તેને બ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે થાય ?

પ્રશ્ન ૪થો–હે ભગવન્ ! આત્મા અત્યંત સૂક્ષ્મ હોવાથી તે સ્થૂલ જગતનો આધાર કેવી રીતે હોય ?

પ્રશ્ન ૫મો–હે ભગવન્ ! આપે કહ્યું કે, અધિકારીને શ્રદ્ધાવડે આત્મદેવ પ્રાપ્ત થાય છે તથા તે શ્રદ્ધા અનુભવ કરેલા પદાર્થમાં જ હોય છે, તો જે પદાર્થનો કોઈ પણ વખત અનુભવ થયો નથી, તે પદાર્થમાં જો શબ્દ પણ પ્રવેશ ન કરી શકે તો તેમાં શ્રદ્ધા કેવી રીતે ઉત્પન્ન થાય ?

પ્રશ્ન ૬ ઠ્ઠો–હે ભગવન્ ! આ લોકમાં જે વસ્તુનું સ્વરૂપ ઇંદ્રિયવડે ગ્રહણ કરવા યોગ્ય છે, તે વસ્તુનું સ્વરૂપ કોઇ ઇંદ્રિયથી

ગ્રહણ થાય. જેમ નેત્રાદિ ઇંદ્રિયનો અવિષય છતાં રસ, જીભ ઇંદ્રિયવડે ગ્રહણ થાય છે; પણ આત્મદેવ તો કોઇપણ ઇંદ્રિયથી ગ્રહણ થઇ શકતો નથી, ત્યારે તે કયા ઉપાયવડે જાણી શકાય, તે મને કહો.

પ્રશ્ન ૭મો–હે ભગવન્! જેમ મરણકાળે અજ્ઞાની જીવની ઇન્દ્રિયો સૂક્ષ્મરૂપે રહેતી હોય, તેમ મરણ સમયે વિદ્વાનની ઇન્દ્રિયો સૂક્ષ્મરૂપે રહેતી હોય તો જેમ મરણ પછી અજ્ઞાની જીવોનો ફરી જન્મ થાય છે,તેમ વિદ્વાન પુરૂષનો પણ ફરી જન્મ કેમ ન થાય ?

પ્રશ્ન ૮મો–હે ભગવન્! જેમ મરણાવસ્થામાં વિદ્વાન પુરૂષની વાગાદિક ઇન્દ્રિયો નિરવશેષ લય ભાવને પામે છે, તેમ અજ્ઞાની પુરૂષની વાગાદિક ઇન્દ્રિયો પણ નિરવશેષ લયભાવને કેમ પ્રાપ્ત થતી નથી ?

હે શિષ્ય! આ રીતે શ્વેતકેતુએ પોતાના પિતાઉદ્દાલકને પોતાનો સંશય જણાવવા આઠ પ્રશ્નો પૂછયા. પછી ઉદ્દાલક મુનિએ શ્વેતકેતુને તેના આઠે પ્રશ્નોનો નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

પ્રથમ પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ ! જેમ મધમાખો પોતાના પૂડા વિશે અનેક પ્રકારનાં વૃક્ષોના રસને લઇ તેને મધરૂપે પરિણામને પમાડે છે તથા મધ ભાવને પામેલ અનેક પ્રકારનાં વૃક્ષોનો તે રસ, હું આમ્ર વૃક્ષનો રસ છું, પણ જંબીર વૃક્ષનો રસ નથી, આમ જાણતો નથી, તેમ સુષુપ્તિ તથા મરણાવસ્થામાં અનેક પ્રકારની જાતિવાળો જીવ સત્ વસ્તુની સાથે એકતાના ભાવને પામ્યા પછી પોતાના આત્માને વિશેષરૂપે જાણતો નથી. અર્થાત્ મધરૂપ દૃષ્ટાંતમાં પોતાના સ્વરૂપનો અવિવેક પોતાના જડ સ્વભાવથી છે; તથા દાર્ષ્ટાંતિક જીવમાં પોતાના સ્વરૂપનો અવિવેક પોતાના સ્વભાવથી હોતો નથી, પણ અવિદ્યાવાળા આવરણવડે તે અવિવેક થયલો હોય છે. મધરૂપ દૃષ્ટાંતમાં રસથી ભિન્ન પ્રમાતા પુરૂષમાં રહેલ અવિવેકનું આરોપણ રસવિશે જ થાય છે તથા દાર્ષ્ટાંતિક અજ્ઞાનવડે આવૃત જીવમાં અવિવેક મુખ્ય છે. આ રીતે દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં રહેલ વિશેષતાનો ત્યાગ કરી કેવળ અજ્ઞાનની સમાનતા જ તે બન્નેમાં ગ્રહણ કરી છે.

શ્વેતકેતુ–હે ભગવન્! સુષુપ્તિ અવસ્થામાં આ જીવ જો કદાપિ સત્ વસ્તુની સાથે એકતાને પ્રાપ્ત થતો હોય તો સુષુપ્તિમાંથી ઉઠેલા જીવને ફરી તે જાતિવાળા શરીરની પ્રાપ્તિ થવી જોઇએ નહિ.

આરૂણિ–હે શ્વેતકેતુ ! વ્યાઘ્ર સર્પાદિક તામસ જાતિવાળા જીવો, રાજાદિ રાજસ જાતિવાળા જીવો તથા બ્રાહ્મણાદિ સાત્વિકજાતિવાળા સર્વ જીવો જે સુષુપ્તિમાં સત્ વસ્તુને પામે છે, તે સુષુપ્તિમાંથી ઉઠી પાછા પૂર્વના શરીરને પામે છે, પણ તેથી વિલક્ષણ શરીરને પ્રાપ્ત થતા નથી. જેમ વર્ષાઋતોનો નાશ થવા પછી સર્વ દેડકાઓ મૃત્તિકા ભાવને પામે છે, પણ તે દેડકાઓનો સૂક્ષ્મ અવયવરૂપ સંસ્કાર પૃથ્વીમાં રહે છે તથા જ્યારે પાછો વર્ષાકાળ આવે છે ત્યારે તે દેડકાઓ સંસ્કારને લીધે ફરી તે તે શરીરને પામે છે, પણ તેથી વિલક્ષણ શરીરને પ્રાપ્ત થતા નથી, તેમ સુષુપ્તિઅવસ્થામાં સર્વ જીવોનો લય થવા છતાં તે જીયનો વાસનારૂપ સૂક્ષ્મ સંસ્કાર તેમાં રહે છે, જેથી તે જીવ સુષુપ્તિમાંથી ઉઠી, તે તે શરીરને પામે છે.

બીજા પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ ! જેમ ગંગાદિ નદીઓ પોતાના નામરૂપનો ત્યાગ કરી સમુદ્રભાવને પામે છે તથા ફરી મેઘદ્વારા વૃષ્ટિરૂપે સમુદ્રથી બહાર આવવા

છતાં પોતે સમુદ્રની બહાર આવી છે એમ જાણતી નથી, તેમ આ જીવ સુષુપ્તિ અવસ્થામાં સત્ બ્રહ્મને પ્રાપ્ત થવા છતાં સુષુપ્તિમાંથી ઉઠયા પછી,હું સત્ બ્રહ્મથી આવ્યો છું, એમ જાણતો નથી. સત્ બ્રહ્મની પ્રાપ્તિસમયે જે મૂળ અજ્ઞાને સત્ બ્રહ્મના ભાનનો પ્રતિબંધ કર્યો હતો, તે મૂળ અજ્ઞાન જાગ્રત અવસ્થામાં પણ વિદ્યમાન હોય છે. આ અજ્ઞાનથી મોહ પ્રામેલો જીવ સત્ બ્રહ્મને જાણી શકતો નથી.

ત્રીજા પ્રશ્નનો ઉત્તર—હે શ્વેતકેતુ ! આ જીવ સુષુપ્તિ અવસ્થામાં જે જાતિવાળો થઈ, જે સત્ વસ્તુને પ્રાપ્ત થાય છે, તે સત્ વસ્તુમાંથી આવી, આ જીવ તે જાતિવાળો થતો નથી. કારણ કે જે જે જીવ સુષુપ્તિ અવસ્થામાં સત્ વસ્તુની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે, તેતે જીવોનું જો કદાપિ ઉઠવું ન થતું હોય તો સુષુપ્તિમાં સત્ વસ્તુમાં લય માત્રવડે દિને દિને તે જીવના દેહોનો પાત થવો જોઇએ, પણ તેમ જોવામાં આવતું નથી. જે જીવ સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે, તે જીવ જ સુષુપ્તિથી ઉઠે છે. કારણ કે તે જીવનો નાશ કોઇ જોઈ શકતું નથી. વળી જે જે પદાર્થનો જીવ પરિત્યાગ કરે છે,તે તે પદાર્થનો નાશ જોવામાં આવે છે. જેમ વૃક્ષમાં રહેલો જીવ વૃક્ષની શાખાઓમાં જે જે શાખાનો ત્યાગ કરે છે, તે તે શાખા સૂકાઇ જાય છે તથા જે શાખા જીવન રહિત થઇ, તે ફરી કદાપિ જીવનને પ્રાપ્ત થતી નથી.

શ્વેતકેતુ—હે ભગવન્ ! જેમ વૃક્ષમાં રહેલો જીવ જે શાખાનો ત્યાગ કરે છે, તે શાખામાં જો બીજો જીવ પ્રવેશ કરે તો તે શાખા સૂકાય નહિ. તેમ સુષુપ્તિ અવસ્થામાં આ જીવ સત્ બ્રહ્મને પ્રાપ્ત થાય પછી,જો કે મુકત થાય, છતાં બીજો જીવ તે શરીરમાં પ્રવેશ કરી શરીરને ઉઠાવે તો શરીરનું પતન થાય નહિ.

ઉદ્દાલક—હે શ્વેતકેતુ ! વૃક્ષની શાખાની માફક જો કદાપિ સુષુપ્તિ સમયે શરીરમાં બીજો કોઇ જીવ પ્રવેશ કરી શરીરને ઉઠાવતો હોયતો શરીરનો નાશ કદી થવોજોઇએ નહિ. કારણ કે જો બીજો જીવ સુષુપ્તિ પછી શરીરમાં પ્રવેશ કરી શરીરને ઉઠાવતો હોય તો તે બીજો જીવ મરણ પછી પણ શરીરમાં પ્રવેશ કરી તેને ઉઠાવશે. પણ તેમ જોવામાં આવતું નથી. માટે જે જીવ સુષુપ્તિ અવસ્થાને પામે છે, તે જ જીવ સુષુપ્તિથી ઉઠે છે. કોઈ બીજો જીવ ઉઠતો નથી.જેમ સુષુપ્તિને પામેલો જીવ સુષુપ્તિથી ઉઠે છે, તેમ મરણ અવસ્થામાં સત્ બ્રહ્મને પામેલો જીવ મરણાવસ્થા પછી પુણ્ય પાપકર્મોના વશથી બીજા શરીરને પામે છે. પણ જીવથી ભિન્ન કોઇ બીજો જીવ તે બીજા શરીરને પ્રાપ્ત થતો નથી. આ રીતે જીવરૂપ અધિકારીનું નિત્યપણું હોવાથી મોક્ષશાસ્ત્રની વ્યર્થતા થતી નથી તથા *કૃતનાશ અને અકૃતાભ્યાગમરૂપ દોષો પણ પ્રાપ્ત થતા નથી.

ચોથા પ્રશ્નનો ઉત્તર—હે શ્વેતકેતુ ! જેમ અત્યંત સૂક્ષ્મ વડનું બી મહાન્ વડના વૃક્ષનું આધાર છે. કારણ કે જો કદાપિ વડની ઉત્પત્તિ પૂર્વે તે અસત્ હોય, તો તે અત્યંત અસત્ય પદાર્થની કદાપિ ઉત્પત્તિ અત્યંત અસત્ય વંધ્યાપુત્રની માફક થવી જોઇએ નહિ. જો કે મહાન્ વૃક્ષ પોતાની ઉત્પત્તિ પૂર્વે બીજ વિશે રહે છે, પણ બીજ દશામાં તેના સ્કંધ, શાખા તથા પત્ર ઇત્યાદિ ભેદ પ્રતીત થતા નથી. તેમ જગતના સૂક્ષ્મ સંસ્કારોવાળી માયાથી

* કૃતનાશ—કરેલ કાર્યનો નાશ. અકૃતાભ્યાગમઃ—નહિ કરેલા કર્મનો ભોગવટો.

ઢંકાયલો આત્મા સૂક્ષ્મ છતાં જગતની ઉત્પત્તિ પહેલાં સર્વ જગતના આશ્રયરૂપ છે. છતાં શાસ્ત્રદષ્ટિથી રહિત પુરૂષોને આત્મા વિદ્યમાન છે, એમ જણાતું નથી. પણ सदेव सौम्येदमग्र आसीत् ઇત્યાદિ શાસ્ત્રરૂપી ચક્ષુવાળા વિદ્વાનને જ તેનો નિશ્ચય થાય છે.

પાંચમા પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ ! સર્વ જગતના ઉપાદાન કારણરૂપ આત્મા જો કે પ્રત્યક્ષાદિ લૌકિક પ્રમાણવડે જણાતો નથી, પણ તે ગુરૂશાસ્ત્રના વચનવિશે વિશ્વાસરૂપ શ્રદ્ધાવડે જાણી શકાય છે. જેમ જળમાં રહેલ મીઠું, જો કે ચક્ષુઆદિ ઇંદ્રિયવડે જણાતું નથી, છતાં રસનેંન્દ્રિયવડે તે મીઠું જણાઈ આવે છે, તેમ આત્મા જો કે સર્વ જડ પ્રપંચમાં વિદ્યમાન છતાં ગુરૂશાસ્ત્રના વચનોમાં વિશ્વાસરૂપ શ્રદ્ધાથી રહિત પુરૂષ, આત્માને જાણી શકતો નથી. શાસ્ત્રના વચનમાં શ્રદ્ધાવાન્ પુરૂષ જ તત્ત્વં પદાર્થના શોધનવડે આનંદસ્વરૂપ ચૈતન્યાત્માનો સાક્ષાત્કાર કરે છે.

છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ ! જો કે ઇંદ્રિયાદિક ઉપાધિવડે આત્માનો સાક્ષાત્કાર થતો નથી, છતાં બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશરૂપ અપૂર્વ ઉપાયથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. જેમ ગંધાર દેશમાં રહેવાવાળા કોઇ પુરૂષને કોઇ ચોર મહાન્ વનમાં લઈ જઇ, તેનાં બે નેત્રોને પાટો બાંધી તેને ત્યાં છોડી દે છે. તે પોતાને દેશ જવાની ઇચ્છા કરતો અત્યંત દુઃખને પામે છે તથા મોટેથી પોકાર કરે છે કે, આ જંગલમાં ચોર મને લઇ આવ્યો છે; તેનો પોકાર સાંભળી કોઇ દયાળુ પુરૂષ તેનાપર દયા લાવી, તેની આંખના પાટા છોડી નાંખે છે તથા તેનો ગાંધાર દેશ કઇ દિશામાં આવેલો છે, તે બતાવે છે. પછી તે પુરૂષ દયાળુ પુરૂષના વચનપર શ્રદ્ધા રાખી પરમ હર્ષને પામી, તેણે દર્શાવેલે રસ્તે જાય છે તથા ગાંધાર દેશને મેળવે છે. તેમ બુદ્ધિમાન્ અધિકારી પુરૂષ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી પોતાના આત્મારૂપ દેશને પામે છે. અર્થાત્ અધિકારી પુરૂષને તથા કામ ક્રોધાદિ ચોરોએ પોતાના આત્મારૂપ દેશમાંથી લાવી, સંસારરૂપી વનમાં તેના સાક્ષીરૂપ નેત્રને અજ્ઞાનરૂપી દઢ પાટો બાંધી મૂકયો છે. પછી જીવ સંસારરૂપ વનમાં સદા ભ્રમણ કરતો પરમ દુઃખને પામે છે. બ્રહ્મવેત્તા ગુરૂરૂપ દયાળુ પુરૂષ જ્યારે મહાવાકયરૂપ પોતાના હાથવડે અધિકારીનાં સાક્ષીરૂપ નેત્રનોઅજ્ઞાનરૂપી પાટો છોડી નાંખે છે ત્યારે અજ્ઞાનરૂપી આવરણથી રહિત થયેલો અધિકારી પોતાના અદ્વિતીય આત્મારૂપ દેશને પામે છે તથા બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી તે, કામ ક્રોધાદિ ચોરોનાં સંસારરૂપ વનમાં લઇ જનાર જાણી, તેઓને વશ થતો નથી. માટે બ્રહ્મવેત્તા ગુરૂનો ઉપદેશ જ આનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિનો ઉપાય છે.

સાતમા પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ ! મરણ સમયે વાગાદિ ઇન્દ્રિયનો મનાદિકમાં સ્વરૂપથી લય થતો નથી, પણ પોતાની વૃત્તિરૂપે કરી લય થાય છે. મેં તને પૂર્વે કહ્યું છે કે, સંસ્કારરૂપે કરી વાગાદિકનું સ્વરૂપ અજ્ઞાની પુરૂષના મરણ સમયે પણ બની રહે છે, પણ વિદ્વાન્ પુરૂષના મરણ સમયે બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી પોતપોતાના વ્યાપાર સહિત સર્વ વાગાદિ પ્રપંચો સ્વરૂપથી જ લય ભાવને પામે છે. માટે વિદ્વાન્ અજ્ઞાની જીવની માફક ફરી શરીરને પામતો નથી. હે શ્વેતકેતુ ! વિદ્વાનના મરણવિશે તથા અજ્ઞાનીના મરણવિશે, આ જે વિશે-

ષતા કહી, તે શાસ્ત્રદૃષ્ટિને માની કહી છે. લોકદૃષ્ટિવડે તો વિદ્વાનનું તથા અજ્ઞાનીનું મરણ સરખું જ છે. કારણ કે અજ્ઞાનીનું જ્યારે મરણ સમીપ આવે છે ત્યારે તેનાં માતપિતાદિ બાંધવો ચારે બાજુએ બેસી રૂદન કરે છે તથા મરનારને કહે છે કે, હે પુત્ર! હું માતાને તું પ્રાણસમાન પ્રિય ગણે છે. હે ભ્રાતા! હું ભ્રાતાને તું પ્રાણસમાન પ્રિય ગણે છે. આ રીતે જ્યાં સુધી તે મરનારની વાગાદિ ઇન્દ્રિયો મરણસમયને પ્રાપ્ત નથી થઇ, ત્યાં સુધી આ રીતનાં રૂદનનાં વચનો તે પુરૂષ સાંભળે છે તથા વાગાદિક ઇન્દ્રિયનો લય થવા પછી તે પુરૂષ કોઈ પણ વસ્તુને જાણતો નથી. આ જ રીતે વિદ્વાન્ પુરૂષ પણ જ્યારે મરણના સમીપ કાળને પામે છે ત્યારે તેની વાગાદિ ઇન્દ્રિયના લય પર્યંત તો બાંધવોનાં નાનાં પ્રકારનાં વચનને તે શ્રવણ કરે છે તથા વાગાદિ ઇન્દ્રિયનો લય થવા પછી તે વિદ્વાન્ પણ કોઇ વસ્તુને જાણતો નથી. આ પ્રમાણે વિદ્વાનના તેમ જ અવિદ્વાનના મરણવિશે સમાનતા છતાં તેમાં આટલી વિશેષતા છે કે, વિદ્વાન્ ફરી જન્મને પામતો નથી તથા અજ્ઞાની પુનર્જન્મને પામે છે.

આઠમા પ્રશ્નનો ઉત્તર–હે શ્વેતકેતુ! વિદ્વાન્ તથા અવિદ્વાનની મરણાવસ્થા સમાન છતાં વિદ્વાન્ મરણ પછી પુનર્જન્મને પામતો નથી તથા અવિદ્વાન્ પુનર્જન્મને પામે છે. આ રીતની વિશેષતામાં કારણ એ છે કે, વિદ્વાન્ સત્ય સ્વરૂપ આત્માને ઓળખે છે તથા અવિદ્વાન્ મિથ્યારૂપ શરીરને જ આત્મારૂપે જાણે છે. આ કારણથી વિદ્વાન્ સત્ય આત્માના સાક્ષાત્કારવડે માયારૂપ પાશથી રહિત થયલો મરણકાળે વાગાદિ ઇન્દ્રિયનો લય થવા પછી પુનર્જન્મને પામતો નથી તથા અવિદ્વાન્ તો મિથ્યા શરીરને આત્મારૂપે જાણવાથી મરણકાળે વાગાદિનો લય થવા પછી સંસ્કારને લીધે પુનઃશરીરને પ્રાપ્ત થાય છે. જેમ એક ચોર તથા બીજા સાધુ પુરૂષને રાજાના ચાકરો ચોરો જાણી, બળાત્કારે રાજા પાસે લાવે છે. પછી રાજસભામાં બન્ને એમ કહે છે કે, અમે ચોરો નથી. પછી તે સંશય દૂર કરવા બન્નેના હાથમાં તપાવેલ લોખંડની કુવાડી આપે છે તો ખોટું બોલનારના હાથ બળી જાય છે તથા સત્યવાદીના હાથ બળતા નથી. આ રીતે ઓળખી કાઢી સત્યવાદીને રાજા છોડી મૂકે છે તથા અસત્યવાદીને કારગૃહમાં નાંખે છે. આ રીતે વિદ્વાન્ તથા અવિદ્વાનનું મરણ સમાન છતાં સત્ય આત્માને ઓળખનારા વિદ્વાનની વાગાદિ ઇન્દ્રિયો મરણ સમયે સ્વરૂપથી જ લય ભાવને પામે છે. આથી સત્યાત્મવાદી પુરૂષ પુનર્જન્માદિ દુઃખને પામતો નથી. પણ મિથ્યા દેહાદિને આત્મારૂપે જાણનારા અવિદ્વાનની વાગાદિ ઇન્દ્રિયો મરણ સમયે સ્વરૂપથી લય ભાવને પામતી નથી, પણ સંસ્કારરૂપે થઇ રહે છે. માટે મિથ્યાવાદી અવિદ્વાન્ વારંવાર જન્માદિ દુઃખને પામે છે. ઉદ્દાલકે શ્વેતકેતુને તત્ત્વમસિનો નવવાર ઉપદેશ કર્યો. પિતાના ઉપદેશને સાંભળી શ્વેતકેતુ નવ વચનમાંના પહેલા વચનથી આત્માના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા લાગ્યો. આ રીતે આત્મજ્ઞાનને પામી શ્વેતકેતુ કેટલોક સમય પોતાને ઘેર રહ્યો. ત્યારપછી પરમ વૈરાગ્યને પામી પિતાની માફક તેણે પણ પરમહંસ સંન્યાસને ગ્રહણ કર્યો. ઉદ્દાલકે શ્વેતકેતુને અત્યંત બુદ્ધિમાન્ જાણી આત્મરૂપ સત્તામાં સુખરૂપતા નથી, એ ઉપદેશ કીધો નહિ. તેમ શ્વેતકેતુએ પોતાના પિતાને

કારણરૂપ સત્તા સુખરૂપે છે અથવા નથી, આ રીતનો પ્રશ્ન પણ કર્યો નહિ; તથા પૂર્વે નારદ મુનિના પ્રશ્નવડે સંતોષ પામેલ સનત્કુમારે નારદ મુનિના વગર પૂછવે આત્મારૂપ સત્તાની સુખરૂપતા કહી હતી.

હે શિષ્ય! શ્વેતકેતુના અજ્ઞાનનું કારણ જેને તમે પૂર્વે પૂછ્યું હતું તથા ઉદ્દાલકના ઉપદેશથી જેરીતની આત્મજ્ઞાનની પ્રાપ્તિ શ્વેતકેતુને થઇ, તે પણ મેં કહી. હવે જે કાંઇ સાંભળવાની ઇચ્છા હોય, તે કહો.

इति ते कथितं श्वेतकेतोरज्ञानकारणम् ।
ज्ञानं च स्वपितुर्भूयः किमन्यच्छ्रोतुमर्हसि ॥ ३८३ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे छांदोग्यसारार्थप्रकाशे आरुणिश्वेतकेतुसंवादो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો.

## सप्तमोऽध्याय—छांदोग्य उपनिषद्.

### સનત્કુમાર તથા નારદનો સંવાદ.

एतच्छ्रुत्वाथ शिष्योऽपि स्वात्मनो ब्रह्मरूपताम् ।
प्रष्टुकामः पुनः प्राह स्वगुरुं वचनं त्विदम् ॥१॥

શિષ્ય પૂછે છે;–હે ભગવન્! આપે બારમા અધ્યાયના અંતમાં કહ્યું છે કે, ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને બુદ્ધિમાન્ જાણી પૂછ્યા વિના આત્માની સુખરૂપતા કહી નહિ તથા પૂર્વે સનત્કુમારે તો નારદમુનિને પૂછ્યા વિના આત્માની સુખરૂપતા કહી હતી.આ રીતે નારદને સનત્કુમારે જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો, તે હું સાંભળવા ઇચ્છું છું. માટે આપ કૃપા કરી મને સંભળાવો.

ગુરૂ–હે શિષ્ય! આગળ એકસમયે સંસારના તાપથી તપ્ત થયેલા નારદ મુનિ એકાંત દેશમાં રહેલ સનત્કુમારની પાસે જઇ કહેવા લાગ્યા કે; હે ભગવન્! જે બ્રહ્મ સર્વ જગતનું અધિષ્ઠાન, સર્વોત્કૃષ્ટ તથા જે બ્રહ્મજ્ઞાનથી વિદ્વાન્ કર્તૃત્વ ભોક્તૃત્વાદિ અધ્યાસરૂપ સર્વ શોકને તરી જાયછે, તે બ્રહ્મના સ્વરૂપને આપ સારી રીતે જાણો છો, માટે સર્વ શોકની નિવૃત્તિનું કારણ જે બ્રહ્મજ્ઞાન,તે આપ મને કૃપા કરી સંભળાવો.આરીતે જ્યારે નારદ મુનિએ સનત્કુમારને કહ્યું ત્યારે ભગવાન્ સનત્કુમાર મંદ મંદ હસી નારદ

મુનિના અજ્ઞાનની નિવૃત્તિ કરવા કહેવાલાગ્યા.

સનત્કુમાર–હે નારદ ! તમે સર્વ લોકમાં સર્વજ્ઞ એવા નામથી પ્રસિદ્ધ છો. માટે તમને જેટલી બ્રહ્મવિદ્યા આવડતી હોય, તે મને કહી સંભળાવો. તમારી સર્વ વિદ્યા સાંભળી લઇ, પછી હું તમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરૂં. આ રીતે સનત્કુમારે જ્યારે નારદ મુનિને કહ્યું ત્યારે નારદમુનિ બોલ્યા કે; હે ભગવન્ ! મંત્ર તથા બ્રાહ્મણ આ બે પ્રકારવાળા ઋક્, યજુષ્, સામ તથા અથર્વણ એ ચારે વેદો હું બ્રહ્માના અનુગ્રહથી સારી રીતે જાણું છું. ચારે વેદમાં બ્રાહ્મણાદિકની કથા પ્રસંગને કહેવાવાળાં વચનો, જેને ઇતિહાસ કહેવામાં આવેછે તેને; જગતની ઉત્પતિ, સ્થિતિ તથા લય કહેવાવાળાં વચનો, જેને પુરાણો કહેવામાં આવે છે તેને; સાધુ અસાધુ જ્ઞાનના હેતુરૂપ વ્યાકરણને; શ્રાદ્ધાદિક કર્મની રીતિને કહેવાવાળાં પિત્ર્યશાસ્ત્રને, ગણિતશાસ્ત્રને, જીવની ઉત્પાતાદિકના સ્વરૂપનું નિર્ણય કરવાવાળાં દેવશાસ્ત્રોને, ભૂમિમાં દટાયલા ધનને જણાવનાવાળાં નિધિશાસ્ત્રોને, ન્યાયશાસ્ત્રોને, વ્યવહારને કહેવાવાળાં નીતિ શાસ્ત્રોને, વેદના અંગરૂપ નિરૂક્ત શાસ્ત્રને, શિક્ષાને, કલ્પને, સુશ્રુતાદિ આયુર્વેદોને, શાંતિ તથા પુષ્ટિ આપનારા અનેક પ્રકારના મંત્રોને, ધનુર્વિદ્યાને, ગારૂડિવિદ્યાને, ગાંધર્વશાસ્ત્રને, ત્રણે વેદોના તાત્પર્યરૂપ મોક્ષના સાધનને તથા વેદના સામાન્ય અર્થને પણ જો કે હું જાણુંછું, છતાં વેદના તાત્પર્યભૂત અદ્વિતીય આત્માને હું જાણતો નથી. હું કેવળ વેદ મંત્રોના પાઠને જાણું છું, પણ તેના અર્થને સારી રીતેજાણતો નથી. વળી આપના મુખથી પહેલાં મેં શ્રવણ કર્યું છે કે, આત્માને જાણનાર મૂળ કારણ સહિત સર્વ શોકને તરી જાય છે. જેમ ત્રણ ખૂણાવાળા અગ્નિના કુંડમાં પડેલા કોઇપાંગળાને મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે, તેમ અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ આ ત્રણ પ્રકારના દુઃખથી મને સદા દુઃખ થાય છે. નાનાં બાળકોવાળી કે પુત્રથી રહિત યૌવનાવસ્થાવાળી, તેમજ ધન તથા બાંધવ રહિત કોઇ પતિવ્રતા સ્ત્રીનો પતિ યૌવનાવસ્થામાં જ મરણ પામેછે, ત્યારે તે હાદૈવ ! મારી શી ગતિ થશે, એમ રૂદન કરે છે, તેમ હું નારદ 'મારી શી ગતિ થશે ' આરીતનો નિરંતર શોક કર્યા કરૂંછું. વળી વિચારહીન પુરૂષોને દુસ્તર એવા શોકરૂપીસમુદ્રમાં હું સર્વદાડુબેલો છું તથા અગાધ સમુદ્રને પાર જવાને મારી ઇચ્છા છે, માટે મારાપર કૃપા કરી મને શોકરૂપી સમુદ્રમાંથી તારો. નારદ મુનિનું આ રીતનું વાકય સાંભળી, ભગવાન્ સનત્કુમાર * સ્થૂળાઅરૂંધતીન્યાયવડે આત્માનાવાસ્તવિક સ્વરૂપનો બોધ કરવા લાગ્યા.–હે નારદ! તું જેટલાં શાસ્ત્રો ભણ્યોછે, તે સર્વ શબ્દરૂપજ છે. કારણ કે સર્વ પ્રપંચના એક દેશરૂપ સર્વ વસ્તુઓને વાગાદિ ઇન્દ્રિયોએ નાવરૂપે કહી છે. જો આ લોકમાં શબ્દરૂપ નામ ન હોય તો કોઇ પણ પુરૂષ કોઇ પણ વસ્તુને કહેવા સમર્થ થાય નહિ. નામવડેજ સર્વ વસ્તુઓનો વ્યવહાર થાય છે. આ સર્વ વસ્તુરૂપ નામને તું બ્રહ્મરૂપે ચિંતનકર. હેનારદ! તારૂં ચિત્ત દ્વૈત વાસનાથી કુંઠિત થયુંછે. જ્યારે તું પૂર્વના અધ્યયન કરેલા નામમાં બ્રહ્મભાવના જાણશે, ત્યારે તારૂં ચિત્ત શાક્ષાત્ બ્રહ્મને જાણવા યોગ્ય થશે. જે પુરૂષ સર્વ શબ્દરૂપ નામોને બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને નામથી જોડાયેલા સર્વ જગતમાં

* અરૂંધતીનો તારો દેખડાવવો હોયતો તેનીપાસે બીજી વસ્તુ દેખાડવી. પછી તે તારો દેખાડવામાં આવે છે.

સ્વતંત્રતારૂપ ફળની પ્રાપ્તિ થાયછે. જેમકે મહારાજા પોતાના દેશમાં સ્વતંત્ર હોય છે. જ્યારે ભગવાન્ સનત્કુમારે નારદને શબ્દરૂપ નામથી બ્રહ્મરૂપે ઉપાસના કહી, ત્યારે નારદમુનિ બોલ્યા કે–હે ભગવન્! શબ્દરૂપ નામમાં બ્રહ્મદૃષ્ટિવડે જ શોકની નિવૃત્તિ થતી નથી, માટે જે વસ્તુ નામથી અધિક હોય, તે મને કહો. જ્યારે નારદ મુનિએ આ પ્રમાણે કહ્યું ત્યારે ભગવાન્ સનત્કુમારે વાગાદિ ઇંદ્રિયથી લઇ આશાપર્યંત તેર તત્વોનું વર્ણન કર્યું તથા તે તેરે તત્ત્વોમાં એક એક તત્ત્વની બ્રહ્મરૂપે ઉપાસના કહી. જેમ નામને બ્રહ્મરૂપે કરી ઉપાસના કરનારા પુરૂષને નામયુકત સર્વ જગત્ વિશે સ્વતંત્રતારૂપ ફળ મળે છે, તેમ વાગાદિને બ્રહ્મરૂપે ઉપાસના કરનારા પુરૂષને વાગાદિથી યુકત સર્વ જગત્ વિશે સ્વતંત્રતારૂપ ફળ મળે છે. ભગવાન્ સનત્કુમારે નારદને ૧ વાક, ૨ મન, ૩ સંકલ્પ, ૪ ચિત્ત ૫ ધ્યાન, ૬ વિજ્ઞાન, ૭ બળ, ૮અન્ન,૯જળ, ૧૦તેજ, ૧૧ આકાશ, ૧૨ સ્મરણ તથા ૧૩ આશા, એ તેર તત્ત્વોમાં પૂર્વ પૂર્વ તત્ત્વની અપેક્ષાએઉત્તર ઉત્તર તત્ત્વમાં અધિકતા કહી.

## નામાદિકની અધિકતા.

હે નારદ! તારાં કહેલાં ઋગ્વેદાદિથી લઇ ગાંધર્વશાસ્ત્રપર્યંત સર્વ શબ્દરૂપ શાસ્ત્રો સર્વ વાગિન્દ્રિયવડે જણાય છે. ઋગ્વેદાદિના અર્થો, સ્વર્ગાદિ લોક, આકાશાદિ પંચ મહાભૂત, ઇન્દ્રાદિ દેવતાઓ, અસુરાદિકો, મનુષ્યાદિ જંગમ જીવો, વૃક્ષાદિ સ્થાવર જીવો, આ રીતે સર્વ પદાર્થોને લોક વાગિંદ્રિયવડે જાણે છે. વળી ધર્મ, સત્ય, સાધુ, હૃદયજ્ઞ, અધર્મ, અસત્ય, અસાધુ તથા અહૃદયજ્ઞ, આ આઠ પદાર્થ પણ લોક વાક્ઇન્દ્રિયથી જાણે છે. વાગિંન્દ્રિય વિના આઠ પદાર્થોનું જ્ઞાન મેળવવા કોઇ પણ જીવ સમર્થ નથી. અહીં સુખના કારણનું નામ ધર્મ છે. જે પદાર્થનું જેવું સ્વરૂપ અનુભવમાં આવે, તે પદાર્થનું તેવું સ્વરૂપ કહેવું તે સત્ય છે. બીજા પ્રાણીપર ઉપકાર કરે તે સાધુ કહેવાય છે. જલદી લોકના મનને પ્રસન્ન કરવાવાળાં વચનને હૃદયજ્ઞ કહેવામાં આવે છે, ધર્મથી વિપરીતનું નામ અધર્મ, સત્યથી વિપરીત તે અસત્ય, સાધુથી ઉલટું તેઅસાધુ તથાહૃદયજ્ઞથી ઉલટું તે અહૃદયજ્ઞ કહેવાય છે. આ રીતે વાગિન્દ્રિય જ શબ્દરૂપ નામોના તથા સર્વ પદાર્થોના વ્યવહારનું કારણ છે. માટે નામથી વાગિંદ્રિય અધિક છે. જેથીપૂર્વે કહેલા નામોની માફક વાક્ ઇન્દ્રિય બ્રહ્મરૂપે ઉપાસના કરવા યોગ્ય છે તથા નામની ઉપાસનાનું સર્વત્ર સ્વતંત્રતારૂપ ફળ વાક્ ઇન્દ્રિયની ઉપાસનાથી થાય છે. જેમ બે બોરનાં અથવા આંમળાંના ફળનો હાથની મુઠીમાં સમાવેશ થાય છે, તેમ નામ તથા વાક ઇંદ્રિયને મન પોતાનામાં અંતર્ભાવ કરે છે. જો મનનો અભાવ હોય તો શબ્દરૂપ નામ તથા વાક ઇન્દ્રિય પ્રતીત થતાં નથી. વળી પુરૂષ મનના વિચારવડે જ વેદનું અધ્યયન કરે છે, યજ્ઞાદિ કર્મનું અનુષ્ઠાન કરે છે, આ લોકના ફળની તથા પરલોકના ફળની અભિલાષા કરે છે તથા ફળની પ્રાપ્તિ કરવાવાળાં સાધનોની અભિલાષા કરે છે. આ શરીર, વાગાદિ ઇન્દ્રિયો તથા અનેક પ્રકારનાં સર્વ લૌકિક સુખો મનને લીધે હોય છે. માટે શરીર ઇંદ્રિયાદિ સર્વ મનરૂપ છે. મન વાગિંદ્રિયથી અધિક છે. આ રીતના મનની તું બ્રહ્મરૂપે ઉપાસના કર.

હે નારદ! સંકલ્પવાન્પુરૂષજ સર્વ માનસ વ્યાપારો સિદ્ધ કરે છે. માનસ વ્યાપાર થઇ

રહ્યા પછી તે પુરૂષ વાગિંદ્રિયનો વ્યાપાર કરે છે. વાક્ ઇન્દ્રિયનો વ્યાપાર થઇ રહ્યા પછી નામરૂપ શબ્દનો વ્યાપાર કરે છે. શબ્દના વ્યાપારવિશે સર્વ વેદાદિ શબ્દના સમૂહનો અંતર્ભાવ થાય છે. શબ્દના સમૂહ-વિશે સુખની પ્રાપ્તિ કરનારાં સર્વ કર્મ રહેલાં છે. આ રીતની પરંપરાથી સંકલ્પ જ સર્વ કર્મનુંકારણછે.કારણકે યજ્ઞાદિ કર્મની ઉત્પત્તિ કરવામાં, સ્થિતિ કરવામાં તથા સંહાર કરવામાં સંકલ્પ કુશળ છે. સ્વર્ગાદિ લોક તથા પૃથ્વીઆદિ પંચમહાભૂતથી ઉત્પન્ન થયલા ચરાચર વિશ્વની ઉત્પત્તિ સંકલ્પરૂપ નિમિત્તવડે થાય છે. સંકલ્પ વિના જગતની ઉત્પત્તિ થતી નથી. કારણ કે લોકના તથા ભૂતોના સંકલ્પથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે, વૃષ્ટિના સંકલ્પથી અન્ન થાય છે, અન્નના સંકલ્પથી ભુતોના ઇન્દ્રિય સહિત પ્રાણો થાય છે, પ્રાણોના સંકલ્પથી મંત્ર ઉત્પન્ન થાય છે, મંત્રના સંકલ્પથી કર્મ થાય છે, કર્મના સંકલ્પથી ધર્મરૂપ અપૂર્વ ઉત્પન્ન થાય છે, ધર્મરૂપ અપૂર્વના સંકલ્પથી સ્વર્ગાદિ ફળ પ્રાપ્ત થાય છે. અહીં લોક, ભૂત, વૃષ્ટિ, અન્ન, પ્રાણ, મંત્ર, કર્મ તથા અપૂર્વ એ શબ્દોવડે લોકાદિના અભિમાની દેવતાઓ લેવા. ચેતન વિના જડ લોકાદિમાં સંકલ્પ સંભવતો નથી. આ રીતે સંકલ્પ સર્વ જગતનું કારણ હોવાથી તે મનથી અધિક છે. સંકલ્પને બ્રહ્મરૂપે કરી ઉપાસના કરનારો પુરૂષ સર્વ દુઃખથી રહિત, નાશ રહિત તથાઅતિશયતાથી રહિત થયેલો આ લોકને પ્રાપ્ત થાય છે. વળી તે ઉપાસક સર્વ દુઃખથી, નાશથી તથા અતિશયતાથી રહિત થાય છે.

હે નારદ! જ્યારે સામાન્ય જ્ઞાનરૂપ ચિત્ત થાય છે ત્યારે જ સર્વ જગતના કારણરૂપે કરી કહેવાયલો સંકલ્પ થાયછે. ચિત્ત વિના સંકલ્પ થતો નથી. આ રીતે અન્વય વ્યતિરેકે કરી ચિત્ત જ સંકલ્પનું કારણ છે. વળી ચિત્તની અધિકતા લોકમાં પણ પ્રસિદ્ધ છે. સર્વજ્ઞ પુરૂષ પણ અનુસંધાનરૂપ ચિત્તથી રહિત થાયછે ત્યારે પુત્રાદિ સર્વ બાંધવો તેને ચિત્ત રહિત જાણી, પાષાણાદિ જડ પદાર્થની માફક તેનો નિરાદર કરે છે. અનુસંધાનરૂપ ચિત્તવાળાને સર્વ લોક સાક્ષીપણામાં ગ્રહણ કરે છે, તેનાં લૌકિક તથા વૈદિક વચનોનું સર્વ લોક શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે છે. ચિત્તવાળા પુરૂષે વિધાન કરેલા ગુરૂત્વ તથા ઉત્તમ વર્ણત્વ આદિ ધર્મને પણ આ લોક શ્રદ્ધાપૂર્વક અંગીકાર કરે છે. માટે અનુસંધાનરૂપચિત્ત સંકલ્પથીઅધિકહોવાથી જે પુરૂષ તેની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને સંકલ્પની ઉપાસનાથી પણ અધિક ફળની પ્રાપ્તિ થાય છે.

હે નારદ! સ્વર્ગ, અંતરિક્ષ તથા ભૂમિલોક, આકાશાદિ પંચ મહાભૂત, હિમાલયાદિપર્વતો તથા દેવ સમાન શમદમાદિ સાધન સંપન્ન મનુષ્ય, આ સર્વ નિશ્ચલતારૂપેકરી રહેલાને ધ્યાન કરતા પુરૂષની માફક પ્રતીત થાય છે. માટે ધ્યાન અત્યંત શ્રેષ્ઠ છે. આલોકમાં જે પુરૂષ પોતાના શમદમાદિ ગુણોવડે સર્વ મનુષ્યોમાં પૂજ્યતાને પામે છે, તે ધ્યાનના સહજ ફળને પણ જાણતો હોવો જોઇએ. ધ્યાન વિના આ જન્મમાં તેમ જ જન્માંતરમાં મોટાપણારૂપ ફળ પ્રાપ્ત થતું નથી. જે સર્વદા પારકાનાં દૂષણો શોધતો હોય, સર્વની નિંદા કરતો હોય તથા અન્ય પુરૂષના અપકાર તથા કલહમાં સર્વદા ઉદ્યમવાળો હોય, તે સર્વ મનુષ્યોમાં અધમ જાણવો. આવો અધમ પુરૂષ ધ્યાનના અભાવથી સર્વદા વિક્ષેપયુક્ત ચિત્તવાળો હોય છે. ચિત્તના

વિક્ષેપને ધ્યાનવાળો પ્રાપ્ત થતો નથી, પણ ધ્યાનના પ્રભાવથી સર્વમાન્ય થાય છે. ધ્યાન ચિત્તથી અધિક છે.ધ્યાનને જે પુરૂષ બ્રહ્મરૂપે ઉપાસના કરે છે,તેચિત્તની ઉપાસનાથી પણ અધિક ફળનેપામે છે. ધ્યાન કરતાં વિજ્ઞાનની અધિકતા ઋગ્વેદાદિથી માંડી અદૃષ્ટયજ્ઞ પર્યંતસર્વ ઇન્દ્રિયોના વિષયને પુરૂષ વિજ્ઞાનના બળથીજાણેછે. કારણ કે ભક્ષણ કરવા યોગ્ય અનેક પ્રકારનાં અન્ન વિશે રહેલા મીઠા, ખારા, ખાટા, તીખા, કડવા તથા કષાય એ છ રસો વિજ્ઞાનથી જાણવામાં આવેછે. તેમ આ લોકના તથા પરલોકના સર્વ વ્યવહારો પણ વિજ્ઞાનથી જણાય છે. માટે વિજ્ઞાન ધ્યાનથીઅધિકછે. આ રીતે વિજ્ઞાનને બ્રહ્મરૂપે ઉપાસના કરનાર પુરૂષ શાસ્ત્રના અર્થને વિષય કરવાવાળા જ્ઞાન તથા વ્યવહાર વિશે કુશળતારૂપ જ્ઞાનવાળા લોકને મેળવે છે. વિજ્ઞાનથી બળની અધિકતા વધારે છે.આ લોકમાં એકજ બળવાન પુરૂષ પોતાના બળથી વિજ્ઞાન યુક્ત સો મનુષ્યોને ધ્રુજાવે છે. વળી બળવાન્ પુરૂષ જ પૃથ્વીને ધારણ કરનાર ભૂપતિ થાય છે. બળવાન ઉદ્યમી હોય છે. તે ઉદ્યમને લીધે ગુરૂ આદિની સેવા કરવા સમર્થ થાય છે તથા તે ગુરૂસેવાથી દ્રષ્ટા, શ્રોતા, મંતા, બોદ્ધા, કર્તા તથા વિજ્ઞાતા,અનુક્રમે થઇ શકે છે. ઉપદેશ કરનારાની પરીક્ષા કરી શકે, તેને દ્રષ્ટા કહેવામાં આવે છે. ગુરૂના કહેલા અર્થનું સારી રીતે શ્રવણ કરે તેને શ્રોતા કહે છે. શ્રવણ કરેલા અર્થોનું મનવડે સારી રીતે ચિંતન કરે, તેને મંતા કહેવામાં આવે છે. "આ અર્થ આ રીતે જ છે" એ રીતનો નિશ્ચય કરવાવાળાને બોદ્ધા કહેવામાં આવેછે, નિશ્ચય કરેલા અર્થનું અનુષ્ઠાન કરનારાને કર્તા કહે છે તથા કીધેલ કર્મના ફળનો સાક્ષાત્કાર કરનારાને વિજ્ઞાતા કહેવામાં આવે છે. આરીતે સાધનોની પરંપરા, બળથી મેળવાય છે. માટે બળ વિજ્ઞાનથી શ્રેષ્ઠ છે. સ્વર્ગ લોક, અંતરિક્ષ લોક તથા ભૂમિલોક, આ ત્રણ લોક, આકાશાદિ પંચમહાભૂતો, હિમાલયાદિ પર્વતો, ઇન્દ્રાદિક દેવો, મનુષ્યાદિ જંગમ પ્રાણીઓ તથા વૃક્ષાદિક સ્થાવર પ્રાણીઓ બળનો આશ્રય કરી રહેલાં છે. બળ વિના કોઇની પણ સ્થિતિ થઇ શકતી નથી. માટે બળ વિજ્ઞાન કરતાં શ્રેષ્ઠ હોવાથી તેની જે અધિકારી બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને બળયુક્ત સર્વ લોકની પ્રાપ્તિ થાય છે. બળથી અન્નની અધિકતા છે.

હે નારદ! જો બળવાન્ પુરૂષ પણ દશ રાત્રી પર્યંત અન્નનું ભોજન નથી કરતો તો બળવાન્ પણ અનેક પ્રકારના વિક્ષેપને પામે છે તથા નેત્રાદિ ઇન્દ્રિયોના વ્યાપારથી તેમ મનના વ્યાપારથી રહિત થાય છે. તે પુરૂષ જીવતો છતાં સુએલા સરખો થઇ જાય છે અથવા મરી પણ જાય છે. તે જ પુરૂષ જ્યારે અન્નનું ભક્ષણ કરી બળવાન્ થાય છે ત્યારે તે મન સહિત સર્વ ઇન્દ્રિયોના વ્યાપારોને સિદ્ધ કરે છે. માટે અન્ન બળથી અધિક છે. આ રીતે અન્નને બ્રહ્મરૂપે ઉપાસના કરનાર અનેક પ્રકારનાઅન્ન પાન યુક્ત લોકોને મેળવેછે. અન્નથી જળની અધિકતા છે.વૃષ્ટિરૂપ જળ ઉત્પન્ન થવાથી અન્ન ઉત્પન્ન થાય છે. વૃષ્ટિના અભાવથી અન્નની ઉત્પત્તિ થતી નથી. અન્નના અભાવથી પ્રાણો નાશ પામે છે તથા અન્નવડે પ્રાણો રહી શકે છે. માટે જળ અન્નથી અધિક છે. સ્વર્ગ, ભૂમિ તથા પાતાળ આ ત્રણે લોકમાં રહેલ સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓ અન્ન ભાવને પામેલા સર્વ જળરૂપ છે, જળથી ભિન્ન કોઇપણ પદાર્થ નથી. માટેજળ અન્નથી અધિકછે. જળની જે બ્રહ્મ-

રૂપે ઉપાસના કરે છે, તે અધિકારી સર્વ કામનાના વિષય પદાર્થને મેળવે છે તથા સર્વદા તૃપ્તિ મેળવે છે. જળ કરતાં તેજ અધિક છે. તેજ વાયુને ઉત્પન્ન કરી પછી જળની વૃષ્ટિ કરે છે. માટે તેજ જળથી અધિક છે. તેજયુક્ત પુરૂષ શ્રીમાન્‌રૂપે પ્રકાશે છે તથા તમદોષથી રહિત થાયછે. માટે તેજ જળથી અધિક છે. તેજને બ્રહ્મરૂપે ઉપાસના કરનાર અધિકારી મહાન્ ફળ મેળવે છે. તેજ કરતાં આકાશ અધિક છે, તેજ વાયુથીલઇ સર્વ જગત્ આકાશવિશે રહેલ છે. માટે વાયુ સહિત તેજથી આકાશ અધિક છે. આ દેહધારી જીવો આકાશનો આશ્રય કરી વાગાદિ ઇન્દ્રિયોનો વ્યપાર કરે છે,પુણ્ય પાપ કર્મનાં સુખ દુઃખ રૂપ ફળને મેળવે છે તથા સુખ દુઃખ રૂપ ફળનાં સાધનોને મેળવે છે. આકાશ વિના કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. માટે આકાશ તેજથી અધિક છે. આકાશને બ્રહ્મરૂપે ઉપાસના કરનારો વિસ્તાર૰ તથા પ્રકાશયુક્ત કીર્તિમાન્ લોકને મેળવે છે. આકાશ કરતાં સ્મરણની અધિકતા છે. હે નારદ ! આ દેહધારી જીવ પૂર્વના અનુભવ કીધેલાં આકાશાદિ જગતના સ્મરણથી ઉત્તરોત્તર આકાશાદિ જગ઼ની કલ્પના કરેછે. સ્મરણથી વાગાદિ ઇન્દ્રિયોના વ્યાપારનો આરંભ કરે છે, પુણ્ય પાપ કર્મના સુખ દુઃખરૂપ ફળને તથા તેનાં સાધનોને મેળવે છે. સ્મરણ વિના કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. માટે સ્મરણ આકાશથી અધિક છે. સ્મરણનેબ્રહ્મરૂપે ઉપાસના કરનાર સ્મરણના વિષયભૂત સર્વ પદાર્થોમાં સ્વતંત્રતારૂપ ફળને મેળવે છે. સ્મરણ કરતાં કામનારૂપ આશા અધિકછે. આલોકમાં કામના યુક્ત આશાવાન્ પુરૂષ સ્મરણવડે સર્વ પુણ્ય પાપરૂપ કર્મને કરે છે તથા પુણ્ય પાપનાં સુખદુઃખ રૂપ ફળના ભોગ માટે બન્ને લોકોમાં ભમે છે. આશા રહિત નિષ્કામ પુરૂષ સ્મરણને કરતો નથી, તેમ બીજા વ્યાપારને પણ કરતો નથી. માટે આશા સ્મરણથી પણ અધિક હોવાથી તેની બ્રહ્મરૂપે ઉપાસના કરનાર સર્વ મનવાંછિત પદાર્થને મેળવે છે તથા સત્યસંકલ્પ હોયછે. હે શિષ્ય ! આ રીતે નારદે ભગવાન્ સનત્કુમારને નામથી અધિક કોણ છે, એવા તેર પ્રશ્નો પૂછયા હતા. સનત્કુમારે નારદને નામથી વાણી અધિક છે, એ રીતે ઉત્તરોત્તર તેર પ્રશ્નના ઉત્તર આપ્યા હતા. પછી સનત્કુમારે નારદનાં ચિત્ત વિશે લોભ ઉત્પન્ન કરવા માટે વાગાદિકોની ઉપાસનાથી થતાં ફળોને પણ કહ્યાં હતાં. બુદ્ધિમાન્ નારદે સનત્કુમારને ફરી પ્રશ્ન કર્યો હતો કે–હે ભગવન્ ! કામનારૂપ આશાથી કોણ અધિકછે ? આ રીતનો નારદનો પ્રશ્ન સાંભળી ભગવાન્ સનત્કુમાર બોલ્યા કે, હેનારદ! સર્વ જીવોએ આત્મારૂપે નિશ્ચય કરેલો પ્રાણ આશાથી પણ અધિક છે' કારણકે જેમ રથના ચક્રના અરાઓ ચક્રની નાભિને આશ્રયે રહેલા છે, તેમ આ સંપૂર્ણ વિશ્વ પ્રાણને આશ્રયે રહેલું છે. પ્રાણ સર્વના કારકરૂપ છે.જેમ "દેવદત્ત નામનો પુરૂષ અશ્વવડે ગામ વિશે ગમન કરે છે." આસ્થળે ગમન ક્રિયાનો કર્તારૂપ દેવદત્ત છે, કારણરૂપ અશ્વ છે તથા કર્મરૂપ ગામ છે. આ ત્રણે વસ્તુઓ પ્રાણરૂપ છે, તેમજ 'આ પુરૂષ સુપાત્ર બ્રાહ્મણને ગાય આપે છે.' આસ્થળે પણ દાનરૂપ ક્રિયાનો કર્તા પુરૂષ છે. સંપ્રદાનરૂપ બ્રાહ્મણ છે તથા કર્મરૂપ ગાય છે.આ સર્વ પ્રાણરૂપ છે. પિતા, માતા, આચાર્ય, બ્રાહ્મણ, ભાઇ, બેન, પુત્ર, સ્ત્રી, આદિ સર્વ દેહધારી જીવો પ્રાણરૂપજ છે વળી પ્રાણથી ભિન્ન આ લોકમાં કોઇ પણ નથી.

સનત્કુમારઃ—હે નારદ ! પ્રાણના જ્ઞાનથી જ અતિવાદીપણું થવાય છે, એમ તમારે જાણવું નહીં. કારણ કે પ્રાણથી જો કોઇ અધિક વસ્તુ ન હોય તો પ્રાણના જ્ઞાનથી અતિવાદીપણું સિદ્ધ થાય. પણ પ્રાણથી સત્ય વસ્તુ અધિક છે, માટે પ્રાણના જ્ઞાનથી અતિવાદીપણું થતું નથી. સત્ય વસ્તુનું જ કથન કરનારા પુરૂષનો, તમારે મુખ્ય અતિવાદી જાણવો. અર્થાત્ જે પરબ્રહ્મને પૂર્વના અધ્યાયોમાંજગતના કારણરૂપે, સુખરૂપે તથા સર્વ વિશ્વરૂપે કરી કહ્યા છે, તેજ પરબ્રહ્મ સત્ય વસ્તુનો અર્થ છે. વળી હે નારદ! પ્રાણથી અધિક જે સત્ય વસ્તુ, તે તમારે જાણવા યોગ્ય છે. આ સત્ય વસ્તુનો વિચાર કર્યા વિના તમારે પોતાને કૃતકૃત્ય માનવા નહિ. આ રીતનું વચન સનત્કુમારે નારદને કહ્યું, ત્યારે પૂર્વની માફક ફરી નારદ પ્રશ્ન કરવા લાગ્યા કે; હે ભગવન્ ! સત્ય વસ્તુ જાણવાની મારી ઇચ્છા થાય છે, માટે કૃપા કરી મને સત્ય વસ્તુનો ઉપદેશ કરો. જે સમયે સનત્કુમારે નારદ મુનિને સત્ય વસ્તુ જાણવાની ઇચ્છા કરો, એવું વચન કહ્યું, તેજ વખતે તેઓ વિજ્ઞાન ૧, મનન ૨, શ્રદ્ધા ૩, નિષ્ઠા ૪, કૃતિ ૫, તથા સુખ ૬, એ છ પદાર્થોની જિજ્ઞાસા કરનારું વચન કહેવા લાગ્યા. આછ વચનને સાંભળી નારદમુનિ પણ સનત્કુમારને છ વાર પ્રશ્ન કરવા લાગ્યા. અર્થાત્ હું સત્ય વસ્તુ જાણવાની ઇચ્છા કરૂં છું, એમ પ્રથમ પ્રશ્ન કરી પછી મને વિજ્ઞાન જાણવાની ઇચ્છા છે, એવા છ પ્રશ્નો તેમણે પૂછ્યા. આમાં આનંદ સ્વરૂપ સત્ય વસ્તુ ઉપેય ( ઉપાયવડે પ્રાપ્તથવા યોગ્ય ) છે. વિજ્ઞાનાદિ છ પદાર્થો ઉપાયરૂપ છે તથા તેઓ પૂર્વ પૂર્વ વસ્તુની પ્રાપ્તિના સાધન રૂપ છે. આ રીતની વિશેષતાને લીધે તેઓમાં પુનરૂક્તિ દોષની પ્રાપ્તિ થતી નથી. તેમાં એટલી વિશેષતા છે કે, કામનાની વિષયતારૂપવડે સુખમાં ઉપાયરૂપતા છે તથા સ્વભાવસિદ્ધિ સત્યરૂપવડે સુખ૦ વિશે ઉપેયરૂપતા છે.

## વિજ્ઞાનાદિ છ પદાર્થોનું સ્વરૂપ

હે નારદ ! જે પુરૂષ સત્ય સ્વરૂપ બ્રહ્મને પ્રત્યક્ષ જાણેછે, તે પુરૂષજસત્યસ્વરૂપનુંસ્પષ્ટ રીતેકથનકરેછે. સત્યવસ્તુના જ્ઞાનરહિત પુરૂષ સત્યવસ્તુનું કથન કરીશકતો નથી.સત્યવસ્તુના કથનમાં સત્યવસ્તુનું પ્રત્યક્ષ પ્રમાણરૂપવિજ્ઞાન જ કારણછે. (૧) હે નારદ ! અનેક પ્રકારની યુક્તિઓવડે સત્ય વસ્તુના ચિંતનરૂપ મનનથી જ્યારે તેની અસંભાવનાનો નાશથાય છે, ત્યારે જ સત્યવસ્તુનુંવિજ્ઞાન થાયછે.મનન વિના સત્ય વસ્તુનું વિજ્ઞાન થતું નથી. માટે મનન વિજ્ઞાનનું કારણ છે. (૨) ગુરૂશાસ્ત્રના ઉપદેશમાં વિશ્વાસરૂપ શ્રદ્ધા છે. શ્રદ્ધાવાળો પુરૂષ જ મનન કરવામાં પ્રવૃત્ત થાય છે. શ્રદ્ધાથી રહિત નાસ્તિક પુરૂષની મનનમાં પ્રવૃત્તિ થતી નથી. માટે શ્રદ્ધા મનનનું કારણ છે. (૩) વેદાંત શાસ્ત્ર જીવ બ્રહ્મના અભેદને અથવા ભેદને કહે છે; આરીતની અસંભાવનાનો નાશ કરનારી તથા અદ્વિતીય બ્રહ્મમાં વેદાંતના તાત્પર્યનું નિશ્ચય કરાવવાવાળી યુક્તિઓના ચિંતનનું નામ નિષ્ઠા છે. વળી નિષ્ઠાવાળો પુરૂષ જ શ્રદ્ધાવાળો હોય છે,પણ નિષ્ઠાથી રહિત પુરૂષને શ્રદ્ધા હોતી નથી. માટે નિષ્ઠા, શ્રદ્ધાનું કારણ છે. (૪) યજ્ઞાદિ બહિરંગ સાધન તથા શમદમાદિ અંતરંગ સાધનોના અનુષ્ઠાનનું નામ કૃતિ છે. આ રીતની કૃતિવાળો તથા અંતઃકરણની શુદ્ધિ તથા એકાગ્રતાવાળો પુરૂષ જ નિષ્ઠાવાળો હોય છે. આ કૃતિથી રહિત પુરૂષવિશે નિષ્ઠા હોતી નથી. માટે કૃતિ નિષ્ઠાનું કારણ

છે. (૫) વળી સુખરૂપ પુરૂષાર્થની પ્રાપ્તિની ઇચ્છાવાળો પુરૂષ જ બહિરંગ તથા અંતરંગ સાધનોને કરે છે. સુખની ઇચ્છા વિના કોઇ પણ તે સાધનોમાં પ્રવૃત્ત થતો નથી. જોકે દુઃખના અભાવની ઇચ્છાથી જ આ લોકની તે સાધનોમાં પ્રવૃત્તિ થાય છે, છતાં તે દુઃખાભાવ સ્વતઃ પુરૂષાર્થરૂપ નથી. પણ દુઃખાભાવ સુખની અભિવ્યક્તિના સાધનરૂપ હોવાથી જીવોની ઇચ્છાનો વિષય બને છે. માટે સુખ જ કૃતિનું કારણ છે.(૬)આરીતનાં સનત્કુમારનાં વચન સાંભળી, સંસારસુખથી વિરક્ત થયેલા નારદમુનિ, સાંસારિક સુખ દુઃખરૂપ છે, એમ જાણી મુખ્ય સુખ જાણવાની ઇચ્છા કરવા લાગ્યા.

નારદ–હેભગવન્! મને મોક્ષની પ્રાપ્તિ થાય, એવી કામના જે પુરૂષના ચિત્તવિશે હોય, તે પુરૂષે મોક્ષનું વાસ્તવિક સ્વરૂપ અવશ્ય જાણવું જોઇએ. જે સુખના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, તે સુખ સંસારમાં નથી. કારણ કે સંસારમાં જીવોને થતું વિષયજન્ય સુખ, સુખરૂપ, નથી પણ દુઃખરૂપ છે. જે વસ્તુનો જેવો સ્વભાવ હોય, તે વસ્તુને તેવો સ્વભાવ કદી અન્યથા થતો નથી. જેમઅગ્નિનો ઉષ્ણ સ્વભાવ કોઇ કાળમાં અન્યથા થતો નથી, તેમ આ વિષયજન્ય સુખ પણ જો સુખરૂપ હોય તો તે કોઇ કાળે પણ દુઃખરૂપ થવું જોઇએ નહિ. આ રીતનો પ્રકાર જોવામાં આવતો નથી. વિષયજન્ય સુખ નહિ મળવાને સમયે જીવોને દુઃખની પ્રાપ્તિ થાય છે. તેમ વિયોગકાળેપણ જીવને દુઃખની પ્રાપ્તિ થાય છે.આદિ તથા અંતની માફક મધ્યકાળમાં પણ વિષયજન્ય સુખ દુઃખરૂપ જ લાગે છે. આવા દુઃખરૂપ વિષયસુખમાં જીવોને જે સુખરૂપતા પ્રતીત થાય છે, તે કેવળ અજ્ઞાનના વશથી થાય છે. જેમ શસ્ત્રનો પ્રહાર દુઃખરૂપે છે, છતાં પાકેલા ગોડમાં તે શસ્ત્રનો પ્રહાર સુખરૂપ પ્રતીત થાય છે, તેમ આ વિષયજન્ય સુખ જો કે વાસ્તવિકરીતે દુઃખરૂપજ છે, છતાં અજ્ઞાનના વશથી જીવોને સુખરૂપે થઇ પ્રતીત થાય છે. હે ભગવન્! જે વાસ્તવિકસુખ હોય, તે મને કહો. હે શિષ્ય ! આ રીતે જયારે નારદમુનિએ સનત્કુમારને સુખનું સ્વરૂપ પૂછયું, ત્યારે સનત્કુમાર નારદને વાસ્તવ સુખનું સ્વરૂપ કહેવા લાગ્યા.

સનત્કુમાર–હે નારદ ! દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ તથા વસ્તુપરિચ્છેદ, આ ત્રણ પરિચ્છેદથી રહિત વ્યાપક વસ્તુને વિદ્વાન સુખરૂપ કહે છે.સર્વ પરિચ્છેદથી રહિત હોવાથી જે વસ્તુને શ્રુતિએ 'ભૂમા' શબ્દવડે દર્શાવેલ છે, તેને જ તું સુખરૂપે જાણ. ભૂમાથી ભિન્ન સર્વ પદાર્થોદુઃખરૂપ જ છે.જો વાસ્તવિક સુખના સ્વરૂપનો નિર્ણય કરવાની ઇચ્છા હોય તો તમારે ભૂમા પદાર્થને જાણવાની ઇચ્છા કરવી, હે શિષ્ય ! સનત્કુમારનાં આવાં વચન સાંભળી નારદ તેમને ભૂમા પદાર્થનો પ્રશ્ન કરવા લાગ્યા. નારદનો આ પ્રશ્ન સાંભળી સનત્કુમાર ભૂમાનું સ્વરૂપ કહેવા લાગ્યા.

## ભૂમાનું સ્વરૂપ.

સનત્કુમાર–હે નારદ ! જે તત્ત્વવિશે રહેલો વિદ્વાન્ પોતાથી ભિન્ન રૂપે કોઇ પણ પદાર્થને નેત્ર ઇન્દ્રિયવડે જોતો નથી, શ્રોત્ર ઇન્દ્રિયવડે સાંભળતો નથી તથા મનવડે જાણતો નથી, તે તત્ત્વ ભૂમા શબ્દનો તથા સુખ શબ્દનો અર્થ છે.નેત્ર ઇન્દ્રિયવડે પોતાના આત્માથી ભિન્ન જે પદાર્થને જુવેછે, શ્રોત્રવડે સાંભળે છે તથા મનવડે જાણે છે, તે પદાર્થ અલ્પ તથા દુઃખરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે, द्वितीयाद्वै भयंभवति–આત્માથી દ્વિતીય વસ્તુથી

ભયની પ્રાપ્તિ થાય છે. જે મેં તમને સુખરૂપ ભૂમા કહ્યા, તે મરણાદિ સર્વ વિકારોથી રહિત હોવાથી અમૃતરૂપ છે. ભૂમાથી ભિન્ન જેટલા અલ્પ પદાર્થો છે, તે સર્વ મરણાદિ વિકારોવાળા છે, માટે તે મર્ત્યરૂપ છે. સુખરૂપ ભૂમાને જ્યારે અધિકારી ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી જાણે છે, ત્યારે જ અધિકારી મુખ્ય અતિવાદી થાય છે.

નારદઃ–હે ભગવન્! સુખરૂપ ભૂમા કયા આધાર વિશે રહેલ છે, તે મને કહો.

સનત્કુમાર બોલ્યાઃ–હે નારદ! ભૂમાનો તમે જે આધાર પૂછો છો, તે વ્યવહાર માત્રમાં ઉપયોગી આધાર પૂછો છો અથવા તેનોવાસ્તવિક આધાર પૂછો છો? તેમાં પ્રથમ પક્ષ જો તમે માનતા હો તો માયાથીલઇ સર્વપ્રપંચ ભૂમાની વિભૂતિરૂપ છે. વિભૂતિરૂપ મહિમામાં જ ભૂમા રહેલ છે,માટે વિભૂતિરૂપ મહિમા જ ભૂમાનો આધાર છે.

નારદ–હે ભગવન્! આ લોકમાં વિભૂતિરૂપ મહિમાનો તથા તે મહિમાવાળાનો પરસ્પર ભેદ જણાય છે, માટે વિભૂતિરૂપ મહિમાથી ભિન્ન ભૂમા ઘટાદિની માફક વસ્તુપરિચ્છેદવાળો થશે.

સનત્કુમાર–હે નારદ! જેમ આ લોકમાં દેવદત્ત નામના પુરૂષની ગાય,અશ્વ, હસ્તી, હિરણ્ય, દાસ, ભાર્યા, ક્ષેત્ર, ગૃહ ઇત્યાદિ વિભૂતિરૂપ મહિમા દેવદત્ત પુરૂષથી ભિન્ન થઇ પ્રતીત થાય છે તથા દેવદત્તથી ભિન્ન વિભૂતિને આશ્રિત થયેલા જણાય છે, તેમ અહીં માયાસહિત પ્રપંચરૂપ મહિમા સુખરૂપ ભૂમાથી ભિન્ન નથી, પણ તે ભૂમાથી અભિન્ન છે. માટે ભૂમામાં ભેદરૂપ વસ્તુના પરિચ્છેદની પ્રાપ્તિ થતી નથી.

અહંશબ્દથી અહંકારની પ્રવૃત્તિ થાયછે,છતાં ભૂમામાં અહંકારની સાદૃશ્યતાછે.સાદૃશ્યતાને ગ્રહણ કરી અહં શબ્દ ગૌણી લક્ષણાવડે ભૂમાનું બોધન કરે છે.

## અહંકાર તથા ભૂમાની સાદૃશ્યતા.

હે નારદ! પૂર્વાદિ દશે દિશાઓમાં તથા ભૂત, ભવિષ્ય ને વર્તમાન, આ ત્રણે કાળમાં રહેલ સર્વ દેહધારી જીવો અહંનો અનુભવ કર્યા પછી વચન ઉચ્ચારણાદિ સર્વ વ્યવહારો કરે છે. અહં અનુભવ વિના કોઇ પણ વ્યવહાર સિદ્ધ થતો નથી. માટે અહંકાર જ જીવોના સર્વ વ્યવહારનું કારણ છે. જેમ સર્વ વ્યવહારના કારણભૂત અહંકાર સર્વ દિશાઓને તથા સર્વ ભૂત પ્રાણીને વ્યાપી રહેલ છે, તેમ અહંકારના આશ્રયરૂપે કરી જીવાત્મા પણ સર્વ દિશાઓને તથા સર્વ ભૂત પ્રાણીઓને વ્યાપીને રહેલો છે.આ રીતે અહંકારની તથા ભૂમા આત્માની સર્વત્ર વ્યાપકતારૂપ સાદૃશ્યતા છે. સાદૃશ્યતાને અંગીકાર કરી અહં શબ્દ લક્ષણાવૃત્તિવડે સર્વ ઉપાધિથી રહિત કૂટસ્થ આત્માનું બોધન કરે છે. કૂટસ્થ આત્માનો તત્પદાર્થરૂપ ભૂમાની સાથે અભેદ તત્ત્વમસિ આદિ મહાવાકયોએ પ્રતિપાદન કર્યો છે. અભેદ જ્ઞાનવડે જીવન્મુક્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે. જેમ અજ્ઞાની પુરૂષ નેત્રાદિ ઇંદ્રિયોવડે તથા મનવડે સર્વ વ્યવહારો કરવા છતાં પોતાના મનુષ્યપણાનું વિસ્મરણ કરતો નથી, પણ સંશયવિપર્યયથી રહિત થઇ, સર્વદા પોતાના મનુષ્યપણાનો અનુભવ કરે છે, તેમ જે પુરૂષ ગુરૂશાસ્ત્રના ઉપદેશથી અહંકારાદિ ઉપાધિના વિસ્મરણવડે હું આત્મા ભૂમારૂપ છું,આરીતના સંશયવિપર્યયથીરહિત જ્ઞાનને પ્રાપ્ત થાય છે, તે વિદ્વાન્ વેદાંત શાસ્ત્રના

ચિંતન સમયે આનંદસ્વરૂપ આત્મા વિશે ક્રીડા કરતો રહે છે.જેમ કે એક બાળક ઘણા બાળકના સમુદાયમાં ક્રીડા કરતો થકો રહે છે. જેમ કે વિદ્વાન્ સ્નાન ભોજનાદિ કાળે આનંદ સ્વરૂપ આત્મામાં ચિત્તની શકિત-રૂપ રતિને ધારણ કરીને રહે છે તથા કામી પુરૂષ વિદેશ રહેલો છતાં ચિત્તની શકિતરૂપ રતિને સર્વદા પોતાની સ્ત્રી વિશે રાખે છે. વળી જીવન્મુકત પુરૂષની બે પ્રકારની દશા હોય છેઃ—એક સમાધિ દશા તથા બીજી સમાધિથી ઉત્થાન દશા. સમાધિથી ઉત્થાન દશા પણ બે પ્રકારની છેઃ—એક વેદાંત શાસ્ત્રના ચિંતનરૂપ ઉત્થાન દશા તથા બીજી સ્નાન ભોજનાદિ વ્યવહારરૂપ ઉત્થાન દશા. તેમાં વેદાંત શાસ્ત્રના ચિંતનરૂપ પ્રથમ ઉત્થાન દશામાં વિદ્વાન્ જે આત્માનું ચિંતન કરે છે, તે આત્મચિંતનને શ્રુતિએ ક્રીડા શબ્દે કરી દર્શાવેલ છે. તેમ જ સ્નાન ભોજનાદિ વ્યવહારરૂપ બીજી ઉત્થાન દશામાં વિદ્વાન્ જે આત્માનું ચિંતન કરે છે તે આત્મચિંતનને શ્રુતિએ રતિ શબ્દે કરી દર્શાવેલ છે. જેમ વ્યુત્થાન દશા બે પ્રકારની છે, તેમ સમાધિ-દશા પણ બે પ્રકારની છે. એક સવિકલ્પ સમાધિ તથા બીજી નિર્વિકલ્પસમાધિ. સવિ-કલ્પ સમાધિમાં વિદ્વાન્ જે આત્માનું ચિંતન કરે છે, તેને શ્રુતિએ મિથુનશબ્દેકરી દર્શાવેલ છે. નિર્વિકલ્પ સમાધિમાં વિદ્વાન્જે આત્માનું ચિંતન કરે છે, તે ચિંતનને શ્રુતિએ આનંદ શબ્દે કરી દર્શાવેલ છે.ક્રીડા તથા રતિ આ બે શબ્દનો અર્થ આગળ જણાવેલો છે. મિથુન તથા આનંદ શબ્દનો અર્થ આ પ્રમાણે છે;—જેમ આ લોકમાં ગૃહના સર્વ વ્યવહારનો ત્યાગ કરી એકાંતમાં રહેલ સ્ત્રી પુરૂષનો પરસ્પર મિથુનીભાવ બન્નેનો પરસ્પર વિષયાનંદનો હેતુ છે, તેમ વિદ્વાનના ધ્યાતાધ્યેય ભાવવડે આત્મામાં રહેલ મિથુનીભાવ જ વિદ્વાનને સવિકલ્પ સમાધિકાળમાં આનંદનો હેતુ થાય છે. જેમ ગંધર્વાદિ વિષયોની પ્રાપ્તિ થયા પછી પરીક્ષક પુરૂષોને આનંદ-રૂપ ફળનો અનુભવ નિર્વિકલ્પ હોય છે, તેમ વિદ્વાનને નિર્વિકલ્પ સમાધિમાં નિરતિશયા-નંદનો અનુભવ પણ ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ઇત્યાદિ ત્રિપુટીરૂપ વિકલ્પથી રહિત હોય છે. આનું કારણ એટલુંજ કે, અદ્વિતીય આત્માનો સાક્ષાત્ અનુભવ કરનારો વિદ્વાન્ જન્મમરણાદિ સર્વ દુઃખોનીનિવૃત્તિ વિશે કોઇ બીજાની અપેક્ષા કરતો નથી. માટે વિદ્વાન વિરાટ્ ભગવાનની માફક સ્વરાટ્ સંજ્ઞાને પામે છે તથા તે વિદ્વાન્ પુરૂષ જ બ્રહ્મરૂપ હોવાથી સર્વ જીવોના આત્મારૂપ છે.

હે નારદ ! જે મૂઢ પુરૂષ ભૂમાને પોતાના આત્મારૂપે નથી જાણતો, પણ મોહને વશ હોવાથી પોતાના આત્માથીતેને ભિન્નરૂપે જાણે છે, તે સર્વદા પરાધીનતાને તથા નાશવાન્ લોકને પામે છે, સ્વતંત્રતાથી રહિત થાય છે તથા વારંવાર જન્મમરણાદિ દુઃખોનેપામે છે.

## વિદ્વાન્ જગતના કર્તા ઇશ્વરરૂપ.

પૂર્વે કહેવા પ્રમાણે તત્પદાર્થરૂપ ભૂમાને પોતાના આત્મારૂપે કરી જાણનારા વિદ્વા-નથી નામાદિ પંદર તત્ત્વો ઉત્પન્ન થાય છે. જેમ રજ્જુથી સર્પ ઉત્પન્ન થાય છે, તેમ વિદ્વાનથી નામાદિ ઉત્પન્ન થાય છે. યજ્ઞાદિ કર્મો સહિત, સ્વર્ગાદિ ફળો સહિતતથા મંત્ર બ્રાહ્મણ સહિત ઋગ્વેદાદિ ચાર વેદો પણ વિદ્વાન્ પુરૂષથી ઉત્પન્ન થાય છે. જેને ભૂમા આત્માનો સાક્ષાત્કાર થાય છે, તેનાં સંપૂર્ણ જન્મમરણાદિ દુઃખ નિવૃત્ત થાય છે.

નારદ—હે ભગવન્! જેમ મંત્રરૂપ શ્લોકમાં રહેલ મૃત્યુ શબ્દવડે જન્માદિ વિકારોને

ગ્રહણ કરવામાં આવે છે, તેમ મૃત્યુ શબ્દ-વડે જ્વરાદિ રોગનું ગ્રહણ થઇ શકે છે. માટે શ્રુતિમાં જ્વરાદિ રોગનું પૃથક્ ગ્રહણ કરવું ખોટું છે.

સનત્કુમાર–જેમ જીવનું મરણ અલ્પ કાળપર્યંત સ્થાયી રહે છે, તેમ જીવોના જન્માદિ પણ અલ્પકાળપર્યંત સ્થાયી છે. અલ્પકાળ સ્થાયિતારૂપ સામાન્ય ધર્મને માની, મૃત્યુ શબ્દ જન્માદિકોને જણાવે છે. વળી જ્વરાદિમાં અલ્પકાળપર્યંત સ્થાયીપણું નથી, પણ ચિરકાળપર્યંત સ્થાયીપણું છે, માટે શ્રુતિમાં મૃત્યુ શબ્દવડે જ્વરાદિને ગ્રહણ કરવા નહિ. મૃત્યુ શબ્દથી ભિન્ન રોગ શબ્દવડે જ્વરાદિને ગ્રહણ કરવા. તેમ જ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ, એમ ચાર પ્રકારનાં પ્રાણીઓની અનેક પ્રકારની વિલક્ષણ બુદ્ધિઓમાં પ્રતિબિંબત્વરૂપે અનેક પ્રકારના ભેદવાળા જે જીવો, તેનો જન્માદિ અનેક ધર્મવાળા શરીરની સાથે અહંમમ અધ્યાસરૂપી જે સંબંધ, તેનું નામ દુઃખ છે. મરણાદિ વિકારોને, જ્વરાદિ રોગોને તથા અહંમમ અધ્યાસરૂપ દુઃખને વિદ્વાન્ જીવ જોતો નથી. કારણ કે સ્થૂલ સૂક્ષ્મરૂપે કરી પ્રસિદ્ધ સર્વ દ્વૈત પ્રપંચ આત્માવિશે કલ્પિત છે. જ્યાં સૂધી પ્રપંચમાં કલ્પિતરૂપતાનો વિષય કરવાવાળું જ્ઞાન ઉત્પન્ન નથી થયું, ત્યાં સૂધી કલ્પિત પ્રપંચની સ્થિતિ છે. જ્ઞાન ઉત્પન્ન થયા પછી કલ્પિત પ્રપંચનું ફરી દર્શન થતું નથી. આ રીતે સર્વ દ્વૈત પ્રપંચને અધિષ્ઠાન આત્મામાં કલ્પિતરૂપે જોનારો વિદ્વાન્ મરણાદિ વિકારોને જોતો નથી. ભૂમા આત્માનું જ્ઞાન થયા પછી સર્વ જગત્ ભૂમા આત્મામાં અન્ય ભાવને પામે છે. અન્ય ભાવ જ જીવાત્માને સર્વ જગતની પ્રાપ્તિ કરાવે છે. કારણ કે સર્વ વેદોના તાત્પર્યનો વિષય ભૂમા આત્મામાં સર્વ જગતના યજ્ઞ લોકાદિરૂપ વેદનો અર્થ અંતર્ભૂત છે. ભૂમા આત્માથી ભિન્ન કોઈ વેદનો અર્થ નથી, માટે ભૂમા આત્માના જ્ઞાનથી જીવાત્મા સર્વ પદાર્થોને મેળવે છે.

## વિદ્વાનમાં ઉપાધિવડે અનેકરૂપતા.

હે નારદ! હું ભૂમારૂપ છું, આ રીતના જ્ઞાનયુક્ત વિદ્વાન્ પોતાના વાસ્તવિક ભૂમારૂપવડે એક છતાં પણ પોતાની માયાવડે અનેકરૂપે થાય છે. તે વિદ્વાન્ આત્મા, ગાયા તથા માયાનું કાર્ય, એ ત્રણ રૂપને ગ્રહણ કરી ત્રણ પ્રકારનો થાય છે; આકાશ, વાયુ, તેજ, જળ તથા પૃથ્વી, એ પાંચ મહા ભૂતોને ગ્રહણ કરી અથવા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને ગ્રહણ કરી પાંચ પ્રકારનો થાય છે; ભૂરાદિ સાત લોકોને ગ્રહણ કરી સાત પ્રકારનો થાય છે; આદિત્ય, ચંદ્રમા, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ તથા કેતુ એ નવ ગ્રહોને ગ્રહણ કરી નવ પ્રકારનો થાય છે; પંચ જ્ઞાનેંદ્રિયો, પંચ કર્મેન્દ્રિયો તથા મન, એમ અગીઆર ઇન્દ્રિયોને ગ્રહણ કરી અગીઆર પ્રકારનો થાય છે; અગીઆર ઇન્દ્રિયોમાં એક એક ઇંન્દ્રિયના દશ દશ પ્રકારની વૃત્તિઓને અંગીકાર કરી વિદ્વાન્ ૧૧૦ પ્રકારનો થાય છે તથા દિન અને રાત્રિમાં થતા ૨૧૬૦૦ શ્વાસ પ્રશ્વાસોરૂપ હંસમંત્રના ભેદે કરી તે એકવીસ હજાર ને છસેં પ્રકારનો થાય છે.

## આત્મજ્ઞાનનાં સાધનો.

હે નારદ! જે પુરૂષ બહારથી સર્વદા પુણ્ય કર્મનું અનુષ્ઠાન કરે છે, પણ જેના મનવિશે સર્વદા પાપવાસના રહે છે, આવા પુરૂષને કરોડો જન્મ થવા છતાં સર્વાત્મ-

જ્ઞાન થવું અત્યંત દુર્લભ છે. જ્યારે અંતર પાપ વાસનાવાળા પુણ્યવાન્ પુરૂષને આત્મજ્ઞાન દુર્લભ છે ત્યારે બહાર તથા અંદર સર્વદા પાપાચરણ કરવાવાળા પુરૂષને આત્મજ્ઞાન દુર્લભ હોય, તેમાં તો શું જ કહેવું? માટે આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળાએ પ્રથમ પોતાના ચિત્તની શુદ્ધિ કરવી.

નારદ–હે ભગવન્! ચિત્તશુદ્ધિ કેવી રીતે થાય ?

સનત્કુમાર–હે નારદ ! પોતપોતાના વર્ણાશ્રમને અનુસાર મળેલ અન્નપાનાદિ વિષયોના ગ્રહણનું નામ આહાર છે. જેનો આહાર રાગદ્વેષથી રહિત બુદ્ધિવડે પાપથી રહિત શુદ્ધ છે, તેનું ચિત્ત શુદ્ધ હોય છે. આહારની શુદ્ધિ વિના ચિત્તની શુદ્ધિ થતી નથી. જેમ આહારની શુદ્ધિવાળા પુરૂષની પાપકર્મમાં પ્રીતિ હોતી નથી, તેમ જે બીજ, યોની તથા વ્યવહાર આ ત્રણ રીતની શુદ્ધિવાળો છે, તેની આપત્ કાળવિશે પણ પાપકર્મમાં પ્રીતિ થતી નથી. તેમાં પિતૃકુળનું નામ બીજ છે, માતૃકુળનું નામ યોનિ છે તથા પદાર્થના ગ્રહણ અને ત્યાગનું નામ વ્યવહાર છે. આ રીતે આહાર, વ્યવહાર, બીજ તથા યોનિ આ ચારની શુદ્ધિવડે જે પુરૂષનું ચિત્ત શુદ્ધ છે, તેને કદાપિ પાપકર્મમાં પ્રીતિ થતી નથી તથા પાપકર્મ જ ચિત્તની એકાગ્રતાનું પ્રતિબંધક છે. જ્યારે આહારાદિની શુદ્ધિવડે પુરૂષ પાપકર્મથી રહિત થાય છે ત્યારે તે અધિકારીનું ચિત્ત એકાગ્રતાને પામે છે. આવો શુદ્ધ ચિત્તવાળો પુરૂષ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી જલદી પોતાના ભૂમા સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે. જેમ ભિલ્લથી પાલન કરાયલો કોઇ ક્ષત્રિય રાજાનો પુત્ર, કોઇ મહાત્મા પુરૂષના મુખથી, 'તું ક્ષત્રિય રાજાનો પુત્ર છે' આ રીતનું વચન શ્રવણ કરી શીઘ્ર પોતાના ક્ષત્રિય સ્વરૂપનું સ્મરણ કરે છે, તેમ શુદ્ધ ચિત્તવાળો 'તું બ્રહ્મસ્વરૂપ છે' આ રીતનું બ્રહ્મવેત્તા ગુરૂનું વચન શ્રવણ કરી જલદી પોતાના બ્રહ્મરૂપને સ્મરણ કરે છે. જે પુરૂષ પૂર્વનાં પુણ્યકર્મના પ્રભાવથી બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશવડે ભૂમા આત્માની સ્મૃતિને પ્રાપ્ત થાય છે, તે આત્મજ્ઞાનરૂપ ખડ્ગવડે કામ ક્રોધાદિ ગ્રંથિઓનું છેદન કરે છે. આત્માજ્ઞાન વિના કામ ક્રોધાદિ ગાંઠો કદી નાશ પામતી નથી. માટે અધિકારીએ કામ ક્રોધાદિ બંધનોની નિવૃત્તિ કરવા ભૂમા આત્માના જ્ઞાનને સંપાદન કરવું.

આત્માનાં દર્શનવડે અધિકારી ફરી સંસારરૂપ શોકને પ્રાપ્ત થતો નથી. જે સનત્કુમાર નારદને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતા હતા, તેણે બીજા આગલા જન્મમાં સ્વામી કાર્તિકેયનો અવતાર ધારણ કર્યો હતો. હે શિષ્ય! આ વિશે એક ઇતિહાસ કહેવામાં આવે છે, તે તું સાંભળ. કોઇ એક સમયે કંઇક નિમિત્તે સર્વ મુનિજનો કાશી વિશે પ્રાતઃ કાળમાં ઉઠી પોતાનું સ્નાનાદિ નિત્ય કર્મ કરી, ગંગાનદીના તીર ઉપર આવ્યા. તેઓ સર્વે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પરબ્રહ્મનું ચિંતન કરવા લાગ્યા. આ પ્રસંગે ભવાની પાર્વતીજી સાથે શ્રી મહાદેવજી ત્યાં આવ્યા, જો કે પોતાના સ્વયંજ્યોતિ આનંદસ્વરૂપે કરી મહાદેવજી મુનિ લોકના ધ્યાન વિશે હતા, છતાં તેઓ કૃપાયુક્ત થઈ મુનિઓના માંસમય નેત્રાદિના વિષય થયા, અર્થાત્ દૃષ્ટિગોચર થયા.ભવાની સહિત મહાદેવજીને આ રીતે આવેલા જોઇ સર્વ મુનિઓ પોતપોતાના આસનપરથી ઉઠી ઉભા થયા

તથા હર્ષ પામવા લાગ્યા. સઘળામાંથી એકલા સનત્કુમાર પોતાના આસનપરથી ઉઠયા નહિ. કારણ કે તેઓ સર્વ કાળમાં એક દ્વિતીય આત્માને અંતર તથા બહાર પરિપૂર્ણ જુવે છે. તેમ જ આ સમયે સનત્કુમાર વિશેષ સમાધિમાં હતા, માટે મહાદેવજીને જોઇ તેઓ ઉઠયા નહિ. સનત્કુમાર સિવાય સઘળા મુનિઓ ઉઠી, મહાદેવને પ્રણામ કરી તેઓની અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા. આ રીતે સર્વ મુનિઓ ભવાની સહિત મહાદેવને પ્રસન્ન કરી પોતપોતાના આસનપર બેઠા. પછી મહાદેવજીએ સર્વ મુનિઓને મનવાંછિત વરો આપ્યા. આ સમાજમાં સનત્કુમારને ધ્યાન વિશે બેઠેલા જોઇ ભગવાન પરમ હર્ષને પામ્યા; પણ સનત્કુમારને જોઇ ભવાની હર્ષ પામ્યાં નહિ. તેમના મનમાં વિચાર આવ્યો કે, મહાદેવ ભગવાન્ અનાદિ પુરૂષછે, યોગી જનોના હૃદયમાં રહેલા છે,અષ્ટાંગ યોગવાળા પુરૂષોવડે ધ્યાન કરવા યોગ્ય છે તથા સર્વ વિદ્યાઓના પરમ ગુરૂરૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર આદિ સર્વ દેવતાઓ મહાદેવના કિંકર છે. કારણ કે મહાદેવે સત્તાસ્ફુર્તિરૂપ ધન આપી માયારૂપ દાસીને પોતાને વશ કરી છે તથા માયારૂપ દાસીથી બ્રહ્માદિ દેવોની ઉત્પત્તિ થઈ છે. માટે બ્રહ્માદિ દેવો મહાદેવના છે.મહાદેવ મહદાદિ તત્વોના તથા સ્થાવર જંગમ ભૂતોના ઉત્પન્નકર્તા, પાલનકર્તા તથા સંહારકર્તા છે. મહાદેવ સમાન પૂર્વે કોઈ થયું નથી, થશે નહિ અને થવાનું પણ નથી; માટે મહાદેવથી અધિક કોઇ પણ નથી. આવા મહાદેવને સ્રી સહિત જોઇ સનત્કુમારે સ્રીને અધીન માન્યા તથા પોતાને બ્રહ્મચારી માની મહાન્ ગર્વ કર્યો. આ કારણથી સનત્કુમાર એમને જોઇ ઉભા થયા નહિ તથા નમસ્કાર પણ કર્યો નહિ.તેથી ભવાની ઘણાંજ ક્રોધે ભરાયાં તથા તેને દારૂણ શાપ આપવા તૈયાર થયાં. પછી તેઓ વિચારવા લાગ્યાં કે, એવો કયો શાપ આપું કે, જેથી તે મહાન્ દુઃખને પામે ? પછી વિચાર કરતાં ધાર્યું કે, અશ્વપાલનો ધંધો સર્વથી નીચ છે, માટે તેમાં એનો જન્મ થાઓ. શાપ આપતાં મહાદેવજીએ ઘણા વાર્યા છતાં ક્રોધથી તેમણે અશ્વપાલ થવાનો શાપઆપ્યો. આ શરીરને પામી સનત્કુમાર પરમ આનંદને પામ્યા. કારણ કે પહેલા બ્રાહ્મણના શરીરમાં સ્નાનાદિ નિત્ય નૈમિત્તિક કર્મ કરવાવડે થતો કલેશ અશ્વપાલનું શરીરથવાથી નાશ પામ્યો. અશ્વોને ભક્ષણ કરવા યોગ્ય ચણા આદિ અન્નનું ભક્ષણ કરી તેઓઅત્યંત સ્થૂલ શરીરવાળા થયા તથા અશ્વની સેવા કરવામાં અત્યંત આળસવાળા થયા. તેને અશ્વની સેવા કરવામાં આળસુ જોઇ સંબંધીઓએ તેને અશ્વશાલાના દ્વારની રક્ષા કરવા માટે બેસાડયા. આ રીતે કેટલોક કાળ ત્યાં વ્યતીત કર્યા પછી, મહાદેવ સહિત ભવાની અશ્વશાલાની સમીપ આવ્યાં તથા મુનિને પરમ હર્ષિત જોઇ અત્યંત પ્રસન્ન થયાં તથા કહ્યું કે, હું તમારા પર પ્રસન્ન થઈ છું, માટે જે ઇચ્છા હોય તે વર, હે સનત્કુમાર ! તમે માંગો.

હે શિષ્ય! આ રીતનું વચન જ્યારે ભવાની દેવીએ કહ્યું ત્યારે સનત્કુમાર કહેવા લાગ્યા કે, હે દેવિ ! આપે મને જે શરીર આપ્યું છે, તે બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ છે, છતાં આ શરીરમાંથી વિષ્ઠા મૂત્રાદિનો ત્યાગ કરવા ઉઠીને દૂર જવાનો મને ઘણો કલેશ પડે છે, માટે કૃપા કરી મને એવું શરીર આપો કે, જે શરીરને પામી હું બેઠાંબેઠાં વિષ્ઠા મૂત્રનો ત્યાગ કરવા છતાં તે મારા શરીરથી દૂર

જઈ પડે અને મારા શરીરનો સ્પર્શ કરી શકે નહિ. જ્યારે મુનિએ આ રીતનો વર માંગ્યો, ત્યારે ભવાની ક્રોધે ભરાયાં તથા તેને શાપ આપ્યો કે, તું ઉંટના શરીરને પામ. આ શાપથી મુનિ અશ્વપાલના શરીરનો ત્યાગ કરી, રાજાના ગૃહમાં ઉંટના શરીરને પામ્યા. આ ઉંટને કામે લગાડવા રાજાના ચાકરોએ ઘણી શિક્ષા કરી, છતાં તે બેસી જ રહે. આથી રાજાના ચાકરોએ તેને વનમાં કાઢી મૂક્યું. ત્યાં તે ઉંટ કાંટા આદિનું ભક્ષણ કરી નિશ્ચિંત જીવથી રહેવા લાગ્યું. સૃષ્ટિના આદિ કાળમાં બ્રહ્માએ જેટલાં પશુ શરીરોને ઉત્પન્ન કર્યાં છે, તે સર્વ શરીરોમાં ઉંટના શરીરને સુખરૂપ જાણી, બ્રહ્માએ તેને પ્રથમ ઉત્પન્ન કર્યું છે. આવો વિચાર કરી ભગવાન્ સનત્કુમારને ઉંટના શરીર વિશે પરમ આનંદ પ્રાપ્ત થયો. આ રીતે કેટલોક કાળ ગયા પછી મહાદેવ સહિત પાર્વતી તે વન વિશે આવ્યાં તથા ઉંટના શરીરમાં પણ સનત્કુમારને પરમ આનંદ પ્રાપ્ત થયેલો જોઇ, તેને કહેવા લાગ્યાં કે, હું તમારાપર પ્રસન્ન થઇ છું, તમારે જે ઇચ્છાહોયતે વર માંગો. આવાં ભવાનીનાં વચન સાંભળી સનત્કુમાર કહેવા લાગ્યા કે, હે દેવિ ! આપે કૃપા કરી મને જે ઉંટનું શરીર આપ્યું છે, એથી કોઈ અધિક વર હું જોતો નથી. આ શરીરમાં જ હું કૃતકૃત્ય છું. આ શરીરમાં મને વેદ તથા લોકથી ભય તથા લજ્જાની પ્રાપ્તિ થતી નથી. હું બેઠેલો વિષ્ઠા તથ મૂત્રનો ત્યાગ કરૂં છું, તોપણ તે મારા શરીરને સ્પર્શ કરતાંનથી. પણ તે મારા શરીરથી દૂર જઈ પડે છે. માટે જો પરમેશ્વર મને ફરી બીજા શરીરની પ્રાપ્તિ કરે તો ઉંટનું જ શરીર આપે.હે દેવિ ! આ અનાદિ સંસારમાં મેં પૂર્વે અનેક પ્રકારનાં ઉંચ નીચ શરીરનો અનુભવ કર્યો છે, પણ આ ઉંટના શરીરના જેવું સુખ કોઇ પણ ઠેકાણે મળ્યું નથી. આવું વચન જ્યારે સનત્કુમારે ભવાનીને કહ્યું ત્યારે ભવાની સનત્કુમારને નિષ્કામ જોઇ મહાદેવની સાથે વિચાર કરી આ રીતનું વચન કહેવા લાગ્યાં કે, હે મુનિ ! તમે સર્વ કામનાઓથી રહિત હોવાથી વર નથી માંગતા તો મને રૂચતો વર હું તમને આપું છું. આવું વચન સાંભળી મુનિએ ભવાનીના વચનને અંગીકાર કર્યું. પછી ભવાનીએ વર આપ્યો કે,તમે મારા સ્કંદ નામના પુત્ર થાઓ. આ વરથી સનત્કુમાર ભવાનીના સ્કંદનામે પુત્ર થયા. સ્કંદનેસ્વામીકાર્તિકેય પણકહેવામાં આવે છે. સ્કંદનાઅવતારમાં પણ તેઓ પૂર્વની માફક બ્રહ્મચર્ય ધર્મ પાળવાલાગ્યા.

હે શિષ્ય ! પૂર્વે સનત્કુમારે નારદને જે સુખરૂપભૂમાનો ઉપદેશ કર્યો હતો, તે સંપૂર્ણ ઉપદેશ મેંતમને કહ્યો. જેમ વારૂણિ ઋષિએ શ્વેતકેતુને આત્માનો સત્યરૂપે ઉપદેશ કર્યો તથા જેમ સનત્કુમારે નારદને આત્માનો આનંદરૂપે ઉપદેશ કર્યો, તેમ બ્રહ્માએ ઇન્દ્રને તથા વિરોચનને આત્માનો જાગ્રતાદિ અવસ્થાથી રહિતરૂપે ઉપદેશ કર્યો છે, પણ તે બન્નેમાં દેવરાજ ઇન્દ્ર શુદ્ધ આહારવાળા, શુદ્ધ ચિત્તવાળા તથા કામ ક્રોધાદિ ત્યાગ કરવામાં યત્નવાળા હતા. તેથી ઇન્દ્ર બ્રહ્માના ઉપદેશવડે જાગ્રતાદિક ત્રણ અવસ્થાઓથી ભિન્ન આત્માનો સાક્ષાત્કાર કરવા લાગ્યા. પણ વિરોચન આહાર તથા શુદ્ધિ આદિથી રહિત હતો. માટે તેણે જાગ્રતાદિ અવસ્થાઓથી ભિન્ન આત્માને નહિ જાણ્યો, પણ સ્થૂલ શરીરને જ આત્મા માન્યો.હે શિષ્ય ! આ રીતે તેરમા અધ્યાયના આદિમાં જે તેં મને આત્માની સુખરૂપતા પૂછી, તે મેં તને વિસ્તારથી કહી સંભળાવી. હવે તારે જે કંઇ સાંભળવાની ઇચ્છા હોય તે પૂછ.

इति ते कथितं सर्वं यत्पृष्टं भवता त्विह ।
आत्मनः सुखरूपत्वं किमन्यच्छ्रोतुमिच्छसि॥

इति श्री आत्मपुराणे त्रयोदशोऽध्यायः ॥ १३ ।

# અધ્યાય ૧૪ મો.

## सामवेदीय छांदोग्य-उपनिषद्.

### બ્રહ્મા તથા ઇન્દ્ર વિરોચનનો સંવાદ.

भूमारूपमिदंशिष्यः श्रुत्वा वस्त्वाश्रयातिगम् ।
ज्ञातुकामः पुनर्वाक्यं गुरुमाहेदमात्मवान् ॥ १ ॥

શિષ્ય—હે ભગવન્! આપે તેરમા અધ્યાયના અંત વિશે કહ્યું કે, પ્રજાપતિ બ્રહ્માએ ઇન્દ્રને તથા વિરોચનને ત્રણ અવસ્થાથી રહિત ભૂમા આત્માનો ઉપદેશ કર્યો, પણ તે બન્નેમાં ઇન્દ્રે ભૂમા આત્માને જાણ્યો તથા વિરોચને ભૂમા આત્માને જાણ્યો નહિ. આ વિચિત્ર આખ્યાન હું આપના મુખથી શ્રવણ કરવા ઇચ્છું છું, માટે કૃપા કરી આપ મને તે સર્વ વૃત્તાંત કહો.

ગુરૂ—હે શિષ્ય! જે બ્રહ્માએ ઇન્દ્રને તથા વિરોચનને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તે બ્રહ્મા અત્યંત વિસ્તારવાળા છે તથા બ્રહ્મલોકમાં રહે છે. બ્રહ્મલોક સર્વ દુઃખોનો નાશ કરનાર, શુદ્ધ અંતઃકરણવાળા સંન્યાસીઓને અર્ચિરાદિ માર્ગવડે પ્રાપ્ત થવા યોગ્ય તથા ભૃગુ આદિ પ્રજાપતિઓના તથા મહરાદિક સર્વ લોકથી ઉપર આવેલો છે. બ્રહ્મલોકમાં ઐરમદિય નામનું એક મહાન્ સરોવર છે, જે અનેક પ્રકારનાં કમલવડે શોભાયમાન છે, ત્રણ તાપની નિવૃત્તિ કરવાવાળું છે. ઉપાસનાના બળથી અલ્પ ફળ દેવાવાળાં પુણ્ય પાપકર્મનો ક્ષય થયા પછી ઉપાસક પુરૂષને આ સરોવરની પ્રાપ્તિ થાય છે. તે ઇરા નામના અન્નનું રસ તથા મદના કારણરૂપ છે, માટે શાસ્ત્રવેત્તાઓ તેને ઐરમદિય કરી કહે છે. બ્રહ્મલોકમાં અશ્વત્થ વૃક્ષના આકારે એક સોમસવન નામનો કલ્પદ્રુમ છે. આ કલ્પદ્રુમ માતાની માફક સર્વ ભૂત પ્રાણીને મનવાંછિત પદાર્થની પ્રાપ્તિ કરે છે. તેમાંથી સર્વદા અમૃત ઝરે છે, જેથી તે વૃક્ષને સોમસવન કરી કહેવામાં આવે છે. બ્રહ્મલોકમાં એક 'અર' નામનું તળાવ તથા બીજું 'હ્રય' નામનું તળાવ છે. આ બેઉ તળાવો સમુદ્રની માફક વિસ્તારવાળાં તથા દૂધ, દહિ અને ઘી આદિથી પૂર્ણ છે. જેમ રાજાના ચાકરો રાજાના પુત્રોને આદરપૂર્વક રાજદરબારમાં લઇ જાય છે, તેમ વિદ્યુત લોકને પામેલ ઉપાસક પુરૂષને અમાનવ પુરૂષ બ્રહ્મલોકમાં લઈ જાય છે. બ્રહ્મલોકને પામેલ પુરૂષને ૫૦૦ અપ્સરાઓ સન્મુખ આવે છે. આ અપ્સરાઓ સૂર્ય સમાન તેજવાળી, સોળ વર્ષની ઉમરની, રૂપ યૌવનવાળી, તુર્યાદિ વાદિત્રોવડે શોભાયમાન, ઉપાસક પુરૂષને જોવામાં આતુર તથા ઉપાસકને બ્રહ્માની માફક અલંકારવડે શોભાયમાન કરનારી હોય છે. આ અપ્સરાઓને શ્રુતિમાં અંબા તથા અંબાયવિય નામથી કહેલી છે. આ પાંચસોમાંથી એક સો તો ઉપાસકને પહેરાવવા માટે નાના પ્રકારની સુગંધીવાળી પુષ્પોની માળા પોતાના હાથમાં લઇ આવે છે, એકસો ઉપાસકને ચોપડવામાટે નાના પ્રકારનાં અંજનને પોતાના હાથમાં લઇ આવે છે, એકસો ઉપાસકને લગાવવા નાના પ્રકારનું ચૂર્ણ લઇ આવે છે, એક સો પહેરાવવા નાના પ્રકારનાં વસ્ત્રો લઇ આવે છે તથા એક સો નાના પ્રકારનાં ભૂષણો લઇ આવે છે. બ્રહ્મલોકમાં એક આર નામનું હ્રદ છે તથા એક દુસ્તર વિરજા નામે નદી છે. આ નદી તથા તળાવ ઓળંગ્યા પછી તે ઇલ્યિ નામના વૃક્ષ સમીપ જાય છે, જ્યાં ઉપાસકને બ્રહ્માને ગ્રહણ કરવા યોગ્ય દિવ્ય ગંધ પ્રાપ્ત થાયછે. બ્રહ્મલોકમાં જ્યારે ઉપાસક શાલજન્ય નામની જગ્યાને પામે છે, ત્યારે તે બ્રહ્માને ગ્રહણ કરવા યોગ્ય દિવ્ય રસને પ્રાપ્ત થાય

છે. જ્યારે તે અપરાજિત નામના સ્થાનને પ્રાપ્ત થાય છે, ત્યારે તે અનેક પ્રકારનાં દિવ્ય રૂપને પ્રાપ્ત થાય છે તથા તેમાં બ્રહ્માનું તેજ પ્રવેશ કરે છે. આ લોકના ઈન્દ્ર તથા પ્રજાપતિ દ્વારપાળો છે. તેઓ ઉપાસકને બ્રહ્માના તેજયુકત જોઈ, ભયયુકત પુરૂષની માફક જલદી બહાર જવાની તૈયારી કરે છે. આ લોકમાં હિરણ્યમય નામનો બ્રહ્માનો મહેલ છે, જે મહાન્ વિસ્તારવાળો તથા અનેક પ્રકારના રત્નોથી જડિત છે. મહેલમાં એક સભાસ્થાન છે તથા વિચક્ષણા નામની બુદ્ધિરૂપ વેદિકા છે. આ વેદિકા સર્વ શુભ લક્ષણયુકત તથા સર્વ જગતનું કારણ છે. આ પ્રજ્ઞારૂપ વેદિકાવિશે એક અમિતૌજસ નામનો પ્રાણરૂપ પર્યંક રહેલો છે, જે પ્રાણને વાજસનેય શાખાવાળા બ્રાહ્મણો ઉદ્ગાતારૂપે ઉપાસના કરે છે તથા છાંદોગ્ય શાખાવાળા બ્રાહ્મણો તેને ઉદ્ગીથરૂપે ઉપાસના કરે છે. એ પર્યંકના પૂર્વ તરફના બે પાયાઓ ભૂત તથા ભવિષ્યજગતરૂપ છે, લક્ષ્મી તથા પૃથ્વી આ પર્યંકના પશ્ચિમ તરફના પાયા છે, બૃહત્ સામ તથા રથંતર સામ દક્ષિણ તથા ઉત્તર દિશાઓનાં દીર્ઘ લાકડાનાં બે પાટીયાં છે, ભદ્રસામ તથા યજ્ઞાયજ્ઞીય આ બે પ્રકારનાં સામ પૂર્વ તથા પશ્ચિમ દિશા તરફના નાનાં લાકડાનાં પાટીઆં છે. મંત્રરૂપ ઋગ્વેદ તથા મંત્રરૂપ સામવેદ આ બે પર્યંકની પૂર્વ પશ્ચિમ દિશાની સૂત્રની દીર્ઘ પાટીઓ છે તથા મંત્રરૂપ યજુર્વેદ પર્યંકના દક્ષિણ તથા ઉત્તર તરફની સૂત્રની નાની પાટીઓ છે. આ સૂત્રની પાટીઓને નવાર કહેવામાં આવે છે. આ પર્યંકને ચંદ્રમાના કીરણવાળું ગોદડું છે. ઉદ્ગીથ નામનો સામવેદ ગોદડાપર પાથરવાની સફેત ચાદર છે તથા લક્ષ્મી પર્યંકનું ઓસીકું છે. આ રીતના પર્યંકપર બ્રહ્મા સર્વદા શોભે છે. હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા જગતરૂપ પટવડે ઢંકાયેલ છે, તેનું શરીર પૃથ્વીઆદિ પંચમહાભૂતવડે વૃદ્ધિ પામેલ છે તથા તે સર્વ જીવોના સમષ્ટિરૂપ છે. શ્રુતિમાં 'અંબયા' શબ્દવડે કહેલી ઉપાસનારૂપ નદીઓનાં જળનું બ્રહ્મા સર્વદા પાન કર્યા કરે છે. બ્રહ્માને બે પ્રિય સ્ત્રીઓ છે, એકનું નામ પ્રતિરૂપા તથા બીજીનું નામ માનસી છે. આમાં પ્રતિરૂપા સમષ્ટિરૂપ તેજસમૂહને પોતાના અભિમાનના વિષયવડે શોભાવતી તથા સર્વ ચક્ષુ ઇન્દ્રિયોના ઉપાદાન કારણરૂપે છે. બીજી માનસી સરસ્વતીરૂપે છે. સર્વ બ્રહ્માંડમાં વ્યાપ્ત વિભૂતિવાળા તથા ઇન્દ્રાદિ સર્વ દેવોને ઉપાસના કરવાયોગ્ય બ્રહ્મા એક સમયે સભામાં કહેવાલાગ્યા કે, અત્યંત દુર્લક્ષ્યરૂપે કહેવાયલી, ભૂમારૂપે વર્ણવેલી તથા સર્વ દેહધારી જીવોના પ્રત્યક્રૂપે કરી પ્રસિદ્ધ વસ્તુ, સર્વ અનાત્મ પદાર્થથી નિરતિશય પ્રીતિનો વિષય છે, માટે તે વસ્તુને આત્મા કરી કહી છે. આત્મા વસ્તુ અહંકારાદિથી પર છે. અનિત્ય ફળની પ્રાપ્તિ કરાવવાવાળાં કર્મોને પાપ્મા કહેવામાં આવે છે. પાપ્મા કર્મોના આશ્રયભૂત સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરોના સંગથી આત્માદેવ રહિત છે માટે આત્માને અપહત. પાપ્મા કરી કહ્યો છે. આત્મા, જરા, મરણ, શોક, મોહ, ક્ષુધા, પિપાસાદિ છ ઉર્મિઓથી રહિત છે. કારણ કે જરા, મરણ, જન્મ ઇત્યાદિ ધર્મો સ્થૂલ શરીરના છે, શોક, મોહ રાગાદિ ધર્મો મનના છે તથા ક્ષુધા પિપાસા પ્રાણના ધર્મો છે. જરા મરણાદિક ધર્મોમાં કોઇ પણ ધર્મ આત્માનો નથી. માટે શ્રુતિએ આત્માને વિજર, વિમૃત્યુ, વિશોક, વિજિઘત્સ તથા અપિપાસ ઇત્યાદિ નામેકરી કહ્યો

છે. આત્માનો ઇચ્છારૂપ કામ તથા જ્ઞાનરૂપ સંકલ્પ સત્ય હોવાથી શ્રુતિએ આત્માનેસત્યકામ તથા સત્યસંકલ્પ કરી કહ્યો છે.કારણ કે દેહ, મન તથા પ્રાણ એ ત્રણેના અધ્યાસરૂપ સંબંધી આત્માને જન્મ મરણાદિક સંસાર મળેછે.આત્મજ્ઞાને કરી જ્યારે દેહ તથા પ્રાણાદિનો બાધ થાય છે ત્યારે ઇચ્છા સંકલ્પાદિ પ્રથમ ઉત્પન્ન થતાં નથી. વિદ્વાન્ અધિષ્ઠાન આત્માથી ભિન્ન રૂપે ઇચ્છાદિને જોતોનથી તથા તે ઇચ્છા સંકલ્પાદિ પોતાની ઉત્પત્તિ પહેલાં પણ સત્ માત્રરૂપે હોવાથી આત્માના ઇચ્છા સંકલ્પાદિકો સત્યરૂપ છે.આત્મા સંસારના સર્વ પદાર્થથી રહિત તથા બુદ્ધિ આદિથી વિલક્ષણ છે. આત્મા અધિકારીને અવશ્ય જાણવા યોગ્ય છે. આત્માને જાણવાની ઇચ્છાવાળા અધિકારીએ પ્રથમ બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન થઈ બ્રહ્મવેત્તા ગુરૂ સમીપ જવું. પછી પ્રમાણગત અસંભાવનાની નિવૃત્તિ કરવા માટે તેણે બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી વેદાંતવચનનું શ્રવણ કરવું. પછી પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિમાટે અધિકારીએ વેદાંતના અર્થોના વચનનું મનન કરવું. ત્યાર પછી વિપરીત ભાવનાની નિવૃત્તિ માટે અધિકારીએ મનન કરેલા અર્થમાં ચિત્તની વૃત્તિઓના પ્રવાહરૂપે નિદિધ્યાસન કરવું. જે અધિકારી શ્રવણાદિક સાધનવડે આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે વિદ્વાન્ સર્વાત્મભાવની પ્રાપ્તિ થવાથી સર્વ ભેદથી રહિત થઇ, ભૂરાદિક સર્વ લોકને પામે છે તથા ભૂરાદિ લોકમાંરહેલા સર્વ ભોગોને મેળવે છે. કારણકે તે વિદ્વાન્ સર્વ લોકને તથા સર્વ ભોગ્ય પદાર્થોને પોતાના આત્મારૂપે જાણે છે. સર્વાત્મજ્ઞાનએ જ સર્વપદાર્થની પ્રાપ્તિ છે.આરીતનું વચન જ્યારે પ્રજાપતિ બ્રહ્માએ સભામાં બેસી કહ્યું ત્યારે તેના વચનને દેવતા તથા અસુર બન્ને સાંભળવા લાગ્યા.

દેવતથાઅસુરોનીદૃષ્ટિઅત્યંતઉગ્રતેજવાળા બ્રહ્મા વિશે લાગેલી હોય છે. આથી દેવો તથા અસુરો પરસ્પર વિરોધી છતાં તેઓ સભા વિશે એક બીજાને જોઈ શકતા નથી. આ રીતે બ્રહ્માના મુખમાંથી મોક્ષના સાધનને પ્રકાશ કરવાવાળું વચન સાંભળી દેવો તથા અસુરો ત્રણે લોકમાં રહેનારા બીજા દેવો વિગેરેને આ વાત કહેવા લાગ્યા. સર્વ દેવોના રાજા ઇન્દ્ર આ વાત સાંભળી પોતાના સર્વ દેવોને કહેવા લાગ્યા કે, હે દેવતાઓ! બ્રહ્માના મુખમાંથી જે વાતની કળી છે, તે વાત આપણા શત્રુ—અસુરો જાણી શકે નહિ, એવો કોઇ રીતનો પ્રયત્ન તમારે કરવો. સર્વ અસુરોનો રાજા વિરોચન પણ આ વાત સાંભળી પોતાના સર્વ અસુરોને કહેવા લાગ્યો કે, હે અસુરો! બ્રહ્માના મુખથી નીકળેલી વાત આપણા શત્રુ દેવો જાણી શકે નહિ, તેવો પ્રયત્ન આપણે કરવો. હે શિષ્ય! આ રીતે ઇન્દ્ર તથા વિરોચન પોતપોતાના અનુચરોને બ્રહ્માનીકહેલી વાતને ફેલાતી અટકાવવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. પછી દેવરાજ ઇન્દ્ર પોતાના દેવતાઓની સાથે તથા વિરોચન પોતાના અસુરો સાથે નીચે પ્રમાણેનો સંકેત કરવા લાગ્યા;-હે અનુચરો! જે આત્માના જ્ઞાનથી વિના પ્રયત્ને આપણે સર્વ લોકને પ્રાપ્ત થઇએ તથા સર્વ લોકમાં રહેલા ભોગ્ય પદાર્થોને મેળવીએ, તે આત્મજ્ઞાન આપણે અવશ્ય સંપાદન કરવું જોઇએ. હવે આપણ સર્વમાં કોઇ એક બુદ્ધિમાન્ પુરૂષ હોય, તે બ્રહ્મલોકમાં જાય. તે બુદ્ધિમાન્ પુરૂષ બ્રહ્માથી આત્મજ્ઞાનનો ઉપદેશ લઇ આપણુ સર્વેને ગુરૂરૂપ થઇ આત્મજ્ઞાનનો ઉપદેશ કરે. આ રીતે દેવો તથા અસુરો પોતપોતામાં વિચાર

કરી, દેવોએ ઇન્દ્રને તથા અસુરોએ વિરોચનને મોકલ્યા. આ દેવરાજ ઇન્દ્ર તથા વિરોચન બળ તથા બુદ્ધિ આદિ ગુણોવાળા, ધૈર્યવાન, સર્વ લોકમાં યશવાળા, બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિની ઇચ્છાવાળા, અત્યંત અભિમાનવાળા તથા બેઉ પરસ્પર એક બીજાને જિતવાની ઇચ્છાવાળા હતા. ઇન્દ્ર તથા વિરોચન બન્ને એક જ સમયે બ્રહ્માની સમીપ આવવા લાગ્યા તથા આ વાત અમારો શત્રુ નહી જાણે, એ રીતની બેઉની ઇચ્છા પૂર્ણ થઇ નહિ. હે શિષ્ય ! ઇન્દ્ર તથા વિરોચન પોતપોતાનું કાર્ય સાધી લેવામાં અત્યંત બુદ્ધિમાન્ હોવાથી અંદરખાનેથી એક બીજા પર શત્રુભાવ હોવા છતાં બહારથી ભાઇ માફક પરસ્પર એક બીજાના પર સ્નેહ દેખાડવા લાગ્યા. પછી બન્ને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે બ્રહ્માને પગે પડી તેઓને પ્રશ્ન કરવા લાગ્યા. સર્વ ભૂતમાત્રથી પ્રથમ ઉત્પન્ન થયેલા મનુઆદિથી પણ પૂર્વે થયેલા ચતુર્મુખ બ્રહ્મા તે બન્નેની અંદરનો સર્વ અભિપ્રાય જાણી લઇ, બેઉના ગર્વાદિ દોષની નિવૃત્તિ કરવા માટે બત્રીસ વર્ષ પર્યંત જાણે કોઇ કાર્યમાં રોકાયેલા હોય તેમ રહ્યા તથા બન્નેના વચનોને જાણે સાંભળતા ન હોય તેમ રહેવા લાગ્યા. બ્રહ્માએ કીધેલા ઉપેક્ષારૂપ નિરાદરને પામેલા તથા સર્વ ભોગથી રહિત ઇન્દ્ર તથા વિરોચન બ્રહ્મા પાસે, જેમ મહારાજાના સ્નેહના પાત્રભૂત કોઇ પુરૂષના મહાન્ અપરાધને જોઇ, તે પુરૂષની મહારાજા ઉપેક્ષા કરે છે તથા તે દોષવાન્ ઉપેક્ષારૂપ નિરાદરને પામેલો, સર્વ ભોગોથી રહિત થયેલો તથા રાજાના મુખને સર્વદા જોતો મહાન્ ગ્લાનિપૂર્વક રાજાની સમીપ વાસ કરે છે, તેમ રહેવા લાગ્યા. સાયંકાળે તથા પ્રાતઃકાળે કરવા યોગ્ય ભોજનાદિ ક્રિયા પણ બેઉની નિયમપૂર્વક થવા ન લાગી. બન્ને જણાઓએ આ રીતે બત્રીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળ્યું તથા બ્રહ્મા કયારે અમારાપર અનુગ્રહક કરે,આરીતની ઇચ્છાથી સર્વદા બ્રહ્માના મુખ તરફ તેઓ જોવા લાગ્યા. બત્રીશ વર્ષ થઇ રહ્યા પછી બ્રહ્મા તે બેઉના મુખ તરફ જોવા લાગ્યા તથા તેઓને કહેવા લાગ્યા કે, હે ઇન્દ્ર; તથા વિરોચન ! તમારે ભોગવવા યોગ્ય સ્વર્ગાદિ લોકના સ્થૂલ ભોગોને તજી દઈ, મહાન્ દુઃખને પ્રાપ્ત થવા યોગ્ય આ બ્રહ્મલોકમાં તમે શા માટે આવ્યા ?

ઇન્દ્ર તથા વિરોચન બોલ્યાઃ—હે ભગવન્ ! અધિકારીને આત્મજ્ઞાનથી સર્વ લોકની તથા સર્વ લોકમાં રહેલા ભોગ્ય પદાર્થની પ્રાપ્તિ થાય છે. આ રીતનું વચન પૂર્વે આપે સભામાં કહ્યું હતું. આપના વચનને શ્રવણ કરી આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છાવાળા અમે બેઉ આપનાસમીપ બત્રીશ વર્ષ થયાં નિવાસ કરીએછીએ. માટે આપ કૃપા કરી અમને આત્મજ્ઞાનનો ઉપદેશ કરો. જ્યારે ઇન્દ્ર વિરોચને બ્રહ્માને આ રીતે કહ્યું ત્યારે મંદમંદ હસતા પ્રજાપતિ પ્રથમ જાગ્રત અવસ્થાના સાક્ષી આત્માનો ચક્ષુવિશે રહેલરૂપે કરી ઉપદેશ કરવા લાગ્યા.

બ્રહ્મા—હે ઇન્દ્ર !હેવિરોચન!અધિકારીઓ શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિવડે ચક્ષુવિશે જે પુરૂષ જૂવે છે, તે ચક્ષુ વિશે રહેલો પુરૂષ આત્મા છે તથા તે ચક્ષુ વિશે રહેલો પુરૂષ અપહતપાપ્મા, વિજર, વિમૃત્યુ, વિશોક, વિજીઘત્સ, અપિપાસ, સત્યકામ, સત્યસંકલ્પ ઇત્યાદિ સ્વરૂપ છે તથા તે ચક્ષુસ્થ પુરૂષ ભયથી રહિત નિર્ગુણ બ્રહ્મ છે.

ઇન્દ્રઃ—દ્રષ્ટા પુરૂષના અભિપ્રાયવડે આપ-

નું તે વચન સાંભવી શકે એમ નથી. કારણ કે, પોતાની છાયા જોવાની ઇચ્છાવાળો પુરૂષ, દર્પણાદિ વિના કેવળ પોતાની આંખ વિશે પોતાની છાયા દેખી શકતો નથી, પણ દર્પણાદિમાં જ પોતાની છાયાને જોઈ શકે છે. માટે દર્પણ, જળ, ખડ્ગ આદિમાં રહેલ છાયાઆત્મા અથવા ચક્ષુમાં રહેલ છાયા આત્મામાંથી કયા આત્માને ગ્રહણ કરવો ?

બ્રહ્મા:—હે ઇન્દ્ર! વિરોચન! આનંદસ્વરૂપ આત્મા દર્પણાદિ સર્વ ઉપાધિઓમાં સાક્ષીરૂપે પ્રતીત થાય છે. માટે તે દર્પણાદિ સર્વ ઉપાધિઓમાં વિદ્યમાન છે. આ રીતે બ્રહ્મા તથા ઇન્દ્ર, વિરોચનને ઉપદેશ કરી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, મેં તેમને આનંદસ્વરૂપ સ્ફુરણનો જ આત્મારૂપે ઉપદેશ કર્યો, છતાં બુદ્ધિના દોષથી મારા પ્રથમના ઉપદેશથી તેઓને જેમ બોધ ન થયો, તેમ બીજી વારના ઉપદેશથી પણ તેઓને આત્માનો બોધ થયો નહિ. બન્ને વારના ઉપદેશથી તેઓએ છાયાને આત્મા માન્યો. આરીતનો વિચાર કરી બ્રહ્મા કહેવા લાગ્યા કે, જળથી પૂર્ણ ઘડા વિશે તમે બન્ને તમારા આત્માને જુવો. ત્યારબાદ જે વસ્તુ તમારા જોવામાં આવે તે મને કહો. બ્રહ્માના આ રીતના કહેવાનો અભિપ્રાય એ હતો કે, દર્પણ તથા જળાદિ ઉપાધિમાં રહેલ છાયા નિત્ય નથી, પણ દર્પણાદિ ઉપાધિના ભેદે કરી પરિણામી છે. માટે ઘટ પટાદિ પદાર્થની માફક છાયામાં અનાત્મરૂપતા સ્પષ્ટ છે તથા સ્ફુરણરૂપ સાક્ષી અંદર તથા બહાર સર્વત્ર પરિપૂર્ણ છે. સ્ફુરણરૂપ સાક્ષી જ માત્ર આત્મારૂપ છે. આ રીતે સાક્ષી આત્મામાં તથા છાયામાં મહાન્ વિશેષતા છે. બન્નેને પંડિતતાનું અભિમાન હોવાથી તેઓ આ વિશેષતા સમજી શકતા નથી. દ્વેષથી બેઉનું ચિત્ત મલિન હોવાથી બન્ને જણા દર્પણાદિમાં રહેલ છાયા આત્મામાં કયી છાયાને આત્મારૂપે ગ્રહણ કરવી, આ રીતના સંશયને પામેલા છે. જો હું એમ કહીશ કે, મારા ઉપદેશને તમોએ વિપરીત રીતે ગ્રહણ કર્યો તો તે બન્નેનું માનભંગ થશે તથા માનભંગવડે બન્નેને મહાન્ લજ્જાની પ્રાપ્તિ થશે. લજ્જાથી તેઓની બુદ્ધિ કુંઠિત થશે. બુદ્ધિ કુંઠિત થવાથી જરા પણ મારા વચનનો અર્થ તેઓને સમજાશે નહિ માટે ઠપકો દેવા કરતાં બીજા કોઇ ઉપાયથી હું તેમને આત્માનો બોધ કરૂં. પ્રજાપતિએ બન્નેને કહ્યું કે, તમે જળથી પૂર્ણ ઘટમાં પોતાને જૂવો. બ્રહ્માના ઉપદેશને માની તે બન્ને ઘટમાં પોતાની છાયાને જોવા લાગ્યા. ઘટમાં પોતાને જોઇ તે બન્ને પાછા પ્રજાપતિની પાસે ગયા. બન્નેને આવેલા જોઈ પ્રજાપતિ ઇન્દ્ર તથા વિરોચનને કહેવા લાગ્યા કે, જળ યુક્ત ઘટ વિશે પ્રતિબિંબને જોઇ કયા તત્ત્વનો તમોએ નિશ્ચય કર્યો ?

તેઓ બોલ્યા કે; હે ભગવન્! પાદથી મસ્તક પર્યંત નખ કેશાદિવાળા અમારા શરીરરૂપ આત્માને અમે ઘટ વિશે જોયો. આ રીતે જયારે તેઓએ પ્રજાપતિને કહ્યું ત્યારે તેઓનાં ભ્રાંતિવાળા વચનને સાંભળી, પોતાના ઉપદેશ કરવાના પ્રયત્નને નિષ્ફળ માની, બ્રહ્મા ખેદ પામ્યા. ફરી તે બન્નેને બોધ કરવા પોતાનાં ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે, ઇન્દ્ર વિરોચનની બુદ્ધિને, મોહની પ્રાપ્તિ કરનાર કોઇ વિચિત્ર દોષ છે, જેથી તેઓ મારા ઉપદેશને ખોટી રીતે ગ્રહણ કરે છે. કારણ કે મેં પ્રથમ તેઓને સૂક્ષ્મ રીતિએ ચક્ષુમાં આત્માનો ઉપદેશ કર્યો. આ ઉપદેશથી બન્ને છાયાને

આત્મા માનવા લાગ્યા. પછી મેં તે બન્નેને મધ્યમ રીતિથી દર્પણ જળાદિ સર્વ ઉપાધિઓમાં આત્માનો ઉપદેશ કર્યો. તે ઉપદેશથી પણ બન્નેએ છાયાને જ આત્મા માન્યો. પછી મેં તેમને મૃદુ રીત પ્રમાણે ઘટમાં જોવાનો ઉપદેશ કર્યો. આ ઉપદેશથી પણ બન્નેએ સ્થૂલ શરીરને આત્મા માન્યો.

ત્યાર પછી બ્રહ્માએ કહ્યું કે, તમે બેઉ નખ તથા કેશોને કઢાવી નંખાવી સ્નાન કરી, સુંદર વસ્ત્ર પહેરી તથા શ્રેષ્ઠ અલંકારને ધારણ કરી ફરી ઘટમાં તમારા આત્માને જુવો તથા જોયા પછી મારી આગળ આવી તે કહો.

હે શિષ્ય! આ રીતે જ્યારે પ્રજાપતિએ ઇન્દ્ર વિરોચનને કહ્યું ત્યારે તે બ્રહ્માના વચનને અંગીકાર કરી તે પ્રમાણે કેશ નખ કઢાવી નંખાવી, સ્નાન કરી તથા વસ્ત્રભૂષણાદિ ધારણ કરી ફરી તેઓ જળ યુક્ત ઘટમાં પોતાના આત્માને જોવા લાગ્યા. જોયા પછી શરીરમાં જ દૃઢ આત્મરૂપતા ગ્રહણ કરી તેઓ પ્રજાપતિ પાસે આવી કહેવા લાગ્યા કે, હે ભગવન્! જેમ સ્થૂલ શરીરમાં જ આત્મરૂપતા સિદ્ધ થાય છે, તેમ અમોએ જળવાળા ઘડામાં અમારા આત્માને જોયો છે. માટે સ્થૂલ શરીર જ આત્મા છે. આ રીતે જ્યારે ઇન્દ્રવિરોચને પ્રજાપતિને કહ્યું ત્યારે પ્રજાપતિ તેઓની ભ્રાંતિની દૃઢતા જોઈ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, અલ્પ બુદ્ધિવાળા મારા બન્ને શિષ્યોને માટે અન્વય વ્યતિરેકે કરી આત્માનો ઉપદેશ કરવાનો પ્રારંભ કરૂં. સર્વ પદાર્થમાં આત્માનું વ્યાપકપણું, તેનું નામ અન્વય છે તથા દૃશ્ય પદાર્થમાં જે આગમાપાયીપણું, તેનું નામ વ્યતિરેક છે. જળવાળા ઘટમાં તમને જોવાનું કહેવાથી શરીરના નખ કેશાદિ ધર્મોની આગમાપાયીપણું દેખાડવી, મેં ભિન્ન આત્માને નિરૂપણ કર્યો. મારૂં તાત્પર્ય શરીરની આત્મરૂપતામાં નથી, પણ તમે બન્ને બુદ્ધિના દોષથી શરીરથી ભિન્નરૂપે આત્માને જાણતા નથી. તમે સ્થૂલ શરીરને જ આત્મારૂપે જાણો છો, માટે તમારા બેઉની ભ્રાન્તિની નિવૃત્તિ કરવા માટે મારે કોઇબીજો ઉપાય કરવો જોઇએ. માટે જેમ શરીરરૂપ બિંબની સ્થિરતાવડે પ્રતિબિંબરૂપ છાયાની સ્થિરતા છે, તેમ અધિકારી જ્યારે મંત્ર ઔષધાદિકના સેવનથી શસ્ત્ર અગ્નિ આદિ બાહ્ય નિમિત્તોને તથા રોગાદિ આંતર નિમિત્તોને ઉત્પન્ન નથી થવા દેતો ત્યારે તેનાં વાત, પિત્ત અને કફાદિક પણ ક્ષોભ પામતાં નથી. તેમજ દોષોના ક્ષોભ વિના ત્વગાદિ સપ્ત ધાતુઓ પણ ક્ષોભ પામતી નથી. જ્યારે ત્વગાદિ સપ્ત ધાતુ ક્ષોભ નથી પામતી, ત્યારે શરીર દાહ છેદનાદિથી કદી નાશ પામતું નથી. યોગ મંત્રરસાયનાદિ ઔષધોના ઉપાયોવડે સિદ્ધિને પામેલું શરીર અગ્નિમાં જળની માફક શીતળ રહે છે, જળમાં પાષાણની માફક રહે છે, પૃથ્વીમાં પૃથ્વી સમાન રહે, વાયુમાં વાયુસમાન રહે તથા આકાશમાં આકાશની માફક થાય છે. યોગાભ્યાસ સમયે જ્યારે પુરૂષ પૃથ્વી આદિ પંચ મહા ભૂતોને ધારણ કરે છે, ત્યારે તેનું શરીર પૃથ્વી આદિ પંચ મહાભૂતોની સાદૃશ્યતાને પામે છે. માટે શરીર શસ્ત્રાદિવડે ભેદને પ્રાપ્ત થતું નથી. જેમ બાણાદિવડે ભેદને પામેલું જળ પૂર્વની માફક થઇ રહે છે, તેમ યોગસિદ્ધ પુરૂષનું શરીર બાણાદિવડે ભેદને પામેલુ છતાં ફરી પૂર્વની માફક થઈ રહે છે. માટે મંત્ર, ઔષધ, યોગ આદિ

ઉપાયોવડે સ્થૂલ શરીરમાં પણ અજરત્વ, અમરત્વ, અભયત્વાદિક ધર્મો સંભવી શકે છે. વળી જન્મ મરણની નિવૃત્તિ કરનારૂં આત્મજ્ઞાન દેહાત્મવાદીને અત્યંત દુર્લભ છે. કારણ કે આ સ્થૂલ દેહ મરણ પછી શ્વાનાદિવડે ભક્ષણ કરવાથી વિષ્ઠારૂપ થાય છે, અગ્નિમાં દાહ કરવાથી ભસ્મરૂપ થાય છે તથા પૃથ્વીમાં દાટવાથી મૃત્તિકારૂપ થાય છે. નાશવાન્ દેહને આત્મારૂપ માનનારા દેહાત્મવાદી પુરૂષો આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે મનવડે કદી પ્રયત્ન નહિ કરે. સર્વ દેહાત્મવાદીઓના ગુરૂરૂપ પ્રહ્લાદનો પુત્ર વિરોચન તથા દેવરાજ ઇન્દ્રનો દેહ પણ મરણ પછી વિષ્ઠા, ભસ્મ અથવા પૃથ્વીરૂપ અવશ્ય થશે. જ્યારે દેહ પણ એવી ગતિને પામશે ત્યારે અન્ય જીવો વિશે તો શું જ કહેવું? દેહને આત્મા માનનારા મૂઢ પુરૂષો વિવેક સંતોષાદિ ગુણોથી રહિત થઇ કેવળ પાપ કર્મ જ કરેછે. પાપકર્મવડે દેહાત્મવાદીઓ, પરલોકમાં જરા પણ સુખ મેળવશે નહિ, પણ કેવળ દુઃખને પ્રાપ્ત થશે, જે દુઃખ વાણીવડે કહેવાને પણ કોઈ સમર્થ નથી. ઇન્દ્રે તથા વિરોચને ઉપદેશેલો દેહાત્મવાદ, જે જે જીવની બુદ્ધિમાં પ્રવેશ કરશે, તે સર્વ બન્ને લોકમાં દુઃખને પામશે. દેહાત્મવાદ મહા મોહમય છે. દેહાત્મવાદવડે લોકોને અનર્થની પ્રાપ્તિરૂપ ફળનું ચિંતન કરનારા બ્રહ્માએ યુદ્ધના ભયથી તેમને કાંઇ પણ વચન કહ્યું નહિ, પણ મૌન ધારણ કર્યું.

## વિરોચનનો વૃત્તાંત.

હે શિષ્ય! દેહરૂપ આત્માને જાણી અત્યંત પ્રસન્ન થયલો વિરોચન બ્રહ્મલોકથી શીઘ્ર પોતાના અસુરોની સભામાં ગયો. આ અસુરો સ્વભાવથી તામસી પ્રકૃતિના, રજોગુણથી ઢંકાયલા, સત્વગુણના લેશમાત્રથી રહિત તથા સર્વદા વિચારથી રહિત હોય છે. જેવો વિરોચન અસુરસભામાં ગયો કે, તુરત અસુરોએ તેને ઘણું જ માન આપ્યું તથા સૂર્ય સમાન તેજસ્વી ઉચ્ચ આસનપર તેને બેસાડયો. પછી મૂઢાત્મા વિરોચને બ્રહ્મલોકમાંથી મહાન્ કષ્ટવડે જે દેહાત્મજ્ઞાનને ગ્રહણ કર્યું હતું, તે સર્વ અસુરોને કહ્યું. અસુરો ઉપદેશ પહેલાં પણ અનેક પ્રકારના કુતર્કવડે દેહને આત્મા માનતા હતા, એટલે દેહાત્મજ્ઞાન વિરોચનના ઉપદેશથી તેમનામાં વધારે દૃઢ થયું. વિરોચન સર્વ અસુરોને પ્રજાપતિનો ઉપદેશ શ્રવણ કરાવી કહેવા લાગ્યો કે, હે અસુરો! તમારે દેહરૂપ આત્માનું સર્વદા પૂજન કરવું. દેહરૂપ આત્માથી ભિન્ન અગ્નિ તથા બ્રાહ્મણાદિનું કદી પૂજન કરવું નહિ. કારણ કે શરીરથી ભિન્ન અગ્નિ બ્રાહ્મણાદિ પણ દેહ ઉપર જ ઉપકાર કરે છે. દેહરૂપ આત્માનું સર્વથી ઉત્કૃષ્ટરૂપે જ્ઞાન, તે જ આત્માનું પૂજન છે. જે અધિકારીને બેઉ લોકના સુખની પ્રાપ્તિની ઇચ્છા હોય, તેણે પોતાના ગુરૂની માફક દેહરૂપ આત્માનું અનેક પ્રકારનાં વસ્ત્રવડે, સુવર્ણ જડિત નાના પ્રકારના રત્નથી તથા હાથીના મસ્તકમાંથી નિકળેલા મોતીઓના સમૂહોથી સર્વદા પૂજન કરવું. જે પુરૂષ અનેક પ્રકારના પદાર્થોવડે શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક દેહરૂપ આત્માનું પૂજન કરે, તે બેઉ લોકમાં સુખને પામે છે. માટે સુખની ઈચ્છાવાળાએ દેહરૂપ આત્માનું અવશ્ય પૂજન કરવું.

અસુરો—હે ભગવન્! પ્રત્યક્ષ નાશવાન્ દેહનું પૂજન કરવાથી શું કોઇ ફળની પ્રાપ્તિ થશે?

વિરોચન—હે અસુરો! રસાયનાદિ ઉપાયવડે સિદ્ધિને પામેલા દેહરૂપ આત્માનું

કદી મરણ થતું નથી. જે દેહ રસાયનાદિ ઉપાયવડે સિદ્ધિને પ્રાપ્ત થયો નથી, તે દેહની મરણાવસ્થા જો કે વિચારહીન મૂઢ પુરૂષોએ માની છે, છતાં વિવેકી પુરૂષો આ દેહ મરણ પામ્યો છે, આ રીતની મરણબુદ્ધિથી દેહને અગ્નિમાં દાહ કરતા નથી. કારણ કે જેમ સંગ્રામમાં શસ્ત્ર તથા અસ્ત્રના પ્રહારવડે દુઃખિત થયલો કોઈ શૂરવીર મૂર્ચ્છિત થયલો રથ વિશે શયન કરે છે, પણ તે દેહ મૃત્યને પામેલો નથી, માટે દેહરૂપ આત્માના મરણની શંકાથી બાંધવોએ દેહને અગ્નિ વિશે દાહ કરવો નહિ. બાંધવોએ પ્રથમ દેહને શ્રેષ્ઠ જળવડે સ્નાન કરાવવું, તેને સુગંધી પુષ્પચંદનાદિવડે શોભાયમાન કરવો, તેને અનેક પ્રકારનાં વસ્ત્રવડે તથા અનેક પ્રકારની માળાઓવડે શોભાયમાન કરવો. બંધુજનોએ દેહને વિમાન ઉપર બેસાડી અનેક પ્રકારના વાદિત્રોના શબ્દ સહિત બહાર લઈ જવો.

વિરોચને વળી કહ્યું કે, સ્વભાવથી આપણા શત્રુ દેવો પણ વીરસંપ્રદાયના વિરોધી છે. બ્રાહ્મણ તથા દેવો વેદના અર્થને અન્યથા કરનારા છે, માટે તે પાપાત્મા બ્રાહ્મણ અને દેવોનો તમે નાશ કરો.જ્યારે તમે આ રીતે કરશો ત્યારે આ લોકમાં તમને સુખની પ્રાપ્તિ થશે તથા પરલોકમાં પણ સુખની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે જ્યારે વિરોચન રાજાએ સર્વ અસુરોને ઉપદેશ કર્યો ત્યારે તે અસુરો સર્વ જગતને દુઃખ દેવા લાગ્યા.

## ઇંદ્રનો વૃત્તાંત.

ઇન્દ્ર તથા વિરોચન બ્રહ્મલોકમાંથી નિકળ્યા પછી ઇન્દ્ર વિરોચનને તામસી સ્વભાવવાળો જોઇ, ધીમે ધીમે ચાલવાનું નિમિત્ત કરી કોઈ એકાંત પ્રદેશમાં ગયો. સાત્વિક સ્વભાવવાળો ઇન્દ્ર પોતાના મનમાં વિચાર કરી પૂર્વે ગ્રહણ કરેલા આત્મામાં દોષ જોવા લાગ્યો. જેમ બૃહદારણ્યક ઉપનિષદમાં દેવ, મનુષ્ય તથા અસુર આ ત્રણેએ પ્રજાપતિને પોતાના શ્રેયનું સાધન પૂછવા માંડયું ત્યારે પ્રજાપતિએ દકાર અક્ષરનો ઉચ્ચાર કર્યો. દકાર અક્ષરને સાંભળી, પોતપોતાની ભાવનાને અનુસાર દેવ ઇન્દ્રિયોના નિગ્રહરૂપ દમને શ્રેયનું સાધન માનવા લાગ્યા, મનુષ્યાદિ ગોસુવર્ણાદિના દાનને શ્રેયનું સાધન માનવા લાગ્યા તથા અસુરો દયાને જ શ્રેયના સાધનરૂપે માનવા લાગ્યા. તે જ રીતે આ સમયે પ્રજાપતિએ य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मा— એવું વચન ઇન્દ્ર તથા વિરોચન બન્નેને કહ્યું. આ વચનથી વિરોચન છાયાસદશ દેહને આત્મા માનવા લાગ્યો. ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો કે, છાયાના સ્વરૂપની સિદ્ધિ કરનારા દેહમાં જન્મ મરણ આદિ અનેક પ્રકારના વિકારો થાય છે. આવા વિકારવાળો દેહ અમૃત તથાઅભય આદિ ધર્મવાળો કેવી રીતે હોય? જેમ જન્મ મરણાદિ વિકારવાળા ઘટાદિ પદાર્થો આત્મા નથી, તેમ દેહ પણ આત્મા નથી. જ્યારે દેહમાં આત્મરૂપતા સિદ્ધ થતી નથી, ત્યારે બિંબરૂપ દેહને આધીન ચક્ષુ દર્પણાદિમાં રહેલી છાયામાં આત્મરૂપતા કેવી રીતે હોય ? કારણ કે પ્રજાપતિએ આત્માને અમૃત, અભય તથા બ્રહ્મરૂપે કહ્યો છે.

બ્રહ્મા—હે ઇંદ્ર! પૂર્વે તેં બત્રીશ વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળ્યું, પણ તેં સંકલ્પપૂર્વક મારા વચનથી પાળ્યું નહીં, પણ વિના સંકલ્પે પાળ્યું, જેથી તારા પોતાના ચિત્તની શુદ્ધિ માટે ફરી તું બત્રીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળ, ત્યાર પછી હું તને આત્માનો ઉપદેશ

કરીશ. આવું વચન જ્યારે પ્રજાપતિએ ઇંદ્રને કહ્યું ત્યારે ઇંદ્ર બ્રહ્માની આજ્ઞાને માની બત્રીશ વર્ષ ફરી બ્રહ્મચર્ય પાળવા લાગ્યો. ત્યાર બાદ ફરી ઇંદ્ર પ્રજાપતિ પાસે ગયો. ઇંદ્રને આવેલો જોઇ તેને પ્રજાપતિ સ્વપ્નાવસ્થાના સાક્ષીરૂપે આત્માનો ઉપદેશ કરવા લાગ્યા. પૂર્વે ચક્ષુમાં તથા જળપૂર્ણ ઘટમાં જે પુરૂષનો મેં તને ઉપદેશ કર્યો હતો, તેજ પુરૂષ સ્વપ્નાવસ્થામાં પોતાની વિભૂતિરૂપ અનેક પ્રકારના વિષયોને સાક્ષીરૂપેકરી અનુભવ કરે છે, તેને તું તારા આત્મારૂપે જાણ. આવું વચન જ્યારે પ્રજાપતિએ ઇંદ્રને કહ્યું ત્યારે તે બ્રહ્માનાવચનથીઅંતઃકરણાદિવિશિષ્ટ તૈજસ નામના જીવને આત્મા જાણી બહુજ પ્રસન્નથયો તથા પૂર્વની માફક બ્રહ્માને નમસ્કાર કરી પોતાના લોક પ્રતિ ચાલ્યો. અર્ધે માર્ગે ગયા પછી એકાંતસ્થળમાંપોતાનામનમાં આ રીતનો વિચાર કરવા લાગ્યો.—સ્વપ્નદ્રષ્ટા પુરૂષમાં પણ દોષ જોવામાં આવે છે. જેમ છાયારૂપઆત્મા સ્થૂલદેહના ગુણદોષને પ્રાપ્ત થાય છે, તેમ સ્વપ્નદ્રષ્ટા, જો કે સ્થૂલ દેહના ગુણ દોષને પ્રાપ્ત થતો નથી, છતાં તેમાંએક બીજો મહાન્ દોષ મને જણાય છે. સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષને કોઇ શત્રુ મારેછે. જેમ જાગ્રતાવસ્થામાં મદોન્મત્ત હાથી ક્રોધવાન્ થઇ પોતાની શુંડને ઉંચકી મૂઢ બાળકને ભય ઉપજાવે છે, તેમ સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષનેવૃક,વ્યાઘ્ર અને સર્પાદિ જીવો ભયની પ્રાપ્તિ કરે છે. સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પોતાના સુહૃદના વિયોગને જોઇ પરમ દુઃખ પામે છે તથા રૂદન કરે છે. આ રીતે અનેક રીતના દોષો સ્વપ્નદ્રષ્ટામાં જોવામાં આવે છે. પ્રજાપતિએ તો મને આત્મા અમૃત, અભય અને બ્રહ્મરૂપ કહ્યો છે, જે લક્ષણ સ્વપ્નદ્રષ્ટામાં ઘટતુંનથી. માટે સ્વપ્નદ્રષ્ટા આત્મા નથી, પણ તેથી ભિન્નબીજોજ કોઈ આત્મા હશે. આત્માને ઓળખવા હું ફરી બ્રહ્મા સમીપ જાઉં. આવો વિચાર કરી ઇન્દ્ર ફરી બ્રહ્મા પાસે ગયો. ઇન્દ્રને ફરી આવેલો જોઇ બ્રહ્મા કહેવા લાગ્યા કે, હે ઇન્દ્ર તું પૂર્વેઆત્મોપદેશ સાંભળી પોતાના લોક વિશે ગયો હતો, છતાં ફરી શામાટે આવ્યો ? આવું વચન જ્યારે બ્રહ્માએ ઇન્દ્રને કહ્યું ત્યારે તેણે સ્વપ્નદ્રષ્ટામાં જે દોષો જોયા હતા, તે સર્વ પ્રજાપતિને કહ્યા.

બ્રહ્મા—હે ઇન્દ્ર ! જે સમયે પુરૂષ સર્વ વિશેષ જ્ઞાનથી રહિત થઈ શયન કરે છે, તે સમયે હાર્દાકાશરૂપ બ્રહ્મલોકમાં એકતાના ભાવને પ્રાપ્ત થઇ તે સર્વ દુઃખથી તથા સર્વ ઇન્દ્રિયોથી રહિત થાય છે. જે હાર્દાકાશરૂપ બ્રહ્મલોકને પામેલો પુરૂષ તેને જાણી ફરી ફરી બહાર આવે છે, તે માયા માત્ર ઉપાધિવાળો હાર્દાકાશરૂપ બ્રહ્મલોક જ અમૃત, અભય અને બ્રહ્મરૂપ હોવાથી તારો આત્મા છે એમ જાણ. આજ આત્માવિશે મેં તનેપૂર્વે ઉપદેશ કર્યોહતો. આવુંવચન જ્યારે બ્રહ્માએ ઇન્દ્રને કહ્યું ત્યારે ઇન્દ્ર બ્રહ્માના વચનથી અજ્ઞાનવિશિષ્ટ પ્રાજ્ઞ જીવને આત્મા માની બહુજ પ્રસન્ન થઈ, પૂર્વની માફક નમસ્કાર કરી પોતાના લોક પ્રતિ વિચરવા લાગ્યો. અર્ધે માર્ગે ગયા પછી ફરી એકાંત સ્થળમાં પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે—સુષુપ્તિના પ્રાજ્ઞ નામના આત્મામાં પણ દોષ છે. સુષુપ્તિ અવસ્થામાં પ્રાજ્ઞ નામનો પુરૂષ સ્વપ્નદ્રષ્ટાની માફક ભયાદિને પ્રાપ્ત થતો નથી, છતાં હું આવો છું, એમ તે પોતાને પણ જાણતો નથી. તેમ મારાથી ભિન્ન આ પુરૂષ આવો છે, એમબીજાને પણ જાણતો નથી. પહેલીવાર ઇન્દ્રે બત્રીશ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યું, બીજી તથા ત્રીજીવાર બ્રહ્માએ બત્રીશ વર્ષ

ચર્ય પાળ્યું તથા ચોથીવાર પાંચ વર્ષ બ્રહ્મચર્ય પાળવાનું કહ્યું, એટલે બધું મળી ૧૦૧ વર્ષ લગી બ્રહ્માની સમક્ષમાં ઇન્દ્રે બ્રહ્મચર્ય પાળ્યું.

## બ્રહ્મચર્યનું માહાત્મ્ય.

હે શિષ્ય ! આ લોકમાં જે જે પદાર્થ અત્યંત દુર્લભ છે, તે દુર્લભ પદાર્થને પણ પુરૂષ બ્રહ્મચર્યવડે પ્રાપ્ત થાય છે. કારણ કે, વેદવેત્તા બ્રહ્મચર્યને જ સર્વ યજ્ઞાદિરૂપે કહે છે. જે કોઇ આનંદ સ્વરૂપ આત્માને જાણે છે, તે બ્રહ્મચર્યથી જ જાણે છે. બ્રહ્મચર્ય વિના કદી આત્મજ્ઞાન થતું નથી. આથી વેદવેત્તાઓ બ્રહ્મચર્યને યજ્ઞ કરી કહે છે. બ્રહ્મચર્યનું મુખ્ય ફળ તો આ છે કે, અધિકારી આનંદ સ્વરૂપ આત્માને જાણી મૃત્યુ તથા દુઃખરૂપ સંસારને તરી જાય છે. આ લોકમાં જેટલાં સાધનો છે, તે સર્વ બ્રહ્મચર્યમાં જ અંતર્ભૂત છે. જેમ હસ્તીના પાદમાં સર્વ ભાવનો અંતર્ભાવ થાય છે, તેમ બ્રહ્મચર્યમાં જ સર્વ સાધનનો અંતર્ભાવ થાય છે. બ્રહ્મચર્યથી અધિક કોઇ પણ સાધન નથી. અધિકારીની શુદ્ધિ કરનારા શૌચ તથા તેને સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ કરાવનારાં તપ પણ બ્રહ્મચર્યરૂપે છે. બ્રહ્મચર્યને વિશે રહેલા ઘણા બ્રાહ્મણો દિવલોકને પામેલા છે. બ્રહ્મચર્યસંપન્ન પુરૂષ કેવળ દિવલોકને જ પ્રાપ્ત થતો નથી, પણ તે દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકને પણ પામે છે. બ્રહ્મચર્ય પાળ્યાને ૧૦૧ વર્ષ પૂર્ણ થયા પછી બ્રહ્માએ કહ્યું;–હે ઇન્દ્ર ! સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ શરીરથી વિલક્ષણ આનંદસ્વરૂપ આત્માનો પૂર્વે મેં તને ચક્ષુ આદિ સ્થાનોમાં ઉપદેશ કર્યો, પણ અજ્ઞાનને લીધે તેં આત્માને અન્યથા રીતે ગ્રહણ કર્યો.

## ત્રણ શરીરનું વર્ણન.

હે ઇન્દ્ર ! જે શરીરવિશિષ્ટ આત્માને તેં ગ્રહણ કર્યો, તે આત્માનું ઉપાધિરૂપ શરીર, સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણના ભેદે કરી ત્રણ પ્રકારનું છે. આ ત્રણ પ્રકારનું શરીર કેવળ અજ્ઞાનવડે સિદ્ધ છે. અજ્ઞાનનો નાશ થયા પછી કાર્ય કારણરૂપે કરી શરીરની સિદ્ધિ થતી નથી. આ ત્રણ શરીરો અવિદ્યાવડે કલ્પાયલાં છે. માટે ત્રણેમાં જો કે મરણધર્મ સમાન છે, છતાં સ્થૂલ શરીર સર્વદા મરણ ધર્મવાળું છે. કારણ કે, જેમ સર્પ પોતાના ભક્ષ્યરૂપે દેડકાને ગ્રહણ કરે છે, તેમ પ્રમાદરૂપ મૃત્યુ પોતાના ભક્ષ્યરૂપે કરી સ્થૂલ શરીરને ગ્રહણ કરે છે. સ્થૂલ શરીરમાં અજરત્વ, અમરત્વ તથા અભયત્વ આદિ આત્માનું લક્ષણ સંભવતું નથી. માટે સ્થૂલ શરીર આત્મા નથી, પણ સ્થૂલ શરીરથી વિલક્ષણ આત્મા છે. જેમ સ્થૂલ શરીર આત્મા નથી, તેમ સૂક્ષ્મ શરીર પણ આત્મા નથી. કારણ કે, જેમ અનુકૂળરૂપ પ્રિયતા તથા પ્રતિકૂલરૂપ અપ્રિયતા આ બન્ને ધર્મો સ્થૂલ શરીરમાં રહે છે, તેમ સૂક્ષ્મ શરીરમાં પણ પ્રિય અપ્રિય ધર્મો રહેલા છે. વળી આત્મા પ્રિય અપ્રિય ધર્મથી રહિત હોવાથી સૂક્ષ્મ શરીરમાં આત્મરૂપતા સંભવતી નથી. સૂક્ષ્મ શરીરથી પણ આત્મા વિલક્ષણ છે. આ રીતે ત્રીજું અજ્ઞાનરૂપ કારણ શરીર પણ આત્મા નથી. કારણ કે, સુષુપ્તિના કારણ શરીરમાં જો કે સુષુપ્તિ કાળે દુઃખ નથી, છતાં અજ્ઞાનરૂપ કારણશરીરમાં ભાવી દુઃખ બીજરૂપ થઇ રહે છે, માટે અજ્ઞાનરૂપ કારણશરીર સર્વ દુઃખના બીજરૂપ હોવાથી આત્મા કહેવાય જ નહિ. આથી કારણશરીરથી પણ આત્મા વિલક્ષણ છે.

ઇન્દ્ર–હે ભગવન્ ! જો કદાપિ આત્મામાં સુખ તથા દુઃખ નથી તો હું સુખી છું, હું દુઃખી છું, આ રીતે આત્મામાં સુખ તથા દુઃખનો ભાસ કેમ થાય છે ?

બ્રહ્મા–હે ઇન્દ્ર ! પ્રીતિ કરનારૂં સુખ તથા અપ્રીતિ કરનારૂં દુઃખ, જે આનંદ સ્વરૂપ આત્મામાં પ્રતીત થાય છે, તે કેવળ શરીરના તાદાત્મ્ય અધ્યાસથી થાય છે.

ઇન્દ્ર–હે ભગવન ! જો જીવાત્માની સર્વદા બ્રહ્મની સાથે અભેદતા હોય તો જીવાત્માને સંસાર દશામાંથી મોક્ષ દશામાં કયી વિશેષતા પ્રાપ્ત થાય છે ?

બ્રહ્મા–હે ઇન્દ્ર ! ત્વંપદાર્થરૂપ જીવાત્મામાં 'હું કર્તા છું' 'હું ભોકતા છું' આ રીતના કર્તૃત્વ ભોકતૃત્વાદિ ધર્મો પ્રતીત થાયછે. એ કર્તૃત્વાદિ ધર્મો અવિદ્યાવડે કલ્પિત હોવાથી મિથ્યા છે તથા જીવાત્માની સ્વયંપ્રકાશતા તથા અદ્વિતીય આનંદરૂપતા વાસ્તવિકસ્વરૂપ વાળી છે. વાસ્તવિક સ્વરૂપ તત્પદાર્થરૂપ બ્રહ્મનું પણ સ્વરૂપ છે. માટે વાસ્તવિકસ્વરૂપે કરી જીવ તથા બ્રહ્મ બન્ને અભિન્ન છે.

ઇન્દ્ર–હે ભગવન્ ! વિદ્યુદાદિ જડ પદાર્થને તથા જીવાત્મા ચેતનને લય કાળે જો સમાન જ બ્રહ્મભાવની પ્રાપ્તિ થતી હોય તો શ્રુતિમાં જીવાત્માને બ્રહ્મભાવની પ્રાપ્તિ થવા માટે વિદ્યુદાદિનું જે દૃષ્ટાંત આપ્યું છે, તે અયોગ્ય ગણાય. કારણકે કિંચિત્ માત્ર વિલક્ષણતાને અંગીકાર કરી ઉપમાન ઉપમેય ભાવ હોય છે, માટે તેને વિશે કંઇ પણ વિલક્ષણતા કહેવાવી જોઇએ.

બ્રહ્મા–હે ઇન્દ્ર ! જેમ જીવાત્માને શ્રુતિએ લય અવસ્થામાં પરબ્રહ્મભાવની પ્રાપ્તિ કહી છે, તેમવિદ્યુદાદિ જડ પદાર્થને પણ પરબ્રહ્મ ભાવની પ્રાપ્તિ કહી છે. છતાં દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિકમાં કાર્યાકાર્યતારૂપે વિલક્ષણતા છે.

ઇન્દ્ર–હે ભગવન્ ! વિદ્યુદાદિ માફક જીવાત્મામાં પણ કાર્યરૂપતા શામાટે હોતી નથી ?

બ્રહ્મા–જો વિદ્યુદાદિની માફક જીવાત્મામાં પણ કાર્યરૂપતા માનીએ તો તે પદાર્થ કાર્યરૂપ થવાથી નાશવાન્ થાય. જેમ દેહાદિ કાર્યરૂપ હોવાથી નાશવાન્ છે, તેમ જીવાત્મા પણ કાર્યરૂપ થવાથી અવશ્ય નાશ થશે. તેથી આત્મા અજર, અમર, અભય તથા બ્રહ્મરૂપે છે. આરીતે આત્માનું સ્વરૂપ કહેનારો હું અસત્ય વકતા કહેવાઇશ. ત્રણવાર આત્મામાંવિનાશરૂપતાનો દોષ જોઇ તું મારી પાસે આવ્યો. જો ચોથીવાર પણ તને અવિનાશી આત્માનો લાભ ન થયો હોત તો તારૂં આવવું વ્યર્થ થાત.

પ્રજાપતિ–હે ઇંદ્ર ! અદ્વિતીય ભાવરૂપ ફળનીપ્રાપ્તિ સમયે જીવબ્રહ્મનું અભેદ સ્વરૂપ સર્વ કાર્ય કારણરૂપ પ્રપંચથી શ્રેષ્ઠ છે તથા સર્વ ઉપાધિઓમાં પરિપૂર્ણ છે. માટે શ્રુતિ ભગવતીએ જીવ બ્રહ્મના અભેદ સ્વરૂપને ઉત્તમ પુરૂષ કરી કહ્યું છે. આ અભેદ સ્વરૂપથી બીજો કોઇ પદાર્થ ઉત્તમ નથી.

## જીવન્મુક્ત પુરૂષોની સ્થિતિ.

હે ઇન્દ્ર ! મહાવાકયથી જીવ બ્રહ્મના અભેદને જાણનારા ઉત્તમ પુરૂષો પોતાના પ્રારબ્ધ કર્મની સમાપ્તિ પર્યંત જે પ્રકારે નિવાસ કરે છે, તે પ્રકારને તું શ્રવણ કર. નિર્વિકલ્પ સમાધિમાં રહેલ જીવન્મુકત પુરૂષ સર્વ પ્રકારે અદ્વિતીય બ્રહ્મને જ જૂવે છે. અદ્વિતીય બ્રહ્મ વિના બીજો કોઈ પણ અનાત્મ પદાર્થ જોતો નથી. સમાધિમાંથી ઉઠવાની દશામાં જીવન્મુકત સર્વ જગતને પોતાના આત્મારૂપે જોતો, સર્વ લોકમાં પોતાની ઇચ્છાપૂર્વક

સ્વતંત્ર રીતે વિચરે છે. જેમ મહારાજાસ્વતંત્ર થઈપોતાના દેશમાં વિચરે છે, તેમ જીવન્મુક્ત પણ સ્વતંત્ર થઈ વિચરે છે. સર્વાત્મારૂપ વિદ્વાન્ સર્વ પ્રાણીરૂપે કરીભક્ષ્યાભક્ષ્યપદાર્થનું ભોજન કરે છે, બાલક સમાન અનેક પ્રકારની ક્રીડાઓ કરે છે, મહાન્ પુરૂષોવડે આદરભાવને પામે છે, ઇન્દ્રાદિરૂપે કરી દેવાંગનાઓ સાથે રમણ કરે છે, અનેક પ્રકારના રથાદિ વાહનોમાં આરૂઢ થાય છે, અનેક સખીઓ સાથે રમણ કરે છે તથા પોતાના બંધુઓ સાથે બિરાજમાન થાય છે. આ રીતે અનેક વ્યવહારોને કરતો છતો વિદ્વાન્, જેમ સુષુપ્ત પુરૂષ સુષુપ્તિકાળે પોતાના દેહનું સ્મરણ કરતો નથી, તેમ વ્યવહારો સહિત પોતાના દેહનું કદાપિ સ્મરણ કરતો નથી.

ઇન્દ્ર–હે ભગવન્ ! દેહાદિ સર્વ પદાર્થને વિસ્મરણ કરતા વિદ્વાનને મંદબુદ્ધિ કહેવામાં આવે, તેનું કેમ ?

બ્રહ્મા–હે ઇંદ્ર ! જેમ કોઇ પુરૂષ ઉન્મત્ત દશામાં અનેક પ્રકારના વિપરીત વ્યવહારો કરે છે, પણ જ્યારે તે પુરૂષની ઉન્મત્ત દશા નિવૃત્ત થાય છે ત્યારે તે સર્વ વ્યવહારોનું વિસ્મરણ કરતો છતો મંદબુદ્ધિ કહેવાતો નથી, તેમ વિદ્વાન્ પણ આ દેહના વ્યવહારોનું વિસ્મરણ કરવાથી મંદબુદ્ધિ કહેવાતો નથી, પણ તે વ્યવહારનું સ્મરણ કરવાથી મંદબુદ્ધિ કહેવાય છે.

સર્વજગતના અધિષ્ઠાનરૂપે કરી તત્પદાર્થરૂપ જે પરમાત્માદેવ મેં તમને કહ્યા, તે પરમાત્માદેવ જ સર્વ ભૂત પ્રાણીઓના હૃદયમાં ત્વંપદાર્થ જીવરૂપે કરી રહે છે તથા સંઘાતરૂપ ઉપાધિના સંબંધથી શબલ સંજ્ઞાને પામે છે. આ આનંદસ્વરૂપ પરમાત્માદેવને જે અધિકારી પોતાના આત્મારૂપે કરી સાક્ષાત્કાર કરે છે, તે વિદ્વાન્ મહા પાપોથી લેપાયમાન થતો નથી તથા તેને પાપકર્મ સ્પર્શ કરતા નથી. જે વિદ્વાનને સર્વ કાળે પરમાર્થ સત્ય સાક્ષી જ મારો આત્મા છે, આ રીતના આવરણથી રહિત થયલું આત્મજ્ઞાન થાય છે, તે વિદ્વાનપાપકર્મ કેવી રીતે કરી શકશે? કારણ કે પાપકર્મમાં પ્રવૃત્તિનો હેતુ દ્વૈતદર્શન છે. આ દ્વૈતદર્શન વિદ્વાન્ પુરૂષનું નિવૃત્ત થઇ જાય છે. જે વિદ્વાન્ સર્વદા સુખરૂપ આત્માને પ્રિય જાણે છે તથા આત્માથી ભિન્ન વિષયસુખને પ્રિય જાણતો નથી, તે વિદ્વાન્ વિષયસુખની પ્રાપ્તિ અર્થે કેવી રીતે પાપકર્મને કરશે? જન્મમરણાદિ વિકારને પણ અન્ય જ પામે છે. હું સાક્ષી આત્મા જન્મમરણાદિ વિકારને પામતો નથી. વળી શુભ અશુભ કર્મના સુખ દુઃખરૂપ ફળને પણ અન્યજ ભોગવે છે, હું સાક્ષી આત્મા ફળનો ભોકતા નથી. આ રીતે સર્વદા પોતાને અસંગ જાણતો વિદ્વાન જ્યારે પુણ્ય કર્મનોકર્તા પણ પોતાને માનતો નથી, ત્યારે તે પાપકર્મને નહિજકરે, તેને વિશે તો શું જ કહેવું ?

ઇન્દ્ર–હે ભગવન્ ! વ્યવહારમાં રહેલ વિદ્વાનનો આવો મહિમા કેવી રીતે થાય ?

બ્રહ્મા–હે ઇન્દ્ર! જે વિદ્વાન્ સર્વ ભૂત પ્રાણીઓના આત્મારૂપ છે તથા સર્વ ભૂત પ્રાણીને અભિન્ન કરી જૂવે છે, તેવા બ્રહ્મવેત્તાના નિષ્ઠારૂપ માર્ગમાં અનેક બુદ્ધિમાન્ પુરૂષ મોહને પામે છે. જે દેવ વિદ્વાનના નિષ્ઠારૂપ માર્ગની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, તે દેવને ધન્ય છે. વળી જ્યાં સુધી અંતઃકરણની શુદ્ધિપૂર્વક આત્મજ્ઞાન નથી થયું, ત્યાં સુધી ચારે આશ્રમમાં કોઇ આશ્રમને ધારણ કરી પોતપોતાના

યજ્ઞાદિ કર્મને સાવધાન થઇ કરવાં. નિષ્કામ કર્મવડે અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્યારે તમને વૈરાગ્યની પ્રાપ્તિ થાય ત્યારે આત્મસાક્ષાત્કાર માટે પરમહંસ સંન્યાસને ગ્રહણ કરવો. વૈરાગ્ય વિના કદી પરમહંસ સંન્યાસ ગ્રહણ કરવો નહિ. દેવરાજ ઇન્દ્ર પ્રજાપતિથી બ્રહ્મવિદ્યાને પામી, તે અગ્નિ વાયુ આદિ દેવોને કહેવા લાગ્યા તથા ઉમારૂપ બ્રહ્મવિદ્યાના અનુગ્રહથી તે અગ્નિ વાયુ આદિ દેવો પણ ત્રણ અવસ્થાથી રહિત ભૂમા બ્રહ્મને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરવા લાગ્યા. હે શિષ્ય ! દેવો સાત્વિક સ્વભાવવાળા હોવાથી તેઓમાં પરમેશ્વરનો મહાન્ પક્ષપાત છે. આ કારણથી ઇન્દ્રાદિ દેવો બ્રહ્મને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરવા લાગ્યા. હે શિષ્ય ! આ અધ્યાયના આરંભમાં તેં જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓથી રહિત ભૂમા આત્માનું સ્વરૂપ પૂછ્યું, તે મેં તને વિસ્તારથી આ પ્રમાણે કહ્યું. હવે જો કંઇ બીજું સાંભળવાની ઇચ્છા હોય, તે કહે.

इति ते सर्व माख्यातं यत्पृष्टं भवता त्विह
अवस्थात्रयनिर्मुक्तं किमन्यच्छ्रोतुमिच्छसि
॥ ३७६ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे छांदोग्यसारार्थप्रकाशे प्रजापतीन्द्रविरोचनाख्यायिका नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

# અધ્યાય ૧૫ મો.

## सामवेदीय—केनोपनिषद्.

देवानां ब्रह्मविद्यायाः प्रसादाद्ब्रह्मबोधनम् ।
श्रुत्वा शिष्योऽत्र तत्प्रष्टुं पुनराह गुरुं त्विदम् ॥

### ઉમાદેવી તથા ઇન્દ્રાદિ અન્ય દેવોનો સંવાદ.

શિષ્ય પૂછે છે —હે ભગવન્! ચૌદમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, દેવોના મધ્યમાં ઇન્દ્ર, અગ્નિ ને વાયુ આદિ દેવોના બ્રહ્મવિદ્યારૂપ ઉમાદેવીના અનુગ્રહથી વિશેષ કરી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું અને પ્રસંગમને સાંભળવાની ઇચ્છા થાય છે, માટે કૃપા કરીને તે આપ મને સંભળાવો. આ રીતે શિષ્યે પૂછ્યું ત્યારે ગુરૂ શ્રદ્ધાવાન્ શિષ્યને કેન ઉપનિષદની અધિકારીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવનારી કથાનો ઉપદેશ કરવા લાગ્યા.

ગુરૂ—હે શિષ્ય! શુદ્ધ અંતઃકરણવાળા અગ્નિને વાયુ આદિક દેવો દેવરાજ ઇન્દ્રથી બ્રહ્મવિદ્યાને પામી, ઇન્દ્રની સમીપ જઇ આ પ્રમાણે કહેવા લાગ્યા.

દેવો—હે દેવરાજ ઇન્દ્ર! શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોને, વાગાદિ પાંચ કર્મેન્દ્રિયોને, મનને તથા પ્રાણોને પોતપોતનાં કાર્યો કરવાની કોણ પ્રેરણા કરે છે? શ્રોત્રાદિ ઇન્દ્રિયોને પોતપોતાના કાર્યમાં શું જીવ જ પ્રેરણા કરે છે?

ઇન્દ્ર—હે દેવો! જો આત્મા શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયોના પણ ઇન્દ્રિયરૂપ હોય, મનના પણ મનરૂપ હોય, પ્રાણના પણ પ્રાણરૂપ હોય તો જે આત્માને બ્રહ્માએ જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓથી રહિત કહ્યો છે, તે આત્માદેવ જ સર્વ દેહધારી જીવોના તથા શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયોને પ્રેરણા કરનાર થાય.આત્મા પ્રાણનો પણ પ્રેરક છે. કારણ કે આલોકમાં કોઇપણદેહધારી જીવ પ્રાણ તથા અપાનવડે જીવતો નથી, પણ જે આત્માના આશ્રયે પ્રાણ તથા અપાન વાયુઓ રહ્યાછે, તે આત્મારૂપ પ્રાણવડેજ સર્વ પ્રાણીઓ જીવે છે. માટે આત્માને શ્રુતિએ પ્રાણનો પણ પ્રાણ કહ્યો છે. શ્રોત્રાદિ ઇન્દ્રિયો તથા મન આત્માની સત્તા સ્ફુર્તિને પામી, પોતપોતાનાં કાર્ય કરવામાં સમર્થ થાય છે, માટે શ્રુતિએ તેને ઇન્દ્રિયોના પણ ઇન્દ્રિયરૂપ કહ્યો છે તથા મનના પણ મનરૂપ કહ્યો છે. આ રીતે જે અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી ઇન્દ્રિયોના પ્રવર્તક આત્માને શ્રવણ કરી, પછી શુદ્ધ મનવડે તેનો વિચાર કરે છે, તે અધિકારી જાગ્રતાદિ ત્રણ અવસ્થારૂપ બંધથી મુક્ત થઇ અંતર્યામી અદ્વિતીય આત્માનો નિશ્ચય કરેછે. ઇન્દ્રિયાદિના પ્રવર્તક આત્માના જ્ઞાનથી વિદ્વાન્ જન્મમરણાદિ વિકારોની નિવૃત્તિ પૂર્વક બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ અમૃતને પામે છે. બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ વિદ્વાન્ ફરી જન્મમરણરૂપ સંસારને પામતો નથી.

હે દેવો! પૂર્વના આચાર્યોએ મને વિદિત તથા અવિદિત પદાર્થથી ભિન્ન આત્માનું સ્વરૂપ કહ્યું છે, તે ઉપદેશ હું તમને કરૂં છું, માટે તમે સાવધાન થઇ સાંભળો. જે પ્રત્યક્ ચેતન શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયવડે, વાગાદિ કર્મેન્દ્રિયવડે, મનવડે તથા સર્વ દેવો જેની વિભૂતિઓ છે, એવા ક્રિયા શક્તિપ્રધાન પ્રાણવડે જણાતો નથી તથા જે પોતાના સાક્ષીસ્વરૂપવડે સર્વ ઇંદ્રિયોને, મનને, પ્રાણને, તેમજ ઇન્દ્રિય, મન તથા પ્રાણના વ્યાપારને જાણે છે, જે પોતાની સમીપતાવડે ઇંદ્રિયાદિકોને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, તે ચેતનને તમે બ્રહ્મરૂપે જાણો. જે વસ્તુને તમે પરાક્રૂપે ઉપાસના કરો છો, તે બ્રહ્મરૂપ નથી. 'આત્માનું સ્વરૂપ અમે દેવોને સુખથી જાણવા યોગ્ય નથી. કારણ કે અમો રોજ રોજ આત્માના સ્વરૂપની ઉપાસના કરીએ છીએ,' આવું તમારે તમારા મનમાં કદી ધારવું નહિ. જે આત્માના દહરાકાશ નામના રૂપને તમો ઉપાસો છો, તે રૂપ પણ કેવળ ધ્યાન કરવા યોગ્ય છે, પણ જાણવા યોગ્ય નથી. સર્વ જીવો આત્માને " अहं अस्मि હું છું," આ રીતે આત્મારૂપે જાણે છે. માટે તેઓ તેને વિજ્ઞેય કરી કહે છે. બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી આત્માને અદ્વિતીય બ્રહ્મરૂપે કરી જાણનારા અધિકારીઓ આત્માને સુવિજ્ઞેય કરી કહે છે તથા શ્રુતિપ્રતિકૂલ તર્કશાસ્ત્રોવડે આત્મા કદી જણાતો નથી. માટે આત્માને દુર્વિજ્ઞેય કહેવામાં આવ્યો છે. સત, ચિત્ તથા આનંદસ્વરૂપ સ્વયંજ્યોતિ

આત્મા જો કે સર્વ પ્રાણીના હૃદયકમળમાં વિરાજમાન છે તથા સુષુપ્તિ અવસ્થામાં સર્વ જીવને પ્રાપ્ત છે, છતાં સંસાર કલેશથી તપ્ત તથા પરમેશ્વરની માયાથી મોહિત જીવ તેને કદી જાણી શકતો નથી. જેમ આંધળો પુરૂષ પોતાના હાથમાં રહેલ મણિને જાણી શકતો નથી, તેમ અજ્ઞાની જીવ આત્માને જાણી શકતો નથી. જીવ આત્માથી ભિન્ન અનાત્મ પદાર્થને સર્વદા જૂવે છે. અનાત્મ પદાર્થના દર્શનથી જીવને વારંવાર જન્મ મરણની પ્રાપ્તિ થાય છે. આત્મા 'अहं अस्मि' આ રીતના શબ્દનો તથા શબ્દજન્ય જ્ઞાનનો વિષય થઇ પ્રતીત થાય છે. આથી આત્મા સર્વ પ્રાણીને વિદિત છે. આત્મા કેવળ 'अहं अस्मि' આ રીતની પ્રતીતિવડે વિદિત નથી, પણ જાગ્રત તથા સ્વપ્નમાં અસ્તિ, ભાતિ તથા પ્રિય ઇત્યાદિ પ્રતીતિવડે પણ જણાય છે.

દેવો–હે ભગવન્! મહાન્ બુદ્ધિવાળા લૌકિક પુરૂષો તથા વેદવેત્તા પુરૂષો બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશ વિના પોતાની બુદ્ધિના બળથી આત્માને કોઇ જાણી શકતા નથી.

ઇન્દ્ર–હે દેવો! અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશ વિના કેવળ પોતાના બુદ્ધિબળ-વડે આત્માને કદી પણ જાણી શકતા નથી. જો તેઓ આત્માને ઉપદેશ વિના જાણે, તો પણ તેઓ વાસ્તવિક સ્વરૂપને જાણી શકતા નથી. પણ લોકપ્રસિદ્ધ વિશેષરૂપે અથવા સામાન્યરૂપે કરી જાણી શકશે. આત્મા સર્વ વિશેષોથી રહિત નિર્વિશેષરૂપ છે. માટે જે પુરૂષ નિર્વિશેષ આત્માને વિશેષરૂપે જાણે છે, તે ભ્રાંત પુરૂષ આત્માના સ્વરૂપને જાણતો નથી. જેમ સર્પ ભાવથી રહિત રજ્જુને સર્પરૂપે કરી જોનારો પુરૂષ રજ્જુના સ્વરૂપને જાણતો નથી, તેમ નિર્વિશેષ આત્માને સવિશેષરૂપે કરી જોનારો પુરૂષ પણ આત્માના સ્વરૂપને જાણતો નથી. આત્માના વિશેષરૂપની અપેક્ષાવાળા સામાન્યરૂપથી પણ તે રહિત છે. માટે સામાન્ય ભાવથી રહિત આત્માને જે સામાન્યરૂપે જાણે છે, તે પણ આત્માના સ્વરૂપને જાણતો નથી. માટે બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશ વિના અધિકારીને આત્માનું યથાર્થ જ્ઞાન કદી થતું નથી. અધિકારી જ્યારે બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી આત્માનું શ્રવણ કરે છે ત્યારે આત્માના યથાર્થ સ્વરૂપનો અવશ્ય કરી નિશ્ચય કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः। अविज्ञातं विजानतां विज्ञातमविजानतां—જે પુરૂષના સિદ્ધાંતમાં આત્મારૂપ બ્રહ્મ માતા, માન તથા મેય આ ત્રિપુટીગોચર જ્ઞાનનો વિષય છે તે, બ્રહ્મના અદ્વિતીય સ્વભાવથી વિપરીત ત્રિપુટીરૂપ ભેદને જૂવે. આથી ભેદદર્શી પુરૂષ બ્રહ્મને જાણતો નથી. આટલો मतं-यस्य न वेद सः શબ્દનો અર્થ છે. હવે यस्यामतं तस्य मतं આ પ્રથમ પદનો અર્થ, હે દેવો! તમે સાંભળો. જે અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના મુખથી ત્રિપુટીરૂપ દ્વૈતથી રહિત અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરી 'મેં અદ્વિતીય બ્રહ્મને જાણ્યો છે,' આરીતનો સિદ્ધાંત કરે છે, તે જ વિદ્વાન બ્રહ્મના અદ્વિતીય વાસ્તવિક સ્વરૂપને જાણે છે.

દેવો–હે ભગવન્! આપે બ્રહ્મજ્ઞાનની અપ્રમાણતામાં ભેદની વિષયતારૂપ હેતુ કહ્યો તથા બ્રહ્મજ્ઞાનની પ્રમાણતામાં ભેદની અવિષયતારૂપ હેતુ કહ્યો, તે કેવી રીતે સંભવે?

ઇન્દ્ર–હે દેવો! બ્રહ્મજ્ઞાનની પ્રમાણતામાં તથા અપ્રમાણતામાં બે હેતુઓ શ્રુતિએ કહ્યા

છે, તેમાં अविज्ञातं विजानतां એપદથી બ્રહ્મજ્ઞાનના અપ્રમાણનો હેતુ દર્શાવ્યો છે. માયાથી મોહિત પુરૂષ પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય ઇત્યાદિરૂપે કરી અદ્વિતીય બ્રહ્મને અનેકરૂપે માનતો હોવાથી ભેદદર્શીને અદ્વિતીય બ્રહ્મ સર્વદા અજ્ઞાત રહે છે. કારણ કે સર્વદા અભિન્ન સ્વભાવવાળો બ્રહ્મ કદાપિ ભેદવાળો થતો નથી. विज्ञातमविजानतां આ ચોથા પદથી બ્રહ્મજ્ઞાનના પ્રમાનો હેતુ દર્શાવ્યો છે. જે અધિકારી આનંદસ્વરૂપ અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મને જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, ઇત્યાદિ નાના પ્રકારે નથી જાણતો, તે અભેદદર્શી વિદ્વાનને અદ્વિતીય બ્રહ્મ સર્વદા વિજ્ઞાત છે. આવા વિદ્વાનનું બ્રહ્મજ્ઞાન પણ પ્રમારૂપ છે. જે અધિકારી 'હું બ્રહ્મરૂપ છું' આ રીતના બોધવડે ક્ષણે ક્ષણે પોતાના આત્મસ્વરૂપનું ચિંતન કરે છે, તેને પોતાના આત્માનું સ્વરૂપ જણાયેલું જ છે. કારણ હું બ્રહ્મરૂપ છું, આ રીતના અભેદ જ્ઞાન, સર્વ અધિકારી આનંદસ્વરૂપ આત્માને પામે છે. અભેદ જ્ઞાન વિના કોઇ પણ આત્માદેવની પ્રાપ્તિ થતી નથી. આનંદસ્વરૂપ આત્મા જન્મમરણાદિ છ વિકારોથી રહિત છે, જેથી વેદવેત્તા તેને અમૃત કરી કહે છે. બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન તથા કૃપણતાદિ દોષરહિત અધિકારી બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી શુદ્ધ મનવડે બ્રહ્મવિદ્યારૂપ વીર્યને પામે છે. બ્રહ્મવિદ્યારૂપ વીર્યવડે અધિકારી આત્માનંદરૂપ અમૃતને પામે છે મોક્ષરૂપ અમૃતને પ્રાપ્ત થઇ અધિકારી ફરી મરણને પ્રાપ્ત થતો નથી. અધિકારી શરીરમાં જ્યારે પુરૂષ પોતાના હિતનો વિચાર કરી બ્રહ્મચર્યાદિ સાધનને કરે છે, ત્યારે તે થોડા પ્રયત્નથી આત્માનંદરૂપ મહત્ ફળને પામે છે. આવા મહત્ફળને પામવાથી જીવાત્મા આનંદના સમુદ્રરૂપ થાય છે તથા માયા તેમજ માયાનાં કાર્ય સર્વ દુઃખરૂપ ફીણથી રહિત થાય છે. આત્માનંદરૂપથી બીજો કોઇ પણ પદાર્થ જીવને મેળવવા યોગ્ય રહેતો નથી. આ ફળ મેળવવા અધિકારીએ અવશ્ય પ્રયત્ન કરવો. વળી આત્મજ્ઞાન અધિકારી શરીરમાંજ પ્રાપ્ત થાય છે, આ વાત સર્વ વિદ્વાનોના અનુભવસિદ્ધ છે. પૂર્વે જે જે અધિકારીઓ અધિકારી શરીરને પામી બ્રહ્મચર્યાદિ સાધનવાળા તથા પરમ ધૈર્યવાન્ હતા, તે સર્વે બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશવડે આકાશની માફક સર્વત્ર વ્યાપક સ્વયંજ્યોતિ આનંદસ્વરૂપ નિર્ગુણ અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણવાથી જીવિત અથવા મરણાવસ્થામાં અમૃતભાવને પામ્યા હતા તથા અમૃતભાવને પામ્યા પછી તે વિદ્વાનો ફરી જન્મમરણાદિ વિકારોથી રહિત થયા હતા. આત્મજ્ઞાનવડે અમૃત ભાવની પ્રાપ્તિરૂપ ફળ સર્વ વિદ્વાનને અનુભવસિદ્ધ છે. સર્વ ભૂત પ્રાણી માત્રમાં રહેલા પરમાત્મદેવ વાસ્તવિક એક જ છે, તથાપિ દેહાદિકના ભેદવડે તે નાનારૂપે પ્રતીત થાય છે. જેમ વાસ્તવિક એક જ ચંદ્રમા જળના પાત્રના ભેદવડે ઘણારૂપે જણાય છે, તેમ એકજ પરમાત્મા ઉપાધિના ભેદે ઘણારૂપે જણાય છે. એવા સર્વત્રવ્યાપક પરમાત્મદેવને જે અધિકારી પોતાના આત્મારૂપે જાણે છે, તે પૂર્વના વિદ્વાન્ પુરૂષોની માફક સર્વ લોકને તથા સર્વ ભોગ્ય પદાર્થોને પોતાના આત્મારૂપે કરી પામે છે. જેમ અન્નના ભોજનનું મુખ્ય ફળ ક્ષુધાની નિવૃત્તિ છે તથા પુષ્ટિ ભોજનનું *નાંતરીય ફળ છે, તેમ બ્રહ્મજ્ઞાનનું મુખ્ય ફળ અમૃત ભાવની પ્રાપ્તિ છે તથા શત્રુઓના પરાજયાદિ બ્રહ્મજ્ઞાનનું નાંતરીય ફળ છે.

* મુખ્ય ફળની પ્રાપ્તિ કરવાવાળા પ્રયત્નથી જે ફળની સિદ્ધિ થાય છે, તે નાંતરીય ફળ છે.

હે શિષ્ય! આ રીતે અગ્નિ આદિ દેવો ઇન્દ્રના મુખથી બ્રહ્મવિદ્યાને સાંભળી બ્રહ્મભાવને પામ્યા હતા તથા તે બ્રહ્મવિદ્યાના પ્રભાવથી તેઓએ સર્વ લોકને, સર્વ કામોને, સર્વ શત્રુથી જયને મેળવ્યો હતો તથા સર્વ દુઃખોથી રહિત થયા હતા. આ રીતે આત્મસાક્ષાત્કારના પ્રભાવવડે બ્રહ્મરૂપતાને પામેલા દેવોથી અસુરોનો નાશ થતો હતો. જેમ અગ્નિના સમીપથી પતંગ નાશને પામે છે, તેમ બ્રહ્મવેત્તા દેવતાઓની સમીપતાથી અસુરો ક્ષયને પામ્યા. જેમ અગ્નિવડે તપેલો લોખંડનો ગોળો સૂકાં અથવા લીલાં ઘાસોને બાળી ભસ્મ કરે છે,તેમ બ્રહ્મરૂપી અગ્નિના પ્રકાશથી દેવો અસુરોને બાળવા લાગ્યા. જેમ લોહપિંડ તૃણનો દાહ કરે છે, તે અગ્નિના પ્રભાવથી જ થાય છે, પણ સ્વભાવથી લોહપિંડમાં દાહ કરવાનું સામર્થ્ય હોતું નથી, તેમ ઇન્દ્રાદિ દેવોએ અસુરોનો દાહ કર્યો, તે બ્રહ્મવિદ્યારૂપ અગ્નિના પ્રભાવથી જ, પણ સ્વભાવથી દેવોનું અસુરોને દાહ કરવાનું સામર્થ્ય હોતું નથી.

શિષ્ય–હે ભગવન્! જો બ્રહ્મ જ પોતાના બળથી દેવોના જયનું કારણ હોય તથા અસુરોના પરાજયનું કારણ હોય તો તેમાં પણ અસ્મદાદિ જીવોની માફક વિષમતા દોષની પ્રાપ્તિ થાય.

ગુરૂ–હે–શિષ્ય! જેમ સૂર્ય ભગવાન્ સર્વત્ર પ્રકાશમાન છતાં અત્યંત નિર્મળ સૂર્યકાન્તમણિમાં વિશેષે કરી પ્રતિબિંબપણાને પામે છે, તેમ સર્વત્રવ્યાપક બ્રહ્મ, સત્વગુણ પ્રધાન છે, એવા દેવોમાં વિશેષે કરી સંબંધને પામે છે. જેથી દેવો વિશેષ તેજવાળા થાય છે. જેમ આ લોકમાં પુતળીઓને નચાવનારો સૂત્રધાર પુરૂષ, સૂત્રથી લાકડાંની પૂતળીને ચલાયમાન કરે છે તથા તે પૂતળીઓમાં એકનો જય કરે છે તથા એકનો પરાજય કરે છે, તેમ જગત્‌રૂપ લીલા કરવામાં પ્રવૃત્ત પરમાત્માદેવરૂપ સૂત્રધાર, દેવ તથા અસુરરૂપ પૂતળીમાં કેટલીએક પૂતળીઓનો જય કરે છે. માટે ઇશ્વરમાં પક્ષપાત દોષની પ્રાપ્તિ થતી નથી. જેમ ક્રીડા કરતો બાળક ક્રીડાના સાધનરૂપ પદાર્થમાં કેટલાક પદાર્થોની શ્રેષ્ઠતાને જોઇ, તે પદાર્થને લીધે પોતાની પણ શ્રેષ્ઠતાને માનવાનું અભિમાન કરે છે, તથા કેટલાક બાળકોમાં તે રીતનું અભિમાન કરતો નથી, તેમ પરમાત્મા દેવ પણ દેવોમાં અભિમાન કરે છે, માટે બાળકની માફક ઇશ્વરમાં વિષમતા દોષની પ્રાપ્તિ થતી નથી. બ્રહ્મની વિભૂતિરૂપ મહિમાવડે ઇન્દ્રાદિ દેવો યુદ્ધમાં બળવાન્ અસુરોને જિતતા હતા. બ્રહ્મવેત્તા દેવો એક સમય પરમેશ્વરની માયાથી મોહિત થવાથી તથા વિષયભોગમાં આસકત હોવાથી બ્રહ્મના પ્રભાવથી અમે અસુરોને જિત્યા છે, તેનું વિસ્મરણ થવાથી તેઓ એમ માનવા લાગ્યા કે, અમારા પોતાના બળથી જ અમે અસુરોને જિત્યા છે. કોઇ દુઃખી મનુષ્ય, દેવ તથા મુનિઓના અનુગ્રહવડે દુઃખથી મુક્ત થવા પછી ધનાદિના મદવડે દેવ તથા મુનિ આદિને ભૂલી જાય છે, તેમ આ દેવો પણ બ્રહ્મના અનુગ્રહ પૂર્વે કેટલીકવાર દૈત્યોથી પરાજયને પામ્યા હતા તથા બ્રહ્મની કૃપાથી તેઓએ અસુરોને જિત્યા હતા, છતાં રજોગુણ યુક્ત હોવાથી તેઓ જયના કારણરૂપ બ્રહ્મને વિસ્મરણ કરી એમ માનવા લાગ્યા કે, અમારા પોતાના બળના પ્રભાવથી અમે અસુરોને જિત્યા છે. જેમ છળયુક્ત જુગારમાં કોઇ છેતરનાર પુરૂષ પોતાનાપર ઉપકાર કરનારાને ભૂલી જાય છે,

તેમ પરબ્રહ્મના અનુગ્રહથી કૃતાર્થ ભાવને પામેલા ઇંદ્રાદિ દેવો પણ ઉપકાર કરનાર પરમેશ્વરને વિસરી જવા લાગ્યા. આ સમયે રજોગુણથી ગર્વની ઉત્પત્તિવાળા, પાપ કર્મ કરનારા, પરાક્રમના નાશને કરનારા તથા પોતાની કીર્તિને નાશ કરનારા દેવોના ગર્વને જોઇ, પરબ્રહ્મ, પિતાની માફક તેઓના હિતની ઇચ્છા કરતા ચિંતન કરવા લાગ્યા કે, મારા અનુગ્રહથી હાલ દેવો મહાન્ પરાક્રમવાળા થયા છે, માટે તેઓ અત્યંત મૂઢ બાળક છે. આ લોકો અત્યંત કૃતઘ્ન થઇ ગયા છે. કહ્યું છે કે, જો એક પુરૂષ બીજાના અનુગ્રહથી શ્રેષ્ઠતાને પામ્યા પછી, જો કદાપિ મોહના વશથી ઉપકારકર્તા પુરૂષનું વિસ્મરણ કરે તો તે કૃતઘ્ની પુરૂષ એક લાખ જન્મપર્યંત ઘણા દુઃખને પામે છે. જે મૂઢ પોતાના ઉપકારકર્તા પુરૂષને માનતો નથી, તે કૃતઘ્નતાના દોષથી કોટિ-કલ્પપર્યંત વિષ્ઠામાં કૃમિના શરીરને પામે છે. વળી દેવોમાં કેવળ એક કૃતઘ્નતાનો જ દોષ નથી, પણ પોતાની સ્તુતિવડે તથા બીજા પ્રાણીઓની નિંદાવડે તેઓમાં આત્મઘાતી તથા વિશ્વાસઘાતીપણાનો દોષ પણ પ્રાપ્ત થયો છે. જે ભેદદર્શી પુરૂષ ગર્વયુક્ત થઇ, પોતાના કર્મની મનવડે સ્તુતિ કરે છે તથા બીજા પુરૂષના કર્મની નિંદા કરે છે, તે અવિવેકી ભેદદૃષ્ટિવડે પોતાનો તથા પરનો નાશ કરે છે. શાસ્ત્રવેત્તાઓએ ભેદદૃષ્ટિપૂર્વક પોતાની સ્તુતિ કરનારને આત્મહત્યાની પ્રાપ્તિ કહી છે તથા પરની નિંદામાં પરહત્યાની પ્રાપ્તિ કહી છે.

શિષ્ય—હે ભગવન્! આત્મહત્યાદિ અનર્થરૂપ કર્મોમાં જીવ શા માટે પ્રવૃત્ત થાય છે?

ગુરૂ—હે શિષ્ય! પરમાત્માદેવની માયાથી મોહિત થયેલા તથા કાલપાશના વશને પામેલા અજ્ઞાની જીવો પોતાના અલ્પ કાર્યની સિદ્ધિ માટે આત્મહત્યા, કૃતઘ્નતા તથા વિશ્વહત્યાને કરે છે. કૃતઘ્નતાદિ પાપકર્મમાં પ્રીતિવાળા દેવો, જો કે અસુરોની માફક દંડ કરવા યોગ્ય છે, છતાં અસુરોની માફક તેઓને દંડ દેવો યોગ્ય નથી. કારણ કે જે પુરૂષે પોતાના હાથથી વિષવૃક્ષ રોપ્યું હોય તથા અત્યંત પ્રયત્નથી તેને ઉછેર્યું હોય, તેણે પોતાના હાથવડે તેનું પણ છેદન કરવું યોગ્ય નથી. જેમ અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાને ઉપદેશેલા ગીતા શાસ્ત્રને અર્જુન કેટલાક સમય પછી ભોગની આસક્તિવડે ભૂલી ગયો તથા અર્જુનની વિસ્મૃતિનો શ્રીકૃષ્ણ ભગવાન્ ફરી અનુગીતાના ઉપદેશવડે નાશ કરવા લાગ્યા, તેમ પરમાત્મા દેવોને ફરી પોતાના સ્વરૂપની સ્મૃતિ કરાવવા માટે એક અદ્ભૂત યક્ષનું સ્વરૂપ ધારણ કરી દેવોને તે સ્વરૂપ બતાવવા લાગ્યા. અસંખ્યાત મસ્તકવાળા, અસંખ્યાત નેત્રાદિ ઇંદ્રિયોવાળા, સર્વ જાતિવાળા જીવોના મુખવાળા, જેમાં સર્વ ભૂત ભૌતિક પદાર્થો રહેલા છે એવા, સર્વ આયુધોને ધારણ કરનારા, સર્વ માલાઓને ધારણ કરનારા, સર્વ વસ્ત્રાદિને ધારણ કરનારા તથા સ્ત્રી, પુરૂષ અને નપુંસકના ચિહ્નને ધારણ કરનારા અદ્ભુતરૂપવાળા યક્ષને જોઇ, સર્વ સભાવાસી દેવો પરમ આશ્ચર્ય પામ્યા તથા આ કોણ હશે! આ કોણ હશે! એ રીતે માંહોમાંહે કહેવા લાગ્યા. અન્ય પુરૂષના આકારને, અવયવોની ક્રિયાને, ગતિને તથા ચેષ્ટાને જોઇ શબ્દશ્રવણવડે તથા મુખ અને નેત્રના અન્યથા ભાવને જોઇ, તે પુરૂષના મનના વૃત્તાંતને જાણનારા બુદ્ધિમાન્ દેવો પણ યક્ષના સ્વરૂપને જોઇ, કોઇ પણ નિશ્ચય પર આવી શક્યા નહિ. દેવોનાં નેત્રો

આવું સ્વરૂપ જોઇ ચકળ વકળ થઇ ગયાં તથા તેઓનાં રૂવાટાં ઉભાં થઈ ગયાં. જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ, આ ચાર પ્રકારનાં લક્ષણવાળાં યક્ષના સ્વરૂપનો પૂર્વે કોઈએ પણ અનુભવ કર્યો નહોતો. આવા અપૂર્વ યક્ષનાં દર્શનથી દેવોની સભામાં મહાન્ ક્ષોભ પ્રાપ્ત થયો. જેનાં હૃદયો ધડકે છે તથા જેઓને પોતાના પ્રભાવનું વિસ્મરણ થયું છે એવા દેવો યક્ષની પાસે ભયયુક્ત થવાથી જઇ શકયા નહિ. ત્યાર પછી ઇન્દ્રાદિ સર્વ દેવો અગ્નિ આદિ દેવોને આજ્ઞા કરવા લાગ્યા કે, હે અગ્નિ દેવતા! તમે યક્ષની પાસે જઇ નિશ્ચય કરો કે, તે આપણને અનુકૂળ છે અથવા આપણને પ્રતિકૂળ છે? અગ્નિ દેવ સર્વ દેવની આજ્ઞા માથે ચઢાવી નિઃશંક થઇ યક્ષ પાસે ગયા. અગ્નિદેવને યક્ષ પૂછવા લાગ્યા કે, તમે કોણ છો? યક્ષના આ વચનને સાંભળી અગ્નિ નિઃશંક થઇ કહેવા લાગ્યો કે, હું જાતવેદ નામથી પ્રસિદ્ધ અગ્નિદેવ છું. અહિં जातः वेदो धनं यस्मात् स जातवेदा આ રીતની વ્યુત્પત્તિવડે જાતવેદ શબ્દ ધનનો દાતા એમ થાય. તેમ જ जाते जाते विद्यते इति स जातवेदा આવી વ્યુત્પત્તિ કરવાથી જાતવેદનો અર્થ વ્યાપક એવો થાય છે. આવું નામ જ્યારે અગ્નિએ યક્ષને કહ્યું, ત્યારે યક્ષ અગ્નિને કહેવા લાગ્યા કે, હે જાતવેદા અગ્નિ! તમારે વિશે કેટલું બળ છે. આવું યક્ષે અગ્નિને કહ્યું ત્યારે અગ્નિ કહેવા લાગ્યો કે, સર્વ મૂર્તિમાન્ વિશ્વને એક ક્ષણમાં બાળી મૂકવા હું સમર્થ છું. જ્યારે અગ્નિએ આ રીતે કહ્યું ત્યારે યક્ષે મંદ મંદ હસતાં તેની સમક્ષ એક સૂકા તૃણને મૂકી કહ્યું કે, હે અગ્નિદેવ! તારામાં જો સામર્થ્ય હોય તો આ સૂકા તૃણને બાળી ભસ્મ કર. આવા યક્ષનાં વચનને સાંભળી અગ્નિ પોતાના સર્વ વેગ તથા પ્રયત્નવડે તે તૃણને બાળવા લાગ્યો, પણ અગ્નિ તે તૃણને બાળી શકયો નહિ. અગ્નિનો સર્વ ગર્વ ઉતરી ગયો તથા લજ્જાવાન્ થઇ દેવોની સભામાં આવી તેઓને કહેવા લાગ્યો, હે દેવો! જે યક્ષે મારા સર્વ બળનો નાશ કર્યો છે, તે યક્ષને હું ઓળખી શકતો નથી. આ યક્ષ કોણ છે, તેની તપાસ કરવા કોઇ બીજા દેવને મોકલો. આવું વચન સાંભળી ઇન્દ્રાદિ દેવોએ વાયુદેવને યક્ષની સમીપ મોકલ્યા. સર્વ દેવોની આજ્ઞા માથે ચઢાવી વાયુદેવ યક્ષની પાસે ગયા. વાયુદેવને આવેલા જોઈ યક્ષ વાયુને પૂછવા લાગ્યા કે, તમે કોણ છો? યક્ષનું વચન સાંભળી વાયુદેવ કહેવા લાગ્યા કે, હું માતરિશ્વ નામનો વાયુ છું. તેનું વચન સાંભળી યક્ષ કહેવા લાગ્યા કે, હે વાયુદેવ! તમારામાં કેટલું બળ છે? આવા યક્ષનાં વચનને સાંભળી વાયુ નિઃશંક થઈ તેને કહેવા લાગ્યો કે, હે યક્ષ! જેમ બાળક પોતાના મુખવડે સૂક્ષ્મ તૃણને લઇ જાય, તેમ હું વાયુદેવ સર્વ વિશ્વને મારી બગલમાં ઘાલી બ્રહ્માંડથી બીજે ઠેકાણે લઇજવા સમર્થ છું. આવી રીતનું સામર્થ્ય મારામાં છે. આવું વચન જ્યારે વાયુએ કહ્યું ત્યારે વાયુના મુખ આગળ એક સૂકું તૃણ મૂકી યક્ષ કહેવા લાગ્યા કે, જો તારામાં બળ હોય તો આ તૃણને ઘસડી જા. યક્ષનાં વચનને સાંભળી વાયુ પોતાના સર્વ વેગવડે તૃણને ખસેડવા યત્ન કરવા લાગ્યા, પણ વાયુ તૃણને જરા પણ ચલાયમાન કરી શકયો નહિ. પછી અગ્નિની માફક વાયુ ગર્વથી રહિત થઈ દેવોની સભામાં ગયો. વાયુ દેવોને કહેવા લાગ્યો કે, હે દેવો! આ યક્ષ આપણને અનુકૂલ છે કે પ્રતિકૂલ છે, તેનો નિશ્ચય કરવા હું સમર્થ નથી. માટે

તમે કોઇ બીજા દેવને મોકલી, આ વાતનો નિશ્ચય કરાવો. આવું વચન જ્યારે વાયુએ સર્વ દેવોને કહ્યું ત્યારે સર્વ સભાવાસી દેવો ઇન્દ્રને કહેવા લાગ્યા કે,હે દેવરાજ ઇન્દ્ર! આ યક્ષ આપણને અનુકૂલ છે કે પ્રતિકૂલ છે, તેનો આપ જાતે જઇ નિશ્ચય કરો. સર્વ દેવોનું વચન સાંભળી દેવરાજ ઇન્દ્ર જેમ પૂર્વે અગ્નિ તથા વાયુ યક્ષની સમીપ ગયા હતા, તેમ તેની સમીપ ગયો. ઇન્દ્રને સમીપ આવેલ જોઇ તેના વિશેષ અભિમાનનો નાશ કરવા માટે યક્ષ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. યક્ષને અતર્ધાન થયેલો જોઇ તે સ્થાન આગળ જઇ ઇન્દ્ર ખોળવા લાગ્યો.ઇન્દ્ર ગર્વ રહિત થઇ આમ તેમ જ્યારે યક્ષને જુવે છે, તેવામાં તેણે તે જ જગાપર એક સ્ત્રીને ઉભેલી જોઇ. હિમાચળ પર્વતની પુત્રી, સર્વ ગુણ તથા લક્ષણોવડે શોભાયમાન, ઉપમાથી રહિત, સુંદર શરીરને ધારણ કરનારી, દેવરાજ ઇન્દ્રપર માતા સમાન કૃપારૂપી સ્નેહ દર્શાવનારી તથા બ્રહ્મવિદ્યાને નામે પ્રસિદ્ધ ઉમાદેવીને ઇન્દ્ર જોવા લાગ્યા. ઉમાદેવીના અનુગ્રહથી ત્રણે લોકમાં રહેલા પુરૂષો અદ્ભૂત સૌંદર્યને પામે છે,મનવાંછિત સંપતને મેળવે છે. વળી બ્રહ્મચારી અખંડિત બ્રહ્મચર્યને તથા ચારે વેદોને પામે છે. દેવરાજ ઇન્દ્ર આ ઉમાદેવીને પૂછવા લાગ્યા કે,હે દેવી માતા ! આ સ્થળે જે યક્ષ પહેલાં દેખાઇ પછી અંતર્ધાન થઇ ગયો, તે કોણ હતો તથા તેનું સ્વરૂપ કેવું છે? તે જો આપ જાણતાં હો તો મને કહો.આવું વચન જ્યારે ઇન્દ્રે ઉમાદેવીને કહ્યું ત્યારે દેવી ઇન્દ્રને બ્રહ્મરૂપ મહાદેવના વાસ્તવિક સ્વરૂપનું વર્ણન કહેવા લાગ્યાં તથા જે પ્રયોજન માટે પરબ્રહ્મરૂપ મહાદેવ યક્ષનું સ્વરૂપ ધારણ કરી ત્યાં આવ્યા હતા, તે સર્વ પ્રયોજન દેવી ઇન્દ્રને કહેવા લાગ્યાં. ઉમાનાં વચન સાંભળી ઇન્દ્ર ગર્વથી રહિત થયો. પૂર્વે વિસ્મરણ કરેલા મહાદેવના બ્રહ્મભાવરૂપ ખરા સ્વરૂપને ફરી તેઓ સ્મરણ કરવા લાગ્યા તથા તે પરબ્રહ્મને જ પોતાના જયનું કારણ માનવા લાગ્યા.આ રીતે જન્મમરણરૂપ સંસારને નાશ કરનારાં ઉમાદેવી ઇન્દ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી આકાશમાં અંતર્ધાન થઇ ગયાં.પછી દેવરાજ ઇન્દ્ર આકાશમાં અંતર્ધાન થયેલા મહાદેવ તથા ભવાનીને નમસ્કાર કરી દેવોની સભામાં આવ્યા. સભામાં આવી ઇન્દ્ર સર્વ દેવોને યક્ષનું તથા ઉમાદેવીનું વૃત્તાંત કહેવા લાગ્યો. એ વૃત્તાંતને સાંભળી અગ્નિ તથા વાયુ આદિ સર્વ દેવો ગર્વાદિ દોષથી રહિત થયા.

પરબ્રહ્મના અધ્યાત્મ રૂપનું વર્ણન—જેવું પરબ્રહ્મનું અધિદૈવ રૂપ શ્રુતિએ વર્ણવ્યું છે, તેવું જ અધ્યાત્મ રૂપ પણ વર્ણવ્યું છે. આ સાક્ષીસ્વરૂપ તત્ત્વ દેહધારી જીવના પ્રત્યેક શરીરમાંરહીસંઘાતમાંરહેલબુદ્ધિની જાગ્રતાદિ અવસ્થાઓનો સાક્ષીરૂપે પ્રકાશ કરે છે. આ તત્ત્વ પરબ્રહ્મનુંઅધ્યાત્મસ્વરૂપ છે.તે સંસારરૂપ વનમાંપ્રવેશ કરી સર્વાંતર્યામી પરબ્રહ્મરૂપે રહે છે. તે સર્વ જનોને નિરતિશય પ્રીતિનો વિષય હોવાથી સર્વ જનોને ભજનીય છે. માટે વેદવેત્તાઓ પ્રત્યક્ સાક્ષી આત્માને'વન' કરી કહે છે. જે પુરૂષ વન એ નામવડે પરમાત્મા દેવની ઉપાસના કરે છે, તેની સર્વ જનો આરાધના કરવાની ઇચ્છા કરે છે.

બ્રહ્મવિદ્યાના સાધનનું વર્ણન—જે બ્રહ્મવિદ્યા મેં તને પૂર્વે કહી, તે સાધન વિના પ્રાપ્ત થતી નથી. માટે સંક્ષેપથી બ્રહ્મવિદ્યાનું સાધન હું તને કહું, તે તું સાવધાન થઇને સાંભળ. હે શિષ્ય ! વેદ ભગવાને સર્વ દેહધારી જીવોને પોતપોતાના વર્ણાશ્રમને

અનુસાર નિત્ય નૈમિત્તિક કર્મનું વિધાન કર્યું છે. કર્મ પણ નિષ્કામ કરવાથી અંતઃકરણની શુદ્ધિદ્વારા બ્રહ્મવિદ્યાનું સાધન બને છે, કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ પણ બ્રહ્મવિદ્યાનું સાધન છે, શમદમાદિ નિયમો પણ બ્રહ્મવિદ્યાનું સાધન છે, વેદમાં કહેલી અનેક પ્રકારની ઉપાસનાઓ પણ ચિત્તના વિક્ષેપની નિવૃત્તિદ્વારા બ્રહ્મવિદ્યાનું સાધન થાય છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે વિદ્વાન્ અદ્વિતીય આનંદસ્વરૂપ બ્રહ્મમાં સ્થિતિને પામે છે. આ આનંદસ્વરૂપ બ્રહ્મમાં રહેલો વિદ્વાન્ ફરી જન્મ મરણરૂપ સંસારને પ્રાપ્ત થતો નથી. પૂર્વે ચૌદમા અધ્યાયમાં જેઇન્દ્રનું પ્રજાપતિના શિષ્યરૂપે વર્ણન કર્યું હતું, તે જ ઇન્દ્ર બ્રહ્મવિદ્યાના અનુગ્રહથીઅદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણવા લાગ્યા. જેમ પ્રજાપતિના દેવરાજ ઇન્દ્ર શિષ્ય થયા હતા, તેમ એક અથર્વા નામના જ્યેષ્ઠ પુત્ર પણ શિષ્ય થયા હતા. આ અથર્વા નામના બ્રહ્માના પુત્રથી પ્રવૃત્ત થયેલી બ્રહ્મવિદ્યા ઘણા વિસ્તારને પામી હતી. બ્રહ્મવિદ્યારૂપ ઉમાદેવીના અનુગ્રહથી ઇન્દ્રાદિ દેવો કેવી રીતે બ્રહ્મવિદ્યાને પામ્યા હતા, તે પ્રશ્નનો ઉત્તર, હે શિષ્ય! મેં તને કહી સંભળાવ્યો. હવે બીજું જે કાંઈ સાંભળવાની ઇચ્છા હોય, તે મને પૂછ.

प्रजापतेर्ज्येष्ठपुत्रो ह्यथर्वा प्राप्तवान्मुनिः ।
शिष्यो यतःसप्रदायाद्ब्रह्मविद्याधिका भवत्

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे तलवकारोपनिषद्सारार्थप्रकाशो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો.

## अथर्ववेदीय—मुण्डकोपानिषद्.

### અંગિરસ તથા શૌનકનો સંવાદ.

**ब्रह्मविद्याश्रितामेव कथां श्रुत्वातिशोमनाम् ।**
**अथर्वोक्तां ब्रह्मविद्यां प्रष्टुं शिष्योऽभ्यभाषत ॥ १ ॥**

શિષ્ય—હે ભગવન્! પંદરમા અધ્યાયના અંતમાં આપે કહ્યું કે, જેમ પ્રજાપતિ બ્રહ્માના દેવરાજ ઇન્દ્ર શિષ્ય થયા, તેમ અથર્વા નામનો તેમનો જ્યેષ્ઠ પુત્ર પણ શિષ્ય થયો. બ્રહ્માએ પોતાના પુત્ર અથર્વાને જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તે સાંભળવાની મને ઇચ્છા થાય છે. અથર્વાએ બ્રહ્મવિદ્યાને પામી કયા શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. એ સર્વ વૃત્તાંત આપ મને કહો. આ રીતે શ્રદ્ધાવાન્ શિષ્યથી પૂછાયલા ગુરૂ તેને મુંડક ઉપ-

નિષદમાં કહેવાયલી શ્રોતા પુરૂષના મનને તથા શ્રોત્ર ઇંદ્રિયને સુખની પ્રાપ્તિ કરાવનારી તેમજ અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપને કહેનારી કથા કહેવા લાગ્યા.

સૃષ્ટિ કાળની પૂર્વ અવસ્થાનું વર્ણન—હે શિષ્ય! આ સર્વ જગત્ પોતાની ઉત્પત્તિ પહેલાં તમરૂપ હતું. તમ પ્રત્યક્ષ પ્રમાણને અયોગ્ય, કાર્યરૂપ હેતુથી અનુમાન કરવાને અયોગ્ય, કુતર્કોને અયોગ્ય, શબ્દથી પણ કથન કરાય નહિ એવું તથા સુષુપ્ત પુરૂષની માફક કાર્યનો આરંભ કરવામાં અસમર્થ હતું. અવ્યાકૃત, માયા, અવિદ્યા અથવા અજ્ઞાનથી ઢંકાયલી સત્ય વસ્તુનું નામ તમ છે. કહ્યું છે કે, नासदासीन्नो सदासीत्तदानीं किं त्वमूत्तमः—અસત્ શબ્દવડે કહેવા યોગ્ય અભાવ પણ જગતની ઉત્પત્તિ પૂર્વે ન હતો, સત્ શબ્દવડે કહેવા યોગ્ય ભાવ પદાર્થ પણ જગતની ઉત્પત્તિ પૂર્વે ન હતો, તેજના વિરોધીરૂપે કરી પ્રસિદ્ધ અંધકાર પણ ન હતું, આકાશાદિ પંચભૂત પણ ન હતાં, દિવસ તથા રાત્રી પણ ન હતાં, પ્રાતઃકાળ તથા સાયંકાળ આ બે રીતની સંધ્યા પણ ન હતી તથા બે પ્રકારની સંધ્યાનાં ચિહ્નરૂપ સૂર્ય ચંદ્રમાદિ તેજ પણ ન હતું; પણ આત્માના સ્વરૂપને આચ્છાદન કરનારૂં એક કારણ તત્ત્વ જ હતું. એ કારણ તત્ત્વ મૃત્યુરૂપે તેમ જ અમૃતરૂપે પણ જણાયલું નથી. સંહાર કરનાર પદાર્થનું નામ મૃત્યુ છે તથા વૃદ્ધિના કારણરૂપ આહુતિના પરિણામનું નામ અમૃત છે. મૃત્યુ તથા અમૃત બન્ને પદાર્થો દ્વૈત દશામાં રહે છે, પણ અદ્વૈત દશામાં હોતાં નથી. આ તત્ત્વ જગતની ઉત્પત્તિ પૂર્વે અસ્પષ્ટ નામ રૂપવાળું થઇ રહે છે, જેથી વેદાંત શાસ્ત્રમાં એ કારણ તત્ત્વને અવ્યાકૃત નામ આપેલું છે. એ અવ્યાકૃત નામનું તત્ત્વ સર્વ જગતના નામ તથા રૂપનું કારણ છે, કારણની અપેક્ષાથી રહિત છે, અદ્વિતીયરૂપ છે, કેવળ શ્રુતિ વાકયવડે ગમ્ય છે તથા સર્વ લક્ષણોથી રહિત છે. આ લોકમાં વાસ્તવિક તથા વિદ્યમાન પદાર્થ જ કારણ થાય છે, અવાસ્તવિક તથા અવિદ્યમાન પદાર્થો કારણ હોતા નથી. આ અવ્યાકૃત નામનું તત્ત્વ વાસ્તવિક રીતે અવિદ્યમાન હોવા છતાં જગતનું કારણ થાય છે. સર્વ અનાદિભાવરૂપ પદાર્થો અવિનાશીપણાથી પ્રસિદ્ધ હોય છે. જેમ કે આત્મા અનાદિભાવરૂપ હોવાથી અવિનાશી છે. અવ્યાકૃત તત્ત્વ અનાદિભાવરૂપ હોવા છતાં આત્મજ્ઞાનથી નાશને પામે છે. તે જડરૂપ હોવાથી પરતંત્ર છતાં અક્રિય અને અસંગરૂપ આત્માના સંગકર્માદિકોનું કારણ થાય છે. અનિર્વચનીયતાને સૂચવનારૂં આ તત્ત્વ અનેક પ્રકારના દુર્ઘટ લક્ષણોવાળું છે. આવા શુદ્ધ બ્રહ્મના પ્રતિબિંબવાળા અવ્યાકૃત નામના કારણથી હિરણ્યગર્ભ ભગવાન ઉત્પન્ન થયા. હિરણ્યગર્ભ સર્વ વ્યષ્ટિ જીવોના ઇશ્વર છે તથા સમષ્ટિ અભિમાનરૂપવડે તે જીવઘન કરી કહેવાય છે. એક અંતઃકરણ, પંચજ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, એક પ્રાણ, પંચસૂક્ષ્મ ભૂત એ સત્તર તત્ત્વોના સમુદાયરૂપ શરીરમાં હિરણ્યગર્ભ પોતાના નિવાસથી આત્મસંજ્ઞાને પામે છે. હિરણ્યગર્ભથી આકાશાદિ પંચસ્થૂલ ભૂત ઉત્પન્ન થાય છે. એ સ્થૂલ ભૂતોમાં તે પોતાના નિવાસથી વિરાટ્ સંજ્ઞાને પામે છે. આ સ્થૂલ ભૂતોમાં નિવાસ કર્યા પછી તેમને પોતાને નિવાસ કરવા માટે બ્રહ્માંડરૂપ ગોલકની ઉત્પત્તિ કરવાની ઇચ્છા થઇ. તેઓ પોતાના સત્ય સંકલ્પવડે આકાશાદિ

પંચભૂત જળ ઉપર સુવર્ણમય અંડરૂપે પરિણામને પામ્યા. આ અંડ કોટી સૂર્યની સમાન કાંતિવાળું હતું. તેમાં ભૂરાદિ સપ્ત લોક, પાતાલાદિ સપ્તલોક તથા સંવત્સરાદિરૂપ કાળ કલ્પાયલા છે. બ્રહ્માંડના મધ્યમાં ભૂમિરૂપ પદ્મ છે, જેને કર્ણિકારૂપ મેરૂ છે. આ મેરૂથી હિરણ્યગર્ભ ભગવાન્ ચતુર્મુખ બ્રહ્મારૂપે પ્રગટ થયા. એ બ્રહ્મા ઈન્દ્રાદિ સર્વ દેવોથી પ્રથમ, ઈન્દ્રાદિ સર્વ દેવોવડે પૂજ્ય તથા સંપૂર્ણ જગતના ઉત્પન્ન કરનારા, પાલન કરનારા તથા સંહાર કરનારા છે. એ બ્રહ્માને અથર્વા નામે એક જ્યેષ્ઠ પુત્ર હતો, જેને તેમણે બ્રહ્મવિદ્યા ભણાવી. આ બ્રહ્મવિદ્યા મૂલાજ્ઞાનનો નાશ કરનારી છે, જેથી તે વિદ્યાઓના આધારભૂત છે.આ વિદ્યાને મેળવ્યા પછી બીજી કોઇ વિદ્યાની અપેક્ષા રહેતી નથી. કારણ કે બીજી વિદ્યાઓ કોઇ કોઈ અર્થનો પ્રકાશ કરે છે ત્યારે બ્રહ્મવિદ્યા તો સર્વ અર્થનો પ્રકાશ કરે છે. જેમ તૃપ્તિરૂપી ફળની સિદ્ધિમાં સર્વ ગ્રાસનો રસ અંતર્ભૂત છે, તેમ સર્વ વિદ્યાઓ બ્રહ્મવિદ્યામાં અંતર્ભૂત છે.આ અથર્વા ઋષિને અંગિરા નામના શિષ્ય હતા. અંગિરા ભારદ્વાજ નામના ઋષિના શિષ્ય થયા. એ ભારદ્વાજ સત્યવહને નામે ઓળખાય છે. એમને અંગિરસ નામના ઋષિ શિષ્ય હતા. અંગિરસના શૌનક નામના ઋષિ શિષ્ય થયા. ઘણા અન્ન દાનાદિથી મહાન્ ગૃહસ્થપણાંને પામેલ શૌનક ઋષિના સર્વ દ્વિજો શિષ્ય થયા. આ પ્રમાણે અથર્વાને કહેવાયલી મુંડક ઉપનિષદની બ્રહ્મવિદ્યા, હે શિષ્ય ! હું તને કહું છું, તે તું સાવધાન થઈ સાંભળ. પૂર્વે એક સમયે અંગિરસ ઋષિ પ્રાતઃકાળમાં સ્નાનાદિ નિત્ય કર્મ કરી કોઇ એક એકાંત સ્થળે બેઠા હતા. સર્વ વેદોના વેત્તા, ત્રણ વેદવડે જણાતા અદ્વિતીય બ્રહ્મને જાણનારા તથા સર્વ ઇચ્છાથી રહિત નિષ્કામ હતા. આવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ અંગિરસ ઋષિને જોઇ, શૌનક સમિદાદિ પદાર્થ હાથમાં લઇ, વિધિપૂર્વક તેમની પાસે જઇ નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

શૌનક–હે ભગવન્ અંગિરસ ! કયી એક વસ્તુના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે, તે આપ કૃપા કરી મને સંભળાવો. હે શિષ્ય ! આવો પ્રશ્ન જ્યારે શૌનકે અંગિરાને કર્યો ત્યારે તેઓ કહેવા લાગ્યા.

અંગિરા–હે શૌનક ! અદ્વિતીય બ્રહ્મરૂપ એક આત્મવસ્તુના જ્ઞાનથી જ સર્વ જગતનું જ્ઞાન થાય છે. આ પરબ્રહ્મની પ્રાપ્તિ માટે બ્રહ્મબિંદુ ઉપનિષદાદિકોમાં શબ્દ બ્રહ્મનું જ્ઞાન, એ જ શ્રેષ્ઠ ઉપાય કહ્યો છે. શિક્ષાદિ છ અંગ સહિત ચાર વેદો જે બ્રહ્મનું શરીર છે, તેનું નામ શાબ્દ બ્રહ્મ છે. શાબ્દ બ્રહ્મમાં કુશળ પુરૂષ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, માટે મુમુક્ષુએ બે પ્રકારની વિદ્યા અવશ્ય કરી સંપાદન કરવી. આ બે વિદ્યાઓમાં એક વિદ્યા સાધનરૂપ હોવાથી અપરા નામે તથા બીજી વિદ્યા ફળરૂપ હોવાથી પરા નામે છે. આ બે પ્રકારની વિદ્યાઓમાં પ્રથમ અપરા વિદ્યાને તું સાંભળ. જે વિદ્યાના શિક્ષાદિ છ અંગ સહિત ઋક્, યજુષ્, સામ અને અથર્વણ આ ચારે વેદો વિષય છે, તેને અપરા કહેવામાં આવે છે. અપરા વિદ્યાથી પરા વિદ્યા પ્રાપ્ત થાય છે, જે અદ્વિતીય બ્રહ્મના વિષયરૂપ છે. પરા વિદ્યાથી કથન કરાયલા બ્રહ્મને શ્રુતિ અક્ષર કરી કહે છે. વેદવેત્તા પુરૂષોએ આ અક્ષર સ્વરૂપ બ્રહ્મનું લક્ષણ, એ કહ્યું છે કે, તે મન સહિત પંચજ્ઞાનેંદ્રિયોથી,

પંચકર્મેન્દ્રિયોથી, પંચપ્રાણોથી, આકાશાદિ પંચભૂતોથી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયથી તથા વચન, આદાન, ગમન, વિસર્ગ તથા આનંદ આ પાંચ કર્મેન્દ્રિયોના વ્યાપારથી પણ રહિત છે. આથી અક્ષર બ્રહ્મ નેત્રાદિ જ્ઞાનેન્દ્રિયોવડે જણાતો નથી તથા વાગાદિ કર્મેન્દ્રિયવડે ગ્રહણ થઈ શકતો નથી. તે નામ, રૂપ તથા ક્રિયા આ ત્રણથી રહિત છે તથા જન્માદિ વિકારથી રહિત હોવાથી કુળ, રૂપ તથા ગોત્રથી રહિત તેમજ બ્રાહ્મણત્વ તથા ક્ષત્રિયત્વાદિ વર્ણથી પણ રહિત છે, તે આકાશની માફક સર્વત્ર વ્યાપક હોવાથી દેશકૃત પરિચ્છેદથી રહિત છે. તે સાધનહીન પુરૂષને દુર્વિજ્ઞેય હોવાથી સૂક્ષ્મ છે. તે ઉત્પત્તિ તથા નાશથી રહિત હોવાથી કાલકૃત પરિચ્છેદથી રહિત છે. તે માયાને લીધે સર્વ જગતના કારણરૂપ છતાં વાસ્તવિક રીતે સર્વ જગતરૂપ દ્વૈતથી રહિત હોવાને લીધે વસ્તુ પરિચ્છેદથી રહિત છે. આ અક્ષર બ્રહ્મને બ્રહ્મચર્યાદિ સાધનવાળા પુરૂષ જ પોતાના ચિત્તવિશે જૂવે છે. તમે તમારા આત્મારૂપે તેને જ જાણો. આથી ભિન્ન કુળ તથા વર્ણાદિને તમારે આત્મારૂપે જાણવાં નહિ. બ્રહ્મના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે.

## અક્ષરબ્રહ્મમાં જગતની કારણતા.

હે શૌનક! અક્ષર બ્રહ્મ જ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું નિમિત્ત ઉપાદાન કારણ છે. આમાં વેદવેત્તાઓએ કરોળિયાનું દૃષ્ટાંત આપ્યું છે. જેમ કરોળિયો પોતાથી ભિન્ન બીજા કારણની અપેક્ષા વિના જ તંતુઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરે છે, જેથી કરોળિયો તંતુઓનું ઉપાદાન તથા નિમિત્ત કારણ બેઉ છે, તેમ અક્ષરબ્રહ્મ પણ સર્વ જગતનું ઉપાદાન કારણ તેમજ નિમિત્ત કારણ બને છે. આ જગતમાં કેટલાક સુખી હોય છે, કેટલાક દુઃખી હોય છે, કેટલાક ધનવાન્ હોય છે, કેટલાક નિર્ધન હોય છે,ઈત્યાદિ અનેક પ્રકારની વિલક્ષણતા જણાય છે. આ વિલક્ષણ જગતનું એક અક્ષરબ્રહ્મ કર્તા માનીએ તો તેમાં વિષમતાના દોષની તથા નિર્દયતાના દોષની પ્રાપ્તિ થશે. આની નિવૃત્તિ અર્થે વેદવેત્તા પુરૂષોએ ભૂમિનું દૃષ્ટાંત આપેલું છે. જેમ અનેક પ્રકારનાં સ્થાવર જંગમરૂપ શરીરો એક જ ભૂમિથી ઉત્પન્ન થાય છે, તેમ એક જ અક્ષરબ્રહ્મથી અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે. અર્થાત્ બીજની વિલક્ષણતાથી એકજ ભૂમિથી અનેક પ્રકારનાં સ્થાવર જંગમ શરીરો ઉત્પન્ન થાય છે, તેમ એક અક્ષરબ્રહ્મથી જીવોના પુણ્ય પાપરૂપ કર્મોની તથા સંસ્કારોની વિલક્ષણતાવડે અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે. અક્ષરબ્રહ્મમાં વિષમતા તથા નિર્દયતાનો દોષ પ્રાપ્ત થતો નથી. હે શૌનક! સમાન સ્વભાવવાળાં મૃત્તિકા તથા ઘટાદિ પદાર્થોનો કાર્ય કારણભાવ જણાય છે, પણ વિલક્ષણ પદાર્થનો કાર્ય કારણભાવ કોઇપણ વખત જાણી શકાતો નથી. માટે ચેતન જગતથી જડ જગતની ઉત્પત્તિ સંભવતી નથી. આની નિવૃત્તિ અર્થે વેદવેત્તાઓએ પુરૂષનું દૃષ્ટાંત આપેલું છે. જેમ જીવિત અવસ્થામાં ચેતનરૂપવડે પ્રસિદ્ધ પુરૂષથી નખકેશ લોમાદિ અચેતન કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ ચેતનરૂપ અક્ષરબ્રહ્મથી જડ જગત્ ઉત્પન્ન થાય છે. માટે સર્વથા સમાન સ્વભાવવાળા પદાર્થનો પરસ્પર કાર્ય કારણભાવ હોય છે, આ રીતનો નિયમ સર્વત્ર સંભવતો નથી. અક્ષરબ્રહ્મથી જ જગતનાં જન્મ, સ્થિતિ તથા લય થાય

છે. જગતના જન્મપ્રકારને માટે એમ કહેવામાં આવે છે કે, અક્ષરબ્રહ્મ જગતની ઉત્પત્તિ પૂર્વે ઉત્પન્ન કરવા યોગ્ય જગતને વિષય કરનારું જ્ઞાનરૂપ તપ કરવા લાગ્યા. વેદમાં પ્રસિદ્ધ અનેક પ્રકારના રૂપવાળા, જગતવિષયક જ્ઞાનરૂપ તપથી જગતની ઉત્પત્તિને અનુકૂલતારૂપ સ્થૂલતાને પામ્યા. જેમ જળથી ભીંજેલી પૃથ્વીમાં રહેલું બીજ સ્થૂલતાને પામે છે, તેમ અક્ષરબ્રહ્મ પણ સ્થૂલતાને પામ્યા. ત્યારપછી જ્ઞાનરૂપ તપવડે સ્થૂલતાને પામેલા અક્ષરબ્રહ્મથી યથાક્રમે આકાશાદિક પંચભૂતો ઉત્પન્ન થયાં તથા પંચ ભૂતોમાંથી સર્વ જગત્ ઉત્પન્ન થયું. આ પંચભૂતોને શ્રુતિમાં અન્ન શબ્દ કારકરૂપ છે. આ અન્ન શબ્દથી અવ્યાકૃતનું ગ્રહણ કરવું. નામ રૂપાત્મક જગતનું આરંભ કરનાર અવ્યાકૃતરૂપ અજ્ઞાન જો કે સિદ્ધાંત મતમાં અનાદિ છે, છતાં જગતની ઉત્પત્તિ કાળે પ્રધાનતાની પ્રાપ્તિરૂપ જન્મને પામે છે. આ ચેતન પ્રતિબિંબયુકત અવ્યાકૃત અન્નથી મન પ્રાણાદિ સમષ્ટિ સૂક્ષ્મ શરીરવાળા હિરણ્યગર્ભ પ્રથમ થયા.

## અપરા વિદ્યાનું વર્ણન.

હે શૌનક ! અક્ષરબ્રહ્મ સામાન્ય રીતે સર્વ જગતને જાણે છે. આથી વેદવેત્તાએ તેને સર્વવિત કહ્યા છે. આ સર્વજ્ઞ સર્વવિત્ અક્ષરબ્રહ્મથી સમષ્ટિ સૂક્ષ્મના અભિમાની હિરણ્યગર્ભ ઉત્પન્ન થયા તથા હિરણ્યગર્ભથી સમષ્ટિ સ્થૂલના અભિમાની વિરાટ્ ઉત્પન્ન થયા. હિરણ્યગર્ભના શરીરરૂપ સૂક્ષ્મ સમષ્ટિ વિશ્વને તથા વિરાટના શરીરરૂપ સ્થૂલ સમષ્ટિ વિશ્વને વેદવેત્તાઓએ કર્મના ફળરૂપે વર્ણવ્યું છે. કર્મ થયા પછી તેનું ફળ જીવને અવશ્ય પ્રાપ્ત થાય છે. માટે શ્રુતિ કર્મના ફળને સત્ય કરી કહે છે.

શૌનક–હે ભગવન્ ! હિરણ્યગર્ભાદિકનું ઐશ્વર્ય કયા કર્મનું ફળ છે ?

અંગિરસ–હે શૌનક ! અધિકારીને વેદ ભગવાનથી વિધાન કરાયેલું દર્શ પૌર્ણમાસાદિ યજ્ઞોસહિત અગ્નિહોત્રાદિ કર્મ, દહી, ઘી, યજમાન, મંત્ર, દેશ તથા કાળ ઇત્યાદિ પદાર્થના ભેદે કરી અનેક પ્રકારનું છે. આ કર્મથી અધિકારીને ઐશ્વર્યરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. જે અધિકારી વેદવિહિત અગ્નિહોત્રાદિકર્મ નથી કરતો, પણ વેદનિષિદ્ધ હિંસાદિ કર્મ કરે છે તથા નેત્રાદિ ઇન્દ્રિયોના રૂપાદિ વિષયોમાં અત્યંત આસક્ત રહે છે, તે અધોગતિને પામે છે. જે અધિકારી અગ્નિહોત્રાદિ કરે છે, હિંસાદિ કર્મનો ત્યાગ કરે છે તથા ઇન્દ્રિયોના વિષયમાં આસક્તિથી રહિત રહે છે, તે સ્વર્ગાદિ ઉત્તમ લોકમાં દેવતાના શરીરને પામે છે. અગ્નિહોત્રાદિ કર્મ કેવળ સ્વર્ગાદિ સુખનું કારણ નથી, પણ નિષ્કામ કરાયલાં અગ્નિહોત્રાદિ કર્મો અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનનાં કારણ છે. કારણ તે કર્મો સકામ તથા નિષ્કામના ભેદે કરી બે પ્રકારનાં છે. તેમાં સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ કરાવનાર અગ્નિહોત્રાદિ કર્મનું નામ સકામ કર્મ છે તથા અંતઃકરણની શુદ્ધિકરનાર અગ્નિહોત્રાદિકર્મનું નામ નિષ્કામ કર્મ છે. સકામ કર્મનું સ્વર્ગાદિરૂપ ફલ તમને મેં પ્રથમ દર્શાવ્યું છે. હવે નિષ્કામ કર્મના વૈરાગ્યરૂપ ફળને સાંભળો.

સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, એ ત્રણ શરીરથી રહિત મોક્ષને પણ કર્મ પ્રાપ્ત થાય છે. આવી ઇચ્છા, હે શૌનક ! તમારે કદી કરવી નહિ. કારણ કે કર્મથી ઉત્પન્ન થયલાં સર્વ ફળો અનિત્ય હોય છે. જેમ સ્વર્ગાદિરૂપ ફળ કર્મજન્ય હોવાથી અનિત્ય છે, તેમ મોક્ષ પણ કર્મજન્ય હોય તો અનિત્ય જ ઠરે. વેદવેત્તાઓએ મોક્ષને અનિત્ય

માન્યો નથી, પણ નિત્ય જ માન્યો છે. માટે મોક્ષમાં કર્મની ફળરૂપતા સંભવતી નથી. જ્યોતિષ્ટોમાદિક યજ્ઞથીલઇસર્વ અગ્નિહોત્રાદિક કર્મો અધિકારીને સંસારરૂપ સમુદ્રમાંથી મોક્ષરૂપ પરંપરાની પ્રાપ્તિ કરાવવાને સમર્થ નથી. જેમ મહાન્ સમુદ્રના જળમાં તૃણ કાષ્ઠાદિથી બનાવેલી હોડી કેવળ મત્સ્યાદિને મારવામાં જ ઉપયોગી થાય છે, પણ સમુદ્રની પાર જવાને તે સમર્થ થતી નથી. કારણ કે તે અત્યંત અલ્પ, દૃઢતાથી રહિત, સમુદ્રના મોજાઓથી વ્યાકુળ થનારી તથા અત્યંત કંપાયમાન થાય એમ હોય છે.તેથી તે હોડી કેવળ પોતાના આશ્રિતોનેભયની પ્રાપ્તિ કરાવે છે. હોડી પુરૂષને પાર પહોંચાડવા સમર્થ થતી નથી, તેમ સંસારરૂપી મહાન્ સમુદ્રમાં અગ્નિહોત્રાદિરૂપ જે હોડી છે, તે કામ ક્રોધાદિરૂપ લહરીથી સર્વદા કંપાયમાન થયા કરે છે તથા અલ્પ વિઘ્નથી પણ નાશને પામે છે. આથી કર્મરૂપ હોડી દૃઢતાથી રહિત છે.

શૌનક—હે ભગવન્! જેમ સમુદ્રમાં હોડીને ચલાવનાર માછી હોય છે, તેમ સંસારસમુદ્રમાં અગ્નિહોત્રાદિ કર્મરૂપ હોડીને ચલાવનાર માછીની માફક કોણ હોય છે ?

અંગિરસ—હે શૌનક! અધ્વર્યુથી માંડી સોળ ઋત્વિજો, એક યજમાન તથા તેની પત્ની એમ અઢાર માણસો અગ્નિહોત્રાદિ કર્મરૂપ હોડીને ચલાવનાર છે. યજ્ઞાદિ કર્મના કરાવનારા બ્રાહ્મણોનું નામ ઋત્વિજ છે. એ સોળ ઋત્વિજોનાં નામ નીચે પ્રમાણે છેઃ— યજુર્વેદ જાણનારા અધ્વર્યુ, પ્રતિપસ્થાતા, નેષ્ટા તથા નેતા, એવા ચાર ઋત્વિજો હોયછે. ઋગ્વેદ જાણનારા હોતા, મૈત્રાવરૂણ, અચ્છાવાક તથા ગ્રાવસ્તુત એવા બીજા ચાર ઋત્વિજો છે. સામવેદને જાણનારા ઉદ્ગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્તા તથા સુબ્રહ્મણ્ય એમ ત્રીજા ચાર ઋત્વિજ છે, ઋક્, યજુષ્ અને સામ આ ત્રણેને જાણનારા બ્રહ્મા, બ્રાહ્મણા, છંદસી તથા ચોથા અગ્નીધ્રપોતા એમ ચાર હોય છે. એ સર્વ મળી સોળ ઋત્વિજો થાય છે. સોળ ઋત્વિજ, યજમાન તથા યજમાનપત્નિવિના યજ્ઞાદિકર્મ સિદ્ધ થતું નથી. માટે કર્મરૂપ હોડીને ચલાનાર અઢાર માછીઓ હોય છે. કર્મી પોતાને તથા પોતાની શિષ્યોને અનર્થની પ્રાપ્તિ કરાવે છે. આથી કર્મી દુર્બુદ્ધિ કહેવાય છે. તે પોતાને પંડિત માને છે તથા અનેક પ્રકારના રોગાદિ અનર્થોવડે વિક્ષેપને પામેલો કર્મી માયારચિત મોહરૂપ ખાઇમાં વારંવાર પડે છે. તે અનિત્ય સુખની પ્રાપ્તિ કરનારાં કર્મોને મોક્ષનું સાધન માને છે. આથી તે અત્યંત મૂઢબુદ્ધિ છે. તે પોતે તથા તેના ગુરૂઓ વિવેકથી રહિત હોય છે. આથી કર્મીને કરવા યોગ્ય અર્થનો નિર્ણય તેના ગુરૂથી પણ થતો નથી. જેમ વિવેકથી રહિત કોઇ આંધળો કોઇ બીજા અવિવેકી અંધ પુરૂષની પાછળ ચાલી વારંવાર ખાઇમાં પડે છે, તેમ વિવેકથી રહિત તથા સ્વર્ગના સુખથી પ્રાપ્તિની ઇચ્છા કરનાર કર્મી પુરૂષ પણ વિવેકહીન કર્મી પુરૂષની પાછળ ચાલવાથી માયારૂપ મહાજળવાળા સંસારસમુદ્રમાં મહાન્ દુઃખને પામે છે. જેમ ભૂતના આવેશવાળો પુરૂષ પોતાના દુઃખને તથા તેની નિવૃત્તિના ઉપાયને જાણતો નથી, તેમ કામક્રોધાદિરૂપ પિશાચના આવેશવાળો કર્મી પુરૂષ પોતાના દુઃખને તથા તેની નિવૃત્તિના ઉપાયને જાણી શકતો નથી. અલ્પ બુદ્ધિવાળો કર્મી ઉલટો અગ્નિહોત્રાદિ કર્મવડે'હું કૃતાર્થ છું, હવે મારે બીજું કાંઇ કર્તવ્ય રહ્યું નથી' એમ માની પોતે પિશાચની માફક નૃત્ય કરે છે તથા હસે છે. તે કામ-

રૂપ પિશાચને વશ થવાથી તથા પરમેશ્વરની માયાથી મોહિત થવાથી પાંચ ભૌતિક શરીરમાં જ પરમ સુખની બુદ્ધિ કરે છે તથા કામરૂપ પિશાચને વશ થયેલો તે સર્વદા ચિંતન કરે છે કે, આ શત્રુને મેં મારા બળથી માર્યો તથા આ શત્રુ ફરી ઉઠયો છે, માટે હું તેને ફરી મારીશ. અગ્નિહોત્રાદિ કર્મને કરનારો તથા વાપી કૂપ તડાગાદિ ખોદાવવાના પુણ્ય કર્મને કરનારા કર્મઠને સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર દક્ષિણ માર્ગ આગળ કહેવામાં આવ્યો છે.

## દેવયાન નામનો ઉત્તર માર્ગ.

હે શૌનક ! જેમ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર દક્ષિણ માર્ગ સંસારના મધ્યમાં રહેલો છે, તેમ બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવનારો દેવયાન નામનો ઉત્તર માર્ગ પણ સંસારની અંતર્ભૂત છે. દેવયાન માર્ગ સંસારસમુદ્રના બીજા પારની પાસે રહેલ છે, માટે તે ઘણા જનોને પ્રાપ્ત થતો નથી.પણ વૈરાગ્યવાનને જ પ્રાપ્ત થાય છે. હું મારા વીર્યનો ત્યાગ નહી કરીશ, આ રીતના દૃઢ સંકલ્પવાળો જે અધિકારી સ્રીસાથે સંભોગ નથી કરતો, તે નૈષ્ઠિક બ્રહ્મચારી ઉત્તર માર્ગદ્વારા બ્રહ્મલોકમાં જાય છે. દહરાદિક ઉપાસના કરનાર પુરૂષ પણ ઉત્તર માર્ગદ્વારા બ્રહ્મલોકમાં જાય છે તથા સ્વર્ગાદિ પંચાગ્નિની ઉપાસના કરનારો ગૃહસ્થ પુરૂષ પણ ઉત્તર માર્ગદ્વારા બ્રહ્મલોકમાં જાય છે. બ્રહ્મચર્યાદિ સાધન અત્યંત કઠણ છે. માટે દેવયાન માર્ગ કોઇકને જ પ્રાપ્ત થાય છે,પણ સર્વને પ્રાપ્તથતો નથી. ઉત્તર માર્ગવડે પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મલોકમાં પણ સર્વને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જે અધિકારીને આ બ્રહ્મલોકમાં દૈવયોગથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તે અધિકારી હિરણ્યગર્ભથી પણ શ્રેષ્ઠ અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપે પામે છે. જેમ ભૂમિલોકમાં રહેલ અધિકારી આત્મજ્ઞાનવડે અદ્વિતીય બ્રહ્મને પામે છે,માટે ભૂમિલોકમાં, તેમજ બ્રહ્મલોકમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિથી મોક્ષની પ્રાપ્તિ તો સમાન જ છે. બ્રહ્મલોકમાં રહેલ જનને પણ જો આત્મજ્ઞાનની પ્રાપ્તિ નથી થતી તો તે અધિકારી બ્રહ્મલોકથી પણ ફરી મનુષ્યલોકને પામે છે. જેમ દક્ષિણ માર્ગ પુનરાવૃત્તિવડે યુક્ત છે, તેમ દેવયાન માર્ગ પુનરાવૃત્તિવડે યુક્ત છે. આથી મુમુક્ષુએ દક્ષિણ માર્ગની માફક ઉત્તર માર્ગનો પણ ત્યાગ કરવો. ઉપાસનાદિ સાધનયુક્ત નૈષ્ઠિક બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી સર્વ અધિકારીઓને બ્રહ્મલોકમાં, સ્વર્ગ લોકમાં, ભૂમિ લોકમાં, પાતાલમાં અથવા નરકમાં એક બ્રહ્મજ્ઞાનજ મુકિતનું કારણ છે. બ્રહ્મજ્ઞાન વિના કોઇ પણ લોકમાં મોક્ષની પ્રાપ્તિ થતી નથી. જેમ બ્રહ્મજ્ઞાનવિના કોઇ પણ લોકમાં મોક્ષની પ્રાપ્તિ થતી નથી, તેમ શરીર પણ કોઇ લોકમાં સુખની પ્રાપ્તિ પામતું નથી. આ શરીર ભૂમિ લોકથી લઇ બ્રહ્મલોક પર્યંત સર્વ લોકમાં દુઃખની પ્રાપ્તિ કરાવનાર છે. જેમ શરીરનો સંબંધ ભૂમિ લોકમાં છે. તેમ તે સંબંધ બ્રહ્મલોકમાં પણ રહે છે. માટે બ્રહ્મલોક પણ પૂર્વે કહેલા પ્રમાણે સ્વર્ગલોકની માફક દુઃખનું કારણ છે. વિદ્વાને બ્રહ્મલોકને પણ નરકની માફક દુઃખનું કારણ ગણેલું છે. જો કે મનુષ્ય, દેવતા, પશુ ઇત્યાદિ ભેદવડે શરીરોની વિલક્ષણતા પ્રતીત થાય છે, છતાં શરીરજન્ય દુઃખરૂપ ફળ સર્વત્ર સમાન છે. જેમ કોઇ સાત માળની અટારીએ ઉભા રહેલા પુરૂષને તથા ભૂમિપર ઉભા રહેલા પુરૂષને જ્વરાદિ

વ્યાધિથી ઉત્પન્ન થયેલું દુ:ખરૂપ ફળ સમાન જ છે, તેમ સ્વર્ગાદિલોકમાં રહેલ દેવોને તથા ભૂમિમાં રહેલ મનુષ્યાદિકોને શરીરના સંબંધવડે દુ:ખરૂપ ફળ સમાનજ છે. દુ:ખરૂપ ફળમાં જરાપણુ વધઘટ નથી. જેમ સોનાની બનાવેલી સાંકળ તેમ જ લોખંડની બનાવેલી સાંકળ બન્ને પુરૂષને બંધન કરવામાં સમાન છે, તેમજ દેવ તથા મનુષ્યના શરીરમાં દુઃખની વેદનાઓ સમાન છે. સર્વથી ઉત્તમ હિરણ્યગર્ભના શરીરમાં તથા સર્વથી ઉતરતા શ્વાનના શરીરમાં અવિદ્યાની કાર્યતા તથા પંચભૌતિકતા તો સમાનજ છે. વિચાર કરી જોતાં બેઉના શરીરમાં ભેદ નથી. જેમ તેના શરીરનો ભેદ નથી, તેમ તેઓના શરીરના અભિમાની જીવોનો પણુ ભેદ નથી. જે જે જીવ જે જે શરીરને ગ્રહણુ કરે છે, તે તે જીવને તે તે શરીર સર્વથી અધિક પ્રતીત થાય છે.પોતાથી ભિન્ન બીજાં સર્વ શરીરો જીવને હલકાં લાગે છે. અભિમાનથી આ રીતે બનેલી ઉત્કૃષ્ટતા પણુ બ્રહ્માથી લઇ શ્વાન પર્યંત સર્વ શરીરોમાં સમાન છે. જીવથી અધિક મનાયલું શરીર સર્વ દુઃખનું કારણુ, સર્વ દુર્ગંધવડે યુકત તથા સર્વદા અશુદ્ધ હોય છે. આવું મલિન શરીર પણુ જીવોને જે દૈવના પ્રભાવથી દુ:ખના કારણુરૂપે પ્રતીત થતું નથી તથા દુર્ગંધવાળું અર્થાત્ નઠારા પદાર્થરૂપે કરી જણુાતું નથી, તે દૈવ જ બુદ્ધિમાને શોચ કરવા યોગ્ય છે. આ શરીર જો કે દુર્ગંધાદિ અનેક દોષોવાળું છે, છતાં કર્મ, કામ અને અવિદ્યા, આ ત્રણુના પ્રભાવથી જીવને શરીરના દુર્ગંધાદિ દોષો પ્રતીત થતા નથી, પણુ ઉલટું શરીર જીવને અમૃત સમાન પ્રિય પ્રતીત થાય છે. અહીં પ્રારબ્ધ કર્મના ફળનું નામ કર્મ છે, રાગનું નામ કામ છે તથા અધ્યાસનું નામ અવિદ્યા છે. જે કર્મ, કામના તથા અવિદ્યાના બળથી આ મલિન શરીર પણુ અમૃત સમાન પ્રતીત થાય છે, તે કર્મ, કામના તથા અવિદ્યાને ધિક્કાર છે. અધ્યાસરૂપ અવિદ્યાવડે મોહને પામેલો આ જીવ પોતાના મુખની લાળનું પાન કરતો છતાં કદી ગ્લાનિ પામતો નથી. વૈતરણી * આદિ નરકમાં જે વિષ્ઠા, મૂત્ર, રૂધિર તથા કફ આદિ પદાર્થો છે, તે વિષ્ઠાદિ પદાર્થો આ દેહમાં પણુ વિદ્યમાન છે. નરકના તેમજ શરીરના પદાર્થોમાં જરાપણુ ભેદ નથી, છતાં જીવને પાપાદિ દોષથી મલીન પદાર્થ પણુ સૌંદર્યરૂપે પ્રતીત થાય છે, માટે જીવોને પાપાદિ દોષોનો બહુજ આશ્ચર્યરૂપ મહિમા છે. આ રીતે અધિકારી, બ્રહ્મલોકથી લઇ મનુષ્યલોક પર્યંત સર્વ લોકને અનર્થરૂપ જાણી તેથી વૈરાગ્યને પ્રાપ્ત થાય છે. શ્રુતિમાં કહ્યુ છે કે, परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात्–અધિકારી ઉપર પ્રમાણે સર્વ લોકને અનિત્યાદિ દોષવાળા જાણી તે લોકથી વૈરાગ્ય પામે છે. અધિકારી કેવળ ઉપર કહેલા દોષથી જ આ લોકનો ત્યાગ નથી કરતો, પણુ લોક કર્મજન્ય હોવાથી તેનો ત્યાગ કરે છે. કારણુ કે ભૂમિ, અંતરિક્ષ તથા સ્વર્ગ, આ ત્રણે લોકની અંદર રહેલ જેટલા લોક છે, તે જીવોને યજ્ઞ યાગાદિ કર્મવડે પ્રાપ્ત થાય છે. તેમ જ આ ત્રણુ લોકથી બાહ્ય બ્રહ્માદિ લોક પણુ ઉપાસનારૂપ માનસ કર્મવડે પ્રાપ્ત થાય છે. માટે સર્વ લોક કર્મજન્ય છે. સર્વ કર્મજન્ય પદાર્થો અનિત્ય હોય છે. જેમ ઘટાદિ પદાર્થ કર્મજન્ય હોવાથી અનિત્ય છે, તેમ સ્વર્ગાદિ લોક પણુ કર્મજન્ય હોવાથી અનિત્ય છે. વળી સર્વ અનિત્ય પદાર્થો પોતાના વિયોગકાળે જીવને દુઃખની પ્રાપ્તિ કરાવનારા

છે. જેમ ધનાદિ પદાર્થ અનિત્ય હોવાથી પોતાના વિયોગકાળે જીવને અવશ્ય દુઃખ દે છે, તેમ સ્વર્ગાદિ અનિત્ય હોવાથી જીવને અવશ્ય દુઃખની પ્રાપ્તિ કરાવશે. આથી અધિકારીને સ્વર્ગાદિ લોક ત્યાગ કરવા યોગ્ય છે. જેમ સ્વર્ગાદિ કર્મજન્ય છે, તેમ મોક્ષ કર્મજન્ય નથી. જો સ્વર્ગાદિ લોકની માફક મોક્ષ પણ કર્મજન્ય હોય તો મોક્ષ પણ સ્વર્ગની માફક અનિત્ય ઠરશે તથા જો મોક્ષને અનિત્ય માનીએ તો તે મેળવવા અધિકારીનો પ્રયત્ન પણ નિષ્ફળ ઠરશે. મોક્ષને કર્મજન્ય માનીએ તો મોક્ષમાં સ્વર્ગની અપેક્ષાએ વિશેષતા રહેશે નહિ, પણ મોક્ષ સ્વર્ગના જેવોજ થશે. જેમ વિશ્વજિત્ નામના યજ્ઞવડે તેમ જ જ્યોતિષ્ટોમાદિ યજ્ઞવડે પ્રાપ્ત થનારા સ્વર્ગમાં જો કે સહેજ વિશેષતા છે,છતાં સ્વર્ગની પ્રાપ્તિરૂપતથાઅનિત્યરૂપે કરી બેઉમાં જરાપણ વિષમતા નથી. તેમ કર્મજન્ય સ્વર્ગમાં તથાકર્મજન્ય મોક્ષમાં કંઇક વિશેષતા છતાં સ્વર્ગત્વરૂપે તથા અનિત્યરૂપે બેઉમાં સમાનતા પ્રાપ્ત થશે. કર્મ તથા ઉપાસનાવડે મોક્ષની પ્રાપ્તિ થતી નથી. શ્રુતિમાં કહ્યું છે કે नास्त्यकृतः कृतेन-કાર્યભાવથી રહિત નિત્ય મોક્ષ કર્મ તથા ઉપાસનાવડે પ્રાપ્ત થતો નથી, પણ જ્ઞાનવડે જ પ્રાપ્ત થાય છે.

## બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિ.

હે શૌનક ! બ્રહ્મરૂપ આત્માનું જ્ઞાન અધિકારીને બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं- વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારીએ સમિદાદિ પદાર્થ હાથમાં લઇ બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જવું. વળી ગુરૂ શાસ્ત્રમાં કહેલ અનેક પ્રકારની યુક્તિઓવડે શિષ્યના સંશયની નિવૃત્તિ કરવા સમર્થ હોય, તે ગુરૂનું નામ શ્રોત્રિય છે. જેગુરૂની બ્રહ્મમાં નિષ્ઠા હોય તે ગુરૂનું નામ બ્રહ્મનિષ્ઠ છે. આવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને વિધિ પ્રમાણે શરણે ગયલા શ્રદ્ધાવાન્ શિષ્યને ગુરૂએ સર્વ દુઃખનો નાશ કરનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. બ્રહ્મવિદ્યાથી બ્રહ્મચર્ય સત્યાદિ સાધન સંપન્ન અધિકારીએ અક્ષર બ્રહ્મને પોતાના આત્મારૂપે નિશ્ચય કરવો. હે શૌનક ! વિરક્ત મુમુક્ષુજન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના મુખથી જે બ્રહ્મને સત્ય કરી જાણે છે તથા જે બ્રહ્મથી ભિન્ન સર્વ જગતને અસત્યરૂપે કરી જાણે છે, તે સત્ય બ્રહ્મથી સંપૂર્ણ વિશ્વ ઉત્પન્ન થાય છે. સત્ય બ્રહ્મમાં જ સર્વ જગત રહેલું છે તથા તેમાં જ સર્વ જગત્ લયને પામે છે. જેમ મહાન્ પ્રજ્વલિત અગ્નિમાંથી પ્રકાશમાન વિસ્ફુલિંગ-તણખા ઉત્પન્ન થાય છે તથા અગ્નિની મલિનતાએ કરી વિરૂદ્ધ ધર્મવાળો ધૂમ ઉત્પન્ન થાય છે, તેમ અક્ષર બ્રહ્મમાંથી સમાન રૂપવાળો ચેતન પદાર્થ તથા વિરૂદ્ધ રૂપવાળો જડ પદાર્થ ઉત્પન્ન થાય છે. જે પરબ્રહ્મથી જડ ચેતનરૂપ જગત ઉત્પન્ન થાય છે, તે સ્વયંપ્રકાશરૂપે કરી સર્વ જગતથી વિલક્ષણ છે. આથી શ્રુતિએ પરબ્રહ્મને દિવ્ય કરી કહ્યા છે. પરબ્રહ્મ આકાશની માફક સર્વત્ર વ્યાપક છે, તેથી શ્રુતિએ તેમને અમૂર્ત કરી કહ્યા છે. પરબ્રહ્મ સર્વ દેહાદિ ઉપાધિઓમાં બાહ્ય આંતર પરિપૂર્ણ છે, માટે શ્રુતિએ તેમને પુરૂષ કરી કહ્યા છે. પરબ્રહ્મ સ્થૂલ શરીરથી રહિત હોવાથીશ્રુતિએ તેમને અજ કહ્યા છે. તે સૂક્ષ્મ શરીરથી રહિત હોવાથી શ્રુતિએ અપ્રમાણ તથા અમના કરી કહ્યા છે. માયારૂપ કારણ શરીરથી

રહિત હોવાથી શ્રુતિએ તેમને શુભ્ર કરી કહ્યા છે. આકાશાદિ જગતરૂપ કાર્યની અપેક્ષાએ માયા ચિરકાળ પર્યંત રહેતી હોવાથી તેમને અક્ષર કહેવામાં આવે છે. પોતાના કાર્યરૂપ જગતની અપેક્ષાએ કારણરૂપ માયા પર છે. તેનાથી પણ પરબ્રહ્મ પર હોવાથી શ્રુતિએ તેમને अक्षरात्परतः परः— અક્ષરથી અત્યંત પર કહ્યા છે.

હે શૌનક! માયા ઉપહિત પરમાત્માથી પ્રાણ તથા મન ઉત્પન્ન થાય છે. પરમાત્માથી શ્રોત્રાદિ પંચ જ્ઞાનેંદ્રિયો તથા વાગાદિ પંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. તેનાથી આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ પંચ મહાભૂત ઉત્પન્ન થાય છે. આ રીતે સત્તર તત્ત્વોની ઉત્પત્તિ હિરણ્યગર્ભથી થાય છે. પરમાત્માના સ્થૂલ વિરાટ્ સ્વરૂપને વેદવેત્તાઓ કહે છે કે, સ્વર્ગલોક તેનું શિર છે, સૂર્ય તથા ચંદ્રમા તેનાં બે નેત્ર છે, પૂર્વાદિ દશદિશાઓ તેના શ્રોત્ર, ઋગાદિ ચાર વેદો તેની વાગિન્દ્રિયો છે, બાહ્ય વાયુ તેના પ્રાણ છે, સંપૂર્ણ જગત્ તેનું હૃદય છે તથા સર્વ પૃથ્વી તેના પાદ સમાન છે. આવા શરીરવાળું તથા સર્વ વ્યષ્ટિ ભૂતોવાળું તેનું સ્વરૂપ છે. આ સ્વરૂપને વેદવેત્તા વિરાટ્ કહે છે. વિરાટ્ ભગવાનથી લોકોની વૃદ્ધિ કરનારા પંચાગ્નિની ઉત્પત્તિ થાય છે. વિરાટ્ રૂપથી અગ્નિ તથા અધિદૈવરૂપ સ્વર્ગલોકરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે. આહવનીય તથા ગાર્હપત્યાદિરૂપે કરી તથા સ્વર્ગાદિ ફળરૂપે કરી અગ્નિહોત્રાદિ સર્વ કર્મોની પ્રવૃત્તિનું કારણ અગ્નિ છે. સ્વર્ગરૂપ અગ્નિથી ચંદ્ર નામના સોમ ઉત્પન્ન થયા. સોમનું શરીર સૂર્ય ભગવાનથી ઉત્પન્ન થયલી તથા કળારૂપે પરિણામને પામેલી અગ્નિહોત્રની આહુતિવડે વૃદ્ધિને પામે છે. એ કારણથી સોમરૂપ ચંદ્ર અગ્નિહોત્રાદિ કર્મને કરનારા કર્મી પુરૂષને પ્રાપ્ત થાય છે. હવિષ્રૂપને પામેલા સોમથી પર્જન્ય નામે બીજો અગ્નિ ઉત્પન્ન થાય છે. મેઘરૂપ પર્જન્યથી વૃષ્ટિદ્વારા પૃથ્વીરૂપી ત્રીજા અગ્નિથી વ્રીહિયવાદિ સર્વ ઔષધિઓ ઉત્પન્ન થાય છે. પુરૂષરૂપ ચતુર્થ અગ્નિમાં અન્નરૂપને પામેલ વ્રીહિયવાદિ ઔષધિથી વીર્યરૂપ બીજ ઉત્પન્ન થાય છે. યોષિત્રૂપ પંચમ અગ્નિને પ્રાપ્ત થઇ, અન્ન ગર્ભનારૂપનેધારણકરે છે.ગર્ભનારૂપનેપામેલા વીર્યથી પુત્રાદિરૂપ અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન થાય છે. પુત્રાદિરૂપ પ્રજાવડે લૌકિક તથા વૈદિક સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે. જે પરમાત્માથી વિરાટ્ ઉત્પન્ન થાય છે, તે પરમાત્માથી જ શ્વાસ પ્રશ્વાસની માફક વિનાપ્રયત્ને ઋગાદિ વેદો ઉત્પન્ન થયા છે. આથી વેદવેત્તાઓ ઋગાદિ વેદને અપરબ્રહ્મ કરી કહે છે. પરમાત્માથી દર્શ પૌર્ણમાસાદિ યજ્ઞ ઉત્પન્ન થાય છે, જ્યોતિષ્ટોમાદિ ક્રતુ ઉત્પન્ન થાય છે, યજ્ઞાદિ કર્મની સિદ્ધિ કરનારી વસંતાદિ ઋતુઓ ઉત્પન્ન થાય છે, ગૌસુવર્ણાદિરૂપ દક્ષિણા ઉત્પન્ન થાય છે, કર્મકર્તા પુરૂષની અનેક પ્રકારની નિયમરૂપ દીક્ષા ઉત્પન્ન થાય છે, સંવત્સરાદિરૂપ કાળ ઉત્પન્ન થાય છે, સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિની કામનાવાળા અધિકારી યજમાન ઉત્પન્ન થાય છે, સત્તાવિષેના રસરૂપ સોમ દ્રવ્ય ઉત્પન્ન થાય છે, સ્વર્ગ લોકના શરીરનું આરંભ કરનાર સોમરૂપ ફળ ઉત્પન્નથાય છે તથા સ્વર્ગાદિક લોક સહિત સૂર્ય ભગવાન્ ઉત્પન્ન થાય છે. પરમાત્માથી સાત સમુદ્રો, હિમાયલાદિ પર્વતો, ગંગાદિ નદીઓ, વૃક્ષાદિ સ્થાવર શરીરો, મનુષ્યાદિ જંગમ

શરીરો તથા ભુત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં રહેલ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે.

## પરમાત્મામાં અદ્વિતીય શુદ્ધરૂપતા.

હે શૌનક ! જે પરમાત્માથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, તેથી આ જગત્ ભિન્ન નથી, પણ પરમાત્મારૂપ જ છે. આ જગતનાં તપ, કર્મ તથા વેદ—આ ત્રણ સ્વરૂપો છે. તેમાં ઉપસનાના ફળનું નામ તપ છે, યાગાદિ કર્મના ફળનું નામ કર્મ છે તથા કર્મ અને તપને પ્રકાશ કરનાર અપૌરૂષેય વચનનું નામ વેદ છે. આ તપ કર્માદિરૂપ સર્વ જગત્ અમૃત તથા બ્રહ્મ સ્વરૂપ છે, પણ તેથી જરા ભિન્ન નથી. આથી પરમાત્મા એક અદ્વિતીય સ્વરૂપ છે. આ રીતે સર્વત્રવ્યાપક, સર્વના આત્મારૂપ, ઉત્પત્તિ તથા નાશથી રહિત તથા સર્વ ભૂત પ્રાણીના હૃદયકમળમાં નિવાસ કરનારા પરમાત્માને જે અધિકારી પોતાના આત્મારૂપે કરી જાણે છે, તે ‘ હું અજ્ઞાની છું ’ એવી અવિદ્યાગ્રંથિથી મુક્ત થાય છે. હે શૌનક ! જે અક્ષર બ્રહ્મ સ્વપ્રકાશરૂપે સર્વદા આવિર્ભૂત, બુદ્ધિરૂપી ગુહામાં રહેવાથી અત્યંત સમીપ, સર્વથી ઉત્કૃષ્ટ, સર્વ અધિકારી શરીરમાં પ્રાપ્ત થનાર, રથના ચક્રમાં રહેલી અરાની નાભિની માફક પ્રાણ તથા ઈન્દ્રિયોના અધિષ્ઠાનરૂપ, પોતાની સમીપતા માત્રવડે પ્રાણ તથા ઇન્દ્રિયના સર્વ વ્યાપારોના કારણરૂપ, સનાતન તથા બુદ્ધિ આદિ ઉપાધિથી પર છે, તેને અધિકારીએ પોતાના આત્મારૂપે જાણવા યોગ્ય છે આ અક્ષર બ્રહ્મ માયાના સંબંધથી સ્થૂલ સૂક્ષ્મરૂપતાને પ્રાપ્ત થવા છતાં વાસ્તવિક સ્થૂલ સૂક્ષ્મ ભાવથી રહિત છે. તે વિવેકી પુરૂષોથી પ્રાર્થના કરવા યોગ્ય છે. તે સર્વ દેહધારીને અત્યંત પ્રિય છે. તે પોતાના સ્વયંજ્યોતિ પ્રકાશવડે પ્રકાશમાન છે. દુર્લક્ષ્ય પદાર્થથી પણ અત્યંત દુર્લક્ષ્ય છે. તેમાં ઇન્દ્રાદિ લોકપાળ સહિત સર્વ લોક રહે છે.

## આત્માની પ્રાપ્તિ માટે ધ્યાન.

હે શૌનક ! જેમ આ લોકમાં કોઇ શૂરવીર પુરૂષ પોતાના ધનુષવડે બાણને સાંધી કોઇ લક્ષ્ય વસ્તુનો વેધ કરે છે, તેમ ધૈર્ય તથા આત્માના વિવેકવાળા તેમ જ ક્રોધાધિ શત્રુઓને સર્વદા ભયની પ્રાપ્તિ કરનારા અધિકારીએ અક્ષર બ્રહ્મનો લક્ષ્યરૂપ વેધ કરવો. મહાવાક્યરૂપ વેદાંત જેના મધ્યમાં છે, એવા ૐકારરૂપ પ્રણવ મંત્ર ધનુષ્યરૂપે છે તથા ધ્યાનકર્તા પુરૂષનો કૂટસ્થ આત્મા બાણરૂપ છે. “ હું બ્રહ્મરૂપ છું ” એવા મહાવાક્યના અર્થનું ચિંતન પ્રણવરૂપ ધનુષનું આકર્ષણ છે. શુદ્ધ બ્રહ્મ લક્ષ્ય સ્વરૂપે છે. જે અધિકારીને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા હોય, તેણે એક વેદાંત વચન વિના બીજી અનાત્મ વસ્તુને પ્રતિપાદન કરનારાં વચનનો કદી ઉચ્ચાર કરવો નહિ. અનાત્મ વસ્તુને પ્રતિપાદન કરનારાં વચનોનું શ્રવણ પણ કરવું નહિ. કારણ કે, એક વેદાંત વચનને છોડી બીજાં જેટલાં વચનો છે, તે સર્વ અનાત્મરૂપ દ્વૈતને જ પ્રતિપાદન કરનારાં છે. માટે તે વચનો અધિકારીને મોક્ષરૂપ અમૃતની પ્રાપ્તિ કરાવતાં નથી. અનાત્મ વસ્તુને પ્રતિપાદન કરનારાં વચનોમાં કેટલાંક, પુરૂષને ધર્મની પ્રાપ્તિ કરાવનારાં હોય છે, કેટલાંક ધનાદિરૂપ અર્થની પ્રાપ્તિ કરાવનારાં હોય છે, કેટલાંક વિષયસુખરૂપ કામની પ્રાપ્તિ કરાવનારાં હોય છે તથા કેટલાંક કેવળ દુઃખનીપ્રાપ્તિ કરાવનારાં હોય છે. ધર્મ, અર્થ તથા કામ એ ત્રણે જો કે વિચારહીન પુરૂ-

ષને સુખરૂપ થઇ પ્રતીત થાય છે, છતાં વિચાર કરી જોતાં ધર્મ, અર્થ તથા કામ પોતાની અપ્રાપ્તિકાળે, પોતાની પ્રાપ્તિકાળે તથા પોતાના જીવન કાળે જીવને કેવળ દુઃખની પ્રાપ્તિ કરે છે. ધર્માદિને પ્રતિપાદન કરનારાં વચન પણ કેવળ દુઃખનું કારણ હોવાથી, વિદ્વાનને દુઃખની પ્રાપ્તિ કરનારાં વચનનો કદી ઉચ્ચાર કરવો નહિ. વિદ્વાન્ પાસે જો કોઇ બીજો પુરૂષ પણ અનાત્મ વચનનો ઉચ્ચાર કરે, તો તેને પણ વિદ્વાને ઉચ્ચાર કરતાં અટકાવવો. કેવળ શ્રેષ્ઠ પુરૂષો જ અનાત્મ વચનનો નિષેધ કરતા નથી. શ્રુતિઓ પણ અનાત્મવચનનો નિષેધ કરેછે. શ્રુતિમાં કહ્યું છે કેआनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन અધિકરી અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપભૂત આનંદને જાણી કોઇથી ભયને પ્રાપ્ત થતો નથી. આનંદ સ્વરૂપ આત્મા સર્વ પ્રાણીના હૃદયાકાશમાં વિરાજમાન હોવાથી શ્રુતિએ આત્માને દહરાકાશ કહ્યો છે. જેમ રથના ચક્રના નાભિમાં આરા રહેલા હોય છે, તેમ હૃદયકમળમાં હિતા નામની દશ હજાર નાડીઓ રહેલી છે. હૃદયકમળના મધ્ય ભાગમાં આનંદ સ્વરૂપ આત્મા સર્વદા વિચરે છે. જેમ ઘટરૂપ ઉપાધિના જન્મથી આકાશ ઉત્પન્ન થયલું જણાય છે,તેમ આત્મા વાસ્તવિક રીતે જન્મથી રહિત છતાં શરીરાદિ ઉપાધિના જન્મથી જન્મવાળા જેવો જણાય છે. આ રીતે આત્માના ઉપદેશવડે જે અધિકારી કોઇ પાપ કર્મરૂપ અપ્રતિબંધને લીધે " હું બ્રહ્મરૂપછું" એમ જાણવા સમર્થ નહિ થાય, તે આનંદ સ્વરૂપ આત્માનું પ્રણવ મંત્રવડે ચિંતન કરે છે. આનંદ સ્વરૂપ આત્માને પ્રણવ મંત્રવડે ચિંતન કરનારો, ધ્યાનરૂપ દીપના બળવડે પ્રતિબંધક પાપરૂપ અંધકારથી રહિત થઇ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. વિદ્વાન્ બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યારૂપ સમુદ્રની મોક્ષરૂપ પરંપરાને પામે છે. જેમ આત્માના ધ્યાનવડે પ્રતિબંધક પાપથી નિવૃત્ત થવાય, તેમ બ્રહ્મવેત્તા ગુરૂના આશીર્વાદવડે તથા ફરી ફરી ઉપદેશવડે પાપકર્મરૂપી પ્રતિબંધની નિવૃત્તિ થઇશકે છે. મહાત્મા દયાળુ ગુરૂ પોતાના શિષ્યોને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સર્વ વિઘ્નની નિવૃત્તિ થવાનો વારંવાર આશીર્વાદ આપી, આત્માનો ઉપદેશ કરે છે. માટે અધિકારીએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરૂની કૃપા અવશ્ય સંપાદન કરવી.

## પરમાત્માનું વર્ણન

જે પરમાત્મા સર્વ જગતને સામાન્યરૂપે તથા વિશેષરૂપે જાણે છે, જેની જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ વિભૂતિ સર્વ લોકમાં પ્રસિદ્ધ છે, તે પરમાત્મા બ્રહ્મપુરમાં આવેલા દિવ્ય વ્યોમમાં રહે છે.જેમ ઉત્પન્ન થયલો ઘટ આકાશવડે પૂર્ણ હોય છે, તેમ ઉત્પન્ન થયલું શરીર બ્રહ્મવડે પૂર્ણ છે. આથી શ્રુતિએ શરીરને બ્રહ્મપુર કહ્યું છે. બ્રહ્મપુરમાં રહેલ દિવ્ય વ્યોમ સ્વપ્રકાશ આત્મારૂપ છે.દિવ્યવ્યોમનું શ્રુતિમાં દહરાકાશ એવું નામ આપેલું છે. આ પ્રમાણે આપણા સ્વરૂપમાં જ પરમાત્મા દેવ રહેલા છે. શ્રુતિમાં કહ્યું છે કે, स भूमा कुत्र प्रतिष्ठितः स्वे महिम्नि ભૂમા આત્મા શાને વિશે રહેલ છે? આવી જિજ્ઞાસા થાય તો તેનો ઉત્તર એટલો જ કે, તે પોતાના મહિમાવિશે રહેલા છે.

અજ્ઞાત આત્માના તથા જ્ઞાત આત્માના સ્વભાવનું વર્ણન—હે શૌનક! જે સમયે આનંદસ્વરૂપ આત્મા અજ્ઞાત રહે છે, તે સમયે આત્મા મનના તાદાત્મ્ય અધ્યાસથી

મનોમય સંજ્ઞાને પ્રાપ્ત થયલો હોય છે. પ્રાણ, દેહ તથા ઇન્દ્રિયોને આત્મા પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે. જ્યાં સુધી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ નથી થતી ત્યાં સુધી મનોમય આત્મા સર્વ જગતના બીજભૂત મૂલાજ્ઞાનમાં તાદાત્મ્ય અધ્યાસવડે રહે છે. જે સમયે બ્રહ્મચર્યાદિ સાધનવાળા અધિકારીઓ આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણે છે, તે સમયે તે આત્માને પરમાનંદ સ્વરૂપે કરી જૂવે છે, જન્મમરણાદિ સંસાર સંબંધી ધર્મથી રહિત જૂવે છે તથા જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય ઇત્યાદિ ત્રિપુટીરૂપ દ્વૈતથી રહિત જૂવે છે.

આત્મજ્ઞાનના ફળનું વર્ણન—પરબ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનારા અધિકારીને શ્રુતિએ નીચે પ્રમાણે ફળની પ્રાપ્તિ કહીછે. भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः । क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे-કામક્રોધાદિનાકારણ આત્મઅનાત્મનોઅધ્યાસ, જીવને સર્વ દુઃખની પ્રાપ્તિ કરાવે છે, જે અધ્યાસનું નામ હૃદયગ્રંથિ છે. ત્વંપદાર્થરૂપ જીવમાં સંસારીપણું તથા અલ્પજ્ઞતા જોઇ તથા તત્પદાર્થ બ્રહ્મમાં અસંસારીપણું તથા સર્વજ્ઞતા જોઇ, જીવ બ્રહ્મ છે કે બ્રહ્મથી ભિન્ન છે, ઇત્યાદિઆત્માના વિષયનીઅસંભાવનાનું નામ સંશય છે. જે પુણ્ય પાપકર્મથી શરીર પ્રાપ્ત થયું છે, તે પ્રારબ્ધકર્મને છોડી જે સંચિત તથા ક્રિયમાણ પુણ્ય પાપકર્મવડે જીવ અનેક શરીરને પામે છે, તેનું નામ કર્મ છે. કર્મ, હૃદયગ્રંથિ તથા સર્વ સંશયો સર્વાત્મારૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી નિવૃત્ત થઇ જાય છે. શ્રવણાદિ સાધનના ફળરૂપ જે આત્મસાક્ષાત્કારથી સર્વ દુઃખ આપનારી અવિદ્યા નિવૃત્ત થાય છે તથા કાર્ય સહિત અવિદ્યા નિવૃત્ત થાય છે, તે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથાઆનંદમય, એમ પાંચકોશમાંનો છેવટનો આનંદમયકોશ છે તથા આનંદમયમાં પણ તે પુચ્છ અને પ્રતિષ્ઠારૂપે રહેલ છે. આત્માદેવ આવરણ કરનારી માયારૂપ રજથી રહિત હોવાથી શ્રુતિએ તેને વિરજ કહ્યા છે. તે માયાના કાર્યરૂપ કળાઓથી રહિત હોવાથી શ્રુતિએ તેને નિષ્કલ કરી કહ્યા છે. તે સ્વપ્રકાશરૂપ હોવાથી તથા સૂર્ય ચંદ્રમાદિ જ્યોતિના પ્રકાશ કરનારા હોવાથી શ્રુતિએ તેને જ્યોતિષાંજ્યોતિ કરી કહ્યા છે. તે અદ્વિતીયતારૂપવડે પરમાનંદ સ્વરૂપ હોવાથી શ્રુતિએ તેને શુભ્ર કરી કહ્યા છે.

આત્મામાં સ્વપ્રકાશતાનું વર્ણન—લોકપ્રસિદ્ધ સૂર્ય ચંદ્રમાદિ બાહ્ય તૈજસ પદાર્થોના પ્રકાશની જે તત્વને જરૂર પડતી નથી, પણ જે તત્વ તૈજસ પદાર્થની સહાયતા વિના જ પ્રકાશે છે તથા જેના પ્રકાશથી જડ ચેતનરૂપ સર્વ જગત્ પ્રકાશમાન થાય છે, તેને વિદ્વાન સ્વપ્રકાશ કહે છે.

સ્વપ્રકાશઆત્માનીસર્વાત્મરૂપતાનું વર્ણન—હે શૌનક ! સ્વપ્રકાશ જ્યોતિ બ્રહ્મ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, અધો તથા ઉર્ધ્વ દિશામાં વ્યાપ્ત છે. બ્રહ્મ જ પૂર્વાદિ દિશા સહિત સર્વ વિશ્વરૂપ; ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણ કાળરૂપ તથા સ્થૂલ સૂક્ષ્મ કારણાત્મક સર્વ જગતરૂપ છે. તેનાથી કોઇ પણ વસ્તુ ભિન્ન નથી.

તત્ત્વં પદાર્થનું શોધન—હે શૌનક ! અધિકારી જ્યારે શ્રુતિવચનથી મહાવાક્યાર્થરૂપ બ્રહ્માત્મને જાણી શકતો નથી, ત્યારે અધિકારી શિષ્યને બ્રહ્મવેત્તા ગુરૂએ તત્ત્વં પદાર્થનો ઉપદેશ કરવો. શરીરરૂપ અશ્વત્થ વૃક્ષમાં જીવતથા ઇશ્વરરૂપ બે પક્ષીઓ રહે છે. આ બન્ને પક્ષી સર્વદા એકઠાં રહે છે.સત્, ચિત્તથાઆનંદરૂપતાવડેસમાન સ્વભાવવાળાં

છે તથા શરીરરૂપ વૃક્ષની સાથે તાદાત્મ્ય ભાવને પામેલાં છે. આ બે પક્ષીમાં એક પક્ષી શરીરરૂપ વૃક્ષના પુણ્યપાપ કર્મરૂપ પુષ્પવડે ઉત્પન્ન થયેલા સુખ દુઃખરૂપ ફળને ભોગવતો છતો જીવ સંજ્ઞાને પામે છે. આ ભોકતા જીવ ત્વં શબ્દના અર્થરૂપ છે. બીજું પક્ષી સુખ દુઃખરૂપ કર્મનાં ફળને નહિ ભોગવતાં કેવળ કર્મના જ ફળનો પ્રકાશ કરે છે. આથી તે અભોકતા પક્ષી ઇશ્વર સંજ્ઞાને પામે છે, જે અદ્વિતીય, સર્વત્ર વ્યાપક, ઈશ્વર તથા તત્પદના અર્થરૂપ છે.જે શરીરરૂપ વૃક્ષમાં ઇશ્વરરૂપ પક્ષી નિવાસ કરે છે, તેજ શરીરરૂપ વૃક્ષમાં જીવરૂપ પક્ષી પણ નિવાસ કરે છે. પણ જીવરૂપ પક્ષી પોતાનાં પુણ્ય પાપ કર્મોને કર્તા માની તથા પુણ્ય પાપ કર્મનાં ફળને ભોકતા માની દીનતાને પામેલ સર્વદા શોચને પામે છે. આ કર્તૃત્વ ભોકતૃત્વ ધર્મ ઇશ્વરરૂપ પક્ષીમાં નથી જેમ તત્પદાર્થરૂપ પરમાત્મામાં કર્તૃત્વ ભોકતૃત્વ ધર્મ નથી, તેમ ત્વં પદાર્થરૂપ જીવમાંપણવાસ્તવિક રીતે કર્તૃત્વ ભોકતૃત્વ ધર્મ નથી. અંતઃકરણાદિ ઉપાધિઓના સંબંધથી જ જીવમાં કર્તૃત્વ ભોકતૃત્વ ધર્મ પ્રતીત થાય છે. માટે જે સમયે ત્વં પદાર્થરૂપ જીવાત્મા તત્પદાર્થરૂપ ઇશ્વરનેપોતાનાઆત્મારૂપેજૂવે છે, તે જસમયે જીવાત્મા પરમાત્માના અદ્વિતીયરૂપ મહિમાને પામે છે. તત્પદાર્થરૂપ પરમાત્મા વાસ્તવિક રીતે ત્વં પદાર્થ જીવથી અભિન્ન છતાં ઉપાધિના સંબંધથી ભિન્ન પ્રતીત થાય છે તથા આનંદના સમુદ્રરૂપ છે. આથી પરમાત્મા જીવના પરમ પ્રેમનો વિષય છે. પરમાત્માના અદ્વિતીયવાળા મહિમાને પામી જીવાત્મા સર્વ દુઃખથી નિવૃત્ત થાય છે. ત્વં પદાર્થરૂપ જીવાત્મા, જે સમયે તત્પદાર્થરૂપ સ્વયંજ્યોતિ પરમાત્માને પોતાના આત્મારૂપ જૂવે છે, તે સમયે જીવાત્મા નામ તથા રૂપથી રહિત થાય છે તથા વિદ્વદ્ ભાવને અને અદ્વિતીય ભાવને પામે છે. પરમાત્મા પ્રાણ ઉપહિત હિરણ્યગર્ભદ્વારા સર્વ વ્યષ્ટિ ભૂતમાં વ્યાપક છે તથાજીવ, ઈશ્વર તેમજ જગત ઇત્યાદિભેદવિશિષ્ટરૂપેકરીકલ્પિતહોયતેમજણાય છે. જ્યારે અધિકારી પરમાત્માને પોતાના આત્મારૂપે જાણે છે, ત્યારે તે અધિકારી અતિવાદી સંજ્ઞાને પામે છે. જેમ બાળક અનેક પ્રકારની ક્રીડા કરે છે, તેમ વિદ્વાન્ અદ્વિતીય આત્મામાં રતિ કરે છે. જેમ યજ્ઞકર્તા અનેક પ્રકારની ક્રિયા કરે છે, તેમ વિદ્વાનની અનેક પ્રકારની ક્રિયા અદ્વિતીય આત્મામાં હોય છે. આ રીતે વિદ્વાન્ સર્વદા આત્માનું ચિંતન કરે છે. તે વિદ્વાનને વેદવેત્તા અતિવાદી કરી કહે છે. અતિવાદી વિદ્વાન્ સર્વ વેદવેત્તા પુરૂષોમાં શ્રેષ્ઠ છે.

## બ્રહ્મવિદ્યાનું સાધન.

હે શૌનક ! સત્ય, તપ તથા બ્રહ્મચર્ય, આ ત્રણ સાધન સહિત તત્ત્વં પદાર્થના સાધનરૂપ જ્ઞાનવડે અધિકારીને મહાવાકયના અર્થરૂપ આત્મદેવ પ્રાપ્ત થાય છે.કામ તથા ક્રોધાદિથી રહિત સંન્યાસી આત્માને પોતાના ચિત્તવિશે જૂવે છે. અર્થાત્ જેમ સત્યાદિ સાધન સહિત તત્ત્વં પદાર્થનું શોધન આત્મજ્ઞાનમાં કારણ છે, તેમ સંન્યાસ પણ આત્મજ્ઞાનમાં મુખ્યકારણછે.મિથ્યાવચનના પરિત્યાગનું નામ સત્ય, મનસહિત શ્રોત્રાદિ ઇંદ્રિયોની એકાગ્રતાનું નામ તપ તથા ઉપસ્થ ઇંદ્રિયના સંયમનું નામ બ્રહ્મચર્ય છે.

સત્યની ઉત્કૃષ્ટતા—મિથ્યા વચનના પરિત્યાગરૂપ સત્ય બ્રહ્મજ્ઞાનનું કારણ હોવાથી સર્વ સાધનથી ઉત્કૃષ્ટ છે. માટે સત્ય ભૂમિલોકના, સ્વર્ગલોકના તથા બ્રહ્મલોકના પણ

સુખનું સત્ય કારણછે. સત્ય બ્રહ્મ અધિકારીને મહાવાક્યજન્ય જ્ઞાનવડે પ્રાપ્ત થાય છે. તે આકાશાદિ મહાન્ પદાર્થના આધારરૂપ તથા મહાન્ પદાર્થથી પણ અત્યંત મહાન્ છે. વિદ્વાન્સર્વજીવોનેપુણ્યપાપકર્મના સુખદુઃખરૂપ ફળને દેવાવાળો છે, જીવને પ્રાપ્ત થનારા સર્વ ભોગો વિદ્વાનની આજ્ઞાવડે વર્તે છે તથા જીવનાં સર્વ પ્રાણ, બુદ્ધિ તથા ઇન્દ્રિયાદિ પણ વિદ્વાનની આજ્ઞામાં રહે છે. બ્રહ્મરૂપ વિદ્વાન્ જીવને શાપ તથા અનુગ્રહ કરવામાં પણ સમર્થ છે. બ્રહ્મવેત્તા પુરૂષનું પૂજન તથા અર્ચન કરવાથીપુરૂષ પુણ્યવાન્થઇસુખને પામે છે તથા તેની અવજ્ઞાથી પાપવાન્ થઇ પુરૂષ સર્વદા દુઃખને પામે છે. જેને પુત્રતથા ધનાદિપદાર્થરૂપઐશ્વર્યની પ્રાપ્તિની ઈચ્છા હોય,તેણે બ્રહ્મવેત્તાનું સર્વદા પૂજન અર્ચન કરવું. જે બુદ્ધિમાન્ પુરૂષ બ્રહ્મવેત્તાની અવજ્ઞા મનવડે સ્વપ્નામાં પણનથી કરતો,તે મનવાંછિત સર્વ પદાર્થને મેળવે છે. શ્રુતિમાં કહ્યું છે કે आत्मज्ञं ह्यर्चयेत् भूतिकामः—ધનાદિ ઐશ્વર્યની કામનાવાળા પુરૂષે બ્રહ્મવેત્તા વિદ્વાનનું અવશ્ય અર્ચન કરવું તથા તે પૂજન અર્ચનાદિથી તેને સર્વ મનવાંછિત પદાર્થની પ્રાપ્તિ થાય છે. જે વિવેકી નિષ્કામ થઈ બ્રહ્મવેત્તા પુરૂષનું સેવન કરે છે, તે સર્વ દુઃખથી રહિત પરબ્રહ્મ ભાવને પામે છે; કારણ કે બ્રહ્મવેત્તા આનંદસ્વરૂપ બ્રહ્મને શરીરમાં રહેવા છતાં સાક્ષાત્ આનંદરૂપે જાણે છે, પરબ્રહ્મની જ અભેદરૂપે ઉપાસના કરે છે તથા પરબ્રહ્મમાં જ અભેદરૂપે રહેલ હોય છે. આવા બ્રહ્મરૂપ બ્રહ્મવેત્તાની જે અધિકારી શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે છે, તે ભક્ત પણ બ્રહ્મવેત્તાના અનુગ્રહથી બ્રહ્મવેત્તા થઇ તેની સમાનતાને પામે છે. માટે બ્રહ્મભાવરૂપ મોક્ષની પ્રાપ્તિ માટે અધિકારીએ નિષ્કામ થઇ બ્રહ્મવેત્તાનું સેવન કરવું.

## નિષ્કામતાની શ્રેષ્ઠતા.

હે શૌનક ! કામના જ સર્વ દુઃખનું કારણ છે. જે વિવેકી સર્વ કામનાનો ત્યાગ કરી બ્રહ્માત્મજ્ઞાનને પામે છે, તે નિષ્કામી આ લોકમાં તથા પર લોકમાં જરા પણ દુઃખને પામતો નથી. નિષ્કામતા જ સર્વ સુખનું કારણ છે. આનંદ સ્વરૂપ આત્મા અધિકારીને બ્રહ્મવેત્તા ગુરૂના અનુગ્રહ વિના કેવળ વેદોના અધ્યાપન કરાવવાથી, વેદના અધ્યયનથી તથા તીક્ષ્ણ બુદ્ધિવડે પ્રાપ્ત થતો નથી, પણ કેવળ બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી આત્મદેવ અધિકારીને પ્રાપ્ત થાય છે. બ્રહ્માત્મજ્ઞાનવડે બ્રહ્મરૂપતાને પામેલ બ્રહ્મવેત્તા ગુરૂ, જે શિષ્યપર અનુગ્રહ કરે છે, તે શિષ્યપર પરબ્રહ્મ પણ અનુગ્રહ કરે છે. અહીં શિષ્યના ચિત્તમાં અદ્વિતીય સ્વરૂપનો પ્રાદુર્ભાવ કરવો, એ જ પરબ્રહ્મનો અનુગ્રહ છે. શ્રુતિમાં કહ્યું છે કે, नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वां આનો ભાવાર્થ ઉપર કહેલ અર્થને મળતો છે હે શૌનક ! કામ ક્રોધાદિ શત્રુઓથી નહીં દબાયેલ મન ઇન્દ્રિયાદિના ધૈર્યરૂપી બળથી રહિત પુરૂષને આત્માદેવ પ્રાપ્ત થઈ શકતો નથી, પણ બળવાનને જ આત્મા પ્રાપ્ત થાય છે. ધૈર્યરૂપી બળથી રહિત પુરૂષને એકલો આત્માની પ્રાપ્તિનો અભાવ નથી, પણ તેને આ લોકમાં તથા પરલોકમાં કેવળ દુઃખની જ પ્રાપ્તિ થાય છે. અધિકારીએ ધૈર્યરૂપી બળને અવશ્ય સંપાદન કરવું. જેમ બળના અભાવથી આત્મા પ્રાપ્ત થતો નથી, તેમ

*પ્રમાદથી પણ આત્મા પ્રાપ્ત થતો નથી તથા કોઇ આશ્રયથી રહિત પાંખડરૂપથી પણ આત્મા પ્રાપ્ત થતો નથી. અર્થાત્ અધિકારીને અપ્રમાદયુક્ત ધૈર્યથી તથા સ્વાશ્રય ધર્મથી બનેલા તપવડે બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. બ્રહ્માત્મજ્ઞાનવડે અધિકારીને આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે. હે શૌનક ! પૂર્વે જે જે મહાત્મા મુનિઓ આનંદસ્વરૂપ પ્રત્યક્ આત્માના સાક્ષાત્કારવડે આત્મસ્વરૂપ આનંદમાં મગ્ન થયા હતા, તે સર્વે આત્મજ્ઞાનના કાળમાં જ બ્રહ્મભાવને પામ્યા હતા. બ્રહ્મભાવને પામ્યા પછી મુનિ ફરી સંસારને પ્રાપ્ત થતો નથી. જે પરમહંસ સંન્યાસીને બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છારૂપ પ્રતિબંધથી આ જન્મમાં બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ નથી થઇ, તેને બ્રહ્મલોકમાં ગયા પછી બ્રહ્મજ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય છે. જે સંન્યાસીએ આ જન્મમાં મહાવાકયરૂપ વેદાંતવચનના અર્થનો વિચાર કર્યો છે. તથા જેનું અંતઃકરણ રાગદ્વેષાદિ દોષથી રહિત થઇ શુદ્ધ થયું છે, તે બ્રહ્મલોકને પામી હિરણ્યગર્ભરૂપ બ્રહ્માના મરણકાળે બ્રહ્માની માફક અદ્વિતીય બ્રહ્મભાવને પામે છે. આ લોકમાં, બ્રહ્મલોકમાં અથવા કોઇ અન્ય લોકમાં બ્રહ્મવેત્તા વિદ્વાન્ જ્યારે પ્રારબ્ધ કર્મને ભોગવી વિદેહ મોક્ષને પામે છે, ત્યારે દેવદત્તાદિ નામો છોડી તેની બીજી પ્રાણાદિ પંદર કળાઓ પોતપોતાના કારણમાં લયને પામે છે. પ્રાણાદિ પંદરકળાઓનાં નામો નીચે પ્રમાણે છે. प्राणाःश्रद्धा खादिभूतपंचकं चेन्द्रियं मनः । अन्नं वीर्यं तपोमंत्राः कर्मलोकाश्च ताः कलाः ૧ પ્રાણ, ૨ શ્રદ્ધા, ૩ આકાશ, ૪વાયુ, ૫ તેજ, ૬ જળ, ૭ પૃથ્વી, ૮ વાગાદિ ઇન્દ્રિયો, ૯ મન, ૧૦ અન્ન, ૧૧ વીર્ય, ૧૨ તપ, ૧૩ મંત્ર, ૧૪ કર્મ તથા ૧૫ લોક, આ પંદર કળાઓ છે. બ્રહ્મવેત્તાની અધ્યાત્મરૂપ વાગાદિ ઇન્દ્રિયોના અગ્નિઆદિ દેવો પોતાપોતાના અધિદેવરૂપને પામે છે તથા તેના શરીરમાં રહેલ બુદ્ધિવિશિષ્ટ વિજ્ઞાનમય જીવ શુદ્ધ પરમાત્મા દેવમાં લય ભાવનેપામે છે. આ પ્રમાણે સર્વ કાર્ય કારણ ઉપાધિનો લય થવા પછી વિદ્વાન્ એક અદ્વિતીયરૂપે થઈ રહે છે. જેમ બ્રહ્મવેત્તાની પ્રાણાદિ પંદર કળાઓનો લય થાય છે, તેમ નામરૂપ છવીસ કળાઓનો પણ લય થાય છે. શ્રુતિમાં નામને છોડી પ્રાણાદિ પંદર કળાઓનો લય કહ્યો, તેનો અભિપ્રાય એવો છે કે, જો કે શુકવામદેવાદિ મહાન્ પુરૂષો પૂર્વે મુકત થઇ ગયા છે, છતાં તે મુકત પુરૂષોનાં શુકવામદેવાદિ નામોને હજી લોકો વાણીવડે ઉચ્ચારે છે. માટે નામો નાશને પામતાં નથી. આ રીતની લૌકિક બુદ્ધિને અનુસરી શ્રુતિએ પ્રાણાદિ પંદર કળાઓનો લય કહ્યો છે, પણ નામનો લય કહ્યો નહિ. જેમ પૂર્વનો બ્રહ્મવેત્તા બ્રહ્મજ્ઞાનના બળથી અદ્વિતીય બ્રહ્મભાવને પામે છે, તેમ હાલ પણજે અધિકારી ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી બ્રહ્મને પોતાના આત્મારૂપે સાક્ષાત્કાર કરે છે, તે અધિકારી પણ બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી અદ્વિતીય બ્રહ્મભાવને પામે છે. જે પુરૂષે અદ્વિતીય બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણ્યો છે, તે બ્રહ્મવેત્તા પુરૂષના વિદ્યામય વંશમાંરહેલા શિષ્યપ્રશિષ્યાદિ તથા જન્મમય વંશમાં રહેલા પુત્ર પૌત્રાદિકો બ્રહ્મજ્ઞાનથી રહિત હોતા નથી, પણ તે સર્વે બ્રહ્મજ્ઞાનમાં નિષ્ઠાવાળા હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે, नाऽस्याऽब्रह्मवित्कुले भवति

*વિષયતાની સમીપતાને લીધે ધૈર્યના નાશનું નામ પ્રમાદ છે.

બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરૂષના કુળમાં કોઇ પુત્ર અથવા શિષ્ય બ્રહ્મજ્ઞાનથી રહિત હોતો નથી. બ્રહ્મવેત્તા બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી કારણ અજ્ઞાન સહિત સર્વ પાપ કર્મના નાશવડે કામક્રોધાદિ સર્વ દોષથી તથા સર્વ શોકથી રહિત થઇ, આનંદસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મને અભેદરૂપે પ્રાપ્ત થાય છે.

બ્રહ્મવિદ્યાના અધિકારીનું વર્ણન–હે શૌનક! જે બ્રહ્મવિદ્યા મેં તને ઉપદેશ કરી, તે તારે કોઇ ગમે તેવા અધિકારીને કહેવી નહિ, પણ શાંતિઆદિગુણવડેયુકત અધિકારીનેજ દેવી. જે પુરૂષે વિધિપૂર્વક વેદનું અધ્યયન કર્યું હોય, વેદોકત કર્મના અનુષ્ઠાનવડે જેનું ચિત્ત શુદ્ધ થયું હોય, જેણે એકર્ષિ નામનો અગ્નિ આરાધ્યો હોય, જેણે બ્રહ્મચર્યાશ્રમમાં પોતાને માથે અગ્નિના ધારણરૂપ વ્રત કર્યું હોય, જે શમદમાદિ સાધન યુકત હોય તથા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂમાં જેની અત્યંત શ્રદ્ધા તથા ભકિત હોય, તેવા ગુણવાળા અધિકારીને તારે આ બ્રહ્મવિદ્યા કહેવી. બ્રહ્મવિદ્યા શ્રેષ્ઠ પુરૂષોએ સેવન કરવા યોગ્ય છે તથા અત્યંત દુર્લભ છે. જે બ્રહ્મવિદ્યા તેં મને પૂછી તથા જે વિદ્યા મેં તને કહી, તે પૂર્વે અંગિરા ઋષિને પરંપરાવડે બ્રહ્માથી પ્રાપ્ત થઇ હતી. આ બ્રહ્મવિદ્યાને અંગિરાએ શૌનકઋષિને કહી. જેમ અંગિરાએ શૌનક ઋષિને બ્રહ્મવિદ્યા કહી હતી, તેમ પિપ્પલાદ નામના મુનિએ પણ સંસારદુઃખવડેપીડાયલા સુકેશાદિ છ શિષ્યોને કહી હતી, જે છ પ્રશ્નોત્તરવડે અત્યંત સ્પષ્ટ છે. હે શિષ્ય! સોળમા અધ્યાયના આરંભમાં અથર્વા મુનિથી કહેવાયલી જે બ્રહ્મવિદ્યા તેં મને પૂછી હતી, તે મેં તને કહી. હવે તારે જે સાંભળવાની ઇચ્છા હોય, તે પૂછ.

इति ते सर्वमाख्यातं यत्पृष्टोऽहमिह त्वया।
ब्रह्मज्ञानमथर्वोक्तं ।केमन्यच्छ्रो्तुमिच्छसि ॥ २७५ ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे मुंडकोपनिषत्सारार्थप्रकाशेंगिरःशौनकसंवादो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો.

## अथर्ववेदीय–प्रश्नोपनिषद्.

### પિપ્પલાદ મુનિનો સુકેશાદિ છ ઋષિઓને ઉપદેશ.

श्रुत्वाथर्वोक्तविज्ञानं शिष्योगुरुमभाषत।
पिप्पलादेन संप्रोक्तं श्रोतुकामोगुरोर्मुखात् ॥ १ ॥

શિષ્ય–હે ભગવન્! પિપ્પલાદઋષિએ સુકેશાદિ છ ઋષિઓને જે બ્રહ્મવિદ્યા સંભળાવી હતી, તે હવે આપ મને પણ સંભળાવો.

ગુરૂ–હે શિષ્ય! એકવાર ભારદ્વાજ ગોત્રના સુકેશ, શિબિ ગોત્રના સત્યકામ, ગર્ગ ગોત્રના સૌર્યાયણી, કોશલ ગોત્રના આશ્વલાયન,

વિદર્ભ ગોત્રના ભાર્ગવ અને કત ગોત્રના કાત્યાયન, એ છ ઋષિઓ એક ઠેકાણે એકઠા થયા હતા.તેઓ અન્યોઅન્ય ઉપર બહુ મિત્ર-ભાવવાળા અને વૈદિક કર્મો કરવામાં પ્રીતિ-વાળા હતા. કર્મ અને ઉપાસનાવડે શુદ્ધમનવા-ળાતેમુમુક્ષુએવાછએઋષિઓ સગુણબ્રહ્મનેજાણુ-તાહતા;પરંતુનિર્ગુણબ્રહ્મનોઉપદેશલેવાનેઆ-તુરહતા.તેઓએકઠા થયા પછી એવો વિચાર કરતા હતા કે, વિદ્યાદિથી પૂર્ણ અને શ્રોત્રિય એવો કોણ મહાત્મા મળે, કે જે આપણને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે? તેઓ આ પ્રમાણે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂ મેળવવાની ચિંતા કરતા હતા, એટલામાં પોતાની ઇચ્છા પ્રમાણે જગતમાં વિચરતા ભગવાન્ પિપ્પલાદ મુનિ યદૃચ્છાએ જ ત્યાં આવી ચઢયા.

પિપ્પલાદ મુનિને આવતા જોઇ તે છ ઋષિઓએ પોતાના આસન ઉપરથી ઉઠી તેમનો સત્કાર કર્યો અને હાથમાં સમિધ લઇ તેમની સન્મુખ ઉભા રહી તેમને કહ્યું કે, હે ભગવન્! અમે આપના આગમનથી પોતાને કૃતાર્થ થયેલા માનીએ છીએ અને આપ કૃપા કરીને અમને બ્રહ્મવિદ્યાનો ઉપ-દેશ કરો. જન્મમરણનાં દુઃખોથી ભય પામેલા અમે બ્રહ્મવિદ્યાવડે સર્વ દુઃખથી મુક્ત થવા ઇચ્છીએ છીએ.

સુકેશાદિ તે છ મુમુક્ષુ ઋષિઓની પ્રાર્થના સાંભળી, ભગવાન્ પિપ્પલાદ મુનિ બોલ્યા કે-હે ઋષિઓ! વિવેકાદિ સાધનો-વાળો તથા ગુરૂ ઉપર શ્રદ્ધાવાળો અધિ-કારી શિષ્ય હોય, તેમ છતાં પણ ગુરૂની સમક્ષ એક વર્ષપર્યંત પુનઃ બ્રહ્મચર્ય પાળે તો જ, તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, એમ પરંપરાનો સંપ્રદાય છે. માટે તમે પણ મારી આગળ એક વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળીને રહો. પછી હું તમને તમારા પ્રશ્નોના ઉત્તરો આપતાં બ્રહ્મવિ-દ્યાનો ઉપદેશ કરીશ. તે પછી છ ઋષિ-ઓએ પિપ્પલાદ મુનિની સમક્ષ એક વર્ષ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળ્યું. વર્ષ પૂરૂં થતાં કાત્યાયન નામના કબંધી ઋષિએ પિપ્પ-લાદ મુનિની સમીપ જઇ પ્રણામ કરીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

કાત્યાયન-હે ભગવન્! આ બધી પ્રજાઓ કયા કારણથી જન્મ પામે છે અને કેમ જીવે છે? તે કૃપા કરીને આપ મને સમજાવો.

પિપ્પલાદ મુનિ-હે કાત્યાયન! આ જગ-તની વૃદ્ધિ કરવા ઇચ્છતા પ્રજાપતિરૂપ વિરાટ્ ભગવાને પૂર્વે વિચાર કર્યો કે, અગ્નિ ને સોમ, એ બે દેવતા મળીને અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરવા સમર્થ છે, માટે ભોક્તારૂપ અગ્નિ અને ભોગ્યરૂપ સોમને હું પ્રથમ ઉત્પન્ન કરૂં. પ્રજાપતિની ઇચ્છા થવા પ્રમાણે તે બે દેવતા ઉત્પન્ન થયા. અધ્યાત્મ અને અધિદૈવ એમ બે પ્રકારનો અગ્નિ છે. સંઘાતમાં રહેલો પ્રાણ અધ્યાત્મ અગ્નિ અને આદિત્ય તે અધિદૈવ અગ્નિ કહેવાય છે. આ બે પ્રકારે કરીને અગ્નિ સર્વ જગતમાં ભોક્તારૂપે વર્તે છે. અધિદૈવરૂપ અગ્નિ સાક્ષાત્ આદિત્ય સ્વરૂપે છે અને તે આખા જગતને દરેક વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન કરાવે છે. કાળના પણ તે વિભાગ કરે છે.દિવસ,પક્ષ અને માસ એવા ભાગોથી વર્ષને બે પ્રકારના કરનારા આદિત્ય ભગવાનના ઉપાસકો ઉત્તરાયણ નામનો તેમનો જે ષટ્ માસિક માર્ગ છે, તેની દ્વારા બ્રહ્મલોકમાં જાય છે. આદિત્ય મંડ-ળની પેલીપાર આવેલા તે સ્થાનને વિદ્વાનો

અભય અને અમૃતસ્થાન રૂપે પણ કહે છે. ઉત્તરાયણ એ દેવયાન માર્ગ કહેવાય છે અને આદિત્ય ભગવાન્ તેના કર્તા છે; તેથી તેઓ અગ્નિ અને પ્રાણ સ્વરૂપ પણ છે. સોમ ભોગ્યરૂપ હોઈ ચંદ્રમા સ્વરૂપ છે. તે દક્ષિણાયન અને કૃષ્ણપક્ષને ઉત્પન્ન કરે છે. સોમ યજ્ઞ સ્વરૂપ પણ છે અને જેઓ શ્રદ્ધાથી તેમનું યજન કરે છે, તેમને તેઓ ચંદ્રલોકની પ્રાપ્તિ કરાવે છે. કૃષ્ણપક્ષની રાત્રિઓ સોમ સ્વરૂપ હોવાથી જે ગૃહસ્થો તેમાં ગૃહસ્થાશ્રમ ધર્મ આચરે છે, તેમનું બ્રહ્મચર્ય અખંડિત રહે છે. ઉત્તરાયણ અને દક્ષિણાયનરૂપ આદિત્ય અને સોમનો જ્યાં સંધિ હોય, તેને સંવત્સર કહેવામાં આવે છે અને તે પ્રજાપતિરૂપ ગણાય છે. છ ઋતુઓ, માર્ગશીર્ષાદિ બાર માસો અને વર્ષાદિ કાળવાળો સંવત્સર છે. વર્ષાદ્વારા સંવત્સર અન્નાદિને ઉત્પન્ન કરી જગતને પોષે છે, માટે તેને પ્રજાપતિ પણ કહે છે. હે કાત્યાયન ! આ પ્રમાણે અગ્નિ અને સોમ ભોક્તા અને ભોગ્યરૂપે બધી પ્રજાઓને ઉત્પન્ન કરતા હોવાથી પ્રજાના આદિ કારણરૂપ છે અને તેઓ જ પ્રજાને પોતાનાં એ સ્વરૂપોવડે જીવાડે છે.

આ પ્રમાણે કાત્યાયનના પ્રશ્નનો ઉત્તર દેવાયા પછી વિદર્ભી ભાર્ગવ ઋષિએ પ્રણામ કરીને કહ્યું કે, હે મહારાજ ! અધ્યાત્મ સંઘાતરૂપ જગતને ધારણ કરનાર કેટલા દેવતાઓ છે, તેમાં મુખ્ય કેટલા છે અને સર્વોત્તમ કોણ છે, તે કૃપા કરીને મને સંભળાવો.

પિપ્પલાદ મુનિ–હે ભાર્ગવ ! પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, આકાશાદિ પંચ મહાભૂતો, મન અને પ્રાણ, એ સત્તર દેવતાઓ આ અધ્યાત્મ સંઘાતરૂપ જગતને ધારણ કરે છે. તેમાં શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન, એ છ દેવતાઓ રૂપાદિક પદાર્થનો પ્રકાશ કરનારા હોવાથી મુખ્ય છે અને પ્રાણ તેઓમાં સર્વોત્તમ દેવતા છે. જેમ ધૂમાડાની રાણી સર્વ માખોની ઉપરી માખ ગણાય છે અને જ્યાં સૂધી તે મધપુડા ઉપર રહે છે ત્યાં સૂધી બીજી સર્વ માખીઓ તે પુડાનું સેવન અને વર્ધન કરે છે, તેમ જ્યાં સૂધી પ્રાણ દેવતા હોય છે ત્યાં સૂધી બીજા બધા દેવતાઓ પોતપોતાનું કાર્ય કરી સંઘાતનો નિર્વાહ કરે છે. પરંતુ જ્યારે પ્રાણ દેવતા ચાલી જાય છે, ત્યારે બીજા દેવતાઓ પણ સંઘાતનો ત્યાગ કરી ચાલી જાય છે, માટે પ્રાણ સર્વોત્તમ દેવતા છે. ચક્ષુ આદિક ઇંદ્રિયો પ્રાણની ઉત્કૃષ્ટતા જોઇ તેની સ્તુતિ કરે છે; કારણ કે જ્યાં સૂધી શરીરમાં પ્રાણ હોય, ત્યાં સૂધી જ તેઓની પણ શરીરમાં સ્થિતિ ચાલુ રહે છે. આ સઘળું જગત પ્રાણને આધારે રહેલું હોવાથી, હે ભાર્ગવ ! પ્રાણ જગતના મુખ્ય અને સર્વોત્તમ દેવતા છે.

પછી આશ્વલાયન ઋષિએ પ્રણામ કરી પૂછ્યું કે, હે ભગવન્! પ્રાણની શામાંથી ઉત્પત્તિ થાય છે? સર્વ શરીરસાથે પ્રાણનો કયા નિમિત્તે સંબંધ થાય છે? પ્રાણ ભિન્ન ભિન્ન સ્વરૂપે શરીરમાં શા માટે રહે છે? કયા દ્વારથી અને શા કારણથી પ્રાણ શરીરની બહાર ઉત્ક્રમણ કરે છે? અધિભૂત તથા અધિદૈવરૂપ જગતને પ્રાણ કયે પ્રકારે ધારણ કરે છે? અને અધ્યાત્મ જગતને તે કેવે પ્રકારે ધારણ કરે છે? તે આપ મને કૃપા કરી સમજાવો.

પિપ્પલાદ મુનિ–હે આશ્વલાયન! તમે અત્યંત સૂક્ષ્મ પ્રશ્ન કર્યો, માટે આ સર્વ ઋષિઓમાં તમે જ ખરેખર મોટા બ્રહ્મનિષ્ઠ

છો અને તમારા જેવા જિજ્ઞાસુને આવા પ્રશ્નનો ઉત્તર આપતાં મને આનંદ ઉત્પન્ન થાય છે. હે આશ્વલાયન! દર્પણની સમીપતારૂપ નિમિત્તથી જેમ સ્થૂલ દેહનું પ્રતિબિંબ પડે છે, તેમ પરમાર્થ સત્ય સ્વરૂપ આત્માથી જીવભૂત પ્રાણરૂપ પ્રતિબિંબ ઉત્પન્ન થાય છે. જીવરૂપ પ્રાણનો શરીરની સાથે જે સંબંધ થાય છે, તે વિજ્ઞાનરૂપવડે કરાયેલાં પુણ્ય પાપના નિમિત્ત કારણ માત્રથી થાય છે. આત્માના પ્રતિબિંબથી ચેતનતાને પ્રાપ્ય થયેલા પ્રાણરૂપ મનવડે કરાયેલાં કર્મ જ, તેનાં ફળ ભોગવવાને માટે શરીરનો સંબંધ કરાવે છે. માનસ કર્મોને લીધે જીવભૂત પ્રાણને આ શરીર ધારણ કરવું પડે છે.

આશ્વલાયન–હે ભગવન્! શાસ્ત્રોમાં મન, વાણી અને શરીરકૃત, એમ ત્રણ પ્રકારનાં કર્મો કહ્યાં છે અને તમે તો અત્ર માત્ર માનસ કર્મો જ દેહનું કારણ છે, એમ કહો છો, તે કેમ સંભવે?

પિપ્પલાદ–હે આશ્વલાયન! મનથી સ્વતંત્ર રીતે પ્રાણ કે શરીર કોઇ પણ કર્મ કરી શકતાં નથી, માટે તેમનાં કર્મ પણ તત્વતઃ જોતાં તો માનસ કર્મ જ કહેવાય છે. આથી માનસ કર્મો જ મુખ્ય છે અને તે જ શરીરનું નિમિત્ત કારણ છે. આત્મા શુદ્ધ અને અસંગછે, એટલે તેનામાં કર્ત્તા ભોકતાપણું કદાપિ સંભવતું નથી અને ઇન્દ્રિયાદિક જડ છે, માટે ચિદાભાસવાળું મન જ કર્ત્તાઅનેભોકતારૂપેછે.રાજા જેમ પોતાના સેવકોને જૂદાં જૂદાં કર્મોમાં પ્રેરે છે, તેમ ક્રિયાશક્તિવાળો પ્રાણ જ અપાનાદિક વાયુઓને પોતપોતાના કર્મોમાં પ્રેરે છે. પ્રધાન એવો પ્રાણ શરીરને પ્રાપ્તથઇ ભિન્નભિન્ન અપાનાદિક પ્રાણની મારફતે નાની મોટી નાડીઓને માર્ગે આખા શરીરમાં ફરે છે. હે આશ્વલાયન! પ્રાણવાયુ તેના બાહ્ય સ્વરૂપે કરી સૂર્ય અને પૃથિવી આદિક રૂપે અધિભૂત અને અધિદૈવરૂપ જગતને ધારણ કરે છે અને સૂક્ષ્મ એવાં ચક્ષુઆદિક સ્વરૂપે કરીને અધ્યાત્મ જગતને ધારણ કરે છે. પ્રાણવાયુ જ મરણને સમયે તેજોરૂપ ઉદાન વૃત્તિવાળો થઇ, જીવને ઉર્ધ્વ લોકમાં લઇ જાય છે. માટે પ્રાણ એ જ 'હું છુ' એવા નિશ્ચયથી તેની ઉપાસના કરનાર અધિકારી પુરૂષને આ લોકમાં શિષ્ય,પ્રશિષ્ય અને પુત્ર પૌત્રાદિકની વૃદ્ધિ થઈ પરિણામે પરમ આત્મસાક્ષાત્કાર થાય છે અને તેને ફરી આ સંસારનાં સુખ તથા દુઃખ પ્રાપ્ત થતાં નથી.

## નિર્ગુણ વિદ્યાનું નિરૂપણ.

ગાર્ગ્યસૌર્યાયણિ–હે ભગવન્! આ શરીરમાં કોણ પોતાના વ્યાપારોથી નિવૃત્તિને પામે છે? અને કોણ પોતાના વ્યાપારને પ્રાપ્ત થઇ જાગ્રતાવસ્થાનો અનુભવ લે છે? કોણ સ્વપ્નને જૂવે છે? અને કોણ સુષુપ્તિ અવસ્થામાં સુખનો અનુભવ કરે છે?

પિપ્પલાદ મુનિ–હે ગાર્ગ્ય! સ્વપ્નાવસ્થામાં પંચ જ્ઞાનેંદ્રિયોઅનેપંચકર્મેન્દ્રિયોજ મનની સાથે તાદાત્મ્ય ભાવને પામી, પોતપોતાના વ્યાપારથી નિવૃત્તિ લઇ, શયનને પ્રાપ્ત થાય છે. તેમ જ ઉકત દશે ઇંદ્રિયો સાથે મન જ જાગ્રત અવસ્થામાં પોત પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે.સુષુપ્તિ અવસ્થામાં મનસહિત ઇંદ્રિયો લય ભાવને પામ્યા છતાં પણ પ્રાણ આદિ વાયુઓ પોતપોતાનો વ્યાપાર ચાલુ રાખતા હોવાથી, ભાન નહિ હોવા છતાં પણ નિદ્રા પામેલા મનુષ્યના પેટમાંનું અન્ન પચી જાય છે. જેમ ગાર્હપત્ય અગ્નિહોત્રીના ઘરમાં હમ્મેશ રહે છે અને તેમાંથી હોમને માટે આહવનીય અગ્નિનેઉત્પન્નકરવામાં આવે

છે, તેમ અપાન વાયુ પોતાના વ્યાપારમાં ચાલુ જ રહેલો હોય છે. આ અપાન વાયુમાંથી જ્યારે પ્રાણ વાયુને ઉત્થાન મળે છે ત્યારે મનુષ્યને જાગ્રત અવસ્થા પ્રાપ્ત થાય છે અને મન તથા ઇંદ્રિયો પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે.

હે ગાર્ગ્ય ! જે મન સ્વપ્નાવસ્થામાં જાગે છે અને સુષુપ્તિમાં પ્રાણરૂપી અગ્નિહોત્રના યજમાનરૂપે ગણાયછે, તે ચેતનનાપ્રતિબિંબથી પ્રકાશિત થઇ અનેક પ્રકારનાં સ્વપ્નોને જોતું સ્વપ્નાવસ્થાના આશ્રયરૂપ બને છે. સુષુપ્તિમાં સંસાર સ્પષ્ટપ્રતીત થતો નથી, પરંતુ બીજરૂપે રહે છે. માટેમન જ સુષુપ્તિમાં સુખદુઃખનો અનુભવ કરે છે. પ્રતિબિંબે કરી મનને પ્રકાશ આપનાર ચેતનમાં જ પ્રાણાદિક સર્વ જગત રહે છે. સાયંકાળે જેમ દશે દિશાનાં પંખીઓ એક મોટા દેવ વૃક્ષ ઉપર જઇ આશ્રય લે છે,તેમ પંચભૂત,ગંધાદિક તેમના ગુણો અને પ્રાણાદિક સર્વ પ્રપંચરૂપ પદાર્થો સુષુપ્તિકાળે ચેતનને આશ્રયે જઇ રહે છે. ઇંદ્રિયાદિકોની સાથે મળીને આત્મા સર્વ વ્યવહાર કરતો હોવાથી તે દ્રષ્ટા, શ્રોતા અને મંતા કહેવાય છે. જગતમાં સર્વ ઓતપ્રોત ભરેલો હોવા છતાં પણ આત્મા શુદ્ધ મન વગર બીજે કયાંહી પણ સ્પષ્ટ દેખાતો નથી. કર્મ અને ઉપાસનાઓવડે જેમનાં મન શુદ્ધ થયેલાં હોય એવા અધિકારી પુરૂષો જ તેનો પોતાના મનમાં સાક્ષાત્કાર કરી શકે છે. બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશથી જેને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, તેને આ જગતમાં દુઃખનો લેશ પણ રહેતો નથી.

ગુરૂ–હે શિષ્ય ! આ પ્રમાણે ભગવાન પિપ્પલાદ મુનિએ સમાધાનકારક ઉત્તર આપ્યા. તેથી પ્રસન્ન થઇ ગાર્ગ્ય મુનિ પોતાને આસને બેઠા પછી સત્યકામ નામના ઋષિએ તેમને નીચે પ્રમાણે પૂછયું.

સત્યકામ–હે પિપ્પલાદ મુનિ ! જે અધિકારી પુરૂષ મરણપર્યંત પ્રણવનું ધ્યાન કરે છે, તેને કયો લોક પ્રાપ્ત થાય છે.

પિપ્પલાદ મુનિ–હે સત્યકામ ! ૐકાર અથવા પ્રણવ પરબ્રહ્મ અને અપરબ્રહ્મથી અભિન્ન હોવાને લીધે તેના પ્રતિકરૂપે કહેવાય છે અને જે અધિકારી પુરૂષો જન્મપર્યંત તેનું ધ્યાન કરે છે, તે પર અપર બ્રહ્મને જ પ્રાપ્ત થાય છે. અ, ઉ, મ અને અર્ધ માત્રા, એમ સાડાત્રણ માત્રાઓથી ૐકાર બનેલો છે અને ધ્યાન કરનાર તેની જે માત્રા ઉપર વિશેષ લક્ષ રાખે છે, તે માત્રાને અનુસાર તેને ફળની પ્રાપ્તિ પણ થાય છે. અકાર માત્ર ઋગ્વેદરૂપ છે અને તેના પર લક્ષ રાખનારને ભૂમિ લોકની, અ ને ઉ એ બે માત્રાઓ યજુર્વેદરૂપ હોઇ તેપર લક્ષ રાખનારને સ્વર્ગ લોકની ને ત્રણ માત્રાઓ સામવેદરૂપ હોવાથી તેપર લક્ષવાળાને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. પ્રણવની એક અથવા બે માત્રાઓનું ધ્યાન કરનાર એક પછી એક એમ સર્વ લોકમાં ફરે છે. ત્રણ અને સાડાત્રણ માત્રાથી સંપૂર્ણ ૐકારનું ધ્યાન કરનારને કદી પણ જન્માદિ વૃત્તિઓ પ્રાપ્ત થતી નથી. પ્રણવનું ધ્યાન કરનાર, સંસારની ઘટમાળમાંથી મુકત થતો હોવાને લીધે તે સર્વોત્તમ મંત્ર ગણાય છે.

હે શિષ્ય ! ભારદ્વાજ એવા સુકેશ નામના મુનિએ તે પછી પિપ્પલાદ મુનિને પ્રશ્ન કર્યો કે, હે ભગવન્ ! કોશલ દેશનો હિરણ્યનાભ નામનોરાજા એકવાર મારી પાસે આવ્યો અને મને ષોડશ કળાવાળા પુરૂષનું સ્વરૂપ પૂછયું; પરંતુ હું તે જાણતો નહિ

હોવાથી મેં તેને કહ્યું નહિ. રાજા નિરાશ થઇને પાછો ગયો; પરંતુ તે દિવસથી મને ષોડશ કળાવાળા પુરૂષનું સ્વરૂપ જાણવાની ઉત્કટ ઇચ્છા થઇ રહેલી છે. માટે આપ આજે મને તે સ્વરૂપ સમજાવો.

પિપ્પલાદ મુનિ–હે શુકેશ! ષોડશ કળાવાળો પુરૂષ તારા પોતાના શરીરમાં જ છે, અર્થાત્ પ્રાણીમાત્રના પ્રાણનો જે આધાર છે, તે જ ષોડશ કળાવાન્ પરમાત્મા પરમ પુરૂષ છે. પરમાત્માએ શરીરનો આશ્રય કરીને પ્રાણાપાનાદિક પ્રાણરૂપ કળાને ઉત્પન્ન કરેલી છે. તેની બીજી કળા તે શુભ કર્મોમાં પ્રવૃત્તિ કરાવનારી આસ્તિકય બુદ્ધિરૂપ શ્રદ્ધા છે. કર્મો કરવાં અને તેનાં ફળનો ભોગ ભોગવવામાટે પરમાત્માએ પંચ મહાભૂતરૂપી બીજી પાંચ કળાઓને ઉત્પન્ન કરેલી છે. દશ ઇંદ્રિયરૂપી આઠમી કળા ઇંદ્રિયોને પોતાના વ્યાપારોમાં પ્રવૃત્ત કરનાર મન નવમી કળારૂપે છે. પરમાત્માએ પોતાની દશમી કળારૂપે અન્ન બનાવેલું છે. અન્નથી ઉત્પન્ન થયેલ સામર્થ્ય અગિયારમી કળા છે. તપ બારમી, મંત્ર તેરમી અને વૈદિક તથા લૌકિક કર્મો એ ચૌદમી કળા છે. પરમાત્માએ લોકરૂપી પંદરમી અને નામરૂપી સોળમી કળા ઉત્પન્ન કરેલી છે. પરમાત્મા પોતે જ તે કળાઓવાળો બનેલ છે અને તે જ ષોડશ કળાવાન્ પરબ્રહ્મ કહેવાય છે. હે શુકેશ! જે અધિકારી પુરૂષ આ સોળ કળાઓવડે પોતાના આત્માને જાણે છે, તે નિર્ગુણ પુરૂષને પ્રાપ્ત થઇ અદર્શન ભાવને પામે છે. સમુદ્રને ન મળી હોય ત્યાં સુધી જેમ નદીઓ ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાય છે, તેમ પ્રાણથી માંડીનામાદિક સૂધી સર્વ કળાઓ પણ પરમાત્માને જાણ્યા ન હોય ત્યાંસૂધી પ્રતીત થાય છે, પણ પછી અદર્શન ભાવને પામે છે. જેને નામરૂપનું અદર્શન-થયું છે, એવો પુરૂષ મુક્ત, અદ્વિતીય તથા આનંદરૂપ બ્રહ્મ જ છે. હે સુકેશ! જેણે અદ્વિતીય અને અમૃતસ્વરૂપ પરમાત્માને જાણ્યા છે, તેને આ શરીરના નાશ પછી પુનઃ જન્મમરણાદિકની પરંપરા પ્રાપ્ત થતી નથી. તે અમૃતમય જ થઇ રહે છે.

ગુરૂ–હે શિષ્ય! આ પ્રમાણે ભગવાન્ પિપ્પલાદ મુનિએ સુકેશી બ્રાહ્મણોને બ્રહ્મોપદેશ કરી કહ્યું કે; હે પવિત્ર ચરિત્રવાળા બ્રાહ્મણો! હું માત્ર એટલું જ જાણું છું. આથીવિશેષકંઇપણ જાણતોનથી. આમકહી મુનિ મૌન રહ્યા, એટલે તે બ્રાહ્મણો તેમને વંદન કરી બોલ્યા–હે ભગવન્–અમારા સર્વ સંશયોનું છેદન કરી આપે અમને નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી કૃતાર્થ કર્યો છે. બ્રહ્મોપદેશ કરીતમે અમને બ્રાહ્મણ બનાવ્યા છે. માટે તમે જ અમારા પરમપૂજ્ય પિતા સ્વરૂપે છો. હે શિષ્ય! આ પ્રમાણે ઉપકારથી નમ્ર થયેલા બ્રાહ્મણોએ પિપ્પલાદ મુનિના ચરણકમળમાં વારંવાર સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા અને પ્રસન્ન થયેલા તેઓ સર્વે પછી એ સ્થાનમાંથી પોતપોતાને અનુકૂળ પ્રદેશ તરફ વિદાય થયા. હે શિષ્ય! બ્રહ્મજ્ઞાન કોઈ મોટા બ્રહ્મવેત્તાના મુખથી શ્રવણ કરેલું જ ફળદાયી થાય છે અને જે અધિકારી કર્મોપાસનાથી શુદ્ધ અંતઃકરણવાળો હોય, તેના જ હૃદયમાં ઉપદેશ કરતાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.

इति ते कथितं सर्वं पिप्पलादेनकीर्तितम् ।
ज्ञानंयद्ब्रह्मवतापृष्टं किमन्यच्छ्रोतुमिच्छसि ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुजरानुवादे प्रश्नोपनिषत्सारार्थप्रकाशेपिप्पलादसुकेशसंवादो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# અધ્યાય ૧૮ મો.

## अथर्ववेदीय–नृसिंहादि उपनिषदो.

श्रुत्वा नानाविधं ज्ञानं शिष्यस्तृप्तिमुपागतः ।
श्रुत्वा चाश्चर्यमतुलं पुनः प्रष्टुं मनो दधे ॥

શિષ્ય–હે ભગવન્ ! આપના મુખથી ઐતરેયાદિક ઉપનિષદોની બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરવાથી મારા સર્વ સંશયો નિવૃત્ત થયા છે, તોપણ બાળક જેમ પોતાનાં માતપિતા પાસે લાડ કરે, તેમ હું આપના વાત્સલ્યપૂર્ણ લાલનથી મુગ્ધ થઈફરીને વિનતિ કરૂં છું કે, હવે આપ મને અથર્વ વેદનાં નૃસિંહ પૂર્વોત્તરતાપનીય તથા ઇશાવાસ્યાદિ ઉપનિષદોના અર્થનું શ્રવણ કરાવો.

### नृसिंह पूर्वोत्तरतापनीय उपनिषद्

ગુરૂ–હે શિષ્ય ! જ્ઞાનગોષ્ટિ કરવી, એ જ આપણો અપૂર્વ વ્યવસાય છે; એટલે તારા પ્રશ્નોથી ઉત્તેજિત થઇ ઉપનિષદોની ગુહ્ય બ્રહ્મવિદ્યાનું કથન કરતાં મને આનંદ ઉપજે છે. હે વત્સ ! કર્મ અને ઉપાસનાથી શુદ્ધ થયેલાં અંતઃકરણવાળા દેવતાઓ પણ બ્રહ્માના ઉપદેશથી આત્મજ્ઞાનને પામ્યા હતા. ઉપાસનાને ચિંતનકરવા યોગ્ય નૃસિંહ ભગવાન્ વિષ્ણુ, મહેશ્વર અને બ્રહ્મા સ્વરૂપ છે. ચરાચર જગતની ઉત્પતિનું કારણ પણ એ જ છે. તે રૂદ્રસ્વરૂપ છે અને પૂર્વે દેવતાઓ તેમની ઉપાસના કરવાથી જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થયા હતા. દેવતાઓએ તેમની પાસેથી જે આત્મજ્ઞાન સંપાદન કર્યું હતું, તે જ જ્ઞાન તેઓ મનુષ્યોના શ્રેયને અર્થે અધિકારી જનોને પછી ઉપદેશતા હતા, જે નીચે પ્રમાણે છેઃ–

દેવતાઓ–હે અધિકારી જનો ! ઉમાદેવી સહિત મહાદેવજીના સ્વરૂપરૂપી અમૃતનું અમારી આંખોથી અમે પાન કર્યું, તેથી જ અમે અમૃતભાવને પામ્યા છીએ. તેમની કૃપાવડે અમે જન્મમરણના ભયથી મુકત થયા છીએ, અમારાં સર્વ દુઃખો દૂરથયાં છે અને અમે અદ્વિતીય આનંદસ્વરૂપમાં પરમાનંદને પામ્યા છીએ. હે અધિકારી જનો ! રૂદ્ર ભગવાન્ તુરીય રૂપથી પર છે અને લિંગ શરીરમાં પણ તે જ પરમ સાક્ષીરૂપે પ્રકાશે છે. સ્થૂલ જગતરૂપ ચિત્રોના આધાર જેવું સૂક્ષ્મ લિંગ શરીર એક પટ સમાન છે. ક્ષુધા, તૃષા અને કામ ક્રોધાદિકની સૂક્ષ્મ વાસનાઓ લિંગ શરીરને આધારે રહી, સ્થૂલ શરીરરૂપે આ સંસારમાં પ્રતીત થાય છે. રૂદ્ર ભગવાન્ લિંગ શરીરદ્વારા પ્રવર્તતા સંસારનો પ્રકાશ કરનાર હોવાથી, વેદમાં ૐકાર પ્રણવ, સર્વવ્યાપી, અનંત, તારક, સૂક્ષ્મ, શુકલ, વૈદ્યુત, પરબ્રહ્મ, એક, એકોરૂદ્ર, ઇશાન, ભગવાન્ , મહેશ્વર, મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા અને પ્રજાપતિ, એવાં અષ્ટાદશ નામોથી વર્ણવાયા છે. ૐકાર નામે કરી તેઓ પ્રાણીઓના પ્રાણોને શિરરૂપ ઉર્ધ્વ સ્થાનમાં પ્રવૃત્ત કરે છે. પ્રણવ નામથી તેઓ વેદરૂપ શબ્દબ્રહ્મ અને સર્વ આનંદોની પ્રાપ્તિ કરાવે છે. અસ્તિ, ભાતિ અને પ્રિય સ્વરૂપે

સર્વ જગતની અંદર અને બહાર વ્યાપી રહેલા હોવાથી, તેઓ સર્વવ્યાપી કહેવાય છે. ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિતહોવાથીઅનંત જીવોના હૃદયમાં અનંતરૂપે કરીને રહેલા હોવાથી તેઓ અનંત કહેવાય છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશથી ભકતજનોનાં સર્વ દુઃખ નિવારણ કરી તેમને સંસારસાગરની પાર ઉતારનાર હોવાથી તેઓ તારક કહેવાય છે. અનેક પ્રકારનાં નાનાં મોટાં શરીરોમાં અત્યંત સૂક્ષ્મ સ્વરૂપે રહેલા હોવાથી વેદવેત્તા મુનિઓ તેમને સૂક્ષ્મ કરીને કહે છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ, એ પાંચ પ્રકારના કલેશોની આત્યંતિક નિવૃત્તિ કરનાર હોવાથી તેમને શુકલ પણ કહેવામાં આવ્યા છે. નિર્ગુણ સાક્ષીરૂપે અંતરપ્રકાશક અને સૂર્યાદિક સગુણ સ્વરૂપે બાહ્ય પ્રકાશક હોવાથી વેદવેત્તાઓ તેમને વૈદ્યુત કરીને પણ કહે છે. જગતને સ્ફૂર્તિ અને વૃદ્ધિ દેનાર હોવાથી તેમને પરબ્રહ્મ કહેવામાં આવ્યા છે. સર્વ ભેદથી રહિત હોવાને લીધે તેઓ એક અને જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનાર હોવાથી તેઓ એકોરૂદ્ર પણ કહેવાય છે. ઉત્પત્તિ અને પાલન સમયે વિસ્તારને પામનાર અને સંહારકાળમાં સંકુચિત થનાર વળી જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ અને બુદ્ધિ આદિકથી પર તથા દોષોથી રહિત હોવાથી તેમને ઈશાન કહે છે. સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને સંપૂર્ણ વૈરાગ્ય, એ છ ભાગોના આશ્રયરૂપ હોવાથી તેઓ ભગવાન્ કહેવાય છે. રાજાઓ અનેક દેશના અધિપતિ હોવા છતાં પણ જેમ તેઓ તે તે દેશોના ઇશ્વર કહેવાય છે, તેમ ચરાચર જગતના અધિપતિ રૂદ્ર ભગવાન્ વેદવેત્તાઓથી મહેશ્વર કહેવાય છે. સ્વપ્રકાશ અદ્વિતીય આત્માને રૂદ્ર ભગવાન્ પોતાની સમાન ગણે છે અને તેમના સંબંધી જે બ્રહ્મવિદ્યા, તેને પોતાને અર્ધાંગે ધારણ કરે છે. માટે વિદ્વાનો તેમને મહાદેવ કહે છે. ભૂતમાત્રમાં સત્તાદિવડે રહેલા હોવાથી તેમને વિષ્ણુ પણ કહે છે અને તે વિષ્ણુ ભગવાન જ નૃસિંહ સ્વરૂપ હોવાથી તેમને આ ઉપનિષદમાં વર્ણવ્યા છે. ૐકારરૂપ મંત્રવડે, તેમ જ તેના ચક્રવડે તે ભગવાન્ ઉપાસના કરવા યોગ્ય છે અને ઉપાસક તેથી સંસાર જેવા અગાધ સાગરને ગાયના એક પગલાની સમાન તરી જાય છે.

હે શિષ્ય ! ચારમુખવાળા ભગવાન્ બ્રહ્મા આ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર હોવાથી પ્રજાપતિ કહેવાય છે. બ્રહ્માંડરૂપ ગોલકને ઉત્પન્ન કરનાર પ્રજાપતિ નૃસિંહ સ્વરૂપે છે. માટે નૃસિંહ ભગવાનને નિરંતર ઉપાસવા. માનસી પ્રિયાની સાથે અમિતૌજસ નામના પર્યંકમાં બિરાજેલા પ્રજાપતિ બ્રહ્માની પાસે એકવાર અગ્નિઆદિક દેવતાઓએ જઇ સપ્રણામ પ્રાર્થના કરી, નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો હતો.

અગ્નિ આદિક દેવતાઓ—હે ભગવન્ ! આપે અમને પૂર્વે પ્રણવ મંત્રનો ઉપદેશ કરેલો છે અને હવે અમને પરમ બ્રહ્મનો ઉપદેશ કરો.

પ્રજાપતિ—હે દેવતાઓ ! તમે જે પ્રણવ મંત્રથી નૃસિંહ ભગવાનને જાણેલા છે, તે જ પરબ્રહ્મ સ્વરૂપ છે. તેમને તુરીય લક્ષ્ય સ્વરૂપ જાણી, તેમનામાં અભેદ ભાવને પ્રાપ્ત થાવ. પ્રણવ મંત્રની ચાર ચાર માત્રાઓથી તેની સોળ કળાઓ થાય છે અને સોળકળાઓ થવાને લીધે તે બ્રહ્મ સ્વરૂપ કહેવાય છે. જેમ પ્રણવની અ, ઉ અને મકાર યુકત માત્રાઓથી ચાર પાદ બને છે, તેમ બ્રહ્મ સ્વરૂપના પણ ચાર વિભાગ છે. વ્યષ્ટિસ્થૂલ શરીરની ઉપાધિવાળું આ વિશ્વ પરબ્રહ્મના પહેલા

પાદરૂપ છે. સૂક્ષ્મ શરીરની ઉપાધિવાળું તૈજસ બીજા પાદ સમાન છે. કારણ શરીર પ્રાજ્ઞ તૃતીય પાદ છે. આ સર્વને પ્રકાશ આપનાર તુરીય સ્વરૂપ ચતુર્થ પાદ કહેવાય છે. આને અધ્યાત્મ પાદ પણ કહે છે. વિરાટ્, હિરણ્યગર્ભ, ઇશ્વર અને પરમાત્મા, એ ચાર અધિદૈવ પાદ કહેવાય છે. વળી તીવ્ર, મધ્યમ, મંદ અને તુરીય, એ ચાર પાદવડે પણ એનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો વર્ણન કરેલાં છે. નિર્વિકલ્પ સ્વરૂપ તુરીયાવસ્થા સ્ફુર્તિને લીધે આત્મા સોળ કળાઓવાળો પ્રતીત થાય છે. આત્મામાં તુરીયાદિક અવસ્થાઓની કલ્પના પણ ઘટતી નથી, છતાં જેમ નિર્મળ આકાશમાં ગંધર્વનગરની કલ્પના કરવામાં આવે છે, તેમ બ્રહ્મમાં એ કલ્પના થાય છે. આકાશમાં ગંધર્વનગરની માફક આત્મામાં વિશ્વની કલ્પના છે. બાકી વાસ્તવિક રીતે તો તેવું કંઈ છે જ નહિ. આત્મા સર્વ વસ્તુથી સૂક્ષ્મ અને સર્વથી મહત્ છે અને તે અધિકારી જનોથી સમજાય છે. હે દેવતાઓ ! જેને બ્રહ્મ જાણવાની જિજ્ઞાસા હોય છે, એવા બ્રાહ્મણો અગ્નિહોત્રાદિક કર્મો કરે છે, હિંસાદિક નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરે છે અને સત્ય, તપ, દયા, દાન, બ્રહ્મચર્ય તથા અહિંસાદિક વર્તનોથી વર્તે છે. વળી નિર્વિકલ્પ આત્માને જાણવાની ઇચ્છાવાળા તેઓ ત્રણ પ્રકારની એષણાઓનો પણ પરિત્યાગ કરે છે. વેદવિહિત કર્મો કરવાથી શુદ્ધ થયેલાં ચિત્તવાળા અધિકારી પુરૂષો પરમહંસ સંન્યાસ લે છે અને પ્રણવ મંત્રમાં તલ્લીન થઇ પોતાના સ્વરૂપમાં નિમગ્ન થતાં બ્રહ્માકારતાને પામે છે. અધિકારી પુરૂષને પછી બીજું કાંઇ જાણવા જેવું રહેતું નથી. હે દેવતાઓ ! આત્મા વાગાદિક ઇંદ્રિયોને અગોચર છે અને મનનો પણ તે વિષય થઈ શકતો નથી. આત્માના સંબંધમાં પૃચ્છક કે ઉત્તર આપનાર કોઇ હોઈ શકે નહિ, પરંતુ અધિકારી અને પરમ શ્રદ્ધાળુ શિષ્યોને આત્મજ્ઞાનપરાયણ મુનિઓ બ્રહ્મનો ઉપદેશ કરે છે. આત્માને ઇંદ્રિયો વિષય કરી શકતી નથી, એટલે તેને કહેવો અને સાંભળવો, એ બેઉ સંભવતું નથી.

હે દેવતાઓ ! અજ્ઞાની મનુષ્યને રજ્જુમાં જેમ સર્પ જણાય છે, તેમ અજ્ઞાની જનને બ્રહ્મમાં આ જગતની ભ્રમણા થાય છે અને તેને લીધે તે પોતાને સુખી અને દુઃખી માને છે. કલ્પિત પદાર્થોના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન છે અને તેનો વિષય અધિષ્ઠાન છે. દરેક કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન માત્ર એક ચૈતન્ય જ છે. રજ્જુમાં સર્પ અને શુક્તિમાં રજતનો જે ભાસ થાય છે, તે પણ ચૈતન્યને લીધે થાય છે. ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી વિચાર કરવા છતાં પણ આ જગતની સર્વ વસ્તુઓનું એકત્વ સ્વભાવથી સિદ્ધ થાય છે. નામ અને શબ્દાદિક ભેદવડે તેમાં જે ભિન્નતા જણાય છે, તે આકાશમાં ગંધર્વનગરની માફક કલ્પિત માત્ર છે. ચેતન્ય વગર બીજું કંઇ છેજ નહિ. ચૈતન્યવડે જ ચૈતન્ય જોવામાં આવે છે, એટલે તે (ચૈતન્ય) પોતપોતાને જ માયાના ભ્રમથી બીજા સ્વરૂપે કરીને જૂવે છે. જ્યારે સદ્ગુરૂના બોધથી અજ્ઞાનતિમિર ટળી જાય છે ત્યારે સર્વ એકત્ર જણાય છે અને એવા પુરૂષને આ જગતમાં પછી કંઇ જાણવા કે જોવાનું રહેતું જ નથી. ચૈતન્ય આત્માને કેવી રીતે જણાવવો, તે નહિ સમજાતું હોવાથી વિદ્વાનો મૌન રહીને જ તેનો બોધ કરે છે.

સ્થૂલ બુદ્ધિવાળા મનુષ્યો જ્યારે અવર્ણનીય એવા આત્માને મૌન રહેવાથી પણ નથી સમજતા ત્યારે, કૃપાળુગુરૂઓ જેનામાં

બીજાનું આરોપણ થઇ જ ન શકે, એવા અદ્વિતીય આત્મામાં કિંચિત્ ધર્મનું આરોપણ કરી વચનવડે તેને બ્રહ્મ સમજાવે છે. જે વસ્તુ વાણીએ કરીને સ્પષ્ટ કરાય, તે સત્ કહેવાય છે અને જે વસ્તુ માત્ર મનવડે કરીને ચિંતવી જાય, તે અસત્ કહેવાય છે. સર્વ ક્લેશથી રહિત સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ જે આત્મા, તે તું પોતેજ છે, એમ કહેવામાં આવતાં પણ જ્યારે સામો માણસ તેના વધારે સ્પષ્ટ સ્વરૂપને માટે પ્રશ્ન કરે, ત્યારે તું જેને 'આ' કરીને કહે છે, તે એનું અર્થાત્ બ્રહ્મનું સ્વરૂપ છે એમ જાણ. પ્રત્યેકમાં 'આ હું' 'આ હું' એવી જે પ્રતીતિ થાય છે, તે અનુભૂતિ કહેવાય છે. પરંપરાના અધ્યાસ વગર આવી પ્રતીતિ થાય નહિ માટે અધ્યાસ મનતથા વાણીને ગમ્ય થઇ આત્મસ્વરૂપની સમજણ આપે છે. જીવોને સુખદુઃખની પ્રાપ્તિ કરાવનાર ભાવી પદાર્થ છે, તેનું પણ જ્યારે વર્ણન થઇ શકતું નથી, ત્યારે પરબ્રહ્મનું કેવી રીતે વર્ણન કરાય ? મોતી, દૂધ, ચંદ્ર અને કુંદ પુષ્પ, એ ચારેમાં શ્વેતતાનો ધર્મ સમાન છે, તેમ છતાં તેમાં જે યત્કિંચિત્ ફેરફાર રહેલો છે, તે કોઇ પુરૂષથી સ્પષ્ટ કરીને સમજાવી શકાતો નથી. ચક્ષુઇંદ્રિયને સ્પષ્ટ પ્રતીત થતો એ ચાર વસ્તુઓનો ધર્મ જ્યારે વર્ણવી શકાતો નથી, ત્યારે મન અને વાણીનો અવિષય એવા પરમાત્માનો ઉપદેશ કેવી રીતે થઇ શકે ? મનને અનુભવથી ગમ્ય એવું વિષયસુખ એક મનુષ્ય બીજા માણસને યથાર્થ કહી શકતો નથી, ત્યારે મનવાણીના અવિષયરૂપ એવું આત્મસ્વરૂપ બીજા મનુષ્યને કેમ સમજાવી શકે ? સત્યત્વ, ચેતનત્વ અને આનંદત્વ વગેરે ભાવવડે કિંવા અસ્થૂલ અને અનણુ વગેરે જે અભાવ, તેના આરોપણવડેજ આત્માનો ઉપદેશ કરી શકાય છે. સર્વ જીવોનો આત્મા આ દૃશ્યમાન પ્રપંચથી રહિત છે, છતાં જે પ્રપંચવાળો જણાય છે, તે રજ્જુમાં સર્પની પેઠે ભ્રાંતિ છે. જે જગત્ આપણને દૃષ્ટિએ પડે છે, તે પણ મિથ્યા છે. પ્રાણીઓમાં અંશતઃ રહેલો આત્મા જ તેમને પોત પોતાના સ્વરૂપને દેખાડે છે. આત્મસાક્ષીત્વ વગર કોઇ કંઇ જાણી શકતું નથી, અર્થાત્ દૃષ્ટિ થતાં જ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને તેના નાશની સાથે બધું નાશ પામે છે. આત્મસ્વરૂપનો જાગ્રતાવસ્થામાં ઉદય થતાં શરીર અને બહારનું સ્થૂલ જગત તેના જોવામાં આવે છે અને જ્યારે તે વિરામ પામે છે ત્યારે બધું જગત તેનામાં જ લય ભાવને પામી જાય છે. સ્વપ્નમાં જણાતું અને અનુભવાતું પ્રત્યક્ષ જગત જેમ મિથ્યા છે અને સ્વપ્નની સાથે ઉત્પન્ન થઇ તેની સાથે લય થઇ જાય છે, તેમ જાગ્રત અવસ્થામાં જણાતું જગત પણ આત્મા, જાગ્રતમાં આવતાં, ઉત્પન્ન થાય છે અને જ્યારે તે જાગ્રતમાંથી સ્વપ્ન અને સુષુપ્તિમાં પડે છે ત્યારે પોતામાં જ લય ભાવને પમાડે છે; માટે આત્માથી ભિન્ન જગત્ છે જ નહિ. સ્વપ્નના જગતમાં કોઇ જાતનો ભેદ નથી. માત્ર બ્રહ્મ છે તે જ જગત છે. તે જ તેને જાણે છે અને તે જ પોતાના વિરામમાં તેને વિરામ આપી સત્, ચિત્ તથા આનંદઘન સ્વરૂપે થઇ રહે છે. તમરૂપી અજ્ઞાનથી મુગ્ધ થયેલો જીવાત્મા પોતાની સ્વરૂપાનંદને જાણી શકતો નથી, તેમ સર્વની સાક્ષીરૂપતાને પણ જાણતો નથી. જ્ઞાન અને અજ્ઞાન ઉભયના તે જ એક આશ્રયરૂપે છે અને તેના સાક્ષીત્વ વગર સત્ય જ્ઞાન પણ અસત્ય જ છે અને અસત્ય તો અસત્ય હોય, એમાં આશ્ચર્ય

ધરવાનું કંઇ પ્રયોજન જ નથી. હિરણ્યગર્ભ ભગવાનને પણ ગુરૂ વગર જ્ઞાન થતું નથી, તો પછી બીજા પામર પ્રાણીઓ સંબંધી શું જ કહેવું? બ્રહ્મનું સ્વરૂપ એવું છે કે, જે કોઇ ગ્રહણ કરી શકતું જ નથી. આ અદ્વિતીય જ્ઞાન મનુષ્યોને સદ્‌ગુરૂના ઉપદેશ વગર કદી પણ પ્રાપ્ત થતું નથી.

ગુરૂ–હે શિષ્ય! પૂર્વના મહાવ્રતી અને બ્રહ્મચર્યશાળી મહાત્માઓને વેદ ભગવાનના સ્મરણથી આત્મજ્ઞાન ઉપજતું હતું, પરંતુ વર્તમાનના વિષયમાં પડેલા પામર જીવોને તો ગુરૂના ઉપદેશ વગર આ જ્ઞાન કદીપણ ઉત્પન્ન થતું નથી. શ્રુતિમાં કહ્યું છે કે, આ જગતની ઉત્પત્તિનું કારણ ઇશ્વર છે, તે ખોટું નથી. કારણ કે, આત્મા વગર કોઇ પણ કાર્ય થઇ શકતું નથી. ઇશ અને અનીશાદિ સઘળું જગત તેનાવડે જ છે અને ઉપાધિના ભેદથી તે ભિન્ન ભિન્ન સ્વરૂપવાળું જણાય છે. જીવ અને ઇશ્વરમા પણ કશો ભેદ નથી. જેમ રાવણને મારનાર તે રામચંદ્રજી, તેમ જ દશરથના પુત્ર તે પણ રામચંદ્રજી જ, તેમ દેહાદિકને આધીન થયેલો ઇશ્વર તે જીવ અને તેનાથી પર તે ઇશ્વર. વ્યષ્ટિ અને સમષ્ટિના અભિમાનથી તે જીવ અને ઇશ્વર એવાં નામે વ્યવહરાય છે. આ જગતના જીવો પોતપોતાની વિચિત્ર શકિતઓને લીધે વિચિત્ર અને આશ્ચર્યજનક છે. જેવી વાણી મનુષ્યોમાં હોય, તેવી વાણી પશુઓમાં નથી, જેવું ઝેર સર્પમાં છે તેવું બીજા પ્રાણીઓમાં નથી અને જેમ વૃક્ષો સ્થિર રહે છે તેમ બીજાં પ્રાણીઓ રહી શકતાં નથી. આ પ્રમાણે જીવો જીવોમાં પણ ઘણી જાતના ભેદ અને વૈચિત્ર્ય જોવામાં આવે છે. આ વિચિત્રતા જીવની નહિ, પરંતુ ઇશ્વરની છે. અને તે જ ઇશ્વરતા સિદ્ધ કરી આપે છે. જીવોમાં જણાતી આ વિચિત્રતા દરેકની અચિન્ત્ય શકિતની પ્રતીતિ કરાવે છે અને, એ રીતે પણ, જગતમાં અનેક પ્રકારે કરીને ઇશ્વરતા રહેલી છે, એમ સિદ્ધ થાય છે. ઘટમઠાદિક ઉપાધિઓને લીધે જેમ મહાન્ આકાશ ભિન્ન ભિન્ન સ્વરૂપનું જોવામાં આવે છે, તેમ આત્મા પણ ઉપાધિવશથી અનેક પ્રકારનો દેખાય છે; છતાં આ જગતનો દ્વૈત પ્રપંચ પરિણામે તેમનામાં જ લય ભાવને પામે છે અને એક પરમાનંદ સત્ય સ્વરૂપ આત્મા સર્વની પછી વિદ્યમાન રહે છે. હે શિષ્ય! અગ્નિ આદિક દેવતાઓએ પ્રજાપતિની પાસેથી પ્રણવસ્વરૂપ બ્રહ્મ જાણ્યા પછી, શુદ્ધ આત્મા જાણવાની જિજ્ઞાસા બતાવી. દેવતાઓ, કે જેમને બ્રહ્મનું સ્વરૂપ પ્રથમ ઝટ સમજાયું પણ નહતું, તેમને પ્રજાપતિ પછી નીચે પ્રમાણે શુદ્ધ બ્રહ્મનું સ્વરૂપ સમજાવવા લાગ્યા.

## શુદ્ધ બ્રહ્મનું સ્વરૂપ.

પ્રજાપતિ–હે દેવતાઓ! મન તથા વાણીના અવિષયરૂપ શુદ્ધ આત્મા કોઇ કોઇ ધર્મોનો આશ્રય કરીને જ ઉપદેશી શકાય છે. આગળ ઉપર મેં તમને કોઇ કોઇ ધર્મને આધારે જ આત્મસ્વરૂપ સમજાવ્યું છે. ત્વં પદાર્થ જીવની સાથે એકતાને પામી તે બુદ્ધિ આદિકનો દ્રષ્ટા બને છે, તોપણુ તે બુદ્ધિથી પર છે. આ સંઘાતમાં રહેલો આત્મા જ્યારે કોઈ કર્મમાં પ્રવૃત્તિ કરે છે ત્યારે મન તેને અનુમતિ આપે છે. સર્વ સંગથી રહિત આત્મા મનના શુભાશુભ કર્મમાં અનુમતિ આપે નહિ, પરંતુ માયાના વશથી તે તેમ કરે છે. માયા મહા દુર્ઘટ અને અકલિત કળાવાળી છે. તે જીવરૂપ

થયેલા આત્માને બુદ્ધિના સાક્ષી એવા આત્મા પાસે મનની પ્રવૃત્તિમાં અનુમતિ અપાવે છે. સંગથી રહિત અને સત્,ચિત્ તથા આનંદસ્વરૂપ આત્માને દુઃખ ન થવું જોઇએ અને તેને દુઃખ થતું પણ નથી, છતાં અનાદિકાળની અવિદ્યા તેને સુખી અને દુઃખી એવો ભ્રમ કરાવે છે. વાસ્તવિક રીતે અદ્વિતીય આત્મા સર્વ ભેદથી રહિત હોવા છતાં, અવિદ્યા તેને પોતાને ભેદવાળો જણાવે છે. જાગ્રત અને સ્વપ્નમાં જીવો પોતાના આત્માને ઓળખી શકતા નથી, તેનું કારણ અવિદ્યાનું જ બળ છે. કાર્ય અને કારણરૂપવડે કરીને અવિદ્યા જ સર્વ જીવોને મોહ ઉપજાવે છે. આ અવિદ્યા અથવા અજ્ઞાન ખરેખર તુચ્છ છે. અજ્ઞાન જડ જેવું છે અને પ્રત્યક્ષાદિક પ્રમાણોવડે ગ્રહણ થઇ શકતું નથી. ત્રણે કાળમાં જે વસ્તુ સત્તારહિત હોય, તે વસ્તુ સ્વરૂપથી પણ રહિત જ હોય છે. નામ તથા રૂપથી જેની પ્રતીતિ થાય છે, તેને આ લોકમાં સર્વ કોઇ તુચ્છ ગણે છે. વંધ્યાપુત્ર અને નૃશંગ, જેમ ત્રણે કાળમાં સત્તા રહિત હોવાથી તુચ્છ છે, તેમ અવિદ્યા અથવા અજ્ઞાન પણ સત્તા રહિત હોવાથી તુચ્છ જ છે.

હે દેવતાઓ ! આ પ્રમાણે તુચ્છ હોવા છતાં પણ અજ્ઞાન સર્વ સંસારના કારણરૂપ હોવાથી ભાવરૂપે, અનિર્વચનીય અને જડ વગેરે અનેક નામે વર્ણવાય છે. અજ્ઞાન પરમાત્માથી પર હોવા છતાં પણ તેની અચિન્ત્ય શકિતને લીધે તે પરમાત્માને મોહ ઉત્પન્ન કરે છે. અજ્ઞાનરૂપ અવિદ્યાના મોહથી પરમાત્મા આ જગતમાં ' અહંબુદ્ધિ ' તથા 'મમ બુદ્ધિ' કરે છે. સર્વ પ્રપંચથી પોતે ભિન્ન હોવા છતાં પણ આત્મા અવિદ્યાના આવરણને લીધે પોતાને તે રૂપે માને છે અને તે તે વસ્તુના ધર્મોને પોતામાં અંગીકાર કરે છે. 'હું અજ્ઞાની છું' એવો પ્રત્યેક જીવને અનુભવ થાય છે, તેથી 'અજ્ઞાન છે' એમ સિદ્ધ થાય છે. જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તેથી તે 'અસિદ્ધ છે' એમ પણ સિદ્ધ થાય છે. અજ્ઞાન સ્વતંત્ર છે અને પરતંત્ર પણ છે. અનાદિ અને અનંત હોવાથી તે આત્માને મોહ ઉપજાવે છે, તેથી સ્વતંત્ર છે અને આશ્રમ વગર તેપોતે પોતાને સિદ્ધ કરી શકતું નથી, તેથી પરતંત્ર પણ છે. અંધકારનોવિષયઅંધકાર હોઇશકે નહિ,પરંતુ ગૃહ અને ગુફાજ તેનો આશ્રય હોઇ શકે, તેમ અજ્ઞાન જડનો આશ્રય જડ હોઇ શકે નહિ, પરંતુ ચેતન આત્મા હોઇ શકે. 'હું સુખી છું' દુઃખી છું'' ઇત્યાદિ ભાવ, અજ્ઞાન પોતામાં ઉત્પન્ન કરતું નથી, પરંતુઆત્મામાં ઉત્પન્નકરે છે. જેમ શુકિતવિષયક અજ્ઞાન રૂપાનાઃ ભ્રમવાળા પુરૂષનેઆશ્રયેરહેછે, તેમ અજ્ઞાનઅર્થાત્ અવિદ્યા પણ સંસારના મોહવાળા આત્માને આશ્રયે રહે છે. અજ્ઞાન આત્માને આશ્રયે જ રહેલું છે, એમ સર્વ કોઈ વાદીઓ માને છે. વેદાંત શાસ્ત્રમાં કહ્યું છે કે, જીવ અને ઇશાદિક ભેદથી રહિત જેઅદ્વિતીયચેતન છે, તે જ અજ્ઞાન–અવિદ્યાનો પણ આશ્રય અને વિષય છે. જેમ રથાદિક જડ વસ્તુઓ વૃષભાદિક ચેતનના આશ્રયથી જ ગતિ કરી શકે છે, તેમ જડ એવી અવિદ્યા પણ ચેતન આત્માના આશ્રયથી જ બધાં પ્રાપંચિક કાર્યો કરી શકે છે. સત્ય, અસત્ય, સિદ્ધત્વ, અસિદ્ધત્વ, સ્વતંત્રતા, અસ્વતંત્રતા વગેરે સર્વ ધર્મો અવિદ્યામાં રહેલા છે, માટે વેદવેત્તાઓ તેને અનિર્વચનીય કહે છે.

આ જગતના જીવોમાં 'હું સુખી છું', હું દુઃખી છું' ઇત્યાદિ જે લાગણીઓ થાય છે, તે હમ્મેશ રહેતી નથી. જે વસ્તુ હમ્મેશ

રહેતી નથી તે કદીપણ સત્ય હોતી નથી. માટે તે અસત્ય તથા કાર્યરૂપે છે. જે વસ્તુ કાર્યરૂપ હોય, તેનું કારણ કોઇ બીજું જ હોવું જોઇએ. એ લાગણીઓનું કારણ અઘટિત ઘટના ઉભી કરનારી માયા વગર બીજું કોઇ નથી. જેમ એક હલકો મનુષ્ય માન આપતાં માન આપનારના મસ્તક ઉપર ચઢી બેસે છે, તેમ માયા પણ પરમાત્માની સત્તાનો લાભ લઈ તેને અનેકાનેક ભાવનાઓ અને લાગણીઓવાળો બનાવી દે છે. માયાના વિલાસમાં આત્મા પોતાના સ્વયંપ્રકાશ સ્વરૂપને ભૂલી જાય છે અને જ્યાં એકવાર આત્માએ માયાનો વિલાસ જોયો, એટલે તેને બીજા વિક્ષેપો પણ નડે છે. 'હું જન્મ્યો છું, હું બાળક છું, સંપત્તિવાન્ છું અને હું વિદ્વાન છું" ઇત્યાદિ અનેક સુખદુઃખાત્મક અહંભાવનાની લાગણીઓ તેને થાય છે. અહં અભિમાન થયા પછી તેને 'આ મારૂં" એવું મમાભિમાન ઉત્પન્ન થાય છે અને તે 'આ મારો પિતા, આ મારી માતા, આ મારી સ્ત્રી અને આ મારૂં ધન' એવી લાગણીઓવાળો થઇ સંસારમાં બંધાઇ જાય છે. જીવાત્માને માયાની લાગણીઓ થવાથી તે પ્રત્યેક રીતે તથા પ્રત્યેક માર્ગે પોતાનું સુખ શોધવામાં જન્મ ઉપર જન્મ લેતો પોતાના વાસ્તવિક સ્વરૂપના બોધ વગર ચોરાસી લક્ષ યોનિઓની ઘટમાળમાં ફર્યા કરે છે. હે દેવતાઓ ! આ સંસારરૂપી મોટા વિષયવૃક્ષની જનની અવિદ્યા એવી માયા છે. તે સંસારવૃક્ષના બીજરૂપ છે. કારણ કે તે અનેક જાતની વાસનાઓના સંસ્કારરૂપ ગર્ભવાળી છે. પ્રલયાદિ કાળમાં તે સંકોચ પામે છે અને સુષુપ્તિ આદિ કાળમાં વિકાસ પામે છે. જાગ્રતાવસ્થામાં માયાના વિલાસો પાછળ ભ્રમણ કરવાથી શ્રમિત થયેલો જીવાત્મા, આકાશમાં ઉડી ઉડીને થાકી ગયેલું પંખી જેમ વૃક્ષ ઉપર વિરામ લે, તેમ સુષુપ્તિમાં વિરામ લે છે. સુષુપ્તિ અવસ્થામાં બહાર જોતાં જો કે જીવાત્મા શાંત જણાય છે, પરં માયા પોતાની સૂક્ષ્મ વાસનાઓથી તેમાં પણ તેને અનેક જાતના ભાવી સંકલ્પવિકલ્પમાં ભમાવે છે. અર્થાત્ જીવાત્માને માયા જાગ્રતમાં જંપવા દેતી નથી, તથા સુષુપ્તિમાં શાંત થવા દેતી નથી. જેમ માયા આ સંસારનું મૂળ છે, તેમ સદ્ગુરૂના મુખથી કરેલું વેદાંતનું શ્રવણ તેને છેદી નાંખનારૂં શસ્ત્ર છે. જેમ બીજમાંથી વૃક્ષ થાય છે અને પછી તે વૃક્ષને ફળ આવી તેમાંથી પાછાં નવાં બીજ ઉત્પન્ન થઇ, તે દરેક બીજ પાછાં અનેક વૃક્ષોને ઉત્પન્ન કરે છે અને તેને ફળ આવી પાછાં તેમાંથી અનંત કોટી બીજ ઉત્પન્ન થાય છે, તેમ માયાના વાસનામય એક વિલાસમાંથી સંસાર ઉત્પન્ન થાય છે અને પછી તેમાંથી અનેક પ્રપંચો થાય છે. આ પ્રત્યેક પ્રપંચ પાછા તેના ફળરૂપ પરિણામને પામી, અનેક પ્રપંચ બીજને ઉત્પન્ન કરે છે. બીજમાંથી અંકુર, અંકુરમાંથી પાછું બીજ અને બીજમાંથી પાછાં અંકુર એમ વૃક્ષની જેમ અભિવૃદ્ધિ થયા કરે છે, તેમ માયાથી વાસનાઓ, તેમાંથી સંસાર, સંસારમાંથી પાછી વાસનાઓ અને વાસનાઓથી પાછો વધારે પ્રબળ પ્રપંચવાળો સંસાર, એવી પરંપરા ઉત્પન્ન થાય છે; અને આરીતે અનાદિ કાળસૂધી જીવાત્મા વાસનાઓના ભ્રમણમાં ભટકયા કરે છે તથા વધારે પ્રાપંચિક સંસારમાં કળતો જાય છે. દેહ, ઇંદ્રિય, ક્રિયા અને ભોગ, એમ ચાર પ્રકારની માયાની મુખ્ય ચાર વાસનાઓ છે. આમાંથી અનેક પ્રકારની વાસનાઓ

ઉપજે છે. ઉપર જણાવેલી ચાર વાસનાઓ-માં વળી ત્રણ ત્રણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એવી ભાવનાઓ ઉત્પન્ન થાય છે.

## માયાનું બળ.

હે દેવતાઓ! અઘટિત ઘટનાને ઉત્પન્ન કરનારી માયા પરમાત્માને પોતાનું સ્વરૂપ વિસ્મરણ કરાવી વાસનાઓ ઉત્પન્ન કરે છે. વાસનાથી પરમાત્મા જીવાત્માના સ્વરૂપ-વાળો બને છે અને સ્વરૂપવાળો એટલે દેહી ભાવવાળો બનવાથી તે દેહાભિમાનમાં પોત-પોતાના સુખના સાધનમાં અનેક કર્મો કરી, તેના સંસ્કારવાળો થાય છે. પછી તે કર્મોના સંસ્કારો તેને જન્માવલિઓમાં ભ્રમણ કરાવે છે. આ પ્રમાણે માયા જ સઘળા સંસારનું કારણ છે. વાસનાવડે જ ભોગની ઇચ્છા થાય છે.એકાદ ભોગનો અનુભવ થતાં તેમાંથી બીજા ભોગની વાસનાઓ ઉત્પન્ન થાય છે અને તે તરફ ભોગીને પ્રવૃત્તિ કરાવે છે. જેવો અનુભવસંસ્કાર હોય,તેવા ભોગની જ જીવોને ઇચ્છા થાય છે. જેવા અનુભવનો સંસ્કાર ન હોય, તેવા ભોગની ઇચ્છા કોઇને થતી નથી. દેવતાઓ, મનુષ્યો અને પ્રાણીઓ, પોતપોતાની જાતના ભોગમાં જ આસક્તિ કરે છે, બીજી જાતના ભોગમાં આસક્તિ કરતા નથી, એ આનું દૃષ્ટાંત છે. ભોગની પ્રાપ્તિ જીવ ઉપર એવા અનુભવનો સંસ્કાર પાડે છે કે, તેણે જે સુખનો અનુભવ લીધો હોય, તેનાથી વિશેષ સુખનો આસ્વાદ લેવાની તેને ઇચ્છા ઉત્પન્ન થાય છે.આ એક એકથી કંઇક વધારે વધારે આનંદને ઉત્પન્ન કરનારૂં સુખ મેળ-વવાની ઇચ્છામાં જીવો અનેક કર્મો કરે છે અને તે કર્મો તેમને વધુ અને વધુ પ્રપંચમાં ઉતારતાં જાય છે. ભોગથી તૃષ્ણાનું પરિશમન થતું નથી, પણ વૃદ્ધિને પામે છે. ભોગને ભોગવવાથી ભોગની કામના વધે છે અને જે ઇન્દ્રિયોવડે તે ભોગ ભોગવાય છે, તે ઇંદ્રિયની કુશળતા અને બળ પણ ઉલટાં વૃદ્ધિ પામે છે. કામી, બળવાન્ અને ધની પુરૂષો આનાં દૃષ્ટાંત છે. જેમ જેમ તેઓ કામ, બળ અને ધનનો લાભ લેતા જાય છે, તેમ તેમ તેમને તે વધારે અને વધારે મે-ળવવાની ઇચ્છા થતી જાય છે. ઇન્દ્રિય, શરી-રવિકાસ અને લોલુપતા પણ વધાર્યાં વધે છે. ભોગ ભોગવવાથી તેઓ શાંત થતાં નથી. માટે તેમાં વૈરાગ્ય ધરવો, એ જ ઉત્તમ માર્ગ છે. ઇન્દ્રિય, ક્રિયા અને ભોગના જેવા સંસ્કારોની વાસનાઓ જીવને થાય છે, તેવું તેને દેહાં-તર થાય છે. જન્મની પરંપરાઓમાં ફરતા જીવાત્મા ઉપર અનેક જાતના દેહોએ ભોગ-વેલા ભોગના સંસ્કાર પડેલા હોય છે અને કર્મવશાત્ મરણાંતે તેને એ અધ્યાસરૂપ થઇ રહેલા સંસ્કારોના સ્મરણને લીધે જે જે જાતિના ભોગની વાસના ઉત્પન્ન થાય છે, તે તે જાતિમાં તે જીવ જન્માંતરે ઉત્પન્ન થવા પામે છે. અમુક જીવ દેહાંતર પછી અમુક શરીરને પ્રાપ્ત થશે, એમ કોઇથી નિશ્ચયપૂર્વક કહેવાતું નથી. જીવ પણ પોતાના બીજા જન્મને માટે અમુક વાસનાયુક્ત થઇ દેહાંતર કરે,એ અસંભવિત છે. જીવને તેનાં પુણ્યપાપને યોગે પૂર્વ પૂર્વ જન્મના ભોગોના જે જે સંસ્કાર થયેલા હોય છે, તે તે સંસ્કાર મરણાંતસમયે તેને અણ-ચિંતવ્યા સ્ફુરી આવે છે ને જેવો જન્મ થવાનો હોય તેવી વાસના થાય છે. પ્રસ્તુત જન્મના ભોગોના સુખને ભુલી જઇ જીવ સંસ્કારી વાસનાએ ઉત્પન્ન કરેલા સુખની ઇચ્છામાં પ્રસ્તુત દેહને વિસર્જન કરી, વાસ-નાનુકૂલ ભોગને યોગ્ય શરીર મેળવવા દેહાંતર કરે છે. હે દેવતાઓ! ઇંદ્રિય,ક્રિયા

અને ભોગયુક્ત દેહ વૃક્ષ સમાન, અને સંસ્કારના બીજસમાન છે તથા સંસ્કારોમાં રહેલું સ્ફુરણ માયારૂપે છે. જેમ બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજની પરંપરા ચાલે છે, તેમ સંસ્કારોમાંથી દેહ અને દેહમાંથી પાછા સંસ્કારો, એમ સંસારની ઘટમાળની પરંપરાઓ ચાલ્યા કરે છે. વૃક્ષ અને બીજમાં પૃથ્વીત્વ રહેલું છે, તેને જ્યાં સૂધી પ્રલયાગ્નિથી તે બેમાંનું પૃથ્વીત્વ નાશ પામતું નથી ત્યાં સૂધી વૃક્ષ અને બીજની પરંપરા પણ નાશ થતી નથી. એ જ પ્રમાણે દેહ તથા સંસ્કારોમાં રહેલી માયા જ્યાં સૂધી બ્રહ્મજ્ઞાનથી સમૂળ નાશ પામતી નથી, ત્યાં સૂધી દેહ અને સંસ્કારોની પરંપરા પણ નાશ પામતી નથી. માયા આ પ્રમાણે સઘળા સંસારના કારણરૂપે છે. છતાં આગળ કહી જવામાં આવ્યું, તેમ તે સ્વતંત્ર નથી. સ્ફુરણરૂપ આત્માની સત્તા વગર તે કાર્ય કરી શકતી નથી. કારણ કે તે જડ છે.માટે માયા બ્રહ્મની સત્તાથીજ જગત ઉત્પન્ન કરે છે. બ્રહ્મ જગતના વિવર્ત*ઉપાદાન કારણરૂપે અને માયા પરિણામી×ઉપાદાન કારણરૂપે છે. માયાથી રહિત સ્ફુરણ બ્રહ્મ જણાતું નથી, એકલી માયા કે એકલું બ્રહ્મ સિદ્ધ નથી, માટે માયા બળવાન્ છે અને બ્રહ્મ પણ તેનાથી સ્ફુરાયમાન થાય છે. અદૃશ્ય એવો વાયુ જેમ જડ વસ્તુના સ્ફુરણે કરીને સમજાય છે, તેમ બ્રહ્મ પણ જડ એવી માયાની મારફતેજ સમજાય છે. જેમ વાયુ એકલો જોવામાં આવતો નથી, પણ ક્રિયાવડે જ સમજાય છે, ક્રિયા, સ્પર્શ તથા સ્ફુરણ ઇત્યાદિ બીજી જડ વસ્તુ હોય તોજ તે થાય છે.ક્રિયા,સ્પર્શ અને સ્ફુરણની મારફતે વાયુ છે, એવી પ્રતીતિ થાય છે, તેમ માયા વગર બ્રહ્મ એકલું સમજાતું નથી,માટે માયા જ બળવાન્ છે અને બ્રહ્મ પણ તેનાવડે જ જણાય છે. માટે શાસ્ત્રવેત્તાઓ તેને 'દૃઢ' કરી કહે છે.

હે દેવતાઓ ! માયારૂપી એક મહા ભયંકર વન છે અને તેમાં કામક્રોધાદિક અનેક જંગલી પ્રાણીઓ છે. આ વનમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર,એ ત્રણ મહાન્ વૃક્ષો છે. તેનોઆશ્રયકરનારફાડીખાનારપ્રાણીથીપોતાનુ રક્ષણ મેળવી શકે છે. અવિદ્યારૂપી આ મહા વનમાં ભૂલા પડેલા જીવો અનેક પ્રકારના ક્લેશોને પામે છે, પણ જેઓ ઉપર જણાવેલાં વૃક્ષોનો આશ્રય લે છે, તેમને દુઃખ થતું નથી. જેવી જેવી કામનાથી મનુષ્યો એ મહાન્ વૃક્ષોનો આશ્રય કરે છે, તેવાં તેવાં ફળ તેમને પ્રાપ્ત થાય છે. માટે વિદ્વાનો તેમને કલ્પવૃક્ષો કહે છે. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એ ત્રણ મહાવૃક્ષો અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત સ્વરૂપે જગતને વ્યાપ્ત કરી રહેલા છે. તેમને આશ્રયે રહેલી માયા સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણધર્મત્વને લીધે ત્રણ પ્રકારની છે. આ રીતે જગતને ઉત્પન્ન કરી તેમાં તે વિવિધ વિલાસો કરે છે ને કરાવે છે. આત્મા ભિન્ન ભિન્ન કારણોને લઇ ભિન્ન ભિન્ન નામે ઓળખાય છે, પરંતુ તેનું એક જ સ્વરૂપ છે અને તે માત્ર આત્મજ્ઞાનથી જ જણાય છે.

હે દેવતાઓ ! આત્માને આવરણ કરનારી માયા અવિદ્યા કહેવાય છે. તેમાંથી જ્ઞાન અને ક્રિયા ઉત્પન્ન થાય છે. એટલે તે જગતને બનાવે છે. માયા બ્રહ્મની ઉપાધિ, જ્ઞાન, ક્રિયામાં અનુગત રહેલી ક્રિયા શકિત અને હિરણ્યગર્ભની ઉપાધિરૂપે છે. માયાથી ઉત્પન્ન થયેલાં લિંગ શરીરો જીવોની ઉપાધિ-

*વિવર્ત=વિકારથી રહિત
×પરિણામી=વિકારયુક્ત.

રૂપે છે અને તે સર્વમાં ઉત્પાદક સામાન્ય માયાનું તત્ત્વ સરખું છે. દરેક બીજમાં વૃક્ષને ઉત્પન્ન કરનારી શક્તિ જેમ સમાન હોય છે, તેમ લિંગ શરીરોમાં પણ તેની સામાન્યતા હોય છે. અધિદૈવ, અધિભૂત અને અધ્યાત્મ એ સર્વ બાહ્યાંતર પ્રપંચમાં રહેલી અર્થાત્ વ્યષ્ટિ, સમષ્ટિરૂપ સર્વ ઉપાધિઓની સર્વ શક્તિઓથી સંપૂર્ણ માયા ઇશ્વરને આવરણ કરીને રહેલી હોવાથી, તે સર્વનું અન્યોન્ય તાદાત્મ્ય છે. સ્વપ્નમાં અનેકપદાર્થો જોવામાં આવે છે, પરંતુ જેમ સ્વપ્નદ્રષ્ટા પુરૂષ એકનો એક જ હોય છે, તેમ અનેક વૈચિત્ર્યને જોવા છતાં પરમાત્મા સર્વમાં એકનો એક જ છે. માત્ર માયાના વિભ્રમને લીધે ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા ભેદો દેખાય છે. આ જગતમાં તત્ત્વતઃ બે પદાર્થો જણાય છે, જેમાંનો એક જડ અને બીજો ચૈતન્યવિશેષછે. જડતથા ચેતન્ય એક બીજાથી ભિન્ન દેખાતા નથી. નાસ્તિકવાદીઓ પણ આટલું તો સ્વીકારે છે કે, સર્વ મદાર્થોમાં અનુગત રહેલી સત્તાશક્તિ ક્ષણિક નથી, પણ નિત્ય છે. આ સત્તાશક્તિ એ જ ચૈતન્ય અને વેદવેત્તા પુરૂષો તેને બ્રહ્મ અર્થાત્ આત્મા કહે છે. આત્મામાં કોઇપણ જાતનો ભેદ સંભવિત ન હોવાને લીધે તે સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ સત્ય કહેવાય છે. જે કંઇ ભેદવાળું અસત્ય જડ હોય,તે નાશ પામે છે, પણ સત્ય નાશ પામતું નથી. આત્મા તેના કલ્પના કરાયલા ભાવોથી કદી બંધાતો નથી. રજ્જુમાં સર્પ તથા જળધારાદિની કલ્પનાઓ ઘણાક માણસો કરે છે, તેમ છતાં રજ્જુ તો રજ્જુરૂપ જ રહે છે,તેમ આત્મામાં જગતની કલ્પના કરવામાં આવતી હોવા છતાં પણ તે તો પોતાના સ્વયંજ્યોતિ સ્વરૂપે નિરંતર રહે છે. જે પદાર્થ કાર્યરૂપે હોય, તે પરિચ્છિન્ન હોય છે. જેમ ઘટ કાર્યરૂપ હોવાથી પરિચ્છિન્ન છે, તેમ આત્મા પરિચ્છિન્ન નથી. જેમ રજ્જુ અને શુક્તિમાં કલ્પાયેલ સર્પ તથા રૂપાથી તે રજ્જુ આદિ ઉત્તમ છે, તેમ આત્મા પણ તેમાં કલ્પાયેલ જગતથી ઉત્તમ છે. ધોળી, કાળી, રાતી વગેરે વિવિધ વર્ણની ગાયોનું દૂધ જેમ એકરસ સમાન જ હોય છે, તેમ આત્મા પણ સર્વમાં સમાન છે, માટે વિદ્વાનો તેને એકરસ કહે છે. પ્રત્યક્ષાદિક પ્રમાણોથી પણ આત્મા સિદ્ધ થાય છે. પ્રમાણાદિકનો બોધ થવાવાળી પ્રમાજ્ઞાનની સત્તા અલૌકિક છે, એમ સર્વ કોઇ વાદીઓ માન્ય રાખે છે. પ્રમાણ કિંવા અપ્રમાણ સર્વ, જે કંઇ બોધને ઉત્પન્ન કરે છે, તે સત્તા ચૈતન્યસ્વરૂપે છે અને તેજ આત્માની પ્રતીતિ કરાવવા પૂર્ણ છે. આત્માની–'મારી' એવી પ્રતીતિ સર્વ જીવોને થાય છે અને સર્વ વાદીઓ તેમ માને છે. જ્ઞાનથી સ્ફુરણરૂપ સત્તાના પ્રત્યક્ષાદિ પ્રમાણોના પણ પ્રમાણતા છે. પ્રત્યક્ષ પ્રમાણ હોવા છતાં પણ જડ વસ્તુને તેનું જ્ઞાન થતું નથી. એટલે તેને પ્રમાણતાનું પણ પ્રયોજન રહેતું નથી. પ્રમાણથી જ બોધ થાય છે અને તે જ આત્મા છે. સત્તાનો નિષેધ અને અસત્તાના પ્રતિપાદનમાટે જે શબ્દાધાર સ્વીકારવો પડે છે, તે સર્વનો આધાર અધિષ્ઠાન એવો એક આત્મા જ છે. એના વગર બીજી કોઇ પણ સત્તા નથી. એની સત્તાવડે જ બીજી વસ્તુની સત્તાનું પણ જ્ઞાન થાય છે. હે દેવતાઓ ! દેહાદિકથી લઇને જેટલો ભૂત ભૌતિક દ્વૈત પ્રપંચ છે, તે સત્તારૂપ અધિષ્ઠાન જ પરમાર્થરૂપે કરીને સત્ય છે. સત્ય હોવાથી સર્વ ભેદથી રહિત છે અને ભેદરહિત હોવાથી અદ્વૈત અખંડાનંદ બ્રહ્મસ્વરૂપે છે.

## દ્વૈતાદ્વૈત સાથે હોય નહિ.

હે દેવતાઓ ! દ્વૈત પ્રપંચ અને અદ્વૈત પરમાત્મા એકે વખતે એક સ્થળમાં એક મનુષ્યને જણાતાં નથી. કારણ કે જેને દ્વૈત પ્રપંચ જોવામાં આવે છે, તેને અદ્વૈત સ્વરૂપ જણાતું નથી અને અદ્વૈતસ્વરૂપ જેને સમજાય છે તેને કોઇ ઠેકાણે દ્વૈત જોવામાં આવતું નથી. અજ્ઞાનીઓ દ્વૈતને માને, તેથી વિદ્વાન્ જ્ઞાનીઓને કંઇ હાનિ નથી. કારણ કે તેમનું અજ્ઞાન જે માયામય છે, તે જ પરિણામે અદ્વૈત એવા બ્રહ્મનો બોધ કરે છે તથા તેમાંથીજ વિદ્વાનો તેમને આત્માની પ્રતીતિ કરાવે છે. રજ્જુમાં કલ્પાયલો સર્પ જ જેમ રજ્જુનો બોધ કરે છે, તેમ અજ્ઞાનીઓથી અદ્વિતીયબ્રહ્મમાં કલ્પાયલો દ્વૈત જ તેમને અધિષ્ઠાન એવા આત્માનો બોધ કરાવે છે. જેમ સૂર્યમાં અંધકાર હોતું નથી, છતાં ભ્રમિત દૃષ્ટિવાળાને તેમાં અંધકાર દેખાય છે, તેમ સ્વયંજ્યોતિ આત્મામાં માયા હોતી નથી, છતાં માયાવાળી દૃષ્ટિએ કરીને જ તેમાં માયા પણ દેખાય છે. સૂર્યમાં ઘૂવડને દેખાતો અંધકાર જેમ કોઇ રીતે સિદ્ધ થતો નથી, તેમ અદ્વૈત આત્મામાં દ્વૈત પ્રપંચ પણ કોઇ રીતે સિદ્ધ નથી. તમ અને તેજ જેમ એક બીજાથી અત્યંત વિરૂદ્ધ છે, તેમ દ્વૈત અને અદ્વૈત પણ એક બીજાથી અત્યંત વિરૂદ્ધ છે અને માયાવડે તે કલ્પાયેલાં છે. માયા પણ પરમાત્માથી સિદ્ધ થતી નથી, પરંતુ માયા માયાથી સિદ્ધ છે.

હે દેવતાઓ ! આગળ કહેવામાં આવ્યું કે, માયા સહિત સર્વ પ્રપંચ અસત્ય છે, એ ખરૂં; પરંતુ વંધ્યાપુત્રની માફક અત્યંત અસત્ય નથી. કારણ કે તેને સત્ય એવા પરમાત્માનો આશ્રય છે. ધર્મી વગર ધર્મની સ્થિતિ કદી સંભવતી નથી. માટે આત્મામાં જ પ્રપંચનો આશ્રય છે, એટલે તે અત્યંત અસત્ય નથી. 'આ ઘોડો નથી' એમ કહેવામાં ઘોડાનો અભાવ દર્શાવવામાં આવતો નથી. પરંતુ તેની સાદૃશ્યતાનો અભાવ દર્શાવવામાં આવે છે, તેમ પ્રપંચ દ્વૈત નથી, એમ કહેવામાં પણ તેના ભાવના નિષેધથી બીજી રીતે અદ્વૈત પરમાત્માની જ સિદ્ધિ દર્શાવાય છે. આ પ્રમાણે થતી આત્મસિદ્ધિ પણ અજ્ઞાનીઓના જ્ઞાનમાટે છે. બાકી સત્ય વસ્તુની સત્યતા કંઇ અસત્ય વસ્તુથી સિદ્ધ થતી નથી. સત્ય છે, તે તો પોતે જ પોતાની સિદ્ધિ કરે છે. આત્મા પોતાની સિદ્ધિ માટે બીજી કોઇ વસ્તુની અપેક્ષા કરતો નથી, તે તો પોતે જ પોતાની મેળે સિદ્ધ છે. જન્મમરણાદિ વિકારોથી રહિત, માયાથી રહિત અને બુદ્ધિ આદિકનો સાક્ષી પરમાત્મા જ બુદ્ધિવૃત્તિદ્વારા જગતનો પ્રકાશ કરે છે. બાહ્ય પદાર્થોને બુદ્ધિવૃત્તિદ્વારા અને અજ્ઞાનાદિક આંતર પદાર્થોને તે પ્રકાશે છે. હે દેવતાઓ ! મેં જે બ્રહ્મનો ઉપદેશ તમને કર્યો, તે તમારાથી સમજાયું કે નહિ, તે હવે તમે મને કહો.

ગુરૂ—હે શિષ્ય ! પ્રજાપતિએ દેવતાઓને આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે તેઓ આત્માને ચિદાભાસરૂપે માની, પ્રજાપતિને ફરી પૂછવા લાગ્યા કે, હે પ્રજાપતિ! તમે મનતથાવાણીના અવિષયરૂપએવાઅલ્પ પરિમાણવાળાઆત્માનો અમને ઉપદેશ કર્યો, એમ અમે સમજ્યા છીએ. પ્રજાપતિએ કહ્યું કે નહિ, મેં તમને સર્વ જગતના સાક્ષીરૂપ પરમાત્માનો ઉપદેશ કર્યો છે, પરંતુસર્વ સંગ અને માયાથી રહિત પરમાત્મસ્વરૂપતમારાથી સમજાયું નથી. સર્વ શાસ્ત્રોમાં કુશળ અને બુદ્ધિમાન્ હોવા છતાં

જ્યારે તમને આત્માની વિષયતામાં કોઇ યુક્તિ જણાતી નથી ત્યારે બીજા મનુષ્યોની શું ગતિ ? હે દેવતાઓ ! આત્માની વિષયતા સિદ્ધ કરવાને કોઇ યુક્તિ છે જ નહિ. તેની સિદ્ધિ અદ્વિતીયરૂપતાવડે જ થાય છે. માટે તમે મનાદિથી તેનો નિશ્ચય કરો. આત્મા અને સંવિત્ જ્ઞાનમાં ભેદ હોત તો તેમાં યુક્તિ મળત, પરંતુ તેમાં ભેદ નથી. સંવિત્ જ્ઞાન એ જ આત્મારૂપ છે. સ્વયંજ્યોતિ આત્મામાં વિષયતાનો અભાવ છે.

હે દેવતાઓ ! દ્વૈત જ્ઞાનની જે ક્ષણે સમાધિ કાળમાં 'હું છું' એ પ્રકારે આત્માનું પ્રત્યક્ રૂપવડે જ્ઞાન થાય છે, તે ક્ષણે આત્મામાં વિષય તથા વિષયી ભાવ જરા પણ જણાતો નથી. વ્યવહાર કાળમાં એ ભેદ દેખાય, એમ માનવાનું પણ કારણ નથી. કારણ કે મનવાણીથી વ્યવહાર થાય છે અને આત્મા તો તેમનો વિષય છે જ નહિ. કારણ-શરીરરૂપ અવિદ્યા તુચ્છ હોવા છતાં જગત્‌ને ઉત્પન્ન કરતી હોવાથી સત્યના જેવી લાગે છે. પરંતુ તે પણ બ્રહ્મના આશ્રયવડે જ વ્યવહારની સિદ્ધિ કરનારી હોવાથી, આત્માને ઓળખાવી શકતી નથી. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓ પણ તેને પહોંચી શકતી નથી. માત્ર તુરીય અવસ્થારૂપ વ્યવહારથી જ તે જણાય છે. જ્યારે વ્યવહારથી પણ આત્મા પર છે ત્યારે તેનો ઉપદેશ ગુરૂઓ કેવી રીતે કરી શકે ? આ માનવું ખોટું છે. કારણ કે, ગુરૂઓ મૌનથી તેનો ઉપદેશ કરે છે, કિંવા તેમાં કોઇ ધર્મનું આરોપણ કરીને ઉપદેશ કરે છે. હે દેવતાઓ ! મેં પણ એ જ પ્રમાણે તમને બ્રહ્મનો ઉપદેશ કર્યો છે, જે તમે યથાર્થ સમજ્યા છો કે નહિ, તે કહો.

દેવતાઓ—હે ભગવન્ ! આત્મામાં જ્ઞાતત્વ ને અજ્ઞાતત્વ, એ બે ધર્મો સંભવિત નથી, એટલે કયા ધર્મવાળા આત્માને અમે સમજ્યા કે તે અમે તમોને કહી બતાવીએ ? અમે તો એ સમજ્યા છીએ કે, આત્મા જણાતો હોવાછતાંપણમનતથાવાણીનાવ્યવહારનોઅવિષય હોવાથી અજ્ઞાતની માફક રહે છે. દેવતાઓએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે પ્રજાપતિ તેમને ફરીને આત્માનો ઉપદેશ કરવા લાગ્યા.

પ્રજાપતિ—હે દેવતાઓ ! અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રાવાળા પ્રણવમાં વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને તુરીય, એ ચાર અધ્યાત્મ પાદવડે અથવા વિરાટ્, હિરણ્યગર્ભ, ઇશ્વર અને પરમાત્મા, એ ચાર અધિદૈવ પાદવડે તાદાત્મ્ય ભાવને પામેલ આત્મારૂપ પ્રણવ મંત્રનું રટન કરવાથી તમારી દુર્વાસનાઓ દૂર થશે. જ્યારે દુર્વાસનાઓ દૂર થશે ત્યારે તમને બ્રહ્મભાવની પ્રાપ્તિ થશે અને સંસારનું દુઃખ નિવૃત્ત થશે. ત્વં પદાર્થરૂપ અને તત્પદાર્થરૂપ બ્રહ્મ ભિન્ન નથી, એમ નિશ્ચય કરી, જ્યારે તમે મનને તેનામાં જ દૃઢ કરશો, ત્યારે સત્ય બ્રહ્મનું સ્વરૂપ તમને સમજાશે. હે દેવતાઓ ! જે બ્રહ્મનો મેં તમને ઉપદેશ કર્યો છે, તે આત્મા સર્વ ધર્મોથી રહિત, સત્ ચિત્ તથા આનંદ સ્વરૂપે છે અને ઉપનિષદોના વેદાંતમાં જ વારંવાર તેનું નિરૂપણ કરેલું છે. વેદવેત્તા પુરૂષો આ કારણથી તેને ઔપનિષદ પણ કહે છે. આ પ્રમાણે ઉપદેશ કરી વળી પ્રજાપતિએ દેવતાઓને પૂછ્યું કે, હવે તમે શું સમજ્યા, તે મને કહો. દેવતાઓએ જ્ઞાન તથા અજ્ઞાન પદાર્થોથી વિલક્ષણરૂપવડે આત્માનું પોતાને સમજાયલું સ્વરૂપ તેમને કહી બતાવ્યું. દેવતાઓની બુદ્ધિની પરીક્ષા કરવાને પ્રજાપતિએ પૂછ્યું કે, એ આત્માના જ્ઞાનથી શા ફળની પ્રાપ્તિ થાય

છે, ત્યારે દેવતાઓએ ઉત્તર આપ્યો કે, હે ભગવન્! જ્ઞાત આત્મા પોતે જ ફળરૂપ છે, તેનું બીજું કંઇ પણ ફળ નથી.અનેક આમ્રવૃક્ષમાં જો કે ફળનો અવકાશ હોય છે, પરંતુ મોટા આમ્ર વૃક્ષમાં ફળની પ્રાપ્તિ પ્રત્યક્ષ હોવાને લીધે ફળની ઇચ્છાનો અવકાશ રહેતો નથી, તેમ જ્ઞાત આત્મામાં પણ આત્માના સ્વરૂપરૂપી ફળ પ્રત્યક્ષ હોવાથી, ફળની ઇચ્છાનો અવકાશ રહેતો નથી.

પ્રજાપતિ–હે દેવતાઓ! અત્યંત આશ્ચર્યકારક જે માયા છે, તેને પણ બ્રહ્મરૂપવડે સત્તા આપનારા હોવાથી તમે પણ આશ્ચર્યરૂપે છો ?

દેવતાઓ–હે ભગવન્! આ લોકમાં જેટલા પદાર્થ છે, તે સર્વે બ્રહ્મરૂપવડે માયાને સત્તાની પ્રાપ્તિ કરાવનારા છે, એટલે અમે જ નહિ, પરંતુ સર્વે પદાર્થ આશ્ચર્યરૂપ જ છે.

પ્રજાપતિ–ઘટાદિક દૃશ્ય પદાર્થોને પણ જ્યારે તમે બ્રહ્મરૂપતાવડે આશ્ચર્યકારક કહો છો, ત્યારે બ્રહ્મને તમે ઇદંતા રૂપે કરી જાણ્યું હોય, એમ મને લાગે છે. જો એમ હોય તો ૐકારરૂપ પ્રણવના અનુસંધાનપૂર્વક પ્રત્યક્ આત્મા અમે જાણ્યો છે, એમ શા માટે કહેતા નથી ?

દેવતાઓ–હે ભગવન્! સર્વત્રવ્યાપક જે અદ્વિતીય આત્મા છે, તે ઇંદ્રાદિકનો અવિષય હોવાથી જ્ઞાત પણ કહેવાય નહિ અને 'છે' એ રૂપથી સર્વત્ર પ્રતીત થતો હોવાથી અજ્ઞાત પણ કહેવાય નહિ. જ્ઞાત કે અજ્ઞાત ધર્મવડે તે કહેવાય તેવો પણ નથી. એટલે અમે તેને સર્વત્ર વ્યાપકરૂપે ઇદંતાએ કરીને જાણ્યો છે.

પ્રજાપતિ–હે દેવતાઓ! જો તમને આ પ્રકારે આત્માનું સ્વરૂપ નિશ્ચય થયું હોય તો 'અમને આત્માનો અનુભવ થયો છે' એમ તમે મને કહો.

દેવતાઓ–હે ભગવન્! આપના જેવા બ્રહ્મનિષ્ઠ ગુરૂની કૃપાથી અમે પ્રત્યક્રૂપે કરી આત્માને જાણ્યો છે, એટલે હવે વિષય તથા વિષયીરૂપે કેવી રીતે તેને વર્ણવી શકીએ? આપ અમારી પરીક્ષા કરવા માટે આવા પ્રશ્નો પૂછો છો, પરંતુ અમે તમને વારંવાર પ્રણામ કરી કહીએ છીએ કે, આત્માનું યથાર્થ સ્વરૂપ અમારાથી સમજાયું છે. પરંતુ સર્વકાળમાં સિદ્ધ સ્વરૂપવાળા આત્માના વર્ણનના પ્રસંગમાં સાધ્યતારૂપે અનુજ્ઞા કરી છે, તે અમને ખોટી લાગે છે.

પ્રજાપતિ–હે દેવતાઓ! આત્માના સંબંધમાં સાધ્યરૂપતાની અનુજ્ઞા મેં કરી નથી, પરંતુ અદ્વૈત આત્માના પ્રસંગમાં જ તે પ્રમાણે કર્યું છે. દ્વૈત પ્રપંચના વિસ્મરણ માટે શકિતરૂપ પ્રણવની અવસ્થાના વાચ્યાર્થભૂત અનુજ્ઞાવાળો આત્મા જ અધિકારીને ચિંતન કરવા યોગ્ય છે અને તેનો જ મેં તમને બોધ કર્યો છે.

ગુરૂ–હે શિષ્ય! આ પ્રમાણે પ્રજાપતિએ દેવતાઓને આત્મજ્ઞાન કરી તથા તેમને તે બરાબર થયો છે કે નહિ, તેની પરીક્ષા લીધી. પછી દેવતાઓ વારંવાર તેમને નમસ્કાર અને પ્રણામ કરીને પોતાના લોક વિષે ગયા. આ આત્મપુરાણમાં હે શિષ્ય! મેં તને જે ઉપનિષદ્‌રૂપ બ્રહ્મવિદ્યા વિસ્તારથી કહી, તેનો હવે ઉપસંહાર સંક્ષેપે કરૂં, તે તું ધ્યાનપૂર્વક શ્રદ્ધાથી શ્રવણ કર.

## ઉપસંહાર.

ગુરૂ–હે શ્રદ્ધાવાન્ શિષ્ય! 'અહં અજ્ઞઃ' એવા અનુભવનો વિષય અજ્ઞાનરૂપ આત્મા

છે. આને વેદવેત્તાઓ 'કારણશરીર' કહે છે. તેમાંથી સૂક્ષ્મ અને સ્થૂલ, એમ બે પ્રકારનો દૃશ્ય પ્રપંચ ઉત્પન્ન થાય છે. આ દૃશ્ય પ્રપંચ ભૂતભૌતિકરૂપ, અધિદૈવ, અધ્યાત્મ ને અધિભૂતરૂપે છે. જાગ્રત સ્થૂલરૂપે, સ્વપ્ન સૂક્ષ્મરૂપે તથા માયા અર્થાત્ અવિદ્યા સુષુપ્તિરૂપે કહેવાય છે. સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ, એ ત્રણે જાતનાં શરીર ત્યાગ કરવા યોગ્ય છે. આ ત્રણેથી જે વસ્તુ પર છે, તેને તુરીય કહે છે.*ઓત, અનુજ્ઞાતા, અનુજ્ઞા અને અવિકલ્પ, એમ તેના ચાર પ્રકાર છે. ત્રણ શરીરોનું અભિમાન તુરીય અવસ્થાની પ્રાપ્તિમાં પ્રતિબંધક છે. જેમ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ ભેદવાળી છે, તેમ તુરીય અવસ્થાની ઓતાદિ પહેલી ત્રણ અવસ્થાઓ પણ ભેદવાળી હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. તુરીય અવસ્થાની અવિકલ્પ નામની ચોથી અવસ્થામાં બ્રહ્મ સર્વ ભેદથી રહિત અને સ્વયંજ્યોતિરૂપે પ્રકાશે છે. 'इदंता' રૂપે નહિ, પરંતુ 'अहमस्मि' એરૂપે કરીને એ અવસ્થામાં પ્રત્યક્‌રૂપે આત્માને વર્ણવી શકાય. જેમ નિરવયવ આકાશમાં અમુક સ્થાનની કલ્પના કરી, તેમાં ગંધર્વનગરની કલ્પના થાય છે, તેમ આ સ્વયંજ્યોતિ નિરવયવ આત્મામાં માયાદિક પ્રપંચની કલ્પના કરાયલી છે. ચિત્ત ઠેકાણે રાખી 'આકાશમાં કંઈ નથી' તથા જ્ઞાનદૃષ્ટિથી નિરખતાં આકાશમાં કોઈ સ્થાન કે ગંધર્વનગર કશું પણ માલમ પડતું નથી. તેમ આત્મજ્ઞાનનો ઉદય થતાં અને બ્રહ્મમય જ્ઞાનદૃષ્ટિથી નિરખતાં આત્મામાં કોઈ પણ પ્રપંચ દૃષ્ટિએ પડતો નથી, પરંતુ સર્વત્ર એકરસ ઓતપ્રોત બ્રહ્મ જ બ્રહ્મ જણાય છે. હે શિષ્ય! અપરોક્ષ ભ્રમની નિવૃત્તિ માટે અધિષ્ઠાનના અપરોક્ષ જ્ઞાનની જરૂર છે. પરોક્ષ જ્ઞાનથી અપરોક્ષ ભ્રમ દૂર થતો નથી. જેમ પૂર્વ દિશામાં પશ્ચિમ દિશાનો ભ્રમ થયો હોય, તે અપરોક્ષ જ્ઞાન વગર નિવૃત્ત થતો નથી, તેમ આત્માના પરોક્ષ જ્ઞાનથી અપરોક્ષ સંસારભ્રમની નિવૃત્તિ થતી નથી.

હે શિષ્ય! પુનઃપુનઃ તારા હૃદયમાં આત્મજ્ઞાન ઠસાવવા માટે આમ કહેવું પડે છે એવું કંઈ નથી; પરંતુ સર્વ કોઈ મનુષ્યને આ અદ્‌ભુત જ્ઞાન વારંવાર સહસ્રશઃ કહેવા છતાં પણ તેનો યથાર્થ બોધ થતો નથી. કારણ કે, માયા મહા બળવાન્ છે. સ્વયંજ્યોતિ બ્રહ્મને પણ જે પોતાના આવરણમાં લઈ લે છે, તે મનુષ્યને વારંવાર બોધ કરવા છતાં પણ એકરસ બ્રહ્મમાં વિવિધતા બતાવ્યા વગર કેમ રહે? મનુષ્યના મન ઉપર માયાનો એવો સજ્જડ ગ્રહ ચોંટેલો છે કે, તે કેમે કર્યો દૂર થતો નથી અને તે ફરીને બ્રહ્મમાં ભેદ જોઈ જગતમાં ફરે છે. બ્રહ્મમાં દ્વૈત દૃષ્ટિ કરાવનારી આ માયા મોટી વિંછણ સમાન મહદ્‌દુઃખ ઉત્પન્ન કરનારી છે અને તેમાંથી દુઃખનાં દેનારાં અનેક બચ્ચાં–પ્રપંચો જન્મ પામે છે. સદ્‌ગુરૂની કૃપાથી એક પછી એક

* દેહાભિમાનની નિવૃત્તિ પછી સમાધિના વ્યુત્થાન કાળમાં બાહ્યાભ્યંતર વિશ્વને પ્રકાશ આપનાર ચૈતન્યને 'ઓત' કહેવામાં આવે છે; ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, એ ત્રિપુટી યુક્ત સવિકલ્પ સમાધિમાં બ્રહ્મરૂપે કરી વિશ્વને સત્તા આપનાર ચૈતન્ય 'અનુજ્ઞાતા' કહેવાય છે. નિર્વિકલ્પ સમાધિ કાળમાં ત્રિપુટીથી યુક્ત થઈ વિશ્વની સત્તાને જે ચૈતન્ય પોતાનામાં આકર્ષણ કરે છે તે 'અનુજ્ઞા' કહેવાય છે અને જે કાળમાં બ્રહ્મજ્ઞાનથી સર્વ ઉપાધિઓનો લય થઈ સ્વયંજ્યોતિ ચૈતન્ય પોતામાં જ મગ્ન થાય છે, તેને 'અવિકલ્પ' કહેવામાં આવે છે.

પ્રપંચનું છેદન કરતો અનેવૈરાગ્યનો આશ્રય લેતો જે મુમુક્ષુ જન બ્રહ્મજ્ઞાનના પરિશીલનમાં રાત્રિ દિવસ મચ્યો રહે છે, તે જ, વિંછણનાં બચ્ચાં જેમ તેનો નાશ કરે છે, તેમ પ્રપંચોની પાસે માયાનોનાશ કરાવી,સ્વયં જ્યોતિ અખંડ આનંદ સ્વરૂપ અદ્વૈત બ્રહ્મને પામે છે. કાષ્ઠોવડે પ્રજ્વલિત થનારો અગ્નિ જેમ લોખંડનો કુહાડો પોતાના બળે બનાવરાવી કાષ્ઠોનો ઘાણ કાઢી નંખાવે છે, તેમ માયાવડે વિવિવતાને ધારણ કરતો અને તેનાવડે જ્ઞાનને માર્ગે પ્રજ્વલિત થનારો આત્મા અંતઃકરણની વૃત્તિમાં સ્થિત થઈ પ્રપંચવાળી માયાનો ઘાણ કાઢી નાંખેછે.માટે અંતઃકરણની વૃત્તિમાં બ્રહ્મજ્ઞાનનો ઉદય થવા માટે વેદાંત શાસ્ત્રના જ્ઞાનને સદ્‌ગુરૂ પાસેથી પરિશ્રમે કરીને પ્રાપ્ત કરવું મનુષ્યના શરીરમાં ભરાયલું ભૂત જેમ કોઇ મંત્રના પ્રતાપે દૂર થાય છે, તેમ મનુષ્યના મનમાં વજ્રલેપ થઇ ગયલી માયા પણ વેદાંત શાસ્ત્રના મહાવાકયરૂપી મંત્રવડે દૂર થાય છે, પણ બીજા કશાથી દૂર થતી નથી. આત્મજ્ઞાન એ જ વેદાંત શાસ્ત્રનું પ્રયોજન છે. માટે સર્વે મુમુક્ષુજનોએ સદ્‌ગુરૂની પાસેથી તે સંપાદન કરવા યત્ન કરવો.

ભગવાનૂશંકરાનંદસ્વામીકહેછે–હે શિષ્ય ! ઋગ્,યજુષ્,સામ અને અથર્વ વેદનાં જે ઉપનિષદો છે, તેમનો ઉપાસનાદિક ભાગ છોડી દઇ, જે જે બ્રહ્મવિદ્યામય વિભાગો છે, તે તે સર્વ ભાગોનો–ઉપનિષદોનો ઉપદેશ મેં તમને આ આત્મપુરાણ દ્વારાએ કર્યો. પૂર્વોકત અધ્યાયોમાં જે ઉપનિષદોની બ્રહ્મવિદ્યાનું મેં તને શ્રવણ કરાવ્યું છે, તે પરિપૂર્ણ અને સુદૃઢ છે, એટલે 'હવે તારે શું શ્રવણ કરવું છે ? એવો પ્રશ્નકરવાનો મને અવકાશ પણ રહેલો નથી. સંપૂર્ણબ્રહ્મવિદ્યાનો હવે તને બોધ થયો છે, એટલે તારે મને પૂછવા યોગ્ય પણ કશું રહ્યું નથી. આત્મપુરાણમાં કહેવાયેલી ઉપનિષદોની આ અપૂર્વ બ્રહ્મવિદ્યા અધિકારી જનોને પરમ કલ્યાણકારી અને સંસારશૂલથી મુકિત અપાવનારી છે. ઉપનિષદોના વિવરણરૂપે આ આત્મપુરાણ સાક્ષાત્ વેદ ભગવાન્ સમાન છે અને તેના સાંભળવાથી સંસારના શૂલરૂપ અજ્ઞાનનો સમૂળગો નાશ થઇ, પરમ બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે.

આ આત્મપુરાણમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનું વર્ણન પણ છે.આકાશાદિક ભૂતોનો અને વિરાટાદિ ભૌતિકોનો વંશ પણ વર્ણવેલો છે. સ્વાયંભુ મનુની ઉત્પત્તિનું વર્ણન તથા તેમની વિભૂતિરૂપ પુરૂષ વંશોનાં વર્ણનો પણ છે.પંચ મહાભૂતો અને પ્રતર્દનાદિક રાજાઓના વ્યાપારનાં વર્ણનો પણ આ ગ્રંથમાં છે. વેદ, બ્રહ્મસૂત્ર, ભાષ્ય, સ્મૃતિઓ વગેરે સનાતન ધર્મનાં મુખ્ય શાસ્ત્રોની જે પ્રનાલિકા ને પરંપરા છે, તેને અનુસરતી રીતે આ આત્મપુરાણમાં સઘળું પ્રતિપાદન કરવામાં આવેલું છે. સર્વ પુરાણ ગ્રંથોમાં રાજાદિકોની કથાઓરૂપ અનાત્મ વિષયોનાં વર્ણન કરાયેલાં છે, જ્યારે આ ગ્રંથમાં અનાત્મ વસ્તુનો અંશ પણ આવેલો નથી. પુરાણની અનાત્મ કથાઓનું શ્રવણ કરી વિરાગને પામેલા શિષ્યે સંસારશૂલના છેદનનું જ્ઞાન મેળવવાની ઇચ્છા બતાવી,તેથી ભગવાન્ શંકરાનંદસ્વામીએ ઉપનિષદોની બ્રહ્મવિદ્યારૂપે સઘળું જ આત્મસંબંધી વિવેચન આમાં કરેલુંહોવાથી, આ ગ્રંથનું નામ 'આત્મપુરાણ' પાડેલું છે. સર્વ ઉપનિષદ્ વેદાંતનું આમાં પ્રતિપાદન કરેલું છે,એટલે આ ગ્રંથથી અધિક આત્મજ્ઞાન ઉત્પન્ન કરનાર બીજો કોઇ પણ ગ્રંથ નથી. બહિર્મુખ અને રાગવાન્પુરૂષ

હોય તો પણ જો આ આત્મપુરાણનું શ્રવણ અને મનન કરે તો અંતર્મુખ અને વૈરાગ્યવાન્ થઇ પરિણામે મોક્ષ પદને પામે. તો પછી અધિકારીજન તેના શ્રવણ અને મનનથી મોક્ષને પામે, એમાં શું આશ્ચર્ય ! મહાત્મા શ્રી શંકરાનંદસ્વામીદ્વારા શાક્ષાત્ શંકર ભગવાને જ આ પરમજ્ઞાનને 'આત્મપુરાણ' રૂપે ગ્રથિત કરેલું છે, તેથી તે વેદ સમાન હોઇ સર્વ જીવોના પર ઉપકાર કરનાર છે.

ईशावास्यउपनिषत्.

હે શિષ્ય ! આ વેદ સમાન આત્મપુરાણની પરિસમાપ્તિમાં મંગળરૂપે ઇશાવાસ્યોપનિષદ્નું નિરૂપણ પણ કરાયેલું છે. આ સ્થાવર જંગમરૂપ સર્વ જગત્ અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપ ઇશ્વરથી વ્યાપ્ત થયેલું છે. જેમકે ઉપાદાન કારણરૂપ મૃત્તિકાએ ઘટશરાવાદિક કાર્યને વ્યાપ્ત કરેલ છે. રાજાની દૃષ્ટિદ્વારા નગરાદિક વ્યાપ્ત થયેલાં હોય તથા મનુષ્યોનાં શરીર જેમ વસ્ત્રાદિકથી વ્યાપ્ત થયેલાં હોય, તેમ ઇશ્વરે આ જગતને વ્યાપ્ત કરેલું છે. જેમ સુવાસિત પુષ્પ પોતાની સુગંધથી જળને રમણીય બનાવે છે, તેમ ઇશ્વરે પોતાની સ્ફૂર્તિથી આ જગતને વ્યાપ્ત કરી રમણીય બનાવેલું છે. પ્રવૃત્તિના કારણરૂપ વાસનાએ જેમ જીવોના મનને વ્યાપ્તકરેલાં છે, તેમ અંતર્યામી ઈશ્વરે આ જગતને વ્યાપ્ત કરેલું છે. પોતાનાંતેમ જ પારકાં જે પુત્ર ધનાદિક છે, તે સર્વ ઇશ્વરથી વ્યાપ્તહોવાનેલીધેઇશ્વરરૂપ જ છે અનેઆપણુ જીવોનો તો કોઇ પદાર્થ છે જ નહિ. જેમગંધર્વ નગર આકાશમાં રહેલુંહોઇ આકાશનું જ છે, તેમ આ સર્વ જગત ઈશ્વરમાં રહેલું હોવાથી ઇશ્વરનું જ છે. સ્ત્રી, પુત્રઅનેધનાદિકમાંઇશ્વરદૃષ્ટિ કરવાથી ઈશ્વરરૂપ મહાન્ ફળની જ પ્રાપ્તિ થાય છે. કારણ કે, સર્વમાં ઇશદૃષ્ટિ કરવાથી ૨ ઃ ઇશસ્વરૂપ જ થઇ રહે છે. આકાશમાં કલ્પાયેલા ગંધર્વનગરમાં કિંવા રાજાદિનાં સ્ત્રી પુત્રાદિમાં આશા કરવાથી તે પ્રાપ્ત થતાં નથી અને સામું દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ પોતાનાં સ્ત્રીપુત્રાદિકમાં પણ પોતાનાં છે. એવી દૃષ્ટિ કરવાથી દુઃખ, ઉત્પન્ન થાય છે. માટે અધિકારી પુરૂષોએ પોતાનાં માનેલાં સ્ત્રી પુત્ર ધનાદિકમાંથી પણ 'મારાપણા'ની દૃષ્ટિ કાઢી નાંખવી. સર્વના અધિષ્ઠાનરૂપ એક આત્મા છે અને તે જ સત્ય, અજર, અમર અને અમૃતરૂપે છે, એમ માની તેનામાં મન તથા બુદ્ધિને નિશ્ચળ કરવાં.

હે શિષ્ય ! જીવોના કર્તવ્યરૂપે ત્રણ મુખ્ય માર્ગો છે. અગ્નિહોત્રાદિક ઇષ્ટ કર્મો તેમજ તડગાદિ પૂર્તકર્મો કરનારને સ્વર્ગાદિની પ્રાપ્તિ કરાવનાર પિતૃયાન નામનો દક્ષિણ માર્ગ, અંહગ્રહાદિથી ઉપાસના-અર્થાત્ ભક્તિ કરનારને બ્રહ્મલોકરૂપ અભ્યુદયની પ્રાપ્તિ કરાવનાર દેવયાન નામનો ઉત્તર માર્ગ અને શ્રવણાદિક સાધનોથી સંપન્ન નિષ્કામ કરનારને મોક્ષરૂપ નિઃશ્રેયસની પ્રાપ્તિ કરાવનાર ત્રીજો બ્રહ્મજ્ઞાનરૂપ માર્ગ છે. આ ત્રણ માર્ગોને નહિ અનુસરતાં જે પાપી મનુષ્યો બીજા માર્ગોએ જાય છે, તે અત્યંત દુઃખી થાય છે. વર્ણાશ્રમના ધર્મોને અનુસરી કર્મ કરનાર અને બ્રહ્મચર્યાદિથી માંડીને ચારે જીવન અવસ્થાઓમાં રહેનાર પુરૂષ અભ્યુદય પછી એક જન્મે નહિ તો બીજે જન્મે પણ અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત કરી નિઃશ્રેયસવાળા બ્રહ્મજ્ઞાનને માર્ગે ચઢે છે. માટે મનુષ્યે અવશ્ય કરીને વર્ણાશ્રમ ધર્મને અનુસરી કર્મ અને ઉપાસનાદિક કરવાં. આથી ચિત્ત શુદ્ધિ થઇ આત્મજ્ઞાન તરફ મનનું વલણ થાય છે. સ્વર્ગલોક અને બ્રહ્મલોક પણ દ્વૈતભાવવાળા છે, એટલે કેવળ મોક્ષને માર્ગે જવાનોજ યત્ન કરવો, એ પરમ

શ્રેયસ છે. મન અને નેત્રાદિક ઇંદ્રિયોને અગમ્ય એવો આત્મા બ્રહ્મજ્ઞાનના મનન અને નિદિધ્યાસનાદિકથી જ પ્રાપ્ત કરી શકાય છે. આત્મા સર્વ ક્રિયાઓ રહિત હોવા છતાં સર્વ ક્રિયાઓનો કર્ત્તા છે. જ્ઞાની પુરૂષોને અત્યંત દુર્લભ હોવા છતાં બ્રહ્મજ્ઞાનીઓને પોતાના હૃદયદેશમાં જ તે સુલભ છે. અધિકારી વિવેકી પુરૂષો બ્રહ્માથી માંડી કીડીપર્યંત સર્વ ભૂત માત્રમાં આત્મભાવવાળી દ્રષ્ટિ રાખે છે અને સર્વ સ્થાવર જંગમ પ્રપંચનો એકજ અધિષ્ઠાનરૂપ આત્મદેવ છે, એવો નિશ્ચય કરે છે. આવા નિશ્ચયવાળા પુરૂષને આવરણરૂપ મોહની પ્રાપ્તિ થતી નથી, તેમ વિક્ષેપરૂપ શોક પણ થતો નથી.

હે શિષ્ય! જે અધિકારી પુરૂષ આ આત્મપુરાણનું શ્રવણ કરે છે, તે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઇ પરિણામે આત્મસાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. જે આત્મા નિરવયવ છે, તેજ આત્મા સોપાધિક દ્રષ્ટિવડે આરાધના અને ઉપાસનાને યોગ્ય ઇશ્વરરૂપે કહેવાય છે. આત્મા સર્વ લોકના કારણરૂપ હોવાથી સર્વ લોકથી ભિન્ન છે, અચિન્ત્ય છે,અજર તથા અમર છે. વળી સંપૂર્ણ શુદ્ધ થયેલા અંતઃકરણમાંજ તેનું પ્રતિબિમ્બ પડે છે. કર્મ કરનારો માણસ કર્મોના પ્રભાવથી સ્ત્રી પુત્રાદિક અનાત્મ પદાર્થોમાં રચ્યો પચ્યો રહે છે અને અગ્નિહોત્રાદિક કરી સ્વર્ગલોકને પ્રાપ્ત થાય છે. સ્વર્ગમાંથી પુણ્ય કર્મનો સંચય પૂરો થતાં તે મનુષ્યલોકમાં પાછો પડે છે અને એ રીતે જન્મની પરંપરાઓ તેને પ્રાપ્ત થયા કરે છે. જે પુરૂષો કેવળ ઉપાસનામાંજ પ્રીતિવાળા હોય, તેઓ ઉપાસનાના. ઐશ્વર્યરૂપી ફળમાં જ આસક્ત રહી, પોતાનું આત્મકલ્યાણ સાધવામાં અશક્ત થાય છે. વેદવિહિત કર્મોનો ત્યાગ કરી ઉપાસનામાં જ આસક્તિ રાખનારા માણસો વિહિત કર્મોનો ત્યાગ કરે છે, એટલું જ નહિ, પરંતુ ઐશ્વર્યને માટે બીજાં કાર્યો પણ કરે છે. વેદ વિહિત કર્મો અને ઉપાસના ઉભય કાર્યોવડે મનુષ્યો ચિત્તની શુદ્ધિ સાધવી અને બ્રહ્મપરાયણ થવું. ઉપાસના કરનારાઓએ વેદમાં કહેલ ભગવાન્ આદિત્ય અને અગ્નિની ઉપાસનાઓ કરવી, કે જેથી સર્વ પાપોનો નાશ થઇ બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય. કામ ક્રોધાદિક દૈહિક શત્રુઓનો નાશ કરનાર ભગવાન્ આદિત્ય અને અગ્નિદેવ છે. માટે તેમની ઉપાસનાઓ કરવી. તપ્ત સુવર્ણની સમાન અત્યંત પ્રકાશમાન જે સૂર્ય ભગવાન છે, તે બ્રહ્મપ્રાપ્તિના દ્વારમાં રહેલા હોવાથી ઉપાસક પુરૂષોને બ્રહ્મનો માર્ગ કરી આપે છે. વેદવેત્તા પુરૂષોએ વૈદિક કર્મો અને વૈદિક મંત્રોની ઉપાસનાઓ જ અધિકારીના અંતઃકરણની શુદ્ધિ કરનારી છે, એમ કહેલું છે. સાક્ષાત્પરમેશ્વર ભગવાનેજ આ આત્મપુરાણમાં સર્વત્ર આત્મબોધ આપેલો છે અને અનાત્મ વસ્તુનો ઉચ્ચાર પણ ક્યાંહી કર્યો નથી. માટે અધિકારીજનોએ નિઃશ્રેયસ કલ્યાણને આપનારા એવા આ આત્મપુરાણનુંજ બ્રહ્મનિષ્ઠ ગુરૂને મુખે નિરંતર શ્રવણ કરવું અને શ્રવણ કરેલા આત્મબોધનું એકાંતે મનન અને નિદિધ્યાસન કરી, અદ્વિતીય બ્રહ્મનો હૃદયમાં નિશ્ચય કરવો. આ ગ્રંથ વેદ સમાન ઉપનિષદના મહાન્ સંગ્રહ જેવો છે, માટે તેનું અધ્યયન,શ્રવણ તથા મનન કરનાર અધિકારી જનને પરમ બ્રહ્મભાવની અવશ્ય પ્રાપ્તિ થાય છે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

सर्वत्र नापरं किंचित् ततएतत्पठन्पुमान्।
श्रृण्वन्वदन्विजानन्वै मुच्यतेभवसंकटात् ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यानंदात्मपूज्यपादशिष्येण श्रीशङ्करानंदभगवता विरचित उपनिषद्रत्न आत्मपुराणे चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुजरानुवादे नृसिंहादि उपनिषन्नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

-समाप्त.-

# સુચના.

(૧) **બ્રહ્મસૂત્ર સહિત શારીરક–શાંકર ભાષ્યઃ**—ગુરૂ શિષ્યના સંવાદરૂપે બહાર પાડવામાં આવેલ છે. શ્રી શંકર ભગવાનની ટીકામાં જયાં પૂર્વપક્ષ તથા ઉત્તર પક્ષ લીધો છે ત્યાં આ પુસ્તકમાં ગુરૂ શિષ્યનો વાદ લીધો છે. જે વેદાંત દર્શન કહેવાય છે તે આજ છે. આથી અન્ય કાંઇ જાણવા યોગ્ય નથી. સર્વ દર્શનોની સમાપ્તિ વેદાંત દર્શનમાં અર્થાત્ ઉત્તર મીમાંસામાં થાય છે. આના ચાર અધ્યાય છે. પ્રથમમાં શ્રવણ સંબંધી, બીજામાં મનન સંબંધી, ત્રીજામાં નિદિધ્યાસન સંબંધી તથા ચોથામાં મોક્ષ-સંબંધી નિરૂપણ કરવામાં આવ્યું છે. આમાં ઉપનિષદોમાં જે જે પૃથકતા જણાય છે, તેનું સારી રીતે સંમેલન કરવામાં આવેલ છે. આમાં નીચે પ્રમાણેના વિષયો છે. જેવા કે:—

અધ્યાય ૧લો

જિજ્ઞાસા નિરૂપણ
લક્ષણનિરૂપણ
બ્રહ્મના લક્ષણમાં શાસ્ત્રનું પ્રમાણ
પ્રજ્ઞાનમાં કારણપણાનો અભાવ
આત્માનું સચ્ચિદ્રૂપે નિરૂપણ
મોક્ષનો ઉપદેશ કોને ?
પ્રધાનમાં સતનો અભાવ
જીવમાં સતનો લય
ચેતનનું કારણરૂપે નિરૂપણ
બ્રહ્મનું આનંદમયરૂપ નિરૂપણ
આનંદમય એટલે આનંદપૂર્ણ
બ્રહ્મ આનંદના કારણરૂપે
આનંદમયનો જીવરૂપે અભાવ
એકાકારતા ભયની નિવૃત્તિ
પરમાત્મા સંસારી કેમ ?
જીવ તથા ઇશ્વર શું ભિન્ન ?
આકાશનું બ્રહ્મરૂપે નિરૂપણ
પ્રાણનું બ્રહ્મરૂપે નિરૂપણ
જ્યોતિનું બ્રહ્મરૂપે નિરૂપણ
જ્યોતિ ગાયત્રીરૂપે કે બ્રહ્મરૂપે ?
છંદનું ભુતાદિ પાદરૂપે નિરૂપણ
જ્ઞાનમાં અવિરોધતા
પ્રાણ બ્રહ્મરૂપે
પ્રાણનું બ્રહ્મરૂપે નિરૂપણ
બ્રહ્મજ્ઞાનની શ્રેષ્ઠતા
બ્રહ્મની ઉપાસનાનિરૂપણ
મનોમયથી બ્રહ્મોપાસના
સગુણ બ્રહ્મોપાસના
ગુણોમાં બ્રહ્મરૂપતા
કર્મકર્તાદિવડે ગુણો બ્રહ્મરૂપે
ગુણની બ્રહ્મરૂપતામાં વેદપ્રમાણ
જીવનો શારીરરૂપે અભાવ
પરમાત્મામાં સંભોગનો અભાવ
પરમાત્મા ભક્ષકરૂપે
પરમાત્માનું ભક્ષકરૂપે નિરૂપણ
પરમાત્મા જીવાત્મા એકની હૃદયમાં સ્થિતિ
વિશેષણો પરમાત્મારૂપે
આત્માનું સ્થાન ચક્ષુ
પરમાત્માની ચક્ષુમાં સ્થિતિ
આંખમાંનો પુરૂષ બ્રહ્મરૂપે
શ્રુતિવડે અક્ષિસ્થ પુરૂષ બ્રહ્મરૂપે
છાયાત્માનો આંખમાં અભાવ
અધિદૈવાદિમાં પરમાત્મા
જીવાત્મા અંતર્યામીરૂપે
પરમાત્મામાં અદૃશ્યત્વાદિ ધર્મ
પરમાત્મા સર્વ ભુતના કારણરૂપે
વૈશ્વાનર પરમાત્મારૂપે
બ્રહ્મ પૂર્વના સ્મરણરૂપે
બ્રહ્મ ગંતવ્યરૂપે
પ્રધાનનો આશ્રયરૂપે અભાવ
પરમાત્મા સર્વ જ્ઞાનરૂપે
જીવાત્મા ભોકતારૂપે
ભૂમા પરબ્રહ્મરૂપે

## દ્વિતીય અધ્યાય

### તૃતીય અધ્યાય.

### ચતુર્થ અધ્યાય

નેતાપણાની સિદ્ધિ
વિદ્યુતમાથી વરૂણલોકની પ્રાપ્તિ
બ્રહ્મ કાર્યરૂપે
વિષ્ણુપદની પ્રાપ્તિ
વિષ્ણુપદ સંબંધી સ્મૃતિ પ્રમાણ
કારણરૂપ બ્રહ્મપ્રાપ્તિનિરૂપણ
પ્રતીકોપાસનાનું ફળ
પૂર્વોત્તર અવસ્થામાં ભેદ
આત્માનું સ્વરૂપ.
મુક્તનો પરમાત્માસાથ સંબંધ
વિદ્વાનની સંકલ્પસિદ્ધિ
વિદ્વાનનો સંકલ્પ અવિનાશી
મુક્તને શરીરનો અભાવ
મુક્તનો સ્વપ્નપેઠે ભોગ
મુક્તનો જાગ્રતપેઠે ભોગ
વિશેષ જ્ઞાનનો અભાવ ક્યારે?
ઉત્પત્તિ આદિ વ્યાપાર કોને
મુક્તનો અધિકાર ઇશ્વરાધીન
સગુણોપાસનાનું ફળ
ઉપાસ્ય ઉપાસકમાં સમાનભાવ
મુક્તની અનાવૃત્તિ

આ પ્રમાણે સર્વ કેવળ બ્રહ્મ સંબંધીનું નિરૂપણ કરેલ છે. આની કીંમત રૂ૦ ૬) રાખી છે.

### પ્રકીર્ણ ઉપનિષદ્ સહિત

## (૨) એકાદશોપનિષદ્

### ( શુદ્ધ ગુજરાતી ભાષાંતર )

આપણા આર્ય ધર્મનું રહસ્ય વેદમાં રહેલ છે. કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત કરવાવાળું સત્ય જ્ઞાન, જે ખરૂં તત્વજ્ઞાન શાસ્ત્ર છે,કે કેવળ ઉપનિષદને વિષે જ રહેલ છે. ખરૂં જોતાં દર્શનો કેવળ વિજ્ઞાનના વિકાસની વૃદ્ધિ થવા માટે દાદરના પગથીયારૂપે છે.

બૃહદારણ્યક ઉપનિષદ
માંડૂક્યોપનિષદ્
ઇશાવાસ્ય ઉપનિષદ
આગમ પ્રકરણ
વૈતથ્ય પ્રકરણ
અદ્વૈત પ્રકરણ
અલાત શાંતિ પ્રકરણ
કઠોપનિષદ્
મુંડકોપનિષદ્
તૈત્તરિય ઉપનિષદ
ઐતરેય ઉપનિષદ
છાંદોગ્ય ઉપનિષદ્
શ્વેતાશ્વતર ઉપનિષદ
બ્રહ્મબિંદુ ઉપનિષદ
હંસોપનિષદ્
આરૂણિક ઉપનિષદ્
ગર્ભોપનિષદ્
નારાયણોપનિષદ્
પરમહંસોપનિષદ્–
બ્રહ્મબિંદુ ઉપનિષદ્–
અમૃતનાદ ઉપનિષદ્–
અથર્વશિર ઉપનિષદ–
અથર્વશિખોપનિષદ્–
મૈત્રાયણી ઉપનિષદ્–
કૌષીતકિ ઉપનિષદ્–
ભાવના ઉપનિષદ્
રૂદ્ર હૃદય ,,
યોગ કુંડલી ,,
ભસ્મજાબાલ ,,
રૂદ્રાક્ષજાબાલ ,,
કૃષ્ણોપનિષદ્
યાજ્ઞવલ્ક્ય,,
વરાહ ,,
શાટયાયનીય ,,
હયગ્રીવ ,,
દત્તાત્રેય ,,
ગરૂડ ,,
કલિ સંતારણ,,
સૌભાગ્ય લક્ષ્મી
સરસ્વતી
બહવૃચા
મુક્તિ ઉપનિષદ્

આ રીતે બે ભાગમાં ૧૦૮ ઉપનિષદોનો જો કે સમાવેશ કરવામાં આવ્યો છે, છતાં ગરીબ જિજ્ઞાસુને પણ લેવા સુગમ પડે માટે બેઉ ભાગની કીંમત ફક્ત રૂા. ૭) રાખી છે. જેઓએ પ્રથમ ભાગ લીધો હશે, તેને એકલો દ્વિતીય પરિચ્છેદ છૂટક રૂા૦ ૩ા કિમતે મળશે તથા ટપાલ જૂદું.

(૩) તત્ત્વાનુસંધાનઃ—જીવ બ્રહ્મની એકતા સંબંધી જે જ્ઞાન, તેનું નિરૂપણ કરનારો આ ગ્રંથ છે. જેમ બ્રહ્મસૂત્રમાં ચાર અધ્યાય છે તેમ આમાં ચાર અધ્યાય રહેલા છે. પહેલામાં આત્માનું પ્રમેયરૂપે, બીજામાં પ્રમાણ રૂપે, ત્રીજામાં પ્રમાતા રૂપે તથા ચોથામાં મુક્તિનું નિરૂપણ કર્યું છે. આમાં આત્મજ્ઞાન સંબંધી નીચે પ્રમાણેના વિષયો છે. જેવા કેઃ—

| | |
|---|---|
| પરમાત્મા ચૈતન્યરૂપે | જીવન્મુક્તિનું નિરૂપણ |
| પરમાત્માનો નિર્ગુણભાવ | જીવન્મુક્તિના અધિકારીનું નિરૂપણ |
| ત્વંપદાર્થ આત્મા આનંદરૂપે | જીવન્મુક્તિમાં પ્રમાણનું નિરૂપણ |
| ચતુર્થ પરિચ્છેદ. | જીવન્મુક્તિના સાધનનું નિરૂપણ |

આ ગ્રંથ વેદાંતના જિજ્ઞાસુને ઘણો ઉપયોગી છે. ગુરૂ શિષ્યના સંવાદરૂપ આત્માનું નિરૂપણ બહુજ સ્પષ્ટ રીતે કર્યુ છે. ગ્રંથની કીંમત રૂા૦ રાા છે.

(૪) **અદૃષ્ટ ફળ દર્પણ**:—આ ગ્રંથમાં પ્રારબ્ધ આદિ ફળનું નિરૂપણ કર્યું છે. આમાં ઘણા જૂદી જૂદી રીતના વિષયો છે. આમાં ૧૪ પ્રકરણો છે. જેવાં કે નીતિની પવિત્ર નશીહતો, પ્રારબ્ધ પુરૂષાર્થનો સાચો ભેદ, છદી ફદી લોકના ફટકા, જ્યોતિષને માટે મનહર નિશ્ચય, સંસ્કારે સૌ મળે છે તેની દલીલો, સોનેરી ટોળીથી બચવાની કુંચી, મહાન્ નરોની વિચિત્ર કર્મ રેખા, પ્રારબ્ધની વિચિત્ર રચના ધર્માદિ મેળવવા જોઇતાં સાધનો, પરદેશ ગમનથી થતી અસર, બાળલગ્નાદિથી નીપજતાં પરિણામ, મકકારોની જાળ, સાચા પ્રેમનું સત્વ, પ્રભુ પ્રાર્થનાનાં ભજનો. આની કીંમત રૂ૦ રા રાખી છે.

(૫) **શ્રીમદ્ ભગવદ્ ગીતા**:—સ્વામી શ્રી મધુસૂદનની ટીકાનું શબ્દશઃ ભાષાંતર, દરેક શ્લોકની અવતરણિકા, હેડીંગ, પદચ્છેદ, શબ્દાર્થ તથા ગુરૂ શિષ્યના સંવાદરૂપે મધુસૂદનની ટીકા. કીંમત રૂ૦ ૬ (ટપાલ જૂદું.) [છપાય છે.]

(૬) **સુંદરી સૌભાગ્ય**:—સ્રીઓને વાંચવાનો અપૂર્વ ગ્રંથ છે. આમાં લગભગ ૫૦ પતિવ્રતા સ્રીઓનાં ચરિત્રો, લગ્નમાં લેવાની પ્રતિજ્ઞાઃ-વાક્દાન, અતિથિ પૂજન, અગ્નિની પ્રાર્થના, સપ્તપદી, અગ્નિસમક્ષ વરવડે લેવાની પ્રતિજ્ઞા, કન્યાનો કાળ, કન્યાશિક્ષા, સત્સંગ નિરૂપણ, ગર્વ નિરૂપણ, ક્રોધ વિચાર, સહનશીલતા, શ્રદ્ધાવિચાર, સંતોષ વિચાર, નયન મેળાપ, વિચાર મેળાપ, હૃદય મેળાપ, આત્મ મેળાપ, દંપતીપરસ્પર. ધર્મવિચાર, સ્ત્રીધર્મ, પુરૂષધર્મ, યુવતીધર્મવિચાર, સતી શિક્ષા. પતિવ્રતાનોધર્મ, યુવતીધર્મ આચાર, પતિવ્રત મહિમા, સુવાસિની વિચાર, પતિ ભક્તિથી વિમુખ થતી સ્ત્રીઓની દુર્ગતિ. સુવાસિની દેવપૂજા, વિધિવિચાર, તુલસી પૂજાનો વિધિ, પતિપૂજા પ્રયોગ, પતિની પૂજાનું ફળ, સૌભાગ્યવતીને પતિ પ્રતિનું નિત્યકર્મ, રજસ્વલા ધર્મ. ગર્ભિણી ધર્મ, વિધવા ધર્મ, આ રીતના વિષયો સાથે લગભગ પંદરથી બીશ ચિત્રો સહિત સ્ત્રીને વાંચવાનું ઉત્તમ પુસ્તક. કીમત રૂ૦ ૩) ટપાલ જૂદું.

(૭) **વિવાહ કૌમુદી**:-કર્મ કાંડમાં સૌથી સિરોમણિ ગ્રંથ જેમાં કુવંડીથી લગ્ન સૂધીનું સઘળું કર્મ તેમજ ઉદ્યાપન વિધિ પૂર્ણ વિવેચન સહિત આપ્યું છે. આ ગ્રંથ હાથમાં રાખી જે કાંઇ કરાવવું હોય, તે તે કરી શકાય એમ છે. કિમત રૂ. ૧॥ ટપાલ ખર્ચ જૂદું.

જે કોઇ મારી આખી વેદાંત સીરીઝ માંહેલા ગ્રંથો આ જાહેર ખબરમાં જણાવ્યા છે તે લેશે તો તેને પચીસ ટકા કમીશન આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું:— } **છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**
ઘર નં. ૪૧ નાગરવાણીઆનો માળો
મહારાજનો મોહલ્લો ભુલેશ્વર—મુંબઈ.